बृहद् ग्रन्थमालाः

ग्रन्थ ८ मो.



आदिकवि श्री वाल्मीकिमुनिप्रणीत

# श्री योगवासिष्ठ

# महारामायण

## भाग १ लो.

વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ અને ઉપશમ પ્રકરણ.

મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષામાં રચાવનાર

**मुंबई वेदधर्मसभानी कार्यभार मंडळी**

આવૃત્તિ બીજી. એ સભાની રજાથી પ્રસિદ્ધ કરનાર

**सस्तुं साहित्य वर्धक कार्यालय तर्फथी**

ભિક્ષુ—અખંડાનંદ. નિ. કાલબાદેવી, મુંબઈ.

પ્રત ૨૩૦૦, વિ. સં. ૧૯૭૧ ઇ. સ. ૧૯૧૫.

મૂલ્ય રૂ. ત્રણ. પોસ્ટેજ ૦ાા=

બહારગામવાળા રસ્તા ખર્ચનો રૂ. ૦ા વધુ લેશે.

तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ॥
न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥ १ ॥

**ભાવાર્થ,**-જેમ અરણ્યમાં શીયાળવાં ત્યાંસુધીજ ગર્જના કરી શકે છે કે જ્યાંસુધી સિંહે ગર્જના કરી ન હોય, તેમ અન્યશાસ્ત્રો પણ ત્યાં સુધીજ ગર્જી શકે છે કે જ્યાંસુધી મહા સમર્થ વેદાન્તશાસ્ત્રની ગર્જના થઈ નથી.

અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# अभिनंदन पत्र.

સત્ય ઉન્નતિના સાધનભૂત

આવા આધ્યાત્મિક ગ્રંથોના

વાંચન, શ્રવણ, મનન

કે નિદિધ્યાસનમાં

પ્રીતિમાન

એવા

**પ્રત્યેક પુણ્યશાળી સજ્જનને**

તેમની તે ઉચ્ચતર યોગ્યતા

અને અહોભાગ્ય માટે

# अनेकानेक अभिनंदन.

# બૃહદ્ ગ્રંથમાળાના ગ્રંથો

## નીકળી ચૂકેલા ગ્રંથો.

૧–શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા. રૂ. ૧ાા
ફરીથી આવતે વર્ષે નીકળશે.

૨–શ્રીમદ્ ભાગવત ભાષાંતર. રૂ. ૨)ા
ફરી છપાઇ નીકળી ચૂક્યું છે.

૩–શ્રી શિવાજી છત્રપતિ. રૂ. ાા, ૧, ૧ા.

૪–રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો.
મૂલ્ય રૂ. ૨, ૨ાા અને ૩ા.

૫–સ્વામી રામતીર્થ એમના સદુપદેશ
ભાગ ૧ થી ૫ ભેગા. રૂ. ૧ અને ૧ા.

૬–આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો
વૈદ્યરાજ. સંપૂર્ણ ગ્રંથ. રૂ. ૧ાા.

૭–શ્રી શાન્તિપર્વ–મહાભારતનું
મૂલ્ય રૂ. ૨) અને ૨ાા.

૮–શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ
ભાગ ૧ લો. મૂલ્ય રૂ. ૩).

## નીકળનારા ગ્રંથો.

શ્રીમદ્ ભગવતી ભાગવત. રૂ. ૩).
છપાય છે. ચાલુ સાલમાંજ નીકળશે.

શ્રી દાસબોધ ભાષાંતર. રૂ. ૧ા. છપાય છે.

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ ભાગ ૨ જો.
નિર્વાણ પ્રકરણ રૂ. ૩).

શ્રી વાલ્મીકિ રામાયણ રૂ. ૨ાા.

રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૨ જો. મૂલ્ય
રૂ. ૨, ૨ાા અને ૩ા.

સંપૂર્ણ મહાભારત–ચાર ભાગમાં.

૧—શાન્તિપર્વ તૈયાર છે. રૂ. ૨ાા.

૨—આદિ, સભા અને વનપર્વ આવતે
વર્ષે ૧૯૭૨ માં નીકળશે.

૩–૪–બાકીના બે ભાગ એકેક વર્ષને છેટે
નીકળશે.

મૂલ્ય રૂ. ૧૨) પ્રથમ ગ્રાહક થનાર માટે ૧૦).

શ્રી એકનાથી ભાગવત.

શ્રી તુકારામના અભંગ.



# નિવેદન

'બૃહદ્ ગ્રંથમાળા' ના ૮ મા ગ્રંથદાખલ **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણનો પ્રથમ** ભાગ વાંચક મુમુક્ષુઓના કરકમળમાં સાદર થાય છે. વેદાન્તના અનેક ગ્રંથો હોવા છતાં 'યોગવાસિષ્ઠ' ના જેટલો આદર થોડાજ ગ્રંથોએ મેળવ્યો છે. આ સંપૂર્ણ ગ્રંથ અથવા તો એમાંનાં 'વૈરાગ્ય' અને 'મુમુક્ષુ' પ્રકરણોની હિંદી કે ગુજરાતી આવૃત્તિ જેણે વાંચી ન હોય એવો જિજ્ઞાસુ કોઈકજ હશે. ઉત્તમ આધ્યાત્મિક સિદ્ધાંતોને સામાન્ય બુદ્ધિ પણ સમજી શકે એવી સુરસ અને સુગમ રીતે આ ગ્રંથમાં ગુંથેલા જણાશે. વાકયેવાકયમાં ઉભરાઇ જતી બંધબેસતી ઉપમાઓ, સ્થળે સ્થળે યોજાયલાં અનેક સુઘટિત દૃષ્ટાંતો, તેમજ શૈલીની સરલતાને લીધેજ, આ ગ્રંથ વેદાન્તના અન્ય ગ્રંથો કરતાં અતિ વિસ્તૃત છતાં આટલો આકર્ષક થઇ પડયો છે.

આ ગ્રંથનું સારભૂત ભાષાન્તર આ દેશની વર્તમાન ભાષાઓમાં સર્વથી પ્રથમ પ્રકટ કરવાનું માન જેમ પંજાબી ભાષાએ મેળવ્યું છે, તેમ તેનું સંપૂર્ણ ભાષાન્તર પ્રથમ પ્રકટ કરવાનું ગૌરવ ગુજરાતી ભાષાને પ્રાપ્ત થયું છે; પરંતુ આ બંનેથી વિશેષતા યુક્ત એટલે કે પ્રત્યેક મૂળશ્લોકસહિત સંપૂર્ણ ભાષાન્તર પ્રકટ કરવાનું સૌભાગ્ય તો હિંદી ભાષાનેજ પ્રાપ્ત થયું છે. * આ ઉત્તમ હિન્દી ભાષાન્તર પંડિત શ્રીઠાકુરપ્રસાદ શર્મા પાસે તૈયાર કરાવનાર સંયુકત પ્રાન્તવાસી સ્વર્ગસ્થ રાયબહાદૂર લાલા બૈજનાથ બી. એ., એફ. એ. યુ., એઓ હતા. જાતમહેનત, ખંત અને પ્રમાણિકતા ઈ૦ અનેક સદ્‌ગુણોવડે જીલ્લાજજજ સુધીનો હોદ્દો ભોગવ્યા પછી પેન્શન લઇ; નિવૃત્તિપૂર્વક શાસ્ત્રાભ્યાસ, અધ્યાત્મચિંતન અને લોકહિતના વિચારોમાં તેઓ પોતાનું જીવન ગાળતા હતા. આજથી દશ-બાર વર્ષપર આ લખનાર હૃષીકેશતરફ હતો ત્યારે, સ્હાંજના સમયે ફરવા નીકળી પડેલા અનેક સંત-મહાત્માઓ અને જિજ્ઞાસુજનોનાં, પથ્થરપર વિરાજીને પારમાર્થિક ચર્ચા કરતાં ટોળાંઓ વચ્ચે એકાદ પથ્થરપર બેસી જઈને તેઓ પણ ગૂઢ આધ્યાત્મિક વિષયોપર વિદ્વત્તા અને વિનયપૂર્વક ચર્ચા કરતા અનેક સમયે જણાતા હતા. એકાંતસેવન ઇચ્છનાર ગૃહસ્થો માટે હૃષીકેશસમીપ ગંગાકિનારે એક ન્હાનો આશ્રમ તેમણે બંધાવેલો છે, અને ત્યાં સારા ગ્રંથોની લાયબ્રેરી પણ રાખેલી છે. વિદેહમુક્ત સ્વામી શ્રીરામતીર્થજી પ્રત્યે તેઓ બહુ પૂજ્યભાવ રાખતા અને તેમને "સચ્ચા સાધુ" કહેતા. સ્વામીજીની સ્મૃતિ માટે તેમણે આશ્રમનું નામ 'રામાશ્રમ' એવું રાખ્યું હતું. હિંદી પાઠકો માટે "સસ્તા સાહિત્ય" જેવી કંઇક યોજના કરવાનું આ લખનારે હૃષીકેશમાં તેમને સૂચવ્યું હતું. આ બાબત તેમના ધ્યાનમાં ઉતરવાથી, કેવીરીતે કામ

* આ સંસ્થાએ આ ગ્રંથ મૂળશ્લોકસહિત ન છપાવ્યો તેનું કારણ એ છે કે,-તેનો ઉપયોગ કરનારાઓમાં સંસ્કૃત જાણનારાનું પ્રમાણ બહુજ થોડું હોવાથી અને તેવાઓ તેની સંસ્કૃત આવૃત્તિ ખરીદીને ચલાવી શકે તેમ હોવાથી, તેમને ખાતર ઘણાખરા સંસ્કૃત નહિ જાણનારા મ્હોટા વર્ગપર પણ-કદના વધારાના પ્રમાણમાં-મૂલ્યનો દોઢો બમણો બોજો ચડાવવો યોગ્ય નહોતો.

કરવું, ઇ૦ વિષયોપર આ લખનારસાથે કેટલોક પત્રવ્યવહાર કર્યા પછી, ધનની સહાયતા માટે હિંદી વર્તમાનપત્રોમાં તેમણે એક લેખ પણ છપાવ્યો હતો; પરંતુ તે કાર્ય આગળ વધે તે પહેલાંજ લોકોના દુર્ભાગ્યે તેઓ વિદેહ થયા છે. ઉકત યોગવાસિષ્ઠની ભૂમિકામાં તેમણે આપેલો પ્રત્યેક પ્રકરણનો સારાંશ ઇ૦ વિષય ગુર્જર પાઠકો માટે ઉપકારક સમજી તેનો ભાવાર્થ અત્ર ગુજરાતીમાં આપવામાં આવે છેઃ–

"સર્વ વેદાન્ત–અનુરાગી સજ્જનોને વિદિત છે કે 'યોગવાસિષ્ઠ મહારામાયણ' નામક ગ્રંથ મુમુક્ષુઓનું સર્વસ્વ અને બ્રહ્મવિદ્યાના ગ્રંથોમાં શિરોમણિ ગણાય છે. આ ગ્રંથને "ઉત્તરરામાયણ" પણ કહે છે. પૂર્વ (વાલ્મીકિ) રામાયણમાં શ્રીરામચંદ્રજીના જન્મથી લઈને તેમની રાવણવધાદિ અનેક સાંસારિક લીલાઓ–સંસારમાં મનુષ્ય પિતૃભક્તિ, ભ્રાતૃસ્નેહ, એકપત્નીવ્રત, સજ્જનરક્ષા અને સત્યધર્મનું પાલન કેવીરીતે કરી શકે છે તે દર્શાવવાને માટે–વર્ણવવામાં આવી છે. રામાયણમાં મૂલમંત્ર એ છે કેઃ–

"सत्यमेवेश्वरो लोके सत्ये धर्म्मः सदाश्रितः ।
सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥
दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च ।
वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥
नैव लोभान्न मोहाद्वा न चाज्ञानात्तमोन्वितः ।
सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥"

અર્થાત્ "સંસારમાં સત્યજ ઇશ્વરરૂપ છે; સત્યમાંજ ધર્મ સદા સ્થિત રહેલો છે; સત્યજ સર્વનું મૂળ છે; અને સત્યથી ઉત્તમ પદ કોઇ પણ નથી. દાન, યજ્ઞ, હવન, તપ અને વેદ એ સર્વ સત્યનાજ આશ્રયે છે; માટે સંપૂર્ણતઃ સત્યપરાયણ બનીને લોભથી, મોહથી અને તમોગુણનો આશ્રય ગ્રહણ કરીને રહેલા અજ્ઞાનથી હું સત્યની મર્યાદાને અને મ્હારા પિતાસાથેની મ્હારી સત્ય પ્રતિજ્ઞાને તોડીશ નહિ."

"શ્રીરામચંદ્રજીનું સમગ્ર જીવન આ પ્રકારે વ્યતીત થવાથીજ તેમના અનુયાયીઓને પણ પોતાનો જન્મ સફલ કરવાનો અવસર મળ્યો. આ વૃત્તાંત પૂર્વ રામાયણમાં છે."

"ઉત્તરરામાયણ તે આ **યોગવાસિષ્ઠ** છેઃ એમાં વસિષ્ઠજીએ રામચંદ્રજીને એવો ઉપદેશ આપ્યો છે કે જેથી તેઓ સંસારનાં કાર્યો કરવા છતાં પણ તેથી નિર્લિપ્ત રહી જીવન્મુક્તના સુખનો અનુભવ લઈ, વિદેહકૈવલ્યના ભાગી બન્યા હતા. આ કથાપ્રસંગ આ પ્રકારે છેઃ–શ્રીરામચંદ્રજી વિદ્યાધ્યયન કરી પિતાની આજ્ઞાથી તીર્થયાત્રા અને દેશાટન કરવાને ગયા; ત્યાંથી પાછા ફર્યા પશ્ચાત્ તેમને સંસારના પદાર્થો પ્રત્યે એવો તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો કે તેઓ આહ્નિક કૃત્ય તથા ભોજનાદિકથી પણ ઉદાસીન થઇને એકાન્તસેવન કરવા લાગ્યા; અને દિનપ્રતિદિન તેમનું શરીર કૃશ તથા દુર્બલ થવા લાગ્યું. આ સમયે વિશ્વામિત્રમુનિએ મહારાજા દશરથની સભામાં આવીને પોતાના યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસોને મારવાને માટે શ્રીરામચંદ્રજીની માગણી કરી. મહારાજા દશરથે પોતાની પુત્રસ્નેહની અધિકતા અને દીનતા પ્રકટ કરીને, શ્રીરામચંદ્રજીને તેમને સોંપવામાં સંકોચ કર્યો; અને તે સમયે શ્રીરામચંદ્રજીના ચિત્તની જે દશા હતી તે વિદિત કરી. આથી વિશ્વામિત્રજીએ રામચંદ્રને સભામાં બોલાવી તેમના ચિત્તની દશાનું સર્વ વૃત્તાંત પૂછ્યું; અને કહ્યું કે, "કઇ ચિંતા આપને આટલો બધો કલેશ આપી રહી છે, અને તેનું કારણ શું છે?" શ્રીરામચંદ્રજીએ પોતાના ચિત્તની દશા જણાવતાં

સંસારના પદાર્થો પ્રત્યે અરુચિ દર્શાવી કહ્યું કેઃ–"આ જગતમાં કોઇ પણ વસ્તુ અવિનાશી અને આનંદદાયક નથી. મનુષ્ય આ સંસારમાં જન્મ લઇને પૂર્વકાળથી જે દુઃખદાયક વિષયોનું સેવન કરતો આવ્યો છે તેનેજ ભોગવવા માંડે છે; છતાં વાસ્તવિક સુખ કે સંતોષ, આ ભોગોમાંથી તેને પ્રાપ્ત થતાં નથી. ઉલટો અનેકવિધ દુઃખોનો અનુભવ કર્યાકરવામાંજ આયુષ્ય ગુમાવીને, અંતે તે મરણદશાને પ્રાપ્ત થાય છે. મરણ પછી વળી પાછો તે જન્મે છે; વળી મરે છે, અને પાછો જન્મે છે; આ પ્રમાણે તે અનાદિ કાળથી જન્મ--મરણ અને વિષયદુઃખોના પ્રવાહમાં વહ્યા કરે છે. આ મહાચક્રમાં અનંતવાર ભમ્યા કરવા છતાં તેને કદી પણ ખરી શાંતિ મળતી નથી. જગતના સર્વ પદાર્થો પરસ્પર કાંઇ પણ સંબંધ ધરાવતા નથી, કિંતુ મનદ્વારાજ તેની સાથે કલ્પિત સંબંધ બંધાયો છે. આ મન પોતે અસત્ (અનિત્ય) હોવા છતાં પણ, તેણે આ જગતને સત્સદૃશ બતાવી–મનાવીને મનુષ્યને અનેકવિધ અસત્ પદાર્થોમાં મોહિત કરી દીધો છે. આ કારણને લીધે જો મનનું મિથ્યાત્વ સમજી લેવાય તો પછી જગતમાં કોઈ પણ પદાર્થ સત્ય રહેશે નહિ. આ સર્વ વાસનારૂપી જાળ કે જેમાં પ્રાણીમાત્ર બંધાયેલા છે, તે મનદ્વારાજ ફેલાયલી છે. આપણને કોઇએ વેચ્યા નથી, પરંતુ આપણી પોતાની વાસનાનેલીધેજ વેચાયલાજેવા છીએ. યદ્યપિ આપણે અનેક સમય કહીએ છીએ કે આ જગત સર્વથા મિથ્યા છે; તથાપિ આપણે તેના પદાર્થોતરફ દોડીએ છીએ. પ્રતિદિન આપણી સમક્ષ અનેક પ્રાણીઓ અને પદાર્થો નષ્ટ થઇ જાય છે; શ્રીમાનોની શ્રીની પણ સ્થિરતા ન રહેતાં શ્રીમંતના ગરીબ અને ગરીબના શ્રીમંત પ્રતિદિન થતા રહે છે; તથાપિ આપણને આપણા મરણની અને સંસારની નશ્વરતાની ખાતરી થતી નથી. બાલ્ય, યૌવન આદિ અવસ્થા અને શ્રી આદિ પદાર્થોમાં સ્થાયી રમણીયતા નહિ જોવા છતાં પણ આપણે તેમાંજ મોહિત રહીને–તેમાંજ જન્મ ગુમાવી દઈને આત્મચિંતનમાં કિંચિત્ પણ લક્ષ્ય આપતા નથી. આ સર્વનું કારણ આપણી વાસનાજ હોવાથી હું તે વાસનાથી મુક્ત થવા ઈચ્છું છું." જ્યારે શ્રીરામચંદ્રજીએ સંસારના પદાર્થો પ્રત્યે આવો વૈરાગ્ય અને રાજ્યાદિ પ્રત્યે સર્વથા અરૂચિ પ્રકટ કરી; અને વસિષ્ઠ, વિશ્વામિત્ર ઇત્યાદિ જે ઋષિઓ તે સભામાં ઉપસ્થિત હતા તેમને પ્રાર્થના કરી કે,–"આપ મને એવો ઉપદેશ આપો કે જેવડે હું આ શોકસાગરથી પાર ઉતરી શકું;" ત્યારે વિશ્વામિત્રજીએ વસિષ્ઠજીને કહ્યું કે, "આપ રામચંદ્રજીને એવો ઉપદેશ આપો કે જેથી એમનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર થાય." આથી વસિષ્ઠજીએ રામચંદ્રજીને આ 'મહારામાયણ' નામક શાસ્ત્રનો ઉપદેશ આપ્યો. આ ઉપદેશનુંજ નામ **યોગવાસિષ્ઠ** છે."

"પૂર્વરામાયણમાં જેમ બાલ, અયોધ્યાદિ છ કાંડ છે, તેમ આ ઉત્તરરામાયણમાં પણ વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ એવાં છ પ્રકરણ છે. આ ગ્રંથમાં ૩૨૦૦૦ (બત્રીશહજાર) શ્લોક છે."*

---

* બત્રીશ હજારને બદલે તેનાથી સો ગણા એટલે કે બત્રીશ લાખ અને એથીએ આગળ વધીને દશહજારગણા એટલે કે બત્રીશ કરોડજ નહિ, પણ હાલ કરતાં ત્રીશ હજારગણા એટલે કે સો કરોડ શ્લોક રામાયણના હોવાનું પણ કહેવાય છે. માર તોપ! આ યોગવાસિષ્ઠ તેમજ શ્રીરામચરિત્રાત્મક રામાયણ બેને ભેગાં કરીએ તોપણ આવા બેને બદલે ત્રણ ભાગમાં તે સમાઈ જાય છે. પણ જો ઉપલાં ગપ્પાષ્ટકોને ખરાં માનીએ, તો બત્રીશ લાખ શ્લોકને હિસાબે ત્રણને બદલે આવા બસો ભાગ થવાજાય! અને હજીએ

"**પ્રથમ વૈરાગ્ય પ્રકરણ છે:** એમાં જગતના પદાર્થોનું મિથ્યાત્વ અને નશ્વરતા સંપૂર્ણતઃ દર્શાવીને એમ જણાવવામાં આવ્યું છે કે જ્યાં સુધી મુમુક્ષુને વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી ત્યાંસુધી તે કદાપિ મોક્ષનો અધિકારી થઈ શકતો નથી. આ વૈરાગ્ય દૃઢ કરવાને માટે બાલ્ય, યૌવન, વૃદ્ધાવસ્થા, ધન અને સ્ત્રી આદિક પદાર્થોની નિંદા અને કાળની ગતિનું વર્ણન, એવા એવા મનોહર રૂપકાલંકારદ્વારા કરવામાં આવ્યું છે કે તેને વાંચીને ગમે તેવો સંસારલુબ્ધ મનુષ્ય પણ એકવાર તો મોહરહિત થાય."

"**દ્વિતીય મુમુક્ષુ પ્રકરણ છે:** એમાં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે ચિત્ત-રૂપી વનમાં વાસનારૂપી નદી પ્રબલ વેગથી વહે છે, તેનો સહચારી થવાથી મનુષ્ય અવશ્ય અજ્ઞાનસાગરમાં જઇ પડે છે; માટે પ્રાણીમાત્રને ઉચિત છે કે તેણે વાસનારૂપી નદીના પ્રવાહને સંસારથી પરાવૃત્ત કરી આત્માતરફ વાળવો અને મલિન વાસનાઓનો ત્યાગ કરી શુદ્ધ વાસનાઓને ગ્રહણ કરવી. પરંતુ આ વાસનાત્યાગ પુરુષાર્થથીજ સિદ્ધ થઈ શકે છે; પ્રારબ્ધપર વિશ્વાસ રાખીને બેસી રહેવાથી સિદ્ધ થઈ શકતો નથી. પ્રારબ્ધ પણ પુરુષાર્થનુંજ નામ છે. યદિ પ્રબલ પુરૂષાર્થ કરવામાં આવે તો આ જન્મની તથા જન્મા-ન્તરની સર્વ મલિન વાસનાઓનો ત્યાગ થઇ, આત્મજ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં આવતાં સર્વ વિઘ્નો જીતાઈ મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ પ્રકરણમાં અનેક ઉદાહરણોથી એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે પૂર્વજન્મના પુરુષાથનું નામજ વાસના છે. અર્થાત્ જે કર્મ કોઈ જન્મમાં પ્રયત્નપૂર્વક કરવામાં આવે, તેનો અભ્યાસ પડી જઇને ચિત્તમાં તે સંસ્કાર–ટેવ-રૂપથી સ્થિત થઈ જાય છે; અને તે સંસ્કાર–ટેવ અનેક જન્મોમાં તે પ્રાણીને તેજ પ્રકારના કર્મતરફ આકર્ષે છે; આનુંજ નામ વાસના છે. અને તેથીજ શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે એક જન્મનો પુરુષાર્થ બીજા જન્મના પુરુષાર્થકરતાં દુર્બલ અથવા સબલ થઇ શકે છે. શમ, વિચાર, સત્સંગ અને સંતોષ, એ ચાર મોક્ષરૂપી મંદિરના દ્વારપાલ છે. યદિ એ ચારેની સેવા ન થઇ શકે તો ત્રણની, બેની અથવા એકની પણ સેવા કરવાથી મોક્ષમંદિરમાં પ્રવેશ થઈ શકે છે. રસાયનનું પાન કરવાથી અથવા લક્ષ્મીની પ્રાપ્તિથી કાંઈ સત્યસુખ પ્રાપ્ત થતું નથી, પણ શમથીજ પરમસુખની પ્રાપ્તિ થાય છે. શુભાશુભ પદાર્થોનું શ્રવણ, સ્પર્શ, દર્શન, ભોજન તથા સંગ કરવા છતાં અંતઃકરણમાં જે હર્ષને પણ પ્રાપ્ત થતો નથી અને શોકને પણ પ્રાપ્ત થતો નથી તેજ પુરુષ શાંત કહેવાય છે. વિચારથી બુદ્ધિ તીવ્ર થાય છે અને પરમપદની પ્રાપ્તિ થાય છે. "હું કોણ છું" "આ સંસાર શું છે?" "એ કેવીરીતે ઉત્પન્ન થયો છે?" ઇત્યાદિ વિષયનું વારંવાર ચિંતન કરવામાં

---

મહા શ્રદ્ધાળુ (!) બનીને 'બાબાવાક્યં પ્રમાણં'ની પેઠે 'શતકોટી' શ્લોક માનવા હોય, તો તે હિસાબે આવા ૬૦૦૦૦ (સાઠહજાર) ભાગો તેના થવા જાય! આ સર્વ ભાગો ખરીદવાને માટે ગ્રાહકે કમમાં કમ દોઢ લાખ રૂપીઆ, અને સંગ્રહવાને માટે એક વિશાળ બંગલો, એટલું તૈયાર કરવું જોઇએ! વળી તેને આખો દહાડો માત્ર વાંચ્યાજ કરો તો પણ (રોજનાં સો પાનને હિસાબે દર વર્ષે ૩૦ ભાગો વાંચી શકાય તે જોતાં) ખાસ્સાં બે હજાર વર્ષ તમારે ગાળવાં જોઇએ! અને તેટલું આયુષ્ય લંબાવવાને માટે વિધાતાને અપીલ કરવી જોઇએ!! પણ થોભો, ગભરાતા નહિ! માત્ર 'શતકોટી'ની વાત 'હરેનમઃ' કહીને શંકા લાવ્યા વિના સાંભળો, એટલુંજ અમારા સનાતની થાંભલાઓ માટે બસ થઇ પડશે!! સાંભ-ળેલી વાતોપર વિચાર કરી સત્યને ગ્રહણ કરવાની અને તે મુજબ વર્તવાની જરૂર તો સત્યયુગમાં હતી! આ કલિયુગમાં તેવી જરૂર અમો ક્યાં સ્વીકારીએ છીએ કે જેથી ઉપલા હિસાબથી અમારે ભડકવું પડે અને લક્ષાવધિ 'હરેનમઃ' કહી માથાં નમાવનારાં ઘેટાંઓવચ્ચે 'અશ્રદ્ધાળુ' ગણાઇને ખરા સત્યના શોધક અને ઉપાસક બનવાની તકલીફ લેવી પડે!!

આવે તેનું નામ વિચાર કહેવાય છે. અપ્રાપ્ત વસ્તુની ઇચ્છાનો ત્યાગ કરવો અને પ્રાપ્ત વસ્તુમાં સમબુદ્ધિ રાખવી; હર્ષ–વિષાદથી રહિત થવું અને ચિત્તને આશાના વિવશ ન થવા દેવું; એનું નામ સંતોષ છે. સાધુસમાગમ એજ આ સંસારસમુદ્રને તરવાની નૌકા છે; અને સાધુ તેજ છે કે જેના હૃદયની ગ્રંથિ તૂટી ગઇ હોય અને જેનામાં જ્ઞાન અને સમતાનો પૂર્ણ પ્રકાશ થયો હોય. આ પ્રકરણનો સારાંશ એ છે કે વાસનાક્ષયનેજ પંડિત લોકો મોક્ષ કહે છે; અને પદાર્થોની વાસના દૃઢ થવી એનુંજ નામ બંધન છે.”

“**તૃતીય ઉત્પત્તિ પ્રકરણ છે:** તેમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે કે ‘અસ્મદ્’ અને ‘યુષ્મદ્’ અર્થાત્ ‘હું’ અને ‘તું’ થી લઇને આ સર્વ દૃશ્યજગત એ માત્ર મનનોજ વિલાસ છે; વાસ્તવમાં એ કાંઇ પણ નથી. જેવીરીતે કથાપ્રસંગ અથવા આકાશમાં મોતીઓની માળા અથવા જલમાં તરંગ ઉત્પન્ન થઇ થઇને નષ્ટ થઇ જાય છે, તેમાં વાસ્તવમાં આકાશ તથા જલથી મોતીઓની માળા અને તરંગ ભિન્ન નહિ હોતાં, માત્ર આકાશરૂપ અને જલરૂપજ છે; તેવીજ રીતે આ જગત પણ મનરૂપજ છે; મનજ સર્વનો પ્રવર્તક છે, અને જે પદાર્થને જેવો ચાહે તેવો કરી બતાવે છે. જે કાંઈ આ જગતમાં કોઈ પણ સ્થાને છે તે સર્વ મનદ્વારાજ રચાયલું છે. મનના રચ્યા સિવાય કાંઈ પણ થઈ શકતું નથી; માટે જો એ મન શાંત થઇ ગયું તો પછી જગત કાંઇ પણ બાધા કરી શકશે નહિ. **જે વસ્તુ સંકલ્પસિદ્ધ છે તે સંકલ્પથીજ નષ્ટ થઇ શકે છે;** માટે જ્યાં સુધી “હું બ્રહ્મ નથી” એવો સંકલ્પ સ્થિર છે ત્યાં સુધી બંધન છે. જ્યારે એવો સંકલ્પ દૃઢ થઇ જાય કે “આ સર્વ દૃશ્ય બ્રહ્મ છે” ત્યારે પછી બંધન રહેજ કયાંથી? માટે સંસારની વાસનાનો ત્યાગ કરી તથા પરમપુરુષાર્થથી મનને જીતી લઇને યોગની ઉચ્ચભૂમિકારૂપી પરમપદને પ્રાપ્ત થવું; એજ આ પ્રકરણનો સિદ્ધાંત છે. આ કારણથી લીલા અને ઇન્દ્ર, બ્રાહ્મણ અને રાજા લવણાદિકનાં ઉપાખ્યાનોથી એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે **આ જગત સંકલ્પની વૃદ્ધિથી વૃદ્ધિને પામે છે અને તેની ક્ષીણતાથી ક્ષયને પ્રાપ્ત થાય છે.** આ પ્રકરણમાં દૃષ્ટિ–સૃષ્ટિવાદ ઉત્તમ પ્રકારે નિર્દિષ્ટ કરવામાં આવ્યો છે; અને એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે સંકલ્પને લીધેજ સંસારનું ભાન થાય છે; અર્થાત્ ચિત્ત એજ સંસાર છે. જ્યારે સંકલ્પનો નાશ થઈ જાય છે ત્યારે સંસારરૂપી તુષાર પોતાની મેળેજ નષ્ટ થઇ જાય છે. સર્વત્ર માત્ર અનાદિ અનંત બ્રહ્મતત્ત્વજ છે; બીજું કાંઇ પણ નથી. આ બ્રહ્મજ શરદ્ઋતુના નિર્મલ આકાશસમાન ભાસે છે. સમષ્ટિ–વ્યષ્ટિ-ભેદ એ માત્ર ભાવનામય કલ્પિત જગત છે. મન એ અસત્ અજ્ઞાનનુંજ કાર્ય (પરિણામ) હોવાથી તે પણ અસત્જ છે. અધિષ્ઠાન સાક્ષિની સત્તાથીજ મનની સત્તા છે, અને મનનું સ્ફુરણજ જગતની ઉત્પત્તિ તથા સ્થિતિનું કારણ છે.”

“**ચતુર્થ સ્થિતિ પ્રકરણ છે:** એમાં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે જગતની સ્થિતિ પણ તેની ઉત્પત્તિની પેઠે ભાવનામયજ છે; માટે આ સંકલ્પમય જગતનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં વિચરો. સર્વ પદાર્થોમાં સમદૃષ્ટિ, એજ ચિત્તની પરમ સ્થિતિનું કારણ છે. તેમાં સ્થિતિ થવાથી મનુષ્ય પુનઃ જન્મ–મરણનો ભાગી થતો નથી. “હું કાંઇ કરતો નથી” “હું આ નથી” અથવા “હુંજ સર્વ કરૂં છું” અને “હુંજ સર્વ છું” એમાંથી કોઇ એક દૃષ્ટિનો આશ્રય લેવાથી મનુષ્ય સંસારથી મુક્ત થઇ જાય છે. અહંકાર ત્રણ પ્રકારના થાય છે: કાર્યરૂપ આ સંપૂર્ણ બ્રહ્માંડ તથા કારણરૂપ પર-

માત્મા "હુંજ છું" "મ્હારાથી અન્ય કાંઈજ નથી" એ પ્રથમ અહંકાર છે, આ અહંકાર બંધનનો હેતુ નથી. "હું સર્વથી પૃથક્ છું અને વાળના અગ્રભાગના કલ્પિત સોમા અંશથી પણ સૂક્ષ્મ છું" એ બીજો અહંકાર છે, તે પણ બંધનનો હેતુ નથી. એ ઉભય પ્રકારના અહંકાર જીવન્મુકતોનેજ થાય છે. દેહાદમાં "અહંબુદ્ધિ" એ ત્રીજા પ્રકારનો અહંકાર છે, એ અહંકાર લૌકિક છે, એનો ત્યાગ કરીને પ્રથમ બે પ્રકારના અહંકારની ભાવના કરો, અને પછી તે ઉભયનો પણ ત્યાગ–કે જે આપો-આપજ થઇ જાય છે તે–કરીને પરમપદમાં સ્થિત થાઓ."

"**પાંચમું ઉપશમ પ્રકરણ** છેઃ એમાં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે "**अहम्** "**त्वम्**" "**एतत्**" નો જે પરસ્પર ભેદ જણાય છે તે પણ કલ્પનામયજ છે. તેને નિવૃત્ત કરવાનો ઉપાય મનોનિગ્રહ છે. મનના નાશથીજ પરમપદની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી ચિત્તની સત્તા છે ત્યાં સુધી દુઃખ છે, અને ચિત્તના નાશથી દુઃખનો નાશ થઇ જાય છે. જ્યાં સુધી "હું સુખી છું" "હું દુઃખી છું" એવો નિશ્ચય રહે છે, ત્યાં સુધી મન–કે જે આ સંસારરૂપી વૃક્ષનું બીજ છે તે–વિદ્યમાન રહે છે. જ્યારે એ મન મૈત્રી આદિ ગુણદ્વારા શુદ્ધવાસનાને પ્રાપ્ત કરે છે અને પછી તે વાસનાનો પણ ત્યાગ કરીને પોતાના બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે ત્યારે પછી મનનો મનોભાવ રહેતો નથી. મનનો આ નાશ બે પ્રકારનો છેઃ એક સરૂપ અને બીજો અરૂપ. જીવન્મુક્તિ પ્રાપ્ત થયા પશ્ચાત્ જ્યારે મૈત્રી આદિ ગુણો પ્રફુલ્લિત થાય છે ત્યારે સરૂપ મનનો નાશ થાય છે, અને જે સમયે વિદ્વાન એવા પદને પ્રાપ્ત થાય છે––કે જ્યાં ગુણ, અગુણ, તેજ, તમ, દિન, રાત્રિ, સંધ્યા, ઉદય, અસ્ત, હર્ષ, શોક, કાંઈ પણ નથી અને જે પદ મન, વાણી અને બુદ્ધિનો વિષય નથી–તે સમયે અરૂપ મનનો નાશ થાય છે. મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વસાક્ષાત્કારથીજ પરમપદની પ્રાપ્તિ થાય છે. એ ત્રણે એક બીજાના સહચારી છે. યદિ વાસનાપરિત્યાગ કરવાનો પ્રયત્ન કરશો તોપણ મનનો નાશ થશે, અને મનના નાશથી તત્ત્વસાક્ષાત્કાર થશે. જ્યાં સુધી મનનો નાશ થતો નથી ત્યાં સુધી વાસનાક્ષય થતો નથી, અને જ્યાં સુધી વાસનાક્ષય થતો નથી ત્યાં સુધી સાક્ષાત્કાર થતો નથી. જેણે સદ્વિચારથી ચિત્તને જીતી લીધું હોય તેણે જન્મ સફલ કરી લીધો છે એમ સમજવું. તેને આધિ, વ્યાધિ અને વિષયો કિંચિત્ પણ દુઃખદાયક થતા નથી. જેમણે સર્વ સંકલ્પોની સીમા-રૂપી જે પરમપદ, તેમાં વિશ્રાંતિ પ્રાપ્ત કરી છે તે મેરુને પણ તૃણસમાન ગણે છે. સંગ (આસક્તિ) જ અનર્થોનું કારણ છે; સંગજ સંસારનું કારણ છે; સંગજ આશાનું કારણ છે; અને સંગજ આપત્તિનું કારણ છે; માટે એ સંગનો–આસક્તિનો ત્યાગ એજ મોક્ષ છે; અને સંગપરિત્યાગથીજ બંધન છૂટી જાય છે. જે જ્ઞાતા છે તે સર્વ જગત્‌ને ચિન્માત્ર જાણી અંતર્મુખ રહીનેજ જગતમાં વિચરે છે."

"**છઠ્ઠું નિર્વાણ પ્રકરણ** છેઃ એમાં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે જ્યારે આ જીવ આ સંસારમાં અનાદિ કાળથી ભ્રમણ કરતો કરતો પોતાના પુરુષાર્થથી સર્વ વાસનાઓનો ક્ષય કરી આત્મપરાયણ થાય છે, ત્યારે તેને એવું ભાન થાય છે કે જેમ અગ્નિથી ઉષ્ણતા, કમલથી સુગંધ અથવા હિમથી શુકલતા ભિન્ન નથી; તેજ પ્રમાણે આ જગત ચિદ્ અર્થાત્ બ્રહ્મથી ભિન્ન નથી. "હું ચિન્મય અર્થાત્ ચિદ્‌સ્વરૂપ છું, 'હું' કિંચિન્માત્ર અર્થાત્ દૃશ્ય નથી પણ આકાશકરતાં પણ સૂક્ષ્મ છું" એવી

બુદ્ધિ જ્યારે ઉદય પામે છે ત્યારે સંસારનાં બંધનો તૂટી જાય છે. જ્યાં સુધી આ બુદ્ધિ ઉદય પામતી નથી અને "હું દેહ છું" એવી બુદ્ધિ રહે છે; ત્યાં સુધી સંસાર-બંધનથી મુક્તિ મળતી નથી. પરમપદની પ્રાપ્તિ કાંઇ શાસ્ત્રાભ્યાસથી કિંવા ગુરુના ઉપદેશથી થતી નથી; કિંતુ કેવળ આપણી પોતાની અંતરશુદ્ધિ અને શુદ્ધ બુદ્ધિથીજ થાય છે. "મ્હારાથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી" "આ સંસારચક્ર કે જે અનાદિ કાળથી ચાલી રહ્યું છે તે વાસ્તવમાં બ્રહ્મથી–અર્થાત્ મ્હારા સ્વરૂપથી–ભિન્ન નથી" એવું જે જ્ઞાન તેજ માત્ર પરમપદ છે, અન્ય કાંઇ પણ નથી. આવા જ્ઞાનનો ઉદય થવાથીજ "अहम्" "मम" "कार्य" "कारण" આદિ સર્વ અભિમાનનો ત્યાગ થઇ–શરીર વિદ્યમાન રહેવા છતાં પણ–જીવન્મુકિતનું સુખ ભોગવીને જ્ઞાની પુરૂષ વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાય છે. આ પ્રકરણની અધિક વ્યાખ્યા દ્વિતીય ભાગમાં કરીશું."

"આ ગ્રંથના સંબંધમાં ઘણાકોને એવી શંકા ઉત્પન્ન થાય છે કે, એ વાલ્મીકિ મુનિ-પ્રણીત નથી, કેમકે એમાં બૌદ્ધ તથા અર્હત્ મતનું પ્રસંગવશાત્ વર્ણન કરવામાં આવ્યું છે, તેમજ ભગવદ્ગીતાનું પણ સંક્ષેપમાં નિરૂપણ કરવામાં આવ્યું છે; અને એ બૌદ્ધ તથા અર્હત્ મત અને ભગવદ્ગીતા તો વાલ્મીકિજીના સમય પછીનાં છે; વળી આ ગ્રંથની રચના પણ આદિકવિની રચનાસમાન પ્રતીત થતી નથી. એનો ઉત્તર માત્ર એટલોજ આપી શકાય છે કે આ ગ્રંથ વાલ્મીકિજીનો રચેલો હો વા ન હો, પરંતુ એ વેદાંતના સર્વ ગ્રંથોમાં શિરોમણિ છે, અને કોઇ પણ મુમુક્ષુ એની ઉપેક્ષા કરી શકતો નથી. વિદ્યારણ્યસ્વામિએ પોતાના જીવન્મુકિત–વિવેકમાં એનો પરમ ગૌરવ-સહિત સ્વીકાર કર્યો છે અને મહાભારતના ટીકાકાર શ્રીનીલકંઠજીએ પણ સ્થળે સ્થળે એનો મહિમા ગાયો છે."

"આ ગ્રંથનો આશય દૃષ્ટિ–સૃષ્ટિવાદ છે. અર્થાત્ દૃષ્ટિ (વૃત્તિ)થીજ સૃષ્ટિ છે, એમ એ પ્રતિપાદન કરે છે. આ વાદ શ્રીનીલકંઠજીએ મહાભારતથી સિદ્ધ કર્યો છે અને યૂરોપમાં પણ વર્તમાન સમયમાં જર્મનીના મહાન વિદ્વાન કૅન્ટ તથા તેના અનુયાયીઓનો એજ સિદ્ધાંત છે; માટે યોગવાસિષ્ઠ પ્રાચીન ઋષિઓ ઉપરાંત આધુનિક વિદ્વાનોના સિદ્ધાંતને પણ સર્વથા અનુકૂળ છે. એનો અંગ્રેજી ભાષાનુવાદ કલકત્તાનિવાસી શ્રીયુત બિહારીલાલ મિત્રે મહા પરિશ્રમ કરીને છપાવ્યો છે."

"વર્તમાન સમયમાં પણ આ ગ્રંથ મુમુક્ષુઓને લાભદાયક છે. પૂર્વે આ ગ્રંથ સંસ્કૃત ટીકાસહિત મુંબઇમાં ગણપત કૃષ્ણાજીના યંત્રાલયમાં છપાયો હતો. દોઢસો વર્ષ પૂર્વે પતિયાલાના અધિપતિ શ્રીયુત સાહિબસિંહજીની બે ભગિનીઓ વિધવા થઈ હતી, તેમને તેમણે મહાત્માશ્રી રામપ્રસાદ નિરંજનીદ્વારા યોગવાસિષ્ઠની કથા સંભળાવી હતી. આ કથાને બે ગુપ્ત લેખકો પંજાબી ભાષામાં લખતા ગયા. એ ગ્રંથ યોગવાસિષ્ઠના નામથી સંવત્ ૧૯૨૨ માં પંજાબી ભાષામાં છપાયો. તત્પશ્ચાત્ એ ગ્રંથ લખનૌમાં પંજાબીમાંથી હિંદી ભાષામાં અનુવાદિત થઇને છપાયો, પરંતુ એ ઉભય અનુવાદો પૂર્ણ નથી, ઘણાં સ્થાનોમાં અધ્યાયના અધ્યાય છોડી દેવામાં આવ્યા છે, અને અનેક સ્થાનોમાં મૂળ અર્થ પણ મળતો નથી, એટલા માટે મને સંકલ્પ થયો કે આ અપૂર્વ ગ્રંથને શુદ્ધ અને સરલ ભાષાનુવાદસહિત છપાવું તો ઠીક."

* * * * * * *

"આશા છે કે જેમ શ્રીરામચંદ્રજીએ શ્રી વસિષ્ઠજીના ઉપદેશદ્વારા સંસારનાં સર્વ કાર્ય કરતા રહેવા છતાં જીવન્મુક્તિના સુખનો અનુભવ કર્યો અને વિદેહકૈવલ્યને પ્રાપ્ત થયા, તેવોજ લાભ આ ગ્રંથના પઠનથી જિજ્ઞાસુ અધિકારીજનો પણ પ્રાપ્ત કરશે."

विद्वज्जनोका सेवक-बैजनाथ.

આ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર સર્વથી પ્રથમ તૈયાર કરાવવાનું માન મુંબઈ વેદધર્મસભાના અગ્રણી સ્વર્ગસ્થ દેશપ્રસિદ્ધ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામ, એમણે પ્રાપ્ત કર્યું છે. આ ગ્રંથ ઉપરાંત શ્રીમદ્ ભાગવત, તથા ભગવતી ભાગવતજેવા અતિવિસ્તૃત ગ્રંથોનાં ભાષાંતરો કરાવીને તથા છપાવીને ગુર્જર પાઠક વર્ગપર તેમણે જે મહદ્ ઉપકાર કર્યો છે તે, તે સમયના સંયોગોની કલ્પના કરનાર સહજમાં સમજી શકે તેમ છે. તેમના એ ઉપકાર ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

આવો મ્હોટો ગ્રંથ બહુ ન્હાના અક્ષરોમાં છપાવવાથી તેના કદમાં અને તેથી ખર્ચ તેમજ મૂલ્યમાં પણ શુમારે ચોથા ભાગ જેટલો ઘટાડો થઇ શકીને તે રૂ. ૧૮) ને બદલે રૂ. ૧૨ાા જેટલું વેદધર્મસભા રાખી શકત, પણ તે છતાંએ તેનું જે કદ અને વજન અવશેષ રહે તે જોતાં ઝીણા અક્ષરોને લીધે વાંચનારને કાંતો ખૂબ ચક્ષુઓ તાણવાં પડત, કે કાંતો હાથવડે ચક્ષુસુધી ઉંચકી રાખવાનું કષ્ટ વેઠવું પડત. આવું કષ્ટ ઉઠાવવું ન પડે તે માટેજ વેદધર્મસભાએ આવા ગ્રંથો દૂરથી વાંચવા ફાવે તેવા મ્હોટા ટાઈપમાં છપાવ્યા હોવા જોઇએ. યદ્યપિ વેદધર્મસભાએ આ ગ્રંથનું મૂલ્ય રૂ. ૧૮) રાખ્યું હતું, પરંતુ તે સમયે ભાષાંતર ઇ૦ ખાતે જે મ્હોટો ખર્ચ એ સભાને કરવો પડેલો, તેમજ વધારો પડે તેમાંથી વિદ્યાર્થીઓ ઇ૦ ને સહાય કરવાનો પરોપકારક હેતુ રાખેલો તે જોતાં, એ સભાના ચાલકોની નિઃસ્વાર્થ બુદ્ધિ પ્રત્યેનું આપણું માન લેશ પણ ઓછું થાય તેમ નથી. વેદધર્મસભાએ આ ગ્રંથની પ્રસિદ્ધિનું કાર્ય સંવત્ ૧૯૪૩ ના વર્ષથી શરૂ કરીને સં. ૧૯૪૯ કે ૫૦ માં પૂર્ણ કર્યું હતું.

આ પછી આ ગ્રંથનું બીજું ભાષાંતર મુંબઇના ગુજરાતી પ્રેસના સ્વ૦ માલેક શ્રીયુત્ ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ ન્હાના (પાઇકા) ટાઈપમાં છપાવીને સંવત્ ૧૯૬૩ અને ૬૬ માં મળીને બે ભાગદ્વારા રૂ. ૧૦) ના મૂલ્યથી પ્રસિદ્ધ કરીને જનસમાજને મૂલ્યના સસ્તાપણાનો લાભ આપ્યો હતો. એ કાર્યની આવશ્યકતા દર્શાવતાં તેના નિપુણ ભાષાંતરકાર શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહરતરફથી દ્વિતીય ભાગની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે કેઃ—

"આ વિશ્વહિતના કાર્યતરફ પ્રથમ પ્રવૃત્તિ વેદધર્મસભાએ કરી હતી અને તેમણે આ ગ્રંથનું ભાષાંતર બે ભાગમાં બહાર પાડયું હતું; પરંતુ તેની કિંમત ઘણીજ મ્હોટી રાખવામાં આવી હતી, તેથી દેશના નિર્ધન તત્ત્વજિજ્ઞાસુઓ આ ગ્રંથનો લાભ જોઇએ તેવો લઇ શકતા નહતા; અને શ્લોકના અંક ન આપેલા હોવાથી, કેટલાક વિદ્વાનોને મૂળશ્લોકસાથે મેળવવાને અડચણ પડતી હતી. ઘણાઓતરફથી આ અધ્યાત્મશાસ્ત્રના ગ્રંથને સુલભ કિંમતે બહાર પાડવાની ભલામણ પણ કરવામાં આવી. તે ઉપરથી સાધારણ સ્થિતિના તત્ત્વજિજ્ઞાસુઓને તત્ત્વજ્ઞાનનો લાભ આપવા માટે આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરવાનું કાર્ય "ગુજરાતી" પત્રના કાર્યાલયના સ્વામીએ મને સોંપ્યું."

યદ્યપિ આ ગુજરાતી પ્રેસવાળી આવૃત્તિ, વેદધર્મસભાની આવૃત્તિ કરતાં બહુ ન્હાના (એટલે કે આ નિવેદનમાં છે તેથીએ ન્હાના) ટાઇપમાં છપાયલી હોવાથી તેના કદમાં થયેલા ઘટાડાના પ્રમાણમાં તેટલા કદપર વેદધર્મસભાતરફનું મૂલ્ય પણ ઉપર જણાવ્યું છે તેમ રૂ. ૧૨ાા જ આવી રહે છે; પણ તે વાત ધ્યાનમાં લેવા છતાંએ આ નવીન પ્રવૃત્તિવડે મૂલ્યના

પ્રમાણુમાં ૧૨ા ટકા જેટલો ઘટાડો તો થયોજ હતો; વળી આમ હરકોઇ પ્રકારે આ ગ્રંથનું મૂલ્ય ૧૦* જેટલું કરી નાખવાથી, ભારે કિંમત ન ખર્ચી શકે એવા હજારો જિજ્ઞાસુઓ તેનો લાભ લઇ શકયા હશે એ પણ સ્પષ્ટજ છે; અને એ જોતાં ગુજરાતી પ્રેસના અધ્યક્ષની ઉપર જણાવાયલી ભાવના કેટલેક અંશે સફળ થયેલીજ ગણાવી જોઇએ. આશા છે કે હવે આ ગ્રંથ આ ખાતાતરફથી વેદધર્મસભાના જેવાજ મ્હોટા ટાઇપમાં છપાયા છતાં પડતર કિંમતના ધોરણને અનુસરીને રૂ. ૫-૬ ની કિમતે નીકળેલો હોવાથી સ્વર્ગસ્થ ઇચ્છારામભાઇનો આત્મા, પોતાની ભાવનાને અધિક સફળ થયેલી જોઇને સ્વર્ગસુખનો અધિક અનુભવ કરશે; અને ગુજરાતની પ્રજાને એવા સ્વર્ગીય આશીર્વાદ આપ્યા કરશે કે જેથી હજી પણ આવી સંસ્થાઓને લાગતો વ્યવસ્થાનો ખર્ચ સ્વદ્રવ્યવડે ઉપાડી લેનારા ઉદારાત્માઓ નીકળી આવે, અને હાલના કરતાં પણ પોણી કે અર્ધીજ કિંમતે તે તેને મળી શકે.

વેદધર્મસભાતરફથી આવા ગ્રંથોની પુનરાવૃત્તિઓ કહાડવાનું લાંબા સમયથી બંધ પડવા છતાં એ સભાના સંબંધમાં આ વાત મુબારકબાદી આપવાયોગ્ય છે કે, જે લોકહિતની વૃત્તિથી એ સભાએ શ્રીમદ્ ભાગવત, ભગવતી ભાગવત, યોગવાસિષ્ઠ ઇ૦ મહાન ગ્રંથોનાં ભાષાંતર કરાવી છપાવ્યાં હતાં તેનો ઉપયોગ પણ છેવટે તેવા હેતુવાળી એક સેવક સંસ્થાને હાથેજ થાય છે; અને વળી પ્રથમ કરતાં માત્ર ત્રીજાભાગનાજ મૂલ્યે તેની પુનરાવૃત્તિઓ નીકળીને જનસમાજના હક્કમાં વધુ ઉપકારક થાય છે.

આ ભાષાંતર પૂર્ણ નિષ્કામભાવથી પ્રકટ કરવાની રજા આપીને વેદધર્મસભાના સુયોગ્ય વર્તમાન મંત્રી શ્રીયુત્ વિશ્વનાથ પ્રભુરામ બી. એ., બેરીસ્ટર-ઍટ-લૉ, તેમજ પ્રમુખ શ્રીયુત ભાઇશંકર ન્હાનાભાઈ સોલીસીટર, એ મહાશયોએ જે ઉપકાર કર્યો છે તે પણ આ સ્થળે અમારે વાંચકોના ધ્યાનપર લાવવો જોઇએ; કેમકે જો નવીન ભાષાંતર કરાવવું પડયું હોત તો સહજ ચાર આઠ આના પ્રત્યેક ગ્રાહકને વધુજ ખર્ચવા પડત.

આ ગ્રંથમાં શ્લોકના અંક દાખલ કરવાનું તેમજ તેમાં બીજું સંશોધન કરવાનું કાર્ય અમદાવાદનિવાસી શ્રીમાન શાસ્ત્રી નરહરિ મગનલાલ શર્મા 'પુરાણભૂષણ' એમણે બનતી કાળજીથી બજાવ્યું છે. આમાં શ્લોકોના અંક, ઉપર જણાવાઇ ચૂકેલી 'મૂળશ્લોકસહિત હિંદી ભાષાંતર'વાળી આવૃત્તિપ્રમાણે મેળવીને ઉમેરવામાં આવ્યા છે. જેમ કરતાં શુમારે ૫૦ શ્લોક પ્રત ભેદથી અથવા તો દષ્ટિદોષથી આમાં રહી ગયેલા જણાયાથી તે તે સ્થળે તેનું ભાષાંતર ઉમેરી લેવામાં આવ્યું છે.

આ ગ્રંથનો બીજો ભાગ-કે જેમાં છઠ્ઠું નિર્વાણ પ્રકરણ આવીને ગ્રંથની પૂર્ણાહુતિ થશે, અને જેનું કદ આ પ્રથમ ભાગ કરતાં દોઢસોથી બસો પૃષ્ઠ જેટલું વધુ થશે તે ભાગ પણ આવતી દીવાળી પછી તરતમાંજ બહાર પડનાર છે. આ બંને ભાગો ખરીદવાની ઇચ્છા હોય તેમની પાસે આ પહેલા ભાગ વખતે રૂ ૩) અને બીજા ભાગ વખતે રૂ ૨) લેવાના રાખી કુલ રૂ ૬) ને બદલે માત્ર ૫) માંજ આ આખો ગ્રંથ આપવાની યોજના રાખવામાં આવી છે. જે તરફ પ્રત્યેક વાંચક બંધુનું ખાસ લક્ષ્ય ખેંચવામાં આવે છે.

રામનવમી, વિ. સં. ૧૯૭૧.
માર્ચ, ઇ. સ. ૧૯૧૫.

ભિક્ષુ-અખંડાનંદ.

* અહીં આ વાત પણ ભૂલવા જેવી નથી કે વેદધર્મસભા પોતાના મૂલ્યમાંથી ૨૫ ટકા જેટલું કમીશન બુકસેલરોને આપતી હતી તેમ ગુજરાતી પ્રેસમાં પણ અપાય છેજ. વિશેષમાં પ્રત્યેક છુટક ગ્રાહકને પણ એ બંને ભાગ રૂ. ૧૦) ને બદલે માત્ર ૮) માંજ અપાય છે.

# प्रथमावृत्तिमांनी सहज सूचना.

સંસ્કૃત ભાષાના સર્વે પ્રાચીન પુરાણ-ઇતિહાસના ગ્રંથોમાં આ યોગવાસિષ્ઠ ગ્રંથ પ્રાચીન કાળથી વિદ્વાનવર્ગમાં વધારે પરિચયવાળો અને વખાણવાયોગ્ય થયેલ છે. આપણા લોકો વિશેષ પ્રવૃત્તિમાં પડી ગયેલા હોવાથી સાધારણ લોકો તેથી જાણીતા નહિ હોય, પરંતુ પરમહંસો અને મોટા મોટા વિદ્વાનો તો આને પરમેશ્વરના જેટલો આદર આપે છે. આ ગ્રંથ એટલો બધો રસવાળો છે કે એકવાર વાંચવામાં આવે તો તેમાં અંતઃકરણ બંધાયા વિના રહે નહિ. આમાંના ઉત્તમ વિષયો ચારે વર્ણાશ્રમના લોકોને તેમજ સંસારી તથા મુમુક્ષુને અતિ સુખ ઉપજાવે એવા છે. કામ-ક્રોધાદિક વિકારો, અંતઃકરણના ધર્મો અને સંસાર વગેરેનું એવું રૂપ વર્ણવ્યું છે કે સીમા. જે સમયે વિશ્વામિત્રઋષિ રાક્ષસોનો પરાભવ દૂર થવાસારૂ શ્રીરામચંદ્રને તેડી જાવા દશરથરાજાપાસે આવ્યા, તે સમયે તીર્થયાત્રા કરી આવ્યાથી અંતઃકરણ નિર્મળ થઇને વૈરાગ્ય પ્રાપ્ત થતાં ઉદાસીના સમુદ્રમાં મગ્ન રહેલા રામચંદ્રને તેમની શંકાઓના સમાધાનપૂર્વક વસિષ્ઠજીએ રાજ્યસભામાં જે બોધ આપ્યો છે તેનું યથાર્થ ચિત્ર જોઇએ તો આ ગ્રંથ છે. વેદના ઉત્તર મીમાંસાના ભાગની પેઠે ઉત્તર રામાયણરૂપ આ ગ્રંથમાં વિવિધ પ્રકરણોસાથે શ્રેષ્ઠ જ્ઞાન-વિષય સમાયેલો છે. અકલિત શક્તિવાળા મહા મુનિ વાલ્મીકિનાં શાં વખાણ કરવાં ! કે જેણે આવા ઉત્તમ ગ્રંથ લખી આપણા ઉપર અપૂર્વ ઉપકાર કર્યો છે. સંસ્કૃત નહિ જાણનારાઓને આનો લાભ આપવા ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે તેથી આશા રાખિયે છિયે કે તેનો સાર સમજવાનું સર્વને સુગમ થશે.

આપણા આર્યલોકો આવા પ્રૌઢગ્રંથનું તત્વ જાણે અને ખર્ચ કાઢતાં કાંઈ દ્રવ્ય વધે તો તે વેદધર્મસભાના ધર્મના ફંડ ખાતે રહી તેમાંથી આર્યલોકોનાં બાળકો ધર્મભ્રષ્ટ ન થતાં સ્વધર્મ પાળે તેવા ઉપાયોમાં તથા ધર્મસંબંધી પુસ્તકો છાપવાના અને વેદધર્મસભાની પાઠશાળાના વિદ્યાર્થીઓને આશ્રય આપવાના કામમાં વપરાય એજ આવાં પુસ્તકો બહાર પાડવાનો અમારો હેતુ છે. સં. ૧૯૪૩ ચૈત્ર વ. ૧૧


**કેશવલાલ હરિરામ**
**આર્યધર્મપ્રકાશના તંત્રી.**

**પ્રભુરામ જીવનરામ વૈદ્ય**
**વેદધર્મસભાની કાર્યભાર મંડળીના વ્યવસ્થાપક.**

# आ ग्रंथनो खर्च तथा मूल्य.

આ પ્રથમ ભાગના ફોર્મ ૧૧૮ તથા બીજા ભાગના ફોર્મ શુમારે ૧૪૨ મળીને કુલ ફોર્મ ૨૬૦ ના આખા ગ્રંથના ખર્ચનો અડસટ્ટો તથા મૂલ્યની વિગત નીચે પ્રમાણે છેઃ—

૫૧૦૨ાા પ્રત ૨૦૦૦ ના દરેક ફોર્મ દીઠ કાગળ રીમ ૧)ના ( લડાઇની શરૂમાં સસ્તા લેવાયલા તે ભાવે) રૂ. ૯ાા; બિગાડના કાગળનો રૂ. ૦ા; પ્રિન્ટીંગ, કંપોઝ તથા ફોલ્ડીંગ ખર્ચ મળી રૂ. ૫ાાા=; સંશોધન, પ્રુફરીડીંગ, વીમો, દેખરેખ ઇ. છપાઇ જતાં સુધીની વ્યવસ્થા બદલ રૂ. ૪; કુલ રૂ. ૧૯ાાા= પ્રમાણે ફોર્મ ૨૬૦ નો ખર્ચ.

૬૫) ટાઇટલપેજના અર્ધા ફોર્મના કાગળ, છપાઇ તથા ઑર્ડરના.

૩૮૦) બિગાડ, ભેટ, ઘટ ઇ૦ બદલ પ્રત ૨૦૦ તથા ફંડની વૃદ્ધિ ખાતે પ્રત ૧૦૦) મળી કુલ પ્રત ૩૦૦ વધુ છપાવવા માટે કાગળનાં રીમ ૪૦.

૧૮૭ાા બંને ભાગ મળીને પ્રત ૪૦૦૦ નું પેકીંગ ખર્ચ દર રૂપીયે ૦) ૦ા પ્રમાણે.

૩૭૫) બહારગામના વેપારીઓને તથા મુંબઇના કાર્યાલયને મોકલવાનો રેલ્વે ઇ૦ ખર્ચ અથવા રૂબરૂ સામટાં લેનારને અપાતું વધારાનું કમીશન દર રૂપીયે ૦) ૦ાા લેખેથી.

૧૪૩૭ાા બાઇન્ડીંગ, અસ્તર તથા કવરનો ખર્ચ સેંકડે રૂ. ૩૧ા પ્રમાણે.

રૂ. ૭૫૪૭ાા કુલ.

બીજી તરફ બંને ભાગનું મૂલ્ય રૂ. ૬ રખાયું છે તેમાંથી, ચાલુ ધોરણ મુજબ બુકસેલર કમીશનના ૧૨ાા; અને જાહેરખબર, વેચાઇ જતાં સુધીની વ્યવસ્થા, મકાનભાડું, વીમો ઇ૦ ના ૨૫) મળી કુલ ૩૭ાા ટકા બાદ થતાં દરપ્રતે નક્કી રૂ. ૩ાા ને હિસાબે બેહજાર પ્રતના રૂ. ૭૫૦૦ થયા; જે રકમ ઉપલા કુલ આંકડાને મળતી જણાશે.

બંને ભાગના પ્રથમથી થનાર ગ્રાહકો માટે ખર્ચનો ફાળો ઓછો માનીને મૂલ્ય રૂ. ૬)ને બદલે ૫) રાખવામાં આવ્યું છે. તરતમાં છુટક ભાગ લેનાર માટે પણ પ્રત્યેક ભાગ દીઠ ચાર ચાર આના કમી રાખવામાં આવ્યા છે.

## अनुक्रमणिका

### ૧—વૈરાગ્યપ્રકરણ



### ૨—મુમુક્ષુપ્રકરણ



### ૩—ઉત્પત્તિપ્રકરણ

## ૪—સ્થિતિપ્રકરણ

## ૫—ઉપશમ-પ્રકરણ



# શ્રીમદ્ યોગવાસિષ્ઠ

# મહારામાયણ

## ૧-વૈરાગ્ય પ્રકરણ

### સર્ગ ૧ લો*—વાલ્મીકિ તથા અરિષ્ટનેમિનો સંવાદ

**યતઃ સર્વાણિ ભૂતાનિ પ્રતિભાંતિ સ્થિતાનિ ચ ॥**
**યત્રૈવોપશમં યાંતિ તસ્મૈ સત્યાત્મને નમઃ ॥ ૧ ॥**

સઘળા ભૂત-ભૌતિક પદાર્થો જેની સત્તાથી સત્તા પામીને પ્રકટ થયા છે, સ્થિતિકાળમાં જેની સત્તાથીજ રહ્યા છે, અને પ્રલયકાળમાં જેનીજ સત્તા રહેતાં તિરોભૂત થાય છે તે સત્યસ્વરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.[૧] જાણનાર, જાણવું અને જાણવાના વિષયરૂપ પદાર્થો; તથા જોનાર, જોવાનું સાધન અને જોવાના વિષયરૂપ પદાર્થો; તેમજ કરનાર, ક્રિયા અને ક્રિયા ઉત્પન્ન કરવાનું નિમિત્ત; એ સઘળાં જેની સત્તાથીજ થએલાં છે તે જ્ઞાનસ્વરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.[૨] જેમાંથી સઘળાં બ્રહ્માંડની અંદર આનંદના કણો સ્ફુરે છે, અને જે સઘળાઓના મૂળતત્વરૂપ છે તે સચ્ચિદાનંદરૂપ પરમાત્માને પ્રણામ કરૂં છું.[૩] સંશયથી ખેંચાએલા ચિત્તવાળા કોઈ સુતીક્ષ્ણ નામના બ્રાહ્મણે અગસ્તિમુનિના આશ્રમમાં જઇને તે મુનિને પ્રણામ આદિ વિધિપૂર્વક નીચે પ્રમાણે પૂછ્યું.[૪]

સુતીક્ષ્ણ પૂછે છેઃ—હે મહારાજ ! હે ધર્મનાં તત્ત્વોને જાણનારા ! હે સઘળાં શાસ્ત્રોમાં નિશ્ચયવાળા ! મને એક મ્હોટો સંશય છે, માટે કૃપા કરીને આપ તેનું નિવારણ કરો.[૫] એ સંશય એ છે કે મોક્ષનું સાધન કર્મ છે, જ્ઞાન છે, કે એ બન્ને છે ? આ વિષયમાં પૂર્ણ નિશ્ચય કરીને એ ત્રણ પક્ષમાંથી એક પક્ષ કહો.[૬]

અગસ્તિ કહે છેઃ—જેમ આકાશમાં પક્ષીઓની ગતિ બન્ને પાંખોથીજ થાય છે. તેમ જ્ઞાન અને કર્મ એ બન્ને સાધનથી મોક્ષ પ્રાપ્ત થાય છે.[૭] એકલા કર્મથી કે એકલા જ્ઞાનથી મોક્ષ થતો

* આ પહેલા સર્ગમાં અપ્સરાના તથા દેવદૂતના અને અરિષ્ટનેમિ રાજાના તથા વાલ્મીકિના સંવાદનો ઉપક્રમ કહેવાશે.

નથી, પણ બન્નેથી મોક્ષ થાય છે; માટે જ્ઞાન અને કર્મ એ બન્ને સાધન છે, એમ મહાત્માઓ જાણે છે. (કર્મ ચિત્તશુદ્ધિદ્વારા પરંપરાથી મોક્ષનું સાધન છે, અને ચિત્તશુદ્ધિ થયા પછી કર્મની અપેક્ષા નાહ રાખતાં કર્મત્યાગપૂર્વક એકલું જ્ઞાનજ મોક્ષનું સાક્ષાત્ સાધન છે.)[૮] આ વિષયમાં પૂર્વે થયેલો એક ઇતિહાસ ત્હારી પાસે કહું છું. પૂર્વે અગ્નિવેશ્યનો પુત્ર "કારૂણ્ય" નામનો એક બ્રાહ્મણ હતો.[૯] તે ગુરૂને ઘેર રહીને વિદ્યા ભણ્યો. એ બ્રાહ્મણ વિદ્યા ભણી અને વેદ તથા વેદનાં અંગોનો પાર પામી પાછો ઘેર આવ્યો.[૧૦] પણ ત્યાં મનમાં સંશય પડી જવાને લીધે વર્ણાશ્રમનાં કર્મો નહિ કરતાં ગૂપચૂપ થઇને રહેવા લાગ્યો. કર્મ નહિ કરતા અને એવી રીતે અવિધિથી કર્મોનો ત્યાગ કરવાને લીધે નિંદાને યોગ્ય થએલા તે પુત્રને જોઇને તેના હિતને સારૂ તેના પિતા અગ્નિવેશ્યે તેને નીચે પ્રમાણે કહ્યું.[૧૧]

અગ્નિવેશ્ય કહે છેઃ—હે પુત્ર! તું પોતાના કર્મનું પાલન કરતો નથી એ શું? કર્મોમાં લાગ્યા વિના તું શી રીતે સિદ્ધિ પામીશ તે કહે, અને કર્મોથી અટકવાનું શું કારણ છે, તે પણ કહે.[૧૨,૧૩]

કારૂણ્ય કહે છેઃ—"જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું અને નિત્ય સંધ્યોપાસન કરવું" એ પ્રવૃત્તિરૂપ ધર્મ શ્રુતિએ અને સ્મૃતિએ કહેલો છે;[૧૪] એક શ્રુતિ એ પ્રમાણે કહે છે, અને વળી બીજી શ્રુતિ એમ કહે છે કે, "ધનથી, કર્મથી કે પ્રજા ઉત્પન્ન કરવાથી મોક્ષ થતો નથી, પણ કેવળ ત્યાગથીજ મોક્ષ થાય છે, અને એ પ્રમાણે ત્યાગ કરવાથીજ કેટલાએક સંન્યાસીઓ મોક્ષ પામ્યા છે;"[૧૫] તો હે પિતા! આ બે શ્રુતિઓના ભિન્ન ભિન્ન મતમાં "મ્હારે શું કરવું?" એમ સંદેહ પડવાને લીધે હું કર્મથી અટકી બેઠો છું.[૧૬]

અગસ્તિ કહે છેઃ—હે સુતીક્ષ્ણ! એટલું બોલીને કારૂણ્ય ચૂપ થતાં તેવા પુત્રને જોઇને ફરીવાર અગ્નિવેશ્યે તેને નીચે પ્રમાણે કહ્યું.[૧૭]

અગ્નિવેશ્ય કહે છેઃ—હે પુત્ર! તું એક કથા સાંભળ. પછી તે કથાનું સઘળું તાત્પર્ય મ્હારી પાસેથી હૃદયમાં ધારીને જેમ ત્હારી ઈચ્છામાં આવે તેમ કરજે.[૧૮] હિમાલયનું શિખર કે જેમાં કામદેવથી તપેલી કિન્નરીઓ કિન્નરોની સાથે રમણ કરે છે, અને જેમાં મહાપાપોના સમૂહનો નાશ કરનારો ગંગાજીનો પ્રવાહ ચાલ્યો જાય છે, તેમાં બેઠેલી "સુરૂચિ" નામની કોઈ અપ્સરાઓના વર્ગમાં ઉત્તમ સ્ત્રીએ ઈંદ્રના એક દૂતને અંતરિક્ષમાં જતાં દીઠો. તેને જોઈ એ ભાગ્યશાળી "સુરૂચિ" નામની ઉત્તમ અપ્સરાએ તેને નીચે પ્રમાણે પૂછ્યું.[૧૯-૨૧]

સુરૂચિ કહે છેઃ—હે દેવના દૂત! હે પૂજ્ય! તું ક્યાંથી આવે છે અને હવે ત્હારે ક્યાં જવું છે?* એ સઘળું કૃપા કરીને કહે.[૨૨]

દેવદૂત કહે છેઃ—હે સુંદરિ! ત્હેં બહુ સારૂં પૂછ્યું. હું તને સઘળી વાત કહું છું. ધર્માત્મા "અરિષ્ટનેમિ" નામનો રાજર્ષિ પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પુત્રને રાજ્ય આપી દઇને તપ કરવાસારૂ વનમાં આવ્યો છે, અને તે ગંધમાદનપર્વતમાં તપ કરે છે, તેની પાસે મ્હારે જે કામ હતું તે કરીને હમણાં હું ત્યાંથી આવું છું, અને હવે તે વૃત્તાંતનું નિવેદન કરવાસારૂ ઈંદ્રની પાસે જાઉં છું.[૨૩-૨૫]

* તું ઉપાધિને લીધે જીવરૂપ થઇને અહિં ક્યાંથી આવે છે, અને ઉપાધિ દૂર થતાં પાછો ક્યાં જશે? એવો અભિપ્રાય પણ આ પ્રશ્નમાંથી નીકળે છે.

અપ્સરા કહે છેઃ—હે દેવદૂત! ત્યાં શો વૃત્તાંત થયો? તે મને કહે. હું પૂછવાની ઈચ્છાથી નમ્ર પણે કહું છું, માટે જવાની ઉતાવળ નહિ કરતાં મને ઉત્તર દેવો જોઇએ.[૨૬]

દેવદૂત કહે છેઃ—હે સુંદરિ! સાંભળ, જે વૃત્તાંત થયો છે તે સઘળો ત્હારી પાસે વિસ્તારથી કહું છું. એ રાજા તે વનમાં ભારે તપ કરતાં ઇંદ્રે મને આજ્ઞા કરી કે "હે દૂત! તું આ અપ્સરાઓનાં ટોળાંવાળું, અનેક વાદિત્રોથી શોભાયમાન અને ગંધર્વ, સિદ્ધ, યક્ષ તથા કિન્નર આદિથી દીપી રહેલું વિમાન લઇને અને સાથે બીજાં પણ તાલ, વેણુ તથા મૃદંગ આદિ લઇને ત્યાં જા.[૨૭-૩૦] અનેક પ્રકારનાં વૃક્ષોથી ઘેરાએલા તે "ગંધમાદન" નામના ઉત્તમ પર્વતમાં જઈ એ અરિષ્ટનેમિરાજાને વિમાનમાં બેસાડી સ્વર્ગનાં સુખ ભોગવવાને માટે આ અમરાવતી નગરમાં તેડી લાવ."[૩૧] એ પ્રમાણે ઇંદ્રની આજ્ઞા થતાં હું સઘળી સામગ્રીઓવાળું તે વિમાન લઈ ગંધમાદન પર્વતમાં ગયો[૩૨] તે પર્વતમાં એ અરિષ્ટનેમિના આશ્રમમાં જઇને તેની પાસે મ્હેં ઇંદ્રિની સઘળી આજ્ઞાનું નિવેદન કર્યું.[૩૩] મ્હારૂં વચન સાંભળી સંશયવાળા તે રાજાએ મને પૂછ્યુંઃ—

રાજા કહે છેઃ—હે દૂત! હું તને કાંઈક પૂછવા ઇચ્છું છું, તો તેનો ઉત્તર દેવો જોઇએ.[૩૪] સ્વર્ગલોકમાં ગુણ અને દોષ કયા કયા છે? તે તું મ્હારી પાસે કહે. પછી ત્યાંની સ્થિતિ જાણીને હું જેમ મને ગમશે તેમ કરીશ.[૩૫]

દૂત કહે છેઃ—"જેવાં પુણ્ય કર્યાં હોય તે પ્રમાણે સ્વર્ગમાં ઉત્તમ સુખ મળે છે. ઉત્તમ પુણ્ય કર્યું હોય તો ઉત્તમ સુખ મળે છે, મધ્યમ પુણ્ય કર્યું હોય તો મધ્યમ સુખ મળે છે, અને કનિષ્ઠ પુણ્ય કર્યું હોય તો કનિષ્ઠ સુખ મળે છે. જે પુણ્ય કરેલાં હોય તે ખૂટતાં સુધી સ્વર્ગમાં રહેવાય છે. ત્યાં પરાયાનો ઉત્કર્ષ ખમી શકાતો નથી, પણ પોતાથી ઉત્તમ તથા સમાન લોકોની સાથે સ્પર્દ્ધા રહ્યા કરે છે, તથા પોતાથી ઓછા સુખવાળા લોકોને જોઇને રાજીપો થાય છે.[૩૬-૩૮] પુણ્યો ક્ષીણ થતાં પણ જો તેઓમાંથી કાંઈ સારાં કર્મ અવશેષ રહ્યાં હોય તો ત્યાંથી પડયા પછી પાછો મનુષ્યનો અવતાર આવે છે. હે રાજા! એવા અને એવી જાતના બીજા પણ કેટલાએક *ગુણ તથા દોષો ×સ્વર્ગલોકમાં છે."[૩૯] હે સુંદરિ! એ પ્રમાણે મ્હારૂં વચન સાંભળી તે રાજા બોલ્યોઃ—

રાજા કહે છેઃ—હે દેવદૂત! એવા સ્વર્ગરૂપ ફળને હું ઇચ્છતો નથી.[૪૦] હું તો હવે પછી ઉગ્ર તપ કરી, સર્પ જેમ જૂની કાંચળીને છોડી દે છે, તેમ આ અશુદ્ધ કલેવરને છોડી દઇશ. (તપથી પાપકર્મનો સમૂળ નાશ થઇ જશે, અને પુણ્યો રાગ નહિ હોવાને લીધે બીજો જન્મ આપી શકશે નહિ, માટે આ દેહ પડી જતાંજ મને મોક્ષ થશે.)[૪૧] હે દેવદૂત! તું આ વિમાન લઇને જેમ આવ્યો છે તેમજ પાછો ઇંદ્રની પાસે જા. હું તને પ્રણામ કરૂં છું.[૪૨]

દેવદૂત કહે છેઃ—હે સુંદરી! રાજાએ એ પ્રમાણે કહેતાં એ વૃત્તાંતનું નિવેદન કરવા માટે હું ઇંદ્રિની સભામાં ગયો, અને ત્યાં મ્હારી સંપૂર્ણ વાત સાંભળવાથી સભામાં બેઠેલા લોકોને મ્હોટો વિસ્મય થયો.[૪૩] મ્હારી વાત સાંભળ્યા પછી ઇંદ્રે મને પુનઃ મધુર વાણીથી ઉત્તમ આજ્ઞા કરી.

ઇંદ્ર કહે છેઃ—હે દૂત! તું ત્યાં ફરીથી જા, અને તે વૈરાગ્યવાન્ રાજાને આત્મસ્વરૂપનો

* મનુષ્યોના કરતાં વિશેષ સ્વતંત્રતા, ઇચ્છાનો અભિઘાત ન થવો, સર્વદા યુવાવસ્થા રહેવી, ને શરીરની નિરોગી સ્થિતિ ઇત્યાદિ ગુણો.

× મરણનું જ્ઞાન હોવાથી થતો ભય ઇત્યાદિ દોષો.

બોધ કરાવવાને માટે તત્ત્વવેત્તા વાલ્મીકિમુનિના આશ્રમમાં તેડી જા. વાલ્મીકિમુનિને મ્હારા સમાચાર કહેજે કેઃ-[૪૪-૪૫] "હે મ્હોટા ઋષિ! આ વૈરાગ્યવાન્ અને નમ્રતાવાળો રાજા કે જે સ્વર્ગને ઇચ્છતો નથી તેને તમે આત્મજ્ઞાન આપો,[૪૬] કે જેથી સંસારનાં દુઃખોથી કાયર થએલો આ રાજા મનન આદિ અનુક્રમથી મોક્ષને પ્રાપ્ત થાય." આ પ્રમાણે આજ્ઞા કરીને ઇંદ્રે મને પાછો ત્યાં મોકલતાં હું ત્યાં જઇ ત્યાંથી રાજાને તેડી જઇને વાલ્મીકિની પાસે ગયો, અને ત્યાં વાલ્મીકિને મ્હેં કહ્યું કેઃ-"આ રાજાને ઇંદ્રે આપની પાસે મોકલ્યો છે, અને એને આત્મજ્ઞાન આપવાની આપને ભલામણ કરી છે." પછી વાલ્મીકિએ તે રાજાને ઘણી પ્રીતિથી પુત્રાદિકનું કુશલ પૂછવાની વાતો કરીને આરોગ્ય પૂછતાં રાજાએ તેમને નીચે પ્રમાણે કહ્યું:-[૪૭-૪૯]

રાજા કહે છેઃ-હે મહારાજ! હે ધર્મનાં તત્ત્વને જાણનારા! હે બ્રહ્મવેત્તા! હે વિદ્વાનોમાં ઉત્તમ! હું આપની કૃપાદૃષ્ટિ પડવાથી કૃતાર્થ થયો છું, અને એજ મ્હારૂં કુશળ છે.[૫૦] હે મહાત્મા! હું જે પૂછવા ઇચ્છું છું તેનો ઉત્તર મને આપો. બીજાઓને આવા કામમાં દેવતાઓ ઘણાં વિઘ્નો કરે પણ મને તો દેવતાઓના રાજાએજ મોકલ્યો છે, માટે મ્હારા કામમાં વિઘ્ન થશે નહિ. હું સંસારરૂપ બંધનથી થતાં દુઃખોની પીડામાંથી શી રીતે છૂટો થાઉં ? તે કહો.[૫૧]

વાલ્મીકિ કહે છેઃ-હે રાજા ! સાંભળ, હું ત્હારી પાસે રામાયણ કહીશ કે જે અખંડિત રીતે સાંભળી તથા યત્નપૂર્વક મનમાં ધારીને તું જીવન્મુક્ત થઈશ.[૫૨] હે સમજુ રાજા! હું કે જે તત્ત્વવેત્તા છું તે ત્હારી પાસે વસિષ્ઠ અને રામના સંવાદરૂપે* થએલી મોક્ષના ઉપાયો સંબંધી શુભ કથા કહું છું તે તું સાંભળ.[૫૩]

રાજા કહે છેઃ-એ રામ કોણ હતા ? કેવા હતા ? કોના પુત્ર હતા ? એ કોઈ બંધનમાં પડેલ સાધારણ જીવરૂપ હતા કે સર્વદા મુક્તરૂપ વિષ્ણુનો અવતાર કહેવાય છે તે હતા ? હે તત્ત્વ જાણનારાઓમાં ઉત્તમ! એ સર્વ વાત નિશ્ચયપૂર્વક મને કહો.[૫૪]

વાલ્મીકિ કહે છેઃ-શાપોના મિષને લીધે રાજાનો વેષ ધરનારા એ રામ પોતે વિષ્ણુ હતા. ભક્ત લોકોનાં વચનોને સાચાં કરવા સારૂ પોતેજ અજ્ઞાનનો સ્વીકાર કરીને અલ્પજ્ઞ થયા હતા.[૫૫]

રાજા કહે છેઃ-રામ કે જે વાસ્તવિક રીતે ચિદાનંદસ્વરૂપ હતા અને વ્યવહારદૃષ્ટિથી પણ જેનું શરીર ચૈતન્યના પરિણામરૂપ હતું તેને શાપ મળવાનું જે કારણ થયું હોય તે કહો, અને એવો શાપ કોણે આપ્યો હતો, તે પણ કહો.[૫૬]

વાલ્મીકિ કહે છેઃ-સઘળી કામનાઓથી રહિત સનત્કુમાર બ્રહ્માની સભામાં બેઠા હતા ત્યાં ત્રૈલોક્યના અધિપતિ મહાસમર્થ વિષ્ણુ વૈકુંઠમાંથી આવ્યા.[૫૭] બ્રહ્માએ અને બીજા પણ સત્યલોકના રહેવાસીઓએ ત્યાં વિષ્ણુની પૂજા કરી પણ સનત્કુમારે કરી નહિ. એ જોઇને વિષ્ણુએ સનત્કુમારને કહ્યું કેઃ-[૫૮] "હે સનત્કુમાર! તમે અભિમાનને લીધે નિઃસ્પૃહપણાનો ડોળ ઘાલીને અક્કડ રહો છો એટલા માટે તમે હવે કામનાઓથી ઘેરાએલા શરજન્મા× થશો."[૫૯] એ સાંભળી સનત્કુમારે પણ વિષ્ણુને શાપ દીધો કે, "તમારામાં જે સર્વજ્ઞપણું છે તેને છોડીને તમે કેટલાક

* વસિષ્ઠે રામચંદ્રજીને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિના ઉપાયરૂપ યોગ આ ગ્રંથમાં કહ્યો છે, માટે આ ગ્રંથનું નામ "**યોગવાસિષ્ઠ મહારામાયણ**" છે.

× શરના વનમાં જેમનો જન્મ થશે એવા કાર્તિકસ્વામી.

કાળ સુધી અજ્ઞાની થશો."[૬૦] જે સમયે વિષ્ણુએ ભૃગુઋષિની સ્ત્રીને મારી તે સમયે તે જોઈ ક્રોધથી વ્યાપ્ત થએલા ભૃગુઋષિએ પણ વિષ્ણુને શાપ દીધો હતો કે, "હે વિષ્ણુ ! તમને પણ સ્ત્રીનો વિયોગ થશે."[૬૧]. જાલંધરની સ્ત્રી વૃંદાએ પણ વિષ્ણુને શાપ દીધો હતો કે, "તમે છળ કરીને મ્હારા પતિવ્રતાપણાનો ભંગ કર્યો એટલા માટે તમે મ્હારા શાપથી સ્ત્રીનો વિયોગ પામશો."[૬૨] દેવદત્ત નામના બ્રાહ્મણની સ્ત્રી કે જે પયોષ્ણી નદીને કાંઠે રહેતી હતી તે નૃસિંહનું રૂપ ધરનારા વિષ્ણુને જોઇને મરી ગઈ હતી,[૬૩] એટલા માટે સ્ત્રીના વિયોગથી પીડા પામેલા તે દેવદત્તે જો કે પોતાને ઘણાં પુણ્યોથી વિષ્ણુનો સાક્ષાત્કાર થયો હતો તોપણ તેમને શાપ દીધો હતો કે, "હે વિષ્ણુ ! તમને પણ તમારી સ્ત્રીનો વિયોગ થશે."[૬૪] આ પ્રમાણે વિષ્ણુને સનત્કુમારે, ભૃગુઋષિએ, વૃંદાએ અને દેવદત્તે શાપ દીધા હતા તેથી તે વિષ્ણુ મનુષ્યરૂપે થયા હતા.[૬૫] હે અરિષ્ટનેમિ રાજા ! આ પ્રમાણે શાપનો મિષ થવાનાં સઘળાં કારણો મ્હેં ત્હારી પાસે કહ્યાં. હવે મોક્ષના સાધનરૂપ સંપૂર્ણ રામાયણ કહું છું, તે એકાગ્ર બુદ્ધિથી સાંભળ.[૬૬]

**एतत्ते कथितं सर्वं शापव्याजस्य कारणम् ॥ इदानीं वच्मि तत्सर्वं सावधानमतिः शृणु॥६६॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મ૦ વૈરાગ્યપ્રકરણનો "સૂત્રપાતનક*" નામનો પહેલો સર્ગ સંપૂર્ણ. ૧**

## सर्ग २ जो+ અધિકારી, ગ્રંથરચના અને જીવન્મુક્તની સ્થિતિ.

**दिवि भूमौ तथाऽऽकाशे बहिरंतश्च मे विभुः। यो विभात्यवभासात्मा तस्मै सर्वात्मने नमः॥१॥**

જે અખંડ પ્રકાશરૂપ પરમાત્મા મને ઉપર, નીચે, મધ્યમાં, બહાર તથા શરીરની અંદર પણ ભાસે છે તે સર્વના સ્વરૂપભૂત પરમાત્માને પ્રણામ કરૂં છું.[૧]

વાલ્મીકિ કહે છેઃ–આ શાસ્ત્રમાં અત્યંત અજ્ઞાની કે અત્યંત જ્ઞાની અધિકારી નથી, પણ જે પુરૂષને "હું આ સંસારમાં બંધાયો છું, ને જ્ઞાન મળવાથી મુક્ત થઇશ," એવો નિશ્ચય હોય તે અધિકારી છે.[૨] જે સમજુ પુરૂષ પ્રથમ પૂર્વરામાયણનો વિચાર કરી તેમાં કહેલાં નીતિ અને ધર્મ પ્રમાણે ચાલી ચિત્ત શુદ્ધ થયા પછી આ મોક્ષના ઉપાયરૂપ ઉત્તરરામાયણનો વિચાર કરે તેને પુનર્જન્મ થતો નથી.[૩] હે રાજા ! પ્રથમ પૂર્વરામાયણમાં રાગ આદિ દોષોનું ઉચ્છેદન કરવામાં પ્રબળતા ધરાવનારા રામચંદ્રની કથાઓરૂપ ઉપાયો રચીને પૂર્વે બુદ્ધિમાન્ અને વિનય-વાળા "ભરદ્વાજ" નામના શિષ્યને મ્હેં સાવધાનપણાથી, જેમ સમુદ્ર યાચકને મણિ આપે તેમ આપ્યા હતા.[૪.૫] પછી તે બુદ્ધિમાન્ ભરદ્વાજે એ પૂર્વરામાયણરૂપ ઉપાયો મેરૂપર્વતના કોઈ વનમાં બ્રહ્માની પાસે બોલી દેખાડતાં લોકોના પિતામહ અને ઉદાર મનવાળા બ્રહ્માજીએ ભરદ્વાજને કહ્યું કે, "હે પુત્ર! તું મ્હારી પાસેથી વર માગ." (એ પ્રમાણે બ્રહ્માનું વચન સાંભળી ભરદ્વાજે નીચે પ્રમાણે માગ્યું.)[૬-૭]

ભરદ્વાજ કહે છેઃ–હે મહારાજ ! હે ભૂત-ભવિષ્યના સ્વામી ! જે ઉપાયથી લોકો સંસાર-રૂપી દુઃખમાંથી મુક્ત થાય તે ઉપાય કહો. હમણાં મને એ વર માગવો ગમે છે.[૮]

બ્રહ્મા કહે છેઃ–હે પુત્ર ! આ વિષયમાં તું પ્રયત્નપૂર્વક ત્હારા ગુરૂ વાલ્મીકિનીજ પ્રાર્થના

* દોરી છાંટવી. + આ બીજા સર્ગમાં અધિકારી, કથાના ઉપાયનો સંબંધ, બ્રહ્માની આજ્ઞાથી ગ્રંથની રચના અને જીવન્મુક્તની સ્થિતિ કહેવામાં આવશે.

કર કે "તમે અનિંદિત રામાયણ કરવા માંડીને અધૂરૂં મૂકેલ છે તે સમાપ્ત કરો." એ રામાયણ પૂરૂં થયા પછી સાંભળવામાં આવશે તો, જેમ લોકો અપાર ગુણવાળા સેતુ (રામે બાંધેલા પૂલ) થી સમુદ્રનો પાર પામે છે, તેમ મનુષ્ય અપાર ગુણવાળા એ રામાયણથી સઘળા મોહનો પાર પામી જશે.[૯,૧૦]

વાલ્મીકિ કહે છેઃ–પ્રાણીઓને ઉત્પન્ન કરનારા બ્રહ્મા એ પ્રમાણે ભરદ્વાજને કહી તે ભરદ્વાજની સાથે મ્હારા આશ્રમમાં આવ્યા.[૧૧] મ્હેં તે દેવની તુરત અર્ધ્ય તથા પાદ્ય આદિથી પૂજા કરી. પછી ઘણી મ્હોટાઇવાળા અને સર્વ પ્રાણીઓનું હિત કરવામાં લાગેલા તે બ્રહ્માએ મને કહ્યું કેઃ–[૧૨] "હે મ્હોટા મુનિ! તમે રામના સ્વભાવનું વર્ણન કરવાને સારૂ જે ઉત્તમ ગ્રંથ રચવા માંડયો છે તે ગ્રંથ કાયર થઇને વચમાંથી છોડી દેવો નહિ જોઇએ, પણ તેને સમાપ્ત કરવો જોઇએ;[૧૩] કારણ કે જેમ વહાણથી લોકો તુરત સમુદ્રનો પાર પામે છે તેમ એ ગ્રંથથી તુરત આ સંસારરૂપી સંકટનો તેઓ પાર પામશે.[૧૪] હું આ ભલામણ કરવાને સારૂજ અહિં આવ્યો છું. માટે લોકોના હિતને માટે તમે એ ગ્રંથ પૂરો કરો." એટલાં વચન કહી બ્રહ્મા જેમ જળનો થોડીવારમાં ઉઠેલો મ્હોટો તરંગ થોડીજવારમાં અદૃશ્ય થઇ જાય તેમ મ્હારા તે પવિત્ર આશ્રમમાંથી અંતર્હિત થઈ ગયા.[૧૫,૧૬] મને બ્રહ્મા આવવાના સમયમાં પરમ વિસ્મય થયો હતો, તેથી બ્રહ્મા ગયા પછી મ્હેં ચિત્તને સ્વસ્થ કરી ભરદ્વાજને ફરી પૂછ્યું કે,[૧૭] "હે ભરદ્વાજ! બ્રહ્માએ મને આ શું કહ્યું? તે તું તુરત મને કહે." મ્હારાં વચન સાંભળી ભરદ્વાજે મને નીચે પ્રમાણે કહ્યુંઃ–[૧૮]

ભરદ્વાજ કહે છેઃ–"જેમ તમે પૂર્વરામાયણ કર્યું છે તેમજ સર્વ લોકોનાં હિતને માટે જેથી સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર થાય એવું ઉત્તરરામાયણ પણ કરો" એમ આપને બ્રહ્માએ કહ્યું છે[૧૯]. મ્હોટા મનવાળા રામ, ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, યશસ્વિની સીતા અને રામને અનુસરનારા મહાબુદ્ધિમાન મંત્રીઓના પુત્રો એઓ એ સંસારરૂપી સંકટમાં કેવા વ્યવહારથી વર્ત્યા હતા અને તેઓ નિર્દુઃખપણું કેવી રીતે પામ્યા હતા? એ વિષય આપ મને પણ કહો કે જે ઉપરથી હું પણ બીજા લોકોની સાથે તેવી સ્થિતિને પહોંચું.[૨૦-૨૨] એ પ્રમાણે ભરદ્વાજનાં વચન સાંભળીને હું તે સમયે બ્રહ્માની આજ્ઞા પાળવાસારૂ આદરપૂર્વક કહેવા લાગ્યો કે, "હે પુત્ર ભરદ્વાજ! હું ત્હારા પૂછવા ઉપરથી કહું છું તે સાંભળ કે જે સાંભળવાથી તું આત્મતત્ત્વના અજ્ઞાનરૂપી મોહને અત્યંત દૂર કરી નાંખશે.[૨૩,૨૪] હે બુદ્ધિમાન્! કમળસરખાં નેત્રવાળા મહાશય રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, સીતા, દશરથ અને રામના મિત્ર કૃતાસ્ત્ર તથા અવિરોધ એઓ સુખી છતાં, જેમ સઘળા વિષયોમાં આસક્તિ વગરની બુદ્ધિથી વ્યવહાર કરતા હતા તેવી રીતે તું પણ વ્યવહાર કર. બોધના પારને પામેલા "વસિષ્ઠ" તથા "વામદેવ" નામના બે બ્રહ્મર્ષિઓ તથા ધૃષ્ટિ, જયંત, ભાસ, સાચું બોલનારો વિજય, વિભીષણ, સુષેણ, હનુમાન અને ઇંદ્રિજિત વાનર એ આઠ મંત્રીઓ અને તેવી રીતના બીજા મહાત્માઓ પણ કે જેઓ જીવન્મુક્ત હોવાને લીધે ચિત્તમાં સમતાવાળા અને વૈરાગ્યવાળા હતા, અને બહારના પ્રારબ્ધથી જે પ્રાપ્ત થાય તેને અનુસરનારા હતા,[૨૫-૨૯] તેઓ હોમ, દાન, ધનાદિકનું ગ્રહણ, નિવાસ અને સ્મરણ આદિ વ્યવહારોથી જેમ વર્ત્તતા હતા તે પ્રમાણે તું જો;

વર્તીશ તો તું આ સંસારરૂપી સંકટમાંથી મુક્તજ છે. જે માણસ આ અપાર સંસારરૂપી સમુદ્રમાં પડેલો છતાં પણ સરસ યુક્તિ મેળવીને ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપી બળને દૃઢ કરે તે માણસ નિરાભિમાનપણાને લીધે શોકને કે દીનપણાને પ્રાપ્ત થાય નહિ, પણ સર્વોત્તમ આનંદરૂપે નિરંતર તૃપ્ત રહે છે.[૩૦,૩૧] **अपारसंसारसमुद्रपाती लब्ध्वा परां युक्तिमुदारसत्वः ॥ न शोकमायाति न दैन्यमेति गतज्वरस्तिष्ठति नित्यतृप्तः ॥३१॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો "સૂત્રપાત" નામનો બીજો સર્ગ સંપૂર્ણ. ૨**

## सर्ग ३ जो* દૃશ્યબાધનો ઉપાય, વાસનાભેદનું લક્ષણ તથા રામની તીર્થયાત્રા.

**भरद्वाज उवाच । जीवन्मुक्तस्थितिं ब्रह्मन्कृत्वा राघवमादितः ॥**
**क्रमात्कथय मे नित्यं भविष्यामि सुखी यथा ॥ १ ॥**

ભરદ્વાજ પૂછે છે:–હે મહારાજ! પ્રથમ રામના ચરિત્રનો સંબંધ લઇને અનુક્રમે જીવન્મુક્તની સ્થિતિ કહો કે જેનું અનુસંધાન રાખવાથી હું સર્વદા સુખી રહીશ.[૧]

વાલ્મીકિ કહે છે:–હે સાધુ! આ જગતરૂપી ભ્રમ કે જે આકાશમાં નીલવર્ણરૂપભ્રમની પેઠે અજ્ઞાનથી બ્રહ્મમાં પ્રતીત થએલ છે તેનું પાછું કોઈ સમયે પણ સ્મરણ ન થાય એવું વિસ્મરણ થવું, એજ મુક્તિનું સર્વોત્તમ લક્ષણ અને સ્વરૂપ છે, એવો મ્હારો નિશ્ચય છે. દૃશ્યનો અત્યંત બાધ× થયાવિના આ વાત કોઇ સમયે પણ કોઇના અનુભવમાં આવતી નથી, અને એ બાધ સ્વરૂપનો સાક્ષાત્કાર થયાવિના થતો નથી; એટલા માટે ઉપાયથી સ્વરૂપનો સાક્ષાત્કાર સિદ્ધ કરવો જોઇએ.[૨,૩] આ શાસ્ત્ર યથાર્થ રીતે સમજવામાં આવે તો એ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય, એટલા માટે તત્ત્વનો નિર્ણય થતાં સુધી તું આ વિસ્તીર્ણ શાસ્ત્ર સાંભળીશ તો તને એ સાક્ષાત્કાર પ્રાપ્ત થશે. તે સાંભળ્યાવિના થશે નહિ.[૪] હે ભરદ્વાજ! જેમ આકાશનો નીલવર્ણ પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ પૂર્ણ વિચારથી જોતાં "નથીજ" એમ અનુભવમાં આવે છે, તેમ આ જગતરૂપ ભ્રમ પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ આ ગ્રંથના વિચારથી "નથીજ" એમ અનુભવમાં આવે છે.[૫] "જે દૃશ્યપદાર્થ છે તે કાંઈ છેજ નહિ" એવા બોધથી જો મનમાંથી દૃશ્ય પદાર્થનું માર્જન થઈ જાય તો તેથી સ્વરૂપનો અનુભવ થતાં સર્વોત્તમ મોક્ષસુખ અવશ્ય પ્રાપ્ત થાય છે.[૬] અનાદિકાળના અજ્ઞાનથી ઘેરાએલા અને અહિં બહિર્મુખ શાસ્ત્રોરૂપી ખાડાઓમાં લોટયા કરતા તમલોકોને આ ગ્રંથના અભ્યાસવિના હજારો કલ્પો વીતતાં પણ મોક્ષસુખ મળવાનું નથી.[૭] હે ભરદ્વાજ! વાસનાઓનો મૂળસહિત જે અત્યંત ઉચ્છેદ થાય તેજ મોક્ષ કહેવાય છે, અને તે ચિત્તશુદ્ધિ થયા પછી શ્રવણ મનનાદિક નિર્મલ ક્રમથી પ્રાપ્ત થાય છે.[૮] જેમ ટાઢ ક્ષીણ થાય ત્યારે હિમનો કણ તુરત પીગળી જાય છે, તેમ વાસના ક્ષીણ થાય ત્યારે તુરતજ વાસનાઓના સમૂહરૂપ મન પીગળી જાય છે.[૯] જેમ અંદર પેઠેલો ઝીણો દોરો મોતીઓના સમૂહને ધરી

* આ ત્રીજા સર્ગમાં દૃશ્ય પદાર્થોનો બાધ કરવાનો ઉપાય, વાસનાના ભેદનું લક્ષણ અને રામની તીર્થયાત્રા વિસ્તારથી કહેવામાં આવશે.

× પ્રતીત થતા પદાર્થમાં મિથ્યાપણાનો સંશય વિપર્યયથી રહિત સુદૃઢ નિશ્ચય, જેમ મૃગજળ પ્રતીત થતાં છતાં વિવેકીને "એ જળ નથી" એવો સુદૃઢ નિશ્ચય રહે છે.

રાખે છે, તેમ વાસનાજ આ ભૂતના સમુદાયથી બનેલા દેહને ધરી રાખે છે.[૧૦] એક "શુદ્ધ" અને બીજી "મલિન" એમ વાસના બે પ્રકારની છે. જેથી જન્મ આવે છે તે વાસનાને મલિન જાણવી, અને જેથી જન્મનો નાશ થાય છે તે વાસનાને શુદ્ધ જાણવી.[૧૧] અજ્ઞાનરૂપી ખેતરમાં વિષયોના અનુસંધાનને લીધે ધાટી, જામેલી અને અત્યંત દૃઢ અહંકારરૂપી માળી જેને પોષણ આપ્યા કરે છે એવી જે મલિન વાસના છે તે પુનર્જન્મ આપે છે.[૧૨] જેમ શેકી નાખેલા બીજમાં અંકુર રહેતા નથી તેમ તત્ત્વબોધ થવાથી જેમાં પુનર્જન્મના અંકુર રહેલા ન હોય એવી જે શુદ્ધ વાસના હોય તે પુનર્જન્મ આપતી નથી. એ વાસના પ્રારબ્ધની સ્થિતિપર્યંત માત્ર વર્તમાન દેહને ધરી રાખે છે.[૧૩] જીવન્મુક્ત પ્રાણીઓમાં જેથી પુનર્જન્મ થતો નથી એવી શુદ્ધ વાસના રહે છે, અને તે વાસનાને લીધે જેમ કુંભારનો ચાકડો હાથથી ફેરવવું છોડી દીધા છતાં પણ વેગના સંસ્કારથી થોડીવાર સુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુક્તનો દેહ ફર્યા કરે છે. જેઓની વાસના શુદ્ધ હોય તેઓ ફરીવાર જન્મરૂપી અનર્થના પાત્ર થતા નથી, અને તેઓજ પરમતત્ત્વને જાણી ચૂકેલા, જીવન્મુક્ત અને મ્હોટી બુદ્ધિવાળા કહેવાય છે.[૧૪,૧૫] મ્હોટી બુદ્ધિવાળા રામ જે પ્રકારે જીવન્મુક્તિરૂપ પદને પામ્યા હતા તે પ્રકાર હું ત્હારી પાસે જરા તથા મરણની શાંતિને વાસ્તે કહું છું, તે સાંભળ.[૧૬] હે મ્હોટી બુદ્ધિવાળા ભરદ્વાજ! આ રામનો શુભ અનુક્રમ હું એવી રીતે કહીશ કે તેથી તું સર્વદા સઘળું સમજી શકીશ.[૧૭] કમળસરખાં નેત્રવાળા રામ વિદ્યાભ્યાસ પૂરો થતાં વિદ્યાશાળામાંથી નીકળીને ઘરમાં નિર્ભયપણે અનેક પ્રકારના વિનોદોથી દિવસો કહાડવા લાગ્યા.[૧૮] આ સમયમાં દશરથરાજા પૃથ્વીનું પાલન કરતા હતા અને સઘળી પ્રજાઓ શોકરહિત તથા સંતાપરહિત રહી હતી.[૧૯] કેટલોક સમય વિત્યાપછી કોઈ દિવસે ગુણોના ભંડારરૂપ રામને અનેક તીર્થ અને પવિત્ર આશ્રમો જોવાને માટે મનમાં બહુજ ઉત્કંઠા થતાં તેમણે વિચાર કરી પિતાની પાસે આવી જેમ હંસ નવીન અને કેસરાવાળાં બે કમળોનું ગ્રહણ કરે તેમ સુંદર અને નખોરૂપી કેસરાવાળાં પિતાનાં બે ચરણકમળનું ગ્રહણ કરીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી:–[૨૦,૨૧]

શ્રીરામ કહે છેઃ–હે પિતા! હે સ્વામી! તીર્થો, દેવમંદિરો, વનો અને ક્ષેત્રો જોવાને માટે મ્હારા મનમાં ઉત્કંઠા થઇ છે;[૨૨] માટે આ મ્હારી પહેલી માગણીને આપે સફળ કરવી જોઇએ. આપે જેને માન નહિ આપ્યું હોય એવો કોઈપણ અર્થી જગતમાં નથી.[૨૩] આ પ્રમાણે રામે પ્રાર્થના કરતાં દશરથરાજાએ વસિષ્ઠમુનિની સાથે વિચાર કરીને રામ કે જેણે એ પહેલીજ માગણી કરી હતી તેમને યાત્રા કરવા જવાની આજ્ઞા આપી.[૨૪] પછી શુભ નક્ષત્રવાળો દિવસ પ્રાપ્ત થતાં રામચંદ્રજી લક્ષ્મણ અને શત્રુઘ્નની સાથે યાત્રામાં નીકળવા સજ્જ થયા. બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કર્યું, માતાઓએ આશીર્વાદ આપી આલિંગન કરી કરીને શણગાર ધરાવ્યા, અને પોતે પણ માંગલિક પદાર્થોથી શરીરને શોભાવ્યું. શાસ્ત્રોને જાણનારા કેટલાએક બ્રાહ્મણો વસિષ્ઠની આજ્ઞાથી સાથે આવવાને સજ્જ થયા. એ બ્રાહ્મણોની સાથે તથા કેટલાએક સ્નેહી રાજકુમારોની સાથે તીર્થયાત્રા કરવાસારૂ રામ ઘરમાંથી બહાર નીકળ્યા.[૨૫-૨૭] તે સમયે અયોધ્યાના લોકો વાજીંત્ર વગાડી માન આપવા લાગ્યા, અને નગરની સ્ત્રીઓ ભ્રમરના સમૂહની પેઠે ચંચળતાવાળાં નેત્રોથી તેમના મુખારવિંદને જોવા લાગી.[૨૮] જેમ હિમાલય હિમોથી

ઢંકાઇ જાય તેમ અયોધ્યાની સ્ત્રીઓનાં ચંચળ હસ્તકમલોમાંથી પડતી વધાવવાની શાળની વૃષ્ટિથી રામ ઢંકાઇ ગયા.[૨૯] ગામ બહાર નીકળી બ્રાહ્મણલોકોને દાન—માનાદિકથી વશ્ય કરતા, પ્રજાઓના આશીર્વાદ સાંભળતા અને દિશાઓના ભાગોને જોતા જોતા રામ જૂદાં જૂદાં વનોમાં ફરવા લાગ્યા.[૩૦] પોતાના કોશલદેશથી માંડી માર્ગમાં કોઇ સ્થલે પણ સ્નાન, દાન, તપ અને ધ્યાન આદિ નિયમો નહિ છોડતાં અનુક્રમે પવિત્ર નદીઓનાં તીરો, વનો, ક્ષેત્રો, દેશનાં છેડાનાં જંગલો, સમુદ્રની પાસેના પ્રદેશો તથા પર્વતોની પાસેના પ્રદેશોને જોવા લાગ્યા.[૩૧,૩૨] ચંદ્ર સમાન સ્વચ્છ જલવાળાં ભાગીરથી, કમળોથી શોભી રહેલાં યમુના, સરસ્વતી, સતલજ, ચંદ્ર-ભાગા, ઇરાવતી,[૩૩] વેણી, કૃષ્ણાની સાથે મળેલ વેણી, નિર્વિંધ્યા, સરયૂ, ચંબલ, વિતસ્તા, વિપાશા, બાહુદા,[૩૪] પ્રયાગ, નૈમિષારણ્ય, ધર્મારણ્ય, ગયા, કાશી, શ્રીશૈલ, કેદાર, પુષ્કર,[૩૫] ક્રમથી પ્રાપ્ત થએલું માનસસરોવર, ઉત્તરમાનસ, હયગ્રીવતીર્થ, અગ્નિતીર્થ, "ઇંદ્રિદ્યુમ્નસર" નામનું મહાતીર્થ, કાર્તિકેયસ્વામી, શાલગ્રામ, વિષ્ણુ, વિષ્ણુનાં તથા સદાશિવનાં ચોસઠ સ્થા-નકો,[૩૬,૩૮] અનેક આશ્ચર્યોવાળાં ચારે સમુદ્રના તટો, વિંધ્યાચલના કુંજ, મંદ્રાચલના કુંજ, કુલપર્વતોનાં સ્થલો,[૩૯] મ્હોટા રાજર્ષિઓના આશ્રમો, બ્રહ્મર્ષિઓના આશ્રમો, દેવતાઓ તથા બ્રાહ્મણોના પવિત્ર શુભ આશ્રમો અને એ આદિ બીજા પણ તીર્થોનાં સમૂહો, સરોવરો, નદીઓ, નદો તથા હૃદોમાં રામ પોતાના ભાઇઓની સાથે વારંવાર ફર્યા.[૪૦] માન આપનારા અને દેવ, કિન્નર તથા મનુષ્યોએ માન દીધેલા રામ એ પ્રમાણે ચારે દિશાઓના છેડાસુધી પૃથ્વીના સઘળા ભાગોમાં ફરી તથા આ સઘળી પૃથ્વીને સારી રીતે જોઇ, દિશાઓમાં વિનોદ કરીને જેમ સદા-શિવ શિવલોકમાં પધારે તેમ પાછા પોતાને ઘેર પધાર્યા.[૪૧,૪૨] **अमरकि[illegible]रमान[illegible] मानितः सम-वलोक्य [illegible]मा[illegible] ॥ उपययौ स्वगृहं रघुनंदनो विहृतदि[illegible] शिवलोकमिवेश्वरः ॥४२॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'તીર્થયાત્રાપ્રકરણ' નામનો ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩**

---

## सर्ग ४ थो* રામનું તીર્થયાત્રાથી પાછા ફરવું

**श्रीवाल्मीकिरुवाच । रामः पुष्पांजलिव्रातैर्विकीर्णः पुरवासिभिः ॥**
**प्रविवेश गृहं श्रीमाञ्जयंतो विष्टपं यथा ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—અયોધ્યાના રહેવાશીઓએ પુષ્પાંજલિઓના સમૂહોથી વધાવેલા રામ, જયંત× જેમ સ્વર્ગમાં આવે તેમ ઘેર આવ્યા.[૧] એ પ્રથમ પ્રવાસથી આવીને રામે પિતાને, વસિષ્ઠને, ભાયાતોને, બાંધવોને, બ્રાહ્મણોને તથા કુલના વૃદ્ધપુરૂષોને પ્રણામ કર્યા.[૨] સંબંધીઓએ, માતાઓએ, પિતાએ તથા બ્રાહ્મણોએ વારંવાર આલિંગન કરીને સદાચાર કર્યો તે સમયે આનંદથી રામ જાણે પોતાના શરીરમાંજ સમાતા ન હોય તેમ પ્રફુલ્લિત થયા.[૩] રામના ઘરમાં લોકો પરસ્પર મધુર અને પ્રિય વાતો કરવા લાગતાં તેઓના કોમળ વાંસળીઓના શબ્દ જેવા ઘોંઘાટથી દિશાઓ ગાજી રહી.[૪] આઠ દિવસસુધી રામના આવવા સંબંધી

* આ ચોથા સર્ગમાં રામ તીર્થયાત્રામાંથી આવ્યા પછી તેમણે કરેલી સંબંધીઓને રાજી રાખવાની કથા તથા મૃગયા આદિની કથા કહેવામાં આવશે.

× ઇંદ્રના પુત્રનું નામ છે.

સુખને લીધે જાણે મત્ત થયાં હોય એવાં માણસોના સુંદર કોલાહલથી ભરપૂર ઉત્સવ ચાલ્યો.[૫] ત્યાંથી માંડી રામ પોતાના ઘરમાં આનંદથી રહેવા લાગ્યા, અને તે તે માણસોની પાસે પોતે જોએલા જૂદી જૂદી ઢબના દેશાચારોનું વર્ણન કરવા લાગ્યા.[૬] રામ નિત્ય પ્રાતઃકાલમાં ઉઠી શાસ્ત્રવિધિ પ્રમાણે સંધ્યાવંદન કર્યા પછી ઇંદ્રસમાન પોતાના પિતાનું દર્શન કરવા સભામાં પધારતા હતા. ત્યાં વસિષ્ઠ આદિ મહાત્માઓની સાથે આદરપૂર્વક અનેક પ્રકારનાં જ્ઞાનોથી ભરેલી વાતચીત કરતાં બેસવાનો સમય પૂરો થયા પછી ભોજનાદિક ક્રિયાઓ પહોંચી લઇને ચોથે પહોરે પિતાની આજ્ઞા લઈ મ્હોટી સેનાથી વીંટાઇને જેમાં સુવર અને પાડાઓ ઘણા હતા એવા વનમાં મૃગયા કરવા સારૂ પધારતા હતા.[૭-૮] વનમાંથી પાછા ઘેર પધારી નિયમ પ્રમાણે સ્નાન આદિ અનુક્રમ કરી રાત્રે મિત્ર તથા બાંધવોની સાથે ભોજન કરી સ્નેહીઓને પોતાની પાસે રાખીને પોઢતા હતા.[૧૦] રામ તીર્થયાત્રામાંથી આવ્યા પછી ઘણુંકરીને નિત્ય આવા પ્રકારથી પોતાના ભાઇઓની સાથે પિતાના ઘરમાં રહેતા હતા.[૧૧] હે ભરદ્વાજ ! રાજ-રીતિને અનુસરતા વ્યવહારને લીધે મનનું હરણ કરનારી, સજ્જનોના મનમાં ચાંદનીની પેઠે આનંદ આપનારી અને ઝરતા અમૃતના રસની પેઠે મધુરતાવાળી એ ઢબથી રામ દિવસો વ્યતીત કરતા હતા.[૧૨] **नृपतिसंव्यवहारमनोज्ञया सुजनचेतसि चंद्रिकयानया ॥ परिनिनाय दिनादि स चेष्टया सुतसुधारस पेशलयाऽनघ ॥ १२ ॥**

**શ્રીમદ્ યો૦ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'દિવસવ્યવહારાનરૂપણ' નામનો ચોથો સર્ગ સંપૂર્ણ. ૪**

## सर्ग ५ मो* રામના વૈરાગ્યનું વર્ણન

**श्रीवाल्मीकिरुवाच । अथोनषोडशे वर्षे वर्तमाने रघूद्वहे ॥**
**रामानुयायिनि तथा शत्रुघ्ने लक्ष्मणेऽपि च ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ–આ સમયે રામની પોણા સોળ વર્ષની અવસ્થા થઈ હતી, શત્રુઘ્ન તથા લક્ષ્મણ રામને અનુસરીને ચાલતા હતા,[૧] ભરત ઘણુંકરીને સર્વદા મોશાળમાંજ રહીને વિનોદ કરતા હતા, અને રઘુકુલના અગ્રણી મહાવિદ્વાન દશરથરાજા યોગ્ય રીતે સઘળી પૃથ્વીનું પાલન કરતા હતા;[૨] તથા મંત્રીઓની સાથે નિત્ય પુત્રોનાં સગપણ કરવા સંબંધી વિચાર કર્યા કરતા હતા.[૩] તીર્થયાત્રા કરી આવ્યા પછી પોતાના ઘરમાં રહેલા રામ તો જેમ શરદઋતુમાં નિર્મળ તળાવ દિવસે દિવસે દુબળું પડતું જાય તેમ દુબળા પડવા લાગ્યા.[૪] ધોળું, ભ્રમરોની પંક્તિવાળું અને પાકવાથી જેનાં પત્ર પ્રફુલ્લિત થયાં હોય એવું કમળ જેમ ફીક્કું પડવા લાગે, તેમ ઉજ્જવલ, વિશાળ નેત્રવાળું અને યૌવનથી પ્રફુલ્લિત થયેલું રામનું મુખ ફીક્કું પડવા લાગ્યું.[૫] રામ ચિંતાથી પરવશ થઈ ગાલ ઉપર હાથ મેલી પદ્માસન વાળી સઘળાં કામ છોડી દઇને ચૂપ રહેવા લાગ્યા.[૬] દુર્બળ અંગોવાળા, ચિંતા તથા ખેદથી ઘેરા-રાએલા અને મનમાં બહુજ કચવાતા રામે ચિત્રમાં આલેખેલાની પેઠે કોઈની સાથે કાંઈ ભાષણ કરવાનું પણ છોડી દીધું.[૭] પરિજનલોકો વારંવાર પ્રાર્થના કરે ત્યારેજ રામ દિવસ-

* આ પાંચમા સર્ગમાં રામના શરીરમાં વૈરાગ્યને લીધે નિર્બળપણા આદિની સ્થિતિ થઇ, રાજાને તેનું કારણ જાણવાની ઇચ્છા થઇ, અને તે ઉપરથી વસિષ્ઠે ઉત્તર દેવાનો આરંભ કર્યો; એટલી કથા કહેવાશે.

સંબંધી પોતાનાં અવશ્ય કરવાનાં કામો કરવા લાગ્યા, અને તે કરતાં છતાં પણ ખેદને લીધે તેમનું મુખ કરમાએલુંજ રહેવા લાગ્યું.[૮] ગુણોના સમૂહના ભંડારરૂપ તે રામને એવી સ્થિતિમાં જોઈ એમના ભાઈઓ લક્ષ્મણ તથા શત્રુઘ્ન પણ એવીજ દશાને પ્રાપ્ત થયા.[૯] એ પ્રમાણે એ પુત્રો મુંઝાએલા અને દુબળા થએલા જોવામાં આવતાં દશરથ તથા દશરથની રાણીઓ પણ ચિંતાથી પરવશ થયાં.[૧૦] દશરથરાજા સ્નેહભરેલી વાણીથી "હે પુત્ર ! આવી મ્હોટી શી ચિંતા છે ?" એમ વારંવાર પૂછવા લાગ્યા; તોપણ તેમને કાંઈ ઉત્તર નહિ આપતાં "પોતાનું દુઃખ તેમનાથી ટાળી શકાય એમ નથી" એવા અભિપ્રાયથી "હે પિતા ! મને કાંઈ દુઃખ નથી" એમ કહી કમળપત્રસરખાં નેત્રવાળા રામ પિતાની પાસે ચૂપાચૂપ બેસી રહેવા લાગ્યા.[૧૧,૧૨] પછી દશરથ રાજાએ સઘળાં કાર્યોને જાણનારા અને વક્તાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિને "રામ શામાટે મુંઝાય છે" એમ પૂછતાં વસિષ્ઠમુનિએ વિચાર કરીને ઉત્તર આપ્યો કે "હે શ્રીમાન મહારાજ ! તમે ખેદ નહિ ધરો. રામને ચિંતા થવામાં પરિણામે સુખદાયી થાય એવું કારણ છે. જેમ બ્રહ્માંડમાં પંચમહાભૂતો સૃષ્ટિના કે સંહારના વેગરૂપ મ્હોટું કારણ ઉત્પન્ન થયાવિના અલ્પકારણથી વધવાઘટવારૂપ વિકારને પ્રાપ્ત થતાં નથી, તેમ સત્પુરૂષો પણ મ્હોટા કારણવિના સ્વલ્પ કારણથી કોપ, ખેદ કે મ્હોટા હર્ષરૂપ વિકારને પામેજ નહિ."[૧૩-૧૫] **कोपं विषादकलनां विततं च हर्षं नाल्पेन कारणवशेन वहंति संतः ॥ सर्गेण संत्दतिजवेन विना जगत्यां भूतानि भूप न महांति विकारवंति ॥ १५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'કાર્શ્યનિવેદન' નામનો પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫**

## સર્ગ ૬ ઠ્ઠો* વિશ્વામિત્રનું આગમન

**श्रीवाल्मीकिरुवाच । इत्युक्ते मुनिनाथेन संदेहवति पार्थिवे ॥ खेदवत्यास्थिते मौनं किंचित्कालं प्रतीक्षणे ॥ १ ॥**

વાલ્મીકિ કહેછેઃ–એ પ્રમાણે વસિષ્ઠમુનિ વાત કરતા હતા, સંદેહ તથા ખેદથી ઘેરાએલા દશરથરાજા તે વાતનું છેવટ આવવાનીવાટ જોઈ થોડીવાર ચૂપ રહ્યા હતા,[૧] અને અંતઃપુરમાં ખેદ પામેલી તેમની સઘળી રાણીઓ કારણની પરીક્ષા કરવાસારૂ રામની સઘળી હીલચાલો જોવામાં તત્પર રહી હતી,[૨] તે સમયમાં "વિશ્વામિત્ર" એવા નામથી પ્રખ્યાત મ્હોટા ઋષિ દશરથરાજાને મળવા સારૂ આવ્યા.[૩] ધર્મનાં કાર્યોમાં તત્પર રહેનારા એ બુદ્ધિમાન વિશ્વામિત્રના યજ્ઞને માયાના બળથી તથા શરીર આદિના બળથી ઉન્મત્ત થએલા રાક્ષસલોકો ચુંથી નાંખતા હતા,[૪] અને એ વિઘ્ન પડવાથી વિશ્વામિત્ર પોતાના યજ્ઞને નિર્વિઘ્ને સમાપ્ત કરી શકતા નહોતા, તેથી તે યજ્ઞની રક્ષા કરવાસારૂ રાક્ષસોના વિનાશની ગોઠવણ કરવા માટે ઉદ્યમ કરીને મહાતેજસ્વી અને તપના ભંડારરૂપ વિશ્વામિત્રને અયોધ્યાનગરીમાં આવવું પડયું હતું.[૫,૬] રાજાના દર્શનની ઈચ્છાવાળા વિશ્વામિત્રે દ્વારપાલોને કહ્યું કે "હું ગાધિનો પુત્ર વિશ્વામિત્ર આવ્યો છું, તેનું રાજાને તુરત નિવેદન કરો."[૭] એ પ્રમાણે વિશ્વામિત્રનું વચન સાંભળી સંભ્રમ પામેલા અને તે વચનથી

---

* આ છઠ્ઠા સર્ગમાં વિશ્વામિત્ર આવ્યા, રાજાએ તેમની વિધિપૂર્વક પૂજા કરી, અને તે પછી હર્ષપૂર્વક તેમનું કામ કરી દેવાની પ્રતિજ્ઞા કરી એ કથા કહેવામાં આવશે.

પ્રેરાએલા સઘળા દ્વારપાલોએ રાજદ્વારમાં જઈ પોતાના ઉપરી છડીદારની પાસે વિશ્વામિત્ર આવવાનું નિવેદન કરતાં તે છડીદારે સભામાં રાજાઓના મંડળથી વીંટાઇને બેઠેલા દશરથરાજાની પાસે તુરત આવીને વિજ્ઞપ્તિ કરી કેઃ–[૮.૧૦] "મહારાજ ! મહાતેજસ્વી, ઉગતા સૂર્યની પેઠે દીપતા, જ્વાળાઓની પેઠે રાતી રાતી જટાના જૂથવાળા, મહાપુરૂષ, સુશોભિત અને જેનાં તેજોથી ઘોડા, હાથી, માણસ, આયુધ તથા સુંદર પતાકાઓ સાથે સઘળો પ્રદેશ સોનાથી બનેલા જેવો પીળો થઇ ગયો છે, એવા વિશ્વામિત્રમુનિ દ્વારમાં ઉભા છે."[૧૧.૧૨] નમ્રતા ભરેલી વાણીથી એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરતો એ છડીદાર જોવામાં આવતાંજ તે વચન સાંભળી રાજાધિરાજ દશરથ સુવર્ણના સિંહાસન ઉપરથી ઉઠયા અને તેમના સામંતો તથા મંત્રીઓ પણ સભામાંથી ઉઠયા.[૧૩.૧૪] રાજાઓના સમૂહથી વીંટાએલા અને સામંતલોકો જેનાં વખાણ કરતા હતા એવા દશરથરાજા વસિષ્ઠ અને વામદેવની સાથે જે સ્થલમાં વિશ્વામિત્રમુનિ ઉભા હતા તે સ્થલમાં પગપાળાજ ચાલ્યા જતાં દ્વારમાં ઉભેલા સર્વ મુનિઓમાં ઉત્તમ વિશ્વામિત્ર તેમના જોવામાં આવ્યા.[૧૫.૧૬] એ વિશ્વામિત્ર જાણે કોઇ કારણથી સૂર્યનારાયણ પૃથ્વીપર આવ્યા હોય તેમ બ્રહ્મતેજથી તથા રાજતેજથી ભરપૂર દેખાતા હતા.[૧૭] જરાઅવસ્થાને લીધે ધોળી અને તપના પ્રકર્ષને લીધે રૂક્ષ થએલી મ્હોટી જટા ખભાઓ ઉપર વીંટાએલી હતી, તેથી જાણે સાયંકાળનાં વાદળાંઓથી વીંટાએલો કોઇ પહાડ હોય એવા લાગતા હતા.[૧૮] એમનું શરીર સૌમ્ય, પ્યારા દેખાવવાળું, તેજના પ્રકર્ષને લીધે સામે જોઈ શકાય નહિ એવું, અવયવોની પ્રૌઢ રચનાવાળું, વિનયવાળું, કાંતિવાળું અને કોઇના તેજથી દબાય નહિ એવું હતુ[૧૯]. એમની પ્રભા રૂચિકર, અત્યંતભયાનક, સ્વચ્છ, ચકચકિત, ગંભીર અને માપમાં ન આવે એવા તેજથી જાણે રંગાએલી હોય એવી હતી.[૨૦] પ્રસન્ન મનવાળા એ મુનિએ હાથમાં અનિંદિત, સ્નિગ્ધ અને અનંતકાળસુધી ચાલેલા પોતાના જીવનના મિત્રરૂપ એક કમંડલુ ધર્યું હતું. ચિત્ત દયાભરેલું હોવાને લીધે પ્રસન્ન અને મધુર ભાષણસહિત કટાક્ષોથી જાણે પ્રજાઓને અમૃતથી ન્હવરાવતા હોય એવા જણાતા હતા.[૨૧.૨૨] આંખની ભમરો ધોળી તથા ઉંચી હતી, અને અંગમાં જેવાં અવસ્થાને જોઇએ તેવાં જનોઈ પહેર્યાં હતાં. જોનારાઓના મનમાં જાણે અપાર વિસ્મય આપતા હોયએવા એ વિશ્વામિત્રને જોઇ રાજાએ પોતાનું શરીર દૂરથીજ નમાવી, મુકુટમાંથી ખરી પડતા મણિઓથી ધરતી શોભી રહી એવી રીતે તેમને પ્રણામ* કર્યો.[૨૩.૨૪] વિશ્વામિત્રે પણ જેમ સૂર્યે ઇંદ્રિને આશીર્વાદ આપે તેમ મધુર અને ઉદારવાણીથી તે રાજાને આશીર્વાદ આપ્યો.[૨૫] વસિષ્ઠ આદિ સઘળા બ્રાહ્મણોએ પણ આદરપૂર્વક "ભલે પધાર્યા, ભલે પધાર્યા," એવાં વચન બોલવા આદિ અનુક્રમથી એમનું સન્માન કર્યું.[૨૬]

દશરથ કહે છેઃ–હે મહાત્મા ! અચાનક પ્રાપ્ત થએલા આ આપના સુશોભિત દર્શનથી, સૂર્યનાં દર્શનથી કમળનાં વનોની પેઠે અમો પ્રફુલ્લિત અને અનુગ્રહના પાત્ર થયા છીએ.[૨૭] હે મુનિ! અનાદિ, ઘટવાવધવાથી રહિત અને વિનાશરહિત જે બ્રહ્માનંદરૂપ સુખ છે તે આજ આપના દર્શનથી મને મળ્યું છે.[૨૮] આજ અમો આપના પધારવાના ઉદ્દેશ્યરૂપ થયા એટલા માટે ધર્મની રીતિ પ્રમાણે ભાગ્યશાળી લોકોમાં પ્રથમ ગણવાયોગ્ય થયા છીએ[૨૯].

* સાષ્ટાંગદંડવત્પ્રણામ.

વાલ્મીકિ કહેછેઃ—આ પ્રમાણેજ બોલતા બીજા રાજાઓ અને મહર્ષિઓ પણ યોગ્ય ઉપચાર કરી સભાના સ્થાનમાં આવીને પોતપોતાનાં આસનોપર બેઠા.[૩૦] તપની લક્ષ્મીથી દીપી રહેલા તે મુનિને જોઇ પ્રસન્ન મુખવાળા દશરથરાજાએ અપરાધ* થવાની બ્હીકથી પોતાને હાથેજ અર્ધ્યનું જળ લાવીને તેમને નિવેદન કર્યું.[૩૧] રાજાના અર્ધ્યનો સ્વીકાર કર્યા પછી મુનિએ શાસ્ત્રવિધિપ્રમાણે પ્રદક્ષિણા કરતા તે રાજાની કેટલીક પ્રશંસા કરી.[૩૨] રાજાએ પૂજેલા અને પ્રસન્ન મુખવાળા મુનિએ રાજાને શરીર, મંત્રી અને પુત્ર આદિનું કુશલ પૂછ્યું, અને ભંડારાના ભરપૂરપણા વિષે પણ પૂછ્યું.[૩૩] વસિષ્ઠની સાથે મળી હાસ્ય કરી યોગ્ય રીતે પૂજન કરીને તેમને પણ શિષ્ય તથા આશ્રમ આદિનું કુશલ પૂછ્યું.[૩૪] થોડીવાર યથાયોગ્ય રીતે અન્યોન્યનીસાથે મળી માન આપીને મનમાં રાજી થએલા સર્વે તેજસ્વી લોકો રાજાની સભામાં યોગ્ય આસનોપર બેસીને આદરપૂર્વક પરસ્પરનું સ્વસ્થપણું પૂછવા લાગ્યા.[૩૫,૩૬] આસનપર બેઠેલા મહાબુદ્ધિમાન વિશ્વામિત્રને પાદ્ય, અર્ધ્ય, ગાય તથા વસ્ત્રાદિકનું વારંવાર નિવેદન કરી વિધિપ્રમાણે પૂજીને હાથ જોડી સાવધાન થઈ પ્રસન્નતાથી રાજાએ તેમને નીચે પ્રમાણે કહ્યું:—[૩૭,૩૮]

દશરથ કહે છેઃ—આપનું પધારવું અમૃતની પ્રાપ્તિ જેવું, દુષ્કાલમાં વૃષ્ટિ થયા જેવું અને આંધળાને નેત્રની પ્રાપ્તિ થયા જેવું મને લાગે છે.[૩૯] જેમ અપુત્ર પુરૂષને પ્યારી સ્ત્રીના સમાગમથી પુત્રનો જન્મ થાય તે સંતોષ આપે અને દરિદ્ર માણસને સ્વપ્નમાં દીઠા પ્રમાણે ધન મળે તે સંતોષ આપે તેમ આપનું પધારવું મને સંતોષ આપે છે.[૪૦] જેમ પ્રિય પદાર્થની પ્રાપ્તિથી, પ્રિયજનના આવવાથી અને ગયું હોય તે પાછું મળવાથી હર્ષ થાય તેમ આપના પધારવાથી મને હર્ષ થયો છે.[૪૧] મરી ગએલો માણસ આકાશમાર્ગે પાછો આવે તેથી જેવો તેના સંબંધીઓને આનંદ થાય તેવો આપના આવવાથી મને આનંદ થયો છે.[૪૨] હે મુનિ ! બ્રહ્મલોકમાં રહેવાનું મળે તેથી કોણ રાજી ન થાય ? તેમ આપના આવવાથી પણ કોણ રાજી ન થાય ! એ હું સાચુંજ કહું છું.[૪૩] હે મહારાજ ! આપને કયા પદાર્થની ભારે ઈચ્છા છે ? અને હું આપની શી સેવા કરૂં ? આપ કે જે પરમધર્માત્મા છો તે સઘળું આપી દેવાના પાત્રરૂપ છો.[૪૪] પ્રથમ આપ રાજર્ષિ હતા અને પછી તપ કરી ભારે તેજ મેળવીને બ્રહ્મર્ષિપણું પામ્યા છો; માટે હે મહારાજ ! આપ મ્હારે પૂજવાયોગ્ય છો.[૪૫] જેવી મને ગંગાજળમાં અભિષેક મળવાથી પ્રીતિ થાય તેવી તમારા દર્શનથી પ્રીતિ થઈ છે, અને તે પ્રીતિ મને ઠંડો કરે છે.[૪૬] આપ કે જે ઇચ્છા, ભય, ક્રોધ, રાગ અને સંતાપ વગરના છો તે આજ મ્હારી પાસે આવ્યા એ ઘણું અદ્ભુત છે.[૪૭] હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ ! આજ હું મ્હારા આત્માને નિર્દોષ, શુભક્ષેત્રમાં રહેલ અને જાણે ચંદ્રના મંડળમાં પહોંચ્યો હોય એવો માનું છું.[૪૮] હે મુનિ ! આપ જે મ્હારી પાસે પધાર્યા તે સાક્ષાત્ બ્રહ્મા પધાર્યા છે, એમ હું માનું છું. આપના આવવાથી હું પવિત્ર અને અનુગ્રહનું પાત્ર થયોછું.[૪૯] હે મહાત્મા ! આજ તમારા આગમનરૂપી પુણ્યથી રંગાઈ જવાને લીધે મ્હારો જન્મ સફળ થયો છે, અને જીવિત પણ સુજીવિત થયું છે.[૫૦] સમુદ્ર ચંદ્રને દેખીને પોતામાંજ માય નહિ, તેમ હું આપને અહિં આવેલા જોઈ, પૂજા કરી હર્ષથી પ્રફુલ્લિત થઇને પોતામાંજ માતો નથી.[૫૧] હે મુનિઓમાં

* પૂજ્ય પુરૂષના અર્ધ્ય માટેનું જળ સેવક પાસે મંગાવવું તે અપરાધ ગણાય.

ઉત્તમ ! આપને જે કાર્ય હોય અને જે અર્થથી અહિં પધાર્યા છો તે કાર્ય અને તે અર્થ મ્હેં કર્યોજ છે, એમ સમજો; કારણ કે આપ સર્વદા મ્હારે માન્ય છો.[૫૨] હે વિશ્વામિત્ર ! આપે પોતાનું કાર્ય સિદ્ધ થવામાં કોઈ જાતનો સંશય નહિ રાખવો જોઇએ. હે મહારાજ ! તમને ન આપું એવી મ્હારી પાસે કોઈ વસ્તુ છેજ નહિ, કારણ કે તમને આપવાથી તે વસ્તુનું પણ સાર્થક થશે.[૫૩] તમે આપનું કામ થવામાં કાંઈ પણ સંદેહ નહિ રાખો, આપનું જે કામ હશે તે હું ધર્મની રીતિ પ્રમાણે સઘળું કરી આપીશ. આપ મ્હારા પરમ ઇષ્ટદેવ છો.[૫૪]

જેના ગુણો અને યશ પ્રખ્યાત છે એવા મહામુનિ વિશ્વામિત્ર એ પ્રમાણે પોતાના પ્રભાવને જાણનારા દશરથરાજાનું અત્યંત મધૂર, કાનને સુખદાયી, વિનય ભરેલું અને ઘણા ગુણોથી સંપન્ન વાક્ય સાંભળીને પરમ હર્ષ પામ્યા.[૫૫] **इदमातिमधुरं निशम्य वाक्यं श्रुतिसुखमात्मविदा विनीतमुक्तम् ॥ प्रथितगुणयशा गुणैर्विशिष्टं मुनिवृषभः परमं जगाम हर्षम् ॥ ५५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'વિશ્વામિત્રાભ્યાગમન' નામનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬**

## सर्ग ७ मो* વિશ્વામિત્રની રામને મોકલવાની માગણી

**श्रीवाल्मीकिरुवाच । तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम् ॥**
**हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે સિંહજેવા દશરથરાજાનું આશ્ચર્ય ભરેલા અર્થના વિસ્તારવાળું વચન સાંભળી આનંદને લીધે જેનાં રૂવાટાં ઉભાં થઇ ગયાં એવા મહાતેજસ્વી વિશ્વામિત્રે રાજાને નીચે પ્રમાણે કહ્યું:—[૧]

વિશ્વામિત્ર કહે છેઃ—હે રાજાઓમાં ઉત્તમ ! તમે કે જે પૃથ્વીમાં મ્હોટા વંશમાં જન્મેલા છો અને વસિષ્ઠના કહ્યા પ્રમાણે વર્તો છો તેમને આવાં વચન બોલવાં યોગ્યજ છે,[૨] પણ મ્હારા મનમાં જે બોલવાનું છે તે કામ કરી આપવાનો નિશ્ચય રાખજો, અને પોતાના ધર્મનું પાલન કરજો.[૩] હે પુરૂષોમાં ઉત્તમ ! હું સિદ્ધિને વાસ્તે યજ્ઞ કરવાનો આરંભ કરૂં છું, પણ તેમાં ભયંકર રાક્ષસો મને વિઘ્ન કરવામાં સજ્જ રહે છે.[૪] જ્યારે જ્યારે હું યજ્ઞથી દેવતાઓના સમૂહનું યજન કરૂં છું ત્યારે ત્યારે રાક્ષસો મ્હારા યજ્ઞને ચુંથી નાંખે છે.[૫] મ્હેં ઘણી ઘણી વાર યજ્ઞનો આરંભ કરી જોયો પણ ફેરેફેરે મ્હોટા રાક્ષસો યજ્ઞભૂમિને માંસથી તથા રૂધિરથી અભડાવી દે છે.[૬] એ પ્રમાણે મ્હારા ઘણા યજ્ઞો વીંખાઈ જતાં પરિશ્રમ માથે પડેલો જાણી ઉત્સાહરહિત થઇને તે સ્થલમાંથી હું અહિં આવ્યો છું.[૭] હે રાજા ! એ રાક્ષસોને શાપ દેવામાં મ્હારી બુદ્ધિ પ્રવર્તતી નથી, કારણ કે એ કર્મ એવુંજ છે કે તેમાં કોઇને શાપ દેવાય નહિ.[૮] મ્હારી મોટા યજ્ઞસંબંધી દીક્ષા એવી છે; માટે જો તમે કૃપા કરો તોજ એ દીક્ષાનું મ્હોટું ફળ મને મળે.[૯] હું કે જે પીડિત છું અને શરણ મેળવવાની ઈચ્છાથી આવેલો છું તેનું આપે રક્ષણ કરવું જોઇએ. સારા યાચકોને નિરાશ કરી પાછા વાળવા એ એક રીતે તેઓનો પરાભવ કરવા જેવું છે.[૧૦] હે રાજાઓમાં ઉત્તમ ! માથામાં જલફાંવાળા તમારા મ્હોટા કુંવર રામ કે જે વીર છે, રાક્ષસોને તોડી શકે

* આ સાતમા સર્ગમાં વિશ્વામિત્ર મુનિએ કરેલાં રાજાનાં વખાણ, યજ્ઞના વિઘ્નનું નિવેદન અને રાક્ષસોને મારવાને માટે રામને મોકલવાની માગણી કહેવામાં આવશે.

એવા છે, મદોન્મત્ત સિંહના જેવી ઝડપવાળા છે, પરાક્રમ કરવામાં ઇંદ્રિસમાન છે, રૂપાળા છે અને સાચા પરાક્રમવાળા છે તે કુંવર આપે મને સોંપવા જોઇએ.[૧૧-૧૨] હું મ્હારી દિવ્યશક્તિથી તેમનું રક્ષણ કરીશ એટલે એ રામ મ્હારા યજ્ઞનો ભંગ કરનારા રાક્ષસોનાં માથાં કાપી શકશે.[૧૩] હું એ રામનું ઘણા પ્રકારનું અનંત કલ્યાણ પણ કરીશ કે જેથી એ ત્રણે લોકમાં વખાણવાયોગ્ય થશે.[૧૪] જેમ વનમાં રેઢાં હરણો ક્રોધ પામેલા કેસરીને જોઈને તેની સામે ઉભાં રહી શકે નહિ, તેમ એ રાક્ષસો રામને જોઇને રણમાં તેની સામે ઉભા રહી શકશે નહિ.[૧૫] જેમ મદોન્મત્ત હાથીઓની સાથે યુદ્ધ કરવામાં ક્રોધ પામેલા કેસરીવિના બીજો કોઈ સમર્થ નથી, તેમ એ રાક્ષસોની સાથે યુદ્ધ કરવામાં રામવિના બીજો કોઇ પુરૂષ સમર્થ નથી.[૧૬] જો કે એ પાપી રાક્ષસો ખર તથા દૂષણના સેવક છે, પરાક્રમથી મત્ત છે, રણમાં કાલકૂટજેવા છે અને કોપ પામેલા કાળજેવા છે તોપણ, જેમ રજના કણો વરસાદની અવિચ્છિન્ન પડતી ધારાઓને સહન ન કરી શકે, તેમ રામના બાણોનું સહન નાહ કરી શકે.[૧૭-૧૮] હે રાજા! તમારે પુત્રનો સ્નેહ રાખવો યોગ્ય નથી, કેમકે આ સંસારમાં મહાત્માઓને ન આપવા યોગ્ય કોઇ પણ વસ્તુ નથી.[૧૯] રાક્ષસો મુવાજ પડયા છે એમ હું જાણું છું અને તમે પણ એમજ સમજો. અમારા જેવા વિદ્વાનો સંદેહ ભરેલી વાતમાં પ્રવૃત્તિ કરેજ નહિ.[૨૦] કમળસરખાં નેત્રવાળા રામ મહાત્મા છે એમ હું જાણું છું અને મહા તેજસ્વી વસિષ્ઠ તથા બીજા પણ લાંબી દૃષ્ટિથી જોનારા પુરૂષો એમજ જાણે છે.[૨૧] જો તમારા મનમાં ધર્મનું, મહત્તાનું અને યશનું રક્ષણ કરવાની ઇચ્છા હોય તો મ્હેં ધાર્યું છે તે પ્રમાણે તમારે રામને મ્હારા હાથમાં દેવા જોઇએ.[૨૨] એ મ્હારો યજ્ઞ દશ અહોરાત્રથી થાય એવો છે કે જેમાં યજ્ઞનો ભંગ કરનારા મ્હારા વૈરી રાક્ષસોને રામે મારવાના છે.[૨૩] હે દશરથરાજા! વસિષ્ઠ આદિ તમારા સઘળા મંત્રીઓએ પણ આ વિષયમાં સંમતિ આપવી યોગ્ય છે માટે તેઓની સંમતિ લઇને રામને મોકલો.[૨૪] મ્હારે આ યજ્ઞ કરવાનો સમય છે તે વ્યતીત ન થાય એવી રીતે કરો અને મનમાં કોઈ જાતનો શોક રાખો નહિ. તમારૂં કલ્યાણ થશે.[૨૫] યોગ્ય સમયમાં ન્હાનું કામ કરવામાં આવે તે પણ ઉપકારરૂપ થાય છે અને સમય વીતી ગયા પછી મ્હોટા કામરૂપ ઉપકાર કરવામાં આવે તે પણ નકામો થાય છે.[૨૬]

વાલ્મીકિ કહે છેઃ—મુનિઓમાં ઉત્તમ મહાતેજસ્વી ધર્માત્મા વિશ્વામિત્ર એ પ્રમાણે ધર્મ તથા અર્થથી ભરેલાં એટલાં વચન બોલીને બંધ રહ્યા.[૨૭] મ્હોટા પ્રભાવવાળા દશરથરાજા વિશ્વામિત્રનાં વચન સાંભળી તેઓને યુક્તિભરેલો ઉત્તર દેવાની ગોઠવણ કરવાસારૂ જરાવાર ચૂપ રહ્યા. કારણકે જેનું મનમાં ધારેલું કરી આપવાનું ન હોય તે બુદ્ધિમાન્ પુરૂષ યુક્તિભરેલો ઉત્તર મળ્યા વિના સંતોષ પામે નહિ.[૨૮]

**श्रुत्वा वचो [illegible]निवरस्य महानु[illegible]दुपपन्नपदं स वक्तुम् ॥**
**नो [illegible]क्तियुक्त[illegible]नन [illegible]नीति तोषं धीमान[illegible]रितमनोऽभिमतश्च लोकः ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્ય પ્રકરણનો 'વિશ્વામિત્રવાક્ય' નામનો સાતમો સર્ગ સંપૂર્ણ. ૭**

## सर्ग ८ मो* દશરથ રાજાને થએલો ખેદ.

**वाल्मीकिरुवाच । तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् ॥**
**मुहूर्तमासीन्निश्चेष्टः सदैन्यं चेदमब्रवीत् ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—મહારાજા દશરથ વિશ્વામિત્રનું બોલવું સાંભળી મનમાં ગોઠવણ કરતાં પણ યોગ્ય ઉત્તર નહિ મળવાને લીધે જરાવાર તો સજ્જડ થઈ ગયા, અને પછી રાંકપણાથી નીચે પ્રમાણે બોલ્યા.[1]

દશરથ કહે છેઃ—કમળસરખાં નેત્રવાળા રામને હજી પૂરાં સોળ વર્ષ પણ થયાં નથી માટે હું એમનામાં રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની યોગ્યતા દેખતો નથી.[2] આ સંપૂર્ણ ×અક્ષૌહિણી સેના સજ્જ છે કે જેનો હું સ્વામી છું. હું પોતે આ સેનાથી વીંટાઇને રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ.[3] આ મ્હારા સેવકો શૂર છે, પરાક્રમી છે અને વિચાર કરવામાં વિચક્ષણ છે અને હું પણ હાથમાં ધનુષ્ ધરીને યુદ્ધમાં એઓનું રક્ષણ કરીશ.[4] જેમ કેસરી મદોન્મત્ત હાથીઓની સાથે યુદ્ધ કરે, તેમ હું એ લોકોની સહાયતાથી ઇંદ્રિ કરતાં પણ અધિક પરાક્રમવાળા વીર લોકોની સાથે યુદ્ધ કરી શકું છું.[5] રામ તો બાળક હોવાથી સૈન્યોનાં બળાબળને પણ જાણતા નથી. એમણે અંતઃપુરમાં આળેખેલી રણભૂમિવિના બીજી સાચી રણભૂમિ જોઇ પણ નથી.[6] રામ ઉત્તમ શસ્ત્રોને કે અસ્ત્રોને જાણતા નથી, યુદ્ધમાં વિચક્ષણ નથી અને અનેક શૂર પુરૂષોની રણભૂમિથી પણ જાણિતા નથી.[7] કેવળ સર્વદા ફુલવાડીઓમાં, નગરનાં ઉપવનોમાં અને બગીચાઓના વનના નિકુંજોમાં+ ફરવાનો એમને અભ્યાસ છે.[8] જેઓમાં ઉત્તમ ગોઠવણથી ફૂલ પાથરેલાં હોય છે એવી પોતાની વિહારભૂમિઓમાં રાજાઓના કુમારોની સાથે વિહાર કરવાનુંજ એમને જ્ઞાન છે.[9] હે મહારાજ ! તેમાં હમણાં તો વળી મ્હારાં ભાગ્ય ફરી જવાને લીધે, જેમ હિમથી કમળ પીળું અને દુબળું થઈ જાય, તેમ રામ પીળા તથા દુબળા થઇ ગયા છે.[10] અન્ન જમી શકતા નથી, અને ઘરની પૃથ્વીમાં પણ વિહાર કરી શકતા નથી, કેવળ મનમાં ખેદથી ઘેરાઇને ગુપચૂપ રહ્યા કરે છે.[11] હે મુનિઓમાં ઉત્તમ ! એમને માટે હું પણ મ્હારી રાણીઓ અને સેવક લોકોની સાથે શરદૃઋતુના મેઘની પેઠે દુબળો થઈ ગયો છું.[12] મનની પીડાથી બહુજ દબાઇને મ્હારો કુંવર એવી રીતનો થઈ ગયો છે તો તેમને રાક્ષસોની સામે યુદ્ધ કરવાસારૂ શી રીતે આપી શકું ?[13] હે મ્હોટી બુદ્ધિવાળા મહાત્મા ! મુગ્ધા સ્ત્રીના સંગથી, અમૃતના રસથી અને રાજ્યથી પણ પુત્રઉપરનો સ્નેહ વધારે સુખદાયી છે.[14] ત્રણે લોકમાં તપ આદિ જે કાર્યો ઘણે કાળે થાય એવાં અને બહુજ કષ્ટથી બની શકે એવાં હોય છે તેવાં કાર્યોને સત્પુરૂષો પણ પુત્રના સ્નેહને લીધે કરે છે એ વાત નિઃસંશય છે.[15] માણસો પ્રાણ, ધન અને સ્ત્રીઓને પણ સહેજ છોડી દે પણ પુત્રને છોડે નહિ એ સ્વાભાવિક છે.[16] રાક્ષસો ક્રૂર કર્મ કરનારા તથા કપટભરેલું યુદ્ધ કરવામાં વિચિક્ષણ હોય છે અને રામની સ્થિાત તો

---

* આ આઠમા સર્ગમાં સ્નેહને લીધે રાજાએ કરેલું, યુદ્ધમાં રામની અયોગ્યતાનું વર્ણન અને રાવણ આદિનું બળ જાણીને રાજાને થએલો ખેદ કહેવામાં આવશે.

× એકવીસહજાર આઠસો સીતેર રથ, એકવીસહજાર આઠસો સીતેર હાથી, પાંસઠહજાર છસોને દશ ઘોડા અને એકલાખ છહજાર ત્રણસો પચાસ પાળા મળીને એક અક્ષૌહિણી થાય છે

\+ વેલાના ઢંકાયેલા માંડવાઓમાં.

ઉપર કહ્યા પ્રમાણે છે માટે યુદ્ધ કરાવવાની આ ગોઠવણ બહુ દુસ્સહ છે.[૧૭] હું કે જેને જીવવાની ઈચ્છા છે તે રામવિના જરાવાર પણ જીવી શકું એમ નથી માટે આપે રામને લઈ જવા યોગ્ય નથી.[૧૮] હે વિશ્વામિત્ર! મ્હેં પુત્રની ઇચ્છાથી નવહજાર વર્ષસુધી અનેક યત્નો કર્યા ત્યારે માંડમાંડ હમણાં અશ્વમેધ અને પુત્રેષ્ટિ આદિ ક્રિયાથી પુત્રોનો જન્મ થયો છે.[૧૯] મ્હારા બીજા ત્રણ પુત્રોને પણ કમળસરખાં નેત્રવાળા રામજ પ્રાણથી પ્યારા છે, માટે રામનો વિયોગ થાય તો તેઓ પણ જીવે એમ નથી.[૨૦] એ રામને જો આપ રાક્ષસોની પાસે લઈ જાઓ તો પછી સઘળા પુત્રોના મરણને લીધે મને પણ તુરત મરી ગએલોજ સમજવો.[૨૧] ચારે દીકરાઓમાં મને રામઉપરજ વધારે પ્રીતિ છે માટે મ્હોટા અને ધર્મમાં તત્પર રહેનારા રામને આપે લઇ જવા યોગ્ય નથી.[૨૨] હે મુનિ! રાક્ષસોના સૈન્યને મરાવવાની જો ઇચ્છા હોય તો મ્હારી સાથે ચાર* અંગોવાળું સૈન્ય લઇ જાઓ,[૨૩] પણ ત્યાં ભેખડાવ્યા પહેલાં મ્હારી પાસે આપે કહેવું જોઇએ કે "એ રાક્ષસો કેવા બળવાન્ છે, કોના પુત્ર છે, કેવી રીતે વર્ત્તે છે, કેટલા છે, કોણ કોણ છે, અને રામે, મ્હારા સઘળા બાળકોએ અથવા મ્હારે કપટથી યુદ્ધ કરનારા એ લોકોની સામે શા શા ઉપાય લેવા?" એ અભાગીયા રાક્ષસોની સામે મ્હારે રણમાં શી રીતે ઉભું રહેવું? એ સઘળું પણ મને કહો. કારણ કે રાક્ષસો બહુજ બલવત્તર હોય છે.[૨૪-૨૬] વિશ્રવામુનિનો પુત્ર અને સાક્ષાત્ કુબેરજીનો ભાઇ "રાવણ"નામનો રાક્ષસ અમારા સાંભળવામાં આવે છે તે જો તમારા યજ્ઞમાં વિઘ્ન કરતો હોય તો એ દુષ્ટ અને દુર્મતિની સામે સંગ્રામ કરવાને અમો સમર્થ નથી.[૨૭-૨૮] હે મહારાજ! કોઇ સમયે કાળની ગતિથી પ્રાણીઓમાં ભારે પરાક્રમ અને ભારે વિભૂતિઓનો ઉદય થાય છે અને કોઈ સમયે કાળની ગતિથી અસ્ત પણ થઇ જાય છે[૨૯] તો એ પ્રમાણે આ કાળમાં અમો રાવણ આદિ શત્રુઓની સામે થવાને અશક્ત છીએ. હમણાં ઈશ્વરની એવીજ ઇચ્છા છે માટે શો ઉપાય?[૩૦] હે ધર્મ જાણનારા મુનિ! આવાં કારણને લીધે મ્હારા દીકરાઉપર તથા હું કે જે હીનભાગ્ય છું તેના ઉપર આપ દયા રાખો. આપ અમારા પરમ દૈવતરૂપ છો.[૩૧] દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, પક્ષી અને નાગલોકો પણ રાવણની સાથે યુદ્ધ કરવામાં સમર્થ નથી ત્યારે માણસો તો કેમજ સમર્થ હોય?[૩૨] એ રાવણ, મહાબળવાન્ લોકોના બળને પણ યુદ્ધમાં તોડી નાંખે છે માટે એની સાથે અથવા એના પુત્રોની સાથે પણ યુદ્ધ કરવામાં અમો સમર્થ નથી.[૩૩] આ કાળ કોઈ બીજી રીતનોજ છે કે જેણે સજ્જનોને નિર્બળ કરી નાખ્યા છે અને જેથી રઘુવંશનો અગ્રણી હું ઘડપણથી જાજરો થઇને દીનપણું પામ્યો છું;[૩૪] અથવા મધુનો દીકરો લવણાસુર કે જે દૈત્યથી રાક્ષસીમાં ઉત્પન્ન થએલો હોવાથી દૈત્યજેવો છે તે આપના યજ્ઞનો નાશ કરતો હોય તો તે કહો, એટલે પણ મ્હારા પુત્રને મોકલીશ નહિ;[૩૫] અથવા સુંદ–ઉપસુંદના પુત્ર મારીચ અને સુબાહુ કે જેઓ યમજેવા છે તેઓ આપના યજ્ઞમાં વિઘ્ન કરતા હોય તો તેવું કહો એટલે પણ હું મ્હારો પુત્ર તમને આપીશ નહિ.[૩૬] આમ છતાં પણ જો તમે બલાત્કારથી રામને લઈ જશો તો તમે મને મારીજ નાખ્યો એમ સમજીશ. રામને મોકલવાથી હું કોઈ રીતે મ્હારૂં સુખ અવિચળ રહેવાનું ધારતો નથી.[૩૭] મુનિનું વચન માનવું કે નાહ માનવું એવા સંશયરૂપી

* રથ, હાથી, ઘોડા, ને પાળા.

મ્હોટા તરંગમાં ડૂબેલા દશરથરાજા એ પ્રમાણે કોમળ વચન બોલીને, જાણે જેમાં મ્હોટા મ્હોટા તરંગ ઉછળતા હોય એવા સમુદ્રમાં ગળકાં ખાતા હોય, તેમ મુંઝાઈ ગયા, અને તેમને કોઈ જાતનું સુખ કે નિશ્ચય પ્રાપ્ત થયો નહિ.[૩૮]

**इत्युक्त्वा मृदुवचनं रघूद्वहोऽसौ कल्लोले मुनिमतसंशये निमग्नः ॥**
**नाऽऽज्ञासीत्क्षणमपि निश्चयं महात्मा प्रोद्वीचाविव जलधौ स मुह्यमानः ॥ ३८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'દશરથવાક્ય' એવા નામનો આઠમો સર્ગ સંપૂર્ણ. ૮**

## सर्ग ९ मो* વિશ્વામિત્રના તપોબળ ઇત્યાદિનું વર્ણન.

**वाल्मीकिरुवाच । तच्छ्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलेक्षणम् ॥**
**समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम् ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે રાજાનું વચન કે જે બોલતાં રાજાનાં નેત્ર સ્નેહથી વ્યાકુલ થઈ ગયાં હતાં તે સાંભળી ક્રોધના આવેશથી વિશ્વામિત્રે નીચે પ્રમાણે તેમને કહ્યું. [૧]

વિશ્વામિત્ર કહે છેઃ—"જે કામ હશે તે કરી આપીશ" એવી પ્રતિજ્ઞા કરીને તમે હવે એ પ્રતિજ્ઞાનો ત્યાગ કરવા ઈચ્છો છો તો આ વાત, કેસરી થઇને મૃગ થવાની ઈચ્છા કરવા જેવી છે.[૨] પોતાના વચનને મિથ્યા કરવારૂપ આ કુલનો વિપર્યય કરવો રઘુવંશી રાજાઓને યોગ્ય નથી. ચંદ્રમાનાં કિરણો કદિ પણ ગરમ થવાં જોઇએ નહિ.[૩] હે રાજા ! તમે પોતાનું વચન પાળવામાં સમર્થ નથી તો હું જેમ આવ્યો છું તેમ પાછો જઈશ, પણ તમે હવે પોતાની પ્રતિજ્ઞાને મિથ્યા કરીને બાંધવોસહિત સુખી થજો.[૪]

વાલ્મીકિ કહે છેઃ—આ પ્રમાણે મહાત્મા વિશ્વામિત્ર કોપથી વ્યાપ્ત થતાં સઘળી પૃથ્વી ધ્રૂજવા લાગી, અને દેવતાઓને પણ ભય ઉત્પન્ન થયો.[૫] મહામુનિ વિશ્વામિત્રને ક્રોધથી વ્યાપ્ત થએલા જાણી તે સમયે ધીરજવાળા અને ઉત્તમ નિયમો પાળનારા બુદ્ધિમાન્ વસિષ્ઠમુનિએ રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૬]

વસિષ્ઠ કહે છેઃ—તમે દશરથરાજા કે જે ઈક્ષ્વાકુના કુલમાં ઉત્પન્ન થએલા, જાણે સાક્ષાત્ બીજો ધર્મજ હોય એવા, મ્હોટી સમૃદ્ધિવાળા, ત્રૈલોક્યની અંદરના સઘળા ઉત્તમ ગુણોથી અલંકૃત, ધીરજવાળા અને સદાચારવાળા છો તેમણે એ પ્રમાણે સર્વોત્તમ થઇને સ્વધર્મ છોડી દેવો નહિ જોઇએ.[૭-૮] તમે ત્રણેલોકમાં પ્રખ્યાત અને ધર્મ તથા યશથી સંયુક્ત છો માટે સ્વધર્મને અનુસરો અને આ મુનિ કે જે ત્રૈલોક્યના મનોરથોને પૂર્ણ કરવામાં સમર્થ છે તેમનું વચન માનો.[૯] હે રાજા ! તમે મુનિનું કામ કરવાની પ્રતિજ્ઞા કરી ચૂક્યા છો તે છતાં હવે નાહ કરો તો તેથી તમારો યજ્ઞ અને જલાશય આદિ કરવારૂપ ધર્મ નિષ્ફળ થશે માટે રામને મોકલો.[૧૦] તમે ઈક્ષ્વાકુના વંશમાં જન્મેલા અને વળી પોતે દશરથ છતાં પોતાનું વચન નહિ પાળો તો પછી બીજો કોણ પોતાનું વચન પાળશે ?[૧૧] તમ જેવાઓએ બાંધેલા નિયમો ઉપરથી બીજા લોકો પણ મર્યાદા મૂકતા નથી ત્યારે તમારે તો નહિજ મૂકવી જોઇએ.[૧૨] રામે

* આ નવમા સર્ગમાં વિશ્વામિત્રનો કોપ અને તેમનાં તપોબળ તથા અસ્ત્રબળ કહીને વસિષ્ઠે કરેલું રાજાના મનનું સમાધાન કહેવામાં આવશે.

ભલે અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કર્યો હોય કે ન કર્યો હોય, પરંતુ જેમ અગ્નિએ રક્ષા કરેલા અમૃતનો બીજાઓથી પરાભવ થઈ શક્યો નહતો, તેમ આ મહાપુરૂષ વિશ્વામિત્રે રક્ષા કરેલા રામનો રાક્ષસોથી પરાભવ થઇ શકશે નહિ[૧૩] આ વિશ્વામિત્રમુનિ દેહધારી ધર્મરૂપ છે, પરાક્રમી લોકોમાં ઉત્તમ છે, સર્વે લોકમાં અધિક બુદ્ધિમાન્ છે, અને તપના પરમ નિવાસરૂપ છે.[૧૪] આ વિશ્વામિત્ર જે વિવિધ અસ્ત્રોને જાણે છે તે અસ્ત્રોને સઘળા સ્થાવર-જંગમસહિત ત્રૈલોક્યમાં બીજો કોઈ પુરૂષ જાણતો નથી અને જાણશે પણ નહિ.[૧૫] દેવ, ઋષિ, અસુર, રાક્ષસ, નાગ, યક્ષ, અને ગંધર્વો એ સઘળા ભેગા થાય તોપણ પરાક્રમમાં વિશ્વામિત્રની તુલ્યતાને પહોંચી શકે એમ નથી[૧૬]. આ વિશ્વામિત્ર પૂર્વે જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે તપથી પ્રસન્ન થએલા સદાશિવે, "કૃશાશ્વ"નામના પ્રજાપતિએ ઉત્પન્ન કરેલાં જે દુર્જય અસ્ત્રો છે તે સઘળાં એમને આપ્યાં છે.[૧૭] સંહાર કરવામાં રૂદ્રની તુલ્યતાને ધરાવનારા, વીર, દીપ્તિવાળા અને અદ્ભુત સામર્થ્યવાળા એ કૃશાશ્વના પુત્રો (અસ્ત્રો) વિશ્વામિત્રનું સેવન કરે છે.[૧૮] "જયા" અને "સુપ્રભા" નામની દક્ષપ્રજાપતિની બે દીકરીઓ કૃશાશ્વપ્રજાપતિની સ્ત્રીઓ હતી. તે સ્ત્રીઓમાં કૃશાશ્વપ્રજાપતિએ કોઈથી પણ જીતાય નહિ એવા સો પુત્રો (અસ્ત્રોના દેવ) ઉત્પન્ન કર્યા હતા.[૧૯] પૂર્વે પતિની સેવાથી જેને વરદાન મળ્યું હતું એવી જયાએ જે પચાસ પુત્રો ઉત્પન્ન કર્યા છે તેઓ અસુરોનાં સૈન્યોનો વધ કરવામાં સમર્થ છે અને પ્રયોગ કરનારની ઈચ્છા પ્રમાણે ચાલે છે.[૨૦] બીજી સુપ્રભાએ જે "સંધર્ષ" નામના પચાસ પુત્રો ઉત્પન્ન કર્યા છે તેઓ કોઈથી દબાવી શકાય એવા નથી, તીક્ષ્ણ આકારવાળા છે અને બળવત્તર છે.[૨૧] યોગના બળથી સઘળા જગતને જોઇ શકનારા આ મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ એવી રીતે અસ્ત્રવિદ્યા આદિ અનેક શક્તિઓવાળા છે માટે એમની સાથે રામને મોકલવામાં તમારે પોતાની બુદ્ધિને વેવલી કરવી જોઈતી નથી.[૨૨] હે ભલા રાજા ! આ અપાર શક્તિવાળા મુનિરાજ જે પુરૂષના સમીપમાં હોય તે પુરૂષ મૃત્યુ આવી ચૂકેલો છતાં પણ અમર થાય છે માટે મૂઢ માણસની પેઠે દીનતા પામો નહિ.[૨૩] **अस्मिन्महासत्वतमे मुनींद्रे स्थिते समीपे पुरुषस्य साधो ॥ प्राप्तेऽपि मृत्यावमरत्वमेति मा दीनतां गच्छ यथा विमूढः ॥ २३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્ય પ્રકરણનો 'વસિષ્ઠસમાશ્વાસન' નામનો નવમો સર્ગ સંપૂર્ણ. ૯.**

---

# सर्ग १० मो* રામની સ્થિતિ.

**वाल्मीकिरुवाच । तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः सुतम् ॥**
**संप्रहृष्टमना राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ–વસિષ્ઠમુનિ એ પ્રમાણે બોલતાં દશરથરાજાએ મનમાં રાજી થઇ લક્ષ્મણસહિત રામને બોલાવવા સારૂ દ્વારપાલને નીચે પ્રમાણે આજ્ઞા કરી.[૧]

દશરથ કહે છેઃ–હે દ્વારપાલ ! વિશ્વામિત્રમુનિનું ધર્મસંબંધી કાર્ય નિર્વિઘ્નથી સંપાદન કરવાને માટે વીર અને સાચા પરાક્રમવાળા રામને લક્ષ્મણસહિત અહિં તુરત બોલાવી લાવ.[૨]

---

* આ દશમા સર્ગમાં દ્વારપાલે અને રામના અનુચરોએ રાજાની પાસે રામની સ્થિતિનું નિવેદન કર્યાની કથા કહેવામાં આવશે.

એ પ્રમાણે રાજાએ મોકલેલા દ્વારપાલે અંતઃપુરમાં રામની પાસે જઈ તુરતજ રામના અનુચરોની સાથે પાછો આવીને રાજાને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[3] હે રાજા! હે પોતાના હાથથી સઘળા શત્રુઓને કાપનારા! બીડાએલા કમળમાં ભ્રમરની પેઠે રામ પોતાના આવાસમાં બહુ ખેદથી બેઠા છે.[4] એક દ્વારથી કહે છે કે "હું ક્ષણમાત્રમાં આવું છું" પણ બીજી દ્વારથી ધ્યાન ધર્યા કર્યા કરે છે અને મુંઝવણને લીધે કોઈની પાસે ઉભા રહેવાને ઈચ્છતા નથી.[5] એ પ્રમાણે દ્વારપાલનાં વચન સાંભળી રાજાએ રામના અનુચરોની આશ્વાસના કરીને અનુક્રમથી તેઓને પૂછ્યું કે "રામ શું કરે છે અને કેવી સ્થિતિમાં છે?" ખેદ પામેલા રામના અનુચરોએ રાજાના પૂછવા ઉપરથી નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[6,7] હે મહારાજ! આપના પુત્ર રામનું શરીર ખેદને લીધે કરમાઈ જવાથી અમો પણ ખેદ પામીને દુબળા થઈ ગયા છીએ.[8] કમળસરખાં નેત્રવાળા રામ જ્યારથી બ્રાહ્મણોની સાથે તીર્થયાત્રામાંથી આવ્યા છે ત્યારથી માંડી આજ દિવસસુધી કચવાયા કરે છે.[9] અમો ઘણા યત્નથી પ્રાર્થના કરીએ છીએ ત્યારે રામ કરમાએલા મુખથી પોતાનું દિવસસંબંધી કૃત્ય કરે છે અને સમયપર નથી પણ કરતા.[10] સ્નાન, દેવપૂજન, દાન અને ભોજન આદિ ક્રિયાઓ કરતાં કચવાયા કરે છે. અમો પ્રાર્થના કરતા છતાં પણ પેટભરીને જમતા નથી.[11] અંતઃપુરની ચપલ દાસીઓ ક્રીડા કરવાનાં સ્થાનોમાં હીંડોળા બાંધી રાખે છે તોપણ જેમ બપૈયો વરસાદની ધારાઓની સાથે ક્રીડા કરે, તેમ લીલાથી તેઓની સાથે ક્રીડા કરતા નથી.[12] જેને સ્વર્ગમાંથી પડવાનો કાળ પાસે આવ્યો હોય તેને જેમ સ્વર્ગ આનંદ ન આપે, તેમ કળી જેવાં માણિક્યોથી જડેલા બાજુબંધ અને કડાં તેમને આનંદ આપતાં નથી.[13] જેઓમાં ક્રીડા કરતી સ્ત્રીઓ વારંવાર જોયા કરતી હોય અને ફૂલોના સુગંધવાળા પવન ચાલ્યા કરતા હોય એવા લતાઓના નિકુંજોને જોઇને બહુજ ખેદ પામે છે.[14] જે પદાર્થ યોગ્ય, સ્વાદિષ્ટ, સુકોમલ અને ચિત્તને હરનાર હોય તે પદાર્થથી પણ ખેદ પામે છે, અને તે પદાર્થને જોઇ જાણે આંખોમાં ઘણાં આંસુ આવતાં હોય એવા જણાય છે.[15] સ્ત્રીઓ નૃત્યસંબંધી વિલાસો કરતી હોય ત્યારે તેઓને જોઇને "આ તે મ્હારી આગળ પોતાનાં શરીર હલાવી હલાવીને મને શામાટે દુઃખ દે છે?" એમ બોલી તેઓની નિંદા કરે છે.[16] ભોજન, શયન, વાહન, વિલાસ, સ્નાન અને આસન યોગ્યતાવાળાં છતાં પણ ઘેલા માણસની પેઠે તેઓના ઉપર રૂચિ કરતા નથી.[17] "સંપત્તિ હોય તોપણ શું, ઘરમાં શું સાર છે, મનોરથ કરવાથી શું વળે, સઘળું ખોટુંજ છે" એમ બોલીને ગુપચૂપ એકલા બેઠા રહે છે.[18] હાસ્યરસથી રાજી થતા નથી, ભોગમાં આસક્ત થતા નથી, અને કોઇ કામમાં લાગતા નથી. માત્ર ચૂપ થઇનેજ બેસી રહે છે.[19] જેઓના ચોટલાઓમાં મોતી આદિની માળાઓ ચળક્યા કરે છે એવી અને શૃંગારની ચેષ્ટાઓથી નેત્રોના ચાળા કરનારી સ્ત્રીઓ, જેમ હરિણીઓ વનના ઝાડને આનંદ ન આપે, તેમ એમને આનંદ આપતી નથી.[20] પામર લોકોમાં વેચાએલા માણસની પેઠે એકાંતરૂપ દિશાઓના છેડાઓમાં, નદીઆદિના તીરોમાં, વનોમાં અને અરણ્યોમાં રૂચિ પામે છે.[21] વસ્ત્ર, પાન, ભોજન, અને જોઇતી વસ્તુઓનું ગ્રહણ ઇત્યાદિકમાં વિમુખપણાને લીધે, સંન્યાસના ધર્મ પાળનારા તપસ્વીને અનુસરે છે.[22] જ્યાં કોઇ લોકો ન હોય એવા પ્રદેશમાં એકલાજ રહે છે અને એકાકાર બુદ્ધિને

લીધે હસતા નથી, ગાતા નથી, અને રોતા પણ નથી.[૨૩] પદ્માસન વાળીને શૂન્ય મનથી કેવળ ડાબા હાથમાં ગાલ મૂકીને બેસી રહે છે.[૨૪] કોઇ જાતનું અભિમાન ધરતા નથી, રાજા થવાને ઇચ્છતા નથી, સારો પદાર્થ મળવાથી રાજી થતા નથી અને અનિષ્ટ પદાર્થ મળવાથી ખેદ ધરતા નથી.[૨૫] અમો જાણતા નથી કે એ પોતે શી રીતે ચાલે છે, શું કરે છે, શું માગે છે. કોની ચિંતા કરે છે, કેમ આવે છે, કયો નિયમ રાખે છે અને કોને અનુસરે છે.[૨૬] શરદૃઋતુના છેડામાં ઝાડની પેઠે દિવસે દિવસે દુબળા પડતા જાય છે, પીળા પડતા જાય છે અને રૂક્ષ થતા જાય છે.[૨૭] હે રાજા ! એમને અનુસરનારા લક્ષ્મણ તથા શત્રુઘ્ન પણ તેમના પ્રતિબિંબની પેઠે તેમના જેવાજ થઈ ગયા છે.[૨૮] સેવકો, રાજાઓ અને માતાઓ વારંવાર પૂછતાં છતાં પણ એ રામ "મને કાંઇ નથી" એમ કહીને પોતાના અભિપ્રાયને જણાવનારી કોઇ જાતની ચેષ્ટા કર્યા વગર મુંગા બેસી રહે છે.[૨૯] પોતાની પાસે કોઇ વિવેકી બેઠો હોય તો તેને "આ સંસારનાં સુખ કે જેઓ માત્ર ઉપરથીજ સારાં લાગે છે તેઓમાં મન રાખીશ નહિ" એવી રીતની શીખામણ આપે છે.[૩૦] અનેક પ્રકારના વૈભવોથી રમણીય લાગે એવી સ્ત્રીઓ પોતાની સામે સભામાં બેઠી હોય તોપણ તેઓના ઉપર કાંઇ રૂચિ નહિ કરતાં જાણે તેઓના વિનાશને સમીપમાં દેખતા હોય એમ વર્ત્તે છે.[૩૧] "જે પદ અનાયાસથી મળે એવું છે તેને નહિ મેળવતાં મ્હેં બહારની પ્રવૃત્તિઓથી આટલા આયુષ્યને નકામુંજ કહાડયું" એમ વારંવાર મધુરધ્વનિથી ગાયા કરે છે.[૩૨] કોઇ પોતાની પાસે રહેનાર સેવક "ચક્રવર્તી થાઓ અને રાજસૂય કરજો" એમ કહે તો પોતાનું મન તે વિષયમાં નહિ હોવાને લીધે મુંગા રહીને, જેમ કોઇ ઘેલો માણસ બકતો હોય તેને હસી કહાડવામાં આવે તેમ હસી કહાડે છે.[૩૩] કોઇના કહ્યાપર ધ્યાન આપતા નથી, પાસે પડેલા પદાર્થપર દૃષ્ટિ કરતા નથી અને પોતાને જોઇએ તેવી વસ્તુ મળ્યા છતાં પણ તેની અવજ્ઞા કરે છે.[૩૪] "જો આકાશમાં મ્હોટું વન અને તે વનમાં વળી કમળ સંભવિત હોય તો આત્મામાં મન અને મનમાં વિસ્મય સંભવિત થાય" એવા વિચારથી એમના મનમાં કોઈ વસ્તુને જોઇને વિસ્મય થતો નથી.[૩૫] એ રામ સ્ત્રીઓના મધ્યમાં બેઠા હોય તોપણ, જેમ વરસાદની ધારાઓ મ્હોટા પથરાને ભેદી શકે નહિ, તેમ કામદેવનાં બાણો એમના અભેદ્ય મનને ભેદી શકતાં નથી.[૩૬] કોઇ પોતાની પાસે ધન માગવા આવે તો તેને "ધન કે જે આપદાઓના મુખ્ય સ્થાનકરૂપ છે તેને તું શા માટે ઇચ્છે છે ?" એમ કહીને સઘળું આપી દે છે.[૩૭] "આ આપત્તિ છે અને આ સંપત્તિ છે એવી રીતનો મોહ, માત્ર કલ્પનાથીજ ઉત્પન્ન થાય છે" એવા અર્થના શ્લોકોને ગાયા કરે છે.[૩૮] "હાય હું માર્યો ગયો, હાય હું અનાથ છું, એવી રીતે લોકો રોયા કરે છે તોપણ તે લોકોને વૈરાગ્ય પ્રાપ્ત થતું નથી એ આશ્ચર્ય છે" એમ બોલ્યા કરે છે.[૩૯] હે રાજા ! રઘુવંશરૂપી વનમાં મ્હોટા "શાલ" નામનાં ઝાડની પેઠે ઉન્નતિવાળા અને શત્રુઓને તોડનારા રામ હમણા આવી સ્થિતિમાં વર્તે છે તેથી અમો મુંઝાઈ ગયા છીએ.[૪૦] હે મહારાજ ! હે વીર ! રામનું ચિત્ત એવું થઇ ગયું છે તેનું શું કરવું ? એ કાંઇ અમારા જાણવામાં આવતું નથી માટે આ વિષયમાં અમો આપના ઉપર આધાર રાખીએ છીએ.[૪૧] કોઇ રાજા અથવા બ્રાહ્મણ એમની આગળ બેસીને રાજનીતિનો કે વ્યવહારનો ઉપદેશ કરવા લાગે તો તેને પોતે એકમાર્ગી હોવાથી, જેમ કોઈ મૂર્ખને

હસી કહાડે, તેમ હસી કહાડે છે અને તેની વાતપર રૂચિ દેખાડતા નથી.[42] "આ બહિર્દ્રષ્ટિથીજ જણાતું જે વિનાશી વિસ્તીર્ણ જગત ઉઠેલું છે તે વાસ્તવિક નથી અને હું તો કોઇ એથી જૂદા પ્રકારનોજ છુ" એવો નિર્ણય કરીને તેવિષે વધારે સમજણ મેળવવા ઇચ્છે છે.[43] હે રાજા! શત્રુમાં, પોતાના દેહમાં, મિત્રમાં, રાજ્યમાં, માતામાં, સંપત્તિમાં કે વિપત્તિમાં એમનું મન લાગતું નથી. એમના મનની, બહારના વિષયોમાં પ્રવૃત્તિ થતીજ નથી.[44] એમને સ્વાધીન વિષયો ઉપર રૂચિ નથી, પરાધીન વિષયોની આશા નથી, કોઈ વસ્તુની ઈચ્છા નથી અને એમ છતાંપણ એમના મનને વિશ્રાંતિ મળી નથી. એ પોતે વિવેકી છે તેથી એમને મૂઢ કહી શકાતા નથી અને વિશ્રાંતિ મળી નથી તેથી મુક્ત પણ કહી શકાતા નથી તેથી અમો બહુજ સંતાપ પામ્યા કરીએ છીએ.[45] "ધનનું, માતાઓનું, રાજ્યનું કે ઉદ્યમનું શું પ્રયોજન છે? કશું પ્રયોજન નથી" એમ મનમાં નિશ્ચય કરીને જાણે મરવાનીજ વાટ જોતા હોય તેમ રહે છે.[46] જેમ વૃષ્ટિ રોકાઈ જવાથી બપૈયો ઉદ્વેગ પામે, તેમ ભોગ, આયુષ્ય, રાજ્ય, મિત્ર, પિતા અને માતારૂપ પ્રતિબંધથી બહુજ ઉદ્વેગ પામે છે.[47] આ પ્રમાણે આપના પુત્ર ઉપર ઘણી શાખાઓના વિસ્તારવાળી વિપત્તિ આવી પડી છે માટે દયા કરીને આપે તે વિપત્તિનું ઉચ્છેદન કરવામાં પ્રવૃત્તિ કરવી જોઇએ.[48] હે મહારાજ! રામનો એવો સ્વભાવ થઇ જવાને લીધે તેમને સઘળા વૈભવોવાળી આ વિસ્તીર્ણ સંસારરૂપી જાળ ઝેર જેવી પ્રતિકૂળ લાગે છે.×[49] આ પૃથ્વી ઉપર એવો મહાશય કોણ મળે કે જે રામને રાજ્યસંબંધી યોગ્ય વ્યવહારમાં નાખવાને સમર્થ થાય?[50] જેમ સૂર્ય અંધારૂં મટાડીને જગતમાં પોતાના પ્રકાશકપણાને સફલ કરે છે, તેમ રામના મનમાં રહેલા સઘળા દુ:ખદાયી મોહને મટાડીને પોતાના ઉપદેશકપણાને સફલ કરે એવો મહાત્મા કોણ મળે?[51] **मनसि मोहमपास्य महामनाः सकलमार्तितमः किल साधुताम् ॥ सफलतां नयतीह तमो हरन्दिनकरो भुवि भास्करतामिव ॥ ५१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'રાઘવવિષાદ' નામનો દસમો સર્ગ સંપૂર્ણ. ૧૦**

## सर्ग ११ मो* રામનું દશરથરાજાએ કરેલું સાન્ત્વન.

**विश्वामित्र उवाच । एवं चेत्तन्महाप्राज्ञा भवंतो रघुनंदनम् ॥**
**इहाऽऽनयंतु त्वरिता हरिणं हरिणा इव ॥ १ ॥**

વિશ્વામિત્ર કહે છે:—હે મહાવિચક્ષણ લોકો! જો એમ હોય તો, જેમ મૃગો પોતાના યૂથપતિને લઈ આવે, તેમ તમો તુરત રામને અહિં લઈ આવો.[1] રામને આ જે મોહ થયો છે તે કોઈ જાતની આપત્તિઓથી કે કોઈ જાતના રાગથી થયો નથી પણ વિવેક અને વૈરાગ્યને લીધે થયો છે માટે એ મોહ નથી પણ બોધજ છે કે જેમાંથી ઉત્તમ ફળ થશે.[2] રામ અહિં

× શ્રીરામના અનુચરોએ શ્રીરામની જે અવસ્થાનું વર્ણન કર્યું છે તેવી અવસ્થા પ્રાપ્ત થયા વિના અર્થાત્ હૃદયમાં વિષયવૈરાગ્ય પ્રગટ્યા વિના સતશાસ્ત્રનું શ્રવણ તત્ત્વસાક્ષાત્કાર કરવામાં સમર્થ થતું નથી.

* આ અગીયારમા સર્ગમાં વિશ્વામિત્રની આજ્ઞાથી સભામાં લાવેલા રામની રાજાએ આશ્વાસના કર્યાની તથા પીડાઆદિનું કારણ પૂછ્યાની કથા કહેવામાં આવશે.

તુરત આવે એટલે, જેમ પવન પર્વત ઉપરનાં વાદળાંને દૂર કરી નાખે છે, તેમ અમો તેમના મોહને તુરતજ દૂર કરી નાખીશું.[૩] યુક્તિથી તે મોહ દૂર કરવામાં આવશે એટલે તે રામ અમલોકોની પેઠે સર્વોત્તમપદમાં વિશ્રાંતિ પામશે.[૪] જેણે અમૃત પીધું હોય તેની પેઠે યથાર્થ સુખને, આનંદને, જ્ઞાનસંપન્નપણાને, વિશ્રાંતિને, તાપરહિતપણાને, પુષ્ટપણાને અને શરીરમાં શુભવર્ણપણાને પ્રાપ્ત થશે.[૫] મનમાં પરિપૂર્ણ થઇને પોતાના કુળની જે વ્યવહારની પરંપરા ચાલી આવે છે તેને અવિચ્છિન્નપણે અનુસરશે,[૬] વ્યવહારમાં માનપાત્ર થશે અને વ્યવહાર કરતાં છતાં પણ મહાધૈર્યવાન્, બંધ તથા મોક્ષને જાણનાર, સુખ-દુઃખની દશાથી રહિત અને ઢેફાંને, પથરાને તથા સોનાને તુલ્ય ગણનાર રહેશે;[૭] આ પ્રમાણે વિશ્વામિત્ર બોલતાં જેનું મન આનંદથી પૂર્ણ થયું એવા દશરથરાજાએ રામને બોલાવવાને માટે બીજી વાર એક પછી એક એમ ઘણા દૂતો મોકલ્યા.[૮] એટલીવારમાં રામ પણ, જેમ સૂર્ય ઉદયાચલમાંથી ઉઠે તેમ પિતાની પાસે આવવા માટે પોતાના આસનપરથી ઉઠયા[૯] અને પોતાના પિતાની પવિત્ર સભા કે જે ઇંદ્રિના સ્વર્ગ જેવી હતી ત્યાં કેટલાએક સેવકોની સાથે તથા પોતાના બે ભાઈઓની સાથે આવ્યા.[૧૦] રામે દૂરથીજ પોતાના પિતા દશરથરાજા કે જે, દેવતાઓના સમૂહથી ઇંદ્રિની પેઠે રાજાઓના સમૂહથી વીંટાયા હતા, બે પડખે બેઠેલા વસિષ્ઠ તથા વિશ્વામિત્ર વચનોથી જેમને રાજી કરતા હતા, સઘળાં શાસ્ત્રોના અર્થને વિસ્તારનારા સમજુ મંત્રીઓના સમૂહથી શોભતા હતા અને જાણે દેહધારી થઈને પોતપોતાના સ્થળમાં દિશાઓજ ઉભી હોય તેમ, ઉભેલી દાસીઓએ હાથમાં ચમરો લઈને સેવાતા હતા તેમને દીઠા.[૧૧-૧૩] દશરથરાજાએ અને વસિષ્ઠ તથા વિશ્વામિત્ર આદિ લોકોએ પણ જાણે કાર્તિકેય સ્વામીજ આવતા હોય એવા રામને દૂરથી દીઠા.[૧૪] એ રામ સઘળાઓએ સેવવાયોગ્ય, ગંભીર, સ્ફુટ અને જેની અંદર સત્ત્વની* સ્થિતિ હતી એવી શીતલતાથી× હિમાલયની પેઠે સંયુક્ત હતા.[૧૫] એમનું શરીર સૌમ્ય, અંગોમાં ન્યૂનાધિકપણાથી રહિત, સુશોભિત, શુભ આકારવાળું અને ઉપશાંત હતું. મન વિનયથી બહુ ઉદાર હતું.[૧૬] અંગોમાં જુવાનીનો આરંભ થતો હતો. પરમ પુરૂષાર્થના પાત્રરૂપ હતા. વૃદ્ધ પુરૂષની પેઠે ઉપશમથી શોભી રહ્યા હતા. ઉદ્વેગરહિત હતા પણ તેમને પરમ આનંદ નહિ મળ્યો હતો.[૧૭] વૈરાગ્યને લીધે એમના મનોરથો ઘણું કરીને પૂર્ણ સ્થિતિમાં હતા. પવિત્ર ગુણોના નિવાસરૂપ હતા. જાણે મહાશય પુરૂષમાં રહેવાના મુખ્ય લોભથી સઘળા સદ્‌ગુણો પોતાની રૂચિથીજ એમનામાં આવી વસ્યા હોય એવા દેખાતા હતા, સંસારની ગતિનો વિચાર કરી ચૂકયા હતા.[૧૮] કોઈ રીતે ક્ષોભ નહિ પામતી વૃત્તિને લીધે પોતાના સર્વોત્તમ અંતઃકરણને ઉદાર, આર્ય અને ભરપૂર દેખાડતા હતા.[૧૯] એમણે પહેરેલા હાર અને વસ્ત્રો મંદહાસ્યની ઝાંખીથી બહુજ સ્વચ્છ લાગતાં હતાં. એવા એવા અનેક ગુણોથી ભરપૂર રામે ધરતી કંપવાના સમયમાં ચલિત થએલા મેરૂપર્વતસરખી શોભાવાળા અને જેના ચૂડામણિનાં સુંદર કિરણો ચકચકિત થતાં હતાં એવા મસ્તકવડે દૂરથીજ પિતા તથા વસિષ્ઠ આદિ સર્વને પ્રણામ કર્યા.[૨૦,૨૧] હજી વિશ્વામિત્ર "અહિં રામને બોલાવો" એમ બોલતાજ હતા તેટલીવારમાં કમળસરખાં નેત્રવાળા રામ પિતાના ચરણમાં પ્રણામ કરવાસારૂ પોતેજ

* ધૈર્ય અને પશુ આદિ જીવો. × તાપ મટાડી આહ્લાદકપણું અને ઠંડી.

આવી પહોંચ્યા.[૨૨] ઉત્તમ મનવાળા રામ પ્રથમ પિતાને, પછી મહાત્મા પુરૂષોએ પણ મુખ્ય માનેલા બે મુનિઓને, પછી બીજા બ્રાહ્મણોને, પછી બંધુઓને અને તે પછી ગુરૂલોકોને પગે લાગ્યા.[૨૩] તે સમયમાં રાજાલોકોએ કરેલા અનેક પ્રણામોને રામે જરાક પોતાનું માથું નમાવીને તથા વચનથી પણ સ્વીકાર્યા.[૨૪] દેવજેવા રૂપવાળા અને લાભ તથા અલાભમાં મનની સમસ્થિતિવાળા રામ, બે મુનિઓએ આશીર્વાદ આપ્યા પછી પોતાના પિતાના પવિત્ર સમીપમાં ગયા.[૨૫] રામ સમીપમાં જઇ ચરણમાં અભિવંદન કરવા લાગ્યા કે પિતાએ તેમને તુરત ઉંચા કરી પોતાની પાસે લઇને તેમનું માથું સુંઘ્યું તથા વારંવાર ચુંબન કર્યું.[૨૬] ઘાટા સ્નેહવાળા રાજાએ એ પ્રમાણેજ લક્ષ્મણ તથા શત્રુઘ્નનું આલિંગન કર્યું અને રાજહંસ જેમ બે કમળનું ચુંબન કરે, તેમ તેઓના મુખોનું ચુંબન કર્યું.[૨૭] "હે પુત્ર ! મ્હારા ખોળામાં બેસો" એમ દશરથરાજા બોલતા હતા તેટલીવારમાં સેવકે પૃથ્વીપર પાથરી આપેલા વસ્ત્રઉપર રામ બેઠા. પછી દશરથરાજાએ તેમને નીચે પ્રમાણે વચન કહ્યાં.[૨૮]

રાજા કહે છેઃ–હે પુત્ર ! તમે વિવેકી છો અને વળી અનેક શુભ ગુણોના પાત્રરૂપ છો માટે તમારે અવિવેકીની પેઠે શિથિલ બુદ્ધિથી પોતાના આત્માને ખેદના સ્વાધીનમાં નાખવો જોઈતો નથી.[૨૯] તમારા જેવા પુરૂષે પણ વૃદ્ધો, બ્રાહ્મણો અને આચાર્યોના કહેવા પ્રમાણે ચાલીને આ લોક તથા પરલોકનાં પવિત્ર સુખો મેળવી શકાય પણ મોહને અનુસરી રહેવાથી મેળવી શકાય નહિ.[૩૦] હે પુત્ર ! જ્યાંસુધી મોહને આવવાનો અવકાશ ન આપવામાં આવે ત્યાંસુધીજ આપત્તિઓ દૂર રહે છે અને કદાચ પાસે આવે તો પોતાનું કામ કરી શકતી નથી.[૩૧]

વસિષ્ઠ કહે છેઃ–હે રાજકુમાર ! હે મહાબાહુ ! તમે શૂર છો અને જોકે વિષયોરૂપી શત્રુઓ ભારે દુઃખદાયી છે તથા મુશ્કેલીથી જીતી શકાય એવા છે તોપણ તમે એઓને જીતી લીધા છે[૩૨] તો તેમ છતાં પણ તમે આ ઘણા કલ્લોલ ( વિક્ષેપ ) વાળો અને ભારે જડતાવાળો* મોહરૂપી સમુદ્ર કે જે અજ્ઞાનીઓનેજ યોગ્ય છે તેમાં સ્વરૂપને નહિ જાણનારની પેઠે કેમ ડૂબો છો ?[૩૩]

વિશ્વામિત્ર કહે છેઃ–હે રામ ! હે ચલાયમાન નીલકમળોના સમૂહ સરખા નેત્રવાળા ! તમારા ચિત્તમાં જે ચપલતા છે તેને છોડી દઇને કહો કે "તમે શા કારણથી મુંઝાઓ છો?"[૩૪] જેમ ઊંદરો ઘરને બગાડી નાખે, તેમ જે ચિંતાઓ તમારા મનને બગાડી નાખે છે તે ચિંતાઓ કયા કારણથી થઇ છે ? કયો મનોરથ સિદ્ધ થાય તો મટે ? કેટલીક છે ? કેવી છે અને કયાં રહી છે ? તે કહો.[૩૫] જેને કષ્ટ પડયું હોય અથવા જે દરિદ્ર હોય તેને ચિંતાઓ થવાનો સંભવ છે પણ હું ધારૂં છું કે તે ચિંતાઓ તમને પ્રાપ્ત થવી સંભવતી નથી. તમારા પિતાના પ્રભાવને લીધેજ તમારી આપદાઓ દૂર થઇ જાય એમ છે એટલે તેઓનો પ્રતીકાર કરવાનું તમારે માથે આવે એમ નથી એટલુંજ નહિ પણ તમે સર્વ પ્રકારનાં સૌભાગ્યથી પૂર્ણ છો માટે તમારી પાસેથી તે પોતાની મેળેજ દૂર રહેવી જોઇએ.[૩૬] તમે તમારા મનમાં જે અભિપ્રાય હોય તે ચોખ્ખો પાડીને તુરત કહો. જે જોઇતું હશે તે સઘળું તમને મળશે કે જેથી ચિંતાઓ ફરી વાર તમારા મનનું ભેદન કરશે નહિ.[૩૭] એ પ્રમાણે જેના તાત્પર્યમાં પોતાને જોઇતી વાતનો પ્રકાશ પડયો એવું એ મુનિનું વચન સાંભળી પોતાનું કાર્ય સિદ્ધ થવાનું અનુમાન કરીને,

* ઠંડી અને આવરણ.

જેમ મોર મેઘની ગર્જના સાંભળી વરસાદ પડવાનું અનુમાન કરીને ખેદને છોડી દે તેમ રામે પોતાનો ખેદ છોડી દીધો.[૩૮] इत्युक्तमस्य सुमते रघुवंशकेतुराकर्ण्य वाक्यमुचितार्थविलासगर्भम् ॥ तत्याज खेदमभिगर्जति वारिवाहे बर्ही यथा त्वनुमिताभिमतार्थसिद्धिः ॥ ३८ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'રાઘવસમાશ્વાસન' નામનો અગીઆરમો સર્ગ સંપૂર્ણ.૧૧**

# सर्ग १२ मो.*

## ભોગની દુઃખરૂપતા, વિષયોની અસત્યતા અને સંપત્તિની અનર્થરૂપતા.

**वाल्मीकिरुवाच ॥ इति पृष्टो मुनीन्द्रेण समाश्वस्य च राघवः ॥**
**उवाच वचनं चारु परिपूर्णार्थमंथरम् ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ–એ પ્રમાણે મુનિએ પૂછતાં રામ આશ્વાસન પામીને, જાણે પૂર્ણ અર્થના ભારથીજ ધીરે ચાલતું હોય એવું નીચે પ્રમાણે સુંદર વચન બોલ્યા.[૧]

રામ કહે છેઃ–હે મહારાજ! હું જોકે વિદ્વાન નથી તોપણ આપના પૂછવાથી મ્હારો સઘળો અનુભવ આપની પાસે કહું છું. મહાત્માના વચનનું ઉલ્લંઘન કોનાથી થાય ?[૨] હું આ મ્હારા પિતાના ઘરમાં જન્મ્યો, જન્મપછી અનુક્રમે મ્હોટો થયો, મ્હોટો થયા પછી વિદ્યા ભણ્યો, વિદ્યા ભણ્યાપછી ઘરમાં રહ્યો અને ઘરમાં રહ્યા પછી સદાચારમાં તત્પર થઇ તીર્થયાત્રા કરવાસારૂ સમુદ્રપર્યંત પૃથ્વીમાં ફર્યો.[૩-૪] એટલા કાળમાં સંસારઉપરથી આસ્થા ઉતરાવનારો એવો વિવેક મ્હારા મનમાં ઉત્પન્ન થયો કે જે વિવેકથી વ્યાપ્ત થઇને પછી ભોગમાં રાગવગરની થયેલી બુદ્ધિથી મ્હેં પોતે આ પ્રમાણે વિચાર કર્યો છે.[૫-૬] આ સંસારસંબંધી જે સુખ છે તે શું છે ? કાંઇ નથી. આ સંસારના વિસ્તારમાં લોકો મરવાને માટેજ જન્મે છે અને જન્મવાને માટેજ મરે છે.[૭] જેઓમાં જંગમોને તથા સ્થાવરોને પણ રૂચિ છે એવા અને જ્યાંસુધી વૈભવો હોય ત્યાંસુધીજ રહેનારા આ માળા, ચંદન, અન્ન અને પાન આદિ સઘળા પદાર્થો અસ્થિર છે, મોટી આપદારૂપ છે અને પાપરૂપ છે.[૮] એ પદાર્થો લોઢાની સળીઓની પેઠે પરસ્પર સંબંધવગરના છે તોપણ કેવળ પોતાની મનની કલ્પનાથી તેઓનો સંબંધ કરવામાં આવે છે.[૯] આ સઘળું વિસ્તીર્ણ જગત પણ મનને આધીનજ× જોવામાં આવે છે અને તે મન ખોટું હોય એમ જણાય છે તે છતાં આપણે શામાટે મોહ પામીએ છીએ ?[૧૦] અરે ! આ કષ્ટની વાત છે કે જેમ વનમાં ખોટાં ઝાંઝવાનાં પાણીથી મૂઢ મૃગલાઓ ઘણા દૂરસુધી ખેંચાય છે, તેમ આ સંસારમાં ખોટા વિષયોથી આપણે હૈયાફૂટા ખેંચાઇએ છીએ.[૧૧] આપણને કોઇએ વેચ્યા નથી તે છતાં વેચાયાજેવા થઇને રહ્યા છીએ અને આ કાંઇ ઇંદ્રિજાલ જેવું છે એમ જાણતાં છતાં પણ સઘળા મૂઢ બનીએ છીએ.[૧૨] આ પ્રપંચોમાં શો સાર છે ? કાંઇ નથી. આ તો આપણે "બંધાયા છીએ" એમ અથવા અમથાજ મોહથી માની બેઠા છીએ.[૧૩] ભોગો એવાજ અભાગીયા છે કે જેઓએ આપણને બંધન મનાવી દીધું છે. અહો ! આ તો ઘણે કાળે જાણવામાંઆવ્યું કે જેમ

* બારમા સર્ગમાં ભોગનું દુઃખરૂપપણું, વિષયાદિનું અસત્યપણું અને સંપત્તિઓનું અનર્થરૂપપણું કહેવામાં આવશે.

× મન જેવી કલ્પના કરે તેવું પ્રતીત થનારૂં.

મૂઢ મૃગલાઓ ખાડામાં પડે છે, તેમ આપણે અમથા અમથાજ મોહરૂપી ખાડામાં પડ્યા છીએ.[૧૪] હું કોણ છું, આ દૃશ્યપદાર્થો શી વસ્તુ છે અને શા માટે આવેલ છે? મ્હારે રાજ્યથી અને ભોગોથી શો સંબંધ છે? કશો નથી. જે ખોટું છે તે ખોટુંજ છે. ખોટાની સાથે કોઈને કાંઈ લાગતું વળગતું નથી.[૧૫] હે મુનિ! આ પ્રમાણે વિચાર કરતાં એ વિચારને લીધે, જેમ વટેમાર્ગુને નિર્જલ ભૂમિમાં અરૂચિ થાય, તેમ મને સઘળા પદાર્થોમાં અરૂચિ થઈ છે.[૧૬] હે મહારાજ! હવે મને આપ કહો કે એવી રીતે ઇંદ્રિજાલ જેવું આ જગત શા કારણથી ઉત્પન્ન થાય છે, શા કારણથી વધે છે અને પાછું શા કારણથી નાશ પામે છે, કે જે જગતમાં જન્મ, જરા, મરણ, સંપત્તિ અને વિપત્તિ આદિ અનેક અનર્થો વારંવાર પ્રકટ થાય છે, તિરોહિત થઈ જાય છે અને વળી પાછા વધે છે.[૧૭,૧૮] જેમ પવનો પહાડઉપરનાં વૃક્ષોને જાજરાં કરી નાખે, તેમ વારેઘડીએ એનાએજ તુચ્છ ભોગોએ અમને જાજરા કરી નાખ્યા છે.[૧૯] જેમ પોલા વાંસો પવનથી બોલ્યા કરે છે, તેમ "પ્રાણ" નામના વાયુઓથી બોલ્યા કરતા મનુષ્યો જો કાંઈ પુરૂષાર્થ ન કરે તો તેઓને વ્યર્થ અને જડ જેવાજ સમજવા જોઇએ.[૨૦] જેમ જૂનું ઝાડ પોતાની કોતરમાં રહેલા ઉગ્ર અગ્નિથી તપી જાય, તેમ હું પણ "આ દુઃખ શી રીતે ટળે" એવી ચિંતાથી તપી ગયો છું.[૨૧] જોકે મ્હારૂં હૃદય સંસારનાં દુઃખોરૂપી પથરાઓથી પૂરાઈ ગયું છે તોપણ "મ્હારાં સ્વજનો મ્હારે માટે રોશે" એ બ્હીકને લીધે હું આંસુ ખેરીને રોતો નથી.[૨૨] હું આંસુ પાડ્યા વગર અંદરને અંદર રોયા કરૂં છું તે છતાં સ્વજનોને ખેદ ન થાય એટલા માટે ઉપર ઉપરથી કોઇ સમયે મુખ મલકાવું છું તથા બોલું–ચાલું છું પણ "તે હસવા તથા બોલવા આદિ વૃત્તિઓ કેવી રસરહિત છે" એ વાતને કેવળ મ્હારા હૃદયમાં રહેલો વિવેકજ જાણે છે.[૨૩] જેમ ધનવાન માણસ ધન જતું રહ્યા પછી દારિદ્રય આવે ત્યારે આગલી દશાને સંભારીને બહુજ મુંઝાયા કરે, તેમ હું પરમાનંદમાંથી ખસીને આ સંસારની ખટપટમાં આવી પડયો છું માટે આગલી દશાને સંભારીને બહુજ મુંઝાયા કરૂં છું.[૨૪] આ રાજ્યસંબંધી સંપત્તિઓ કેવળ ઠગારીજ છે, મનની વૃત્તિને મુંઝાવી દેનારી છે, ગુણોના સમૂહને તોડનારી છે અને દુઃખના સમૂહને આપનારી છે.[૨૫] જેમ દારિદ્રય-આદિ ઉગ્ર વિપત્તિઓથી પીડાએલાઓને જેઓમાં સ્ત્રીઓ ઘણાં છોકરાં જણ્યા કરે એવાં ઘરો આનંદ આપે નહિ, તેમ મને આ ધનો કે જેઓમાં અનેક ચિંતાઓરૂપા ચકરીઓ ઉત્પન્ન થવાનો સંભવ છે તેઓ આનંદ આપતાં નથી.[૨૬] જેમ સાંકળોથી બંધાએલા જંગલી હાથીને વિસ્તીર્ણ અને ભાંગી જાય એવાં કાષ્ઠાદિકથી ઢાંકેલા ખાડામાં પડવાને લીધે ઉત્પન્ન થનારી અનેક પ્રકારનાં દુઃખોની દશાઓનાં પરચિંતનોથી મનમાં સુખ વળે નહિ, તેમ મને પણ વિસ્તીર્ણ અને ક્ષણ-ભંગુર દેહાદિકમાં પડવાને લીધે ઉત્પન્ન થનારી અનેક પ્રકારનાં દુઃખોની દશાઓનાં પરિચિં-તનોથી મનમાં સુખ વળતું નથી.[૨૭] આ અજ્ઞાનરૂપી રાત્રિ કે જેમાં લોકોના વિચારરૂપ નેત્રોની શક્તિ અપાર મોહરૂપી ભારે ઝાકળથી બંધ પડી ગઇ છે તેમાં સેંકડો વિષયોરૂપી ચોરો કે જેઓ ભારે પહોંચેલા અને ખળ છે તેઓ સર્વદા ચારેબાજુથી વિવેકરૂપી મુખ્ય રત્નનુંજ હરણ કરવામાં પ્રવર્ત્તેલા છે. તેઓને યુદ્ધ કરીને મારવામાં તત્ત્વવેત્તાઓવિના બીજા કયા સુભટો સમર્થ છે? કોઈ પણ નથી, કારણ કે મોહરૂપી અંધારાનો નાશ કર્યા વિના તેઓનો વધ થવાનો

સંભવ નથી.[૨૮] खलाः काले काले निशि निशितमोहैकमिहिका गता लोके लोके विषयशतचोराः सुचतुराः ॥ प्रवृत्ताः प्रोद्युक्ता दिशि दिशि विवेकैकहरणे रणे शक्तास्तेषां क इव विदुषः प्रोज्झ्य सुभटाः ॥ २८ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'પ્રથમપરિતાપ' નામનો બારમો સર્ગ સંપૂર્ણ. ૧૨.**

## सर्ग १३ मो* લક્ષ્મીના દોષનું વર્ણન.

**राम उवाच। इयमस्मिन् स्थितोदारा संसारे परिकल्पिता ॥**
**श्रीर्मुने परिमोहाय साऽपि नूनं कदर्थदा ॥ १ ॥**

રામ કહે છેઃ—હે મુનિ ! આ સંસારમાં મૂઢ લોકો જેની સ્થિતિને સર્વોત્કૃષ્ટ ગણે છે એવી લક્ષ્મી પણ વાસ્તવિકરીતે મોહને વાસ્તેજ છે કારણ કે તેમાંથી અનેક અનર્થો ઉત્પન્ન થાય છે.[૧] જેમ વર્ષાઋતુમાં નદી બહુજ ઉછળતા, મલિન અને જડ કરી નાખે એવા અનંત મ્હોટા મ્હોટા તરંગોને ધરે છે, તેમ લક્ષ્મી પણ બહુજ ઉછળતા, મલિન અને જડ કરી નાખે એવા રાગ-દ્વેષાદિક અનંત મ્હોટા મ્હોટા તરંગોને ધરે છે.[૨] લક્ષ્મીની, ચિંતાઓરૂપી ઘણી દીકરીઓ ઉત્પન્ન થાય છે કે જેઓ નદીઓની લ્હેરોની પેઠે બહુજ આડાં વલણોવાળી અને ચંચળ હોય છે.[૩] જેમ પગમાં અગ્નિના ટાંડાથી દાઝી ગએલી સ્ત્રી એક ઠેકાણે પગલું નહિ રાખતાં કઢંગીરીતે આમતેમ દોડ્યા કરે, તેમ અભાગણી લક્ષ્મી પણ એક ઠેકાણે સ્થિર નહિ રહેતાં કઢંગી રીતે ચારે કોર દોડ્યા કરે છે.[૪] લક્ષ્મી, દીવાની શિખાની પેઠે પોતાના એક ભાગનો સ્પર્શ થવાથી પણ ભારે બળતરાને ઉત્પન્ન કરે છે અને પોતાની અંદર વિનાશરૂપ કાજળનેજ ધરી રહે છે.[૫] રાજાની પ્રીતિની પેઠે ઘણાં કષ્ટથી મેળવેલી છતાં પણ ખરાબ ચાલવાળી લક્ષ્મી ગુણ—અવ-ગુણનો વિચાર કર્યાવિનાજ જે કોઇ, પાસે રહેતો હોય તેનાપર વ્હડી જાય છે.[૬] અને જે કાર્યો કરવાથી અનેક પાપરૂપી સર્પોના વેગનો વિસ્તાર થાય, તે કાર્યો કરવાથીજ વિસ્તાર પામે છે.[૭] જ્યાંસુધી વાયુએ ટાઢને કઠિન ન કરી હોય ત્યાંસુધીજ તે ટાઢ શીતલ અને કોમલ સ્પર્શવાળી લાગે છે, તેમ જ્યાંસુધી લક્ષ્મીએ માણસને કઠિન ન કર્યો હોય ત્યાંસુધીજ તે માણસ સ્વજનને તથા પરજનને ટાઢો તથા કુણો લાગે છે.[૮] જેમ ધૂળની મુઠી ગમે તેવા ઉત્તમ મણિઓને પણ મેલા કરી નાખે છે, તેમ લક્ષ્મી વિચક્ષણ, શૂર, કર્યા ઉપકારને જાણનારા, ઉદાર અને કોમળ માણસોને પણ મલિન કરી નાખે છે.[૯] હે મુનિ ! લક્ષ્મી, ઝેરી લતાની પેઠે સુખને માટે નહિ પણ દુઃખને માટેજ વધે છે, અને રક્ષણ કરવાથી અંતે વિનાશનેજ ઉત્પન્ન કરે છે.[૧૦] ધનવાન છતાં લોકોની નિંદાનું પાત્ર ન થએલ, શૂર છતાં બકવાદ નહિ કરનાર, અને સમર્થ છતાં સમદૃષ્ટિ રાખનાર, એ ત્રણ પુરૂષો મળતા નથી.[૧૧] આ લક્ષ્મી અનેક દુઃખરૂપી સર્પોને વિષમ તથા ગહનતાવાળી ગુફારૂપ છે, ધાટા મોહરૂપી મ્હોટા હાથીઓને વિંધ્યાચળની તળાટીરૂપ છે.[૧૨] સારાં કાર્યરૂપી કમળોને રાત્રિરૂપ છે, દુઃખોરૂપી કુમુદો ( રાત્રિવિકાસી કમળો ) ને ચાંદનીરૂપ છે, દયારૂપ દીવીને વંટોળીઆ—વાયુરૂપ છે, અનેક વિકારોરૂપી કલ્લોલોની નદીરૂપ છે,[૧૩] ભ્રાંતિના ગંધર્વનગરરૂપ છે, ખેદરૂપી ઝેરને વધારનાર છે, વિકલ્પરૂપી ધાન્યોના ખેતરરૂપ છે,

* આ તેરમા સર્ગમાં સઘળાઓને પ્યારી લાગનારી લક્ષ્મીના દોષનું વર્ણન કરવામાં આવશે.

ખેદસહિત ભયને ઉત્પન્ન કરવામાં સર્પિણીરૂપ છે,[૧૪] વૈરાગ્યરૂપી લતાઓને હિમરૂપ છે, રાગ-દ્વેષઆદિ ઘુવડોને રાત્રિરૂપ છે, વિવેકરૂપી ચંદ્રને રાહુની દાઢરૂપ છે, સૌજન્યરૂપી કમળને ચાંદનીરૂપ છે,[૧૫] ઇંદ્રિધનુષની પેઠે ચપલતા ભરેલા અનેક રંગોથી મનને હરનારી છે, વીજળીની પેઠે ઉત્પન્ન થઇને ચપલતાથી તુરત જતી રહેનારી તથા જડનો આશ્રય કરનારી છે.[૧૬] ચપલતામાં વનનાં નોળીઆં કરતાં પણ અધિક છે, નીચકુલના લોકોની પાસે ભરાઈ રહેનારી છે, ઉન્હાળાનાં ઝાંઝવાનાં પાણી કરતાં પણ વધારે ઠગનારી છે,[૧૭] પાણીની લહેરની પેઠે કોઈ સ્થળમાં ક્ષણ માત્ર પણ એકરૂપે રહેતી નથી, દીવાની જ્વાલાની પેઠે ચંચલ છે, અચાનક દુર્દશામાં નાખનારી છે.[૧૮] યુદ્ધમાં ઉત્સાહ ધરાવનારાઓરૂપ હાથીઓનાં ટોળાંને સિંહણની પેઠે તોડી પાડનારી છે, અને ખડ્ગની ધારાની પેઠે ટાઢી, તીખી તથા તીક્ષ્ણ હૃદયવાળાઓને આશ્રય કરનારી છે.[૧૯] પરાયાં ધનોને લઇ લેવાની ઇચ્છાવાળી અને જેની અંદર ગુપ્તરૂપે નીચ ચિંતાઓ રહેલી છે એવી એ અભાગણી લક્ષ્મીથી દુઃખવિના હું કાંઇ પણ બીજું ફલ દેખતો નથી.[૨૦] કોઈ પુરૂષની પાસેથી અલક્ષ્મીરૂપ શોક્ય તેને દૂર કહાડી મૂકે છે તોપણ પાછી તે પુરૂષનું આલિંગન કરતી હોય એમ જણાય છે, માટે એ લક્ષ્મી સર્વદા નિર્લજ્જ છે, અને ટેકવગરની છે.[૨૧] કોઇ ખાડમાં ઉત્પન્ન થએલી અને અનેક સર્પોનાં શરીરોથી વીંટાએલી ફૂલની લતાની પેઠે એ લક્ષ્મી, ઉપરથી મનોહર હોવાને લીધે ચિત્તની વૃત્તિને ખેંચે છે, સાહસથી મળે એવી છે અને ક્ષણભંગુર છે.[૨૨] **मनोरमाकर्षति चित्तवृत्तिं कदर्थसाध्या क्षणभंगुरा च ॥ व्यालावलीगात्रविवृत्तदेहा श्वभ्रोत्थिता पुष्पलतेव लक्ष्मीः ॥ २२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'લક્ષ્મીનિરાકરણ' નામનો તેરમો સર્ગ સંપૂર્ણ. ૧૩**

## सर्ग १४ मो* મૂર્ખના જીવિતની નિંદા.

**राम उवाच ॥ आयुः पल्लवकोणाग्रलंबांबुकणभंगुरम् ॥**
**उन्मत्तमिव संत्यज्य यात्यकांडे शरीरकम् ॥ १ ॥**

રામ કહે છેઃ–હે મુનિ! પાંદડાંના ખૂણાની અણીપર લટકતા જળના કણની પેઠે ક્ષણભંગુરતાવાળું આયુષ્ય, ઘેલાની પેઠે સમય વગરજ બિચારા શરીરને છોડીને ચાલતું થાય છે.[૧] વિષયોરૂપી સર્પોના સંગથી જાજરા ચિત્તવાળા અને જેઓને આત્માનો પૂર્ણ વિવેક પ્રાપ્ત થયો ન હોય એવા લોકોને તો આયુષ્ય કેવળ પરિશ્રમના કારણરૂપ છે.[૨] જેઓ જાણવા યોગ્ય વસ્તુને જાણી લઇને અપરિચ્છિન્ન પદમાં વિશ્રાંતિ પામેલા હોય તેઓને લાભ તથા અલાભમાં ચિત્તના એકરૂપ સમાધાનવાળું આયુષ્ય સુખદાયી થાય છે.[૩] હે મુનિ! અમો કે જેઓ "દેહાદિક આત્મા છે" એવો નિશ્ચય કરી બેઠા છીએ તેઓને તો સંસારરૂપી વાદળની વીજળીના સમૂહરૂપ આયુષ્યમાં સુખ મળતું નથી.[૪] કદાચ વાયુને પણ વીંટી શકાય, આકાશને પણ તોડી શકાય અને તરંગોને પણ ગુંથી શકાય પણ આયુષ્યનો વિશ્વાસ કદિ રાખી શકાય એમ નથી.[૫] શરદ્ઋતુનાં વાદળાંની પેઠે અલ્પ, તેલવગરના દીવાની પેઠે નાશમાં ઉન્મુખ અને તરંગની પેઠે

* આ ચૌદમા સર્ગમાં મૂર્ખનું જીવિત, યૌવન તથા આયુષ્ય કે જે વ્યાધિ, રોગ તથા જરાથી ઘેરાએલું અને કામઆદિએ મલિન કરેલું હોય છે તેની નિંદા કરવામાં આવશે.

ચપલતાવાળું આયુષ્ય જતું રહેલુંજ જોવામાં આવે છે.[૬] તરંગને, પ્રતિબિંબના ચંદ્રને, વીજળીના સમૂહને અને આકાશના કમળને પકડી રાખવાની આશા કદિ રાખી શકું, પણ આયુષ્ય કે જેની કોઈ જાતની સ્થિતિજ નથી તેને પકડી રાખવાની આશા રાખી શકતો નથી.[૭] જેના મનને તૃષ્ણાના અત્યંત ઉપરામરૂપ વિશ્રાંતિ મળી ન હોય એવો મૂઢ માણસ જો વ્યર્થ આયુષ્યને લાંબું રાખવાને ઈચ્છે તો, જેમ ખચરીની ગર્ભનું ધારણ કરવાની ઇચ્છા તેનું પેટ ફાટવારૂપ દુઃખને વાસ્તેજ છે, તેમ તેની ઇચ્છા પણ દુઃખને વાસ્તેજ છે.[૮] હે મુનિ ! આ સંસારસંબંધી ભ્રમણમાં જે આ કાયારૂપ વેલો છે તે સૃષ્ટિરૂપ સમુદ્રના જળના ફીણજેવોજ છે માટે આમાં જીવવું મને ગમતું નથી.[૯] જેથી અવશ્ય પામવાયોગ્ય પુરૂષાર્થની પ્રાપ્તિ થાય, ફરી વાર શોક કરવો ન પડે અને જે જીવન્મુક્તિના પરમસુખના સ્થાનકરૂપ થાય તેજ જીવતર કહેવાય છે.[૧૦] ઝાડ પણ જીવે છે અને મૃગ તથા પક્ષીઓ પણ જીવે છે, પરંતુ સાચું જીવવું તો તેનું છે કે જેનું મન તત્ત્વજ્ઞાનને લીધે તુચ્છરૂપ થઇ ગયું હોય.[૧૧] જગતમાં જન્મેલા જે પુરૂષોને ફરીવાર જન્મનો ભય મટી જાય તેઓનું જીવવુંજ સફલ છે. બીજા પુરૂષો તો લાંબા કાળસુધી જીવે તોપણ તેઓનું જીવવું ઘરડા ગધેડાના જીવવા જેવું છે.[૧૨] અવિવેકીને શાસ્ત્ર પણ ભારરૂપ છે, વિષયોમાં રાગવાળાને જ્ઞાનપણ ભારરૂપ છે, અશાંતને મન પણ ભારરૂપ છે અને આત્માને નહિ જાણનારનું શરીર પણ ભારરૂપ છે,[૧૩] જેમ ઉપાડનારને ભાર દુઃખને સારૂજ છે, તેમ દુર્બુદ્ધિ પુરૂષને રૂપ, આયુષ્ય, મન, બુદ્ધિ તથા અહંકાર એ સઘળું દુઃખને માટેજ છે.[૧૪] વિશ્રાંતિવગરનું, પૂર્ણકામપણાથી રહિત, આપદાઓના મ્હોટા સ્થાનરૂપ અને રોગરૂપી પક્ષીઓના નિવાસરૂપ આયુષ્ય અત્યંત પરિશ્રમના સાધનરૂપજ છે.[૧૫] જેમ ઊંદર નિત્યના પરિશ્રમથી કાયરપણું છોડી દઈ નિરંતર ધીરે ધીરે જૂના ખાડાને અત્યંત ખોદ્યા કરે છે, તેમ કાલ નિત્યના પરિશ્રમથી કાયરપણું છોડી દઈ નિરંતર ધીરે ધીરે આયુષ્યને અત્યંત ખોદ્યા કરે છે.[૧૬] જેમ દરમાં રહેનારા અને ઝેરથી બાળી નાખનારા ભયંકર સર્પો વનના પવનને પીધા કરે છે, તેમ શરીરરૂપી દરમાં રહેનારા અને ઝેરના જેવી બળતરા દેનારા ભયંકર રોગો આયુષ્યને પીધા કરે છે.[૧૭] જેમ નિરંતર રજને ઝરાવનારા, તુચ્છ અને અંદર રહેનારા ક્રૂર "ઘુણ"નામના કીડાઓ જૂના ઝાડને કાપ્યા કરે છે, તેમ નિરંતર લોહી—પરૂ આદિને ઝરાવનારાં, તુચ્છ અને અંદર રહેનારાં ક્રૂર રોગ આદિ દુઃખો શરીરને કાપ્યા કરે છે.[૧૮] જેમ બિલાડો તુરત ગળી જવાને સારૂ ઘણી ઉત્કંઠાથી ઊંદર પર તાકયા કરે છે, તેમ મૃત્યુ તુરત ગળી જવાને સારૂ ઘણી ઉત્કંઠાથી નિરંતર આયુષ્યપર તાકયા કરે છે.[૧૯] ગંધ આદિ ગુણોવાળી અને સારવગરની જરાવસ્થારૂપ વેશ્યા, જેમ બહુ ખાનારો માણસ અન્નને જીર્ણ કરી નાખે છે, તેમ શરીરને અશક્ત કરીને જીર્ણ કરી નાખે છે.[૨૦] જેમ સજ્જન થોડા દિવસમાંજ પરીક્ષા કરી લઇ પ્રીતિરહિત થઇને દુર્જનને છોડી દે છે, તેમ યૌવન થોડા દિવસમાંજ પરીક્ષા કરી લઈ પ્રીતિરહિત થઇને શરીરને છોડી દે છે.[૨૧] જેમ જાર પુરૂષ રૂપઉપર તાકયા કરે છે, તેમ કાલ કે જે દુઃખ, જરા અને મરણનો મિત્ર છે તે, નિત્ય આયુષ્યઉપર તાકયા કરે છે.[૨૨] સ્થિરપણાએ તથા સુખદાયીપણાએ સર્વદા છોડી દીધેલું, ગુણરહિત અને મરણના પાત્રરૂપ આયુષ્ય જગતમાં જેવું અત્યંત તુચ્છ છે તેવું બીજું કાંઈ પણ અત્યંત તુચ્છ નથી.[૨૩] **स्थिरतया सुखभासितया**

तया सततमुज्झितमुत्तमफल्गु च ।।जगति नास्ति तथा गुणवर्जितं मरणभाजनमायुरिदं यथा २३
શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'જીવિતગર્હા' નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪.

## सर्ग १५ मो.* અહંકાર–નિંદા

**राम उवाच ॥** मुधैवाऽभ्युत्थितो मोहान्मुधैव परिवर्द्धते ॥
मिथ्यामयेन भीतोस्मि दुरहंकारशत्रुणा ॥ १ ॥

રામ કહે છેઃ—અહંકારરૂપી શત્રુ કે જે મોહને લીધે વૃથાજ ઉત્પન્ન થયો છે, વૃથાજ વધે છે અને વૃથારૂપજ છે તેથી બીઉં છું.[1] વિવિધ આકારવાળો સંસાર અહંકારને લીધેજ રાંક કરતાં પણ રાંક થએલા પુરૂષોને રાગ–દ્વેષાદિક દોષરૂપી કોઠારોમાં મુંઝવ્યા કરે છે.[2] આપદાઓ અહંકારથી થાય છે, દુષ્ટ ચિંતાઓ અહંકારથી થાય છે અને નીચ ક્રિયા પણ અહંકારથી થાય છે માટે અહંકારજ મ્હારો રોગ છે.[3] એ અહંકાર કે જે મ્હારો લાંબા કાળનો વૈરી છે તેને લીધેજ હું ખાતો નથી કે પાણી પણ પીતો નથી ત્યારે ભોગોને તો કેમજ ભોગવું ?[4] જેમ પારાધી રાત્રિમાં લાંબી અને મનમાં મોહ ઉપજાવનારી જાળ પાથરે, તેમ અહંકારરૂપી દ્રોષે સંસારરૂપ રાત્રિમાં લાંબી અને મનમાં મોહ ઉપજાવનારી માયા પાથરેલી છે.[5] લાંબાં, વિષમ અને મ્હોટાં જે જે દુઃખો છે તે સઘળાં, જેમ પર્વતમાંથી એવાજ પ્રકારનાં ખેરનાં ઝાડ ઉત્પન્ન થાય, તેમ અહંકારમાંથી ઉત્પન્ન થયાં છે.[6] અહંકાર કે જે શાંતિરૂપી ચંદ્રને રાહુના મુખરૂપ છે, ગુણરૂપી કમળોને મહાવિષમ હિમરૂપ છે અને સમતારૂપી મેઘને શરદઋતુના સમયરૂપ છે તેને હું છોડી દઉં છું.[7] હું રામ નથી, મને વાંચ્છા નથી અને કોઈ પદાર્થોમાં મ્હારૂં મન લાગતું નથી. હું તો સર્વ પ્રાણીઓને મ્હારા સમાન ગણીને, હારી ગએલાની પેઠે શાંતિથી બેસી રહેવાનેજ ઇચ્છું છું.[8] મ્હેં અહંકારથી જે જે કાંઈ ભોગવ્યું છે, હોમેલું છે અને કરેલું છે તે સઘળું નિસ્સારજ થયું છે. અહંકારથી રહિત રહેવું એજ સાર છે.[9] હે મુનિ ! જો મને "હું છું" એવું અભિમાન છે તો હું આપદાઓથી દુઃખી થાઉં છું અને એ અભિમાન ન હોય તો સુખી થાઉં એટલા માટે નિરહંકારપણુંજ શ્રેષ્ઠ છે.[10] હું અહંકારને છોડી દઇ શાંતિ ભરેલા મનથી ઉદ્વેગરહિત થઇને રહું છું. ભોગોનો સમૂહ તો દેહ, ઈંદ્રિય અને વિષય આદિ વિનાશી પદાર્થોને આધીન છે. જો એઓમાંથી એકાદ પદાર્થનો ભંગ થાય તોપણ ઉદ્વેગ થયાવિના રહે નહિ.[11] હે મહારાજ ! જ્યાંસુધી અહંકારરૂપી મેઘ પોતાનાં ગાત્રોને વિસ્તારે છે ત્યાંસુધી તૃષ્ણારૂપી ઈંદ્રિજવના ઝાડનાં માંજર પ્રફુલ્લિત થયા કરે છે.[12] અહંકારરૂપી મેઘ શાંત થાય ત્યારે તૃષ્ણારૂપી તાજી વિદ્યુલ્લતા, બુઝાઈ ગએલા દીવાની જ્વાલાની પેઠે તુરત ક્યાંઈ જતી રહે છે.[13] અહંકારરૂપી મ્હોટા વિંધ્યાચલમાં મનરૂપી મ્હોટો મદોન્મત્ત હાથી મેઘની પેઠે ભારે કડાકાથી ગાજ્યા કરે છે.[14] આ દેહરૂપી મ્હોટા જંગલમાં જે આ અહંકારરૂપી મ્હોટો સિંહ ફુઘા કરે છે તેણેજ આ જગતને વિસ્તાર્યું છે.[15] તૃષ્ણારૂપી ઝીણા દોરામાં પરોવાયેલી ઘણા ઘણા જન્મોની પરંપરાને અહંકારરૂપી મ્હોટા જાર પુરૂષે પોતાના ગળામાં મોતીના હારરૂપ કરેલી છે.[16] હે મુનિ ! આ અહંકારરૂપી

* આ પંદરમા સર્ગમાં અહંકાર કે જે સઘળા અનર્થના મૂળરૂપ છે તેની નિંદા કરવામાં આવશે.

વૈરીએ અહિં કાંઇ મંત્ર–તંત્ર કર્યાવગરજ પુત્ર, મિત્ર અને સ્ત્રીઆદિ ઉન્મત્ત કરી દેવાનાં સાધનો પ્રસારેલાં છે.[૧૭] જો અહંકાર ટળી જાય તો ઉપર કહેલી સઘળી દુષ્ટ પીડાઓ તુરત પોતાની મેળેજ ટળી જાય છે[૧૮] જો ધીરે ધીરે અહંકારરૂપી મેઘ શાંત થાય તો મનરૂપી આકાશમાં રહેલી શાંતિને કાપી નાખનારી મોહરૂપી ઝાકળ ક્યાંય જતી રહે છે.[૧૯] હે મુનિ ! હું કે જે અહંકાર વગરની વૃત્તિવાળો છું અને મૂર્ખતાને લીધેજ શોકથી પીડાયા કરૂં છું તેને વાસ્તે જે કાંઈ યોગ્ય જણાય તે કહો.[૨૦] હે મ્હોટા પ્રભાવવાળા મુનિ ! હૃદયમાં પહેલું અહંકારરૂપી લાંછન કે જે સઘળી આપદાઓના સ્થાનરૂપ છે, ધ્રુવપદથી વિરૂદ્ધ છે, શાંતિઆદિ ઉત્તમ ગુણોને દૂર રાખનાર છે અને ચારે બાજુ મહા દુઃખરૂપ છે તેને હું વિવેકની દૃઢતાથી રાખતો નથી માટે હવે પછી જે કરવાનું હોય તેની સાથે મને સત્ય તત્ત્વનો ઉપદેશ કરો.[૨૧]

**सर्वापदां निलयमध्रुवमंतरस्थमुन्मुक्तमुत्तमगुणेन न संश्रयामि ॥**
**यत्नादहंकृतिपदं परितोऽतिदुःखं शेषेण मां समनुशाधि महानुभाव ॥ २१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'અહંકારજુગુપ્સા'+ નામનો પંદરમો સર્ગ સંપૂર્ણ.૧૫.**

## सर्ग १६ मो.* ચિત્તદોષ વર્ણન.

**राम उवाच ॥ दोषैर्जर्जरतां याति सत्कार्यादार्यसेवनात् ॥**
**वातांतःपिच्छलववच्चेतश्चलति चंचलम् ॥ १ ॥**

રામ કહે છેઃ—સારાં કાર્યને તથા મહાત્માઓના સેવનને છોડી દઇ ચંચલતાને લીધે રાગ–દ્વેષાદિક દોષોથી ચિત્ત જાજરૂં થઈ જાય છે અને જેમ પીંછડાનો કટકો વાયુની અંદર ભમ્યા કરે, તેમ વિષયોની અંદર ભમ્યા કરે છે.[૧] આ ચિત્ત, ગામના કૂતરાની પેઠે રાંક અને બહુજ વ્યગ્ર થઇને અમથું અમથું આમતેમ અત્યંત દૂર દૂર દોડ્યા કરે છે. ચિત્તને કોઈ ઠેકાણે કાંઈ પણ જડતું નથી.[૨] અને કોઈક ઠેકાણે ઘણું ધન મળે છે તોપણ તે, જેમ પાણીથી વાંસનો કરંડીઓ ભરાય નહિ, તેમ ભરાતું નથી.[૩] હે મુનિ ! શૂન્ય અને સર્વદા દુષ્ટ આશારૂપ જાળથી વીંટાએલું મન, ટોળામાંથી વિખૂટા પડેલા મૃગની પેઠે વિશ્રાંતિ પામતું નથી.[૪] તરંગ જેવી ચપલ વૃત્તિવાળું મન પોતાના અવ્યવાસ્થતપણાને છોડીને ક્ષણમાત્ર પણ હૃદયમાં સ્થિતિ કરતું નથી.[૫] જેમ મંદરાચલથી ક્ષોભ પામેલું ક્ષીરસાગરનું જળ દશે દિશાઓમાં દોડયું હતું, તેમ વિષયોના ચિંતવનથી ક્ષોભ પામેલું મન દશે દિશાઓમાં દોડ્યા કરે છે.[૬] મનરૂપી મહાસાગર કે જેમાં અનેક જાતની ઠગાઇઓરૂપ ક્રૂર મગરના સમૂહ વસે છે અને ભોગ મેળવવાના ઉત્સાહરૂપ તરંગોથી ડૂબાવી દે એવી ચકરીઓ પડ્યા કરે છે તેને રોકવા હું સમર્થ નથી.[૭] હે મુનિ ! મનરૂપી મૃગલો ભોગરૂપી ઘ્રોના અંકુરોની લાલચથી નરકરૂપ ખાડમાં પડી જવાનું નહિ ધારતાં દૂર દોડ્યા કરે છે.[૮] જેમ સમુદ્ર પોતાના ચંચલપણાને છોડે નાહ, તેમ મ્હારૂં ચિત્ત આકુલ વૃત્તિથી પોતાના અવ્યવાસ્થતપણાને કદિ છોડતું નથી.[૯] ચંચલ વૃત્તિને લીધે

+ આ સર્ગમાં "હું બ્રહ્મ છું" આ શુદ્ધ અહંકારથી ભિન્ન બીજા સર્વ અશુદ્ધ અહંકારો કે જે બંધન કરનારા છે, તેમની નિંદા કરી છે.

* આ સોળમા સર્ગમાં ચિત્તના દોષોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

અનેક ચિંતાઓના સમૂહોથી ભટકતું ચિત્ત, પાંજરામાં પૂરાએલા કેસરીની પેઠે બળાત્કારથી રોકવા છતાં પણ એક ઠેકાણે જંપ કરતું નથી.[૧૦] જેમ હંસ પાણીમાંથી દૂધને નિઃશંક રીતે ખેંચી લે, તેમ મોહરૂપી રથપર ચ્હડેલું ચિત્ત શરીરમાંથી સમતારૂપ સુખને નિઃશંકરીતે ખેંચી લે છે[૧૧]. હે મુનિરાજ ! ઘણી ઘણી કલ્પનાઓરૂપી શય્યામાં સૂતેલી ચિત્તની વૃત્તિયો હજારો વિચારોથી પણ જાગ્રત થતી નથી તેથી હું વ્યાકુળ થઈને તપ્યા કરૂં છું.[૧૨] જેમ પક્ષી, જેની અંદર દૃઢ ગાંઠયો નાંખેલી હોય છે એવી દોરીમાં રહેલી જાળથી બંધાયો હોય, તેમ જેની અંદર અહંતા–મમતારૂપ દૃઢ ગાંઠયો પડેલી છે એવી તૃષ્ણારૂપ દોરીમાં રહેલા ચિત્તથી હું બંધાયો છું.[૧૩] નિરંતર ક્રોધરૂપી ધૂમાડાવાળા અને ચિંતાઓરૂપ જ્વાળાઓથી ભરપૂર રહેતા ચિત્તરૂપી અગ્નિથી હું સૂકા ખડની પેઠે બળી ગયો છું.[૧૪] જેમ કૂતરીને અનુસરનારો કૂતરો જડપણાવાળા શબને ફાડી ખાય, તેમ તૃષ્ણારૂપી કૂતરીને અનુસરનારો ચિત્તરૂપી કૂતરો, હું કે જે જડપણાવાળો છું તેને ફાડી ખાય છે.[૧૫] જેમ તરંગોને લીધે ચપલ રીતે પછડાયા કરતો જલરૂપી પ્રવાહ કાંઠાના વૃક્ષને તાણી જાય છે, તેમ રાગ–દ્વેષાદિક તરંગોને લીધે ચપળ રીતે પછડાયા કરતું જડરૂપ ચિત્ત મને તાણી જાય છે.[૧૬] જેમ ભયંકર પવન વચમાંજ પાડવાને સારૂ અથવા આકાશમાંજ ફેરવવાને સારૂ ખડને દૂર લઈ જાય છે, તેમ ચિત્ત અકસ્માત નરકમાં પાડવાને સારૂ અથવા ઘણા ઘણા જન્મોમાં ફેરવવાને સારૂ મને દૂર લઈ જાય છે.[૧૭] હું આ સંસારસમુદ્રમાંથી બહાર નીકળવાને નિત્ય ઉત્કંઠા રાખું છું તોપણ, જેમ પાજ પાણીના પૂરને રોકી રાખે, તેમ દુષ્ટ ચિત્ત મને રોકી રાખે છે.[૧૮] જેમ નીચેથી ઊંચે જતી અને ઊંચેથી નીચે જતી ખરાબ દોરી કૂવામાંથી પાણી કહાડવાના લાકડાને વીંટાઈ જાય, તેમ નીચેથી ઊંચે જતું અને ઊંચેથી નીચે જતું ચિત્ત મને વીંટાઈ ગયું છે.[૧૯] જેમ ખોટી કલ્પનાથી ભયંકર રૂપને પામેલા અને પૂર્ણ વિચારથી મિથ્યા થઈ જનારા ભૂતથી બાળક પકડાઇ જાય, તેમ ખોટી કલ્પનાથી ભયંકર રૂપને પામેલા અને પૂર્ણ વિચારથી મિથ્યા થઈ જનારા ચિત્તથી હું પકડાઇ ગયો છું.[૨૦] હે મુનિ ! ઘણા શ્રમથી પણ દૂર કરી શકાય નહિ એવો મનરૂપી પિશાચ અગ્નિ કરતાં પણ વધારે તાપ દેનાર છે, પર્વત કરતાં પણ સ્વાધીનમાં લેવો કઠિન છે અને વજ્ર કરતાં પણ વધારે દૃઢ છે.[૨૧] જેમ પક્ષી માંસઉપર ઝડપથી પડે, તેમ ચિત્ત વિષયોઉપર ઝડપથી પડે છે. અને જેમ બાળક કોઈ સમયે પણ રમકડું મળે તો ઘણા દિવસના અભ્યાસને છોડી દે છે, તેમ ચિત્ત કોઇ સમયે પણ વિષય મળે તો ઘણા દિવસથી માંડેલા શુભ કાર્યને છોડી દે છે.[૨૨] હે પિતા ! જડ* પ્રકૃતિવાળો, અત્યંત ચંચળ, વિસ્તાર પામેલી જન્મ–મરણાદિક અનેક ચકરીઓવાળો અને જેમાં કામાદિરૂપ મહાદુઃખદાયી સર્પો રહે છે એવો મનરૂપી સમુદ્ર મને દૂર લઇ જાય છે.[૨૩] હે મહાત્મા! મ્હોટા સમુદ્રને પી જવા કરતાં, મેરૂપર્વતને ઉખેડી નાખવા કરતાં અને અગ્નિનું ભક્ષણ કરવા કરતાં પણ ચિત્તનો નિગ્રહ કરવો વધારે કઠિન છે.[૨૪] ચિત્તજ વિષયોના કારણરૂપ છે, ચિત્ત હોય તોજ જગત છે અને ચિત્ત ક્ષીણ થાય તો જગત પણ ક્ષીણ થાય છે; માટે પ્રયત્નપૂર્વક ચિત્તનેજ રોગની પેઠે દૂર કરવું જોઇએ.[૨૫] હે મુનિ ! જેમ પર્વતમાંથી વનો ઉગે છે, તેમ

* અજ્ઞાન અને શીતળતા.

ચિત્તમાંથીજ આ સેંકડો સુખ–દુઃખ ઉગેલાં છે. એ ચિત્ત જો વિવેકને લીધે ક્ષીણ થઈ જાય તો હું ધારૂં છું કે સુખ–દુઃખો પણ અત્યંત ક્ષીણ થયા વગર રહેજ નહિ.[२६] અહિં ચિત્તરૂપી શત્રુ કે જેને જીતવામાંજ મહાત્મા પુરૂષોએ શમ–દમઆદિ સઘળા ગુણોને સ્વાધીન કરવાની આશા બાંધેલી છે તેને જીતવા માટે હું ઉદ્યોગ કર્યા કરૂં છું. મને અંદર રૂચિ ટળી ગઈ છે તેથી જેમ ચંદ્ર જડ અને મલિન વિલાસવાળી વાદળાની રેખાને અનુકૂળ ગણતો નથી, તેમ હું પણ જડ અને મલિન વિલાસવાળી લક્ષ્મીને અનુકૂળ ગણતો નથી.[२७]

**सकलगुणजयाशा यत्र बद्धा महद्भिस्तमरिमिह विजेतुं चित्तमभ्युत्थितोऽहम् ॥**
**विगतरतितयांतर्नाभिनंदामि लक्ष्मीं जडमलिनविलासां मेघलेखामिवेंदुः ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'ચિત્તદૌરાત્મ્ય'× નામનો સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬.**

## सर्ग १७ मो* તૃષ્ણાઉપર ધિક્કાર

**राम उवाच । हार्दांधकारशर्वर्या तृष्णयेह दुरंतया ॥**
**स्फुरंति चेतनाकाशे दोषाः कौशिकपंक्तयः ॥ १ ॥**

રામ કહે છેઃ–સંસારમાં વિવેક આદિને તિરોહિત કરવામાં અંધારી રાત્રિ જેવી અને જેનો છેડોજ આવતો નથી એવી તૃષ્ણાને લીધે જીવરૂપ આકાશમાં રાગ–દ્વેષઆદિ ઘૂડ પક્ષીઓની પંક્તિઓ ઉડતી જોવામાં આવે છે.[१] જેમ અંદર દાહ આપનારી સૂર્યની દીપ્તિ કાદવના રસને અને કુણાપણાને સૂકવી નાખી કાદવને કઠિન બનાવી દે છે, તેમ અંદર દાહ આપનારી તૃષ્ણાએ મ્હારા આનંદને અને કુણાપણાને સૂકવી નાખી મને કઠિન બનાવી દીધો છે.[२] વ્યામોહરૂપી અંધારાથી ભરપૂર અને શૂન્યપણાવાળા મ્હારા ચિત્તરૂપી મ્હોટા જંગલમાં આશારૂપી પિશાચણી બહુજ નાચવા લાગી છે.[३] સોનેરી રંગના બગીચાજેવી દીપતી તૃષ્ણારૂપી ચણાનાં ઝીંઝવાંની પંક્તિ, ચિત્તરૂપી ક્ષેત્રમાં અનેક લોકોનાં વચનોરૂપી ઝાકળનાં ટીપાં પડવાથી પ્રફુલ્લિત થતી આવે છે.[४] અંદર ઘણી ગડબડોવાળી તૃષ્ણા, સમુદ્રની લહરીની પેઠે મને પોતાની અંદર બહુજ ઘુમરીઓ ફેરવવાને સારૂજ બલવત્તર ઉંચાઇને પામેલી છે.[५] મિથ્યા ભાષણઆદિ કલ્લોલોના પ્રચંડ શબ્દોવાળી, અનેક પ્રકારના તરંગોવાળી અને એક સ્થળમાંથી બીજા સ્થળમાં જતી તૃષ્ણારૂપી નદી આ મ્હારા દેહરૂપી પર્વતમાં વહ્યા કરે છે.[६] ચિત્તરૂપી બપૈયો એકાગ્રતારૂપી જળને પીવા સારૂ પોતાની ચપળતાને રોકવા સજ્જ થાય છે તેટલામાં, જેમ મેલો વંટોળીઓ વા જૂના ખડને કયાંય લઇ જાય, તેમ મેલી તૃષ્ણા તેને ક્યાંય લઇ જાય છે.[७] વિવેક અને વૈરાગ્ય આદિ ગુણો મેળવવાને માટે હું જે જે ઉત્સાહ ધરૂં છું તે તે ઉત્સાહને તૃષ્ણા, જેમ ન્હાની ઊંદરડી વીણાના તારને કાપી નાખે, તેમ કાપી નાખે છે.[८] જેમ જૂનું પાંદડું પાણીમાં ભમ્યા કરે, જૂનું ખડ વાયુમાં ભમ્યા કરે અને શરદઋતુનું

× મન જ્યાંસુધી આત્માથી ભિન્ન પદાર્થને આકારે થયા કરે છે ત્યાંસુધી જીવના ભવભ્રમણનો અંત આવતો નથી, પણ જ્યારે તે મન આત્માકારે થઈ આત્મભાવને પામે છે ત્યારેજ તેના ભવભ્રમણનો અંત આવે છે એવું આ સર્ગનું તાત્પર્ય છે.

* આ આખા સત્તરમા સર્ગમાં જગતને ભમાવનારી તૃષ્ણાનેજ ધિક્કારવામાં આવશે.

વાદળું આકાશમાં ભમ્યા કરે, તેમ હું ચિંતારૂપી ચક્રમાં ભમ્યા કરૂં છું.[૯] પોતાને ઠેકાણે પહોંચવાને અશક્ત બુદ્ધિવાળા અમો, જેમ પક્ષીઓ જાળમાં ગોટવાઈ જાય, તેમ તૃષ્ણારૂપી જાળમાં ગોટવાઈ ગયા છીએ.[૧૦] હે પિતા ! આ "તૃષ્ણા" નામની જવાળાથી હું એવો બળી ગયો છું કે હવે મને અમૃતો મળવાથી પણ બળતરા શાંત થવાની આશા રહેતી નથી.[૧૧] તૃષ્ણારૂપી મસ્ત ઘોડી દિશાઓના છેડાઓમાં એવા પ્રબળ વેગથી દોડયા કરે છે કે તુરતજ ઘણા દૂર સુધી પહોંચી જાય છે અને વળી પાછી તુરતજ ઠેકાણે આવ્યા કરે છે.[૧૨] તૃષ્ણા રેંટના અગ્રમાં બાંધેલી દોરીની પેઠે÷જડનો સંબંધ પામ્યા કરે છે, ઘણી ગાંઠયોવાળી છે, પ્રચલિત થયા કરે છે અને નિરંતર ઊંચે તથા નીચે આવજાવ કર્યા કરે છે.[૧૩] દેહની અંદર પરોવાએલી અને કોઇથી કાપી શકાય નહિ એવી આ તૃષ્ણારૂપી નાથ ભારે ઝડપથી લોકોની પાસે, બળદની પેઠે ભાર ઉપડાવ્યા કરે છે.[૧૪] જેમ નિરંતર ખેંચવાના સ્વભાવવાળી ભીલડીએ પક્ષીઓઉપર જાળ નાંખેલી હોય, તેમ નિરંતર ખેંચવાના સ્વભાવવાળી તૃષ્ણાએ લોકો ઉપર પુત્ર, મિત્ર અને સ્ત્રીઓ આદિરૂપ જાળ નાખેલી છે.[૧૫] હું મ્હારા પોતાના અનુભવથી કહું છું કે તૃષ્ણા કાળી રાત્રિની પેઠે ધીરને પણ બીવડાવે છે, દેખતાને પણ આંધળો કરી દે છે અને આનંદવાળાને પણ ખેદયુક્ત કરે છે.[૧૬] તૃષ્ણા કાળી નાગણની પેઠે કુટિલ છે, કુણા સ્પર્શવાળી છે, ઝેરભરેલી વિષમતાવાળી છે અને જરાક સ્પર્શ થઇ જાય તોપણ કરડી ખાય છે.[૧૭] તૃષ્ણા કાળી રાક્ષસીની પેઠે પુરૂષોના હૃદયને ભેદી નાખે છે, ઠગાઈભરેલાં કામ કરે છે, દુર્ભાગ્યપણું કરે છે અને બહુજ કંગાલ છે.[૧૮] હે મુનિ ! જેમ આલસ્યને લીધે ટૂટી ગએલા તારોથી વીંટાએલા તુંબડાને ધરનારી જૂની વીણા આનંદના સમયમાં શોભતી નથી, તેમ દૈવગતિથી ટૂટી જતા મનોરથોથી વીંટાએલા મનરૂપી તુંબડાને ધરનારી તૃષ્ણારૂપી જૂની વીણા નિર્વિક્ષેપપણારૂપ આનંદના સમયમાં શોભતી નથી.[૧૯] જેમ પર્વતની ગુફામાં ઉત્પન્ન થએલી કોઇ વેલ સર્વદા અત્યંત મલિન, કડવી, સંસર્ગ કરનારનું માથું ફેરવી દેનારી, લાંબાં લાંબાં ગુંચળાંવાળી અને બહુ ચીકાસવાળી હોય છે, તેમ તૃષ્ણા પણ સર્વદા અત્યંત મલિન, કડવી, સંસર્ગ કરનારનું માથું ફેરવી દેનારી, લાંબાં લાંબાં ગુંચળાંવાળી અને બહુ ચીકાસવાળી હોય છે.[૨૦] તૃષ્ણા વૃક્ષના સૂકાઇ ગએલા મો'રની પેઠે ગ્લાનિ આપનાર છે, રસરહિત છે, નિષ્ફલ છે, વ્યર્થ ઊંચે ચડેલ છે, મંગલ કરનાર નથી અને બરડ છે.[૨૧] તૃષ્ણા ઘરડી વેશ્યાની પેઠે પરાયા ચિત્તને વશ્ય નહિ કરી શકતી છતાં પણ સઘળાઓની પાસે જાય છે અને એવી રીતે જવા છતાં પણ કાંઈ ફળને મેળવી શકતી નથી.[૨૨] તૃષ્ણારૂપી ઘરડી નાચણ બ્રહ્માંડોરૂપી નાટકશાળાઓની અંદર અનેક રસોની લાલચવાળા સંસારી લોકોના મ્હોટા ટોળામાં નાચ્યા કરે છે.[૨૩] સંસારરૂપી લાંબા જંગલમાં વિસ્તાર પામેલી અને ઉંચે ચડેલી તૃષ્ણારૂપી ઝેરી લતામાં ઘડપણરૂપી ફૂલ થાય છે અને અનેક પ્રકારની ઉથલપાથલોરૂપી ફળોની પંક્તિઓ થાય છે.[૨૪] તૃષ્ણા બૂઢ્ઢી થએલી નાચનારીની પેઠે જે કાર્ય પોતાનાથી બની શકે એવાં ન હોય તે કરવાને પણ કૂદકા માર્યા કરે છે અને આનંદ નહિ આપી શકતાં છતાં પણ નાચ્યા કરે છે.[૨૫] તૃષ્ણારૂપી ચપળ મયૂરી (ઢેલ) મોહરૂપી વરસાદનું આવરણ

÷ જળ અને મૂર્ખ.

થાય ત્યારે નાચે છે, એ આવરણ મટી જઇને વિવેકરૂપી પ્રકાશ થાય ત્યારે ઠંડી પડી જાય છે અને કોઇથી ન પહોંચી શકાય એવાં સ્થાનોમાં રહેઠાણ કરે છે,[૨૬] તૃષ્ણા, માત્ર વર્ષાઋતુમાંજ ચાલનારી નદીની પેઠે ઘણા મેલા તરંગોને ઉછાળ્યા કરે છે, લાંબા કાળસુધી ઉજ્જડજ રહે છે, અને વચમાં વચમાં ક્ષણમાત્રજ ઉલ્હાસ પામે છે.[૨૭] જેમ ચપળ પક્ષિણી પડી ગએલા ઝાડને છોડી દઇને બીજા ઉભેલા ઝાડપર જાય છે, તેમ ચપળ તૃષ્ણા પડતીમાં આવેલા પુરૂષને છોડી દઇને ચડતીવાળા પુરૂષપાસે જાય છે.[૨૮] તૃષ્ણારૂપી ચપળ વાંદરી ન પહોંચી શકાય એવા સ્થાનમાં પણ પહોંચે છે, તૃપ્ત થયા પછી પણ ફળની ઈચ્છા રાખ્યા કરે છે અને ઘણીવાર સુધી એક સ્થળમાં રહેતી નથી.[૨૯] તૃષ્ણા દૈવની ગતિની પેઠે એક અવળું કામ કરીને વળી બીજું અવળું કામ કરવા ઉપર દોડે છે અને તે કરીને પણ પાછી બંધ નહિ પડતાં નિરંતર એવાં કામો કરવામાંજ તત્પર રહે છે.[૩૦] હૃદયરૂપી કમળમાં રહેનારી તૃષ્ણારૂપી ભ્રમરી ક્ષણમાત્રમાં પાતાળમાં જાય છે, ક્ષણમાત્રમાં આકાશમાં જાય છે અને ક્ષણમાત્ર દિશાઓરૂપી નિકુંજોમાં ફરે છે.[૩૧] સંસારસંબંધી સઘળા દોષોમાં એકલી તૃષ્ણાજ લાંબું દુઃખ દે છે અને અંતઃપુરમાં ગુપ્ત રહેલાને પણ અતિ સંકટમાં નાખી દે છે.[૩૨] તૃષ્ણા મેઘમાળાની પેઠે ઘણી *જડતા આપે છે, ભારે ×પ્રકાશને પણ રોકી દે છે અને મોહરૂપી ઝાકળથી ભરપૂર રહે છે.[૩૩] તૃષ્ણાએ, જેમ પશુઓને બાંધવાની લાંબી દોરી સઘળાં પશુઓનાં ગળાંઓને બાંધી લે છે, તેમ સંસારમાં વ્યવહાર કરનારા સઘળા જીવોનાં મનને બાંધી લીધેલાં છે.[૩૪] તૃષ્ણા ઇંદ્રિધનુષની પેઠે વિચિત્ર રંગોવાળી છે, +ગુણવગરની છે, લાંબી છે, મલિનમાં રહેનારી છે, તુચ્છ છે અને તુચ્છ સ્થિતિવાળી છે.[૩૫] તૃષ્ણા સદ્ગુણરૂપી ધાન્યોને મેઘના દુષ્ટ કડાકારૂપ છે, આપત્તિરૂપી ધાન્યોને ફલિત કરવામાં શરદ્ઋતુરૂપ છે, બોધરૂપી કમળોને હિમરૂપ છે, મોહરૂપી અંધકારોને શીયાળાની રાત્રિરૂપ છે.[૩૬] સંસારરૂપી નાટકશાળાની નાચનારી છે, કાર્યોરૂપ માળાઓની પક્ષિણીરૂપ છે, મનરૂપી જંગલની હરિણીરૂપ છે, કામદેવની ગાયનની વીણારૂપ છે,[૩૭] વ્યવહારરૂપ સમુદ્રની લહેરરૂપ છે, મોહરૂપી હાથીને દૂર નહિ જવા દેવાની સાંકળરૂપ છે, સૃષ્ટિરૂપ વડની વડવાઈરૂપ છે, દુઃખરૂપી કુમુદોને ચાંદનીરૂપ છે,[૩૮] જરા તથા મરણ આદિ દુઃખરૂપી રત્નોના મુખ્ય ડાબલારૂપ છે, અને આધિ તથા વ્યાધરૂપ વિલાસોને સર્વદા મસ્ત વેશ્યારૂપ છે.[૩૯] તૃષ્ણા વર્ષાઋતુના આકાશની પેઠે ક્ષણમાત્રમાં થોડાક ÷પ્રકાશથી નિર્મલ થાય છે, ક્ષણમાત્રમાં જરાક §અંધારાવાળી થઈ જાય છે, અને ક્ષણમાત્રમાં ‡ઝાકળથી ભરપૂર થાય છે.[૪૦] જેમ ઘાટા અંધારાવાળી રાત્રિ મટે ત્યારે રાક્ષસોની નિવૃત્તિ થાય છે, તેમ ઘાટા મોહવાળી તૃષ્ણા મટે ત્યારે કાયાના પરિશ્રમ મટે છે.[૪૧] જ્યાંસુધી તૃષ્ણારૂપી ઝેરી વિષૂચિકા (કૉલેરા નામનો રોગ) છોડે નહિ ત્યાંસુધી લોકો મુંઝાયા કરે છે, સારી વાતો કરી શકતા નથી અને ચિત્તમાં સંભ્રમિત રહે છે.[૪૨] જો ચિંતાને છોડી દેવામાં આવે તો લોકોનાં સઘળાં દુઃખ ટળી જાય છે. ચિંતાને છોડી દેવી એજ તૃષ્ણારૂપી કૉલેરાને મટાડવાનો મંત્ર છે.[૪૩] ચિત્તરૂપી જળાશયમાં ખડ, પથરા અને કાષ્ઠ આદિ સઘળા પદાર્થોને ભોગ્યરૂપ સમજીને લીધા કરતી તૃષ્ણારૂપ માછલી અંતે તરફડ્યા કરે

* ટાઢ અને મૂર્ખતા. × અજવાળું અને વિવેક. + દોરી અને સદ્ગુણ. ÷ અજવાળું અને વિવેક. § અંધારૂં અને મોહ. ‡ ઝાકળ અને ભૂલો.

છે.[૪૪] જેમ સૂર્યનાં કિરણો કમળને ખુલ્લું કરી નાખે છે, તેમ રોગની પીડા, સ્ત્રી અને તૃષ્ણા ગંભીર માણસને પણ ખુલ્લો કરી નાખે છે.[૪૫] તૃષ્ણાઓ વાંસની શાખાઓની પેઠે અંદર પોલી છે, ઘણી ગાંઠયોવાળી છે, લાંબા લાંબા §અંકુરો તથા ‡કાંટાઓવાળી છે, પરસ્પરથી છૂટી છૂટી છે અને સર્વદા મણિની પેઠે પ્યારી લાગે છે.[૪૬] અહો! આ મ્હોટું આશ્ચર્ય છે કે મ્હોટી બુદ્ધિવાળા પુરૂષો કોઈથી કપાય નહિ એવી તૃષ્ણાને પણ વિવેકરૂપ નિર્મલ ખડ્ગથી કાપી નાખેછે.[૪૭] હે મુનિ! આ હૃદયમાં રહેલી તૃષ્ણા જેવી તીક્ષ્ણ છે તેવી તરવારની ધાર પણ તીક્ષ્ણ નથી અને વજ્રની જ્વાળા કે તપાવેલા લોઢાની કણીઓની જ્વાળાઓ પણ તેવી તીક્ષ્ણ નથી.[૪૮] તૃષ્ણા, દીવાની શિખાની પેઠે મધ્યમાં ઉજ્વળ છે, અંતમાં કાળી તથા તીક્ષ્ણ છે, પ્રત્યક્ષ દેખાય છે, બળતરા થવાના કારણરૂપ હોવાને લીધે અસહ્ય છે અને તેની *દશા ×સ્નેહને લીધે ઘણા કાળ સુધી પહોંચે એવી છે.[૪૯] તૃષ્ણા મેરૂપર્વતજેવી દૃઢતાવાળાને, મહાવિચિક્ષણને, શૂરને અને કશી વસ્તુને ગ્રહણ નહિ કરવાના નિયમવાળા ઉત્તમ જનને પણ આંખ વીંચિયે તેટલીવારમાં તરણાંજેવો કરી નાખે છે.[૫૦] તૃષ્ણારૂપી વિંધ્યાચલની તળાટી લાંબા લાંબા +ગહનોથી વ્યાપ્ત છે, ભયંકર છે, ધાટાં જાળાંવાળી છે, ઽરજથી ભરેલી છે, અંધારાંવાળી છે અને ઉગ્ર ÷ઝાકળવાળી છે.[૫૧] જગતની અંદર રહેલી આ તૃષ્ણા ચંચળ કલ્લોલોની પંક્તિઓવાળા ક્ષીરસાગરના ચપળ જળમાં રહેલી માધુર્ય શક્તિની પેઠે એક છતાં પણ †ભુવનોના સઘળા ભાગોમાં વ્યાપ્ત છે અને અતિ નિકટ છતાં પણ સ્પષ્ટ આકૃતિથી દેખાતી નથી.[1][૫૨]

**एकैव सर्वभुवनांतरलब्धलक्ष्या दुर्लक्ष्यतामुपगतैव वपुःस्थितैव ॥**
**तृष्णा स्थिता जगति चंचलवीचिमाले क्षीरोदकांबुतरले मधुरेव शक्तिः ॥ ५२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'તૃષ્ણાભંગ' નામનો સત્તરમો સર્ગ સંપૂર્ણ. ૧૭.**

## सर्ग १८ मो.[2] દેહની નિંદા.

**राम उवाच । आर्द्रांत्रतंत्रीगहनो विकारी परिपातवान् ॥**
**देहः स्फुरति संसारे सोऽपि दुःखाय केवलम् ॥ १ ॥**

રામ કહે છેઃ-સંસારમાં લીલાં આંતરડાંઓથી તથા નાડીઓથી વ્યાપ્ત, અનેક વિકારવાળો અને અંતે મરણ પામનારો જે દેહ આવે છે તે કેવળ દુઃખને માટેજ છે.[૧] એ દેહ જડ છતાં પણ આત્માના અધ્યાસરૂપ ચમત્કારનું પાત્ર હોવાને લીધે આત્માજેવો લાગે છે, વિચાર કરતાં મુક્તિના કારણરૂપ હોવાને લીધે ઉત્તમ છે અને નરકના કારણરૂપ હોવાને લીધે અધમ પણ છે. તેમજ બીજા જડ પદાર્થોજેવો પણ નથી અને ચેતન પણ નથી.[૨] વિવેકી અને અવિવેકીમાં ચંચળ અને અશુદ્ધ ચિત્તવાળો મૂર્ખ અવિવેકી તો દેહનેજ આત્મારૂપ દેખે છે.[૩] આ દેહ કે જે થોડીવારમાં આનંદ પામે છે અને થોડીવારમાં ખેદયુક્ત થઈ

§ ચિંતાઓ. ‡ દુઃખો. * વાટ અને સ્થિતિ. × પ્રેમ અને તેલ. + સાહસો અને અરણ્યો. ઽ ધૂળ અને રજોગુણ. ÷ ઝાકળ અને મોહ. † જળ અને સ્વર્ગ આદિ લોકો. 1 વિષયોની તૃષ્ણાથીજ બ્રહ્મમાં જીવભાવ કલ્પાયો છે, ને તે તૃષ્ણાનો ત્યાગ કરવામાં આવે તો જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપે-બ્રહ્મરૂપે-સ્થિત થાય છે. 2 આ અઢારમા સર્ગમાં દેહનીજ નિંદા કરવામાં આવશે.

જાય છે તેના જેવો ખેદ કરવાનું પાત્ર, નીચ અને સદ્દગુણરહિત બીજો કોઇ પણ નથી.[૪] આ દેહ એક જાતના ઝાડસરખો છે, કારણકે તેમાં સમયે સમયે દાંતરૂપી કેસરાવાળાં અને સર્વદા ઉત્પત્તિ–વિનાશવાળાં પ્રફુલ્લિત મંદહાસ્યરૂપી પુષ્પોની શોભા જોવામાં આવે છે.[૫] હાથરૂપી શાખાઓ છે, ખભાઓરૂપી ઊંચાં શાખાઓનાં મૂળ છે, ઊંચા ભાગમાં દાંતરૂપી પક્ષીઓ હારોહાર રહેલાં છે, આંખ્યોરૂપી ભ્રમરોને રહેવાનાં છિદ્ર છે, માથારૂપી મ્હોટું ફળ ઉત્પન્ન થયેલું છે.[૬] કાનરૂપી *"સુતાર"નામના પક્ષીએ કરેલાં છિદ્રો છે, હાથપગની આંગળીઓરૂપી કુણાં કુણાં પાંદડાં છે, દાઢીમૂછરૂપી ગુચ્છો છે, શસ્ત્રાદિથી અત્યંત કપાઇ જવાનો સ્વભાવ રહ્યો છે, જીવ તથા ઈશ્વરરૂપી બે પક્ષીઓએ માળા કરેલા છે.[૭] જીવરૂપી વટેમાર્ગુએ ઉતારો કરેલો છે અને નીચે છાયા પણ જોવામાં આવે છે. એવો દેહ કોનો પોતાનો કહેવાય અને કોનો પરાયો કહી શકાય? એના ઉપર પ્રીતિ કે દ્વેષ રાખવાં પણ શા કામનાં છે? એની તો ઉપેક્ષા કરવીજ યોગ્ય છે.[૮] હે પિતા! સમુદ્રનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા વહાણમાં અને આયુષ્યનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા શરીરમાં "આ હું છું" એવી ભાવના કોણ કરે? જે મૂર્ખ હોય તેજ કરે.[૯] "દેહ"નામનું નિસ્સાર વન કે જેમાં વિઘ્નોરૂપી અનેક ખાડાઓ છે અને રૂવાટાંરૂપી અસંખ્યાત ઝાડ છે, તેમાં નિઃશંકપણે રહેવાનો વિશ્વાસ કોણ કરે? જે મૂર્ખ હોય તેજ કરે.[૧૦] માંસ, નસો તથા હાડકાંની રચનાવાળા, ઘણાં છિદ્રોવાળા અને જેમાં નીકળવાના ઉપાયરૂપ શબ્દ મળતો નથી એવા આ શરીરરૂપી ઢોલમાં હું બિલાડાની પેઠે બેસી રહ્યો છું.[૧૧] આ કાયારૂપી શોભતું પીંપળનું ઝાડ કે જે સંસારરૂપી વગડામાં ઉગેલું છે, ચિત્તરૂપી ચપળ વાંદરાવાળું છે, ચિંતારૂપી કુંપળીઆંવાળું છે, લાંબાં દુઃખોરૂપી ઘણાએ ઘાયલ કરેલું છે,[૧૨] તૃષ્ણારૂપી નાગણીના નિવાસરૂપ છે, કોપરૂપી કાગડાના નિવાસરૂપ છે, મંદહાસ્યરૂપી સારાં ફુલગાંવાળું છે, પાપ–પુણ્યરૂપી મ્હોટી ટેટીઓવાળું છે.[૧૩] બાહુરૂપી ઘાટી લતાઓના જાળવાળું છે, હાથરૂપી ગુચ્છોથી મનોહર છે, પવનને લીધે હાલતાં સઘળાં અંગોરૂપી પાંદડાંવાળું છે.[૧૪] સર્વે ઇંદ્રિયોરૂપી પક્ષીઓના આધારરૂપ છે, ગોઠણરૂપી થાંભલાવાળું છે, ઊંચું છે, યૌવનરૂપી શીતલ છાયાવાળું છે, કામરૂપી વટેમાર્ગુએ સેવેલું છે.[૧૫] માથે ઉગેલી લાંબા કેશરૂપી ખડની પંક્તિવાળું છે, અહંકારરૂપી ગીધપક્ષીને રહેવાના માળારૂપ છે, પેટરૂપી પોલાણવાળું છે.[૧૬] મૂળમાં જૂદી જૂદી વાસનાઓરૂપી ઝાંખરાંઓથી વીંટાએલું હોવાને લીધે કાપવામાં વિષમ પડે એવું છે, અને ઘણા પરિશ્રમોરૂપી લંબાઇથી રૂક્ષ લાગે છે તે, મને સુખદાયી લાગતું નથી.[૧૭] હે મુનિ! અહંકારરૂપી ગૃહસ્થના મ્હોટા ઘરરૂપ શરીર પડી જાય કે સ્થિર રહે પણ તેથી મને શું છે? કાંઇ નથી.[૧૮] આ દેહરૂપી ઘર કે જેમાં ઇંદ્રિયોરૂપી પશુઓ હારોહાર બંધાએલાં છે, તૃષ્ણારૂપી ઘરવાળી ચારે કોર આંટા દીધા કરે છે અને સઘળા ભાગો રાગરૂપી રંગથી રંગાએલા છે તે, મને ગમતું નથી[૧૯] આ દેહરૂપી ઘર કે જેમાં પીઠનાં હાડકાંઓરૂપી લાકડાંઓના જથાથી વચલો અવકાશ સંકોચ પામેલો છે અને આંતરડાંરૂપી દોરીઓથી બંધાએલું છે તે, મને ગમતું નથી.[૨૦] લાંબી લાંબી નસોરૂપ દોરીઓથી ઘેરાએલું, લોહીરૂપ પાણીથી થએલા કાદવવાળું અને જરાવસ્થારૂપ

* આ પક્ષીને ટકટકારો પણ કહે છે.

ચૂનાથી ધોળું લાગનારૂં આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૧] ચિત્તરૂપી સેવકે કરેલા અનેક ઉપાયોથી ટકી રહેલું અને મિથ્યામોહરૂપી આડસરોવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૨] જેમાં દુઃખોરૂપી બાળકોને માટે ચીસોઃ પાડવી પડે છે એવું, સુખશય્યાથી લોકોને ગમે એવું અને જેમાં દુષ્ટ ચેષ્ટાઓરૂપ નીચ દાસીઓ છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૩] આ દેહરૂપી ઘર કે જેમાં વિષયોરૂપી મેલાં વાસણો અને મેલાં ઉપસ્કરોની ભરતી છે અને અજ્ઞાનરૂપી લુણો લાગેલો છે તે મને ગમતું નથી.[૨૪] ધુંટીઓરૂપી કુંભીઓના આધારથી રહેલા, સાથળોરૂપી ઊંચા થાંભલાઓથી જેનો ઉપરનો ભાગ ટકી રહ્યો છે એવું અને લાંબા લાંબા હાથરૂપી લાકડાંઓથી દૃઢ રહેતું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૫] જેમાં જ્ઞાનેંદ્રિયોરૂપી પ્રકટ ગોખોમાં બુદ્ધિરૂપી ઘરધણીઆણી રમ્યા કરે છે અને જેમાં ચિંતારૂપી ઘણી દીકરીઓ ઉત્પન્ન થાય છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૬] કેશરૂપી વરણથી ઢંકાએલી કાનરૂપી મેડીઓવાળું અને લાંબી લાંબી આંગળીઓરૂપ ખીંટીઓવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૭] જેમાં સર્વ અંગોરૂપી ભીંતોના સમૂહ ઉપર ઘાટાં રૂવાડાંરૂપી જવારા ઉગેલા છે એવું અને કદિ પૂરાય નહિ એવી પેટરૂપી ખાડવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૮] નખરૂપી કરોળીયાઓના નિવાસરૂપ, ભૂખરૂપી કૂતરીએ ગજાવી મૂકેલું અને જેમાં પવનના ભારે શબ્દ થયા કરે છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૯] નિરંતર પેસવામાં અને બહાર નીકળવામાં લાગી રહેલા વાયુના વેગવાળું અને જેમાં છિદ્રોરૂપી મ્હોટા મ્હોટા ગોખ છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૦] જીભરૂપ આગળીઆથી ભીડાતા મુખરૂપ દ્વારથી ભયંકર લાગતું અને જેમાં દાંતરૂપી હાડકાના કટકાઓ દેખાયા કરે છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૧] ચામડીરૂપી ચૂનો ચોપડાવાને લીધે લીસું, અંદર નાડીઓરૂપ યંત્રો ફરવાથી ધ્રૂજતું અને મનરૂપી જૂનો ઊંદર જેને ઉખેડયા કરે છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૨] ક્ષણમાત્રમાં મંદહાસ્યરૂપ દીવાની કાંતિના પ્રકાશથી આનંદ આપતું અને ક્ષણમાત્રમાં શોકરૂપી અંધકારના પ્રવાહોથી વ્યાપ્ત થતું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૩] સઘળા રોગોના રહેઠાણરૂપ, વલી* તથા પલિત (ધોળા મોવાળા–પળી)ના નગરરૂપ અને સઘળી ભયંકર ચિંતાઓને રહેવાના વનરૂપ આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૪] ઇંદ્રિયોરૂપી રીંછોની ગડબડથી વિષમ, ઉજ્જડ, નિસ્સાર ખાડાઓવાળું અને અંધકારથી ઘેરાએલી દિશાઓવાળું આ દેહરૂપી જંગલ મને ગમતું નથી.[૩૫] હે મુનીશ્વર ! જેમ કાદવમાં ખૂંચી ગએલા હાથીને થોડા બળવાળો બહાર કહાડી શકે નહિ, તેમ અનંત તાપોમાં ગુંચી ગએલા મ્હારા શરીરને હું બહાર કહાડી શકતો નથી.[૩૬] લક્ષ્મીથી, રાજ્યથી, કાયાથી અને ક્રિયાઓથી શું થવાનું છે ? કાળ કેટલાએક દિવસમાં એ સઘળાંને કાપી નાખે છે.[૩૭] હે મુનિ ! બહાર તથા અંદર લોહી તથા માંસથીજ બનેલા અને જેનો મરણજ ધર્મ છે એવા દેહમાં રમણીયપણું શું છે ? તે કહો.[૩૮] પાળીપોષી મ્હોટાં કરેલાં તથા રાજી રાખેલાં શરીરો મરવાના સમયમાં જીવની સાથે જતાં નથી તો એવાં કૃતઘ્ન શરીરોઉપર બુદ્ધિમાનોને શો પ્રેમ હોય ? તે કહો.[૩૯]

* ચામડીમાં પડતી કરચલી.

મદોન્મત્ત હાથીના કાનની અણી જેવો ચંચળ અને લટકી રહેલા પાણીના કણ જેવો ક્ષણભંગુર આ દેહ મને છોડે નહિ તે પહેલાં હુંજ એને છોડી દઉં છું.[૪૦] આ દેહરૂપી પાંદડું કે જે પવનની ગતિથી હાલ્યા કરે છે, કુણું છે, જાજરૂં છે, ક્ષુદ્ર સ્વભાવવાળું છે, કડવું છે અને સ્વાદવગરનું છે તે મને ગમતું નથી.[૪૧] દેહ ઘણા કાળસુધી ખાઇ–પીને છેવટ યત્નવગરજ ન્હાના પાંદડાંની પેઠે દુબળો થઇ જાય છે અને મરવાનેજ અનુસરે છે, તો એવા દેહઉપર બુદ્ધિમાનને કેમ પ્રેમ હોય ?[૪૨] સુખો અને દુઃખો કે જેઓ એનાંએજ આવ્યાં કરે છે તેઓનો વારંવાર અનુભવ કરતાં આ પામર દેહ લજાતો પણ નથી.[૪૩] ઘણા દિવસ સુધી ઐશ્વર્ય ભોગવીને તથા વૈભવોની લક્ષ્મીનું સેવન કરીને પણ જે દેહ ઉત્કર્ષ પામતો નથી કે અવિનાશીપણું પણ પામતો નથી તેનું શામાટે પાલન કરવું જોઇએ ?[૪૪] ભોગ ભોગવનારનો દેહ તથા દરિદ્રનો દેહ બન્ને સરખાજ છે; કારણ કે ઘડપણના સમયમાં ઘરડા થાય છે અને મરવાના સમયમાં મરી જાય છે, માટે એવી રીતે જેને ગુણ–અવગુણનું જ્ઞાન નથી એવા દેહને શામાટે પાળવો જોઇએ ?[૪૫] આ કાયારૂપી કાચબો કોઇરીતે બહાર નીકળવાનો યત્ન નહિ કરતાં સંસારરૂપી સમુદ્રની અંદર તૃષ્ણારૂપી ખાડામાં મૂઢ બનીને ગુપચુપ રહ્યા કરે છે.[૪૬] બાળવાના કામમાંજ યોગ્યતા ધરાવનારાં ઘણાં ઘણાં શરીરરૂપી લાકડાંઓ આ સંસારરૂપી સમુદ્રમાં તણાતાં જાય છે તેમાં કેટલાંએક લાકડાં "મનુષ્ય" કહેવાય છે.[૪૭] આ દેહરૂપી લતા કે જે લાંબા દુરાત્માપણારૂપી ગુંચળાંવાળી છે અને નાશ પામ્યા પછી અધોગતિરૂપ ફળને આપનારી છે તેનું વિવેકીને કશું પ્રયોજન નથી.[૪૮] કાદવથી ભરેલાં વિષયોરૂપી ખાબોચીઆંઓમાં ડૂબ્યા કરતો અને તુરતજ ઘરડો થઇ જતો આ દેહરૂપી દેડકો કેવો છે અને કેવી કેવી દુર્દશાઓ ભોગવીને તરત જતો રહેશે એ જાણવામાં આવતું નથી.[૪૯] જેઓની સઘળી ક્રિયાઓ નિષ્ફળ છે એવાં અને ચપલ પ્રાણવાળાં શરીરો ધૂળભેગાં મળી જાય છે, તે અહિં કોઈના જોવામાં આવતાં નથી[૫૦] હે મુનિ ! વાયુ, દીવો તથા મન જાય છે અને આવે છે તેની ગતિ જાણવામાં આવે છે પણ શરીર જાય છે અને આવે છે તેની ગતિ કદિ જાણવામાં આવતી નથી.[૫૧] જે લોકો મોહરૂપી મદિરાથી ઉન્મત્ત થઇને શરીરઉપર અને જગતની સ્થિતિઉપર વિશ્વાસ રાખે છે તેઓને વારંવાર ધિક્કાર છે, ધિક્કાર છે.[૫૨] હે મુનિ ! "હું દેહ નથી, દેહનો હું નથી અને દેહ મ્હારો નથી" એવી સમજણથી જેઓનાં ચિત્ત ઠરી ગયાં હોય તેઓને પુરૂષોમાં ઉતમ સમજવા જોઇએ.[૫૩] જેઓમાં માન–અપમાન બહુ રહ્યાં છે એવા અને ઘણા ઘણા કલ્પિત લાભોમાં મનને ખેંચનારા નીચ વિચારો શરીરઉપરજ વિશ્વાસ રાખી બેઠેલા માણસને મારે છે.[૫૪] શરીરરૂપી ખાડમાં રહેનારી અને કોમળ અંગોવાળી અહંકારની ચમત્કૃતિ (ભોગઆદિની તૃષ્ણા)રૂપ પિશાચણીએ કપટ કરીને અમોને ઠગી લીધા છે.[૫૫] અફસોસ છે કે કાયામાં વિશ્વાસ બંધાવનારી આ મિથ્યાજ્ઞાનરૂપ દુષ્ટ રાક્ષસીએ બિચારી એકલી (વિવેકઆદિના સહાયવગરની) બુદ્ધિને સઘળી રીતે ઠગેલી છે.[૫૬] આ દૃશ્યવર્ગ કે જેમાં કાંઈ પણ સાચું નથી તે માંહેનું આ ખૂવું અભાગીઉં શરીર લોકોને ઠગે છે એ આશ્ચર્ય છે.[૫૭] આ કાયારૂપી જૂનું પાદડું થોડાક દિવસમાં ઝરણાના પાણીની કણીની પેઠે યત્નવગર પોતાની મેળેજ પડી જાય છે.[૫૮] સમુદ્રમાં પરપોટાની પેઠે તુરત નાશ પામનાર અને નિષ્ફળ આ શરીર, સંસારસંબંધી અનેક કાર્યોરૂપી પાણીની ચકરીઓમાં

વ્યર્થ ધુમરીઓ ખાયા કરે છે.[૫૯] હે મુનિ ! અજ્ઞાનના વિકારરૂપ, સ્વપ્નજેવી ભ્રાંતિઓના આધારરૂપ અને જેનો નાશ અત્યંત સ્ફુટજ છે એવા આ દેહમાં મને ક્ષણમાત્ર પણ વિશ્વાસ રહેતો નથી.[૬૦] જેણે વિજળીઓમાં, શરદ્‌ઋતુનાં વાદળાંઓમાં અને ગંધર્વનગરોમાં સ્થિરતાનો નિશ્ચય કર્યો હોય તે માણસ ભલે દેહની સ્થિરતાનો વિશ્વાસ રાખે. આ શરીર કે જે વિનાશ પામવાની ઉતાવળમાં જાણે એકબીજાની સ્પર્ધાથી અધિક અધિક થવાને ધારતા હોય એવા દૃશ્યપદાર્થોમાં સર્વથી અધિક ઉતાવળ કરનારૂં છે અને પ્રબલ દોષોથી ભરેલું છે તેને તરણાજેવું તુચ્છ સમજીને હું સુખી રહું છું.[૬૧,૬૨] **सततभंगुरकार्यपरंपराविजयि जातजयं हठवृत्तिः ॥ प्रबलदोषमिदं तु कलेवरं तृणमिवाऽहमपोह्य सुखं स्थितः ॥ ६२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'કાયજુગુપ્સા*' નામનો અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮.**

## सर्ग १९ मो[×] બાલ્યાવસ્થાની નિંદા.

**राम उवाच । लब्ध्वापि तरलाकारे कार्यभारतरंगिणि ॥**
**संसारसागरे जन्म बाल्यं दुःखाय केवलम् ॥ १ ॥**

રામ કહે છેઃ—ચંચલ સ્વભાવવાળા અને જેમાં કામકાજના અભિનિવેશોરૂપી અનેક તરંગો ઉછળ્યા કરે છે એવા સંસારરૂપી સમુદ્રમાં મનુષ્યજન્મ મળ્યા છતાં પણ બાલ્યાવસ્થા કેવલ દુઃખને વાસ્તેજ છે.[૧] અશક્તિ, આપદાઓ, ખાવાઆદિની તૃષ્ણા, મૂંગાપણું, મૂઢપણું, લાલચુપણું, ચપલપણું અને જોઇતી વસ્તુ ન મળે તો દીનપણું એ સઘળાં બાલ્યાવસ્થામાં થાય છે.[૨] જેમ ખીલો હાથીઓને સાંકળમાં બાંધવાના સ્થાનરૂપ છે, તેમ બાલ્યાવસ્થા માણસોને રોષ તથા રોવાથી ત્રાસદાયી અને દીનતાભરેલી દુર્દશાઓમાં બાંધવાના સ્થાનરૂપ છે.[૩] બાલ્યાવસ્થામાં જેવી ચિંતાઓ હૃદયને પીડે છે તેવી ચિંતાઓ મરણના સમયમાં, જરા તથા રોગના સમયમાં, આપત્કાલમાં કે યૌવનાવસ્થામાં પણ હૃદયને પીડતી નથી.[૪] પશુજાતિની ખાવા, પીવા આદિની રીતભાત સર્વે લોકો ધિક્કારે એવી છે તો એ પ્રમાણે બાળકની ચપલ રીતભાત પણ ધિક્કારનું પાત્ર હોવાને લીધે મરણકરતાં પણ વધારે દુઃખદાયી છે.[૫] જેમાં ચંદ્રઆદિનાં પ્રતિબિંબ પણ મોહથી સાચાં સમજાય છે તથા મન અવ્યવસ્થિત રહે છે એવું અને અનેક પ્રકારના સંકલ્પો થવાને લીધે તુચ્છતા ભરેલું બાળકપણું કોને સુખદાયી થાય ?[૬] બાલ્યાવસ્થામાં પગલે પગલે જળ, અગ્નિ અને વાયુઆદિથી દુઃખો થવાનું ધારીને અજ્ઞાનથી જે ભય ઉત્પન્ન થાય છે તેવો ભય આપત્કાલમાં પણ બીજા કોઇને થાય નહિ.[૭] રમતોમાં, નીચ વિલાસોમાં, નીચ ચેષ્ટાઓમાં અને નીચ અભિપ્રાયમાં ઝડપથી પડતો બાળક એઓમાં સારપણાની મ્હોટી ભ્રાંતિ ધરે છે.[૮] નિષ્ફળ કર્મોમાં પણ કૌતુકથી મ્હોટા આરંભ કરનારી, દુષ્ટ વિલાસોથી ભરેલી અને અધમ સ્થિતિવાળી બાલ્યાવસ્થા માણસને એકજાતની શિક્ષા ભોગવવાને સારૂજ છે, શાંતિને માટે નથી.[૯] જે જે દોષ, દુરાચાર અને કોઇ રીતે ન મટે એવી દુષ્ટ

* શરીરમાં જ્યાંસુધી અહંતા—મમતા હોય ત્યાંસુધી મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણવા સમર્થ થતો નથી, માટે તે અહંતા—મમતાનો ત્યાગ કરવા આ સર્ગમાં વિવિધ પ્રકારે ઉપદેશ કર્યો છે.

× આ ઓગણીસમા સર્ગમાં બાલ્યાવસ્થા કે જે બહુજ અધમ છે તેની નિંદા કરવામાં આવશે.

ચિંતાઓ છે તે સર્વે, જેમ ઊંડા ખાડામાં ધૂડો ભરાઈ રહે, તેમ બાલ્યાવસ્થામાં ભરાઇ રહે છે,[૧૦] હે મુનિ ! વ્યર્થ બુદ્ધિવાળા જે લોકો "બાલ્યાવસ્થા રમણીય છે" એવી કલ્પના કરે છે તે મૂર્ખ અને મરી ગએલી બુદ્ધિવાળાઓને ધિક્કાર છે.[૧૧] જેમાં હીંચકા જેવી સ્થિતિવાળું મન ક્ષણે ક્ષણે જૂદી જૂદી વૃત્તિઓ ધરે છે અને જે એમ હોવાથી ત્રૈલોક્યમાં સર્વકરતાં ભુંડી છે તે બાલ્યાવસ્થા રમણીયપણાનો સંતોષ આપનારી કેમ થાય ?[૧૨] સઘળાં પ્રાણીઓનુ મન સઘળી અવસ્થાઓકરતાં બાલ્યાવસ્થામાં દશગણું ચંચલ થાય છે.[૧૩] મન સ્વાભાવિકરીતેજ ચંચલ છે અને બાલ્યાવસ્થા પણ મહાચંચલતાભરેલી છે તો એ બન્ને ચંચલ પદાર્થ ભેગા થતાં તેમાંથી કેવો અનર્થ ઉત્પન્ન થાય અને તે અનર્થમાંથી રક્ષણ પણ કોનાથી થાય ?[૧૪] હે મહારાજ ! સ્ત્રીઓનાં નેત્રો, વિજળીઓ, જ્વાલાઓના સમૂહો અને જળના તરંગોએ બાલ્યાવસ્થાથી દબાએલા ચિત્તની પાસેથીજ ચપલતાનો અભ્યાસ કરેલો હોય એમ જણાય છે.[૧૫] ચપલ સ્વભાવવાળું બાળકપણું અને મન એ બન્ને નાશવંત છે અને સઘળી રીતભાતોમાં જાણે એકબીજાના ભાઈઓ હોય એવાં જણાય છે.[૧૬] જેમ ધનવાનના આધારથીજ બીજાં માણસો વર્તે, તેમ સઘળાં દુઃખદાયી દુર્વ્યસનાદિક સઘળા દોષો અને સઘળી અધમ ચિંતાઓ બાળકના આધારથીજ વર્તે છે.[૧૭] બાળકને જો નિત્ય નવો નવો પ્રીતિદાયી પદાર્થ ન મળે તો તે બાળક ઝેરજેવા અસહ્ય ચિત્તના વિકારથી મૂર્છા પામી જાય છે.[૧૮] બાળક, કૂતરાની પેઠે થોડુંક આપવાથી વશ થઇ જાય છે, થોડુંક નહિ આપવાથી ચીડાઈ જાય છે અને અપવિત્ર પદાર્થોમાંજ રમ્યા કરે છે.[૧૯] તપેલી અને જેમાં વરસાદના પ્રથમ છાંટા પડયા હોય એવી ધરતીની પેઠે બાળક પણ નિરંતર બાષ્પ ( બાફ અને આંસુ ) થી ઘેરાએલા મુખવાળો રહે છે, કાદવથી ખરડાએલો રહે છે અને અંદર જડજ રહે છે.[૨૦] ભય તથા આહારમાં તત્પર, રાંક, બુદ્ધિ તથા શરીરની ચપલતાવાળી અને પાસેના તથા દૂરના પણ પદાર્થોની ઇચ્છાવાળી બાલ્યાવસ્થા કેવળ દુઃખ ભોગવવાને માટેજ ધરવામાં આવે છે.[૨૧] જેનું કાંઇ પણ બળ નથી એવો બાળક પોતે ઈચ્છેલા પદાર્થો ન મળે ત્યારે જાણે કપાઇ ગયો હોય એવું મનમાં દુઃખ પામે છે.[૨૨] હે મુનિ ! અવળા મનોરથોથી પ્રાપ્ત થએલાં અને ઘણા ઘણા ઠગવાના ઉપાયો થવાથી ક્રૂરતા ભરેલાં જે દુઃખો બાળકને થાય છે તે દુઃખો કોઇને પણ થતાં નથી.[૨૩] જેમ વનની ભૂમિ ગ્રીષ્મઋતુથી નિરંતર તપે, તેમ બાળક મનોરથોથી ઉન્મત્ત થએલા પોતાના બળવાન મનથી નિરંતર તપે છે.[૨૪] બાળક જ્યારે નિશાળમાં રહે છે ત્યારે ખીલામાં બંધાએલા હાથીની પેઠે ઝેર કરતાં પણ વધારે વિષમ અને ભયંકર બીજી પીડાઓને પ્રાપ્ત થાય છે.[૨૫] અનેક મનોરથોથી ભરેલી અને ખોટી વસ્તુઓમાં સાચાપણાની કલ્પના કરનારી તુચ્છ મનવાળી બાલ્યાવસ્થા બહુજ લાંબા દુઃખને સારૂજ છે.[૨૬] જે મૂર્ખપણાથી ત્રૈલોક્યનું રાજ્ય ભોગવવાને ઉત્સાહ ધરે છે અને આકાશમાંથી ચંદ્રને લઇ લેવાનું મન કરે છે તે મૂર્ખપણું સુખને વાસ્તે કેમજ હોવું ઘટે ?[૨૭] હે મ્હોટી બુદ્ધિવાળા ! બાળક કે જે અંદર દુઃખોને જાણતાં છતાં પણ ટાઢ–તડકાઆદિનું નિવારણ કરવામાં અશક્ત છે તેમાં અને ઝાડમાં શો અંતર છે ?[૨૮] ભૂખમાં, ભયમાં તથા આહારમાં નિરંતર તત્પર રહેવાને લીધે પક્ષીઓના સરખી રીતભાતવાળાં બાળકો, પક્ષીઓ જેમ પાંખોથી ઉડવાને ઈચ્છે, તેમ પોતાના હાથોથી ઉડવાને ઈચ્છે

છે.[૨૯] બાળકપણામાં ગુરૂની, માની, બાપની, લોકોની અને પોતાનાથી મ્હોટા છોકરાની પણ બીક રહે છે માટે બાળકપણું ભયોના ઘરરૂપજ છે.[૩૦] હે મ્હોટા મુનિ ! સઘળી દોષોની દશાઓથી દૂષિત થએલા અંતઃકરણવાળું અને અવિવેકરૂપી નિરંકુશ ગૃહસ્થના ઘરરૂપ બાળકપણું આ સંસારમાં કોઇને પણ સુખ પામવાને વાસ્તે છેજ નહિ.[૩૧] [illegible]ायं शरणमप्यविवेकविलासिनः ॥ इह न कस्यचिदेव महामुने भवति बाल्यमलं परितुष्टये ॥ ३१ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'બાલ્યજુગુપ્સા+' નામનો ઓગણીસમો સર્ગ સંપૂર્ણ. ૧૯**

---

## सर्ग २० मो.* યૌવનનિંદા.

**राम उवाच ॥ बाल्यानर्थमथ त्यक्त्वा पुमानभिहताशयः ॥**
**आरोहति निपाताय यौवनं संभ्रमेण तु ॥ १ ॥**

રામ કહે છેઃ—પછી બાલ્યાવસ્થારૂપ અનર્થને છોડી ભોગના ઉત્સાહથી દૂષિત થએલા મનવાળો પુરૂષ છેવટ નરકમાં પડવાને વાસ્તેજ યૌવનની દશાઉપર ચડે છે.[૧] યૌવનમાં અનંત ચેષ્ટાઓવાળા પોતાના ચપળ ચિત્તની રાગ—દ્વેષઆદિ અનેક વૃત્તિઓનો અનુભવ કરતો મૂર્ખ પુરૂષ એક દુઃખમાંથી બીજા દુઃખમાં પડે છે.[૨] ચિત્તરૂપી ગુફામાં રહેલો અને અનેક પ્રકારના સંભ્રમો કરાવનારો કામદેવરૂપ પિશાચ યુવાનને પરવશ કરીને બલાત્કારથી દબાવે છે.[૩] જેમ ધરતીમાં ગુપ્ત રહેલા ભંડારને જોવા સારૂ બાળકોના હાથમાં આપેલું અંજન તેઓનાં નેત્રોની પ્રભાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે, તેમ યુવાનીમાં પરવશ થએલું ચિત્ત સ્ત્રીઓની પેઠે ચપળ સ્થિતિવાળી ચિંતાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે.[૪] યૌવનમાં તે અવસ્થાએજ વધારેલા અને સ્ત્રી (સ્ત્રીના પ્રસંગમાં પુરૂષ) તથા જુગારઆદિ વ્યસનોને ઉત્પન્ન કરનારા રાગ તથા લોભઆદિ પ્રસિદ્ધ દોષો પોતામયજ થએલા અને ચિંતાઆદિથી ઘેરાએલા ચિત્તવાળા પુરૂષને દુઃખી કરી નાખે છે.[૫] જે લોકો મ્હોટા નરકના બીજરૂપ અને નિરંતર સંભ્રમ આપનારા યૌવનથી પરવશ થતા નથી તે લોકો બીજાથી પરવશ થતાજ નથી.[૬] જે પુરૂષ અનેક પ્રકારના રસો ( અભિલાષો અને જળો ) થી ભરેલી અને વિચિત્ર વૃત્તાંતોના સમૂહવાળી આ યૌવનરૂપી ભયંકર વનભૂમિનો ( નીચકામ કર્યા વિના ) પાર પામે છે તેજ ધીર કહેવાય છે.[૭] આ અમંગલરૂપ યૌવન કે જે વિજળીના પ્રકાશની પેઠે થોડીવારજ રહેનાર છે અને ઘણી ઘણી અવ્યવસ્થિત ગર્જનાઓથી ( ગાજવાથી અને અભિમાનનાં વચનોથી ) ભરેલું છે તે મને ગમતું નથી.[૮] આ યૌવન કે જે મદિરાના વિલાસની પેઠે મધુર છે, પ્રિય લાગે એવું છે, તીખું છે, પરિણામે દુષ્ટ છે અને સઘળા દોષોના શિરોમણિરૂપ છે તે મને ગમતું નથી.[૯] યૌવન કે જે સ્વપ્નમાં સ્ત્રીના સમાગમની પેઠે અસત્ય છે, સત્ય જેવું લાગે છે અને થોડીવારમાં ઠગીને જતું રહેનાર છે તે મને ગમતું નથી.[૧૦] યૌવન કે જે ગંધર્વનગરની પેઠે ક્ષણિક પદાર્થોમાં અગ્રેસર છે અને ક્ષણમાત્રમાં સઘળાં માણસોનાં મનને હરનાર

---

+ શરીરની બાલ્યાવસ્થા કોઈ પણ પ્રકારે વાસ્તવિક સુખવાળી નથી, માટે તેમાં રાગ રાખવો ઉચિત નથી, એમ આ સર્ગથી સમજાવ્યું છે.

* આ વીસમા સર્ગમાં અનેક દોષવાળા યૌવનની નિંદા કરવામાં આવશે.

છે તે મને ગમતું નથી.[૧૧] છૂટેલા બાણને નિશાનપર પડતાં જેટલીવાર લાગે તેટલીજ વાર સુખ દેનારૂં, દુઃખમય જણાતું અને નિરંતર બળતરા કરાવનારૂં આ યૌવન મને ગમતું નથી.[૧૨] યૌવન કે જે વેશ્યાના સમાગમની પેઠે ઉપરથીજ રમણીય છે અને અંદર સારા ભાવવગરનું છે તે મને ગમતું નથી.[૧૩] સઘળાઓને દુઃખ દેનારા જે કોઇ આરંભો છે તે સઘળા, જેમ પ્રલયકાળમાં મ્હોટા મ્હોટા ઉત્પાતો દેખાવ દે છે, તેમ યુવાનીના સમયમાં દેખાવ દે છે.[૧૪] સદાશિવ જો કે મ્હોટા પ્રભાવવાળા અને ભયંકર આકારવાળા છે તો પણ હૃદયમાં અંધારૂં કરી દેનારી યૌવનમાં થતી અજ્ઞાનરૂપ રાત્રિથી બીએ છે કે જેથી જ્ઞાનરૂપ ચંદ્રને ધરી રહ્યા છે.[૧૫] આ યૌવનસંબંધી મોહ શુભ આચારને બહુજ ભૂલાવનારી અને બુદ્ધિનો ભ્રંશ કરનારી મહાભ્રાંતિને ઉત્પન્ન કરે છે.[૧૬] યૌવનમાં પુરૂષ ( વા સ્ત્રી ) હૃદયમાં સ્ત્રી ( વા પુરૂષ )ના વિયોગથી ઉત્પન્ન થએલા અસહ્ય શોકરૂપી અગ્નિથી, જેમ ઝાડ દાવાનળથી બળે, તેમ બળે છે.[૧૭] બુદ્ધિ નિર્મળ હોય, વિસ્તીર્ણ હોય અને પવિત્ર હોય તોપણ, વર્ષાઋતુમાં નદીની પેઠે યૌવનના સમયમાં મેલી થઈ જાય છે.[૧૮] કદાચ ધાટા કલ્લોલોવાળી ભયંકર નદીનું ઉલ્લંઘન થઈ શકે પણ યુવાનીમાં ચપળ થએલી અને તૃષ્ણાથી ઈંદ્રિયોને ચપળ કરનારી ચિત્તની વૃત્તિનું ઉલ્લંઘન થઈ શકે એમ નથી.[૧૯] યુવાનીમાં, "એ સ્ત્રી, તે એનાં પુષ્ટ સ્તન, તે વિલાસો અને તે સુંદર મ્હોં" એવી એવી ચિંતાઓથી પુરૂષનું મન જાજરૂં થઈ જાય છે. ( સ્ત્રીનું મન પુરૂષના રૂપાદિની ચિંતાઓથી જાજરૂં થઈ જાય છે. )[૨૦] જેમ કપાએલા જુના ખડના તણખલાને કોઈ યોગ્ય ગણે નહિ પણ સર્વે દૂરજ કરે છે, તેમ મહાત્મા પુરૂષો યુવાનીસંબંધી ચપળ તૃષ્ણાઓથી પીડાએલા પુરૂષને યોગ્ય ગણતા નથી પણ દૂરજ કરે છે.[૨૧] મદથી ઘેરાએલા અને દોષરૂપી મોતીને ધરનારા અભિમાનરૂપી મ્હોટા હાથીને યૌવન એ નિરંતર બંધાઇ રહેવાનો ખીલો છે.[૨૨] યૌવન એ એક, મનરૂપી મ્હોટાં મૂળવાળાં અને દોષરૂપી સર્પોને ધરનારાં શોષ ભરેલાં રોદનરૂપ વૃક્ષોનું વન છે.[૨૩] સમજો કે યૌવન એ એક, સુખના લેશોરૂપી કેસરાઓની ભાડભીડવાળું અને દુષ્ટ કલ્પનાઓરૂપ પાંખડીઓથી ઘેરાએલું નીચ ચિંતાઓરૂપી ભ્રમરોનું કમળ છે.[૨૪] યૌવન એ એક, કરેલાં તથા નહિ કરેલાં લૌકિક કાર્યોરૂપી પાંખોવાળાં અને હૃદયરૂપ તળાવના તીરમાં ફરનારાં આધિ–વ્યાધિરૂપ પક્ષીઓનો માળો છે.[૨૫] યૌવન એ એક, જડ, અસંખ્યાત અને ઉછળતા વિકલ્પોરૂપી કલ્લોલોનો દુઃખરૂપી છેડાવાળો મહાસમુદ્ર છે.[૨૬] *રજ અને ×તમને વ્યાપ્ત કરનારો યૌવનરૂપી વિષમ પવન ઘણા પ્રયત્નોથી સિદ્ધ થએલા સઘળા ‡ગુણોની સ્થિતિને ટાળી નાખવામાં સમર્થ છે.[૨૭] યૌવનરૂપી લુખા રજકણો મુખની કાંતિને બગાડી નાખે છે, પોતાની સાથે રહેલા ઈંદ્રિયોના વિલાસરૂપી ચપળ કચરાઓથી અસહ્ય થઇ પડે છે અને બહુજ ઉંચે ચડી જાય છે.[૨૮] મનુષ્યોને પ્રાપ્ત થએલો પાપોની સંપત્તિઓના વિલાસરૂપ યૌવનનો ઉલ્લાસ દોષોના સમૂહને જાગ્રત કરે છે અને સદ્ગુણોની પંક્તિને કાપી નાખે છે.[૨૯] આ નવા યૌવનરૂપ ચંદ્ર રજોગુણરૂપી §પરાગને લીધે શરીરરૂપી કમળમાંજ ફર્યા કરતી બુદ્ધિરૂપ ચંચળ ભ્રમરીને શરીરરૂપ

* ધૂળ અને રજોગુણ × અંધકાર અને તમોગુણ. ‡ સદ્ગુણો અને કરોળીઆનાં જાળાં. § ફૂલની રજ.

કમળમાંજ બાંધીને મુંઝવી દે છે.[30] શરીરરૂપ કુંજમાં ઉત્પન્ન થએલી અને બહુજ વૃદ્ધિ પામેલી યૌવનરૂપ રમણીય લતા પોતાનામાં લાગેલા મનરૂપી ભ્રમરને મદયુક્ત કરી દે છે.[31] શરીરરૂપી નિર્જળ ભૂમિમાં કામનારૂપી તડકાથી દેખાતા યૌવનરૂપી ઝાંઝવાના પાણીઉપર દોડયાં જતાં મનરૂપી હરિણો વિષયરૂપી ખાડામાં પડી જાય છે.[32] યુવાની કે જે શરીરરૂપી રાત્રિની ચાંદનીરૂપ છે, ચિત્તરૂપી સિંહની કેશવાળીરૂપ છે અને જીવિતરૂપી સમુદ્રની લહેરરૂપ છે તેથી હું રાજી થતો નથી.[33] યુવાનીરૂપી શરદ્ઋતુ કે જે દેહરૂપી જંગલમાં થોડાક દિવસ સુધીજ ફળ દેખાડનારી છે, તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી.[34] જેમ દુર્ભાગ્યવાળા માણસના હાથમાંથી ચિંતામણિ તુરત જતો રહે, તેમ શરીરરૂપી વૃક્ષમાંથી યૌવનરૂપી પક્ષી તુરત ઉડી જાય છે.[35] યૌવન જ્યારે જ્યારે ભારે ઉંચી સ્થિતિપર ચડે છે ત્યારે ત્યારે સંતાપ અને મનોરથો ભારે વૃદ્ધિ પામે છે કે જેથી મનુષ્યોનો કેવળ નાશજ થાય છે.[36] જ્યાંસુધી આ યુવાનીરૂપ રાત્રિ સઘળી મટી ગઇ ન હોય ત્યાંસુધીજ રાગ અને દ્વેષરૂપ પિશાચણીઓ વિશેષે કરી ફર્યા કરે છે.[37] અનેક પ્રકારના વિકારોથી વ્યાપ્ત થએલું અને ક્ષણમાત્રમાં નાશ પામનારૂં આ બિચારૂં યૌવન કે જે મરવા પડેલા પુત્ર જેવું છે તેનો શોક કરવોજ યોગ્ય છે.[38] જે પુરૂષ આ ક્ષણભંગુર યુવાનીથી અજ્ઞાનને લીધે રાજી થાય તે મહામૂઢને નરપશુજ સમજવો જોઇએ.[39] જે પુરૂષ અભિમાનસહિત અજ્ઞાનથી મદોન્મત્ત યૌવનને સારરૂપ સમજીને તેમાં આસક્ત થાય છે તે દુર્બુદ્ધિ પુરૂષને થોડા દિવસમાંજ પસ્તાવો કરવો પડે છે.[40] હે મહાત્મા ! પૃથ્વીમાં જેઓ યૌવનરૂપી સંકટમાંથી સહેજ ઉતરી જાય તેઓજ પૂજ્ય છે, તેઓજ મહાત્મા છે અને તેઓજ સાચા પુરૂષ છે.[41] કદાચ મ્હોટા મ્હોટા મગરોની ખાણરૂપ સમુદ્રને સુખેથી તરી શકાય પણ રાગ–દ્વેષાદિક કલ્લોલોના બળથી છલકાતા અને દોષોથી ભરેલા અભાગીયા યૌવનને સુખે તરી શકાય એમ નથી.[42] હે મુનીશ્વર ! જગતની અંદર જેમ આકાશમાં સુંદર વૃક્ષોથી શોભી રહેલું, દેવતાઓના પ્રસંગવાળું, દયાથી દીપતું અને ફળ–પુષ્પાદિકની સંપત્તિવાળું ઉપવન બહુજ દુર્લભ છે, તેમ આ મનુષ્યજન્મમાં પણ વિનયોથી શોભી રહેલું, મહાત્માઓના પ્રસંગવાળું, દયાથી દીપતું અને સદ્ગુણોની સંપત્તિવાળું યૌવન બહુજ દુર્લભ છે.+[43] **विनयभूषितमार्यजनास्पदं करुणयोज्ज्वलमावलितं गुणैः । इह हि दुर्लभमंग सुयौवनं जगति कानन[illegible] यथा ॥ ४३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'યૌવનગર્હા' નામનો વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦.**

## सर्ग २१ मो.* સ્ત્રીના શરીરની નિંદા

**राम उवाच । मांसपांचालिकायास्तु यंत्रलोलेंगपंजरे ॥**
**स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १ ॥**

રામ કહે છેઃ–નસો અને હાડકાંની ગુંથણીથી શોભનારી માંસની પૂતળીરૂપ સ્ત્રીનું શરીરરૂપી પાંજરૂં કે જે યંત્રની પેઠે હાલ્યા કરે છે તેમાં સારો પદાર્થ કયો છે કે જેથી પુરૂષો

+ એવી રીતેજ યુવાન પુરૂષે કે યુવાન સ્ત્રીએ પોતાનું યૌવન વ્યતીત કરવું જોઇએ.
* આ એકવીસમા સર્ગમાં સ્ત્રીના શરીરની નિંદા કરવામાં આવશે.

મોહ પામે છે?[1] ચામડી, માંસ, લોહી અને પાણીને જૂદાં પાડીને સ્ત્રીનાં નેત્રને જુવો કે તેમાં રમણીય પદાર્થ કયો રહે છે? કોઈ પણ રહેતો નથી, તે છતાં તે ઉપર વ્યર્થ દોડ શામાટે કરવી?[2] સ્ત્રીનું શરીર બહાર કેશથી અને અંદર લોહીથી ભરેલું છે તો એ અત્યંત બીભત્સ શરીરનું વિવેકીને શું પ્રયોજન છે?[3] હે મુનિ! સર્વ મનુષ્યો સ્ત્રીઓનાં જે અંગોને વસ્ત્રોથી અને ચંદનઆદિનાં લેપનોથી વારંવાર લાડ લડાવે છે તે અંગોને અંતે માંસ ખાનારાં ગરંજ અને શીયાળીઆં આદિ પશુઓ ફાડી ખાય છે.[4] સ્ત્રીના જે સ્તનઉપર મોતીના હારોની હલક, મેરૂપર્વતના શિખરઉપરથી પડતા ગંગાજળના પ્રવાહજેવી જોવામાં આવી હોય તેજ સ્તનને સમય પ્રાપ્ત થાય ત્યારે સ્મશાનોના ભાગોમાં તુરત કૂતરાંઓ અન્નના પીંડાની પેઠે ખાઇ જાય છે.[5-6] વનમાં લોહી, માંસ અને હાડકાંથીજ બનેલાં ઊંટનાં અંગોના જે સંસ્કાર થાય છે તેજ કામિનીનાં અંગોના પણ થાય છે છતાં સ્ત્રી ઉપર આટલો બધો આગ્રહ રહે છે તે શામાટે?[7] હે મુનિ! "સ્ત્રીનું અંગ કેવળ ઉપરથી જોતાં રમણીય છે" એમ કલ્પવામાં આવે છે પણ વાસ્તવિક જોતાં તો તે, ઉપરથી પણ રમણીય નથી, કેવળ મોહને લીધેજ રમણીયપણું લાગે છે.[8] મદિરા અને સ્ત્રી, એ બન્ને કે જેઓ મદ તથા કામદેવને લઇને ભારે ઉલ્લાસ આપનારાં છે અને પોતે અનેક વિકારોથી ભરેલાં છે તેઓમાં શો અંતર છે? કશો નથી.[9] હે મુનિ! સ્ત્રીઓરૂપી ખીલાઓમાં મદને લીધે સૂઇ ગએલા પુરૂષોરૂપ હાથીઓ શાંતિનાં વચનોરૂપી દૃઢ અંકુશો વાગતાં પણ જાગ્રત થતા નથી.[10] પાપરૂપ અગ્નિની જ્વાળાઓરૂપ સ્ત્રીઓ કે જેઓ કેશરૂપી કાજળને ધરે છે, સ્પર્શ કરવામાં અશક્ય છે અને આંખ્યોને પ્યારી લાગે એવી છે, તેઓ પુરૂષને ખડની પેઠે બાળી નાખે છે.[11] ઉપરથી રસવાળી જણાતી પણ વાસ્તવિક રીતે રસવગરની એટલે ઉપરથી સારી લાગતી અને પરિણામે દારૂણ ફળ આપનારી સ્ત્રીઓ, છેટે સળગતા નરકરૂપ અગ્નિઓને પણ લાકડાંની પેઠે ઉત્તેજન આપે છે.[12] સ્ત્રીરૂપ લાંબી રાત્રિ કે જેમાં ચોટલારૂપ અંધકાર ફેલાયો છે, ચળકતી આંખ્યોરૂપ તારાઓ છે, મુખરૂપી ચંદ્રનું બિંબ છે, હાસ્યરૂપ પુષ્પોના સમૂહ ઉઘડેલા છે, પુરૂષો ક્રીડા કરવામાં ચપળ થાય છે અને અનેક કાર્યોનો વિઘાત થઇ જાય છે તે, બુદ્ધિને અત્યંત મોહ ઉપજાવનારી છે.[13-14] પુષ્પથી (રજસ્વલાપણાથી અને ફૂલથી) સુંદર તથા મધુર લાગતી, હાથરૂપી પાંદડાંઓથી શોભતી, આંખ્યોના વિલાસરૂપી ભ્રમરોવાળી, સ્તનરૂપ ગુચ્છોને ધરનારી, ફૂલના કેસરાંઓને લીધે દીપતા અંગવાળી અને માણસોને મારવામાં તત્પર રહેનારી સ્ત્રીરૂપી ઝેરી લતા લોકોને ઉન્મત્ત અને પરવશ કરી નાખે છે.[15-16] ખોટા સત્કારરૂપ શ્વાસથી જાર પુરૂષોરૂપી સર્પોનો વિનાશ કરવામાં ઉત્કંઠા ધરનારી સ્ત્રીરૂપ રીંછડી બળાત્કારથી પુરૂષરૂપ સર્પને સુમાર્ગરૂપી રાફડામાંથી બહાર કહાડે છે.*[17] "કામદેવ" નામના ભિલ્લે મૂઢચિત્તવાળા પુરૂષોરૂપી પક્ષીઓને બાંધી લેવાને માટે સ્ત્રીઓરૂપી જાળ પાથરી છે.[18] હે મહારાજ! સ્ત્રીરૂપી મ્હોટા ખીલામાં રતિરૂપ સાંકળથી બંધાએલો મનરૂપી મદોન્મત્ત હાથી મુંગાની પેઠે ઉભો રહે છે.[19] જન્મરૂપી ખાબોચીઆમાં પડેલાં અને ધનરૂપી કાદવમાં લોટતાં પુરૂષોરૂપી માંછલાંઓને નીચ વાસનારૂપ દોરીવાળી સ્ત્રીરૂપી કુંઢી (ગિલ) છે.[20] ઘોડાઓને ઘોડારની પેઠે,

* રીંછડી પોતાના ફૂંફાટાથી સર્પને રાફડામાંથી બહાર કહાડી ખાઈ જાય છે એ વાત પ્રસિદ્ધ છે.

હાથીઓને ખીલાની પેઠે અને સર્પોને મંત્રની પેઠે પુરૂષોને સ્ત્રી બંધન આપનારી છે.[૨૧] હે મુનિ ! અનેક રસોવાળી આ બ્રહ્માંડરૂપી વિચિત્ર ભૂમિ અહિં સ્ત્રીના આશ્રયથીજ ભારે દૃઢ સ્થિતિને પામેલી છે.[૨૨] સઘળા દોષોરૂપી રત્નોના દૃઢ ડાબલારૂપ અને દુઃખોની સાંકળરૂપ સ્ત્રીનું મ્હારે કદી પણ કશું પ્રયોજન નથી.[૨૩] સ્ત્રીનાં સ્તન, નેત્ર, નિતંબ અને ભમર કે જે તુચ્છ છે અને માંસરૂપીજ સારવાળાં છે તેઓને હું શું કરૂં ?[૨૪] સ્ત્રીનું શરીર જૂદા જૂદા અવયવોમાં માંસ, લોહી અને હાડકાંઓથીજ બનેલું છે, એટલામાટે થોડા દિવસમાંજ વીંખાઈ જાય છે.[૨૫] હે પિતા ! સ્થૂલ બુદ્ધિવાળા પુરૂષોએ જે સ્ત્રીઓને બહુ લાડ લડાવેલી હોય છે તેજ સ્ત્રીઓ પાછી મસાણોમાં વીંખાઈ ગએલાં અંગોવાળી થઇને સૂવે છે.[૨૬] પતિએ સ્ત્રીના જે મુખઉપર બહુજ ઘાટા સ્નેહથી ચંદન આદિનાં કુકડાં–માકડાં કરેલાં હોય તેજ મુખ પાછું જંગલમાં સૂકાય છે.[૨૭] સ્ત્રીના કેશ કેટલેક દિવસે મસાણમાં વૃક્ષોઉપર ભુખરા ચમરના મોવાળાજેવા લટક્યા કરે છે અને હાડકાં ટુકડે ટુકડા થઇને ઝીણા ઝીણા તારાઓ જેવાં લાગે છે.[૨૮] સ્ત્રીનો પ્રાણરૂપી પવન આકાશમાં જતો રહે છે, ચામડીને ફાવડીઓ ખાઇ જાય છે, લોહી ધૂળથી સૂકાઇ જાય છે અથવા તે લોહીને અનેક માંસાહારી પશુ–પક્ષીઓ પી જાય છે.[૨૯] હે લોકો ! સ્ત્રીઓનાં અંગોની જે સ્થિતિ થોડા દિવસમાંજ થનારી છે તે આ પ્રમાણે મ્હેં તમને કહી સંભળાવી તો એ પ્રમાણે છતાં ભ્રાંતિનેજ કેમ અનુસર્યા કરો છો ?[૩૦] આ "સ્ત્રી" નામનું ઓઠું કે જે પંચમહાભૂતો ભેગા થવાથી બનેલું છે તે ઉપર બુદ્ધિમાન પુરૂષ "એમાં રસ છે" એવી ભૂલથી કેમજ પડે ?[૩૧] આસપાસની વિપત્તિઓરૂપ શાખાઓનાં ગુંચળાંઓથી ઘાટી અને શોક તથા તાપઆદિ કડવાં તથા ખાટાં ફળોવાળી સ્ત્રીની ચિંતારૂપ વગડાઉ લતા દિવસે દિવસે ઊંચી ચડતી આવે છે.[૩૨] ઘાટી તૃષ્ણાથી આંધળું અને વ્યાકુળ થએલું ચિત્ત ટોળામાંથી છૂટા પડેલા મૃગની પેઠે "ક્યાં જાઊં અને કેમ કરૂં" એવા પ્રકારની ચિંતાથી બહુજ મુંઝાઈ જાય છે.[૩૩] જેમ વિંધ્યાચળમાં હાથી હાથીણીના લોભમાં લલચાઇ ખાડામાં સપડાઇ જાય છે, તેમ તરૂણ સ્ત્રીના લોભમાં લલચાઈ વિષયીજનો મહાન શોકને પામે છે.[૩૪] જેને સ્ત્રી હોય તેને ભોગની ઇચ્છા રહે છે. સ્ત્રીવગરનાને ભોગનું સ્થળ ક્યાં હોય ? સ્ત્રીનો ત્યાગ કરવાથી જગતનો ત્યાગ થાય છે અને જગતનો ત્યાગ થવાથી સુખ પ્રાપ્ત થાય છે.[૩૫] હે મહારાજ ! ભોગો કે જેઓ માત્ર ઉપરથીજ રમણીય છે, બહુજ દુસ્તર છે અને ભ્રમરાઓની પાંખોના મૂળની પેઠે અત્યંત ચંચળ છે તેઓમાં હું મરણ, રોગ અને ઘડપણઆદિની બીકને લીધે આસક્ત થતો નથી, શાંત રહુંછું અને પ્રયત્નપૂર્વક પરમપદ પામવાની ઉત્કંઠા રાખું છું.[૩૬]

**आपातमात्ररमणेषु सुदुस्तरेषु भोगेषु नाऽहमलिपक्षतिचंचलेषु ॥**
**ब्रह्मन् रमे मरणरोगजरादिभीत्या शाम्याम्यहं परमुपैमि पदं प्रयत्नात् ॥ ३६ ॥**

**શ્રીમદ્ યોગવસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'સ્ત્રીજુગુપ્સા*' નામનો એકવીસમો સર્ગ સંપૂર્ણ ૨૧.**

---

* મુમુક્ષુ પુરૂષના હૃદયમાં અનાદિકાળથી રહેલી સ્ત્રીશરીરની રમણીયપણાની ભ્રાંતિને દૂર કરવા જેમ સ્ત્રીશરીરના દોષો દેખાડ્યા તેમ મુમુક્ષુસ્ત્રીએ પુરૂષશરીરના રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવા પુરૂષશરીરના દોષોને જોવા.

# सर्ग २२ मो.* વૃદ્ધપણાની નિંદા

**राम उवाच । अपर्याप्तं हि बालत्वं बलात्पिबति यौवनम् ॥**
**यौवनं च जरा पश्चात्पश्य कर्कशतां मिथः ॥ १ ॥**

રામ કહે છે:—બાલ્યાવસ્થાના રમતઆદિના અભિલાષ પૂરા ન થયા હોય ત્યાંજ તે અવસ્થાને યૌવન ગળી જાય છે અને પછી યૌવનના પણ ભોગ ભોગવવાના અભિલાષ પૂરા ન થયા હોય ત્યાંજ તે યૌવનને જરાવસ્થા ગળી જાય છે તો એ અવસ્થાઓ પણ પરસ્પરઉપર કેવી ક્રૂરતા કરે છે તે જુવો ![1] જેમ વજ્રજેવું હિમ કમળનો નાશ કરે છે, વંટોળીયો વાયુ શરદ્‌ઋતુના કમળનો અને નદીકાંઠાનાં વૃક્ષોનો નાશ કરે છે, તેમ જરાવસ્થા દેહનો નાશ કરે છે.[2] સઘળાં અંગોને જાજરાં કરનારી અને ઘરડાંરૂપવાળી જરાવસ્થા, જેમ ખાવામાં આવેલો ઝેરનો કટકો તુરત દેહના રૂપને બગાડી નાખે, તેમ દેહના રૂપને તુરત બગાડી નાખે છે.[3] સ્ત્રીઓ જરાવસ્થાથી જૂનાં થએલાં શરીરવાળા અને તેથી જેનાં સઘળાં અંગો શિથિલ તથા લાંબાં થઈ ગયાં હોય છે એવા પુરૂષને ઊંટજેવો ગણે છે.[4] તુરતજ દીનતા આપનારી જરાવસ્થા માણસને પકડે છે ત્યારે બુદ્ધિ, શોક્યે પરાભવ પમાડેલી સ્ત્રીની પેઠે તે માણસને છોડીને ભાગી જાય છે.[5] દાસો, પુત્રો, સ્ત્રીઓ, બાંધવો તથા સંબંધીઓ, જેમ ઘેલા માણસની હાંસી કરે છે, તેમ જરાવસ્થાએ ધ્રૂજાવેલા માણસની હાંસી કરે છે.[6] જોતાં પણ ન ગમે એવા, ખળખળી ગએલા, રાંકપણું પામેલા અને સદ્‌ગુણ તથા શક્તિથી રાહત થએલા બુઢ્ઢાઉપર, જેમ એવાજ જૂના ઝાડઉપર ગીધપક્ષી તુરત આવી બેસે, તેમ અપૂર્વ તૃષ્ણાનો મ્હોટો ભાર આવી બેસે છે.[7] દીનતાઆદિ દોષોથી ભરેલી, લાંબી, હૃદયમાં બળતરા આપનારી અને સઘળી આપદાઓની મુખ્ય સખી તૃષ્ણા ઘડપણમાં વધે છે.[8] "હાય હાય! હવે મ્હારે શું કરવું?" એવી ચિંતાથી અત્યંત દારૂણ અને જેનો ઉપાય બની શકે નહિ એવો ભય ઘડપણમાં વધે છે.[9] "હું રાંક કોણ માત્ર છું, શું કરૂં, કેવી રીતે કરૂં, હવે તો મુંગોજ બેસી રહું" એવા પ્રકારની દીનતા ઘડપણમાં પ્રાપ્ત થાય છે.[10] "મ્હારાં સંબંધીઓ મને કેવી રીતે ખાવાનું આપશે, ક્યારે આપશે અને કેવુંક સ્વાદિષ્ટ આપશે?" એવા પ્રકારની ચિંતાઓથી આ જરાવસ્થા બુઢ્ઢા માણસના ચિત્તને બાળ્યા કરે છે.[11] ઘડપણમાં ખાવાની તૃષ્ણા બહુજ વધે છે પણ ખાઈ શકાતું નથી અને અશક્તપણાને લીધે હૃદય બળ્યા કરે છે.[12] જેમાં પોતે નિવાસ કર્યો છે એવા દેહરૂપી વૃક્ષને મળ—મૂત્રાદિકથી બગાડનારી અને દેહરૂપ વૃક્ષને માથે બેઠેલી જરારૂપ બુઢ્ઢી બગલી રોગરૂપી સર્પથી ઘેરાઇને ચીસો પાડે છે,[13] તેટલામાં તુરત મુર્ચ્છારૂપી અંધકારને ઈચ્છનારો મૃત્યુરૂપી ઘૂડ ક્યાંયથી આવી પહોંચેલો જોવામાં આવે છે.[14] જેમ સાયંસંધ્યાને પ્રકટ થએલી જોઈ અંધકાર તેની પછવાડે દોડયો આવે છે, તેમ શરીરમાં જરાને પ્રકટ થએલી જોઈ તેની પછવાડે મૃત્યુ દોડયું આવે છે.[15] હે મુનિ! દેહરૂપી ઝાડમાં જરારૂપ ફૂલ લાગેલાં જોવામાં આવતાં મરણરૂપી વાંદરો વેગ કરીને દૂરથી તરાપ મારીને પહોંચે છે.[16] કદાચ ઉજ્જડ નગર પણ શોભે, જેની લતાઓ કપાઈ ગઈ હોય એવું ઝાડ પણ શોભે અને જેમાં વરસાદ ન

* આ બાવીસમા સર્ગમાં ઘડપણની નિંદા કરવામાં આવશે.

થયો હોય એવો દેશ પણ શોભે, પરંતુ જરાથી જર્જરો થએલો દેહ કદી શોભે નહિ.[૧૭] ઉધરસરૂપી રણકારા કરતી જરારૂપ ગીધ પક્ષિણી ક્ષણમાત્રમાં ગળી જવાને વાસ્તે તુરતજ માણસરૂપી માંસઉપર ઝડપ મારે છે.[૧૮] જેમ ન્હાની છોકરી કમળને જોતાંજ ઉત્કંઠિત થઇ ક્ષણમાત્ર તેને માથે પકડીને પછી ચીરી નાખે છે, તેમ જરાવસ્થા દેહને જોતાંજ ઉત્કંઠિત થઇ જરાવાર તેને માથે પકડી પછી ચીરી નાખે છે.[૧૯] જેમ સીસકારા કરાવનારો અને ધૂળથી બરડ થએલો શીયાળાનો વાયુ ઝાડના પાંદડાને જાજરૂં કરીને ફાડી નાખે છે, તેમ સીસકારા કરાવનારી અને રોગોરૂપી ધૂળથી બરડ થએલી જરાવસ્થા શરીરને જાજરૂં કરીને ફાડી નાખે છે.[૨૦] જરાની ઝડપથી જાજરો થએલો દેહ હિમના સમૂહો પડવાથી કરમાઇ ગએલા કમળજેવો લાગે છે.[૨૧] જરારૂપ ચાંદની માથારૂપી પર્વતની પીઠઉપર ઉદય પામતાંજ ભારે ઝડપથી વાયુ અને ઉધરસરૂપ કુમુદ્વતી (રાત્રિવિકાસી કમળો)ને પ્રફુલ્લિત કરી દે છે.[૨૨] માણસોના માથારૂપ કોળાંને પાકેલું અને જરારૂપી ખારથી ભુખરૂં થએલું જોઈ તેનાપર સ્વામિત્વ ધરાવનારો કાળ તેને ખાઇ જાય છે.[૨૩] આયુષ્યરૂપી પ્રવાહ મ્હોટા વેગથી ચાલતાં જરારૂપી ગંગા આ શરીરરૂપી કાંઠાના વૃક્ષનાં મૂળોને મ્હોટા ઉદ્યોગથી કાપવા માંડે છે.[૨૪] શરીરરૂપી માંસને ખાવા ઈચ્છનારી મહાપ્રબળ જરારૂપ બિલાડી વિષયરૂપી ખાડાને ખોદનારા યૌવનરૂપી ઊંદરને ખાઈ જાય છે અને ખાઇને બહુ પ્રફુલ્લિત થાય છે.[૨૫] આ દેહરૂપી જંગલમાં જરારૂપ ફાવડી ચીસો પાડતાં જેવું ભૂંડું થાય છે તેવું આ જગતમાં બીજા કોઇ પણ ઉત્પાતથી ભૂંડું થતું નથી.[૨૬] ઉધરસ તથા શ્વાસરૂપ છિમછિમાટવાળી અને દુઃખરૂપી ધૂમાડાથી મુંઝવી દેનારી આ જરારૂપી જ્વાળા જેના શરીરમાં બળતી હોય તેને બળેલોજ સમજવો.[૨૭] હે પિતા ! જેનાં પાંદડાં ધોળાં થઈ ગયાં હોય એવી પાતળી ફૂલની લતા જેમ જીર્ણપણાથી વાંકી થઈ જાય છે, તેમ જેના અવયવો ફીક્કા પડી ગયા હોય છે એવી આ માણસોના દેહરૂપી પાતળી લતા ઘડપણથી વાંકી વળી જાય છે.[૨૮] હે મુનિ ! મ્હોતરૂપી હાથી જરારૂપી કપૂરથી ધોળી થએલી કાયારૂપ કેળને તુરત ઉખેડી નાખે છે.[૨૯] મરણરૂપી રાજા આવવાને સજ્જ થાય છે ત્યારે જરારૂપ ધોળા ચામરવાળી રોગો તથા ઉદ્વેગોની સેના આગળથીજ નીકળે છે.[૩૦] હે મુનિ ! જુવો કે જેઓ કોઈ પણ શત્રુઓથી યુદ્ધમાં જીતાયા ન હોય અને પર્વતની ગુફામાં પેસી ગયા હોય તેઓને પણ જરારૂપ બુઢ્ઢી રાક્ષસી થોડીવારમાં જીતી લે છે.[૩૧] જરારૂપી હિમ પડવાથી વાંકા વળી ગએલા શરીરરૂપી ઘરની અંદર ઈંદ્રિયરૂપી બાળકો કાંઈ પણ ક્રિયા કરી શકતાં નથી.[૩૨] લાકડીરૂપ ત્રીજા પગવાળી અને વારંવાર ઠેસો ખાતી જરારૂપી બુઢ્ઢી વેશ્યા, ઉધરસ અને અધોવાયુરૂપ મૃદંગ વાગતાં નાચ્યા કરે છે.[૩૩] આ સંસારરૂપી રાજાને વ્યવહાર કરવાની *ગંધોથી ભરેલી દેહરૂપી સભામાં માથાપર રહેલી જરારૂપ ચામરની શોભા ઝળકી રહે છે.[૩૪] જીવિતની આશારૂપ તળાવમાં રહેલું શરીરરૂપી નગર જરાવસ્થારૂપી ચંદ્રના ઉદયથી ધોળું થતાં તુરત મરણરૂપી કુમુદ પ્રફુલ્લિત થાય છે.[૩૫] જરારૂપી કળીચુનો લીપાવાથી ધોળાં થએલાં શરીરરૂપી અંતઃપુરની અંદર અશક્તિ, પીડા અને આપદા એ ત્રણ રાણીઓ મ્હોટા સુખથી રહે છે.[૩૬] હે મુનિ ! જેઓમાં મરણના અગ્રણીરૂપ ઘડપણ અવશ્ય આવીને પોતાનો પ્રભાવ દેખાડે એવાં શરીરોમાંના આ

---

* ચંદનાદિક સુગંધો અને અધોવાયુઆદિ દુર્ગંધો.

શરીરમાં હું કે જે મંદબુદ્ધિવાળો (અજ્ઞાની) છું તેને શો વિશ્વાસ આવે?[૩૭] હે પિતા! "ઘડપણ આવ્યા છતાં પણ જીવવું" એવો આ દુઃખમય જીવિતમાં દુરાગ્રહ રાખવો એ વ્યર્થજ છે, કારણ કે પૃથ્વીમાં કોઇથી પણ નહિ જીતાએલી જરાવસ્થા માણસોના સઘળા મનોરથોને ધૂળધાણી કરી નાખે છે.[૩૮] **किं तेन दुर्जीवितदुर्ग्रहेण जरागतेनाऽपि हि जीव्यते यत् ॥ जरा जगत्यामजिता जनानं सर्वैषणास्तात तिरस्करोति ॥ ३८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦વૈરાગ્યપ્રકરણનો 'જરાજુગુપ્સા*' નામનો બાવીસમો સર્ગ સંપૂર્ણ.૨૨**

---

## सर्ग २३ मो.× કાળવર્ણન.

**राम उवाच । विकल्पकल्पनानल्पजल्पितैरल्पबुद्धिभिः ॥**
**भेदैरुद्धुरतां नीतः संसारकुहरे भ्रमः ॥ १ ॥**

રામ કહે છેઃ—અનેક જાતના લાભોની કલ્પનાસંબંધી ઘણી ઘણી વાતો કરનારા દેહાભિમાની લોકોએ શત્રુ—મિત્ર અને રાગ—દ્વેષઆદિ અનેક ભેદોથી આ બ્રહ્માંડના છિદ્રમાં ખોટી પકડને અત્યંત દૃઢ કરી મૂકેલી છે.[૧] દૂરથી પણ ખેંચી લઇને જાળની પેઠે બાંધી લેનારા વિષયોના પાંજરાજેવા આ દેહમાં વિવેકી પુરૂષોને વિશ્વાસ કેમજ આવે? અરીસામાં પ્રતિબિંબિત થએલા ફળને ખાવાની ઈચ્છા બાળકોનેજ થાય પણ બીજાઓને થાય નહિ.[૨] આવા ક્ષુદ્ર સંસારમાં પણ કેટલાએકને તુચ્છ સુખની આશા હોય છે તો તે આશાને પણ, જેમ ઉંદર તાંતણાને કાતરી નાખે છે, તેમ કાળ પૂરીરીતે કાતરી નાખે છે.[૩] જગતમાં ઉત્પન્ન થએલી એવી કોઈ પણ વસ્તુ નથી કે જેને સર્વને ખાઇ જનારો કાળ, વૃદ્ધિ પામેલા સમુદ્રને વાડવાગ્નિની પેઠે ગળી જતો નથી.[૪] કાળરૂપી ભયંકર સંહારરૂદ્ર એકસરખીરીતે આ સઘળી દૃશ્ય પદાર્થોની સ્થિતિને કોળીઓ કરી જવામાટે સજ્જ થએલો રહે છે.[૫] અનંત બ્રહ્માંડોને ગળી જનારો અને જગતમાં વ્યાપી રહેલો આ કાળરૂપી દેવ મ્હોટા મ્હોટા પુરૂષોને તોડવામાં પણ ક્ષણમાત્ર ઢીલ કરતો નથી.[૬] વાસ્તવિકરીતે અલક્ષ્યરૂપવાળો અને યુગ, સંવત્સર તથા કલ્પઆદિ રૂપોથી કાંઇક પ્રકટતા પામેલો કાળ સર્વ જગતને વશ કરી રહ્યો છે.[૭] જેઓ રૂપાળા હતા, જેઓ સારાં કામ કરનારા હતા અને મેરૂપર્વતજેવા ભારે હતા તેઓને પણ, જેમ ગરૂડ સર્પોને ગળી ગએલ છે, તેમ કાળ ગળી ગયો છે.[૮] નિર્દય, પથરાજેવો કઠિન, વાઘજેવો ક્રૂર, કરવતજેવો કર્કશ, કંગાળ અને અધમ આ કાળ જેને ગળી જતો નથી એવી કોઈ વસ્તુ આજસુધી થએલી નથી.[૯] સર્વને કોળીઆરૂપ કરવામાંજ તત્પર રહેનારો આ બહુભક્ષી કાળ પર્વતોને પણ ખાઈ જાય છે અને એવી રીતે અનંત બ્રહ્માંડોને ખાતાં છતાં પણ તૃપ્તિ પામતો નથી.[૧૦] આ કાળ, નટની પેઠે અનેક રૂપો ધરીને સંસારરૂપી નાટકમાં તે તે વસ્તુઓનું હરણ કરે છે, વિનાશ કરે છે, નવી ઉત્પત્તિ કરે છે, ખાઈ જાય છે અને ઉચ્છેદન કરે છે.[૧૧] જેમ પોપટ દાડિમનાં બીજોને ફોલી ફોલીને ખાઈ જાય છે, તેમ કાળ જગતમાં જૂદાજૂદા રહેલા પદાર્થોને વીખી વીખીને

---

* વૃદ્ધાવસ્થામાં કાંઈપણ પારમાર્થિક સાધનો સાધી શકાવાનો પ્રાયશઃ સંભવ નથી, માટે વિવેકીએ ઉપર કહેલા દોષોવાળી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતા પહેલાંજ પારમાર્થિક સાધનો સાધી લેવાં.

× આ ત્રેવીસમા સર્ગમાં સર્વ પ્રાણીઓની અનેક ક્રિયાઓને કરનારા કાળનું વર્ણન કરવામાં આવશે.

નિરંતર ખાધા કરે છે.[૧૨] વૃદ્ધિ પામેલા લોકોરૂપી કમળોના વનમાં હાથીજેવો થઇને રહેલો અને પુણ્ય—પાપરૂપી દંતુશલની અણીઓથી પ્રાણીઓરૂપી પાંદડાંઓને છુંદી નાખતો આ કાળ સર્વદા ગાજ્યા કરે છે.[૧૩] જેઓનું મૂળ બ્રહ્મા છે અને મ્હોટા દેવતાઓ ફળ છે એવાં બ્રહ્માંડોરૂપી વૃક્ષોવાળા બ્રહ્મરૂપી વિસ્તીર્ણ વનમાં કાળ ચારે બાજુ વ્યાપીને રહેલો છે.[૧૪] વર્ષ, કલ્પ અને તેઓના પેટાના ભાગરૂપી લતાઓ કે જેઓમાં રાત્રિઓરૂપી ઘણા ભ્રમરો છે અને દિવસોરૂપી પુષ્પો છે તેઓની રચના કર્યા કરતો આ કાળરૂપી પુરૂષ તે રચનાથી કદી પણ કાયર થતો નથી.[૧૫] હે મુનિ! આ ધૂતારાઓના શિરોમણિરૂપ કાળ ભેદતાં ભેદાતો નથી, બાળતાં બળતો નથી અને દેખાતાં છતાં પણ દેખાતો નથી.[૧૬] વિસ્તાર પામેલો કાળ, ભારે ભારે મનોરથની પેઠે એક નિમેષમાત્રમાં કોઈ વસ્તુને બહુજ ઉત્પન્ન કરે છે અને કોઈ વસ્તુનો નાશ કરી નાખે છે.[૧૭] કથોરી રીતભાતવાળી અને પ્રાણીઓના કષ્ટથીજ પુષ્ટ થતી પોતાની ચેષ્ટાથી આ કાળ દેહાદિકના અધ્યાસવાળા જીવોને સ્વર્ગ તથા નરકઆદિમાં ફેરવ્યા કરે છે.[૧૮] કાળ પોતાનો કેવળ પેટ ભરવાનોજ સ્વભાવ હોવાથી ખડ, ધૂળ, ઇંદ્રિ, મેરૂ, પાંદડાં અને સમુદ્રઆદિ સઘળા પદાર્થોને ગળી જવાસારૂજ સજ્જ રહે છે.[૧૯] પૂરેપૂરૂં ક્રૂરપણું, પૂરેપૂરૂં લોભીપણું, પૂરેપૂરૂં દુર્ભાગ્યપણું અને પૂરેપૂરૂં ચપળપણું કાળમાંજ રહેલું છે.[૨૦] જેમ બાળક બે દડા ઉછાળી ઉછાળીને પોતાના આંગણામાં રમે, તેમ કાળ પોતાની લીલાથી સૂર્ય તથા ચંદ્રને ઉછાળી ઉછાળીને આકાશમાં રમતો હોય એમ જણાય છે.[૨૧] કલ્પ પૂરો થાય ત્યારે સઘળા પ્રાણીઓનો વિનાશ કરી પોતાના પગસુધી તેઓનાં હાડકાંઓની માળાઓ પહેરીને એ કાળરૂપી કાપાલિક નાચ્યા કરે છે.[૨૨] પ્રલયકાળમાં નિરંકુશ આચરણવાળા એ કાળના અંગોમાંથી નીકળેલા પવનોથી મેરૂપર્વત આકાશમાં ભોજપત્રની પેઠે ઉડ્યા કરે છે.[૨૩] એ કાળ રૂદ્ર થઇને પાછો ઇંદ્રિ, બ્રહ્મા, શુક્ર તથા કુબેરરૂપ થાય છે અને વળી પાછો કોઇરૂપ નહિ એવો થઈ જાય છે.[૨૪] જેમ સમુદ્ર પોતાનામાં ઉઠતા અને બેસી જતા તરંગોને રાત્રિદિવસ ધર્યા કરે છે, તેમ કાળ પોતાનામાં નિરંતર ઉત્પન્ન થતી અને નિરંતર પ્રલય પામતી અનેક દેખાવવાળી સૃષ્ટિઓને ધર્યા કરે છે.[૨૫] જેમ કોઇ માણસ વૃક્ષોમાંથી પાકાં ફળોને પાડ્યા કરતો હોય, તેમ કાળ મહાકલ્પોમાંથી પાકેલા દેવ તથા દૈત્યોના સમૂહોને પાડ્યા કરે છે.[૨૬] જેઓમાં પ્રાણીઓરૂપી મસલાંઓ ગણગણ્યા કરે છે એવાં અને વારંવાર પડ્યા કરતાં બ્રહ્માંડોરૂપી ફળોનું આ કાળ એક જાતનું "ઉંબરા" નામનું મ્હોટું વૃક્ષ છે.[૨૭] પ્રાણીઓની ક્રિયારૂપ પ્યારીવાળો આ કાળ બ્રહ્મરૂપી ચાંદનીને લીધે પ્રફુલ્લિત થએલી જગતરૂપ કુમુદિનીથી પોતાના એક્કા શરીરને વિનોદ કરાવે છે.[૨૮] જેમ મ્હોટો પર્વત અનંત તથા અપાર પાયાથી પોતાનું ઉંચું શરીર ટેકાવીને રહે છે, તેમ કાળ અનંત અને અપાર બ્રહ્મરૂપી પાયાથી પોતાનું ઉંચું શરીર ટેકાવીને રહેલો છે.[૨૯] આ કાળ કોઈ સ્થળમાં અંધારાજેવા કાળા કાર્યને, કોઇ સ્થળમાં પ્રકાશવાળા કાર્યને અને કોઈ સ્થળમાં એ બન્નેથી જૂદા સ્વભાવવાળા કાર્યને બહુજ બનાવ્યા કરે છે.[૩૦] જેમ માણસ બહુજ બોજાવાળી પૃથ્વીપર પગ ટેકાવીને રહે છે, તેમ કાળ જેમાં અનંત પ્રાણીઓના સંસારોનો લય થાય છે એવી દૃઢ બ્રહ્મની સત્તાપર સ્થિતિ કરીને રહ્યો છે.[૩૧] એ કાળ કોઇ રીતે કાયર થતો નથી, કોઇનાપર પ્રેમ કરતો નથી, આવતો નથી, જતો નથી અને સેંકડો મહાકલ્પ વીતતાં પણ અસ્ત કે ઉદય પામતો નથી.[૩૨] કાળજી ધર્યા વગર ભારે અનાસ્થાથી

(બેદરકારીથી) જગતમાં ફેરફાર કરવાની રમત કરીનેજ પોતાના વિસ્તીર્ણ શરીરને રાજી રાખ્યા કરે છે.[૩૩] રાત્રિરૂપી કાદવમાંથી ઉત્પન્ન થનારી અને વાદળાંઓરૂપી ભ્રમરાઓવાળી દિવસોરૂપી રાતાં કમળોની પંક્તિને પોતાનારૂપ તળાવમાં પ્રકટ કર્યા કરે છે.[૩૪] કાળરૂપી લોભી ધૂળધોયો રાત્રિરૂપ કાળી અને જૂની સાવરણી લઈ મેરૂ પર્વતની પાસે વીખરાએલા સૂર્યના પ્રકાશરૂપી સોનાના ભુકાને ઉસરડ્યા કરે છે.[૩૫] કૃપણપણાને લીધે પોતાની ચેષ્ટારૂપ આંગળીથી ખુણાઓમાં સૂર્યરૂપી દીવીને ફેરવતો કાળ જગતરૂપી ઘરમાં "કઈ વસ્તુ ક્યાં પડી છે" એમ જોયા કરે છે.[૩૬] દિવસરૂપી મટકાંવાળાં સૂર્યરૂપી નેત્રથી જોઈ જગતરૂપી જૂના વનમાંથી બહુજ પાકેલાં લોકપાલોરૂપી ફળોને ખાધા કરે છે.[૩૭] જગતરૂપી જૂની ઝુંપડીમાં વીખરાએલા ગુણવાન લોકોરૂપી મણિઓને અનુક્રમે ઘણી ઊંડાઈવાળા મૃત્યુરૂપી ડાબલામાં નાખતો જાય છે.[૩૮] ઉત્તમ લોકોરૂપી રત્નોનો જે હાર ગુણોના* સમાગમથી અત્યંત તેજસ્વી થાય છે તેને પોતાના અંગમાં શણગારની પેઠે ધરીને પાછો કાપી નાખે છે.[૩૯] આ ચપલ કાળ દિવસરૂપી હંસોએ અનુસરેલી અને તારાઓરૂપી કેસરાંવાળી રાત્રિરૂપી કાળાં કમળોની માળાને નિરંતર કંકણની પેઠે ધરી રહ્યો છે.[૪૦] જેઓનાં પર્વત, સમુદ્ર, સ્વર્ગ અને પૃથ્વીરૂપ ચાર શીંગડાં છે એવા જગતરૂપી ઘેટાઓને મારનારો કાળરૂપી કસાઈ પ્રત્યેક દિવસે તારાઓરૂપી લોહીના છાંટાઓને જોઇને તેઓને પણ ચાટી જાય છે.[૪૧] ચંદ્રની પેઠે જુવાનીરૂપ કમલિનીને સંકોચ આપનારો અને કેસરીની પેઠે આયુષ્યરૂપી હાથીઓને ફાડી નાખનારો આ કાળ જેનું હરણ કરતો નથી એવી તુચ્છ કે અતુચ્છ કોઈ પણ વસ્તુ નથી.[૪૨] જીવોને ચૂર્ણરૂપ કરી મૃત્યુના મુખમાં નાખનારા પ્રલયરૂપી વિલાસને લીધે કાર્યપદાર્થોના અભાવવાળો થઇને તે કાળ પ્રલયમાં અજ્ઞાનરૂપ પદાર્થનો પ્રકાશ કરનારા બ્રહ્મચૈતન્યથી તેજ સ્વરૂપમાં વિશ્રાંતિ લે છે એટલે તેથી જૂદો પ્રતીત થતો નથી.[૪૩] એ પ્રમાણે પ્રલયમાં વિશ્રાંતિ લઇ પાછો સૃષ્ટિના સમયમાં પોતેજ જગતનો કર્ત્તા, ભોક્તા, સંહાર કરનાર અને સ્મરણ કરનાર આદિ સઘળાં રૂપવાળો થાય છે.[૪૪] બુદ્ધિના ડહાપણથી પણ કોઇથી જેઓના રહસ્યનો નિશ્ચય કરી શકાતો નથી એવાં સારાં નરસાં સઘળા પ્રકારનાં શરીરોને પ્રકટ કરતો અને પાછાં તુરતજ લીન કરી નાખતો કાળ ચેષ્ટા કર્યા કરે છે. લોકોમાં કાળનું બળ પ્રસિદ્ધજ છે.†[૪૫] **सकलमप्यकलाकलितांतरं सुभगदुर्भगरूपधरं वपुः । प्रकटयन्सहसैव च गोपयन् विलसतीह हि कालबलं नृषु ॥ ४५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'કાલાપવાદ' નામનો ત્રેવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૩.**

## सर्ग २४ मो.§ કાળનું રાજકુમારરૂપે વર્ણન

**राम उवाच । अस्योड्डामरलीलस्य दूरास्तसकलाऽऽपदः ।**
**संसारे राजपुत्रस्य कालस्याऽकलितौजसः ॥ १ ॥**

રામ કહે છેઃ—પરમાત્મારૂપ રાજાનો પુત્ર આ કાળ કે જે સંસારમાં નિરંકુશ લીલા કર્યા કરે છે, કોઇ પણ સંકટમાં આવી પડતો નથી અને અપાર પરાક્રમવાળો છે તેના ચરિત્રનું

* વિદ્યાઆદિ સદ્‌ગુણો અને દોરાઓ. † એવા બળવાન કાળનું સ્મરણ રાખી મુમુક્ષુએ પોતાના આત્માનો સાક્ષાત્કાર જેમ બને તેમ શીઘ્ર કરી લેવો જોઇએ.
§ આ ચોવીસમા સર્ગમાં કાળનું રાજકુમારરૂપે વર્ણન કરવામાં આવશે.

વર્ણન કરૂં છું.[1] એ કાળ જગતરૂપી જૂના જંગલના જાળામાં રાંક અને મૂઢ પ્રાણીઓરૂપ મૃગના સમૂહનો નાશ કરવારૂપ મૃગયા રમ્યા કરે છે.[2] જેના એક ભાગમાં વડવાનલરૂપી સુંદર કમલ શોભ્યા કરે છે એવો પ્રલયકાળનો મહાસાગર એને રમવાની સુંદર નદીરૂપ છે.[3] કડવા, તીખા તથા ખાટા રસોવાળાં તથા દધિમંડોદ અને ક્ષીરસાગરરૂપ દહિં-દૂધવાળાં એનાંએ વાશી જગતોથી એના સવારના શીરામણનું કામ ચાલે છે.[4] સઘળી દેવીઓસહિત કાળરાત્રિ કે જે ચાતુરીથી ફર્યા કરે છે, સંસારરૂપી વનમાં વિહાર કરવાને જોડાએલી છે અને વાઘણની પેઠે પ્રાણીઓના સમૂહનો ઘાત કરનારી છે તે એ કાળરૂપ રાજકુમારની પ્યારી સ્ત્રી છે.[5] કમલ, ઉત્પલ અને કલ્હારરૂપી હાલતી જાળીઓવાળી આ પૃથ્વી એ કાળના હાથમાં રસભરેલી પીવાની પ્યાલીરૂપ છે.[6] ગર્જના કરતો, વિકટરીતે પંજા પછાડતો અને કેશવાળીથી વિકટ તથા પુષ્ટ ખભાવાળો નૃસિંહાવતાર એ કાળના હાથના પાંજરામાં શીકારી બાજરૂપ છે.[7] બ્રહ્માંડોની માળાઓ પહેરી લેવાને લીધે ઘણાં તુંબડાંવાળી વીણાજેવો લાગતો અને શરદૃઋતુના આકાશ સરખી શ્યામ કાંતિવાળો "સંહારભૈરવ"નામનો દેવ એ કાળરૂપી રાજકુમારને રમવાના કોયલના બચ્ચારૂપ છે.[8] નિરંતર ચકચકિત આકારવાળું અને દુઃખોરૂપી બાણોની પંક્તિને ફેંકયા કરતું સંહારરૂપ ધનુષ એના હાથમાં ચારે કોર શોભ્યા કરે છે.[9] લક્ષ્યો ( નિશાનો ) ફરતાં છતાં અને પોતે પણ ફરતાં છતાં લક્ષ્યોને ચીરી નાખતો, મૃગયાના વિહારમાં ભારે ચતુર, લક્ષ્યોને વીંધનારાઓમાં સર્વોપરિ, જૂના જગતરૂપી વનમાં અનેક ચપળવૃત્તિઓ કરતો આ સર્વોત્તમ કાળરૂપી રાજકુમાર અહિં ઘણી ચાલાકીથી પ્રાણીઓને માર્યા કરે છે.[10] **अनुत्तमस्त्वधिकविलासपंडितो भ्रमँल्लन्परिविलसन् विदारयन्॥ जरज्जगज्जनितविलोलमर्कटः परिस्फुरद्वपुरिह काल ईहते ॥ १० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'કાલવિલાસ' નામનો ચોવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૪.**

---

## सर्ग २५ मो.* દૈવ અને ક્રિયારૂપ કાળનું વર્ણન

**राम उवाच । अत्रैव दुर्विलासानां चूडामणिरिहापरः ॥**
**करोत्यत्तीति लोकेस्मिन्दैवं कालश्च कथ्यते ॥ १ ॥**

રામ કહે છેઃ–ઉપર કહેલા મહાકાળથી જૂદો બીજા બે પ્રકારનો કાળ કે જે કથોરી રીતિવાળાઓમાં શિરોમણિ છે તેનું પણ આ વિષયમાંજ વર્ણન કરૂં છું. આ જગતમાં જે કાળ ફળને ભોગવાવે છે તે દૈવ કહેવાય છે અને જે કાળ ફળને ઉત્પન્ન કરનારી ક્રિયા કરાવે છે તે ક્રિયાકાળ કહેવાય છે.[1] કેવળ ક્રિયા કે જે પોતાના ચલનરૂપજ છે તે વિના ક્રિયાકાળનું બીજું કાંઇ રૂપ,બીજું કાંઈ કામ કે બીજું કાંઇ ધારેલું જાણવામાં આવતું નથી.[2] જેમ ગરમી હિમના સમૂહને બહુજ ગાળી નાખે છે, તેમ એ ક્રિયાકાળ આ સઘળાં કુણાં પ્રાણીઓને બહુજ ગાળી નાખે છે.[3] જે કાંઇ આ ભારે વિસ્તારવાળું જગતનું મંડળ જોવામાં આવે છે તે એ ક્રિયાકાળની નાચવાની શાળા છે કે જેમાં એ બહુ નાચ્યા કરે છે.[4] "દૈવ"નામનો કાળ કે જેનું મહાદારૂણ " કૃતાંત " એવું પણ નામ છે તે પણ કાપાલિકજેવો વેષ ધરીને ઉન્મત્તપણાથી

* આ પચીસમા સર્ગમાં દૈવ અને ક્રિયારૂપ બે પ્રકારના કાળનું વર્ણન કરવામાં આવશે.

જગતમાં નાચ્યા કરે છે.[૫] હે મુનિ ! રાગી પુરૂષની પેઠે બહુજ નાચ્યા કરતા એ દૈવનું સર્વદા ફળની અવશ્યતારૂપ સ્ત્રીમાં અત્યંત કામીપણું જોવામાં આવે છે.[૬] એ દૈવરૂપી કાપાલિકના સંસારરૂપી વક્ષઃસ્થલમાં ચંદ્રની કળા જેવો ધોળો શેષનાગ અને ત્રણે લોકમાં વ્હેંચાએલો ગંગાનો પ્રવાહ એઓ સવ્ય તથા અપસવ્ય જનોઇરૂપ છે.[૭] ચંદ્રમંડળ તથા સૂર્યમંડળ એના બે હાથના મૂળોમાં સોનાનાં કડાંરૂપ છે.[૮] હે મુનિ ! મેરૂપર્વત એના હાથમાં રમવાના કમળરૂપ છે, તારાઓરૂપ છાંટણાઓથી વ્યાપ્ત, પ્રલયના સમુદ્રના જળમાં ધોવાએલું તથા પ્રલયના મેઘરૂપી છેડાઓવાળું આકાશ એક વસ્ત્રરૂપ છે. (કાપાલિક લોકો મધ્યમાં છિદ્રવાળી માત્ર એક કંથાજ ગળામાં પહેરી રાખે છે, બીજું કાંઇ વસ્ત્ર રાખતા નથી.)[૯] એવા રૂપવાળા એ દૈવરૂપી કાપાલિકની આગળ નિરંતર રહેનારી ફળની અવશ્યતારૂપ તેની સ્ત્રી નિરંતર ચાલતા આડંબરથી અનેક કાર્યો કરતી કરતી નાચ્યા કરે છે.[૧૦] હે રાજા ! પ્રાણીઓના નિરંતર જવા–આવવાથી ચંચલતાવાળા જગતરૂપી માંડવાની અંદર નાચ્યા કરતી અને જેની ક્રિયાશક્તિ બંધ પડતી નથી એવી એ સ્ત્રીના અંગોમાં અનેક ભુવનોની પંક્તિ સુંદર ઘરેણાંરૂપ છે, પાતાલસુધી લાંબું આકાશ મ્હોટા ચોટલાના મંડળરૂપ છે.[૧૧.૧૨] અને પ્રાણીઓની ચીચીઆરીઓથી દીપતી તથા પાપરૂપી દોરાથી પાતાળરૂપી પગમાં બાંધેલી નરકોની પંક્તિ ઘુઘરીઓરૂપ છે.[૧૩] યમરાજા કે જે એના લલાટરૂપ છે તેમાં પ્રાણીઓનાં કર્મોની સંખ્યા જણાવનાર ચિત્રગુપ્તરૂપી કસ્તૂરીની ટીપકી છે.[૧૪] એ દેવી પોતાના પતિ દૈવરૂપ કાપાલિકના અભિપ્રાયને અનુસરીને પ્રલયના સમયોમાં ભારે આડંબરથી પર્વતો ફાડવાના મ્હોટા કડાકા કરીને નાચે છે.[૧૫] પછવાડે લટકતા અને જેઓનાં પીછાં ઉડયા કરે છે એવા કાર્તિકેયસ્વામીના મુવેલા મોરોથી, ત્રણે નેત્રનાં મ્હોટાં છિદ્રોમાંથી નીકળતા ભારે ધ્વનિઓથી ભયંકર,[૧૬] અને જેઓમાં જટાઓના ચંદ્રો લાંબા થઇને લટકયા કરે છે એવાં વિખરાએલાં છિદ્રોનાં માથાંઓથી, જેઓમાં કલ્પવૃક્ષનાં ફૂલ ગુંથાએલાં હોય છે એવા અને ઉડ્યા કરતા પાર્વતીના કેશરૂપ ચામરોથી, પર્વતોજેવાં ભૈરવોનાં પેટરૂપ ઊંચાંનીચાં થતાં તુંબડાંઓથી, જેઓમાંથી ધ્વનિ નીકળ્યા કરે છે એવાં સેંકડો છિદ્રોવાળાં ઈંદ્રોનાં શરીરરૂપ ભીખ માગવાનાં ખપ્પરોથી અને સૂકાએલાં લોકોનાં હાડકાંરૂપ ખટ્વાંગો (ખાટલાનાં અંગ ઇશઉપળાં) ના સમૂહોથી એ કાપાલિકની સ્ત્રી આકાશપર્યંત વ્યાપેલા પોતાના શરીરને પણ પોતાથી બીવરાવતી હોય એમ લાગે છે ત્યારે બીજાઓને બીવરાવવાની તો શી વાત કરવી ? મહાકલ્પોમાં સઘળાઓનો સંહાર કરનારી એ કાપાલિકની સ્ત્રી પોતાના નૃત્યોમાં આમ તેમ ચલાયમાન થતી અનેક આકારવાળાં માથાઓનાં સમૂહોરૂપ મ્હોટાં કમળોની માળાથી શોભે છે.[૧૭–૨૦] પ્રલયકાળમાં ઉન્મત્ત થએલા તે સમયના મેઘરૂપ ડાકલાંઓના પ્રચંડ શબ્દો સાંભળીને તેની પાસેથી તુંબરૂઆદિ ગંધર્વો ભાગી જાય છે.[૨૧] કુંડલની પેઠે ચળકતા ચંદ્રમંડળથી શોભનાર અને જેણે તારાઓરૂપ ચાંડલાઓથી શોભતા આકાશરૂપ મયૂરપિચ્છથી કેશને શણગારેલા છે એવો દેવરૂપી કાપાલિક કે જે જગતરૂપી નૃત્યશાલામાં નાચ્યા કરે છે,[૨૨] તેના એક કાનમાં સુશોભિત હિમાલય હાડકાંના કુંડલરૂપ છે અને બીજા કાનમાં મેરૂપર્વત સુશોભિત સુવર્ણના કુંડલરૂપ છે.[૨૩] ચંદ્ર અને સૂર્ય એઓ પણ એના બે કાનમાં કુંડલરૂપ છે કે જેઓથી એનું ગંડસ્થલ શોભી રહ્યું

છે."લોકાલોક"નામના પર્વતનાં શિખરોની પંક્તિ એને ફરતી કટિમેખલા છે.[૨૪]આમ તેમ જતી વિજળી એના હાથમાં ડોડીજેવા આકારવાળાં કંકણરૂપ છે. પવને ચલાયમાન કરેલી વાદળાંઓની પંક્તિ એની અનેક રંગવાળી કંથારૂપ છે.[૨૫] મહાકાળના હાથથી નખાએલા, શેષનાગના શરીરરૂપ મ્હોટા દોરાથી સંબંધ રાખતા અને સઘળો સંસાર જેથી બંધાઈ જાય છે એવા લાંબા માયારૂપ પાશમાં ગુંથાએલી ક્ષય પામેલાં બ્રહ્માંડોમાંથી નીકળેલા મૃત્યુઓથી બનેલી માળા એ કાપાલિકના ગળામાં જાણે એકઠાં કરેલાં તીક્ષ્ણ મુસલ, ખડ્ગ, પ્રાસ, ત્રિશૂળ, તોમર અને મુદ્‌ગરોથી બનેલી માળા હોય એવી શોભે છે.[૨૬-૨૭] જીવતી મગરીઓરૂપ લાંછનોવાળી અને રત્નોનાં તેજથી દીપતી સાત સમુદ્રોરૂપ કંકણોની પંક્તિ એ કાપાલિકના બે હાથનાં ભૂષણરૂપ છે.[૨૮] વ્યવહારોરૂપી મ્હોટાં ગુંચળાંવાળી, રજ (ધૂળ અને રજોગુણ)થી ખરડાએલી અને અંધારાજેવી કાળી સુખ તથા દુઃખોની પરંપરા એ કાપાલિકના રૂવાટાંની પંક્તિરૂપ છે.[૨૯] ઘણા ખરા આવા ગુણોવાળો એ દૈવરૂપી કાપાલિક પ્રલયમાં પોતાના તાંડવવાળા નાચને ઘણા કાળસુધી બંધ પાડી વિસામો લઇ પાછો બ્રહ્મા તથા રૂદ્રઆદિને ઉત્પન્ન કરી જેમાં ઘણા બતાવા કરવામાં આવે છે એવી અને જરા, શોક, દુઃખ તથા પરાભવથી શોભતી આ સૃષ્ટિરૂપ નાચની લીલા કરવા માંડે છે.[૩૦-૩૧] જેમ બાળક ગારામાંથી પુતળાંઆદિની રચનાને કાયર થયાવગર કર્યા કરે છે, તેમ એ દૈવરૂપ કાપાલિક પણ પાછો જળોને, વનોને, જૂદાજૂદા બ્રહ્માંડોને, પ્રાણીઓના સમૂહોને અને તે તે સમયને અનુસરતી સ્થિર તથા ચંચળ નવી નવી રીતભાતોને કાયર થયા વગરજ કર્યા કરે છે.[૩૨]

**भूयः करोति भुवनानि वनांतराणि लोकांतराणि जनजालककल्पनां च ॥**
**आचारचारुकलनामचलां चलां च पंकाद्यथार्भकजनो रचनामखिन्नः ॥ ३२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'કૃતાંતવિલસિત' નામનો પચીસમો સર્ગ સંપૂર્ણ. ૨૫.**

## सर्ग २६ मो.* સંસારદુર્દશા.

**राम उवाच । वृत्तेऽस्मिन्नेवमेतेषां कालादीनां महामुने ॥**
**संसारनाम्नि कैवाऽऽस्था मादृशानां वदत्विह ॥ १ ॥**

રામ કહે છેઃ–હે મ્હોટા મુનિ ! કાળઆદિ એ પદાર્થનું એ પ્રમાણે ચરિત્ર છે માટે આ "સંસાર"નામના પદાર્થમાં હું જેવાઓને શો વિશ્વાસ રહે તે કહો?[૧]હે મુનિ ! વિષયોની રચનાઓથી વનના હરણીઆઓની પેઠે મોહ પામેલા અમે એ દૈવઆદિના હાથથી જાણે વેંચાએલા હોઇએ તેમ રહ્યા છીએ.[૨] નીચ કામ કરનારો અને પોતાનું પેટ ભરવામાંજ તત્પર રહેતો આ "કાળ" નામનો ધુતારો જગતમાં સર્વે લોકોને નિરંતર આપદાના સમુદ્રમાંજ પાડ્યા કરે છે.[૩] જેમ અગ્નિ ઉના પ્રકાશવાળી જ્વાલાઓથી લોકોને અંદર તથા બહાર બાળે છે, તેમ કાળ પોતાની દારૂણ ચેષ્ટાને લીધે લોકોને દુષ્ટ આશાઓથી અંદર તથા બહાર બાળ્યા કરે છે.[૪] ઈંદ્રિયોની વિષયોમાં પ્રવૃત્તિ કે જે નિયમરૂપ કાળની સ્ત્રી છે, સ્ત્રીપણાથી ચપળ સ્વભાવવાળી છે અને જિતેંદ્રિય લોકોને પણ ભમાવનારી છે તે, ધીરજને રહેવા દેતી નથી.[૫] કઠોર

* આ છવીસમા સર્ગમાં વૈરાગ્યની સિદ્ધિને વાસ્તે સંસારની બારે દુર્દશાનું વર્ણન કરવામાં આવશે.

આચરણવાળો કાળ યુવાન શરીરને પણ ઘરડું બનાવી દઇને, જેમ સર્પ વાયુને ગળી જાય છે તેમ નિરંતર પ્રાણીઓને ગળી જાય છે.[૬] યમરાજા કે જે નિર્દય પુરૂષોમાં શિરોમણિ છે તે, કોઈ દુ:ખી માણસની ઉપર પણ દયા કરતો નથી. સઘળાં પ્રાણીઓઉપર દયા કરવામાં ઉદારતા ધરાવનાર પુરૂષ તો દુર્લભજ છે.[૭] હે મુનિ ! પ્રાણીઓની સઘળી જાતિઓ તુચ્છ શક્તિવાળી છે, વિષયોનાં સ્થળો દારૂણ છે અને અપાર દુ:ખ ઉત્પન્ન કરવાને વાસ્તેજ છે.[૮] આયુષ્ય અત્યંત ચપળ છે, મૃત્યુ બહુજ કઠિન છે, યુવાની અત્યંત વેગથી જાય છે, બાળપણું મોહમાંજ જતું રહે છે,[૯] લોકો વિષયોની ચિંતાઓથી ઘેરાઇ ગયા છે, સંબંધીઓ સંસારનાં બંધનરૂપ છે, ભોગો સંસારમાં મ્હોટા રોગરૂપ છે, તૃષ્ણાઓ ઝાંઝવાનાં પાણી જેવી છે,[૧૦] ઈંદ્રિયો શત્રુપણું કરે છે, પરમાર્થ નહિજેવો થઈ ગયો છે, જેનું મનજ શત્રુ છે એવો આત્મા મનના અભિમાનને લીધે મનરૂપ થઇને પોતેજ પોતાને દુ:ખી કરે છે,[૧૧] અહંકાર સ્વરૂપને દૂષિત કરે છે, બુદ્ધિઓ સ્વરૂપની નિષ્ઠારૂપ દૃઢતાથી રહિત છે, ક્રિયાઓ દુષ્ટ ફળ આપ્યા કરે છે, મનના વિલાસો સ્ત્રીઓમાંજ (સ્ત્રીઓના પુરૂષોમાંજ) લાગ્યા કરે છે.[૧૨] ઈચ્છાઓ કેવળ વિષયોનીજ થાય છે, આત્માના ચમત્કારો જાણવામાં આવતા નથી, સ્ત્રીઓ (સ્ત્રીઓના સંબંધમાં પુરૂષો) દોષોની સેનાઓરૂપ છે, શાસ્ત્રોઉપર પ્રેમ રહ્યો નથી,[૧૩] જે સાચું છે તે ખોટારૂપ સમજાયા કરે છે, ચિત્ત અહંકારમાં લાગેલું છે, પદાર્થો વિનાશ પામવાના પરિણામવાળા છે, આત્મસ્વરૂપ જાણવામાં આવતું નથી,[૧૪] આકુલતાથી ભરેલી બુદ્ધિ કેવળ તપ્યા કરે છે, વિષયોઉપર રાગરૂપી રોગ વધ્યા કરે છે, વૈરાગ્ય પ્રાપ્ત થતું નથી,[૧૫] સદ્વિચાર રજોગુણથી હણાઈ જાય છે, મોહ વધતો આવે છે, સત્ત્વગુણ મળતો નથી, સત્ય વસ્તુ અત્યંત દૂર રહે છે,[૧૬] જીવન અસ્થિરપણાને પામેલું છે, મરણ આવવાને સજ્જ રહે છે, ધીરજનો નાશ થયો છે, નિરંતર તુચ્છ વિષયોમાં પ્રીતિ રહે છે,[૧૭] મતિ મંદપણાથી મેલી થઇ છે, શરીર અવશ્ય નાશ પામનારૂંજ છે, દેહમાં જરાવસ્થા જાણે સળગતી હોય એવી લાગે છે, વારંવાર પાપકર્મ મનમાં આવ્યા કરે છે.[૧૮] યત્ન રાખતાં પણ યુવાની જતી રહે છે, સજ્જનનો સમાગમ દૂર રહે છે, કોઈ લોકનું સુખ અવિચળ જોવામાં આવતું નથી, પરમાનંદપણું પ્રાપ્ત થતું નથી.[૧૯] મન અંદર મુંઝાયા કરે છે, પરાયું ભલું જોઇને રાજી થવું દૂર ગએલું છે, ઉજ્જ્વલ કરૂણા ઉદય પામતી નથી, નીચતા દૂરથી ચાલી આવે છે.[૨૦] ધીરપણું અસ્થિર થતું જાય છે, પ્રાણીઓ જન્મ–મરણમાં લાગ્યાં છે, દુર્જનનો સમાગમ સુલભ થાય છે, સજ્જનનો સમાગમ દુર્લભ થઇ પડયો છે.[૨૧] સઘળા પદાર્થો જવા-આવવાવાળા છે, વાસના સંસારમાં બાંધ્યા કરે છે, પ્રાણીઓના સમૂહને કાળ કેવળ કોઇ સ્થળમાં તાણ્યાજ કરે છે.[૨૨] સારા ઉપદેશો જોવામાં આવતા નથી, સારીવાતો અવકાશવગરની થઇ ગઇ છે અને પર્વતો પણ વીંખાઈ જાય છે. આ પ્રમાણે છે તેથી હું જેવાનો શો વિશ્વાસ રહે ?[૨૩] આકાશ પણ લય પામે છે, ભુવનો પણ ખવાઇ જાય છે અને પૃથ્વી પણ પ્રલય પામે છે, ત્યારે હું જેવાનો શો વિશ્વાસ રહે ?[૨૪] સમુદ્રો પણ સૂકાઇ જાય છે, તારાઓ પણ વીંખાઈ જાય છે અને સિદ્ધ લોકો પણ નાશ પામે છે, ત્યારે હું જેવાનો તો શો વિશ્વાસ રહે ?[૨૫] દાનવો પણ ચીરાઈ જાય છે, ધ્રુવનું જીવિત પણ અધ્રુવ છે અને દેવતાઓ પણ માર્યા જાય છે

ત્યારે હું જેવાનો શો વિશ્વાસ રહે ?[૨૬] ઇંદ્રિ પણ કાળના મ્હોંમાં ચવાઈ જાય છે, યમ પણ કાળના સપાટામાં આવી જાય છે અને વાયુ પણ સત્તાવગરનો થઇ જાય છે, ત્યારે હું જેવાનો તો શો વિશ્વાસ રહે ?[૨૭] ચંદ્ર પણ શૂન્ય થઇ જાય છે, સૂર્ય પણ ખંડિત થઇ જાય છે અને અગ્નિ પણ અભાવને પ્રાપ્ત થાય છે, ત્યારે હું જેવાનો શો વિશ્વાસ રહે ?[૨૮] બ્રહ્મા પણ સમાપ્તિ પામે છે, અજન્મા વિષ્ણુ પણ હરાઇ જાય છે અને રૂદ્ર પણ અભાવને પ્રાપ્ત થાય છે, ત્યારે હું જેવાનો તો શો વિશ્વાસ રહે ?[૨૯] કાળ પણ લય પામે છે, ફળની આવશ્યકતા પણ તણાઇ જાય છે અને અનંત આકાશ પણ ક્ષય પામે છે, ત્યારે હું જેવાનો શો વિશ્વાસ રહે ?[૩૦] જેનું સ્થૂલરૂપ જાણવામાં આવતું નથી અને સૂક્ષ્મરૂપ સાંભળી, બોલી કે જોઇ શકાતું નથી એવો કોઇ પુરૂષ પોતાના સ્વરૂપમાંજ માયાથી બ્રહ્માંડોને દેખાડે છે.[૩૧] અભિમાનના અંશને પ્રાપ્ત થઇને રહેલા સર્વ લોકોમાં અંદર રહેનારા તે પુરૂષથી જે બાધ નથી પામતો એવો પદાર્થ ત્રણે લોકમાં કોઈ પણ નથી.[૩૨] અંદર રહેલા તે પુરૂષથી રથની પેઠે પ્રેરાતા પરવશ થએલા સૂર્યને તે પુરૂષજ નિત્ય શિલા, પર્વતો અને શિખરોઆદિ પ્રદેશોમાં વગડાના ગોળ પથરાની પેઠે રેડવ્યા કરે છે.[૩૩] જેની અંદર દેવ અને દૈત્યોના સમૂહ રહેલા છે એવા ભૂગોળને તે પુરૂષેજ, છાલથી પાકેલા અખોડની પેઠે જ્યોતિશ્ચક્રથી ચારે બાજુ વીંટી લીધું છે.[૩૪] સ્વર્ગમાં કલ્પાએલા દેવતાઓને, પૃથ્વીમાં કલ્પાએલા માણસોને અને પાતાલોમાં કલ્પાએલા સર્પોને તે પુરૂષ પોતાના સંકલ્પમાત્રથીજ જાજરા કરી નાખે છે.[૩૫] જગતના ઈશ્વરની સાથેના યુદ્ધમાં પણ જેણે પરાક્રમ મેળવ્યું છે એવો મહાવીર કાળ અયોગ્ય પ્રકારથીજ જગતને વશ કરીને ફુલાયા કરે છે.[૩૬] પુષ્પોની વૃષ્ટિરૂપ મદની વૃષ્ટિઓથી દિશાઓના સમૂહને સુગંધિત કરી દેનારો વસંતરૂપી મદોન્મત્ત હાથી ચિત્તને ચપળ કરી નાખે છે.[૩૭] પ્રેમ પામેલી સ્ત્રીના ચપળ કટાક્ષોથી પરવશ થએલા મનને મ્હોટો વિવેક પણ સ્વસ્થ કરવાને સમર્થ નથી.[૩૮] હું ધારૂં છું કે જ્ઞાની પુરૂષજ પરોપકાર કરનારી, પરાઈ પીડાથી પરિતાપ પામનારી અને આત્મવિચારથી શીતલતા પામેલી બુદ્ધિને લીધે સુખી રહે છે.[૩૯] આ જીવિતરૂપી સમુદ્રમાં ઊઠી ઊઠીને બેસી જતા અને કાળરૂપી વડવાનલમાં પડનારા અનેક પ્રકારોરૂપી તરંગો કોનાથી ગણી શકાય છે ? કોઈથી પણ ગણી શકાતા નથી.[૪૦] દોષરૂપી ઝાડીઓમાં રહેનારા સઘળા મનુષ્યોરૂપી મૃગો મોહને લીધે દુષ્ટ આશારૂપી પાશથી બંધાઇને જન્મરૂપી જંગલમાં માર્યા જાય છે.[૪૧] જગતમાં અનેક યોનિઓમાં ભટકયા કરતા જીવોનું આ આયુષ્ય વારેઘડીએ એનાં એ કુકર્મો કરતાં કરતાં ક્ષીણ થાય છે કે જેઓનું ફળ, આકાશના ઝાડની લતાથી બનેલા પાશજેવું મિથ્યા છતાં પણ શા માટે અનુભવમાં આવે છે ? એ વિચાર કરતાં પણ આપણા જાણવામાં આવતું નથી.[૪૨] "આજ આ ઉત્સવ છે, હમણાં આ ઋતુ છે, આજ અહિં યાત્રાનો દિવસ છે, એ લોકો આપણા બંધુઓ છે અને આ સુખ વિશેષ આનંદ આપે એવું છે" એ રીતે અનેક વિકલ્પોના સમૂહની ખોટી ખોટી કલ્પના કરતા ચપળ અને કુણી બુદ્ધિવાળા લોકો અહિં એમને એમ વીંખાઈ જાય છે.[૪૩]

**अद्योत्सवोऽयमृ[illegible]रेष तथेह यात्रा ते बंधवः सुखमिदं [illegible]षभोगम् ॥**
**इत्थं मुधैव कलयन्सुविकल्पजालमालोलपेलवमतिर्गलतीह लोकः ॥ ४३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'દૈવદુર્વિલાસવર્ણન' નામનો છવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૬**

## सर्ग २७ मो.* પદાર્થોમાં દોષનું વર્ણન.

**राम उवाच । अन्यच्च तातातितराम रम्ये मनोरमे चेह जगत्स्वरूपे ॥**
**न किंचिदायाति तदर्थजातं येनाऽतिविश्रांतिमुपैति चेतः ॥ १ ॥**

રામ કહે છેઃ—હે પિતા ! હું બીજું પણ કહું છું તે સાંભળો. આ જગતનું સ્વરૂપ કે જે વિચાર કરતાં અત્યંત અપ્રિય લાગે છે અને ઉપર ઉપરથી સારૂં લાગે છે તેમાં એવો કોઇ પદાર્થ કે એવું કોઇ તત્ત્વ મળતું નથી કે જેથી ચિત્તને અત્યંત વિશ્રાંતિ મળે.[1] બાલ્યાવસ્થા કેવળ રમત કરવાની ચપળતાથી ચાલી જાય છે, યુવાવસ્થામાં મનરૂપી મૃગ સ્ત્રીઓરૂપી ગુફાઓમાંજ જીર્ણ થઇ જાય છે અને વૃદ્ધાવસ્થામાં શરીર જાજરૂં થઇ જાય છે પણ પુરૂષાર્થ થઈ શકતો નથી માટે લોકો કેવળ એમના એમ પરિતાપજ પામ્યા કરે છે.[2] જરારૂપી હિમથી બળી ગએલી શરીરરૂપ કમલિનીને દૂર છોડી દઇને જીવિતરૂપી ભ્રમર ક્ષણમાત્રમાં જતો રહે છે ત્યારે લોકોનું વ્યવહારરૂપ તળાવ પણ સૂકાઈ જાય છે.[3] જરાના ભયરૂપી ઘણાં અને નવાં ફૂલવાળી મનુષ્યોની જાજરી કાયારૂપી લતા જ્યારે જ્યારે પાકે છે ત્યારે ત્યારે તે લતા મૃત્યુને ભારે પ્રીતિ ઉપજાવે છે.[4] અત્યંત વેગવાળા પ્રવાહથી સઘળા અપાર પદાર્થોને તાણી જતી તૃષ્ણારૂપ નદી, કાંઠે રહેલ સંતોષરૂપી ઉત્તમ વૃક્ષનાં મૂળને પણ ઉખેડી નાખીને આ લોકમાં વહી જાય છે.[5] ચામડાનાં બંધનોથી બંધાએલા, સંસારરૂપી સમુદ્રમાં ભમતા, તરંગોએ વ્યાકુળ કરેલા અને બુડવામાં સજ્જ થએલા શરીરરૂપી વહાણને કોઈ વિવેકરૂપ નાખવો (કપ્તાન) નહિ મળવાથી "ઈંદ્રિયો" નામના પાંચ મગરો પણ ઉથલપાથલ કરી નાખે છે.[6] તૃષ્ણારૂપી વેલાઓના વનમાં ફરનારા મનરૂપી વાંદરાંઓ મનોરથરૂપી વૃક્ષોની સેંકડો શાખાઓમાં કૂદતાં કૂદતાં કાળક્ષેપ કરે છે પણ તેઓના હાથમાં એકે ફળ આવતું નથી.[7] આપત્કાળ પ્રાપ્ત થતાં પણ ખેદ તથા મોહને દૂર રાખનારા, સંપત્તિના સમયમાં કોઇ જાતનો મનમાં ગર્વ નહિ ધરવાથી શોભા પામેલા અને જેઓનાં અંતઃકરણો સ્ત્રીઓની લાલચથી દૂષિત નથી થતાં એવા મહાત્મા પુરૂષો આ સમયમાં બહુજ દુર્લભ છે.[8] જેઓ હાથીઓની ઘટારૂપી તરંગોવાળા રણરૂપી સમુદ્રને તરે છે તેઓને હું શૂર માનતો નથી પણ જેઓ મનરૂપી તરંગવાળા દેહ તથા ઈંદ્રિયોરૂપી સમુદ્રને તરે છે તેઓનેજ હું શૂર માનું છું.[9] કોઈની કોઈ પણ ક્રિયા પરિણામે ક્લેશવગરના ફળવાળી જોવામાં આવતી નથી કે જે ક્રિયા કરીને, દુષ્ટ આશાઓથી દૂષિત થએલી ચિત્તવૃત્તિવાળો આ લોક વિશ્રાંતિ પામે.[10] જગતને કીર્તિથી, દિશાઓના ભાગોને પ્રતાપથી, અર્થી લોકોના ઘરને સંપત્તિથી અને લક્ષ્મીને વિનયાદિકના બળથી પૂર્ણ કરનારા અખંડ ધૈર્યવાળા મહાત્મા પુરૂષો જગતમાં દુર્લભ છે.[11] ભાગ્યોદય ન હોય તો એવું પ્રૌઢપણું પણ મળતું નથી ત્યારે મોક્ષ તો ક્યાંથીજ મળે ? જો ભાગ્યોદય થયો હોય તો અણિમાઆદિ સિદ્ધિઓના વેગસહિત સઘળી લક્ષ્મીઓ, પર્વતોની શિલાઓથી બનેલી ભીતની અંદર રહેલા પદાર્થો અને વજ્રથી બનેલા ઘરની અંદર રહેલા સઘળા પદાર્થો પણ પોતાની મેળે નિરંતર ચાલ્યા આવે છે. જેમ ભાગ્યરહિત પુરૂષને આપત્તિઓ પોતાની મેળે પ્રાપ્ત થાય છે, તેમ ભાગ્યશાળી પુરૂષને સંપત્તિઓ પણ પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે માટે તેઓને માટે પ્રયત્ન કરવો

* આ સત્તાવીસમા સર્ગમાં વૈરાગ્યને વાસ્તે સઘળા પદાર્થોમાં વિસ્તારથી દોષોનું વર્ણન કરવામાં આવશે.

વ્યર્થ છે.[૧૨] હે પિતા ! પુત્રો, સ્ત્રીઓ અને ધન, એઓને ભ્રાંતિથી રસાયનજેવાં ઉપકારી માનવામાં આવેછેપણ તેઓ કોઇ અંતકાળે કામ આવતાં નથી. અંતકાળમાં તો બહુ રમણીય વિષયો પણ ઝેરની પેઠે દુઃખદાયીજ થાય છે.[૧૩] બુઢ્ઢો પ્રાણી દેહ પડવાના સમયમાં ખેદ પામે છે, વિષમ સ્થિતિને પ્રાપ્ત થાય છે અને પુણ્યના સંગ્રહવગરનાં પોતાનાં કૃત્યોને સંભારી સંભારીને મનમાં બળ્યા કરે છે.[૧૪] નાચતા મોરના પિચ્છની પેઠે ચપલતાવાળું પુરૂષનું ચિત્ત પ્રથમ શરીરના સુખની અને ધનની લાલચથી જેઓમાં ધર્મને અવકાશ મળતો નથી એવી ક્રિયાઓથી દિવસો કહાડીને પછી કયા ઉપાયથી વિશ્રાંતિ પામે ?[૧૫] આગળ આવ્યા છતાં પણ નદીના મ્હોટા તરંગોજેવાં ચંચળ હોવાથી નાહ આવેલાજેવાં ક્રિયાઓનાં ફળો કે જેઓ પ્રારબ્ધથી પ્રાપ્ત થાય છે તેઓથી દેહાભિમાની લોકો ઠગાય છે.[૧૬] "આટલાં તુરત કરીશું અને આટલાં પછીથી કરીશું." એમ ધારી રાખવામાં આવતાં અને પરિણામે અનર્થજ આપનારાં કાર્યો કે જેઓ સ્ત્રીઓને રાજી કરવાસારૂ મનના વેગથી કરવામાં આવે છે તેઓ વૃદ્ધપણાના અંતસુધી માણસના ચિત્તને દુઃખજ દીધા કરે છે.[૧૭] જેમ વૃક્ષોનાં જૂનાં પાંદડાં ભેગાં થઇને તુરતજ વીખરાઈ જાય છે, તેમ પોતાના વિવેકવગરના લોકો ભેગા થઇને પાછા કેટલેક દિવસે વીખરાઈ જાય છે પણ પુરૂષાર્થ કરી શકતા નથી.[૧૮] દિવસમાં વિવેકી લોકોનો સમાગમ અને સત્કર્મો નહિ કરતાં ચારેબાજુ દૂર દૂર ફરી સાયંકાળે ઘરમાં આવીને સૂઈ રહેતાં મૂર્ખવિના બીજા કોને રાત્રે નિદ્રા આવે ?[૧૯] સઘળા શત્રુઓને પરાસ્ત કર્યા પછી અને ચારેબાજુથી લક્ષ્મી પ્રાપ્ત થયા પછી સંસારસંબંધી સુખોને ભોગવવા લાગીએ તેટલામાં મૃત્યુ અચાનક ચાલ્યું આવે છે.[૨૦] જેઓનાં તુચ્છરૂપ અજ્ઞાનથીજ વધારવામાં આવે છે એવા અને દેખાવ દઇને ક્ષણમાત્રમાંજ જતા રહેનારા વિષયોએ જગતમાં ભમાવાતા લોકો જન્મના કે મૃત્યુના દુઃખને જાણતાજ નથી.[૨૧] અભાગીયાં કર્મોથી બંધાએલા પ્રાણીઓરૂપી ઘેટાંઓને તેઓએ પ્રેમ રાખીને પુષ્ટ કરેલા પ્રાણોજ અંતે બલાત્કારથી છોડી દઇને કાળના મુખમાં નાખે છે માટે શરીરને પીડા કરનારા હોવાથી તે પ્રાણને પ્યારા સમજવા નહિ પણ ખરેખર શત્રુજ સમજવા જોઇએ.[૨૨] પૃથ્વીમાં ચપલતાવાળો પ્રાણીઓનો સમૂહ ક્ષણભંગુર તરંગોની પંક્તિની પેઠે સર્વદા ક્યાંયથી તુરત તુરત આવ્યા કરે છે અને પાછો તુરતજ ક્યાંય જતો રહે છે.[૨૩] જેમ પ્રાણનું હરણ કરવામાંજ તત્પર રહેનારી, રાતાં પલ્લવોવાળી અને ચંચળ ભ્રમરોવાળી ઝેરી ઝાડની ચપળ લતાઓ, રૂપાળી હોવાને લીધે લોકોના મનનું આકર્ષણ કરે છે, તેમ ધનનું હરણ કરવામાંજ તત્પર રહેનારી, રાતાં વસ્ત્રોવાળી અને ચંચળ આંખ્યોવાળી સ્ત્રીઓ પણ રૂપાળી હોવાને લીધે પુરૂષોના મનનું આકર્ષણ કરે છે.[૨૪] આમતેમથી સહેજ સહેજ ભેગી થએલી અને એકજ સ્થળમાં જવાના અભિપ્રાયવાળી મિત્ર, સ્ત્રી તથા પુત્ર આદિરૂપ માયા, દેવના ઉત્સવ આદિ યાત્રામાં મળેલા માણસોના મેળાજેવી છે.[૨૫] મિથ્યાભૂત સંસારની રીતિઓ કે જેઓ દીવાની ક્ષણિક જ્વાલાઓની પેઠે ઘણી *દશાઓને ભોગવનાર છે, ઘણા +સ્નેહથી સંબંધ રાખનારી છે અને ચંચલતાવાળી છે, તેઓમાં સાચું તત્ત્વ જાણવામાં આવતું નથી.[૨૬] આ સંસારની પ્રવૃત્તિરૂપ અભાગણી ચકરી

* બાલપણાઆદિ અવસ્થા અને સુતરઆદિની વાટ. + સ્નેહ અને તેલ.

વર્ષાઋતુના પાણીના પરપોટાની પેઠે અસ્થિર છતાં પ્રમાદી લોકોના મનમાં લાંબા કાળસુધી સ્થિર રહેવાની પ્રતીતિ કરે છે.[૨૭] જેમ શરદ્ઋતુમાં શોભા પામેલા કમળના ગુણો હેમંતઋતુમાં જાજરા થઇને દૈવગતિથી એવા નાશ પામી જાય છે કે તેઓ શરદ્ઋતુમાં હોવાનો પણ વિશ્વાસ રહેતો નથી, તેમ યૌવનમાં શોભા પામેલા શરીરના ગુણો ઘડપણમાં જાજરા થઇને દૈવગતિથી એવા નાશ પામી જાય છે કે તેઓ યૌવનમાં હોવાનો પણ વિશ્વાસ રહેતો નથી.[૨૮] ઝાડ કે જે માણસના પ્રયત્નવિના પોતાની મેળેજ વધીને પોતાથી છાયા, ફૂલ તથા ફળઆદિ આપવારૂપ ઘણો ઉપકાર કરે છે તેને પણ લોકો કુવાડાથી કાપી નાખેછે ત્યારે આ શરીર કે જે મૃત્યુનો કશો ઉપકાર કરતું નથી તેને મૃત્યુ નહિ કાપે, એવો વિશ્વાસ કેમ રાખી શકાય ?[૨૯] આ કાળમાં સ્ત્રીઆદિલોક‡ કે જે ઝેરી ઝાડની પેઠે ઉપરથી સુંદર છતાં પણ અંદર ઘણા ઘણા દોષોથી ભરેલા છે અને ઘાત કરવાને માટેજ ઉત્પન્ન થએલા છે તેના પ્રસંગથી તો દુઃખજ પ્રાપ્ત થાય એમાં સંશય નથી.[૩૦] જેઓમાં દોષ નથી એવા કયા વિચારો છે ? કોઇ પણ નથી. જેઓમાં દુઃખની બળતરા નથી એવા કયા માર્ગો છે ? કોઈ પણ નથી. જેઓમાં વિનાશીપણું નથી એવી કઇ પ્રજા છે ? કોઈ પણ નથી અને જેઓમાં છળ નથી ? એવી કઇ ક્રિયાઓ છે ? કોઇ પણ નથી.[૩૧] અનેક કલ્પોના સમૂહની ગણત્રી કરી જોતાં એક એક મહાકલ્પસુધી જીવનારા બ્રહ્માઓ પણ સામટી સંખ્યાના એક ક્ષણપર્યંત જીવનારાજ છે એટલામાટે અનેક વિભાગોવાળા કાળના સમૂહમાં લાંબા અને ટુંકા જીવનના વિચાર કરવા પણ ખોટા છે.[૩૨] સર્વે સ્થળમાં પર્વતો પથરાનાજ છે, પૃથ્વી માટીનીજ છે, વૃક્ષો લાકડાનાજ છે અને પ્રાણીઓ માંસનાજ છે. એઓમાં કેવળ નામ–રૂપના સંકેતો પુરૂષોએ જૂદા જૂદા બાંધેલા છે પણ વાસ્તવિકરીતે સર્વે પંચભૂતના વિકારરૂપજ છે, નવા નથી.[૩૩] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂતોના અંશોના સમુદાયને અવિવેકી પુરૂષો પોતાની બુદ્ધિથી ઘટ–પટઆદિ પદાર્થો માને છે ! ! પરંતુ વિવેકથી તેઓનું પૃથક્કરણ કરીએ તો આ જગત પંચભૂતોથી જૂદું કાંઇ પણ નથી.[૩૪] હે મહાત્મા ! આ જગતમાં વિદ્વાન લોકોના ચિત્તને પણ વિસ્મય આપનારો જે આશ્ચર્યકારી ચમત્કાર રહ્યો છે તે કોઈ સાધારણ માણસને સ્વપ્નમાં પણ કદી જાણવામાં આવતો નથી.[૩૫] સંસારની કલ્પના, આકાશની લતાના ફળની પેઠે મિથ્યા છતાં પણ તેનું મહત્વ એટલું બધું થઈ ગયું છે કે તેને લીધે લોભના વિભાગોથી દુઃખી થએલા લોકોના મનમાં બાલ્યાવસ્થા જઈને ઉત્તરાવસ્થા આવતાં પણ પરમાત્માના નિરૂપણની વાત ઉદય પામતી નથી.[૩૬] સાધારણ માણસ જો મ્હોટા પુરૂષોની બરાબરી કરવા ઈચ્છે તો પોતાના ચિત્તથીજ ધક્કા ખાઈને, જેમ પશુ લીલી લતાના ફળની ઈચ્છાથી પર્વતના શિખર ઉપરથી પડે છે, તેમ પોતાની સ્થિતિમાંથી અવશ્ય પડે છે.[૩૭] હમણાંનાં માણસો કે જેઓ પોતાના શરીરના પોષણને માટેજ ઉપયોગ કરીને વિદ્યા, વિનય તથા ધનઆદિ સંપત્તિનો વ્યર્થ નાશ કરે છે તેઓ જેઓનાં છાયા, લતા, પાંદડાં, ફળ અને ફૂલ ખાડામાંજ પડવાથી લેશમાત્ર પણ કોઈ પ્રાણીઓના કામમાં આવતાં નથી એવાં ઉંડી ખાડમાં ઉગેલાં વૃક્ષો બરાબર છે.[૩૮] જેમ કાળીઆર મૃગો કોઈ સ્થળમાં કુણાશથી સારા લાગતા અને કોઈ સ્થળમાં કઠિનપણાવાળા

‡ સ્ત્રીઓને માટે પુરૂષલોક.

ઘાડા વનના ભાગોમાં ફર્યા કરે છે, તેમ લોકો પણ કોઈ સમયે કુણાશથી સારા લાગતા અને કોઈ સમયે કઠિનપણાવાળા સંસારસંબંધી ઘાડા વિચારોમાં ફર્યા કરે છે.[૩૯] આ શબ (મરેલા) ના સરખા દૈવનાંકાર્યો કે જેઓ પ્રત્યેક દિવસે નવાં નવાં છે, ભયંકર છે, ઉપર ઉપરથી સારાં લાગે એવાં છે, અત્યંત અવ્યવસ્થિત પરિણામવાળા રાગ–દ્વેષાદિકથી ભરપૂર છે અને પરિણામે દુષ્ટ ફળ પાકવાને લીધે દૂષિત ઉદયવાળાં છે, તેઓ કયા પુરૂષોના મનને વિસ્મય આપતાં નથી ? સર્વેના મનને વિસ્મય આપે છે.[૪૦] આ જગતમાં હમણાં સર્વે લોકો વિષયોમાં આસક્ત અને અનેક પ્રકારની કુટિલતા ભરેલી ચતુરાઈથી વર્ત્તવામાં લાગેલા છે, સજ્જન તો સ્વપ્નમાં પણ મળતો નથી અને સઘળી ક્રિયાઓ અવશ્ય દુઃખ ઉત્પન્ન કરે એવીજ છે માટે આ જીવિતરૂપ દશા મ્હારે શી રીતે કહાડવી ? એ હું જાણતો નથી.[૪૧]

**जनः कामासक्तो विविधकुकलाचेष्टनपरः स तु स्वप्नेऽप्यस्मिन् जगति सुलभो नाऽद्य सुजनः॥**
**क्रिया दुःखासङ्गा विधुरविधुरा नूनमखिला न जाने नेतव्या कथमिव दशा जीवितमयी॥४१॥**

**શ્રી યો૦મહા૦વૈ૦"નિઃશ્રેયસવિરોધિભાવાનિત્યતાપ્રતિપાદન"નો સત્તાવીસમો§ સર્ગ સંપૂર્ણ.૨૭.**

## सर्ग २८ मो.* સર્વમાં ફેરફાર થવાના સ્વભાવનું વર્ણન.

**राम उवाच । यच्चेदं दृश्यते किंचिज्जगत्स्थावरजङ्गमम् ॥**
**तत्सर्वमास्थिरं ब्रह्मन्स्वप्नसंगमसंनिभम् ॥ १ ॥**

રામ કહે છેઃ–હે મુનિ ! જે કાંઈ આ સ્થાવર–જંગમ જગત જોવામાં આવે છે તે સઘળું, સ્વપ્નમાં મળેલી સભાની પેઠે અસ્થિર છે.[૧] જે આજ સૂકાએલા સમુદ્રજેવો મ્હોટો ખાડો જોવામાં આવે છે તે ખાડો બીજે દિવસ સવારમાં વાદળાંઓથી વીંટાએલો પહાડ બની જાય છે.[૨] વનના સમૂહથી વિસ્તાર પામેલો અને આકાશસુધી ઉંચો જે પર્વત હોય છે તે કેટલેક દિવસે પૃથ્વી બરાબર થઈ જાય છે અથવા કૂવો બની જાય છે.[૩] જે અંગ આજ રેશમી વસ્ત્રોથી, માળાઓથી અને ચંદનોથી શણગારાયું હોય, તેજ અંગ આવતી કાલે નગ્ન, દૂરના ખાડામાં પડેલું તથા વીખાએલું જોવામાં આવે છે.[૪] આજ જે સ્થળમાં વિચિત્ર પ્રકારોથી ભરપૂર નગર જોવામાં આવ્યું, હોય તે સ્થળમાંજ કેટલેક દિવસે ઉજ્જડ અરણ્યપણું જોવામાં આવે છે.[૫] હે રાજા ! આજ જે પુરૂષ તેજસ્વીપણાથી ઘણા દેશોનો અધિપતિ થઈને બેઠો હોય તે પુરૂષ કેટલેક દિવસે ભસ્મના ઢગલારૂપ થઈ જાય છે.[૬] જે મહાભયંકર અને આકાશના મંડળજેવું કાળું તથા વિસ્તીર્ણ મ્હોટું વન હોય છે તેજ ધ્વજા–પતાકાઓથી ઢંકાએલા આકાશવાળી નગરી બની જાય છે.[૭] આજ જે લતાઓથી વીંટાએલી ભયંકર વનોની પંક્તિ જોવામાં

§ જ્યાંસુધી વિષયોમાં દૃઢ રાગ હોય ત્યાંસુધી તત્ત્વજ્ઞાન થઈ શકે નહિ, ને વિષયોમાં રહેલો દૃઢ રાગ સુદૃઢ દોષદર્શનવિના દૂર થતો નથી, માટે સર્વ દૃશ્ય વિષયોમાં દોષદર્શનનું નિરૂપણ આ સર્ગમાં કર્યું છે. જેમ દરિદ્રી મનુષ્ય ધનવાનને ત્યાં રહેલું સુવર્ણ જુએ તથા સ્પર્શ કરે તોપણ તે ભાગ્યહીનને તે દ્રવ્યની પ્રાપ્તિ થઈ શકતી નથી, તેમ સચ્ચિદાનંદ સ્વરૂપવાળા આત્માનું શ્રવણ તથા મનન કર્યાં છતાં પણ વૈરાગ્યરૂપ ભાગ્યવિના વિષયી જનોને તે આત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી.

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં સઘળા પદાર્થોના ફેરફાર થવાના સ્વભાવનું વર્ણન કરવામાં આવશે.

આવતી હોય તે, દિવસો જતાં પાછી ઝાડ અને જળવગરની પૃથ્વીરૂપ થઈ જાય છે.[૮] જળ સ્થળરૂપ થઈ જાય છે અને સ્થળ જલાશયરૂપ થઈ જાય છે. કાષ્ઠ, જળ અને ખડસહિત સઘળું જગત દિવસો જતાં વિપરીત થઈ જાય છે.[૯] યુવાની, બાલ્યાવસ્થા, શરીર અને દ્રવ્યના સમૂહો અનિત્ય છે અને તેઓ, તરંગોની પેઠે નિરંતર એક સ્વભાવને છોડી બીજા સ્વભાવને પ્રાપ્ત થયા કરે છે.[૧૦] જગતમાં જીવતર, ઘણા વાયુમાં રહેલી ન્હાના દીવાની શિખાની પેઠે ચંચળ છે અને ત્રણે લોકમાં પદાર્થોની શોભા વીજળીના ઝબકારા સરખી છે.[૧૧] જેમ બીજનો સમૂહ વારંવાર પાણી પડવાથી ફેરફાર પામ્યા કરે છે, તેમ આ ઘણા પ્રાણીઓનો સમૂહ કર્મોની ગતિથી નિરંતર ફેરફાર પામ્યા કરે છે.[૧૨] મનરૂપી પવનથી ઉડી ઉડીને જથાબંધ થએલા રજોગુણરૂપી વસ્ત્રોવાળી અને પ્રાણીઓનાં ઉંચા લોકમાં ગમન, નીચા લોકમાં ગમન તથા મધ્યલોકમાં ગમનરૂપી ભારે બતાવાઓથી શોભતી આ પ્રબલ આડંબરવાળી જગતની સ્થિતિ, નાચના આવેશથી કુદડીઓ કર્યા કરતી નટડીની પેઠે ભ્રમણ કરતી જોવામાં આવે છે.[૧૩-૧૪] ગંધર્વનગરજેવા અનેક વિચિત્ર ફેરફારોને કરનારી, મ્હોટા મ્હોટા વ્યવહારોરૂપી ચંચળ કટાક્ષોથી મનનું આકર્ષણ કરનારી અને વારંવાર વીજળીજેવા ચપળ દેખાવ દેતી આ સંસારની રચના, જાણે કોઈ વેશ્યા નાચતી હોય એવી દેખાય છે.[૧૫-૧૬] તે દિવસો, તે વડીલો, તે સંપત્તિઓ અને તે ક્રિયાઓ, એ સઘળું જેમ માત્ર સ્મરણમાંજ રહ્યું છે તેમ આપણે પણ થોડા કાળમાં લોકોના સ્મરણમાંજ રહીશું.[૧૭] આ અભાગણી સંસારની પદ્ધતિ પ્રત્યેક દિવસે ક્ષય પામે છે અને પ્રત્યેક દિવસે પાછી ઉત્પન્ન થાય છે પણ હજીસુધી એનો છેડો આવતો નથી.[૧૮] હે મુનિ! માણસો પશુનો જન્મ પામે છે, પશુઓ માણસનો જન્મ પામે છે અને દેવતાઓ અદેવપણું પામે છે, માટે આ સંસારમાં કઇ સ્થિતિ સ્થિર છે? કોઇ પણ નથી.[૧૯] પોતાનાં કિરણોના સમૂહથી પ્રાણીઓને ઉત્પન્ન કરતો આ કાળમય સૂર્ય વારંવાર રાત્રિ–દિવસો કહાડી કહાડીને તે પ્રાણીઓના નાશની અવધિઉપર લક્ષ રાખ્યા કરે છે.[૨૦] જેમ સમુદ્રનાં જળો વડવાનળનેજ અનુસર્યા કરે છે તેમ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને સઘળી પ્રાણીઓની જાતિઓ નાશનેજ અનુસર્યા કરે છે.[૨૧] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ એ સઘળાં, વિનાશરૂપ અગ્નિને સૂકાએલાં બળતણરૂપ છે.[૨૨] ધન, બાંધવો, ચાકરો, મિત્રો અને વૈભવો એ સઘળું વિનાશના ભયથી બીનેલાને રસવગરનું લાગે છે.[૨૩] જ્યાંસુધી વિનાશરૂપી દુષ્ટરાક્ષસ સ્મરણમાં આવતો નથી ત્યાંસુધી એ પદાર્થો જગતમાં બુદ્ધિમાન પુરૂષને ગમે છે.[૨૪] માણસો ક્ષણમાત્રમાં ઐશ્વર્યને, ક્ષણમાત્રમાં દરિદ્રપણાને, ક્ષણમાત્રમાં સ્વસ્થપણાને અને ક્ષણમાત્રમાં રોગીપણાને પ્રાપ્ત થાય છે.[૨૫] આ મૂવો જગતરૂપ ભ્રમ કે જે ક્ષણે ક્ષણે સ્થિતિમાં ફેરફાર આપ્યા કરે છે તેણે કયા બુદ્ધિમાન પુરૂષોને પણ ભૂલ ખવરાવી નથી? સઘળાઓને ભૂલ ખવરાવી છે.[૨૬] આકાશનું મંડળ ક્ષણમાત્રમાં અંધારારૂપી કાદવથી ખરડાઈ જાય છે, ક્ષણમાત્રમાં સોનાના ઝરાજેવા કોમળ પ્રકાશથી શોભવા લાગે છે,[૨૭] ક્ષણમાત્રમાં વાદળાંરૂપી શ્યામ કમળોની પંક્તિઓથી પૂરાઈ જાય છે, ક્ષણમાત્રમાં ભારે કડાકાભડાકાવાળું થાય છે, ક્ષણમાત્રમાં મુંગું થઈ જાય છે.[૨૮] ક્ષણમાત્રમાં તારારૂપ મોતીઓથી દીપે છે, ક્ષણમાત્રમાં સૂર્યથી શોભે છે, ક્ષણમાત્રમાં ચંદ્રનાં કિરણોથી શીતળ થઈ

જાય છે અને ક્ષણમાત્રમાં એ સઘળાથી રહિત રહે છે.[૨૯] આ જગતની રચના કે જે ક્ષણિક સ્થિતિ અને ક્ષણિક નાશવાળી છે તથા ક્ષણે ક્ષણે આવજાવ કર્યા કરે છે તેથી સંસારમાં કયો ધીર પુરૂષ પણ બીએ નહિ? સર્વે બીએ.[૩૦] હે મુનિ! ક્ષણમાત્રમાં આપદાઓ આવે છે, ક્ષણમાત્રમાં સંપત્તિઓ આવે છે, ક્ષણમાત્રમાં જન્મ આવે છે અને ક્ષણમાત્રમાં મરણ આવે છે, માટે કયો પદાર્થ ક્ષણિક નથી? સર્વ ક્ષણિક છે.[૩૧] એક માણસ પ્રથમ જૂદા પ્રકારનો હોય છે અને થોડાક દિવસ પછી વળી જૂદાજ પ્રકારનો થઈ જાય છે, માટે સર્વદા એકરૂપે રહેનાર અને સારી પેઠે સ્થિરતાવાળો કોઈ પદાર્થ નથી.[૩૨] ઘડો કપાસના ખેતરમાં ફૂટી જાય તો વસ્ત્રરૂપ થાય છે અને વસ્ત્ર ફાટીને માટીમાં મળી જાય તો ઘડારૂપ થઈ જાય છે માટે આ સંસારમાં જેનો ફેરફાર થતો નથી એવો કોઈ પદાર્થ જોવામાં આવતો નથી.[૩૩] વધવું, રૂપાંતરની પ્રાપ્તિ, ઘટવું, નાશ થવો અને પુનર્જન્મ થવો એ પાંચ વિકારો રાત્રિ–દિવસોની પેઠે પ્રાણીને અનુક્રમે નિરંતર લાગુ પડ્યા કરે છે.[૩૪] કાયરના હાથથી શૂર પુરૂષ માર્યો જાય છે, એકના હાથથી સો જણ માર્યા જાય છે અને કંગાલ લોકો પણ સમર્થપણું પામે છે માટે સઘળું જગત ઉથલપાથલ થયાજ કરે છે.[૩૫] ઈંદ્રિયઆદિની ગતિને લીધે સર્વે લોકો, તરંગોની પંક્તિની પેઠે નિરંતર ઉથલપાથલ થયાજ કરે છે.[૩૬] થોડા દિવસ બાલ્યાવસ્થા રહે છે, થોડા દિવસ યુવાનીની શોભા રહે છે અને થોડા દિવસમાં વળી જરા પ્રાપ્ત થાય છે, તો એવી રીતે દેહમાં પણ એક રૂપપણું નથી ત્યારે બહારની વસ્તુઓમાં એક રૂપપણું રહેવાનો શો વિશ્વાસ રાખવો?[૩૭] સર્વ પ્રાણીઓનું મન, નટની પેઠે ક્ષણમાત્રમાં આનંદ પામે છે, ક્ષણ માત્રમાં ખેદ પામે છે અને ક્ષણમાત્રમાં સૌમ્ય થઈ જાય છે.[૩૮] એક પાસ એક, બીજી પાસ બીજી અને ત્રીજી પાસ ત્રીજી વસ્તુની રચના કરતો આ વિધાતા, જેમ બાળક રમત કરતાં કાયર થાય નહિ તેમ કાયર થતો નથી.[૩૯] વિધાતા પ્રથમ કેટલાંએકને ભેગાં કરે છે, તેઓમાંથી કેટલાંએકને ઉત્પન્ન કરે છે, વળી તેઓને મારીને ખાઈ જાય છે અને સ્વાદ લાગવાને લીધે વળી બીજાંઓને ઉત્પન્ન કરે છે. જે નર ઉત્પન્ન થાય છે તેને રાત્રિ–દિવસોની પેઠે હર્ષ–શોકઆદિ વિકારો નિરંતર પ્રાપ્ત થઈને વળી પાછા વળી જાય છે.[૪૦] સંસારમાં પડેલો માણસ કે જે ક્ષણે ક્ષણે ઉદય–અસ્ત પામ્યા કરે છે તેની આપત્તિઓ પણ સ્થિર રહેતી નથી અને સંપત્તિઓ પણ સ્થિર રહેતી નથી.[૪૧] જેથી સઘળા સમર્થ લોકો પણ સપાટામાં ચલિત થઈ જાય તેવું આચરણ કરવામાં નિપુણ અને ઘણું કરીને સઘળાઓને આપદામાં નાખનાર આ કાળ યથેષ્ટરીતે ક્રીડા કરે છે.[૪૨] કર્મોરૂપ રસોના સમ તથા વિષમપણાને લીધે અનેક પ્રકારોવાળા ત્રિલોકીની અંદર રહેનારા પ્રાણીઓના સમૂહરૂપ ફળોના સમૂહો કાળરૂપ પવનનો સપાટો આવવાથી પ્રત્યેક દિવસે જૂદા જૂદા વિસ્તીર્ણ સંસારોરૂપ વૃક્ષોમાંથી પડયા કરે છે.[૪૩]

**समवि[illegible]पाकतो विभिन्नास्त्रिभुवन[illegible]तपरंपरा फलौ[illegible]ः ॥**
**समयपवनपातिताः पतंति प्रतिदिनमाततसंसृतिद्रुमेभ्यः ॥ ४२ ॥**

**શ્રી૦ યો૦ મહા૦ વૈ૦ 'સર્વભાવાવિરતવિપર્યાસપ્રતિપાદન' નો અઠ્ઠાવીસમો* સર્ગ સંપૂર્ણ. ૨૮.**

* અંતરાત્માથી અભિન્ન બ્રહ્મથી ભિન્ન સર્વ દશ્ય ક્ષણપરિણામી છે, અચળ વા અવિકારી નથી. એમ સમજી વિવેકીએ સર્વ દશ્યમાંથી પોતાના મનને રાગરહિત કરવું ઉચિત છે.

# સર્ગ ૨૯ મો* વૈરાગ્યવર્ણન તથા ઉપદેશની માગણી

**राम उवाच । इति मे दोषदावाग्निदग्धे महति चेतसि ॥**
**प्रस्फुरन्ति न भोगाशा मृगतृष्णा सरःस्विव ॥ १ ॥**

રામ કહે છેઃ—એ પ્રમાણે દોષદર્શનરૂપ દાવાગ્નિથી જેમાં વિષયોપર વિશ્વાસનાં બીજ બળી ગયાં છે એવા મ્હારા વિવેકી ચિત્તમાં, જેમ સરોવરમાં ઝાંઝવાનાં પાણી સ્ફુરે નહિ, તેમ ભોગની આશાઓ સ્ફુરતી નથી.[1] સંસારની આ ચપળ સ્થિતિ લીંબડાની લતાની પેઠે કાળના ક્રમથી પાકવાને લીધે દિવસે દિવસે કડવી થતી જાય છે.[2] હે રાજા! કરંજના ઝાડની પેઠે ઘણા કાંટાવાળા લોકોના ચિત્તમાં દિવસે દિવસે ભુંડાઇ વધતી જાય છે અને ભલાપણું ઓછું થતું જાય છે.[3] પૃથ્વીમાં દિવસે દિવસે મર્યાદા સૂકાએલી અડદની શીંગની પેઠે તુરત ટૂટતી જાય છે. શીંગ ટૂટે ત્યારે કાંઇક શબ્દ થાય અને આ ટૂટવામાં તો શબ્દ પણ થતો નથી.[4] હે મુનીશ્વર! એકાગ્રપણું કે જેમાં કોઇ જાતની ચિંતા રહેતી નથી તે, ચિંતાઓથી ભરેલાં રાજ્યોથી અને વૈભવોના સમૂહોથી ઉત્તમ છે.[5] મને બગીચો આનંદ આપે એમ નથી, સ્ત્રીઓ સુખ આપે એમ નથી અને ધનની પ્રાપ્તિ હર્ષ આપે એમ નથી. હું તો મનની સાથે શાંત થવાજ ધારૂં છું.[6] હે પિતા! લોક અનિત્ય અને દુઃખરૂપ છે, તૃષ્ણા પૂરી પડે એવી નથી અને ચિત્ત ચપળતાથી ઘેરાએલું છે માટે મને શાંતિ રાખ્યાવિના બીજા પ્રકારથી આનંદ મળે એમ નથી.[7] હું મરણને ઇચ્છતો નથી તેમ જીવવાને પણ ઈચ્છતો નથી. હું તો જેમ રહું છું તેમજ શાંતપણાથી રહીશ.[8] મ્હારે રાજ્યનું, ભોગોનું, ધનનું કે તેઓના ઉદ્યમોનું શું પ્રયોજન છે? કશું નથી. એ સઘળું અહંકારને લીધે થાય પણ તે મ્હારો અહંકારજ ગલિત થઇ ગયો છે.[9] જન્મોની પંક્તિરૂપ ચાંમડાના દોરડામાં ઇંદ્રિયોરૂપી જે દૃઢ ગાંઠો બંધાએલી છે તેઓમાંથી છૂટવાને માટે જેઓ યત્ન કરે તેઓનેજ હું ઉત્તમ સમજુ છું.[10] જેમ હાથી ખરીઓથી કોમળ કમળને મથી નાખે છે, તેમ કામદેવ સ્ત્રીઓથી કોમળ મનને મથી નાખે છે.[11] હે મુનીંદ્ર! સ્વચ્છ બુદ્ધિથી આ બાલ્યાવસ્થામાંજ જો ચિત્તનો ઉપાય નહિ કરવામાં આવે તોપછી તેનો અવસરજ ક્યાંથી મળશે?[12] જે ઝેર કહેવાય છે તે ઝેર નથી પણ વિષયોની વિષમતા એજ ઝેર છે, કારણ કે ઝેર તો એક અવતારમાંજ હાનિ પહોંચાડે છે પણ વિષયો તો જન્માંતરોમાં પણ હાનિ પહોંચાડે છે.[13] આત્મજ્ઞાનીના ચિત્તને સુખ, દુઃખ, મિત્રો, બાંધવો, જીવિત કે મરણ કાંઇ પણ બાંધી શકતાં નથી.[14] એટલામાટે હે મુનિ! પૂર્વાપર જાણનારાઓમાં ઉત્તમ! હું જે ઉપદેશથી જ્ઞાની થઇને શોક, ભય તથા પરિશ્રમથી રહિત થાઉં તેવો ઉપદેશ મને તુરત આપો.[15] અજ્ઞપણારૂપી ભયંકર વન વાસનારૂપી જાળાંઓથી વ્યાપ્ત છે, દુઃખોરૂપી કાંટાઓથી ભરપૂર છે અને સંપત્તિઓ તથા વિપત્તિઓરૂપ ઘણા ઘણા ઉંચાનીચા પ્રદેશોવાળું છે.[16] હે મુનિ! હું કરવતની અણીઓવતે વહેરાવાનું સહન કરી શકું પણ સંસારના વ્યવહારથી ઉત્પન્ન થએલાં તૃષ્ણા તથા વિષયોથી વહેરાવાનું સહન કરી શકું એમ નથી.[17] "આ ઇષ્ટ છે" એમ જાણી તેનું સંપાદન કરવામાં અને "આ અનિષ્ટ છે" એમ જાણી તેનું નિવારણ કરવામાં

* આ ઓગણત્રીસમા સર્ગમાં રામે પોતાના વૈરાગ્યનું વર્ણન કરીને ઉપદેશની માગણી કરી એ કહેવામાં આવશે.

જે વ્યવહાર કરવો પડે છે તેના લેપથી ઉત્પન્ન થએલી ભ્રાંતિ, જેમ પવન રજના સમૂહને ઉડાવ્યા કરે છે, તેમ આ ચપળ ચિત્તને ઉડાવ્યા કરે છે.[૧૮] આ સંસારરૂપી હાર કે જે તૃષ્ણારૂપી ઝીણા દોરામાં પરોવાએલ છે, જીવના સમૂહરૂપી મોતીઓવાળો છે, ચૈતન્યની વ્યાપ્તિથી તથા સ્વચ્છપણાથી નિરંતર શોભતા ચિત્તરૂપી વચલા મણિવાળો છે અને કાળરૂપી વ્યભિચારી પુરૂષના ભૂષણરૂપ છે, તેને તેથી કાયર થએલો હું, જેમ કેસરી જાળને તોડી નાખે, તેમ સહેલા ઉપાયથી તોડી નાખવા માગું છું.[૧૯-૨૦] હે તત્ત્વને જાણનારાઓમાં ઉત્તમ ! મ્હારા મનનું અજ્ઞાનરૂપી અંધારૂં કે જે હૃદયરૂપી વનમાં ગ્રાકળરૂપ છે તેને સુખદાયી વિજ્ઞાનરૂપ દીવાથી મટાડી નાખો.[૨૧] હે મહાત્મા ! જેમ ચંદ્રથી નાશ ન પામે એવાં રાત્રિનાં અંધારાં નથી હોતાં, તેમ મહાત્માઓના સંગથી નાશ ન પામે એવા સંસારસંબંધી દુષ્ટ તાપો કોઇ જગતમાં છેજ નહિ.[૨૨] આયુષ્ય વાયુએ તોડી નાખેલી વાદળાંની પંક્તિમાં લટકતા જળના કણની પેઠે ટૂટી જનાર છે, વૈભવો મેઘના સમૂહની અંદર ચમકતી વિજળીના જેવા ચંચળ છે અને યૌવનના વિનોદો પાણીના વેગની પેઠે ચપળ છે એમ તુરત વિચારીને મ્હેં હમણાં લાંબી શાંતિને માટેજ ચિત્ત ઉપર દૃઢ છાપ (સીલ) મારેલી છે.[૨૩]

**आयुर्वायुविघट्टिताभ्रपटलीलम्बाम्बुवद्भङ्गुरं भोगा मेघवितानमध्यविलसत्सौदामिनीचंचलाः॥**
**लोला यौवनलालना जलरयश्चेत्याकलय्य द्रुतं मुद्रैवाऽद्य दृढार्पिता ननु मया चित्ते चिरं शान्तये॥**

**શ્રીમદ્ યો૦ મહા૦ વૈ૦ 'સકલપદાર્થાનાસ્થાપ્રતિપાદન' નામનો ઓગણત્રીસમો§ સર્ગ સંપૂર્ણ. ૨૯.**

## सर्ग ३० मो.* વિશ્રાંતિના ઉપદેશની માગણી

**राम उवाच । एवमभ्युत्थितानर्थशतसङ्कटकोटरे ॥**
**जगदालोक्य निर्मग्नं मनो मननकर्दमे ॥ १ ॥**

રામ કહે છેઃ—એ પ્રમાણે જગતને ચારેબાજુથી ઉઠેલા સેંકડો અનર્થોરૂપી સાંકડી ખાડમાં પડેલું જોઇ મ્હારૂં મન ચિંતારૂપી કાદવમાં ખુંચી ગયું છે.[૧] મને મ્હારૂં મન ભમતું હોય એમ લાગે છે, ભય ઉત્પન્ન થાય છે અને જૂના ઝાડનાં પાંદડાંઓની પેઠે ગાત્રો કંપ્યા કરે છે.[૨] ઉત્તમ સંતોષરૂપી ધીરજનો સંબંધ નહિ મળવાથી વ્યાકુળ થએલી અને ઠેકાણાવગરની મ્હારી બુદ્ધિ, નબળા ધણીની સ્ત્રીની પેઠે અહિં ભય પામ્યા કરે છે.[૩] તુચ્છ વિષયોથી ઠગાએલી આ અંતઃકરણની વૃત્તિઓ, જેમ ખડથી ઠગાએલા મૃગો ખાડાઓમાં પડીને તરફડે છે, તેમ વિક્ષેપરૂપી દુઃખોમાં પડીને તરફડે છે.[૪] અવિવેકી પુરૂષના આશ્રયમાં રહેલી બિચારી ચક્ષુઆદિ ઇંદ્રિયોરૂપી સ્ત્રીઓ સારી સ્થિતિને પ્રાપ્ત નહિ થતાં દુઃખ પામીને જાણે ઊંડા કુવામાં પડી હોય એમ લાગે છે. જેમ જેને પતિના તંત્રમાં રહેવું પડતું હોય એવી સ્ત્રી પતિના ઘરમાં જંપ વાળી બેસે નહિ અને મનમાનતા સ્થાનમાં જઈ પણ શકે નહિ, તેમ જીવમાં લાગેલી મ્હારી

§ શુદ્ધ વૈરાગ્ય ઉપજ્યા પછીજ પરમતત્ત્વને જાણવાની ઉત્કટ જિજ્ઞાસા ઉપજે છે એમ આ સર્ગના નિરૂપણપરથી જાણવાનું છે.

* આ ત્રીસમા સર્ગમાં કારણપૂર્વક પોતાના ચિત્તનો ઉદ્વેગ દેખાડી તે ઉદ્વેગને ટાળનારી વિશ્રાંતિને વાસ્તે ઉપદેશની પ્રાર્થના કરવામાં આવશે.

ચિંતા શાંત થતી નથી અને જોઈતા સ્થળમાં પહોંચી પણ શકતી નથી.[૬] જેમ માગશર મહિનાના છેડામાં લતા પાંદડાંઓને જાજરાં કરીને તેઓમાંથી કેટલાંકને છોડી દેતાં અને કેટલાંકને રાખતાં અવ્યવસ્થિત થઈ જાય છે, તેમ મ્હારી ધીરજ વિષયોને જાજરા કરીને તેઓમાંથી કેટલાએકને છોડી દેતાં અને કેટલાએકને રાખતાં અવ્યવસ્થિત થઇ ગઈ છે.[૭] હમણાં સંસારની સ્થિતિ મને અર્ધો છોડીને અને અર્ધો પકડીને રહી છે, એટલામાટે અવ્યવસ્થાને લીધે મ્હારા હાથમાંથી સંસારનાં તથા પરમાર્થનાં સુખો પણ ખોવાઈ ગયાં છે.[૮] અંદર તત્ત્વના નિશ્ચયવગરની મ્હારી બુદ્ધિ, કપાએલા વૃક્ષના *મૂળની પેઠે સંશયોનું સ્થાન થઇ પડી છે.[૯] આ ચિત્ત કે જે ચંચળ છે, અનેક પ્રકારની ભોગની વાસનાઓથી વિસ્તીર્ણ છે અને ભુવનોની અંદર ફર્યા કરે છે તે, બળાત્કારથી રોકતાં છતાં પણ તત્ત્વજ્ઞાનના આશ્રયવિના પોતાની ચપળતાને, જેમ દેવ પોતાના વિમાનને છોડે નહિ, તેમ છોડતું નથી.[૧૦] હે મહાત્મા ! એટલા માટે હું જાણવા માગું છું કે વાસ્તવિકરીતે સત્ય, જન્મ-મરણના પરિશ્રમવગરનું, દેહાદિક ઉપાધિઓથી રહિત અને ભ્રાંતિવગરનું વિશ્રાંતિનું સ્થાન કયું છે ? કે જેને પામવાથી કોઈ પ્રકારનો શોકજ ન રહે.[૧૧] જનકરાજાઆદિ સજ્જનો કે જેઓ સઘળા પ્રકારનાં કર્મો કરતા હતા તેઓ વ્યવહારમાં અનુકૂળ રહ્યા છતાં પણ મહાત્માની પદવીને કેમ પહોંચ્યા હતા ? [૧૨] હે ઘણું માન આપનારા મુનિ ! અંગોમાં પુણ્ય-પાપરૂપી કાદવ ઘણી રીતે લાગ્યા છતાં પણ તે કાદવથી પુરૂષ અહિં ન લેપાય એવો શો ઉપાય છે ?[૧૩] નિર્દોષ અને ઉદાર મનવાળા તમો મહાત્મા લોકો કયો વિચાર રાખવાથી અહિં જીવનમુક્ત થઇને ફરો છો ? [૧૪] કુટિલ આકાર અને કુટિલ શક્તિવાળા વિષયોરૂપી સર્પો કે જેઓ અંતે લોકોને ખાઈ જવાને વાસ્તેજ લલચાવે છે તેઓ અબાધકપણું શી રીતે પામે ?[૧૫] મોહરૂપી હાથીએ ડો'ળી નાખેલી અને કામક્રોધાદિક કાદવોવાળી આ બુદ્ધિરૂપી સરસી ( મ્હોટું સરોવર ) અત્યંત સ્વચ્છપણું શી રીતે પામે ?[૧૬] માણસ આ સંસારરૂપ પ્રવાહમાં વ્યવહાર કરતાં પણ, કમળપત્રઉપર જળની પેઠે અલગ કેવી રીતે રહે ?[૧૭] આ સઘળા જગતને અંતર્દૃષ્ટિથી ખડની પેઠે જોતો પુરૂષ મનની કામઆદિ વૃત્તિઓનો સ્પર્શ નહિ કરતાં ઉત્તમપણું શી રીતે પામે ?[૧૮] આ અજ્ઞાનરૂપી મહાસાગરના પારને પામેલા કયા મહાપુરૂષની રીતભાતોનું સ્મરણ કરવાથી માણસ નિર્દુઃખપણે વર્તે ? તે કહો.[૧૯] કરવાયોગ્ય સાધન કયું છે, પામવાયોગ્ય ફળ કયું છે અને આ કઠોરા સંસારમાં શી રીતે વર્તવું જોઇએ ? તે કહો.[૨૦] હે મ્હારા પ્રભુ ! આ જગત કે જે વિધાતાએ અવ્યવસ્થાવાળુંજ બનાવ્યું છે તેના આદિમાં અને અંતમાં રહેનારી વસ્તુને હું જેથી જાણું એવું કાંઈક તત્ત્વ મને કહો.[૨૧] ચિદાભાસ કે જે મ્હારા હૃદયરૂપી આકાશમાં ચંદ્રરૂપ છે તેનો મેલ જે રીતે દૂર થાય અને તેમાં કોઈ વિઘ્ન ન પડે તે પ્રમાણે કરો.[૨૨] અહિં શું લેવું, શું છોડી દેવું અને શું લેવાય પણ નહિ અને છોડાય પણ નહિ ? તે કહો.[૨૩] ચપળતાવાળું ચિત્ત શી રીતે પર્વતની પેઠે સ્થિરતા પામે ? સેંકડો પરિશ્રમ કરાવનારો આ દુષ્ટ સંસારરૂપી વિષૂચિકાનો રોગ કયા પવિત્ર મંત્રથી તુરત શાંત થાય ?[૨૪] આનંદરૂપ વૃક્ષના માંજરજેવી અંદરની અક્ષીણ શીતળતાને હું પૂર્ણચંદ્રની પેઠે શી રીતે અત્યંત પ્રાપ્ત થઉં ?[૨૫] હું અંતઃકરણમાં

* કપાએલા વૃક્ષના માણસ જેવડા ઉંચા થડમાં રાત્રે આ ઠુંઠું છે કે ચોર છે? એવો સંશય થાય છે.

પૂર્ણ સંતોષ પામું, પૂર્ણ થાઉં અને ફરી શોક ન કરૂં; તે રીતે તમો તત્ત્વને જાણનારા સત્પુરૂષો અહિં મને ઉપદેશ કરો.[૨૬] હે મહાત્મા! પામર જીવ કે જેને સર્વોત્તમ આનંદપદમાં વિશ્રાંતિ મળતી નથી તેને સંસારસંબંધી વિકલ્પો, જેમ વગડામાં પડેલા શબને કૂતરાઓ ફાડી ખાય તેમ અહિં નિરંતર બહુજ ફાડી ખાય છે.[૨૭] **अनुत्तमानन्दपदप्रधानविश्रान्तिरिक्तं सततं महात्मन्॥ कदर्थयंतीह भृशं विकल्पाः श्वानो वने देहमिव चाल्पजीवम् ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'પ્રયોજનકથન' નામનો ત્રીસમો× સર્ગ સંપૂર્ણ. ૩૦**

## सर्ग ३१ मो* સ્વલ્પ જીવિતમાં સુખરૂપ પદનો પ્રશ્ન

**राम उवाच । प्रोच्चवृक्षचलत्पत्रलम्बाम्बुलवभङ्गुरे ॥**
**आयुषीशानशीतांशुकलामृदुनि देहके ॥ १ ॥**

રામ કહે છેઃ—આયુષ્ય મહાદેવજીના લલાટઉપરના ચંદ્રની કળાજેવું કોમળ છે અને બહુજ ઉંચા ઝાડના હાલતા પાંદડાંમાંથી લટકેલી જળની કણીની પેઠે ક્ષણભંગુર છે.[૧] શરીર ચોખાના ખેતરોમાં શબ્દ કરતા દેડકાના ગળાની ચામડીના ખુણાની પેઠે ચપળ છે. મિત્રોનો અને સગાંઓનો સમાગમ પ્રાણીને જાળના આંટા જેવો છે.[૨] વાસનારૂપી વાયુએ વધારેલો અને દુષ્ટ આશારૂપી વિજળીવાળો તથા પ્રત્યક્ષ મોહરૂપી ઉગ્ર છાંટાવાળો મેઘ નિરંતર ગાજ્યા કરે છે અને તેના કડાકા થયા કરે છે.[૩] પ્રચંડ લોભરૂપી ચપળ મોર ભારે તાંડવથી નાચ્યા કરે છે. અનર્થરૂપી ઈંદ્રજવનું ઝાડ ફુટફાટ પામીને બહુજ પ્રફુલ્લિત થતું આવે છે.[૪] સર્વ પ્રાણીઓરૂપી ઊંદરોને મારી નાખનાર અને જેનું ચલન તથા ફરવું ક્ષણમાત્ર પણ બંધ પડતું નથી એવો કાળરૂપી ક્રૂર બિલાડો ક્યાંયથી ઉપર ઝડપો દીધા કરે છે.[૫] આ પ્રમાણે છે તો હવે શો ઉપાય, શી ગતિ, શો વિચાર અને શો આશરો? આ જીવિતરૂપી વન અશુભ પરિણામ ન આપે એવો કયો માર્ગ છે?[૬] આપજેવા મહાત્મા પુરૂષો જેને રમણીય ન કરી શકે એવી કોઈ તુચ્છ વસ્તુ પણ પૃથ્વીમાં, અંતરિક્ષમાં, સ્વર્ગમાં કે બીજા કોઇ સ્થળમાં પણ નથી.[૭] નિરંતર દુઃખોના આવવાથી વ્યાકુળતાવાળો આ બળ્યો સંસાર રસવગરનો છતાં પણ મૂઢ પુરૂષને મીઠો લાગે છે પણ સમજુને સારી રીતે મીઠો લાગે એવો શો ઉપાય છે?[૮] જેમ પુષ્પોથી શોભી રહેલી વસંતઋતુથી પૃથ્વી રમણીય થાય છે, તેમ પૂર્ણકામપણારૂપ દૂધથી સ્નાન કરવામાં આવે તો આ સંસાર રમણીય લાગે એમ હું ધારૂં છું.[૯] કામનાઓરૂપી કલંકવાળા મનરૂપી ચંદ્રમાંથી મેલ મટી જઇને અમૃતજેવો પ્રકાશ તે ચંદ્રને કયા પદાર્થથી ધોઈ નાખીએ તો ઉદય પામે?[૧૦] સંસારના અનર્થોનો વિચાર કરીને વૈરાગ્ય તથા બોધની દૃઢતાથી આ લોક તથા પરલોકના ભોગોને છોડી બેઠેલા કયા મહાપુરૂષની પેઠે આ સંસારરૂપી વનના માર્ગોમાં અમારે વ્યવહાર કરવો? તે કહો.[૧૧] ભોગોના સમૂહવાળી વિભૂતિઓ કે જેઓ રાગ તથા દ્વેષરૂપી મ્હોટા રોગોથી ભરેલી છે તેઓ સંસારરૂપી સમુદ્રમાં ફરનારા પુરૂષને શી

× પરમતત્ત્વને જાણ્યાવિના જગતના મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય થતો નથી, ને જ્યાંસુધી જગતના મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય ન થાય ત્યાંસુધી મનને તપાવનારાં સુખ—દુઃખો દૂર થતાં નથી, માટેજ રામે પરમતત્ત્વના ઉપદેશની યાચના કરી છે.

* આ એકત્રીસમા સર્ગમાં સ્વલ્પ જીવિતની અંદર જે ઉપાયથી સુખરૂપ પદ મળે તે પૂછવામાં આવશે.

રીતે બાધ ન કરે ?[૧૨] હે મહાત્માઓમાં ઉત્તમ ! જેમ પારદ (પારો) અગ્નિમાં પડતાં છતાં પણ બળતો નથી, તેમ પ્રીતિથી જ્ઞાનરૂપી અમૃતને સેવનારો પુરૂષ સંસારમાં પડતાં છતાં પણ શી રીતે પરિતાપ ન પામે ?[૧૩] જેમ સમુદ્રમાં ઉત્પન્ન થએલાં માછલાંની સ્થિતિ જળવિના સંભવતી નથી, તેમ સંસારમાં જન્મેલા પુરૂષની સ્થિતિ પણ વ્યવહાર કર્યાવિના સંભવતી નથી એટલામાટે પૂછું છું.[૧૪] જેમ અગ્નિની જ્વાળા દાહવગરની હોતી નથી, તેમ આ સંસારમાં કોઈ સારી ક્રિયા પણ રાગ–દ્વેષથી રહિત અને સુખ–દુઃખથી રાહત હોતીજ નથી.[૧૫] ત્રૈલોકયમાં મનનું અસ્તિત્વ કે જે વિષયોના અવલંબનરૂપજ છે તેનો ક્ષય સર્વ વિષયોનો બાધ કરનારા તત્ત્વના બોધની યુક્તિવિના થાયજ નહિ એટલામાટે મને એ ઉત્તમ યુક્તિ સારી રીતે કહો.[૧૬] વ્યવહાર કરતાં છતાં પણ જે યુક્તિથી મને દુઃખ પ્રાપ્ત થાય નહિ અને વ્યવહારમાં પણ અડચણ આવે નહિ એવી ઉત્તમ યુક્તિ જાણવા માગું છું.[૧૭] જેથી મન પરમ પાવન થઇને વિશ્રાંતિ પામે તે કામ શું છે અને ઉત્તમ ચિત્તવાળા કયા મહાપુરૂષે કયા પ્રકારથી કર્યું છે ?[૧૮] હે મહારાજ ! જેવું આપના જાણવામાં હોય અને જે કરવાથી સાધુ પુરૂષો દુઃખરહિતપણું પામ્યા હોય તે, મને મોહની નિવૃત્તિને માટે કહો.[૧૯] હે મુનીશ્વર ! જો તેવી કોઈ યુક્તિ નજ હોય અથવા તેવી યુક્તિ છતાં પણ જો કોઈ મને સ્ફુટ રીતે ન કહે એમ હોય અથવા હું પોતે વિચાર કરીને તેવી મહાવિશ્રાંતિરૂપ સર્વોત્તમ યુક્તિને પ્રાપ્ત નજ થઉં એમ હોય તોપછી હું સઘળા વ્યવહારને છોડી દઈ અહંકારરહિત થઇને અન્ન ખાઈશ નહિ, પાણી પીશ નહિ, વસ્ત્ર પહેરીશ નહિ, સ્નાન, દાન કે ભક્ષણઆદિ કોઈ કામ કરીશ નહિ, સંપત્તિના કેઆપત્તિના કોઇ કામમાં ઉભો રહીશ નહિ અને દેહનો ત્યાગ કરવાવિના બીજું કાંઇ પણ ઈચ્છીશ નાહ.[૨૦-૨૩] આશંકા, મમતા તથા મત્સર છોડી દઇ કેવળ ચિત્રામણમાં આળેખેલા જેવો મુંગો થઇનેજ બેસી રહીશ અને એવા અનુક્રમથી શ્વાસ, ઉચ્છ્વાસ તથા ભાનને પણ છોડી દઇને અંતે આ "દેહ" નામના અનર્થરૂપ ઓઠાને પણ છોડી દઈશ.[૨૪-૨૫] હું કોઇનો નથી અને મ્હારો કોઇ નથી એમ નિશ્ચય કરી તેલવગરના દીવાની પેઠે બુઝાઈ જઈશ અને સઘળું છોડી દઇને અંતે આ શરીરનો ત્યાગ કરીશ.[૨૬]

વાલ્મીકિઋષિ કહે છેઃ–નિર્મળ ચંદ્રની પેઠે પ્યારા લાગનાર અને બહુજ મ્હોટા, વિચારમાં ઉધડેલા ચિત્તવાળા રામચંદ્રજી વસિષ્ઠઆદિ મહાત્માઓની આગળ એટલાં વચન બોલી, જાણે થાકયા હોય એવી રીતે, જેમ મોર વાદળાંઓની આગળ ટૌકારા કરીને બંધ પડે તેમ બંધ પડ્યા.[૨૭]

**वाल्मीकिरुवाच ॥ इत्युक्तवानमलशीतकराभिरामो रामो महत्तरविचारविकासिचेताः ॥**
**तूर्ष्णीं बभूव पुरतो महतां घनानां केकारवं श्रमवशादिव नीलकंठः ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'રાઘવપ્રશ્ન' નામનો એકત્રીસમો× સર્ગ સંપૂર્ણ. ૩૧.**

---

× મુમુક્ષુ બુભુક્ષુ–અત્યંત ભૂખ્યાના જેવો જોઇએ, અર્થાત્ પરમતત્ત્વને જાણવાની તેના મનમાં અત્યંત આતુરતા જોઇએ એમ શ્રીરામનાં આ સર્ગનાં પાછળનાં વચનોથી વિવેકીએ નક્કી કરવું.

## સર્ગ ૩૨ મો* રામના વચનની પ્રશંસા

**वाल्मीकि रुवाच । वदत्येवं मनोमोहविनिवृत्तिकरं वचः ॥**
**रामे राजीवपत्राक्षे तस्मिन् राजकुमारके ॥ ४ ॥**

વાલ્મીકિ કહે છેઃ–કમળપત્રસરખા નેત્રવાળા તે રાજકુમાર રામચંદ્રજી એ પ્રમાણે મનના મોહની અત્યંત નિવૃત્તિ કરનારાં વચનો બોલતાં ત્યાં બેઠેલા સર્વે લોકોનાં નેત્રો વિસ્મયથી પ્રફુલ્લિત થયાં, સર્વેનાં રૂવાડાં જાણે તે સાંભળવાને ઉત્કંઠિત થયાં હોય તેમ ઉભાં થઇને વસ્ત્રો-માંથી બહાર નીકળવાનું મન કરવા લાગ્યાં, સર્વેની સઘળા પ્રકારની સંસારસંબંધી વાસના-ઓને વૈરાગ્યની વાસનાએ દૂર કરી અને સઘળા લોકો તેટલીવાર તો જાણે અમૃતના સમુદ્રના તરંગોમાં રગડાતા હોય એવા થઈ ગયા.[૧-૩] અંદર આનંદનાં ચિહ્નોથી પુષ્ટ થતા સાંભળનારાઓએ ચિત્રામણમાં આળેખાએલાઓની પેઠે અત્યંત નિર્વ્યાપાર થઇને રામ-ચંદ્રજીનાં તે વચનો સાંભળ્યાં.[૪] વસિષ્ઠ તથા વિશ્વામિત્રઆદિ મુનિઓએ, સભામાં બેઠેલા જયંત તથા ધૃષ્ટિઆદિ ચતુર મંત્રીઓએ, દશરથઆદિ રાજાઓએ, પારશવઆદિ દેશોના અધિપતિઓએ, અયોધ્યાના પ્રતિષ્ઠિત લોકોએ, સામંતોએ, રાજકુમારોએ, બ્રહ્મવાદી બ્રાહ્મણોએ, સેવકલોકોએ, નિરંતર રાજાની પાસે રહેનારાઓએ અને પાંજરામાં રહેલાં પક્ષીઓએ પણ તે વચનો સાંભળ્યાં. ક્રીડા કરવાને સારૂ રાખેલા મૃગોએ પોતાના શરીરને હલાવવું–ચલાવવું છોડી દઇને, ઘોડાઓએ ઘાસ ખાવું છોડી દઇને, પોતાના ગોખોમાં બેઠેલી કૌશલ્યાદિ માતા-ઓએ પોતાનાં ઘરેણાંના શબ્દો તથા શરીરની ક્રિયાઓ બંધ પાડીને, બગીચાની લતાઓમાં તથા મોહોલઆગળના સ્થાનકોમાં રહેનારાં પક્ષીઓએ પાંખોનું હલાવવું–ચલાવવું તથા શબ્દ કરવા છોડી દઇને રામનાં વચનો સાંભળ્યાં.[૫-૯] આકાશમાં ફરનારા સિદ્ધલોકોએ, ગંધર્વોએ, કિન્નરોએ, નારદ, વ્યાસ તથા પુલહઆદિ મ્હોટા મુનિઓએ અને બીજા દેવના સ્વામીઓ, વિદ્યાધરો તથા મ્હોટા નાગોએ પણ વિચિત્ર અર્થવાળાં અને ભારે પ્રૌઢતાભરેલાં તે રામનાં વચનો સાંભળ્યાં.[૧૦-૧૧] કમળસરખાં નેત્રવાળા, રઘુકુળરૂપી આકાશમાં ચંદ્રરૂપ અને પૂર્ણચંદ્રજેવા સુંદર રામચંદ્રજી ચૂપ રહ્યા પછી તુરતજ આકાશમાંથી અભિનંદનની વાણીસાથે સિદ્ધલોકોએ પ્રેરેલી ઉલેચજેવી પુષ્પવૃષ્ટિ પડવા લાગી. એ વૃષ્ટિના મધુર સુગંધથી અને સૌંદર્યથી રાજી થઇને સઘળાં માણસો પરવશ થઈ જવા લાગ્યાં.[૧૨-૧૩] મંદારવૃક્ષના પુષ્પોના મધ્યમાં રહેલા ભ્રમરોનાં જોડાંઓના નાદવાળી તે વૃષ્ટિના મધુર સુગંધથી અને સૌન્દર્યથી સર્વ મનુષ્યો પ્રસન્ન થઈને તેને આધીન થઈ ગયા.[૧૪] એ વૃષ્ટિ જાણે આકાશના પવને નીચે નાખેલી તારાઓની પંક્તિ હોય, જાણે દેવાંગનાઓના હાસ્યની છટા પૃથ્વીપર પડતી હોય.[૧૫] જાણે મુંગાં મુંગાં વરસતાં વાદળાંઓના ટુકડાઓની પંક્તિ પડતી હોય, જાણે નીચે ફેંકાએલી માંખણના પિંડાઓની પંક્તિ હોય,[૧૬] જાણે હિમની ભારે વૃષ્ટિ પડતી હોય, જાણે મોતીના હારના સમૂહ પડતા હોય, જાણે ચંદ્રમાની કિરણોની પંક્તિ પડતી હોય અને જાણે ક્ષીરસાગરના તરંગોની પરંપરા પડતી હોય એવી જણાવા લાગી.[૧૭] સ્પર્શના આનંદને લીધે થતા લોકોના સીસકારાઓથી જાણે ગાયન

* આ બત્રીસમા સર્ગમાં રામનાં વચન સાંભળવાથી માણસોને તથા દેવતાઓને વિસ્મય થવાની અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવાની કથા કહેવામાં આવશે.

કરતો હોય એવા સુગંધી અને મધુર પવને ચલાયમાન કરેલી, કેસરાંઓવાળાં કમળોથી શોભતી, ભમતા ભ્રમરોના સમૂહવાળી,[૧૮] જેમાં કેતકી, કૈરવ, ડોલર અને કુવલયોના સમૂહ ફુદડીઓ ફરી ફરીને પડતા હતા એવી,[૧૯] આંગણાં, ઘરનાં છાજ અને ચોવટાઓને ભરપૂર કરનારી, જેને નગરનાં રહેવાસી સ્ત્રી–પુરૂષો પોતાની ડોકો ઉંચી કરી કરીને જોતાં હતાં એવી,[૨૦] વાદળાંઓથી રહિત હોવાને લીધે શ્યામ કમળજેવા જણાતા આકાશમાંથી વરસતી, પૂર્વે કોઈ દિવસે લોકોના જોવામાં નહિ આવેલી અને સર્વ લોકોને વિસ્મિત કરનારી[૨૧] એ પુષ્પવૃષ્ટિ આકાશમાં અદૃશ્યપણાથી ઊભેલા સિદ્ધલોકોના હસ્તોમાંથી સરળરીતે અર્ધી ઘડી સુધી નીચે પડી.[૨૨] સભાને અને સભામાં બેઠેલા લોકોને ઢાંકી દેનારી એ પુષ્પવૃષ્ટિ શાંત થયા પછી નીચે પ્રમાણે સિદ્ધલોકોનું બોલવું તે સભાસદોના સાંભળવામાં આવ્યું.[૨૩] "દેવલોકોની અંદર સૃષ્ટિના આરંભથી માંડી સિદ્ધલોકોના સમૂહોમાં ફર્યા કરતા આપણા લોકોએ કાનને રસાયનની પેઠે તૃપ્તિ આપનારૂં આ અપૂર્વ વચન આજ સાંભળ્યું.[૨૪] રઘુકુલના ચંદ્રમારૂપ આ રામચંદ્રજીએ વૈરાગ્યની પૂર્ણતાથી જેવું આ ઉદાર વચન કહ્યું તેવું વચન બૃહસ્પતિથી પણ બોલી શકાય એમ નથી.[૨૫] અહો ! ! બુદ્ધિને ભારે આનંદ આપનારૂં આ રામના મુખમાંથી નીકળેલું મહાપવિત્ર વચન આજ આપણે સાંભળ્યું.[૨૬] આ રઘુનંદન હમણાં ઉપશમરૂપી અમૃતથી શોભતું અને જાતિ, કુલ તથા આચારઆદિની સઘળી ઉત્તમતાને જણાવનારૂં જે યોગ્ય વચન આદરથી બોલ્યા તેથી આપણે પણ તુરત વૈરાગ્યવાન થયા છીએ."[૨૭]

**उपशमामृतसुंदरमादरादधिगतोत्तमतापदमेष यत् ॥**
**कथितवानुचितं रघुनंदनः सपदि तेन वयं प्रतिबोधिताः ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'નભશ્ચરસાધુવાદ' નામનો બત્રીસમો§ સર્ગ સંપૂર્ણ ૩૨.**

---

## सर्ग ३३ मो* સિદ્ધલોકોનું સભામાં આવવું

**सिद्धा ऊचुः । पावनस्याऽस्य वचसः प्रोक्तस्य रघुकेतुना ॥**
**निर्णयं श्रोतुमुचितं वक्ष्यमाणं महर्षिभिः ॥ १ ॥**

સિદ્ધ લોકો કહે છેઃ–હવે રામચંદ્રજીએ કહેલા આ પવિત્ર વચનનો નિર્ણય મ્હોટા ઋષિઓ કરી આપશે તે આપણે સાંભળવો જોઈએ.[૧] હે નારદ, વ્યાસ તથા પુલહાદિ મુનીશ્વરો ! તમો સઘળા મ્હોટા ઋષિઓ નિર્વિઘ્ને સાંભળવાને વાસ્તે તુરત આવો.[૨] આ દશરથરાજાની પવિત્ર સભા કે જે સંપત્તિઓથી ચારે પાસ પરિપૂર્ણ છે અને સુવર્ણની પેઠે શોભી રહી છે તેમાં, જેમ ભ્રમરો કમલિનીમાં જાય, તેમ આપણે જઈએ.[૩]

વાલ્મીકિ કહે છેઃ–આ પ્રમાણે સિદ્ધલોકોના કહેવાથી આકાશના વિમાનોમાં રહેનારા સઘળા

---

§ હૃદયની સત્ય લાગણીથી જે કહેવામાં આવે તેનાં દેવાદિ પણ વખાણ કરે છે, ને તે માણસ અલ્પકાળમાં પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે, માટે મુમુક્ષુએ વૈરાગ્યાદિની પ્રાપ્તિ માટે સાચી લાગણીથી પ્રયત્ન કરવો ઉચિત છે.

* આ તેત્રીસમા સર્ગમાં સિદ્ધલોકોનું સભામાં આવવું અને તેઓએ યોગ્ય રીતે બેઠા પછી કરેલી રામના વાક્યની પ્રશંસા કહેવામાં આવશે.

દિવ્ય મુનિઓનો સમાજ દશરથરાજાની સભામાં જ્યાં રામઆદિ બેઠા હતા ત્યાં આવ્યો.[૪] એ સમાજ હાથમાં નાદ કરતી વીણા લઇને આગળ ઉભેલા નારદજીની અને જળથી પુષ્ટ થએલા મેઘની પેઠે શ્યામકાંતિવાળા વ્યાસની વચમાં શોભતો હતો.[૫] ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય, ચ્યવન, ઉદ્દાલક, ઉશીર અને શરલોમાદિ મ્હોટા મુનિઓથી દીપી રહેલી એ મહાત્માઓની પંક્તિ કે જેનાં મૃગચર્મો પરસ્પરની સાથે ઘસાવાથી આડાં–અવળાં થઈ ગયાં હતાં, રૂદ્રાક્ષોની માળાઓરૂપ કકંણો હાલતાં હતાં અને હસ્તોમાં સુંદર કમંડળો શોભી રહ્યાં હતાં,[૬.૭] તે પંક્તિ આકાશમાં તારાઓની પંક્તિની પેઠે તેજના ફેલાવાથી ઉજ્જવળ લાગતી હતી, સૂર્યોની પંક્તિની પેઠે એકબીજાનાં મુખોનો પ્રકાશ કરતી હતી,[૮] રત્નોની પંક્તિની પેઠે એકબીજાનાં અંગોની ઉપર અનેક જાતના રંગોની ઝાંખ પાડતી હતી, મોતીની પંક્તિની પેઠે એકબીજાકરતાં શોભામાં વધી જતી હતી,[૯] અને જાણે બીજી ચાંદનીની વૃષ્ટિ હોય, બીજી સૂર્યોની મંડળી હોય તથા ઘણે કાળે એકઠી કરવામાં આવેલી પૂર્ણચંદ્રોની પંક્તિ હોય એવી લાગતી હતી.[૧૦] એ પંક્તિની અંદર, જેમ તારાઓના સમૂહમાં મેઘ શોભે, તેમ વ્યાસ શોભતા હતા, જેમ તારાઓના સમૂહમાં ચંદ્રમા શોભે, તેમ નારદજી શોભતા હતા,[૧૧] જેમ દેવતાઓમાં ઇંદ્રિ શોભે તેમ પુલસ્ત્ય શોભતા હતા અને જેમ દેવતાઓમાં સૂર્ય શોભે તેમ અંગિરા શોભતા હતા.[૧૨] એ સિદ્ધલોકોની મંડળી આકાશથી પૃથ્વીઉપર આવતાં મુનિઓથી ભરપૂર દશરથરાજાની સભા ઉભી થઇ.[૧૩] પરસ્પર મિશ્રિત થએલી અંગોની કાંતિઓથી દશે દિશાઓને શોભાવતા, હાથમાં વાંસની લાકડીઓને ધરનારા, શિખામાં દૂર્વાના અંકુરોને ધરનારા, કાંડાંઓમાં રૂદ્રાક્ષની માળારૂપ કંકણોવાળા, ચીરવલ્કલ તથા માળાઓથી વીંટાએલા અને જેઓના મેખલાના પાશ હાલતા હતા એવા એ મિશ્રિત થએલા આકાશગામી અને ભૂમિગામી લોકો શોભવા લાગ્યા. એઓમાં કેટલાએકે હાથમાં વિનોદને વાસ્તે કમળો ધર્યાં હતાં, કેટલાએકે કેશપાશમાં ચૂડામણિ ધર્યા હતા, કેટલાએક જટાજૂટોથી પીંગળા લાગતા હતા, કેટલાએકે માથાના અગ્રભાગમાં માળાઓ વીંટી હતી, કેટલાએકે મલ્લિકાનાં ફુલનાં કંકણ પહેર્યાં હતાં, કેટલાએકે રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં અને કેટલાએકના ગળામાં મોતીની માળાઓ લટકતી હતી.[૧૪-૧૭] વસિષ્ઠે અને વિશ્વામિત્રે એ આકાશગામી સઘળા લોકોની અનુક્રમે અર્ધ્યો, પાદ્યો અને વચનોથી પૂજા કરી અને તે આકાશગામીઓએ પણ અર્ધ્યો, પાદ્યો તથા વચનોથી પ્રેમપૂર્વક વસિષ્ઠ તથા વિશ્વામિત્રની પૂજા કરી.[૧૮.૧૯] દશરથરાજાએ સર્વે પ્રકારના આદરથી તે સિદ્ધલોકોની પૂજા કરી અને તે સિદ્ધલોકોએ પણ કુશળ પૂછવાસહિત તે સમયને યોગ્ય વાતોથી દશરથરાજાની પૂજા કરી.[૨૦] પ્રીતિને ઘટે તેવા તે સમારંભોથી જેઓને અન્યોન્ય સત્કાર મળ્યો એવા તે આકાશગામી અને ભૂમિગામી લોકો આસનોપર યોગ્યરીતે બેઠા.[૨૧] પ્રણામ કરીને આગળ ઉભેલા રામનો તેઓએ વચનોથી, ચારેબાજુ પુષ્પ વૃષ્ટિથી અને પ્રશંસાથી સત્કાર કર્યો.[૨૨] રાજ્યલક્ષ્મીથી અત્યંત દીપતા રામ તેઓના મધ્યમાં બેઠા. વિશ્વામિત્ર, વસિષ્ઠ, વામદેવ, મંત્રિઓ, નારદ, દેવપુત્ર, મુનિઓમાં ઉત્તમ વ્યાસ, મરીચિ, દુર્વાસા, બૃહસ્પતિ, ક્રતુ, પુલસ્ત્ય, શરલોમા, વાત્સ્યાયન, ભરદ્વાજ, વાલ્મીકિ, ઉદ્દાલક, ઋચીક, શર્યાતિ, ચ્યવન અને બીજા પણ વેદ તથા વેદનાં અંગોના પાર પામેલા, આત્માના તત્ત્વને જાણનારા અને ઉદાર ચિત્તવાળા મુખ્ય મુખ્ય લોકો રામની પાસેજ બેઠા.[૨૩.૨૭] વિધિપૂર્વક અંગોસહિત

વેદને ભણનારા એ નારદાદિ લોકો, વસિષ્ઠ અને વિશ્વામિત્ર એઓએ, વિનયથી મુખ નમાવીને બેઠેલા રામનાં વચનોવિષે નીચે પ્રમાણે કહ્યું:[૨૮] "અહો ! આ કુમારે ઉત્તમ ગુણોથી શોભનારી, પરમ ઉદાર અને વૈરાગ્યરૂપ રસથી ભરેલી અદ્‌ભુત વાણી કહી.[૨૯] આ રામે કહેલું વચન કે જે તત્ત્વના બોધવાળું છે, યોગ્ય છે, સ્ફુટ અર્થવાળું છે, ઉદાર છે, પ્રિય લાગે એવું છે, મહાત્માપણાને જણાવનાર છે, ચિત્તની ચંચળતાને લીધે થતા દોષોથી રહિત છે, સ્પષ્ટ અક્ષરોવાળું છે, સ્પષ્ટ પદોવાળું છે, અબાધિત અર્થવાળું છે, હિતકારી છે, ઉચ્ચારણના દોષોથી રહિત છે, સંતોષભરેલું છે અને જેમાં બોલવાના વિષયો નિશ્ચયપૂર્વક સ્થપાએલા છે તે, કોને વિસ્મય ઉત્પન્ન ન કરે ?[૩૦,૩૧] સેંકડો માણસો ભેગાં થયાં હોય તેમાં કોઈ એકાદ માણસની વાણીજ સર્વ અંશોમાં ઉત્તમ ચમત્કારવાળી અને ધારેલા વિષયોને પરાયા મનમાં યથાર્થ રીતે ઉતારવામાં સમર્થ હોય છે.[૩૨] હે કુમાર ! વિવેકરૂપ ફળથી શોભનારી સૂક્ષ્મ બુદ્ધિરૂપ વિસ્તીર્ણ લતા તમારા વિના આવી રીતે બીજા કોની પ્રફુલ્લિત થાય ? કોઈની પણ થાય નહિ.[૩૩] રામની પેઠે જેના હૃદયમાં સાધારણ પ્રકાશ કરનારી બુદ્ધિરૂપ દીવાની શિખા હોય તેજ પુરૂષ કહેવાય છે.[૩૪] રૂધિર, માંસ અને હાડકાંઓથી બનેલાં યંત્રોરૂપ ઘણાં ઘણાં માણસો ખાવા–પીવા આદિથી જગતના પદાર્થોને બગાડે છે પણ તેઓમાં બુદ્ધિમાન પુરૂષ બહુજ દુર્લભ છે.[૩૫] જેઓ મોહને લીધે જન્મ, મરણ તથા જરાસંબંધી દુઃખોવાળા સંસારમાં વારંવાર પડ્યા કરે છે પણ વિચાર કરતા નથી તેઓને પશુજ સમજવા જોઇએ.[૩૬] ઘણાં ઘણાં મનુષ્યોમાં કામ–ક્રોધાદિનું મર્દન કરનાર આ રામજેવો નિર્મળ અંતઃકરણવાળો અને આગળ–પાછળના વિચાર કરવામાં પ્રૌઢતા ધરાવનારો પુરૂષ માંડ માંડ કોઈ સ્થળમાં કોઈ એકાદજ જોવામાં આવે છે.[૩૭] જેમ સર્વોત્તમ ફળવાળાં અને સુંદર રૂપવાળાં આંબાનાં વૃક્ષો જગતમાં થોડાંજ હોય છે, તેમ આત્મસાક્ષાત્કારરૂપી ફળવાળા અને સુશોભિત શરીરવાળા ભવ્ય પુરૂષો જગતમાં થોડાજ હોય છે.[૩૮] આ માન્ય બુદ્ધિવાળા રામમાં પરિપૂર્ણરીતે જગતની રીતભાતોના અવલોકનવાળી અને સ્વાભાવિક વિવેકથી થએલી આ ચમત્કૃતિ બાલ્યાવસ્થામાંજ જોવામાં આવે છે એ આશ્ચર્ય છે.[૩૯] રૂપાળાં, જેઓના ઉપર સહેજ ચ્હડી શકાય એવા અને ફળો તથા પલ્લવોથી શોભનારાં વૃક્ષો દેશોદેશમાં થાય છે પણ ચંદનનાં વૃક્ષો દેશોદેશમાં થતાં નથી.[૪૦] ફળો અને પલ્લવોવાળાં વૃક્ષો પ્રત્યેક વનમાં સર્વદા મળે છે પણ અપૂર્વ ચમત્કારવાળું લવિંગનું ઝાડ સર્વદા સહેજરીતે મળતું નથી.[૪૧] ચંદ્રમામાંથી શીતલ ચાંદનીની પેઠે, ઉત્તમ વૃક્ષમાંથી સુંદર મંજરીની પેઠે અને પુષ્પમાંથી પરિમળની પંક્તિની પેઠે રામમાંથી પ્રકટ થએલી ચમત્કૃતિ આજ જોવામાં આવી.[૪૨] હે ઉત્તમ બ્રાહ્મણો ! આ દુષ્ટ સંસાર કે જે અત્યંત ભુંડાઈવાળા દૈવની રચનાથી બનેલો છે તેમાં વિવેકથી આત્મપ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે.[૪૩] જેઓ પોતાની બુદ્ધિના સ્વાભાવિક વિચારથી આત્મલાભ મેળવવાનો યત્ન કરે છે તેઓજ યશના ભંડારરૂપ છે, તેઓજ ભાગ્યશાળી છે, તેઓજ સત્પુરૂષોના અગ્રમાં ગણવાયોગ્ય છે અને તેઓજ સર્વ પુરૂષોમાં ઉત્તમ છે.[૪૪] અમો ધારીએ છીએ કે રામજેવો વિવેકી અને ઉદાર મનવાળો બીજો કોઇ પુરૂષ લોકોમાં હમણાં ક્યાંય નથી, આગળ

જોવામાં આવ્યો નથી અને હવે પછી થવાનો નથી.[૪૫] હે મુનિઓ ! રામનું ચિત્ત કે જે સર્વ લોકોને અનેક પ્રકારના પ્રૌઢ વિચારોથી આનંદ આપનાર છે તેનો મનોરથ જો આપણામાંથી સિદ્ધ ન થાય તો પછી સ્ફુટ રીતે આપણેજ મૂર્ખ છીએ એમ સમજવું જોઇએ."[૪૬]

सकललोकचमत्कृतिकारिणोऽप्यभिमतं यदि राघवचेतसः ॥
फलति नो तदिमे वयमेव हि स्फुटतरं मुनयो हतबुद्धयः ॥ ४६ ॥

શ્રીમદ્ યો૦ મહા૦ વૈરાગ્યપ્રકરણનો 'નભશ્ચરમહીચરસંમેલન' નામનો તેત્રીસમો§ સર્ગ સંપૂર્ણ.૩૩.




§ શિષ્યના સત્ય વિચારને ગુરૂજનો પણ વખાણે છે, ને તેનું હિત સાધી આપવા શુદ્ધભાવથી પ્રવૃત્ત થાય છે, એમ સર્ગના પાછળના ભાગથી સ્પષ્ટ સમજાય છે.

# श्रीमद्योगवासिष्ठ

## महारामायण

## २-मुमुक्षु प्रकरण



# श्रीमद् योगवासिष्ठ

## महारामायण

## २-मुमुक्षु प्रकरण

### सर्ग १ लो* જનકરાજાના વચનથી શુકદેવને વિશ્રામ

**वाल्मीकिरुवाच । इति नादेन महता वचस्युक्ते सभागतैः ॥**
**। राममग्रगतं मीत्या विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે સભાના લોકો મ્હોટા નાદથી વચનો બોલતા હતા તે સમયમાં વિશ્વામિત્રે આગળ બેઠેલા અને બ્રહ્મવિદ્યાના અધિકારવાળા રામચંદ્રજીને પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું.[1]

વિશ્વામિત્ર કહે છેઃ—હે રામ ! હે જ્ઞાનીઓમાં ઉત્તમ ! તમારે જાણવાનું બીજું કાંઇ રહ્યું નથી. તમે તમારી સૂક્ષ્મબુદ્ધિથી સઘળું જાણી ચૂક્યાજ છો.[2] તમારૂં બુદ્ધિરૂપી દર્પણ કે જે સર્વદા સ્વાભાવિક રીતેજ નિર્મળ છે તેમાં ઉપરથી થોડુંક માર્જન ( સાફ કરીને સ્વચ્છતા ) કરવાનીજ અપેક્ષા છે.[3] મહાત્મા વેદવ્યાસજીના પુત્ર શુકદેવજીની બુદ્ધિની પેઠે તમારી બુદ્ધિ, જે જાણવાનું છે તેને જાણી ચૂકી છે, તોપણ માત્ર અંદર વિશ્રામ મળવાની અપેક્ષા કરે છે.[4]

રામ કહે છેઃ—હે મહામુનિ ! મહાત્મા વેદવ્યાસજીના પુત્ર શુકદેવજીની બુદ્ધિ, તત્ત્વ જાણી શકાય એવું છતાં પણ પ્રથમ કેમ વિશ્રામયુક્ત થઈ ન હતી અને પાછળથી કેમ વિશ્રામયુક્ત થઈ હતી ?[5]

વિશ્વામિત્ર કહે છેઃ—હે રામ ! આ શુકદેવજીનો વૃત્તાંત કે જે તમારા પોતાના વૃત્તાંત જેવોજ છે અને મોક્ષના કારણરૂપ છે તે કહું છું, સાંભળો.[6] આંજણના પર્વતસરખી કાંતિવાળા અને સૂર્યજેવા તેજસ્વી આ વેદવ્યાસ કે જે તમારા પિતાને પડખે સુવર્ણના આસનપર બેઠેલા છે તેમના મહાવિદ્વાન, દેહધારી યક્ષજેવા, ચંદ્રસરખા મુખવાળા

---

* આ પહેલા સર્ગમાં જે પોતાના વિચારથી સમજાયું હતુ તેજ પિતાએ પણ કહેતાં તે વિષે અવિશ્વાસ પામેલા શુકદેવજી જનકરાજાના વચનથી તત્ત્વમાં વિશ્રામ પામ્યા; એ કથા કહેવાશે.

અને સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ "શુકદેવજી" નામે પુત્ર હતા.[૭,૮] એ શુકદેવજી મનમાં આ જગતની સ્થિતિનો અત્યંત વિચાર કરતા હતા, ત્યાં તેમને પણ તમારી પેઠેજ આવો વિવેક ઉત્પન્ન થયો હતો.[૯] પછી એ મ્હોટા મનવાળા શુકદેવજી પોતાની મેળેજ પોતાના વિવેકથી લાંબા કાળસુધી વિચાર કરીને જે સત્ય અને સુંદર વસ્તુ છે તેને પ્રાપ્ત થયા હતા.[૧૦] એમને પોતાની મેળેજ પરમવસ્તુ પ્રાપ્ત થયા છતાં પણ મનમાં વિશ્રામ મળ્યો નહિ હતો અને "જે પરમ વસ્તુ છે તે આજ છે" એવો વિશ્વાસ આવ્યો ન હતો.[૧૧] જેમ બપૈયો માવઠાંની ધારાઓથી વિરામ પામે છે તેમ એમનું ચિત્ત અત્યંત દુઃખ દેનારા વિષયોથી વિરામ પામ્યું હતું અને ચપળતાવગરનું થયું હતું.[૧૨] એક દિવસે નિર્મળ બુદ્ધિવાળા એ શુકદેવજીએ મેરૂ પર્વતમાં એકાંતે બેઠેલા પોતાના પિતા વેદવ્યાસજીને ભક્તિથી પૂછ્યું કેઃ "હે મુનિ ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે અને કોને ઉત્પન્ન કર્યો છે તથા કેવડોક છે અને ક્યારે શાંત થાય છે ?"[૧૩,૧૪] એ પ્રમાણે શુકદેવજીએ પૂછતાં સ્વરૂપને જાણનારા વેદવ્યાસે જે કાંઇ નિર્મળ ઉપદેશ કરવાનો હતો તે સઘળો યથાર્થરીતે તેમને કર્યો પણ "અરે ! આ તો હું પ્રથમથીજ જાણતો હતો" એમ સમજી એ વાતમાં કાંઈ અપૂર્વ નહિ જાણીને શુકદેવજીએ શુભ બુદ્ધિથી તે વાક્યને સંતોષકારક માન્યું નહિ.*[૧૫,૧૬] આ પ્રમાણે થતાં વ્યાસજીએ પુત્રનો એવો અભિપ્રાય જાણીને ફરીવાર તેમને કહ્યું કેઃ "જે જાણવાનું છે તેને હું યથાર્થરીતે જાણતો નથી.×[૧૭] યથાર્થરીતે તો પૃથ્વી ઉપર જે જનકરાજા છે તે જાણે છે માટે તેમની પાસેથી સઘળું સમજો."[૧૮] આ પ્રમાણે પિતાનાં વચન સાંભળી શુકદેવજી મેરૂપર્વતમાંથી પૃથ્વીપર જઇને, જનકરાજાએ સારી રીતે પાળેલી મિથિલાનગરીમાં ગયા.[૧૯] દ્વારપાળોએ "વ્યાસજીના પુત્ર શુકદેવજી દ્વારમાં આવીને ઉભા છે."[૨૦] એમ મહાત્મા જનકરાજાને નિવેદન કરતાં શુકદેવજીની પરીક્ષા લેવાસારૂ અવજ્ઞાથી "ભલે ઉભો" એટલું બોલીને જનકરાજા સાત દિવસ સુધી ચૂપ રહ્યા અને પછી આઠમે દિવસે દરબારમાં આવવાની આજ્ઞા કરી.[૨૧] ઉત્સુક મનવાળા શુકદેવજી દરબારમાં આવીને પણ સાત દિવસ સુધી એમને એમ રહ્યા,[૨૨] ત્યારે આઠમે દિવસે તેમને પોતાના અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો. "જ્યાંસુધી ભોજનઆદિથી તમારૂં પૂજન થયું નથી ત્યાંસુધી રાજાનો મિલાપ નહિ થાય."[૨૩] એમ કહેવરાવીને જનકરાજાએ ચંદ્રસરખા મુખવાળા તે શુકદેવજીને સાત દિવસ સુધી યુવાનીના મદવાળી કામાતુર સ્ત્રીઓથી, ભોજનોથી તથા બીજા પણ ભોગવવાના અનેક પદાર્થોથી લલચાવી જોયા.[૨૪] જેમ મંદ મંદ પવનો દૃઢ મૂળવાળા પર્વતને ચલાયમાન કરી શકે નહિ, તેમ તે વૈભવો અને તે દુઃખો શુકદેવજીના મનને ચલાયમાન કરી શક્યાં નહિ.+[૨૫] આનંદથી ભરપૂર મનવાળા,

---

* કોઈ વાત યથાર્થ હોય તોપણ વક્તાની સાથેના રક્તના સંબંધને લીધે શ્રોતાને તે વાત યથાર્થ પ્રતીત થતી નથી, તે રક્તના સંબંધ વિનાનાએ કહેલી તેજ વાત યથાર્થ પ્રતીત થાય છે, એમ શ્રીવ્યાસજીનાં વચનો શુકદેવજીને સત્ય પ્રતીત ન થયાં, ને જનકરાજાનાં વચનો તેમને સત્ય પ્રતીત થયાં તેથી જણાય છે.

× તમારી દ્રષ્ટિએ એ શબ્દો અધ્યાહાર સમજવા.

+ નિરભિમાનપણાવિના, ને વૈરાગ્યવિના તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ન થાય, માટે રાજાએ શુકદેવજીની તે બંને વિષયમાં પરીક્ષા કરી છે.

સ્વસ્થ અને સુખ–દુઃખાદિમાં સમબુદ્ધિવાળા શુકદેવજી કાંઈ પણ ભાષણઆદિ નહિ કરતાં પૂનમના ચંદ્રની પેઠે કેવળ નિર્મળપણું રાખીનેજ ત્યાં ઉભા રહ્યા.[૨૬] એ પ્રમાણે સ્વભાવની પરીક્ષા લીધા પછી તે જનકરાજાએ પ્રસન્નતાવાળા શુકદેવજીને પોતાની પાસે બોલાવી, દર્શન કરી "ભલે આવ્યા" એમ કહીને તથા પ્રણામ કરીને તુરત કહ્યું કેઃ "હે કૃતાર્થ! હે પૂર્ણકામ! તમારી શી ઈચ્છા છે?"[૨૭,૨૮]

શુકદેવજી કહે છેઃ—હે ગુરૂ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે અને કેવી રીતે શાંત થાય? એ વિષય મને તુરત યથાર્થ રીતે કહો.[૨૯]

વિશ્વામિત્ર કહે છેઃ—એ પ્રમાણે શુકદેવજીએ પૂછતાં પ્રથમ તેમના પિતા વ્યાસજીએ તેમને જે કહ્યું હતું તેજ તે સમયે જનકરાજાએ કહ્યું.[૩૦]

શુકદેવજી પૂછે છેઃ—હે સમજાવનારાઓમાં ઉત્તમ! આ વિષય મ્હેં પ્રથમજ પોતાની મેળે વિવેકથી જાણ્યો હતો, પિતાજીને પૂછતાં તેમણે પણ મને એમજ કહ્યું હતું, તમે પણ એજ વિષય કહ્યો અને શાસ્ત્રોમાં પણ એજ વાક્યાર્થ જોવામાં આવે છે.[૩૧,૩૨] આ દુષ્ટ અને સારવગરનો સંસાર અંતઃકરણથી ઉત્પન્ન થયો છે અને અંતઃકરણનો ક્ષય થાય ત્યારે ક્ષય પામે છે એમ તત્ત્વવેત્તાઓનો નિશ્ચય છે.[૩૩] હે વીર! આ પ્રમાણે મ્હેં જે જાણ્યું છે તેજ સાચું હોય તો મને નિઃસંદેહ રીતે કહો કે જેથી હું તમારા વચન ઉપર વિશ્વાસ રાખીને વિશ્રામ પામું. મ્હારૂં ચિત્ત અવિશ્વાસથી ચારે બાજુ ભમ્યા કરે છે.[૩૪]

જનકરાજા કહે છેઃ—હે મુનિ! આથી અધિક બીજું કાંઈ પણ નિશ્ચય કરવાનું નથી. જે નિશ્ચય કરવાનું છે તે તમે પોતાની મેળેજ જાણ્યું છે અને વળી ગુરૂના મુખથી પણ સાંભળ્યું છે.[૩૫] અખંડ ચૈતન્યરૂપ આત્મા એકજ છે. એ વિના બીજું કાંઈ છેજ નહિ. એ આત્મા પોતાના સંકલ્પને લીધેજ બંધાયો છે અને સંકલ્પરહિત થાય તો મુક્તજ છે.[૩૬] જે જાણવાનું છે તે તમે પ્રથમથીજ જાણેલું છે કે જેને લીધે તમે કે જે ઉદાર મનવાળા છો તેમને ભોગ ભોગવ્યા પહેલાંજ આ દશામાં સઘળા દૃશ્ય પદાર્થોથી વૈરાગ્ય થએલ છે.[૩૭] હે બાળક છતાં પણ વિષયોનો ત્યાગ કરવામાં વીરતા ધરાવનારા શુકદેવજી! વિષયો કે જેઓ લાંબા રોગો જેવા છે તેઓમાંથી તમારી બુદ્ધિ વિરામ પામી છે તો હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો?[૩૮] જેવી તમને પૂર્ણતા પ્રાપ્ત થઈ છે તેવી પૂર્ણતા, તમારા પિતા વ્યાસજી કે જે સઘળાં જ્ઞાનોના મ્હોટા ભંડારરૂપ છે અને ભારે તપ કર્યા કરે છે તેમને પણ પ્રાપ્ત થઈ નથી.[૩૯] તમે કે જે વ્યાસના પુત્ર છો તે મ્હારા શિષ્ય થયા તેથી હું વ્યાસથી અધિકજ છું પરંતુ વૈરાગ્યની સ્થિતિમાં મ્હારા કરતાં પણ તમે અધિક છો.[૪૦] તમે કે જે પૂર્ણ ચિત્તવાળા છો તેમણે મેળવવાની સઘળી વસ્તુ મેળવી લીધી છે. હે મહારાજ! તમે બહારના વિષયોમાં પડ્યાજ નથી અને મુક્ત છો માટે ભ્રાંતિ છોડી દો.[૪૧]

વિશ્વામિત્ર કહે છેઃ—આ પ્રમાણે મહાત્મા જનકરાજાએ ઉપદેશ કર્યો ત્યારથી શુકદેવજી દૃશ્યપદાર્થોથી રહિત પરમ વસ્તુમાંજ રહેવા લાગ્યા.[૪૨] શોકથી, ભયથી તથા પરિશ્રમથી રાહત થએલા, તૃષ્ણારહિત અને જેનો સંશય છેદાઇ ગયો છે એવા શુકદેવજી સમાધિ કરવાને સારૂ ત્યાંથી મેરૂપર્વતના પવિત્ર શિખર ઉપર ગયા. ત્યાં દશ હજાર વર્ષ સુધી નિર્વિકલ્પ સમાધિમાં

રહીને તેલ વગરના દીવાની પેઠે પોતાના સ્વરૂપમાંજ શાંત થયા.[૪૩,૪૪] દૃશ્યપદાર્થોમાં ઉન્મુખપણું તથા તેના કારણરૂપ અજ્ઞાન ટળી જવાથી શુદ્ધ થએલા એ મહાત્મા શુકદેવજી જેમ જળનો કણ સમુદ્રમાં એકતા પામે, તેમ પોતે વાસનારહિત થઇને પવિત્ર પદરૂપ નિર્મળ સ્વરૂપમાં એકતા પામ્યા.[૪૫] **व्यपगतकलनाकलङ्कशुद्धः स्वयममलात्मनि पावने पदेऽसौ ॥ सलिलकण इवाम्बुधौ महात्मा विगलितवासनमेकतां जगाम ॥ ४५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'શુકનિર્વાણ' નામનો પહેલો સર્ગ સંપૂર્ણ. ૧**

## सर्ग २ जो* રામને ઉપદેશ આપવાનો વસિષ્ઠને ઉત્સાહ

**विश्वामित्र उवाच ॥ तस्य व्यासतनूजस्य मलमात्रोपमार्ज्जनम् ॥**
**॥ यथोपयुक्तं ते राम तावदेवोपयुज्यते ॥ १ ॥**

વિશ્વામિત્ર કહે છે:–હે રામ ! જેમ એ શુકદેવજીને માત્ર અવિશ્વાસ× દૂર કરવા જેટલોજ ઉપયોગ હતો, તેમ તમારે પણ તેટલોજ ઉપયોગ છે.[૧] હે મુનીશ્વરો ! જે જાણવાનું છે તેને રામ પરિપૂર્ણરીતે જાણી ચુક્યા છે, કારણ કે આ ઉત્તમ બુદ્ધિવાળા રામને રોગોની પેઠે ભોગો ગમતા નથી.[૨] કોઈ પણ ભોગ ગમે નહિ એજ મનમાં જ્ઞેય વસ્તુ જણાયાનું ચિહ્ન છે.[૩] જગતમાં અજ્ઞાનથી થએલો બંધ ભોગોની ભાવનાથી દૃઢ થાય છે અને ભોગોની ભાવના શાંત થવાથી શિથિલ થઈ જાય છે.[૪] હે રામ ! "વાસનાઓનું પાતળાપણું, એ સંસારથી છુટકારો છે અને પદાર્થોની વાસનાઓનું દૃઢપણું એ બંધ છે" એમ વિદ્વાનોએ કહ્યું છે.[૫] માણસોને પોતાના સ્વરૂપનું ઉપરચોંટીયું જ્ઞાન તો થોડા પરિશ્રમથી પણ થાય છે પરંતુ વૈરાગ્ય તો ઘણા પરિશ્રમથીજ થાય છે.[૬] જેણે પોતાના સ્વરૂપને યથાર્થ રીતે જાણ્યું હોય તેજ પંડિત કહેવાય છે, તેજ જાણવા યોગ્ય વસ્તુને જાણી ચુકેલો કહેવાય છે અને તેનેજ અવિદ્યાના ઉચ્છેદરૂપ ફળ મળે છે. એવા મહાત્મા પુરૂષને પરિશ્રમ કર્યા વગર પણ ભોગો-ઉપર અરૂચિરૂપ વૈરાગ્ય થાય છે.[૭] જેને પૃથ્વીમાં યશઆદિની ઈચ્છારૂપ કારણો વિનાજ ભોગો ઉપર અરૂચિ થાય તે જીવન્મુક્ત કહેવાય છે.[૮] પરમતત્ત્વને જાણવામાં જેટલી જેટલી ન્યૂનતા હોય તેટલી તેટલી વૈરાગ્યની ન્યૂનતા રહે છે. પરમતત્ત્વને જાણ્યું ન હોય તો, જેમ નિર્જળ દેશમાં લતા થતી, નથી તેમ ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થતું નથી.[૯] રામને રમણીય વિષયોમાં પણ આસક્તિ થતી નથી એટલા ઉપરથી એમને પરમતત્ત્વને જાણી ચુકેલા સમજવા જોઇએ.[૧૦] હે મુનીશ્વરો ! રામ પોતાના મનમાં જે જાણે છે તેજ સદ્વસ્તુ, છે એમ જો મહાત્માના મુખથી તેમના સાંભળવામાં આવે તો તેમના ચિત્તને શાંતિ મળ્યા વિના રહેજ નહિ.[૧૧] જેમ શરદ્ઋતુની શોભા કેવળ આકાશના નિર્મળપણાનીજ અપેક્ષા રાખે છે, તેમ રામની બુદ્ધિ દ્વૈતનો નિરાસ કરીને કેવળ ચૈતન્યરૂપે રહેવાનીજ અપેક્ષા કરે છે.[૧૨] આ પ્રમાણે

* આ બીજા સર્ગમાં રામને ઉપદેશ આપવા સારૂ વિશ્વામિત્રે પ્રાર્થના કરવાથી વસિષ્ઠને તે વિષે ઉત્સાહ થયાની કથા કહેવાશે.

× અવિશ્વાસ સત્યને સત્યરૂપે પ્રતીત થવા દેતો નથી, માટે મુમુક્ષુએ એ અવિશ્વાસને સુદૃઢ વિશ્વાસ વડે દૂર કરવો જોઇએ.

છે તો હવે આ મહાત્મા રામના ચિત્તને વિશ્રાંતિ આપવાસારૂ શ્રીમાન વસિષ્ઠમુનિએ આ વિષયમાં યુક્તિ કહેવી યોગ્ય છે,[૧૩] કારણકે વસિષ્ઠમુનિજ સઘળા રઘુવંશી ક્ષત્રિયોના કુળગુરૂ છે, સર્વદા નિયંતા છે, સર્વજ્ઞ છે, સર્વના સાક્ષી છે અને નિર્મળ રીતે ત્રણે કાળને જાણનારા છે.[૧૪] હે વસિષ્ઠમુનિ ! આપણા વચ્ચે જે વૈર હતું તેને શાંત કરવાસારૂ અને મ્હોટી બુદ્ધિવાળા મુનિઓનું કલ્યાણ કરવાસારૂ ' દેવદારૂ ' નામના વૃક્ષોથી ઘેરાએલા નિષધાચળના શિખરમાં સાક્ષાત્ બ્રહ્માએ જે જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો તે જ્ઞાનનું તમને સ્મરણ છે ?[૧૫,૧૬] જેમ સૂર્યથી રાત્રિ ટળી જાય છે, તેમ યુક્તિઓથી ભરેલા એ જ્ઞાનથી આ સંસારસંબંધી વાસના ટળીજ જાય એમાં સંશય નથી.[૧૭] હે મહારાજ ! એ યુક્તિઓવાળા જ્ઞાનનો તમે આ તમારા શિષ્ય રામને ઉપદેશ કરો કે જેથી તુરત એમને વિશ્રાંતિ મળશે.[૧૮] રામ નિર્દોષ છે એટલા માટે એમને સમજાવવામાં ઘણો પરિશ્રમ પડે એમ નથી. નિર્મળ અરીસામાં મુખનું પ્રતિબિંબ પરિશ્રમ કર્યા વગરજ પડે છે.[૧૯] હે સુપાત્ર મુનિ ! વૈરાગ્યવાળા સારા શિષ્યને ઉપદેશ કરવો એજ બખાણવા યોગ્ય ડહાપણ છે અને એજ શાસ્ત્રાર્થ સમજવાની તથા જ્ઞાનની સફળતા છે.[૨૦] ઉપદેશ આપવાને અયોગ્ય અને વૈરાગ્ય વગરના માણસને જો કાંઈ ઉપદેશ કરવામાં આવે તો, જેમ કૂતરાના ચામડામાં ગાયનું દૂધ અપવિત્ર થાય છે, તેમ તે ઉપદેશ અપવિત્ર થઈ જાય છે.[૨૧] રાગથી, ભયથી, ક્રોધથી તથા માનથી રહિત આપના જેવા મહાત્મા પુરૂષો ઉપદેશ કરે તો તુરતજ બુદ્ધિને વિશ્રાંતિ મળ્યા વિના રહે નહિ.[૨૨]

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે વિશ્વામિત્રે ભાષણ કરતાં વ્યાસ અને નારદઆદિ સઘળા મુનિઓએ “ બહુ સારૂં, બહુ સારૂં ” એમ કહીને તેમની વાતને ઉત્તેજન આપ્યું.[૨૩] પછી રાજાના પડખામાં બેઠેલા, બ્રહ્માના પુત્ર અને બ્રહ્માના જેવાજ મહાતેજસ્વી મહાત્મા વસિષ્ઠમુનિ નીચે પ્રમાણે બોલ્યા.[૨૪]

વસિષ્ઠ કહે છેઃ—હે મુનિ ! આપ મને જે કામની આજ્ઞા કરો છો તે કામ હું કોઈ જાતનો વાંધો લીધાવગર કરવાને સજ્જ છું. કયો પુરૂષ પોતે સમર્થ છતાં પણ મહાત્માઓના વચનનું ઉલ્લંઘન કરવાને સમર્થ થાય ?[૨૫] જેમ માણસ દીવાથી રાત્રિના અંધારાને મટાડે છે તેમ હું રામઆદિ રાજકુમારોના મનના અજ્ઞાનને જ્ઞાનથી તુરત મટાડીશ.[૨૬] પૂર્વે નિષધાચળમાં સંસારરૂપી ભ્રાંતિને ટાળવાસારૂ બ્રહ્માએ જે જ્ઞાન કહ્યું હતું તેનું સંપૂર્ણરીતે મને અખંડિત સ્મરણ છે.[૨૭]

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે બોલીને જેણે સઘળી રીતની ઉપદેશ આપવાની સજ્જતા કરવાથી વક્તાપણાનું તેજ મેળવ્યું એવા એ મહાત્મા વસિષ્ઠે સર્વનું અજ્ઞાન ટાળવાસારૂ મુખ્યત્વે કરી પરમપદને જણાવનારૂં શાસ્ત્ર નીચે પ્રમાણે કહ્યું.[૨૮]

**वाल्मीकिरुवाच ॥ इति निगदितवान्स महात्मा परिकरबंधगृहीतवक्तृतेजाः ॥**
**अकथयदिदमज्ञतोपशान्त्यै परमपदैकविबोधनं वसिष्ठः ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો “વિશ્વામિત્રવાક્ય” નામનો બીજો સર્ગ સંપૂર્ણ. ૨**

## सर्ग ३ जो* પરમાત્મામાં જગતનો આરોપ અને અપવાદ

**वसिष्ठ उवाच। पूर्वमुक्तं भगवता यज्ज्ञानं पद्मजन्मना ॥**
**सर्गादौ लोकशान्त्यर्थं तदिदं कथयाम्यहम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–પૂર્વે સૃષ્ટિના આરંભમાં સઘળાઓનાં સંસારરૂપી દુઃખોને શાંત કરવાસારૂ બ્રહ્માએ જે જ્ઞાન કહ્યું હતું તે જ્ઞાન હું કહી સંભળાવું છું.[1]

રામ પૂછે છેઃ–હે મહારાજ ! વિસ્તારથી ભરેલો મોક્ષનો ગ્રંથ પછી કહો પણ પ્રથમ આ ઘડીએ મ્હારા મનમાં જે સંશય ઉત્પન્ન થયો છે તેનું નિવારણ કરો.[2] વેદવ્યાસજી કે જે શુકદેવજીના પિતા, ગુરૂ, સર્વજ્ઞ અને મ્હોટી બુદ્ધિવાળા છે તે વિદેહમુક્ત કેમ ન થયા અને એમના પુત્ર શુકદેવજી વિદેહમુક્ત કેમ થયા ?[3]

વસિષ્ઠ કહે છેઃ–પરમાત્મારૂપ ચૈતન્યપ્રકાશની અંદર જે અનંતકોટિ બ્રહ્માંડોરૂપ ત્રસરેણુઓ× દેખાઇ દેખાઇને લીન થઇ ગયાં છે તેઓની સંખ્યા કરી શકાતી નથી.[4] વર્તમાન કાળમાં પણ એ પ્રકાશની અંદર જે કરોડો બ્રહ્માંડો છે તેઓમાંના અમુક ભાગની કોઈ પ્રકારની સંખ્યા પણ કોઈથી કરી શકાય એમ નથી.[5] એજ પરમાત્મારૂપી સમુદ્રમાં હવે પછી જે બ્રહ્માંડોરૂપી તરંગો ઉત્પન્ન થશે તેઓની સંખ્યા કરવાની તો કશી વાત પણ કહી શકાય એમ નથી. ( જ્યારે બ્રહ્માંડો અસંખ્યાત ઉત્પન્ન થાય છે ત્યારે વ્યાસાદિક અસંખ્યાત ઉત્પન્ન થાય તેમાં તો આશ્ચર્યજ શું ? )[6]

રામ કહે છેઃ–જો કે વર્ત્તમાનકાળનાં બ્રહ્માંડો પણ અસંખ્યાત છે તોપણ ભૂતકાળનાં અને ભવિષ્યકાળનાં બ્રહ્માંડો કરતાં ઓછાં છે માટે ભૂત–ભવિષ્યની પંક્તિમાં વર્ત્તમાન બ્રહ્માંડોને મૂકવાં યોગ્ય નથી એ મ્હારા સમજવામાં આવ્યું અને તે ઉપરથી આપે બ્રહ્માંડોની કલ્પનાના અધિષ્ઠાનરૂપ એક ચૈતન્યરૂપ આત્મતત્ત્વ દેખાડયું તે પણ મ્હારા જાણવામાં આવ્યું.[7]

વસિષ્ઠ કહે છેઃ–પશુ, પક્ષી, મનુષ્ય અને દેવઆદિ પ્રાણીઓના સમૂહમાં જે પ્રાણી જે પ્રદેશમાં જ્યારે મરી જાય છે તે પ્રાણી તેજ પ્રદેશમાં ત્યારેજ આ બ્રહ્માંડને દેખે છે, પણ બીજા પ્રદેશમાં અથવા ઘણે કાળે દેખે એમ નથી.[8] આ ચિત્તરૂપી લિંગશરીર કે જેનું નામ 'આતિવાહિક' છે તેથી પોતાના હૃદયની અંદર સૂક્ષ્મ આકાશમાંજ ભ્રાંતિને લીધેજ આ વાસનામય બ્રહ્માંડને દેખે છે અને અનુક્રમે વાસનાથી થતાં તે તે શરીરોનો અનુભવ કરે છે, વાસ્તવિક રીતે તો આત્મા નિર્લેપ છે અને જન્મઆદિ વિકારોથી રહિત છે.[9] એ પ્રમાણેજ કરોડો પ્રાણીઓ મરી ગયાં છે, મરે છે અને મરી જશે. મરવાના સમયમાં દૃશ્ય પદાર્થો જે વાસનામાં લય પામ્યા હોય છે તે વાસનાના અનુસારથી પાછા જૂદાજૂદા પ્રકટ થાય છે.[10] આ જગતની પરંપરા માનસિકપૂજામાં મનથી બનાવેલા રત્નમય મંદિરજેવી છે, મનથી કલ્પેલા રાજ્યના વિલાસજેવી છે, ઇંદ્રિજાળોની પંક્તિજેવી છે, સાંભળેલી વાતના પ્રતિભાસજેવી છે, વાયુના રોગથી થતા ભૂકંપના ભ્રમજેવી છે, બાળકને બ્હીવરાવવાસારૂ કલ્પેલા

* આ ત્રીજા સર્ગમાં પરમાત્માની અંદર જગતનો આરોપ કરીને અપવાદ કરવામાં આવશે.

× છ પરમાણુઓ મળે ત્યારે એક ત્રસરેણુ કહેવાય છે. બારીમાંથી અગર છાપરામાંથી ઘરમાં પ્રકાશ પડતો હોય તેમાં જે રજકણો ઉડતાં પ્રતીત થાય છે તેમાંનું ન્હાનું રજકણ ત્રસરેણુ કહેવાય છે.

પિશાચજેવી છે, નિર્મળ આકાશમાં કલ્પેલી મોતીની પંક્તિજેવી છે, વહાણ ચાલતાં તેમાં બેઠેલાઓને દેખાતી કાંઠાના વૃક્ષોની ગતિજેવી છે, સ્વપ્નમાં દેખવામાં આવતા નગરજેવી છે, અને સ્મરણથી કલ્પેલા આકાશપુષ્પજેવી છે. મરેલા તથા જન્મેલાં પ્રાણીઓ એવી રીતે પોતાના મનમાંજ જગતને જોયા કરે છે.[૧૧-૧૩] હૃદયાકાશમાંજ ઘણા પરિચયને લીધે દૃઢ થએલું જગત જાણે બહાર હોય અને સાચું હોય એવા પ્રકારથી દેખાય છે.[૧૪] એ હૃદયાકાશમાંજ જન્મનો, જન્મ પછીની અનેક ક્રિયાઓનો અને મરણઆદિનો અનુભવ થાય છે અને મુઆ પછી પણ તેજ હૃદયાકાશમાં તે પ્રમાણેજ પાછી પરલોકની કલ્પના થાય છે[૧૫] જેમ કેળના થંભને ઉખેડતાં એકમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું એમ અનેક છોતરાં જોવામાં આવે છે, તેમ સંસારમાં પણ એક વાસનામય દેહની અંદર બીજા વાસનામય દેહો જોવામાં આવે છે અને તે દેહોમાં વળી વાસનામય અન્ય દેહો જોવામાં આવે છે.[૧૬] મરેલાઓને કે જીવતાઓને પૃથ્વીઆદિ પંચ મહાભૂતના ગણો, કે તે તે લોકમાં ભ્રમણઆદિ કાંઈ પણ નથી તોપણ કેવળ ભ્રાંતિથી જોવામાં આવે છે.[૧૭] અનેક પ્રકારોથી ચાલતી અને ચલાયમાન થતા અનેક દેહોરૂપી તરંગોવાળી આ અવિદ્યારૂપ અપાર નદી છે કે જેને મૂઢ પુરૂષો તરી શકતા નથી.[૧૮] હે રામ ! પરમાત્મારૂપ મ્હોટા સમુદ્રમાં વારંવાર તેના તે અને બીજા પણ ઘણા ઘણા દેહોરૂપી તરંગો ઉઠયા કરે છે.[૧૯] એ તરંગોમાં કેટલાએક તરંગો કુળથી, ક્રમથી અને મનના ગુણોથી સઘળી રીતે તુલ્ય થાય છે, કેટલાએક અર્ધોઅર્ધ તુલ્ય થાય છે અને કેટલાએક અત્યંત જૂદા પ્રકારનાજ ઉત્પન્ન થાય છે.[૨૦] એઓમાં વ્યાસના દેહોરૂપી તરંગો કે જેઓ યથાયોગ્યજ જન્મથી, શાસ્ત્રઆદિના જ્ઞાનથી અને બ્રહ્મવિદ્યાથી સંયુક્ત થાય છે તેઓમાં આ વ્યાસમુનિ બત્રીસમા છે એમ હું મ્હારી ચાલતી સમજણ પ્રમાણે જાણું છું.[૨૧] એ વ્યાસોમાં બાર તો બ્રહ્મવિદ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિને પહોંચ્યા ન હતા પણ કુળથી, આકારથી તથા પોતાની રીતભાતોથી તુલ્ય હતા. દશ વ્યાસો સઘળી રીતે તુલ્ય હતા અને બાકીના વ્યાસો અન્યકુળમાં ઉત્પન્ન થયા હતા.[૨૨] હજી પણ વ્યાસ, વાલ્મીકિ, ભૃગુ, અંગિરા અને પુલસ્ત્યઆદિ અધિકારી પુરૂષો ઘણા થવાના છે કે જેઓમાં કેટલાએક પહેલાના જેવાજ થશે અને કેટલાએક તેઓથી વિલક્ષણ પણ થશે.[૨૩] મનુષ્યોના, દેવાર્ષિઓના અને દેવતાઓના ઘણા ઘણા સમૂહો કોઈ સમયે સામટા ઉત્પન્ન થાય છે તથા સામટા લય પામે છે અને કોઇ સમયે જૂદાજૂદા ઉત્પન્ન થાય છે અને જૂદાજૂદા લય પામે છે.[૨૪] બ્રહ્માના કલ્પમાં આ ત્રેતાયુગ બ્હોતેરમો છે. આવોજ ત્રેતાયુગ આગળ હતો અને હવે પછી પણ થશે. ત્રેતાયુગ, લોકો, તમે અને હું પણ એવાને એવા થઈશું અને કોઇ સમયે બીજી રીતના પણ થઈશું એ પણ હું જાણું છું.[૨૫] અદ્ભુત કર્મ કરનારા અને દીર્ઘ વિચારવાળા આ વ્યાસના શરીરમાં જે જીવ છે તેનો અનુક્રમથી આ દસમો અવતાર જોવામાં આવે છે.[૨૬] આપણે અનેકવાર વ્યાસની તથા વાલ્મીકિની સાથે જન્મ્યા હતા અને અનેકવાર અત્યંત જૂદાજૂદા કાળમાં પણ જન્મ્યા હતા.[૨૭] આપણે ઘણી ઘણીવાર શરીરથી તથા જ્ઞાનથી તુલ્ય થયા હતા, ઘણી ઘણીવાર શરીરથી અતુલ્ય તથા જ્ઞાનથી તુલ્ય થયા હતા અને ઘણી ઘણીવાર જ્ઞાનથી અતુલ્ય તથા શરીરથી તુલ્ય થયા હતા.[૨૮] હજી પણ આ વ્યાસને આઠ અવતાર ધરવાના છે અને તે અવતારોમાં તેમના

હાથથી ઇતિહાસસહિત ભારત નામના ગ્રંથ થવાના છે.[૨૯] ચાર વેદના વિભાગ કરી, તેથી કુળને પ્રખ્યાત કરી અને છેલ્લીવારે બ્રહ્માની પદવી ભોગવીને તે પછી આ વ્યાસ વિદેહમુક્તિ પામશે.[૩૦] આ વ્યાસ શોકથી તથા ભયથી રહિત છે, શાંત છે, સુખરૂપ છે, કલ્પનાઓથી રહિત છે, વશ મનવાળા છે અને જીવન્મુક્ત છે.[૩૧] પ્રાણીઓ કોઈ સમયે ધનથી, બંધુઓથી, અવસ્થાઓથી, કર્મોથી, વિદ્યાથી, વિજ્ઞાનથી તથા ચેષ્ટાઓથી પરસ્પર સરખાં થાય છે અને કોઇ સમયે કોઇ પ્રકારથી પણ પરસ્પર મળતાં ન આવે એવાં થાય છે.[૩૨] કોઇ સમયે હજારો સૃષ્ટિઓમાં તેનાં તે થાય છે અને કોઈ સમયે હજારો સૃષ્ટિઓમાં પણ તેનાં તે થતાં નથી માટે આ માયા એવી રીતે અંતવગરનીજ છે.[૩૩] જેમ ધાન્યના દાણાઓને પાલીમાં ભરી ઠલવી લઇને વળી ભરવામાં આવે તો પ્રથમ જે અનુક્રમથી પાલીમાં ગોઠવાયા હોય તે અનુક્રમથીજ પાછા ગોઠવાતા નથી, પણ ફેરફાર પામે છે; તેમ પ્રાણીઓનો સમૂહ પણ અનેક જન્મોમાં અનેક ફેરફાર પામે છે.[૩૪] પરમાત્મારૂપી સમુદ્રના વારંવાર ઉઠતા સૃષ્ટિઓરૂપી તરંગો કોઈ સમયે એવાને એવા આકારથી ગોઠવાય છે અને કોઈ સમયે જૂદાજૂદા આકારોથી પણ ગોઠવાય છે.[૩૫] આવી સૃષ્ટિઓમાં જે બ્રહ્મવેત્તા જીવન્મુક્ત હોય છે તે સમાહિત ચિત્તવાળો, ભેદની કલ્પનાઓથી રહિત, સ્વરૂપમાંજ નિષ્ઠાવાળો અને આવરણથી રહિત થઇને પરમશાંતિરૂપ અમૃતથીજ તૃપ્ત રહે છે.[૩૬] **आश्वस्तान्तःकरणः शान्तविकल्पः स्वरूपसारमयः ॥ परमशमामृततृप्तस्तिष्ठति विद्वान्निरावरणः ॥ ३६ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'ભૂયોભૂયઃસર્ગોનું વર્ણન' નામનો ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩.**

## सर्ग ४ थो* જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ

**वासिष्ठ उवाच । सौम्यान्त्वे तरङ्गत्वे सलिलस्यान्तता यथा ॥**
**समैवाब्धौ तथाऽदेहसदेहमुनिमुक्तता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જેમ સમુદ્રની અંદર સ્થિર જળમાં અને તરંગરૂપે હાલતા જળમાં જળપણું સરખુંજ છે, તેમ વિદેહમુક્તમાં અને જીવન્મુક્તમાં મુક્તિપણું સરખુંજ છે. મુક્તિ કે જે વિષયોને આધીન નથી તે ભલે વિદેહમુક્તિ હોય કે જીવન્મુક્તિ હોય પણ તેમાં કશો અંતર નથી.[૧,૨] જો જીવન્મુક્તિમાં સાચા સમજીને વિષયો ભોગવવામાં આવતા હોય તો વિદેહમુક્તિથી અંતર પડે પણ જીવન્મુક્તિમાં વિષયોને મિથ્યાભૂતજ જાણેલા હોય છે માટે તેઓ બાધક થતા નથી.[૩] આ જીવન્મુક્ત વ્યાસજીને આપણા મ્હોં આગળ આપણી કલ્પનાથીજ આપણે દેહવાળાજેવા દેખીએ છીએ પણ આપણે એમના મનના નિશ્ચયને જાણતા નથી. જીવન્મુક્ત અને વિદેહમુક્ત એઓ બન્ને બોધરૂપેજ§ રહે છે માટે તેઓમાં કશો ભેદ નથી.[૪] જેમ સ્થિરજળમાં અને તરંગરૂપે હાલતા જળમાં જળપણું એકજ છે. જેમ સ્થિર વાયુમાં અને ચાલતા વાયુમાં જરા પણ ભેદ નથી

* આ ચોથા સર્ગમાં જીવન્મુક્તિમાં તથા વિદેહમુક્તિમાં અંતરના અભાવનું વર્ણન કરીને પછી મૂળને દૃઢ કરવાને શાસ્ત્રોક્ત રીતિને અનુસરતા ઉદ્યોગને વખાણવામાં આવશે.

§ જ્ઞાનરૂપેજ.

તેમ વિદેહમુક્તમાં અને જીવન્મુક્તમાં જરા પણ ભેદ નથી.[૫] અમારી કે વ્યાસની જીવન્મુક્તિ ઉપર કે વિદેહમુક્તિ ઉપર ધ્યાન આપવાનું નથી પણ આત્માની દ્વૈતરહિતપણાથી જે એકતા છે તે ઉપરજ ધ્યાન આપવું યોગ્ય છે.[૬] એટલા માટે હે રામ ! અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર અને કાનના ભૂષણરૂપ જ્ઞાનનો હું જે ઉપદેશ કરૂં છું તેનું શ્રવણ કરો.[૭] હે રઘુનંદન ! આ સંસારમાં કાયરપણું નહિ રાખતાં સારી રીતે કરવામાં આવતા ઉદ્યોગથીજ સર્વદા સર્વ પુરૂષોને સઘળું મળે છે.[૮] શાસ્ત્રોક્ત કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થતાં તેદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થવાથી હૃદયમાં ચંદ્રના જેવું શીતળ જીવન્મુક્તિનું જે સુખ ઉદય પામે છે તે ઉદ્યોગથીજ થાય છે. બીજા કોઈથી થતું નથી.[૯] ક્રિયાથી ફળ આપનારો ઉદ્યોગ પ્રત્યક્ષ જોવામાં આવે છે પણ પ્રારબ્ધ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી; એટલામાટે પ્રારબ્ધ એ કાંઈજ નથી પણ કેવળ મોહ પામેલા આળસુલોકોએ કલ્પેલું છે.[૧૦] મહાત્માઓએ બતાવેલા માર્ગથી મનની, ઈંદ્રિયોની અને શરીરની જે ચેષ્ટા કરવામાં આવે તેનેજ સાચો ઉદ્યોગ સમજવો અને તે ઉદ્યોગજ સફળ થાય છે. શાસ્ત્રવિરૂદ્ધ રીતે જે ઉદ્યોગ કરવામાં આવે તેને તો ઉન્મત્તની ક્રિયારૂપજ સમજવો.[૧૧] જે માણસ જે વસ્તુને ઇચ્છે છે અને તેના માટે યોગ્ય ક્રમથી યત્ન કર્યા કરે છે તેને તે વસ્તુ અવશ્ય પ્રાપ્ત થાય છે, પણ જો યત્ન કરતાં અધવચથી પાછું વળવામાં ન આવે તોજ.[૧૨] કોઈ પ્રાણી હમણાં ત્રૈલોક્યના ઐશ્વર્યથી શોભી રહેલી ઇંદ્રની પદવીને પામેલો છે તે પોતાના પુરૂષાર્થથીજ પામેલો છે.[૧૩] ચૈતન્યનો કોઈ તરંગ કમળરૂપ આસનપર બેસીને બ્રહ્માની પદવીને ચલાવે છે તે પણ પોતાના પુરૂષાર્થથીજ ચલાવે છે.[૧૪] કોઇ જીવ વિષ્ણુપણાને પામેલો છે અને પોતાની ધ્વજામાં ગરૂડનું ચિહ્ન રાખે છે તે પણ પોતાના પુરૂષાર્થના પ્રભાવથીજ.[૧૫] આ સંસારમાં કોઇ પ્રાણી અર્ધા શરીરમાં સ્ત્રીથી અને મુકુટમાં અર્ધચંદ્રથી શોભી રહેલ સદાશિવ થયો છે તે પણ પોતાના ઉદ્યોગથીજ થયેલો છે.[૧૬] પૂર્વજન્મનો અને આ જન્મનો, એવી રીતે પુરૂષાર્થ બે પ્રકારનો છે; તેઓમાં આ જન્મના પુરૂષાર્થથી પૂર્વજન્મના પુરૂષાર્થને તુરત જીતી લેવાય છે.[૧૭] યત્નવાળા, દૃઢ અભ્યાસવાળા અને ઘણા ઉત્સાહવાળા અધિકારી પુરૂષો મેરૂપર્વતોને પણ ગળી જાય છે ત્યારે ઉદ્યોગી પુરૂષો પૂર્વજન્મના પ્રારબ્ધને ગળી જાય તેમાં તો શુંજ કહેવું ?[૧૮] જે ઉદ્યોગ શાસ્ત્રની રીતિને અનુસરીને કરવામાં આવે તે ઉદ્યોગજ ધારેલાં અનેક ફળોને સિદ્ધ કરે છે પણ જે ઉદ્યોગ શાસ્ત્રની રીતિથી વિરૂદ્ધ કરવામાં આવે તેથી તો અનર્થજ થાય છે.[૧૯] પુરૂષને પોતાનાં દુષ્ટ આચરણોને લીધે કોઈ દુર્દશા પ્રાપ્ત થાય છે ત્યારે પોતાનો હાથ પણ સ્વાધીન નહિ રહેવાથી માંડ માંડ આંગળીઓ વાળી અંજલિ કરીને તેમાંથી પાણીનું એક ટીપું મ્હોંમાં પાડવામાં આવે તે પણ ઘણું માનવામાં આવે છે અને કોઇ સદાચરણોને લીધે ઉત્તમ દશા પ્રાપ્ત થાય છે ત્યારે સમુદ્રોથી, પર્વતોથી, પુરોથી અને દ્વીપોથી ભરપૂર આ સઘળી પૃથ્વી પણ દીકરાઓને વેંહેચણ કરી દેવાના સમયમાં ઓછી લાગે છે.[૨૦]

**कस्यां [illegible]चित्स्वयमात्मदुःस्थितिवशा[illegible]सो द[illegible] शनैरं[illegible]ल्यग्रानिपीडितैक[illegible]लुकादावाप बिन्दुर्व[illegible]:**
**कस्यांचिज्जलराशिपर्वत[illegible]द्वीपान्तरा[illegible]र्तव्या चितसम्विभागकरणे पृथ्वी न पृथ्वी भवेत्॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'પૌરૂષપ્રકરણ' નામનો ચોથો સર્ગ સંપૂર્ણ. ૪.**

# સર્ગ ૫ મો* પુરૂષાર્થની પ્રબળતા અને દૈવની અભિન્નતા

**वसिष्ठ उवाच । मनस्थिरेव प्रथमं यथाशास्त्रविहारिणाम् ॥**
**प्रमेव वर्णभेदानां साधनी सर्वकर्मणाम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જેમ પીળા અને કાળાઆદિ વર્ણોની પ્રકટતામાં પ્રભાજ કારણરૂપ છે તેમ શાસ્ત્રપ્રમાણે ચાલનારા લોકોની પ્રવૃત્તિજ સઘળા પુરૂષાર્થોની સિદ્ધિમાં પહેલું કારણ છે.[૧] મનથી કેવળ ઈચ્છા કરવામાં આવે પણ શાસ્ત્રપ્રમાણે ઉદ્યોગ કરીને સિદ્ધ કરવામાં ન આવે તો તેને એક જાતનું ઘેલાપણુંજ સમજવું. એમ કરવાથી પુરૂષાર્થ સિદ્ધ થતો નથી પણ મોહ ઉત્પન્ન થાય છે.[૨] શાસ્ત્રપ્રમાણે યત્ન કરવામાં આવે તો યથાર્થરીતે પુરૂષાર્થની સિદ્ધિનો અનુભવ થાય છે. પૂર્વજન્મનાં જે કર્મો ભોગ આપવાને સજ્જ થયાં હોય તેજ પ્રારબ્ધ કહેવાય છે માટે પ્રારબ્ધરૂપ કર્મોનું ખંડન આ જન્મનાં સત્કર્મોથી કરી શકાય છે.[૩] શાસ્ત્રને અનુસરતો અને શાસ્ત્રથી વિરૂદ્ધ, એમ ઉદ્યોગના બે પ્રકાર છે. તેઓમાં શાસ્ત્રવિરૂદ્ધ ઉદ્યોગથી અનર્થ થાય છે અને શાસ્ત્રને અનુસરતા ઉદ્યોગથી ઉત્તમ ફળ થાય છે.[૪] પૂર્વજન્મનો ઉદ્યોગ અને આ જન્મનો ઉદ્યોગ એઓ પરસ્પરના વડીયા ન હોય તોપણ ઘેટાઓની પેઠે લડ્યા કરે છે અને તેઓમાં જે ઓછા બળવાળો હોય તે હારી જાય છે.[૫] એટલામાટે પુરૂષે શાસ્ત્રના નિયમને અનુસરીને જેમ બને તેમ ઉદ્યોગ કરવો જોઈએ કે જેથી આ જન્મનો ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગને તુરત જીતી લે.[૬] આપણા ઉદ્યોગને તોડવાને બીજો કોઈ પુરૂષ ઉદ્યોગ કરે તોપણ એ બન્ને ઉદ્યોગ પરસ્પરના વડીઆ નહિ છતાં પણ ઘેટાંઓની પેઠે લડે છે અને તેઓમાં જે બળવાન હોય તે જીતે છે.[૭] જો શાસ્ત્રપ્રમાણે પુરૂષાર્થ કરતાં પણ અનર્થની પ્રાપ્તિ થાય તો તે સમયે એ અનર્થ આપનારા પૂર્વજન્મના ઉદ્યોગને બળવાન સમજવો પણ તેથી કાયર નહિ થતાં ભારે ઉત્સાહ રાખી દાંત પીસીને સારા ઉદ્યોગમાં મંડ્યા રહેવું કે જેથી વિઘ્ન પાડવા સજ્જ થએલો પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ હારી જાય.[૮,૯] 'મને પૂર્વજન્મનું પ્રારબ્ધજ ચલાવે છે' એવા વિચાર ઉપર તો બલાત્કારથી પગજ મૂકવો જોઇએ, કારણ કે આ જન્મના પ્રત્યક્ષ ઉદ્યોગથી પૂર્વજન્મનો અપ્રત્યક્ષ ઉદ્યોગ કદી પ્રબળ થશે નહિ.[૧૦] જ્યાંસુધી પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ પોતાની મેળે સંપૂર્ણ રીતે શાંત થાય ત્યાંસુધી અત્યંત ઉત્સાહ રાખીને પ્રયત્ન કરવામાં મંડ્યા રહેવું.[૧૧] જેમ ગઈકાલનું અજીર્ણ આજ કરેલી લાંઘણથી ટળી જાય છે તેમ પૂર્વજન્મનો દોષ પણ આ જન્મમાં કરેલા શુભ ઉદ્યોગોથી ટળી જાય છે એમાં કશો સંશય નથી.[૧૨] હિમ્મતભરેલી બુદ્ધિથી પૂર્વજન્મના દુષ્ટ પ્રારબ્ધનો તિરસ્કાર કરી પોતાનો સંસારમાંથી ઉદ્ધાર કરવાને વાસ્તે શ્રવણ–મનનઆદિ સાધનોનું સંપાદન કરવામાં ઉદ્યોગ કરવો પણ નિરૂદ્યોગ રહીને ગધેડાજેવા પુરૂષોની પંક્તિમાં રહેવું નહિ. શાસ્ત્રને અનુસરતો ઉદ્યોગ જીવતા અને મુઆ પછી પણ હિતકારક છે.[૧૩,૧૪] જેમ સિંહ માણસોએ કરેલા બંધનના પાંજરામાંથી પુરૂષાર્થ કરીને નીકળી જાય છે, તેમ સમજુએ આ સંસારરૂપી ગુફામાંથી બળપૂર્વક પુરૂષાર્થ કરીને નીકળવું જોઇએ.[૧૫] નિત્ય 'પોતાનો દેહ નાશ પામી જશે' એવો વિચાર રાખીને પશુજેવું નહિ થવું પણ જે કર્મો સત્પુરૂષોને યોગ્ય

* આ પાંચમા સર્ગમાં પુરૂષાર્થની પ્રબળતા અને પુરૂષાર્થથી દૈવની અભિન્નતા યુક્તિપૂર્વક કહેવામાં આવશે.

છે તે કરવાં.[૧૬] જેમ વ્રણમાં (ગુમડામાં) રહેલો કીડો ચીકણા અને કુણા કુણા માંસાદિક પદાર્થોનો સ્વાદ લેવામાંજ પોતાનો જન્મારો કહાડે છે, તેમ સમજુ પુરૂષે ઘરમાં રહી કોઈ કોઈ સ્ત્રી અને અન્નપાનાદિ ચીકણા અને કુણા કુણા પદાર્થોનો સ્વાદ લેવામાં પોતાની અવસ્થાને વ્યર્થ કહાડવી નહિ.[૧૭] શુભ ઉદ્યોગ કરવાથી તુરતજ શુભ ફળ મળે છે અને અશુભ ઉદ્યોગ કરવાથી તુરતજ અવશ્ય અશુભ ફળ મળે છે માટે 'દૈવ એ કાંઇજ નથી' એવો વિચાર રાખીને નિરંતર શુભ ઉદ્યોગમાં મચ્યા રહેવું.[૧૮] જે પુરૂષ ઉદ્યોગરૂપી પ્રત્યક્ષપ્રમાણને છોડી દઇને અનુમાનથી જણાતા દૈવને વળગી રહે છે તે પુરૂષ પોતાના બે હાથનેજ સર્પરૂપ જાણી તેઓને જોઈ ભાગે છે એમ સમજવું.[૧૯] જેઓએ શ્રેષ્ઠ પુરૂષોના વિચારો જોયા નથી એવા અને 'અમને દૈવજ ચલાવે છે' એવો નીચ વિચાર રાખનારા પુરૂષોનું મ્હોં જોઇને લક્ષ્મી પાછી વળી જાય છે.[૨૦] એટલા માટે ઉદ્યોગ કરીને પ્રથમ વિવેકઆદિ સાધનોનું સંપાદન કરવું અને જેઓમાં આત્મજ્ઞાનરૂપી ઉત્તમ અર્થ છે એવાં શાસ્ત્રોનો વિચાર કરવો.[૨૧] જે મૂઢ લોકો શાસ્ત્ર પ્રમાણે શ્રવણ—મનનાદિદ્વારા પરમાર્થરૂપ આત્મતત્ત્વનો ચિત્તમાં વિચાર નહિ કરતાં અને તે વિચારથી આત્મતત્ત્વરૂપ પરમ પુરૂષાર્થનું સંપાદન નહિ કરતાં વિષયસંબંધી સુખો ભોગવવાની નીચ ઈચ્છા રાખે છે તેઓને ધિક્કાર છે.[૨૨] જેમ ભારે યત્ન કરતાં પણ પથરામાંથી તેલ નીકળે નહિ, તેમ અનંત યત્ન કરતાં પણ વિષયોમાંથી સુખ પ્રાપ્ત થાયજ નહિ માટે વિષયોને વાસ્તે નિષ્ફળ ઉદ્યોગ કરવો નહિ. સત્પુરૂષો વિષયોનેસારૂ ઉદ્યોગ કરવાની ઈચ્છા પણ રાખતા નથી.[૨૩] જેમ ઘડો અને વસ્ત્રઆદિ બનાવતાં પ્રથમ મનમાં તેનું માપ ધારી લઈને યોગ્ય સાધનો ગોઠવી લેવામાં આવે છે, તેમ પરમ પુરૂષાર્થનું પણ માપ ધારી લઇને તેનેસારૂ શ્રવણઆદિ યોગ્ય સાધનોને ગોઠવવાં જોઈએ.[૨૪] આત્મતત્ત્વને પામવાનો ઉદ્યોગ સારાં શાસ્ત્ર, સત્સંગ અને સદાચારથી સફળ થાય છે એ નિયમ છે. એઓ વિના સફળ થતોજ નથી.[૨૫] આત્મતત્ત્વને પામવાના ઉદ્યોગનું એજ સ્વરૂપ છે માટે એ પ્રમાણે ચાલવામાં આવે તો માણસ કદી પણ પોતાના યત્નમાં નિષ્ફળ થતો નથી.[૨૬] દીનતા અને દારિદ્ર્યઆદિ દુઃખોથી પીડાએલા બીજા નળ અને હરિશ્ચંદ્રઆદિ મ્હોટા પુરૂષો પણ પુરૂષપ્રયત્નથીજ ઈંદ્રસમાન થયા હતા.[૨૭] બાળકપણાથી માંડીને પ્રયત્નપૂર્વક શાસ્ત્રોનો અને સત્સંગઆદિ ગુણોનો અભ્યાસ કર્યો હોય તો તે ઉદ્યોગથી સારાં ફળ થાય છે એમ પ્રત્યક્ષ જોએલું છતાં, અનુભવ કરેલો છતાં અને સાંભળેલું છતાં પણ જે કુબુદ્ધિલોકો 'એ સઘળું દૈવથીજ કરવામાં આવ્યું અને તેનું ફળ પણ દૈવેજ આપ્યું' એમ માને છે તેઓને માર્યા ગયાજ સમજવા.[૨૮,૨૯] જગતમાં જો આળસરૂપ× અનર્થ ન હોય તો કયો પુરૂષ ઘણા ધનવાળો અને પંડિત ન થાય? સમુદ્રના છેડાસુધીની આ પૃથ્વીમાં આળસને લીધેજ ઘણાં ઘણાં માણસો નિર્ધન અને પશુજેવાં રહેલાં છે.[૩૦] નિરંતર કરવામાં આવતી રમતોથી ચપળતા ભરેલી બાલ્યાવસ્થા ગયા પછી જેમાં હાથ પગઆદિ અવયવોમાં યોગ્ય શક્તિ આવે છે એવી યુવાની પ્રાપ્ત થાય ત્યારથી માણસે સત્સંગ કરી શાસ્ત્રોનાં પદોમાં તથા પદોના અર્થમાં વ્યુત્પન્ન થઇને, 'શાથી

× આળસ એ મનુષ્યના અંતઃકરણમાં તથા શરીરમાં રહેલો મ્હોટો શત્રુ છે. જે મનુષ્યો આળસના ઉપાસક છે તે મનુષ્યો પોતાની ઉન્નતિ કરી શકતા નથી, તેમજ જ્ઞાનદ્વારા મોક્ષ પણ મેળવી શકતા નથી.

હાનિ થાય છે અને શાથી લાભ થાય છે' એવા વિચારો કરવા જોઇએ.[31] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલા સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાનેસારૂ ત્યાંથી ઉઠીને ન્હાવા ગઇ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[32]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायन्तनाय विधयेऽस्तमिनो जगाम ॥
स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरेण सहाजगाम ॥ ३२ ॥

શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'પૌરૂષસ્થાપન' નામનો પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫.
વાલ્મીકિનો પહેલો દિવસ થયો.

---

## सर्ग ६ ठो* દૈવની દુર્બળતા અને પુરૂષાર્થની પ્રબળતા

वसिष्ठ उवाच ॥ तस्मात्प्राक् पौरुषाद्दैवं नान्यत्तत्प्रोज्झ्य दूरतः ॥
॥ साधुसङ्गमसच्छास्त्रैर्जीवमुत्तारयेद्बलात् ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—આ કારણોને લીધે દૈવ કે જે પૂર્વજન્મના પુરૂષાર્થથી જૂદું નથી તેને દૂર ફેંકી દઈ સમજુ પુરૂષે બળથી મહાત્માઓના સમાગમ અને સારાં શાસ્ત્રોના અભ્યાસ કરીને જીવનો ઉદ્ધાર કરવો જોઇએ.[1] જેમ જેમ અધિક પ્રયત્ન કરવામાં આવે તેમ તેમ ફળ તુરત થાય છે માટે ઉદ્યોગજ સાચો છે. જો દૈવને માનવું હોય તો ઉદ્યોગનેજ દૈવરૂપ માનો[2] દુઃખના સમયમાં દુઃખને લીધે "હાય કષ્ટ છે" એમ કહેવામાં આવે છે તો જે "હાય કષ્ટ" એ શબ્દ છે તેજ દૈવરૂપ છે. કષ્ટ અને દૈવ એ બે એકજ છે.[3] દૈવનું સ્વરૂપ પૂર્વજન્મમાં પોતે કરેલાં કર્મોથી જૂદું નથી અને તે દૈવને, જેમ પ્રબળ પુરૂષથી બાળકને જીતી શકાય છે તેમ પ્રબળ પુરૂષાર્થથી જીતી શકાય છે.[4] જેમ ગઈ કાલે કરેલું પાપકર્મ આજ કરેલા પ્રાયશ્ચિત્તઆદિ શુભ કર્મથી તુરતજ પોતાનું ફળ આપવાને અશક્ત થઇ જાય છે, તેમ પૂર્વજન્મનું કર્મ પણ આ જન્મમાં કરેલાં શુભ કર્મથી તુરતજ પોતાનું ફળ આપવાને અશક્ત થઇ જાય છે.[5] દૈવને આધીન રહી વિષયસુખના લેશને માટે લાલચ રાખનારા જે લોકો દૈવને જીતવાનેસારૂ યત્ન કરતા નથી તેઓને કંગાલ, પામર અને મૂઢ સમજવા.[6] આપણે ઉદ્યોગથી કરેલું કામ કોઈના ઉદ્યોગથી નાશ પામે તો ત્યાં તે નાશ કરનારના ઉદ્યોગનેજ બળવત્તર માનવો પણ દૈવને મનમાં લાવવું નહિ.[7] એક દીંટીઆમાં થએલાં બે ફળોમાં એક ફળ રસ વગરનું જોવામાં આવે તો ત્યાં તે રસને ખાઇ જનારા કીડા વગેરેના યત્નનેજ પ્રબળ માનવું.[8] જગતમાં સિદ્ધ થએલા પદાર્થો પણ ક્ષય પામે છે ત્યાં ક્ષય કરનારના યત્નનેજ બળવત્તર થયું સમજવું.[9] બે પુરૂષાર્થો ઘેટાઓની પેઠે પરસ્પરની સાથે લડ્યા કરે છે તેઓમાં જે બળવાન હોય તે તુરતજ જીતે છે.[10] કોઇ સમયે રાજાનો વંશ ન હોવાથી લોકો શણગારેલા હાથીને છૂટો મૂકી તે હાથી જેના ઉપર કળશ ઢોળે તેને રાજા ઠરાવે છે તો એવા પ્રસંગમાં કોઇ ભીખારી રાજા થાય તોપણ ત્યાં મંત્રીઓના, હાથીના અને નગરના લોકોના પ્રયત્નનેજ બળવત્તર સમજવું પણ ભીખારીના દૈવને બળવત્તર સમજવું નહિ.[11] જેમ દાંત, ચાવવાના

* આ છઠ્ઠા સર્ગમાં દૈવની દુર્બળતા અને પુરૂષાર્થની પ્રબળતા સિદ્ધ કરવામાં આવશે.

પદાર્થને પોતાના યત્નથી દબાવીને ભૂકો કરી નાખે છે, તેમ પ્રબળ માણસ દુર્બળ માણસને પોતાના યત્નથી દબાવીને ચૂર્ણિત કરી નાખે છે.[૧૨] દુર્બળ માણસો યત્ન કરનારા બલિષ્ઠ માણસોના ખાજરૂપજ છે માટે બલિષ્ઠ માણસો તેઓને પોતાની ઈચ્છા પ્રમાણે ઢેફાંની પેઠે કામના ઉપયોગમાં લે છે.[૧૩] સમર્થ માણસનો જે દૃશ્ય કે અદૃશ્ય ઉદ્યોગ હોય છે તેને અસમર્થ મૂઢ માણસ મનમાં દૈવરૂપે માની લે છે.[૧૪] સમર્થ માણસોને પણ તેઓના કરતાં જેઓ વધારે સમર્થ હોય છે તેઓ દબાવે છે એ વાત સઘળા પ્રાણીઓમાં પરસ્પર જાણીતી છે માટે દૈવ એ કાંઈ પદાર્થજ નથી.[૧૫] રાજકીય નિયમનો, મંત્રીઓનો, હાથીનો અને નગરના લોકોનો એકમતપણારૂપ જે દૃઢ વિચાર ઉત્પન્ન થાય છે તેથીજ ભીખારીને રાજ્ય મળે છે અને પ્રજાની મર્યાદા રહે છે.[૧૬] અથવા એમ માનો કે શણગારેલો હાથી કોઈ સમયે ભીખારીને રાજા બનાવી દે છે ત્યાં એ ભીખારીના પૂર્વજન્મનો ઉદ્યોગજ પ્રબળ કારણરૂપ થાય છે.[૧૭] કોઈ સમયે આ જન્મનો ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગને તોડી નાખે છે અને કોઈ સમયે પૂર્વજન્મનો ઉદ્યોગ આ જન્મના ઉદ્યોગને બળાત્કારથી તોડી નાખે છે તો ત્યાં પણ પુરૂષનો જે ઉદ્યોગ પ્રબળ હોય છે તેજ સર્વદા જીતે છે, એમ સિદ્ધ થાય છે.[૧૮] પૂર્વજન્મના અને આ જન્મના બે ઉદ્યોગમાં આ જન્મનો ઉદ્યોગ પ્રત્યક્ષ હોવાથી તેને જેવો બળવત્તર કરવો હોય તેવો કરી શકાય છે માટે, યુવાન માણસ જેમ બાળકને જીતી શકે છે, તેમ આ જન્મનો પ્રબળ ઉદ્યોગ પૂર્વજન્મના ઉદ્યોગને જીતી શકે છે.[૧૯] વરસાદથી આખા વર્ષસુધી કરેલી ખેડનો નાશ થાય છે તો ત્યાં અધિક યત્નથી ભરેલા વરસાદના પુરૂષાર્થની જીત થઇ સમજવી.[૨૦] અનુક્રમથી મેળવેલું ધન નાશ પામે તો તેનો ખેદ નહિ કરતાં એમ વિચારવું કે "જ્યાં મ્હારૂં બળ ચાલી શકતું નથી ત્યાં હું શા માટે વિલાપ કરૂં?[૨૧] જે વાતમાં મ્હારી કશી કારી ચાલી શકે એમ નથી તે વાતનો હું ખેદ કરૂં તો હું મૃત્યુને મારી શકતો નથી માટે મ્હારે રોજ રોવું જોઇએ."[૨૨] જગતમાં સઘળા પદાર્થો દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યની સગવડપ્રમાણે સિદ્ધ થાય છે માટે એકવાર સિદ્ધ ન થાય તો વળી દેશકાળાદિકની વધારે સગવડ મેળવીને યત્ન કરવો જોઈએ. અધિક યત્નવાળો અવશ્ય સિદ્ધિ મેળવે છે.[૨૩] એટલામાટે પુરૂષાર્થનો આશ્રય કરી સારાં શાસ્ત્રોથીઅને સાધુજનોના સમાગમોથી બુદ્ધિને નિર્મળ કરીને સંસારરૂપી સમુદ્રને તરી જવો.[૨૪] પુરૂષરૂપી અરણ્યમાં પૂર્વજન્મના તથા આ જન્મના પુરૂષાર્થોરૂપી બે ઝાડ ઉત્પન્ન થયાં છે કે જેઓ ફળ આપવાને સમર્થ છે પણ તેઓમાં આ જન્મના પુરૂષાર્થરૂપ ઝાડ જો અત્યંત વધે તો પૂર્વજન્મના પુરૂષાર્થરૂપી ઝાડને દબાવીને સૂકવી નાખે છે.[૨૫] જે પ્રાણી પૂર્વજન્મનાં તુચ્છ કર્મને આ જન્મનાં શુભ કર્મોથી તોડી નાખતો નથી તે મૂર્ખ માણસને પોતાના સુખ-દુઃખમાં પોતે સ્વતંત્ર નહિ રહેવાથી ઈશ્વરની ઈચ્છાપ્રમાણે સ્વર્ગમાં જવું પડે છે અને એમ થવાથી એ માણસ સર્વદા પશુની પેઠે પરાધીન રહે છે એમાં સંશય નથી.[૨૬.૨૭] જે માણસ પ્રયત્નના ડહાપણરૂપ ઉત્તમ ચમત્કારવાળો હોય અને તેથી ઉત્તમ આચાર-વિચાર રાખનારો હોય તે માણસ, જેમ પ્રબળ સિંહ પાંજરામાંથી નીકળી જાય છે, તેમ જગતરૂપી મોહમાંથી નીકળી જાય છે.[૨૮] જે માણસ પ્રત્યક્ષ વાતને છોડીને "મને બીજો કોઈ પ્રેરે છે" એવી અનર્થરૂપ કુકલ્પનામાં લાગી રહે તેને

દૂરથીજ તજી દેવો જોઈએ. (અર્થાત્ એવા અધમ માણસનું મ્હોં પણ જોવું જોઈએ નહિ.)[૨૯] સંસારમાં જે હજારો વ્યવહારો જાય છે અને આવે છે તેઓમાં હર્ષ–શોકનો ત્યાગ કરીને શાસ્ત્ર-પ્રમાણે વર્ત્તવું જોઈએ.[૩૦] જેમ પોતાની અવિચ્છિન્ન મર્યાદાને નહિ છોડતાં સમુદ્રને સઘળાં રત્નો પોતાની મેળેજ મળ્યાં છે, તેમ શાસ્ત્રને અનુસરી પોતાની અવિચ્છિન્ન મર્યાદાને નહિ છોડનારા પુરૂષને સઘળી ઈષ્ટ વસ્તુઓ પોતાની મેળે પ્રાપ્ત થાય છે.[૩૧] શાસ્ત્રોક્ત રીતિને અનુ-સરીને જેથી પોતાનો સ્વાર્થ સિદ્ધ થાય એવાં કામો કરવામાંજ તત્પર રહેવું એ પુરૂષાર્થ છે અને તે અવશ્ય સિદ્ધિ આપે છે, એમ વિદ્વાનોએ કહ્યું છે.[૩૨] ગુરૂસેવાઆદિ શારીરક્રિયાથી અને મહાત્માઓના સમાગમ તથા ઉત્તમ શાસ્ત્રોના શ્રવણવડે અત્યંત સ્વચ્છ થએલી બુદ્ધિથી પોતાની મેળે આત્માનો ઉદ્ધાર કરવો એજ સ્વાર્થ સાધનારપણું કહેવાય છે.[૩૩] અજ્ઞાને કરેલી વિષમતા મટવારૂપ જે અનંત આનંદ છે તેજ પરમાર્થ છે, એવો વિદ્વાનોનો નિશ્ચય છે. એ પરમાર્થ જેઓથી પ્રાપ્ત થાય એવાં શાસ્ત્રોનું અને સાધુઓનું નિરંતર સેવન કરવું જોઈએ.[૩૪] દેવલોકમાંથી અહિં આવીને રહેલા પુરૂષનું દેવલોકમાં ભોગવતાં અવશેષ રહેલું અને બન્ને લોકમાં હિત કરનારૂં જે કર્મ હોય છે તે દૈવ છે, એમ જો કહેવામાં આવતું હોય તો તે યોગ્ય છે, નિસ્સંદેહ છે અને એમાં અમારે કશો વાંધો નથી, પણ જેઓ મૂઢ લોકોએ માનેલા દૈવનો સ્વીકાર કરી બેસે છે તેઓને તો દુ:ખી થયાજ સમજીએ છીએ.[૩૫,૩૬] સર્વદા બન્ને લોકમાં કલ્યાણ પોતાના પુરૂષાર્થથીજ થાય છે. જેમ ગઈ કાલના દુરાચરણથી થએલો દોષ આજના સદાચરણથી ટળી જાય છે, તેમ પૂર્વજન્મનો દોષ આ જન્મના સદાચરણથી ટળી જાય છે.[૩૭] એટલા માટે જે માણસ યત્નપૂર્વક ઉદ્યોગમાં મંડયો રહે છે તેને ઉદ્યોગનું ફળ હસ્તામળકની પેઠે જોવામાં આવે છે. જે માણસ મૂઢ હોય છે તે પ્રત્યક્ષ ફળ આપનારા ઉદ્યોગને છોડી દઇને દૈવની ભૂલમાં ડૂબી જાય છે.[૩૮] હે શુભ વિચારવાળા રામચંદ્ર ! એટલામાટે દૈવ કે જે માત્ર પોતાની કલ્પનાના બળથી માની લેવામાં આવેલું છે, મિથ્યા છે અને સઘળા ઉદ્યોગોથી તથા ફળોથી વિરૂદ્ધ છે તેની કાંઈ પણ અપેક્ષા નહિ રાખતાં પોતાના પુરૂષાર્થનોજ આશ્રય કરો.[૩૯] શાસ્ત્રોના શ્રવણથી, સદાચારથી અને તે તે દેશના નિયમિત ધર્મો પાળવાથી જે અવિનાશી અને દૃઢ ફળ થવાનું પંડિતોએ માનેલું છે તે ફળની આકાંક્ષા હૃદયમાં ઉત્પન્ન થાય ત્યારે ચિત્તને સાધનો કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને એ ઈચ્છા ઉત્પન્ન થાય ત્યારે અંગો તેને અનુકૂળ ક્રિયાઓ કરવામાં લાગી જાય છે. એ પ્રમાણે ઇચ્છાથી ક્રિયાઓમાં લાગવું એજ પુરૂષાર્થ અથવા ઉદ્યોગ છે એમ કહેવામાં આવે છે.[૪૦] એ પ્રમાણે ઉદ્યોગ કરવો એજ મનુષ્યાવતારનું ફળ છે એમ સમજીને સર્વદા પોતાના ઉદ્ધારમાં તત્પરતા રાખવી અને તે તત્પરતાને સારાં સારાં શાસ્ત્રોના, સાધુજનોના અને પંડિતોના સેવનથી અત્યંત સફળ કરવી.[૪૧] દૈવના અને પુરૂષાર્થના વિચારમાં પહોંચેલા વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે કે " સર્વદા કરવામાં આવતો પુરૂષાર્થજ દૈવને જીતી લે છે" માટે મહાત્માઓની સેવાવડે શ્રવણાદિક મેળવીને તેઓથી તત્ત્વજ્ઞાનનેસારૂ ઉદ્યમ કરવો જોઇએ.*[૪૨] આ જીવ આ જન્મના વાંધા વગરના પુરૂષાર્થનેજ સિદ્ધિ આપનાર સમજી

* ધર્મ તથા મોક્ષ એ બે પુરૂષાર્થની સિદ્ધિ પ્રારબ્ધથી કદી પણ થવાની નથી, માટે મુમુક્ષુએ મોક્ષનું સાધન જ્ઞાન, ને જ્ઞાનનાં સાધન શ્રવણાદિક સંપાદન કરવા માટે બનતાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

સંતોષવાળા સર્વોત્તમ બ્રહ્મવેત્તાઓના સેવનરૂપ મીઠાં અને અવશ્ય ફળ આપનારાં ઉત્તમ ઔષધથી અનંત જન્મ–મરણરૂપી રોગને શાંત કરો. ઉપાય સુલભ છતાં જીવ શામાટે મુંઝાય છે?[४३]

जन्मम न्यमयमामयमथ जीवो बुध्ध्वैहिकं सहजपौरुषमेव सिद्ध्यै ॥
शान्तिं नय[ ]दितथेन वरौषधेन मृष्टेन तुष्टपरपंडितसेवनेन ॥ ४३ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'દૈવનિરાકરણ' નામનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬.

## सर्ग ७ मो* સર્વ રીતે પુરૂષાર્થનુંજ પ્રાધાન્ય

वसिष्ठ उवाच । प्राप्य व्याधिविनिर्मुक्तं देहमल्पाधिवेदनम् ॥
तथात्मनि समादध्याद्यथा भूयो न जायते ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–વ્યાધિઓથી રહિત અને જેમાં માનસિક પીડાઓ થોડી હોય છે એવા મનુષ્યદેહને પ્રાપ્ત થઈ સમજુ પુરૂષે ચિત્તનું એવું સમાધાન કરવું કે જેથી ફરીવાર જન્મ ધરવો ન પડે.[1] જે માણસ પુરૂષાર્થથી દૈવનો પરાભવ કરવા ઇચ્છે છે તે માણસના આ લોકમાં કે પરલોકમાં સઘળા મનોરથો સંપૂર્ણ થાય છે.[2] પોતે પોતાનીજ શત્રુતા કરનારા જે લોકો ઉદ્યોગને છોડી દઈ દૈવનેજ આધીન થઈ રહે છે તેઓ ધર્મનો, અર્થનો અને કામનો નાશ કરે છે.[3] પુરૂષાર્થનું સ્ફુરણ, પુરૂષાર્થનાં સાધનોની ઈચ્છા અને તેથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ, એટલાં પુરૂષાર્થનાં રૂપ છે અને એઓથીજ ફળની પ્રાપ્તિ થાય છે.[4] જેવું પુરૂષાર્થના વિષયનું સ્ફુરણ થાય તે પ્રમાણે મનની ગતિ થાય છે, મનની ગતિપ્રમાણે ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે અને ઈંદ્રિયોની પ્રવૃત્તિપ્રમાણે ફળભોગ પ્રાપ્ત થાય છે.[5] સર્વ સ્થળોમાં સઘળાં કાર્યો સંપૂર્ણ રીતે પુરૂષાર્થથી સિદ્ધ થાય છે એ વાત સઘળાં મનુષ્યોના અનુભવમાં છે અને દૈવ તો કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી માટે જગતમાં પુરૂષાર્થજ સાચો છે.[6] બૃહસ્પતિ પુરૂષાર્થથીજ દેવતાઓના ગુરૂ થયા છે અને શુક્રાચાર્ય પણ પુરૂષાર્થથીજ દૈત્યોના ગુરૂ થયા છે.[7] હે રામચંદ્ર ! દીનતા અને દારિદ્રયઆદિ દુઃખોથી પીડાએલા મ્હોટા મ્હોટા પુરૂષો પણ પોતાના ઉદ્યોગથીજ ઇંદ્રિસમાન થયા છે.[8] આશ્ચર્યકારી વૈભવોવાળા કેટલાએક મ્હોટા પુરૂષો વિષયોમાં લંપટ થઇને પોતાના ઉદ્યોગની ભૂલથીજ નરકમાં ગયા છે.[9] સંપત્તિ તથા વિપત્તિઆદિ અનેક પ્રકારની હજારો દશાઓમાં પ્રાણીઓ પોતાના પુરૂષાર્થથીજ તરી ગયાં છે.[10] શાસ્ત્રથી, ગુરૂથી અને પોતાથી એમ ત્રણ પ્રકારની જે સિદ્ધિઓ સર્વત્ર થાય છે તે સઘળી પુરૂષાર્થનીજ સિદ્ધિઓ છે પણ દૈવની કદી નથી.[11] અશુભ માર્ગોમાં લાગેલા ચિત્તને પ્રયત્નથી શુભ માર્ગોમાં ઉતારવું એટલુંજ સઘળાં શાસ્ત્રોનું તાત્પર્ય છે.[12] ગુરૂઓ પણ શિષ્યોને એવોજ ઉપદેશ કરે છે કે "હે પુત્રો ! જે સર્વોત્કૃષ્ટ છે, જે વાસ્તવિક સત્ય છે અને જે નિત્ય છે તેને પામવાને વાસ્તેજ પ્રયત્નથી આચરણ કરો."[13] મ્હેં પણ જેમ જેમ પ્રયત્ન કર્યો તેમ તેમ મને તુરત ફળ થયું છે માટે હું પણ દૈવથી નહિ પણ પુરૂષાર્થથીજ ફળ પામ્યો છું.[14] પુરૂષાર્થથીજ સિદ્ધિ થતી જોવામાં આવે છે અને બુદ્ધિમાન પુરૂષો પણ પુરૂષાર્થથીજ આચરણ કરે છે. દૈવ

* આ સાતમા સર્ગમાં વિસ્તારસહિત ઉદાહરણોથી, સામાં ઉદાહરણોથી અને યુક્તિઓથી કેવળ પુરૂષાર્થનાજ પ્રધાનપણાનું નિરૂપણ કરવામાં આવશે.

તો કેવળ જે લોકો દુઃખ પડવાથી રોતા હોય અને અલ્પ બુદ્ધિવાળા હોય તેઓનાં આંસુ લ્હોવાને માટે છે.[૧૫] જગતમાં પરદેશ જવાઆદિ પુરૂષાર્થનો આરંભ પ્રત્યક્ષઆદિ પ્રમાણોથી સર્વદા સફળ થતો જોવામાં આવે છે.[૧૬] જે જમે છે તે તૃપ્ત થાય છે પણ નથી જમતો તે તૃપ્ત થતો નથી, જે પગ ચલાવે છે તે ચાલે છે પણ પગ નથી ચલાવતો તે ચાલતો નથી, અને જે જીભ ચલાવે છે તે બોલે છે પણ જીભ નથી ચલાવતો તે બોલતો નથી માટે માણસોનો પુરૂષાર્થ સફળજ છે.[૧૭] શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરૂષો પુરૂષાર્થ કરવાથીજ અનાયાસે ભયંકર સંકટોમાંથી તરે છે પણ દૈવનો વિચાર કે જે વ્યર્થ છે તેથી તરતા નથી.[૧૮] જે જે માણસ જે રીતે પ્રયત્ન કરે છે તે તે માણસ તેવી રીતે અવશ્ય તેના ફળને પ્રાપ્ત થાય છે પણ જગતમાં ચૂપાચૂપ બેસી રહેવાથી કોઇને ફળ પ્રાપ્ત થતું નથી.[૧૯] હે રામ ! શુભ પુરૂષાર્થથી શુભ ફળ પ્રાપ્ત થાય છે અને અશુભ પુરૂષાર્થથી અશુભ ફળ પ્રાપ્ત થાય છે તો હવે જેમ ઈચ્છા હોય તેમ કરો.[૨૦] તમને જો દૈવઉપર ભક્તિ હોય તો પુરૂષાર્થ કરતાં કરતાં દેશ-કાળને લીધે લાંબે કાળે અથવા તુરત જે ફળની પ્રાપ્તિ થાય છે તેનેજ દૈવ માનો.[૨૧] દૈવ ક્યાંય દૃષ્ટિએ જોવામાં આવતું નથી કે બીજા લોકમાં પણ રહ્યું નથી. સ્વર્ગલોકમાં જે કર્મનું ફળ ભોગવવામાં આવે છે તેને દૈવ કહે છે.[૨૨] જગતમાં માણસ જન્મે છે, વધે છે અને પાછાં જીર્ણ થઈ જાય છે તેમાં જેમ બાલ્ય, યૌવન અને જરા જોવામાં આવે છે તેમ ક્યાંય દૈવ જોવામાં આવતું નથી.[૨૩] પોતાનો અર્થ જેથી સિદ્ધ થાય એવા કામમાંજ પ્રયત્નપૂર્વક તત્પર રહેવું એ પુરૂષાર્થ કહેવાય છે. એવા પુરૂષાર્થથી સઘળું મળે છે.[૨૪] એક દેશમાંથી બીજા દેશમાં જવું એ પગના પુરૂષાર્થથી થાય છે પણ દૈવથી થતું નથી. હાથથી પદાર્થોનું ધારણ કરવું તથા અંગોથી બીજા વ્યાપાર કરવા તે પણ પુરૂષાર્થથીજ થાય છે પણ દૈવથી થતા નથી.[૨૫] જેથી અનર્થની પ્રાપ્તિ થાય એવાં કામમાંજ પ્રયત્નપૂર્વક તત્પર રહેવું એ એક જાતની ઘેલછા છે. એથી શુભ થતું નથી પણ અશુભજ થાય છે.[૨૬] મહાત્માઓના સમાગમથી અને ઉત્તમ શાસ્ત્રોનાં શ્રવણથી તીવ્ર થએલી બુદ્ધિવડે પોતાની મેળેજ નિશ્ચય કરી શકાય છે કે શરીરના ચલનરૂપ સાધનથીજ સ્વાર્થ સિદ્ધ થાય છે.[૨૭] અજ્ઞાનથી થએલી વિષમતા મટી જઇને સમતા થવારૂપ જે અપાર આનંદ છે તેજ પોતાનો પરમાર્થ છે એવો વિદ્વાનોનો નિશ્ચય છે. એવો આનંદ જેઓથી પ્રાપ્ત થાય તે શાસ્ત્રોનું અને સાધુઓનું યત્નપૂર્વક સેવન કરવું જોઇએ.*[૨૮] સારા વિચારથી સાધુના સમાગમનો તથા ઉત્તમશાસ્ત્રના અભ્યાસનો લાભ થાય છે અને તે લાભથી સારો વિચાર થાય છે. જેમ વર્ષાકાળથી તળાવની અને કમળની, બંનેની વૃદ્ધિ થાય છે તેમ એ વાતમાં પરસ્પર મચ્યા રહેવાથી સાધુના સમાગમની અને શાસ્ત્રના અભ્યાસની બંનેની વૃદ્ધિ થાય છે.[૨૯] બાલ્યાવસ્થાથીજ પ્રયત્નપૂર્વક શાસ્ત્રોનો તથા સાધુઓના સમાગમનો પરિપૂર્ણ અભ્યાસ કર્યો હોય તો તેના ગુણોથી હિતકારી સ્વાર્થ સિદ્ધ થાય છે[૩૦] બ્રહ્માંડમાં વિષ્ણુએ દૈત્યોને જીત્યા, લોકોની મર્યાદાઓનું સ્થાપન કર્યું તથા જગતની રચના કરી એ સઘળું પુરૂષાર્થથી થયું છે પણ દૈવથી થયું નથી.[૩૧] હે રૂડા રઘુનાથજી ! જેમાં પુરૂષાર્થજ મુખ્ય

* પ્રાયશઃ સર્વે મનુષ્યો અર્થ અને કામમાં પુરૂષપ્રયત્ન કરે છે તો ધર્મ અને મોક્ષમાં તેમણે શા માટે પુરૂષપ્રયત્ન ન કરવો જોઇએ?

કારણ છે એવા આ જગતમાં તમે પણ શંકારહિત થઇને લાંબા કાળસુધી એવો પ્રયત્ન કરો કે જેથી તમને ઝાડની કે સર્પઆદિની દશા પ્રાપ્ત ન થાય.[૩૨] जगति पुरुषकारकारणेऽस्मिन् कुरु रघुनाथ चिरं तथा प्रयत्नः । व्रजसि तरुस [illegible]पाभिधानां सुभग यथा न दशामशङ्क एव ॥३२॥
શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'પૌરૂષપ્રાધાન્યસમર્થન' નામનો સાતમો સર્ગ સંપૂર્ણ. ૭

## સર્ગ ૮ મો* દૈવના મિથ્યાપણા વિષે

**वसिष्ठ उवाच ॥ नाकृतिर्न च कर्माणि न स्पन्दो न पराक्रमः ॥**
**॥ तन्मिथ्याज्ञानवद्रूढं दैवं नाम कि[illegible]च्यते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—દૈવમાં કોઇ જાત નથી, કર્મ નથી ગતિ નથી અને પરાક્રમ પણ નથી તે છતાં જે દૈવ કહેવાય છે તે શો પદાર્થ છે? દૈવ તો એક જાતની રૂઢ થયેલી ભ્રાંતિજેવું છે.[૧] પોતાનાં કર્મોનાં ફળ પ્રાપ્ત થાય છે ત્યારે 'આ કર્મ આ રીતે કર્યું હતું અને તેથી આ ફળ થયું ' એવા પ્રકારની જે વાતો કરવામાં આવે છે તે 'દૈવ' એવા નામથી પ્રસિદ્ધિ પામેલ છે.[૨] તે વાતોમાં મૂઢબુદ્ધિવાળા પુરૂષોએ ભ્રાંતિથી, જેમ રજ્જુમાં સર્પને માની લેવામાં આવે છે તેમ 'દૈવ છે' એવા નિશ્ચયને પકડી લીધો છે.[૩] જેમ ગઈ કાલે જે દુરાચરણ કર્યું હોય તે આજના સદાચરણથી ટળી જાય છે, તેમ પૂર્વજન્મનું કર્મ આ જન્મના કર્મથી ટળી જશે માટે યત્નથી શુભ કાર્યો કર્યા કરવાં.[૪] જે દુર્બુદ્ધિ પુરૂષ મૂઢ લોકોના અનુમાનથી સિદ્ધ થતા દૈવને માનતો હોય તેણે અગ્નિ પ્રજ્વલિત છતાં પણ 'દૈવયોગથી નહિજ બળું' એમ સમજીને તેમાં પડવું જોઈએ.[૫] જો દૈવજ કર્ત્તા હોય તો માણસને ક્રિયા કરવાનું શું પ્રયોજન છે? કારણ કે દૈવજ સ્નાન, [illegible]ાન, આસન અને મલોત્સર્ગઆદિ ક્રિયાઓ કરશે.[૬] જો દૈવજ કર્ત્તા હોય તો પુરૂષ તો બોલવામાં [illegible]ણ સ્વતંત્ર નથી અને તેને જેમ દૈવ ચલાવશે તેમ ચાલશે માટે તેને શાસ્ત્રનો ઉપદેશ કરવાનું [illegible]ું પ્રયોજન છે ? જગતમાં કોઈને કોઇ વાતનો ઉપદેશ શામાટે કરવામાં આવે છે ?[૭] જગતમાં [illegible]ાબપણું પ્રાપ્ત થયાવિના ક્રિયારહિતપણું કયાંય જોવામાં આવતું નથી અને ક્રિયાથી ફળની [illegible]ાપ્તિ થતી પણ જોવામાં આવે છે માટે દૈવ વ્યર્થજ છે.[૮] દૈવ કે જે આકારવગરનું છે તે આકાર[illegible]ાળા પુરૂષની સાથે રહીને કોઇ ક્રિયા કરે એ પણ અસંભવિત છે માટે દૈવ વ્યર્થજ છે.[૯] જે કાર્યો [illegible] હાથને કે બે પગને ભેગાં કરીએ ત્યારેજ થાય એવાં છે તેઓમાંનું કોઈ કાર્ય એકાદ હાથ કે [illegible]ેકાદ પગ વાયુના રોગાદિથી ઝલાઈ ગયો હોય તો કોઈ સમયે દૈવે આવીને કરી દીધેલું [illegible]ેવામાં આવતું નથી માટે દૈવ વ્યર્થજ છે.[૧૦] જેમ મનનો અને બુદ્ધિનો અનુભવ થાય છે તેમ [illegible]દ્વાનોને કે રબારીઓને પણ દૈવનો અનુભવ થએલો કયાંય જાણવામાં આવ્યો નથી માટે સર્વદા [illegible]ન મિથ્યાજ છે.[૧૧] બુદ્ધિ અને દૈવ જૂદાં જૂદાં હોય તો બુદ્ધિનો ક્રિયા કરવામાં ઉપયોગ છે [illegible]ણ દૈવનો ઉપયોગ નથી, માટે દૈવ એ એક કલ્પિત પદાર્થજ છે અને જો બુદ્ધિ તથા દૈવ એ [illegible]ન્ને એકજ હોય તોપણ દૈવની કલ્પના વ્યર્થજ થાય છે. જો બુદ્ધિથી જૂદા દૈવની કલ્પનામાં [illegible]માણ હોય તો તે પ્રમાણથી પુરૂષાર્થનેજ શામાટે સિદ્ધ ન કરવો?[૧૨] જેમ દેહધારીને આકાશનો [illegible]યોગ સંભવતો નથી, તેમ દૈવનો પણ સંયોગ સંભવતો નથી. જો આકાર હોય તોજ સંયોગ

*આ આઠમા સર્ગમાં દૈવના મિથ્યાપણા વિષે ઘણાં ઉદાહરણો અને ઘણી યુક્તિઓ વિસ્તારથી કહેવામાં આવશે.

થતો જોવામાં આવે છે માટે દૈવ કે જેને આકારવગરનું અને સંયુક્ત માનવામાં આવે છે તે છેજ નહિ.[૧૩] ત્રૈલોક્યમાં પ્રાણીઓને માટે ખટપટ કરનારૂં દૈવ હોય તોપછી સઘળાં પ્રાણીઓએ સૂઈજ રહેવું જોઈએ, કારણ કે દૈવજ સઘળું કામ કરી દેશે.[૧૪] "મને દૈવે પ્રેર્યો છે તેથી હું આ કામ કરૂં છું" એમ બોલવામાં આવે છે તે તો સામા માણસને ધારણા દેવાની વાત છે પણ વાસ્તવિકરીતે દૈવ એ કાંઇજ નથી.[૧૫] દૈવને મૂઢ લોકોએજ કલ્પેલું છેમાટે જેઓ તેવા દૈવને પરાયણ રહે છે તેઓ માર્યાજ જાય છે, સમજુ પુરૂષો તો પુરૂષાર્થથીજ ઉત્તમ પદવીને પહોંચ્યા છે.[૧૬] જેઓ વીર, પરાક્રમી, સમજુ અને પંડિતો હોય છે તેઓ આ જગતમાં દૈવની કાંઈ પણ વાટ જુવે છે ?કહો.[૧૭] જોશીઓએ જેના ઘણા લાંબા આયુષ્યનો નિર્ણય કર્યો હોય તે માણસ માથું કાપી નાખ્યા પછી પણ જો જીવતો હોય તો દૈવને ઉત્તમ ગણવું જોઈએ.[૧૮] હે રામચંદ્ર ! જોશીઓએ જેના પંડિતપણાના ભવિષ્યનો નિર્ણય કર્યો હોય તે માણસ ભણાવ્યાવગર પણ શાસ્ત્રોને સમજી જતો હોય તો દૈવને ઉત્તમ ગણવું જોઈએ.[૧૯] વિશ્વામિત્રમુનિએ દૈવને દૂર છોડી દઈને પુરૂષાર્થથીજ બ્રાહ્મણપણું મેળવ્યું છે. દૈવના આધારથી મેળવ્યું નથી.[૨૦] અમો બીજા લોકો પણ કે જેઓ મુનિપણું પામ્યા છીએ તેઓએ લાંબા કાળના પુરૂષાર્થથીજ આકાશમાં ચાલવાની શક્તિ મેળવી છે,[૨૧] મ્હોટા મ્હોટા દૈત્યો પુરૂષપ્રયત્નથીજ દેવતાઓના સમૂહને ઉખેડી નાખીને ત્રૈલોક્યમાં ચક્રવર્તીપણું કરી ગયા છે.[૨૨] દેવતાઓએ દાનવોના સૈન્યને મારી તોડીને તેઓની પાસેથી ત્રૈલોક્યના વિસ્તીર્ણ રાજ્યને બળથી પાછું લીધું છે તે પણ પુરૂષાર્થથીજ.[૨૩] હે રામ ! આ વાંસના કરંડીયામાં લાંબા સમયસુધી સુંદર જળને ભરી રાખવામાં આવે છે તે પણ મીણઆદિના લેપનરૂપ યુક્તિથીજ એટલે પુરૂષાર્થથીજ ભરી રાખવામાં આવે છે. એમાં દૈવે કશું કામ કર્યું નથી.[૨૪] હે રામ ! સ્વજનોનું પોષણ કરવું, શત્રુના દેશને લઈ લેવો, ક્રોધથી શત્રુઓનો નિગ્રહ કરવો અને અનેક પ્રકારના ભોગવિલાસ કરવા ઈત્યાદિ જે જે શ્રમસાધ્ય પુરૂષાર્થો છે તેઓ જેમ જડીબુટ્ટીથી કે છુમંતરઆદિથી થઈ શકે એમ નથી તેમ દૈવથી પણ થઈ શકે એમ નથી. કેવળ પુરૂષયત્નથીજ થાય છે.[૨૫] હે શુભ વિચારવાળા રામચંદ્ર ! એટલામાટે દૈવ કે જે માત્ર પોતાની કલ્પનાથીજ માની લેવામાં આવેલું છે, મિથ્યા છે અને સઘળા ઉદ્યોગોથી તથા ફળોથી વિરૂદ્ધ છે તેની કાંઈ પણ અપેક્ષા નહિ રાખતાં ઉત્તમ પુરૂષાર્થનોજ આશ્રય કરો.[૨૬] **फलकारणकार्यविवर्जितं निजविकल्पवशादुपकल्पितः ॥ त्वमनपेक्ष्य हि दैवमसन्मयं श्रय शुभाशय पौरुषमुत्तमम् ॥२६॥**

**શ્રીમદ્ યોગવસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'દૈવનિરાકરણ' નામનો આઠમો સર્ગ સંપૂ૦ ૮.**

## सर्ग ९ मो* કર્મોનું મનોમાત્રપણું તથા મનનું ચિદાત્માથી અભિન્નપણું

**राम उवाच ॥ भगवन् सर्वधर्मज्ञ प्रतिष्ठाफलमागतः ॥**
**॥ यल्लोके तद्वद ब्रह्मन् दैवं नाम किमुच्यते ॥ १ ॥**

રામ પૂછે છેઃ–હે મહારાજ ! હે સઘળા ધર્મોને જાણનારા ! હે બ્રહ્મન્ ! લોકમાં દૈવ કે

* આ નવમા સર્ગમાં દૈવનું ખંડન કરવાને વાસ્તે ફળસહિત કર્મોનું મનોમાત્રપણું અને મનનું ચિદાત્માથી અભિન્નપણું કહેવામાં આવશે.

કે જે અત્યંત પ્રસિદ્ધિ પામેલું છે તે શું છે? તે કહો. જે દૈવ કહેવાય છે તે કાંઈ વસ્તુ છે કે નથીજ ?[1]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! પુરૂષાર્થજ સર્વ સ્થળોમાં સઘળાં કાર્યોને કરનાર અને તેઓનાં ફળોને ભોગવનાર છે, બીજું કોઈ નથી. કાર્યો કરવામાં અને ફળો ભોગવવામાં દૈવનું કારણપણું છેજ નહિ.[2] દૈવ કાંઈ કરતું નથી, કાંઈ ભોગવતું નથી, વિદ્યમાન નથી, દેખાતું નથી અને પંડિત લોકો તેને માનતા પણ નથી તે છતાં લોકોની દૈવ વિષેની એક વ્યર્થ કલ્પના છે.[3] અવશ્ય ફળ આપનારા પુરૂષાર્થથી જે ફળ સિદ્ધ થયું હોય તેથી કોઇને સારૂં લાગે અને કોઇને માઠું લાગે એજ દૈવશબ્દથી કહેવાય છે.[4] પુરૂષાર્થથી મળેલી ઈષ્ટ વસ્તુમાંથી કોઈ સમયે પાછી અનિષ્ટની પ્રાપ્તિ થાય છે અને અનિષ્ટ વસ્તુમાંથી કોઈ સમયે પાછી ઈષ્ટની પ્રાપ્તિ થાય છે તે દૈવશબ્દથી કહેવાય છે.[5] ભોગના મુખ્ય સાધનરૂપ જે પદાર્થ અવશ્ય થવાનો હોય તેને પણ લોકોના સમુદાયમાં કેટલાએક દૈવશબ્દથી કહે છે.[6] હે રાઘવ ! દૈવ ભ્રાંતિવાળા કોઈ માણસને કાંઈક નવાઈ જેવું દેખાડે છે પણ વિવેકી પુરૂષને દેખાડતું નથી.[7] સિદ્ધ થએલા પુરૂષાર્થમાંથી શુભ કે અશુભ ફળનો ઉદય થાય ત્યારે "આ કામ આ બીજરૂપેજ હતું" એમ જે બોલવામાં આવે છે તે દૈવ કહેવાય છે.[8] કર્મનું ફળ પ્રાપ્ત થયા પછી "મ્હારી બુદ્ધિ આમ હતી અને મ્હારો વિચાર આવો હતો" એમ જે બોલવામાં આવે છે તે દૈવ કહેવાય છે.[9] ઇષ્ટ કે અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય ત્યારે "પૂર્વનું કર્મ આવા પ્રકારનું હતું" એમ માણસને ધારણા દેવાને માટે જે વચન બોલવામાં આવે છે તે દૈવ કહેવાય છે.[10]

રામ પૂછે છેઃ—હે મહારાજ ! હે સઘળા ધર્મોને જાણનારા ! જે પૂર્વે સંપાદન કરેલું કર્મ છે તેનેજ જો તમે વારંવાર 'દૈવ દૈવ' એમ કહેતા હો તો તે તો છેજ, તે છતાં તમે 'નથી' એમ શા માટે કહો છો ?[11]

વસિષ્ઠ કહે છેઃ—હે રાઘવ ! તમે સારૂં સમજો છો માટે સંપૂર્ણ પ્રકાર તમારી પાસે કહીશ કે જેથી દૈવ નથીજ એવો નિશ્ચય તમારા મનમાં દૃઢ થશે. સાંભળો.[12] પ્રથમ મનની ઘણા ઘણા પ્રકારની જે વાસના હોય છે તેજ માણસોનાં કર્મરૂપે પરિણામ પામે છે.[13] માણસના મનમાં જેવી વાસના ઉઠે તે પ્રમાણેજ તુરત કર્મ કરે છે. વાસના એક પ્રકારની હોય અને કર્મ બીજા પ્રકારનું કરે એ વાત ઘટતીજ નથી.[14] જેને ગામ જવાની વાસના ઉઠે તે ગામ જાય છે અને જેને નગરમાં જવાની વાસના ઉઠે તે નગરમાં જાય છે. જે જે માણસને જેવી જેવી વાસના હોય તે તે માણસ સર્વદા તેવા તેવા પ્રકારનોજ યત્ન કરે છે.[15] પૂર્વે ફળની અત્યંત ઇચ્છાના વેગને લીધે જે કર્મ ભારે યત્નથી કરવામાં આવ્યું હોય તે બીજા નામથી દૈવ કહેવાય છે.[16] કરનારાઓનાં સઘળાં કર્મો એવી રીતેજ થાય છે. જે કર્મ છે તે વૃદ્ધિ પામેલી વાસનાજ છે, જે વાસના છે તે પોતાના કારણરૂપ મનથી જૂદી નથી અને જે મન છે તે પરમાત્માના વિવર્તરૂપ હોવાથી પરમાત્માજ છે.× [17] આ પ્રમાણે જે દૈવ છે તે કર્મજ છે, જે કર્મ છે તે મનજ છે અને જે મન છે તે પરમાત્માજ છે માટે દૈવ નથીજ

× વાસનાને મનમાં શમાવવાથી ને મનને આત્મામાં શમાવવાથી જીવ કૃતાર્થ થાય છે, માટે મુમુક્ષુએ સર્વ વાસનાઓને મનમાં શમાવી મનને આત્મામાં શમાવવું જોઇએ.

એવો નિશ્ચય છે.[૧૮] મનઆદિરૂપ થએલો એજ આત્મા જે જે કર્મને હિતરૂપ જાણીને કરે છે તે તે કર્મના ફળને પોતારૂપ દૈવથીજ પામે છે.[૧૯] હે રામ ! મન કે જે અનિર્વચનીય છે અને મિથ્યા છે તેનાં મન, ચિત્ત, વાસના, કર્મ, દૈવ અને નિશ્ચય એ નામો સત્પુરૂષોએ કહેલાં છે.[૨૦] એ પ્રમાણે અનેક નામોવાળો આત્માજ નિત્ય દૃઢ ભાવનાથી જેવો યત્ન કરે છે તે પ્રમાણે સંપૂર્ણ ફળ પામે છે.[૨૧] હે રામ ! આ પ્રમાણે સઘળું પુરૂષાર્થથીજ પ્રાપ્ત થાય છે પણ બીજા કોઇથી પ્રાપ્ત થતું નથી માટે તમે શુભકારી પુરૂષાર્થ કરો.[૨૨]

રામ પૂછે છેઃ–હે મુનિ ! મને પહેલાંની વાસનાઓનું જાળ જેવી રીતે રાખે છે તેવી રીતે રહું છું. હું કે જે વાસનાઓને પરવશ છું તે શું કરી શકું ?[૨૩]

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! તમારી વાસનાઓ અનુકૂળ છે તેથીજ તમે પોતાના પ્રયત્નપૂર્વક પુરૂષાર્થવડે અવિનાશી સુખને પામશો. પુરૂષાર્થ વિના એ સુખ મળવાનું નથી.[૨૪] તમારી પહેલાંની વાસનાઓ શુભ અને અશુભ એમ બે પ્રકારની હોવી જોઇએ અથવા બેમાંથી એક પ્રકારની હોવી જોઇએ.[૨૫] તેઓમાં જો હમણાં શુદ્ધ વાસનાઓનો સમૂહ તમને પ્રવર્ત્તાવતો હશે તો શુભ અનુક્રમથીજ અવિનાશી પદને પામશો અને કદાચ અશુભ વાસનાઓનો ઓઘ તમને સંકટમાં નાખતો હોય તો તેને તમારે યત્ન કરીને બળાત્કારથી જીતવો જોઇએ.[૨૬-૨૭] તમે કેવળ ચૈતન્યરૂપ આત્માજ છો પણ સૂક્ષ્મ અથવા સ્થૂલ દેહ કે જે જડ છે તે રૂપ નથી. જો તમારાથી ચૈતન્યરૂપ આત્મા જૂદો હોય તો તે તમને જાણતો નથી માટે અસર્વજ્ઞ થઈ જાય. આમ છે એટલા માટે તમારો પ્રકાશ કરનાર બીજું કોઇ ચૈતન્ય છેજ નહિ. મૂળચૈતન્યરૂપ તમેજ છો.[૨૮] જો તમને કોઈ બીજો ચેતના આપતો હોય તો તેને ચેતના આપવાનેસારૂ ત્રીજો જોઇએ અને તે ત્રીજાને ચેતના આપવાને કોઈ ચોથો જોઇએ તો એમ કરતાં અનવસ્થા દોષ આવી જાય કે જે દોષ મૂળની હાનિ કરનાર છે.[૨૯] વાસનારૂપી નદી કે જે શુભ અને અશુભ એ બન્ને માર્ગથી ચાલી જાય છે તેને પુરૂષપ્રયત્નથી અશુભ માર્ગમાંથી રોકીને શુભ માર્ગમાંજ ચલાવવી જોઇએ.[૩૦] હે બળવાળાઓમાં ઉત્તમ! જો તમારૂં મન અશુભમાં લાગ્યું હોય તો બળપૂર્વક પુરૂષાર્થ કરીને તેને શુભમાંજ ઉતારો.[૩૧] માણસનું ચિત્ત બાળક જેવું છે તેને અશુભમાંથી અટકાવીએ તો શુભમાં જાય છે અને શુભમાંથી અટકાવીએ તો અશુભમાં જાય છે એટલામાટે બળ વાપરીને તેને અશુભમાંથી અટકાવવું જોઇએ.[૩૨] ચિત્તરૂપી બાળકને તુરત સમતારૂપી સાંત્વન આપી નિર્દોષ કરીને પછી ઉતાવળ નહિ કરતાં ધીરે ધીરે પુરૂષપ્રયત્નથી સારા માર્ગમાં ચલાવવું જોઇએ.[૩૩] તમે પૂર્વે અભ્યાસથી વાસનાઓના શુભ અથવા અશુભ ગમે તેવા ઓઘને દૃઢ કર્યો હોય પણ હવે તો વાસનાઓના શુભ ઓઘનેજ દૃઢ કરો.[૩૪] હે શત્રુઓનું મર્દન કરનારા! જો પૂર્વના અભ્યાસને લીધે તમારી આ વાસના ઉદય પામી હોય તો તેથીજ અભ્યાસનું સફળપણું સિદ્ધ થાય છે એમ સમજો.[૩૫] હમણાં પણ અભ્યાસ કરશો તો તમારી શુભ વાસનાજ ધાડી થશે માટે શુભ અભ્યાસનેજ સંપાદન કરો.[૩૬] હે પ્યારા ! કદાચ પૂર્વના અભ્યાસથી તમારી વાસના ધાડી નહિ થઈ હોય તો હવે તે વધી શકવાની નથી માટે અશુભ વાસના વધી જવાના ભયથી તમે મુંઝાઓ નહિ અને શુભ વાસના વધારીને સુખી થાઓ.[૩૭] વાસનાઓનું ફળ થવાવિષે તમને સંદેહ હોય તોપણ શુભ

વાસનાઓનેજ એકઠી કરો. શુભ આચરણથી શુભ વાસનાઓ વધશે તો કોઈ જાતની હરકત તો પડવાનીજ નથી.[૩૮] જગતમાં જે જે વિષયનો આગ્રહપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે તે તે વિષય સિદ્ધ થયાવિના રહેતો નથી એ વાત બાળકથી માંડીને વિદ્વાનોપર્યંત નિઃસંદેહ જોવામાં આવે છે.[૩૯] એટલા માટે દૃઢ પુરૂષાર્થ કરી પાંચે ઈંદ્રિયોને જીતીને કલ્યાણને વાસ્તે શુભ વાસનાથી યુક્ત થાઓ.[૪૦] જ્યાંસુધી તમે સ્વરૂપ જાણ્યું નથી અને તમારૂં મન તે વિષયમાં વ્યુત્પન્ન થયું નથી ત્યાંસુધી ગુરૂના વચન પ્રમાણે અને શાસ્ત્રનાં વચનો પ્રમાણે નિર્ણય કરીને શુભ વાસનાનો અભ્યાસ કરો.[૪૧] જ્યારે તમારા રાગ–દ્વેષાદિક મળો શિથિલ થઈ જાય અને આત્મવસ્તુ જાણવામાં આવે ત્યારે કશી ચિંતા નહિ રાખતાં શુભ વાસનાઓના ઓઘને પણ છોડી દેજો.[૪૨] શુભ વાસનાઓ કે જેઓ શ્રેષ્ઠ છે, અતિ સુંદર છે અને મહાત્માઓએ સેવેલી છે તેઓનો અભ્યાસ કરીને તેઓથી ભરપૂર થએલી બુદ્ધિવડે જે પદ સર્વદા શોકરહિત છે તેનો સાક્ષાત્કાર કરો અને તે પછી શુભ વાસનાઓને પણ છોડી દઇને અખંડિતરીતે સ્વરૂપમાંજ રહો.[૪૩].

**यदतिःभगमार्यसेवितं तच्छुभमनुसृत्य मनोज्ञभावबुद्ध्या ॥**
**अधिगमय पदं सदा विशोकं तदनु तदप्यवमुच्य साधु तिष्ठ ॥ ४३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો ‘ કર્મવિચાર ’ નામનો નવમો સર્ગ સંપૂર્ણ. ૯.**

---

## सर्ग १० मो* પૃથ્વીમાં જ્ઞાન ઉતરવાનો ક્રમ

**वसिष्ठ उवाच । यथा स्थितं ब्रह्मतत्त्वं सत्ता नियतिरुच्यते ॥**
**सा विनेतुर्विनेतृत्वं सा विनेयविनेयता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જે બ્રહ્મતત્ત્વ છે તે સર્વના અનુકૂળપણાથીજ સર્વદા રહેલું છે અને તેની જે સત્તા છે તેનેજ આપણે ભવિષ્યકાળનો સંબંધ આપીને ભવિતવ્યતા કહીએ છીએ. એથી સિદ્ધ થાય છે કે કારણપદાર્થોમાં જે નિયામકપણું છે તથા કાર્યપદાર્થોમાં જે નિયમ્યપણું છે, તેજ ભવિતવ્યતા છે માટે તમે પુરૂષાર્થ કરશો તો તેનું ફળ અવશ્ય થશે.[૧] આમ છે એટલામાટે પુરૂષાર્થ કે જે કલ્યાણને વાસ્તે અવિચળ બાંધવરૂપ છે તેનો આશ્રય કરીને તમારા ચિત્તને એકાગ્ર કરો અને આ મ્હારી વાત સાંભળો.[૨] ઈંદ્રિયો કે જેઓ વિષયોના મનોરથો ઉપર બહુજ ચ્હડી ગઈ છે અને વિષયસંબંધી સુખો ઉપર ઝડપો માર્યા કરે છે તેઓને પુરૂષાર્થથી નિયમમાં લઇને મનની સમતા કરો.[૩] મનુષ્યલોકમાં તથા સ્વર્ગઆદિ લોકમાં પણ અધિકારીઓને જ્ઞાન પ્રાપ્ત કરવાનેસારૂ પુરૂષાર્થરૂપી ફળ આપનારી અને સર્વ વેદોના સારથી બનાવેલી આ મોક્ષના ઉપાયોથી ભરેલી સંહિતા તમારી પાસે કહું છું તે ઉપર ધ્યાન આપો.[૪] હે રામ ! જે રીતે સંસારસંબંધી વાસનાનો પાછો ઉદયજ થાય નહિ એવી રીતે તે વાસનાને છોડી દઈ, ઉદાર બુદ્ધિથી સંપૂર્ણરીતે શમનું તથા સંતોષનું ગ્રહણ કરી અને મનને આગલાં–પાછલાં વાક્યોના અર્થમાં પહોંચી શકે એવું, વિષયોમાં આઘાત–પ્રત્યાઘાત નહિ પામતું, આત્માના અનુસંધાનવાળું અને અનુભવમાં એકરસ થઈ જાય એવું કરીને

* આ દસમા સર્ગમાં બ્રહ્માનો તથા પોતાનો જન્મ, પોતાને થએલો ઉપદેશ અને પૃથ્વીમાં જ્ઞાનનો સંપ્રદાય ઉતરવાનો ક્રમ કહેવામાં આવશે.

મ્હારા મુખથી આ મોક્ષનો ઉપાય સાંભળો કે જે ઉપાય સુખનો તથા દુઃખનો ક્ષય કરનાર છે અને અખંડિત મ્હોટા આનંદના મુખ્ય કારણરૂપ છે.[૫-૭] સઘળા વિવેકીઓની સાથે તમે આ મોક્ષકથા સાંભળીને દુઃખરહિત પરમપદને પામશો કે જ્યાં મૃત્યુનો ભયજ નથી.[૮] સઘળાં દુઃખોનો ક્ષય કરનારું અને બુદ્ધિને પરમ વિશ્રાંતિ આપનારું, આ શાસ્ત્ર કલ્પના આરંભમાં સર્વના બનાવનારા બ્રહ્માએ કહ્યું હતું.[૯]

રામ પૂછે છેઃ–હે મહારાજ ! હે પ્રભુ ! આ શાસ્ત્ર બ્રહ્માએ શા કારણથી કહ્યું હતું અને તે તમને શી રીતે પ્રાપ્ત થયું હતું ? તે કહો.[૧૦]

વસિષ્ઠ કહે છેઃ–માયાસંબંધી અનંત વિલાસોના અધિષ્ઠાનરૂપ, સર્વનો અંતર્યામી, સર્વના આધારરૂપ, અવિનાશી અને સર્વ પ્રાણીઓમાં અપરોક્ષરીતે દીવાની પેઠે પ્રકાશતો એક ચૈતન્યરૂપી આત્મા છે.[૧૧] જેમ ચલનમાં અને અચલનમાં પણ અખંડિત જળરૂપ સ્વભાવવાળા સમુદ્રમાંથી તરંગ ઉત્પન્ન થાય છે, તેમ માયાના તથા તેના કાર્યોના ક્ષોભકાળમાં અને અક્ષોભકાળમાં એકજ સ્વભાવવાળા તે નિર્વિકાર પરમાત્મામાંથી બ્રહ્માંડરૂપ વિરાટ્ પુરૂષ ઉત્પન્ન થયો.[૧૨] એ વિરાટ્ પુરૂષના મેરૂપર્વતરૂપી ડોડીવાળા, દિશાઓરૂપી પાંખડીઓવાળા અને તારાઓરૂપી કેસરાવાળા હૃદયકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૩] વેદને તથા વેદના અર્થને જાણનારા અને દેવતાઓનાં તથા મુનિઓનાં મંડળોથી શોભતા એ બ્રહ્માએ, જેમ મન અનેક વિકલ્પોના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ સર્વ પ્રાણીઓના સમૂહને ઉત્પન્ન કર્યો.[૧૪] જંબૂદ્વીપના* એક ખુણારૂપ આ ભરતખંડમાં આધિઓથી તથા વ્યાધિઓથી ઘેરાએલા, લાભથી તથા અલાભથી અનવસ્થિત મનવાળા અને થોડાં જીવનવાળાં સર્વે પ્રાણીઓને ઉત્પન્ન કર્યા પછી આ સૃષ્ટિમાં માણસોને અનેક પ્રકારની પીડાઓથી ભરપૂર દુઃખો પડતાં જોઈ, જેમ પુત્રનાં દુઃખ જોઇને પિતાને કરૂણા આવે તેમ સર્વ લોકોને ઉત્પન્ન કરનારા મહાસમર્થ બ્રહ્માને કરૂણા આવી.[૧૫-૧૭] એ કરૂણાને લીધે બ્રહ્માએ લોકોના કલ્યાણ માટે જરાવાર એકાગ્રચિત્તથી વિચાર કર્યો કેઃ "આ અભાગીઆ લોકોનાં દુઃખોનો નાશ કરે એવો કયો ઉપાય છે?"[૧૮] એ પ્રમાણે વિચાર કરી બ્રહ્માએ પોતાથી તપને, ધર્મને, દાનને, સત્યને અને તીર્થોને ઉત્પન્ન કર્યાં.[૧૯] એઓને સૃજ્યા પછી વળી બ્રહ્માએ વિચાર કર્યો કેઃ "આ તપઆદિ સાધનોથી લોકોનાં દુઃખનો છેલ્લો છેડો આવવાનો નથી.[૨૦] ખરૂં સુખ તો મોક્ષજ છે કે જે મળવાથી માણસને ફરીવાર જન્મવું કે મરવું રહેતું નથી. એ મોક્ષ જ્ઞાનથીજ મળવાનો છે.[૨૧] જીવને સંસારમાંથી ઉતરવાનો ઉપાય જ્ઞાનજ× છે. તપ, દાન અને તીર્થ એઓ મોક્ષના અંતરંગ ઉપાયો નથી,[૨૨] માટે આ અભાગીયા લોકોને દુઃખથી છોડાવવાને માટે મ્હારે તુરતજ એક નવો દૃઢ ઉપાય પ્રકટ કરવો."[૨૩] એ પ્રમાણે વિચાર કરી કમળપર બેઠેલા બ્રહ્માએ મનથી સંકલ્પ કરીને આ હું કે જે તમારી પાસે બેઠો છું તેને ઉત્પન્ન કર્યો.[૨૪] હે રામ ! જેમ એક મોજામાંથી ઓચિંતો બીજો મોજો ઉત્પન્ન થાય છે, તેમ ઓચિંતો ઉત્પન્ન થએલો હું તુરતજ તે બ્રહ્માની પાસે ગયો.[૨૫] કમંડળને ધરનારા અને હાથથી માળા ફેરવતા તે સર્વના અધ્યક્ષ બ્રહ્માની પાસે જઇને તેમને નમ્રતાપૂર્વક

* એશિઆખંડના. × નિષ્કામ કર્મ ચિત્તશુદ્ધિદ્વારા ને ઉપાસના ચિત્તની એકાગ્રતાદ્વારા જ્ઞાનના સાધનરૂપ છે.
§ સમીપના.

પ્રણામ કર્યો. મ્હારા હાથમાં પણ કમંડળ અને ફેરવવાની માળા હતી.[૨૬] બ્રહ્માએ "હે પુત્ર! આવો" એમ કહી, જેમ ચંદ્રને ધોળા વાદળાપર બેસાડે, તેમ મને હાથથી પોતાના કમળના ઉત્તર દળઉપર બેસાડયો.[૨૭] મૃગચર્મરૂપી વસ્ત્રવાળા પિતાજી બ્રહ્માએ હું કે જે તેવાંજ વસ્ત્રવાળો હતો તેને, જેમ ઉત્તમ હંસ સારસને કહે તેમ કહ્યું કે:[૨૮] "હે પુત્ર! જેમ ચંદ્રમાં કલંકે પ્રવેશ કર્યો, છે તેમ જરાવાર ત્હારા ચિત્તમાં વાંદરાના જેવી ચપળતા કરાવનારૂં અજ્ઞાન પ્રવેશ કરો."[૨૯] એ પ્રમાણે બ્રહ્માએ તુરત શાપ દીધો કે તે સમયેજ હું અત્યંત પરિપૂર્ણ નિર્મળ સ્વરૂપને ભૂલી ગયો.[૩૦] સ્વરૂપ ભૂલાયાથી દીનતા પામેલો અને મૂઢ બુદ્ધિથી ઉભેલો હું, જેનું ધન જતું રહ્યું હોય એવા માણસની પેઠે દુ:ખથી અને શોકથી તપવા લાગ્યો.[૩૧] હું ચૂપાચૂપ રહીને "અરેરે! ભુંડું થયું. આ સંસારરૂપી દોષ અહિં કેમ આવ્યો" એમ મનમાં વિચાર કરવા લાગ્યો.[૩૨] પછી તે પિતાજીએ મને કહ્યું કે: "હે પુત્ર! તને શું દુ:ખ ઉત્પન્ન થયું છે? મને દુ:ખ ટાળવાનો ઉપાય પૂછ કે જે કરવાથી તું સુખી થઈશ."[૩૩] પછી હું કે જે સોનેરી રંગના કમળની પાંખડીપર બેઠો હતો તેણે સર્વ લોકોના કર્ત્તા બ્રહ્માને, સંસારરૂપી વ્યાધિના ઔષધ વિષે પૂછ્યું કે:[૩૪] "હે નાથ! જીવને મહાદુ:ખમય સંસાર શી રીતે આવ્યો છે અને કેમ કરવાથી તે ક્ષય પામે?"[૩૫] હે રામ! મ્હેં એ પ્રમાણે પૂછતાં બ્રહ્માએ મને ઘણું જ્ઞાન કહ્યું કે જે પવિત્ર જ્ઞાનને જાણવાથી હું બ્રહ્માના અંત:કરણમાંના ઉત્તમ તત્ત્વબોધની પેઠેજ નિર્મળ અને પરિપૂર્ણ સ્વભાવવાળો થયો.[૩૬] જે જાણવાનું હતું તે સઘળું જાણી ચૂકેલો હું બ્રહ્માત્મક સ્થિતિને પ્રાપ્ત થતાં જગતના કર્ત્તા બ્રહ્માએ મને સઘળું કારણ કહ્યું કે:[૩૭] "હે પુત્ર! જ્ઞાનરૂપી સાર સઘળા અધિકારી લોકોને મળે તેટલા માટે મ્હેં તને શાપથી જ્ઞાનરહિત કરીને પૂછનારો કર્યો હતો.[૩૮] હમણાં મ્હારો શાપ શાંત થતાં મ્હારી પેઠેજ પરમ બોધને પામેલો તું, જેમ મેલું થએલું સુવર્ણ શોધન કર્યાથી પાછું શુદ્ધ સુવર્ણરૂપે રહે છે, તેમ અખંડિત એકરસરૂપે રહ્યો છે.[૩૯] હે સાધુ! હવે તું લોકો-પર અનુગ્રહ કરવાનેસારૂ પૃથ્વી ઉપર જંબૂદ્વીપની અંદરના ભરતખંડમાં જા.[૪૦] હે પુત્ર! તું કે જે મ્હોટી બુદ્ધિવાળો અને ક્રમને જાણનાર છે તેણે ત્યાં ભરતખંડમાં જઈ "જેઓ કર્મકાં-ડમાં આસક્તિવાળા હોય તેઓને કર્મકાંડના ક્રમથી બોધ કરવો અને વૈરાગ્યવાળા, ઝીણી વાતને સમજી શકે એવા અને વિચારવાળા હોય તેઓને આનંદ આપનારા જ્ઞાનના ક્રમથી બોધ કરવો."[૪૧,૪૨] હે રામ! કમળથી ઉત્પન્ન થએલા મ્હારા પિતા બ્રહ્માએ એ પ્રમાણે આજ્ઞા કરી છે તેથી હું જ્યાંસુધી ભરતખંડમાં અધિકારી લોકો રહેશે ત્યાંસુધી રહેવાનો છું[૪૩] આ સંસારમાં મ્હારે કાંઈ પણ કર્ત્તવ્ય નથી તે છતાં અને મનથી રહિત છતાં પણ હું પૃથ્વીમાં વ્યવહારને અનુસરવા રહ્યો છું અને હું કે જે શાંતવૃત્તિથી રહ્યો છું તે, અજ્ઞાની લોકોની દૃષ્ટિથી કાર્ય કરૂં છું પણ મ્હારી પોતાની દૃષ્ટિથી કાંઇ કરતો નથી.[૪૪]

कर्तव्यमस्ति न ममेह हि किञ्चिदेव स्यातव्यामि चातमना भुवि सं यतोऽस्मि ॥
स [illegible]न्तया सतत[illegible]मयेह वृत्त्या कार्यं क[illegible]ोमि न च किञ्च[illegible]हं करोमि ॥४४॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'જ્ઞાનાવતરણ' નામનો દસમો સર્ગ સંપૂર્ણ. ૧૦.

## सर्ग ११ मो* પૃથ્વીમાં જ્ઞાનનો વિસ્તાર તથા પૂછનાર અને કહેનારનાં લક્ષણો

**वसिष्ठ उवाच । एतत्ते कथितं सर्वं ज्ञानावतरणं भुवि ॥**
**मया स्वमीहितं चैव कमलोद्भवचेष्टितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–પૃથ્વીમાં જ્ઞાનનું ઉતરવું, મ્હારી પોતાની ચેષ્ટા અને બ્રહ્માની ચેષ્ટા એ સઘળું તમને કહી સંભળાવ્યું[1] હે રામ ! આજ મ્હોટા પુણ્યના ઉદયને લીધે એ ઉત્તમ જ્ઞાન સાંભળવાને વાસ્તે તમારા ચિત્તને ઘણી ઉત્કંઠા થઇ છે.[3]

રામ કહે છેઃ–હે મહારાજ ! મહાત્મા બ્રહ્માની બુદ્ધિ સૃષ્ટિ કર્યા પછી જગતમાં જ્ઞાન ઉતારવાને વાસ્તે કયા પ્રકારથી પ્રવર્તી ? તે કહો.[3]

વસિષ્ઠ કહે છેઃ–જેમ સમુદ્રમાં ચલનાત્મક મોજાં ઉત્પન્ન થાય છે, તેમ પરબ્રહ્મમાં વાસનાને લીધે નિરંતર ક્રિયાશક્તિવાળા પોતે બ્રહ્મા ઉત્પન્ન થયા.[4] એ બ્રહ્માએ સૃષ્ટિને દુઃખી થતી જોઈ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળની સૃષ્ટિની એવીજ સઘળી સ્થિતિ હોવાનો વિચાર કર્યો.[5] સત્યયુગ× આદિ સમય કે જે શુભ સાધનો કરવાને યોગ્ય છે તેના અંતનો સમય આવતાં લોકોને ભવિષ્યકાળમાં મોહ થવાનું જોઈ બ્રહ્માને દયા ઉત્પન્ન થઇ.[6] એ ઉપરથી બ્રહ્માએ મને સજી વારંવાર જ્ઞાન આપીને આ લોકનું અજ્ઞાન મટાડવાને વાસ્તે પૃથ્વીની પીઠ ઉપર મોકલ્યો છે.[7] જેમ મને મોકલ્યો છે તેમજ સનત્કુમાર અને નારદ આદિ બીજા પણ ઘણા ઘણા મ્હોટા ઋષિઓને પવિત્ર કર્મકાંડના ક્રમથી તથા જ્ઞાનના ક્રમથી, મન તથા અજ્ઞાનરૂપી રોગથી પીડાએલા લોકનો ઉદ્ધાર કરવાસારૂ મોકલ્યા છે.[8-9] એ ઉપરથી તે તે મ્હોટા ઋષિઓએ પૂર્વે સત્યયુગ ઉતર્યા પછી પૃથ્વીમાં કાળક્રમને લીધે શુદ્ધ કર્મકાંડ સંકોચ પામી જતાં તેની પ્રવૃત્તિ કરવાનેવાસ્તે અને મર્યાદાઓના સ્થાપનને વાસ્તે જૂદાજૂદા દેશોના વિભાગ કરી તેઓમાં રાજાઓનું સ્થાપન કર્યું અને પૃથ્વીમાં ધર્મની, કામની તથા અર્થની સિદ્ધિનેવાસ્તે યોગ્ય ધર્મશાસ્ત્રો અને યજ્ઞસંબંધી શાસ્ત્રો રચ્યાં.[10-12] એ પ્રમાણે કાળક્રમ ચાલતાં ચાલતાં વળી ધર્માદિકનો ક્રમ તૂટી ગયો, લોકો માત્ર વિષયોમાંજ લંપટ થઇને નિત્ય ભોગ્ય પદાર્થોનેજ સંપાદન કરવામાં તત્પર થયા.[13] દેશોનેવાસ્તે રાજાઓમાં વૈર ઉત્પન્ન થયાં અને પૃથ્વીમાં ઘણાં માણસો શિક્ષાને યોગ્ય થઇ ગયાં.[14] આ પ્રમાણે થતાં જે રાજાઓ પ્રથમ પૃથ્વીનું પાલન કરવાને સમર્થ હતા તેઓ યુદ્ધ કર્યાવિના પૃથ્વીનું પાલન કરવામાં અસમર્થ થઈને પ્રજાઓની સાથે કંગાલ થઈ ગયા અને 'દેહ એજ આત્મા છે' એવી સમજણથી યુદ્ધાદિકમાં આત્માનો નાશ થઈ જવાની બીકને લીધે નિરૂત્સાહ થઈ ગયા.[15] આ સમયમાં રાજાઓની દીનતા મટાડવાને માટે અને લોકોમાં આત્મજ્ઞાનનો પ્રચાર કરવાને માટે મ્હેં તથા બીજા ઋષિઓએ પણ મ્હોટા મ્હોટા જ્ઞાનસંબંધી વિચારો પ્રકટ કરવા માંડ્યા.[16] એ પ્રમાણે પ્રથમ રાજાઓમાં આત્મવિદ્યાનો પ્રચાર થયો અને પછી તે વિદ્યા લોકોમાં વિસ્તાર પામી કે જે ઉપરથી ઉત્તમ આત્મજ્ઞાન, રાજવિદ્યા અને રાજગુહ્ય કહેવાવા

* આ અગીઆરમા સર્ગમાં જ્ઞાનના ઉતરવાનો વિસ્તાર, રામના વૈરાગ્યની સ્તુતિ અને વક્તાનાં તથા પૂછનારનાં લક્ષણોઆદિ કહેવામાં આવશે. × ૧૭૨૮૦૦૦ વર્ષનો પહેલો યુગ.

લાગ્યું.[૧૭] હે રામચંદ્ર ! એ રાજવિદ્યાને જાણીને રાજાઓ અત્યંત દુઃખરહિત થયા.[૧૮] આ પ્રમાણે કાળક્રમ ચાલતાં નિર્મળ કીર્તિવાળા ઘણા રાજાઓ વ્યતીત થયા પછી પૃથ્વીમાં આ દશરથરાજાથી હમણાં અહિં તમે ઉત્પન્ન થયા છો.[૧૯] હે શત્રુઓનું મર્દન કરનારા ! તમારા અત્યંત સ્વચ્છ મનમાં દુઃખાદિક કારણોવિના પણ પવિત્ર વૈરાગ્ય ઉત્પન્ન થયું છે એ બહુ સારૂં થયું છે.[૨૦] સઘળા મનુષ્યોમાં સઘળા સાધુઓને અને વિવેકીઓને પણ કોઈ દુઃખાદિક કારણોને લીધે રજોગુણી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તમને તો કોઈ કારણો વગરનું, કેવળ પોતાના વિવેકથીજ થએલું અને સત્પુરૂષોના મનમાં આશ્ચર્ય આપનારૂં અપૂર્વ વૈરાગ્ય ઉત્પન્ન થયું છે.[૨૧,૨૨] અપ્રિય વિષયોને જોઇને કોને વૈરાગ્ય ઉત્પન્ન થતું નથી ? સર્વને ઉત્પન્ન થાય છે, પણ સત્પુરૂષોને તો વિવેકથી ઉત્તમ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.[૨૩] જેઓના નિર્મળ મનમાં કોઈ કારણો વિનાજ વૈરાગ્ય ઉત્પન્ન થાય તેઓજ ધન્ય અને મહાવિચક્ષણ કહેવાય છે[૨૪] જેમ યુવાન પુરૂષ વરમાળાથી શોભે, તેમ માણસ પોતાના વિવેકથીજ તત્ત્વ વિચારની ઈચ્છા ઉત્પન્ન થતાં બીજા વિષયોમાંથી વૈરાગ્ય પામેલી બુદ્ધિવડે શોભે છે.[૨૫] જેઓ વિવેકથી આ સંસારની રચનાનો વિચાર કરી વૈરાગ્ય પામે છે તેઓજ પુરૂષોમાં ઉત્તમ ગણાય છે.[૨૬] પોતાના વિવેકને લીધેજ વારંવાર વિચાર કરીને સહસા આ ઇંદ્રિજાળ સમાન જગતનો બહારથી તથા મનથી પણ ત્યાગ કરવો જોઇએ.[૨૭] શ્મશાનને, વિપત્તિને તથા દીનતાને જોઇને કોને વૈરાગ્ય થતું નથી ? પણ જે વૈરાગ્ય પોતાથીજ ઉત્પન્ન થયું હોય તેજ અત્યંત વખાણવા યોગ્ય છે[૨૮] તમે સાચેસાચા વૈરાગ્યરૂપ અત્યંત મ્હોટાઇને પામ્યા છો માટે જેમ કોમળ સ્થળ બીજને યોગ્ય છે, તેમ તમે જ્ઞાનના સારને યોગ્ય છો.[૨૯] પરમેશ્વર અને સર્વના નાથ પરમાત્માના પ્રસાદથીજ તમારા જેવાની શુભ બુદ્ધિ વિવેક ઉપર દોડે છે.[૩૦] ધર્મશાસ્ત્રોમાં કહેલા સઘળા સંસ્કારો થવાથી, તપથી, દાનથી, નિયમથી, તીર્થયાત્રાથી અને લાંબા કાળના વિવેકથી પાપોનો ક્ષય થતાં પ્રાણીની બુદ્ધિ કાકતાલીયન્યાયની રીતે પરમાર્થના વિચારમાં પ્રવર્તે છે.[૩૧,૩૨] કર્મકાંડમાં તત્પર રહેનારા લોકો પણ જ્યાંસુધી પરમપદનો અનુભવ કરતા નથી ત્યાંસુધી ચક્રની પેઠે ફેરવનારા રાગ–દ્વેષાદિકથી વીંટાઇને આ સંસારમાં અત્યંત ભમ્યા કરે છે.[૩૩] જેમ હાથીઓ બંધનના થાંભલાથી છૂટીને પોતાના ઈષ્ટસ્થળમાં જાય છે, તેમ વિચક્ષણ પુરૂષો આત્મતત્ત્વને યથાર્થ રીતે જાણી સંસારમાંથી અને સંસારમય બુદ્ધિમાંથી છૂટીને પરમપદમાં જાય છે.[૩૪] હે રામ ! દેહના અધ્યાસવાળો અને તેથી મનુષ્ય છતાં પણ કીડાજેવો પ્રાણી આ સંસારરૂપી વન કે જે વિષમ છે અને અનંત છે તેને અજ્ઞાનને લીધે તેવું દેખતો નથી.[૩૫] મ્હોટી બુદ્ધિવાળા પુરૂષો આ સંસારરૂપી અતિ દુસ્તર સમુદ્રને જ્ઞાનની યુક્તિરૂપ વહાણથી નિમેષમાત્રમાં તરી ગયા છે.[૩૬] સંસારરૂપી સમુદ્રમાંથી તારનારી એ જ્ઞાનની યુક્તિનું તમે સાવધાન થઈ નિરંતર વિવેકાદિકની સંપત્તિવાળી આ બુદ્ધિથી શ્રવણ કરો.[૩૭] એ અનિંદિત યુક્તિ પ્રાપ્ત ન થઈ હોય તો જગતસંબંધી આ અનંત વિક્ષેપોવાળા દુઃખના ભયો લાંબા કાળસુધી અંતઃકરણને બાધ્યા કરે છે.[૩૮] હે રાઘવ ! જ્ઞાનની યુક્તિ ન હોય તો સાધુપુરૂષો ટાઢ, વાયુ અને તડકાઆદિ દ્વંદ્વ દુઃખોને કેમ સહન કરી શકે ?[૩૯] મૂઢ માણસને સંસારસંબંધી દુઃખની ચિંતાઓ પગલે પગલે આવી પડે છે અને જેમ અગ્નિની જ્વાળાઓ ઘાસને બાળી દે છે, તેમ

સમયપર બાળી દેછે.[૪૦] જેમ વર્ષાઋતુથી અત્યંત ભીંજાએલા વનને અગ્નિની જ્વાળાઓ બાળી શકતી નથી, તેમ જેણે વેદાંતશાસ્ત્ર જાણ્યું હોય અને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય એવા વિદ્વાનને ચિંતાઓ બાળી શકતી નથી.[૪૧] આધિઓ તથા વ્યાધિઓરૂપી ચકરીઓવાળો સંસારરૂપી મારવાડનો પવન ગડબડ કરતો હોય તોપણ તત્ત્વવેત્તા પુરૂષ, અત્યંત દૃઢ વૃક્ષની પેઠે તેથી ભાગતો નથી.[૪૨] એટલા માટે બુદ્ધિમાન પુરૂષે તત્ત્વ જાણવામાટે શ્રુતિઆદિ પ્રમાણોમાં પ્રવીણતાવાળા આત્મજ્ઞાનીને સેવાથી પ્રસન્ન કરીને સ્નેહપૂર્વક પૂછવું જોઇએ.[૪૩] ઉત્તમ ચિત્તવાળા પ્રમાણિક વક્તાને પૂછયા પછી તેના વચનનું, જેમ રંગવા નાંખેલું વસ્ત્ર કેસરનું ગ્રહણ કરે છે, તેમ યત્નપૂર્વક ગ્રહણ કરવું જોઇએ.[૪૪] હે વચનનો સાર જાણનારાઓમાં ઉત્તમ ! જે માણસ તત્ત્વને નહિ જાણનારા અને જેનું વચન સ્વીકારવાયોગ્ય ન હોય એવા માણસને પૂછે છે તેના જેવો બીજો કોઇ પણ મહામૂઢ નથી.[૪૫] જે પ્રમાણિક અને આત્મવેત્તા વક્તા પુરૂષ પૂછયા પછી કહેતો હોય તેના વચન પ્રમાણે જે માણસ યત્નપૂર્વક ચાલે નહિ તેના જેવો અધમ બીજો કોઈ નથી.[૪૬] જે માણસ પ્રથમ, વક્તાના વ્યવહાર ઉપરથી ‘તે વક્તા તત્ત્વને જાણે છે કે નહિ’ એવો નિશ્ચય કરીને પછી તેને પૂછે તે પૂછનાર માણસને મ્હોટી બુદ્ધિવાળો જાણવો.[૪૭] જે મૂર્ખ માણસ વક્તાની પરીક્ષા કર્યાવિના તેને પૂછે છે તે માણસ અધમ કહેવાય છે અને તેને તત્ત્વજ્ઞાનરૂપ મ્હોટો પદાર્થ પણ મળતો નથી.[૪૮] જે માણસ કહેલી વાતનો અને ન કહેલી વાતનો પણ વિવેચનપૂર્વક નિશ્ચય કરવાને સમર્થ બુદ્ધિવાળો હોય અને અનિંદિત હોય તેનેજ તત્ત્વવેત્તાએ પ્રશ્નનો ઉત્તર આપવો જોઇએ પણ અધમ અને પશુજેવો હોય તેને ઉત્તર આપવો નહિ.[૪૯] પૂછનાર માણસના પ્રમાણસિદ્ધ વિષયને ‘યોગ્ય છે કે નહિ’ એવો વિચાર કર્યાવિના જે વક્તા પુરૂષ તેને ઉત્તર આપે છે તેને વિદ્વાન પુરૂષો અત્યંત મૂઢ કહે છે.[૫૦] હે રામ! પૂછનારા તમે પણ સદ્ગુણોથી અત્યંત વખાણવા યોગ્ય છો અને હું પણ યથાર્થ કહી જાણું છું તો આપણા માટે આ યોગ જેવો જોઇએ તેવો થયો છે.[૫૧] હે શબ્દોને તથા તેઓના અર્થોને જાણનારા! હું જે વાત કહું તે વાત યથાર્થજ છે એવો નિશ્ચય રાખીને તમારે તે વાતને હૃદયમાં અખંડિત ધારણ કરી રાખવી.[૫૨] તમે મહાત્મા છો, વૈરાગ્યવાળા છો અને લોકોની સ્થિતિના તત્ત્વને જાણનારા છો માટે તમને જે કાંઈ કહેવામાં આવશે તે તમારા મનમાં વસ્ત્રમાં કેસરી રંગની પેઠે અંદર લાગી જશે.[૫૩] કહેલી વાતને ધારી લેવામાં સમર્થ અને પરમાર્થનું વિવેચન કરનારી તમારી બુદ્ધિ, જેમ સૂર્યની પ્રભા જળમાં પેસી જાય છે, તેમ ગંભીર વિષયમાં પેસી જશે.[૫૪] હું જે જે કહું તે તમારે સ્વીકારવું અને પ્રયત્નપૂર્વક હૃદયમાં ધરી લેવું. જો એમ ન કરવું હોય તો તમારે મને મફતનું પૂછવુંજ નહિ.[૫૫] હે રામ! મન કે જે ચપળ છે અને સંસારરૂપી વનના વાંદરારૂપ છે તેને પ્રયત્નથી હૃદયમાં રોકીને પરમાર્થનું વ્યાખ્યાન સાંભળવું.[૫૬] જે માણસો અવિવેકી, જ્ઞાનરહિત અને દુઃસંગમાં રૂચિવાળા હોય તેઓને લાંબીવાર સુધી અત્યંત દૂર રાખીને મહાત્માઓને માન આપવું.[૫૭] નિત્ય સજ્જનના સમાગમથીજ વિવેક ઉત્પન્ન થાય છે અને ભોગ તથા મોક્ષ એ બન્ને, વિવેકરૂપી ઝાડનાંજ ફળ છે.[૫૮] શમ, વિચાર સંતોષ અને ચોથો સાધુઓનો સમાગમ એ ચાર, મોક્ષના દ્વારમાં દ્વારપાલ કહેવાય છે.[૫૯] એ ચારેનું અથવા એઓમાંથી ત્રણનું કે બેનું પણ યત્નપૂર્વક સેવન કરવું જોઇએ; કારણ કે

એઓ મોક્ષરૂપી દરબારનું બારણું ઉઘાડી દે છે[૬૦] અથવા પ્રાણ જવા જેવો પરિશ્રમ કરીને પણ એઓમાંના એકનો સઘળા યત્નથી આશ્રય લેવો; કારણ કે એક વશ થાય તોપછી ચારે પોતાની મેળે વશ થાય છે.[૬૧] જેમ સૂર્ય તેજના પાત્રરૂપ છે, તેમ જગતના શિરોમણિજેવો વિવેકી પુરૂષ જ્ઞાનના, તપના તથા શ્રવણના પાત્રરૂપ છે.[૬૨] જેમ પાણી ટાઢના વધારાથી પથરા જેવું થઈ જાય છે, તેમ મૂર્ખ પુરૂષોની બુદ્ધિ મૂર્ખપણાથી ધાડી થઈ થઈને કઠિન થઈ જાય છે.[૬૩] હે રામ ! તમારૂં અંતઃકરણ તો જેમ સૂર્યોદયમાં કમળ પ્રફુલ્લિત થઇને રહે છે તેમ સૌજન્યરૂપ ગુણથી અને શાસ્ત્રોના અર્થસંબંધી વિચારોથી પ્રફુલ્લિત થઈ રહ્યું છે.[૬૪] હે ઉત્તમ બુદ્ધિવાળા ! જેમ મૃગઆદિ પ્રાણી વીણાના શબ્દને કાન ઉંચા કરીને એકાગ્રતાથી સાંભળે છે, તેમ તમારે આ જ્ઞાનની કથા એકાગ્રતાથી સાંભળવી અને સમજવી જોઇએ.[૬૫] વૈરાગ્યના અને અભ્યાસના યોગથી સમતા અને સૌજન્યઆદિ સંપત્તિઓને મેળવી લ્યો કે જેનો મળ્યા પછી નાશ થતોજ નથી.[૬૬] સંસારમાંથી મુક્ત થવાને માટે પ્રથમ, શાસ્ત્રોના અને સજ્જનોના સમાગમપૂર્વક તપનો અને જિતેંદ્રિયપણાનો આશ્રય કરી બુદ્ધિનેજ વધારવી જોઇએ.[૬૭] જરાક સંસ્કારવાળી બુદ્ધિથી પણ આ શાસ્ત્રોનો વિચાર કરવો એજ માણસની મૂર્ખતાનો અત્યંત નાશ કરનાર છે એમ સમજો.[૬૮] આપદાઓના મુખ્ય સ્થાનરૂપ આ સંસારરૂપી ઝેરી ઝાડ અજ્ઞાનીને નિરંતર મોહ ઉપજાવે છે, એટલામાટે યત્ન કરીને અજ્ઞાનનો નાશ કરવો જોઇએ.[૬૯] જેમ ચામડું અગ્નિના યોગથી સંકોચ પામી જાય છે, તેમ દુષ્ટ આશાઓને લીધે કુટિલ ગતિ કરનારા અને હૃદયમાં ફેલાયા કરતા અજ્ઞાનથી ચિત્ત સંકોચ પામી જાય છે[૭૦] જેમ વાદળાંઓથી રહિતપણાને લીધે સઘળા નિર્મળ મંડળવાળા ચંદ્રને જોઈને માણસની દૃષ્ટિ પ્રફુલ્લિત થાય છે, તેમ સમજુ પૂછનારાને જોઈ વક્તાનો યથાર્થ વસ્તુવિચાર પ્રફુલ્લિત થાય છે.[૭૧] જે પુરૂષની બુદ્ધિ પૂર્વાપરનો વિચાર કરીને અર્થનું રહસ્ય સમજવામાં સુંદર ચતુરાઈવાળી હોવાને લીધે પ્રફુલ્લિત હોય તેજ પુરૂષ કહેવાય છે.[૭૨] જેમ પ્રફુલ્લિત થએલા, સ્વચ્છ અંધકારને મટાડનારા, શીતળ કાંતિવાળા અને આલ્હાદકપણાઆદિ ગુણોવાળા નિર્મળ ચંદ્રથી આકાશ શોભે, તેમ તમે પ્રફુલ્લિત થએલા, સ્વચ્છ, અજ્ઞાનને છોડનારા, ઉત્તમ વિચારરૂપ શીતળતાવાળા અને સૌજન્યઆદિ ગુણોવાળા હૃદયથી શોભો છો.[૭૩] **विकसितेन सितेन तमोरुचा वरविचारणशीतलरोचिषा ॥ गुणवता हृदयेन विराजसे त्वममलेन नभः शशिना यथा ॥७३॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'વક્તૃપૃચ્છકલક્ષણ' નામનો અગીઆરમો સર્ગ સંપૂર્ણ. ૧૧.**

---

## सर्ग १२ मो* જ્ઞાનનું ઉત્તમ મહાત્મ્ય અને રામની યોગ્યતા.

**वसिष्ठ उवाच । परिपूर्णमना मान्यः प्रष्टुं जानासि राघव ॥**
**वेत्सि चोक्तं च तेनाऽहं प्रवृत्तो वक्तुमादरात् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! પરિપૂર્ણ મનવાળા અને માન આપવાયોગ્ય તમે પૂછી જાણો છો અને કહેલું સમજી શકો છો તેથી હું પ્રેમપૂર્વક કહેવાને સજ્જ થયો છું.[૧] તમે રજોગુણથી તથા

*આ બારમા સર્ગમાં સંસારનું અનર્થપણું, જ્ઞાનનું ઉત્તમ મહાત્મ્ય અને રામમાં પૂછનારને યોગ્ય સદ્ગુણોની સ્તુતિ કહેવામાં આવશે.

તમોગુણથી રહિત અને કેવળ સત્ત્વગુણની પ્રવૃત્તિવાળી બુદ્ધિને હૃદયમાં સ્થિર કરીને જ્ઞાન સાંભળવાને સજ્જ થાઓ.[૨] જેમ સમુદ્રમાં રત્નોની શોભા છે, તેમ તમારામાં સઘળા પૂછનારના ગુણોની સંપત્તિ છે અને મ્હારામાં વક્તાના ગુણોની સંપત્તિ છે.[૩] હે પુત્ર! જેમ ચંદ્રકાંતમણિ પોતામાં ચંદ્રનાં કિરણોના સમૂહ લાગવાથી આર્દ્રપણું પામે છે, તેમ તમે પોતાનામાં વિવેક અને અસંગ પ્રકટ થવાથી વૈરાગ્ય પામ્યા છો.[૪] જેમ શુદ્ધ કમળને અત્યંત લાંબા અને વચમાં નહિ તૂટેલા શુદ્ધ તંતુઓનો જન્મથીજ પરિચય હોય છે, તેમ તમે જે શુદ્ધ છો તેમને ફેલાએલા અને વચમાં વિચ્છેદ નહિ પામેલા નિર્મળ સદ્‌ગુણોનો બાળપણાથીજ અભ્યાસ છે, એટલા માટે હું જે કથા કહેવાનો છું તે સાંભળો. આ શુદ્ધ કથા તમારા સંબંધથીજ પ્રફુલ્લિત થશે. શુદ્ધ કુમુદિની ચંદ્રના સંબંધવિના પ્રફુલ્લિત થાયજ નહિ.[૫,૬] જે કોઈ આરંભો છે અને જે કોઈ વિચારો છે તેઓ સઘળા, પોતાનું સ્વરૂપ જોવામાં આવે ત્યારે શાંત થઈ જાય છે.[૭] જો સારા ચિત્તવાળાને જ્ઞાનથી વિશ્રાંતિ ન મળતી હોય તો આ સંસારમાં કયો સાધુપુરૂષ સાધનોની ચિંતાના અપાર પરિશ્રમને સહન કરે?[૮] જેમ પ્રલયકાળના અનેક સૂર્યોના સંબંધથી સઘળા મ્હોટા પર્વતોની શિલાઓ પીગળી જાય છે, તેમ પરમજ્ઞાનનો સંબંધ થતાં ચિત્તની સઘળી વૃત્તિઓ પીગળી જાય છે.[૯] હે રામ! કેમે સહન ન થાય એવો અને સંસારના ઝેરથી થએલો દુ:ખના સમૂહરૂપી વિષૂચિકાનો રોગ પવિત્ર આત્મબોધરૂપી ગારૂડીમંત્રથીજ શાંત થાય છે.[૧૦] એ આત્મબોધ અને તે બોધ મળવાનું ગુપ્ત રહસ્ય સજ્જનોની સાથે શાસ્ત્રવિચાર કરવાથી અવશ્ય મળે છે.[૧૧] વિચાર કરવાથી અવશ્ય સઘળાં દુ:ખોનો ક્ષય થાય છે એમ સમજવું અને એ સમજીને વિચારવાન પુરૂષોઉપર કદી પણ અનાદરની દૃષ્ટિ કરવી નહિ.[૧૨] જેમ જૂની કાંચળીને છોડી દઇને સર્પ સંતાપરહિત થાય છે, તેમ આ સઘળા ચિંતાઓના પીંજરને છોડી દઇ સંતાપરહિત થએલો, શીતળ અંતઃકરણવાળો અને સદ્વિચારથી યથાર્થ બ્રહ્મવિદ્યાને પામેલો પુરૂષ આ સર્વ જગતને વિનોદથી ઇંદ્રિજાળની પેઠે જોયા કરે છે. જેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત ન થઇ હોય તેનેજ આ જગત દુ:ખરૂપ ભાસે છે.[૧૩] આ અત્યંત વિષમ સંસાર-સંબંધી રાગ સર્પની પેઠે કરડે છે, તરવારની પેઠે કાપી નાખે છે, ભાલાની પેઠે વીંધી નાખે છે, રસીની પેઠે બાંધી લે છે, અગ્નિની પેઠે બાળે છે, રાત્રિની પેઠે અંધ કરી નાખે છે, પથરાની પેઠે ઓચિંતો પડીને પુરૂષોને પરવશ કરી નાખે છે, બુદ્ધિને હરી લે છે, સ્થિતિનો નાશ કરે છે, મોહરૂપી ઊંડી ખાડમાં પાડી દે છે અને તૃષ્ણાથી જાજરાપણું કરી નાંખે છે. એવું કોઇ પણ દુઃખ નથી કે જે સંસારી માણસને પ્રાપ્ત થતું નથી.[૧૪] આ વિષયોના સંગ-રૂપી વિષૂચિકા બહુજ માઠાં પરિણામ આપે છે. જો એનો યથાર્થ ઉપાય કરવામાં ન આવે તો નરકસ્થાનોના સમૂહોરૂપી ફળ આપનારો એ રોગ ઉપર કહેલી અનેક પીડાઓને ઉત્પન્ન કરે છે.[૧૫] એ રોગથી નરકોમાં પડતાં ત્યાં પથરા ખાવા પડે છે, તરવારથી કપાવું પડે છે, પર્વ-તોનાં શિખરો ઉપરથી નીચે પડવું પડે છે, પથરાના પ્રહાર ખમવા પડે છે, અગ્નિથી બળવું પડે છે, હિમના જળથી ન્હાવું પડે છે, અંગો કપાઇ જાય છે, છીપરોમાં ચંદનની પેઠે ઘસાવું પડે છે. જે વનમાં પાંદડાં તરવારની ધાર જેવાં છે તેમાં ભટકવું પડે છે, જેમ 'ઘણુ' નામના જીવડાથી લાકડું કોતરાઈ જાય છે તેમ કોતરાવું પડે છે, તપાવેલી લોઢાની સાંકળોથી

વીંટાવું પડે છે, પરાયા હાથથી ચામડી ઉખેડાવવી પડે છે, નિરંતર અગ્નિથી ધગધગતાં લડાઈનાં બાણો સહન કરવાં પડે છે, ભયંકર ગરમીમાં ઠેલાઇને જવું પડે છે, શીતકાળમાં ફુવારાના ઘરમાંથી પાણીનો વરસાદ સહન કરવો પડે છે, માથું કપાઈ જાય છે, મરણ થઇ જાય છે, મ્હોંમાં ડુચો ખોસાવાથી મુંગા થવું પડે છે, શરીર વ્યવહારને અયોગ્ય થઇ જાય છે અને શરીરનો એકાદ ભાગ બહુજ વધી જાય છે.[૧૬] હે રામચંદ્ર ! આવી રીતની કષ્ટદાયી હજારો ચેષ્ટાઓથી દારૂણતાવાળા આ સંસારરૂપી હાલતા યંત્રમાં પ્રમાદ નહિ રાખતાં અવશ્ય એવો વિચાર કરવો અને એવું સમજવું કે શાસ્ત્રવિચારથીજ કલ્યાણ થાય છે.[૧૭] હે રઘુકુળના ચંદ્રરૂપ ! બીજું પણ કહું છું કે જ્ઞાનરૂપી કવચથી* જેઓએ શરીરને વીંટી લીધું છે એવા આ મોટા મુનિઓ, મોટા ઋષિઓ,+ બ્રાહ્મણો અને રાજાઓ સંસારરૂપી દુઃખને યોગ્ય નહિ છતાં પણ અજ્ઞાની જનની પેઠે દુઃખ દેનારી અનેક પ્રકારની સંસારસંબંધી પીડાઓને જાણી જોઇને કેમ ભોગવે છે? એવી શંકા રાખશો નહિ, કારણ કે જો એઓને કાંઈ પણ સંસારની પીડા હોય તો એઓ આવી રીતે મનમાં આનંદથી ભરપૂરજ કેમ રહે?[૧૮] નવા નવા વિષયોને જોવામાં અને ભોગવવામાં ઉત્સાહ વગરના, કલ્પનાઓથી ઉઠતા વિક્ષેપોથી રહિત થએલા, જેઓને પરમાત્મારૂપી દીપક પ્રાપ્ત થયો છે એવા અને અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા આ મહાત્મા લોકો જગતમાં, જેમ વિષ્ણુ, શિવ અને બ્રહ્મા આદિ રહ્યા છે તેમજ જીવન્મુક્ત થઇને રહેલા છે.[૧૯] મહાત્માઓની સાથે વિચાર કરી શરીરઆદિ અનાત્મ પદાર્થોનો નિરાસ કરીને બુદ્ધિથી પરમતત્ત્વ જાણ્યામાં આવ્યા પછી મોહ ક્ષીણ થતાં, અજ્ઞાનરૂપી ઘાઢાં વાદળાં દૂર થઇ જતાં અને વાક્યો ઉપરથી જાણેલા વિસ્તીર્ણ પરમતત્ત્વનો પોતામાંજ અનુભવ થતાં જગતમાં જે ભ્રમણ છે તે એક જાતનું રમણજ છે.[૨૦] બીજું પણ—પોતાનું ચિન્મય× સ્વરૂપ અનાત્મ પદાર્થોના નિરાસથી સ્વચ્છ થતાં, હૃદયમાં ઉત્તમ શાંતિનો આવિર્ભાવ થતાં અને આગળની સઘળી બુદ્ધિની વૃત્તિઓ, શાંતિરૂપ રસના સ્વાદમય થઈ જતાં, અંતઃકરણની ઘટના બ્રહ્મરસનો સ્વાદ લઇને બ્રહ્માકાર થઈ જાય છે તો એવી રીતે બુદ્ધિથી પરમતત્ત્વનો અનુભવ થયા પછી જગતમાં જે ભ્રમણ છે તે એક જાતનું રમણજ છે.[૨૧] બીજું પણ—નિર્મળ બુદ્ધિથી પરમતત્ત્વની પ્રાપ્તિ થયા પછી જ્ઞાનીને એમજ લાગે છે કેઃ “ આ ચેતનાવગરનો જે દેહ છે તે રથ છે, ઈંદ્રિયોની જે ગતિ છે તે ઘોડાઓની ચાલ છે, જે મન છે તે રેન છે અને સમાધિના કાળમાં પરમાત્મારૂપ તથા વ્યવહારના કાળમાં ઉપાધિથી જીવરૂપ હું એ રથમાં બેસીને આનંદરૂપ વિષયોમાં ફરવાની મોજ કરૂં છું.” તો આ પ્રમાણે વિચારથી જગતમાં મહાત્મા પુરૂષોનું જે ભ્રમણ છે તે એક જાતનું રમણજ છે.[૨૨]

**रथः स्थाणुर्देहस्तुरगरचना चेन्द्रियगतिः परिस्पन्दो वातो वहनकलितानन्दविषयः ॥**
**परोऽणुर्वा देही जगति विहरामीत्यनघया धिया दृष्टे तत्त्वे रमणमटनं जागतमिदम् ॥२२॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'તત્ત્વમહાત્મ્યવર્ણન' નામનો બારમો સર્ગ સંપૂર્ણ. ૧૨**

---

* બખ્તરથી. + સૂક્ષ્મ વસ્તુઓને જાણવામાં સમર્થ. × ચૈતન્યમય.

# सर्ग १३ मो* વૈરાગ્યાદિ ગુણો તથા રામનું વર્ણન

**वसिष्ठ उवाच ।** एतां दृष्टिमवष्टभ्य दृष्टात्मानः सुबुद्धयः ॥
विचरन्तीह संसारे महान्तोऽभ्युदिता इव ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–ઉત્તમ બુદ્ધિવાળા આત્મજ્ઞાની પુરૂષો એવો નિશ્ચય રાખીને આ સંસારમાં મોટા ચક્રવર્તી રાજાઓની પેઠે વિચરે છે.[૧] એઓ શોક કરતા નથી, કશું ઈચ્છતા નથી, શુભને કે અશુભને માગતા નથી અને સઘળું કરે છે તે છતાં પણ કશું કરતા નથી.[૨] ત્યાજ્ય પક્ષથી તથા ગ્રાહ્ય પક્ષથી રહિત થએલા અને પોતાના સ્વરૂપમાંજ રહેલા એ લોકો નિર્લેપરીતે રહે છે, નિર્લેપરીતે કરે છે અને લૌકિકમાર્ગમાં નિર્લેપરીતે ચાલે છે.×[૩] એઓ આવે છે પણ આવતા નથી, જાય છે પણ જતા નથી, કરે છે પણ કરતા નથી અને બોલે છે પણ બોલતા નથી.[૪] જે કોઇ આરંભો અને જે કોઈ વિચારો ત્યાજ્ય અથવા ગ્રાહ્ય પક્ષમાં છે તેઓ પરમપદની પ્રાપ્તિ થયા પછી ક્ષીણ થઈ જાય છે.[૫] જાણે સઘળી ઈચ્છાઓ છોડી દીધી હોય એવું મધુર વૃત્તિઓવાળું મન, જાણે ચંદ્રના બિંબમાંજ રહ્યું હોય તેમ સઘળી રીતે શાંતિને પ્રાપ્ત થાય છે.[૬] સઘળી વિચારસંબંધી ક્રિયાઓથી રહિત થએલું અને સઘળા પ્રકારનાં કૌતુકોથી રહિત થએલું છતાં પણ એ મન, જેમ ચંદ્રમાં અમૃત માતું નથી, તેમ પોતાનામાં પણ માતું નથી. (પ્રફુલ્લિતજ રહે છે).[૭] એવું મન કોઈ જાતના માયિક વિક્ષેપોને બનાવતું નથી, વાસનાને અનુસરતું નથી અને બાળકના જેવી સઘળી ચપળતાને છોડી દઇને બ્રહ્માકારપણાથીજ બિરાજે છે.[૮] આવી વૃત્તિઓ આત્મતત્ત્વના અવલોકનથીજ મળે છે પણ બીજા કોઈ પ્રકારથી મળતી નથી.[૯] એટલામાટે પુરૂષે આત્માનેજ જાણવો જોઇએ અને જીવતાંસુધી તેનુંજ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું જોઇએ.[૧૦] જેને અવિચ્છિન્ન અભ્યાસથી પોતાના અનુભવની, શાસ્ત્રની અને ગુરૂની એકવાક્યતા થઈ હોય તે પુરૂષ સ્વરૂપાનંદને ભોગવે છે.[૧૧] જ્ઞાની પુરૂષ, મૂઢલોકો કે જેઓ શાસ્ત્રના અર્થનો અનાદર કરે છે અને તત્ત્વવેત્તાઓની ઉપેક્ષા કરે છે તેઓની સાથે મહા વિપત્તિના સમયમાં પણ તુલ્યતા પામે નહિ.[૧૨] પોતાના શરીરમાં રહેલી એક મૂર્ખતાજ માણસોને જેવો ખેદ આપે છે તેવો ખેદ પૃથ્વીમાં રોગ, ઝેર, આપત્તિ કે આધિ, એઓમાંનું કોઈ પણ આપતું નથી.[૧૩] કાંઈક સંસ્કારવાળી બુદ્ધિવાળાઓને જેવું આ શાસ્ત્રશ્રવણ મૂર્ખતાને તોડનાર છે તેવું બીજું કાંઈ નથી.[૧૪] સુખદાયી, યથોચિત દૃષ્ટાંતોથી રમણીય અને વિરોધવગરનું આ શાસ્ત્ર વાક્યાર્થ ઉપર ધ્યાન રાખીને સઘળું સાંભળવું જોઇએ.[૧૫] ટાળી ટળે નહિ એવી આપદાઓ અને સઘળી નીચ યોનિઓ, જેમ ખેરના ઝાડમાંથી કાંટા ઉત્પન્ન થાય છે, તેમ મૂર્ખપણાથી ઉત્પન્ન થાય છે.[૧૬] હે રામ! હાથમાં કોડીયું લઈ ચાંડાલોનાં ઘરોની ગલીઓમાં ભીખ માગવાને માટે ફરવું એ સારૂં છે પણ મૂર્ખતાથી બગડેલું જીવિત સારૂં નથી.[૧૭] ભયંકર ઊંડી ખાડોમાં અથવા વૃક્ષોની કોતરાડોમાં સર્વદા આંધળા કીડાના અવતારથી રહેવું સારૂં છે પણ અતિ દુઃખ દેનારૂં

---

* આ તેરમા સર્ગમાં જીવન્મુક્તિના ફળરૂપ વૈરાગ્યઆદિ ગુણોનું અને વિશેષે કરી રામનું વર્ણન કરવામાં આવશે. × આત્મસ્વરૂપના સાક્ષાત્કારથી તેમને પોતાનો અકર્તાભાવ તથા અભોક્તાભાવ અનુભવાયો છે તેથી તેઓ સર્વ કર્મમાં નિર્લેપરીતે વિચરે છે.

મૂર્ખપણું સારૂં નથી+[૧૮] કોઈ પણ માણસ આ મોક્ષના ઉપાયરૂપ પ્રકાશને પ્રાપ્ત થઇને પાછો મૃત્યુજેવા અંધારામાં પણ આંધળો થતો નથી ત્યારે બીજામાં તો કેમજ થાય ?[૧૯] જ્યાંસુધી વિવેકરૂપી સૂર્યની નિર્મળ પ્રભાનો ઉદય ન થાય ત્યાંસુધીજ તૃષ્ણારૂપી રાત્રિ માણસરૂપી કમળને સંકોચ પમાડે છે.[૨૦] હે રામ ! સંસારના દુઃખથી છૂટવાને માટે ગુરૂના અને શાસ્ત્રના પ્રમાણથી આત્માનું સ્વરૂપ જાણી, જેમ વિષ્ણુ તથા શિવ આદિ જીવન્મુક્ત પુરૂષો અને બીજા પણ જીવન્મુક્ત બ્રહ્માર્ષિઓ વિહાર કરે છે, તેમ તમે પણ મ્હારા જેવા બંધુઓની સાથે વિહાર કરો.[૨૧,૨૨] આ સંસારમાં દુઃખો અનંત છે અને સુખો તો ઘાસના ટુકડા બરાબર છે માટે પરિણામે દુઃખ આપનારાં સુખોમાં કદી પણ દૃષ્ટિ બાંધવી નહિ.[૨૩] સમજુ પુરૂષે જે બ્રહ્મપદ અનંત છે અને પરિશ્રમવગરનું છે તેનેજ પરમ પુરૂષાર્થની સિદ્ધિને માટે પ્રયત્નથી સાધવું જોઇએ.[૨૪] જેઓનું સંતાપોથી રહિત થએલું મન બ્રહ્મપદનુંજ અવલંબન કરીને રહ્યું હોય તેજ ઉત્તમ પુરૂષો પુરૂષાર્થના પાત્રરૂપ છે.[૨૫] દુષ્ટ મનવાળા જે પુરૂષો ભોગ ભોગવવાની લાલચથી રાજ્યાદિક સુખોમાંજ સંતુષ્ટ રહે છે તેઓને આંધળા દેડકાજ સમજો.[૨૬] જેઓ ભોગને ભોગવનારા, શઠ, પ્રબળ અને પાપ કર્મોનેજ કરનારા મિત્રરૂપી શત્રુઓમાં પ્રેમ રાખે છે તે મૂઢ પુરૂષો મોહથી મંદબુદ્ધિવાળા હોવાને લીધે એક સંકટમાંથી બીજા સંકટમાં, એક દુઃખમાંથી બીજા દુઃખમાં, એક ભયમાંથી બીજા ભયમાં અને એક નરકમાંથી બીજા નરકમાં જાય છે.[૨૭,૨૮] હે રામ ! દુઃખથી સુખ નાશ પામે છે અને સુખથી દુઃખ નાશ પામે છે, માટે સુખ–દુઃખની દશાઓથી કદી પણ વિશ્રાંતિ મળતી નથી. એ સુખ–દુઃખની દશાઓ વીજળીના પ્રસર જેવી ક્ષણભંગુર છે.[૨૯] જે વૈરાગ્યવાળા અને ઉત્તમ વિવેકવાળા તમારા જેવા મહાત્મા પુરૂષો હોય છે તેઓનેજ પ્રણામ કરવાયોગ્ય અને ભોગના તથા મોક્ષના મુખ્ય પાત્રરૂપ સમજવા.[૩૦] ઉત્તમ વિવેકનો આશ્રય કરી વૈરાગ્યના અને અભ્યાસના યોગથી આ ઘોર આપત્તિરૂપ સંસારરૂપી નદીને ઉતરવી જોઇએ.[૩૧] સારી રીતે સમજનારા વિવેકી પુરૂષે ઝેરની વ્યાપ્તિની પેઠે મોહ આપનારી આ સંસારસંબંધી રચનાઓમાં આસક્તિ રાખવી નહિ.[૩૨] જે માણસ આ સંસારને પ્રાપ્ત થઈ 'એ શું કરનાર છે' એવી ઉપેક્ષા કરીને યત્નવગર બેસી રહે છે તે માણસ સળગેલા ઘરની ઉપર ઘાસની પથારીમાં સૂતો છે, એમ સમજવું.[૩૩] વિદ્વાનો જેને પામીને પાછા ફરતા નથી અને જેને પામીને કદીપણ શોક કરવો પડતો નથી તે પદ જ્ઞાનમાત્રથીજ મળે એમ છે એમાં કશો સંશય નથી.[૩૪] કદાચ એ પદ નહિ હોય તો તેનો વિચાર કરવાથી તમોને શી હરકત છે અને હશે તો સંસારરૂપી સમુદ્રમાંથી ઉતરી જશો.[૩૫] આ સંસારમાં જ્યારે મોક્ષનો ઉપાય વિચારવામાં પુરૂષની પ્રવૃત્તિ થાય છે ત્યારે તે પુરૂષ તુરતજ મોક્ષનો ભાગીદાર કહેવાય છે.[૩૬] બ્રહ્મસ્વરૂપની સ્થિતિ વિના બીજું કોઈ પણ સ્વસ્થપણું નાશવગરનું, શંકા વગરનું અને વિભ્રમ વગરનું ત્રૈલોક્યમાં પણ નથી.[૩૭] વિચારની પ્રવૃત્તિ પ્રાપ્ત થાય તો કૈવલ્યની પ્રાપ્તિમાં કશો પરિશ્રમ પડતો નથી. એ પદની પ્રાપ્તિમાં ધન, મિત્રો, બાંધવો, હાથ–પગનું ચલાવવું, પરદેશમાં જવું, કાયાને ઉપવાસઆદિ ક્લેશો આપીને દુઃખી થવું કે તીર્થક્ષેત્રોમાં નિવાસ, એઓ કોઈ પણ સહાયતા આપે

+ અજ્ઞાનજ સર્વ દુઃખોનું મૂળ છે માટે સારૂં નથી.

એમ નથી પણ માત્ર મનઃકલ્પિત દ્વૈતનો મૂલોચ્છેદ કર્યાથી તે પદની પ્રાપ્તિ થાય છે કે જે મૂલોચ્છેદ શ્રવણ–મનનઆદિ પુરૂષાર્થથીજ સાધ્ય છે અને બ્રહ્માકાર દૃઢ વાસનાને ઉત્પન્ન કરનાર છે.[૩૮,૩૯] વિષયોને છોડી દેનારો પુરૂષ માત્ર વિવેકથી સાધ્ય થનારા અને વિચારથી તથા એકાગ્રતાથી નિશ્ચય કરી શકાય એવા એ પદને પામે છે.[૪૦] સુખદાયી આસન ઉપર બેઠાં બેઠાં તે પદનો પોતાની મેળે વિચાર કરવામાં આવે તોપણ તે પદની પ્રાપ્તિ થાય છે કે જેથી શોક કરવો પડતો નથી કે પાછો જન્મ ધરવો પડતો નથી.[૪૧,૪૨] એ પદનેજ સાધુપુરૂષો સઘળાં સુખોના વરસાદની પરાકાષ્ઠારૂપ જાણે છે અને તેનેજ સર્વોત્તમ આનંદના ઝરાવાળું રસાયન કહે છે.[૪૩] જેમ ઝાંઝવાનાં પાણીમાં જળ હોતું નથી, તેમ સર્વે પદાર્થોના વિનાશપણાને લીધે મનુષ્યલોકમાં કે સ્વર્ગલોકમાં ક્યાંય પણ ખરૂં સુખ નથી.[૪૪] એટલા માટે શમ અને સંતોષરૂપ સાધનથી મનને જીતવાનોજ યત્ન કરવો કે જેથી અનંત પદમાં એકરસ થવારૂપ આનંદની પ્રાપ્તિ થાય છે.[૪૫] રાક્ષસ, દાનવ, દેવ કે માણસ ગમે તે હોય તેણે ઉભાં રહેતાં, ચાલતાં, પડતાં અને ફરતાં પણ મનની શાંતિથી ઉત્પન્ન થનારૂં તે પરમ સુખ પામી શકાય છે કે જે સુખ મનની શાંતિરૂપ પ્રફુલ્લિત પુષ્પવાળા વિવેકરૂપી કલ્પવૃક્ષનું* ફળ છે.[૪૬,૪૭] વ્યવહારમાં તત્પર રહેવા છતાં પણ આકાશમાં રહેલા સૂર્યની પેઠે નિર્લેપ રહેનારો જ્ઞાની પુરૂષ વ્યવહારને છોડી દેતો પણ નથી તેમ વ્યવહારને ઇચ્છતો પણ નથી.×[૪૮] શાંતિ પામેલું, અત્યંત સ્વચ્છ, વિશ્રામવાળું, ભ્રાંતિવગરનું, ચેષ્ટારહિત અને બીજા કોઇને પણ ઈષ્ટ નહિ ગણનારૂં જ્ઞાનીનું મન વ્યવહારને ઇચ્છતું નથી, તેમ વ્યવહારને છોડી દેવા પણ ધારતું નથી.[૪૯] હવે મોક્ષના દ્વારમાં જે દ્વારપાલો છે તેઓ વિષે અનુક્રમથી કહું છું તે સાંભળો કે જેઓમાંના એકમાં આસક્ત થવાથી પણ મોક્ષના દ્વારમાં પ્રવેશ કરી શકાય છે.[૫૦] સુખની આશારૂપી તીવ્ર તરસથી બહુજ લાંબી થઈ પડેલી ઘણા તાપવાળી આ સંસારરૂપી નિર્જળ દેશની ભૂમિકા વિવેકી પુરૂષને શમને લીધે ચંદ્રમાની કાંતિની પેઠે શીતલ થઇ જાય છે.[૫૧] શમથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે, શમજ ઉત્તમ પદવીરૂપ છે, શમજ સુખદાયી છે, શમજ શાંતિના કારણરૂપ છે અને શમજ ભ્રાંતિનું નિવારણ કરનાર છે.[૫૨] શમથી તૃપ્તિ પામેલા, શમથી શણગારેલા ચિત્તવાળા અને શીતળ તથા અત્યંત સ્વચ્છ મનવાળા પુરૂષને શત્રુ પણ મિત્ર થઈ જાય છે.[૫૩] જેમ સ્વચ્છપણાવાળા ક્ષીરસાગરમાં ચંદ્રની કાંતિથી બમણી સ્વચ્છતા ઉદય પામે છે, તેમ સ્વચ્છપણાવાળા પુરૂષોના મનમાં શમરૂપી ચંદ્રનો પ્રકાશ પડવાથી બમણી સ્વચ્છતા ઉદય પામે છે.[૫૪] જે સત્પુરૂષોના હૃદયોરૂપ કમળના પોટાઓમાં શમરૂપી કમળ પ્રફુલ્લિત થયું હોય તેઓને વિષ્ણુજેવાજ સમજવા, કારણકે જેમ વિષ્ણુના હૃદયકમળમાં બ્રહ્માના આસનરૂપ કમળ પ્રફુલ્લિત થયું છે, તેમ તેઓના હૃદયકમળમાં શમરૂપી બીજું કમળ પ્રફુલ્લિત હોય છે[૫૫] પોતાના ગુણોથી સઘળાઓની ઈંદ્રિયોને વશ કરી લેનારા જે પુરૂષોના મુખરૂપી નિષ્કલંક ચંદ્રમાં શમની શોભા દીપી રહી હોય તે ઉત્તમ કુલીન પુરૂષો વંદન

* ઈચ્છિત વસ્તુ આપનાર દેવોનું વૃક્ષ તે કલ્પવૃક્ષ કહેવાય છે.

× સર્વત્ર બ્રહ્મનો અનુભવ કરનારને કાંઇ ત્યજવાનું કે ઇચ્છવાનું રહેતું નથી, એમ જણાવવા એ પ્રમાણે કહ્યું છે.

કરવાને યોગ્ય છે.[૫૬] જેઓથી ચક્રવર્તીપણાની સંપત્તિઓ પણ હલકી છે એવી શમની વિભૂતિઓ જેવો આનંદ આપે છે તેવો આનંદ ત્રૈલોક્યની અંદર રહેનારી કોઈ પણ વિભૂતિઓ આપતી નથી.[૫૭] જેમ સૂર્યમાં અંધારૂં નાશ પામે છે, તેમ જે કોઈ દુઃખો છે, જે કોઈ તૃષ્ણા છે અને જે કોઈ અસહ્ય ચિંતાઓ છે તે સઘળું શાંતચિત્તવાળા પુરૂષોમાં નષ્ટ થઈ જાય છે.[૫૮] આશ્ચર્યજનક એવું સર્વ પ્રાણીઓનું ચિત્ત શાંત મનુષ્યના દર્શનથી જેટલું પ્રસન્ન થાય છે, તેટલું ચંદ્રમાના દર્શનથી પણ થતું નથી.[૫૯] શમથી શોભનારા અને સર્વ પ્રાણીઓપર સ્નેહ રાખનારા સજ્જનમાં પરમતત્ત્વ પોતાની મેળેજ ખુલ્લે છે.[૬૦] ક્રૂર સ્વભાવવાળાં અને કોમળ સ્વભાવવાળાં મનુષ્યો, જેમ પોતાની માતાનો વિશ્વાસ કરે, તેમ શમવાળા પુરૂષનો વિશ્વાસ કરે છે.[૬૧] અંતઃકરણને શમથી જેવું સુખ પ્રાપ્ત થાય છે તેવું સુખ ઇંદ્રની પદવી મળતાં અમૃત પીવાથી કે વિષ્ણુની પદવી મળતાં લક્ષ્મીનું આલિંગન કરવાથી પણ પ્રાપ્ત થતું નથી.[૬૨] હે રાઘવ ! સઘળી આધિઓ તથા વ્યાધિઓએ બીવરાવીને ધ્રૂજાવેલા અને તૃષ્ણારૂપી દોરડાથી ખેંચાઇ ખેંચાઇને થાકી ગએલા મનને વારંવાર શમરૂપ અમૃત છાંટીને આશ્વાસિત કરો.[૬૩] જો બુદ્ધિ શમથી શીતળ થઇ હોય તો જે કરવામાં આવશે અને જે ખાવામાં આવશે તે સઘળું તેમાં મીઠું લાલશે. હે તાત ! શમવિના મનમાં જે સારૂં હશે તે પણ મીઠું લાગશે નહિ[૬૪] હે રામચંદ્ર ! હું તો ધારૂં છું કે શમરૂપી અમૃતથી ઢંકાએલું મન જે આનંદને પામે છે તે આનંદથી, જે અંગો કપાઈ ગયાં હોય તેઓ પણ પાછાં ઉગે છે!![૬૫] પિશાચો, રાક્ષસો, દૈત્યો, શત્રુઓ, સિંહો કે સર્પો કોઇ પણ શમવાળા પુરૂષનો દ્વેષ કરતા નથી.[૬૬] જેમ બાણો વજ્રમય શિલાને વીંધી શકતાં નથી, તેમ જેણે સઘળાં અંગોમાં શમરૂપી અમૃતમય કવચ સારી રીતે પહેરી લીધું હોય તેને કોઇ પણ દુઃખો વીંધી શક્તાં નથી.[૬૭] સમજુ માણસ શમવાળી અને સમતાવાળી સ્વચ્છ બુદ્ધિથી જેવો શોભે છે તેવો રાજા પણ સુંદર રાણીથી શોભતો નથી,[૬૮] શાંતિવાળા પુરૂષને જોઈને માણસોને જેવો સંતોષ મળે છે તેવો સંતોષ પ્રાણકરતાં પ્યારાને જોવાથી પણ મળતો નથી.[૬૯] જે પુરૂષ શમથી ભરેલી, લોકમાં વખણાએલી અને સમતાવાળી વૃત્તિથી સારી રીતે વર્તે છે તેનું જીવવુંજ સફળ છે, બીજા કોઈનું જીવવું સફળ નથી[૭૦] નમ્ર અને શાંત મનવાળો સાધુપુરૂષ જે જે કાર્યો કરે તે સઘળાં કાર્યોને સર્વ પ્રાણીઓ વખાણે છે, એ પુરૂષના કોઇ કાર્યઉપર લોકોને દ્વેષ આવતો નથી.[૭૧] જે પુરૂષ પ્રિય અથવા અપ્રિય પદાર્થને સાંભળી, અડકી, જોઇ કે જમીને અથવા તેવા જળમાં નાહીને રાજી થાય નહિ તેમ ગ્લાનિ પણ પામે નહિ તે શાંત કહેવાય છે.[૭૨] સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિવાળો જે પુરૂષ પ્રયત્નથી ઇંદ્રિયોને જીતીને ભવિષ્યકાળનાં સુખાદિને ઇચ્છતો નથી અને પ્રારબ્ધથી મળેલાં સુખાદિને છોડી દેતો નથી તે શાંત કહેવાય છે.[૭૩] નિર્મળ બુદ્ધિથી તલસ્પર્શ કરીને જોતાં જેના મનની અંદરનાં તથા બહારનાં સઘળાં કાર્યો સરખાં જોવામાં આવે તે શાંત કહેવાય છે.[૭૪] જેનું ચંદ્રના બિંબજેવું સ્વચ્છ મન, ઉત્સવમાં, યુદ્ધમાં તથા મરણમાં પણ એકસરખું શાંતજ રહેતું હોય તે પુરૂષ શાંત કહેવાય છે[૭૫] જે પુરૂષ હર્ષનાં તથા ક્રોધનાં કારણોવાળા પ્રદેશમાં રહ્યો હોય તે છતાં પણ નાહ રહેલાની પેઠે રાજી થાય નહિ, કોપ કરે નહિ અને સુષુપ્તિવાળાની પેઠે સ્વસ્થજ રહે તે પુરૂષ શાંત કહેવાય છે.[૭૬] જેની દ્રષ્ટિ સર્વ લોકોઉપર

પ્રસન્નતા ભરેલી અને અમૃતના ઝરાજેવી સુંદરજ પ્રસરતી હોય તે પુરૂષ શાંત કહેવાય છે.[૭૭] જે પુરૂષ મનમાં અત્યંત શીતળ થઈ ગયો હોય અને વ્યવહારી છતાં પણ વિષયોમાં ડૂબી જતો ન હોય કે મોહ પણ પામતો ન હોય તે શાંત કહેવાય છે.[૭૮] દુરંત* આપદાઓ પ્રાપ્ત થતાં અને મોટા મોટા કલ્પાંતોમાં પણ જેનું મન નીચ વલણઉપર ન આવતું હોય તે પુરૂષ શાંત કહેવાય છે.[૭૯] જેની બુદ્ધિ વ્યવહાર કરવામાં આવતાં છતાં પણ આકાશની પેઠે નિર્લેપજ રહેતી હોય તે પુરૂષ શાંત કહેવાય છે[૮૦] તપસ્વિઓમાં, ઘણું સમજનારાઓમાં, યજ્ઞ કરાવનારાઓમાં, રાજાઓમાં, બળવાનોમાં અને ગુણિજનોમાં પણ શમવાળો પુરૂષજ શોભે છે.[૮૧] જેમ ચંદ્રમાંથી ચાંદનીનો ઉદય થાય છે, તેમ ગુણોથી શોભનારા શાંત મનવાળા મહાત્માઓના ચિત્તમાંથી પરમાનંદનો ઉદય થાય છે.[૮૨] ઘણી પ્રૌઢતાવાળો શમ કે જે ગુણોના સમૂહોની પરાકાષ્ઠારૂપ+ છે અને પુરૂષાર્થના મુખ્ય ભૂષણરૂપ છે તે સંકટોમાં અને ભયના સ્થાનકોમાં વધારે દીપે છે.[૮૩] હે રઘુનંદન ! મહાત્મા પુરૂષો કોઈથી હરી શકાય નહિ એવા અને પૂજ્ય પુરૂષોએ સાવધાનપણાથી રક્ષણ કરેલા શમરૂપ ઉત્તમ અમૃતનો આશ્રય કરીને જે પદ્ધતિથી પરમપદને પામ્યા છે તે પદ્ધતિનેજ તમે પણ સિદ્ધિને વાસ્તે સર્વદા અનુસરો.[૮૪]

**शमममृतमहार्यमार्यरक्षं परमवलंब्य परं पदं प्रयाताः ॥**
**रघुतनय यथा महानुभावाः क्रममनुपालय सिद्धये तमेव ॥ ८४॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'શમનિરૂપણ' નામનો તેરમો સર્ગ સંપૂર્ણ. ૧૩.**

## सर्ग १४ मो[§] વિચારની પ્રશંસા

**वसिष्ठ उवाच । शास्त्रावबोधामलया धिया परमपूतया ॥**
**[illegible]ः कारणज्ञेन [illegible]ऽनिशमात्मनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—શાસ્ત્રના બોધથી નિર્મળ થએલી પરમપવિત્ર બુદ્ધિવડે વિદ્વાન ગુરૂની સાથે નિરંતર આત્મવિચાર કરવો જોઇએ.[૧] બુદ્ધિ, વિચારથી અત્યંત તીક્ષ્ણ થાય તો પરમપદને જાણી શકે છે, કારણ કે વિચારજ સંસારરૂપી લાંબા રોગનું મોટું ઔષધ છે.[૨] અનંત પ્રકારની પ્રવૃત્તિઓથી પ્રફુલ્લિત થએલા આપદારૂપી વનને વિચારરૂપી કરવતથી કાપી નાખવામાં આવે તો તે પાછું ઉગતુંજ નથી.[૩] હે મહા વિચક્ષણ! બંધુઓના નાશના સમયમાં, સંકટોના સમયમાં અને શાંતિના સમયમાં પણ જે કરવાનું છે તે મોહથી સૂજતું નથી માટે સત્પુરૂષોને વિચારજ પરમ આશ્રયરૂપ છે.[૪] મોહ ટાળવાનેસારૂ વિચાર વિના બીજો કાંઈ ઉપાય છેજ નહિ એવો વિદ્વાનોનો નિશ્ચય છે. સત્પુરૂષોની બુદ્ધિ વિચાર કરવાથી અશુભ માર્ગનો ત્યાગ કરીને શુભ માર્ગમાં પ્રવર્તે છે.[૫] બુદ્ધિમાન પુરૂષોનાં બળ, બુદ્ધિ, સામર્થ્ય, સમયને યોગ્ય સ્ફૂર્તિ, ક્રિયા અને ક્રિયાનું ફળ એ સઘળાં વિચારથીજ સફળ થાય છે.[૬] પ્રૌઢ વિચાર કે જે યોગ્ય—અયોગ્ય પદાર્થોનો પ્રકાશ કરવામાં મોટા દીવારૂપ છે અને વાંછિત ફળને સાધનારો છે તેનો આશ્રય

* દુઃખે કરીને જેનો અંત આવે એવી. + અવધિરૂપ.

§ આ ચૌદમા સર્ગમાં સત્સંગથી, ઉત્તમ શાસ્ત્રથી અને ચિત્તની શુદ્ધિથી વૃદ્ધિ પામેલા અને જેથી શમ તથા સંતોષ ઉત્પન્ન થાય છે એવા વિચારની પ્રશંસા કરવામાં આવશે.

કરીને સંસારરૂપી સમુદ્રને તરવો જોઇએ.[૭] શુદ્ધ સ્વરૂપવાળો વિચારરૂપી કેસરીસિંહ માણસોનાં હૃદયોરૂપી કમળોને છેદી નાખનારા મહામોહરૂપી હાથીઓને ફાડી નાખે છે.[૮] મૂઢલોકો પણ કેટલેક કાળે સંસારમાંથી પરમપદને પામી ગયા છે, એ વિચારરૂપી દીવાના ઉત્તમ પ્રકાશનું મુખ્ય ફળ છે.[૯] હે રામ ! રાજ્યો, ઘણી સમૃદ્ધિઓ, ભોગ અને અવિનાશી મોક્ષ એ વિચારરૂપી કલ્પવૃક્ષનાં ફળો છે.[૧૦] સંસારમાં મહાત્મા પુરૂષોની વિવેકને પ્રફુલ્લિત કરનારી જે વિચારવાળી બુદ્ધિ હોય છે તે, જેમ તુંબડાં પાણીમાં ડૂબતાં નથી, તેમ વિપત્તિમાં ડૂબતી નથી.[૧૧] જેઓ વિચારનો ઉદય કરનારી બુદ્ધિથી વ્યવહાર કરે છે તેઓ અત્યંત ઉત્તમ ફળોના પાત્રરૂપ થાય છે.[૧૨] જે કોઈ દુઃખના પ્રકારો છે તેઓ સઘળા, મોક્ષની ઈચ્છારૂપ દિશાને રોકનારાં અને મૂર્ખોનાં હૃદયોરૂપી વનમાં રહેનારાં અવિચારરૂપી કરંજ નામનાં વૃક્ષોના ફળના ત્રોફારૂપ છે.[૧૩] હે રાઘવ ! અવિચારરૂપી નિદ્રા કે જે આંજણના ચૂર્ણની પેઠે મેલી છે અને મદિરાની પેઠે ભ્રાંતિઆદિ ધર્મોને ઉત્પન્ન કરનારી છે તે તમારા મનમાંથી ક્ષય પામો.[૧૪] જેમ સૂર્ય અંધકારોમાં ડૂબતો નથી, તેમ સદ્વિચારમાં તત્પર રહેનારો માણસ મોટી આપદાવાળાં અને અત્યંત લાંબાં અજ્ઞાનોમાં ડૂબતો નથી.[૧૫] જેના સ્વચ્છ માનસ ( મન અને માનસરોવર )માં વિચારરૂપી કમળોનો સમૂહ પ્રફુલ્લિત થયો હોય તે માણસ અવશ્ય હિમાલયના જેવી શ્રેષ્ઠતાથી શોભે છે.[૧૬] જેમ બાળકને મૂર્ખતાને લીધે ખોટા ભૂતનો ઉદય થાય છે, તેમ વિચારવગરની બુદ્ધિવાળા મૂર્ખ પુરૂષને મનમાંથી વજ્રજેવા ખોટા સંસારનો ઉદય થાય છે.[૧૭] હે રામ ! વિવેકવગરનો અધમ પુરૂષ કે જે દુઃખોની મોટી કોઠીરૂપ છે અને વિપત્તિઓરૂપી નવી નવી લતાઓને વસંતની પેઠે પ્રફુલ્લિત કરનાર છે તેનો દૂરથીજ ત્યાગ કરી દેવો.[૧૮] જે કોઈ દુષ્ટઆરંભો, દુષ્ટ આચારો અને દુષ્ટ ચિંતાઓ છે તેઓ, જેમ ભૂત–પિશાચો અંધારાથી ઉત્પન્ન થાય છે, તેમ અવિચારથીજ ઉત્પન્ન થાય છે.[૧૯] હે રઘુનંદન ! અવિચારી પુરૂષ કે જે વનના ઝાડના જેવીજ રીતિવાળો અને સારાં કાર્યો કરવામાં અસમર્થ હોય છે તેને સઘળી રીતે દૂર રાખજો.[૨૦] આશાની પરવશતાથી રહિત થએલું જીવનું વિચારવાળું મન, જેમ પૂર્ણચંદ્રમા વિશ્રાંતિ પામે, તેમ આત્મામાં પરમવિશ્રાંતિ પામે છે.[૨૧] જેમ ચંદ્રથી ઉદય પામેલી ચાંદની સર્વ જગતને શોભાવે છે અને અત્યંત શીતળ કરે છે, તેમ વિવેકથી ઉદય પામેલી વિશ્રાંતિ સઘળા દેહને અત્યંત શોભાવે છે અને અત્યંત શીતળ કરે છે.[૨૨] બુદ્ધિ કે જે પરમાર્થરૂપી મહારાજ્યની પતાકારૂપ છે તેની સાથે સંબંધ રાખનારો જીવનો વિચારરૂપી ધોળો ચામર, જેમ રાત્રે ચંદ્ર શોભે, તેમ શોભે છે.[૨૩] વિચારથીજ જીવન્મુક્ત થએલા જીવો સૂર્યની પેઠે પ્રકાશીને દશે દિશાઓમાં પ્રકાશ કરે છે અને ઘણા પ્રાણીઓના સંસારના ભયરૂપી અંધકારને મટાડે છે.[૨૪] જેમ રાત્રે બાળકના પોતાના મનના મોહથીજ આકાશમાં કલ્પાએલો પ્રાણ લઈ જાય એવો ભૂત વિચારથીજ લય પામે છે.[૨૫] તેમ પુરૂષના પોતાના મનના મોહથીજ આત્મામાં કલ્પાએલો ઘણાં ઘણાં દુઃખ દેનારો સંસારરૂપી બુઢ્ઢો ભૂત વિચારથીજ લય પામે છે.[૨૬] જગતસંબંધી જે કોઈ પદાર્થો છે તેઓ સઘળા અવિચારથી સારા લાગનારા છે, અસ્તિત્વવગરનાજ છે અને વિચારથી વીંખાઈ જનારા છે.[૨૭] બ્રહ્માકારથી સ્થિતિ કે જે જગતની વિષમતાથી રહિત છે, સુખરૂપ છે, બાધરહિત છે, અનંત છે અને સ્વાભાવિક છે

તે વિવેકરૂપી કલ્પવૃક્ષનું ફળ છે એમ સમજો.[૨૮] જેમ પ્રકટ થએલા વિસ્તીર્ણ તેજવાળા ચંદ્રથી ઉત્તમ શીતતાનો ઉદય થાય છે, તેમ પ્રકટ થએલા વિસ્તીર્ણ શક્તિવાળા વિચારથી અવિચળ સ્થિતિને લીધે સર્વોત્તમપણાવાળી નિષ્કામતાનો ઉદય થાય છે.[૨૯] ઉત્તમ સ્થિતિને આપનારી ચિત્તમાંજ રહેલી પોતાના વિચારરૂપ મ્હોટી ઔષધિથી સિદ્ધ થએલો સાધુ પુરૂષ અપ્રાપ્ત સુખને ઇચ્છતો નથી અને પ્રાપ્ત સુખને છોડી દેતો નથી.[૩૦] જીવન્મુક્ત વિવેકીનું વિસ્તીર્ણ ચિત્ત પરમપદનું અવલંબન કરીને આભાસરૂપે* રહેલું હોય છે તેથી વિનાશ પામતું નથી એટલે જીવન્મુક્તનું જીવન રહે છે અને તે ચિત્તની સઘળી વિક્ષેપક વાસનાઓ બ્રહ્મરૂપ થએલી હોય છે તેથી તેમાં રાગ–દ્વેષાદિક વૃત્તિઓ ઉઠતી નથી તેથી વિક્ષેપ થવાનો પણ સંભવ નથી.[૩૧] આ વિસ્તીર્ણ જગતને સ્થિરપણાથી કેવળ સાક્ષીની પેઠે જોયા કરતો જીવન્મુક્ત પુરૂષ વિષયોમાં મન દેતો નથી, વિષયોને સાચા સમજીને ભોગવતો નથી, વિષયોમાં ઉત્કંઠિત થતો નથી, શાંત રહે છે પણ સુષુપ્તિવાળાની પેઠે શાંત રહેતો નથી, સ્વપ્નવાળાની પેઠે અંદરની વાસનાઓમાં ડૂબતો નથી, બહારના વિષયોમાં મુંઝાઈ રહેતો નથી, ક્રિયારહિત થતો નથી અને ક્રિયાઓમાં ડૂબી જતો નથી.[૩૨,૩૩] એ પુરૂષ સમુદ્રની પેઠે ગઈ વસ્તુની ઉપેક્ષા કરે છે, પ્રાપ્ત વસ્તુનો સ્વીકાર કરે છે, પોતાની મર્યાદાને છોડતો નથી, ક્રિયાઓને ચલાવ્યા કરે છે અને સર્વદા ભરપૂર રહે છે.[૩૪] ઉદાર વિચારવાળા મહાત્મા જીવન્મુક્ત યોગીઓ એવી રીતે પૂર્ણ મનથી આ જગતમાં વિહાર કરે છે.[૩૫] એ ધીર પુરૂષો પોતાની ઇચ્છા પ્રમાણે લાંબા કાળસુધી જગતમાં રહી અંતે આભાસજેવા દેહને છોડી દઇને પરિચ્છેદ વગરનાક્ષ વિદેહ કૈવલ્યને પામે છે.[૩૬] બુદ્ધિમાન પુરૂષે આપત્કાલમાં પણ સંસારને ટાળવાના શ્રવણ–મનનાદિક ઉપાયોસહિત રહીને પ્રયત્નપૂર્વક "હું કોણ છું અને સંસાર કોને થયો છે" એવો વિચાર પોતાનાથીજ કર્યા કરવો જોઇએ.[૩૭] હે રાઘવ ! રાજા પણ પોતાને રાજકીય કામોની સાંકડમાં સંદેહ પડે ત્યારે વિચાર કરવાથીજ કાર્યને સફળ કે નિષ્ફળ જાણી શકે છે, પણ વિચાર કર્યા વગર જાણી શકતો નથી, તો આ પ્રમાણે વ્યાવહારિક કામમાં પણ વિચારવાની આવશ્યકતા છે, ત્યારે પારમાર્થિક કામમાં હોય એમાં તો આશ્ચર્યજ શું ?[૩૮] જેથી પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે એવાં કર્મકાંડના તથા વેદાંતના સિદ્ધાંતનાં તત્ત્વો, જેમ રાત્રે દીવાથી તે તે પ્રદેશો ધારવામાં આવે છે, તેમ વિચારથીજ ધારવામાં આવે છે.[૩૯] વિચારરૂપી સુંદર આંખ કે જે અંધારામાં પણ શક્તિરહિત થતી નથી અને તીવ્ર પ્રકાશોમાં પ્રતિઘાત× પામતી નથી તેથી દૂરની અને તેથી દૂરની અને વ્યવધાનવાળી‡ વસ્તુઓ પણ જોઈ શકાય છે.[૪૦] જે દુર્મતિ માણસ વિવેકમાં આંધળો છે તે જન્મનો આંધળો છે અને સર્વના ધિક્કારનું પાત્ર છે. વિચારરૂપી દિવ્ય ચક્ષુવાળો વિવેકી પુરૂષ તો સઘળી વસ્તુઓમાં પહોંચી શકે છે.[૪૧] વિચારરૂપી ચમત્કાર કે જે પરમાત્મામય છે, માનપાત્ર છે અને પરમાનંદના મુખ્ય સાધનરૂપ છે તેને ક્ષણમાત્ર પણ છોડવો નહિ જોઇએ.[૪૨] જેમાં પાકવાથી અત્યંત મીઠાશ આવી હોય એવા આંબાના ફળની પેઠે પાકા વિચારવાળો પુરૂષ જ્ઞાનીઓને પણ ગમે છે.[૪૩] વિચારથી શોભી રહેલી બુદ્ધિવાળા અને જેઓએ ચાલવાના માર્ગનો નિર્ણય કરી લીધો હોય છે એવા પુરૂષોને વારંવાર અનેક

* આભાસરૂપે–અચિત્તભાવરૂપે. § અંત વિનાના. × અંજાઇ જવી. ‡ અંતરાયવાળી.

દુઃખ દેનારા ખાડાઓમાં લોટવું પડતું નથી.[૪૪] જેમ અવિચારથી દુઃખી થએલો અજ્ઞાની માણસ પોતાને રોગ કે અનર્થ પ્રાપ્ત થતાં રૂવે છે, તેમ વિચારવાળો પુરૂષ રોગથી કે અનેક અનર્થોથી જાજરો થઇ જતાં પણ રોતો નથી.[૪૫] કાદવના દેડકાપણું સારૂં છે, મળના કીડાપણું સારૂં છે અને ગુફાના આંધળા સર્પપણું સારૂં છે પણ માણસને અવિચારપણું સારૂં નથી.[૪૬] અવિચાર કે જે સઘળા અનર્થોના ઘરરૂપ છે, સઘળા સાધુઓએ ધિક્કારેલો છે અને સઘળી દુષ્ટ સ્થિતિઓની પરાકાષ્ઠારૂપ છે તેને છોડી દેવો જોઇએ.[૪૭] મહાત્માએ× નિરંતર વિચારયુક્ત થવું જોઇએ, કારણ કે રાગઆદિ ઊંડી ખાડમાં પડતા માણસોને વિચારજ અવલંબનરૂપ છે.[૪૮] પોતાના મનરૂપી મૃગને વિચારદ્વારા પોતાની મેળેજ દુષ્ટ વિષયોમાંથી અટકાવીને સંસારના મોહરૂપી સમુદ્રમાંથી તારવું જોઇએ.[૪૯] "હું કોણ છું અને અધિષ્ઠાનમાં આ સંસારરૂપી દોષ શા કારણથી આવ્યો છે" એ રીતે શ્રુતિ–સંપ્રદાયથી જે અવલોકન કરવું તે વિચાર કહેવાય છે.[૫૦] જેમ શિલાની અંદરનો ભાગ અત્યંત અંધકારમય છે, બહુ કઠોર છે અને કેવળ લાંબા કાળસુધી ટાંકણાઆદિથી કપાવારૂપ દુઃખો ભોગવવાને વાસ્તેજ છે તેમ વિચારવગરના દુર્બુદ્ધિ પુરૂષનું હૃદય પણ ઘોર અંધકારમય છે, મોહને લીધે અત્યંત કઠિન છે અને કેવળ લાંબા કાળ સુધી દુઃખો ભોગવવાનેસારૂજ છે. બીજા કશામાં તેનો ઉપયોગ નથી.[૫૧] હે રાઘવ ! સત્ય વસ્તુના ગ્રહણની અને મિથ્યાવસ્તુના ત્યાગની ઈચ્છાવાળા પુરૂષો આ સંસારમાં વિચાર કર્યા વિના કશા સાચા તત્ત્વને જાણી શકતા નથી.[૫૨] વિચારથી તત્ત્વજ્ઞાન થાય છે, તત્ત્વજ્ઞાનથી આત્મામાં વિશ્રાંતિ થાય છે અને વિશ્રાંતિથી મનમાં શાંતપણું થાય છે તથા સઘળાં દુઃખોનો ક્ષય થાય છે.[૫૩] પૃથ્વીમાં પુરૂષ સ્ફુટ વિચારથીજ સઘળાં વૈદિક તથા લૌકિક કર્મોને સફળ કરે છે અને સાતમી ભૂમિકા સુધી ચડવારૂપ ઉત્તમ પ્રખ્યાતિને પામે છે માટે તમે કે જે શમવાળા છો તેમણે એવા વિચાર ઉપર રૂચિ રાખવી.[૫૪].

**सफलतां फलते सुविकर्मणां प्रकटतां किल गच्छति उत्तमाम् ॥**
**स्फुटविचारदशैव विचारिता शमवते भवते च विरोचताम् ॥ ५४ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'વિચારનિરૂપણ' નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪**

# सर्ग १५ मो* સંતોષ વર્ણન

**वसिष्ठ उवाच । सन्तोषो हि परं श्रेयः सन्तोषः सुखमुच्यते ॥**
**संतुष्टः परमभ्येति विश्राममरिंदन ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–હે શત્રુઓનો નાશ કરનારા ! સંતોષ પરમ કલ્યાણરૂપ છે, સંતોષજ સુખ કહેવાય છે અને જે પુરૂષ સંતુષ્ટ હોય તેજ પરમ વિશ્રામને પામે છે.[૧] સંતોષરૂપી ઐશ્વર્યથી સુખીઆ અને લાંબા કાળથી વિશ્રાંતિ પામેલા ચિત્તવાળા શાંત પુરૂષોને ચક્રવર્તી રાજ્ય પણ જૂના ખડના તણખલાજેવું લાગે છે.[૨] હે રામ ! સંતોષથી શોભતી અને

× ઉદાર બુદ્ધિવાળાએ. * આ પંદરમા સર્ગમાં વૈરાગ્યરૂપી કલ્પવૃક્ષની છાયાસમાન, સુખશીતળ અને મોક્ષના ત્રીજા દ્વારપાલરૂપ સંતોષનું વર્ણન કરવામાં આવશે.

સંસારની વિષમ વૃત્તિઓ આવી પડતાં પણ ઉદ્વેગ નહિ પામતી મહાત્માઓની બુદ્ધિ કદી પણ સુખનો વિયોગ પામતી નથી.[૩] જે શાંત પુરૂષો સંતોષરૂપી અમૃતના પાનથી તૃપ્તિ પામ્યા હોય છે તેઓને આ અતુલ વૈભવોવાળી લક્ષ્મી ઝેરની પેઠે પ્રતિકૂળ લાગે છે.[૪] દીનતાઆદિ દોષોનો નાશ કરનારો અને અત્યંત મીઠા સ્વાદવાળો સંતોષ જેવું સુખ આપે છે તેવું સુખ અમૃતના રસની લહરીઓ પણ આપતી નથી.[૫] જે પુરૂષ અપ્રાપ્ત વસ્તુઓની ઇચ્છા નહિ કરતાં પ્રાપ્ત વસ્તુઓને પણ અપ્રાપ્તજેવી લેખનારો અને તેથી જેને હર્ષ–વિષાદની દશા જોવી પડતી ન હોય એવો હોય તે સંતુષ્ટ કહેવાય છે[૬] જ્યાંસુધી મન પોતાની મેળેજ પોતાનામાં સંતોષ ન પામે ત્યાંસુધી એ મનરૂપી ખાડામાંથી લતાઓની પેઠે આપદાઓ ઉત્પન્ન થયા કરે છે.[૭] જેમ ચંદ્રનાં કિરણોથી શીતળ થએલું કમળ સૂર્યના કિરણોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે, તેમ સંતોષથી શીતલ થએલું ચિત્ત શુદ્ધ જ્ઞાનસંબંધી વિચારોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે,[૮] જેમ મેલા અરીસામાં મ્હોં પ્રતિબિંબિત થતું નથી, તેમ સંતોષવગરના અને આશાની હાયવોયથી પરવશ થયેલા ચિત્તમાં જ્ઞાન પ્રતિબિંબિત થતું નથી.[૯] જેને સર્વદા સંતોષરૂપી સૂર્ય ઉગેલો હોય છે એવું મનુષ્યરૂપી કમળ અજ્ઞાનરૂપી ઘાઢી રાત્રિથી પણ સંકોચ પામતું નથી.[૧૦] જેનું મન સંતોષ પામેલું હોય તે માણસ અત્યંત દરિદ્ર છતાં પણ આધિઓથી તથા વ્યાધિઓથી રહિત ચક્રવર્તીપણાના સુખને ભોગવે છે.[૧૧] અત્યંત સૌમ્ય અને સારા આચારવાળો જે પુરૂષ અપ્રાપ્ત વસ્તુને ઈચ્છતો નથી અને પ્રાપ્ત થએલાં સુખ–દુઃખને ભોગવ્યા કરે છે તે સંતુષ્ટ કહેવાય છે.[૧૨] ક્ષીરસાગરની પેઠે શુદ્ધતા તથા પરિપૂર્ણતાવાળા અને સંતોષથી અત્યંત તૃપ્તિ પામેલા મહાત્માના મુખ ઉપર કોઇ અપૂર્વ શોભા જોવામાં આવે છે.[૧૩] પુરૂષપ્રયત્નથી પોતાની મેળે પોતામાંજ અત્યંત પૂર્ણતા મેળવીને સર્વ પદાર્થોની તૃષ્ણાને છોડી દેવી.[૧૪] ચંદ્રના અમૃતજેવા સંતોષના અમૃતથી પૂર્ણ થએલા પુરૂષનું મન શાંત અને શીતળ થએલી બુદ્ધિને લીધે પોતાની મેળેજ અખંડિત સ્થિરતાને પામે છે.[૧૫] જેમ રાજાની પાસે ચાકરલોકો પોતાની મેળે આવે છે, તેમ સંતોષથી પુષ્ટ થએલા મનવાળા પુરૂષની પાસે મોટી સમૃદ્ધિઓ કિંકર થઇને પોતાની મેળે આવે છે.[૧૬] પોતાની મેળે પોતાનામાંજ સ્વસ્થ થએલો પુરૂષ સંતુષ્ટ થઇને રહે ત્યારે, જેમ વર્ષાઋતુ પ્રાપ્ત થતાં રજ તુરત શાંત થઈ જાય છે, તેમ સઘળી ચિંતાઓ તુરત શાંત થઈ જાય છે.[૧૭] હે રામ! જેમ નિરંતર શીતળ અને કલંકથી અલગ રહેલી પૂર્ણતાથી ચંદ્ર શોભે છે, તેમ નિરંતર શીતળ અને રાગ–દ્વેષાદિકથી અલગ રહેલી શુદ્ધ વૃત્તિથી પુરૂષ શોભે છે.[૧૮] સર્વે લોકો એ પુરૂષની સમતાથી રમણીય લાગતા મુખને જોઈ જેવો સંતોષ પામે તેવો સંતોષ ધનના સમૂહોને પ્રાપ્ત થએલા જોઇને પણ પામે નહિ.[૧૯] હે રઘુનંદન ! જે ઉત્તમ પુરૂષ આ જગતમાં ગુણવાન લોકોને પ્યારી સમતાથી શણગારેલો હોય તેને દેવતાઓ અને મોટા મુનિઓ પણ શુદ્ધ બુદ્ધિથી પ્રણામ કરે છે.[૨૦] **समतया मतया गुणशालिनां [illegible]रिह यः समलं[illegible]तः ॥ [illegible]मलं प्रणमन्ति नभश्वरा अपि महामुनयो रघुनन्दन ॥ २० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'સંતોષનિરૂપણ' નામનો પંદરમો સર્ગ સંપૂર્ણ. ૧૫.**

# सर्ग १६ मो* સત્સંગ વર્ણન

**वसिष्ठ उवाच । विशेषेण महाबुद्धे संसारोत्तरणे नृणाम् ॥**
**सर्वत्रोपकरोतीह साधुः साधुसमागमः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે મોટી બુદ્ધિવાળા! વિશેષે કરી માણસોને સઘળી અવસ્થાઓમાં સંસારથી ઉતરવાના કામમાં સાધુઓનો× ભલો સમાગમ અહિં બહુ ઉપયોગી થાય છે.[૧] જે મહાત્માઓ સાધુઓના સંગરૂપી વૃક્ષથી ઉત્પન્ન થએલા વિવેકરૂપી સ્વચ્છ ફળને સાચવી રાખે છે તેઓ મોક્ષની સંપત્તિના પાત્રરૂપ થાય છે.[૨] વિદ્વાન લોકોના સમાગમમાં ઉજડ ઘર પણ ધનાદિકથી ભરપૂરજેવું લાગે છે, મરણ પણ ઉત્સવજેવું લાગે છે અને આપત્તિ પણ સંપત્તિજેવી લાગે છે.[૩] આ જગતમાં સાધુઓનો ભલો સમાગમ કે જે આપદારૂપી કમલિનીને હિમરૂપ છે અને મોહરૂપી ઝાકળને પવનરૂપ છે તે એકજ સહુથી સરસ છે.[૪] સાધુઓનો સમાગમ બુદ્ધિને અત્યંત વધારનાર છે, અજ્ઞાનરૂપી વૃક્ષને કાપી નાખનાર છે અને આધિઓને દૂર કરનાર છે, એમ સમજો.[૫] જેમ પાણી રેડવાથી પુષ્પોનો તથા ફળોનો સુંદર ગુચ્છ ઉત્પન્ન થાય છે, તેમ સાધુઓના સમાગમથી મનોહર અને ઉજળો વિવેકરૂપી ઉત્તમ દીવો ઉત્પન્ન થાય છે.[૬] સાધુઓના સંગની વિભૂતિઓ નાશવગરની, બાધરહિત અને નિરંતર વધતી જાય એવી સર્વોત્તમ વિશ્રાંતિને આપે છે.[૭] અત્યંત કષ્ટદાયી દશાને પામેલા અને પરવશ થએલા માણસોએ પણ સાધુઓના સમાગમને થોડીવાર પણ છોડવો નહિ જોઇએ.[૮] લોકમાં સાધુઓના સમાગમો શુભમાર્ગના દીવારૂપ છે, હૃદયના અંધકારને હરનાર છે અને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશરૂપ છે.[૯] સાધુઓની સંગતિરૂપ ગંગા કે જે શીતળ છે અને સ્વચ્છ છે તેમાં જે ન્હાતો હોય તેને દાનોનું, તીર્થોનું, તપોનું, કે યજ્ઞોનું શું પ્રયોજન છે? કશું નથી.[૧૦] હે રામ! વિષયોમાં રાગવગરના, જેઓના સંદેહ કપાઇ ગયા હોય એવા અને દેહાદિકના અધ્યાસથી રહિત થએલા સાધુ પુરૂષો જો મળે તો પછી તપનું અને તીર્થયાત્રાનું શું કામ છે?[૧૧] જેમ દરિદ્રી માણસ મણિઓને પરમ પ્રયત્નથી જોયા કરે છે, તેમ સમજુ માણસે વિશ્રાંતિ પામેલા મનવાળા સાધુઓને પરમ પ્રયત્નથી જોયા કરવા જોઇએ.[૧૨] જેમ અપ્સરાઓના સમૂહમાં વિષ્ણુના સમાગમથી અને રૂપથી લક્ષ્મીજી શોભ્યાં હતાં, તેમ બુદ્ધિઓના સમુદાયમાં સાધુઓના સમાગમથી અને સદ્ગુણોથી દીપતી બુદ્ધિમાન પુરૂષોની બુદ્ધિ સર્વદા શોભે છે.[૧૩] જે ભાગ્યશાળીએ સાધુઓના સમાગમને છોડયો ન હોય તેણે નિર્મળ વિચારથી મળવાના બ્રહ્મપદને સહુથી પહેલાં પોતાના મુકુટરૂપ કરી લીધેલું સમજવું.[૧૪] અધ્યાસથી રહિત થએલા, બ્રહ્મપદને જાણનારા અને સઘળાઓને પ્યારા લાગે એવા સાધુઓને સઘળા ઉપાયોથી સેવવા જોઇએ. કારણ કે એઓજ સંસારરૂપી સમુદ્રમાં તરવાનાં સાધનોરૂપ છે.[૧૫] નરકરૂપી અગ્નિને મેઘની પેઠે ઠારી નાખનારા સાધુઓને જેઓએ લીલાથી પણ દીઠા ન હોય તે પુરૂષો નરકરૂપી અગ્નિઓને સૂકાં લાકડાંજેવા કામ આવે છે.[૧૬]

---

* આ સોળમા સર્ગમાં મોક્ષના ચોથા દ્વારપાળ સત્સંગનું વર્ણન કરવામાં આવશે અને ચારમાં એક એકનું સેવન કરવાથી પણ મોક્ષ મળવાનું કહેવામાં આવશે.

× બ્રહ્મને સંશય-વિપર્યયરહિત અપરોક્ષપણે જાણનારાઓનો.

દારિદ્રય, મરણ અને દુઃખ ઈત્યાદિ વિષયોની ભ્રાંતિઓ સાધુઓના સમાગમોરૂપી ઔષધોથી સંપૂર્ણ રીતે ટળી જાય છે[17] માણસોને સંતોષ, સાધુઓનો સંગ, વિચાર અને શમ એઓજ સંસારરૂપી સમુદ્રમાંથી તરવાના ઉપાયો છે.[18] સંતોષ પરમ લાભરૂપ છે, સત્સંગ પરમ ગતિરૂપ છે, વિચાર પરમ જ્ઞાનરૂપ છે અને શમ પરમ સુખરૂપ છે.[19] સંસારને ભેદવાના એ ચાર નિર્મળ ઉપાયોનો જેઓએ અભ્યાસ કર્યો હોય તેઓને મોહરૂપી જળવાળા સંસારરૂપી સમુદ્રમાંથી તરી ગયાજ સમજવા.[20] હે સુબુદ્ધિવાળાઓમાં ઉત્તમ! એઓમાંથી નિર્મળ ફળ આપનારા એકનો પણ જો અભ્યાસ થાય તો ચારેનો અભ્યાસ થઇ જાય છે.[21] એઓમાંનો એક પણ સઘળાઓને ઉત્પન્ન કરનાર છે માટે સઘળાઓને સિદ્ધ કરવાસારૂ યત્ન પૂર્વક એકનો આશ્રય તો અવશ્ય કરવો જોઇએ.[22] જેમ મોજાઆદિ વગરના સ્વચ્છ સમુદ્રમાં વહાણો સારી રીતે ફરી શકે છે, તેમ શમથી સ્વચ્છ થયેલા મનમાં સત્સંગ, સંતોષ અને વિચાર એઓ સારી રીતે પ્રવર્તી શકે છે[23] જેમ કલ્પવૃક્ષોનો આશ્રય કરનારા પ્રાણીને લૌકિક સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, તેમ વિચાર, સંતોષ, શમ અને સત્સંગ એઓનો આશ્રય કરનારા જીવને જ્ઞાનની સંપત્તિઓ પ્રાપ્ત થાય છે.[24] જેમ પુનમના ચંદ્રમાં સૌંદર્યઆદિ ગુણો પ્રવર્તે છે, તેમ વિચાર, શમ, સંતોષ અને સત્સંગવાળા મનુષ્યમાં પ્રસાદઆદિ ગુણો પ્રવર્તે છે.[25] જેમ મંત્રીઓનું કહ્યું માનનારા રાજામાં જયની સંપત્તિઓ પ્રવર્તે છે, તેમ સત્સંગ, સંતોષ, શમ અને વિચારવાળા બુદ્ધિમાન મનુષ્યમાં જ્ઞાનની સંપત્તિઓ પ્રવર્તે છે.[26] હે રઘુનંદન ! એટલામાટે પુરૂષાર્થથી મનને જીતીને એઓમાંથી એક ગુણનું સર્વદા યત્નથી સંપાદન કરવું જોઇએ.[27] જ્યાંસુધી દૃઢ પુરૂષાર્થથી મનરૂપી હાથીને જીતીને તેમાં એઓમાંના એક ગુણનું પણ સંપાદન ન કર્યું હોય ત્યાંસુધી ઉત્તમ ગતિ મળતી નથી.[28] દાંત પીંસીને પણ ઉદ્યોગમાં મંડ્યા રહી એઓમાંના એક ગુણનું સંપાદન કરવું જોઇએ.[29] હે રામ ! હે મહાબાહો ! જ્યાંસુધી એ ગુણોનું સંપાદન કરવામાં તમારા મનને આગ્રહ નહિ થાય ત્યાંસુધી તમે દેવ, યક્ષ, પુરૂષ કે ઝાડ થશો તોપણ જ્ઞાન મેળવવાનો કોઈ ઉપાય થયો નથી એમ સમજવું.[30] એઓમાંથી ફળ દેનારો એક ગુણ પણ જો બળ પામે તો દોષવાળા પુરૂષના સઘળા દોષો તુરતજ ક્ષય પામે છે.[31] એક ગુણ વધે તો દોષોને જીતનારા બીજા ગુણો પણ વધે છે અને એક દોષ વધે તો ગુણોનો નાશ કરનારા બીજા દોષો પણ વધે છે.[32] પ્રાણીઓના આ મનરૂપી ઘાટા વનમાં શુભ તથા અશુભરૂપી મોટા કાંઠાઓવાળી વાસનારૂપી નદી સર્વદા પ્રબળ વેગથી ચાલી જાય છે.[33] એ નદીને આપણે પોતાના પ્રયત્નથી જે કાંઠામાં નાખી દઈએ તે કાંઠામાંજ તે નદી વહ્યા કરે છે માટે હે રામ! જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો.[34] હે ઉત્તમમતિવાળા રામ ! મનરૂપી વનમાં ચાલી જતી એ પોતાની વાસનારૂપ મોટી નદીને પુરૂષપ્રયત્નના વેગથી અનુક્રમે શુભ કિનારાને અનુસરતી કરો. એમ કરવાથી તમે જરા પણ અશુભ કિનારાની કોરે તણાશો નહિ.[35] **...रुषयत्नजवेन मनोवने शुभतटानुगतां क्रमशः कुरु ॥ वरमते निजभावमहानदीमहहतेन मनागपि नोह्यसे ॥ ३५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'સદાચારનિરૂપણ' નામનો સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬.**

## सर्ग १७ मो* ગ્રંથ વિભાગ

**वसिष्ठ उवाच। एवमन्तर्विवेको यः स महानिह राघव ॥**
**योग्यो ज्ञानगिरः श्रोतुं राजेव नयभारतीम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! જેમ વિવેકી રાજા નીતિશાસ્ત્રની વાણી સાંભળવાને યોગ્ય છે તેમ આ સંસારમાં ઉપર કહેલી રીતે જેના મનમાં વિવેક ઉત્પન્ન થયો હોય તે મહાત્મા પુરૂષ જ્ઞાનની વાતો સાંભળવાને યોગ્ય છે.[1] જેમ મેઘના સંગથી રહિત થએલું નિર્મળ આકાશ શરઋતુના નિર્મળ ચંદ્રના ઉદયને યોગ્ય છે, તેમ મૂર્ખોના સંગથી રહિત થએલો નિર્મળ.મોટા મનવાળો પુરૂષ નિર્મળ વિચારના ઉદયને યોગ્ય છે.[2] તમે એ ગુણોની અખંડિત લક્ષ્મીથી યુક્ત છો એટલામાટે મનના મોહને હરનારૂં મ્હારૂં આ વચન ( જે હું કહીશ તે) સાંભળો.[3] જેનાં પુણ્યરૂપી કલ્પવૃક્ષ ફળોના ભારથી નમીને મુક્તિ દેવાનેજ સજ્જ થયાં હોય તે જીવને આ સાંભળવાનો ઉદ્યમ પ્રાપ્ત થાય છે.[4] જે શ્રેષ્ઠ પુરૂષ હોય તેજ કલ્યાણને વાસ્તે પવિત્ર, ઉદાર અને પરમબોધનેજ દેનારાં વચનોનું પાત્ર થાય છે, કોઇ અધમ પુરૂષ એ વચનોનું પાત્ર થતો નથી.[5] મોક્ષ દેનારી "મોક્ષોપાય" એવા નામની આ વેદતુલ્ય સંહિતા બત્રીસ હજાર શ્લોકની છે.[6] જેમ જેને નિદ્રા ન આવી હોય એવા માણસની આગળ દીવો બળતો હોય તો તે માણસની ઇચ્છાવગર પણ પ્રકાશ થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ કરનાર માણસને તેની ઈચ્છાવગર પણ મુક્તિ પ્રાપ્ત થાય છે.[7] આ સંહિતા પોતાની મેળેજ અભ્યાસ કરીને જાણી હોય અથવા બીજો કોઈ વર્ણન કરતાં તેના મુખથી સાંભળી હોય તો ગંગાજીની પેઠે તુરતજ સઘળા તાપોની શાંતિ કરીને પરમ સુખ આપે છે.[8] જેમ રજ્જુનું× અવલોકન કરવાથી તેમાં થએલી સર્પની ભ્રાંતિ ટળી જાય છે, તેમ આ સંહિતાના અવલોકનથી સંસારનાં દુઃખો ટળી જાય છે.[9] આ સંહિતામાં યુક્તિયુક્ત અર્થોથી ભરેલાં વાક્યોવાળાં અને શ્રેષ્ઠ દૃષ્ટાંતોવાળી આખ્યાયિકાઓવાળાં જૂદાં જૂદાં છ પ્રકરણો છે.[10] એ પ્રકરણોમાં દોઢ હજાર શ્લોકનું પહેલું "વૈરાગ્ય" પ્રકરણ છે કે જેથી, જેમ નિર્જળ પ્રદેશમાં પાણી રેડવાથી ઝાડ વધે છે, તેમ વૈરાગ્ય વધે છે.[11] એ પ્રકરણના શ્લોકોનો વિચાર કરવાથી સંસારના વિષયોમાં દોષ જાણ્યામાં આવતાં, જેમ સારી રીતે લુઈ નાખવાથી મણિમાં શુદ્ધતાનો ઉદય થાય છે, તેમ હૃદયમાં શુદ્ધતાનો ઉદય થાય છે.[12] તે પછી એક હજાર શ્લોકનું અને યુક્તિઓની રચનાથી સુંદર "મુમુક્ષુવ્યવહાર" નામનું બીજું પ્રકરણ છે કે જેમાં મુમુક્ષુ માણસોના સ્વભાવનું વર્ણન કર્યું છે.[13] તે પછી ઘણાં દૃષ્ટાંતો તથા ઘણી આખ્યાયિકાઓવાળું વિજ્ઞાનનું પ્રતિપાદન કરનારૂં સાત હજાર શ્લોકનું "ઉત્પત્તિ" પ્રકરણ છે કે જેમાં 'હું અને આ' એવા રૂપવાળી જગતસંબંધી દ્રષ્ટાની તથા દૃશ્યોની વિચિત્રતા ઉત્પન્ન નહિ થએલીજેવી છતાં પણ ભ્રાંતિને લીધે ઉત્પન્ન થએલી જણાય છેએમ વર્ણન કરેલું છે.[14-15] એ પ્રકરણ સાંભળવાથી શ્રોતા માણસ આ સઘળા જગતને પોતાની અંદરજ કલ્પાએલું સમજે છે.[16] દ્રષ્ટાના તથા દૃશ્યનાં પરસ્પર અધ્યાસવાળું, અનંત બ્રહ્માંડોના વિસ્તારવાળું અને પ્રત્યેક બ્રહ્માંડમાં લોક, આકાશ

* આ સત્તરમા સર્ગમાં આ ગ્રંથની સંખ્યાના પ્રકરણક્રમથી વિભાગ અને તેઓમાં વર્ણન કરવાના વિષયો કહેવામાં આવશે. × દોરડીનું.

તથા પર્વતોવાળું જગત અમુક રીતિથી નિરૂપણ કરવાને અશક્ય છે, પાયાવગરનું છે, પર્વત-આદિ ભેદોથી રહિત છે,[૧૭] પૃથ્વીઆદિ ભૂતોથી રહિત છે, સંકલ્પથી ઉભા થએલા નગરજેવું છે, સ્વપ્નમાં દેખાતા પદાર્થોજેવું છે, મનોરાજ્યની પેઠે વિસ્તાર પામેલું છે,[૧૮] અત્યંત મફતનું દેખાવાને લીધે ગંધર્વનગરજેવું છે, બે ચંદ્રની ભ્રાંતિજેવું છે, ઝાંઝવાનાં પાણીજેવી સ્થિતિવાળું છે,[૧૯] વહાણ ચાલતાં પર્વતો ચાલવાના ભ્રમજેવું છે, સત્યથી તથા પુરૂષાર્થથી રહિત છે, ચિત્તભ્રમથી કલ્પાએલા પિશાચજેવું છે, નિર્બીજ છતાં પણ પ્રતીત થાય છે.[૨૦] મનમાં પ્રતિભાસ પામતા કથાના યુદ્ધાદિક વિષયોજેવું છે, આકાશમાં કલ્પાએલી મોતીની માળા જેવું છે, સુવર્ણમાં કડાંની પેઠે તથા જળમાં તરંગની પેઠે માત્ર કલ્પિત નામ–રૂપવાળું છે.[૨૧] આકાશમાંની લતાની પેઠે મિથ્યા છતાં પણ સર્વદા પ્રતીયમાન× છે, જેમ સ્વપ્નમાં અથવા આકાશમાં ભીંત, રંગ તથા ચીતારાવગરનું સુંદર ચિત્ર જોવામાં આવે છે, તેમજ લાંબા કાળથી જોવામાં આવે છે, દેખવામાત્ર છે,[૨૨] જેમ ચિત્રમાં આળેખેલો અગ્નિ સાક્ષાત અગ્નિ નહિ છતાં પણ અગ્નિ કહેવાય છે, તેમ જગત શબ્દથી કહેવામાત્રજ છે,[૨૩] વિચાર કરતાં નહિ રહેવાને લીધે જગત શબ્દના જનારરૂપ અર્થને મળતું છે, તરંગોમાં ભ્રાંતિથી કલ્પાએલી કમળોની માળાજેવુ છે, જેમ કોઈ સ્થળમાં પ્રથમ જોએલો નાચ સ્મરણથી મનમાં ઉઠે છે તેવું છે.[૨૪] આકાશમાં ચકલાંઓની ભારે ચીચીઆરીઓ સંભળાતાં છાતીપર હાથનો ભાર દઈને સૂતેલા પુરૂષને તળાવની ભ્રાંતિ થાય છે તેવું છે, ગ્રીષ્મઋતુમાં પાંદડાંવગરના સૂકાએલા તથા છિન્નભિન્ન થએલા વનજેવું છે,[૨૫] મરવા પડેલા માણસના ચિત્તની પેઠે ઢંગધડાવગરનું છે, પર્વતની ગુફાની પેઠે ઘોર અંધારાવાળું, ઉજડ તથા ભયંકર છે, અંધકારવાળી ગુફામાં કલ્પનાથી થતા એક એક નાચજેવું છે,[૨૬] ઘેલા માણસની ચેષ્ટાજેવું છે, અજ્ઞાનરૂપી ટાઢી ઝાકળના વરસાદવાળું છે, શરદઋતુના આકાશજેવા નિર્મળ બ્રહ્મમાં ઉઠેલું છે, થાંભલામાં કોતરાએલાં તથા ભીંતમાં આળેખેલાં ચિત્રોજેવું છે.[૨૭] અને જેમ માટીમાંથી બનાવેલાં ઝાડઆદિ અચેતનનાં તથા હાથીઆદિ ચેતનનાં પુતળાં હોય છે તેવું છે. એવો ઉત્પત્તિપ્રકરણ સાંભળવાથી દૃઢ નિશ્ચય થાય છે. ઉત્પત્તિપ્રકરણ પછી ચોથું ત્રણ હજાર શ્લોકનું અને ઘણાં વ્યાખ્યાનો તથા ઘણી આખ્યાયિકાઓવાળું "સ્થિતિ" પ્રકરણ છે.[૨૮] તેમાં દ્રષ્ટાના તથા દૃશ્યના ક્રમને પામેલું બ્રહ્મ જે રીતે ભોગ્યરૂપે તથા ભોક્તારૂપે સ્થિતિ પામેલું છે અને દશે દિશાઓના મંડળમાં વીસ્તીર્ણ થઇને પ્રકાશતો આ જગતરૂપી ભ્રમ જે રીતે વૃદ્ધિ પામ્યો છે તે રીતિનું ઘણું ઘણું વર્ણન કર્યું છે.[૨૯,૩૦] ને પછી પાંચમું પાંચહજાર શ્લોકનું, પવિત્ર અને અનેક યુક્તિઓથી રમણીયતાવાળું "ઉપશાંતિ" પ્રકરણ છે.[૩૧] તેમાં 'આ જગત, હું, તું અને તે.' એવી રીતે ઉઠેલી ભ્રાંતિ જે પ્રકારથી શાંત થાય તે પ્રકાર અનેક શ્લોકોથી કહેલો છે.[૩૨] એ ઉપશાંતિ-પ્રકરણ સાંભળવાથી જીવન્મુક્ત થએલા પુરૂષને ભ્રાંતિ મટવાથી ક્ષીણ થએલું જગત ભુંસાઈ ગએલી આળેખેલી સેનાની પેઠે કાંઈક કાંઈક જોવામાં આવે છે, માંડ સોમા ભાગથી અવશેષ રહે છે,[૩૩,૩૪] બીજાના ચિત્તમાં રહેલી સંકલ્પિત નગરની શોભાજેવું થઈ જાય છે, પડખામાં સૂતેલો માણસ સ્વપ્નમાં ધનાદિક નહિ મળવાથી યુદ્ધ કરતો હોય તથા

× પ્રતીત થનારૂં.

મોટી ચીસો પાડતો હોય તે જેવું લાગે છે,[૩૫] શાંત સ્થિતિમાં સંકલ્પથી કલ્પાએલા પ્રબળ વાદળાના ભયંકર શબ્દજેવું લાગે છે અને સ્વપ્નથી અથવા સંકલ્પથી કલ્પાઇને ઘણી ખરી રીતે ભૂલાઇ ગએલા નગરજેવું લાગે છે.[૩૬] પછી અનુક્રમે એ શાંતિકરતાં પણ વધારે શાંતિ પ્રાપ્ત થતાં જગત ભવિષ્યનગરના બગીચામાં જણનારી વાંઝણીજેવું જ લાગે છે, વાંઝણીએ જીભથી વર્ણન કરવા માંડેલી પોતાના પુત્રોની યુદ્ધઆદિ સંબંધી કથાના અનુભવજેવું લાગે છે,[૩૭] જેણે ચિત્રો કદી પણ આળેખ્યાં ન હોય તેનાં ચિત્રોથી વ્યાપ્ત થએલી ભીંતજેવું લાગે છે, બીજા માણસે કલ્પીને ભૂલાઈ જવાતી નગરીજેવું લાગે છે,[૩૮] કોઈ પણ ઋતુમાં ઉત્પન્ન નહિ થએલા બગીચાજેવું લાગે છે, ભવિષ્ય ફૂલવાડીમાં વસંતનો રંગ લાગ્યાજેવું જણાય છે અને છેવટ જેમાં તરંગોના સમૂહ અંદરજ લીન થઇ ગયા હોય એવી સ્વચ્છ જળવાળી નદીજેવા પરબ્રહ્મરૂપજ થઇ જાય છે. તે પછી છઠ્ઠું સાડા ચૌદહજાર શ્લોકનું અને જ્ઞાનથી મોટા પુરૂષાર્થને આપનારૂં "નિર્વાણ" પ્રકરણ છે.[૩૯.૪૦] એ પ્રકરણ યથાર્થ સમજાયાથી મૂલ અવિદ્યાનો પણ ઉચ્છેદ થતાં સઘળી કલ્પનાઓની શાંતિવાળું પરમ કલ્યાણરૂપ નિર્વાણ પ્રાપ્ત થાય છે.[૪૧] નિર્વાણ પામેલો પુરૂષ નિર્વિષય થાય છે, ચૈતન્યના પ્રકાશરૂપજ થાય છે, જ્ઞાનરૂપ થાય છે, ઉપાધિઓથી રહિત થાય છે, વાદળાથી રહિત આકાશના ગર્ભજેવો સ્વચ્છ થાય છે, સઘળી સંસારસંબંધી ભ્રાંતિઓથી રહિત થાય છે,[૪૨] જગતની ક્રિયાઓથી પરવારી રહે છે, કૃતાર્થપણાને લીધે સુસ્થિત થાય છે, જેમાં સર્વ લોકોનાં પ્રતિબિંબ પડે એવા હીરાના સ્તંભની પેઠે નિર્મળ થઈ જાય છે, આકાશની પેઠે નિર્લેપ થઈ જાય છે,[૪૩] ઘણાં ઘણાં બ્રહ્માંડોને ગળી જઇને અત્યંત તૃપ્તિવાળો થાય છે, સઘળા બાહ્યભોગોથી તથા માનસિક ભોગોથી શૂન્ય થાય છે.[૪૪] શરીર, ઇંદ્રિયો, દેવતા, ત્યાજ્ય તથા ગ્રાહ્ય એઓના વિચારથી રહિત થાય છે, શરીરવાળો છતાં પણ શરીરવગરનો થાય છે, સંસારવાળો છતાં પણ સંસારરહિત થાય છે.[૪૫] ચૈતન્યમય થાય છે, કઠિન પથરાના ગર્ભની પેઠે બીજા પદાર્થના પ્રવેશને અયોગ્ય થાય છે. જગતને પ્રકાશ આપનાર ચૈતન્યાત્મક સૂર્યરૂપે પરમ પ્રકાશરૂપ છતાં પણ દૃશ્ય પદાર્થો નહિ રહેવાને લીધે ધાઢા અંધકારના ગાંગડાની પેઠે પરમઅંધ જેવો થઇ જાય છે, સંસારની દુષ્ટ ખટપટોથી મુક્ત થાય છે, આશારૂપી વિષૂચિકાથી મોકળો થાય છે.[૪૬-૪૭] અહંકારરૂપી પિશાચને દેખતો નથી અને શરીરથી રહિત છતાં પણ બીજાઓને શરીરી જેવો લાગે છે. જેમ મહામેરૂપર્વતના કોઈક (વૃક્ષના) ફૂલમાં એકાદ ભ્રમરી બેઠી હોય તેમ એ બ્રહ્મરૂપ થએલા જીવન્મુક્ત પુરૂષના કરોડો રૂવાડાંમાંના એક રૂવાડાંજેવી અવિદ્યાના એક દેશમાં આ જગતની રચના રહે છે.[૪૮] વ્યાપક ચૈતન્યરૂપ પરબ્રહ્મ કે જે કલ્પિત અવિદ્યાને લીધે પોતાની અંદર એક એક પરમાણુ જેટલા ભાગમાં બ્રહ્માંડોની હજારો રચનાઓને બનાવીને જુવે છે તે પરબ્રહ્મ જીવન્મુક્તના સ્વરૂપભૂત છે.[૪૯] જીવન્મુક્ત થએલા મહામતિ પુરૂષના હૃદયની જે વિસ્તીર્ણતા છે તેનું માપ સેંકડો અને લાખો વિષ્ણુઓથી, શિવોથી કે બ્રહ્માઓથી પણ કરી શકાતું નથી, કારણ કે સર્વોત્તમ બ્રહ્મરૂપ થએલા જીવન્મુક્તના હૃદયની એ વિસ્તીર્ણતા અપારજ છે.[૫૦] विततता [illegible]दयस्य महामतेर्हरि[illegible]राब्ज-[illegible]लजसत [illegible]पि ॥ [illegible]लनमेति न [illegible]क्रमतो यतः प्रविततास्ति निरुत्तमव[illegible]नः ॥ ५० ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'સંખ્યાદિવર્ણન' નામનો સત્તરમો સર્ગ સંપૂર્ણ. ૧૭**

## सर्ग १८ मो* ગ્રંથના ગુણ

**वसिष्ठ उवाच । अस्यां वाचितमात्रायां प्रबोधः सम्प्रवर्तते ॥**
**बीजादिव सतो व्युप्तादवश्यं भावि सत्फलः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ-જેમ સારૂં બીજ વાવવામાં આવ્યું હોય તો તેમાંથી સારૂં ફળ અવશ્ય ઉત્પન્ન થાય છે, તેમ આ સંહિતાને વાંચવામાત્રથી પ્રબોધ અવશ્ય ઉત્પન્ન થાય છે.[1] માણસે કરેલું શાસ્ત્ર પણ જો યુક્તિઓથી તત્ત્વનો નિર્ણય કરાવતું હોય તો તેને ગ્રહણ કરવું અને ઋષિનું વાક્ય છતાં પણ જો તેવી રીતે નિર્ણય ન કરાવતું હોય તો તેને છોડી દેવું. બુદ્ધિમાન પુરૂષે ન્યાયને અનુસરતી પદ્ધતિજ પકડવી જોઇએ.[2] બાળકનું વચન પણ જો યુક્તિસહિત હોય તો સ્વીકારી લેવું અને બ્રહ્માનું વચન પણ જો યુક્તિઓથી વિરૂદ્ધ હોય તો તેને તણસલાની પેઠે છોડી દેવું.[3] સમીપમાં રહેલા ગંગાના જળને છોડી દઈ "આ અમારા બાપનો કૂવો છે" એવા આગ્રહથી જે તે કૂવાના પાણીને પીતો હોય તે હઠીલા પુરૂષને કોણ સમજાવી શકે?[4] જેમ પરોઢીયાની પ્રવૃત્તિ થતાં પ્રકાશ અવશ્ય આવે છે તેમ આ સંહિતા વાંચવામાં આવતાં સારો વિવેક અવશ્ય પ્રાપ્ત થાય છે.[5] આ ગ્રંથને વિદ્વાનના મુખથી છેડાસુધી સાંભળી પોતાની બુદ્ધિથી પણ અર્થ સમજી ધીરે ધીરે વિચાર કરતાં બુદ્ધિમાં સંસ્કાર પ્રાપ્ત થાય ત્યારે મનમાં પ્રથમ લતાની પેઠે અત્યંત શુદ્ધ સંસ્કૃત વાક્યોનો ઉદય થાય છે કે જે પરિણામે સભાના મ્હોટા આભૂષણરૂપ થઈ પડે છે.[6-7] મ્હોટાપણાને અનુસરતા ગુણોવાળી ઉત્તમ ચતુરાઈ પણ ઉદય પામે છે કે જેથી રાજાઓ અને દેવની પેઠે પૂજવાજેવા વિદ્વાનો પણ રાજી થઈને તે માણસઉપર સ્નેહ રાખે છે.[8] જેમ સારાં નેત્રવાળો પુરૂષ હાથમાં દીવો રાખે તો રાત્રે પદાર્થોના આગલા-પાછલા ભાગોને જાણી શકે છે, તેમ બુદ્ધિમાન માણસ આ ગ્રંથનો અભ્યાસ કરે તો સર્વ વિષયોના પૂર્વાપર સંબંધોને જાણી શકે છે.[9] જેમ શરદ્ઋતુ પ્રાપ્ત થતાં દિશાઓનાં મલિનપણાં ધીરે ધીરે સારી પેઠે ઓછાં થવા લાગે છે, તેમ આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિના લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા લાગે છે.[10] તમારે કેવળ બુદ્ધિમાં વિવેકને દૃઢ કરવાનો અભ્યાસ રાખવો, કારણ કે અભ્યાસ વિના ક્રિયા કાંઇ પણ ફળ આપતી નથી.[11] જેમ શરદ્ઋતુમાં મોટું તળાવ સ્વચ્છ થાય છે, તેમ આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે અને જેમ મંદરાચળ નીકળી ગયા પછી સમુદ્ર અત્યંત સ્થિર થઇ ગયો હતો, તેમ અત્યંત સ્થિર થઈ જાય છે.[12] આ ગ્રંથના અભ્યાસથી મોહરૂપી કાજળવગરની, અંધકારના પડલને× દૂર કરનારી અને પદાર્થોના વિભાગ દેખાડનારી બુદ્ધિ, રત્નમય દીવાની જ્વાળાની પેઠે અત્યંત પ્રકાશવાળી રહે છે.[13] જેમ બાણો કવચવાળા મનુષ્યનાં મર્મસ્થળોને કાપી શકતાં નથી, તેમ દીનતા અથવા દારિદ્ર્ય આદિ દોષોથી ભરેલા વિચારો જગતનું મિથ્યાત્વ સમજનારા માણસોનાં ચિત્તોને ભેદી શકતા નથી.[14] જેમ મોટો પથરો આગળ પડેલો છતાં પણ તેને બાણો ભેદી શકતાં નથી, તેમ શાસ્ત્ર જાણનારા ચિત્તને તે આગળ રહેલું છતાં પણ સંસારના મહા

---

* આ અઢારમા સર્ગમાં આ ગ્રંથના મુખ્ય ગુણો ફળોની સાથે કહેવામાં આવશે અને ઉપમાઓમાં કેટલા અંશોનું ગ્રહણ કરવું તે પણ કહેવામાં આવશે. × પડદાને.

દુઃખદાયી ત્રાસો ભેદી શકતા નથી.[૧૫] "જો સંસારમાં જન્મ પ્રથમ થયો હોય તો પુરૂષાર્થને મુખ્યતા ઘટે અને જો કર્મ પ્રથમ થયાં હોય તો દૈવને મુખ્યતા ઘટે માટે એઓમાંથી પ્રથમ શું થયું હશે." ઇત્યાદિ અનેક સંશયો આ ગ્રંથના અભ્યાસથી, જેમ અંધારૂં દિવસથી ટળી જાય છે તેમ ટળી જાય છે.[૧૬] જેમ રાત્રિ શાંત થતાં સૂર્યનો ઉદય થાય ત્યારે સર્વ પદાર્થો યથાસ્થિત જોવામાં આવે છે, તેમ મોહ ટળીને આ શાસ્ત્રથી વિવેકનો ઉદય થાય ત્યારે સર્વદા જગતનું તત્ત્વ યથાસ્થિત જોવામાં આવે છે.[૧૭] વિચાર કરનારા માણસને મનમાં સમુદ્રના જેવી ગંભીરતા, મેરૂના જેવી સ્થિરતા અને ચંદ્રના જેવી શીતળતા પ્રાપ્ત થાય છે.[૧૮] સઘળી કલ્પનાઓ શાંત થતાં ધીરે ધીરે પરિપાકને પામેલું આ ગ્રંથને વિચારનારનું જીવન્મુક્તપણું એવું થાય છે કે જેનું વર્ણન કરી શકાતું નથી.[૧૯] સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરૂષની બુદ્ધિ શરદ્ઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખિલી નીકળે છે.[૨૦] શમથી પ્રકાશવાળા અને અત્યંત નિર્મળ થએલા હૃદયરૂપી આકાશમાં વિવેકરૂપી સૂર્યનો ઉદય થાય ત્યારે અનર્થોના સમૂહ દેનારા કામ–ક્રોધઆદિ ધૂમકેતુઓ* ઉદય પામી શકતા નથી.[૨૧] જેમ શરદ્ઋતુમાં જળની તૃષ્ણાવગરનાં વાદળાંઓ શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઉંચા પર્વતમાં સ્થિતિ કરે છે, તેમ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણાવગરનાં સૌમ્ય પુરૂષો શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઉંચા બ્રહ્મતત્વમાં સ્થિતિ કરે છે.[૨૨] જેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પિશાચોની લીલા, દિવસ ઉગે ત્યારે બંધ પડી જાય છે, તેમ ગમે તેવા ચાળા-વાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પામરતા આ ગ્રંથનો અભ્યાસ થાય ત્યારે બંધ પડી જાય છે.[૨૩] જેમ ચિત્રેલી લતાને પવનો કંપાવી શકતા નથી, તેમ પરબ્રહ્મરૂપી ભીંતમાં અત્યંત લાગેલી અને પરમ ધીરજવાળી બુદ્ધિને ચિંતાઓ કંપાવી શકતી નથી.[૨૪] તત્ત્વને જાણનારો માણસ વિષયોમાં આસક્તિરૂપ ખાડામાં પડતો નથી. જેણે માર્ગ જાણ્યો હોય એવો કયો માણસ ખાડામાં પડવા દોડે?[૨૫] જેમ પતિવ્રતા સ્ત્રી યોગ્યરીતે પ્રાપ્ત થએલા અંતઃપુરના આંગણામાં રમે છે, તેમ સારાં શાસ્ત્રોના પ્રસગથી સારાં આચરણો કરનાઓની બુદ્ધિ યોગ્યરીતે પ્રાપ્ત થએલા અવિરોધિ કાર્યમાં રમે છે.[૨૬] વિરક્ત બુદ્ધિવાળો પુરૂષ લાખો અને કરોડો બ્રહ્માંડોમાં જેટલાં અંતઃકરણો છે તે પ્રત્યેક અંતઃકરણોમાં બ્રહ્માંડોને રહેલાં દેખે છે,[૨૭] મોક્ષના ઉપાયો સમજવામાં આવવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું હોય એવા પુરૂષને ભોગનો સમૂહ કદી પણ ખેદ આપતો નથી અને કદી પણ આનંદ આપતો નથી.[૨૮] પ્રત્યેક અંતઃકરણમાં જે સાંકડવગરનાં બ્રહ્માંડોના સમૂહો પ્રકટ થાય છે અને તિરોહિત થાય છે તેઓને તત્ત્વવેત્તા પુરૂષ, પાણીમાં ઉછળી ઉછળીને લીન થતા મોજા જેવા સમજે છે.[૨૯] તત્ત્વવેત્તા પુરૂષ કાર્યોના તથા ફળોના સ્વરૂપોને જાણતાં છતાં પણ, નહિ જાણનારા ઝાડની પેઠે પ્રાપ્ત થએલાં અનિષ્ટોનો દ્વેષ કરતો નથી અને જતાં રહેલાં ઈષ્ટોને ઈચ્છતો નથી.[૩૦] ઈષ્ટ તથા અનિષ્ટ ફળોની પ્રાપ્તિ થતાં પણ મનમાં વિકારરહિત રહેનારો તત્ત્વવેત્તા પોતાને પ્રારબ્ધથી જે પ્રાપ્ત થાય તેને અનુસર્યા કરે છે તેથી બીજા લોકોજેવો જોવામાં આવે છે.[૩૧] આ સંપૂર્ણ ગ્રંથને સમજી–વાંચી પ્રત્યેક શ્લોકનું

* પુછડીઆ તારા.

વિવેચન કરવામાં આવે તો 'આમાં જે કહ્યું છે તે સઘળું યુક્તિસિદ્ધ છે પણ વરદાનના કે શાપના વચનની પેઠે કહી દીધું નથી' એમ અનુભવમાં આવે છે.[૩૨] આ શાસ્ત્રરૂપ કાવ્ય શબ્દાલંકારોથી તથા અર્થાલંકારોથી શણગારેલું છે, રસમય છે, સુંદર દૃષ્ટાંતોથી ભરપૂર છે અને વળી સુગમ છે.[૩૩] જેને પદોનું અને પદોના અર્થોનું થોડું ઘણું જ્ઞાન હોય તે પુરૂષ પોતાની મેળેજ આ ગ્રંથને સમજી શકે છે પણ આમાં જે તત્ત્વ છે તેને જાણી શકતો નથી માટે તેણે પંડિતના મુખથી આ ગ્રંથ સાંભળવો જોઇએ.[૩૪] આ ગ્રંથ સાંભળવામાં આવે, વિચાર કરવામાં આવે અને સમજવામાં આવે તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કાંઈ પણ અપેક્ષા રહેતી નથી.[૩૫] આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને વારંવાર અવલોકનથી ચિત્તના સંસ્કારપૂર્વક અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે.[૩૬] જેમ સૂર્યનો ઉદય થતાં યત્નવગરજ પિશાચ પોતાની મેળે શાંત થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ થતાં ' હું અને જગત ' એવા પ્રકારનો દ્રષ્ટા તથા દૃશ્યરૂપી પ્રબળ પિશાચ યત્નવગર પોતાની મેળેજ શાંત થાય છે.[૩૭] જેમ સ્વપ્નની ભૂલ જાગ્રતથી જાણ્યામાં આવ્યા પછી કાંઈ પણ ભમાવતી નથી તેમ ' હું અને જગત ' એવી રીતની દ્વૈતરૂપી ભૂલ જ્ઞાનથી જાણ્યામાં આવ્યા પછી કાંઇ પણ ભમાવતી નથી પણ એમને એમ શાંત થઈ જાય છે.[૩૮] જેમ સંકલ્પથી ઉઠાવેલા નગરમાં પુરૂષને હર્ષ કે ખેદ બાધ કરતા નથી, તેમ આ જગતરૂપી ભ્રમ જાણ્યામાં આવ્યા પછી પુરૂષને હર્ષ કે ખેદ બાધ કરતા નથી.[૩૯] જેમ સર્પના ચિત્રને ચિત્રરૂપે જાણવાથી તે સર્પ ભય આપનાર થતો નથી, તેમજ જગતરૂપી સર્પને યથાર્થરૂપે જાણ્યા પછી તે સુખ–દુઃખનું કારણ થતો નથી.[૪૦] જેમ જાણવાથી ચિત્રના સર્પનું સર્પપણું એમને એમ નષ્ટ થઇ જાય છે, તેમ અધિષ્ઠાનને* જાણવાથી સંસારનું સંસારપણું એમને એમ નષ્ટ થઈ જાય છે.[૪૧] ફૂલને કે પાંદડાંને વીંખી નાખવામાં જે થોડોક પરિશ્રમ થાય છે તેટલો થોડો પરિશ્રમ પણ અધિષ્ઠાનને જાણીને સંસારને વીંખી નાંખવામાં થતો નથી.[૪૨] ફૂલનું કે પાંદડાંનું મર્દન કરવામાં હાથ ચલાવવા પડે છે પણ સંસારનું મર્દન કરવામાં તો કેવળ બુદ્ધિને રોકવાનુંજ કામ છે, બીજા કોઈ અવયવ ચલાવવાનું કામ નથી.[૪૩] સુખદાયી આસન ઉપર બેઠાં બેઠાં, જેવા મળી આવે તેવા ભોગોને ભોગવતાં અને સદાચારથી વિરૂદ્ધ કાર્યો નહિ કરતાં દેશ–કાળને અનુસરીને બનતા સત્સંગથી સુખપૂર્વક આ શાસ્ત્રનો અથવા ઉપનિષદ્આદિ શાસ્ત્રનો સૂક્ષ્મ વિચાર કરવાથી સંસારની શાંતિ આપનારો પરમાત્માનો એવો સાક્ષાત્કાર થાય છે કે જેથી ફરીવાર યોનિરૂપી યંત્રમાં દબાવું પડતું નથી.[૪૪-૪૬] આ પ્રમાણે સુગમતા છતાં પણ એથી ડરીને જે પાપીઓ ભોગના રસમાં લંપટ થઇને રહે છે તે અધમોને એઓની માતાની વિષ્ટાના કીડારૂપ અને નામ લેવાને પણ અયોગ્ય સમજવા×[૪૭] હે રામ ! હવે અત્યંત શુદ્ધ બુદ્ધિવાળાઓના પ્રાણરૂપ અને જ્ઞાનનો વિસ્તાર કરનારૂં આ શાસ્ત્ર હું કહું છું તે સાંભળો.[૪૮] પ્રથમ એ શાસ્ત્ર જે રીતે સાંભળવું, અને જે રીતે તથા જે પરિભાષાથી (શાસ્ત્રના અસાધારણ સંકેતથી) વિચારવું તે પદ્ધતિ કહું છું તે સાંભળો.[૪૯] દેખવામાં

* કલ્પિતના આધારરૂપ બ્રહ્મને.

× વિવેકી મનુષ્યે આ વચનોનું તાત્પર્ય સમજી પોતાના પારમાર્થિક કર્તવ્યના અનુષ્ઠાનમાં પ્રમાદ કરવો ઉચિત નથી.

આવેલા જે પદાર્થથી અનુભવમાં નહિ આવેલો પદાર્થ સમજવાય તેને વિદ્વાનો દૃષ્ટાંત કહે છે. કે જે દૃષ્ટાંતથી બોધમાં કેટલીક સહેલાઈ મળે છે.[૫૦] જેમ રાત્રે દીવાવિના ઘરમાં રાચ–રચીલાની ખબર પડતી નથી, તેમ દૃષ્ટાંતવિના અપૂર્વ વિષયનો યથાર્થ બોધ થતો નથી.[૫૧] તમને અહિં હું જે જે દૃષ્ટાંતોથી સમજાવવાનો છું તે તે દૃષ્ટાંતોને ઉત્પન્ન થએલાં અને તેમ હોવાથી ખોટાં સમજવાં. એ દૃષ્ટાંતોથી જ્ઞેય વસ્તુરૂપ જે બ્રહ્મ છે તેનેજ નિત્ય અને વાસ્તવિક રીતે સાચું સમજવું.[૫૨] એક પરબ્રહ્મવિના બીજાં જે કાંઈ ઉપમાનો* અને ઉપમેયો× છે તેઓ સઘળાં સ્પષ્ટ રીતે કોઈનાં કાર્યરૂપ છે અને કોઈનાં કારણરૂપ છે[૫૩] બ્રહ્મના ઉપદેશમાં તમને જે દૃષ્ટાંત કહેવામાં આવે તેમાંથી એક અંશની સરખાઇ લેવી, પણ સઘળા અંશોની સરખાઇ મેળવવાનો આગ્રહ રાખવો નહિ.[૫૪] અહિં બ્રહ્મતત્ત્વ સમજાવવાને માટે જે જે દૃષ્ટાંત દેવામાં આવે તે દૃષ્ટાંતને જગતની અંદરનુંજ અને સ્વપ્ન સંબંધી પદાર્થજેવુંજ સમજવું.[૫૫] આ પ્રમાણે પરિભાષા જાણી રાખવાથી "નિરાકાર બ્રહ્મમાં સાકાર દૃષ્ટાંત કેમ લાગુ પડે" એવી મૂર્ખ લોકોની તાર્કિક શંકાઓનો અવકાશજ રહેશે નહિ[૫૬] તર્કશાસ્ત્રમાં અસિદ્ધ અને વિરૂદ્ધ આદિ જે દોષો કહેલા છે તેઓ ઉપર ચોટ રાખી બીજા લોકો કદાચ દૃષ્ટાંતોમાં દૂષણ આપે તોપણ જગત સ્વપ્નજેવુંજ છે માટે કશું દૂષણ લાગુ પડશે નહિ.[૫૭] કેટલાએક તાર્કિક લોકો કહે છે કે "જાગ્રતને અને સ્વપ્નને સરખાં કેમ ગણાય?" પણ વાસ્તવિક વિચારીએ તો, જેમ સ્વપ્ન પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્ત્તમાનકાળમાં પણ અનિર્વચનીયરૂપે રહે છે, તેમ જાગ્રત પણ પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્તમાનકાળમાં પણ અનિર્વચનીયરૂપે રહે છે એ વાત વિદ્વાનોથી તે બાળકપર્યંત અનુભવસિદ્ધ છે, માટે સ્વપ્ન અને જાગ્રત સરખાંજ છે.[૫૮] જેમ જાગ્રતની કલ્પનાઓ સ્વપ્નમાં કેટલુંક કામ કરે છે તેમ ધ્યાન, વરદાન, શાપ અને ઔષધાદિ સ્વપ્નની કલ્પનાઓ પણ કોઈ સમયે જાગ્રતમાં ફળ દેતી જોવામાં આવે છે અને જગતની સ્થિતિ એવીજ છે માટે જાગ્રતને સ્વપ્નનાં દૃષ્ટાંતો દેવાય છે તે યથાર્થજ છે.[૫૯] મોક્ષના ઉપાયરૂપ ગ્રંથોને કરનારાઓએ બીજા પણ જે ગ્રંથો કરેલા છે તેઓમાં પણ બોધ્ય વસ્તુને સમજવામાં દૃષ્ટાંતોના એક દેશથી સરખાઈ લેવાનીજ વ્યવસ્થા પ્રસિદ્ધ છે.[૬૦] વેદમાં અને શાસ્ત્રમાં જગતનું સ્વપ્નસમાનપણું સમજાવવામાં આવે છે પણ તે સમજીને વાત કરી બીજાને ગળે ઉતરાવવું એ તુરત બની શકે એમ નથી, કારણ કે પોતે સમજવા કરતાં બીજાને સમજાવવામાં વાણીનો વિશેષ ક્રમ ગોઠવવો પડે છે.[૬૧] જગત સ્વપ્નની કલ્પનાજેવું તથા માનસિક પૂજામાં કલ્પેલા નગર આદિજેવુંજ છે માટે આ વિષયમાં જગતને એજ દૃષ્ટાંતો લાગુ પડે છે. બીજાં દૃષ્ટાંતો લાગુ પડતાં નથી.[૬૨] જેમ માટી ઘડાઆદિનું કારણ છે, તેમ બ્રહ્મ કોઇનું કારણ નથી તે છતાં પણ બોધની અનુકૂળતાને સારૂ બ્રહ્મને માટીઆદિની ઉપમા આપવામાં આવે છે તો તેવી ઉપમાઓમાં ઘણા પરિશ્રમો કરતાં પણ સઘળાં અંશોથી સરખાઈ મળી શકવાની નથી.[૬૩] બુદ્ધિમાન પુરૂષે બોધની અનુકૂળતાનેસારૂ નિર્વિવાદ થઇને ઉપમેયમાં એક અંશથી ઉપમાનના સાદૃશ્યનો અંગીકાર કરવો.[૬૪] લોકમાં "આ મણિ દીવાજેવો છે" એમ કહેવામાં આવે છે

* જેમની ઉપમા આપીએ તે. × જેમને ઉપમા આપીએ તે.

ત્યાં પણ દીવાની પ્રભા* માત્રથી મણિમાં તુલ્યતા માનવામાં આવે છે પણ કોડીયાં, તેલ તથા વાટ આદિનો તુલ્યતામાં કાંઈ પણ ઉપયોગ થતો નથી.[૬૫] જેમ દીવો પ્રભામાત્રના સાદૃશ્યથી માણના સ્વરૂપને સમજાવે છે, તેમ સઘળાં ઉપમાનો એક દેશના સાદૃશ્યથીજ ઉપમેયના સ્વરૂપને સમજાવે છે.[૬૬] દૃષ્ટાંતના એકાદ અંશથી સાદૃશ્યને લઇને જે સમજવાનું હોય તે સમજાતું હોય તો તે દૃષ્ટાંતનો સ્વીકાર કરીને શાસ્ત્રોનાં મહાવાક્યોના અર્થનો નિશ્ચય કરવો, પણ કુતાર્કિકપણું રાખીને જેઓથી અનુભવનું ખંડનજ થાય એવા અપવિત્ર વિકલ્પોથી પરમ પુરૂષાર્થને ધક્કો પહોંચાડવો નહિ.[૬૭,૬૮] જો કે વેદાંતશાસ્ત્ર સંસારનો ત્યાગ કરાવનારૂં હોવાથી તેની વાતો વૈરીની વાતોજેવી જણાય છે અને બીજાં શાસ્ત્રો સંસારમાં નાખનારાં હોવાથી તેઓની વાતો સ્ત્રીની વાતોજેવી લાગે છે, તોપણ અમોએ સિદ્ધાંત કર્યો છે કે વૈરીની વાત પણ જો વિચારથી અનુભવ કરાવનારી હોય તો તેનો સ્વીકાર કરવો અને સ્ત્રીની વાત પણ જો વેદોક્ત પુરૂષાર્થથી ભ્રષ્ટ કરનારી હોય તો તેને બકવાદરૂપજ સમજવી, પણ પ્રમાણિક સમજવી નહિ.[૬૯] હે રામ ! અમારી મતિ એવી છે કે તેથી જીવન્મુક્તિરૂપ શુભ આપનાર વિધિ થાય છે અને જેથી અપરોક્ષ અનુભવને યોગ્ય પરમ પુરૂષાર્થ મળે એવી સઘળાં અધ્યાત્મશાસ્ત્રોની એકવાક્યતા થાય છે માટે વેદવિરૂદ્ધ કેવળ પોતાના તર્કોથીજ પુષ્ટ થએલાં બીજાં શાસ્ત્રોથી ન થાય એવો અપરોક્ષ અનુભવને યોગ્ય પરમ પુરૂષાર્થજ અમારા મતમાં પ્રમાણ છે.[૭૦]

**अस्माकमस्ति मतिरङ्गतयेति सर्वशास्त्रैकवाक्यकरणं फलितं यतो यः ॥**

**प्रातीतिकार्थमपशास्त्रनिजाङ्गदृष्टात्सम्वेदनादितरदस्ति ततः प्रमाणम् ॥ ७० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'દ્રષ્ટાંતનિરૂપણ' નામનો અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮.**

---

## सर्ग १९ मो§ દ્રષ્ટાંતોનો અર્થ સમજાવવા પરમતત્ત્વનું શોધન

**वसिष्ठ उवाच । विशिष्टांशसमर्थत्वमुपमानेषु गृह्यते ॥**
**को भेदः सर्वसादृश्ये उपमानोपमेययोः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—જે અંશનું વિશેષે કરી પ્રતિપાદન કરવાનું હોય તે અંશથીજ ઉપમાનોમાં સરખાપણું લેવામાં આવે છે, પણ જો સર્વ અંશોથી સરખાપણું લેવાનું હોય તો પછી ઉપમાનમાં અને ઉપમેયમાં ભેદજ શો રહે ?[૧] દ્રષ્ટાંત સમજાયાથી અદ્વિતીય આત્માનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનો અર્થ સમજવામાં આવતાં તેથી સ્પષ્ટ જણાએલા બ્રહ્મસ્વરૂપથી અજ્ઞાનની તથા અજ્ઞાનનાં કાર્યોની સારી પેઠે શાંતિરૂપ જે નિર્વાણ થાય છે તેજ દૃષ્ટાંતોનું ફળ છે,[૨] એટલા માટે દૃષ્ટાંતોમાં અને દાર્ષ્ટાન્તિકમાં અનેક વાંધાઓ ઉઠાવવાનું બંધ રાખી ગમે તે યુક્તિથી પણ મહાવાક્યોનો× અર્થ યથાર્થ સમજવા ઉપર લક્ષ્ય રાખવું.[૩] શાંતિજ પરમ કલ્યાણરૂપ છે માટે તેને સિદ્ધ કરવામાંજ યત્ન રાખો. જમવાનેસારૂ ભાત મળતાં 'તે કેવી

---

* માત્ર અજવાળાથી. § આ ઓગણીસમા સર્ગમાં દ્રષ્ટાંતોના અર્થ સમજાવવાના પ્રસંગથી જેમાં સર્વ પ્રમાણોનો અંતર્ભાવ છે એવા પરમતત્ત્વનું શોધન કરવામાં આવશે.

× જીવ–બ્રહ્મના અભેદને જણાવનાર વેદનાં तत्त्वमसि ( તે બ્રહ્મ તું છે ) ઇત્યાદિ વાક્યોના.

રીતે રંધાયો ' એ વિષે કલ્પનાઓ કરવાનું શું પ્રયોજન છે ?[૪] સઘળી રીતે મળતાં ન આવે એવાં છતાં પણ એક રીતથી મળતાં આવીને ધારેલું કામ પાર પાડે એવાં ઉપમાનોથી અને ઉપમેયોથી જેમ બને તેમ બોધની સગવડ કરવામાં આવે છે.[૫] પથરાઓના ગર્ભમાં ઉત્પન્ન થએલા જાડા આંધળા દેડકાની પેઠે વિવેકરહિત થઇને સંસારના ભોગોમાં આસક્ત થવું નહિ.[૬] દૃષ્ટાંતો ઉપરથી સમજી યત્ન રાખીને પરમપદ મેળવવું અને શાંતિ આપનારાં શાસ્ત્રોના અર્થનો નિરંતર વિચાર કર્યા કરવો.[૭] ચિત્તમાં પુનરાવૃત્તિથી રહિત 'સાતમી ભૂમિકા' નામની શાંતિરૂપ વિશ્રાંતિ સારી રીતે મળે ત્યાંસુધી સમજુ પુરૂષે પ્રત્યેક અવકાશમાં ગુરૂની સેવા આદિ ધર્મોનું તથા તેઓમાં ઉપયોગી સાધનોનું સંપાદન કરતાં શાસ્ત્રનાં વચનોથી, સૌજન્યથી, બુદ્ધિથી તથા તત્ત્વવેત્તાઓના સમાગમથી વિચાર કર્યા કરવો.[૮,૯] સાતમી ભૂમિકામાં વિશ્રાંતિ પામેલા અને સંસારરૂપીસમુદ્રમાંથી ઉતરેલા ગૃહસ્થને કે સંન્યાસીને આ લોકમાં કે પરલોકમાં કરેલાં કર્મોનું કશું ફળ થતું નથી અને કર્મો નહિ કરવાથી કશો દોષ લાગતો નથી. એ પુરૂષ મંદરાચલથી રહિત થયેલા સમુદ્રની પેઠે વિક્ષેપરહિતજ રહે છે તેથી તેને શ્રુતિઓનો કે સ્મૃતિઓનો પરિચય રાખવાનું કશું કામ નથી.[૧૦,૧૧] જ્ઞાનના વિષયને યથાર્થરીતે મનમાં ઉતારવાસારૂ ઉપમાનનું અને ઉપમેયનું એક અંશથી સાદૃશ્ય લેવું, પણ સઘળા અંશો મેળવવાની ચાબાઈ કરવી નહિ. ચાબાઈ કરવામાં વ્યાકુળ થએલા ચાબા પુરૂષોને યોગ્યનું કે અયોગ્યનું ભાન રહેતું નથી, એટલા માટે તમારે ચાબાઇ ન કરતાં જે સમજવાનું છે તે ગમે તે યુક્તિથી સમજી લેવાનોજ આગ્રહ રાખવો[૧૨,૧૩] હૃદયમાં વ્યાપક ચૈતન્યનો અનુભવ આવતાં છતાં પણ તેમાં જે પુરૂષ કુતર્કો કર્યા કરે તે પુરૂષ જ્ઞાનની ચાબાઈ કરનારો કહેવાય છે.[૧૪] જે મૂર્ખ માણસ અભિમાનથી ઉઠતા કલ્પનાના અંશોથી જ્ઞાનમાં ખોટા વાંધા નાખ્યા કરે તે માણસ, જેમ મેઘ નિર્મળ આકાશને મલિન કરી નાખે છે, તેમ પોતાના મનના નિર્મળ બોધને મલિન કરી નાખે છે.[૧૫] જેમ સમુદ્રમાં સઘળાં જળોની વિશ્રાંતિ થાય છે, તેમ જેમાં સઘળાં પ્રમાણોની વિશ્રાંતિ થાય છે એવું એક મુખ્ય પ્રમાણરૂપ પ્રત્યક્ષતત્ત્વ કહું છું તે સાંભળો.[૧૬] સઘળી ઈંદ્રિયોને સત્તા તથા સ્ફુરણ આપનાર જે મુખ્ય અખંડિત જ્ઞાન વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે તેજ અનુભવથી સિદ્ધ પ્રત્યક્ષતત્ત્વ કહેવાય છે.[૧૭] અર્થને અનુસરીને એ તત્ત્વનાંજ અનુભૂતિ,* વેદન,+ પ્રતિપત્તિ‡ તથા પ્રત્યક્ષ એ નામો કહેવાય છે અને વ્યવહારની દશામાં એજ આપણો જીવ કહેવાય છે.[૧૮] એ પ્રત્યક્ષતત્ત્વરૂપ અખંડિત જ્ઞાન વૃત્તિરૂપ ઉપાધિને લઈ ને સંવિત્ કહેવાય છે, 'હુ' એવી પ્રતીતિને લઇને પ્રમાતા§ કહેવાય છે અને તેજ જ્યારે બહારનાં આવરણનો ભંગ થતાં વિષયરૂપે પ્રકટ થાય છે ત્યારે ઘટાદિક પદાર્થ કહેવાય છે.[૧૯] જેમ જળ વાયુ આદિને લીધે તરંગાદિકરૂપે સ્ફુરે છે, તેમ એજ તત્ત્વ અનેક પ્રકારના ભ્રમોને ઉત્પન્ન કરનારા સંકલ્પ-વિકલ્પાદિકને લીધે જગતરૂપે સ્ફુરે છે.[૨૦] એ બ્રહ્મતત્ત્વ કોઇનું પણ કારણ નહિ છતાં સૃષ્ટિના આરંભમાં તુરત સ્રષ્ટારૂપે સ્ફુરીને સૃષ્ટિના કારણરૂપ થએલ છે, એટલે પોતે પોતામાંજ પોતાના કારણરૂપ થએલ છે.[૨૧] એ બ્રહ્મ કોઈનું કારણ નહિ છતાં પણ જીવનું કારણ છે એમ માનવામાં આવે છે પણ એ જીવજ અજ્ઞાનથી ઉઠેલો છે એટલા માટે વાસ્તિવિકરીતે બ્રહ્મ જીવનું

* અનુભવ. + જ્ઞાન. ‡ સમજ. § પ્રમાણથી જાણનાર.

કારણ નથી. જેમ બ્રહ્મ અવિદ્યાથી જીવરૂપ થએલ છે તેમ પ્રકૃતિમાં જગતરૂપે પણ પ્રકટ થએલ છે.[૨૨] જ્ઞાનદશામાં એ બ્રહ્મજ સાક્ષાત્કારરૂપ થઈ, પોતાથી ઉત્પન્ન થએલા પોતાના શરીરનો (જગતનો) નાશ કરી તુરત પોતાને (જીવને) પરમ વ્યાપક પ્રત્યક્ષરૂપ કરે છે.[૨૩] જીવ સાક્ષાત્કારથી જ્યારે આત્માકાર થાય છે ત્યારે સાક્ષાત્કાર પણ કોઇ શબ્દથી કહી શકાય નહિ. એવા પરમ સ્વરૂપથી રહે છે.[૨૪] પોતાની બુદ્ધિની, ઇંદ્રિયોની અને કર્મોની સાથે જ્યારે ક્રિયારહિત થએલું મન શાંત થાય છે ત્યારે તે પાછું ઉઠવાનું નહિ હોવાને લીધે જીવન્મુક્તને કરેલાં કર્મોથી કશું ફળ થતું નથી અને વિહિત કર્મો નહિ કરવાથી કશો દોષ પ્રાપ્ત થતો નથી.[૨૫] વિષયોનું સ્ફુરણ નહિ રહેવાથી મન શાંત થઈ જાય ત્યારે કર્મેન્દ્રિયો, નહિ ચલાવાતા યંત્રની પેઠે કર્મઆદિમાં પ્રવર્ત્તતી નથી.[૨૬] જેમ પાટીઆપર ગોઠવેલા લાકડાના બે ઘેટાઓનાં માથાં ભુટકાવામાં તેઓની અંદર રહેલી ખેંચવામાં આવતી દોરી કારણ છે, તેમ મનરૂપી યંત્રના ચાલવામાં વિષયોનું સ્ફુરણ કારણ છે એમ વિદ્વાનોનો નિશ્ચય છે.[૨૭] જેમ ચલન વાયુની અંદરજ રહેલું છે, તેમ ઇંદ્રિયોના તથા મનના વિષયોથી ખીચોખીચ ભરેલું જગત બ્રહ્મમાંજ રહેલું છે.[૨૮] શુદ્ધ અને સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જ્યારે જગતરૂપે દેખાય છે ત્યારે જાણે ઉત્પન્ન થયું હોય અને જાણે દિશા, કાળ, બાહ્ય પદાર્થો તથા માનસિક પદાર્થોઆદિ અપાર દેહોવાળું થયું હોય એમ પ્રતીત થાય છે.[૨૯] દૃશ્યરૂપે ભાસતા દેહાદિકને જોઇ એજ 'મ્હારૂં સ્વરૂપ છે' એમ મોહથી સમજી લેવાતાં એજ પરબ્રહ્મ જીવરૂપ થઈ જાય છે. જ્યાં જેવી રીતે જે રૂપ દૃશ્ય થયું હોય ત્યાં પરબ્રહ્મ પણ તેવી રીતે તે રૂપજ પ્રતીત થાય છે.[૩૦] એ સર્વાત્મા જ્યાં જેવી રીતે ઉલ્લાસ પામે છે ત્યાં તુરત તેવી રીતેજ રહે છે અને જાણે દૃશ્યરૂપજ થઈ ગએલ હોય તેમ પ્રકાશે છે.[૩૧] સર્વાત્મકપણાને લીધે જાણે તેમાં દ્રષ્ટાપણું અને દૃશ્યપણું પ્રાપ્ત થયું હોય એવી ઘટના થાય છે પણ વાસ્તવિકરીતે દ્રષ્ટાપણું અને દૃશ્યપણું એ બન્ને મિથ્યા છે,[૩૨] કારણ કે દૃશ્યવિના દ્રષ્ટા હોતો નથી અને દૃષ્ટાવિના દૃશ્ય હોતું નથી. આ પ્રમાણે સઘળાં કાર્યો મિથ્યા છે માટે બ્રહ્મ કોઈનું કારણ નથી એ સિદ્ધ થાય છે. સર્વને સત્તા તથા સ્ફુરણ આપનાર એ બ્રહ્મ પ્રત્યક્ષજ છે અને અનુમાનઆદિ સર્વે પ્રમાણો તેના અંશરૂપ છે.[૩૩] હે રામ! પૂર્વે પોતેજ કરેલા યત્નમાં દૈવની કલ્પના કરીને તેનીજ ઉપાસના કરનારા પુરૂષોએ માનેલા દૈવશબ્દના અર્થને દૂર છોડી દઈ વીરપણું ધરાવનારો પુરૂષ પરબ્રહ્મરૂપ ઉત્તમ પદને પોતાના પુરૂષાર્થથી પોતાનામાંજ પામે છે.[૩૪] પોતાની બુદ્ધિથી પોતાની મેળેજ તમને શુદ્ધ અને અનંતરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી આચાર્યોની પરંપરાના સત્ય અને ઉજ્વલ મત પ્રમાણે વિચાર કર્યા કરો.[૩૫] **विचारयाऽऽचार्यपरम्पराणां मतेन सत्येन सितेन तावत् ॥ यावद्विशुद्धं स्वयमेव बुद्ध्या ह्यनन्तरूपं परमभ्युपैषि ॥ ३५ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'પ્રમાણનિરૂપણ' નામનો ઓગણીસમો સર્ગ સંપૂર્ણ. ૧૯.**

# सर्ग २० मो* બુદ્ધિના પ્રકાર અને મહાપુરૂષનાં લક્ષણ

**वसिष्ठ उवाच । आर्यसङ्गम[illegible]क्त्यादौ प्रज्ञां वृद्धिं नयेद्बलात् ॥**
**ततो महापुरुषतां महापुरुषलक्षणैः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–પુરૂષાર્થ કરી મહાત્માઓના સમાગમથી અને યુક્તિ આદિથી પોતાની બુદ્ધિને વધારવી અને તે પછી મહાપુરૂષોનાં શમઆદિ લક્ષણોનું સંપાદન કરીને પોતાનામાં મહાપુરૂષપણું મેળવવું.[1] આ જગતમાં જે પુરૂષની પાસે જે ગુણ અધિક હોય તેની પાસેથી તે તે ગુણ શીખીને વિચારશક્તિને વધારવી.[2] હે રામ ! જે શમઆદિ ગુણોવાળાપણું છે તેજ મહાપુરૂષપણું છે. એ મહાપુરૂષપણું યથાર્થ જ્ઞાનવિના કોઈ રીતે પ્રાપ્ત થતું નથી.[3] જેમ પૃથ્વીમાં રહેલા અને અંદર ફળ હોવાથી વખાણવાયોગ્ય નવા અંકુરો વૃષ્ટિથી વૃદ્ધિ પામે છે, તેમ સત્પુરૂષોમાં રહેલા અને અંદર ફળ હોવાથી વખાણવાયોગ્ય શમઆદિ ગુણો જ્ઞાનથી વૃદ્ધિ પામે છે[4] અને જેમ ઘણાં અન્નોવાળા યજ્ઞોથી ધાન્યોને વધારનારી ઉત્તમ વૃષ્ટિ વધે છે, તેમ શમઆદિ ગુણોથી ઉત્તમ જ્ઞાન વધે છે.[5] જેમ કમળોથી તળાવને શોભા મળે છે અને તળાવથી કમળોને શોભા મળે છે, તેમ જ્ઞાનથી શમઆદિ ગુણો શોભે છે અને શમઆદિ ગુણોથી જ્ઞાન શોભે છે.[6] તેમજ સદાચારથી જ્ઞાનની અને જ્ઞાનથી સદાચારની વૃદ્ધિ થાય છે એટલે જ્ઞાન અને સદાચાર એઓ પરસ્પરને વધારનાર છે.[7] બુદ્ધિમાન પુરૂષે શમ અને સૂક્ષ્મ બુદ્ધિ આદિથી દૃઢપણું પામેલા પુરૂષાર્થના ક્રમથી જ્ઞાનનો અને સદાચારનો અભ્યાસ કરવો,[8] જ્યાંસુધી જ્ઞાનનો અને સદાચારનો સાથે અભ્યાસ ન થાય ત્યાંસુધી પુરૂષને એઓમાંનો એક પણ સિદ્ધ થતો નથી.[9] જેમ પાકેલી સાળનાં ખેતરનું રક્ષણ કરનારી સ્ત્રી તાળીઓ પાડીને ગાતી હોય તેથી પક્ષીઓને ઉડાવવાનું કામ થતાં તેની સાથે ગાયનનો આનંદ પણ થાય છે, તેવી રીતે તૃષ્ણારહિત થએલો પુરૂષ કે જે અકર્તા છતાં પણ લોકોને કર્તા લાગે છે તે પુરૂષ જ્ઞાનનો અને સદાચારનો અભ્યાસ કરતો હોય તેથી અજ્ઞાનને ટાળવારૂપ કામ થતાં તેની સાથે પરમ પદની પ્રાપ્તિનો આનંદ પણ થાય છે.[10-11] હે રઘુનંદન ! આવી રીતે મેં સદાચારનો ક્રમ કહ્યો. હવે એવીજ રીતે ઉત્તમ જ્ઞાનના ક્રમનો ઉપદેશ કરીશ.[12] બુદ્ધિમાન પુરૂષે યશને વધારનારૂં, આયુષ્યમાં સુખ આપનારૂં અને પરમ પુરૂષાર્થરૂપ ફળને આપનારૂં આ ઉત્તમ શાસ્ત્ર યથાર્થ કહેનારા તત્ત્વવેત્તાના મુખથી સાંભળવું.[13] જેમ મેલું પાણી કતકની§ રજના સંબંધથી પોતાની મેળે નિર્મળ થઈ જાય છે, તેમ તમે નિર્મળ બુદ્ધિવાળા હોવાથી આ શાસ્ત્રનું શ્રવણ પ્રાપ્ત થતાં પોતાની મેળેજ પરમપદને પ્રાપ્ત થશો.[14] સાધનોની સંપત્તિ મેળવીને મનન કરનારા પુરૂષનું મન પોતાને જે વસ્તુ જાણવાની છે તે જાણવામાં આવ્યા પછી પરમપદને ન ઇચ્છતું હોય તોપણ પરવશ થઇને પદમપદને પ્રાપ્ત થાય છે, કેમકે બોધને આધીન હોવાથી અજ્ઞાનને તથા તેનાં કાર્યોને તોડીને જાગ્રત થએલી અખંડિત ઉત્તમ વસ્તુ મનને કદી પણ છોડતી નથી.[15] **वि[illegible]तवद्यमिदं हि मनो [illegible]नोविवशमेव हि याति परं पदम् ॥ यदव[illegible]द्धमखण्डित[illegible]मं त[illegible]वबोधवशा[illegible] [illegible] हि ॥ १५ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ મુમુક્ષુપ્રકરણનો 'સદાચારનિરૂપણ' નામનો વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦.**

---

* આ વીસમા સર્ગમાં બુદ્ધિના પ્રકાર, મહાપુરૂષનાં લક્ષણ અને સદાચારના ક્રમ વિષે કહેવામાં આવશે.

§ નિર્મળીનાં ફળની.



# श्रीमद् योगवासिष्ठ

## महारामायण

## ३-उत्पत्ति प्रकरण

### सर्ग १ लो* જ્ઞાનથીજ મોક્ષ થાય છે. કર્મ કે યોગથી નહિ.

**वसिष्ठ उवाच । वाग्भाभिर्ब्रह्मविद्ब्रह्म भाति स्वप्न इवात्मनि ।**
**यदिदं तत्स्वशब्दोत्थैर्यो यद्वेत्ति स वेत्ति तत् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—બ્રહ્મવેત્તા કે જે બ્રહ્મરૂપજ છે તે મહાવાક્યોથી પ્રાપ્ત થએલા બોધરૂપ પ્રકાશથી પૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે. કારણ કે આ જે દૃશ્ય પદાર્થરૂપ જગત છે તે સ્વપ્નની પેઠે આત્મામાંજ પ્રકટ થએલ છે. જે કોઈ માણસ શ્રવણાદિક ઉપાયોથી બ્રહ્મને જાણે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.[1] આ ન્યાયથી આ સઘળી સૃષ્ટિ બ્રહ્મમાત્રજ છે માટે "આ જગત શું છે, કોનું છે અને કેમાં રહ્યું છે?" ઇત્યાદિ શંકાઓનો અવકાશજ રહેતો નથી.[2] હે રામ! આ જગત મેં જે રીતનું જાણ્યું છે, જે વસ્તુરૂપ છે અને જે ક્રમથી ગોઠવાયું છે તે સઘળું શ્રોતાઓના મનમાં ઉતરે એવી રીતે કહું છું તે સાંભળો.[3] ચિદાકાશજ પોતે જીવરૂપ થઇને પોતામાંજ સ્વપ્નની પેઠે ઉત્પન્ન થએલા જગતને દેખે છે. દ્રષ્ટા તથા દૃશ્યસહિત આ જગતને સ્વપ્નમાં પ્રતીત થએલા સંસારનું દૃષ્ટાંતજ લાગુ પડે છે.[4] મેં તમને "મુમુક્ષુવ્યવહાર" નામનું પ્રકરણ કહી સંભળાવ્યું. હવે ઉત્પત્તિ પ્રકરણ કહું છું.[5] દૃશ્ય પદાર્થોની સ્થિતિથી બંધન પ્રતીત થયું છે અને દૃશ્યોનો બાધ થઈ જાય તો બંધન રહેતુંજ નથી. માટે હવે દૃશ્ય કેવી રીતે બાધિત થઈ જાય છે એ વિષય અનુક્રમથી કહું છું. શ્રવણ કરો.[6] જગતમાં જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેજ વધે છે, તેજ સ્વર્ગમાં કે નરકમાં જાય છે અને એજ મોક્ષનો અનુભવ કરે છે.[7] એટલા માટે તમને તમારા સ્વરૂપનો બોધ કરાવવાસારૂ પ્રથમ કહું છું. ઉત્પત્તિ આદિ સંબંધો સંસારની કોટિમાંજ છે. આત્માની કોટિમાં નથી. આત્મા તો જેવો પ્રથમથી છે તેવોજ રહે છે.[8] હે રામ! પ્રથમ આ પ્રકરણનો અર્થ સંક્ષેપથી કહું છું તે

---

* આ પહેલા સર્ગમાં આત્માને જ્ઞાનથીજ મોક્ષ થાય છે પણ કર્મથી કે યોગથી થતો નથી તથા નહિ જાણેલો આત્માજ જગતને સર્જે છે એ વિષે કહેવામાં આવશે.

સાંભળો. પછી તમારી ઇચ્છા પ્રમાણે વિસ્તારથી કહીશ[૯] જે આ સ્થાવર અને જંગમરૂપ સઘળું જગત જોવામાં આવે છે તે, જેમ સ્વપ્ન સુષુપ્તિમાં લય પામે છે, તેમ પ્રલયકાળમાં લય પામે છે.[૧૦] એ સમયે સ્થિર, ગંભીર, તેજથી ન્યારૂં, અંધકારથી ન્યારૂં, વ્યાપક અને નામ–રૂપ વગરનું કાંઈક સદ્વસ્તુ અવશેષ રહે છે.[૧૧] વિદ્વાનોએ ઉપદેશની સગવડનેસારૂ એ વસ્તુનાં ઋત, આત્મા, પર, બ્રહ્મ અને સત્ય ઇત્યાદિ નામો કલ્પેલાં છે.[૧૨] એ આત્મા કાંઈ પણ વિકાર નહિ પામ્યા છતાં જાણે પોતે બીજી રીતનોજ હોય એમ પ્રકાશીને ભવિષ્યમાં અળખામણા નામવાળા જીવપણાને ભ્રાંતિથી પામે છે.[૧૩] પછી પ્રાણનું ધારણ કરવું કે જે જીવ શબ્દનો અર્થ છે તે કરવાથી ચંચળપણું પામી સંકલ્પ આદિનાં મનન કરવાથી મંદ થઇને મનરૂપ થાય છે, કે જે મન લિંગ શરીર કહેવાય છે.[૧૪] જેમ સ્થિર આકારવાળા સમુદ્રમાંથી અસ્થિર આકારવાળો તરંગ થાય છે, તેમ વ્યાપક પરમાત્મામાંથી એ મન ઉત્પન્ન થયું.[૧૫] એ મન કે જે બ્રહ્મા કહેવાય છે તે તુરત પોતાની મેળે પોતાની ઈચ્છા પ્રમાણે નિરંતર સંકલ્પો કર્યા કરે છે તેથી આ વિસ્તીર્ણ જગતરૂપ ઈંદ્રજાળ ઉત્પન્ન થયું છે.[૧૬] આ પ્રમાણે છે માટે જેમ કડાંનો અર્થ સુવર્ણથી જૂદો નથી, તેમ જગત શબ્દનો અર્થ પરબ્રહ્મથી જૂદો નથી.[૧૭] આ અનંત પ્રકારોવાળું જગત સંપૂર્ણ રીતે બ્રહ્મમાંજ રહેલું છે. તે છતાં જેમ સુવર્ણમાં કડાંરૂપપણું નથી, તેમ બ્રહ્મમાં જગતરૂપપણું નથી.[૧૮] જેમ ઝાંઝવાંના પાણીની નદી, સાચીજેવી જણાતી ખોટી ચંચળ લહરીને ઉત્પન્ન કર્યા કરે છે તેમ મન સાચીજેવી જણાતી જગત સંબંધી આ ખોટી અને ચંચળ ઈંદ્રિજાળની શોભાને ઉત્પન્ન કર્યા કરે છે[૧૯]. જગતનું ખોટાપણું જે અવિદ્યાને લઇને છે તે અવિદ્યાનાં અવિદ્યા, સંસૃતિ, બંધ, માયા, મોહ, મહત્ અને તમ એ નામો વિદ્વાનોએ કલ્પેલાં છે.[૨૦] હે ચંદ્રસરખા મુખવાળા રામ ! પ્રથમ હું બંધનું સ્વરૂપ કહું છું તે સાંભળો. પછી મોક્ષનું સ્વરૂપ તમારા જાણવામાં આવશે.[૨૧] દ્રષ્ટાને જે દશ્યની સત્તા છે તેજ બંધ કહેવાય છે. દ્રષ્ટા દશ્યના બળથીજ બંધાએલ છે અને જો દૃશ્ય બાધિત થઈ જાય તો દ્રષ્ટા મુક્તિ પામે છે.[૨૨] જગત, તું અને હું ઈત્યાદિ અનાત્મ પદાર્થો દશ્ય કહેવાય છે. જ્યાંસુધી એ દશ્ય હોય ત્યાંસુધી મોક્ષ થતો નથી.[૨૩] આ દશ્ય નથી, આ દશ્ય નથી ' એવી રીતના વ્યર્થ બકવાદોથી દશ્ય શાંત થતું નથી. કારણ કે એથી " આ દશ્ય નથી પણ બીજું કાંઈક દશ્ય છે " એવો સંકલ્પ ઉઠે છે માટે એ બકવાદોથી ઉલટો દશ્યરૂપી રોગ વધે છે.[૨૪] તેમજ અનેક તર્કો કરવાથી કે તીર્થ–નિયમ આદિથી પણ દશ્ય શાંત થતું નથી. દશ્યરૂપ જગતનો બાધ કરવાનો ઉપાય તો વિચારજ છે.[૨૫] જો જગત નામનો દશ્ય પદાર્થ બ્રહ્મથી જૂદી સત્તાવાળો હોય તો કોઈને શાંતિ થાયજ નહિ. કારણ કે અસત્ પદાર્થનો ભાવ હોતો નથી અને સત્પદાર્થનો અભાવ હોતો નથી.[૨૬] આત્મા કે જે વિચાર વિના બીજા કોઈ ઉપાયથી જાણવાને અશક્ય છે તેની સત્તાથી દશ્યની સત્તા જૂદી નથી માટે જ્યાં દ્રષ્ટા હોય ત્યાં તેના સૂક્ષ્મ ઉદરમાં પણ ભ્રાંતિને લીધે દૃશ્યનો ઉદયથાય છે.[૨૭] આ પ્રમાણે છે એટલા માટે " આ દૃશ્ય જગત આત્માથી જૂદી સત્તાવાળું છે અને તેને મેં તપથી, ધ્યાનથી તથા જપથી છોડી દીધું " એમ સમજવું તો કાંજીથી તૃપ્તિ થયાનું માનવા જેવું છે.[૨૮] હે રામ ! જો દૃશ્ય પદાર્થ જૂદી સત્તાવાળો હોય તો ચૈતન્યરૂપી દર્પણ સૂક્ષ્મ

ઉદરવાળો છતાં પણ તેમાં તેનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે નહિ.[૨૯] જેમ દર્પણ ગમે તે સ્થળમાં હશે ત્યાં પણ તેમાં પર્વત, સમુદ્ર, નદી, પૃથ્વી અને જળ આદિનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે નહિ, તેમ ચૈતન્યરૂપી દર્પણ ગમે ત્યાં હશે પણ તેમાં જગતનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે નહિ અને તે પ્રતિબિંબ પડવાથી ત્યાં પણ દુઃખ, જરા, મરણ, જન્મ અને જાગ્રતમાં તથા સ્વપ્નમાં અનેક રીતે બદલાતા ન્હાના મોટા પદાર્થોનાં છોડવાં–મેલવાં મટશેજ નહિ.[૩૦ ૩૧] "આ દૃશ્યને મેં ટાળી નાખ્યું છે અને હમણાં હું આ સ્થિતિમાં આવેલો છું" એમ જો સમાધિમાં પ્રતીત થાય તો એ પ્રતીતિજ સમાધિમાં સંસારના સ્મરણનું અક્ષય બીજ રહ્યું છે એમ સમજવું.[૩૨] માટે સમાધિથી દૃશ્યને ટાળી શકાતુંજ નથી. જો દૃશ્ય ન હોય તો નિર્વિકલ્પક સમાધિ કે જેમાં તુરીયાવસ્થારૂપ બ્રહ્મપણાનો અનુભવ થાય છે તે પ્રાપ્ત થઈ શકે પણ જો દૃશ્ય હોય તો તે પણ ક્યાંથી પ્રાપ્ત થાય ?[૩૩] હે રામ! કદાચ સમાધિમાં દૃશ્યની પ્રતીતિ ન થતી હોય તોપણ સમાધિમાંથી જ્યારે ઉત્થાન થશે ત્યારે, જેમ સુષુપ્તિના અંતમાં સઘળું જગત પાછું પ્રતીત થાય છે, તેમ જેવુંને તેવું અખંડિત દુઃખરૂપ આ જગત પ્રતીત થયા વગર રહેશે નહિ અને એમ થાય તોપછી સમાધિમાંથી વળ્યું પણ શું ? અનર્થ પાછો આવે તો પછી જરાવાર રહેનારી સમાધિમાં શું સુખ છે? કશું નથી.[૩૪-૩૫] કદાચ જીવતાં સુધી નિર્વિકલ્પક સમાધિમાંથી ઊઠવામાંજ ન આવે તોપણ જ્ઞાનવિના મળેલું એ આત્મસુખ જાથુકની સુષુપ્તિના સુખજેવું થયું તેમાં શો સાર છે ?[૩૬] જો આ દૃશ્યની સત્તા રહે તો ગમેતેવો યત્ન કરીને સમાધિ કર્યા છતાં પણ તે સમાધમાં દૃશ્યની પ્રાપ્તિ નહિ થાય કે ? થશેજ. કારણ કે જ્યાં ચૈતન્ય રહે ત્યાં તેને લગતો જગતરૂપી ભ્રમ આવ્યા વિના રહેજ નહિ.[૩૭] કદાચ દ્રષ્ટા સમાધિમાં બળાત્કારથી પોતાનામાં પાષાણપણાની ભાવના કરે તો પણ તે સમાધિના અંતમાં વળી દૃશ્યનો ઉદય થયા વિના રહેશે નહિ.[૩૮] એવી સમાધિઓને સ્થિર રાખવાની આશા રાખવી એ પણ ખોટી છે. કારણ કે પાષાણપણાજેવી નિર્વિકલ્પક સમાધિઓ કોઇને પણ સર્વદા સ્થિર રેહેતી નથી, એવો સમાધિ કરનારાઓનો અનુભવ છે.[૩૯] કદાચ એ પાષાણપણાજેવી સમાધિઓ જામી જાય તોપણ મોક્ષપદ કે જે શાંત ચૈતન્યરૂપ, સ્વતઃસિદ્ધ અને અવિનાશી છે તેરૂપ થઇ નહિ એટલે તેઓમાંથી વળ્યું શું ?[૪૦] એટલા માટે જો આ દૃશ્ય પરબ્રહ્મથી જૂદી સત્તાવાળું હોય તો કદી પણ શાંત થાય નહિ. તપથી, જપથી અને ધ્યાનથી દૃશ્યની શાંતિ થશે એ તો મૂર્ખ લોકોની કલ્પના છે.[૪૧] જેમ કમળકાકડીના ગર્ભમાં કમલિનીના બીજરૂપ સૂક્ષ્મ તંતુ રહે છે, તેમ દ્રષ્ટામાં દૃશ્યપદાર્થ રેહેજ છે.[૪૨] જેમ પદાર્થોમાં રસ છે, તિલઆદિમાં તેલ છે અને પુષ્પોમાં સુગંધ છે, તેમ દ્રષ્ટામાં દૃશ્યનો અનુભવ સર્વદા હોય છેજ.[૪૩] જેમ કપૂર આદિ પદાર્થને ગમે ત્યાં રાખવામાં આવ્યો હોય તોપણ ત્યાં તેના સુગંધનો ઉદય થયા વિના રહેતો નથી, તેમ ચૈતન્યરૂપ આત્માને સમાધિમાં રાખવામાં આવશે તોપણ તેના ઉદરમાં જગતનો ઉદય થયા વિના રેહેશેજ નહિ[૪૪] જેમ તમારા ન્હાના હૃદયમાં પણ મોટાં મોટાં સ્વપ્નો, સંકલ્પો અને મનોરાજ્યો રહ્યાં છે એ તમારા અનુભવથી સિદ્ધ છે, તેમ ચૈતન્યના સૂક્ષ્મ ઉદરમાં પણ સઘળું દૃશ્ય રહેલું છે,[૪૫] જેમ ચિત્તની કલ્પનામાં રહેલો પિશાચ બાળકને દુઃખી કર્યા વગર રહે નહિ, તેમ સર્વદા વળગેલી આ દૃશ્યરૂપી ચુડેલ દ્રષ્ટાને દુઃખી કર્યા વગર રૈહેજ નહિ.[૪૬] જેમ

બીજની અંદર રહેલો અંકુર દેશ–કાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને પ્રકાશિત કરે છે, તેમ દ્રષ્ટામાં રહેલું દૃશ્ય દેશ–કાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને પ્રકાશિત કરે છે.[૪૭] જેમ બીજ આદિ પદાર્થના સૂક્ષ્મ ગર્ભની અંદર વિચિત્ર અંકુર આદિ કાર્યોને બનાવવાની અવિનાશી શક્તિ સર્વદા છે,તેમ ચૈતન્યરૂપ આત્માના ઉદરમાં પણ સ્વભાવરૂપ જગતની સ્થિતિ સર્વદા છે.[૪૮]

**द्रव्यस्य हृद्येव चमत्कृतिर्यथा सदोदितास्त्यस्तमितोज्झितोदरे ।**
**द्रव्यस्य चिन्मात्रशरीरिणस्तथा स्वभावभूतास्त्युदरे जगत्स्थितिः ॥ ४८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બંધહેતુવર્ણન' નામનો પહેલો સર્ગ સંપૂર્ણ. ૧.**

---

# सर्ग २ जो*

## મૃત્યુ ભૌતિક દેહનું થાય છે પરંતુ તત્વવેત્તા અને ચૈતન્યમયનું થતું નથી

**वसिष्ठ उवाच । इदमाकाशजाख्यानंशृणु श्रवणभूषणम् ।**
**उत्पत्त्याख्यं प्रकरणं येन राघव बुद्ध्यते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! હવે "આકાશજ" એવા નામના બ્રાહ્મણનું શ્રવણના ભૂષણરૂપ આખ્યાન કહું છું તે સાંભળો કે જેથી આ ઉત્પત્તિ પ્રકરણ સારી રીતે સમજવામાં આવશે.[૧] એક "આકાશજ" નામનો પરમ ધર્માત્મા, ધ્યાનમાંજ નિષ્ઠા રાખનાર અને પ્રજાઓનું હિત કરવામાં તત્પર રહેનાર બ્રાહ્મણ છે.[૨] એને જીવતાં ઘણો કાળ વીતી ગયો ત્યારે મૃત્યુએ વિચાર કર્યો કેઃ "હું કે જે અક્ષય છું તે અનુક્રમથી સઘળાં પ્રાણીઓને ખાઈ જાઉં છું તે આ આકાશજ બ્રાહ્મણને શામાટે ખાઈ જાઉં નહિ? પણ જેમ પથરામાં ખડ્ગની ધારા કુંઠિત થઈ જાય છે, તેમ એ બ્રાહ્મણ ઉપર મ્હારી શક્તિ કુંઠિત થઈ જાય છે."[૩,૪] એ પ્રમાણે વિચાર કરીને મૃત્યુ તે બ્રાહ્મણને મારવાને માટે મેરૂપર્વત ઉપર તેના પુરમાં ગયો. કારણ કે જેઓ ઉદ્યમનો આનંદ ધરાવનારા હોય તેઓ કોઇ પણ પોતાનાં કાર્યોને છોડે નહિ.[૫] મૃત્યુ એ બ્રાહ્મણના પુરમાં પેસવા ગયો ત્યાં તુરતજ પ્રલયકાળના અગ્નિજેવો અગ્નિ કે જેને તે બ્રાહ્મણે કિલ્લારૂપે ધાર્યો હતો તે એ મૃત્યુને બાળવા લાગ્યો.[૬] તોપણ એ અગ્નિની મ્હોટી મ્હોટી જ્વાળાઓની પંક્તિને ચીરી અંદર જઇને મૃત્યુએ તે બ્રાહ્મણને પ્રયત્નપૂર્વક હાથથી પકડવા માંડ્યો પણ, જેમ બળવાન પુરૂષ પણ સંકલ્પથી થએલા પુરૂષને સેંકડો હાથથી પણ પકડી શકે નહિ, તેમ મૃત્યુ તેને પકડી શક્યો નહિ.[૭,૮] એ બ્રાહ્મણ આગળજ બેઠેલો જોવામાં આવતાં પણ જ્યારે પકડી શકાયો નહિ ત્યારે મૃત્યુએ સંશયોને કાપનારા યમરાજાની પાસે આવીને તેમને પુછ્યું કેઃ "હે પ્રભુ ! હું આકાશજ બ્રાહ્મણને શા માટે ખાઇ શકતો નથી?" (એ સાંભળી યમરાજાએ તેને નીચે પ્રમાણે કહ્યુંઃ)[૯]

યમ કહેછેઃ–હે મૃત્યુ ! તું એકલો કોઇને પણ બળાત્કારથી મારવાને સમર્થ નથી. પ્રાણીઓને તેઓનાં કર્મોજ મારેછે. બીજું કોઈ મારી શકતું નથી.[૧૦] એટલા માટે તું એ બ્રાહ્મણને

---

* આ બીજા સર્ગમાં જેનો દેહ ભૌતિક હોય તે પ્રાણી મૃત્યુનો ભક્ષ્ય થાય છે, પણ જે પ્રાણી આકાશજ બ્રાહ્મણની પેઠે તત્ત્વવેત્તા અને ચૈતન્યમય હોય તે મૃત્યુનો ભક્ષ્ય થતો નથી એ વિષય કહેવામાં આવશે.

મારી નાખવા ધારે છે તો યત્ન કરીને તેનાં કર્મોને શોધી કહાડય એટલે તે કર્મોની સહાયતાથી તું એને ખાઈ શકીશ.[૧૧]

વસિષ્ઠ કહેછે:—એ પ્રમાણે યમરાજાનાં વચન સાંભળી તે બ્રાહ્મણનાં કર્મોને શોધી કહાડવામાં તત્પર થએલો મૃત્યુ લોકોનાં મંડળોમાં, દિશાઓના છેડાઓમાં, તળાવોમાં, નદીઓમાં, દિશાઓમાં, વનોમાં, અનેક જંગલોમાં, પર્વતોમાં, સમુદ્રોના કિનારાઓમાં, જુદાજુદા દ્વીપોમાં, અરણ્યોમાં, નગરોમાં, પુરોમાં, ગામડાંઓમાં, સઘળા દેશોમાં અને દેશોની અંદરનાં ગહન સ્થળોમાં ફરવા લાગ્યો. એ પ્રમાણે મૃત્યુ સઘળા ભૂમંડળમાં ફર્યો પણ તેને ક્યાંય પેલા આકાશજ બ્રાહ્મણનાં કર્મોનો પત્તો મળ્યો નહિ. જેમ સમજુ માણસને પણ વાંઝણીના પુત્રનો પત્તો મળે નહિ અને એક માણસને બીજાના સંકલ્પથી થએલા પર્વતનો પત્તો મળે નહિ, તેમ આકાશજ બ્રાહ્મણનાં કર્મોનો પત્તો નહિ મળતાં મૃત્યુએ સઘળા વિષયોને જાણનારા યમરાજાની પાસે આવીને તેમને પુછ્યું. કારણ કે સંદેહવાળા વિષયોમાં ચાકર લોકોને સ્વામીઓનાં વચનો ઉપર આધાર રેહેછે.[૧૨-૧૬] મૃત્યુએ પુછ્યું કે: "હે પ્રભુ! આકાશજ બ્રાહ્મણનાં કર્મો કયા સ્થળમાં છે? તે કહો." મૃત્યુનું વચન સાંભળી યમરાજાએ લાંબીવાર સુધી વિચાર કરીને મૃત્યુને નીચે પ્રમાણે કહ્યું.[૧૭]

યમ કેહેછે:—હે મૃત્યુ! એ આકાશજ બ્રાહ્મણનાં કોઈ પણ કર્મો છેજ નાહ. કારણ કે એ બ્રાહ્મણ કેવળ આકાશથીજ ઉત્પન્ન થયો છે.[૧૮] જે આકાશથી ઉત્પન્ન થયો હોય તે નિર્મળ આકાશરૂપજ હોય એટલામાટે તને સહાયતા આપે એવાં એનાં કોઈ પણ કર્મો નથી.[૧૯] જેમ વાંઝણીના પુત્રને અથવા જેનો જન્મ ન થયો હોય તેને પૂર્વકર્મનો જરા પણ સંબંધ હોતો નથી, તેમ એ આકાશજને પ્રાચીન કર્મનો જરા પણ સંબંધ નથી.[૨૦] અવિદ્યા આદિ કારણો નહિ હોવાને લીધે એ બ્રાહ્મણ આકાશરૂપજ છે. જેમ આકાશમાં મોટું ઝાડ હોય નહિ, તેમ એ બ્રાહ્મણનું પૂર્વકર્મ છેજ નહિ.[૨૧] પૂર્વકર્મો નહિ હોવાને લીધે એનું ચિત્ત પરવશ નથી અને આજસુધી તેણે પોતાને ભોગવવું પડે એવું કોઈ કર્મ કર્યું નથી.[૨૨] આ પ્રમાણે આકાશના ધરરૂપ એ બ્રાહ્મણ સ્વચ્છ આકાશરૂપ પોતાના કારણમાંજ રહ્યોછે માટે નિત્ય છે. એને બનાવનારાં કોઈ પણ કર્મો નથી.[૨૩] એનાં પૂર્વકર્મો છેજ નહિ અને હમણાં પણ એ કાંઈ પણ કર્મ કરતો નથી. એ પ્રમાણે હોવાથી જગતમાં એ ચિદાકાશરૂપજ છે.[૨૪] એનું પ્રાણનાં ચલનરૂપ કર્મ જે જોવામાં આવે છે તે આપણાજેવા બીજા લોકોનાજ જોવામાં આવે છે પણ એ બ્રાહ્મણ એ કર્મને "સાચું છે" એમ જાણતો નથી.[૨૫] ચૈતન્યરૂપ સ્તંભમાં ચૈતન્યરૂપ પુતળીજેવો એ બ્રાહ્મણ છે, માટે તેનો આકાર ચૈતન્યથી વિલક્ષણ દેખાય છે તે દેખાવામાત્રજ છે પણ વાસ્તવિક રીતે ચૈતન્યથી વિલક્ષણ નથી. જેમ જળમાં દ્રવપણું રહ્યું છે, આકાશમાં શૂન્યપણું રહ્યું છે અને વાયુમાં ચલન રહ્યું છે, તેમ એ બ્રાહ્મણ પરમ પદમાં રહ્યો છે. એનાં કોઇ હમણાંનાં કર્મો નથી તેમ પૂર્વકર્મો પણ નથી તેથી એ બ્રાહ્મણ સંસારને વશ થયો નથી. સહાયતા આપનારાં બીજાં કાંઈ પણ કારણો નહિ છતાં જે ઉત્પન્ન થાય તે પોતાના કારણથી જૂદા હોતો નથી, એ અનુભવસિદ્ધ છે. એની ઉત્પત્તિમાં પણ સહાયતા આપનારાં બીજાં કોઈ કારણો નથી તેથી એ સ્વયંભૂ કેહેવાય છે.[૨૬-૩૦] એણે પૂર્વે કાંઈ કર્મ કર્યું નથી

અને હમણાં પણ પોતાની દૃષ્ટિથી કાંઈ કરતો નથી, તેથી તે ધણી કેમ દબાવી શકાય? તે તું જ કહે[31] જે જીવને 'હું દેહરૂપ છું' એવો નિશ્ચય થઇ જાય તે દેહરૂપજ થઇ જાય છે અને તેને તુરત પકડી શકાય છે માટે એ બ્રાહ્મણ જો 'હું દેહરૂપ છું' એવી મરણરૂપ કલ્પના કરશે તો ત્હારાથી પકડી શકાશે.[32] હજી એ બ્રાહ્મણને દેહાભિમાન થયું નથી તેથી એ દેહરહિત છે માટે જેમ દૃઢ દોરીથી પણ આકાશને બાંધી શકાય નહિ, તેમ ત્હારાથી એને બાંધી શકાશે નહિ.[33]

મૃત્યુ પુછે છેઃ—હે મહારાજ! આકાશ કે જે બીજા પદાર્થોથી શૂન્ય છે તેમાંથી એ બ્રાહ્મણની ઉત્પત્તિ કેમ થઈ છે? તે કહો અને પૃથ્વી આદિ પંચભૂતમય દેહનો સંબંધ કેવી રીતે થાય છે તથા કેવી રીતે થતો નથી? તે પણ કહો.[34]

યમ કેહે છેઃ—એ બ્રાહ્મણ કેવળ વિજ્ઞાનના પ્રકાશરૂપ છે. માટે એ કદી જન્મ્યો નથી અને કદી પણ નથી હોતો એમ નથી. એ તો સદા નિર્વિકારપણાથી એમજ રહે છે.[35] જ્યારે મહાપ્રલય થાય છે ત્યારે બીજું કાંઈ પણ અવશેષ રેહેતું નથી પણ માત્ર શાંત, જરારહિત, અનંત, કેવળ, સૂક્ષ્મ, ઉપાધિરહિત, સર્વોત્તમ અને અનાત્મ પદાર્થોથી રહિત પરબ્રહ્મજ રહે છે. પછી જ્યારે સૃષ્ટિના આરંભનો સમય થાય છે ત્યારે એ બ્રહ્મનો સ્વભાવ જ્ઞાનમાત્ર હોવાને લીધે તેમાં પર્વતજેવું અને 'હું દેહ છું' એમ કેહેવાના પાત્રરૂપ વિરાટ્ સ્વરૂપ આપણી વાસનાઓરૂપ હેતુથી અકસ્માત સ્ફુરે છે અને તે સ્વપ્નસંબંધી શરીરજેવો મિથ્યા આકાર તે સમયેજ જીવોને ઉપર કહેલા હેતુથી અકસ્માત જોવામાં આવે છે.[36,38] સૃષ્ટિના આરંભમાં પરબ્રહ્મરૂપ આકાશમાં પ્રતીત થએલા એ વિરાટ્માં આપણને દેહવાળાજેવો પ્રતીત થતો આ આકાશજ બ્રાહ્મણ જાતે નિર્વિકલ્પ છે અને ચિદાકાશરૂપજ છે.[39] એને દેહ, કર્મો, કર્તાપણું કે વાસના કાંઇ પણ નથી. એ શુદ્ધ ચિદાકાશરૂપ છે, જ્ઞાનઘન છે અને વ્યાપક છે.[40] જેમ તેજ કેવળ પ્રભારૂપજ હોય છે, તેમ એ બ્રાહ્મણ કેવળ ચિદાકાશરૂપ છે માટે તેને પૂર્વજન્મની વાસનાઓનું જાળ કાંઈ પણ નથી.[41] જો એના ચિત્તની વૃત્તિ બહિર્મુખ ન હોય તો તે હમણાં, જેવો જોવામાં આવે છે તેવો પણ જોવામાં ન આવે. આ પ્રમાણે એના સઘળા પ્રકારો ચિદાકાશજેવા હોવાને લીધે તેમાં પૃથ્વી આદિ ભૂતોનો સંભવજ કયાંથી હોય અને કેવો હોય? હે મૃત્યુ! એને દબાવવાને ત્હારે કાંઇ પણ યત્ન કરવો નહિ.[42,43] કારણ કે આકાશ કોઇ સમયે કોઇથી પણ પકડી શકાતું નથી.

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! એ પ્રમાણે યમરાજાનાં વચનો સાંભળી મૃત્યુ પાછો પોતાને ઠેકાણે ગયો.[44]

રામચંદ્રજી પૂછે છેઃ—આ તો આપે અમારા મોટા દાદા, પોતાનાથીજ ઉત્પન્ન થએલા, અજન્મા અને વિજ્ઞાનરૂપ મોટા દેવ બ્રહ્માનીજ આખ્યાયિકા કહી એમ હું ધારૂં છું તો મ્હારી ધારણા સાચી છે કે કેમ?[45]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જેમ તમે ધારો છો તેમજ છે. આ બ્રહ્માની વાતજ મેં તમારી પાસે કહી છે. એ બ્રહ્માનેસારૂજ પૂર્વે મૃત્યુએ યમરાજાની સાથે વાતચીત કરી હતી.[46] બે મનુઓના સંધિના સમયમાં જ્યારે સર્વને ખાઇ જનારા મૃત્યુએ પ્રજાઓનો નાશ કરતાં બળ પામીને બ્રહ્માને પણ દબાવવાનો આરંભ કર્યો હતો.[47] ત્યારે યમરાજાએ તેને ઉપર કહ્યા

પ્રમાણે સમજણ આપી હતી. જે કામ નિત્ય કરવામાં આવતું હોય તે કામમાંજ રૂચિ વધતી જાય એ સ્વાભાવિક છે માટે સર્વને મારતાં, બ્રહ્માને પણ મારવાનું મૃત્યુને મન થયું હતું પણ બ્રહ્મા કે જે પરબ્રહ્મરૂપજ છે તેને મૃત્યુ શી રીતે દબાવી શકે? બ્રહ્માનું શરીર કેવળ મનોમાત્ર છે, સંકલ્પમાત્ર છે અને પૃથ્વી આદિ ભૂતોથી રહિત છે.[૪૮.૪૯] બ્રહ્મા પરબ્રહ્મનાજ ચમત્કારરૂપ અને પ્રતીતિમાત્ર આકારવાળા છે તેથી પરબ્રહ્મજ છે માટે તેને કારણપણું કે કાર્યપણું કાંઈ પણ નથી.[૫૦] જેમ સંકલ્પથી ઉત્પન્ન થએલા પુરૂષનો પૃથ્વી આદિથી રહિત આકાર આકાશમાં સ્ફુર્યા કરે, તેમ બ્રહ્મા પરબ્રહ્મમાં સ્ફુર્યા કરે છે.[૫૧] જેમ નિર્મળ આકાશમાં મોતીની માળા અને સ્વપ્નમાં તથા સંકલ્પમાં નગર, પૃથ્વી આદિ ભૂતોથી નહિ જોડાયા છતાં પણ પ્રતીત થાય છે, તેમ બ્રહ્મા પૃથ્વી આદિ ભૂતોથી રહિત છતાં પણ પ્રતીત થાય છે.[૫૨] પરમાત્મામાં દૃશ્ય કે દ્રષ્ટા કાંઈ નથી, કેવળ ચૈતન્યપણુંજ છે તો પણ તેમાં બ્રહ્મા પ્રતીત થાય છે.[૫૩] મનનું રૂપ સંકલ્પમાત્રજ છે, પૃથ્વી આદિથી જોડાએલું નથી અને જે મન છે તેજ બ્રહ્મા કેહેવાય છે માટે બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ પુરૂષ છે. એમાં પૃથ્વી આદિ કાંઈ નથી.[૫૪] જેમ ચિત્રનો આરંભ કર્યા પેહેલાં ચીતારાના મનમાં દેહ વગરની પુતળી ખડી થાય છે, તેમ પરમાત્મામાં જે મન ખડું થયું તેજ બ્રહ્મારૂપે ભાસે છે.[૫૫] પરમાત્મા કે જે ચિદાકાશરૂપ છે, કેવળ છે, આદિ, મધ્ય તથા અંતથી રહિત છે તેજ અજ્ઞાનને લીધે જાણે આકારવાળાજેવા અને પુરૂષજેવા બ્રહ્મા થયા હોય એમ ભાસે છે. વાસ્તવિક વિચારતાં તો વાંઝણીના પુત્રની પેઠે તેનો દેહ છેજ નહિ[૫૬]

**चिद्व्योमकेवलमनंतमनादिमध्यं ब्रह्मेति भाति निजचित्तवशात् स्वयंभूः ॥**
**आकारवानिव पुमानिव वस्तुतस्तु वंध्यातनूज इव तस्य तु नास्ति देहः ॥ ५६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'આદ્યસૃષ્ટિકર્તૃવર્ણન' નામનો બીજો સર્ગ સંપૂર્ણ. ૨**

---

## सर्ग ३ जो* મનઃસંકલ્પથી થયેલું જગત મિથ્યા છે

**राम उवाच । एवमेव मनः शुद्धं पृथ्व्यादिरहितं त्वया ॥**
**मनो ब्रह्मेति कथितं सत्यं पृथ्व्यादिवर्जितम् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–પૃથ્વી આદિથી રહિત અને શુદ્ધ જે મન છે તેજ બ્રહ્મા છે એમ તમે કહી ગયા તો એ વાત અનુભવમાં આવે છે. બ્રહ્મા મનરૂપ હોવાથી તેમનું શરીર પૃથ્વીઆદિથી બનેલું નજ હોવું જોઇએ.[૧] પરંતુ જેમ મ્હારાં, તમારાં તથા બીજાં પ્રાણીઓનાં શરીરોની ઉત્પત્તિમાં પૂર્વજન્મની વાસનાઓ કારણરૂપ છે, તેમ બ્રહ્માની ઉત્પત્તિમાં તેની પૂર્વજન્મની વાસનાઓ શા માટે કારણરૂપ ન હોય? એવિષે મને કહો.[૨]

વસિષ્ઠ કહે છેઃ–ભોગવવાનાં પૂર્વકર્મોવાળો જેનો પૂર્વદેહ હોય તેના આ દેહની ઉત્પત્તિ થવામાં પૂર્વદેહની વાસનાઓ કારણરૂપ થએલી સંભવે છે પણ બ્રહ્માનો તો પૂર્વદેહજ ન હતો અને તેને લીધે પૂર્વનું કાંઇ કર્મજ ન હતું. માટે બ્રહ્માને પૂર્વદેહની વાસનાનો ઉદય તથા શરીરનો જન્મ ઘટેજ કેમ?[૩.૪] એટલા માટે બ્રહ્માનું શરીર સહાયતા આપનારાં કારણો વગરનુંજ

* આ ત્રીજા સર્ગમાં બ્રહ્મા મનરૂપ છે અને સઘળું જગત તેના સંકલ્પથી થયું છે માટે જગત મનોરાજ્યની પેઠે મિથ્યા છે. એમ નિરૂપણ કરવામાં આવશે.

પ્રકાશે છે અથવા આપણી કલ્પનારૂપ કારણને લીધેજ પ્રકાશે છે. યથાર્થ જ્ઞાનવાળા બ્રહ્મા પોતાના કારણરૂપ ચિદાકાશથી અભિન્નજ છે.[૫] હે રામ! બ્રહ્માનો જે દેહ છે તે લિંગદેહજ છે. એમનો સ્થૂલ ભૂતમય દેહ છેજ નહિ.[૬]

રામચંદ્રજી પૂછે છેઃ–સર્વ પ્રાણીઓના લિંગદેહ અને સ્થૂલભૂતમય દેહ, એમ બે દેહ છે અને બ્રહ્માનો દેહ એકજ છે તેનું કારણ શું ?[૭]

વસિષ્ઠ કહે છેઃ–સઘળાં પ્રાણીઓ સ્થૂલભૂતમય શરીરવાળાં છે માટે તેઓના બબ્બે દેહ છે અને બ્રહ્મા તો કેવળ પ્રાતિભાસિક શરીરવાળા છે માટે તેમનો એક લિંગદેહજ છે.[૮] બ્રહ્મા સઘળાં પ્રાણીઓના મૂળકારણરૂપ છે પણ બ્રહ્માનું કોઈ કારણ નથી માટે બ્રહ્મા એક દેહવાળાજ છે.[૯] બ્રહ્મા કે જે પહેલા પ્રજાપતિ છે તેનો દેહ ભૂતમય નથી. ચિદાકાશરૂપ બ્રહ્મા કેવળ લિંગદેહવાળાજ છે.[૧૦] બ્રહ્મા ચિદાકાશરૂપ છે, માત્ર ચિત્તરૂપ શરીરવાળા છે અને પૃથ્વી આદિથી ઉત્પન્ન થએલા નથી માટે બ્રહ્માથી ઉત્પન્ન થએલી સઘળી પ્રજાઓ પણ ચિદાકાશરૂપજ છે અને બ્રહ્માના સંકલ્પવિના બીજાં કોઇ પણ કારણોથી ઉત્પન્ન થએલી નથી.[૧૧] બ્રહ્મા જેમ બ્રહ્મરૂપ છે તેમ સઘળી પ્રજાઓ પણ બ્રહ્મરૂપ છે. કારણ કે જે જેમાંથી ઉત્પન્ન થએલ હોય તે તે રૂપજ હોય છે, એમ સઘળાઓનો અનુભવ છે.[૧૨] જીવ કે જે એવી રીતે ઉપાધિથી બ્રહ્માના ચિત્તમાત્રજ છે તે પણ બ્રહ્માની પેઠે પરમ બોધરૂપ પરબ્રહ્મજ છે. જીવ પૃથ્વી આદિથી ઉત્પન્ન થએલા શરીરપણાને કદી પામતો નથી.[૧૩] ચિત્તરૂપ દેહવાળા અને અહંભાવના ઉદયરૂપ બ્રહ્મા સંસારમાં વ્યવહાર કરનારાં સઘળાં પ્રાણીઓનું પૂર્વરૂપ છે[૧૪] માટે જેમ વાયુથી ઉત્પન્ન થતી ચલનરૂપ સૃષ્ટિ વાયુથી જૂદી નથી, તેમ બ્રહ્માથી ઉત્પન્ન થએલી આ સૃષ્ટિ બ્રહ્માથી જૂદી નથી. બ્રહ્મારૂપજ છે.[૧૫] પ્રાતિભાસિક શરીરવાળા બ્રહ્માથી ઉત્પન્ન થએલી આ સૃષ્ટિ પણ પ્રાતિભાસિક શરીરવાળીજ છે કે જે આપણને સાચી જાણવામાં આવે છે.[૧૬] તમને તમારા સ્વપ્નમાં તમારાજ સ્વપ્નથી ઉત્પન્ન થએલી સ્ત્રીનું સુરત પ્રાતિભાસિક છતાં પણ ક્રિયા થવાથી જેમ સાચું જાણવામાં આવે છે, તેમ આ સૃષ્ટિ પ્રાતિભાસિક છતાં પણ ક્રિયા થવાથી સાચી લાગે છે.[૧૭] પૃથ્વી આદિથી રહિત, ચિદાકાશમય આકૃતિવાળા, પ્રાણીઓના સ્વામી અને પુરૂષજેવી આકૃતિવાળા બ્રહ્મા સ્થૂલ દેહથી રહિત છતાં પણ જાણે સ્થૂલ દેહવાળા હોય એવા જણાય છે.[૧૮] એ બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ છે માટે જગતની પેઠે કર્માધીન નહિ હોવાથી જન્મતા નથી અને મરતા પણ નથી.[૧૯] સંકલ્પથી થએલા પુરૂષરૂપ, પૃથ્વી આદિથી રહિત શરીરવાળા બ્રહ્મા કે જે કેવળ ચિત્તમાત્રજ છે તે સઘળાં બ્રહ્માંડની ઉત્પત્તિના કારણરૂપ છે.[૨૦] એ બ્રહ્માનો સંકલ્પ જે જે પ્રકારથી પ્રફુલ્લિત થાય છે તે તે પ્રકારથી આ જગત દેખાતું આવે છે. જેમ તમારા સંકલ્પથી કોઇ સમયે પર્વત ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્માના સંકલ્પથી આ જગત ઉત્પન્ન થાય છે.[૨૧] જો કે આ જગત પ્રાતિભાસિક છે તોપણ દૃઢ રીતે તેનું પ્રાતિભાસિકરૂપ ભૂલાયાને લીધે, જેમ ખોટો પ્રાતિભાસિક પિશાચ ભૂલને લીધે સ્થૂલ શરીરવાળો દેખાય છે, તેમ પૃથ્વી આદિથી બનેલા સ્થૂલ શરીરવાળું દેખાય છે.[૨૨] બ્રહ્મા તો પરમાત્માના પહેલા સંકલ્પથીજ ઉત્પન્ન થયા છે માટે શુદ્ધજ્ઞાનવાળા હોવાથી, જેમ આપણે આપણા પ્રાતિભાસિક રૂપને ભૂલી ગયા છીએ, તેમ એ પોતાના પ્રાતિભાસિક રૂપને ભૂલી જતા નથી.[૨૩]

આ સ્થૂલદેહની ભ્રાંતિરૂપ ચુડેલ કે જે ઝાંઝવાનાં પાણીની પેઠે અસત્ય છે અને જડપણારૂપ ખોટા ભ્રમને આપનારી છે તે એ કારણનેલીધે બ્રહ્માને વળગતી નથી.[૨૪] બ્રહ્મા પૃથ્વીઆદિમય નથી પણ મનોમાત્રજ છે માટે તેથી ઉત્પન્ન થએલું આ જગત પણ મનોમાત્રજ છે. જે જેથી ઉત્પન્ન થયું હોય તે તે રૂપજ હોય છે.[૨૫] વાસ્તવિક વિચાર કરીએ તો જેમ બ્રહ્માથી ઉત્પત્તિમાં કર્મઆદિ કારણો નથી, તેમ બ્રહ્માથી થએલા આ જગતની ઉત્પત્તિમાં પણ કર્મઆદિ કોઈ પણ કારણો નથીજ.[૨૬] આ પ્રમાણે હોવાનેલીધે કાર્યની કારણથી વિલક્ષણતા જરા પણ નથી. કારણ જેવું શુદ્ધ છે તેવુંજ કાર્ય પણ શુદ્ધ છે.[૨૭] જગતમાં કાર્ય–કારણપણું જરા પણ ઘટતું નથી. જેવું પરબ્રહ્મ છે તેવુંજ બ્રહ્માંડ છે.[૨૮] જે પરબ્રહ્મ છે તે મનપણાને પામીને જગતને બનાવે છે માટે જગત શુદ્ધ આત્માથી અભિન્નજ છે. જેમ દ્રવપણું પાણીથી અભિન્ન છે, તેમ જગત પરબ્રહ્મથી અભિન્ન છે.[૨૯] જેમ આપણે સંકલ્પના નગરને અને ગંધર્વનગરને ઉત્પન્ન કરીએ છીએ, તેમ પરમાત્માનું મન આ ખોટા વિસ્તીર્ણ જગતને ઉત્પન્ન કરે છે[૩૦] જેમ રજ્જુમાં સર્પપણું નથી, તેમ જગતમાં ભૂતમયપણું છેજ નહિ. એ કારણને લીધે બ્રહ્માઆદિ જ્ઞાની પુરૂષો જગતમાં મોહ પામ્યા વગરનાજ રહે છે.[૩૧] વાસ્તવિક રીતે તો જ્ઞાનીની દૃષ્ટિમાં પ્રાતિભાસિક પ્રપંચ પણ નથી ત્યારે સ્થૂળ પ્રપંચની તો વાતજ શી કરવી.[૩૨] પરમાત્માના મનરૂપી માણસ કે જેણે બ્રહ્માનો આકાર ધર્યો છે તેના મનોરાજ્યરૂપ આ જગત ભ્રાંતિથી સાચાજેવું જણાય છે.[૩૩] પરમાત્માનું જે મન છે તેજ બ્રહ્મા છે માટે બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ છે. એ બ્રહ્મા પોતાના મનથી પોતાના સંકલ્પને વિસ્તીર્ણ કરીને આ જગતને બનાવે છે.[૩૪] બ્રહ્મા મનનું રૂપ છે અને મન બ્રહ્માનું રૂપ છે માટે તેમણે બનાવેલા આ જગતમાં પૃથ્વીઆદિ કાંઈ છેજ નહિ. જે દેખાય છે તે કેવળ કલ્પિતજ દેખાય છે.[૩૫] જેમ કમળકાકડીની અંદર કમળ રહે છે તે કમળકાકડીરૂપજ છે, તેમ મનની અંદર જે જગત રહ્યું છે તે મનરૂપજ છે. મનને અને જગતને આજ દિવસ સુધી કોઈ પણ જૂદાં પાડી શક્યું નથી.[૩૬] જેમ તમારા પોતાના અનુભવ પ્રમાણે તમારૂં સ્વપ્ન, તમારો સંકલ્પ અને તમારૂં મનોરાજ્ય એ સઘળું તમારા મનમાંજ છે, તેમ આ સઘળું દૃશ્ય જગત પણ મનમાંજ છે.[૩૭] જેમ ચિત્તની કલ્પનામાં રહેલો પિશાચ ભ્રાંતિથી પ્રત્યક્ષ દેખાઈને બાળકને મારી નાખે છે, તેમ ચિત્તમાંજ રહેલી આ દૃશ્યરૂપી ચુડેલ ભ્રાંતિથી પ્રત્યક્ષ દેખાઇને જોનારાને મારી નાખે છે.[૩૮] જેમ બીજની અંદર રહેલો અંકુર દેશ–કાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને બહાર પ્રફુલ્લિત કરે છે, તેમ મનની અંદર રહેલું જગત ભ્રાંતિરૂપ કારણ પ્રાપ્ત થતાં પોતાના દેહને બહાર પ્રફુલ્લિત કરે છે.[૩૯] જો દૃશ્ય-(જગત) રૂપી દુઃખ સાચું હોય તો કદી પણ શાંત ન થાય અને તે શાંત ન થાય તો દ્રષ્ટાને કેવળપણું પણ પ્રાપ્ત ન થાય. જો દૃશ્ય શાંત થાય તો દ્રષ્ટામાં દ્રષ્ટાપણું કદાચ સાચું હોય તો પણ શાંત થાય ત્યારે ખોટું છે ને શાંત થાય એમાં તો શુંજ કહેવું ? દ્રષ્ટાનું દ્રષ્ટાપણું પ્રાપ્ત થાય એજ એનો મોક્ષ છે એમ કહેવામાં આવે છે.[૪૦]

सचेत [illegible]ते कदाचन दृश्यदुःखं दृश्ये त्वशाम्यति न बोद्धरि केवलत्व[illegible] ।
दृश्ये त्वसंभवति [illegible]रि बोद्धभावः शाम्येत्स्यितोऽपि च तदस्य विमा[illegible]ः ॥ ४० ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બંધહેતુવર્ણન' નામનો ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩.

## સર્ગ ૪ થો* સાયંકાળ તથા પ્રાતઃકાળનું વર્ણન અને ઉપદેશનો આરંભ

**वाल्मीकिरुवाच । कथयत्येवमुद्दामवचने मुनिनायके ॥
श्रोतुमेकरसे जाते जने मौनमुपस्थिते ॥ १ ॥**

વાલ્મીકિ કહે છેઃ—એ પ્રમાણે વસિષ્ઠમુનિ પ્રૌઢ રીતિથી ભાષણ કરતા હતા, સાંભળવાને એકાગ્ર થએલા લોકો ચૂપ થઇને બેઠા હતા,[1] લોકોએ એકાગ્રતાને માટે શરીરોનું ચલન પણ બંધ કર્યું હતું તેથી તેઓનાં આભરણોની ઘુઘરીઓના શબ્દો પણ બંધ પડી ગયા હતા, પાંજરાઓમાં બેઠેલા હારીત પક્ષીઓ તથા પોપટો પણ પોતાની રમત બંધ કરીને સાંભળતા હતા,[2] સ્ત્રીઓ પણ પોતાના વિલાસોને બંધ કરીને બેઠી હતી અને સઘળી રાજસભા જાણે ચિત્રમાં આળેખેલી હોય તેમ સ્થિર થઇને બેઠી હતી.[3] તે સમયે દિવસ માત્ર બેઘડી અવશેષ રહ્યો, તડકો મંદ પડી ગયો, સૂર્યનાં કિરણો અલ્પ થઈ ગયાં અને લોકોના વ્યવહારો પણ અલ્પ થઇ ગયા,[4] જાણે શ્રવણને માટેજ આવ્યા હોય એવા અને પ્રફુલ્લિત થએલાં કમળોના સુગંધોથી પુષ્ટ થએલા વાયુઓ મંદ મંદ વાવા લાગ્યા,[5] જાણે સાંભળેલા વિષયનું મનન કરવા ધારતા હોય તેમ સૂર્યનારાયણ જગતમાં ફરવાની ખટપટ છોડી દઇને અસ્તાચળના નિર્જન સ્થળમાં ગયા,[6] જેવી જ્ઞાનવાર્ત્તાના શ્રવણથી અંદર શીતળતા થાય તેવી શીતળતાવાળી ઝાકળ, વનની ભૂમિઓમાં પડવા લાગી.[7] જેમ સાવધાનપણાથી સાંભળવાને માટે શ્રોતાઓની ફરહર ઓછી થઈ ગઈ હતી તેમ સઘળી દિશાઓમાં સઘળા લોકોની ફરહર ઓછી થઈ ગઈ અને જેમ વસિષ્ઠમુનિનું ભાષણ સાંભળવાનેસારૂ ઉત્કંઠાથી સઘળા શ્રોતાઓના કંઠો લાંબા થતા હતા તેમ સઘળા પદાર્થોની છાયાઓ લાંબી થઈ ગઈ.[8,9] આ સમયે દ્વારપાળે દશરથ રાજાની પાસે આવી નમ્ર થઇને વિજ્ઞપ્તિ કરી કેઃ "મહારાજ ! ન્હાવાનો અને દેવતાઓની તથા બ્રાહ્મણોની પૂજા કરવાનો સમય બહુ વ્યતીત થઈ ગયો છે."[10] એ સાંભળી મહાત્મા વસિષ્ઠમુનિ પોતાના મધુર ભાષણને બંધ કરીઃ "હે મહારાજ ! આજ તો આટલું શ્રવણજ બંધ રાખો.[11] બીજું જે કહેવાનું છે તે પ્રાતઃકાળે કહીશ" એટલું બોલીને ચૂપ થઈ ગયા. વસિષ્ઠમુનિનાં એ વચન સાંભળી "બહુ સારૂં" એમ કહી દશરથરાજાએ કલ્યાણની વૃદ્ધિનેસારૂ દેવર્ષિઓની, મુનિઓની તથા બ્રાહ્મણોની પુષ્પોથી, પાદ્યોથી, અર્ઘોથી, સન્માનોથી અને દક્ષિણાઓથી પ્રેમપૂર્વક પૂજા કરી.[12,13] પછી રાજમંડળ તથા મુનિમંડળસહિત સઘળી સભા ત્યાંથી ઉઠી. એ સ્થાનકમાં વેરાએલાં રત્નોના સમૂહની પ્રભાના કુંડાળાથી સઘળાંઓનાં મુખો વ્યાપ્ત થઈ ગયાં.[14] પરસ્પરને પરસ્પરનાં અંગો અડકવાથી બાજુબંધોનો અને કંકણોનો ધ્વનિ જામી રહ્યો. શરીરોમાં ઉપરનાં તથા નીચેનાં સોનેરીવાળાં વસ્ત્રોની કાંતિ હારોના ભારથી દબાઈ ગઈ.[15] સર્વનાં માથાંઓના મુકુટોપર વિશ્રાંતિ પામેલા અને તે સમયે જાગેલા ભ્રમરાઓ ગુંજાર કરવા લાગ્યા, તે જાણે કેશજ ગુંજાર કરતા હોય એમ જણાવા લાગ્યું.[16] જેઓએ સુવર્ણનાં આભરણોના પ્રકાશથી દિશાઓનાં મુખોને સુવર્ણજેવાં કરી મૂક્યાં હતાં તથા જેઓની ઇંદ્રિયોની વૃત્તિઓ, બુદ્ધિમાં વસિષ્ઠમુનિની વાણીના અર્થ ઠસી જવાને

* આ ચોથા સર્ગમાં ઉપદેશનું શ્રવણ કર્યા પછી સભાના ઉઠવા ( સાયંકાળ )નું, રાત્રિનું અને પ્રાતઃકાળે પાછા સમાગમનું વર્ણન કરી ઉપદેશનું પ્રકરણ ચલાવવામાં આવશે.

લીધે સારી રીતે શાંત થઈ ગઈ હતી એવા દેવતાઓ આકાશમાં ગયા અને માણસો પોતપોતાનાં સ્થાનકોમાં ગયાં. સઘળાઓએ પોતપોતાને ઘેર જઇ દિવસસંબંધી જે જે કાર્યો કરવાનાં હતાં તે કર્યાં.[૧૭,૧૮] આ સમયમાં, જેમ સહુ લોકોથી અળગી પડેલી યુવાન સ્ત્રી ઘરમાં જોવામાં આવે, તેમ લોકોના પ્રચારથી અળગી પડેલી કાળી રાત્રિ સર્વ સ્થળોમાં દેખાવા લાગી.[૧૯] સૂર્યનારાયણ જાણે અનુક્રમે સર્વને રાજી કરવારૂપ સત્પુષોના નિયમને પાળવા ધારતા હોય તેમ દેશાંતરમાં પ્રકાશ કરવાને ગયા.[૨૦] ચારે બાજુ તારાઓના સમૂહને ધારણ કરનારી સંધ્યા પ્રકટ થઈ તે જાણે પ્રફુલ્લિત થએલાં ખાખરાનાં વનોવાળી વસંતની શોભા ઉદય પામી હોય તેમ જણાવા લાગી.[૨૧] જેમ નિર્મળ વૃત્તિઓ નિદ્રાથી ઘેરાએલા ચિત્તમાં લીન થવા લાગે, તેમ પક્ષીઓ આંબાઓનાં અગ્રોમાં, આસોપાલવોનાં અગ્રોમાં, કદંબોનાં અગ્રોમાં, ગામનાં દેવવૃક્ષોમાં અને મોટાં મોટાં ઘરોમાં લીન થવા લાગ્યાં.[૨૨] કાંઈક કાંઈક કેસરના રંગજેવી લાગતી સૂર્યની કાંતિએ શણગારેલાં વાદળાંઓથી પીળાં વસ્ત્રવાળાજેવો લાગતો, તારાઓરૂપી હારવાળો અને ઉત્તમ શોભાવાળો અસ્તાચળ જાણે પોતાના જેવીજ શોભાવાળા આકાશની સાથે મળી ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૨૩] સંધ્યાદેવી લોકોએ કરેલી પૂજાનો સ્વીકાર કરીને પાછી વળી ગયા પછી પિશાચસરખાં રૂપવાળા અંધકારો પ્રકટ થવા લાગ્યા.[૨૪] ઝાકળની કણિકાઓને ઝરનારો, વૃક્ષોનાં પાંદડાંઓને જરા જરા કંપાવતો, કોમળતાવાળો અને કુમુદોની પ્રફુલ્લિત સ્થિતિની સૂચના આપતો શીતળ પવન વાવા લાગ્યો.[૨૫] જેમ લાંબા લાંબા કાળા કેશવાળી અને આંસુઓથી ઘેરાએલી કીકીઓવાળી વિધવા સ્ત્રીઓ અત્યંત અંધપણું પામી જાય, તેમ લાંબા લાંબા શ્યામ અંધકારવાળી અને ઝાકળથી ઘેરાએલા તારાઓવાળી દિશાઓ અત્યંત અંધપણું પામી[૨૬] પોતાના તેજરૂપી દૂધના પ્રવાહથી બ્રહ્માંડને ભરપૂર કરતો અને અમૃતમય આકારવાળો ચંદ્રરૂપી ક્ષીરસાગર આકાશમાં ફેલાવા લાગ્યો.[૨૭] જેમ જ્ઞાનની કથાઓને સાંભળનારા રાજાના ચિત્તમાંથી અજ્ઞાન ક્યાંય પલાયન કરીને અદૃશ્ય થઇ જાય, તેમ લોકમાંથી અંધકારના સમૂહો ક્યાંય પલાયન કરીને અદૃશ્ય થઈ ગયા.[૨૮] ઋષિઓ, રાજાઓ, મુનિઓ અને બ્રાહ્મણો, એઓએ જેમ તેઓના ચિત્તમાં વસિષ્ઠમુનિના ઉપદેશોએ વિશ્રામ કર્યો તેમ પોતપોતાનાં સ્થળોમાં વિશ્રામ કર્યો.[૨૯] એઓએ પોતપોતાનાં સ્થળોમાં વિશ્રામ કર્યો તેટલામાં અંધકારથી ભરપૂર હોવાનેલીધે પ્રથમ યમના શરીરજેવી લાગેલી રાત્રિ જતી રહી અને ઘણી ઝાકળવાળો પ્રાતઃકાળ ધીરે ધીરે પ્રાપ્ત થયો.[૩૦] આકાશમાં પુષ્પવૃષ્ટિની પેઠે પ્રકાશતા તારાઓ જાણે પ્રભાતના પવનથી ઉડી ગયા હોય તેમ અંતર્હિત થઈ ગયા.[૩૧] જેમ મહાત્માઓના મનમાં પોતાના પ્રકાશથી તેઓનાં જ્ઞાનરૂપી ચક્ષુઓને ઉઘાડનારો નવીન વિવેક પ્રકટ દેખાવા લાગ્યો, તેમ આકાશમાં પોતાના પ્રકાશથી લોકોનાં ચક્ષુઓને ઉઘાડનારો પ્રાતઃકાળનો સૂર્ય પ્રકટ દેખાવા લાગ્યો.[૩૨] કાંઈક કાંઇક કેસરના રંગજેવી લાગતી સૂર્યની કાંતિએ શણગારેલાં વાદળાંઓથી પીળાં વસ્ત્રવાળાજેવો લાગતો, તારાઓરૂપી હારવાળો અને ઉત્તમ શોભાવાળો ઉદયાચલ જાણે પોતાના જેવીજ શોભાવાળા આકાશની સાથે મળી ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૩૩] દેવલોકો અને મનુષ્યલોકો પ્રાતઃકાળની ક્રિયાઓને આટોપી લઇને જેમ ગયે દિવસે સભામાં આવ્યા હતા તેમ તે દિવસે

પાછા સભામાં આવ્યા.[૩૪] ગયે દિવસે સભા જે ક્રમથી બેઠી હતી તેજ ક્રમથી તે દિવસે બેઠેલી સઘળી સભા, જેમ પવનથી મુક્ત થએલું સરોવર સ્થિર થઇ જાય, તેમ સ્થિર થઇ ગઇ.[૩૫] પછી પ્રસંગ પ્રાપ્ત થતાં રામચંદ્રજીએ ભાષણકર્તાઓમાં ઉત્તમ મહામુનિ વસિષ્ઠને નીચે પ્રમાણે મધુરવાણીથી પૂછ્યું.[૩૬]

રામચંદ્રજી પૂછે છે.–મહારાજ ! મન કે જે આ સઘળી લોકરૂપી લતાને વિસ્તીર્ણ કરનાર છે તેનું રૂપ કેવું છે? એ મને સ્ફુટ રીતે કહો.[૩૭]

વસિષ્ઠ કહે છે.–હે રામ ! મન કે જે આકાશની પેઠે શૂન્ય અને જડ આકારવાળું છે તેનું નામમાત્ર વિના બીજું કાંઈ પણ રૂપ જોવામાં આવતું નથી.[૩૮] જો કે મનનું રૂપ બહાર કે હૃદયમાં પણ સ્ફુટ દેખાય એવું નથી તોપણ એ મન આકાશની પેઠે સ્થળોમાં રહ્યું છે.[૩૯] ક્ષણિક સંકલ્પો કરનારા એ મનમાંથી ઝાંઝવાનાં પાણીજેવું અને બીજા ચંદ્રની ભ્રાંતિ જેવું આ સઘળું જગત ઉત્પન્ન થયું છે.[૪૦] પ્રત્યક્ષ અથવા પરોક્ષ પદાર્થોનું ગ્રહણ કરવા જતાં વચમાં તે તે પદાર્થોનો આકાર જે સ્ફુરે છે તે આકારજ લોકોનું મન કહેવાય છે. બીજાં કાંઇ મનનાં સ્વરૂપ નથી[૪૧] અથવા નિરાકાર ચૈતન્યનો પદાર્થોરૂપે જે અધ્યાસ છે તેજ મન કહેવાય છે. એ વિના બીજું કાંઇ પણ મનનું સ્વરૂપ નથી.[૪૨] જે સંકલ્પ થાય છે તેજ મન છે. જેમ દ્રવ જળથી જુદો પડતો નથી અને ચલન વાયુથી જુદું પડતું નથી, તેમ મન સંકલ્પથી જુદું પડતું નથી.[૪૩] જયાં જયાં સંકલ્પ ઉઠે ત્યાં ત્યાં તેવા આકારથી મનજ ગોઠવાયું છે એમ સમજવું. સંકલ્પને અને મનને આજદિવસ સુધી કોઇએ પણ જુદાં પાડયાં નથી.[૪૪] પદાર્થોનો જે પ્રતિભાસ થાય છે તે સાચો હોય કે ખોટો હોય પણ તે પ્રતિભાસ મનનું સ્વરૂપ છે અને એ મનજ લિંગશરીરવાળા બ્રહ્મા કહેવાય છે એમ સમજો.[૪૫] એ મનરૂપી બ્રહ્મા પોતાનામાં રહેલાં સૂક્ષ્મ જગતને લાંબા કાળના પરિચયનેલીધે સ્થૂલ માની લે છે એજ તેનું સ્રજનારપણું છે.[૪૬] એવી રીતે મને સ્રજેલા દૃશ્ય પદાર્થનાં પણ અવિદ્યા, સંસૃતિ, ચિત્ત, મન, બંધ, મળ અને તમ એ નામો કેહેવાઇ શકે છે એમ વિદ્વાનોનો નિશ્ચય છે.[૪૭] કારણ કે દૃશ્યપદાર્થવિના બીજું કાંઇ પણ મનનું પ્રત્યક્ષરૂપ નથી. એ દૃશ્ય પદાર્થ ઉત્પન્નજ થયો નથી એમ હું પાછળથી કહેવાનો છું.[૪૮] જેમ કમળના સૂક્ષ્મ બીજની અંદર આખો કમળનો વેલો રહે છે, તેમ સૂક્ષ્મ ચૈતન્યની અંદરજ આ સઘળું દૃશ્ય જગત રહેલું છે.[૪૯] જેમ દેખાવ પ્રકાશનો સ્વભાવ છે, ચપળપણું વાયુનો સ્વભાવ છે અને દ્રવપણું જળનો સ્વભાવ છે, તેમ દૃશ્ય એ દ્રષ્ટાનો સ્વભાવ છે.[૫૦] જેમ બાજુબંધની સત્તા સુવર્ણની સત્તાથી જુદી નથી, ઝાંઝવાનાં પાણીની સત્તા કિરણોની સત્તાથી જુદી નથી અને સ્વપ્નની ભીંતની સત્તા સ્વપ્નથી જુદી નથી, તેમ દૃશ્યની સત્તા દ્રષ્ટાથી જુદી નથી.[૫૧] આ પ્રમાણે દ્રષ્ટામાં તેના સ્વભાવની પેઠે રહેલું જે દૃશ્યપણું તમને જણાયું છે તે પણ તમારા ચિત્તરૂપી દર્પણના મેલરૂપ છે માટે તેને પણ હવે તુરત લુઇ નાખું છું.[૫૨] દૃશ્યની જુદી સત્તા ટળી જવાથી દૃશ્યનોજ અભાવ થતાં તે અભાવના બળથી દ્રષ્ટામાં જે અદ્રષ્ટાપણું થયું એજ બાધિત થએલા દૃશ્યથી સાચા આત્માનું કેવળપણું થયું એમ સમજો.[૫૩] જેમ વાયુનું ચલન બંધ પડતાં પાંદડાં આદિનું ચલન બંધ પડી જાય છે, તેમ કૈવલ્યના બોધથી ચિત્ત કેવળ આત્મારૂપ થવાને લીધે ચિત્તનું ચલન બંધ પડતાં

રાગ અને દ્વેષ આદિ વાસનાઓ બંધ પડી જાય છે.[૫૪] દિશાઓ, પૃથ્વી અને આકાશ આદિ કોઇ પણ પ્રકાશ્ય પદાર્થ નહિ રહેતાં જેવું પ્રકાશનું નિર્મળરૂપ થાય તેવો, હું, તું અને જગત-રૂપ દૃશ્યનો અભાવ થતાં નિર્મળ સ્વરૂપવાળા દ્રષ્ટાનો ચોખ્ખો કેવળીભાવ (કેવળપણું) થાય છે.[૫૫,૫૬] પર્વત આદિ કોઈ પણ પદાર્થનું પ્રતિબિંબ નહિ પડતાં જેવું દર્પણનું તેના સ્વરૂપા-ત્મક કેવળપણું થાય તેવું, હું, તું અને જગત આદિ દૃશ્યનો ભ્રમ શાંત થતાં દ્રષ્ટાપણાથી રહિત થએલા આત્માનું કેવળપણું થાય છે.[૫૭-૫૮]

રામચંદ્રજી પૂછે છેઃ—જો દૃશ્ય નજ હોય તો આત્માનું કેવળપણું થાય પણ દૃશ્ય તો પ્રત્યક્ષ રીતે સત્તાવાળું જોવામાં આવે છે, જે સત્ હોય છે તેનો અભાવ થતો નથી. આ દૃશ્ય કે જે અનેક પીડાઓ આપનાર છે તેનો અભાવ થવાની વાત અમારા અનુભવમાં આવતી નથી.[૫૯] આમ છે માટે હે મહારાજ ! આ દૃશ્યરૂપી વિષૂચિકા કે જે મનથી સંસારની ભ્રાંતિ આપનાર છે અને દુઃખના સમૂહોને આપનાર છે તે શી રીતે શાંત થાય?[૬૦]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! આ દૃશ્યરૂપી પિશાચની શાંતિનેમાટે મંત્રરૂપ આ ઉપદેશ કહું છું તે સાંભળો કે જેથી એ પિશાચ અત્યંત બાધિત થઈ જશે.[૬૧] જે હોય છે તેનો કદી પણ નાશ થતો નથી, માટે જો દૃશ્ય પદાર્થ હોય તો તેનો નાશ સંભવે નહિ અને કદાચ તે પદાર્થ તિરોહિત થઈ જાય તો પણ હૃદયની અંદર બીજરૂપે રહે, કે જે બીજથી ચિદાકાશમાં દૃશ્યતા પાછી ઉત્પન્ન થઈને લોકો, પર્વતો અને આકાશઆદિ આકારવાળા પ્રપંચરૂપ પ્રબળ દોષને ઉત્પન્ન કરે.[૬૨,૬૩] એ પ્રમાણે જો બીજરૂપે પણ દૃશ્ય રહેતું હોય તો કોઈને પણ મોક્ષ થવાનો સંભવ નથી અને જીવન્મુક્ત થએલા દેવર્ષિઓ તથા મુનિઓ તો પ્રત્યક્ષ જોવામાં આવે છે માટે દૃશ્ય બીજરૂપે પણ રહેતું નથી એમ સમજો.[૬૪] જો આ જગત આદિ પદાર્થ બીજરૂપે પણ રહેતો હોય તો કોઇનો મોક્ષ થવો સંભવતો નથી. કારણ કે દૃશ્ય પદાર્થ બહાર હોય કે ગમે તો અંદર હોય પણ તેની સ્થિતિથી કેવળ ખરાબીજ થાય છે.[૬૫] હે રામ ! આ પ્રમાણે છે એટલા માટે બીજા વાદીઓને અત્યંત ભયંકર લાગે એવી એક પ્રતિજ્ઞા કરૂં છું તે સાંભળો, કે જે પ્રતિજ્ઞા હવે પછીના સંદર્ભથી તમારા હૃદયમાં અવશ્ય ઉતરશે.[૬૬] આ આકાશ આદિ ભૂતો, હું અને તું ઇત્યાદિરૂપ જે જગત શબ્દનો અર્થ છે તે કાંઈ છેજ નહિ.[૬૭] આપણી આગળ જે કાંઇ દૃશ્ય જોવામાં આવે છે તે સઘળું અજર, અમર અને અવ્યય પરબ્રહ્મજ છે.[૬૮] આ સઘળો દૃશ્ય પ્રપંચ પૂર્ણ અને શાંત પરબ્રહ્મમાં પૂર્ણરૂપેજ પ્રસરેલ છે અને શાંતરૂપેજ રહે છે. જેમ આકાશમાંજ ઉદય પામેલું ઘટાકાશ આકા-શરૂપજ છે, તેમ બ્રહ્મમાંજ ઉદય પામેલો જીવ બ્રહ્મરૂપજ છે.[૬૯] દૃશ્ય, દ્રષ્ટા કે દર્શન એઓની સત્તા બ્રહ્મથી જૂદી નથી. જે બ્રહ્મ છે તે શૂન્ય નથી, જડ નથી અને બુદ્ધિમાં પ્રતિબિંબિત પણ નથી માટે શાંતજ છે એ સિદ્ધ થયું.[૭૦]

રામચંદ્રજી પૂછે છેઃ—હે પ્રભુ ! આ વાત તો વાંઝણીના દીકરાએ પર્વતનો ભૂકો કરી નાખ્યા જેવી, સસલાનું શીંગડું નાદ કરવા લાગે તેવી, શિલા હાથ લાંબા કરીને નાચવા લાગે તેવી, રેતીમાંથી તેલ નીકળ્યા જેવી, પથરાની પુતળીઓ ભણવા લાગે તેવી અને ચિત્રમાં આળેખેલાં વાદળાં ગર્જના કરવા લાગે એવી છે.[૭૧,૭૨] જરા, મરણ તથા દુઃખો આદિથી ભરપૂર અને પર્વતો તથા

આકાશઆદિવાળું આ જગત કે જે પ્રત્યક્ષ દેખાય છે તે કાંઇ છેજ નહિ એ વાત તે આપ મ્હારી પાસે કેવી રીતે કરો છો?[૭૩] હે મહારાજ! આ જગત જેવી રીતે વ્યવસ્થિત નથી, જેવી રીતે ઉત્પન્ન થયું નથી અને જેવી રીતે છેજ નહિ તે સઘળી રીતિઓ મને કહો કે જેથી એ વિષયનો નિશ્ચય થાય.[૭૪]

વસિષ્ઠ કહે છેઃ—મ્હારૂં બોલવું અસંબદ્ધ નથી પણ યથાર્થ છે. જેમ વાંઝણીનો પુત્ર ચીસો પાડતો જોવામાં આવે, તેમ આ જગત મિથ્યા છતાં પણ જોવામાં આવે છે તેનો પ્રકાર કહું છું તે સાંભળો.[૭૫] આ જગત પહેલે પાયે સૃષ્ટિના આરંભમાં થયુંજ નથી તેથી વર્તમાન કાળમાં પણ તેનો અભાવજ છે. જેમ મનને લીધે સ્વપ્ન આદિમાં નગર જોવામાં આવે છે, તેમ આ જગત મનને લીધેજ જોવામાં આવે છે.[૭૬] મિથ્યાસ્વરૂપવાળું મનજ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયું નથી ત્યારે જગત તો કેમજ ઉત્પન્ન થયું હોય. આ વાત તમારા અનુભવમાં આવે એવી રીતે કહું છું તે સાંભળો.[૭૭] મન કે જે મિથ્યા છતાં પણ અસ્તિત્વવાળા જેવું જણાય છે તે, જેમ સ્વપ્ન બીજા સ્વપ્નને ઉત્પન્ન કરે છે, તેમ આ વિનાશી જગતને ઉત્પન્ન કરે છે.[૭૮] એ મન પોતાની ઈચ્છા પ્રમાણે પોતાની મેળેજ સ્થૂલદેહની કલ્પના કરે છે. લાંબા કાળની ભાવનાથી વૃદ્ધિ પામેલા એ સંકલ્પથીજ આ ઈંદ્રજાળ ઉત્પન્ન થયું છે.[૭૯] એકલું મનજ પોતે ચંચળ શક્તિવાળું હોવાને લીધે ચાલે છે, સ્ફુર્યા કરે છે, ઠેક્યા કરે છે, ચાલ્યા કરે છે, માગે છે, ભમે છે, ડૂબી જાય છે, સંહાર કરે છે, સંસારીપણું ભોગવે અને મોક્ષરૂપ ઉત્કર્ષને પણ પામે છે.[૮૦] **स्फुरति वल्गति गच्छति याचते भ्रमति मज्जति संहरति स्वयम् । अपरताऽपयात्यपि केवलं चलति चंचलशक्तितया मनः ॥ ८० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ઉત્પત્તિપ્રકરણાર્થકલ્પન' નામનો ચોથો સર્ગ સંપૂર્ણ.૪.**

---

## सर्ग ५ मो* જગત તથા મનનું મૂળતત્ત્વ

**राम उवाच । भगवन्मुनिशार्दूल किमिवेदं मनोभ्रमे ॥**
**विद्यते कथमुत्पन्नं मनोमायामयं कुतः ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભગવાન ! હે મુનિઓમાં ઉત્તમ ! આ મનરૂપી ભ્રાંતિમાં મૂળ કારણ શું છે અને તે મિથ્યાભૂત મન કેમ ઉત્પન્ન થયું છે તથા શાથી ઉત્પન્ન થયું છે?[૧] હે ભાષણ કરનારાઓમાં ઉત્તમ! પ્રથમ મને સંક્ષેપથી મનની ઉત્પત્તિ કહો. આ વિષયમાં જે બાકી કહેવાનું રહ્યું છે તે પાછળથી કહેજો.[૨]

વસિષ્ઠ કહે છેઃ—મહાપ્રલયમાં સઘળું સૂક્ષ્મરૂપ થઈ જવાને લીધે ક્રિયા કરવામાં અશક્ત થઇ ગયું હતું અને સઘળાં દૃશ્યોની સૃષ્ટિનો આરંભ ન થયો હતો ત્યારે વિક્ષેપરહિત, અસ્તરહિત પ્રકાશતા, અજન્મા, ઉપદ્રવરહિત, સર્વદા સઘળું કરવાની શક્તિવાળા, સર્વરૂપ અને મોટા ઈશ્વર એક પરમાત્માજ અવશેષ રહ્યા હતા કે જેને નહિ પહોંચતાં ઈંદ્રિયો પાછી વળે છે, જેનો મુક્તલોકોને પ્રત્યક્ષ અનુભવ થાય છે, જેનાં આત્મા આદિ નામો સ્વાભાવિક નથી પણ આરોપિત

* આ પાંચમા સર્ગમાં જગતના મૂળરૂપ મનનું મૂળ કહેવામાં આવશે અને એજ તત્ત્વ જગતનું તથા મનનું મૂળતત્ત્વ છે એમ વર્ણન કરવામાં આવશે.

ધર્મોથી કલ્પવામાં આવ્યાં છે.[૩-૫] જેને સાંખ્યશાસ્ત્રીઓ પુરૂષ કહે છે, જેને વેદાંતશાસ્ત્રીઓ અત્યંન્ત નિર્મળ બ્રહ્મ કહે છે, જેને વિજ્ઞાનવાદીઓ ક્ષણિક વિજ્ઞાનરૂપ કહે છે,[૬] જેને શૂન્યવાદીઓ શૂન્ય કહે છે, જે સૂર્યનાં તેજને પણ પ્રકાશ આપનાર છે અને જે સર્વના પ્રત્યગાત્મારૂપે સર્વદા બોલનાર, વિચાર કરનાર, કર્મનાં ફળોને ભોગવાર, જોનાર તથા કરનાર છે,[૭] એ પરમાત્મા જગતમાં વિદ્યમાન છતાં પણ પામર લોકોની દૃષ્ટિથી અવિદ્યમાન છે અને દેહમાં રહેલ છતાં પણ દૂર છે. જેમ સૂર્યથી પ્રકાશ થાય છે, તેમ આ પ્રપંચ એથી થાય છે.[૮] જેમ સૂર્યથી કિરણો થાય છે, તેમ વિષ્ણુ આદિ દેવતાઓ એથી થાય છે. જેમ સમુદ્રમાંથી પરપોટા થાય છે, તેમ અનંત બ્રહ્માંડોએમાંથી ઉત્પન્ન થાય છે.[૯] જેમ સઘળાં જળો સમુદ્રમાં લય પામે છે, તેમ સઘળા દૃશ્ય પદાર્થો એમાં લય પામે છે. દીવાની પેઠે એ પોતેજ પોતાને તથા પદાર્થોને પ્રકાશિત કરે છે.[૧૦] આકાશમાં, શરીરોમાં, પથરાઓમાં, જળમાં, લતાઓમાં, રજમાં, પર્વતોમાં, વાયુઓમાં અને પાતાળોમાં એજ રહેલ છે.[૧૧] પોતપોતાનાં કાર્યોમાં લાગેલાં કર્મેદ્રિયોને, જ્ઞાનેંદ્રિયોને, શબ્દાદિકને, પ્રાણોને, અવિદ્યાને, કામને, કર્મોને અને અંતઃકરણોને એજ પોતાના ચૈતન્યથી વ્યાપ્ત કરી દે છે. તેણેજ મુંગી કરેલી મૂઢ શિલાઓ જાણે ધ્યાન ધરીને બેઠી હોય તેમ જણાય છે.[૧૨] આકાશને તેણેજ શૂન્ય કર્યું છે, પર્વતોને તેણેજ સ્થૂલ કર્યા છે અને જળોને તેણેજ દ્રવરૂપ કરેલાં છે. જગતના દીવારૂપ સૂર્ય એનાજ સ્વાધીનમાં છે.[૧૩] જેમ અક્ષય જળથી ભરેલા મેઘમાંથી વિચિત્ર વૃષ્ટિઓ થાય છે, તેમ અક્ષય ચૈતન્યથી ભરેલા એ પરમાત્મામાંથી વિચિત્ર સંસારરૂપ તોફાની વૃષ્ટિઓ થાય છે.[૧૪] જેમ અત્યંત વિસ્તીર્ણ નિર્જળદેશમાં પ્રકટ થતાં અને અસ્ત થતાં ઝાંઝવાનાં પાણી સ્ફુરે છે, તેમ અત્યંત વિસ્તીર્ણ એ પરમાત્મામાં પ્રકટ થતા અને તિરોહિત થતા બ્રહ્માંડોરૂપી મોજાઓ સ્ફુરે છે.[૧૫] એ પરમાત્મા પ્રપંચરૂપે નાશાત્મક છે, વાસ્તવિક સ્વરૂપે અવિનાશી છે, સર્વ પદાર્થોની અંદર રહેલ છે, અત્યંત સૂક્ષ્મપણાને લીધે અંદર ગુપ્ત છે અને સર્વ પદાર્થોમાં રહેલ છતાં પણ સર્વના નાશથી નાશ પામતા નથી.[૧૬] શુદ્ધ ચૈતન્યમાં ઉત્પન્ન થએલી, બ્રહ્માંડોરૂપી સુંદર ફળોવાળી, ચિત્તરૂપી મૂળવાળી અને ઈંદ્રિયોરૂપી પાંદડાંવાળી પ્રકૃતિરૂપી લતા એનાજ રૂપાંતરભૂત ઈશ્વરરૂપી વાયુથી નાચ્યા કરે છે.[૧૭] પ્રત્યેક દેહરૂપી ડાબલાઓમાં ચૈતન્યાત્મક મણિરૂપે એજ પ્રકાશે છે. જેમ ચંદ્રમાં કિરણો સ્ફુરે છે, તેમ એ પરમાત્મામાં જગતના સમૂહો સ્ફુર્યા કરે છે.[૧૮] એ પરમાત્મારૂપ શાંત મેઘ કે જે સામાન્ય ચૈતન્યરૂપી જળને વરસાવે છે તેમાં જડ પદાર્થો ધારાઓનાં જળરૂપ છે અને ચેતન પદાર્થો સ્ફુટ વીજળીઓરૂપ છે.[૧૯] સઘળી વસ્તુઓ એના પ્રકાશથીજ પરસ્પરથી મળીને વિચિત્ર કાર્યોને બનાવે છે. અનાત્મ પદાર્થો મિથ્યા છતાં પણ એની સત્તાથીજ સત્તા પામેલા છે.[૨૦] શાંત રીતે સ્વરૂપમાંજ રહેલા એ પરમાત્મા અસંગ છે અને કશું ઈચ્છતા નથી તોપણ એના સમીપમાં આ અત્યંત જડ શરીર ચાલ્યા કરે છે.[૨૧] વાસ્તવિક સત્તાવાળા એ પરમાત્માથીજ નિયમ, દેશ, કાળ, ચલન, સ્ફુટ થવું અને વ્યાપારો એઓને સત્તા મળેલી છે.[૨૨] એ પોતે શુદ્ધજ્ઞાનમય અધિષ્ઠાન હોવાથી આપણે તેમને આકાશરૂપ ધારીયે તો આકાશરૂપ થાય છે અને બીજા પદાર્થોરૂપ ધારીએ તો બીજા પદાર્થોરૂપ થાય છે.[૨૩] એ પરમાત્મા મ્હોટાં મ્હોટાં બ્રહ્માંડોના અનંત સમૂહોને બનાવ્યા કરે છે તોપણ કોઈ કાર્યોને કે કોઇ

ક્રિયાઓને કરતા નથી અને પોતાનું સ્વરૂપ કે જે અખંડ જ્ઞાનમય છે, નિર્વિકાર છે તથા ઉત્પત્તિ-સ્થિતિ આદિથી રહિત છે તેમાં એકલાજ રહેલા છે.[२४]

सर्वमपीह जगतां महतामनंतवृंदं न किंचन करोति न का नापि।
स्वात्मन्यनस्तमयसंविदि निर्विकारे त्यक्तोदयादिगतिमति स्थित एक एव॥२४॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'મૂલકારણદેવસ્વરૂપવર્ણન' નામનો પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫

## सर्ग ६ ठ्ठो* જ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ તથા જ્ઞાનનાં સાધનોનો ક્રમ

वसिष्ठ उवाच। अस्य देवाधिदेवस्य परस्य परमात्मनः।
ज्ञानादेव परा सिद्धिर्नत्वनुष्ठानदुःखतः॥ १॥

વસિષ્ઠ કહે છેઃ-સર્વોત્તમ અને ઈંદ્રિયોને પણ પ્રકાશ આપનારા એ પરમાત્માને જાણવાથીજ તેની પ્રાપ્તિ થાય છે. ક્રિયાઓ કરવાનાં અનેક દુઃખો વેઠવાથી થતી નથી.[१] જેમ ઝાંઝવાનાં પાણીરૂપ ભ્રાંતિને ટાળવામાં કોઈ ક્રિયાઓનો ઉપયોગ નથી પણ કેવળ તેના અધિષ્ઠાનને જાણવાનોજ ઉપયોગ છે, તેમ આ જગતરૂપ ભ્રાંતિને ટાળવામાં પણ કોઈ ક્રિયાઓનો ઉપયોગ નથી, પણ કેવળ તેના અધિષ્ઠાનરૂપ પરમાત્માને જાણવાનોજ ઉપયોગ છે.[२] સ્વરૂપાનંદના પ્રકાશરૂપ એ પરમાત્મા કે જે દૂર નથી, સમીપમાં પણ નથી, અલભ્ય સ્થળમાં નથી અને વિષમસ્થળમાં પણ નથી તેની પ્રાપ્તિ આપણા દેહમાંથીજ થાય છે.[३] એને જાણવામાં તપ, દાન કે વ્રતઆદિ કોઇ પણ કામ આવે એમ નથી. કારણ કે સ્વરૂપમાત્રમાં વિશ્રાંતિ વિના એને જાણવાનું બીજું કોઈ પણ સાધન નથી.[४] એ સ્વરૂપમાત્રમાં વિશ્રાંતિ સત્પુરૂષોના સમાગમમાં અને ઉત્તમ શાસ્ત્રોમાં તત્પર રહેવાથીજ મળે છે. મોહજાળરૂપ અજ્ઞાનનો બાધ કરવામાં કોઇ ક્રિયા કામ આવે નહિ પણ જ્ઞાનજ કામ આવે છે માટે જ્ઞાનનું જ સંપાદન કરવું.[५] "એ પરમાત્મા આ છે" એમ સારી રીતે જાણવામાત્રથી જીવને દુઃખ રહેતું નથી અને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે.[६]

રામચંદ્રજી પૂછે છેઃ-એ પરમાત્માનો જીવને વૃત્તિથી સાક્ષાત્કાર થાય ત્યારે મરણ આદિ દોષો કદી પણ બાધ કરતા નથી, એમ આપ કહી ગયા પણ એ મ્હોટા દેવ કે જે દૂર છે તેની પ્રાપ્તિ શી રીતે થાય? કોઈ તીવ્ર તપ કરવાથી થતી હોય તો તે કહો અથવા કોઈ કષ્ટ ભોગવવાથી થતી હોય તો તે કષ્ટ કેટલુંક ભોગવવું જોઇએ તે કહો.[७-८]

વસિષ્ઠ કહે છેઃ-હે રામ! પોતાના પુરૂષપ્રયત્નથી પ્રફુલ્લિત થએલા વિવેકવડે એ દેવ જાણવામાં આવે છે પણ તપથી, તીર્થસ્થાનથી કે બીજાં કર્મોથી જાણવામાં આવતા નથી[९] રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, મદ અને મત્સર એઓને છોડયા વિના જે તપ કે દાન કરવામાં આવે તે એક જાતનો કલેશજ છે. એમાંથી કાંઈ વળે એમ નથી.[१०] ચિત્ત રાગ-દ્વેષ આદિથી બગડેલું હોય તો કોઈને ઠગી લઈને ધન મેળવવામાં આવે છે. એવા ધનનું દાન કરવામાં આવે તો તે ધન જેનું હોય તેને દાનનું ફળ થાય છે.[११] ચિત્ત રાગ આદિથી ખરાબ થએલું હોય તો જે

* આ છઠ્ઠા સર્ગમાં આત્માની પ્રાપ્તિ કર્મો કરવાથી થતી નથી પણ જ્ઞાનથી થાય છે તે તથા જ્ઞાનનાં સાધનોનો ક્રમ કહેવામાં આવશે.

વ્રત આદિ કરવામાં આવે તે એક જાતનો ઢોંગજ છે. એમાંથી લેશમાત્ર પણ ફળ થતું નથી.[૧૨] માટે પુરૂષપ્રયત્ન કરીને ઉત્તમ શાસ્ત્રના સંગરૂપ તથા મહાત્માઓના સંગરૂપ મુખ્ય ઔષધોનુંજ સંપાદન કરવું કે જે ઔષધોથી સંસારરૂપ રોગનો નાશ થાય છે[૧૩] સઘળાં દુઃખોના ક્ષયપૂર્વક પરમપદની પ્રાપ્તિમાં એક પુરૂષપ્રયત્ન વિના બીજો કોઇ પણ ઉપાય નથી.[૧૪] હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે કેવું પુરૂષપ્રયત્ન ઉપયોગી થાય છે, તે સાંભળો કે જે પ્રયત્નથી રાગ–દ્વેષરૂપી વિષૂચિકાનો રોગ અત્યંત શાંત થઇ જાય.[૧૫] લોકથી અને શાસ્ત્રથી વિરૂદ્ધ ન હોય એવી સંભવિત આજીવિકાથી મનમાં સંતોષ રાખીને ભોગના અભિનિવેશનો ત્યાગ કરવો.[૧૬] બનતા પ્રમાણે યોગ્ય રીતે આજીવિકાને માટે ઉદ્યોગ કરતાં અને 'કેમ થશે' એવી કાંઈ પણ ચિંતા નહિ રાખતાં પ્રથમ મહાત્માઓના અને ઉત્તમ શાસ્ત્રના સંગમાં તત્પરપણું રાખવું.[૧૭] યોગ્ય વૃત્તિથી મળતાં ધનમાં સંતોષ રાખીને જે પુરૂષ નિંદિત વૃત્તિની ઉપેક્ષા કરે અને સત્પુરૂષોના સમાગમમાં તથા ઉત્તમ શાસ્ત્રમાં તત્પર રહે તે પુરૂષ શીઘ્ર મુક્ત થાય છે.[૧૮] વિચારથી આત્મતત્ત્વ જેના જાણવામાં આવ્યું હોય એવા ઉત્તમ બુદ્ધિવાળા પુરૂષને આ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, અને શંકર પણ કંગાલ લાગે છે.[૧૯] દેશમાં પણ ખરા સુજન લોકો જેને 'સાધુ' કહેતા હોય તથા જેમાં વૈરાગ્ય આદિ ગુણોની સંપત્તિ હોય તેને 'સાધુ' સમજવો અને પ્રયત્ન કરીને એવા સાધુનો આશ્રય કરવો.[૨૦] બ્રહ્મવિદ્યા કે જે સઘળી વિદ્યાઓમાં મુખ્ય છે તેનું વર્ણન જેમાં આવતું હોય તે ઉત્તમ શાસ્ત્ર કહેવાય છે. એવાં શાસ્ત્રનો વિચાર કરવાથી મુક્તિ મળે છે.[૨૧] જેમ કતકની રજના સંબંધથી જળની મલિનતા મટે છે અને યોગના અભ્યાસથી યોગીઓની બુદ્ધિમાં બહિર્ભ્રમણ મટે છે, તેમ ઉત્તમ શાસ્ત્રના અને સાધુઓના સંગને લીધે પ્રાપ્ત થએલા વિવેકોના બળથી અવિદ્યાઓ મટી જાય છે.[૨૨] **सच्छास्त्रसत्संगमजैर्विवेकैस्तथा विनश्यंति बलादविद्याः। यथा जलानां कतकात्संगाद्यथा जनानां व्रतयोपि योगात् ॥ २२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'મુમુક્ષુપ્રયત્નોપદેશ' નામનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬.**

## સર્ગ ૭ મો[§] જગતના મૂળરૂપ પરમાત્માનું નિરૂપાધિક તત્ત્વ

**राम उवाच । य एष देवः कथितो यस्मिन् ज्ञाते विमुच्यते ।**
**वद क्वासौ स्थितो ब्रह्मन् कथमेनमहं लभे ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–મહારાજ! તમે કહી ગયા કે "એ દેવના જ્ઞાનથી મુક્તિ થાય છે" તો એ દેવ ક્યાં રહે છે અને તેની પ્રાપ્તિ મને શી રીતે થાય? તે કહો.[૧]

વસિષ્ઠ કહે છેઃ–મ્હેં જે દેવવિષે કહ્યું તે દેવ દૂર રહેતા નથી પણ સર્વદા શરીરમાંજ રહેલ છે અને 'ચૈતન્ય માત્ર છે' એમ પ્રસિદ્ધ છે.[૨] સઘળું જગત એ દેવમય છે પણ એ દેવ સઘળા જગતમય નથી. એ દેવ સર્વમાં વ્યાપક છે અને એકજ છે. એમાં જગતનો લેશ પણ નથી.[૩] સદાશિવ ચૈતન્યમાત્ર છે, વિષ્ણુ ચૈતન્યમાત્ર છે, સૂર્ય ચૈતન્યમાત્ર છે અને બ્રહ્મા પણ ચૈતન્યમાત્રજ છે.[૪]

§ આ સાતમા સર્ગમાં આગળ બ્રહ્મા આદિ જગતના મૂળરૂપ જે દેવનું નિરૂપણ કર્યું છે તે દેવનું નિરૂપાધિક તત્ત્વ કહેવામાં આવશે.

રામચંદ્રજી પૂછે છેઃ—બાળકો પણ કહે છે કે આ જગત ચૈતન્યમાત્ર (જીવરૂપ)જ છે અને તમે પણ એમજ કહો છો ત્યારે આ વાતમાં અપૂર્વ ઉપદેશપણું શું આવ્યું ?[૫]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! તમે જીવને ચૈતન્ય સમજીને જગતને તેરૂપ સમજ્યા માટે હજી તમે જેથી સંસારનો નાશ થાય એવી સાચી વાત કાંઈ સમજ્યાજ નથી.[૬] સંસારરૂપ જીવ કે જે પશુ કહેવાય છે તે ચૈતન્યમાત્ર દેવ હોય કે ? જીવ તો દેહનું ગ્રહણ કરીને જરા તથા મરણ આદિ અનેક ભયને ભોગવે છે અને પોતાને માટે એવા અનેક ભયને પેદા કરે છે માટે એવો જીવ જો કે નિરાકાર છે તોપણ અજ્ઞાની છે અને દુઃખનાજ પાત્રરૂપ છે તેથી તેને ચૈતન્યમાત્ર દેવ કહેવાય કે ? જીવ પોતે ચેતનશક્તિવાળો હોવાથી અનર્થરૂપ મનને જાગ્રત કરી મનરૂપ થઇને રહે છે માટે દુઃખના પાત્રરૂપજ છે.[૭-૮] વિષયોથી રહિતપણારૂપ અથવા વિષયોમાં નહિ ઉન્મુખપણારૂપ જે એની ભરપૂર સ્થિતિ છે તેને જાણવાથી કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે.[૯] સઘળાં કારણોના કારણરૂપ એ પરમ સ્વરૂપનો અનુભવ થાય ત્યારે જડના તથા ચૈતન્યના અધ્યાસરૂપ ગાંઠ છૂટી જાય છે, સઘળા સંશયો ભેદાઈ જાય છે અને સઘળાં કર્મોનો ક્ષય થાય છે.[૧૦] જીવને વિષયોમાં જે ઉન્મુખપણું થાય છે તે, વિષયોનો અભાવ કર્યા વિના રોકી શકાય એમ નથી અને વિષયો કે જેઓ પ્રત્યક્ષ દેખાય છે તેઓનો અભાવ જ્ઞાનવિના થાય એમ નથી. જ્યાંસુધી વિષયોનો અભાવ થાય નહિ ત્યાંસુધી જ્ઞાન નહિ થવાથી મોક્ષ પણ ક્યાં થાય ? સમાધિ પણ દૃશ્ય વિષયોનો બાધ કરવાથી થાય છે ત્યારે મોક્ષમાં દૃશ્ય વિષયોનો બાધ કરવાની આવશ્યકતા હોય તેમાં તો શુંજ કહેવું ?[૧૧.૧૨]

રામચંદ્રજી પૂછે છેઃ—મહારાજ ! નિરાકાર છતાં પણ પશુજેવો અજ્ઞાની જીવ કે જેને જાણવાથી સંસાર ટળતો નથી તે જીવ ક્યાં છે અને કેવો છે ?[૧૩] તેમજ સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર પરમાત્મા કે જે મહાત્માઓના તથા ઉત્તમ શાસ્ત્રોના સંગથી જાણવામાં આવે છે તે ક્યાં છે અને કેવા છે ? તે કહો.[૧૪]

વસિષ્ઠ કહે છેઃ—ચેતનરૂપવાળો અને જન્મ—મરણઆદિ જંગલમાં ભટકતો જે જીવ છે તેને જેઓ આત્મા માને છે તેઓ પંડિત છતાં પણ મૂર્ખ છે.[૧૫] જીવ ચેતન છતાં પણ સંસારરૂપ છે અને દુઃખના સમૂહરૂપજ છે માટે એ જાણવામાં આવવાથી 'ક્યાંય કશું તત્ત્વ જાણવામાં આવ્યું ' એમ સમજવુંજ નહિ.[૧૬] હે રામ ! જો પરમાત્મા જાણવામાં આવે તો, જેમ ઝેરનો આવેશ શાંત થતાં વિષૂચિકા ( કૉલેરા ) શાંત થઈ જાય છે, તેમ સઘળાં દુઃખોનો સમૂહ શાંત થઇ જાય છે.[૧૭]

રામચંદ્રજી પૂછે છેઃ—મહારાજ ! મને પરમાત્માનું યથાર્થ રીતે રૂપ કહો કે જે જાણવાથી મન સઘળા મોહોને તરી જાય.[૧૮]

વસિષ્ઠ કહે છેઃ—આપણું જ્ઞાન એક પ્રદેશથી નિમેષમાત્રમાં બીજા પ્રદેશમાં પહોંચે છે તેમાં વચમાં તેનું બન્ને પ્રદેશથી રહિત જે નિર્વિષય સ્વરૂપ પ્રતીત થાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૧૯] જે જ્ઞાનરૂપી મહાસાગરમાં સંસાર નાશ આદિ વિકારોને પ્રાપ્ત થયા વગર પણ અત્યંત અભાવ પ્રાપ્ત થાય છે તે પરમાત્માનું રૂપ છે.[૨૦] દ્રષ્ટા અને દૃશ્ય આદિ, જેવું છે તેવું ને તેવું રહેતાં છતાં પણ જેમાં અસ્ત પામી જાય છે અને જે ભરપૂર છતાં પણ સઘળી કલ્પનાઓને અવકાશ

આપે એવું છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૧] જે અશૂન્ય છતાં પણ શૂન્યજેવું પ્રતીત થાય છે, જેમાં વાંઝણીના દીકરાજેવું આ જગત રહ્યું છે અને જે પોતાનામાં એવાં અનંત બ્રહ્માંડો રહેતાં છતાં પણ તેઓથી રહિત છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૨] જે મહાજ્ઞાનમય છતાં પણ આપણા વૃત્તિજ્ઞાનની પેઠે ચલિત નહિ થતાં મોટા પથરાથી પેઠે અવિચળ રહેલું છે અને જેમાં જડ તથા ચેતનરૂપ સઘળા જગતનો સમાવેશ છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૩] બહારના તથા અંદરના વિષયોસહિત આ સઘળું જગત જેની સત્તાથી સત્તા પામ્યું છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૪] જેમ પ્રકાશથી દેખાવ જૂદો પડતો નથી અને આકાશથી શૂન્યપણું જૂદું પડતું નથી તેમ આ જગત કલ્પિત હોવાને લીધે જેથી જૂદું પડતું નથી તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૫]

રામચંદ્રજી પૂછે છેઃ—પરમાત્મા કે જે દેખવામાં આવતા નથી તેજ એક સત્ય છે અને આ જગત કે જે આવડું બધું દેખવામાં આવે છે તે સઘળું મિથ્યા છે એ વાત શી રીતે મનમાં ઉતરે?[૨૬]

વસિષ્ઠ કહે છેઃ—આ જગતરૂપી ભ્રમ કે જે આકાશની નીલતાની પેઠે ઉત્પન્ન થયો છે તેના અત્યંત અભાવનો બોધ જો દૃઢ અને જાથુ રહે તો તેનું અધિષ્ઠાન બ્રહ્મ સ્પષ્ટ જાણવામાં આવે છે. બીજી કોઈ ક્રિયાથી જાણવામાં આવતું નથી. દૃશ્યના અત્યંત અભાવને દૃઢ કર્યા વિના બ્રહ્મને જાણવાનો બીજો કોઈ પણ સારો ઉપાય નથી.[૨૭ ૨૮] જેવી સ્થિતિમાં છે તેવીજ સ્થિતિમાં રહેલા આ જગતનો અત્યંત અભાવ સમજાય તો અધિષ્ઠાનરૂપ જે પરમાત્મા અવશેષ રહે છે તે સમજનારનો આત્માજ થાય છે.[૨૯] જેમ જ્યાંસુધી બીજો કોઇ પણ પદાર્થ હોય ત્યાંસુધી દર્પણ તે પદાર્થના પ્રતિબિંબવિના રહેતોજ નથી, તેમ જ્યાંસુધી જગત પોતાની સત્તાવાળું દેખાય છે ત્યાંસુધી બુદ્ધિમાં જગતનું પ્રતિબિંબ પડ્યા વગર રહેવાનુંજ નથી માટે જગતનો અભાવ કરી નાખવાથી બુદ્ધિ તેના પ્રતિબિંબથી રહિત થાય ત્યારે બુદ્ધિમાં બ્રહ્મનું પ્રતિબિંબ ( સમજણ ) પડે છે. જગતનો અભાવ થયા વિના બુદ્ધિમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડેજ નહિ.[૩૦] આ 'જગત' નામનો દૃશ્ય પદાર્થ મિથ્યાજ છે, એમ નિશ્ચય કર્યાવિના કોઈ પણ માણસ કદી પણ પરમતત્ત્વને સમજી શકે નહિ.[૩૧]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુનિ! આવડું બધું બ્રહ્માંડરૂપ જે દૃશ્ય છે તેમાં પોતાની સત્તા નથી પણ બ્રહ્મનીજ સત્તા છે, એમ આપે કહ્યું પણ તે શી રીતે મનમાં ઉતરે? જેમ સર્ષવના પેટમાં મેરૂ સમાવો ઘટે નહિ, તેમ બ્રહ્મ કે જે અત્યંત સૂક્ષ્મ છે તેમાં આવડું બધું બ્રહ્માંડ સમાવું ઘટતું નથી.[૩૨]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જો તમે ગભરાયા વગર મહાત્માઓના અને ઉત્તમ શાસ્ત્રના સંગમાં તત્પર થઇને કેટલાક દિવસ સાંભળ્યા કરશો તો હું ક્ષણમાત્રમાં દૃશ્યને ઉડાવી દઈશ.[૩૩] જેમ સમજાયા પછી ઝાંઝવાનું પાણી અબાધિત રહેતું નથી, તેમ બોધ થયા પછી દૃશ્ય પણ અબાધિત રહેશે નહિ. દૃશ્યનો અભાવ થાય ત્યારે દ્રષ્ટાપણું પણ શાંત થઈ જાય છે અને કેવળ બોધજ અવશેષ રહે છે.[૩૪] જો દૃશ્ય હોય તોજ દ્રષ્ટા છે અને દ્રષ્ટા હોય તોજ દૃશ્ય છે, તેમજ એક હોય તોજ બે છે અને બે હોય તોજ એક છે એમ કહી શકાય છે.[૩૫] એઓમાંથી એકનો અભાવ થાય તો બન્ને અસિદ્ધ થઇ જાય છે. આ પ્રમાણે જ્યારે બેપણું, એકપણું, દૃશ્યપણું અને દ્રષ્ટાપણું એ ચારેનો અભાવ થશે ત્યારે પરમાર્થ વસ્તુજ અવશેષ રહેશે.[૩૬] તમારા મનરૂપી

દર્પણમાં અહંપણા આદિ દૃશ્ય જગતરૂપ જે મેલ છે તેનો અત્યંત અભાવ સમજાવીને તે મેલને હું ટાળી નાખીશ[૩૭] જે પદાર્થ પોતાની સત્તાવગરનો હોય છે તેનો ભાવ હોતો નથી અને જે પદાર્થ પોતાની સત્તાવાળો હોય છે તેનો અભાવ હોતો નથી માટે જગત કે જે પોતાની સત્તા-વગરનું હોવાથી ભાવવગરનું જ છે તેને ટાળી નાખવામાં કેટલો પરિશ્રમ છે? કાંઈ પણ નથી.[૩૮] જગત મૂળ ઉત્પન્નજ થયું નથી. તે છતાં જે આ વિસ્તીર્ણપણાવાળું દેખાય છે તે નિર્મળ પરમાત્મામાંજ દેખાય છે અને પરમાત્માની સત્તાથીજ સત્તાવાળું છે.[૩૯] જેમ કડાં આદિ આભૂ-ષણ સુવર્ણથી જૂદું ઉત્પન્ન થયું નથી, સુવર્ણથી જૂદું નથી અને સુવર્ણથી જૂદું જોવામાં પણ આવતું નથી, તેમ આ જગત કે જે બ્રહ્મથી જૂદું ઉત્પન્ન થયું નથી, બ્રહ્મથી જૂદું નથી અને બ્રહ્મથી જૂદું જોવામાં પણ આવતું નથી તેને ટાળવામાં શો પરિશ્રમ છે? જેમ કડામાં સુવર્ણની બુદ્ધિ કરવાથી કડાપણું રહેતું નથી, તેમ જગતમાં બ્રહ્મબુદ્ધિ કરવાથી જગતપણું રહેતું નથી.[૪૦] આ વિષય હું તમને ઘણી ઘણી યુક્તિઓથી વિસ્તારપૂર્વક કહીશ કે જેથી અબાધિત તત્ત્વ પોતાની મેળેજ તમારા અનુભવમાં આવશે.[૪૧] જેમ મરૂદેશમાં નદીજ નથી તો તેનું જળ ક્યાંથી હોય અને બીજો ચંદ્રજ નથી તો તેનું ગ્રહણ થવું ક્યાંથી હોય, તેમ જગત મૂળમાં ઉત્પન્ન થયું નથી તોપછી તેનું અસ્તિત્વ ક્યાંથી હોય?[૪૨] જેમ વાંઝણીનો પુત્ર હોતો નથી, મરૂદેશમાં જળ હોતું નથી અને આકાશમાં વૃક્ષ હોતું નથી, તેમ આ ભ્રાંતિ-રૂપ જગત મૂળે છેજ નહિ.[૪૩] હે રામ! "જે આ દેખવામાં આવે છે તે અખંડિત બ્રહ્મજ છે." એ વિષય હું આગળ જતાં તમને કેવળ વચનથીજ નહિ પણ યુક્તિથી કહીશ.[૪૪] હે ઉદાર બુદ્ધિવાળા! વિદ્વાન લોકો આ વિષયમાં યુક્તિઓથી જે કહે તેનો અનાદર કરવો યોગ્ય નથી. જે મૂઢ બુદ્ધિવાળો માણસ યુક્તિઓથી ભરેલા વિષયનો અનાદર કરીને અનાડી પકડ લઇ બેસે તેને વિદ્વાન લોકો મૂર્ખજ સમજે છે.[૪૫] **यन्नामयुक्तिभिरिह प्रवदंति तज्ज्ञास्तत्रावहेलनम [illegible] क-मुदार [illegible] द्धे । यो युक्तियुक्तमवमत्य विमूढबुद्धिः कष्टाग्रहो भवति तं विदु [illegible] ॥४५॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'જગદાદિદૃશ્યાસત્તાપ્રતિજ્ઞા' નામનો સાતમો સર્ગ સંપૂર્ણ.૭.**

## सर्ग ८ मो* સચ્છાસ્ત્રના શ્રવણથી તત્ત્વજ્ઞાન થાય છે

**राम उवाच । कयैतज्ज्ञायते युक्त्या कथमतत्प्रसि [illegible] यति ।**
**न्यायानु [illegible] त [illegible] तास्मिन्न [illegible] ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–'જે કાંઈ આ દેખાય છે તે સઘળું બ્રહ્મરૂપજ છે' એ વિષય કયી યુક્તિથી જાણવામાં આવે અને શી રીતે સિદ્ધ થાય? જો ન્યાયની રીતિથી એ વિષયનો અનુ-ભવ થાય તોપછી બીજું કશું જાણવાનું અવશેષ રહે નહિ.[૧]

વસિષ્ઠ કહે છેઃ–ઘણા કાળથી જામેલી અને અવિચારથી થએલી 'જગત' નામની મિથ્યા જ્ઞાનરૂપ વિષૂચિકા (કૉલેરા) જ્ઞાનવિના શાંત થતીજ નથી.[૨] હે રામ! હે સુજન! બોધની સિદ્ધિનેસારૂ જે આ આખ્યાયિકાઓ હું કહેવાનો છું તે તમે સાંભળો, તો સુબુદ્ધિને પ્રાપ્ત થઈને

* આ આઠમા સર્ગમાં 'તત્ત્વજ્ઞાન શાસ્ત્રોથીજ થાય છે અને સારાં શાસ્ત્રોમાં પણ તુરત ફળ આપનારો આ ગ્રંથ છે' એ કહેવામાં આવશે.

તુરતજ મુક્તિ પામશો.[3] જો ગભરાઇને, નહિ સાંભળો અને અધવચ ઉઠી જશો તો તમને પશુસમાનપણું પ્રાપ્ત થવાથી તમારૂં કશું કાર્ય સિદ્ધ થશે નહિ.[4] જો થાકી જઈને અટકે નહિ તો માણસ જે જે વસ્તુને માગે તથા જે જે વસ્તુને માટે યત્ન કરે તે તે વસ્તુને અવશ્ય પ્રાપ્ત થાય છે.[5] હે રામ! જો તમે મહાત્માઓના સમાગમમાં અને ઉત્તમ શાસ્ત્રોમાં તત્પર રહેશો તો કેટલાએક મહીનાઓથી નહિ પણ થોડાક દિવસોથીજ પરમ પદને પ્રાપ્ત થશો.[6]

રામચંદ્રજી પૂછે છેઃ–હે શાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ! આત્મજ્ઞાનની પ્રાપ્તિનેવાસ્તે કયું શાસ્ત્ર મુખ્ય છે? તે કહો કે જે જાણવાથી કોઇ પ્રકારનો શોક કરવો પડે નહિ.[7]

વસિષ્ઠ કહે છેઃ–હે મોટી બુદ્ધિવાળા! મુખ્યત્વે કરી આત્મજ્ઞાનનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોમાં આ સુંદર મહારામાયણ ( યોગવાસિષ્ઠ )જ સર્વોત્તમ શાસ્ત્ર છે.[8] આ ઉત્તમ ઇતિહાસ સાંભળવાથી બોધની પ્રવૃત્તિ થાય છે. સઘળા ઇતિહાસોમાં આ ઇતિહાસજ સાર છે.[9] વાણીની રચનારૂપ આ ગ્રંથ સાંભળવાથી પોતાની મેળેજ અક્ષય જીવન્મુક્તપણાનો ઉદય થાય એટલા-માટે આ ગ્રંથજ અત્યંત પવિત્ર છે.[10] જેમ સ્વપ્ન વિદ્યમાન છતાં 'આ સ્વપ્ન છે' એમ જાણ-વામાં આવે તો સ્વપ્નના સત્યપણાની ભાવના ટળી જાય છે, તેમ આ દૃશ્ય જગત વિદ્યમાન છતાં પણ 'બ્રહ્મરૂપજ છે' એમ જાણવામાં આવે તો જગતના સત્યપણાની ભાવના ટળી જાય છે.[11] જે આ ગ્રંથમાં છે તેજ બીજા ગ્રંથોમાં છે અને જે આ ગ્રંથમાં નથી તે બીજા કોઈ ગ્રંથમાં નથી. વિદ્વાનો આ ગ્રંથને સઘળા જ્ઞાનગ્રંથોના ભંડારરૂપ સમજે છે.[12] જે પુરૂષ આ ગ્રંથને નિત્ય સાંભળે તે પુરૂષની બુદ્ધિ બીજા ગ્રંથથી થએલા પ્રૌઢ ચમત્કારવાળા બોધથી પણ ઉત્કૃષ્ટ બોધને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી.[13] જે પુરૂષને કોઈ પાપના ઉદયને લીધે આ શાસ્ત્રઉપર રૂચિ ન થાય તે પુરૂષ ભલે જ્ઞાનના વિષયવાળા કોઈ બીજા ઉત્તમ શાસ્ત્રનો વિચાર કરે.[14] જેમ ઉત્તમ ઔષધ પીવામાં આવતાં પોતાની મેળેજ આરોગ્યનો અનુભવ થાય છે, તેમ આ ગ્રંથ સાંભળવામાં આવતાં પોતાની મેળેજ જીવન્મુક્તપણાનો અનુભવ થાય છે.[15] આ શાસ્ત્ર સાંભળવામાં આવતાં શ્રોતાને પોતાની મેળેજ નિશ્ચય થશે કે "અમે જે કહીએ છીએ તે વરદાનના કે શાપના વચનની પેઠે ઠોકી બેસાડતા નથી પણ અનુભવમાં બેસે એવું કહીએ છીએ."[16] આ આત્મવિચારમય ગ્રંથની કથાથીજ તમારૂં સંસારસંબંધી દુઃખ ટળી જશે. એ દુઃખ ધનથી, દાનથી, તપથી, વેદ સાંભળવાથી, બીજાં શાસ્ત્રો સાંભળવાથી કે તે તે ગ્રંથોમાં કહેલા સેંકડો યત્નો કરવાથી ટળશે નહિ.[17] **नश्यति संसृतिदुःखमिदं ते स्वात्मविचारणया कथयैव। नो धनदानतपःश्रुतवेदैस्तत्कथनोदितयत्नशतेन ॥ १७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સચ્છાસ્ત્રનિરૂપણ' નામનો આઠમો સર્ગ સંપૂર્ણ. ૮**

## सर्ग ९ मो* જીવન્મુક્તનાં લક્ષણ તથા આત્માનું સ્વરૂપ

**वसिष्ठ उवाच ॥ तच्चित्तास्तद्गतप्राणा बोधयंतः परस्परं ।**
**कथयंतश्च तन्नित्यं तुष्यंति च रमंति च ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જેઓ આત્મામાંજ ચિત્ત રાખી તથા આત્માની પ્રાપ્તિને વાસ્તેજ જીવનનો

*આ નવમા સર્ગમાં જીવન્મુક્તનાં લક્ષણો, તેનું સર્વાત્મકપણું અને પ્રલયમાં પણ અવશેષ રહે-નારા આત્માનું સ્વરૂપ કહેવામાં આવશે.

વ્યાપાર રાખી એક–બીજાને સમજાવ્યા કરે છે, સર્વદા બોધની વાતોજ કર્યા કરે છે અને એમ કરવાથીજ સંતોષ પામે છે તથા આનંદ ધરે છે તેઓને જ્ઞાનમાંજ નિષ્ઠા રાખવાથી તથા આત્મજ્ઞાનનોજ વિચાર કરવાથી એવી જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે, કે જે વિદેહ-મુક્તિસમાન છે.[૧,૨]

રામચંદ્રજી પૂછે છેઃ–મહારાજ ! વિદેહમુક્તનાં અને જીવન્મુક્તનાં લક્ષણો કહો કે જેથી હું શાસ્ત્રસિદ્ધ વિચાર કરીને તે પ્રમાણેજ યત્ન કરૂં.[૩]

વસિષ્ઠ કહે છેઃ–વ્યવહાર કરતાં છતાં પણ અને આ જગત જેવું છે તેવું રહ્યા છતાં પણ જેની દૃષ્ટિમાં જગત આકાશની પેઠે શૂન્ય થઇ જાય છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૪] જે પોતે વ્યવહાર કરતાં છતાં પણ બોધમાંજ પરિનિષ્ઠિત થઇને જાગૃતમાં પણ સુષુપ્તિવાળાની પેઠે નિર્વિકારપણાથી રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૫] સર્વદા એક નિષ્ઠાથીજ રહેનારા જે પુરૂષના મુખની કાંતિ સુખમાં ઉદય પામે નાહ અને દુઃખમાં અસ્ત પામે નહિ તે પુરૂષ જીવન્મુક્ત કહે-વાય છે.[૬] જે પુરૂષ સુષુપ્તિવાળાની પેઠે નિર્વિકારપણે રહે છે, જેને વિષયોના સ્પર્શરૂપ જાગૃત અવસ્થા છેજ નહિ અને જેને જાગૃતની વાસનાથી થતું સ્વપ્ન પણ આવતું નથી તે જીવન્મુક્ત કહેવાય છે.[૭] જે પોતે રાગ, દ્વેષ અને ભય આદિને અનુકૂળ ક્રિયાઓ કરતાં છતાં પણ મનમાં આકાશની પેઠે નિર્લેપ રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૮] ક્રિયાઓ કરતાં અથવા નહિ કરતાં પણ જેનું મન અહંકારયુક્ત થતું નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તે જીવન્મુક્ત કહેવાય છે.[૯] સ્વરૂપમાં એક સ્થિતિથી રહેનારો જે પુરૂષ 'આત્માના પ્રકાશમાત્રથી જગતનો લય થાય છે અને આત્માને આવરણમાત્ર થવાથી જગતની ઉત્પત્તિ થાય છે' એમ અનુભવપૂર્વક જાણે તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૦] જેથી લોકો ઉદ્વેગ ન પામે, લોકોથી જે ઉદ્વેગ ન પામે અને જે પોતે હર્ષથી, ક્રોધથી તથા ભયથી રહિત હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૧] જે પુરૂષ સંસારમાં સત્યતાબુદ્ધિ ટળી જવાને લીધે ચિત્તવાળો છતાં પણ ચિત્તવગરનો હોય અને શરીરવાળો છતાં પણ શરીરથી રહિત હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૨] જે પોતે સર્વ પદાર્થોથી વ્યવહાર કરતાં છતાં પણ શીતળ રહે અને સર્વ પદાર્થોમાં પણ પૂર્ણ સ્વરૂપે રહે તે જીવન્મુક્ત કહેવાય છે[૧૩] જ્યારે શરીર કાળને વશ્ય થાય ત્યારે એ પુરૂષ જીવન્મુક્તની પદવીને છોડીને, જેમ પવન નિશ્ચળ-પણાને પામે છે, તેમ વિવેહમુક્તપણાને પામે છે.[૧૪] વિદેહમુક્ત પુરૂષ ઉદય પામતો નથી, અસ્ત પામતો નથી, મંદ પડતો નથી, પ્રત્યક્ષ રહેતો નથી, અપ્રત્યક્ષ રહેતો નથી, દૂર રહેતો નથી, અહંરૂપ રહેતો નથી અને અહંરૂપથી અલગ પણ રહેતો નથી.[૧૫] વિદેહમુક્ત પુરૂષ સૂર્ય થઇને પ્રકાશે છે, વિષ્ણુ થઈને ત્રિલોકનું રક્ષણ કરે છે, રૂદ્ર થઇને સર્વનો સંહાર કરે છે, બ્રહ્મા થઇને સૃષ્ટિઓ કરે છે,[૧૬] આકાશ થઇને વનોને, ઋષિઓને, સુરોને તથા અસુરોને ધારણ કરે છે, મેરૂપર્વત થઈને લોકપાલોનાં પુરોનાં સ્થાનકરૂપ થાય છે,[૧૭] પૃથ્વી થઇને લોકોની અખંડિત મર્યાદાને ધરી રાખે છે, ખડ, ગુચ્છ તથા લતાઓ થઇને ફળોના સમૂહો આપે છે,[૧૮] અગ્નિ થઇને પ્રજ્વલિત થાય છે, જળ થઈને દ્રવીભૂત થાય છે, ચંદ્ર થઈને અમૃતને ઝરે છે, હળાહળ થઈને મરણ આપે છે,[૧૯] તેજ થઈને દિશાઓને પ્રકટ કરે છે, અંધકાર થઇને સર્વને અંધ કરે છે, આકાશ થઇને અવકાશ આપે છે, પર્વત થઇને રોકી રાખે છે,[૨૦] ચેતનાવાળો થઇને

જંગમ થાય છે, જડ થઇને સ્થાવર થાય છે, સમુદ્ર થઇને પૃથ્વીરૂપ સ્ત્રીને કંકણુની પેઠે આંટો લે છે અને આવરણરહિત પરમાત્મા થઈને પોતાના પ્રકાશથી વ્યાપેલાં બ્રહ્માંડોરૂપી અનેક પરમાણુઓને ફેલાવતાં છતાં પણ નિર્વિકારરૂપેજ રહે છે.[૨૧-૨૨] ત્રણે કાળના સંબંધવાળું જે કાંઈ આ દશ્ય પ્રકાશે છે, પ્રકાશી ગયું છે અને પ્રકાશશે તે સઘળું એ વિદેહમુક્તરૂપજ છે.[૨૩]

રામચંદ્રજી પૂછે છે:–મહારાજ ! એવું શી રીતે થવાય ? મને એ સ્થિતિ તો વિષમ, માંડ પમાય એવી અને પામ્યા પછી સ્થિર રાખવી કઠિન લાગે છે.[૨૪]

વસિષ્ઠ કહે છે:–હે રામ ! મ્હેં જે એ વિદેહમુક્તની સ્થિતિ કહી તે મુક્તિજ કહી છે અને જે મુક્તિ છે તેજ બ્રહ્મ છે અને તેજ નિર્વાણ છે. હવે એ સ્થિતિ શી રીતે પ્રાપ્ત થાય તે વિષે કહું છું. સાંભળો.[૨૫] હું અને તું આદિ વ્યવહારોવાળું જે કાંઈ આ દશ્ય જોવામાં આવે છે તે વિદ્યમાન છતાં પણ 'થયુંજ નથી' એમ સમજવામાં આવે તો એ સ્થિતિ મળે છે.[૨૬]

રામચંદ્રજી પૂછે છે:–હે જ્ઞાનીઓમાં ઉત્તમ ! જો વિદેહમુક્ત થએલા પુરૂષો તમારા કહેવા પ્રમાણે ત્રૈલોક્યરૂપ થતા હોય તો તેઓ સંસારરૂપજ થયા એમ માનું છું.[૨૭]

વસિષ્ઠ કહે છે:–જો ત્રૈલોક્ય હોય તો એઓ ભલે ત્રૈલોક્યરૂપ થાય પણ જ્યાં 'ત્રૈલોક્ય' શબ્દથી કહેવાતો કોઈ પદાર્થજ નથી ત્યાં 'વિદેહમુક્ત ત્રૈલોક્યરૂપ થાય છે' એમ કહેવું સંભવેજ કેમ ? આમ છે એટલા માટે આ 'જગત' શબ્દથી કહેવાતો કોઈ પદાર્થ છેજ નહિ.[૨૮,૨૯] જે કાંઇ જગત છે તે સઘળું પરમાર્થરૂપે અદ્વૈત, શાંત, પ્રકાશ અને આકાશની પેઠે નિર્મળ પરબ્રહ્મજ છે.[૩૦] મ્હેં ઘણો ઘણો વિચાર કર્યો તોપણ સોનાના કડામાં નિર્મળ સોના વિના બીજું કાંઈ પણ કડાપણું દીઠું નહિ.[૩૧] હું જળના તરંગમાં જળવિના બીજું કાંઈ દેખતો નથી. જળમાં તરંગપણું જે જોવામાં આવે છે તે મિથ્યાજ જોવામાં આવે છે. વાસ્તવિક રીતે જળમાં તરંગપણું છેજ નહિ.[૩૨] જે ચલન છે તે કોઈ સ્થળમાં કદી પણ પવનથી જૂદું હોતું નથી. કારણ કે જે ચલન છે તે વાયુજ છે. આ પ્રમાણે જગત બ્રહ્મથી જૂદું પડતું નથી.[૩૩] જેમ જગતમાં જે અવકાશ છે તે આકાશજ છે અને નિર્જળ ભૂમિમાં જે જળ દેખાય છે તે તેજજ છે, તેમ આ ત્રૈલોક્ય બ્રહ્મજ છે.[૩૪]

રામચંદ્રજી પૂછે છે:–હે મુનિ ! જે યુક્તિથી જગતનો અત્યંત બાધ થઇને મુક્તપણું પ્રાપ્ત થાય તે ઉત્તમ યુક્તિ મને કહો.[૩૫] દ્રષ્ટા અને દ્રશ્ય કે જેઓ એકરૂપ થઇને પરસ્પર મળી ગયાં છે તે બન્ને નથી, એમ દૃઢ થાય ત્યારે નિર્વાણ સ્વરૂપ અવશેષ રહે.[૩૬] એટલા માટે દ્રષ્ટાનો અને દૃશ્ય જગતનો જે રીતે અત્યંત બાધ થઇ જાય અને સ્વરૂપે રહેલું એક બ્રહ્મજ છે, એમ સમજાય એવી યુક્તિ મને કહો.[૩૭] આ પ્રકાર કયી યુક્તિથી જણાય તથા શી રીતે સિદ્ધ થાય? હે મુનિ ! એવો બોધ જો સિદ્ધ થાય તોપછી કાંઈ પણ કરવાનું અવશેષ રહેતું નથી.[૩૮]

વસિષ્ઠ કહે છે:–ઘણા કાળથી જામેલી આ જગતરૂપ વિષૂચિકા (કૉલેરા) વિચારરૂપ મંત્રથીજ નિર્મૂળ થઈને શાંત થઈ જાય છે.[૩૯] આ રોગ ઘણા કાળથી જામેલો છે માટે તુરત ઉખેડી શકાય એમ નથી કારણ કે લીસા પર્વતઉપર ચડવામાં જેટલો પરિશ્રમ થાય તેટલોજ ઉતરવામાં પરિશ્રમ થાય.[૪૦] એટલા માટે જે રીતે અભ્યાસના યોગથી, યુક્તિથી અને ન્યાયોની ઘટનાઓથી જગતરૂપી ભ્રાંતિનો નાશ થાય તે રીતિ તમને કહું છું. સાંભળો.[૪૧] હે રામ ! બોધની

સિદ્ધિને વાસ્તે હું જે કથા કહેવાનો છું તે સાંભળશો તો બોધ પ્રાપ્ત થતાં અવશ્ય મુક્ત થશો.[૪૨] હવે હું તમને ઉત્પત્તિપ્રકરણ કહું છું. આત્મા પોતાનામાંથી ઉત્પન્ન થએલા જગતથી મુક્ત થઇને રહે છે એ વિષય આ પ્રકરણ સાંભળવાથી તમારા સમજવામાં આવશે.[૪૩] આ શૂન્ય ભ્રાંતિરૂપ જગત મૂળે ઉત્પન્ન નહિ થયા છતાં દેખાય છે એ વિષય હું આ પ્રકરણમાં તમને કહેવાનો છું[૪૪] સઘળા પ્રકારોવાળું અને સુર, અસુર તથા કિન્નરોસહિત આ સ્થાવર–જંગમ જગત જે જોવામાં આવે છે તે સઘળું રૂદ્રાદિકને પણ તિરોહિત કરી દેનારો મહાપ્રલય પ્રાપ્ત થતાં ક્યાંય જતું રેહેછે, નાશ પામીજાય છે, અસત્ થઈ જાય છે અને અદૃશ્યરૂપ થઈ જાય છે.[૪૫,૪૬] એ પ્રમાણે જગતનો પ્રલય થતાં વ્યાપક, કહી શકાય નહિ એવું, નામ–રૂપથી રહિત, નિશ્ચળ અને ગંભીર કાંઈક સત્ અવશેષ રહે છે.[૪૭] જે તેજરૂપ નથી, તમરૂપ નથી, શૂન્ય નથી, આકારવાળું નથી, દૃશ્ય નથી, દર્શનરૂપ નથી, ઉત્પન્ન થએલા પદાર્થોના સમૂહરૂપ નથી, અનંતપણાથી રહે છે,[૪૮] કોઇ રીતિથી પણ નિરૂપણ કરવાને અશક્ય છે, પૂર્ણ કરતાં પણ પૂર્ણ છે, સત્ કહેવાઈ શકાતું નથી, અસત્ કહેવાઈ શકાતું નથી, ઉત્પત્તિવાળું નથી, ઉત્પત્તિરૂપ નથી,[૪૯] ચિન્માત્ર છે, જ્ઞાતાથી રહિત છે, અનંત છે, જરારહિત છે, સુખરૂપ છે, આદિ, અંત તથા મધ્યથી રહિત છે, કારણરહિત છે અને પીડારહિત છે.[૫૦] ચિત્રમાં આળેખેલા મોતીના હંસની પેઠે જેમાં આ જગત સ્ફુરે છે, જગતરૂપ છે તથા જગતરૂપ નથી એમ પણ જે કહેવાઈ શકાય છે, જગતની સ્ફુટ તથા અસ્ફુટ એ બન્ને અવસ્થાઓમાં જે અનુસ્યૂત છે અને પોતાને કાન, જીભ, નાક, ચામડી કે નેત્ર નહિ છતાં પણ જે સર્વ કાળમાં અને સર્વ દેશમાં સાંભળે છે, સ્વાદ લે છે, સુંઘે છે, સ્પર્શ કરે છે તથા જોયા કરે છે તે એજ દેવ છે.[૫૧,૫૨] એના પ્રકાશથીજ સઘળું જગત પ્રકાશે છે. એનું સ્વરૂપજ અજ્ઞાનના સમયમાં સૃષ્ટિરૂપે વિચિત્ર લાગનાર અને અજ્ઞાનની નિવૃત્તિના સમયમાં આદિથી તથા અંતથી રહિત લાગનાર છે.[૫૩] જેમ નેત્રને અર્ધાં ઉઘાડી ભમરની સામે જોતાં બન્ને ભમરના મધ્યમાં ખોટી કાળી ટબકી જોવામાં આવે છે, તેમ એ દેવના સ્વરૂપમાં મિથ્યા જગત જોવામાં આવે છે. એ દેવ પોતે આકાશની પેઠે નિર્લેપ રહીને પોતામાં પોતાના સ્વરૂપની સત્તાથી સતરૂપ લાગતા જગતને જોયા કરે છે.[૫૪] એ દેવના બીજા કોઈ કારણની કલ્પના કરવી એ સસલાના શીંગડાની કલ્પના કર્યા જેવું છે. જેમ તરંગોનો સમૂહ જળના કાર્યરૂપ છે, તેમ આ જગત એ દેવના કાર્યરૂપ છે.[૫૫] નિરંતર પ્રકાશતા અને ચિત્તરૂપ સ્થાનકોમાં રહેનારા એ ચૈતન્યમાત્ર દેવરૂપી દીવાના પ્રકાશથી સઘળું બ્રહ્માંડ પ્રકાશ્યા કરે છે.[૫૬] એ દેવ ન હોય તો સૂર્ય આદિ આ સઘળા પ્રકાશો અંધકાર સમાન છે. એ દેવરૂપી તેજમાં બ્રહ્માંડોરૂપી ઝાંઝવાનાં જળો પ્રતીત થયા કરે છે.[૫૭] જેમ ઊંબાડીયું ચલનને પ્રાપ્ત થાય ત્યારે તેમાં ચક્રજેવો આકાર પ્રતીત થાય છે અને ચલનથી અટકે ત્યારે તે આકાર પ્રતીત થતો નથી, તેમ એ દેવ મનરૂપ થાય છે ત્યારે તેમાં આ જગત પ્રતીત થાય છે અને મનરૂપપણાને છોડી દેછે ત્યારે તેમાં જગત પ્રતીત થતું નથી.[૫૮] વ્યાપક અને પરિચ્છેદ વગરના એ દેવના સ્વરૂપમાં જગતનાં જે ઉત્પત્તિ તથા પ્રલય થાય છે તે કેવળ અવિદ્યાના ચલન અને અચલનરૂપ છે. એ દેવનું વાસ્તવિક રૂપ નિર્મળ છે અને અક્ષય છે.[૫૯] જેમ પવનનાં ચલન અને અચલન કહેવામાત્રમાંજ પવનથી જૂદાં છે પણ

વાસ્તવિક રીતે જૂદાં નથી, તેમ જગતની ઉત્પત્તિ તથા પ્રલય કહેવામાત્રમાંજ એ દેવથી જૂદાં છે પણ વાસ્તવિક રીતે જૂદાં નથી કારણ કે એ દેવની સત્તા એવી અખંડિત છે કે તેમાં બીજા કોઈની સત્તા સમાય એમ નથી.[૬૦] એ દેવ સર્વકાળમાં અને દેશમાં જ્ઞાની પુરૂષોને પ્રકાશમાન છે, અજ્ઞાનીઓને અપ્રકાશિત છે અને મુક્ત પુરૂષોને અપ્રકાશિત નથી તથા પ્રકાશિત પણ નથી.[૬૧] એ દેવ ચલનરહિત છે, મંગળરૂપ છે અને શાંત છે. એમાંજ કલ્પાએલી અવિદ્યાના ચલનથી બ્રહ્માંડની સ્થિતિ છે. અવિદ્યાના ચલન તથા અચલનરૂપી વિલાસના આધષ્ઠાનરૂપ અને ભરપૂર સ્વરૂપવાળો એ એકજ દેવ છે.[૬૨] જેમ પુષ્પોનો વિનાશ થતાં પણ તેઓના પાર્થિવ ભાગનો વિનાશ થતો નથી, તેમ બ્રહ્માંડોનો વિનાશ થતાં પણ એ દેવની સત્તાનો વિનાશ થતો નથી. જેમ ધોળા વસ્ત્રમાં ધોળાપણું પ્રત્યક્ષ છતાં પણ ગ્રહણ કરવાને અશક્ય છે, તેમ એ દેવ પ્રત્યક્ષ છતાં પણ ગ્રહણ કરવાને અશક્ય છે.[૬૩] એ દેવ વાણીથી રહિત છતાં પણ બોલે છે, મનથી રહિત છતાં પણ મનન કરે છે, સર્વદા તૃપ્ત છતાં પણ ભોગવે છે અને ક્રિયાનાં સાધનોથી રહિત છતાં પણ ક્રિયા કરે છે.[૬૪] એ દેવને કોઈ પણ અંગ નથી તે છતાં સઘળાં અંગો, હસ્ત તથા નેત્રો હજારો છે. એ દેવ કોઈમાં રહેલો નથી તે છતાં સઘળા જગતમાં વ્યાપ્ત છે.[૬૫] એ દેવ ઇંદ્રિયોના બળથી રહિત છે તે છતાં સઘળી ઈંદ્રિયોની ક્રિયાઓ એનીજ છે. એ દેવ મનનથી રહિત છે તે છતાં જગતની આ સઘળી રચનાઓ એના સંકલ્પથી ઉઠેલી છે.[૬૬] એ દેવને નહિ જોવાથી સંસારરૂપી મિથ્યાસર્પથી ડરવું પડે છે. એ દેવ જોવામાં આવે તો સંસારથી થતી સઘળી ભીતિઓ ક્યાંય ભાગી જાય છે.[૬૭] જેમ દીવાનો પ્રકાશ હોવાને લીધે નાટકસંબંધી સઘળી ક્રિયાઓ પ્રવર્ત્તે છે, તેમ અવિચળ અને મહાપ્રકાશરૂપ એ સાક્ષી હોવાથી ચિત્તની ચલનમાત્રથી થતી સઘળી ક્રિયાઓ પ્રવર્ત્તે છે.[૬૮] જેમ સમુદ્રમાંથી ન્હાના મ્હોટા તરંગોની પંક્તિઓ ઉઠે છે, તેમ એ દેવમાંથી ઘટ—પટ આદિ સેંકડો પદાર્થોની પંક્તિઓ ઉઠેલી છે.[૬૯] જેમ સોનું કડાં, બાજુબંધ, કેયૂર અને ઝાંઝર આદિ અનેકરૂપે ઉદય પામે છે, તેમ એજ દેવ વ્યવહારસંબંધી મિથ્યાભૂત અનેક પદાર્થોરૂપે ઉદય પામે છે.[૭૦] જો એ દેવનો સાક્ષાત્કાર થાય તો તમે, હું અને આ સઘળા લોકો એકરૂપજ છીએ અને જો સાક્ષાત્કાર ન થાય તો તમે, હું અને સઘળા લોકો ભિન્નભિન્ન છીએ.[૭૧] જેમ જળમાં તરંગોની પંક્તિ અન્ય નહિ છતાં અન્યજેવી, અભિન્ન છતાં ભિન્ન જેવી અને અનાદિ છતાં ઉત્પન્ન થએલજેવી સ્ફુરે છે માટે મિથ્યા છે, તેમ એ દેવમાં દૃશ્ય પદાર્થોની પંક્તિ અન્ય નહિ છતાં અન્યજેવી, અભિન્ન છતાં ભિન્નજેવી અને અનાદિ છતાં ઉત્પન્ન થએલજેવી સ્ફુરે છે માટે મિથ્યા છે.[૭૨] કાળસંબંધી છ વિકારો, દૃશ્ય પદાર્થોનો દેખાવ અને અનેક જાતના માનસિક મનોરથો એ દેવનેલીધેજ સ્ફુરે છે. એ દેવના પ્રકાશથીજ જગતનો પ્રકાશ થાય છે,[૭૩] ક્રિયા, રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને અંતઃકરણનું ચૈતન્ય આદિ જે કાંઇ તમારા જાણવામાં આવે છે તે એજ દેવ છે અને જેથી એ સઘળું જાણવામાં આવે છે તે પણ એજ દેવ છે.[૭૪] હે સુજન! પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એઓમાં અખંડિતરૂપે જે સંવિત્ રહે છે તે તમારૂં સ્વરૂપ છે, એમ એકાગ્રમનથી સમજો.[૭૫] એ બ્રહ્મ જન્મરહિત છે, જરારહિત છે, અનાદિ છે, અવિચળ છે, નિત્ય છે, સુખરૂપ છે, નિર્મળ છે, જાણ્યા પછી દૂર થાય એમ નથી, અત્યંત વંદવાયોગ્ય છે, શુદ્ધ છે,

સઘળી રચનાઓથી રહિત છે, કારણોના કારણરૂપ છે, અનુભવરૂપ છે, બીજાથી જણાય એમ નથી, જ્ઞાનરૂપ છે, સર્વરૂપ છે અને સર્વરૂપ છતાં પણ ગુપ્ત રહેલ છે.[૭૬]

**अजमजरमनाद्यं शाश्वतं ब्रह्म नित्यं शिवममलममोघं वंद्यमुच्चैरनिंद्यम् ।**
**सकलकलनशून्यं कारणं कारणानामनुभवनमवेद्यं वेदनं विश्वमंतः ॥ ७६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'પરમકારણવર્ણન' નામનો નવમો સર્ગ સંપૂર્ણ. ૯.**

## सर्ग १० मो* બ્રહ્મના લક્ષણમાં શંકા અને તેનું સમાધાન

**राम उवाच । महाप्रलयसंपत्तौ यदेतदवशिष्यते ॥**
**भवत्येतदनाकारं नाम नास्त्यत्र संशयः ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—મહાપ્રલય થતાં જે તત્ત્વ અવશેષ રહે છે તે નિરાકારજ રહેવું જોઇએ એમાં કશો સંશય નથી.[૧] પરંતુ એ તત્ત્વ શૂન્ય શામાટે નહિ, પ્રકાશ શામાટે નહિ, તમ શામાટે નહિ, પ્રકાશવાળું શામાટે નહિ,[૨] જ્ઞાતાથી રહિત શી રીતે છે, જીવરૂપ શી રીતે નથી, બુદ્ધિરૂપ શામાટે નથી અને મનરૂપ કેમ નથી?[૩] એ તત્ત્વ કોઈરૂપ નથી એ શી રીતે અને સર્વરૂપ પણ છે એ શી રીતે? આ તમારી વચનોની વિચિત્ર ઢબ ઉપરથી મ્હારા મનમાં મુંઝવણજેવું થાય છે.[૪]

વસિષ્ઠ કહે છેઃ—તમે આ જે પૂછો છો તે મ્હારો અભિપ્રાય જાણ્યા વિના પૂછો છો માટે હું મ્હારા અભિપ્રાયને સ્પષ્ટ જણાવીને, જેમ સૂર્ય રાત્રિના અંધારાને ભેદી નાખે છે, તેમ તુરતજ તમારા સંશયને ભેદી નાખીશ.[૫] હે રામ! મહાપ્રલયના સમયમાં જે સત્વસ્તુ અવશેષ રહે છે તે શૂન્ય ન હોવા વિષે પ્રથમ કહું છું તે સાંભળો.[૬] જેમ નહિ કોતરાએલી પુતળી થાંભલામાં રહે છે, તેમ આ જગત તે સમયે બ્રહ્મમાં રહે છે માટે જગતના અધિષ્ઠાનરૂપ તે બ્રહ્મ શૂન્ય નથી.[૭] આ આવી રીતનો જગતરૂપ મોટો આડંબર સાચો હોય કે ખોટો હોય પણ તે જેમાં રહે છે તે પદાર્થ અશૂન્યજ હોવો જોઇએ.[૮] જેમ થાંભલો પોતાનામાં પુતળી કોતરાયા વગરનો છતાં પણ પુતળીવગરનો નથી, તેમ બ્રહ્મ પ્રલયકાળમાં જગતના સ્ફુરણથી રહિત છતાં પણ જગતવગરનું નથી માટે શૂન્ય નથી.[૯] હે રામ! જેમ જળમાં તરંગ નથી અને છે પણ ખરો, તેમ બ્રહ્મમાં આ જગત નથી અને છે પણ ખરૂં.[૧૦] દેશ, કાળ, કોતરનાર અને કોતરવાનાં સાધનો હોય તો થાંભલામાં પુતળીની રચના થવી સંભવે છે પણ બ્રહ્મમાં તો દેશ, કાળ આદિ સામગ્રીનો સંભવ નહિ હોવાથી જગતની રચના થવી સંભવતી નથી, એમ માનીને વાદીઓ અમથા મુંઝાયા કરે છે.[૧૧] કારણ કે બ્રહ્મમાં જગતની સ્થિતિ વિષે જે થાંભલાની પુતળીનું દૃષ્ટાંત આવે છે તે એક દેશથી સરખું લેવાનું છે પણ સઘળી રીતે સરખું લેવાનું નથી.[૧૨] જગતની ઉત્પત્તિની સત્તા બ્રહ્મની સત્તાથી જૂદી નથી અને પ્રલયની સત્તા પણ બ્રહ્મની સત્તાથી જૂદી નથી તો એવા કેવળ, સત્ અને સ્વરૂપસ્થિત બ્રહ્મની અંદર જગતની ઉત્પત્તિ થવામાં બીજી કોઇ સામગ્રીની જરૂર નથી.[૧૩] અશૂન્ય પદાર્થને લઇને શૂન્ય શબ્દનો અર્થ કલ્પી શકાય છે અને શૂન્ય પદાર્થને

* આ દસમા સર્ગમાં બ્રહ્મના લક્ષણમાં જે શંકા થઈ તેનું સમાધાન કરીને તાત્પર્ય કહેવામાં આવશે.

લઇને અશૂન્ય શબ્દનો અર્થ કલ્પી શકાય છે પણ બ્રહ્મથી ભિન્ન બીજો કોઈ પદાર્થ છેજ નહિ માટે બ્રહ્મને શૂન્ય કે અશૂન્ય કહેવું સંભવેજ કેમ ?[૧૪] જે પ્રકાશ છે તે સૂર્યનો, અગ્નિનો, ચંદ્રનો કે તારા આદિનો ધર્મ છે માટે બ્રહ્મને પ્રકાશ કહી શકાય નહિ. તેમજ એ સૂર્ય આદિ કોઈ પણ પદાર્થ બ્રહ્મમાં નથી માટે બ્રહ્મ પોતે પ્રકાશવાળું પણ નથી.[૧૫] સૂર્ય આદિ મહાભૂતોના પ્રકાશોનો જે અભાવ તે તમ કહેવાય છે. બ્રહ્મ કાંઈ તેવા પ્રકાશના અભાવરૂપ નથી માટે તમરૂપ નથી.[૧૬] આકાશની પેઠે સ્વચ્છતાવાળા એ બ્રહ્મનો જે પ્રકાશ કહેવાય છે તે એના પોતાના અનુભવરૂપજ છે અને તે પ્રકાશનોજ એ પોતેજ અનુભવ કરે છે પણ બીજા કોઇને અનુભવ થતો નથી. આ પ્રમાણે બ્રહ્મ જ્ઞાતાથી રહિત છે.[૧૭] બ્રહ્મ કે જે તમથી તથા પ્રકાશથી પણ રહિત અવિનાશી પદ છે તે આકાશની પેઠે નિર્મળ છે અને તેમાં સઘળું જગત ભ્રાંતિથીજ કલ્પાયું છે માટે તે બ્રહ્મને જીવરૂપ, બુદ્ધિરૂપ કે મનરૂપ કહી શકાતું નથી.[૧૮] બીલાંમાં અને બીલાના મધ્યમાં જેમ કશો ભેદ નથી, તેમ બ્રહ્મમાં અને જગતમાં કશો ભેદ નથી માટે બ્રહ્મ કોઈ બીજારૂપ નથી અને સર્વરૂપ પણ છે એમ કહેવાય છે.[૧૯] જેમ જળની અંદર તરંગ છે અને માટીની અંદર ઘડો છે, તેમ જેની અંદર જગત છે તે બ્રહ્મ શૂન્ય કેમજ હોય.[૨૦] 'જેમ પૃથ્વીની અંદર રહેલું જળ પૃથ્વીરૂપ નથી, તેમ બ્રહ્મની અંદર રહેલું જગત બ્રહ્મરૂપ ન હોવું જોઇએ' એવી શંકા કરવી નહિ. કારણકે પૃથ્વી આદિ સાકાર પદાર્થોની ઉપમા નિરાકાર બ્રહ્મમાં યથાર્થ રીતે લાગુ પડે નહિ. બ્રહ્મ કે જે આકાશની પેઠે નિર્મળ છે તેની અંદર રહેલું જગત પણ આકાશની પેઠે નિર્મળજ છે.[૨૧] જેમ બ્રહ્મ આકાશથી પણ અધિક નિર્મલ છે તેમ તેની અંદર રહેલું જગત પણ આકાશથી અતિ નિર્મળ છે એટલે જેવું બ્રહ્મ છે તેવુંજ જગત છે.[૨૨] જેમ મરીની અંદર રહેતી તીખાશ, ખાનાર વિના જાણવામાં આવે નહિ, તેમ બ્રહ્મનું ચિન્માત્રપણું, પ્રલયકાળમાં જીવ નહિ હોવાથી જાણવામાં આવતું નથી.[૨૩] આ પ્રમાણે બ્રહ્મ કે જે ચિદ્રૂપ છે તે પ્રલયકાળમાં જીવના અભાવને લીધે ચિદ્રૂપે ભાસતું નથી. એ સમયમાં જેમ જીવનું જીવપણું નિવૃત્ત થાય છે તેમ જગતનું જગતપણું નિવૃત્ત થાય છે. જીવ અને જગત બન્ને, બ્રહ્મરૂપજ થઈ જાય છે તેથી સઘળા બહારના દેખાવો અને મનની અંદરના દેખાવો પણ બ્રહ્મરૂપ થઈ જતાં બીજું કશું રહેતું નથી. પ્રલયમાં તથા સમાધિના કાળમાં સંપૂર્ણ જગત સુષુપ્તરૂપ થઇ જાય છે અને જ્ઞાનકાળમાં તુર્યરૂપ થઈ જાય છે.[૨૪,૨૫] સમાધિના કાળમાં જગત સુષુપ્ત થઈ જવાનેલીધે સઘળા સંસ્કારોના ડબરારૂપ યોગી સંસારરહિત બ્રહ્મરૂપે રહે છે અને જ્ઞાનકાળમાં એટલે બ્રહ્માના અનુસંધાનના સમયમાં સઘળા સંસ્કારોના ડબરારૂપ જ્ઞાની વ્યવહારવાળો છતાં પણ સંસ્કારરહિત બ્રહ્મરૂપે રહે છે.[૨૬] જેમ આકારવાળા નિશ્ચળ જળમાં મ્હોટા મોજા જળરૂપે રહેલા છે, તેમ આકાર વગરના પરબ્રહ્મમાં બ્રહ્મરૂપે જગત રહેલું છે.[૨૭] પૂર્ણબ્રહ્મમાંથી જગત તથા જીવ જે પ્રસરેલ છે તે બ્રહ્મરૂપેજ પ્રસરેલ છે માટે જગત તથા જીવ પૂર્ણજ છે અને નિરાકારજ છે. બ્રહ્મમાંથી જગતનું સ્ફુરણ માનવામાં આવ્યું એટલે તેના દ્રષ્ટારૂપે જીવનું સ્ફુરણ પણ માનવામાં આવ્યું છે.[૨૮] જગત પૂર્ણમાંથી પૂર્ણરૂપેજ પસરેલું છે અને પૂર્ણરૂપેજ રહેલું છે માટે જગત ઉત્પન્નજ થયું નથી અને જો ઉત્પન્ન થયું હોય તોપણ બ્રહ્મરૂપજ છે.[૨૯] પ્રલયમાં જીવને

દ્રષ્ટાપણું નહિ રહેવાથી જગતમાં દૃશ્યપણું પણ રહેતું નથી એટલે પછી જગતમાં જગતપણું શું રહ્યું? કશું નહિ. મરીનો સ્વાદ લેનારો ન રહે ત્યારે 'મરીમાં તીખાશ રહે છે' એમ કેમજ કહેવાય?[30] બ્રહ્મમાં ચિત્ત અને દૃશ્યઆદિપણું છેજ નહિ તે છતાં મિથ્યાજ પ્રતીત થાય છે. બ્રહ્મમાં કોઇ ઉપાધિ છેજ નહિ ત્યારે તે ઉપાધિમાં બ્રહ્મનું જીવરૂપે પ્રતિબિંબિત થવું પણ કેમ કહેવાય?[31] બ્રહ્મ પરમાણુના પણ કારણરૂપ છે, સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે, શુદ્ધ છે, પર છે, આકાશના ગર્ભ કરતાં પણ અત્યંત શાંત છે,[32] દેશ–કાળ આદિના પરિચ્છેદથી રહિત હોવાનેલીધે અત્યંત વિસ્તીર્ણ છે, આદિ તથા અંતથી રહિત છે, પ્રકાશમાત્ર છે અને પ્રકાશ્ય પદાર્થોથી રહિત છે.[33] બ્રહ્મમાં દૃશ્યજ થયું નથી ત્યારે ચિત્તમાં પ્રતિબિંબિત થએલો કહેવાતો અને નિરંતર વાસનામય કહેવાતો દ્રષ્ટા (જીવ) તો ક્યાંથીજ થયો હોય.[34] દૃશ્યનો ઉદય નહિ થવાથી બ્રહ્મમાં જીવપણું, બુદ્ધિપણું, ચિત્તપણું, ઇંદ્રિયપણું કે વાસના, કશું થયુંજ નથી.[35] આ પ્રમાણે પરબ્રહ્મ બીજાઓને જગતરૂપી મ્હોટા આડંબરથી ભરપૂર લાગે છે તોપણ અમને તો શાંત અને આકાશ કરતાં પણ અધિક શૂન્ય લાગે છે.[36]

રામચંદ્રજી પૂછે છેઃ—એ અપાર ચૈતન્યમય પરબ્રહ્મનું કેવું રૂપ છે? એ ફરીવાર સારી પેઠે મને કહો કે જેથી મ્હારા બોધની વૃદ્ધિ થાય.[37]

વસિષ્ઠ કહે છેઃ—મહાપ્રલય થતાં સઘળાં કારણોના પણ કારણરૂપ જે પરબ્રહ્મ અવશેષ રહે છે તેનું રૂપ કહું છું તે સાંભળો.[38] સમાધિમાં વૃત્તિઓનો ક્ષય થવાથી મનના રૂપનો પણ નાશ કરીને જે, કોઇ રીતે નિરૂપણ કરી શકાય નહિ એવું સદ્રૂપ રહે છે તે પરબ્રહ્મનું રૂપ છે.[39] સમાધિમાં દૃશ્યરૂપ જગત નહિ રહેતાં દ્રષ્ટાનો અભાવ થવાથી જે એકરસજેવું સાક્ષિરૂપ પ્રતીત થાય છે તે પરબ્રહ્મનું રૂપ છે.[40] જેમાં ભવિષ્યકાળમાં જીવત્વ થયું માનવામાં આવે છે એવા ચૈતન્યનું દૃશ્યોમાં ઉન્મુખ નહિ થએલું, ચિન્માત્ર, નિર્મળ અને શાંત જે રૂપ છે તે પરબ્રહ્મનું રૂપ છે.[41] વાયુ આદિ શરીરને લાગતાં છતાં પણ તેનો સ્પર્શ આદિ અનુભવ નહિ થતાં સમાધિમાં જીવતા યોગીનું જે રૂપ રહે છે તે પરમાત્માનું રૂપ છે.[42] બુદ્ધિની સ્વપ્નગરની, માંકણ આદિની પીડાથી નહિ તૂટતી અને અંદર પ્રકાશવાળી જે સુષુપ્તિ અવસ્થા છે તે ઘણીવાર સુધી રહેતાં તે સમયે જે ચૈતન્યનું રૂપ છે તે, પ્રલયકાળમાં પરમાત્માનું સ્વરૂપ છે.[43] ત્રિપુટીથી રહિત, ચિદ્રૂપ પરમાત્માનું જે રૂપ છે તે આકાશના શૂન્યપણાજેવું છે, શિલાના એકરસપણાજેવું છે અને પવનના પૂર્ણપણાજેવું છે.[44] જીવતાં છતાં દૃશ્યનો અને મનનો ત્યાગ કરી દેતાં સ્વરૂપની જે પર અને શાંત સ્થિતિ રહે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[45] આનંદમય કોશની અંદર, સૂર્યની અંદર, આકાશની અંદર અને વૃત્તિઓની અંદર જે એક પ્રકાશ સ્ફુરે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[46] બુદ્ધિની વૃત્તિના, પદાર્થોના સ્ફુરણના, પદાર્થોના તથા અજ્ઞાનના સાક્ષિરૂપ અને આદિ અંતર વગરનું જે જ્ઞાન છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[47] આ જગત કદી ઉત્પન્ન થએલું નહિ છતાં પણ જેથી ઉત્પન્ન થએલાજેવું જણાય છે અને જેથી અભિન્ન છતાં પણ ભિન્નજેવું જણાય છે તે પરમાત્માનું રૂપ છે.[48] જ્ઞાની પુરૂષ વ્યવહારમાં લાગેલો રહેતાં છતાં પણ જે તેની પાષાણની પેઠે અવિચલ સ્થિતિ છે તથા જે અખંડિત છતાં જગતને અવકાશ આપે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[49] પ્રમાતા,* પ્રમાણ,× અને પ્રમેય+ એ

* ચિદાભાસ. × ઇંદ્રિયોની વૃત્તિ. + વિષયો.

ત્રણે જેમાં ઉદય પામે છે અને જેમાં અસ્ત પામે છે તે પરમ દુર્લભ પરમાત્માનું સ્વરૂપ છે.[૫૦] જે બુદ્ધિઆદિથી રહિત મ્હોટા અરીસામાં પ્રમેયપણું, પ્રમાણપણું અને પ્રમાતાપણું પ્રતિબિંબિત થએલું છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૫૧] મહાચૈતન્યનું જાગૃતથી, સ્વપ્નથી તથા સુષુપ્તિથી રહિત જે સ્વરૂપ છે અને સ્થાવરમાં તથા જંગમમાં સતરૂપે જે પ્રતીત થાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે અને તેજ પ્રલયમાં અવશેષ રહે છે.[૫૨] સ્થાવરોનું રૂપ કે જે મનથી તથા બુદ્ધિ આદિથી રહિત છે તે, જો બોધમય હોય તો તેને પરમાત્માના રૂપની ઉપમા આપવામાં આવે.[૫૩] બ્રહ્મા, સૂર્ય, વિષ્ણુ, ઇંદ્ર અને સદાશિવ આદિનો નાશ થતાં સુખરૂપ, સઘળી ઉપાધિઓનો નાશ થવાથી ભેદરહિત, ચૈતન્યમાત્ર અને જેમાં જગતનો સંગ રહેતો નથી એવું એક પરમ સ્વરૂપ પ્રલયકાળમાં રહે છે.[૫૪] **ब्रह्मार्कविष्णुहरशक्रसदाशिवादिशांतौ शिवं परममेतदिहास्त्यमास्ते । सर्वोपधिव्ययवशादविकल्परूपं चैतन्यमात्रमयमुज्झितविश्वसंगम् ॥५४॥**

**શ્રીમદ્ યો૦ મહા૦ ઉ૦ પ્રકરણનો 'મહાકલ્પાંતાવશિષ્ટપરમભાવવર્ણન' નામનો દસમો સર્ગ સંપૂર્ણ.૧૦**

---

## सर्ग ११ मो* જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જૂદી નથી

**राम उवाच ॥ इदं त्वमिदं दृश्यं जगदस्तीति भासुरः ।**
**महाप्रलयसंपत्तौ भो ब्रह्मन् क्व तिष्ठति ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—મહારાજ ! આવા રૂપથી પ્રકાશતું આ દૃશ્યરૂપ જગત મહાપ્રલયના સમયમાં બ્રહ્મની અંદર રહેતું નથી ત્યારે ક્યાં રહે છે ? તે કહો.[૧]

વસિષ્ઠ કહે છેઃ—વાંઝણીનો દીકરો ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે તથા આકાશનું વન ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે ? તે કહો.[૨]

રામચંદ્રજી પૂછે છેઃ—વાંઝણીનો દીકરો તથા આકાશનું વન છેજ નહિ અને થવાનાં પણ નથીજ માટે તેઓ પ્રત્યક્ષ નથી અને પ્રત્યક્ષ નહિ હોવાને લીધે તેઓનો પ્રલય થવાનું પણ કહી શકાય એમ નથી તો તેઓની ઉપમા જગતને આપો છો એ કેમ સંભવે ?[૩]

વસિષ્ઠ કહે છેઃ—જેમ વાંઝણીનો દીકરો અને આકાશનું વન એઓ કદી પણ નથી, તેમ જગત આદિ દૃશ્ય પણ કદી નથી.[૪] એઓની પેઠેજ જગત ઉત્પન્ન થયું નથી અને નાશને પણ પ્રાપ્ત થવાનું નથી. જે વસ્તુ પ્રથમ છેજ નહિ તેની ઉત્પત્તિ વળી કેવી હોય અને ઉત્પત્તિ ન હોય ત્યારે નાશની તો વાતજ શી હોય.[૫]

રામચંદ્રજી પૂછે છેઃ—જેની ઉત્પત્તિ અને સ્થિતિ પ્રત્યક્ષ છે એવા જગતને વાંઝણીના પુત્ર આદિ અત્યંત અસત્ પદાર્થની ઉપમા આપવી ઘટતી નથી માટે વાંઝણીના પુત્રની અને આકાશના વનની ઉપમા નહિ આપતાં તેઓની કલ્પના કે જેનાં ઉત્પત્તિ અને નાશ પ્રત્યક્ષ છે તેની ઉપમા આપો તો અયોગ્ય કહેવાય ?[૬]

વસિષ્ઠ કહે છેઃ—જેને ઉપમા આપવાની હોય તેને તેનાથી ભિન્ન પદાર્થની ઉપમા આપવી યોગ્ય છે. વાંઝણીના પુત્રની અને આકાશના વનની કલ્પના તો જગતથી ભિન્ન નથી પણ જગતની

---

* આ અગીઆરમા સર્ગમાં "પ્રલયમાં પણ જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી છે અને સૃષ્ટિમાં પણ તેની અધિષ્ઠાનથી જૂદી સત્તા નથી." એ નિરૂપણ કરવામાં આવશે.

અંદરજ આવી જાય છે માટે તેની ઉપમા જગતને આપવી અયોગ્યજ છે તેથી મેં અત્યંત અસત્ પદાર્થની ઉપમા આપી છે. જગત્ પણ અત્યંત અસત્ પદાર્થજ છે. બીજા કોઇ પદાર્થની ઉપમા નહિ લાગુ પડતાં તેના તે પદાર્થની ઉપમા આપવામાં આવે તો 'આકાશ આકાશજેવું છે' એ વાક્યની પેઠે અનન્વયાલંકારનું ઉદાહરણ થઈ જાય.[૭] "જગત્ કે જે પ્રત્યક્ષ દેખાય છે તે અત્યંત અસત્ કેમ સંભવે" એવી શંકા રાખશો નહિ. કારણ કે કેટલાએક પદાર્થો અત્યંત અસત્ છતાં પણ પ્રતીયમાન થાય છે. જેમ સુવર્ણના કડામાં કડાપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે અત્યંત અસત્ છે. તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે અત્યંત અસત્ છે,[૮] જેમ આકાશમાં શૂન્યપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે આકાશથી જુદું નથી, કાજળમાં કાળાપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે કાજળથી જુદું નથી, હિમમાં શીતપણું પ્રત્યક્ષ જણાય છે પણ તે હિમથી જુદું નથી અને ચંદ્રમાં શીતલપણું પ્રત્યક્ષ જણાય છે પણ તે ચંદ્રથી જુદું નથી, તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે બ્રહ્મથી જુદું નથી.[૯-૧૧] જેમ નિર્જળ દેશની નદીમાં જળ અને બીજા ચંદ્રમાં ચંદ્રપણું પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ નથીજ, તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ નથીજ.[૧૨] જો કે બ્રહ્મ જગતનું કારણ કહેવાય છે તોપણ જેમ તડકો છાયાનું કારણ હોવો સંભવતો નથી, તેમ ચૈતન્યરૂપ બ્રહ્મ જડરૂપ પૃથ્વી આદિનું કારણ હોવું સંભવતું નથી માટે જગત્ મુદ્દલ થયુંજ નથી એમ સમજવું.[૧૩] આ પ્રમાણે જે પ્રથમ થયુંજ ન હોય તે વર્તમાન કાળમાં પણ હોતું નથી ત્યારે તેનો નાશ થવાની તો વાતજ કેમ સંભવે ?[૧૪] આ પ્રમાણે હોવાનેલીધે જગતરૂપ કાર્ય કાંઈ ઉત્પન્ન થયુંજ નથી પણ જે બ્રહ્મ છે તેજ જગતરૂપે ભાસે છે એમ માનવું યોગ્ય છે.[૧૫] જો "અજ્ઞાનજ જગતરૂપે પરિણામ પામ્યું છે" એમ કહેવામાં આવે તોપણ અજ્ઞાનનો પરિણામ એ, સંવિત્નો* વિવર્ત્તજ× છે. સ્વપ્નમાં જે જગત દેખવામાં આવે છે તે, સંવિત્નો વિવર્ત્તજ છે એ વાત પ્રસિદ્ધ છે.[૧૬] જેમ સ્વપ્નમાં જે ભ્રમરૂપ જગત જોવામાં આવે છે તે, સંવિત્નોજ દેખાવ છે, તેમ સૃષ્ટિના આરંભમાં જે જગત જોવામાં આવે છે તે, બ્રહ્મનોજ દેખાવ છે.[૧૭] જે કાંઈ આ જગત જોવામાં આવે છે તે સર્વદા બ્રહ્મરૂપજ છે. જગતનો કોઇ સમયે પણ અને કાંઇ પણ પ્રલય થયો નથી અને ઉદય પણ થયો નથી.[૧૮] જેમ દ્રવપણું જળરૂપજ છે, ચલન વાયુરૂપજ છે અને દેખાવ પ્રકાશરૂપજ છે તેમ બ્રહ્માંડ બ્રહ્મરૂપજ છે.[૧૯] જેમ સ્વપ્નને જોનારા પુરૂષનું જે જ્ઞાન છે તેજ સ્વપ્નના નગરજેવું પ્રતીત થાય છે, તેમ પરમાત્માજ પોતાના સ્વરૂપમાં જગતની પેઠે પ્રતીત છે.[૨૦]

રામચંદ્રજી પૂછે છેઃ—મહારાજ ! આ દૃશ્યરૂપી ઝેર સ્વપ્નના અનુભવની પેઠે અસત્ હોય તો અત્યંત દૃઢ રીતે પ્રતીત કેમ થાય છે ? સ્વપ્નનો પદાર્થ તો અત્યંત દૃઢ પ્રતીત થતો નથી.[૨૧] જ્યાંસુધી દૃશ્યની સ્થિતિ હશે ત્યાંસુધી દ્રષ્ટાનું વારણ થવાનું નથી અને જ્યાંસુધી દ્રષ્ટાની સ્થિતિ હશે ત્યાંસુધી દૃશ્યનું વારણ થવાનું નથી તેમજ એઓમાંનું એક હશે ત્યાંસુધી બન્નેને બંધ છે અને એકનો ક્ષય થશે તો બન્નેનો મોક્ષ છે.[૨૨] પણ જ્યાંસુધી દૃશ્યનો અત્યંત બાધરૂપ ક્ષય સમજાયો નથી ત્યાંસુધી દ્રષ્ટાને દૃશ્યનો સંબંધ ટળવાનો નથી અને એ ટળ્યો

* જ્ઞાન. × મૂળ વસ્તુ ન ફરતાં તેમાં બીજું ભાન થાય તે.

નથી ત્યાંસુધી મોક્ષની આશા નથી.[૨૩] જો પ્રથમ દૃશ્ય પદાર્થ હોય અને પછીથી તેનો ક્ષય થતો હોય તો સંસ્કારરૂપે રહેલા દૃશ્યનો પછી ઉત્પત્તિરૂપ અનર્થાત્મક બંધ શાંત થવાનો નથી.[૨૪] કારણ કે ચૈતન્યરૂપી અરીસા ગમે ત્યાં હોય ત્યાં પણ તેમાં સઘળા દૃશ્યનો સ્મરણ-રૂપ મ્હોટો પ્રતિબિંબ લાગ્યા વગર રહેવાનો નથી.[૨૫] જો દૃશ્ય મૂળેજ ઉત્પન્ન થયું ન હોય અને અસ્તિત્વવગરનુંજ હોય તો દ્રષ્ટા દશ્યથી મુક્ત થવો સંભવે છે.[૨૬] હે જ્ઞાનીઓમાં ઉત્તમ ! એટલા માટે મ્હારા મનમાં મુક્તિના અસંભવની જે શંકા છે તેને યુક્તિઓથી દૂર કરીને, હું જ્યાંસુધી દૃશ્યના અત્યંત અસંભવને બરાબર સમજું ત્યાંસુધી કહ્યા કરો.[૨૭]

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! જગત દૃઢ રીતે પ્રતીત થતું છતાં પણ મિથ્યાજ પ્રતીત થાય છે, એ વિષય હું લાંબી આખ્યાયકાથી કહું છું. સાંભળો ![૨૮] જેમ પાણીના ધરામાં રજ તળે બેસી જાય છે, તેમ જ્યાંસુધી તમારા હૃદયમાં દૃશ્યનો અત્યંત અસંભવ બેસશે નહિ ત્યાં સુધી પૂર્વના મહાત્માઓની કથાઓનાં વાક્યોથી તમને સમજાવ્યા કરીશ.[૨૯] તમે જ્યારે ભ્રાંતિ-રૂપ જગતની સૃષ્ટિના અત્યંત અભાવને યથાર્થ રીતે સમજશો ત્યારે તત્ત્વમાં વિશ્રાંત થઇને વ્યવહાર કર્યા કરશો.[૩૦] તમે જ્યારે જગતના અત્યંત અભાવને સમજશો ત્યારે સ્થૂલ તથા સૂક્ષ્મ વિષયોનાં પ્રયોજનની, અપ્રયોજનની, લેવાની અને મૂકવાની ચપળ વૃત્તિઓ, જેમ બાણો મ્હોટા પર્વતને વીંધી શકતાં નથી, તેમ તમને વીંધી શકશે નહિ.[૩૧] એ આત્મા એક અને અદ્વિતીયજ છે. તેમાં બીજી કોઇ કલ્પના છેજ નહિ. તે છતાં એ આત્મામાં જે રીતે જગત ઉત્પન્ન થયું છે. તે રીત હું તમને કહી સંભળાવીશ.[૩૨] હે રામ ! આ સઘળાં બ્રહ્માંડો એ આત્માથીજ પ્રકટ થયાં છે. એ આત્માજ સમષ્ટિ-વ્યષ્ટિરૂપ થઈને બહારના પદાર્થોરૂપ તથા માનસિક પદાર્થોરૂપ થએલ છે અને જગતની સૃષ્ટિરૂપે તથા પ્રલયરૂપે જણાય છે.[૩૩]

**तस्मादिमानि सकलानि विजृंभितानि सोपीदमंग [illegible] महात्मा ।**
**रूपावलोकनमनोमननमकाराकारास्पदं स्वयमुदेति विलीयते च ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'પરમાર્થવર્ણન' નામનો અગીઆરમો સર્ગ સંપૂર્ણ. ૧૧.**

## सर्ग १२ मो* અધ્યારોપ અને અપવાદ

**वसिष्ठ उवाच । एतस्मात्परमाच्छांतात् पदात् परमपावनात् ।**
**यथेदमुत्थितं विश्वं तच्छृणूत्तमया धिया ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–એ શાંત અને અત્યંત પાવત્ર પરમ પદમાંથી જે પ્રકારે આ જગત ઉત્પન્ન થએલું છે તે પ્રકાર તમે સાવધાન બુદ્ધિથી સાંભળો.[૧] જેમ પ્રત્યેક પુરૂષને પોતાનું શાંત સ્વ-રૂપજ સ્વપ્નની પેઠે વિવર્ત્ત પામે છે. તેમ સઘળા જીવોનું એકઠું શાંત સ્વરૂપજ સૃષ્ટિની પેઠે વિવર્ત્ત પામે છે. એ સર્વરૂપ પરબ્રહ્મનો જગતરૂપે વિવર્ત્ત થવામાં જે ક્રમ છે તે સાંભળો.[૨] આ સઘળું જગત કે જે સર્વદા સ્વાભાવિક રીતે અનંત પ્રકાશરૂપ એ ચૈતન્યમણિની સત્તારૂપજ છે તે પોતાના સ્વરૂપમાંજ કાંઇક દૃશ્યપણાને પ્રાપ્ત થાય છે.[૩] અહંકારના અધ્યાસવગરનું અને

* આ બારમા સર્ગમાં પછી અપવાદથી જગતનો અત્યંત અસંભવ કહેવામાટે પ્રથમ તેને ઘટતો સૃષ્ટિનો અધ્યારોપ કહેવામાં આવશે.

આકાશ કરતાં પણ સૂક્ષ્મતાવાળું એ શુદ્ધતત્ત્વ ભવિષ્ય નામ–રૂપોનાં અનુસંધાનોથી પ્રથમ કાંઇક કલ્પનાવાળું થાય છે.[૪,૫] એ કલ્પના કે જેને શાસ્ત્રો 'ઇક્ષણ' કહે છે તે વાળી એ પરમસત્તા ઈક્ષણરૂપ વૃત્તિમાં અભિવ્યક્ત થએલા ચૈતન્યનેલીધે વાણીના વ્યવહારને કાંઈક યોગ્ય થવાથી 'ઈશ્વર' એ નામને યોગ્ય થાય છે.[૬] પછી ઘણા કાળની ભાવનાથી ઇક્ષણવૃત્તિ દૃઢ થતાં એજ સત્તા જ્યારે સૂક્ષ્મ પ્રપંચપણાને ગ્રહણ કરીને પોતાના પરબ્રહ્મપણાને વિસ્મરણથી છોડી દેછે ત્યારે ભવિષ્ય જીવ અને હિરણ્યગર્ભ આદિ નામોવાળી થાય છે.[૭] જે બ્રહ્મસત્તા છે તેજ એવી રીતની ભાવનાઓનેલીધે સંસારસ્થિતિમાં ઉન્મુખ થાય છે. એ સત્તાનો સ્વભાવજ એવો છે તેથી જેમ રજ્જુમાં સર્પભાવ ઉત્પન્ન થાય છે, તેમ તે સત્તામાં જીવ તથા હિરણ્યગર્ભ આદિ ભાવ ઉત્પન્ન થાય છે.[૮] એ સત્તામાં જીવભાવ ઉત્પન્ન થયા પછી તુરતજ શૂન્યરૂપ આકાશપણું ઉદય પામે છે કે જે આકાશ શબ્દઆદિ તન્માત્રાઓના બીજરૂપ છે અને ભવિષ્ય નામોને પ્રકાશ આપનાર છે.[૯] તે પછી કાળની સત્તાની સાથે અહંકારનો ઉદય થાય છે કે જે ભવિષ્યમાં થવાની જગતની સ્થિતિના મુખ્ય બીજરૂપ છે.[૧૦] આ પ્રમાણે પરબ્રહ્મમાંથીજ કાંઈપણ વિકાર થયા વગરનું આ મિથ્યા જગતરૂપી જાળ ઉદય પામે છે અને સ્ફુરવાનેલીધે જાણે જૂદી સત્તાવાળું હોય એમ પ્રતીત થાય છે.[૧૧] જેની અહંતાનો ઉદય થાય તેરૂપે ભાસનારૂં એ બ્રહ્મતત્ત્વ આ સંકલ્પભાવ જગતરૂપી વૃક્ષના બીજરૂપ છે. અહંકારનો ઉદય થયા પછી તે અહંકારના એકદેશજેવો અને ચલનશક્તિવાળો વાયુ ઉદય પામે છે.[૧૨] અહંકારવાળી એજ બ્રહ્મસત્તા આકાશનીતન્માત્રારૂપ શબ્દની ભાવનાનેલીધે આકાશ કરતાં કાંઇક ઘાઢી થઈને શબ્દરૂપે પ્રતીત થાય છે.[૧૩] એ શબ્દ સઘળા ભવિષ્ય પદાર્થોનો વાચક થાય છે, શબ્દના સમૂહરૂપ વૃક્ષના બીજરૂપ છે, વેદરૂપે પ્રકાશ પામ્યો છે અને પદો, વાક્યો તથા પ્રમાણો એ નામોથી કહેવાય છે.[૧૪] એ પ્રમાણે વેદરૂપપણાને પામેલા બ્રહ્મતત્ત્વમાંથી સઘળું જગત ઉત્પન્ન થનારૂં છે. જે જે શબ્દોનો ઉદય થયો તે તે શબ્દોના વાચ્ય પદાર્થોરૂપે પણ એજ તત્ત્વ પ્રતીત થાય છે.[૧૫] પ્રાણ કે જે એક જાતનો વાયુજ છે તેનું ધારણ કરવાથી એજ બ્રહ્મસત્તા જીવ કહેવાય છે. અનેક રૂપોવાળા જૂદાજૂદા દેહોની ભવિષ્ય પ્રાપ્તિથી તે જીવનાં વ્યષ્ટિભાવે અનેક નામો થવાનાં છે.[૧૬] ભવિષ્ય ચૌદ બ્રહ્માંડોમાં રહેવાથી ચૌદ પ્રકારવાળા અને પ્રાણવાયુથી સંબંધ ધરાવનારા જીવો એ ચૈતન્યમાંથી બ્રહ્માંડોરૂપી ખાડાઓમાં પસરવાના છે.[૧૭] જેમાં પ્રથમ નામ કે ગતિ કાંઈ પણ હોતાં નથી એવું એજ ચૈતન્ય તુરત સ્ફુરણ પામીને ક્ષણમાત્રમાં ભાવનાનેલીધે સ્પર્શરૂપ થાય છે.[૧૮] સ્પર્શોના ઓઘરૂપી વૃક્ષના બીજરૂપ એજ ચૈતન્ય આવહ અને પ્રવહ આદિ પવનોરૂપ થાયછે અને તે પવનોરૂપ થએલા ચૈતન્યમાંથી સર્વ પ્રાણીઓની ક્રિયારૂપ ગતિ ફેલાવાની છે.[૧૯] એજ ચૈતન્યમાં પ્રકાશની ભાવનાનેલીધે પ્રકાશ-(તેજ) નો અનુભવ થાય છે અને તેજમાંજ અનેક ભવિષ્યરૂપોના સમષ્ટિભૂત રૂપનો અનુભવ થાય છે.[૨૦] રૂપમાંથી સૂર્ય અને અગ્નિ આદિ વ્યષ્ટિરૂપો ઉત્પન્ન થાય છે અને તે રૂપજ અનેક રૂપોના ઓઘરૂપી વૃક્ષનું બીજ છે એટલે તેમાંથી જૂદાજૂદા વ્યષ્ટિરૂપોના ભેદથી સંસાર ફેલાવાનો છે.[૨૧] એજ ચૈતન્ય 'હું જળના રસના સમુદાયરૂપ છું' એવી ભાવનાને લીધે રસરૂપ થઈ જાય છે. સાકાર પદાર્થોનો જીભથી સ્વાદ લેતાં જે પ્રતીતિ થાય છે તે રસ

કહેવાય છે.[૨૨] જળોના ભવિષ્ય વિલાસોરૂપ એ રસ વ્યષ્ટિરસોરૂપી વૃક્ષના બીજરૂપ છે એટલે તેમાંથી પરસ્પર સ્વાદોની વૃદ્ધિ થતાં સંસાર પસરવાનો છે.[૨૩] એજ ચૈતન્ય 'હું પૃથ્વી છું' એવા સંકલ્પરૂપ થઇ પૃથ્વીના ભવિષ્ય ભેદોને લાયક થઇને સંકલ્પોને લીધેજ પોતામાં ગંધપણાને દેખે છે.[૨૪] ભવિષ્ય ભૂગોળપણાનેલીધે મનુષ્ય આદિ આકૃતિઓનું બીજ એજ છે. સર્વના આધારરૂપ એ પૃથ્વીરૂપ ચૈતન્યમાંથી સંસાર ફેલાવાનો છે.[૨૫] તે તે ભૂતોના અહંભાવને પામેલા ચૈતન્યેજ ભાવના કરવાનેલીધે એ શબ્દઆદિ તન્માત્રાઓ પરસ્પર મળીને, જેમ જળમાં પરપોટા થાય છે, તેમ ચૈતન્યમાંજ નિરંતર અનેક બ્રહ્માંડોરૂપે પોતાની મેળેજ થાય છે.[૨૬] જ્યાંસુધી સર્વનો નાશ થઈ જાય ત્યાં સુધી જૂદાજૂદા ચોખ્ખા પડીને નજ દેખાય એવી રીતે એ પદાર્થો એકઠા થઈ ગએલા છે.[૨૭] એ પદાર્થો બ્રહ્મમાં બ્રહ્મની સત્તાથીજ રહેલા છે. જેમ કણીસરખા એક બીજની અંદર અનેક વડો રહેલા છે, તે વડો અનેક રીતે ઉત્પન્ન થાય છે અને સેંકડો શાખાઓથી સ્ફુરે છે, તેમ બ્રહ્મરૂપ બીજમાં અનેક બ્રહ્માંડો રહેલાં છે, તે બ્રહ્માંડો અનેક રીતે ઉત્પન્ન થાય છે અને સેંકડો શાખાઓથી સ્ફુરે છે. પરમાણુજેવા સૂક્ષ્મ બ્રહ્મમાં માયાનેલીધે એ બ્રહ્માંડો પ્રતીત થાય છે અને ક્ષણમાત્રમાં વધી જાય છે.[૨૮,૨૯] આ સઘળાં બ્રહ્માંડો ચૈતન્યના વિવર્તરૂપજ છે અને વિવર્તરૂપ હોવાથી નિર્વિકારજ છે. નિર્વિકાર ચૈતન્યમાંજ વિવર્તરૂપ હોવાનેલીધે એ સઘળાંઓને વધતાં વાર લાગતી નથી પણ ક્ષણમાત્રમાંજ વધી જાય છે.[૩૦] આ જે તન્માત્રાઓનો સમૂહ છે તે સંકલ્પરૂપપણાને પામેલું ચૈતન્યજ છે. એ ચૈતન્ય પોતે નિરાકાર છતાંજ પોતાની જ્ઞાનશક્તિથી પોતાનામાં જગતને ત્રસરેણુસમાન દેખે છે.[૩૧] જગતનું બીજ પાંચ તન્માત્રાઓ છે, તન્માત્રાઓનું બીજ પરમાત્માની સાથે સાક્ષાત્સંબંધ ધરાવનારી માયાશક્તિ છે અને માયાશક્તિનું બીજ એ પરમાત્માજ છે એમ સર્વદા વિદ્વાનોનો અનુભવ છે એટલા માટે જે જગત છે તે અજ અને આદિભૂત બ્રહ્મજ છે. જગત બ્રહ્મના વિવર્તરૂપજ છે.[૩૨]

**बीजं जगत्सु ननु पंचकमात्रमेव बीजं परान्यवहितस्थितिशक्तिराद्या ।**
**बीजं तदेव भवतीति सदानुभूतं चिन्मात्रमेवमजमाद्यमतो जगच्छ्रीः ॥ ३२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિ પ્રકરણનો 'જગદુત્પત્તિવર્ણન' નામનો બારમો સર્ગ સંપૂર્ણ.૧૨.**

## સર્ગ ૧૩ મો* બ્રહ્મને જીવભાવની પ્રાપ્તિ

**वसिष्ठ उवाच ॥ परमे ब्रह्मणि स्फारे समे राम समास्थिते ।**
**अनुत्पन्ननभस्तेजस्तमःसत्ता चिदात्मनि ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જેમાં આકાશ, તેજ કે તમ ઉત્પન્ન થયાં ન હતાં એવા, ચિદ્રૂપ, વિસ્તીર્ણ, સ્વરૂપથી રહેલા નિર્વિકાર પરબ્રહ્મમાં દૃશ્ય પદાર્થોરૂપે પ્રતીત થવાનો સ્વભાવ હોવાને લીધે પ્રથમ વિષયોની કલ્પના ઉઠી, તે પછી ચિત્તરૂપે પ્રતીત થવાનો સ્વભાવ હોવાનેલીધે ચિત્તની કલ્પના ઉઠી, તે પછી દૃશ્યોની સાથે સંયુક્ત થઇને જીવરૂપે પ્રતીત થવાનો સ્વભાવ હોવાનેલીધે જીવપણાની કલ્પના ઉઠી, તે પછી દૃશ્યોની સાથે એકરૂપપણું પ્રતીત થવાથી

* આ તેરમા સર્ગમાં બ્રહ્મને જીવભાવ થયાનું અને દેહાદિકની પ્રાપ્તિ થયાનું વર્ણન કરવામાં આવશે.

અહંભાવની કલ્પના ઉઠી, અને તે પછી અહંભાવની વૃદ્ધિ થવાથી બુદ્ધિપણાની કલ્પના ઉઠી. એવી રીતેજ મન કે જે શબ્દઆદિ વિષયોનું મનન કરનાર છે તેપણાની અને બીજા પણ કેટલાએક ભાવોની કલ્પના ઉઠી[૧-૪] પછી શબ્દઆદિ તન્માત્રાઓનું પંચીકરણ થવાથી વૃદ્ધિ પામીને સ્થૂલ દેહપણાને પામેલા તે મનમાંથી આવા પ્રકારનો આ બ્રહ્માંડઆદિરૂપ મ્હોટો ગોટો ઉત્પન્ન થએલો જોવામાં આવે છે.[૫] જેમ સ્વપ્નમાં બનાવ્યા વગરનું નગર તુરત ઉત્પન્ન થાય છે, તેમ એ ક્રમ પ્રમાણે તુરતજ એ ગોટો ઉત્પન્ન થાય છે. ચિદાકાશરૂપી મ્હોટા વનમાં આ બ્રહ્માંડરૂપી મ્હોટું જાળું ઉત્પન્ન થઇ થઇને પાછું નષ્ટ થઇ જાય છે.[૬] મન કે જે જગતરૂપી કરંજોના કુંજોનું વગર વાવેલું બીજ છે તેને પૃથ્વીની, જળની કે ગરમી આદિની કશી અપેક્ષા નથી,[૭] જેમ સ્વપ્નનો દ્રષ્ટા નગરને ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મમાં કલ્પાએલું એ મન પાછળથી પૃથ્વી આદિને ઉત્પન્ન કરવાનું છે.[૮] એ મન ગમે ત્યાં રહેલું છતાં જગત આદિ અંકુરને ઉત્પન્ન કર્યાવગર રહેવાનુંજ નથી. જગતનું બીજ મનરૂપ પાંચ તન્માત્રાઓ છે અને તન્માત્રાઓનું બીજ પરબ્રહ્મ છે માટે જગત બ્રહ્મમયજ છે.[૯] કારણ કે જે બીજ હોય છે તેજ અંકુરઆદિરૂપે થાય છે. આવી રીતે સૃષ્ટિના આરંભમાં પરબ્રહ્મરૂપ આકાશમાં બ્રહ્મનો તે તે પદાર્થોરૂપે પ્રતીત થવાનો સ્વભાવ હોવાને લીધે શબ્દ આદિ પાંચ વિષયોનો ગણ કે જે અધિષ્ઠાનથી ભિન્ન નથી તે કલ્પનાથીજ ઉઠયો છે. વાસ્તવિક રીતે ઉત્પન્ન થયોજ નથી. શબ્દઆદિના સમૂહે વૃદ્ધિને પ્રાપ્ત થઇને જે કાંઇ આ જગત બનાવાય છે તે પણ ચિદાકાશમાં અધ્યસ્ત થઇનેજ બનાવવામાં આવે છે અને ચિદાકાશમાં કલ્પિતજ બનાવવામાં આવે છે માટે જગતની સ્થિતિ પોતાની સત્તાથી નથી પણ અધિષ્ઠાનની સત્તાથીજ છે. જે કલ્પિત પદાર્થોથી થયું હોય તે કદી પણ વાસ્તવિક હોતું નથી. જેનું સ્વરૂપજ કલ્પનામય હોય તેને સત્યપણાની પ્રાપ્તિ કેમજ સંભવે ? શબ્દઆદિ પાંચ વિષયો બ્રહ્મરૂપજ છે માટે તેઓનાં કાર્યો પણ બ્રહ્મરૂપજ છે, એટલે સઘળું બ્રહ્માંડ બ્રહ્મરૂપજ છે. જેમ સૃષ્ટિના આરંભમાં શબ્દઆદિ પાંચ વિષયોની ઉત્પત્તિ મિથ્યાજ પ્રતીત થાય છે, તેમ ઉત્તરકાળમાં તેઓથી બીજાં કાર્યોની ઉત્પત્તિ પણ મિથ્યાજ છે. એ પ્રમાણે જગત કાંઈ પણ ઉત્પન્ન થયું નથી અને અધિષ્ઠાનથી જૂદું જોવામાં આવતું નથી.[૧૦-૧૫] જેમ સ્વપ્નમાં સંકલ્પથી ઉત્પન્ન થએલું નગર અસત્ છતાં સત્જેવું પ્રતીત થાય છે, તેમ પરમ પ્રકાશમય બ્રહ્માકાશમાં જીવપણું અસત્ છતાં પણ સત્જેવું પ્રતીત થાય છે.[૧૬] ચૈતન્યમાં પૃથ્વી આદિનો અસંભવ હોવાથી ચૈતન્ય અત્યંત નિર્મળ છે. જેમ મહાકાશમાં પરિચ્છિન્ન ઘટાકાશનો ઉદય થાય છે, તેમ બ્રહ્માકાશમાં પરિચ્છિન્ન જીવનો ઉદય થાય છે. એ મ્હેં જીવના સ્વરૂપનો નિર્ણય તમારી પાસે કહ્યો.[૧૭] એ જીવ જે રીતે આ સ્થૂલ દેહને પ્રાપ્ત થાય છે તે સાંભળો. પરમેશ્વરમાં કલ્પાએલો સમષ્ટિ જીવરૂપી આકાશ 'હું તણખાજેવો અત્યંત ન્હાનો તેજનો કણ છું ' એવા ચિંતવનથી પોતાનો તેવોજ અનુભવ કરે છે. એ અનુભવરૂપ ભાવનાની વૃદ્ધિ થતાં અણુ રૂપ અસત્ છતાં સત્જેવું પ્રતીત થાય છે.[૧૮,૧૯] જેમ સંકલ્પનો ચંદ્ર સાચો હોતો નથી, તેમ ભાવનાથી મનાએલું અણુ રૂપ પણ સાચું નથી. જીવ એ અણુ રૂપની ભાવના કરતાં કરતાં એક છતાંજ બે રૂપવાળાપણું પામે છે એટલે દ્રષ્ટા તથા દૃશ્યરૂપ થઈ જાય છે.[૨૦] જેમ સ્વપ્નમાં અસંભવિત છતાં પણ પોતાના

મરણનો દ્રષ્ટા પોતે થાય છે, તેમ અસંભવિત છતાં પણ જીવ પોતાના દૃશ્યપણાનો દ્રષ્ટા થાય છે.[૨૧] દ્રષ્ટાપણાની તથા દૃશ્યપણાની ભાવના દૃઢ થતાં લિંગશરીરરૂપ થઇને કાંઈક પેહેલાના કરતાં સ્થૂલપણું પામે છે. ' હું લિંગશરીરરૂપ છું ' એવી ભાવનાનેલીધે એ આત્મા, જેમ પુરૂષ સ્વપ્નમાં પોતાના વટેમાર્ગુપણાનો અનુભવ કરે છે, તેમ લિંગદેહપણાનો અને સ્થૂલદેહપણાનો પણ અનુભવ કરે છે.[૨૨,૨૩] જેમ ચિત્ત વિષયરૂપ થઈ જાય છે, તેમ જીવ દેહરૂપ થઈ જાય છે એટલે પોતે સઘળી ઉપાધિઓથી બહાર રહેનાર છતાં પણ, જેમ બહારનો પર્વત અરીસાની અંદર પ્રતીત થાય છે, બહારનો દેહ કૂવામાં રહેલો પ્રતીત થાય છે અને બહારનો હોકારો દેવળ આદિના સંપુટમાં પ્રતીત થાય છે, તેમ ઉપાધિની અંદર કલ્પિત આકાશમાં પ્રતીત થાય છે.[૨૪,૨૫] જેમ સ્વપ્નની અને સંકલ્પની સંવિત્ દેહની અંદરજ સ્વપ્નને તથા સંકલ્પને દેખે છે, તેમ અણુ રૂપમાંથી લિંગદેહના અભિમા-નને પામેલો જીવ પોતાના સ્વરૂપમાંજ વાસનામય વ્યવહારનો અનુભવ કરે છે.[૨૬] વ્યવહા-રની દૃષ્ટિથી જોતાં વાસનામય દેહાદિક બુદ્ધિના અને ચિત્તઆદિના પરિણામરૂપ છે અને પરમાર્થદૃષ્ટિથી જોતાં એ દેહાદિક જ્ઞાનરૂપ, સત્તારૂપ અને આનંદરૂપજ છે.[૨૭] લિંગદેહમાં રહેલો જીવ લિંગદેહના આકાશમાં રહેલા વ્યવહારને ' હું જોઉં ' એવી ભાવનાથી તે આકા-શમાં જોવા માટે ગતિ કરવા જેવું ધારતાં જે બે છિદ્રોથી ભવિષ્યમાં બાહ્ય નામવાળા પદાર્થોને દેખે છે તે બે છિદ્રો " નેત્રો " એવા નામથી ઓળખાય છે, જેથી તે પદાર્થોનો સ્પર્શ કરે છે તે ' ત્વચા ' એવા નામથી ઓળખાય છે, જેથી સાંભળે છે તે ' શ્રવણ ' એવા નામથી ઓળ ખાય છે.[૨૮,૨૯] જેથી સુંઘે છે તેને પોતાનામાં ઘ્રાણ થએલું દેખે છે, જેથી સ્વાદ લે છે તેને પાછળથી રસનારૂપ થએલું દેખે છે.[૩૦] જેથી ચલન કરે છે તેને પ્રાણરૂપ થએલું દેખે છે અને જેથી ચેષ્ટા કરે છે તેને કર્મેન્દ્રિયોના સમૂહરૂપ થએલું દેખે છે. ' આ દેખાવ પ્રત્યક્ષ થાય છે અને આ દેખાવ મનમાં થાય છે ' ઈત્યાદિ ભાવના કરતો એ લિંગદેહના અભિમાન-વાળો જીવ, જેમ મહાકાશમાં ઘટાકાશ રહે છે, તેમ પરબ્રહ્મમાં રહે છે. એ પ્રમાણે પોતાના અણુ રૂપમાં ખોટી પણ સાચી જેવી લાગતી વૃદ્ધિની ભાવના કરવાથી બ્રહ્મજ ' જીવ ' એ શબ્દને યોગ્ય થઈ જાય છે. એ રીતે કલ્પનાઓથી આકુળપણાને પામેલો, લિંગદેહના અભિ-માનવાળો અને જેનો લિંગદેહજ સ્થૂલ દેહરૂપ થાય છે એવો જીવ પોતાની કલ્પનાની અંદ-રજ આ સાકાર બ્રહ્માંડને દેખે છે.[૩૧-૩૪] એ બ્રહ્માંડમાં કોઈ જીવ પોતાને જળમાં રહેલ દેખે છે, કોઈ જીવ પોતાને ચક્રવર્તીરૂપ દેખે છે અને કોઈ જીવ ભવિષ્ય બ્રહ્માંડોની કલ્પના કરે છે તથા તેઓનો અનુભવ પણ કરે છે.[૩૫] પોતાના ચિત્તના સંકલ્પો પ્રમાણે દેશ, કાલ, ક્રિયા અને દ્રવ્યોરૂપ પોતાને રેહેવાનાં મિથ્યા ઘરો કલ્પીને તથા તેઓનાં જૂદાંજૂદાં નામો કલ્પીને ભાવનાનેલીધે તેઓથી પોતાનેજ બાંધે છે.[૩૬,૩૭] જેમ મિથ્યા સ્વપ્નમાં મિથ્યા આકાશમાં ઊડવું પ્રતીત થાય છે, તેમ મિથ્યા જગતરૂપ ભ્રાંતિમાં મિથ્યા સંકલ્પમય જીવ પ્રતીત થાય છે. આ પ્રમાણે બ્રહ્મા કે જે સમર્થ અને આદિ પ્રજાપતિ કેહેવાય છે તે પોતે સંકલ્પમય હોવાથી સ્થૂલરૂપે ઉત્પન્ન નહિ થયા છતાં પણ ઉત્પન્ન થએલ છે, એમ કહેવાય છે. આ બ્રહ્માંડરૂપી ભ્રમ જે થયો છે તેમાં કાંઈ પણ મિશ્રિત થયું નથી, કાંઈ પણ ઉત્પન્ન

થયું નથી અને કાંઇ પણ ગ્રહણ કરવામાં આવતું નથી. કેવલ અનંત પરબ્રહ્મરૂપ આકાશજ છે તેમાં બીજું કાંઈ પણ થયું નથી.[૩૮-૪૦] આ જગત સંકલ્પના નગરની પેઠે પ્રતીત થતાં છતાં પણ સત્ય નથી, કોઇએ બનાવેલું નથી અને રંગવિના થએલા ચિત્રજેવું છે.[૪૧] જગત નહિ બનેલું છતાં પણ અનુભવમાં આવે છે અને મિથ્યા છતાં પણ સત્યની પેઠે પ્રતીત થાય છે. મહાકલ્પમાં બ્રહ્માદિક મુક્ત થઇ ગએલા હોવાનેલીધે આ કલ્પના બ્રહ્માની ઉત્પત્તિમાં કે તેણે કરેલી ક્રિયામાં તેના પૂર્વજન્મનો સંસ્કાર કે બીજું પણ કાંઈ કારણ નથી. આમ હોવાનેલીધે જેવા બ્રહ્મા સંકલ્પજન્ય છે તેવુંજ તેથી ઉત્પન્ન થએલું આ જગત પણ સંકલ્પજન્ય છે.[૪૨,૪૩] આ પૃથ્વીઆદિની સૃષ્ટિમાં સાક્ષીનો જે અનાદિકાળનો અનુભવ કારણરૂપ માનવામાં આવે છે તેની સ્થિતિ, જાગ્યા પછી થએલી સ્વપ્નના પદાર્થોની સ્થિતિજેવી છે.[૪૪] જેમ બ્રહ્મા શૂન્ય છે, તેમ જગત પણ સર્વદા શન્યજ છે. જેવી રીતે ગમે તે દેશ–કાલમાં પણ દ્રવપણું જળથી જૂદું પડતું નથી, તેમ આ સૃષ્ટિ કદી પણ પરમાત્માથી જૂદી પડતી નથી. પરમાત્મા કે જે સર્વદા સમાનઅને અખંડ છે તેમ પ્રતીત થતી આ ભારે આડંબરવાળી સૃષ્ટિ એ પ્રમાણે મિથ્યારૂપ છે.[૪૫,૪૬] આ પ્રમાણે જે બ્રહ્માંડ પ્રતીત થાય છે તે અત્યંત નિર્મળ બ્રહ્મજ છે. બ્રહ્મવિના બીજું કાંઈ છેજ નહિ.[૪૭] આ રીતે માત્ર કલ્પનાથી ઉઠેલું આ જગત શાંત થઇને આધારથી, આધેયથી તથા દ્વૈતથી રહિત અને દ્વૈતનો અભાવ હોવાને લીધે જેને એક પણ કહી શકાય નહિ એવું પરબ્રહ્મ અવશેષ રહે છે. જગતરૂપી ભ્રાંતિ થએલી છતાં પણ તેમાં બીજું કાંઈ પણ થએલું નથી.[૪૮] સર્વથી રહિત અને સ્વચ્છ કેવળ ચિદાકાશજ છે. એ ચિદાકાશમાં સંસારપણું કાંઈ થયુંજ નથી. જે સ્વરૂપ છે તેજ છે.[૪૯] ચિદાકાશમાં આધેય નથી, આધાર નથી, દૃશ્ય નથી, દ્રષ્ટા નથી, બ્રહ્માંડ નથી, બ્રહ્મા નથી, કોઈ જાતની ખટપટ નથી, જગત નથી અને પૃથ્વી પણ નથી. જે છે તે સઘળું શાંતરૂપ પરબ્રહ્મજ છે. આ રીતે સિદ્ધ થયુ કે જે કાંઈ પ્રતીત થાય છે તે સ્વચ્છ બ્રહ્મજ પોતે પોતાનાથી પોતાનામાંજ પ્રકાશે છે.[૫૦,૫૧] જેમ દ્રવપણાનેલીધે જળ પોતાનામાં ચકરીરૂપે દેખાય છે, તેમ ચૈતન્યપણાનેલીધે બ્રહ્મ પોતાનામાં જગતરૂપે દેખાય છે. આ જગત મિથ્યાજ દેખાય છે તે છતાં સાચાજેવું જણાય છે.[૫૨] જેમ સ્વપ્નમાં દેખાએલું પોતાનું મરણ જાગૃતમાં નષ્ટ થઇ જાય છે, તેમ અજ્ઞાનકાળમાં દેખાતું આ મિથ્યા જગત જ્ઞાનકાળમાં નષ્ટ થઈ જાય છે; અથવા આ જગત અધિષ્ઠાનરૂપે સત્ય છે, બાધરહિત છે, અખંડિત છે, આદિથી તથા અંતથી રહિત છે, જ્ઞાનમાત્ર છે અને આકાશની પેઠે સ્વચ્છ છે. પરબ્રહ્મમાં બ્રહ્મા શૂન્યરૂપજ છે.[૫૩] જે પરમાત્મા છે તેજ સર્વદા શૂન્ય બ્રહ્માઆદિરૂપે પ્રકાશે છે. બ્રહ્મા મનોમય શરીરવાળાજ છે. પંચભૂતમય શરીરવાળા નથી. પૃથ્વી આદિ પદાર્થો બ્રહ્માના સંકલ્પથી થએલા છે માટે સત્ય નથી પણ સસલાનાં શીંગડાં આદિ અજાત પદાર્થોજેવા છે.[૫૪]

**आका[illegible] एव परमे प्रथमः प्रजेशो नित्यं स्वयं [illegible] शून्यतया समो यः ।**
**स ह्याति वाहिकव[illegible]र्न तु [illegible]तरूपां पृथ्व्यादि तेन न [illegible] यथा न जातम् ॥५४॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સ્વયંભૂત્પત્તિવર્ણન' નામનો તેરમો સર્ગ સંપૂર્ણ.૧૩.**

## સર્ગ ૧૪ મો* બ્રહ્મની સત્તાનું વર્ણન

**वसिष्ठ उवाच । इत्थं जगदहंतादि दृश्यं जातं न किंचन ।**
**अजातत्वा॒ नास्त्येव यच्चास्ति परमेव तत् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–એ રીતે જગત અને અહંકાર આદિ કાંઇ પણ દૃશ્ય ઉત્પન્ન થયું નથી અને ઉત્પન્ન નહિ થએલું હોવાને લીધે મુદલ છેજ નહિ. જે કાંઇ છે તે બ્રહ્મજ છે.[1] જેમ ચલનવગરના સમુદ્રના ગર્ભમાં રહેલું જળ તરંગપણાને પ્રાપ્ત થાય છે, તેમ પરબ્રહ્મ પોતેજ પ્રથમ જીવપણાને પ્રાપ્ત થાય છે અને એવી રીતે જીવપણામાં તેનું બ્રહ્મપણું મટી જતું નથી[2] સંકલ્પરૂપ ચૈતન્યની વૃત્તિ, જેમ સ્વપ્નના પર્વત આદિને પ્રિય ધારે છે, તેમ ભ્રાંતિથી આ વિરાટ્‌ને પ્રિય ધારે છે.[3] જે આ મ્હોટો વિરાટ્ દેહ છે તે પૃથ્વીઆદિથી રહિત છે, મનોમયજ છે અને સ્વચ્છ ચૈતન્યમાત્ર બ્રહ્મમયજ છે.[4] આ વિરાટ્ દેહ ઠેકાણાવગરનો છે, સ્વપ્નના પર્વતજેવો છે, સ્વપ્નમાં દેખાએલું નગર જો સ્થિર રહેતો તેની ઉપમાને યોગ્ય છે, ચિતારાના મનમાં રહેલું ચિતરવાનું સૈન્ય જો સ્થિર રહે તો તેની ઉપમાને લાયક છે,[5] મ્હોટા સ્તંભોમાં નહિ કોતરાએલી પૂતળીઓ તથા તેજેવા પદાર્થોજેવો છે અને બ્રહ્મરૂપ ઉત્તમ સ્તંભમાં નહિ કોતરાએલી પૂતળીરૂપ છે.[6] પહેલા પ્રજાપતિ કે જે બ્રહ્મા કહેવાય છે તે પણ પૂર્વકાળનાં કર્મ-આદિ કોઇ કારણો નહિ હોવાનેલીધે કારણો વગરનાજ છે.[7] પૂર્વકાળના સઘળા બ્રહ્માઓ મહા-કલ્પોના અંતોમાં મુક્તજ થઇ જાય છે માટે આ કલ્પના બ્રહ્માનાં પૂર્વકર્મો ક્યાંથીજ હોય.[8] જેમ ભીંતવગરના દર્પણમાં પ્રતિબિંબરૂપે ભીત પ્રતીત થાય છે તે દેખાતા છતાં પણ મિથ્યા છે, તેમ બ્રહ્મમાં પ્રતીત થએલા બ્રહ્મા પણ દેખાતા છતાં મિથ્યા છે. દૃશ્ય નથી, દ્રષ્ટા નથી, સરજનાર નથી અને સૃજ્ય પણ નથી.[9] જેમાં સઘળાં નામ–રૂપોની કલ્પના થાય છે એવું એક બ્રહ્મજ છે. જેમ એક દીવામાંથી અનેક દીવાઓ ઉદય પામે છે, તેમ બ્રહ્મમાંથી અનેક જીવો ઉદય પામે છે.[10] જેમ સ્વપ્નમાંથી બીજા સ્વપ્નનો ઉદય થાય છે, તેમ હિરણ્યગર્ભમાંથી વિરાટ્‌નો ઉદય થયો છે અને એ સંકલ્પમાત્ર વિરાટ્‌માંથી સંકલ્પમાત્ર વ્યષ્ટિ દેહનો ઉદયથાય છે.[11] એમ હોવાથી વિરાટ્ અને વ્યષ્ટિ દેહ એઓ પૃથ્વીઆદિથી રહિતજ છે. એ પેહેલા સંક-લ્પરૂપ એક વિરાટ્‌માંથી જે બીજા સંકલ્પોરૂપ જીવો ઉદય પામે છે તેઓની ઉત્પત્તિમાં બીજાં કોઈ સહાયકારક કારણો નહિ હોવાથી તે જીવો વિરાટ્‌રૂપજ છે.[12] સહાયકારક કારણો ન હોય તો કાર્ય અને કારણ એકજ હોય છે માટે બ્રહ્મમાંથી આ ભ્રાંતિરૂપ જે સૃષ્ટિ ઉદય પામી છે તે બ્રહ્મથી ભિન્ન નથી.[13] સૃષ્ટિ વિરાટ્‌થી અભિન્ન છે અને વિરાટ્ બ્રહ્મથી અભિન્ન છે માટે જીવ બ્રહ્મજ છે. કારણકે પૃથ્વી આદિ બીજું કાંઈ છેજ નહિ.[14]

રામચંદ્રજી પૂછે છે:–જીવ એક છે? કે અનંત છે? કે પર્વતજેવો જીવનો કોઈ સમષ્ટિ પિંડ છે? કે જેમાંથી, મેઘમાંથી ધારાઓની પેઠે, સમુદ્રમાંથી જળકણોની પેઠે અને તપેલા લોઢામાંથી અગ્નિના તણખાઓની પેઠે જીવો નીકળે છે.[15,16] મહારાજ! આ રીતે મને

* આ ચૌદમા સર્ગમાં પૂર્વે વર્ણન કરેલા જીવપણામાં પરિચ્છેદ આદિ સંશયોને યુક્તિથી ટાળીને અવશેષ રહેલી બ્રહ્મની એકતાનું વર્ણન કરવામાં આવશે.

જીવના સમૂહોનો નિર્ણય કહો. જો કે તમારો અભિપ્રાય ઘણો ખરો મ્હારા સમજવામાં આવી ગયો છે તોપણ નિશ્ચયને માટે એ વિષયનું સ્પષ્ટ વિવેચન કરો.[૧૭]

વસિષ્ઠ કહે છેઃ—જીવ એકે નથી ત્યારે અનંતનો સંભવતો ક્યાંથીજ હોય. તમે તો સસલાનું શીંગડું ઉડીને ચાલવાજેવી વાત કરો છો.[૧૮] હે રામ! એક જીવ નથી, જીવોના સમૂહો પણ નથી અને જીવનો પર્વતજેવો કોઈ સમષ્ટિ પિંડ પણ નથી.[૧૯] સઘળા પ્રતિભાસોવાળા જે કોઈ જીવો પ્રતીત થાય છે તેઓ કોઈ છેજ નહિ એવો આ વિષયમાંતમે પાકો નિશ્ચય રાખો.[૨૦] શુદ્ધ, ચૈતન્યમાત્ર, નિર્મળ અને વ્યાપક એક બ્રહ્મજ છે. બ્રહ્મવિના બીજું કાંઈ છેજ નહિ. એ બ્રહ્મ સઘળી શક્તિવાળું હોવાથી અનેક દૃશ્યોરૂપે ભાસે છે અને જેમ લતા પોતાને પ્રથમ કળીઓવાળી અને પછી પ્રફુલ્લિત દેખે છે, તેમ બ્રહ્મ પોતાના આભાસોના અનુપ્રવેશના ક્રમથી પોતારૂપ દૃશ્યોને તુરત જ પ્રથમ સૂક્ષ્મ અને પછી સ્થૂલ દેખેછે.[૨૧,૨૨] જીવ, બુદ્ધિ, ક્રિયા, ચલન, મન, દ્વિત્વ અને એકત્વ ઇત્યાદિરૂપે પ્રફુલ્લિત થતી પોતાની સત્તાનુંજ પરબ્રહ્મ અનુસંધાન કરે છે.[૨૩] એવી રીતે સત્તાનું પ્રફુલ્લિતપણું અજ્ઞાનથીજ થાય છે. જો જ્ઞાન થાય તો સઘળી સત્તા બ્રહ્મરૂપેજ અવશેષ રહે છે. આત્મબોધથી અજ્ઞાન ટળી જાય છે પણ તે આત્મબોધ બહુ દુર્લભ છે.[૨૪] જેમ દીવો થતાં અંધકાર પાછો પત્તો ન મળે એવી રીતે નષ્ટ થઈ જાય છે, તેમ બોધ થતાં અજ્ઞાન પાછો પત્તો ન મળે એવી રીતે નષ્ટ થઈ જાય છે.[૨૫] આ પ્રમાણે જે જીવ છે તેજ વિભાગરહિત, અખંડિત, સઘળી શક્તિવાળું અને આદિથી તથા અંતથી રહિત બ્રહ્મજ છે. બાધ નહિ પામનારૂં ચૈતન્યજ જીવનું વાસ્તવિક રૂપ છે.[૨૬] એ બ્રહ્મ કોઇથી પણ પરિચ્છેદ પામતું નથી માટે એમાં ભેદ કદીપણ થયો નથી. જે કાંઇ જીવ અને જડ આદિ ભેદ જોવામાં આવે છે તે વાસ્તવિક જોતાં બ્રહ્મજ છે.[૨૭]

રામચંદ્રજી પૂછે છેઃ—મહારાજ! જેમ તમે કહો છો તે પ્રમાણેજ હોય તો સઘળા જીવો સમષ્ટિરૂપે એકજ હોવાથી એક જીવની ઈચ્છાથી સઘળા જીવોને સુખ–દુઃખાદિક કેમ થતાં નથી.?[૨૮]

વસિષ્ઠ કહે છેઃ—સઘળી શક્તિઓવાળા એ સમષ્ટિ વિરાટ્‌ની વ્યષ્ટિરૂપ વિભાગો થયા પહેલાંજ એવી ઈચ્છા છે કે 'સઘળાઓમાં હું એકજ સાચા સંકલ્પવાળો રહું. બીજા કોઈના સંકલ્પ સાચા થાય નહિ.'[૨૯] આ પ્રમાણે હોવાથી એ સમષ્ટિવિરાટ્ નિરંતર જેવી ઈચ્છા કરે છે તે પ્રમાણે તુરત થાય છે પણ વ્યષ્ટિ જીવોની ઈચ્છા પ્રમાણે થતું નથી.[૩૦] સમષ્ટિ વિરાટે એ પ્રમાણે પોતાની ઈચ્છાનીજ સત્યતા થવાનો સંકલ્પ કરી રાખીને પાછળથી ઉદય પામનારા પોતાના અંશરૂપ વ્યષ્ટિ જીવોની ક્રિયાના ક્રમને માટે એવો નિયમ કર્યો છે કે, 'તેઓની ક્રિયાઓ અમુક રીતિથી અને અમુક સાધનોથીજ થાય પણ સંકલ્પમાત્રથી થાય નહિ.' રીતિ અને સાધનોવિના પણ કોઇ સમયે કોઈ મહર્ષિઆદિ વ્યષ્ટિ જીવોની ક્રિયાઓ સંકલ્પ માત્રથી સિદ્ધ થાય છે તો ત્યાં તેઓનો સંકલ્પ સિદ્ધ કરવાની સમષ્ટિ વિરાટ્‌નીજ ઇચ્છા છે એમ માનવું.[૩૧,૩૨] કોઈ પણ જીવની ક્રિયા તેની શક્તિ પ્રમાણે જે ફલિત થાય છે તે સમષ્ટિ વિરાટે સ્થાપેલા નિયમોવિના થતી નથી.[૩૩] સમષ્ટિ વિરાટ્‌નો નિયમ જો ફળની સિદ્ધિમાં અનુકૂળ હોય તો તેની શક્તિને આધીન રહેનારા વ્યષ્ટિજીવોની ક્રિયાઓ સફળ થાય છે

અને તે જો પ્રતિકૂળ હોય તો કદી સફળ થતી નથી.[૩૪] આ પ્રમાણે જે બ્રહ્મ છે તેજ આદિથી તથા અંતથી રહિત સમષ્ટિ વિરાટ્ છે. બ્રહ્મજ સમષ્ટિજીવરૂપ તથા વ્યષ્ટિજીવરૂપે થએલ છે અને તેમ છતાં કોઈરૂપે થએલ નથી.[૩૫] દૃશ્યના અનુસંધાનનેલીધે જીવ થાય છે તથા જન્મ-મરણ પામે છે. જો એ અનુસંધાન છૂટી જાય તો જીવ પાછો પોતાના અખંડ સ્વરૂપમાંજ રહે છે.[૩૬] વ્યષ્ટિજીવો જો ઉપાસનાના માર્ગે ચાલે તો, જેમ ત્રાંબુ રસોથી તથા ઔષધોથી પાકીને અનુક્રમે સુવર્ણ થાય છે, તેમ સમષ્ટિવિરાટ્‌ને પામીને અનુક્રમે બ્રહ્મરૂપ થાય છે અને જો જ્ઞાનના માર્ગે ચાલે તો, જેમ ત્રાંબુ પારસમણિનો સંયોગ થતાં તુરતજ સુવર્ણ થાય છે, તેમ તુરતજ એટલે અનુક્રમવિનાજ બ્રહ્મરૂપ થાય છે.[૩૭] આ સૂક્ષ્મ ચિદાકાશરૂપ બ્રહ્મમાં સમષ્ટિઓ કે વ્યષ્ટિઓ કાંઈ પણ નથી તોપણ તેના ચમત્કારનેલીધે જાણે હોય એમ પ્રતીત થાય છે. એઓની પ્રતીતિ અધિષ્ઠાનની સત્તાથીજ થાય છે.[૩૮] બ્રહ્મમાં પોતાની મેળેજ જે ચમત્કાર ઉઠે છે તે અહંભાવ કહેવાય છે કે જેનાં ભવિષ્યકાળમાં નામો અને રૂપો કલ્પી લેવામાં આવે છે.[૩૯] બ્રહ્મને પોતાથી અભિન્ન અહંકારનું અનુસંધાન થવું એજ આ મહાવિસ્તીર્ણ સંસારરૂપે બ્રહ્મમાં સ્ફુરે છે અને તે બ્રહ્મમય હોવાનેલીધે અનંત છે. બ્રહ્મમાં પ્રતીત થએલું બ્રહ્મરૂપ દૃશ્ય જો કે બ્રહ્મથી જૂદું પાડવાને અશક્ય છે તોપણ પોતાની શક્તિને લીધેજ પરિણામ અને વિકારઆદિ શબ્દોના વ્યવહારમાં આવીને જૂદાજેવું જણાય છે. ચૈતન્ય અને ચૈતન્યને આધીન પ્રકાશવાળો દૃશ્ય વર્ગ સ્વાભાવિક રીતે જૂદાઇ કરી શકાય નહિ એવા સ્વભાવને પામતાં તેનો જે અનુભવ થાય છે તેજ ભ્રાંતિથી જગત કહેવાય છે.[૪૦-૪૨] આકાશ કરતાં પણ સૂક્ષ્મતાવાળી અને અત્યંત વિસ્તારવાળી જે ચૈતન્યની શક્તિ છે તે પ્રથમ સ્વાભાવિક રીતેજ અહંકારનું અનુસંધાન કરે છે.[૪૩] જ્યારે પોતાનામાં પોતાની મેળે પોતારૂપજ એ અહંકારનું, ઝાંઝવાનાં પાણીની પેઠે સ્ફુરણ થાય છે ત્યારે તે ચૈતન્ય, વધી વધીને બ્રહ્માંડરૂપે પરિણામ પામેલા તે સૂક્ષ્મ અહંકારને દેખે છે.[૪૪] ચમત્કાર કરનારું એ ચૈતન્ય પોતેજ પોતાનામાં જે અપૂર્વ ચમત્કાર કરે છે તેનેજ 'જગત' એ નામ આપવામાં આવે છે.[૪૫] હે રામ! અહંકારની કલ્પના ચૈતન્યને આધીન છે અને જગતની કલ્પના અહંકારની કલ્પનાને આધીન છે માટે અહંકાર અને જગત ચૈતન્યરૂપ છે. એવા અખંડ ચૈતન્યમાં દ્વૈત અને અદ્વૈત ક્યાં રહ્યાં?[૪૬] વાસના અને કર્મઆદિ કે જેઓ જીવભાવનાં કારણરૂપ માનવામાં આવે છે તેઓનો ત્યાગ કરીને 'તું અને હું' એ ભાવનો પણ ત્યાગ કરો એટલે પછી દ્રષ્ટા અને દૃશ્યના મધ્યમાંથી કેવળ સત્તાજ અવશેષ રહેશે.[૪૭] જૂદી જણાએલી દૃશ્યની સત્તાનો પૂર્વસિદ્ધ અધિષ્ઠાનની સત્તાથી ગ્રાસ કરતાં, વાદળાં ટળી જતાં આકાશની સત્તાની પેઠે એકજ સત્તા ઉદય પામે છે કે જેમાં જગતની સત્તા કે અસત્તા કશું જાણવામાં આવતું નથી.[૪૮] મનની ચેષ્ટારૂપ સૂક્ષ્મ જગત પણ શૂન્ય છે અને ઇંદ્રિયઆદિના વિષયરૂપ આ સાકાર સ્થૂલ જગત પણ શૂન્ય છે. બન્ને ચૈતન્યના ચમત્કારરૂપ છે માટે ચૈતન્યથી ભિન્ન કાંઇ છેજ નહિ.[૪૯] અવયવવાળા પદાર્થોમાં પણ જે જેના વિલાસરૂપ હોય છે તે, તેથી કદી પણ જૂદો પડતો નથી ત્યારે નિરવયવ ચૈતન્યના વિલાસોમાં તો ચૈતન્યથી ભિન્નપણાની વાતજ શી કરવી હોય?[૫૦] ચૈતન્ય કે જે સર્વદા દૃશ્યોથી રહિત છે, નામથી રહિત છે અને વિસ્તીર્ણ સ્વરૂપવાળું તેનું જે

રૂપ છે તેજ સ્ફુરણ પામેલા જગતનું રૂપ છે.[૫૧] મન, બુદ્ધિ, અહંકાર, પ્રાણીઓ, પર્વતો અને દિશાઓ ઈત્યાદિ જે જે રચનાઓ છે તે સઘળી ચૈતન્યનીજ રચનાઓ છે. કારણ કે જગતની સ્થિતિ ચૈતન્યરૂપ છે.[૫૨] જગતને ચૈતન્યના ધર્મરૂપ સમજો. જગતવિના ચૈતન્યપણું છેજ નહિ. જો જગત ન હોય તો ચૈતન્ય પોતાના ચમત્કાર વગરનુંજ થઈ જાય માટે જગતમાં અને ચૈતન્યમાં કહેવામાત્રથી ભેદ છે પણ વાસ્તવિક ભેદ નથી એટલે જગતની જૂદી સત્તાજ ક્યાં રહી ?[૫૩] સ્ફુરણના બીજરૂપ ચૈતન્યની અંદર તેનો પોતાનોજ જે ચમત્કાર છે તે જીવ અને તન્માત્રાઓરૂપ જગત છે.[૫૪] જે અહંકાર છે તે ચૈતન્યની શક્તિનોજ વિલાસ છે. એ વિલાસમાં ચૈતન્યનાજ વિલાસરૂપ ચલનક્રિયા પ્રાપ્ત થતાં તેનું ભવિષ્યકાળમાં 'જીવ' એવું નામ કહેવાય છે.[૫૫] જો કે ચૈતન્યને ચૈતન્યરૂપે પ્રકાશ અહંકારઆદિ પોતાના વિકારોથી પરિચ્છિન્ન થઇને જીવઆદિ નામવાળો થયો છે તોપણ એ વિકારો મિથ્યા હોવાને લીધે તે પરિચ્છિન્નરૂપ છેજ નહિ એટલે જીવમાં અને બ્રહ્મમાં કશો ભેદ નથી.[૫૬] ચૈતન્યરૂપ બ્રહ્મને અને ચૈતન્યના વિલાસરૂપ જીવને કશો ભેદ નથી. ચૈતન્યની શક્તિરૂપ હોવાનેલીધે ચૈતન્યે કરેલા જેવો જણાતો જે ચૈતન્યનો વિલાસ છે તેજ જીવ કહેવાય છે.[૫૭] જીવ અને જીવોનું મન એ બન્ને ચૈતન્યના વિલાસરૂપ છે અને જે મન છે તેજ ઇંદ્રિયોરૂપે થએલું છે માટે એકજ બ્રહ્મ અનેકરૂપે સત્તાને પામેલું હોય એમ છે[૫૮] ચૈતન્યના પ્રકાશની છટારૂપ જગત સઘળા ભેદોથી રહિત ચૈતન્યરૂપજ છે. કાર્યો અને કારણોઆદિ કાંઈ પણ બ્રહ્મથી ભિન્ન નથી.[૫૯] આ ઉપરથી સર્વદા એવો નિશ્ચય રાખવો કે "હું છેદન કરવાને અશક્ય છું, બાળવાને અશક્ય છું, પલાળવાને અશક્ય છું. શોષણ કરવાને અશક્ય છું નિત્ય છું, વ્યાપક છું, અવિનાશી છું અને અચળ છું."[૬૦] પોતપોતાના ભ્રમોથી બીજાઓને ભમાવતા અને વાંધાઓ લેતા વાદીઓ આ વિષયમાં વિવાદ કરે છે પણ અમને તો ભ્રાંતિ ટળીને આ વિષયનો પાકો નિશ્ચય થયો છે.[૬૧] અજ્ઞાનીઓએ દૃઢ કરી માનેલા આ સાકાર જગતમાં વિકાર આદિ જૂદા જૂદા દેખાય છે. પણ જ્ઞાનીઓએ જગતનો અપવાદ કરીને દૃઢ રીતે અનુસંધાન કરેલા, નિરાકાર અને સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં વિકારઆદિ જૂદા જૂદા દેખાતા નથી.[૬૨] ચૈતન્યરૂપ વસંતની સ્વાભાવિક શોભારૂપ માયા ચૈતન્યરૂપ વૃક્ષમાં દૃશ્યના અનુસંધાનરૂપ જળ સીંચાતાં આકાશમાં પ્રફુલ્લિત થનારી કાળઆદિ નામવાળી પોતાની મંજરીને વિસ્તારે છે.[૬૩] એ ચૈતન્ય પોતે છિદ્રવગરનું છતાંજ છિદ્રવાળા આકાશરૂપે સ્ફુરે છે, પોતે ચલનવગરનું છતાંજ ચલનવાળા વાયુરૂપે સ્ફુરે છે, પોતે આકારવગરનું છતાંજ પૃથ્વીના વિચિત્ર રસોને ઉલ્લાસ આપનાર સૂર્યઆદિરૂપે તથા પ્રૌઢ પ્રકાશરૂપે સ્ફુરે છે, પોતે દ્રવરૂપ નહિ છતાં પૃથ્વીની સૃષ્ટિ નહિ થવાથી ખાડામાં નહિ જનારા જળરૂપે સ્ફુરે છે અને પોતે કઠિનપણાઆદિ વગરનું છતાંજ વિચિત્ર ધાતુઓવાળી તથા દેવ આદિના શરીરોના ઉપાદાનરૂપ પૃથ્વીરૂપે સ્ફુરે છે. પોતાના જ્ઞાનથી દૃશ્ય પદાર્થોનો અસ્ત થતાં એ ચૈતન્ય પ્રકાશિતરૂપે રહે છે અને અજ્ઞાનકાળમાં સ્થાવરાદિક જડ પદાર્થોમાં જડતાને લીધે અપ્રકાશિતરૂપે રહે છે. અવિચારકાળમાં પ્રાણાદિક ભાવોની કલ્પનાને લીધે એ ચૈતન્ય સંસારી થાય છે અને વિચારકાળમાં પોતાના સ્વભાવમાંજ રેહે છે. ચૈતન્યના પ્રકાશથી પ્રકાશતું આ જગત ચૈતન્યની સત્તાથી છે અને પોતાની

સત્તાથી નથી.[૬૪-૬૮] આ જગત કે જે ચિદાકાશની શૂન્યતારૂપજ છે તે ચિદાકાશની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી. ચૈતન્યના પ્રકાશના મ્હોટા રૂપમય આ જગત ચૈતન્યના પ્રકાશની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી.[૬૯] ચૈતન્યરૂપી વાયુના ચલનરૂપ આ જગત ચૈતન્યરૂપ વાયુની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી. ચૈતન્યરૂપી ધાટા અંધારાના કાળાપણારૂપ આ જગત ચૈતન્યરૂપી ધાટા અંધારાની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી.[૭૦] ચૈતન્યરૂપી સૂર્યના તેજના દિવસરૂપ આ જગત ચૈતન્યરૂપી સૂર્યના તેજની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી. જગતની રચના તેલના પરમાણુરૂપ છે અને ચૈતન્ય કાજળરૂપ છે એટલે તેલનો દાહ થતાં, જેમ કાજળ અવશેષ રહે છે, તેમ જગતનો બાધ થતાં ચૈતન્ય અવશેષ રહે છે.[૭૧] જગત ચૈતન્યરૂપ અગ્નિની ઉષ્ણતારૂપ છે, ચૈતન્યરૂપ શંખની ધોળાશરૂપ છે, ચૈતન્યરૂપ પર્વતના કઠિનપણારૂપ છે, ચૈતન્યરૂપ જળના દ્રવપણારૂપ છે,[૭૨] ચૈતન્યરૂપ શેલડીની મીઠાશરૂપ છે, ચૈતન્યરૂપી દૂધના સ્નિગ્ધપણારૂપ છે, ચૈતન્યરૂપી હિમના શીતપણારૂપ છે, ચૈતન્યરૂપી જ્વાળાના બળવારૂપ છે,[૭૩] ચૈતન્યરૂપી સર્ષપના તેલરૂપ છે, ચૈતન્યરૂપી જળના તરંગરૂપ છે, ચૈતન્યરૂપ મધની મધુરતારૂપ છે, ચૈતન્યરૂપ સુવર્ણના બાજુબંધરૂપ છે,[૭૪] ચૈતન્યરૂપ પુષ્પના સુગંધરૂપ છે અને ચૈતન્યરૂપી લતાના ફળરૂપ છે. જે ચૈતન્યની સત્તા છે તેજ જગતની સત્તા છે અને જે જગતની સત્તા છે તેજ ચૈતન્યનું શરીર છે.[૭૫] જેમ આકાશમાં નીલતા પ્રતીત થયા છતાં પણ વાસ્તવિક રીતે નથી, તેમ ચૈતન્યમાં બ્રહ્માંડ પ્રતીત થતાં છતાં પણ વાસ્તવિક રીતે નથી. આ પ્રમાણે જગત પોતાની સત્તાથી અસત્ છે પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ છે.[૭૬] કલ્પિત પદાર્થની સત્તા અને અસત્તા અધિષ્ઠાનથી જૂદી હોયજ નહિ માટે જગતની સત્તા અને અસત્તા બ્રહ્મથી જૂદી નથી. વિદ્વાનોના અનુભવનું ખંડન કરવાને માટે જે લોકો "અવયવવાળા જગતની અને અવયવરહિત પરમાત્માની એકતા કેમ ઘટે" એવી કલ્પનાઓ કરે છે તેઓને ધિક્કાર છે. જે ચૈતન્યમાં અખંડિતપણાને લીધે આ સઘળું પર્વતો, સમુદ્રો, પૃથ્વી, નદીઓ અને દેવતાઓસહિત જગતજ નથી તેમાં સસલાના શીંગડાજેવા અવયવ અને અવયવિસંબંધી કલ્પનાઓને અવકાશ કેમજ મળે ?[૭૭-૭૯] જેમ સ્ફટિકમણિ પોતાની અંદર બીજા કોઇનો સમાવેશ ન થાય એવો ધાટો છતાં પણ પોતામાં આખા નગરના પ્રતિબિંબને ધરે છે, તેમ નિર્મળ બ્રહ્મ અત્યંત અખંડ છતાં પણ પોતામાં આ સઘળા અસત્ બ્રહ્માંડને ધરે છે.[૮૦] જ્યારે કાર્યરૂપે ઉત્પન્ન થએલા આ પ્રત્યક્ષ આકાશને પણ વાયુ આદિનો સંગ નથી ત્યારે સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ ચિદાકાશને જગતની સત્તા, અસત્તા, તુંપણું અને હુંપણું ઇત્યાદિનો સંબંધ કેમજ હોય? જેમ પાંદડું પોતાની અંદરની નસોનો સમૂહ કે જે પોતાથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે તેને પોતાની અંદર ધરી રહે છે, તેમ બ્રહ્મ જગત કે જે પોતાથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે તેને પોતાની અંદર સ્વાભાવિક રીતેજ ધરી રહેલ છે. જેમ જગતનું ઉપાદાન કારણ નિર્વિકાર હોવાથી જગતરૂપ વિકાર મિથ્યા છે, તેમ ચિત્તોની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી ઉત્પન્ન થએલો હોવાનેલીધે પણ જગતરૂપ વિકાર મિથ્યા છે. ખોટી હજારો કલ્પનાઓરૂપ ચિત્તો મિથ્યા હોવાથી તેઓની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ મિથ્યા છે અને હિરણ્યગર્ભ મિથ્યા હોવાથી તેથી ઉત્પન્ન થએલું જગત

પણ મિથ્યા છે. 'જગત મિથ્યા હોયતો ચૈતન્ય પણ મિથ્યા હોવું જોઇએ' એવી વાત કરવાથી ચૈતન્યનું મિથ્યાપણું સિદ્ધ થતું નથી. કારણ કે ચૈતન્ય તો અનુભવથી સિદ્ધ છે. જે વિષય અનુભવથી વિરૂદ્ધ હોય તેમાં વચનની પ્રમાણતા મનાયજ નહિ. જેમ જે બીજ હોય છે તેજ અંકુરરૂપે ઉદય પામતું જોવામાં આવે છે, તેમ જે બ્રહ્મ છે તેજ જગતરૂપે ઉદય પામે છે એવો નિશ્ચય કરો.[૮૧-૮૪] હે રામ ! આકાશજેવા આ મહાચૈતન્યની અંદર જે આ સઘળું દૃશ્યરૂપ બ્રહ્માંડ છે તે મહાચૈતન્યથી ભિન્ન નથી પણ મહાચૈતન્યમયજ છે એવો અનુભવપૂર્વક નિશ્ચય રાખો.[૮૫] આ પ્રમાણે વાલ્મીકિમુનિએ ભરદ્વાજને કથા કહી તેટલામાં તે દિવસ પૂરો થયો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને નમસ્કાર કરી સાયંકાળનો વિધિ કરવાસારૂ ન્હાવા ગઇ. રાત્રિ પૂરી થઇ રહેતાં સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૮૬] **इ[illegible]क्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेस्तमितो जगाम । स्नातुं सभा[illegible]तनमस्करणा जगाम श्यामाक्षये [illegible] स[illegible]जगाम ॥ ८६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બ્રહ્મપ્રતિપાદન' નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪.**

વાલ્મીકિનો ત્રીજો દિવસ પૂરો થયો

---

## सर्ग १५ मो* મંડપાખ્યાનનો આરંભ–પદ્મરાજા અને તેની સ્ત્રી લીલાનું વર્ણન

**वसिष्ठ उवाच ॥ जगदाकाशमेवेदं यथा हि व्योम्नि मौक्तिकम् ।**
**विमले भाति स्वात्मैव जगच्चिद्गगनं यथा ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–આ જગત ચૈતન્યરૂપજ છે. કારણ કે જેમ નિર્મળ આકાશમાં મોતી પ્રતીત થાય, તેમ ચૈતન્યમાં પ્રતીત થાય છે. જગત ચૈતન્યરૂપ આત્માથી અભિન્ન છે તે વિષે દૃષ્ટાંતો કહું છું તે સાંભળો.[૧] જેમ સ્તંભમાં વગર કોતરેલી પુતળી પ્રતીત થાય, તેમ ચૈતન્યમાં ઉત્પન્ન થયા વગરનુંજ બ્રહ્માંડ પ્રતીત થાય છે. ચૈતન્યરૂપ સ્તંભમાં પ્રતીત થતી આ બ્રહ્માંડરૂપ પુતળી કોતરાએલીજ નથી. કારણ કે તેનો કોઈ કોતરનારજ નથી.[૨] જેમ સમુદ્રની અંદર રહેલાં જળો જળરૂપ સ્વભાવથી ભ્રષ્ટ નહિ થતાંજ તરંગોરૂપે પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં જગત બ્રહ્મના સ્વભાવથી ભ્રષ્ટ નહિ થતાંજ દૃશ્યરૂપે પ્રતીત થાય છે.[૩] જેમ પરમાણુની પાસે પર્વતો સ્થૂળ છે, તેમ જગતની પાસે જાળીઆમાં આવેલાં સૂર્યનાં કિરણોની અંદર દેખાતા ત્રસરેણુઓ પણ સ્થૂલ છે. મૂઢ લોકોને જગત અત્યંત સ્થૂલ લાગે છે પણ વિદ્વાનોની દૃષ્ટિમાં તો એ જગત અત્યંત સૂક્ષ્મ છે.[૪] ત્રસરેણુઓની સત્તા કિરણોની સત્તાથી હજી જૂદી જણાય છે પણ જગતની સત્તા તો બ્રહ્મની સત્તાથી જૂદી અનુભવમાં આવતીજ નથી.[૫] બ્રહ્મમાં આ પૃથ્વીઆદિ જગત પ્રતીયમાન થાય છે તોપણ સ્વપ્નના અને સંકલ્પના જગતની પેઠે સાચાપણાવાળું છેજ નહિ.[૬] જેમ નિર્જળ દેશની નદીમાં જળનો સંભવ નથી, તેમ ચિદાકાશરૂપ આ જગતમાં ભિન્ન આકારનો કદીપણ સંભવ નથી.[૭] આ જગત કે જે ભિન્ન આકારથી રહિત છે અને સંકલ્પના નગરજેવું છે તેમાં, જેમ નિર્જળ દેશમાં નદી ભ્રાંતિરૂપે દેખાય, તેમ દૃશ્યતા

*આ પંદરમા સર્ગમાં ઘણાં ઘણાં દષ્ટાંતોથી અને યુક્તિઓથી, ઉપર કહેલી વાતનો અનુભવ કરાવતાં મંડપના વિસ્તીર્ણ આખ્યાનનો આરંભ કરવામાં આવશે.

ભ્રાંતિરૂપે પ્રતીત થાય છે.[૮] બ્રહ્મરૂપ ત્રાજવાંના એક પલ્લામાં સ્વપ્નને અને બીજા પલ્લામાં જગતને નાખી કોઇ વિચક્ષણ પુરૂષ ડાંડીના મધ્યનો ઝીણો સુયો બરાબર મધ્યબિંદુમાં રહે એવી રીતે જોખી જુવે તો જગત સ્વપ્નની પેઠેજ ભિન્ન આકારથી રહિત થઇને બ્રહ્મરૂપ થઇ જાય છે.[૯] અવિચાર કે જે જગતને ભિન્ન દેખાડનાર છે તેને છોડી દેવામાં આવે તો જગત શબ્દના અર્થમાં અને બ્રહ્મશબ્દના અર્થમાં ભિન્નતા છેજ નહિ.[૧૦] જગત દૃશ્યતાથી રાહત છે અને ચૈતન્યમાત્રજ છે. ચિદાકાશમાં સાક્ષીરૂપ સૂર્યથી જગતનો પ્રકાશ થયા કરે છે. જેમ વાદળાંની પાસે સંકલ્પનું વાદળું સૂક્ષ્મ છે તેમ ચૈતન્યની પાસે જગત સૂક્ષ્મ છે.[૧૧] જેમ સ્વપ્નનું અને સંકલ્પનું જગત જાગ્રતના જગતના ઉપમાનરૂપ છે, તેમ જાગ્રતનું જગત પણ સ્વપ્નના તથા સંકલ્પના જગતના ઉપમાનરૂપ થઈ શકે એમ છે એટલે જાગ્રતના જગતમાં અને સ્વપ્નના તથા સંકલ્પના જગતમાં કાંઇપણ ન્યૂનાધિકપણું નથી.[૧૨] એટલા માટે જગત દૃશ્યતાથી રહિત છે અને બ્રહ્મરૂપ છે. જગત કેવળ આકાશજ છે. (પોતાની સત્તાથી શૂન્ય છે.) જેમ આકાશ એટલે 'શૂન્ય' એમ સમજીએ છીએ, તેમ જગત એટલે પણ 'શૂન્ય' એમ સમજવું. જગત અને આકાશ એ શબ્દો પણ કલ્પિત હોવાનેલીધે અધિષ્ઠાન ચૈતન્યથી ભિન્ન નથી.[૧૩] આ પ્રમાણે છે એટલા માટે ચૈતન્યમાં જગતઆદિ કાંઇ પણ દૃશ્ય ઉત્પન્ન થયુંજ નથી. નામથી રહિત છે, રૂપથી રહિત છે અને જેમ છે તેમજ છે.[૧૪] આ રીતે ચિદાકાશમાં રહેલું જગત આવરણરૂપ ભીંત તૂટી જતાં ચિદાકાશરૂપજ થઈ જાય છે. જગત પોતાની સત્તાથી ચૈતન્યના અણુમાત્ર પ્રદેશથી તુલામાં પણ આવી શકે એમ નથી.[૧૫] જગત કે જે ભિન્ન આકારથી રાહત હોવાને લીધે સ્વચ્છ ચૈતન્યરૂપજ છે તે ચિદાકાશમાં ચિદાકાશરૂપ ચિત્ર છે અને સંકલ્પના નગરની પેઠે રહેલ છે.[૧૬] આ વિષયમાં શ્રવણના ભૂષણરૂપ આ મંડપનું આખ્યાન કહું છું તે સાંભળો કે જે સાંભળવાથી આ વિષય નિસ્સંદેહ રીતે તમારા મનમાં ઠસી જશે.[૧૭]

રામચંદ્રજી કહે છેઃ—મહારાજ ! મ્હારા સુબોધની વૃદ્ધિનેસારૂ કેટલીએક લગતી પણ અનુપયોગી વાતોનો સંક્ષેપ કરીને તુરત મને સઘળું મંડપનું આખ્યાન કહો કે જેથી બોધની વૃદ્ધિ થાય.[૧૮]

વસિષ્ઠ કહે છેઃ—આ પૃથ્વીના પીઠમાં કુળની કીર્ત્તિ વધારનાર, પ્રૌઢ સામર્થ્યવાળો, લક્ષ્મીવાળો, ઘણા પુત્રોવાળો અને વિવેકવાળો 'પદ્મ' એવા નામનો રાજા હતો.[૧૯] એ રાજા મર્યાદાનું પાલન કરવામાં સમુદ્રરૂપ હતો, શત્રુઓરૂપી અંધકારને સૂર્યરૂપ હતો, સ્ત્રીરૂપી કુમુદિનીને ચંદ્રરૂપ હતો, દોષોરૂપી ખડને અગ્નિરૂપ હતો,[૨૦] વિબુધો (દેવતાઓ અને પંડિતો)ને મેરૂપર્વતરૂપ હતો, સંસારરૂપી સમુદ્રને ચંદ્રજેવા પોતાના યશથી ઉલ્લાસ આપતો હતો, સદ્ગુણરૂપી હંસોને સરોવરરૂપ હતો, સંપત્તિઓરૂપ કમળોને નિર્મળ સૂર્યરૂપ હતો,[૨૧] સંગ્રામમાં શત્રુઓરૂપી લતાઓને પવનરૂપ હતો, શત્રુઓનાં મનોરૂપી હાથીઓને સિંહરૂપ હતો, સઘળી વિદ્યાઓને પ્યારો હતો, સઘળા આશ્ચર્યકારી ગુણોની ખાણરૂપ હતો,[૨૨] દૈત્યોરૂપી સમુદ્રનો ક્ષોભ કરવામાં પ્રબળ મંદરાચળરૂપ હતો, વિલાસોરૂપી પુષ્પોના ઓઘને વસંતરૂપ હતો, રૂપથી કામદેવતુલ્ય હતો,[૨૩] લીલાઓરૂપી લતાઓને નૃત્ય કરાવવામાં પવનરૂપ હતો, કોઈથી ન બની શકે એવાં કામો કરવાના ઉત્સાહમાં વિષ્ણુતુલ્ય હતો, સૌજન્યરૂપી રાત્રિ-

વિકાસી કમળને ચંદ્રરૂપ હતો અને દુષ્ટ ચેષ્ટાઓરૂપ લતાઓને અગ્નિરૂપ હતો.[૨૪] એ પદ્મરાજાની રૂપાળી અને વિલાસો કરનારી 'લીલા' નામની સ્ત્રી હતી. એ લીલા સઘળાં સૌભાગ્યોથી યુક્ત હતી, જાણે પૃથ્વીમાં લક્ષ્મીજી અવતરેલી હોય એવી હતી,[૨૫] તે લીલા પતિની તથા સંબંધીઓની સેવા કરવામાં વિચક્ષણ હતી, વિલાસનેલીધે મધુર બોલવાની ટેવવાળી હતી અને આનંદપૂર્વક મંદમંદ ચાલનારી હતી. એનું મંદહાસ્ય બીજા ચંદ્રના ઉદયજેવું શોભતું હતું અને મુખકમળ કેશરૂપી ભ્રમરોથી મનોહર લાગતું હતું. પોતે નિર્મળ અંગોવાળી અને કર્ણિકા ( કાનનું આભરણ અને ડોડી )થી સુશોભિત હોવાનેલીધે જાણે જંગમ કમલિની હોય એવી લાગતી હતી.[૨૬,૨૭] પોતે પ્રૌઢ વિલાસોના સમૂહોને પ્રફુલ્લિત કરનારી, ( રસથી ભરેલી, કુંપળીઆજેવા હાથવાળી અને પુષ્પોની શોભાવાળી હોવાને લીધે જાણે ડોલરનાં ફૂલોના સમૂહોને પ્રફુલ્લિત કરનારી, ) મકરંદથી ભરેલી, કુંપળીઆંવાળી અને પુષ્પોની શોભાવાળી દેહધારી વસંતની લક્ષ્મી હોય એવી લાગતી હતી.[૨૮] સ્વચ્છ શરીરવાળી, પવિત્ર, સ્પર્શ માત્રથી પણ આનંદ આપનારી અને હંસની ગતિવાળી હોવાનેલીધે જાણે દેહ ધરીને પૃથ્વીમાં આવેલાં ગંગાજી હોય એવી લાગતી હતી.[૨૯] સર્વ લોકોને આનંદ આપનારપણાનેલીધે પૃથ્વીના કામદેવસરખા એ પદ્મરાજાની લાંબા દિવસો સુધી સેવા કરવાનેસારૂ જાણે બીજી રતિ જન્મેલી હોય એવી જણાતી હતી.[૩૦] એ લીલા જ્યારે પદ્મરાજા ઉદ્વેગ પામે ત્યારે ઉદ્વેગ પામનારી, આનંદ પામે ત્યારે આનંદ પામનારી અને આકુળ થાય ત્યારે આકુળ થનારી હોવાનેલીધે પદ્મરાજાના પ્રતિબિંબજેવી હતી પણ પદ્મરાજા ક્રોધ કરે ત્યારે પોતે ક્રોધ નહિ કરતાં કેવળ ભય પામનારીજ હતી.[૩૧] **उद्विग्ने प्रोद्विग्ना मुदिते मुदिता समा[illegible]लिते । प्रतिबिंबसमा कांता संक्रुद्धे केवलं भीता ॥ ३१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાજવર્ણન' નામનો પંદરમો સર્ગ સંપૂર્ણ. ૧૫.**

## सर्ग १६ मो* લીલારાણીની તપશ્ચર્યા અને સરસ્વતીનું પ્રસન્ન થવું

**वसिष्ठ उवाच ॥ भूतलाप्सरसा सार्द्धमनन्यदारायतापतिः ।**
**अकृत्रिमप्रेमरसं स रेमे कांतया तया ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—જેને લીલા વિના બીજી કોઈપણ રાણી ન હતી એવા એ પદ્મરાજાએ બગીચાઓના નિકુંજોમાં, તમાલવનોમાં, પુષ્પોના મંડપોથી અને રમણીય લતાઓથી ઘેરાએલાં ઘરોમાં, પુષ્પમય અંતઃપુરની શય્યાઓમાં, પુષ્પોની ગલીઓમાં, વસંતઋતુમાં ઉપયોગી બગીચાઓના હીંડોળાઓમાં, ક્રીડા કરવાનાં ન્હાનાં તળાવોમાં, ચંદનનાં વૃક્ષોવાળા પર્વતોમાં, 'સંતાનક' નામનાં કલ્પવૃક્ષોનાં તળીઆમાં, કદંબોનાં તથા આસોપાલવોનાં ઘરોમાં, લીંબડાઓના નિકુંજોમાં, પ્રફુલ્લિત થતાં ડોલર તથા મંદાર નામનાં પુષ્પોના મકરંદથી સુગંધી થએલાં અને જેઓમાં કોયલ પક્ષીઓ ટૌકારા કરતાં હતાં એવાં વસંતઋતુસંબંધી વનોના સમૂહોમાં, અનેક અરણ્યોનાં સુકોમળ કાંતિવાળાં ખડનાં સ્થળોમાં, ઉંચા ઉછળતા બિંદુઓની

* આ સોળમા સર્ગમાં 'કામભોગોથી અતૃપ્તિ અને તેમાં પરિણામે થતું અપાર દુઃખ દેવતાઓથી પણ ટાળી શકાય એમ નથી' એ કહેવામાં આવશે.

અત્યંત વૃષ્ટિ કરનારાં ઝરણાંઓમાં, પર્વતોની અંદર મણિઓની તથા માણિક્યોની શિલાઓના ઉપરના ભાગોમાં, જેઓમાં પૂર્વે દેવતાઓના, ઋષિઓના તથા મુનિઓના નિવાસ હતા એવા દૂર દૂરના પવિત્ર આશ્રમોમાં, પ્રફુલ્લિત કુમુદિનીઓનાં સ્થળોમાં, પ્રફુલ્લિત કમલિનીઓનાં સ્થળોમાં અને પુષ્પોથી તથા ફળોથી ઘેરાએલા વનોના શ્યામ પ્રદેશોમાં પૃથ્વીની અપ્સરા-જેવી એ લીલાની સાથે સ્વાભાવિક પ્રેમ રસથી અનેક પ્રકારનાં રમણો કર્યાં.[१-८] અત્યંત રૂપાળા પદ્મરાજાએ લીલાની સાથે સુંદર વિષયોવાળાં દેવના જેવી યુવાનીને યોગ્ય સુરતો કર્યાં, અન્યોન્યના ઘાટા પ્રેમરસથી અત્યંત ભરપૂર સુકોમળ વિલાસો કર્યા,[૯] જગતસંબંધી હાંસીની વાતો કરી, પુરાણોનાં આખ્યાનો સાંભળ્યાં, અક્ષરમુષ્ટિ અને ગૂઢચતુર્થક આદિ ઘણા પ્રકારની દ્યૂતની ક્રીડાઓ કરી,[૧૦] નાટકો જોયાં, કાવ્યરૂપે રચાએલી આખ્યાયિકાઓ સાંભળી, ગૂઢ અભિપ્રાયવાળા શ્લોકોની ચર્ચાઓ કરી, દેશ–કાળને અનુસરીને ગ્રામ્ય અને નાગરિક ચેષ્ટાઓ કરી.[૧૧] પુષ્પોની માળાઓ વિવિધ પ્રકારોથી ગુંથી, અનેક પ્રકારનાં આભરણો જોડવાની કળાઓ કરી, વિનોદનેલીધે શરીરના અવયવો વાળવાની ક્રિયાઓ કરી, વિચિત્ર રસવાળાં ભોજનો કર્યાં,[૧૨] કોમળ કેસર તથા કપુરવાળી પાનબીડીઓ ચાવી, જેઓમાં પ્રફુલ્લિત પુષ્પોથી, લતાઓથી કે ચણોઠીઓથી શરીરને ઢાંકવાથી આવશ્યક્તા થાય એવા પરસ્પરને નખોના વ્રણો કર્યા.[૧૩] પછવાડેથી દોડીને સ્પર્શ કરવારૂપ વિલાસો કર્યા, માળાઓથી પ્રહાર દેવાની રમતો કરી, ઘરમાં પુષ્પોના હીંડોળાઓથી પરસ્પરને ઝુલાવવાની ક્રીડાઓ કરી,[૧૪] વહાણમાં બેસીને ફરવાના વિનોદ કર્યા, સારી રીતે કેળવેલા બબ્બે ઘોડા, હાથી તથા ઊંટઉપર બેસીને જવા આવવાના વિનોદો કર્યા, જળક્રીડાના વિલાસમાં પરસ્પરને જળથી ભીંજાવવાની રમતો કરી,[૧૫] નાચ તથા ગાયનો કર્યાં, જૂદી જૂદી કળાઓથી તાલપૂર્વક તાંડવો કર્યાં, પરસ્પરને શણગાર ધરાવ્યા, ગાયનની કળાઓસંબંધી ચર્ચાઓ પણ કરી, ગાયનોના આલાપ કર્યા, વીણાઓ તથા મૃદંગો વગાડયાં,[૧૬] અને બગીચાઓમાં, નદીઓના કીનારાઓ ઉપરનાં વૃક્ષોમાં, ઉત્તમ ઉત્તમ ગલીઓમાં, અંતઃપુરોમાં તથા મોહોલ્લાઓમાં પ્રફુલ્લિત હીંડોળાખાટથી હીંચકવાની ક્રીડાઓ કરી.[૧૭] એ પ્રમાણે સુખોને ભોગવ્યા કરતી, પરમસ્નેહવાળી અને ઘણા મનોરથો કરનારી પદ્મરાજાની પ્યારી લીલાએ એક સમયે વિચાર કર્યો કેઃ[૧૮] "આ મ્હારો પ્રાણ કરતાં પણ પ્યારો પતિ પદ્મરાજા કે જે યૌવનના ઉલ્લાસવાળો અને લક્ષ્મીવાળો છે તે અજર અને અમર શી રીતે થાય?[૧૯] એને પ્યારી અને ઊંચા સ્તનોવાળી હું એ પતિની સાથે યથેષ્ટ રીતે પુષ્પોનાં ઘરોમાં સેંકડો યુગના લાંબાકાળ સુધી રમણ કરૂં એમ શા પ્રકારથી બને?[૨૦] હવે મ્હારે તપથી, જપથી, યમોથી અને નિયમોથી એવો યત્ન કરવો કે જે યત્નથી આ ચંદ્રસરખા મુખવાળો ભર્તા અજરામર થાય.[૨૧] મ્હારે પ્રથમ તો જ્ઞાનથી વૃદ્ધ, તપથી વૃદ્ધ અને વિદ્યાથી વૃદ્ધ બ્રાહ્મણોને પૂછવું જોઇએ કે 'કેમ કરવામાં આવે તો માણસોનું મરણ ન થાય?'[૨૨] એ પ્રમાણે વિચાર કરી બ્રાહ્મણોને બોલાવી પૂજન કરી પ્રણામ કરીને લીલાએ વારંવાર તેઓને પૂછવા માંડયું કેઃ "હે બ્રાહ્મણો અમરપણું શી રીતે પ્રાપ્ત થાય?"[૨૩]

બ્રાહ્મણો કહે છેઃ–હે રાણીજી! તપ કરવાથી, જપ કરવાથી અને નિયમો પાળવાથી સિદ્ધિઓ મળે પણ અમરપણું કદી મળે નહિ.[૨૪]

વસિષ્ઠ કહે છે.—એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી પતિના વિયોગથી બીતી એ લીલાએ ફરીવાર તુરત પોતાની બુદ્ધિથીજ વિચાર કર્યો કે.[૨૫] "જો દૈવયોગનેલીધે પતિથી પહેલાંજ મ્હારૂં મરણ થશે તો હું ચિત્તમાં સર્વ દુઃખોથી રહિત થઇને પરલોકમાં સુખથી રહીશ પણ જો કદાચ હજાર વર્ષે પણ પતિ મ્હારાથી પ્રથમ મરશે તો હું દુઃખી થઈશ માટે મ્હારે પતિનો જીવ ઘરમાંથી નજ જતો રહે એમ કરવું.[૨૬,૨૭] એમ કરવાથી જેમાં પતિનો જીવ ફર્યા કરતો હશે એવા આ પોતાના અંતઃપુરના મંડપમાં સર્વદા પતિની દૃષ્ટિ તળે હું સુખથી રહીશ.[૨૮] એટલા માટે આજથી માંડીનેજ જપથી, ઉપવાસોથી અને નિયમોથી ચૈતન્યરૂપ સરસ્વતીદેવીનું તે પ્રસન્ન થાય ત્યાંસુધી મ્હારે પૂજન કરવું."[૨૯] એ પ્રમાણે નિશ્ચય કરી તે લીલારાણી પતિની પાસે તે વાતનું નિવેદન નહિ કરતાંજ શાસ્ત્ર પ્રમાણે નિયમો રાખીને ઉગ્ર તપ કરવા લાગી.[૩૦] ત્રણ ત્રણ અહોરાત્ર પૂરાં થઈ રહે ત્યારે પારણું કરવા લાગી અને દેવતાઓની, બ્રાહ્મણોની, ગુરૂની, પંડિતોની તથા વિદ્વાનોની પૂજા કરવામાં તત્પર રહેવા લાગી.[૩૧] સ્નાનમાં, દાનમાં, તપમાં તથા ધ્યાનમાં નિત્ય ઉદ્યોગી રહેતી, સંપૂર્ણ આસ્તિકપણાનેલીધે સદાચાર પાળતી અને બીજાઓનાં દુઃખોને ટાળતી એ લીલા પોતાની એ સ્થિતિની પતિને ખબર પડવા નહિ દેતાં કાળ, ઉદ્યોગ, શાસ્ત્ર અને ક્રમ એઓને અનુસરીને પતિને પણ રાજી રાખવા લાગી.[૩૨,૩૩] એ પ્રમાણે નિયમો પાળતી લીલાએ કષ્ટો વેઠવાં પડતાં છતાં પણ ત્રણસો અહોરાત્ર સુધી અવિચ્છિન્ન તપ કર્યું.[૩૪] ત્રણસો અહોરાત્ર પૂરાં થતાં બાહ્ય ઉપચારોથી તથા માનસિક ઉપચારોથી પૂજેલાં નિર્મળ સરસ્વતીદેવીએ પ્રસન્ન થઇને તેને નીચે પ્રમાણે કહ્યું.[૩૫]

સરસ્વતી કહે છેઃ—હે પુત્રી! પતિની ભક્તિનેલીધે અત્યંત શોભા પામેલા આ અવિચ્છિન્ન તપથી હું તને પ્રસન્ન થઈછું માટે જે વરદાન જોઈતું હોય તે માગી લે.[૩૬]

લીલા કહે છેઃ—હે જન્મ તથા જરારૂપી જ્વાળાથી થતા દાહરૂપી દોષને મટાડવામાં ચંદ્રસરખી કાંતિવાળાં! હે હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી અંધકારના ઓઘનું નિવારણ કરવામાં સૂર્યસરખી કાંતિવાળાં! હે અંબ! હે મા! હે જગદંબ! હું કે જે રાંક છું તેનું રક્ષણ કરો. હે સુંદરી! હું માગું તે પ્રમાણે બે વરદાન આપો.[૩૭,૩૮] પહેલું એ કે "મ્હારો પતિ મરી જાય ત્યારે પણ તેનો જીવ આ મ્હારા પોતાના અંતઃપુરના મંડપમાંથી જતો રહે નહિ[૩૯]" અને બીજું એ કે "વરદાન લેવાસારૂં દર્શનનેવાસ્તે હું જ્યારે જ્યારે તમારી પ્રાર્થના કરૂં ત્યારે ત્યારે તમારે મને દર્શન આપવાં."[૪૦]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે લીલાનાં વચનો સાંભળી જગદંબા સરસ્વતી "તને એ પ્રમાણે થશે" એમ વર આપીને, જેમ સમુદ્રમાં તરંગ ઉઠીને પોતાની મેળેજ અંતર્હિત થઈ જાય, તેમ અંતર્હિત થઇ ગયાં.[૪૧] જેને ઈષ્ટ દેવતાનો પ્રસાદ થયો એવી એ મહારાણી લીલા, જેમ ગાયન સાંભળવાથી હરિણી આનંદ પામે, તેમ સરસ્વતીનાં વચનોથી આનંદ પામી.[૪૨] પછી કાળરૂપી ચક્ર કે જે પક્ષ, માસ તથા ઋતુઓરૂપી કુંડલીવાળું છે, દિવસોરૂપી આરાઓવાળું છે, વર્ષરૂપી ધરીવાળું છે, ક્ષણરૂપી વચલાં છિદ્રોવાળું છે અને સૂર્ય આદિની ગતિઓમય છે તે ચાલ્યા કરતાં કોઈ સંગ્રામમાં ઘવાએલા તેના પતિ પદ્મરાજાની ચેતના સુકાએલાં પાંદડાંના

રસની પેઠે દેખાતાં દેખાતાં તુરતજ લિંગશરીરમાં અસ્ત પામી ગઇ. અંતઃપુરના મંડપમાં એ રાજા મરણ પામતાં જળવગરની કમલિનીની પેઠે લીલા બહુજ કરમાઈ ગઈ.[૪૩-૪૫] જેનાં હોઠ-રૂપી પલ્લવો ઝેરજેવા ગરમ નીશાસાઓથી વિવર્ણ થઇ ગયાં એવી તે લીલા જેને શરીરમાં શલ્ય પેસી ગયું હોય એવી હરિણીની પેઠે મરવાજેવી અવસ્થાને પ્રાપ્ત થઇ.[૪૬] જેમ દીવાથી શણગારેલી ઘરની શોભા દીવાની શિખાનો લેશ પણ ક્ષીણ થઇ જતાં અંધકારમય થઈ જાય, તેમ એ લીલા પતિ મરણ પામતાં મૂર્છિતપણાનેલીધે અંધકારમય થઈ ગઇ.[૪૭] જેમ પ્રવાહનો ક્ષય થતાં ખારાથી ધૂસર થએલી નદી દુબળી થઇ જાય, તેમ પતિનું મરણ થતાં રસરહિત થએલી એ લીલા ક્ષણમાત્રમાં દુબળી થઈ ગઇ.[૪૮] પતિના વિયોગનેલીધે 'ચક્રવાક' નામની પક્ષિણીની પેઠે જરાવારમાં ચીસો પાડતી અને જરાવારમાં મુંગી રહેતી એ લીલા મરવા પડેલીજેવી થઈ ગઇ.[૪૯] પછી જેમ પહેલી વૃષ્ટિ જળનો ધરો સૂકાઇ જવાથી અત્યંત વિહ્વલ થએલી માછલી ઉપર દયા કરે, તેમ પતિના મરણથી અત્યંત વિહ્વલ થએલી તે લીલા ઉપર, ચૈતન્યમાંજ પ્રકટ થએલાં દયાળુ સરસ્વતીએ દયા કરી. (સરસ્વતીએ લીલાનું આશ્વાસન કરીને તેને આગળ પ્રમાણે કહ્યું.)[૫૦] **अथ तामतिमात्रविह्वलां सकृपाकाशभवा सरस्वती। शफरीं ह्रदशोषविह्वलां प्रथमा वृष्टिरिवान्वकंपत ॥ ५० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉ૦ મંડપોપાખ્યાનસંબંધનો 'રાજ્ઞીપરિદેવન' નામનો સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬.**

---

## સર્ગ ૧૭ મો* મંડપાખ્યાન–નવીન અને પ્રાચીન સૃષ્ટિ મનોવિલાસ–માત્ર છે

**सरस्वत्युवाच । शवीभूतमिमं वत्से भर्तारं पुष्पराशिक ।**
**आच्छाद्य स्थापयैनं त्वं पुनर्भर्तारमेष्यसि ॥ १ ॥**

સરસ્વતી કહે છેઃ–હે પુત્રી! આ શબરૂપ થએલા ત્હારા ભર્તાને પુષ્પોના સમૂહમાં ઢાંકીને રાખી મેલ. પછી તું એ ભર્તાને પ્રાપ્ત થઈશ.[૧] પુષ્પો કરમાશે નહિ અને શરીર પણ બગડશે નહિ. થોડા દિવસમાં પાછો એ ત્હારો પતિ થશે.[૨] આકાશની પેઠે નિર્મલતાવાળો એનો જીવ આ ત્હારા અંતઃપુરના મંડપમાંથી તુરત નીકળી નહિ જશે.[૩]

વસિષ્ઠ કહે છેઃ–એ પ્રમાણે સરસ્વતીનાં વચનો સાંભળીને ધીરજ પામેલી અને જેમ જળ આવીને કમલિનીનું આશ્વાસન કરે છે, તેમ બંધુઓએ આવીને આશ્વાસન કરાતી એ ભ્રમરોની પંક્તિજેવાં નેત્રોવાળી લીલા પતિના શરીરને પુષ્પોના સમૂહમાં ઢાંકી ત્યાંજ રાખી મેલીને, જેમ કોઇ દરિદ્ર સ્ત્રી, ધન મળતાં સ્થિરતા રાખીને રહે, તેમ કાંઇક સ્થિરતા રાખીને રહી.[૪,૫] એજ દિવસે અર્ધરાત્રિના સમયમાં સઘળાં પરિજનો નિદ્રાથી અત્યંત ઉંઘી જતાં લીલાએ અંતઃપુરના મંડપમાં દુઃખનેલીધે જ્ઞાનરૂપ સરસ્વતીદેવીને શુદ્ધ ધ્યાનવાળી બુદ્ધિથી બોલાવતાં સરસ્વતીએ આવીને તેને નીચે પ્રમાણે કહ્યું.[૬,૭]

સરસ્વતી કહે છેઃ–હે પુત્રી! તેં મ્હારૂં કેમ સ્મરણ કર્યું? તું શામાટે શોક કરે છે? જેમ

---

* આ સત્તરમા સર્ગમાં 'નવીન અને પ્રાચીન બન્ને સૃષ્ટિઓ મનના વિલાસમાત્ર હોવાને લીધે તુલ્ય છે' એમ નિરૂપણ કરવામાં આવશે.

ઝાંઝવાનાં પાણી મિથ્યા છતાંજ પ્રતીત થાય છે, તેમ સંસારની ભ્રાંતિઓ પણ મિથ્યા છતાંજ પ્રતીત થાય છે.[૮]

લીલા કહે છેઃ–મ્હારો પતિ હમણાં ક્યાં રહેલો છે, શું કરે છે અને કેવો છે? તમે મને એની પાસે તેડી જાઓ. હું પતિ વિના એકલી જીવી શકીશ નહિ.[૯]

સરસ્વતી કહે છેઃ–હે રૂડા મ્હોંવાળી! એક વાસનામય ચિત્તાકાશ છે, બીજું શુદ્ધ ચિદાકાશ છે અને ત્રીજું આ વ્યાવહારિક આકાશ છે. પહેલાની અને ત્રીજાની સંધિમાં જે ચિદાકાશ છે તે બન્નેથી રહિત છે.[૧૦] હમણાં ત્હારો પતિ જ્યાં છે તે સ્થાનઆદિ જો કે એ ચિદાકાશના ગર્ભરૂપજ છે અને તેમ હોવાનેલીધે ચિદાકાશથી જૂદું નથી તો પણ ચિદાકાશનું એકાગ્રપણે ચિંતવન કરવાથી તે સ્થાનઆદિ તુરતજ અહિં દેખવામાં આવે અને અનુભવ કરવામાં આવે એમ છે.[૧૧] હે સુંદરી! સંવિત્ નિમેષમાત્રમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં તે સંવિત્‌નું બન્ને પ્રદેશથી રહિત જે મધ્ય છે તે ચિદાકાશ છે એમ સમજવું.[૧૨] તું સઘળા સંકલ્પોને છોડી દઇને એ ચિદાકાશમાં સ્થિતિને પ્રાપ્ત થા તો એ સર્વાત્મક પદ હોવાથી તેમાં તને અવશ્ય ત્હારા પતિના સ્થાનઆદિની પ્રાપ્તિ થાય.[૧૩] હે સુંદરી! જો કે જગતનો અત્યંત બાધ થાય ત્યારેજ એ પદ મળે છે પણ બીજી રીતે મળે એમ નથી તોપણ મ્હારા વરદાનના પ્રભાવથી તને એ પદની તુરત પ્રાપ્તિ થશે.[૧૪]

વસિષ્ઠ કહે છેઃ–એટલાં વચનો કહીને સરસ્વતીદેવી તુરત પોતાના સ્થાનમાં પધારી ગયાં અને તેમના વરદાનના પ્રભાવનેલીધે લીલાને તો પરિશ્રમ વિનાજ સમાધિની પ્રાપ્તિ થઇ.[૧૫] લીલાએ સમાધિનેલીધે તુરતજ અંતઃકરણરૂપ દૃઢ પંજરસહિત સ્થૂલ દેહને છોડી દીધો (દેહના અભિમાનને છોડી દીધું.) અને જેમ પક્ષિણી પોતાના માળાને છોડી દઇને આકાશમાં સ્થિતિ કરે, તેમ ચિદાકાશમાં સ્થિતિ કરી.[૧૬] જેને ચિદાકાશમાં સ્થિતિ પ્રાપ્ત થઈ એવી લીલાએ તે ઘરના આકાશમાંજ ઘણા રાજાઓથી ખીચોખીચ ભરેલી સભામાં બેઠેલા પોતાના પતિ પદ્મરાજાને (પદ્મરાજાના બીજા અવતારરૂપ વિદૂરથરાજાને) દીઠો.[૧૭] એ રાજા સિંહાસન ઉપર બેઠો હતો, લોકો "જય જય અને ચિરંજીવ! ચિરંજીવ!" એવા શબ્દોથી તેની સ્તુતિ કરતા હતા, પોત પોતાની પાસે આવેલાં ખંડપતિઓનાં અને સૈન્યોનાં કાર્યોનો નિર્ણય કરવામાં લાગ્યો હતો અને પતાકાઓનાં મંડળોથી વ્યાપ્ત થએલી રાજધાનીના મુખ્ય ઘરમાં બેઠો હતો. એ ઘરના પૂર્વદ્વારમાં અસંખ્યાત મુનિઓ તથા બ્રહ્મર્ષિઓ બેઠા હતા.[૧૮,૧૯] દક્ષિણદ્વારમાં અસંખ્યાત મ્હોટા મ્હોટા રાજાઓ બેઠા હતા, પશ્ચિમદ્વારમાં અસંખ્યાત સ્રીઓ બેઠી હતી અને ઉત્તરદ્વારમાં અસંખ્યાત રથોની, હાથીઓની તથા ઘોડાઓની ભીડ જામી હતી. એ રાજા કોઇએક ચાકરના વચનથી દક્ષિણ દેશ સંબંધી યુદ્ધના પ્રસંગનો નિર્ણય કરતો હતો.[૨૦,૨૧] પૂર્વ દેશમાં જે મર્યાદાઓ સ્થાપવાની હતી તેઓની રચના તેની પાસે બેઠેલો કર્ણાટક દેશનો રાજા કરતો હતો, સઘળા મ્લેચ્છોવાળા ઉત્તરદેશને વશ કરવાનું કામ સોરઠનો રાજા કરતો હતો અને સઘળા પશ્ચિમનાં રાજ્યોને તથા 'તંગણ' નામના દેશને માલદ દેશનો રાજા તેની આજ્ઞાથી તંત્રમાં લેતો હતો. એ ચક્રવર્તી રાજાને દક્ષિણ સમુદ્રના કિનારેથી આવેલો લંકાનો દૂત ત્યાંની વાતોથી વિનોદ કરાવતો હતો,[૨૨] પૂર્વસમુદ્રના કિનારાથી આવેલો

મહેંદ્રાચળનો રહેવાશી કોઈ સિદ્ધ આકાશગંગાની વાતો સંભળાવતો હતો, ઉત્તરસમુદ્રના કિનારાથી આવેલો દૂત યક્ષોની વાત સંભળાવતો હતો અને પશ્ચિમસમુદ્રના કિનારાને જોઈને આવેલો દૂત સૂર્યના અસ્તનો પ્રકાર સંભળાવતો હતો. રાજદ્વારના સઘળા ભાગો હારોહાર ઉભેલા અસંખ્યાત રાજાઓની કાંતિઓથી વ્યાપ્ત થઇ ગયા હતા,[૨૪,૨૫] યજ્ઞોનાં સ્થાનકોમાં મંત્રો ભણતા બ્રાહ્મણોના શબ્દોથી 'તૂર્ય' નામનાં વાજાંઓના શબ્દો દબાઈ જતા હતા, બંદીજનોનો પ્રબળ કોલાહલ સાંભળીને જંગલી હાથીઓ સામા શબ્દો કરતા હતા,[૨૬] ગાયનમાં બજાવવામાં આવતાં વાજીંત્રોના શબ્દોથી આકાશનો ગર્ભ ગાજી રહ્યો હતો, હાથીઓએ, ઘોડાઓએ અને રથોએ ઉડાવેલી રજથી આકાશમાં વાદળાંઓના જેવો પ્રૌઢ આડંબર મચી રહ્યો હતો,[૨૭] પુષ્પોની, કપૂરની તથા ધૂપોની પ્રૌઢ સુગંધી પર્વતજેવા મહેલોમાં ફેલાઈ રહી હતી, સઘળા દેશોમાંથી તે તે વસ્તુઓ મંગાવીને રાજ્યના ભંડારને ભરપૂર રાખનારા સેવક લોકો અનેક પ્રકારનાં શાસનો લખતા હતા,[૨૮] ધોળાં વસ્ત્રોના સમૂહો યશજેવા, કપૂરજેવા અને શરદૃઋતુનાં વાદળાંજેવા લાગતા હતા, પ્રબળ આરંભવાળાં મ્હોટાં મ્હોટાં કામોમાં સામંત રાજાઓ વ્યગ્ર થઇ રહ્યા હતા અને અનેક પ્રકારનાં નગરનાં બાંધકામો કરવામાં મ્હોટા મ્હોટા કારીગર લોકો તત્પર થઇ રહ્યા હતા. જાણે આકાશનો અને પૃથ્વીનો સ્તંભ હોય એવા પ્રતાપથી સૂર્ય કરતાં પણ અધિક દીપતા એ પોતાના પતિને જોઈ પ્રૌઢ આડંબરવાળી એ વાસનામય લીલા રાણી, જેમ ઝાકળ આકાશમાં પ્રાપ્ત થાય, તેમ વાસનામય સભામાં પ્રાપ્ત થઈ.[૨૯-૩૧] જેમ પુરૂષો સંકલ્પમાત્રથી રચાએલી સ્ત્રીને દેખે નહિ, તેમ સભાસદોએ પોતાની આગળ ફરતી તે લીલાને દીઠી નહિ.[૩૨] જેમ એકના સંકલ્પથી રચાએલી નગરીને બીજાઓ ન દેખે, તેમ સભાસદોએ તે લીલા પોતાની પાસે ફરતાં છતાં પણ તેને દીઠી નહિ.[૩૩] જાણે રાજાની સાથે એક નગરમાંથી બીજા નગરમાં આવેલા હોય એવા આગળનાજ પોતાના સઘળા રાજકીય પુરૂષોને લીલાએ સભામાં બેઠેલા દીઠા.[૩૪] જેવા પોતાના દેશમાં હતા તેવાજ અને તેવીજ રીતભાતવાળા તેનાતે પુત્રોને, તેનીતે પુત્રોની સ્ત્રીઓને, તેનાતે મંત્રીઓને,[૩૫] તેનાતે રાજાઓને, તેનાતે પંડિતોને, તેનાતે હાસ્યરસ ઉપજાવનારાઓને અને તેનાતે સેવકોને લીલાએ દીઠા.[૩૬] બીજા કેટલાએક નવા પંડિતોને, નવા સંબંધીઓને, નવા વ્યવહારોને અને નવા પૈરલોકોને પણ દીઠા.[૩૭] દિવસના મધ્યાહ્ન કાળમાં દિશાઓને ઘાટા દાવાનળથી વ્યાપ્ત થએલી દીઠી અને અંતરિક્ષને ચંદ્ર, સૂર્ય, મેઘના શબ્દો, પવનના શબ્દો, પર્વતો, નદીઓ, વૃક્ષો, નગરો, મ્હોટાં નગરો, અનેક પ્રકારનાં નગરોની પેઠે રચાએલાં જંગલો તથા ગામડાંઓ, એઓથી ભરપૂર દીઠું.[૩૮,૩૯] આગળની જરાથી રહિત થઇને સોળ વર્ષની અવસ્થાને પ્રાપ્ત થએલા રાજાને, સઘળા આગળના સભાસદ આદિને અને સઘળા આગળના ગામના રહેવાશીઓને જોઈ લીલા વિચારમાં પડી ગઈ કે 'જૂના નગરના રહેવાશીઓ સઘળા મરી ગયા હશે કે શું.'[૪૦,૪૧] એટલામાં વળી સરસ્વતીના પ્રસાદથી સમાધિમાંથી વ્યુત્થાન થતાં ક્ષણમાત્રમાં આગળના અંતઃપુરમાં આવેલી લીલાએ ત્યાં અર્ધરાત્રે ઊંઘી ગએલાં તે માણસોને તેમજ દીઠાં.[૪૨] પછી લીલાએ નિદ્રાથી ઘેરાએલી સખીઓને ઉઠાડીને કહ્યું કે: "હું અહિં દુઃખથી બહુ પીડાઉંછું એટલામાટે મને સભામાં લઈ જાઓ.[૪૩] મ્હારા પતિના સિંહાસનની પાસે હું ઉભી રહું

અને ત્યાં અનેક સભાસદોને જોઉં તો જીવતી રહું. નહિ તો જીવીશ નહિ."[૪૪] એ પ્રમાણે લીલાએ આજ્ઞા કરતાં સઘળો રાજકીય પરિવાર અનુક્રમે નિદ્રામાંથી જાગ્યો અને જાગીને પોતપોતાનાં કાર્યો કરવામાં વ્યગ્ર થયો.[૪૫] જેમ સૂર્યનાં કિરણો પૃથ્વીમાં વ્યવહારો ચલાવવાને-સારૂ જાય છે, તેમ અનેક છડીદારો પૌરલોકોને અને સભાસદોને બોલાવવા ગયા.[૪૬] જેમ શરદૃઋતુના દિવસો વર્ષાઋતુનાં વાદળાંઓથી મલિન થએલા આકાશને સાફ કરે છે, તેમ સેવક લોકોએ ઘણી ઉતાવળથી સભાની ભૂમિને સાફ કરી નાખી.[૪૭] આંગણામાં કરવામાં આવેલા અને અંધકારરૂપી જળને પીજનારા દીવાઓ, જાણે આશ્ચર્ય જોવાનેમાટે આકાશમાંથી નક્ષત્રો આવેલાં હોય, તેમ શોભવા લાગ્યા.[૪૮] જેમ સૃષ્ટિનો પ્રથમ સમય પ્રલયમાં સૂકાઈ ગએલા સમુદ્રોને જળથી ભરપૂર કરી દે છે, તેમ આવવા લાગેલા લોકોએ પોતાના સમૂહોથી સભાના પ્રદેશોને ભરપૂર કરી દીધા.[૪૯] જેમ ત્રૈલોક્ય ફરીવાર ઉત્પન્ન થતાં લોકપાલો પોતપોતાની દિશાઓમાં આવે છે, તેમ સારા સ્વભાવવાળા મંત્રીઓ અને સામંતો સભામાં પોતપોતાના સ્થાનકોપર આવ્યા.[૫૦] વેરેલા કપુરની પેઠે ધાટી હિમની કણીઓથી શીતળતાવાળા અને પ્રફુલ્લિત પુષ્પોમાંથી નીકળતા સુગંધથી પુષ્ટ થએલા વાયુઓ વાવા લાગ્યા.[૫૧] જેમ સુગ્રીવને માટે ઋષ્યમૂકપર્વતમાં સન્નિહિત રહેનારા તેના પિતા સૂર્યના તાપથી તપી ગએલાં વાદળાંઓ આસપાસના પર્વતો ઉપર સ્થિતિ કરે, તેમ ધોળાં વસ્ત્રોવાળા દ્વારપાળો સભાના આસપાસના પ્રદેશોમાં ઉભા રહ્યા.[૫૨] જાણે તીવ્ર પવનનેલીધે સ્થાનકોમાંથી ભ્રષ્ટ થઈને તારાઓના સમૂહો ખરતા હોય, તેમ પોતાની કાંતિથી અંધકારોના સમૂહોને પીનારા પુષ્પાના સમૂહો પૃથ્વીપર પડવા લાગ્યા.[૫૩] જેમ પ્રફુલ્લિત કમળોથી વ્યાપ્ત થએલા સરોવરને હંસો પોતાનાથી ભરપૂર કરી મેલે, તેમ રાજાના અનુચરોએ સભાને ભરપૂર કરી મેલી.[૫૪] જેમ કામદેવથી વિકૃત થએલા ચિત્તપર શૃંગારની ચેષ્ટા બેસે, તેમ રાજાના સિંહાસનના સમીપમાં રહેલા સુવર્ણમય નવા વિચિત્ર આસનપર લીલા બેઠી.[૫૫] લીલાએ આગળનાજ સઘળા રાજાઓને, ગુરૂઓને, આર્યલોકોને, મિત્રોને, સભાસદોને, ઉપકારીઓને, સંબંધીઓને અને બાંધવોને આગળની પેઠેજ બેઠેલા જોયા.[૫૬] રાજાના સઘળા દેશી લોકોને આગળની પેઠેજ બેઠેલા જોઈ લીલા બહુ આનંદ પામી અને પતિના જીવનની આશાનેલીધે ઉદય પામેલી શોભાથી ચંદ્રની પેઠે શોભવા લાગી.[૫૭]

[illegible]कलमेव हि [illegible]वदेव सा सम[illegible]लोक्य मुदं परमां ययौ ।
नृपतिराष्ट्रजनं खलु जा[illegible]दा[illegible]दितया च बभौ शशिवच्छ्रिया ॥ ५७ ॥

શ્રીમદ્ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'સદેહરાષ્ટ્રવર્ણન' નામનો સત્તરમો સર્ગ સંપૂર્ણ.૧૭

## सर्ग १८ मो* લીલા અને સરસ્વતીનો સંવાદ–બન્ને સૃષ્ટિની સમાનતા

वसिष्ठ उवाच । इत्थं विनोदयामीदं दुःखदं चित्तमित्यल[illegible] ।
बोधयित्वेंगित[illegible]पाना[illegible]थानादुत्थिताथ सा ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–'હું મ્હારૂં ચિત્ત કે જે અત્યંત દુઃખદાયી થઈ પડયું છે તેને આવા

* આ અઢારમા સર્ગમાં 'દૃશ્યપણાનેલીધે સમાધિમાં દેખાએલી સૃષ્ટિનું અને પ્રથમની સૃષ્ટિનું મિથ્યાપણું સરખું છે અને તેઓ ચૈતન્યમાંજ રહેલી છે' એ કહેવામાં આવશે.

(સભામાં આવવા આદિ) ઉપાયોથી આશ્વાસિત કરૂં છું' એમ અંગોની ચેષ્ટાઓ ઉપરથી રાજાઓને સમજાવીને લીલા સભામાંથી ઉઠી.[1] ત્યાંથી ઉઠી અંતઃપુરમાં જઈ અંતઃપુરના મંડપમાં પુષ્પોથી ઢાંકી રાખેલા પતિના શબની પાસે બેસીને ચિત્તમાં વિચાર કરવા લાગી કેઃ[2] "અહો !!! આ અમારાં નગરનાં માણસો તે પ્રદેશ કે જે અહિંથી બહાર છે તેમાં પણ રહ્યાં છે અને આ અંદરના પ્રદેશમાં પણ રહ્યાં છે માટે આ કોઈ વિચિત્ર માયા છે.[3] તાડી, તમાલ અને હિંતાલ નામનાં વૃક્ષોથી વ્યાપ્ત થએલા આ પર્વતો પણ જેમ ત્યાં છે, તેમ અહિં પણ છે, માટે આ કોઇ વિસ્તીર્ણ માયા જણાય છે.[4] જેમ અરીસામાં બહાર તથા અંદર પણ પર્વતનો અનુભવ થાય છે, તેમ ચૈતન્યમાં અંદરના પ્રદેશમાં તથા બહારના પ્રદેશમાં પણ એવીને એવીજ સૃષ્ટિનો અનુભવ થાય છે.[5] આ પ્રમાણે છે તો તેઓમાં કયી સૃષ્ટિ સાચી છે ? એ વિષે સરસ્વતીનું પૂજન કરીને તેમને પૂછી જોઉં કે જેથી મ્હારો સંશય ટળે."[6] આ પ્રમાણે નિશ્ચય કરી લીલાએ સરસ્વતીનું પૂજન કર્યું. ત્યાં કુમારિકાનું રૂપ ધરીને આગળ પધારેલાં સરસ્વતી તેના જોવામાં આવ્યાં.[7] ભદ્રાસન ઉપર બિરાજેલાં એ ચૈતન્યશક્તિરૂપ સરસ્વતીને લીલાએ તેમની સામે ધરતીપર બેસીને નીચે પ્રમાણે પૂછ્યું.[8]

લીલા પૂછે છેઃ—હે દેવી ! સૃષ્ટિના આરંભમાં તમેજ ઉત્તમ મર્યાદા સ્થાપી છે કે 'જેના ઉપર દયા કરવાની હોય એવા સેવકજનની પાસે મહાત્માઓ કશી ઉતાવળ કરે નહિ' માટે આપને પ્રણામ કરીને જે કાંઈ હું પૂછું છું તેનો મને યથાર્થ ઉત્તર મળવો જોઇએ. હે પરમેશ્વરી ! આપે મ્હારા ઉપર જે અનુગ્રહ કર્યો છે તે સફળ થજો.[9,10] આ 'જગત' નામના પદાર્થનો અરીસો આકાશ કરતાં પણ અત્યંત નિર્મળ છે, વાણીથી અગમ્ય છે, પ્રકાશમય છે, મૂર્તિરહિત હોવાને લીધે કોમળ છે, સઘળા તાપોને મટાડનાર છે, નામથી અખંડ ચૈતન્ય કહેવાય છે, ભેદથી રહિત છે, અને સઘળા વ્યવહારોમાં પહેલાંથી સ્ફુરનાર છે કે જેના સ્વરૂપમાં કરોડો યોજનો પણ એક ન્હાના અવયવરૂપ છે અને દિશાઓ, કાલ, સઘળાં કાર્યોની ઉત્પત્તિ, તેઓને રહેવાનો અવકાશ, તેઓના પ્રકાશ અને વ્યવહારના ચોક્કસ નિયમો અત્યંત વિસ્તીર્ણ વિચિત્રપણાને પામીને જેની અંદર પ્રતિબિંબની પેઠે સ્ફુરે છે.[11-13] એ ચૈતન્યરૂપ અરીસાની બહાર તથા અંદર પણ સૃષ્ટિ છે એમ સમાધિથી મ્હારા અનુભવમાં આવ્યું તો તેમાં પૂછવાનું એ છે કે એ બે સૃષ્ટિઓમાં ખોટી સૃષ્ટિ કયી છે અને સાચી સૃષ્ટિ કયી છે ?[14]

સરસ્વતી કહે છેઃ—હે સુંદરી ! એઓમાંથી તને કયી સૃષ્ટિ સાચી લાગે છે અને કયી સૃષ્ટિ ખોટી લાગે છે? તે યથાર્થ રીતે મ્હારી પાસે કહે.[15]

લીલા કહે છેઃ—હે દેવતાઓનાં ઈશ્વરી ! આ હું અને તમે અહિં બેઠાં છીએ તે સાચી સૃષ્ટિ છે એમ હું જાણું છું અને હમણાં એ મ્હારો પતિ જે સૃષ્ટિમાં છે તે સૃષ્ટિ ખોટી છે, એમ માનું છું. કારણ કે એ નવી સૃષ્ટિ શૂન્ય છે અને પૂરતા દેશકાળ વગરની છે.[16,17]

સરસ્વતી કહે છેઃ—એ નવી સૃષ્ટિ કારણવગરની તો હોવીજ ન જોઇએ માટે તેના કારણવિષે વિચાર કરતાં બીજું કાંઈ પણ કારણ નહિ મળવાથી આ જૂની સૃષ્ટિનેજ તેના કારણરૂપ માનવી પડે છે. તો હવે આ જૂની સૃષ્ટિ સાચી હોય તો તેમાંથી કદી પણ ખોટી સૃષ્ટિ

ઉત્પન્ન નહિ થવી જોઇએ. કારણ કે કોઈ કાળમાં કે કોઇ દેશમાં પણ કાર્ય, કારણથી વિલક્ષણ થતું નથી.[૧૮]

લીલા કહે છેઃ–હે માતાજી ! કાર્ય, કારણથી અત્યંત વિલક્ષણ થતું પણ જોવામાં આવે છે. જેમ કે માટી જળનું ધારણ કરવાને અશક્ત છે અને માટીથી ઉત્પન્ન થએલો ઘડો જળનું ધારણ કરવાને સમર્થ થાય છે.[૧૯]

સરસ્વતી કહે છેઃ–જે કાર્ય બીજાં નિમિત્ત કારણોની સહાયતાથી ઉત્પન્ન થએલ હોય છે. તેમાં નિમિત્તકારણોનેલીધે કાંઈક વિચિત્રતા થતી જોવામાં આવે છે, ( માટીરૂપ ઉપાદાન કારણમાંથી બીજાં ચાકડા આદિ નિમિત્ત કારણોની સહાયતાથી ઘડો ઉત્પન્ન થાય છે માટે ઘડામાં કાંઈક માટીથી વિલક્ષણતા જોવામાં આવે છે ) પણ એક દીવામાંથી બીજા દીવાની પેઠે જે કાર્યનાં ઉપાદાન અને નિમિત્ત જૂદાં ન હોય પણ એકજ હોય તે કાર્યકારણથી વિચિત્રતાવાળું હોતું નથી. આ જૂની સૃષ્ટિમાંથી જે નવી સૃષ્ટિ થઈ છે તેનું ઉપાદાન પણ જૂની સૃષ્ટિ છે અને નિમિત્ત પણ જૂની સૃષ્ટિ છે માટે નવી સૃષ્ટિ જૂની સૃષ્ટિથી વિલક્ષણ નહિ હોવી જોઇએ. આમ છે એટલા માટે જૂની સૃષ્ટિ અને નવી સૃષ્ટિ બન્ને મિથ્યા છે.[૨૦] જો એ ત્હારા પતિની નવી સૃષ્ટિનું બીજું કાંઈ નિમિત્તકારણ હોય તો પૃથ્વી આદિમાંથી કયું નિમિત્ત કારણ છે ? તે તું કહે.[૨૧] જો પૃથ્વી નિમિત્તકારણ હોય તો ત્યાં કાર્યને ઉત્પન્ન કરવાને વાસ્તે અહિંથી ઉડીને ત્યાં જવી જોઇએ એટએ પછી અહિં કયાંથી રહે. હે રૂડાં મ્હોંવાળી ! આમ છે એટલા માટે આ જૂની સૃષ્ટિના અનુભવના સંસ્કાર માત્રથીજ ત્યાંની નવી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે અને એ કારણરૂપ સંસ્કારમાત્રને સહાયતા આપનારાં બીજાં કોઈ નિમિત્તકારણો છેજ નહિ.[૨૨] આ પ્રમાણે નિમિત્તકારણો નહિ છતાં પણ જો 'નિમિત્તકારણો હોવાંજ જોઇએ' એવો આગ્રહ હોય તો સંસ્કારમાત્રને નિમિત્તકારણરૂપ માની લે. સર્વ વિદ્વાનોનો અનુભવ છે કે એવી રીતનાં કાર્યોમાં ઉપાદાનકારણ અને નિમિત કારણ જૂદાં હોતાંજ નથી.[૨૩]

લીલા કહેછેઃ–હે દેવી ! જે મને મ્હારા ભર્તાનું સ્મરણ છે (અનુભવનો સંસ્કાર છે) તેજ વૃદ્ધિ પામીને પતિની નવી સૃષ્ટિનું કારણ થએલ છે એટલે તેથીજ એ નવી સૃષ્ટિ થઈ એવો મને નિશ્ચય થયો.[૨૪]

સરસ્વતી કહેછેઃ–જેમ ત્હારો એ સંસ્કાર કલ્પનારૂપ છે તેમ તેથી થએલી એ નવી સૃષ્ટિ પણ કલ્પનારૂપજ છે અને જેમ એ નવી સૃષ્ટિ કલ્પનારૂપ છે તેમ આ જૂની સૃષ્ટિ પણ કલ્પનારૂપજ છે. કારણ કે એ પણ એથી પૂર્વની સૃષ્ટિના સંસ્કારથી થએલ છે.[૨૫]

લીલા કહેછેઃ–મ્હારા પતિની નવી સૃષ્ટિ કલ્પનારૂપજ થઈ તો એ દૃષ્ટાંતથી આ સૃષ્ટિને પણ હું કલ્પનારૂપજ માનું છું.[૨૬]

સરસ્વતી કહેછેઃ–હે પુત્રી ! હવે તને જે નિશ્ચય થયો તે સાચો છે. જેમ ત્હારા પતિની નવી સૃષ્ટિ ખોટી છતાં પણ તે તે પદાર્થોથી શોભતી હતી, તેમ આ સૃષ્ટિ પણ ખોટી છતાંજ તેતે પદાર્થોથી શોભેછે. આ વાત હું અનુભવસિદ્ધ કહું છું.[૨૭]

લીલા પૂછેછેઃ–આ સૃષ્ટિના સંસ્કારમાંથી એ ભ્રમરૂપ અને પદાર્થોવગરની મ્હારા પતિની નવી સૃષ્ટિ થઇ પણ તે શા પ્રકારથી થઇ ? એ મને કહો કે જેથી જગતની ભ્રાંતિ ટળી જાય.[૨૮]

સરસ્વતી કહે છેઃ—સ્વપ્નની પેઠે, ભ્રાંતિમાત્ર સ્વરૂપવાળી આ સૃષ્ટિ જે રીતે પૂર્વસૃષ્ટિના સંસ્કારથી થઈ છે તે પ્રકાર કહું છું તે સાંભળ કે જેથી નવી સૃષ્ટિનો પ્રકાર પણ સમજાઈ જશે.[૨૯] ચિદાકાશમાં કાચના કટકાના જેવી શ્યામતાવાળા આકાશથી ઢંકાએલો કોઇ એક સંસારરૂપી મંડપ છે.[૩૦] એના મેરૂપર્વતરૂપી થાંભલામાં લોકપાલોરૂપ અને તેઓની સ્ત્રીઓરૂપ પુતળીઓ રહેલી છે. એમાં ભુવનોરૂપ ચૌદ અંદરનાં ઘરો છે, ત્રણ લોકનાં અંતરોરૂપ ત્રણ ખાડા છે, અને સૂર્યરૂપી દીવો છે.[૩૧] એમાં ખુણાઓમાં રહેલા પંચભૂતરૂપ ઉધીઓએ પર્વતો-રૂપ માટીના ઉંકેડા કરેલા છે. અનેક પુત્રોવાળો 'બ્રહ્મા' નામનો બુઢ્ઢો બ્રાહ્મણ એ મંડપમાં બેઠેલો છે.[૩૨] એ મંડપ જીવોના સમૂહરૂપી કોશેટાઓથી ભરપૂર છે, ઉપરના આકાશના તળથી કાળાશવાળો લાગે છે, આકાશમાં રહેનારા સિદ્ધોરૂપી મસલાંઓના ઘોંઘાટવાળો છે.[૩૩] વાદળાંરૂપી અંદરના ધૂમાડાના પ્રબળ ઘેરાવથી ઘેરાએલા ખુણાઓવાળો છે, વાયુના માર્ગોરૂપી મ્હોટા વાંસોપર રહેલા દેવતાઓરૂપી કીડાઓવાળો છે,[૩૪] સુર તથા અસુર આદિ દુષ્ટ બાળ-કોની રમતના કોલાહલથી વ્યાપ્ત છે, પૃથ્વી આદિ લોકોની અંદર રહેલાં નગરો અને ગામ-ડાંઓરૂપ સરસામાનથી ભરપૂર છે,[૩૫] તળાવો, નદીઓ, સમુદ્રો અને ન્હાનાં તળાવો એઓનાં જળોથી છંટાએલો છે અને પાતાળ, ભૂતળ તથા સ્વર્ગલોકરૂપી પ્રકાશિત દરોવાળો છે.[૩૬] એ મંડપના પર્વતોના પથરાઓથી અને માટીનાં ઢેફાંઓથી વ્યાપ્ત થએલા કોઈ એક ઉંડાણવાળા ખુણામાં એક ખાડાજેવું પાહાડી ગામ છે.[૩૭] નદીઓથી, પર્વતોથી અને વનોથી ઢંકાએલા એ ગામમાં સ્ત્રીવાળો, પુત્રોવાળો, રોગરહિત, ગાય આદિ પશુઓની સંપત્તિનેલીધે ઘણા દૂધ-વાળો, રાજાના ભયથી રહિત, સઘળા અતિથિઓને પૂજનારો અને ધર્મમાં તત્પર રહેનારો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો.[૩૮] **तस्मिन्नदीशैलवनोपगूढे साग्निः सदारः सुतवानरोगः। गोक्षीरवान् राजभयाद्विमुक्तः सर्वातिथिर्धर्मपरो द्विजोऽभूत् ॥ ३८ ॥**

**શ્રી૦ યો૦ મ૦ઉ૦ લીલાના આ૦ 'સકલજગતભ્રાંતિપ્રતિપાદન' નામનો અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮.**

## सर्ग १९ मो* 'વસિષ્ઠ' નામના એક બ્રાહ્મણનું દષ્ટાંત

**श्रीदेव्युवाच । वित्तवेषवयःकर्मविद्याविभवचेष्टितैः ।**
**वसिष्ठस्यैव सदृशो न तु वासिष्ठचेष्टितः ॥ १ ॥**

સરસ્વતી કહે છેઃ—એનું નામ 'વસિષ્ઠ' હતું અને તે ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી, વિદ્યાથી, વૈભવથી તથા ચેષ્ટાથી વસિષ્ઠજેવોજ હતો પણ વસિષ્ઠના જેવો જીવન્મુક્ત ન હતો.[૧] એને ચંદ્રમાજેવી રૂપાળી 'અરૂંધતી' નામની સ્ત્રી હતી અને તે જાણે પૃથ્વીરૂપ આકાશમાં બીજી અરૂંધતી હોય એવી હતી.[૨] એ બ્રાહ્મણી ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી વિદ્યાથી, વૈભવથી તથા ચેષ્ટાથી અરૂંધતીજેવીજ હતી પણ અરૂંધતીના જેવી જીવન્મુક્ત ન હતી.[૩] સ્વાભાવિક પ્રેમરસથી ભરેલી, વિલાસનેલીધે મંદમંદ ચાલનારી અને કુમુદજેવા હાસ્ય-વાળી એ સ્ત્રીને તે વસિષ્ઠ બ્રાહ્મણ પોતાના સંસારના સર્વસ્વરૂપ માનતો હતો.[૪] એક દિવસે

* આ ઓગણીસમા સર્ગમાં 'વસિષ્ઠ બ્રાહ્મણ રાજાના દર્શનથી થએલી રાજ્યની ઇચ્છાના દૃઢ સંકલ્પને લીધે પદ્મરાજારૂપે અવતર્યો હતો' એ કથા કહેવાશે.

પર્વતના સપાટ અને લીલા ખડવાળા શિખરપર એ બ્રાહ્મણ બેઠો હતો. ત્યાં નીચલા પૃથ્વીના પ્રદેશપર એક રાજા જતો હતો તે તેના જોવામાં આવ્યો.[૫] એ રાજા પોતાના સઘળા પરિવારને સાથે લઇને મૃગયા કરવાની ઈચ્છાથી જતો હતો. એનું સૈન્ય, જાણે મેરૂપર્વતને તોડી નાખવા ઈચ્છતું હોય તેમ ભારે કોલાહલ કરતું હતું.[૬] એના ચામરોથી અને પતાકાઓથી લતાઓનું વન, જાણે ચંદ્રનાં કિરણોથી વ્યાપ્ત થયું હોય એવું દીસતું હતું. ધોળાં છત્રોનાં મંડળોથી આકાશ જાણે રૂપાની ભૂમિકાઓથી બંધાએલું હોય એવું જણાતું હતું.[૭] ઘોડાઓની નાળોથી ધરતી ખોદાતાં તેમાંથી ઉડતી રજથી આકાશ ઘેરાઈ ગયું હતું. હાથીઓના સમૂહોપર બાંધેલી અને સૂર્યનાં કિરણોને તથા વાયુને પણ રોકી દે એવી અંબાડીઓનેલીધે તે રાજા ઉપર રજ પડતી ન હતી.[૮] એના સૈન્યના મ્હોટા કોલાહલથી ભય પામીને નાસતાં વનનાં પશુઓ દિશાઓ ભૂલી જવાયાથી ચકરીઓ ખાતાં હતાં, એ રાજા સોનાના અને માણિક્યોના ચકચકિત હારોથી તથા બાજૂબંધોનાં મંડળોથી બહુ દીપતો હતો.[૯] એ રાજાને જોઈ પેલો વસિષ્ઠ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કેઃ "અહો ! ! સઘળાં સૌભાગ્યોથી શોભી રહેલું રાજાપણું બહુ સારૂં છે.[૧૦] હું પાળાઓથી, રથોથી, હાથીઓથી, ઘોડાઓથી, પતાકાઓથી, છત્રોથી અને ચામરોથી દશે દિશાઓને વ્યાપ્ત કરી દેનારો પૃથ્વીપતિ ક્યારે થાઉં ?[૧૧] ડોલરના પુષ્પોના મકરંદની સુગંધીવાળા વાયુઓ મ્હારા અંતઃપુરની સ્ત્રીઓના સુરતના શ્રમથી થએલા પસીનાના બિંદુઓને ક્યારે પીશે ?[૧૨] હું પૂર્ણ યશથી દિશાઓનાં મુખોને અને કર્પૂરથી રાણીઓનાં મુખોને ચંદ્રના ઉદયજેવાં શ્વેત ક્યારે કરીશ ?"[૧૩] એ પ્રમાણે ત્યારથી જેના મનમાં સંકલ્પ લાગી રહ્યો હતો એવો એ વસિષ્ઠ બ્રાહ્મણ જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધી આલસ્યરહિત થઇને નિત્ય સ્વધર્મમાંજ તત્પર રહ્યો.[૧૪] શરીરને પાણીમાં ટૂટી ગએલી પાજજેવું શિથિલ અને જાજરૂં કરી નાખવામાં સજ્જ રહેનારી જરાવસ્થા, જેમ હિમરૂપી વજ્ર કમળને પ્રાપ્ત થાય, તેમ એ બ્રાહ્મણને પ્રાપ્ત થઈ.[૧૫] એ બ્રાહ્મણને મરણ સમીપમાં આવતાં, જેમ વસંતઋતુની સમાપ્તિના અવસરમાં ગ્રીષ્મઋતુના ભયથી લતા કરમાવા લાગે, તેમ તેની સ્ત્રી કરમાવા લાગી.[૧૬] હે લીલા ! પછી, જેમ તું મ્હારૂં આરાધન કરવા લાગી હતી, તેમ તેણે પણ મ્હારૂં આરાધન કરી પતિને અમરપણું પ્રાપ્ત થવું અશક્ય જાણી મ્હારી પાસેથી વરદાન માગ્યું કે.[૧૭] "હે દેવી ! મ્હારો પતિ મરી જાય ત્યારે તેનો જીવ આ મ્હારા મંડપમાંથી જાય નહિ." એ પ્રાર્થના સાંભળીને મેં તેને '**तथास्तु**' કહ્યું.[૧૮] પછી કાળના યોગથી તે બ્રાહ્મણ મરી ગયો અને તેજ ઘરના આકાશમાં જીવરૂપે રહ્યો.[૧૯] નિરાકાર શરીરવાળો એ બ્રાહ્મણ પૂર્વના અપાર સંકલ્પનેલીધે મ્હોટી શક્તિવાળો અને ત્રૈલોક્યને જીતનારો ત્હારો પતિ પદ્મરાજા થયો હતો કે જેણે પોતાના પ્રભાવથી ભૂલોકને જીતી લીધો હતો, પ્રતાપથી સ્વર્ગલોકને પણ દબાવ્યો હતો તથા કૃપાથી પાતાળનું પાલન કર્યું હતું.[૨૦,૨૧] અને જે પોતે શત્રુઓરૂપ વૃક્ષોને પ્રલયના અગ્નિરૂપ હતો, સ્ત્રીઓને કામદેવરૂપ હતો, વિષયોરૂપ વાયુઓને રોકવામાં મેરૂપર્વતરૂપ હતો, સાધુઓરૂપ કમળોને સૂર્યરૂપ હતો.[૨૨] સઘળાં શાસ્ત્રોના અરીસારૂપ હતો, યાચક લોકોને કલ્પવૃક્ષરૂપ હતો, બ્રાહ્મણોનાં ચરણપીઠરૂપ હતો અને ધર્મરૂપ ચંદ્રને પૂર્ણિમારૂપ હતો.[૨૩]

હૃદયાકાશમય પોતાના ઘરના આકાશમાં જીવરૂપે રહેલા એ બ્રાહ્મણનું શરીર શબરૂપ થતાં શોકથી અત્યંત પીડા પામેલી તેની સ્ત્રી, અરૂંધતી સૂકાએલી અડદની શીંગની પેઠે હૃદયમાં ચીરાઈ ગઇ.[૨૪,૨૫] પતિની સાથે શબરૂપ થએલી એ બ્રાહ્મણી દેહને દૂર છોડી દઇને મનોમય શરીરથી પોતાના પતિને પ્રાપ્ત થઈ.[૨૬] તે બ્રાહ્મણી, જેમ નદી નીચા પ્રદેશને અનુસરે છે, તેમ પોતાના પતિને અનુસરીને વસંતઋતુમાં ઉગેલી મંજરીની પેઠે શોકરહિત થઇ. ( પ્રફુલ્લિત થઇ.)[૨૭] એ બ્રાહ્મણનાં ઘરો અને પૃથ્વી તથા સ્થાવર આદિ ધનો તે પાહાડી ગામમાં છે. એના મરણનો આજ આઠમો દિવસ છે અને તેનો જીવ એ પાહાડી ગામના ઘરની અંદર રહ્યો છે.[૨૮]

**तत्रास्य विप्रस्य गृहाणि संति भूस्थावरादीनि धनानि संति ।**
**अद्याष्टमं वासरमाप्तमृत्योर्जीवो गिरिग्रामककंदरस्थः ॥ २८ ॥**

**શ્રી૦ યોગ૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'બ્રાહ્મણમરણ' નામનો ઓ૦ સર્ગ સંપૂર્ણ. ૧૯.**

---

# सर्ग २० मो* લીલાના પૂર્વજન્મની દ્દઢતા

**श्रीदेव्युवाच । स ते भर्त्ताद्य संपन्नो द्विजो भूपत्वमागतः ।**
**यासावरुंधती नाम ब्राह्मणी सा त्वमंगने ॥ १ ॥**

સરસ્વતી કહે છેઃ—હે લીલા ! એ બ્રાહ્મણ રાજાપણું પામીને હમણાં ત્હારો પતિ થયો હતો. જે 'અરૂંધતી' નામની તેની સ્ત્રી બ્રાહ્મણી હતી તે તું છે.[૧] પરસ્પરની સાથે ચક્રવાક પક્ષીઓની પેઠે સ્નેહથી બંધાએલાં અને પૃથ્વી ઉપર જાણે નવાં શિવ–પાર્વતી જન્મેલાં હોય એવાં તેનાં તે તમો સ્ત્રી–પુરૂષ અહિં રાજ્ય કરતાં હતાં.[૨] આ તને સઘળું પૂર્વનું વૃત્તાંત કહી સંભળાવ્યું. બ્રહ્મરૂપ આકાશમાં જીવભાવની ભ્રાંતિ થવાથી એ સઘળું પ્રતીત થયું હતું.[૩] એ ભ્રાંતિરૂપ પૂર્વસૃષ્ટિમાંથી આ સૃષ્ટિરૂપ ભ્રાંતિ પ્રતિબિંબિત થઈ છે. આ સૃષ્ટિ કે જે પોતાની સત્તાથી અસત્ય છે અને અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે તેણે તમોને જન્મની અને મરણની મિથ્યાજ પ્રતીતિ કરેલી છે.[૪] આમ છે એટલા માટે કયી સૃષ્ટિ ભ્રાંતિમય અને કયી સૃષ્ટિ સાચી કહેવાય. અવિદ્યા કે જે પ્રતિબંધ વગરના અનર્થરૂપ છે તે વિના સૃષ્ટિનું બીજું કાંઈ પણ સ્વરૂપ નથી.[૫]

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે સરસ્વતીનાં વચન સાંભળી લીલા ઘણીવારસુધી વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રોવાળી થઇને મંદ મંદ અક્ષરોથી નીચે પ્રમાણે બોલી.[૬]

લીલા કહે છેઃ—હે દેવી ! તમે આ ખોટી વાત કેમ કરી ? બ્રાહ્મણનો જીવ કે જે તેના પોતાના ઘરમાં છે તે ક્યાં અને અહિં રહેલાં આ અમો ક્યાં ? એ જોડાંની અને અમારી એકતા સંભવેજ કેમ ?[૭] મ્હેં સમાધિમાં જે નવી સૃષ્ટિ જોઈ તે સૃષ્ટિ આ ઘરમાંજ છે એ વાત પણ કેમ સંભવે ? એ પરલોક, તે પૃથ્વી, તે પર્વતો અને તે દશે દિશાઓ આ ઘરની અંદર રહેવાં સંભવેજ કેમ ?[૮] હે સઘળા ઈશ્વરોનાં પણ ઈશ્વરી ! જેમ સર્ષપના દાણાના ગર્ભમાં મહોન્મત્ત ઐરાવત હાથી બંધાવો સંભવે નહિ, ન્હાના છિદ્રમાં સિંહોના સમૂહોની સાથે

---

* આ વીસમા સર્ગમાં 'પૂર્વજન્મનું ચરિત્ર સાંભળતાં તેમાં જેને વિશ્વાસ આવ્યો નહિ એવી લીલાને દૃષ્ટાંતોથી અને યુક્તિઓથી સરસ્વતીએ સમજાવી' એ કથા કહેવામાં આવશે.

મસલાંએ લડાઈ કરવાની વાત સંભવે નહિ.[૯] કમળકાકડી ઉપર મેરૂ રહ્યાની વાત સંભવે નહિ, મેરૂને ન્હાનો ભ્રમરો ગળી ગયાની વાત સંભવે નહિ અને સ્વપ્નના મેઘની ગર્જના સાંભળીને મોર વિચિત્ર રીતે નાચવા લાગ્યાની વાત સંભવે નહિ, તેમ આ ઘરની અંદર એ પૃથ્વીની અને પર્વતોની સ્થિતિ છે એ વાત પણ સંભવતી નથી.[૧૦-૧૧] હે ઈશ્વરી! બુદ્ધિથી નિર્મળ વિચાર કરીને જે રીતે આ વાત મ્હારા મનમાં બેસે તેમ કરો. મહાત્મા લોકો પોતાની કૃપાના પાત્રરૂપ માણસની પાસે ઉતાવળથી કશી ગડબડ કરેજ નહિ.[૧૨]

સરસ્વતી કહે છેઃ—હે સુંદરી! હું ખોટી વાત કરતી નથી પણ યથાર્થજ કહું છું. સાચું બોલવાના જે વેદોક્ત નિયમો છે તેઓને અમો તોડીએજ નહિ.[૧૩] જે મર્યાદાને કોઈ તોડવા માગે તોપણ નહિ તોડવા દેતાં હું સ્થાપિત કરૂં છું તે મર્યાદાને હુંજ તોડું તોપછી બીજો કોણ પાળશે?[૧૪] એ પહાડી ગામના બ્રાહ્મણનો જીવ કે જે ચિદ્રૂપ છે તે પોતાના હૃદયાકાશમાં પોતાના ઘરમાંજ આ મ્હોટા દેશને દેખેછે.[૧૫] જેમ જાગ્રતની સ્મૃતિ લુપ્ત થઈને સ્વપ્નમાં બીજા પ્રકારની થાય છે, તેમ તમોને આગળની સ્મૃતિ લુપ્ત થઇને બીજા પ્રકારની થઈ છે.[૧૬] હે સુંદરી! સ્મૃતિનો અત્યંત લોપ થવો એજ મરણ છે. જેમ સ્વપ્નનું તથા સંકલ્પનું ત્રૈલોક્ય ખોટું છે, જેમ યુદ્ધની કથા સાંભળ્યા પછી મનમાં થતો યુદ્ધનો પ્રતિભાસ ખોટો છે અને જેમ નિર્જળ દેશમાં પ્રતીત થતાં ઝાંઝવાનાં પાણી ખોટાં છે, તેમ આ સઘળું જે દેખવામાં આવેછે તે ખોટુંજ છે.[૧૭] જેમ સંકલ્પમાં અને અરીસામાં આખી પૃથ્વી રહેછે, તેમ પર્વતો, વનો અને નગરોવાળી આ પૃથ્વી તે બ્રાહ્મણના ઘરની અંદરજ રહેલ છે.[૧૮] આ ધાટી સૃષ્ટિ ખોટી છતાંજ સાચીજેવી પ્રતીત થાય છે. ચિદાકાશ કે જે પોતાનામાં પ્રતીત થએલાને સાચાજેવું જણાવનાર છે તેના ગર્ભાકાશમાં સ્મૃતિનેલીધે જે ખોટાથી ઉત્પન્ન થયું છે તે ખોટુંજ હોવું જોઇએ. ઝાંઝવાનાં પાણીની નદીથી જે તરંગ ઉત્પન્ન થાય છે તે સાચો હોતોજ નથી.[૧૯,૨૦] આ ત્હારૂં ઘર એ બ્રાહ્મણના ઘરના આકાશમાંજ રહ્યું છે. હું, તું અને બ્રહ્માંડ એ સઘળાં કેવળ ચિદાકાશરૂપજ છીએ એમ સમજ.[૨૧] સઘળા પ્રપંચનું મિથ્યાપણું અને અધિષ્ઠાન ચૈતન્યનું સત્યપણું સમજવામાં દીવાની પેઠે સ્વપ્નસંબંધી ભ્રમ, સંકલ્પ અને પોતાના અનુભવની પરંપરા એઓ મુખ્ય સાધન છે.[૨૨] એ બ્રાહ્મણનો જીવ પોતાના ઘરની અંદર રહ્યો છે અને તેના હૃદયાકાશમાં, જેમ કમળમાં ભ્રમર રહે છે, તેમ સમુદ્રો અને વનોસહિત આ પૃથ્વી રહેલી છે.[૨૩] એ પૃથ્વીના કોઈ એક ન્હાના ખુણાની કોતરાડમાં, જેમ આકાશમાં પ્રતીયમાન થતું મોવાળાજેવું ચકરડું રહે છે, તેમ આ નગર અને ત્હારાં શરીર આદિ રહેલ છે.[૨૪] હે સુંદરી! એ પૂર્વની સૃષ્ટિ અને આ સૃષ્ટિ તે ઘરની અંદર ભરાયા છતાં પણ એ ઘર એમનું એમ છે તો એ દૃષ્ટાંત ઉપરથી એક ત્રસરેણુની અંદર પણ અનેક બ્રહ્માંડો રહેવાની સંભાવના કરીએ તો તેમાં શું આશ્ચર્ય છે?[૨૫] હે પુત્રી! આમ છે એટલા માટે ચિદાકાશના એક એક પરમાણુઓની અંદર આવાં અનેક બ્રહ્માંડો છે એમાં શંકા રાખવા જેવું કશું નથી.[૨૬]

લીલા કહે છેઃ—હે પરમેશ્વરી! હે મા! એ બ્રાહ્મણ આજથી આઠમે દિવસે મરી ગયાનું તમે કહો છો અને અમારા જન્મને તો ઘણાં વર્ષો વીતી ગયાં છે માટે એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાં અમારી ઉત્પત્તિ થવી કેમ સંભવે?[૨૭]

સરસ્વતી કહે છે:–હે સુંદરી! હૃદયાકાશમાં જેમ દેશની લંબાઈ નથી તેમ કાળની લંબાઈ પણ નથીજ. એ વિષે હું ન્યાયને અનુસરીને કહું છું તે સાંભળ.[૨૮] જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસમાત્રજ છે, તેમ ક્ષણ અને કલ્પ આદિ પણ પ્રતિભાસમાત્રજ છે.[૨૯] ક્ષણ અને કલ્પ આદિ સઘળું જગત તુંપણાના તથા હુંપણાના અધ્યાસનેલીધે પોતાનો જન્મ થયાની ભ્રાંતિવાળાઓનેજ ભાસે છે. હવે આ પ્રતિભાસ થવાનો ક્રમ કહું છું તે સાંભળ.[૩૦] હે ભલા સ્વભાવવાળી! જીવ ક્ષણમાત્રમાં પોતાના મિથ્યા મરણરૂપી મૂર્છાનો અનુભવ કરી આગલા ભાવને ભૂલી જઇને બીજા ભાવને દેખે છે.[૩૧] એ બીજા ભાવનો પ્રતિભાસ થતાંજ પોતે દેહાદિક આધારથી રહિત છતાં પણ પોતાના હૃદયાકાશમાંજ 'હું આ દેહાદિક આધારમાં આધેયરૂપે રહ્યો છું' એમ અનુભવ કરે છે અને આ હાથ–પગ આદિવાળો દેહ મ્હારો છે, એમ દેખે છે.[૩૨,૩૩] દેહનો અધ્યાસ થતાંજ 'હું આ પિતાનો પુત્ર છું, મને આટલાં વર્ષો થયાં, આ મ્હારા સુંદર બાંધવો છે, આ મ્હારૂં સુંદર ઘર છે,[૩૪] હું જન્મ્યો છું, પ્રથમ બાળક હતો, હમણાં મ્હોટો થયો છું, હું આવો છું અને મ્હારા સઘળા બાંધવો પોતપોતાનાં કાર્યો કરે છે' એ સઘળું જોવામાં આવે છે.[૩૫] દેહરૂપ થએલા ચિત્તના અને આત્માની એકતાના દૃઢ અધ્યાસનેલીધે જો કે એ બાંધવાદિક પદાર્થો સંબંધ વગરનાજ છે તોપણ પોતાની સાથે સંબંધ ધરાવનારા ભાસે છે. આ પ્રમાણે જીવના ચિત્તમાં સંસારરૂપી ખંડ ઉદય પામ્યો છે પણ વાસ્તવિક રીતે કાંઈ પણ ઉદય પામ્યું નથી. જીવ શુદ્ધ ચિદાકાશસ્વરૂપજ છે. જેમ સ્વપ્નમાં જે દ્રષ્ટામાં ચૈતન્ય છે તેજ દૃશ્યમાં ચૈતન્ય છે, તેમ જાગ્રતમાં પણ જે દ્રષ્ટામાં ચૈતન્ય છે તેજ દૃશ્યમાં ચૈતન્ય છે.[૩૬,૩૭] કારણ કે એક ચૈતન્યજ સર્વરૂપે પ્રતીત થાય છે. ચૈતન્ય જેમ સ્વપ્નમાં બીજા પ્રકારથી પ્રતીત થાય છે તેમ પરલોકમાં ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે અને પરલોકમાં જેમ ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે તેમ આ લોકમાં ચોથા પ્રકારથી પ્રતીત થાય છે. એટલે સઘળી સ્થિતિઓમાં ચૈતન્ય એકજ છે.[૩૮,૩૯] જેમ તરંગો જળથી જરા પણ જૂદા નથી તેમ સ્વપ્ન, પરલોક અને આ લોક ચૈતન્યથી જરા પણ જૂદા નથી. આમ છે એટલા માટે જગત ઉત્પન્નજ થયું નથી અને ઉત્પન્ન થયું નથી તેથી નાશ પામવાનું પણ નથી[૪૦] જગત પોતાના સ્વરૂપથી કાંઇ છેજ નહિ. જે પ્રકાશે છે તે ચૈતન્યજ પ્રકાશે છે. જેમ દૃશ્યોવગરનું ચૈતન્ય પરબ્રહ્મજ છે, તેમ દૃશ્યોવાળું ચૈતન્ય પણ પરબ્રહ્મજ છે. આમ છે એટલા માટે જેમ તરંગો જળથી જૂદા નથી, તેમ દૃશ્યો ચૈતન્યથી જૂદાં નથી.[૪૧,૪૨] જેમ જળમાં તરંગપણું છેજ નહિ અને જે દેખાય છે તે સસલાના શીંગડાજેવુંજ છે, તેમ ચૈતન્યમાં દૃશ્યપણું છેજ નહિ અને જે દેખાય છે તે સસલાનાં શીંગડાંજેવું છે. ચૈતન્ય પોતાના સ્વભાવથી કાંઇપણ ભ્રષ્ટ નહિ થતાં પણ જાણે દૃશ્યપણાને પામેલ હોય એમ પ્રતીત થાય છે[૪૩] એટલામાટે દૃશ્ય પદાર્થ છેજ નહિ; અને જો દૃશ્ય છેજ નહિ તોપછી "આ દ્રષ્ટા અને આ દૃશ્ય" એવો વિભાગ કેમજ હોય. જીવને મરણરૂપ મોહ થયા પછી નિમેષમાત્રમાંજ દેશ, કાળ, આરંભ, ક્રમ, જન્મ, માતા, પિતા, સંતાનો, અવસ્થા, સમજણ, સ્થાન, ચેષ્ટા, બંધુઓ, સેવકો, અસ્ત અને ઉદય ઇત્યાદિકની વાસનાઓને અનુસરતી બ્રહ્માંડરૂપી દૃશ્ય સર્ગની શોભાનો પ્રતિભાસ થાય છે. જીવ કે જે ચૈતન્યસ્વરૂપ છે તે પોતે જન્મેલો નહિ છતાં પણ 'હું જન્મેલો છું' એમ ધારી

લે છે અને તેથી દેશ, કાળ, ક્રિયાઓ, દ્રવ્યો, મન, બુદ્ધિ અને ઇંદ્રિય આદિને દેખે છે. જો કે આ પ્રમાણે દૃષ્ટિસૃષ્ટિ હોવાથી મૂવા પછી તુરતજ પોતાનું શરીર યુવાન દેખવામાં આવ્યું હોય છે તોપણ પુષ્પના ફળની પેઠે પાછળથી 'આ મ્હારી માતા છે, આ મ્હારો પિતા છે અને હું બાળક હતો' ઈત્યાદિક અનુભવેલો અને નહિ અનુભવેલો પણ વાસનામય ક્રમ ઉદય પામે છે અને નિમેષમાત્રમાં કલ્પજેવડો મ્હોટો કાળ જતો રહ્યાની પણ પ્રતીતિ થાય છે.[૪૪,૫૦] હરિશ્ચંદ્રરાજાને એક રાત્રિમાં બાર વર્ષ નીકળી ગયાની પ્રતીતિ થઈ હતી અને આજ પણ જેઓને પ્યારી સ્ત્રીનો વિયોગ થયો હોય છે તેઓને એક દિવસ પણ વર્ષજેવડો થઈ પડે છે. જેમ સ્વપ્નમાં 'હું મરી ગયો, હું જન્મ્યો અને મ્હારો આ અમુક પિતા છે' એ રીતે નહિ ભોગવાએલા ભાવોમાં ભોગવાએલાપણાની મિથ્યા પ્રતીતિ થાય છે અને જેમ જાગ્રતમાં બાળક આદિ મુગ્ધ લોકોને ભોગવાએલા ભાવોમાં પણ નહિ ભોગવાએલાપણાની મિથ્યા પ્રતીતિ થાય છે, તેમ જીવોને આ સંસારસંબંધી સઘળી પ્રતીતિઓ મિથ્યાજ થાય છે. જેમ મદ અને સ્વપ્ન આદિ સંબંધી ભ્રમના સમયનાં જે શૂન્ય હોય તે પણ ભરપૂર લાગે છે, દુઃખો પણ ઉત્સવોરૂપ લાગે છે અને હાનિ પણ લાભરૂપ લાગે છે, તેમ જીવોને જગતરૂપી ભ્રમના સમયમાં કેવળ ચૈતન્ય પણ દૃશ્યોથી ભરપૂર લાગે છે, વ્યવહારરૂપ દુઃખો પણ સુખરૂપ લાગે છે અને સ્વરૂપની ભૂલ પણ અનુકૂળ લાગે છે.[૫૧-૫૩] જેમ મરીના બીજના કણમાં તીખાશ તેથી અભિન્નજ રહે છે અને જેમ સ્તંભમાં વગર કોતરાએલી પુતળીઓ તેથી અભિન્નજ રહે છે, તેમ જે બ્રહ્મચૈતન્યમાં આ સઘળું દૃશ્ય તેથી અભિન્નજ રહેલ છે અને અભિન્ન હોવાને લીધે શાંતજ છે તે બ્રહ્મચૈતન્યમાં સાચો બંધ અને સાચો મોક્ષ કેવો હોય અને શા કારણથી હોય? છેજ નહિ.[૫૪] **तैक्ष्ण्यं यथा मरिचबीजकणे स्थितं स्वं स्तंभेषु चारचितयंत्रकजालमंतः। दृष्टं त्वनन्यदिदमेवमजेऽस्ति शांतं तस्यास्ति बंधनविमोक्षदशः कुतः काः ॥ ५४ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'પરમાર્થપ્રતિપાદન' નામનો વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦**

## सर्ग २१ मो* સરસ્વતી અને લીલાનો સંવાદ

**श्रीदेव्युवाच । प्रतिभाति जगत्याशु मृतिमोहादनंतरम् ।**
**जीवस्योन्मीलनादक्ष्णो रूपाणीवाखिलं न्यलम् ॥ १ ॥**

સરસ્વતી કહે છેઃ–જેમ આંખ્યો ઉઘાડ્યા પછી તુરતજ સઘળાં રૂપો અત્યંત પ્રતીત થાય છે, તેમ જીવને મરણરૂપ મોહ થયા પછી તુરતજ અનેક જગત પ્રતીત થાય છે.[૧] દિશાઓ, કાળ, વ્યવહારો, આકાશ, સ્વર્ગાદિક અને ઘર આદિ પદાર્થો તથા કલ્પપર્યંત સ્થિર રહેનારા પૃથ્વી આદિ પદાર્થો પણ અનંત સ્ફુરે છે.[૨] જેમ સ્વપ્નમાં પોતાના મરણની પોતાને પ્રતીતિ થાય છે, તેમ જીવને સંસારમાં જે કાર્યો અનુભવાએલાં કે દેખાએલાં પણ ન હોય તે કાર્યોમાં પણ 'મ્હેં કર્યાં' એવી પ્રતીતિ થાય છે.[૩] આ પ્રમાણે ચિદાકાશની અંદર માયારૂપી આકાશમાં અનંત ભ્રાંતિઓ સ્ફુરે છે. આ 'જગત' નામની નગરી ભીંતવગરજ

* આ એકવીસમા સર્ગમાં 'વિચાર કરતાં જે સ્થૂલ છે તે સૂક્ષ્મ થઇ જાય છે, સૂક્ષ્મ અવિદ્યા થઇ જાય છે અને અવિદ્યા ચૈતન્યમાત્ર થઇ જાય છે' એમ સરસ્વતી લીલાને સમજાવશે.

ચિત્રાએલી છે માટે કલ્પનામાત્રજ છે.[૪] 'આ જગત છે અને આ સૃષ્ટિ છે' એ રીતે વાસનાજ સ્ફુરે છે અને એ વાસના સમીપમાં દૂરપણાનો અને ક્ષણમાં કલ્પપણાનો વિપરીત ભ્રમ કરે છે.[૫] એક અનુભવેલા વિષયોની અને બીજી નહિ અનુભવેલા વિષયોની, એમ વાસના બે પ્રકારની છે. એ વાસના બ્રહ્મથી અભિન્ન છે અને પોતાનાથી પહેલાનાં કારણો વગર પણ પ્રવર્તે છે.[૬] જેમ સ્વપ્નસંબંધી ભ્રમ આદિમાં બીજા પિતામાં પણ પિતાની વાસના થાય છે, તેમ આ સંસારમાં નહિ અનુભવેલામાં પણ અનુભવેલાપણાની વાસના કોઇ સમયે ઉદય પામે છે.[૭] કોઈ સમયે વાસના વિનાજ જગતનો અનુભવ થાય છે. જેમ કે બ્રહ્માને પૂર્વની વાસના વિનાજ જગતનો ક્રમવગરનો અનુભવ થયો છે.[૮] હે સુંદરી ! કેટલાએકને અનુભવેલુંજ આ બ્રહ્માંડઆદિ દૃશ્ય વાસનામાં રહે છે અને કેટલાએકને નહિ અનુભવાએલું બ્રહ્માંડ આદિ દૃશ્ય પણ વાસનામાં રહે છે.[૯] કેટલાએક જીવોને વાસના વિનાજ દૃશ્યની પ્રતીતિ થાય છે. જેમ કે બ્રહ્માને કાકતાલીયની પેઠે અકસ્માતજ બ્રહ્માપણું પ્રાપ્ત થયું છે.[૧૦] જગતનું જે અત્યંત વિસ્મરણ થાય તેજ મોક્ષ કહેવાય છે અને મોક્ષની સ્થિતિમાં કોઇને કાંઈ પ્રિય કે અપ્રિય રહેતાં નથી અને બીજા કોઈ પદાર્થો પણ રહેતા નથી.[૧૧] અહંકારના અને જગતના નિદાનરૂપ જે અવિદ્યા છે તેનો અત્યંત અભાવ થયા વિના મોક્ષ સ્વાભાવિક રીતે વિદ્યમાન છતાં પણ ઉદય પામતો નથી.[૧૨] જેમ રજ્જુમાં થએલો ભ્રમરૂપ સર્પ વાસ્તવિક રીતે નહિ છતાં પણ જ્યાંસુધી રજ્જુમાં તેનો અત્યંત અભાવ સમજાય નહિ ત્યાંસુધી ટળતો નથી, તેમ બ્રહ્મમાં પ્રતીત થએલું આ ભ્રમરૂપ જગત જ્યાંસુધી તે (જગત)નો અત્યંત અભાવ સમજાય નહિ ત્યાંસુધી ટળતું નથી.[૧૩] સમાધિમાં જગત શાંત થયાની આશા રાખવીજ નહિ. કારણ કે સમાધિમાં જગતની પૂરી શાંતિ થતી નથી પણ અર્ધી શાંતિ થાય છે તેથી વ્યુત્થાનકાળમાં, જેમ મૂર્ખને એક પિશાચના અંતે પાછો તેવોને તેવો બીજો પિશાચ જોવામાં આવે છે, તેમ પાછું તેવું ને તેવું જગત જોવામાં આવે છે.[૧૪] 'આ જે વિસ્તીર્ણ સંસાર છે તે બ્રહ્મજ છે' એવો પાકો અનુભવ થાય એટલે અવિદ્યાનો બાધ થયો સમજવો. અવિદ્યાનો બાધ થયા પછી પણ અનુવૃત્તિનેલીધે જો જગત સ્ફુરે તો તે મિથ્યા જાણેલું હોવાનેલીધે બંધન કરનાર થતું નથી.[૧૫]

લીલા પૂછે છેઃ—હે દેવી ! તમે કહી ગયાં કે 'અમારો આ રાજા—રાણીનો સર્ગ, પહેલાના અનુભવના સંસ્કારથી થયો છે.' જો તેમ હોય તો આ સમયના જે દૃશ્ય પદાર્થો છે તેઓ તે સમયે (બ્રાહ્મણ અને બ્રાહ્મણીના સર્ગમાં) નહિ હોવાથી તેઓનો અનુભવ થએલો નજ હોવો જોઇએ અને અનુભવ વિના તેઓનો સંસ્કાર પણ ન રહેવો જોઇએ તો એવી રીતે સંસ્કાર નહિ રહ્યા છતાં આ સમયના દૃશ્ય પદાર્થો કેમ થાય છે ?[૧૬]

સરસ્વતી કહે છેઃ—સમષ્ટિરૂપ બ્રહ્મા કે જેને પોતે સર્વજ્ઞ હોવાથી ભાવી પદાર્થોનો પણ અનુભવ છે તેમના સંસ્કારથી તમોને આ દૃશ્ય પદાર્થો પ્રતીત થયા છે. (કેટલાએકને નહિ અનુભવાએલું દૃશ્ય પણ વાસનામાં રહે છે એમ આગળ કહ્યું છે તેનો એજ અભિપ્રાય છે.) બ્રહ્માને તો પોતાનું દેહાદિક વાસનાવગરજ દેખાય છે. કારણ કે પહેલાંનો બ્રહ્મા મુક્ત થઈ ગએલ છે તેથી તેની વાસના હમણાના બ્રહ્માને રહેવી સંભવતી નથી.[૧૭] બ્રહ્માને પૂર્વબ્રહ્માના

દેહની વાસના રહેવી સંભવતી નથીજ એટલા માટે વાસનાઓ વિના એકલું ચૈતન્યજ બ્રહ્માઆદિરૂપે વિવર્ત્ત પામે છે એમ સમજવું. ચૈતન્યનો એવો સ્વભાવજ છે.[૧૮] કાકતાલીયની પેઠે કોઈ પ્રતિભાસમય બ્રહ્મા ઉત્પન્ન થાય છે તે એમ માને છે કે 'આગળના બ્રહ્માથી હું અન્ય બ્રહ્મા થયો છું.'[૧૯] જગતની ઉત્પત્તિ આ પ્રમાણે છે માટે કોઈ પણ પ્રદેશમાં અને કોઇ પણ કાળમાં કાંઈ પણ ઉત્પન્ન થયું નથી. કેવળ ચિદાકાશજ છે. એ વિના બીજું કશું નથી.[૨૦] અનુભવથી થએલી અને અનુભવ વિના થએલી બે પ્રકારની વાસનાઓ માયાથી શબલતા પામેલા બ્રહ્મમાંજ છે. શુદ્ધ બ્રહ્મમાં તો કાર્ય-કારણભાવ આદિ ભેદનો લેશ પણ નથી.[૨૧] કાર્યો, ઉપાદાનકારણો અને નિમિત્તકારણો એઓમાંનું શુદ્ધ બ્રહ્મમાં કાંઈ પણ નથી. એ સઘળાં-ઓનો બાધ થાય છે પણ એઓની કલ્પનાના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ છે તેનો બાધ થતો નથી.[૨૨] જગતના કારણરૂપ જે વાસના છે તે પણ બ્રહ્મનોજ વિવર્ત્ત છે એટલે જગત અને વાસના એઓ કહેવામાત્રજ છે. વાસ્તવિક નથી.[૨૩] આ પ્રમાણે જગત આદિ કાંઇ પણ દૃશ્ય ઉત્પન્નજ થયું નથી. કેવળ શુદ્ધ બ્રહ્મજ છે અને તે પોતાના સ્વરૂપમાંજ રહેલ છે.[૨૪]

લીલા કહે છેઃ—હે દેવી! જેમ સૂર્યની કાંતિ પ્રાતઃકાળમાં જગતની શોભાને દેખાડે છે, તેમ તમે મને ઉત્તમ વિચાર દેખાડયો કે જે વિચાર તલસ્પર્શ કરવાથી વધારે વધારે પ્રકાશતો જશે.[૨૫] હવે અભ્યાસ નહિ હોવાનેલીધે જ્યાંસુધી મને આ વિષયમાં દૃઢ વ્યુત્પત્તિ થઈ નથી ત્યાંસુધીમાં મ્હારા મનમાં એક ઉત્કંઠા છે તેને શાંત કરો.[૨૬] એ ઉત્કંઠા એ છે કે 'બ્રાહ્મણીસહિત એ બ્રાહ્મણ જેમાં રહેતો હતો તે સૃષ્ટિમાં અને તે પાહાડી ગામમાં મને તેડી જાઓ એટલે હું તેઓને જોઉં.'[૨૭]

સરસ્વતી કહે છેઃ—તું પરમ પવિત્ર કારણ બ્રહ્મપણાનું ગૃહણ (સમાધિ) કરી આ દેહને ભૂલી જઇને નિર્મળ થા.[૨૮] એટલે જેમ પૃથ્વીમાં રહેલા માણસનો સંકલ્પ આકાશના અંતઃપુરને પ્રાપ્ત થાય છે, તેમ તું ચિદાકાશમાં રહેલા માયાકાશરૂપ તે સર્ગને અવશ્ય પ્રાપ્ત થઈશ.[૨૯] તું આ દેહના અભિમાનને છોડી દે તો આપણે બન્ને સાથેજ એ સર્ગને જોઇએ. એ સર્ગના દર્શનના દ્વારમાં આ સ્થૂલદેહ મ્હોટા પ્રતિબંધરૂપ છે.[૩૦]

લીલા પૂછે છેઃ—હે દેવી! આ સ્થૂલદેહથી બીજા સર્ગમાં શામાટે જવાય નહિ? એ વિષયમાં જે યુક્તિ હોય તે મ્હારા ઉપર અનુગ્રહનો આગ્રહ રાખીને કહો.[૩૧]

સરસ્વતી કહે છેઃ—જેમ તમે સોનાને વીંટીરૂપે સમજો છો, તેમ આ નિરાકાર બ્રહ્માં-ડોને અજ્ઞાનથી સાકાર સમજો છો.[૩૨] સોનું વીંટીના રૂપને ધરે છે તોપણ તેમાં જેમ વીંટી-પણું નથી, તેમ પરબ્રહ્મ જગતરૂપ થએલ છે તોપણ તેમાં જગતપણું નથી.[૩૩] આ જગત બ્રહ્મરૂપજ છે. જે દેખાય છે તે બ્રહ્મજ દેખાય છે. જેમ સમુદ્રમાં ધૂળની કલ્પના કરવામાં આવે, તેમ બ્રહ્મમાં માયાની કલ્પના કરવામાં આવી છે.[૩૪] આ પ્રપંચ મિથ્યાજ છે અને જે જીવ છે તે અદ્વય અને સત્યરૂપ બ્રહ્મજ છે. આ વિષયમાં ઉપનિષદો, ગુરૂઓ અને અનુભવ એઓ પ્રમાણ છે.[૩૫] જીવ બ્રહ્મ હોવાથીજ બ્રહ્મને જાણે છે. જે બ્રહ્મ ન હોય તે બ્રહ્મને જાણે નહિ. જે બ્રહ્મ છે તેજ સૃષ્ટિ આદિ નામોથી વિવર્ત્ત પામેલ છે અને બ્રહ્મમાં એવા વિવર્ત્ત પામવાનો સ્વભાવજ છે.[૩૬] કોઇ પણ નિમિત્ત કારણો નહિ હોવાનેલીધે જગતને કાર્યપણું કે

બ્રહ્મને કારણપણું છેજ નહિ.[૩૭] જ્યાંસુધી દૃઢ અભ્યાસથી ત્હારી ભેદબુદ્ધિ ટળી નથી ત્યાંસુધી તું બ્રહ્મરૂપ નથી એટલે બ્રહ્મને દેખતી નથી.[૩૮] હું આદિ જે લોકોને એ વિષયનો દૃઢ અભ્યાસ છે તેઓ અભ્યાસનેલીધે બ્રહ્મરૂપ થયાં છીએ તેથી તે શુદ્ધ બ્રહ્મને જોઈ શકીએ છીએ.[૩૯] જેમ સંકલ્પના નગરનું સ્વરૂપ બ્રહ્મમય છે, તેમ મ્હારૂં સ્વરૂપ પણ બ્રહ્મમય છે તેથી હું આ દેહથીજ એ પરમપદને અંદર દેખું છું અને ચિત્તની શુદ્ધિને લીધે યોગ્ય થએલા બ્રહ્માદિક પણ તેમજ દેખે છે. હે સુંદરી ! વાસ્તવિક સત્તાથી બ્રહ્મરૂપ આ જગત આદિ સઘળું બ્રહ્મના એક દેશમાં રહ્યું છે.[૪૦,૪૧] અભ્યાસ નહિ હોવાને લીધે ત્હારો આકાર બ્રહ્મરૂપ થયો નથી પણ અંતઃકરણમાં ચિદાભાસરૂપજ રહેલ છે તેથી તું બ્રહ્મને કે પૂર્વસૃષ્ટિને દેખતી નથી.[૪૨] આ સ્થૂલદેહથી પોતાના સંકલ્પના નગરમાં પણ પહોંચાતું નથી ત્યારે તમારી પૂર્વસૃષ્ટિ કે જે બીજાના સંકલ્પનું નગર છે તેમાં તો કેમજ પહોંચાય.[૪૩] હે કાર્યો સમજનારાઓમાં શ્રેષ્ઠતાવાળી ! એટલા માટે આ દેહનું વિસ્મરણ કરી લિંગદેહરૂપ થઇને તું ત્હારી પૂર્વસૃષ્ટિને જોઈ શકીશ માટે તે પ્રમાણે તુરત કર્ય.[૪૪] સંકલ્પના નગરમાં સંકલ્પરૂપ થએલાથીજ પહોંચાય છે. પણ બીજા કોઈ જીવતા કે મુવાથી પહોંચાતું નથી.[૪૫] જ્યારથી બ્રહ્માની સૃષ્ટિ થઈ છે અને જગતરૂપ ભ્રાંતિ ઉઠી છે ત્યારથી એવોજ દૃઢ નિયમ બંધાયો છે કે સંકલ્પરૂપ થયા વિના સંકલ્પિતમાં પહોંચાયજ નહિ.[૪૬]

લીલા પૂછે છેઃ—હે દેવી ! હે મા ! તમે કહી ગયાં છો કે 'એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીના જગતમાં આપણે સાથે જઇશું' તો તે વિષે મ્હારે પૂછવાનું છે કે ત્યાં આપણે બન્ને શી રીતે જઈ શકીશું.[૪૭] હું તો આ દેહને અહિં રાખી શુદ્ધ સત્વગુણને અનુસરનારા ચિત્તથી એ પરલોકમાં જઈશ પણ તમે તમારા પોતાના દેહથી ત્યાં શી રીતે આવી શકશો ?[૪૮]

સરસ્વતી કહે છેઃ—જેમ ત્હારા સંકલ્પરૂપી આકાશનું વૃક્ષ વિદ્યમાન છતાં પણ આકાશરૂપ છે, સાકાર નથી, તેથી એ વૃક્ષ કોઈ ભીંતથી રોકાય એમ નથી કે પોતે પણ કોઈ ભીંતને તોડી નાખે એમ નથી તે પ્રમાણેજ મ્હારૂં શરીર છે.[૪૯] મ્હારો દેહ શુદ્ધ સત્વગુણની રચનારૂપ છે અને બ્રહ્મનાજ પ્રતિભાનરૂપ છે માટે જેમ બળી ગએલા વસ્ત્રમાં વસ્ત્રનો આકાર માત્રજ હોય છે તે વાસ્તવિક રીતે ભસ્મરૂપજ હોય છે, તેમ મ્હારો દેહ આકાર માત્રજ છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મરૂપજ છે. આ મ્હારો દેહ બ્રહ્મથી જરાકજ જૂદો પડે એવો છે એટલા માટે આ દેહને છોડીને હું નહિ આવું પણ આ દેહથીજ, જેમ વાયુ ગંધમાં પહોંચે છે, તેમ હું તે પ્રદેશમાં પહોંચીશ.[૫૦,૫૧] જેમ જળની સાથે જળ, અગ્નિની સાથે અગ્નિ અને વાયુની સાથે વાયુ મળી જાય છે, તેમ આ મ્હારો દેહ મનોમય દેહોની તથા મનોમય બીજી વસ્તુઓની સાથે પણ મળી જાય એમ છે.[૫૨] ત્હારો દેહ પૃથ્વીના વિકારરૂપ સમજાએલો છે અને મ્હારો દેહ ચૈતન્યરૂપ સમજાએલો છે એટલા માટે ત્હારો દેહ મ્હારા દેહની સાથે એક અથવા સંયુક્ત થઇને ત્યાં આવી શકે એમ નથી. કલ્પનાના પર્વતને અને સાચા પર્વતને એકરૂપ થવું સંભવે નહિ અને પરસ્પર ભુટકાવું પણ સંભવે નહિ.[૫૩] જો કે આ ત્હારો સ્થૂલ દેહ પણ વાસ્તવિક રીતે મનોમયજ છે તોપણ લાંબા કાળની ભાવનાથી તું એને પૃથ્વીઆદિ ભૂતોના વિકારરૂપ સ્થૂલ સમજી બેઠી છે.[૫૪] જેમ સ્વપ્નમાં, લાંબા કાળના ધ્યાનમાં, ભ્રમમાં,

સંકલ્પમાં અને ગંધર્વનગરમાં મનોમય પદાર્થોને પણ સ્થૂલ સમજી લેવામાં આવે છે, તેમ આ ત્હારો દેહ મનોમય છતાં પણ સ્થૂલ સમજાયો છે.[૫૫] જ્યારે સમાધિના અભ્યાસથી ત્હારી વાસનાઓ અલ્પ થઇ જશે ત્યારે ત્હારા સ્થૂલદેહમાં પાછું મનોમયપણું પ્રાપ્ત થશે.[૫૬]

લીલા પૂછે છેઃ—મનોમય દેહપણાની પ્રતીતિ ધાટી થઈ જાય ત્યારે આ સ્થૂલદેહ મનોમય થઈ જાય છે કે નાશ પામી જાય છે ?[૫૭]

સરસ્વતી કહે છેઃ—જે પદાર્થનું અસ્તિત્વ હોય તેમાં નાશનો અને અનાશનો ક્રમ સંભવે છે પણ જે પદાર્થ વાસ્તવિક રીતે છેજ નહિ તેનો નાશ કેવો થાય?[૫૮] હે પુત્રી ! રજ્જુનું રજ્જુપણું સમજાયાથી સર્પરૂપી ભ્રમ નાશ પામે છે ત્યારે સર્પ નાશ પામ્યો કે નથી નાશ પામ્યો એમ કહી શકાય કે ?[૫૯] જેમ સાચું જ્ઞાન થવાથી રજ્જુમાં સર્પ દેખાતો નથી, તેમ દેહમાં મનોમયપણું જણાયાથી સ્થૂલપણું દેખાતું નથી.[૬૦] અમારા વાસ્તવિક સિદ્ધાંત પ્રમાણે તો સ્થૂલદેહની કલ્પના થવાનો પણ સંભવ નથી પણ જો કોઇ વિદ્વાન્ કલ્પનાને સિદ્ધ કરતો હોય તો તે કલ્પના પણ ટળી જાય છે. જે સ્થળમાં જે છીપર હોતી નથી તે સ્થળમાંથી તે છીપરને દૂર કહાડી નાખેલીજ સમજવી.[૬૧] હે ભલા સ્વભાવવાળી ! અમે તો ખરી રીતે દેહાદિકને બ્રહ્મમાં રહેલ, બ્રહ્મથી પૂર્ણ અને બ્રહ્મરૂપજ દેખીએ છીએ પણ તું એ પ્રમાણે દેખતી નથી.[૬૨] સૃષ્ટિના આરંભમાં જ્યારે પેહેલો સંકલ્પ ઉઠવાની કલ્પના થઇ ત્યારે ચૈતન્ય મનોમય દેહરૂપજ થયું હતું પણ ત્યારથી માંડીને જેમ જેમ સ્થૂલતા કલ્પાતી ગઈ તેમ તેમ ચૈતન્ય ભ્રાંતિથી પોતાને દૃશ્યરૂપ જોતું આવ્યું છે.[૬૩]

લીલા પૂછે છેઃ—પરમ તત્ત્વરૂપ એકજ ચૈતન્ય કે જે અત્યંત શાંત છે અને દિશાઓના કે કાળ આદિના વિભાગોથી રહિત છે તેમાં પહેલી કલ્પનાને પણ અવસર ક્યાંથી મળ્યો ?[૬૪]

સરસ્વતી કહે છેઃ—જેમ સુવર્ણમાં કડાપણું નથી, જળમાં તરંગપણું નથી અને સ્વપ્નનાં કે સંકલ્પનાં નગર આદિમાં સત્યતા નથી, તેમ વાસ્તવિક અનુભવ કરીએ તો બ્રહ્મમાં કલ્પના પણ છેજ નહિ. કારણકે બ્રહ્મ નિર્મળ હોવાથી તેમાં કલ્પનાનો લાગ આવે એમજ નથી.[૬૫.૬૬] જેમ આકાશમાં રજ નથી, તેમ બ્રહ્મમાં કલ્પના પણ નથીજ. બ્રહ્મ તો વિષયોથી રહિત, શાંત, એક, સ્વતઃસિદ્ધ અને વ્યાપક છે.[૬૭] જેમ કાચનો અને સુશોભિત ઉત્તમ મણિનો ચકચકાટ હોય છે તેમ દેખવામાં આવતું જે કાંઇ આ જગત છે તે પરબ્રહ્મનો ચકચકાટજ છે અને શુદ્ધજ છે.[૬૮]

લીલા પૂછે છેઃ—હે દેવી ! આટલા બધા લાંબા કાળ સુધી આ સઘળાં આપણને દ્વૈતની અને અદ્વૈતની કલ્પનાઓથી કોણે ભમાવ્યાં છે ?[૬૯]

સરસ્વતી કહે છેઃ—હે ચપલતાવાળી ! તને ત્હારા અવિચારેજ લાંબા કાળ સુધી ભમાવી છે અને વ્યાકુળ કરેલી છે. એ અવિચાર સ્વાભાવિક રીતે ઉઠયો છે અને તે વિચારથી નાશ પામે છે.[૭૦] અવિચાર કે જે વિચારથી નિમેષમાત્રમાં નષ્ટ થાય છે તે પણ બ્રહ્મની સત્તાથી જૂદી સત્તાવાળો નથી એટલે બ્રહ્મમાં એ અવિચારરૂપ અવિદ્યા છેજ નહિ.[૭૧] આમ છે એટલા માટે અવિચાર, અવિદ્યા, બંધન કે મોક્ષ એઓ કાંઇ છેજ નહિ. જે જગત છે તે બાધરહિત અને શુદ્ધ બોધરૂપ બ્રહ્મજ છે.[૭૨] આટલા કાળ સુધી તેં આ વિચાર કર્યો નથી તેથી તું સમજી નથી,

ભમેલીજ રહી છો અને વ્યાકુલજ રહી છો.[૭૩] હવે ત્હારા ચિત્તમાં વાસનાઓની અલ્પતારૂપ મુક્તિનું બીજ પડી ચૂક્યું એટલા માટે તું આજથી સમજીછો, મુક્તિને યોગ્ય થઇ છો અને વિવેકવાળી થઇ છો.[૭૪] આ 'સંસાર' નામનું દૃશ્ય મુદ્દલ ઉત્પન્નજ થયું નથી માટે તેની વાસના પણ શી હોય અને તે વાસનાથી ત્હારે સંયુક્ત થવું પણ શું હોય?[૭૫] પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એઓનો અત્યંત અભાવ થઇને મનમાં નિર્વિકલ્પસમાધિરૂપ એક પરબ્રહ્મનું અનુસંધાન રૂઢ થાય ત્યારે વાસના કશી વસ્તુ નથી.[૭૬] ત્હારા હૃદયમાં વાસનાઓના ક્ષયના બીજરૂપ આ વિચાર કાંઈક અંકુરિત થયો છે તો હવે અનુક્રમે કરી રાગ–દ્વેષાદિ વાસનાઓ ઉદય પામશે નહિ, આ સંસારનો સંભવ નિર્મૂળ થઈ જશે અને પરમ નિર્વિકલ્પ સમાધિ અત્યંત સ્થિર થશે.[૭૭-૭૮] તું હવે નિર્વિકલ્પ સમાધિનેલીધે કેટલેક કાળે માયાના અને માયાનાં કાર્યોના અધિષ્ઠાનરૂપ નિર્મળ આત્માના અવલંબનથી ભ્રાંતિરૂપ કાળાશવગરની થઇને અને તેના સંસ્કારથી પણ રહિત થઈને મોક્ષ કે જે સર્વ પ્રાણીઓની ભ્રાંતિઓના, ભ્રાંતિઓની વાસનાઓના અને વાસનાઓના કારણરૂપ અવિદ્યાના છેડારૂપ છે તેને પ્રાપ્ત થઈશ.[૭૯] **विगतकलनकालिमाऽकलंकगगनकलांत निर्मलांबनेन। कलकलनकार्यकारणांतः कतिपयकालवशाद्भविष्यसीति॥७९॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'વિશ્રાંત્યુપદેશ'નામનો એકવીસમો સર્ગ સંપૂર્ણ.૨૧**

## सर्ग २२ मो* વાસનાઓને અલ્પ કરવાનો ઉપાય અને અભ્યાસ

**श्रीदेव्युवाच। यथा स्वप्नपरिज्ञानात्स्वप्नदेहो न वास्तवः।**
**अनुभूतोप्ययं तद्वद्वासनातानवादसन्॥ १॥**

સરસ્વતી કહે છેઃ—જેમ 'સ્વપ્ન છે' એમ સમજાયાથી સ્વપ્નનો દેહ અનુભવમાં આવેલો છતાં પણ શાંત થઇ જાય છે, તેમ વાસનાઓની અલ્પતા થવાથી સ્થૂલદેહ અનુભવમાં આવેલો છતાં પણ શાંત થઈ જાય છે.[૧] જેમ સ્વપ્નના જ્ઞાનથી સ્વપ્નનો દેહ ટળી જાય છે, તેમ વાસનાઓ અલ્પ થવાથી જાગ્રતનો દેહ પણ ટળી જાય છે.[૨] જેમ સ્વપ્નના કે સંકલ્પના દેહનો અંત થાય ત્યારે આ સ્થૂલદેહ ઉદય પામે છે, તેમ જાગ્રતના સ્થૂલદેહના અહંભાવનો અંત થાય ત્યારે મનોમયદેહ ઉદય પામે છે.[૩] જેમ સ્વપ્નમાં વાસનાના બીજનો ઉદય બંધ પડે ત્યારે સુષુપ્તિ પ્રાપ્ત થાય છે, તેમ જાગ્રતમાં સઘળી વાસનાઓનું બીજ બાધિત થાય ત્યારે જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.[૪] જીવન્મુક્ત લોકોની જે વાસના જોવામાં આવે છે તે વાસના નથી પણ સત્તાસામાન્યરૂપ શુદ્ધબ્રહ્મજ 'વાસના' એ નામથી કહેવાય છે.[૫] જેમાં સઘળી વાસનાઓ સૂઈ જાય એવી નિદ્રા સુષુપ્તિ કહેવાય છે. અને જેમાં સઘળી વાસનાઓ સૂઈ જાય એવી જાગ્રદવસ્થા ધાટી મૂર્ચ્છા કહેવાય છે.[૬] જેમાં સઘળી વાસનાઓ ક્ષીણ થઈ જાય તે સ્થિતિ તુર્યાવસ્થા કહેવાય છે અને એ તુર્યાવસ્થા, પરબ્રહ્મ જાણવામાં આવે તો જાગ્રતમાં પણ થાય છે.[૭] જીવતા માણસોની જેમાં વાસનાઓ ક્ષીણ થઈ હોય એવી જીવનની સ્થિતિ જીવન્મુક્તદશા કહેવાય છે કે જે દશાને અમુક્ત પુરૂષો જાણતા પણ નથી.[૮] જો ચિત્ત

* આ બાવીસમા સર્ગમાં તુર્યાવસ્થાનું લક્ષણ, જીવન્મુક્તની સ્થિતિ, વાસનાઓને અલ્પ કરવાનો ઉપાય અને તે ઉપાયનો અભ્યાસ એઓનું નિરૂપણ કરવામાં આવશે.

સમાધિથી પરબ્રહ્મમાં લાગીને પાતળી વાસનાઓવાળું થાય તો, જેમ હિમ તાપથી પીગળીને જળપણું પામે છે, તેમ સ્થૂલરૂપને છોડી દઈને સૂક્ષ્મરૂપ થઈ જાય છે.[૯] જે મન આત્માના પ્રબોધથી સૂક્ષ્મતા પામેલું હોય તે મન બીજી સૃષ્ટિઓમાં તથા બીજા જન્મોમાં રહેલાં બીજાં ચિત્તોની સાથે અને દેવ આદિનાં શરીરોની સાથે મળી જાય છે પણ બીજું મન મળી શકતું નથી.[૧૦] જ્યારે દૃઢ અભ્યાથી ત્હારો આ અહંભાવ શાંત થશે ત્યારે તને વિસ્તીર્ણ અને દૃશ્યમાત્રના છેડારૂપ બોધપણું પોતાની મેળે પ્રાપ્ત થશે.[૧૧] જ્યારે ત્હારૂં સૂક્ષ્મપણાનું જ્ઞાન અવિચળ સ્થિતિને પ્રાપ્ત થશે ત્યારે તું સર્વે લોકોને સંકલ્પથી દૂષિત નહિ થએલા અને પરમ પવિત્રતાવાળા દેખીશ.[૧૨] હે ભલી લીલા! એટલા માટે તું વાસનાઓને અલ્પ કરવાનું યત્ન કર. એ યત્ન દૃઢ થશે એટલે તું જીવન્મુક્ત થઇશ.[૧૩] અપાર શીતળતાવાળો આ બોધરૂપી ચંદ્રમા જ્યાંસુધી પૂર્ણ કળાઓવાળો થયો નથી ત્યાંસુધીમાં તું આ સ્થૂલ દેહને અહિં રાખીને બીજા લોકને જો.[૧૪] વ્યવહારસંબંધી કાર્યોમાં માંસમય દેહ માંસમય દેહની સાથેજ સંયોગ પામે છે પણ સૂક્ષ્મદેહની સાથે સંયોગ પામતો નથી એટલા માટે ત્હારે ત્હારા સ્થૂલદેહને મ્હારા દેહની સાથે સંયુક્ત કરીને ત્યાં આવવાની આશા રાખવી નહિ.[૧૫] આ વાત મ્હેં મ્હારા અનુભવ પ્રમાણે જેમ છે તેમજ કહી છે, બાળકો પણ સમજી શકે એવી છે અને સિદ્ધલોકોના અનુભવથી પણ સિદ્ધ છે. જેમ વરદાનની કે શાપની વાત ઠોકી બેસાડવામાં આવે છે તેમ આ વાત ઠોકી બેસાડેલી નથી.[૧૬] બોધના દૃઢ અભ્યાસથી સંસાર-સંબંધી વાસનાઓ પાતળી પડી જાય ત્યારે આ સ્થૂલદેહજ સૂક્ષ્મ દેહરૂપ થઈ જાય છે.[૧૭] જો કે મરણના સમયમાં પણ જીવને સૂક્ષ્મદેહ પ્રાપ્ત થાય છે તોપણ તે દેહ કોઈ જીવતાના કે મૂવાના અનુભવમાં આવતો નથી. લોકો કેવળ સ્થૂલદેહનેજ મરતો દેખે છે.[૧૮] વાસ્તવિક વિચાર કરીએ તો આ સ્થૂલદેહ પણ મરતો નથી કે જીવતો પણ નથી. કારણ કે કલ્પિત પદાર્થને મરણ કે જીવન હોવાનો સંભવજ નથી. સ્વપ્નજેવી અને સંકલ્પજેવી ભ્રાંતિમાં મરણ કે જીવન કહેવાયજ કેમ?[૧૯] હે પુત્રી! જેમ સંકલ્પના પુરૂષમાં જીવન અને મરણ મિથ્યા પ્રતીત થાય છે, તેમ આ શરીરમાં પણ જીવન અને મરણ મિથ્યાજ પ્રતીત થાય છે.[૨૦]

લીલા પૂછે છેઃ—હે દેવી! તમે મને એવા નિર્મળ જ્ઞાનનો ઉપદેશ દીધો કે જે સાંભળવાથી દૃશ્યરૂપી વિષૂચિકાનો રોગ શાંત થઈ જાય.[૨૧] હવે આ વિષયમાં મ્હારા ઉપકારને માટે વિશેષ કહો કે 'એ જ્ઞાનનો અભ્યાસ કેવો થાય, કેવા પ્રકારનો થાય, એ અભ્યાસ પુષ્ટ કેમ થાય અને તે પુષ્ટ થયાથી કેવી સ્થિતિ થાય?[૨૨]

સરસ્વતી કહે છેઃ—ગમે તે સમયમાં પણ જે જે માણસ જે જે કાર્ય કરે તે તે માણસનું તે તે કાર્ય અભ્યાસ વિના કદી પણ સિદ્ધ થતું નથી.[૨૩] જ્ઞાનનું ચિંતન કરવું, જ્ઞાનની વાતો કરવી, નહિ જણાએલા અંશ એક બીજાને સમજાવવા અને જ્ઞાનમાંજ તત્પર રહેવું એ જ્ઞાનનો અભ્યાસ કહેવાય છે.[૨૪] મનમાં ભલપણવાળા અને વૈરાગ્યવાળા જે મહાત્માઓ સંસારનું બંધન ટાળવાને વાસ્તે યત્નથી વાસનાઓની ક્ષીણતા કરે છે તેઓ જગતમાં સર્વોત્કૃષ્ટ છે.[૨૫] જેઓની બુદ્ધિ સર્વ પરિગ્રહના ત્યાગરૂપી પ્રકાશતી, સુંદરતાવાળા વૈરાગ્યરૂપી રસથી રંગાએલી અને આનંદને ઝરનારી હોય તેઓને ઉત્તમ અભ્યાસી સમજવા.[૨૬] જેઓ જ્ઞાતાનો

અને જ્ઞેયનો અત્યંત અભાવ કરવામાં યુક્તિઓથી અને શાસ્ત્રોથી યત્ન કરતા હોય તેઓને જ્ઞાનના અભ્યાસી જાણવા.[27] આ દૃશ્ય જગત સૃષ્ટિના આરંભમાં મૂળે ઉત્પન્નજ થયું નથી માટે કદીપણ છેજ નહિ અને જે દેખાય છે તે મ્હારા સ્વરૂપથી ભિન્ન નથી, એમ ચિંત્વન કર્યા કરવું એ બોધનો અભ્યાસ કહેવાય છે.[28] દશ્યનો બાધ થઈ જતાં રાગ–દ્વેષાદિકની અલ્પતા થઇને બ્રહ્મવિદ્યાના બળથી જે આત્મરતિ ઉત્પન્ન થાય તે જ્ઞાનનો અભ્યાસ કહેવાય છે.[29] દૃશ્યનું બાધિતપણું જાણ્યા વિના રાગ–દ્વેષાદિકને જે અલ્પ કરવામાં આવે તે તપ કહેવાય પણ જ્ઞાન કહેવાય નહિ. એ તપ તો રાગ–દ્વેષાદિકને વૃથા રોકવારૂપ દુઃખનેજ વિસ્તીર્ણ કરે છે.[30] દૃશ્યનો અત્યંત અભાવ સમજવો એજ જ્ઞાન અને બ્રહ્મ કહેવાય છે. એવા જ્ઞાનના અભ્યાસથી નિર્વાણ સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે એ અભ્યાસ મ્હોટાં ફળવાળો છે.[31] જેમ શરદ્‌ઋતુમાં મ્હોટી ઝાકળ વીખાઈ જાય છે, તેમ સંસારરૂપી કૃષ્ણપક્ષની રાત્રિમાં પ્રવર્તેલી મોહરૂપી મ્હોટી નિદ્રા ચિત્તમાં એ રીતે અભ્યાસ કરેલાં અને હિમજેવા ટાઢાં નિરંતર વિવેક તથા વૈરાગ્યરૂપી જળનાં સેચનોથી વીખાઈ જાય છે.[32] વાલ્મીકિમુનિ એટલું કહી રહ્યા તે સમયમાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનું નિત્ય કૃત્ય કરવા માટે ત્યાંથી ઉઠીને સ્નાન કરવાં ગઈ. રાત્રિ સમાપ્ત થઈ અને સૂર્યનાં કિરણો ફુટયાં તે સમયમાં એ સભા શ્રવણ કરવાને વાસ્તે પાછી વાલ્મીકિની પાસે આવી.[33] **इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम। स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥३३॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'વિજ્ઞાનાભ્યાસવર્ણન' નામનો બાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## વાલ્મીકિનો ચોથો દિવસ સંપૂર્ણ થયો

---

## सर्ग २३ मो* સરસ્વતી અને લીલાનું જ્ઞાનદેહથી આકાશમાં ગમન

**वसिष्ठ उवाच ।** इति संकथनं कृत्वा तस्यां निशि वरांगने ।
सुप्ते परिजने नूनमथांतःपुरमंडपे ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–જેમાં દઢ અને વિચિત્ર આગળીઆઓવાળા દ્વારોના ગોખ હતા એવા અંતઃપુરના મંડપમાં ચતુર ચિત્તવાળાં બીજાં સર્વે માણસો સૂઇ રહ્યાં હતાં તે સમયમાં નહિ કરમાએલી માલાઓથી અને વસ્ત્રોથી ઢંકાએલા શબના પડખામાં આસનોપર બેઠેલી, નિર્મળ, નિષ્કલંક અને સઘળી કળાઓથી સંપૂર્ણ ચંદ્રના જેવાં મુખોથી તે મંડપને શોભાવતી અને પુષ્પોના સમૂહમાંથી નીકળેલા ઘાટા સુગંધથી ભરપૂર થએલી એ બે ઉત્તમ સ્ત્રીઓ ( સરસ્વતી અને લીલા ) તે રાત્રિમાં એ પ્રમાણે પરસ્પર વાતો કરી ત્યાંથી સમાધિના સ્થાનમાં જઇ, જાણે રત્નના સ્તંભમાં કોતરેલી પુતળીઓ હોય અને જાણે ભીંતમાં આળેખેલી પ્રતિમાઓ હોય તેમ નિશ્ચળ થઇને બેઠી.[1-4] જેમ ઘણા સુગંધને ફેલાવનારી બે કમલિનીઓ સાયંકાળે સંકોચ પામે, તેમ સંકોચ પામેલી એ બે સ્ત્રીઓએ સઘળી ચિંતાઓ છોડી દીધી.[5] શરદ્‌ઋતુના વાયુ વગરના સમયમાં પર્વત ઉપર ઉતરેલી વાદળાંઓની બે પંક્તિઓની પેઠે એ બે સ્ત્રીઓ અત્યંત

---

* આ ત્રેવીસમા સર્ગમાં ' સરસ્વતી અને લીલા યોગથી સ્થૂલદેહનો ત્યાગ કરીને પહાડી ગામને જાવાની ઇચ્છાથી મંડપની અંદરજ પ્રતીત થએલા મ્હોટા આકાશમાં ગઈ' એ કથા કહેવામાં આવશે.

શાંત, શુદ્ધ અને ચલનરહિત થઈ.[૬] જેમ કલ્પવૃક્ષની બે સુશોભિત લતાઓ બીજી ઋતુ પ્રાપ્ત થતાં આગલા રસને છોડી દે, તેમ એઓએ નિર્વિકલ્પ સમાધિ કરીને સઘળાં બાહ્ય અનુસંધાનો છોડી દીધાં.[૭] 'હું છું અને આ જગત છે' એવી ભ્રાંતિરૂપી દૃશ્ય મુદ્દલ ઉત્પન્નજ થયું નથી અને તેનો અત્યંત અભાવજ છે, એમ જ્યારે તેઓના અનુભવમાં આવ્યું ત્યારે તેઓનો આ દૃશ્યરૂપી પિશાચ અત્યંત અસ્ત પામી ગયો. હે રામ ! અમે તો 'જે આદિમાં હોતું નથી તે વર્તમાનમાં પણ હોતુંજ નથી' એ સિદ્ધાંતથી જગતને મિથ્યાજ સમજેલા છીએ તેથી કોઇ સમયે જગત દેખાય છે તો તેને ઝાંઝવાનાં પાણીજેવું જાણીએ છીએ અને નથી દેખાતું તો તેને સસલાનાં શીંગડાજેવું ગણીએ છીએ.[૮-૧૦] દૃશ્યનો અસ્ત થતાં એ બે સ્રીઓ, જેમ પ્રલયકાળમાં ચંદ્ર અને સૂર્ય આદિ પદાર્થોના સમૂહોથી અત્યંત રહિત આકાશ સ્વભાવથી કેવળ અને શાંત હોય છે, તેમ સ્વભાવથી કેવળ અને શાંત થઈ.[૧૧] ચિદ્રૂપ સરસ્વતી તેજ દેહથી આકાશમાં ફરવા લાગ્યાં અને લીલા તો જ્ઞાન અને ધ્યાનને અનુસરતા બીજા દેહથી આકાશમાં ફરવા લાગી.[૧૨] ચિદાકાશરૂપ અને આકાશમાં ફરનારાં શરીરોવાળી એ બે સ્રીઓ પ્રકટ થએલા પૂર્વસંકલ્પના સંસ્કારથી એ ઘરના આકાશમાંજ એક વેંત જેટલા ભાગમાં ચડીને ઉભી ત્યાં કલ્પનારૂપે નીચે પ્રમાણે તેઓના જોવામાં આવ્યું.[૧૩] વિનોદથી ચપળતાવાળી અને લલિત નેત્રોવાળી એ બે સ્રીઓ વિષયોના જ્ઞાનનો વિષયોને અનુકૂલ કલ્પવાનો સ્વભાવ હોવાને લીધે ત્યાંથી દૂર આકાશમાં ગઇ.[૧૪] જોકે તેઓ એજ મંડપમાં ઉભી હતી તોપણ 'આપણે આકાશમાં ઉડી છીએ' એવી કલ્પનાવૃત્તિથી કરોડ યોજનના વિસ્તારવાળાં અત્યંત દૂર અંતરના આકાશમાં ચડી ગઇ.[૧૫] એ બે સખીઓ વાસ્તવિક રીતે ચિદાકાશમય શરીરોવાળી હતી તોપણ પૂર્વે સંકલ્પિત કરેલાં દૃશ્યના અનુસંધાનવાળા પોતાના સ્વભાવનેલીધે પરસ્પરના આકારને જોઇને પરસ્પર ઉપર અત્યંત સ્નેહ કરવા લાગી.[૧૬] **दृश्यानुसंधाननिजस्वभावाद [illegible] अपि ते मिथोऽत्र । परस्पराकारविलोकनेन बभूवतुः स्ने परे वयस्ये ॥ १६ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'જ્ઞાનદેહાકાશગમન' નામનો ત્રેવીસમો સર્ગ સંપૂર્ણ.૨૩**

---

## सर्ग २४ मो* વિચિત્રતા અને વિલાસોથી ભરપૂર આકાશનું વર્ણન

**वासिष्ठ उवाच । दूराद्दूरमथोत्प्लुत्य शनैरुच्चैः पदं गते ।**
**हस्तं हस्ते समालंब्य यांत्यौ ददृशतुर्नभः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–દૂરથી પણ દૂર ઉડીને ધીરે ધીરે ઊંચા સ્થાનમાં પહોંચેલી અને એકબીજાનો હાથ ઝાલીને ચાલી જતી એ સ્રીઓએ પ્રલયકાળના ગંભીર સમુદ્રની પેઠે અપાર, નિર્મળ અંતરવાળું, કોમળ, કોમળ પવનના સંયોગથી સુખ આપનારૂં, સૌમ્ય, શૂન્યતારૂપ જળમાં નિમગ્ન કરીને બહુ આનંદ ઉપજાવનારૂં, અત્યંત શુદ્ધ, ગંભીર અને સજ્જનના મન કરતાં અધિક ચોખ્ખાઈવાળું આકાશ દીઠું.[૧-૩] એઓએ દિશાઓમાં મેરૂઆદિ પર્વતોના શિખરોપર રહેલા અને પૂર્ણ ચંદ્રના ગર્ભની પેઠે નિર્મળતા ધરાવનારા વાદળાંના પુષ્ટ ઉદરરૂપ

* આ ચોવીસમા સર્ગમાં અનંત બ્રહ્માંડોની વિચિત્રતારૂપ વિલાસોથી ભરપૂર અને લીલાના તથા સરસ્વતીના માર્ગરૂપ આકાશનું વર્ણન કરવામાં આવશે.

સ્વચ્છ મ્હેલમાં વિશ્રામ લીધો.[૪] પછી સિદ્ધોની તથા ગંધર્વોની કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓના સુગંધથી મનનું આકર્ષણ કરનારા અને ચંદ્રના મંડળમાંથી નીકળેલા સુખદાયી પવનમાં રમણ કર્યું.[૫] પછી ઘણી ગરમીનો નાશ કરનારાં, વીજળીઓરૂપી રાતાં કમળોથી વ્યાપ્ત અને જળના સમૂહથી ભરપૂર મેઘમંડળરૂપી તળાવમાં સ્નાન કર્યું.[૬] પછી જેઓમાં અનેક ભૂતલોના પર્વતો કમળના કંદના અંકુરની અણીઓજેવા લાગતા હતા એવી દિશાઓરૂપ સરસીઓ (તળાવડીઓ) માં ભ્રમરીઓની પેઠે યથેષ્ટ રીતે ભ્રમણ કર્યાં.[૭] પછી ગંગાજીના ધીર ઝરણાંઓના ઉડતા બિંદુઓવાળા અને વાયુથી ક્ષોભ પામેલા મેઘમંડળરૂપી મંડપમાં તેને ફુવારાનું ઘર સમજીને વિહાર કર્યો.[૮] પછી ધીરે ધીરે જતી અને પોતાની શક્તિ પ્રમાણે વિશ્રામ લેતી એ બે મનોમય શરીરવાળી સ્ત્રીઓએ લોકોની રચના આદિ મ્હોટા આરંભોથી ભરપૂર થએલું એક બીજું આકાશ દીઠું. એ આકાશ એવી રીતે સાથે રહીને એઓએ કદી પણ જોએલું ન હતું. બહુ ગંભીર હોવાનેલીધે અનેક કરોડ બ્રહ્માંડોથી પણ પુરાય એવું ન હતું.[૯,૧૦] ઉંચે ઉંચે એક બીજાની ઉપર ગોઠવાએલાં વિચિત્ર આભરણોજેવાં વિમાનયુક્ત જૂદાંજૂદાં ભૂતળોથી જૂદાંજૂદાં સ્થળોમાં વ્યાપ્ત હતું.[૧૧] ચારેબાજુ અવકાશોને પૂરી દેનારા મેરૂ આદિ મ્હોટા પર્વતોના માણિક્યમય ભાગોથી મધ્યભાગમાં પ્રલયકાળના અગ્નિની જ્વાળાઓજેવું લાગતું હતું.[૧૨] એ પર્વતોનાં મોતીમય શિખરોની કાંતિઓના સમૂહોથી હિમાલયના શિખરની પેઠે શોભતું હતું. સુવર્ણમય પર્વતોનાં સ્થળોની પ્રભાઓથી સુવર્ણના સ્થળજેવું દીપતું હતું.[૧૩] પર્વતોમાં રહેલા મ્હોટા મરકત મણિઓની કાંતિઓથી લીલાં ખડવાળી પૃથ્વીની પેઠે શ્યામ જણાતું હતું. જોનારને કે જોવાના પદાર્થોને જૂદા જૂદા દેખાવ ન આપે એવા ઉત્પન્ન થએલા પ્રૌઢ અંધકારથી કાળાશવાળું હતું.[૧૪] કોઈ સ્થળમાં પારિજાતની લતાઓનાં વનો ઉપર અનેક વિમાનો ફરતાં હતાં તેથી પાસે રહેનારાઓને વનોની મંજરીજેવું અને દૂર રહેનારાઓને વૈડૂર્યમણિની ભૂમિકાજેવું લાગતું હતું.[૧૫] એ આકાશમાં મનના સરખા વેગવાળા મ્હોટા મ્હોટા સિદ્ધ લોકો જવા–આવવાથી વાયુના વેગને પણ જીતી લેતા હતા. વિમાનોરૂપી ઘરોમાં બેઠેલી દેવતાઓની સ્ત્રીઓનાં ગાયનોના અને વાજાંઓનો ઘોંઘાટ જામી રહ્યો હતો.[૧૬] ત્રૈલોક્યનાં ઉત્તમ ઉત્તમ પ્રાણીઓના સમૂહો ફરતા હતા તેથી ભીડ જામેલી દેખાતી હતી. દેવતાઓનાં અને દૈત્યોનાં અનેક ટોળાંઓ એકબીજાના દેખવામાં ન અવાય એમ ફરતાં હતાં.[૧૭] આસપાસના ભાગોમાં કૂષ્માંડોનાં, રાક્ષસોનાં અને પિશાચોનાં મંડળો ઉભાં હતાં. દેવતાઓનાં વિમાનો આવહ અને પ્રવહ આદિ વાયુઓના જેવા મ્હોટા વેગથી આવ જાવ કરતાં હતાં.[૧૮] ચાલ્યાં જતાં વિમાનોની સુસવાટીનો શબ્દ જાણે મુઠીમાં પકડાઈ શકે એવો ઘાટો સંભળાતો હતો. વાયુના યંત્રરૂપી જ્યોતિશ્ચક્ર ગ્રહોના અને નક્ષત્રોના અત્યંત સંચારથી કંપ્યા કરતું હતું.[૧૯] પાસે રહેલા સૂર્યના તડકાથી તપી ગએલા ન્હાના મ્હોટા સિદ્ધ પોતપોતાનાં સ્થળોને છોડીને દૂર જતાં હતાં. ન્હાનાં વિમાનો સૂર્યથી બળી જતાં હતાં અને સૂર્યના ઘોડાઓનાં મુખોના પવનથી દૂર ઉડી જતાં હતાં.[૨૦] લોકપાલ દેવતાઓ અને અપ્સરાઓના સમૂહો પોતાના સંચારથી અને નેત્ર આદિ અંગોની ચેષ્ટાઓથી ઘણી ચંચળતા કરતા હતા. દેવાંગનાઓની દાસીઓએ બાળેલા ધૂપના ધૂમાડાઓથી જાણે વાદળાં

ચડ્યાં હોય એમ લાગતું હતું.[૨૧] દેવતાઓએ પોતપોતાના લોકમાં બોલાવવાને લીધે ઉતાવળથી તે તે લોકમાં જતી અપ્સરાઓનાં કેટલાંએક આભરણો પડી જતાં હતાં. આકાશની નીલતા સામાન્ય સિદ્ધ લોકોના ઉગ્ર પ્રભાવોને ઢાંકી દેનારા તમોગુણના બળજેવી જણાતી હતી.[૨૨] આસપાસ રહેલા હિમાલય, મેરૂ અને મંદરાચળ એઓ, બળવાન સિદ્ધ લોકોની બળપૂર્વક આવ–જાવને લીધે વીખાઈ ગએલાં વાદળાંઓ શિખરો ઉપર બેસવાથી જાણે વસ્ત્રો ઓઢીને બેઠા હોય એવા જણાતા હતા.[૨૩] ચારેબાજુ કાગડાઓ, ઘૂડો, ગીધો અને ગરંજ પક્ષીઓ ટોળેટોળાં થઇને ઉડતાં હતાં. જેમ સમુદ્રમાં તરંગો નાચે, તેમ એ આકાશના પ્રદેશમાં ડાકણોનાં ટોળાં નાચતાં હતાં.[૨૪] કૂતરાં, કાગડા, ઊંટ અને ગધેડાં એઓના જેવાં મોહોડાંઓવાળી અનેક યોગિનીઓ અમથી અમથી સેંકડો યોજન સુધી જઇને પાછી આવતી હતી.[૨૫] સિદ્ધલોકોનાં અને ગંધર્વલોકોનાં જોડાંઓ લોકપાલોના સમીપમાં પણ ધૂમાડાઓની પેઠે ધૂમ્ર લાગતાં વાદળાંરૂપી ઘરમાં સુરતસંબંધી ઉત્સવો કરવા લાગ્યાં હતાં.[૨૬] માર્ગમાં ચાલનારા લોકો સ્વર્ગમાં થતાં દિવ્ય ગાયનોથી તથા દિવ્ય સ્તોત્રોથી ઉન્મત્ત થતા હતા અને કામદેવથી પીડિત થતા હતા. નિરંતર ચાલ્યા કરતા જ્યોતિશ્ચક્રમાં સૂર્યઆદિની ગતિ ઉપરથી પખવાડીઆંઆદિ કાળનું પ્રમાણ કરી શકાતું હતું.[૨૭] વાયુના સ્કંધોરૂપી ખાડાઓની અંદર આકાશગંગાનું જળ વહેતું હતું. દેવતાઓનાં બાળકો આશ્ચર્યોને જોવા સારૂ વ્યગ્ર થઈને ફરતાં હતાં.[૨૮] વજ્ર, ચક્ર, ત્રિશૂળ, તરવાર અને સાંગો દેવતાઓરૂપે દેહધારી થઈને ફરતાં હતાં. કોઈ ઠેકાણે ભીંત વગરનાં ઘરો જોવામાં આવતાં હતાં. કોઇ સ્થળમાં નારદજી તુંબરૂ લઈ ગાયન કરતા હતા.[૨૯] કોઈ સ્થળમાં વાદળાંઓના માર્ગમાં પુષ્કરાવર્ત્તઆદિ પ્રલયકાળના મેઘોએ ભારે ગડબડ મચાવી હતી. કોઇ સ્થળમાં પ્રલયકાળના મેઘો પણ મુંગા રહેવાથી ચિત્રમાં આળેખેલાજેવા દેખાતા હતા.[૩૦] કોઈ સ્થળમાં વાદળાં ઉછળતા કાજળના મ્હોટા પર્વતોજેવાં સુંદર દેખાતાં હતાં. કોઇ સ્થળમાં ગ્રીષ્મઋતુના અંતનાં વાદળાંઓ સૂર્યનાં કિરણોનો સંબંધ થવાથી સોનાના રસજેવાં સુશોભિત લાગતાં હતાં.[૩૧] કોઇ સ્થળમાં દિશાઓ જાણે બળતી હોય એમ જણાતી હતી. કોઈ સ્થળમાં પૂર્વરામાયણની અંદર ઋષ્યમૂક પર્વતમાં મેઘોનું જે વર્ણન કર્યું છે તે વર્ણન પ્રમાણે વરસતા મેઘ કાળાં વસ્ત્રોજેવા લાગતા હતા. કોઈ સ્થળમાં જળના સમૂહજેવી શૂન્યતા નિશ્ચળ સમુદ્રના જેવી ગંભીર જણાતી હતી.[૩૨] કોઇ સ્થળમાં મ્હોટાં મ્હોટાં વિમાનો જાણે વાયુરૂપી નદીમાં ખડ અને પાંદડાં તણાતાં જતાં હોય એવાં લાગતાં હતાં. કોઈ સ્થળમાં નિર્મળ રીતે પ્રકાશતી શ્યામતા ઉડતા ભ્રમરોની પીઠજેવી જણાતી હતી.[૩૩] કોઈ સ્થળમાં વાયુથી ઉડતી અને પહાડી નદીજેવી લાગતી ધૂળથી ધૂસરપણું થઇ રહ્યું હતું. કોઈ સ્થળમાં વિમાનોમાં બેઠેલા દેવતાઓ કાંતિઓરૂપ ચિત્રોથી વિચિત્રતા થઇ રહી હતી.[૩૪] કોઈ સ્થળમાં 'માતૃ' કહેવાતી દેવીઓનાં મંડળો નગ્ન થઇને નાચતાં હતાં. કોઇ સ્થળમાં નિરંતર મદ્યપાનથી મત્ત રહેનારી યોગીશ્વરીઓ ધામધૂમ મચાવી રહી હતી.[૩૫] કોઇ સ્થળમાં શાંત અને વિશ્રાંતિ પામેલા મુનિઓ સમાધિ ધરીને બેઠા હતા. કોઈ સ્થળમાં કોઈ પ્રકારની ગડબડ નહિ હોવાથી સમતાનેલીધે સાધુઓનાં ચિત્તોના જેવું શાંતપણું દેખાતું હતું.[૩૬] કોઇ સ્થળમાં કિન્નરોનાં, ગંધર્વોનાં અને દેવાંગનાઓનાં મંડળો

ગાયન કરતાં હતાં. કોઈ સ્થળમાં અનેક નગરો નિશ્ચળ દેખાતાં હતાં. કોઈ સ્થળમાં મ્હોટાં મ્હોટાં નગરો ગતિ કરતાં દેખાતાં હતાં.[૩૭] કોઈ સ્થળમાં રૂદ્રોનાં અનેક નગરો દેખાતાં હતાં. કોઇ સ્થળમાં બ્રહ્માનાં અનેક નગરો દેખાતાં હતાં. કોઈ સ્થળમાં માયાએ કરેલાં અનેક નગરો દેખાતાં હતાં. કોઇ સ્થળમાં ભવિષ્યકાળમાં નગરો થવાનું જણાતું હતું.[૩૮] કોઈ સ્થળમાં માયાએ બનાવેલાં ચંદ્રસરખાં સરોવર ભમતાં હતાં. કોઇ સ્થળમાં સરોવરો હિમના જેવાં ધાટાં થઈ ગયાં હતાં. કોઇ સ્થળમાં સિદ્ધલોકો ફરતા હતા. કોઈ સ્થળમાં ચંદ્રનો ઉદય થયો હતો.[૩૯] કોઇ સ્થળમાં સૂર્યનો ઉદય થયો હતો. કોઈ સ્થળમાં રાત્રિનું અંધારૂં વ્યાપી રહ્યું હતું. કોઇ સ્થળમાં સંધ્યાકાળની વિચિત્રતા થઈ રહી હતી. કોઇ સ્થળમાં ઝાકળથી ધૂસરપણું થઇ રહ્યું હતું.[૪૦] કોઈ સ્થળમાં હિમજેવાં વાદળાંઓની ધોળાશ વ્યાપી રહી હતી. કોઈ સ્થળમાં વરસાદ વરસતો હતો. કોઇ સ્થલમાં લોકપાલ દેવતાઓ, જેમ પૃથ્વી ઉપર બેસે, તેમ આકાશમાંજ બેઠા હતા.[૪૧] કોઈ સ્થળમાં દેવતાઓનાં અને દૈત્યોનાં ટોળાં ઉંચે અને નીચે જવામાં વ્યગ્ર થઇ રહ્યાં હતાં. કોઇ સ્થળમાં એ ટોળાંઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં વ્યગ્રતાથી ફરતાં હતા.[૪૨] કોઈ સ્થળમાં લાખો યોજન સુધી પણ પર્વતો ન મળે એવું હતું. કોઈ સ્થળમાં નજ મટે એવું અંધારૂં વ્યાપી રહ્યું હતું. કોઈ સ્થળમાં છીપરના ગર્ભજેવું કઠિનપણું જણાતું હતું[૪૩] કોઇ સ્થળમાં નજ મટે એવું મ્હોટું તેજ વ્યાપી રહ્યું હતું. કોઈ સ્થળમાં સૂર્યના અને અગ્નિના જેવી પ્રભા વ્યાપી રહી હતી. કોઇ સ્થળમાં ચંદ્ર આદિનાં ઘરોમાં હિમના સમૂહના ગર્ભજેવી શીતલતા વ્યાપી રહી હતી.[૪૪] કોઇ સ્થળમાં દેવતાઓના અનુચરો દૈત્યોના ભયથી કલ્પવૃક્ષની લતાઓના વનને ઉપાડી મ્હોડા આગળ લઇને જતા હતા. કોઇ સ્થળમાં દૈત્યોના પ્રહારોથી દેવતાઓનાં ઉંચાં ઉંચાં નગરો પડી જતાં હતાં.[૪૫] કોઇ સ્થળમાં વિમાનોમાંથી દેવતાઓ પડતાં તેઓના લાંબા થએલા તેજથી અગ્નિની રેખાજેવું જણાતું હતું. કોઈ સ્થળમાં ઉગેલા સેંકડો કેતુઓના પરસ્પર ભુટકાવાથી ગરદી થઇ રહી હતી.[૪૬] કોઇ સ્થળમાં શુભગ્રહો ઉંચા ભાગના મંડળમાં ઉગ્યા હતા. કોઇ સ્થળમાં રાત્રિના જેવું અંધારૂં વ્યાપી રહ્યું હતું. કોઈ સ્થળમાં દિવસના જેવો પ્રકાશ થઈ રહ્યો હતો.[૪૭] કોઈ સ્થળમાં વાદળાંઓ ગાજતાં હતાં. કોઇ સ્થળમાં નિર્મળ વાદળાંઓ મુંગાં થઇને રહ્યાં હતાં. કોઇ સ્થળમાં વાયુથી વીખાએલાં ધોળાં વાદળાંઓના સમૂહો પુષ્પોની શય્યાઓજેવા લાગતા હતા.[૪૮] કોઈ સ્થળમાં અત્યંત ઉજડપણું, શુદ્ધપણું, અડચણોથી રહિતપણું, આનંદથી કોમળપણું, શાંતપણું અને સ્વચ્છપણું હોવાથી જ્ઞાનીપુરૂષના વિસ્તીર્ણ હૃદયના જેવી શોભા દેખાતી હતી.[૪૯] કોઈ સ્થળમાં દેવતાઓનાં વાહનોરૂપી દેડકાંઓ ગળામાંથી શબ્દો કરતાં હતાં. કોઇ સ્થળમાં શૂન્યતારૂપી જળ ફેલાયાથી દેવતાઓના ક્યારાઓની ભ્રાંતિ થતી હતી.[૫૦] કોઈ સ્થળમાં મયૂર અને હેમચૂડઆદિ પક્ષીઓ વિનોદ કરતાં હતાં. કોઈ સ્થળમાં વિદ્યાધરીઓનાં અને દેવાંગનાઓનાં વાહનો બેઠાં હતાં.[૫૧] કોઈ સ્થળમાં કાર્ત્તિકેયસ્વામીના મયૂરો વાદળાંઓની અંદર નાચતા હતા. કોઈ સ્થળમાં અગ્નિના વાહનરૂપ પોપટો બેઠા હતા તેથી લીલાં ખડવાળા પ્રદેશના જેવી શોભા થઈ રહી હતી.[૫૨] કોઇ સ્થળમાં યમરાજાના પાડાના શરીરની પાસે વાદળાંઓ પણ ન્હાનાં લાગતાં હતાં. કોઈ સ્થળમાં ઘોડાઓ ખડના સમૂહની ભ્રાંતિથી

કાળાં વાદળાંઓને ચાવવા લાગ્યા હતા.[૫૩] કોઈ સ્થળમાં દેવતાઓનાં નગરો વ્યાપી રહ્યાં હતાં. કોઈ સ્થળોમાં દૈત્યોનાં નગરો દેખાતાં હતાં. કોઇ સ્થળમાં પર્વતોને પણ ફાડી નાખે એવા પવનનેલીધે એકબીજાનાં નગરોમાં પહોંચી શકાય નહિ એમ હતું.[૫૪] કોઈ સ્થળમાં મ્હોટા પર્વતોજેવા ભૈરવો નાચતા હતા. કોઈ સ્થળમાં પાંખોવાળા પર્વતોજેવા વિનાયકો નાચતા હતા.[૫૫] કોઈ સ્થળમાં પર્વતો પાંખોથી ઉડીને પવનની ભારે ધુધવાટી કરતા હતા. કોઇ સ્થળમાં ગંધર્વનગરો અને દેવાંગનાઓનાં ટોળાં વ્યાપી રહ્યાં હતાં.[૫૬] કોઇ સ્થળમાં ઊડતા પર્વતોમાંથી પડેલાં લાખો વૃક્ષો વાદળાંઓનાં છત્રોજેવાં થઈ રહ્યાં હતાં. કોઈ સ્થળમાં માયાએ બનાવેલી આકાશનદીઓનાં જળોથી શીતળતા થઈ રહી હતી.[૫૭] કોઈ સ્થળમાં ચંદ્રનાં કિરણોનાં આકર્ષણથી પવનો શીતળ અને સુખકારી વાતા હતા. કોઈ સ્થળમાં ઉના પવનથી જેઓનાં ઝાડ બળી ગયાં હતાં એવા પર્વતો વાદળાંજેવા લાગતા હતા.[૫૮] કોઈ સ્થળમાં વાયુ અત્યંત શાંત થઇ જવાથી લેશમાત્ર પણ શબ્દ થતો નહતો. કોઈ સ્થળમાં પર્વતોજેવાં વાદળાંઓની સેંકડો શિખાઓ નીકળી હતી.[૫૯] કોઇ સ્થળમાં વર્ષાઋતુનાં ઉન્મત્ત અને ધાટાં વાદળાંઓ મ્હોટો ગડગડાટ કરતાં હતાં. કોઇ સ્થળમાં દેવતાઓના અને દૈત્યોના સમૂહો યુદ્ધ કરતા હતા, તેથી ત્યાં જઈ શકાય એમ પણ ન હતું.[૬૦] કોઈ સ્થળમાં આકાશકમલિનીઓમાં રહેનારી હંસીઓ શબ્દ કરીને હંસોને બોલાવતી હતી. કોઈ સ્થળમાં પવન આકાશગંગાના કાંઠાઓમાં ઉગેલી કમલિનીઓના સુગંધને લૂંટી જતો હતો.[૬૧] કોઇ સ્થળમાં સાક્ષાત્ ગંગાઆદિ નદીઓની સ્થિતિનેલીધે માંછલાં, મઘરો, કુડચલો, શંખલાં અને કાચબાઓ ઠેકતાં હતાં.[૬૨] કોઈ સ્થળમાં સૂર્ય પૃથ્વીના પછવાડાપર આવતાં ઊંચે પ્રસરેલી પૃથ્વીની કાળી છાયાની ગતિથી ચંદ્રગ્રહણ થતું હતું. કોઇ સ્થળમાં ચંદ્રના પછવાડાના ભાગપર સૂર્ય આવતાં (ચંદ્રના મંડળમાં પૃથ્વીની છાયાનું પ્રતિબિંબ પડવાથી કાળા થએલા ચંદ્રનેલીધે ) સૂર્ય ઢંકાતાં સૂર્યગ્રહણ થતું હતું.[૬૩] કોઇ સ્થળમાં દેવતાઓએ માયાથી બનાવેલા પવનોથી માયાની ફૂલવાડીઓ હાલતી હતી, અને કોઈ સ્થળમાં પુષ્પોમાંથી પડતા મકરંદરૂપી હિમની વૃષ્ટિથી દેવાંગનાઓ ત્રાસ પામતી હતી.[૬૪] એ પ્રમાણે જેમાં ઊંબરાના ફળની અંદર ભમતાં મસલાંઓની પેઠે ત્રૈલોક્યનાં પ્રાણીઓ ભમતાં હતાં એવા એ ઊંચા આકાશમાં ફરીને તે સરસ્વતી અને લીલાં પાછાં પૃથ્વીપર જવાને સજ્જ થયાં.[૬૫] **उदंबरोदरमशकक्रम[illegible] मज्जगत्त्रयांतरगत[illegible]तसंचयम् । [illegible] तद्गरललने [illegible] [illegible]नरपि गं[illegible]मुद्यते ॥ ६५ ॥**

**શ્રીમદ્ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'ગગનવર્ણન' નામનો ચોવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૪.**

---

## सर्ग २५ मो* સમુદ્રો, દ્વીપો અને બ્રહ્માંડના આવરણોયુક્ત ભૂમંડળનું વર્ણન

**वसिष्ठ उवाच । नभःस्थलाद्गिरिग्रामं गच्छंत्यौ किंचिदेव ते ।**
**[illegible]चित्तास्थितं भूमितलं ददृश[illegible]ः स्त्रियौ ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:—હે રામ ! આકાશમાં ઉતરીને પૃથ્વીના પહાડી ગામમાં જતી એ બે

---

* આ પચીસમા સર્ગમાં 'સાત સમુદ્રોથી, સાત દ્વીપોથી અને બ્રહ્માંડનાં આવરણોથી વીંટાએલું અપૂર્વ ભુવન તેઓએ દીઠું' એ કથા કહેવામાં આવશે.

સ્રીયોએ કોઇ ભૂતળ દીઠું કે જે ભૂતળ સરસ્વતીએ દેખાડવા ધાર્યું હતું.[૧] એ મ્હોટું ભૂતળ બ્રહ્માંડરૂપી પુરૂષના હૃદયકમળરૂપ હતું. કારણ કે તેમાં દિશાઓરૂપી આઠ પાંખડીઓ હતી, પર્વતોરૂપી ધાટા કેસરાઓ હતા, આમોદ ( હર્ષ તથા સુગંધ )નો સમૂહ વ્યાપી રહ્યો હતો.[૨] નદીઓરૂપી ન્હાના કેસરાઓના સમૂહ હતા, હિમના કણોરૂપી મકરંદનાં બિંદુઓ હતાં, રાત્રિરૂપી ભ્રમરી ફરતી હતી, પ્રાણીઓરૂપી મસલાં વ્યાપી રહ્યાં હતાં,[૩] અંદર ધણા ધણા ગુણો ( ભોગ્ય વસ્તુઓના ગુણો અને તંતુઓ ) હતા, જેઓમાં જળનાં પૂર વહ્યાં જતાં હતાં એવાં પાતાળોરૂપી નાળનાં છિદ્રો હતાં,[૪] રસની ( શૃંગાર આદિની અને મકરંદની ) ભીનાશ ફેલાઇ હતી, ઉપર હંસ ( સૂર્ય અને હંસપક્ષી ) ફરતો હતો, દિવસના ( બ્રહ્માના દિવસના અને લૌકિક દિવસના ) પ્રકાશથી પ્રફુલ્લિતપણું થઈ રહ્યું હતું, રાત્રિમાં ( બ્રહ્માની રાત્રિમાં અને લૌકિક રાત્રિમાં ) સંકોચ પ્રાપ્ત થવાનો હતો, પાતાળરૂપી કાદવમાં ડૂબેલા શેષનાગરૂપી નાળ હતું.[૫] કોઇ સમયે આધારભૂત સમુદ્રના કંપવાથી દિશાઓરૂપી પાંખડીઓ કંપતી હતી, નીચે રહેલા પાતાળરૂપી નાળના ભાગમાં દૈત્યો તથા દાનવોરૂપી ધણા ધણા કાંટાઓ હતા, અને પોતાના વંશના બીજરૂપ અને સંભોગમાં સુકુમારતા ધરાવનારી દૈત્યોની સ્રીઓના સમૂહરૂપ વેલ પર્વતોરૂપી મ્હોટાં બીજોના મૂળભાગ સુધી પહોંચી ગઇ હતી.[૬,૭] એ ભૂતળરૂપી કમળમાં જંબૂદ્વીપરૂપી મ્હોટી ડોડી તેઓના જોવામાં આવી. એ જંબૂદ્વીપરૂપ ડોડીમાં નદીઓરૂપી ન્હાના કેસરાઓ હતા, નગરો તથા ગ્રામોરૂપી મ્હોટા કેસરાઓ હતા.[૮] હિમાલય આદિ કુલપર્વતોરૂપી સાત ઊંચાં બીજ શોભી રહ્યાં હતાં, વચમાં રહેલું મેરૂપર્વતરૂપી બીજ જાણે આકાશને દબાવી દે એવું ઊંચું હતું.[૯] સરોવરોરૂપી હિમની કણીઓ હતી, વનો તથા જંગલોરૂપી પરાગ હતા અને સ્થળોના સર્વ પ્રદેશોમાં રહેલા લોકોના સમૂહો ભ્રમરોના મંડળરૂપ હતા.[૧૦] એ ડોડી સેંકડો યોજનોમાં વિસ્તાર પામેલા અને પ્રત્યેક પુનમે વૃદ્ધિ પામનારા ચારે દિશાઓના સમુદ્રોરૂપ ભ્રમરોથી વ્યાપ્ત હતી.[૧૧] દિશાઓરૂપી આઠ પાંખડીઓમાં રહેલા દેવલોકોના સમૂહોરૂપી ભ્રમરોથી પણ ઘેરાયલી હતી, પ્રિયવ્રતના પુત્ર નવ રાજાઓએ નવ પ્રકારથી વ્હેંચેલી હતી.[૧૨] લાખયોજનના વિસ્તારવાળી હતી, રજરૂપી પરાગની કણીઓથી વ્યાપ્ત હતી, અનેક દેશોના સમૂહરૂપ સ્થિર હિમના કણોવાળી હતી.[૧૩] બહાર પોતાનાથી બમણા પ્રમાણવાળી ક્ષારસમુદ્રરૂપ રેખાથી, જેમ ચૂડીથી હાથનું કાંડું વીટાએલું હોય, તેમ વીટાએલી હતી,[૧૪] ક્ષારસમુદ્રથી બહાર ક્ષારસમુદ્ર કરતાં પણ બમણા વિસ્તારવાળી અને જગતરૂપી કમળની લતાસરખી શાકદ્વીપરૂપી ગોળ રેખાથી વીટાએલી હતી,[૧૫] શાકદ્વીપથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી નવીન દૂધથી ભરેલા ક્ષીરસમુદ્રરૂપ સ્વાદિષ્ટ અને શીતળ રેખાથી વીટાએલી હતી,[૧૬] ક્ષીરસમુદ્રથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી અને વિવિધ પ્રકારના લોકોથી શોભતી કુશદ્વીપરૂપ રેખાથી વીટાએલી હતી.[૧૭] કુશદ્વીપથી બહાર તેથી પણ બમણા વિસ્તારવાળી અને દેવતાઓના સમૂહને તૃપ્ત કરનારી દહીંના સમુદ્રરૂપ રેખાથી વીટાએલી હતી,[૧૮] દહીંના સમુદ્રથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી ક્રૌંચદ્વીપરૂપ રેખાથી, જેમ ખાઇથી નવી રાજાની નગરી વીટાએલી હોય, તેમ વીટાએલી હતી.[૧૯] ક્રૌંચદ્વીપથી બહાર તેથી પણ બમણા

પ્રમાણવાળી ઘીના સમુદ્રરૂપ રેખાથી વીટાએલી હતી, ઘીના સમુદ્રથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી અને સુરાના સંબંધનેલીધે પાપોથી ભરેલી શાલ્મલીદ્વીપરૂપ રેખાથી વીટાએલી હતી,[20] શાલ્મલીદ્વીપથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી અને પુષ્પોસરખી ધોળી સુરાના સમુદ્રરૂપ રેખાથી, જેમ શેષનાગની કાયાથી વિષ્ણુની કાયા વીટાએલ હોય, તેમ વીટાએલી હતી.[21] સુરાના સમુદ્રથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી પ્લક્ષદ્વીપ-રૂપ રેખાથી વીટાએલી હતી. પ્લક્ષદ્વીપથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી અને હિમાલયનાં શિખરજેવી ધોળી શેલડીના રસના સમુદ્રરૂપ રેખાથી વીટાએલી હતી,[22] શેલ-ડીના રસના સમુદ્રથી બહાર તેથી પણ બમણા પ્રમાણવાળી પુષ્કરદ્વીપરૂપ રેખાથી વીટા-એલી હતી અને પુષ્કરદ્વીપથી બહાર તેથી બમણા પ્રમાણવાળી મીઠા જળના સમુદ્રરૂપ રેખાથી વીટાએલી હતી.[23] એ જંબૂદ્વીપરૂપી ડોડીને મીઠા જળના સમુદ્ર પછી તેથી દસ-ગણા પ્રમાણવાળી, પાતાળમાં પહોંચનારી, પાતાળના માર્ગરૂપ, મહાભયંકર અને ખાડાઓના સમૂહરૂપ નીચાણવાળી સોનાની ધરતીનો આંટો હતો. સોનાની ધરતી પછી તેથી પણ દસ-ગણી ઊંચી, ચારે દિશાઓમાં આકાશપર્યંત પહોંચેલી, ખાડાઓના સમૂહથી ભય ઉપજાવ-નારી, અર્ધભાગમાં સૂર્યના પ્રકાશનેલીધે અર્ધો સંકોચ પામેલા અંધકારરૂપી નીળકમળોની પંક્તિવાળી અને અનેક પ્રકારનાં માણિક્યમય શિખરોનાં તળાવોમાં ઉગેલાં કલ્હારોથી, કુમુ-દોથી તથા પદ્મોથી શોભતી લોકાલોક પર્વતરૂપ ઊંચી, મ્હોટી તથા ઉત્તમ ગુણોવાળી માળા વીટાએલી હતી તેથી એ જંબૂદ્વીપરૂપ ડોડી, જાણે ત્રૈલોક્યની લક્ષ્મીના કેશની રચના હોય એવી લાગતી હતી. એ ડોડીને લોકાલોકપર્વત પછી સર્વ કરતાં દસગણા પ્રમાણવાળા 'અજ્ઞા-તભૂતસંચાર' (જેમાં પ્રાણીઓનો સંચાર જણાએલો નથી) એ નામના અરણ્યનો ફરતો આંટો હતો. એ અરણ્ય પછી સેંકડો કરોડ યોજનોના પ્રમાણવાળી, સુવર્ણ જેવી અને બે ભાગવાળી બ્રહ્માંડની ઘાટી ભીંતનો ફરતો આંટો હતો. એ ભીંત પછી સર્વ કરતાં દસગણા અને આકાશની પેઠે શોભતા અપાર જળનો ચારે દિશાઓમાં આંટો હતો. જળ પછી સર્વ કરતાં દસગણા પ્રમાણવાળા અને મેરૂઆદિ પર્વતોને પણ પીગળાવી નાખે એવા મ્હોટી જ્વાળા-ઓવાળા અગ્નિનો ફરતો આંટો હતો. અગ્નિ પછી સર્વ કરતાં દસગણા પ્રમાણવાળા, મેરૂ-આદિ પર્વતોના સમૂહને પણ ખડની પેઠે તથા ધૂળની પેઠે ઉડાડી નાખે એવા, મ્હોટા મ્હોટા પર્વતોને પણ ફાડી નાખે એવા, બીજાઓના વેગને તોડનારા અને પદાર્થોથી શૂન્યપણાનેલીધે સુસવાટી વગરના પવનનો ફરતો આંટો હતો. પવન પછી એ સર્વ કરતાં દસગણા પ્રમાણ-વાળા, એક આકારવાળા અને શૂન્યતાવાળા આકાશનો ફરતો આંટો હતો.[24-34] એ પ્રમાણે સમુદ્રોથી, મ્હોટા પર્વતોથી, લોકપાળોથી, દેવતાઓથી, નગરોથી, આકાશથી અને ભૂતળથી વ્યાપ્ત થએલું બ્રહ્માંડનું ઉદર જોઇને તે લીલાએ તુરત પૃથ્વીમાં જેની અંદર પોતાનું પ્રથમનું ઘર હતું એવાં ઊંડાં પહાડી ગામને દીઠું.[35] **इति जलधिमहाद्रिलोकपालत्रिदश[illegible]तलैः परीतम् । जगदुदरमवेक्ष्य मा[illegible]षी द्राग् भुवि [illegible]ं ददर्श ॥ ३५ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'ભૂલોકવર્ણન' નામનો પચીસમો સર્ગ સંપૂર્ણ. ૨૫.**

## सर्ग २६ मो* લીલાને પોતાના ઘરમાં સ્વજનોનું દર્શન થયું

**वसिष्ठ उवाच । इति ते वरवर्णिन्यौ ततो ब्रह्मांडमंडलात् ।**
**निर्गत्यान्यदनुप्राप्ते यत्र तद् ब्राह्मणास्पदम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! એ પ્રમાણે એ સ્ત્રીઓ જેમાં પદ્મરાજા રહેતો હતો તે બ્રહ્માંડના મંડળમાંથી નીકળીને જેમાં વસિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો તે બીજા બ્રહ્માંડમાં આવી.[૧] બ્રહ્મવિદ્યાથી સિદ્ધ થએલી અને કોઈના પણ દેખવામાં આવતી નહતી એવી એ બે સ્ત્રીઓએ પોતાનુંજ ઘર દીઠું અને તેમાં તે બ્રાહ્મણને રહેવાનો મંડપ પણ દીઠો.[૨] સઘળી દાસીઓ ચિંતાથી વિહ્વળ થઇ હતી, સ્ત્રીઓનાં મુખો આંસુના પ્રવાહથી ભીંજાઈ ગયાં હતાં અને ઘણું કરીને સર્વે લોકોનાં મ્હોં લેવાઇ ગયાં હતાં; તેથી એ ઘર જેની પાંખડીઓ ખરી પડી હોય એવા કમળજેવું,[૩] ઉત્સવો વગરના નગરજેવું, અગસ્ત્યે જળ પી જઇને ખાલી કરેલા સમુદ્રના સ્થળજેવું, ગ્રીષ્મઋતુના અગ્નિથી બળી ગએલા બગીચાજેવું, વીજળીથી બળેલા ઝાડજેવું,[૪] વાયુથી ટૂટેલાં વાદળાંજેવું, હિમથી બળેલાં કમળજેવું અને વાટ તથા તેલ અલ્પ રહેવાથી પ્રકાશરહિત થએલા દીવાજેવું લાગતું હતું.[૫] એ ઘર ઘરધણીના વિયોગથી દુર્ભાગ્ય થએલું હોવાનેલીધે જેનાં જૂનાં વૃક્ષોનાં પાંદડાં ખરી પડ્યાં હોય એવા વન જેવું, અનાવૃષ્ટિથી ધૂળમય થએલા દેશજેવું, જાણે મૃત્યુના નિવાસરૂપ થએલ હોય એવું અને જેમાં કરૂણારસથી સર્વે લોકોનાં મ્હોંની કાંતિ દયામણી થઈ હતી એવું થઈ ગયું હતું.[૬] હે રામ ! પછી નિર્મળ જ્ઞાનના લાંબા અભ્યાસથી દેવની પેઠે જેના સંકલ્પો સાચાજ થાય એવી થએલી તે લીલાએ સંકલ્પ કર્યો કેઃ "આ મ્હારા બંધુઓ મને તથા સરસ્વતીને સાધારણ સ્ત્રીરૂપે દેખજો."[૭,૮] લીલાના એ સંકલ્પનેલીધે ત્યાં તે ઘરનાં સર્વે માણસોએ ઘરને પ્રકાશિત કરતી અને જાણે લક્ષ્મી તથા પાર્વતી હોય એવી એ બે સ્ત્રીઓને દીઠી.[૯] પગ સુધી પહેરેલી અને નહિ કરમાએલી અનેક પ્રકારની માળાઓથી શોભી રહેલી એ બે સ્ત્રીઓ જાણે વનને સુગંધમય કરનારી વસંતસંબંધી લક્ષ્મીની જોડ હોય એવી લાગતી હતી.[૧૦] એ સ્ત્રીઓ સઘળી ઔષધિઓને, વનને અને ગામને પોતાની સ્વચ્છ કાંતિથી ભરપૂર કરી મૂકતી હતી અને શીતળ તથા પ્રેમભરેલા સુખને ઉત્પન્ન કરતી હતી તેથી જાણે બે ચંદ્ર ઉગેલા હોય એવી લાગતી હતી.[૧૧] લાંબા કેશરૂપી લતાઓની પાસે ચપળતા ધરાવનારા નેત્રરૂપી ભ્રમરોવાળી એ બે સ્ત્રીઓ પોતાના શ્યામ અને ધોળી કાંતિવાળા કટાક્ષોથી જાણે નીલકમળોસહિત માલતીનાં પુષ્પોના સમૂહોને વરસતી હોય એવી જણાતી હતી.[૧૨] પીંગળાવેલા સોનાના રસની નદીના પ્રવાહની પેઠે મનનું આકર્ષણ કરનારા પોતાના દેહની કાંતિના પ્રવાહથી એઓએ વનને સુવર્ણમયજેવું કરી મૂક્યું હતું.[૧૩] જાણે બ્રહ્માનંદરૂપ સમુદ્રના તરંગોજ હોય અને તે તરંગો જાણે શરીરોના સ્વાભાવિક કાંતિના વિલાસના હીંડોળાજ હોય એવી એ બે સ્ત્રીઓ દેખાતી હતી.[૧૪] એ સ્ત્રીઓ પોતાની બાહુરૂપી

* આ છવીસમા અધ્યાયમાં પોતાના ઘરમાં સ્વજનોનું દર્શન થયા પછી તથા એઓનો વિલાપ સાંભળ્યા પછી ત્યાંજ ઉભેલી લીલા ઉપર સરસ્વતીએ અનુગ્રહ કર્યો એ કથા કહેવાશે, અને જગતનું તત્ત્વ પણ કહેવાશે.

લતાઓને અને રતાશવાળા હસ્તોને આમતેમ હલાવતી હતી તેથી જાણે નવીન નવીન અને સુવર્ણમય કલ્પવૃક્ષની લતાઓના વનને ઉછાળતી હોય એવી લાગતી હતી.[૧૫] નહિ ચોળાએલાં અને નહિ કરમાએલાં પુષ્પો તથા પલ્લવોના જેવી કોમળતાવાળાં અને સ્થળકમળની પાંખડીઓજેવી શોભાવાળાં પોતાનાં ચરણોથી એઓ પૃથ્વીનો સ્પર્શ કરતી નહતી.[૧૬] સૂકાઇ ગએલાં અને ફીક્કાં પડી ગએલાં તાડીઓનાં અને તમાલોનાં વનોમાં એઓના કટાક્ષોરૂપી અમૃત સીંચાવાનેલીધે નવીન પલ્લવો ઉત્પન્ન થતા હતા.[૧૭] એ બે સ્રીઓને જોઇ લીલાના પૂર્વજન્મના મ્હોટા પુત્ર જ્યેષ્ઠશર્માએ તથા બીજાં પણ સઘળાં ઘરનાં માણસોએ 'વનની દેવીઓને પ્રણામ હોજો' એમ બોલીને તેઓનાં ચરણોમાં પુષ્પાંજલિનું અર્પણ કર્યું.[૧૮] જેમ કમલિનીઓનાં બે કમળોમાં ઝાકળનાં ટીપાંની વૃષ્ટિ પડે, તેમ તે ઘરની અંદર લીલાનાં અને સરસ્વતીનાં ચરણોમાં પુષ્પોના સમૂહ પડયા.[૧૯] જ્યેષ્ઠશર્મા આદિ સર્વે માણસોએ તેઓની સ્તુતિ કરી કેઃ "હે વનની દેવીઓ! તમને પ્રણામ કરીએ છીએ. તમો અમારાં દુઃખનો નાશ કરવાને માટેજ આવેલી છો; કારણ કે પ્રાયશઃ બીજાઓનું રક્ષણ કરવું એજ મહાત્માઓનું કર્ત્તવ્ય કર્મ છે."[૨૦] એ પ્રમાણે એઓ બોલ્યા પછી તે દેવીઓએ પ્રેમથી તેઓને કહ્યું કેઃ "તમારા દુઃખની વાત કરો કે જે દુઃખથી તમો સર્વે પીડિત જણાઓ છો."[૨૧] એ પ્રમાણે દેવીઓનાં વચન સાંભળી જ્યેષ્ઠશર્માદિ લોકોએ તેઓની પાસે વસિષ્ઠના અને અરૂંધતીના મરણરૂપ પોતાના દુઃખની વાત નીચે પ્રમાણે અનુક્રમથી કહી સંભળાવી.[૨૨]

જ્યેષ્ઠશર્માદિ કહે છેઃ–હે દેવીઓ! અહિં પરસ્પર સ્નેહવાળાં, સર્વને માન આપનારાં, વંશનું સ્થાપન કરનારાં અને બ્રાહ્મણોની મર્યાદાના સ્તંભરૂપ બ્રાહ્મણજાતિનાં બે સ્રી-પુરૂષ રહેતાં હતાં.[૨૩] એ સ્રી–પુરૂષ કે જેઓ અમારાં માબાપ હતાં તેઓ હમણાં આ ઘરને, પુત્રોને, પશુઓને અને બાંધવોને છોડીને સ્વર્ગવાસી થયાં છે તેથી અમોને સઘળું ત્રૈલોક્ય શૂન્ય લાગે છે.[૨૪] ક્ષણે ક્ષણે આકાશમાં પોતાનાં શરીરોને પછાડતાં આ પક્ષીઓ ભક્તિનેલીધે ઘર ઉપર બેસીને મધુર સ્વરોથી અમારાં માબાપનો શોક કરે છે.[૨૫] અત્યંત વ્યાકુળ થઇને ગુફારૂપી મ્હોંથી ગુરગુર શબ્દરૂપ વિલાપ કર્યા કરતો આ પર્વત નદીઓરૂપી મ્હોટી આંસુની ધારાઓથી રોયા કરે છે.[૨૬] ઝરણાંઓનાં શબ્દોરૂપી ચીસો પાડતી, ઉના પવનોરૂપ નિસાસા મૂકયા કરતી અને મેઘરૂપી વસ્રોથી રહિત થઇ જતી આ દિશાઓ અમારાં માબાપના શોકથી અત્યંત દુર્બળ થઈ ગઈ છે.[૨૭] ગામનાં સઘળાં માણસો પછડાઈ પછડાઇને સઘળાં અંગોમાં ઘવાઈ ગયાં છે, કરૂણારસથી ભરેલી ચીસો પાડ્યા કરે છે, રાંક થઇ ગયાં છે, ઉપવાસ કર્યા કરે છે અને મરીજવાની ઈચ્છા કરે છે.[૨૮] વૃક્ષોનાં ગુચ્છોરૂપી નેત્રોમાંથી દિવસે તાપથી ગરમ થએલાં હિમકણરૂપી આંસુનાં ટીપાંઓ ધરતીપર પડ્યા કરે છે.[૨૯] ધૂળથી ઘેરાએલી અને જેમાં લોકોની હરફર બંધ પડી ગઈ છે એવી આ ગલી જાણે આનંદવગરની અને શૂન્ય હૃદયવાળી વિધવા હોય એમ થઈ ગઇ છે.[૩૦] કોયલપક્ષીઓના તથા ભ્રમરોના શબ્દોરૂપી વિલાપ કરતી, ઝાકળની વૃષ્ટિરૂપ આંસુઓથી ભીંજાએલી અને અત્યંત ઉના પવનોરૂપી નિશ્વાસથી રૂક્ષ થએલી આ લતાઓ પોતાનાં પલ્લવોરૂપ હાથોથી છાતી તથા માથાંને કુટયા કરે છે.[૩૧] તાપથી તપીગએલાં શરીરોવાળાં આ ઝરણાંઓ શોકનેલીધે પોતાનાં

શરીરોના સેંકડો ટુકડા કરી નાખવાને વાસ્તે મ્હોટા ખાડાઓની છીપરો ઉપર શરીરોને પડતાં મૂકે છે.[૩૨] વીખાયેલા સરસામાનોવાળાં માણસો રોઇ રોઇને થાકી જવાથી મુંગાં થએલાં, લક્ષ્મીથી રહિત થએલાં અને ઘાટાં અંધારાંથી વ્યાપ્ત થએલાં આ અમારાં ઘરો અવશ્ય અરણ્યરૂપ થઈ ગયાં છે.[૩૩] ભ્રમરાઓના શબ્દોથી વિલાપ કરતી ફૂલવાડીઓમાંથી અમને અપ્રિય લાગતો આ 'સુગંધ' નામનો દુર્ગંધ નીકળ્યા કરે છે.[૩૪] જેઓનાં ગુચ્છોરૂપી નેત્રો સંકોચ પામે છે એવી, દિવસે દિવસે રસરહિત અને દુર્બળ થતી આ ચૈત્રમાસનાં વૃક્ષોને વિલાસ આપનારી લતાઓ ટૂટી પડે છે.[૩૫] જવામાં વ્યગ્રતા ધરાવનારી અને ઘણો કલકલાટ કરીને ધરતીપર લોટતી જતી આ નદીઓ શોકનેલીધે પોતાનાં શરીરોને સમુદ્રમાં નાખવા સજ્જ થએલી છે.[૩૬] પ્રથમ જેઓમાં ઘણી ચપળતા હતી એવી આ વાવો પણ હમણાં, મસલું બેસવાથી જેટલું ચલન થાય તેટલા ચલનથી પણ રહિત થઇને મનમાં આનંદને નજ ઉત્પન્ન થવા દે એવા શોકની ભાવના કર્યા કરે છે.[૩૭] અમો ધારીએ છીએ કે હમણાં અમારાં માબાપ આકાશને શોભાવતાં હશે તેથી આકાશમાં કિન્નરો, ગંધર્વો, વિદ્યાધરો અને અપ્સરાઓ ગાયન કરવા લાગ્યાં હશે.[૩૮] હે દેવીઓ ! આ પ્રમાણે બન્યું છે તો હવે તમો અમારા શોકનો નાશ કરો. કારણ કે મહાત્માઓનું દર્શન કદિપણ નિષ્ફળ થવું જોઇએ નહિ.[૩૯]

વસિષ્ઠ કહે છેઃ—જેમ કમલિની નમીને પોતાના પલ્લવથી પોતાના મૂળની ગાંઠનો સ્પર્શ કરે, તેમ લીલાએ નમીને, એ પ્રમાણે બોલેલા પોતાના નમ્ર પુત્રના માથા ઉપર પોતાના હાથથી સ્પર્શ કર્યો.[૪૦] જેમ પર્વત વર્ષાઋતુના મેઘના સંબંધથી ઉન્હાળાના તાપનો ત્યાગ કરે, તેમ જ્યેષ્ઠશર્માએ લીલાના હાથના સ્પર્શથી દુઃખના અને દુર્ભાગ્યપણાના સંકટનો ત્યાગ કર્યો.[૪૧] જેમ લોકો અમૃતનાં પાનથી દુઃખરહિત અને લક્ષ્મીવાળાં થાય, તેમ એ ઘરનાં સઘળાં માણસો તે દેવીઓનાં અવલોકનથી દુઃખરહિત અને શોભાવાળાં થયાં.[૪૨]

રામચંદ્રજી પૂછે છેઃ—એ લીલાએ પોતાના પુત્ર જ્યેષ્ઠશર્માને દેવીરૂપે દર્શન દીધું પણ જનનીરૂપે દર્શન શામાટે ન દીધું ? પ્રથમ મ્હારા આ સંશયને મટાડો.[૪૩]

વસિષ્ઠ કહે છેઃ—જે અજ્ઞાની માણસ કલ્પિત પૃથ્વી આદિના સમૂહરૂપ દેહને સ્થૂલભૂતમય સમજે છે તેની દૃષ્ટિમાં એ દેહ સ્થૂલજ થઈ જાય છે પણ જ્ઞાની માણસોને તો તે દેહ કેવળ બ્રહ્મરૂપેજ રહે છે.[૪૪] હે રામ ! જેમ બાળકની સામે ઉભેલો પુરૂષ 'તે પુરૂષ છે' એમ નહિ સમજાયાનેલીધે ભૂત લાગે છે, તેમ અજ્ઞાનીને આ પૃથ્વી આદિ પદાર્થો મિથ્યા છતાં પણ તેઓનું તત્ત્વ નહિ સમજાયાનેલીધે સત્ય ભાસે છે.[૪૫] જેમ સ્વપ્નમાં પૃથ્વીઆદિરૂપે પ્રતીત થએલા પદાર્થો 'આ સ્વપ્ન છે' એમ જણાયાથી ક્ષણમાત્રમાં પૃથ્વીઆદિરૂપથી રહિત થઈ જાય છે, તેમ જાગ્રતમાં પણ પ્રતીત થતા પદાર્થો તેઓનું તત્ત્વ જણાયાથી ક્ષણમાત્રમાં બ્રહ્મરૂપ થઇ જાય છે.[૪૬] જેમ પિત્ત આદિ ધાતુઓના ક્ષોભનેલીધે જેઓનું માથું ફરી ગયું હોય; તેઓ સ્ફટિકમણિની ભીંતને અવકાશરૂપ સમજે છે, તો તેઓને તે અવકાશરૂપેજ અનુભવમાં આવે છે કે જેથી તેઓ તે માર્ગે જવાનો ઉદ્યોગ કરે છે, તેમ પૃથ્વી આદિ પદાર્થો બ્રહ્મરૂપ સમજવામાં આવે તો તેઓ બ્રહ્મરૂપેજ અનુભવમાં આવે છે.[૪૭] જેમ સ્વપ્નમાં નગર શૂન્યરૂપ સમજવામાં આવે છે અને સમભૂમિ ખાડારૂપ સમજવામાં આવે છે, તેમ અજ્ઞાનદશામાં બ્રહ્મ

પૃથ્વી આદિરૂપ સમજવામાં આવે છે. જેમ સ્વપ્નમાં પ્રતીત થએલી ખોટી સ્ત્રી પણ પગ ચાંપવા આદિ કામ કરે છે, તેમ અજ્ઞાનદશામાં પ્રતીત થએલું આ ખોટું જગત પણ ક્રિયાઓ કરે છે.[૪૮] બ્રહ્મને પૃથ્વીઆદિરૂપ સમજીએ તો તે ક્ષણમાત્રમાં પૃથ્વી આદિરૂપ થઈ જાય છે. (પરમ ચૈતન્ય આપણા સમજવા પ્રમાણે વિવર્ત પામે છે એવો તેનો સ્વભાવજ છે.) જેમ મૂર્છામાં પરલોક નહિ છતાં પણ કેટલાએકને પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, તેમ અજ્ઞાનદશામાં જગત નહિ છતાં પણ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.[૪૯] જેમ બાળક આકાશનેજ પિશાચરૂપ સમજે છે, તેમ અજ્ઞાની બ્રહ્મનેજ જગતરૂપ સમજે છે. જેમ મરવા પડેલો માણસ આકાશમાં વનને દેખે છે, તેમ અજ્ઞાની બ્રહ્મમાં જગતને દેખે છે. જેમ માણસ ભ્રમના કાળમાં આકાશને કેશના કુંડાળારૂપ સમજે છે, તેમ અજ્ઞાની માણસ બ્રહ્મને જગતરૂપ સમજે છે. જેમ કોઇને આકાશમાં મોતીની પ્રતીતિ થાય છે, તેમ અજ્ઞાનીને બ્રહ્મમાં જગતની પ્રતીતિ થાય છે.[૫૦] જેમ ત્રાસ પામેલા, મત્ત થએલા, અર્ધી નિદ્રાવાળા અને વહાણમાં બેસીને જતા માણસો આકાશમાંજ ભૂત, વન અને વૃક્ષાદિને દેખે છે અને તેને લીધે પલાયન આદિ ક્રિયાઓનો પણ અનુભવ કરે છે, તેમ અજ્ઞાની માણસો બ્રહ્મમાંજ આ જગતને દેખે છે અને તે દેખવાથી ઘણી ઘણી ક્રિયાઓનો પણ અનુભવ કરે છે.[૫૧] બ્રહ્મમાં ભાવના પ્રમાણેજ તે તે પદાર્થોના આકારો સ્ફુરે છે અને તે આકારો ઘણા કાળના અભ્યાસથી સ્થૂલ પ્રતીત થાય છે પણ વાસ્તવિક વિચારીએ તો એઓનું કોઈ નિયત જૂદું રૂપ છેજ નહિ.[૫૨] લીલા તો યથાર્થ રીતે સમજતી હતી કે: "પૃથ્વી આદિ પદાર્થો મુદ્દલ છેજ નહિ અને જે બ્રહ્મ છે તેજ કલ્પનાનેલીધે મિથ્યા પ્રપંચરૂપે ભાસે છે." તેથી પુત્રસંબંધી સ્નેહ નહિ રહેવાનેલીધે તેણે પુત્રને જનનીરૂપે દર્શન આપ્યું નહિ.[૫૩] ચિદાકાશરૂપ બ્રહ્મનાજ બોધવાળા મુનિને પુત્રો, મિત્રો અને સ્ત્રીઓ કોઈ પ્રકારથી નથી, કોઈ નથી, કોઈ કાળમાં નથી અને કોઈ નિમિત્તથી પણ નથી.[૫૪] "આ દૃશ્ય મૂળે ઉત્પન્નજ થયું નથી અને જે પ્રતીત થાય છે તે બ્રહ્મજ છે" એવા ઉત્તમ જ્ઞાનવાળાં માણસોને રાગની કે દ્વેષની દૃષ્ટિ કેમજ હોય?[૫૫] લીલાએ જ્યેષ્ઠશર્માના માથા ઉપર જે હાથ મૂકયો તે તો આરંભ અને તે આરંભના બોધરૂપી શક્તિવાળા ચૈતન્યનોજ વિવર્ત થયો હતો. બીજું કાંઇ થયું ન હતું[૫૬] હે રામ! અખંડ બોધરૂપી બ્રહ્મ કે જે આકાશ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે અને અત્યંત શુદ્ધ છે તે, જેવી રીતની કલ્પના ઉઠે તેવી રીતથી તુરત ભાસે છે માટે સર્વ બ્રહ્માંડમાં જે કોઇ પદાર્થો છે તેઓ સઘળા બ્રહ્મથી ભિન્ન છેજ નહિ. સ્વપ્નનાં અને સંકલ્પનાં નગરોમાં આપણે એવી રીતનો અનુભવ પણ કરેલો છે.[૫૭]

**बोधो हि चेतति यथैव तथा शुभाति सूक्ष्मस्तु खादपि तथातितरां विशुद्धः।**
**सर्वत्र राघव स एव पदार्थजालं स्वप्नेषु कल्पितपुरेष्वनुभूतमेतत् ॥ ५७॥**

**શ્રીમદ્ યો૦ મ૦ ઉ૦ લીલાના આ૦ 'સિદ્ધદર્શનહેતુકથન' નામનો છવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૬.**

## સર્ગ ૨૭ મો* લીલાને જ્ઞાનથી પોતાના પૂર્વજન્મોનું સ્મરણ થયું

**वसिष्ठ उवाच । तस्मिन् गिरितटग्रामे तस्य मंडपकोटरे ।**
**अंतर्द्धिमाश्वाययस्तत्रस्थे एव ते स्त्रियौ ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—પછી એ બે સ્ત્રીઓ તે પહાડી ગામની અંદર તેજ ઘરના મંડપના આકાશમાં જ્યેષ્ઠશર્મા આદિના સમીપમાં રહેલી છતાંજ તુરત બીજા લોકોની દૃષ્ટિથી અંતર્હિત થઈ ગઈ.[1] 'આપણા ઉપર વનની બે દેવીઓએ અનુગ્રહ કર્યો' એમ સમજી દુઃખરહિત થઇને તે ઘરનાં માણસો પોતપોતાનાં કાર્યોમાં લાગી ગયા પછી સંકલ્પમય શરીરવાળાં સરસ્વતીએ મંડપના આકાશમાંજ તિરોહિત થઇને રહેલી, સંકલ્પમય શરીરવાળી અને વિસ્મયનેલીધે કશું નહિ બોલતી લીલાને કહ્યું.[2,3] લોકમાં જેઓનાં સ્વપ્ન કે સંકલ્પ પરસ્પરને મળતાં થાય તેઓની તે સમયે પરસ્પર થએલી વાતચીત (ઉષાના અને અનિરૂદ્ધના પરસ્પર થયેલા સ્વપ્નની વાતચીતની પેઠે) ઉપયોગમાં આવે એવી થાય છે; તેમજ લીલાની અને સરસ્વતીની વાતચીત પરસ્પરને કામ લાગે એવી થઈ.[4] જેમ સ્વપ્નમાં અને સંકલ્પમાં પૃથ્વી આદિ ભૂત, નાડીઓ અને પ્રાણ આદિ નહિ છતાં પણ પરસ્પર વાતચીત થાય છે, તેમ લીલાને અને સરસ્વતીને પૃથ્વી આદિ ભૂત, નાડીઓ અને પ્રાણ આદિ નહિ છતાં પણ પરસ્પર નીચે પ્રમાણે વાતચીત થઈ.[5]

સરસ્વતી કહે છેઃ—હે લીલા ! જે જાણવાનું હતું તે સઘળું ત્હારા જાણવામાં આવ્યું અને જે જોવાનું હતું તે સઘળું જોવાઈ ચૂક્યું. આ બ્રહ્મની સત્તા એવા પ્રકારનીજ છે. હવે ત્હારે બીજું કાંઈ પૂછવાનું હોય તો તે કહે.[6]

લીલા કહે છેઃ—મ્હારા મરી ગએલા પતિ (પદ્મરાજા)નો જીવ જે સ્થળમાં રાજ્ય કરે છે તે સ્થળમાં તે લોકોએ મને કેમ દીઠી નહિ અને અહિં મને મ્હારા પુત્રે કેમ દીઠી ?[7]

સરસ્વતી કહે છેઃ—હે સુંદરી ! હે પુત્રી ! તે સમયે તને અભ્યાસ નહતો તેથી ત્હારો દ્વૈતનો નિશ્ચય સંપૂર્ણ રીતે અસ્ત પામ્યો નહતો.[8] જે પોતે અદ્વૈતપણાને પ્રાપ્ત થએલ ન હોય તેને સત્યસંકલ્પપણાદિ ક્રિયાઓ પ્રાપ્ત થાય નહિ. જે માણસ તડકામાં ઉભો હોય તેને છાયાના શીતળપણાનો અનુભવ ક્યાંથી પ્રાપ્ત થાય.[9] તે સમયે અભ્યાસ નહિ હોવાથી તને 'હું લીલા છું' એવી ભાવના ટળી નહતી તેથી ત્હારામાં સત્યસંકલ્પપણું હતું નહિ.[10] હે સુંદરી ! હમણાં તું સત્યસંકલ્પ થઈ છે તેથી 'મ્હારો પુત્ર મને દેખે' એવો ત્હારો સંકલ્પ સત્ય થયો.[11] હવે તું તે પતિની પાસે જઈશ તો તેની સાથે આગળની પેઠેજ ત્હારો વ્યવહાર પ્રવૃત્ત થશે.[12]

લીલા કહે છેઃ—આ ઘરનાજ આકાશમાં મ્હારો પતિ વસિષ્ઠ બ્રાહ્મણ હતો. એ મરણ પામીને અહિંજ પદ્મરાજા થયો હતો.[13] આ આકાશમાંજ બીજી પૃથ્વી ઉપર તેના સંસારની રાજધાની છે કે જે રાજધાનીમાં હું તેની રાણી હતી.[14] અહિંજ અંતઃપુરમાં તે મ્હારો પતિ પદ્મરાજા મરી ગયો અને મરી જઇને પાછો આ અંતઃપુરના આકાશમાંજ પૃથ્વી ઉપર

* આ સત્તાવીસમા સર્ગમાં વિસ્મય પામેલી અને ફરીવાર પતિનું દર્શન કરવાને ઇચ્છતી લીલાને સરસ્વતીએ પ્રબોધ દેતાં લીલા પોતાના ઘણા જન્મોની વાત કરશે.

તે નગરમાં અનેક પ્રકારના દેશોનો સ્વામી વિદૂરથ રાજા થયો છે. એ પ્રમાણે બ્રહ્મચૈતન્યનો સઘળો વિવર્ત ક્ષણમાત્રમાં આ આકાશમાંજ થયો છે.[૧૫,૧૬] હું ધારૂં છું કે જેમ ડાબલાની અંદર સર્ષપો રહે છે, તેમ આ ઘરના આકાશમાંજ સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે.[૧૭] એ મ્હારા પતિનો દેશ અહિં અત્યંત સમીપમાંજ હશે એમ ધારૂં છું; માટે અહિં કોઇ ખુણામાં રહેલા એ દેશને હું દેખું તેમ કરો.[૧૮]

સરસ્વતી કહે છેઃ–હે પુત્રી ! હે પૃથ્વીની અરૂંધતી ! ત્હારા અનેક જન્મોમાં સેંકડો પતિઓ થઈ ગયા છે કે જેઓમાંના ત્રણ તો હમણાંજ થઈ ગયા.[૧૯] ત્હારા હમણાંના ત્રણ પતિઓમાં વસિષ્ઠ બ્રાહ્મણ ભસ્મ થઈ ગયો છે, પદ્મરાજા અંતઃપુરમાં શબ થઇને પુષ્પોમાં પડયો છે અને ત્રીજો હમણાં આ સંસાર મંડળમાં રાજ્ય કરે છે. એ રાજા સંસારરૂપી મહાસમુદ્રમાં પડીને ભમ્યા કરે છે.[૨૦,૨૧] ભોગોરૂપી કલ્લોલોમાં ગુંચવાઇને વિક્ષેપ પામેલો છે, મેલી બુદ્ધિવાળો થઈ ગયો છે, સંસારરૂપી સમુદ્રમાં કાચબારૂપ થયો છે.[૨૨] દેહાભિમાનથી સ્વરૂપને ભૂલી ગયો છે, વિચિત્ર પ્રકારનાં રાજકાર્યોને વ્યગ્રતાપૂર્વક કર્યા જાય છે, તોપણ દેહાભિમાનનેલીધે સૂઈ ગયો છે, સંસારરૂપી ભ્રાંતિમાં ચેતતો નથી અને ‘ હું ઈશ્વર છું, સિદ્ધ છું, બળવાન છું તથા સુખી છું ’ એવી રીતનાં દુરભિમાનરૂપી અનર્થકારી દોરીથી બંધાઇને પરવશ થઇ ગયો છે.[૨૩,૨૪] હે સુંદરી ! હવે તને હું કયા પતિની પાસે લઇ જાઉં ? તે તું કહે. જેમ વંટોળીઓ વાયુ સુગંધને એક વનમાંથી બીજા વનમાં લઈ જાય છે, તેમ જ્યાં તું કહે ત્યાં હું તને અહિંથી લઈ જાઉં.[૨૫] હે પુત્રી ! એ સંસાર બીજો છે, બ્રહ્માંડરૂપી મંડપ પણ બીજો છે અને ત્યાં થતી વ્યવહારની પરંપરાઓ પણ બીજીજ છે.[૨૬] જો કે ચૈતન્યદૃષ્ટિથી એ સઘળાં સંસારમંડળો અહિં પડખામાંજ છે તોપણ લૌકિક દૃષ્ટિથી તેઓ વચ્ચે કરોડો યોજનોનું અંતર છે.[૨૭] એ સંસારમંડળો કે જેઓમાં મેરૂઓ અને મંદરાચળો કરોડો રહ્યા છે તેઓનું સ્વરૂપ વાસ્તવિક રીતે તો આ ચિદાકાશ માત્રજ છે એમ જાણી લે.[૨૮] જેમ સૂર્યની પ્રભામાં અનેક ત્રસરેણુઓ સ્ફુરે છે, તેમ મહાચૈતન્યના પરમાણુ–પરમાણુમાં અનેક બ્રહ્માંડો અવિચ્છિન્ન રીતે સ્ફુરે છે.[૨૯] જો કે બ્રહ્માંડો, દ્વીપ અને સમુદ્ર આદિ પ્રબળ આડંબરોથી ભરપૂર છે તોપણ તેઓ વિચારરૂપી તુલામાં ચ્હડાવી જોતાં વડનાં બીજજેવડાં પણ થઈ શકતાં નથી.[૩૦] જેમ અનેક પ્રકારનાં રત્નોનો નિર્મળ પ્રકાશ ભ્રાંતિથી આકાશમાં કોઇ વનજેવો પ્રતીત થાય છે, તેમ પૃથ્વી આદિ ભૂતો વગરનું ચૈતન્યજ અવિદ્યાસંબંધી દૃઢ વાસનાનેલીધે જગતરૂપે પ્રતીત થયું છે.[૩૧] જે પરમ ચૈતન્ય છે તે પોતાનામાંજ આ જગતાદિરૂપે સ્ફુરે છે. કારણકે પૃથ્વી આદિ કોઈપણ વસ્તુઓ સૃષ્ટિના આરંભમાં મુદ્દલ ઉત્પન્નજ થઈ નથી.[૩૨] જેમ તળાવમાં તરંગો થઈ થઇને વળી થાય છે, તેમ ચૈતન્યમાં વિચિત્ર આકારવાળા દિવસ આદિ કાળના વિભાગો અને બ્રહ્માંડાદિ દેશો અત્યંત થઈ થઇને વળી થયા કરે છે.[૩૩]

લીલા કહે છેઃ–હે જગદંબ ! જેમ તમે કહો છો તેમજ છે. મને હમણાં સર્વેનું સ્મરણ પ્રાપ્ત થયું છે. મ્હારો આ જન્મ તામસ કે સાત્વિક નથી પણ રાજસ છે.[૩૪] હું આ કલ્પના આરંભમાં બ્રહ્માથી અવતરી છું; ત્યારથી અનેક યોનિઓમાં મ્હારા આઠસો જન્મ થઈ ગયા

છે કે જેઓનું હમણાં મને સ્ફુટ સ્મરણ થયું છે.[૩૫] હે દેવી ! હું પૂર્વે કોઈ સંસારમંડળમાં વિદ્યાધરની ઉત્તમ સ્ત્રી થઈ હતી અને જેમ ભ્રમરી કમળમાં ફરે છે, તેમ વિદ્યાધરના લોકમાં ફરતી હતી.[૩૬] પછી હું દુષ્ટ વાસનાઓથી મલિન થઇને કોઇ સંસારમંડળમાં મનુષ્યની સ્ત્રી થઈ હતી. તે પછી બીજા સંસારમંડળમાં હું મ્હોટા નાગની સ્ત્રી થઈ હતી.[૩૭] તે પછી હું કદંબ, કુંદ, લીંબુ અને કરંજ એઓના વનમાં રહેનારી, શ્યામ શરીરવાળી અને પાંદડાંનાં વસ્ત્રો પહેરનારી ભીલડી થઈ હતી.[૩૮] એ જન્મમાં હું વનની વાસનાનેલીધે ધર્મને નહિ જાણતી હતી અને ઉદ્ધતપણાથી વર્તતી હતી તેથી તે જન્મ પછી મને પાંદડારૂપી હાથવાળી અને પુષ્પોરૂપી નેત્રવાળી 'ગ્લુચ્છ' નામની લતાનો અવતાર આવ્યો હતો.[૩૯] એ પવિત્ર આશ્રમની લતાના અવતારમાં એક મુનિના સંબંધથી પવિત્ર થએલી હું દાવાનળથી બળી ગઈ હતી અને તે પછી ત્યાંજ રહેનારા એ મ્હોટા મુનિની દીકરી થઇ હતી.[૪૦] તે પછી પુરૂષપણું આપે અને સુખ આપે એવાં કર્મો પાકવાનેલીધે હું સો વર્ષ સુધી સોરઠ દેશમાં મ્હોટી સંપત્તિવાળો રાજા થઇ હતી.[૪૧] રાજાના અવતારમાં કેટલાંએક દુષ્ટ કર્મો કરવાનેલીધે તે પછી તાડીઓનાં વૃક્ષોવાળા જળપ્રાય દેશમાં નવ વર્ષ સુધી હું નોળીએણ થઈ હતી અને તે અવતારમાં મ્હારૂં અંગ કોઢથી બગડી ગયું હતું.[૪૨] હે દેવી ! તે પછી મ્હેં સોરઠ દેશમાં મોહને લીધે આઠ વર્ષ સુધી ગાયનો અવતાર ભોગવ્યો હતો કે જે અવતારમાં દુષ્ટ, મૂર્ખ અને બાળક ગોવાળોના માર ખાધા હતા અને તેઓને પછવાડે દોડવા આદિ વિનોદ પણ કર્યા હતા.[૪૩] તે પછી વનની પૃથ્વીમાં મને પક્ષિણીનો અવતાર આવ્યો હતો અને તે અવતારમાં મ્હેં વગર કારણે વૈર ધરાવનારા પારધીએ નાખેલી જાળોને, જેમ જ્ઞાની અધમ વાસનાઓને સાધનોના મ્હોટા પરિશ્રમથી તોડી નાખે છે, તેમ ઘણા પ્રયત્નથી તોડી નાખી હતી.[૪૪] તે પછી મને ભ્રમરીનો અવતાર પ્રાપ્ત થયો હતો. એ અવતારમાં હું ભ્રમરની સાથે પુષ્પોના કેસરાઓરૂપ શય્યાઓમાં વિશ્રામ લેતી હતી અને કમળોની કળીઓની અંદર બેસીને એકાંતમાં તે કમળોના કેસરાઓને ખાતી હતી.[૪૫] તે પછી મને મનોહર નેત્રોવાળી હરિણીનો જન્મ પ્રાપ્ત થયો હતો. એ જન્મમાં મ્હારાં મર્મસ્થળોમાં પારધીઓનાં બાણ વાગવાથી મ્હારે ઉંચાં શિખરોવાળા રમણીય વનોના પ્રદેશોમાં ભટકવું પડયું હતું.[૪૬] તે પછી મને માછલીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું સમુદ્રના મોજાંઓથી તણાતાં તણાતાં દિશા ભૂલી જવાયાથી મચ્છીમાર લોકોના સમીપમાં ગઇ હતી અને ત્યાં મચ્છીમાર લોકોએ મ્હારા મ્હોડા ઉપર લાકડીનો ઘા કરતાં તે લાકડી દૈવયોગથી પાણીમાં એક કાચબાની પીઠના હાડકામાં વાગવાથી વ્યર્થ થઇ હતી તે મ્હારા જોવામાં આવ્યું હતું.[૪૭] તે પછી મને ભીલડીનો અવતાર આવ્યો હતો. તે અવતારમાં મ્હેં 'ચર્મણ્વતી' નામની નદીના કાંઠે મધુર સ્વરથી ગાયન કર્યાં હતાં અને સુરતાંત સમયમાં નાળીએરીના રસનું મદ્ય પીધું હતું.[૪૮] તે પછી મને સારસ પક્ષિણીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં પ્રેમભરેલી ભ્રમરીની પેઠે નિશ્ચળ રહી સત્કારસહિત મધુર સ્વર કરતાં યથેષ્ટ સુરતોથી, મને આધીન થએલા સારસને સારી રીતે તૃપ્ત કર્યો હતો.[૪૯] તે પછી અન્ય અવતારમાં હું કે જે યૌવનનેલીધે ચપળ મુખવાળી અને ચપળ નેત્રવાળી હતી તેણે તાડીઓના અને તમાલોના નિકુંજોમાં મદભરેલા કટાક્ષોથી ઉત્પન્ન થએલા કામદેવના

વિકારોથી પતિનું અવલોકન કર્યું હતું.[૫૦] તે પછી મને સ્વર્ગમાં અપ્સરાનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં, જેમ કમિલિની પોતાનાં સુંદર અંગોથી ભ્રમરાઓને તુરત રાજી કરે છે, તેમ મ્હેં સુવર્ણના રસના સમૂહની પેઠે શોભાવાળાં મ્હારાં અંગપંજરોથી દેવતાઓને તુરત રાજી કર્યા હતા.[૫૧] એ અવતારમાંજ મ્હેં મણિઓ, સુવર્ણો, માણિક્યો અને મોતીઓના સમૂહથી શોભતી પૃથ્વીવાળા મેરૂપર્વતમાં કલ્પવૃક્ષોનાં વનની અંદર યુવાનની સાથે રમણ કર્યું હતું.[૫૨] તે પછી મને કાચબીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું તરંગોથી વ્યાકુળ પ્રદેશોવાળી અને જેઓમાં ગુચ્છો તથા લતાઓ શોભતી હતી એવી સમુદ્રના કિનારાના વનોની ગુફાઓમાં લાંબા કાળ સુધી રહી હતી.[૫૩] તે પછી મને રાજહંસીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં મ્હેં ઉંચા ઉછળતા તરંગોવાળાં તળાવોમાં મ્હારાં પીછડાંરૂપ ચંચળ વસ્રો ઉપર કમળોની ભ્રાંતિથી બેઠેલા પ્રેમભરેલા ભ્રમરોને ઝુલાવ્યા હતા.[૫૪] શેમળાના ઝાડનું પાંદડું પવનથી હાલતું હતું તે ઉપર બેસીને ઝુલતાં ઘણાં મસલાઓમાંથી છૂટું પડેલું એક મસલું પાંદડાં ઉપર ઘણી ભીડનેલીધે પાછું બેસી શકતું ન હતું તે રાજહંસીના અવતારમાં મરવાના સમયમાં મ્હારા જોવામાં આવ્યું હતું તેથી મને રાજહંસીના અવતાર પછી મસલાંનો અવતાર આવ્યો હતો અને તે અવતારમાં હું ઘણાજ કંગાળપણાથી વર્તી હતી.[૫૫] તે પછી મને નદીના કાંઠે નેતરના ઝાડનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં ઊછળતા ઊંચા તરંગોવાળી પહાડી નદીમાં તરંગોના અગ્રભાગોના સ્પર્શથી મ્હારે વારંવાર આમ તેમ હાલવું પડયું હતું.[૫૬] તે પછી મને ગંધમાદનપર્વતના કલ્પવૃક્ષોના સ્થાનમાં વિદ્યાધરીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં કામદેવથી આતુર થએલા કેટલાએક વિદ્યાધરોના કુમારોને મ્હેં મ્હારા પગમાં નમાડ્યા હતા; અને તે પછી તેઓના વિયોગથી આતુર થઇને મ્હારે વિયોગના તાપની શાંતિને વાસ્તે, જેઓમાં કપુર પાથર્યાં હતાં એવી શય્યાઓમાં, જેમ ચંદ્રની કાંતિ પ્રતિબિંબોમાં આમ તેમ ગોથાં ખાધા કરે છે, તેમ ઘણા કાળસુધી ગોથાં ખાવાં પડ્યાં હતાં.[૫૭,૫૮] હું કે જેનું ચિત્ત સંસારરૂપી લાંબી નદીની ચંચળ લહેરથી ઉંચીનીચી સ્થિતિઓ પ્રાપ્ત થતાં વ્યાકુળ થયું હતું તેને એવી રીતે અનેક પ્રકારનાં હજારો દુઃખોથી વ્યાપ્ત થએલી યોનિઓમાં, જેમ વાતપ્રમી જાતની હરિણી પોતાનો અપ્રતિબદ્ધરીતે વાયુના પ્રવાહને અનુસરવાનો સ્વભાવ હોવાથી ચારેબાજુ ભમ્યા કરે છે, તેમ ભમવું પડયું હતું.[૫૯] योनिष्वनेकविधदुःखशतान्वितासु भ्रांतं मया मनसक्षमनाविलांग्या। संसारदीर्घसरितश्चलया लहर्या वारवातहरिणीसरणक्रमेण॥५९॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'જન્માંતરવર્ણન' નામનો સત્તાવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૭

## सर्ग २८ मो* દશ્યનું મિથ્યાપણું અને પર્વત તથા પહાડીગામનું વર્ણન

राम उवाच ॥ वज्रांगसाराद् ब्रह्मांडकुड्याभिविडमंडकात् ।
कोटियोजनसंपुष्टा कथं ते निर्गतेऽबले ॥ १ ॥

રામચંદ્રજી પૂછે છેઃ—કરોડો યોજનની જાડાઈવાળી, ધાટી અને વજ્રજેવી દૃઢતાવાળી બ્રહ્માંડની ભીંતમાંથી એ બે સ્રીઓ શી રીતે નીકળી શકી હતી?[૧]

---

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં દશ્ય પ્રપંચનું મિથ્યાપણું હોવાથી ચિદાકાશનું સત્યપણું કહેવાશે અને તે પછી પર્વતનું તથા પહાડીગામનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

વસિષ્ઠ કહે છેઃ—બ્રહ્માંડ હતુંજ ક્યાં, તેની ભીંત હતીજ ક્યાં અને તેમાં વળી વજ્રના જેવી દૃઢતા હતીજ ક્યાં? કશું હતુંજ નહિ. એ બે દેવીઓ તો અંતઃપુરના આકાશમાંજ ઉભી હતી.[૨] એજ પહાડીગામમાં અને તેજ ઘરના આકાશમાં 'વસિષ્ઠ' નામનો તે બ્રાહ્મણ રાજ્ય ભોગવતો હતો.[૩] તેજ મંડપના આકાશનો ખૂણો કે જે શૂન્યજ હતો તેને એ બ્રાહ્મણ રાજા થઇને ચાર સમુદ્રોરૂપી છેડાવાળું ભૂતળ દેખતો હતો.[૪] એજ આકાશમાં ભૂતળ હતું, ભૂતળમાં રાજધાની હતી અને તે રાજધાનીના મ્હોટા મહેલમાં તે અરૂંધતી લીલા થઇને રહેતી હતી. લીલાએ સરસ્વતીની પૂજા કરી તેથી લીલા સરસ્વતીની સાથે તેજ ઘરની અંદરના વેંતજેટલા આકાશમાં ઘણાં આશ્ચર્યોથી મનનું આકર્ષણ કરનારા બ્રહ્માંડમાં આકાશનું ઉલ્લંઘન કરીને ગઈ હતી. એ બ્રહ્માંડમાંથી નીકળી બીજા બ્રહ્માંડમાં આવીને પહાડીગામમાં પોતાના ઘરની અંદર આવી ઉભી રહી. જેમ શય્યામાં સૂતેલો પુરૂષ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જઇને શય્યામાં સૂવે છે, તેમ લીલા એક બ્રહ્માંડમાંથી બીજા બ્રહ્માંડમાં જઇને ત્યાં પોતાના ઘરમાં આવી.[૫-૮] એ સઘળું પ્રતિભાસમાત્ર હોવાથી વાસ્તવિક રીતે આકાશની પેઠે શૂન્યજ હતું. બ્રહ્માંડ હતું નહિ, સંસાર હતો નહિ, ભીંતઆદિ હતું નહિ અને દૂરતા પણ હતીજ નહિ.[૯] એ તો એઓનું વાસનામાત્રથી તે તે પદાર્થોના ઉલ્લેખવાળું ચિત્તજ તેવા તેવા મનોહર આકારોથી સ્ફુરતું હતું. બ્રહ્માંડ ક્યાં છે અને સંસાર પણ ક્યાં છે? કશું છેજ નહિ.[૧૦] જેમ આકાશનેજ ચલનના યોગથી વાયુ કલ્પી લેવામાં આવે છે, તેમ આવરણરહિત અને અંતરહિત ચિદાકાશનેજ તેઓએ પોતાના ચિત્તથી બ્રહ્માંડરૂપ કલ્પી લીધું હતું.[૧૧] ચિદાકાશ કે જે સર્વ કાળમાં અને સર્વ દેશમાં શાંત છે તથા ઉત્પત્તિથી રહિત છે તે પોતેજ ચૈતન્યપણાનેલીધે પોતાનાથી પોતાનામાંજ જગતજેવું પ્રતીત થાય છે.[૧૨] જે મનુષ્ય એના તત્ત્વને સમજે છે તેને એ જગત આકાશથી પણ વધારે શૂન્ય છે અને જે મનુષ્ય તત્ત્વને જાણતો નથી તેને જગત વજ્રજેવું અને પાહાડજેવું છે.[૧૩] જેમ સ્વપ્નમાં ઘરની અંદર અવિદ્યમાન છતાં પણ સ્પષ્ટરીતે નગર પ્રતીત થાય છે, તેમ ચૈતન્યમાં જગત અવિદ્યમાન છતાં પણ સ્પષ્ટરીતે પ્રતીત થાય છે.[૧૪] જેમ નિર્જળદેશમાં જળ મિથ્યા છતાં સાચાજેવું પ્રતીત થાય છે અને જેમ સુવર્ણમાં કંકણપણું મિથ્યા છતાં સાચાજેવું પ્રતીત થાય છે, તેમ ચૈતન્યમાં દૃશ્યપણું મિથ્યા છતાંજ સાચાજેવું પ્રતીત થાય છે.[૧૫] હે રામ! પછી એ પ્રમાણે પરસ્પર વાતો કરતી એ બે રૂપાળી સ્ત્રીઓ સુંદર રીતે ચાલતાં ચાલતાં ઘરમાંથી બહાર નીકળી અને ગામના લોકોથી અદૃશ્ય રહીને તે મ્હોડા આગળના પર્વતને જોવા લાગી, કે જે પર્વત ઉંચાઈથી આકાશના મધ્યસુધી પહોંચ્યો હતો અને જાણે સૂર્યના મંડળનો સ્પર્શ કરતો હોય એવો ઉંચો હતો.[૧૬,૧૭] એ પર્વતમાં અનેક વર્ણોવાળાં સઘળાં વિચિત્ર વનો પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં. અનેક ઝરણાંઓના નાદની સાથે વનનાં પક્ષીઓ શબ્દ કરી રહ્યાં હતાં.[૧૮] વિચિત્ર મંજરીઓના સમૂહથી વાદળાંઓનું મંડળ પીંગળું લાગતું હતું. વાદળાં બહુ સુંદર દેખાતાં હતાં. સ્વચ્છ ગ્લુચ્છની લતાઓના અગ્રભાગો આગળ સારસપક્ષીઓ વિશ્રામ લેતાં હતાં.[૧૯] નેતરનાં વૃક્ષોના પ્રબળ વિસ્તારથી સઘળી નદીઓના કિનારાઓ ઢંકાઈ ગયા હતા. શિલાઓના ખાડાઓમાં ઉગવાને લીધે વૃક્ષોને નહિ પહોંચી શકેલી લતાઓને પવન કંપાયમાન કરતો હતો.[૨૦] જાણે આકાશની

ભીંતો હોય એવાં વાદળાં અગ્રભાગમાં પુષ્પોવાળાં વૃક્ષોથી ઢંકાઈ ગયાં હતાં. શિખરો ઉપરથી પડતા લાંબા નદીઓના પ્રવાહો મોતીની માળાઓની પેઠે શોભતા હતા.[21] વૃક્ષોનાં અનેક વનોને કંપાવનારો વાયુ નદીઓના કિનારાઓને ઘેરી લેતો હતો અને અનેક વનોથી ભરપૂર થએલા પ્રાંતભાગોની છાયાઓથી નિરંતર શીતળતા રહેતી હતી.[22] પછી એ બે સ્ત્રીઓએ તે પર્વતમાં રહેલું સઘળું પહાડીગામ જોયું કે જે ગામ જાણે આકાશમાંથી પડેલો સ્વર્ગનો કટકો હોય એવું શોભતું હતું.[23] એ ગામમાં પાણીની અનેક પરનાળો ગાજી રહી હતી. ઘરો આગળનાં તળાવો જળથી ભરપૂર હતાં. પોતાને રમવાના જળવાળા ખાડાઓમાં પક્ષીઓ કચકચ કરતાં હતાં.[24] ચાલ્યાં જતાં ગાયોનાં ધણોના હુંકારોથી સઘળા કુંજો ગાજી રહ્યા હતા. કુંજોમાં ગુચ્છોના સમૂહોવાળાં વૃક્ષો ઉગ્યાં હતાં. સઘળાં ઘાટા લીલા ખડવાળાં વનો છાયાથી વ્યાપ્ત હતાં.[25] વૃક્ષોની ઘાટાઇને લીધે વનોની અંદર સૂર્યનાં કિરણોનો પ્રવેશ માંડ માંડ થતો હતો. છીપરોથી અને ઝાકળથી ધૂસરપણું લાગતું હતું. વૃક્ષોની શિખાઓમાં લાંબા મંજરીઓના સમૂહો જટાઓની પેઠે લટકતા હતા.[26] શિલાઓનાં છિદ્રોમાં પાણી પછડાવાથી જેઓના મોતીજેવા બિંદુઓ ઉડતા હતા એવા ધોધો મંદરાચળથી વલોવાતા ક્ષીરસાગરના જળનું સ્મરણ આપતા હતા.[27] ફળોના અને પુષ્પોના મ્હોટા ભારથી નમી રહેલાં આગણાનાં વૃક્ષો, જાણે પુષ્પો આદિ પૂજાની સામગ્રી લાવીને ઘરના ચાકરલોકો ઘાટાઈથી ઊભા હોય એવાં લાગતાં હતાં.[28] ઉછળતા તરંગોને ઘોંઘાટ કરાવતા પવનોએ કંપાવેલાં રસ ભરેલાં વૃક્ષો પણ પુષ્પોની વૃષ્ટિઓથી તે તે પ્રદેશોને ઘેરી દેતાં હતાં.[29] મનુષ્ય આદિનો ભય નહિ છતાં પણ અવિચ્છિન્ન રીતે શિલાઓના સમૂહો ઉપરથી પડતાં જળનાં ટીપાંઓના શબ્દોથી ભય પામતાં પક્ષીઓ ગુપ્ત રહીને થોડા થોડા શબ્દ કરતાં હતાં.[30] ઉછળતા તરંગો પોતાને માથે પડવાથી થાકી રહેલા અને જળના બિંદુઓનો સ્વાદ લેવામાં આકુળ થએલા હંસો, જાણે નદીમાં નક્ષત્રો ફરતાં હોય એવા લાગતા હતા.[31] જેઓને શીરામણ પચી ગયું હતું એવા બાળકો ઊંચી તાડીઓમાં બેઠેલાં કાગડા તથા મીંદડાં આદિને જોઈ 'રખેને તેઓ ઝડપ નાખશે' એવી શંકાનેલીધે પોતાને ખાવાના દૂધના માવાના કટકાઓને વસ્ત્ર આદિમાં સંતાડી રાખતા હતા.[32] ગામના બાળકોએ પુષ્પોની ટોપીઓ અને પુષ્પોનાં વસ્ત્રો પેહેર્યાં હતાં. ખજૂરી, લીંબડા અને લીંબુઓનાં વનોના સમીપમાં શીતળતા જામી રહી હતી.[33] હાથથી ઝાડના અવયવોનેજ વસ્ત્રજેવા કરીને પહેરનારી, ભૂખથી દુબળી અને જેઓએ કાનમાં વૃક્ષોની મંજરીઓ ખોસી હતી એવી ગામના હલકા લોકોની સ્ત્રીઓ ગલીઓમાં આમ–તેમ ફર્યા કરતી હતી.[34] નદીના તરંગોના પરસ્પર ભટકાવાના શબ્દથી લોકોને વાતો સાંભળવાનું પણ કઠિન પડતું હતું. નહિ આવડવાનેલીધે કામ કરવાથી બહુ બ્હીતા કેટલાએક આળસુ લોકો એકાંતસ્થળોમાં બેસવાને ઇચ્છતા હતા.[35] જેઓનાં મ્હોડાં, હાથ અને ખભા દહીંથી ખરડાએલાં હતાં એવા, ગળામાં પુષ્પોની ઘાટી લતાઓને પહેરનારા, નાગા અને છાણથી ખરડાએલાં શરીરોવાળા બાળકો ચૌવટાઓમાં ભીડ કરીને રમતા હતા.[36] નદીના કિનારાઓપર લીલાં ખડવાળી પૃથ્વીમાં ઊગેલી લતાઓને ઝુલાવનારા તરંગોએ આડે માર્ગે વહેવરાવેલા પાણીની રેખાઓ રેતીના ભાગોમાં ઊઠી રહી હતી.[37]

દહીંના અને દૂધના ધાટા સુગંધથી મત્ત થએલી માંખીઓ તે પદાર્થો ઉપરથી માંડ માંડ ઊડતી હતી. માબાપને પરાધીન અને પોતાના ધાર્યાપ્રમાણે ખાવા લેવાનો કજીઓ કરતા બાળકો આંસુ ખેરી રોઈ રોઈને થાકી રહેતા હતા.[૩૮] છાણથી ખરડાએલી ચૂડીઓવાળી કેટલીએક સ્ત્રીઓ બીજી તેવી સ્ત્રીઓની સાથે વઢવાડ કરતી હતી. વઢવાડથી ત્રાસ પામેલી અને પોતાના છૂટી ગએલા ચોટલાને સંભાળવામાં વ્યગ્ર થએલી સ્ત્રીઓને જોઇને ગામના લોકો હસતા હતા.[૩૯] સારાં માણસો, અન્નાદિકને લેવાસારૂ પર્વતનાં શિખરો ઉપરથી ઊડીને આવતા કાગડાઓને પુષ્પોથી કે પાંદડાઓથી બ્હીવડાવીને દૂર કરતાં હતાં. ઘરોનાં દ્વારોમાં અને ગલીઓનાં દ્વારો-(છીંડીઓ)માં ચોરાદિલોકો પેસે નહિ એટલા માટે તીક્ષ્ણ કાંટાવાળા હાથલા પાથરી રાખવામાં આવ્યા હતા.[૪૦] ઘરોનાં પડખાંઓની ખાડોમાં ઊગેલા અને પ્રફુલ્લિત થએલા કુંજોમાંથી આંગણાઓમાં નિત્ય એટલાં બધાં ફૂલ પડતાં હતાં કે તે ફૂલોમાં ઘુંટીસુધી પગ ખૂંચી જાય.[૪૧] આસપાસના જંગલોમાં ચમરીઓ અને મૃગોના સમૂહો ખડ ચરતા હતા. ચણોઠીઓના નિકુ-જોમાં ઊગેલાં લીલાં ખડોમાં મૃગોનાં બચ્ચાંઓ સૂઈ રહ્યાં હતાં.[૪૨] અત્યંત ઊંઘી ગએલાં વાછરડાં પોતાનો એક કાન હલાવીને માંખીઓને ઊડાડતાં હતાં. દહીંથી ખરડાએલાં ગોવાળોનાં ગલોફાંઓ ઉપર માખીઓ બેસ્યા કરતી હતી.[૪૩] સઘળાં ઘરોમાં મધપૂડાઓમાંથી માંખીઓને દૂર કરીને મધનો સંચય કરવામાં આવતો હતો. પ્રફુલ્લિત આસોપાલવોના બગી-ચાઓમાં લાખથી રંગેલાં કાષ્ઠોનાં ઘરો શોભી રહ્યાં હતાં.[૪૪] બિંદુઓને વરસાવતા પવનથી નિરંતર ભીનાં રહેવાનેલીધે સઘળાં વૃક્ષો પ્રફુલ્લિત સ્થિતિમાંજ દેખાતાં હતાં. ઘરો ઉપરનાં સઘળાં છાજનાં ખડો ઉપર કદંબની કળીઓ પડી હતી તેથી જાણે તે ખડો તે કળીઓમાં પરોવાઇ ગયાં હોય એમ લાગતું હતું.[૪૫] આડી આવતી લતાઓને કાપી નાખવાનેલીધે અત્યંત પ્રફુલ્લિત થએલા કેવડાઓના સમૂહથી ચારેબાજુ શ્વેતતા વ્યાપી રહી હતી. જેઓમાં પાણી વહ્યાં જતાં હતાં એવી પરનાળોનો ગુરગુર શબ્દ થઈ રહ્યો હતો.[૪૬] મહેલોમાં પેસી ગએલાં વાદળાં ગોખરૂપી ગુફાઓમાંથી પાછાં નીકળતાં હતાં. જળથી પૂર્ણ તળાવોમાં ઉગેલાં કમળો પુનમના ચંદ્રોની પેઠે શોભતાં હતાં.[૪૭] લીલાં ખડવાળી નિર્મળ ભૂમિઓ વૃક્ષોની ધાટી છાયાથી શીતળ રહેતી હતી. લીલાં ખડનાં અગ્રો ઉપર લાગેલાં પાણીનાં ટીપાંઓમાં રાત્રે તારા-ઓનાં પ્રતિબિંબ પડતાં હતાં.[૪૮] નિરંતર પડતાં પુષ્પોના શીતળ મકરંદની વૃષ્ટિથી સઘળાં ઘરો ઉજળાંજ રહેતાં હતાં. વૃક્ષોમાં વિચિત્ર મંજરીઓની, પુષ્પોની, પલ્લવોની અને ઉત્તમ ફળોની ઘણી સંપત્તિ હતી.[૪૯] કેટલીએક સુવાસિની સ્ત્રીઓ ઘરની દોઢીની અંદર આવેલાં વાદળાંઓમાં સૂઈ રહી હતી. ઘરો ઉપર બેસતાં વાદળાંઓની વિજળીઓથી ઘરોની અંદર દીવાઓ કરવાની અપેક્ષા રહેતી નહતી.[૫૦] ગુફાઓમાંથી નીકળતા પવનના 'ભુંભું' શબ્દથી મંડપોમાં મ્હોટો ધુમકાર મચી રહ્યો હતો. ચકોર અને હારીત વગેરે પક્ષીઓ અને હરિણી વગેરે પશુઓના ચલનથી મંદિરો અત્યંત રમણીય થઈ રહ્યાં હતાં.[૫૧] પ્રફુલ્લિત થએલાં પુષ્પોમાંથી નીકળતા ધાટા સુગંધથી સંયુક્ત થએલા અને મંદ મંદ રીતે આવવા લાગેલા પવનોથી ઘર આગળનાં વૃક્ષોનાં પાંદડાં હાલતાં હતાં.[૫૨] કેટલીએક સ્ત્રીઓ લાંવાં અને મેનાદિ પક્ષીઓને બોલવાનું શીખવવામાં લાગી ગઇ હતી. ચક્રવાક, કોયલ અને કાળી ડોકવાળા કાગડાઓ એઓનો

કોલાહલ વ્યાપી રહ્યો હતો.[૫૩] શાલ, તાડ, તમાલ અને કમળોનાં નીલ ફળોની પંક્તિઓ ચારેબાજુ જોવામાં આવતી હતી. લતાઓએ વૃક્ષોને, જેમ કંકણુ વીંટાય, તેવી સારી ઢબથી વીંટાઇને શોભાવ્યાં હતાં.[૫૪] હે રામ! નિરંતર ઉઘડેલાં પુષ્પોથી પ્રકાશી રહેલાં એ પર્વતનાં સ્થાનકોની શોભાનું વર્ણન કરવામાં કોણ સમર્થ છે? કોઈ પણ સમર્થ નથી. એ સ્થાનકો ચપળ પલ્લવો-વાળી લતાઓથી ઘેરાએલાં હતાં, પ્રફુલ્લિત થએલાં કંદલ અને શિલીંધ્રાદિ પુષ્પોથી સુગં-ધમય રહેતાં હતાં, જેઓમાં તાડીઓનાં અને તમાલોનાં પાંદડાં નૃત્ય કરતાં હતાં એવા મંડ-પોવાળાં હતાં, અને બગીચાઓનાં પ્રફુલ્લિત પુષ્પોવાળાં વૃક્ષોથી શીતળતાવાળાં હતાં. એઓમાં રહેલાં ગાયોનાં ધણો પાણીમાંથી ઉતરતાં આકુળ થઇને 'હુંભાં હુંભાં' એવા શબ્દ કરતાં હતાં. નીલતાવાળાં ધાન્યોની અને પુષ્પોનાં સ્થળોની ભારે શોભા જામી રહી હતી. નદીઓના વેગ કિનારાઓમાં ઉગેલાં વૃક્ષોના સમૂહથી ઢંકાઇ ગયા હતા. ઘાટી રીતે પ્રફુલ્લિત થએલી લતાઓનાં અગ્રો ઉલેચજેવાં થઇ રહ્યાં હતાં. બગીચાઓનાં ડોલરોના મકરંદનો સુગંધ ફેલાઇ રહ્યો હતો. સુગંધથી મદાંધ થએલા ભ્રમરોએ કમળોને ઢાંકી દીધાં હતાં. કમળોની પંક્તિ-ઓના પરાગથી આકાશનો ભાગ રાતો થઈ રહ્યો હતો. એઓએ પોતાની શોભાથી ઈંદ્રનાં સ્થાન-કોની શોભાને પણ હઠાવી દીધી હતી. વેગથી ચાલતી પહાડની નદીઓની ધુધવાટી સંભ-ળાતી હતી. ડોલરજેવાં ધોળાં વાદળાંઓની કાંતિથી દીપ્તપણું થઈ રહ્યું હતું. મહેલો ઉપર લતાઓના મંડપો પ્રફુલ્લિતપણાથી શોભી રહ્યા હતા. વિનોદમાં લાગેલાં કોયલ પક્ષીઓ મધુર ધ્વનિ કરતાં હતાં. યુવાન પુરૂષો પ્રફુલ્લિત પુષ્પોની પાંખડીઓની શય્યાઓમાં સૂતા હતા. વિલાસવાળી સ્ત્રીઓએ પોતાના પગ સુધી માળાઓ પહેરી હતી. સર્વ સ્થળોમાં સુંદર નવીન અંકુરોની શોભા થઈ રહી હતી. શોભી રહેલી ઉત્તમ લતાઓના ઘેરાનેલીધે યાચક લોકો અંદર જવામાં વ્યાકુળ થતા હતા. ઉત્પન્ન થએલાં કોમળ લતાઓ અને કમળો ચારેબાજુ સાંકડ કરતાં હતાં. ઘરો વાદળાંઓરૂપી વસ્ત્રોથી વીંટાઈ રહ્યાં હતાં. લીલાં ખડની ભૂમિઓમાં ઝાકળનાં ટીપાંઓરૂપી મોતીના હારો આનંદ આપતા હતા. મહેલ ઉપર બેઠેલાં વાદળાંઓની વિજળીઓથી સ્ત્રીઓ ગભરાતી હતી. ચારેકોર નીલ કમળોનો સુગંધ ફેલાઇ રહ્યો હતો. લીલાં ખડ ખાવાને સજ્જ થએલી ગાયો હુંકાર શબ્દોથી મનનું આકર્ષણ કરતી હતી. ઘરોનાં આંગણાંઓમાં વિશ્વાસ પામેલાં હરિણોનાં બચ્ચાં ફરતાં હતાં. ઝરણાંઓના ઘાટા બિંદુઓ પડ-વાથી મેઘની ભ્રાંતિનેલીધે મોર ભારે નાચ કરતા હતા. સુગંધનેલીધે મત્ત થએલા પવનથી સઘળો ખેદ દૂર થઈ જતો હતો. શિખરો ઉપર 'જ્યોતિર્લતા' નામની ઔષધિઓ દીવાઓની પેઠે પ્રકાશતી હતી તેથી લોકો દીવાઓને ભૂલી જતા હતા. પક્ષીઓના અનેક માળાઓમાં પક્ષીઓ કોલાહલ મચાવી રહ્યાં હતાં. ચારેબાજુ ઝરણાંઓના કોલાહલથી માણસોની પરસ્પરની વાતો બરાબર રીતે સંભળાતી ન હતી અને મોતીના સમૂહજેવાં રૂપાળાં ઝરણાંઓનાં ટીપાં પડવાથી સઘળાં વૃક્ષો, લતાઓ, ખડ અને પલ્લવો શીતળ થઈ ગયાં હતાં.[૫૫-૬૨]

मुक्ताफलमकरसुंदरवि[illegible]पातशीतांखिलद्रुमलतातृणपल्लवानाम् ।
लक्ष्मीमनस्तमित[illegible]प्यविकाशभाजां शक्नोति कः कलयितुं गिरिमंदिराणाम् ॥६३॥

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'ગિરિગ્રામવર્ણન' નામનો અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग २९ मो* લીલાને પૂર્વચરિત્રોનું સ્મરણ અને પુનઃ આકાશગમન

वसिष्ठ उवाच । तत्र ते पेतर्देव्यौ ग्रामेंतःशीतलात्मनि ॥
भोगमोक्षश्रियौ शांते पुंसीव विदितात्मनि ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—જેમ શાંતિ આદિ સાધનોથી સંપન્ન અને આત્માને જાણનારા પુરૂષમાં ભોગની લક્ષ્મી તથા મોક્ષની લક્ષ્મી એ બન્ને વિચરે, તેમ અંદર શીતળતાથી ભરેલા તે પહાડી ગામમાં એ બે દેવીઓ વિચરવા લાગી.[1] એટલા કાળસુધી અભ્યાસ રહેવાનેલીધે તે દેહ શુદ્ધ જ્ઞાનમય થવાથી લીલાને તે ગામમાં ત્રણે કાળનું નિર્મળ સ્મરણ પ્રાપ્ત થયું.[2] એ સ્મરણ પ્રાપ્ત થવાથી પ્રયત્ન કર્યા વગરજ પૂર્વનાં જન્મ—મરણઆદિ સઘળી સંસારની ગતિઓનું ભાન થયું.[3]

લીલા કહે છેઃ—હે દેવી ! તમારી કૃપાથી આ દેશનું દર્શન થતાં મને પૂર્વજન્મની સઘળી ક્રિયાઓનું અને તેથી પહેલાંના જન્મોની ક્રિયાઓનું પણ સંપૂર્ણ સ્મરણ પ્રાપ્ત થયું છે.[4] અહિં હું વૃદ્ધ, કૃશપણાનેલીધે જેનાં શરીરની સઘળી નસો દેખાઈ રહી હતી એવી, વર્ણે ઉજળી, સૂકાએલા દર્ભોની અણીઓ વાગવાથી જેનાં હાથ તથા પેટ ખરસટ થઈ ગયાં હતાં એવી, પતિના કુળની સ્થિતિ રાખનારી અને સઘળા પુત્રોની મા બ્રાહ્મણી હતી. હું ગોરસ ઉપર તથા છાસ કરવાની રવાઈ ઉપર વિશેષ ધ્યાન આપતી હતી, અતિથિઓને રાજી કરતી હતી,[5-6] દેવતાઓની, બ્રાહ્મણોની તથા મહાત્માઓની સેવા કરતી હતી, દહીં અને ઘી આદિ ગોરસોથી ખરડાઈ રહેતી હતી, તવા, તપેલાં તથા કળશાદિ વાસણોને તથા ઘરના બીજા ઉપસ્કરોને સ્વચ્છ કર્યા કરતી હતી,[7] મ્હેં હાથના કાંડામાં પહેરી રાખેલી એકની એક કાચની કાંબરી રાંધેલાં અન્નોની ઝીણી ઝીણી કણીઓથી ખરડાએલીજ રહેતી હતી, જમાઇઓ, દીકરીઓ, જેઠ, દીએર તથા સાસુ—સસરો એઓનું સન્માન કર્યા કરતી હતી,[8] વહુઓને તથા દાસીઓ આદિને 'તમે આ કામમાં બહુવાર લગાડી, આ કામમાં બહુવાર લગાડી' એમ ઠપકો આપ્યા કરતી હતી અને કામકાજમાં નિરંતર વ્યગ્ર રહેતી હતી. જીવતાં સુધી ઘરની ચાકરી કરવામાંજ મ્હારાં રાત્રિ—દિવસ જતાં હતાં.[9] 'હું કોણ છું અને આ સંસાર શું છે ?' એવો વિચાર મને સ્વપ્નમાં પણ આવતો ન હતો. વેદીઆં ઢોરરૂપ અને અશુદ્ધ બુદ્ધિવાળો મ્હારો પતિ પણ મ્હારી પેઠેજ કામ—કાજમાં આસક્ત રહેતો હતો.[10] મ્હારૂં મન સમિધ, શાક, છાણ અને બળતણનો સંચય કરવામાં બહુ કાળજીથી લાગી રહેતું હતું. હું મ્હારા દેખાઇ રહેલી નસોવાળા દુબળા શરીરને ચોળાએલા ધાબળાથીજ વીટી રાખતી હતી.[11] વાછરડીના કાનના મૂળમાં પડેલી ઈતડીઓ તથા ગીંગોડાઓને કાહાડવામાં તત્પર રહેતી હતી. ઘરના વાડામાં કરેલા શાકના ક્યારાઓને પાણી પાવાસારૂ ઘરનાં માણસો પાસેથી પાણી ભરેલા ઘડા તુરત તુરત માગ્યા કરતી હતી.[12] જળાશયોના કિનારાઓમાં ઉગેલાં લીલાં ખડોને પોતાના હાથથી લાવીને વાછરડીને તૃપ્ત કરતી હતી. વારંવાર ઘરનાં બારણાંઓમાં છાણ—માટીથી લીંપતી હતી અને તેમાં ગલાલ આદિ રંગની

* આ ઓગણત્રીસમા સર્ગમાં લીલાને પૂર્વચરિત્રોનું સ્મરણ પ્રાપ્ત થયાની અને પાછું અનેક લોકોથી શોભતાં આકાશમાં લીલાએ તથા સરસ્વતીએ ગમન કર્યાની કથા કહેવાશે.

વેલોની રચના કરતી હતી.[૧૩] ઘરનાં માણસોને નીતિ શિખવવાનેસારૂ જરા નરમાશથી વઢયા કરતી હતી. જેમ સમુદ્રની ભરતી મર્યાદાને છોડતી નથી, તેમ હું મ્હારી મર્યાદાના નિયમને કદિ છોડતી ન હતી.[૧૪] હું જૂનાં પાંદડાંજેવા શરીરવાળી થઇ ગઈ હતી. માથું હાલવાને લીધે જાણે હિંડોળે બેસીને હીંચતી હોઉં એવી લાગતી હતી. બીજો કાન બ્હેરો થઈ જવાથી એક કાનેજ સાંભળીને કામ ચલાવતી હતી. હાથમાં લાકડી ઝાલીને ફરતી હતી અને મ્હારી જીવનવૃત્તિ જાણે ધોકેથી મારવા જેવી જરાવસ્થાથી બ્હીતી હોય, તેમ જાજરી થઈ ગઇ હતી.[૧૫]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! સરસ્વતીની સાથે પહાડીગામમાં ફરતાં એ પ્રમાણે વાતો કરતી એ લીલાએ વિસ્મય પામીને સરસ્વતીને નીચે પ્રમાણે તે તે સ્થળો અને માણસો આદિ દેખાડયાં.[૧૬]

લીલા કહે છેઃ—હે દેવી ! આ મ્હારી 'પાડલા' નામનાં વૃક્ષોના સમૂહથી શોભી રહેલી ફૂલવાડી છે. પ્રફુલ્લિત થએલા લતાના મંડપોવાળી આ મ્હારી આસોપાલવની વાડી છે.[૧૭] આ મ્હારો હોજ છે. હું આ હોજના કિનારાનાં ઝાડોમાં થોડીક ગાંઠ દઇને વાછરડાંઓને બાંધી રાખતી હતી. મ્હારા વિયોગનેલીધે જેણે પાંદડાં ખાવાં પણ છોડી દીધાં છે એવી આ મ્હારી 'કર્ણિકા' નામની વાછરડી છે.[૧૮] દુઃખનેલીધે કામ કરવામાં અશક્ત થએલી અને ધૂળથી ખરડાઈ રહેલી આ બિચારી મ્હારી પાણી ભરનારી છે. આંસુથી ભીંજાએલાં નેત્રવાળી આ પાણી ભરનારી આજ આઠ દિવસ થયા રોયા કરે છે.[૧૯] હે દેવી ! હું અહિં જમતી હતી, અહિં વસતી હતી, અહિં બેસતી હતી, અહિં સૂતી હતી, અહિં મ્હેં દાન દીધું હતું, અહિં પાણી પીધું હતું અને અહિં ફળાદિને લાવીને મ્હેં એકઠાં કર્યાં હતાં.[૨૦] આ 'જ્યેષ્ઠ-શર્મા' નામનો મ્હારો દીકરો ઘરમાં રોયા કરે છે. આ મ્હારી દુઝણી ગાય જંગલમાં લીલાં ખડ ચરે છે.[૨૧] મ્હેં હોળીમાં બાળવાને માટે શરીરની પેઠે પાંચ ફાંકાવાળું અને લુખી–ખારી માટીથી ઉપરના ભાગમાં લીંપેલું આ છાણાનું મોઢવું કરી રાખ્યું છે તે જુવો.[૨૨] આ જાણે મ્હેંજ વાવીને ઉછેરેલી હોય એવી કડવી તુંબડીની વેલોથી ઘેરાએલું અને જાણે નસોથી ઘેરાએલું મ્હારૂં બીજું શરીરજ હોય એવું મ્હારૂં રસોડું છે તેને જુવો.[૨૩] જેઓએ બાજુ-બંધને ઠેકાણે રૂદ્રાક્ષની માળાઓ બાંધી છે એવા, પૃથ્વીમાં પ્રત્યક્ષ બંધનરૂપ અને જેઓની આંખો રોઈ રોઇને રાતી થઈ ગઈ છે એવા આ મ્હારા બંધુઓ અગ્નિને અને બળતણને લાવે છે તે જુવો.[૨૪] આ નદીના તરંગો શિલાઓવાળા જળપ્રાય પ્રદેશમાં ગુચ્છોની પેઠે પછડાયા કરે છે, કિનારાની લતાઓનાં પાંદડાંઓને તેઓનો આકાર ન દેખાય એવી રીતે પોતાનામાં ડૂબાવી દે છે.[૨૫] આસપાસની લીલાં ખડવાળી ભૂમિઓમાં ઉગેલી ઉત્તમ લતાઓને છાંટા-ઓથી વ્યાપ્ત કરી દે છે, શિલાઓરૂપી પાટીયાંઓમાં પછડાવાનેલીધે ફીણવાળા તથા કમ-ળના સુગંધવાળા બિંદુઓને ઉછાળ્યા કરે છે અને ઉછળી ઉછળીને મધ્યાહ્નકાળના સૂર્યનાં કિરણોને પણ ઝાકળજેવાં કરી દે છે તે જુવો. આ નદીના કિનારાનાં વૃક્ષો પ્રફુલ્લિત પુષ્પોમાં ફરનારા ભ્રમરાઓના નાદથી જાણે પોતેજ કોઈ ઉત્કંઠાથી શબ્દ કરતાં હોય એવાં લાગે છે.[૨૬ ૨૭] પાસે ઉગેલા ખાખરાઓનાં પ્રફુલ્લિત થએલાં કેસુડાંઓની કાંતિની ઝાંખી પડવાથી જાણે પરવાળાં હોય એવાં લાગે છે અને નિરંતર પુષ્પોના સમૂહનો ઉલ્લાસ કર્યા કરે છે તે

જુવો.[૨૮] ભારે કોલાહલ કરનારી પાણીની ચકરીઓથી મત્ત થએલી અને જેમાં તણાઈ આવતાં અનેક ફળોને લેવાસારૂ ગામના બાળકો કૂધા કરે છે એવી ગામની નદીથી વીંટાએલો, જળના ઉછળતા તરંગો પછડાવાથી ધોવાએલી છીપરોવાળો, ઘાટાં પાંદડાંવાળાં વૃક્ષોની ઘેરી છાયાથી નિરંતર શીતળ રહેતો, પ્રફુલ્લિત થએલી લતાઓ વીંટાવાથી સુંદર લાગતો અને પડતાં ફળોથી, પુષ્પોથી તથા ગુચ્છોથી ઢંકાએલી બારીઓવાળો આ મ્હારો ઘરનો મંડપ છે.[૨૯-૩૧] આ મંડપમાં મ્હારો પતિ જીવરૂપે ક્રિયાઓથી રહિત છતાં પણ ચાર સમુદ્રરૂપી કટિમેખળાવાળી પૃથ્વીનો અધિપતિ થઇને રહ્યો છે.[૩૨] હા ! ! મ્હારા મનમાં સ્મરણ છે કે એ મ્હારા પતિએ 'હું તુરતજ રાજા થાઉં તો ઠીક' એવી પ્રબળ વેગથી ઈચ્છા કરી હતી.[૩૩] હે પરમેશ્વરી ! એ ઇચ્છાના પ્રબળ વેગનેલીધે એ મ્હારા પતિને આઠ દિવસમાંજ લાંબા કાળની પ્રતીતિ આપનારૂં સમૃદ્ધિવાળું રાજ્ય મળ્યું છે.[૩૪] આ ઘરના આકાશમાંજ મ્હારો પતિ રાજા થઇને રહ્યો છે પણ, જેમ આકાશમાં રહેલો વાયુ દેખાતો નથી અને વાયુમાં રહેલો સુગંધ દેખાતો નથી, તેમ એ પ્રત્યક્ષ દેખાતો નથી.[૩૫] અહિં આ આકાશમાંજ અંગુઠાજેટલા દૂર પ્રદેશમાં એ મ્હારા પતિના રાજ્યવાળું નગર હોવું જોઇએ કે જે નગર લૌકિક દૃષ્ટિથી કરોડો યોજનને છેટે ધારવામાં આવે છે.[૩૬] હે ઈશ્વરી ! આપણે બન્ને જે આકાશમાં છીએ તેજ આકાશમાં એ મ્હારા પતિનો હજારો પર્વતોવાળો વિસ્તીર્ણ રાજ્યપ્રદેશ છે પણ જોવામાં આવતો નથી એ કોઇ મહામાયાનો પ્રભાવ છે.[૩૭] હે દેવી ! હવે મને મ્હારા પતિના નગરમાં જવાની ઈચ્છા થઇ છે માટે ચાલો ત્યાં જઈએ. ઉદ્યોગી માણસોને શું દૂર છે? કશું દૂર નથી.[૩૮]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! લીલા એ પ્રમાણે બોલી સરસ્વતીને પ્રણામ કરી તુરત મંડપમાં પેસીને ત્યાંથી સરસ્વતીની સાથે પક્ષિણીની પેઠે તરવારજેવા શ્યામવર્ણવાળા આકાશમાં ઉડી કે જે આકાશ ભેદેલા આંજણના ઢગલાજેવું હતું, એક આકારવાળા નિશ્ચળ સમુદ્રના જેવું સુંદર હતું, નારાયણના શરીરજેવું હતું અને ભ્રમરાની પીઠના જેવી નિર્મળ કાંતિવાળું હતું.[૩૯.૪૦] મેઘના માર્ગને, વાયુના સ્કંધોના પ્રદેશને, સૂર્યના માર્ગને, ચંદ્રના માર્ગને, ધ્રુવના લોકને, સાધ્ય દેવતાઓના માર્ગને, સિદ્ધોના માર્ગને, સ્વર્ગલોકને, બ્રહ્મલોકને, વૈકુંઠલોકને, જગતનાં માતા—પિતારૂપ શિવ—પાર્વતીના લોકને, શિવના સદેહ ભક્તોના લોકોને તથા દેહરાહત થઇને રહેનારા ભક્તોના લોકોને પણ મૂકી દઇ એ બે સ્ત્રીઓ દૂર કરતાં પણ દૂર ગઈ. બહુ દૂર જઇને અપરિચ્છિન્ન સ્વરૂપને કાંઈક ભૂલી ગએલી લીલાએ પાછું વાળીને ઉલ્લંઘન કરાએલા આકાશપ્રદેશને જોયો ત્યાં નીચે ચંદ્ર, સૂર્ય કે તારાદિ કાંઈ પણ જોવામાં આવ્યું નહિ.[૪૧-૪૫] કેવળ નિશ્ચળ, ગંભીર, દિશાઓનાં છિદ્રોને પૂરી દેનારૂં, પ્રલયકાળના સમુદ્રના ગર્ભજેવું અને શિલાના ગર્ભજેવું ઘાટું અંધારૂંજ હતું તે જોવામાં આવ્યું.[૪૬]

લીલા પૂછે છેઃ—હે દેવી ! એ સૂર્યાદિનું તેજ કે જે આપણી નીચે હતું તે ક્યાં ગયું અને આ શિલાના ગર્ભજેવું દૃઢ અને મુઠીમાં પકડી શકાય એવું જાડું અંધારૂં ક્યાંથી આવ્યું ? તે કહો.[૪૭]

સરસ્વતી કહે છેઃ—હે પુત્રી ! તું આ આકાશના એટલા બધા દૂર પ્રદેશમાં આવી છે કે જ્યાં સૂર્યાદિનાં તેજ દેખાયજ નહિ.[૪૮] જેમ બહુ ઊંડી અંધારી ખાડમાં નીચે રહેલો પતંગીઓ ઉપર દૂર ઉભેલા મનુષ્યના જોવામાં આવે નહિ, તેમ નીચે રહેલો સૂર્ય અહિંથી જોવામાં આવતો નથી.[૪૯]

લીલા પૂછે છેઃ–હે દેવી ! હે મા ! અહો !! આપણે આ બહુજ દૂર પ્રદેશમાં આવ્યાં કે જ્યાંથી નીચે રહેલો સૂર્ય પરમાણુની પેઠે જરા પણ દેખાતો નથી.[૫૦] હવે પછીનો માર્ગ કેટલો છે, કેવો છે અને ત્યાં શા રીતે પહોંચાશે ? એ મને કહો.[૫૧]

સરસ્વતી કહે છેઃ–આ પ્રદેશ પછી આગળ જતાં બ્રહ્માંડનું ઉપલું પડ ત્હારા જોવામાં આવશે કે જે પડની રજની કણીઓજેવા સૂર્ય–ચંદ્રાદિ ઉત્પન્ન થયા છે.[૫]

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! એ પ્રમાણે પરસ્પરની સાથે વાતો કરતી એ બે સ્ત્રીઓ, જેમ બે ભ્રમરીઓ પર્વતની ઘાટાં મંડળવાળી ભીંતને પ્રાપ્ત થાય, તેમ બ્રહ્માંડના ઉપલા પડને પ્રાપ્ત થઈ.[૫૩] જેમ પોલાણમાંથી અનાયાસે નીકળી જવાય, તેમ એ બે સ્ત્રીઓ તે બ્રહ્માંડના પડમાંથી અનાયાસે બાહાર નીકળી ગઈ. જે વસ્તુમાં સાચાપણું સમજાયું હોય તે વસ્તુ વજકરતાં પણ અધિક દૃઢ થઇ પડે છે પણ જે વસ્તુ મિથ્યા સમજાઇને બાધિત થઈ હોય તે વસ્તુ કાંઈ પણ દૃઢ લાગતી નથી.[૫૪] આવરણરહિત વિજ્ઞાનને પામેલી લીલાએ તે પછી બ્રહ્માંડના પારમાં અત્યંત પ્રકાશતાં અને ચારેબાજુ ફરતાં વ્યાપેલાં જળઆદિ આવરણોને દીઠાં.[૫૫] ત્યાં બ્રહ્માંડથી દસગણું પાણી હતું કે જે પાણી, અખોડના ફળને છાલની પેઠે બ્રહ્માંડને ફરતું વીંટાઈ રહ્યું હતું.[૫૬] પાણી પછી તેથી દસગણું અગ્નિનું આવરણ હતું અગ્નિ પછી તેથી દસગણું વાયુનું આવરણ હતું, વાયુ પછી તેથી દસગણું આકાશનું આવરણ હતું અને આકાશ પછી તો શુદ્ધ ચિદાકાશજ હતું.[૫૭] એ સર્વોત્તમ અને પરમ શુદ્ધ ચિદાકાશમાં મધ્યની, આદિની અનેઅંતની કલ્પનાઓ, વાંઝણીના પુત્રની વાતોની પેઠે કોઇ પણ ઉદય પામતીજ નથી.[૫૮] એ ચિદાકાશરૂપ પદ કેવળ છે, વ્યાપક છે, શાંત છે, અનાદિ છે, ભ્રમરહિત છે, આદિથી, અંતથી તથા મધ્યથી રહિત છે અને પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપમાંજ રહે છે.[૫૯] હે રામ ! એ નિર્મળ આકાશ એવું તો અપરિચ્છિન્ન છે કે તેમાં જો કદાચ ઉપરથી એક શિલા મ્હોટા વેગથી કલ્પપર્યંત નીચે પડયા કરે તેમજ નીચેથી ગરૂડજી મ્હોટા વેગથી કલ્પપર્યંત ઊંચે ચડયા કરે અથવા માપવામાં સમર્થપણાનું અભિમાન ધરાવીને પવન બન્ને બાજુ સરખા વેગથી ચાલ્યા કરે તોપણ તેઓથી એના કોઇ છેડાને પહોંચી શકાય એમ નથી.[૬૦]

**आकल्पं [illegible]बलेन शिला पतेच्चास्मि- बलात् पतग [illegible]ऽपि चोत्पतेच्च ।**
**तद्योजनं न लभते विमलैर्वरैरंतमाकल्पमेकजवगोऽप्यथ मारुतापि ॥ ६० ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'પરમાકાશવર્ણન' નામનો ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ३० मो* લીલાએ ચિદાકાશમાં અનંત–કોટી બ્રહ્માંડો દીઠાં

**वसिष्ठ उ[illegible]च । [illegible]थिव्यप्तेजसां तत्र नभस्व[illegible]मसा[illegible]पि ।**
**यथात्तरं दशगुणानतांत्यावरणा[illegible] क्षणात् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એઓનાં આવરણો કે જેઓ ત્યાં એક એકથી દસ દસ ગણાં અધિક હતાં તેઓનું ક્ષણમાત્રમાં ઉલ્લંઘન કરીને લીલાએ પ્રમાણ-

* આ ત્રીસમા સર્ગમાં લીલાએ ચિદાકાશમાં રજની કણીઓની પેઠે રહેલાં તેવાંને તેવાં અનંત કોટિ બ્રહ્માંડો જોયાની કથા કહેવાશે.

વગરનું તે પરમ આકાશ દીઠું કે જેમાં આ બ્રહ્માંડજેવાં બીજાં પણ સઘળાં બ્રહ્માંડો તેના જોવામાં આવ્યાં.[૧,૨] જેમ જાળીઆમાં આવેલા તડકામાં કરોડો ત્રસરેણુઓ જોવામાં આવે છે, તેમ અધિષ્ઠાન ચૈતન્યથી સ્ફુરિત થએલા તેવાંજ આવરણોવાળા કરોડો સર્ગો તે આકાશમાં તેના જોવામાં આવ્યા.[૩] જેમાં અવિદ્યારૂપ જળ હતું એવા ચિદાકાશરૂપ સમુદ્રમાં ચૈતન્યના દ્રવીભાવનેલીધે સર્ગોરૂપી અસંખ્યાત પરપોટાઓ ઉઠેલા છે.[૪] તે તે જીવોની વાસનાઓના અનુસારે કેટલાંએક બ્રહ્માંડો નીચે ઉતરતાં આવતાં હતાં, કેટલાંએક બ્રહ્માંડો ઉપર ચડતાં જતાં હતાં, કેટલાંએક બ્રહ્માંડો આડાં જતાં હતાં અને કેટલાંએક બ્રહ્માંડો સ્થિર થઇને રહ્યાં હતાં.[૫] જે જે જીવોની વાસના જે જે બ્રહ્માંડમાં જેવા જેવા પ્રકારથી ઉદય પામી હતી તે તે જીવોનાં તે તે બ્રહ્માંડોનું તેવા તેવા પ્રકારનું રૂપ ઉદય પામ્યું હતું.[૬] વાસ્તવિક વિચાર કરતાં બ્રહ્માંડોમાં કોઈ ઊંચુ નથી, કોઈ નીચે નથી અને કોઇનું જવું આવવું પણ થતું નથી. સર્વના અધિષ્ઠાનભૂત કોઈ અખંડિત વસ્તુ તો બીજીજ છે કે જેની સત્તાથીજ સઘળાં બ્રહ્માંડો સત્તા પામેલાં છે.[૭] જેમ બાળકના અનેક સંકલ્પો ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઇને વળી શાંત પણ થઈ જાય છે, તેમ અવિદ્યાથી ઉઠતા સંકલ્પોનેલીધે પરમ ચૈતન્ય તે તે બ્રહ્માંડોરૂપે પ્રતીત થાય છે અને પ્રકટ થઇને વળી તે બ્રહ્માંડોરૂપે શાંત પણ થઈ જાય છે.[૮]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! જ્યારે અધિષ્ઠાનમાં કોઈ નીચા, ઊંચા કે આડા વિભાગો નથી ત્યારે તેમાં કલ્પનાથી પ્રકટ થએલાં બ્રહ્માંડોમાં નીચા, ઊંચા અને આડા વિભાગો કેમ થવા સંભવે ? કારણ કે અધ્યસ્ત પદાર્થો અધિષ્ઠાનની દિશાઓના ભાગોમાંજ રહે છે એવો નિયમ છે.[૯]

વસિષ્ઠ કહે છેઃ—જેમ તિમિરથી દૂષિત થએલી દૃષ્ટિવાળાને આકાશમાં ઝીણા મોવાળાનાં જેવાં ચકરડાં પ્રતીત થાય છે, તેમ અજ્ઞાનથી દૂષિત થએલાઓને અંત વગરના મહાચૈતન્યમાં સઘળાં આવરણોસહિત બ્રહ્માંડો પ્રતીત થાય છે. ( માટે જેમ આકાશમાં ગોળપણું નહિ છતાં પણ ચકરડાંઓમાં ગોળપણું પ્રતીત થાય છે, તેમ મહાચૈતન્યમાં દિશાઓનો વિભાગ નહિ છતાં પણ બ્રહ્માંડોમાં દિશાઓનો વિભાગ પ્રતીત થાય છે.)[૧૦] સઘળાં બ્રહ્માંડો કોઈ જાતના મેળ વગરજ અધિષ્ઠાનમાં દોડ્યાં કરે છે માટે તેઓમાં 'આ કેમ ઘટે અને આ કેમ ન ઘટે' એવું કાંઈ પૂછવાનુંજ રહેતું નથી.[૧૧] અથવા જેમ ગોળ ઢેફાંને દસે દિશાઓમાં વળગેલી કીડીઓના પગ ઢેફાંનેજ અડેલા હોય છે અને તે કીડીઓની પીઠ ઉપર આકાશજ હોય છે, તેમ બ્રહ્માંડોમાં ચાલ્યા જતા સર્વે લોકોના પગ પૃથ્વીના ભાગોનેજ અડેલા રહે છે અને તે લોકોને માથે આકાશજ રહે છે માટે પૃથ્વીના ભાગોને લઇનેજ ઊંચા—નીચા પ્રદેશોની કલ્પના છે પણ અધિષ્ઠાનના ભાગોને લઇને તે કલ્પના નથી.[૧૨] લીલાને જે બ્રહ્માંડો દેખવામાં આવ્યાં તેઓમાં કેટલાંએક બ્રહ્માંડોની અંદર પૃથ્વી વૃક્ષોથી તથા રાફડાઓથીજ વીટાએલી હતી પણ મનુષ્યોથી વીટાએલી ન હતી અને નિર્મળ આકાશ દેવતાઓથી, કિંવા પુરૂષોથી તથા દૈત્યોથી વીટાએલું હતું.[૧૩] જેમ અખોડનું ફળ છાલની સાથેજ ઉત્પન્ન થાય છે, તેમ ગામો, નગરો અને પર્વતોસહિત બ્રહ્માંડ કલ્પનામાત્રથી આવરણોની સાથેજ ઉત્પન્ન થયું છે.[૧૪] જેમ વિંધ્યાચળના વનના અમુક પ્રદેશમાં અનેક હાથીઓ દેખવામાં આવે છે, તેમ પરમ ચૈતન્યમાં બ્રહ્માંડોરૂપી અનંત ત્રસરેણુઓ જોવામાં આવે છે.[૧૫] સઘળું દૃશ્ય બ્રહ્મમાંજ રહ્યું

છે, બ્રહ્મથીજ પ્રકટ થાય છે અને બ્રહ્મમાંજ લય પામે છે માટે સર્વે દિશામાં, સઘળા કાળોમાં અને સઘળી વસ્તુઓમાં બ્રહ્મજ છે તો એ બ્રહ્મથી મ્હોટો કયો પદાર્થ હોય ? કોઈ પણ નથી.[૧૬] પરમ પ્રકાશમય અને શુદ્ધ બોધમય એ બ્રહ્મરૂપ સમુદ્રમાં 'બ્રહ્માંડો' નામના તરંગો નિરંતર ઉત્પન્ન થઈ થઇને લીન થયા કરે છે.[૧૭] સંકલ્પના ક્ષયથીજ ક્ષય પામનારાં એ બ્રહ્માંડોમાં કેટલાંએક તો અંદર ઉજડજ છે. જેમ સમુદ્રમાં તરંગો ચાલ્યા કરે છે, તેમ કેટલાંએક બ્રહ્માંડો બ્રહ્મમાં ચાલ્યાંજ કરે છે.[૧૮] કેટલાંએક બ્રહ્માંડોની અંદર પ્રલય થતાં તેઓની જે ભારે ધુધવાટી થાય છે તે સ્વાભાવિક મોહથી ઘેરાએલા બીજા લોકોના સાંભળવામાં કે જાણવામાં પણ આવતી નથી.[૧૯] જેમ વાવેલાં બીજોના ગર્ભમાં પાછળથી અંકુર ઉત્પન્ન થાય છે, તેમ કેટલાંએક બ્રહ્માંડોમાં ખાલી પડેલી પૃથ્વીઓમાં પાછળથી સૃષ્ટિ ઉત્પન્ન થતી પણ જોવામાં આવે છે.[૨૦] જેમ તાપમાં હિમના કણો પીગળી જવાને તૈયાર થાય છે, તેમ કેટલાંએક બ્રહ્માંડોમાં સૂર્ય, અગ્નિ, વિજળીઓ અને પર્વતો જગતનો પ્રલય કરીને પોતે પણ પીગળી જવા તૈયાર થાય છે.[૨૧] કેટલાંએક બ્રહ્માંડો કલ્પના આરંભથી માંડીને નીચેજ ઉતર્યા કરે છે પણ હજુ સુધી તેઓને કોઈ આધાર મળ્યો નથી. કેટલાંએક બ્રહ્માંડો વીખાઇ જઇને પાછાં તુરતજ ઉત્પન્ન થયાં કરે છે.[૨૨] કેટલાંએક બ્રહ્માંડો આકાશમાં પ્રતીત થતાં ઝીણા મોવાળાનાં ચકરડાંની પેઠે સ્થિરપણાથી રહ્યાં છે. કેટલાંએક બ્રહ્માંડો વાસનાઓને અનુસરીને વાયુની પેઠે દોડતાંજ લાગે છે.[૨૩] વેદોમાં અને શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે બ્રહ્માંડોનો પહેલો આરંભજ ક્રમવગરનો અને ધડાવગરનો થયો છે માટે તેઓમાં બીજા પદાર્થોનો અને શરીરોનો આરંભ પણ ક્રમવગરનો અને ધડાવગરનોજ થાય છે.[૨૪] કેટલાંએક બ્રહ્માંડોમાં બ્રહ્મા આદિપુરૂષ થએલ છે, કેટલાંએકમાં વિષ્ણુ આદિપુરૂષ થએલ છે, કેટલાંએકમાં બીજાઓ આદિપુરૂષ થએલ છે, કેટલાંએક બ્રહ્માંડો આદિપુરૂષ વગરનાંજ છે,[૨૫] કેટલાંએક બ્રહ્માંડો વિચિત્ર આદિપુરૂષોવાળાં છે, કેટલાંએક બ્રહ્માંડો પશુ-પક્ષીઓથીજ ભરેલાં છે, કેટલાંએક મહાસમુદ્રથીજ ભરેલાં છે, કેટલાંએક ઉત્પન્નજ થયાં નથી,[૨૬] કેટલાંએક શિલાના ગર્ભની પેઠે ધાટાંજ છે, કેટલાંએક કીડાઓથીજ ભરેલાં છે, કેટલાંએક દેવતાઓથીજ ભરેલાં છે, કેટલાંએક મનુષ્યોથીજ ભરેલાં છે,[૨૭] કેટલાંએક બ્રહ્માંડો સર્વદા ધાટા અંધકારથીજ ભરેલાં રહે છે તથા તેઓમાં અંધકારને મળતાજ સ્વભાવવાળાં પ્રાણીઓનો વ્યવહાર ચાલ્યા કરે છે, કેટલાંએક બ્રહ્માંડો સર્વદા પ્રકાશથીજ ભરેલાં છે તથા તેઓમાં પ્રકાશને મળતાજ સ્વભાવવાળાં પ્રાણીઓનો વ્યવહાર ચાલ્યા કરે છે.[૨૮] કેટલાંએક બ્રહ્માંડો ઉંબરાનાં ફળોની પેઠે મસલાંઓથી ભરપૂર છે, કેટલાંએક બ્રહ્માંડો અંદર ઉજડજ છે અને કેટલાંએક બ્રહ્માંડો ચલનવગરના પ્રાણીઓવાળાંજ છે.[૨૯] બીજાં બ્રહ્માંડો તો વળી એવી સૃષ્ટિઓથી ભરપૂર છે કે જે સૃષ્ટિઓ આકાશના મ્હોટા પર્વતની પેઠે યોગીઓની પણ કલ્પનામાં આવતી નથી.[૩૦] એઓની વચ્ચે જે પરસ્પરનાં અંતરરૂપ મ્હોટું આકાશ છે તે તો એવડું વિસ્તીર્ણ છે કે વિષ્ણુ આદિ દેવતાઓ જીવતાં સુધી તેમાં ચાલ્યાજ કરે તોપણ તેઓથી તેનું માપ થઈ શકે એમ નથી.[૩૧] જેમ કાંડાને કડું વીટાઇ રહે છે, તેમ પ્રત્યેક બ્રહ્માંડને સઘળાં આવરણો વીટાઈ રહ્યાં છે અને તેઓ પૃથ્વીની પેઠે સ્વાભાવિક આકર્ષણને લીધે એકબીજાંથી છૂટાં પડી જતાં નથી.[૩૨] બ્રહ્માંડોનાં

વર્ણનમાં જે અમારી બુદ્ધિની શક્તિ હતી તે અમે દેખાડી ચૂક્યા. આથી વધુ જે કાંઈ છે ત્યાં અમારી બુદ્ધિ પ્હોંચતી નથી. હે મ્હોટી બુદ્ધિવાળા ! હવે જગતસંબંધી વાત આથી વધારે કરવામાં મ્હારી શક્તિ નથી.[૩૩] જેમ ભયંકર અંધકારથી ધાટા મ્હોટા અરણ્યમાં મહોન્મત્ત પિશાચો એકબીજાના દેખવામાં ન આવે એવી રીતે નાચ્યા કરે છે, તેમ અત્યંત વિસ્તીર્ણ પરમ ચૈતન્યમાં એવી રીતે અનેક મ્હોટાં બ્રહ્માંડો સ્ફુર્યા કરે છે.[૩૪]

**भीमांध[illegible] [illegible]महत्यरण्ये नृत्यं सदा[illegible] मत्ताः ।**
**यक्षा यथा प्रवितते परमाबरेंत वें स्फुरंति सुबहूनि म[illegible]जगंति ॥ ३४ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'વિચિત્રબ્રહ્માંડકોટિવર્ણન' નામનો ત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ३१ मो*

## પદ્મરાજાનું અંતઃપુર તથા શૂરપુરૂષનાં લક્ષણો અને સજ્જ થયેલું સૈન્ય

**वसिष्ठ उवाच । [illegible]वमाकलयंत्यौ ते निर्गत्य जगतो निजात् ।**
**अंतःपुरं ददृश[illegible]झटित्येव [illegible]ते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! આગળ કહ્યા પ્રમાણે પરસ્પર વાતો કરતી એ બે સ્ત્રીઓએ પોતાના જગતમાંથી નીકળીને તુરત અંતઃપુર દીઠું કે જે અંતઃપુરમાં 'પદ્મ'નામના મ્હોટા રાજાનું શબ પુષ્પોના સમૂહમાં ઢંકાઈને પડયું હતું, શબના પડખામાં સમાધિસ્થ ચિત્તવાળું લીલાનું સ્થૂલ શરીર બેઠું હતું.[૧,૨] શોકથી રાત્રિ મ્હોટી થઈ પડવાનેલીધે લોકો થોડી થોડી મહાનિદ્રાથી ઘેરાયાં હતાં અને ધૂપ, ચંદન, કપૂર તથા કેસર એઓનો સુગંધ વ્યાપી રહ્યો હતો.[૩] એ સ્થળને જોઇ પછી પતિના બીજા સંસારમાં જવાને ઉત્કંઠિત થએલી લીલા સંકલ્પમય દેહથી ત્યાંજ અને તેજ આકાશમાં ઉડી.[૪] પતિના કાંઈક વિસ્તાર પામેલા બીજા સંકલ્પમય સંસારમાં પેસવાને ઉત્સુક થએલી તે લીલા તે બ્રહ્માંડનાં પડને ભેદી તથા આવરણોને પણ ભેદીને સરસ્વતીની સાથે તેવાંજ બીજાં આવરણોવાળા બીજા બ્રહ્માંડમાં પેઠી.[૫,૬] ત્યાં પેસતાં મોહરૂપી કાદવના ખાબોચીઆજેવું પતિનું સંકલ્પમય જગત તેના જોવામાં આવ્યું. જેમ બે સિંહણો અંધારાથી અને વાદળાંથી કાદવમય લાગતી પર્વતની ગુફામાં પેસે, તેમ સંકલ્પમય શરીરોવાળી એ બે દેવીઓ તે સંકલ્પમય જગતમાં પેઠી. જેમ પાકેલાં કુણાં બીલામાં બે કીડીઓ પેસે, તેમ તે જગતમાં પેસી તેમાં બીજા લોકોનું, પર્વતોનું અને અંતરિક્ષનું ઉલ્લંઘન કરી એ બે સ્ત્રીઓ પર્વતોના મંડળોથી અને સમુદ્રોથી સંકડાશવાળા ભૂમંડળમાં પોહોંચી.[૭-૯] ત્યાં મેરૂપર્વતે શોભાવેલા અને નવખંડરૂપી નવપાંખડીઓવાળા જંબૂદ્વીપમાં જઈ લીલાએ ભરતખંડમાં પોતાના સ્વામી પદ્મરાજાના બીજા અવતારરૂપ વિદૂરથરાજાનું રાજ્યમંડળ દીઠું.[૧૦] એ સમયમાં પૃથ્વીને શોભાવનારા તે દેશમાં બીજે કોઇ ખંડપતિ રાજાઓની સહાયતાથી વૃદ્ધિ પામેલો 'સિંધુરાજ' નામનો રાજા સેના લઈને ચડી આવ્યો હતો અને વિદૂરથરાજાએ પણ તેની સામે લડવાની તૈયારી કરી હતી.[૧૧] એ સંગ્રામનો આડંબર

* આ એકત્રીસમા સર્ગમાં પદ્મરાજાનું અંતઃપુર જોયાની, બીજું બ્રહ્માંડ જોયાની, શૂરપુરૂષનાં લક્ષણોની અને સજ્જ થએલાં સૈન્યોને જોયાની કથા કહેવાશે.

થતાં આકાશમાં જોવા આવેલાં ત્રૈલોક્યનાં પ્રાણીઓની ભારે ભીડ જામી હતી.[૧૨] એ સર્વેના મિથ્યાપણાનો નિશ્ચય હોવાથી નિઃશંક રીતે ત્યાં આવેલી એ બે દેવીઓએ, જાણે વાદળાંઓથી ઘેરાએલું હોય તેમ આકાશમાં ફરનારા દેવ આદિ લોકોથી ઘેરાએલું તે સંગ્રામનું આકાશ દીઠું.[૧૩] એ આકાશમાં સિદ્ધોના, ચારણોના, ગંધર્વોના અને વિદ્યાધરોના ગણો ફરતા હતા. શૂર પુરૂષોને વરી લેવાના ઉત્સાહથી સ્વર્ગલોકની ઘણી ઘણી અપ્સરાઓ આવી હતી.[૧૪] ભૂતો, રાક્ષસો અને પિશાચો રૂધિર પીવામાં તથા માંસ ખાવામાં ઉત્સુક થઇને નાચવા મંડયાં હતાં. વિદ્યાધરોની સ્ત્રીઓ વીરલોકો ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવાનેસારૂ હાથમાં ઘણાં ઘણાં પુષ્પો લઇને ઉભી હતી.[૧૫] યુદ્ધ જોવાના ઉત્સાહવાળા વેતાલો, યક્ષો અને કૂષ્માંડો આયુધો પડવાથી બચવાનેવાસ્તે પર્વતોનાં શિખરોની ઓથ લઈ ઉભા હતા.[૧૬] જેટલામાં શસ્ત્રો ઉડવાનો સંભવ હતો તેટલા આકાશના ભાગમાંથી પ્રાણીઓનાં મંડળો ભાગી જતાં હતાં. વીરપુરૂષો 'હું પુરૂષ છું, હું પુરૂષ છું' એવા અભિમાનથી ગડબડ મચાવીને જોનારા લોકોને આનંદ આપતા હતા.[૧૭] પરસ્પરમાં તુરતમાં થઇ ગયેલા બીજા સંગ્રામોની વાતો ચાલી રહી હતી. વિનોદ કરવામાં, હાસ્ય કરવામાં અને વિલાસ કરવામાં ઉત્કંઠિત થએલી સુંદર દેવાંગનાઓ ચમરો લઇને ઉભી હતી.[૧૮] યોગના બળથી શ્રેષ્ઠતા પામેલા મુનિઓ યોગશક્તિથી પોતાનાં શરીરોને દેખાવા નહિ દેતાં જગતના કલ્યાણનેમાટે દેવતાઓની સ્તુતિઓ કરતા હતા. અપ્સરાઓ પોતાને મૂકીને બીજા નવા પતિઓને ન વરે એટલામાટે લોકપાલ દેવતાઓ તે અવસરમાં જોઇએ તેવાં સ્ત્રીઓનાં વખાણ કરતા હતા.[૧૯] સ્વર્ગને શોભાવે એવા વીરલોકોને સ્વર્ગમાં લઇ જવાનેમાટે ઇંદ્રના દૂતો હરફર કરી રહ્યા હતા. દેવતાઓએ શૂર લોકોને વાસ્તે ઉંચા ઐરાવતાદિ દિગ્ગજોને શણગારી રાખ્યા હતા.[૨૦] જે શૂરલોકો રણમાં મરી દેવ થઇને આવે તેઓને માન દેવામાં ગંધર્વો અને ચારણો સજ્જ થઈ રહ્યા હતા. શૂરલોકોને વરવામાં ઉત્સાહવાળી દેવતાઓની અપ્સરાઓ રણભૂમિમાં ઉભેલા ઉત્તમ શૂરલોકોને કટાક્ષોથી જોયા કરતી હતી.[૨૧] વીરપુરૂષોના બાહુદંડનું આલિંગન કરવામાં અત્યંત આસક્તિવાળી હજારો દેવાંગનાઓ ઉભી હતી અને શૂરપુરૂષોનો ધોળો યશ વ્યાપ્ત થવાથી સૂર્ય પણ ચંદ્રજેવો થઈ ગયો હતો.[૨૨]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! આપ કેવા યોદ્ધાને 'શૂર' કહો છો. કેવો યોદ્ધો સ્વર્ગના શણગારરૂપ થાય અને કેવો સંગ્રામ અયોગ્ય કેહેવાય.[૨૩]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! જે શૂરપુરૂષ શાસ્ત્રોક્ત આચાર પાળનારા પોતાના સ્વામીનેસારૂ યુદ્ધમાં મરણ પામે અથવા જય પામે તેને શૂરપુરૂષોના લોક મળે છે.[૨૪] અધર્મી સ્વામિને સારૂ અથવા અધર્મ કરવાનેસારૂ યુદ્ધ કરતો જે પુરૂષ રણમાં બીજા પ્રાણીના પ્રહારથી કપાઈ જઇને મરણ પામે તે પુરૂષ અયોગ્ય સંગ્રામમાં મૂવો કહેવાય છે માટે તેને નરકનીજ પ્રાપ્તિ થાય છે.[૨૫] જે પુરૂષ શાસ્ત્રમાર્ગથી વિરૂદ્ધ આચારવાળા સ્વામીનેસારૂ યુદ્ધ કરે તે પુરૂષનો મરણ પામ્યા પછી અક્ષય નરકમાં નિવાસ થાય છે.[૨૬] યોગ્ય રીતે શાસ્ત્રની પદ્ધતિને તથા લોકાચારને અનુસરનારો અને તેવાજ સ્વામીની સેવા કરનારો જે પુરૂષ યુદ્ધ કરે તે શૂર કહેવાય છે.[૨૭] હે ઉત્તમ બુદ્ધિવાળા ! ગાયનું, બ્રાહ્મણનું, મિત્રનું અથવા શરણાગતનું રક્ષણ કરવા માટે જે પુરૂષ યુદ્ધ કરીને મરણ પામે તે પુરૂષ સ્વર્ગના શણગારરૂપ થાય છે.[૨૮] જે

રાજા પાલન કરવા યોગ્ય પોતાના દેશનુંજ યોગ્ય રીતે પાલન કરવામાં સર્વદા તત્પર રહેતો હોય તે રાજાને માટે જે પુરૂષો યુદ્ધમાં મરણ પામે તેઓને વીરપુરૂષોના લોકની પ્રાપ્તિ થાય છે.[૨૯] ક્ષત્રિય જાતિનો અથવા બીજી જાતિનો પણ જે રાજા પ્રજાને દુઃખ દેવામાં તત્પર રહેતો હોય તેને માટે જે પુરૂષો યુદ્ધમાં મરણ પામે તેઓને નરકની પ્રાપ્તિ થાય છે.[૩૦] શાસ્ત્રથી વિરૂદ્ધ ચાલનારા રાજાઓને વાસ્તે અથવા તેવા બીજાઓને વાસ્તે જેઓ યુદ્ધમાં કપાઈ મરે છે તેઓને નરકમાં જવું પડે છે.[૩૧] જો યુદ્ધ ધર્મના માર્ગથી રહિત ન હોય તોજ તેમાં મરનારાઓની સ્વર્ગમાં સ્થિતિ થાય છે. જો ધર્મરહિત યુદ્ધમાં મરનારાઓને પણ સદ્દગતિ થતી હોય તો મદોન્મત્ત લોકો પાપ કરતાં છતાં પણ નરકપાતથી નિર્ભય રહી યુદ્ધો ઉઠાવીને લોકોનો વિનાશજ કરે.[૩૨] "શૂરપુરૂષ ગમે તેવા સંગ્રામમાં મરે પણ તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે" એવાં જે વચનો કહેવામાં આવે છે તે વચનો સંપૂર્ણ વિચાર કર્યા વગર વેગમાં આવી જઇને કહેવાય છે એમ સમજવું, કારણ કે ધર્મની રીતિવાળા યુદ્ધમાં જે લડે તેજ શૂર કહેવાય, એવો શાસ્ત્રનો નિશ્ચય છે.[૩૩] જેઓ સદાચારવાળાઓને માટે ખડ્ગની ધારાનું સહન કરે છે તેઓ શૂર કહેવાય છે અને બીજાઓ ડિંભાહવમાં (અયોગ્ય સંગ્રામમાં) મુવા કહેવાય છે.[૩૪] યોગ્ય સંગ્રામમાં મરેલાઓને માટે, ઉત્કંઠિત ચિત્તાવાળી અને 'અમે તો શૂર થએલા મહાબળવાન પુરૂષોની સ્ત્રીઓ છીએ' એમ બોલતી દેવાંગનાઓ આકાશમાં ઉભી રહે છે.[૩૫] હે રામ! વિદૂરથના અને સિંધુરાજના એ સંગ્રામના સમયમાં આકાશ વિદ્યાધરોની સ્ત્રીઓના અતિમધુર ગાયનથી ગાજી રહ્યું હતું, શૂરપુરૂષોના કંઠોમાં પહેરાવવાને વાસ્તે કલ્પવૃક્ષોનાં પુષ્પોની માળાઓ ગુંથવા લાગેલી દેવાંગનાઓથી ભરપૂર હતું અને જોવાને વાસ્તે આવેલા દેવતાઓનાં તથા સિદ્ધલોકોનાં સુંદર વિમાનોની પંક્તિથી શોભી રહ્યું હતું, તેથી જાણે ઉત્સવનેસારૂ મચેકો કરીને ઉભું હોય એમ લાગતું હતું.[૩૬]

विद्याधरीमधुरमंथ गीतिगर्भे मंदारमाल्यवलनाकुलकामिनीकः ॥
विश्रांतकांत:रसिद्धविमानपंक्ति व्योमोत्सवोच्चरितशोभमिवोल्लास ॥ ३६ ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'યુદ્ધપ્રેક્ષિકાસ્થિતાંબરવર્ણન' નામનો એ૦ સર્ગ સંપૂર્ણ.

---

## सर्ग ३२ मो* યુદ્ધ કરવાને ઉભેલી બે સજ્જ સેનાઓનું વર્ણન

वा[illegible]ष्ठ उवाच । अथ वीरवरात्कंठ[illegible]त्य[illegible]प्सरसि स्थिता ॥
लीला[illegible]लोकयामास व्योम्नि विद्यान्विताऽवनौ ॥ १ ॥

વસિષ્ઠ કહે છે:—પછી ઉત્તમ વીરલોકોને વરવાની ઉત્કંઠાથી અપ્સરાઓ જેમાં નાચતી હતી એવા આકાશમાં સરસ્વતીની સાથે ઉભેલી લીલાએ પૃથ્વીમાં પોતાના પતિએ પાળેલા પોતાના દેશની અંદર સૈન્યોથી વ્યાપ્ત અને બીજા આકાશની પેઠે ભયંકર લાગતા કોઈ મ્હોટા મેદાનમાં ક્રોધથી વ્યાપ્ત થએલી, નિર્મળ બે સમુદ્રના જેવી લાગતી, મ્હોટા સમારંભથી ધાટી મદોન્મત્ત અને સામસામા બે રાજાઓએ પાળેલી બે સેનાઓ દીઠી.[૧] એ સેનાઓ કવચ

* આ બત્રીસમા સર્ગમાં લીલાએ અને સરસ્વતીએ યુદ્ધ કરવાની ઇચ્છાથી સજ્જ થઇને ઉભેલી બે સેનાઓને જોઇ, એ કથા કહેવાશે.

તથા શસ્ત્રાદિ ધરીને યુદ્ધ કરવામાં સજ્જ થઈ હતી અને પ્રદીપ્ત અગ્નિની પેઠે અદ્ભુત લાગતી હતી. 'પહેલો પ્રહાર કોણ કરે છે' એ જોવાને વાસ્તે સર્વે લોકોનાં નેત્રો ક્ષોભ પામી રહ્યાં હતાં.[૪] યોદ્ધાઓએ ઉપાડેલી નિર્મળ તરવારોની ધારાઓ જળની ધારાઓજેવી લાગતી હતી. ફરશી, પ્રાસ, ભિંદિપાલ અને મુદ્ગરો ચકચકિત થઈ રહ્યાં હતાં.[૫] જેમ ગરૂડજીની પાંખોના પવનથી વન હાલે, તેમ યોદ્ધાઓ ક્રોધથી ધ્રૂજતા હતા. સોનાનાં બખ્તરો ઉગતા સૂર્યના પ્રકાશનેલીધે ઝબકતાં હતાં.[૬] યોદ્ધાઓ એક બીજાનાં મ્હોડાં જોઇ ક્રોધનેલીધે શસ્ત્રો ઉગામતા હતા. યોદ્ધાઓની દૃષ્ટિઓ પરસ્પર ઉપર લાગી જવાનેલીધે સૈન્યોનો આકાર ભિંતમાં આળેખેલાં ચિત્રામણજેવો થઈ રહ્યો હતો.[૭] મધ્યભાગમાં લાંબા પ્રદેશ સુધી બે સેનાઓની જૂદી જૂદી હદ બાંધી હતી તેથી યોદ્ધાઓ પોતપોતાની હદમાં ઉભા હતા. અટકાવી ન શકાય એવા મ્હોટા સૈન્યના કોલાહલથી એક બીજાની વાતો બરાબર સંભળાતી ન હતી.[૮] પોતપોતાના સ્વામીઓની આજ્ઞાવિના પહેલો પ્રહાર થઇ શકે નહિ એટલા માટે બન્ને પક્ષના યોદ્ધાઓ થોભી રહ્યા હતા અને એ કામમાં કોઈ જાતની ઉતાવળ ન થઇ જાય એટલા માટે ઘણીવાર સુધી દુંદુભિઓ વગાડવાં પણ બંધ રાખ્યાં હતાં.[૯] જેમ પ્રલયકાળના પવનથી મહાસમુદ્રના બે ભાગ થઈ જાય, તેમ વચમાં આઠ હાથ ખાલી રાખેલી જગ્યારૂપ પાજથી સૈન્યોના જોટારૂપી સમુદ્રના બે વિભાગ થયા હતા.[૧૦] સેનાઓના બન્ને રાજાઓ એ સંકટ સંબંધી ભારે ગોઠવણોની ચિંતાથી પરવશ થઇ ગયા હતા. બીકણલોકોનાં હૃદયો બોલતા દેડકાના ગળાની ચામડીની પેઠે લબક લબક થતાં હતાં.[૧૧] અસંખ્યાત યોદ્ધાઓ પ્રાણરૂપી સર્વસ્વનો ત્યાગ કરવામાં સજ્જ થઈ રહ્યા હતા. ધનુષવાળા લોકો કાન સુધી ખેંચી રાખેલાં બાણોને ફેંકવામાં ઉન્મુખ થઈ રહ્યા હતા.[૧૨] અસંખ્ય યોદ્ધાઓ યુદ્ધનો આરંભ જોવાને વાસ્તે એકાગ્ર થઈ ઉભા હતા. યોદ્ધાઓ યુદ્ધની ઉત્કંઠાથી નિર્દયપણું ધરીને આંખની ભયંકર ભમરો ચડાવતા હતા.[૧૩] બખ્તરો પરસ્પરમાં ભુટકાવાને લીધે તેઓમાંથી કડવા રણકારા નીકળતા હતા. બીકણલોકો જાણે વીરલોકોનાં મુખોના પ્રતાપથી બળી ગયા હોય તેમ કાળાં મ્હોડાં કરીને પર્વતોની ગુફાઓને શોધતા હતા.[૧૪] 'જયાંસુધી સૈન્યો લડાઈવગર ઉભેલાં જોવામાં આવે છે ત્યાંસુધીજ આપણે જીવતા રહીશું' એમ કેટલાએક યોદ્ધાઓ ધારતા હતા. હાથીઓ અને મનુષ્યો સઘળાં અંગોમાં રૂવાંડાં ઉભાં થઈ જવાથી જાણે ઉભા અને આડા વધી ગયા હોય એવા જણાતા હતા.[૧૫] સર્વનાં ચિત્તોમાં પહેલો પ્રહાર જોવાની વ્યગ્રતા થવાને લીધે કોલાહલ બંધ પડવાથી બન્ને સૈન્યો ઉંઘી ગએલાં ગામોજેવાં લાગતાં હતાં.[૧૬] શંખોના, તુરીઓના અને દુંદુભિઓના શબ્દો શાંત થઈ ગયા હતા. સેનાઓ સ્થિર રહેવાને લીધે રજરૂપી વાદળાં પૃથ્વીરૂપી આકાશમાંજ લીન થયાં હતાં.[૧૭] ભાગવા લાગેલા બીકણલોકો પછવાડેથી સેનાઓના શણગારરૂપ વીરલોકોને છોડી દેતા હતા. કેટલોક ભાગ મકરવ્યૂહથી ગોઠવાવાને લીધે મઘરથી શોભતા સમુદ્રના જેવો દેખાવ થઈ રહ્યો હતો.[૧૮] પતાકાઓના ઉડતા છેડાઓ આકાશના તારાઓની શોભાને હઠાવી દેતા હતા. હાથીઓએ સુંઢો ઉંચી કરી હતી તેથી જાણે આકાશમાં બગીચો ખડો થયો હોય એમ લાગતું હતું. સઘળાં આયુધો પોતાની કાંતિઓના ચપળ ચળકાટથી પાંખોવાળાજેવાં લાગતાં હતાં. દુંદુભિઓના ધમધમાટથી અને શંખોના શબ્દોથી આકાશ ગાજી રહ્યું હતું.[૨૦]

ચક્રવ્યૂહની રચના કરનારા લોકો, દુષ્ટ દૈત્યોને દબાવનારા દેવતાઓજેવા લાગતા હતા. ગરૂડ-વ્યૂહની ગોઠવણ જોઇને હાથીઓરૂપી સર્પો ભાગી જતા હતા.[૨૧] શ્યેનવ્યૂહથી ગોઠવાતા અગ્રભાગમાં ભારે કોલાહલ મચી રહ્યો હતો. સામસામી ખંભીઓ ઠોકાવાથીજ ઘણાં બીકણ માણસો ઉંધમુંધ પડી જતાં હતાં.[૨૨] અનેક પ્રકારના વ્યૂહોના મુખોમાંથી બહાર નીકળેલા વીરલોકો ભારે ગર્જનાઓ કરતા હતા. મદોન્મત્ત વીરલોકો મુદ્‌ગરોને હાથમાં તોળીને ફેરવ્યા કરતા હતા, તેથી મુદ્‌ગરોનાં ગોળ મંડળો દેખવામાં આવતાં હતાં.[૨૩] કાળાં આયુધોનાં કિરણો-રૂપ વાદળાંઓથી સૂર્ય પણ ઢંકાઈ જતો હતો.બાણો પવને ઉડાડેલાં 'પલ્યૂલ' નામનાં ખડની પેઠે સુસવાટી કરતાં હતાં.[૨૪] સૈન્યોનો દેખાવ પ્રલય કરવાની શક્તિ ધરાવનારા પુષ્કરાવર્ત્તક આદિ મેઘોના જેવો તથા પ્રલયકાળના પવનથી ક્ષોભ પામેલા એકાકાર મહાસમુદ્રના જેવો થઈ રહ્યો હતો.[૨૫] બન્ને સૈન્યો જાણે મેરૂપર્વતની તુરતની કપાએલી તડફડતી પાંખો હોય, જાણે પ્રબળ પવને કંપાવેલા શ્યામ પર્વતો હોય, જાણે પાતાળના છિદ્રમાંથી ક્ષોભ પામીને નીકળેલા અંધકારો હોય, જાણે ઉન્મત્તપણાથી નાચતાં શિખરોવાળા બે લોકાલોક પર્વતો હોય અને જાણે પૃથ્વીને ફોડીને નીકળેલા મ્હોટા નરકોના સમૂહ હોય એવાં લાગતાં હતાં.[૨૭] એ બે સૈન્યો જેઓથી દિવસનો તડકો પણ શ્યામ જણાવા લાગ્યો એવી ભાલાંઓની, મુશળોની, તરવારોની અને ફરશીઓની ચપળ કાંતિઓરૂપ મેઘોની અનંત વૃષ્ટિઓથી જાણે થોડીવારમાં આખા બ્રહ્માંડને અગાધ જળપ્રલય કરી નાખવાને સજ્જ થયાં હોય એવાં લાગતાં હતાં.[૨૮]

**आलोलकुंतमुसलासिपरश्वधांशुश्यामायमानदिवसातपवारिपूरैः ।**
**एकार्णवं भुवनकोशमिवाचिरेण कर्तुं समुद्यतमगाधमनंतपूरैः ॥ २८ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'આહવારંભણ' નામનો બત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૨**

---

## સર્ગ ૩૩ મો* બે સેનાઓના સંગ્રામનું વર્ણન

**राम उवाच । भगवन् युद्धमेतन्मे समासेन मनाग्वद ।**
**श्रुतिराह्लाद्यते श्रोतुर्यस्मादेताभिरुक्तिभिः ॥ १ ॥**

રામચંદ્રજી કહે છેઃ—મહારાજ ! એ યુદ્ધ શી રીતે થયું એ મને સંક્ષેપ કરીને જરાક કહો. કારણ, યુદ્ધનાં વર્ણનોથી સાંભળનારના કાનને આનંદ થાય છે.[૧]

વસિષ્ઠ કહે છેઃ—પછી લીલા અને સરસ્વતી એ બન્ને સ્ત્રીઓ તે સંગ્રામને જોવાને માટે ત્યાંજ સંકલ્પમાત્રથી ઉત્પન્ન કરેલાં સુંદર વિમાનમાં સ્થિર થઇને બેઠી. આ સમયમાં સામસામી સેનાઓનાં મુખો ભેગાં થતાં, શત્રુના સૈન્યમાંથી પ્રલયકાળના સમુદ્રના મોજાંની પેઠે ઉછળીને એક નિર્ભય યોદ્ધો પ્રહાર કરવાસારૂ સામો આવી ઉભો રહ્યો; તેને જોઇ અસહન-તાનેલીધે લીલાના પતિ વિદૂરથરાજાએ, જેમ શિખર ઉપર શિલા નાખવામાં આવે, તેમ તે યોદ્ધાની છાતી ઉપર મુદ્‌ગર નાખ્યો.[૩,૪] આ પ્રમાણે પહેલો પ્રહાર થતાં પછી બન્ને સેના-ઓમાં પ્રલયકાળના સમુદ્રના જેવા પ્રબળ વેગથી પરસ્પરનાં શસ્ત્રો પડવા લાગ્યાં અને તેઓથી

* આ તેત્રીસમા સર્ગમાં સંકલ્પમાત્રથી ઉત્પન્ન કરેલા વિમાનમાં બેઠેલી લીલા અને સરસ્વતી એઓની દૃષ્ટિ આગળ બન્ને સેનાઓનો સંગ્રામ ચાલુ થયાની કથા કહેવાશે.

અગ્નિના જેવા તથા વિજળીના જેવા ઝબકારા થવા લાગ્યા.[૫] ઉડતી તરવારોની ચપળ ધારાઓથી જાણે આકાશમાં રેખાઓ થઇ ગઇ હોય એમ જણાવા લાગ્યું. પતાકાઓના કણકણાટની અંદર ધનુષોના ટંકારા સંભળાવા લાગ્યા.[૬] વીરપુરૂષોના ધીર હુંકારો મિશ્રિત થએલાં ગ્રીષ્મઋતુનાં વાદળાંઓના ગડગડાટને હઠાવી દેવા લાગ્યા. બાણોની ધારાઓમાં પડતાં સૂર્યનાં કિરણો ઉલેચના જેવી શોભા આપવા લાગ્યાં.[૭] બખ્તરોમાં બાણો પડવાથી રણકારા થઇને અગ્નિના તણખાઓ ઉડવા લાગ્યા. પરસ્પરના પ્રહારથી કપાતાં શસ્ત્રોના કટકાઓ આકાશમાં પક્ષીઓની પેઠે ઉડવા લાગ્યા.[૮] વીર લોકોએ શસ્ત્રોના ઘા કરવાનેસારૂ ઊંચા કરેલા હાથો જાણે આકાશમાં વૃક્ષોનાં વન ચલાયમાન થતાં હોય એવા જણાવા લાગ્યા. દેવતાઓની સ્ત્રીઓ ધનુષોના અને ચક્રોના શબ્દથી ત્રાસ પામીને ભાગવા લાગી.[૯] ઉત્પન્ન થયેલા મ્હોટા સિંહનાદોએ વાદળાંઓની ગર્જનાને પણ ભ્રમરાઓના ગુંજારજેવી કરી નાખી. જેવી નિર્વિકલ્પ સમાધિમાં એકાગ્રતા થાય તેવી સર્વે યોદ્ધાઓની યુદ્ધમાં એકાગ્રતા થઈ.[૧૦] બાણોની વૃષ્ટિઓથી અને ખડ્ગોની ધારાઓથી વીરપુરૂષોનાં માથાં અને હાથો કપાવા લાગ્યા. પરસ્પરના ખભાઓમાં ભુટકાવાનેલીધે બખ્તરોના ઘાટા રણકારા થવા લાગ્યા.[૧૧] હુંકાર કરીને ફેંકાએલાં શસ્ત્રો પરસ્પરમાં ભુટકાવાનેલીધે કડવા ટંકોરાઓ ઉઠવા લાગ્યા. તરવારોની ધારાઓના ચકચકીત તરંગોરૂપી વાદળાંઓથી સઘળી દિશાઓનાં મ્હોડાં વ્યાપ્ત થઈ ગયાં.[૧૨] ઘણીવારસુધી દૃઢપણાથી શસ્ત્રો પકડાયાનેલીધે વીરલોકોની મુઠીઓમાં ઝણઝણી ચડવા લાગી. લાંબીવારસુધી યોદ્ધાઓ પોતાની ખંભીઓ ઠોકતાં તેઓના ફડાકા થવા લાગ્યા.[૧૩] મ્યાનોમાંથી નીકળતી અને સુસવાટા કરતી તરવારોમાંથી પડતા પ્રજ્વલિત તણખાઓનો સણસણાટ થવા લાગ્યો. ધનુષોમાંથી છૂટતાં બાણોના સમૂહો પડવાથી વીખાઇજતાં યોદ્ધાઓનાં શરીરોમાં ખરેરાટી થવા લાગી.[૧૪] કપાએલા કંઠોમાંથી પ્રાણજેવું પ્યારૂં લોહી ધકધક વહેવા લાગ્યું. કપાયેલાં હાથો, માથાંઓ અને ખડ્ગો એઓના ટુકડાઓથી આકાશ અવકાશવગરનું થવા લાગ્યું.[૧૫] બખ્તરોમાંથી ઉઠતી અને ઝબકતી અગ્નિની જ્વાળાઓ લોકોના કેશોનો સ્પર્શ કરવા લાગી. રણકારા કરીને શરીરો ઉપર પડતી અનેક તરવારોના શબ્દો ઉત્સાહથી પ્રફુલ્લિત દેહવાળા શૂર લોકોને રાજી કરવા લાગ્યા.[૧૬] ભાલાઓથી ભોકાએલાં હાથીઓનાં શરીરોમાંથી લોહીના ઊંચા ફૂવારા ઉડવા લાગ્યા. હાથીઓ દંતુશલ કપાઇ પડવાથી ઊંચી ઊંચી કઠિન ચીસો પાડવા લાગ્યા.[૧૭] મ્હોટાં મ્હોટાં મુશલો પડવાથી છુંદાઇ ગએલાં પ્રાણીઓ કષ્ટભરેલા સ્વરો કાહાડવા લાગ્યાં. શૂર પુરૂષોનાં ઉડતાં મસ્તકોરૂપ કમળોના સમૂહથી આકાશ ઢંકાઈ ગયું.[૧૮] કપાઇને ઊંચા ઉડેલા હાથો આકાશમાં મ્હોટા સર્પોજેવા દેખાવા લાગ્યા. ઉડીને ઊંચી:ચડેલી ધૂળ મેઘના આડંબરજેવી દેખાવા લાગી. યોદ્ધાઓ પોતાનાં શસ્ત્રો કપાઈ પડતાં એકબીજાના કેશો પકડીને એક બીજાને મારવા લાગ્યા.[૧૯] પરસ્પર નખોથી મારવાનું યુદ્ધ ચાલવાથી યોદ્ધાઓનાં આંખ, નાક, હોઠ, અને કંઠ કપાઈ જવા લાગ્યાં. મલ્લયુદ્ધ જાણનારા યોદ્ધાઓ પોતાનાં આયુધો કપાઇ ગયા પછી અવજ્ઞાપૂર્વક શત્રુઓની સાથે મલ્લયુદ્ધ કરીને જય મેળવવા લાગ્યા.[૨૦] મદ ઝરનારા હાથીઓ પડવાનેલીધે પૃથ્વી કંપાયમાન થતાં તે કંપથી માણસો પણ તુરતાતુરત પડીજવા લાગ્યાં. ધણધણાટીપૂર્વક ચાલતા રથોના વેગથી

ઉત્પન્ન થએલા ખાડાઓ પ્રાણીઓનાં શરીરોમાંથી ઝરતાં રૂધિરોને ચાલવાના માર્ગરૂપ થયા.[૨૧] ઉડતી ધૂળનો દેખાવ ઝાકળના જેવો જણાવા લાગ્યો. ઉછળતાં આયુધો બહુ ઝબકવા લાગ્યાં. સૈન્યોની ગર્જના જાણે સમુદ્રની અને વાદળાંઓની એકઠી ગર્જના થતી હોય એવી પ્રબળ થવા લાગી.[૨૨] મદોન્મત્ત મૃત્યુ આનંદથી હાસ્ય–વિલાસ કરીને પ્રાણીઓને ચાવવા લાગ્યો. ગર્વ પામેલા મ્હોટા પહાડજેવા હાથીઓની ગર્જનાએ મેઘની ગર્જનાને પણ હઠાવી દીધી.[૨૩] બાથ લઇને લડતા કેટલાએક યોદ્ધાઓનાં ચક્રો, સાંગો, ઋષ્ટિઓ અને મુદ્‌ગરો વૃક્ષોથી અને ખાડાઓથી ઢંકાઇ જવા લાગ્યાં. પહાડજેવાં યોદ્ધાઓનાં શરીરો, જેમ ઉનના દોરાઓથી ખીલાઈ જાય, તેમ બાણોથી ખીલાઈ જવા લાગ્યાં.[૨૪] કપાએલાં પતાકાઓનાં વસ્ત્રો અને ચામરો વાદળાંઓસુધી પહોંચવા લાગ્યાં. ગોફણોવતી ફેંકાએલા પથરાઓથી અને ચક્રોના સમૂહોથી પક્ષી આદિ આકાશમાં ફરનારાં પ્રાણીઓ દૂર દૂર ભાગીજવા લાગ્યાં.[૨૫] મરી જતા અને કપાઈજતા યોદ્ધાઓ ઘોઘરી ચીસો પાડવા લાગ્યા. કુવાડાઓ પડવાનેલીધે યોદ્ધાઓનાં માથાંના સમૂહો ફાટી જવા લાગ્યા.[૨૬] ઘણા દૂર સુધી ઉડેલા અને ચળકતા તરવારોના ટુકડાઓથી જાણે આકાશમાં તારાઓ ઉગ્યા હોય એમ જણાવા લાગ્યું. બળથી ફેંકાએલી અનેક સાંગોથી કપાઇ ગએલા હાથીઓનાં શરીરોથી સઘળી રણભૂમિ વ્યાપ્ત થઈ ગઇ.[૨૭] સૈન્યથી વ્યાકુળ થએલી પિશાચોની સ્ત્રીઓ લોકોને દૂર કરવાસારૂ મુદ્‌ગરો ફેરવવા લાગી. શૂરલોકોએ આકાશમાં ઉંચા કરેલાં ભાલાઓ તોરણોજેવાં દેખાવા લાગ્યાં.[૨૮] ભુશુંડીઓથી ભાંગી જઈને ઉડતા તરવારોના ટુકડાઓ જાણે આકાશના કેશ હોય એવા દેખાવા લાગ્યા. ઉંચાં ભાલાઓની આકાશમાં વ્યાપેલી કાંતિ વાંસના વનમાં લાગેલા દાવાનળની જ્વાળા જેવી લાગતી હતી.[૨૯] ખડ્‌ગોની અને ઋષ્ટિઓની વૃષ્ટિથી રાજી થતા બે રાજાઓ પોતપોતાના યોદ્ધાઓની પ્રશંસા કરતા હતા. શત્રુઓએ ત્રિશૂળોથી ઉચકાવેલા ઉત્તમ શૂરલોકોને વરી લેવામાં અપ્સરાઓ ધામધુમ કરતી હતી.[૩૦] આભરણોથી દિશાઓને શોભાવતા યોદ્ધાઓનાં મ્હોડાંરૂપી કમળો ગદાઓરૂપ હિમ પડવાથી ફાટી પડતાં હતાં. પ્રાસોના બળથી ભીસાઇ ગએલા યોદ્ધાઓ અત્યંત કષ્ટથી તડફડતા હતા.[૩૧] ઘોડાઓ, માણસો અને હાથીઓ ચક્રોરૂપી કરવતોના સંચારથી કપાઈ જતા હતા. મદ ઝરનારા હાથીઓ ફરશીઓથી કપાઇ દુ:ખ પામીને પડી જતા હતા.[૩૨] લાકડીઓના ઝપાટાથી ઉડી ગએલા મ્હોટા મ્હોટા યોદ્ધાઓ પણ વૃક્ષ આદિમાં સંતાઇ રહેતા હતા. રથો ઉપર વૃક્ષોની પેઠે શોભતા ધ્વજદંડો ગોફણોના પથરાઓ પડવાથી ચૂર્ણ થઈ જતા હતા[૩૩] તરવારોથી કપાએલી અણીવાળાં છત્રો ધોળાં કમળોની પેઠે શોભતાં હતાં. ક્ષીણ થએલાં સૈન્યોમાં ગોફણોના પથરા પડવાથી ભારે ક્ષોભ થતો હતો પણ તે ક્ષોભને કોઇ ગણકારતું ન હતું.[૩૪] કબંધોએ બાથમાં લીધેલા મ્હોટા નાયકો પડવાથી પાસે ઉભેલા બીજાઓ પણ ચગદાઈ જતા હતા. વીર યોદ્ધાઓ પોતાને હાથીવાળાઓએ ફાડી નાખ્યા છતાં પણ હાથીઓનો પરાજય કરતા હતા.[૩૫] કુવાડાઓના સમૂહો પડવાથી મદોન્મત્ત હાથીઓ નીચે પડી જતા હતા. હાથમાં પાશ લઇને યુદ્ધ કરવાની વિશેષ રીતિને જાણનારા વીરલોકો પોતાના પ્રાણોરૂપી મુઠ માંડીને યુદ્ધરૂપી જુગાર રમતા હતા.[૩૬] છરીઓથી પેટ ફાટી જતાં લોકોનાં હૃદયકમળો બાહાર નીકળી પડતાં હતાં. ત્રિશૂળોને આમ તેમ વાળવામાં

ઉન્મત્ત થએલા લોકો જાણે સંકીર્ણ રીતે નાચતા હોય એમ લાગતું હતું.[૩૭] દોડતા ધનુષધારી લોકો મુંઝાઇને સંપૂર્ણ રીતે પીડાના અસ્ફુટ શબ્દો કરતા હતા. ભિંદિપાલોરૂપી કેશવાળીના આટોપથી અને હુંકારરૂપી સાહંકાર નાદના આડંબરથી વીરલોકો જાણે નૃસિંહનો વેષ બજાવતા હોય એવા લાગતા હતા.[૩૮] મલ્લયુદ્ધ કરનારાઓની વજ્રમુષ્ટિઓના પ્રહારથી ઉત્તમ યોદ્ધાઓ પણ લોટજેવા થઇ જતા હતા. મ્હોટી મ્હોટી તરવારો આકાશમાં બાજની પેઠે ઉડતી હતી.[૩૯] હાથીઓ ઉપર બેઠેલા લોકો મ્હોટા શૂરપુરૂષોને, રથોને, હાથીઓને, ઘોડાઓને અને ધ્વજાઓને અંકુશોથી ખેંચી લેતા હતા. મ્હોટા પહાડજેવા યોદ્ધાઓ હળો લઈને પરસ્પર યુદ્ધ કરતાં કપાઈ જતા હતા અને તેથી શત્રુઓના અપમાનના પાત્રરૂપ થઈને આકુળ થતા હતા[૪૦] તાડજેવા ઉંચા પુરૂષોએ નાખેલી મ્હોટી કોદાળીઓથી રણભૂમિ ખોદાઈ જતી હતી. કપાઈ ગએલા લોકો અને ગોફણોથી પડેલા પથરાઓ જ્યાંસુધી બાણ પડે તેટલા પ્રદેશથી બમણે દૂર ફેંકી દેવામાં આવતા હતા.[૪૧] જેઓનાં બન્ને પડખાંઓમાં કરવતો બાંધ્યાં હતાં એવા હાથીઓથી મ્હોટા મ્હોટા મદોન્મત્ત હાથીઓ પણ ચીરાઈ જતા હતા. સંગ્રામરૂપી ખાંડણીઆમાં માણસોરૂપી ચોખાઓ મુશલોથી ખંડાતા હતા.[૪૨] અસ્ત્રોની કાંતિરૂપ સાંકળવાળા જાળથી બંધાએલા યોદ્ધાઓરૂપ પક્ષીઓને ખડ્ગોથી લડનારા વીરલોકોના ખડ્ગો યમરાજાના ઘરના આંગણામાં લઇ જતા હતા.[૪૩] મ્હોટા મ્હોટા યોદ્ધાઓનાં શબોને તાણી જતાં નાહારાદિ પ્રાણીઓનાં ટોળાંઓએ ભારે કોલાહલ મચાવ્યો હતો. જેમ મરીનો હવેજ મળવાથી શાક રૂચિકારક થાય, તેમ મ્હોટા નખવાળા અંગુઠાઓથી ઊપાડેલાં અને ધનુષથી ફેંકેલાં બાણોનો વેગથી થએલો રણકારો ભળવાથી બીજા સઘળા શબ્દો રૂચિકારક થતા હતા. યોદ્ધાઓ શત્રુઓએ નાખેલા ઘડાના અગ્નિઓથી મરતાં મરતાં પણ શત્રુઓ ઉપર શસ્ત્રો ફેંકતા હતા.[૪૪,૪૫] કેટલાએક યોદ્ધાઓ એ અગ્નિઓથી બળી જઇને શસ્ત્રોને છોડી દેતા હતા. કેટલાએક પ્રાણીઓનાં નેત્રો એ ઘડાઓમાંથી પડેલા ધગધગતા અંગારાઓથી ફુટી જતાં હતાં અને કેટલાએક લોકો સામાવાળાઓએ ઘડાઓમાંથી નાખેલાં ઝેરી પાણીથી ફાટી પડતા હતા.[૪૬] બાણોરૂપ ઉત્તમ જળોની વૃષ્ટિ કરતા ઘણા વીરલોકોરૂપી મદોન્મત્ત વાદળાંઓના વિલાસથી જેમાં કબંધોરૂપી મયૂરો નાચતા હતા એવો અને વેગથી ભ્રમણ કરતા હાથીઓરૂપી પર્વતોવડે વ્યાપ્ત થએલો એ રણસંબંધી સંભ્રમ પ્રલયકાળજેવો થયો હતો.[૪૭]

**नाराचवर्षवा दिवीरपूरमत्ताभ्रसंभ्रमसनृत्तकबंधबर्ही ॥**
**कल्पान्तकाल इव वेग[illegible]नमातंगशैलवलितो रणसंभ्रमोऽभूत् ॥ ४७ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'સેનયોઃપ્રથમપાતવર્ણન' નામનો તેત્રીસમો સર્ગ સંપૂર્ણ**

---

## सर्ग ३४ मो* લોકોની ઉક્તિઓથી યુદ્ધના ચમત્કારનું વર્ણન

**वसिष्ठ उवाच । अथ राज्ञां युयुत्सूनां [illegible]टानां मंत्रिणामपि ।**
**नभसः प्रेक्षकाणां च तत्रेमाः प्रोद्[illegible]गिरः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે સંગ્રામ ચાલતો હતો ત્યાં યુદ્ધ કરવાની ઈચ્છા

---

* આ ચોત્રીસમા સર્ગમાં લોકોની વિચિત્ર ઉક્તિઓથી યુદ્ધના ચમત્કારનું વર્ણન કરવામાં આવશે.

ધરાવનારા રાજાઓ, યોદ્ધાઓ અને મંત્રીઓ તથા આકાશમાં જોવા ઉભેલા દેવાદિ લોકો એઓમાં પરસ્પર નીચે પ્રમાણે જૂદી જૂદી વાતો થવા લાગી.[૧] શૂરપુરૂષોનાં મસ્તકોથી વ્યાપ્ત થયેલું આકાશ ચલાયમાન કમળોવાળા અને ઉડતા પક્ષીઓવાળા તળાવજેવું લાગે છે. આકાશમાં ઉડતાં આ માથાંઓ જાણે પક્ષીઓ ઉડતાં હોય અને જાણે તારાઓ ઉગ્યા હોય એવાં લાગે છે.[૨] જુવો ! આ મધ્યાહ્નકાળ છતાં વાદળાંઓ અને સૂર્યનાં કિરણો રૂધિરના છાંટાઓના સમૂહરૂપી સિંદૂરથી રાતા થએલા પવનોનેલીધે જાણે સાયંકાળનાં હોય એવાં જણાય છે.[૩] *હે મહારાજ ! આ આકાશ ધાન્યનાં પલાલોથી કેમ ભરાઈ રહ્યું છે ? §આ પલાલ નથી, આ તો વીરપુરૂષોનાં બાણોના સમૂહો છે.[૪] રણભૂમિના જેટલા રજકણો રૂધિરથી ભીજાય તેટલાં હજાર વર્ષો સુધી શૂરલોકોનો સ્વર્ગમાં વાસ થાય છે.[૫] બીઓમાં; આ જે નીલ-કમળનાજેવી કાંતિવાળા દેખાય છે તેઓ ખડ્ગો નથી પણ વીરપુરૂષોને જોયા કરતી લક્ષ્મીના કટાક્ષો છે.[૬] ×વીરપુરૂષોનું આલિંગન કરવાને ઉત્કંઠિત થએલી દેવાંગનાઓએ પોતાના નિતંબો ઉપર જે કટિમેખલાઓ પહેરી છે તેઓને કામદેવ હમણાં પોચી કરી નાખવા લાગ્યો છે.[૭] =શોભતી ચપળ ભુજલતાઓવાળી, રાતાં પલ્લવોસરખા હસ્તોવાળી, મંજરીજેવાં રસ ભરેલાં નેત્રોવાળી, મદિરા પીવાથી આનંદ પામેલી, સુગંધવાળી અને મધુર આલાપોથી ગાયનો કરતી નંદનવનની અપ્સરાઓ હમણાં પોતાની પાસે ત્હારૂં આગમન થવાનું ધારીને નાચવા લાગી હશે.[૮-૯] જેમ ગામડામાં રહેનારી રૂપાળી સ્ત્રી દૃષ્ટિના ચાળાઓથી પતિને હૃદ-યમાં ભેદી નાખે, તેમ આ સેના કઠિન કુવાડાઓથી સામા સૈન્યને મધ્ય ભાગમાં ભેદી નાખે છે.[૧૦] હાય હાય ! ! જેમ ગ્રહણનો સમય રાહુને સૂર્યની પાસે લઈ જાય છે, તેમ આ ભાલું મ્હારા પિતાના પ્રજ્વલિત કુંડળોવાળાં માથાંને સૂર્યની પાસે લઈ ગયું.[૧૧] +પગ સુધી લાંબી યંત્રરૂપ સાંકળમાં પરોવાઈને ભમતા બે મ્હોટા પથરાઓવાળા "ચિત્રદંડ" નામના ચક્રને વેગથી ફેરવ્યા કરતો, ઉંચા હાથવાળો અને ચારેબાજૂથી સેનાનો સંહાર કરતો આ યોદ્ધો યમજેવો લાગે છે અને દક્ષિણ દિશામાંથીજ આવે છે માટે ચાલો, જેમ આવ્યા છીએ તેમ જતા રહીએ[૧૨-૧૩] જેઓનાં તુરત કપાઈ ગએલાં માથાંઓના ખાડાઓમાં કંકપક્ષીઓ ડૂબી જાય છે એવા અને વાજાંઓના તાલ પ્રમાણે ઉછળતા આ કબંધો નાચ્યા કરે છે.[૧૪] દેવતાઓની સભાઓમાં પરસ્પર વાતો ચાલી રહી છે કે 'વીર લોકો આ લોકમાં ક્યારે આવશે, શી રીતે આવશે, કોણ કોણ આવશે અને શા નિમિત્તથી આવશે.'[૧૫] ઓહો ! ! જેમ સમુદ્ર માછલાંઓના અને મધરોના સમૂહોવાળી આવેલી નદીઓને ગળી જાય છે, તેમ આ પ્રબળ યોદ્ધા મત્સ્યવ્યૂહો અને મકરવ્યૂહોવાળી આવેલી સેનાઓને ગળી જાય છે.[૧૬] હાથીઓનાં ગંડસ્થળોમાં વ્યાપ્ત થતી આ તીક્ષ્ણ ધારવાળાં બાણોની પંક્તિઓ શિખરોના સમૂહો ઉપર પડતી સંપૂર્ણ વૃષ્ટિઓજેવી લાગે છે.[૧૭] એક યોદ્ધો 'હાય ! ભાલું મ્હારા માથાને લઈ જાય છે' એમ બોલવા જતો હતો તેટલામાં તેનું માથું આકાશમાં

* બાણોના સમૂહમાં પલાલની ભ્રાંતિ થવાથી કોઇ પોતાના ગુરૂને પૂછે છે. § ગુરૂ કહે છે.
× આકાશમાં ઉભેલા લોકો વાતો કરે છે. = એક વીર બીજા વીરને કહે છે. + એક બીકણુ બીજા બીકણુને કહે છે.

જઇને 'હું જીવું છું' એમ પક્ષીની પેઠે બોલ્યું તે લોકોના સાંભળવામાં આવ્યું.[૧૮] આ સેના કે જે ગોફણના પથરાઓના વરસાદથી આપણને દુઃખ દે છે તેને બળાત્કારથી સાંકળોના જાળમાં બાંધી લ્યો.[૧૯] *આ અપ્સરા કે જે પ્રથમ મનુષ્યયોનિમાં અમુક યોદ્ધાની સ્ત્રી હતી અને ચોખ્ખા સુવર્ણની પેઠે શોભતી એ યોદ્ધાની છાતી ઉપરજ મરી ગઈ હતી તે હમણાં પોતાના પતિને શોધવા લાગી છે.[૨૦] આ અપ્સરા કે જે પ્રથમ મનુષ્યયોનિમાં આ યોદ્ધાની સ્ત્રી હતી તે હમણાં રણમાં મરાએલા પોતાના પતિને વળીઓથી તથા ધોળા કેશથી મુક્ત થઈ દેવરૂપે આવેલો જોઇને તેને સ્વીકારી લે છે.[૨૧] આકાશ સુધી અનુક્રમે ફેલાએલી આ ભાલાંઓના સમૂહની કાંતિઓ જાણે વીર લોકોને સ્વર્ગમાં ચડવાવાસ્તે પગથીઆંઓની પંક્તિઓ બંધાએલી હોય એવી લાગે છે.[૨૨] હાય હાય !! જેમ મહાપ્રલયના સમુદ્રના કલ્લોલો મેરૂ-પર્વતના સ્થળને તોડી નાખે, તેમ દૃઢ મુષ્ટિવાળા આ યોદ્ધાઓએ આપણા સૈન્યને તોડી નાખ્યું.[૨૩] અરે મૂઢ લોકો ! આગળ વધીને યુદ્ધ કરો અને આ અધમુવાં માણસોને અહિંથી લઈજવા દો. અરે અધમો ! આ આપણાંજ માણસો પડ્યાં છે તેઓને પગના પ્રહારોથી કચરી નાખો નહિ.[૨૪] જુવો ! આ યોદ્ધો ચોટલાને સમો કરવામાં વ્યગ્ર થએલી અને ઘણી ઉત્કંઠાવાળી અપ્સરાઓના સમૂહની પાસે દિવ્ય શરીરથી પહોંચી ગયો.[૨૫] +હે સુંદરી ! આ વીર ઘણા દૂરથી આવેલો છે માટે તેને પ્રફુલ્લિત સોનેરી રંગનાં કમળોવાળા આકાશ-ગંગાના કિનારાઓમાં લઈ જઇને સુંદર છાયાથી, શીતળ જળોથી અને શીતળ પવનોથી વિશ્રામ આપ.[૨૬] અનેક આયુધો વાગવાથી ત્રુટેલાં અને રણકાર કરતાં આ કરોડો ભયંકર હાડકાંઓ આકાશમાં તારાઓની પેઠે ફેલાએલાં છે.[૨૭] જેમાં બાણોરૂપી પાણી વહ્યું જાય છે એવી, ચક્રોરૂપ ચકરીઓવાળી અને ઘણા જીવોને તાણી જનારી આ આકાશરૂપ મ્હોટી નદીમાં પહાડો પણ કાદવના ન્હાના લોંદાજેવા જણાય એમ છે.[૨૮] ગ્રહોના માર્ગોમાં ભમતાં, આયુ-ધોનાં કિરણોરૂપ નાળોવાળાં, ચોંટેલી તરવારોરૂપ પાંખડીઓવાળાં, ચોંટેલાં ત્રિશૂળાદિ કાંટાઓવાળાં, પતાકાઓનાં વસ્ત્રોરૂપ કંદનાં અંગોવાળાં, બાણોરૂપ ભ્રમરાઓથી વ્યાપ્ત થએલાં અને ચાલતા વાયુએ કંપાવેલાં વીરલોકોનાં મસ્તકોરૂપ કમળોએ આકાશને કમળોના સરોવર-જેવું કરી દીધું છે.[૨૯,૩૦] જેમ કીડીઓ પર્વતમાં પેસી જાય અને જેમ સ્ત્રીઓ પુરૂષની છાતીમાં પેસી જાય, તેમ બીકણ લોકો મરી ગએલા હાથીઓના સમૂહમાં પેસી જાય છે.[૩૧] વિદ્યાધરોની સ્ત્રીઓના કેશોને ઊંચા કરી નાખતા આ પવનોએ સ્ત્રીઓને અપૂર્વ અને ઉત્તમ રૂપવાળા નવા પતિઓનો સમાગમ મળવાની સૂચના આપનારાં શકુનોરૂપ થાય છે.[૩૨] છત્રો ઉડીને આકાશમાં ગયાં છે તેથી ત્યાં ચંદ્રોનો સમૂહ ખડો થયો હોય એમ જણાય છે. વીર લોકોના યશરૂપી ચંદ્ર પૃથ્વીમાં ખીલી રહ્યો છે તે જાણે પૃથ્વીએ ધોળું છત્ર ઓઢયું હોય એવો લાગે છે.[૩૩] જેમ માણસ જાગ્રતના અંતમાં તુરતજ સ્વપ્નના નગરને પ્રાપ્ત થાય છે, તેમ આ યોદ્ધો મરણરૂપી મૂર્છાના અંતમાં તુરતજ પોતાના કર્મરૂપી કારીગરે રચેલા અમર શરીરને પ્રાપ્ત થયો છે.[૩૪] પ્રાણ લેવામાં જેઓને સંતોષજ થયો નથી એવાં ત્રિશૂળો, સાંગો, ઋષ્ટિઓ અને ચક્રો જાણે આકાશરૂપી સમુદ્રમાં રહેલાં માછલાં અને મગરાદિ પ્રાણીઓ હોય એવાં લાગે છે.[૩૫]

* એક દેવ બીજા દેવને કહે છે. + સખી અપ્સરાને કહે છે.

બાણોથી કપાએલાં અને કલહંસજેવાં ધોળાં છત્રોથી વ્યાપ્ત થએલું આકાશ જાણે ઘણા કાળથી સંચી રાખેલાં પૂર્ણચંદ્રોનાં લાખો બિંબોથી વ્યાપ્ત થએલું હોય એવું લાગે છે.[૩૬] આકાશમાં ઉડેલા અને સુંદર શબ્દો કરતા ચામરોએ આકાશમાં વાયુએ ચલાયમાન કરેલા તરંગોના સમૂહની શોભા કરી મૂકી છે.[૩૭] શસ્ત્રોથી કપાઇને આકાશમાં ગએલાં છત્રો, ચામરો અને ધ્વજાઓ જાણે આકાશરૂપી ખેતરમાં ફેલાએલી યશરૂપ શાળોની લતાઓ હોય એવાં લાગે છે.[૩૮] હે સૌમ્ય ! જેમ આકાશમાં ચાલતાં તીડો સમીપમાં પ્રાપ્ત થતી ધાન્યોની લક્ષ્મીનો ક્ષય કરી નાખે, તેમ આકાશમાં ચાલતાં બાણો સમીપમાં આવતી સાંગોની વૃષ્ટિનો ક્ષય કરી નાખે છે તે જુવો.[૩૯] યોદ્ધાના મ્હોટા બાહુદંડમાંથી છુટીને ખડ્ગ કઠિન બખ્તર ઉપર પડતાં તેથી થએલો આ ધડાકો જાણે મૃત્યુએ ઉગ્ર હુંકાર કર્યો હોય એવો સંભળાય છે.[૪૦] શસ્ત્રોરૂપી પ્રલયકાળના પવનોએ ઉડાડેલા અને ધોળા દંતુશળોરૂપી ઝરણાંઓવાળા હાથીઓરૂપ પર્વતો આ સંગ્રામરૂપી પ્રલયકાળમાં ભાગી પડે છે.[૪૧] હસ્તો અને બખ્તરોરૂપ તારો ઉપર ખડ્ગોરૂપી દાંડીઓ ઘસાવાથી જે શબ્દો થાય છે તેથી જાણે રણભૂમિમાં નાચતી કાળરાત્રિ વીણા બજાવતી હોય એમ લાગે છે.[૪૨] માણસો, હાથીઓ, ગધેડાઓ અને ઘોડાઓ, એઓનાં શરીરોમાંથી જે લોહીના ધોધો નીકળે છે તેઓના છાંટાઓથી ભીંજાએલા પવને સઘળી દિશાઓને રાતી કરી મૂકી છે તે જુવો.[૪૩] હાય ! હાય ! ! કેવી ખેદની વાત વાત છે કે ચક્ર, સ્વામી, સારથી અને અશ્વસહિત રથરૂપી નગર તૈયાર છતાં, ચક્રની ગતિ રોકાઈ જવાથી રૂધિરના મ્હોટા ખાડામાં આમતેમ ભમે છે.[૪૪] આ આકાશમાં પહોંચેલી બાણોની પંક્તિ જાણે કાલિકાના કાળા ચોટલામાં કળીઓની માળા હોય અને જાણે શસ્ત્રોની કિરણોરૂપ મેઘમાં વિજળી ચમકતી હોય એવી લાગે છે.[૪૫] અપાર રૂધિરોથી ખરડાએલાં અને ધરતીપર પડેલાં આયુધોરૂપ જ્વાળાઓથી વ્યાપ્ત થએલું આ મ્હોટું સ્થળ અગ્નિના લોક જેવું લાગે છે.[૪૬] ભુશુંડી, સાંગ, ત્રિશૂળ, તરવાર, મુશલ અને પ્રાસ એઓની વૃષ્ટિઓ પરસ્પરથી છેદાઈ ભેદાઈ જવાને લીધે વીરલોકોના હાથમાંથી પડી ગઇ છે.[૪૭] ઘણા પ્રબળ યોદ્ધાઓને એક જણાએ મારી નાખવાને લીધે જાણે કોઈ રાક્ષસીમાયા હોય એવું જણાતું અને ક્રોધના આવેશથી જોયા કરતી યોદ્ધાની બુદ્ધિથી થએલું આ યુદ્ધ, પ્રતીત થએલા ઘણા પદાર્થો (ભવિષ્યકાળમાં) એકલી જાગ્રદવસ્થાથી ત્રુટવાને લીધે રાક્ષસીમાયાજેવા જણાતા અને જાગ્રતના આવેશથી જોયા કરતી આત્માની બુદ્ધિથી થએલા સ્વપ્નજેવું જણાય છે.[૪૮] બીજા શબ્દોવગરના કેવળ મારામારીના શબ્દો સંભળાયા કરે છે તેથી જાણે રણભૂમિમાં ઘણું લોહી મળવાથી રાજી થએલો કોઇ ભૈરવ ગાતો હોય એમ જણાય છે.[૪૯] કપાએલાં છત્રોરૂપી તરંગોવાળો આ રણભૂમિરૂપી સમુદ્ર એકબીજાના પ્રહારથી ભાગી પડેલાં આયુધોના ઘણા ભૂકાથી ભરાઇ જવાનેલીધે જાણે રેતીમય થઇ ગયો હોય એવો લાગે છે.[૫૦] આ પ્રલયકાળસરખા સમયમાં અત્યંત મધુર અને ફેલાએલા તૂરીયોના પડછંદાઓથી લોકપાળોના લોકોને પણ પૂરી દેનારો આ રણભૂમિરૂપી પર્વત જાણે ઉગ્રતાવાળી બન્ને સૈન્યરૂપી પાંખોના દૃઢ વેગથી આકાશમાં ઉડવાને સજ્જ થયો હોય એવો લાગે છે.[૫૧] ટંકાર કરનારી દોરીએ પ્રેરેલાં, શબ્દો કરતાં અને કઠિન બખ્તરો ઉપર પડ્યા છતાં પણ તેઓને નહિ ભેદી શકતાં તેઓમાંથી ઉઠેલી સ્પષ્ટ વિજળી

સરખી જ્વાળાઓથી તપી ગયેલાં બાણો પાછાં વળી પર્વતોની શિલાઓને પણ કાપીને ઉડાવી જાય છે, માટે એ બાણોએ જોઈતું કામ નહિ કરતાં પાછળથી, નહિ જોઈતું મ્હોટું કામ કર્યું તોપણ હાય હાય તેઓને ધિક્કાર છે.[૫૨] હે નિરાશ થએલા મિત્ર! હવે હું હિતકારી વાત કહું છું તે સાંભળ. પ્રજ્વલિત અગ્નિથી ઝબકતાં આ શત્રુઓનાં બાણોએ આપણાં શરીરોને તોડી નાખ્યાં નથી તે પહેલાં અહિંથી નાસીને જતા રહીએ, ચાલો. આ દિવસનો ચોથો પહોર યમરાજાની જમણવારના વારાજેવો ચાલે છે.[૫૩] **छिन्नेच्छाच्छमिति न यावदंगभंगं कुर्वंतो ज्वलदनलोऽज्वलाः पृषत्काः। तावद्राग् द्रुतामित एहि मित्र यामो यामोयं प्रवहति वासरश्चतुर्थः ॥५३॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'રણપ્રેક્ષકજનોક્તિવર્ણન' નામનો ચોત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

# सर्ग ३५ मो* યુદ્ધનું વર્ણન

**वसिष्ठ उवाच । अथ प्रोड्डयनोद्युक्ततुरंगम तरंगकः ।**
**उत्तांडव इवोन्मत्तो बभूव स रणार्णवः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—પછી જેમાં ઘોડાઓરૂપી તરંગો ઉછળવા લાગ્યા હતા એવો એ યુદ્ધરૂપી સમુદ્ર જાણે ઉન્મત્ત થયો હોય અને બહુજ નાચતો હોય એવો દેખાવા લાગ્યો.[૧] એ સમુદ્રમાં ધોળાં બાણોરૂપી ન્હાનાં માછલાંઓ છત્રોરૂપી ફીણમાં વિશ્રામ લેતાં હતાં. સર્વ ભાગોમાં ઘોડાઓનાં સૈન્યોરૂપી પ્રબળ કલ્લોલ ઉછળી રહ્યા હતા.[૨] અનેક આયુધોરૂપી નદીએ ખેંચી આણેલાં સૈન્યોરૂપી વૃક્ષો ભ્રમણ કરતાં હતાં. મદોન્મત્ત હાથીઓરૂપી મ્હોટા પર્વતો અંદરના ભાગમાં ચલાયમાન થતા હતા.[૩] ચળકતાં ચક્રોરૂપી ચકરીઓમાં યોદ્ધાઓનાં મસ્તકોરૂપી ખડ ધુમરીઓ ખાતાં હતાં. ખડ્ગોની કાંતિરૂપી જળને ધૂળરૂપી વાદળાંઓ પીતાં હતાં.[૪] મકર વ્યૂહરૂપી મઘરના ઝપાટાથી પ્રબળ યોદ્ધાઓરૂપી વાહણો ભાંગી જતાં હતાં. ઘાટી પર્વતોની ગુફાઓમાં ભારે ગડગડાટનો પડછંદો ઉઠી રહ્યો હતો.[૫] મરેલાં માણસોરૂપી માછલાંઓનાં ઉદરોમાંથી બાણોના ટુકડાઓરૂપ ઝીણાં ઇંડાં નિકળતાં હતાં. પતાકાઓરૂપી ન્હાના તરંગો શસ્ત્રોરૂપી મ્હોટા તરંગોથી છેદાઈ જતા હતા.[૬] શસ્ત્રોરૂપી જળમાં રૂધિરનાં કાળાં કુંડાળાંરૂપી ન્હાની ચકરીઓ દેખાતી હતી. યોદ્ધાઓરૂપી તિમિ અને તિમિંગિલો (મ્હોટા મઘરની જાતો) મ્હોટા આડંબરથી ફરતા હતા.[૭] યોદ્ધાઓએ પહેરેલાં લોઢાનાં બખ્તરોરૂપી કાળાં પાણી ત્રાસ આપતાં હતાં. કબંધોનાં ભ્રમણરૂપી જળની રેખાઓમાં યોદ્ધાઓનાં આભરણોરૂપી રત્નો જોવામાં આવતાં હતાં.[૮] બાણોની વૃષ્ટિરૂપી ટપકતી ઝાકળથી દિશાઓમાં અંધકાર વ્યાપી રહ્યો હતો. સઘળા શબ્દોને ઢાંકી દેનારો પ્રબળ ઘોંઘાટ જામી રહ્યો હતો.[૯] માથાંઓના ટુકડાઓરૂપી છાંટાઓ આકાશમાં ઉડતા હતા અને ઉડીઉડીને પાછા પડતા હતા. ચક્રવ્યૂહોરૂપી ચકરીઓમાં યોદ્ધાઓરૂપી કાષ્ઠો ધુમરી ફરતાં હતાં.[૧૦] ભયંકર શબ્દવાળાં ધનુષોરૂપી પાણીના વેગથી યોદ્ધાઓનાં અંગોરૂપી સર્પોનાં શરીરો ત્રુટી જતાં હતાં. યોદ્ધાઓરૂપી મ્હોટા કલ્લોલો જાણે નિઃશંક રીતે છેક પાતાળમાંથી ઉછળતા હોય એવા લાગતા હતા.[૧૧] પતાકાઓ અને છત્રોરૂપી ફીણના પુંજો વેગથી વારંવાર જવા આવવા લાગ્યા હતા. વહેતી લોહીરૂપ

---

* આ પાંત્રીસમા સર્ગમાં સંગ્રામને સમુદ્રનું, પર્વતનું અને પ્રલયકાળનું રૂપ આપીને વર્ણન કરવામાં આવશે.

નદીના વેગથી રથોરૂપી વૃક્ષો અંદર ચાલ્યાં જતાં હતાં.[૧૨] ઘણા રૂધિરરૂપી જળના પરપોટાઓ હાથીજેવડા થઈ પડતા હતા અને સેનારૂપી પ્રવાહમાં ઘોડાઓ તથા હાથીઓરૂપી જળચરો ઉછળતા હતા.[૧૩] એ સંગ્રામ લોકોને ગંધર્વનગરની પેઠે આશ્ચર્ય ઉપજાવતો હતો. એ સંગ્રામરૂપી પ્રહાડ યોદ્ધાઓના પગના ધમાકાને લીધે થતા પ્રલયકાળના જેવા ભૂકંપથી કંપતો હતો.[૧૪] એ પહાડમાં માથાંઓરૂપી પક્ષીઓ ઉડતાં હતાં. હાથીઓની ઘટારૂપી શિખરો પડી જતાં હતાં. બીકણરૂપી મૃગો ત્રાસને લીધે ઘુરઘુર શબ્દ કરતાં હતાં.[૧૫] ઉડતાં બાણોરૂપી તીડોથી યોદ્ધાઓરૂપ વૃક્ષો જાજરાં થઇ જતાં હતાં. ઘોડાઓરૂપી શસ્ત્રો ઉછળ્યા કરતાં હતાં. પથરાએલાં બાણોરૂપી વનની પૃથ્વી ભારથી નમી જતી હતી.[૧૬] માંખીઓરૂપી ભ્રમરાઓ ગુંજાર કરતા હતા. તૂરીઓરૂપી મ્હોટી ગુફાઓમાંથી ભારે શબ્દો નીકળ્યા કરતા હતા. સૈન્યોરૂપી તથા ઉડતી ધૂળરૂપી વાદળાં ઘણીવાર સુધી જોવામાં આવતાં હતાં. યોદ્ધાઓરૂપી સિંહો લોટતા હતા.[૧૭] યોદ્ધાઓરૂપી શિખરોમાંથી લોહીરૂપી જળના ધોધ પડ્યા કરતા હતા. મ્હોટા મ્હોટા રથોરૂપી વૃક્ષો પડી જતાં હતાં. ખડ્ગોરૂપી ગેંડાઓ તપી જતા હતા.[૧૮] લોકોનાં પગલાંરૂપી પુષ્પો ઉઘડી રહ્યાં હતાં. પતાકાઓ તથા છત્રોરૂપી વાદળાંઓ લાગી રહ્યાં હતાં; અને લોહીના પ્રવાહરૂપી નદીઓના પૂરમાં હાથીઓ ગર્જના કરીને પડતા હતા.[૧૯] જગતનો ગ્રાસ કરવામાં તત્પર થએલા એ યુદ્ધરૂપી પ્રલયકાળમાં ધ્વજાઓ, છત્રો, પતાકાઓ તથા રથોરૂપી નગરોની ભારે ઉથલપાથલ થતી હતી.[૨૦] ઉડતાં નિર્મળ શસ્ત્રોરૂપી ઘણા સૂર્ય ઉગ્યા હતા. મરી જવાના ભયરૂપ પ્રબળદુઃખને લીધે સર્વ લોકોનાં અંતઃકરણો તપી ગયાં હતાં.[૨૧] ધનુષોરૂપી 'પુષ્કરાવર્તક' નામના મેઘોમાંથી નિરંતર બાણોરૂપી જળની ધારાઓ પડ્યા કરતી હતી. શિલાથી સજેલી ખડ્ગોની ધારાઓરૂપ વિજળીઓ આકાશને ઘેરી વળી હતી.[૨૨] કપાઇ ગયલાં પ્રાણીઓના લોહીના પૂરરૂપ સમુદ્રમાં હાથીઓરૂપી મ્હોટા પર્વતો ડૂબી જતા હતા. આકાશમાં ફેલાએલા રૂધિરના કણોરૂપ તારાઓ ત્યાંથી પડીને પૃથ્વીને પ્રાપ્ત થતા હતા.[૨૩] ચક્રોની પરંપરારૂપી વાદળાંઓનાં ભ્રમણથી આકાશના સર્વે અવયવો પૂર્ણ થઈ ગયા હતા. સૈન્યોના ભાગોરૂપી ભુવનો અસ્રોરૂપ કલ્પાંતના અગ્નિથી બળી જતાં હતાં.[૨૪] શસ્ત્રોરૂપી વરસાદની ચકચકારારૂપ વિજળીથી પૃથ્વી અને પર્વતો ઢંકાઈ જતાં હતાં. મ્હોટા હાથીઓરૂપ પર્વતો પડવાથી લોકો છુંદાઈ જતા હતા.[૨૫] બાણોની ધારાઓરૂપ વાદળાંઓથી પૃથ્વી અને આકાશ જાણે એક થઇ ગયાં હોય એવાં લાગતાં હતાં. મ્હોટાં સૈન્યોરૂપી સમુદ્રોના સામસામા પ્રબળ વેગ વધવાથી લોકોમાં ભાગાભાગ થઈ રહી હતી.[૨૬] પ્રબળ પવનોની ચકરીઓરૂપ જળના સર્પો દેખવામાં આવતા હતા અને એકબીજાને કાપી નાખવામાં સજ્જ થએલાં શસ્ત્રોરૂપી ઉત્પાતો ઉઠ્યા હતા.[૨૭] પરસ્પરના વેગથી કપાઈ જવાનેલીધે શબ્દો કરતાં, પ્રદીપ્ત અને દશે દિશાઓમાં ભ્રમણ કરતાં ત્રિશૂળ, તરવાર, ચક્ર, બાણ, સાંગ, ગદા, ભુશુંડી અને પ્રાસ આદિ સેંકડો શસ્ત્રો પ્રલયકાળના પવનથી ઉડતાં વૃક્ષો આદિ પદાર્થોજેવાં લાગતાં હતાં.[૨૮]

[illegible]लासिचक्रशरशक्तिगदाभुशुंडीप्रासादयो विद[illegible] मिथो ध्वनंतः ।
दीप्ता अ[illegible]दश दिशः शतशो भ्रमंतः कल्पांतवातपरि[illegible]त्तपदार्थलीलाम् ॥ २८ ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'રણવર્ણન' નામનો પાંત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૫

## सर्ग ३६ मो* દ્વંદ્વયુદ્ધનું વર્ણન તથા સહાયક રાજાઓ અને દેશોનાં નામ

वसिष्ठ उवाच । अथ शृंगायमानेषु स्थितेषु शरराशिषु ।
सर्वभीरुषु भग्नेषु विद्रुतेषु दिशो दश ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–એ પ્રમાણે સંગ્રામ ચાલતાં પૃથ્વી ઉપર પડેલા બાણોના સમૂહો પર્વતોનાં શિખરોજેવા ઉંચા થઇ ગયા, હારી ગએલા સર્વે બીકણ લોકો દશે દિશાઓમાં ભાગવા લાગ્યા.[1] હાથીઓનાં શબોરૂપી પર્વતો ઉપર વાદળાંઓની પંક્તિઓ બેસવા લાગી અને યક્ષો, રાક્ષસો તથા પિશાચો રૂધિરના સમુદ્રમાં ક્રીડા કરવા લાગ્યા.[2] આ સમયમાં ધર્માત્મા, શીળથી, સામર્થ્યથી તથા બળથી શોભનારા, શુદ્ધ, કુળના કમળરૂપ, પાછી પાની ન મૂકનારા અને મેઘની પેઠે ગર્જના કરતા મ્હોટા મ્હોટા વીરપુરૂષો જાણે એકબીજાને ગળીજવા તૈયાર થયા હોય તેમ દ્વંદ્વયુદ્ધ ( એકની સાથે એકજ લડે એમ જે જોટાની લડાઈ થાય તે દ્વંદ્વયુદ્ધ કહેવાય છે. તે ) કરવા લાગ્યા. જેમ બે નદીઓનાં પૂર સામસામાં મળે, તેમ વીર લોકો સામસામા મળ્યા.[3,4] જેમ પાંજરાની સાથે પાંજરૂં મળે અને વનવાળો પર્વત વનવાળા પર્વતની સાથે મળે, તેમ હાથીઓનો સમૂહ બળાત્કારથી હાથીઓના સમૂહની સાથે ભેટયો.[5] જેમ સમુદ્રમાં શબ્દ કરતા તરંગોના સમૂહની સાથે સામા તરંગોનો સમૂહ ભેટે, તેમ હણહણાટી કરતા ઘોડાઓના સમૂહની સાથે સામા ઘોડાઓનો સમૂહ ભેટયો.[6] જેમ પવનથી ચલાયમાન થતો વાંસનો સમૂહ પવનથી ચલાયમાન થતા સામા વાંસના સમૂહની સાથે ભેટે, તેમ શસ્ત્રોને ધરનારો પ્યાદલોનો સમૂહ સામા પ્યાદલોના સમૂહની સાથે ભેટયો.[7] જેમ દૈવગતિથી ઉડેલું અસુરોનું નગર બીજા તેવા નગરની સાથે ભેટીને ભીસાય, તેમ રથોનો સમૂહ સામા રથોના સમૂહની સાથે ભેટીને સંપૂર્ણ રીતે ભીસાવા લાગ્યો.[8] આકાશને પણ ઢાંકી દેનારી ધનુર્ધારી લોકોની સેના, ફેંકવામાં આવતાં અનેક બાણોની વૃષ્ટિથી આકાશમાં વાદળાંઓના જેવી અપૂર્વ રચના થઈ જાય એવી રીતે યુદ્ધ કરવા લાગી.[9] પોતાનાં આયુધો કરતાં જૂદા પ્રકારનાં આયુધોવાળાઓની સાથે લડવું પડતાં મનમાં ભય પામેલા કેટલાએક યોદ્ધાઓ જ્યારે એ રણરૂપી પ્રલયકાળના અગ્નિમાંથી યુક્તિ કરીને ભાગવા લાગ્યા ત્યારે ક્રમ બદલાવીને ચક્રવાળાઓની સાથે ચક્રવાળાઓ, ધનુષવાળાઓની સાથે ધનુષવાળાઓ, ખડ્ગવાળાઓની સાથે ખડ્ગવાળાઓ, ભુશુંડીવાળાઓની સાથે ભુશુંડીવાળાઓ,[10,11] મુશલોવાળાઓની સાથે મુશલોવાળાઓ, ભાલાવાળાઓની સાથે ભાલાવાળાઓ, ઋષ્ટિવાળાઓની સાથે ઋષ્ટિવાળાઓ, પ્રાસવાળાઓની સાથે પ્રાસવાળાઓ,[12] મુદ્ગરવાળાઓની સાથે મુદ્ગરવાળાઓ, ગદાવાળાઓની સાથે ગદાવાળાઓ, સાંગવાળાઓની સાથે સાંગવાળાઓ, ત્રિશૂળવાળાઓની સાથે ત્રિશૂળવાળાઓ,[13] પ્રાસવાળાઓની સાથે પ્રાસવાળાઓ, ફરશીવાળાઓની સાથે ફરશીવાળાઓ, લાકડીઓવાળાઓની સાથે લાકડીઓવાળાઓ, પથરાવાળાઓની સાથે પથરાવાળાઓ.[14] પાશવાળાઓની સાથે પાશવાળાઓ, ખીલાવાળાઓની સાથે ખીલાવાળાઓ, છરીઓવાળાઓની સાથે છરીઓવાળાઓ, ભિંદિપાલવાળાઓની સાથે ભિંદિપાલવાળાઓ,[15] વજ્રમુષ્ટિથી લડ-

* આ છત્રીસમા સર્ગમાં દ્વંદ્વયુદ્ધનું વર્ણન કરવામાં આવશે અને બન્ને રાજાઓની સેનાઓમાં સહાયતા દેવાસારૂ જે જે દેશના રાજાઓ આવ્યા હતા તે તે દેશોનાં નામો આપવામાં આવશે.

નારાઓની સાથે વજ્રમુષ્ટિથી લડનારાઓ, અંકુશવાળાઓની સાથે અંકુશવાળાઓ, હળવાળાઓની સાથે હળવાળાઓ, ત્રિશૂળવાળાઓની સાથે ત્રિશૂળવાળાઓ,[૧૬] લોઢાની કાળી સાંકળોવાળાઓની સાથે તેવી સાંકળોવાળાઓ, અને લોઢાનાં કાળાં જાળવાળાઓની સાથે તેવાં જાળવાળાઓ લડવા લાગ્યા. કલ્પાંત સમયને લીધે ક્ષોભ પામેલા સમુદ્રના મોજાઓ જેમ સામસામા અથડાય, તેમ એ વીરલોકો કોપને લીધે યુદ્ધ કરવા લાગ્યા.[૧૭] તે સમયે ફર્યા કરતાં ચક્રોરૂપી ચકરીઓવાળું, બાણોરૂપી ઘેરા પવનવાળું અને શસ્ત્રોરૂપી ભ્રમણ કરતા મધરોવાળું આકાશ પ્રલયકાળના સમુદ્રની પેઠે શોભવા લાગ્યું.[૧૮] જેમાં આયુધોરૂપી ઉછળતા કલ્લોલોથી પક્ષીઓરૂપી જળચરો વ્યાકુળ થઇ ગયાં હતાં એવો એ અંતરિક્ષરૂપી સમુદ્ર દેવતાઓને પણ દુસ્તર થઇ પડયો.[૧૯] વિદૂરથ રાજાએ તથા સિંધુરાજે પોતપોતાની સેનાઓના મધ્યમાં ઉભા રહીને એવી ગોઠવણ કરી કે જેથી વિદ્યા, બુદ્ધિ, બળ, શૌર્ય, અસ્ત્રો, ઘોડાઓ, રથો અને ધનુષો એ આઠ સાધનોની દિવ્ય સંપત્તિવાળા બન્ને સૈન્યના લોકોમાંથી અર્ધા લોકો યુદ્ધ કર્યા વિના ઉભા રહે અને અર્ધા લોકો કોપથી દ્વંદ્વયુદ્ધ કરે.[૨૦] લીલાના પતિ પદ્મરાજાના અવતારરૂપ વિદૂરથરાજાના પક્ષમાં તેના રાજ્ય તળેના મધ્યદેશ આદિ દેશોમાંથી જે જે દેશના રાજાઓ આવ્યા હતા તે જણાવવાને વાસ્તે અને તે તે દેશો કઈ કઈ દિશાઓમાં છે તે જણાવવાને વાસ્તે દિશાઓનાં અને દેશોનાં નામ કહું છું તે સાંભળો.[૨૧] કોસલ, કાશિ, માગધ, મૈથિલ, ઉત્કલ, મેખલ, કર્કર, મુદ્ર, સંગ્રામશૌંડક, મુખ્ય, હિમ, રૂદ્રમુખ્ય, તામ્રલિપ્ત, પ્રાગજ્યોતિષ, વાજિમુખ, અંબષ્ઠ, પુરૂષાદક, વર્ણકોષ્ઠ, વિશ્વોત્ર, આમમીનાશન, વ્યાઘ્રવકત્ર, કિરાત, સૌવીર અને એકપાદક એટલા દેશો અને માલ્યવાન, શિબિ, આંજન, વૃષલ, ધ્વજ, પદ્માન્ય તથા ઉદયાચળ એટલા પર્વતો પૂર્વ દિશામાં તેના રાજ્યતળે હતા.[૨૨-૨૫] ચેદી, વત્સ, દાશાર્ણ, અંગ, વંગ, ઉપવંગક, કલિંગ, પુંડ્ર, જઠર, વિદર્ભ, મેખલ, શબરાનન, વર્ણ, કર્ણાત્રી, પુરપૂરક, કંટકસ્થળ, દીપકોમળ, કર્ણાંધ્ર, ચૌલિક, ચાર્મણ્વત, કાકક, હેમકુડ્ય, શ્મશ્રુધર, વલિગ્રીવ, મહાગ્રીવ, કિષ્કિંધ અને નાલિકેર એટલા દેશો અને વિંધ્યાચળ, આદિ પર્વતો અગ્નિ ખુણામાં તેનાં રાજ્ય તળે હતા.[૨૬-૨૯] વિંધ્યાચળ, કુસુમાપીડ, મહેંદ્ર, દર્દુર, મલય તથા સૂર્યવાન્ એટલા પર્વતો અને રાજ્યસમૃદ્ધક, અવંતી, શાંબવતી, દશપૂર, કથા, ચક્ર, રેષિકાતુર, કચ્છપ, વનવાસ, ઉપગિરિ, ભદ્રગિરિ, નાગર, દંડક, ગણરાષ્ટ્ર, સુરાષ્ટ્ર, સાહ, શૈવ, આર્ષ્યમૂક, કર્કોટ, વનબિંબિલ, પંપાનિવાસિ, કૈરક, કર્કવીરક, સ્વૈરિક, યાસિક, ધર્મપત્તન, પંજિક, કાશિક, તૃષ્ણખલ્લૂલ, યાદ, તામ્રપર્ણક, ગોનર્દ, કણક, દીનપત્તન, તાગ્રીક, દંભરાકીર્ણ, સહકારેણક, વૈતુંડક, તુંબવન, લાજિન, દ્વીપકર્ણિક, કર્ણિકાભ, શિબિ, કૌંકણ, ચિત્રકૂટક, કર્ણાટ, મંદવટક, મહાકટકિક, આંધ્ર, કોલગિરિ, આવંતિક, વિચેરિક, ચંડાયત્ત, દેવનક, ક્રૌંચ, વાહ, શિલા, ક્ષારોદ, ભોનંદ, મર્દન, મલય, ચિત્રકૂટશિખર અને લંકા એટલા દેશો દક્ષિણદિશામાં તેના રાજ્ય નીચે હતા.[૩૦-૩૯] મહારાજ્ય, સુરાષ્ટ્રક, સિંધુ, સૌવીર, શૂદ્ર, આભીર, દ્રવિડ, કીકટ, સિદ્ધખંડ, કાલિરૂહ, બાહ્લીક, માર્ગણ, વંત, ધૂમ્ર, તુંબક, લાજગણ, ગિરિવાસિ, અબ્ધિતોક અને નિયુત એટલા દેશો અને હેમગિરિ, રૈવતક, જયકચ્છ, તથા મયવર એટલા પર્વતો નૈઋત ખુણામાં તેના રાજ્ય તળે હતા. પર્વતોમાં

યવન લોકોજ રહેતા હતા.[૪૦-૪૩] હવે વિદૂરથરાજાના શત્રુ સિંધુરાજના રાજ્ય નીચે જે દેશો હતા તેઓનાં નામો કહું છું તે સાંભળો. મણિમાન્, કુરાર્પણ, વન, અર્કટ, મેઘભવ, ચક્રવાન્, અસ્તાચળ, મોતીમય તથા મણિમય પૃથ્વીવાળો મહેંદ્ર, અને સેંકડો ન્હાના પર્વતોથી સંયુક્ત રથાશ્વ એટલા મ્હોટા પર્વતો અને દર્ભના તથા બ્રાહ્મણોના કાળરૂપ પંચજન, ભારક્ષતથ, પારક, શાંતિક, શૈબ્ય, રમરક, યાચ્છ, ગુહુત્વ, નિયમ, હૈહય, સુહ્ય, ગાય, તાજિક, હૂણક, દક્ષિણના તથા ઉત્તરના કતક દેશના પડખાના બેકર્ક, ગિરિપર્ણ તથા અવમ એટલા દેશો પશ્ચિમદિશામાં તેના રાજ્ય તળે હતા. પશ્ચિમદિશાના એ ઘણાખરા દેશો ધર્મની મર્યાદાઓથી રહિત અને મ્લેચ્છ જાતિના નિવાસરૂપજ હતા.[૪૪-૪૮] સઘળા દેશો પછી માણસો વગરની બસો યોજનની પૃથ્વી અને તે પછી ઉપર કહેલા 'મહેંદ્ર' અને 'રથાશ્વ' નામના બે પર્વતો હતા. એ પર્વતો પછી ભયંકર મહાસમુદ્ર હતો અને તે સમુદ્રને કિનારે 'પારિયાત્ર' નામનો પર્વત હતો. એ પણ સઘળું એ રાજ્યની નીચેજ હતું.[૪૯-૫૦] ગિરિમતિ, વેણુપતિ, નરપતિ, પલ્ગુણક, માંડવ્ય, અનેકનેત્રક, પુરૂકુંદ, પાર, ભાનુમંડળ, ભાવન, વન્મિલ, નલિન, જેમાં રહેનારાઓના કેશ, અંગો તથા બાહુઓ લાંબા થાય છે એવો દીર્ઘદેશ, રંગ, સ્તનિક, અન્ય, ગુરૂહ, ચુલુહ અને ગાયોને, બળદોને તથા સંતાનોને ખાઈ જનારી સ્ત્રીઓનો દેશ (સ્ત્રીરાષ્ટ્ર), એટલા દેશો વાયુ ખુણામાં તેના રાજ્ય નીચે હતા. હિમાલય, ક્રૌંચ, મધુમાન, કૈલાસ, વસુમાન, અને મેરૂ એટલા પર્વતો અને મદ્ર, વારેવ, યૌધેય, માલવ, શૂરસેનક, રાજન્ય, અર્જુનાતનય, ત્રિગર્ત, એકપાદ, શૂદ્ર, મવલ, સ્વસ્તવાસી, અબળ, પ્રખળ, શાક, ક્ષેમધૂર્તિ, દશધાન, ગાવસન્ય, દંડ, હન્યસન, ધાનક, સરક, વાટધાન, અંતરદ્વીપ, ગાંધાર, અવંતિ, સુર, તક્ષશિલા, વીલવ, ગોધની, પુષ્કરાવર્તના પેટાનો યશોવતી, નાભિમતી, તિક્ષા, કાલવર, કાહક નગર, સુરભૂતિપુર, રતિકાદર્શ, અંતરાદર્શ, પિંગલ, પાંડવ્ય, યામુન, યાતુધાનક, માનવ, નાંગન, હેમતાલ અને સ્વસ્વમુખ એટલા દેશો ઉત્તરદિશામાં તેના રાજ્ય નીચે હતા. એ દેશો પછી ઉપર કહેલા હિમાલય, વસુમાન, ક્રૌંચ અને કૈલાસ એ ચાર પર્વતો હતા.[૫૧-૬૨] અને તે પછી માણસોવગરની આઠ હજાર યોજનની પૃથ્વી હતી. કાલુત, બ્રહ્મપુત્ર, કુણિંદ, ખદિન, માલવ, રંધ્રરાજ્ય, વન, રાષ્ટ્ર, કેડવસ્ત, સિંહપુત્ર, વામન, સાવાકન્ય, અપલ, વહ, કાશ્મિર, દરદ, અભિસાસદ, જાર્વાક, પલોલ, કુવિ, કૌતુક, કિરાત, યામુપાત અને દીન એટલા દેશો ઈશાન ખુણામાં તેના રાજ્ય નીચે હતા. તે પછી એ દિશામાં સોનાની પૃથ્વી, તે પછી ઘણી શોભાવાળી દેવસ્થળના ઉપવનની પૃથ્વી, તે પછી વિશ્વાવસુનું ઉત્તમ મંદિર, તે પછી કૈલાસની પૃથ્વી, અને તે પછી વિદ્યાધરોનાં તથા દેવતાઓનાં વિમાનજેવી પૃથ્વીવાળો 'મંજુવન' નામનો પર્વત હતો.[૬૩-૬૭]

**देवस्थलोपवनभूस्तदनूदितश्रीर्विश्वावसोस्तदनु मंदिरमुत्तमं च ।**
**कैलासभूस्तदनु मंजुवनश्च शैलो विद्याधराम विमानसमानभूमिः ॥ ६७ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'જનપદવર્ણન' નામનો છત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૬.**

## सर्ग ३७ मो* દ્વંદ્વયુદ્ધમાં જય-પરાજય

**वसिष्ठ उवाच । रणे रभसनिर्लूननरवारणदारुणे ।**
**अहं पूर्वमहं पूर्वमिति द्वंदानुपातिनि ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:-જેમ અગ્નિમાં પ્રયત્નથી પેસતા પતંગીયાઓ ભસ્મ થઇ જાય છે, તેમ એ યુદ્ધ કે જેમાં માણસો તથા હાથીઓ તુરતાતુરત કપાઇ જવાથી દારૂણતા જામી રહી હતી અને યોદ્ધાઓ 'હું પહેલાં જઇશ હું પહેલાં જઈશ' એમ બોલીને સૈન્યો ઉપર તૂટી પડતા હતા તેમાં પ્રયત્નથી પેઠેલા ઉપર કહેલા દેશોવાળાઓ અને બીજાઓ પણ ભસ્મ થઇ ગયા[૧.૨] આ યુદ્ધમાં વિદૂરથરાજાના પક્ષમાં મધ્યદેશની અંદરના બીજા પણ કેટલાએક દેશોના રહેવાસીઓ હતા. એઓનાં નામો મ્હેં તમને કહ્યાં નથી માટે કહું છું. સાંભળો.[૩] તદ્દેહિક, શૂરસેન, ગુડ, અશ્વધ, નાયક, ઉત્તમજ્યોતિ, ભદ્ર, મદ્ર, મધ્યમિક આદિ,[૪] સાલૂ, કાંકોઘ, માલાસ્ય, દૌર્જેય, પિપ્પલાયન, માંડવ્ય, પાંડુનગર, સૌગ્રીવાઘ, ગુરૂગ્રહ,[૫] પારિયાત્ર, કુરાષ્ટ્ર, યામુન, ઉદુંબર, રાજ્યાક્ષ, ઉજ્જિહાન, કાલકોટિક, માથુર,[૬] પાંચાલ, ધર્મારણ્ય, ઉત્તર-દક્ષિણ, પાંચાલક, કુરૂક્ષેત્ર અને સારસ્વત ઈત્યાદિ દેશોના ઘણા ઘણા લોકો વિદૂરથરાજાના સૈન્યમાં હતા.[૭] કુંતિદેશના અને પાંચનદ દેશના લોકોએ ફેંકેલાં શસ્ત્રોથી ભાગી જતી અને ધ્રૂજતી અવંતિદેશના રથોની પંક્તિ ભેરવજવના ખાડામાં પડીને નાશ પામી ગઈ.[૮] વત્સવ-તીના રહેવાસીઓએ કાપી નાખેલા અને ધરતીપર પડેલા કોશબ્રહ્માવસાનના રહેવાસીઓને મદોન્મત્ત હાથીઓએ કચરી નાખ્યા.[૯] જેઓનાં ઉદર અને માથાંઓ શસ્ત્રોથી વીંધાઇ ગયાં હતાં એવા દાસપુરના રહેવાસી લોકોને બાણક્ષિતિના રહેવાસીઓએ એક યોજન સુધી પછ-વાડે દોડી દબાવીને પાણીના ધ્રોમાં ડૂબાવી દીધા.[૧૦] ઉદર ફાટી જવાથી નીકળી પડેલાં આંતરડાંઓવડે વીંટાઇ ગએલા શાંતિકદેશના રહેવાસીઓ જડ થઇને પૃથ્વીપર પડી ગયા અને રાત્રિમાં પિશાચોએ તેઓને ચાવી ખાધા.[૧૧] સંગ્રામરૂપી યજ્ઞમાં દીક્ષા પામેલા અને ભારે સિંહનાદ કરતા ભદ્રગિરિના રહેવાસીઓએ મરગના રહેવાસીઓને પૃથ્વીના જળ ભરેલા ખાડા-ઓમાં કાચબાઓની પેઠે નાખી દીધા.[૧૨] મ્હોટા શત્રુઓને ભગાડનારા છતાં પણ પોતે ભાગેલા અને લોહીછાણ થએલા દંડિકાનગરીના રહેવાસીઓને હૈહય લોકોએ, જેમ પવનો 'વાતપ્રમી' નામનાં હરિણોને દોડાવેછે, તેમ દોડાવ્યા.[૧૩] હાથીઓનાં દંતુશલોથી ભેદાએલા અને શત્રુઓને તોડનારા દરદના રહેવાસીઓને લોહીની મ્હોટી નદી, જેમ ઝાડનાં પાંદડાંઓને તાણી જાય, તેમ તાણી ગઈ.[૧૪] બાણોએ ચાવેલા અને જાજરાં જીવિતોવાળા વૃદ્ધ ચીનાલોકોએ પોતાનાં શરીરોને ભારરૂપ સમજીને સમુદ્રમાં છોડી દીધાં.[૧૫] કર્ણાટકદેશના પ્રબળ યોદ્ધાઓએ ભાલાઓથી ઉડાવેલાં માથાં વગરના થએલા નલદના રહેવાસી શૂર લોકો, જેમ પ્રાતઃકાળમાં તારાઓ વીખાઈ જાય છે, તેમ વીખાઈ ગયા.[૧૬] મધરોના સમૂહસરખા મ્હોટા મ્હોટા હાથીઓએ વેગથી શસ્ત્રોનો નાશ કરી નાખતાં દાશકના અને શકના રહેવાસી લોકો પરસ્પરના ચોટલાઓ પકડી લડવાનો આરંભ કરીને ગર્જનાઓ કરવા લાગ્યા.[૧૭] પાશના રહેવાસી લોકોએ નાખેલી સાંકળોરૂપ

*આ સાડત્રીસમા સર્ગમાં મધ્યદેશની અંદરના દેશોનાં નામો અને દ્વંદ્વયુદ્ધમાં તે તે દેશના રહે-વાસી લોકોના જય-પરાજય કહેવામાં આવશે.

બાણોથી ભય પામેલા દશાર્ણના રહેવાસી લોકો, જેમ નેતરના મૂળમાં રહેનારાં માછલાં કાદવમાં ખુંચી જાય, તેમ લોહીના કાદવમાં ખુંચી ગયા.[૧૮] રણમાં તંગણદેશના રહેવાસીઓના ઉંચા ખડ્ગોએ અને સેંકડો ખીલાઓએ ગુજરાતના રહેવાસીઓનો નાશ કરીને તેઓની સ્ત્રીઓના કેશોનું મુંડન કરાવ્યું.[૧૯] શસ્ત્રોને ઉંચાં કરી ઉભા રહેલા લોકોના સૈન્યમાંથી બહાર નીકળેલા વીર લોકોનાં શસ્ત્રોની કાંતિઓરૂપ વિજળીઓથી મેઘજેવા લાગતા નિગડદેશના રહેવાસીઓએ, જેમ મેઘ વનો ઉપર ધારાઓની વૃષ્ટિ કરે છે, તેમ ગુહદેશના રહેવાસીઓ ઉપર બાણોની વૃષ્ટિ કરી.[૨૦] જેમ બળદો લીલાં ખડો ઉપર પડે તેમ, શત્રુઓ ભુશુંડીઓના મંડળના પ્રકાશથી કાળા થએલા સૂર્યને ઉત્પાતરૂપ સમજી અત્યંત ત્રાસ પામેલા આભીરદેશના રહેવાસીઓ ઉપર પડ્યા.[૨૧] સુંદર સુવર્ણની પેઠે શોભતી ' તામ્ર ' નામના યવનોની લડતી સેનાને ગૌડદેશના યોદ્ધાએ નખો મારીને અને કેશો ખેંચીનેજ તોડી નાખી.[૨૨] ભાસકદેશના રહેવાસીઓએ તંગણદેશના રહેવાસીઓને યુદ્ધમાં પર્વતોને પણ તોડી નાખે એવાં અને શબ્દ કરતાં અસંખ્યાત ચક્રોથી કાપી તેઓના ટુકડા કંક પક્ષીઓનાં અને ગરંજ પક્ષીઓનાં ટોળાંઓમાં વેરી દીધા[૨૩] ગૌડલોકોના લાકડીઓ ઉડાવવાથી બમણા થએલા ગુડગુડ શબ્દને સાંભળી ગાયોની પેઠે રાંક થએલા ગાંધારદેશના રહેવાસીઓ પણ દ્રવિડના રહેવાસીઓની પેઠે ભાગી ગયા.[૨૪] પર્વતોમાંથી ઉતરતા, આકાશમાં ચાલતા સમુદ્રની પેઠે શોભતા અને કાળાં કપડાંવાળા શકલોકોના સમૂહે ઈરાની લોકોને રાત્રિના ઘાટા અંધકારની ભ્રાંતિ ઉત્પન્ન કરી.[૨૫] ઈરાનીલોકોરૂપી હિમાલયનાં શિખરો ઉપર પડતાં શક ( તાતારી ) લોકોનાં આયુધો, જેનું સ્વચ્છ દૂધ મંદરાચળના ધમાકાથી ઉછળતું હતું એવા ક્ષીરસાગરમાં તે સમયે દેખાતાં મંદરાચળનાં વનોજેવાં શોભવા લાગ્યાં.[૨૬] ધરતીપર ઉભેલા લોકો જે શસ્ત્રોના સમૂહને આકાશમાં ઉછળતા મેઘજેવો દેખતા હતા તે શસ્ત્રોના સમૂહને સ્વર્ગમાં ઉભેલા લોકો સમુદ્રમાં ઉછળતા મ્હોટા તરંગજેવો દેખતા હતા.[૨૭] એ સમયમાં આકાશરૂપી વન ધોળાં છત્રોથી જાણે હજારો ચંદ્રોવાળું થયું હોય, બાણોના સમૂહોથી જાણે તીડોથી વ્યાપ્ત થયું હોય અને સાંગોથી જાણે અવકાશવગરનું થયું હોય એવું જોવામાં આવતું હતું.[૨૮] કેકયદેશના અને કંકદેશના લોકોએ, યુદ્ધના સમયમાં મદિરાપાન કરીને ભારે કોલાહલ કરતા શત્રુઓનાં માથાંઓને આકાશમાં ઉડાવી કંકપક્ષીઓની પાસે ખવરાવી દીધાં.[૨૯] અંગદેશના યોદ્ધાઓએ ઠીકયાટાથીજ કિરાતદેશની સેનાઓરૂપ છોકરીઓના મનોરથનો નાશ કરી નાખીને ભૈરવોની પેઠે ગર્જના કરી.[૩૦] કાશ દેશના લોકોએ કોઇના જાણવામાં ન આવે એવી રીતે માયાથી પક્ષીઓ બની, જેમ ઉગ્રપવનો ધૂળને ઉડાડી દે છે, તેમ પાંખોથી તદ્દેહક દેશના રહેવાસીઓને ઉડાડી દીધા.[૩૧] જેઓએ શત્રુઓને અત્યંત તોડી નાખ્યા એવા નાર્મદદેશના રહેવાસીઓ ઘેલા થઇ જઈ રણમાં પોતાનાં શસ્ત્રોને તથા વસ્ત્રોને ફગાવી નાખી બીજા લોકો હાંસી કરે એવી રીતે નાચવા લાગ્યા, હસવા લાગ્યા અને ગાવા લાગ્યા.[૩૨] જેની ઘુઘરીઓ શબ્દ કરતી હતી એવી સાંગોની વૃષ્ટિ આવતાં તેને સાલ્વદેશના યોદ્ધાઓએ બાણોરૂપ પવનથી ઉડાવીને ઝીણા ઝીણા છાંટાઓજેવી કરી નાખી.[૩૩] ભાલાંઓને ફેરવતા કુંતિદેશના યોદ્ધાઓએ કાપી કચરીને શબરૂપ કરેલા શૈબ્યદેશના યોદ્ધાઓ સ્વર્ગમાં જવાના સમયમાં

વિદ્યાધરોજેવા જોવામાં આવ્યા.[૩૪] પૃથ્વીને દબાવનારી અને ધીરતાવાળી અહીન દેશની સેનાએ પાંડુનગરના લોકોને માત્ર ચાલવાનો સંરંભ દેખાડીનેજ લૂંટી લીધા.[૩૫] જેમ હાથીઓ વૃક્ષોને ભાંગી નાખે, તેમ પાંચનદ દેશના મત્ત યોદ્ધાઓએ, ભાલાઓથી, હાથીઓના દાંતોથી અને વૃક્ષોથી પ્રબળ યુદ્ધ કરનારા તંદેહક દેશના લોકોને ભાગી નાખ્યા.[૩૬] નીપ દેશના યોદ્ધાઓએ ચક્રોથી અને કરવતોથી ઘોડાઓસહિત કાપી નાખેલા અને તેથી ધરતીપર પડેલા બ્રહ્માવત્સનક દેશના યોદ્ધાઓ ધરતીપર પડેલા પ્રફુલ્લિત વૃક્ષોની પેઠે શોભવા લાગ્યા.[૩૭] જઠરદેશના યોદ્ધાઓએ કુવાડાઓથી શ્વેતકાકદેશના મુખ્ય સૈન્યને કાપી નાખ્યું અને પડખામાં ઉભેલા ભદ્રદેશના રાજાએ બાણોરૂપ અગ્નિથી તે જઠરદેશના યોદ્ધાઓને બાળી નાખ્યા.[૩૮] બંધનના સ્તંભો નહિ છતાં પણ કાષ્ઠયોધદેશના સૈન્યમાં બંધાઇ ગએલા મતંગજદેશના યોદ્ધાઓરૂપ બુઢ્ઢા હાથીઓ, જેમ અગ્નિમાં કાષ્ઠો લય પામી જાય, તેમ યુદ્ધમાં લય પામી ગયા.[૩૯] ત્રિગર્તદેશના યોદ્ધાઓએ પકડેલા મિત્રગર્તદેશના યોદ્ધાઓ શરીરના ઉપલા ભાગથી ખડની પેઠે આમતેમ ફરીને જાણે પાતાળના છેડામાં ભાગી જવા માગતા હોય તેમ ઉંધે માથે પડ્યા.[૪૦] જેમ મંદશક્તિવાળા બુઢ્ઢા હાથીઓ કાદવમાં ધુંચી જાય, તેમ મંદશક્તિવાળા વનિલદેશના યોદ્ધાઓ થોડા પવનથી ચલાયમાન થતા સમુદ્રની પેઠે શોભતા માગધદેશના સૈન્યમાં ધુંચી ગયા.[૪૧] જેમ તડકાઓ માર્ગમાં વીખાઈ ગએલાં પુષ્પોના સુકુમારપણાને હરીલે, તેમ ચેદિદેશના યોદ્ધાઓએ રણભૂમિમાં ઉભેલા તંગણદેશના યોદ્ધાઓની ચેતનાને હરી લીધી.[૪૨] પૌરવદેશના યોદ્ધાઓની ગર્જનાને સહન નહિ કરી શકતા અને કાળજેવા પરાક્રમી કોસલદેશના યોદ્ધાઓ પૌરવલોકોએ કરેલી ગદાઓની, પ્રાસોની, બાણોની અને સાંગોની અતિવૃષ્ટિથી કાયર થઇ ગયા.[૪૩] પૌરવલોકોના ભાલાઓથી અંગો કપાઈ જતાં પણ તેથી આશ્ચર્ય નહિ પામતા અને ઘાટા લોહીથી ઉગતા સૂર્યજેવા લાગતા કૌસલલોકો, જેમ પર્વતમાં પરવાળાંનાં વૃક્ષો કંપે, તેમ રણભૂમિમાં કંપવા લાગ્યા.[૪૪] જેમ પવનથી કંપેલાં અને ભ્રમરોના સમૂહોથી વીટાએલાં વાદળાં આકાશમાં ભ્રમણ કરે, તેમ બાણોના ઓઘથી કંપેલા અને મ્હોટાં મ્હોટાં શસ્ત્રોથી વીટાએલા કોસલલોકો યુદ્ધભૂમિમાં ભ્રમણ કરવા લાગ્યા.[૪૫] એ લોકોના ગર્જના કરતા હાથીઓ કે જેઓ બાણોરૂપી ધારાઓને ધરનારા હોવાથી મેઘજેવા લાગતા હતા, બાણોરૂપી ઉનથી પૂર્ણ હોવાને લીધે ઘેટાઓજેવા લાગતા હતા અને બાણોરૂપી પાંદડાંથી વીટાવાને લીધે વૃક્ષોજેવા લાગતા હતા તેઓ ધુમરીઓ ફરવા લાગ્યા.[૪૬] 'વનરાજ્ય' નામના દેશના રહેવાસી લોકોરૂપી જરાથી જીર્ણ થએલા 'કંદ્રાકસ્થળ' નામના દેશના પ્રાણીઓ અત્યંત ખેંચાવાને લીધે કાચા તાંતણાઓની પેઠે તૂટી ગયા.[૪૭] લોહીના ખાડાઓમાં રથોનાં પૈડાં ધુંચીજતાં તે રથો ઉપર ઘણા ઘણા લોકો, જેમ વાદળાંઓ વનના પહાડો ઉપર તૂટી પડે, તેમ તૂટી પડવા લાગ્યા.[૪૮] શાલદેશના અને તાલદેશના અનેક યોદ્ધાઓ ઘણા લોકોનો સમુદાય મળવાથી વનસમાન થએલી રણભૂમિમાં હસ્તો કપાઇ જવાનેલીધે તાડજેવા અને મસ્તકો કપાઇ પડવાનેલીધે ઠુંઠાના સમુદાયજેવા દેખાવા લાગ્યા.[૪૯] મત્ત યૌવનવાળી અને ઉત્તમ વીરપુરૂષોને પ્રાપ્ત થએલી નંદનવનની અપ્સરાઓ આનંદથી મેરૂપર્વતનાં વનોમાં અને ઉપવનોમાં ગાયન કરવા લાગી.[૫૦] આનંદના ઉંચા શબ્દો કરતું સૈન્યરૂપી વન ત્યાંસુધીજ શોભા

પામ્યું કે જ્યાંસુધી તેમાં સામા પક્ષરૂપ પ્રલયકાળના અગ્નિની જ્વાળા પહોંચી ન હતી.[૫૧] પિશાચોની પેઠે અનેક રૂપો ધરનારા કામરૂપ આદિ દેશોના રહેવાસીઓની સાથે રણમાં ભેટેલા, કપાઇ ગયેલા અને તેઓનાં ભૂતોએ જેઓનાં શસ્ત્રો હરી લીધાં એવા દશાર્ણ દેશના યોદ્ધાઓ જેમ વાછડાઓ ન્હાના છોડવાઓને પાડીને ભાગી જાય, તેમ આડા ઉભેલા કર્ણદેશના યોદ્ધાઓને પાડીને ભાગી ગયા.[૫૨] 'તાંજિગીષવન' નામના દેશના યોદ્ધાઓના સામર્થ્યથી જેઓના ધણીનો નાશ થઇ ગયો હતો એવા કાસિદેશના યોદ્ધાઓ, જેમ ગ્રીષ્મ-ઋતુના સામર્થ્યથી કમળો કાંતિરહિત થઈ જાય, તેમ કાંતિરહિત થઈ ગયા.[૫૩] મેસલ દેશના યોદ્ધાઓએ તુષાકદેશના યોદ્ધાઓને બાણોથી, સાંગોથી, તરવારોથી અને મુદ્-ગરોથી ઢાંકી દીધા. નરકદેશના યોદ્ધાઓએ કટકચ્છલનદેશના યોદ્ધાઓને એવા માર્યા કે તેઓ નાસીજ ગયા.[૫૪] પ્રસ્થવાસ દેશના યોદ્ધાઓએ રણભૂમિમાં ઉભા રહીને ઘેરી લીધેલા કૌંતક્ષેત્ર દેશના યોદ્ધાઓ, ખળપુરૂષોએ દબાવેલા ગુણોની પેઠે અત્યંત અશક્ત થઇ ગયા.[૫૫] જેમ કમળોને વીણનારા પુરૂષો સરોવરમાંથી કમળોને હસ્તોથી તોડીને તુરત નાસી જાય, તેમ દ્વિપિ દેશના યોદ્ધાઓ બાહુધાનદેશના યોદ્ધાઓનાં માથાંઓને ક્ષણમાત્રમાં ભાલાઓથી કાપી લઇને તુરત નાસી ગયા.[૫૬] સરસ્વતીને કિનારે રહેનારા સુભટો સાયંકાળ-પર્યંત યુદ્ધ કર્યા છતાં પણ જેમ ઉત્તમ પંડિતો આખા દિવસ સુધી વાદનો શાસ્ત્રાર્થ ચલાવ્યા છતાં પણ ગભરાઈ જાય નહિ અને હારે પણ નહિ, તેમ ગભરાયા પણ નહિ અને હાર્યા પણ નહિ.[૫૭] ખર્વગ દેશના ક્ષુદ્ર યોદ્ધાઓને શત્રુઓએ નસાડ્યા હતા તોપણ તેઓ પાછી લંકાના રાક્ષસોની સહાયતા મળવાથી, જેમ ઠરી જવા આવેલા અગ્નિઓ પાછાં લાકડાં મળવાથી પરમ તેજ પામે, તેમ પરમ તેજ પામ્યા.[૫૮] હે રામ ! એ મ્હોટા યુદ્ધનું સંપૂર્ણ વર્ણન કર-વાને બેહજાર જીભોવાળા શેષનાગ પણ સમર્થ નથી ત્યારે હું કે જે એક જીભવાળો છું તેનાથી તો કેટલુંજ વર્ણન કરી શકાય.[૫૯] **कियदाख्यायत एतज्जिह्वानिचयैः किलालमाकुलितः । वा[illegible]किरापि वर्णयि[illegible] न समर्थो रणवरं राम ॥ ५९ ॥**

**શ્રી૦ યો૦ મ૦ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'યોધજયપરાજયવર્ણન' નામનો સાડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૮ મો* યુદ્ધથી નિવૃત્ત થતી સેના અને રણભૂમિનું વર્ણન

**वासिष्ठ उवाच । एवमत्या[illegible] युद्धे सास्फोट[illegible]यसंकुले ।**
**आ[illegible]त्य तमसा वृद्धे चट. कठिनकंकटे ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–એ પ્રમાણે જીતેલાઓના સિંહનાદોથી અને હારેલાઓના હાહાકારથી સંકુલ થએલું અતિ પ્રબળ યુદ્ધ ચાલતાં, સૂર્ય રજઆદિના અંધકારથી મંદ થઈ ગયો હતો. શરીરોમાંથી નીકળેલાં રૂધિરોને ઢાંકનારાં બખ્તરોમાંથી રૂધિરો ટપકતાં હતાં. ગોફણોમાંથી યુક્તિપૂર્વક ફેંકાતા પથરાઓની વૃષ્ટિઓ એક સ્થળમાં ઉછળતી હતી અને બીજા સ્થળમાં પડતી હતી. સાયંકાળ સમીપમાં આવવાથી નદીઓમાં કમળોની પંક્તિઓ સંકોચ પામવા લાગી હતી.[૧,૨] બાણોના આગલા ભાગો અને પાછલા ભાગો પરસ્પર મળવાથી ઉડતા અગ્નિના

---

* આ આડત્રીસમા સર્ગમાં સેનાઓના પાછા વળવાનું અને રણભૂમિના બિભત્સપણાનું વર્ણન કરવામાં આવશે.

તણખાઓવાળી બાણોરૂપ નદીઓ ઘણા દૂર સુધી જતી હતી તથા આવતી હતી.[૩] કપાઈને ઉડતાં મસ્તકોરૂપી કમળોવાળી, ચક્રોરૂપી ચકરીઓવાળી અને કાંતિઓરૂપ તરંગોવાળી શસ્ત્રોના સમૂહરૂપ આકાશગંગાઓથી આકાશરૂપ સમુદ્ર પૂર્ણ થઇ રહ્યો હતો.[૪] વાયુના જેવો શબ્દ કરતાં શસ્ત્રોના ધાટા સમૂહો કે જેઓને જોઈ વર્ષાઋતુની ભ્રાંતિથી વાંદરાઓ કામાતુર થઈ જતા હતા તેઓથી સિદ્ધલોકો વચમાં પોતે માર્યા જવાનો પણ શક રાખતા હતા.[૫] આ સમયમાં પોતાનો માત્ર આઠમો ભાગ અવશેષ રહેવાને લીધે તડકો મંદ પડતાં મધુર થયેલો દિવસ, જેમ શસ્ત્રો વાગવાથી વીર ક્ષીણ થઇ જાય, તેમ ક્ષીણ થઈ ગયો[૬] ઘોડાઓ તથા હાથીઓ થાકી ગયા. સૂર્ય મંદ પડવાને લીધે શસ્ત્રોના ચળકાટો મંદ પડી ગયા અને દિવસના પ્રતાપની સાથે સેનાઓનો પ્રતાપ પણ મંદ થઈ ગયો.[૭] આ સમયમાં બન્ને પક્ષના સેનાપતિઓએ મંત્રિઓની સાથે વિચાર કરીને યુદ્ધ બંધ રાખવાનું કહેવા માટે પરસ્પરની પાસે દૂતો મોકલ્યા.[૮] સર્વેનાં યંત્રો, શસ્ત્રો અને પરાક્રમો શ્રમને લીધે મંદ પડી ગયાં હતાં તેથી તે સમયમાં સઘળાઓએ યુદ્ધ બંધ કરવાનું સ્વીકારી લીધું.[૯] પછી બન્ને સેનાઓનો એક એક જણ, જેમ ધ્રુવ ઊંચા સ્થાનકમાં ચડેલ છે, તેમ મ્હોટા રથની ઊંચી ધ્વજાની પાસે કરેલાં ઊંચાં સ્થાનકમાં ચડયો.[૧૦] જેમ રાત્રિ કિરણોથી લાંબા લાગતા ચંદ્રને ફેરવે છે, તેમ એ બન્ને જણાઓએ યુદ્ધ બંધ કરવાની સૂચના કરવાને વાસ્તે સઘળી દિશાઓમાં ધોળાં વસ્ત્રો ફેરવ્યાં. (કપડી કરી.)[૧૧] આ સમયમાં પડછંદાઓથી દિશાઓને વ્યાપ્ત કરનારાં દુંદુભિઓ, જેમ જગત પ્રલયના અગ્નિથી બળી જતાં 'પુષ્કરાવર્તક' નામના મેઘો ગાજવા લાગે છે, તેમ ગાજવા લાગ્યાં.[૧૨] નીચે પડેલાં બાણ આદિ શસ્ત્રોની કાંતિઓ દેવલોકોથી ખાલી થયેલા આકાશમાં, જેમ તળાવમાંથી નદીઓ ચાલે છે, તેમ અપ્રતિબંધ રીતે ચાલવા લાગી.[૧૩] જેમ ભૂકંપ થઈ રહ્યા પછી વનોનું ચલન હલકું પડી જાય અને જેમ વર્ષાઋતુ પૂરી થયા પછી સમુદ્રનું ચલન હલકું પડી જાય, તેમ યોદ્ધાઓના હસ્તોરૂપી વૃક્ષોનું ચલન ધીરે ધીરે હલકું પડી ગયું.[૧૪] જેમ પ્રલયના મહાસમુદ્રમાંથી જળનો સમૂહ પ્રલયના અંતે ચારે દિશાઓમાં નીકળી જવા લાગે છે, તેમ બન્ને સૈન્યો રણભૂમિમાંથી નીકળી જવા લાગ્યાં.[૧૫] જેઓનું ભ્રમણ બંધ પડયું એવાં બન્ને સૈન્યો, જેમ મંદરાચળ નીકળી જતાં ક્ષીર સમુદ્ર સમતા પામ્યો હતો, તેમ ધીરે ધીરે સમતા પામવા લાગ્યાં.[૧૬] રણભૂમિ ક્રમે ક્રમે થોડીવારમાં ખાલી થવાને લીધે પૂતનાના પેટજેવી ભયંકર અને અગસ્ત્યે ખાલી કરેલા સમુદ્રજેવી શૂન્ય થઇ ગઈ.[૧૭] એ રણભૂમિમાં શબોના ગંજના ગંજ પડ્યા હતા. ઘણી ઘણી લોહીની નદીઓ વહી જતી હતી. મુવેલાઓનાં સંબંધીઓ, જેમ વનમાં તમરાંઓ ચીચીઆરી કરે છે, તેમ ચીચીઆરી કરતાં હતાં.[૧૮] ચાલતી લોહીની નદીઓમાં તરંગોની ધુધવાટી જામી રહી હતી. વ્યગ્ર થએલાં જીવતાં માણસોને અધમુવેલાં માણસો ચીસો પાડીને બોલાવતાં હતાં.[૧૯] મુવેલાઓનાં અને અધમુવેલાઓનાં શરીરોમાંથી લોહીના ધોધ નીકળ્યા કરતા હતા. જીવતાં માણસોની પીઠ ઉપર પડેલાં શબો પીઠના ચલનથી હાલવાને લીધે પોતાના જીવનની ભ્રાંતિ ઉપજાવતાં હતાં.[૨૦] મ્હોટા મ્હોટા હાથીઓનાં શબોનાં ગંજ ઉપર મેઘની ભ્રાંતિથી વાદળાંઓ બેસતાં હતાં. ભીંસાએલા રથોના સમૂહો પડેલા હોવાનેલીધે વાયુથી કપાએલા વૃક્ષોવાળાં વનના જેવો દેખાવ

થઈ રહ્યો હતો.[21] ચાલતી લોહીની નદીઓના વેગથી હાથીઓ અને ઘોડાઓ તણાતા જતા હતા. બાણોના, સાંગોના, ઋષ્ટિઓના, મુશલોના, ગદાઓના, પ્રાસોના અને તરવારોના સમૂહથી કેટલીક સાંકડ થઇ રહી હતી.[22] પૃથ્વીના ભાગો પલાણોથી, અંગરખાંઓથી, કમરપટાઓથી અને બખ્તરોથી વ્યાપ્ત થઈ રહ્યા હતા. શબોનાં શરીરો ધ્વજાઓનાં વસ્ત્રોથી અને ચામરરૂપ વસ્ત્રોથી ઢંકાઇ રહ્યાં હતાં.[23] ઊંચી થએલી ફૂણોજેવાં અને ઉઘાડાં મ્હોડાંવાળાં માથાંઓરૂપી કુંજમાં પેસીને પવન ધુધવતો હતો. પલાલસરખા શબોના સમૂહરૂપી શય્યાઓમાં પિશાચો સૂતેલા જોવામાં આવતા હતા.[24] મુકુટોના, હારોના અને બાજુબંધોના પ્રકાશથી હજારો ઇંદ્રિધનુષોના જેવો દેખાવ થઇ રહ્યો હતો. કૂતરાઓ અને શીઆળીઆંઓ પોતાના આગલા પગોવડે આંતરડાંઓની લાંબી અને ધાટી દોરીઓને ખેંચતાં હતાં[25] જેઓના દાંત ઉઘડી ગયા હતા એવા કંઠપ્રાણ થએલાં માણસો લોહીના ક્યારાઓમાં કણુકણતાં હતાં. જીવતાં માણસોરૂપી દેડકાંઓ રૂધિરના કાદવમાં ડૂબી રહ્યાં હતાં.[26] નીકળી પડેલી હજારો આંખ્યો પાઘડીમાં કરેલા રંગના બુટ્ટાઓજેવી લાગતી હતી. ભય ઉપજાવનારી લોહીની સેંકડો નદીઓમાં હસ્તો અને સાથળોરૂપી લાકડાંઓ તણાતાં જતાં હતાં.[27] શોકથી ચીસો પાડતા બંધુઓ મુવેલાં અને અધમુવેલાં માણસોને વીંટાઇને બેઠાં હતાં. બાણ, આયુધ, રથ તથા અશ્વ અને હાથીઓનાં પલાણોથી જમીનનો ખાલી ભાગ પૂરાઇ ગયો હતો.[28] નાચ કરતા કબંધોએ પોતાના બન્ને ભુજદંડોના મંડળથી આકાશને પણ નીચું કરી દીધું હતું. મદ, મેદ અને વસાના ગંધવડે નાસિકાને પીડા થતી હતી અને તેમાંથી રસી નીકળતી હતી.[2] જેઓનાં મ્હોડાં ફાટી ગયાં હતાં એવા અધમુવેલા હાથીઓ અને ઘોડાઓ પોતાના અવશેષ રહેલા જીવનને પછડાઇ પછડાઈને તોડી નાખતા હતા. ચાલતી લોહીની નદીઓના તરંગોરૂપી દાંડીઓ વાગવાથી દુંદુભિઓ શબ્દ કરતાં હતાં.[30] લોહીની સેંકડો નદીઓમાં મરેલા હાથીઓ અને ઘોડાઓરૂપી મઘરો તણાતા જતા હતા. મરી જતાં માણસો પોતાના નાહડામાં આવતા લોહીના પ્રવાહને ફૂત્કારીથી દૂર કરતાં હતાં.[31] થોડા જીવનવાળાં અને જેઓનાં મ્હોડાં તથા નેત્રો બાણોથી પૂરાઈ ગયાં હતાં એવાં માણસો વેદનાથી ચીચીઆરીઓ કરતાં હતાં. ચાલતું લોહી બરલોના અને ચરબીના ગંધવાળા પવનના સ્પર્શનેલીધે ધાટું થવા લાગ્યું હતું.[32] સુંઢોને ઊંચી કરીને પડેલા અધમુવા મ્હોટા મ્હોટા હાથીઓ સુંઢોથી કબંધોને દબાવી દેતા હતા. બેસનારાઓવગરના હાથીઓ અને ઘોડાઓ કૂદી કૂદીને ઊંચા કબંધોને પાડી દેતા હતા.[33] રોતા અને ચીસો પાડતા બંધુઓના હાથોમાંથી શબો પડતાં તેથી લોહીનો પ્રવાહ ઉછળતો હતો. મરીગએલા સ્વામીઓનું આલિંગન કરવા જતી કુલાંગનાઓ આસપાસ પડેલાં શસ્ત્રોથી વીંધાઈને મરી જતી હતી.[34] સેનાવાળાઓએ પોતપોતાના ઉતારાઓમાં જઈ ત્યાંથી, પોતપોતાના બંધુઓનાં શબોને ઉપાડી લાવવા મોકલેલા ઘણા ઘણા ઉતાવળા ખેપીયાઓ શબોને ઉપાડી ઉપાડીને 'આ શબો, કહેલાં માણસોનાં છે કે નહિ' એમ પરીક્ષા કરતા હતા. શબોને લેવા આવેલા યોદ્ધાઓના અનુચરો ઉતાવળનેલીધે બીજાં અધમુવેલાં માણસોને હસ્તોવડે ઉપાડી ઉપાડીને ફગાવતા હતા.[35] લોહીના પ્રવાહોરૂપ સેંકડો નદીઓમાં કેશરૂપી શેવાળ, મ્હોડાંઓરૂપી કમળો અને ચક્રોરૂપી ચકરીઓ જોવામાં આવતાં હતાં. વહ્યાજતા લોહીના મ્હોટા નદોમાં ઊંચાં ઊંચાં મોજાંઓ

ઉછળતાં હતાં.[૩૬] અધમુવેલાં માણસો પોતાનાં અંગોમાં ખુંચી ગએલાં આયુધોને કહાડી નાખવામાં વ્યગ્ર થયાં હતાં. યોદ્ધાઓનું મરણ પરદેશમાં થવાથી બહુજ રૂદન કરતા તેઓના સંબંધીઓ રણભૂમિમાંજ તેઓનાં આભરણોનાં, વસ્ત્રોનાં, ઘોડાઓનાં અને હાથીઓનાં દાન કરી નાખતા હતા.[૩૭] મરવા પડેલા લોકો પુત્રોનાં, મિત્રોનાં, માતાઓનાં અને ઈષ્ટદેવોનાં નામોનું સ્મરણ કરવા લાગ્યા હતા. મર્મસ્થળો કપાઈ ગયાની વેદનાનું વર્ણન હાહા અને હીહી એવા શબ્દોથીજ કરવામાં આવતું હતું.[૩૮] દૈવગતિનેલીધે હલકાઓના હાથથી માર ખાઇને મરવા પડેલા લોકો પોતાનાં પ્રારબ્ધોને ધિક્કાર દેતા હતા. હાથીઓની સાથે લડાઈ કરવામાં અસમર્થ અને હાથીઓની પાસે હતપ્રાય થઇને પડેલા લોકો જીવવાને વાસ્તે દેવતાઓની માનતાઓ કરતા હતા.[૩૯] બીકણ લોકો મરવા પડેલાં માણસોનું પગથી કચરવારૂપ અપમાન કરીને પણ ભાગી જવામાં તત્પર થયા હતા અને તેથી નિઃશંક થઇને લોહીની ચકરીઓવાળાં ભયંકર સ્થાનકોમાં જવાથી પણ અચકાતા ન હતા[૪૦] લોકો મર્મસ્થળોનું છેદન કરનારી બાણો વાગવાની પીડાથી પોતાનાં જન્માંતરનાં પાપોનું અનુમાન કરતા હતા. પિશાચો ભાગતા કબંધોને પકડીને મ્હોડાંઓથી તેઓનું લોહી પીવા લાગ્યા હતા.[૪૧] લોહીની નદીઓમાં તણાતાં ધ્વજો, છત્રો અને ઉત્તમ ચામરો, કમળોજેવાં લાગતાં હતાં. લોહીના નદોમાં સંધ્યાના રંગનાં પ્રતિબિંબ પડવાથી જાણે સઘળી દિશામાં રાતાં કમળો ઉઘડી રહ્યાં હોય એમ લાગતું હતું.[૪૨] રથોરૂપી પર્વતોવાળો અને પૈડાંરૂપી ચકરીઓવાળો લોહીનો સમુદ્ર, જાણે સાત સમુદ્રોથી જૂદો આઠમો સમુદ્ર થયો હોય એવો લાગતો હતો. એ સમુદ્રમાં પતાકાઓરૂપી ફીણના સમૂહો હતા અને સુંદર ચામરોરૂપી પરપોટાઓ હતા.[૪૩] ઉંધા પડેલા રથો, જાણે પૃથ્વીમાં ઉંધાં વળી ગએલાં નગરો હોય એવા અને મ્હોટા વનમાં ઉત્પાતી પવનથી પડી ગએલાં વૃક્ષો હોય એવા લાગતા હતા.[૪૪] સેનાઓએ છોડી દીધેલું એ સ્થળ પ્રલયકાળના અગ્નિથી બળી ગએલા બ્રહ્માંડ-જેવું, અગસ્ત્યમુનિએ સઘળું જળ પીને ખાલી કરેલા સમુદ્રજેવું અને અતિવૃષ્ટિથી માર્યા ગએલા દેશજેવું લાગતું હતું.[૪૫] ભાથાંઓનાં, ભાલાંઓનાં અને ભુશુંડીઓનાં મંડળો વ્યાપી રહ્યાં હતાં. શબોના પુંજો મદોન્મત્ત હાથીઓના જેવા ઊંચા થઈ રહ્યા હતા. તોમરો અને મુદ્ગરો સર્પોજેવાં લાગતાં હતાં.[૪૬] ધરતીમાં ખુચેલાં ભાલાંઓ જાણે પર્વતો ઉપર ઉગેલા તાડો હોય અને જાણે વહેતી લોહીની નદીના કીનારે ઉગેલાં ઊંચાં વૃક્ષો હોય એવાં લાગતાં હતાં.[૪૭] હાથીઓનાં અંગોમાં ખુચેલાં શસ્ત્રોરૂપી વૃક્ષો પોતાનાં કિરણોરૂપ પુષ્પોથી ભરપૂર થયાં હતાં. કાગડાઓએ ખેંચીને ઊંચે લઈ જવાતાં આંતરડાં અને જીભો જાણે આકાશમાં જાળાં જામ્યાં હોય એવાં લાગતાં હતાં.[૪૮] ધરતીમાં ખુચેલાં ઉભાં ભાલાંઓ, જાણે લોહીની નદીઓના કિનારાઓમાં મ્હોટાં વૃક્ષો ઉગ્યાં હોય એવાં લાગતાં હતાં. લોહીના સમૂહોરૂપી સરોવરોમાં ઊંચી રહેલી પતાકાઓ, જાણે કમલિનીઓ ઉગી હોય એવી લાગતી હતી.[૪૯] લોહીના કાદવમાં ખુંચી ગએલા લોકો નીકળવાને વાસ્તે પોતાના સ્નેહીઓને બોલાવતા હતા. બીકણલોકો હાથીઓનાં શબોના સમૂહમાંથી જરાક બહાર નીકળી સૈન્યોના પાછા વળવાનો નિશ્ચય કરતા હતા.[૫૦] જેઓની શાખાઓ શસ્ત્રોથી કપાઇ ગઈ હતી એવાં વૃક્ષો હાથવગરના કબંધોની શંકા ઉપજાવતાં હતાં. લોહીની નદીઓમાં વહ્યાં જતાં પલાણો અને હાથીઓનાં ગંડસ્થળો વહાણોના સમૂહજેવાં જણાતાં હતાં.[૫૧] લોહીના પ્રવાહોમાં તણાતાં

જતાં ધોળાં વસ્ત્રો ફીણના પિંડાઓજેવાં લાગતાં હતાં. રણભૂમિમાં ફરીને ચોકસી કરવાને વાસ્તે રાજાઓએ મોકલેલા ઉતાવળા સેવકલોકો શબોને જૂદાં જૂદાં કરવા લાગ્યા હતા.[૫૨] કબંધોરૂપી નવા દાનવો ચારેબાજુ ઝડપો દેતા હતા. શબોને શોધવાસારૂ આવેલા કેટલાએક સૈન્યના લોકો ઊંચાં અને મ્હોટાં છિદ્રોવાળાં ચક્રોથી ચીરાઇને નાસી જતા હતા.[૫૩] અધમુવેલાં પ્રાણીઓ ભાંભાં તથા ફૂફૂ કરતાં હતાં અને લોહીના પ્રવાહનો શબ્દ પણ ભારે જામી રહ્યો હતો. શિલાઓનાં મ્હોડાંઓમાંથી લોહીની ધારાને પીવા લાગેલા પક્ષીઓ પાંખો ફફડાવીને રજ ઉડાડતા હતા.[૫૪] તાડજેવા ઊંચા વેતાલો તાળીઓ પાડીને તાંડવ મચાવી રહ્યા હતા. ઉંધાવળેલા રથોનાં કાષ્ઠોમાં કેટલાએક સુભટોનાં શરીરો અર્ધોઅર્ધ દબાઈ ગયાં હતાં.[૫૫] જેઓની અંદર પ્રાણ હતા એવાં શરીરોમાંથી નીકળતા લોહીની ગતિથી અપૂર્વ ભયંકરપણું થઈ રહ્યું હતું. જેઓનાં મ્હોડાંઓમાં લોહીનો કાદવ ભરાયો હતો એવા અને કાંઇક જીવતા યોદ્ધાઓ ઉપર બીજા લોકોની દયા ખેંચાતી હતી.[૫૬] કાંઈક જીવતાં માણસો ડોકીઓ ઊંચી કરીને કૂતરાઓને અને કાગડાઓને જોતાં હતાં. એક ભક્ષ્યને ખાવામાં ઉત્સુક થએલાં માંસભક્ષી પ્રાણીઓ પરસ્પરની સાથે લડવાનો કોલાહલ મચાવી રહ્યાં હતાં. કેટલાંએક માંસ-ભક્ષક પ્રાણીઓ એક ભક્ષ્યનેવાસ્તે લડી લડીને મરી જતાં હતાં.[૫૭] મરીગએલા અસંખ્યાત ઘોડાઓ, હાથીઓ, માણસો અને રાજાઓ એઓનાં શરીરોમાંથી તથા કપાઇ ગએલી ઊંટોની ડોકોમાંથી જેમાં લોહીની મ્હોટી નદીઓ ચાલી રહી હતી એવું અને જેની આયુધોરૂપી લતાઓ લોહીરૂપ જળ સીંચાવાનેલીધે આર્દ્ર રહી હતી એવું એ મૃત્યુના બગીચારૂપ રણસ્થળ, જાણે પ્રલયકાળમાં પર્વતોસહિત કચ્ચરઘાણ થઈ ગએલું સઘળું જગત હોય એવું લાગતું હતું.[૫૮]

**वि॰ तासंख्याश्वाद्विरदपुरुषाधीश्वररथप्रकृत्तोष्ट्रग्रीवाप्रसृतरुधिरोद्गारसुसरि॰ ।**
**रणोद्यानं मृत्योस्तदभवदशुष्का॰ धलतं सशैलं कल्पांते जगदिव विपर्यस्तमखिलम् ॥५८॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'આહવવર્ણન' નામનો આડત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૮**

---

## सर्ग ३९ मो* સૂર્યાસ્ત, સંધ્યાકાળ અને રણભૂમિનું બીભત્સ વર્ણન

**वसिष्ठ उवाच । अथ वीर इवारक्तः कालेनास्तमितो रविः ।**
**अस्त्रतेजःपरिम्लानप्रतापोऽब्धौ समुज्झितः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—પછી અસ્ત્રોના તેજથી પ્રતાપની મંદતાને પામેલા અને રાતા થએલા વીરની પેઠે કાળની શક્તિથી પ્રતાપની મંદતાને પામેલા અને રાતા થએલા સૂર્યને કાળે અસ્ત પમાડીને સમુદ્રમાં નાખી દીધો.[૧] આકાશરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થએલી રણની રાતી કાંતિએ સૂર્યનો અસ્ત થતાં આકાશને છોડી દીધું પણ ક્ષણમાત્રમાં સંધ્યાની રાતી કાંતિ આકાશમાં ઉત્પન્ન થઇ.[૨] સઘળી દિશાઓને ઘેરી લેનારા અને તાળીઓ પાડતા વેતાલો પ્રલયના સમુદ્રના પ્રવાહની પેઠે પૃથ્વીમાંથી, પાતાળોમાંથી, આકાશમાંથી અને દિશાઓમાંથી ભેગા થઈ ગયા.[૩] દિવસરૂપી મ્હોટા હાથીનું માથું પ્રૌઢ અંધકારરૂપી તરવારથી ખંડિત થતાં સંધ્યાની

---

*આ ઓગણચાળીસમા સર્ગમાં સૂર્યના અસ્તનું, રાક્ષસોથી તથા વેતાળોથી વ્યાપ્ત થએલી સંધ્યાનું અને રાત્રિમાં અત્યંત બીભત્સ થએલી રણભૂમિનું વર્ણન કરવામાં આવશે.

રતાશરૂપી લોહીથી ખરડાએલાં તારાઓના સમૂહરૂપી મોતીઓ પ્રકટ થવા લાગ્યાં.[૪] મુવેલા-ઓનાં હૃદયોની પેઠે સત્વ (પ્રાણ અને હંસ આદિ પક્ષીઓ)થી રહિત થએલાં અને તમ-(મોહ તથા અંધકાર)થી ઘેરાએલાં સરોવરોમાં ભ્રમરોના ગુંજારવાળાં કમળો સંકોચ પામી ગયાં.[૫] બંધ થએલી પાંખોવાળાં, ક્ષણમાત્રમાં સૂઈ ગએલાં અને નિદ્રાનેલીધે માંડમાંડ ડોકીઓને ઊંચી કરતાં પક્ષીઓ, જેમ શબના અંગોમાં શસ્ત્રો નિશ્ચળ થઈ રહે, તેમ માળાઓમાં નિશ્ચળ થઈ રહ્યાં.[૬] ચંદ્રનો ઉદય સમીપમાં આવવાથી સુંદર દેખાવ દેતી પુષ્પોની પંક્તિઓ, જેમ વીર લોકોના પક્ષોમાં લક્ષ્મીઓ પ્રફુલ્લિત થાય, તેમ લતાઓ આદિમાં પ્રફુલ્લિત થઇ.[૭] સાયંકાળે જેમ રૂધિરથી ઘેરાએલી અને પોતામાં બાણોને રાખનારી રણભૂમિ સંકોચાએલાં મુખવાળી થઇ, તેમ પાણીથી ઘેરાએલી અને પોતામાં ભ્રમરોને રાખનારી કમલિની પણ સંકોચાએલાં કમળોવાળી થઇ.[૮] ઉપર આકાશરૂપી સરોવર તારાઓરૂપી પ્રફુલ્લિત કુમુદોથી શોભવા લાગ્યું અને નીચે પાણીનાં સરોવરો તારાઓસરખાં પ્રફુલ્લિત કુમુદોથી શોભવા લાગ્યાં.[૯] પ્રથમ છૂટાં પડી ગએલાં અને પછી અંધકારમાં ભેગાં થએલાં છતાં પણ પરસ્પરને નહિ ઓળખવાને લીધે પરસ્પરથી ભય પામતાં ભૂતો, જેમ પાળવગરનાં જળો સઘળી દિશાઓમાં ફેલાય, તેમ સઘળી દિશાઓમાં ફેલાયાં.[૧૦] એ સમયે રણભૂમિમાં ઘણાં ઘણાં વેતાલોનાં ટોળાંઓ ગાયન કરવા લાગ્યાં. શબોની ઉપર બેઠેલાં અને શબ્દો કરતાં કંક અને કોકાલઆદિ માંસભક્ષક પક્ષીઓ ક્રીડા કરવા લાગ્યાં.[૧૧] પછી માણસોનાં શબોને કાષ્ઠોની ચિતાઓમાં નાખી સળગાવી દેવામાં આવતાં ચિતાઓની જ્વાળા-ઓથી રણભૂમિ પ્રકાશતા તારાઓવાળા આકાશજેવી જણાવા લાગી. મેદ અને માંસો અગ્નિથી પાકતાં પચપચાટ થવા લાગ્યો.[૧૨] સઘળાં અંગોનાં અસ્થિઓ અગ્નિથી ફાટતાં ચિતાઓમાં ધડાકા થવા લાગ્યા. વેતાલોની સ્ત્રીઓ જેમ જળક્રીડા કરતાં જળમાં તિરોહિત થઇ જાય તેમ અગ્નિઓમાં તિરોહિત થઈ જવા લાગી.[૧૩] કૂતરા, કાગડાઓ, યક્ષો અને વેતાલો ભારે અને ભયંકર કોલાહલ કરવા લાગ્યા. ભૂતોની ઘણી આવજાવ થવાનેલીધે એ ક્ષેત્ર ઉડતા વનજેવું જણાવા લાગ્યું.[૧૪] ડાકણો રૂધિરને, માંસને, વસાને અને મેદને લઇ જવાની ભારે ઉતાવળ કરવા લાગી. પિશાચો લોહીનું, વસાનું અને માંસનું અત્યંત ચર્વણ કરવા લાગતાં તેઓનાં ગલોફાંઓમાંથી તે પદા-ર્થોનો રસ ઝરવા લાગ્યો.[૧૫] વચમાં વચમાં ચિતાઓના અજવાળાથી શબોનાં રૂધિર પ્રકટ દેખાવા લાગ્યાં. પૂતનાઓ મ્હોટા મ્હોટા શબોને પોતાના ખભાઓ ઉપર નાખીને લઈ જવા લાગી.[૧૬] 'કુંભાંડ' નામના પિશાચોનાં મંડળો ભારે તાંડવ કરવા લાગતાં રણભૂમિનો મધ્યભાગ ગાજવા લાગ્યો. શબોનાં મ્હોડાંઓમાં જતી જ્વાળાઓ છમછમ થવા લાગી. મેદની અને રૂધિરની વરાળોથી વાદળાંના જેવો દેખાવ થઈ રહ્યો.[૧૭] વહીજતી લોહીની નદીઓના વેગમાં પગ બોળી રાખવા-નેલીધે ચુડેલો, જાણે ધરતીપર ઉભેલી હોય એમ જણાવા લાગી. શબોને ખેંચવાના સમયમાં વેતાલો ભારે આનંદના શબ્દો કરવા લાગ્યા.[૧૮] વેતાલોનાં બાળકો મરેલા હાથીઓનાં પેટરૂપી પેટીઓમાં સૂઈ રહેવા લાગ્યાં. રાક્ષસો રણભૂમિના એક નકરા પ્રદેશમાં જઇને લોહી પીવાની ક્રીડા કરવા લાગ્યા.[૧૯] મદોન્મત્ત વેતાલો કજીયો કરીને પરસ્પરની સાથે ચિતાઓનાં ઊંબાડી-યાંઓથી લડાઈ કરવા લાગ્યા. ચાલતાં રૂધિરોના અને વસાના મિશ્રગંધવાળો દુષ્ટપવન વાવા લાગ્યો.[૨૦] ચુડેલોની પેટીઓ માંસાદિના ઘણા ભારનેલીધે ચરડ ચરડ થવા લાગી. અર્ધા

પાકેલાં શબોનો સ્વાદ લેવામાં ઉત્સાહવાળા યક્ષો પરસ્પરમાં કજીઆ કરવા લાગ્યા.[૨૧] તુંગ, વંગ, કલિંગ, અંગ અને તંગણ એ દેશોના રહેવાસીઓનાં ઊંચાં શબોઉપર રાત્રિચર પક્ષીઓ ઝડપ દેવા લાગ્યાં. જ્વાળાઓની પાસે ઉભા રહેવાથી પ્રત્યક્ષ દેખાતી ચુડેલો તારા પડવાની શેડોજેવા દાંતો દેખાડીને હસતી હતી.[૨૨] વેતાલ લોકો લોહીની ચીકાશથી પડીજતાં વચમાં ઉભેલી ચુડેલો ખડખડ હસતી હતી. પિશાચ લોકો સમીપમાં આવેલી યોગિનીઓના પ્રૌઢ શબ્દોને સાંભળવા લાગ્યા હતા.[૨૩] પિશાચો ઘણું કરીને ફેલાએલાં આંતરડાંઓના મ્હોટા તાર કરીને બજાવવા લાગ્યા હતા. અધમુવેલાં અભાગીઆં માણસો પિશાચોને જોઈ તેઓની વાસના ઠસી જવાથી પિશાચ થઇ જતાં હતાં.[૨૪] અધમુવેલા ઉત્તમ યોદ્ધાઓ પણ ચુડેલોને જોઇને અપૂર્વ ત્રાસ પામતા હતા. કોઇ સ્થળમાં વેતાલોની અને રાક્ષસોની ભીડ થવાથી ચુડેલોનો કલ્યાણોત્સવ અપૂર્ણ રહેતો હતો.[૨૫] ડાકણોના ખભાઓ ઉપરથી પડીજતાં શબોના ધબકારાથી રાક્ષસો પણ ત્રાસ પામતા હતા. ભૂતલોકોએ ભેગી કરેલી માંસાદિક ભરવાની પેટીઓથી આકાશમાં સાંકડ થઈ રહી હતી.[૨૬] મરીજતાં માણસોનાં માંસોને પણ પિશાચો ઘણા પ્રયત્નથી લઇ જતા હતા. પોતાનાં ભક્ષ્યોની ઇચ્છા કરતાં પોતાના પક્ષનાં ટોળાંઓમાં પિશાચો શબોના ગંજોને ફેંકતા હતા.[૨૭] ફ્યાવડીઓનાં મ્હોડાંઓમાંથી નીકળતી અગ્નિની જ્વાળાઓનો સ્પર્શ થવાથી મૂર્છા મટીજતાં ઉઠી ઉઠીને ઠેકવા લાગેલાં અને લોહીથી ખરડાએલાં માણસોથી એ સ્થળમાં જાણે આસોપાલવનાં નવાં પુષ્પોના ગુચ્છો ઉડતા હોય એમ લાગતું હતું.[૨૮] વેતાલોનાં બાળકો કબંધોનાં કપાઈ પડેલાં માથાંઓથી રમવામાં વ્યગ્ર થયાં હતાં. યક્ષો, રાક્ષસો અને પિશાચ આદિ લોકો પ્રકાશનેવાસ્તે ચિતાઓનાં ઊબાડીયાંઓને આકાશમાં ઉપાડી જતા હતા.[૨૯] આકાશના ભાગોરૂપ પર્વતોમાં, તેઓના નિકુંજોમાં અને તેઓની ગુફાઓમાં પિંડાની પેઠે એકઠા થએલા અંધકારથી જેમાં ઘાટાં વાદળાંઓના જેવો દેખાવ થઇ રહ્યો હતો એવું એ રણક્ષેત્ર ચપળ ભૂતોના વેગથી વ્યાકુળ થએલા અને જેમાં લોકોને તથા તેઓના સરસામાનોને પ્રલયનો વાયુ ઉડાવી દેતો હોય એવા બ્રહ્માંડના ગર્ભજેવું લાગતું હતું.[૩૦]

आक[illegible]भूधरानकुंज[illegible]हांतरालपिंड[illegible]बुदपांठ[illegible]रम् ।
व्यालोलभूतरभसा[illegible]लकल[illegible]वातव्याधूतलोकक[illegible]कांडकपेटकल्पम् ॥ ३० ॥

શ્રી૦ યો૦ મ૦ઉ૦ લી૦ 'નિશાચરાકુલરાત્રિરણાંગણવર્ણન' નામનો ઓગણચાળીસમો સર્ગ સંપૂર્ણ. ૩૯

## सर्ग ४० मो* સૂક્ષ્મદેહનું નિરૂપણ

वसिष्ठ उवाच । एवं निशाचराचारचि[illegible]घोरे [illegible]ांगण ।
अ[illegible]नाव जनाचारे स्थिते यामावरा[illegible]ते ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે રણક્ષેત્ર પિશાચ આદિના સંચારને લીધે લાંબા સમય સુધી ભયંકર થઈ રહ્યું હતું. જેમ માણસો દિવસમાં પોતાની ક્રિયાઓ કરે છે, તેમ યમના દૂતો અને પિશાચ આદિ અધમ લોકો રાત્રિએ પોતાની ક્રિયાઓ કરતા હતા.[૧] જેમાં હાથથી લઇ

* આ ચાળીસમા સર્ગમાં વિદૂરથ રાજા મરી જતાં લીલાએ અને સરસ્વતીએ તેના ઘરમાં પ્રવેશ કર્યાની કથા કહેવાશે અને સૂક્ષ્મદેહના તત્ત્વનું નિરૂપણ કરવામાં આવશે.

શકાય એવા અંધકારના પિંડોરૂપી ભીંતો હતી એવા રાત્રિરૂપ ઘરમાં જોઈતાં ભક્ષ્યો મળવાને લીધે સંતુષ્ટ થઇને નાચતાં ભૂતો પોતાનાં વસ્ત્રોની પણ સંભાળ નહિ રાખતાં હતાં.[૨] આ સમયે નગર કે જે અંધારાથી વ્યાપ્ત, લોકોના શબ્દોથી રહિત અને ઉંઘી ગએલાં સર્વે પ્રાણીઓવાળું હતું તેમાં મ્હોટા મનવાળો લીલાનો પતિ વિદૂરથરાજા પોતાના મનમાં કાંઇક ખેદજેવું દેખાડી વિચારમાં વિચિક્ષણતા ધરાવનારા મંત્રીઓની સાથે તુરત પ્રાતઃકાળના કૃત્યનો વિચાર કરી લઇ ચંદ્રના ગર્ભસરખા અને ઠંડાં સ્થાનકોવાળા પોતાના સુંદર ઘરમાં લાંબા ચંદ્રના જેવા આકારવાળા અને હિમની પેઠે શીતળતાવાળા શયનમાં સૂતો, આંખ્યો મીંચી ગયો અને જરા વારમાં ઉંઘી ગયો.[૩-૫] એ સમયમાં લીલા અને સરસ્વતી એ બન્ને સ્ત્રીઓ આકાશને છોડી દઈ, જેમ વાયુની રેખાઓ કમળની કળીમાં પેસી જાય, તેમ સૂક્ષ્મ છિદ્રોમાંથી તે ઘરની અંદર પેસી ગઇ.[૬]

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભાષણ કરનારાઓમાં ઉત્તમ! હે સઘળી શક્તિઓવાળા! એઓનું ચારહાથનું સ્થૂળ શરીર તાંતણા જેવા ઝીણા છિદ્રમાંથી તુરત કેમ પેસી શક્યું.[૭]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જેને 'હું આધિભૌતિક દેહ છું' એવી ભ્રાંતિ હોય તે ધણી ઝીણાં છિદ્રોમાંથી જઇ શકે નહિ.[૮] 'મને આણે રોકી રાખ્યો છે અને હું અહિં સમાઇ શકું નહિ' એ રીતે જેને લાંબા કાળથી અનુભવ થતો આવ્યો હોય તે ધણીજ સૂક્ષ્મછિદ્રોમાં નહિ જઈ શકવાનો અનુભવ કરે છે.[૯] પણ જેણે 'હું સ્થૂળ દેહરૂપ નથી અને તેથી સર્વ સ્થળમાં જઇ શકું છું' એવો લાંબા કાળથી અનુભવ કર્યો હોય તે ધણી ચૈતન્યની તેવી શક્તિવાળો હોવાનેલીધે પાછળથી સ્થૂળ દેહને લગતી રોકાઇ રહેવાઆદિ ક્રિયાઓવાળો કેમજ થાય?[૧૦] અધિષ્ઠાન ચૈતન્યની શક્તિ પ્રથમથી જેવી રીતે પ્રવર્તિ હોય તેવીને તેવી રહે છે. જેમ કે ચૈતન્યની જળરૂપ થએલી શક્તિ ઊંચી આવતી નથી અને અગ્નિરૂપ થએલી શક્તિ નીચે જતી નથી.[૧૧] જેમ છાયામાં બેઠેલાને ગરમીનો અનુભવ થતો નથી, તેમ સંકલ્પમય થએલાને સ્થૂળદેહસંબંધી પ્રતિરોધ આદિ ક્રિયાઓનો અનુભવ થતો નથી.[૧૨] અધિષ્ઠાન ચૈતન્યનો જે આકારે વિવર્ત થયો હોય તે આકારનેજ ચિત્ત અનુસર્યા કરે છે અને અધિષ્ઠાન ચૈતન્ય પણ એજ આકારે રહે છે. એ આકારમાં ફેરફાર કરીને બીજો આકાર આપવો હોય તો યોગના અને જ્ઞાનના અભ્યાસ આદિ મ્હોટા પ્રયત્ન કરવાની જરૂર પડે છે.[૧૩] જેમ કે રજ્જુનો સર્પના આકારે થએલો વિવર્ત, બળાત્કારથી રજ્જુના તત્ત્વનો નિર્ણય કરવામાં આવે ત્યારેજ બદલાય છે અને તે નિર્ણય ન કરવામાં આવે તો જેવો હોય તેવો ને તેવો રહે છે.[૧૪] જેમ ચિત્ત અધિષ્ઠાનના વિવર્તને અનુસરે છે તેમ ક્રિયાઓ ચિત્તને અનુસરે છે એ વાત બાળકો પણ સમજી શકે એવી છે અને તે વાતનો કોને અનુભવ થયો નથી?[૧૫] સ્વપ્નનો અથવા સંકલ્પનો જે પુરૂષ આકારવાળાજેવો દેખાય છે પણ વાસ્તવિક રીતે નિરાકાર છે તે પુરૂષ શી રીતે રોકાય અને કોણથી રોકાય?[૧૬] વાસ્તવિક રીતે સર્વ સ્થળોમાં સર્વનાં શરીરો ચિત્તમાત્રજ છે પણ કોઈ માણસને હૃદયમાં તેવા પ્રકારનું જ્ઞાન થાય તો તે અનુભવમાં આવે છે.[૧૭] સૃષ્ટિના આરંભમાં અવિદ્યાથી ઉત્પન્ન થએલા ચિત્તનો સ્વભાવજ એવો છે કે તે જે રૂપે અસ્ત પામવા કે જે રૂપે ઉદય પામવા ધારે તે રૂપે થઇ શકે છે અને પાછળથી લાંબા કાળનો પરિચય થતાં એક પ્રકારના દૃઢ અભ્યાસને પકડી બેસે છે.[૧૮]

ચિત્ત અને સાક્ષી એઓ અધિષ્ઠાનથી ભિન્ન છેજ નહિ. કારણ કે એઓની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જૂદી નથી. એ ચિત્તરૂપી શરીર વાસનાઓને અનુસરીને જયાં જવાની કે જે આકારે થવાની ઈચ્છા કરે ત્યાં જઇ શકે છે અને તે આકારે થઈ શકે છે.[૧૯-૨૦] એ ચિત્ત ત્રસરેણુની અંદર રહી શકે છે, આકાશના ગર્ભમાં વસી શકે છે, અંકુરના કોશમાં પેસી શકે છે, પાંદડામાં રસરૂપ થઈ શકે છે,[૨૧] જળમાં તરંગરૂપ થઈ શકે છે, શિલાની અંદર નાચી શકે છે, મેઘ થઇને વરસી શકે છે, શિલા થઇને સ્થિર રહી શકે છે,[૨૨] ઈચ્છા પ્રમાણે આકાશમાં જઇ શકે છે, પર્વતોના ગર્ભમાં પણ જઇ શકે છે અને જેની અંદર પોલાણજ નથી એવા પરમાણુરૂપ પણ થઈ શકે છે.[૨૩] એ ચિત્ત દેહની અંદર તથા બહાર પણ આકાશપર્યંત પહોંચેલાં શિખરોવાળા, વનરૂપી રોમાંચોને ધરનારા અને પૃથ્વીને ધરી રાખનારા દૃઢ પર્વતરૂપ પણ થઈ શકે છે.[૨૪] એ ચિત્તજ આકાશરૂપ થાય છે અને, જેમ સમુદ્ર પોતાનામાં પોતાનાથી અભિન્ન ચકરીઓની રચનાઓને ધરે છે, તેમ પોતાનામાં પોતાનાથી અભિન્ન કરોડો બ્રહ્માંડોને ધરે છે.[૨૫] સૃષ્ટિના આરંભમાં વાસનાઓના અનુસારથી જાગ્રત થએલું એ ચિત્ત આકાશરૂપ થાય છે, આકાશરૂપ થઇને અનુક્રમે બ્રહ્માંડરૂપ થાય છે અને બ્રહ્માંડરૂપ થઇને પૂર્વકર્મોને અનુસરતી પ્રવૃત્તિઓ પણ કરે છે.[૨૬] જેમ ઝાંઝવાનું પાણી મિથ્યા છતાં પણ ચિત્તથી ઉદય પામે છે અને જેમ સ્વપ્નમાં 'આ માણસ વાંઝણીનો દીકરો છે' એવો મિથ્યા ભ્રમ ચિત્તથી ઉદય પામે છે તેમ આ સઘળું મિથ્યા બ્રહ્માંડ ચિત્તથી ઉદય પામેલું છે.[૨૭]

રામચંદ્રજી પૂછે છેઃ–ચિત્તજ જગતરૂપ છે કે નથી ? જો ચિત્તજ જગતરૂપ હોય તો પ્રત્યેક પ્રાણીનાં ચિત્ત ભિન્ન ભિન્ન છે માટે ચિત્ત દીઠ જગત પણ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ અને જો જગત ચિત્તથી ભિન્ન હોય તો ચિત્તનો નાશ થયા પછી પણ જગત રહેવું જોઇએ.[૨૮]

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! પ્રત્યેક પ્રાણીનું ચિત્ત જગતને ઉત્પન્ન કરવાની શક્તિવાળું છે અને જેટલાં ચિત્તો છે તેટલીજ જગતરૂપી ભ્રાંતિઓ છે.[૨૯] જગતના અનંત સમૂહો કોઇને નિમેષમાત્રથી ઉદય પામે છે તથા નિમેષમાત્રથી અસ્ત પામે છે અને કોઇને એક એક કલ્પે ઉદય પામે છે તથા એક એક કલ્પે અસ્ત પામે છે. એ વિષે ક્રમ કહું છું તે સાંભળો.[૩૦] હે સૂક્ષ્મબુદ્ધિવાળા ! મરણ આદિરૂપ મૂર્છા કે જે પ્રત્યેક પ્રાણીના અનુભવમાં આવે છે તેને પ્રત્યેકના મહાપ્રલયરૂપ સમજો.[૩૧] મરણના અંતે સર્વે પ્રાણીઓ જાદી જૂદી સૃષ્ટિઓ કરે છે અને સંભ્રમથી પ્રતીત થતા પર્વતના નૃત્યની પેઠે સ્વાભાવિક રીતે પોતાની મિથ્યાભૂત ત્રણ અવસ્થાઓને દેખે છે.[૩૨] પરમાત્માના સમષ્ટિ મનરૂપ હિરણ્યગર્ભ જેમ મહાપ્રલયરૂપ રાત્રિના અંતમાં આ જગતને સજે છે તેમ પ્રત્યેક પ્રાણી પણ પોતાના મરણના અંતમાં જૂદાં જૂદાં જગતને સજે છે.[૩૩]

રામચંદ્રજી પૂછે છેઃ–જેમ મરણ પામ્યા પછી પ્રાણીઓએ કરેલો સર્ગ પૂર્વજન્મની વાસનાથી થતો માનવામાં આવે છે તેમ હિરણ્યગર્ભે કરેલો લાંબા કાળ સુધી રહેનારો સર્ગ પણ તેના પૂર્વજન્મની વાસનાથી થતો માનવો જોઇએ અને જ્યારે એમ હોય ત્યારે હિરણ્યગર્ભ સત્યસંકલ્પ હોવાનેલીધે તેની પૂર્વવાસના પણ સત્ય હોવાથી તેણે કરેલા પ્રપંચને સાચો માનવો જોઈએ.[૩૪]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! મ્હોટા પ્રલયમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ સર્વે અધિકારીઓ વિદેહમુક્તપણું પામે છે, એટલે આ કલ્પના બ્રહ્મા આદિને પૂર્વજન્મની વાસનાઓ રહેવાનો સંભવ નથી. પૂર્વકલ્પનો કોઈ જીવ ઉપાસનાના બળનેલીધે આ કલ્પનો બ્રહ્મા થાય છે માટે તેની પૂર્વજન્મની વાસનાઓ શી રીતે સત્ય સંભવે?[૩૫] આપણે કે જેઓ વ્યષ્ટિજીવ છીએ તેઓ પણ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામીએ છીએ ત્યારે પૂર્વકલ્પના બ્રહ્મા આદિ અધિકારીઓ વિદેહમુક્ત થયાવિના કેમજ રહે.[૩૬] પૂર્વકલ્પમાં જે બીજા જીવો હતા તેઓને મોક્ષ નહિ મળવાથી તેઓની મિથ્યાવાસના આ સર્ગોમાં કારણરૂપ થાય છે. જેમ હિરણ્યગર્ભની સૃષ્ટિ પ્રધાનમાંથી મહત્તત્વ અને મહત્તત્વમાંથી અહંકાર ઈત્યાદિ ક્રમે ઉત્પન્ન થાય છે તેમ જીવોની પ્રત્યેક સૃષ્ટિ પણ એજ અનુક્રમે થાય છે.[૩૭] મરણરૂપ મૂર્છાના અંતે બહાર નહિ સ્પષ્ટ થએલા જીવની પ્રથમ અંદર સ્પષ્ટ થવાજેવી જે સ્થિતિ હોય છે તે પ્રધાન કહેવાય છે કે જેનાં વ્યોમ, પ્રકૃતિ, અવ્યક્ત અને જડાજડ એ નામો પણ કહેવાય છે. એ પ્રધાનજ સૃષ્ટિના આદિ રૂપ છે અને પ્રલયના અંતરૂપ છે.[૩૮-૩૯] એ પ્રધાન જ્યારે સ્પષ્ટ થવામાં ઉન્મુખ થાય છે ત્યારે મહત્તત્વ કહેવાય છે અને સ્પષ્ટ થાય છે ત્યારે અહંકાર કહેવાય છે કે જે અહંકારમાંથી તન્માત્રાઓ, દિશાઓ, કાળ, ક્રિયાઓ અને પંચભૂત ઈત્યાદિકનો ઉદય થાય છે.[૪૦] સ્પષ્ટ થએલા અહંકારની જે સૂક્ષ્મ અવસ્થા છે તે પાંચ ઈંદ્રિયો કહેવાય છે અને તેજ આતિવાહિક ( લિંગ ) દેહ કહેવાય છે કે જે દેહ સ્વપ્નમાં અને જાગ્રતમાં સ્પષ્ટ જણાય છે.[૪૧] એ આતિવાહિક દેહજ લાંબા કાળની પ્રતીતિનેલીધે કલ્પનાથી બાળકની પેઠે પુષ્ટ થતાં સ્થૂળદેહપણાની પ્રતીતિ આપે છે.[૪૨] તે તે દેશના અને તે તે કાળના પદાર્થો કે જેઓ વિશેષે કરી સ્થૂળદેહ ઉપર આધાર રાખે છે તેઓ પણ સ્થૂળદેહની રીતેજ પ્રતીત થાય છે એટલે વાસ્તવિક રીતે ઉત્પન્ન નહિ થયેલા છતાં વાયુનાં ચલનોની પેઠે ઉદય પામ્યા છે.[૪૩] આ સંસારરૂપી મરૂતનો ભ્રમ એ રીતે વૃદ્ધિ પામ્યો છે કે જે ભ્રમ સ્વપ્નની સ્ત્રીના સંગની પેઠે અનુભવમાં આવતાં છતાં પણ મિથ્યા છે.[૪૪] જે જીવ જ્યાં મરે છે તે જીવ તુરત તે સ્થળમાંજ, જાણે સ્થૂળપણાથી રહેતો હોય એવા આ વિસ્તીર્ણ પ્રપંચને દેખે છે.[૪૫] આ પ્રમાણે છે માટે જીવ કે જે ચિદાકાશરૂપ છે તે નવા પ્રતીત થએલા દેહાદિકનેલીધે જન્મેલા જેવો થઇને સ્વચ્છ રૂપમાં રહેતાં છતાંજ 'આ હું છું અને આ જગત છે.' એવા ભ્રમનો અનુભવ કરે છે.[૪૬] એ જગતરૂપી ભ્રમમાં દેવતાઓથી, નગરોથી, પર્વતોથી, સૂર્યથી અને તારાઓના સમૂહથી સુંદરતા જણાય છે. એના અંદરની કેટલીએક કોતરો જરાથી, મરણથી, વિકળતાથી અને વ્યાધિઓથી ભરપૂર છે.[૪૭] એ ભ્રમમાં પ્રતીત થએલા સ્થૂળ તથા સૂક્ષ્મ સ્થાવર—જંગમ પ્રાણીઓ ઈષ્ટ પદાર્થોને મેળવવામાં અને અનિષ્ટ પદાર્થોનું નિવારણ કરવામાં આગ્રહથી ઉદ્યોગ કર્યા કરે છે. સમુદ્રો, પર્વતો, નદીઓ, તેઓના સ્વામીઓ, દિવસો, રાત્રિઓ, કલ્પો, ક્ષણો અને ક્ષયો પણ એમાં છે.[૪૮] 'હું અમુક પિતાથી આ સ્થળમાં જન્મ્યો છું' એવો નિશ્ચય એ ભ્રમમાંજ છે. 'આ મ્હારી મા છે અને આ ધન મ્હારૂં છે' એવી વાસના એમાંજ ઉદય પામે છે.[૪૯] 'મ્હેં આ પુણ્ય કર્યું અને આ પાપ કર્યું' એવી કલ્પના પણ એમાંજ છે. 'હું પ્રથમ બાળક હતો અને હમણાં યુવાન થયો છું' એવી રીતે એ ભ્રમજ હૃદયમાં સ્ફુરે છે.[૫૦] આ પ્રમાણે

આ સંસારરૂપી ઝાડી પ્રત્યેક પ્રાણી દીઠ જૂદી જૂદી ઉદય પામી છે કે જે ઝાડીમાં તારાઓરૂપી પુષ્પો છે, વાંદળાંરૂપી ચંચળ પાંદડાં છે,[૫૧] મનુષ્યોરૂપી મૃગોના સમૂહ ફર્યા કરે છે, દેવતાઓ તથા દૈત્યોરૂપી પક્ષીઓ છે, દિવસોરૂપી પુષ્પોનો પરાગ છે, રાત્રિઓરૂપી ઘાટા કુંજો છે,[૫૨] સમુદ્રોરૂપી ન્હાનાં તળાવો છે, મેરૂ આદિ પર્વતોરૂપી ઢેફાં છે અને ચિત્તોરૂપી કમળકાકડીઓની અંદર તેઓની વૃત્તિઓરૂપ અંકુરો રહેલા છે.[૫૩] આ જીવ જે સ્થળમાં મરે છે તેજ સ્થળમાં ક્ષણમાત્રમાં એ પ્રમાણે સઘળું દેખે છે. આ પ્રમાણે પ્રત્યેક પ્રાણી દીઠ ઉદય પામેલાં બ્રહ્માંડોમાં પર્વતોને, સમુદ્રોને, દેશોને, દ્વીપોને અને જૂદા જૂદા લોકોને જોનારા બ્રહ્માઓ, રૂદ્રો, ઇંદ્રો, દેવતાઓ, વિષ્ણુઓ અને સૂર્યો કરોડો નષ્ટ થઈ ગયા છે. બ્રહ્મમાં દેખાઇ દેખાઇને નષ્ટ થતા જે એવા કરોડો દેખાવો વીતી ગયા છે, વીતશે અને વીતે છે તેઓની સંખ્યા કરવાને કોણ સમર્થ છે ? કોઇ પણ નથી.[૫૪-૫૬] આ પ્રમાણે જગત કે જે ભીંતની પેઠે સ્થૂળ દેખાય છે તે સંકલ્પવિના બીજું કાંઇ છેજ નહિ. જેમ જેમ અંદર વિચાર કરીએ તેમ તેમ જગત ઉડતુંજ જાય છે તે હવે પોતાના અનુભવથી વિચારી જુવો.[૫૭] વિચાર કરતાં જગતને ઉત્પન્ન કરનારૂં જે ચિત્ત છે તે સાક્ષીથી જૂદું પડતું નથી અને જે સાક્ષી છે તે પરબ્રહ્મથી જૂદો પડતો નથી.[૫૮] જેમ પાણીમાં ચકરી વાસ્તવિક રીતે સાચી નથી પણ જે પાણી છે તેજ ચકરી છે, તેમ જગત પણ વાસ્તવિક રીતે સાચું નથી પણ જે દ્રષ્ટા છે તેજ જગત છે.[૫૯] અનાદિ માયારૂપ આકાશમાં મણિના જેવો ચૈતન્યનો જે ચળકાટ છે તેજ ભવિષ્યમાં અનેક નામ–રૂપાત્મક થનારૂં જગત છે અને જે માયા છે તે પણ ચૈતન્યમાં, આકાશમાં ખાડાની પેઠે કલ્પાએલ છે.[૬૦] જગત શબ્દનો અને જીવ શબ્દનો જે અર્થ મ્હારા સમજવામાં છે તે બ્રહ્મજ છે પણ જે તમારા સમજવામાં છે તે મુદ્દલ છેજ નહિ.[૬૧] આ પ્રમાણે છે એટલામાટે લીલા અને સરસ્વતી એઓ સર્વમાં વ્યાપક, પરમાત્માની પેઠે સ્વચ્છ અને સંકલ્પમય શરીરોવાળીજ હતી તેથી તેઓની ગતિ કોઈ પણ સ્થળમાં અટકે એમ ન હતું.[૬૨] સર્વદા ચિદાકાશની અંદર એઓ જે જે સ્થળમાં પોતાનો ઉદય કરવાનું ધારે ત્યાં ત્યાં ધાર્યાપ્રમાણે ઉદય કરી શકે એમ હતું, તેથી વિદૂરથરાજાના ઘરમાં સૂક્ષ્મ છિદ્રોમાંથી તેઓનો પ્રવેશ થયો.[૬૩] ચિદાકાશ સર્વ પ્રદેશોમાં છે અને તેમાં આતિવાહિક કહેવાતો સૂક્ષ્મદેહ જ્ઞાનના પ્રભાવથી ધાર્યાપ્રમાણે વિચરી શકે છે અને, વળી શકે છે તો એ દેહ કેમ રોકાય, શા કારણથી રોકાય અને તેને કોણ રોકી શકે? કહો.[૬૪] **सर्वत्र संभवति चिद्गगनं तदत्र सद्वेदनं लनमामननं विसा[illegible] । तच्चातिवा[illegible]कामह[illegible]रकुडचमेव देहं कथं क इव तं वद किं रुणा[illegible] ॥६४**

**શ્રી૦ યો૦ મ૦:ઉ૦ લીલાના૦ 'સમરસમનંતરસ્મૃત્યનુભવવર્ણન' નામનો ચાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૦**

## सर्ग ४१ मो* રાજાના વંશનું વર્ણન અને સરસ્વતીએ આપેલો આત્મબોધ

**वा[illegible]ष्ठ उवाच । तयोः प्रविष्टयोर्देव्याः पद्मसद्म बभूव तत् ।**
**चंद्रद्वयादयोद्योतधवलोदरसुंदर[illegible] ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–હે રામ ! એ બે દેવીઓ પ્રવેશ કરતાં તે રાજાનું ઘર, જાણે બે ચંદ્રના

* આ એકતાળીસમા સર્ગમાં રાજાએ સૂઈ ઉઠીને લીલાની તથા સરસ્વતીની પૂજા કર્યાની, રાજાની વંશાવળીની, સ્મરણની અને સરસ્વતીએ આપેલા આત્મબોધની કથા કહેવાશે.

ઉદયથી સંયુક્ત થયું હોય તેમ સુંદર શ્વેત પ્રકાશવાળું થયું.[1] એ દેવીઓના પ્રભાવથી એ ઘરમાં કોમળ અને નિર્મળ સુગંધવાળો કલ્પવૃક્ષનાં પુષ્પોનો મંદ મંદ પવન વાવા લાગ્યો અને રાજાવિના બીજા પુરૂષોને તથા બીજી સ્ત્રીઓને ગાઢ નિદ્રા પ્રાપ્ત થઈ.[2] જેમાંથી વ્યાધિ અને વેદનાઓ જતી રહી એવું એ ઘર સૌભાગ્યથી નંદનવનજેવું, વસંતઋતુના સમાગમવાળા વન-જેવું અને પ્રાતઃકાળમાં પ્રફુલ્લિત થએલા કમળજેવું જણાવા લાગ્યું.[3] ચંદ્રસંબંધી અમૃતના ઝરાજેવી શીતળતાવાળા એ બે દેવીઓની શરીરની કાંતિના પૂરોથી આલ્હાદિત થએલો રાજા, જેમ અમૃતનો છંટકાવ થયાથી જાગ્રત થાય, તેમ જાગ્રત થયો[4] બે આસનોપર બેઠેલી અને જાણે મેરૂપર્વતનાં બે શિખરો ઉપર બે ચંદ્ર ઉગ્યા હોય એવી લાગતી એ બે દિવ્ય સ્ત્રીઓને તે રાજાએ દીઠી.[5] મનમાં વિસ્મય પામેલો એ વિદૂરથરાજા જરાવાર વિચાર કરીને, જેમ નારાયણ શેષનાગઉપરથી ઉઠે, તેમ પોતાની શય્યામાંથી ઉઠયો.[6] કંઠમાં પહેરેલા પુષ્પના હાર તથા કેડ ઉપર પહેરેલું વસ્ત્ર નિદ્રાને લીધે જરા ખસી ગયાં હતાં, તેઓને પાછાં યોગ્ય રીતે બાંધી લઈ ઓશીકાંની પાસે પડેલા પુષ્પોના કરંડીઆમાંથી, જેમ કોઇ દાસ પુષ્પોનો ખોબો ભરે, તેમ રાજાએ પુષ્પોનો ખોબો ભર્યો. ખોબો ભરી ધરતીપર પદ્માસનથી બેસી પ્રણામ કરીને બોલ્યો કેઃ "હે જન્મને, દુષ્ટસ્થિતિને તથા ત્રિવિધતાપને મટાડવામાં ચંદ્રની કાંતિઓરૂપ અને બહારના તથા અંદરના અંધકારને મટાડવામાં સૂર્યની કાંતિઓરૂપ દેવીઓ !! જય પામો, જય પામો."[7-9] એ પ્રમાણે બોલીને તે રાજાએ, જેમ પ્રફુલ્લિત થએલું નદીના તીરનું વૃક્ષ બે કમલિનીઓનાં કમળો ઉપર પુષ્પો નાખે, તેમ એ બે દિવ્ય સ્ત્રીઓનાં ચરણો ઉપર પુષ્પાંજલિ નાખી.[10] પછી ઈશ્વરી સરસ્વતીએ લીલાને રાજાના જન્મની વાત સંભળા-વવા સારૂ, પડખામાં સૂતેલા એક મંત્રીને પોતાના સંકલ્પથી જાગ્રત કર્યો.[11] જાગેલો એ મંત્રી એ બે દિવ્ય સ્ત્રીઓને જોઈ, પ્રણામ કરી તેઓનાં ચરણોમાં પુષ્પાંજલિ નાખીને નમ્રતાથી પાસે બેઠો.[12] પછી સરસ્વતીએ રાજાને પૂછ્યું કેઃ "હે રાજા! તું કોણ છે? કોનો પુત્ર છે? અને આ દેશમાં ક્યારે જન્મેલો છે?" એ પ્રશ્ન સાંભળી તે રાજાના મંત્રીએ નીચે પ્રમાણે વાત કરી.[13]

મંત્રી કહે છેઃ—હે દેવીઓ ! હું તમારા આગળ જે કાંઇ બોલી શકું છું તે તમારો જ પ્રભાવ છે. હવે હે દેવીઓ! મ્હારા સ્વામીના જન્મનું વૃત્તાંત કહું છું, તે સાંભળો.[14] ઇક્ષ્વાકુ-રાજાના વંશમાં કમળસરખાં નેત્રવાળો અને પોતાના બાહુની છાયાથી પૃથ્વીનું પાલન કર-નારો શ્રીમાન્ 'કુંદરથ' નામનો રાજા હતો.[15] તેનો ચંદ્ર સરખાં મુખવાળો 'ભદ્રરથ' નામનો પુત્ર હતો. એ ભદ્રરથનો 'વિશ્વરથ,' તેનો 'બૃહદ્રથ,'[16] તેનો 'સિંધુરથ,' તેનો 'શૈલરથ,' તેનો 'કામરથ,' તેનો 'મહારથ,'[17] તેનો 'વિષ્ણુરથ,' અને તેનો 'નભોરથ,' નામનો પુત્ર હતો. જેમ ક્ષીરસાગરને ત્યાં પરિપૂર્ણ નિર્મળ આકૃતિવાળા અને અમૃતથી લોકોને સંતુષ્ટ કરનારા ચંદ્રનો જન્મ થયો હતો, તેમ એ નભોરથરાજાને ત્યાં ઘણાં પુણ્યોના યોગથી, પરિપૂર્ણ નિર્મળ આકૃ-તિવાળા અને સદ્ગુણોથી લોકોને સંતુષ્ટ કરનારા આ અમારા રાજાનો જન્મ થયો છે. આ રાજા 'વિદૂરથ' એ નામથી લોકોમાં પ્રખ્યાત છે.[18,19] જેમ પાર્વતીથી કાર્ત્તિકેયસ્વામીનો જન્મ થયો છે, તેમ 'સુમિત્રા' નામનાં માતાજીના ઉદરથી બીજા કાર્ત્તિકેયસરખા આ રાજાનો જન્મ થયો છે. આ વિદૂરથ દસ વર્ષના થયા ત્યારે એમના પિતા એમને રાજ્ય આપીને વનમાં

ગયા છે.[૨૦] ત્યારથી આ વિદૂરથરાજા ધર્મની રીતિપ્રમાણે ભૂમંડળનું પાલન કરે છે. હે દેવીઓ ! તમો કે જેઓનાં દર્શન લાંબા કાળ સુધી તપ કરવા આદિ સેંકડો દુઃખો વેઠવાથી પણ માંડ પ્રાપ્ત થાય એવાં છે તેઓ આજ અમારો પુણ્યરૂપી વૃક્ષ ફળિત થવાથી અહિં પધાર્યાં છો. આ વિદૂરથરાજાનો વૃત્તાંત એ પ્રમાણે છે,[૨૧-૨૨] અને આ રાજા આજ આપની કૃપા મળવાથી પરમ પવિત્રપણું પામેલ છે.

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે બોલીને મંત્રી ચૂપ રહેતાં અને પૃથ્વીપર પદ્માસન વાળી બેઠેલો વિદૂરથરાજા મ્હોડું નમાવીને હાથ જોડી રહેતાં સરસ્વતીએ 'હે રાજા ! તું વિવેકથી પોતાની મેળેજ ત્હારા પૂર્વજન્મનું સ્મરણ કર.' એમ બોલીને તે રાજાના માથા ઉપર પોતાનો હાથ ફેરવ્યો. સરસ્વતીના હાથનો સ્પર્શ મળતાં તેનું હૃદય ખુલ્લી ગયું અને જીવનું આવરણ કરનારો માયારૂપી અંધકાર દૂર થઇ ગયો. પૂર્વજન્મમાં ચક્રવર્તિપણાનું, લીલારાણીના વિલાસોનું અને છેવટ પોતાનું મરણ થયાનું સઘળું વૃત્તાંત હૃદયમાં પ્રત્યક્ષ જેવું થઇને તેના સ્મરણમાં આવ્યું.[૨૩-૨૬] પોતાનું મરણ થયા પછી લીલાનું વૃત્તાંત અને સરસ્વતીનું વૃત્તાંત કે જે પોતાના અનુભવમાં આવ્યું ન હતું તેનું પણ જ્ઞાન થયું.[૨૭] આ પ્રમાણે પોતાનું સઘળું વૃત્તાંત જાણવામાં આવતાં વિદૂરથરાજાએ, જાણે પોતે સમુદ્રમાં ગળકાં ખાતો હોય એવો થઇને તે દેવીઓને નીચે પ્રમાણે કહ્યું.

વિદૂરથરાજા કહે છેઃ–અહો ! આ સંસારમાં મ્હારા મનની અંદર જે માયાનો વિસ્તાર થયો છે તે અહિં હમણાં તમારી કૃપાથી મ્હારા જાણવામાં આવ્યો. હે દેવીઓ ! આ તે શું, મ્હારૂં મરણ થયાને હજી એકજ દિવસ થયો છે અને અહિં તો મ્હારી અવસ્થા સીત્તેર વર્ષની થઇ છે ! ! ! મને અનેક કાર્યોનું, પૂર્વજન્મના પરદાદાનું,[૨૮,૩૦] બાલ્યાવસ્થાનું, યૌવનનું, મિત્રોનું, બંધુઓનું અને સઘળા સરસામાનોનું સ્મરણ પ્રાપ્ત થયું છે, એ તે શું થયું ?

સરસ્વતી કહે છેઃ–હે રાજા ! તને પૂર્વજન્મમાં 'મરણ' નામની મહામોહરૂપી મૂર્છા પ્રાપ્ત થયા પછી તે સર્ગનું ભાન ટળી જતાં તેજ ઘડીએ તેજ ઘરની અને તેજ આકાશમાં તને આ સર્ગની પ્રતીતિ થઇ છે. ચિદાકાશની અંદર જે પહાડી ગામ છે તે ગામની અંદરના બ્રાહ્મણના ઘરની અંદરના મંડપમાંજ ત્હારો પૂર્વસર્ગ થયો હતો અને તે ત્હારા પૂર્વસર્ગના ઘરના મંડપની અંદરના આકાશમાંજ તને આ સર્ગનો પ્રકાશ થયો છે.[૩૧-૩૩] એ પ્રત્યેક સર્ગોમાં જગત ભિન્ન ભિન્ન થયાં છે. બ્રાહ્મણના ઘરની અંદર મ્હારૂં ભજન કરનારો ત્હારો જીવ રહ્યો છે,[૩૪] ત્યાંજ ત્હારા પૂર્વજન્મનું ભૂમંડળ છે અને તે ભૂમંડળમાં રાજદ્વારના ઘરના મંડપની અંદરજ ત્હારૂં આ સંસારનું મંડળ છે[૩૫] એટલામાટે પદ્મરાજાના સર્ગના મંડપની અંદરજ ત્હારૂં આ ઘણી સમૃદ્ધિઓથી ભરપૂર ઘર છે. આકાશની પેઠે નિર્મળતાવાળા ત્હારા એનાએ ચિત્તમાં આ વર્તમાનકાળના વ્યવહારરૂપી વિસ્તીર્ણ ભ્રમ ભાસમાન થયો છે. "મ્હારો જન્મ ઇક્ષ્વાકુરાજાના કુળમાં થયો છે, મ્હારા અમુક નામના વડીલો થઇ ગયા છે. હું જન્મ્યા પછી દસ વર્ષનો થયો ત્યારે મ્હારો પિતા રાજ્યમાં મ્હારો અભિષેક કરીને સંસારનો ત્યાગ કરીને વનમાં ગયો છે, તે પછી હું દિગ્વિજય કરી રાજ્યને નિષ્કંટક કરીને આ મંત્રિઓની સાથે અને આ પૌરલોકોની સાથે પૃથ્વીનું પાલન કરૂં છું, ધર્મની રીતે પ્રજાઓનું પાલન કરતાં અને અનુક્રમ

પ્રમાણે યજ્ઞની ક્રિયાઓ કરતાં મ્હારી સીત્તેર વર્ષની અવસ્થા થઈ છે, આ શત્રુનું સૈન્ય આવ્યું છે, તેની સાથે દારૂણ યુદ્ધ થયું,[૩૬-૪૧] યુદ્ધ કરીને હું આ ઘરમાં આવીને સૂતો, આ બે દેવીઓ મ્હારા ઘરમાં આવી છે, આ દેવીઓનું હું પૂજન કરૂં છું,[૪૨] દેવતાઓનું પૂજન કરીએ તો તેઓ ધારેલાં ફળ આપે છે, બે દેવીઓમાંની આ એક દેવીએ, જેમ સૂર્યની કાંતિ કમળને પ્રફુલ્લિતપણું આપે છે, તેમ મને પૂર્વજન્મની સ્મૃતિ આપનારૂં જ્ઞાન આપ્યું છે, હવે હું કૃતાર્થ થયો છું, મ્હારા સઘળા સંશયો ટળી ગયા છે,[૪૩,૪૪] સઘળાં દુઃખો શાંત થયાં છે, સુખ પામ્યો છું અને કેવળ પરમ સુખરૂપ થઇને રહ્યો છું" એવા પ્રકારની તને ભારે સંભ્રમોથી ભરેલી મ્હોટી ભ્રાંતિ થઈ છે.[૪૫] અનેક આચારો, અનેક વિહારો અને અમો આદિ દેવતાઓનું દર્શન એ સઘળું તને ભ્રાંતિથીજ પ્રતીત થયું છે. પૂર્વજન્મમાં જે ક્ષણે તું મૃત્યુ પામ્યો તેજ ક્ષણમાં તને પોતાની મેળેજ હૃદયમાં આ પ્રતીતિ ઉદય પામી છે. જેમ નદીનો પ્રવાહ એક ચકરીરૂપ આકારને મૂકીને તુરતજ બીજી ચકરીરૂપ આકારનું ગ્રહણ કરે છે, તેમ ચિત્તનો પ્રવાહ પણ એક વલણને મૂકીને તુરતજ બીજા પ્રકારનું વલણ ગ્રહણ કરે છે.[૪૬,૪૭] જેમ કોઈ સમયે એક ચકરી બીજી ચકરીથી મિશ્રિત પણ પ્રવર્ત્તે છે, તેમ જાગ્રતમાં એક ચકરી બીજી ચકરીરૂપ બીજા જીવોથી મિશ્રિત પણ પ્રવર્ત્તે છે.[૪૮] કોઈ સમયે સ્વપ્ન આદિમાં એકલી પણ પ્રવર્ત્તે છે. તું કે જે ચૈતન્યના પ્રકાશમય છે તેને મરવાના તેજ ક્ષણમાં આ મિથ્યા જાળ પ્રતીત થયું છે. જેમ સ્વપ્નના એક ક્ષણની અંદરજ સો વર્ષની ભ્રાંતિ થાય છે,[૪૯-૫૦] જેમ સંકલ્પની રચનામાં જીવનની અને વળી મરણની ભ્રાંતિ થાય છે, જેમ ગંધર્વનગરમાં ભીંતોની તથા ચિત્ર આદિની પ્રતીતિ થાય છે,[૫૧] જેમ ત્વરાથી વહાણ ચાલતાં વૃક્ષોનું અને પર્વતોનું ચાલવું પ્રતીત થાય છે, જેમ સન્નિપાતમાં પર્વતોનો અપૂર્વ નાચ પ્રતીત થાય છે અને જેમ સ્વપ્નમાં પોતાનું માથું કપાઇ પડવાની મિથ્યા ભ્રાંતિ થાય છે, તેમજ તને આ પ્રૌઢ અને વિસ્તીર્ણ સંસારની ભ્રાંતિ થઈ છે[૫૨-૫૩] તું વાસ્તવિક રીતે કદિ પણ જન્મ્યો નથી અને કદિ પણ મૂવો નથી. તું તો શુદ્ધ વિજ્ઞાનરૂપ છે અને સર્વદા શાંતસ્વરૂપમાંજ રહ્યો છે.[૫૪] તું જે આ સઘળાંને દેખે છે તે કશું દેખતો નથી. તું સદા સર્વાત્મકપણાને લીધે સર્વોત્તમ મણિની પેઠે અને સૂર્યાદિકની પેઠે પોતામાંજ પોતાથી પ્રકાશે છે. વાસ્તવિક રીતે તો ભૂમંડળજ નથી, તું વિદુરથરાજા પણ નથી,[૫૫,૫૬] આ પર્વતો પણ નથી, આ ગામો પણ નથી, આ શત્રુઓ પણ નથી અને આ અમો પણ નથી. પહાડી ગામના રહેવાસી વસિષ્ઠ બ્રાહ્મણના મંડપની અંદરના આકાશમાં લીલાના પતિ પદ્મરાજાના રાજ્યવાળું જગત છે અને મંડપોથી શોભી રહેલી લીલાવાળી રાજધાની પણ ત્યાંજ છે. એ રાજધાનીના મંડપના ગર્ભાકાશમાંજ આ ત્હારૂં જગત છે કે જે જગતની અંદરના આ ઘરમાં હમણાં આપણે બેઠાં છીએ.[૫૭-૫૯] એ સઘળા મંડપોનું જે આકાશ છે તે આકાશ આદિથી રહિત શુદ્ધ બ્રહ્મજ છે. એ મંડપોમાં પૃથ્વી, નગર, વનો, પર્વતો, વાદળાંઓ, નદીઓ કે સમુદ્રો કાંઇ નથી. કેવળ પૂર્ણબ્રહ્મની અંદર મિથ્યા ઘરમાં મિથ્યા લોકો મિથ્યા વિહારજ કરે છે.[૬૦-૬૧] કોઈ રાજાઓ નથી, કોઈ પર્વતો નથી અને જીવો એકબીજાને દેખતા પણ નથી.

વિદૂરથ પૂછે છેઃ—હે દેવી! જો એમ હોય તો આ મ્હારા અનુચર લોકો કે જેઓ જીવે છે તેઓ મ્હારી પેઠે સાચા છે કે નહિ? તમે કહો છો કે 'જગત સ્વપ્નની પેઠે પ્રતીત થાય છે

અને તેમાં જે જીવો છે તેઓ સ્વપ્નના જીવોજેવા છે' તો આ મ્હારા અનુચર લોકો સાચા છે કે નહિ ? તે મને કહો.

સરસ્વતી કહે છેઃ—હે રાજા ! પરમબ્રહ્મને જાણીને જેઓ શુદ્ધ બોધરૂપ અને શુદ્ધ ચૈતન્યરૂપ થએલા છે તેઓની દૃષ્ટિમાં તો આ જગતસંબંધી કાંઇ પણ સાચું નથી. શુદ્ધ બોધસ્વરૂપ બ્રહ્મમાં અવિદ્યાએ કરેલો આ જગતરૂપી ભ્રમ પ્રતીતજ થાય છે. જગતરૂપી ભ્રમનું મિથ્યાપણું જણાયા પછી તે ભ્રમની સત્તા રહેવી કેમજ સંભવે.[૬૨-૬૫] રજ્જુમાં થએલો સર્પરૂપી ભ્રમ શાંત થયા પછી એ ભ્રમની સત્તા કેમજ રહે. આ ઝાંઝવાનું પાણી છે એમ જણાયા પછી તેમાં 'જળ છે' એવી બુદ્ધિ રહેવી કેમજ સંભવે. આ સ્વપ્ન છે એમ જણાયા પછી સ્વપ્નસંબંધી મરણ થવું કેમ સંભવે. જેમ જીવતા માણસને પોતાના સ્વપ્નમાં થતો પોતાના મરણનો ભય મિથ્યા છે, તેમ જાગ્રતમાં થતો પોતાના મરણ આદિનો ભય પણ મિથ્યાજ છે[૬૬.૬૭] હે રાજા ! બોધથી અજ્ઞાનરૂપી વાદળાં ટળી જતાં શરદ્ઋતુના આકાશની શોભાની પેઠે સ્વચ્છ, શુદ્ધ અને પૂર્ણ થએલા અંતઃકરણવાળા અતિપવિત્ર જ્ઞાની પુરૂષની દૃષ્ટિમાં 'આ હું છું અને આ જગત છે—એવા તુચ્છ શબ્દોના અર્થો વાસ્તવિક રીતે રહેતાજ નથી. કારણ કે જગત અને હું એ તો કહેવા માત્ર છે, વાસ્તવિક નથી.[૬૮] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાસારૂ ત્યાંથી ઊઠીને ન્હાવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૬૯] **इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिता जगाम । स्नातुं सभा कृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ६९ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'ભ્રાંતિવિચારવર્ણન' નામનો એકતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૧.**

**વાલ્મીકિનો પાંચમો દિવસ પૂરો થયો.**

## सर्ग ४२ मो* અજ્ઞાનદશામાં સ્વપ્નની સત્યતા

**वसिष्ठ उवाच । यस्त्वबुद्धमतिर्मूढो रूढो न वितते पदे ।**
**वज्रसारमिदं तस्य जगदस्त्यसदेव सत् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—બોધવગરની મતિવાળો જે મૂઢ પુરૂષ પરમપદમાં અત્યંત વ્યુત્પન્ન ન થયો હોય તેને આ જગત મિથ્યા છતાં પણ સત્ય અને વજ્રના જેવી દૃઢતાવાળું લાગે છે.[૧] જેમ બાળકને વેતાલ મરવા સુધીનું દુઃખ આપનાર થાય છે, તેમ મૂઢ બુદ્ધિવાળાને જગત મિથ્યા છતાં પણ સાચું જણાય છે.[૨] જેમ મૃગોને સૂર્યનો તાપજ જળરૂપ દેખાઇને ભ્રાંતિનું કારણ થાય છે, તેમ મૂઢને જગત મિથ્યા છતાં પણ સાચાજેવું લાગે છે.[૩] જેમ પ્રાણીને સ્વપ્નમાં થએલું મરણ મિથ્યા છતાં પણ સત્ય જણાઇને શોક તથા રોવા આદિ ક્રિયાઓ કરાવનાર થાય છે, તેમ મૂઢ બુદ્ધિવાળાઓને જગત મિથ્યા છતાં પણ સત્ય જણાઇને ઘણી ક્રિયાઓ

*આ બેતાળીસમા સર્ગમાં અજ્ઞાનદશામાં સ્વપ્ન પણ સત્ય છે એમ નિરૂપણ કરવામાં આવશે અને છેવટ વરદાન સુધીનો કથાનો ભાગ કહેવામાં આવશે.

કરાવનાર થાય છે.[૪] જેમ સુવર્ણમાં વ્યુત્પન્ન નહિ થએલા પુરૂષને સુવર્ણના કડામાં કડાનીજ બુદ્ધિ હોય છે પણ સુવર્ણની બુદ્ધિ જરા પણ હોતી નથી, તેમ અજ્ઞાની માણસને બ્રહ્મમાં નગરો, ઘરો, પર્વતો, વૃક્ષો, મ્હોટા હાથીઓ અને મ્હોટા સર્પો ઈત્યાદિકના અભિનિવેશવાળી દૃશ્યનીજ બુદ્ધિ હોય છે પણ બ્રહ્મની બુદ્ધિ જરા પણ હોતી નથી.[૫,૬] જેમ દૃષ્ટિના દોષવાળાઓને આકાશમાં મોતીની માળા, મોરપીંછ અને ઝીણા મોવાળાના જેવાં ચકરડાં મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે, તેમ અજ્ઞાનીઓને જગત મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે.[૭] આ જે અહંકાર આદિથી સંયુક્ત જગત છે તે લાંબુ સ્વપ્ન છે એમ સમજો. આ સ્વપ્નમાં પ્રતીત થતા પોતાથી જૂદા પુરૂષો જે કારણથી સત્ય લાગે છે તે કારણ કહું છું, સાંભળો.[૮] શાંત, વાસ્તવિક, સત્ય, પવિત્ર, દૃશ્ય રહિત ચૈતન્યમાત્ર સ્વરૂપવાળું, પરમ નિર્મળ અને પરમ વિસ્તીર્ણ જે બ્રહ્મતત્ત્વ સર્વેનું અધિષ્ઠાન છે તે માયાનેલીધે સર્વવ્યાપક, સર્વ શક્તિઓવાળું, સર્વરૂપ અને સર્વાત્મક થઈ જે જે સ્થળમાં જે જે રીતે આવિર્ભાવ પામે છે તે તે સ્થળમાં તેવી તેવી રીતથીજ રહે છે[૯,૧૦] એમ હોવાથી સ્વપ્નસંબંધી નગરનો દ્રષ્ટા જેઓને તે નગરના રહેવાસી માણસો જાણે છે તેઓ ક્ષણમાત્રમાંજ માણસો થઈ જાય છે[૧૧] દ્રષ્ટાનું જે ચૈતન્ય સ્વરૂપ તે સ્વપ્નને પ્રફુલ્લિત થવાના સ્થાનકરૂપ અતિ સૂક્ષ્મ નાડીના છિદ્રમાં પણ રહ્યું છે તે ચિત્તની વાસનાના અનુસારથી વિવર્ત્ત પામીને 'માણસો છે' એમ જણાય છે.[૧૨] સ્વપ્નમાં તથા જાગ્રતમાં પણ આત્મામાં મનુષ્ય આદિને અધ્યાસ થતાં તે મનુષ્ય આદિમાં આત્માની સત્યતાનો અધ્યાસ થવાથી મનુષ્ય આદિ પદાર્થોને સત્યતા પ્રાપ્ત થાય છે.[૧૩]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુનિ ! સ્વપ્ન કે જેનું શરીર માયામાત્રજ છે તેમાં દેખાતા પુરૂષોને અધિષ્ઠાનની સત્તાથી સાચા નહિ પણ તમામ ખોટાજ માનીયે તો તેમાં શો દોષ આવે છે ? તે કહો.[૧૪]

વસિષ્ઠ કહે છેઃ—સ્વપ્નમાં પ્રતીત થએલા નગરના રહેવાસી પુરૂષો વાસ્તવિક રીતે સત્ય નથી પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે. કારણ કે તેઓ પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. જે પદાર્થ સસલાંના શીંગડાંની પેઠે અત્યંત અસત્ હોય તેની પ્રતીતિ પણ થતી નથી અને સ્વપ્નના પુરૂષોની તો પ્રતીતિ થાય છે માટે તેઓમાં અધિષ્ઠાનની સત્તાથી સત્યપણું છે એ વિષયમાં પ્રત્યક્ષજ મ્હોટું પ્રમાણ છે. બીજું પ્રમાણ શોધવાની કશી જરૂર નથી.[૧૫] સૃષ્ટિના આરંભમાં સ્વપ્નસરખા અનુભવરૂપ જે હિરણ્યગર્ભ છે તેના સંકલ્પથીજ આ જાગ્રતનો પ્રપંચ ઉત્પન્ન થયો છે, માટે જાગ્રતનો પ્રપંચ પણ સ્વપ્નની પેઠે અધિષ્ઠાનની સત્તાથીજ સત્તાવાળો છે.[૧૬] એ પ્રમાણે આ જાગ્રતનો પ્રપંચ પણ એક જાતનું સ્વપ્નજ છે માટે આ પ્રપંચમાં જેવા મ્હારી દૃષ્ટિએ તમે અને બીજાઓ સાચા છો તેવાજ સ્વપ્નમાં સ્વપ્નના દ્રષ્ટાઓની દૃષ્ટિએ સ્વપ્નનાં માણસો સાચાં છે.[૧૭] જો સ્વપ્નમાં દેખાતાં માણસો સાચાં નથી તો સ્વપ્નજેવા આ જાગ્રત પ્રપંચમાં પણ મ્હારા જોવામાં આવતાં માણસો જરા પણ સાચાં નથી.[૧૮] આ સ્વપ્નજેવા સંસારમાં જેમ તમારી દૃષ્ટિએ હું સાચો છું તેમ મ્હારી દૃષ્ટિએ મ્હારા જોવામાં આવતું સઘળું સાચું છે. જાગ્રત તથા સ્વપ્ન બન્ને પરસ્પરથી તુલ્યજ છે; માટે તેઓમાં પ્રતીત થતાં માણસો આદિની સત્યતા એક બીજાની દૃષ્ટિથીજ છે પણ વાસ્તવિક

સત્યતા નથી.[૧૯] જેમ સ્વપ્નમાં તમને પ્રતીત થએલો હું તમારી દૃષ્ટિએ સાચો છું અને સ્વપ્નમાં મને પ્રતીત થએલા તમે મ્હારી દૃષ્ટિએ સાચા છો તેમજ આ જાગ્રતસંબંધી સંસાર કે જે મ્હોટું સ્વપ્ન છે તેમાં પણ તમારી દૃષ્ટિએ હું સાચો છું અને મ્હારી દૃષ્ટિએ તમે સાચા છો. સ્વપ્નોમાં એવોજ ક્રમ હોય છે.[૨૦]

રામચંદ્રજી પૂછે છે:—આ તમારા કહેવા ઉપરથી મ્હારા ધારવામાં એમ આવ્યું છે કે "સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રાથી રહિત થઈ જાય તોપણ સ્વપ્નમાં દેખાએલું નગર અધિષ્ઠાનની સત્તાથી સત્તાવાળું રહે છે." આ મ્હારૂં ધારવું યથાર્થ છે કે કેમ ?[૨૧]

વસિષ્ઠ કહે છે:—હા ! જેમ તમે કહો છો તેમજ છે. સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રાથી રહિત થઈ જતાં પણ સ્વપ્નમાં દેખાએલું નગર અધિષ્ઠાનની સત્તાથી સત્યજ અને આકાશની પેઠે સ્વચ્છ આકારવાળુંજ રહે છે.[૨૨] હવે તમે બીજી વાત સમજો કે સ્વપ્નના પ્રપંચમાં જાગ્રતના બાહ્ય દેશ–કાળ આદિના જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી સ્વપ્નનો પ્રપંચ મિથ્યા છે, એમ માનતા હો તો જેને જાગ્રતનો પ્રપંચ માનો છો તેમાં પણ સ્વપ્નના અંદર દેશ–કાળ આદિના જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી જાગ્રતનો પ્રપંચ પણ મિથ્યા છે.[૨૩] આ પ્રમાણે છે એટલા માટે આ સઘળો પ્રપંચ જે દેખવામાં આવે છે તે સાચો નથી પણ સાચાજેવો પ્રતીત થઇ રહ્યો છે. જેમ સ્વપ્નની સ્ત્રીનું સુરત મિથ્યા છતાં પણ આસક્તિથી મોહિત કરે છે, તેમ આ પ્રપંચ મિથ્યા છતાં પણ આસક્તિથી મોહિત કરે છે.[૨૪] જે અધિષ્ઠાન ચૈતન્ય છે તેજ વાસ્તવિક સાચું છે અને તે દેહની અંદર તથા બહાર સર્વ પ્રદેશોમાં ભરપૂર રહેલું છે. એ ચૈતન્ય માયાશક્તિનેલીધે જેવી રીતે પોતાનું સ્ફુરણ ધારે છે તેવી રીતેજ પોતાને સ્ફુરેલું દેખે છે.[૨૫] જેમ ભંડારમાં સઘળા પ્રકારનું ધન હોય છે અને તે જોનાર માણસના જોવામાં આવે છે, તેમ ચિદાકાશમાં સઘળો પ્રપંચ છે અને તે ચિદાકાશના જોવામાં આવે છે.[૨૬] હે રામ ! સરસ્વતીદેવીએ વિદૂરથરાજાને બોધરૂપી અમૃત છાંટવાથી વિવેકના સુંદર અંકુરવાળો કરીને તે પછી તેને નીચે પ્રમાણે કહ્યું.[૨૭]

સરસ્વતી કહે છે:—હે રાજા ! આ સઘળી વાત મ્હેં લીલાને રાજી કરવાસારૂ કહી છે. તમારૂં ભલું થજો. અમો બે હવે અહિંથી જઇએ છીએ. જે કાંઈ જોવાનું હતું તે લીલાએ જોઇ લીધું છે.[૨૮]

વસિષ્ઠ કહે છે:—એ પ્રમાણે સરસ્વતીએ મીઠા અક્ષરોવાળી વાણીથી ભાષણ કરતાં બુદ્ધિમાન વિદૂરથરાજાએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૨૯]

વિદૂરથ કહે છે:—હે દેવી ! મ્હારૂં દર્શન પણ અર્થીજનને નિષ્ફળ થતું નથી ત્યારે તમે કે જે મ્હોટાં ફળ દેનારાં છો તેમનું દર્શન તો કેમ નિષ્ફળ થશે.[૩૦] હે દેવી ! હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું, તેમ આ દેહને છોડીને અહિંથી મ્હારા પહેલાના સંસારમાં આવું એવી કૃપા કરો.[૩૧] હે માતાજી ! હું કે જે શરણાગત છું તેનાપર કૃપાદૃષ્ટિ કરો અને રંક જાણીને મ્હારી માગણીનો ઉત્તર આપો. હે વરદાન દેનારાં ! ભક્તનો અનાદર કરવો એ મહાત્માઓને શોભેજ નહિ.[૩૨] હું જે પ્રદેશમાં આવું તેજ પ્રદેશમાં આ મ્હારો મંત્રી અને આ મ્હારી કુંવારી બાળક દીકરી પણ આવે એવી મ્હારાપર દયા કરો.[૩૩]

સરસ્વતી કહે છેઃ—હે પૂર્વજન્મના પદ્મરાજા ! તું ત્યાં આવજે અને નિઃશંક થઈને યોગ્ય પદાર્થોથી તથા યોગ્ય વિલાસોથી સુંદરતાવાળું રાજ્ય કરજે. અર્થીલોકોએ જે જે માગણી કરી હશે તેની અમોએ કદિ પણ ના કહી હોય તે કોઈના પણ જાણવામાં નથી એમ સમજવું.[૩૪]

**श्रीदेव्युवाच। आगच्छ राज्यमुचितार्थविलासचारु प्रागजन्ममंडलपते कुरु निर्विशंकम्।**
**अस्माभिरर्थिजनकामनेराकृतिर्हि दृष्टा न काचन कदाचिदपीति विद्धि॥३४॥**

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'સ્વપ્નપુરૂષસત્યત્ત્વવર્ણન' નામનો બેતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૨

## सर्ग ४३ मो* વિદૂરથને વરપ્રદાન, સૈન્યથી નગરનું આક્રમણ અને સળગવું

**श्रीदेव्युवाच। अस्मिन् रणवरे राजन् मर्तव्यं भवताधुना।**
**प्राप्तव्यं प्राक्तनं राज्यं सर्वं प्रत्यक्षमेव ते ॥ १ ॥**

સરસ્વતી કહે છેઃ—હે રાજા ! આ મ્હોટા સંગ્રામમાં હમણાં ત્હારે મરવું પડશે અને પછી પૂર્વનું રાજ્ય મળશે એ સઘળું પ્રત્યક્ષ રીતે ત્હારા જોવામાં આવશે.[૧] તું, ત્હારી દીકરી અને ત્હારો મંત્રી એઓ પૂર્વના નગરમાં આવશો અને તેમાં તું ત્હારા શબરૂપ થયેલા શરીરને પ્રાપ્ત થઈશ.[૨] અમો જેમ આવ્યાં તેમ જઈએ છીએ અને તું, ત્હારો મંત્રી તથા ત્હારી દીકરી એઓ મનોમય દેહથી ત્યાં આવશો.[૩] જેમ ઘોડાની, ગધેડાની, ઊંટની અને મદથી ભીંજએલા ગંડસ્થળવાળા હાથીની ગતિ જૂદી જૂદી હોય છે, તેમ સ્થૂળ દેહની અને મનોમય દેહની ગતિ પણ જૂદી જૂદીજ હોય છે.[૪]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે મધુર ભાષણ કરનારાં એ બન્નેની પરસ્પર વાત ચાલતી હતી તેટલામાં જે માણસને પ્રથમથી નગરનું વૃત્તાંત જાણવા માટે ઊંચા પ્રદેશમાં ઊભો રાખવામાં આવ્યો હતો તેણે અંદર આવીને સંભ્રમપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.[૫]

એ માણસ કહે છેઃ—હે રાજા ! બાણો, ચક્રો, ખડ્ગો, ગદાઓ અને પરિઘો એઓની વૃષ્ટિ કરતું શત્રુનું સૈન્ય, જેમ પ્રલયકાળમાં ઉદ્ધત થએલો મહાસાગર આવે, તેમ આવી ચૂક્યું છે.[૬] પરમ ઉત્સાહવાળું એ સૈન્ય પ્રલયકાળના પવને ઊડાડેલી મ્હોટા પર્વતોની શિલાઓસરખી ગદાઓની, સાંગોની અને ભુશુંડીઓની વૃષ્ટિ કરે છે.[૭] આ પહાડજેવા નગરમાં ચારેબાજુ અગ્નિ લાગી ચૂક્યો છે. ચટચટ અને ફટફટ થતો એ અગ્નિ ઘરોને સળગાવી સળગાવીને આ ઉત્તમ નગરીને પાડી દેછે.[૮] પ્રલયકાળનાં વાદળાંઓની ઘટાસરખા ધૂમાડારૂપ પર્વતો બળાત્કારથી ગરૂડોની પેઠે આકાશમાં ઊડવા લાગ્યા છે.[૯]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે એ પુરૂષ ગભરાટથી બોલતો હતો તેટલામાં કઠિન ભાષણોવાળો અને દિશાઓને પૂર્ણ કરી દેનારો બહાર મ્હોટો કોલાહલ ઊઠયો.[૧૦] બળથી કાનપર્યંત ખેંચવામાં આવતાં અને બાણોની વૃષ્ટિ કરનારાં ધનુષોનો પ્રબળ ટંકાર સંભળાવા લાગ્યો. વેગવાળા મદોન્મત્ત હાથીઓ ગર્જના કરવા લાગ્યા.[૧૧] ગામમાં ઘર આદિને બાળી નાખતા અગ્નિઓના ભારે ફડાકા થવા લાગ્યા. જેઓની સ્ત્રીઓ બળી જતી હતી એવા નગરના લોકો

* આ ત્રેતાળીસમા સર્ગમાં વિદૂરથરાજાને જોઈતું વરદાન, નગરનું દબાવું, નગરનું સળગવું અને બળીજતા લોકોની ચેષ્ટાઓ, એઓનું વર્ણન કરવામાં આવશે.

મ્હોટી 'હાયવોય' કરીને અગ્નિના ટુકડાઓ ઊછળવાના ઘોર શબ્દની વાતો કરવા લાગ્યા અને ધગધગ બળતી જ્વાળાઓના ફેલાવાથી ભારે કરેડાટ થવા લાગ્યો.[૧૨-૧૩] એ સમયે લીલાએ, સરસ્વતીએ, વિદૂરથરાજાએ અને મંત્રીએ ગોખમાંથી જોયું ત્યાં મધ્યરાત્રે ગામમાં મ્હોટો હાહાકાર વ્યાપી રહ્યો હતો.[૧૪] પ્રલયના પવનથી ક્ષોભ પામેલા પૂર્ણ મહાસાગરના સરખા વેગવાળું અને મેઘસરખાં તથા તરંગોસરખાં ઉગ્ર આયુધોવાળું શત્રુનું સૈન્ય ચારેબાજુ વ્યાપી રહ્યું હતું.[૧૫] પ્રલયકાળના અગ્નિથી પીગળી જતા મેરૂપર્વતની પેઠે પ્રકાશતી અને આકાશને પૂરી દેનારી મ્હોટી જ્વાળાઓના સમૂહથી આખું નગર બળવા લાગ્યું હતું.[૧૬] ચોરલોકો લૂંટ પાડવાસારૂ મ્હોટા મેઘની ગર્જનાસરખાં તિરસ્કારનાં વચનોની સાથે પ્રબળ કીકીઆરીઓ કરતા હતા.[૧૭] પ્રલયકાળના 'પુષ્કરાવર્તક' નામના મેઘસરખાં ધૂમાડારૂપી વાદળાંઓથી આકાશ ઢંકાઈ ગયું હતું. ઊડતાં સોનાંઓજેવા જ્વાળાઓના સમૂહોથી કોઇ સ્થળમાં અવકાશ રહ્યો નહતો.[૧૮] ઉડતાં ઊંબાડીઆંઓના ટુકડાઓથી આકાશમાં ઉત્પાતસંબંધી રાતા તારાઓના જેવો દેખાવ થઈ રહ્યો હતો. અગ્નિના મ્હોટા સમૂહો પહેલા ઘર ઉપરથી બીજા ઘર ઉપર અને બીજા ઘર ઉપરથી પહેલા ઘર ઉપર આવતા હતા.[૧૯] ઘણા યોદ્ધાઓ કપાઈ જતાં અવશેષ રહેલા યોદ્ધાઓ પાછા વળીને ગામમાં આવતા રહેતા હતા. અગ્નિના અંગારાઓ ઉડીઉડીને વાદળાંઓનાં છિદ્રોમાં પેસી જતા હતા. લોકોને કઠોર ચીસો પડાવનારા અને બાળી નાખનારા શત્રુઓ ઉગ્ર ગર્જનાઓ કરતા હતા.[૨૦] અગ્નિના તણખાઓથી અને બાણોથી આકાશ વ્યાપ્ત થઈ રહ્યું હતું. નગરને બાળવામાં દોડાદોડ કરતા શત્રુઓ પોતાના હાથોમાં ઘણાં શસ્ત્રોને અને શિલાઓને ઊંચાં કરી કરીને લોકો ઉપર પડતા હતા.[૨૧] યુદ્ધના હાથીઓની ભારે દોડાદોડથી મ્હોટા મ્હોટા શૂરપુરૂષો પણ છુંદાઈ જતા હતા. કેટલાએક દોડતા ચોરલોકોનાં માથાં ગામના લોકોએ કાપી નાખવાથી ચોરલોકોએ લૂંટેલાં ધન ગામના માર્ગોમાં પથરાઈ જતાં હતાં.[૨૨] પુરૂષો અને સ્ત્રીઓ અંગારાઓના સમૂહોમાં પડી પડીને ઉગ્ર રૂદન કરતાં હતાં. અગ્નિથી બળીને ફાટતાં કાષ્ઠો ધડાકા કરીને ગામમાં ઊડતાં હતાં.[૨૩] આકાશમાં મ્હોટાં મ્હોટાં ઊંબાડીઆંઓનાં ચકરો વ્યાપ્ત થવાથી, જાણે સેંકડો સૂર્ય ઊગ્યા હોય એમ લાગતું હતું. ગામની સઘળી પૃથ્વી અગ્નિના અંગારાઓથી વ્યાપ્ત થઈ ગઇ હતી.[૨૪] અગ્નિથી બળેલાં બીજાં કાષ્ઠોની સાથે બળતા વાંસો પણ કેંકાર અને રણકાર કરતા હતા. બળીજતાં પ્રાણીઓની ઘાટી ચીસો સાંભળીને સઘળા સેનાવાળાઓ પણ રોઈ પડતા હતા.[૨૫] વૃદ્ધિ પામેલો અગ્નિ સઘળી રાજલક્ષ્મીને ધૂળધાણી કરી નાખીને તૃપ્ત થતો હતો. અગ્નિરૂપી મ્હોટો ભક્ષક સર્વને ગળીજવાના ઉદ્યોગમાં લાગ્યો હતો.[૨૬] દૈવગતિથી સર્વસ્વનો નાશ થતાં તથા સૂતેલાઓની ઉપર માર પડતાં ત્રાસ પામેલા લોકોની ચીસોથી અને અટકાવી શકાય નહિ એવા અગ્નિથી સઘળાં ઘરોજ જાણે હાહાકાર કરતાં હોય એમ લાગતું હતું અને ઘણાં પ્રાણીઓને ઘણા દિવસો સુધી ખાવામાં પહોંચે એવા ધાન્યોના સમૂહો બળી જતાં કેટલાએક લોકો અવશેષ રહેલાં કાષ્ઠોને પણ બચાવી લેવા ધારતા હતા.[૨૭] આ સમયમાં જેઓનાં સ્ત્રીઓ, બાળકો અને સર્વસ્વ બળી જતાં હતાં એવા, ચારેબાજુ જોયા કરતા અને દોડાદોડ કરતા યોદ્ધાઓ નીચે પ્રમાણે બોલતા હતા, તે વચનો વિદૂરથરાજાના સાંભળવામાં આવ્યાં.[૨૮] "હાય હાય! રસની ભરતીને

લીધે લીલાં, તડકાનું નિવારણ કરનારાં અને અત્યંત ઊંચાં થએલાં આપણાં ઘરનાં વૃક્ષોને આ તોફાની પવન ભારે ખરખરાટ કરીને પ્રાપ્ત થાય છે.[૨૯] હાય હાય!! હિમના જેવી શીતળતાવાળી અને હમણાં બળી જતી આપણી સ્ત્રીઓ, જેમ જ્ઞાનસંબંધી સુંદર શક્તિઓ મહાત્માઓના મનમાં પેસી જાય, તેમ હાથીઓનાં શબોના સમૂહમાં પેસી જાય છે.[૩૦] હાય બાપ!! પ્રબળ અગ્નિએ પ્રેરેલી આ જ્વાળાઓ આપણી સ્ત્રીઓના કેશોરૂપી ખડની ગંજીઓમાં લાગેલી છે કે જેથી તે કેશો સૂકાએલાં પાંદડાંઓની પેઠે બળી જાય છે.[૩૧] ચકરીઓ ખાતી, લાંબી અને ઊંચા તરંગોવાળી આ ધૂમાડારૂપી યમુના વેગથી ચાલીને આકાશની ગંગાની પાસે જાય છે, તે જુવો.[૩૨] જેમાં ઊંબાડીઆંઓરૂપી કાષ્ઠો તણાતાં જાય છે એવી, ઊંચી ગતિવાળી અને અગ્નિના કણોરૂપી પરપોટાઓવાળી આ ધૂમાડારૂપ નદી વિમાનોમાં બેઠેલા દેવતાઓને પણ આંધળા કરી દે છે.[૩૩] આ સ્ત્રીનાં મા, બાપ, ભાઈ, દીકરાઓ અને બે દીકરીઓ પણ આ ઘરમાં બળી ગયાં અને એ પોતે પણ અગ્નિથી દૂર છતાં શોકથી બળી ગઈ છે.[૩૪] હાય હાય હાય!!! તુરત આવ. આ ત્હારૂં અગ્નિમય થએલું ઘર, જેમ પ્રલયમાં મેરૂપર્વત પડવા તૈયાર થાય, તેમ અહિં પડવા તૈયાર થઇ ગયું છે.[૩૫] અહો! બાણો, શિલાઓ, સાંગો, ભાલાંઓ, પ્રાસો અને ખડ્ગો જાળીઆંઓરૂપી સંધ્યાકાળનાં વાદળાંઓમાં તીડોની પેઠે પેસી જાય છે.[૩૬] અહો! જેમ સમુદ્રના જળના પૂરો પ્રબળ જ્વાળાઓવાળા વડવાનળમાં પેસે, તેમ આ અગ્નિની જ્વાળાઓના પ્રવાહો, જાણે બીકથી આકાશમાં ઊડી જવા ધારતી હોય એવી આ નગરીમાં પેસે છે.[૩૭] ધૂમાડાઓ વાદળાંઓમાં પેસી જાય છે, જ્વાળાઓ પર્વતોનાં શિખરો સુધી પહોંચી જાય છે અને રસભરેલા બગીચાઓ પણ રાગીપુરૂષોનાં હૃદયોની પેઠે સૂકાઇ જાય છે.[૩૮] આ હાથીઓ જાણે પોતાના બંધનના સ્તંભની જાત જાણીને ક્રોધથી ભરાયા હોય તેમ ચીત્કાર કરીને આ વૃક્ષોની પંક્તિઓને કરેડાવીને પાડી નાખે છે.[૩૯] પ્રથમ જેઓમાં પુષ્પોની, ફળોની અને સ્કંધોની પુષ્ટતા હતી એવાં આ ઘરનાં વૃક્ષો હમણાં શોભાથી રહિત થઇને જેઓનું સર્વસ્વ બળી ગયું છે એવા ગૃહસ્થોની પેઠે રાંક થઈ ગયાં છે.[૪૦] હાય હાય!! માબાપોએ છોડી દીધેલા આ બાળકો સંતાવાનેવાસ્તે અંધારાંને શોધવા જતા હતા ત્યાં બાણોથી વ્યાપ્તથએલી ગલીઓમાં ભીંતો પડવાથી કચરાઇ ગયા.[૪૧] પરસ્પર લડતી આ હાથણીઓ વાયુએ ઊડાવેલા અને જેમાંથી અંગારા ઝર્યા કરે છે એવા છાજથી ડરીને ત્રાસદાયી ચીસો પાડે છે.[૪૨] હાય હાય ભુંડું થયું!! આ પુરૂષના તરવારથી ભેદાયલા અને જેના ઉપર દૃઢ ઊંબાડીયું ચોટી રહ્યું છે એવા ખભાઉપર, જેમ વજ્ર પડે, તેમ ગોફણનો પથરો પડયો.[૪૩] અહો! આકુળ થએલાં આ ગાયો, ઘોડાઓ, પાડા, હાથીઓ, ઊંટો, કુતરા, શીયાળીઆં અને ગાડરો એઓએ વેગમાં આવીને લડવા જેવી તૈયારીઓ કરી છે.[૪૪] ચીસો પાડતી આ સ્ત્રીઓ પટપટ પડયા કરતાં જળનાં ટીપાંઓરૂપ ભ્રમરોવાળાં ભીનાં વસ્ત્રો ઓઢીને ચાલી જાય છે તેથી જાણે સ્થળનાં કમળોને ઓઢીને ચાલી જતી હોય એવી લાગે છે.[૪૫] આસોપાલવનાં ફૂલોજેવી લાગતી આ જ્વાળાઓની શેડો, જેમ ઊંટડીઓ લટકતી નાગણીઓને ચાટે, તેમ સ્ત્રીઓના કેશોની લટોને ચાટે છે તે જુવો.[૪૬] હાય હાય!! અગ્નિની શિખા હરણના બચ્ચાંના સરખાં નેત્રવાળી આ સ્ત્રીની ભ્રમરાઓની પાંપો-

સરખી પાંપણોમાં, જેમ કોઇ નીચ સ્ત્રી કુમાર્ગમાં વિશ્રામ લે, તેમ વિશ્રામ લે છે.[૪૭] આ પુરૂષ પોતે બળતાં છતાં પણ પોતાની સ્ત્રીવિના ઘરમાંથી બહાર નીકળતો નથી તેથી નિશ્ચય કરી શકાય છે કે પ્રાણીઓ સ્નેહરૂપી જાળોને કાપી શકતા નથી!![૪૮] જેની સુંઢ બળી ગઈ છે એવો આ હાથી જેમાં અંગારાઓ સળગ્યા કરે છે એવા પોતાના બંધનના વૃક્ષને કાપનેલીધે વેગથી ભાગી નાખીને લોકોને કમળો આપનારા તળાવમાં જઇ પડયો.[૪૯] આ ધૂમાડો મેઘના સ્થાનકમાં પહોંચી, જેની અંદર વીજળી ઝબકે છે એવો થઇને બાણોસરખા ઉગ્ર અંગારાઓના સમૂહને વરસે છે.[૫૦] હે રાજા! જેમાં અગ્નિના તણખાઓ ઝબકે છે એવો, ચકરીઓખાતો અને શેડા-રૂપી તરંગોવાળો આ ધૂમાડો, આકાશમાં જાણે રત્નોથી પરિપૂર્ણ સમુદ્ર હોય એવો લાગે છે.[૫૧] શિખરોજેવી જ્વાળાઓના તેજથી રાતું થએલું આકાશ, જાણે મૃત્યુએ ઉત્સવના કારણથી દિશા-ઓરૂપી સ્ત્રીઓને કેસરથી ખરડેલો કરંડીઓ આપ્યો હોય એવું લાગે છે.[૫૨] અહો! ઊંચા આયુધોવાળા શત્રુના પક્ષના યોદ્ધાઓ રાજાની સ્ત્રીઓને પકડે છે એ બહુ ભુંડું અને દુરાચારનું કામ થાય છે.[૫૩] આ પકડાતી રાજાની સ્ત્રીઓનાં માળામાં ગુંથાએલાં પુષ્પો માર્ગમાં વેરાઈ જાય છે, અર્ધા બળેલા ચોટલા છાતીઓઉપર તથા સ્તનોઉપર પડયા છે,[૫૪] નિતંબો અને પેઢુઓ વસ્ત્રો ઊંચાં થઈ જવાને લીધે દેખાઈ રહે છે, માણિક્યોથી જડેલાં કંકણો પડીજવાથી ધરતી શોભી રહી છે,[૫૫] હારોરૂપી લતાઓ ટૂટીજતાં તેઓનાં નિર્મળ મોતીઓ વેરાઇ જાય છે, જરાવારમાં દેખાતાં અને જરાવારમાં નહિ દેખાતાં સ્તનોમાંથી, નિતંબોમાંથી અને પડખાંઓમાંથી સોના-જેવી કાંતિ ઝબકે છે,[૫૬] ટીટોડીઓના જેવા કરૂણાભરેલા વિલાપોથી યુદ્ધનો કોલાહલ પણ બરાબર સાંભળવામાં આવતો નથી, પડખાંઓ અવિચ્છિન્ન બુમો પડાયાને લીધે ત્રુટી પડ્યા જેવાં થઇ ગયાં છે, અને ચરણીયાઓ લોહીના કાદવથી તથા આંસુઓથી પલળી ગયા છે. આ રાણીઓને શત્રુનાં પક્ષનાં માણસો ખભાઉપર હાથ મૂકીને બળાત્કારથી લઈ જાય છે તેથી એ રાણીઓનાં નેત્રો કમળોની પેઠે પાણીનાં ટીપાંઓને વરસ્યા કરે છે અને 'આ સમયમાં કોણ રક્ષણ કરશે? કોઇ પણ રક્ષણ કરનાર નથી' એમ નિરાશ થઇને કંગાલપણાથી જોયા કરે છે કે જેઓને જોઇને તેઓના પક્ષના યોદ્ધાઓને પણ આંસુ આવે છે[૫૭-૫૯] સ્વચ્છ કમલિની-સરખી આ રાણીઓના કમળોના નાળજેવા કુણા નિર્મળ સાથળોનાં મૂળો આંસુ પડવાથી ભીંજાઇ ગએલાં ઝીણાં વસ્ત્રોમાંથી દેખાઇ રહે છે.[૬૦] જાણે વિષયસુખરૂપી મંદરાચળથી નિરંતર મથાતા કામદેવરૂપી સમુદ્રમાંથી નીકળેલી ઉત્તમ લક્ષ્મીઓ હોય એવી આ રાણીઓનાં પુષ્પો, વસ્ત્રો, આભરણો તથા લેપન કરેલાં ચંદનો ચોળાઈ, ભુંસાઈ ગયાં છે અને લાંબા ચોટલાઓની ચપળ લટો આંસુઓથી ભીંજાઇ ગઈ છે.[૬૧]

आलोलमाल्य[illegible]सनाभरणांगरागा बाष्पा[illegible]लाततचलालकवल्ल[illegible]ोकाः ।
आनंदमंदरनिरंतरमथ्यमानात् कामार्णवा[illegible]देता इव राजल[illegible]ः ॥ ६१ ॥

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'અગ્નિદગ્ધગૃહાદિવર્ણન' નામનો ત્રેતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૪ મો* રાજાનું યુદ્ધ માટે નીકળવું અને લીલાના તત્ત્વનું વર્ણન

**वसिष्ठ उवाच । तस्मिन्नंतरे राजमहिषी मत्तयौवन ।**
**...गृहं लक्ष्मीरिव पंकजकोटरः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—આ સમયમાં ભરયુવાનીવાળી, જેનાં પુષ્પો અને વસ્ત્રો વીખાઈ ગયાં હતાં એવી, તુટેલા હારોથી વ્યાકુળ થએલી, ભયથી વિહ્વળ, ચંદ્રસરખા મુખવાળી, શ્વાસથી કંપતાં સ્તનોવાળી, જેની પછવાડે સખીઓ તથા દાસીઓ ચાલી આવતી હતી એવી અને દાંતરૂપી તારાઓથી શરદઋતુના આકાશજેવી લાગતી વિદૂરથરાજાની પટરાણી, જેમ લક્ષ્મી કમળના છિદ્રમાં આવે, તેમ જે ઘરમાં વિદૂરથરાજા હતો તે ઘરમાં આવી.[૧-૩] પછી જેમ અપ્સરા ભૂતોના સંગ્રામના વિચારમાં પડેલા ઇંદ્રની પાસે વિજ્ઞપ્તિ કરે, તેમ તે પટરાણીની એક સખીએ અનાડી શત્રુઓના સંગ્રામના વિચારમાં પડેલા વિદૂરથરાજાની પાસે નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.[૪]

સખી કહે છેઃ—હે રાજા! આ મહારાણી અમારી સાથે અંતઃપુરમાંથી નાસીને, જેમ વાયુએ પીડેલી લતા વૃક્ષને શરણે આવે, તેમ આપને શરણે આવેલ છે.[૫] હે મહારાજ! જેમ સમુદ્રનાં મોજાંઓ કિનારાનાં વૃક્ષોની લતાઓને હરીજાય, તેમ ઊંચાં આયુધોવાળા બળવાન શત્રુઓ આપની બીજી રાણીઓને હરી ગયા છે.[૬] જેમ અચાનક આવેલા ઉદ્ધત પવનો મ્હોટાં વૃક્ષોને તોડી નાખે, તેમ અચાનક આવેલા ઉદ્ધત શત્રુઓએ તમારા અંતઃપુરના સઘળા રક્ષકોને તોડી નાખ્યા છે.[૭] જેમ રાત્રે વર્ષાઋતુમાં દૂરથી અચાનક આવેલાં અને કોલાહલ કરતાં જળો કમળોને લઈ જાય, તેમ રાત્રે દૂરથી અચાનક આવેલા શત્રુઓ આપણા અંતઃપુરની સ્ત્રીઓને લઇ ગયા છે.[૮] ધૂમાડારૂપી બખ્તરોવાળા, ઊંચા નાદ કરતા તથા ફેલાતી ઉગ્ર જ્વાળાઓવાળા અગ્નિઓથી અને ધૂમાડાસરખાં બખ્તરોવાળા, ઊંચા નાદ કરતા તથા ફેલાતાં ઉગ્ર શસ્ત્રોવાળા શત્રુપક્ષના યોદ્ધાઓથી આપણું નગર વ્યાપ્ત થઈ ગયું છે[૯] જેમ પારધીલોકો ચીસો નાખતી હરણીઓને બળાત્કારથી લઇ જાય, તેમ શત્રુપક્ષના યોદ્ધાઓ ચીસો પાડતી સ્ત્રીઓને ચોટલા પકડીને લઇ જાય છે.[૧૦] આ પ્રમાણે અમારાઉપર ઘણી શાખાઓથી ફેલાએલી જે આ ઉગ્ર વિપત્તિ આવેલી છે તેનું અત્યંત નિવારણ કરવાને આપવિના બીજો કોઇ સમર્થ નથી.[૧૧]

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે મહારાણીની સખીનાં વચનો સાંભળી દેવીઓની સામે જોઇ "ક્ષમા કરજો. હું અહિંથી જાઊંછું અને આ મ્હારી સ્ત્રી, જેમ ભ્રમરી કમળને શરણે રહે, તેમ આપના ચરણની શરણે રહે છે."[૧૨] એટલાં વચન બોલી કોપથી રાતાં નેત્રવાળો વિદૂરથરાજા, જેમ મદોન્મત્ત હાથીએ વનમાં ભંજવાડ કરતાં કેસરીસિંહ ગુફામાંથી નીકળે, તેમ પોતાના ઘરમાંથી નીકળ્યો.[૧૩] પછી સરસ્વતીની સાથે જ્ઞાનવાળી જે લીલા હતી તેણે અરીસામાં દેખાતા પ્રતિબિંબની પેઠે પોતાના સરખાજ આકારવાળી અને અત્યંત રૂપાળી તે બીજી લીલાને ત્યાં આવેલી જોઈ સરસ્વતીને નીચે પ્રમાણે પૂછ્યું.[૧૪]

જ્ઞાનવાળી લીલા પૂછે છેઃ—હે દેવી ! આ શું છે ? તે મને કહો. જે હું છું તે આ કેમ

* આ ચુમાળીસમા સર્ગમાં મહારાણીને બ્હીનેલી જોઇ અને અંતઃપુરનો પરાભવ થયો સાંભળી યુદ્ધનેવાસ્તે રાજાના નીકળવાનું અને લીલાના તત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

છે અને જો એ હુંજ હોઊં તો આટલો કાળ જતાં પણ એની અવસ્થા યુવાનની યુવાન કેમ રહી છે?[૧૫] મંત્રી આદિ લોકો, નગરના રહેવાસીઓ અને સૈન્યો તથા વાહનોસહિત સર્વે યોદ્ધાઓ જેઓ ત્યાં હતાં તેઓ અહિં કેમ છે અને જો અહિં છે તો ત્યાં તેમનાતેમ કેમ છે ?[૧૬] હે દેવી ! જેમ લોકો અરીસાની અંદર તથા બહાર પણ એનાએ હોય છે, તેમ આ લોકો ત્યાં અને અહિં એનાએ છે કે કેમ ? આ લોકો ચેતનાવાળા છે કે નહિ ?[૧૭]

સરસ્વતી કહે છેઃ—જેમ મન સ્વપ્નાવસ્થામાં જાગ્રતમાં અનુભવેલા પદાર્થોના આકારને પ્રાપ્ત થાય છે, તેમ ચૈતન્ય, અંદર જેવી રીતનો સંકલ્પ કરે તેવી રીતના આકારને ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાય છે.[૧૮] ચિત્તમાં અને ચૈતન્યમાં અંદર સંસ્કારરૂપે જેવા આકારનું જગત હોય છે તેવા આકારનુંજ ક્ષણમાત્રમાં બહાર હોય એમ પ્રતીત થાય છે. આ સઘળું ચૈતન્યના વિવર્તરૂપજ છે માટે તેમાં પદાર્થોના સ્વભાવને અનુસરીને દેશ–કાળની લંબાઇનો કે વિચિત્રતાનો મેળ મળે એમ નથી.[૧૯] જે અંદર હોય છે તેજ બાહ્યરૂપે પ્રતીત થાય છે એ વિષયમાં સ્વપ્નના પદાર્થો દષ્ટાંતરૂપ છે. જેમ અંદર ચૈતન્યનો વિવર્તજ સ્વપ્નના તથા સંકલ્પના નગરરૂપે બહાર સ્ફુરે છે, તેમ આ પણ ચૈતન્યનો વિવર્તજ બાહ્યરૂપે સ્ફુરે છે અને તે દૃઢ અભ્યાસને લીધે સ્ફુટ આકારવાળો થયો છે. તે સમયે ત્હારા તે નગરમાં ત્હારો પતિ પદ્મરાજા જે વાસનાઓને લઇને મરણ પામ્યો છે તે વાસનાઓ પ્રમાણે તે સ્થળમાંજ તેવા વિષયોને પ્રાપ્ત થયો છે. જો કે અહિંના લોકો જેઓ ત્યાં હતા તેઓજ છે એમ પ્રતીત થાય તોપણ જેઓ ત્યાં હતા તેઓજ નથી પણ તેઓજેવા બીજા છે.[૨૦-૨૨] જેમ સ્વપ્નનાં અને સંકલ્પનાં સૈન્યો તે અવસ્થાઓમાં સાચાંજ છે, તેમ ત્હારા પતિને આ અવસ્થામાં આ લોકો પણ સાચાજ છે. જાગ્રતમાં જાગ્રતના સર્વે પદાર્થો વાંધાવગરના અનુભવમાં આવે છે અને સ્વપ્નમાં સ્વપ્નના સઘળા પદાર્થો વાંધાવગરના અનુભવમાં આવે છે માટે એઓમાં વાસ્તવિક સત્યતા કેવી હોય અને કેમ હોય એ તુંજ કહે. જાગ્રતના અને સ્વપ્નના સર્વે પદાર્થો ખોટાજ છે. અથવા સ્વપ્નના પદાર્થો ઉત્તરકાળમાં રહેતા નથી માટે એકલા તેઓજ ખોટા છે, એમ તું માનતી હો તો જાગ્રતના પદાર્થો પણ ઉત્તરકાળમાં રહેતા નથી એટલે સ્વપ્નના પદાર્થો કરતાં જાગ્રતના પદાર્થોમાં શી અધિકતા છે ? કશી નથી. સ્વપ્નમાં જાગ્રતના પદાર્થો રહેતા નથી અને જાગ્રતમાં સ્વપ્નના પદાર્થો રહેતા નથી.[૨૩-૨૫] જેમ જન્મના સમયમાં મરણ અસત્ય છે અને મરણના સમયમાં જન્મ અસત્ય છે, તેમ જાગ્રતના સમયમાં સ્વપ્ન અસત્ય છે અને સ્વપ્નના સમયમાં જાગ્રત અસત્ય છે. હે લીલા ! જેમ અવયવો વીખાઈ જવાથી જગતનો નાશ થાય છે, તેમ અનુભવના બળથી પણ જગતનો નાશ થાય છે.[૨૬] આ પ્રમાણે છે માટે જગત અનિર્વચનીય ભ્રાંતિરૂપજ પ્રતીત થાય છે એમ સમજવું. મહાપ્રલયમાં, યુગોમાં અને આજ સુધી પણ જેનો કદિ અભાવ થયો નથી એવું તો એક બ્રહ્મજ છે અને તે બ્રહ્મજ જગતરૂપે ભાસે છે. જેમ આકાશમાં ઝીણાં મોવાળાના જેવાં ચકરડાં પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં આ 'સૃષ્ટિ' નામની ભ્રાંતિઓ પ્રતીત થાય છે માટે વાસ્તવિક વિચાર કરતાં સૃષ્ટિઓ છેજ નહિ. જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થઇ થઇને લય પામે છે, તેમ બ્રહ્મમાં આ સૃષ્ટિઓ ઉત્પન્ન થઈ થઇને લય પામેછે[૨૭-૨૮]
જેમ મહાપવનમાં રજના સંબંધની મિથ્યા પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મમાં જગતના સંબંધની

મિથ્યા પ્રતીતિ થાય છે.[૩૦] આમ છે એટલામાટે આ જગતરૂપ ભસ્મ કે જે ઝાંઝવાનાં પાણીની પેઠે ભ્રાંતિમયજ છે અને 'તું તથા હું' ઇત્યાદિ ખોટા વિભાગોથીજ ગોઠવાએલ છે તેના ઉપર શો વિશ્વાસ રાખવો ? આ પ્રમાણે સમજવું એજ ઉત્તમ સ્થિતિ છે અને એ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જગતસંબંધી કોઈ પણ ભ્રાંતિઓ રહેતી નથી.[૩૧] જેમ ઘાટા અંધારામાં બાળકને પ્રતીત થતો યક્ષ અંધારાથી ભિન્ન નથી, તેમ બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત બ્રહ્મથી ભિન્ન નથી. એટલામાટે જન્મ, મરણ અને મોહ આદિ જે પ્રતીત થાય છે તે અજ્ઞાનથીજ પ્રતીત થાય છે, કારણ કે બ્રહ્મજ્ઞાનથી બાધ થતાં એ સઘળું નષ્ટ થઇ જાય છે; અને એ નષ્ટ થતાં બ્રહ્મજ અવશેષ રહે છે. આ જે દૃશ્ય છે તે સત્ય નથી, અસત્ય નથી અને ઉભયરૂપ પણ કદિ નથી. જે છે તે બ્રહ્મજ છે; કારણ કે બ્રહ્મમાં એવો વિવર્ત્ત થવાનો સંભવ છે. આકાશમાં, પરમાણુમાં કે કોઈ પદાર્થના ગર્ભમાં પણ જ્યાં જીવ હોય છે ત્યાં જગતની પ્રતીતિ થાય છે. જેમ અગ્નિ પોતાના સ્વરૂપભૂત ઉષ્ણતાને પોતામાં અનુક્રમે ઉદય પામેલી માની લે, તેમ આ શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા પોતાનાથી અભિન્ન જગતને પોતામાં અનુક્રમે ઉદય પામેલું માને છે. જેમ સૂર્યનો તડકો થતાં ઘરમાં અનેક ત્રસરેણુઓ ભમ્યા કરે છે, તેમ પરબ્રહ્મમાં અનેક બ્રહ્માંડોરૂપ ત્રસરેણુઓ ભમ્યા કરે છે. જેમ વાયુમાં ચલન તથા ગંધ અને આકાશમાં શૂન્યતા સ્થૂળપણાવગરનાંજ રહે છે, તેમ બ્રહ્મમાં જગત્ સ્થૂળપણાવગરનુંજ રહેલું છે. સાકાર દેખાતા જગતને નિરાકાર સમજવાને વાસ્તે હમણાં ત્હારે એમ સમજવું કે બ્રહ્મ, કે જે અવયવોથી રહિત છે તેમાં આવિર્ભાવ, તિરોભાવ, ગ્રહણ, ત્યાગ, સ્થૂળ, સૂક્ષ્મ, ચર અને અચર આદિ વિભાગો અજ્ઞાનથીજ કલ્પાએલા છે અને એમ હોવાથી તેઓ અવયવોજ નથી અને આત્માથી અભિન્નજ છે[૩૨-૩૯] જીવની વાસનાઓના ક્રમથી ઉદય પામતું આ જગત જેમ છે તેમ બ્રહ્મથી અભિન્ન છે, અને બ્રહ્મમાંજ રહ્યું છે માટે પૂર્ણ હોવાથી 'વિશ્વ' શબ્દને તથા તેના અર્થોને યોગ્ય છે. વિશ્વ શબ્દના અર્થો પૂર્ણતાને અનુસરનારા છે. આ જગત રજ્જુમાં થએલા સર્પના ભ્રમની પેઠે સત્ય કહી શકાતું નથી અને અસત્ય પણ કહી શકાતું નથી માટે અનિર્વચનીય છે.[૪૦,૪૧] ખોટું છતાં પણ અનુભવમાં આવે છે માટે સત્ય છે અને પરીક્ષા કરીજોતાં રહેતું નથી માટે અસત્ય છે. જીવ માયાથી ઉપહિત ચૈતન્યરૂપ હોવાનેલીધે બ્રહ્મજ છે પણ વાસનાઓના દૃઢ અનુભવનેલીધે જીવપણાને પામેલ છે એટલુંજ હમણાં સમજવાનું છે. પરમ ચૈતન્યરૂપ આકાશમાં સ્ફુરિત થએલા આ જગતને અધિષ્ઠાનની સત્તાથી સત્ય માનીએ તોપણ ભલે અને તેની પોતાની સત્તાથી અસત્ય માનીએ તોપણ ભલે; પરંતુ હાલ એટલું સમજવાનું છે કે જીવ પોતાની ઇચ્છાને અનુસરતા વિષયોના અનુભવોથી તેને રંગી લે છે. અનુભવાતા વિષયોમાં કેટલાએક વિષયો પૂર્વના વિષયોજેવાજ અનુભવમાં આવે છે, કેટલાએક વિષયો પૂર્વના વિષયોથી કાંઈક વિલક્ષણતાવાળા અનુભવમાં આવે છે અને કેટલાએક વિષયો સાવ અપૂર્વ પણ અનુભવમાં આવે છે. કોઇ સમયે કોઈ સ્થળમાં તેનાતે વિષયો છે એમ અનુભવમાં આવે છે અને કોઈ સમયે કોઈ સ્થળમાં પૂર્વના વિષયોની સાથે અર્ધા મળતા આવે એવા વિષયો પણ અનુભવમાં આવે છે.[૪૨-૪૫] જીવને એ વિષયોના અનુભવો અસત્ય છતાં પણ સત્યજેવા સ્ફુરે છે. આ રાજાને સઘળી પૂર્વવાસનાઓનો

ઉદ્‌ભવ થવાથી મંત્રિઓ અને પૌરલોકો "તેઓજ, તે કુળોનાજ, તે રીતભાતવાળાજ અને તે ક્રિયાઓવાળાજ" પ્રતીત થયા છે. આ સઘળા લોકો અધિષ્ઠાનનો વિચાર કરતાં એનાએ છે અને દેશ, કાળ તથા ક્રિયાઓ જોતાં એઓના જેવા છે[૪૬,૪૭] ચૈતન્ય કે જે વ્યાપક છે અને આત્મસ્વરૂપ છે તેની સ્થિતિજ આવા પ્રકારની છે. રાજાના ચિત્તાકાશમાં ચૈતન્યમય વાસનાનો જેવો ઉદય થયો છે તે પ્રમાણે આ સઘળું આગળ વધેલું છે અને તે તે અધિષ્ઠાનની સત્તાથી સાચાજેવું લાગે છે. જેમ રાજાને મંત્રીઓ અને પૌરલોકો પૂર્વના જેવા પ્રતીત થયા છે તેમ આ લીલા પણ ત્હારા જેવા સ્વભાવવાળી, ત્હારા જેવાં આચરણવાળી, ત્હારા જેવા કુળવાળી અને ત્હારા જેવા શરીરવાળી પ્રતીત થઈ છે.[૪૮,૪૯] આ જે નવી લીલા છે તે પ્રતિબિંબિત થએલી રાજાની વાસનાજ છે. અધિષ્ઠાન ચૈતન્યરૂપી વ્યાપક અરીસામાં વાસના જે આકારે પ્રતિબિંબિત થાય છે તે આકાર ત્યાં સ્પષ્ટરીતે સ્થૂળરૂપે નિરંતર ઉદય પામેલો જણાયછે.[૫૦] જીવની અંદર રહેલી જે વાસના છે તેજ પોતે બહાર પણ રહેલા ચૈતન્યરૂપી અરીસામાં પ્રતિબિંબિત થઇને બાહ્યસ્થૂળ આકારવાળી પ્રતીત થાય છે. આ આકાશ, આકાશની અંદરનું બ્રહ્માંડ, બ્રહ્માંડની અંદર રહેલી પૃથ્વી, અને પૃથ્વીમાં રહેલાં તું, હું અને રાજા; એ સઘળું દેખાવામાત્રજ છે. જે છે તે વાસ્તવિક રીતે બ્રહ્મજ છે અને જે બ્રહ્મ છે તે આપણુંજ સ્વરૂપ છે. હે લીલા ! સઘળું જગત ચિદાકાશરૂપ બીલાંના ગર્ભરૂપજ છે, એમ તત્ત્વવેત્તાઓએ નિશ્ચય કર્યો છે માટે તું પણ એમજ સમજ અને એમ સમજીને જેમ છે તેમ નિર્મળ અનેનિર્વિક્ષેપજરહે.[૫૧,૫૨] एषा त्वमंबरमं भुवनं धरा च राजेति सर्वम मेव विभातमात्रं । चिद्व्योमबिल्वठरं विदुरंग विद्धि त्वं तेन शांतममलास्स्व यथास्थितेह ॥ ५२ ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'જગદ્બ્રહ્મવર્ણન' નામનો ચુમાળીસમો સર્ગ. સંપૂર્ણ. ૪૪.

---

## सर्ग ४५ मो* જીવો પોતાના સંકલ્પપ્રમાણે ફળ પામે છે

**श्रीदेव्युवाच ।** विदूरथस्ते भर्तैष तनुं त्यक्त्वा रणांगणे ।
तदेवांतःपुरं प्राप्य तादृगात्मा भविष्यति ॥ १ ॥

સરસ્વતી કહે છેઃ—આ ત્હારો સ્વામી વિદૂરથરાજા યુદ્ધભૂમિમાં દેહનો ત્યાગ કરી તેજ અંતઃપુરને પ્રાપ્ત થઇને પદ્મરાજારૂપ થશે.[૧]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે સરસ્વતીએ લીલાને કહ્યું તે સાંભળીને તે નગરમાં રહેનારી તે નવી લીલાએ આગળ ઉભાં રહી હાથ જોડીને સરસ્વતીની નીચે પ્રમાણે પ્રાર્થના કરી.[૨]

બીજી લીલા કહે છેઃ—હે દેવી ! હું સર્વદા ચૈતન્યરૂપ ભગવતીનું પૂજન કરૂં છું અને તે ભગવતી દેવી મને પ્રત્યેક રાત્રિમાં સ્વપ્નમાં દર્શન દે છે.[૩] હે દેવતાઓનાં ઈશ્વરી ! હે સુંદર મુખવાળાં ! હે માતાજી ! એ મ્હારાં પૂજ્યદેવી જેવાં છે તેવાંજ તમે છો માટે હું કે જે રાંક છું તેનાપર કરૂણા કરીને વરદાન આપો.[૪]

---

* આ પિસતાળીસમા સર્ગમાં બીજી લીલાને પદ્મરાજાની પ્રાપ્તિરૂપ વરદાન મળ્યાનું કહેવાશે અને તે પછી જીવોને પોતપોતાના સંકલ્પપ્રમાણે ફળની પ્રાપ્તિ થાય છે તે કહેવાશે.

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે તે નગરમાં રહેનારી એ નવી લીલાની વિજ્ઞપ્તિ સાંભળી તેના ભક્તિભાવનું સ્મરણ કરી સરસ્વતીએ પ્રસન્ન થઇને તેને નીચે પ્રમાણે કહ્યું.[૫]

સરસ્વતી કહે છેઃ—હે પુત્રી ! ત્હારી જીવતાં સુધી જીર્ણ નહિ થએલી અનન્ય ભક્તિથી હું ત્હારા ઉપર પ્રસન્ન થઈ છું માટે જે વરદાન જોઈતું હોય તે માગી લે.[૬]

બીજી લીલા કહે છેઃ—આ મ્હારો પતિ રણમાં દેહ છોડીને જ્યાં રહે ત્યાં હું આજ શરીરથી તેની સ્ત્રી થાઉં એ માગું છું.[૭]

સરસ્વતી કહે છેઃ—હે પુત્રી ! તેં ઘણાં પુષ્પો અને ધૂપો આદિવાળી અસાધારણ પૂજાથી મ્હારૂં લાંબા કાળસૂધી નિર્વિઘ્નરીતે પૂજન કર્યું છે માટે જેમ તું માગે છે તે પ્રમાણે થશે.[૮]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે સરસ્વતીનું વરદાન મળવાથી તે દેશની નવી લીલા પ્રફુલ્લિત થતાં સંદેહથી વ્યાકુળ થએલા મનવાળી પહેલી લીલાએ સરસ્વતીને નીચે પ્રમાણે કહ્યું.[૯]

પહેલી લીલા કહે છેઃ—હે ઈશ્વરી ! આપના જેવા બ્રહ્મરૂપ અને સત્યસંકલ્પવાળા જે મહાત્માઓ હોય છે તેઓ સંકલ્પથી જે ધારે તે સઘળું તરતજ સિદ્ધ થાય છે તે છતાં તમે મને લોકાંતરરૂપ એ પહાડીગામમાં મ્હારા એનાએ સ્થૂળશરીરથી શા માટે તેડી ગયાં નહતાં? તે કહો.[૧૦,૧૧]

સરસ્વતી કહે છેઃ—હે સુંદરી ! હું કોઈનું કાંઈપણ કરી આપતી નથી. જીવ પોતાની મેળેજ પોતાનાં સઘળાં ધારેલાંનું તુરત સંપાદન કરે છે.[૧૨] હું કે જે બોધરૂપ અને સંવિત્‌માત્રની દેવતા છું તે તો પ્રાણીઓનું જે ભવિષ્ય શુભ હોય તેને વરદાનથી પ્રકટ કરૂં છું. બાકી ફળ ઉત્પન્ન કરવામાં તો પ્રત્યેક જીવની જે માયાયુક્ત ચૈતન્યશક્તિ છે તેજ સમર્થ છે.[૧૩] જે જે જીવની જે શક્તિ જે જે રીતે ઉદય પામે છે તે તે જીવને તે શક્તિ તે તે પ્રમાણે સર્વદા ફળ આપે છે.[૧૪] તું કે જેણે લાંબા કાળસુધી મ્હારૂં આરાધન કર્યું હતું તેનો સંકલ્પ તે સમયે 'મુક્ત થાઉં તો ઠીક' એવી ઈચ્છારૂપ હતો તેથી મ્હેં તને તેવા તેવા પ્રકારોથી સમજાવી છે અને જેથી મુક્તિ મળે એવી યુક્તિથી નિર્મળ બનાવી દીધી છે.[૧૫,૧૬] હે સુંદરી ! મ્હેં ત્હારી એવી ભાવનાથીજ તને આટલા કાળસુધી બોધ આપ્યો છે અને એ બોધ મળવાથી તું પોતાની ચૈતન્યશક્તિથીજ ધારેલા નિર્મળપણાને પ્રાપ્ત થઈ છે.[૧૭] જે જે જીવનો જે સંકલ્પ લાંબા કાળસુધી જે જે રીતે ઉદય પામે છે તે તે જીવને તે સંકલ્પજ કાળે કરી તે તે રીતનું ફળ આપે છે.[૧૮] જે પોતાનો સંકલ્પ છે તેજ પ્રકારાંતરથી તપરૂપ અથવા દેવતારૂપ થઇને આકાશમાંથી ફળ પડવા જેવું યથેષ્ટ ફળ આપે છે.[૧૯] પોતાના સંકલ્પવિના બીજું કોઈ કદિ પણ કાંઈ ફળ આપતું નથી. એટલા માટે હવે જેમ ત્હારી ઇચ્છા હોય તેમ તુરત કર.[૨૦] સૃષ્ટિની અંદર રહેલો ચૈતન્યની સત્તારૂપ અંતરાત્મા જેવી રીતે ધારે છે અને ધારીને જેવી રીતે સારો અથવા નઠારો પ્રયત્ન કરે છે તે પ્રમાણેજ ઉત્તરકાળમાં તેને ફળ થાય છે માટે વિચાર કર અને વિચાર કરી જે પવિત્ર પદ છે તેને જાણીને તેની અંદરજ રહે.[૨૧]

चि[illegible]व एव ननु सर्गगतोऽन्तरात्मा यच्चेतति प्रयतते च तदैति तच्छ्रीः ।
रम्यं [illegible]न्यमथवेति विचा[illegible] यस्व यत्पा[illegible]नं तदवबुध्य तदंतरास्स्व ॥ २१ ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'સત્યકામસત્યસંકલ્પાસ્તિતા' નામનો પિસ્તાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૫

## सर्ग ४६ मो* સૈન્યનું, રણભૂમિમાં પ્રવેશનું અને યુદ્ધનું વર્ણન

**राम उवाच । एवं संकथयंतीषु तासु तस्मिन् गृहोदरे ।**
**विदूरथः किमकरोन्निर्गत्य कुपितो गृहात् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુનિ ! એ ઘરની અંદર એક સરસ્વતી અને બે લીલાઓ એ પ્રમાણે વાતો કરી હતી તે સમયમાં કોપ પામેલા વિદૂરથરાજાએ ઘરમાંથી નીકળીને શું કર્યું ?[1]

વસિષ્ઠ કહે છેઃ—ઘરમાંથી નીકળીને જેણે સર્વે અવયવોમાં બખ્તર આદિ સાધનો અને હાર આદિ આભરણો ધરી લીધાં એવો વિદૂરથરાજા, જેમ નક્ષત્રોના સમૂહથી ચંદ્ર વીંટાય, તેમ સૈન્યથી વીંટાઇને ઇંદ્રની પેઠે યુદ્ધ કરવા ચાલ્યો અને તે સમયે સર્વે લોકો મ્હોટા 'જય જય' શબ્દો કરવા લાગ્યા.[2,3] યોદ્ધાઓને આજ્ઞા કરતો, દેશનું વૃત્તાંત સાંભળતો અને વીરોના સમૂહોને જોતો એ રાજા પહાડના શિખરજેવા ઊંચા, મોતીઓથી તથા માણિક્યોથી શણગારેલા, પાંચ પતાકાઓવાળા, સ્વર્ગના ઉત્તમ વિમાનની પેઠે શોભતા, પૈડાઓમાં તથા સ્તંભોમાં નાખેલા સોનાના ખીલાઓથી ચળકતા અને જેનું ધોંસરૂં મોતીઓનાં જાળોના રણકારાથી મનોહર લાગતું હતું એવા ઉત્તમ રથમાં બેઠો.[4-6] સારા કંઠવાળા, શુભ લક્ષણો-વાળા, વખણાએલા, ચંચળ, દુબળા, ઉડવાના વેગથી જાણે દેવતાઓને પણ તાણી જતા હોય એવા,[7] વાયુના વેગને પણ જીતી લેનારા, ચાલવાના પ્રકારોથી જાણે પોતાના પાછલા ભાગને આગલા ભાગમાં લઇ લેતા હોય એવા, જાણે આકાશને પીજતા હોય એવા,[8] ચામરોની કાંતિઓને લીધે જાણે સંપૂર્ણ ચંદ્રોથી સંયુક્ત થયા હોય એવા અને હણહણાટીઓથી દિશાઓને પૂરી દેનારા આઠ ઘોડાઓ તે રથમાં જોડ્યા હતા.[9] આ સમયમાં મદોન્મત્ત હાથીઓરૂપી વાદળાંઓના શબ્દોથી ભરપૂર અને પર્વતોની ગુફાઓમાં ઊઠતા પડછંદાઓથી દારૂણ લાગતો દુંદુભિઓનો ભારે શબ્દ ઉત્પન્ન થયો.[10] મદોન્મત્ત યોદ્ધાઓ ભારે ઉત્સાહથી કોલાહલ કરવા લાગ્યા, શસ્ત્રોના સંઘટ્ટનના શબ્દથી ઘાટા થએલા ઘુઘરીઓના શબ્દો થવા લાગ્યા,[11] ધનુષોના ટંકારો થવા લાગ્યા, બાણોની સુંદર સ્વરોવાળી સુસવાટીઓ થવા લાગી, પરસ્પરનાં અંગોથી ભીસાએલાં બખ્તરોનો ઝણઝણાટ થવા લાગ્યો,[12] જેઓમાંથી અગ્નિજેવી જ્વાળાઓ નીકળતી હતી એવાં શસ્ત્રોના ઘોર શબ્દો ઊઠવા લાગ્યા, નગરનાં પીડાએલાં માણસો બૂમો પાડીને પીડાનું નિવેદન કરવા લાગ્યાં, યોદ્ધાઓ પરસ્પરને બોલાવવા લાગ્યા અને બંદીજનો બ્હીકણ લોકોને તિરસ્કાર કરીને રોવરાવવા લાગ્યા.[13] જેણે બ્રહ્માંડનાં છિદ્રોને પણ પૂરી દીધાં એવો અને દશેદિશાઓરૂપી કુંજોને પૂરી દેનારો એ ભયંકર શબ્દ, જાણે હાથથી પકડાઈ શકે એવો પુષ્ટ જણાવા લાગ્યો.[14] આ સમયમાં પુષ્ટપણાથી સૂર્યના માર્ગને પણ રોકી દે એવી ઘાટી રજ જાણે સઘળું ભૂમંડળ ઊડતું હોય એવી જણાવા લાગી.[15] એ રજથી તે મ્હોટું નગર, જાણે ગર્ભવાસને પ્રાપ્ત થયું હોય એવું થઈ ગયું, અંધારૂં, જેમ યૌવનથી મૂઢ-પણું ઘાટું થાય, તેમ ઘાટું થઈ ગયું,[16] દીવાઓ દિવસના તારાઓની પેઠે અદૃશ્ય થઈ ગયા

* આ છેતાળીસમા સર્ગમાં યુદ્ધને વાસ્તે વિદૂરથરાજાના નીકળવાનું, સૈન્યના આડંબરનું અને તેઓએ રણભૂમિમાં પ્રવેશ કરીને યુદ્ધનો આરંભ કર્યાનું વર્ણન કરવામાં આવશે.

અને રાત્રિમાં વિહાર કરનારા પિશાચ આદિ લોકો ચપળ થઇને સૈન્યમાં આવવા લાગ્યા.[૧૭] જેઓને સરસ્વતીએ દિવ્યદૃષ્ટિઓ આપી હતી એવી બે લીલાઓ અને તે રાજાની કુંવરી, જાણે ફાટી પડતું હોય એવા હૃદયથી તે મ્હોટા યુદ્ધને જોવા લાગ્યાં.[૧૮] જેમ પ્રલયના સમુદ્રનાં પૂરોથી વાડવાગ્નિઓ શાંત થઈ જાય, તેમ વિદૂરથરાજાના નીકળવાથી ગામમાં લુંટ પાડતા લોકોના રથોની, શસ્ત્રોની અને બાણોની ભારે કડકડાટીઓ શાંત થઈ ગઈ.[૧૯] ધીરે ધીરે પોતાના સૈન્યને વધારતો આવતો વિદૂરથરાજા પોતાના અને શત્રુના સૈન્યોમાં જે અંતર હતું તેને જાણ્યા વિના, જેમ પાંખોથી ઊડેલો મેરૂપર્વત પ્રલયના સાગરમાં પેસે, તેમ શત્રુના સૈન્યમાં પેઠો.[૨૦] આ સમયમાં ધનુષોની દોરીઓના સ્ફુટ અને ભારે ટંકારો ઊઠવા લાગ્યા. જેઓનાં આયુધોનાં કિરણોથી મેઘના જેવો દેખાવ થઈ રહ્યો એવા અનેક યોદ્ધાઓ રણભૂમિમાં ફરવા લાગ્યા.[૨૧] આકાશમાં અનેક પ્રકારનાં શસ્ત્રો પક્ષીઓનીપેઠે ગતિ કરવા લાગ્યાં. જાણે લોકોના પ્રાણ લેવારૂપ પાપનેલીધે શ્યામ થએલી હોય એવી શસ્ત્રોની કાંતિઓ અત્યંત ફેલાવા લાગી.[૨૨] શસ્ત્રોના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થયેલા અગ્નિ ઉંબાડીઆના અગ્નિનીપેઠે બળવા લાગ્યા. વીરપુરૂષોરૂપી વાદળાં બાણોરૂપી જળધારાઓને વર્ષાવતાં ગર્જના કરવા લાગ્યાં.[૨૩] કરવતના સરખાં શસ્ત્રો વીરલોકોના શરીરોમાં પેસવા લાગ્યાં. આકાશમાં ખડ્ગોના પ્રહારોના ફડાકા થવા લાગ્યા.[૨૪] શસ્ત્રોરૂપી અગ્નિઓના પ્રકાશોથી અંધકારો તુરત શાંત થઈ ગયા. સઘળી સેનાઓ શરીરોમાં ખુંચી ગએલાં બાણોથી, જાણે ઊભાં થએલાં રૂવાડાંવાળી હોય એવી જણાવા લાગી.[૨૫] એ યમની યાત્રાસરખા રણરૂપ મહોત્સવમાં કબંધોરૂપી નટોની પંક્તિઓ નાચવા લાગી અને પિશાચીઓરૂપ નટીઓ ઊંચા સ્વરોથી રણની પ્રશંસાનાં ગાયનો કરવા લાગી.[૨૬] હાથીઓનાં દંતુશળો બળાત્કારથી ભુટકાવવામાં આવતાં તેઓના કડાકાઓ થવા લાગ્યા. આકાશમાં ગોફણોથી ફેંકાએલા પથરાઓરૂપી મ્હોટી નદીઓ ચાલવા લાગી,[૨૭] શબો અત્યંત પવનથી ઊડેલાં સૂકાં પાંદડાંઓનીપેઠે પડવા લાગ્યાં. મરણ આપનારાં શસ્ત્રોરૂપી વરસાદથી ભીંજાએલા રણરૂપ પર્વતમાંથી લોહીની નદીઓ ચાલવા લાગી.[૨૮] રૂધિરોથી ધૂળ શાંત થઈ ગઇ, આયુધોના અગ્નિઓથી અંધારાં શાંત થઇ ગયાં, સઘળા લોકોનું યુદ્ધમાંજ ધ્યાન લાગી જવાથી કોલાહલો શાંત થઈ ગયા અને મરવાના નિશ્ચયનેલીધે ભયો પણ શાંત થઈ ગયા.[૨૯] સર્વે લોકોનાં ચિત્ત પ્રહારોની યુક્તિઓમાં લાગીજવાનેલીધે પ્રથમ તો કોલાહલ-વગરનું, સંભ્રમવગરનું અને ખડ્ગોની દીપ્તિઓ તથા સુસવાટીઓવાળું તે યુદ્ધ પવનથી નહિ આકુળ થએલા વરસાદની પેઠે શોભવા લાગ્યું.[૩૦] જેમાં બાણોના સમૂહો 'ખદખદ' એવા શબ્દો કરતા ચાલતા હતા, ભુશુંડીઓ પડવાના 'ટપટપ' શબ્દો થઈ રહ્યા હતા, મ્હોટાં મ્હોટાં અસ્ત્રો ઝણઝણાટ કરીને પરસ્પર મળતાં હતાં અને બીજા કેટલાએક પદાર્થોનો 'તિમતિમ' શબ્દ પણ થઇ રહ્યો હતો એવું તે યુદ્ધ બ્હીકણલોકોને દુસ્તર થઇ પડયું.[૩૧]

खदखदरवसंवहच्छरौघं टकटकितारवसंपतद्भुशुंडि ।
झणझणरवसंमिलन्न[illegible] तिमितिमिव[illegible]णमास दुस्तरं तत् ॥ २१ ॥

શ્રી૦ વો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'વિદૂરથનિર્યાણ' નામનો છેતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૬.

## सर्ग ४७ मो*

### સિંધુરાજની જીત થવાનું કારણ અને સૂર્યોદય તથા રણભૂમિનું વર્ણન.

**वसिष्ठ उवाच । एतस्मिन् वर्तमाने तु घोरे समरसंगमे ।**
**लीलाद्वयमुवाचेदं वृत्तिं भगवतीं पुनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—એ સંગ્રામરૂપી ભયંકર સમાગમ પ્રવૃત્ત થતાં બન્ને લીલાઓએ સરસ્વતી-દેવીને નીચે પ્રમાણે કહ્યું.[1]

બન્ને લીલાઓ કહે છેઃ—હે દેવી! અમારો બન્નેનો સ્વામી આ વિદૂરથરાજા, જેમાં હાથી-ઓની દોડાદોડ થઈ રહી છે એવા આ સંગ્રામમાં અકસ્માત તમે પ્રસન્ન થયાં છતાં પણ શા માટે જીતતો નથી ?[2]

સરસ્વતી કહે છેઃ—હે પુત્રિઓ ! વિદૂરથરાજાના શત્રુએ જયનો સંકલ્પ કરીને મ્હારૂં ઘણા કાળસુધી આરાધન કર્યું છે અને વિદૂરથરાજાએ તેવું આરાધન કર્યું નથી માટે શત્ર જીતે છે અને વિદૂરથરાજા હારતો જાય છે. હું પ્રાણીઓનાં મનોની અંદર રહેનારી ચૈતન્યશક્તિ છું માટે મને જે માણસ જ્યારે અને જે રીતે પ્રેરે છે તે માણસને ત્યારે અને તે રીતે ફળ આપુંછું એટલે તેવી રીતનો વિવર્ત પામીને તે પ્રમાણે દેખાઉં છું.[3-5] જેમ ઉષ્ણપણું અગ્નિનો સ્વભાવ છે, તેમ એવી રીતના વિવર્ત પામવાનો મ્હારો સ્વભાવજ છે. આ વિદૂરથરાજાએ 'મુક્તજ થવું' એવો સંકલ્પ કરીને મ્હારી ભાવના કરી હતી માટે એ રાજા મુક્તજ થશે. આના શત્ર સિંધુરાજે સંગ્રામમાં જયનો સંકલ્પ કરીને મ્હારૂં પૂજન કર્યું હતું. આમ છે એટલામાટે હે સુંદરીઓ ! આ વિદૂરથરાજા તે દેહને પ્રાપ્ત થઈને તમો બન્ને સ્ત્રીઓની સાથે કાળે કરી મુક્ત થશે અને એનો શત્રુ આ સિંધુરાજ એને મારી જય મેળવીને પૃથ્વીપર રાજ્ય કરશે.

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે સરસ્વતી બોલતાં હતાં અને બન્ને સૈન્યો યુદ્ધ કરતાં હતાં તે સમયમાં, સૂર્ય જાણે રણરૂપ આશ્ચર્ય જોવાને ઉત્કંઠિત થયો હોય તેમ ઉદયાચળપર આવ્યો. અંધકારો ચલાયમાન થઈ ગયા, જેમ સંધ્યાકાળના અંધકારો તારાઓને પ્રકટ કરે, તેમ વિદૂરથના શત્રુઓરૂપી અંધકારો માયાથી સેનાઓજેવા રાક્ષસ આદિ પ્રાણીઓને ઉત્પન્ન કરવા લાગ્યા, ગુફાઓ, આકાશ, પર્વતો અને પૃથ્વી ધીરે ધીરે પ્રકટપણું પામવા લાગ્યાં,[6-12] બ્રહ્માંડ જાણે કાજળના સમુદ્રમાંથી બહાર કાહાડવામાં આવ્યું તેમ શોભવા લાગ્યું, અને જેમ રણમાં વીરલોકોનાં શરીરોઉપર રૂધિરના પ્રવાહો ફેલાય, તેમ સૂર્યનાં સુવર્ણના ઝરાજેવાં સુંદર કિરણો પર્વતોઉપર ફેલાવા લાગ્યાં.[13,14] આકાશમાં વીરલોકોના ઉડતા હસ્તોથી અને પૃથ્વીમાં વીરલોકોના પડતા હસ્તોથી સર્પોનાં ભ્રમણ થયા જેવો દેખાવ થઇ રહ્યો. આકાશમાં વીરલોકોનાં ઉડતા અંગોનાં આભરણોથી અને પૃથ્વીમાં વીરલોકોનાં પડતાં અંગોનાં આભરણોથી સોનું પથરાયા જેવું જણાવા લાગ્યું. આકાશમાં ઉડતાં કુંડલોથી અને પૃથ્વીમાં પડતાં કુંડલોથી રત્નો વેરાયા જેવો દેખાવ થયો. આકાશમાં ઉડતાં મસ્તકોથી અને પૃથ્વીમાં પડતાં મસ્તકોથી કમળોના જેવો દેખાવ થઈ રહ્યો.[15] આકાશ ઉડતાં આયુધોરૂપી ગેંડાઓથી

* આ સુડતાળીસમા સર્ગમાં સિંધુરાજની જીત થવાનું કારણ, સૂર્યનો ઉદય, રણનો ક્રમ અને બે રાજાઓનું મંત્રેલાં અસ્ત્રોથી દ્વૈથ યુદ્ધ, એઓનું વર્ણન કરવામાં આવશે.

અવકાશરહિત થયું અને પૃથ્વી પડતાં આયુધોરૂપી ગેંડાઓથી અવકાશરહિત થઈ. આકાશ ઉડતાં બાણોરૂપી તીડોથી વ્યાપ્ત થયું અને પૃથ્વી પડતાં બાણોરૂપી તીડોથી વ્યાપ્ત થઇ. આકાશમાં સૂર્યનાં કિરણોથી સંધ્યાકાળના જેવો રાતો રંગ દેખાવા લાગ્યો અને પૃથ્વીમાં લોહીની કાંતિથી સંધ્યાકાળના જેવો રાતો રંગ દેખાવા લાગ્યો. પૃથ્વી પડતાં શબોવડે સિદ્ધ પુરૂષોથી ભરેલી જણાવા લાગી.[૧૬] આકાશમાં ઉડતા હારોરૂપ અને પૃથ્વીમાં પડતા હારોરૂપ સર્પોની કાંચળીઓ દેખાવા લાગી. આકાશમાં ઉડતી પતાકાઓ અને પૃથ્વીમાં પડતી પતાકાઓ લતાજેવી જણાવા લાગી. આકાશ ઉડતાં બખ્તરોથી દીપ્ત તથા વ્યાપ્ત થયું અને પૃથ્વી પડતાં બખ્તરોથી દીપ્ત તથા વ્યાપ્ત થઈ. આકાશમાં ઉડતી સાથળોથી અને પૃથ્વીમાં પડતી સાથળોથી તોરણોના જેવો દેખાવ થયો.[૧૭] આકાશમાં ઉડતા હાથ-પગોથી અને પૃથ્વીમાં પડતા હાથ-પગોથી કુંપળીઆં ફુટયાજેવો દેખાવ થયો. ઉડતાં શસ્ત્રોનાં કિરણોથી આકાશમાં અને પડતાં શસ્ત્રોના કિરણોથી પૃથ્વીમાં લીલાં ખડવાળા પ્રદેશના જેવી શ્યામતા દેખાવા લાગી. ઉડતાં બાણોથી આકાશમાં અને પડતાં બાણોથી પૃથ્વીમાં કાંસડાના વનના જેવો દેખાવ થયો. ઉડતાં શસ્ત્રોના સમૂહોથી અને પડતાં શસ્ત્રોના સમૂહોથી પૃથ્વીમાં કેવડાના સમૂહજેવો દેખાવ થયો[૧૮] આયુધોરૂપ માળાઓથી વ્યાપ્ત હોવાનેલીધે આકાશ અને પૃથ્વી ઉન્મત્તજેવાં ભયંકર જણાવા લાગ્યાં. શસ્ત્રોના પરસ્પર ભુટકાવાથી ઉત્પન્ન થએલા અગ્નિઓનેલીધે આકાશ અને પૃથ્વી પ્રફુલ્લિત આસોપાલવોના વનજેવાં દેખાવા લાગ્યાં.[૧૯] સમુદ્રના જેવા ભારે ઘોંઘાટોથી આકાશમાં સિદ્ધલોકો અને પૃથ્વીમાં સેનાઓના નાયકલોકો ડરીને ભાગવા લાગ્યા. ઉગતા સૂર્યનાં કિરણોથી ચળકતાં આયુધોનેલીધે આકાશ અને પૃથ્વી સુવર્ણના નગરજેવાં દેખાવા લાગ્યાં.[૨૦] આકાશમાં અને પૃથ્વીમાં પ્રાસોના, તરવારોના, સાંગોના, ચક્રોના, ઋષ્ટિઓના અને મુદ્‌ગરોના શબ્દોથી ચારેબાજુ ઘોંઘાટ ઉઠવા લાગ્યો. આકાશમાં ઉછળતા લોહીના ફુવારાઓની અંદર શબોના સમૂહો ઉડવા લાગ્યા અને પૃથ્વીમાં ચાલતી લોહીની નદીના પ્રવાહમાં શબોના સમૂહો તણાવા લાગ્યા.[૨૧] આકાશ અને પૃથ્વી ભુશુંડીઓથી, સાંગોથી, ભાલાંઓથી, તરવારોથી, ત્રિશૂળોથી અને પથરાઓથી સંકુલ થઈ ગયાં. ત્રિશૂળો તથા શસ્ત્રો વાગવાથી કપાએલા કબંધો આકાશમાં ઉડવા લાગ્યા અને પૃથ્વીમાં પડવા લાખ્યા.[૨૨] નૃત્ય કરતાં કાળજેવાં વેતાલોનાં કુળો આકાશમાં અને પૃથ્વીમાં સંકુલ કોલાહલ કરવા લાગ્યાં. આ સમયે પરસ્પર યુદ્ધથી ઘણા યોદ્ધાઓનો ક્ષય થઈજતાં ખાલીથએલી રણભૂમિમાં વિદૂરથરાજાનો રથ અને સિંધુરાજનો રથ આકાશના ધ્વજજેવા અને જાણે આકાશમાં ચંદ્ર તથા સૂર્ય એકસમયે ઉગેલા હોય એવા દેખાવા લાગ્યા. એ પ્રદીપ્ત અને ચપળ બન્ને રથો ચક્રોથી, ત્રિશૂળોથી, ભુશુંડીઓથી, ઋષ્ટિઓથી અને પ્રાસોથી ભરપૂર હતા.[૨૩-૨૪] લાખો વીરલોકોથી વીંટાએલા હતા. શબ્દો કરતા કરતા યથેષ્ટ રીતે મંડળગતિથી ફરતા હતા.[૨૫] ચીત્કાર કરતાં મ્હોટાં પઇડાંઓથી અનેક જીવતાઓને તથા મુવેલાઓને પણ કચરી નાખતા હતા. જેઓમાં પઈડાંરૂપી ચક્રવાકો તથા જળચંદ્રો હતાં એવી અને કેશોરૂપી શેવાળોથી ઢંકાએલી લોહીની નદીઓને મહોન્મત્ત હાથીઓની રીતે તરતા હતા. આકુળ થએલા અનેક હાથીઓને પણ પઇડાંઓના ઝપાટાથી પાડી દેતા હતા.[૨૬,૨૭] શબ્દ કરતાં ધોંસરાઓમાં સંભળાતા મણિઓના અને મોતીઓના શબ્દોથી મનોહર લાગતા હતા. યુદ્ધમાં શોભતાં ભાલાંઓની, બાણોની, ધનુષોની, સાંગોની, પ્રાસોની,

શંકુઓની અને ચક્રોની ધારાઓને શત્રુઓનાં શરીરોમાં ભોંકીદેતા અને જેઓની પછવાડે ચાલનારા યોદ્ધાઓ ભય પામતા હતા એવા ઘણા ઘણા મહાવીર લોકો એ રથોની પછવાડે ચાલતા હતા. બન્ને રથોની પતાકાઓનાં અગ્રો વાયુના ઝપાટાથી પટપટાટ કરતાં હતાં. બાણોરૂપી જળધારાઓના સમૂહોના શબ્દોથી તથા પ્રાસ આદિ શસ્ત્રોરૂપી કરાઓના શબ્દોથી સામાસામા છૂટેલા સમુદ્રની અને મદોન્મત્ત મેઘનીપેઠે ગાજતા એ બન્ને રથો જરાવાર પૃથ્વીના કુંડલસરખા મંડળમાં ફરીને પછી યુદ્ધમાં એકબીજાની સામે ભેટયા. પ્રહાર કરતા એ બન્ને રાજાઓનાં બાણો આકાશમાં ફેલાવા લાગ્યાં. એઓમાં કેટલાંએક બાણો પથરાના તથા મુશળના જેવા આકારવાળાં, કેટલાંએક તરવારના જેવાં મ્હોડાંવાળાં, કેટલાંએક મુદ્ગરોના જેવાં મ્હોડાંવાળાં,[૨૮-૩૩] કેટલાંએક ત્રિશૂળોના જેવાં મ્હોડાંવાળાં, કેટલાંએક સજાવેલા ચક્રના જેવાં મ્હોડાંવાળાં, કેટલાંએક ફરશીઓના જેવાં મ્હોડાંવાળાં, કેટલાંએક સાંગોના જેવાં મ્હોડાંવાળાં, કેટલાંએક તીક્ષ્ણ શિલાઓના જેવાં મ્હોડાંવાળાં અને કેટલાંએક મ્હોટી શિલાઓના જેવાં જાડાં હતાં.[૩૪] એ બાણો તે સમયે પ્રલયના પવને પાડેલા શિલાઓના સમૂહોનીપેઠે પડવા લાગ્યાં અને એ રાજાઓનું સામસામું ભેટવું પ્રલયકાળમાં છૂટેલા બે સમુદ્રોના સામસામા ભેટવા જેવું ભારે ભયંકર જણાવા લાગ્યું.[૩૫] **प्रलयपवनपातिताः शिलौघा इव निपतंति शिलीमुखास्तदा स्म । प्रमिलितमभवत्तयोस्तदानीं प्रलयविजृंभितसिंधुसंभ्रमेण ॥ ३५ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'વિદૂરથ-સિંધુરાજસમાગમ' નામનો સુડતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૭**

---

## सर्ग ४८ मो* વિદૂરથરાજા અને સિંધુરાજાના યુદ્ધનું વર્ણન

**वसिष्ठ उवाच । प्राप्य राजा पुरः प्राप्तं सिंधुमुन्नुरकंधरम् ।**
**मध्याह्नतपनांतेन कोपेन विततोऽभवत् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–ઊંચી કાંધવાળો સિંધુરાજા શહેર પાસે આવ્યો તેથી, વિદૂરથરાજાને મધ્યાહ્ન સમયના સૂર્યના જેવો ક્રોધ ઉત્પન્ન થયો, અને તેથી કલ્પાંત સમયના પવનથી જૂદો પડેલો મેરૂ જે પ્રમાણે પર્વતના શિખરને ધારણ કરે તે પ્રમાણે તેણે ઘણીવાર સુધી દિશાને ગજાવી મૂકે તેવું ધનુષ ધારણ કર્યું; અને પ્રલયકાળનો સૂર્ય પોતાનાં કિરણનો વિસ્તાર કરે તે પ્રમાણે ક્રોધ પામેલા તે રાજાએ ભાથાંરૂપી રજનીમાં બંધાયેલી બાણની પરંપરા શત્રુ ઉપર મૂકી.[૧-૩] તેની દોરીમાંથી બાણ એકજ નીકળતું તોપણ રસ્તામાં જતાં આકાશમાર્ગમાં તે બાણ એક હજાર થઇ જાય તથા એક લાખ થઈને પૃથ્વીપર પડે (એ પ્રમાણે થવા લાગ્યું.)[૪] સિંધુરાજાને પણ તેજ પ્રમાણે શક્તિલાઘવપણું હતું. એ પ્રમાણે તે બન્ને રાજાને પ્રસન્ન થનાર વિષ્ણુના વરદાનથી ધનુર્યુદ્ધમાં કુશળતા હતી.[૫] કલ્પાંત સમયના વજ્રથી જે પ્રમાણે આકાશ છવાઇ જાય છે તે પ્રમાણે શબ્દ કરતાં મુશળની આકૃતિનાં 'મુશળ' નામનાં બાણોથી આકાશ છવાઇ ગયું.[૬] કલ્પાંતસમયના પવનથી પીડા પામી પડતા તારાની પેઠે આકાશમાર્ગમાં શબ્દ કરતી સુવર્ણથી શોભતી બાણની પંક્તિઓ પ્રકાશ પામવા લાગી.[૭]

---

* આ અડતાળીસમા સર્ગમાં વિચિત્ર માયાથી ઉત્પન્ન થયેલાં મંત્ર તથા અસ્ત્રથી જગતને મોહ પમાડે તેવું, સિંધુ તથા વિદૂરથરાજાના રથયુદ્ધસંગ્રામનું વિસ્તારથી વર્ણન કરેલું છે.

સમુદ્રમાંથી જે પ્રમાણે પાણીનું પૂર નીકળે છે, સૂર્યમાંથી કિરણો ફુટે છે, પ્રચંડ પવને કંપાવેલાં મ્હોટાં ઝાડમાંથી જે પ્રમાણે પુષ્પ ખરે છે, તાડન કરેલા તથા તપાવેલા લોઢાના ગોળામાંથી જેમ કણપંક્તિ નીકળે છે, વર્ષાદમાંથી ધારા નીકળે છે, પાણીનાં ઝરણાંમાંથી બિંદુ નીકળે છે તથા જે પ્રમાણે વિદૂરથરાજાના નગરનો દાહ થવાથી તેમાંથી પ્રકાશિત તણખા ઉડવા લાગ્યા, તે પ્રમાણે વિદૂરથરાજા તરફથી શત્રુ ઉપર એકદમ બાણનો વર્ષાદ પડવા લાગ્યો.[૮-૧૦] બન્ને સૈન્યમાંથી ઉત્પન્ન થતા "ચટચટાટ" શબ્દને સાંભળનાર બન્ને સૈન્યનાં મનુષ્યો દરિયાની પેઠે શાંત થઇ રહેલાં હતાં.[૧૧] ધુધવાટી કરતું વેગવાળું બાણનું પુર, ગંગાનદીના પૂરની પેઠે યુદ્ધમાં, સિંધુરાજા તરફ આકાશમાર્ગે ચાલવા લાગ્યું.[૧૨] શોભીતા સોનાના બાણના વર્ષાદ સુસવાટી કરતા, એકદમ ધનુષરૂપી મેઘમાંથી નીકળવા લાગ્યા.[૧૩] આ પ્રમાણે સિંધુરાજા તરફ ચાલ્યાં જતાં બાણરૂપી નદીના પૂરને, તે શહેરમાં રહેલી લીલાદેવીએ ગોખમાંથી જોયું.[૧૪] અને તે બાણના સમૂહથી પોતાના પતિનો જય થશે, એમ ધારી આનંદથી મુખકમળ પ્રફુલ્લિત કરીને આ પ્રમાણે બોલી કે;[૧૫] "હે દેવી! જય, જય, આ મ્હારા પતિનો જય થાય છે તેને જુઓ. આ બાણના સમૂહથી મેરૂપર્વતનો પણ ચૂરો થઇ જાય."[૧૬] આ પ્રમાણે તે બન્ને ધાટા સ્નેહના શબ્દથી આકુળ થાય તેવી રીતે વાર્તા કરતાં હતાં, તથા જોવામાં વ્યગ્ર થઈ હાસ્ય કરતાં હતાં તેવામાં, જેમ જહ્નુરાજાએ ગંગાનદીનું પાન કર્યું હતું, તેમ તે સિંધુરાજારૂપી વડવાનળ પોતાનાં બાણની ઉષ્મારૂપ અગસ્ત્યઋષિદ્વારા,* વિદૂરથરાજાના બાણરૂપી મહોન્મત્ત સમુદ્રનું પાન કરી ગયો.[૧૭-૧૮] પોતાના બાણરૂપી વર્ષાદથી તેનાં બાણરૂપી વાદળાંને કાપી નાખી, ધૂળની માફક કરી, આકાશરૂપી સમુદ્રમાં નાખી દીધાં.[૧૯] દીવો ઠરી ગયા પછી જેવી રીતે તેની ગતિ જાણવામાં નથી આવતી, તેવી રીતે તેના બાણના સમૂહની ગતિની ખબર પડી નહિ.[૨૦] તેના બાણના સમૂહનો નાશ કરી, યુદ્ધમાં પ્રેમ હોવાથી, આકાશમાં શરીરધારી મેઘનો વિસ્તાર કર્યો; અને કલ્પના અંતસમયનો પવન જે પ્રમાણે મેઘનો નાશ કરે, તે પ્રમાણે વિદૂરથરાજા પોતાના બાણના સમૂહથી તેનો એકદમ નાશ કરવા લાગ્યા. આ ઉપરથી સિંધુરાજાએ તેનાપર બાણના પ્રહાર કર્યા, પણ તે વ્યર્થ જવાથી, સિંધુરાજાએ, પોતાને ગંધર્વ સાથે સ્નેહ હોવાથી તેમની પાસેથી મળેલું મોહનાસ્ત્ર વિદૂરથરાજાના સૈન્યમાં નાખ્યું, અને તેથી રાજાસિવાય સૈન્યનાં સર્વ માણસોને મૂર્છા આવી ગઇ.[૨૧-૨૪] સઘળા યોદ્ધાઓ, જેનાં શસ્ત્ર તથા અસ્ત્ર વીંખાઈ ગયાં છે તથા જેઓ મુંગા, ખેદયુક્ત મુખ તથા નેત્રવાળા, મૃતતુલ્ય, અથવા ચિત્રમાં આળેખેલા હોય તેવા થઇ ગયા.[૨૫] તેઓની મૂર્છા ઓછી થવા લાગી તેવામાં, વિદૂરથરાજાએ પ્રબોધાસ્ત્ર (જાગૃત કરવાનું અસ્ત્ર) ધારણ કર્યું.[૨૬] તે અસ્ત્રથી તેનાં સૈન્યનાં મનુષ્યો પ્રાતઃકાળમાં કમળની પેઠે જાગૃત થયાં, તેથી જેવી રીતે સૂર્યદેવતાએ 'મંદેહ'× નામના રાક્ષસ ઉપર ક્રોધ કર્યો હતો, તેવી રીતે સિંધુરાજાએ, વિદૂરથરાજા ઉપર ક્રોધ કર્યો;[૨૭] અને પાશબંધનરૂપી ખેદ આપનારૂં ભયંકર નાગાસ્ત્ર ધારણ કર્યું, તેથી પર્વતજેવા સર્પથી આકાશ વ્યાપી રહ્યું.[૨૮] કમળથી તળાવ શોભે તેવીરીતે પૃથ્વી સર્પથી શોભવા લાગી તથા

* અગસ્ત્યઋષિ દરીઓ પી ગયા, તથા જહ્નુરાજા ગંગાનદીને પી ગયા છે એ કથા પુરાણમાં પ્રસિદ્ધ છે. × 'મંદેહ' નામના રાક્ષસની સાથે સૂર્યને મ્હોટું યુદ્ધ થયું હતું એવી ભારતમાં પ્રસિદ્ધ કથા છે.

પર્વતો કાળા સર્પરૂપી કંબલ ધારણ કર્યા હોય તેવા દેખાવા લાગ્યા.[૨૯] પૃથ્વીના સર્વ પદાર્થો ઝેરની ગરમીથી ખેદ પામવા લાગ્યા, તથા પર્વત અને વનસહિત જગત વ્યાકુળ થવા લાગ્યું.[૩૦] ઝેરની વિષમતાને બતાવનારા, રૂક્ષ, ઉન્હા અને શીતળ પવન, કે જેની અંદર ઝેરરૂપી રેણુ રહેલી છે, તે (પવન) રાખથી જૂદા પડેલા અંગારાસાથે મળેલા હોય તેવી રીતે વાવા લાગ્યા.[૩૧] આ પ્રમાણે થવાથી અસ્ત્રવિદ્યાને જાણનાર વિદૂરથરાજાએ ગરૂડાસ્ત્ર ધારણ કર્યું અને તેથી પર્વતના જેવા ગરૂડો ઉત્પન્ન થયા.[૩૨] સુવર્ણનીપેઠે સર્વ આશા (દિશો)ને સંપૂર્ણ કરનાર તે ગરૂડોએ પાંખવાળા *પર્વતનીપેઠે ઉડવાના સંરંભથી પ્રલયના જેવો પવન પેદા કર્યો.[૩૩] તે ગરૂડો નાકના પવનના વેગથી સર્પોને ખેંચવા લાગ્યા અને "ઘરઘરાટ" શબ્દથી સમુદ્રોના વિભાગને પૂરી દેવા લાગ્યા.[૩૪] ગરૂડરૂપી મેઘ, અગસ્ત્યઋષિ સમુદ્રનું પાન કરી ગયા હતા તે પ્રમાણે, પૃથ્વીને પૂરનાર અને વેગથી ચાલનાર સર્પના સમૂહનું પાન કરી ગયો.[૩૫] અને તેથી વરાહમૂર્તિ +ભગવાને ઉદ્ધાર કરેલ, જળસમૂહવિનાના પૃથ્વીના અવકાશનીપેઠે, સર્પરૂપી કંબળથી મુક્ત થએલું પૃથ્વીનું મંડળ શોભવા લાગ્યું.[૩૬] ત્યારપછી, જેવીરીતે પવન આવવાથી દીવાનો નાશ થાય છે, શરદઋતુમાં જે પ્રમાણે મેઘમંડળ અદૃશ્ય થઇ જાય છે, વજ્રની બ્હીકથી જેમ પાંખવાળા પર્વત ભાગી જાય છે, સ્વપ્નાવસ્થામાં જોયેલું જગત જાગૃત અવસ્થામાં જેમ મટી જાય છે, સંકલ્પથી કલ્પેલું નગર સ્વપ્નની અંતે જેમ અદૃશ્ય થાય છે, અને જે પ્રમાણે નદીનું પૂર ઉતર્યા પછી પાણીનો પ્રવાહ મંદ થાય છે, તેજ પ્રમાણે સર્પના સમૂહનો નાશ થયા પછી, તે ગરૂડો પણ અદૃશ્ય થઇ ગયા.[૩૭,૩૮] ત્યારપછી સિંધુરાજાએ ચારેબાજુ અંધારૂં કરે તેવું તમોસ્ત્ર નાખ્યું, તેથી પૃથ્વીના મધ્યભાગજેવી કાળા અંધકારની વૃદ્ધિ થઈ,[૩૯] તથા પૃથ્વી અને આકાશની વચ્ચે એક દરિઓ હોય તેવો વિસ્તાર થયો. તેમાં સેના મત્સ્યના જેવી તથા તારાઓ મણીના જેવા હોય નહિ શું, તેવા દેખાવા લાગ્યા.[૪૦] મષીના ગારાજેવી દરિઆસરખાં અંધારાંની પ્રવૃત્તિ થવાથી કાજળના પર્વતના સંભારથી ઉત્પન્ન થયેલા કલ્પના પવનથી વ્યાપ્ત થયું હોય તેવું જગત જણાવા લાગ્યું.[૪૧] સઘળી પ્રજા અંધારા કૂવામાં પડી હોય તેવી થઈ રહી, અને જેવીરીતે કલ્પાંતસમયમાં દિશાની ખબર પડતી નથી તેવીરીતે અંધારાનેલીધે દિશાનો વ્યવહાર શાંત થયો.[૪૨] ત્યારપછી મંત્ર જાણવામાં ઉત્તમ વિદૂરથરાજાએ બ્રહ્માંડરૂપી મંડપમાં માર્તંડ (સૂર્ય)રૂપી અસ્ત્રને દિવારૂપે પ્રકટ કરી જગતને જાગૃત કર્યું; અને નિર્મળ શરદઋતુ જેવીરીતે મેઘનું પાન કરી જાય છે તેવીરીતે, અગસ્ત્યઋષિરૂપી સૂર્યનાં કિરણથી, કાળા અંધકારરૂપી સમુદ્રનું પાન થઇ ગયું.[૪૩,૪૪] અંધકારરૂપી વસ્ત્રથી મુક્ત થયેલી દિશા, રાજાપાસે રહેલી મનોહર સ્તનવાળી કાંતાનીપેઠે શોભવા લાગી.[૪૫] અને લોભરૂપી કાજળથી મુક્ત થયેલી સત્પુરૂષની બુદ્ધિનીપેઠે સમગ્ર વનની પંક્તિ પ્રકાશ પામવા લાગી.[૪૬] ત્યારપછી ક્રોધથી આકુળ થયેલા સિંધુરાજાએ, ક્ષણમાત્રમાં ભયાનક રાક્ષસાસ્ત્ર શત્રુ ઉપર નાખ્યું, અને તેથી

* પ્રથમ પર્વતને પાંખ હતી અને તે પક્ષીની પેઠે ઉડતા; પછી ઇન્દ્રે પર્વતની પાંખ કાપી નાખી એવી પુરાણમાં કથા છે.

+ ધરતી રસાતળમાં ડુબી ગઈ હતી તે વખતે ભગવાને વરાહનો અવતાર ધારણ કરી પૃથ્વીને જળમાંથી બહાર કહાડી હતી.

દિગ્ગજ હાથીના ફૂત્કારથી ક્ષોભ પામેલા સમુદ્રનીપેઠે દિશામાંથી ક્રૂર રાક્ષસો બહાર નીકળ્યા[૪૭,૪૮] તે રાક્ષસોની જટા પીંગળી અને ઊંચી હતી તથા તેઓ ચટચટાટ શબ્દ કરતા હતા. લીલાં લાંકડાંના સંયોગથી થયેલા અગ્નિના ધૂમાડાજેવો તેમનો વર્ણ હતો તથા તેઓ આકાશમાં ફુદડી ફરતા ચીત્કારરૂપા ટંકાર કરતા હતા. અગ્નિથી બળેલા ધૂમાડાસહિત ઉંબાડીઆંજેવા તેઓ ચપળ હતા.[૪૯,૫૦] દાઢરૂપી અંકુરસહિત, મેલી આંખ્ય તથા મેલા મુખવાળો તેમનો દેહ હતો તથા ખરાબ ખાબોચિઆના કાંઠાનીપેઠે તેમના દેહમાં રૂવાડાંરૂપી શેવાળનો સમૂહ વળગેલો હતો.[૫૧] જટારૂપી જાળના સમૂહથી જળવાળા મેઘનીપેઠે જાણે જગતને ગળીજવા ઉત્પન્ન થયા હોય તેવીરીતે ગર્જના કરતા તે રાક્ષસો દોડવા લાગ્યા.[૫૨] એટલીવારમાં લીલાદેવીના પતિ વિદૂરથરાજાએ દુષ્ટ ભૂતને નિવારણ કરનારૂં નારાયણાસ્ત્ર શત્રુઉપર નાખ્યું અને તેથી સૂર્યના ઉદયથી અંધકાર મટી જાય તેવી રીતે રાક્ષસોનાં અસ્ત્રની પંક્તિનો નાશ થયો.[૫૩,૫૪] આ પ્રમાણે રાક્ષસના સમૂહનો જેમાંથી નાશ થયો છે તેવા ત્રણે લોક શરદ્‌ઋતુમાં વાદળાંનો નાશ થઈ નિર્મળ થયેલા આકાશની પેઠે શોભવા લાગ્યા.[૫૫] ત્યારપછી સિંધુરાજાએ આગ્નેયાસ્ત્ર નાખ્યું, તેથી કલ્પાંતના અગ્નિથી બળતી હોય તેવીરીતે દિશાઓ બળવા લાગી.[૫૬] સઘળી દિશા આકાશમાં પાતાળસંબંધી અંધકારથી વ્યાકુળ થઇ હોય તેવીરીતે, ધૂમાડારૂપી મેઘના ભારથી ઢંકાઈ રહી.[૫૭] પ્રફુલ્લિત વનમાં રહેલા ચંપાના ઝાડના સમૂહનીપેઠે, અગ્નિથી બળતા પર્વતો સોનાના હોય તેવા દેખાવા લાગ્યા.[૫૮] મૃત્યુના ઉત્સવસમયે કુમકુમ છાંટેલી માળાની પેઠે આકાશ, પર્વત તથા દિશાના કુંજ, અગ્નિની જ્વાળાથી જટિલપણાને પામી ગયા.[૫૯] હજારો આકૃતિનાં વહાણના વેગથી સમુદ્રમાંથી ચાલ્યા આવતા વડવાનળનીપેઠે, આકાશને સ્પર્શ કરતી તે અગ્નિની જ્વાળા, જાણે જગતને અગ્નિરૂપ કરતી હોય તેવી રીતે બળવા લાગી.[૬૦] આ પ્રમાણે સિંધુરાજા જીતીને શત્રુને પ્રહાર કરે છે તેવામાં વિદૂરથરાજાએ પૂજા કરીને વરૂણાસ્ત્ર નાખ્યું,[૬૧] તેથી જાણે પીગળેલો પર્વત હોય નહિ શું ? બાણના અવકાશના ભાગમાં તેના અવયવ રહેલા હોય નહિ શું ? બંધાયેલી ગતિવાળા મેઘ હોય નહિ શું ? ઊંચા પ્રદેશમાંથી પડેલી કુળપર્વતની મ્હોટી શિલા હોય નહિ શું ? ઉંચો રહેલો તમાલનો સમૂહ હોય નહિ શું ? સંધિ થયેલી રાત્રિ હોય નહિ શું ? લોકાલોકપર્વતમાંથી ઉત્પન્ન થયેલો કાજળનો સમૂહ હોય નહિ શું ? આકાશ જોવાની ઇચ્છાથી રસાતળની ગુહામાંથી ચાલ્યા આવતા સર્પ હોય નહિ શું ? તેવીરીતે તે વરૂણાસ્ત્રથી, ચારેબાજુ ઊંચે તથા નીચે, દિશામાંથી ધુઘવાટી કરતાં પાણીનાં પૂર ચાલવા લાગ્યાં.[૬૨-૬૫] ભુવનમાં વ્યાપેલી સંધ્યાને જેવીરીતે રાત્રિ પાન કરી જાય તેવીરીતે તે અગ્નિના સમૂહને પાણીનું પૂર પાન કરીગયું. આ પ્રમાણે અગ્નિસમૂહનો નાશ થઇ ભૂતળ જળમય થઈ રહ્યું.[૬૬,૬૭] આવીરીતે પ્રથમ નાખેલાં અસ્ત્રને નાશ કરે તેવાં બીજાં અસ્ત્ર નાખી પરસ્પરની માયા જુવે છે તથા અનુભવ કરે છે,[૬૮] તેવામાં સિંધુરાજાના સૈન્યમાં તેના ચક્ર વગેરેની રક્ષા કરનાર યોદ્ધાઓ, ખડનીપેઠે પાણીમાં તણાવા લાગ્યા તથા તેનો રથ પાણીમાં ડુબી ગયો.[૬૯] એટલી વારમાં સિંધુરાજાએ, આપત્તિના વખતમાં રક્ષા કરનારૂં શોષણાસ્ત્ર ધનુષમાં સાંધી શત્રુ ઉપર નાખ્યું,[૭૦] અને તેથી સૂર્યથી રાત્રિની શાંતિ થાય, તેપ્રમાણે જળમયી માયાની શાંતિ થઈ, સજીવન મનુષ્યો મૃતતુલ્ય થઈ ગયાં.અને પૃથ્વીમાં શુષ્કતા થઇ ગઇ.[૭૧] ત્યારપછી મૂર્ખ માણસના ક્રોધની પેઠે પ્રજાને સંતાપ

કરનારો, સુકાયલાં પાંદડાંથી પથરાઈ ગયેલા વનવિસ્તારથી કર્કશ થયેલો તાપ વૃદ્ધિ પામવા લાગ્યો;[૭૨] અને તેથી દિશાને રાજાની સ્ત્રીની પેઠે સુવર્ણની કાંતિજેવો સુંદર અંગરાગ હોય નહિ શું ? તેમ દેખાવા લાગ્યું.[૭૩] તે શોષણાસ્ત્રથી, ગ્રીષ્મઋતુના દાવાનળથી તાપ પામેલાં કોમળ પાંદડાંનીપેઠે શત્રુના સૈન્યને મૂર્ચ્છા આવી ગઇ.[૭૪] ત્યારપછી વિદૂરથરાજાએ, તે રણસંગ્રામમાં 'જયા' શબ્દની શોભાથી વિસ્તાર પામતું પર્જન્યાસ્ત્ર બાણમાં સાંધીને નાખ્યું[૭૫] તેથી તમાલનો સમૂહ આકાશમાં જતો હોય નહિ શું ? તેવી રીતે રાત્રિના સમૂહનીપેઠે મેઘની પંક્તિ ઉત્પન્ન થઇ.[૭૬] દિશાનાં મંડળ કે જે પાણીના પૂરથી નીચાં જણાતાં હતાં, જેમાં ગર્જના થઈ રહી હતી તથા સ્વાભાવિક વિસ્તારમાં જેની ગતિ સંકોચ પામી હતી, તે કુંડળના આકારના જેવાં દેખાવા લાગ્યાં.[૭૭] મેઘાડંબરનો ભેદ કરનારા અને જળના કણથી તથા ઝાકળના ભારથી સુખ ઉત્પન્ન કરનારા પવન વાવા લાગ્યા.[૭૮] પર્વતમાંથી નીકળતા સુવર્ણમય સર્પ હોય નહિ શું ? તથા સ્વર્ગમાં દેવતાની સ્ત્રીના કટાક્ષ હોય નહિ શું ? તેવીરીતે વિજળી આકાશમાં સ્ફુરવા લાગી.[૭૯] ગર્જનાથી પડછંદો પાડતી પર્વતની ગુફાઓ ગાજવા લાગી. તેમજ હાથી, સિંહ, તથા રીંછના શબ્દથી શબ્દ કરતી દિશા પણ ગાજવા લાગી.[૮૦] યમરાજાની દૃષ્ટિનીપેઠે કષ્ટરૂપ કરા પડવાથી કઠોર મુશળના જેવી ધારાથી મેઘની વૃષ્ટિ પડવા લાગી.[૮૧] મેઘના સમૂહસાથે યુદ્ધ કરવામાટે ધારણ કરેલો વિલાસ હોય નહિ શું ? તેવીરીતે ઉન્હા અગ્નિની કાંતિજેવી પાતાળમાંથી બાફ નીકળવા લાગી.[૮૨] પરબ્રહ્મના બોધરૂપી રસના પૂરથી જેવીરીતે સંસારની વાસના મટી જાય, તેવીરીતે મેઘવૃષ્ટિથી ઝાંઝવાનાં જળરૂપ તાપનો ક્ષણમાત્રમાં નાશ થયો.[૮૩] આખું ભૂમંડળ ચાલી ન શકાય તેવું ગારાથી વ્યાપ્ત થઈ રહ્યું તથા સમુદ્રનીપેઠે સિંધુરાજા જળથી સંપૂર્ણ થઇ રહ્યો.[૮૪] ત્યારપછી કલ્પના અંતસમયે મહોન્મત્ત, ભયંકર શબ્દથી ભય ઉપજાવનારૂં અને આકાશને પૂરતું વાયવ્યાસ્ત્ર નાખ્યું.[૮૫] તેથી દિશાઓમાં, વજ્રના પડવાથી અંગને પીડા કરનારા, શિલાના કટકાને કાપનારા, પ્રલયના સમયની સૂચના કરનારા તથા યોદ્ધાનીસામે મનોહર ટંકાર કરનારા પવન વાવા લાગ્યા.[૮૬] **વવુર[illegible]पीडितांगा दलित-[illegible]लाशकलाः ककुम्मुख[illegible] । प्रलयसमयसूचका भटानां कृतप[illegible]टाकृतटंकिनः समीराः॥८६॥**

**શ્રી૦ યો૦ મ૦ બો૦ ઉ૦ ઉ૦ કહેલો 'આયુધવર્ણન' નામનો અડતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૮.**

---

## सर्ग ४९ मो* પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા પિશાચાસ્ત્રનું વર્ણન

**वसिष्ठ उवाच । व[illegible]ालतनीहारा विकीर्ण[illegible]नपल्लवाः ।**
**वायवो धूतवृक्षौघाः स[illegible]लापांडपांस[illegible]ः॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–ત્યારપછી ઝાકળને મટાડનાર, વનનાં પાંદડાંને વીખેરનાર, વૃક્ષના સમૂહને હલાવનાર અને રજને સત્પુરૂષના મસ્તકના ઘરેણાંરૂપ કરનાર પવન વાવા લાગ્યા.[૧] પક્ષીની પેઠે વૃક્ષના સમૂહને ભ્રાંતિ કરનારા અને પડીને પાછા ઉઠનારા યોદ્ધાઓ તથા આકાશરૂપી ભીંતને ભેદન કરનાર અટ્ટાલિકાઓ ચૂર્ણરૂપ થઇ ગઈ.[૨] સુકાયલાં પાંદડાં, જેવીરીતે પાણીના પ્રવાહમાં તણાઇ જાય તેવીરીતે આ ભયંકર વાયુથી વિદૂરથ રાજાનો રથ તણાવા લાગ્યો.[૩] અને

---

* આ સર્ગમાં પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા પિશાચના ચરિત્રથી યુક્ત પિશાચાસ્ત્રનું વર્ણન કરેલું છે.

જાણનાર વિદૂરથરાજાએ, મેઘના જળસહિત આકાશને પણ ગ્રહણ કરવાને તત્પર થયો હોય નહિ શું ! તેવી રીતે, શત્રુ ઉપર પર્વતાસ્ત્ર નાખ્યું.[૪] તે પર્વતાસ્ત્રથી, ચૈતન્યની શાંતિથી વિરાટ પ્રાણની શાંતિ થાય તેવીરીતે વાયુની શાંતિ થઇ.[૫] અનેક પ્રકારનાં મનુષ્યનાં શબના સમૂહમાં કાગડાની પંક્તિઓ પડે તેવીરીતે, અંતરિક્ષમાં રહેલી વૃક્ષની પંક્તિઓ પૃથ્વીઉપર પડી.[૬] શહેર, ગામડાં તથા લતાના નિરર્થક શબ્દોનીપેઠે, દિશાઓમાં નિઃશ્વાસના શબ્દો, લોટવાના શબ્દો તથા ભયંકર યોદ્ધાઓના શબ્દો શાંત થયા.[૭] સિંધુરાજા આકાશમાંથી મૈનાક વગેરે પર્વત પડતા હોય તેમ દેખાવા લાગ્યો.[૮] અને તેથી સિંધુરાજાએ વજ્રાસ્ત્ર નાખ્યું. અગ્નિ જેવી રીતે ઇંધનનો નાશ કરે તેવીરીતે પ્રકાશ પામતા તે વજ્રાસ્ત્રે પર્વતરૂપી અંધકારનો નાશ કર્યો.[૯] વજ્રના અગ્રભાગરૂપી ચાંચથી કપાતાં પર્વતનાં શિખરો, ઉગ્ર પવનથી ફળ પડે તેવીરીતે પડવા લાગ્યાં.[૧૦] ત્યારપછી વિદૂરથરાજાએ વજ્રાસ્ત્રની શાંતિસારૂ બ્રહ્માસ્ત્ર નાંખ્યું અને તેથી બ્રહ્માસ્ત્ર તથા વજ્રાસ્ત્ર એકજ સમયે શાંત થયાં.[૧૧] રાત્રિ જેવીરીતે અંધકાર નાખે તેવીરીતે વિદૂરથ રાજાએ પિશાચાસ્ત્ર નાખ્યું. તેથી ભયજનક પિશાચોની પંક્તિ પેદા થઈ.[૧૨] સંધ્યાસમયે દિવસ શ્યામ થાય તેવીરીતે, ભયથી દિવસ શ્યામ થઈ ગયો અને અંધકારના ભારનીપેઠે પિશાચો પૃથ્વીમાં આવવા લાગ્યા.[૧૩] તે પિશાચો, બળી ગયેલા સ્તંભના જેવા, ઊંચા તાડના જેવા વિલાસવાળા, મ્હોટા આકારના તથા હાથથી ન પહોંચાય તેવા હતા.[૧૪] તેઓના કેશ ઊંચા હતા, અંગે દુબળા હતા, મ્હોટી દાઢીવાળા, ગાંમડામાં રહેનાર માણસની પેઠે કાળા તથા મેલા અંગવાળા અને આકાશમાં ફરવાવાળા હતા.[૧૫] આચારવિનાના મૂઢ લોકોથી ભયસહિત તેઓ જોવાતા હતા. તેઓના હાથમાં હાડકાં વગેરે પદાર્થો રહી ગયા હતા. તેમજ ચંચળ, ગાંમડાના માણસજેવા દીન તથા વજ્ર અને ખડ્ગથી પણ તે પિશાચો ક્રૂર હતા.[૧૬] ઝાડ, કર્દમ તથા માર્ગની વચ્ચે શૂન્યસ્થાનમાં તેમનો નિવાસ હતો. તેઓ પોતાનાં ગલોફાં ચાટતા હતા, પ્રેતના રૂપજેવાં તેમનાં રૂપ હતાં, તેઓનું અંગ કાળું હતું તથા તેઓ વિજળીની પેઠે દૃશ્ય તથા અદૃશ્ય હતા.[૧૭] નાશ થતાં બાકી રહેલા વિદૂરથરાજાના સૈન્યને પિશાચોએ પકડ્યું તેથી સૈન્યના મનુષ્યોનાં અસ્ત્ર ભાગી ગયાં તથા ચૈતન્ય હરાઇ ગયું.[૧૮] તેઓએ આયુધ નાખી દીધાં, શરીરની રક્ષા કરવા લાગ્યા, પ્રાણનો પણ ત્રાસ લાગવા માંડ્યો, ચાલતાં ઠેંસ લાગવા માંડી તથા નેત્ર, અંગ, મુખ અને પગમાં ભૂતનો આવેશ થયો હોય તેવી ચેષ્ટા થવા લાગી.[૧૯] કૌપીન વસ્ત્રનો તેઓએ ત્યાગ કર્યો, ઉત્તરીય વસ્ત્રનો સંકોચ થવા લાગ્યો તથા આરંભ કરેલું નૃત્ય સ્થિર થઈ ગયું.[૨૦] સિંધુરાજાની પિશાચની પંક્તિ વિદૂરથરાજાનો પરાભવ કરે છે તેવામાં વિદૂરથરાજાએ માયા ઉત્પન્ન કરી.[૨૧] વિદૂરથરાજા પિશાચની સંગ્રામ કરવાની માયા જાણતા હતા તેથી તે પિશાચના સૈન્યને શત્રુના સૈન્યની સાથે જોડી દીધું.[૨૨] ત્યારપછી પોતાના સૈન્યના મનુષ્યો સ્વસ્થ થયા અને વિદૂરથરાજાએ ક્રોધથી રૂપિકાસ્ત્ર* નાખ્યું તેથી ઊંચા કેશવાળી, ભયંકર નેત્રવાળી તથા કટિપશ્ચાત્ભાગ અને સ્તન જેમનાં ચલાયમાન છે તેવી, યુવાવસ્થાની ઉત્પત્તિથી જેમનું અંગ ધાટું થયેલું છે, વૃદ્ધાવસ્થાને લીધે જેમાંની કેટલીકનાં અંગ જર્જર થયેલાં છે, જેમનાં જઘન જાણવામાં આવતાં નથી, જેમની

* રાક્ષસીમાયાને ઉત્પન્ન કરનારૂં અસ્ત્ર.

દુષ્ટ નાભિ છે, જેમનું અંગ વિકાશ પામતું છે, મનુષ્યનાં લોહીવાળાં કપાલો જેમના હાથમાં રહી ગયાં છે, સંધ્યાકાળનાં વાદળાંની પેઠે જેમનાં ગાત્ર રાતાં છે, ગલોફાંમાંથી અર્ધું ચાવેલ માંસ તથા લોહી ઝરે છે તેથી આકુળ જેમનું મ્હોડું છે, અંગની ચેષ્ટાઓ જેમની અનેક પ્રકારની છે, ન નમનારા માણસને નમાવવાની જેમનામાં સત્તા છે, જેમનાં હાથ, મ્હોડું, સાથળ, કેડ તથા પડખાં પાણાના જેવાં કઠિન છે, બાળકોનાં મડદાં જેમણે માળારૂપ કરેલાં છે, આંતરડાં-રૂપ દોરી જેમણે હાથમાં રાખેલી છે, કૂતરાં, કાગડા તથા ઘૂડના જેવાં જેમનાં મ્હોડાં છે તથા મ્હોડું, દાઢી અને પેટ જેમનું નમતું છે, તેવી રાક્ષસીઓ ભૂતળમાં ઉત્પન્ન થઇ.[૨૩-૨૮] દુષ્કર્મ કરનાર જેવી રીતે બાળકને ગ્રહણ કરે તેવી રીતે તે રાક્ષસીઓએ પિશાચને પતિરૂપે ગ્રહણ કર્યા તેથી પરસ્પર આકર્ષણ કરતાં, પરસ્પર દોડતાં તેમનાં મુખ, અંગ તથા નેત્ર ક્રીડાના રસમાં મગ્ન થઇ ગયાં.[૨૯,૩૦] લોહીના મંડળથી વૃદ્ધિ પામેલી મુખના વિકારને કરનારી જીભ તેઓ બહાર કહાડવા લાગ્યાં, એકબીજાની પ્રીતિને માટે મડદાંનાં શરીરો ખેંચવા લાગ્યાં.[૩૧] પેટ, હાથ, કાન, હોઠ તથા નાક જેનાં લાંબાં છે એવાં તેઓનાં શરીરો લોહીના દરીઆમાંથી ડુબીને બહાર નિકળ્યાં હોય નહિ શું ? તેવાં શોભવા લાગ્યાં.[૩૨] ક્ષીરસમુદ્રમાં મંદરાચળવડે મથન થવાથી જે પ્રમાણે કોલાહલ થયો હતો તે પ્રમાણે, રૂધિર અને માંસના ગારામાં તેમના આલિંગનથી કોલાહલ થવા લાગ્યો.[૩૩] જે પ્રમાણે વિદૂરથરાજાએ સિંધુરાજા ઉપર માયાનો સંચાર કર્યો તેજ પ્રમાણે સિંધુરાજાએ પણ વિદૂરથરાજા ઉપર કર્યો.[૩૪] સિંધુરાજાએ વેતાલાસ્ત્ર નાખ્યું, તેથી માથાંવિનાના તથા માથાંવાળા ચાલતા શબના સમૂહ ઉત્પન્ન થયા અને ઉગ્ર કબંધવાળું પિશાચ તથા વેતાલનું સૈન્ય પૃથ્વીને ગળી જવાને સમર્થ થયું.[૩૫,૩૬] ત્યારપછી વિદૂરથરાજાએ, ત્રૈલોક્યને ગ્રહણ કરવાને સમર્થ થાય તેવું સિંધુરાજા ઉપર રાક્ષસાસ્ત્ર નાખ્યું.[૩૭] તેથી જેમ દેહ ધારણ કરીને પાતાળમાંથી નરકો પ્રકટે, તેમ પર્વતના જેવા આકારના સ્થૂળરાક્ષસો દેહ ધારણ કરી ચારેબાજુથી ઉત્પન્ન થયા.[૩૮] ગર્જના કરતા રાક્ષસોના નાદરૂપી જેમાં વાજીંત્ર છે તથા કબંધોનું જેમાં નૃત્ય છે એવું, દેવતા અને દૈત્યને ભય ઉપજાવનારૂં તથા મેદ અને માંસરૂપી ઉપદેશથી યુક્ત, રૂધિરરૂપી આસવથી તથા મદોન્મત્ત કૂષ્માંડગણ, વેતાલગણ તથા યક્ષગણના તાંડવથી શોભતું, કૂષ્માંડગણના પ્રબળ તાંડવમાં 'દંડપાદ' નામની પગ પછાડવાની ક્રિયાથી ઉછળતા લોહીના ઊંચા ચ્હડેલા તરંગોથી ભીંજાઇ રહેલાં અને સંધ્યાકાળનાં વાદળાંના સમૂહના રંગજેવી કાંતિવાળાં ભૂતોએ લોહીના પ્રવાહની અંદર બાંધેલી સેતુવાળું સૈન્ય ભયંકર દેખાવા લાગ્યું.[૩૯-૪૧] कूष्मांडकात्तांडवदंडपादक्ष्मासृगुत्क्षिप्ततरंगसिक्तैः । संध्याभ्ररागोत्क कोटिकांतिभूतैरसृक्स्रोतसि दत्तसेतु ॥ ४१ ॥

**શ્રી૦ યો૦ મ૦ મો૦ ઉ૦ ઉ૦ લીલાના૦ 'તૃતીયાસ્ત્રયુદ્ધ' નામનો ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ. ૪૯.**

## સર્ગ ૫૦ મો* વિદૂરથરાજાનું મરણ

**वसिष्ठ उवाच । तस्मिंस्तदा वर्तमाने घोरे समरविभ्रमे ।**
**सर्वारिसैन्यनाशार्थमेकं स्वबल ।ांतये ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે ઘોર યુદ્ધ ચાલતું હતું તે સમયે, સર્વ શત્રુનો નાશ કરી પોતાના સૈન્યને પિશાચાદિથી થતી પિડાની શાંતિ કરવામાટે સ્મરણશક્તિવાળા, અંતકાળના સમયે ઉચિત પ્રતિભાવાળા તથા ધીરજવાળા સિંધુરાજાએ ઉદારપણાથી, કાળરૂદ્રની પેઠે સંહાર કરનારૂં વૈષ્ણવાસ્ત્ર નાખ્યું.[૧,૨] સિંધુરાજાએ વૈષ્ણવાસ્ત્રથી અભિમંત્રણ કરેલું તે બાણ ફળપાસેથી જૂદા જૂદા આકારથી બહાર નીકળ્યું.[૩] તે બાણવડે પ્રકાશ પામતાં ચક્રની પંક્તિથી હજારો સૂર્યના પ્રતાપના દિશાના તટ થઇ રહ્યા, ચાલી આવતી ગદાથી હજારો વંશના જેવું આકાશ થઇ રહ્યું.[૪] હજારો ધારવાળાં વજ્રની પંક્તિથી ગગન તૃણની હારરૂપ થઈ રહ્યું, પદ્મના દળજેવાં મુકુલાકારનાં પટ્ટિશ ( એકજાતનાં હથિઆર )થી કપાઈ ગયેલ ઝાડવડે આકાશ છવાઇ રહ્યું,[૫] તીક્ષ્ણ ધારવાળાં બાણની પંક્તિથી આકાશ પુષ્પના સમૂહથી ફેલાયું હોય હોય તેમ જણાવા લાગ્યું, તથા શ્યામ ખડ્ગની પંક્તિથી ગગન પત્રના સમૂહજેવું થઈ રહ્યું.[૬] ત્યારપછી વિદૂરથરાજાએ પણ વૈષ્ણવાસ્ત્રની શાંતિ માટે સામું વૈષ્ણવાસ્ત્ર નાખ્યું અને તેમાંથી પણ સિંધુરાજાના શસ્ત્રને કાપી નાખે તેવી, બાણ, સાંગ, ગદા, પ્રાસ અને પટ્ટિશમય ખડ્ગની નદી ચાલી નીકળી.[૭-૮] તેથી ધાવા—ભૂમિના મધ્યભાગને ક્ષય કરનારૂં તથા કુલપર્વતને નાશ કરનારૂં આકાશમાં શસ્ત્રની નદીનું યુદ્ધ ચાલવા લાગ્યું.[૯] બાણમાંથી બહાર નીકળતાં શૂળ, અસિ અને ખડ્ગથી, પટ્ટિશના ચૂરા થઈ ગયા. મુશળના વિસ્તારથી તથા પ્રાસ અને ત્રિશૂળથી સાંગડીઓ ખંડિત થઇ ગઈ.[૧૦] બાણરૂપી પાણીના સમૂહને મથન કરનાર, મંદરાચળજેવાં ગદાના અગ્રભાગથી યુક્ત મુદ્ગરો દેખાવા લાગ્યાં. અસ્ત્ર જેનું પાછું ન ફરે તેવા યોદ્ધાઓના જેવાં જે ઠેકાણે ખડ્ગ હતાં;[૧૧] જે ઠેકાણે રિષ્ટરૂપી (પોતાના સૈન્યના નાશરૂપી) અરિષ્ટ (અંધકાર) ને નાશકરવાને કુંત (ભાલાં ) રૂપી ચંદ્રમંડળનો ઉદય થયો હતો; પ્રાસના વિસ્તારરૂપી યમરાજા મનુષ્યનો નાશ કરવા આવેલ હોય એમ જણાતું હતું;[૧૨] સર્વ આયુધનો ક્ષય કરનાર તથા શબ્દસહિત બ્રહ્માંડના ઘાતથી કુલાચળને ભાંગનાર અસ્ત્રની ગતિ ચક્રથી કુંઠિત થઇ ગઈ;[૧૩] વિશ્વામિત્રને તથા મ્હારે યુદ્ધ થયું તે વખત મ્હારા અસ્ત્રનું નિવારણ કરવામાટે નાખેલાં અસ્ત્રનીપેઠે, ધારાથી શસ્ત્રના સમૂહ જેમાં કપાઇ ગયાં છે તેવું તથા શસ્ત્રથી પણ ન કપાય તેવા પર્વત જેમાં રહેલા છે,[૧૪] શંકુની શંકાવાળાં તથા સૂસવાટી કરતાં ત્રિશૂળ તથા હજારો શિલા જેમાં શોભે છે, 'ભુશુંડી' નામનાં હથિઆરથી જીતાએલાં ઉત્તમ 'ભિંદિપાલ' નામનાં હથીઆરનાં મંડળ જેમાં રહેલાં છે,[૧૫] મહાદેવજીના ત્રિશૂળજેવી કાંતિવાળાં શૂળથી કુંઠિત ગતિવાળાં તથા બહાર નીકળતાં તરત કપાઈ જવાથી વિષમગતિના શત્રુને નાશ કરે તેવાં શસ્ત્રનો સંચાર જેમાં જોવામાં આવે છે,[૧૬] ઉત્પન્ન થતા ચટચટાટ શબ્દથી ગંગાજીનો વેગ જેમાં રોકાઇ ગયો છે, ખડ્ગ તથા હથિઆરના ચૂર્ણના સંભારથી મહાધૂમના જેવો ચંદરવો જેમાં રહી ગયો છે, એવું તે બન્ને રાજાના

---

* આ સર્ગમાં વૈષ્ણવાસ્ત્રથી બન્ને રાજાએ યુદ્ધ કર્યું તથા વિદૂરથરાજાનું મરણ થયું, એ વાત કહેવામાં આવશે.

અસ્ત્રનું યુદ્ધ થવા લાગ્યું.[૧૭] તેની અંદર એકબીજાનાં શસ્ત્રના સમૂહથી વિજળીના જેવી શોભા જણાવા લાગી. શબ્દસહિત બ્રહ્માંડના ઘાતથી કુલાચળને ભાંગનાર અને ધારાથી શસ્ત્રના સમૂહ જેમાં કપાઇ ગયા છે તેવા યુદ્ધમાં વિદૂરથરાજા પર્વતની પેઠે સ્થિર થઈ જડની પેઠે મ્હારા અસ્ત્રના યુદ્ધની પેઠે કાળક્ષેપ કરતો ઉભો રહ્યો[૧૮,૧૯] તેથી સિંધુરાજા 'વિદૂરથરાજાનું મ્હારી પાસે શું બળ છે' એવીરીતે તેની નિંદા કરતો ઉભો છે તેવામાં વિદૂરથરાજાએ શત્રુઉપર વજ્રના જેવો શબ્દ કરતું આગ્નેયાસ્ત્ર નાંખ્યું તેથી સુકાયલાં ખડનીપેઠે સિંધુરાજાનો રથ બળી ગયો. તેટલીવારમાં હથિઆરથી છવાઇ ગયેલા આકાશમાં વિદૂરથરાજા, કે જે વર્ષાઋતુના મેઘજેવો હતો તે તથા વર્ષાઋતુના મેઘથી પૂર આવેલી નદીજેવો સિંધુરાજા, એ બન્ને રાજાનાં વૈષ્ણવાસ્ત્રો થોડીવાર ઘણું દારૂણ યુદ્ધ કરી શાંત થઈ ગયાં. એટલીવારમાં આગ્નેયાસ્ત્રથી ઉત્પન્ન થયેલો અગ્નિ, સિંધુરાજાના રથને બાળીને, વનનો અગ્નિ વનને બાળી ગુફામાંથી નીકળેલા સિંહને બાળવા દોડે તેવીરીતે, સિંધુરાજાપાસે દોડયો ત્યારે સિંધુરાજાએ વારૂણાસ્ત્રથી તે અગ્નિની શાંતિ કરી.[૨૦-૨૪] રથનો ત્યાગ કરી પૃથ્વીપર ઉતરેલા તે રાજાએ ઢાલ–તરવાર ધારણ કર્યાં અને ક્ષણમાત્રમાં શત્રુના ઘોડાની ખરી કમલિનીની પેઠે કાપી નાખી તેથી વિરથ થયેલા વિદૂરથરાજાએ પણ ઢાલ-તરવાર ધારણ કર્યાં.[૨૫,૨૬] આ પ્રમાણે સમાન આયુધ તથા સમાન ઉત્સાહવાળા તે બન્ને રાજા યુદ્ધ કરતાં મંડળો કરવા લાગ્યા. એકબીજાને પ્રહાર કરતાં તે બન્ને રાજાનાં ખડ્ગ કરવતના જેવાં થઈ ગયાં.[૨૭] તે બન્ને સૈન્ય યમરાજાના દાંતની પેઠે પ્રજાનો નાશ કરે છે તેવામાં વિદૂરથરાજાએ ખડ્ગનો ત્યાગ કરી શત્રુઉપર શક્તિ (સાંગડી) નો ઘા કર્યો.[૨૮] પ્રલયના ઉત્પાતને સૂચવનાર દરિઆના જેવો શબ્દ કરતી તે શક્તિ, સિંધુરાજાના વક્ષસ્થળમાં વાગી તેથી અપ્રિય પતિને ન ઈચ્છતી સ્ત્રીની પેઠે સિંધુરાજાનું મરણ ન થયું, પણ તે પ્રહારથી હાથીને જેવીરીતે મદ ઝરે તેવીરીતે સિંધુરાજાને રૂધિર વહેવા લાગ્યું. ચંદ્રના ઉદયથી જેમ અંધકારનો નાશ થાય, તેમ તે સૈન્યનો નાશ થયો તે જોઈને આનંદ પામેલી લીલાદેવી આ પ્રમાણે બોલીઃ "હે દેવિ ! આપણના પતિરૂપ નૃસિંહદેવતાએ શક્તિરૂપી નખથી, ઊંચી કાંધવાળા સિંધુરાજારૂપી હિરણ્યકશિપુદૈત્યનો નાશ કર્યો. કચરાઈ ગયેલી તેની છાતીમાંથી તળાવની પાસે રહેલા હાથીની સુંઢમાંથી ફૂત્કારનું પાણી નીકળે તેવીરીતે લોહી ચાલ્યું જાય છે. સોનાના મેરૂપર્વતના શિખરઉપર સૂર્યદેવતા બેસે તેવી રીતે લાવેલા રથ ઉપર, કષ્ટ થાય તેવી રીતે બેસવાને તત્પર થયેલ છે. હે દેવિ ! અર્જુનના બાણથી નિવાતકવચના સોનાના નગરનો નાશ થયો તેવીરીતે, તે રાજાનો રથ મુદ્ગરથી ચૂરેચૂરા થઈ ગયો છે તેને જુઓ. આ મ્હારા પતિ પણ આવેલા રથમાં બેસવા તત્પર થયા છે.[૨૯,૩૬] ઈન્દ્રદેવતા જેવીરીતે વજ્રના ઉપર દ્રષ્ટિ કરે તેવીરીતે મ્હારા પતિને પ્રહાર કરવા માટે સિંધુરાજાએ મુશળના ઉપર દ્રષ્ટિ કરી અને મ્હારા પતિએ મુશળ જેના હાથમાં છે એવા સિંધુરાજા ઉપર વેગથી દોટ કહાડી.[૩૭] સિંધુરાજાને છેતરી વિલાસથી રથમાં બેઠા. પછી શેવાળથી લીલાં થયેલાં ખાબોચિઆમાં ઊગેલાં ઝાડની પેઠે રહેલા રથમાં બેઠેલા તથા ધ્વજા, રથ, ઘોડા, સારથી, બાણ, બખ્તર વગેરે જેનાં કપાઇ ગયાં છે અને સર્વ અંગ જેનું આકુળ થયેલું છે તેવા આર્યપુત્ર વિદૂરથરાજાના રથ તરફ આ સિંધુરાજા જઇને તેને પીડા કરવા લાગ્યો અને સિંધુરાજા વજ્રસમાનબાણથી

વિદૂરથરાજાના પથરાના જેવા દૃઢ અને ધાટા માંથાને ભેદીને પૃથ્વી ઉપર પછાડી નાખે છે.[૩૮-૪૧] પાસે આવેલા બીજા રથમાં કષ્ટથી ચૈતન્ય આવ્યા પછી બેસતી વખત, સિંધુરાજાએ ખડ્ગથી મ્હારા પતિનો ખભો કાપી નાખ્યો છે અને તેમાંથી પદ્મરાગની રાતી કાંતિની પેઠે લોહી પડે છે તેને તમે જુઓ. કરવતથી જેવી રીતે ઝાડ કાપી નાખે તેવી રીતે, સિંધુરાજાએ ખડ્ગની ધારાથી મ્હારા પતિની જાંઘ કાપી નાખી. અરેરે ! હું હણાણી, બળી ગઇ, મરાણી તથા સમીપમાંજ મ્હારો નાશ થયો.[૪૨-૪૪] મૃણાલની પેઠે મ્હારા પતિના બન્ને ગોઠણ કપાઈ ગયા.' એ પ્રમાણે બોલ્યા પછી, ફરશીથી કાપી નાખેલી લતાની પેઠે, પતિનાપર સ્નેહને લીધે ભયથી આતુર થયેલી તે લીલાદેવીને મૂર્છા આવી ગઇ અને પૃથ્વી ઉપર પડી ગઈ. ગોઠણવિનાના વિદૂરથરાજા પણ મૂળ કપાઇ ગયેલા ઝાડની પેઠે શત્રુના પ્રહારથી રથ ઉપરથી પૃથ્વીપર પડી ગયા. આ પ્રમાણે પડી જવાથી વિદૂરથરાજાના રથને સારથી પાછો વાળી ગયો અને ઉદ્ધત સિંધુરાજાએ પાછળથી તેના કંઠમાં ખડ્ગનો ઘા કર્યો તેથી તેનો અર્ધો કંઠ કપાઈ ગયો અને સિંધુરાજા તેની પાછળ ચાલ્યો.[૪૫-૪૮] સૂર્યનાં કિરણો પદ્મમાં પ્રવેશ કરે તેવી રીતે તે રાજાએ રથસહિત ઘરમાં પ્રવેશ કર્યો અને ઉન્મત્ત મશલું જેવી રીતે જ્વાળાની વચ્ચે પ્રવેશ ન કરી શકે તેવી રીતે સરસ્વતીના પ્રભાવથી યુક્ત તે રાજાના ઘરમાં સિંધુરાજા પ્રવેશ કરી શક્યો નહિ.[૪૯] વિદૂરથરાજાનું ગળું કપાઇ જવાથી તે છિદ્રમાંથી વાયુસહિત લોહીની ધારા નીકળવા લાગી અને તે રૂધિરથી તેનું શરીર તથા વસ્ત્ર છંટાઇ રહ્યાં. આવી સ્થિતિવાળા તે રાજાને તેના સારથીએ, સરસ્વતીની પાસે તેના ઘરમાં રાજાનું સુખરૂપ મરણ થાય તેવા કોમળ આસ્તરણવાળી શય્યામાં સૂવાડયો અને સિંધુરાજા તેના ઘરમાં પ્રવેશ કરી ન શક્યો તેથી ત્યાંથી પાછો વળ્યો.[૫૦] खड्ग[illegible]त्र-गात्रम् । तत्याज तं भगवतीमभितो गृहीतः सूतः प्रवेश्य [illegible]तितल्पतले गतोऽरिः ॥ ५० ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાનાઆખ્યાનસંબંધી 'વિદૂરથમરણવર્ણન' નામનો પચાસમો સર્ગ સંપૂર્ણ. ૫૦

---

## सर्ग ५१ मो* રાજાવિનાના દેશની ભયાકુળ દશા અને પુનઃ સ્વસ્થતા

**वसिष्ठ उवाच । हतो राजा हतो राजा [illegible] संयुगे ।**
**इति शब्दे समु[illegible]त राष्ट्र[illegible]कुलः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે કેઃ—"રણસંગ્રામમાં સિંધુરાજાએ વિદૂરથરાજાને માર્યો" એ પ્રમાણે શબ્દ ઉત્પન્ન થયો અને તેનો દેશ ભયથી વ્યાકુળ થઇ રહ્યો.[૧] તે દેશ, પાત્ર અને ઉપસ્કરથી યુક્ત હતો. તેની અંદર ગાડાંનો સમૂહ દોડતો હતો. ચીસો પાડતાં અને દુઃખી થતાં સ્ત્રીઓથી ભરપૂર હતો. શહેરના મનુષ્યો દોડતા હતા તેથી તેમાં પ્રવેશ થવો દુર્લભ હતો.[૨] નીચ મનુષ્યો ભાગી જતાં અને રાડો પાડતાં સ્ત્રીઓનાં ટોળાંને માર્ગમાંથી પકડી જતા હતા. એક બીજાને દુઃખ દેવાને વ્યગ્ર થયેલા લોકથી મહાભય ઉત્પન્ન થયો હતો.[૩] શત્રુના દેશના મનુષ્યો પોતાનો જય થવાથી, તે દેશમાં તાંડવ કરતા હતા તથા આનંદના શબ્દો બોલતા હતા. હાથી

* આ સર્ગમાં વિદૂરથરાજાનો વધ થવાથી દેશનો ભય તથા સિંધુરાજા ગાદીએ બેઠો તેથી પાછી દેશમાં સ્વસ્થતા થઇ તેનું વર્ણન કર્યું છે.

અને ઘોડાપર બેઠેલા લોકો તે ઉપરથી પડતા હતા.[૪] ખજાનાનાં કમાડો ચીરવાથી તેમાંથી ખજાનો નાશ થયાનો શબ્દ ઉત્પન્ન થતો હોય, એમ જણાતું હતું. ખજાનાનું પાલન કરનાર અસંખ્ય યોદ્ધાઓનો પરાભવ થયો હતો.[૫] શત્રુએ શસ્ત્રથી આંતરડાં ઉચેડી નાખેલી રાજાની સ્ત્રીઓ તેની અંદર મરી ગઈ હતી. રાજાના જનાનામાં ચંડાળ અને નીચલોકોએ વિશ્રાંતિ કરી હતી.[૬] રાજાને ભોજન કરવાને યોગ્ય અન્ન જમવામાં પામરલોકો તત્પર થઈ રહેલા હતા. સોનાના હાર પહેરનાર પુરૂષના સમૂહના પગ વાગવાથી બાળકો તેની અંદર રૂદન કરતાં હતાં.[૭] શહેરની સ્ત્રીઓના તરૂણ કેશનું આકર્ષણ થયું હતું. ચોરના હાથમાંથી પડેલાં અમૂલ્ય રત્નથી માર્ગો ધોળા થઇ ગયા હતા.[૮] ઘોડા, હાથી અને રથને ભેગા કરવામાં યોદ્ધાઓનો સમૂહ વ્યગ્ર થયો હતો. સિંધુરાજાના દીકરાને પટ્ટાભિષેક કરવાના હુકમથી તે-(સિંધુરાજા)ના મંત્રીઓ તેની અંદર રહેલા હતા.[૯] રાજધાનીનું નિર્માણ કરવાનો ઉત્તમ કારીગરોએ આરંભ કરેલો હતો. કારીગરોએ કરેલા ગોખમાં શહેરની શોભા જોવાસારૂ સિંધુરાજાની સ્ત્રીઓ બેઠી હતી.[૧૦] હજારો જયજયકારના શબ્દસહિત સિંધુરાજાના દીકરાએ શહેરમાં પ્રવેશ કર્યો અને સિંધુરાજાએ કરેલી દેશની મર્યાદાનો તેના પક્ષના રાજાએ અંગીકાર કર્યો.[૧૧] વિદૂરથરાજાના સ્નેહી મનુષ્યો બીજા દેશમાં સંતાઇ રહેલા ત્યાંથી પણ શત્રુના ભયથી ભાગી જવા લાગ્યા. નગર અને ગ્રામમાં બીજા મંડળનું રાજ્ય થયું.[૧૨] ચોરલોકોએ ચોરી કરવાસારૂ શહેરના જવા-આવવાના માર્ગો બંધ કરી દીધા હતા. મ્હોટા અનુભવવાળા વિદૂરથરાજાના વિરહથી દિવસ ગ્રાકળના જેવો થઈ રહ્યો હતો.[૧૩] મરી ગયેલાં માણસના બંધુઓના રૂદનથી, મરણ સમયના તુરીના શબ્દથી તથા હાથી, ઘોડા અને રથના શબ્દથી પિંડની પેઠે ઘાટો ધ્વનિ ઉત્પન્ન થતો હતો,[૧૪] "એક છત્ર ધારણ કરનાર ભૂમંડળના રાજા સિંધુરાજાનો જય થાઓ" એ પ્રમાણે પ્રત્યેક નગરમાં ભેરીના શબ્દથી ઢંઢેરો ફેરવ્યો.[૧૫] ત્યારપછી યુગના અંતે પ્રજા ઉત્પન્ન કરવાસારૂ મનુ જગતમાં પ્રવેશ કરે, તેવી રીતે ઊંચી કાંધવાળા સિંધુરાજાએ રાજધાનીમાં પ્રવેશ કર્યો.[૧૬] અને રત્નના પૂર સમુદ્રમાં આવે, તેવી રીતે દશે દિશામાંથી હાથી અને ઘોડાના આકારથી સિંધુરાજાના નગરમાં કર આવવા લાગ્યા.[૧૭] સર્વ દિશામાં અને પ્રત્યેક દેશમાં સિંધુરાજાના મંત્રીએ મર્યાદા બાંધી તથા સિંધુરાજાનાં ચિહ્નો સ્થાપન કર્યાં.[૧૮] જીવિતમાં અને મરણમાં યમરાજાથી જેમ નિયમ થાય છે, તેમ પ્રત્યેક દેશમાં તથા નગરમાં થોડા વખતમાં નિયમ બંધાયો.[૧૯] પવન શાંત થવાથી ધૂળ અને ખડ વગેરે ઉડતાં બંધ થઈ શાંતિ થાય, તેવીરીતે દેશનો સઘળો ઉપદ્રવ શાંત થઈ ગયો. ક્ષોભ પામેલો ક્ષીરસમુદ્ર મંદરાચળ બહાર નીકળવાથી સૌમ્ય થાય, તેવીરીતે દશે દિશાવાળો દેશ સૌમ્યપણાને પામી ગયો.[૨૧] સિંધુરાજાનાં દેશની સ્ત્રીઓનાં મુખકમળ ઉપર ભ્રમરની પેઠે રહેલા કેશને ચલાયમાન કરનાર તથા પરસેવાના જળથી મત્ત થયેલા પવન, પોતાની સુગંધીવડે દેશમાંથી દુર્ગંધી વગેરે દુર્ગુણને ક્ષણમાત્રમાં નાશ કરતા હોય તેવીરીતે વાવા લાગ્યા.[૨૨]

व[illegible]रलकचयान् विलोलयंतो मुखकमलालिकुलानि सैंधवीनाम् ।
जललवलना[illegible]लाः समा[illegible] अशिव[illegible]णानेव सर्वतः क्षणेन ॥ २२ ॥

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'સિંધુરાષ્ટ્રવર્ણન' નામનો એકાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૧**

## સર્ગ ૫૨ મો* રાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું તથા લીલાનું વાસનાપણું

**वसिष्ठ उवाच । तस्मिन्नंतर राम लीलोवाच सरस्वतीम् ।**
**श्वासावशेषमालोक्य मूढ भर्तारमग्रगम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! એટલીવારમાં પોતાનો પતિ કે જેને મૂર્છા આવી ગઇ છે તથા શ્વાસમાત્ર બાકી રહેલો છે, તેને પોતાની પાસે જોઇને લીલાદેવીએ સરસ્વતીને કહ્યું. "હે અંબિકે! આ મ્હારો પતિ દેહ ત્યાગ કરવાને તત્પર થયો છે." ( એવાં વચન સાંભળી )

સરસ્વતી લીલાને કહે છેઃ—આ પ્રમાણે આખા દેશનો સંભ્રમ કરનાર સંગ્રામ ઉત્પન્ન થયો અને પાછો બંધ થયો, તોપણ આ વિચિત્ર આરંભમાં આ દેશનો અથવા પૃથ્વીનો કાંઈ પણ નાશ થયો નથી, તેમ સ્થિતિ પણ રહી નથી;[૧-૩] કેમકે આ આખું જગત સ્વપ્નાત્મક છે. હે કલ્યાણી! આ આખો દેશ, ત્હારા પતિના જીવના શબાકાશમાં, તેં પ્રથમ જોયેલા મંડપમાં, વિંધ્યાદ્રિગ્રામમાં 'વસિષ્ઠ' નામના બ્રાહ્મણના ઘેર, અંતઃપુરમાં રહેલો છે. શબના ઘરરૂપી જગત 'વસિષ્ઠ' નામના બ્રાહ્મણના ઘેર રહેલું છે; અને તેની કુખમાં આ આખું જગત રહેલું છે. એ પ્રમાણે આ ત્રણ જગતરૂપ મ્હોટો આરંભ ભ્રમરૂપ છે[૪-૭] પહાડીગામરૂપી દેહના મધ્યમાં આકાશરૂપી કોશમાં, ત્હારાથી, મ્હારાથી, આ બીજી લીલાથી તથા ત્હારા પતિથી યુક્ત આ સમુદ્રપર્યંત પૃથ્વી રહેલી છે.[૮] આત્મા છે તેજ કોઈ સમયે વ્યર્થ પ્રકાશ પામે છે અને કોઈ સમયે પ્રકાશ નથી પામતો અને જેનો કોઈ દિવસ નાશ નથી તેમ ઉત્પત્તિ નથી તેજ પરમપદ છે એમ તમે સમજો.[૯] પોતાની મેળે પ્રકાશ પામતું, શાંત, પર તથા અનામય એવું તે પદ, તે મંડપરૂપી ઘરમાં પોતાના ચૈતન્યમાત્ર સ્વભાવથી આત્માના વિષે પ્રકાશ પામે છે.[૧૦] આ પ્રમાણે આરંભમાં ઘનરૂપ તે મંડપની વચ્ચે પણ શૂન્ય આકાશ રહેલું છે. જગતની પ્રતીતિ થતી નથી અને જે પ્રતીતિ થાય છે તે ભ્રમરૂપ છે.[૧૧] ભ્રમનો કોઈ પણ દ્રષ્ટા ન હોવાથી ભ્રમમાં ભ્રમતા ઘટતી નથી માટે ભ્રમની સત્તા છેજ નહિ અને જે છે તે, જન્મરહિત ઉત્તમ પદ છે.[૧૨] વળી ભ્રમ કે જે અદૃશ્ય તથા અસત્ય છે તેને દ્રષ્ટા અને દૃશ્યપણાનો સંભવ નથી અને તે પ્રમાણે દ્રષ્ટા અને દૃશ્યપણું ન હોવાથી કેવળ અદ્વૈતપણુંજ છે.[૧૩] નાશ અને ઉત્પત્તિરહિત જે સ્થાનક છે તે પરમપદ કહેવાય છે અને તે સ્વયંપ્રકાશ, શાંત, આદિ તથા અનામય છે એમ જાણ્ય.[૧૪] મંડપરૂપી ઘરની વચ્ચે સર્વ લોકો, પોતપોતાના વ્યવહારને અનુકૂળ વ્યવસ્થાથી ચૈતન્યરૂપ આત્માના વિષે વિહાર કર્યા કરે છે પણ તેમાં જગતનો અથવા સર્ગનો કાંઈ પણ અનુભવ થતો નથી, પણ અહંકારના સાક્ષીભૂત ચૈતન્ય આકાશનેજ અજ્ઞાની માણસે જગતરૂપે માનેલ છે.[૧૫,૧૬] સ્વપ્નાવસ્થામાં જે પ્રમાણે મ્હોટું નગર જોવામાં આવે છે તે ખોટું છે તે પ્રમાણે મેરૂપર્વત અને ગિરિજાળરૂપી જે જગતની પ્રતીતિ છે તે સર્વ ખોટી છે.[૧૭] સર્વ લોકો કંઠથી હૃદય સુધીના ભાગમાં, વજના સારરૂપ જગતનાં લાખો આકાશ સ્વપ્નમાં પર્વતનાં જાળજેવાં જુવે છે અને એક અણુકના વિષે પણ કેળના પોટાની પેઠે ઘણાં જગત હોવાનો સંભવ છે.[૧૮,૧૯] સ્વપ્નના નગરની પેઠે ચૈતન્યરૂપ અણુમાં ત્રણ જગત

* આ બાવનમા સર્ગમાં રાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું તથા તે નગરમાં રહેલી લીલાદેવીની વાસનાપણાનું વર્ણન કરેલું છે.

રહેલાં છે અને તેની વચ્ચે પણ ચૈતન્યરૂપ અણુ છે અને તે અણુના વિષે પણ એક એક જગત રહેલ છે અને તે માંહેલા જે જગતમાં આ પદ્મરાજા શબરૂપે રહેલ છે તેમાં આ બીજી લીલાદેવી જે ત્હારી પૂર્વની શોક્ય છે, તે પ્રાપ્ત થઇ છે.[૨૦,૨૧] જે સમયે આ લીલાદેવી ત્હારી પાસે મૂર્છા પામી ગઈ તેજ સમયે પોતાના પતિ પદ્મરાજાના શબની પાસે જઇને ઉભી.[૨૨] ( આવાં વચન સાંભળી લીલાદેવી બોલી. )

લીલાદેવી સરસ્વતીને કહે છેઃ–હે દેવિ ! દેહધારી તે લીલાદેવી ત્યાં કેમ ગઈ તથા શોકના ભાવને ધારણ કરતી ત્યાં કેવી રીતે રહી અને પદ્મરાજાના ઉત્તમ ઘરમાં રહેનાર મનુષ્યો તેનું કેવું રૂપ જુવે છે તથા શું બોલે છે? તે વિષે તમે મને ટુંકામાં કહો.[૨૩,૨૪]

સરસ્વતી કહે છેઃ–હે દેવિ ! જે તમે પ્રશ્ન કર્યો તેનો હું ટુંકામાં ઉત્તર આપું તે સાંભળો. નિર્ણય કરી દેનાર પોતાનું વૃત્તાંત કે જેમાં દેખાવામાં દુર્દશા રહેલી છે તેને, તથા આ જગતરૂપ ભ્રાંતિને તે લીલાદેવી તથા ત્હારો પતિ પદ્મરાજા, તે શબના આશ્રયરૂપ ઘરના વિષે જુવે છે અને થયેલું યુદ્ધ સ્વપ્નની પેઠે ભ્રાંતિયુદ્ધ છે, આ લીલાદેવી ભ્રાંતિરૂપ છે, આ મનુષ્ય છે પણ જન્માદિ વિકારરહિત છે, આ મરણ છે તે પણ ભ્રાંતિથી છે તથા આ આખો સંસાર ભ્રાંતિરૂપ છે.[૨૫-૨૭] અને આ ભ્રમના ક્રમથીજ લીલાદેવી તેની સ્ત્રી છે અને હે વરારોહે ! તું પણ સ્વપ્નમાત્રની તેની સ્ત્રી છો.[૨૮] હે વરાંગને ! જે પ્રમાણે તમે બન્ને તેની સ્વપ્નરૂપ સ્ત્રી છો, તેજ પ્રમાણે આ તમારો પતિ પણ સ્વપ્નરૂપ છે અને હું પણ તેવીજ છું.[૨૯] આ જગતની શોભા પણ તે પ્રમાણે સ્વપ્નરૂપ છે અને તે જગત્ દૃશ્ય છે તથા સંપૂર્ણ જ્ઞાન થયા પછી દૃશ્ય શબ્દના અર્થનો તે ત્યાગ કરે છે.[૩૦] આ પ્રમાણે સંસારની સ્થિતિ, લીલાદેવી, તું, મરી ગયેલો ત્હારો પતિ તથા હું, એ બધું ભ્રાંતિરૂપ છે પરંતુ આત્માના સંપૂર્ણપણાથી આત્મામાં સત્યપણાને પામેલ છે.[૩૧] એ પ્રમાણે મહાચિદ્ઘનના સર્વાત્મપણાએ કરી, આ રાજા અને આપણે એક બીજાની પ્રેરણાથી અહિં રહેલાં છીએ તેજ પ્રમાણે તે લીલાદેવી ત્યાં રહેલી છે. તે રાણી પોતાના મનોહર હાસ્યથી શોભાવાળી છે, લીલાથી તેનું મુખ ચપળ છે, નવી યુવાવસ્થાથી શોભીતી છે,[૩૨,૩૩] ચતુર તથા મધુર અને ઉદાર ભાષણ કરનારી છે, તેનો સ્વર કોયલના જેવો મધુર છે, મદ અને કામદેવથી મંદ મંદ ગમન કરનારી છે,[૩૪] કાળાં કમળનાં પત્રજેવાં તેનાં નેત્ર છે, ગોળ અને ઘાટાં તેનાં સ્તન છે, તેનું અંગ સોનાના જેવું ગૌર છે તથા પાકેલ ઘોળાં (ટીંડોરાં) ના ફળજેવા તેના હોઠ છે.[૩૫] જ્યારે સંકલ્પરૂપ ત્હારા પતિની મનોવૃત્તિ (વાસના) ત્હારામાં થઈ, ત્યારે વાસનારૂપી તે લીલાદેવી, ત્હારા આકારથી ચૈતન્યરૂપ ચમત્કૃતિમાં રહી અને ત્હારા પતિનું મરણ થયા પછી તરતજ, ત્હારાપતિએ પોતાની પાસે, ત્હારા સંકલ્પથી તે લીલાદેવીને દીઠી.[૩૬,૩૭] કદાપિ તું એમ કહે કે વાસનારૂપી તે લીલાદેવીને પતિએ સાચી કેમ જાણી ! તો કહું છું કેઃ–જ્યારે માણસનું ચિત્ત અભ્યાસની દૃઢ વાસનાથી આધિભૌતિક વ્યવહારનો અનુભવ કરે છે, ત્યારે તે અનુભવથી દૃશ્ય પદાર્થ જોકે અસત્ય હોય તોપણ સાચો હોય તેવી રીતે જણાય છે અને જ્યારે વિવેક અને જ્ઞાનના અભ્યાસથી આધિભૌતિકભાવ ખોટો છે એમ જાણવામાં આવે છે, ત્યારે પ્રપંચમાં દૃશ્ય પદાર્થો પણ બધા ખોટા છે એમ નિર્ણય થાય છે.[૩૮,૩૯] આ પ્રમાણે મરણ સમયે પુનર્જન્મમય ભ્રમમાં વાસનારૂપી લીલાને ત્હારા પતિએ

સાચી જાણી અને તેને ત્હારી સાથે સમાગમ થયો.[૪૦] આવી રીતે ત્હારી દૃષ્ટિએ ત્હારો પતિ આવ્યો અને પતિની દૃષ્ટિમાં તું આવી. ચૈતન્યરૂપી આત્મા સર્વ ઠેકાણે હોવાથી તું પણ આત્મામાં રહેલી છે અને બ્રહ્મ સર્વસ્થળે રહેનાર છે તેથી, જે સ્થળે જેવી રીતે તેનું ધ્યાન કરે તે સ્થળે તેવી રીતે વિક્ષેપશક્તિએ કરી જોવામાં આવે છે.[૪૧,૪૨] તેમજ સર્વ ઠેકાણે સર્વ પ્રકારની શક્તિ હોવાથી જે ઠેકાણે જેવી શક્તિનો આવિર્ભાવ કરે, તે ઠેકાણે તેવી શક્તિ દૃઢ અભિનિવેશરૂપી વાસનાના કારણથી રહેલી છે.[૪૩] આ પ્રમાણે તે બન્ને દંપતી જે ક્ષણે મોહથી મરણ થાય તેવી મૂર્છાની સ્થિતિમાં હતાં, તેજક્ષણે તેમને વાસનાનું જ્ઞાન થવાથી પોતાની કલ્પનાથી એવો અનુભવ થયો કે 'આપણા બન્નેના આ બે પિતા છે તથા આ બે માતા છે, આ આપણો દેશ છે, આ આપણું ધન છે અને પૂર્વે આવી જાતનું કર્મ કર્યુંછે[૪૪,૪૫] આપણા બેનો વિવાહ થયો તેથી એકપણાને પામ્યાં'. આમ થતાં 'આ જનસમૂહ સાચો છે' એવી પ્રતીતિ થઇ,[૪૬] સ્વપ્નમાં જેવી રીતે જોવામાં આવે છે તેવી રીતે બધું જોવામાં આવ્યું અને ત્યારપછી લીલાએ ભાવથી મ્હારી પૂજા કરી માગ્યું કે 'હું વિધવા ન થાઉં એવું વરદાન આપો.' આવી તેની માગણીથી મ્હેં તેને વરદાન આપ્યું અને તે વરદાનને લીધેજ તે પતિની પહેલાં મરણ પામી.[૪૭,૪૮] તમે બધાં ચૈતન્યના અંશરૂપ છો અને હું ચૈતન્યના ધર્મવાળી છું, કુળદેવી છું, સદા પૂજા કરવાયોગ્ય છું અને મ્હારીમેળે હું બધું કરૂં છું.[૪૯] ત્યારપછી તે લીલા દેવીનો, પ્રાણવાયુને ધારણ કરનાર તથા મનવડે ચલાયમાન થયેલો જીવ, તેના દેહમાંથી મુખના અગ્રભાગ પાસે બહાર નીકળ્યો.[૫૦] ત્યારપછી મરણની મૂર્છાના અંતે તેજ ઘરમાં તે લીલાદેવીએ પોતાની બુદ્ધિથી સંકલ્પિત આકાશમાં પોતાનો દેહ દીઠો.[૫૧] ત્યારપછી હરિણના જેવાં નેત્રવાળી, ચંદ્રબિંબના જેવી મુખની શોભાવાળી, માનવતી, પતિને સુખ આપનારી, પતિ-પાસેથી સુખ ભોગવવાની ઈચ્છાવાળી તથા મનોહર મુખવાળી, સૂર્યનાં કિરણથી ઉદય પામેલી કમલિનીના જેવી તે લીલાદેવી પૂર્વદેહનું સ્મરણ થવાથી પદ્મબ્રહ્માંડમંડળની વચ્ચે જઇને સ્વપ્નના મધ્ય સમયની પેઠે, પોતાના પતિને મળી.[૫૨]

**संप[illegible]षा हरिणनयना चंद्रबिं[illegible]ननश्रीर्मानोन्म[illegible] दयितललिता कांतमाभोक्तुकामा ।**
**[illegible]वस्मृत्या सरभस[illegible]खां संयुता मंडलांतःस्वप्नांते वाऽप्रकातिविभवा पद्मिनी चोदितेव ॥५२॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'પ્રતિભાવવર્ણન' નામનો બાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૨.**

---

# सर्ग ५३ मो*

## લીલાનો માર્ગ, પતિની પ્રાપ્તિ અને અજ્ઞાનથી આકાશગમનમાં પ્રતિબંધ

**वसिष्ठ उवाच । अथ लब्धवरा [illegible]नानेनैव महीपतिम् ।**
**पतिमा[illegible] प्रयात्येषा नभोम[illegible]गंण विष्टपम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે વરદાન જેને મળ્યું એવી તે લીલાદેવી, પોતાના વાસના-રૂપ દેહથીજ પતિને મળવામાટે આકાશમાર્ગે નીચે બતાવેલાં ભુવનપ્રત્યે જવા લાગી.[૧] આવી

* આ ત્રેપનમા સર્ગમાં લીલાનો ગતિમાર્ગ તથા તેને પતિની પ્રાપ્તિ થઇ તેનું અને અજ્ઞાનથી યોગસિદ્ધને આકાશમાર્ગમાં ગતિ નથી તેનું વર્ણન આવશે.

રીતે સ્મરણે કરી દેહ ઉત્પન્ન થવાથી આનંદ પામેલી, કામદેવ જેને ઉત્પન થયો છે એવી તથા પક્ષિણીની પેઠે હલકા શરીરવાળી તે લીલાદેવી આકાશમાર્ગે ચાલવા માંડી.[૨] તેવામાં સરસ્વતીએ પ્રેરણા કરેલી, પોતાના સંકલ્પરૂપી અરીસાથી આગળ ગયેલી હોય નહિ શું? તેવી રીતે કુમારી પાસે આવી અને તેણે કહ્યું.[૩]

કુમારી કહે છેઃ–હે સરસ્વતીની સખી ! હે સુંદરિ ! તમે ભલે આવ્યાં. હું તમારી દીકરી છું અને આકાશમાર્ગે તમારી વાટ જોઉં છું.[૪] (તે સાંભળી લીલાદેવીએ કહ્યું.)

લીલાદેવી કહે છેઃ–હે દેવિ ! હે કમળના જેવાં નેત્રવાળાં ! તમે મને પતિની પાસે તેડી જાઓ, કારણ કે મ્હોટાઓનું દર્શન કોઈ દિવસ નિષ્ફળ જતું નથી.[૫]

વસિષ્ઠ કહે છેઃ–"ચાલો ત્યારે ત્યાં જઇયે" એમ કહી માર્ગ દેખાડવાને તત્પર થયેલી તે કુમારિકા તેની પાસે ઉભી.[૬] અને પ્રાણીમાત્રના નિર્મળ હાથની હથેળી, વિધાતાએ કરેલી શુભ તથા અશુભના લક્ષણની રેખાને અનુસરે તેની પેઠે લીલાદેવીએ તેની પછવાડે પ્રયાણ કર્યું.[૭] પ્રથમ મેઘમાર્ગનું ઉલ્લંઘન કરી વાયુના દેશમાં ગયાં, ત્યાંથી સૂર્યમાર્ગનું અતિક્રમણ કરી તારામાર્ગમાં ગયાં.[૮] એ પ્રમાણે વાયુ, ઇંદ્રિ, દેવતાઓ, સિદ્ધલોક તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના લોકને ઓળંગી, બ્રહ્માંડખર્પરમાં પહોંચ્યાં.[૯] જળનો કુંભ ભાંગેલો ન હોય તોપણ તેમાંથી જેવી રીતે શીતળતા બહાર નીકળે છે તેવી રીતે, સંકલ્પથી સિદ્ધ થયેલી તે લીલાદેવી બ્રહ્માંડની બહાર નીકળી.*[૧૦] એ પ્રમાણે પોતાના ચિત્તમાત્ર દેહરૂપી તે લીલાદેવી, સંકલ્પના સ્વભાવથી ઉત્પન્ન થયેલ દેશ વગેરેનાં નામનો અનુભવ કરવા લાગી.[૧૧] ત્યારપછી બ્રહ્માદિ સ્થાનને ઓળંગી બ્રહ્માંડખર્પરમાં જઇ, બ્રહ્માંડના પારને પામેલી તે લીલાદેવી જળાદિ આવરણનું ઉલ્લંઘન કરી ગઈ અને ત્યાંથી ઘણા વેગથી ચાલનાર ગરૂડપક્ષી પણ કરોડો કલ્પ સુધી જેનો પાર પામ્યા નથી તેવા ચિદાકાશની વચ્ચે તે લીલાદેવી પ્રાપ્ત થઇ.[૧૨,૧૩] તે સ્થળે અસંખ્ય બ્રહ્માંડ રહેલાં છે અને તે, મ્હોટા વનમાં જેવી રીતે ફળ જોવામાં આવતાં નથી, તેવી રીતે એકબીજાથી અદ્રશ્ય છે.[૧૪] તેમાંના એક બ્રહ્માંડમાં ઉપર કહેલાં ઘણાં આવરણને વિંધીને, કીડો જેવી રીતે બોરમાં પ્રવેશ કરે તેવી રીતે, લીલાદેવીએ એક બ્રહ્માંડમાં પ્રવેશ કર્યો.[૧૫] અને ત્યાં પણ બ્રહ્મા, ઇંદ્રિ અને વિષ્ણુ ઇત્યાદિ દેવતાના પ્રકાશ પામતા લોકનું ઉલ્લંઘન કરી, આકાશમાર્ગની નીચે પદ્મરાજાના મંડળમાં તે લીલાદેવી પ્રાપ્ત થઈ.[૧૬] ત્યાં આવી તે નગરમાં તથા મંડપમાં પ્રવેશ કરી પુષ્પથી રક્ષિત થયેલા પતિના શબની પાસે ઉભી.[૧૭] એટલીવારમાં કોઇ પણ ઠેકાણે ચાલી જતી તે કુમારીકાને લીલાદેવીએ દીઠી નહિ.[૧૮] ત્યારપછી શબરૂપી પોતાના પતિનું મુખ જોઇને લીલાદેવીએ પોતાના તર્કથી આ પ્રમાણે જાણ્યું.[૧૯] આ મ્હારો પતિ કે જેને સિંધુરાજાએ રણસંગ્રામમાં મારેલ છે, તે આ વીરલોકને પામીને ક્ષણમાત્ર સુખથી નિદ્રા કરે છે.[૨૦] અને હું દેવીના પ્રસાદથી શરીરસહિત આવી રીતે આ સ્થળે આવી છું, માટે મને ધન્ય છે. મ્હારા સમાન બીજી કોઈ છે નહિ[૨૧] એ પ્રમાણે વિચાર કરી મનોહર ચામર હાથમાં ગ્રહણ કરી, આકાશ ચંદ્રમાથી પૃથ્વીના મંડળને પવન નાખે, તેવી રીતે પોતાના પતિને પવન નાખવા લાગી.[૨૨]

---

* લીલાદેવી ક્યાંય પણ ગયાવિના સરસ્વતીની પાસેજ રહેલ છે અને ત્યાં (પતિ પાસે) જવાની મનથીજ કલ્પના કરી હોય, એમ જણાય છે.

પ્રબુદ્ધ લીલા દેવીને કહે છેઃ—હે દેવિ ! હવે તે ચાકરો, તે દાસીઓ તથા તે રાજા કઈ બુદ્ધિથી કેવી રીતે બોલશે ? તે કહો.[૨૩]

દેવી કહે છેઃ—તે રાજા, તે ચાકરો તથા તે દાસીઓ, એ બધાં પરસ્પર ચિદાકાશનાં એકત્વપણાથી તથા આપણા પ્રભાવથી, તેમજ મહાચૈતન્યના પ્રતિભાસપણાથી તથા મ્હોટા નિશ્ચયથી પ્રતિબિંબની પેઠે એકબીજાને જુવે છે.[૨૪,૨૫] 'અને આ મ્હારી સહજ સ્ત્રી છે, આ મ્હારી સહજ સખી છે, આ મ્હારી સહજ રાણી છે અને આ મ્હારો સહજ ચાકર છે,' એવી રીતે જાણે છે.[૨૬] આ આશ્ચર્યકારક વૃત્તાંત તું, હું તથા તે લીલાદેવીવિના બીજું કોઈ જાણશે નહિ.[૨૭]

પ્રબુદ્ધ લીલા કહે છેઃ—મનોહર બોલનારી અને વરદાન પામેલી તે લીલાદેવી તેનાતે સ્થૂળ શરીરથી પતિપાસે કેમ ન ગઈ ? તે કહો.[૨૮]

દેવી કહે છેઃ—છાયા જેવીરીતે તડકામાં જવા સમર્થ નથી તેવી રીતે, અપ્રબુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યો, પુણ્યથી મળવાયોગ્ય સિદ્ધલોકમાં એનાએ દેહથી જવાને સમર્થ થતા નથી.[૨૯] વિદ્વાનલોકોએ આદિસર્ગથી એવો નિયમ કરેલો છે કે કોઈ પણ રીતે સત્યતા તે અસત્યતાને મળતી નથી.[૩૦] જ્યાંસુધી 'અમુક ઠેકાણે ભૂત છે' એવી બાળકના મનમાં બુદ્ધિ હોય, ત્યાંસુધી 'ભૂત નથી' એવી બુદ્ધિ ઉત્પન્ન થવા સંભવ નથી.[૩૧] જ્યાંસુધી અવિવેકરૂપી જ્વરની ઉન્હાશ આત્મામાં રહેલી છે, ત્યાંસુધી વિવેકરૂપી ચંદ્રમાની શીતળતાનો ઉદય થતો નથી.[૩૨] 'હું પૃથ્વીમાં રહેનાર પ્રાણી છું અને મ્હારી આકાશના વિષે ઉત્તમ ગતિ છે નહિ' એવો જે માણસના મનમાં નિશ્ચય હોય, તે માણસના મનમાં તેથી અવળો નિશ્ચય કેવી રીતે થઈ શકે ?[૩૩] એટલા માટે જ્ઞાનથી, વિવેકથી, પુણ્યથી તથા વરદાનથી, પુણ્યરૂપ દેહે કરી ઉભય લોકમાં જવાય છે; અને ત્યાર પછી જેવી રીતે અગ્નિમાં સુકાએલ પાંદડાં પડવાથી તેનો તરત નાશ થઈ જાય છે તેવી રીતે 'હું દેહ છું તથા આ મ્હારો દેહ છે' એવી બુદ્ધિનો નાશ થઈ જાય છે.[૩૪,૩૫] આ પ્રમાણે વરદાન તથા શાપ પણ પૂર્વની વાસનાના કર્મના અનુસારથી પ્રાણીને પ્રાપ્ત થાય છે અને જેવી રીતે તમે મને સ્મરણ આપ્યું તેથી તમને બધું જ્ઞાન થયું તેવી રીતે વિચાર કરવાથી જ્ઞાન થાય છે.[૩૬] જે દોરીવિષે સર્પની બુદ્ધિ છે તે દોરી સર્પનું કાર્ય કરવાને સમર્થ નથી કારણ કે જે વસ્તુ પોતામાં નથી તે તેનું કાર્ય કેમ કરી શકે ?[૩૭] 'અમુક મરી ગયો' એવો જે મિથ્યા અનુભવ થાય છે, તે પૂર્વનો દ્રઢ અભ્યાસ હોવાથી થાય છે.[૩૮] જગતજાળનો પોતાને અનુભવ થયા પછી સ્મૃતિના ભ્રમો સુગમ છે; અને પોતાના સંકલ્પનો પોતાને અભ્યાસ થાય, તેવો બીજાને સંકલ્પિત સર્ગાદિનો અભ્યાસ થતો નથી.[૩૯] જ્યારે ભ્રાંતિથી આકાશમાં બે ચંદ્રમા જોવામાં આવે છે, ત્યારે તેમાંનું એક બિંબ સાચું અને બીજું જો કે તેની સાથેજ આકાશમાં દેખાય છે તોપણ તે ખોટું તથા અંતઃકરણમાંજ રહેલું છે; તેવી રીતે અજ્ઞાની માણસને પણ ભૂતસમૂહની બહાર અનુભવમાં આવતી સંસૃતિ અંતઃકરણમાંજ રહેલી છે પણ બહાર નથી.[૪૦] **अंतरनुभूयमानाः संसृतयो बाह्यभूतजालानाम् । अविदितवेद्यदशामपि दूरे पुंसामिवैंदवं बिंबम् ॥ ४० ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'સંસૃતિવિદિતવેદ્ય' નામનો ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ५४ मो* મરણનો ક્રમ તથા કર્મ–આચારથી આયુષ્યનું પ્રમાણ

**श्रीदेव्युवाच । तस्माद्ये वेद्यवेत्तारो ये वा धर्मं परं श्रिताः ।**
**आतिवाहिकदेहास्ते प्राप्नुवंतीह नेतरे ॥ १ ॥**

દેવી કહે છેઃ–જે માણસો તત્ત્વજ્ઞાની છે તથા પરમ ધર્મનો આશ્રય કરનાર છે, તેઓ બ્રહ્માદિના લોકને પામે છે, બીજા પામતા નથી.[1] જેવી રીતે છાયાની તડકામાં સ્થિતિ થતી નથી તેવી રીતે આધિભૌતિક દેહ, કે જે મિથ્યા બ્રહ્મરૂપ છે, તેની સત્યરૂપ બ્રહ્માદિ લોકમાં સ્થિતિ થતી નથી.[2] લીલાદેવીને તત્ત્વજ્ઞાન નહોતું તથા યોગાભ્યાસના ધર્મનો પણ તેણે આશ્રય નહોતો કર્યો, તેથી માત્ર તે પોતાના પતિના કલ્પિત નગરમાં ગઈ.[3]

પ્રબુદ્ધ લીલા કહે છેઃ–એ પ્રમાણે લીલાદેવી ત્યાં ગઈ. હે અંબિકે ! હવે આ મ્હારો પતિ પ્રાણ ત્યાગ કરવાને તત્પર થયો છે તે જુઓ અને હવે મ્હારે શું કર્ત્તવ્ય છે? તે કહો.[4] દેહધારી મનુષ્યોના જીવન તથા સુખ વગેરે ભાવમાં તથા દુઃખ વગેરે અભાવમાં પ્રથમ નિશ્ચય કેવી રીતે હતો અને ફરીથી મરણ તથા જન્મથી જણાતો અનિશ્ચય કેવી રીતે થયો? તે કહો.[5] અને કદાપિ નિયમ ન હોય તો, પદાર્થના સ્વભાવની સિદ્ધિ કેવી રીતે છે તથા પદાર્થમાં સત્તા કેવી રીતે રહેલી છે ? તે કહો. અગ્નિમાં ઉષ્ણતા કેવી રીતે છે? પૃથ્વીમાં સ્થિરતા કેમ છે ?[6] હિમમાં શીતળતા કેમ છે ? કાળ તથા આકાશ વગેરેમાં કેવી સત્તા રહેલી છે? સાચા રૂપાંનો સંગ્રહ કરવો તથા છીપમાં રૂપાંની ભ્રાંતિ થાય છે તેનો ત્યાગ કરવો, પૃથ્વી વગેરે પદાર્થ સ્થૂળ છે તથા મન અને ઇંદ્રિયો વગેરે સૂક્ષ્મ છે, એ વગેરે બાબતો કેમ જાણવામાં આવે ?[7] શાલનાં તથા તાડનાં ઝાડ જેવી રીતે ઊંચાં થાય છે તેવી રીતે ખડ, ગુલ્મ તથા મનુષ્ય વગેરે વસ્તુ, તેને વૃદ્ધિ થવાનાં કારણો છે તોપણ તે ઊંચાં થતાં નથી તેનું શું કારણ? તે કહો.[8]

દેવી, પ્રબુદ્ધ લીલાને કહે છેઃ–મહાપ્રલયની સંપત્તિમાં સર્વ પદાર્થ અસ્ત થાય છે ત્યારે, દિશાપર્યંત અનંત આકાશ, સત્ય બ્રહ્મરૂપેજ રહે છે અને સ્વપ્નાવસ્થામાં જેવી રીતે જાગૃતનો તથા આકાશમાં ઉડવાનો અનુભવ થાય છે તથા જાગૃત અવસ્થામાં દોરીમાં સર્પનો અનુભવ થાય છે તેવી તે રીતે બ્રહ્મ, સૂક્ષ્મ ચૈતન્યથી વ્યાપ્ત હોવાથી 'હું સૂક્ષ્મ ભૂત છું' એવો અનુભવ કરે છે; અને તે સૂક્ષ્મભૂતરૂપી આત્મા પોતાની મેળે સ્થૂળપણાને પામે છે; તથા તે સ્થૂળપણું જે અસત્ય છતાં સત્યરૂપે જણાય છે, તેને 'બ્રહ્માંડ' કહે છે.[9-11] તે બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા 'હું બ્રહ્મ છું' એમ જાણે છે તથા મનોરાજ્ય કરે છે તેને 'જગત' કહે છે.[12] તે જગતમાં પ્રથમની સૃષ્ટિમાં જે સ્થળે જેવી સંકલ્પની વૃત્તિઓ કરેલી તે સ્થળે તેવીને તેવી આજસુધી નિશ્ચળ રહેલી છે,[13] અને જે જે વિચારો ચિત્તમાં સ્ફુરિત થાય છે તે બધું આત્માનું ચૈતન્ય છે, માટે કાંઇ પણ પોતાની મેળે અનિયત સ્વભાવ ઉત્પન્ન થતો નથી.[14] જેમ કનકનાં કુંડળ તથા પિંડ વગેરે સર્વ આકારનો ત્યાગ કરવાથી સુવર્ણજ રહે નહિ, માટે તેમાં આકાર છે એમ માનવું જોઇએ તેવી રીતે, વિશ્વરૂપી બ્રહ્મને પ્રલયના વિષે પણ સર્વ વસ્તુનું શૂન્યપણું ઘટતું નથી.[15] સર્ગની આદિમાં હિમ તથા અગ્નિ વગેરે પદાર્થમાં, શીતળતા ઉષ્ણતા

* આ ચોપનમા સર્ગમાં સર્વભાવનું નિશ્ચયપણું, મરણનો ક્રમ, કર્મ ગુણના આચારથી ભોગ તથા આયુષ્યનું પ્રમાણ, એટલી બાબત લખેલી છે.

વગેરે જેવા જેવા સ્વભાવનો આવિર્ભાવ કરેલ છે, તેવા તેવા સ્વભાવ ચૈતન્યની સત્તાથી આજ સુધી રહેલા છે, માટે સત્ પદાર્થમાંથી પોતાની સત્તાનો ત્યાગ થવો ઘટતો નથી અને ચૈતન્ય છે તેથી નિયતિનો પણ નાશ થતો નથી.[૧૬,૧૭] સર્ગની આદિમાં આકાશનો પાર્થિવરૂપે જે જે ઠેકાણે આવિર્ભાવ થયો છે, તે તે ઠેકાણેથી આજસુધી ચલાયમાન થયેલો નથી.[૧૮] અને જે સ્થળે જે ચૈતન્યનો આવિર્ભાવ થયો હોય, તે સ્થળેથી તે ચૈતન્ય, પોતાની મેળે જ્ઞાનાભ્યાસથી પ્રતિપક્ષી વિના ચલાયમાન થતું નથી.[૧૯] જે આ પ્રત્યક્ષ જગતનો અનુભવ થાય છે, તે જગત ઉત્પન્નજ થયેલું નથી, પણ સ્વપ્નમાં જોયેલી સ્ત્રીની સાથેના સંભોગની પેઠે, ચૈતન્યરૂપી આકાશનોજ આવિર્ભાવ થયો છે.[૨૦] આ પ્રકાશ પામતું જગત અસત્ય છતાં સત્યની પેઠે જણાય છે અને તેજ પ્રમાણે સ્વભાવ, સંપત્તિ તથા જીવન-મરણનો અનુભવ ખોટો છતાં સાચો જણાય છે.[૨૧] સર્ગની આદિમાં જે જે ચૈતન્યના આવિર્ભાવની સંતતિ થયેલી, તે આજ સુધી તેવીને તેવી રીતે રહેલી છે તેને 'નિયતિ' કહે છે.[૨૨] ચૈતન્યરૂપી આકાશને જ્યારે આકાશ થવાની ઇચ્છા થઈ, ત્યારે તે આકાશરૂપે થયું અને જ્યારે કાળરૂપે થવાની ઈચ્છા થઈ ત્યારે તે કાળરૂપે થયું તથા સ્વપ્નમાં જેવીરીતે પુરૂષ જળ દેખે છે, તેવી રીતે ચૈતન્યરૂપી આકાશને જ્યારે જળરૂપે થવાની ઈચ્છા થઇ ત્યારે તે જળપણાને પામ્યું.[૨૩,૨૪] આ પ્રમાણે ચિત્-સત્તાથી સર્વ સ્થિતિ રહેલી છે અને ચૈતન્યના ચમત્કારરૂપી ચાતુર્યથી અસત્ય છતાં સત્યરૂપે જોવામાં આવે છે તથા સ્વપ્નમાં સંકલ્પના ધ્યાનની પેઠે, ચૈતન્ય પોતે આકાશપણું, જળપણું, પૃથ્વીપણું, અગ્નિપણું તથા વાયુપણું જોકે અસત્ય છે તોપણ જુવે છે.[૨૫,૨૬] હવે હું સર્વ સંદેહની શાંતિ માટે, મરણ થયા પછી કર્મફળના અનુભવનો ક્રમ કહું તે સાંભળો, કે જે મરણમાં કલ્યાણરૂપ છે.[૨૭] પ્રથમ સૃષ્ટિ થઈ ત્યારથી 'કળિયુગમાં સો વર્ષનું આયુષ્ય, દ્વાપરમાં બસો વર્ષનું, ત્રેતામાં ત્રણસો વર્ષનું તથા સત્યયુગમાં ચારસો વર્ષનું આયુષ્ય' એવો નિયમ છે, પણ તેમાં ન્યૂનાધિક થવાનું કારણ કહું તે સાંભળો.[૨૮] દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય તથા પોતાના કર્મની શુદ્ધિ અને અશુદ્ધિ, એ સર્વ માણસનું આયુષ્ય ઓછું થવામાં તેમજ વૃદ્ધિ થવામાં કારણભૂત છે.[૨૯] જ્યારે માણસો પોતાનાં ધર્મ-કર્મ ઓછાં કરે ત્યારે તેમનું આયુષ્ય ઓછું થાય છે, ધર્મ-કર્મ વધારે કરે તો આયુષ્ય પણ વધે છે તથા સમાન કરે તો આયુષ્ય સમાન રહે છે.[૩૦] જો કોઈ માણસ પોતાનું બાળપણામાં મૃત્યુ થાય તેવાં કર્મ કરે તો તેનું બાળપણામાં મૃત્યુ થાય, યુવાવસ્થામાં મરણ થાય તેવાં કર્મ કરવાથી યુવાવસ્થામાં મરણ થાય તથા વૃદ્ધપણામાં મરણ થાય તેવાં કર્મ કરવાથી વૃદ્ધપણામાં મૃત્યુ થાય છે.[૩૧] જે માણસ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પોતાના ધર્મનું આચરણ કરે છે, તે માણસ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે આયુષ્ય મળવાને પણ પાત્ર થાય છે.[૩૨] આ પ્રમાણે જ્યારે કર્મના અનુસારે માણસને મરણનો સમય થાય ત્યારે મર્મસ્થળનું છેદન થાય તેવી વેદના ઉત્પન્ન થાય છે.[૩૩]

પ્રબુદ્ધલીલા કહે છેઃ-હે ચંદ્રસમાન મુખજેવાં દેવિ ! ટુંકામાં મરણની વાત તમે કહો અને મરણ સમયે કેને સુખ થાય, કેને દુઃખ થાય તથા મરી ગયા પછી શું થાય છે ? તે કહો[૩૪] ( એ સાંભળી )

દેવી કહે છેઃ-દેહના અંતે મરણ સમયે ત્રણ જાતના પુરૂષની જૂદી જૂદી રીતિ છે. પહેલો

મૂર્ખ, બીજો ધારણાભ્યાસી ( નાભિ, હૃદય, કંઠ તથા ભ્રકુટીની વચ્ચે બ્રહ્મરંધ્ર સુધી પ્રાણનો રોધ કરી યોગધારણાનો અભ્યાસ કરનાર યોગી ) તથા ત્રીજો યુક્તિમાન્ ( સ્વેચ્છાથી દેહત્યાગ કરીને પોતાના ઈચ્છિત પ્રદેશમાં જનારો યોગી )[35] ( આ પ્રમાણે ત્રણે માણસની મરણ સમયે નીચે પ્રમાણે જૂદી જૂદી સ્થિતિ થાય છે.) ઉપરના ત્રણમાંથી ધારણાભ્યાસી, દેહત્યાગ કરતી વખત ધારણાનો અભ્યાસ કરીને સુખેથી દેહત્યાગ કરે છે અને યુક્તિમાન્ પુરૂષ પણ ( ધારણાનો અભ્યાસ કર્યાવિના) તેવીજ રીતે સુખથી દેહનો ત્યાગ કરે છે.[36] (એ પ્રમાણે બન્નેને મરણ સમયે દુઃખ થતું નથી.) જે ધારણાભ્યાસી પણ નથી તેમ યુક્તિમાન પણ નથી એવો મૂર્ખ પોતાના મરણ સમયે, પરવશપણાથી દુઃખ પામે છે.[37] વાસનાના આવેશથી પરવશ થયેલો તથા વિષયમાં જેનું ચિત્ત છે તેવો મૂર્ખ માણસ, કપાઈ ગયેલાં કમળની પેઠે અત્યંત દીનતા પામે છે.[38] બુદ્ધિના સંસ્કાર શાસ્ત્રવિનાના હોવાથી દુષ્ટલોકને આધીન થયેલા તે મૂર્ખને અગ્નિમાં પડવાથી જેવો દાહ થાય તેવો મરણસમયે દાહ થાય છે,[39] કંઠ ઘોઘરો થઈ જાય છે, અને નેત્ર તથા શરીરનો વર્ણ બદલાઇ જાય છે, તેથી અવિવેકી આત્માવાળો તે મૂર્ખ દીન થઈ જાય છે.[40] અંધપણાથી પ્રકાશ જોવામાં આવતો નથી. દિવસે પણ તારા ઉગ્યા હોય તેવી ભ્રાંતિ થાય છે. શરીર વાદળાંવાળી દીશાના મંડળજેવું થઈ જાય છે. આકાશ કાળું થઈ ગયું હોય તેમ જણાય છે.[41] મર્મસ્થળની વેદનાથી વ્યાપ્ત થઈ જાય છે. નેત્રમંડળ ભ્રષ્ટ થઈ જાય છે. પૃથ્વી આકાશના જેવી તથા આકાશ પૃથ્વીના જેવું જણાય છે.[42] દિઙ્મૂઢ થયેલો તે દરિઆમાં તણાઈ જતો હોય તથા આકાશમાં પોતે લઇજવાતો હોય તેવું તેને જણાય છે. ધાટી નિદ્રાથી વિચારશક્તિ ઉંડી ઉતરી જાય છે.[43] અંધારા કૂવામાં પડયો હોય અથવા શિલાની વચ્ચે પ્રવેશ થયો હોય એમ જણાય છે. બોલવાની મરજી છતાં વાણી જડ થવાથી બોલી શકતો નથી. હૃદય કપાઇ જતું હોય તેમ જણાય છે.[44] કોઈ સમયે વંટોળીઆવામાં પરોવાઈને આકાશમાંથી પૃથ્વીપર પડતો હોય તેમ લાગે છે. કોઈ સમયે રથમાં બેસીને દોટ મૂકતો હોય એમ જણાય છે. કોઇ સમયે હિમની પેઠે પીગળી જતો હોય એમ લાગે છે.[45] કોઇ સમયે બાંધવપાસે સંસારના દુઃખનું વર્ણન કરવા માંડે છે. કોઇ સમયે શિલા નાખવાના યંત્રે કરી ભમતો હોય એમ જણાય છે. કોઇ સમયે વાયુયંત્રમાં બેઠો હોય તેવું લાગે છે.[46] કોઈ સમયે ભ્રમિયંત્રમાં ભમતો હોય એમ જોવામાં આવે છે. કોઇ સમયે દોરીએ બંધાઇને ખેંચાતો હોય એમ જણાય છે. કોઈ સમયે પાણીના કુંડાળામાં પડયો હોય તથા શસ્ત્ર–યંત્રમાં પરોવાયો હોય એમ જણાય છે.[47] કોઈ સમયે ખડની પેઠે પવનમાં ઉડતો, મેઘ તથા વાયુમાં પાણીના પૂરની સાથે દરિઆમાં પડતો હોય એમ જણાય છે.[48] કોઈ સમયે અનંતાકાશમાં વંટોળીઆવામાં પડયો હોય તેવી સ્થિતિ થાય છે. કોઈ સમયે પૃથ્વીના અવળાપણાની દશાનો અનુભવ કરનાર સમુદ્રની પેઠે વારંવાર પડે છે તથા પાછો ઉછળે છે. શ્વાસોશ્વાસના ધ્વનિથી સર્વ ઈંદ્રિઓનાં છિદ્ર પૂરાઇ જાય છે.[49-50] સૂર્ય અસ્ત થવાના સમયે સર્વ દિશાનો પ્રકાશજેવી રીતે મંદ થાય તેવી રીતે તેની સર્વ ઈંદ્રિઓ મરણ સમયે મલિન થઈ જાય છે.[51] પશ્ચિમદિશાની સંધ્યામાં નાશ પામેલી દ્રષ્ટિને પૂર્વાપરની ખબર પડતી નથી, તેવી રીતે નબળી થયેલી તેની સ્મૃતિને પૂર્વાપરની ખબર પડતી નથી,[52] મોહ થવાથી તેનું મન કલ્પનાશક્તિનો ત્યાગ કરે છે

અને તેણે કરી મહામોહમાં ડુબી જાય છે.[૫૩] અને મહામોહ થવાથી પ્રાણવાયુ અંગની સ્થિતિને ધારણ કરતો નથી. અને પ્રાણવાયુ ચાલવાને સમર્થ ન થવાથી ગાઢમૂર્છા થઈ જાય છે.[૫૪] આ પ્રમાણે મોહ, વેદના, તથા ભ્રમ એ ત્રણનું એકબીજાથી પોષણ થવાથી જંતુ પાણાની પેઠે જડ થઈ જાય છે. આ પ્રમાણે સૃષ્ટિની આદિથી મરણનો નિયમ છે.[૫૫]

પ્રબુદ્ધલીલા કહે છેઃ–હે દેવિ ! દેહધારી મનુષ્યને મસ્તક, હાથ, પગ વગેરે દેહનાં આઠ અંગ છે તે છતાં, તેને વ્યથા, મોહ, મૂર્છા, ભ્રમ, વ્યાધિ તથા અચેતના થાય છે તેનું કારણ શું ?[૫૬]

દેવી કહે છેઃ–સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથીજ ક્રિયાશક્તિ જેમાં પ્રધાન છે એવા ઈશ્વરે સંકલ્પલક્ષણ કર્મથી એવું નિર્માણ કરેલું છે કે અમુક અમુક જીવને બાળક, યુવાન અથવા વૃદ્ધાવસ્થામાં અમુક કાળ સુધી અમુક પ્રકારનું દુઃખ થશે.[૫૭] આવા નિર્માણથી, સંકલ્પના સ્વભાવનેલીધે, ગુલ્મની પેઠે ચિત્તમાં ઉત્પન્ન થયેલા દુઃખને ઈશ્વર પોતે જીવભાવથી ઉપાધિમાં પ્રવેશ કરી તે દુઃખ જીવપાસે ભોગવાવે છે. આ કારણવિના દેહને વ્યથા વગેરે થાય છે તેનું બીજું કાંઈ કારણ છે નહિ.[૫૮] વ્યથાને લીધે શરીરની નાડીઓ સંકોચ પામવાથી જમેલા અન્નપાનાદિ રસને જ્યારે વિષમપણાથી ગ્રહણ કરે છે, ત્યારે શરીરમાં રહેલો સમાન વાયુ રસને સમાન કરવાની પોતાની સ્થિતિનો ત્યાગ કરે છે.[૫૯] ત્યારપછી નાડીદ્વારા શરીરમાં પ્રવિષ્ટ થયેલો વાયુ બહાર નીકળી શકતો નથી તથા બહાર નીકળેલો વાયુ શરીરમાં પ્રવેશ કરી શકતો નથી. આ પ્રમાણે નાડીનો વ્યાપાર વિરામ પામવાથી ચક્ષુ વગેરે સ્થિર થઈ જાય છે તથા અંતઃકરણમાં સ્મૃતિ માત્ર રહે છે અને ઈંદ્રિયજ્ઞાનનો નાશ થાય છે.[૬૦] અને જ્યારે બહારનો પવન શરીરમાં આવતો નથી તથા શરીરનો પવન બહાર નીકળતો નથી ત્યારે શરીરની નાડીનો નાશ થવાથી પુરૂષ 'મરી ગયો' એમ કહેવાય છે.[૬૧] 'અમુક કાળે કરી મ્હારો નાશ આવવાનો છે' એવી પૂર્વકાળમાં સંકલ્પિત કરેલી નિયતિ મરણની પ્રેરણા કરે છે.[૬૨] અને 'અમુકરૂપે મ્હારે આ સ્થળે ઉત્પન્ન થવું છે' એવી સંવિત્‌ની બીજકળાનો કોઈ દિવસ નાશ થતો નથી; તેથી જગત્‌ની વ્યવસ્થાનો ભંગ થતો નથી.[૬૩] એ સંવિત્‌નો જાણવાનો સ્વભાવ છે અને તે તેની સાથેજ રહેવાવાળો છે, માટે જન્મ તથા મરણ, સ્વભાવસંવિત્તિથી જૂદાં નથી.[૬૪] જેવી રીતે નદીમાંનું જળ નિર્મળ હોય છે તથા કોઈ ઠેકાણે ડોળું હોય છે, તેવી રીતે ચૈતન્ય નિર્મળ હોય છે તથા જીવના ધર્મથી રાગ–દ્વેષે કરી કોઇ સમયે ડોળું પણ હોય છે.[૬૫] જેવી રીતે મ્હોટી લતામાં વચ્ચે વચ્ચે ગાંઠ હોય છે, તેવી રીતે ચેતનસત્તારૂપી લતાની વચ્ચે જન્મ અને મરણરૂપી ગાંઠ છે.[૬૬] તે ચૈતન્ય–પુરૂષનું મરણ પણ થતું નથી તેમ તેનો જન્મ પણ થતો નથી, પણ સ્વપ્નના ભ્રમની પેઠે ભ્રાંતિ થાય તેવી રીતે માત્ર જોવામાં આવે છે.[૬૭] ચેતન પુરૂષનો કોઇ દિવસ ક્યાંય નાશ નથી. કદાપિ પુરૂષ ચેતનથી જૂદો છે એમ માનો તો ચેતનવિના દેહ, પ્રાણ, ઈંદ્રિયો વગેરેમાંથી પુરૂષ કોણ છે ? તે કહો. (દેહ વગેરેને પુરૂષ નામ નથી અપાતું માટે ચેતનથી પુરૂષ જૂદો નથી.)[૬૮] કદાપિ ચેતનનું મરણ થાય છે એમ માનો તો ચેતનનું મરણ થયું એમ જોનાર આજસુધી કોઇ સાક્ષી છે નહિ અને સાક્ષીવિનાનું મરણ ઘટતું નથી. લાખો દેહ મરી ગયા તથાપિ ચૈતન્ય એમને એમ અક્ષય રહેલું છે.[૬૯] વળી ચૈતન્યનું મરણ

માનિયે તો, ચૈતન્ય એકજ તથા પ્રત્યેક દેહમાં જૂદું ન હોવાથી, એકનું મરણ થવાથી સર્વેનું મરણ થવું જોઇયે, પણ તેમ થતું નથી માટે ચૈતન્ય અમર છે એ સિદ્ધ છે.[૭૦] જીવને જે વાસનાની વિચિત્રતાનો અનુભવ થાય છે તેનેજ જીવન તથા મરણ એવું નામ આપેલું છે.[૭૧] આવી રીતે વિચાર કરતાં કોઈનાં જન્મ તથા મરણ થતાંજ નથી પણ વાસનાના ફેરાના ખાડામાં જીવ લોટયા કરે છે.[૭૨] જે આ જગત જોવામાં આવે છે તે ઉત્પન્નજ થયું નથી, માટે વાસના છેજ નહિ, એમ વિચાર કરવાથી નાશ થાય છે તે માત્ર અંતઃકરણના અભિમાની આત્માનોજ નાશ થાય છે.[૭૩] જે માણસ સંસારના ભયથી, ગુરૂપાસેથી શ્રવણ વગેરેનો અભ્યાસ કરી 'આ જગત ભ્રાંતિરૂપ છે પણ વસ્તુતાથી છે નહિ' એમ સારી રીતે નિશ્ચય કરી દ્વૈતની વાસનાને ટાળી નાંખે છે, તે મુક્ત થાય છે અને મુક્ત એજ આ જગતમાં સાચી વસ્તુ છે.[૭૪]

**अ[illegible]दितं जगत्प्रबंधं भवभयतोभ्यसनैर्विलोक्य सम्यक् ।**
**अलम[illegible]दितवासनो हि जीवो भवति विमुक्त इतीह सत्यवस्तु ॥ ७४ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'મરણવિચાર' નામનો ચોપનમો સર્ગ સંપૂર્ણ. ૫૪**

---

## सर्ग ५५ मो* જીવોની વિચિત્ર ગતિ

**प्र[illegible]वाच । यथैव जंतुर्म्रियते जायते च यथा पुनः ।**
**तन्मे कथय देवेशि पुनर्बोधविवृ[illegible]ये ॥ १ ॥**

પ્રબુદ્ધલીલા કહે છેઃ–હે દેવેશિ! જેવી રીતે જંતુનું મરણ થાય છે તથા જન્મ થાય છે, તે વિષે મને વિશેષ બોધ થવા માટે ફરીથી વિસ્તારથી કહી સંભળાવો.[૧]

દેવી કહે છેઃ–નાડીનો પ્રવાહ બંધ થવાથી શરીરનો વાયુ શાંત થઇ જાય છે, તેથી જંતુનું ચૈતન્ય શાંત થાય છે.[૨] પણ શુદ્ધ ચેતન કે જે નિત્ય છે તેની શાંતિપણ નથી તેમ ઉદયપણ નથી; અને તે સ્થાવરમાં, જંગમમાં, આકાશમાં, પર્વતમાં, અગ્નિમાં, તથા પવનમાં રહેલું છે.[૩] કેવળ વાયુનો રોધ થવાથી જ્યારે સ્ફુરણા બંધ થાય છે, ત્યારે જડ થયેલો તે પુરૂષ મરી ગયો એમ કહેવાય છે.[૪] આ પ્રમાણે દેહ શબરૂપ થઈ જાય છે તથા પ્રાણવાયુ મહાવાયુમાં લય થઈ જાય છે ત્યારે, વાસનાથી મુક્ત થયેલું ચેતન આત્મતત્ત્વમાં રહે છે.[૫] પુનર્જન્મના બીજની વાસનાવાળા તે અણુચૈતન્યને જીવ કહે છે અને તે તેજ ઠેકાણે શબના ગૃહાકાશમાં રહે છે.[૬] ત્યારપછી વ્યવહારવાન પુરૂષો તેને 'પ્રેત' એવા નામથી કહે છે. ફૂલના પરાગમાં રહેલ સુગંધમાં જેમ વાયુ હોય છે, તેમ તેનું ચેતન વાસનાવાળું હોય છે; અને આ દૃશ્ય દેહનો ત્યાગ કરી જ્યારે તે અદૃશ્ય બીજા દેહને પ્રાપ્ત થાય છે, ત્યારે તે સ્વપ્નની પેઠે પરલોકમાં ભોગવવા યોગ્ય અનેક પ્રકારની આકૃતિરૂપે થાય છે.[૭-૮] અને તે પ્રદેશમાં પણ પૂર્વના જન્મની પેઠે તેને સ્મૃતિ થાય છે, અને ત્યારપછી મરણની મૂર્છા મટી ગયા પછી પોતાનું બીજું શરીર જુવે છે, તથા આકાશમાં રહેલી મેઘની ઘટાની પેઠે આકાશ, ભૂતળ, તથા આખું બ્રહ્માંડ તે મરનાર પોતાના આત્મામાં જુવે છે, અને બીજાની દૃષ્ટિએ માત્ર ગૃહાકાશ આવે છે.[૯-૧૦] ઉપર

* આ પંચાવનમા સર્ગમાં જીવની અને સંસારની ગતિની વિચિત્રતા તથા સૃષ્ટિની આદિથી ઈશ્વરના ક્રમને અનુસરીને સ્થિતિ કહેવાશે.

જે પ્રેત કહેલ છે તે પ્રેતના આ પ્રમાણે છ ભેદ છે તે સાંભળો. ૧ સામાન્યપાપી, ૨ મધ્યમ-પાપી, ૩ ઉત્તમપાપી,[૧૧] ૪ સામાન્ય ધર્મ કરનાર, ૫ મધ્યમ ધર્મ કરનાર તથા ૬ ઉત્તમ ધર્મ કરનાર. આ છમાંથી કોઈના, એકના બે અથવા ત્રણ ત્રણ ભેદ છે. (એ છની ગતિ નીચે પ્રમાણે છે).[૧૨]

**ઉત્તમ પાપીની ગતિઃ**—ઉપરના છમાંથી ત્રીજો મહાપાપી એક વર્ષસુધી પોતે મૂઢ થયેલો મૂર્છાનો અનુભવ કરે છે, અને તેનું હૃદય પાણાજેવું જડ થઇ જાય છે.[૧૩] ત્યારપછી કાળેકરીને જાગૃત થયેલો તે પાપી, ઘણા દિવસસુધી નરકના અક્ષય દુઃખનો અનુભવ કરે છે અને હજારો યોનિમાં જન્મ લીધા પછી એક દુઃખ ભોગવ્યા પછી બીજું દુઃખ ભોગવનારો તે, કોઈ સમયે સંસારમાં શાંતિ પામે છે અથવા તે મહાપાપી મરણનો મોહ મટયા પછી જડતાનાં હજારો દુઃખથી આકુળ વૃક્ષપણાના જન્મનો હૃદયમાં અનુભવ કરે છે, અને વાસનાને અનુસારે નરકમાં હજારો દુઃખનો અનુભવ કર્યા પછી પાછો પૃથ્વીમાં જન્મ ધારણ કરે છે.[૧૪-૧૭]

**મધ્યમ પાપીની ગતિઃ**—બીજો પાપી પોતાનો મરણનો મોહ મટયા પછી કેટલાક કાળસુધી પાણાની પેઠે જઠરની જડતાનો અનુભવ કરે છે.[૧૮] ત્યારપછી કાળે કરીને જાગૃત થયા પછી પશુ—પક્ષીની યોનિમાં અવતાર ધારણ કરી સંસારમાં આવે છે.[૧૯]

**સામાન્ય પાપીની ગતિઃ**—પહેલો સામાન્ય પાપી મરી ગયા પછી તરતજ પોતાની વાસનાને અનુસારે પ્રાપ્ત થયેલા અક્ષતદેહનો અનુભવ કરે છે.[૨૦] તે સ્વપ્નની પેઠે સંકલ્પ હોય નહિ શું ? તેવો અનુભવ કરે છે, તથા તેજ ક્ષણે પ્રથમની પેઠે સ્મૃતિ ઉત્પન્ન થાય છે.[૨૧]

**ઉત્તમ ધર્મ કરનારની ગતિઃ**—જે મહાપુણ્ય કરનાર છે તે મરણનો મોહ મટયા પછી પુણ્યરૂપી વાસનાના ઉદ્બોધથી સ્વર્ગમાં વિદ્યાધરના નગરનો અનુભવ કરે છે.[૨૨] આ પ્રમાણે પુણ્ય ભોગવ્યા પછી ઇલાવૃત અથવા કિંપુરૂષખંડમાં કર્મનું ફળ ભોગવ્યા પછી મનુષ્યલોકમાં લક્ષ્મીવાન તથા સજ્જન માણસના ઘેર જન્મ ધારણ કરે છે.[૨૩]

**સામાન્ય તથા મધ્યમ ધર્મ કરનારની ગતિઃ**—સામાન્ય તથા મધ્યમ ધર્મ કરનાર માણસ, મરણનો મોહ મટયા પછી ઔષધિ તથા પલ્લવ જેમાં મુખ્ય છે એવાં નંદન તથા ચૈત્રરથાદિ વનમાં કિંનર તથા કિંપુરૂષના શરીરથી જાય છે.[૨૪] ત્યાં પોતાના કર્મનું ફળ ભોગવ્યા પછી વાયુ તથા વર્ષાદદ્વારા પૃથ્વીમાં શાળ, જવ વગેરે ઔષધિમાં પ્રવેશ કરી તેદ્વારા પુરૂષના વીર્યના માર્ગે સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરે છે. (અને સામાન્ય ધર્મ કરનારની ગતિ પણ એજ પ્રમાણે થાય છે.)[૨૫] આ પ્રમાણે ઉપર લખેલા છ જાતના પ્રેતોની મરણની મૂર્છા મટયા પછી ક્રમે કરીને ઉપર પ્રમાણે વ્યવસ્થા થાય છે.[૨૬]

**મરણ પછી સામાન્યસ્થિતિઃ**—મરણ પામનાર માણસને પ્રથમ "અમારૂં મરણ થયું" એવું જ્ઞાન થાય છે. ત્યારપછી બંધુઓએ આપેલ પિંડદાનથી "અમારૂં શરીર ઉત્પન્ન થયું" એમ જ્ઞાન થાય છે.[૨૭] ત્યારપછી ક્રમે કરી કાળપાશથી યુક્ત યમના અનુચર આવી લઈ જાય છે; તથા તેની સાથે "હું યમપુરીમાં જાઉં છું" એમ જ્ઞાન થાય છે.[૨૮] ઉત્તમ પુણ્યવાન માણસ મરણ થયા પછી પોતાના પુણ્યકર્મથી પ્રાપ્ત થયેલ દિવ્ય વાડી તથા શોભિતાં વિમાનને પોતાની પાસે જુવે છે.[૨૯] પાપી માણસ પોતાના પાપકર્મથી પ્રાપ્ત થયેલ હિમ, કાંટા, તથા અસિપત્ર

વનને પોતાની પાસે જુવે છે.[30] મધ્યમ પુણ્ય કરનાર માણસ, "આ મ્હારી પાસે પગે કરી સુખે જવાય તેવો માર્ગ છે, શીતળ લીલાં ખડ ઉગ્યાં છે, ઘાટી છાયાવાળી સુંદર વાવ છે,[31] હવે હું આ યમપુરીમાં આવેલો છું, આ પ્રાણીનું પાલન કરનાર યમરાજા છે તથા આ ઠેકાણે યમસભામાં ચિત્રગુપ્ત વગેરે મ્હારા કર્મનો વિચાર કરે છે." એમ જાણે છે.[32] ઉપર પ્રમાણે આ સંસાર જેવી રીતે જોવામાં આવે છે તેવીજ રીતે રહેલો તથા સમગ્ર પદાર્થ અને તેની ક્રિયાથી શોભતો આ મરણપર્યંતનો સંસારનો ભાગ પ્રત્યેક માણસને થાય છે પણ ખરેખરી રીતે વિચાર કરતાં નિઃસ્વરૂપમાં રહેલો આ પ્રપંચ દેશ, કાળ અને ક્રિયાની દીર્ઘતાથી પ્રકાશમાન થાય છે તોપણ તે શૂન્યજ છે તથા વિશેષ બોધવાળા આત્મારૂપજ છે.[33,34] "યમરાજાએ મ્હારાં કર્મનાં ફળ ભોગવવા માટે આ દિશામાં જવાની મને આજ્ઞા કરી છે. હું સ્વર્ગમાં જાઉં છું તથા આ બાજુએ નરક છે.[35] આ મ્હેં સ્વર્ગ ભોગવ્યું અથવા આ મ્હેં નરક ભોગવ્યું. આ મ્હેં અનેક પ્રકારની યોનિઓ ભોગવી અને હવે હું સંસારમાં ઉત્પન્ન થયો છું.[36] હવે મ્હારો શાળમાં જન્મ થયો અને હું ફળરૂપે થયો છું." એવી ક્રમે કરીને મનુષ્યશરીર થયા પછી, શાસ્ત્ર અને પુરાણથી ઉત્પન્ન થયેલા બોધે કરી તે જીવને ખબર પડે છે પણ શાળ તથા ફળમાં જન્મ હોય ત્યારે અંતઃકરણની વિચારશક્તિ ન હોવાથી, તે અવસ્થામાં તેને પોતાના અવતારની ખબર પડતી નથી. આવી રીતે ક્રમે કરીને તે જીવ પુરૂષના બીજમાં આવે છે અને તે બીજ યોનિમાં પડવાથી માતાના ઉદરમાં ગર્ભ થાય છે.[37,38] તે ગર્ભ લોકમાં જન્મ ધારણ કરે છે ત્યારે તે બાળક પૂર્વ–કર્મના અનુસારથી સારી આકૃતિનો અથવા વિપરીત આકૃતિનો થાય છે.[39] ત્યારપછી ચંદ્રમાની કળાની પેઠે વૃદ્ધિ અને ક્ષયવાળી યુવાવસ્થા આવે છે અને ત્યારપછી વૃદ્ધાવસ્થા આવે છે.[40] તે વૃદ્ધાવસ્થામાં અનેક પ્રકારના વ્યાધિઓ થવાથી તેથી મરણ અને મૂર્છા થાય છે અને મરી ગયા પછી પ્રથમની પેઠે બંધુઓએ આપેલા પિંડદાનથી પાછો દેહ બંધાય છે.[41] ત્યારપછી પાછું યમલોકમાં જવું પડે છે. ત્યાં અનેક પ્રકારની યોનિમાં અવતારનો અનુભવ કરવો પડે છે.[42] આવી રીતે મોક્ષ થતાં સુધી એક આકાશમાં બીજા આકાશની પેઠે વારંવાર જન્મ–મરણ થયા કરે છે.[43]

પ્રબુદ્ધલીલા કહે છેઃ–સૃષ્ટિની આદિથી આ ભ્રમ જેવી રીતે પ્રવર્ત્યો છે, તે મને બોધની વૃદ્ધિ માટે કૃપા કરીને ફરીથી કહો.[44]

દેવી કહે છેઃ–આ જગતમાં પર્વત, ઝાડ, પૃથ્વી તથા આકાશ એ બધું પરમાર્થે કરી ઘનરૂપજ છે. ( પરબ્રહ્મરૂપજ છે. )[45] ચૈતન્યરૂપી ઈશ્વર સર્વ ઠેકાણે વ્યાપક છે અને તે જે ઠેકાણે જેવીરીતે વિવર્તપણાથી ઉદય પામે છે, તે ઠેકાણે તેવીરીતે શુદ્ધ આત્મા પણ થાય છે[46] તે ઈશ્વરે, સૃષ્ટિની આદિમાં પ્રજાપતિરૂપે થઇને સ્વપ્નમાં એક પુરૂષ અનેક પદાર્થને જુવે છે તથા ઉત્પન્ન કરે છે તેવી રીતે ભૂરાદિ લોક ઉત્પન્ન કર્યા, અને તેણે જે સ્થિતિ બાંધી તે આજ સુધી તેમનેતેમ રહેલી છે.[47] પ્રથમ પદાર્થમાત્રનું બિંબરૂપે સ્ફુરણ થયું અને તે બિંબનું પ્રતિબિંબ પડયું તે જગતરૂપે આજસુધી રહેલું છે.[48] દેહધારી શરીરના અંગમાં જે છિદ્રો છે તેમાં વાયુ પ્રવેશ કરીને તેના અંગને સ્ફુરણાયમાન કરે છે તેથી તે જીવે છે એમ કહેવાય છે અને સૃષ્ટિની આદિથી એજ પ્રમાણે જંગમના વિષે સ્થિતિ રહેલી છે. ઝાડ વગેરેમાં ચૈતન્ય

ન હોવાથી તે સ્થાવર કહેવાય છે.[૪૯-૫૦] આવી રીતે ઈશ્વર ચેતનથી ઉત્પન્ન થયેલા અંશનો વિભાગ કરે છે અને તે અંશ ચેતનરૂપ છે અને બાકીનું અચેતનરૂપ છે.[૫૧] પ્રાપ્ત થએલા ઉપાધિરૂપ શરીરમાં બુદ્ધિને નેત્ર વગેરે ઇંદ્રિયોમાં પ્રેરીને તે જીવ બહારના પદાર્થનો અનુભવ કરે છે. પણ તે નેત્ર વગેરે ઇંદ્રિય પોતે ચૈતન્યરૂપ નથી.[૫૨] જેવી રીતે બુદ્ધિ આકાશને શૂન્ય-શક્તિવાળું જાણે છે, પૃથ્વીને સર્વને ધારણ કરવાની શક્તિરૂપે જાણે છે, તથા જળને તૃપ્તિ કરવાની શક્તિરૂપે જાણે છે, તેજ પ્રમાણે શરીરને શરીરરૂપે જાણે છે.[૫૩] એજ પ્રમાણે સર્વાત્મા ઈશ્વર શરીરેકરીને શરીરનો, જંગમપણાએકરીને જંગમનો તથા સ્થાવરપણાએકરીને સ્થાવરનો સંકલ્પ કરતા રહેલા છે.[૫૪] જેનામાં જાણવાની શક્તિ છે તેને જંગમ કહે છે અને જંગમમાં જાણવાપણું સૃષ્ટિની આદિથી આજસુધી રહેલું છે.[૫૫] ઝાડ, શિલા, તૃણવગેરે, જેને સ્થાવરરૂપે માનેલ છે તે જડ છે. આ પ્રમાણે સ્થાવર–જંગમનો ભેદ છે,[૫૬] પણ ખરૂં જોતાં, સૃષ્ટિની આદિથી ઈશ્વરની સામાન્ય સત્તાથી, જડપણું અને ચેતનપણું એ બે જૂદાં નથી.[૫૭] ઝાડ અને પાણા વગેરે જો કે સ્થાવરરૂપે એકજ છે, પણ તેની જડતાના ભેદનાં નામ અને રૂપ બુદ્ધિથી કલ્પેલાં છે.[૫૮] સ્થાવરને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ હોય છે, અને તેથી 'હું જંગમ નથી પણ સ્થાવર છું,' એવાં નામ તથા સ્થાનનાં વિષયભૂત તે સ્થાવરો, ઝાડ, પર્વત, ખડ વગેરે જૂદા જૂદા સંકેતથી રહેલ છે.[૫૯] તેજ પ્રમાણે કૃમિ, કીડા, પતંગીઆં વગેરે જંગમપણાથી એકજ છે પણ તેનાં નામ અને રૂપ બુદ્ધિથી જૂદા જૂદા વ્યવહાર માટે કલ્પેલ છે; અને તે કૃમિ, કીટ વગેરેને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ રહેલી છે.[૬૦] કદાપિ શંકા થાય કે સ્થાવર તથા જંગમ એ બન્નેમાં જ્ઞાન હોય તો પરસ્પરના વ્યવહારની પરસ્પરને ખબર કેમ પડતી નથી તો, તેના ઉત્તરમાં કહેવાનું કે જેમ ઉત્તરસમુદ્રતરફનાં માણસને, દક્ષિણસમુદ્રતરફનાં માણસના વ્યવહારની પોતાના જ્ઞાનવિના કાંઈ પણ ખબર પડતી નથી, તેમ સ્થાવર અને જંગમ એ બન્ને પોતપોતાની સંજ્ઞામાં લીન છે, તથા પરસ્પર પોતપોતાના સંકેતને પરાયણ છે.[૬૧,૬૨] જેવી રીતે શિલાની અંદર રહેલા દેડકાનું તથા બહાર રહેલા દેડકાનું જ્ઞાન અસત્ તથા જડ છે. તેવીજરીતે સ્થાવર અને જંગમને પરસ્પરનું જ્ઞાન રહેલું છે.[૬૩] ચૈતન્ય-રૂપી આકાશે પ્રેરેલું ચૈતન્ય સર્વ ઠેકાણે રહેલું છે; અને સૃષ્ટિની આદિથી સ્ફુરણ કરવાનો ધર્મ વાયુનો છે તે આજ સુધી તેજ પ્રમાણે છે.[૬૪] જે સ્થળે છિદ્ર છે ત્યાં આકાશ રહેલું છે અને તેમાં વાયુ છે તે વાયુ પદાર્થમાત્રનું (સ્થાવરનું તથા જંગમનું) હલન–ચલન કરે છે.[૬૫] સ્થાવર–જંગમ એ બન્નેમાં ચૈતન્ય રહેલું છે, અને તેમાં વાયુનેલીધે કોઈમાં હલન–ચલન થાય છે તથા કોઈમાં થતું નથી.[૬૬] એ પ્રમાણે ભ્રાંતિરૂપ જગતમાં સૃષ્ટિના આદિથી જે પ્રમાણે પદાર્થની સ્થિતિ કરેલી છે. તેજ પ્રમાણે આજસુધી છે. [૬૭](સરસ્વતી લીલાદેવીને કહે છે કે, ) આવી રીતે વિશ્વના પદાર્થનું સ્વભાવથી થયેલું સત્યપણું તથા અસત્યપણું મ્હેં કહી સંભળાવ્યું.[૬૮] હવે આ મરણ પામતા વિદૂરથરાજાને જુઓ, કે જે પુષ્પથી ઢંકાયેલા શબરૂપ પદ્મરાજાના પદ્મકોશમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી જાય છે.[૬૯]

પ્રબુદ્ધલીલા કહે છેઃ–તે કયા માર્ગે શબમંડપમાં જાય છે? તેને જોતાં જોતાં આપણે પણ તરત જઇશું ![૭૦]

દેવી કહે છેઃ–'આ હું ચૈતન્યરૂપ બીજા દૂરલોકપ્રત્યે જઉં છું.' એવી રીતે પદ્મશરીરના અહંવાસનાના માર્ગનો આશ્રય કરીને તે રાજા જાય છે.[૭૧] માટે આપણે પણ ત્હારી સંમતિ પ્રમાણે જઇએ. કારણ કે એકબીજાની ઈચ્છાનો કોઈ ભંગ કરે તો તેથી સ્નેહ રહેતો નથી.[૭૨]

વસિષ્ઠ કહે છેઃ–આ પ્રમાણે સૂર્યના ઉદયથી અંધકાર મટે તે પ્રમાણે સરસ્વતી સંતાપને મટાડનાર વાણીથી લીલાદેવીના ઉદાર મનમાં ઉપદેશ કરે તેવામાં, વિદૂરથરાજા મરણની મૂર્છાથી જડ થઈ ગયો[૭૩] **इति विहितकथागतक्रमायां परमदृशि प्रसृते विबोधभानौ । नृपतिवरसुतामनस्युदारे विगलितचित्तजडो विदूरथोऽभूत् ॥७३॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'સંસારમરણાવસ્થાવર્ણન' નામનો પંચાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૫.**

## सर्ग ५६ मो* વાસનાથી રાજાનું યમપુરીમાં જવું અને ત્યાંથી પાછા આવવું

**वसिष्ठ उवाच । एतस्मिन्नंतरे राजा परिवृत्ताक्षितारकः ।**
**बभूवैकतनुप्राणशेषः शुष्कसिताधरः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–એટલીવારમાં તે રાજાનાં નેત્ર ફરી ગયાં, હોઠ સૂકાઇ ગયા તથા દેહમાં સૂક્ષ્મ પ્રાણ માત્ર બાકી રહ્યા.[૧] જુના પાંદડાંના વર્ણજેવો તેનો વર્ણ થઈ ગયો. મ્હોડાંની કાંતિ ક્ષીણ તથા ફિક્કી થઈ ગઈ. ભ્રમરના શબ્દજેવી તેના શ્વાસની ધ્વનિ થવા લાગી.[૨] મહામરણના મૂર્છારૂપી અંધારાકુવામાં તેનું મન ડૂબી ગયું. નેત્ર વગેરે ઈંદ્રિયોની બધી વૃત્તિ લીન થઇ ગઇ[૩]. ચૈતન્યવિનાનો તેનો આકાર ચિત્રમાં આળખ્યો હોય તેવો દેખાવા લાગ્યો. પાણામાં કોતરેલી પ્રતિમાની પેઠે તેના અવયવો હાલતા–ચાલતા બંધ થઇ ગયા.[૪]

સરસ્વતી લીલાદેવીને કહે છેઃ–હું તમને વધારે શું કહું ? ઝાડ જે સમયે પડવાનું થાય તે સમયે તે ઉપર રહેલાં પક્ષીઓ જેમ ઝાડને મુકી દે છે, તેમ તેના પ્રાણે રાજાના દેહનો ત્યાગ કર્યો; અને નાસિકામાંથી ઉત્પન્ન થયેલી ઘ્રાણશક્તિ જેવી રીતે પવનમાં રહેલા સૂક્ષ્મ ગંધને જોઇ શકે છે, તેવી રીતે દિવ્યદૃષ્ટિવાળી તે સરસ્વતી તથા લીલાદેવીએ આકાશમાં રહેલા તેના જીવને જોયો.[૫.૬] તે રાજાની જીવલેખા વાસનાને લીધે, આકાશમાં આતિવાહિ પ્રાણસાથે મળીને દૂર જવાલાગી, અને તેની પાછળ સરસ્વતી તથા લીલાદેવીએ, ભ્રમરીનું જોડું, વાયુમાં લાગેલી ગંધકળાની પાછળ જાય તેવી રીતે, ચાલવા માંડયું.[૭.૮] ત્યારપછી થોડીવારમાં મરણની મૂર્છા શાંત થયા પછી પોતાના વાસનારૂપ દેહે કરી તેણે સ્વપ્નની પેઠે નીચે પ્રમાણે દીઠું.[૯] તે રાજાએ યમરાજાના ચાકરો જોયા અને તેની પાછળ બંધુઓએ પિંડ-દાન કર્યું તેથી તેનો દેહ બંધાયો.[૧૦] તે દેહથી, ઘણાંક જંતુથી વીંટાયેલા તથા પ્રાણીનાં કર્મનાં ફળને પ્રકટ કરનાર અને અતિદૂર રહેલા યમરાજાના નગરમાં તે ગયો.[૧૧] ત્યાં ગયા પછી યમરા-જાએ આજ્ઞા કરી કે "આ રાજાનાં કાંઈ પણ અશુભ કર્મ છે નહિ.[૧૨] નિરંતર આ રાજા નિર્મળ શુભકર્મ કરનારો છે, તથા ભગવતી સરસ્વતીના વરદાનથી વૃદ્ધિ પામેલો છે.[૧૩] આ રાજાનો પ્રથમનો દેહ શબરૂપે પુષ્પમાં રહેલો છે, તે દેહમાં જઇને આ રાજા પ્રવેશ કરે."[૧૪] એમ કહી યંત્રમાંથી

* આ છપનમા સર્ગમાં, તે રાજા વાસનાથી યમરાજાના નગરમાં ગયા, લીલાદેવી તથા સરસ્વતી તેની પાછળ ગયાં, તથા તે ત્રણે પૂર્વના નગરમાં પ્રાપ્ત થયાં એટલી વાત કહેવાશે.

પાણાને છોડી મૂકે તેવી રીતે યમરાજાએ તે રાજાને છોડી મૂક્યો. પછી તે સરસ્વતી, લીલાદેવી, તથા તે રાજાની જીવલેખા એ ત્રણેએ ત્યાંથી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. તે જીવલેખા, સરસ્વતી તથા લીલાદેવીને દેખી શક્તી નથી, પણ તે બન્ને સ્ત્રીઓ તેને દેખી શકે છે, તેથી તેની પાછળ જવા માંડયું. અને આકાશમાર્ગનું ઉલ્લંઘન કરી, જગત બ્રહ્માંડને અતિક્રમણ કરી, ત્યાંથી બીજા બ્રહ્માંડમાં આવીને, પદ્મપુરમાં પ્રાપ્ત થઇને, તેના અંતઃપુરના મંડપમાં પ્રવેશ કર્યો, અને વાતલેખા પોતાની મેળે અંબુજ પ્રત્યે આવે, સૂર્યની કાંતિ અંભોજપ્રત્યે આવે અને સુગંધ પવનમાં આવે, તેમ તે સરસ્વતી તથા લીલાદેવી એ બન્ને તે રાજાના દેહ પાછળ ત્યાં આવ્યાં.[૧૫-૧૯]

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મન્ ! તે રાજા શબના ઘરપાસે કેવી રીતે આવ્યો તથા તેના મૃતશરીરે માર્ગ કેવી રીતે જાણ્યો ? તે કહો.[૨૦]

વસિષ્ઠ કહે છેઃ—હે રાઘવ ! તે શબને પૂર્વના શરીરની વાસનાનેલીધે, માર્ગ વગેરે સર્વ તેના હૃદયમાં સ્ફુરેલું હતું તેથી તે કેમ ન જઇ શકે.[૨૧] વડના બીજમાં જેવી રીતે ઝાડ રહેલું છે તેવી રીતે જીવોપાધિના સૂક્ષ્મ અંતઃકરણના ઉદરમાં વાસનાથી ભ્રાંતિમાત્ર બધું રહેલું છે તેને કોણ ન જોઈ શકે.[૨૨] જેવી રીતે જીવતું શરીર બીજને તથા અંકુરને હૃદયમાં જુવે છે, તેવી રીતે સ્વભાવભૂત ચૈતન્યરૂપ અણુ, ત્રૈલોક્યસમૂહને પોતાના હૃદયમાં જોઇ શકે છે.[૨૩] જેવી રીતે એક દેશમાં રહેલો માણસ, દૂરદેશમાં રહેલાં કોઈ ઠેકાણે દાટેલાં પોતાનાં ધનને જોઇ શકે છે, તેવી રીતે મનની ભાવનાથી, હજારો જાતિથી યુક્ત હોય તથા ભ્રમમાં ડૂબેલો હોય તોપણ તે જીવ વાસનાથી અંતરમાં રહેલી અભીષ્ટ વસ્તુને જોઇ શકે છે.[૨૪,૨૫]

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભગવન્ ! તમે પ્રથમ કહેલું છે કે પિંડદાનથી વાસનારૂપી દેહ થાય છે, પણ જો જીવને પાછળ પિંડદાન ન થાય તો તે જીવને પિંડદાનની વાસના ન હોવાથી તેનું શરીર કેમ થાય છે ? તે કહો.[૨૬]

વસિષ્ઠ કહે છેઃ—મરણ પામનાર માણસની પાછળ પિંડ આપે કે ન આપે, પણ 'બંધુઓએ મને પિંડદાન દીધું,' એવી મરણ પામનારના મનમાં વાસના* થવાથીજ તેને પિંડનું ફળ મળે છે.[૨૭] કારણ કે જંતુના ચિત્તમાં જેવો વિચાર હોય તેવોજ તેને અનુભવ થાય છે. આ નિયમ જીવનાર તથા મરનારના વિષે વિપરીત થતો નથી.[૨૮] માટે મરણ પામનારને 'મને બંધુએ પિંડદાન કરેલું છે' એવી જો વાસના થાય, તો તે પિંડરહિત હોય તોપણ તેને પિંડનું ફળ મળે છે. અને 'પિંડદાન કરેલું નથી' એવી જો વાસના થાય તો તે સપિંડ હોય ( તેની પાછળ પિંડદાન થયું હોય ) તોપણ તે પિંડરહિત છે.[૨૯] મનની ભાવનાથી પદાર્થની સત્યતા જણાય છે, અને તે ભાવના, કારણભૂત પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે.[૩૦] જેવી રીતે ઝેર પણ અમૃતની વાસનાથી માણસને અમૃતરૂપ થાય છે, તેવી રીતે અસત્ય× પદાર્થમાં સાચી ભાવના થવાથી તે સત્ય લાગે છે.[૩૧] અને કોઈ પણ માણસને કોઈ દિવસ કારણવિના

---

* જીવતાં પોતે, બીજા મરનારને પિંડદાન કરેલું તથા મરનારની પાછળ પિંડદાનનો રિવાજ નજરે જોયેલ હોવાથી 'મ્હારી પાછળ પણ મરણ પછી પિંડદાન થશે' એવી માણસને દઢવાસના થાય છે.

× દોરીમાં, સર્પ નથી તે છતાં તેમાં સર્પની ભાવના થવાથી, તે સર્પરૂપે જેમ જણાય છે, તેમ ખોટામાં સાચી ભાવના થવાથી તે સાચા લાગે છે.

ભાવના ઉત્પન્ન થતી નથી.[૩૨] ઈશ્વર કે જે સ્વયંપ્રકાશ છે, તેના વિના મહાપ્રલય થતાં સુધી કારણવિના કાર્ય થયું એવું જોયું પણ નથી તેમ સાંભળ્યું પણ નથી.[૩૩] માટે શુદ્ધચૈતન્ય છે તેજ, વાસનાથી સ્વપ્નની પેઠે, કાર્યકારણરૂપ અર્થપણાને પામે છે.[૩૪]

રામચંદ્રજી પૂછે છેઃ–'મ્હેં કાંઈ પણ ધર્મ કર્યો નથી.' એવી જે પ્રેત (મરનાર)ના મનમાં વાસના હોય અને તેના સંબંધિઓએ તેની પાછળ ઘણોક ધર્મ કરી મરનાર પ્રેતને અર્પણ કર્યો હોય તો તે ધર્મ સફળ થાય કે નહિ ? તે કહો.[૩૫] સંબંધિઓએ ધર્મ કર્યો તે સત્ય છે માટે સફળ થવો જોઇયે અને મરનારને 'મ્હેં ધર્મ કર્યો નથી' એવી વાસના છે, માટે તમારા કહેવા પ્રમાણે નિષ્ફળ થવો જોઇયે. માટે શું સાચું ?[૩૬]

વસિષ્ઠ કહે છેઃ–દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સંપત્તિ એ પાંચેકરીને ભાવના ઉત્પન્ન થાય છે, માટે એ પાંચથી, પ્રેત તથા મરનારમાંથી, જેની ભાવના અધિક થાય તેનો જય થાય છે.[૩૭] જો ધર્મ કરનારની ભાવના પોતાના ધર્મને લીધે પ્રબળ થાય તો, તેને લીધે પ્રેતને, 'ધર્મ નથી કર્યો" એવી વાસના બદલાઇને ધર્મ કર્યાની વાસના થાય છે અને પ્રેતની વાસનાનું પ્રબળ થાય તો તેને જેવી હોય તેવીનેતેવી વાસના રહે છે.[૩૮] આ પ્રમાણે પરસ્પર વાસનામાંથી, જેનું બળ વધે તેનો જય થાય છે, માટે સારા પ્રયત્નથી નિરંતર શુભ આચરણ કરવાનો અભ્યાસ રાખવો.[૩૯]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્ ! દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સંપત્તિથી જો ભાવના ઉત્પન્ન થતી હોય તો મહાકલ્પની સૃષ્ટિની આદિમાં દેશ, કાળાદિ ક્યાં હતાં ?[૪૦] અને કારણ-વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, ત્યારે સૃષ્ટિની આદિમાં સહકારી કારણ ન હોવાથી વાસના કેમ ઘટે ? તે કહો.[૪૧]

વસિષ્ઠ કહે છેઃ–હે મહાબાહો ! તમે કહો છો તે સાચું છે. મહાપ્રલયની સૃષ્ટિની આદિમાં દેશ, કાળ વગેરે કાંઈ હતાંજ નહિ,[૪૨] તેમ સહકારી કારણ પણ હતું નહિ, તેથી જે કાંઈ આ દેખાય છે તે છેજ નહિ. વાસના ઉત્પન્નજ થયેલ નથી, તેમ કાંઈ સ્ફુરતું પણ નથી, અને દૃશ્યપદાર્થ માત્રનો અસંભવ છે તેથી આ જે કાંઈ દેખાય છે તે સાક્ષાત્ અનામય, ચૈતન્ય-રૂપ, બ્રહ્મરૂપેજ રહેલું છે.[૪૩,૪૪] આ વિષે હજારો યુક્તિથી હું તમને પાછળથી કહીશ પણ હમણાં ચાલતી વિદૂરથરાજાની કથા સાંભળો.[૪૫] ઉપર પ્રમાણે સરસ્વતી તથા લીલાદેવીએ ત્યાં આવીને પદ્મરાજાનું મંદિર જોયું. તે મંદિરનો મધ્યભાગ અતિ સુશોભિત હતો. પુષ્પના ઉપહારથી વસંતઋતુના જેવું તે મંદિર શીતળ હતું.[૪૬] શાંત આચરણવાળાં રાજધાનીમાં રહેનાર માણસથી યુક્ત હતું. તેની અંદર મંદાર તથા કુંદનાં પુષ્પથી ઢંકાએલા તે રાજાના શબને તેણે જોયું. તે મંદિરમાં શબની શય્યાના અગ્રભાગ આગળ પાણીના પૂર્ણ કુંભ ભર્યા હતા.[૪૭,૪૮] ન ઉઘાડેલાં ઘરનાં દ્વાર આગળ ગોખમાં કઠિન ભોંગળ નાખેલી હતી. શાંત થતા દીવાના પ્રકાશથી, નિર્મળ ભીંતો શ્યામ લાગતી હતી. ઘરના એક ભાગમાં માણસો સૂતેલાં હતાં તેનો શ્વાસ ચાલ્યો આવતો હતો.[૪૯] તેનું મંદિર સંપૂર્ણ કળાથી યુક્ત ચંદ્રના ઉદયથી શોભતું હતું. સુંદરતાથી ઇંદ્રના મંદિરની સમૃદ્ધિનો પણ પરાભવ કરે તેવું હતું. ભગવાનની નાભીમાંથી ઉત્પન્ન થયેલા કમળના મધ્યભાગના જેવી મંદિરની અંદર શોભા હતી અને

કોઈ પણ પ્રાણીનો શબ્દ ન હોવાથી મંદ જણાતું હતું તથા તે મંદિર ચંદ્રમાના જેવું મનોહર હતું.[૫૦] संपूर्णचंद्रसकलद्युतिकांतं सौंदर्यनिर्जितपुरंदरमंदिरार्धि। वैरं च पद्ममुकुलांतरचारुशोभं निःशब्दमंदमिव निर्मलमिंदुकांतम् ॥ ५० ॥

શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના૦ 'મરણશયનાનંતરપ્રેતવ્યવસ્થા' નામનો છપ્પનમો સર્ગ સંપૂર્ણ.૫૬

## સર્ગ ૫૭ મો* બીજી લીલાનું દર્શન અને સ્વપ્નવિચાર

**वसिष्ठ उवाच। ततो ददृशतुस्तत्र शवशय्यैकपार्श्वगाम्।**
**लीलां विदूरथस्याग्रे मृतांते प्रथमागताम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–ત્યાર પછી તે શબની શય્યાના એક પડખે, લીલાદેવી કે જે વિદૂરથ-રાજાના મરણ પહેલાં ત્યાં ગયેલી છે, તેને સરસ્વતી તથા લીલાદેવીએ દીઠી.[૧] તે લીલાદેવીનો વેષ, આચાર તથા દેહ, પ્રથમના જેવોજ હતો. પ્રથમના જેવીજ તેની વાસના હતી અને આકાર પણ પ્રથમના જેવોજ હતો. તેનું શરીર અતિ સુંદર હતું.[૨] તેનાં અંગોની ચેષ્ટા પણ પ્રથમના જેવીજ હતી, વસ્ત્ર પણ પ્રથમનાં હતાં અને આભૂષણો પણ પ્રથમનાંજ હતાં. માત્ર ફેર એટલોજ હતો કે તે પ્રથમ વિદૂરથરાજાના ભુવનમાં હતી અને હાલમાં પદ્મરાજાના ભુવનમાં હતી.[૩] તે લીલાદેવી હાથમાં ચામર ધરીને રાજાને સારી રીતે ઢોળી રહી હતી તથા ચંદ્રના ઉદયથી અંતરિક્ષ શોભે, તેવી રીતે પૃથ્વીના તળને શોભાવતી હતી.[૪] મૌન રહેલી તે, પોતાના ડાબા હાથ ઉપર મુખકમળ રાખીને નમેલી હતી. ઘરેણાંનાં કિરણથી, લતા અને પુષ્પથી પ્રફુલ્લિત થયેલી વનસ્થળીના જેવી તે લાગતી હતી.[૫] પોતાની દૃષ્ટિથી દિશામાં, માલતી પુષ્પ તથા કમળનો વર્ષાદ કરતી હોય તથા પોતાના લાવણ્યથી આકાશમાં ખંડિત થયેલા ચંદ્રમાને પાછી ઉત્પન્ન કરતી હોય એમ જણાતું હતું.[૬] રાજાના આત્મારૂપી વિષ્ણુની પાસે રહેલી લક્ષ્મીના જેવી તે જણાતી હતી. પુષ્પના સંભારમાંથી ઉત્પન્ન થયેલી પુષ્પાકરના જેવી તેની શોભા હતી.[૭] પોતાના પતિના મુખ ઉપર તેની દૃષ્ટિ હતી. તે પોતાની ઈચ્છા પ્રમાણે ચેષ્ટા કરતી નહોતી. મ્લાન થયેલા ચંદ્રથી રાત્રિના જેવું તેનું મુખ કાંઈક કરમાએલું જણાતું હતું[૮] આ પ્રમાણે રહેલી તે લીલાદેવીને, સરસ્વતી તથા લીલાદેવીએ દીઠી, પણ તે લીલા, તે બન્નેને દેખતી નહોતી, કારણ કે તે સરસ્વતી તથા લીલાદેવી પ્રબુદ્ધ આત્માવાળાં તથા સત્યસંકલ્પવાળાં હતાં અને તે, તે પ્રમાણે નહોતી.[૯]

રામચંદ્રજી પૂછે છેઃ–તે દેશમાં તે પ્રથમની લીલા પોતાનો દેહ રાખીને ધ્યાને કરી સરસ્વતીની સાથે ગઇ હતી, એમ પ્રથમ વર્ણન કરેલું છે,[૧૦] પણ પાછું તે લીલાના દેહનું શું થયું તે કાંઇ કહેલું નથી માટે તેનું શું થયું તથા તે ક્યાં ગઇ ? તે કહો.[૧૧]

વસિષ્ઠ કહે છેઃ–તે લીલાનું શરીર છેજ ક્યાં અને તેની સત્યતા ક્યાં છે? માત્ર મરૂદેશમાં જેમ જળની ભ્રાંતિ થાય, તેમ ભ્રાંતિ થઇ હતી.[૧૨] આ આખું જગત આત્મારૂપજ છે, માટે દેહાદિ કલ્પના કેમ ઘટે ? જે આ જોવામાં આવે છે, તે સાચ્ચિદાનંદ બ્રહ્મનુંજ સ્વરૂપ છે.[૧૩]

* આ સત્તાવનમા સર્ગમાં સરસ્વતી તથા લીલાએ બીજી લીલાને દીઠી. લીલાના દેહનું મિથ્યાપણું તથા યોગીના શરીરનો આતિવાહિકથી ઉદય કહેવાશે.

સૂર્યના તેજથી હિમ ગળી જાય, તેવી રીતે લીલાનું શરીર પરમાત્માના બોધથી ક્રમે કરી પરબ્રહ્મમાં પરિણામ પામી ગયું.[૧૪] (દોરીમાં જેવી રીતે સર્પની ભ્રાંતિ થાય છે તેવી રીતે, આતિવાહિક દેહને, કાળેકરી ભ્રમ થવાથી, "મ્હારો આધિભૌતિક દેહ છે" એવી ભ્રાંતિ થાય છે) આતિવાહિક દેહેકરીને ભૂમિ વગેરે જે જે દૃશ્ય પદાર્થ જોવામાં આવે છે તેનું આધિભૌતિક નામ પાડેલું છે, પણ ખરૂં જોતાં પૃથ્વી વગેરે આધિભૌતિક પદાર્થ છેજ નહિ. શબ્દ પણ નથી તથા અર્થ પણ માત્ર સસલાંના શીંગડાંની પેઠેજ છે અને આત્મા એજ સત્ય છે.[૧૫,૧૬] જેમ કોઈ માણસને સ્વપ્નાવસ્થામાં પોતાને હરિણની ભ્રાંતિ થઈ ત્યારે તે જાગ્રદવસ્થામાં પોતાનું હરિણપણું મટી જવાથી મૃગને શોધતો નથી, તેમ અસત્ય વસ્તુ ભ્રાંતિથી સાચી લાગે, પણ ભ્રાંતિ મટયા પછી તેમ થવા સંભવ નથી.[૧૭] જેવી રીતે ભ્રમથી દોરડીમાં સર્પબુદ્ધિ થાય છે અને ભ્રમનો નાશ થયા પછી સર્પબુદ્ધિ મટી જાય છે, તેવી રીતે સત્યજ્ઞાનનો ઉદય થયા પછી અસત્ય જ્ઞાન મટી જાય છે.[૧૮] આ બ્રહ્માંડમાં રહેલી સ્થૂળ ભ્રાંતિ, અજ્ઞાની માણસના સમૂહમાં કારણવિના માત્ર મિથ્યા પ્રસિદ્ધિ પામેલી છે; અને બાળક પોતે ફુદડી ફરે તેમાં આખી પૃથ્વી ફરતી હોય એમ જાણે છે, તેવી રીતે સ્વપ્નની પેઠે સૃષ્ટિનો અનુભવ કરતો રહેલો દેહાત્મા ઘણીવાર જન્મ–મરણ પામે છે.[૧૯,૨૦]

રામચંદ્રજી કહે છેઃ–હે બ્રહ્મન્ ! યોગીને જો આધિભૌતિક દેહપણું ન હોય તો, જીવન અવસ્થામાં તથા મરણ પછી આતિવાહિકપણાને પામેલો તેનો દેહ લોકો કેવો દેખે છે? તે કહો[૨૧]

વસિષ્ઠ કહે છેઃ—સ્વપ્નમાં જે પ્રમાણે પૂર્વનો દેહ શેષ રહ્યાવિના, એક દેહનો ત્યાગ કરી, બીજા દેહની પ્રાપ્તિ થાય છે, તેપ્રમાણે, આતિવાહિક દેહમાં પણ એક દેહમાંથી દેહાંતરની પ્રાપ્તિ થાય છે તે અનિત્ય છે તથા તડકામાં રહેલા હિમકણ અને શરદ્ઋતુમાં આકાશમાં રહેલો મેઘ દૃશ્ય છતાં અદૃશ્ય છે, તેવી રીતે યોગિનો દેહ દૃશ્ય છતાં અદૃશ્ય છે.[૨૨,૨૩] આકાશમાં ઉડતા પક્ષીને તેના વેગથી જેમ બીજું પક્ષી જોઈ શકતું નથી, તેમ યોગીનો દેહ બીજા યોગીઓ પણ જોઈ શકતા નથી, ત્યારે બીજા માણસો કેમજ જોઇ શકે.[૨૪] અથવા પોતાની વાસનાના ભ્રમથીજ કોઇ માણસ કોઈ સમયે યોગીના દેહને મરી ગયો દેખે છે તથા જીવતો પણ દેખે છે; અને ભ્રાંતિનો નાશ થયા પછી, જેવી રીતે દોરીમાંથી સર્પબુદ્ધિ મટી જાય છે, તેવી રીતે જ્ઞાનનો ઉદય થવાથી જીવનદશામાં પણ, દેહાદિ ભ્રાંતિમાત્ર છે, એમ જાણે છે[૨૫,૨૬] ખરૂ જોતાં, દેહ કોણ છે, કોની સત્તા છે, અને કોનો કેમ નાશ થાય છે? પરમાર્થ રૂપે જે છે તેજ જ્ઞાન થયા પછી રહે છે અને અજ્ઞાનનો નાશ થાય છે.[૨૭]

રામચંદ્રજી પૂછે છેઃ–હે પ્રભો ! યોગીનો આધિભૌતિક દેહજ આતિવાહિકપણાને પામે છે, કે આતિવાહિક દેહ નવોજ ઉત્પન્ન થાય છે તે મને કહો. કારણ કે જાણે તે સંશયથી નદીના પ્રવાહમાં હું તણાઈ જતો હોઉં તેમ સ્થિરતા થતી નથી.[૨૮]

વસિષ્ઠ કહે છેઃ–હે ઉત્તમ ! યોગીને આધિભૌતિક દેહ છેજ નહિ, માત્ર આતિવાહિકજ છે, એ, મ્હેં તમને ઘણી વખત કહેલું છે તોપણ તે તમે કેમ સ્મરણ રાખતા નથી?[૨૯] આતિવાહિકના અભ્યાસથી આધિભૌતિકપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને તે ( આધિભૌતિકતા ) શાંત થયા પછી પ્રથમની ( આતિવાહિકપણાની ) બુદ્ધિ પાછી પ્રવૃત્ત થાય છે.[૩૦] અને

તે સમયે નિર્મળ બોધ થવાથી સ્વપ્નના મનુષ્યની પેઠે, દેહનું ગુરૂપણું (ભારેપણું) તથા કઠિનપણું, એવી રીતનો ખોટો આગ્રહ શાંત થાય છે.[૩૧] તેથી સ્વપ્નમાં "આ મ્હારૂં સ્વપ્નનું શરીર છે" એવું જ્ઞાન થવાથી જેવી રીતે સ્વપ્નનું શરીર હલકું થઈ જાય છે, તેવી રીતે તે યોગીનો દેહ આકાશમાં જવાને યોગ્ય થાય છે.[૩૨,૩૩] જેનો આત્મા ઘણાક દિવસના સંકલ્પરૂપ દેહનાવિષે પરિણામ પામેલો છે તથા તેમાંજ જેને સ્થિતિ કરવાની ઇચ્છા છે, તેવા અજ્ઞાની માણસનો દેહ પણ શબ થઇને બળી ગયા પછી, તેને પ્રથમના સૂક્ષ્મદેહની પ્રાપ્તિ થાય છે; ત્યારે જ્ઞાનવાન, તથા વાસનાવિનાના યોગીને, અત્યંત બોધ થવાથી, જીવિતદશામાં સૂક્ષ્મદેહ કે જે અવશ્ય થવાનો છે, તેની પ્રાપ્તિ થાય તેમાં શું આશ્ચર્ય ?[૩૪-૩૫] "હું સંકલ્પાત્મા છું અને સ્થૂલાત્મા નથી" એવી સ્મૃતિ ઉત્પન્ન થયા પછી, બોધ થવાથી યોગીનો દેહ સ્વેચ્છાવિહાર કરવાને યોગ્ય થાય છે, અને દોરીમાં સર્પની ભ્રાંતિની પેઠે આ દેહ વગેરે બધું ભ્રાંતિરૂપજ જણાય છે. તે ભ્રાંતિનો નાશ થવાથી શું નાશ પામ્યું તથા ઉત્પત્તિ થવાથી શું ઉત્પન્ન થયું? સારાંશ કે જેમ છીપમાં રૂપાની ભ્રાંતિનો નાશ થવાથી કોઇને હર્ષ-શોક થતો નથી, તેમ તે ભ્રાંતિનો નાશ થવાથી પણ હર્ષ-શોક થતો નથી.[૩૬-૩૭]

રામચંદ્રજી કહે છેઃ—હે પ્રભો ! શબની પાસે રહેલી લીલા, આવેલી લીલાદેવીને જોઇ શકતી નથી, પણ જો ત્યાં રહેલાં માણસો તેને જુવે તો તેઓ શું સમજે તે તમે કહો.[૩૮]

વસિષ્ઠ કહે છેઃ—જો ત્યાં રહેલાં માણસો તે લીલાને જુવે તો તેઓ એમ સમજે કે 'આ દુઃખી રાણી આ ઠેકાણે રહેલી છે અને આ બીજી કોઇ તેની સખી કોઈ ઠેકાણેથી આવેલી છે' પણ આ ક્યાંથી આવી અને કોણ છે એવો તેમના મનમાં સંદેહ થતો નથી[૩૯] કારણ કે અવિવેકી પશુની પેઠે વિચારરહિત માણસ પ્રથમ જોયેલા પદાર્થના અનુસારથીજ વ્યવહાર કરે છે.[૪૦] જેવી રીતે ભુખરો પાણો ઝાડમાં પછાડવાથી ઝાડને કાપ્યાવિના ભૂકો થઈ જાય છે, તેમ ગાડરીઆ પ્રવાહવાળાં અજ્ઞાની માણસો કાંઈ વિચાર કરતાં નથી.[૪૧] સ્વપ્નમાં જોયેલું શરીર અસત્ય હોવાથી, જાગૃદવસ્થા થયા પછી તે શરીર ક્યાં જાય છે, તેની જેમ ખબર પડતી નથી, તેવીરીતે જ્ઞાનનો ઉદય થવાથી આધિભૌતિક દેહનો નાશ થાય છે.[૪૨]

રામચંદ્રજી કહે છેઃ—હે ભગવન્ ! સ્વપ્નનું શરીર જાગૃદવસ્થા થયા પછી ક્યાં જાય છે? એ મ્હારા મનના સંશયને, પવન જેવી રીતે શરદૃઋતુનાં વાદળાંને મટાડે, તેવી રીતે તમે મટાડો.[૪૩]

વસિષ્ઠ કહે છેઃ—પવનથી થયેલી સ્ફુરણા પવન મટ્યા પછી જેમ પવનમાંજ લય થાય છે, તેમ સ્વપ્નમાં તથા સંકલ્પમાં જોયેલા, પર્વતાદિ પદાર્થ અવિદ્યાથી થયેલા જીવના જ્ઞાનમાંજ લય થઈ જાય છે.[૪૪] વાયુનું સ્ફુરણપણું, સ્ફુરણારહિત વાયુમાં પ્રવેશ કરે છે, તેવી રીતે સ્વપ્નના અર્થ, સંવિત્ના મળરૂપ અજ્ઞાનમાં પ્રવેશ કરે છે.[૪૫] આ પ્રમાણે કોઈ સમયે કર્મવશથી સંવિત્જ, સ્વપ્નના અર્થરૂપે સ્ફુરણાયમાન થાય છે, અને સ્વપ્ન મટ્યા પછી, એકત્વપણાને પામી જાય છે.[૪૬] દ્રવ અને પાણી એ બે જૂદાં નથી, વાયુ અને સ્ફુરણ એ બે જૂદાં નથી, તેવી રીતે સંવિત્ તથા સ્વપ્નના અર્થ એ બે જૂદાં નથી પણ તેમાં જે જૂદાપણું જણાય છે તે અજ્ઞાનજ છે, અને તેને સંસ્રુતિ કહે છે, કે જે મિથ્યાજ્ઞાનથી ઉત્પન્ન થયેલી છે.[૪૭-૪૮] કારણવિના કાર્યની ઉત્પત્તિ નથી અને સ્વપ્નમાં સહકારી કારણનો અભાવ હોવાથી, સંવિત્ તથા સ્વપ્નના

પદાર્થનું જૂદાપણું, નિરર્થક છે.[૪૯] જેવી રીતે સ્વપ્ન છે તેવીજ રીતે જાગૃત છે એમાં કાંઇ સંશય નથી. કારણ કે સ્વપ્નમાં જેવી રીતે અસત્ નગર જણાય છે તેવી રીતે સર્ગની આદિમાં અસત્ જગત જણાય છે.[૫૦] સ્વપ્નમાં જોયેલો અર્થ સાચો થવાને યોગ્ય નથી, કારણ કે સંવિત્‌ને નિત્ય સત્યપણું છે તથા સ્વપ્નના અર્થને નિત્ય અસત્યપણું છે.[૫૧] જેમ સ્વપ્નમાં જોયેલો પર્વત ક્ષણમાત્રમાં આકાશરૂપે થઇ જાય છે, પણ ક્રમે કરી બોધ થયા પછી બધું ખોટું જણાય છે.[૫૨] અને આકાશમાં પક્ષી ઉડે છે; તથા અમુક માણસનું મરણ થયું એ રીતે જે જોવામાં આવે છે, તે પોતાના અજ્ઞાનથી કલ્પિત દેહજ જોવામાં આવે છે, માટે આ સંસારમાં દ્વૈતદૃષ્ટિ છે તે મોહથી છે, માટે મિથ્યા છે, અને ઇંદ્રિજાળ જેમ માયાથી ભ્રાંતિરૂપે જણાય છે તથા સ્વપ્નમાં અસત્ પદાર્થનો અનુભવ થાય છે તેવી રીતે આ પ્રપંચ ભ્રાંતિરૂપ છે.[૫૩-૫૪] મરણની મૂર્છા પછી ભ્રમદૃષ્ટિવાળા પુરૂષને દૃઢ થયેલા ભેદના સંસ્કારનો ઉદય થવાથી સ્વપ્નના અનુભવની પેઠે જે જે પ્રત્યક્ષ સર્ગનો અનુભવ થાય છે, તે ઝાંઝવાના પાણીની પેઠે મિથ્યા છે અને તે આતિવાહિક શરીરમાં મનોમય છે.[૫૫]

**स्वप्नानुभूतय इमा मरणांतबोधे भ्रांत्येतरभ्रमदृशः स्फुटसर्गभासः ।**
**भ्रांत्यातिवाहिकशरीरगताः समस्ता मिथ्योदितो मृगनदीसरणक्रमेण ॥ ५५ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી "સ્વપ્નાર્થવિચાર" નામનો સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ५८ मो* પદ્મરાજાનું પુનરૂજ્જીવન

**वसिष्ठ उवाच ॥ एतस्मिन्नंतरे ज्ञप्तिर्जीवं वैदूरथं पुनः ।**
**संकल्पेन रुरोधाशु मनसः स्पंदनं यथा ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—એટલીવારમાં સરસ્વતીએ વિદૂરથરાજાના જીવને, મનના વેગને રોકે તેવી રીતે, સંકલ્પ વડે રોકી મૂક્યો.[૧]

લીલાદેવી સરસ્વતીને કહે છેઃ—હે દેવિ ! આ રાજા શબરૂપે રહ્યા તથા હું સમાધિમાં રહી, તેને કેટલો વખત થયો, તે કહો.[૨]

સરસ્વતી કહે છેઃ—તમે કહો છો તેને માસ એક થયો તથા આ સૃષ્ટિમાં આ નિવાસગૃહમાં તમારા દેહની રક્ષા કરવામાટે બે દાસીઓ રહેલી છે, તે હમણાં સૂતેલી છે.[૩] હે વરવર્ણિનિ ! તમારા દેહનું શું થયું તે કહું તે સાંભળો. તમે સમાધિમાં રહ્યાં પછી પંદર દિવસે તમારૂં શરીર, પરસેવાસહિત, બાફના જેવું થવા લાગ્યું.[૪] ત્યારપછી ક્રમે કરીને સુકાયલાં પલ્લવની પેઠે, નિર્જીવ થઈ પૃથ્વીઉપર પડી ગયું. કાષ્ઠ તથા પાણાજેવું જડ, તથા હિમના જેવું શીતળ શબ થવાથી, કારભારીઓએ આવી, મરી ગયેલ છે એમ નિશ્ચય કરી ઘરમાંથી બહાર કાઢી ગયા અને ચંદનનાં લાકડાંની ચિતા ખડકી, તેમાં ઘીસહિત તે દેહનો દાહ× કર્યો.[૫-૭]

* આ અઠ્ઠાવનમા સર્ગમાં, સમાધિમાં રહેલી લીલાના દેહનો નાશ, લીલાનું ભાષણ તથા રાજા જીવતા થયા, એટલી કથા કહેવાશે. × આવી રીતે લીલાના શરીરમાં વિકાર થયો, અને તેનું મરણ થયું, પણ સરસ્વતીના સંકલ્પથી તથા રાજાના અદૃષ્ટથી, વિદૂરથરાજાના શરીરમાં કાંઇ પણ વિકાર થયો નહિ અને તેનું મૃત્યુ ન થયું, તેથી તેનો એ દેહ રહ્યો, તથા લીલાનો બીજો દેહ થયો.

ત્યારપછી 'રાણીનું મરણ થયું' એવી રીતે ઊંચા સ્વરથી રૂદન કરી, વિલાપ કરી, આકુળતાથી તમારા પરિવારે ઉત્તરક્રિયા કરી.[૮] હવે પાછાં તમે આ ઠેકાણે, શરીરસહિત આવેલ છો તે જોઇને, 'રાણી પરલોકમાંથી આવી' એમ જાણી લોકોને ઘણું આશ્ચર્ય લાગશે.[૯] હે પુત્રિ ! સત્યસંકલ્પથી તમારૂં આતિવાહિક શરીર થયું છે, અને તે માણસો જોઈ ન શકે, તોપણ લોકો આશ્ચર્યથી તમને જોશે.[૧૦] હે બાળા ! દેહમાં જેવી તમારી વાસના હતી તેવોજ તમારો આકાર છે. માટેજ તમારૂં રૂપ પૂર્વના રૂપજેવુંજ પ્રકટયું છે.[૧૧] બાળકને જેવીરીતે ભૂતની વાસના થવાથી તે બાળક ભૂતને દેખે છે, તેવીરીતે દરેક માણસ વાસનાને અનુસારે, જેવી વાસના થાય તેવું દેખે છે.[૧૨] પ્રથમના દેહમાંથી સંપૂર્ણ વાસના ન મટી તથા તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠા થવાથી, પૂર્વનું શરીર નાશ થયા પછી વાસનાનેલીધે આતિવાહિક શરીર ઉત્પન્ન થયું.[૧૩] શરદૃઋતુમાં આકાશમાં રહેલાં વાદળાં જેમ જોવામાં આવતાં નથી, તેવીરીતે જ્ઞાનીને આતિવાહિક શરીર થયા પછી આધિભૌતિક શરીર જોવામાં આવતું નથી.[૧૪] આતિવાહિકપણાને પામેલો દેહ, જળવિનાના મેઘજેવો તથા સુગંધીવિનાના પુષ્પજેવો થઇ જાય છે.[૧૫] અને યુવાવસ્થામાં જેમ ગર્ભની સ્થિતિનું સ્મરણ ન રહે, તેમ આતિવાહિક જ્ઞાન થયા પછી દેહનું સ્મરણ રહેતું નથી.[૧૬] આજ એકત્રીસમે દિવસે આપણે આ આકાશમાં આવેલ છીએ અને પ્રભાતમાં મોહ પામેલી આ બે દાસીને હમણાં મ્હેં નિદ્રા પમાડી છે,[૧૭] માટે હે લીલે ! ચાલો, હવે આપણે સત્યસંકલ્પ વિલાસેકરી આ લીલાને દૃશ્ય થઇએ અને વ્યવહાર પાછો ચાલતો થાય.[૧૮]

વસિષ્ઠ કહે છેઃ–ત્યારપછી 'અમને બન્નેને લીલાદેવી ભલે જુવે' એવું સરસ્વતીએ ચિંતવન કર્યું તેજ વખત તે બન્ને દૃશ્ય થવાથી તે મંદિરમાં પ્રકાશ થયો અને તેથી વિદૂરથરાજાની પાસે રહેલી લીલા, કે જેનાં નેત્ર આકુળ થયાં છે, તે તેજના પુંજથી પ્રકાશ પામતું પોતાનું ઘર જોવા લાગી.[૧૯-૨૦] તે સમયે તે મંદિર ચંદ્રકાંતમણિના દ્રવથી, શીતળ થયેલી જ્વાળાની કાંતિને લીધે ચંદ્રબિંબમાંથી કોતરેલું હોય, તથા ભીંતો તેના દ્રવથી યુક્ત હોવાથી, તે ઘર સોનાના રસથી લીપેલું હોય તેવું દેખાતું હતું.[૨૧] આવી રીતે જુવે છે તેવામાં તે લીલાએ પોતાની પાસે સરસ્વતી તથા લીલાદેવીને દીઠાં અને તેથી સંભ્રમથી ઉભાં થઈ તેના પગમાં પડી કહ્યું કે "હે જીવન દેનારી દેવીઓ! તમારો બન્નેનો જય થયો. તમે મ્હારૂં કલ્યાણ કરવામાટેજ આવેલ છો અને તમારા માર્ગને શોધનારી હું અહિં પ્રથમથી આવેલી છું."[૨૨-૨૩] આવીરીતે બોલ્યા પછી મેરૂપર્વતના શિખર ઉપર લતા બેસે, તેવીરીતે માનવંતી તે ત્રણે સ્ત્રીઓ આસન ઉપર બેઠી.[૨૪]

સરસ્વતી કહે છેઃ–હે પુત્રિ ! આ દેશમાં તમે કેવી રીતે આવ્યાં, માર્ગમાં કાંઇ આશ્ચર્ય થયું હોય તો તે ક્યાં થયું અને ક્યાં જોયું ? એ બધું પ્રથમથી કહો.[૨૫]

વિદૂરથની લીલા કહે છેઃ–તે વિદૂરથરાજાના ગૃહપ્રવેશમાં, બીજા ચંદ્રમાની કળાની પેઠે કલ્પાંતના જેવી જ્વાળાથી હણાએલી હું મૂર્છિત થઇ ગઇ.[૨૬] ચપળ પાંપણવાળાં નેત્ર મીંચાઇ ગયાં તથા સમ–વિષમની કાંઇ પણ ખબર રહી નહિ.[૨૭] ત્યારપછી હે પરમેશ્વરિ ! મરણની મૂર્છા મટયા પછી જ્યાં હું જોવા લાગી ત્યાં મ્હેં મ્હારો દેહ ભૂતાકાશમાં ઉડતો જોયો[૨૮] ત્યારપછી તે ભૂતાકાશમાં વાયુરૂપી રથમાં બેઠેલી હું આ મંદિરમાં ગંધલેખાની પેઠે આવી છું.[૨૯] હે દેવિ ! આ મંદિર, નાયકથી શણગારેલું છે, પ્રકાશ પામતા દીવાઓ રહેલા છે, એકાં-

તમાં છે, તથા ઘણાંક મૂલ્યવાન્ શયનથી યુક્ત છે.[30] વસંત પુષ્પવનમાં શયન કરે, તેવીરીતે પુષ્પમાં સૂતેલા આ મ્હારા પતિ વિદૂરથરાજાને હું જોઉં છું.[31] તે રણસંગ્રામના શ્રમથી અહિં સુખથી સૂતા છે, એમ ધારી હે દેવેશ્વરિ ! મ્હેં તેની નિદ્રા નિવારણ કરી નથી.[32] અને ત્યારપછી આ પ્રદેશમાં પ્રાપ્ત થયેલાં આપને બેને મ્હેં જોયાં. હે અનુગ્રહ કરનારી દેવિ! આવી રીતે મ્હારો અનુભવ મ્હેં તમને કહ્યો.[33]

સરસ્વતી કહે છેઃ—હંસની ગતિને પણ લજ્જીત કરનારી અને સુંદર નેત્રવાળી હે બન્ને લીલાઓ ! હવે આપણે પુષ્પશય્યામાં સૂતેલા આ રાજાને ઉઠાડીએ.[34]

વસિષ્ઠ કહે છેઃ—એમ કહી, પ્રથમ પોતે રોકી રાખેલા વિદૂરથરાજાના જીવને, પદ્મિની જેવી રીતે આમોદનો ત્યાગ કરે, તેવી રીતે છોડી મૂક્યો. અને તે જીવ વાયુના આકારથી (અદૃશ્ય) તે રાજાની નાસિકાની પાસે જઈને, સમુદ્ર મણિને ધારણ કરે, તેવી રીતે પોતાના અંતઃકરણમાં હજારો વાસનાને ધારણ કરનારા તે જીવે, પવન જેમ પોલાવાંસમાં પ્રવેશ કરે, તેમ તે રાજાના દેહમાં પ્રવેશ કર્યો.[35-36] ત્યારપછી વૃષ્ટિ બંધ થવાથી કરમાઈ ગયેલું કમળ, સારી વૃષ્ટિ થવાથી જેમ પ્રફુલ્લિતપણું પામે, તેમ તે રાજાનું મુખકમળ પ્રફુલ્લિત થવા લાગ્યું;[37] અને વસંતઋતુમાં જેવી રીતે લતાઓ પ્રકાશ પામવા લાગે તેવીરીતે તે રાજાનાં સર્વ અંગો ક્રમે કરી પ્રકાશ પામવા લાગ્યાં;[38] અને મુખચંદ્રનાં કિરણથી પૃથ્વીને પ્રકાશ પમાડતો તે રાજા સંપૂર્ણ કળાયુક્ત, રાકા* પૂર્ણિમાના ચંદ્રમાના જેવો શોભવા લાગ્યો.[39] વસંતઋતુ સોનાના જેવાં ઉજ્વળકાંતિવાળાં પલ્લવોને જેવી રીતે સ્ફુરણાયમાન કરે, તેવી રીતે તે રાજા રસવાળાં પોતાનાં કોમળ અંગોને સ્ફુરણાયમાન કરવા લાગ્યો.[40] સર્વ ભુવનના આત્મા વિરાટ્-સ્વરૂપી ભગવાન્ પોતાના નેત્રરૂપી ચંદ્ર તથા સૂર્યનો જેવી રીતે ઉદય કરે, તેવી રીતે તે રાજાએ નિર્મળ તારકા× (કીકી) થી શોભતાં, પોતાનાં મનોહર નેત્ર ઉઘાડ્યાં.[41] પછી વૃદ્ધિ પામતા વિંધ્યાચળની પેઠે, શોભીતી કાયાવાળા તે રાજા ઉભા થઈને મેઘના જેવી ગંભીરવાણીથી બોલ્યા કે, "અહિં કોણ છે ?"[42] તે સમયે પાસે રહેલી બન્ને લીલાદેવીઓએ કહ્યું કે: "આજ્ઞા કરો." રાજાએ પોતાની પાસે,સરખા આચારવાળી, સમાન આકારવાળી, સમાન રૂપવાળી, સમાન સ્થિતિવાળી, સમાન વચનવાળી, સમાન ઉદ્યોગવાળી, સમાન આનંદવાળી તથા સમાન ઉદયવાળી બે લીલાદેવીને જોઇને કહ્યું કે: "તું કોણ છો ? આ કોણ છે ? અને ક્યાંથી આવેલ છે. " એ વચન સાંભળી પ્રથમની લીલાએ જબાબ દીધો કે " હે દેવ ! હું જે વચન કહું તે સાંભળો.[43-45] જેવી રીતે વાણી અર્થને અનુસરીને રહે છે, તેવી રીતે તમને અનુસરનારી સહધર્મિણી હું તમારી પૂર્વની સ્ત્રી છું.[46] આ બીજી લીલા મ્હેં, તમારા ઉપભોગ માટે પ્રતિબિંબરૂપે ઉત્પન્ન કરી છે અને સુવર્ણના સિંહાસન ઉપર, અગ્રભાગ આગળ બેઠેલી આ ત્રૈલોક્યમાતા, પવિત્ર સરસ્વતી દેવી છે.[47-48] તેણે આપણા પુણ્યના યોગથી અહિં સાક્ષાત્ દર્શન દીધાં છે અને હે રાજન્ ! આ દેવી બીજા બ્રહ્માંડમાંથી અમને અહિં લઇ આવેલી છે."[49] આ પ્રમાણે લીલાદેવીનાં વચન સાંભળી, કમળના જેવાં નેત્રવાળા તે રાજા

* પુનમના દિવસે ચંદ્રમાની હીનકળા હોય તો " અનુમતિ " તથા પૂર્ણકળા હોય તો તે પુનમ "રાકા" કહેવાય. × આંખ્યમાં રહેલી પૂતળી.

ઉભા થઇ સરસ્વતીના પગમાં પડ્યા અને પ્રાર્થના કરી કે: "હે સરસ્વતિ! હે દેવિ! હે સર્વહિતપ્રદે! હે વરદે! હું તમને દંડવત્ પ્રણામ કરૂં છું. મને બુદ્ધિ આપો, દીર્ઘ આયુષ્ય આપો તથા ધન આપો."[૫૦,૫૧] આવાં રાજાનાં વચન સાંભળી, સરસ્વતીદેવીએ તેના ઉપર પોતાનો હાથ મૂકીને આ પ્રમાણે કહ્યું.

સરસ્વતી કહે છેઃ—હે પુત્ર! આ લોકમાં સુખ આપનાર દીર્ઘાયુષ્ય અને ઇચ્છિત ધનથી તથા બન્ને લોકમાં સુખ આપનાર પરમાર્થરૂપ બુદ્ધિથી યુક્ત થા.[૫૨] ત્હારી સર્વ આપત્તિનો તથા પાપબુદ્ધિનો નાશ થાઓ; અનંત સુખની પ્રાપ્તિ થાઓ, દેશના વિષે મનુષ્યનો સમૂહ નિરંતર આનંદ પામો તથા લક્ષ્મી નિરંતર વિલાસ પામો.[૫૩]

**सर्वापदः सकलदुष्कृतदृष्टयश्च गच्छंतु वः शममनंतसुखानि सम्यक् ।**
**आयांतुनित्यमुदिता जनता भवंतु राष्ट्रे स्थिराश्च विलसं[illegible] सदैव लक्ष्म्यः॥५३॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'પદ્મજીવન' નામનો અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૮.**

# सर्ग ५९ मो*

## પદ્મરાજાના પુનરૂજ્જીવનથી શહેરમાં થયેલો ઉત્સવ અને જીવન્મુક્તિ

**वसिष्ठ उवाच । सरस्वती तथ[illegible]क्त्वा तत्र[illegible]ंतर्भ मायया ।**
**प्रभाते पंकजैः सार्धं बुबुधे [illegible]कला जनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—આપ્રમાણે તે સરસ્વતીદેવી રાજાને વરદાન આપી અંતર્ધાન થઇ ગયાં અને પ્રાતઃકાળમાં કમળનો ઉદય થયો તે સમયે સર્વ માણસો જાગૃત થયાં.[૧] રાજાએ ઘણા આનંદથી લીલાદેવીને આલિંગન કર્યું અને લીલાદેવીએ મરણની મૂર્છાથી સજીવન થયેલા રાજાને વારંવાર આનંદથી આલિંગન કર્યું.[૨] તે સમયે તે રાજાનું મંદિર, મદથી કામદેવજેવા મનોહર તથા આનંદથી પરવશ થયેલાં માણસોથી શોભવા લાગ્યું. વાદિત્રના તથા ગાયનના શબ્દો થવા લાગ્યા.[૩] તે મંદિર જયજયકારના તથા મંગળકારી પુણ્યાહવાચનના શબ્દથી યુક્ત તથા રાજાના દર્શનની ઈચ્છાવાળાં આનંદિત મનુષ્યોથી વ્યાપ્ત થયું.[૪] ત્યાં હજારો સિદ્ધ અને વિદ્યાધરો પુષ્પવૃષ્ટિ કરી રહ્યા હતા અને મૃદંગ, મુરજ, કાહલાં, શંખ તથા દુંદુભિનો ઉત્તમ ધ્વનિ થઇ રહ્યો હતો.[૫] તે મંદિરમાં હાથીઓ, પોતાની સુંઢ ઊંચી કરી ઉત્કંઠ શબ્દો કરતા હતા. તેના આંગણામાં ઊંચા તાલથી તાંડવ કરતી સ્ત્રીઓના સમૂહના શબ્દો શોભતા હતા.[૬] રાજાને ભેટ આપવામાટે આવતાં કેટલાંક માણસો ભીડને લીધે પરસ્પર અથડાઇને પડી જવાથી તે મંદિર ચિત્ર—વિચિત્ર થઈ રહ્યું હતું. અનેક પ્રકારની પુષ્પોની માળાઓને ધારણ કરનારાં માણસોની હરફરથી સુંદર લાગતું હતું.[૭] રાજાના કારભારી, યોદ્ધાઓ અને નગરનાં માણસોએ, પુષ્પ વગેરે પાથર્યાં હતાં, તેથી હિરાગળ વસ્ત્ર પાથર્યાં હોય તેમ દેખાતું હતું. આકાશમાં નૃત્ય કરતી સ્ત્રીઓના હાથ રાતા હોવાથી, ઘણાંક કમળવાળું તળાવ હોય તેવી શોભા થઈ રહી હતી.[૮] હર્ષ પામતી સ્ત્રીઓ વિલાસથી ફરતી હતી તેથી તેમનાં કુંડળ

* આ ઓગણસાઠમા સર્ગમાં રાજા સજીવન થયો તેના હર્ષથી શહેરમાં ઉત્સવ થયો તેનું, તેના રાજ્યનું તથા જીવન્મુક્તિનું વર્ણન આવશે.

ચપળ થઈ રહેલાં હતાં. મનુષ્યના પગસંચારને લીધે કર્દમરૂપ થઈ ગયેલાં પુષ્પો શોભતાં હતાં.[૯] શરદ્ઋતુના મેઘની પેઠે પટ્ટવસ્ત્રના સુંદર ચંદરવા બાંધેલા હતા. આંગણામાં સ્ત્રીઓના નૃત્યનેલીધે તેના મુખથી, લાખો ચંદ્રમા નૃત્ય કરતા હોય તેમ જણાતું હતું.[૧૦] આવી રીતની રાજમંદિરની શોભા થઈ રહી હતી. તે સમયે, "પ્રથમની લીલાદેવી બીજી લીલાદેવીને તથા રાજાને પરલોકમાંથી લઇ આવેલ છે" આવી વાર્તા દેશ–દેશાંતરમાં માણસો કરવા લાગ્યાં.[૧૧] પદ્મરાજા "પોતાનું મરણ થયું તથા પાછા સજીવન થયા." એ વિષે સંક્ષેપથી વૃત્તાંત સાંભળવાથી, તેણે ચાર દિશાના સમુદ્રનું જળ મંગાવી, તે જળથી સ્નાન કર્યું તથા દેવતાઓએ ઇંદ્રને અભિષેક કર્યો હતો તેવી રીતે, કારભારી તથા બ્રાહ્મણોએ રાજાને અભિષેક કર્યો.[૧૨,૧૩] રાજા તથા તે બન્ને લીલાદેવી, કે જેમની જીવન્મુક્ત થવાથી ઉદાર બુદ્ધિ થયેલી છે, તેઓ સુરતના સુખની પેઠે, પૂર્વના વૃત્તાંતની વાર્તાથી આનંદ પામવા માંડ્યાં.[૧૪] આવી રીતે સરસ્વતીદેવીના પ્રસાદથી તથા પોતાના પુરૂષાર્થથી તે પદ્મરાજા ત્રણે લોકમાં કલ્યાણ પામ્યા.[૧૫] સરસ્વતીના ઉપદેશથી આત્મતત્ત્વને જાણનાર તે રાજાએ બે લીલાદેવીસહિત એંસીહજાર વર્ષસુધી રાજ્ય કર્યું.[૧૬] આવી રીતે જીવન્મુક્ત તથા પરિનિષ્ઠિત બોધવાળાં તે દંપતી એંસીહજાર વર્ષસુધી રાજ્ય કરી અંતે જીવન્મુક્તપણાને પામી ગયાં.[૧૭] તેનું રાજ્ય કે જે પ્રજામાં નિત્ય અભ્યુદયને લીધે નિર્દોષ હતું, વિદ્વાનના સમાગમથી મનોહર હતું, કુળપરંપરાને યોગ્ય તથા પોતાને હિતરૂપ હતું, માણસને અનુરંજન કરવામાં ચતુર હતું તથા તે સર્વ કારણથી સર્વ માણસને સંતોષકારક હતું, તે રાજ્યનું ઘણાક દિવસ પાલન કરી, તે દંપતી વિદેહમોક્ષ પામી ગયાં.[૧૮] **यदुदयविशदं विदग्धमुग्धं समुचितमात्महितं च पेशलं च । तदखिलजनतोषदं स्वराज्यं चिरमनुपाल्य सुदंपती विमुक्तौ ॥ १८ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાનસંબંધી 'પદ્મનિર્વાણ' નામનો ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ६० मो* કાળનું સમ–વિષમપણું

**वसिष्ठ उवाच । एतत्ते कथितं राम दृश्यदोषनिःवृत्तये ।**
**लीलोपाख्यानमनघं घनतां जगतस्त्यज ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! આ પ્રમાણે દૃશ્યદોષની નિવૃત્તિ માટે, મ્હેં તમને પવિત્ર લીલાદેવીનું આખ્યાન કહી સંભળાવ્યું, માટે જગત્‌ની સત્યબુદ્ધિનો ત્યાગ કરો.[૧] આ જગતની દૃશ્યસત્તા શાંતજ છે, માટે તેનું શમન ઘટતું નથી. કારણ કે સાચી વસ્તુને સ્વચ્છ કરવાનો ક્લેશ ઘટે છે, ખોટી વસ્તુમાં ઘટતો નથી.[૨] માટે આકાશરૂપી જ્ઞાનેકરી, દૃશ્યપદાર્થ, અખંડ એકરસપણાને પ્રાપ્ત થયેલ છે એમ જાણી, તત્ત્વ જાણનાર પુરૂષ આકાશની પેઠે રહે છે.[૩] સૃષ્ટિની આદિમાં ચૈતન્યરૂપી સ્વયંભૂએ, આ દૃશ્યપદાર્થો, પૃથ્વી વગેરે પંચમહાભૂતવિના, પોતાના વિષેજ ઉત્પન્ન કર્યા છે, માટે જ્યાંસુધી મનોવૃત્તિનો રોધ કર્યો નથી, ત્યાંસુધી તેમની વૃત્તિ જેવા જેવા યત્ન કરે તેવા તેવા પદાર્થો ઉત્પન્ન થયા કરે છે. કારણ કે શુદ્ધ સંવિત્‌માં,

* આ સાઠમા સર્ગમાં, લીલાના આખ્યાનનું પ્રયોજન, તથા કાળનાં સમ–વિષમપણાનું વર્ણન કરવામાં આવશે.

સંવેદનરૂપી નદી રહેલી છે, તેમાં જગતની સ્ફુરણા થાય છે, માટે સંવેદનનો રોધ કરવાથી દૃશ્યભ્રમનો નાશ થઈ જાય છે. શુદ્ધ ચૈતન્યરૂપી આકાશમાં પરમાણુકણપ્રત્યે, ચિદાકાશનો આભાસ થાય છે તેનેજ જગત કહે છે.[૪-૬] માટે તમે કહો કે, એ ખોટી ભ્રાંતિની શું સત્તા છે, શું વાસના છે, શું તેમાં આસ્થા છે, શું નિયતિ છે તથા શું તેમાં અવશ્ય થવાપણું છે? માટે જે આ જગત જોવામાં આવે છે તે માયારૂપ છે, અને માયા અસત્ય હોવાથી જગતઅસત્ય છે[૭,૮]

રામચંદ્રજી કહે છેઃ–દાવાનળથી બળી ગયેલા ખડને ચંદ્રમાની શીતળ કળાથી શાંતિ થાય તેવી રીતે, સંસારના તાપથી તપતાં માણસને શાંતિ થવા માટે તમે કૃપાદૃષ્ટિ કરી છે.[૯] અહો ! ! ઘણા દિવસે આજ મને પ્રકાર, સ્વરૂપ, દૃષ્ટાંત, પ્રમાણ તથા કાળથી, જાણવાના પદાર્થનું જ્ઞાન થયું.[૧૦] આવી રીતે જગતના તત્ત્વનો વિચાર કરતાં, આ લીલાનું આખ્યાન શ્રવણ કરવાથી, શાસ્ત્રનું જ્ઞાન થવાથી, ઉપાધિની શાંતિ થવાથી મને શાંતિ થાય છે તથા નિર્વાણસ્વરૂપની પ્રાપ્તિ ન થવાથી ખેદ થાય છે.[૧૧] હે સર્વમાં ચતુર વસિષ્ઠઋષિ ! તમારાં વચનરૂપી અમૃતને શ્રોત્ર (કાન)રૂપી પાત્રથી, પાન કરતાં મને તૃપ્તિ થતી નથી. માટે આ મ્હારા મનનો સંશય મટાડો.[૧૨] તમારા કહેવા પ્રમાણે લીલાદેવીના પતિ તે રાજાને ત્રણ સર્ગનો અનુભવ થયો, તેમાં, તેને વસિષ્ઠબ્રાહ્મણના જન્મમાં એક અહોરાત્ર ગયો, પદ્મરાજાના જન્મમાં એક માસ થયો તથા વિદૂરથરાજાના જન્મમાં ઘણાં વર્ષ થયાં. આવી રીતે કોઈ ઠેકાણે ઘણા તથા કોઈ ઠેકાણે થોડા કાળનો અનુભવ થયો તેનું શું કારણ? તે કહો [૧૩,૧૪] હે ભગવાન ! જેવીરીતે સુકાયલી માટીના પીંડામાં પાણી રહી શકતું નથી, તેવી રીતે એકવાર તમારાં વચન સાંભળતાં મને વિશ્રાંતિ થતી નથી.[૧૫]

વસિષ્ઠ કહે છેઃ–પ્રત્યેક માણસને જે જે સ્થળે બુદ્ધિનેલીધે જેવી જેવી પ્રતીતિ થાય, તે તે સ્થળે તેવો તેવો તેને અનુભવ થાય છે.[૧૬] જેમકે કોઈ માણસને ઝેરમાં અમૃતની પ્રતીતિ થાય તો તે ઝેરમાં પણ અમૃતનો અનુભવ થાય છે તથા શત્રુમાં પણ મિત્રબુદ્ધિ થવાથી તે મિત્રરૂપ થઈ જાય છે.[૧૭] નિરંતરના અભ્યાસથી જે પદાર્થમાં જેવી ભાવના થાય તે પદાર્થમાં તેવો અનુભવ થાય છે.[૧૮] ચૈતન્યને, સ્ફુરણનો સ્વભાવ હોવાથી, સ્વભાવથીજ જેવી જેવી કલ્પના કરે, તે પ્રમાણે તેને જ્ઞાન થાય છે.[૧૯] એક નિમેષ (આંખ્યની પાંપણથી મટકું મારીયે તેટલા કાળ)માં પણ એક કલ્પનું સંવેદન થવાથી, તે નિમેષ પણ કલ્પરૂપ થઈ પડે છે અને એક કલ્પમાં, નિમેષનું સંવેદન થવાથી તે કલ્પ પણ નિમેષરૂપે જણાય છે, એવો ચૈતન્યનો સ્વભાવ છે.[૨૦,૨૧] જેમકે કોઈ દુઃખી માણસને, (પોતાના દુઃખને લીધે) એક રાત્રિ કલ્પસમાન થઈ પડે છે અને તેજ રાત્રિ સુખીઆ માણસને ક્ષણમાત્રમાં વહી જાય છે. સ્વપ્નમાં એક ક્ષણ કલ્પરૂપ તથા એક કલ્પ ક્ષણરૂપ પણ થાય છે.[૨૨] જેમકે કોઇ માણસને સ્વપ્નમાં "હું મરી ગયો, પાછો જન્મ્યો, મ્હારી યુવાવસ્થા થઈ તથા હું સો યોજન ચાલ્યો." એવો થોડા વખતમાં અનુભવ થાય છે.[૨૩] હરિશ્ચંદ્રરાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો હતો તથા લવણરાજાને એક રાત્રિમાં સો વર્ષનો અનુભવ થયો હતો.[૨૪] મનુનું સંપૂર્ણ જીવિત થાય ત્યારે બ્રહ્માનું એક મુહૂર્ત થાય છે, બ્રહ્માના આખા જીવિતમાં વિષ્ણુનો એક દિવસ થાય છે તથા વિષ્ણુના આખા જીવિતમાં મહાદેવજીનો એક વાસર થાય છે. પણ જે માણસનું નિરંતર

ધ્યાનમાંજ ચિત્ત છે તેને દિવસ પણ નથી તથા રાત્રિ પણ નથી.[૨૫,૨૬] તેમ પદાર્થ નથી તથા જગત પણ નથી, કારણ કે નિર્વિકલ્પ સમાધિમાંજ તેનું ચિત્ત હોય છે. પ્રત્યેક માણસને મનમાં જેવી ભાવના થાય તેવો તેને અનુભવ થાય છે. મધુર પદાર્થમાં કટુતાની ભાવના કરવાથી, તે પદાર્થ કડવો લાગે છે તથા કડવા પદાર્થમાં મધુરપણાની ભાવનાથી, તે કટુ છતાં મધુર લાગે છે. શત્રુમાં મિત્રબુદ્ધિ થવાથી શત્રુ મિત્ર થાય છે તથા મિત્રમાં શત્રુબુદ્ધિ થવાથી તે શત્રુરૂપ થઈ પડે છે.[૨૭-૨૮] શાસ્ત્ર, પાઠ તથા જપ વગેરે, જેનો અભ્યાસ ન થયો હોય, તેના સંવેદનથી તથા અભ્યાસથી તે શાસ્ત્ર વગેરે સ્વાધીન થઈ જાય છે.[૨૯] વહાણમાં બેસીને જનારને તથા ફુદડી ફરનારને આખી પૃથ્વી ફરતી હોય એમ જણાય છે અને કાંઠે ઉભેલાને તથા ફુદડી ન ફરતા હોય તેને પૃથ્વી ફરતી જણાતી નથી. સ્વપ્નની પેઠે, શૂન્યસ્થાનમાં ઘણાં માણસનું સંવેદન થવાથી, તેમ જણાય છે.[૩૦-૩૧] પીળા પદાર્થમાં લીલા અથવા ધોળાનું સંવેદન થવાથી, તેને તેવો અનુભવ થાય છે; અને મોહ પામેલો માણસ આનંદના વખતમાં દુઃખની પેઠે રૂદન કરવા માંડે છે.[૩૨] અવિચારી માણસને ભીંતમાં પણ આકાશની ભ્રાંતિ થાય છે. ખોટો યક્ષ પણ તેવી ભ્રાંતિથી મૂઢ માણસના પ્રાણનું આકર્ષણ કરે છે.[૩૩] સ્વપ્નની સ્ત્રી પણ સંવેદનથી જાગૃત અવસ્થાની સ્ત્રીની પેઠે, પ્રીતિ આપનાર થઈ પડે છે. આવીરીતે જે માણસને મનથી જેવો આભાસ થાય તેવો તેને અનુભવ થાય છે.[૩૪] પણ વસ્તુતાથી બધું ખોટું છે તથા શૂન્ય છે, અને ચિદાત્માનાવિષે સો હાથની મેઘની છાયામાં નૃત્ય કરતા નટની પેઠે બધું જોવામાં આવે છે.[૩૫] મનની સ્ફુરણાથી, બાળકને મિથ્યા જ્ઞાનથી કલ્પિત પિશાચની આકૃતિ જોવામાં આવે, તેવીરીતે જગત દેખાય છે પણ વસ્તુતાથી છે નહિ.[૩૬] આ જે જોવામાં આવે છે તે બધું માયામાત્ર છે તથા તેનો કાંઇ આકાર ન હોવાથી, તે બીજી વસ્તુનો રોધ કરી શકે તેમ નથી તથા પોતાને રોધ કરનાર બીજી વસ્તુ પણ તેનામાં છે નહિ. સ્વપ્નની પેઠે, જે આ જગત સ્ફુટ જોવામાં આવે છે તે માત્ર, એક થાંભલામાં પ્રતિમાની કલ્પના થવાથી જેમ તે પ્રતિમારૂપે જણાય છે, તેમ જાગતા માણસને અપૂર્વ સ્વપ્નું થયું હોય તેવું છે, એમ તત્ત્વવેત્તા જાણે છે. જેવીરીતે ચિત્રકાર, કોરા થાંભલામાં જેવા આકારની પોતાના મનથી કલ્પના કરે, તેવો આકાર તેમાં દેખાય છે, તેવીરીતે સંવેદનરૂપી ચિત્રકાર, ચિદાત્મારૂપી સ્તંભમાં જેવી સૃષ્ટિની ઈચ્છા કરે તેવી સૃષ્ટિ તેને જોવામાં આવે છે. જેવી રીતે સ્વપ્નમાં કોઇ માણસને બીજા માણસ સાથે યુદ્ધ થાય, પણ તેનીજ પાસે જાગૃતપણે સૂતેલો બીજો માણસ તે યુદ્ધ દેખતો નથી, તેવી રીતે અજ્ઞાની માણસને સ્વપ્નના યુદ્ધની પેઠે અનેક પ્રકારના વ્યવહારસહિત જગત જણાય છે, પણ જ્ઞાની માણસને તે જોવામાં આવતું નથી. જેવી રીતે વસંતઋતુમાં તૃણ, ગુલ્મ તથા લતાઓ રસયુક્ત જણાય છે તથા જેવીરીતે સોનામાં રહેલું દ્રવપણું, અગ્નિના સંયોગથી જોવામાં આવે છે, તેવી રીતે પરમાત્માના વિષે તેની સત્તાથી જગત જણાય છે; પણ ખરૂં જોતાં, જેવી રીતે હાથ પગ વગેરે અવયવો, અવયવીથી જૂદા નથી, તેવી રીતે ઈશ્વરની સત્તાથી જગત જૂદું નથી, પણ જીવસમૂહના નિમિત્તથી પરબ્રહ્મમાંજ રહેલું છે.[૩૭-૪૨] જેવીરીતે સ્વપ્નમાં એક માણસને બીજા માણસસાથે યુદ્ધ થાય છે તે સમયે તે બીજા માણસને સત્ય જાણે છે, પણ ખરૂં જોતાં પોતાવિના બીજું કોઇ

નથી, તેવીરીતે માયારૂપી આકાશમાં રહેલું આ જગત જો કે માયિકદૃષ્ટિથી સાચું છે, તોપણ શુદ્ધદૃષ્ટિથી ખોટું છે; કારણ કે સૃષ્ટિની આદિમાં (મહાપ્રલય થયા પછી તથા સૃષ્ટિ થયા પહેલાં) આ જગત ચૈતન્યસ્વભાવથીજ અવશેષ રહે છે.[૪૩.૪૪] ત્યારપછી કાર્યવિભાગ થવાથી કારણપણું ઉત્પન્ન થાય છે અને તે અસત્ છે. ખરૂં જોતાં મહાપ્રલય થયા પછી કાર્ય-કારણની કલ્પના છેજ નહિ અને તે સમયે બ્રહ્માની પણ વિદેહમુક્તિ થવાથી તે પણ જગતનું કારણ ન ઘટે. કદિ એમ કહો કે, તેની મુક્તિ થયા પછી સ્મૃતિથી બીજા બ્રહ્મા થાય છે તો તે સ્મૃતિ પણ જ્ઞપ્તિથીજ ઉત્પન્ન થાય છે, માટે આ જગત જ્ઞપ્તિમાત્ર છે.[૪૫]

રામચંદ્રજી કહે છેઃ—વિદૂરથરાજાનાં ગામનાં માણસો તથા સર્વ કારભારીએ તેના કુળનો ક્રમ એકજ જાણ્યો તેનું શું કારણ ? તે કહો.[૪૬]

વસિષ્ઠ કહે છેઃ—જેવી રીતે સામાન્ય વાયુની વાતલેખા વિશેષ વાયુને અનુસરીને રહે છે, તેવીરીતે પ્રત્યેક માણસનું સામાન્યજ્ઞાન, મુખ્ય સંવિત (મુખ્ય જ્ઞાન)ને અનુસરીને રહે છે અને તેથી તે મુખ્યજ્ઞાનને, પરસ્પરનું એકરૂપ થવાના અદૃષ્ટનેલીધે, તે રાજા, પ્રજા, નગરનાં માણસો તથા કારભારીને એકબીજાનો અનુભવ થયો અને નગરમાં રહેવાવાળાં માણસોને જેમ પરસ્પરનું જ્ઞાન થાય તેમજ અમુક કુળથી તથા અમુક રૂપથી આપણો રાજા ઉત્પન્ન થયો છે, એવું એકબીજાને જ્ઞાન થયું.[૪૭-૪૯] ચિંતામણિમાંથી કિરણો ઉત્પન્ન થવાં તે ચિંતામણિનો સ્વભાવજ છે અને તેમાંથી માણસોના મનોરથના અનુસારે વિચિત્ર પદાર્થ ઉત્પન્ન થવા એ પણ તેનો સ્વભાવ છે, તેવીરીતે ચિત્સ્વભાવને ( મુખ્યજ્ઞાનને) એકબીજાને જાણવાનો સ્વભાવ છે.[૫૦] રત્નમાંથી જેવીરીતે કિરણો બહાર નિકળે છે, તેવીરીતે વિદૂરથરાજાના સંવિતરૂપી રત્નમાંથી, હું આવી રીતના કુળાચારમાં રાજા થાઉં, એવો મનોરથ થયો.[૫૧] જે પ્રમાણે કોઈ સ્થળે સર્વ ઠેકાણે અરીસા હોય તો, તેમાં એકબીજાનું પ્રતિબિંબ પડે છે, તે પ્રમાણે આ સૃષ્ટિમાં જેટલા જેટલા જંતુઓ છે, તેમાં ચૈતન્યરૂપી અરીસો સર્વ ઠેકાણે સામાન્ય છે, તેથી એકબીજાનું એકબીજામાં પ્રતિબિંબ પડે છે. (ચૈતન્ય સામાન્ય હોવાથી સર્વ એકબીજાને જાણી શકે).[૫૨] કદાપિ કહો કે તે ચૈતન્યરૂપી અરીસામાં નિત્ય પ્રતિબિંબ હોવાથી મોક્ષમાં વિઘ્ન આવશે, તો ઉત્તરમાં કહેવાનું કે અરીસામાં ચળ પદાર્થનું પ્રતિબિંબ ચળ જણાય છે તથા સ્થિરનું સ્થિર જણાય છે, તેવીરીતે માણસની સંસારમાંની તીવ્ર વેગવાળી ભાવના, ચૈતન્યરૂપી દર્પણમાં સ્થિર થાય ત્યારે મોક્ષ થાય છે અને જેવીરીતે સમુદ્રમાં મળનારી મ્હોટી નદી બીજી ક્ષુદ્રનદીને પણ પોતાના વેગસાથે સમુદ્રની સાથે ભેળવી દે છે, તેવીરીતે વિદ્વાન માણસ પોતાના ઈશ્વરસંબંધી મુખ્ય જ્ઞાનના વેગથી સાંસારિક જ્ઞાનને જીતે છે તથા ઈશ્વરમાં મેળવી દે છે તથા બીજાં અજ્ઞાની માણસોને પણ જ્ઞાન ઉત્પન્ન કરે છે, પણ જો બે સામાન્ય જ્ઞાનવાન હોય તો તેમાંથી, ચિત્સ્વભાવનેલીધે, એકનો જય થાય છે તથા બીજો ડૂબે છે.[૫૩.૫૬] આવીરીતે હજારો સર્ગમાં ઉત્પન્ન થતાં, નાશ થતાં તથા વર્તમાન રહેલાં પ્રત્યેક માણસો પ્રત્યે વિચિત્રતા રહેલી છે, પણ ખરેખરૂં જોતાં કોઈ કોઈનાથી વ્યાપ્ત નથી તથા કોઈ કોઇને આધારે રહેલું પણ નથી, માત્ર આવરણવિનાનું શાંત ચિદાકાશજ રહેલું છે.[૫૭.૫૮] આ જે પ્રત્યક્ષ જોવામાં આવે છે, તે સ્વપ્નની પેઠે, જાગ્રત અવસ્થામાં વિવેકદૃષ્ટિવિનાનું સ્વપ્નજ છે તથા

અવશ્ય થવાના બોધનો અનુભવ થયો છે, તોપણ તે ખોટા જેવો જણાય છે.[૫૯] જેવીરીતે ઝાડ, તેનાં પત્ર, પુષ્પ તથા ફળ વગેરે રૂપથી જણાય છે, તેવીરીતે અનંત શક્તિમાન, સર્વ કાર્ય કરવાને સમર્થ પરમાત્મા અનેકરૂપથી જણાય છે.[૬૦] પ્રમાતા, પ્રમેય તથા પ્રમાણ (દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન) એ ત્રિપુટી, માયારૂપે જેમાં રહેલી છે એવું પરમાત્માના પદનું જ્ઞાન થયા પછી તે જ્ઞાન વિસ્મરણ થતું નથી.[૬૧] શુદ્ધ જળમાં જેવીરીતે જૂદા જૂદા તરંગો રહેલા છે, તેવી રીતે દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યરૂપે જણાતું આ જગત શુદ્ધ ચૈતન્યરૂપજ છે, તેમાં ઉદય-અસ્તરૂપી વિકાર છે નહિ. તે અજ્ઞાનરૂપી તમનો પ્રકાશ કરે છે, અનાદિશુદ્ધ છે તથા આદિ, અંત અને મધ્યરહિત છે.[૬૨] આકાશના કોશમાં જેવીરીતે શૂન્યતા જણાય છે, તેવીરીતે સંકલ્પ-વિકલ્પરૂપી મનથી, અહંતા-મમતારૂપી, જગતનાં સ્વરૂપરૂપે, શુદ્ધ બોધરૂપી પરમાત્માની કાંતિ જણાય છે.[૬૩] **अहंत्वमित्यादि जगत्स्वरूपा विशुद्धबोधैकविभा विभाति। आकाशकोश निजशून्यतेव द्वैतैक्यसंकल्पविकल्पनाच्च ॥ ६३ ॥**

**શ્રીમદ્ યો૦ મ૦ ઉ૦ લીલાના આખ્યાન૦ 'પ્રયોજનવર્ણન' નામનો સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦.**

## सर्ग ६१ मो* સંસારની અસત્યતા

**राम उवाच । अहं जगदितिभ्रांतिः परस्मात्कारणं विना ।**
**यथोदेति तथा ब्रह्मन् भूयः कथय साधु मे ॥१॥**

રામચંદ્રજી કહે છેઃ—હે બ્રહ્મન્! હું, તું વગેરે જગતની જે ભ્રાંતિ છે તે કારણવિના પરમાત્માથી કેવીરીતે ઉત્પન્ન થઈ, તે તમે મને ફરીથી કહો.[૧]

વસિષ્ઠ કહે છેઃ—જે આ કાર્ય-કારણરૂપે જગત જોવામાં આવે છે, તેની ઉત્પત્તિ-સ્થિતિ વગેરે પરમાત્મામાંથીજ છે. સર્વદા સર્વાત્મા પરમાત્મા અજરૂપે સર્વ સ્થળે છે.[૨] સર્વ શબ્દ તથા અર્થનો બોધ જે જોવામાં આવે છે તે બ્રહ્મથી જૂદો નથી, પણ બ્રહ્મની સત્તા સર્વ શબ્દ તથા અર્થના રૂપથી જૂદી છે.[૩] જેવીરીતે સુવર્ણથી આભરણ જૂદાં નથી તથા જળથી તરંગો જૂદા નથી, તેવીરીતે બ્રહ્મથી જગત જૂદું નથી. જેવીરીતે સુવર્ણ ભૂષણરૂપ છે તથા ભૂષણ સુવર્ણરૂપ છે, તેવીરીતે જગત બ્રહ્મરૂપ છે તથા બ્રહ્મ જગતરૂપ છે; પણ સુવર્ણમાં જેવીરીતે ભૂષણ કલ્પિત છે, વસ્તુતાથી છે નહિ, તેવી રીતે પરબ્રહ્મમાં જગતની કલ્પના છે. ખરેખરૂ જોતાં જગત ઈશ્વરરૂપ છે પણ ઈશ્વરમાં જગત નથી અને ઘરેણાં સોનારૂપ છે, પણ સોનામાં ઘરેણાં નથી.[૪,૫] જેવીરીતે એક અવયવીને હાથ-પગ વગેરે જૂદા જૂદા અવયવો છે, તેવીરીતે ચૈતન્યરૂપી પરમાત્માને જગતમાં અનેકપણું છે.[૬] પરબ્રહ્મનાવિષે, સર્વ પ્રાણીના હૃદયમાં જે અજ્ઞાન રહેલું છે, તેજ જગત તથા અહંતારૂપે જણાય છે.[૭] ચિત્રકાર જેવીરીતે શિલામાં જૂદા દા આકારની કલ્પના કરે છે પણ તે શિલારૂપજ છે, તેવીરીતે મનરૂપી ચિતારાએ, ચૈતન્યઘનવિષે જગતની કલ્પના કરેલી છે પણ તે ચિદ્ઘનરૂપજ છે.[૮] જેવીરીતે જળમાં તરંગો થાય છે, પણ તરંગોનો શબ્દ તથા અર્થ જળમાં નથી, તેવીરીતે પરબ્રહ્મમાં સૃષ્ટિ રહેલી છે પણ સૃષ્ટિનો શબ્દ તથા

*આ એકસઠમા સર્ગમાં પ્રયોજનની પ્રસિદ્ધિસારૂ તથા વૈરાગ્યસારૂ સંસૃતિનું અસારપણું તથા અસત્પણું યુક્તિથી વર્ણવામાં આવશે.

અર્થ પરબ્રહ્મમાં નથી.[૯] આવી રીતે સૃષ્ટિમાં પરમાત્મા નથી તથા પરમાત્મામાં સૃષ્ટિ નથી અને બન્નેની સત્તા અવયવ અને અવયવીની પેઠે રહેલી છે.[૧૦] જેવીરીતે દર્પણમાં પ્રતિબિંબ પડેલાં પોતાનાંજ નેત્ર પોતાના મુખને જોઇ શકે છે, તેવીરીતે ચૈતન્યનું અવિદ્યામાં પ્રતિબિંબ પડવાથી જગત જોવામાં આવે છે.[૧૧] અને તે સમયે ચિત્તમાં જેમ સંકલ્પની ઉત્પત્તિ થાય છે, તેમ સર્વ પ્રકારની શક્તિરૂપ માયાના રૂપને ધારણ કરનાર શબ્દતન્માત્રા, આકાશનો અનુભવ કરે છે તેથી આકાશની ઉત્પત્તિ થાય છે.[૧૨] અને તે આકાશભૂત બ્રહ્મ, તેની અંદર સ્પર્શતન્માત્રાનો સંસ્કાર ઉત્પન્ન થવાથી, જેવીરીતે સ્થિર પવન કોઈ કાળે સ્પંદપણાનો અનુભવ કરે છે, તેવીરીતે વાયુપણાનો અનુભવ કરે છે તેથી વાયુની ઉત્પત્તિ થાય છે.[૧૩] અને તે વાયુરૂપ બ્રહ્મ, જેની અંદર રૂપતન્માત્રા રહેલી છે, તેવી પોતાની સત્તારૂપ તેજપણાનો અનુભવ કરે છે તેથી તેજની ઉત્પત્તિ થાય છે.[૧૪] અને તે તેજોભૂત બ્રહ્મ, જેવીરીતે જળ દ્રવપણાનો અનુભવ કરે છે, તેવીરીતે જળ કે જેની અંદર રસતન્માત્રા રહેલી છે તેનો અનુભવ કરે છે, તેથી જળની ઉત્પત્તિ થાય છે.[૧૫] અને તે જળરૂપ બ્રહ્મ, પૃથ્વી સ્થિરતાનો અનુભવ કરે છે, તેવીરીતે પૃથ્વી કે જેમાં ગંધતન્માત્રા રહેલી છે તેનો અનુભવ કરે છે, તેથી પૃથ્વીની ઉત્પત્તિ થાય છે.[૧૬] એવીરીતે એક નિમેષના લાખમા ભાગમાં પણ હજારો સૃષ્ટિનો અનુભવ થાય છે.[૧૭] બ્રહ્મનું સ્વરૂપ, કે જે શુદ્ધ છે, નિત્ય તથા સ્વયંપ્રકાશ છે, જેમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય રહેલાં છે, જે અનામય છે, તથા ઉદય—અસ્તથી રહિત છે, તે આધારવિનાનું રહેલું છે;[૧૮] અને તે બ્રહ્મનું સ્વરૂપ જાણ્યું હોય તો, તે સૃષ્ટિસહિત છે તોપણ પરમાર્થથી સત્ય તથા વિષમપણાથી રહિત છે, અને ન જાણ્યું હોય તો, સૃષ્ટિરહિત છે તોપણ તે સૃષ્ટિરૂપજ છે. એટલે કે જ્ઞાનવાન, જગતને આકાશરૂપ જાણે છે તથા અજ્ઞાની, જગત કે જે ખોટું છે તેને સાચું જાણે છે.[૧૯] બ્રહ્મ સર્વશક્તિમાન હોવાથી, જેવા જેવા આકારની ઈચ્છા કરે તેવા તેવા આકાર માયાથી ધારણ કરે છે.[૨૦] જે આ જગત જોવામાં આવે છે, તે ચૈતન્યનો વિલાસ છે, તથા તેનો નિત્ય અનુભવ છે તેથી તે સત્ય અને બ્રહ્મરૂપ છે, અને બ્રહ્મ પણ સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન નામપણાને પામેલ છે તેથી જગતરૂપ છે; કારણ કે તે પાંચ જ્ઞાનેંદ્રિય તથા છઠ્ઠા મનના વિષયરૂપ છે.[૨૧] જેવીરીતે વાયુનાવિષે સરણ રહેલું છે, તેવીરીતે પરબ્રહ્મનાવિષે સૃષ્ટિ રહેલી છે. જેવીરીતે પ્રકાશ તેજથી જૂદો ગણીયે તો અસત્ય છે, અને તેમ ન ગણીયે તો સત્ય છે, તેવીરીતે જગત બ્રહ્મથી જૂદું ગણીયે તો અસત્ય છે તથા તેમ ન ગણીયે તો સત્ય છે.[૨૨,૨૩] લાકડાંમાં તથા માટીમાં, કોતર્યાવિનાની જેવીરીતે પુતળી રહેલી છે તથા શાહીમાં જેવીરીતે અક્ષરો રહેલા છે, તેવીરીતે પરબ્રહ્મનાવિષે સૃષ્ટિ રહેલી છે.[૨૪] જેવીરીતે મરૂદેશમાં ઝાંઝવાનાં જળ સાચાં જણાય છે, તેવીરીતે આત્માનાવિષે આ જગત સત્ય જણાય છે, અને ઝાડ જેવીરીતે બીજથી યુક્ત છે, તેવીરીતે આ જગત ચૈતન્યરૂપી પરબ્રહ્મથી યુક્ત છે.[૨૫-૨૬] જેવીરીતે દૂધમાં મધુરતા છે, મરીમાં તીખાશ છે, પાણીમાં દ્રવપણું છે અને પવનમાં સ્પંદપણું છે તેવીરીતે બ્રહ્મનાવિષે જગત રહેલું છે તથા તે પરબ્રહ્મરૂપ છે.[૨૭,૨૮] આ જગત બ્રહ્મરૂપી રત્નનો પ્રકાશ છે અને તે પ્રકાશ બ્રહ્મથી જૂદો નથી, તેમ તે થવાનું કાંઈ કારણ પણ નથી એટલે કે તે પ્રકાશની સત્તા જૂદી નથી.[૨૯] આ પ્રમાણે આ જગત આત્મારૂપજ છે, પણ તે

ઉત્પન્ન થયું નથી અને વાસના, ચિત્ત અને જીવના સંવેદનની સ્ફુરણાથી ઉત્પન્ન થયું લાગે છે અને તેનો જ્ઞાનયોગના દૃઢ અભ્યાસરૂપી પુરૂષાર્થથી નાશ થાય છે.[30] આ પ્રમાણે કોઈ દિવસ કોઇનો અસ્ત તેમજ ઉદય પણ નથી અને સર્વ શાંત, અજ તથા ચિદ્ઘન બ્રહ્મરૂપજ છે.[31] પણ જ્યાંસુધી ચિત્તનો લય થયો નથી ત્યાંસુધી એક પરમાણુમાં પણ હજારો જગત જણાય છે, પણ ખરૂં જોતાં તે અણુમાં જગત રહેવાં સંભવતાં નથી માટે મિથ્યા છે.[32] જેવીરીતે જળમાં જૂદા જૂદા તરંગ થાય છે, તે કોઈ ઠેકાણે ગુપ્ત તથા પ્રકટ પણ છે અને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા જેમ જીવમાં ગુપ્ત તથા પ્રકટ રહેલી છે, તેવીરીતે આ સૃષ્ટિની પરંપરા રહેલી છે.[33] માટે આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ ભોગવવામાંથી જ્યારે ચિત્તવૃત્તિ વિરામ પામે છે ત્યારે પરમપદને પમાય છે એવો શાસ્ત્રનો નિશ્ચય છે.[34] જેમ જેમ સંસારમાંથી વૈરાગ્ય થતો જાય છે, તેમ તેમ બંધન કપાતાં જાય છે અને જ્યારે અહંભાવનો નાશ થાય છે, ત્યારે જન્મ–મરણ મટી જાય છે.[35] ચરાચર જગતના સ્પર્શથી તથા નામ–રૂપથી રહિત, જીવ તથા ઈશ્વરનું ચૈતન્ય એજ અજરૂપે રહેલું છે, એમ જે માણસ ગુરૂ, શાસ્ત્ર અને પોતાના અનુભવથી જાણે છે, તે સંસારને તરીને મોક્ષ પામે છે.[36] જેવીરીતે જળની અંદર રહેલી ઘુંમરી જૂદે રૂપે જણાય છે, તેવીરીતે પરબ્રહ્મનાવિષે જીવરૂપી ચૈતન્ય જૂદું જણાય છે અને તે ચૈતન્ય અહંકારથી આ જગતને ધારણ કરે છે પણ તે સત્–અસત્‌થી વિલક્ષણ છે.[37] અહંકારવાળો બ્રહ્મા પોતાના સંકલ્પના ભેદથી આ, જૂદું જૂદું જગત ઉત્પન્ન કરે છે અને તે (બ્રહ્મા) અંતર્મુખપણાથી વિષ્ણુના નિમેષના એક કરોડના ભાગમાં પણ ઘણા યુગનો અનુભવ કરે છે.[38]

**अहंमयी पद्मजभावना चित् संकल्पभेदाद्वितनोति विश्वम् ।**
**अंतर्मुखैवाऽभवत्यनंतनिमेषकोट्यंशविधौ युगांतः ॥ ३८ ॥**

**શ્રી૦ યોગ૦ મ૦ ઉત્પત્તિપ્રકરણનો 'જગત્સ્વરૂપવર્ણન' નામનો એકસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૧**

---

## सर्ग ६२ मो* નિયતિ ( પ્રારબ્ધ ) ની શક્તિનું વર્ણન

**वसिष्ठ उवाच । परमाणुनिमेषाणां लक्षांशकलनास्वपि ।**
**जगत्कल्पसहस्राणि सत्यानीव विभांत्यलः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—પરમાણુના લાખમા ભાગમાં પણ હજારો જગત સાચાં હોય તેવીરીતે જણાય છે તથા એક નિમેષના લાખમા ભાગમાં હજારો કલ્પ સત્ય હોય તેમ જણાય છે; અને તે પરમાણુમાંના જગતમાં રહેલાં પરમાણુમાં પણ ભ્રાંતિથી હજારો જગત જણાય છે. આવીરીતે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં રહેલી સૃષ્ટિની પરંપરા જળની અંદર રહેલાં મોજાંની પેઠે જોવામાં આવે છે; પણ તે સર્ગની શોભા, કાંઠા ઉપર ઉગેલાં ઝાડમાં રહેલાં પુષ્પથી યુક્ત મરૂદેશમાં રહેલી ઝાંઝવાંના જળની નદીની પેઠે મિથ્યા છે, પણ તે સ્વપ્નમાં જોયેલ ઈંદ્રિજાળની પેઠે, ગંધર્વનગરની પેઠે તથા સંકલ્પિત મનોરથની પેઠે સત્ય જોવામાં આવે છે.[1-5]

રામચંદ્રજી કહે છેઃ—હે જ્ઞાનીઓમાં ઉત્તમ વસિષ્ઠઋષિ ! જે માણસને સારીરીતે શાસ્ત્રમાં

---

* આ બાસઠમા સર્ગમાં, જીવની મુક્તિની સિદ્ધિસારૂ, મહાનિયતિની શક્તિ તથા પ્રથમ કહેલ જગતની ભ્રાંતિપણાનું વર્ણન કરવામાં આવશે.

વિચાર કરવાથી જ્ઞાન થયા પછી નિર્વિકલ્પ આત્મપદની પ્રાપ્તિ થાય છે, તેવા જ્ઞાનીનો દેહ રહે છે તેનું કારણ શું ? અને કદાપિ પ્રારબ્ધથીજ દેહ રહેતો હોય, તો જ્ઞાન થયા પછી પ્રારબ્ધ કેમ રહે છે ? તે કહો.[૬,૭]

વસિષ્ઠ કહે છેઃ–પરબ્રહ્મની સ્ફુરણરૂપી ચિત્‌શક્તિ કે જેને નિયતિ કહે છે, તે સર્વપ્રત્યે અવશ્ય રહેલી છે તથા તેની સત્તા પ્રત્યેક કલ્પમાં છે.[૮] તે નિયતિને લીધે સૃષ્ટિની આદિથી અમુક પદાર્થમાં અમુક ગુણ અમુક કાળસુધી આ પ્રમાણે રહેશે, વગેરે જે જે નિર્માણ થયું છે, તે તેમનેતેમ રહે છે.[૯] નિયતિને કોઇ મહાસત્તા કહે છે, કોઈ મહાચિત્ કહે છે, કોઈ મહાશક્તિ કહે છે, કોઇ મહાદ્રષ્ટિ કહે છે,[૧૦] કોઇ મહાક્રિયા કહે છે, કોઈ મહોદ્‌ભવ કહે છે તથા કોઈ મહાસ્પંદ કહે છે. આ પ્રમાણે મહાત્માના એકપણાથી તે નિયતિ (પ્રારબ્ધ)નાં જૂદાં જૂદાં નામ છે.[૧૧] વાયુમાં જેવીરીતે તૃણ ભમ્યા કરે છે, તેવી રીતે નિયતિનેલીધે કલ્પપર્યંત દૈત્ય, દેવતાઓ, નાગગણ તથા પર્વત વગેરેની સ્થિતિ રહેલી છે,[૧૨] કદાપિ બ્રહ્મ કે જેમાં વ્યભિચાર નથી તેમાં વ્યભિચારનું અનુમાન થાય અને આકાશ કે જેમાં ચિત્ર નથી તેમાં ચિત્રનું અનુમાન થાય, પણ નિયતિની અન્યથા સ્થિતિનું અનુમાન પણ થઇ શકે નહિ.[૧૩] બ્રહ્મા વગેરે તત્ત્વજ્ઞાનીઓ, અજ્ઞાની માણસને સમજાવવા માટે, બ્રહ્મ, નિયતિ અને સર્ગ એ ત્રણ એકજ છે, એમ કહે છે.[૧૪] આકાશમાં જેવીરીતે ઝાડની કલ્પના થાય, તેવીરીતે અનાદિ–મધ્ય-પર્યંત બ્રહ્મ કે જે અચળ છતાં ચળ જણાય છે તેને વ્યાપીને અજ્ઞાનની દૃષ્ટિથી સૃષ્ટિ રહેલી છે.[૧૫] કદાપિ એમ શંકા થાય કે નિયતિના આધારેજ જો સૃષ્ટિ થતી હોય તો બ્રહ્માએ નિયતિ કેમ જાણી કે જેના આધારે તેણે સૃષ્ટિ કરી તો કહેવાનું કે જેમ સ્ફાટિકમણિમાં વનસમૂહનું પ્રતિબિંબ પડે છે, તેમ તથા સૂતેલો માણસ સ્વપ્નમાં સંકલ્પના આશ્રયરૂપ આકાશને જુવે છે, તેમ માયાશબલ બ્રહ્મમાં રહેનાર બ્રહ્માએ, નિયતિરૂપ સૃષ્ટિ દીઠી.[૧૬] અને હાથ–પગ વગેરે અંગ દેહધારીના અંગના વિષે દેખાય છે, તેવીરીતે બ્રહ્માએ નિયતિ વગેરે સૃષ્ટિ પોતાનું અંગજ છે એમ જોયું.[૧૭] આ પ્રમાણે રહેલી નિયતિનેજ દૈવ કહે છે. તે દૈવ સર્વ ઠેકાણે, સર્વ કાળમાં તથા સર્વ પદાર્થમાં જગતની વ્યવસ્થારૂપે રહેલું છે.[૧૮] અમુક પદાર્થે આવીરીતે સ્ફુરણા કરવી, અમુકે આવીરીતે રહેવું તથા અમુકે અમુક પદાર્થ અમુક વખતે ભોગવવો, એ બધું દૈવાધીન છે.[૧૯] તૃણ, ગુલ્મ, સર્વભૂત, જગત, કાળ અને ક્રિયા વગેરે સર્વ પુરૂષરૂપ છે.[૨૦] એ નિયતિએકરીને પૌરૂષીસત્તા છે તથા પૌરૂષેકરી નિયતિની સત્તા છે. આ પ્રમાણે એકબીજાની સત્તા જ્યાંસુધી જગત છે ત્યાંસુધી છે અને પછી, પૌરૂષ અને નિયતિ એ બન્ને એકજ છે. નિયતિ અને પૌરૂષ એ બન્ને પ્રાણીના અદૃષ્ટને આધીન છે તથા પૌરૂષ નિયતિમાં અને નિયતિ પૌરૂષમાં રહેલી છે.[૨૧,૨૨] હે રામચંદ્રજી ! હવે તમારે દૈવ અને પૌરૂષનો નિર્ણય મને પૂછવાનો રહ્યો. આપ્રમાણે શિષ્યભાવથી તમે મને પ્રશ્ન કરો, તથા હું ઉપદેશ કરૂં તે પ્રમાણે તમે વર્તો, એ નિયતિને લીધેજ બને છે.[૨૩] તથા " આજ મને દૈવ ભોજન આપશે તોજ હું જમીશ " આ પ્રમાણે દૈવપરાયણ થઇને, કાંઈ પણ કર્યાવિના મુંગું રહેવું એ પણ નિયતિનો નિશ્ચય છે; અને તેથી જે ફળ મળે તેને દૈવ કહે છે, તે ફળ નિયતિના આધારે મળે છે તથા તે ફળ પૌરૂષવિના પ્રાપ્ત થતું નથી.[૨૪] જો પુરૂષ કાંઈ પણ કાર્ય ન કરે તો, બુદ્ધિ, કર્મ, વિકાર,

તથા આકૃતિ વગેરે કાંઇ પણ થાય નહિ. આ પ્રમાણે પ્રલય થતાં સુધી સર્વ પદાર્થની વ્યવસ્થા છે.[૨૫] અમુક પદાર્થ, આવીરીતે આપ્રમાણે થશે, એવી નિયતિનું બ્રહ્મા-રૂદ્ર વગેરે પણ ઉલ્લંઘન કરી શકતા નથી તોપણ બુદ્ધિમાન માણસે આ નિયતિના આધારથી પુરૂષાર્થનો ત્યાગ કરવો નહિ. કારણ કે પુરૂષાર્થવિના નિયતિ કાંઈ ફળ આપતી નથી. પુરૂષાર્થ ન કરવો તેનેજ 'નિયતિ' કહે છે, અને તેજ જ્યારે સૃષ્ટિમાં ફળરૂપ થાય છે ત્યારે તેને 'પૌરૂષ' કહે છે. પુરૂષાર્થ કર્યાવિનાની નિયતિ નિષ્ફળ છે, તથા પુરૂષાર્થરૂપી નિયતિ સફળ છે.[૨૬-૨૮] કદાપિ એમ કહો કે જે માણસ કાંઇ પણ પુરૂષાર્થ કર્યાવિના અજગરનું વ્રત ધારણ કરી રહે છે તેને પણ આહાર મળે છે અને તૃપ્તિ થાય છે, માટે પુરૂષાર્થવિના પણ નિયતિ ફળ આપે છે, તો કહેવાનું કે ઉપર પ્રમાણે અજગરનું વ્રત ધારણ કરનારને પણ, આહાર મળ્યા પછી, "ખાવું, ચાવવું" વગેરે પુરૂષાર્થવિના તૃપ્તિ થતી નથી. તેમ તેવા માણસનો જે દેહ રહે છે તે પણ તેનો પ્રાણવાયુ હલન—ચલન વગેરે પુરૂષાર્થ કરે છે તેથીજ રહે છે નહિતો દેહ પણ ન રહે.[૨૯] જેઓ યોગી છે તે ઉપર પ્રમાણે અજગરનું વ્રત ધારણ કરીને, સમાધિથી જો કદાપિ પોતાના પ્રાણવાયુને પણ રોકે, તો તે પણ એક જાતનો પુરૂષાર્થ થયો અને તેથી મુક્તિરૂપી ફળ મળે. માટે આ ઉપરથી પૌરૂષવિના ફળસિદ્ધિ નથી એ નિશ્ચય છે. શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પુરૂષાર્થને પરાયણ રહેવું તેને સાધનરૂપ કલ્યાણ કહે છે અને કર્મમાં અત્યંત વિરામ પામવાથી જે કલ્યાણરૂપી ફળ થાય તેને મોક્ષ કહે છે, કે જે સાધનથી સાધ્ય છે. આ પ્રમાણે સાધ્ય અને સાધનરૂપી કલ્યાણથી જ્ઞાનીનો પક્ષ સબળ છે; કારણ કે તે કાર્યરૂપી અવિદ્યાનો નાશ કરે છે. જ્ઞાનીને નિયતિ પણ દુઃખરૂપ નથી. દુઃખરહિત નિયતિને બ્રહ્મસત્તા કહે છે અને તે બ્રહ્મસત્તાની કાંતિમાં યત્નથી સ્થિતિ થાય તો પરમ શુદ્ધ પદની પ્રાપ્તિ થાય છે કે જેને પરમગતિ કહે છે. પૃથ્વીમાં રહેલા જળની સત્તા જેવીરીતે તૃણ, વલ્લીઓ, અને ઝાડ વગેરે પદાર્થરૂપે જોવામાં આવે છે, તેવીરીતે બ્રહ્મની સત્તા નિયતિના વિલાસથી સર્વ ઠેકાણે જોવામાં આવે છે.[૩૦-૩૩]

**एतैर्नियत्यादिमहाविलासैर्ब्रह्मैव विस्फूर्जति सर्वगात्म ।**
**तृणादिवल्लीतरुगुल्मजालैः सत्तेव तोयस्वधरांतरस्था ॥ ३३ ॥**

**શ્રી૦ યો૦ મ૦ ઉ૦ મોક્ષના ઉપાયમાં 'દૈવશબ્દાર્થનિરૂપણ' નામનો બાસઠમો સર્ગ સંપૂર્ણ.૬૨**

## सर्ग ६३ मो* શક્તિ અને શક્તિમાનનો અભેદ

**वासिष्ठ उवाच । [illegible] सर्वथा सर्वदैव सर्वत एव सर्वशक्ति ।**
**सर्वाकारं सर्वेश्वरं सर्वगं [illegible] ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—નિયતિના વિલાસથી બ્રહ્મની સત્તા સર્વ ઠેકાણે જોવામાં આવે છે એમ ઉપર લખેલું છે, તે બ્રહ્મતત્ત્વ સર્વકાળમાં, અને સર્વ દેશમાં સર્વ કાર્ય કરવાંમાં સમર્થ છે. તે સર્વ આકારરૂપ છે અને તે સર્વજ્ઞ હોવાથી સર્વને નિયમમાં રાખવા સમર્થ છે, તથા સર્વ ઠેકાણે રહે છે તેમજ સર્વરૂપ છે.[૧] તે આત્મા છે તથા તેનામાં સર્વ પ્રકારની શક્તિ છે તેથી કોઈ સમયે

* આ ત્રેસઠમા સર્ગમાં માયાશક્તિના વિલાસથી, સર્વ ઠેકાણે સર્વરૂપથી બ્રહ્મ કેવીરીતે જણાય છે તેનું વર્ણન આવશે.

અંતઃકરણરૂપી ઉપાધિમાં જીવભાવથી પ્રવેશ કરીને, ચિત્‌શક્તિ પ્રકટ કરે છે, કોઇ સમયે શાંતિ રાખે છે, કોઈ સમયે જડશક્તિ ધારણ કરે છે તથા કોઈ સમયે રાગ–લોભની પ્રવૃત્તિથી ઉલ્લાસ જણાવે છે, અને કોઇ સમયે કાંઈપણ પ્રકટ જણાતું નથી.[2] તે જે ઠેકાણે જેવા પદાર્થની ભાવના કરે તે ઠેકાણે તે સમયે તેવા પદાર્થને જોઈ શકે છે.[3] તેની સર્વ પ્રકારની શક્તિ હોવાથી જેમ કલ્પના કરે તેમ થાય છે.[4] આ પ્રમાણે સ્વભાવથીજ શક્તિનાં જૂદાં જૂદાં રૂપ છે અને તે શક્તિ એજ આત્મા છે.[5] શક્તિ અને શક્તિમાનનો વિકલ્પ વ્યવહારમાટે વિદ્વાનોએ લોકમાં કલ્પેલ છે પણ વસ્તુતાથી આત્માના વિષે કાંઈ ભેદ નથી.[6] શક્તિ અને શક્તિમાન એ બન્ને એકજ છે પણ જેવીરીતે સમુદ્ર અને તેનાં મોજાં, સુવર્ણ અને ઘરેણાં, તથા અવયવ અને અવયવીમાં દ્વૈતપણું કલ્પિત છે પણ વસ્તુતાથી દ્વૈતપણું નથી પણ અભેદજ છે, તેવીરીતે આત્માના વિષે કાંઈપણ ભેદ નથી, માત્ર ભ્રાંતિથી ભેદ જણાય છે. દોરીમાં સર્પની ભ્રાંતિ થાય છે તે દોરીની અંદર પણ સર્પ નથી તથા તે ઉપર પણ સર્પ નથી, તેવી રીતે જે આ જણાય છે તે બહાર પણ નથી તથા અંદર પણ નથી.[7-8] આ સર્વાત્મા હોવાથી સર્વ સાધારણરૂપથી જુવે છે.[9] જે આ બધું જોવામાં આવે છે તે સર્વાકાર બ્રહ્મરૂપજ છે પણ મિથ્યા જ્ઞાનવાળા માણસોએ શક્તિ અને શક્તિમાન તથા અવયવ અને અવયવીનો ભેદ કલ્પેલ છે, પણ પરમાર્થથી ભેદ નથી.[10] જે આ છે તે બધું સત્ હોય અથવા અસત્ હોય પણ ચૈતન્ય પોતે જે સંકલ્પ કરે તથા જે અભિનિવેશ કરે તે જોઈ શકે છે અને જે છે તે સત્, ચિત્ અને બ્રહ્મરૂપજ જણાય છે.[11] **सद्वा भवत्वसद्वा चिद्यत्संकल्पयत्यभिनिविशति । तत्तत्पश्यति सकला तत्सद्रूपैव [illegible]ति ॥ ११ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તાવિકાર' નામનો ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૩.**

## सर्ग ६४ मो* ભોક્તાને જીવપણું

**वसिष्ठ उवाच । योऽयं सर्वगतो देवः परमात्मा महेश्वरः ।**
**स्वच्छः स्वानुभवानंद[illegible]रूपोंतादिवर्जितः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–પરમાત્મા સર્વ ઠેકાણે રહેનાર છે, મહેશ્વર છે, સ્વચ્છ છે, અનુભવ અને આનંદરૂપ તેનું સ્વરૂપ છે તથા અનાદિ છે.[1] તે શુદ્ધ ચૈતન્યરૂપી પરમાત્માથી જીવ ઉત્પન્ન થાય છે, તેને ઉપાધિના પ્રધાનપણાથી ચિત્ત કહે છે, અને ચિત્તથી જગત ઉત્પન્ન થયેલું છે.[2]

રામચંદ્રજી પૂછે છેઃ–પરબ્રહ્મ કે જેનું અનુભવરૂપ પ્રમાણ છે તથા જેનો અખંડ અદ્વિતીય પ્રકાશ છે, તેના વિષે અલ્પ જીવની જૂદી સત્તા કેમ છે ? તે કહો.[3]

વસિષ્ઠ કહે છેઃ–પરબ્રહ્મ કે જેના વિષે ખોટી દ્વૈતની પ્રતીતિ જણાય છે પણ વસ્તુતાથી દ્વૈતરહિત સ્વચ્છ આનંદ તથા અવ્યય છે તથા જેનું સ્વરૂપ યોગીને પણ ભયજનક છે, તેનું શાંત એવું પરમપદ કે જે સમાન, સંપૂર્ણ, શુદ્ધ અને સત્વ તથા ચિહ્નરહિત છે, તે વિદ્વાન માણસને પણ જાણવામાં આવતું નથી.[4-5] તેનું ઉપાધિના સ્વભાવથી મોક્ષપર્યંત, ઉત્પન્ન થતું જે સ્પંદન છે તેને જીવ કહે છે.[6] અને તેમાં ચિદાકાશરૂપી અરીસાના વિષે અસંખ્ય

* આ ચોસઠમા સર્ગમાં ભોક્તાને જીવપણાની સંપત્તિનો ક્રમ કહેવામાં આવશે.

જગજ્જાલની પરંપરાનું પ્રતિબિંબ પડે છે.[૭] પવન ન હોય તે સમયે સમુદ્રનું તથા દીવાની શિખાનું જેવીરીતે કાંઇક સ્ફુરણ થયા કરે છે, તેવીજ રીતે બ્રહ્મના કિંચિત સ્ફુરણને જીવ કહે છે.[૮] અને શાંતપણું મટી ગયા પછી, સ્વચ્છ ચિદાકાશનું, જે સંવેદનરૂપી સ્વાભાવિક સ્ફુરણ તે જીવનું સ્વરૂપ છે.[૯] જેવીરીતે વાયુમાં ચલનપણું છે, અગ્નિમાં ઉષ્ણતા તથા હિમ-કણમાં શીતળતા રહેલી છે, તેવીરીતે તે જીવમાં જીવપણું મોક્ષ થતાં સુધી સ્વભાવથીજ રહે છે.[૧૦] ચૈતન્યરૂપી આત્મતત્ત્વનું સ્વભાવનેલીધે જે સંવેદનથી સ્ફુરણ થાય છે, તેને જીવ કહે છે.[૧૧] જેવીરીતે અગ્નિના કણમાં લાકડું પડવાથી તેનો પ્રકાશ થાય છે, તેવીરીતે તે જીવ વાસનાના દૃઢપણાથી અહંકારપણાને પામે છે.[૧૨] જેમ આકાશમાં દૃષ્ટિ પહોંચે ત્યાંસુધી વસ્તુ જોવામાં આવે છે, પણ જ્યારે દૃષ્ટિ ન પહોંચે ત્યારે જો કે તે સ્થળે (આકાશમાં) શ્યામતા નથી તોપણ શ્યામતા (નેત્ર નથી પહોંચતાં તેથી) જોવામાં આવે છે. તેવીરીતે જીવને જો કે અહંકાર નથી ઘટતો તોપણ આત્માના વિષે તેમનું અજ્ઞાન હોવાથી અહંભાવના થાય છે, અને આકાશ જેવીરીતે શ્યામતાને ધારણ કરે છે, તેવીરીતે સંકલ્પની કળાથી વૃદ્ધિ પામેલી પોતાની વાસના-નેલીધે જીવ અહંકારને ધારણ કરે છે.[૧૩-૧૪] વાયુના સ્પંદની સ્ફુરણાની પેઠે, દિશા અને કાળથી જૂદા પાડનાર તે અહંકાર, સંકલ્પનેલીધે આકૃતિ ઉત્પન્ન કરે છે.[૧૫] સંકલ્પપણાને પામેલો તે અહંકાર, ૧ ચિત્ત, ૨ જીવ, ૩ મન, ૪ માયા અને ૫ પ્રકૃતિ એવા નામથી રહે છે.[૧૬] તે સંકલ્પાત્મક ચિત્ત, ભૂતતન્માત્રાની કલ્પના કરે છે તેથી જડ પંચમહાભૂતપણાને પામે છે.[૧૭] આકાશમાં સ્ફુટ પ્રકાશ ન પામતા તારાની પેઠે, પંચતન્માત્રાના આકારવાળું તે ચિત્ત વાવેલાં બીજમાંથી અંકુરની ઉત્પત્તિ થાય, તેવી રીતે કલ્પનાથી તેજઃકણરૂપ થાય છે.[૧૮,૧૯] દ્રવરૂપી જળમાંથી જેવીરીતે પિંડ (બરફ) થાય છે, તેવીરીતે તે તેજઃકણ સુવર્ણના ઈંડાંરૂપે થાય છે, કે જેની અંદર બ્રહ્મા રહેલા છે.[૨૦] તેમાં કોઈ દેહની કલ્પનાથી પુણ્ય કર-નાર દેવતાનો દેહ પામે છે, કોઈ અહંકારરૂપી ભ્રાંતિપણાને પામે છે અને કોઈ અમરાવતી વગેરે નગર કે જેમાં ગંધર્વ વગેરે રહે છે, તેવા નગરના રૂપને પામે છે,[૨૧] કોઈ પોતાના સ્થાવરપ-ણાના સંકલ્પનેલીધે સ્થાવર થાય છે, કોઈ જંગમ થાય છે અને કોઇ પક્ષી વગેરે આકાશમાં ફરનાર થાય છે. આવીરીતે અંડરૂપી જગતમાં સંકલ્પનેલીધે વિચિત્ર સૃષ્ટિ થાય છે.[૨૨] પ્રલય થયા પછી સૃષ્ટિની આદિમાં સંકલ્પથી જે દેહ થાય છે તેને બ્રહ્મા કહે છે. તે બ્રહ્મા પોતાના સંકલ્પથી જગતને ઉત્પન્ન કરે છે.[૨૩] તે બ્રહ્મા આત્માની ઉપાસનાનેલીધે સત્યસંકલ્પ હોવાથી, જેવો પોતાના મનથી સંકલ્પ કરે, તેવા પદાર્થ ઉત્પન્ન થયાજ હોય એમ દેખે છે.[૨૪] ચૈતન્યના સ્વભાવથી બ્રહ્મ એજ જગતનું મુખ્ય કારણ છે અને ત્યારપછી જન્મ–મરણ થવામાં કર્મજ કારણરૂપે રહે છે.[૨૫] જળમાં જેવીરીતે સ્વભાવથીજ ફીણ થાય છે, તેવીરીતે ચૈતન્યના સ્વભા-વથી ચિત્ત ઉત્પન્ન થાય છે. દોરીમાં ફીણ બંધાઇ જાય તથા જળ ચાલ્યું જાય, તેવીરીતે દેહને બંધનરૂપી કર્મથી ચિત્તનુંજ બંધન થાય છે પણ ચિદાત્માનું બંધન થતું નથી.[૨૬] પદાર્થ ઉત્પન્ન થવાનું મૂળ કારણ સંકલ્પ છે, તે સંકલ્પરૂપીજીવ ઉત્પન્ન થયા પછી જેપ્રમાણે કર્મ કરે છે, તે પ્રમાણે બંધન વગેરે થાય છે.[૨૭] બીજમાં અંકુર રહેલો છે તેથી તેમાંથી અંકુર થયા પછી જેમ અનેક પ્રકારનાં પત્ર તથા ફળ-ફૂલ વગેરે થાય છે, તેમ જીવિત ધારણ કરનાર જીવ ઉત્પન્ન

થયા પછી કર્મનેલીધે વિચિત્રતાને પામે છે, તથા સર્વ જીવની વાસનાનેલીધે જૂદા જૂદા આકાર થાય છે. ચિત્સ્પંદનેલીધે કર્મ થાય છે, તેથી જન્મ થાય છે; તથા ત્યારપછી ઊંચા અથવા નીચા લોકની પ્રાપ્તિ થાય છે.[૨૮-૩૦] આવી રીતે ચૈતન્યની સ્ફુરણાથી કર્મ થાય છે, કર્મ એજ દૈવ છે તથા દૈવ એજ ચિત્ત છે, અને ચિત્તથી શુભ તથા અશુભ કર્મ થાય છે. બીજમાંથી અંકુર થયા પછી વૃક્ષની શાખા તથા પુષ્પ વગેરે જેમ વારંવાર થયા કરે છે, તેમ આદિકારણ બ્રહ્મમાંથી ચૈતન્યની સ્ફુરણાથી શુભ–અશુભ કર્મનેલીધે અનેક પ્રકારનાં જગત તથા ભુવન ઉત્પન્ન થાય છે.[૩૧]

**चित्स्पंदनं भवति कर्म तदेव दैवं चित्तं तदेव भवतीह शुभाशुभादि ।**
**तस्माज्जगंति भुवनानि भवंति पूर्वं भूत्वा निजांगकुसुमानि तरोरिवाद्यात् ॥३१॥**

**શ્રીમદ્ યોગવસિષ્ઠ મહા૦ ઉત્પત્તિ૦ 'બીજાંકુરયોગનિર્ણય' નામનો ચોસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૪.**

---

## સર્ગ ૬૫ મો* મનથી ઉત્પન્ન થતું દ્વૈત અને બોધથી મનનો નાશ

**वसिष्ठ उवाच । परस्मात्कारणादेव मनः प्रथममुत्थितम् ।**
**मननात्मकमाभोगि तत्स्थमेव स्थितिं गतम् ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! આદિકારણ બ્રહ્મમાંથી પ્રથમ મન ઉત્પન્ન થયું. તે મનમાં મનન કરવાનો ધર્મ છે, સર્વ ભોગ ભોગવનારૂં છે તથા બ્રહ્મમાં રહીને સ્થિતિ પામેલું છે.[૧] 'અમુક પદાર્થ આવો છે તથા અમુક આવો નથી' વગેરે સંકલ્પ–વિકલ્પ મનનેલીધે થયા કરેછે. જેમ કોઈ સ્થળે ગંધનો અનુભવ થયા પછી ગંધ ન હોય તોપણ પૂર્વની વાસનાનેલીધે ગંધનો અનુભવ થાય છે, તેમ આ સૃષ્ટિ વાસનાનેલીધે સત તથા અસતના આભાસરૂપ જણાય છે.[૨] મનને લીધે ભેદ જણાય છે પણ વસ્તુતાથી ભેદ નથી તથા બ્રહ્મ, જીવ, મન, માયા, કર્તા અને કર્મ વગેરે જે જણાય છે તે જગતની દૃષ્ટિથી છે, પણ બ્રહ્મરૂપે સર્વ એકજ છે.[૩] જેવીરીતે સમુદ્રમાં અનેક પ્રકારના તરંગ ઉછળે છે તેવીરીતે તથા તેનો ઘણો વિસ્તાર થાય છે, તેવીરીતે ચિત્તરૂપી સમુદ્રમાં સંવેદનને લીધે, આત્મા પોતે જગતરૂપે જણાય છે પણ તે અસત્ય છે તથા સ્થિર નથી પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ય જણાય છે.[૪] સ્વપ્નના વિષે જેમ સત-અસત પદાર્થ જોવામાં આવે છે, તેમ આ જગત ચિત્તનેલીધે સત તથા અસતરૂપે જણાય છે પણ વસ્તુતાથી તે છે નહિ.[૫] જગત સત નથી, અસત નથી, તથા ઉત્પન્ન પણ થયું નથી, પણ ચિત્તના ભ્રમથી જગત જણાય છે. ઇંદ્રજાળમાં જેવીરીતે વૃક્ષ–ઔષધિ વગેરે ભ્રમથી જણાય છે, તેવીરીતે જગત ભ્રમરૂપ જણાય છે.[૬] મનના બળથી આ જગત સ્થિતિ પામેલું દીર્ઘકાળનું સ્વપ્ન છે. ઝાડનાં ઠુંઠામાં અજ્ઞાનથી પુરૂષની ભ્રાંતિ થાયછે, તેવીરીતે ભ્રાંતિથી જગત સાચું જણાયછે.[૭] બાળકને અંધારામાં ભૂતની કલ્પના થવાથી, તેથી થયેલા ભયમાટે જેમ બાળકને ખેદ થતો નથી, તેમ ચિત્તપણાને પામેલા આત્માને, ચિત્તથી થયેલા અનર્થમાટે, આત્માવિષે પોતાનું અજ્ઞાન હોવાથી ખેદ થતો નથી[૮] આત્મા કે જેનું સ્વરૂપ અનિર્વચનીય છે તથા ચૈતન્યરૂપ છે તેની સ્ફુરણાથી ચિત્ત ઉત્પન્ન થયું. ચિત્તથી જીવપણાની કલ્પના થઈ તેથી અહંભાવ થયો અને તે અહંભાવથી ચિત્તની સ્ફુરણા

---

* આ પાંસઠમા સર્ગમાં મનના ભોગ્યવર્ગનું તથા ભોક્તાના મૂળનું તત્ત્વ વિચારતાં ચૈતન્યમાત્ર અવશેષ રહે છે, એમ દેખાડવામાં આવશે.

થઈ તેથી ઇંદ્રિયો ઉત્પન્ન થઈ, તેથી દેહનો મોહ ( અહંતા–મમતા ) થાય છે અને દેહના મોહથીજ સ્વર્ગ, નરક, મોક્ષ તથા બંધન થાય છે. આવી રીતે બીજ તથા અંકુરની પેઠે દેહ અને કર્મનો આરંભ રહેલો છે.[૯-૧૧] ચૈતન્ય તથા જીવમાં જેમ ભેદ નથી, તેમ જીવ તથા ચિત્તમાં ભેદ નથી અને જેમ ચિત્ત અને જીવમાં ભેદ નથી તેમજ દેહ અને કર્મમાં ભેદ નથી.[૧૨] કર્મ એજ દેહ છે, દેહ એજ ચિત્ત છે, ચિત્ત એજ અહંભાવ છે અને અહંભાવ એજ જીવ છે. જીવ એજ ઈશ્વર છે, ઈશ્વર એજ ચૈતન્ય છે અને ચૈતન્ય એજ આત્મા છે. આ પ્રમાણે એક બ્રહ્મપદમાંજ સર્વનો સમાવેશ થયો છે અને સર્વ બ્રહ્મરૂપજ છે.[૧૩]

**कर्मैव देहो ननु देह एव चित्तं तदे[illegible] जीवः ।**
**स जीव एवेश्वर चित्स आत्मा सर्वः शिवस्त्वेकपदोक्तमेतत् ॥ १३ ॥**

**શ્રીમદ્ યોગવસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'જીવવિચાર' નામનો પાંસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૫**

## सर्ग ६६ मो* ઇચ્છાત્યાગથી અને બોધથી અજ્ઞાનયુક્ત મનનો નાશ થાય છે

**वसिष्ठ उवाच । एवमेकं परं वस्तु राम नानात्वमेत्यलम् ।**
**नानात्वमिव संजातं दीपाद्दीपशतं यथा ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જે આ જગતમાં અનેકપણું જણાય છે તે વસ્તુતાથી બ્રહ્મસ્વરૂપ છે અને જેમ એક દીવામાંથી અસંખ્ય દીવા થાય છે, તેવીરીતે ચિત્તનેલીધે એક બ્રહ્મસ્વરૂપમાંથી આ જગતમાં અનેકપણું જણાય છે.[૧] પણ આત્મા કે જેના વિષે આ અસત્રૂપ જગત રહેલું છે, તેને જુવે છે તથા આત્મતત્ત્વનો વિચાર કરે છે ત્યારે દ્વૈતપણાનો નાશ થઇ જાય છે.[૨] જે માણસ પગમાં જોડા પહેરે છે તેની નજરે આખી પૃથ્વી ચામડાંથી મઢેલી છે, તેવીરીતે ચિત્ત કે જે પુરૂષ છે, તે ( ચિત્ત ) ની શાંતિ થવાથી આખું જગત શાંત થાય છે.[૩] કેળના ઝાડમાં પાંદડાંવિના કાંઈ પણ બીજો પદાર્થ નથી, તેવીરીતે ભ્રમવિના આ જગતમાં કાંઈ પણ નથી.[૪] જન્મ થવો, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા, મરણ, સ્વર્ગ, અને નરક વગેરે જે જે થાય છે તે માત્ર ભ્રમનેલીધે ચિત્તને થાય છે.[૫] મદિરા પીનાર માણસ મદિરાનેલીધે આકાશમાં જૂદાં જૂદાં ચક્કર દેખે છે, પણ ખરૂં જોતાં આકાશવિના કાંઈ પણ નથી, તેવીરીતે ચિત્તનેલીધે સંસારમાં અનેકપણું જોવામાં આવે છે; પણ વસ્તુતાથી બ્રહ્મવિના કાંઈ પણ નથી.[૬] જેવી રીતે નેત્રના દોષથી આકાશમાં ચંદ્રમા એક છતાં બે જોવામાં આવે છે, તેવીરીતે ભ્રાંતિથી પરવશ થયેલું જીવનું ચૈતન્ય, પરમાત્માના વિષે દ્વૈતપણું દેખે છે.[૭] મદિરાથી મત્ત થયેલો માણસ વૃક્ષોને ફરતાં દેખે છે, તેવીરીતે ભ્રાંતિનેલીધે ચિત્ત સંસારને જુવે છે.[૮] રમતમાં ફુદડી ફરનાર બાળક આખું જગત કુંભારના ચાકડાની પેઠે ફરતું હોય તેમ દેખે છે, તેવીરીતે આ જગત ભ્રાંતિથી જોવામાં આવે છે.[૯] જે દ્વૈતપણું છે તે માત્ર ચિત્તનેલીધે છે એટલે કે જ્યારે ચિત્ત દ્વૈતપણાનો વિચાર કરે છે ત્યારે દ્વૈતપણું જણાય છે, અને અદ્વૈતનો વિચાર કરવાથી અદ્વૈતપણું જણાય છે.[૧૦] જે આ જોવામાં આવે છે તે ચિત્તવિના બીજું કાંઇ પણ નથી અને શાંતિ

* આ છાસઠમા સર્ગમાં દ્વૈતપણું માત્ર મનના વિલાસથી છે તથા ઇચ્છાનો ત્યાગ કરવાથી અને બોધ થવાથી અજ્ઞાનસહિત મનનો નાશ થાય છે એમ બતાવવામાં આવશે.

થવાથી ચિત્તનું ચેતન શાંત થાય છે.[૧૧] જ્યારે પુરૂષ ચૈતન્યઘનસાથે એકતા પામીને નિશ્ચળ થઇને રહે છે, ત્યારે તે સમાધિમાં લીન હોય અથવા વ્યવહાર કરતો હોય તોપણ તે શાંત (જીવન્મુક્ત) કહેવાય છે.[૧૨] નિશો કરવાથી જે માણસને થોડો નિશો ચડયો હોય તેનું ચિત્ત ક્ષોભ પામે છે તથા જેને ઘણો નિશો ચડયો હોય તે શાંત રહે છે અને કાંઇ ક્રિયા કરતો નથી, તેવીરીતે સૂક્ષ્મ ચૈતન્ય વિચિત્ર પદાર્થનો અનુભવ કરે છે તથા ઘન ચૈતન્ય ક્રિયારહિત રહે છે.[૧૩] બ્રહ્મના પરમપદના વિષે રૂઢ થયેલા ચૈતન્યઘનના પ્રવાહને કોઈ નૈરાત્મ્ય કહે છે, કોઈ શૂન્ય કહે છે તથા કોઈ વેદ્ય કહે છે.[૧૪] ચિત્તની ચેતનતાની સ્ફુરણાથી જગતમાં અનેક પ્રકારના ભ્રમ જણાય છે, તેથીજ જન્મ થયો, હું જીવું છું, જોઉં છું, તથા મ્હારાં જન્મ—મરણ થાય છે વગેરે વિકાર અસત્ છતાં પોતાના વિષે સાચા જણાય છે.[૧૫] જેવીરીતે સ્પંદથી વાયુ જૂદો નથી, તેવીરીતે ચિત્તથી ચેતન જૂદું નથી અને દોરડીમાં જેવીરીતે ભ્રમથી સર્પનો આભાસ જોવામાં આવે છે, તેવીરીતે ચિત્તનેલીધે જે કાંઇ જોવામાં આવે છે તે માત્ર ભ્રમરૂપ છે, તે ભ્રમ અવિદ્યાનેલીધે છે.[૧૬,૧૭] સંસારરૂપી વ્યાધિ કે જે માત્ર ચિત્તની સ્ફુરણાથી થયો છે તેનો જ્ઞાનરૂપી ઔષધથી નાશ થાય છે, તેમાં કાંઈ શ્રમ છે નહિ.[૧૮] સર્વ પદાર્થનો ત્યાગ કરી જ્યારે માણસનું મન વાસનાથી મુક્ત થાય છે ત્યારે એક ક્ષણમાં મુક્ત થવાય છે, એમાં કાંઈ પણ સંશય નથી.[૧૯] જેવીરીતે દોરડીમાં સર્પરૂપે થયેલી ભ્રાંતિ તપાસ કરવાથી મટી જાય છે, તેવીરીતે આત્મજ્ઞાન થવાથી સંસારની ભ્રાંતિનો નાશ થાય છે.[૨૦] માણસમાત્રને પૃથ્વીમાં અનેક પ્રકારની અભિલાષા થાય છે, પણ જ્યારે તે અભિલાષાનો ત્યાગ કરી સ્થિર થઇને રહે ત્યારે મોક્ષ થાય છે.[૨૧] મહાત્મા પુરૂષ પોતાના પ્રાણનો પણ તૃણની પેઠે ત્યાગ કરે છે, ત્યારે અભિલાષાનો ત્યાગ કરતાં કૃપણતા કેમ આવે ?[૨૨] માટે તમે પણ અભિલાષાનો ત્યાગ કરી સંગમાત્રને દૂર કરીને રહો. કર્મેકરી જે પદાર્થ મળે તેનું ગ્રહણ કરવું તથા નાશ થાય તેનો શોક ન કરવો.[૨૩] જે પુરૂષ આવી રીતે રહે છે તેવા જ્ઞાનીને હાથમાં રહેલું બીલીનું ફળ તથા પાસે રહેલો પર્વત જેમ પ્રત્યક્ષ જણાય છે, તેમ જન્મ—મરણ વગેરે વિકારથી રહિત બ્રહ્મપણું પ્રત્યક્ષ જણાય છે.[૨૪] જેવીરીતે કલ્પાંતનો સમુદ્ર અનેક પ્રકારના તરંગના ભેદથી જણાય છે, તેવીરીતે અજ્ઞાની માણસની દૃષ્ટિએ આત્મા એજ જગતરૂપે જણાય છે. તે આત્માનું જ્ઞાન થવાથી મોક્ષરૂપી સિદ્ધિ થાય છે અને તેનું જ્ઞાન ન થવાથી તે મનને બંધનકારક થાય છે.[૨૫] **आत्मैव भाति जगदित्युदितस्तरंगैः कल्पांत एक इव वारिधिरप्रमेयः । ज्ञातः स एव हि ददाति विमोक्षसिद्धिं त्वज्ञात एव मनसो चिरबंधनाय ॥२५॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિ૦ ‘ સંસૃતિપરમયોગ ’ નામનો છાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૬.**

## सर्ग ६७ मो* જીવનું વ્યષ્ટિસ્વરૂપે વર્ણન

**राम उवाच । मनस्त्वयोग्यो जीवोयं को भवेत्परमात्मनः ।**
**कथं [illegible]न्सः त्वकः को वार्यं वद मे पुनः ॥१॥**

રામચંદ્રજી કહે છેઃ—હે મુને ! જીવ કે જે મનપણાને યોગ્ય છે તે શું પરમાત્માનો અંશ

* આ સડસઠમા સર્ગમાં જે ભોક્તા છે તેનું વ્યષ્ટિરૂપે સ્વરૂપ તથા તેનાં કારણ વગેરેની ઉત્પત્તિ કહેવાશે.

છે? અથવા કાર્ય છે? કે તે પોતેજ છે? પરમાત્માના વિષે કેવીરીતે ઉત્પન્ન થયો તથા તે કોણ છે? તે તમે મને ફરીથી કહો.[૧]

વસિષ્ઠ કહે છે:—હે રામ! બ્રહ્મમાં સમસ્ત શક્તિ રહેલી છે તથા સર્વ કરવાને સમર્થ છે અને જે શક્તિએકરી જેવી સ્ફુરણા કરે છે, તે પ્રાપ્ત થયેલ દેખે છે.[૨] સર્વાત્મા ઈશ્વરની અનાદિકાળથી ચૈતન્યરૂપ સ્ફુરણા થાય છે તેને જીવ કહે છે.[૩] આત્માના વિષે સ્વાભાવિક દ્વૈતપણું એજ સંસારની મુખ્ય પ્રવૃત્તિનું કારણ છે અને ત્યારપછી પૂર્વસંકલ્પિત વાસનાનેલીધે જન્મ-મરણનાં કારણ ઉત્પન્ન થાય છે.[૪]

રામચંદ્રજી પૂછે છે:—હે મુનિશ્રેષ્ઠ! એ પ્રમાણે છે ત્યારે દૈવ એટલે શું, કર્મ એટલે શું તથા કારણ એટલે શું? તે કહો.[૫]

વસિષ્ઠ કહે છે:—આકાશમાંના વાયુની પેઠે સ્ફુરણા થવી તથા ન થવી એ બન્ને ચૈતન્યનો સ્વભાવ છે. જ્યારે તેની સ્ફુરણા થાય છે ત્યારે ઉલ્લાસ થાય છે તથા સ્ફુરણા નથી થતી ત્યારે શાંત રહે છે.[૬] શુદ્ધ ચૈતન્યમાં સ્વાભાવિક અવિદ્યાની સ્ફુરણા થાય છે ત્યારે તેને સ્પંદન (સ્ફુરણા થવી) કહે છે કે જેથી આ જગત જણાય છે અને જ્યારે જગતની દૃશ્યતાની શાંતિ થાય છે ત્યારે તેને અસ્પંદન (સ્ફુરણા ન થવી) કહે છે.[૭] શુદ્ધ ચૈતન્યના સ્પંદનથી સૃષ્ટિની સ્ફુરણા થાય છે તથા અસ્પંદનથી શાશ્વત બ્રહ્મની સ્ફુરણા થાય છે. ચૈતન્યના સ્પંદનનાં જીવ× કારણ§ અને કર્મ+ એવાં જૂદાં જૂદાં નામ છે.[૮] જે અનુભવરૂપી આત્મા છે તેજ ચૈતન્યનું સ્પંદન છે અને તેનાંજ જીવ, કારણ અને કર્મ એવાં નામ છે, અને તે સંસારનું બીજ છે.[૯] આ પ્રમાણે દ્વિત્વ થયેલા ચૈતન્યના આભાસથી કર્મના અનુસારે મરણસમયે સંકલ્પનેલીધે જેવી વાસના થાય તેવો સૃષ્ટિમાં દેહ ઉત્પન્ન થાય છે અને વિવિધ પ્રકારના ભોગવવાના પદાર્થ ઉત્પન્ન થાય છે.[૧૦] હજારો જન્મ તથા મરણનાં કારણને પામેલો જીવ, ઘણા જન્મ થયા પછી મોક્ષ પામે છે તથા જ્ઞાની એકજ જન્મમાં મોક્ષ પામે છે.[૧૧] ચૈતન્યના સ્વભાવને જેવી ઉપાધિનો સંબંધ થાય તેવાં તેનાં કારણ બંધાય છે તેથી કોઇ સમયે સ્વર્ગ, કોઇ સમયે મોક્ષ, કોઇ સમયે નરક તથા કોઈ સમયે બંધન પ્રાપ્ત થાય છે.[૧૨] સુવર્ણમાં કડાં તથા કુંડળ વગેરે રહેલાં છે, તેવીરીતે કાષ્ઠ તથા લોષ્ઠસમાન આ જડદેહમાં જન્મ–મરણ વગેરે વિકાર રહેલા છે.[૧૩] ઉપરના જન્મ–મરણ વગેરે વિકાર જો કે ખોટા છે તથા થતાજ નથી તોપણ ભ્રમને લીધે જન્મ થયો, સ્થિતિ થઈ તથા મરણ થયું વગેરે વિકારનો અનુભવ થાય છે.[૧૪] આશાથી પરવશ થયેલું ચિત્ત, પરમાર્થજ્ઞાન ન હોવાથી હું, મ્હારૂં વગેરે અસત્યરૂપ જુવે છે.[૧૫] જેવીરીતે મથુરાના રાજાને ચંડાળનો ભ્રમ થયો હતો, તેવીરીતે જીવને ભ્રમનેલીધે જગતનું સ્ફુરણ થાય છે, પણ તે બધું મનોમાત્ર છે તથા ભ્રાંતિના ઉલ્લાસથી જણાય છે. સમુદ્રમાંના સૌમ્ય જળમાં જેવીરીતે પાણીના સ્પંદ ઉત્પન્ન થાય છે, તેવીરીતે બ્રહ્મરૂપી સમુદ્રમાં ચૈતન્યરૂપી જળના વિષે શિવ કે જે કારણરૂપ છે તેની સ્ફુરણાથી જીવરૂપી ચક્ર, ચિત્તરૂપી મોજાં તથા સૃષ્ટિરૂપી પરપોટા ઉત્પન્ન થાય છે.[૧૬-૧૯] માયાને નાશ કરનાર પરબ્રહ્મના સંવિતનો આભાસ

× પ્રાણના હલન–ચલનને વિવક્ષાથી જીવ કહે છે.

§ પોતાની અંદર રહેલાં કાર્ય ઉત્પન્ન થાય છે તેથી કારણ કહે છે.

+ શરીર વગેરેના હલન–ચલનથી કર્મ કહે છે.

છે તેજ વિષયરૂપે રહેલ છે; તેને ચિદાભાસના અધ્યવસાયથી જીવ કહે છે તથા સંકલ્પથી મન કહે છે તેમજ બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા માયા એવાં નામ પડે છે.[૨૦-૨૧] ગંધર્વનગર અસત્ય છતાં સત્ય જણાય છે, તેવીરીતે તન્માત્રાની કલ્પનાપૂર્વક આ જગતનો મન વિસ્તાર કરે છે.[૨૨] શૂન્ય આકાશમાં દૃષ્ટિના વિસ્તારથી મુક્તાવલિ દેખાયછે તથા સ્વપ્નમાં ભ્રમ થાય છે, તેવીરીતે ચિત્તને સંસૃતિનો અનુભવ થાય છે.[૨૩] આત્મા કે જે શુદ્ધ, નિત્યતૃપ્ત તથા શાંત છે, તે ચિત્તરૂપી સ્વપ્નના વિભ્રમને જુવે છે.[૨૪] જાગૃત અવસ્થા એજ સંસૃતિ છે, અહંકાર સ્વપ્ન છે, ચિત્ત સુષુપ્તિ છે તથા ચૈતન્ય એ તુર્ય (ચોથું) સ્થાનક છે[૨૫] જ્યારે પ્રત્યગાત્મા અત્યંત શુદ્ધ ચૈતન્યમાત્રના વિષે પરિણામ પામે ત્યારે તે તુર્યાતીત પદ કહેવાય છે, કે જે ઠેકાણે રહેનાર ફરીથી શોકવાન થતો નથી.[૨૬] તે બ્રહ્મસત્તામાં આ જગત ઉત્પન્ન થાય છે તથા તેમાંજ લય થાય છે, પણ ખરૂં જોતાં જેમ નેત્રદૂષણથી આકાશમાં મુક્તાવલિ દેખાયછે તે મિથ્યાછે, તેવી રીતે આ જગતની ઉત્પત્તિ નથી, તેમ લય પણ નથી.[૨૭] પૃથ્વીમાં રહેલાં ઝાડ ઊંચાં વધે છે તેની ઉન્નતિનું કારણ આકાશ છે કારણ કે તે આકાશ ઝાડને ઊંચું થતાં રોકતું નથી, તેવીરીતે આત્મા માયાથી કરેલા સર્ગને રોકતો નથી તેથી તેના વિષે કર્તાનો આરોપ છે પણ વસ્તુતાથી, આકાશ જેમ વૃક્ષની ઉન્નતિકર્તા નથી, તેવીરીતે આત્મા જગતકર્તા નથી.[૨૮] જેમ શુદ્ધ અરીસામાં પાસે રહેલા પદાર્થનું પ્રતિબિંબ પડે છે, તેમ આત્માવિષે સંવેદનને લીધે જગત પ્રતિબિંબરૂપે જણાય છે.[૨૯] વૃક્ષમાં બીજ, અંકુર તથા પત્ર થયાં પછી જેમ ફળ થાય છે, તેમ ચૈતન્યરૂપી બીજમાંથી, ચિત્ત, જીવ તથા મનની કલ્પનાથી જગત ઉત્પન્ન થાય છે.[૩૦] બીજ તથા ફળથી યુક્ત મેઘના જળનું બિંદુ પૃથ્વીમાં ધાન્ય વગેરે પદાર્થમાં પ્રવેશ કરી જેમ બીજરૂપે ઉત્પન્ન થાય છે, તેમ વાસનાથી વાસિત ચિત્ ચૈતન્યને લીધે ચિત્ત તથા સર્ગરૂપે ઉત્પન્ન થાય છે.[૩૧] બીજમાં વૃક્ષ તથા બીજ બન્ને રહેલ છે તેનો બોધ હોય અથવા ન હોય તોપણ તેમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેથી વૃક્ષ અને બીજમાં જેવો ભેદ છે તેવો ચિત્તરૂપે થયેલ જગતમાં તથા બ્રહ્મમાં ભેદ નથી, કારણ કે બીજ અને વૃક્ષના બોધમાત્રથીજ તેના અખંડિત રૂપનું ભાન થતું નથી; અને બ્રહ્મના બોધમાત્રથીજ જેમ દીવો કરવાથી પદાર્થના રૂપ વગેરેનું સંપૂર્ણ જ્ઞાન થાય છે, તેમ અખંડસ્વરૂપનું જ્ઞાન થાય છે.[૩૨,૩૩] પૃથ્વીમાં જેમ જેમ ખોદવામાં આવે તેમ તેમ ખોદેલા ભાગમાં આકાશ થતું જાય છે, તેવીરીતે અવિદ્યા જેવો જેવો વિચાર કરે, તે પ્રમાણે તેને અધિષ્ઠાનની સત્તાથી અનુભવ થાય છે.[૩૪] શુદ્ધ સ્ફટિકમણિમાં અજ્ઞાનથી વન વગેરે જોવામાં આવે છે, તેમ શુદ્ધ બ્રહ્મના વિષે જગત અનેક પ્રકારનું નથી તોપણ અનેક પ્રકારનું જોવામાં આવે છે.[૩૫] વૃક્ષનું બીજ જેમ ફળ, પત્ર, લતા તથા ગુલ્મરૂપે રહે છે તેમ બ્રહ્મ જગતરૂપે રહેલું છે.[૩૬]

રામચંદ્રજી કહે છેઃ—અહો ! ! આશ્ચર્ય છે કે આ જગત અસત છતાં સતરૂપે જણાય છે, તથા મ્હોટું છે, સ્વસ્થ છે, સ્ફુટ છે ને સૂક્ષ્મ છે.[૩૭] બ્રહ્મના વિષે આભાસરૂપે જગત્ રહેલું છે તથા તેમાં આભાસરૂપજ ગુણની સ્ફુરણા થાય છે એમ તમે કહ્યું તે મ્હેં સાંભળ્યું પણ સમષ્ટિ—વ્યષ્ટિ સ્થૂળદેહ કેવીરીતે થાય છે તથા સ્વાભાવિક અર્થ( બ્રહ્મ )માંથી તેને ઉત્પન્ન થવાપણું કેમ છે ? તે તમે કહો.[૩૮,૩૯]

વસિષ્ઠ કહે છેઃ—ભૂત જો કે પ્રફુલ્લિત અંગથી રહિત છે તોપણ પ્રફુલ્લિત અંગવાળા ભૂતનો જેમ બાળકના હૃદયમાં ઉદય થાય છે, તેમ બ્રહ્મના વિષે જીવપણાનો અત્યંત અસંભવ છે તથા પૂર્વે તેનો અનુભવ નથી તોપણ પ્રથમ અનુભવ થયો હોય તેવીરીતે (પરબ્રહ્મમાં જીવપણાનો) ઉદય થાય છે.[૪૦-૪૧] બ્રહ્મના વિષે બૃંહણરૂપ શક્તિ રહેલી છે તે પ્રમાણ અને પ્રમેયરૂપ છે, શુદ્ધ છે, સત્ય છતાં અસત્યરૂપે જણાય છે તથા અભિન્ન છતાં ભિન્ન જણાય છે. જેવીરીતે બ્રહ્મ વિચારરૂપી જીવિતથી જીવરૂપે થાય છે તેવીરીતે મનનના ધર્મથી તે જીવ મનરૂપે થાય છે.[૪૨,૪૩] ત્યારપછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપે ચિત્ત ઉત્પન્ન થાય છે તથા અતિ સૂક્ષ્મરૂપે આકાશમાં સ્ફુરે છે.[૪૪] તેની સ્ફુરણાથી સંવેદનરૂપ, કાળનેલીધે પંચીકરણદ્વારા ઉત્પન્ન થયેલ તથા સૂર્યની પેઠે પ્રકાશિત, ઝાકળના કણની પેઠે, બ્રહ્માંડરૂપનો તથા મનુષ્યાદિ દેહનો પોતાના વિષે અનુભવ કરે છે.[૪૫] તે સમયે શબ્દ તથા અર્થના વિભાગની સ્ફુર્તિ ન હોવાથી 'હું કોણ છું ?' તેની પણ ખબર નથી પડતી અને ત્યારપછી પુરૂષાર્થના વિચારસહિત પૂર્વના હજારો જન્મનું સ્મરણ થવાથી ગર્ભના વિષે શબ્દના તથા અર્થના વિભાગની ખબર પડે છે.[૪૬] પિંડમાં સ્ફુટ અહંભાવનું વેદન થવાથી મુખના એક ભાગમાં હવે પછી ઉત્પન્ન થનારી જીહ્વા ઈંદ્રિયદ્વારા રસનો અનુભવ થાય છે.[૪૭] તેજનું સ્ફુરણ થવાથી ઉત્પન્ન થનાર નેત્રદ્વારા પ્રકાશનો અનુભવ થાય છે.[૪૮] ગંધની સ્ફુરણાથી નાસિકાદ્વારા ગંધનો અનુભવ થાય છે. આવીરીતે તે જીવાત્મા કાકતાલીય ન્યાયથી, પૂર્વની વાસનાથી કલ્પિત ઈંદ્રિયોને પોતાના વિષે જુવે છે અને પછી પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે.[૪૯,૫૦] શરીરના એક દેશમાં શબ્દરૂપી ગુણવાળા કાન ઉત્પન્ન થાય છે તેથી શબ્દનું જ્ઞાન થાય છે.[૫૧] સ્પર્શ ગુણવાળી ત્વચા ઉત્પન્ન થાય છે તેથી સ્પર્શનું જ્ઞાન થાય છે, રસગુણવાળી રસના ઉત્પન્ન થાય છે તેથી રસનો અનુભવ થાય છે.[૫૨] રૂપના ગુણવાળાં નેત્ર ઉત્પન્ન થાય છે તેથી પ્રકાશનું જ્ઞાન થાય છે તથા ગંધના ગુણવાળી નાસિકા ઉત્પન્ન થાય છે તેથી ગંધમાત્રની ખબર પડે છે.[૫૩] આવી રીતે બહારના અર્થને પ્રકટ કરનાર ઈંદ્રિયોનાં છિદ્ર દેહના વિષે ઉત્પન્ન થાય છે તથા સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ પ્રતિભાસરૂપે આતિવાહિક દેહ ઉત્પન્ન થાય છે. બ્રહ્મની પરસત્તાનું કોઇનાથી વર્ણન થાય તેમ નથી કે જે સત્તા અચળ છતાં ચળ હોય તેમ જણાય છે.[૫૪,૫૬] પ્રમાણ, પ્રમેય તથા પ્રમાતા એ બધું બ્રહ્મરૂપજ છે; તથા દેહાદિકલ્પના વ્યવહારમાત્રથી રહેલી છે. આતિવાહિક દેહ આત્માથી ભિન્ન છે એવું સંવેદન થવાથી તે ભિન્ન છે, અને બ્રહ્મરૂપજ છે એવું સંવેદન થવાથી તે દેહ બ્રહ્મરૂપ છે. તેમજ ભિન્નતાનું તથા એકતાનું સંવેદન થવું તે સંવેદન પણ બ્રહ્મથી ભિન્ન નથી.[૫૮]

રામચંદ્રજી પૂછે છેઃ—તમારા કહેવાપ્રમાણે પરબ્રહ્મના એકપણાથી બ્રહ્મ કે જે ચિદેકરસ છે તેના વિષે અજ્ઞાનનો સંભવ નથી અને અજ્ઞાનવિના જીવ વગેરે ભેદકલ્પના પણ ઘટતી નથી માટે બ્રહ્મથી અતિરિક્ત (જૂદો) મોક્ષ શું છે ? તથા મોક્ષમાટે વિચાર કરવાનું શું કારણ ?[૫૯]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! આ તમારો પ્રશ્ન સિદ્ધાંતના સમયે શોભે તેવો છે. સમયવિના ધારણ કરેલી પુષ્પની માળા સારી હોય તોપણ શોભતી નથી. કાળવિના થયેલાં પુષ્પ તત્કાળ ઉપયોગમાં આવે તેથી સાર્થક છે તોપણ તે પુષ્પ કાળવિના થયાં છે તેથી અનર્થરૂપ છે. તેજ પ્ર-

પ્રમાણે માણસને પરિપાકદશા ન આવી હોય ત્યાંસુધી "મોક્ષ શું છે તથા તેમાટે વિચાર કરવાનું શું કારણ?" એવાં વચન અનર્થરૂપ છે.[૬૦,૬૧] પદાર્થમાત્રને રોકનાર તથા મુક્ત કરનાર કાળ છે, માટે કાળેકરી સર્વ ફળ મળે છે, ઉપરપ્રમાણે તે જીવાત્મા કાળેકરી સ્વપ્નસમષ્ટિરૂપ હિરણ્યગર્ભ(બ્રહ્મા)-પણાને પામે છે.[૬૩] તે બ્રહ્મા પ્રણવના ઉચ્ચારથી અર્થજ્ઞાન થવાથી સર્વ પદાર્થને જોઈ શકે છે અને મનોરાજ્ય કરે છે તેથી તન્મયપણું પામે છે.[૬૪] જે આ જગત પ્રત્યક્ષ જોવામાં આવે છે તે અસત્ તથા આકાશરૂપ છે. પર્વત વગેરે ઊંચા આકાર છે તે પણ જ્યારે આકાશરૂપ છે ત્યારે અલ્પ પદાર્થ આકાશરૂપ હોય તેમાં શું આશ્ચર્ય ?[૬૫] માટે જે કાંઈ દેખાય છે તેની ઉત્પત્તિ પણ નથી તેમ નાશ પણ નથી; તથાપિ આકાશમાં ગંધર્વનગર દેખાય છે તેવીરીતે બ્રહ્મ જગતરૂપે દેખાય છે.[૬૬] જે પ્રમાણે બ્રહ્મા વગેરે જીવની સત્તા સત્–અસત્રૂપ છે તે પ્રમાણે પૃથ્વીમાંના સઘળાં પ્રાણીની તથા સ્વર્ગમાંના દેવતાની સત્તા પણ સત્ તથા અસત્રૂપ છે.[૬૭] બ્રહ્માથી કીડાપર્યંતની ઉત્પત્તિ સંવેદનના સંભ્રમથી થયેલી છે અને તે મિથ્યા છે; કારણ કે સારી રીતે જ્ઞાન થવાથી તેનો ક્ષય થાય છે.[૬૮]. જે પ્રમાણે બ્રહ્મા ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે કીડો પણ ઉત્પન્ન થાય છે; પણ કીડામાં ભૌતિક મલિનપણું અધિક હોવાથી તે તુચ્છ કર્મ કરે છે તથા બ્રહ્મામાં તેમ ન હોવાથી તે તુચ્છ કર્મ કરતા નથી એટલો માત્ર તેમાં ભેદ છે.[૬૯] જીવમાં ઉપાધિને અનુસારે જીવતા રહેલી છે, તેને અનુસારે પૌરૂષ રહેલું છે તથા પૌરૂષને અનુસારે કર્મ રહેલાં છે.[૭૦] અત્યંત સારાં કર્મના ફળની અવધિ થાય ત્યારે બ્રહ્માનું પદ મળે છે તથા નઠારાં કર્મના પાપફળની અવધિ થાય ત્યારે કીડાપણું થાય છે; તથા જ્ઞાનનો ઉદય થવાથી બ્રહ્મપદ તથા કીડાપણું એ બન્નેનો ક્ષય થાય છે.[૭૧] પ્રમાણ, પ્રમેય તથા પ્રમાતા ચૈતન્યથી ઇતર નથી માટે દ્વૈતવાદ માત્ર સસલાના શીંગડાંજેવો તથા આકાશનાં પુષ્પજેવો છે એટલે કે જેમ સસલાંને શીંગડાં નથી તથા આકાશમાં પુષ્પ નથી, તેમ દ્વૈતવાદ પણ મિથ્યા છે.[૭૨] જે પ્રમાણે કોશીટો બનાવનાર કીડો પોતાનું ઘર બનાવવા સમયે પોતેજ તેમાં બંધાઈ રહે છે, તે પ્રમાણે આ જગત કે જે મનની ભાવનાથી ઉત્પન્ન થયું છે તેમાં માણસો મિથ્યાબંધનનો અનુભવ કરે છે.[૭૩] બ્રહ્માએ પોતાના મનેકરી જેવું જોયું તેવી ઉત્પત્તિ કરી તથા જેવી ઉત્પત્તિ કરી તેવી મનુષ્યો જુવે છે[૭૪] જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થતી હોય તે તેમાંથીજ થાય છે પણ તે-વિના થતી નથી એવો સ્વાભાવિક નિશ્ચય છે.[૭૫] આ ઉત્પન્ન થયેલું જગત મિથ્યા છે, તેની વૃદ્ધિ થાય છે તે પણ મિથ્યા છે, તેનો અનુભવ પણ મિથ્યા છે તથા લય પણ મિથ્યા છે.[૭૬] બ્રહ્મ કે જે શુદ્ધ છે, સર્વ ઠેકાણે રહેનાર છે, અનંત છે તથા અદ્વિતીય છે તેને ભ્રાંતિથી પરવશ થયેલાં માણસો, અશુદ્ધ, અસત્, અનેક તથા એક ઠેકાણે રહેનાર હોય એમ જાણે છે.[૭૭] બાળક પોતાની કુકલ્પનાથી જળ તથા તેના તરંગ જૂદા છે એમ માની તેમાં ભેદ કલ્પે છે પણ વસ્તુતાથી ભેદ નથી, તેવીરીતે જે આ ભેદ જણાય છે તે અજ્ઞાની માણસોએ, દોરડીમાં થયેલી સર્પની ભ્રાંતિની પેઠે ભ્રાંતિથીજ માત્ર ભેદ કલ્પેલો છે તથા ભેદ અને અભેદશક્તિ કે જેને પરસ્પર વિરોધ છે તે બન્ને બ્રહ્મમાં રહેલી છે.[૭૮] પાણીમાં જેવીરીતે તરંગ જૂદા રહેલા છે તથા સુવર્ણનાં કડાં અને કુંડળ છે, તેવીરીતે આત્મા પોતે પોતાથી જૂદો હોય તેવીરીતે જણાય છે.[૭૯] પ્રથમ આત્માના વિષે જગતની સ્ફુરણા થાય છે, તે સ્ફુરણાનો વિસ્તાર થવાથી

મન થાય છે અને મનેકરી અહંભાવ થાય છે. આ પ્રમાણે નિર્વિકલ્પ પ્રત્યક્ષરૂપે જણાતું આ જગત પ્રથમ મનરૂપે થયું. ત્યારપછી અહંકારની ભાવનાથી અહંકાર ઉત્પન્ન થયો.[૮૦] ત્યારપછી મન અને અહંકાર એ બન્નેથી સ્મૃતિ ઉત્પન્ન થઈ તથા મન, અહંકાર અને સ્મૃતિથી અનુભવ પ્રમાણે તન્માત્રા ઉત્પન્ન થઈ. તન્માત્રાના વિષે જીવ ઉત્પન્ન થયા તથા તેમાં ચિત્તપણું આવ્યું. ઉપર પ્રમાણે બ્રહ્મ કે જે ઉપાદાન કારણ છે તેમાંથી આ જગતનો સન્નિ-વેશ કલ્પિત છે.[૮૧] આ પ્રમાણે મન જેવી કલ્પના કરે છે તેવા પદાર્થ જોઈ શકે છે. આ જગત સાચું હોય અથવા ખોટું હોય પણ ચિત્ત જેવી કલ્પના કરે તેવું જોઇ શકે છે તથા તે સત્ય હોય એમ જાણી તેમાં વ્યવહાર કરે છે.[૮૨] **एवं यदेव मनः कल्पयति तदेव पश्यति । सद्वा भवत्वसद्वा चित्तं यत्कल्पयत्यभिनिविष्टं तत्तत्पश्यति यास्यति सदिव प्रतिभासमुपगतं सद्यः ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પતિ પ્રકરણનો 'સત્યોપદેશ' નામનો સડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૭.**

## सर्ग ६८ मो* કર્કટીરાક્ષસીનું આખ્યાન-તેણે કરેલું ઉગ્રતપ

**वसिष्ठ उवाच ।** अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
राक्षस्योक्तं महाप्रश्नजालमावलिताखिलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ-હે રામ ! આ સમયે હું તમને રાક્ષસીનો કહેલો એક પુરાતન ઇતિહાસ કહું છું કે જે ઇતિહાસ ઘણા પ્રશ્નથી યુક્ત છે.[૧] શ્યામ કાજળના પર્વતરૂપ પૂતળીના જેવી, હિમાલયપર્વતની ઉત્તર દિશામાં "કર્કટી" એ નામની એક રાક્ષસી હતી.[૨] 'વિષૂચિકા' તેનું બીજું નામ હતું. તે અન્યાય કરનારને પીડા કરનારી હતી. વિંધ્યાટવીના જેવો શુષ્ક તથા દુબળો તેનો દેહ હતો.[૩] ઘણા બળવાળી હતી. અગ્નિના જેવાં તેનાં નેત્ર હતાં. પૃથ્વી તથા આકાશના અર્ધભાગમાં સંપૂર્ણ થાય તેવા વિસ્તારવાળો તેનો દેહ હતો. કાળાં વસ્ત્ર પહેરનારી તથા જાણે દેહધારી અંધારી રાત્રિ હોય એવી તે લાગતી હતી.[૪] ઝાકળરૂપી વસ્ત્રથી ઢંકાયેલી હતી. વાદળાંરૂપી મસ્તકપરનું ઉત્તરીયવસ્ત્ર હતું. લાંબાં થયેલાં વાદળાંના જેવી તે શોભતી હતી. અંધકારના જેવા તેના મસ્તકના કેશ હતા.[૫] સ્થિર રહેલી વિજળીના જેવાં તેનાં નેત્ર હતાં. તમાલનાં ઝાડજેવા તેના જાનુ હતા. વૈદૂર્યમણિના વર્ણના સૂપડાંના જેવા તેના નખ હતા. ભસ્મ તથા ઝાકળના જેવું તેનું હાસ્ય હતું.[૬] માંસરહિત મનુષ્યના દેહરૂપી પુષ્પની માળાથી તે શોભતી હતી. સર્વ અંગમાં શબની માળા પરોવેલી હતી.[૭] ભૂતની સાથે નૃત્ય કરતી ત્યારે કાળાવર્ણનાં કર્ણકુંડળ હાલતાં હતાં. સૂર્યને ગ્રહણ કરવામાટે તેણે પોતાની ડોક ઊંચી કરી હોય એમ જણાતું હતુ. તેના હાથ ભયંકર તથા ઉગ્ર હતા.[૮] તેની કાયા મ્હોટી હોવાથી અને યોગ્ય આહારના દુર્લભપણાથી, સમુદ્રલેખાની પેઠે તેના જઠ-રાનળને તૃપ્તિ થતી નહિ.[૯] જાણે વડવાનળની જીહ્વા હોય, તેવીરીતે તે મ્હોટા ઉદરવાળી રાક્ષસીને તૃપ્તિ ન થવાથી તે એક દિવસ વિચાર કરવા લાગી કે 'સમુદ્ર જે પ્રમાણે વિશ્રાંતિ લીધાવિના જળના સમૂહનું ભક્ષણ કરે છે, તે પ્રમાણે જંબૂદ્વીપમાં રહેલાં સર્વ માણસને

* આ અડસઠમા સર્ગમાં કર્કટીરાક્ષસીનું આખ્યાન તથા તેણે સર્વ જંતુનો નાશ કરવાસારૂ કરેલા ઉગ્રતપનું વર્ણન લખેલું છે.

જ્યારે હું ગળીજાઉં ત્યારે, મેઘથી જેમ મૃગતૃષ્ણાની શાંતિ થાય, તેમ મ્હારી ક્ષુધાની શાંતિ થાય. દુઃખની વેળાએ જે યુક્તિથી જીવન ચાલે તેવીયુક્તિ કરવામાં કાંઇ બાધ નથી.[10-12] પણ મંત્ર, ઔષધ, તપ, દાન તથા દેવપૂજાથી માણસોની રક્ષા થયેલી છે, માટે તેઓનો મ્હારાથી એકદમ નાશ કેમ થાય?[13] જો હું ચિત્તમાં ખેદ કર્યાવિના તપ કરૂં તો મનોરથ સિદ્ધ થાય, કારણ કે તપ કરવાથી જે પદાર્થ ન મળે તેવો હોય તે પણ મળે છે.[14] આવી રીતે વિચાર કરી સર્વ જંતુનો નાશ કરવાની ઈચ્છાથી તપ કરવામાટે, જાણે હાથ–પગવાળી શ્યામવર્ણની અભ્રમંડળી હોય તેવીરીતે સ્થિર રહેલી તથા વિજળીના જેવાં નેત્રવાળી તે રાક્ષસીએ, હિમાલય પર્વતના શિખરઉપર ચડીને, સ્નાન કરી તપ કરવાનો પ્રારંભ કર્યો. ચંદ્ર અને સૂર્યના જેવાં પ્રકાશ પામતાં નેત્રવાળી તે રાક્ષસીએ એકપગે ઉભા રહી તપ કરવા માંડયું.[15-17] ટાઢ તથા તડકામાં લીન થયેલી તે રાક્ષસીને તપ કરતાં કેટલાક દિવસો, પખવાડિઆં, માસ તથા ઋતુ ચાલી ગઇ.[18] આકાશને ગળીજવાને જાણે તત્પર થઈ હોય તેવીરીતે કાળા તથા ઊંચા કેશવાળી તે રાક્ષસી સ્થિર થઇને ઉભી.[19] આપ્રમાણે પવનથી શિથિળ થયેલ દેહની ચામડી-રૂપી વસ્ત્ર ધારણ કરનારી તથા શબ્દ કરતા પવનથી ચાલતા કેશમાં તારા અને નક્ષત્રરૂપી મોતીને ધારણ કરનારી તે રાક્ષસીને જોઇને તેને વરદાન આપવાસારૂ બ્રહ્મા તેની પાસે આવ્યા.[20]

**आलोक्य तां पवनजर्जरितांगकत्वक् चीरांगणाकृतिरणत्पवनावधूतैः ।**
**ऊर्ध्वस्थमूर्द्धजतमःपटलैर्दधानां तारौघमौक्तिकमजः समुपाजगाम ॥२०॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિ પ્રકરણનો 'રાક્ષસીવર્ણન' નામનો અડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૮.**

## सर्ग ६९ मो* કર્કટીરાક્ષસીને બ્રહ્માનું વરદાન થયું

**वसिष्ठ उवाच । अथ वर्षसहस्रेण तां पितामह आययौ ।**
**दारुणं हि तपः सिद्ध्यै विषाग्निरपि शीतलः ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! આ પ્રમાણે હજાર વર્ષપર્યંત તપ કર્યા પછી તેને વરદાન આપવાસારૂ બ્રહ્મા તેની પાસે આવ્યા. દારૂણ તપ કરવાથી મનોરથ સિદ્ધ થાય છે. તપ કર-વાથી વિષરૂપી અગ્નિ પણ શીતળ થાય છે.[1] બ્રહ્માનાં દર્શન કરી, મનથી દંડવત કરી રાક્ષ-સીએ વિચાર કર્યો કે 'એવું કયું વરદાન છે કે જેથી સંપૂર્ણ રીતે મ્હારી ક્ષુધાની શાંતિ થાય?[2] બ્રહ્માપાસે હું એક એવું વરદાન માગું કે જેથી હું રોગરૂપી અને લોઢાંની જીવવાળી સૂચિકા (સોય) થાઉં.[3] આ બ્રહ્માના વરદાનથી બે પ્રકારની સોય થઇને સુગંધની પેઠે પ્રાણીમાત્રના હૃદયમાં પ્રવેશ કરીશ અને ઈચ્છાપ્રમાણે ક્ષુધાની શાંતિ કરવા માટે આખા જગતને ગળી જઈશ તેથી ક્ષુધાની શાંતિ થવાથી મને સુખ થશે.'[4-5] આ પ્રમાણે વિચાર કરનારી તે રાક્ષસીને 'હિંસા કરવામાં ઈચ્છાવાળી છે' એમ જાણી બ્રહ્માએ તેને કહ્યું.[6]

બ્રહ્મા રાક્ષસીને કહે છેઃ–હે પુત્રિ! હે કર્કટિકે! હે રાક્ષસના કુળપર્વતમાં અભ્રમાળારૂપી રાક્ષસી! તું ઉભી થા. હું પ્રસન્ન થયો છું, માટે ઈચ્છામાં આવે તેવું વરદાન માગ.[7]

*આ ઓગણોતેરમા સર્ગમાં બ્રહ્માએ રાક્ષસીને વરદાન આપ્યું. ગુણીજનની રક્ષાસારૂ મંત્ર કહ્યો તથા બ્રહ્મા પાછા પોતાના લોકમાં ગયા એટલી વાત કહેવાશે.

કર્કટીરાક્ષસી બ્રહ્માને કહે છે:—હે ભગવન્! હે ભૂતભવ્યેશ! જો તમે વરદાન આપવા આવ્યા હો તો હું અનાયસી (રોગરૂપી, જીવસહિત માટે લોઢાંની નહિ) તથા આયસી (લોઢાની) જીવવાળી સૂચિકા (સોય) થાઉં, એવું વરદાન આપો.[૮]

વસિષ્ઠ કહે છે:—આવાં રાક્ષસીનાં વચન સાંભળી બ્રહ્માએ તેના કહેવાપ્રમાણે તેને વરદાન આપ્યું તથા બોલ્યા કે: "હે રાક્ષસી! તું **वि** ઉપસર્ગસહિત **सूचिका** થઈશ. એટલે કે તું **विषूचिका** (કે જેને ટુંટિયાંનો રોગ કહે છે તે) થઇશ.[૯] સૂક્ષ્મ માયાથી દુષ્ટભોજન કરનાર, દુષ્ટ આરંભ કરનાર, (બીજાનું અનિષ્ટ કરનાર), મૂર્ખ, શાસ્ત્રના માર્ગથી વિરૂદ્ધ રીતે ચાલનાર તથા દુષ્ટદેશમાં નિવાસ કરનાર, દુષ્ટલોકના હૃદયમાં પ્રાણદ્વારા અપાનથી હૃદયપર્યંત પ્રવેશ કરીને પ્લીહામાં પીડા કરી તેમનો તું નાશ કરજે.[૧૦-૧૧] વાતલેખારૂપી વિષૂચિકા વ્યાધિ થઈ સગુણ તથા નિર્ગુણ માણસનો તું નાશ કરીશ.[૧૨] શાસ્ત્ર તથા સદાચારમાં નિષ્ઠાવાળા ગુણવાન માણસની રક્ષા કરવા માટે (વિષૂચિકા રોગ મટવામાટે) હું મંત્ર કહું છું. હિમાલયપર્વતની ઉત્તરબાજુએ 'કર્કટી' એ નામની રાક્ષસી છે,[૧૩] તેનું 'વિષૂચિકા' એવું નામ છે તથા તે અન્યાય કરનાર માણસને દુઃખ દેનારી છે. તેની શાંતિનો મંત્ર આ પ્રમાણે છે.

**ॐ ह्रीं ह्रां रीं रां विष्णुशक्तये नमः। ॐ नमो भगवति विष्णुशक्तिमेनां। ॐ हर हर नय नय पच पच मथ मथ उत्सादय दूरे कुरु स्वाहा हिमवंतं गच्छ जीव सः सःसः चंद्रमंडलगतोसि स्वाहा।**

મંત્ર જાણનાર માણસે ઉપરનો મંત્ર ડાબા હાથમાં રાખી વિષૂચિકા થયેલ રોગીને જમણા હાથથી માર્જન કરવું તથા 'કર્કટી' નામની વિષૂચિકા રાક્ષસી મંત્રરૂપી મુદ્ગરથી મર્દિત થઇને હિમાલયપર્વતમાં ચાલી ગઈ તથા રોગી ચંદ્રમંડળના અમૃતકુંડમાં રહેલો છે અને અજર, અમર તથા સર્વ વ્યાધિથી મુક્ત થયો છે, એમ મનથી ધ્યાન ધરવું.[૧૪-૧૬] પવિત્રપણાથી આચમન કરી ચિત્તમાં વ્યગ્રતા રાખ્યાવિના મંત્રધારણ કરનાર માણસ વિષૂચિકા રોગનો નાશ કરી શકે છે.[૧૭] આ પ્રમાણે રાક્ષસીને વરદાન આપી, વિષૂચિકાનો મંત્ર કહી ત્રણ લોકના નાથ બ્રહ્મા પોતાના લોકમાં ગયા. તે સમયે આકાશમાં રહેલા સિદ્ધગણે તેની પાસેથી વિષૂચિકા મંત્ર ગ્રહણ કર્યો તથા ઇંદ્રાદિ દેવતાઓએ બ્રહ્માને દંડવત કર્યા.[૧૮] **इति गगनगतस्त्रिलोकनाथो गगनगसि[illegible]गृहीतसि[illegible]मंत्रः। गत उपगतशक्रवंद्यमानो निजपुरमक्षयमायमुज्वलश्रीः॥१८॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિ પ્ર૦ 'વિષૂચિકામંત્રકથન' નામનો ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ. ૬૯**

---

## सर्ग ७० मो* કર્કટીનું સૂચીરૂપ થવું તથા તેનાં કર્મનું વર્ણન

**वसिष्ठ उवाच । अथ भूधरशृंगाभा सा महा[illegible]णराक्षसी ।**
**कज्जल[illegible] तानवं गंतुमुद्यता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:—હે રામ! ત્યારપછી પર્વતના શિખરની કાંતિજેવી તે કાળાવર્ણની રાક્ષસી, કાજળરૂપી મેઘલેખાની પેઠે ક્રમેકરી પાતળી થવા માંડી.[૧] તે પ્રથમ વાદળાંના આકારની થઈ, ત્યારપછી વૃક્ષની શાખાના જેવડી થઈ, ત્યારપછી પુરૂષના જેવડી થઈ, ત્યાર-

* આ સીત્તેરમા સર્ગમાં તે રાક્ષસીનું શરીર ક્રમે કરી સૂક્ષ્મ થયું તથા એ જાતનું તેનું સૂચીરૂપ થવું અને પ્રાણીના શરીરમાં તેણે પ્રવેશ કર્યો એ કથા કહેવાશે.

પછી એક હાથજેવડી થઇ,[૨] ત્યારપછી પ્રાદેશ × જેવડી થઈ, ત્યારપછી એક અંગુળજેવડી થઇ, ત્યારપછી અડદની શીંગજેવડી થઈ, ત્યારપછી સોયજેવડી થઇ,[૩] ત્યારપછી ઝીણી સોયજેવડી થઈ અને ત્યારપછી કમળની કેસરાજેવી થઇ. આ પ્રમાણે પર્વતના શિખરના આકારવાળી તે રાક્ષસી સંકલ્પથી ક્રમેકરી અણુજેવડી થઈ ગઇ.[૪] કાળાવર્ણની **आयसी** તથા **अनायसी** આકાશમાં જનારી તથા નિવાસ કરનારી તે સૂક્ષ્મ **सूचिका** લિંગ શરીરથી ચાલવા લાગી.[૫] તે સૂચીરૂપે દેખાય છે પણ લોઢાનું નામ નથી તેથી સંસારમાંની ભ્રાંતિમાંહેલી આ સૂચી એ પણ એક જાતની ભ્રાંતિ છે.[૬] સૂર્યનાં કિરણનો અંદર પ્રવેશ થવાથી રત્નમય સોયજેવી તથા વૈદૂર્યમણિનાં કિરણની જાણે પંક્તિ હોય એવી તે દેખાવા લાગી. મનન કરવાનો ધર્મ તેનામાં વિશેષ હતો.[૭] પવનથી આવેલી કાજળરૂપી મેઘની લતાના જેવી તે દેખાવા લાગી. તેનાં નેત્રના સૂક્ષ્મછિદ્રમાં રહેલી કનીનિકા (આંખ્યની કીકી) આકાશમાંનાં સૂક્ષ્મ નક્ષત્રજેવી શોભતી હતી.[૮] તેના પૂંછડાનો અગ્રભાગ અતિ સૂક્ષ્મ હતો તથા તેનું મુખ સુંદર હતું. આવી રીતે વરદાનથી તેનું સૂક્ષ્મરૂપ થયું માટે પોતાના વિસ્તારની શાંતિ માટે તેણે મૌનવ્રત ધારણ કર્યું.[૯] તેનું સૂક્ષ્મશરીર પ્રત્યક્ષ ન હોવાથી આકાશપણાને પામેલું તેનું રૂપ દૂરથી દિવાના જેવું પ્રકાશ પામતું હતું. વરદાનથી ઇચ્છિત દેહ મળવાથી પ્રસન્ન થયેલી તે રાક્ષસી મ્હોડાથી આકાશનું વમન કરતી હોય એમ જણાતું હતું.[૧૦] વિસ્તાર પામેલા દિવાનાં કિરણજેવી તે કોમળ હોવાથી સૂક્ષ્મદૃષ્ટિથી તે દેખાય તેવી હતી. બાળકે સ્નાન કર્યા પછી તરત, જેવા બાળકના વાળ હોય તેવા વાળજેવો તે રાક્ષસીનો વિલાસ હતો.[૧૧] બહાર ફરવાના કૌતુકથી બ્રહ્મરંધ્રમાંથી નીકળીને સૂર્યમંડળમાં જવાને પણ તે તત્પર હતી. નિયત ઇંદ્રિયોની શક્તિવાળી તે રાક્ષસી લિંગદેહથી બહાર દેખાતી હતી.[૧૨] બૌદ્ધ તથા તાર્કિકનું જ્ઞાન જેમ કોઈના જાણવામાં આવતું નથી, તેમ તે કોઈના જાણવામાં આવતી ન હતી.[૧૩] તે અત્યંત અલક્ષ્ય હોવાથી શૂન્યવાદને ઉત્પન્ન કરનારી હતી. આકાશના જેવો તેનો વર્ણ હતો, તે કાંઇ પણ શબ્દ બોલતી નહિ. અદૃશ્ય તથા જીવવાળા સોયના સ્વરૂપથી તે રહેલી હતી.[૧૪] ક્ષીણ થતી દિવાની કાંતિ જો કે જોવામાં આવતી નથી તોપણ તેને સ્પર્શ કરવાથી તાપ લાગે છે, તેવી રીતે તે અદૃશ્ય હતી તોપણ અતિ તીક્ષ્ણ હતી.[૧૫] આ પ્રમાણે તે રાક્ષસીએ આખા જગતને ગળી જવા માટે સોયના રૂપનો અંગીકાર કર્યો પણ તેનું રૂપ સૂક્ષ્મ હોવાથી તે જગતને ગળવા સમર્થ થઈ નહિ. માટે અહો ! તેની મૂર્ખતા જુઓ.[૧૬] તેણે જગતને ગળી જવાની મનથી ઇચ્છા કરી હતી, પણ તુચ્છ સોયના રૂપની ઈચ્છા કરી નહતી. અનર્થમાં બુદ્ધિવાળી તે રાક્ષસીએ વિચાર કર્યા વિના સોયના રૂપનો અંગીકાર કર્યો. જે માણસની બુદ્ધિ અનર્થમાં હોય તેને પૂર્વાપરનો વિચાર ઉત્પન્ન થતો નથી.[૧૭-૧૮] અરીસો નિર્મળ હોય તોપણ તેમાં નિશ્વાસ નાખવાથી તે અરીસો મેલો થઈ જાય છે, તેવી રીતે માણસનું ચિત્ત નિર્મળ હોવાથી જો કે તેનામાં વિચાર કરવાની શક્તિ છે, તોપણ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાની ઈચ્છાથી, તેમાં કરેલા પ્રયત્નને લીધે ચિત્ત મેલું થવાથી, પૂર્વાપરનો વિચાર સૂઝતો નથી.[૧૯] ઉપર કહેલી રાક્ષસી કે જેણે જગતને ગળી જવારૂપી પોતાનો અર્થ સિદ્ધ કર-

× અંગુઠો તથા તર્જની આંગળી લાંબી કરવાથી જેટલો વિસ્તાર થાય તેને પ્રાદેશ કહે છે.

વામાટે પોતાના મ્હોટા શરીરનો ત્યાગ કરી સૂચીશરીરનો અંગીકાર કર્યો હતો, તેણે (સ્વાર્થની સિદ્ધિમાટે,) મરણનું દુ:ખપણ સુખરૂપ માન્યું.[૨૦] એકજ વસ્તુમાં પ્રીતિ કરનાર માણસની કેવી વિષમ ગતિ થાય છે ? કર્કટીરાક્ષસીએ એક વસ્તુમાં પ્રીતિથી, પોતાની ઈચ્છાથી દેહનો પણ તૃણની પેઠે ત્યાગ કર્યો.[૨૧] એક વસ્તુમાં પ્રીતિ કરનાર માણસને બીજી વસ્તુમાં ભાન રહેતું નથી. કર્કટીરાક્ષસીએ જગતને ગળીજવાની પ્રીતિથી પોતાના દેહના નાશનો પણ વિચાર કર્યો નહિ.[૨૨] એક વસ્તુમાંઅતિ ઈચ્છા રાખનાર માણસને તેમાં તેનો નાશ થતો હોય તોપણ તે સુખરૂપ માને છે, તેવીરીતે તે રાક્ષસીએ પોતાના દેહનો નાશ થયો તોપણ તેમાં તેણે સંતોષ માન્યો.[૨૩] આવીરીતે પ્રાણીમાત્રને ગળીજવાની ઈચ્છાવાળી તે **जीवविषूचिका** આકાશરૂપ નિરાકાર તથા આકાશની પેઠે સૂક્ષ્મ લિંગશરીરવાળી થઈ હતી.[૨૪] તેજના સૂક્ષ્મ પ્રવાહજેવી તેની કાંતિ હતી. પ્રાણ તંતુરૂપ તથા કુંડલિની શક્તિજેવો તેનો આકાર હતો. સૂર્ય અને ચંદ્રનાં કિરણ-જેવી તે સુંદર હતી.[૨૫] પુષ્પના સુગંધની પેઠે સૂક્ષ્મરૂપથી દેહધારીના દેહમાં પ્રવેશ કરીને પાપરૂપ ક્રૂર મનોવૃત્તિવાળી તે રાક્ષસી પારકા પ્રાણનું હરણ કરી પોતાનો પરમ અર્થ પૂરો કરવામાં પરાયણ હતી.[૨૬,૨૭] બે પ્રકારનાં સૂચીરૂપ સૂક્ષ્મસ્વરૂપથી ઝાકળના જેવી પાતળી તથા રૂના જેવી કોમળ તે રાક્ષસીએ માણસના હૃદયમાં પ્રવેશ કરી શરીરને વીંધતાં દશ દિશામાં ફરવા માંડયું.[૨૮,૨૯] પ્રત્યેક માણસ પોતાના સંકલ્પથી લઘુ (હલકો) તથા ગુરૂ (ભારે) થાય છે તેમજ કર્કટીરાક્ષસીએ ઉગ્ર શરીરનો ત્યાગ કરી સૂચીશરીરનો સ્વીકાર કર્યો.[૩૦] કર્કટીરાક્ષસીએ તપ કરી સોયસરખા પિશાચપણાની પ્રાર્થના કરી, તેવીરીતે આ જગતમાં ક્ષુદ્રબુદ્ધિ-વાળા માણસને તુચ્છ અર્થ પણ આનંદ ઉપજાવનાર થઈ પડે છે.[૩૧] કર્કટીરાક્ષસીએ તપ કર્યું તેથી તેને પુણ્ય થયું તોપણ રાક્ષસજાતિનો ક્રૂર સ્વભાવ હોવાથી તેની માણસને ગળી જવાની પાપી ધારણા મટી નહિ. તેજપ્રમાણે આ જગતમાં ક્રૂર અંતઃકરણવાળાં માણસો ઉત્તમ પુણ્ય-કર્મ કરે તોપણ તેમનો જાતિસ્વભાવ શાંત થતો નથી.[૩૨] ઉપર પ્રમાણે તે રાક્ષસીએ દિશામાં ફરવા માંડયું; તે સમયે મહાપવનથી તેનું શરીર શરદ્ઋતુનાં વાદળાંની પેઠે વીંખાઈ ગયું.[૩૩] વાયુમાં લીન થયેલી તે રાક્ષસીએ રોગથી પરવશ થયેલા માણસના શરીરમાં, તેમજ દુબળા તથા સ્થૂળ શરીરવાળા માણસના શરીરમાં પ્રવેશ કરી વિષૂચિકાનો રોગ ઉત્પન્ન કરવા માંડયો.[૩૪] તે કોઈ સમયે પાતળા દેહવાળાં અને સ્વસ્થ તથા સારી બુદ્ધિવાળાં માણસના શરીરમાં જીવસૂચીપણાથી પ્રવેશ કરી તેમનામાં દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન કરે છે.[૩૫] દુષ્ટ બુદ્ધિવાળાં માણસના શરીરમાં પ્રવેશ કરવાથી કોઈ સમયે તે રાક્ષસીને તૃપ્તિ થાય તથા કોઈ સમયે પુણ્યવાન માણસો મંત્ર, ઔષધિ તથા તપના ક્રમથી તેને કાઢી પણ મૂકતા.[૩૬] આ પ્રમાણે બે દેહથી આકાશમાં તથા પૃથ્વીમાં ફરતાં ફરતાં તેને ઘણાંક વર્ષ ચાલ્યાં ગયાં. તે રાક્ષસી કોઇ સમયે પૃથ્વીવિષે ધૂળમાં સંતાઈ રહે, કોઈ સમયે હાથની આંગળીઓમાં સંતાઈ રહે. કોઈ સમયે આકાશના વિષે પ્રભામાં સંતાઈ રહે. કોઇ સમયે વસ્ત્રના તંતુમાં સંતાઈ રહે.[૩૭,૩૮] કોઇ સમયે શરીરના મધ્યે સ્નાયુરૂપી નદીમાં, કોઈ સમયે વ્યભિચારાદિ દોષથી દૂષિત થયેલી ઇંદ્રિ-યમાં, કોઇ સમયે ધૂળથી મેલા થયેલા અવયવોમાં, કોઈ સમયે સૂકાઇ ગયેલી માણસના હાથ–પગની રેખારૂપી નદીના ખાડામાં, કોઇ સમયે સૂક્ષ્મ રેખારૂપી જૂના ખડમાં,[૩૯] કોઈ સમયે

શ્વાસોશ્વાસ લેતા કાંતિ–વગરના સૌભાગ્યરહિત માણસોના અંગમાં, કોઇ સમયે મક્ષિકા જેમાં બણબણે છે તેવા દુષ્ટવાયુથી યુક્ત ખડવાળો દેશ કે જેમાં શોભાવાળાં બિલ્વ તથા આમ્રવૃક્ષ ન હોય તેવે સ્થળે તે રાક્ષસી સંતાઇ રહે;[૪૦] કોઈ સમયે સ્થૂળ પશુ તથા માણસનાં હાડકાંથી યુક્ત દેશ કે જેમાં નિરંતર પવન સ્ફુર્યા કરે છે તથા આત્મનિષ્ઠ અને પરપીડાને હરણ કરનાર જ્ઞાનીઓ જ્યાં છે નહિ તથા અપવિત્ર માણસો દુષ્ટ વસ્ત્ર પહેરી જેમાં ફર્યા કરે છે તેવા દેશમાં તે સંતાઇ રહે.[૪૧] કોઈ સમયે મધમાંખી તથા કાગડા અને કોયલને રહેવાના ઝાડના પોલાણમાં તથા ઠુંઠાંમાં સંતાઇ રહે. કોઈ સમયે રૂક્ષ શબ્દ કરતા વાયુથી હાલતી અંગુલીરૂપી ઝાડની શાખામાં સંતાઈ રહે.[૪૨] કોઇ સમયે માળારૂપી વાદળાંની લેખામાં સંતાઈ રહે. કોઇ સમયે ફાટી ગયેલ આંગળીઓના વ્રણજેવા, માણસને રહેવાના સ્થળમાં સંતાઈ રહે. કોઈ સમયે ઝાકળના બિંદુમાં સંતાઇ રહે. કોઇ સમયે રાફડામાં સંતાઇ રહે.[૪૩] કોઈ સમયે ઝાંઝવાનાં જળથી પ્રકાશ પામતા મરૂદેશમાં સંતાઇ રહે. કોઇ સમયે નખવાળા વ્યાઘ્ર વગેરે પશુને રહે-વાનાં કઠોર અરણ્ય, કે જેમાં આવેલ પથિકજન ભયથી નાસી જાય છે તેવા અરણ્યમાં સંતાઈ રહે.[૪૪] કોઈ સમયે વિરૂપ તથા શુષ્ક પિશાચ વગેરેએ ચાવેલ તાંબૂલની સુકાએલ બીડીજેવાં ખરી ગયેલાં સુકાએલ પાંદડાંથી યુક્ત પાણીનાં ગંધાતાં ખાબોચિયામાં સંતાઇ રહે. કોઇ સમયે માર્ગની તુચ્છ નદી ઉપર પથિકજનને વિશ્રાંતિ લેવાનાં શીતળ સ્થાનકમાં સંતાઈ રહે.[૪૫] કોઈ સમયે ગળી ગયેલ યૂકાના* ઉદરમાં રહેલ માણસના રૂધિરથી ગલોફાં જેનાં ભરાઇ રહેલાં છે તેવા નરવાનરના‡ નખરૂપી મુખપણાને ધારણ કરનાર§ આંગળીઓના સમૂહમાં સંતાઈ રહે.[૪૬] કોઇ સમયે અનેક પ્રકારનાં વિચિત્ર વસ્ત્રથી શોભતાં શહેરમાં જઈ રહે તથા કોઈ સમયે જવા-આવવાના પરિશ્રમથી અતિ થાકી જાય.[૪૭] કોઇ સમયે નગર તથા ગામડાંમાં રહેલાં સૂત્ર તથા પાત્રમાં ભરાઈ રહે છે. મદોન્મત્ત બળદ અરણ્યમાં પોતાનાં શીંગડાંથી ટીંબા ખોદી નાખે છે, તેવીરીતે અનેક પ્રકારના તાપથી તપતાં માણસોના દેહરૂપી અરણ્યમાં તે રાક્ષસી બળદની પેઠે રહે છે.[૪૮] કોઇ માણસે લુગડાં શિવવાસારૂ લીધેલી તે સૂચિકા–સોય (તેના)માં દોરો પરોવી ખેંચાવાથી જ્યારે તે થાકી જાય ત્યારે તે હાથમાંથી પડી જઇ લુગડાંમાં સંતાઇ રહે છે.[૪૯] તે સૂચિકા ક્રૂર તથા કઠિન છતાં માણસના હાથમાં વાગતી નથી તેથી લોકો તેનો ત્યાગ કરતા નથી, કારણ કે કોઈ માણસ તીક્ષ્ણ હોય પણ જો તે પોતાની તીક્ષ્ણતા બહાર ન બતાવે તો લોકો તેનો ત્યાગ ન કરે.[૫૦] આ પ્રમાણે તે સૂચિકાએ જીવસચીસહિત વૃદ્ધ માણસના મનમાં રહેલી આશાની પેઠે દિશામાં ફરવા માંડયું.[૫૧] પવનની સત્તાથી ફોતરાં જેવીરીતે ચારે બાજૂ ઉડે છે, તેવીરીતે તે સૂચીએ અંતઃકરણની સત્તાથી ચારેબાજૂ ફરવા માંડયું.[૫૨] બીજા માણસે મુખમાં પરોવેલાં સૂત્રને ભક્ષણ કરનારી તે સૂચિકા બીજા માણસે પ્રેરેલ ઉદરપૂરણની ઈચ્છાથી સ્વસ્થ ચિત્તવાળી થઈ.[૫૩] તપ કરવા સમયે તે રાક્ષસીએ બીજાનો વધ કરી પોતાનું ઉદર પૂરવામાં આનંદ માન્યો હતો. માટે તેનું સોયનું રૂપ થવાથી તેના મુખમાં દોરો પરોવી લોકોએ જાણે તેને

* જુ. ‡ વાંદરાં. § વાંદરાં જુ ખાઈ જાય છે, અને જુ માણસનું લોહી પીયે છે, તેથી માણસના લોહીથી વાંદરાંનાં ગલોફાં ભરાઈ રહેલાં હોયજ તથા વાંદરાં નખથી જુ પકડે છે, તેથી તેનું નખરૂપી મુખ લખેલું છે.

વધ કરવાની ઇચ્છાથી અટકાવી હોય એમ નિશ્ચય થાય છે.[૫૪] અતિક્રૂર અંતઃકરણવાળો મનુષ્ય પણ અતિ દરિદ્ર માણસનું દયાથી પોષણ કરે છે, તેવી રીતે તે સૂચી જો કે ક્રૂર છે તોપણ દરિદ્રરૂપે રહેલાં જૂનાં ફાટેલાં લુગડાને સાંધીને તેનું પોષણ કરે છે.[૫૫] આ પ્રમાણે તે રાક્ષસી બીજાનું પોષણ કરે છે પણ તે પોતાનું ઉદર પૂરી શકતી નથી કારણ કે તપ કરવાથી તેનું હૃદય છિદ્રરહિત થયું હતું.[૫૬] ઉપર પ્રમાણે પોતાનું ઉદર ન પૂરાવાથી અકસ્માત્ પ્રાપ્ત થયેલા તે સૂચીરૂપને માટે તે રાક્ષસીને ખેદ થવા લાગ્યો.[૫૭] તોપણ રાક્ષસના સ્વભાવથી જ્યારે તેને વીંધવાના કામમાં જોડવામાં આવે છે ત્યારે નદીના પ્રવાહની પેઠે ઉતાવળથી વેધન કરે છે.[૫૮] સ્ત્રી–પુત્રાદિકમાં વાસનારૂપી દીર્ઘતંતુ, મરણસમયે ઉત્પન્ન થઇને જેવીરીતે જીવરૂપી ચૈતન્યને વાસનારૂપી સ્ત્રી–પુત્રમાં ફેરવે છે, તેવીરીતે તે સૂચી વસ્ત્રમાં સૂત્રને વેધન કરીને ફેરવે છે.[૫૯] ચાડીઆ તથા ચોરજેવા દુષ્ટ લોકો બીજાને દુઃખ દેતીવખત પોતાનું મ્હોડું દેખાડતા નથી, તેવીરીતે તે સોય વસ્ત્રમાં વેધન કરતી વખત પોતાનું મુખ વસ્ત્રથી ઢાંકતી ઢાંકતી આગળ ચાલી જાય છે.[૬૦] સોયમાં જ્યારે દોરો પરોવે છે, ત્યારે દુર્જન માણસ બીજાને મારવાસારૂ જેમ તેમની સામી નજર કરે, તેમ તે રાક્ષસી સોય, પોતાનાં છિદ્રરૂપી નેત્રથી "હું તેને કયા ઉપાયથી મારૂં" એવી ધારણાથી જાણે સામું જોતી હોય એમ જણાય છે.[૬૧] મૂર્ખ માણસ ગુણવાન તથા દોષવાન માણસસાથે જેમ એકસરખી રીતે વર્તે છે, તેમ તે સોય રેશમી તથા કપાસના લુગડામાં એકસરખીરીતે વેધન કરે છે.[૬૨] મ્હોટા દોરાને ધારણ કરનારી તથા અંગુષ્ઠાંગુલિથી પીડા પામેલી તે સોય દોરો પોતાના હૃદયમાં ન સમાવાથી જાણે દોરાનું વમન કરતી હોય તેમ જણાય છે.[૬૩] સૂત્રમાં પરોવાયેલી તે સૂચી તીક્ષ્ણ છે તોપણ તેનું હૃદય શૂન્ય હોવાથી રસના સ્વાદની ખબર નથી તેથી રસયુક્ત તથા રસરહિત પદાર્થમાં રાક્ષસના સ્વભાવથીજ પ્રવેશ માત્ર કરે છે.[૬૪] મુખમાં દોરો પરોવેલી તે સોય તીક્ષ્ણ હોવાથી બીજાને સંતાપ કરવાને સમર્થ છે તોપણ કાંઈ બોલતી નથી, બીજાને દુઃખ દેતી નથી તથા તેના ઉપર છિદ્ર છે તોપણ હૃદયથી શૂન્ય છે*તેથી જેમ રાજપુત્રી દુર્ભગા હોવાથી ખેદ પામે, તેવીરીતે તે સોયને પણ ખેદ થવા લાગ્યો,[૬૫] ક્રૂર બુદ્ધિવાળી તે રાક્ષસી અપરાધવિનાનાં માણસને મારવામાં ઈચ્છાવાળી હતી, (તે પાપને લીધે) પોતાની બુદ્ધિથીજ સૂત્રમાં પરોવાઈને પોતાના પાપરૂપી પાશમાં લટકી રહી.[૬૬] સીવનારના હાથમાંથી પડી જાય છે ત્યારે તે સોય છેટે પડેલા શ્યામ પદાર્થમાં સૂઈ રહે છે. પોતાના સ્વરૂપથી યુક્ત મિત્રની કયો માણસ ઈચ્છા કરતો નથી?[૬૭] મૂઢ ચિત્તવૃત્તિવાળા પદાર્થસાથે મિશ્ર થયેલી તે રાક્ષસી પ્રાકૃત માણસમાં રહે છે. પોતાની બરાબર સંગતિનો ત્યાગ કરવાને કયો માણસ ઈચ્છા કરે?[૬૮] કોઈ સમયે તે સોય લુહારનીપાસે આવે ત્યારે તેને તપાવવામાટે તે, અગ્નિમાં નાખે તે વેળાએ તેની ધમણની ફુંકથી ઊંચી ઉડી પલાયન કરી જાય છે.[૬૯] તે રાક્ષસી પ્રાણીના પ્રાણદ્વારા દેહની અંદર ફરે છે તથા દુઃખ ઉત્પન્ન કરવાની ઘોરશક્તિ તેનામાં રહેલી છે[૭૦] સમાનવાયુના વિપરીતપણાથી સમાનની પેઠે ગમન કરે છે તથા ઉદાનવાયુના વિપરીતપણાથી ઉદાનવાયુની સાથે ગમન કરે છે.[૭૧] વ્યાનવાયુની સાથે રહીને વ્યાધિ ઉત્પન્ન કરે છે. સર્વ અંગના રસમાં ફરે છે. કોઈ સમયે શૂળરોગરૂપી વાયુમાં, હૃદયમાં તથા કંઠમાં પ્રવેશ કરી ઉન્માદ કરે છે.[૭૨] વીંધવાના

કામમાં વિલાસ માનનારી તે રાક્ષસી કોઈ સમયે ભરવાડના ધાબળામાં ભરાઇને બાળકનાં આંગળાંને વીંધવાને તત્પર છે.[૭૩] કોઈ સમયે માણસના પગમાં પેસી જાય છે ત્યારે રૂધિરપાન કરી આનંદ માને છે. કોઈ સમયે પુષ્પની માળા પરોવવાના કામમાં આવે ત્યારે પુષ્પનાં ગુચ્છના અલ્પ ભોજનથી સંતોષ માને છે.[૭૪] કોઈ સમયે ઘણી વેળા નીચું માથું કરી ગારામાં સૂઇ રહે છે. કયો માણસ પોતાની ઇચ્છાપ્રમાણે મળેલા સ્થાનકનો ત્યાગ કરવા ઈચ્છે?[૭૫] નીચ માણસને ઉત્સવ કરતાં પણ ક્લેશ સુખરૂપ થાય છે, તે પ્રમાણે તે રાક્ષસીએ પારકા પ્રાણ હરણ કરવામાં આનંદ માન્યો.[૭૬] લોભી માણસને અર્ધી કોડીનો લાભ થાય તે પણ તે ઘણો માને છે, તે પ્રમાણે થોડા લોહીમાં પણ તે આનંદ માનવા લાગી. માણસજાતિની અહંકારની ચમત્કૃતિ કોઈનાથી મટાડી શકાય તેવી નથી.[૭૭] આવી રીતે **जीवसूची** તથા **लोहसूची** એવાં બે સૂચીસ્વરૂપથી તેણે પ્રાણીમાત્રના મરણની ઇચ્છા રાખી. મૂઢ માણસને પોતાના આવશ્યકના સ્વાર્થના કામમાં પોતાની મૂઢતા ઉદય થતી નથી.[૭૮] ઘરમાં રાખેલી સોય વાપરવામાં ન આવે તો તે ઉપર કાટ ચડી જાય તથા માટીમાં ઘસવાથી તે પાછી ઉજ્વળ થાય તેવીરીતે તે સૂચીને બીજાને મારવાનું કામ ન થાય ત્યારે તેના મનમાં દુઃખ થાય છે તથા બીજાને દુઃખ દેવાથી આનંદ પામે છે.[૭૯,૮૦] તે ઘણી સૂક્ષ્મ છે, અદૃશ્ય છે, ખંડન કરનારી છે, તીક્ષ્ણ ભેદન કરે છે, ક્રૂર છે તથા જાણે દૈવી ચેષ્ટા હોય નહિ શું ? એવી જણાય છે.[૮૧] તંતુનું વેધન કરવાથીજ બીજાનો નાશ થયો, એમ જાણી તે સંતોષ માને છે; દુર્જન મનુષ્ય કોઇને પણ હાનિ કરીને આનંદયુક્ત થાય છે.[૮૨] તે રાક્ષસી પોતાની શક્તિથી કોઈ સમયે ગારામાં, કોઇ સમયે આકાશમાં, કોઇ સમયે આકાશના પવનની સાથે દિશામાં, ધૂળમાં, ભૂતળમાં, વગડામાં, ઘરના અંતઃપુરમાં, હાથમાં, કાનરૂપી કોમળ કમળમાં, ઉનના સમૂહમાં, લાકડાંના છિદ્રમાં, માટીના ઢગલામાં તથા કોઇ સમયે પ્રાણીના હૃદયમાં પણ સંતાઈ રહે છે. જે પ્રમાણે યોગી મંત્રની શક્તિથી ઈચ્છાપ્રમાણે વિહાર કરે છે, તેવીરીતે તે રાક્ષસીએ પણ ઈચ્છાપ્રમાણે ફરવા માંડયું.[૮૩] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો. સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાસારૂ ત્યાંથી ઉઠીને સ્નાન કરવા ગઈ. રાત્રિ વીત્યાપછી સૂર્યનાં કિરણો ફૂટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિપાસે આવી.[૮૪]

**इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेस्तमिनो जगाम ।**
**स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ८४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સૂચીવ્યવહારવર્ણન' નામનો સીત્તેરમો સર્ગ સંપૂર્ણ.**

**વાલ્મીકિનો છઠ્ઠો દિવસ પૂરો થયો.**

## सर्ग ७१ मो* કર્કટીરાક્ષસીનો પશ્ચાત્તાપ

**वसिष्ठ उवाच ।** अथ सा ब[illegible]कालेन कर्कटीनाम राक्षसी ।
सर्वेषां न मासानां न तु तृप्तिमुपाययौ ॥ १ ॥

* આ ઇકોતેરમા સર્ગમાં સૂચીરૂપ થયેલી તે રાક્ષસીએ પૂર્વના દેહનું સ્મરણ કરી તેને માટે પશ્ચાત્તાપ કર્યો તથા ખેદ કર્યો, તેનું વર્ણન આવશે.

વસિષ્ઠ કહે છેઃ-હે રામ ! ત્યારપછી તે કર્કટીરાક્ષસીને ઘણા કાળસુધી માણસના માંસનો સ્વાદ લેતાં પણ સંપૂર્ણ તૃપ્તિ થઇ નહિ.[૧] એક રૂધિરના બિંદુથી તેની ક્ષુધા શાંત થાય છે કારણ કે સૂચીની અંદર વધારે શું સમાય ? પણ સૂચીની તૃષ્ણા શાંત થતી નથી.[૨] તેથી તે રાક્ષસી વિચાર કરવા લાગી કે: "મને કેવું સૂચીપણું પ્રાપ્ત થયું છે. હું સૂક્ષ્મ થઇ ગઈ છું. વધારે ભક્ષણ કરવાની શક્તિ હરાઈ ગઇ છે અને મ્હારા ઉદરમાં એક ગ્રાસ પણ માતો નથી.[૩] મ્હારાં પ્રથમનાં હાથ-પગ વગેરે વિશાળ અંગો કયાં ગયાં? વનમાં પાંદડાં વીંખાઇ જાય, તેવી રીતે મેઘના જેવાં વિશાળ અંગો વીંખાઇ ગયાં.[૪] મ્હારાં મંદભાગ્ય છે, કારણ કે સુંદર વસા-ચરબીની સુગંધીવાળો સ્વાદુ માંસના રસનો એક ગ્રાસપણ મ્હારા ઉદરમાં માતો નથી.[૫] ગારાની વચમાં હું ડૂબી જાઉં છું, પૃથ્વી ઉપર પડી જાઉં છું, માણસના પગના પ્રહારથી હણાણી છું તથા મલિન થયેલી છું.[૬] અરેરે ! ! હું હણાણી. અરે ! હું ધણીવિનાની. અરે ! મને કોઇ ધારણા દેનાર નથી. મ્હારે કોઇ સ્થાનક નથી. દુઃખથી પણ વધારે દુઃખમાં તથા સંકટથી પણ વધારે સંકટમાં હું ડૂબી ગયેલી છું.[૭] મ્હારે કોઇ સખી નથી, દાસી નથી, માત-પિતા નથી, કોઇ ચાકર નથી, કોઈ બંધુ નથી, પુત્ર નથી,[૮] દેહ નથી, કોઇ સ્થાનક નથી, તેમ કોઈ આશ્રય પણ નથી; અને નિવાસને માટે એક સ્થાનક ન હોવાથી વનનાં પાંદડાંની પેઠે ચારેબાજુ ભમ્યા કરૂં છું.[૯] હું દારૂણ દુઃખના ધોંસરાંમાં જોડાયેલી છું તેથી મરણ થાય તો સારૂં, એમ ધારૂં છું પણ માગ્યું મ્હોત પણ આવતું નથી.[૧૦] મૂઢ માણસ હાથમાં આવેલા ચિંતામણિને કાચનો કટકો જાણી હાથમાંથી નાખી દે, તેવીરીતે મૂઢ બુદ્ધિથી મ્હેં મ્હારા પ્રથમના દેહનો હાથેકરી ત્યાગ કર્યો.[૧૧] માણસને જ્યારે મનમાં મોહ થાય ત્યારે પ્રથમ હજારો દુઃખ ઉત્પન્ન કરનાર દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તે પાછળથી અનર્થના વિસ્તારથી પ્રકાશ પામે છે.[૧૨] કોઈ સમયે મ્હારે ધૂમાડામાં રહેવું પડે છે, કોઇ સમયે માર્ગમાં કચરાઈ જાઉં છું અને કોઈ સમયે ખડમાં પેસી જાઉં છું માટે અરે ! મ્હારા દુઃખની પરંપરાનો પાર નથી.[૧૩] બીજાને પીડા કરનારી તથા બીજાના સંચારથી ચાલનારી હું પરવશપણાનેલીધે પરમ કૃપણપણાને પામેલી છું.[૧૪] રૂધિર વગેરેનો સ્વાદ લેવાની અભિલાષા થાય છે પણ તે અભિલાષાનું વેધનમાત્ર ફળ છે અને ઉદર ન હોવાથી સ્વાદ લઈ શકાતો નથી, માટે હું હીન-ભાગ્યવાળી છું તેથી દૌર્ભાગ્ય પણ દુર્ભગ છે.[૧૫] જેમ ભૂતની શાંતિ કરતાં તે શાંતિથી ભૂત-નીજ ઉત્પત્તિ થાય, તેમ તપ કરવાથી મ્હારા નાશનો ઉદય થયો.[૧૬] મ્હેં મંદબુદ્ધિથી મ્હારાં પ્રથમના મ્હોટાં શરીરનો કેમ ત્યાગ કર્યો ? પણ કહેવત છે કે **"विनाशकाले विपरीतबुद्धिः"** તે પ્રમાણે મ્હારે પણ થયું.[૧૭] કીડી કરતાં પણ મ્હારૂં શરીર સૂક્ષ્મ છે, માટે માર્ગમાં ધૂળના ઢગલામાં જ્યારે હું ડૂબી જઇશ ત્યારે મ્હારો કોણ ઉદ્ધાર કરશે.[૧૮] ગામના માર્ગમાં પડેલાં ખડપાસે પર્વત ઉપર રહેલાં ઝાડને આવવાનો સંભવ નથી, તેપ્રમાણે સૂક્ષ્મદૃષ્ટિવાળા મુનિઓ, કે જેઓ એકાંતમાં રહે છે તે મ્હારો ઉદ્ધાર કરવાને મ્હારી પાસે આવે તેવો સંભવ નથી.[૧૯] હું અજ્ઞાનપણારૂપ સમુદ્રમાં રહેલી છું માટે મ્હારો અભ્યુદય કેમજ થાય. આંધળો માણસ પતંગીઆની સેવા કરે તેથી તેને પ્રકાશ જોવામાં આવતો નથી.[૨૦] મ્હારી ચેષ્ટામાત્ર હરાઈ ગઈ છે. આ આપત્તિના ખાડામાં કેટલા કાળસુધી પડી રહેવું પડશે તે હું જાણતી નથી.[૨૧]

અંજનરૂપી મ્હોટા પર્વતના પુત્રરૂપ અને સ્વર્ગ તથા પૃથ્વીના સ્તંભરૂપ મ્હારો મ્હોટો દેહ ક્યારે થશે, કે જે દેહમાં મ્હારા મેઘમાળાના જેવા હાથ હતા, વિજળીના જેવાં નેત્ર હતાં, ઝાકળના સમૂહજેવાં વસ્ત્ર હતાં, આકાશને સ્પર્શ કરે તેવા કેશ હતા.[૨૨,૨૩] (આકાશના મેઘને દેખી મોર નાચવા માંડે તે પ્રમાણે) લાંબા ઉદરરૂપી મેઘને દેખી મોર નાચવા માંડે તેવું ઉદર હતું, દેહના વાયુથી ચાલતાં—ચપળ સ્તન હતાં.[૨૪] હાસ્યરૂપી ભસ્મની છટાથી સૂર્યમંડળને રોધ કરે તેવું શરીર હતું. જાણે યમરાજાની પેઠે સર્વ પ્રાણીને ગળી જવા તત્પર થયો હોય તેવો ભયંકર આકાર હતો.[૨૫] અગ્નિની પેઠે પ્રકાશતી તથા ખાંડણીઆના જેવી ઉંડી આંખ્યો હતી તથા એક પર્વતના શિખર ઉપરથી બીજા પર્વત ઉપર પગ મૂકી હું વિહાર કરતી હતી.[૨૬] માટે હવે ફરીથી વાદળાંની પેઠે પ્રકાશ પામતું ઉદર ક્યારે થશે. શરદ્ઋતુના મેઘજેવી ધાટી નખની પંક્તિ ક્યારે થશે.[૨૭] મ્હોટા રાક્ષસોના હૃદયમાં પણ ભય ઉત્પન્ન કરે તેવું હાસ્ય ક્યારે થશે, સુંદર વાદિત્રસહિત અરણ્યમાં જઇ ક્યારે હું નૃત્ય કરીશ.[૨૮] વસા (ચરબી)-રૂપી આસવના કુંભથી તથા અમૃતજેવાં માંસથી યુક્ત હાડકાંના સમૂહથી હું નિરંતર મ્હારા ઉદરને ક્યારે પૂર્ણ કરીશ.[૨૯] લોકોનું રૂધિર પીવાથી મહોન્મત્ત થયેલી તથા હર્ષ પામેલી હું ક્યારે સુખથી નિદ્રા કરીશ.[૩૦] સોનું અગ્નિમાં પડીને ભસ્મનો અથવા (સુવર્ણમાંથી) લોઢાની સોયપણાનો અંગીકાર કરે, તેવીરીતે મ્હેં દુષ્ટ તપરૂપી અગ્નિમાં સુવર્ણમય પૂર્વના દેહનો ત્યાગ કરી ભસ્મપણાનો અંગીકાર કર્યો છે.[૩૧] અંજનના પર્વતની કાંતિજેવું તથા દિશાના તટમાં સંપૂર્ણ થાય તેવું મ્હારૂં મ્હોટું શરીર ક્યાં અને માંખીના પગની ખરીજેવું તથા તણખલાજેવું ઝીણું સોયપણું ક્યાં ?[૩૨] સોનાનો બાજુબંધ મળે તેને અવિચારી માણસ 'માટીનો છે' એમ જાણી નાખી દે છે, તે પ્રમાણે મ્હેં આ સોયજેવા શરીરના લાભથી પ્રથમના પ્રકાશિત શરીરનો ત્યાગ કર્યો.[૩૩] અરે !! ઝાકળથી યુક્ત વિંધ્યાચળની ગુફાજેવા મ્હારા ઉદર ! તું ત્હારા સિંહના સ્વભાવથી હાથીનો નાશ કેમ કરતું નથી.[૩૪] અરે !! પર્વતના શિખરને ભાંગી નાખનાર મ્હારા હાથ ! તમે સસલાંને ધારણ કરનાર આકાશમાંના ચંદ્રનો નખથી, પુરોડાશની બુદ્ધિથી કેમ બાધ કરતા નથી.[૩૫] અરે !! કાચ તથા મણિમાળાથી રહિત છતાં પણ પર્વતના તટના જેવા સુંદર મ્હારા વક્ષસ્થળ ! પ્રથમ ત્હારામાં સિંહની પેઠે જૂંનો સમૂહ સંતાઈ રહે, એવું જે રૂંવાડાંનું વન હતું તે હવે નથી.[૩૬] અરે !! કૃષ્ણપક્ષની રાત્રિનાં અંધારાંરૂપી સૂકાએલાં લાકડાંને બાળી નાખનાર મ્હારાં નેત્ર ! તમે તમારી દ્રષ્ટિરૂપી જ્વાળાથી દિશાની માળાને કેમ પ્રકાશ કરતાં નથી.[૩૭] અરે !! મ્હારા સ્કંધરૂપી બંધુ ! તમારો નાશ થયો, પૃથ્વીમાં તમારો ત્યાગ થયો તથા કાળેકરી શિલાના તળમાં તમને ઘસીને પીસી નાખ્યા.[૩૮] કલ્પાંતસમયના દાવાનળથી દગ્ધ થયેલા ચંદ્રબિંબના જેવા મનોહર હે મ્હારા મુખરૂપી ચંદ્ર ! (તેનું મુખ કાળું હોવાથી દાવાનળથી બળેલા ચંદ્રની ઉપમા આપી) તું ત્હારાં કિરણથી આજ કેમ પ્રકાશ પામતું નથી.[૩૯] અરે !! મ્હારા મ્હોટા આકારવાળા હાથ ! તમે ક્યાં ગયા? માંખીનો પગ અડવાથી પણ હું હાલી જાઉં એવું મને ક્ષુદ્ર સૂચીપણું પ્રાપ્ત થયું છે.[૪૦] કરંજના વૃક્ષથી યુક્ત મ્હોટા ઝાડના મૂળના ખાડાજેવા સુશોભિત અરે મ્હારા ભગ ! અરે !! વિંધ્યાચળના શિખરથી પણ શોભતા મ્હારા નિતંબ ! તમારી કેવી સ્થિતિ

થઇ.[૪૧] આકાશમાં પૂરાઈ રહે તેવો પ્રથમનો મ્હારો આકાર ક્યાં તથા હમણાં પ્રાપ્ત થયેલું તુચ્છ સૂચીપણું ક્યાં ? આકાશના છિદ્રજેવું પ્રથમનું સુંદર મુખ ક્યાં તથા નવું થયેલું સૂચીમુખ ક્યાં ? ઘણા માંસના ભારથી યુક્ત પ્રથમનો મ્હારો આહાર ક્યાં તથા હમણાંનું પાણીના બિંદુથી ભોજન ક્યાં ? અરે !! મ્હેં મ્હારા વિસ્તારનો ક્ષય કરવાસારૂજ આ નાટક રચ્યું, કે જેથી હું આવી સૂક્ષ્મ થયેલી છું.[૪૨] **क्वाकारोंबरपूरकः क च नवं तुच्छात्मसूचीवपू रोदोरंध्रसमं क वास्य कुहरं क्वेदं च सूचीमुखम् । क ग्रासो बहुमांसभारबहुलः क्वाब्बिंदुना भोजनं सूक्ष्मास्म्येतदहो मयैव रचितं स्वात्मक्षयं नाटकम् ॥४२॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિકાપરિદેવન' નામનો ઇકોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૧**

## सर्ग ७२ मो* કર્કટીએ પુનઃ તપ કર્યું અને ઇંદ્રને વિસ્મય થયો

**वसिष्ठ उवाच । सूची सा संभवद्वाणी चिंतयित्वेत्यकंपनम् ।**
**पुनस्तद्देहलाभाय भवाम्याशु तपस्विनी ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! સૂચીરૂપે થયેલી તે રાક્ષસીએ "પ્રથમનો દેહ મળવા માટે હું તપ કરૂં " એવો વિચાર કરી, વાણીને નિયમમાં રાખી, સ્થિરપણાથી તપનો નિશ્ચય કર્યો.[૧] મનુષ્યને મારવાના જે વિચારો તેના મનમાં હતા તે વિચારોનો ત્યાગ કરી તપ કરવાસારૂ હિમાલય પર્વત ઉપર પ્રયાણ કર્યું.[૨] પ્રથમ તે રાક્ષસીએ પોતાના આત્માના વિષે મનથી કલ્પિત સૂચીપણું જોયું. ત્યારપછી પ્રાણવાયુરૂપી તે જીવસૂચીએ પ્રાણસાથે પ્રવેશ કર્યો.[૩] એ પ્રમાણે પોતાનાવિષે મનોમય સૂચીપણાને જોનારી તે રાક્ષસીએ, પ્રાણવાયુરૂપી શરીરથી તપ કરવાસારૂ હિમાલયપર પ્રયાણ કર્યું.[૪] મરૂદેશમાં અકસ્માત ઉત્પન્ન થયેલ તૃણની શિખાની પેઠે, દૃઢ દાવાનળવાળા, ભૂતપ્રાણીમાત્રથી રહિત, રૂક્ષ, ધૂળથી યુક્ત તથા ખંડવિનાના હિમાલયના વિસ્તારવાળા સ્થળમાં ઇંદ્રનીલમણિની કાંતિજેવી તે રાક્ષસીએ તપ કરવાસારૂ નિવાસ કર્યો.[૫-૬] પોતાના સૂક્ષ્મ પગના અર્ધભાગથીજ તેણે પૃથ્વીનો આશ્રય રાખ્યો. એ પ્રમાણે એક પગે ઉભા રહી તપ કરવા માંડયું.[૭] પોતાનાં સૂક્ષ્મ પગનાં તળાંથી પૃથ્વીની રેણુને સંકટ કરનારી તે રાક્ષસી વિષયમાંથી મન કાઢી યત્નથી ઊંચું મુખ રાખી ઉભી રહી.[૮] તે રાક્ષસી કાળાં લોઢાંની સૂચીરૂપ હતી, હિંસા કરનારી હતી, તીક્ષ્ણ સ્વભાવની હતી તથા પવનનું ભક્ષણ કરતી હતી, તેથી પર્વતની રેણુ તથા પાણાઉપર સ્થિર ઉભી રહેવા સમર્થ હતી.[૯] અરણ્યમાં ભૂખી થએલી તે રાક્ષસીએ, દૂરથી ચાલ્યાં આવતાં માણસને જોવામાટે પોતાની ડોક ઊંચી કરી હોય એમ જણાતું હતું તથા પૂંછડાથી, ખડ તથા પાંદડાંના અગ્રભાગ ઉપર તે રહેલી હતી.[૧૦] ખડમાંકડીની પેઠે તેણે પર્વતઉપર સ્થિતિ કરી હતી. તે રાક્ષસીના મુખના છિદ્રમાંથી તેજની કાંતિ બહાર નીકળી તે તેની સખીની પેઠે તેની પાસે ઉભી રહી.[૧૧] પોતાનો સ્વજન ક્ષુદ્ર હોય તોપણ માણસ તેનાઉપર સ્નેહ રાખે છે, તે પ્રમાણે તે રાક્ષસી જોકે ક્ષુદ્ર છે તોપણ તેની મુખકાંતિએ તેના સખીપણાનો અંગીકાર કર્યો.[૧૨] એ પ્રમાણે તે રાક્ષસીને તેના મુખછિદ્રમાંથી

* બ્હોતેરમા સર્ગમાં રાક્ષસીનું ઉગ્રતપ અને તેના તપથી ઇંદ્રના મનમાં વિસ્મય થયો તેથી નારદમુનિએ ઇંદ્રને નિશ્ચય કરાવ્યો એટલી કથા કહેવાશે.

નીકળેલી કાંતિ એક સખી હતી તથા તેની પોતાની છાયા તે રાક્ષસીની બીજી સખી હતી.[13] છાયારૂપી સખીને તે રાક્ષસીએ પોતાની પાછળ રાખી તથા કાંતિરૂપી સખી આગળથી રક્ષા કરનારી હતી. એ પ્રમાણે પોતાની બે સખીસહિત તે રાક્ષસીએ પરસ્પર અનુકૂળ રહી તપ કરવાની દૃઢતા કરી.[14] તે રાક્ષસીનું ઉત્તમ તપ દેખીને તે સ્થળે રહેલાં ઝાડ તથા લતાને પણ સદ્બુદ્ધિ થઈ, ત્યારે બીજા કોને ઉત્કંઠા ન થાય?[15] તપ કરવામાટે મનોવૃત્તિને સ્થિર રાખનારી રાક્ષસીને, પર્વતમાં રહેલાં ઝાડ, પોતાનાં પુષ્પ તથા ફળના સુગંધથી યુક્ત પવનનું ભોજન કરાવવા લાગ્યાં.[16] દેવતાના ઉપયોગમાં ન આવે તેવાં પ્રથમ ઉગેલાં પુષ્પ તથા હવે પછી થવાનાં પુષ્પથી વૃક્ષોએ તે રાક્ષસીનું મુખ પૂરી દીધું.[17] ઇંદ્રની× પ્રેરણાથી વાયુની સાથે આવેલી માંસની રજ છિદ્રદ્વારા તેના મુખમાં પેઠી, પણ તેણે તે રજ બહાર કાઢી નાખી.[18] તપ કરવાનો દૃઢ નિશ્ચય હોવાથી, માંસની રજથી તપમાં વિઘ્ન થાય એમ ધારી તે રાક્ષસી તે રજને ગળી ગઈ નહિ. હલકાં માણસ પણ સારૂં કામ કરતાં તેમાં વિઘ્ન થાય તો તે વિઘ્નને દૂર કરી શકે છે.[19] તે રાક્ષસીએ પોતાના મુખમાંની પુષ્પની રજનો પણ સ્વીકાર કર્યો નહિ. મેરૂપર્વતને ઉખેડી નાખનાર પવનથી પણ તે રાક્ષસી ચલાયમાન થઈ નહિ તેથી પવનને વિસ્મય થયો.[20] તે રાક્ષસી ગારાથી મસ્તકસુધી ઢંકાઇ ગઈ, પાણીથી પૂરાઈ ગઈ, પવનથી ચલાયમાન થઇ, વનના અગ્નિથી દગ્ધ થઇ,[21] કરા પડવાથી ભેદાઈ ગઇ, વીજળીના ભ્રમથી ભ્રમિત થઇ ગઇ, મેઘથી ભયભીત થઇ તથા અતિ ગર્જનાથી ક્ષોભિત થઈ,[22] તોપણ તપ કરવાના દૃઢ નિશ્ચયવાળી તે રાક્ષસી, વિષની મૂર્છાથી સૂતેલો માણસ એક ડગલું પણ છેટો ન ખસે, તેવી રીતે હજારો વર્ષસુધી પણ ત્યાંથી જરા પણ ચલાયમાન થઇ નહિ.[23] તે રાક્ષસીની સંસારની સ્ફુરણામાત્ર નિવૃત્ત થઈ, તેથી પરમાત્માનો વિચાર કરતાં તેનું મન નિર્મળ થયું તથા જ્ઞાનનો ઉદય થયો. જ્ઞાનનો ઉદય થવાથી તેને પર—અવરની ખબર પડવા માંડી અને પરમપવિત્રપણું પ્રાપ્ત થયું. તપ કરવાથી તેના પાપનો નાશ થયો તેથી તત્ત્વજ્ઞાન થયું.[24-26] આ પ્રમાણે સાત લોકને સંતાપ કરે તેવું સાતહજાર વર્ષસુધી તેણે ઊંચા મુખે ઉભાં રહીને દારૂણ તપ કર્યું[27] કલ્પના અગ્નિથી પણ ભયંકર તેના તપને લીધે તે પર્વત બળવા માંડ્યો તેથી આખું જગત બળવા માંડ્યું.[28] તે જોઇને ઇંદ્રિદેવતાના મનમાં આશ્ચર્ય થયું, તેથી તેણે નારદમુનિને પૂછ્યું કેઃ "કોના તપને લીધે જગતનો પરાભવ થાય છે?"[29] ત્યારે નારદમુનિએ તે રાક્ષસીના તપની વાત કરી કહ્યું કેઃ "સૂચી નામની રાક્ષસીએ સાતહજાર વર્ષસુધી તપ કર્યું તેથી તેનો દેહ વિજ્ઞાનરૂપી થયો, તેને લીધે આ જગતને તાપ થાય છે.[30] નાગગણ ફુંફાડા મારે છે, પર્વત ચલાયમાન થાય છે, વિમાનમાં બેસનાર પડી જાય છે, સમુદ્ર તથા મેઘ સૂકાઈ જાય છે તથા હે ઇંદ્ર! તે સૂચીના તપથી, અક્ષય માયાથી થાય, તેવી રીતે સૂર્યદેવતાસહિત દિશાઓ પણ મલિન થઈ જાય છે."[31] **नागाः श्वसंति विचलंति नगाः पतंति वैमानिका जलधिवारिधराः प्रयांति । शोषं दिशोर्कसहिता मलिनीभवंति सूच्याः सुरेंद्र तपसा क्षयमाययेव ॥३१॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સૂચીતઃપપ્રભાવ' નામનો બ્હોતેરમો સર્ગ સંપૂર્ણ ૭૨.**

× પૂર્વે તપસ્વીઓના તપમાં દેવતા વિઘ્ન કરતા હતા તે પ્રમાણે ઇંદ્રે તેના તપમાં વિઘ્ન કરવા વાયુને માંસની રજ લઇ જવા પ્રેરણા કરી.

## सर्ग ७३ मो* વાયુદેવતાએ કર્કટીરાક્ષસીનો શોધ કર્યો

**वसिष्ठ उवाच । कर्कटीकदुवृत्तांतं सर्वमाकर्ण्य वासवः ॥**
**नारदं परिपप्रच्छ पुनर्जातकुतूहलः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! એ પ્રમાણે કર્કટીરાક્ષસીનું કદુવૃત્તાંત સાંભળીને કુતૂહલ પામેલા ઇંદ્રે ફરીથી નારદમુનિને પૂછ્યું.[1]

ઇંદ્ર પૂછે છેઃ–હે મુને! કર્કટીરાક્ષસીએ તપ કરી પિશાચની વૃત્તિવાળું સૂચીપણું મેળવી કેવા વૈભવ ભોગવ્યા? તે તમે કહો.[2]

નારદમુનિ કહે છેઃ–હે ઇંદ્ર! પિશાચપણાને પામેલી તે જીવસૂચીને પ્રથમ કાળા લોઢાની સોયનો આશ્રય હતો.[3] ત્યાર પછી તેનો ત્યાગ કરી આકાશના વાયુરૂપી રથદ્વારા પ્રાણવાયુના માર્ગથી દેહમાં પ્રવેશ કરી મલિન અંતઃકરણવાળા પાપી માણસના અંતરમાં સંતાઇને રહી.[4,5] માણસના શરીરમાં જે નાડીમાં રોગના આશ્રયરૂપ બહારનો વાયુ પ્રવેશ કરે તે ભાગમાં તેણે શૂળરોગની ઉત્પત્તિ કરવા માંડી.[6] પ્રાણીના શરીરની ઇંદ્રિયોદ્વારા તે રાક્ષસીએ પ્રાણીના માંસનો તથા પ્રાણીને ઉચિત ભોજનનો ઉપયોગ કર્યો.[7] પતિનું આલિંગન કરવાથી ચોળાઇ ગયેલી, પતિના વક્ષઃસ્થળનો આશ્રય કરી રહેલી મુગ્ધાબાળાની માળામાં પ્રવેશ કરી તે રાક્ષસીએ મુગ્ધાબાળાના સુખનો પણ અનુભવ કર્યો છે.[8] કોઇ સમયે પક્ષીના શરીરમાં પ્રવેશ કરી કલ્પવૃક્ષના પુષ્પથી બમણા સુગંધવાળાં કમળથી યુક્ત પદ્મવનની પંક્તિમાં પણ તેણે વિહાર કર્યો છે.[9] કોઇ સમયે ભ્રમરમાં પ્રવેશ કરી મેરૂપર્વતમાં મંદાર–મકરંદના કણરૂપી આસવનો અનુભવ કર્યો છે.[10] રણસંગ્રામમાં ખડ્ગની ધારા વીરના અંગનું ચર્વણ કરે તેની પેઠે, ગીધના શરીરમાં પ્રવેશ કરી તે રાક્ષસીએ શબના અંગનું પણ ચર્વણ કરેલું છે.[11] જે પ્રમાણે પવનની પંક્તિ કાળા આકાશમાં ઊંચી તથા નીચી ફરે છે, તે પ્રમાણે શરીરની નાડીમાં પણ તે રાક્ષસી ફરેલી છે.[12] સમષ્ટી પ્રાણવાયુનો સ્પંદ સ્વેચ્છાથી સર્વ ઠેકાણે જેમ સ્ફુરે છે, તે પ્રમાણે પ્રત્યેક દેહ તથા ઘરમાં તે રાક્ષસીની સ્ફુરણા થયેલી છે.[13] સર્વ પ્રાણીના શરીરમાં જેવી ચૈતન્યશક્તિ શોભે છે, તેવી ચૈતન્યશક્તિની કાંતિજેવી દિવાની કાંતિથી શોભતી સ્ત્રી જે પ્રમાણે ઘરમાં વ્યવહાર કરે, તે પ્રમાણે પ્રત્યેક સ્થળે તે રાક્ષસીએ વ્યવહાર કરેલો છે.[14] જળમાં દ્રવશક્તિના વિહારની પેઠે તેણે રૂધિરમાં વિહાર કરેલો છે. સમુદ્રમાં જે પ્રમાણે તેની ધુમરી ભમ્યા કરે છે, તે પ્રમાણે પ્રાણીના જઠરમાં તે ભમેલી છે.[15] શેષના અંગ ઉપર જે પ્રમાણે ઈશ્વરે શયન કર્યું હતું, તે પ્રમાણે તેણે ચરબીમાં શયન કરેલું છે. પાનશક્તિ અમૃતનો સ્વાદ લે છે તેની પઠે તે રાક્ષસીએ ગંધનો સ્વાદ લીધો છે.[16] તે રાક્ષસીએ વાયુની સાથે વૃક્ષ, ગુલ્મ તથા ઔષધિના રસ તથા ગુંદનો સ્વાદ ચાખેલો છે.[17] તે રાક્ષસી સ્થિરપણાથી તપ કરવાને લીધે પવિત્ર તથા પાપરહિત થયેલી છે.[18] અદૃશ્યપણાથી મન તથા પવનના દેહરૂપ અને પવનજેવા વેગવાળી તે રાક્ષસીએ ઘણાક પ્રાણીના દેહની સાથે ખાધું, પીધું, વિલાસ કર્યો, દીધું, દેવરાવ્યું, હરણ કર્યું, નાચ કર્યો, ગાન કર્યું તથા નિવાસ

* આ તોતેરમા સર્ગમાં કર્કટીરાક્ષસીના ભોગનો વિસ્તાર તથા ઇંદ્રની પ્રેરણાથી વાયુદેવતા તેને શોધવા ગયા, એટલી કથા કહેવાશે.

કર્યો ![૧૯,૨૦] જગતમાં એવો કોઇ પદાર્થ નથી કે જે સમષ્ટિ–વ્યષ્ટિ મન અને પવનરૂપી દેહ-વાળી તે રાક્ષસીએ ન કર્યો હોય.[૨૧] બાંધવાના સ્તંભનો આશ્રય કરી હાથણી જેમ ભમ્યા કરે છે, તેમ પ્રાણીના રૂધિરના સ્વાદથી મત્ત થયેલી તે રાક્ષસી ભમેલી છે; અને હાથણી જેમ થોડાભાગમાંજ ( બાંધી હોય છે તેથી ) ભમે છે, તેવીરીતે તે રાક્ષસીએ સર્વ પ્રાણીનો નાશ ન કરતાં, કેટલાંક પ્રાણીના રૂધિરનો સ્વાદ લીધો છે.[૨૨] પ્રાણીના દેહને નાશ કરનારી તે રાક્ષસી, ઘણાક કલ્લોલવાળી દેહરૂપી નદીમાં મગરમચ્છની પેઠે ફરેલી છે.[૨૩] ધનવાન માણસ વૃદ્ધાવસ્થામાં આતુરપણાથી ધનનો બરાબર ઉપભોગ ન થવાથી જેમ રૂદન કરે, તેમ પ્રાણીની ચરબી તથા માંસ ગળી જવાને સમર્થ ન થવાથી તે રાક્ષસીએ રૂદન કરેલું છે.[૨૪] નાચ કરનારી સ્ત્રી, પોતે પહેરેલાં કંકણ તથા બાજુબંધને જેમ નચાવે છે, તેમ પોતે પીડા કરેલ બકરાં, ઊંટ, હાથી, ઘોડા, સિંહ તથા વ્યાઘ્રને તે રાક્ષસીએ નચાવેલ છે.[૨૫] વાયુની ગતિથી પરવશ થયેલી તે રાક્ષસીએ, ગંધલેખાની પેઠે બહાર તથા અંદર સર્વ ઠેકાણે વિહાર કરેલો છે.[૨૬] મંત્ર, ઔષધિ, તપ, દાન અને દેવપૂજાથી હણાયેલી તથા ઘણા ટેકરાવાળી નદીના તરંગની પેઠે ઉપદ્રવવાળી તે રાક્ષસી, દિવાની કાંતિની પેઠે કોઇને ખબર ન પડે તેવીરીતે લોઢાની સોયમાં સંતાઈ રહે છે.[૨૭,૨૮] સૂચીરૂપે થયેલી રાક્ષસીએ આશ્રય માટે લોઢાની સોયનો અંગીકાર કર્યો, તે પ્રમાણે પ્રત્યેક માણસ પોતાની વાસનાને અનુસારે આશ્રય શોધે છે.[૨૯] જીવ-સૂચીએ મંત્ર તથા ઔષધીથી પીડા પામી જેમ લોઢાની સોયનો આશ્રયરૂપે અંગીકાર કર્યો, તેમ જડ માણસ સર્વ દિશામાં ફરીને આપત્તિના સમયમાં પોતાના આશ્રમમાં આવીને રહે છે.[૩૦] ઉપર પ્રમાણે પ્રયત્નથી દશદિશામાં ફરનારી તે રાક્ષસીને માનસી તૃપ્તિ થઇ પણ શરીરની તૃપ્તિ થઇ નહિ.[૩૧] જેમ ધર્મીવિના ધર્મ રહી શકતો નથી, તેમ શરીરવિના શરીરની તૃપ્તિ પણ થતી નથી.[૩૨] ત્યારપછી તૃપ્ત થયેલા પૂર્વના દેહનું સ્મરણ થવાથી, ઉદરની તૃપ્તિ થવાથી મળતાં સુખની ઈચ્છાવાળી તે રાક્ષસીને અંતઃકરણમાં અતિ દુઃખ ઉત્પન્ન થયું.[૩૩] તેથી પ્રથમનો દેહ પાછો મેળવવામાટે 'હું તપ કરીશ' એવો તેણે મનથી નિશ્ચય કર્યો. ત્યારપછી પર્વત ઉપર તપ કરવા જવાસારૂ આકાશમાં ઉડતા ગીધના શરીરમાં પ્રાણવાયુદ્વારા તેણે પ્રવેશ કર્યો.[૩૪,૩૫] ગીધના શરીરમાં રાક્ષસીનો પ્રવેશ થવાથી રાક્ષસીની ઈચ્છાપ્રમાણે ત્યાંથી તે ગીધને ઉડવાની ઈચ્છા થઇ અને તપ કરવા ધારેલા પર્વત ઉપર તે ગીધ તેને તેડી ગયો. સર્વ સંકલ્પથી રહિત સ્થાનકમાં યોગી પોતાની બુદ્ધિની વૃત્તિની એક સ્થળે સ્થાપના કરે, તેવીરીતે તે ગીધે માણસવિનાના મ્હોટા અરણ્યમાં તે રાક્ષસીની સ્થાપના કરી.[૩૬-૩૮] પર્વત ઉપર સ્થાપેલી દેવતાની પ્રતિમાની પેઠે તે રાક્ષસી તે સ્થળે એકપગે ઉભી રહી.[૩૯] પર્વતના શિખરઉપર ઊંચી ડોકવાળો મોર ઉભો હોય, તેવીરીતે તે રાક્ષસી અણુજેવા સૂક્ષ્મ પગથી પર્વત ઉપર ઉભી રહી.[૪૦] ત્યારપછી ગીધે ઉપાડીને પર્વત ઉપર સ્થાપન કરેલી તે રાક્ષસીએ ગીધના શરીરમાંથી બહાર નીકળવા વિચાર કર્યો.[૪૧] પવનમાંથી ગંધલેખા બહાર નીકળે, તેવીરીતે તે સૂચી ગીધના શરીરમાંથી બહાર નીકળી.[૪૨] રાક્ષસી પોતાના દેહમાંથી બહાર નીકળી તેથી, ભાર ઉપાડનાર મજુર પોતાના ઉપરથી ભાર ઉતરવાથી જેમ શાંતિ પામે, તેવીરીતે શાંત થયેલો તે ગીધ ત્યાંથી પોતાના દેશમાં ચાલ્યો ગયો અને તે રાક્ષસી તપ કરવાની ઇચ્છાથી

પર્વતના આધારે ઉભી રહી.[૪૩-૪૪] આધારવિના કોઈ ક્રિયાની સિદ્ધિ થતી નથી ' એમ ધારી આધારના એકનિષ્ઠાપણાનો આશ્રય કરી તે રાક્ષસીએ તપ કરવા માંડયું.[૪૫] વાયુ જે પ્રમાણે સુગંધી પદાર્થમાં સર્વ ઠેકાણે વ્યાપી રહે છે તથા પિશાચ જેમ વૃક્ષમાં વ્યાપીને રહે છે, તેમ તે રાક્ષસી લોઢાની સોયનો આશ્રય કરી રહેલી છે.[૪૬] હે ઇંદ્રિ ! ઘણા દિવસ તપ કરનારી તે રાક્ષસીએ પર્વતઉપર રહી ઘણાં વર્ષ તપ કરેલું છે.[૪૭] માટે તે રાક્ષસીને તુચ્છ વરદાન આપવાનું તમે પ્રયત્ન કરો, કે જે તુચ્છ વરદાનથી છેતરાઇને તપનો ત્યાગ કરે. ઘણાક કાળથી ભેગું કરેલું તેનું તપ લોકને બાળી નાખવાને સમર્થ છે.[૪૮]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે નારદમુનિનાં વચન સાંભળી ઇંદ્રિદેવતાએ તે રાક્ષસીને જોવાસારૂ વાયુદેવતાને દશ દિશામાં જવાની પ્રેરણા કરી.[૪૯] વાયુદેવતાએ તે રાક્ષસીને શોધવાસારૂ આકાશમાર્ગનો ત્યાગ કરી સર્વ ઠેકાણે ફરવા માંડયું.[૫૦] બ્રહ્મજ્યોતિ નિર્વિઘ્નપણાથી અર્ધક્ષણમાં જેમ સર્વ ઠેકાણે ફરી વળે છે, તે પ્રમાણે વેગવાળી વાયુદેવતાની સંવિત્ તે રાક્ષસીને શોધવા માટે સર્વ દિશામાં થોડા વખતમાં ફરી વળી.[૫૧] વાયુદેવતા તે રાક્ષસીને શોધવાસારૂ પ્રથમ પૃથ્વીમાંના સાત સમુદ્રના અંતે રહેલી સુવર્ણમય પૃથ્વીમાં ગયા, કે જે મણિમય પૃથ્વીને લોકાલોકપર્વતની મર્યાદા રહેલી છે.[૫૨] ત્યારપછી વાયુદેવતા મીઠા જળના સમુદ્રવાળા પર્વતની સંધિમાં રહેલા દેશમાં ગયા. ત્યારપછી પુષ્કરદ્વીપમાં તે રાક્ષસીને શોધી.[૫૩] ત્યારપછી વાયુદેવતાએ મદિરારૂપી જળના સમુદ્રની પરિખાવાળા ગોમેદદ્વીપના મધ્યભાગમાં રાક્ષસીને શોધી.[૫૪] ત્યારપછી શેરડીના રસરૂપી જળના સમુદ્રની પરિખાવાળો ક્રૌંચદ્વીપ કે જેની અંદર ઉપદ્રવવિનાના પર્વતો રહેલા છે તેમાં રાક્ષસીને શોધવા માટે વાયુદેવતાએ ફરવા માંડયું.[૫૫] ત્યારપછી ક્ષીરસમુદ્રની પરિખાવાળો 'શ્વેતદ્વીપ' નામનો ખંડ કે જેમાં ત્રૈલોક્યના નાયક વિષ્ણુ રહેલા છે, તે ખંડમાં તથા તેના બીજા ભાગમાં પણ વાયુદેવતાએ તે રાક્ષસીનો શોધ કર્યો.[૫૬] ત્યારપછી ઘીરૂપી જળના સમુદ્ર( ઘૃતોદસમુદ્ર ) ની પરિખાવાળા, 'કુશદ્વીપ' નામના ખંડમાં વાયુદેવતા ગયા.[૫૭] ત્યારપછી દહીંરૂપી જળના સમુદ્રની પરિખાવાળા શાકદ્વીપ ખંડમાં વાયુદેવતા ગયા.[૫૮] ત્યારપછી ક્ષારસમુદ્રની પરિખાવાળો જંબૂદ્વીપ કે જે મેરૂપર્વતજેવા પર્વતોથી સાંકડો થયેલો છે તેમાં ગયા.[૫૯] એ પ્રમાણે વાયુદેવતાએ ક્રમેકરી સર્વ ખંડમાં તે રાક્ષસીને શોધવાસારૂ અનાયાસથી, જઇને તેને શોધવા માંડી.[૬૦] જંબૂદ્વીપમાં સર્વ સ્થળે જોયા પછી, હિમાલયનું શિખર કે જ્યાં તે રાક્ષસી તપ કરે છે ત્યાં વાયુદેવતા ગયા.[૬૧] તે પર્વતના શિખર ઉપર મ્હોટું અરણ્ય હતું, તેનો વિસ્તાર બીજા આકાશના જેવો હતો. તે અરણ્ય પ્રાણીના કર્મથી રહિત હતું.[૬૨] આકાશની સમીપે હોવાથી તેઅરણ્યમાં ખડ ઉગેલું નહોતું. રજોગુણથી યુક્ત સંસારની રચનાની પેઠે તે અરણ્યમાં ઘણી રજ ઉડી રહી હતી.[૬૩] તે અરણ્ય ઝાંઝવાના જળરૂપી નદીના સમૂહથી સમૂદ્રપણાને પામેલું હતું. ઇંદ્રધનુષના જેવી હજારો મૃગતૃષ્ણારૂપી નદીઓ તેમાં રહેલી હતી.[૬૪] આજસુધી તે અરણ્ય ઇંદ્રિાદિ દેવતાના જોવામાં પણ આવ્યું નહોતું. તે અરણ્યની બન્ને બાજુએ પવનથી ઉડતો ધૂળનો સમૂહ કુંડાળાના જેવો જણાતો હતો.[૬૫] તે અરણ્યમાં સૂર્યનાં કિરણરૂપી કુમકુમ તથા ચંદ્રનાં કિરણરૂપી ચંદન પ્રસરી રહેલું હતું અને સુંદર વાયુની સુસવાટી સંભળાતી હતી.[૬૬] એ પ્રમાણે રાક્ષસીને શોધવાસારૂ

સર્વ દિશામાં જેનો દેહ વ્યાપી રહેલો છે એવો તે પવન, સાત દ્વીપ તથા સાત સમુદ્રવાળા પૃથ્વીના ભાગમાં ફરવાથી લાંબા પંથનેલીધે થાકી ગયો અને હિમાલયનું શિખર કે જે કાળા આકાશને અડી રહ્યું હોય તેવું જણાતું હતું, ત્યાં આવ્યા પછી પવનને વિશ્રાંતિ થઇ.[१७]

सप्तद्वीपसमुद्रद्रणसरच्छकैकदेशाश्रमं भूपीठं परितो विहृत्य पवनो दीर्घाध्वना जर्जरः ।
तां नाम्न्येऽगिरिस्थलीमलिवपुर्व्योमांगलग्नामिव व्याप्तानंतदिगंतरकबृहद्देहो विशश्राम सः॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સૂચીતપોવર્ણન' નામનો તોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૩.

## सर्ग ७४ मो* કર્કટીરાક્ષસી–સૂચીને થયેલું જ્ઞાન

**वसिष्ठ उवाच ॥ तस्य तत्रोर्ध्वशृंगस्य तस्यां भुवि महावनौ ।**
**ददर्श मध्यमां सूचीं प्रोत्थितां सशिखामिव ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! પ્રથમ વર્ણન કરેલ અરણ્યવાળી હિમાલયની પૃથ્વીમાં, જાણે પર્વતના શિખરની મધ્યમ શિખા હોય, તેવીરીતે રહેલી તે રાક્ષસીને પવને દીઠી.[१] તે રાક્ષસી એક-પગે ઉભી હતી. મસ્તકની ગરમીથી સૂકાતી હતી. અનશન વ્રતથી ઉદરની ચાંમડી પિંડની પેઠે મળી ગઈ હતી.[२] એકવાર મુખ ઉઘાડીને, પવન તથા તડકો ગ્રહણ કરે છે પણ હૃદયમાં અવકાશ ન હોવાથી પાછી બહાર કાઢે છે.[३] સૂર્યનાં કિરણથી તે સૂકાઈ ગઇ હતી, વનના વાયુથી જર્જર થઈ ગઈ હતી, ચંદ્રનાં કિરણથી ન્હાઈ રહી હતી, તોપણ પોતાના સ્થાનકથી ચલાયમાન થઈ નહોતી.[४] રજ ઉડવાથી તેનું મસ્તક ઢંકાઇ ગયું હતું અને તે ઉડેલી રજ (રજોગુણ)ને પોતાની પાસે આવવા દેતી નહોતી તેથી કૃતાર્થપણું જણાતું હતું.[५] તે સ્થળે રહેલું અરણ્ય પોતાનામાં રહેલાં ઝાડ તથા ગુલ્મ વગેરે બીજા અરણ્યને આપીને તે તાપસી રાક્ષસીની શિખારૂપે રહેલું હતું. તે રાક્ષસીએ પ્રાણ મસ્તકમાં સ્થાપન કરેલો હતો તેથી તેનું ભેગું થયેલું તેજ જટાજૂટના જેવું જણાતું હતું.[६] એ પ્રમાણે તપ કરનારી રાક્ષસીને જોઇને પવનને અત્યંત વિસ્મય થયો, તેથી ભય પામી તેને પ્રણામ કર્યા.[७] રાક્ષસીના તેજને લીધે 'તે શાસારૂ તપ કરે છે?' એટલું પૂછી જોવાનું પણ તેનામાં સામર્થ્ય ન રહ્યું.[८] તેથી "અહો ભગવતી સૂચીનું કેવું આશ્ચર્યકારક તપ છે?" એ પ્રમાણે વિચાર કરતાં ત્યાંથી પવને પાછું આકાશમાર્ગે પ્રયાણ કર્યું.[९] આકાશમાર્ગનું ઉલ્લંઘન કરી, વાતસ્કંધનું અતિક્રમણ કરી, સિદ્ધના સમૂહને પોતાની પાછળ રાખી, સૂર્યમાર્ગમાં થઇને, નક્ષત્રના લોકની ઉપર ઇંદ્રલોકમાં વાયુદેવતા ગયા. તાપસી રાક્ષસીના દર્શનથી પવિત્ર થયેલા પવનનું ઈંદ્રદેવતાએ આલિંગન કર્યું.[१०-११] ત્યાર-પછી ઈંદ્રના પૂછવાથી રાક્ષસીના તપનું વૃત્તાંત જે પ્રમાણે દીઠું હતું તે પ્રમાણે વાયુદેવતાએ કહી સંભળાવ્યું.[१२]

વાયુદેવતા કહે છેઃ–જંબૂદ્વીપમાં "હિમાલય" નામનો મ્હોટો પર્વત છે કે જે પર્વતના, સાક્ષાત્ ચંદ્રમાની કળાને ધારણ કરનાર મહાદેવજી જમાઈ છે.[१३] તે પર્વતના ઉત્તરભાગમાં પરમરૂપ ધારણ કરનાર તાપસી સૂચી તપશ્ચર્યા કરે છે.[१४] તેના તપનું વધારે વર્ણન શું કરૂં?

* આ ચુમોતેરમા સર્ગમાં તપસ્વીરાક્ષસીને જોઇને વાયુદેવતા ઇંદ્રપાસે ગયા. તેને વરદાન આપવા માટે બ્રહ્માની પ્રાર્થના કરી તથા સૂચીને જ્ઞાન થયું એટલી વાત કહેવાશે.

માત્ર એટલુંજ કહું છું કે વાયુ વગેરેનું પણ ભક્ષણ ન કરવા માટે તે રાક્ષસીએ પોતાનું ઉદર લોઢાજેવું કરેલું છે, કે જેની અંદર વાયુ પણ પ્રવેશ ન કરે. મુખના છિદ્રદ્વારા પણ વાયુ અંદર પ્રવેશ ન કરે એટલા માટે તે રાક્ષસીએ, મુખનું સૂક્ષ્મછિદ્ર પણ રજથી પૂરી દીધું છે.[૧૫,૧૬] તે રાક્ષસીના તીવ્ર તપથી તપી ગયેલો હિમાલયપર્વત શીતળતા શાંત થવાથી દેવોને માટે દુઃસેવ્યપણાને પામેલ છે.[૧૭] માટે હે ઇંદ્ર ! ઉભા થાઓ. તે રાક્ષસીને વરદાન આપવાસારૂ આપણે બ્રહ્માની પાસે જઇએ, કારણ કે તેના તપની ઉપેક્ષા કરવાથી અનર્થની ઉત્પત્તિ છે.[૧૮] એ પ્રમાણે વાયુદેવતાનાં વચન સાંભળી સર્વ દેવતાના સમૂહસહિત ઇંદ્રે બ્રહ્મલોકમાં જઈને બ્રહ્માની પ્રાર્થના કરી.[૧૯] ઇંદ્રિનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કેઃ " હું તાપસી રાક્ષસીને વરદાન આપવાસારૂ હિમાલયના શિખર ઉપર જાઉં છું." એવાં બ્રહ્માનાં વચન સાંભળી ઇંદ્રિદેવતા ત્યાંથી પાછા સ્વર્ગમાં ગયા.[૨૦] એટલા સમયમાં પોતાના તપના તેજથી દેવતાના મંદિરને તપાવનારી તે તાપસી રાક્ષસી પરમપવિત્રપણાને પામી.[૨૧] તે રાક્ષસીની છાયા કે જે તેના સખીરૂપે રહેલી છે, તેણે તપના આરંભથી અંતસુધી સાક્ષીરૂપે રક્ષા કરી. ઉદયના આદિમાં તથા અસ્તના અંતે લાંબી થયેલી તેની છાયા રાક્ષસીની સખી છે તેથી રાક્ષસીની તપમાં સ્થિરતા જોઇને, તેની સ્થિરતાથી શરમાઇને ‘ મેરૂપર્વત પાણીમાં ડૂબી તો નથી ગયો કે ? ’ એવો તપાસ કરવા જાય છે, તેથી દિવસના આદિ–અંત ભાગમાં છાયા તેની પાસે ન રહેતી હોય એમ જણાય છે.[૨૨,૨૩] મધ્યાહ્નસમયે તેની છાયા, તાપના ભયથી પવનની અંદર પ્રવેશ કરી જાય છે, તેથી છાયા નથી દેખાતી અને બાકીના વખતમાં દૂરથી તેને જોયા કરે છે.[૨૪] છાયા તે રાક્ષસીને જોયા કરે છે તથા તીક્ષ્ણ તાપથી તેના અંગમાં પ્રવેશ કરે છે. પ્રત્યેક માણસ સંકટસમયે સત્ક્રિયા ભૂલી જાય છે.[૨૫] કાશીપુરીમાં અસીવરણા તથા ગંગાનું જેમ ત્રિકોણ છે, તેમ એક છાયાસખી, બીજી કાંતિરૂપ સખી તથા ત્રીજી તાપસી રાક્ષસી એ ત્રણ સખીઓએ ત્રિકોણપણાથી તે સ્થળ કાશીપુરીના જેવું પવિત્ર કર્યું.[૨૬] તેથી કાશીપુરીની પેઠે તે સખીરૂપી ત્રિકોણની પરિખામાં રહેલો વાયુ તથા રજ પણ મુક્તિપણાને પામી ગયાં.[૨૭] હે રામચંદ્રજી ! એ પ્રમાણે તે રાક્ષસીએ ચેતનરૂપી સંવિત્‌નો પોતાની મેળે વિચાર કર્યો, તેથી તેને પરમકારણ બ્રહ્મનું સંપૂર્ણ જ્ઞાન થયું. પ્રત્યેક માણસ પોતાની મેળે યુક્તિથી વિચાર કરે એજ તેનો મુખ્ય ગુરૂ છે, બીજો ગુરૂ નથી. તે પ્રમાણે તે રાક્ષસીને પણ પોતાનાજ વિચારથી ગુરૂવિના પણ જ્ઞાન થયું.[૨૮] **विदितपरमकारणाद्य जाता स्वयमनुचेतनसंविदं विचार्य । मननकलना-सार एकास्त्विह हि गुरुः परमो न राघवान्यः ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો ‘સૂચીતપઃપરિપાકવર્ણન’ નામનો ચુમોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ७५ मो* કર્કટીરાક્ષસીને પૂર્વદેહની પ્રાપ્તિ

**वसिष्ठ उवाच । अथ वर्षसहस्रेण तां पितामह आययौ ।**
**वरं पुत्रि वृणीतेति व्याजहार नभस्तलात् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! એ પ્રમાણે જ્ઞાન થયા પછી એક હજાર વર્ષે બ્રહ્મા કર્કટીરાક્ષ-

---

* આ પંચોતેરમા સર્ગમાં બ્રહ્મા પ્રસન્ન થયા તોપણ તે રાક્ષસી કાંઈ બોલી નહિ, તથાપિ બ્રહ્માના વરદાનથી રાક્ષસીને પૂર્વનો દેહ પ્રાપ્ત થયો એટલી વાત કહેવાશે.

સીની પાસે આવ્યા અને આકાશમાંથી કહ્યું કેઃ "હે પુત્રિ ! વરદાન માગ."[૧] સૂચીરાક્ષસી કર્મેન્દ્રિયો ન હોવાથી જીવમાત્રથી રહેલી હતી, તેથી બ્રહ્માને કાંઈ પણ ઉત્તર દીધા વિના વિચાર કરવા લાગી કેઃ 'હું પૂર્ણ છું તથા સંદેહરહિત છું માટે વરદાનને શું કરૂં ? હવે શાંતપણાથી સુખે રહેલી છું.[૨,૩] જાણવાની વસ્તુમાત્ર મ્હેં જાણી લીધી છે, મ્હારા સંદેહનો સમૂહ શાંત થયો છે તથા વિવેકનો વિકાસ થયો છે માટે બીજું શું પ્રયોજન રહ્યું ?[૪] જે પ્રમાણે હમણાં મ્હારી સ્થિતિ છે, તેજપ્રમાણે રહે તો સારૂં. સત્યકળાનો ત્યાગ કરી બીજા મિથ્યા અર્થ સંપાદન કરવામાં શું ફળ છે ?[૫] બાળક જે પ્રમાણે મિથ્યાસંકલ્પથી ભૂતની સાથે જોડાય છે, તે પ્રમાણે આટલા કાળસુધી હું અવિવેકની સાથે જોડાઈ હતી.[૬] હવે વિચાર કરવાથી તે અવિવેક પોતાની મેળેજ શાંત થયો છે, માટે મને જેની ઇચ્છા નથી તેવી વસ્તુ મળવાથી શું લાભ છે ?'[૭] એ પ્રમાણે નિશ્ચયથી, કર્મેન્દ્રિયોથી રહિત મુંગી રહેલી તે તાપસી રાક્ષસીને જોતા બ્રહ્મા ઉભા રહ્યા.[૮] સંસારના રાગથી રહિત પ્રસન્ન બુદ્ધિવાળી તે રાક્ષસીને બ્રહ્માએ ફરીથી કહ્યું કેઃ "હે પુત્રિ ! તું વરદાન માગ. ભૂતળમાં કેટલાએક કાળસુધી ભોગ ભોગવ્યા પછી તું પરમપદને પામીશ એવો નિયતિનો નિશ્ચય છે, તે નિયતિને મટાડવાને અમે પણ સમર્થ નથી.[૯,૧૦] આવા તપનેલીધે ત્હારા મનનો મનોરથ સંપૂર્ણ થાઓ. હે ઉત્તમે ! ત્હારા શરીરની પાછી અભિવૃદ્ધિ થાઓ.[૧૧] હે પુત્રિ! બીજની અંદર રહેલા વૃક્ષપણાને બહારનાં મ્હોટાં વૃક્ષનો જેમ વિયોગ થાય છે, તેમ મેઘના જેવા જે પૂર્વના શરીરનો તને વિયોગ થયો છે, તે શરીરનો પાછો સંયોગ થશે.[૧૨,૧૩] જાણવાની વસ્તુનું તને જ્ઞાન થયું છે અને અંતઃકરણ શુદ્ધ છે તેથી શરદ્ઋતુની મેઘમાળાની પેઠે લોકને પીડા કરીશ નહિ.[૧૪] નિરંતર ધ્યાનમાં ત્હારી પ્રીતિ રહેશે તથા ધ્યાન અને ધારણામાંથી જો ત્હારી સંસારમાં બુદ્ધિ થશે તોપણ સર્વત્ર આત્મસ્વરૂપની દૃષ્ટિ રહેશે.[૧૫] તું વ્યવહારદૃષ્ટિથી ધારણા અને ધ્યાનના આધારભૂત રહીશ અને વાયુના સ્વભાવથી શરીરને ચેષ્ટાયુક્ત કરીશ.[૧૬] હે પુત્રિ ! તે સમયમાં તું પોતાના જાતિસ્વભાવને ઉચિત ( અશાસ્ત્રીય ) હિંસાની વિરોધિની થઈશ તથા ક્ષુધાની શાંતિ કરવાસારૂ ન્યાયથી લોકોની હિંસા કરીશ.[૧૭] લોકમાં ન્યાયવૃત્તિથી અન્યાયનો બાધ કરીશ તથા જીવન્મુક્તપણાથી વિવેકનું પાલન કરીશ."[૧૮] એ પ્રમાણે વરદાન આપી બ્રહ્મા ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારપછી રાક્ષસીએ વિચાર કર્યો કેઃ 'બ્રહ્માના કહેવા પ્રમાણે થવામાં મ્હારે કાંઈ વિરોધ નથી. માટે બ્રહ્માના વરદાનનું શામાટે નિવારણ કરવું.' એવો વિચાર કરી તે રાક્ષસી પૂર્વના શરીરના આકારજેવી થવા લાગી.[૧૯] તેનું સૂચીસ્વરૂપ હતું તેમાંથી પ્રથમ પ્રાદેશજેવડી થઇ. ત્યારપછી હાથજેવડી થઈ. ત્યારપછી એક વામજેવડી થઈ. ત્યારપછી વૃક્ષની શાખાજેવડી થઈ. ત્યારપછી અભ્રમાળાજેવડી થઈ. એવીરીતે એક નિમેષમાં અંકુરમાંથી વૃક્ષની ઉત્પત્તિ થાય તેવીરીતે સુંદર મ્હોટા અવયવવાળી થયેલી તે રાક્ષસી શોભવા લાગી.[૨૦] એ પ્રમાણે સંકલ્પિત દ્રુમમાં અને વનમાં જેવીરીતે ક્રમેકરી પુષ્પની ઉત્પત્તિ થાય, તેવીરીતે પૂર્વે બીજરૂપે અદ્રશ્ય રહેલાં તેનાં ગાત્ર, દેહમાંથી અવિકળ શક્તિવાળાં પાછાં ઉત્પન્ન થયાં, તેમજ ઈંદ્રિયો તથા તેનાં સ્થાનકો પણ ઉત્પન્ન થયાં.[૨૧] **तद्गात्राण्यविकलशक्तिमंति देहादुद्भूतान्यथ करणेंद्रियाणि सम्यक् । संकल्पभवनपुष्पवत्समंताद्बीजौघान्यक्रमभवंस्तिरोहितानि ॥ २१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ઉત્પત્તિપ્રકરણનો 'સૂચીશરીરલાભ' નામનો પંચોતેરમો સર્ગ સંપૂર્ણ.૭૫**

## सर्ग ७६ मो* કર્કટીનું તપથી નિવૃત્ત થવું અને ભીલ્લના દેશમાં જવું

**वसिष्ठ उवाच । अथाभवदसौ सूची कर्कटी राक्षसी पुनः ।**
**सूक्ष्मैव स्थौल्यमायाता मेघलेखेव वार्षिकी ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે સર્વ અવયવ ઉત્પન્ન થયા પછી, વર્ષાઋતુની મેઘલેખા સૂક્ષ્મમાંથી જેમ સ્થૂળ થાય છે, તે પ્રમાણે તે સૂચીરાક્ષસી, કે જે સૂક્ષ્મ હતી તે પાછી સ્થૂળ કર્કટીરાક્ષસી થઇ.[1] ત્યારપછી આત્મભૂત બ્રહ્માકાશનું ધ્યાન ધરવાથી તેને આનંદ થયો અને બોધ થવાથી જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરે, તેમ રાક્ષસભાવનો તેણે ત્યાગ કર્યો.[2] પદ્માસન બાંધી પરબ્રહ્મનું ધ્યાન ધરતાં, શુદ્ધ નિષ્પ્રપંચ આત્માનો આશ્રય કરી પર્વતની પેઠે ઉભી રહી.[3] ત્યાર પછી વર્ષાઋતુમાં મેઘનો નાદ સાંભળી મયૂરની સ્ત્રીને જેમ કામદેવ જાગૃત થાય છે, તેમ સમાધિ કર્યા પછી છઠ્ઠે માસે તે સમાધિમાંથી જાગૃત થઈ.[4] જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી દેહનો સ્વભાવ શાંત થતો નથી, તે પ્રમાણે તે રાક્ષસીને સમાધિ વિરામ પામ્યા પછી ક્ષુધા ઉત્પન્ન થઈ.[5] ભૂખ લાગવાથી તેણે વિચાર કર્યો કે 'હવે મ્હારે શેનો આહાર કરવો. કોઇ પણ પ્રાણીનો અન્યાયથી વધ કરી તેનો આહાર કરવો નહિ.[6] જે આહાર કરવાથી આર્યલોકો નિંદા કરે, અથવા જે અન્યાયથી મેળવેલ હોય, તેવો આહાર કરવા કરતાં મરવું એ વધારે સારૂં છે.[7] ન્યાયથી મેળવેલ આહાર કર્યાવિના કદાપિ મ્હારા દેહનો ત્યાગ થાય તો તેમાં કાંઈ પણ અન્યાય નથી, પણ અન્યાયથી મેળવેલ અર્થનો ઉપભોગ કરવાથી તે અર્થ ઝેરની પેઠે અનર્થરૂપ થઈ પડે છે.[8] જે ક્રમનો લોકોએ અંગીકાર કર્યો છે, તેવા ક્રમનો ત્યાગ કરી મેળવેલ પદાર્થનું ભોજન કરવામાં ફળ નથી; તેમજ ભોજન કરી જીવન જાળવવામાં મ્હારે કાંઈ ઈષ્ટ નથી તેમ મરણ થવાથી અનિષ્ટ નથી.[9] હું મનોમાત્ર છું, દેહાદિ માત્ર ભ્રમથી ભૂષણરૂપ છે અને તે ભ્રમ પણ જ્ઞાનથી નાશ થાય છે, માટે જીવન-મરણ છેજ નહિ.'[10]

વસિષ્ઠ કહે છેઃ–એ પ્રમાણે વિચાર કરી તે રાક્ષસી મૌન રહી. રાક્ષસી છે, તેમ છતાં રાક્ષસીસ્વભાવનો ત્યાગ કર્યો, તેથી પ્રસન્ન થઈને વાયુદેવતાએ તેને કહ્યું કે "હે કર્કટિ ! તું જા; અજ્ઞાની લોકોને તું જ્ઞાનનો ઉપદેશ કર, કારણ કે અજ્ઞાનીને બોધ આપવો એજ મહાત્માનો સ્વભાવ છે; એટલામાટે લોકને ઉપદેશ કર.[11-12] ત્હારો ઉપદેશ સાંભળતાં છતાં પણ જેને જ્ઞાનનો ઉદય ન થાય તેનો ત્હારે નાશ કરવો, જેથી ત્હારી ક્ષુધાની શાંતિ થશે અને અન્યાય પણ ગણાશે નહિ; કારણ કે બોધ દેતાં પણ જેને બોધ ન થાય તેનો પોતાની મેળેજ નાશ થાય છે."[13] એ પ્રમાણે વાયુનાં વચન સાંભળી 'તમે મ્હારા ઉપર મ્હોટો અનુગ્રહ કર્યો' એમ કહી તેણે પર્વતના શિખરપર ઉભા થઈ, ત્યાંથી નીચે ઉતરી, પર્વતની ઉપલી ભૂમિનું અતિક્રમણ કરી, પાસેના તટમાં આવી, પર્વતની સમીપે રહેલા ભીલ્લના દેશમાં પ્રવેશ કર્યો.[14-15] તે દેશમાં અન્ન, પશુ, લોક, દ્રવ્ય, કોમળ ઘાસ, ઔષધ, માંસ, મૂળ, પાન, મૃગ, કીટ તથા પક્ષી વગેરે ઘણાં હતાં.[16] કાજળથી લીંપાયેલા પર્વતની કાંતિજેવી તે રાક્ષસીએ, હિમાલયની સમીપે રહેલા

* આ છોતેરમા સર્ગમાં કર્કટીરાક્ષસીને પાછો પૂર્વનો દેહ મળ્યો. ત્યારપછી સમાધિમાંથી ૭ માસે ભૂખ લાગી અને જાગૃત થયા પછી વાયુનાં વચન સાંભળી તે રાક્ષસી ભીલ્લના દેશમાં ગઈ, તેનું વર્ણન આવશે.

દેશમાં રાત્રિમાં ધાટાં અંધારાંવાળી પૃથ્વીમાં પ્રયાણ કર્યું.[१७] **प्रचलितवलितांजनाचलाभा हिमागिरिपादनिवेशितं सुदेशम् । तदनु गतवती निशाचरी सा निशि सुघनांधतमिस्रमार्गभूमौ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'અંધ્યાયબાધિક' નામનો છોતેરમો સર્ગ સંપૂર્ણ.૭૬**

## સર્ગ ૭૭ મો* રાત્રિનું વર્ણન-ભીલ્લના રાજા તથા પ્રધાનનું દર્શન

**वसिष्ठ उवाच । एतस्मिन्नंतरे तत्र किरातजनमंडले ।**
**हस्तहार्यतम पिंडा बभूवासितयामिनी ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ-હે રામ ! તે રાક્ષસી ભીલ્લના દેશમાં આવી તે સમયે રાત્રિ પડી હતી. તે રાત્રિમાં અંધકારના પિંડ, જાણે હાથમાં આવતા હોય એમ જણાતું હતું.[૧] કાળો મેઘ રાત્રિના વસ્ત્રરૂપે રહેલો હતો. આકાશ ચંદ્રથી રહિત હતું. કાળાં તમાલનાં વનથી રાત્રિ અતિપુષ્ટ તથા ધાટી લાગતી હતી. નેત્રમાં આંજેલું કાજળ વધારે શ્યામ જણાતું હતું.[૨] લતાની ધાટાઈનેલીધે નક્ષત્રનો પ્રકાશ ન દેખાવાથી અંધારામાં લોકોની ગતિ મંદ થઈ હતી. ઘર અને ચૌવટાથી ધાટા થયેલા નગરમાં નવી યુવાન સ્ત્રીઓ રહેલી હતી.[૩] ચૌવટા ઉપરના દીવા વાયુથી વાંકા થયેલા હતા તેથી અંધકારની વૃદ્ધિ જણાતી હતી. ઘરનાં જાળિયાંમાંથી બહાર નીકળતી દિવાની કાન્તિ શોભતી હતી.[૪] રાત્રિમાં નૃત્ય કરતી પિશાચિકાઓ, કર્કટીરાક્ષસીની સખીઓ હોય તેવી રીતે મૌન વ્રત ધારણ કરી રહેલી હતી.[૫] સૂઈ ગયેલ મૃગ વગેરે પ્રાણીના સમૂહથી તથા ઝાકળથી રાત્રિ મનોહર લાગતી હતી. મંદમંદ વાયુના સ્પર્શથી ઝાકળનાં કણ શોભતા હતા.[૬] તળાવમાંના ખાડા તથા ઝાડનાં પોલાણ દેડકાં તથા કાગડાથી વ્યાપ્ત હતાં. અંતઃપુરમાં-ક્રીડાના સ્થાનકમાં સ્ત્રી-પુરૂષનાં મુખ દેખાતાં હતાં.[૭] જંગલમાં પ્રલયાનળજેવાં દાવાનળથી ઉજ્વળતા જણાતી હતી. ઝાડના ક્યારામાં પાણી પડવાથી પાકી ગયેલાં શેઢાઈનાં પીછડાં મળતાં હતાં.[૮] આકાશમાંનાં નક્ષત્રો નેત્રની સ્ફુરણાજેવાં પ્રકાશતાં હતાં. વનમાં પ્રસરેલા વાયુવડે ઝાડપરથી ફળ તથા પુષ્પ પડતાં હતાં.[૯] ઝાડનાં પોલાણમાંથી નીકળતા ઘુડના શબ્દ સાંભળી કાગડાના શબ્દ બંધ પડી ગયા હતા. ચોરથી પીડાતા પાસેના ગામના લોકોના શબ્દનું કઠોરપણું સંભળાતું હતું.[૧૦] ધાટી ઝાડીમાં કોઇપણ શબ્દ સંભળાતા નહોતા. નગરમાં નગરનાં માણસો સૂઇ રહેલાં હતાં. વનમાં પવન ફુંકાતો હતો. માળામાં પક્ષીઓ હાલતાં નહોતાં.[૧૧] ગુફામાં સિંહ સૂઈ રહેલા હતા. કુંજમાં કાળીયાર મૃગોએ વિશ્રાંતિ લીધી હતી. આકાશમાં ઝાકળના કણ ચળકતા હતા.[૧૨] કાચના પર્વતની પેઠે કાજળના મેઘના મધ્યભાગજેવી કાન્તિ જણાતી હતી. તે રાત્રિ માટીના પીંડાના મધ્યભાગજેવી ધાટી હતી.[૧૩] પ્રલયના વાયુથી ક્ષોભ પામેલા કાજળના પર્વતજેવી ચંચળ હતી. એક અર્ણવમાં, જાણે મ્હોટો ગારો હોય તથા પર્વતનો જાણે મધ્યભાગ હોય એવી તે રાત્રિ ધાટી જણાતી હતી. બળી ગયેલાં લાકડાંના પોલાણજેવી તે રાત્રિ અત્યંત કાળી, ગાઢ અજ્ઞાનજેવી, સુંદર, મૂળ અજ્ઞાનજેવી ધાટી હતી તથા ભ્રમરાની પાંખજેવી તે (રાત્રિ) ની કાન્તિ હતી.[૧૪,૧૫] ભીલ્લના દેશમાં ઉપર

*આ સીત્તોતેરમા સર્ગમાં પ્રથમ રાત્રિનું વર્ણન છે. ત્યારપછી ભીલ્લના રાજા તથા કારભારીને જોઇને, તેમની પરીક્ષા કરવાસારૂ કર્કટીરાક્ષસીને તેમને પ્રશ્ન કરવાની ઇચ્છા થઇ તેનું વર્ણન છે.

પ્રમાણે ભયંકર રાત્રિમાં નગરનાં બધાં માણસો સૂઈ રહેલાં છે તે સમયે, ધીરજવાળો તે દેશનો 'વિક્રમ' નામનો રાજા તથા તેનો કારભારી એ બન્ને જણ વીરચર્યાથી ચોરલોકોનો વધ કરવા માટે શહેરમાંથી બહાર નીકળ્યા.[૧૬,૧૭] એ પ્રમાણે ધીરજને તથા અસ્ત્રને ધારણ કરનાર તથા ગામની બહાર ગામના દૈવતરૂપ વેતાલને જોવાને તત્પર થયેલા અને તે સ્થળે ફરતા રાજા તથા કારભારીને કર્કટીરાક્ષસીએ જોયા.[૧૮] એ બન્નેને જોઇને રાક્ષસીએ વિચાર કર્યો કે: 'અહો મને ભક્ષ્ય મળ્યું. એ બન્ને મૂઢ તથા આત્મજ્ઞાની ન હોવાથી તેમનો દેહ પૃથ્વીને માત્ર ભારરૂપ છે.[૧૯] મૂઢ માણસ આ લોકમાં તથા પરલોકમાં નાશ થવાસારૂજ જીવે છે, માટે યત્નથી એમનો નાશ કરવો; કારણ કે અનર્થનું પાલન કરવું નહિ.[૨૦] જેને આત્માનું જ્ઞાન નથી તેવા મૂઢ માણસનું મરણ એ જીવિતથી વધારે સારૂં છે, કારણ કે મરણ થવાથી પાપની અસંપત્તિને લીધે તેનો ઉદય થાય છે.[૨૧] હિંસા કરનાર પ્રાણીના ભોજન માટે મૂઢ આત્માવાળા છે, પરંતુ આત્મજ્ઞાની નથી, એવો સૃષ્ટિની આદિથી બ્રહ્માએ નિયમ કરેલો છે.[૨૨] એટલા માટે મ્હારા ભોજ્યપણાને પામેલા (ખાજ થયેલા) આ બન્નેનું આજે મ્હારે ભોજન કરવું. નિર્દોષપણાથી પ્રાપ્ત થયેલ પદાર્થની જે ઉપેક્ષા કરે તે માણસને દુર્ભાગ્ય-વાળો સમજવો.[૨૩] કદાપિ આ બન્ને માણસ ગુણવાન તથા મ્હોટા મનવાળા હોય તો તેનો મ્હારે નાશ કરવો નહિ, માટે હું એ બન્નેની પરીક્ષા કરીશ, અને જો તેઓ ગુણવાન હશે તો તેમનું ભોજન કરીશ નહિ. કારણ કે ગુણવાનની કોઈ દિવસ હિંસા કરવી નહિ.[૨૪,૨૫] જે માણસને અકૃત્રિમ સુખની, કીર્ત્તિની તથા આયુષ્યની ઈચ્છા હોય તેવા માણસે, સર્વને અભિમત દાનથી ગુણવાન માણસની પૂજા કરવી.[૨૬] કદાપિ દેહનો નાશ થશે તોપણ હું ગુણીનું ભોજન કરીશ નહિ, કારણ કે સાધુપુરૂષ જીવિતથી પણ ચિત્તને સુખ આપે છે.[૨૭] એટલામાટે પોતાના જીવિતના દાનથી પણ ગુણવાન માણસનું પાલન કરવું, કારણ કે ગુણવાનના સંગમરૂપી ઔષધથી મૃત્યુ પણ મિત્રપણાને પામે છે.[૨૮] મ્હારો રાક્ષસસ્વભાવ છે તે છતાં પણ જ્યારે હું ગુણવાન માણસની રક્ષા કરૂં છું ત્યારે એવો બીજો કયો માણસ હોય કે જે ગુણીની રક્ષા કરી તેને પોતાના હૃદયના હારરૂપ ન કરે?[૨૯] ઉદાર ગુણવાળા જે પુરૂષો પૃથ્વીમાં ફર્યા કરે છે તેઓ ચંદ્રમાની પેઠે લોકોને શીતળ કરે છે.[૩૦] ગુણવાન માણ-સનો તિરસ્કાર કરવો એજ મરણ છે અને ગુણવાનનો આશ્રય કરવો એજ જીવિત છે. ગુણ-વાનના આશ્રયરૂપી જીવિતથીજ સ્વર્ગ તથા અપવર્ગ (મોક્ષ)રૂપી ફળ મળે છે.[૩૧] એટલામાટે કેટલાક પ્રશ્નની લીલાથી આ બન્નેની પરીક્ષા કરીશ, કે જેથી તેમનું કેટલું જ્ઞાન છે? તે મને ખબર પડશે.[૩૨] પ્રાણી ગુણવાન છે કે ગુણરહિત છે તેનો પ્રથમ વિચાર કરવો, ત્યારપછી પોતાનાથી અધિક ગુણવાનનો વિચાર કરી, હીન ગુણવાળાને યોગ્ય શિક્ષા કરવી તથા અધિક ગુણ હોય તો ન કરવી.[૩૩] **आदौ [illegible]य सगुणागुणलेश[illegible] किं पश्चात्स्वतोधिकतरं च गुणैर्यदि स्यात् । कुर्याच्चतः स[illegible]पपाचैवसेन दंडं दंडयस्य युक्तिसहस्रं घनसंभवेन ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીવિચાર' નામનો સીત્તોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૭**

# सर्ग ७८ मो* રાજા તથા મંત્રીની સાથે રાક્ષસીનો સંવાદ

**वसिष्ठ उवाच । अथ सा राक्षसी रक्षः कुलकाननमंजरी ।**
**तमस्येवाभ्रलेखेव गंभीरं विननाद ह ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–હે રામ! એ પ્રમાણે વિચાર કરી રાક્ષસના કુળરૂપી વનમાં મંજરીરૂપ, અંધારામાં જાણે અભ્રલેખા હોય એ પ્રમાણે રહેલી તે રાક્ષસીએ ગંભીર નાદ કર્યો[1] મેઘની ગર્જના થયા પછી કરા તથા વજ્ર પડે તેવી રીતે, નાદ કર્યા પછી તે રાક્ષસીએ અકઠોરપણાથી રાજા તથા કારભારીને આ પ્રમાણે પૂછ્યું:–"અરેરે!!! ઘોર અટવીરૂપી આકાશની પદવીને પ્રકાશ કરનાર ચંદ્ર અને સૂર્ય! અરે!! મહામાયારૂપી અજ્ઞાનના આધારરૂપે રહેલી પૃથ્વીમાંના કીડાઓ! તમે કોણ છો?[2,3] તમે આત્મજ્ઞાની હોવાથી પૂજ્ય બુદ્ધિવાળા છો કે તેમ ન હોવાથી દુર્બુદ્ધિવાળા છો? તમે મ્હારા આહારપણાને પામેલા છો માટે કુત્સિત મરણને યોગ્ય છો."[4] (એવાં રાક્ષસીનાં વચન સાંભળી) રાજાએ ઉત્તર દીધો કે:–"અરેરે ભૂત! તું કોણ છો? ક્યાં છો? ત્હારો દેહ દેખાડ. ભ્રમરીના જેવા ત્હારા શબ્દથી કોણ બ્હીયે છે?[5] અર્થી માણસ પોતાના સ્વાર્થમાં સિંહનીપેઠે દોટ મૂકે છે. માટે ક્રોધથી ભયંકર ઉદ્યોગનો ત્યાગ કરી ત્હારૂં પરાક્રમ દેખાડ.[6] હે સુવ્રત! તું શું પ્રાર્થના કરે છે? તે કહે. અમને ક્રોધના શબ્દ સંભળાવી શાસારૂ બ્હીવરાવે છે? અથવા તનેજ ભય છે?[7] ત્હારા આકાર અને શબ્દથી તું અમારી સન્મુખ આવીને ઉભો રહે, કારણકે દીર્ઘસૂત્રીનો ક્ષય થાયછે પણ અર્થ સિદ્ધ થતો નથી."[8] એ પ્રમાણે રાજાનાં વચન સાંભળી 'રાજાએ મનોહર વચન કહ્યાં' એમ વિચાર કરી પ્રત્યક્ષ થવામાટે રાક્ષસીએ નાદ કર્યો તથા હાસ્ય કર્યું.[9] ત્યારપછી નાદના શબ્દથી દિશાને પૂરનારી તથા અટ્ટહાસ્યને લીધે દાંતની કાંતિથી પોતાના આકારને પ્રકાશ કરનારી તે રાક્ષસીને, રાજા તથા તેના કારભારીએ દીઠી.[10] તે કલ્પસમયમાં વાદળાંમાં વજ્રના કડાકાથી પીસાઈ ગયેલી પર્વતની તટી હોય તેવી જણાતી હતી. નેત્રરૂપી વિજળીથી તથા પ્રલયથી આકાશને પ્રકાશિત કરતી હતી.[11] અંધારારૂપી એક સમુદ્રમાં વડવાનળની જ્વાળાજેવી જણાતી હતી. તેની કાંધ ગર્જના કરતા મેઘની ઘટાજેવી ધાટી હતી.[12] શબ્દ કરતા દાંતના સંરંભથી રાત્રિમાં ફરતા ચોરનો નાશ કરનારી હતી. કાજળજેવા આકારથી ધાવા–પૃથ્વીને આધારના સ્તંભરૂપ હતી.[13] તેના કેશ ઊંચા હતા. ઘણી નાડીવાળું તેનું અંગ હતું. તેનાં નેત્ર પીંગળાં હતાં તથા પોતે તમોમય હતી. યક્ષ, રાક્ષસ તથા પિશાચને પણ અનર્થથી ભય ઉત્પન્ન કરે તેવી હતી.[14] તેના દેહના છિદ્રમાં પ્રવેશ કરતા વાયુથી ભયંકર શબ્દ થતો હતો. પોતાના મસ્તક ઉપર હળ, મુશળ, ખાંડણીઓ, ઉંબાડીયું તથા સૂપડું રાખેલાં હતાં.[15] કલ્પના અંતે સ્ફુરતી વીંખાઈ ગયેલી વૈદૂર્ય–પર્વતના શિખરની સ્થળી હોય એવી તે જણાતી હતી. હાસ્યથી દેવતાની પણ હિંસા કરનારી જાણે કાળરાત્રિ હોય એવી તે દેખાતી હતી.[16] વાદળાંવાળી શરદ્ ઋતુની આકાશની અટવી દેહ ધરીને આવેલી હોય તથા ઘણાં વાદળાંથી યુક્ત અને પુષ્ટ શરીરવાળી જાણે રાત્રિ હોય એવી તે લાગતી હતી.[17] શરીરના સંનિવેશથી

* આ અઠયોતેરમા સર્ગમાં રાક્ષસીનાં ભયંકર વચનથી પણ નિર્ભય રહેલા રાજાને, તે રાક્ષસીએ પોતાનું સ્વરૂપ દેખાડયું તથા કારભારીના અનુનયથી રાક્ષસીએ પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો તેનું વર્ણન આવશે.

જાણે પૃથ્વીનું પીઠ ઉઠેલું હોયતથા ચંદ્ર અનેસૂર્યની સાથે યુદ્ધ કરવા માટે જાણેરાહુએ આશ્રય કરેલો દેહ હોય એવી તે રાક્ષસી હતી.[૧૮] ઈંદ્રિનીલમણિના સરખાં મહાતેજસ્વી તથા કાળાંઅને લાંબાં વાદળાંજેવાં ખાડણીઆરૂપી હારવાળાં તેનાં બે સ્તન હતાં.[૧૯] ઉંબાડીયાંના ચિહ્નવાળો તથા ઉંબાડીયાંના વર્ણજેવો તેનો દેહ હતો. ઝાડની કાંતિજેવા સ્પંદરહિત તથા નાડિઓસહિત મ્હોટા તેના હાથ હતા.[૨૦] ઉપર્યુક્ત આકારવાળી તે રાક્ષસીને જોઇને ક્ષોભ પામ્યાવિના રાજા તથા કારભારી ઉભા રહ્યા. કારણ કે સત્ય તથા અસત્યના વિવેકથી શોભતા માણસને કોઈ પણ પદાર્થથી મોહ થતો નથી.[૨૧] ( તેથી નિર્ભયપણે ઉભા રહી ) રાજાના મંત્રીએ રાક્ષસીને કહ્યું કેઃ—" હે મહારાક્ષસિ ! ઇચ્છિત વસ્તુ સિદ્ધ કરવા માટે ત્હારે આટલો મ્હોટો ક્રોધ કરવાનું કારણ શું ? હલકા માણસ થોડા કામમાં પણ ઘણો ક્રોધ કરે છે.[૨૨] એટલામાટે ધારણ કરેલા ક્રોધનો ત્યાગ કર. ક્રોધ કરવો એ તને શોભતું નથી. બુદ્ધિમાન માણસ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં યુક્તિથી વર્તે છે.[૨૩] હે અબલે ! પવન જેવીરીતે ખડ તથા પાંદડાંને ઉડાડી મૂકે, તેવી રીતે ત્હારાજેવાં હજારો મસલાં ( મચ્છર ) ધીરજરૂપી વાયુથી અમે ઉડાડી મૂક્યાં છે.[૨૪] ડાહ્યા માણસો ક્રોધનો ત્યાગ કરી સમાન અને સ્વચ્છ બુદ્ધિથી, વ્યવહારની યોગ્ય યુક્તિથી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે.[૨૫] પોતાના યોગ્ય વ્યવહારની યુક્તિથી કાર્ય સિદ્ધ થાય કે ન થાય ( થવાનો સંશય હોય ) તોપણ યોગ્ય માર્ગનો ત્યાગ ન કરવો, એવી નિયતિ છે. ત્યારે કાર્ય સિદ્ધ થવાનો નિશ્ચય હોય તો ક્રોધ શામાટેજ કરવો જોઇએ ?[૨૬] માટે હે અર્થિનિ ! ત્હારી શી ઈચ્છા છે, તે તું અમને કહે. યાચના કરનાર પોતાની ઈચ્છા પૂરી કર્યાવિના સ્વપ્નમાં પણ અમારી પાસેથી પાછો ગયો નથી."[૨૭] એ પ્રમાણે મંત્રીનાં વચન સાંભળી રાક્ષસીએ વિચાર કર્યો કેઃ ' અહો ! ! પુરૂષમાં સિંહરૂપી આ બન્નેનું કેવું બુદ્ધિબળ છે તથા કેવી ધીરજ છે ?'[૨૮] ' આ બન્ને સામાન્ય છે ' એમ હું માનતી નથી આ ચમત્કૃતિ વિચિત્ર છે. તેનાં વચન, મુખ તથા નેત્રથી તેના અંતઃકરણનો નિશ્ચય જણાય છે.[૨૯] જળ જે પ્રમાણે ભેગું થવાથી એકતાને પામે છે, તે પ્રમાણે બુદ્ધિમાનનો આશય તેનાં વચન, મુખ તથા નેત્રથી એકતાને પામે છે.[૩૦] ઘણું કરીને મ્હારા મનનો અભિપ્રાય આ બન્નેએ જાણેલો છે પણ તેમનો અભિપ્રાય મ્હેં જાણ્યો નહિ, માટે આ બન્ને પોતાની મેળેજ અવિનાશી છે તેનો મ્હારે નાશ કરવો નહિ.[૩૧] આ બન્ને આત્મજ્ઞાની છે, એમ હું ધારૂં છું કારણ કે જીવન—મરણનો ભ્રમ મટાડનાર આત્મજ્ઞાનવિના આવી બુદ્ધિ હોય નહિ, અને આવી બુદ્ધિ છે તેથી તેઓ અભયરૂપ અને અમૃતરૂપ છે.[૩૨] મ્હારા મનમાં જે કાંઈ સંદેહ ઉત્પન્ન થયો છે તે હું એમને પૂછું. ' વિદ્વાન માણસ મળ્યા છતાં જે માણસ તેને પોતાનો સંદેહ ન પૂછે તેને અધમ સમજવો.'[૩૩] એ પ્રમાણે વિચાર કરી પ્રશ્ન કરવાનો અવસર જોતી, અકાળ કલ્પાંતના મેઘના શબ્દજેવાં પોતાનાં હાસ્યને નિયમમાં રાખી તે રાક્ષસીએ નીચે પ્રમાણે પુછ્યું.[૩૪]

કર્કટીરાક્ષસી પૂછે છેઃ—હે પાપવિનાના ! હે ધીરજવાળા ! તમે બન્ને કોણ છો ? તે કહો. નિર્મળ ચિત્તવાળા માણસનાં દર્શન કરવાથીજ તેની સાથે મિત્રતા થાય છે.[૩૫]

મંત્રી કહે છેઃ—આ કિરાતદેશના રાજા છે તથા હું તેનો મંત્રી—કારભારી છું; અને આ રાત્રિચર્યાથી ત્હારાજેવા દુષ્ટનો નાશ કરવા તત્પર થયેલા છિએ.[૩૬] રાત્રિ—દિવસ દુષ્ટને શિક્ષા

કરવી એજ રાજાનો ધર્મ છે. જે માણસ પોતાના ધર્મનો ત્યાગ કરે છે તે માણસ વિનાશરૂપી અગ્નિના કાષ્ઠરૂપે રહેલા છે.[૩૭]

કર્કટીરાક્ષસી કહે છે:–હે રાજન્ ! તમારો કારભારી દુષ્ટ છે; જેનો કારભારી દુષ્ટ હોય તે રાજા ન કહેવાય. સારો રાજા હોય તેનેજ કારભારી હોય છે અને સારો કારભારી હોય તેનેજ રાજા હોય છે.[૩૮] સારા કારભારીએ પોતાના રાજાને વિવેકમાં જોડવો, કે જેથી શ્રેષ્ઠપણાને પમાય છે અને જેવો રાજા તેવી પ્રજા હોય છે.[૩૯] સમસ્ત ગુણના સમૂહમાં અધ્યાત્મજ્ઞાન એજ ઉત્તમ ગુણ છે અને જેનામાં એવા ગુણ હોય તેજ રાજા ગણાય, તથા તેવા ગુણની સાથે જેનામાં વિચારનાં રહસ્ય જાણવાના ગુણ હોય તેજ કારભારી ગણાય.[૪૦] આત્મવિદ્યાથી પ્રભુપણું તથા સમદ્રષ્ટિપણું થાય છે, માટે જેને આત્મવિદ્યાનું જ્ઞાન નથી તે કારભારી પણ ન ગણાય તેમ રાજા પણ ન ગણાય.[૪૧] જો તમો બન્નેને આત્મવિદ્યાનું જ્ઞાન હોય તો તમારૂં કલ્યાણ છે અને જો તેમ ન હોય તો તમે અનર્થ કરનાર છો માટે હું તમારૂં ભક્ષણ કરીશ.[૪૨] હું તમો બન્નેને કેટલાક પ્રશ્ન પૂછું છું તેનો બુદ્ધિથી વિચાર કરી તમે મને ઉત્તર આપશો, તો માબાપની બાળક ઉપર પ્રીતિ થાય, તેવીરીતે તમે મ્હારા પ્રીતિપાત્ર થશો.[૪૩] તમે મને પ્રથમ કહેલું છે કે "જે જોઇએ તે અમે તને આપીશું" માટે હું તમને પ્રશ્ન પૂછું તેનો તમે મને ઉત્તર આપો. ગમે તો રાજા ઉત્તર આપે અને ગમે તો કારભારી ઉત્તર આપે. માત્ર ઉત્તર આપો એટલીજ મ્હારી ઇચ્છા છે, માટે તમે મ્હારી તે ઈચ્છાને પૂરી કરો. અંગીકાર કરેલો અર્થ સંપૂર્ણ ન કરનાર માણસ ક્ષયકારક દોષસાથે ન જોડાય એવો કોણ છે ? (એવો કોઈ પણ માણસ ન હોવાથી જો તમે મ્હારા પ્રશ્નનો ઉત્તર નહિ આપો તો દોષભાગી થશો.)[૪૪]

प्रश्नानिमान्कथय पार्थिव वा च मंत्रि तत्रार्थैनी भृशमहं पार[illegible]यार्थम् ।
अंगीकृतार्थमददत् क इवास्ति लोके दोषेण संशयकरेण न युज्यते यः ॥४४॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીવર્ણન' નામનો અઠયોતેરમો સર્ગ સંપૂર્ણ.૭૮.

## सर्ग ७९ मो* કર્કટીરાક્ષસીએ રાજાને તથા મંત્રીને બ્હોતેર પ્રશ્ન પૂછ્યા

वासिष्ठ उवाच । इत्युक्त्वा राक्षसी प्रश्नान् सा वक्तुमुपचक्रमे ।
उच्यतामिति राज्ञोक्ते ता[illegible]न् शृणु राघव ॥१॥

વસિષ્ઠ કહે છે:–હે રામ ! રાક્ષસીએ એ પ્રમાણે કહ્યા પછી રાજાએ પ્રશ્ન પૂછવાની હા પાડી તેથી તે રાક્ષસીએ પ્રશ્ન પૂછવાનો પ્રારંભ કર્યો, તે પ્રશ્નો હું તમને કહું તે સાંભળો.[૧]

રાક્ષસી પૂછે છે:–(૧) સમુદ્રમાં જેવીરીતે લાખો બુદ્બુદ્ થાય છે, તેવીરીતે જેની અંદર લાખો બ્રહ્માંડનો લય થાય છે; એવું અનેક સંખ્યાવાળું કયું એક અણુ છે ?[૨]

(૨) કયી એક વસ્તુમાં આકાશ તથા અનાકાશ એ બન્ને છે ?

(૩) કિંચિત્ છે તે નકિંચિત્ કેમ થાય ? (આ) કાંઈ પણ નથી અને કાંઇક છે એવી કઇ વસ્તુ છે ?

*આ ઓગણાએંસીમા સર્ગમાં જે માણસને આત્મજ્ઞાન નથી તેવા માણસને વજ્રસમાન તથા જ્ઞાનવાનને મનોહર લાગે તેમ (૭૨) બ્હોતેર પ્રશ્ન કર્કટીરાક્ષસીએ રાજાને પૂછ્યા.

(૪) ત્વંપદમાં અહંપદ કેમ આવે ?

(૫) અહંપદમાં ત્વંપદ કેમ આવે ?[૩]

(૬) ચાલતાં છતાં કોણ નથી ચાલતો ?

(૭) સ્થિર નથી ઉભો રહેતો તે છતાં કોણ સ્થિર ઉભો રહે છે ?

(૮) ચૈતન્ય તથા જડ, એ બન્ને વિરૂદ્ધ કર્મ કયા એક પદાર્થમાં છે ? (અ) ચૈતન્ય છતાં પાષાણજેવો ધનરૂપ કયો પદાર્થ છે?

(૯) ચૈતન્યરૂપી આકાશમાં વિચિત્રતા કરનાર કોણ છે ?[૪]

(૧૦) અગ્નિપણાનો ત્યાગ ન કરે અને દાહ ન કરે એવો કયો અગ્નિ છે?

(૧૧) હે રાજન્ ! અગ્નિ ન હોય તેમાંથી અગ્નિ કેમ ઉત્પન્ન થાય?[૫]

(૧૨) ચંદ્ર, સૂર્ય, અગ્નિ અને તારાવિના અવિનાશ પ્રકાશ કોનો છે?

(૧૩) એવી કઈ વસ્તુ છે કે જે નેત્રથી ન દેખાય અને સર્વ પ્રકાશને ઉત્પન્ન કરે?[૬]

(૧૪) એવો કયો ઉત્તમ પ્રકાશ છે કે જે લતા, ગુલ્મ, અંકુર, જાત્યંધ તથા નેત્ર ન હોય તેવા બીજાનો પણ પ્રકાશ કરે છે ?[૭]

(૧૫) આકાશ વગેરે પંચ મહાભૂતનો ઉત્પન્ન કરનાર કોણ છે?

(૧૬) સત્તાને સત્તા આપનાર કોણ છે ?

(૧૭) એવો કયો ભંડાર છે કે જેમાં જગતરૂપી રત્ન છે?

(૧૮) એવો કયો મણિ છે કે જેમાં જગતરૂપી કોશ રહેલો છે ?[૮]

(૧૯) એવું કયું અણુ છે કે જે તમનો પ્રકાશ કરે છે?

(૨૦) છે અને નથી એવું કયું અણુ છે?

(૨૧) દૂર છતાં દૂર નથી એવું કયું અણુ છે?

(૨૨) એવું શું છે કે જે અણુ છતાં પર્વતરૂપ છે?[૯]

(૨૩) નિમેષ એકનો કાળ, એક કલ્પનો કેમ ગણાય?

(૨૪) એક કલ્પ નિમેષ કેમ ગણાય?

(૨૫) પ્રત્યક્ષ છતાં અસતરૂપ છે એવું શું છે?

(૨૬) ચેતન છતાં અચેતન છે એવું શું છે?[૧૦]

(૨૭) વાયુ છતાં વાયુરૂપ નથી એવું શુ છે?

(૨૮) એવું શું છે કે જે શબ્દ છતાં શબ્દરૂપ નથી!

(૨૯) એવું શું છે કે જે સર્વરૂપ છતાં કાંઈ નથી ?

(૩૦) જેના વિષે અહંતા છતાં અહંતા નથી એવું શું છે ?[૧૧]

(૩૧) ઘણા જન્મસુધી પ્રયત્ન કરવાથી મળે એવી કઈ વસ્તુ છે!

(૩૨) પ્રાપ્ત થાય તે છતાં કાંઇપણ પ્રાપ્ત થયું નથી તથા સંપૂર્ણ પ્રાપ્ત થયું છે એમ મનાય એવું શું છે?[૧૨]

(૩૩) સ્વસ્થપણે જીવતાં છતાં કોણે પોતાના આત્માનો નાશ કર્યો ?

(૩૪) એવું કયું અણુ છે કે જેના વિષે મેરૂપર્વત છે અને ત્રિભુવન તૃણરૂપ છે?[૧૩]

(૩૫) સો યોજનમાં સંપૂર્ણ થાય એવું કયું અણુ છે?

(૩૬) સો યોજનમાં છે તોપણ માતું નથી એવું કયું અણુ છે?[૧૪]

(૩૭) કોના જોવામાત્રથી જગતરૂપી બાળક નાચે છે?

(૩૮) એવું કયું અણુ છે કે જેની અંદર પર્વતના સમૂહ રહેલા છે?[૧૫]

(૩૯) એવું કયું અણુ છે કે જે પોતાના અણુપણાનો ત્યાગ ન કરે તોપણ મેરૂપર્વતથી સ્થૂળ આકૃતિવાળું હોય?

(૪૦) એવું કયું અણુ છે કે જે મોવાળાના અગ્રના સોમા ભાગનું હોય તોપણ ઊંચા પર્વતજેવડું હોય?[૧૬]

(૪૧) એવું કયું અણુ છે કે જે પ્રકાશ તથા અંધકાર એ બન્નેને પ્રકટ કરનાર દીવારૂપે હોય?

(૪૨) એવું કયું અણુ છે કે જેની અંદર સર્વ અનુભવરૂપી અણુ રહેલાં છે?[૧૭]

(૪૩) એવું કયું અણુ છે કે જે પોતે સ્વાદરહિત છતાં બીજાને સ્વાદિષ્ટ લાગે છે?

(૪૪) એવું કયું અણુ છે કે જે સર્વનો ત્યાગ કરતાં છતાં સર્વનો આશ્રય કરે છે?[૧૮]

(૪૫) એવું કયું અણુ છે કે જે પોતાને ઢાંકવાને સમર્થ ન છતાં આખા જગતને ઢાંકે છે?

(૪૬) એવું કયું અણુ છે કે જેની સત્તાવડે લય થવાથી નાશ થાય છે તોપણ જગતની પાછી ઉત્પત્તિ થાય છે?[૧૯]

(૪૭) એવું કયું અણુ છે કે જે અવયવરહિત છે તોપણ હજારો હાથ અને નેત્રવાળું છે?

(૪૮) એવો કયો નિમેષ છે કે જેમાં કરોડો કલ્પ રહેલા છે?[૨૦]

(૪૯) એવું કયું અણુ છે કે જેમાં, બીજમાં વૃક્ષ રહે તેવી રીતે અનંત જગત રહેલાં છે?

(૫૦) એવું શું છે કે જેમાં બીજ વગેરે ઉત્પન્ન નથી થયાં તોપણ સ્ફુટ દેખાય છે.[૨૧]

(૫૧) એવો કયો નિમેષ છે કે જેની અંદર બીજની અંદર રહેલાં વૃક્ષની પેઠે કલ્પ તથા પ્રલય રહેલા છે?

(૫૨) એવો કોણ છે કે જે કાર્યનું પ્રયોજન તથા કાર્યના કર્ત્તાપણાનો આશ્રય કર્યા વિના કાર્ય કરે છે?[૨૨]

(૫૩) એવો કયો દ્રષ્ટા છે કે જેને નેત્ર નથી તે છતાં ભોગ્યપદાર્થની સિદ્ધિ માટે પોતાના આત્માને દ્રશ્યપણાને પમાડતો દ્રશ્ય પદાર્થને બહારની દ્રષ્ટિથી જોતો પોતાના આત્માને જુવે છે?[૨૩]

(૫૪) જેમાં સઘળું દ્રશ્ય ગલિત છે એવા આત્માને દ્રશ્યના અભાવ માટે જોનાર કોણ, આગળ દેખાતા દ્રશ્યને દેખતો નથી?[૨૪]

(૫૫) ચક્ષુ દ્રશ્ય પદાર્થનો પ્રકાશ કરે તેની પેઠે, આત્મા, દર્શન અને દ્રશ્ય એ ત્રણને અપરોક્ષપણાથી કોણ પ્રકાશ કરે છે?

(૫૬) સુવર્ણથી કડાં વગેરે પ્રકટ થાય છે, તેમ કોની વિક્ષેપ—શક્તિથી દ્રષ્ટા, દર્શન અને દ્રશ્ય એ ત્રણ પ્રકટ થાય છે?[૨૫]

(૫૭) એવો કયો પદાર્થ છે કે જેનાથી જળથી તરંગ જૂદા નથી, તેવી રીતે કોઈ પણ પદાર્થ જૂદો ન હોય?

(૫૮) જેવી રીતે જળમાં મોજાં જૂદાં જણાય છે, તેવી રીતે કોની ઈચ્છાથી જગતમાં જૂદાપણું જણાય છે?[૨૬]

(૫૯) એવો કયો પદાર્થ છે કે જે દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સત્ તથા અસત્‌રૂપે હોય?

(૬૦) એવો કયો પદાર્થ છે કે જેનાથી જળથી દ્રવપણું જૂદું નથી, તેવીરીતે દ્વૈતપણું પણ જૂદું નથી.[૨૭]

(૬૧) બીજ વૃક્ષને ધારણ કરે છે, તેની પેઠે કોણ દ્રષ્ટા, દર્શન અને દ્રશ્ય એ ત્રણને તથા સત્–અસત્‌રૂપ ત્રણ જગતને ઉદ્‌ભૂત અવસ્થામાં તથા તિરોહિત અવસ્થામાં પોતાના વિષે રાખીને નિરંતર રહે છે?[૨૮]

(૬૨) ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં ભ્રમરૂપી મ્હોટું જગત કોના વિષે રહેલું છે?

(૬૩) બીજમાં વૃક્ષ રહે, તેવીરીતે કોની અંદર જગત રહેલું છે?[૨૯]

(૬૪) બીજ ઝાડપણાથી ઉદય થાય છે તથા ઝાડ બીજપણાથી ઉદય થાય છે, તેવીરીતે પોતાના રૂપનો ત્યાગ કર્યાવિના ઉદયવિના પણ ઉદય થાય છે એવું શું છે?[૩૦]

(૬૫) એવું શું છે કે જેની અપેક્ષાથી કમળતંતુ પણ મેરૂના જેવો દ્રઢ હોય?

(૬૬) એવો કયો દ્રઢ તંતુ છે કે જેની અંદર કરોડો મેરૂ તથા મંદરપર્વત રહેલા હોય?[૩૧]

(૬૭) આ જગત કોનાથી વ્યાપી રહેલું છે?

(૬૮) તમે કોના આધારથી જગતમાં વ્યવહાર કરો છો?

(૬૯) કોના આધારથી જેનો વધ કરવો જોઇએ તેનો વધ કરો છો?

(૭૦) કોના આધારથી જગતનું પાલન કરો છો?

(૭૧) એવું શું છે કે જેના દર્શનથી તમારો અભાવ છે?

(૭૨) એવું શું છે કે જેના દર્શનથી તમારો સદ્‌ભાવ છે?

એટલા પ્રશ્નનો શાંતિ થવા માટે તમે ઉત્તર આપો.[૩૨] આત્માકાર વૃત્તિને આવરણરૂપે રહેલા આ મ્હારા સંશયને તમે દૂર કરો. જે માણસની પાસેથી મૂળસહિત સંશય નથી મટતો તે માણસ પંડિતની ગણત્રીમાં આવતો નથી.[૩૩] જો મ્હારા આ સંશયને તમે મટાડશો નહિ તો, તુરત રાક્ષસના જઠરરૂપી અગ્નિના કાષ્ઠરૂપ થઈ પડશો અને તમારા બન્નેનો નાશ કર્યા પછી તમારા આખા દેશને ગળી જઇશ. જો તમે પ્રશ્નનો ઉત્તર આપશો તો તમે સારા રાજા છો, એમ કહેવાશે અને ઉત્તર નહિ આપો તો મૂર્ખપણાથી ક્ષય થશે[૩૪,૩૫] એ પ્રમાણે વિપુલ અને ગંભીર મેઘનાદના જેવી વાણી બોલનારી તે રાક્ષસી એટલું કહી ચૂપ રહી અને તે બ્હારથી ભયંકર આકૃતિવાળી હતી તોપણ અંતઃકરણથી શુદ્ધ શરદઋતુનાં નિર્મળ વાદળાંજેવી શાંત હતી.[૩૬] **इत्युक्त्वा विपुलगभीरमेघनादमाह्लादसमकटगि [illegible] निशाचरी सा । तूष्णीमप्यातिविकटा [illegible]तिस्तदासी[illegible]द्धांत: शरदमलाभ्रमंडला ॥ ३६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીપ્રશ્ન' નામનો ઓગણચાળીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ८० मो* મંત્રીએ પ્રશ્નોના ઉત્તર આપ્યા

**वसिष्ठ उवाच । महानिशि महारण्ये महाराक्षसकन्यया ।**
**इति प्रोक्ते महाप्रश्ने महामंत्री गिरं ददौ ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! એ પ્રમાણે મહારાત્રિમાં મહારાક્ષસીએ પ્રશ્ન પૂછ્યા ત્યારે રાજાના મંત્રીએ નીચે પ્રમાણે ઉત્તર દીધો.[1]

મંત્રી કહે છેઃ—હે મેઘની કાંતિજેવી રાક્ષસિ! કેસરીસિંહ જે પ્રમાણે મદોન્મત્ત હાથીનું ભેદન કરે તે પ્રમાણે હું ત્હારા પ્રશ્નનું ભેદન કરૂં છું, તે તું સાંભળ.[2] હે કમલેક્ષણે! પ્રશ્ન જાણનારને યોગ્ય વચનની યુક્તિથી ઉપરના સઘળા પ્રશ્નોમાં કેવળ પરમાત્માજ કહેલા છે, (તોપણ બધા પ્રશ્ન તેમાં ઘટાવીને ઉત્તર આપું છું તે સાંભળ.)[3]

(૧) પ્રથમના‡ પ્રશ્નથી ઘણાખરા પ્રશ્નમાં અણુ શબ્દ આવેલો છે તેનો અભિપ્રાય એવો છે કે, જેનું કોઈથી વર્ણન થતું નથી, જે અગમ્ય છે તથા પાંચ ઇંદ્રિય અને છઠ્ઠા મનથી જણાય છે તે ચૈતન્યરૂપી અણુ આકાશથી પણ સૂક્ષ્મ છે.[4] બીજમાં જેવીરીતે ઝાડની સત્તા રહેલી છે તથા એક બીજમાં જેમ હજારો ઝાડ રહેલાં છે, તેમ તે પરમચૈતન્યરૂપી અણુમાં હજારો સત્ તથા અસત્ બ્રહ્માંડ રહેલાં છે.× (૪૯)[5]

(૨) સર્વ વસ્તુની સત્તા અનુભવની સત્તાને અધીન છે માટે તે મુખ્ય સત્તાને બીજાને અધીનપણું માનવાથી અનવસ્થા થાય માટે સ્વતઃસિદ્ધ સત્તાના અનુભવથીજ સર્વ ભાવને સત્તા મળે છે. (૧૬)[6]

(૩) પરમાત્મા બહારથી શૂન્ય છે માટે તે આકાશરૂપ છે તથા આકાશ જડ છે અને પરમાત્મા ચૈતન્યરૂપ છે માટે અનાકાશ પણ પરમાત્મા છે. (૨)[7]

(૪) આત્મભાવ થાય ત્યારે કિંચિત્ પણ ન કિંચિત્ થાય. એટલે કે બ્રહ્મ કે જે સર્વાત્મા છે તથા પોતાની મેળેજ જગતને સાક્ષાત્કાર કરે છે, તે બ્રહ્મ જ્યારે જગતને પોતાના વિષે લય કરે છે ત્યારે પ્રથમ કિંચિત્‌રૂપે રહેલું જગત્ ન કિંચિત્ થાય છે. [अ] પરમાત્મા અતીંદ્રિય (ઈંદ્રિયોથી ન જણાય એવા) છે માટે તે કાંઈ નથી અને તેજ પરમાત્મા અનંત અણુરૂપ છે માટે કાંઈક છે. (૩)

(૫) પહેલા પ્રશ્નમાં એક અણુને અનેક સંખ્યાપણું કહેલ છે પણ તે ચૈતન્યરૂપી અણુને અનેકતા દેખાવામાત્ર છે. વસ્તુતાથી અનેકતા નથી. સુવર્ણમાંથી જેવીરીતે કડાં વગેરે જૂદાં જૂદાં ઘરેણાં થાય છે, તેવીરીતે ચૈતન્યરૂપી અણુમાંથી દ્રષ્ટા, દર્શન અને દ્રશ્યરૂપ વિચિત્ર

*આ એંસીમા સર્ગમાં મંત્રીએ સૂક્ષ્મ ઉત્પત્તિથી રાક્ષસીના પ્રશ્નનો ક્રમથી (એક પછી એકનો ઉત્તર આપવાથી) તથા વ્યુત્ક્રમથી (એક પછી એકનો ઉત્તર ન દેતાં વચમાં છુટક છુટક ઉત્તર આપવાથી)યથાયોગ્ય ઉત્તર આપ્યો.

‡આ સર્ગમાં દરેક ઠેકાણે પહેલો (ઉત્તરના આરંભનો) અંક ઉત્તરના ક્રમનો છે તથા બીજો (ઉત્તરની છેવટનો) અંક રાક્ષસીના પ્રશ્નના ક્રમનો ૭૮ મા સર્ગ પ્રમાણે છે.

× આ પહેલા ઉત્તરમાં ૪૮ મા પ્રશ્નનો ઉત્તર આવી જાય છે તથા એકાસીમા સર્ગની ૨૨ મી કલમમાં પણ તેનો ઉત્તર છે.

જગતનો વિસ્તાર થયો છે.[૮] (૫૬)*

(૬) ઓગણીસમા× પ્રશ્નમાં તથા બીજા પણ પ્રશ્નોમાં વારંવાર અણુશબ્દ છે તેનો સારાંશ એવો છે કે, ચૈતન્યરૂપી અણુ પરમ આકાશરૂપી છે, તથા તે સૂક્ષ્મ છે માટે જાણવામાં આવે તેમ નથી અને તે સર્વાત્મક છે તોપણ મન તથા ઇંદ્રિયો તેને પહોંચતાં નથી. (૧૯)[૯]

(૭) વીસમા પ્રશ્નમાં "છે અને નથી એવું કયું અણુ છે?" એમ કહેલું છે તેમાં "નથી" એમ બોલવું તે અયોગ્ય છે કારણ કે ચૈતન્યરૂપી અણુ સર્વાત્મક છે માટે તેને શૂન્યપણું ઘટતું નથી કારણ કે "છે અને નથી" એવીરીતે બોલનાર તથા માનનાર જે પુરૂષ છે તે આત્મારૂપજ છે.[૧૦] વળી કોઇ પણ યુક્તિથી સત્ પદાર્થને અસત્પણું ઘટતું નથી. કદાપિ એમ શંકા થાય કે જ્યારે તે છે ત્યારે દૃશ્ય કેમ નથી, તો કહેવાનું કે કપૂર ગુપ્ત રાખ્યું હોય તોપણ તે પોતાની સુગંધીથી સર્વ ઠેકાણે જણાય છે, તેવીરીતે તે ચૈતન્યરૂપી અણુ સર્વાત્મક છે તેથી સર્વ ઠેકાણે ગુપ્ત રહી સર્વની સત્તાથી પોતે પ્રકટ જણાય છે. (૨૦)[૧૧]

(૮) ચૈતન્યરૂપી અણુ મન–ઈંદ્રિયોની વૃત્તિવડે અનેક પ્રકારે જણાય છે તેથી તે સર્વરૂપ છે અને મન–ઈંદ્રિયો વગેરેથી તેનું રૂપ જણાતું નથી માટે તે કાંઈ નથી અને તેજ ચૈતન્યરૂપી અણુ એક તથા અનેક છે. (૨૯)+ ( પહેલા પ્રશ્નમાં "અનેક સંખ્યાવાળું એક અણુ કયું છે?" એમ પૂછેલ છે તેનો ઉત્તર આથી આવી જાય છે. )

(૯) ચૈતન્યરૂપી‡ અણુની અંદર જગત રહેલું છે. (૬૩)

(૧૦) ચૈતન્યરૂપી† અણુ જગતરૂપી રત્નને ધારણ કરે છે. (૧૭)[૧૨,૧૩]

(૧૧) ચૈતન્યરૂપી મ્હોટા સમુદ્રમાં આ ત્રણ જગતનો સમૂહ રહેલો છે તે ચૈતન્યરૂપ છે અને તેનાથી જૂદો નથી, પણ જળમાં દ્રવપણાથી ઘુમરી પડે છે તે જૂદી દેખાય છે, તેની પેઠે ચિત્તના વિકલ્પથી દાપણું જણાય છે.( ૫૭–૫૮ )[૧૪] §

(૧૨) ચૈતન્યરૂપી અણુ મન–ઈંદ્રિયોથી અતીત છે માટે તે શૂન્ય છે અને તે પોતાના સંવેદનથી જણાય છે માટે તે અશૂન્ય છે.[૧૫]

(૧૩) અદ્વૈતપણાથી **त्वं**પદમાં **अहं**પદનો સમાવેશ થાય છે તથા **अहं**પદમાં **त्वं**પદનો સમાવેશ થાય છે. એ પ્રમાણે **त्वं**પદમાં **अहं**પદપણું તથા **अहं**પદમાં **त्वं**પદપણું થવું એ પણ વ્યવહાર–દ્રષ્ટિથી છે, પણ પરમાર્થ–દ્રષ્ટિથી આત્માના વિષે સર્વની એકતા છે તેથી તેમાં **त्वं**પણું પણ નથી તથા **अहं**પણું પણ નથી. (૪–૫)[૧૬-૧૭]

(૧૪) ચૈતન્યરૂપી અણુ હજારો યોજન ચાલે છે ( આકાશની પેઠે હજારો યોજનમાં વ્યાપી રહેલ છે ) તોપણ તે અચળ હોવાથી ચાલતું નથી. (૬)[૧૮]

---

* એકાસીમા સર્ગની ૨૭ મી કલમમાં ૫૬ મા પ્રશ્નનો ઉત્તર બીજીવાર છે.

× ઓગણીસમા પ્રશ્નનો ઉત્તર ૨૬ મી કલમમાં પુનઃ આવશે.

\+ એકાસીમા સર્ગની ૩ જી કલમમાં ૨૯ મા પ્રશ્નનો ઉત્તર બીજીવાર છે.

‡ એકાસીમા સર્ગની ૩૪ મી કલમમાં ૬૩ મા પ્રશ્નનો ઉત્તર પુનઃ લખેલ છે.

† ચોવીસમી કલમમાં ૧૭ મા પ્રશ્નનો ઉત્તર બીજીવાર લખ્યો છે.

§ આ બે પ્રશ્નનો ઉત્તર પુનઃ ૮૧ મા સર્ગની ૨૮ તથા ૨૯ મી કલમમાં છે.

(૧૫) ચૈતન્યરૂપી પુરૂષ સર્વ ઠેકાણે જાય છે ( સ્થિર નથી ) તોપણ જતો નથી ( સ્થિર ઉભો રહે છે. ) દેશ અને કાળમાં પોતાની સત્તાથી આકાશરૂપી કોશમાં ચૈતન્યપુરૂષ રહેલ છે તેથી તે પ્રાપ્ત થાય તોપણ પ્રાપ્ત થતો નથી.[૧૯] ગમ્ય વસ્તુ ( જવાને યોગ્ય વસ્તુ ) જેના શરીરમાં રહેલ છે તે પોતે બીજે ક્યાં જાય ? માતાએ પોતાના પુત્રને ખોળામાં તેડયો હોય તે, પુત્રને શોધવાને બીજે ક્યાં જાય ? તેવીરીતે આત્માના વિષે આ જગત રહેલું છે તે આત્માને ચાલવાપણું તથા જવાપણું કેમ ઘટે ?[૨૦] ગમન વગેરે જે જોવામાં આવે છે તે માત્ર દેહની અપેક્ષાથી જોવામાં આવે છે પણ આત્મામાં ચલન વગેરે ધર્મ ઘટતા નથી. જવાને યોગ્ય સર્વ દેશ જેની અંદર રહેલો છે તે પોતે કેમ અને ક્યાં જાય ?[૨૧] જેમ ઘડાને એક દેશમાંથી બીજા દેશમાં લઈ જતાં ઘડો જાય છે પણ આકાશ જતું નથી. ઘટની અપેક્ષાથી ' ઘટાકાશ ગયું ' એવી પ્રતીતિ થાય છે, પણ ઘટનું મુખ બંધ કરવાથી ઘટાકાશનું પણ જવું આવવું થતું નથી, તેવીરીતે આત્મા સર્વ ઠેકાણે જાય છે તથા જતો નથી. (૭)[૨૨]

(૧૬) દેહ કે જે જડ છે તેને આત્માના તદ્રૂપપણાનો અધ્યાસ થવાથી જ્યારે ચૈતન્ય-પણાનો તથા જડપણાનો અંતઃકરણમાં અનુભવ કરે છે ત્યારે તે અનુભવ કરનારમાં ચેતન-પણું તથા જડપણું એ બન્ને વિરૂદ્ધ ધર્મ રહેલા છે. [अ] હે રાક્ષસિ ! પારમાર્થિક આત્માનું સ્વરૂપ છે તેજ ચૈતન્યઘન છે. (૮)[૨૩,૨૪]

(૧૭) આદિ તથા અંતથી રહિત પરમ આકાશમાં ચૈતન્યરૂપી પરમાત્માએ, વિચિત્ર ત્રણ જગતરૂપી ચિત્ર રચેલ છે. (૯)[૨૫]

(૧૮) આત્માની સત્તાથીજ અગ્નિમાં સત્તા રહેલી છે અને તે આત્માની સત્તા સર્વ ઠેકાણે રહેલી છે; તથા અગ્નિની પેઠે સર્વ ઠેકાણે તેનો પ્રકાશ છે તોપણ તે દાહ કરે તેમ નથી(૧૦)[૨૬]

(૧૯) ચેતનરૂપી આત્મા કે જેનો અગ્નિના જેવો આકાર છે તથા જે આકાશથી પણ નિર્મળ છે તેમાંથી અગ્નિની ઉત્પત્તિ છે. (૧૧)[૨૭]

(૨૦) આત્માનો પ્રકાશ કે જે ચંદ્ર, સૂર્ય અને અગ્નિને પણ પ્રકાશ કરનાર છે તે મહા-કલ્પના જળથી પણ નાશ પામતો નથી. (૧૨)[૨૮]

(૨૧) અનુભવરૂપી આત્મા કે જે હૃદયરૂપી મંદિરના દીવારૂપ છે, સર્વ સત્તા આપ-નાર છે તથા અનંત છે તેનો પરમપ્રકાશ માનેલ છે અને તે નેત્રથી દેખાય તેમ નથી.[૨૯] તે આત્મા સ્વયંપ્રકાશ છે અને માણસમાત્રને અહંતાનો પ્રકાશ પણ આત્માથીજ થાય છે. જેમ કોઇ માણસ અંધારામાં ઉભો હોય તેને તું ક્યાં છે ? એમ પૂછવાથી, તે સ્થળે પ્રકાશ નથી તોપણ અંતરમાં પ્રકાશ હોવાથી "હું અહિં છું" એમ તે ઉત્તર આપે છે, એ પ્રમાણે પોતાના દેહ—ઈંદ્રિયોના વિષયમાં દૃશ્યચમત્કૃતિ સર્વના અનુભવથીજ પ્રસિદ્ધ છે. (૧૩)[૩૦]

(૨૨) અનુભવરૂપી આત્માનો જે પ્રકાશ છે તે લતા, ગુલ્મ, અંકુર તથા નેત્રવિનાના પદાર્થને પોષણ કરનાર છે તથા તેનો સાક્ષી છે. (૧૪)[૩૧]

(૨૩) વ્યવહારદૃષ્ટિથી વિચાર કરતાં કાળ, આકાશ, ક્રિયા, સત્તા તથા જગત એ બધું ચિત્—અણુના સંવેદનના વિષે રહેલ છે તથા તેના સ્વામી, કર્ત્તા તથા ભોક્તા પણ તેજ છે, અને પરમાર્થદૃષ્ટિથી વિચાર કરતાં તે કર્ત્તા પણ નથી તેમ ભોક્તા પણ નથી. (૧૫)[૩૨]

(૨૪) અણુપણાનો* ત્યાગ ન કરનાર, ચિત્–અણુરૂપી ભંડાર જગતરૂપી રત્ન ઉત્પન્ન કરે છે. (૧૭)

(૨૫) પ્રમાણ, પ્રમેય અને પ્રમાતારૂપી ચિત્–અણુમાં જગતરૂપી કોશ રહેલ છે, અને તેજ આ જગતમાં સ્ફુટ પ્રકાશ પામે છે અને તેના વિષે જગત ઉત્પન્ન થાય છે તેથી તે પરમમણિ છે. (૧૮)[33,34]

(૨૬) ચિત્–અણુનો દુઃખે કરીને પણ બોધ થતો નથી માટે તે તમરૂપ છે, અને તે ચૈતન્યરૂપ છે તેથી પ્રકાશકર્ત્તા પણ છે.× (૧૯)

(૨૭) ચિત્–અણુ સંવેદનરૂપ છે માટે તે "છે" અને ઇંદ્રિયો તેને પહોંચતી નથી માટે તે નથી. (૨૦)[35]

(૨૮) ચિત્–અણુની ઇંદ્રિયોથી પ્રાપ્તિ થતી નથી માટે તે દૂર છે તથા ચૈતન્યરૂપ છે તેથી તે સમીપ પણ છે. (૨૧)

(૨૯) ચિત્–અણુ પોતે અણુરૂપ છે અને તે સર્વના સંવેદનરૂપ છે માટે અણુ છતાં પર્વતરૂપ છે.[36] જે આ જગત જોવામાં આવે છે તે માત્ર સંવેદનરૂપ છે પણ સત્ય નથી તેમજ પર્વત વગેરે પણ સત્ય નથી તેથી સંવેદનને લીધે અણુમાં પણ મેરૂપણું ઘટે છે. (૨૨)[37]

(૩૦) જે કાળમાં એક નિમેષનો અનુભવ થાય તેને નિમેષ માનવો તથા જેમાં કલ્પનો અનુભવ થાય તેને કલ્પ માનવો.[38] જે શહેરનો ઘણા યોજનમાં વિસ્તાર હોય તેવું મ્હોટું શહેર પણ માણસના મનમાં રહે છે, તેવી રીતે કલ્પ–ક્રિયાનો વિલાસ પણ નિમેષરૂપ જણાય છે.[39] જે પ્રમાણે મ્હોટા શહેરની સમગ્ર રચના એક ન્હાના દર્પણમાં જોવામાં આવે છે, તે પ્રમાણે એક નિમેષમાં પણ કલ્પનો અનુભવ થવા સંભવ છે.[40] એક અણુમાં પણ જ્યારે ભ્રમથી નિમેષ, કલ્પ, પર્વત, પાણીનું પૂર તથા કરોડયોજન રહેલ છે, ત્યારે તેમાં એકપણું તથા દ્વૈતપણું કેમ ઘટે ?[41] સ્વપ્નમાં જેવી રીતે એક ક્ષણમાં સત્ય તથા અસત્યનો અનુભવ થાય છે, તેવી રીતે "મ્હેં પ્રથમ આવી રીતે કરેલું છે" એવી બુદ્ધિનો ઉદય થાય છે.[42] માણસને દુઃખના વખતમાં થોડો કાળ લાંબો થઇ પડે છે, તથા સુખના વખતમાં લાંબો કાળ પણ થોડો લાગે છે. હરિશ્ચંદ્રરાજાને દુઃખના વખતમાં એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો હતો.[43] સુવર્ણમાંથી જેમ કડાં તથા કુંડળ થાય છે, તેમ માણસના અંતઃકરણમાં સાચો અથવા ખોટો, જેવો નિશ્ચય થાય તેવો ચૈતન્યમાં પ્રકાશ પામે છે, પણ ખરૂં જોતાં, નિમેષ પણ નથી, કલ્પ પણ નથી, દૂર પણ નથી, તેમ અદૂર પણ નથી, માત્ર અન્યવસ્તુની પેઠે ચિત્–અણુની પ્રતિભા રહેલી છે.[44,45] પ્રકાશ તથા અંધકાર, દૂર તથા અદૂર, અને ક્ષણ તથા કલ્પ એ સર્વ ચૈતન્યરૂપ છે માટે તેમાં કાંઇ પણ ભેદ નથી. (૨૩–૨૪)[46]

(૩૧) ચૈતન્યરૂપી અણુ ઇંદ્રિયોના સારરૂપ છે માટે તે પ્રત્યક્ષ છે તથા ઇંદ્રિયો તેને પહોંચતી નથી માટે તે અપ્રત્યક્ષ છે. તેમજ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, તથા શબ્દ એ ચાર પ્રમાણથી ચિત્–અણુમાં દૃશ્યપણાનો ઉદય થાય છે માટે તે પ્રત્યક્ષ છે.[47] જ્યાંસુધી સુવર્ણમાં

* સત્તરમા પ્રશ્નનો ઉત્તર ૧૦મી કલમમાં પણ લખ્યો છે.

× ઓગણીસમા પ્રશ્નનો સંક્ષેપ ઉત્તર ૬ઠ્ઠી કલમમાં આવી ગયો છે.

કડાં તથા કુંડળનું સંવેદન છે, ત્યાંસુધી તેમાં સુવર્ણપણું નથી, તેમજ જ્યાંસુધી દૃશ્યપણું છે ત્યાંસુધી વાસ્તવિક રીતે ચૈતન્યનું એકરસપણું નથી.[૪૮] કડાં તથા કુંડળપણાની બુદ્ધિ મટી જાય ત્યારે તે કેવળ સુવર્ણ છે, તેમજ દૃશ્યપણાની બુદ્ધિ મટી ગયા પછી કેવળ નિર્મળ તથા શુદ્ધ પરબ્રહ્મજ દેખાય છે.[૪૯] વળી ચૈતન્યરૂપી અણુ સર્વરૂપ છે માટે તે સદ્રૂપ તથા દુર્લક્ષ્ય હોવાને લીધે તે અસતરૂપ પણ છે. (૨૫)

(૩૨) ચિત્–અણુમાં ચેતનધર્મ હોવાથી તે ચેતનરૂપ છે તથા ચેત્યપણાના અભાવથી તે અચેતનરૂપ પણ છે.[૫૦] જેવીરીતે વાયુને વૃક્ષરૂપે થઈ પ્રકટ દેખાવા સંભવ નથી, તેવીરીતે ચિત્તના ચમત્કારરૂપી જેનો આત્મા છે એવા ચૈતન્યની પ્રતિભારૂપી જગતમાં ચિત્ તથા ચેત્યની કલ્પનાનો સંભવ નથી.[૫૧] જે પ્રમાણે ધાટો તડકો મૃગતૃષ્ણાની નદીરૂપે જણાય છે, તેવી રીતે એક અદ્વૈત ચેતન, ચૈતન્યના પ્રતિભાસથી જગતરૂપે જણાય છે.[૫૨] સૂર્યનાં કિરણથી આકાશમાં સૂક્ષ્મપદાર્થ જોવામાં આવે છે, તેમાં **अस्तिता** તથા **नास्तिता** એ બન્ને રહેલ છે, તેવીરીતે કલ્પની આદિથી જગતની **अस्तिता** તથા **नास्तिता** છે.[૫૩] માયાનેલીધે સૂર્યનાં કિરણવાળા આકાશમાં સુવર્ણ જોવામાં આવે છે, તેવીરીતે માયાથી આ જગત જોવામાં આવે છે, માટે તેમાં ચિત્ તથા ચેત્યની કલ્પના કેમજ ઘટે ?[૫૪] જેવીરીતે સ્વપ્નમાં નગરનો તથા જાગૃતમાં ગંધર્વનગરનો આકાર નથી તે છતાં તેનો આકાર જોવામાં આવે છે તે સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, તેવીરીતે દીર્ઘકાળના ભ્રમથી આ જગત જણાય છે.[૫૫] આ પ્રમાણે જ્ઞાન થવાથી તથા નિર્મળ અભ્યાસ થવાથી જ્ઞાનવાન માણસોને સંસારમાં જન્મ–મરણ થતાં નથી.[૫૬] ભીંત તથા આકાશમાં દેખાવામાત્ર ભેદ છે પણ વસ્તુતાથી ભેદ નથી માટે આબ્રહ્મસ્તંબપર્યંત (ખડના થુંબડાથી માંડીને બ્રહ્મલોકસુધી) જે એક વસ્તુ સત્ય છે તેજ સત્ય છે.[૫૭] ચિદાકાશમાં પ્રતિભાસથી ભેદ જણાય છે અને પ્રભાના પિંડની પેઠે તેની અનિર્વચનીય પ્રભા છે.(૨૬)[૫૮]

(૩૩) જૂદાપણાના સંસ્કારવાળી બુદ્ધિના ચમત્કારથી બુદ્ધિને જૂદાપણું જણાય છે પણ વસ્તુતાથી જૂદાપણું નથી. આત્મપ્રકાશ સર્વાત્મક છે અને વૃક્ષમાં જેમ બીજ છે તેમ તે છે.(૬૦)[૫૯]§

(૩૪) બીજ તથા તેની અંદર રહેલું વૃક્ષપણું જેમ જૂદું છે તથા નથી અને બીજમાં જેમ વૃક્ષ રહેલું છે, તેવીરીતે બ્રહ્મના વિષે આકાશકોષનીપેઠે નિરંતર જગત રહેલું છે.[૬૦] જેવી રીતે બીજમાં વૃક્ષપણું છે તે આકાશરૂપ છે, તેવીરીતે બ્રહ્મ કે જેની અંદર જગત રહેલું છે તેની સાક્ષીપણાથી ચૈતન્યરૂપ સ્થિતિ છે. (૬૧)[૬૧]

એ પ્રમાણે સર્વ ઠેકાણે બ્રહ્મની સત્તા રહેલી છે. બીજી કોઈ પણ કળા નથી. તે બ્રહ્મસત્તા શાંત, અજ, એક અને આદિ, મધ્ય તથા અંતથી રહિત છે અને નિર્દ્વંદ્વપણાથી શાંત બુદ્ધિવડે જણાય છે. સર્વ ઠેકાણે તેનોજ એક પ્રકાશ છે તથા તે ચૈતન્યરૂપ છે.[૬૨]

**शांतं सम[illegible]मजमेकमनादिमध्यं नेहास्ति काचन कला कलना कथंचित् ।**
**नि[illegible] शांतमति कमनेकमच्छमाभासरूपमज[illegible]कासमास्ते ॥ ६२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉત્પત્તિપ્રકરણનો "પ્રશ્નભેદન" નામનો એંસીમો સર્ગ સંપૂર્ણ.૮૦**

---

§ સાઠમા તથા એકસઠમા પ્રશ્નનો ઉત્તર ૮૧ મા સર્ગની ૩૧ તથા ૩૨મી કલમમાં છે.

## सर्ग ८१ मो* રાજાએ બાકી રહેલા પ્રશ્નોના ઉત્તર આપ્યા

**राक्षस्युवाच । अहो नु परमार्थोक्तिः पावनी तव मंत्रिणः ।**
**राजा राजीवपत्राक्ष इदानीमेष भाषताम् ॥ १ ॥**

રાક્ષસી કહે છેઃ–હે મંત્રિન્ ! તમારૂં બોલવું પવિત્ર તથા પરમાર્થરૂપ છે. હવે બાકીના પ્રશ્નનો ઉત્તર રાજા આપે.[1]

રાજા કહે છેઃ–હે રાક્ષસિ ! જ્યારે જગતની પ્રતીતિનો અભાવ થાય છે, ત્યારેજ આત્મ-પ્રતીતિ થાય છે અને જ્યારે સર્વસંકલ્પનો ત્યાગ થાય ત્યારે ચિત્તવડે આત્માનો સાક્ષાત્કાર થાય છે.[2] આત્મસત્તામાં સંવેદનનો વિકાસ થવાથી જગતમાં સૃષ્ટિ જોવામાં આવે છે તથા સંકોચ થવાથી પ્રલય જોવામાં આવે છે માટે વેદાંતનાં વાક્યોની નિષ્ઠા વાણીથી પણ અગોચર છે.[3] આ ચર તથા અચર જગત આત્માની ચિત્તમય લીલા છે અને તે જગત છે અને નથી એવીરીતે બે કોટી ( પક્ષ ) રૂપ છે તથા બે કોટીની વચ્ચે રહેલું છે. ( સત્વ તથા અસત્વ અને ભાન તથા અભાન એ બે કોટીની વચ્ચે રહેલ છે. સારાંશ કે અનિર્વચનીય છે. )[4] પર-માત્મા વિશ્વરૂપે ( ભિન્ન–ભિન્નરૂપે ) છે તોપણ તેનું અખંડિતપણું ખંડિત નથી. હે ભદ્રે ! એ પ્રમાણે બ્રહ્મ કે જે સત્તામાત્ર છે તે ઉપરજ તમારા બધા પ્રશ્ન છે, ( તોપણ બાકી રહેલ પ્રશ્નનો ઉત્તર આપું તે સાંભળો. )[5]

(૧) બ્રહ્મરૂપી અણુ છે તે આત્માના વિષે વાયુપણાના સંવેદનથી ભ્રાંતિથી વાયુરૂપ જણાય છે પણ ખરૂં જોતાં, તે વાયુરૂપ નથી કારણ કે તે કેવળ શુદ્ધ ચિન્માત્ર છે. (૨૭)[6]

(૨) બ્રહ્મરૂપી અણુમાં શબ્દનું સંવેદન થવાથી તે શબ્દરૂપ છે, પણ શબ્દપણું તેમાં ભ્રાંતિમાત્ર છે, માટે તે શબ્દરૂપ નથી; તેથી બ્રહ્મના વિષે શબ્દ તથા અશબ્દ એ બન્નેનો અર્થ દ્રષ્ટિથી દૂર છે. (૨૮)[7]

(૩) બ્રહ્મરૂપી× અણુ સર્વરૂપ છે તથા અદૃશ્ય હોવાથી તે કાંઇ પણ નથી. (૨૯)

(૪) પરમાત્માની સત્તાથી અહંકારને લીધે જીવને અહંતા થાય છે તથા અહંકારનો નાશ થવાથી અહંતા મટી જાય છે. અને પરમાત્મા કે જે સર્વશક્તિમાન છે તેની પ્રતિભા એજ તેમાં કારણરૂપ છે. (૩૦)[8]

(૫) આત્મા ઘણા જન્મસુધી પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થાય છે. (૩૧)

(૬) આત્માની પ્રાપ્તિ થવાથી કાંઈ પણ પ્રાપ્ત થતું નથી કારણ કે પોતેજ આત્મારૂપ છે તેથી બીજી પ્રાપ્તિ નથી તથા આત્માની પ્રાપ્તિથી બીજું પ્રાપ્તવ્ય ( મેળવવાનું ) રહેતું નથી તેથી સર્વ મળ્યું.[9] મૂળને કાપી નાખનાર બોધરૂપી ખડ્ગનો જ્યાંસુધી ઉદય થયો નથી, ત્યાંસુધી જન્મરૂપી વસંતઋતુમાં જન્મ–મરણરૂપી વેલની વૃદ્ધિ થતી જાય છે. સારાંશ કે જ્યાંસુધી સંસા-રનાં મૂળરૂપી અજ્ઞાનનો નાશ થયો નથી ત્યાંસુધી આત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ તોપણ તેની સંપૂર્ણ પ્રાપ્તિ થઈ નથી પણ અજ્ઞાનનો નાશ થાય ત્યારેજ સંપૂર્ણ પ્રાપ્તિ થઈ ગણાય છે. (૩૨)[10]

---

* આ એકાસીમા સર્ગમાં રાજાએ મંત્રીના ઉત્તરથી બાકી રહેલા રાક્ષસીના પ્રશ્નનો ક્રમે કરી ઉત્તર આપ્યો તથા મંત્રીએ દીધેલ ઉત્તરમાં પણ રાજાએ કેટલીક યુક્તિ કહી.

× ૮૦મા સર્ગની ૯મી ક્ષમમાં ૨૯મા પ્રશ્નનો ઉત્તર એકવાર આવી ગયો છે.

(૭) અણુરૂપી આત્માએ પોતે સાકારપણાથી દૃશ્યપણાને પ્રાપ્ત થઇ, સૂર્યના તડકામાં પાણીની બુદ્ધિવાળો માણસ સાચા પાણીનો ત્યાગ કરે, તેની પેઠે સ્વસ્થપણામાંજ પોતાના આત્માનો નાશ કરેલો છે. (૩૩)[૧૧]

(૮) ચૈતન્યરૂપી અણુની અંદર મેરૂપર્વત તથા ત્રિભુવન તૃણરૂપ છે. કદાપિ એમ કહો કે તે અંદર છે તે બહાર કેમ જણાય છે તો કહેવાનું કે વમન કરવાથી માયારૂપે અંદર છતાં બહાર જણાય છે. જેવી રીતે વિષયી પુરૂષને સ્વપ્નમાં સ્ત્રીનું આલિંગન થાય તે તેને પ્રત્યક્ષ જણાય છે, તેવી રીતે ચૈતન્યરૂપી અણુની અંદર જે વસ્તુ રહેલ છે તે બહાર જણાય છે.[૧૨,૧૩] સૃષ્ટિની આદિથી ચૈતન્યને જેવી શક્તિનો સર્વ ઠેકાણે ઉદય થયો છે તેવી શક્તિ સંકલ્પમાં જોવામાં આવે છે.[૧૪] જેવી રીતે બાળકનું મન જે પદાર્થમાં લાગે છે તેવું તેને જોવામાં આવે છે,તેવીરીતે આ જગતમાં સંવિત્‌ના આશ્રયથી જેવું સંવેદન સ્ફુરે છે તેવું જોવામાં આવે છે.(૩૪)[૧૫]

(૯) એવી રીતે ચૈતન્યરૂપી પરમાણુ કે જે અતિસૂક્ષ્મ છે તેનાથી આખું વિશ્વ પૂરાઈ રહેલું છે. (૩૫)[૧૬]

(૧૦) ચિત્‌—અણુ સોયોજનમાં છે તોપણ તે સંપૂર્ણ માતું નથી, કારણકે તે સર્વ ઠેકાણે રહેનાર છે, અનાદિ છે, અરૂપ છે તથા આકૃતિરહિત છે. (૩૬)[૧૭]

(૧૧) જેવી રીતે કોઇ ધૂતારો નટ પોતાનાં નેત્રની પ્રેરણાથી બાળકને જેમ નચાવે છે તેમ તે બાળક નાચે છે, તેવી રીતે ચિત્‌ના અવલોકનને લીધે સુમેરૂથી માંડીને તૃણપર્યંત સર્વ જગત નૃત્ય કરે છે. (૩૭)[૧૮]

(૧૨) લુગડાંની અંદર મેરૂપર્વતનું ચિત્ર કહાડેલું હોય તે લુગડાંની અંદર છતાં જેમ બહાર જણાય છે, તેમ ચૈતન્યરૂપી અણુ કે જે અનંતરૂપે રહેલ છે, તેની અંદર ચિત્રરૂપે રહેલા પર્વતના સમૂહો બહાર જણાય છે. (૩૮)[૧૯,૨૦]

(૧૩) ચિત્‌—અણુ દિશા—કાળવગેરે સર્વ પદાર્થમાં વ્યાપક હોવાથીતે પર્વતથી પણ મ્હોટું છે અને વાળના અગ્રભાગના પણ સોમા ભાગરૂપે ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલ છે તેથી તે સૂક્ષ્મ છે.[૨૧] સર્ષવના કણની સાથે જેમ મેરૂપર્વતની સરખામણી ઘટતી નથી, તેમ અણુની સાથે શુદ્ધ ચૈતન્યની સરખામણી ઘટતી નથી.[૨૨] પરમાણુમાં માયાના સંબંધને લીધે અણુ-પણું, સુવર્ણમાં કડાં—કુંડળની પેઠે કલ્પેલું છે તેથી શ્રુતિમાં અણુની સાથે શુદ્ધ ચૈતન્યની સરખામણી કરેલી છે પણ ખરૂં જોતાં તેમ નથી. (૩૯—૪૦)[૨૩]

(૧૪) આ અનુભવસ્વરૂપ આત્મપ્રદીપથી સૂર્યાદિ પ્રકાશ પામેલ છે એટલા માટે આત્માથી જૂદી તે પ્રકાશની સ્થિતિ નથી અને કદાપિ જૂદી સ્થિતિ માનિએ તો જડપણાને લીધે સૂર્ય વગેરે પ્રકાશ પામતા સર્વ પદાર્થમાંથી કોઇને પણ પ્રકાશકપણું ન ઘટવાથી અપ્રકાશ-રૂપતાજ પ્રાપ્ત થાય છે. આ દોષ ચિત્‌—અણુમાં સંભવતો નથી કારણકે તે પ્રમાણથી સ્વયંપ્રકાશ સિદ્ધ થાય છે માટે તે ચિત્‌—અણુ પોતામાં કલ્પેલા તમઃપ્રકાશને પોતાની મેળેજ પ્રકાશે છે. સૂર્યાદિકને તો સ્વપ્રકાશપણું સંભવતું નથી કારણકે તે જડ હોવાથી પોતાના સ્વરૂપનો પ્રકાશ કરી શકતા નથી. ચિત્‌—અણુમાં તથા સૂર્યાદિમાં એટલોજ ભેદ છે કે તેનો વર્ણ ઉજ્વળતા તથા શ્યામતાસાથે સંબંધ રાખે છે. સૂર્યના વર્ણને શ્યામતાસાથે સંબંધ કહેવાનું કારણ એ કે

તેના પ્રકાશવિના અંધકાર કાંઇ પદાર્થ નથી. વળી અંધકાર તથા પ્રકાશ કે જે જડ છે તેની એકતામાં ચૈતન્ય સૂર્યરૂપ કારણની એકતા પણ હેતુ છે. આ જગતપ્રસિદ્ધ સૂર્યનો પ્રકાશ દિવસે હોય છે તથા રાત્રિએ હોતો નથી, તેમ તે બહારની વસ્તુનો પ્રકાશ કરે છે અને શરીરની અંદર રહેલા પદાર્થનો પ્રકાશ કરતો નથી; અને ચૈતન્યરૂપી સૂર્ય તો રાત્રિ અને દિવસ, બહાર અને અંદર, સર્વ ઠેકાણે અસ્તોદયથી રહિત પ્રકાશી રહેલ છે.[૨૪–૩૦] આ ચિત્–પ્રકાશથીજ પ્રકાશેલી અનેક પદાર્થથી ભરપૂર બ્રહ્માંડરૂપી ઝુંપડીમાં જીવાત્મા પોતાને જોઈતા પદાર્થને જોઇ શકે છે.[૩૧] જગતમાં તેજને અને તમને પરસ્પર વિરોધ છે માટે ચિત્પ્રકાશ તમનો પ્રકાશ કરે છે એમ કહેવું ઘટતું નથી તોપણ આ ઠેકાણે તમશબ્દેકરી દેહાદિ જડ વર્ગનું ગ્રહણ કરેલ છે, માટે તેની પ્રકાશકતા ચિત્પ્રકાશમાં વિરૂદ્ધ નથી[૩૨] જેમ સૂર્ય, પોતાનાજ પ્રકાશથી તથા ચંદ્રમંડળમાં પ્રતિફલિત પ્રકાશથી દિવસમાં વિકાસ પામનાર તથા રાત્રિમાં વિકાસ પામનાર બન્ને કમળનો વિકાસ કરે છે, તેમ ચિત્પ્રકાશ સ્વતંત્રપણેથી તથા અવિદ્યામાં મળીને સર્વનો પ્રકાશ કરે છે.[૩૩] સૂર્ય જેવી રીતે પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાન રાત્રિ તથા દિવસરૂપે પોતાના આત્માને પ્રકાશે છે, તેવી રીતે ચિત્પ્રકાશ સત્ તથા અસત્ (જીવરૂપે તથા દેહરૂપે) પોતાના સ્વરૂપને પ્રકાશે છે. (૪૧)[૩૪]

(૧૫) વૃક્ષનાં પુષ્પ, પત્ર, ફળ આદિ અવયવમાંથી ભ્રમરે ગ્રહણ કરેલા સઘળા રસ જેમ મધમાં રહેલા છે, તેમ ચિત્–અણુના ઉદરમાં અખિલ અનુભવના અણુ રહેલા છે.[૩૫] વસંત ઋતુના પ્રભાવથી જેમ સર્વ વનનાં વૃક્ષમાં અંકુર આદિ અવયવો સ્વભાવથી ઉત્પન્ન થાય છે, તેમ અખિલ અનુભવના અવયવો આ ચિદણુથીજ ઉત્પન્ન થાય છે. (૪૨)[૩૬]

(૧૬) અત્યંત સૂક્ષ્મપણાને લીધે ઇંદ્રિયોથી આસ્વાદ ન કરી શકાય એવો ચિદણુ અખિલ સ્વાદિષ્ટ પદાર્થના સ્વાદને સત્તા આપે છે.[૩૭] જેમ અરીસાવિના પ્રતિબિંબની સત્તા નથી, તેમ સમરસ ચિત્–અણુના સંબંધવિના જળ આદિ પદાર્થમાં રહેલા સ્વાદમાં સત્તા નથી.(૪૩)[૩૮]

(૧૭) વિવર્તકારણતાનેલીધે પોતાનો આશ્રય કરનાર સર્વ જગતનો સ્વરૂપથી ત્યાગ કરનાર ચિત્–અણુએ, પોતાના અસ્ફુરણથી સર્વનો ત્યાગ કર્યો છે અને સ્ફુરણથી સર્વનો આશ્રય કર્યો છે. (૪૪)[૩૯]

(૧૮) પોતાનું આચ્છાદન કરવાને અશક્ત ચિત્ પરમાણુએ, પોતાની અણુતાને ઉલેચ (ચંદરવા)ની પેઠે વિસ્તારીને આખું જગત આચ્છાદન કરેલ છે.[૪૦]હાથી જેમ ઘ્રો–ખડના વનમાં ઢંકાતો નથી, તેમ આકાશની ઉપમાવાળો આત્મા જરા પણ પોતાનું આચ્છાદન કરવાને સમર્થ નથી તોપણ તે આત્મા જગતને દબાવે છે; અને તે જાણવામાં આવે તો જાણનારને જન્મ–મરણથી રહિત કરે છે. જેમ બાળક જાગૃત અવસ્થામાં પોતાની ચીજનું રક્ષણ કરે છે, તેવું સુષુપ્તિ અવસ્થામાં કરી શકતો નથી. આ પ્રમાણે બાળકજેવી ચેષ્ટા આત્મામાં થવાનું કારણ માયામાત્ર છે. (૪૫)[૪૧·૪૨]

(૧૯) જેમ વૃક્ષાદિકમાં વિષેશાકારથી ન દેખાતાં નવાં અંકુર વસંતમાં પાછાં દેખાય છે, તેમ પ્રલયકાળમાં વિષેશાકારથી નાશ પામેલું જગત ચૈતન્યનો આશ્રય કરી પાછું વિશેષ આકારને પામે છે. જો કે ચૈતન્યનો આશ્રય તો જગતને પ્રલયકાળમાં તેમ સૃષ્ટિકાળમાં પણ

છે તોપણ વસંતઋતુમાં વનસમૂહની વિચિત્રતાની પેઠે જગતનો વિચિત્ર આકાર સૃષ્ટિકાળમાં દેખાય છે, તેથી પત્ર, પુષ્પ, ફળ આદિ વૃક્ષમાં જે વિશેષ આકારથી દેખાય છે તે જેમ વસંતઋતુનોજ રસ છે, તેમ જગતની વિચિત્રતા પણ બ્રહ્મરસનોજ પરિણામ છે, તેથી જગત અને બ્રહ્મ એ બે વસ્તુતાથી જૂદાં નથી. (૪૬)[૪૩-૪૫]

(૨૦) આત્માને જો કે વસ્તુતાથી એક પણ અવયવ નથી તોપણ જગતમાં જેટલા અવયવવાળા પદાર્થ દેખાય છે તે સર્વમાં વ્યાપકપણાનેલીધે આત્મા હજારો અવયવવાળો છે એમ કહેવામાં આવે છે. (૪૭)[૪૬]

(૨૧) અણુરૂપી ચૈતન્યને નિમેષના અંશનો જે સમયે અવબોધ થાય, ત્યારે સ્વપ્નમાં એકજ પુરૂષને પોતાના શરીરમાં વૃદ્ધપણાના તથા બાળપણાના અવભાસની પેઠે એક નિમેષમાં હજારો કલ્પ સ્ફુરે છે, પણ સર્વ સત્તાના વિલાસેકરી ચૈતન્યની પ્રતિભા એજ સ્ફુરી રહી છે. જેમ કોઈ માણસે ભોજન ન કર્યું હોય તોપણ તેને ભોજન કર્યાનું સ્વપ્નમાં ભાન થાય છે, તેમ એક નિમેષમાં કલ્પનું ભાન થાય છે, અને મરણ ન થયું હોય તે છતાં સ્વપ્નમાં જેમ પોતાના મરણનું ભાન થાય, તેજ પ્રમાણે ભોજન ન કર્યા છતાં ભોજન કર્યાનું પણ ભાન થાય છે. (૪૮)[૪૭-૫૦]

(૨૨) ચૈતન્યરૂપી પરમાણુમાં જગત રહેલું છે અને તેથીજ જગતના પ્રતિભાસ પ્રવર્ત્તે છે.[૫૧] જે પદાર્થ જેમાં હોય તે પદાર્થ તેમાંથીજ ઉત્પન્ન થાય છે. જેમ પૂતળી વગેરે આકાર સ્તંભમાં રહેલા છે તો તેમાંથી ઉત્પન્ન થાય છે પણ નિર્મળ આકાશમાંથી તે આકાર ઉત્પન્ન થતા નથી.[૫૨] બીજમાં જેમ ઝાડ રહેલ છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનમાં થતાં ભૂત–પ્રાણીમાત્ર ચૈતન્યમાં રહેલ છે. (૪૯–૫૦)[૫૩]

(૨૩) ફોતરાંથી જેમ અન્નનો કણ તથા અવયવ વીંટાયેલ છે, તેમ નિમેષ અને કલ્પ ચૈતન્યથી વીંટાયેલા છે; તેમજ અંશની કલ્પનાવાળો આ આત્મારૂપી અણુ, નિમેષ તથા કલ્પથી વીંટાયો છે. (૫૧)[૫૪]

(૨૪) આત્મા સર્વ જગતનો કર્ત્તા તથા ભોક્તા છે તોપણ સ્વરૂપથી ઉદાસીપણે રહેલ છે. શુદ્ધ ચિત્‌પરમાણુથીજ જગતની ઉત્પત્તિ થાય છે માટે તેમાં કર્ત્તા તથા ભોક્તાપણાનો આરોપ કરેલો છે.[૫૫,૫૬] પણ ખરૂં જોતાં જગત થયું નથી તેમ તેને કોઇએ પેદા કર્યું નથી, તેમ તેનો લય પણ નથી, માત્ર વ્યવહારથીજ તેની પ્રતીતિ થાય છે અને 'જગત' એવા નામથી વ્યવહાર કરાતું આકાશનીપેઠે સમરસ અનાદિ બ્રહ્મસ્વરૂપજ છે. (૫૨)[૫૭,૫૮]

(૨૫) ચિત્–અણુ ચૈતન્યરૂપી દૃશ્ય પદાર્થની સિદ્ધિ માટે અંતરમાં રહેલી ચિત્‌ચમત્કૃતિને બાહ્યપણાથી ધારણ કરે છે.[૫૯] એ પ્રમાણે ચિત્‌સત્તાની અંદર તથા બહાર જગત રહેલું છે, એમ કહેવું તે માત્ર ત્રિલોકીનાં પ્રાણીને ઉપદેશ કરવામાટેજ કહેવાનું છે પણ વસ્તુતાથી નહિ.[૬૦] અંતઃકરણરૂપ ઉપાધિનેલીધે દૃષ્ટાપણાને પ્રાપ્ત થયેલ આત્મા ઘટ વગેરે વિષયની ઉપાધિથી વિષયપણાને પ્રાપ્ત થઈ, જાણે નેત્રથી દૃશ્ય હોય તેમ સત્‌રૂપ પોતે પોતામાં ઘટાદિનીપેઠે, પોતાના સ્વરૂપને દેખે છે, પણ વસ્તુતાથી દૃષ્ટાપણું તેમજ દૃશ્યપણું નથી.[૬૧] દૃશ્ય પદાર્થ કે જે અસત્ અને અવાસ્તવ છે તેપણાને દૃષ્ટા પામતો નથી, કારણકે દૃષ્ટામાં દૃશ્યપણું

નથી. જે વસ્તુ પોતાનામાં નથી તેપણાને તે કેમ પામે ?[૬૨] સામાન્યરૂપથી સર્વનો પ્રકાશ કરનારી ચિત્શક્તિ, સર્વ વાસનાના અંતમાં પ્રકાશ પામનારા પોતાના સ્વરૂપને બાહ્યરૂપપણું આપી તેમાં ઉપજેલી દૃશ્યતાનેલીધે પોતે દૃષ્ટાપણાને પ્રાપ્ત થાય છે, પણ ખરું જોતાં દૃષ્ટાપણું પણ તેમાં નથી.[૬૩] પુત્રવિના જેમ પિતાપણું ઘટતું નથી, તથા એક પદવિના જેમ દ્વૈતપણું ઘટતું નથી, તેમ દૃષ્ટાવિના દૃશ્યની સત્તા ઘટતી નથી.[૬૪] જે દૃષ્ટા છે તેજ દૃશ્યપણાને પામે છે. જેમ પિતાવિના પુત્ર નથી તથા ભોક્તાવિના ભોગ્યપણું નથી, તેમ દૃશ્યવિના દૃષ્ટાપણું નથી.[૬૫] કડાં વગેરે ઘરેણાં ઉત્પન્ન કરવાની જેમ સોનામાં શક્તિ રહેલી છે, તેમ દૃષ્ટા અને દૃશ્યના નિર્માણમાં ચૈતન્યપણાની શક્તિ રહેલી છે.[૬૬] સુવર્ણમાં કડાં વગેરે ઉત્પન્ન કરવાની શક્તિ છે પણ કડાંમાં સુવર્ણ ઉત્પન્ન કરવાની શક્તિ નથી, તેમ દૃષ્ટા દૃશ્યપદાર્થને ઉત્પન્ન કરે છે પણ દૃશ્ય પદાર્થ જડ હોવાથી તે દૃષ્ટાને ઉત્પન્ન કરી શકતો નથી.[૬૭] સુવર્ણ જેમ કડાં વગેરે આભૂષણના મોહને ઉત્પન્ન કરે છે, તેમ ચૈતન્ય કે જેમાં ચેતના તથા ચેત્યનો પ્રકાશ કરવાનું સામર્થ્ય છે, તે દૃશ્યનું નિર્માણ તથા મોહના હેતુરૂપી અજ્ઞાનને ઉત્પન્ન કરે છે.[૬૮] સુવર્ણમાં જ્યાંસુધી કડાંની બુદ્ધિ હોય ત્યાંસુધી તેમાં સુવર્ણ નથી તથા સુવર્ણની બુદ્ધિ થયા પછી જેમ તે કડાં નથી, તેમ દૃશ્યપણાની બુદ્ધિ હોય ત્યાંસુધી દૃષ્ટા નથી તથા દૃષ્ટાની બુદ્ધિ થયા પછી દૃશ્યપણું નથી.[૬૯,૭૦] એકજ પદાર્થમાં એકજ સમયે બે જાતની સત્તા રહેતી નથી. જેમ દૂર રહેલા પદાર્થમાં ' તે પુરૂષ છે કે પશુ છે ' એવો સંશય હોય ત્યાંસુધી, જ્યાંસુધી પશુબુદ્ધિ હોય ત્યાંસુધી તેમાં પુરૂષબુદ્ધિ થતી નથી તથા પુરૂષબુદ્ધિ હોય ત્યાંસુધી પશુબુદ્ધિ થતી નથી.[૭૧] તેમજ એક ચૈતન્યમાં દૃષ્ટા અને દૃશ્ય એ બન્નેની સત્તા એકજ સમયે રહેતી નથી. દૃશ્યપદાર્થને જોનાર દૃષ્ટા પોતાના આત્માને જોતો નથી અને દૃશ્યતાના સમયમાં દૃષ્ટાની સત્તા અસત્ જેવી રહેલી છે. (૫૩)[૭૨]

(૨૬) જેને કડાં વગેરે ઘરેણાંનું જ્ઞાન નથી તેવા માણસની દૃષ્ટિએ સર્વ ઠેકાણે સુવર્ણ છે, પણ કડાંપણું નથી, તેવું જે માણસને જ્ઞાન થવાથી દૃશ્યપદાર્થનો લય થયો છે (દૃશ્યપદાર્થનો અભાવ છે એમ જે જાણે છે ) તેવા માણસને સર્વ ઠેકાણે દૃષ્ટાની સત્તાજ જોવામાં આવે છે, એટલે તે આગળ દેખાતા દૃશ્યને દેખતો નથી.[૭૩] જ્યાંસુધી દૃશ્ય હોય છે ત્યાંસુધી દૃષ્ટા હોય છે અને દૃશ્યપદાર્થ દૃષ્ટાના વિષે જણાય છે. જેવીરીતે બેની અપેક્ષાથી એકપણું છે પણ બેના અભાવથી એકપણું પણ રહેતું નથી. તેવીરીતે દૃશ્યવિના દૃષ્ટાની અપેક્ષા નથી.[૭૪] સંપૂર્ણ જ્ઞાન થવાથી શુદ્ધ અને સ્વચ્છ ચૈતન્યમાત્ર બાકી રહે છે, કે જેનું વાણી પણ વર્ણન કરી શકતી નથી. (૫૪)[૭૫]

(૨૭) દીવાથી જેમ સર્વ પદાર્થ જોવામાં આવે છે, તેમ આત્મા, દર્શન અને દૃશ્ય એ ત્રણ પદાર્થ ચૈતન્યરૂપી પરમાણુથી ઉત્પન્ન થાય છે. તથા તેજ પરમાણુ તેને પ્રકટ કરે છે અને બોધ થવાથી પ્રમાણ, પ્રમેય અને પ્રમાતા એ ત્રિપુટીનો પણ લય થાય છે. (૫૫)

(૨૮) સુવર્ણથી§ કડાં વગેરે ઉત્પન્ન થાય છે, તેમ દૃષ્ટા, દર્શન અને દૃશ્ય એ ચૈતન્યની શક્તિથી ઉત્પન્ન થાય છે પણ તે અસતરૂપ છે. (૫૬)[૭૬,૭૭]

§ એંસીમા સર્ગની ૫૭મી કલમમાં ૫૬મા પ્રશ્નનો ઉત્તર આવી ગયો છે.

(૨૯) જળ અને પૃથ્વીથી જેમ કોઈ પણ ભૌતિક પદાર્થ જૂદો નથી, તેમ કોઈ પણ પદાર્થ ચૈતન્યરૂપી અણુથી જૂદો નથી.[૭૮] ચૈતન્યરૂપી અણુનો અનુભવ સર્વ ઠેકાણે છે તથા તે સર્વ અનુભવરૂપ છે, એ પ્રમાણે એકત્વપણાના અનુભવથી તેની એકતા પ્રસિદ્ધ છે.(૫૭)[૭૯]

(૩૦) જળમાં તેનાં મોજાં જૂદાં જણાય છે, તેવીરીતે ચૈતન્યની ઈચ્છાથી કાંઇ પણ જૂદાપણું છે નહિ. કારણ કે ઈચ્છાને અનુસરનારી ફળસંપત્તિને તથા ઈચ્છાથી ભાવિતપદાર્થને એકતાજ રહેલી છે* (૫૮)[૮૦]

(૩૧) પરમાત્માજ દેશ–કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે અને તે સર્વના આત્મા તથા સર્વ અનુભવરૂપ છે.[૮૧] તે પરમાત્મા ચૈતન્યરૂપ છે માટે સતરૂપ છે અને ચક્ષુ વગેરે ઈંદ્રિયોથી તેનો બોધ થતો નથી માટે તે અસતરૂપ છે. સર્વરૂપ મહાત્માના વિષે દ્વૈતપણું તેમ એકપણું પણ નથી.[૮૨] જ્યારે કોઈ બીજો પદાર્થ હોય ત્યારેજ એકની એકતા ઘટે છે. જેમ તડકાવિના છાંયો નથી તથા છાયાવિના તડકો નથી, તેમ એકવિના દ્વૈત નથી તથા દ્વૈતવિના એક નથી.[૮૩] જો બીજો ન હોય તો એકની એકતા કેમ ઘટે ? માટે એકતાની અસિદ્ધિમાં બીજું પણ નથી.(૫૯)[૮૪]

(૩૨) આ પ્રમાણે એક તથા દ્વૈતપણાની અસિદ્ધિમાં જે પદાર્થ રહે છે તેનાથી, જળથી દ્રવપણું જૂદું નથી તેમ કાંઈ પણ પદાર્થ જૂદો નથી. (૬૦)[૮૫]

(૩૩) જેમ બીજ પોતાની અંદર વૃક્ષને ધારણ કરીને રહે છે, તેમ પરમાત્મા અનેક પ્રકારના આરંભથી પ્રકાશ પામતું આ જગત પોતાની અંદર નિરંતર ધારણ કરી રહેલા છે[૮૬] સુવર્ણથી કડાં વગેરે જેમ જૂદાં નથી, તેમ દ્વૈતપણું પરમાત્માથી જૂદું નથી અને જે દ્વૈતપણું જોવામાં આવે છે તે માત્ર અજ્ઞાનથી છે.[૮૭] જળથી જેમ દ્રવપણું જૂદું નથી, પવનથી સ્પંદપણું જુદું નથી તથા આકાશથી શૂન્યપણું જૂદું નથી, તેમ ઈશ્વરથી દ્વૈતપણું જૂદું નથી.[૮૮] દ્વૈત તથા અદ્વૈતપણું પ્રવૃત્તિની સિદ્ધિમાટે કરેલું છે અને તે દુઃખમાટેજ છે પણ તે નિવૃત્તિમાટે નથી.(૬૧)[૮૯]

(૩૪) પ્રમાણ, પ્રમેય અને પ્રમાતા તથા દૃષ્ટા, દર્શન અને દૃશ્યપણે રહેલું જગત ચિત્અણુમાંજ રહેલું છે.[૯૦] પવનમાંથી સ્પંદ ઉત્પન્ન થઇ પાછો તેમાંજ લય થાય છે; તેવીરીતે જગતરૂપી અણુ પરમાત્મામાંથી ઉત્પન્ન થઈ તેમાંજ લય પામે છે.[૯૧] અહો, પરમાત્માની માયા મોહ કરનારમાં ઉત્તમ મોહ કરનારી છે, કે જે માયાથી એક પરમાણુમાં ત્રૈલોકયની પરંપરાનો ભ્રમ થાય છે, પણ ખરૂં જોતાં ચિન્માત્ર પરમાણુપણાથીજ જગતની સ્થિતિ રહેલી છે. (૬૨) [૯૩]

(૩૫) બીજમાં વૃક્ષઈ રહે, તેવીરીતે પરમાત્માની અંદર સર્વ જગતજાળની સ્થિતિ છે.[૯૪] ફળ અને પલ્લવસહિત વૃક્ષનો વિસ્તાર જેમ બીજમાં છે, તેમ ચિત્–અણુના ઉદરમાં જગત રહેલું છે અને તે યોગીની દૃષ્ટિથી દેખાય છે.[૯૫] બીજમાં જેવીરીતે પોતાની શાખા, ફળ અને પુષ્પને ત્યાગ કરનાર ઝાડ રહેલ છે, તેવીરીતે ચિત્–અણુમાં વિકાસ પામતું જગત રહેલું છે. (૬૩)[૯૬]

(૩૬) બીજના કોશમાં વૃક્ષ રહેલું છે, તેવીરીતે દ્વૈત તથા અદ્વૈતરૂપે રહેલું જગત ચૈતન્યરૂપી

---

*સત્તાવન તથા અઠ્ઠાવનમા પ્રશ્નનો સંક્ષેપ ઉત્તર ૮૦મા સર્ગની ૧૧ મી કલમમાં છે તથા ૬૦ અને ૬૧મા પ્રશ્નનો સંક્ષેપ ઉત્તર ૮૦મા સર્ગની ૩૩ તથા ૩૪ મી કલમમાં છે.

ઉઓંશીમા સર્ગની ૯મી કલમમાં ૬૩મા પ્રશ્નનો ઉત્તર આવી ગયો છે.

પરમાણુમાં રહેલું છે અને તેને જે જુવે છે તેજ જુવે છે.[૯૭] ખરૂં જોતાં દ્વૈત પણ નથી, અદ્વૈત પણ નથી, બીજ પણ નથી, અકુંર પણ નથી, સ્થૂળ પણ નથી, સૂક્ષ્મ પણ નથી, ઉત્પન્ન થયું નથી તથા ઉત્પન્ન નથી થયું એમ પણ નથી. **अस्ति**પણું નથી, તેમ **नास्ति**પણું પણ નથી.[૯૮] સૌમ્ય નથી તેમ ક્ષોભવાળું પણ નથી. ચૈતન્યરૂપી અણુની અંદર રહેલું જગત આકાશ નથી તેમ વાયુ પણ નથી,[૯૯] તે જગત નથી તથા અજગત પણ નથી, માત્ર ચૈતન્યનીજ શુભસત્તા સર્વ ઠેકાણે છે, અને તે સત્તા સર્વાત્મક હોવાથી જે સ્થળે જેવો તેનો ઉદય થયો છે તે ઠેકાણે તેવી તેની સત્તા છે.[૧૦૦] પરમાત્મારૂપી અણુ સમગ્રના આત્માપણાથી ઉદય નથી પામેલ તોપણ ઉદય પામેલ છે.[૧૦૧] બીજને ઉત્પન્ન કરનાર વૃક્ષ, વૃક્ષના સ્વભાવનો ત્યાગ કર્યા વિના બીજસહિત પૃથ્વીમાં ઉદય થાય છે, તેવી રીતે પરમાત્મા જગતરૂપે ઉત્પન્ન થાય છે, તથા જન્મ–મરણની કલ્પનાને પામે છે.[૧૦૨] વૃક્ષ બીજપણે ઉત્પન્ન થાય છે તથા વૃક્ષપણાથી પણ ઉત્પન્ન થાય છે એ પ્રમાણે બન્નેરીતે તેમાં વિકાર છે અને ચિત્–અણુ નિરંતર નિર્વિકાર છે. (૬૪)[૧૦૩]

(૩૭) પરમાણુની અપેક્ષાથી કમળતંતુ પણ મેરૂજેવો દૃઢ છે કારણકે પરમાણુથી કમળતંતુ સ્થૂળ છે. (૬૫)[૧૦૪]

(૩૮) એ પ્રમાણે અંતરાત્મારૂપી પરમાણુ કે જેની અપેક્ષાથી કમળતંતુ પણ મેરૂરૂપ છે તેની અંદર ચૈતન્ય–ઘન કરોડો મેરૂ તથા મંદર પર્વત રહેલા છે. (૬૬)[૧૦૫]

(૩૯) એક ચૈતન્યરૂપી પરમાણુથીજ આ જગત વ્યાપી રહેલ છે, તેનાથીજ વિસ્તાર પામેલું છે, તેણેજ રચેલું છે, તેણેજ દેવતા, મનુષ્ય વગેરેના ભેદથી પેદા કરેલું છે તથા તેણેજ દેવતા, મનુષ્ય વગેરેના ભોગ ભોગવવાના વિષયના ભેદ કરેલ છે. આકાશમાં ગંધર્વનગર દેખાય છે તે જેમ સ્વચ્છ અને શૂન્ય આકાશરૂપ છે, તેવીરીતે પરબ્રહ્મમાં પ્રત્યક્ષ દેખાતો પ્રપંચ પણ પરબ્રહ્મરૂપજ છે. (૬૭)

(૪૦) ઉપર પ્રમાણે આખું વિશ્વ બ્રહ્મસ્વરૂપ છે અને અમે પણ વિશ્વમાંજ હોવાથી તેની સત્તાથી વ્યવહાર કરીએ છીએ, વધ કરવા યોગ્યનો વધ કરીએ છીએ તથા જગતનું પાલન કરીએ છીએ. ( ૬૮–૬૯–૭૦. )[૧૦૬]

(૪૧) આત્મસ્વરૂપનો ત્યાગ ન કરનાર અને અવિદ્યાથી ભરપૂર હોવાને લીધે તથા બોધનું સ્થાનક હોવાને લીધે સુષુપ્તિ સદૃશ એવા દ્વૈતસાથે એકતા રાખનારૂં તથા જગદવસ્થામાં પણ જગતના પદાર્થોને સત્તા આપવાથી પોતાની સુંદરતાનો ત્યાગ ન કરનારૂં તથા ઉત્પત્તિ, સ્થિતિ અને લયથી રહિત એવું તત્ત્વ જાણવામાં આવે ત્યારે આ તુચ્છ જગત બ્રહ્મથી અભિન્નજ છે એટલે કે જગતના દર્શનથી જો કે મ્હારો અભાવ જણાય છે તોપણ બ્રહ્મદર્શનથી મ્હારો સદ્ભાવજ છે. (૭૧–૭૨)[૧૦૭] **द्वैतेन [illegible]दरतरं स्वम[illegible]ज्झितेन रूपं सुषुप्तसदृशेन यथावबाधा[illegible] । ऐक्यं गतं स्थितिगमागम[illegible]क्रमवामित्थं स्थितं तनु जगत् [illegible]: ॥१०७॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ઉત્પત્તિપ્રકરણનો 'પરમાર્થપિંડીકરણ' નામનો એકાસીમો સર્ગ સંપૂર્ણ.*૮૧**

* રાક્ષસીએ ૭૨ પ્રશ્ન પૂછેલ છે તેમાંથી ૮૦ મા સર્ગમાં મંત્રીએ ૨૬ પ્રશ્નનો ઉત્તર આપ્યો તથા ૨૭ મા પ્રશ્નથી એકાસીમા સર્ગમાં રાજાએ ઉત્તર આપ્યો. એંસીમા સર્ગમાં–૫૬–૨૯–૬૩–૫૭–૫૮–૬૦ અને ૬૧ એટલા પ્રશ્નનો ઉત્તર મંત્રીએ સંક્ષેપથી આપેલ છે તોપણ એકાસીમા સર્ગમાં રાજાએ બીજીવાર તેનો ઉત્તર આપ્યો છે. એંસીમા સર્ગમાં–૧૭–૧૯–અને ૨૦ એ ત્રણ પ્રશ્નનો ઉત્તર મંત્રીએ બેવાર આપેલ છે.

## સર્ગ ૮૨ મો* રાજા અને રાક્ષસીનો સ્નેહ તથા રાક્ષસીનું ભોજન

**वसिष्ठ उवाच । इति राजःवाच्छ्रुत्वा कर्कटी वनमर्कटी ।**

**अवबुद्धपदांतं स्वं जहौ मत्सरचापलम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે વનમાં મર્કટીરૂપે રહેલી કર્કટીરાક્ષસીએ રાજાનાં વચન સાંભળી, જ્ઞાનથી જેનો નાશ થાય છે એવી પોતાની રાક્ષસીજાતિની ચપળતાનો ત્યાગ કર્યો.[1] વર્ષાઋતુમાં મોરની સ્ત્રીને શીતળતા થાય તથા ચંદ્રના પ્રકાશથી રાત્રિવિકાસી કમળને શીતળતા થાય, તેવીરીતે તાપરહિત વિશ્રાંતિ મળવાથી તે રાક્ષસીને અંતઃકરણમાં શીતળતા પ્રાપ્ત થઈ.[2] આકાશમાં મેઘનો શબ્દ સાંભળી બગલીના ગર્ભને આનંદ થાય, તેવી રીતે રાજાનાં વચન સાંભળી તે રાક્ષસીને આનંદ થયો.[3]

રાક્ષસી કહે છેઃ–જેમાંથી સારનો અસ્ત થયો નથી એવા જ્ઞાનરૂપી સૂર્યથી પ્રકાશ પામતી તમારી બન્નેની બુદ્ધિ પવિત્ર જણાય છે.[4] ચંદ્રમંડળમાંથી પ્રવૃત્ત થયેલી જ્યોત્સ્નાની પેઠે તમારી બુદ્ધિ શીતળ, સમરસ તથા શુદ્ધ છે. તમારા હૃદયમાંથી વાણીદ્વારા પ્રસરેલી વિવેકરૂપી અમૃતની કણિકાનું શ્રવણ કરી, તમારા જેવા વિવેકી માણસો જગતને પૂજા કરવા તથા સેવા કરવા યોગ્ય છે એમ હું માનું છું. ચંદ્રના ઉદયથી રાત્રિવિકાસી કમળનો વિકાસ થાય, તેવી રીતે તમારા સત્સંગથી હું વિકાસવાળી થયેલી છું. સૂર્યના સંપર્કથી સૂર્યવિકાસી કમળનો વિકાસ થાય છે તથા પુષ્પના સમાગમથી સુગંધ વધે છે, તેવીરીતે તમારા સમાગમથી મને આનંદ થયો છે. જે માણસના હાથમાં દીવો હોય તે માણસને અંધકાર પરાભવ કરી શકતું નથી, તેવીરીતે સત્પુરૂષના સમાગમથી દુઃખની બાધા રહેતી નથી.[5-8] પૃથ્વીમાં સૂર્યરૂપી તમે બન્ને જણ મને પ્રાપ્ત થયા છો અને પૂજા કરવા યોગ્ય છો એટલામાટે જે તમારી ઈચ્છા હોય તે તમે મને કહો. ( એવાં વચન સાંભળી રાજાએ કહ્યું. )[9]

રાજા કહે છેઃ–રાક્ષસના કુળરૂપી વનમાં મંજરીરૂપે રહેલી હે રાક્ષસિ ! આ દેશમાં સર્વ માણસને હૃદયના શૂળરોગની ઘણી પીડા થાય છે;[10] તથા વિષૂચિકાથી લોકો તાપ પામે છે, એટલામાટે રાત્રિચર્યાર્થે હું બહાર નીકળેલો છું.[11] હૃદયના શૂળ વગેરે રોગની ઔષધથી શાંતિ થતી નથી માટે તમારા જેવા પાસેથી મંત્રનો ઉપદેશ લેવાની ઇચ્છા છે કે જેથી રોગની શાંતિ થાય.[12] મુગ્ધલોકોનો નાશ કરનાર તમારા જેવાં માણસને શિક્ષા કરવા માટે મ્હારી પ્રવૃત્તિ છે અને તે ફળરૂપ છે.[13] હે શુભે ! હવેથી કોઈપણ પ્રાણીની તમારે હિંસા કરવી નહિ. એ મ્હારાં વચનનો અંગીકાર કરો.[14]

રાક્ષસી કહે છેઃ–હે રાજન્ ! હું તમારાં વચનનો અંગીકાર કરૂં છું અને આજથી હું કોઇપણ પ્રાણીની હિંસા કરીશ નહિ, એ સાચું કહું છું.[15]

રાજા કહે છેઃ–કમળજેવાં નેત્રવાળી હે રાક્ષસિ ! મ્હારાં વચન પ્રમાણે કોઈપણ પ્રાણીની હિંસા ન કરવાથી તમારી શરીરની વૃત્તિ કેમ ચાલશે ?[16]

* આ બ્યાસીમા સર્ગમાં કર્કટીરાક્ષસીએ પ્રસન્ન થઈ રાજા તથા તેના મંત્રીને મંત્રનું દાન કર્યું તથા સમાધિમાંથી જાગૃત થયેલી તે રાક્ષસીને રાજાએ વધ કરવા યોગ્ય માણસનું ભોજન આપ્યું. એટલું કહેવાશે.

રાક્ષસી કહે છેઃ—હે રાજન્ ! પર્વત ઉપર છમાસસુધી સમાધિ કર્યા પછી સમાધિમાંથી વિરામ પામી ભોજનના સંકલ્પથી મને ભોજન કરવાની ઈચ્છા થઈ, તેથી હું અહિં આવી હતી.[૧૭] હવે હું પાછી તેજ પવતના શિખર ઉપર જઈ ધ્યાનના નિશ્ચળપણાથી, જીવવાળી પૂતળીની પેઠે સુખેથી રહીશ.[૧૮] મરણના સમયસુધી ધારણાથી શરીરને ધારણ કરી કાળેકરી યથેચ્છપણાથી દેહનો ત્યાગ કરીશ એવી મ્હારી ઈચ્છા છે.[૧૯] હે રાજન્ ! હવે જ્યાંસુધી આ મ્હારૂં શરીર રહેશે ત્યાંસુધી હું કોઈપણ પ્રાણીની હિંસા કરીશ નહિ. તેથી મ્હારૂં વચન સાંભળો.[૨૦] શરદઋતુના ચંદ્રનાં કિરણજેવો નિર્મળ ઉત્તર દિશામાં 'હિમાલય' નામનો પર્વત છે, તે પૂર્વ તથા પશ્ચિમસમુદ્રસુધી લાંબો છે.[૨૧] તે પર્વતના શિખરની ગુફામાં મ્હારો નિવાસ છે. મેઘલેખાની પેઠે સોયના રૂપથી હું રહુંછું અને 'કર્કટી' એવું મ્હારૂં નામ છે. માણસમાત્રનો સંહાર કરવાની ઇચ્છાથી 'સૂચીરૂપ આત્માવાળી પ્રાણહરણ કરનાર વિષૂચિકા થાઉં' એમ ધારી મ્હેં બ્રહ્માની ઉપાસના કરી હતી[૨૩] તથા બ્રહ્માની પાસેથી વરદાન મેળવી વિષૂચિકાપણાથી જીવને બાધ કરી મ્હેં ઘણાં માણસની હિંસા કરી છે.[૨૪] ત્યારપછી "ત્હારે ગુણવાન માણસની હિંસા ન કરવી"એમ મને બ્રહ્માએ કહ્યું અને નિયમનેમાટે ગુણવાનની રક્ષાસારૂ મહામંત્રનો ઉપદેશ કર્યો તેથી જે માણસ તે મંત્રથી રક્ષા કરે તેને હું બાધ કરતી નથી.[૨૫]એ બ્રહ્માનો બતાવેલો મંત્ર હું તમને આપું તેને તમે ગ્રહણ કરો તેથી લોકની બાધા વિરામ પામશે અને શૂળ વગેરે રોગની શાંતિ થશે.[૨૬] મ્હેં પ્રથમ હિંસામાં ઘણી પ્રવૃત્તિ કરી હતી અને લોકોના હૃદયના રૂધિરનું શોષણ કર્યું હતું તેથી માણસની નાડી રૂધિરવિનાની થઇ રહેલી છે.[૨૭] જે માણસના શરીરમાં હું પ્રવેશ કરૂં તેનું મરણ થાય અને કદાપિ કોઈ ઉપાયથી જીવતો રહે તો તેના રૂધિરનું મ્હેં પાન કરેલું હોય તેથી તેના વંશના માણસના શરીર ઉપર પણ રૂધિર હોય નહિ.[૨૮] હે રાજન્ ! તે વિષૂચિકાનો મંત્ર હું તમને બતાવું. સત્વવાળા માણસને કોઈ પણ પદાર્થ દુઃસાધ્ય નથી.[૨૯] માટે હે રાજન્ ! દૂષિત થયેલી નાડીઓની અંદર રહેલા શૂળ રોગની શાંતિને માટે બ્રહ્માએ જે મંત્ર કહેલો છે તેને તમે શીઘ્ર ગ્રહણ કરો.[૩૦] હે રાજન્ ! તમે મ્હારી સાથે નદીના કાંઠે ચાલો અને હું પ્રસન્ન થયેલી છું તેથી તમે આચમન કરી પવિત્રપણે નિયમ ધારણ કરો એટલે હું તમને મંત્રોપદેશ કરીશ.[૩]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે મધ્યરાત્રિમાં તે રાક્ષસીનાં વચન સાંભળી રાજા તથા મંત્રી એકબીજાના સ્નેહથી નદીના તીરઉપર ગયા.[૩૨] અને ભાવની પરીક્ષાના ચિહ્નથી રાક્ષસીનો સ્નેહ જાણી શિષ્યભાવથી, આચમન કરી તેના સામા ઉભા રહ્યા.[૩૩] ત્યારપછી તે રાક્ષસીએ, બ્રહ્માએ બતાવેલો વિષૂચિકાનો મંત્ર§ રાજા તથા તેના મંત્રીને સ્નેહથી બતાવ્યો.[૩૪] ત્યારપછી જેના ઉપર સ્નેહ ઉત્પન્ન થયો છે એવા તે રાજા તથા મંત્રીથી જૂદા પડી, જ્યારે રાક્ષસીએ જવાનો વિચાર કર્યો ત્યારે રાજાએ તે રાક્ષસીને નીચે પ્રમાણે કહ્યું.[૩૫]

રાજા કહે છેઃ—હે મ્હોટા દેહવાળી રાક્ષસિ ! હે સુંદરિ ! તમારી પાસેથી અમે મંત્રોપદેશ લીધો માટે તમે અમારા ગુરૂ છો તેથી પ્રયત્નથી અમે તમને ભોજન કરવાનું નિમંત્રણ કરીએ છીએ.[૩૬] સજ્જન માણસનો સ્નેહ દર્શન કરવાથીજ વૃદ્ધિ પામે છે, માટે અમારી

§ જુઓ વિષૂચિકાનો મંત્ર સર્ગ ૬૯ મો.

યાચના તમે નિષ્ફળ કરવાને યોગ્ય નથી.[૩૭] માટે હે ભદ્રે! આ તમારા મ્હોટા રાક્ષસીસ્વરૂપનો ત્યાગ કરી, સુંદર આકારવાળા મનોહર અલ્પ દેહનો અંગીકાર કરી અમારા ઘેર ચાલો; અને ત્યાં સુખેથી રહેજો.[૩૮]

રાક્ષસી કહે છેઃ—હે રાજન્! જેનું મુગ્ધ સ્ત્રીરૂપ હોય છે. તેને તમે ભોજન આપવાને સમર્થ છો પણ હું રાક્ષસના આકારને ધારણ કરનારી છું તેથી તમે મને કેવા ભોજનથી તૃપ્ત કરશો?[૩૯] રાક્ષસોને રાક્ષસોના અન્નથી તૃપ્તિ થાય છે, પણ સામાન્ય માણસના જેવા આહારથી તેને તૃપ્તિ થતી નથી; કેમ જેનો જેવો સ્વભાવ હોય છે તે સ્વભાવ દેહના અંતસુધી મટતો નથી.[૪૦] (એટલે હું મનુષ્ય જેવો મનોહર દેહ ધારણ કરીને આવીશ તોપણ મ્હારો રાક્ષસી સ્વભાવ મટશે નહિ.)

રાજા કહે છેઃ—હે અનિંદિતે! સુવર્ણની માળાથી યુક્ત મનોહર સ્ત્રીનું રૂપ ધારણ કરી, કેટલાક દિવસ તમે ખુશીથી મ્હારા ઘેર રહો.[૪૧] ત્યારપછી મ્હારા રાજ્યમાંથી દુષ્ટ આચરણ-વાળા, વધ કરવા યોગ્ય હજારો ચોરને લાવી હું તમને ભોજનમાટે આપીશ.[૪૨] તે હજારો વધ કરવા યોગ્ય દુષ્ટપુરૂષને ભેગા કરી, સુંદર સ્ત્રીના રૂપનો ત્યાગ કરી, પાછો રાક્ષસીસ્વરૂપનો અંગીકાર કરી, તે દુષ્ટ પુરૂષોને હિમાલયના શિખરઉપર લઈ જઇને ત્યાં એકાંતમાં તેનું ભોજન કરજો; કારણ કે મ્હોટો આહાર કરનારને એકાંતમાં ભોજન કરવું એજ સુખરૂપ છે.[૪૩.૪૪] એ પ્રમાણે ભોજન કરી તૃપ્ત થઈ થોડિકવાર નિદ્રા કરી પાછી સમાધિ કરજો; અને સમાધિ ઉતરી ગયા પછી બીજી વખત પણ અહિં આવી બીજા વધ કરવા યોગ્ય દુષ્ટલોકોને ત્યાં લઇ જઇને ભોજન કરજો, એવા દુષ્ટલોકોની હિંસા કરવી એ હિંસા ગણાતી નથી. પોતાના ધર્મથી જે બીજાની હિંસા કરે છે તે હિંસા પણ દયાની બરોબર છે.[૪૫.૪૬] તમારૂં ચિત્ત સમાધિમાંથી અવશ્ય વ્યગ્ર થશે. કારણ કે અસત્પુરૂષની સાથે પણ જે સ્નેહ બંધાય છે તે (સ્નેહ) પાછો મટતો નથી.[૪૭]

રાક્ષસી કહે છેઃ—હે રાજન્! હે સખે! તમારાં વચન સાચાં છે. જે માણસ સ્નેહથી પ્રવૃત્તિ કરે છે, તેનાં કોણ વખાણ ન કરે?[૪૮]

વસિષ્ઠ કહે છેઃ—એ પ્રમાણે કહી તે રાક્ષસીએ મનોહર સ્ત્રીનો દેહ ધારણ કર્યો અને પોતાના દેહને હાર, મુકુટ, કડાં, કટિમેખળા તથા માળાથી શણગારી રાજાને કહ્યું: "હે રાજન્! ચાલો આપણે જઈએ." એવાં તેનાં વચન સાભળી રાજા તથા મંત્રી આગળ ચાલ્યા અને તેની પાછળ રાક્ષસીએ ચાલવા માંડ્યું.[૪૯.૫૦] એ પ્રમાણે તે ત્રણે જણે રાજાના મંદિરમાં આવી આદરથી વાર્તાના પ્રસંગમાં તે રાત્રિ નિર્ગમન કરી.[૫૧] પ્રાતઃકાળ થયા પછી તે રાક્ષસી રાજાના અંતઃપુરમાં દાસીરૂપે રહી; અને રાજા તથા મંત્રી પોતપોતાના કામમાં લાગ્યા.[૫૨] ત્યારપછી છ દિવસમાં તે રાજાએ પોતાના દેશમાંથી તથા બીજા દેશમાંથી ત્રણહજાર વધ કરવા યોગ્ય દુષ્ટચોરને ભેગા કરી તે રાક્ષસીને આપ્યા. તેથી તેણે સાયંકાળે પાછો પોતાના રાક્ષસી-દેહનો અંગીકાર કર્યો.[૫૩.૫૪] અને મેઘમાળા હજારો જળધારાને ધારણ કરે તેની પેઠે, ઉગ્ર શરીરને ધારણ કરનારી તે રાક્ષસીએ ત્રણહજાર દુષ્ટલોકોને પોતાના ભુજમંડળમાં ધારણ કરી, રાજાની રજા લઈ હિમાલયપર્વત ઉપર પ્રયાણ કર્યું.[૫૫.૫૬] ત્યાં જઈ સુખેથી ભોજન કરી,

તૃપ્તિ પામી, ત્રણ દિવસસુધી નિદ્રા કરી અને પછી સમાધિમાં પ્રવૃત્તિ કરી.[૫૭] ચાર અથવા પાંચ વર્ષે તે સમાધિમાંથી વિરામ પામીને રાજાના સ્નેહથી પાછી તે ભીલ્લના દેશમાં ગઈ.[૫૮] ત્યાં કેટલાક દિવસસુધી વિશ્વાસથી કથાપ્રસંગ કરતાં નિવાસ કરી પાછું, વધ કરવા યોગ્ય દુષ્ટલોકોનું ગ્રહણ કરી હિમાલયના શિખર ઉપર પ્રયાણ કર્યું. એ પ્રમાણે વારંવાર તે રાક્ષસીએ કરવા માંડયું.[૫૯] એવીરીતે જીવન્મુક્તપણાથી ઘણા દિવસસુધી તે રાક્ષસીએ પર્વત ઉપર સ્થિતિ કરી. કોઈ સમયે સમાધિમાંથી વિરામ પામી, રાજાના દેશમાં આવી, દુષ્ટલોકોને પર્વત ઉપર લઇ જઇને સુખેથી ભોજન કરે છે તથા કોઈ સમયે પોતાનું ચિત્ત ધ્યાનમાંજ જોડી દે છે. એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી ભીલ્લના દેશના રાજાને પણ વિદેહમુક્તિ થઈ અને તે રાજાની મુક્તિ થયા પછી તે દેશમાં જે બીજો રાજા થયો તેણે પણ તે રાક્ષસીની સાથે તેવાજ પ્રકારનો સ્નેહ તથા સંબંધ રાખ્યો.[૬૦] **जीवन्मुक्ततयैवमेव विपिने साद्यापि रक्षोंगना तस्मिन्नेव गिरौ स्थिता विचलितध्यानैकतानाशया । तस्मिन् राजनि शांतिमागतवति त्यक्तैषणेनात्मना तद्राष्ट्राधिपसौहृदैः स्वकवलानास्वादयंती चिरम् ॥६०॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીસૌહાર્દ' નામનો બ્યાસીમો સર્ગ સંપૂર્ણ. ૮૨.**

## सर्ग ८३ मो* કંદરાદેવીની સ્થાપના

**वसिष्ठ उवाच । किरातमंडले तस्मिन् ये भवंति महीभृतः ।**
**तैस्तैः सह परा मैत्री तस्याः समभिजायते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! ત્યારપછી ભીલ્લના દેશમાં જે જે રાજા થયા તે બધા રાજાની સાથે તે રાક્ષસીને ઉત્તમ મિત્રતા થવા લાગી.[૧] તેથી તે દેશમાં સર્વ મ્હોટા મ્હોટા ઉત્પાતનું, પિશાચ વગેરે ભયનું તથા રોગનું યોગથી સિદ્ધ થયેલી તે રાક્ષસીએ નિવારણ કરવા માંડયું.[૨] ઘણાં વર્ષે જ્યારે તે સમાધિમાંથી વિરામ પામે ત્યારે પાછી ભીલ્લના દેશમાં આવી, (તેનેમાટે) ભેગા કરેલા વધ કરવા યોગ્ય દુષ્ટચોરલોકોનું તે ભક્ષણ કરતી.[૩] આજસુધી તે ભીલ્લના દેશમાં વધ કરવા યોગ્ય દુષ્ટલોકોને રાક્ષસીના આહાર માટે લઈ જવામાં આવે છે. મિત્રનું સન્માન કરવાને માટે કોણ તત્પર રહેતા નથી ?[૪] એ પ્રમાણે ઘણા દિવસ ગયા પછી જ્યારે કેટલાક કાળસુધી તે રાક્ષસીએ તે દેશમાં આગમન કર્યું નહિ ત્યારે ભીલ્લના દેશના માણસોએ, સર્વ દોષની શાંતિમાટે આકાશસુધી ઊંચા મ્હોટા મહેલમાં તે દેવીની મૂર્ત્તિની સ્થાપના કરી. અને 'કંદરાદેવી' તથા 'મંગલાદેવી' એવું તેનું નામ પાડયું.[૫,૬] ત્યારપછી તે દેશમાં જે જે રાજા થાય તે બધા રાજા કંદરાની મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરવા લાગ્યા.[૭] જો કોઈ અધમ રાજા કંદરાદેવીની પ્રતિષ્ઠા ન કરે તો તેના દેશમાં કેટલાક ઉત્પાત થાય તથા પ્રજાનો નાશ થાય. તેથી બધા રાજા તે કંદરાદેવીની પ્રતિષ્ઠા કરતા.[૮] તે દેવીની પૂજા કરવાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય તથા પૂજન ન કરવાથી અનર્થની ઉત્પત્તિ થાય.[૯] વધ કરવા યોગ્ય દુષ્ટલોકોના બલિદાનથી તે દેવીની પૂજા થવા લાગી. સમસ્ત ફળ આપનારી તે દેવીની પ્રતિમા આજસુધી

*આ ત્યાશીમા સર્ગમાં જ્યારે ઘણા કાળસુધી સમાધિમાંથી વિરામ પામી તે રાક્ષસીએ ભીલ્લના દેશમાં આગમન ન કર્યું, ત્યારે લોકોએ શાંતિમાટે કંદરાદેવીની મૂર્ત્તિની સ્થાપના કરી એટલું કહેવાશે.

ચિત્રમાં રહેલી છે.[૧૦] સમગ્ર વધ કરવા યોગ્ય દુષ્ટલોકોનો આહાર કરનારી તથા માણસ માત્રનાં બાળક તથા ધાન્ય વગેરેની રક્ષા કરી મંગળ-સંપત્તિ કરનારી, પરમબોધવાળી તે દેવી ભીલ્લના દેશમાં સર્વોત્કર્ષપણે રહેલી છે.[૧૧] **सकलकोमलमंगलकारिणी कवलिताखिलध्यमहाजना । जयति सात्र किरातजनास्पदे परमबोधवती चिरदेवता ॥ ११ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'કંદરાપૂજન' નામનો ત્ર્યાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૩.**

## सर्ग ८४ मो* રાક્ષસીનું 'કર્કટી' નામ થવાનું કારણ અને દૃષ્ટાન્તની ઉપયોગિતા

**वसिष्ठ उवाच । एतत्ते कथितं सर्वं मयाख्यानमनिंदितः ।**
**कर्कट्या हिमराक्षस्या यथावदनुवंशः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:—હે રામ ! એ પ્રમાણે હિમવાનપર્વતમાં રહેનારી કર્કટીરાક્ષસીનું નિંદાવિનાનું સર્વ આખ્યાન જે પ્રમાણે થયું હતું તે પ્રમાણે મ્હેં તમને કહી સંભળાવ્યું.[૧]

રામચંદ્રજી પૂછે છે:—હિમવાનપર્વતમાં ઉત્પન્ન થયેલી તે રાક્ષસીનો વર્ણ કાળો હતો તથા તેનું 'કર્કટી' નામ હતું તેનું શું કારણ ? તે કહો.[૨]

વસિષ્ઠ કહે છે:—હે રામચંદ્રજી ! શુક્લ, કૃષ્ણ, હરિત તથા ઉજ્વળ એ પ્રમાણે રાક્ષસોનાં અનેક કુળ પૃથ્વીમાં રહેલાં છે, તેમાંનાં કૃષ્ણરાક્ષસના કુળમાં કર્કટ ( કુડચળ ) પ્રાણીના જેવો 'કર્કટ' એવા નામનો એક રાક્ષસ હતો, તેની તે દીકરી હતી માટે તેનું 'કર્કટી' એવું નામ હતું તથા કૃષ્ણરાક્ષસના કુળની હોવાથી તેનો કૃષ્ણવર્ણ હતો.[૩,૪] એ પ્રમાણે જગતના તત્ત્વનું નિરૂપણ કરતાં, અધ્યાત્મયોગના પ્રસંગમાં મ્હેં તમારીપાસે કર્કટીરાક્ષસીનું આખ્યાન કહ્યું.[૫] પરમ કારણભૂત, આદિ, અંત તથા મધ્યથી રહિત એક પરમપદમાંથી જગત ઉત્પન્ન થયું નથી તોપણ ઉત્પન્ન થયું હોય એમ જણાય છે.[૬] જળમાં થતા તરંગો જેમ જળથી અન્ય નથી તે છતાં અન્ય જણાય છે, તેમ પરમાત્માના વિષે આ જગતની સ્થિતિ રહેલી છે.[૭] કદાપિ એમ શંકા થાય કે ઉત્પન્ન થયું નથી ત્યારે પ્રત્યક્ષ દેખાય છે કેમ ? તો ઉત્તરમાં કહેવાનું કે વનમાં રહેલું કાષ્ઠ બળતું ન હોય ( તેમાં અગ્નિ ન હોય ) તોપણ તે બળે છે એવું ભાન થવાથી વનમાં રહેલાં વાંદરાં તથા શિયાળ વગેરેને તે કાષ્ઠથી ટાઢ મટી જાય છે.[૮] તેવી રીતે બ્રહ્મ કે જે સમ છે, સૌમ્યપણાનો ત્યાગ કરતું નથી અને જેનો ઉદય તથા સ્થિતિ નિત્ય છે તે બ્રહ્મ આ અનેક પ્રકારનું જગત કરે છે.[૯] લાકડાના થાંભલામાં પૂતળી ન હોય તોપણ તેમાં પૂતળીનું ભાન થવાથી તે પૂતળીરૂપે જણાય છે, તેવી રીતે ઉત્પન્ન નથી થયું તોપણ ઉત્પન્ન થયું છે એવું ભાન થવાથી આ જગત જોવામાં આવે છે.[૧૦] બીજમાં રહેલું ફળ બીજથી અન્ય નથી તે છતાં જેમ અન્ય હોય તેમ બહાર ઉદય પામે છે, તેવીરીતે ચૈતન્યમાં રહેલું જગત અન્ય નથી છતાં અન્યરૂપે જણાય છે,[૧૧] પણ એક સત્તાનું છેદન ન થવાથી ફળ તથા બીજ, ચિત્ તથા ચૈત્ય અને વાયુ તથા ઉર્મી, તેમાં વસ્તુતાથી કાંઈ પણ ભેદ નથી.[૧૨] વિચાર ન કરવાથી તેમાં ભેદ જોવામાં આવે છે પણ વિચાર કરવાથી ભેદબુદ્ધિનો નાશ થાય છે,[૧૩] હે રામચંદ્રજી ! કારણવિના

* આ ચોરાસીમા સર્ગમાં રાક્ષસીનું 'કર્કટી' એવું નામ પડવાનું કારણ, ઉપદેશના અર્થની કલ્પના તથા દૃષ્ટાંતની ઉક્તિના ઉપયોગનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

જેમ ભ્રાંતિ આવી છે તેમ તેનો ત્યાગ કરો. બોધ થવાથી બ્રહ્મજ્ઞાન થશે, પણ પ્રથમ ભ્રાંતિમાત્રનો તમે ત્યાગ કરો.[૧૪] મ્હારાં વચનનું શ્રવણ કરવાથી જ્યારે ભ્રાંતિરૂપી ગ્રંથિનું ભેદન થશે ત્યારે જ્ઞાન, શબ્દ તથા અર્થભેદની વસ્તુનું પોતાની મેળે જ્ઞાન થશે.[૧૫] ભ્રાંતિરૂપી અનર્થશ્રી ચિત્તમાંથી ઉત્પન્ન થયેલી છે અને તે અનર્થશ્રીની તથા અવિદ્યાની મ્હારાં વચન શ્રવણ કરવાથી શાંતિ થશે.[૧૬] બ્રહ્મમાંથીજ સર્વની ઉત્પત્તિ છે તથા બ્રહ્મમાંજ સર્વનો લય છે તથા ભેદ નથી એ વિષે મ્હારાં વચનથી બોધ થયા પછી તમને સંપૂર્ણ જ્ઞાન થશે.[૧૭]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્! તમે કહો છો કે બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જગત બ્રહ્મથી અભિન્ન છે પણ **तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ।** એ શ્રુતિમાં લખ્યું છે કે તે પરમાત્માથી આકાશ વગેરેની ઉત્પત્તિ થયેલી છે અને તે શ્રુતિમાં **तस्मात्** એ પંચમી લખી છે તે ભેદ જણાવે છે, ત્યારે તમે સર્વ અભિન્ન કહો છો તેનું શું કારણ? તે કહો.[૧૮]

વસિષ્ઠ કહે છેઃ–શાસ્ત્રમાં જે જે શબ્દો લખ્યા છે તે બધા અજ્ઞાનીને ઉપદેશમાટે તથા વ્યવહારમાટેજ લખેલા છે, માટે તે ભેદબોધક છે એમ સમજવું નહિ.[૧૯] બાળકના કાર્યમાટે જેમ ભૂતની કલ્પના કરવામાં આવે છે, તેમ ભેદની કલ્પના કરેલી છે માટે વ્યવહારથી જોકે ભેદ જણાય છે તો પણ વસ્તુતાથી નથી.[૨૦] સ્વપ્ન તથા ગંધર્વનગર કે જેમાં દ્વૈત તથા ઐક્યપણું નથી તેમાં પણ ભેદની કલ્પનાનો વ્યવહાર છે ત્યારે સત્યસંકલ્પના ઉપદેશના વ્યવહારમાં સંકલ્પનો નાશ કેમજ થાય?[૨૧] કાર્ય તથા કારણ, સેવક તથા સ્વામી, હેતુ અને હેતુમાન્, અવયવ તથા અવયવી,[૨૨] ભેદ તથા અભેદ, પરિણામાદિ ભ્રમ, ભાવ, વિલાસ, વિદ્યા તથા અવિદ્યા અને સુખ તથા દુઃખ, એ સર્વમાં મિથ્યાભેદની કલ્પના અજ્ઞાનીના બોધને માટેજ કલ્પેલી છે પણ વસ્તુતાથી ભેદ નથી.[૨૩,૨૪] જ્યાંસુધી જ્ઞાન થયું નથી ત્યાંસુધી દ્વૈતપણું જણાય છે પણ જ્ઞાન થયા પછી દ્વૈતપણું મટી જાય છે તથા સર્વ શાંતપણું જણાય છે.[૨૫] કાળેકરી બોધ થયા પછી સર્વ એક, આદિ અંતથી રહિત તથા અવિભાગ અખંડિત એકજ વસ્તુ અવશેષ રહે છે એમ તમારા જાણવામાં આવશે.[૨૬] અજ્ઞાનનેલીધે અથવા અજ્ઞાનીને ઉપદેશમાટે ભેદની કલ્પના કરેલી છે, પણ બોધ થયા પછી દ્વૈતપણું નથી.[૨૭] વાચ્ય તથા વાચકનો સંબંધ દ્વૈતવિના સિદ્ધ થતો નથી, પણ દ્વૈતપણું છે નહિ અને મૌનપણું પ્રાપ્ત થાય છે.[૨૮] માટે વચનના ભેદમાં અનાદર કરી મહાવાક્યના અર્થમાં નિષ્ઠા રાખી જે હું તમને કહું તે સાંભળો.[૨૯] જેવીરીતે ભ્રાંતિથી ગંધર્વનગર ઉત્પન્ન થાય છે, તેવીરીતે મનનેલીધે ભ્રાંતિમાત્ર આ જગત ઉત્પન્ન થયું છે.[૩૦] ચિત્ત છે તેજ જગતની માયાનો વિસ્તાર કરે છે તે હું તમને દૃષ્ટાંતસહિત કહું તે સાંભળો.[૩૧] જે સાંભળવાથી આ પ્રત્યક્ષ જણાતું જગત ભ્રાંતિમાત્ર છે એમ નિશ્ચય થશે તથા વાસનાનો ત્યાગ થશે અને આ ત્રણ જગતનું મનના મનનમાત્રથી નિર્માણ થયેલું છે, માટે સર્વનો ત્યાગ કરી શાંતપણાથી આત્મપદમાં નિવાસ થશે.[૩૨,૩૩] મ્હારા વાક્યના અર્થમાં સાવધાનપણાથી મનરૂપી રોગની ચિકિત્સા કરવામાં વિવેકરૂપી ઔષધના લેશથી તમે પ્રયત્ન કરો.[૩૪] એ પ્રમાણે પ્રયત્ન કરવાથી જગતનું રૂપ માત્ર ચિત્તથીજ છે તથા રેતીમાં જેમ તેલ નથી, તેમ શરીર વગેરે કાંઈ છે નહિ એમ નિશ્ચય થશે.[૩૫] રાગ–દ્વેષ વગેરે ક્લેશથી દૂષિત થયેલું ચિત્ત છે તેજ સંસાર છે તથા ચિત્તમાંથી રાગ–દ્વેષનો વિરામ થાય છે ત્યારે સંસારનો

નાશ થાય છે.[36] માટે આદરથી ચિત્ત એજ સાધ્ય (સાધનથી સિદ્ધ કરવા યોગ્ય) છે, ચિત્ત એજ પાલન કરવા યોગ્ય છે, તેજ વિચાર કરવા યોગ્ય છે, તેજ કરવા યોગ્ય છે, તથા આહરણુ કરવા યોગ્ય, વ્યવહાર કરવા યોગ્ય, સંચાર કરવા યોગ્ય તેમજ ધારણુ કરવા યોગ્ય પણુ ચિત્તજ છે.[37] ચિત્તવિના કાંઇ પદાર્થ નથી પણુ જગતરૂપી આકાશને ધારણુ કરીને ચિત્ત રહેલું છે અને તે અહંકારના પ્રવાહની પેઠે કાળેકરી પ્રકાશ પામે છે.[38] ચિત્તમાં પણુ ચૈતન્ય તથા જડ એ બે ભાગ રહેલા છે. તેમાં જે ચૈતન્ય ભાગ છે તે સર્વ અર્થના બીજરૂપ છે તથા જડભાગથી ભ્રાંતિરૂપ જગત જણાય છે.[39] સૃષ્ટિની આદિમાં પૃથ્વી વગેરે કાંઈ છેજ નહિ અને સ્વપ્નમાં પદાર્થ નથી તોપણુ જોવામાં આવે છે, તેવી રીતે પૃથ્વી વગેરે સર્વ બ્રહ્માની દૃષ્ટિએ આવ્યું તેથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ.[40] દીર્ઘજ્ઞાનથી સૃષ્ટિ બ્રહ્માના જોવામાં આવી, જડજ્ઞાનથી પર્વત વગેરે જોવામાં આવ્યા તથા સૂક્ષ્મ જ્ઞાનથી સૂક્ષ્મ પદાર્થો જોવામાં આવ્યા, પણુ વસ્તુતાથી દેહ વગેરે સર્વ શૂન્ય છે.[41] સૂર્યના તેજથી જેમ જળ વ્યાપ્ત છે, તેમ આત્મા કે જે સર્વ ઠેકાણે રહેનાર છે તેનાથી મન વગેરે સર્વ વ્યાપ્ત છે.[42] બાળક જેવી રીતે મિથ્યા યક્ષને જુવે છે, તેવી રીતે ચિત્તરૂપી બાળક જગતરૂપી યક્ષને જુવે છે અને બોધ થવાથી નિરામય પોતાનુંજ રૂપ જોવામાં આવે છે.[43] દ્વૈત તથા એકપણાનો જેમાં ભ્રમ છે એવા દૃશ્યપણાને આત્મા જેવી રીતે પામે છે તે પ્રકાર હવે પછીના આખ્યાનદ્વારા કહું તે સાંભળો.[44] જળમાં તેલનું ટીપું નાખવાથી જેમ તે તેલ જળમાં ફેલાઈ જાય છે, તેમ જે કથામાં હૃદયને મનોહર લાગે તેવી યુક્તિ તથા ઉપમા હોય છે અને મધુરતાથી યુક્ત પદાર્થસહિત વાણી હોય છે તે કથા સાંભળનારના હૃદયમાં ફેલાઈ જાય છે તથા શંકા મટી જાય છે.[45] જે કથામાં ઉપમા ન હોય, મનોહર પદ ન હોય, વર્ણુ સ્પષ્ટ ન હોવાથી જે કથા બરાબર સાંભળવામાં ન આવે, જે કથામાં સંબંધ મળતો ન આવે તથા જે કથામાં વર્ણુ ચોખ્ખા બોલવામાં ન આવતા હોય તેવી કથા સાંભળનારના હૃદયને આનંદ પમાડતી નથી અને રાખમાં ઘી રેડવાથી જેમ તે (ઘી) નિષ્ફળ જાય છે, તેમ તેવી કથા શ્રોતાના હૃદયમાં ન આવવાથી વક્તાનાં વચન નિષ્ફળ જાય છે.[46] ચંદ્રનાં કિરણુથી જેવી રીતે મંદિરમાં પ્રકાશ થાય છે, તેવી રીતે પૃથ્વીમાં જે જે આખ્યાનો છે, જે જે કથાઓ છે, નાટક વગેરે જે જે મનોરંજક ગ્રંથો છે તથા જે જે મનોહર શબ્દો છે તે સર્વનો લોકપ્રસિદ્ધ પ્રમાણુથી તથા દૃષ્ટાંતથી પ્રકાશ થાય છે.[47]

आख्यानकानि भुवि यानि कथाश्च या या यद्यत्प्रमेय[illegible]चितं प[illegible]पेलवं वा ।
दृ[illegible]तदार्ष्टिकयनेन तदेति साधो प्राकाश्यमाशु भुवनं सित [illegible]मिनव ॥४७॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણુનો 'મનોંકુરોત્પત્તિ' નામનો ચોરાસીમો સર્ગ સંપૂર્ણ.૮૪.**

## સર્ગ ૮૫ મો* બ્રહ્મા અને એક સૂર્યનો સમાગમ

**वसिष्ठ उवाच ।** पुरा मे ब्र[illegible]णा प्रोक्तं सर्वं [illegible]त्कथयानघ ।
यदिदं तत्त्वव[illegible]यामि त्वयि पृच्छति राघव ॥१॥

વસિષ્ઠ કહે છે:–હે રાઘવ ! આ પ્રત્યક્ષ જણાતું જગત મનોમાત્ર છે. એ વિષે મ્હેં પ્રથમ

* આ પંચાસીમા સર્ગમાં બ્રહ્માને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઇ ત્યારે તેની નજરે દસ બ્રહ્માંડ આવ્યાં તેમાંના એક બ્રહ્માંડના સૂર્યની સાથે બ્રહ્માએ તત્ત્વનો નિશ્ચય કર્યો, એટલું કહેવાશે.

બ્રહ્માને પૂછ્યું હતું અને બ્રહ્માએ તેનો મને જે ઉત્તર દીધો હતો તે સર્વ તમારા પૂછવાથી, બ્રહ્માએ જે મને કથાનક કહેલ છે તે કથાનકસહિત હું તમને કહુંછું તે સાંભળો. બ્રહ્માને મ્હેં પુછ્યું કેઃ–હે બ્રહ્મન્ ! આ સૃષ્ટિના સમૂહ કેવીરીતે ઉત્પન્ન થયાછે ? તે કહો.[૧-૨] એ પ્રમાણે મ્હારાં વચન સાંભળી, લોકપિતામહ બ્રહ્માએ એક ઐંદવાખ્યાનસહિત આ પ્રમાણે ઉત્તર દીધો.[૩]

બ્રહ્મા કહે છેઃ–જળમાં જળાશયના વિસ્તારથી જે પ્રમાણે અનેક પ્રકારના તરંગ તથા ચક્ર જોવામાં આવે છે, તે પ્રમાણે આ સર્વ જગત મનથીજ ઉત્પન્ન થયું છે તથા મનથીજ તેનો વિસ્તાર છે.[૪] હે અંગ ! પહેલા કલ્પમાં દિવસની આદિમાં જાગૃત થયા પછી જ્યારે મને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઇ ત્યારે શું થયું, તે હું કહું તે સાંભળો.[૫] કોઇ સમયે જ્યારે દિવસનો ક્ષય થયો ત્યારે સર્વ સૃષ્ટિનો સંહાર કરી એકાગ્રભાવથી મ્હેં રાત્રિમાં નિદ્રા કરી, પ્રાતઃકાળ થયો ત્યારે જાગૃત થઈ, પ્રાતઃસંધ્યાનો વિધ સંપૂર્ણ કરી પાછી સૃષ્ટિ ઉત્પન્ન કરવાસારૂ વિસ્તારવાળા આકાશમાં મ્હારી દૃષ્ટિ જોડી, ત્યારે અંતવિનાનું તમ તથા તેજથી રહિત શૂન્ય આકાશ જોવામાં આવ્યું.[૬-૮] તે વખતે "સૃષ્ટિ ઉત્પન્ન કરૂં" એવો સંકલ્પ કરી, સર્ગ ઉત્પન્ન કરવાની સામગ્રીસારૂ સૂક્ષ્મચિત્તથી જોવા માંડયું.[૯] ત્યારે વિસ્તારવાળા આકાશમાં મ્હોટા આરંભવાળાં તથા પ્રતિબંધથી રહિત જૂદાં જૂદાં દસ બ્રહ્માંડ મનેકરી જોવામાં આવ્યાં.[૧૦] તે દરેકમાં જાણે મ્હારૂં પ્રતિબિંબ હોય ? તેવી રીતે જૂદા જૂદા કમળકોશમાં રહેલા તથા રાજહંસ ઉપર બેઠેલા દસ બ્રહ્મા જોવામાં આવ્યા.[૧૧] દરેક બ્રહ્માંડમાં ભિન્નભિન્ન ભૂત–પ્રાણીમાત્રના સમૂહ રહેલા હતા. જગતમાં જળ આપનાર મેઘની પંક્તિઓ જણાતી હતી.[૧૨] મહાનદીનો પ્રવાહ ચાલ્યો જતો હતો, તેનો સમુદ્રના જેવો શબ્દ સંભળાતો હતો. આકાશમાં સૂર્ય પ્રકાશી રહેલા હતા તથા વાયુ સ્ફુરી રહેલો હતો.[૧૩] સ્વર્ગમાં દેવતાઓ તથા પૃથ્વીમાં માણસો ક્રીડા કરતાં હતાં. પાતાળમાં દાનવ તથા ફણાવાળા સર્પો રહેલા હતા.[૧૪] બરાબર સમયે ટાઢ, તડકો તથા વર્ષાઋતુ થવાથી, સંપૂર્ણ ફળથી યુક્ત ઋતુઓ પૃથ્વીને શોભાવતી હતી.[૧૫] નરક તથા સ્વર્ગનાં ફળ આપનાર અશુભ તથા શુભ આચાર સર્વ સ્થળે વૃદ્ધિ પામેલા હતા.[૧૬] ભોગ, મોક્ષ વગેરે ફળની ઇચ્છાવાળાં ભૂત–પ્રાણીમાત્ર કાળ પ્રમાણે ઇષ્ટવસ્તુ મેળવવાસારૂ ક્રમેકરી પ્રયત્ન કરતાં હતાં.[૧૭] સાતલોક, સાતદ્વીપ, સાતસમુદ્ર તથા સાતપર્વત કલ્પના અંતસુધી સ્ફુરી રહેલા હતા.[૧૮] અંધકાર કોઇ ઠેકાણે હ્રાસ પામીને રહેલું હતું. કોઇ ઠેકાણે સ્થિરપણાથી રહેલ હતું તથા કોઈ કુંજનાવિષે તેજની સાથે મળીને રહેલું હતું.[૧૯] આકાશરૂપી કમળમાં મેઘરૂપી ભ્રમરા તથા પ્રકાશ પામતા તારારૂપી કેસરાઓ રહેલા હતા.[૨૦] શાલ્મલીના ફળના મધ્યભાગમાં જેવીરીતે રૂ રહેલું છે, તેવીરીતે મેરૂ વગેરે પર્વતના કુંજમાં ધાટી ઝાકળ રહેલી હતી.[૨૧] અંતઃપુરમાં રહેલી અંગનાની પેઠે, તે બ્રહ્માંડરૂપી અંતઃપુરમાં પૃથ્વીરૂપી અંગના રહેલી હતી. તેને ઘુઘવાટી કરતા સમુદ્રના શબ્દરૂપી શબ્દવાળી લોકાલોકપર્વતરૂપી કટીમેખળા શોભતી હતી. અંધકારરૂપી ઈંદ્રનીલમણિ, તથા પોતાની અંદર રહેલાંરત્નથી શોભતી હતી. ધાન્યરૂપી અધરસુધા હતી તથા ભૂત–પ્રાણીમાત્રના શબ્દરૂપી તે અંગનાને વાગ્વિલાસ હતા.[૨૨,૨૩] ગૌરવર્ણના અંગની પંક્તિના મધ્યમાં રાત્રિની પંક્તિ શોભતી હતી તથા પદ્મ અને ઉત્પલના જેવી વત્સરની શોભા જણાતી હતી.[૨૪] ભિન્નભિન્ન વિભાગમાં રહેલા લોકની કાંતિ દાડિમની કાંતિજેવી

શોભતી હતી.[૨૫] ઊંચા તથા નીચા જેમાં માર્ગ રહેલા છે તેવી ત્રણ પ્રવાહવાળી ગંગાનદી તથા જગ-તરૂપી યજ્ઞોપવીતની કાંતિવાળી નિર્મળ ચંદ્રમાની કળા સ્ફુરી રહી હતી.[૨૬] દિશારૂપી લતામાં વિજળીરૂપી પુષ્પ તથા વાયુથી હાલતાં મેઘરૂપી પલ્લવો, આણીકોર–તેણીકોર જતાં હતાં, ખરી જતાં હતાં તથા ઉત્પન્ન થતાં હતાં.[૨૭] ઉપર પ્રમાણે જોયેલા સમુદ્ર, પૃથ્વી તથા આકા-શની પદવી, ગંધર્વનગરમાં રહેલ ઉદ્યાનલતાની પેઠે શોભતી હતી.[૨૮] ઉંબરાના ફળ ઉપર જેવીરીતે મસલાં મણમણે, તેવીરીતે તે બ્રહ્માંડના મધ્યભાગમાં દેવતા, અસુર, મનુષ્ય તથા ઉરગગણ રહેલા હતા.[૨૯] યુગ, કલ્પ, ક્ષણ, લવ, કલા તથા કાષ્ઠાથી યુક્ત અને સર્વનો નાશ કરવાની વાટ જોતો કાળ પોતાનું કામ કરતો હતો.[૩૦] આ પ્રમાણે મ્હેં (બ્રહ્માએ) પોતાના શુદ્ધ ચિત્તથી દસ બ્રહ્માંડ જોયાં અને તેથી વિસ્મય પામી વિચાર કર્યો કે: 'માંસરૂપી બહારનાં નેત્રથી આ બ્રહ્માંડ જોવામાં નથી આવતાં તથા શુદ્ધચિત્તથી અંતઃકરણમાં દેખાયછે તેનું શું કારણ?' એ પ્રમાણે ઘણીવારસુધી વિચાર કરી તે બ્રહ્માંડમાંના એક સૂર્યને પાસે બોલાવી મ્હેં તેને આ પ્રમાણે પૂછ્યું કે: હે દેવદેવેશ! હે ભાસ્કર ! હે મહાદ્યુતે! તમે ભલે પધાર્યા ! ! હે અનઘ ! તમે કોણ છો તથા આ જગત કેવીરીતે ઉત્પન્ન થયું છે? તે જો તમને ખબર હોય તો કહો.[૩૧-૩૫] એવાં મ્હારાં (બ્રહ્માનાં) વચન સાંભળી (આ બ્રહ્માંડને ઉત્પન્ન કરનાર બ્રહ્મા છે) એમ જાણી, નમસ્કાર કરી સુંદર વાણીથી સૂર્યદેવતાએ મને (બ્રહ્માને) આ પ્રમાણે કહ્યું.[૩૬]

સૂર્યદેવતા કહે છેઃ–હે ઈશ્વર ! આ દૃશ્યપ્રપંચનું નિત્ય કારણ છે તે તમે કેમ જાણતા નથી તથા ઈશ્વર છતાં તમે મને કેમ પૂછોછો ?[૩૭] હે સર્વ સ્થળે રહેનાર બ્રહ્મન્ ! જો તમને મ્હારૂં વચન સાંભળવામાં કૌતૂહલ હોય તો હું આ જગતની અચિંતિત ઉત્પત્તિ તમને કહું તે સાંભળો.[૩૮] હે ઈશ્વરાત્મન્ ! હે મહાત્મન્ ! અવિરત રચનાએકરીને, સત્ તથા અસદ્‌બોધને મોહ કરનાર, સત્ તથા અસત્‌કળાએકરીને યુક્ત જે આ વિસ્તાર પામેલું છે તે માત્ર મન છે એમ તમે સમજો.[૩૯] **सदसदिति कलाभिराततं यत् सदसदवोधविमोहदायिनीभिः । अविरतरचनाभिरीश्वरात्मन्प्रविलसतीहमनो महन्महात्मन् ॥३९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બ્રહ્માદિત્યસમાગમ' નામનો પચાસીમો સર્ગ સંપૂર્ણ.૮૫**

## सर्ग ८६ मो* ઈંદુબ્રાહ્મણની કથા

**भानुरुवाच । कल्पनाम्नि महादेव ह्यस्तने दिवसे तव ।**
**तले कैलासशैलस्य जंबूद्वीपैककोणके ॥ १ ॥**

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ–હે મહાદેવ ! કલ્પના અંતે તમારો દિવસ અસ્ત થયો ત્યારે જંબૂદ્વીપના એક ખુણામાં કૈલાસપર્વતની તળેટીમાં 'સુવર્ણજટા' નામનો એક દેશ છે કે જે દેશમાં મરીચિ વગેરે તમારા પુત્રોએ પ્રજાના નિવાસમાટે મંડળની કલ્પના કરી છે.[૧,૨] તે દેશમાં અતિ ધર્માત્મા, બ્રહ્મને જાણનાર, શાંત અંતઃકરણવાળો તથા કશ્યપકુળમાં ઉત્પન્ન થયેલ

* આ છ્યાસીમા સર્ગમાં 'ઈંદુ' નામના બ્રાહ્મણે સ્ત્રીસહિત તપ કર્યું તેથી મહાદેવજીએ પ્રસન્ન થઇ દસ પુત્ર આપ્યા તેમાંથી મ્હોટા પુત્રના ઉપદેશથી તે દસે ભાઇઓને બ્રહ્માની અહંભાવના થઇ, એટલી કથા આવશે.

'ઇંદુ' નામનો એક બ્રાહ્મણ હતો.[૩] તે બ્રાહ્મણ પોતાના દેશમાં રહેતો હતો તથા તેને પોતાની સ્ત્રીઉપર પ્રાણસમાન પ્રેમ હતો.[૪] પણ મરૂદેશમાં જેમ ખડ થતું નથી, તેમ તે સ્ત્રીથી તે બ્રાહ્મણને પુત્ર થયો નહિ તેથી ફળવિનાની તે સ્ત્રી પણ શોભતી નહિ.[૫] તે સ્ત્રીનું અંગ સમાન હતું. તેનો વર્ણ ગૌર હતો તથા પોતે શુદ્ધ હતી તોપણ કાશની લતાની પેઠે, તે ફળથી શૂન્ય હતી.[૬] ત્યારપછી પુત્રના દુઃખથી ખેદ પામી તે બન્ને સ્ત્રી–પુરૂષે કૈલાસપર્વત ઉપર જઇ તપ કરવા માંડ્યું. વનમાં ઉગેલાં જાણે વૃક્ષ હોય તેવીરીતે ભૂતથી વીંટાયેલા તે શૂન્ય કૈલાસપર્વતના કુંજમાં તે બન્ને સ્ત્રી–પુરૂષ ઉભાં રહ્યાં. દિવસના છેલ્લા ભાગમાં પાણીના એક ચુલકમાત્રનું પાન કરી, ઝાડની ઉઠે ઉભાં રહી તેમણે ઘોર તપ કરવા માંડ્યું.[૭-૮] એ પ્રમાણે ત્રેતાયુગ તથા દ્વાપરયુગ એ બે યુગ ગયા, ત્યાંસુધી વૃક્ષના જેવી વૃત્તિનો આશ્રય કરી હાલ્યા–ચાલ્યા વિના તે બન્ને ઉભાં રહ્યાં. ત્યારપછી ચંદ્રકળાને ધારણ કરનાર મહાદેવજી તે દંપતીના ઉપર પ્રસન્ન થયા.[૯-૧૦] દિવસના તાપથી તપી રહેલ કુમુદપાસે ચંદ્રમા આવે, તેની પેઠે તે દંપતી જે પ્રદેશમાં તપ કરે છે તે પ્રદેશમાં મહાદેવજી આવ્યા.[૧૧] લતા અને વૃક્ષથી યુક્ત પ્રદેશમાં વસંતઋતુ આવવાથી જેમ તેને આનંદ થાય, તેવીરીતે વૃષભના વાહનથી પાર્વતીજીસહિત પધારેલા મહાદેવજીનાં દર્શન કરી તે બન્નેને આનંદ થયો તથા કુમુદ (ચંદ્રવિકાસી કમળ) જેવીરીતે ચંદ્રમાને દંડવત કરે, તેવીરીતે તે બન્નેએ મહાદેવજીને દંડવત પ્રણામ કર્યો.[૧૨,૧૩] દ્યાવા–પૃથ્વીમાં ઉગેલાં અને પવનથી હાલતા અગ્રવાળાં વૃક્ષના શબ્દનો તિરસ્કાર કરે તેવી વાણીથી મહાદેવજીએ નીચે પ્રમાણે કહ્યું.

મહાદેવજી કહે છેઃ—હે વિપ્ર ! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું માટે ઈચ્છામાં આવે તેવું વરદાન માગો.[૧૪-૧૫] તથા મધુમાસના રસથી જેમ વૃક્ષને હર્ષ થાય, તેમ તમે હર્ષ પામો. ( એવાં મહાદેવજીનાં વચન સાંભળી ).

ઇંદુબ્રાહ્મણ કહે છેઃ—હે ભગવન્ ! હે દેવદેવેશ ! કલ્યાણ, ગુણ તથા આચારથી શોભતા મહાબુદ્ધિમાન મને દશ પુત્ર થાય એ વરદાન આપો, કે જે પુત્રના લાભથી મને શોક રહે નહિ.

સૂર્યદેવતા કહે છેઃ—એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી "દસ પુત્ર થશે" એવું વરદાન આપી મહાદેવજી ત્યાંથી મેઘના જેવો નાદ કરી અંતર્ધાન થયા. ત્યારપછી મહાદેવજીએ આકાશમાર્ગે પ્રયાણ કર્યું તથા તેવીરીતે વરદાન મળવાથી આનંદ પામેલ તે દંપતી પણ પોતાને ઘેર ગયાં. થોડા દિવસ પછી બ્રાહ્મણની સ્ત્રીને ગર્ભ રહ્યો.[૧૬-૧૯] અને જળથી મેઘલેખા શોભે તેવીરીતે પૂર્ણ ઉદરવાળી તે શ્યામા શોભવા લાગી. દસ માસ પૂરા થયા ત્યારે પૃથ્વીમાંથી નવાંકુરનો જન્મ થાય, તેમ પ્રતિપત્‌ના ચંદ્રજેવા કોમળ દસ પુત્રનો જન્મ થયો. વર્ષાઋતુથી નવા મેઘની વૃદ્ધિ થાય, તેવીરીતે જાતકર્મ વગેરે બ્રહ્મસંસ્કાર થયેલા તે બ્રાહ્મણના પુત્રો વૃદ્ધિ પામવા લાગ્યા.[૨૦-૨૧] સાત વર્ષની અવસ્થા થઈ તેટલા સમયમાં તેમણે શાસ્ત્રાભ્યાસ કરી લીધો, અને પોતાના તેજથી આકાશમાં નિર્મળ ગ્રહ શોભે, તેવીરીતે તેઓ શોભવા લાગ્યા. કેટલાક કાળ પછી તેમનાં માત–પિતાનું શરીર પડી ગયું અને તેમને વિદેહમુક્તિ થઇ. આ પ્રમાણે માતાપિતાના વિરહથી ખેદ પામેલ તે દસ ભાઇઓ પોતાના ઘરનો ત્યાગ કરી કૈલાસપર્વતના શિખરઉપર ગયા તથા ઉદ્વેગથી વિચાર કરવા લાગ્યા કેઃ—'હે ભાઈ ! આ જગતમાં પરમ કલ્યાણ શું

છે ? પરમ ઉચિત શું છે ? તથા જેથી દુઃખ ન થાય તેવું શું છે ?[૨૨-૨૬] મ્હોટાઈપણું શું છે ! ઐશ્વર્ય શું છે? તથા મ્હોટો વૈભવ શું છે? એક ઘર તથા એક ગામના રાજા કરતાં ગ્રાગ્રાં માણસનું ઐશ્વર્ય એ વધારે સારૂં છે.[૨૭] પણ ગ્રાગ્રાં માણસનો ઈશ્વર હોય તેપણ એક ખંડના રાજાપાસે કાંઈ ગણત્રીમાં નથી, અને આખા દેશના રાજાની પાસે એક ખંડના રાજાની સંપત્તિ પણ કોણ માત્ર છે. દેશના રાજા કરતાં પણ ચક્રવર્તી રાજા ઉત્તમ મનાય છે પણ ઇંદ્રિદેવતાની પાસે ચક્રવર્તી પણ હિસાબમાં નથી.[૨૮] ઇંદ્રનું ઇંદ્રિપણું પણ બ્રહ્માના એક મુહૂર્તમાં લય થાય છે, માટે કલ્પ-સુધી પણ જેનો નાશ થતો નથી એવું શું સુખરૂપ છે ?'[૨૯] આ પ્રમાણે સર્વ ભાઈઓ વિચાર કરે છે તેવામાં 'મહામતિ' નામના તેના મ્હોટાભાઈએ, મૃગના ટોળાંને ટોળાંમાંહેનો મ્હોટો મૃગ કહે, તેવીરીતે નીચે પ્રમાણે કહ્યું કે:–"હે ભાઇઓ ! સર્વ ઐશ્વર્યમાં જેનો કલ્પસુધી પણ નાશ નથી તેવું બ્રહ્મદેવપણું એજ મને પ્રિય છે બીજું પ્રિય નથી."[૩૦,૩૧] એવાં તેનાં વચન સાંભળી તેના ભાઇઓએ "સારૂં સારૂં" એમ કહી તેના વચનનો સત્કાર કર્યો.[૩૨] અને કહ્યું કે–"હે તાત ! સર્વ દુઃખનો નાશ કરનારૂં, કમળના આસનવાળું અને જગતપૂજ્ય બ્રહ્મદેવપણું કેવીરીતે મળે ?"[૩૩] એવાં બીજા ભાઈઓનાં વચન સાંભળી મ્હોટાભાઇએ કહ્યું કે–"અત્યંત તેજવાળા તમે બધા હું કહું તે પ્રમાણે કરો.[૩૪] જ્યાંસુધી બ્રહ્મદેવપણું મળે ત્યાંસુધી હું કમળના આસન ઉપર બેસનાર બ્રહ્મા છું અને તેજેકરી જગત ઉત્પન્ન કરૂં છું તથા સંહાર કરૂં છું. એ પ્રમાણે તમે બધા ધ્યાન§ કરો."[૩૫] એવાં મ્હોટાભાઇનાં વચન સાંભળી, તેના વચનને માન્ય કરી બ્રહ્મદેવપણું મળવાની ઇચ્છાથી મ્હોટાભાઈસહિત તે દસ ભાઇઓએ ધ્યાન ધર્યું.[૩૬] ધ્યાનમાં આસક્ત બુદ્ધિ થવાથી, ચિત્રમાં જાણે આળેખેલી પ્રતિમા હોય, તેવી રીતે ઉભા રહી અંતર્વૃત્તિથી ચિંતવન કરવા લાગ્યા.[૩૭] "પ્રફુલ્લિત થયેલું કમળ અમારૂં આસન છે. અમે જગતને સરજનાર બ્રહ્મા છીએ. કર્ત્તા, ભોક્તા તથા મહેશ્વર પણ અમે છીએ.[૩૮] અમારી યજ્ઞમૂર્ત્તિ છે તથા શિક્ષા વગેરે અંગ તથા પુરાણ વગેરે ઉપાંગસહિત યજ્ઞકરનાર મહર્ષિઓ તથા સરસ્વતી અને ગાયત્રીથી યુક્ત મૂર્ત્તિમાન વેદ આ અમારી પાસે છે તથા અમે તેમને ઉત્પન્ન કરેલા છે.[૩૯] લોકપાલનું આક્રમણ કરી સિદ્ધમંડળ જેમાં ફરે છે એવો અત્યંત સૌભાગ્યવાળો સ્વર્ગલોક અમારી પાસે છે.[૪૦] ત્રિલોકીરૂપી સ્ત્રીના કાનના કુંડળરૂપ આ ભૂમંડળ છે, કે જેની અંદર પર્વત, દ્વીપ, સમુદ્ર તથા વન રહેલાં છે.[૪૧] દૈત્યગણ તથા દાનવગણથી યુક્ત આ પાતાળલોક છે કે જેમાં મર્ત્યધર્મથી રહિત અપ્સરાઓ રહેલી છે.[૪૨] પ્રજાને શોભાવનાર આ મહાબાહુ ઇંદ્રિદેવતા પણ અમારા દેહમાં છે અને પવિત્ર યજ્ઞનો ભાગ ભોગવનાર તે ઇંદ્રિ ત્રૈલોક્યના એક નગરનું પાલન કરે છે.[૪૩] બાર સૂર્યદેવતા પોતાની કાંતિરૂપી પાશથી દિશાના સમૂહને ધારણ કરી ચૈત્ર વગેરે માસના ક્રમથી પૃથ્વીમાં તપ્યા કરે છે.[૪૪] ગાયોનું પાલન કરનાર પોતાની મર્યાદાથી જેવીરીતે ગાયોના સમૂહનું રક્ષણ કરે છે, તેવીરીતે લોકપાલ પણ શુદ્ધવૃત્તિથી

§ ભ્રમર–કીટન્યાયથી 'જે જેનું ધ્યાન કરે તેને તેવી પદવી મળે' એવો શાસ્ત્રનો લેખ છે. ભ્રમરી મટોડીનાં દર કરે છે અને બીજા ઝીણા કીડાને પકડી–કરડીને, પોતાના દરમાં મૂકી ભ્રમરી ઉડી જાય છે. ત્યારપછી 'ભ્રમરી આવી વળી પણ કરડશે' એવી તેને બ્હીક રહે છે તેથી ભ્રમરીમાંજ તેનું ધ્યાન રહે છે એટલે તે કીડો ભ્રમરીરૂપે થઇ જાય છે તેને ભ્રમરકીટન્યાય કહે છે.

પોતાના લોકનું રક્ષણ કરે છે.[૪૫] જળના તરંગો જેવીરીતે જળમાં ઊંચા ચડે છે તથા પાછા ડૂબી જાય છે તથા સ્ફુરે છે, તેવી રીતે પૃથ્વીનાં માણસો અનેક પ્રકારના વૈભવને લીધે શોભે છે, વૈભવ ન હોય ત્યારે ડુબી જાય છે તથા દરિદ્રતાથી તેમનું પતન થાય છે.[૪૬] આ સર્ગને અમે ઉત્પન્ન કરીએ છીએ. સંહાર પણ કરીએ છીએ. પારમાર્થિક સ્વરૂપમાં રહી અમે શાંતિ પામિએ છીએ.[૪૭] આ સંવત્સર ચાલ્યો ગયો. હવે એક યુગનો કાળ ગયો અને આ સૃષ્ટિના સંહારનો કાળ આવ્યો.[૪૮] આ આખો કલ્પ ચાલ્યો ગયો. હવે આ બ્રહ્માની રાત્રિનો વિસ્તાર થયો અને પૂર્ણ આત્માવાળા અમે આત્માનાવિષે રહેલા છીએ."[૪૯] આ પ્રમાણે ધ્યાન બુદ્ધિથી ઈંદુબ્રાહ્મણના તે દસે પુત્રો, જાણે શિલામાં કોતરેલા હોય તેવી રીતે સ્થિરપણે ઉભા રહ્યા.[૫૦] એ પ્રમાણે દર્ભના આસન ઉપર રહેલા તે દસે ભાઈઓની બ્રહ્માકાર વૃત્તિ થવાથી કમળના આસનની કલ્પનાનેલીધે તુચ્છવૃત્તિનો ત્યાગ કરી બ્રહ્માપણાના ભાવથી તેઓ શોભવા લાગ્યા.[૫૧]

**अधिगतकमल सनक्रमास्ते परिगलितेतरतुच्छवृत्तिजालाः ।**
**सततमतितरां शासनस्थाश्चिरमिति पंकजकल्पने विरेजुः ॥ ५१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉત્પત્તિપ્રકરણનો "ઐંદવસમાધાન" નામનો છયાસીમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ८७ मो* ઈંદુબ્રાહ્મણના દસ પુત્રોનો બ્રહ્મભાવ

**भानुरुवाच । पितामह क्रमे तस्मिंस्ततस्ते बहुभावनात् ।**
**कर्मभिस्तैः समाक्रांतमनस्कास्तस्थुरादृताः ॥ १ ॥**

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ–હે પિતામહ ! એ પ્રમાણે ઈંદુબ્રાહ્મણના તે દસ પુત્રો તમારી પેઠે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ તથા પાલનમાં પોતાનું મન રાખી જ્યાંસુધી સૂકાયલાં પાંદડાંની પેઠે તાપ તથા પવનથી કાળેકરી સૂકાઈને તેમનો દેહ પડી ગયો ત્યાંસુધી આદરથી તેમને-તેમ ઉભા રહ્યા.[૧,૨] ત્યારપછી આમતેમ પડેલાં સારાં ફળને જેમ વનવાસી વાંદરાં ખાઇ જાય, તેમ માંસનો આહાર કરનાર વનવાસી મૃગ તથા પક્ષીઓ તેમના દેહનું ભક્ષણ કરી ગયાં.[૩] એ પ્રમાણે દેહ પડી ગયા ત્યાંસુધી પણ તેમની વૃત્તિ બહારના પદાર્થમાં ન આવી પણ તેજ પ્રમાણે બ્રહ્માના ભાવમાં સ્થિર રહી; અને ચાર યુગના અંતે કલ્પનો ક્ષય થયો ત્યાંસુધી તેઓ ઉભા રહ્યા.[૪] પ્રલયસમયે જ્યારે કલ્પનો ક્ષય થવા આવ્યો, બાર સૂર્ય વધારે તપવા માંડ્યા, કઠિન શબ્દ કરતા મેઘ વર્ષવા માંડ્યા,[૫] કલ્પનો તીવ્ર વાયુ વાવા માંડયો તથા એકાર્ણવમાં સર્વ ભૂત–પ્રાણીમાત્રનો ક્ષય થયો ત્યારે રાત્રિસમયે સર્વનો સંહાર કરી તમે યોગનિદ્રામાં શયન કર્યું, ત્યાંસુધી તે ઈંદુબ્રાહ્મણના દસ પુત્રો બ્રહ્માપણાની ભાવનાથી તેમનાતેમ ઉભા રહ્યા.[૬-૭] રાત્રિના અંતે જાગૃત થઇ તમને આજ સૃષ્ટિ કરવાની ઈચ્છા થઇ પણ તે બ્રાહ્મણના દસ પુત્રોને પ્રથમથીજ સૃષ્ટિની ભાવના હતી તેથી આ દસ બ્રહ્માંડ થયાં છે. તેમાં દસ બ્રહ્મા છે તથા મનરૂપી આકાશમાં રહેલા તેજ આ દસ સંસાર છે.[૮] "હે વિભો ! તે દસ બ્રહ્માંડ-

---

* આ સત્યાસીમા સર્ગમાં બ્રહ્મભાવને પામેલા તે બ્રાહ્મણના દસ પુત્રોના દેહનું પક્ષીઓ ભક્ષણ કરી ગયાં તથા તેમની સૃષ્ટિમાં ભાવના હતી તેથી દસ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં તથા પ્રત્યેક સર્ગમાં તેજ પ્રમાણે સ્થિતિ છે વગેરે કહેવામાં આવશે.

માંહેના એક બ્રહ્માંડનો હું સૂર્ય છું અને કળાએકરી કર્મમાં જોડાયેલો છું.[૧૦] હે કમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્મદેવ! એ પ્રમાણે આ દસ બ્રહ્માંડની ઉત્પત્તિ કેમ થઈ? એ તમે મને પૂછ્યું હતું તેનો મ્હેં તમને ઉત્તર દીધો. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો અને આ દસ બ્રહ્માંડ મનોમાત્ર છે માટે તમારે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં વિરોધ નથી.[૧૧] વિવિધ-કલ્પનાથી આકાશ જેમાં વ્યાપ્ત થયું છે એવું જે આ જગત ઉત્પન્ન થયું છે તે માત્ર બહાર તથા અંતરની ઇંદ્રિયોને જાળની પેઠે બંધનરૂપ છે અને તે પોતાના ચિત્તમાં ભ્રમરૂપ છે પણ સત્ય નથી.[૧૨] **विविधकल्पनया वलितांवरं यदिदं तमजागतमुत्थितम् । करणजालकमाहितमोहनं तदखिलं निजचेतसि विभ्रमः ॥ १२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'દશજગદ્દર્શન' નામનો સત્યાસીમો સર્ગ સંપૂર્ણ. ૮૭**

---

# સર્ગ ૮૮ મો* ઐંદવોપાખ્યાનની સમાપ્તિ

**ब्रह्मोवाच । ब्रह्माणो ब्राह्मणा भानुरित्युक्त्वा ब्रह्मणो मम ।**
**ब्रह्मन् ब्रह्मविदां श्रेष्ठ तूष्णीमेव बभूव सः ॥ ८८ ॥**

બ્રહ્માજી વસિષ્ઠને કહે છેઃ-હે બ્રહ્મન્! હે બ્રહ્મજ્ઞાનીમાં શ્રેષ્ઠ વસિષ્ઠઋષે! દસ બ્રહ્માંડમાં જે આ દસ બ્રહ્મા જોવામાં આવે છે તે ઇંદુબ્રાહ્મણના દસ પુત્રો છે. એ પ્રમાણે તે સૂર્યદેવતાએ મ્હારી પાસે કહ્યું. ત્યારપછી ઘણીવારસુધી વિચાર કરી મ્હેં સૂર્યદેવતાને કહ્યું કે,-હે ભાનો! જ્યારે આ દસ બ્રહ્માંડ રહેલાં છે ત્યારે હું બીજું શું ઉત્પન્ન કરૂં તે તમે કહો. હે ભાસ્કર! આ દસ બ્રહ્માંડ છે તે છતાં હું નવી સૃષ્ટિ પેદા કરૂં તેમાં ફળ શું.[૧-૩] હે મહામુને! એ પ્રમાણે જ્યારે મ્હેં સૂર્યદેવતાને કહ્યું ત્યારે તેમણે વિચાર કરીને આ પ્રમાણે યોગ્ય વચન કહ્યું.[૪]

સૂર્યદેવતા કહે છેઃ-હે પ્રભો! તમે ચેષ્ટારહિત છો તથા ઇચ્છારહિત છો તેથી સૃષ્ટિથી તમારે કાંઇ અર્થ નથી પણ હે જગતના પતિ! આ સૃષ્ટિ છે તે માત્ર તમારો વિનોદ છે.[૫] હે પ્રભો! સૂર્યથી જળના સૂર્યરૂપી પ્રતિબિંબ પડે છે, તેવી રીતે તમે કે જે નિષ્કામ છો તેથી સૃષ્ટિની ઉત્પત્તિ પ્રતિબિંબરૂપે થાય છે પણ તમને શરીરની પ્રાપ્તિમાં તથા શરીરના ત્યાગમાં રાગ-દ્વેષ છે નહિ.[૬,૭] સંહાર કરીને વિનોદ માટે આ જગતને પુનઃ ઉત્પન્ન કરો છો. સૂર્ય રાત્રિસમયે દિવસનો સંહાર કરી પ્રાતઃકાળે પુનઃ દિવસનો ઉદય કરે છે, તેમ તમે જગતનો સંહાર કરી પુનઃ આ જગતનો ઉદય કરો છો.[૮] તમે જે સૃષ્ટિ ઉત્પન્ન કરો છો તેમાં આસક્ત થયા વિના માત્ર વિનોદ સારૂજ કરો છો પણ તેમાંથી સ્વાર્થ સાધવાની ઇચ્છા કરતા નથી.[૯] સૃષ્ટિ કરવી એ તમારૂં નિત્યકર્મ છે માટે જો સૃષ્ટિ ઉત્પન્ન નહિ કરો તો નિત્યકર્મનો ત્યાગ થવાથી તમને બીજું શું ફળ પ્રાપ્ત થશે?[૧૦] નિર્મળ અરીસો જેવી રીતે પ્રતિબિંબની ક્રિયા કરે છે, તેવી રીતે સત્પુરૂષે પોતાનું કર્ત્તવ્ય કર્મ તેમાં આસક્ત થયા વિના કરવું જોઈએ.[૧૧] બુદ્ધિમાન્ માણસને કર્મ કરવામાં જેમ કામના હોતી નથી તેમ કર્મનો ત્યાગ કરવામાં પણ

* આ અઠ્યાસીમા સર્ગમાં બ્રહ્માની અનાસક્તિએ કરી સર્ગની સિદ્ધિ કહેવાશે, તથા મને કરી જેની દૃઢ સિદ્ધિ થઈ હોય તેનો બીજાથી નાશ થતો નથી એમ બતાવવામાં આવશે.

કામના હોતી નથી માટે સુષુપ્તિના જેવી બુદ્ધિથી, નિષ્કામપણાથી સુષુપ્તિમાં જાગૃત થઈ કાર્ય કરવું.[12,13] હે સુરેશ્વર ! જો આ બ્રાહ્મણના દસ પુત્રોએ કરેલી સૃષ્ટિથીજ તમે સંતોષ પામશો તો, હવે પછી પણ તેઓ પોતાની સૃષ્ટિથી તમને સંતોષ પમાડશે.[14] વળી જે આ સૃષ્ટિ થયેલી છે તેને તમે ચિત્તરૂપી નેત્રથી જોઇ શકો છો પણ સાક્ષાત્ ચક્ષુઇંદ્રિયથી જોઈ શકતા નથી માટે ચક્ષુથી જોઇ શકાય તેવી સૃષ્ટિ તમે કરો.[15] જે માણસે પોતાના મનથી સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય તેજ માણસ તે સૃષ્ટિને પોતાના નેત્રથી જોઇ શકે છે પણ બીજો જોઈ શકતો નથી.[16] માટે બ્રાહ્મણોની કરેલી સૃષ્ટિને તમે તમારાં નેત્રથી જોઈ શકશો નહિ. તેમ બ્રાહ્મણની કરેલી સૃષ્ટિનો કોઇનાથી નાશ પણ થાય તેમ નથી, કારણ કે તેમણે પોતાના ચિત્તના દૃઢપણાથી સૃષ્ટિ કરેલી છે. જે વસ્તુ ઇંદ્રિયોના કર્મથી થયેલ હોય તેનો નાશ થઈ શકે પણ ચિત્તના દૃઢ નિશ્ચયથી થયેલ વસ્તુનો નાશ થાય નહિ.[17] કર્મેંદ્રિયેકરીને કરેલ પદાર્થનો કદાપિ રોધ થઇ શકે પણ મનના નિશ્ચયેકરી કરેલ પદાર્થનો કોઈ રોધ કરવા સમર્થ નથી.[18] જે માણસના મનમાં કોઈ જાતનો દૃઢનિશ્ચય બંધાય છે તે નિશ્ચય પોતાને ફેરવવો હોય તો તે ફેરવી શકે પણ બીજા માણસથી મનના નિશ્ચયનું નિવારણ થતું નથી.[19] ઘણા કાળના અભ્યાસથી મનમાં જે દૃઢનિશ્ચય થયો હોય, તે નિશ્ચયનો દેહ નાશ થાય તોપણ, શાપથી પણ નાશ થતો નથી.[20] જે માણસના મનમાં જેવો દૃઢનિશ્ચય બંધાય છે તે નિશ્ચયરૂપજ તે પુરૂષ છે માટે તેનો તે નિશ્ચય ફેરવવાસારૂ બોધ કર્યા વિના જે જે ઉપાયો કરે છે તે તે ઉપાય, પાણા ઉપર પાણી રેડવાથી તેમાંથી અંકુરનો ઉદય થતો નથી પણ મહેનત નિષ્ફળ જાય છે, તેવીરીતે નિષ્ફળ જાય છે.[21]

यद्ध[illegible]पोंठमभितो मनसि मरूढं तद्रूपमेव पुरुषो भवतां नान्यत् ।
तद्बोधना[illegible]तरमत्र किल[illegible]पायं शैलौघसेकमिव नि[illegible]लमेव मन्ये ॥ २१ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ઉત્પત્તિપ્રકરણનો 'ઐંદવનિશ્ચયકથન' નામનો અઠયાસીમો સર્ગ સંપૂર્ણ.૮૮

---

## सर्ग ८९ मो* ઇંદ્ર–અહલ્યાનું આખ્યાન–મનનો દૃઢ નિશ્ચય

भानुरुवाच । मनो हि जगतां कर्तृ मनो हि पुरुषः परः ।
मनःकृतं कृतं लोके न शरीरकृतं कृतम् ॥ १ ॥

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ–મન છે તેજ જગતનો કર્ત્તા છે, મન એજ પર પુરૂષ છે, મનથી જે કર્યું તેજ કર્યું પણ શરીરનું કર્યું એ કર્યું ગણાતું નથી.[1] ઇંદુબ્રાહ્મણના દસ પુત્રો, કે જે સામાન્ય બ્રાહ્મણો હતા તેઓ મનની ભાવનાથી બ્રહ્માની પદ્વીને પામ્યા માટે તમે મનની શક્તિ જુઓ.[2] મનથી ભાવના પામેલો દેહ દેહપણાને પામે છે પણ દેહની ભાવનાથી તે જોડાયો નથી તેથી જન્મ–મરણ વગેરે દેહના ધર્મ તેને બાધ કરતા નથી.[3] બાહ્ય દૃષ્ટિવાળા માણસને સુખ–દુઃખ વગેરે થાય છે પણ યોગી, કે જેની અંતર્મુખ વૃત્તિ છે તેને પ્રિય–અપ્રિય તથા સુખ–દુઃખ આવતું નથી.[4] માટે આ જગતરૂપી વિવિધ વિભ્રમનું મન એજ મુખ્ય કારણ છે અને ઇંદ્રનું અહલ્યાસાથેનું વૃત્તાંત આ સ્થળે નિદર્શન (દાખલા) રૂપ છે.[5]

* આ નવ્યાસીમા સર્ગમાં મનનો દૃઢ નિશ્ચય બીજા યત્નથી મટી શકતો નથી એ વિષે ઇંદ્ર તથા અહલ્યાનું આખ્યાન કહેવામાં આવશે.

બ્રહ્મા સૂર્યદેવતાને પૂછે છેઃ-હે ભગવન્ ! હે અંધકારનો નાશ કરનાર સૂર્યદેવતા ! અહલ્યા તથા ઇંદ્રિ કોણ હતાં તેનું વૃત્તાંત કહો કે જે સાંભળવાથી પવિત્ર જ્ઞાન ઉત્પન્ન થાય છે.[૬]

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ-હે દેવ ! પૂર્વકાળમાં મગધદેશમાં ઇંદ્રદ્યુમ્નરાજાના જેવો પરાક્રમી એક 'ઇંદ્રિદ્યુમ્ન' એ નામનો રાજા હતો.[૭] ચંદ્રમાને 'રોહિણી' નામની સ્ત્રી છે, તેવીરીતે તે ઇંદ્રદ્યુમ્નરાજાને 'અહલ્યા' નામની સ્ત્રી હતી.[૮] તેનું મુખ ચંદ્રબિંબજેવું હતું તથા તેનાં નેત્ર કમળજેવાં હતાં. તે રાજાના ગામમાં 'ઇંદ્રિ' નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ઘણો બુદ્ધિમાન્ તથા વ્યભિચારી હતો.[૯] એક સમયે રાજાની સ્ત્રી અહલ્યાએ કથાપ્રસંગમાં એવી વાત સાંભળી કે "ગૌતમઋષિને 'અહલ્યા' નામની સ્ત્રી હતી અને તેને ઇંદ્રદેવતાની સાથે પ્રેમ હતો."[૧૦] આ વાત સાંભળી તે રાજાની સ્ત્રીને પણ ઇંદ્રિના ઉપર અનુરાગ થયો અને વિચાર કર્યો કે 'હું પણ અહલ્યા છું માટે ઇંદ્રિ મ્હારી પાસે આસક્ત થઈ કેમ ન આવે ?'[૧૧] આવા વિચારથી, જાણે વનમાં સૂકાઇ ગયેલી લતા હોય તેવીરીતે તે સ્ત્રીને કમળપત્ર તથા કેળનાં પત્રની પથારીમાં પણ (ઇંદ્રિ ઉપર પ્રેમનેલીધે કામજ્વરથી) તાપ થવાલાગ્યો.[૧૨] ગ્રીષ્મઋતુના તાપથી તપી ગયેલી પૃથ્વીઉપર તડફડતી માછલીની પેઠે તે રાજાની સમગ્ર સંપત્તિમાં પણ તેને ખેદ થવા લાગ્યો.[૧૩] "આ ઇંદ્રિ છે, આ ઇંદ્રિ છે" એવીરીતે તે પ્રલાપ કરવા લાગી અને પરવશપણાથી તેણે લજ્જાનો પણ ત્યાગ કર્યો.[૧૪] આ પ્રમાણે તેનું દુઃખ દેખી સ્નેહથી તેની સખીએ તેને કહ્યું કે "હે પ્રિયે ! હું ઇંદ્રિને ત્હારી પાસે તેડી લાવીશ."[૧૫] એવાં સખીનાં વચન સાંભળી તેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં તથા કરમાઈ ગયેલ કમલિની, પ્રફુલ્લિત કમલિનીના પગમાં પડે તેવીરીતે તે સખીના પગમાં પડી.[૧૬] ત્યારપછી દિવસ અસ્ત થયો અને રાત્રિ પડી ત્યારે તે સખી પ્રથમ કહેલા 'ઇંદ્રિ' નામના બ્રાહ્મણના ઘેર ગઈ.[૧૭] અને તેને યુક્તિથી સમજાવી રાત્રિએ ઉતાવળથી અહલ્યાની પાસે તેડી લાવી.[૧૮] ત્યારપછી પોતાના ગુપ્ત મંદિરમાં ચંદન તથા પુષ્પનો લેપ કરી તે ઇંદ્રિબ્રાહ્મણસાથે રાજાની રાણી અહલ્યાએ રતિસુખ ભોગવવા માંડયું.[૧૯] અને વસંતઋતુ પોતાના રસથી વલ્લીને વશ કરે, તેવીરીતે હાર તથા બાજુબંધ વગેરે ઘરેણાંથી શોભતા તે બ્રાહ્મણે સુરતક્રીડાથી તે રાણીને વશ કરી લીધી.[૨૦] તે રાણી પણ તેમાં આસક્ત થવાથી આખું જગત બ્રાહ્મણમય દેખવા લાગી અને પોતાનો પતિ કે જે સમસ્ત ગુણથી યુક્ત છે તેના માનનો તેણે ત્યાગ કર્યો.[૨૧] ત્યારપછી કેટલેક દિવસે પોતાની સ્ત્રીનો ઇંદ્રિબ્રાહ્મણના ઉપર સ્નેહ છે, તે વાતની રાજાને ખબર પડી.[૨૨] સંપૂર્ણ ચંદ્રના ઉદયથી રાત્રિવિકાસી કમળને આનંદ થાય, તેવીરીતે ઇંદ્રિબ્રાહ્મણના ધ્યાનથી તે રાણીનું મુખકમળ શોભવા લાગ્યું.[૨૩] સમસ્ત ઇંદ્રિયોથી આકુળ થયેલો ઇંદ્રિબ્રાહ્મણ પણ અહલ્યામાં આસક્ત હતો તેથી એક ક્ષણપણ તેનાથી જૂદો રહે નહિ.[૨૪] આ પ્રમાણે ઘાટા સ્નેહથી પ્રત્યક્ષરીતે ચેષ્ટા કરનાર તે બન્નેનું, જેમાંથી કટુ વ્યથા ઉત્પન્ન થાય તેવું અન્યાયનું વૃત્તાંત રાજાએ સાંભળ્યું.[૨૫] પોતાની સ્ત્રીનો તથા ઇંદ્રિબ્રાહ્મણનો પરસ્પરનો સ્નેહ દેખી તે બન્નેને રાજાએ દંડ દઈ શિક્ષા કરી.[૨૬] પ્રથમ રાજાએ તે બન્નેને શીતકાળમાં શીતળ જળાશયમાં નાખ્યાં તોપણ તે બન્ને ત્યાં ખેદ ન પામ્યાં અને આનંદ પામ્યાં.[૨૭] ત્યારપછી તે બન્નેને જળાશયમાંથી બહાર કાઢી રાજાએ પૂછ્યું કેઃ "દુષ્ટ બુદ્ધિવાળાં તમે ખેદ પામો છો કે નહિ ?"[૨૮] ત્યારે તેમણે રાજાને જવાબ

દીધો કે "અમારો બન્નેનો પરસ્પરનો ભાવ દૃઢ બંધાયો છે તેથી એકબીજાની અનિંદિત મુખ-કાંતિનું સ્મરણ કરતાં અમને દેહનો પણ ખબર નથી અને તમે અમો બન્નેને સાથે શિક્ષા કરી તેથી નિઃશંકપણે અમને સમાગમ રહ્યો તેથી હર્ષ થયો છે અને સ્નેહનેલીધે અંગ ચીરાઈ જાય તોપણ અમને મોહ થાય તેમ નથી."[૨૯,૩૦] ત્યારપછી તે બન્નેને ( અગ્નિની ) ભઠ્ઠીમાં નાખ્યાં ત્યાં પણ દુઃખ થવાને બદલે એકબીજાના સ્મરણથી હર્ષ પામી આનંદ પામવા લાગ્યાં, અને રાજાએ પૂછ્યું ત્યારે "અમને આનંદજ છે" એવીરીતે પ્રથમની પેઠે ઉત્તર આપ્યો.[૩૧] ત્યારપછી તેમને હાથીના પગે બાંધ્યાં ત્યાં પણ દુઃખ થવાને બદલે "અમને આનંદજ છે" એમ તેમણે કહ્યું.[૩૨] ત્યારપછી મુદ્ગરથી તેમને પ્રહાર કર્યો અને બીજી પણ કેટલીક શિક્ષા કરી રાજાએ ઇંદ્રિબ્રાહ્મણને પૂછ્યું ત્યારે તેણે પ્રથમની પેઠે જવાબ દીધો કેઃ "હે મહીપાલક ! આ આખું જગત મ્હારે દયિતારૂપ છે માટે જે તમે શિક્ષા કરો છો તેનું કાંઈ પણ દુઃખ મને બાધ કરતું નથી; અને હે રાજન્ ! તમારી સ્ત્રી કે જે મ્હારી દયિતા છે તેને પણ આ આખું જગત હું (ઇંદ્રિ)મયછે તેથી તેને પણ તમારી કરેલ શિક્ષાનું દુઃખ નથી.[૩૩-૩૫] અને તમે બીજી શિક્ષા કરશો તોપણ અમને બન્નેને દુઃખ થશે નહિ. હે રાજન્ ! હું મનમાત્ર છું અને મન છે તેજ પુરૂષ છે અને જે આ પ્રપંચ જોવામાં આવે છે તે પણ મનનોજ વિસ્તાર છે અને એકદમ કરેલા દંડના સમૂહથી મન કે જે વીર છે તેનું કોઇનાથી પણ ભેદન થઈ શકતું નથી. હે મહારાજ ! કયા માણસની અને કયી જાતની એવી શક્તિ છે કે જે શક્તિએકરી દૃઢ નિશ્ચયવાળા મનનું ભેદન થાય ? ગમેતો દેહ વૃદ્ધિ પામો અને ગમેતો દેહ વીંખાઇ જાઓ, પણ ભાવિત અર્થમાં પડેલું મન પ્રથમની પેઠેજ રહે છે અને ઈષ્ટ અર્થમાં પ્રવેશ કરેલી મનની સ્થિતિમાં ફેરફાર થતો નથી.[૩૬-૪૦] તીવ્ર વેગવાળા મનેકરી જેની ભાવના થયેલી હોય તેનો બાધ કરવાને શરીરમાં રહેલા ભાવ તથા અભાવ પણ સમર્થ થતા નથી.[૪૧] જે પદાર્થમાં મન બંધાયું હોય તે પદાર્થનેજ તે સ્થિરપણે જુવે છે અને શરીરની ચેષ્ટાને તે જોતું નથી. વરદાન તથા શાપ વગેરે જે જે ક્રિયા છે તે પણ તીવ્ર વેગેકરી પદાર્થમાં પ્રવેશ કરેલ મનને ચલાયમાન કરવાને સમર્થ થતી નથી. મૃગલાં જેવીરીતે પર્વતને ચલાયમાન કરવાને સમર્થ થતાં નથી, તેવીરીતે મનને પોતાની ઇષ્ટવસ્તુમાંથી ચલાયમાન કરવાને કોઈ પણ પુરૂષ સમર્થ નથી. દેવાલયમાં જેવીરીતે દેવી ભગવતીની પ્રતિમાની સ્થાપના થાય, તેવીરીતે મ્હારા મનરૂપી કોશમાં સુંદર કટાક્ષ-વાળી આ સ્ત્રીની સ્થાપના થયેલી છે માટે જીવની રક્ષા કરનારી પ્રિયાની સાથે જેને ચારે બાજુ મેઘમાળા વીંટાયેલી હોય તેવા પર્વતને ગ્રીષ્મઋતુના તાપનું દુઃખ થતું નથી, તેવીરીતે મને કાંઇ પણ દુઃખ થતું નથી. હે રાજા ! જ્યાં જ્યાં હું રહું છું તથા પડું છું ત્યાં ત્યાં ઈષ્ટ સમાગમવિના બીજો કાંઇ પણ મને અનુભવ થતો નથી. 'અહલ્યા' એ નામની દયિતાની સાથે ઇંદ્રિનું મન બંધાયું છે તે બીજે સ્થળે જાય તેમ નથી. મેરૂપર્વત જેમ કોઈથી ચલાય-માન થતો નથી, તેમ એક કાર્યમાં પ્રવેશ થયેલું ધીરજવાળા પુરૂષનું મન વરદાન તથા શાપના બળથી પણ ચલાયમાન થતું નથી. હે રાજા ! વરદાન તથા શાપથી કદાપિ દેહની સ્થિતિ બદલાય છે પણ ધીરજવાળું મન તેમનુંતેમ રહે છે.[૪૨-૪૯] વનમાં ઉગેલાં સર્વ વૃક્ષ તથા લતાના રસમાં જળ છે તેજ મુખ્ય કારણ છે, તેવીરીતે દેહમાં વૃથા ઉત્પન્ન થયેલા હાથ-પગ

વગેરે શરીરના કટકા એ મનનું કારણ નથી, પણ મન છે તે સર્વશરીરના અવયવનું મુખ્ય કારણ છે.[૫૦] હે મહાત્મન્! મન છે તેજ આદિ શરીર છે, અને મનેકરી જગતમાં બીજા શરીરના સમૂહ કલ્પેલા છે. આદિ શરીર જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં ફળ થાય છે અને આદિ શરીર કે જે મન છે તે વિના બીજા શરીરના અવયવથી કાર્યની સિદ્ધિ થતી નથી.[૫૧] અંકુરમાંથી જેવીરીતે વૃક્ષ તથા પલ્લવ વગેરે ઉત્પન્ન થાય છે, તેવીરીતે દેહરૂપી વૃક્ષનું મન છે તેજ મુખ્ય અંકુર છે, માટે મનથીજ પલ્લવરૂપે દેહના અવયવો ઉત્પન્ન થાય છે. અંકુરનો નાશ થવાથી પલ્લવ વગેરે ઉત્પન્ન થતાં નથી તથા પલ્લવનો નાશ થવાથી અંકુરનો નાશ થતો નથી, તેવીરીતે દેહનો ક્ષય થાય તોપણ, મનરૂપી અંકુર અક્ષય હોવાથી તેમાંથી પાછા વિવિધ દેહના સમૂહ ઉત્પન્ન થાય છે, પણ મનનો ક્ષય થવાથી દેહથી કાંઈ પણ કાર્ય થતું નથી. એટલામાટે મનરૂપી રત્નનું સારી રીતે પાલન કરો,[૫૨,૫૩] હે રાજન્! જે જે દિશામાં હું નજર કરૂં છું તે તે દિશામાં હરિણના જેવાં નેત્રવાળી સ્ત્રીનેજ જોઉં છું અને પ્રિયામાં મ્હારૂં મન હોવાથી હું નિત્ય આનંદમાંજ રહું છું અને તમારા નગરનાં તથા કારભારીનાં માણસો જે જે મને દુઃખ દે છે તે દુઃખ હું ઘણો વખત દેખતો નથી.[૫૪]

**दिशि दिशि [illegible]रणाक्षीमेव पश्यामि राजन् प्रिय[illegible]वतिमनस्त्वान्नित्यमानंदितोऽस्मि ।**
**तव [illegible] यत्फलं दुःखदायि क्षणमयसुचिरं तत्तन्न पश्यामि किंचित् ॥ ५४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રવાક્ય' નામનો નેવાસીમો સર્ગ સંપૂર્ણ. ૮૯**

## સર્ગ ૯૦ મો* દેહનો નાશ થતાં પણ માનસિકભાવનાનો નાશ થતો નથી

**भानुरुवाच । अथेंद्रेणैवमुक्तौसौ राजा र[illegible]लोचनः ।**
**मुनिं भरतनामानं पार्श्वसंस्थमुवाचह ॥ १ ॥**

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ—ત્યારપછી ઉપર પ્રમાણે ઈંદ્રબ્રાહ્મણે કહ્યું ત્યારે કમળના જેવાં નેત્રવાળા તે રાજાએ પોતાની પાસે રહેલા 'ભરત' નામના મુનિને નીચે પ્રમાણે કહ્યું.[૧]

ઈંદ્રદ્યુમ્નરાજા ભરતમુનિને કહે છેઃ—હે ભગવન્! હે સર્વ ધર્મજ્ઞ! મ્હારી સ્ત્રીનું હરણ કરનાર દુષ્ટ આત્માવાળા આ બ્રાહ્મણના મુખમાં નિર્લજ્જપણું છે તેને તમે જુઓ.[૨] માટે હે મહામુને! આ બ્રાહ્મણના પાપને યોગ્ય તમે તેને શાપ આપો, કારણકે જેનો વધ કરવો ન જોઇએ, તેનો વધ કરવાથી જે પાપ થાય છે તેજ પાપ જેનો વધ કરવો જોઈએ, તેનો વધ ન કરવાથી પણ થાય છે.[૩] એવાં રાજાનાં વચન સાંભળી ભરતમુનિએ તે દુરાત્માના પાપનો વિચાર કર્યો;[૪] અને કહ્યુંઃ—"આ સ્ત્રી પતિનો દ્રોહ કરનારી છે માટે હે દુર્બુદ્ધિવાળાં! તમારો બન્નેનો નાશ થાઓ."[૫]—આવો ભરતમુનિનો શાપ સાંભળી બ્રાહ્મણે તેમને કહ્યુંઃ—"હે રાજન્! તમે તથા ભરતમુનિ દુર્મતિ છો, કારણ કે તમે અમને શાપ દીધો તેથી તમારા તપનો ક્ષય થયો અને તમારા શાપથી અમને કાંઈ પણ થશે નહિ. કદાપિ અમારા દેહનો નાશ થશે તોપણ અમારા મનરૂપી દેહનો નાશ થશે નહિ.[૬,૭] મન સૂક્ષ્મ છે, ચૈતન્યરૂપ છે તથા દુર્લક્ષ્ય છે માટે તેનો નાશ કરવાને કોઈ પણ માણસ સમર્થ નથી."[૮]

*આ નેવુમા સર્ગમાં ભરતમુનિના શાપથી ઇંદ્ર તથા અહલ્યાના દેહનો નાશ થયો તોપણ તેમની માનસીભાવનાનો નાશ ન થયો એ કથા કહેવામાં આવશે.

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ–ત્યારપછી વૃક્ષમાંથી ખરી ગયેલાં સૂકાં પાંદડાં પૃથ્વી ઉપર પડી જાય, તેવીરીતે ધાટા સ્નેહથી જેમનું મન બંધાયું હતું એવાં તે સ્ત્રી–પુરૂષનો (ઇંદ્ર તથા અહલ્યાનો) દેહ પૃથ્વી ઉપર પડી ગયો.[૯] ત્યારપછી વ્યસનમાં આસક્તિ હોવાથી તે બન્નેનો મૃગની યોનિમાં જન્મ આવ્યો. મૃગશરીરનો ત્યાગ કર્યા પછી તે બન્નેનો પક્ષીની યોનિમાં જન્મ આવ્યો.[૧૦] ત્યારપછી એક બીજાના સ્નેહ–સંબંધથી અમારી સૃષ્ટિમાં દંપતીરૂપે તે બન્નેનો મહાપુણ્યવાન બ્રાહ્મણની યોનિમાં જન્મ થયો.[૧૧] ભરતમુનિનો શાપ તેના શરીરમાત્રનો નાશ કરવાને સમર્થ થયો પણ તેના મનનો નિગ્રહ કરવાને મુનિનો શાપ પણ સમર્થ થયો નહિ.[૧૨] અને આજસુધી પણ મોહસંસ્કારના હેતુથી તે બન્નેનો જ્યાં જ્યાં જન્મ થાય છે ત્યાં ત્યાં સ્ત્રી–પુરૂષરૂપેજ તેમનો જન્મ થાય છે.[૧૩] ઇંદ્ર તથા અહલ્યાનો પ્રેમરસ અકૃત્રિમ હતો માટે તેવા પ્રેમરસથી યુક્ત તે બન્નેનો સ્નેહ દેખી, પ્રેમરસમાં પરવશ થએલાં વનમાં રહેલાં વૃક્ષો પણ શૃંગારચેષ્ટા કરવાને આકુળ થયાં.[૧૪] **अकृत्रिमप्रेमरसानुविद्धं स्नेहं तयोस्तं प्रति वीक्ष्य कांतम् । वृक्षा अपि प्रेमरसानुविद्धाः शृंगारचेष्टाकुलिता भवंति ॥ १४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રાહલ્યાનુરાગ' નામનો નેવુમો સર્ગ સંપૂર્ણ. ૯૦**

## सर्ग ९१ मो* સર્વ કાંઈ મનના વિલાસમાત્ર છે

**भानुरुवाच । तेनैतद्रच्मि भगवन्यथा काल मनो मुने ।**
**अनिग्राह्यमभेद्यं च शापैरपि दुरासदैः ॥ १ ॥**

સૂર્યદેવતા બ્રહ્માને કહે છેઃ–હે બ્રહ્મન્! ઉપર પ્રમાણે ભરતમુનિનો શાપ ઇંદ્રિ તથા અહલ્યાના મનનો નિગ્રહ કરવાને સમર્થ થયો નહિ, તેથી હું તમને કહું છું કે શાપથી પણ મનનો નિગ્રહ અથવા ભેદન થતું નથી.[૧] એટલામાટે ઇંદુબ્રાહ્મણના પુત્રોની મનોમય સૃષ્ટિનો તમારાથી નાશ થાય તેમ નથી તેમ તમારા જેવા મહાત્માને નાશ કરવો એ ઘટે પણ નહિ.[૨] આ વિવિધ પ્રકારનાં જગતમાં મહાત્માને 'મ્હારો કરેલો સર્ગ વૃથા છે,' એમ દીનતા પણ થતી નથી.[૩] મન છે તેજ જગતનો કર્ત્તા છે, મન છે તેજ પુરૂષ છે અને જેવીરીતે મણિના પ્રતિબિંબનો કોઈથી નાશ થતો નથી, તેવીરીતે મનથી જેનો નિશ્ચય થયો હોય તેનો દ્રવ્ય, ઔષધિ તથા દંડથી પણ નાશ થતો નથી. માટે આ પ્રકાશ પામતા સર્ગ ભલે રહ્યા, અને તમે પણ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરો. બુદ્ધિરૂપી આકાશ અનંત છે. ચિત્તાકાશ, ચિદાકાશ તથા મહાકાશ એ ત્રણ અનંત આકાશ છે, તેમાં ચિદાકાશ સર્વનો પ્રકાશ કરનાર છે. માટે હે જગતના પતિ! તમે એક, બે, ત્રણ અથવા બહુ, જેટલા તમારી ઇચ્છામાં આવે તેટલા સર્ગ કરો.[૪-૭] અને સ્વેચ્છાપણાથી આત્માના વિષે રહો. ઇંદુબ્રાહ્મણના પુત્રોએ તમારૂં કાંઈ લઈ લીધું નથી. (બ્રહ્મા વસિષ્ઠને કહે છે) હે મહામુને વસિષ્ઠ! આ પ્રમાણે સૂર્યદેવતાએ મને કહ્યું ત્યારે મ્હેં ઘણી વખત વિચાર કરી આ પ્રમાણે જવાબ દીધો.

બ્રહ્મા સૂર્યને કહે છેઃ–હે સૂર્યદેવતા! તમે સાચું કહ્યું. આકાશ વિસ્તારવાળું છે.[૮-૯]

* આ એકાણુમા સર્ગમાં, બ્રહ્માએ પોતાની પાસે આવેલા સૂર્યને મનેકરી સૃષ્ટિ કરી તે તથા ઇંદુબ્રાહ્મણના પુત્રોએ કરેલી સૃષ્ટિની પેઠે આખું વિશ્વ મનના વિલાસમાત્ર છે એમ બતાવવામાં આવશે.

તેમ મન તથા ચિદાકાશ પણ વિસ્તારવાળું છે. માટે અભિમત સર્ગરૂપી નિત્યકર્મ હું કરૂં તથા ભૂત–પ્રાણીમાત્રના સમૂહની કલ્પના કરૂં. માટે મ્હારે સર્ગની ઉત્પત્તિ કરવી છે તેમાં તમેજ પ્રથમ સ્વાયંભુમનુ થાઓ તથા મ્હારી પ્રેરણાથી સર્ગ કરો. આવાં મ્હારાં (બ્રહ્માનાં) વચન સાંભળી (તેનું વચન) અંગીકાર કરી સૂર્યદેવતાએ પોતાના દેહના બે વિભાગ કર્યા. તેમાંના એક શરીરથી સૂર્યરૂપે પોતાના બ્રહ્માંડમાં જઈ દિવસનો પ્રકાશ કરવા લાગ્યા; તથા બીજા શરીરથી સ્વાયંભુમનુરૂપે થઈ બ્રહ્માની અભિમત સૃષ્ટિ કરવા લાગ્યા.[૧૦-૧૫] હે મુને! હે વસિષ્ઠ! એ પ્રમાણે મનનું સ્વરૂપ તથા મનનું સર્વ કરવાનું સામર્થ્ય મ્હેં તમારી પાસે કહી સંભળાવ્યું.[૧૬] માણસના મનમાં જેવા જેવા પ્રતિભાસ આવે છે તેવા તેવા બહાર પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૧૭] ઇંદુબ્રાહ્મણના પુત્રો કે જેઓ સામાન્ય બ્રાહ્મણ હતા તેઓ પણ મનની પ્રતિભાથી બ્રહ્માની પદવીને પામ્યા. માટે મનમાં કેટલી શક્તિ રહેલી છે તે તમે જુઓ.[૧૮] જેવીરીતે ઇંદુબ્રાહ્મણના પુત્રો બ્રહ્માની પદવીનું ચિંતવન કરવાથી બ્રહ્માની પદવીને પામ્યા, તેવીરીતે અમે ચૈતન્યના ભાવથી ચિત્તપણાને પામી હિરણ્યગર્ભપણાને પામેલા છીએ.[૧૯] ચિત્ત છે તે પ્રતિભાસરૂપ છે અને મન પણ તેજ છે તથા દેહ વગેરેની જે પ્રતીતિ થાય છે તે ચિત્તથી ભિન્ન નથી.[૨૦] મરીમાં તીખાશ જેમ સ્વભાવથીજ છે તથા લીમડામાં કડવાશ છે, તેવીરીતે ચિત્ત પણ સ્વભાવથીજ પોતાની મેળે ચમત્કાર ઉત્પન્ન કરે છે.[૨૧] ચિત્તમાં જ્યારે ચૈતન્યભાવ હોય છે ત્યારે તેનું 'આતિવાહિક' એવું નામ પડે છે, ચિત્તને જ્યારે ધાટો ભ્રમ થાય છે ત્યારે તેનું 'દેહ' એવું નામ પડે છે તથા ચિત્તને જ્યારે સૂક્ષ્મ વાસના થાય છે ત્યારે તેનું 'જીવ' એવું નામ પડે છે. એવી રીતે એક ચિત્તનાં કારણનેલીધે જૂદાં જૂદાં નામ છે અને જેમાં ત્રણે દેહના ચમત્કાર શાંત થયા છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.[૨૨,૨૩] હું પણ નથી, બીજું કાંઇ પણ નથી તથા ઇંદુબ્રાહ્મણના પુત્રના સંવિત્‌ની પેઠે અસત્ પદાર્થ સત્તા પામેલ છે.[૨૪] જેવીરીતે ઇંદુબ્રાહ્મણના પુત્રો મનથી બ્રહ્મા છે તેવીરીતે હું પણ છું. તેનો કરેલો સર્ગ જેવીરીતે ચિત્તની કલ્પના માત્ર છે તેવીરીતે મ્હારો કરેલ સર્ગ પણ કલ્પનામાત્ર છે.[૨૫] હું બ્રહ્મા છું એમ માનવું એ પણ એક ચિત્તનોજ વિલાસ છે. પણ ખરૂં જોતાં પરમાત્મા પોતેજ શૂન્ય આકાશમાંથી દેહ વગેરેના ભાવથી ભિન્નપણે જણાય છે.[૨૬] શુદ્ધ ચૈતન્ય પરમાર્થ-રૂપ છે એવી ભાવનાથી જીવ ફરીવાર મનરૂપે થઈને વૃથા દેહપણાને પામે છે.[૨૭] પણ જે આ જોવામાં આવે છે તે ઇંદુબ્રાહ્મણના પુત્રના સર્ગજેવું છે તથા પોતાની શક્તિથી થયેલ દીર્ઘ-કાળનું સ્વપ્ન છે.[૨૮] આકાશમાં ભ્રમથી બે ચંદ્ર જોવામાં આવે છે, તેમ ઇંદુબ્રાહ્મણના પુત્રના સર્ગની પેઠે ભ્રમથી ચિત્તને લીધે અખિલ જગત જોવામાં આવે છે.[૨૯] અહંકારનું રૂપ સત્ પણ નથી તેમ અસત્ પણ નથી અને સત્તા તથા અસત્તા પણ તેનુંજ રૂપ છે. ઉપલંભનપણાથી (પ્રાપ્ત થાય છે તેથી) તે સત્‌રૂપ છે તથા તેના વિરોધથી (અપ્રાપ્તિથી) અસત્‌રૂપ છે.[૩૦] જડ તથા અજડ એવીરીતે મનનાં પણ બે રૂપ છે; અને તે સંકલ્પરૂપ તથા બૃહત્ છે. મન બ્રહ્મરૂપ છે માટે અજડ છે, તથા તે દૃશ્યરૂપને પામે છે માટે જડ છે.[૩૧] કડાંમાં જ્યાંસુધી સુવર્ણનું ભાન હોય ત્યાંસુધી તે કડાં નથી તથા કડાનું ભાન થયા પછી તે સુવર્ણ નથી, તેવીરીતે જ્યાંસુધી મન દૃશ્યપદાર્થનો અનુભવ કરે છે ત્યાંસુધી તે જડ છે તથા સત્‌પદાર્થનો અનુભવ કરે છે ત્યારે તે બ્રહ્મરૂપ છે.[૩૨]

બ્રહ્મને સર્વ ઠેકાણે વ્યાપકપણું છે માટે સર્વ ચૈતન્યરૂપ તથા જડરૂપ છે અને ખરૂં જોતાં માણસથી આરંભીને પર્વતસુધી કોઈ પદાર્થ જડ તેમજ ચેતનરૂપ પણ નથી. પૃથ્વીમાં જે જે પદાર્થમાં ચૈતન્ય હોય છે તેનો ચૈતન્યરૂપે અનુભવ થાય છે તથા જડ હોય તેનો જડ-રૂપે અનુભવ થાય છે.[૩૩] લાકડાં વગેરેમાં ચૈતન્ય નથી માટે તેની ચૈતન્યરૂપે પ્રાપ્તિ થતી નથી; કારણ કે સરખા સંબંધથીજ પદાર્થની પ્રાપ્તિ થાય છે, પણ બ્રહ્મના વ્યાપકપણાથી સર્વ ચૈતન્યરૂપજ છે.[૩૪,૩૫] મારવાડદેશના અરણ્યમાં લતા તથા પત્ર વગેરે નથી, તેવીરીતે પર-બ્રહ્મના અનિર્દેશ્યપદમાં જડ–ચેતનભાવ તથા શબ્દ–અર્થ વગેરે નથી.[૩૬] ચિત્તમાં રહેલ ચૈતન્યની કલનાને મન કહે છે અને તેમાં ચિદ્ભાગ તથા જડભાગ એ બન્ને ભાગ રહેલા છે.[૩૭] તેમાં ચેત્યપણું છે તે જડનો ભાગ છે તથા અવબોધ (જ્ઞાન) છે તે ચિદ્ભાગ છે. એવી રીતે જીવ જગતની ભ્રાંતિને જોઇ ચપળપણાને પામે છે.[૩૮] ચિત્તમાં રહેલું શુદ્ધ સ્વરૂપજ દ્વૈતપણાને પામેલ છે. ચૈતન્ય પોતે અન્યપણાથી પોતાનું રૂપ જુવે છે અને દૃશ્યપણાથી વિભાગ નથી તોપણ પોતામાં રહેલા વિભાગની પેઠે ભ્રમથી આતુર થઈ ભૂમિમાં ભમે છે.[૩૯,૪૦] ખરૂં જોતાં ભ્રાંતિ તથા ભ્રાંતિને ભોગવનાર પુરૂષ નથી પણ પરિપૂર્ણ સમુદ્રની ઉપમાવાળું ચૈતન્યજ ભ્રાંતિરૂપે જણાય છે અને તે ચૈતન્યનું જડરૂપ છે તે પણ ચૈતન્યરૂપ છે. કારણ કે તે જડપણામાં આત્માના વ્યાપકપણાથી ચૈતન્યપણું રહેલ છે. પદાર્થમાં જ્ઞાનભાગ છે તે ચૈતન્ય છે તથા અહંતાથી જડપણાનો ઉદય થાય છે.[૪૧,૪૨] પણ જળમાં તરંગ વગેરે જેમ જૂદા નથી, તેવીરીતે પરમતત્ત્વમાં અહંતા વગેરે કાંઈ છે નહિ.[૪૩] આદિ તથા અંતમાં અહંતા રહેતી નથી, માત્ર તે વચ્ચે જોવામાં આવે છે માટે ઝાંઝવાનાં જળની પેઠે તે છે અને નથી.[૪૪] જેવીરીતે શીતળતા ઘનરૂપ થવાથી હિમ (બરફ) રૂપે જણાય છે, તેવીરીતે વાસનાએકરી ઘનરૂપે થયેલું ચૈતન્યનું સ્વરૂપજ અહંતારૂપે જણાય છે.[૪૫] સ્વપ્નમાં પોતાનું મરણ ન થયું હોય તોપણ મરણ થયાનું ભાન થાય છે, તેવીરીતે ચૈતન્ય પોતેજ જડ ન છતાં જડપણાનો અનુભવ કરે છે.[૪૬] પદાર્થના આદિપણાથી મન સર્વરૂપે પ્રકાશ પામે છે અને અનેકરૂપે જણાતો ચિત્તરૂપી દેહ આકાશની પેઠે નિર્મળ આકૃતિવાળો છે.[૪૭] સ્થૂળદેહ તથા દેહની પ્રતિભાનો ત્યાગ કરનાર અધિકારી પોતાના ચિત્તથી ચિત્ત છે, તે પણ પ્રતિભાસરૂપ છે, એમ વિચારે છે.[૪૮] ત્રાંબાનું શોધન કરવાથી જેમ તેમાંથી સુવર્ણ થાય છે, તેવીરીતે ચિત્તરૂપી ત્રાંબાનું શોધન કરવાથી જ્યારે પરમાર્થરૂપ સુવર્ણપણું પ્રાપ્ત થાય છે ત્યારે અકૃત્રિમ આનંદ થાય છે માટે એવો આનંદ થયાપછી દેહરૂપી પાણાના કટકાનું શું કામ?[૪૯] કદાપિ કહો કે ચિત્તનું શોધન થાય તેવીરીતે દેહનું શોધન શાસારૂ ન થાય તો કહેવાનું કે દેહનું શોધન કરવાથી કાંઈ ફળ નથી. જે છે અને જેનો શોધ થાય છે તેમાં બોધજ ફળવાન છે. આકાશમાં રહેલાં ઝાડનું કોઇએ શોધન કર્યું એમ જાણવામાં નથી માટે દેહ તથા અવિદ્યા જો સત્ય હોય તો તેમનો શોધ કરવાનો આગ્રહ ઘટે છે.[૫૦] જે અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનનેલીધે જે પદાર્થ છે નહિ તેનો ઉપદેશ કરે છે તેમને પુરૂષપશુ સમજવા.[૫૧] ઇંદ્રદ્યુમ્નરાજાની સ્ત્રી અહલ્યાને ઇંદ્રદેવતા ઉપર જ્યારે આસક્તિ થઇ ત્યારે પોતાના મનથી પોતાના નગરમાં રહેનાર ઇંદ્રબ્રાહ્મણ પણ ઇંદ્રદેવતા છે, એવો તેને નિશ્ચય થયો, તેવીરીતે જે માણસ પોતાના મનથી જેવી ભાવના કરે તેવો તેને દૃઢ નિશ્ચય

થાય છે.[૫૨] અને જેવી જેવી સ્ફુરણા થાય છે તેવી તેવી દેહવડે જણાય છે. પરંતુ ખરૂં જોતાં દેહ પણ નથી તથા પ્રત્યક્ષ જણાતો અહંકાર પણ નથી અને જે છે તે એક વિજ્ઞાનસ્વરૂપજ છે એમ જાણી ઇચ્છાનો ત્યાગ કરો.[૫૩] જેવીરીતે બાળકને 'અમુક સ્થળે યક્ષ છે' એવી કલ્પના થવાથી ભય થાય છે અને યુક્તિથી યક્ષનું ભાન મટયા પછી ભય મટી જાય છે, તેવીરીતે પોતાની કલ્પનાના સ્વભાવથી આત્મા આ દેહ છે તથા આ દેહને ભોગવવા યોગ્ય પ્રપંચ છે એવો અનુભવ કરે છે અને તેથી અનેક પ્રકારનાં સુખ–દુઃખ થાય છે, પણ દેહપણાનો નાશ થયા પછી સર્વનો નાશ થાય છે.[૫૪] **देहोयमेष च किलायमिति स्वभावादेहोयमेतदखिलं तत एति नाशम् । यक्षादिकल्पनभयं समेति बालो निर्यक्षदेहगत एव न याति युक्त्या ॥५४॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠના મ૦ ઉત્પત્તિપ્ર૦ 'જીવાવતરણક્રમોપદેશ' નામનો એકાણુંમો સર્ગ સંપૂર્ણ.૯૧**

---

# સર્ગ ૯૨ મો* મનની અચિંત્ય શક્તિ

**वसिष्ठ उवाच । इत्युक्तवान् स भगवान् मया कमलसंभवः ।**
**रघूद्वह पुनः पृष्टो वाक्यमाक्षिप्य भूतपः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રઘૂદ્વહ ! કમળમાંથી જેની ઉત્પત્તિ છે એવા બ્રહ્મદેવે જ્યારે એ પ્રમાણે મને કહ્યું ત્યારે તેનાં વચનનો આક્ષેપકરી મ્હેં બ્રહ્માને નીચે પ્રમાણે પૂછ્યું.[૧] (વસિષ્ઠ બ્રહ્માને પૂછે છે.)–હે ભગવન્ ! 'શાપ તથા મંત્રની શક્તિ અમોઘ છે (નિષ્ફળ નથી)' એમ તમે કહેલું છે અને તમેજ પાછા 'શાપ તથા મંત્રની શક્તિ નિષ્ફળ છે' એમ કેમ કહો છો ?[૨] શાપ તથા મંત્રના પરાક્રમથી મન, બુદ્ધિ તથા ઈંદ્રિયો પણ મૂઢ થઈ જાય છે એમ જંતુમાં જોવામાં આવે છે.[૩] ભરતમુનિનો શાપ ઇંદ્રિબ્રાહ્મણના દેહને પરાભવ કરવા સમર્થ થયો, પણ મનને પરાભવ કરી શક્યો નહિ એમ તમે કહ્યું પણ, પવન તથા તેનું સ્ફુરણ અને તલ તથા તેલ એ બે જેમ જૂદાં નથી, તેમ મન અને દેહ એ બે જૂદાં નથી.[૪] કદાપિ એમ કહો કે જેમ મૃગતૃષ્ણા તથા બે ચંદ્રમા ભ્રમથી જોવામાં આવે છે; તેમ મન છે તેજ દેહરૂપે જોવામાં આવે છે પણ ખરૂં જોતાં દેહ છેજ નહિ તો એકનો નાશ થતાં બેનો નાશ થવો જોઇએ; એટલે કે મનનો નાશ થાય ત્યારે દેહનો નાશ તથા દેહનો નાશથાય ત્યારે મનનો નાશ થવો જોઇએ.[૫.૬] માટે હે પરમેશ્વર ! શાપ વગેરેના દોષથી મનને કેવીરીતે પરાભવ નથી થતો તથા કેવીરીતે પરાભવ થાય છે? તે તમે કહો.[૭]

બ્રહ્મા વસિષ્ઠઋષિને કહે છેઃ–આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જે શુભ કર્મને અનુસરનાર શુદ્ધ કર્મેકરી ન મળે.[૮] આ જગતમાં બ્રહ્મલોકથી માંડી ખડના તણખલાસુધી સર્વને બે શરીર હોય છે તેમાંનું એક મનરૂપી શરીર હોય છે અને તે તરત કામ કરનાર તથા ચંચળ હોય છે અને બીજું માંસનિર્મિત શરીર હોય છે તથા તે કાંઈ પણ કરી શકે તેવું નથી.[૯.૧૦] એ બે શરીરમાંથી માંસરૂપી શરીરને શાપ, અભિચાર તથા શસ્ત્ર વગેરેથી પરાભવ થાય છે તથા તે મૂકપ્રાય (મુવાજેવું) અશક્ત, દીન, ક્ષણવારમાં નાશ પામે તેવું, કમળ ઉપરનાં

---

* આ બાણુંમા સર્ગમાં મનની શક્તિ નિષ્ફળ નથી તથા પુરૂષના યત્નના દઢપણાથી મનની શક્તિ ઇષ્ટવસ્તુ આપવાને સમર્થ થાય છે એમ કહેવામાં આવશે.

પાણીનાં ટીપાંની પેઠે ચપળ તથા દૈવ વગેરેથી પરવશ છે.[૧૧.૧૨] દેહધારી માણસને મનરૂપી બીજું શરીર હોય છે તે સ્વાધીન છે તોપણ અસ્વાધીન છે.[૧૩] જો કોઈ માણસ પોતાના મનથી ધીરજ રાખી પુરૂષાર્થ કરે તો તેને દુઃખથી પરાભવ થતો નથી.[૧૪] દેહધારી માણસ પોતાના મનરૂપી દેહથી જે પ્રમાણે યત્ન કરે તે પ્રમાણે તેને ફળસિદ્ધિ થાય છે.[૧૫] માંસરૂપી દેહનો કોઈ પણ પુરૂષાથ સિદ્ધ થતો નથી, પણ મનરૂપી દેહનું સર્વ ચેષ્ટિત સફળ થાય છે.[૧૬] મન કે જે સર્વદા પવિત્ર અનુસંધાનનું સ્મરણ કરે છે તેના વિષે, પર્વતમાં નાખેલાં બાણ જેમ નિષ્ફળ જાય, તેમ શાપ વગેરે સર્વ ક્રિયા નિષ્ફળ જાય છે.[૧૭] શરીર ગમેતો અગ્નિમાં પડો અને ગમેતો કાદવમાં પડો પણ મન જેનું અનુસંધાન કરે તે તેને એક ક્ષણમાં પ્રાપ્ત થાય છે.[૧૮] સર્વ દેહાદિ ભાવનું ઉપમર્દન થાય તોપણ મનેકરી કરેલો પુરૂષાર્થ નિર્વિઘ્ન ફળ આપે છે કારણ કે પુરૂષાર્થ પણ મનનોજ ભેદ છે.[૧૯] ‘ ઇંદ્ર ’ નામના બ્રાહ્મણે પોતાના પુરૂષાર્થના બળથી મનને પ્રિયારૂપ કર્યું, તેથી રાજાએ દીધેલું દુઃખ જરા પણ દીઠું નહિ.[૨૦] માંડવ્યઋષિને* શૂળીમાં પરોવ્યા હતા તે સમયે તે પુરૂષાર્થથી પોતાનું મન રાગ તથા જ્વરથી રહિત કરી સર્વ ક્લેશને જીતી ગયા.[૨૧] ‘ દીર્ઘતપા ’ નામના એક ઋષિ§ હતા, તે અંધારા કૂવામાં પડી ગયા હતા, ત્યાં તેમણે માનસિક યજ્ઞ કર્યો તેથી તેમને દેવતાનું પદ મળ્યું.[૨૨] ઇંદુબ્રાહ્મણના દસ પુત્રોએ પુરૂષાર્થથી ધ્યાનેકરી બ્રહ્માનું પદ સંપાદન કર્યું કે જે પદનું મ્હારાથી પણ ખંડન થાય નહિ.[૨૩] બીજા પણ સાવધાન તથા ધીરજવાન ઋષિઓ પોતાના ચિત્તથી જરાપણ અનુસંધાનનો ત્યાગ કરતા નથી.[૨૪] શિલાઉપર કમળપુષ્પ પછાડવાથી શિલાને ખંડિતપણું થતું નથી, તેવીરીતે જે માણસનું ચિત્ત ધ્યાનમાં એકાગ્ર લાગેલુ છે તેને આધિ, વ્યાધિ, શાપ તથા રાક્ષસ, પિશાચ વગેરે પણ પરાભવ કરી શક્તાં નથી.[૨૫] જે માણસ ધીરજથી મનેકરી દૃઢ પુરૂષાર્થ કરી શકતા નથી તથા જે જ્ઞાનમાં અસમર્થ છે, તેને શાપથી તથા કામ–ક્રોધથી પણ પરાભવ થાય છે.[૨૬] સાવધાન મનવાળા માણસને આ સંસારમાં જાગૃત અવસ્થામાં તેમ સ્વપ્નમાં પણ દોષથી જરા પણ પરાભવ થતો નથી.[૨૭] એટલામાટે દરેક માણસે પોતાનું મન પુરૂષાર્થથી પોતાનાજ મનેકરી પવિત્ર માર્ગમાં જોડવું.[૨૮] કોઈ સ્થળે ભૂત હોતું નથી તોપણ જેવીરીતે ભૂતનો નિશ્ચય થાય છે, તેવીરીતે માણસના મનમાં જેવો નિશ્ચય થાય તેવો તેને અનુભવ થાય છે.[૨૯] કુંભારે માટીના પિંડામાંથી ઘડો બનાવ્યા પછી તે ઘડો પૂર્વની માટીની સ્થિતિનો ત્યાગ કરે છે, તેવીરીતે માણસે કોઈ વાતનો પોતાના મનથી દૃઢ નિશ્ચય કર્યા પછી તેની પ્રથમની સ્થિતિનો ત્યાગ થાય છે.[૩૦] પ્રથમ સ્પંદરૂપે રહેલું પાણી મ્હોટાં મોજાંરૂપ થાય છે, તેવીરીતે પ્રથમ પ્રતિભાસરૂપે રહેલું મન તેના અર્થપણાને પામે છે.[૩૧] ચંદ્રબિંબ એક છતાં નેત્રના દોષથી જેમ બે જોવામાં આવે છે, તેવીરીતે દિવસે પણ પોતાના મનથી રાત્રિ છે

* કોઇ વખત કોઇ દેશમાં ચોરલોકો ચોરી કરી ત્યાંથી નાસી જઈ માંડવ્યઋષિના આશ્રમમાં સંતાયા. ત્યારપછી રાજાના સેવકો ચોરને શોધતા તેમના આશ્રમમાંથી ચોરને તથા ઋષિને પકડી ચોરની સાથે ઋષિને પણ શૂળી ઉપર ચ્હડાવ્યા. એ કથા મહાભારતમાં છે.

§ દીર્ઘતપાઋષિને યજ્ઞ કરવો હતો તેથી યજ્ઞનો સામાન ભેગો કરવામાટે ગયા ત્યાં કૂવામાં પડી ગયા અને યજ્ઞનો ધારેલો વખત આવી ગયો તેથી કૂવામાં પડયા પડયા માનસિકયજ્ઞ કર્યો તે દેવતાઓએ માની લીધો તેથી તેને દેવતાનું પદ મળ્યું એ કથા મહાભારતમાં છે.

એવું અનુસંધાન કરવાથી દિવસે રાત્રિનો અનુભવ થાય છે.[32] માણસ પોતાના મનથી જેવું જુવે છે તેવું તેને ફલીભૂત થાય છે તથા હર્ષ અને ખેદસહિત તેવું ફળ ભોગવે છે.[33] પ્રતિભાને અનુસરનારૂં ચિત્ત (ચંદ્રબિંબમાં અગ્નિ છે એમ મનમાં વિચાર કરવાથી) ચંદ્રબિંબમાં હજારો અગ્નિની શિખા દેખે છે, તેથી તેને દાહ થાય છે તથા દાહ થવાથી તાપ પણ થાય છે.[34] ક્ષારપદાર્થમાં મનથી મધુર રસાયનપણાની ભાવના થવાથી તેનું પાન કરવાથી તૃપ્તિ થાય છે તથા નૃત્ય કરે છે.[35] આકાશમાં પણ વન છે એવું મનમાં ભાન થવાથી તેમાં વન જોવામાં આવે છે અને તેથી તે વનનાં ઝાડ કાપીને પાછાં રોપે છે.[36] એ પ્રમાણે માણસ પોતાના મનથી જેવી ઈંદ્રજાળની કલ્પના કરે; તેવું તત્ક્ષણ જોવામાં આવે છે. પણ આ જગત સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, એમ જાણી વિવિધ પ્રકારની ભેદદૃષ્ટિનો ત્યાગ કરો.[37]

**इत्थं यदेव परिकल्पयतींद्रजालं क्षिप्रं तदेव परिपश्यति तात चेतः ।**
**नासज्जगन्न च सदित्यवगम्य नूनं लूनां दृशं विविधभेदवतीं जहीहि ॥ ३७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'મનોમહાત્મ્યવર્ણન' નામનો બાણુંમો સર્ગ સંપૂર્ણ. ૯૨**

## सर्ग ९३ मो* વિશ્વોત્પત્તિનો ક્રમ

**वसिष्ठ उवाच । ( ગદ્યમ્ ) इति मे भगवता पूर्वमुक्तं तदेतदद्य तुभ्यं कथितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! એ પ્રમાણે મ્હારી પાસે બ્રહ્માએ પૂર્વે જે કહેલું હતું તે મ્હેં તમારી પાસે કહ્યું.[1] પરબ્રહ્મનું સ્વરૂપ અનિર્વચનીય છે અને તેનાથી અનિર્વચનીય સર્વ પદાર્થની ઉત્પત્તિ થાય છે; અને તે પોતે ઘનપણાને પામી મનરૂપે થાય છે.[2] તે મન તન્માત્રાની કલ્પનાપૂર્વક સ્વપ્નના શરીરની પેઠે વાસનામય પુરૂષાકાર થાય છે. તેમાંથી તૈજસપુરૂષ થાય છે તેને બ્રહ્મા કહે છે.[3] તેથી જે બ્રહ્મા છે તે મન છે એમ તમે સમજો.[4] એ પ્રમાણે મન—તત્ત્વના આકારવાળા અને સર્વ કાર્ય કરવાને સમર્થ બ્રહ્મા સંકલ્પમય છે તેથી તે જેવો સંકલ્પ કરે તેવું જુવે છે.[5] તેણે અનાત્માના વિષે આત્માના અભિમાનવાળી અવિદ્યાની કલ્પના કરી; તથા પર્વત, તૃણ અને સમુદ્રમય આખું જગત ક્રમેકરીને રચ્યું.[6] એ પ્રમાણે ક્રમેકરી બ્રહ્મતત્ત્વમાંથી આવેલી આ સૃષ્ટિ અન્યસ્થળેથી આવેલી હોય એમ જણાય છે.[7] એટલામાટે જેમ તરંગની ઉત્પત્તિ સમુદ્રમાંથી છે, તેમ ત્રૈલોક્યની અંદર રહેનાર સર્વ પદાર્થની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે.[8] એપ્રમાણે વિવર્તપણાથી જગત ઉત્પન્ન થયું છે પણ પરમાર્થથી ઉત્પન્ન થયું નથી. તેની અંદર બ્રહ્માનું મનોમય ચૈતન્ય અહંકારરૂપી ઉપાધિમાં પ્રવેશ થવાથી તે પરમેષ્ઠીપણાને પામે છે.[9] વ્યષ્ટિ અહંકારમાં રહેલ ચિદાભાસ સર્વ શક્તિથી અભિન્ન છે.[10] અને જગતનો વિસ્તાર થાય છે ત્યારે તે શક્તિ પિતામહરૂપેકરી સમષ્ટિમનોભાવથી પ્રથમ ઉલ્લાસ પામે છે.[11] અને તે હજારો જીવ કહેવાય છે.[12] તે જીવ પ્રથમ ચૈતન્ય આકાશમાં ઉત્પન્ન થાય છે. ત્યારપછી માયાકાશમાં ભૂતતન્માત્રાથી વીંટાઇને આકાશમાંના પવનની અંદર રહેલા ચૌદ જાતના લોકમાં જેવી કર્મની વાસનાવાળા જે જે જીવ છે તેની પ્રાણશક્તિદ્વારા સ્થાવર અથવા જંગમ શરીરમાં પ્રવેશ કરી શુક્ર

* આ ત્રાણુંમા સર્ગમાં પ્રથમ મન થયું, ત્યારપછી તૈજસ બ્રહ્મા થયા, ત્યારપછી મોહથી અહંકાર થયો અને ત્યારપછી વિશ્વ થયું, એવો ક્રમ કહેવામાં આવશે.

તથા શોણિતરૂપે બીજપણાને પામે છે.[13] ત્યારપછી તે જીવ યોનિદ્વારા જગતમાં ઉત્પન્ન થાય છે અને કાકતાલીયયોગથી ઉત્પન્ન થયેલ વાસનાના પ્રવાહને યોગ્ય કર્મફળ ભોગવે છે.[14] ત્યારપછી સારી અથવા નઠારી પુણ્ય–પાપરૂપી કર્મની દોરડીથી બંધાયેલું લિંગશરીર ભમતાં ભમતાં કોઈવાર ઊંચા તથા કોઈવાર નીચા લોકમાં પડે છે.[15] અને તે ભૂત–પ્રાણીમાત્રનો સમૂહ કામમય છે.[16] તેમાંના કેટલાક જીવ વાયુથી જેમ વનનાં સૂકાયલાં પાંદડાં ભમ્યા કરે, તેમ હજારો જન્મસુધી જગતમાં આવે છે તથા કર્મરૂપી વાયુથી ભમ્યા કરે છે.[17] અજ્ઞાનથી મોહ પામેલ કેટલાક જીવને ઘણા કલ્પસુધી પૃથ્વીમાં જન્મ–મરણ થયા કરે છે.[18] કેટલાક જીવો અયોગ્ય જન્મોને ભોગવીને, હાલમાં શુભજન્મ ધારણ કરીને પવિત્ર કર્મો કરે છે.[19] વાયુથી ઉત્પન્ન થયેલાં સમુદ્રના જળનાં બિંદુ જેમ સમુદ્રમાં લય થાય છે, તેમ જગતમાં આત્માનું જેમને જ્ઞાન થયું છે તેવા કેટલાક જીવ થોડા કાળમાં પરમપદ (મોક્ષ)ને પામી જાય છે.[20] એ પ્રમાણે આવિર્ભાવ તથા તિરોભાવથી યુક્ત સર્વ જીવની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થયેલી છે.[21] તે ઉત્પત્તિ વાસનારૂપી વિષના વૈષમ્યજ્વરને ધારણ કરનારી છે. અનંત સંકટ તથા અનંત અનર્થના કાર્યનો સત્કાર કરનારી છે.[22] અનેક પ્રકારની દિશા, દેશ તથા કાળમાં તેમજ પર્વત તથા ગુફામાં કર્મફળના ભોગસારૂ સંચાર કરનારી છે, તેમાં ઉત્તમ વિચિત્રતા રચેલી છે તથા તેની ચારેબાજૂ ભ્રમ રહેલો છે.[23] હે રામભદ્ર ! ઘણા વિક્ષેપવાળું મનરૂપી જેનું શરીર છે એવી જગતરૂપી, મોહથી જંગલમાં ઉત્પન્ન થયેલી જૂની વેલ છે એમ સારી રીતે વિચાર કરી જ્ઞાનરૂપી કુવાડાથી જો તે વેલને કાપી નાખી હોય તો તે વેલ પાછી ઉગતી નથી.[24]

**एषा जगज्जांगलजीर्णवल्ली सम्यक्स[illegible] लोक्य [illegible]ठारकृत्ता ।**
**वल्लीव विक्षुब्धमनःशरीरा भूयो न संरोहति रामभद्र ॥ २४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ઉત્પત્તિદર્શન' નામનો ત્રાણુંમો સર્ગ સંપૂર્ણ. ૯૩**

## सर्ग ९४ मो* બારજાતિના જીવોનું વર્ણન

**व[illegible]ष्ठ उवाच । उत्तमाधममध्यानां पदार्थानामितस्ततः ।**
**उत्पत्तीनां विभागोयं शृणु वक्ष्यामि राघव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રાઘવ ! ઉત્તમ, અધમ તથા મધ્યપદાર્થની ઉત્પત્તિનો વિભાગ હું તમને કહું તે સાંભળો.[1] પૂર્વકલ્પમાં છેલ્લા જન્મસુધી જ્ઞાન થવાની શમ–દમ વગેરે સાધન સંપત્તિ છતાં પણ કોઇ પ્રતિબંધને લીધે જેને જ્ઞાન ન થયું હોય તેનો આ કલ્પમાં જન્મ થયા પછી જ્યારે પહેલાજ જન્મમાં શમ-દમ વગેરે સાધનથી જ્ઞાનની યોગ્યતા થાય તેને ઇદંપ્રથમતા*

* આ ચોરાણુંમા સર્ગમાં ઉપાધિના ગુણના વૈચિત્ર્યપણાથી ચિરમુક્તિ તથા અચિરમુક્તિને પામનાર બાર જાતની જીવજાતિનું વર્ણન કરવામાં આવશે.

* સત્વગુણ, તમોગુણ તથા રજોગુણના ભેદેકરી ઉત્તમ, અધમ તથા મધ્ય પદાર્થની જીવોપાધિની ભિન્ન ભિન્ન ભુવનમાં ઉત્પત્તિ થાય છે તેના ૧ **ઇદંપ્રથમતા** ૨ **ગુણપીવરી** ૩ **સસત્વા** ૪ **અધમસત્વા** ૫ **અત્યંતતામસી** ૬ **રાજસી** ૭ **રાજસસાત્વિકી** ૮ **રાજસરાજસી** ૯ **રાજસતામસી** ૧૦ **રાજસાત્યંતતામસી** ૧૧ **તામસી** ૧૨ **તામસસત્વા** ૧૩ **તમોરાજસી** ૧૪ **અત્યંતતામસી** એ પ્રમાણે ચૌદ ભેદ છે તેમાં ૧૩ મા તથા ૧૪ મા ભેદનો પાંચમા તથા નવમા ભેદમાં સમાવેશ થાય છે તેથી મુખ્ય ૧૨ ભેદ રહ્યા, એ બાર ભેદનું વર્ણન આ સર્ગમાં કરેલું છે.

એવું નામ કહે છે કે જેનો એકજ જન્મમાં મોક્ષ થાય છે.[2] શુભલોકના આશ્રયવાળી તથા શુભકાર્યને અનુસરનારી તે **ઇદંપ્રથમતા** જાતિને વિચિત્ર સંસારની વાસનાએકરી ભોગેકરી વાસનાનો ક્ષય થયા પછી દસ પંદર જન્મ થયા પછી જ્યારે મોક્ષ થાય ત્યારે તેને **ગુણપીવરી** કહે છે. પૂર્વકલ્પમાં કરેલ પુણ્ય–પાપનું અનુમાન કરનાર સુખ–દુઃખ આ કલ્પમાં ભોગવ્યા પછી જેનો શતાવધિ જન્મે મોક્ષ થાય તેને **સસત્વા** કહે છે. પૂર્વકલ્પમાં કરેલ ઘણાં દુષ્કર્મને લીધે જેનામાં અત્યંત મલિનપણું હોય તથા વિચિત્ર સંસારની વાસના હોય તેથી તે કલ્પમાં કરેલ ધર્મ તથા અધર્મનું અનુમાન કરનાર સુખ–દુઃખ ભોગવ્યા પછી હજારો જન્મે જેનો મોક્ષ થાય તેને **અધમસત્વા** કહે છે. અધમસત્વાને જ્યારે અધ્યાત્મજ્ઞાનના વિમુખપણાથી ઘણા જન્મ થયા પછી પણ મોક્ષમાં સંદેહ હોય ત્યારે તેને **અત્યંતતામસી** કહે છે.[3-8] પૂર્વકલ્પની વાસનાને અનુસરી ચરિત્ર કરનારને બે ત્રણ જન્મ થયા પછી જ્યારે મનુષ્ય જન્મ આવે ત્યારે જે એવાં કર્મ કરે કે જેથી સ્વર્ગ અથવા નરકની પ્રાપ્તિ થાય અને મોક્ષમાં સંદેહ રહે તેને **રાજસી** કહે છે. રાજસ દુઃખનો અનુભવ થયા પછી વૈરાગ્ય થવાને લીધે જેને જ્ઞાન થાય છે તથા મરણમાત્રથીજ મોક્ષને યોગ્ય થાય છે તેને તેવા કાર્યના અનુમાનથી **રાજસસાત્વિકી** કહે છે. રાજસસાત્વિકીને મનુષ્યથી અતિરિક્ત યક્ષ તથા ગંધર્વના જન્મેકરી ક્રમેકરી જ્ઞાનપ્રાપ્તિ થયા પછી જ્યારે મોક્ષનો અધિકાર થાય ત્યારે તેને **રાજસરાજસી** કહે છે. રાજસરાજસીને જ્યારે શતાવધિ જન્મ થયા પછી મોક્ષનો અધિકાર થાય તથા રાજસ અને તામસ કર્મનાં ફળ ભોગવવાં પડે એવો જે આરંભ કરે તેને **રાજસતામસી** કહે છે. રાજસતામસી એવાં કાર્યનો આરંભ કરે કે જેથી હજારો જન્મસુધી મોક્ષમાં સંદેહ રહે ત્યારે તેને **રાજસાત્યંતતામસી** કહે છે. એક કલ્પમાં હજારો જન્મ ભોગવ્યા પછી કલ્પાંતરમાં જેનો મોક્ષ થાય તે જાતિને **તામસી** કહે છે. તામસી એવાં કાર્યનો આરંભ કરે કે જેથી તેનો એકજ જન્મમાં મોક્ષ થાય ત્યારે તેને **તામસસત્વા** કહે છે. રજોગુણ તથા તમોગુણના ફળથી યુક્ત જેને ઘણા જન્મ થયા પછી મોક્ષ થાય તેને **તમોરાજસી** કહે છે. પ્રથમ હજારો જન્મ થયા હોય તોપણ જે જાતિને શતાવધિ જન્મ થયા પછી મોક્ષની યોગ્યતા થાય તે જાતિને **તામસતામસી** કહે છે. પ્રથમ લાખો જન્મ થયા હોય અને તે પછી લાખો જન્મ થતાં સુધી પણ જેને મોક્ષમાં સંદેહ રહે તે જાતિને **અત્યંતતામસી** કહે છે.*[9-19] આ પ્રમાણે સર્વ જાતિ બ્રહ્મમાંથીજ ઉત્પન્ન થયેલી છે, કાંઈક ચલાયમાન થયેલા સમુદ્રમાંથી જેવીરીતે મોજાં ઉત્પન્ન થાય છે, તેવીરીતે સર્વ જીવરાશિ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ છે.[20] જેવીરીતે પોતાના તેજથી સ્ફુરણાયમાન થતી દીવાની શિખામાંથી મરીચિ (કાંતિ) ઉત્પન્ન થાય છે, તેજસ્વી અગ્નિમાં જેમ સ્ફુલિંગ (તણખા) ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી મંદિર તથા મંજરીરૂપ કિરણ ઉત્પન્ન થાય છે, એક શાખામાંથી વિચિત્ર શાખાની શોભા ઉત્પન્ન થાય છે, સુવર્ણમાંથી કડાં, બાજુબંધ તથા મુકુટ વગેરે થાય છે, નિર્મળ જળનાં ઝરણામાંથી જળનાં બિંદુ ઉત્પન્ન થાય છે, તેવીરીતે

* પ્રથમ ટીકામાં બાર જાતિનું વર્ણન કરવામાં આવશે એમ લખ્યું છે પણ ગ્રંથમાં ઉપર પ્રમાણે ૧૫ ભેદ થાય છે. ટીકામાં ૧૪ ભેદ લખ્યા છે અને ૧૩ તથા ૧૪ નો, ૫ અને ૯ માં સમાવેશ છે એમ લખ્યું છે તેમાં પણ તામસતામસી લખેલ નથી.

ભૂત–પ્રાણીમાત્રનો જન્મ પરમાત્માથીજ થયો છે. તે પરમાત્મા અજન્મા છે અને સર્વ ભૂતસમૂહની કલ્પના તેનીજ કરેલી છે.[૨૧-૨૬] ઘટાકાશ તથા સ્થાલીરંધ્રાકાશ (પાત્રની અંદર છિદ્રમાં રહેલ આકાશ) એ જેમ આકાશનો ભાગ છે, તેવીરીતે સર્વલોકની કલના બ્રહ્મના પદથીજ થયેલી છે.[૨૭] જળમાંથી જેવીરીતે શીતળ કણ, ધુમરી, મોજાં તથા બિંદુ ઉત્પન્ન થાય છે, તેવીરીતે સર્વ દૃશ્યદૃષ્ટિ બ્રહ્મમાંથી થયેલી છે.[૨૮] સૂર્યના તેજમાંથી જેમ મૃગતૃષ્ણા ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી જેમ જ્યોત્સ્ના ઉત્પન્ન થાય છે તથા તેજમાંથી જેમ પ્રકાશ ઉત્પન્ન થાય છે. પણ તે તેનાથી જૂદાં નથી, તેવીરીતે ઉત્પન્ન થયેલ સર્વ ભૂત–પ્રાણીમાત્રનો સમૂહ બ્રહ્મથી ભિન્ન નથી.[૨૯,૩૦] એ પ્રમાણે વિવિધ પ્રકારની ભૂત–પ્રાણીમાત્રની જાતિ જેમાંથી ઉત્પન્ન થયેલી છે તેમાંજ પાછી લય થાય છે. કોઇ જાતિ હજારો જન્મ ભોગવ્યા પછી બ્રહ્મમાં લય પામે તથા કોઇ થોડા જન્મ ભોગવી બ્રહ્મપદવીને પામે.[૩૧] એ પ્રમાણે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ તણખાની પેઠે, વિવિધપ્રકારના જગતમાં પરમાત્માની ઈચ્છાથી ઈશ્વરના વ્યવહારવાળી ઉપર લખેલી ભૂતસમૂહની જાતિ આવે છે, જાય છે, પડે છે તથા ઊંચી ચડે છે.[૩૨]

**इत्थं जगत्सु विविधेषु विचित्ररूपास्तस्येच्छया भगवतो व्यवहारवल्यः ।**
**आयांति यांति निपतंति तथोत्पतंति रूपश्रियः कणघटा इव पावकोत्थाः ॥ ३२ ॥**

**શ્રી૦ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બ્રહ્મણઃસર્વમુત્પદ્યતેઇતિકથનં' નામનો ચોરાણુંમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ९५ मो* અજ્ઞાનીને જ્ઞાન થવામાટે કર્મ અને કર્તાની સાથે ઉત્પત્તિનું વર્ણન

**वसिष्ठ उवाच । अभिन्नौ कर्मकर्तारौ सममेव परात्पदात् ।**
**स्वयं प्रकटतां यातौ पुष्पामोदौ तरोरिव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! કર્મ અને કર્ત્તા એ બન્નેનું અભિન્નરૂપ છે. જેમ વૃક્ષમાંથી પુષ્પ અને સુગંધી એ બન્ને એકજ સમયે ઉત્પન્ન થાય છે, તેમ સૃષ્ટિના આદિમાં કર્મ અને કર્ત્તા એ બન્ને પોતાના સ્વભાવથી એકજ સમયે પરમાત્માના પદથી પ્રકટ થયેલ છે.[૧] આકાશમાં જેવીરીતે નીલિમા (કાળાશ) સ્ફુરે છે, તેવીરીતે પરબ્રહ્મ કે જે સર્વસંકલ્પથી મુક્ત છે તથા નિર્મળ છે તેમાં જીવ સ્ફુરે છે.[૨] હે રામચંદ્રજી ! જે સ્થળે અજ્ઞાની માણસનો આચાર છે તે સ્થળે તેમને સમજાવવામાટે, "બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થયા છે" એમ કહેવામાં આવે છે પણ જ્ઞાનવાનના આચારમાં "બ્રહ્મમાંથી આ થયું છે, અથવા નથી થયું" એમ કહેવું શોભતું નથી.[૩-૪] જ્યાંસુધી કોઈ બીજી કલ્પના પ્રથામાં આવી નથી ત્યાંસુધી લોકમાં ઉપદેશ્ય તથા ઉપદેશયોગ્યતા શોભતી નથી.[૫] એટલામાટે જ્યાંસુધી વ્યવહાર છે ત્યાં સુધી ભેદદૃષ્ટિથી દ્વૈતકલ્પનાનો અંગીકાર કરી આ બ્રહ્મ તથા આ જીવ, એમ કહેવામાં આવે પણ તે વાણીનો ક્રમ છે.[૬] પરબ્રહ્મ કે જે અસંગ તથા અદ્વિતીય છે તેમાંથી જગત ઉત્પન્ન થાય છે અને તે તદ્રૂપજ છે.[૭] મેરૂ તથા મંદરપર્વતસમાન હજારો જીવસમૂહ ઉત્પન્ન થઇ થઇને તે બ્રહ્મરૂપ પરમપદમાંજ લય પામે છે.[૮] અનેક પ્રકારની દિશા, નિકુંજ તથા વૃક્ષમાં પલ્લવો સ્ફુરે છે તેની પેઠે, ઉત્પન્ન થયેલ હજારો જીવસમૂહ

---

* આ પંચાણુંમા સર્ગમાં અજ્ઞાનીજનસમૂહને જ્ઞાન થવામાટે કર્મ અને કર્તાની એકજ સમયે ઉત્પત્તિ છે એમ આક્ષેપથી કહેવામાં આવશે.

જગતમાં સ્ફુરે છે.[૯] વસંતઋતુમાં નવાં અંકુર ઉત્પન્ન થાય છે તેની પેઠે, જીવસમૂહ ઉત્પન્ન થાય છે તથા ગ્રીષ્મઋતુમાં મધુરસ લય થાય છે, તેવીરીતે તેમાંજ પાછા લય થાય છે.[૧૦] એ પ્રમાણે પરમાત્મામાં જીવસમૂહની ઉત્પત્તિ, સ્થિાત તથા લય થયા કરે છે.[૧૧] પુષ્પ તથા સુગંધ એ જેમ અભિન્ન છે, તેમ પુરૂષ તથા કર્મ અભિન્ન છે, અને તે બન્નેની ઉત્પત્તિ તથા લય પરમાત્મામાંથીજ છે.[૧૨] દૈત્યગણ, ઉરગગણ, મનુષ્ય તથા દેવતા વગેરે વસ્તુતાથી ઉત્પન્ન નથી થયા તોપણ વાસનામય ઉપાધિના ભાવથી ઉત્પન્ન થાય છે તથા તત્કાળ સ્ફુરણા પામે છે.[૧૩] એવીરીતે ઉત્પન્ન થઈ વિહાર કરવામાં આત્માનું વિસ્મરણજ એક મુખ્ય કારણ છે. તે વિના જન્માંતરનું ફળ આપનાર બીજું કાંઇ કારણ નથી.[૧૪]

રામચંદ્રજી પૂંછે છેઃ—હે ગુરો! પ્રામાણિક દૃષ્ટિવાળા તથા રાગરહિત મનુ વગેરેએ ધર્મ તથા અધર્મરૂપી અર્થમાં, અવિરૂદ્ધપણાથી સ્મૃતિ—પુરાણ વગેરેમાં જે જે નિર્ણય કરેલ છે તેને શાસ્ત્ર એમ કહે છે.[૧૫] જેઓ અત્યંત શુદ્ધ સત્વગુણથી યુક્ત, ધીરજવાન, સમદૃષ્ટિવાળા તથા અનિર્વચનીય બ્રહ્મની સાક્ષાત્કાર કળાથી યુક્ત છે તે સાધુપુરૂષ કહેવાય છે.[૧૬] જેમને તત્ત્વજ્ઞાન નથી તેમની સર્વ કાર્યની સિદ્ધિ માટે ઉપર કહેલ સત્પુરૂષનો આચાર તથા શાસ્ત્ર એ બે નેત્ર છે (એટલે કે સત્પુરૂષના આચાર તથા શાસ્ત્રને અનુસરી જે માણસ વર્ત્તે છે તેને તત્ત્વજ્ઞાન ન હોય તોપણ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે).[૧૭] શાસ્ત્ર કે જેમાં સત્પુરૂષના વ્યવહારનો અર્થ છે તેને અનુસરીને જે માણસ ચાલતો નથી તેનો સર્વ કોઈ ત્યાગ કરે છે તથા તે દુઃખમાં ડૂબી જાય છે.[૧૮] હે પ્રભો! આ લોકમાં તથા વેદમાં એવી શ્રુતિ છે કે 'કર્મ અને કર્ત્તા એ બન્ને ક્રમેકરી સાથે રહેનાર છે' એટલે કે કર્મેકરી કર્ત્તા થાય છે તથા કર્ત્તા કર્મને ઉત્પન્ન કરે છે. અને આ બીજાંકુરન્યાય લોક તથા વેદસિદ્ધ છે.[૧૯,૨૦] બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, તેવીરીતે કર્મમાંથી જંતુ ઉત્પન્ન થાય છે, અને અંકુરમાંથી પાછું બીજ થાય છે, તેવીરીતે જંતુમાંથી પાછાં કર્મ ઉત્પન્ન થાય છે.[૨૧] જે વાસનાએકરી જંતુ ભવ-પંજરમાં જન્મે છે તે વાસનાને અનુસરી તેને ફળનો અનુભવ થાય છે.[૨૨] આ પ્રકારની સ્થિતિ છે, ત્યારે કર્મરૂપી બીજવિના કેવળ બ્રહ્મપદથીજ ભૂત—પ્રાણીમાત્રની ઉત્પત્તિ તમે કહી તેનું કારણ શું?[૨૩] હે ભગવન્! તમારા મતપ્રમાણે કેવળ બ્રહ્મપદથીજ જો ઉત્પત્તિ થતી હોય તો ઉપર પ્રમાણે જગતમાં થતી જંતુ અને કર્મની અવિનાભાવિતાનો (પરસ્પર એકબીજામાંથી એકબીજાની ઉત્પત્તિ થાય છે એવી પ્રસિદ્ધિનો) તમે તિરસ્કાર કર્યો, તથા માયા શબલબ્રહ્મમાં આકાશ વગેરે સ્થૂળ દેહરૂપી ફળ છે તથા બ્રહ્માદિમાં ભોગ—સામગ્રીયુક્ત સ્વર્ગરૂપી ફળ છે, એવી જે લોકમાં પ્રસિદ્ધિ છે તે પણ ધોવાઈ જાય છે.[૨૪,૨૫] કર્મ નિષ્ફળ થવાથી લોકમાં સંકર થવાને લીધે, મ્હોટાં માછલાં ન્હાના માછલાંને મારી નાખે, તેવીરીતે (માત્સ્યન્યાયથી) લોકનો નાશ થાય.[૨૬] માટે હે ભગવન્! કરેલ કર્મ ફળરૂપ થાય છે કે નહિ તે તમે યથાર્થ કહો. જ્ઞાનીમાં ઉત્તમ હે વસિષ્ઠઋષિ! આ મ્હારા મનનો મ્હોટો સંશય તમે મટાડો.[૨૭]

વસિષ્ઠ કહે છેઃ—હે રામચંદ્રજી! તમે આ ઘણો સારો પ્રશ્ન પૂછયો, જેણેકરી જ્ઞાનનો ઉદય થાય એવો હું તમને ઉત્તર આપું તે સાંભળો.[૨૮] ક્રિયામાં કુશળપણાના અનુસંધાનથી માણસના મનનો જે વિકાસ છે તેજ કર્મનું બીજ છે અને તેનેજ ફળ થાય છે.[૨૯] સૃષ્ટિની આદિમાં

પરમાત્માના પદથી જ્યારે મન ઉત્પન્ન થયું ત્યારેજ જંતુનું કર્મ પણ ઉત્પન્ન થયું, અને પૂર્વની વાસનાના અનુસારથી દેહભાવે રહ્યો.[૩૦] પુષ્પ અને તેની સુગંધીમાં જેમ ભેદ નથી, તેમ કર્મ અને મનમાં ભેદ નથી.[૩૧] આ જગતમાં ક્રિયાની સ્ફુરણા થવી તેને કર્મ કહે છે, પ્રથમ મનરૂપી દેહ છે તેમાં કર્મના ધર્મ છે માટે મન છે તેજ કર્મ છે.[૩૨] એવો કોઇ પર્વત નથી, એવું કોઈ આકાશ નથી, એવો કોઈ સમુદ્ર નથી તથા એવું બીજું કોઇ પણ સ્થાન નથી કે જે ઠેકાણે કર્મફળ નથી.[૩૩] આ જન્મમાં અથવા પૂર્વ જન્મમાં કરેલ કર્મ ફળરૂપ થાય છે. કારણ કે પૌરૂષયત્ન (ઉદ્યમ) કોઈ દિવસ નિષ્ફળ જતો નથી.[૩૪] કાજળમાંથી કાળાશ ક્ષય થતાં કાજળનોજ ક્ષય થાય છે, તેવીરીતે સ્પંદાત્મક કર્મનો ક્ષય થવાથી મનનો ક્ષય થાય છે.[૩૫] કર્મનો નાશ થવાથી મનનો નાશ થાય છે અને મનનો નાશ એજ અકર્મતા. આ પ્રમાણે અકર્મપણું મુક્તને થાય છે પણ અમુક્તને થતું નથી.[૩૬] અગ્નિ અને ઉષ્ણતા એ બન્ને જેમ સાથેજ રહે છે, તેમ ચિત્ત અને કર્મ સાથેજ રહે છે અને બેમાંથી એકનો નાશ થવાથી તે બન્નેનો નાશ થાય છે.[૩૭] ચિત્ત, સ્ફુરણને પ્રાપ્ત થઇ વિહિત તથા નિષિદ્ધકર્મના સંપાદનથી પુણ્ય–પાપરૂપ ધર્મ તથા અધર્મરૂપે પરિણામ પામે છે; ત્યારપછી ચિત્તથી થયેલ કર્મ, શુભ તથા અશુભ ફળના ભોગને અનુકૂળ સ્ફુરણને પામી ચિત્તરૂપે પરિણામ પામે છે, તેથી ચિત્ત અને કર્મ એ બે, ધર્મ અને અધર્મ એવાં નામથી લોકમાં કહેવાય છે.[૩૮]

**चित्तं सदा स्पंदविलासमेत्य स्पंदैकरूपं ननु कर्म विद्धि ।**
**कर्माथ चित्तं किल धर्मकर्मपदंगते एव परस्परेण ॥ ३८ ॥**

**શ્રી૦ યોગવાસિષ્ઠ મ૦ ઉત્પત્તિપ્ર૦ "કર્મ તથા પુરૂષનું ઐક્યપ્રતિપાદન" નામનો પંચાણુમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ९६ मो* મનના ભેદ તથા તેની શુદ્ધિનું વર્ણન

**वसिष्ठ उवाच । मनो हि भावनामात्रं भावना पंदधर्मिणी ।**
**क्रिया तद्भाविता रूपं फलं सर्वोनुधावति ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! મન ભાવનામાત્ર છે, ભાવના સ્ફુરણ ધર્મવાળી છે, સ્ફુરણ ક્રિયારૂપ છે અને તે ક્રિયાના સ્ફુરણથી સર્વને ફળ મળે છે.[૧]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્ ! મન કે જે જડ છતાં અજડ આકૃતિવાળું છે તેનું સ્વરૂપ વિસ્તારથી કહો.[૨]

વસિષ્ઠ કહે છેઃ–આત્મતત્ત્વ કે જે સર્વશક્તિમાન છે, તેનું સંકલ્પ શક્તિએકરીને રચેલું જે રૂપ છે તેનેજ મન કહે છે.[૩] "અમુક વસ્તુ આમ હશે કે આમ હશે" એવી રીતે માણસના ચિત્તમાં સંકલ્પ–વિકલ્પથી જે બે પક્ષ આવે છે તેજ મનનું રૂપ છે.[૪] આત્મા ચૈતન્યપણાથી સર્વદા પ્રકાશ પામે છે તોપણ તેને હું નથી જાણતો તથા કર્ત્તા નથી તે છતાં હું કરૂં છું એવો નિશ્ચય થવો એ જેણેકરી થાય છે તે મનનું રૂપ છે.[૫] ગુણવિના જેવીરીતે ગુણીનો સંભવ નથી, તેવીરીતે સંકલ્પ–વિકલ્પરૂપ કર્મશક્તિવિના મનનો સંભવ નથી.[૬] જેવીરીતે

---

* આ છન્નુમા સર્ગમાં અનેક પ્રકારની આકૃતિવાળા મનની, કર્મની વિચિત્રતાથી તેના જૂદા જૂદા ભેદ તથા મનની શુદ્ધિ માટે તત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

અગ્નિ અને ઉષ્ણતાની સત્તા ભિન્ન નથી, તેવીરીતે કર્મ તથા મન અને જીવન તથા મનની સત્તા ભિન્ન નથી.[૭] ફળધર્મવાળાં પોતાનાંજ ચિત્તરૂપી કર્મેકરી અનેક પ્રકારના વિસ્તારથી શોભતાં સંકલ્પરૂપી શરીરથી વાસનાની કલ્પનાથી આકુળ અને માયામય અકારણ આ વિશ્વનો વિસ્તાર થયો છે.[૮-૯] જે માણસ વાસનાનું જેવીરીતે આરોપણ કરે છે, તે વાસના તેવીરીતે તેને ફળ આપે છે.[૧૦] વાસનારૂપી વૃક્ષને કર્મરૂપી બીજ છે, મનના સ્ફુરણરૂપી શરીર છે, અનેક પ્રકારની ક્રિયા એ શાખા છે તથા તેમાં વિચિત્ર ફળ રહેલ છે.[૧૧] મન જેવું અનુસંધાન કરે છે તેવીરીતે કર્મેંદ્રિયો પ્રવૃત્તિ કરે છે અને તે પ્રમાણે સંપાદન થાય છે માટે કર્મ એજ મન છે.[૧૨] મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, કર્મ, કલ્પના, સંસ્રુતિ, વાસના, વિદ્યા, પ્રયત્ન, સ્મૃતિ,[૧૩] ઇંદ્રિય, પ્રકૃતિ, માયા અને ક્રિયા, આ પ્રમાણે શબ્દની વિચિત્ર ઉક્તિ બ્રહ્મમાં સંસારના ભ્રમના હેતુરૂપ છે;[૧૪] અને કાકતાલીયયોગથી (અકસ્માત્) ચૈતન્યને જ્યારે બાહ્યકલ્પનાપણું પ્રાપ્ત થાય છે, ત્યારે તેનાં પર્યાયથી મન–બુદ્ધિ વગેરે નામ પડે છે.[૧૫]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્! પરસંવેદનની વિચિત્ર અર્થની કલ્પનાવાળી, મન–બુદ્ધિ વગેરે પર્યાયવૃત્તિ રૂઢીમાં કેમ આવી ? તે તમે મને કહો.[૧૬]

વસિષ્ઠ કહે છેઃ–પરસંવિત્ જ્યારે અવિદ્યાએકરી કલંકપણાને પામી સંકલ્પ–વિકલ્પ-રૂપે અનેક પ્રકારે થાય છે ત્યારે તેને **મન** કહે છે.[૧૭] સંકલ્પ–વિકલ્પ થયા પછી અથવા પહેલાં એકજ વસ્તુનો નિશ્ચય કરી પરસંવિત્ જ્યારે સ્થિરપણે રહે છે ત્યારે તેને **બુદ્ધિ** કહે છે.[૧૮] દેહ વગેરે મિથ્યાપદાર્થમાં અભિમાનેકરી જ્યારે તે પોતાનીજ સત્તાની કલ્પના કરે છે ત્યારે તેને **અહંકાર** કહે છે, કે જેથી સંસારમાં બંધન થાય છે.[૧૯] જ્યારે એક વિષયનો ત્યાગ કરી બીજા વિષયનું સ્મરણ કરે છે તથા પૂર્વાપર વિચારનો ત્યાગ કરે છે ત્યારે તે સંવિત્‌ને **ચિત્ત** કહે છે.[૨૦] સ્ફુરણ થવું એ સંવિત્‌નો ધર્મ હોવાથી, અસત્ સ્ફુરણાનેલીધે કર્ત્તાના શરીરને તથા અવયવને જ્યારે દેશાંતરનો સંયોગ સંપાદન કરે છે ત્યારે તે સંવિત્‌ને **કર્મ** કહે છે.[૨૧] પરમાત્મા કે જે એક ઘનરૂપ છે તેના સ્વરૂપના નિશ્ચયનો ત્યાગ કરી, જ્યારે ઇચ્છા પ્રમાણે અન્યવસ્તુની કલ્પના કરે છે ત્યારે તે સંવિત્‌ને **કલ્પના** કહે છે.[૨૨] અમુક પદાર્થ પ્રથમ જોયેલ છે અથવા નથી જોયેલ એવીરીતે સ્મરણથી નિશ્ચય કરી જ્યારે ચેષ્ટા કરે છે ત્યારે તેને **સંસૃતિ** કહે છે.[૨૩] પ્રથમ અનુભવ કરેલ પદાર્થની શક્તિ આકાશની પેઠે શૂન્ય પદાર્થમાં કાંઈ પણ ચેષ્ટા કર્યાવિના જ્યારે સૂક્ષ્મરૂપે રહે છે ત્યારે તેને **વાસના** કહે છે.[૨૪] આત્મતત્ત્વ છે તેજ નિર્મળ છે, અને પ્રપંચની પ્રતિભા ત્રણ કાળમાં પણ નથી એમ જાણવામાં આવે તેને **વિદ્યા** કહે છે.[૨૫] આત્માના અદર્શનને માટે સ્ફુરણા કરે છે તેથી **પ્રયત્ન*** કહે છે. વિવિધ પ્રકારના પદાર્થનું સ્મરણ કરાવે છે તેથી **સ્મૃતિ** કહે છે.[૨૬] શ્રવણ કરી, સ્પર્શ કરી, દર્શન કરી, ભોજન કરી, સુગંધીનું ગ્રહણ કરી તથા વિચાર કરી જીવભાવે રહેલ કર્મેંદ્રિયના

* **પ્રયત્ન** તથા **સ્મૃતિ**ને બદલે **વિસ્મૃતિ** તથા **મલ** પણ લખેલ છે.–આત્માના અત્યંત અદર્શનમાં વિસ્મરણ કરાવે છે તેથી **વિસ્મૃતિ** કહે છે. મિથ્યાવિકલ્પના સમૂહેકરી તેને **મલ** કહે છે. એટલે કે આવરણ (ઢાંકી દેવું અથવા ભૂલવવું) શક્તિના પ્રધાનપણાથી **મલ** કહે છે તથા વિક્ષેપ શક્તિના પ્રધાનપણાથી **વિસ્મૃતિ** કહે છે.

સ્વામીને આનંદ પમાડે છે માટે ઇંદ્રિય કહે છે.[27] સર્વે દૃશ્યસમૂહ પરમાત્મામાં દેખાતો નથી તથા પરમાત્માવિના કોઈ પદાર્થ ભિન્ન નથી તેથી પ્રકૃતિ કહે છે.[28] સત્પદાર્થમાં અસત્પણું તથા અસત્પદાર્થમાં સત્પણું કરે છે, એવીરીતે સત્તા તથા અસત્તાના વિકલ્પને લીધે માયા કહે છે.[29] દર્શન, શ્રવણ, સ્પર્શ, રસન તથા ઘ્રાણ ઇત્યાદિ કર્મેકરી ક્રિયા કહેવામાં આવે છે, કે જે ક્રિયા સંસ્રુતિના બીજરૂપ છે.[30] ઉપર પ્રમાણે ચેત્યને અનુસરનાર ચૈતન્યનું જેવું રૂપ સ્ફુરે છે, તેવાં તેનાં પર્યાયથી નામ પડે છે.[31] ચિત્તપણાને પ્રાપ્ત થઈ સંસારપદવીમાં જવાથી પોતાનાજ હજારો સંકલ્પથી મન–બુદ્ધિ વગેરે નામ રૂઢીમાં આવેલ છે.[32] અજ્ઞાન તથા દ્વૈતવાસનારૂપી કલંકથી દેહ વગેરે જડ વસ્તુને અનુસરનાર સંવિત્નાં જીવ, મન, ચિત્ત તથા બુદ્ધિ એવાં નામ પડે છે. આ પ્રમાણે પરમાત્માના પદમાંથી ભ્રષ્ટ થવાને લીધે અનેક પ્રકારના સંકલ્પથી નામ પડેલ છે.[33-35]

રામચંદ્રજી પૂછે છેઃ–હે તત્ત્વને જાણનાર વસિષ્ઠઋષિ ! મન જડરૂપ છે કે ચેતનરૂપ છે તેનો મ્હારા મનમાં નિશ્ચય થતો નથી માટે તમે કહો.[36]

વસિષ્ઠ કહે છેઃ–હે રામચંદ્રજી! મન જડ પણ નથી તેમ ચૈતન્યરૂપ પણ નથી. પ્રથમ ચૈતન્યરૂપે રહેલ અજડ દૃષ્ટિ સંસારની ઉપાધિનેલીધે જ્યારે મલિન થાય છે ત્યારે તેને મન કહે છે.[37] તે મન સત્–અસત્થી વિલક્ષણ છે, પ્રત્યેક પ્રાણીમાં ભિન્ન ભિન્ન રહેલ છે તથા જગતના કારણરૂપ છે અને ચિત્ત પણ તેનેજ કહે છે.[38] નિશ્ચયપણાથી પરમાત્માનું શાશ્વત એક રૂપ છે. તેવિના ચિત્તની સ્થિતિ નથી અને તે ચિત્તથીજ જગત થયેલ છે.[39] જડ તથા અજડ દૃષ્ટિમાં હીંચકાની પેઠે સંકલ્પ–વિકલ્પવાળું જે ચૈતન્યનું રૂપ છે તેને મન કહે છે.[40] સાક્ષીપણાનેલીધે અંદરથી કલંકરહિત અને બહારથી મલિન, ચૈતન્યનું જે ઉપાધિકૃત ચલન છે તેને પણ 'મન' એવા નામથી કહેવામાં આવે છે.[41] અહંકાર, મન, બુદ્ધિ તથા જીવ વગેરે વિચિત્ર મનનાં નામ કલ્પેલાં છે.[42] જે પ્રમાણે નટ જૂદા જૂદા વેશ લે છે તે પ્રમાણે મનનાં જૂદાં જૂદાં નામ પડેલાં છે.[43] જેવીરીતે એકજ માણસ જૂદાં જૂદાં કામ કરતો હોય તો જેવું કામ તેવું તેનું નામ પડે છે. (રસોઈ કરતી વખત રાંધનાર, પાઠ કરતી વખત પાઠ કરનાર, કથા કહેતી વખત વક્તા તથા સાંભળતી વખત શ્રોતા વગેરે.) તેવીજ રીતે મનનાં, જૂદાં જૂદાં કાર્યનેલીધે જૂદાં જૂદાં નામ પડેલ છે.[44] હે રામચંદ્રજી ! મ્હેં તમારી પાસે મનની જે જે સંજ્ઞા કહેલી છે, તેજ સંજ્ઞા અન્યમતવાળાએ પોતાની કપોલકલ્પિતયુક્તિથી જૂદીરીતે કહેલ છે.[45] જેવો જેનો સ્વભાવ તે પ્રમાણે બુદ્ધિથી ઇચ્છામાં આવે તેવીરીતે મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિચિત્ર નામના ભેદો કરેલા છે.[46] જીવથી ભિન્ન જે જડ પ્રકૃતિ છે તેને કેટલાક મન કહે છે, કેટલાક અહંકૃતિ કહે છે, તથા કેટલાક બુદ્ધિ કહે છે.[47] હે રઘુનંદન ! અહંકાર, મન તથા બુદ્ધિ વગેરે સૃષ્ટિની કલ્પના છે તથા તે એકરૂપજ છે.[48] પણ ન્યાયમતવાળાએ તેની જૂદી કલ્પના કરી છે. સાંખ્યમતવાળાએ તેથી જૂદી કલ્પના કરી છે. ચાર્વાકમતવાળાએ સાંખ્યથી પણ જૂદી કલ્પના કરી છે.[49] જૈમિનીમતવાળાએ તેથી પણ વિચિત્ર કલ્પના કરી છે. તેજ પ્રમાણે આર્હત, બૌદ્ધ, વૈશેષિક તથા પાંચરાત્ર એ સર્વેએ પણ પોતાની બુદ્ધિપ્રમાણે જૂદી જૂદી કલ્પના કરેલી છે.[50] એવીરીતે બધાએ કલ્પના જો કે જૂદી જૂદીરીતે કરી છે તોપણ એક

નગરમાં જવાના જૂદા જૂદા માર્ગો હોય અને તે સર્વ માર્ગોથી તે નગરમાં જવાય, તેવીરીતે તે સર્વ કલ્પનાથી એક પારમાર્થિક પદને પહોંચવું એજ સર્વનો ઉદ્દેશ છે અને તે પરમપદમાં સર્વની એકતા છે.[૫૧] પણ પરમાર્થના અજ્ઞાનથી, વિપરીત બોધનેલીધે માત્ર તેઓ વિવાદ કરે છે; અને એક નગરમાં જવાના જૂદા જૂદા માર્ગમાંથી જે માર્ગ જેને ઇચ્છિત હોય તે માર્ગનાં તે વખાણ કરે, તેવીરીતે જૂદા જૂદા મતવાદી પોતપોતાના મતનાં વખાણ કરે છે.[૫૨-૫૩] પણ તે સર્વનો મત મિથ્યા છે કારણ કે કર્મમાર્ગમાં પ્રીતિ હોવાથી પોતાના વિકલ્પિત અર્થથી તેઓએ વિચિત્ર યુક્તિ કરેલ છે, પણ ખરૂં જોતાં સર્વ મનનોજ વિલાસ છે.[૫૪] જેવીરીતે એકજ માણસ સ્નાન કરતો હોય ત્યારે તે સ્નાનકર્તા કહેવાય તથા દાન કરતો હોય ત્યારે દાન કરનાર કહેવાય એમ કાર્યપ્રમાણે નામ પડે છે, તેવીજ રીતે મનની વિચિત્ર શક્તિ હોવાથી જેવું કાર્ય તે પ્રમાણે જીવ, વાસના, કર્મ વગેરે નામ પડે છે.[૫૫,૫૬] જે અખિલ અનુભવ થાય છે તે માત્ર ચિત્તનો છે અને ચિત્તવિનાનો માણસ જુવે છે તોપણ જોતો નથી.[૫૭] શુભ તથા અશુભ સાંભળવાથી, સ્પર્શ કરવાથી, જોવાથી, ભોજન કરવાથી તથા સુંઘવાથી અંતઃકરણમાં હર્ષ થવો અથવા ખેદ થવો, એ, જે માણસને મન હોય તેનેજ થાય છે.[૫૮] પ્રકાશ છે એજ રૂપનું કારણ છે, તેવીરીતે મન છે તેજ અર્થનું કારણ છે. જે માણસનું મન બંધાયું છે (વાસનાસહિત છે) તેને બંધન થાય છે તથા જેનું મન મુક્ત (વાસનારહિત)છે તેની મુક્તિ થાય છે.[૫૯] જડબુદ્ધિવાળો માણસ મનને પણ જડ માને છે અને ચૈતન્યવાન માણસ મનનું ચૈતન્યસ્વરૂપ જાણે છે, એટલે કે વાસનાને અનુસારે મનનો અનુભવ થાય છે પણ વસ્તુતાથી મન જડ પણ નથી તેમ ચેતન પણ નથી અને વિચિત્ર સુખ–દુઃખની ચેષ્ટાવાળું જગત પણ મનમાંથીજ ઉઠેલ છે.[૬૦,૬૧] એક મનના રૂપમાં આખા સંસારનો લય થઇ જાય છે; તથા મન અજડ છે, એમ માનીએ તોપણ તે સંસારનું કારણ નથી અને પાણીજેવું જડ છે, એમ માનીએ તોપણ તે સંસારનું કારણ નથી.[૬૨,૬૩] એટલામાટે આ જગતમાં રૂપનું કારણ જેમ પ્રકાશ છે તેમ મન કે જે જડ નથી તેમ ચેતન પણ નથી. તેજ અર્થનું કારણ છે.[૬૪] ચિત્તવિના જગત છે નહિ કારણ કે ચિત્તનો લય થવાથી સર્વ જગતનો લય થાય છે.[૬૫] કાળ એકજ છે પણ ઋતુ ઋતુનેલીધે તેનાં જુદાં જુદાં નામ પડે છે, તેવીરીતે મનનાં કર્મનેલીધે જુદાં જુદાં નામ પડે છે.[૬૬] કદાપિ મનવિના અહંકાર વગેરે ક્રિયા શરીરને ક્ષોભ કરતી હોય તો જેને મન નથી તેને પણ ક્ષોભ થવો જોઇએ, પણ તેમ થતું નથી, માટે મનવિના બીજી શક્તિ નથી એમ સિદ્ધ થાય છે.[૬૭] ભિન્ન ભિન્ન મતવાદીઓએ પોતપોતાના શાસ્ત્રમાં ભેદ કહેલા છે તે પોતાના તર્કથીજ કહેલા છે અને તેવા તર્કોને તત્ત્વજ્ઞાની માનતા નથી તથા તેનું શાસન પણ કરતા નથી; અને અનેક પ્રકારના તર્ક–વિતર્ક થવા એ મનની સ્વાભાવિક શક્તિ છે અને તે શક્તિનેલીધેજ ભિન્ન ભિન્ન મતવાદીઓએ ભિન્ન ભિન્ન તર્ક કરેલા છે, તથા સર્વની શ્રદ્ધાના જડપણાથી સર્વના તર્કમાં વિચિત્રતા રહેલી છે.[૬૮-૭૦] કરોળિયો કે જે પોતે ચેતનરૂપ છે તેમાંથી જડતંતુની ઉત્પત્તિ થાય છે, તેવીરીતે પરપુરૂષ કે જે નિત્ય પ્રબુદ્ધ છે તેમાંથી પ્રકૃતિની ઉત્પત્તિ થયેલી છે.[૭૧] અવિદ્યામાં પરવશપણાથી સર્વ ભાવનાની સ્થિતિ પામેલી છે તથા ચૈતન્યમાં વાદીઓએ ભિન્ન ભિન્ન પર્યાયશબ્દો કહેલા છે.[૭૨] મલિન ચિત્તની જીવ, મન, બુદ્ધિ તથા અહંકૃતિ એવી સંજ્ઞા

પડેલી છે અને તેજ આ જગતમાં ચેતન, ચિત્ત તથા જીવ એવીરીતે કહેવાય છે; પણ સર્વની એકતા હોવાથી વિવાદનું કારણ નથી.[૭૩] **जीवो मनश्च ननु बुद्धिरहंकृतिश्चेत्येवं प्रथामुपगतेयमनिर्मला चित्। सैषोच्यते जगति चेतनचित्तजीवसंज्ञागणेन किल नास्ति विवाद एषः॥७३॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'મનઃસંજ્ઞાવિચાર' નામનો છન્નુમો સર્ગ સંપૂર્ણ. ૯૬.**

## सर्ग ९७ मो* આકાશત્રયનું વર્ણન

**राम उवाच । ब्रह्मन्मनस एवेदमंतश्चाडंबं सृतम् ।**
**यतस्तदेव कर्मेति वाक्यार्थादुपलभ्यते ॥ १ ॥**

રામચંદ્રજી કહે છેઃ—હે બ્રહ્મન્ ! આ જગતરૂપી સર્વ આડંબર મનથીજ ઉત્પન્ન થએલ છે માટે જગત એજ મનનું કર્મ છે, એમ પ્રથમ તમારા બતાવેલા વાક્યના અર્થથી મ્હારા સમજવામાં આવે છે.[૧]

વસિષ્ઠ કહે છેઃ—મરૂદેશનો પ્રચંડ તાપ પ્રકાશના આવરણરૂપ મૃગતૃષ્ણિકાનો× જેમ અંગીકાર કરે છે, તેમ દૃઢભાવથી આસક્ત થયેલ મન આત્માના આવરણરૂપ અજ્ઞાનેકરી આ જગતનો અંગીકાર કરે છે, અને આ જગત કે જે બ્રહ્મરૂપ છે તેના વિષે તે મન એક આકૃતિપણાને પામે છે. કોઈ સમયે મનુષ્યભાવને પામે છે, કોઈ સમયે દેવતાપણે ઉત્પન્ન થાય છે,[૨,૩] કોઇ સમયે દૈત્યપણાથી ઉલ્લાસ પામે છે, કોઈ સમયે યક્ષપણાથી ઉદય પામે છે, કોઈ સમયે ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, કોઇ સમયે કિન્નરરૂપે રહે છે.[૪] તથા કોઇ સમયે આકાશ અને નગરરૂપે પણ થાય છે. એ પ્રમાણે વિસ્તારવાળી આકૃતિથી મન છે તેજ સર્વ સ્થળે વૃદ્ધિ પામે છે.[૫] શરીરનો સમૂહ તૃણ, કાષ્ઠ અને લતાજેવો છે, માટે શરીરનો વિચાર કરવાથી કાંઇ ફળ નથી, માત્ર મન છે તેજ વિચાર કરવા યોગ્ય છે.[૬] મનેકરીને આકુળ થયેલું જગત વિસ્તાર પામેલું છે, અને તેવિના પરમાત્મા એજ અવશેષ રહે છે.[૭] આત્મા પોતે સર્વપદથી અતીત છે, સર્વ સ્થળે ગમન કરનાર છે તથા સર્વના આશ્રયરૂપ છે અને તેના પ્રસાદેકરી સંસારમાં મન દોડે છે તથા નાચે છે.[૮] મનનું કર્મ છે તેજ શરીરમાં કારણભૂત છે અને જન્મ—મરણ પણ તેનાંજ થાય છે. આત્માના વિષે તેવા ગુણ નથી.[૯] વિચાર કરવાથી મન લય પામે છે અને મનના લયમાત્રથી મોક્ષ છે.[૧૦] મનનો ક્ષય થયા પછી જંતુની મુક્તિ થાય છે અને આ પ્રમાણે મુક્તિ થયા પછી ફરીવાર જન્મ થતો નથી.[૧૧]

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભગવન્ ! તમે પ્રથમ માણસની ત્રણ§ પ્રકારની જાતિ કહેલી છે, અને સદસદાત્મક મન છે તેજ પ્રથમ કારણ છે એમ કહેલ છે.[૧૨] માટે બુદ્ધિથી વર્જીત શુદ્ધ ચૈતન્યરૂપી તત્ત્વમાંથી, જગતરૂપી વિચિત્રતા કરનાર મન કેવીરીતે ઉત્પન્ન થયું તથા કેવીરીતે વૃદ્ધિ પામ્યું ?[૧૩]

---

* આ સતાણુંમા સર્ગમાં સર્વ આકારથી મનના સંસ્થાનનું તથા ચિત્તાકાશ, ચિદાકાશ અને ભૂતાકાશનું વિસ્તારથી વર્ણન કરેલું છે. × ઝાંઝવાનાં પાણી.

§ ચોરાણુંમા સર્ગમાં બાર પ્રકારની જાતિ લખી છે પણ તે સર્વનો સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણમાં અંતર્ભાવ થવાથી મુખ્ય ત્રણ જાતિ માનેલ છે.

વસિષ્ઠ કહે છેઃ—હે રામચંદ્રજી ! ૧ ચિત્તાકાશ, ૨ ચિદાકાશ તથા ૩ ભૂતાકાશ; એવીરીતે વિસ્તીર્ણ જઠરવાળાં ત્રણ જાતનાં આકાશ છે.[૧૪] એ ત્રણ આકાશ સર્વસામાન્ય છે તથા સર્વત્ર તેમની વ્યવસ્થા છે અને શુદ્ધ ચૈતન્યની શક્તિથી તેમને સત્તા મળેલી છે.[૧૫] સઘળાં ભૂત-પ્રાણીમાત્રની આભ્યંતરવસ્તુ તથા બાહ્યવસ્તુની સત્તા અને અસત્તામાં જે સાક્ષી તથા વ્યાપક છે તેને **ચિદાકાશ** કહે છે.[૧૬] સર્વ ભૂત–પ્રાણીમાત્રના સર્વ વ્યવહારના હેતુપણાથી જે હિતરૂપ છે, સર્વ કાર્ય–કારણના નિયંતાપણાથી જે શ્રેષ્ઠ છે અને જેણે પોતાની કલ્પનાથી આ જગતનો વિસ્તાર કરેલ છે તેને **ચિત્તાકાશ** કહે છે.[૧૭] દસ દિશાના મંડળના ભોગેકરી જેનું અવિચ્છિન્ન શરીર છે તથા મેઘ વગેરેના જે આશ્રયભૂત છે તેને **ભૂતાકાશ** કહે છે.[૧૮] ભૂતાકાશ તથા ચિત્તાકાશ એ બન્ને ચિદાકાશના બળથી ઉત્પન્ન થયેલ છે તથા દિવસ જેમ સર્વ કાર્યસમૂહનું કારણ છે તેમ ચૈતન્ય સર્વનું કારણ છે.[૧૯] "હું જડ છું" અથવા "હું જડ નથી" એવો મલિનચિત્તને નિશ્ચય થાય છે અને તેજ મન છે.[૨૦] આવી રીતે ત્રણ આકાશની કલ્પના કરવી એ પણ જ્યાંસુધી વિષય (આત્મા)નું જ્ઞાન થયું નથી ત્યાંસુધી અજ્ઞાનીને બોધ કરવા માટે કલ્પના કરવામાં આવે છે. પણ જ્ઞાન થયા પછી સર્વ કલ્પનાથી વર્જીત એક પરબ્રહ્મ છે એમ નિશ્ચય થાય છે.[૨૧,૨૨] દ્વૈત તથા અદ્વૈતના ભેદવાળાં વાક્યના ગર્ભિત સંદર્ભથી અજ્ઞાનીને ઉપદેશ આપવામાં આવે છે પણ જ્ઞાનીને ઉપદેશની આવશ્યકતા નથી.[૨૩] હે રામચંદ્રજી ! જ્યાંસુધી તમને જ્ઞાન થયું નથી ત્યાંસુધી જ્ઞાન થવામાટે ત્રણ આકાશની કલ્પનાથી હું તમને ઉપદેશ કરૂં છું.[૨૪] દાવાનળના જેવા પ્રચંડ તાપમાંથી જેમ મરૂદેશમાં મૃગતૃષ્ણિકા ઉત્પન્ન થાય છે, તેમ ભૂતાકાશ તથા ચિત્તાકાશ, ચિદાકાશમાંથી ઉત્પન્ન થાય છે.[૨૫] ચિત્તપણાને પામેલું મન મલિનપણાને પામે છે તેથી આકુળપણાથી ત્રણ જગતરૂપ ઇંદ્રિજાળને ઉત્પન્ન કરે છે.[૨૬] મૂર્ખ માણસને છીપમાં રૂપાંની ભ્રાંતિ થાય છે પણ વિદ્વાનને તેવી ભ્રાંતિ થતી નથી, તેવીરીતે અજ્ઞાની માણસને મલિનપણાનેલીધે ચિત્તના કાર્ય-રૂપી આ જગત જોવામાં આવે છે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ આવતું નથી, એટલે કે મૂર્ખ-પણાથી બંધન થાય છે તથા જ્ઞાનથી મોક્ષ થાય છે.[૨૭]

**चित्तत्वम य मलिन य चिद[illegible] तत्त्व य दृश्यत इदं ननु बोधहीनैः ।**
**शुक्तौ यथा रजतता न तु बोधव[illegible] मौर्ख्येण बंध इह बोधबलेन मोक्षः ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિદાકાશમાહાત્મ્ય' નામનો સત્તાણુંમો સર્ગ સંપૂર્ણ.૯૭**

---

## सर्ग ९८ मो* ચિત્તાખ્યાન-વનનું વર્ણન

**वसिष्ठ उवाच । यतः कुतश्चि[illegible]त्पन्नं चित्तं य[illegible]व हि ।**
**नित्यमात्मविमो[illegible]ाय योजयेद्यत्नतोनघ ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે અનઘ ! ચિત્ત ગમે તેમ ઉત્પન્ન થયું હોય તોપણ તેને નિરંતર મોક્ષ માટે આત્માના વિષે જોડવું.[૧] પરમાત્માના વિષે જોડેલું ચિત્ત શુદ્ધ અને વાસનારહિત થાય છે.

---

* આ અઠ્ઠાણુંમા સર્ગમાં બોધ થવા સારૂ ચિત્તનું આખ્યાન કહેવાશે, તથા ચિત્તના તત્ત્વનો વિચાર કરવાથી ચિત્તનો નાશ થાય છે એમ બતાવવામાં આવશે.

અને ત્યારપછી તે ચિત્ત કલ્પનાથી શૂન્ય થવાથી આત્મપણાને પામે છે.[૨] સ્થાવર અને જંગમરૂપી આ જગત ચિત્તને અધીન છે અને બંધ અને મોક્ષ પણ ચિત્તનેજ અધીન છે.[૩] આ સમયે બ્રહ્માએ પ્રથમ મને કહેલું ચિત્તાખ્યાન હું તમને કહું તે પ્રયત્નથી સાંભળો.[૪] હે રામચંદ્રજી! શૂન્ય, શાંત અને ભયંકર એક વન હતું કે જે વનમાં સો યોજન પણ એક કણમાત્ર જણાતા હતા.[૫] તે વનમાં હજાર હાથ તથા હજાર નેત્રવાળો એક પુરૂષ હતો. તેની બુદ્ધિ આકુળ થયેલી હતી તથા તે ભયંકર અને વિશાળ આકૃતિનો હતો.[૬] તે પોતાના હજાર હાથમાં પરિઘ (એક જાતનું હથિઆર) લઇને પોતાના શરીરના પાછળના ભાગઉપર પોતાની મેળે પ્રહાર કરી પલાયન કરતો હતો.[૭] આ પ્રમાણે પોતાના શરીરઉપર પોતાની મેળે દૃઢ પ્રહાર કરી ભયભીત થઈ કેટલાક યોજનસુધી દોડવા માંડયું.[૮] આ પ્રમાણે રાડો પાડતાં આ તરફ અને તે તરફ ઘણે દૂરસુધી દોડવાથી શ્રમનેલીધે તેનું શરીર પરવશ થઇ ગયું તથા હાથ–પગ વીંખાઇ ગયા તેથી પરવશપણાથી અંધારી રાત્રિના અંધકારસમાન ભયંકર તથા આકાશસમાન ગંભીર પોલાણવાળા અંધારા કૂવામાં તે પડયો.[૯,૧૦] ત્યારપછી કેટલેક કાળે અંધારા કૂવામાંથી તે બહાર નીકળ્યો અને ફરી પણ પ્રથમથી પેઠે પોતાના શરીરપર પોતાની મેળે પ્રહાર કરી ચારે બાજુ દોડવા માંડયું.[૧૧] ફરીથી કેટલેક દૂર ગયા પછી, પતંગીઓ જેમ અગ્નિમાં પડે, તેમ કેટલાક કાંટાથી વ્યાપ્ત કરંજના વનમાં તેણે પ્રવેશ કર્યો.[૧૨] ત્યારપછી એક ક્ષણમાં કરંજના વનમાંથી બહાર નીકળી પ્રથમની પેઠે પોતાના શરીર ઉપર પ્રહાર કરતાં દોડવા માંડયું.[૧૩] કેટલેક દૂર ગયા પછી ચંદ્રમાનાં કિરણથી શીતળ અને મનોહર કેળના વનમાં આનંદથી તેણે પ્રવેશ કર્યો.[૧૪] થોડીવાર પછી કેળના વનમાંથી બહાર નીકળી, પ્રથમની પેઠે પ્રહાર કરતાં દોડવા માંડયું.[૧૫] ત્યાંથી થોડે દૂર ગયા પછી ફરીથી તેજ અંધારા કૂવામાં તેણે પ્રવેશ કર્યો. તે સમયે તેના અવયવો તથા આકૃતિ વીંખાઈ ગઇ હતી.[૧૬] આવીરીતે અંધારા કૂવામાંથી કેળના વનમાં, કેળના વનમાંથી કરંજના વનમાં, કરંજના વનમાંથી કૂવામાં અને કૂવામાંથી પાછું કેળના વનમાં, પોતાના શરીર ઉપર પ્રથમની પેઠે પ્રહાર કરતાં પ્રવેશ કરવા માંડયું.[૧૭,૧૮] આવા પ્રકારનો તે માણસનો આચાર ઘણીવાર જોયા પછી મ્હેં બળાત્કારથી તેને માર્ગપર રોકીને આ પ્રમાણે પૂછ્યું:–"તું કોણ છે? આ તું શું કરે છે? શામાટે આવીરીતે તું પ્રહાર કરે છે? આવીરીતે પ્રહાર કરવાથી શું ઇચ્છિત છે? તથા શામાટે તું વૃથા ખેદ પામે છે?"[૧૯-૨૦] આવીરીતે પૂછવાથી તેણે ઉત્તર દીધો કે:–"હે મુને! હું કોઈ પણ નથી. હું કાંઈ કરતો પણ નથી.[૨૧] તમે મ્હારા કામમાં અંતરાય નાખ્યો માટે તમે મ્હારા શત્રુ છો; તથા દુઃખનેમાટે તેમજ સુખનેમાટે તમે મને જોયો છે અને મ્હારો નાશ થયો છે."[૨૨] એ પ્રમાણે કહી પીડાયેલાં પોતાનાં અંગતરફ દૃષ્ટિ કરી, પૃથ્વીપર મેઘ પડતો હોય, તેવી રીતે અસંતોષથી તેણે રૂદન કરવા માંડયું.[૨૩] થોડીવાર પછી રૂદન કરવું બંધ કરી પોતાનાં અંગતરફ નજર કરી તેણે હાસ્ય કર્યું તથા નાદ કર્યો.[૨૪] એવીરીતે અટ્ટહાસ કર્યા પછી તેણે મ્હારી સમક્ષ ક્રમેકરી પોતાનાં અંગનો ત્યાગ કર્યો.[૨૫] પ્રથમ તેનું પરમ દારૂણ મસ્તક પડી ગયું. ત્યારપછી તેના હાથ પડી ગયા. ત્યારપછી તેના વક્ષસ્થળનો નાશ થયો. ત્યારપછી તેનું ઉદર પડી ગયું.[૨૬] ત્યારપછી ક્ષણમાત્રમાં ક્રમેકરી સર્વ અંગનો ત્યાગ કરી તે પુરૂષ કોઈ સ્થળે જવાને તત્પર

થયો.[૨૭] થોડીવાર પછી એજ પ્રકારનો બીજો માણસ મ્હારી નજરે આવ્યો. તે પણ પોતાના શરીર ઉપર પોતાનાજ જાડા હાથથી પ્રહાર કરતો દોડતો હતો તથા કૂવામાં પડી તેમાંથી બહાર નીકળી પાછો દોડતો હતો.[૨૮-૨૯] ત્યાંથી પાછો કૂવામાં પડી, બહાર નીકળી પલાયન કરતાં કરંજના વનમાં પ્રવેશ કર્યો. ત્યારપછી શીતળ કદલીવનમાં તેણે પ્રવેશ કર્યો.[૩૦] ત્યાંથી પણ કષ્ટ પામી પાછો પોતાના શરીર ઉપર પ્રહાર કરતો પલાયન કરતો હતો. આવો તેનો આચાર જોઈ આશ્ચર્ય પામી, મ્હેં તેને ઉભો રાંખી પ્રથમ જોયેલ માણસને જે પ્રમાણે પૂછ્યું હતું તેજ પ્રમાણે પૂછ્યું. ત્યારે તે માણસ પણ પ્રથમના માણસની પેઠે ક્રમેકરી રૂદન કરી, હાસ્ય કરી, પોતાનાં અંગનો ત્યાગ કરી અદૃશ્ય થઈ ગયો; તથા નિયતિની શક્તિનો વિચાર કરી ત્યાંથી તેણે પ્રયાણ કર્યું.[૩૧-૩૩] થોડીવાર પછી એવાજ પ્રકારના ત્રીજા માણસને મ્હેં જોયો તે પણ પ્રહાર કરતો અને પલાયન કરતો હતો.[૩૪] એ પ્રમાણે પલાયન કરતાં તે માણસ એક અંધારા કૂવામાં પડયો. થોડીવારસુધી તેની કૂવામાંથી બહાર નીકળવાની વાટ જોઈ હું ઉભો રહ્યો પણ ઘણીવારસુધી જ્યારે તે બહાર ન નીકળ્યો ત્યારે તેને જોવા માટે હું ઉભો થઇ ત્યાં ગયો.[૩૫-૩૬] તે સમયે તેવાજ આકારનો તથા તેવીજરીતે પડતો મ્હેં તેને જોયો એટલે તેને ઉભો રાખી મ્હેં તેને પણ પ્રથમની પેઠેજ પૂછ્યું.[૩૭] તોપણ તે મ્હારૂં કહેવું સમજ્યો નહિ એટલુંજ નહિ પણ તે મૂઢ બુદ્ધિવાળો અવિવેકી હોવાથી "અરે પાપ, અરે ભુંડા બ્રાહ્મણ ! તું કાંઇ જાણતો નથી" એવીરીતે બોલતો પોતાનાજ વ્યાપારમાં પરાયણ થયેલો તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. એ પ્રમાણે તે અરણ્યમાં ફરતાં, એવાજ પ્રકારના બીજા પણ ઘણા પુરૂષોને મ્હેં જોયા. તેમાંના કેટલાક મ્હારો પ્રશ્ન સાંભળી સ્વપ્નના સંભ્રમની પેઠે શાંતિ પામી ગયા.[૩૮-૪૦] કેટલાક મ્હારા વચનની ઉપેક્ષા કરી નિંદા કરવા લાગ્યા, કેટલાક અંધારા કૂવામાં પડી તેમાંથી બહાર નીકળ્યા,[૪૧] કેટલાકે કેળના વનમાં પ્રવેશ કર્યો; તેમાંથી ઘણીવારસુધી પણ બહાર ન નીકળ્યા, કેટલાક ઘોર કરંજના વનમાંજ અંતર્ધાન થઈ ગયા, તે કાંઈ પણ સ્થિતિ ન પામ્યા તથા કેટલાક માણસો ધર્મને પરાયણ પણ રહેલા હતા. હે રામચંદ્રજી ! આ પ્રમાણે તે મહાટવી વિસ્તાર પામેલી છે, તે આજસુધી છે અને તેમાં એવાજ પ્રકારના પુરૂષો છે. તે જંગલ તમોએ જોયેલ છે પણ તમારી બુદ્ધિ અપ્રૌઢ હોવાથી તેનું તમને સ્મરણ નથી.[૪૨-૪૪] તે જંગલ અતિભયંકર વિવિધપ્રકારના કાંટાનેલીધે સંકટવાળું, ઘોર તથા ધાટાં અંધારાંનેલીધે ગહન છે તોપણ લોકમાં નિવૃત્તિનું સાધન મળ્યા છતાં અજ્ઞાની માણસ આત્મજ્ઞાન ન હોવાથી, સુગંધી પુષ્પથી યુક્ત વાટિકા ( વાડી )નું સેવન કરે, તેવી રીતે તે ઘોરજંગલનું સેવન કરે છે.[૪૫]

**सा [illegible]षणा विविधकंटकसंकटांगी घोराटवी घनतमोगहनापि लोके।**
**आगत्य नि[illegible]तिमल[illegible] [illegible]सेव्यते कुसुम[illegible]ल्मकवाटिकेव ॥ ४५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો અઠ્ઠાણુંમો સર્ગ સંપૂર્ણ ૯૮.**

---

# सर्ग ९९ मो* ચિત્તાખ્યાનનો સિદ્ધાન્ત

**राम उवाच । क्वासौ महाटवी ब्रह्मन् कदा दृष्टा कथं मया ।**
**के च ते पुरुषास्तत्र किं तत्कर्तुं कृतोद्यमाः ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્ ! તમે કહેલી મહાટવી (મ્હોટું જંગલ) ક્યાં છે ? મ્હેં તે ક્યારે અને કેવીરીતે જોયેલી છે ? ત્યાં પુરૂષો હતા તે કોણ હતા ? તથા તેઓ શું કરવાનો ઉદ્યમ કરતા હતા ?[1]

વસિષ્ઠ કહે છેઃ–હે રઘુનાથ ! હે મહાબાહો ! હે રામ ! મ્હેં તમને કહેલી અટવી દૂર નથી તેમ તે પુરૂષો પણ દૂર નથી.[2] ગંભીર, અપાર પોલાણવાળી, શૂન્ય તથા વિકારથી યુક્ત જે આ સંસારપદવી છે તેજ મહાટવી છે એમ તમે સમજો.[3] વિવેકદૃષ્ટિથી વિચાર કરવાથી તે સંસાર–પદવીરૂપ અટવી પ્રાપ્ત થાય છે તથા જ્યારે તે એક અદ્વિતીય વસ્તુથી પૂર્ણ છે એમ નિશ્ચય થાય છે ત્યારે તે શૂન્ય છે.[4] તે અટવીમાં મ્હોટા આકારવાળા પુરૂષો ભ્રમણ કરતા હતા, એમ મ્હેં તમને કહેલું છે તે પુરૂષો નહિ પણ સંસારમાંનાં માણસનાં મનરૂપી પુરૂષો સમજવા કે જે મન દુઃખમાં ડૂબેલાં છે.[5] વિવેક છે તેજ મનરૂપી પુરૂષનો દ્રષ્ટા છે અને વિવેકેકરીનેજ મ્હેં તેને જોયેલ છે.[6] સૂર્યદેવતા પોતાના પ્રકાશથી કમળને જાગૃત કરે, તેવીરીતે વિવેકથી હું મનને બોધ કરૂં છું.[7] મ્હારા બોધનો અંગીકાર કરી મ્હારા પ્રસાદથી કેટલાંક મન શાંતિ પામી પરમ પદવીને પામી ગયાં.[8] મોહનેલીધે જે મ્હારૂં અભિનંદન નથી કરતાં તથા જેઓ મ્હારો તિરસ્કાર કરે છે તેઓ અંધારા કૂવામાં પડે છે.[9] પૂર્વના સર્ગમાં જે અંધારા કૂવા કહેલા છે તે નરક સમજવાં. જેમણે કેળના વનમાં પ્રવેશ કર્યો તે મન સ્વર્ગના રસવાળાં છે, એમ સમજવું. જેમણે અંધારા કૂવામાં પ્રવેશ કર્યો અને ત્યાંથી બહાર નિર્ગમન ન કર્યું તે મન મહાપાપથી યુક્ત હોવાથી નરકમાંથી ન નીકળ્યાં એમ સમજવું.[10-12] કેળના વનમાં પ્રવેશ કર્યાપછી તે વનમાંથી જેણે બહાર નિર્ગમન ન કર્યું તે મન, પુણ્યના સંસ્કારથી યુક્ત હોવાથી સ્વર્ગમાં રહ્યાં, એમ સમજવું.[13] કરંજના વનમાંથી જે બહાર ન નીકળ્યાં તે માણસજાતનાં મન સમજવાં. જેને બોધ થયો તે બંધનથી મુક્ત થાય છે,[14] તથા બહુરૂપવાળાં કેટલાંક મન એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશ કરી નરક તથા સ્વર્ગમાં આવ–જા કર્યા કરે છે.[15] પ્રથમના સર્ગમાં કરંજનું ઘાટું વન કહેલું છે તે સંસારમાં સ્ત્રીનો રસ તથા દુઃખ અને કંટકરૂપી વિવિધ વાસનાથી યુક્ત મનુષ્યપણું સમજવું.[16] જેણે કરંજના વનમાં પ્રવેશ કર્યો તે મન માણસજાતિમાં ઉત્પન્ન થઈ સંસારના રસમાં આસક્ત થયાં, એમ સમજવું.[17] ચંદ્રમાનાં કિરણથી શીતળ કેળનું વન કહેવામાં આવેલું છે તે મનને આનંદ કરનાર સ્વર્ગ છે, એમ સમજો.[18] કેટલાંક મન પુણ્ય કરવાથી તપ તથા ધારણાએકરી શરીરને ધારણ કરીને રહેલ છે.[19] જેણે પોતાના અજ્ઞાનથી બુદ્ધિ અને ચિત્તેકરી મ્હારો તિરસ્કાર કર્યો તેણે આત્મજ્ઞાન ન હોવાથી પોતાનાજ વિવેકનો તિરસ્કાર કર્યો છે.[20] "તમે મને જોયો છે, મ્હારો નાશ થયો છે તથા તમે મ્હારા શત્રુ છો." એમ જે પુરૂષે કહ્યું તે બોધ થવાથી નાશ થવા સમયે ચિત્તે પ્રલાપ કર્યો, એમ સમજવું.[21]

* આ નવ્વાણુંમા સર્ગમાં પ્રથમ કહેલ ચિત્તાખ્યાનનું ક્રમથી તથા વ્યુત્ક્રમથી રામચંદ્રજીના પ્રશ્નદ્વારા તાત્પર્ય કહેવામાં આવશે.

રાડો પાડી પુરૂષે રૂદન કરવા માંડયું, એમ જે કહેવામાં આવ્યું છે તે સંસારના સુખનો ત્યાગ કરવા સમયે મને રૂદન કર્યું, એમ સમજવું.[૨૨] અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને જ્યાં-સુધી નિર્મળપદની પ્રાપ્તિ ન થયેલી હોય ત્યાંસુધી સંસારના સુખનો ત્યાગ કરવા સમયે ચિત્તને અતિશય પરિતાપ થાય છે.[૨૩] રૂદન કરતાં પોતાનાં અંગઉપર દૃષ્ટિ કરી, એમ કહેલું છે તે સંસારના સુખનો ત્યાગ કરવા સમયે સ્ત્રી–પુત્રના સ્નેહનેલીધે તેમનાપર દયાથી "આ સર્વનો ત્યાગ કરી જવું એ કષ્ટરૂપ છે" એમ વિચાર કરી રૂદન કર્યું, એમ સમજવું.[૨૪] અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને નિર્મળપદની પ્રાપ્તિ ન થયેલી હોય તો સ્નેહ તથા લોભ વગેરેથી અંગનો ત્યાગ કરવાસમયે ચિત્તમાં તાપની વૃદ્ધિ થાય છે.[૨૫] જેમણે હાસ્ય કર્યું તેમને વિવેકની પ્રાપ્તિ થવાથી આનંદ થયો, એમ સમજવું.[૨૬] વિવેકની પ્રાપ્તિ થયા પછી સંસારની સ્થિતિનો જેણે ત્યાગ કરેલ છે એવા ચિત્તને પોતાના રૂપનો ત્યાગ કરતી વખત આનંદની અભિવૃદ્ધિ થાય છે.[૨૭] જે પુરૂષોએ પોતાનાં અંગતરફ દૃષ્ટિ કરતાં હાસ્ય કર્યું તેમણે પોતાના મનથી એવો વિચાર કર્યો કેઃ 'આ મ્હારાં અંગો એજ મને છેતરાવાનું સ્થાન છે અને અહો!! મિથ્યાવિક-લ્પથી રચિત અંગોએકરી હું ઘણી વખત છેતરાણો' એમ પોતાના મનથી વિચાર કરી હાસ્ય-સહિત અંગતરફ દૃષ્ટિ કરી.[૨૮,૨૯] વિવેક પ્રાપ્ત થયા પછી પરપદમાં વિશ્રાંતિ પામેલું મન, પૂર્વની દીનતાના આધારભૂત પદાર્થને દૂરથી હાસ્ય કરતાં કરતાં જુવે છે.[૩૦] મ્હેં તેને માર્ગમાં રોકીને પ્રયત્નથી પ્રશ્ન કર્યો તે, વિવેક બળાત્કારથી પોતાના ચિત્તને રોકે છે, એમ બતા-વવામાં આવ્યું તે ઉપરથી વિવેકનેલીધે મનનો નાશ થતી વખતે અનેક પ્રકારની અર્થની આશાનો પણ નાશ થાયછે, એમ બતાવવામાં આવ્યું.[૩૧-૩૨] પુરૂષને હજાર નેત્ર તથા હજાર હાથ હતા એમ પ્રથમના સર્ગમાં વર્ણવેલું છે તે ઉપરથી ચિત્તને અનંત આકૃતિપણું છે, એમ સમજવાનું છે.[૩૩] પુરૂષ પોતાનાજ શરીર ઉપર પોતાની મેળે પ્રહાર કરતો હતો, એમ કહેલું છે તેઉપરથી અનેક પ્રકારની કુકલ્પનાથી મન પોતાનાજ શરીરને પ્રહાર કરે છે, એમ સમજવું.[૩૪] પુરૂષ પ્રહાર કરતાં ચારેબાજુ દોડતો હતો, એમ કહેલ છે તે ઉપરથી માણસનું મન પોતાની વાસનારૂપી પ્રહારથી વાસનાને અનુસારે દોડ્યા કરે છે, એમ સમજવાનું છે.[૩૫] મન પોતાની મેળે પોતાને પ્રહાર કરે છે તથા સ્વેચ્છાથી પલાયન કરે છે.[૩૬] પોતાની વાસનાથી તાપ પામેલાં સર્વ મન સ્વેચ્છાથી પોતાનાં પદને પામવાને પલાયન કરે છે.[૩૭] જે આ જગતમાં દુઃખનો વિસ્તાર થયો છે તે પણ મનને લીધેજ છે અને મન પોતે ખેદ પામી ચારેબાજુ દોડ્યા કરે છે.[૩૮] કોશેટો કરનાર કીડો પોતાની લાળરૂપી જાળથી બંધન પામે છે, તેવીરીતે મન પોતાની સંકલ્પિત વાસનારૂપી જાળથી પોતાનીમેળે બંધન પામે છે.[૩૯] બાળક રમત કરવા સમયે પાછળથી પોતાનેજ દુઃખ થાય એવી રમત પણ અજ્ઞાનથી રમે છે, તેવીરીતે મન પોતાની ચંચળતાને લીધે ભાવી દુઃખનો વિચાર કર્યા વિના પાછળથી અનર્થ થાય એવી રીતે પણ ક્રીડા કરે છે.[૪૦] લાકડાંને વહેરનાર વહેરણીઆ પોતાના કરવતથી લાકડાંનો થોડો ભાગ ચીરી, વચ્ચે ખીલી ભરાવી ચાલ્યા જાય અને પાછળથી કોઇ વાંદરો તેજ લાકડાંપર બેસીને પોતાની ચપળતાને લીધે કાંઈ પણ વિચાર કર્યા વિના તેમાંથી ખીલી કાઢી નાખે તો, ચીરેલા ભાગમાં પોતાના વૃષણ દબાવાથી તેનું મરણ થાય, તેવીરીતે માણસનું મન પોતાની ચંચળતાને

લીધે વિચાર કર્યા વિના એવાં કામ કરે છે, કે જેથી પાછળથી અનર્થની ઉત્પત્તિ થાય છે.[૪૧] માટે મનનું ઘણી વખત પાલન કરવું, ઘણી વખત મનેકરી આત્મવિચાર કરવો તથા યોગાભ્યાસથી મનને વશ કરી લેવું કે જેથી ફરીવાર શોચ કરવો ન પડે.[૪૨] મનના પ્રમાદથી પર્વતના સમૂહની પેઠે દુઃખની વૃદ્ધિ થાય છે તથા સૂર્યના ઉદયથી જેમ હિમનો નાશ થાય, તેમ મન વશ રાખવાથી દુઃખનો નાશ થાય છે.[૪૩] જે માણસનું મન શાસ્ત્રના અર્થથી ઉત્પન્ન થયેલી અનિંદ્ય વાસનાએકરી મુનિની પેઠે મૌનવૃત્તિથી સંસારના રાગમાં રમ્યા કરે છે તે માણસનું મન પાછળથી તત્ત્વજ્ઞાનને લીધે જ્યારે પરમ પવિત્ર થાય તથા જન્મ–મરણથી રહિત પરમપદને પ્રાપ્ત થાય ત્યારે તેને મ્હોટી આપત્તિમાં પણ શોચ થતો નથી.[૪૪] **यावज्जीवमौनेन्या च रमते शास्त्रार्थसंजातया तुल्यं वासनया मनो हि [illegible] रागादिषु । पश्चात्पावनपावनं पदमजं तत्प्राप्य तच्छीतलं तत्संस्थेन न शोच्यते पुनरलं पुंसा म[illegible]पत्स्वपि४४**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો નવ્વાણુંમો સર્ગ સંપૂર્ણ. ૯૯.**

---

## सर्ग १०० मो* બ્રહ્મ સર્વશક્તિવાળું છે તથા બંધ–મોક્ષ અજ્ઞાનથીજ છે

**વસિષ્ઠ ઉવાચ । चित्तमेतदुपायातं ब्रह्मणः परमात्पदात् ।**
**अतन्मयं तन्मयं च तरंगः सागरादिव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! આ ચિત્ત બ્રહ્મના પરમપદમાંથી પ્રાપ્ત થયેલું છે અને તે, સાગરમાંથી ઉત્પન્ન થયેલ તરંગ જેમ સાગરમય છે તથા સાગરમય નથી, તેમ બ્રહ્મમય છે અને નથી.[૧] હે રામચંદ્રજી ! સામાન્ય જળની બુદ્ધિવાળા માણસને જેમ સમુદ્રથી તરંગ જૂદા નથી, તેવીરીતે જ્ઞાનીને બ્રહ્મથી કાંઇપણ વસ્તુ ભિન્ન નથી.[૨] જળનું સામાન્યપણું ન જોનાર માણસને જેમ જળ અને તરંગમાં જૂદાપણું જોવામાં આવે છે, તેમ અપ્રબુદ્ધ માણસને મન છે તેજ સંસારના ભ્રમના કારણરૂપ છે.[૩] વાચ્ય અને વાચકનો સંબંધ પણ અજ્ઞાની માણસને ઉપદેશ માટે સંસારમાં કલ્પિત છે.[૪] બ્રહ્મ સર્વ શક્તિમાન છે, પર છે તથા નિત્ય, પૂર્ણ અને અવ્યય છે, તેમજ એવી કોઇપણ વસ્તુ નથી કે જે બ્રહ્મના વિષે ન હોય.[૫] પરમાત્મા ભગવાન સર્વશક્તિમાન હોવાથી જે સ્થળે જેવી ઈચ્છા થાય તે સ્થળે તેવી શક્તિનો પ્રકાશ કરે છે.[૬] શરીરના વિષે બ્રહ્મની ચૈતન્યશક્તિ જોવામાં આવે છે, વાયુના વિષે સ્પંદશક્તિ રહેલી છે, પાણામાં જડશક્તિ રહેલી છે,[૭] જળમાં દ્રવશક્તિ રહેલી છે, તેમજ અગ્નિમાં તેજશક્તિ, આકાશમાં શૂન્યશક્તિ, સંસારસ્થિતિમાં અસ્તિત્વ (હોવાપણા)ની શક્તિ,[૮] વિનાશમાં નાશશક્તિ, શોકવાળામાં શોકશક્તિ, આનંદ પામેલમાં આનંદશક્તિ, શૂરવીરમાં પરાક્રમની શક્તિ, સર્ગમાં સર્ગશક્તિ તથા કલ્પાંતમાં સર્વશક્તિપણું. આ પ્રમાણે બ્રહ્મની સર્વશક્તિ દસ દિશામાં દેખાય છે.[૯,૧૦] વૃક્ષના બીજમાં જેવીરીતે ફળ, પુષ્પ, લતા, પત્ર, શાખા તથા મૂળવાળું વૃક્ષ રહેલું છે, તેવીરીતે બ્રહ્મના વિષે આ જગત રહેલું છે.[૧૧] બ્રહ્મના વિષે પ્રતિભાસના વશપણાથી ચૈતન્ય તથા જડના મધ્યમાં રહેલું જીવ નામનું ચિત્ત દેખાય છે.[૧૨] તથા અનેક

---

* આ સોમા સર્ગમાં મનની શક્તિએકરી બ્રહ્મનું સર્વશક્તિપણું તથા અજ્ઞાનમાત્રથી બંધ–મોક્ષની કલ્પના છે એમ વર્ણન કરવામાં આવશે.

પ્રકારનાં વૃક્ષ, લતા, ગુલ્મ તથા પલ્લવની કલ્પનાની પેઠે જ્યાંસુધી તત્ત્વ જાણવામાં આવ્યું નથી ત્યાંસુધી આ જગતની કલ્પના છે.[૧૩] અહંપ્રત્યયથી ભાસમાન થતું આ જગત બ્રહ્મરૂપજ છે. આત્મા સર્વ સ્થળે રહેનાર છે તથા તેનું નિત્ય પ્રકાશરૂપ મહાન શરીર છે.[૧૪] આકાશમાં જેવીરીતે પીછાની ભ્રાંતિ થાય છે તથા જળમાં જેવીરીતે તરંગની બુદ્ધિ છે, તેવી રીતે આત્માની મનન કરવાની શક્તિને મન કહે છે.[૧૫] આત્માના વિષે જીવ તથા મન પ્રતિભાસની કળામાત્ર છે. મનનાત્મક મનના રૂપનો ઉદય થયેલ છે તે પણ બ્રહ્મનીજ શક્તિ છે તેથી બ્રહ્મરૂપજ છે; અને જે આ દૃશ્ય વિભાગ જોવામાં આવે છે તે પણ પ્રાતિભાસિક છે પણ વસ્તુતાથી વિભાગ નથી; તથા મોહમાં પરમકારણભૂત મનની સદસદાત્મક જેટલી જેટલી શક્તિ છે તે પણ બ્રહ્મનીજ શક્તિ છે જેવીરીતે મનઃસત્તાત્મક બ્રહ્મનું રૂપ સંસર્ગાધ્યાસથી મનમાં રહેલું છે,[૧૬-૧૯] તથા વસંત વગેરે ઋતુની શક્તિ જેવીરીતે વૃક્ષમાં રહેલી છે, તેવીરીતે જીવની ચેષ્ટા વગેરે મનના ધર્મ બ્રહ્મના વિષે રહેલા છે.[૨૦] પૃથ્વીમાં સર્વ ઋતુ તથા સર્વ પુષ્પ વગેરેની શક્તિ રહેલી છે તે છતાં પૃથ્વી બીજ, સંસ્કાર તથા દેશના ભેદથી વ્યવસ્થાએકરી પુષ્પ વગેરેને ધારણ કરે છે, તેવી રીતે બ્રહ્મના વિષે સર્વશકિત રહેલી છે તે છતાં વ્યવસ્થાથી સર્વ શકિતને તે ધારણ કરે છે; અને પૃથ્વી જેવી રીતે પુષ્પને ધારણ કરે તેવી રીતે લોકના કર્ત્તા બ્રહ્મા ચિત્તને ધારણ કરે છે, અને પૃથ્વીના તળમાંથી શાળ વગેરેની શક્તિ ઉત્પન્ન થાય છે, તેવીરીતે બ્રહ્મમાંથી અનેક પ્રકારની શક્તિ ઉત્પન્ન થાય છે. એવી રીતે આ પ્રત્યક્ષ જણાતું જગત પ્રાતિભાસિક છે અને મનની કલ્પનાથી બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ છે માટે બ્રહ્મરૂપજ છે.[૨૧-૨૩] ઇંદુબ્રાહ્મણના દસ પુત્રોએ મનની કલ્પનાથી દસ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યાં તેવીરીતે પ્રત્યેક માણસ મનમાં જેવી કલ્પના કરે તેવું તે ઉત્પન્ન કરી શકે છે.[૨૪] પોતાની મેળે ક્ષોભ ન પામેલાં નિર્મળ જળમાં જેવીરીતે સ્પંદ થાય છે, તેવી રીતે પરમાત્માના વિષે જીવ છે તેજ સંસારનું કારણ છે.[૨૫] જળમાં થતા કલ્લોલ, ઊર્મિ તથા તરંગ એ સઘળું જેમ જળરૂપ છે, તેમ જ્ઞાનવાન માણસને આ સર્વ જગત બ્રહ્મરૂપ છે.[૨૬] તરંગવાળા સમુદ્રમાં જળથી જૂદી જેમ તરંગની કલ્પના કરવામાં આવે છે, તેમ નામ–રૂપ વગેરેની કલ્પના કરવામાં આવી છે પણ વસ્તુતાથી એક બ્રહ્મનીજ સત્તા રહેલી છે.[૨૭] ઉત્પન્ન થાય છે, નાશ થાય છે, જાય છે તથા સ્થિતિ પામે છે એ સઘળું વિવર્ત્તપણાથી બ્રહ્મના વિષે જણાય છે.[૨૮] સૂર્યનો પ્રચંડતાપ જેમ મૃગજળરૂપે જણાય છે, તેમ પરમાત્મા નામ–રૂપથી રહિત છે તોપણ વિચિત્રરૂપથી પ્રત્યક્ષ જણાય છે.[૨૯] કરણ, કર્મ, કર્ત્તા, જનન, મરણ તથા સ્થિતિ એ સઘળું બ્રહ્મને અધીન છે, તે વિના કંઈ પણ કલ્પના નથી.[૩૦] લોભ નથી, મોહ નથી, તૃષ્ણા નથી તથા અતિ આસક્તિ પણ નથી. આત્માના વિષે લોભ, તૃષ્ણા અથવા મોહ કેમજ ઘટે?[૩૧] સુવર્ણમાંથી જેમ બાજુબંધ વગેરે આભૂષણ થાય છે, તેમ આ સર્વ જગત આત્મામાંથીજ મનની કલ્પનાનો ક્રમ છે.[૩૨] અજ્ઞાનથી વીંટાયેલા ચિત્તને જીવ કહે છે. પોતાનો બંધુ હોય તેને પણ જ્યાંસુધી જાણ્યો નથી ત્યાંસુધી તે અબંધુ છે (તે પ્રમાણે ચિત્તને આત્મજ્ઞાન ન થયું હોય ત્યાંસુધી તેની જીવ સંજ્ઞા કહેવાય છે ).[૩૩] આકાશે જેવી રીતે શૂન્યતા પ્રકટ કરેલ છે, તેવીરીતે ચૈતન્યરૂપી આત્માએ અજ્ઞાનેકરી પોતાના સંકલ્પથી જીવપણું પ્રકટ કરેલ છે.[૩૪] આત્મા છે તેજ અનાત્માનીપેઠે જગતમાં જીવરૂપે જણાય છે. નેત્રદોષથી જેમ આકાશમાં બે ચંદ્રમા દેખાય છે,

તેવીરીતે સત્–અસત્‌રૂપે આ જગત ઉત્પન્ન થયું છે.[૩૫] મોહના નિમિત્તરૂપ બંધ અને મોક્ષ એ બે શબ્દનું પણ અત્યંત અસંભવપણું છે, કારણ કે આત્માને સત્યપણું હોવાથી તેને બંધન અથવા મોક્ષ કેમજ ઘટે?[૩૬] બંધ કે જેનું નિત્ય અસંભવપણું છે તેનો સંભવ માની 'હું બંધાણો છું' એમ માનવું એ પણ કુકલ્પના છે, તેમજ મોક્ષ પણ કલ્પનામાત્ર છે, વસ્તુતાથી નથી.[૩૭]

રામચંદ્રજી પૂછે છેઃ–પ્રથમ કહેવામાં આવ્યું છે કે મનમાં જેવો નિશ્ચય થાય તે પ્રમાણે થાય છે પણ તેમાં અન્યથા થતું નથી. ત્યારે જે માણસે મનથી બંધનની કલ્પના કરી તેને કાલ્પનિક (કલ્પનાથી થયેલો) બંધ નથી એમ કેમ કહેવાય?[૩૮]

વસિષ્ઠ કહે છેઃ–જેવીરીતે સ્વપ્નમાં થયેલી કલ્પના મિથ્યા છે, તેવીરીતે મૂર્ખ માણસને થયેલી બંધની કલ્પના પણ મિથ્યા છે અને તેવીજ રીતે મોક્ષની કલ્પના છે તેપણ મિથ્યા છે.[૩૯] આ પ્રમાણે બંધ અને મોક્ષ એ બન્ને અજ્ઞાનથીજ થયેલ છે. વસ્તુતાથી બંધ પણ નથી તેમ મોક્ષ પણ નથી.[૪૦] જ્યાંસુધી અજ્ઞાન હોય ત્યાંસુધી રજ્જુ (દોરી)માં સર્પની કલ્પના થાય છે પણ જ્ઞાન થયા પછી તેવી કલ્પના થતી નથી, તેજ પ્રમાણે બંધ–મોક્ષની કલ્પના પણ જ્યાંસુધી અજ્ઞાન હોય ત્યાંસુધી છે, તત્ત્વજ્ઞાન થયા પછી તેવી કલ્પનાની શાંતિ થાય છે.[૪૧] અજ્ઞાની માણસને બંધ–મોક્ષનો મોહ થાય છે પણ જ્ઞાનીને બંધ–મોક્ષનો મોહ થતો નથી.[૪૨] હે સુભગ! પ્રથમ મન ઉત્પન્ન થયું, ત્યારપછી બંધ અને મોક્ષની દૃષ્ટિ થઇ અને ત્યારપછી ભુવનરૂપ પ્રપંચની રચના થઇ. એ પ્રમાણે બાળકની આખ્યાયિકાની પેઠે દૃઢ મૂળવાળી આ સ્થિતિ પ્રતિષ્ઠા પામેલી છે.[૪૩] **आदौ मनस्तद्‌नु बंधविमोक्षदृष्टी पश्चात्प्रपंचरचना भुवनाभिधाना। इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठामाख्यायिका सुभगबालजनोदितेव॥४३॥**

**શ્રી૦ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્ર૦ 'ચિત્તચિકિત્સાપૂર્વકચિતોત્પત્તિવર્ણન' નામનો સોમો સર્ગ સંપૂર્ણ.૧૦૦**

## सर्ग १०१ मो* બાલકાખ્યાયિકા

**राम उवाच। कि(मु)च्यते मुनिश्रेष्ठ बालकाख्यायिकाक्रमः।**
**क्रमेण कथयैतन्मे मनो(नि)र्णनकारण(म्)॥ १॥**

રામચંદ્રજી કહે છેઃ–હે મુનિશ્રેષ્ઠ! બાળકની આખ્યાયિકાનો ક્રમ લોકમાં કેવીરીતે કહેવાય છે? તે તમે કહો.[૧]

વસિષ્ઠ કહે છેઃ–હે રામચંદ્રજી! એક સમયે કોઈ એક મુગ્ધબુદ્ધિવાળા (યુક્ત તથા અયુક્તના વિચારથી રહિત) બાળકે પોતાની ધાવને કહ્યું કેઃ–"હે ધાત્રિ! વિનોદ થાય એવી કોઇ પણ કથા (કહાણી) કહે."[૨] આવાં બાળકનાં વચન સાંભળી તેણે બાળકના વિનોદ માટે નિર્મળ તથા મીઠાં વચનોવાળી કથા કહેવાનો આરંભ કર્યો.[૩]

ધાત્રી બાળકને કહે છેઃ–"અત્યંત અસત્" નામના એક નગરમાં સુંદર મહાત્મા ત્રણ રાજપુત્રો રહેતા હતા. તેઓ ધાર્મિક તથા શૂરવીર હતા.[૪] અને વિસ્તારવાળા શૂન્ય નગરમાં,

* આ એકસોએકમા સર્ગમાં, હજારો વિકલ્પવાળી સંસૃતિમાં મનના સંકલ્પવિના કાંઈપણ વસ્તુ નથી એમ બતાવવા માટે બાળકની આખ્યાયિકા દૃષ્ટાંતરૂપે કહેવાશે.

આકાશમાં જાણે જળતારકા હોય એવી રીતે તે રહેતા હતા. તે ત્રણમાંથી બેનો જન્મ નહોતો થયો તથા એક ગર્ભમાંજ રહેલ નહોતો.[૫] કોઈ કાળે તે રાજપુત્રોના બાંધવોનું મરણ થયું તેથી ખેદ પામી શોકથી જેનું ચિત્ત હરાઇ ગયેલું છે એવા તે ત્રણે જણ પોતાના નગરના સમાજસાથે એકમત કરી, કોઈ ઉત્તમ નગરનો લાભ લેવા માટે તે શૂન્યનગરમાંથી બહાર નીકળ્યા. તે સમયે આકાશમાંથી બુધ, શુક્ર અને શનૈશ્ચરે જાણે પ્રયાણ કર્યું હોય એવા તે જણાતા હતા.[૬-૭] તે ત્રણે રાજપુત્રોનાં અંગ *શિરીષના પુષ્પજેવાં કોમળ હતાં. પાછળથી સૂર્યનો અતિ તાપ લાગવાથી ગ્રીષ્મઋતુના તાપથી ખેદ પામેલાં પલ્લવો કરમાઈ જાય, તેમ તેઓ કરમાઈ ગયા.[૮] માર્ગમાં તપી ગયેલી રેતીથી તેમના કોમળ પગમાં તાપ લાગતો હતો તેથી 'હા તાત !' એવી રીતે શોચ કરતાં, યૂથમાંથી જૂદા પડેલા મૃગની પેઠે તેઓ ચાલ્યા જતા હતા.[૯] દર્ભના અગ્રભાગથી પગ વીંધાઈ જતા હતા, તાપથી અંગની સંધિઓમાં ખેદ થતો હતો, ધૂળ ઉડવાથી શરીર ધૂળમય થઈ રહેતું હતું.[૧૦] એવી રીતે ઘણા લાંબા માર્ગનું અતિક્રમણ કરી ચાલ્યાં જતાં તેમણે ત્રણ વૃક્ષ જોયાં. તે ત્રણે વૃક્ષ મંજરીના સમૂહથી યુક્ત હતાં, ફળ–પલ્લવથી શોભતાં હતાં તથા માર્ગમાં મૃગ અને પક્ષીગણના આધારરૂપ હતાં.[૧૧] તે ત્રણ વૃક્ષમાંથી બે વૃક્ષ કાંઇ પણ ઉગ્યાં ન હોતાં તથા ત્રીજા વૃક્ષમાં સારી રીતે ચડવાનું બીજ પણ નહોતું.[૧૨] થાકી ગયેલા તે ત્રણ રાજપુત્રોએ તેમાંના એક વૃક્ષનીચે વિશ્રાંતિ લીધી અને સ્વર્ગમાં પારિજાતના વૃક્ષતળે ઇંદ્રિલોકમાં રહેનારને જેવો આનંદ થાય, તેવો તેમને આનંદ થયો.[૧૩] અમૃતસમાન તે વૃક્ષના ફળનું ભોજન કરી, તેના રસનું પાન કરી, તેની મંજરીની માળા કરી તથા ઘણીવાર વિશ્રાંતિ લઇને ત્યાંથી આગળ પ્રયાણ કર્યું.[૧૪] થોડે દૂર ગયા પછી મધ્યાહ્નસમયે ત્રણ નદીઓ તેમના જોવામાં આવી, કે જેમાં અનેક પ્રકારનાં મોજાં ઉછળતાં હતાં.[૧૫] તે ત્રણ નદીમાંથી એક નદી સૂકાઇ ગયેલી હતી તથા બે નદીમાં કાંઇ પણ પાણી હતું નહિ, તેથી તે આંધળાની આંખ્યજેવી હતી.[૧૬] તે ત્રણ નદીમાંથી જે નદી સૂકાઇ ગયેલી હતી તેમાં તે રાજપુત્રોએ આદરથી સ્નાન કર્યું. ઉન્હાળાના તાપથી દુઃખ પામતાં માણસો જેમ નદીમાં ક્રીડા કરે તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેમ ગંગામાં જળક્રીડા કરે, તેમ તેઓએ ઘણીવાર જળક્રીડા કરી તથા દૂધજેવા જળનું પાન કર્યું અને હર્ષ પામી ત્યાંથી આગળ ચાલવા માંડયું.[૧૭,૧૮] દિવસના અંતે સૂર્ય અસ્ત થવાના સમયે ભવિષ્યમાં જેનું નિર્માણ થવાનું છે એવાં, પર્વતના જેવાં ઊંચા નગરપાસે તેઓ આવ્યા.[૧૯] તે નગરની ઉપર સુંદર પતાકા તથા નીચે કમલિની શોભતી હતી. નીલ આકાશના જેવાં સુંદર જળાશય જોવામાં આવતાં હતાં તથા નગરમાં થતાં ગાયનની સ્વરમૂર્છના છેટેથી સાંભળવામાં આવતી હતી.[૨૦] તે નગરમાં સુંદર ત્રણ ભવન (ઘર) તેમના જોવામાં આવ્યાં. જાણે મહાપર્વતનાં મણિ તથા સુવર્ણમય શિખર હોય એવી તેની શોભા હતી.[૨૧] તે ત્રણ ભવનમાંથી બે ભવનનું તો નિર્માણજ થયેલું નહોતું તથા એક ભવન ભીંતવિનાનું હતું. એ ત્રણ ભવનમાંથી ભીંત-વિનાના ભવનમાં તે ત્રણ રાજપુત્રોએ પ્રવેશ કર્યો.[૨૨] તે ભવનમાં પ્રવેશ કરી વિહાર કરતા હતા, તેવામાં તપાવેલ સોનાજેવાં ત્રણ સ્થાલીપાત્ર તેમને પ્રાપ્ત થયાં.[૨૩] તે ત્રણ પાત્રમાંથી બે પાત્ર

* સરસડો.

ભાગેલાં હતાં તથા એકનો ભુકો હતો. તેમાંથી દીર્ઘબુદ્ધિવાળા તે રાજપુત્રોએ ભુકારૂપ સ્થાલીનું ગ્રહણ કર્યું.[24] તેમાં તે બહુ ખાનારાઓએ નવ્વાણું દ્રોણથી તથા એક દ્રોણથી ન્યૂન એવા સો દ્રોણ ચોખા રાંધ્યા અને ત્રણ બ્રાહ્મણને જમવાનું આમંત્રણ દીધું. તે ત્રણ બ્રાહ્મણમાંથી બેનો દેહજ નહોતો તથા એકને મુખ નહોતું.[25-26] તેમાંથી મુખવિનાના બ્રાહ્મણે સો દ્રોણ ચોખાનું ભોજન કર્યું તથા અવશેષ રહેલ અન્નનું રાજપુત્રોએ ભોજન કર્યું.[27] એ પ્રમાણે હે પુત્ર ! ભવિષ્યમાં નિર્માણ થનાર તે નગરમાં તે ત્રણે રાજપુત્રો નિવૃત્તિ પામ્યા તથા મૃગયા રમતા કરતા આજસુધી સુખે રહેલા છે.[28] હે અનઘ ! આ પ્રમાણે મનોહર કથા મ્હેં ત્હારી પાસે કહી સંભળાવી. આ કથાનું હૃદયમાં તું મનન કરજે તેથી તું પંડિત થઇશ.[29] આ પ્રમાણે ધાત્રીએ બાળકપાસે કથા કહી, તે સાંભળી બાળકને આનંદ થયો.[30] કમળના જેવાં નેત્રવાળા હે રામચંદ્રજી ! મ્હેં પ્રથમ તમારી પાસે ચિત્તાખ્યાન કહ્યું અને ત્યારપછી આ બાળકની કહાણી કહી સંભળાવી.[31] મ્હેં જે પ્રમાણે તમને બાળકની કહાણી કહી તે પ્રમાણે કલ્પેલા ઉગ્ર દૃઢસંકલ્પથી આ સંસારની સ્થિતિની રચના રચાયેલી છે.[32] હે અનઘ ! વિકલ્પના સમૂહથી બંધ–મોક્ષની કલ્પનાએકરી પ્રતિભાસરૂપ આ જગત જોવામાં આવે છે.[33] સંકલ્પ-વિના કાંઈ પણ વસ્તુ નથી. જે કાંઇ આ જોવામાં આવે છે તે સંકલ્પથીજ છે.[34] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વત, નદી અને દિશાઓ એ સઘળું સ્વપ્નની પેઠે સંકલ્પથી રચાએલું છે.[35] ભવિષ્યત્ નગરમાં જે પ્રમાણે રાજપુત્રો છે તથા જે પ્રમાણે સંકલ્પની રચના છે તે પ્રમાણે આ જગતની સ્થિતિ છે.[36] જળમાં જળમય ચંચળ સમુદ્રની જેમ સ્ફુરણા થાય છે, તેમ આત્માના વિષે સંકલ્પમાત્રની સ્ફુરણા થાય છે.[37] સૂર્યના તથા જનસમૂહના વ્યાપારથી જેમ દિવસ વૃદ્ધિ પામે છે, તેમ પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થયેલ આ જગત પરમાત્માના વ્યાપારથી વૃદ્ધિ પામે છે.[38] હે રામચંદ્રજી ! આ સમગ્ર જગત સંકલ્પના સમૂહની કલ્પનામાત્ર છે. મનો-વિલાસ તથા રાગ વગેરેની વૃત્તિઓ પણ સંકલ્પમાત્ર છે, માટે સંકલ્પમાત્રનો ત્યાગ કરી તથા નિશ્ચયપણાથી નિર્વિકલ્પપદનો આશ્રય કરી શાંતિ પામો.[39]

**संकल्पजालकलनैव जगत्समग्रं संकल्पमेव ननु विद्धि विलासचेत्यम् ।**
**संकल्पमात्रमलमुत्सृज निर्विकल्पमाश्रित्य निश्चयमवाप्नुहि राम शांतिम् ॥ ३९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'બાલકાખ્યાયિકા' નામનો એકસોએકમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग १०२ जो* અહંકાર અને સંકલ્પના નાશનો ઉપાય

**वसिष्ठ उवाच । स्वसंकल्पवशान्मूढो मोहमेति न पंडितः ।**
**अक्षये क्षयसंकल्पान्मुह्यते शिशुरेव हि ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! મૂઢમાણસ પોતાના સંકલ્પના વશપણાથી મોહ પામે છે પણ પંડિત મોહ પામતો નથી. અક્ષય વસ્તુમાં ક્ષયના સંકલ્પથી બાળક હોય તેજ મોહ પામે છે.[1]

---

* આ એકસોબીજા સર્ગમાં અહંકાર તથા સંકલ્પના ક્ષયનો ઉપાય તેમજ પરમાત્માની નિત્યતાનું નિરૂપણ કરવામાં આવશે.

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ વસિષ્ઠઋષિ ! તમે કહેલ સંકલ્પિત ક્ષય કયો તથા કોણે કરેલો ? કે જેણેકરી આ આત્મા અસત્‌નિમિત્તેકરી મહામોહરૂપી સંસારના ભ્રમનું ગ્રહણ કરે છે તે કહો.[૨]

વસિષ્ઠ કહે છેઃ—બાળક જેવીરીતે મિથ્યાભૂતની કલ્પના કરે છે, તેવીરીતે અસત્‌ભૂતસમૂહે 'અહંકાર' નામના ક્ષયની કલ્પના કરેલ છે.[૩] એક પરમ વસ્તુના વિષે સર્વ વસ્તુ રહેલ છે ત્યારે અહંકાર કેવીરીતે અને ક્યાંથી ઉદય થયો ?[૪] વસ્તુતાથી અભેદરૂપ પરમાત્મામાં અહંકાર છે નહિ તથાપિ અજ્ઞાનથી તીવ્ર તડકામાં મૃગજળ દેખાય, તેવીરીતે તે દેખાય છે.[૫] જળના આશ્રયથી જળ જોવામાં આવે, તેવીરીતે આત્માના આશ્રયથી મનરૂપી ચિંતામણિમાંથી સંસારનો આરંભ જણાય છે.[૬] માટે હે રામચંદ્રજી ! આશ્રયરહિત અજ્ઞાનનો ત્યાગ કરી આશ્રયસહિત, સત્ય આનંદરૂપ જ્ઞાનનો આશ્રય કરો.[૭] વિચાર કરવો એ બુદ્ધિનો ધર્મ છે, માટે મોહ અને સંરંભનો ત્યાગ કરી સત્યવસ્તુનો વિચાર કરો અને અસત્યનો ત્યાગ કરો.[૮] બંધન નથી તે છતાં બંધન છે એવીરીતે કહી શામાટે વૃથા ખેદ પામો છો ? આત્મતત્ત્વ અનંત છે માટે કોનું કેવીરીતે બંધન થાય છે ?[૯] અવિભિન્ન મહાત્માના વિષે અનેક તથા એકની કલ્પના છે નહિ અને આ સર્વ બ્રહ્મતત્ત્વ છે માટે તેના વિષે બંધ અથવા મોક્ષ નથી.[૧૦] દુઃખરહિત હોય તે છતાં દુઃખસહિત હોય એમ જણાય છે. અંગ કપાઈ ગયા પછી શામાટે ખેદ કરવો ? ભેદ તથા અભેદના વિકારરૂપી દુઃખ આત્માવિષે નથી.[૧૧] દેહનો નાશ થયો તથા ક્ષીણનો ક્ષય થયો તેમાં આત્માને શું હાનિ પ્રાપ્ત થઈ ? ધમણ બળી જવાથી ધમણમાં રહેનાર વાયુનો નાશ થતો નથી, તેમ દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૧૨] પુષ્પનો નાશ થાય તોપણ આકાશનો આશ્રય કરીને રહેનાર આમોદ (ગંધ)નો નાશ થતો નથી; તેવીરીતે દેહ પડીજાય અથવા દેહનો ઉદય થાય તેમાં આપણને શું હાનિ છે ?[૧૩] શરીરરૂપી કમળમાં સુખ—દુઃખરૂપી હિમ પડે તેમાં આકાશમાં ઉડનાર આપણજેવા ભ્રમરને શું હાનિ પ્રાપ્ત થઈ ?[૧૪] ગમે તો દેહ પડી જાય, ગમે તો ઉદય થાય અને ગમે તો ગગનાંતરમાં જાય તોપણ મ્હારૂં તેનાથી વિલક્ષણરૂપ છે માટે તેમાં મ્હારે કાંઇ હાનિ નથી.[૧૫] હે રામચંદ્રજી ! મેઘને તથા વાયુને અને કમળને તથા ભ્રમરાને જેવો સંબંધ છે, તેવોજ સંબંધ તમારા શરીરને અને આત્માને છે.[૧૬] મન છે તેજ સકળ જગતનું શરીર છે; અને મન છે તેજ આદિશક્તિ છે તથા ચિદાત્મા મનથી પણ આદિ હોવાથી તેનો નાશ થતો નથી.[૧૭] હે પ્રાજ્ઞ ! આત્માનો કોઈ દિવસ નાશ નથી તેમ તે ક્યાંય જતો પણ નથી માટે તમે શામાટે વૃથા ખેદ પામો છો ?[૧૮] વાદળાં વીંખાઈ જાય ત્યારે વાયુ આકાશના અનંતપદમાં પ્રયાણ કરે છે તથા કમળ સૂકાઈ જાય ત્યારે ભ્રમર પણ આકાશમાં ઉડી જાય છે, તેવીરીતે દેહનો ક્ષય થયા પછી આત્મા આકાશનો આશ્રય કરે છે.[૧૯] આ સંસારમાં વિહાર કરતાં જ્ઞાનરૂપી અગ્નિવિના મનનો પણ નાશ થતો નથી ત્યારે આત્માના નાશની તો વાત પણ કેમજ સંભવે ?[૨૦] જેવીરીતે કુંડબદરન્યાય તથા ઘટાકાશનો ન્યાય છે, તેવીરીતે દેહ અને આત્માની વિનાશ અને અવિનાશમાં સ્થિતિ છે.[૨૧] હાથમાં રાખેલું કુંડું ફૂટી જાય ત્યારે કુંડામાં રાખેલાં બોર હાથમાં રહે છે, તેવીરીતે દેહનાશ થાય ત્યારે આત્મા (જીવ) વાસનારૂપ આકાશમાં રહે છે.[૨૨] ઘડો જ્યારે ફૂટી જાય ત્યારે ઘટાકાશ મહાકાશમાં

મળી જાય છે, તેવીરીતે દેહનો ક્ષય થાય તોપણ દેહી (આત્મા) નિરામય રહે છે.[૨૩] જંતુનો મનરૂપી દેહ દેશ અને કાળથી તિરોધાન થાય છે તથા મરણરૂપી લુગડાંથી ઢંકાઈ જાય છે માટે શઠ મનનાવિષે શામાટે ખેદ કરવો ?[૨૪] મૂઢ માણસ દેશ અને કાળના તિરોધાનરૂપી મરણમાં શા માટે ભય રાખે છે ? કારણ કે આત્માનો નાશ થયો એવું કોઇએ જોયું નથી.[૨૫] એટલામાટે હે રામચંદ્રજી ! પાંખ આવ્યા પછી આકાશમાં ઉડનાર પક્ષી ઇંડાનો ત્યાગ કરે, તેવીરીતે અહંકારરૂપી મિથ્યાવાસનાનો તમે ત્યાગ કરો.[૨૬] રાગ–દ્વેષેકરી ઈષ્ટ તથા અનિષ્ટને બંધનરૂપ માનસી શક્તિ છે અને તે શક્તિથીજ સ્વપ્નની પેઠે ભ્રાંતિની વૃથા કલ્પના થાય છે.[૨૭] અવિદ્યા કે જે દુરંત છે, દુઃખનેમાટે વૃદ્ધિ પામેલી છે તથા જાણવામાં આવે તેવી નથી, તે (અવિદ્યા) આ અસત્‌જગતનો વિસ્તાર કરે છે.[૨૮] આકાશ મલિન દેખાવું એ જેમ ઝાકળનો સ્વભાવ છે, તેમ આ અસત્‌જગત દેખાવું એ અવિદ્યાનો સ્વભાવ છે.[૨૯] દીર્ઘકાળના સ્વપ્નની પેઠે અવિદ્યાએ આ અસત્‌જગત સત્‌રૂપ કલ્પેલ છે.[૩૦] જેવીરીતે અનિર્મળ નેત્રને ભાવનામાત્રથી આકાશમાં બે ચંદ્રનું કર્ત્તાપણું છે, તેવીરીતે મનને પણ ભાવનામાત્રથી જગતનું કર્ત્તાપણું છે.[૩૧] સૂર્યદેવતા પોતાના તાપથી બરફને ગાળી નાખે, તેવીરીતે તમે વિચારથી અવિદ્યાના સ્વરૂપનો લય કરો.[૩૨] સૂર્યના ઉદયથી હિમનો નાશ ન થાય તો તેના ઉદયમાં ઈષ્ટસિદ્ધિ થતી નથી, તેવીરીતે સદ્વિચારથી મનનો નાશ ન થાય તો ઇષ્ટસિદ્ધિ થતી નથી.[૩૩] ઇંદ્રજાળ રચનાર અસુર જે પ્રમાણે અસત્‌સુવર્ણનો મેઘ વર્ષાવે છે, તેવીરીતે તત્ત્વ જાણવામાં ન આવ્યું હોય તો અવિદ્યા અનર્થનો વિસ્તાર કરે છે.[૩૪] મન પોતાના નાશની ક્રિયા કરે છે, અને 'આત્મસંહાર' નામના નાટકમાં મન નૃત્ય કરે છે.[૩૫] ચિત્ત પોતાના નાશમાટેજ આત્માને જુવે છે. દુર્બુદ્ધિનેલીધે પાસે આવેલા વિનાશને જોતું નથી.[૩૬] જે વિવેકી પોતાના મનના નાશનો ઉપાય શોધે છે તેને સંકલ્પમાત્રથી મનજ તેવો ઉપાય બતાવેછે. માટે તેમાં ક્લેશ ઘટતો નથી.[૩૭] વિવેકના સંસ્કારવાળું મન પોતાના સંકલ્પ–વિકલ્પના અંશનો ત્યાગ કરી આત્મજ્ઞાન ઉત્પન્ન કરે છે.[૩૮] મનના નાશથી સર્વ પુરૂષાર્થનો લાભ તથા દુઃખનો નાશ થાય છે માટે મનના બહિર્વ્યાપારના પ્રયત્નનો ત્યાગ કરી મનનો નાશ થવામાં પ્રયત્ન કરો.[૩૯] કોઈથી પણ નાશ ન થાય એવું આ સંસારરૂપી મ્હોટું વન કે જેની અંદર સુખ–દુઃખરૂપી ઘાટાં વૃક્ષોના સમૂહ છે તથા વિષમ મૃત્યુરૂપી મ્હોટા સર્પ રહેલા છે, તેવી મ્હોટી આપત્તિનું મૂળ કારણ છે તે સુભાગી અને વિવેકરહિત મનજ છે.[૪૦] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલેસુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાસારૂ ત્યાંથી ઉઠી સ્નાન કરવા ગઇ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૪૧]

इ[illegible]क्तवत्यथ मुनौ [illegible]वसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम ॥

स्नातुं सभा[illegible]तनमस्करणा जगाम श्यामाक्षये रविक[illegible] सहाजगाम ॥ ४१ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ઉપદેશકરણ' નામનો એકસોબીજો સર્ગ સંપૂર્ણ. ૧૦૨

વાલ્મીકિનો આઠમો દિવસ પૂરો થયો.

# सर्ग १०३ जो* અવિવેકી મનથી થતા અનર્થોનું વર્ણન

**वसिष्ठ उवाच । परस्मादुत्थितं चेतस्तत्कल्लोल इवार्णवात् ।**
**स्फारतामेत्य भुवनं तनोतीदमितस्ततः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–હે રામ ! સમુદ્રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે, તેવીરીતે પરમાત્મામાંથી ચિત્ત ઉત્પન્ન થયેલું છે અને તે વૃદ્ધિ પામીને આ જગતનો વિસ્તાર કરે છે.[1] ચિત્ત હ્રસ્વ વસ્તુને દીર્ઘ કરે છે, દીર્ઘવસ્તુને હ્રસ્વ કરે છે, પોતાપણાને અન્યપણું કરે છે તથા પોતે અન્યપણાને પામે છે.[2] જે વસ્તુ પ્રાદેશમાત્ર હોય તેને પોતાની ભાવનાથી મ્હોટા પર્વતના જેવી પ્રકાશમાન કરે છે.[3] આવીરીતે મન કે જે પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે તે પરમાત્માનીજ સત્તાથી શક્તિ મેળવી નિમેષએકમાં સંસાર કરે છે તથા નથી કરતું.[4] સ્થાવર તથા જંગમ જે જોવામાં આવે છે તે સર્વપ્રકારથી યુક્ત ચિત્તમાંથીજ પ્રાપ્ત થયેલ છે.[5] દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યશક્તિથી આકુળ થયેલું મન ચપળપણાથી નટની પેઠે એક વસ્તુના આકારમાંથી બીજી વસ્તુના આકારને પામે છે.[6] મન સત્‌વસ્તુને અસત્‌ કરે છે, સત્તાને અસત્તારૂપ કરે છે તથા સુખ–દુઃખને ગ્રહણ કરે છે.[7] ચંચળ મન જે સમયે જે પ્રમાણે કામ કરવાનો આરંભ કરે છે, તે સમયે હાથ–પગ વગેરે અવયવો પણ તેજ પ્રમાણે કામ કરવાનો પ્રયત્ન કરે છે.[8] કાળેકરી સિંચન કરેલી લતા જે પ્રમાણે ફળ આપે, તે પ્રમાણે મન જેવી ક્રિયા કરે તેવું તેને ફળ મળે છે.[9] ઘરમાં રહેલો બાળક ભીના કાદવમાંથી જેવીરીતે વિચિત્ર રમકડાં કરે, તેવીરીતે મન પોતાના વિકલ્પથી વિચિત્ર જગતને કરે છે.[10] બાળક રમતમાં જે જે રમકડાં કરે છે તે જેમ મિથ્યા છે, તેમ મનથી કલ્પિત જગત પણ મિથ્યા છે.[11] ઋતુનો વિભાગ (ફેરફાર) કરનાર કાળ જેવીરીતે કોઇ સમયે વૃક્ષનું અન્યથારૂપ કરે છે, તેવીરીતે ચિત્ત પદાર્થનું અન્યથાપણું કરે છે.[12] ચિત્તના મનોરથમાં, સ્વપ્નમાં તથા સંકલ્પમાં ઘણા યોજનનો સમૂહ પણ ગાયનાં પગલાં જેટલો અલ્પ જણાય છે.[13] મન કોઇ સમયે એક કલ્પને ક્ષણજેવો કરે છે તથા ક્ષણને કલ્પજેવો કરે છે તેથી દેશ અને કાળનો ક્રમ પણ મનને અધીન છે.[14] તીવ્રપણું, મંદપણું, બહુપણું તથા અલ્પપણું, ઈત્યાદિ ભેદથી મનની સર્વ શક્તિનો ત્યાગ કરવાને કોઈ સમર્થ નથી.[15] વૃક્ષમાંથી જેમ પલ્લવ ઉત્પન્ન થાય છે, તેમ મોહ, સંભ્રમ, અનર્થ, દેશ તથા કાળ એ સઘળું ચિત્તમાંથી ઉત્પન્ન થાય છે.[16] જેવીરીતે જળ એજ સમુદ્ર તથા ઉષ્ણતા એજ અગ્નિ છે, તેવીરીતે ચિત્ત એજ વિવિધ સંરંભવાળો સંસાર છે.[17] કર્તા, કર્મ, અને કરણ; ભોક્તા, ભોગ્ય અને ભોગ; તથા દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, એ નવ પ્રકારનો સંસાર ચિત્તરૂપજ છે.[18] સુવર્ણની પરીક્ષા કરનાર માણસ, કુંડળ, મુકુટ, કડાં તથા બીજાં આભૂષણથી શોભીતા આકારનો ત્યાગ કરી જેમ તે સુવર્ણ છે એમજ જાણે છે, તેવીરીતે વિવેકી માણસ જગતમાં રહેલ ભુવન તથા વનની વિચિત્રતાનો ત્યાગ કરી તે સર્વ (જગત તથા તેમાંની વસ્તુ) ચિત્તરૂપજ છે એમ જાણે છે.[19] **चित्तं जगंति भुवनानि वनांतराणि संलक्ष्यते स्वयमुपागतमात्मभेदैः । केयूरमौलिकटकैश्च लसत्स्वरूपं त्यक्त्वैव कांचनधियेव जनेन हेम ॥ १९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તમાહાત્મ્ય' નામનો એકસોત્રીજો સર્ગ સંપૂર્ણ. ૧૦૩**

---

* આ એકસોત્રીજા સર્ગમાં મુમુક્ષુના વિવેકસાર, અવિવેકી મનથી જે જે અનર્થ થાય છે તેનું વર્ણન કરવામાં આવશે.

## સર્ગ ૧૦૪ થો* લવણાખ્યાન–ઇંદ્રિજાળથી થયેલી રાજાની સ્થિતિ

**वसिष्ठ उवाच । अत्र ते शृणु वक्ष्यामि वृत्तांतमिममुत्तमं ।**
**जागतींद्रजालश्रीश्चित्तायत्ता यथा स्थिता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! જગતરૂપી ઇંદ્રિજાળની શોભા ચિત્તના અધીન જેવીરીતે રહેલ છે તેવિષે હું તમને એક વૃત્તાંત કહું તે સાંભળો.[1] આ પૃથ્વીની પીઠઉપર અનેક પ્રકારનાં વનથી યુક્ત 'ઉત્તરપાંડવ' નામનો એક મ્હોટો દેશ હતો.[2] તે દેશનાં ઘાટાં વનમાં તપસ્વી-લોકો વિશ્રાંતિ લેતા હતા. ઉપવન તથા નગરમાં વિદ્યાધરની સ્ત્રીઓએ લતાના હિંડોળા બાંધેલા હતા.[3] વાયુનેલીધે કમળના કેસરાઓ ઉડતા હતા તેથી પર્વત પિંગળારંગના લાગતા હતા. પુષ્પના સમૂહરૂપી વનમાળાનાં ઘરેણાં શોભતાં હતાં.[4] ગામની પાસેના અરણ્યમાં કરંજની મંજરીના કુંજમાં તેના ગ્લુચ્છ લાગેલા હતા. ઊંચાં વધેલાં ખજૂરનાં ઝાડથી ગામ ઢંકાઈ ગયાં હતાં તથા તેના શબ્દથી આકાશ શબ્દાયમાન થઈ રહેલું હતું.[5] પાકેલી શાળના કયારા ઉત્કૃષ્ટ પીળા મણિના વર્ણજેવા શોભતા હતા. વન તથા જંગલમાં નીલકંઠ પક્ષીના શબ્દ સંભળાતા હતા[6] સારસપક્ષીના શબ્દથી આખું વન શબ્દ કરતું હોય એમ જણાતું હતું. તમાલનાં વૃક્ષોથી કાળા લાગતા પર્વતો કુંડળરૂપે રહેલા હતા.[7] વિચિત્રપ્રકારનાં પક્ષીઓના સમૂહ કાકલીસ્વરથી શબ્દ કરતા હતા. નદીના કાંઠે પુષ્પવાળાં પારિભદ્રના ઝાડથી રાતાશ થઈ રહેલી હતી.[8] કયારાનું રક્ષણ કરવા રહેલી કન્યાના ગાયનથી કામદેવનું હરણ થતું હતું. પુષ્પ તથા ફળને પૃથ્વીપર પાડવામાટે ચાલતા વાયુથી પુષ્પરૂપી મેઘ કંપતા હતા.[9] મેરૂ વગેરે પર્વતની ગુફાજેવા ગૃહ-માંથી સિદ્ધ, ચારણ તથા બંદીગણ બહાર નીકળતા હતા, તેથી સ્વર્ગની શોભાનું પૃથ્વીઉપર નિર્માણ કરેલું હોય એમ જણાતું હતું.[10] કેળનાં વૃક્ષોના સમૂહથી બનાવેલ મંડપમાં કિન્નર તથા ગંધર્વગણ ગાયન કરતા હતા. મંદ મંદ પવનના શબ્દથી દેશની ઉત્કૃષ્ટતા જણાતી હતી તથા પુષ્પના સમૂહથી યુક્ત ઉપવનનેલીધે દેશનો પાંડુ ( કાંઈક ધોળો ને પીળો ) વર્ણ જણાતો હતો.[11] ઉપર પ્રમાણે શોભીતા દેશમાં પૃથ્વી ઉપર ઉદય પામેલો જાણે સૂર્ય હોય, તેવીરીતે પરમ ધર્મવાળો તથા હરિશ્ચંદ્રરાજાના કુળમાં ઉત્પન્ન થયેલ 'લવણ' નામનો એક રાજા હતો.[12] તે રાજાના યશરૂપી પુષ્પનાં ઘરેણાંથી પાંડુ (ધોળા) વર્ણનાં શિખરવાળા પર્વત શોભતા હતા.[13] તેણે પોતાના ખડ્ગથી શત્રુના સમૂહનો નિઃશેષ નાશ કરેલો હતો. તે રાજાના સ્મરણમાત્રથી તેના શત્રુને જ્વર આવતો હતો.[14] હરિના ચરિત્રનું જેવીરીતે લોકો સ્મરણ કરે છે, તેવીરીતે આર્યલોકોનું પાલન કરવામાં ઉદાર સમારંભવાળું તેના ચરિત્રનું પવિત્રલોકો બહુ સ્મરણ કરતા હતા.[15] મેરૂ-પર્વતના શિખરઉપર દેવતાના મંદિરમાં અપ્સરાઓ તે રાજાના ગુણનું ગાન કરતી હતી.[16] અપ્સ-રાના ગાયનથી દેવતાએ સાંભળેલ તે રાજાના ગુણગાનનું બ્રહ્મદેવના હંસો અભ્યાસીઅનુકરણ કરતા હતા.[17] તેની ઉદાર ચમત્કૃતિ અસાધારણ હતી. દીનતાનો દોષ સ્વપ્નમાં પણ તે રાજામાં સાંભળ-વામાં હતો નહિ.[18] કપટને તો તે રાજા જાણતોજ નહોતો, અવિનયપણું તેણે નજરે પણ જોયું નહોતું તથા બ્રહ્મા અક્ષમાળાને ધારણ કરે, તેવીરીતે તેણે ઉદારતાને અંગીકાર કરેલી હતી.[19]

* આ એકસોચોથા સર્ગમાં લવણરાજાનું આખ્યાન કહેવાશે તેમાં રાજાના દેશની તથા રાજસ-ભાની સ્થિતિ અને ઇંદ્રજાળ જોતાં વિસ્મયની સ્થિતિનું વર્ણન આવશે.

કોઈ એક દિવસ બે પ્રહર દિવસ ચડ્યા પછી મ્હોટી સભા ભરી તે રાજા સિંહાસન ઉપર બીરાજ્યા.[૨૦] તે સભામાં આકાશમાં ચંદ્રમાની પેઠે સુખાસન ઉપર રાજા શોભતા હતા. સામંતની સેના સંભ્રમથી સભામાં પ્રવેશ કરતી હતી.[૨૧] ગાયન કરનાર કાંતાઓ ગાયન કરતી હતી. સામંતલોકો સભામાં બેઠા હતા. વીણાના મનોહર શબ્દો માણસના મનને આનંદ ઉપજાવતા હતા.[૨૨] હાથમાં મનોહર ચામર ગ્રહણ કરી સ્ત્રીઓ રાજાને ચમર કરતી હતી. બૃહસ્પતિ તથા શુક્રાચાર્યજેવા મંત્રીમંડળે સભામાં વિશ્રાંતિ લીધી હતી.[૨૩] મંત્રીલોકો રાજ્યનું કામ ચલાવતા હતા. કેટલાક નિપુણ માણસો દેશની વાતો કરતા હતા.[૨૪] એક બાજુ ઇતિહાસમય પવિત્ર પુસ્તકો વંચાતાં હતાં તથા બંદીલોકો પુણ્યકારક સ્તુતિપાઠ કરતા હતા.[૨૫] ઉપર પ્રમાણે સભા ભરી હતી તેવામાં વર્ષાદ કરવામાટે મ્હોટા ડોળથી મેઘ પૃથ્વીમાં પ્રવેશ કરે તેની પેઠે, મ્હોટા ખટાટોપથી એક ઇંદ્રિજાળ કરનાર માણસ સભામાં આવ્યો તથા ફળવાન વૃક્ષ પાસે રહેલા પર્વતને પ્રણામ કરે, તેવીરીતે તેણે રાજાને પ્રણામ કર્યા.[૨૬.૨૭] સારી છાયાવાળાં, ઊંચી શાખાવાળાં, ફળવાળાં અને પુષ્પથી શોભતાં ઝાડપાસે આવીને વાંદરો બેસે, તેવીરીતે તે ઇંદ્રિજાળ કરનારો રાજાપાસે આવીને બેઠો.[૨૮] ચપળ તથા અર્થના લંપટ તે ઇંદ્રજાળ કરનાર માણસે ઊંચી કાંધવાળા તે રાજાને, ભ્રમર કમળને કહે, તે મુજબ નીચે પ્રમાણે કહ્યું.[૨૯] હે વિભો ! "આકાશમાંનો ચંદ્રમા પૃથ્વીને જુવે, તેવીરીતે હું તમને એક મિથ્યારમત બતાવું તે તમે તમારા આસનપર બેઠા બેઠા જુઓ."[૩૦] એ પ્રમાણે કહી અનેક પ્રકારની રચનાના બીજરૂપ જાણે પરમાત્માની માયા હોય, તેવીરીતે ભ્રમ ઉત્પન્ન કરનાર મોરપીછની મૂઠ તેણે ફેરવી.[૩૧] વિમાનમાં બેઠેલા ઇંદ્રિદેવતા પોતાના ધનુષરૂપી લતાને જુવે, તેવીરીતે તે રાજાએ અનેક પ્રકારના વર્ણથી શોભતી તે ઇંદ્રિજાળ કરનારની મોરપીછની મૂઠ દીઠી.[૩૨] થોડીવાર થયા પછી, તારાના સમૂહથી શોભીતા આકાશમાર્ગમાં મેઘ આવે, તેવીરીતે તે સભામાં એક અશ્વનું પાલન કરનાર માણસ આવ્યો.[૩૩] તેની પાછળ, દેવલોકમાં પ્રસન્ન થએલ ઇંદ્રિપાસે ઉચ્ચૈઃશ્રવા ઘોડો આવે તેની પેઠે, સૌમ્ય તથા પરમ વેગવાળો એક ઘોડો આવ્યો.[૩૪] ઉચ્ચૈઃશ્રવા ઘોડાસહિત ક્ષીરસમુદ્ર ઇંદ્રિને કહે, તેવીરીતે તે ઘોડો ગ્રહણ કરી તેનું પાલન કરનાર માણસે રાજાને આ પ્રમાણે કહ્યું.[૩૫] "હે મહીપતે ! ઉચ્ચૈઃશ્રવા ઘોડાની બરોબર આ ઘોડો પણ રત્નરૂપ છે વેગથી ચાલવામાં આ ઘોડો મૂર્તિમાન્ પવનજેવો છે, અને અમારા રાજાએ આ ઘોડો આપને ભેટ દાખલ મોકલ્યો છે; કારણ કે મ્હોટા માણસને વસ્તુ અર્પણ કરવાથી શોભા વધે છે."[૩૬.૩૭] આ પ્રમાણે બોલ્યા પછી, મેઘની ગર્જના શાંત થયા પછી જેમ ચાતક મેઘને પ્રાર્થના કરે તેની પેઠે, ઇંદ્રિજાળ કરનાર માણસે રાજાને કહ્યું.[૩૮] "હે પ્રભો ! પોતાના પ્રતાપથી અધિક શોભાવાળી પૃથ્વીમાં સૂર્યદેવતા ફરે, તેવીરીતે આ સુંદર ઘોડા ઉપર બેસીને તમે પૃથ્વીમાં વિહાર કરો."[૩૯] એ પ્રમાણે તેનાં વચન સાંભળી, કડાકાથી શબ્દ કરતા મેઘતરફ મયૂર દૃષ્ટિ કરે, તેવીરીતે તે રાજાએ ઘોડાતરફ દૃષ્ટિ કરી.[૪૦] નિમેષમાત્ર ઘોડાતરફ દૃષ્ટિ કરી તેટલીવારમાં, ઘોડાને જોતાં જોતાં ચિત્રમાં આળેખેલ હોય તેવી એ રાજાની સ્થિતિ થઇ.[૪૧] અને પાન કરવાને તત્પર થએલા અગસ્ત્યઋષિને દેખી પ્રથમ ક્ષોભ પામેલો સમુદ્ર પોતાની અંદર રહેલાં જળચરસહિત, જેમ સ્થગિત થઈ રહે, તેમ તે ઘોડાને જોતાં આસનપર બેઠેલા

રાજાનાં નેત્ર સ્થિર થઇ રહ્યાં.[૪૨] રાગરહિત મુનિ બ્રહ્માનંદમાં મગ્ન થઇને જેમ સમાધિમાં રહે, તેવીરીતે બે મુહૂર્તસુધી તે રાજા આત્મામાં ધ્યાનથી આસક્ત હોય એવીરીતે આસનપર બેસી રહ્યા.[૪૩] તે સમયે પોતાના પ્રતાપથી બીજા બળવાનને જીતનાર આ રાજા કાંઇક વિચાર કરે છે, એમ ધારી સભાના કોઈપણ માણસે તે રાજાને જાગૃત કર્યા નહિ.[૪૪] તથાપિ ચંદ્રમાનાં કિરણ જેમાં સ્થિર થઇ રહેલ છે એવી રાત્રિની પેઠે ચમર કરનાર સ્ત્રીઓનાં ચામરમાત્ર સ્થિર થઇ ગયાં હતાં.[૪૫] સ્પંદરહિત કેસરાવાળાં માટીનાં કરેલ કમળની પેઠે, વિસ્મયમાં મગ્ન થયેલ સર્વ સભાસદોની ચેષ્ટા બંધ પડી ગઇ હતી.[૪૬] વર્ષાઋતુ વીત્યા પછી મેઘની ગર્જના શાંત થાય, તેવીરીતે સભાસ્થાનમાં માણસનો કોલાહલ શાંત થઇ ગયો;[૪૭] અને દૈત્યની સાથેના સંગ્રામમાં દેવતાઓ ચિંતામાં ડૂબી ગયા હતા, તેવીરીતે સંદેહરૂપી સાગરમાં મગ્ન થયેલા રાજાના મંત્રીઓ ચિંતામાં ડૂબી ગયા.[૪૮] ઉપર પ્રમાણે રાજા પોતાના આસન ઉપર સ્થિર નેત્રથી સ્થગિત થઈ રહ્યા હતા તે સમયે, વિસ્મયના વિસ્તારથી ઉત્સાહરહિત તથા ભય અને મોહથી ખેદ પામતા જનસમૂહની કાંતિ કરમાઈ ગયેલ કમળના વનજેવી જણાવા લાગી.[૪૯] **नितविस्मितजिह्मितया तया जनतया भयमोहविषण्णया । स्तिमितचक्षुषि भूमिपतौ स्थिते[illegible]लताब्जवनस्य धृता द्युतिः ॥४९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'નૃપવ્યામોહ' નામનો એકસોચોથો સર્ગ સંપૂર્ણ.૧૦૪**

---

## सर्ग १०५ मो* લવણરાજાનું મોહથી સ્વસ્થ થવું

**व[illegible]ष्ठ उवाच । मुहूर्तद्वितयेनाथ बोधमाप महीपतिः ।**
**प्रावृषेण्यांबुनिर्मुक्तमंभोरुहमिवोत्तमम् ॥**

વસિષ્ઠ કહે છે:—હે રામ! ત્યારપછી વર્ષાઋતુના જળથી મુક્ત થયેલ કમળ જાગૃત થાય, તેવી રીતે રાજા બે મુહૂર્ત પછી જાગૃત થયા.[૧] અને ભૂકંપ થતી વખત સમગ્ર વન તથા શિખરસહિત પર્વત કંપવા લાગે, તેવીરીતે આસન ઉપરથી આભરણસહિત રાજાનો દેહ કંપવા લાગ્યો.[૨] ત્યારપછી પાતાળના દિગ્ગજ ચલાયમાન થવાથી ક્ષોભ પામેલ કૈલાસપર્વત પડીજવા માંડે, તેવી રીતે જાગૃત થએલ તે રાજા કંપ થયાથી આસનપરથી પડી જવા લાગ્યા.[૩] તે સમયે પ્રલયથી ક્ષોભ પામેલા મેરૂપર્વતને પાસેના પર્વત ઝાલી રાખે, તેવીરીતે સભામાં તેની પાસે રહેલા માણસોએ રાજાને ઝાલી રાખ્યા.[૪] તેથી સમુદ્રમાંથી બહાર નીકળતી વખત તેનાં મોજાંથી ક્ષોભ પામેલ ચંદ્રમાની શોભા ધારણ કરનાર તે રાજાએ આકુળબુદ્ધિથી કમળકોશમાં રહેલા ભ્રમરની પેઠે અસ્પષ્ટ અક્ષરથી કહ્યું કે:—"આ કોનો પ્રદેશ છે તથા આ કોની સભા છે?"[૫-૬] આવાં રાજાનાં વચન સાંભળી, ભ્રમરની સ્ત્રી જેમાં શબ્દ કરે છે એવી કમલિની, રાહુ જેણે નજરે જોયેલ છે એવા સૂર્યદેવતાને કહે, તેવીરીતે સભાએ આદરથી રાજાને કહ્યું:—"હે દેવ! આ શું?"[૭] એવીરીતે કહી, પ્રલયના ઉલ્લાસથી ત્રાસ પામેલ માર્કંડેયઋષિને દેવતાએ વચન કહ્યાં હતાં, તેવીરીતે પાસેના મંત્રીએ રાજાને નીચે પ્રમાણે પૂછ્યું.[૮]

*આ એકસોપાંચમા સર્ગમાં મોહમાંથી સ્વસ્થ થયેલ રાજાને સભાસદોએ મોહનું કારણ પૂછ્યું તેથી રાજાએ ઉત્તર આપવાનો આરંભ કર્યો એટલું કહેવાશે.

"હે દેવ! તમારી આવી સ્થિતિ જોઇને અમે અત્યંત આકુલ થયા છીએ. મન અભેદ્ય છે તે છતાં ભ્રમથી નિમિત્તવિના પણ ભેદ પામે છે.[૯] રાગનેલીધે પ્રથમ સર્વરીતે રમણીય તથા અંતે રસરહિત ભોગમાં અન્ય માણસનું મન મોહ પામે, તેવીરીતે તમારૂં મન કયા પદાર્થમાં મોહ પામેલું છે?[૧૦] તમારૂં મન નિરંતર ઉદાર આચરણવાળી કથામાં વિવેકથી શીતળ થયું છે તથા નિર્મળ છે, તે છતાં આ સમયે ભ્રમમાં કેમ ડૂબી ગયું?[૧૧] જે માણસનું મન તુચ્છપદાર્થમાં લાગેલું છે તથા વિષયસુખ મળવાથી જેનું મન આનંદ પામે છે અને ન મળવાથી ખેદ પામે છે, તેનું મન લોકવૃત્તિમાં મોહ પામે છે તેથી તે મહત્ત્વની ગણત્રીમાં નથી ગણાતું.[૧૨] દેહના અભિમાનેકરી અવિવેકદશામાં સંસારના જે વિષયમાંથી મનની વૃત્તિ ઉઠેલી હોય તેજ વિષયમાં મનોવૃત્તિ દોડયા કરે છે.[૧૩] તમારૂં મન તુચ્છપદાર્થમાં લાગેલું નથી, તેમ ધીરજવાળું, બોધવાળું તથા સદ્‌ગુણનું ગ્રહણ કરનાર છે, તે છતાં આ સમયે મોહિત થયું હોય એમ જણાય છે, એ આશ્ચર્ય છે.[૧૪] જે માણસને વિવેકનો અભ્યાસ નથી તથા જે દેશ–કાળને વશ થયેલો છે તેનું મન મંત્ર તથા ઔષધિને વશ થાય છે, પણ ઉદાર આચરણવાળાનું મન મંત્રૌષધિને વશ થતું નથી.[૧૫] વાયુથી મેરૂપર્વત ચલાયમાન થતો નથી, તેવીરીતે વિવેકના વિસ્તારવાળું મન મોહથી ચલાયમાન થતું નથી."[૧૬] ઉપર પ્રમાણે મંત્રીએ અનુકૂળ વચનથી આશ્વાસના કરી તેથી, પૂર્ણિમા જેમ ચંદ્રમાને શોભાવે, તેમ રાજાની કાંતિ તેના મુખને શોભાવવા લાગી.[૧૭] શિશિરઋતુ ગયા પછી, પ્રફુલ્લિત પુષ્પથી યુક્ત વસંત શોભે, તેવીરીતે નેત્રનો વિકાસ થવાથી સૌમ્ય મુખવાળા રાજા શોભવા લાગ્યા.[૧૮] ત્યારપછી અસ્ત થતાંસુધી રાહુને નજરે જોનાર ચંદ્રમાની પેઠે, ઇંદ્રજાળ કરનાર માણસને પોતાની પાસે જોઇને, અતિસંભ્રમ તથા આશ્ચર્યથી ખેદયુક્ત રાજાને પૂર્વાપરની સંપૂર્ણ સ્મૃતિ પ્રાપ્ત થઈ, તેથી ક્ષુદ્રસર્પનો વેષ ધારણ કરનાર તક્ષકનાગ, હિંસા કરનાર નોળીયાને જોઇને બોલે, તેવીરીતે ઇંદ્રિજાળ કરનાર માણસને જોઇને, હાસ્ય કરતાં રાજાએ આ પ્રમાણે કહ્યું.[૧૯,૨૦] "અરે જાલ્મ (અવિચારી)! આ માયારૂપી જાળના સમૂહથી તેં શું કર્યું, કે જેથી અસ્પંદથી પ્રસન્ન થએલો સમુદ્ર એક ક્ષણમાં અપ્રસન્નપણાને પામ્યો.[૨૧] ઈશ્વરના પદાર્થમાં હજારો પ્રકારની આશ્ચર્યરૂપ શક્તિ રહેલી છે, કે જેથી મ્હારૂં મન સમર્થ છતાં આશ્ચર્યથી મોહમાં ડૂબી ગયું.[૨૨] લોકપ્રસિદ્ધ સર્વ વ્યવહારના સિદ્ધાંતનાં રહસ્ય જાણનાર અમે ક્યાં અને મનને મોહ આપનાર આ હમણાં અનુભવી તે આપત્તિ ક્યાં!![૨૩] મન, મ્હોટા જ્ઞાનના અભ્યાસવાળું હોય તે છતાં તે તુચ્છદેહમાં રહેનાર છે તેથી વિદ્વાનને પણ કોઈ સમયે ક્ષણવાર મોહ થઈ જાય છે.[૨૪] અરે સભાસદો! અરે!! ઇંદ્રજાળ કરનાર માણસે એક મુહૂર્તમાં જે મને બતાવ્યું તે આશ્ચર્યકારક આખ્યાન હું તમને કહું તે સાંભળો.[૨૫] પૂર્વે ઇંદ્રે કરેલી* માયાની સૃષ્ટિનો નાશ ન થવાથી, બ્રહ્માએ જેવીરીતે મુહૂર્તમાત્ર

* પૂર્વે ઇંદ્રદેવતા સહાયરહિત હતા, તે સમયે બળીરાજાએ ઇંદ્રનો પરાભવ કરવાનો વિચાર કર્યો; ત્યારે ઇંદ્રિદેવતાએ માયાથી નવું સૈન્ય ઉત્પન્ન કરી બળીરાજાને માયાના બંધનથી મોહ પમાડ્યા. તે વખત બળીરાજાએ બંધનમાંથી છુટવાસારૂ બ્રહ્માની પ્રાર્થના કરી, તેથી બ્રહ્મા ઇંદ્રે કરેલી સૃષ્ટિનો નાશ કરવામાં પ્રવર્ત્યા, પણ તેમનાથી નાશ ન થયો; અને બ્રહ્માએ કેટલુંક માયાકૌતુક જોયું હતું; એવી પુરાણાંતરમાં કથા છે.

માયાનું કૌતુક જોયું હતું, તેવીરીતે આ સમયે મ્હેં પણ ઘણા પ્રકારની ચલાયમાન કાર્યદશા જોઈ છે."[૨૬] એટલું કહી સભાસદો વૃત્તાંત સાંભળવાને ઉત્સાહવાળા હતા તેથી રાજાએ નીચે પ્રમાણે આશ્ચર્યકારક વૃત્તાંતનું વર્ણન કરવાનો આરંભ કર્યો.[૨૭]

રાજા કહે છેઃ—આ સમયે અનેક પ્રકારના પદાર્થથી સાંકડી, હ્રદ, નદ, શહેર અને પર્વતથી આકુળ તથા કુલપર્વત અને સમુદ્રથી યુક્ત આ પૃથ્વીમાં આ મ્હારો દેશ વૈભવથી યુક્ત છે.[૨૮]

**इह विविधपदार्थसंकुलायां ह्रदनदपत्तनपर्वताकुलायाम् ।**
**कुलशिखरिसमुद्रसंकरायां भुवि विभवावलितोऽस्त्ययं प्रदेशः ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'રાજા વ બોધ' નામનો એકસોપાંચમો સર્ગ સંપૂર્ણ. ૧૦૫**

## सर्ग १०६ ठ्ठो*

### રાજાએ ઇંદ્રિજાળથી દેખેલું વૃત્તાંત–ચંડાળકન્યાની સાથે વિવાહ

**राजोवाच । अस्ति तावदयं देशो नानावननदीयुतः ।**
**वसुधामंडलस्यास्य महोदर इवानुजः ॥ १ ॥**

લવણરાજા કહે છેઃ—હે સભાજનો ! અનેક પ્રકારનાં વન તથા નદીથી યુક્ત આ દેશ, પૃથ્વીના મંડળનો ન્હાનોભાઈ હોય એવીરીતે છે તથા આ દેશનો હું રાજા છું અને મ્હારૂં આચરણ નગરનાં માણસોને ગમતું છે. ઈંદ્રદેવતા સ્વર્ગમાં બેસે, તેવીરીતે આ સભાના મધ્યભાગમાં હું બેઠેલો છું.[૧-૨] તેટલીવારમાં ઇંદ્રિજાળ કરનાર આ માણસ, રસાતળમાંથી માયાવી મયદાનવ આવે, તેવીરીતે અહિં આવ્યો.[૩] તેણે, કલ્પાંતના પવનથી યુક્ત વાદળાં ઇંદ્રિધનુષને ફેરવે, તેવીરીતે મ્હારી પાસે મોરપીછની મૂઠ ફેરવી.[૪] એ ચપળ મોરપીછની મૂઠ જોયા પછી, હું આ ઘોડાની પાસે આવ્યો અને ભમેલા મનથી કોઈની સહાયતાવિના આ ઘોડાપર બેઠો.[૫] ત્યારપછી પ્રલયના ઉત્પાતથી ચલાયમાન થયેલા પર્વત ઉપર બેસીને મેઘ પ્રયાણ કરે, તેવીરીતે આ ઘોડાઉપર બેસી મ્હેં પ્રયાણ કર્યું.[૬] અને વૃદ્ધિ પામેલા પ્રલયના સમુદ્રના કલ્લોલ ધાન્યયુક્ત પૃથ્વીમાં પ્રવર્તે, તેવીરીતે અતિવેગથી મ્હેં મૃગયા કરવામાં પ્રવૃત્તિ કરી.[૭] મુગ્ધમાણસને ભોગાભ્યાસથી જડ થએલું મન સંસારમાં દૂર લઈ જાય, તેવીરીતે પવનના જેવા વેગવાળો તે ઘોડો મને ઘણે દૂર લઇ ગયો.[૮] તેવામાં મ્હારી નજરે એક વન જોવામાં આવ્યું. તે વન નિષ્કંચન માણસના મનજેવું શૂન્ય, સ્ત્રીઓના ચિત્તજેવું વિષમ, પ્રલયાગ્નિથી બળી ગયેલા બ્રહ્માંડના જેવું ભયંકર, પક્ષીવિનાનું, દુઃસહ, શીતવાળું તથા વૃક્ષ અને જળવિનાનું હતું. હું આ વનની પાસે આવ્યો તે સમયે ઘોડો થાકી ગયો હતો.[૯,૧૦] વળી તે વન વિસ્તાર પામેલું, જાણે બીજું આકાશ હોય તથા પૃથ્વીમાંના સાત સમુદ્રથી જૂદો, જાણે આઠમો સમુદ્ર હોય; તેમજ જંબૂદ્વીપમાંહેલા ચાર સાગરથી જૂદો પાંચમો જાણે સાગર હોય તેવું દેખવામાં આવતું હતું.[૧૧] આ અરણ્ય તત્ત્વવેત્તાના ચિત્તજેવું અપરિચ્છેદ્ય તથા મૂર્ખ માણસના ક્રોધજેવું વિષમ હતું. માણસનો મેળાપ તો તેમાં જોવામાંજ આવતો નહોતો તથા શ્વાસ

*આ એકસોછઠ્ઠા સર્ગમાં ઘોડાપર બેસી રાજા વનમાં ગયો, ત્યાં ચંડાળકન્યાસાથે ઠરાવ કરી તેને ઘેર જઈ, ચંડાળકન્યાસાથે રાજાએ વિવાહ કર્યો, એટલી કથા કહેવાશે.

અને પાંદડાં ઉત્પન્નજ થયાં નહોતાં.[૧૨] અન્ન, ફળ તથા બાંધવવગરની દરિદ્રતા પ્રાપ્ત થવાથી લલના (કન્યા)ના ચિત્તમાં ખેદ થાય, તેવીરીતે આ અરણ્ય (વગડા)માં પ્રાપ્ત થવાથી મ્હારા મનમાં ખેદ થયો.[૧૩] પ્રકાશ પામતી મૃગજળની નદીથી દિશાનાં મુખ જેમાં પૂરાઈ રહેલાં છે એવા તે વનમાં સૂર્યાસ્ત થતાંસુધી હું ફર્યા કર્યો.[૧૪] ત્યારપછી વિવેકી માણસ સંસારનો ત્યાગ કરે, તેવીરીતે અતિકષ્ટથી તે વનનું ઉલ્લંઘન કરી હું આગળ ચાલ્યો.[૧૫] તેવામાં, આકાશમાર્ગમાં ભ્રમણ કરી સૂર્યદેવતા અસ્તાચળની પાસે આવે, તેવીરીતે હું એક જંગલની પાસે આવ્યો.[૧૬] તે જંગલમાં પાંથ (વટેમાર્ગુ)ના જાણે બાંધવ હોય, તેવીરીતે જાંબુ અને કદંબનાં વૃક્ષોઉપર પક્ષીઓના મનોહર શબ્દ સંભળાતા હતા.[૧૭] અધર્મથી મેળવેલાં ધનેકરી કપટી માણસના મનમાં કોઈ કોઈ સમયે આનંદવૃત્તિ આવે, તેવીરીતે તે વનમાં કોઈ કોઈ સ્થળે કાંઈક લીલાંખડની પંક્તિ જોવામાં આવતી હતી.[૧૮] અત્યંત દુઃખદાયી મરણની અપેક્ષાથી વ્યાધિ સુખરૂપ લાગે, તેવીરીતે પ્રથમ જોયેલા અરણ્યથી આ અરણ્ય કાંઈક સુખરૂપ લાગે એવું હતું.[૧૯] પ્રલયના જળમાં ફરતાં ફરતાં માર્કંડેયઋષિ વડના ઝાડપાસે આવ્યા હતા, તેવીરીતે આ વનમાં ફરતાં ફરતાં હું એક જંબીરના ઝાડપાસે આવ્યો; અને તાપથી તપી ગયેલા પર્વત શ્યામ મેઘમાળાનું આલંબન કરે, તેવીરીતે તે ઝાડની એક લતાનું મ્હેં આલંબન કર્યું.[૨૦,૨૧] તે સમયે ગંગાજળનું અવલંબન કરવાથી માણસનાં દુષ્કર્મ ચાલ્યાં જાય, તેવીરીતે તે ઘોડો મ્હારી પાસેથી ચાલ્યો ગયો.[૨૨] અસ્તાચળની પાસે ઉગેલાં કલ્પવૃક્ષની નીચે સૂર્યદેવતા વિશ્રાંતિ લે, તેવીરીતે માર્ગમાં ઘણો લાંબો વખત ચાલવાથી ખેદ પામી મ્હેં તે ઝાડની નીચે વિશ્રાંતિ લીધી.[૨૩] તેટલીવારમાં સૂર્યદેવતાએ પણ વિશ્રાંતિ લેવાસારૂ સઘળા સંસારવ્યવહારના ભારની સાથે અસ્તાચળનો આશ્રય કર્યો.[૨૪] પૃથ્વીનો મધ્યભાગ રાત્રિમાં લીન થઇ ગયો. જંગલમાં રાત્રિનો વ્યવહાર પ્રવર્તવા લાગ્યો, તેથી પક્ષી પોતાની પાંખમાં ચાંચ રાખીને માળામાં લીન થઇને બેસે, તેવીરીતે તે વૃક્ષની નીચે એક મનોહર પોલાણમાં હું પણ લીન થઇને બેઠો.[૨૫,૨૬] ઝેર ચડવાથી જે માણસનો વિવેક નાશ થયો હોય, જે માણસ મૃત્યુને વશ થયો હોય, જેની સ્મૃતિ ભ્રષ્ટ થઈ હોય, દીન હોય તથા જે અંધારા કૂવામાં ડૂબેલો હોય તેને એક રાત્રિ કલ્પસમાન જાય, તથા માર્કંડેયઋષિને કલ્પના જળમાં ફરતાં એક રાત્રિ કલ્પસમાન થઈ પડી હતી, તેવીરીતે હું પણ મોહમાં મગ્ન થયો હતો તેથી તે એક રાત્રિ મને કલ્પસમાન થઈ પડી.[૨૭-૨૮] તે આખો દિવસ મ્હેં સ્નાન ન કર્યું, દેવાર્ચન ન કર્યું તથા ભોજન પણ ન કર્યું. કેવળ આપત્તિમાંજ તે રાત્રિ નીકળી ગઇ.[૨૯] રાત્રિમાં નિદ્રા આવતી નહોતી, ધીરજ રહેતી નહોતી તથા વૃક્ષનાં પલ્લવોની સાથે મને પણ કંપ થતો હતો.[૩૦] એવીરીતે તે લાંબી રાત્રિ વીતી ગઈ. ત્યારપછી પ્રભાત થવાથી તારાઓ, ચંદ્રમા તથા કમળની સાથે તિમિરલેખા (અંધકાર) પણ મ્હારી પેઠે મ્લાન થવા લાગ્યાં, તથા અરણ્યમાં ભૂતની ક્રીડા શાંત થવા લાગી, તે સમયે અતિ ટાઢથી પીડાતાં પ્રાણીના દંતપંક્તિના ઘસારારૂપી શબ્દથી, હું દુઃખમાં ડૂબેલો હતો, તેને જોઇ જાણે હાસ્ય કરતી હોય તથા મધુપાન કરવાથી જાણે રાતી થઈ હોય તેવી મ્હેં પૂર્વદિશાને દીઠી.[૩૧-૩૩] ત્યારપછી એક ક્ષણમાં અજ્ઞાની જ્ઞાનને પ્રાપ્ત થાય તથા દરિદ્રીને કાંચન મળે, તેવીરીતે આકાશમાં ઉદયાચળરૂપી હાથી-

ઉપર આરોહણ કરવાને તત્પર થએલા સૂર્યદેવતાનાં મને દર્શન થયાં;[૩૪] એટલે સંધ્યાસમયે નૃત્ય કરવાને આસક્ત થએલા મહાદેવજી હસ્તિચર્મને ઝાટકે, તેવીરીતે મ્હેં ત્યાંથી ઉભા થઇ મ્હારૂં પાથરવાનું વસ્ત્ર ઝાટકી, કાળરૂદ્ર ભૂતસમૂહ જેમાં બળી ગયેલો છે એવી જગતરૂપી ઝુંપડીમાં વિહાર કરવા માંડે, તેવીરીતે તે વિસ્તારવાળી પૃથ્વીમાં વિહાર કરવાનો આરંભ કર્યો.[૩૫,૩૬] મૂર્ખમાણસના શરીરમાં ગુણનો જરા પણ અંશ ન દેખાય, તેવીરીતે તે અરણ્યમાં કોઇપણ પ્રાણી નજરે આવતું નહોતું, પણ માત્ર નિઃશંકપણે ફરતાં પક્ષીઓના ચંચળ ચીત્કાર શબ્દો સાંભળવામાં આવતા હતા.[૩૭,૩૮] બેપ્રહર દિવસ ચડ્યા પછી ઝાકળના જળથી લતાઓ ન્હાઈ રહી હતી તથા ઝાકળ સૂકાવા લાગી હતી તેવામાં, હાથમાં અમૃતનો કુંભ ધારણ કરનાર સ્ત્રીવેષધારી વિષ્ણુઉપર દેવતાની દૃષ્ટિ પડી હતી, તેવીરીતે તે વનમાં ફરતાં, ચોખાનું (રાંધેલાભાતનું) પાત્ર ધારણ કરનાર એક કન્યાઉપર મ્હારી દૃષ્ટિ પડી.[૩૯,૪૦] ચમકતા તારારૂપી નેત્રવાળી, શ્યામ તથા શ્યામ વસ્ત્રવાળી રાત્રિપાસે ચંદ્રમા આવે, તેવીરીતે ચપળ કીકીઓવાળાં નેત્રવાળી શ્યામ અને શ્યામ વસ્ત્રવાળી તે કન્યાની પાસે જઇને મ્હેં તેને કહ્યું:–હે બાલે ! હું મ્હોટી આપત્તિમાં છું માટે મ્હારાસારૂ ત્હારી પાસેથી ચોખા (ભાત) તરત આપ, કારણકે દીનમાણસના દુઃખનું હરણ કરવાથી સંપત્તિ વૃદ્ધિને પામે છે.[૪૧,૪૨] હે બાલે ! પ્રસવ થયા પછી કોટરમાં રહેલી સર્પની સ્ત્રીને જેમ પેટમાં ભૂખ વધે છે, તેમ આ સમયે મ્હારા પેટમાં પણ ભૂખ વધી છે.[૪૩] આવી રીતે મ્હેં તે કન્યાની પ્રાથના કરી તોપણ લક્ષ્મીજી, દુષ્ટઆચરણવાળા માણસને પ્રયત્નથી પ્રાર્થના કર્યા છતાં પણ ધન આપતાં નથી, તેવીરીતે તેણે મને કાંઈ પણ આપ્યું નહિ.[૪૪] તોપણ તેની છાયાની પેઠે એક વનમાંથી બીજા વનમાં ઉતાવળથી હું તેની પાછળ ચાલ્યો ત્યારે તેણે મને નીચે પ્રમાણે કહ્યું:–"હે હારકેયૂરિન્ ! (હાર તથા મુકુટ પહેરનાર રાજન્ !) પુરૂષ, અશ્વ તથા હાથીનું ભક્ષણ કરનાર રાક્ષસીના જેવી ક્રૂર હું ચંડાળકન્યા છું, (માટે મ્હારૂં અન્ન તમારે જમવા યોગ્ય નથી.)[૪૫-૪૬] અભિલાષા જેની પૂરી થઈ નથી એવાં ગામડાનાં માણસ પાસેથી સુંદર સૌજન્યની પ્રાપ્તિ થતી નથી, તેવીરીતે અર્ચનમાત્રથી તમને મ્હારી પાસેથી ભોજનની પ્રાપ્તિ થશે નહિ."[૪૭] એ પ્રમાણે કહી પગલે પગલે, પોતાનો ઇચ્છિત અર્થ સૂચવનાર કટાક્ષયુક્ત દૃષ્ટિથી કુંજમાં સંતાતાં સંતાતાં તેણે આ પ્રમાણે કહ્યું:– "જો તમે મ્હારા પતિ થાઓ તો આ ભોજન હું તમને આપું; કારણ કે કોઈપણ માણસ સામાન્ય સ્નેહવિના અર્થથી ઉપકાર કરતો નથી.[૪૮-૪૯] સ્મશાનમાં જેવીરીતે ભૂત ફરે, તેવી રીતે ચાંડાળજાતિનો મ્હારો પિતા આ વનમાં ભૂખ્યોને ભૂખ્યો પોતાના બળદથી ખેડ કરે છે, તેનેમાટે હું આ અન્નલઇ જાઉં છું, અને જો તમે મ્હારા પતિ થાઓ તો તમને આપું; કારણકે પોતાના વલ્લભ(પતિ)નું પ્રાણથી પણ પૂજન કરવું જોઇએ."[૫૦,૫૧] આવાં તેનાં વચન સાંભળી મ્હેં તેને જવાબ દીધો કેઃ–હે સુવ્રતે ! હું ત્હારો પતિ થઈશ. કયો માણસ આપત્તિમાં વર્ણધર્મ તથા કુળના ક્રમનો વિચાર કરે છે ?[૫૨] આવાં મ્હારાં વચન સાંભળી, પૂર્વે સ્ત્રીવેષધારી વિષ્ણુભગવાને અમૃતના કુંભમાંથી અર્ધ અમૃત ઇંદ્રને આપ્યું હતું, તેવીરીતે તે કન્યાએ પોતાના ચોખા(ભાત)માંથી અર્ધ ચોખા(ભાત) મને આપ્યા.[૫૩] તે ચોખા (ભાત)નું ભોજન કરી, જંબુફળના રસનું પાન કરી મોહયુક્ત ચિત્તથી મ્હેં તે સ્થળે વિશ્રાંતિ લીધી; અને વર્ષાઋતુના

મેઘજેવી શ્યામવર્ણની તે કન્યા, બહાર રહેલા પ્રાણને હાથમાં લઇને જાય, તેવીરીતે પોતાના પિતાની પાસે ગઈ.[૫૪.૫૫] ત્યારપછી યાતના નરકપાસે જાય, તેવીરીતે દુષ્ટ આકૃતિ તથા દુષ્ટ આરંભવાળા, તેમજ પુષ્ટ શરીરવાળા તથા ભય આપનાર પોતાના પિતાની પાસે જઇને તેનીપાસે, બીજા ભ્રમરમાં આસક્ત થયેલી ભ્રમરી પોતાના શબ્દથી પોતાનો અભિપ્રાય જણાવે, તેવીરીતે મ્હારામાં આસક્ત થયેલી તે કન્યાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.[૫૬.૫૭] અને કહ્યું:–"હે તાત ! આ માણસ મ્હારો પતિ થાય, તેમ તમે પણ અંગીકાર કરો." આવાં પોતાની પુત્રીનાં વચન સાંભળી, તેનાં વચનનો સ્વીકાર કરી, સૂર્યાસ્તસમયે યમરાજા પોતાના અનુચરને રજા આપે, તેવીરીતે ઝાકળથી કપિલવર્ણની તથા ધૂળવાળી દિશામાં પોતાના બળદને છોડી મૂક્યા અને તે ચંડાળના વનમાંથી અમે આગળ ચાલ્યાં.[૫૮.૫૯] ભૂત એક સ્મશાનમાંથી બીજા સ્મશાનમાં જાય, તેવીરીતે એક ક્ષણમાં સંધ્યા-સમયે તે લાંબા વનમાંથી અમે તે ચંડાળના ઘરપાસે આવ્યાં.[૬૦] તે ચંડાળના ઘરમાં કાતરીને વિભાગથી વાંદરાં, કુકડાં તથા કાગડા વગેરે રાખેલાં હતાં. લોહીથી છંટાઈ ગયેલી પૃથ્વીના ભાગમાં માંખીઓ મણમણતી હતી.[૬૧] સૂકવવાનેમાટે પાથરી રાખેલાં લીલાં આંતરડાં ઉપર પક્ષીઓ પડતાં હતાં. ઘરના બગીચામાં ઉગેલા જંબીરના ઝાડઉપર પક્ષીઓના શબ્દ થતા હતા.[૬૨] સૂકાઈ ગયેલા ચરબીના પીંડાથી પૂરાયેલી ઘરની બહારની છાજલીઉપર બેઠેલાં પક્ષીઓ શોભતાં હતાં. પાથરી રાખેલાં રૂધિરવાળાં ચામડાંમાંથી લોહી ટપકતું હતું.[૬૩] બાળકના હાથમાં રહેલા માંસના પીંડાઉપર માંખીઓનો ગણગણાટ થતો હતો. વૃદ્ધ તથા શ્રેષ્ઠ ચંડાળ રાડો પાડતાં બાળકને ઠપકો આપતા હતા.[૬૪] આ પ્રમાણે પાથરેલાં શિરા તથા આંતરડાથી ભયંકર તે ચંડાળના ઘરમાં, યમરાજાના અનુચરો ભૂતસમૂહ જેમાં મરણ પામેલા છે એવા જગતમાં પ્રવેશ કરે, તેની પેઠે મ્હેં પ્રવેશ કર્યો; તથા તે નવા સસરાના ઘરમાં કદલીદલના પીઠ ઉપર અત્યંત આદરથી પાથરી આપેલા આસન ઉપર મ્હેં સ્થિતિ કરી.[૬૫.૬૬] મ્હારી સાસુ કે જેની આંખ્ય કાંણી હતી તેણે "આ મ્હારો જમાઈ છે" એમ કહી મ્હારો સત્કાર કર્યો.[૬૭] ત્યારપછી વિશ્રાંતિ લીધા પછી કાલિયારમૃગચર્મનું આસન કરી, માણસ દુષ્કૃત ભોગવે, તેવીરીતે ચંડાળને ઉચિત ભોજનનો મ્હેં આહાર કર્યો.[૬૮] ત્યારપછી અનંત દુ:ખનાં બીજરૂપ તથા મનોહર ન લાગે એવાં તેમનાં સ્નેહનાં સુંદર વચન સાંભળ્યાં.[૬૯] ત્યારપછી કેટલેક દિવસે આકાશ તથા નક્ષત્ર વાદળાંરહિત હતાં, ત્યારે ચંડાળના ઉત્સવને ઉચિત મદ્ય તથા માંસના સમારંભથી તથા તેમને ઉચિત વસ્ત્ર અને વૈભવસહિત, કૃષ્ણવર્ણનું દુષ્ટ આચરણ નરકની યાતના પમાડે, તેવીરીતે તે ચંડાળે ભય આપનારી પોતાની કન્યાનો મ્હારી સાથે વિવાહ કર્યો.[૭૦.૭૧] આ વિવાહના મ્હોટા ઉત્સવમાં બ્રહ્મહત્યા વગેરે દુષ્કૃતના સમૂહ પોતે શબ્દ કરતા હોય, તેવીરીતે મહામદિરાના આસવથી મત્ત થયેલા ચંડાળો, મનોહર સંગ્રામના શબ્દનો પણ તિરસ્કાર કરે, તેવીરીતે વિલાસથી મ્હોટા ભયજનક શબ્દો કરતા હતા.[૭૨]

**सरभसमभितो विनेदुरत्र प्रसृतमहामदिरासवाः [illegible]पाकाः ।**
**हतप[illegible]पटहा विलासवंतः स्व[illegible] [illegible]ष्कृतराशयो महांतः ॥ ७२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચાંડાલીવિવાહ' નામનો એકસોછઠ્ઠો સર્ગ સંપૂર્ણ.૧૦૬**

## सर्ग १०७ मो* ચંડાળદશામાં રાજાએ ભોગવેલા દુઃખનું વર્ણન

**राजोवाच । बहुनात्र किमुक्तेन सोत्सवावर्जिताशयः ।**
**तदाप्रभृति तत्राहं संपन्नः पुष्टपुल्कसः ॥१॥**

લવણરાજા કહે છેઃ–હે સભાજનો ! હું તમારી પાસે વધારે શું કહું પણ તે દિવસથી (ચંડાળકન્યાની સાથે વિવાહ થયો ત્યારથી) ઉત્સવસહિત વિવાહનેલીધે મ્હારૂં ચિત્ત તેમાં વશ થયું અને હું પણ એક પુષ્ટ ચંડાળ બન્યો.[1] ઉત્સવની સાત રાત્રિ ગયા પછી તથા ક્રમેકરી આઠ માસ નીકળી ગયા પછી તે ચંડાળકન્યાને ઋતુપ્રાપ્તિ થઈ અને ત્યારપછી તેને ગર્ભ રહ્યો.[2] ત્યારપછી વિપત્તિ દુઃખરૂપ ક્રિયાને ઉત્પન્ન કરે, તેવીરીતે તેણે એક દુઃખદાયી કન્યાને જન્મ આપ્યો. તે કન્યા, મૂર્ખમાણસની ચિંતાની પેઠે દિવસે દિવસે વધવા લાગી.[3] ત્રણ વર્ષ ગયા પછી, દુર્બુદ્ધિને આશાનો પાશ વધારનાર 'અનર્થ' નામનો પુત્ર થાય, તેવીરીતે મ્હારા ઘેર એક પુત્રનો જન્મ થયો.[4] ત્યારપછી એક પુત્રી આવી અને ત્યારપછી પણ એકપુત્ર થયો. આવીરીતે તે વનમાં ચંડાળરૂપે હું મ્હોટો કુટુંબી થયો.[5] બ્રહ્મહત્યા કરનાર માણસ નરકમાં 'ચિંતા' નામની સ્ત્રીની સાથે ઘણી જાતની યાતના ભોગવે, તેવીરીતે તે વનમાં ચંડાળકન્યાસાથે ઘણાં વર્ષસુધી મ્હેં અનેક પ્રકારનાં દુઃખ ભોગવ્યાં.[6] વૃદ્ધકાચબો પાણીના ખાબોચિયામાં લોટયા કરે, તેવીરીતે ટાઢ, તડકો તથા પવનના ક્લેશથી પરવશપણે મ્હેં તે વનમાં ફરવા માંડયું.[7] સ્ત્રીની ચિંતાથી બુદ્ધિ હરાઈ જવાનેલીધે શરીરમાં દાહ થવાથી બધી દિશાઓ જાણે બળતી હોય, તેવીરીતે કષ્ટરૂપ જોવામાં આવી.[8] મ્હેં ઝાડની છાલનાં જૂનાં લુગડાં પહેરી, ખડની ઉંઢોણી બનાવી માથે લાકડાંનો ભારો ઉપાડયો.[9] વનમાં ફરતાં, ઘણી જૂવાળાં, જૂનાં તથા દુર્ગંધીવસ્ત્રની લંગોટી પહેરી ઝાડ તળે કેટલાંક વર્ષ નિર્ગમન કર્યાં.[10] હેમંતઋતુમાં દેડકો વનમાં ભમે, તેવીરીતે હું કુટુંબનું પોષણ કરવાસારૂ વનમાં ફરતાં ટાઢનેલીધે વનની ગુફામાં લીન થઇને બેસી રહેતો.[11] આવીરીતે અનેકપ્રકારના ક્લેશરૂપી કલ્લોલથી, તાપના વિસ્તારથી જાણે ઝરતાં હોય તેવીરીતે બાષ્પ એટલે આંસુના મિષથી નેત્રમાંથી લોહીનાં ટીપાં પડવા માંડ્યાં[12] વરાહના માંસનું ભોજન કરતાં પર્વતની તળેટીમાં કરેલી ઝુંપડીમાં, મેઘનેલીધે ભયંકર કેટલીક રાત્રિઓ વનમાં નિર્ગમન કરી.[13] એવીરીતે સર્વ બીજની ઉત્પત્તિના હેતુરૂપ વર્ષાકાળ વીતી ગયા પછી, બંધુનો સ્નેહ ન હોવાથી, નિરંતરના ક્લેશથી, સર્વત્ર શંકા થવાથી તથા ચિત્તના કૃપણપણાથી, મ્હેં કુટુંબસહિત બીજા ચંડાળના ઘેર સ્થિતિ કરી.[14,15] રાહુના દાંતથી ચંદ્રમા જર્જર થઇ જાય, તેમ ચંડાળીના ક્લેશથી ઉદ્વેગવાળા પ્રચંડ ચંડાળના તિરસ્કારથી મ્હારૂં મુખ જર્જર થઈ ગયું.[16] નરકમાં રહેનાર માણસોએ લાવીને વેચેલાં આંતરડાં હોઠથી ચાવે, તેવીરીતે દીપડાએ પીસી નાખેલી માંસની પેશીનું મ્હેં હોઠથી ચર્વણ કર્યું.[17] હિમાલયની ગુફામાં હેમંતઋતુનું હિમ તથા શિશરઋતુમાં ઝાકળના જળકણના સમૂહ, વસ્ત્રવિનાના શરીરઉપર, જાણે મૃત્યુએ મૂકેલાં બાણ હોય તેવીરીતે સહન કર્યાં. પુણ્યના મૂળની પેઠે માર્ગમાં ક્ષીણ થઈ ગયેલાં ઝાડનાં મૂળ ઘણીવાર ખોદી નાખ્યાં.[18-20]

*આ એકસોસાતમા સર્ગમાં, લવણરાજા ચંડાળના ઘેર સાઠ વર્ષસુધી રહ્યા અને તેટલો લાંબો વખત ચંડાળને ઉચિત કૃત્યથી પોતાનું જીવન ગયું, એ વાત સભાપાસે કહેલી.

ચંડાળપણાને લીધે કોઇ માણસ મ્હારો સ્પર્શ કરતું નહોતું, સ્ત્રી ખરાબ હતી, ચંડાળની પેઠે લોકોપાસે હું કાલાવાલા કરતો હતો તથા સંપાદન કરેલી તેજની ક્ષતિ થવા માટે, અરણ્યમાં શરાવલા(માટીના પાત્ર)માં રાંધેલા પદાર્થનું હું આદરથી ભોજન કરતો હતો.[૨૧] હજારો જન્માંતરથી ઉત્પન્ન થયેલુ જાણે પોતાનું પાપ હોય, તેવીરીતે પોતાનાજ શરીરના માંસની પેઠે, મૃગનું તથા ગાડરનું માંસ, પ્રાણીના શરીરમાંથી કાપી કાપીને તથા લોઢાના પાત્રમાંપકાવીને, તેમાંથી અધિક મૂલ્યનો લાભ લેવાસારૂ, વિંધ્યપર્વતમાં રહેનાર ચંડાળની ભૂમિમાં (તે માંસ) હું વેચતો હતો. અપવિત્ર મળ–મૂત્રયુક્ત તથા વેચતાં વેચતાં બાકી રહેલું માંસ તે ચંડાળની ભૂમિમાં, સૂકવવાને માટે હું પાથરી રાખતો હતો. રૌરવનરકમાં પડેલાં માણસની પેઠે મ્હારી અતિ દુર્દશા થયેલી હતી. વિંધ્યપર્વતની ઘાટી ઝાડી મ્હારૂં પોષણ કરનારી હતી તથા સંધ્યાકાળ, એ કંદમૂળ તથા માંસ ભેગું કરવામાં વિઘ્નભૂત છે તોપણ હું તેનો દ્વેષી હતો. (સંધ્યાસમયે માંસ તથા કંદમૂળ ખોદવાનો નિષેધ છતાં હું સંધ્યાસમયે પણ ખોદતો હતો.) આવી જાતની સ્થિતિમાં મ્હારી દૃષ્ટિએ કોદાળી એ મ્હારો સાચો સ્નેહી–મિત્ર હતો.[૨૨,૨૫] ચંડાળના શરીરેકરી, દૈવની ઇચ્છાથી પ્રાપ્ત થયેલા સ્ત્રી–પુત્રનું, કુતરાં વગેરેના ઉપદ્રવનું લાકડીથી નિવારણ કરી, ખરાબ અન્નથી મ્હેં પોષણ કર્યું.[૨૬] વર્ષાદનાં પવનયુક્ત ઝાપટાંથી થતા સૂકાએલાં પાંદડાંના ખડખડાટવાળાં ઝાડનીચે વગડાનાં વાંદરાંની સાથે રાત્રિઓ નિર્ગમન કરી.[૨૭] તે સમયે ટાઢથી મ્હારા દાંત પણ ખડખડતા હતા તથા સોયની અણીજેવાં રૂવાડાં ઉભાં થતાં હતાં.[૨૮] ભૂખનેલીધે મ્હારૂં પેટ ક્ષીણ થઈ ગયું હતું તેથી માંસના કટકામાટે વર્ષાઋતુમાં પડતાં મેઘનાં બિંદુનું મોતીના કણની પેઠે હું ગ્રહણ કરતો હતો.[૨૯] વનમાં ટાઢથી દાંત ખડખડતા હતા, આંખ્ય મીંચાઇ જતી હતી તથા સ્ત્રીની સાથે આકુળ ક્લેશ (કજીયો) થતો હતો.[૩૦] મષીના જેવા મેલા શરીરવડે ભૂતના બંધુના જેવું આચરણ કરતો તથા માછલાં પકડવામાટે હાથમાં બડિશ ધારણ કરી નદીના કાંઠે ફરતો હતો.[૩૧] કલ્પાંતસમયે જગતનો નાશ કરવામાટે પાશને ધારણ કરનાર યમરાજાની પેઠે, મ્હેં ઘણા દિવસ ઉપવાસ કરી તરતમાં મારી નાખેલા મૃગના વક્ષસ્થળનું ભક્ષણ કર્યું.[૩૨] સ્મશાનમાં મ્હારો વાસ હતો, રૂધિરના રાગથી હું મત્ત હતો તથા સ્મશાનનું બળિદાન તેમજ માંસ વગેરે અપવિત્રપદાર્થ ખાવામાં મને પ્રેમ હતો.[૩૩] તેથી માતાના સ્તનના દૂધજેવું કાંઇક ઉષ્ણ અને તત્કાળ પ્રાપ્ત થએલા રૂધિરનું મ્હેં પાન કર્યું. ચંડિકાના ભયથી નાસી જાય તેવીરીતે વનના વેતાળ (ભૂત) મ્હારા ભયથી નાસી જતાં હતાં. સ્ત્રી–પુત્રમાંથી થતી આશા જેમ બંધનમાં વધારો કરે છે, તેમ મૃગ તથા પક્ષીઓના બંધનમાટે હું વનમાં જાળ પાથરતો હતો અને માયામય સૂત્રજાળથી દિશાઓનાં પક્ષીને મ્હેં જર્જર કરી નાખ્યાં. આવી જાતનાં દુષ્ટકર્મમાં પણ મ્હેં મ્હારા મનને અવકાશ આપ્યો.[૩૪–૩૬] વર્ષાઋતુની નદીની પેઠે મ્હારી આશા વૃદ્ધિ પામવા લાગી તથા કરભ-(સર્વનું ભક્ષણ કરનાર એક જાતનું જનાવર)ના ભયથી સર્પ દૂર ભાગી જાય, તેવીરીતે બુદ્ધિ ચારેબાજુ દોડવા લાગી.[૩૭] સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરે, તેવીરીતે મ્હેં દેહમાંથી દયાનો ત્યાગ કર્યો. ઉન્હાળાના અંતે આકાશ કાળા મેઘનો અંગીકાર કરે, તેવીરીતે સુખેથી ક્રોધરૂપી બાણનો વર્ષાદ કરનાર તથા દુષ્ટશબ્દથી નાદ કરનાર ક્રૂરતારૂપી મેઘનો મ્હેં અંગીકાર

કર્યો. મ્હારી પાસે નિરંતર વિકાસ પામનારી તથા નાશ ન થનારી દુર્ગંધિનો લોકોએ ત્યાગ કર્યો. [૩૮-૩૯] ખાબોચીયાં જેવીરીતે દુષ્ટમંજરીનો અંગીકાર કરે, તેવીરીતે મ્હેં આપત્તિનો અંગીકાર કર્યો હતો. અમુક કાળે અમુક પદાર્થ ભોગવવો એવી નિયતિરૂપ નરકની પૃથ્વીમાં વૃષ્ટિથી ધાન્ય વધે, તેવીરીતે મોહરૂપી વૃષ્ટિથી વૃદ્ધિ પામનારી દુષ્કર્મનાં બીજની મૂઠીએ મ્હેં વાવી દીધી હતી. ભૂત–પ્રાણીમાત્રમાં નિર્દયપણાથી યમરાજા ફરે, તેવીરીતે હાથમાં જાળ લઇને, વિંધ્યપર્વતની ગુફામાં નિર્દયપણે મૃગના સમૂહમાં હું ફરતો હતો. શેષનાગઉપર ભગવાને શયન કર્યું હતું, તેવીરીતે વિવેકનો ત્યાગ કરી, ચમરીના કંઠઉપર મસ્તકને વિશ્રાંતિ આપી હું શયન કરતો હતો. શબ્દ કરતાં પક્ષીઓથી આકાશ તથા પાસેના પર્વત જેમાં ચપળ છે, તથા રાડો પાડતા વ્યાઘ્રના શબ્દથી ભરપૂર ઝાકળથી યુક્ત વિંધ્યપર્વતના જળમય દેશની ગુફાજેવું મ્હારૂં શરીર થઈ ગયું હતું. વરાહ જેવીરીતે પૃથ્વીને ધારણ કરે, તેવીરીતે ગ્રીષ્મઋતુમાં ઘણીક જૂવાળી કંથા મ્હેં મ્હારી કાંધઉપર ધારણ કરી હતી. વનમાં ઉત્પન્ન થયેલા અગ્નિથી પ્રાણીનો દાહ થાય, તેવીરીતે કલ્પના અગ્નિથી જગતનો નાશ કરનાર કાળની ગતિને અનુસરીને હું રહ્યો હતો. વિષયીપુરૂષને જેમ ક્ષય વગેરે રોગની ઉત્પત્તિ થાય છે તથા દુરાગ્રહી માણસને જેમ વૈર તથા કલહરૂપી અનર્થની ઉત્પત્તિ થાય છે, તેમ તે ચંડાળાવસ્થામાં મ્હારી સ્ત્રીએ સુખ–દુઃખરૂપી સંતતિની ઉત્પત્તિ કરી. [૪૦-૪૬] આવીરીતે જો કે હું રાજા ( મ્હારા પિતા )નો એકનોએક પુત્ર હતો તોપણ સાઠવર્ષ ચંડાળદશામાં મ્હેં નિર્ગમન કર્યાં. [૪૭] હે સભાસદો! આવીરીતે કાળાંતરે દુષ્ટવાસનારૂપી બંધનની મને પ્રાપ્તિ થઈ હતી. તે ચંડાળદશામાં કોઈ સમયે હું રાડો પાડતો હતો, વિપત્તિના સમયમાં રૂદન કરતો હતો તથા તે ચંડાળના સ્થાનમાં મ્હેં નિવાસ કર્યો હતો. [૪૮]

**आक्रुष्टमुद्धुरतरं रुदितं [illegible] भुक्तं कदन्नमुषितं हतपक्कणेषु ।**
**कालांतरं बहु मयोपहतेन तत्र दुर्वासनानिगडबंधगतेन सभ्याः ॥ ४८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'આપદ્વર્ણન' નામનો એકસોસાતમો સર્ગ સંપૂર્ણ.૧૦૭**

## सर्ग १०८ मो* દુષ્કાળથી થયેલી દેશની દુર્દશાનું વર્ણન

**राजोवाच । अथ गच्छति काले: जराजर्ज्जरिता[illegible]षि ।**
**तुषार[illegible]र्णशष्पौघसमश्मश्रुभृते मयि ॥ १ ॥**

લવણરાજા કહે છેઃ–હે સભાજનો! એવીરીતે કેટલોક કાળ ગયાપછી વૃદ્ધાવસ્થાથી મ્હારૂં આયુષ્ય જર્જર થઈ ગયું; મુખઉપરના કેશ, ઝાકળથી ઘાસના સમૂહની પેઠે ધોળા થઈ ગયા.[૧] સૂકાઈ ગયેલાં પાંદડાં ઉપર પવન પડે, તેવીરીતે મ્હારા માથે કર્મરૂપી વાયુથી સુખ-દુઃખરૂપી દિવસના સમૂહ પડવા લાગ્યા;[૨] રણસંગ્રામમાં શરીરઉપર બાણનો વરસાદ પડે, તેવીરીતે અયોગ્ય કાર્ય કરવામાં પણ ક્લેશ પડવા લાગ્યો;[૩] અનેક પ્રકારના વિકલ્પની કલ્પનારૂપી ઘુમરીવાળું તથા સંકલ્પ–વિકલ્પરૂપી તરંગોના ભારવાળું ચિત્ત, આકાશમાં

*આ એકસોઆઠમા સર્ગમાં લવણરાજા તે ચંડાળની નિવાસભૂમિમાં રહેતા હતા, તેમાં અનાવૃષ્ટિથી પડેલા દુષ્કાળનેલીધે દેશની દુર્દશાનું વર્ણન કરવામાં આવશે.

નિરાધાર પક્ષી ભમે તેવીરીતે ભમવા લાગ્યું;[૪] ભ્રાંત થયેલો આત્મા ચલાયમાન ચિંતારૂપી ચક્રની પેઠે ભમવા લાગ્યો; સમુદ્રમાં ખડ તણાય, તેવીરીતે કાળરૂપી સમુદ્રમાં હું તણાવા લાગ્યો.[૫] એ પ્રમાણે હું કે જે વિંધ્યપર્વતમાં રહેનાર જનાવરનો આહાર કરી જીવનારો બે હાથવાળા ગધેડાજેવો હતો તેનાં ઘણાં વર્ષ ચાલ્યાં ગયાં.[૬] શબને જેમ કંઈ સ્મરણ રહેતું નથી, તેવીરીતે 'હું રાજા છું' એ પણ મને સ્મરણ રહ્યું નહિ તથા પાંખ કપાયા પછી પર્વત જેવીરીતે સ્થિર થઈ રહ્યા હતા, તેવીરીતે મ્હારૂં ચંડાળપણું સ્થિર થયું.[૭] તે સમયે સંસારમાં જેમ કલ્પનો અંત આવે, વનમાં જેમ દાવાગ્નિ આવે, સાગરનાં મોજાં જેમ કાંઠા પ્રત્યે આવે તથા સૂકાએલાં ઝાડ ઉપર જેમ બાણ પડે, તેમ વિંધ્યપર્વતનો દેશ કે જેમાં પ્રચંડ ચંડાળના મંડળનો નિવાસ હતો તેમાં, અકાળમરણથી જેમાં પરલોકની પ્રાપ્તિ થાય છે તથા અન્ન, તૃણ, પત્ર અથવા જળ જેમાં મળતું નથી એવો દુષ્કાળ પ્રાપ્ત થયો.[૮-૯] તે દુષ્કાળમાં મેઘ વર્ષતો નહોતો તથા કોઇ સ્થળે વાદળાં નજરે ચડી પાછાં નાશ થતાં હતાં. પવનની ગતિ પણ સૂક્ષ્મ અંગારાના કણથી મિશ્ર હોય એમ જણાતી હતી;[૧૦] અને ખરી ગયેલાં પાંદડાંના ખડખડાટવાળી, દાવાગ્નિના દાહવાળી તથા શૂન્ય થયેલી વનસ્થલીએ ઘણા દિવસથી સંસારનો ત્યાગ કર્યો હોય એમ જણાતું હતું.[૧૧] આવી જાતના અકાળ દુષ્કાળમાં દાવાનળ બળવા લાગ્યો. વનની ઘાટી ઝાડી સૂકાઈ ગઈ. ખડમય પૃથ્વીમાં રાખમાત્ર બાકી રહી.[૧૨] સર્વમાણસનાં અંગ ધૂળથી ધૂસર થઇ ગયાં. દેશમાં તૃણ, અન્ન તથા જળનો નાશ થયો.[૧૩] પ્રકાશ પામતી મૃગજળની નદીના જળમાં ભેસનાં ખાડુઓ આળોટવા લાગ્યાં. વનમાં વાયુથી થતા જળકણના સમૂહનો પ્રવાહ પણ હતો નહિ.[૧૪] જળનો શબ્દ સાંભળવાથી પણ માણસને આનંદ થતો હતો. તડકાના અતિવિસ્તારથી જનસમૂહ ખેદ પામતો હતો.[૧૫] પાંદડાંનું ભક્ષણ કરવાથી, પ્રથમ ક્ષોભ પામેલું જીવન પાછું સજીવન થતું હતું. પોતાનાંજ અંગનાં બટકાં ભરવાને દાંત કરકરી રહ્યા હતા.[૧૬] માંસની શંકાથી ઉગ્ર ખેરના અગ્નિકણના સમૂહનું તથા મંડક (એક જાતની ભક્ષ્યવસ્તુ) ની શંકાથી વનના પથરાઓનું લોકો ભક્ષણ કરતા હતા.[૧૭] ભૂત–પ્રાણીમાત્રના સમૂહમાં, પુત્ર તથા પિતા ભેગા થઇને બેઠા હતા. વનમાં બોલતા ગીધના શબ્દમાં સારિકાનો શબ્દ સંભળાતો નહોતો.[૧૮] પરસ્પરનાં અંગ કપાવાથી પૃથ્વી લોહીથી છંટાઈ ગઈ હતી. 'સિંહ ખાઈ જશે' એવા ભયથી મદોન્મત્ત હાથી પણ ભૂખ્યા ફરતા હતા.[૧૯] 'એક સિંહ બીજાને ખાઈ જશે' એવા ભયથી ગુફામાં એક સિંહના ભ્રમણથી ભય જણાતો હતો. એક–બીજાની હિંસા કરવામાં તત્પર થયેલા લોકો પણ મલ્લયુદ્ધ કરતા હતા.[૨૦] પાંદડાંવિનાના પાદપ (ઝાડ) ઉપર પ્રૌઢ અંગારાજેવો વાયુ ઉડતો હતો. લોહીનું પાન કરવાને આસક્ત થયેલા મીંદડા ધાતુવાળી પૃથ્વીને ચાટતા હતા.[૨૧] જ્વાળારૂપી મેઘના ઘટાટોપમાં ઘુમરીવાળો વનનો પવન ફુંકાતો હતો. સર્વસ્થળમાં ઉત્પન્ન થતા અગ્નિનેલીધે જંગલ પીંગળાવર્ણનું થઇ ગયું હતું.[૨૨] અજગરનો જેમાં દાહ થઈ ગયો છે એવા કુંજમાંથી નીકળતા ધૂમાડાને લીધે ઝાડીમાં પુષ્ટતા જણાતી હતી. પવનથી જ્વાળાનો જેમાં વિસ્તાર થયો છે એવું સંધ્યાસમયનું આકાશ દેખાતું હતું.[૨૩] ચારેબાજુ ઉડતી રાખનેલીધે જાણે દંડવિનાનાં છત્રમંડળ હોય એમ જણાતું હતું. સ્ત્રી તથા પુરૂષપાસે તેનાં ન્હાનાં બાળકો

રાડો પાડતાં હતાં.[૨૪] પુરૂષના સમૂહ પોતાના દાંતથી શબનાં બટકાં ભરતા હતા તથા માંસના ગંધવડે ઉતાવળથી ખાવા જતાં પોતાનીજ આંગળી મ્હોમાં કરડાઇ જતી હતી.[૨૫] આકાશમાં ઉડતી ધૂમાડાની ઘાટી કાંતિમાં લીલાં પાંદડાંવાળી લતાની શંકા પ્રાપ્ત થતી હતી. આકાશમાં ઉંબાડીયાંપાછળ માંસની શંકાથી તેને ગળી જવા માટે ગીધપક્ષીઓ દોડતા હતા.[૨૬] એક–બીજાએ ભાગી નાખેલાં અંગવાળા લોકોની દોડાદોડથી આકુળતા જણાતી હતી. પ્રકાશ પામતા અગ્નિના ટણત્કારથી લોકોનાં હૃદય તથા ઉદર ચીરાઈ જતાં હતાં.[૨૭] મ્હોટી ગુફામાં પ્રવેશ કરતા પવનના શબ્દજેવો, ભયંકર દાવાનળનો શબ્દ સંભળાતો હતો. ભયભીત થયેલા અજગરના ફુંફાડાથી અંગારાવાળાં વૃક્ષો પડી જતાં હતાં.[૨૮] આ પ્રમાણે તે વિંધ્યદેશની પૃથ્વીમાં અકાળ દુષ્કાળ પ્રાપ્ત થવાથી તે દેશ, સાથે તપતા બાર સૂર્યથી બળી ગયેલા જગતનું અનુકરણ કરતો હતો.[૨૯] પ્રકાશ પામતા અગ્નિથી જટાવાળાં લાગતાં વૃક્ષોના સમૂહઉપર ફેલાઈ ગયેલા પવનના પ્રસારથી લોકો પીડા પામતા હતા, તેથી બળવાનું, તપવાનું તથા જાણે શનિશ્ચરને રમવાનું સ્થાન હોય, એવો તે દેશ જણાતો હતો.[૩૦] **ज्वलदनलजटालवृक्षखंडप्रसरमरुत्प्रसरावनुन्नलोकः। ज्वलनतपनभास्करात्मजानां रमणगृहानुकृतिं जगाम देशः ॥३०॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'અકાંડવર્ણન' નામનો એકસોઆઠમો સર્ગ સંપૂર્ણ ૧૦૮**

---

## सर्ग १०९ मो* પુત્રના દુઃખથી રાજાનું ચિતામાં પડવું અને પ્રબોધ

**राजोवाच । तस्मिंस्तदा वर्तमाने कष्टे विधिविपर्यये ।**
**अकालोल्वणकल्पांते नितांतं तापदायिनि ॥१॥**

લવણરાજા કહે છેઃ–હે સભ્યો ! આવીરીતે દૈવના અવળાપણાથી નિરંતર તાપ દેનાર કલ્પાંતસમાન અકાળ દુષ્કાળની પ્રવૃત્તિ થયેલી હતી તે સમયે, શરદઋતુમાં મેઘ ચાલ્યો જાય, તેવીરીતે કેટલાંક માણસો તે દેશનો ત્યાગ કરી પોતાનાં સ્ત્રી, પુત્ર તથા સંબંધીસહિત બીજા દેશમાં ચાલ્યાંગયાં.[૧.૨] દેહના હાથ–પગ વગેરે અવયવો દેહથી જૂદા પડતા નથી, તેમ જે લોકો તે દેશનો ત્યાગ કરી બીજા દેશમાં ન ગયા તેમનો, વનમાં કપાઇ ગયેલા ઝાડની પેઠે તેજ સ્થળે નાશ થયો.[૩] પાંખો આવ્યા પહેલાં માળામાંથી બહાર નીકળેલાં પક્ષીનાં બચ્ચાંને બીજાં જનાવર મારી નાખે,તેવીરીતે પોતાના મંદિરમાંથી બહાર નીકળેલા કેટલાક લોકનો વ્યાઘ્ર વગેરે જનાવરોએ નાશ કર્યો[૪] અગ્નિમાં પતંગીઓ પડે, તેવીરીતે કેટલાક લોકો અગ્નિમાં પડી બળી મુવા તથા પર્વત-ઉપરથી પડેલા પાણાની પેઠે કેટલાક લોકો મ્હોટા ખાડામાં પડ્યા.[૫] તે સમયે હું મ્હારા ચંડાળ વગેરે સસરાનો તથા તે દેશનો ત્યાગ કરી સ્ત્રી–પુત્ર વગેરે મ્હારાં કુટુંબને સાથે લઈ, બીજા દેશમાં જવામાટે નીકળ્યો.[૬] માર્ગમાં પવન, અગ્નિ, વ્યાઘ્ર વગેરે જનાવર તથા તક્ષક વગેરે સર્પથી તેમજ મૃત્યુના ભયથી શરીરને બચાવી સ્ત્રીસહિત ચાલવા માંડયું.[૭] રૌરવનરકમાંથી બહાર નીકળ્યાની પેઠે તે દુષ્કાળવાળા દેશમાંથી બહાર નીકળી, એક તાલના વૃક્ષતળે અનર્થ-

---

* આ એકસોનવમા સર્ગમાં લવણરાજાએ ચંડાલાવસ્થામાં પોતાનાં સ્ત્રી–પુત્રસહિત દુષ્કાળયુક્ત દેશમાંથી બહાર નિકળ્યા પછી પોતાના પુત્રની આપત્તિ જોઇ ચિતામાં પ્રવેશ કરવાની ઇચ્છા કરી, તેવામાં તે જાગૃત થયા અને પોતાના સભ્યસાથે સંવાદ કર્યો, એટલી કથા કહેવાશે.

રૂપ છોકરાંને કાંધ ઉપરથી હેઠાં ઉતારી, ઘણો થાક લાગ્યો હતો તેથી, દીર્ઘ દાવાનળથી તપી ગયેલો પાણીવિનાનો દેડકો કમલિનીના મૂળતળે વિશ્રાંતિ લે, તેવીરીતે તે વૃક્ષતળે મ્હેં વિશ્રાંતિ લીધી.[૮-૯] ત્યારપછી તે ચંડાળકન્યા કે જે મ્હારી સ્ત્રી હતી તે, બે છોકરાંને પોતાની સાથે લઈ ઝાડતળે વિશ્રાંતિથી તેની શીતળછાયામાં સૂતેલી હતી, તે સમયે 'પૃચ્છક' નામનો સૌથી ન્હાનો પુત્ર મ્હારી પાસે હતો. તેના ઉપર અમને ઘણો સ્નેહ હતો અને તે મુગ્ધ હતો તેથી તેણે દીનપણાથી પોતાની આંખ્યમાં અશ્રુ લાવી મને કહ્યું કે "હે તાત ! આ સમયે મને ખાવાસારૂ માંસ અને પીવાસારૂ રૂધિર આપો."[૧૦-૧૨] આવીરીતે વારંવાર બોલતાં બોલતાં ભૂખથી રાડો પાડતાં તે પુત્ર મરવા જેવી દશાને પ્રાપ્ત થયો.[૧૩] તે પુત્રને મ્હેં ઘણીવાર કહ્યું કેઃ—હે પુત્ર ! માંસ નથી. તોપણ તેની દુર્મતિ હોવાથી "માંસ આપો" એમ આગ્રહથી તેણે મને કહ્યું.[૧૪] ત્યારપછી પુત્રના સ્નેહથી મૂઢપણાનેલીધે તથા દુઃખના અતિભારનેલીધે મ્હેં તેને કહ્યું કેઃ—હે પુત્ર! મ્હારૂં માંસ પકવીને તું ખા.[૧૫] આ પ્રકારનું મ્હારૂં વચન પણ તેણે અંગીકાર કર્યું અને કહ્યું કેઃ "આપો." આવીરીતે તે પુત્રને કંઈ ખોરાક નહોતો મળ્યો તેથી ભૂખનેલીધે તેની વૃત્તિ ક્ષીણ થઇ ગઈ હતી.[૧૬] તે વારંવાર મને આલિંગન કરતો હતો, તેથી સર્વ દુઃખ મટાડવામાટે સ્નેહ અને કરૂણામાં હું મોહ પામેલો હતો તેથી તે પુત્રની આપત્તિ જોઈને મને અતિ દુઃખ થયું;[૧૭] અને તેની તીવ્રવેદના મ્હારાથી સહન થઈ નહિ, તેથી તે પુત્રમાટે મ્હેં મરવાનો મ્હારા અંતઃકરણમાં નિશ્ચય કર્યો.[૧૮] તે સમયે વનમાંથી કાષ્ઠ ભેગાં કરી મ્હેં ચિતા રચી અને તે ચિતા પણ 'ચટચટ' એવા શબ્દથી જાણે મ્હારી ઇચ્છા કરતી હોય એમ રહેલી હતી.[૧૯] એ ચિતામાં જેવામાં હું મ્હારો દેહ નાખું છું તેવામાં આ સિંહાસનઉપરથી વેગથી હું ચલાયમાન થયો અને તુરીના તથા જયજયકારના શબ્દથી તમે મને જાગૃત કર્યો. આવીરીતે આ ઇંદ્રિજાળ કરનાર માણસે, અજ્ઞાનથી જીવની દશા થાય, તેવીરીતે ઘણી દશાવાળો મને મોહ પમાડયો.

વસિષ્ઠ કહે છેઃ—આવીરીતે ઘણા તેજથી યુક્ત તે લવણરાજા પોતાની સભામાં વાત કહે છે તેટલીવારમાં તે ઇંદ્રિજાળ કરનાર માણસ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો અને વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા સભાસદોએ રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૨૦-૨૩]

સભાસદો લવણરાજાને કહે છેઃ—હે દેવ ! આ ઇંદ્રિજાળ કરનાર માણસ નથી, કારણ કે તેને ધનની ઈચ્છા નથી. પરંતુ સંસારસ્થિતિનો બોધ કરનારી આ કોઇ દૈવી માયા છે, એમ તમે સમજો.[૨૪] આ માયામાં સંસાર મનના વિલાસરૂપ છે, એમ નિશ્ચય થાય છે. સર્વશક્તિમાન વિષ્ણુનું વિલાસરૂપી મન છે તેજ જગત છે.[૨૫] સર્વશક્તિમાન વિધિની હજારો પ્રકારની વિચિત્ર શક્તિ છે, કે જેથી વિવેકવાળું મન પણ માયાએકરી મોહ પામેછે.[૨૬] સર્વ લોકના વૃત્તાંતને જાણનાર આ રાજા કયાં અને સાધારણ માણસની મનોવૃત્તિને યોગ્ય આ હમણાંનો સંભ્રમ કયાં![૨૭] મનને મોહ પમાડનારી આ સર્વ માયા ઇંદ્રિજાળ કરનાર માણસની ઈચ્છાથી થયેલી નથી, કારણ કે ઇંદ્રિજાળ કરનાર સર્વ માણસો પોતે ધન મેળવવામાટેજ સર્વ ચેષ્ટા કરે છે પણ કેવળ લોકને ભમાવવામાટેજ ચેષ્ટા કરતા નથી.[૨૮] આવેલો માણસ જો ઇંદ્રજાળ કરનાર હોય તો આપણી પાસેથી તે પ્રયત્નથી દ્રવ્યની ઇચ્છા કરે, પણ આવીરીતે અંતર્ધાન થઈ જાય નહિ.

(માટે તે શું હશે) એવી જાતના સંદેહમાં અમે સર્વ ડૂબી ગયા છીએ.[૨૯]

વસિષ્ઠ કહે છેઃ–હે રામચંદ્રજી ! આ વૃત્તાંત જ્યારે લવણરાજાની સભામાં બન્યું ત્યારે હું પોતે તે સભામાં હાજર હતો, તેથી જે મ્હેં આ તમારી પાસે વાત કરી તે મ્હારી નજરની જોયેલી વાત કરી છે, પણ કોઇની પાસેથી સાંભળેલી કરી નથી.[૩૦] હે મહાત્મન્ ! આ પ્રમાણે અનેક પ્રકારની કલ્પનાથી જેનું અંગ વૃદ્ધિ પામેલું છે એવું મનજ આ જગતમાં વિસ્તાર પામી સર્વોત્કર્ષપણે રહેલું છે, માટે હે પરમ ! એ મનની શાંતિ થયા પછી તમે પરમ પવિત્ર પદવીને પ્રાપ્ત થશો.[૩૧] **इति बहुकलनाविवर्द्धितांगं जयति चिरं विततं मनो महात्मन् । शममुपगमिते परस्वभावे परममुपैष्यसि पावनं पदं यत् ॥३१॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચંડાલત્વવ્યપગમ' નામનો એકસોનવમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ११० मो* મનનો વૈભવ તથા તેની શાંતિ

**वसिष्ठ उवाच । परमात्कारणादादौ चिच्चेत्यपदपातिनी ।**
**कलनापदमासाद्य कला कलिलतां गता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ ! પરમ કારણરૂપ સ્વ–સ્વરૂપના અજ્ઞાનનેલીધે ચિંતવન કરવા યોગ્ય પદાર્થનું ચિંતવન કરનાર અને ચિંતવન કરવાથી કલના (કલ્પના) નામને ધારણ કરનાર ચિત્ત (ચૈતન્ય) અનેક પ્રકારનાં રૂપના વિચિત્રપણાથી કલુષપણાને પામેલ છે.[૧] એ પ્રમાણે વસ્તુતાએકરી ન હોવાથી, તેમજ અજ્ઞાનમાંથી ઉપજવાને લીધે સર્વથા મિથ્યારૂપ અને પ્રથમ ન છતાં પાછળથી વૃદ્ધિ પામેલ, જૂદા જૂદા પદાર્થના જૂદા જૂદા જ્ઞાનરૂપ મોહમાં, ચૈતન્ય, સંકલ્પ–વિકલ્પાત્મક મનરૂપ તુચ્છપણાને પામી મુંઝાય છે.[૨] મનોવૃત્તિ કે જે અસત્ તથા મ્લાન છે, તે બાળક જે પ્રમાણે ભૂતનો વિસ્તાર કરે, તે પ્રમાણે હજારો દોષથી દુઃખનો વિસ્તાર કરે છે.[૩] કલંકવાળી અસત્ મનોવૃત્તિ જે પ્રમાણે દુઃખનો વિસ્તાર કરે છે, તે પ્રમાણે વાસના ક્ષય થયા પછી નિષ્કલંક મનોવૃત્તિ, સૂર્યનો પ્રકાશ અંધકારનો નાશ કરે, તેમ મહાદુઃખનો નાશ કરે છે.[૪] દૂરના પદાર્થને પાસે લાવે છે તથા પાસેના પદાર્થને દૂર લઇ જાય છે એવી રીતે બાળક, બાળકપક્ષીના વિષે નાચે, તેમ મન ભૂત–પ્રાણીમાત્રમાં નાચે છે.[૫] માર્ગમાં ચાલનાર મુગ્ધવટેમાર્ગુને દૂરથી ઝાડનું ઠુંઠું પણ પિશાચરૂપ લાગે છે, તેવીરીતે વાસનાયુક્ત અજ્ઞાનીને અભયમાં પણ ભય લાગે છે.[૬] મદોન્મત્ત માણસ આખા ભૂતળને ભમતું દેખે છે, તેવીરીતે કલંકથી મલિન થયેલું મન મિત્રમાં પણ શત્રુની શંકા કરે છે.[૭] માણસનું મન જે સમયે આકુળ થાય છે તે સમયે ચંદ્રબિંબમાં વજ્રની શંકા થાય છે તથા અમૃત પણ વિષના ભાવથી ભોજન કરવામાં આવ્યું હોય તો તે ( અમૃત ) પણ વિષનું કામ કરે છે.[૮] સ્વપ્નમાં થયેલી જાગૃતદશા જેમ સત્ય લાગે છે, તેમ વાસનાયુક્ત માણસનું ચિત્ત, ગંધર્વનગર કે જે અસત્ છે તેને પણ સત્રૂપ જુવે છે.[૯] વાસના એજ જંતુના મનને મોહનું કારણ છે, માટે તે વાસનાને મૂળથી કાપી નાખવાને પ્રયત્ન કરવો.[૧૦] વાસનારૂપી જાળથી ખેંચાયેલ મનરૂપી હરિણ સંસારરૂપી વનની ઝાડીમાં અત્યંત પરવશપણાને પામે છે.[૧૧] વાદળાંવિનાના

* આ એકસોદસમા સર્ગમાં મનોવૈભવના વર્ણનથી મનની શાંતિનો ઉપાય કહેવામાં આવશે.

આકાશમાં સૂર્ય પ્રકાશ પામે છે, તેમ જે માણસે વિચારેકરી વાસનાનો ત્યાગ કર્યો છે તે માણસનો પ્રકાશ શોભે છે.[૧૨] એટલામાટે દેહ નહિ, પણ મન છે તેજ નર છે એમ તમે સમજો, કારણ કે દેહ જડ છે અને મન જડ નથી, તેમ અજડ પણ નથી.[૧૩] મનેકરી જે કર્યું તેજ કર્યું અને મનેકરી જેનો ત્યાગ કર્યો તેનોજ ત્યાગ થાય છે.[૧૪] આ સમગ્ર જગત તથા ભૂમંડળ મનોમાત્ર છે. મન એજ આકાશ, મન એજ પૃથ્વી તથા મન એજ વાયુ છે.[૧૫] અગ્નિમાં તેજ તથા સૂર્યમાં પ્રકાશ વગેરે જે જે ધર્મ છે તે મનથી કલ્પિત છે. એટલે કે સૂર્ય વગેરેમાં પ્રકાશાદિ ધર્મ નથી, એમ મનમાં ભાવના થવાથી તેનો પ્રકાશ મટી જાય છે.[૧૬] જે માણસનું મન મોહ પામે છે તેજ માણસ મૂઢ કહેવાય છે; પણ શરીરને મોહ થયા પછી 'શબ મૂઢ છે' એમ કોઈ કહેતું નથી.[૧૭] મન જ્યારે જુવે છે ત્યારે નેત્ર થાય છે, મન જ્યારે સાંભળે છે ત્યારે શ્રવણપણું થાય છે, સ્પર્શ કરે છે ત્યારે ત્વચા ઇંદ્રિય થાય છે, સુંઘે છે ત્યારે નાસિકા થાય છે તથા રસગ્રહણ કરે છે ત્યારે રસના ઇંદ્રિય થાય છે. એ પ્રમાણે વિચિત્ર વૃત્તિમાં, નાટકમાં રહેલા નટની પેઠે દેહમાં મન રહેલું છે.[૧૮,૧૯] મન લઘુપદાર્થને દીર્ઘ કરે છે, સત્યમાં અસત્યપણું કરે છે, કડવા પદાર્થમાં મધુરતા કરે છે તથા શત્રુમાં મિત્રતા કરે છે.[૨૦] માણસને ચિત્તવૃત્તિમાં જેવો પ્રતિભાસ થાય છે તેવો તેને પ્રત્યક્ષ અનુભવ થાય છે અને પ્રતિભાસનેલીધેજ સ્વપ્નથી આકુલચિત્તવાળા હરિશ્ચંદ્રરાજાને એક રાત્રિ બાર વર્ષની થઈ પડી હતી.[૨૧,૨૨] ઇંદ્રદ્યુમ્ન× રાજા બ્રહ્મલોકમાં ગયા ત્યારે તેને ચિત્તના પ્રભાવથી એક મુહૂર્તમાં યુગ એકનો કાળ ચાલ્યો ગયો હતો.[૨૩] પ્રાતઃકાળમાં જેને રાજ્ય મળવાનું છે એવા બંધીવાનને (પ્રાતઃકાળે રાજ્ય મળશે એવી મનમાં આશા હોવાથી) બંધન પણ સુખરૂપ થાય છે, તેવીરીતે સારી મનોવૃત્તિએકરી રૌરવનરક પણ સુખરૂપ થઈ પડે છે.[૨૪] મોતીના હારમાંથી એક દોરો બળી જાય ત્યારે બધાં મોતી વીંખાઈ જાય છે, તેવીરીતે એક મન જીતાવાથી સર્વ ઇંદ્રિયો જીતાય છે.[૨૫] બ્રહ્મ કે જે સર્વસ્થળે રહેનાર, સ્વચ્છ, નિર્વિકાર, સર્વત્ર સમાન, સૂક્ષ્મ તથા સર્વભાવમાં રહેનાર સાક્ષીભૂત ચિત્‌શક્તિરૂપ પોતાની સત્તાથી વાણી વગેરે સર્વક્રિયાથી શૂન્ય છે; તેને પણ મન, દેહસમાન જડ બનાવી, તેની અંદર કામસંકલ્પ વગેરે ભ્રાંતિની તથા બહાર પર્વત, નદી, આકાશ તથા સમુદ્ર વગેરેની કલ્પના કરી વ્યર્થ ભમાવે છે.[૨૬-૨૮] મન વિવેકવાળું હોય તોપણ તે (મન) પોતાની ઈષ્ટવસ્તુ જો કે સારી ન હોય તોપણ તેને અમૃતસમાન મધુર બનાવે છે તથા અનિષ્ટવસ્તુ જો કે સારી અમૃતસમાન ન હોય તોપણ તેને વિષતુલ્ય બનાવે છે.[૨૯] એવીરીતે સંપૂર્ણ તત્ત્વજ્ઞાન ન થવાથી જેને પૂર્ણતા પ્રાપ્ત થએલી નથી તેવા માણસનું મન, ઉપર પ્રમાણે પોતાની કલ્પનાથી પોતાને યોગ્ય આકાર તથા રૂપને ઉત્પન્ન કરે છે પણ તત્ત્વવેત્તાનું મન એ પ્રમાણે

× ઇંદ્રદ્યુમ્નરાજાને 'રેવતી' એ નામની એક પુત્રી હતી. તેનું લગ્ન કરવામાટે તેનો સંબંધ કયા રાજાની સાથે કરવો, એ પૂછવામાટે ઇંદ્રદ્યુમ્નરાજા બ્રહ્મલોકમાં ગયા. ત્યાં બ્રહ્માની પાસે ગાન થતું હતું, તેથી એક મુહૂર્ત ઉભા રહી, ગાન થઈ રહ્યા પછી બ્રહ્માને પોતાની પુત્રીના લગ્નસંબંધી સલાહ પૂછી. ત્યારે બ્રહ્માએ ઉત્તર દીધોઃ "તમે અહિં એક મુહૂર્ત ઉભા રહ્યા તેટલીવારમાં તમારા દેશમાં એક યુગનો કાળ ચાલ્યો ગયો, તેથી તમે મનમાં સંકલ્પ કરેલા સર્વ રાજાનો નાશ થયો છે. માટે તમારી પુત્રી હવે ગોકુળમાં બળભદ્રજીનો જન્મ થયો છે તેને પરણાવજો." આ કથા પુરાણાંતરમાં પ્રસિદ્ધ છે.

કરતું નથી.[૩૦] ચૈતન્યશક્તિથી સ્ફુરણા પામેલું મન સ્પંદના વિષે વાયુપણાને પામે છે, પ્રકાશમાં પ્રકાશપણાને પામે છે, દ્રવપદાર્થમાં દ્રવપણાને પામે છે, પૃથ્વીમાં કઠિનતાને પામે છે તથા શૂન્યદૃષ્ટિમાં શૂન્યતા પામે છે; આ પ્રમાણે ચિત્‌શક્તિથી ઇચ્છાપ્રમાણે મનની સ્થિતિ થાય છે.[૩૧,૩૨] દેશ–કાળવિના પણ મન શુક્લને કૃષ્ણ કરે છે તથા કૃષ્ણને શુક્લ કરે છે; માટે આ મનની શક્તિ જુવો.[૩૩] માણસનું મન જ્યારે બીજી વસ્તુમાં લાગેલું હોય, ત્યારે તે ભોજન કરતો હોય અને પીરસેલા પદાર્થનું જીભથી ચર્વણ કરતો હોય તોપણ તે પદાર્થના સ્વાદની તેને ખબર પડતી નથી.[૩૪] મનેકરી જે પદાર્થ જોયો તેજ ખરેખર જોયો કહેવાય પણ મનથી ન જોયેલો પદાર્થ જોયો કહેવાય નહિ; કારણ કે અંધકારમાં જોયેલા પદાર્થની પેઠે મને ન જોયેલા પદાર્થના રૂપની ખબર પડતી નથી.[૩૫] ઇંદ્રિયેકરી મન દેહવાન છે, તથા મનેકરી ઇંદ્રિયો દેહવાન છે. એવીરીતે મન તથા ઇંદ્રિયોનું પરસ્પર સરખાપણું છે તોપણ મનમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થયેલી છે, પણ ઇંદ્રિયોમાંથી મન ઉત્પન્ન થતું નથી તેથી મનને ઉત્કૃષ્ટતા છે.[૩૬] ચિત્ત અને શરીર જો કે અત્યંત ભિન્ન છે તોપણ જે મહાત્મા તેની એકતા માને છે તે પંડિતો નમસ્કાર કરવા યોગ્ય છે.[૩૭] મનવિનાના માણસને, પુષ્પના સંભારથી શોભીતા કેશવાળી તથા વિલાસથી સુંદર કટાક્ષ કરનારી સ્ત્રી પણ ભીંતની પેઠે વિકાર કરી શકતી નથી.[૩૮] 'વીતરાગ' એ નામના કોઈ મુનિનું મન બીજે સ્થળે લાગેલું હતું તે સમયે વનમાં રાક્ષસ તેનો હાથ ચાવી ગયો તેની પણ તેને ખબર પડી નહિ.[૩૯] મુનિની મનોભાવના દુઃખને સુખરૂપ કરવાને તથા સુખને દુઃખરૂપ કરવાને સુખેથી સમર્થ થાય છે.[૪૦] માણસનું મન જ્યારે અન્યવસ્તુમાં લાગેલું હોય, ત્યારે તેની પાસે પ્રયત્નથી કહેવાતી કથા પણ પરશુથી કાપેલી લતાની પેઠે કપાઈ જાય છે એટલે કે મ્હારી પાસે શું વાત કરી? તેની પણ તેને ખબર પડતી નથી.[૪૧] સ્વપ્નની પેઠે, મન જ્યારે પર્વતના તટ ઉપર ચડે છે, ત્યારે શુભ્ર આકાશમાં પણ ગુફાની ભ્રાંતિથી દુઃખનો અનુભવ થાય છે.[૪૨] મનના ઉલ્લાસરૂપી સ્વપ્નમાં આકાશના જેવા વિસ્તારવાળા હૃદયના વિષે પ્રત્યક્ષ જણાતા પર્વતો પણ પોતપોતાનું કામ કરવાને સમર્થ થાય છે.[૪૩] ચલિત થયેલો સમુદ્ર મોજાંનો વિસ્તાર કરે, તેવીરીતે વિક્ષેપવાળું મન પોતાના વિષે, પર્વત તથા નગરની પંક્તિનો વિસ્તાર કરે છે.[૪૪] સમુદ્રની અંદર રહેલા જળમાં જેવીરીતે તરંગ તથા મોજાં રહેલાં છે, તેવીરીતે દેહની અંદર રહેલા મનમાં સ્વપ્નરૂપ પર્વત તથા નગરની પંક્તિ રહેલી છે.[૪૫] પત્ર, લતા, પુષ્પ તથા ફળ એ જેમ અંકુરની શોભા છે, તેવીરીતે જાગૃત તથા સ્વપ્નના વિભ્રમની ભૂમિ એ મનની શોભા છે.[૪૬] સુવર્ણની પ્રતિમા સુવર્ણથી જૂદી નથી, તેવીરીતે જાગૃત તથા સ્વપ્ન–ક્રિયાની લક્ષ્મી ચિત્તથી જૂદી નથી.[૪૭] જળધારા, જળકણ, મોજાં તથા ફીણ એ જેમ જળમાં જણાય છે, તેમ અનેક પ્રકારની વિચિત્રતાના વૈભવ ચિત્તમાં જણાય છે.[૪૮] નટ જેમ અનેક પ્રકારના વેષનો અંગીકાર કરે છે, તેમ શૃંગાર વગેરે રસના આવેશથી ચિત્તવૃત્તિ, સ્વપ્ન તથા જાગૃતદશાના ઉદયનો અંગીકાર કરે છે.[૪૯] લવણરાજાને મનના પ્રતિભાસથી ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, તેવીરીતે આ બ્રહ્માંડ મનના મનનમાત્ર છે.[૫૦] મનમાં જેવું જેવું સંવેદન થાય છે તેવો તેવો અનુભવ થાય છે. માટે જેમ ઇચ્છામાં આવે તેમ કરો.[૫૧] અનેક પ્રકારનાં નગર, નદી તથા પર્વતના રૂપને પામીને, મન જાગૃત તથા

સ્વપ્નમય આ જગતનો વિસ્તાર કરે છે.[૫૨] લવણરાજાની પેઠે મનના પ્રતિભાસથી દેવતામાંથી દૈત્યપણું તથા હાથીમાંથી પર્વતપણું પમાય છે.[૫૩] જેવીરીતે નરપણામાંથી નારીપણું તથા પિતામાંથી પુત્રપણું પ્રાપ્ત થાય છે, તેવીરીતે મન સંકલ્પથી ઇચ્છિત પદાર્થપણાને પામે છે.[૫૪] મરણ તથા જન્મ પણ સંકલ્પથીજ થાય છે અને મનના ઘણા અભ્યાસથી શૂન્ય આકાર પણ જીવપણાને પામે છે.[૫૫] મનથી મોહવાળી વાસના જેમાં પ્રાપ્ત થયેલી છે એવું મન, સુખ, દુઃખ, ભય તથા અભયરૂપ જન્મસ્થાનને પામે છે.[૫૬] તલમાં જેવીરીતે તેલ રહેલું છે, તેવીરીતે સુખ અને દુઃખ મનમાં રહેલાં છે, અને દેશ–કાળનેલીધે તેમાં વધ–ઘટ થાય છે.[૫૭] તલને દબાવાથી તેમાંથી તેલ સ્ફુટ જણાય છે, તેવીરીતે મનને મનનના સંગથી સુખ–દુઃખ સ્ફુટ જણાય છે.[૫૮] દેશકાળના અભિધાનથી સંકલ્પ છે તેજ મનના મનથી દેશ–કાળની સ્થિતિને પામે છે.[૫૯] શાંત થવું, ઉલ્લાસ થવો, જવું, આવવું, આનંદ થવો તથા નાચવું એ સઘળું મનરૂપી શરીરનો સંકલ્પ ફળવાન થવાથીજ થાય છે.[૬૦] સાધ્વી સ્ત્રી અંતઃપુરના આંગણાંમાં નાચે, તેવીરીતે સંકલ્પથી કલ્પેલા અનેક પ્રકારના તરંગોથી મન દેહમાં નાચે છે.[૬૧] જે માણસ પોતાના મનને વિષયના અનુસંધાનમાં અવકાશ આપતો નથી તે માણસનું મન લય પામે છે.[૬૨] રણસંગ્રામમાં સ્તંભનાસ્ત્રથી શત્રુ જેમ ચલાયમાન થઈ શકતો નથી, તેમ જે માણસનું મન ચલાયમાન થતું નથી તેનેજ ખરેખર પુરૂષ સમજવો અને બાકીના કાદવના કીડા છે, એમ સમજવું.[૬૩] જે માણસનું મન ચપળ ન થતાં એક સ્થળે સ્થિર રહે છે તે માણસ ધ્યાનથી ઉત્તમપદવીને પામે છે.[૬૪] મંદરાચળ સ્થિર થવાથી ક્ષીરસાગર સ્થિર થયો હતો, તેવીરીતે મન નિયમમાં રાખવાથી સંસારના વિભ્રમ શાંત થાય છે.[૬૫] ભોગ તથા સંકલ્પના વિભ્રમથી જેટલી જેટલી મનની વૃત્તિઓ છે, તે સર્વ સંસારરૂપી વિષવૃક્ષનું ઉત્પત્તિસ્થાન છે.[૬૬] મદ અને મોહથી મંદ થયેલો પુરૂષરૂપી દુષ્ટ ભ્રમર, સંસારરૂપી દુર્નદીમાં તણાતાં ચિત્તરૂપી કમળમાં વીંટાઇને, જડતાના પ્રવાહરૂપી જળના વેગમાં, વાયુની ધુમરીની પેઠે, પ્રબળચિંતાથી વીંખાઈ જઇને, પોતાના દેહસહિત ચિંતારૂપી ચક્રસમાન ધુમરીમાં પડે છે.[૬૭] **चित्तं चलत्कुवलयं वलयंत एते मूढा महाजडजवे मदमोहमंदाः । आवर्तवर्तिनि विलूनविशीर्णचिंताचक्रभ्रमे पुरुषदुर्भ्रमराः पतंति ॥ ६७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તવર્ણન' નામનો એકસોદસમો સર્ગ સંપૂર્ણ. ૧૧૦**

## सर्ग १११ मो* ચિત્તને જીતવાનો ઉપાય અને ચૈતન્યસાથે એકાગ્રતા

**वसिष्ठ उवाच । अस्य [illegible]चिकित्साया महौषधम् ।**
**स्वायत्तं शृणु वक्ष्यामि साधु सुस्वादु निश्चितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! આ ચિત્તરૂપી મ્હોટા વ્યાધિની ચિકિત્સાનું સ્વાધીન તથા સ્વાદિષ્ટ ઔષધ હું તમને કહું તે સાંભળો.[૧] ઈષ્ટવસ્તુનો ત્યાગ કરી સંવેદનરૂપી પોતાના પુરૂષાર્થથી પ્રયત્નેકરી ચિત્તરૂપી ભૂત જીતાય છે.[૨] જે માણસ મનગમતી વસ્તુનો ત્યાગ કરી, રાગ–દ્વેષ વગેરે ચિત્તના

* આ એકસોઅગિઆરમા સર્ગમાં પ્રયત્નથી અભિમત વસ્તુનો તથા અહંતા–મમતાનો ત્યાગ કરી ચિત્તના જયનો ઉપાય તથા ચૈતન્યની સાથે એકાગ્રતાનું વર્ણન કરવામાં આવશે.

રોગથી શૂન્ય થઇને રહે છે તે માણસ, દાંતવિનાના હાથીને દાંતવાળો હાથી જીતે, તેવીરીતે મનને જીતી શકે છે.[૩] એટલામાટે ચિત્તરૂપી બાળકને અવસ્તુમાંથી બહાર કાઢી પોતાના સંવેદનરૂપી પ્રયત્નથી વસ્તુમાં જોડવો તથા બોધ કરવો.[૪] શીતળ લોઢું ઉન્હા (તપાવેલ) લોઢાને કાપી નાખે તેવીરીતે શાસ્ત્ર તથા સત્સંગથી ધીરજવાન અને શાંત ચિત્તેકરી ચિંતાથી તપી ગયેલ ચિત્તને કાપી નાખવું.[૫] બાળકને જેવીરીતે લાલન તથા ભય વગેરે ઉપાયથી સારે માર્ગે જોડે છે, તેવીરીતે ચિત્તરૂપી બાળકને પણ સારે માર્ગે જોડવામાં શ્રમ નથી.[૬] એટલામાટે સંસારમાં આસક્ત થયેલા મનને પોતાના પુરૂષાર્થથી ઘણાક ઉદયને આપનાર સત્કર્મમાં ચિદાત્માની સાથે જોડી દેવું.[૭] પોતાને સ્વાધીન, એકાંત, હિતરૂપ તથા ઇષ્ટવસ્તુનો ત્યાગ કરવામાં વૈરાગ્યવાળું મન જેને દુષ્કર થયું તેવા પુરૂષરૂપી કીડાને ધિક્કાર છે.[૮] મલ્લ જેવીરીતે યુદ્ધમાં બાળકને શ્રમવિના જીતે છે, તેવીરીતે વિષયમાં આસક્ત થયેલ મનને બ્રહ્મરૂપે ભાવના કરવાથી તે મન શ્રમવિના જીતાય છે.[૯] એ પ્રમાણે પુરૂષાર્થરૂપી પ્રયત્નથી ચિત્ત જીતાય છે અને ચિત્ત જીતાયા પછી પ્રયત્નવિના બ્રહ્મપ્રાપ્તિ થાય છે.[૧૦] પોતાને સ્વાધીન તથા સુસાધ્ય ચિત્તને જે માણસ જીતવાને સમર્થ થતો નથી તેવા (પુરૂષમાં) જંબૂકરૂપ માણસને ધિક્કાર છે.[૧૧] ઈષ્ટવસ્તુના ત્યાગરૂપી પુરૂષાર્થથી સાધ્ય મનની શાંતિ થયાવિના શુભ ગતિ નથી.[૧૨] આત્મસંવેદનથી સાધ્યમનનું મરણમાત્ર થવાથી આ જીવન્મુક્ત દેહમાં મોહ વગેરે શત્રુથી રહિત, અચળ તથા આદિ–અંતથી રહિત સ્વરાજ્ય સુખની (બ્રહ્માનંદની) પ્રાપ્તિ થાય છે. મોક્ષના સાધનરૂપ મનની શાંતિ થયાવિના, ગુરૂનો ઉપદેશ, શાસ્ત્રનો અર્થ, મંત્ર તથા અન્ય સાધન પણ તૃણરૂપ છે.[૧૩,૧૪] અસંકલ્પરૂપી શસ્ત્રથી મૂળસહિત ચિત્તનું જ્યારે છેદન થાય છે ત્યારે સર્વ, સર્વગત તથા શાંત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.[૧૫] પોતાના સંવેદનથી સાધ્ય અનર્થનું શાસન કરવામાં શાંતિ વગેરે સાધન સિદ્ધ છે તે છતાં, આ શરીરેકરી જીવન્મુક્ત થવામાં પુરૂષને શું ક્લેશ છે?[૧૬] માટે દૈવનો અનાદર કરી, પુરૂષાર્થેકરી સંકલ્પથી કલ્પિત ચિત્તને અચિત્તપણાને પમાડો અને પરબ્રહ્મરૂપી કોઇપણ મહાપદવીને પામી, ચિત્તને ચૈતન્યમાં લય કરી ચિત્તથી પર થઇને રહો.[૧૭-૧૮] પ્રથમ ચૈતન્યની ભાવના કરો અને તેની સ્થિરતામાટે પરમ સાવધાનવાળી બુદ્ધિથી યુક્ત થાઓ અને ત્યારપછી ચિત્તનો લય થવાથી અવ્યગ્રતાથી આત્માનું ધારણ કરો.[૧૯] પરમપુરૂષાર્થનો આશ્રય કરી, ચિત્તને અચિત્તપણાને પમાડી જે સ્થળે નાશ નથી એવી મહાપદવીને પામો.[૨૦] દિઙ્મૂઢદશામાં અવળી થયેલી બુદ્ધિને પણ પ્રયત્નથી પુરૂષ જીતી શકે છે, તેવીરીતે મન પણ પુરૂષાર્થથી જીતી શકાય છે.[૨૧] અનુદ્વેગ એ લક્ષ્મીનું મૂળ છે છે અને અનુદ્વેગથીજ મનનો જય થાય છે, કે જેના જયથી ત્રૈલોક્યનો વિજય પણ તૃણરૂપ છે.[૨૨] રાજ્ય મેળવવામાટે (રાજ્યસુખસારૂ) યુદ્ધ કરવામાં શસ્ત્ર વગેરેથી ઉત્પાત થાય છે, તથા સ્વર્ગસુખમાં પણ 'પુણ્ય પૂરાં થયે પડવું પડશે' એવી પીડા રહે છે પણ મનોજય કરી બ્રહ્મસુખ સંપાદન કરવામાં કાંઈ પણ ક્લેશ નથી.[૨૩] જે અધમ માણસો પોતાના મનમાત્રને પણ જીતી શકતા નથી તે વ્યવહારદશામાં કેમ વ્યવહાર કરી શકશે?[૨૪] 'મ્હારૂં મરણ થયું, હું જીવું છું તથા મ્હારો જન્મ થયો' એવી કુદૃષ્ટિ, ચપળચિત્તમાંથી ઉત્પન્ન થયેલ અસત્વૃત્તિને લીધે થાય છે, પણ ખરૂં જોતાં કોઇનું મરણ પણ થતું નથી તેમ જન્મ પણ થતો નથી.પણ

મરણ પામેલું પોતાનું મનજ બીજા લોકને જુવે છે.[૨૫,૨૬] અહિંથી પરલોકમાં મન જાય છે અને ત્યાં અન્યપણાથી સ્ફુરણા પામે છે તથા મોક્ષપણાને પામે છે. માટે મરણનો ભય શા માટે રાખવો?[૨૭] માણસનું મન આ લોકમાં આ લોકપણે તથા પરલોકમાં પરલોકપણે રહે છે. એવીરીતે મોક્ષ થતાંસુધી ચિત્તવિના બીજી કાંઈ પણ વસ્તુ નથી.[૨૮] માણસો ભાઇનું અથવા કોઈ સંબંધીનું મરણ થવાથી વૃથા ક્લેશ કરે છે, તે પણ ચૈતન્યથી બહિર્મુખ આત્માવાળી ચિત્તનીજ વૃત્તિ છે એમ મ્હારી બુદ્ધિ છે.[૨૯] અહિંથી ઉપરના લોકમાં, નીચેના ( પાતાળ ) લોકમાં તથા બીજા દ્વીપાંતરમાં પણ અન્યની અપેક્ષાથી રહિત, સર્વને હિતરૂપ, માયાની મલિનતાથી શૂન્ય તથા શ્રુતિએ ઓળખાવેલ આત્માના વિષે ચિત્તની શાંતિ થયાવિના મુક્તિનો અન્ય ઉપાય નથી, એમ તત્ત્વવેત્તા મુનિએ વિચાર કરી નિશ્ચય કર્યો છે.[૩૦] મનની શાંતિ થયા પછી, હૃદયમાં શુદ્ધબોધ થવાથી મનના લયમાત્રથી વિશ્રાંતિ ઉત્પન્ન થાય છે. એટલામાટે વિસ્તારવાળા હૃદયાકાશમાં ચૈતન્યરૂપી ચક્રની ધારાથી મનનું મારણ કરો તો તમને આધિનું બંધન થશે નહિ. અનેક પ્રકારના સંસારના વિષય કે જે ઉપરથી મનોહર લાગે છે તેમાં દોષના અનુસંધાનથી જ્ઞાનેકરી જ્યારે અમનોહરપણું તમારા જાણવામાં આવે ત્યારે તેનાં અંગ પણ કપાઈ જશે. 'આ હું તથા આ મ્હારૂં' એવી બુદ્ધિ થવી એજ મન છે.[૩૧,૩૪] તથા શરદ-ઋતુમાં વાયુથી આકાશમાં અભ્રમંડળ શુદ્ધ થાય છે, તેવીરીતે અહંતા–મમતાના અભાવથી મન શુદ્ધ થાય છે. જે ઠેકાણે શસ્ત્ર, અગ્નિ અથવા પવન હોય ત્યાં ભય હોય, પણ સ્વાધીન, કોમળ, તથા સ્વચ્છ મનના અસંકલ્પમાં ભયમાત્ર નથી. "આ કલ્યાણ તથા આ અકલ્યાણ" એ બાબત બાળકથી વૃદ્ધપર્યંત પ્રસિદ્ધ છે.[૩૫-૩૭] જેમ પિતા બાળક દીકરાને કલ્યાણના માર્ગમાં જોડે, તેમ મનને પણ કલ્યાણના માર્ગમાં જોડવું. કોઇથી નાશ ન થાય તેવા તથા યુવાન ચિત્તરૂપી સિંહને જે પુરૂષ મારે છે તે સર્વોત્કર્ષપણે રહે છે.[૩૮] મરૂદેશમાં મૃગજળ ઉત્પન્ન થાય, તેવીરીતે મનના સંકલ્પથી ભયંકર ભય ઉપજાવનાર વિપત્તિ ઉત્પન્ન થાય છે.[૩૯] માટે ગમેતો કલ્પાંતસમયનો પવન વાવા લાગે, ગમેતો બધા સમુદ્ર એક થઈ જાય તથા ગમે તો બાર સૂર્ય સાથે તપવા લાગે તોપણ મનવિનાના માણસને કાંઈ હાનિ નથી.[૪૦] મનરૂપી બીજમાંથી સુખ–દુઃખ તથા શુભ–અશુભ ઉત્પન્ન થાય છે અને આ સંસારરૂપી મ્હોટા વન-સમૂહમાં સાત લોકરૂપી પલ્લવો રહેલાં છે.[૪૧] પરમપદવીરૂપી સિંહાસનનો આશ્રય કરી અસં-કલ્પથી સાધ્ય તથા સકળ સિદ્ધિને આપનાર અસંકલ્પરૂપી સામ્રાજ્ય(ચક્રવર્તીરાજ્ય)માં સુખેથી રહો.[૪૨] કાષ્ઠનો ક્ષય થયા પછી ભસ્મ થયેલો અંગારો જેવીરીતે તાપની શાંતિ કરે છે, તેવીરીતે ક્રમેકરી ક્ષય થયેલું મન ઉત્તમ આનંદને આપે છે.[૪૩] મન પોતાના સંકલ્પથી ઈચ્છા કરે તો એક અણુમાં પણ લાખો બ્રહ્માંડ ઉત્પન્ન કરી શકે.[૪૪] માટે સંકલ્પમાત્રના વૈભવથી અનર્થ કરનાર તથા અર્થને પણ સિદ્ધ કરનાર મનને અસંકલ્પરૂપી સંતોષમાત્રના વૈભવથી જીતીને સર્વોત્કર્ષ પદવીને પામો.[૪૫] પરમપવિત્ર મનરહિતપણાએકરી તથા આત્મવેત્તાએ માનેલી સમ-તાએકરી તથા અમિત અહંતાની શાંતિએકરી જન્મ વગેરે વિકારથી રહિત અવશેષ રહેલ પરમપવિત્ર પદ તમને પ્રાપ્ત થાઓ.[૪૬] **परमपावनया विमनस्तया समतया मतयात्मविदामपि। शमितया मितयांतरं तया यदवशिष्टमजं पदमस्तु तत् ॥ ४६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તચિકિત્સા' નામનો એકસોઅગીયારમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ११२ मो* ચિત્ત ક્ષયના ઉપાયનું અને વાસનાત્યાગનું વર્ણન

**वसिष्ठ उवाच । यस्मिंस्तस्मिन्पदार्थे हि येन तेन यथा तथा ।**
**तीव्रसंवेगसंपन्नं मनः पश्यति वांछितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! તીવ્રવેગવાળું મન જે જે પદાર્થમાં જેવી જેવી ઇચ્છા કરે છે, તે તે પદાર્થમાં તેવી તેવી ઇચ્છિત વસ્તુને તે જોઈ શકે છે.[1] હે શાંત ! જળમાં પરપોટાની પંક્તિ નિમિત્તવિના પણ સ્વભાવથીજ ઉત્પન્ન થઈ પાછી નાશ પામે છે, તેવીરીતે મનનું તીવ્ર વેગપણું ઉત્પન્ન થઈ પાછું નાશ થાય છે.[2] હિમમાં શીતળતાનો તથા કાજળમાં કાળાશનો ધર્મ રહેલો છે, તેવીરીતે તીવ્ર વેગવાળી ચપળતા એ મનનું રૂપ છે.[3]

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મન્ ! મન કે જે અતિ ચપળ છે તેના વેગનું તથા ચપળતાનું બળાત્કારથી કેમ નિવારણ થઈ શકે ?[4]

વસિષ્ઠ કહે છેઃ—ચંચળતાવિનાનું મન જોવામાં આવતું નથી તથા ઉષ્ણતા અગ્નિનો ધર્મ છે, તેવીરીતે ચપળતા મનનો ધર્મ છે.[5] જગતના કારણરૂપ માયાથી યુક્ત ચૈતન્યમાં જે ચંચળ સ્પંદશક્તિ રહેલી છે, તે જગતના આડંબરરૂપ માનસીશક્તિ છે એમ તમે સમજો.[6] સ્પંદ તથા અસ્પંદવિના વાયુની સત્તા નથી, તેવીરીતે ચંચળતારૂપી સ્પંદવિના ચિત્તની સત્તા નથી.[7] જે મન ચંચળતાવિનાનું છે તે મન મરેલું કહેવાય છે અને તેનેજ તપ અને શાસ્ત્રના સિદ્ધાંતરૂપ મોક્ષ કહે છે.[8] મનનો લય થવાથી દુઃખની શાંતિ થાય છે તથા મનનું મનન થવાથી પરમદુઃખની પ્રાપ્તિ થાય છે.[9] ઉત્પન્ન થયેલો ચિત્તરૂપી રાક્ષસ દુઃખ પેદા કરે છે, માટે સુખ તથા અનંત ભોગસારૂ તેને પ્રયત્નથી પાડી નાખો.[10] મનની ચંચળતા છે તેનેજ વાસનારૂપી અવિદ્યા કહે છે માટે તેનો વિચાર કરી નાશ કરો.[11] અંતરમાં ચિત્તની સત્તાવાળી અવિદ્યારૂપી વાસનાનો, બાહ્યવિષયના અનુસંધાનનો ત્યાગ કરવાથી જ્યારે લય થાય છે ત્યારે પરમકલ્યાણની પ્રાપ્તિ થાય છે.[12] સત્ તથા અસત્ અને ચૈતન્ય તથા જડપણું એ બેના અનુસંધાનરૂપ મધ્યભાગને મન કહે છે.[13] જડવસ્તુના અનુસંધાનથી હણાયેલું મન, જડપણાની વૃદ્ધિથી દૃઢ અભ્યાસનેલીધે જડપણાને પામે છે;[14] તથા વિવેકના અનુસંધાનથી ચૈતન્યના અંશેકરી દૃઢ અભ્યાસનેલીધે ચૈતન્યપણાને પામે છે.[15] પુરૂષાર્થના પ્રયત્નથી જે વસ્તુમાં મન પડે છે તે વસ્તુને પામે છે તથા અભ્યાસથી તે વસ્તુરૂપ મન થાય છે.[16] માટે ફરીથી પુરૂષાર્થનો આશ્રય કરી, ચિત્તેકરી ચિત્તને દબાવી, શોકરહિત પદનો આશ્રય કરી, શંકાનો ત્યાગ કરી સ્થિર થઇને રહો.[1] મનની ભાવનાએકરી મનને મગ્ન કરો, તેવિના તરવાનો ઉપાય નથી.[18] મનનો દૃઢનિગ્રહ કરવામાં મનજ સમર્થ છે; કારણકે જે રાજા નથી તે બીજા રાજાને કેમ શિક્ષા કરી શકે?[19] સંસારરૂપી સાગરના વેગમાં તૃષ્ણારૂપી ઝૂડ રહેલાં છે અને તેના વેગમાં દૂર તણાઇ જતાં માણસને તરવાનેમાટે પોતાનું મન એજ વહાણ છે.[20] મનેકરી પરમબંધનરૂપ મનરૂપી પાશને કાપીને જે માણસ પોતાના આત્માને મુક્ત કરતો નથી, તેનો અન્ય ઉપાયથી મોક્ષ થતો નથી.[21] સાંસારિકવિષયથી યુક્ત મનરૂપી જે જે

* આ એકસોબારમા સર્ગમાં ચિન્માત્રવાસનાના અભ્યાસથી તથા એક દૃઢ નિશ્ચય થવાથી, ચિત્તના ક્ષયનો ઉપાય તથા વાસનાનો ત્યાગ કહેવાશે.

વાસનાનો ઉદય થાય તેનો વિદ્વાન માણસ ત્યાગ કરે છે અને તેથી અવિદ્યાનો ક્ષય થાય છે.[૨૨] માટે પ્રથમ ભોગના સમૂહની વાસનાનો ત્યાગ કરો. ત્યારપછી ભેદની વાસનાનો ત્યાગ કરો. ત્યારપછી ભાવ તથા અભાવની વાસનાનો ત્યાગ કરી નિર્વિકલ્પ સુખ સંપાદન કરો.[૨૩] ભાવનામાત્રનું અભાવન ( ભાવના ન થવાપણું ) એજ વાસનાનો ક્ષય છે અને મનનો તથા અવિદ્યાનો નાશ પણ તેનેજ કહે છે.[૨૪] સાંસારિકપદાર્થનું જ્ઞાન રાખવું ( તથા તેની ઇચ્છા કરવી ) તેના કરતાં જ્ઞાન ન રાખવું ( તથા ઇચ્છા ન કરવી ) એ વધારે સારૂં છે; કારણ કે ઇચ્છા કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે તથા ઇચ્છા ન કરવાથી સુખ ઉત્પન્ન થાય છે.[૨૫] એટલા માટે પ્રયત્નેકરી પ્રત્યેક પુરૂષે ભાવનું અભાવન કરવું તથા વેદ્યનું ( સંસારસંબંધી જ્ઞાનનું ) અવેદન કરવું.[૨૬] તમારા મનના વિષે જે જે ઇચ્છિત રાગ રહેલા છે તે સર્વ અનર્થભૂત છે, એમ જાણી તેના અંકુરનો પણ ત્યાગ કરી આત્માના અનુભવથી તૃપ્ત થયેલા તમે હર્ષ—શોકને પ્રાપ્ત થાઓ નહિ ! ![૨૭] **रागादयो ये मनसा [illegible] बुद्ध्वेह तांस्तांस्त्वमवस्तु [illegible]तान् । त्यक्त्वा तदास्यांकुरमस्तबीजं मा हर्षशोकं समुपैहि तृप्तः ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'મુખરવેણુ ઉપદેશાંશકથન' નામનો એકસોબારમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ११३ मो* તત્ત્વબોધનું વર્ણન

**वसिष्ठ उवाच । एषा हि वासना नित्यमसत्यैव यदुत्थिता ।**
**द्विचंद्रभ्रांतिवत्तेन त्यक्तुं राघव युज्यते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—રાઘવ ! મિથ્યા ઉદય પામેલી વાસનાનો, બે ચંદ્રમાની ભ્રાંતિની પેઠે ત્યાગ કરવો ઘટે છે.[૧] એ અવિદ્યારૂપી વાસના મિથ્યા છતાં અજ્ઞાનીમાણસમાં સત્ય હોય તેમ રહેલી છે પણ સારા જ્ઞાનીમાણસમાં તેનો સંભવ કેમજ ઘટે ?[૨] માટે હે રામચંદ્રજી ! તમે અજ્ઞાની ન થાઓ, જ્ઞાની થાઓ તથા સારીરીતે વિચાર કરો. આકાશમાં બીજો ચંદ્રમા છેજ નહિ પણ ભ્રાંતિથી જણાય છે.[૩] મોજાંની પરંપરાથી વિસ્તારવાળા જળમાં જળવિના બીજી વસ્તુ નથી, તેવીરીતે પરમતત્ત્વવિના વસ્તુ તથા અવસ્તુ કાંઈ પણ નથી.[૪] ભાવ તથા અભાવ વિકલ્પવિના થયા નથી તથા તે અસન્મય છે માટે, નિત્ય તથા શુદ્ધ આત્માના વિષે તેનો આરોપ ન કરો.[૫] તમે કર્ત્તા નથી તે છતાં ક્રિયામાં મમતા કેમ રાખો છો ? એકજ વસ્તુ સત્ય છે માટે કોણ, કઈ વસ્તુને કેવીરીતે કરે છે ? (સર્વ મિથ્યા છે માટે કોઈ પણ કાંઈ કરતું નથી )[૬] હે પ્રાજ્ઞ ! તમે અકર્ત્તાના પણ અભિમાની થાઓ નહિ, કારણ કે અકર્ત્તાના અભિમાનથી પણ કાંઈ વસ્તુ સિદ્ધ કરવાની નથી માટે સ્વસ્થ થઇને રહો.[૭] તમારામાં અભિમાનનો અભાવ હોવાથી તથા કાર્યમાં આસક્તિ ન હોવાથી તમે અકર્ત્તા છો (કર્ત્તા નથી). તથા અકર્ત્તાનું પણ અભિમાન ન હોવાથી તેમજ અકર્ત્તાપણામાં આસક્તિ પણ ન હોવાથી તમે કર્ત્તા છો. આ પ્રમાણે જોકે તમને કર્ત્તાપણું પ્રાપ્ત થયું તોપણ સાધારણ લૌકિકકર્ત્તાને જે પ્રમાણે શ્રમ થાય છે તે પ્રમાણે તમને શ્રમ થવા સંભવ નથી.[૮] સાચીવસ્તુનું ગ્રહણ કરવું તથા

* આ એકસોતેરમા સર્ગમાં સર્વ દુષ્ટવાસનાને કાપનાર, વિવિધવિચારોથી યુક્ત તથા દ્વૈતનું મિથ્યાપણું દૃઢ કરનાર તત્ત્વબોધનું વર્ણન કરવામાં આવશે.

મિથ્યાવસ્તુનો ત્યાગ કરવો જોઇએ; અને કર્મનાં જે જે ફળ છે તે તે સત્ય છે, એમ માની તેમાં મનુષ્યને ગ્રહણ કરવાની આસક્તિ થાય છે માટે મનુષ્યને કર્મમાં આસક્તિ થવી ઘટે છે.[૯] પણ ખરૂં જોતાં આ અખિલ ઇંદ્રજાળ માયામય તથા મિથ્યા છે, ત્યારે તેમાં આસ્થા તથા ત્યાગ કરવાની તેમજ ગ્રહણ કરવાની દૃષ્ટિ કેમજ ઘટે ?[૧૦] અવિદ્યા છે તે સંસારબીજની કણિકા છે અને તે મિથ્યા છતાં વૃદ્ધિ પામેલી છે.[૧૧] એ વાસનારૂપી અવિદ્યા બ્રહ્માંડપર્યંત સારરહિત છે, તથા સંસારના આરંભના ચક્રરૂપ છે; તેમજ ચિત્તને મોહ પમાડનારી છે.[૧૨]

**અવિદ્યારૂપી વાસનાનું વર્ણનઃ**—અવિદ્યારૂપી વાસના, મનોહર વાંસની લતાની પેઠે અંદરથી પોલી તથા સારરહિત છે; અને નદીના તરંગની પંક્તિની પેઠે, ઉપરથી કાપી નાખી હોય તોપણ તેનો મૂળથી કાપ્યાવિના નાશ થતો નથી.[૧૩] કોઇ તેને હાથથી ગ્રહણ કરવા જાય તોપણ તેનું ગ્રહણ થતું નથી. પાણીનાં ઝરણાંનાં મોજાં કોમળ હોય છે તોપણ કાંઠાનાં ઝાડને ઉખેડી નાખે છે, તેવીરીતે અવિદ્યા કોમળ છતાં તીક્ષ્ણ અગ્રવાળી છે.[૧૪] મૃગતૃષ્ણાની નદી જળથી યુક્ત તથા તરંગવાળી દેખાય છે પણ તે સ્નાન કરવાના તથા પાણી પીવાના ઉપયોગમાં આવતી નથી, તેવીરીતે અવિદ્યા કાર્ય કરવામાં સમર્થ જણાય છે તોપણ સત્ય પુરૂષાર્થમાં તે ઉપયોગી નથી.[૧૫] અવિદ્યાના પ્રસાદથી કેટલાક વાંકા, કેટલાક સ્પષ્ટ, કેટલાક લાંબા, કેટલાક ટુંકા, કેટલાક સ્થિર તથા કેટલાક ચળ આકારવાળા પદાર્થ ઉત્પન્ન થઇ પરસ્પર ભેદ પામેલા છે.[૧૬] તે અંદરથી શૂન્ય છે તોપણ સારવાળી હોય એમ જણાય છે. તે કોઈ ઠેકાણે રહેલી નથી તોપણ સર્વ સ્થળે દેખાય છે.[૧૭] પોતે જડ છતાં ચૈતન્યરૂપે રહીને મનને ચંચળ કરે છે. તે એક નિમેષ પણ રહેતી નથી તે છતાં સ્થિર છે, એવી શંકાને પેદા કરે છે.[૧૮] તેનો જ્વાળાના જેવો શુદ્ધવર્ણ જણાય છે તોપણ તે મષીજેવી મલિન છે; તેમજ પરમાત્માના પ્રસાદથી જોકે તે નૃત્ય કરે છે તોપણ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી તેનું ખંડન થાય છે.[૧૯] નિર્મળ પ્રકાશમાં તે કરમાઈ ગયેલી દેખાય છે તોપણ તે અંધકારમાં શોભે છે, તથા શુષ્કકાંતિ-વાળી છતાં અનેક પ્રકારના વર્ણથી મૃગતૃષ્ણાની પેઠે, મિથ્યાવિલાસ કરે છે.[૨૦] કાળી સર્પિ-ણીની પેઠે તૃષ્ણારૂપે રહેલી તે અવિદ્યા, વાંકી, વિષરૂપ, પાતળી, કોમળ તથા સંકટના હેતુરૂપ હોવાથી કઠિન પણ છે.[૨૧] સ્નેહ (તેલ)નો ક્ષય થવાથી દીવાની શિખાનો પણ ક્ષય થાય છે, તેવીરીતે અવિદ્યામાં પણ સ્નેહ (પ્રેમ) ન રાખવાથી તેનો ક્ષય થાય છે; તથા સિંદૂરની ધૂળની પંક્તિ પોતે રાગવતી (રાતી) હોવાથી સ્નેહવિના ( સિંદૂરમાં ઘી અથવા તેલ મેળવ્યા-વિના ) પણ શોભે છે, તેવીરીતે અવિદ્યામાં રાગ (પ્રેમ) રાખવાથી તે શોભે છે.[૨૨] વિજળીની પેઠે અવિદ્યાનો ક્ષણિક પ્રકાશ છે તથા ચંચળ છે; વિજળીને જેવીરીતે જળનો આશ્રય છે, તેવીરીતે અવિદ્યાને જડનો આશ્રય છે; તેમજ તે વિજળીના જેવી વાંકી તથા મુગ્ધને ત્રાસ ઉત્પન્ન કરનારી છે.[૨૩] વળી વિજળીની પેઠે પ્રયત્નથી પણ તે પકડાતી નથી તથા પકડવાથી દાહ કરે છે, ક્ષણવારમાં ઉત્પન્ન થઈ પાછી લય થઇ જાય છે; તથા શોધવાથી પણ હાથમાં આવતી નથી.[૨૪] જે કાળ(ઋતુ)માં જે પુષ્પ ઉત્પન્ન થવાં ન જોઇએ તે કાળમાં જો તે થાય, તો તે રમણીય છતાં ઉત્પાત કરનાર હોવાથી અનર્થરૂપ છે, તેવીરીતે પ્રાર્થના ન કર્યા છતાં પાસે આવેલી તે અવિદ્યા, રમણીય છતાં અનર્થરૂપ છે.[૨૫] શ્રમ કરનારી તે અવિદ્યાનું અત્યંત

વિસ્મરણ થવાથી તે અતિ સુખરૂપ છે, પણ પાછો તેનો તર્કથી વિચાર કરવાથી દુષ્ટસ્વપ્નની પેઠે ભય આપે છે.[૨૬] અવિદ્યા પોતાના પ્રતિભાસ–માત્રથીજ મુહૂર્તમાત્રમાં ત્રણ જગતને ઉત્પન્ન કરી ધારણ કરે છે તથા લય કરે છે.[૨૭] અવિદ્યાએ લવણરાજાને એક મુહૂર્તમાં ઘણાં વર્ષનો અનુભવ કરાવ્યો તથા હરિશ્ચંદ્રરાજાને એક રાત્રિમાં બારવર્ષનો અનુભવ કરાવ્યો.[૨૮] કાંતાના સુખમાં આનંદ માનનાર માણસોને તે (કાંતા)નો વિયોગ થાય ત્યારે અવિદ્યાના પ્રસાદથી એક રાત્રિ એક વર્ષની થઈ પડે છે.[૨૯] અવિદ્યાનેલીધે જેમને ભ્રમ થાય છે તેવાં માણસને સુખના વખતમાં લાંબો કાળ ક્ષણવારમાં ચાલ્યો જાય છે તથા દુઃખના વખતમાં થોડો કાળ પણ લાંબો થઇ પડે છે.[૩૦] પ્રકાશરૂપી કાર્યમાં જેવીરીતે દીવાને કર્ત્તાપણું છે, તેવીરીતે સંસારની વૃત્તિઓમાં અવિદ્યાની સત્તાથી લોકને કર્ત્તાપણું છે, પણ વસ્તુતાથી કર્ત્તાપણું નથી.[૩૧] ચિત્રમાં રહેલી સ્ત્રી, નિતંબ તથા સ્તન વગેરે અવયવથી યુક્ત હોય તોપણ તે સ્ત્રીધર્મમાં કામ આવતી નથી, તેવીરીતે વાસનારૂપી અવિદ્યા કોઈપણ કામમાં ઉપયોગી નથી.[૩૨] અવિદ્યાનેલીધે મનના મનોરથની પેઠે હજારો પદાર્થ જોવામાં આવે છે તોપણ તે મિથ્યા છે.[૩૩] અરણ્યમાં ઉત્પન્ન થયેલી મૃગતૃષ્ણારૂપી નદી મૃગને મોહ પમાડે છે, તેવીરીતે અનેક પ્રકારના આડંબરવાળી અવિદ્યા મુગ્ધમાણસને મોહ પમાડે છે પણ જ્ઞાનીને મોહ પમાડતી નથી.[૩૪] પાણીમાં પેદા થયેલો પરપોટો જેમ નાશાત્મક છે, તેમ અવિદ્યા પણ નાશાત્મક છે તથા તેનો પ્રવાહ નિત્ય છે. તે જડ છતાં ચંચળ આકારવાળી છે તથા ઝાકળની પેઠે હાથમાં આવતી નથી.[૩૫] રજોગુણના ફેલાવાથી રજવાળી થયેલી તે અવિદ્યા ડામરના આકારથી ફરે છે તથા કલ્પાંતના પવનની પેઠે બળાત્કારથી પૃથ્વીનું આક્રમણ કરે છે.[૩૬] ધૂમાડાની પંક્તિ જેમ અંગઉપર લાગવાથી દાહ થાય, તેમ તે દાહ તથા ખેદને પેદા કરે છે; તથા પરમાત્માની સત્તાથી જગતનો પરાભવ કરતી ફર્યા કરે છે,[૩૭] ખડના સમૂહથી દોરડું જેમ દૃઢ થાય છે, તેમ નિઃસાર સંસારના સંસ્કારથી તે દૃઢ થયેલી છે.[૩૮] જળથી નિર્માણ કરેલ જળધર (મેઘ) ની ધારાની પેઠે તે લાંબી ચાલે છે. તરંગની પંક્તિની પેઠે કવિએ કલ્પનામાત્રથી તેનું વર્ણન કરેલું છે; તથા કાદવમાં ઉગેલી જળમય કમલિની જેમ ઘણાં છિદ્રવાળી છે તેમ પાપમાં પેદાથયેલી જડમય અવિદ્યા પણ અનર્થરૂપ છે.[૩૯] તે વૃદ્ધિ પામતી હોય એમ માણસો દેખે છે પણ વૃદ્ધિ પામતી નથી. ઝેરનો લાડુ પ્રથમ મધુર લાગે પણ પરિણામે દુઃખદાયી છે, તેવીરીતે અવિદ્યા ઉપરથી મધુર લાગે છે પણ અંતે અનર્થ કરનારી છે.[૪૦] દીવો ઠરી ગયા પછી તેની શિખા ક્યાં ગઈ? તે જેમ ખબર પડતી નથી, તેવીરીતે તે ક્યાં જાય છે? તેની ખબર પડતી નથી તથા ઝાકળની પેઠે આગળ દેખાય છે તોપણ તે હાથમાં આવતી નથી.[૪૧] વીંખાઇ ગયેલી ધૂળની મૂઠી જેમ અણુરૂપે જોવામાં આવેછે, તેમ તે અણુરૂપ છે તથા આકાશમાં નિમિત્તવિના પણ નીલિમા (કાળાશ) દેખાયછે, તેવીરીતે નિમિત્તવિના પણ અવિદ્યા દેખાય છે.[૪૨] વાહાણમાં બેસીને જનાર માણસને ઝાડનું ઠુંઠું પણ હાલતું દેખાય છે તથા મોહથી આકાશમાં બે ચંદ્રમા ઉત્પન્ન થાય છે, તેવીરીતે તે મોહથી ઉત્પન્ન થાય છે, અને સ્વપ્નની પેઠે ભ્રમ ઉત્પન્ન કરે છે.[૪૩] જ્યાંસુધી આત્માના આવરણરૂપ અવિદ્યા અંતઃકરણમાં રહેલી છે, ત્યાંસુધી સ્વપ્નની પેઠે દીર્ઘસંસારની કલ્પના થયાકરે છે.[૪૪] સમુદ્રમાં

અનેક પ્રકારના તરંગ ઉત્પન્ન થઈ પાછા નાશ પામે છે. તેવીરીતે અવિદ્યાનેલીધે ચિત્તમાં ભ્રમ થવાથી વિચિત્ર વિભ્રમ ઉત્પન્ન થાય છે.[૪૫] અવિદ્યાની સત્તાથી મનોહર તથા સત્યવસ્તુ પણ અસત્ય લાગે છે તથા અમનોહર અને અસત્યવસ્તુ પણ સત્ય લાગે છે.[૪૬] પારાધિની જાળ પક્ષીને મોહ પમાડી બંધન કરે છે, તેવીરીતે અવિદ્યા અનેક પ્રકારના પદાર્થથી મનને મોહ પમાડી બંધન કરે છે.[૪૭] કટાક્ષવિક્ષેપણ કરનારી સ્ત્રીની પેઠે અને સ્તનમાંથી દુધને સ્રવનારી માનીપેઠે પણ અવિદ્યા આનંદને ઉત્પન્ન કરે છે.[૪૮] ચંદ્રબિંબ જોકે અમૃતથી આર્દ્ર હોવાનેલીધે ત્રણ જગતને તૃપ્ત કરે છે, તેને પણ અવિદ્યા વિષરૂપ કરે છે.[૪૯] માણસને આંધળાં કરી નાખનાર અવિદ્યાના પ્રભાવથી અરણ્યમાં ઉગેલાં ઝાડ જોકે કર્મેંદ્રિયના વ્યાપારથી શૂન્ય છે, તોપણ તે ભૂતની પેઠે નૃત્ય કરતાં હોય એવો સંભ્રમ થાય છે;[૫૦] તેમજ અવિદ્યાના પ્રસાદથી લાકડાનો કટકો તથા પાણાની ભીંત પણ સંધ્યા વગેરે સમયમાં સર્પ તથા અજગરજેવાં જણાય છે.[૫૧] બે ચંદ્રના દેખાવની પેઠે એકમાં બેપણું ઉત્પન્ન કરે છે તથા સ્વપ્નમાં પોતાનું મરણ થાય છે તેનીપેઠે, દૂરની વસ્તુને સમીપમાં લાવે છે.[૫૨] કાળ (સંહાર કરનાર રૂદ્ર) ને પ્રલયની રાત્રિ જેમ ક્ષણરૂપ છે, તેમ અવિદ્યાના પ્રભાવથી લાંબો સમય ક્ષણરૂપ જણાય છે. સ્ત્રીના વિરહવાળા માણસની પેઠે એક ક્ષણ પણ વર્ષસમાન થઇ પડે છે.[૫૩] હે રામચંદ્રજી! એવું કાંઈ પણ નથી કે જે ઉદ્ધત થયેલી અવિદ્યાથી બનીશકે નહિ, માટે તે (અવિદ્યા) સત્તાવગરની છતાં તેની કેટલી શક્તિ છે, તે તમે જુઓ.[૫૪] માટે વિવેક–બુદ્ધિએકરી વિષયબુદ્ધિનો રોધ કરો, કે જેથી નદીનો રોધ કરવાથી નદીનો પ્રવાહ સૂકાઇ જાય, તેવીરીતે મનોનદીરૂપ અવિદ્યાનું શોષણ થઈ જાય.[૫૫]

રામચંદ્રજી કહે છેઃ—અવિદ્યા વસ્તુતાથી છેજ નહિ, સુંદર અંગવાળી છે, તુચ્છ છે, મિથ્યાભાવના કરવાવાળી છે,[૫૬] રૂપ, આકાર તથા ચારૂચેતનથી હીન છે, અસત્ય છતાં અવિનાશિની છે,[૫૭] ઘૂડની આંખ્યની પેઠે પ્રકાશ (આત્મપ્રકાશ)માં નાશ પામે છે તથા અંધકાર (અજ્ઞાન)માં સ્ફુરે છે,[૫૮] કુકર્મ કરનારી છે, પ્રકાશ (આત્મપ્રકાશ)નું સહન કરતી નથી, દેહને પણ જાણતી નથી.[૫૯] દીન આચારવાળી તથા પ્રાકૃતમનુષ્યની સ્ત્રીરૂપ છે, અસત્ય તથા તમ-(અંધકાર)થી પણ તિરોધાન ન થાય (ઢંકાય નહિ) તેવી છે.[૬૦] અનંત દુઃખથી આકુળ છે, નિરંતર મૃતતુલ્ય છે, બાધાથી હીન છે.[૬૧] કામ અને ક્રોધથી ધાટા અંગવાળી છે, તમોગુણના પ્રસરથી વાંકી છે, જ્ઞાનનો ઉદય થવાથી નાશ થાય એવી છે,[૬૨] પોતામાં આંધળા થઈ ગયેલા મૂઢમાણસના સ્થાનકરૂપ છે, જડ છે, જડપણાથી જીર્ણ થઈ ગયેલી છે તથા દીર્ઘદુઃખનો પ્રલાપ કરનારી છે. આવી જાતનું અવિદ્યાનું સ્વરૂપ છે તે છતાં તેણે આખા જગતને આંધળું કરી મૂક્યું એ આશ્ચર્ય છે.[૬૩] વળી તે, પુરૂષની આસક્તિથી સંગ કરનારી છે, અનેક પ્રકારની વિષયકલ્પનાની ક્રિયાથી પુરૂષમાં અનુરાગવાળી છે, પોતાના તત્ત્વવિચારમાં દોડ્યા કરે છે,[૬૪] પુરૂષ તેનાઉપર નજર કરે તે પણ તે સહન કરવાને સમર્થ નથી, પોતે આવરણરૂપ છે,[૬૫] ચેતન તો જેમાં છેજ નહિ, તથા અનષ્ટ છતાં જે નાશ પામે છે એવી ક્રૂર અવિદ્યારૂપી સ્ત્રીએ પુરૂષને આંધળા કર્યા એ પણ આશ્ચર્ય છે.[૬૬] માટે હે પ્રભો! અનંત દુશ્ચેષ્ટાનો વિલાસ કરનારી તથા ક્ષય–ઉદયથી યુક્ત જન્મ–મરણનાં દુઃખને દેનારી અને મનોગુહારૂપી ઘરમાં બંધાયેલી

અવિદ્યારૂપી વિષમવાસનાનો કયા ઉપાયથી નાશ થાય ? તે તમે કહો.[૬૭]

अनंत‌ ्प्रसरि[illegible]णी क्षयोदयोन्मुखसुखदुःखभागिनी ।
इयं प्रभो विगलति केन वासमा मनोगुहानिलयनिब[illegible]वासना ॥६७॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'અવિદ્યાવર્ણન' નામનો એકસોતેરમો સર્ગ સંપૂર્ણ.૧૧૩**

---

## सर्ग ११४ मो* અવિદ્યાક્ષયનો ઉપાય વગેરે

**राम उवाच । अविद्याविभवप्रोत्थं निबिडं पुरुषस्य हि ।
महदांध्यमिदं ब्रह्मन् कथं नाम विनश्यति ॥१॥**

રામચંદ્રજી કહે છેઃ–હે બ્રહ્મન્ ! અવિદ્યાના વૈભવથી ઉત્પન્ન થયેલો, પુરૂષનો મ્હોટો તથા ધાટો અંધકાર કેવીરીતે નાશ પામે ? તે કહો.[૧]

વસિષ્ઠ કહે છેઃ–સૂર્યની દૃષ્ટિથી જેવીરીતે હિમકણનો નાશ થાય છે, તેવીરીતે આત્માના અવલોકનથી અવિદ્યાનો નાશ થાય છે.[૨] જ્યાંસુધી આત્માનું અવલોકન કરવાની ઈચ્છાનો ઉદય થયો નથી, ત્યાંસુધી દુઃખરૂપી કાંટાથી યુક્ત સંસારરૂપી પર્વતના ભાગમાં દેહાભિમાની અહંકારને અવિદ્યા ભમાવ્યા કરે છે.[૩-૪] છાયાને જ્યારે તડકાનો અનુભવ કરવાની ઇચ્છા થાય ત્યારે છાયાનોજ નાશ થાય છે, તેવીરીતે અવિદ્યાને જ્યારે પરમાત્માના દર્શનની ઇચ્છા થાય ત્યારે અવિદ્યાનો નાશ થાય છે.[૫] બાર સૂર્યસમૂહનો જ્યારે સર્વદિશામાં ઉદય થાય ત્યારે છાયાનો લય થઈ જાય છે, તેવીરીતે આત્માનો બોધ થવાથી અવિદ્યાનો લય થાય છે.[૬] ઇચ્છા છે તેજ અવિદ્યા છે તથા ઇચ્છાનો નાશ એ મોક્ષ છે. આવીરીતે અસંકલ્પમાત્રથી સિદ્ધની પદવી પમાય છે.[૭] મનરૂપી આકાશમાં વાસનારૂપી રજનીનો નાશ થવાથી ચૈતન્યરૂપી સૂર્યનો જ્યારે ઉદય થાય છે ત્યારે શ્યામતા ઓછી થઇ જાય છે.[૮] સૂર્યના ઉદયથી રાત્રિનો નાશ થાય છે, તેવીરીતે વિવેકના ઉદયથી અવિદ્યાનો લય થાય છે.[૯] બાળકને સંધ્યાસમયે બળાત્કારથી ભૂતનો સંકલ્પ દૃઢ થાય છે, તેવીરીતે ચિત્તને દૃઢવાસનાએકરી બંધનનો દૃઢાવ થાય છે.[૧૦]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્ ! જે કાંઈ અદૃશ્ય છે તે અવિદ્યા છે, અને તે ( અવિદ્યા)નો આત્માનું ભાવન કરવાથી ક્ષય થાય છે, તો તે આત્માનું સ્વરૂપ કેવું છે? તે કહો.[૧૧]

વસિષ્ઠ કહે છેઃ–જે વિષયની વ્યાપ્તિથી રહિત છે, સામાન્યરીતે સર્વ સ્થળે રહેનાર છે, જે અવિદ્યાથી રહિત છે તથા જેનું કોઈથી વર્ણન થતું નથી, તે આત્મા તથા પરમેશ્વર કહેવાય છે.[૧૨] હે અનઘ ! બ્રહ્માથી આરંભ કરી થુંબડાસુધી તૃણ વગેરે જગતમાં જે જે પદાર્થ છે તે સર્વ નિરંતર આત્મારૂપ છે, પણ અવિદ્યા નથી.[૧૩] આ સર્વ જગત બ્રહ્મરૂપજ છે, નિત્ય છે, ચૈતન્યઘન છે તથા અક્ષત છે, તેમાં કાંઈ પણ બીજી કલ્પના ઘટતી નથી.[૧૪] આ ત્રણે જગતમાં કોઇનો જન્મ પણ નથી તેમ મરણ પણ નથી તથા ભાવ અને વિકારની કાંઈ સત્તા પણ નથી.[૧૫] માત્ર પરમાત્માના આભાસરૂપ, સામાન્ય, અક્ષત તથા અવિદ્યાના આવરણથી રહિત ચૈતન્યમાત્ર છે.[૧૬] આ પ્રમાણે નિત્યશુદ્ધ, ચૈતન્યમાત્ર, નિરૂપદ્રવ, શાંત, સમાન

* આ એકસોચૌદમા સર્ગમાં, અવિદ્યાના ક્ષયનો ઉપાય, આત્માનું દર્શન, શુદ્ધ આત્માનું સ્વરૂપ તથા સંકલ્પથી વાસનાનો ક્ષય થાય છે એટલું કહેવામાં આવશે.

તથા નિર્વિકાર પરમાત્માનાવિષે આવરણસહિત અવિદ્યા સંકલ્પ કરીને દોડે છે અને તેની વિક્ષેપશક્તિથી જે ઉત્પન્ન થાય છે તેને મન કહે છે.[૧૭.૧૮] અને જળમાંથી લહરી ઉત્પન્ન થાય, તેવીરીતે તે મનરૂપી દેવ કે જે સર્વશક્તિવાળું તથા મહાત્મા છે, તેમાંથી અનેક પ્રકારના વિભાગની કલ્પના ઉત્પન્ન થાય છે.[૧૯] પરમાત્મા કે જે એક, શાંત તથા સર્વસ્થળે વિસ્તાર પામેલા છે તેનાવિષે આ સંસૃતિ (જન્મ–મરણ) છે નહિ, પણ સંકલ્પમાત્રથી સિદ્ધિ પામેલી છે.[૨૦] એટલામાટે આ સંસાર સંકલ્પથી સિદ્ધ છે તથા સંકલ્પથી તેનો નાશ છે; અગ્નિ વાયુથી ઉત્પન્ન થાય છે અને વાયુથીજ તેનો નાશ છે માટે સંકલ્પથીજ તેની ઉત્પત્તિ તથા સંકલ્પથીજ તેનો નાશ છે.[૨૧] ભોગ તથા આશાના રૂપને પામેલી તે અવિદ્યા, પુરૂષના ઉદ્યોગથી સિદ્ધ થયેલા અસંકલ્પનમાત્ર (કાંઈ પણ કલ્પના ન કરવાપણા)થી લય પામે છે.[૨૨] "હું બ્રહ્મ નથી." એવો દૃઢ સંકલ્પ થવાથી બંધન થાય છે, તથા "સર્વ બ્રહ્મરૂપજ છે." એવા દૃઢ સંકલ્પથી મુક્ત થવાય છે.[૨૩] સંકલ્પ એજ બંધન તથા અસંકલ્પ એજ મુક્તિ છે. માટે સંકલ્પને જીતીને જેમ ઇચ્છામાં આવે તેમ કરો.[૨૪] જેમ સોનાના કમળવાળી, વિદૂરપર્વતમાંના ચપળ ભ્રમરવાળી, દિશાના મધ્યભાગને સુગંધયુક્ત કરનારી તથા પોતાના મૃણાલરૂપી ભુજમંડળેકરી ચંદ્રના પ્રકાશનો પણ હાસ્ય કરનારી કમલિની જોકે આકાશમાં છે નહિ, તોપણ બાળક પોતાના મનના વિલાસમાટે અસત્ય છતાં સત્ય હોય તેવી કલ્પના કરે છે, તેમ સંસારરૂપ બંધનમાં બાંધનારી અવિદ્યા પણ કલ્પનામાત્ર છે અને તે સુખરૂપ નથી.[૨૫-૨૮] 'હું દુબળો, દુઃખી, તથા હાથ–પગથી યુક્ત છું' એવી રીતની ભાવનાના વ્યવહારથી બંધન થાય છે.[૨૯] 'હું દુઃખી નથી, મ્હારે દેહ નથી તથા બંધન પણ નથી' એવી ભાવનાના વ્યવહારથી મુક્ત થવાય છે.[૩૦] 'હું દેહમાં રહેલા માંસરૂપ પણ નથી તથા હાડકાંરૂપ પણ નથી પણ દેહથી પર છું' એવો જેને નિશ્ચય થયો તેની અવિદ્યા ક્ષીણ થઈ, એમ કહેવાય.[૩૧] જેમ આકાશમાં શ્યામતા દેખવામાં આવે છે તે વસ્તુતાથી નથી તોપણ પૃથ્વીમાં રહેનાર કેટલાંક માણસો પોતાના સંકલ્પથી 'ઊંચાં વધેલાં મેરૂપર્વતનાં નીલમણિમય શિખરોની કાંતિ ચારે બાજુ વિસ્તાર પામી છે તેજ આકાશમાં શ્યામતારૂપે જણાય છે' એમ કલ્પના કરે છે તથા કેટલાંક માણસો 'સૂર્યનાં કિરણના વિસ્તારથી પણ આકાશ ઘણે ઊંચે દૂર હોવાથી ત્યાં સૂર્યનો પ્રકાશ પહોંચતો નથી તેથી શ્યામતા રહે છે' એમ કલ્પના કરે છે; તેમ અજ્ઞાનીમાણસે અવિદ્યાની કલ્પના કરેલી છે પણ જ્ઞાનીએ કરેલી કલ્પના નથી[૩૨.૩૪]

રામચંદ્રજી પૂછે છેઃ–હે બ્રહ્મન્! આકાશમાં જે કાલિમા (શ્યામતા) જોવામાં આવે છે તે મેરૂપર્વતમાંના નીલમણિની પણ છાયા નથી, તેમ સૂર્યનો પ્રકાશ ન પહોંચવાથી અંધકાર રહે છે એમ પણ નથી ત્યારે તે કાલિમા શાથી થયેલી છે? તે કહો.[૩૫]

વસિષ્ઠ કહે છેઃ—આકાશ કે જે શૂન્ય છે તેમાં તેના ગુણની પેઠે રહેલી કાલિમા (શ્યામતા) વસ્તુતાથી છે નહિ. જો તે શ્યામતા મેરૂપર્વતમાંના નીલમણિની છાયા હોય તો, એકલી શ્યામતાજ નહિ, પણ તે સાથે પર્વતમાં પેદા થયેલાં અન્યરત્નની પ્રભા પણ તેમાં પડવી જોઇએ પણ શ્યામતાવિના બીજું રત્નની પ્રભા નજરે નથી આવતી માટે તે મેરૂપર્વતની છાયા નથી.[૩૬] તેમજ બ્રહ્માંડ તેજોમય હોવાથી તથા તેજનું વ્યાપકપણું હોવાથી તથા આકાશ બ્રહ્માંડના વિષે હોવાથી ત્યાં 'સૂર્યનો પ્રકાશ ન હોવાથી અંધકાર રહે છે' એવો પણ સંભવ

નથી.[૩૭] માત્ર તે શ્યામતા કેવળ શૂન્ય, વિસ્તારવાળી તથા જાણે અવિદ્યાની સખી હોય તેમ રહેલી છે.[૩૮] તે જ્યારે માણસની દૃષ્ટિ પહોંચતી નથી ત્યારે નેત્રમાંથીજ અંધકાર ઉત્પન્ન થાય છે અને તે અંધકાર આકાશમાં શ્યામતારૂપે જણાય છે.[૩૯] માટે આ પ્રમાણે મનમાં જાણવાથી આકાશમાં કાળાશ પ્રત્યક્ષ દેખાય છે, તોપણ તે કાળાશ નથી એવી બુદ્ધિ થાય છે, તેવીરીતે અવિદ્યા પ્રત્યક્ષ દેખાય છે તોપણ તે છે નહિ, એમ વિવેકથી નિશ્ચય થાય છે.[૪૦] આકાશમાં કમલિની છે એવા સંકલ્પનો જેમ ત્યાગ કરવો જોઇએ તેમ અવિદ્યાના સંકલ્પનો પણ ત્યાગ કરવો અને તેજ અવિદ્યાનો નિગ્રહ છે, એમ વિદ્વાનમાણસો કહે છે; અને આવી-રીતે નિગ્રહ કરવામાં કાંઇ શ્રમ નથી.[૪૧] આકાશના વર્ણની પેઠે ઉત્પન્ન થયેલા જગતના ભ્રમનું સ્મરણ ન કરવું એજ વધારે સારૂં છે.[૪૨] "મ્હારો નાશ થયો" એવા સંકલ્પથી દુઃખેકરી નાશ થાય છે તથા "હું જાગૃત છું" એવા સંકલ્પથી સુખની પ્રાપ્તિ થાય છે, (સ્વપ્નનું દુઃખ વિરામ પામે છે.)[૪૩] તેવીરીતે મૂઢપણાના સંકલ્પથી મન મૂઢપણાને પામે છે તથા ઉદાર પ્રબોધના સંકલ્પથી મન ઉદાર પ્રબોધપણાને પામે છે.[૪૪] અવિદ્યાનું સ્મરણ કર-વાથી તેનો ઉદય થાય છે તથા તે નાશાત્મક હોવાથી, તેના વિસ્મરણથી તેનો નાશ થાય છે.[૪૫] તે અવિદ્યા સર્વભાવને ઉત્પન્ન કરનારી, સર્વ પ્રાણીને મોહ કરનારી, પોતાનો નાશ થવામાં ભારવાળી તથા આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી તે નાશ થનારી છે.[૪૬] રાજાની આજ્ઞાનો તેના સર્વ કારભારીઓ અંગીકાર કરે, તેવીરીતે મન જેવી ઇચ્છા કરે તે પ્રમાણે બીજી સર્વ ઇંદ્રિયો પ્રવર્ત્તે છે.[૪૭] એટલામાટે જે માણસ અંતઃકરણમાં બ્રહ્મભાવનાથી પોતાના મનથી કાંઈ પણ અનુસંધાન કરતા નથી તે શાંતિ પામે છે.[૪૮] જે આદિ ( મૂળ )માંથીજ નથી તે આજસુધી નથી, અને જે આ જણાય છે તે માત્ર અનિંદિત બ્રહ્મનુંજ સ્વરૂપ છે.[૪૯] માટે મનન કરવા યોગ્ય કાંઇ પણ બીજો પદાર્થ છે નહિ. માત્ર નિર્વિકાર અને આદિ–અંતથી રહિત બ્રહ્મનું સ્વરૂપજ છે.[૫૦] માટે પરમપુરૂષાર્થનો આશ્રય કરી પરમબુદ્ધિથી, ચિત્તમાંથી ભોગ તથા આશાની ભાવનાને મૂળમાંથી ઉખેડી નાખવી.[૫૧] હજારો આશાના પાશથી ઉદય પામનાર તથા જરા અને મરણના કારણરૂપ જે મોહ થાય છે તે માત્ર વાસનાથીજ થાય છે.[૫૨] "મ્હારા દીકરા, મ્હારૂં ધન તથા આ હું અને આ મ્હારૂં" એ પ્રમાણે ઇંદ્રિજાળની રચ-નાથી વાસના નાચ્યા કરે છે.[૫૩] જેવીરીતે વાયુ જળમાં તરંગરૂપી સર્પની કલ્પના કરે છે, તેવીરીતે શૂન્યશરીરમાં વાસનાએ અહંકારરૂપી સર્પની કલ્પના કરેલી છે.[૫૪] પણ હે તત્ત્વને જાણનાર રામચંદ્રજી ! ખરૂં જોતાં, આત્મતત્ત્વવિના "આ હું તથા મ્હારૂં" વગેરે કાંઈ પણ કલ્પના સત્ય નથી.[૫૫] દૃષ્ટિ–સૃષ્ટિથી નજરે આવતાં આકાશ, પર્વત, સ્વર્ગ, પૃથ્વી તથા નદી વગેરે સર્વ અવિદ્યાનીજ વિચિત્રતા છે.[૫૬] અજ્ઞાનથી દોરીમાં સર્પની બુદ્ધિનો ઉદય થાય છે તથા જ્ઞાનથી નાશ થાય છે, તેવીરીતે અજ્ઞાનથી સંસારનો ઉદય તથા જ્ઞાનથી નાશ થાય છે.[૫૭] આકાશ, પર્વત, સમુદ્ર, પૃથ્વી તથા નદી એ સર્વ અવિદ્યાથીજ થયેલું છે અને તે અવિદ્યા અજ્ઞાનીને થાય છે પણ જ્ઞાનીને થતી નથી તેથી જ્ઞાનીની દૃષ્ટિએ તો આકાશ વગેરે સર્વ બ્રહ્મરૂપજ છે.[૫૮] દોરી તથા સર્પમાં વ્યાવહારિક તથા પ્રાતિભાસિક એ બે જાતના વિકલ્પ અજ્ઞાનીમાણસે કલ્પેલા છે, પણ જ્ઞાનીમાણસ તો એક સ્વતઃસિદ્ધ બ્રહ્મનીજ દૃષ્ટિ છે એમ

નિર્ણય કરે છે.[૫૯] માટે તમે અજ્ઞાની ન થાઓ, જ્ઞાની થાઓ તથા સંસારની વાસનાનો ત્યાગ કરો. દેહના વિષે આત્મભાવની ભ્રાંતિ રાખી અજ્ઞાનીમાણસની પેઠે શામાટે ખેદ પામો છો?[૬૦] દેહ કે જે જડ તથા મુંગો છે તેની સાથે તમારે શું સંબંધ છે? કે જે (દેહ)ને માટે પરવશપણાથી સુખ–દુઃખે કરી તમે પરાભવ પામો છો.[૬૧] કાષ્ઠ અને ગુંદર તથા બોર અને તેનું પાત્ર એ બે જોકે સાથે છે, તોપણ એક–બીજાને સંબંધ નથી, તેવીરીતે દેહ તથા દેહધારી એ બે જો કે એકજ જણાય છે તોપણ તે બેને એકતા નથી.[૬૨] ધમણને બાળી નાખવાથી ધમણમાં રહેલા પવનનો નાશ થતો નથી, તેવીરીતે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૬૩] હે રામચંદ્રજી! 'હું દુઃખી છું તથા સુખી છું' એમ માનવું એ માત્ર ભ્રાંતિ છે; માટે તે મૃગતૃષ્ણારૂપ છે એમ જાણી તેનો ત્યાગ કરી સત્યવસ્તુનો આશ્રય કરો.[૬૪] અહો!! આશ્ચર્ય છે કે બ્રહ્મરૂપી સત્યવસ્તુને માણસ ભૂલી ગયાં તથા અવિદ્યારૂપી અસત્યવસ્તુને સ્મરણમાં લઈ આવ્યાં.[૬૫] માટે હે રામચંદ્રજી! એ અવિદ્યાને તમે અવકાશ આપો નહિ; કારણ કે અવિદ્યામાં ચિત્ત હરાવાથી આ સંસાર દુષ્પાર થઈ પડે છે.[૬૬] મિથ્યા અનર્થ ઉપજાવનારી, મનના મનનથી વૃદ્ધિ પામેલી, દુઃખ દેનારી તથા મહામોહરૂપી ફળ આપનારી અવિદ્યાથી, અમૃતથી આર્દ્ર થયેલા ચંદ્રબિંબમાં પણ, રૈરવનરકની કલ્પના થવાથી, દાહ તથા શોષ વગેરે નરકના દુઃખનો અનુભવ થાય છે.[૬૭,૬૮] જળના કલ્લોલથી યુક્ત અને પુષ્પની સુગંધીથી યુક્ત તરંગોવાળા તળાવમાં પણ મૃગતૃષ્ણાથી યુક્ત મરૂદેશ દેખવામાં આવે છે.[૬૯] આકાશમાં નવા નગરનું નિર્માણ થાય છે તથા સ્વપ્નાદિ અવસ્થામાં વિચિત્ર સુખ–દુઃખ આપનાર પડવા–ચડવારૂપ ભય દેખાય છે.[૭૦] સંસારની વાસના જો માણસના મનમાં પૂરાઇને રહેતી ન હોય તો જાગૃત તથા સ્વપ્નનાં દુઃખ માણસને શામાટે આપત્તિ પમાડે?[૭૧] મિથ્યાજ્ઞાનની વૃદ્ધિ થવાથી સ્વપ્નરૂપ સંસારની ઉપવનભૂમિમાં અનર્થરૂપ નરકની યાતના જોવામાં આવે છે.[૭૨] અવિદ્યામાં ચિત્ત વીંધાવાથી કમળતંતુમાં પણ ક્ષણ એકમાં સંસારસાગરના અનર્થ દેખાય છે.[૭૩] અવિદ્યામાં પરવશ થવાથી રાજ્યમાં રહેનારને પણ, જે દશા ચંડાળને પણ ઉચિત નથી તે દશા પ્રાપ્ત થાય છે.[૭૪] એટલામાટે હે રામચંદ્રજી! સર્વ દ્વૈતના આકારને રંજન કરનાર તથા સંસારના બંધનરૂપ વાસનાનો ત્યાગ કરી સ્ફટિકમણિની પેઠે સ્વચ્છ થઈને રહો.[૭૫] સ્ફટિકમણિ જો કે વિચિત્રપ્રતિબિંબનું ગ્રહણ કરે છે, તોપણ તેમાં આસક્ત નથી, તેવીરીતે તમે પણ સર્વકાર્યમાં રહ્યા છતાં રાગથી વિરક્ત રહો.[૭૬] અત્યંત આનંદરૂપ બ્રહ્મસ્વરૂપ જાણનાર તત્ત્વવેત્તાના સમાજમાં જઈ વારંવાર વિચાર કરવાથી બ્રહ્મભાવનો દૃઢનિશ્ચય થવાનેલીધે પ્રકાશ પામનારી તથા નિરંતર સારાં આચરણવાળી ઉત્તમ બુદ્ધિથી જો તમે વ્યવહાર કરશો, તો પ્રાકૃત જન્મ–મરણરૂપ વિભ્રમનો વિરામ થવાથી બ્રહ્મદેવની ઉપમા પણ તમને ન અપાય એવા તમે થશો. એટલે કે બ્રહ્મદેવથી પણ અધિક પદવીને પામશો.[૭૭] विदितकौ, कसंघसामद्धया यदि क ।षि सदव : शीलया । वरधिया मतमा ।तिकाक्रेयस्तदा स केन सहा पमीयस ॥ ७७ ॥

**શ્રીમદ્યોગ૦મહા૦ઉત્પત્તિપ્રકરણનો 'યથાકથિતદોષપરિહારોપદેશ' નામનો એકસોચૌદમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૧૧૫ મો* લવણુરાજાને પડેલી આપત્તિનું કારણ

**वाल्मीकिरुवाच । एवमुक्तो भगवता वसिष्ठेन महात्मना ।**
**रामः कमलपत्राक्ष उन्मीलित इवाबभौ ॥१॥**

વાલ્મીકિમુનિ કહે છે:—મહાત્મા વસિષ્ઠઋષિએ એપ્રમાણે કથા કહી તે સાંભળી કમળની પેઠે વિકાસ પામેલા રામચંદ્રજી શોભવા લાગ્યા.[1] અંધકાર ક્ષય થયા પછી સૂર્યનાં દર્શનથી કમળ શોભવા લાગે, તેવીરીતે પ્રકાશિત અંતઃકરણવાળા તથા સમાધાનથી સંતોષ પામેલા રામચંદ્રજી સંપૂર્ણ શોભવા લાગ્યા.[2] બોધથી થયેલા વિસ્મયનેલીધે ઉત્પન્ન થયેલા મનોહર હાસ્યથી શ્વેતમુખવાળા રામચંદ્રજી, દાંતનાં કિરણોવડે અમૃતના જેવી શુદ્ધવાણીથી નીચે પ્રમાણે બોલ્યા.[3]

રામચંદ્રજી કહે છે:—અહો !! આશ્ચર્ય છે કે કમળમાંથી ઉત્પન્ન થયેલા તંતુએકરી પર્વતનું બંધન થાય છે. અવિદ્યા કે જેનો અત્યંત અભાવ છે, તેણેકરી સર્વ જગત વશ થઈ ગયું છે;[4] તથા અવિદ્યાએકરી અસત્ છતાં સત્‌ની પેઠે રહેલું સંસારનું દુઃખ કે જે તૃણમાત્ર છે તે પણ વજ્રના જેવું જણાય છે.[5] ત્રિભુવનના આંગણામાં નદીના પ્રવાહની પેઠે રહેલી, સંસારના મૂળ કારણભૂત માયાનું સ્વરૂપ, મને બોધ થવામાટે અનુગ્રહ કરીને કહો.[6] બીજું લવણરાજાને ચંડાળાવસ્થાનું દુઃખ ભોગવવું પડયું તેનું શું કારણ? એ મ્હારા મનમાં મ્હોટો સંદેહ છે તે પણ મટાડો.[7] હે બ્રહ્મન્ ! દેહ તથા દેહધારી એ બન્ને પરસ્પર સાથેજ રહેલા છે, તે બેમાંથી શુભ તથા અશુભ કર્મફળનો મુખ્ય ભોક્તા કોણ છે?[8] તે કહો લવણરાજાને ઉત્તમ આપત્તિ આપીને, તે દુઃખદાયી ચંચળ આરંભ ક્યાં ગયો? તથા તે ઈંદ્રિજાળ કરનાર માણસ કોણ હતો? તે કહો.[9]

વસિષ્ઠ કહે છે:—કાષ્ઠ તથા ભીંતની ઉપમાજેવો આ દેહ વસ્તુતાથી છે નહિ; પણ સ્વપ્નની પેઠે ચિત્તેકરી કલ્પેલો છે.[10] જીવપણાને પામેલું તથા ચિદાભાસના તાદાત્મ્યપણાને પામેલું ચિત્ત છે તેજ, વાંદરાંના બચ્ચાંજેવા ચંચળ સંસારનો સંરંભ જાણવો.[11] અનેક પ્રકારના આકારથી શરીરને ધારણ કરનાર દેહધારી કર્મફળને ભોગવનાર છે, અને તેનું અહંકાર, મન તથા જીવ એવું નામ પડે છે.[12] તે અજ્ઞાની જીવને, સંસારનાં અનંત સુખ—દુઃખ ભોગવવાં પડે છે, પણ જ્ઞાનીને ભોગવવાં પડતાં નથી; તેમ શરીરને પણ સુખ—દુઃખ ભોગવવાં પડતાં નથી.[13] જેણે અનેક પ્રકારની સંજ્ઞાથી કલ્પના કલ્પેલી છે એવું અપ્રબુદ્ધ (અજ્ઞાની) મન વિચિત્ર વૃત્તિને અનુસરીને વિચિત્ર આકૃતિપણાને પામે છે.[14] જ્યાંસુધી મન અપ્રબુદ્ધ છે ત્યાંસુધી તે મન નિદ્રાવાળું કહેવાય છે, તેથી સ્વપ્નમાં સંભ્રમ દેખે છે, પણ મન જાગૃત થયા પછી તે સંભ્રમ દેખતું નથી.[15] અજ્ઞાનરૂપી નિદ્રાથી ક્ષોભ પામેલા જીવને જ્યાંસુધી બોધ થયો નથી, ત્યાંસુધી તે દુઃખથી પણ ભેદન ન થાય એવા સંસારના આરંભને જુવે છે.[16] દિવસના પ્રકાશથી વિકાસ પામતાં કમળની પેઠે, બોધથી જાગૃત થયેલા મનનો સર્વ અંધકાર લય થઈ જાય છે.[17] ચિત્ત, અવિદ્યા, મન, જીવ, વાસના તથા કર્માત્મા

*આ એકસોપંદરમા સર્ગમાં રામચંદ્રજીને બોધ થવાથી આશ્ચર્ય થયું તેથી માયા, તેના નાશની સ્થિતિ તથા લવણુરાજાની આપત્તિનું કારણ પૂછ્યું. તેનો વસિષ્ઠઋષિએ ઉત્તર આપ્યો એટલું કહેવાશે.

એવા નામથી કહેવાતો દેહધારી દુઃખનો ભોક્તા છે.[૧૮] દેહ કે જે જડ છે તે દુઃખ ભોગવવાને યોગ્ય નથી પણ દેહધારી એજ અવિચારથી દુઃખ ભોગવે છે. ઘાટા અજ્ઞાનથી અવિચાર થાય છે તથા અજ્ઞાન છે તેજ દુઃખનું કારણ છે.[૧૯] કોશીટો કરનાર કીડાની પેઠે એક અવિવેકરૂપી દોષેકરી શુભ તથા અશુભ ધર્મના વિષયપણાને જીવ પામેલો છે.[૨૦] અવિવેકરૂપી રોગથી બંધાયેલું તથા વિવિધપ્રકારની વૃત્તિવાળું મન, અનેક પ્રકારના આકારના વિહારેકરી ચક્રની પેઠે ભમ્યા કરે છે.[૨૧] આ શરીરમાં રહેલું મન ઉદય પામે છે, રાડો પાડે છે, હિંસા કરે છે, ગમન કરે છે, નાચે છે તથા નિંદા કરે છે, પણ શરીર કાંઇ કરતું નથી.[૨૨] જેવીરીતે ઘરમાં રહેલો ગૃહપતિ વિવિધપ્રકારની ચેષ્ટા કરે છે પણ ઘર કે જે જડ છે તે કાંઈ કરતું નથી, તેવીરીતે દેહમાં રહેલો જીવ છે તેજ સંસારમાં ચેષ્ટા કરે છે, પણ દેહ પોતે જડ હોવાથી કાંઈ કરતો નથી.[૨૩] સર્વ પ્રકારનાં સુખ–દુઃખમાં તથા સર્વ પ્રકારની કલ્પનામાં મન છે તેજ કર્ત્તા છે તથા મન છે તેજ ભોક્તા છે, એ પ્રમાણે માનવમાત્ર માનસ (મનથી થયેલું) છે એમ તમે સમજો.[૨૪] લવણરાજાને મનના ભ્રમથી ચંડાળપણું કેવીરીતે પ્રાપ્ત થયું ? તેવિષે હું તમને ઉત્તમ વૃત્તાંત કહું તે સાંભળો.[૨૫] મન છે તેજ શુભ તથા અશુભ કર્મફળને ભોગવનાર છે, એવિષે તમને બોધ થાય તેવીરીતે હું તમને કહું તે સાંભળો.[૨૬] લવણરાજા હરિશ્ચંદ્રરાજાના કુળમાં ઉત્પન્ન થયા હતા. એક દિવસ એકાંતમાં બેઠાં બેઠાં તેમણે પોતાના મનમાં વિચાર કર્યો કેઃ ' મ્હારા દાદાએ મ્હોટો રાજસૂય યજ્ઞ કર્યો હતો અને હું પણ તેનાજ કુળમાં જન્મેલો છું માટે હું પણ માનસિક યજ્ઞ કરૂં.'[૨૭,૨૮] આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરી, આદરથી યજ્ઞનો સામાન ભેગો કરી રાજસૂયદીક્ષામાં તે રાજાએ પ્રવેશ કર્યો.[૨૯] ત્યારપછી ઋત્વિજોને બોલાવી સારા સારા મુનિઓની પૂજા કરી, દેવતાઓને નિમંત્રણ કરી અગ્નિમાં હોમ કર્યો.[૩૦] એવીરીતે પોતાના ઉપવનમાં ઈચ્છાપ્રમાણે માનસિક યજ્ઞ કરતાં, દેવતા, ઋષિ તથા બ્રાહ્મણની પૂજા કરતાં એક વર્ષ ચાલ્યું ગયું.[૩૧] ત્યારપછી બ્રાહ્મણોને સર્વસ્વદક્ષિણા આપી અને સૂર્યાસ્ત થવા સમયે પોતાના તેજ ઉપવનમાં રાજા જાગૃત થયા.[૩૨] આવીરીતે તે લવણરાજાએ માનસિક રાજસૂયયજ્ઞ કર્યો અને તેનું તેને સંપૂર્ણ ફળ* મળ્યું.[૩૩] એટલામાટે મન છે તેજ સુખ–દુઃખને ભોગવનાર છે, એમ તમે સમજો. માટે હે રામચંદ્રજી! તે મનને સત્ય અને પવિત્ર ઉપાયમાં જોડો.[૩૪] આ મનરૂપી પુરૂષ, કાળ વગેરે પરિચ્છેદથી રહિત આત્માનું અવલંબન કરીને રહે તો સંપૂર્ણ થાય છે તથા દેહ કે જે નાશાત્મક છે તેમાં પ્રતિષ્ઠા પામીને રહે તો નાશ પામે છે. માટે જેના મનમાં "હું દેહ છું." એવો નિશ્ચય હોય તેનો ત્યાગ કરો.[૩૫] કમળખંડમાં સૂર્યનો પ્રકાશ પડવાથી તે (કમળ)નો સંકોચ, જડપણું (કરમાઇ જવાપણું) તથા કોશની અંદર તથા બહારના અંધકારનો ક્ષય થાય છે, તેવીરીતે સાર તથા અસારના વિવેકવાળા ચિત્તને જ્ઞાન થયા પછી એકાંતમાંજ (બ્રહ્મ) બુદ્ધિવાળા માણસને સંસારનાં દુઃખનો મૂળસહિત નાશ થઈ જાય છે.[૩૬]

---

* રાજસૂયયજ્ઞ કરનારને બાર વર્ષસુધી મ્હોટું દુઃખ ભોગવવું પડે છે, એમ હવે પછીના સર્ગમાં કહેવાશે. શરીરથી રાજસૂયયજ્ઞ કરે તેના કરતાં માનસિકયજ્ઞ કરનારને પાંચગણું વધારે દુઃખ તથા પાંચગણું વધારે સુખ મળે છે. તે પ્રમાણે લવણરાજાએ માનસિકયજ્ઞ કર્યો તેથી પાંચગણું એટલે ૬૦ વર્ષસુધી તેને ચંડાળદશાનું દુઃખ ભોગવવું પડ્યું.

उच्चैर्विवेकवति चेतसि संप्रबुद्धे दुःखान्यलं विगलितानि वि[illegible]द्धेः ।
भास्वत्करप्रकटिते ननु पद्मखंडे संकोचजाड्यतिमिराणि चिरं क्षतानि ॥ ३६ ॥

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સુખદુઃખભોક્તૃત્વોપદેશ' નામનો એકસોપંદરમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ११६ मो* યોગભૂમિકા કહેવાનો આરંભ

**राम उवाच । राजसूयफलं प्राप्तं लवणेन किल प्रभो ।**
**प्रमाणं किमिवा[illegible]त्कल्पनाजालशंबरे ॥१॥**

રામચંદ્રજી કહે છેઃ—હે બ્રહ્મન્! લવણરાજાને ઇંદ્રજાળ કરનારની માયામાં ચંડાળદશાનું દુઃખ ભોગવવું પડ્યું, તે રાજસૂયયજ્ઞના નિમિત્તનું ફળ મળ્યું, એમ તમે કહ્યું તેમાં શું પ્રમાણ ? તે કહો.[1]

વસિષ્ઠ કહે છેઃ—જ્યારે ઇંદ્રજાળ કરનાર માણસ લવણરાજાની સભામાં આવ્યો, ત્યારે તે સભામાં હું હાજર હતો તેથી મ્હેં પ્રત્યક્ષ જોયેલું છે. (તે હું કહું તે સાંભળો.)[2] લવણરાજા જાગૃત થઈ પોતે અનુભવ કરેલી ચંડાળદશાનું વર્ણન કરી રહ્યા, ત્યારપછી તે ઇંદ્રિજાળ કરનાર માણસ ચાલ્યો ગયો એટલે સર્વ સભાસદોએ તથા લવણરાજાએ મને પૂછ્યું કેઃ "આ ઇંદ્રિજાળ કરનાર ચાલ્યો ગયો અને મ્હારે ચંડાળદશાનો અનુભવ કરવો પડ્યો તેનું શું કારણ?"[3] આવી રીતના તેના પ્રશ્નથી મ્હેં સમાધિથી વિચાર કરી, યોગબળથી સર્વ નજરે જોઇને, તે સમયે જે ઉત્તર આપ્યો તે હું કહું તે સાંભળો.[4] રાજસૂયયજ્ઞ કરનાર માણસને બાર વર્ષસુધી આપત્તિ ભોગવવી પડે છે કે જેમાં અનેક પ્રકારની વ્યથા રહેલી છે.[5] એટલામાટે ઇંદ્રદેવતાએ લવણરાજાને દુઃખ દેવાસારૂ ઇંદ્રજાળ કરનારની આકૃતિથી દેવદૂત તેની સભામાં મોકલ્યો હતો;[6] અને તે દેવદૂત ઉપર પ્રમાણે રાજાને મહાઆપત્તિનો અનુભવ કરાવ્યા પછી દેવતા તથા સિદ્ધગણથી સેવિત આકાશમાર્ગમાં ચાલ્યો ગયો.[7] એટલામાટે હે રામચંદ્રજી ! જે મ્હેં આ તમારી પાસે કહ્યું, તે સર્વ મ્હારી નજરે જોયેલું છે તેથી તેમાં કાંઈ પણ સંદેહ નથી. મન છે તેજ વિલક્ષણક્રિયાને કરનાર તથા ભોગવનાર છે; અને તડકામાં હિમકણનો લય થાય, તેવીરીતે મનરૂપી રત્નને, હઠયોગથી ઘર્ષણ કરી, રાજયોગથી શોધન કરી, વિવેકકરી નિર્વિકલ્પસમાધિમાં લય કરવાથી તમે પરમ કલ્યાણને પામશો. ચિત્ત છે એજ સકળભૂતનો આડંબર કરનારી અવિદ્યા છે, એમ તમે સમજો. તે અવિદ્યા વિચિત્ર ઇંદ્રજાળની પેઠે રહેલી વાસનાના પરવશપણાથી આ જગતને ઉત્પન્ન કરે છે. જેવીરીતે 'વૃક્ષ' અને 'તરૂ' એ બે શબ્દના અર્થમાં કાંઈ ભેદ નથી, તેવીરીતે અવિદ્યા, ચિત્ત, જીવ અને બુદ્ધિ એ શબ્દમાં કાંઈ ભેદ નથી, એમ જાણી તમે ચિત્તને કલ્પનારહિત કરો. ચિત્તના નિર્મળપણારૂપી અર્ક(સૂર્ય) બિંબનો ઉદય થવાથી કલંકસહિત વિકલ્પથી ઉત્પન્ન થયેલા દોષરૂપી અંધકારનો નાશ થશે; અને તે અંધકારનો નાશ થયા પછી એવું કાંઈ પણ નથી કે જે ન દેખાય, એવું કાંઇ નથી કે જે પોતાનું ન થાય, એવું કાંઇ નથી કે જેનો ત્યાગ ન થાય તથા એવું કાંઈ નથી કે જેનું મારણ ન થાય.

*આ એકસોસોળમા સર્ગમાં, પૂર્વના સર્ગમાં રામચંદ્રજીએ પ્રશ્ન પૂછેલો છે તેમાંથી ચોથા પ્રશ્નનું સમાધાન કર્યું; તથા ઉપોદ્ઘાતસહિત વસિષ્ઠઋષિએ યોગભૂમિકા કહેવાનો આરંભ કર્યો એટલું કહેવાશે.

કારણ કે સર્વ પોતાનું છે તથા સર્વ પારકું છે; અને સર્વ વસ્તુ સર્વદા સર્વરૂપ થાય છે, એજ પરમાર્થ છે.[૮] કાચા માટીના પાત્રના સમૂહને પાણીમાં રાખવાથી તે એકરસરૂપ થઇ જાય છે, તેવીરીતે સર્વ દૃશ્યપદાર્થ તથા તેનો બોધ એ સઘળું એકબ્રહ્મરસપણાને પામી જાય છે.[૯]

રામચંદ્રજી કહે છે:–હે મહાત્મન્ ! મનનો ક્ષય થવાથી સકળદુઃખનો અંત થાય છે, એમ આપે કહ્યું પણ ચપળવૃત્તિવાળા મનની સત્તા કેમ છે ? તે કહો.[૧૦]

વસિષ્ઠ કહે છે:–રઘુકુળમાં ચંદ્રમારૂપ હે રામચંદ્રજી ! મનને શાંત કરવામાટે હું તમને યુક્તિ કહું તે સાંભળો, જે જાણવાથી પરમાત્મામાં મનોવૃત્તિનો લય થશે.[૧૧] પ્રથમ મ્હેં તમને કહેલું છે કે સર્વપ્રાણીની ત્રણ પ્રકારની જાતિ છે[૧૨] તેમાં પ્રથમ થયેલી મનઃકલ્પના "હું ચતુર્મુખ બ્રહ્મસ્વરૂપછું" એ પ્રમાણે સંકલ્પરૂપ થઇને જેવો તે સંકલ્પ કરે તેવું જુવે છે, તેણે-કરી આ ભુવનાડંબરની કલ્પના થયેલી છે.[૧૩] તેમાં જન્મ, મરણ, સુખ, દુઃખ તથા મોહ વગેરેની કલ્પના થયેલી છે. એપ્રમાણે બ્રહ્માના એક દિવસસુધી એ સર્વ રચના રહીને, તડકામાં રહેલી હિમકણિકાનો લય થાય, તેવીરીતે આ ભુવનાડંબરનો શેષશાયી વિષ્ણુના વિષે લય થઈ જાય છે;[૧૪] અને ફરીથી સૃષ્ટિનો સમય થાય ત્યારે વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા પોતાના સંકલ્પથી પ્રથમના જેવીજ રચના ઉત્પન્ન કરે છે, પાછો તેનો લય થાય છે અને ત્યારપછી પણ પોતાની મેળેજ ઉત્પત્તિ થાય છે. એપ્રમાણે વારંવાર ઉત્પન્ન થઈ પોતાની મેળે શાંત થાય છે.[૧૫] એવીરીતે આ બ્રહ્માંડમાં તેમજ બીજા બ્રહ્માંડમાં અનંત બ્રહ્મકોટી રહેલી છે. એવીજ રચના એમનેએમ થઈ ગયેલી છે તથા થશે કે જેની સંખ્યા પણ થતી નથી.[૧૬] ઉપર પ્રમાણે રહેલી કલ્પનામાં ઈશ્વરની પાસેથી આવેલો જીવ જેવીરીતે જીવે છે તથા મુક્ત થાય છે એ પ્રકાર કહું તે સાંભળો.[૧૭] પ્રથમ ઉત્પન્ન થયેલી બ્રહ્માની મનઃશક્તિ, પાસે રહેલા આકાશની શક્તિનો આધાર ગ્રહણ કરી, આકાશમાં રહેલા પવનને અનુસરી, કાંઇક ચલનરૂપ ઘાટા સંકલ્પપણાને પામે છે.[૧૮] ત્યારપછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ તન્માત્રાસહિત પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતપણાને પામે છે. ત્યારપછી મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત ઈત્યાદિ નામથી જીવોપાધિથી સ્થૂળ પ્રકૃતિરૂપ થઇને આકાશ, પવન અને તેજના રૂપના સંકલ્પથી ક્રમેકરી હિમરૂપે થાય છે; અને ત્યારપછી શાળ વગેરે ઔષધિમાં પ્રવેશ કરી પ્રાણીના ગર્ભપણાને પામે છે.[૧૯] ત્યારપછી જન્મ થાય છે; અને તે પુરૂષ થાય છે.[૨૦] એ પુરૂષે પોતાનો જન્મ થાય ત્યારથી બાલ્યાવસ્થા-માંથીજ વિદ્યાનું ગ્રહણ કરી તથા ગુરૂને અનુસરીને રહેવું.[૨૧] આ પ્રમાણે કરવાથી ક્રમેકરી તમારી પેઠે, વિવેક–વૈરાગ્ય વગેરે સાધનસંપત્તિ થાય છે;[૨૨] અને તેથી સ્વચ્છદૃષ્ટિનેલીધે 'સંસારના અનર્થ ત્યાગ કરવાયોગ્ય છે તથા મોક્ષનો ઉપાય ગ્રહણ કરવાયોગ્ય છે' એવો વિચાર પુરૂષને ઉત્પન્ન થાય છે.[૨૩] એ પ્રમાણે વિવેકવાન તથા નિર્મળ સત્વગુણરૂપ હું ઉત્તમ બ્રાહ્મણ વગેરેની જાતિમાં છું, એવા અભિમાનવાળી અધિકારી પુરૂષને ક્રમેકરી, ચિત્તને પ્રકાશ કરનારી સાત યોગભૂમિકા ઉત્પન્ન થાય છે.[૨૪]

તાદૃગ્વિવેકવતિ કલિતાભિમાને પુંસિ સ્થિતે વિમલસત્વમય પ્રજાતા ॥
સપ્તાત્મિકાવતરતિ ક્રમશઃ શિવાય ચેતઃપ્રકાશનકરી નનુ યોગભૂમિઃ ॥ ૨૪ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સાધકજન્માવતાર' નામનો એકસોસોળમો સર્ગ સંપૂર્ણ.

## सर्ग ११७ मो* સાત પ્રકારની અજ્ઞાન ભૂમિકાનું વર્ણન

**राम उवाच । [illegible] भगवन् योगभूमिकाः सप्त सिद्धिदाः ।**
**समासेनेति मे ब्रूहि सर्वतत्वविदां वर ॥ १ ॥**

રામચંદ્રજી કહે છેઃ—હે ભગવન્ ! હે સર્વ તત્ત્વને જાણનારમાં ઉત્તમ વસિષ્ઠઋષિ ! સિદ્ધિ આપનારી સાત યોગભૂમિકા કેવી છે ? તે તમે સંક્ષેપથી કહો.[1]

વસિષ્ઠ કહે છેઃ—સાત અજ્ઞાન–ભૂમિકા છે તથા સાત જ્ઞાન–ભૂમિકા છે તથા એ બે ભૂમિકાનાં બીજાં પણ અસંખ્યસ્થાન થયેલાં છે.[2] સાધારણ પુરૂષપ્રયત્નથી, સંસારના વિષે રાગથી તથા બ્રહ્મસત્તાથી થયેલી સ્વસત્તાથી અજ્ઞાન, તેમજ શ્રવણ–મનન વગેરે પ્રયત્નથી, મોક્ષની ઈચ્છાના ઉત્કર્ષથી તથા બ્રહ્મસત્તાથી થયેલી સ્વસત્તાથી જ્ઞાન, એ બન્ને અભિવૃદ્ધિને પામી પોતાને યોગ્ય (સંસારસુખ–બ્રહ્મસુખ) ફળને ઉપજાવે છે.[3] તેમાં પ્રથમ હું તમને સાત અજ્ઞાન–ભૂમિકાના પ્રકાર કહું તે સાંભળો. ત્યારપછી જ્ઞાન–ભૂમિકાના સાત પ્રકાર કહીશ.[4] **સ્વરૂપાવસ્થિતિ** તથા મુક્તિ એ ટુંકામાં જ્ઞાનનું લક્ષણ છે તથા સ્વરૂપથકી ભ્રષ્ટતા અને અહંકારપણું એ ટુંકામાં અજ્ઞાનનું લક્ષણ છે.[5] શુદ્ધ સન્માત્રનું જ્ઞાન થવાથી જે માણસ પોતાના સ્વરૂપથી ચલાયમાન થતો નથી તેને રાગ–દ્વેષનો ઉદય ન થવાથી અજ્ઞપણું થવાનો સંભવ નથી;[6] તથા સ્વરૂપથી ભ્રષ્ટ થવાનેલીધે અનાત્મપદાર્થમાં આત્માનું જે તાદાત્મ્ય થવું, એના જેવો બીજો મોહ થયો પણ નથી તથા થશે પણ નહિ.[7] પ્રથમ થયેલા વિષયનો સંકલ્પ સમાપ્ત થયા પછી જ્યાંસુધી બીજા વિષયનો સંકલ્પ થયો નથી ત્યાંસુધીની જે સ્થિતિ રહે છે તેને **સ્વરૂપાવસ્થિતિ** કહે છે.[8] કારણ કે ત્યાંસુધીની સ્થિતિમાં મનન કે પ્રયત્ન રહેતું નથી. સર્વ સંકલ્પથી રહિત તથા જડતા અને નિદ્રાવિના પાણાની વચ્ચે રહેવા જેવી જે સ્થિતિ છે તેને પણ **સ્વરૂપાવસ્થિતિ** કહે છે.[9] અહંતાનો અંશ નાશ થયા પછી તથા ભેદ શાંત થયા પછી, નિઃસ્પંદપણાને પામેલી જે અજડ ચિત્ (ચૈતન્ય) સ્ફુરે છે તેને પણ **સ્વરૂપાવસ્થિતિ** કહે છે.[10] એ સ્વરૂપાવસ્થિતિમાં અજ્ઞાનનો આરોપ કરેલો છે. તે અજ્ઞાનની સાત ભૂમિકા છે તે હું તમને કહું તે સાંભળો. (૧) **બીજજાગ્રત્** (૨) **જાગ્રત્** (૩) **મહાજાગ્રત્** (૪)[11] **જાગ્રત્સ્વપ્ન** (૫) **સ્વપ્ન** (૬) **સ્વપ્નજાગ્રત્** (૭) **સુષુપ્તક**. આવીરીતે સાત પ્રકારની અજ્ઞાનભૂમિકા છે. એ સાતના પરસ્પર ભેળસેળ થવાથી બીજા ઘણા પ્રકાર થાય છે. તેમાં એ સાત ભેદનાં હું તમને લક્ષણ કહું તે સાંભળો. કોઈથી વર્ણન ન થાય એવું તથા ભવિષ્યકાળમાં ચિત્ત–જીવ વગેરે નામના શબ્દ તથા અર્થને ભોગવનારૂં, બીજરૂપે રહેલું તથા જાગ્રત્, જે નિર્મળ ચૈતન્યનું પ્રથમ સ્ફુરણ છે તેને **બીજજાગ્રત્** કહે છે.[12-14] આ પ્રમાણે જ્ઞપ્તિની નવી અવસ્થા છે. હવે હું તમને બીજી જાગ્રત્ સંસૃતિ કહું તે સાંભળો. બીજજાગ્રત્ થયા પછી "આ હું તથા આ મ્હારૂં" એવી જે મનમાં પ્રતીતિ થવી તેને **જાગ્રત્** કહે છે. "આ હું તથા આ મ્હારૂં" એવી જાતના, જન્મ થયા પછી અથવા પૂર્વ પૂર્વ જન્મના સંસ્કારથી જાગ્રત થયેલા દૃઢવિશ્વાસને **મહાજાગ્રત્** કહે છે. અભ્યાસથી દૃઢ થયેલું અથવા ન

* આ એકસોસત્તરમા સર્ગમાં જ્ઞાનભૂમિના ભેદનો ઉપોદ્ઘાત તથા સાત પ્રકારની અજ્ઞાનભૂમિકાનું વર્ણન કરવામાં આવશે.

થયેલું જાગ્રદવસ્થાનું જે મનોરાજ્ય છે તેને **જાગ્રત્સ્વપ્ન** કહે છે. આકાશમાં બે ચંદ્રની પ્રતીતિ, છીપમાં રૂપાંની ભ્રાંતિ તથા તડકામાં મૃગતૃષ્ણિકા વગેરે ભેદથી જાગ્રત્‌દશામાં અભ્યાસથી અનેક પ્રકારનાં સ્વપ્ન થાય છે, અને " થોડીવારસુધી મ્હેં આ પ્રમાણે દીઠું પણ તે ખરૂં નથી " એ પ્રમાણે નિદ્રાના કાળમાં અનુભવ કરેલા અર્થનો નિદ્રા મટયા પછી જે વિચાર કરવો તેને **સ્વપ્ન** કહે છે, અને તે સ્પપ્ન મહાજાગ્રતના વિષે સ્થૂળશરીરને કંઠથી હૃદયસુધીની નાડીના ભાગમાં થાય છે.[૧૫-૨૦] ક્ષતદેહમાં અથવા અક્ષતદેહમાં જાગ્રતદશાની પેઠે જ્યારે સ્વપ્નમાં દૃઢનિશ્ચય થાય છે ત્યારે તેને **સ્વપ્નજાગ્રત્** કહે છે. ઉપરની છ અવસ્થાનો ત્યાગ થયા પછી ભવિષ્યત્‌દુઃખના બોધથી યુક્ત જીવની જે જડસ્થિતિ તેને **સુષુપ્તિ** કહે છે. આવી અવસ્થામાં ઘાસ, ઢેફાં તથા પથરા વગેરે સર્વ પદાર્થ પરમાણુ પ્રમાણના રહેલા છે. હે રામચંદ્રજી ! આ પ્રમાણે મ્હેં તમને અજ્ઞાનની સાત ભૂમિકા કહી.[૨૧-૨૪] તેમાંની પ્રત્યેકને અનેક પ્રકારના વૈભવવાળી અનેક શાખા રહેલી છે જાગ્રત્સ્વપ્નની દશા ઘણી વખત રૂઢ થવાથી તે દશા જાગ્રદવસ્થામાં મળી જાય છે.[૨૫] જાગ્રતપણાને પામેલી જાગ્રત–સ્વપ્નદશામાં અનેક પ્રકારના પદાર્થના ભેદેકરી મહાજાગ્રત્‌દશાના જેવી સ્થિતિ વિકાસ પામે છે;[૨૬] અને જેવીરીતે જળની અંદર રહેલી ધુમરીમાં વહાણ ભમ્યા કરે છે, તેવીરીતે ઉપરની મહાજાગ્રતદશામાં પણ માણસ એક જાતના મોહમાંથી બીજા મોહમાં ભમ્યા કરે છે.[૨૭] એ પ્રમાણે કેટલીક સંસૃતિ સ્વપ્નની પેઠે રહેલી છે, કેટલીક જાગ્રતપણે રહેલી છે, કેટલીક સ્વપ્ન–જાગ્રતપણે રહેલી તથા કેટલીક જાગ્રત–સ્વપ્નરૂપે રહેલી છે.[૨૮] આ પ્રમાણે મ્હેં તમને અનેક પ્રકારના વિકારનેલીધે તથા જગતની અંદરના ભેદનેલીધે અવશ્ય ત્યાગ કરવા યોગ્ય સાત પ્રકારની અજ્ઞાન–ભૂમિકા કહી. મનોહર વિચાર કરી નિર્મળ આત્માનું જ્ઞાન થયા પછી તે અજ્ઞાન–ભૂમિકાને તમે તરી જશો.[૨૯]

**अज्ञानभूमिरिति सप्तपदा मयोक्ता नानाविकारजगदंतरभेदहीना ।**
**अस्याः स[illegible]त्तरसि [illegible]भिर्दृष्टे प्रबोधविमले स्वयमात्मनीति ॥ २९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'અજ્ઞાનભૂમિકાવર્ણન'નામનો એકસોસત્તરમોસર્ગસંપૂર્ણ.**

---

## सर्ग ११८ मो* સાત પ્રકારની જ્ઞાન ભૂમિકાનું વર્ણન

**वसिष्ठ उवाच ॥ इमां सप्तपदां ज्ञानभूमिमाकर्णयानघ ।**
**नानया ज्ञातया भूयो मोहपंके निमज्जसि ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ—હે અનઘ ! હવે હું તમને જ્ઞાનની સાત ભૂમિકા કહું તે સાંભળો; એ સાત ભૂમિકાનું જ્ઞાન થયા પછી ફરીથી મોહરૂપી કાદવમાં તમે ડુબશો નહિ.[૧] કેટલાક મતવાદી યોગભૂમિકાના ઘણા પ્રકાર કહે છે, પણ હવેપછી જે હું તમને કહેવાનો છું તેજ શુભ ફળ આપનારી સાત ભૂમિકા મ્હારે અભિમત છે.[૨] અવબોધને જ્ઞાન કહે છે અને તે જ્ઞાન સાત ભૂમિકાનું છે. તથા જ્ઞેયને મુક્તિ કહે છે અને તે સાત ભૂમિકાથી પર છે.[૩] સત્યાવબોધ અને મોક્ષ એ બે શબ્દનો

*આ એકસોઅઢારમા સર્ગમાં સાત પ્રકારની જ્ઞાનભૂમિકાનું તથા મોક્ષસુધીનાં તેનાં લક્ષણનું વર્ણન કરવામાં આવશે.

એકજ અર્થ છે અને જે જીવને સત્યાવબોધ થયો તેને ફરીથી જન્મ–મરણ થતું નથી.[૪] પહેલી જ્ઞાનભૂમિકાને **શુભેચ્છા**, બીજીને **વિચારણા**, ત્રીજીને **તનુમાનસા**,[૫] ચોથીને **સત્વાપત્તિ**, પાંચમીને **અસંસક્તિ**, છઠ્ઠીને **પદાર્થાભાવની**, તથા સાતમી જ્ઞાનભૂમિકાને **તુર્યગા** એવું નામ આપેલું છે.[૬] એ સાત ભૂમિકાના અંતે મુક્તિ રહેલી છે કે જેમાં ફરીથી શોચ થતો નથી. હવે હું તમને ઉપરની જ્ઞાનની સાત ભૂમિકાનાં લક્ષણનું વર્ણન કરૂં તે સાંભળો.[૭] "હું મૂઢ કેમ બેઠો છું ? શાસ્ત્ર તથા સજ્જનના સમાગમેકરી હું વિચાર કરૂં" એ પ્રમાણે વૈરાગ્યપૂર્વક ઇચ્છા થવી તેને **શુભેચ્છા** કહે છે.[૮] શાસ્ત્ર તથા સજ્જનના સમાગમેકરી, વૈરાગ્ય તથા અભ્યાસપૂર્વક સદાચારમાં પ્રવૃત્તિ કરવી તેને **વિચારણા** કહે છે.[૯] વિચારણા તથા શુભેચ્છાએકરી સૂક્ષ્મપણું થવાનેલીધે ઇંદ્રિયોના અર્થનાવિષે જે આસક્તિ ન થવી તેને **તનુમાનસા** કહે છે.[૧૦] ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બહારના વિષયમાં ચિત્તમાં વૈરાગ્ય થવાનેલીધે શુદ્ધ તથા સત્ય આત્મામાં જે સ્થિકાતિ થવી તેને **સત્વાપત્તિ** કહે છે.[૧૧] ઉપરની ચાર દશાના અભ્યાસથી અસંસંગરૂપી* ફળેકરી, ચિત્તમાં નિરતિશયાનંદ નિત્ય અપરોક્ષ બ્રહ્માત્મભાવના સાક્ષાત્કારરૂપી ચમત્કાર થવો તેને **અસંસક્તિ** કહે છે.[૧૨] ઉપરની પાંચ ભૂમિકાના અભ્યાસથી આત્મારામપણાએકરી બહારના તથા અંદરના પદાર્થની જે અભાવના થવી તેને **પદાર્થાભાવની** કહે છે. આ છઠ્ઠી ભૂમિકામાં પદાર્થમાત્રની, અન્યમાણસ પ્રેરણા કરે ત્યારે પણ પ્રયત્નથી ખબર પડે છે.[૧૩,૧૪] આ છ ભૂમિકાના અભ્યાસથી ભેદ માત્ર ન જણાવાનેલીધે એક સ્વભાવમાંજ જે નિષ્ઠા રેહેવી તેને **તુર્યગા** કહે છે.[૧૫] આ પ્રમાણેની **તુર્યાવસ્થા** જીવન્મુક્તના વિષે રહેલી છે; અને આ સાત ભૂમિકાથી પર વિદેહ મુક્તિનો વિષય છે તેને **તુર્યાતીતપદ** કહે છે.[૧૬] હે રામચંદ્રજી ! જે મ્હોટા ભાગ્યવાળા માણસ સાતમી ભૂમિકામાં આવેલા છે, તે મહાત્મા મહત્પદને પામેલા છે.[૧૭] જેઓ જીવન્મુક્તદશાને પામેલા છે તેઓ સુખ–દુઃખમાં આસક્ત થતા નથી અને કોઈ સમયે પ્રાપ્ત થવાથી તેઓ વ્યવહારનાં કાર્ય કરે છે તથા કોઇ સમયે નથી પણ કરતા.[૧૮] જીવન્મુક્તદશાને પામેલા માણસને, જ્યારે તેની પાસે રહેનાર માણસ બોધ કરે છે ત્યારે તે પોતાના આશ્રમના આચારના ક્રમેકરી પ્રાપ્ત થયેલા સદાચારનું પ્રબુદ્ધ માણસની પેઠે આચરણ કરે છે.[૧૯] તોપણ પોતે આત્મારામ હોવાથી, જેમ સૂતેલા (નિદ્રિત) માણસને સ્ત્રી સુખરૂપ થતી નથી, તેમ જગતની એક પણ ક્રિયા તેને સુખરૂપ થતી નથી.[૨૦] આ પ્રમાણે સાત ભૂમિકાનું જ્ઞાન વિદ્વાન માણસનેજ થાય છે, પણ પશુને, સ્થાવરને અથવા મલિનચિત્તવાળાને થતું નથી.[૨૧] પશુ અથવા મ્લેચ્છને પણ જ્યારે ઉપર કહેલી જ્ઞાનદશા પ્રાપ્ત થાય છે ત્યારે તે દેહસહિત અથવા દેહરહિત હોય તોપણ મુક્ત થાય છે તેમાં કાંઈ સંશય નથી.[૨૨] જ્ઞપ્તિ (જ્ઞાન) ગ્રંથિ (સંસારની ગાંઠ)ને કાપનાર છે અને ગ્રંથિ કપાવાથી મુક્તતા થાય છે, કે જેથી મૃગતૃષ્ણામાં જળબુદ્ધિ; તથા છીપમાં રૂપાંની બુદ્ધિ વગેરે ભ્રમની શાંતિ થાય છે.[૨૩] જે માણસો મોહને તરી ગયા છે તથા પવિત્રપદને પ્રાપ્ત થયા નથી તેઓ આ જ્ઞાનભૂમિકામાં આત્મલાભને પરાયણ રહેલા છે.[૨૪] કેટલાક સર્વ ભૂમિકામાં

* સમાધિનેલીધે ચિત્તને અંદરના તથા બહારના આકારનું જ્ઞાન ન રહે એવી જાતનું ફળ થવું તેને અસંસંગ કહે છે.

ગયા છે, કેટલાક એક બે ભૂમિકામાં ગયા છે, કેટલાક છઠ્ઠી ભૂમિકાસુધી ગયા છે, કેટલાક સાત-મીજ ભૂમિકામાં રહેલા છે.[૨૫] કેટલાક ત્રણ ભૂમિકાસુધી આવેલા છે. કેટલાક છેલ્લી ભૂમિકામાં આવેલા છે, કેટલાક ચોથી ભૂમિકાસુધી તથા કેટલાક બીજી ભૂમિકામાં રહેલા છે.[૨૬] કેટલાક ભૂમિકાના અંશને ભોગવનાર છે. કેટલાક સાડાત્રણ ભૂમિકાને પહોંચેલા છે, કેટલાક સાડાચાર ભૂમિકાસુધી તથા કેટલાક સાડા છ ભૂમિકાસુધી આવેલા છે.[૨૭] ઇંદ્રિયોના વિષય તથા શરીર-જન્ય તાપની નિવૃત્તિમાટે બ્રહ્માકાર વૃત્તિએકરી, લોકમાં વિવેકી માણસ ઉપરની સાત પ્રકારની ભૂમિકામાં ફર્યા કરે છે.[૨૮] જે ધીરજવાન માણસ આ આત્મલાભરૂપ સર્વથી શ્રેષ્ઠદશામાં રહે છે. તે ચક્રવર્તી રાજાજેવા ગણાય છે અને તે દશામાં દિગ્ગજજેવા શત્રુઓનો પરાજય (અર્થાત્ સાતદ્વીપનું રાજ્ય) પણ તૃણસમાન ગણાય છે.[૨૯] ઇંદ્રિયોરૂપી શત્રુને જીતનાર જે માણસ ઉપર કહેલી સાત ભૂમિકામાં સર્વોત્કર્ષપણે રહે છે તે મહાત્મા વંદન કરવા યોગ્ય છે. જે ભૂમિમાં ચક્રવર્તીપણું તથા બ્રહ્મશરીર પણ તૃણરૂપ ગણાય છે, કારણ કે તેવા પુરૂષને ચક્રવર્તીરાજ્ય તથા બ્રહ્મશરીરથી પણ ઉત્તમ વિદેહ કૈવલ્યસુખ આ જગતમાંજ મળે છે.[૩૦]

**ये तासु भूमिषु जयंति हि ये महांतो वंद्यास्त एव हि जितेंद्रियशत्रवस्ते ।**
**सम्राड्विराडपि च यत्र तृणायते वै तस्मात्परं जगति ते समवाप्नुवंति ॥३०॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'જ્ઞાનભૂમિકોપદેશ' નામનો એકસોઅઢારમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ११९ मो* સત્યવસ્તુની દઢતા માટે સુવર્ણ તથા વીંટીનું દૃષ્ટાંત

**वसिष्ठ उवाच । ऊर्मिकासंविदा हेम यथा विस्मृत्य हेमताम् ।**
**विरौति नाहं हेमेति तथात्माहंतयानया ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! જેવીરીતે સુવર્ણ ત્રણેકાળમાં સુવર્ણજ છે. તે છતાં તેમાંથી વીંટી થયા પછી સુવર્ણને વીંટીનું ભાન થવાથી, પોતાનું સુવર્ણનું મૂળસ્વરૂપ ભૂલી જઇ "હું સુવર્ણ નથી" એવો તે ખેદ કરે, તેવીરીતે આત્મા, અહંતાનેલીધે પોતાનું મૂળસ્વરૂપ ભૂલી જઇ ખેદ કરે છે.[૧]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુને ! સુવર્ણને વીંટીના જ્ઞાનનો ઉદય તથા આત્માને અહંતાનો ઉદય કેવીરીતે થયો ? તે કહો.[૨]

વસિષ્ઠ કહે છેઃ—સાચીવસ્તુનો ઉદય તથા નાશ કેમ થયો, એવિષે સત્પુરૂષે પ્રશ્ન પૂછવો ઘટે છે પણ ખોટીવસ્તુનો ઉદય તથા નાશ પૂછવો ઘટે નહિ. અહંતા તથા વીંટીપણું એ બન્ને વસ્તુ ખોટીજ છે.[૩] કારણ કે કોઈ માણસને સુવર્ણની ખરીદી કરવી હોય ત્યારે તે સુવર્ણના દલાલને કહે કેઃ "મ્હારે સુવર્ણ લેવું છે" ત્યારે તે દલાલ "તમે સુવર્ણને માટે આ વીંટી રાખો" એમ કહી સુવર્ણના બદલે વીંટી આપે, તોતે વીંટી એ પણ સુવર્ણજ છે. એમાં કાંઈ પણ સંશય નથી.[૪]

રામચંદ્રજી પૂછે છેઃ—તમારા કહેવા પ્રમાણે સુવર્ણજ જો સર્વ વ્યવહારમાં આવતું હોય

* આ એકસોઓગણીસમા સર્ગમાં માયિકરૂપનું ખંડન કરી આગલા સર્ગમાં કહેલી ભૂમિકામાં, એક સત્યવસ્તુનું દર્શન સ્થિર કરવાને, કેટલીક યુક્તિ કહેવામાં આવશે.

તો સુવર્ણથી ભિન્ન વીંટી વગેરેનું રૂપ કેવું છે? તે તમે મને કહો; અને આ અર્થના નિશ્ચયથી હું બ્રહ્મનું સ્વરૂપ જાણીશ.[૫]

વસિષ્ઠ કહે છેઃ—હે રામચંદ્રજી ! જે વસ્તુ ખોટી છે તેનું રૂપ નથી માટે રૂપરહિત વસ્તુના રૂપનું જો નિરૂપણ થતું હોય તો વાંઝણીના દીકરાનો આકાર તથા ગુણ તમે કહો.[૬] વીંટીપણું એ માત્ર ખોટી ભ્રાંતિ છે, તે અસત્‌રૂપવાળી માયા છે; અને અવિચારથી દેખાય તથા સારીરીતે વિચાર કરવાથી ન દેખાય એજ તે માયાનું રૂપ છે.[૭] મૃગતૃષ્ણાના જળમાં, આકાશના બે ચંદ્રની ભ્રાંતિમાં તથા અહંતામાં અવિચારથી માયાનું રૂપ દેખાય છે તથા સારીરીતે વિચાર કરવાથી નથી દેખાતું.[૮] છીપમાં રૂપાંનો આકાર દેખવામાં આવે છે પણ તે રૂપાંમાંથી એક અણું જેટલું અથવા એક કણ જેટલું રૂપું પણ એક ક્ષણ પણ મળતું નથી.[૯] એ પ્રમાણે અવિચારથી છીપમાં રૂપાંપણું તથા ઝાંઝવાંના જળમાં જળપણું અસત્ છતાં સત્ હોય તેમ જણાય છે.[૧૦] જે વસ્તુ મૂળમાંથી નથી તેનું નાસ્તિપણું (નથી એમ નિશ્ચય)વિચાર કરવાથી પ્રકાશ પામે છે તથા અવિચારથી મૃગતૃષ્ણામાં જળની બુદ્ધિની પેઠે સ્ફુરે છે; એટલે તે ભ્રાંતિ મટતી નથી.[૧૧] ભૂતની ભ્રાંતિનો સંભ્રમ બાળકને મરણરૂપ થઇ પડે છે, તેવીરીતે અસત્ વસ્તુ પણ કોઈ સમયે સત્‌કાર્ય કરવાને સમર્થ થાય છે.[૧૨] રેતીમાં જેવીરીતે તેલ નથી, તેવીરીતે સુવર્ણમાં સુવર્ણવિના વીંટી તથા કડાંપણું કાંઇ પણ નથી.[૧૩] સાચીવસ્તુથીજ વ્યવહાર થાય તથા મિથ્યાવસ્તુથી ન થાય એવો કંઈ નિયમ કરેલો નથી; કારણ કે કોઇ સમયે બાળકને મિથ્યાયક્ષથી થતા વિકારની પેઠે મિથ્યાવસ્તુ પણ સાચું કામ કરે છે.[૧૪] ઝેરમાં અમૃતની ભાવના દૃઢ થવાથી તે ઝેર પણ અમૃતનું કામ કરે છે, તેવીરીતે સાચી અથવા ખોટી જે વસ્તુનો હૃદયમાં દૃઢનિશ્ચય થયો હોય તે વસ્તુ તેવા અર્થવાળી ક્રિયા કરે છે.[૧૫] જે આ દેખાય છે તે પરમ અવિદ્યા છે, તેજ માયા છે અને તેથીજ આ સંસૃતિ છે અને તેથી અસત્ તથા પ્રતિષ્ઠારહિત પદાર્થમાં અહંતાપણાની ભાવના થાય છે.[૧૬] સુવર્ણમાં વીંટીપણું નથી તથા આત્મામાં અહંતાપણું નથી, એવીરીતે સ્વચ્છ તથા શાંત પરમાત્મામાં અહંતાનો અભાવ છે.[૧૭] ખરો વિચાર કરતાં પરમાત્માવિના સનાતનપણું નથી, વિરંચિપણું નથી, બ્રહ્માંડપણું નથી પ્રજાપતિપણું નથી,[૧૮] લોકાંતરપણું નથી, સ્વર્ગપણું નથી, તેમજ મેરૂપણું, અસુરપણું, મનપણું, દેહપણું.[૧૯] મહાભૂતપણું, કારણપણું, ત્રિકાળની કલ્પનાપણું, ભાવ તથા અભાવનું વસ્તુપણું,[૨૦] ત્વંપણું, અહંપણું, સત્તા તથા અસત્તાપણું, કાંઈપણ ભેદની કલ્પનાપણું તથા કોઇ વસ્તુમાં રાગ તથા તેથી થતી પ્રીતિ પણ કાંઈ નથી.[૨૧] સર્વ જગતનું પારમાર્થિક રૂપ, અધિષ્ઠાનની સત્તાથી નિરંતર સન્માત્ર છે; તથા અનામય, સ્વયંપ્રકાશ, નામ તથા કારણરહિત, ઉત્પત્તિ તથા નાશના વિકારથી રહિત, મધ્ય તથા અંતથી રહિત, સર્વરૂપ નહિ તથા સર્વરૂપ, મન અને વચનથી અગ્રાહ્ય ( ગ્રહણ ન થાય તેવું ) અને શૂન્યથકી શૂન્ય તથા સુખથી પણ સુખરૂપ છે.[૨૨,૨૩]

રામચંદ્રજી પૂછે છેઃ—હવે બ્રહ્મનું સર્વ સ્વરૂપ મ્હારા જાણવામાં આવ્યું. તોપણ આ સર્ગ ( દૃશ્ય જગત ) જોવામાં આવે છે તેનું શું કારણ ? તે મને ફરીથી કહો.[૨૪]

વસિષ્ઠ કહે છેઃ—શાંત પરમપદમાં પરતત્ત્વ એજ આ પ્રમાણે રહેલું છે, પણ સર્ગ તથા

સર્ગનું નામ પણ કાંઇ નથી.[૨૫] મહાસાગરમાં જળ છે, તેવીરીતે પરમેશ્વરમાં સર્ગ રહેલો છે, પણ જળમાં દ્રવપણું હોવાથી તેમાં સ્પંદનધર્મ છે, તથા પરમાત્માનું પદ સ્પંદરહિત છે.[૨૬] સૂર્યાદિ પોતાના વિષે પ્રકાશ પામે છે, પણ પરમપદને તે પ્રકાશ કરતા નથી. પ્રકાશ થવો એ સૂર્યાદિનું તત્ત્વ છે તથા પરમપદ છે તે પ્રકાશ વગેરે ક્રિયાથી રહિત છે.[૨૭] જેવીરીતે સમુદ્રમાં ઊંચાપણું તથા નીચાપણું નથી પણ જળ માત્ર સ્ફુરે છે, તેવીરીતે પરમાત્મામાં તત્પરાયણ આ જગત અનેક પ્રકારે સ્ફુરે છે.[૨૮] જ્યાંસુધી પરિપક્વજ્ઞાન ન થયું હોય, ત્યાંસુધી સર્ગ જોવામાં આવેછે અને તેજ સર્ગ સંપૂર્ણ જ્ઞાન થયા પછી શાશ્વત બ્રહ્મસ્વરૂપરૂપે જણાય છે.[૨૯] માટે સર્ગ એ પરમાર્થની સંજ્ઞા છે એવો નિશ્ચય છે અને આકાશમાં આકાશાંતર નથી, તેવી-રીતે એક પરમાર્થમાં બીજું પરમાર્થ ન હોવાથી સર્ગ છે તે પરમાર્થની સંજ્ઞા છે, એવો વિદ્વાન માણસનો નિશ્ચય છે.[૩૦] ચિત્તથી સર્ગ જોવામાં આવે છે તથા કડાં વગેરેનો ભ્રમ સુવર્ણમાં શાંત થાય છે, તેવીરીતે ચિત્તથીજ પરમાત્માના પરમ શાંતપદમાં સર્ગનો ભ્રમ ક્ષય પામે છે.[૩૧] ચિત્તની શાંતિ થવાથી સર્ગ જો સત્ય હોય તોપણ અસત્ય જણાય છે તથા ચિત્તનો ઉદય થવાથી અસત્ વસ્તુમાં સાચી સત્તા મળે છે.[૩૨] અહંતાથી યુક્ત ચિત્તના સંવેદનથી સર્ગના સંભ્રમનેલીધે ભ્રમણ થાય છે તથા અસંવેદનથી પરમ શાંતપદ જણાય છે પણ તે જડપણું નથી એમ તમે સમજો.[૩૩] કારીગરની દૃષ્ટિએ, પુરૂષની ચાતુરી તથા ચાતુરીના કર્મની ક્રિયા-વાળી 'માટીની સેના માટીરૂપજ છે' તેવીરીતે જ્ઞાનવાનની દૃષ્ટિએ અનેક પ્રકારે જણાતો આ સર્ગ શિવરૂપજ છે.[૩૪] એ પ્રમાણે ઉત્પત્તિ તથા નાશથી રહિત તથા મધ્યમાં દોષથી રહિત આ જગત પરબ્રહ્મરૂપજ છે તથા પૂર્ણસ્વરૂપમાં પૂર્ણપણે રહેલું છે.[૩૫] જે આ સર્ગ જણાય છે તે બ્રહ્મરૂપજ છે અને બ્રહ્મના વિષે રહેલો છે; તથા આકાશ આકાશમાં વિશ્રાંતિ પામે, તેવી-રીતે શાંત અને શિવરૂપ પરમપદમાં શાંત અને શિવરૂપ આ જગત વિશ્રાંતિ પામેલું છે.[૩૬] નવ યોજનના વિસ્તારવાળા નગરનું અરીસામાં પ્રતિબિંબ પડે તેમાં દૂર તથા અદૂરપણું કાંઈ નથી, તેવીરીતે પરમાત્મામાં દૂર તથા સમીપપણાનો ક્રમ નથી.[૩૭] અસત્રૂપે તથા સત્રૂપે પણ આ વિશ્વ અભ્યુદય પામેલું છે. અભેદરૂપે જોવાથી આ વિશ્વ સત્રૂપ તથા ભેદરૂપે જોવાથી અસત્રૂપ જણાય છે.[૩૮] અરીસામાં જણાતા નગરના આકારરૂપ, મૃગતૃષ્ણાના જળની પેઠે પ્રકાશમાન તથા બે ચંદ્રમાના વિભ્રમરૂપ આ સર્ગમાં શું સત્યતા છે?[૩૯] ઇંદ્રિજાળ કરનાર માણસ માયાનું ચૂર્ણ નાખે તેથી જેમ આકાશમાં માયિકનગરની ભ્રાંતિ થાય છે, તેવીરીતે સાર તથા અસારરૂપ આ જગત ચિત્તમાં પ્રકાશ પામેલું છે.[૪૦] જૂની લતાની પેઠે, જ્યાંસુધી સદ્ક્રિયા-રૂપી અગ્નિથી અવિદ્યારૂપી લતાનો બળાત્કારવડે મૂળમાંથી નાશ કર્યો નથી ત્યાંસુધી તે અવિદ્યા, ઘણીક શાખાના વિસ્તારથી ઘાટાં તથા અનેક પ્રકારનાં સુખ—દુઃખરૂપ વનને ઉત્પન્ન કરે છે.[૪૧]

यावद्विचारदहनेन समूलदाहं दग्धा न जर्जलतेव बलादविद्या ।
शाखाप्रतानगहनानि बहूनि तावन्नानाविधानि सुखदुःखवनानि सूते ॥ ४१ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'હેમાણુપદેશ' નામનો એકસો ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग १२० मो* લવણરાજાના સંબંધમાં ચંડાલીનો વિલાપ

**वसिष्ठ उवाच । हेमोर्मिकादिवन्मिथ्या कथितायाः क्षयोन्मुखः ।**
**त्वमहंत्वमविद्यायाः शृणु राघव कीदृशः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–હે રામચંદ્રજી ! સુવર્ણની વીંટીની પેઠે મિથ્યા છે એ પ્રમાણે જેનું સ્વરૂપ મ્હેં તમને કહેલું છે એવી અવિદ્યાનો વિચાર કરવાથી નાશાત્મક મહત્ત્વ કેવું છે તે તમે સાંભળો.[1] પ્રથમ વર્ણન કરેલા લવણરાજાને ઈંદ્રિજાળ કરનાર માણસે ચંડાળપણાનો ભ્રમ દેખાડયો. એ બધું નજરે જોયા પછી બીજે દિવસે તે રાજાએ પોતે નજરે જોયેલી પૃથ્વીમાં જવાની પ્રવૃત્તિ કરીને વિચાર કર્યો કેઃ "જે અરણ્યમાં મ્હેં દુઃખનો અનુભવ કર્યો છે, તે અરણ્ય ચિત્તરૂપી અરીસામાં આળેખાયેલ હોય તેમ મને સ્મરણમાં છે; માટે વિંધ્યપર્વતમાં જવાથી કદાપિ તે અરણ્ય મને પ્રાપ્ત થાય."[2,3] એ પ્રમાણે મનમાં નિશ્ચય કરી પોતાના કારભારીસહિત તેણે દક્ષિણદિશાના માર્ગે પ્રયાણ કર્યું. ફરીથી દિગ્વિજય કરવા નીકળેલો હોય, તેવીરીતે વિંધ્યપર્વતમાં આવ્યા પછી પૂર્વ, દક્ષિણ તથા પશ્ચિમસમુદ્રના કાંઠાના ભાગો પ્રત્યે, કૌતુકથી આકાશમાં સૂર્યદેવતા ફરે, તેવીરીતે ફરવા માંડયુ.[4,5] ત્યારપછી એક પ્રદેશમાં પરલોકની પૃથ્વી હોય, તેવીરીતે તેણે એક મ્હોટું અરણ્ય પોતાની પાસે જોયું.[6] ત્યાં ફરતાં ફરતાં તેણે પ્રથમ અનુભવ કરેલા સર્વ વૃત્તાંતનો લોકોને પ્રશ્ન પૂછયો, તેની હકીકત જાણી તથા તેથી તે વિસ્મય પામી ગયો.[7] ત્યાં રહેનાર પારધી તથા ચંડાળને તેણે ઓળખ્યા તેથી વિસ્મય પામી આકુળબુદ્ધિથી કુતુહલપણે ફરીથી ફરવા માંડયું;[8] અને એક મહાટવીમાં આવ્યા પછી ધૂમાડાવાળા એક ભાગમાં, જે ગામમાં પોતે ચંડાળ બન્યો હતો તે ગામ તેણે નજરે જોયું.[9] તે ગામમાં પ્રથમ જોયેલાં સર્વ માણસો, સ્ત્રીઓ, ન્હાની ઝુંપડીઓ, અનેકપ્રકારનાં લોકોનાં વિશ્રાંતિનાં સ્થાનક, પૃથ્વીના ભાગો, વૃક્ષો, દુકાળમાં દુર્દશાને પામેલા પોતાના ચાકરો, તે સ્થળે રહેનાર પારધી તથા બંધુવિનાનાં કેટલાંક બાળકો, એ બધું તેણે નજરે દીઠું.[10,11] તેવામાં ચંડાળદશાની પોતાની સાસુ કે જે બીજી વૃદ્ધસ્ત્રીઓકરતાં પણ વધારે વૃદ્ધ હતી, જેની આંખ્યમાંથી ઉજ્વળ આંસુની ધારા ચાલી જતી હતી, જેનાં સ્તન સૂકાઈ ગયાં હતાં તથા જેનું અંગ દુબળું થઇ ગયું હતું, તેણે દુઃખ પામતા પોતાના બંધુનાં દુઃખને લીધે દુઃખ પામતી તથા આંખ્યમાંથી આંસુ ખેરવતી બીજી વૃદ્ધસ્ત્રીઓની વચ્ચે બેઠાં બેઠાં, તથા અનાવૃષ્ટિરૂપી ઉગ્રવજાથી દગ્ધ થઈ ગયેલા દેશમાં અકાળ દુષ્કાળને લીધે વીંખાઈ ગયેલા પોતનાં બંધુનાં અસંખ્ય દુઃખનું વર્ણન કરતાં કરતાં, આર્તસ્વરથી નીચે પ્રમાણે વિલાપ કરવા માંડયો.[12,13] "જેના શરીરની પાસે પુત્ર બેઠેલા છે તથા ત્રણ દિવસસુધી ભોજન ન મળવાથી જેનું અંગ જર્જર થયેલું છે એવી હે મ્હારી પુત્રિ ! મ્યાનમાં તરવાર પ્રવેશ કરે, તેવીરીતે ત્હારા દેહમાં રાજાએ પ્રવેશ કર્યા પછી તેં ત્હારા પ્રાણનો કયે સ્થળે ત્યાગ કર્યો ?[14] ચણોઠીની માળા પહેરનાર ત્હારો પતિ મેઘસમાન ઊંચા તાડના ઝાડપર ચડી, તેનાં ફળ હાથમાં લઈ, ઉતરતી વખત હાથમાં ફળ હોવાથી, ઉતરતાં મુશ્કેલી પડવાને લીધે તે ફળ દાંતમાં પકડીને

* આ એકસોવીસમા સર્ગમાં, લવણરાજાએ ફરીથી વિંધ્યપર્વતમાં જઇ, પ્રથમ જોયેલું ચંડાળનું સ્થાનક જોયું તથા ચંડાળની સ્ત્રી કે જે પોતાની સાસુ હતી તેની સાથે તેણે સંવાદ કર્યો એટલું કહેવામાં આવશે.

ઉતરતો હતો; તે સમયે હનુમાનનું પણ હાસ્ય કરે એવું તેનું સાહસ હતું તેને હું સ્મરણ કરૂં છું.[૧૫] કદંબ, જંબીર, લવંગ તથા ગુંજા (ચણોઠી)નાં ઝાડમાં ફરનાર 'જરખ' નામના જનાવરને પણ ભયંકર લાગે એવા, પુત્રથી પણ અધિકપ્રિય જમાઈનાં ગમનને હવે ફરીથી હું ક્યારે જોઇશ.[૧૬] એ મ્હારો જમાઈ જ્યારે પોતાના મુખમાં માંસ ગ્રહણ કરી તેનું ચર્વણ કરતો તે વખત શ્મશ્રુ(મુખપરના વાળ)ને લીધે તમાલના જેવા શ્યામમુખના ભાગ ઉપર જે શોભા થતી તે શોભા કામદેવના મુખ ઉપર પણ થતી નથી.[૧૭] પુષ્પના ગુચ્છસહિત રહેલી તમાલની વેલને વાયુ વનમાં હરણ કરી જાય, તેવીરીતે યમુનાનદીના વર્ણજેવી (કાળી) મ્હારી પુત્રીનું તેના પતિસહિત યમરાજા હરણ કરી ગયા.[૧૮] ચણોઠીની માળાને ધારણ કરનારી, ઊંચા શરીરના ભાગમાં સુંદર સ્તનવાળી, વાયુથી શોભતા કાજળના જેવા ચપળ વર્ણવાળી, પાંદડાંરૂપી વસ્ત્રને ધારણ કરનારી તથા બોર અને જાંબુના જેવા દાંતવાળી હે મ્હારી પુત્રિ! ત્હારે માટે હું ઘણો ખેદ કરૂં છું.[૧૯] ચંદ્રસરખી કાંતિવાળા હે રાજપુત્ર! શુદ્ધ અંતઃપુરમાં વિલાસ કરનારી બીજી સ્ત્રીઓનો ત્યાગ કરી તેં મ્હારી પુત્રીની સાથે પ્રીતિ બાંધી અને તે પ્રીતિ પણ સ્થિર ન રહી.[૨૦] સંસારરૂપી નદીના સુંદર તરંગરૂપ, જે કામ કરવાથી બીજાં માણસ ઉપહાસ (ઠેકડી) કરે તેવી ક્રિયાના વિલાસેકરી તેં શું નિંદિત કામ ન કર્યું? કે જે તું રાજા છતાં ચંડાળકન્યામાં આસક્ત થયો.[૨૧] આશા જેવીરીતે ધનસહિત નાશ પામે, તેવીરીતે સારંગપક્ષીના જેવાં નેત્રવાળી મ્હારી પુત્રી તથા મદોન્મત્ત સિંહના જેવાં પરાક્રમવાળો રાજા, એ બન્નેનો એકજ સમયે નાશ થયો.[૨૨] હવે આ દુઃખમાં હું, ધણી તથા પુત્રીવિનાની, દૂર દેશમાં આવેલી, દુર્ગતિને પામેલી, દુષ્ટજાતિમાં ઉત્પન્ન થયેલી તથા ભય અને મહાઆપત્તિરૂપજ છું.[૨૩] નાથવિનાની હું, નીચના અપમાનથી ઉત્પન્ન થયેલા ક્રોધના તથા ભૂખને લીધે હેરાન થતાં બાળકની ભૂખ ન મટાડી શકવાથી શોકના પણ સ્થાનકરૂપ છું.[૨૪] દૈવને લીધે તાપ પામતા, બંધુવિનાના તથા મ્હોટા દુઃખરૂપી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા મૂઢપ્રાણીને જગતમાં જે જીવન, મરણ તથા મહાઆપત્તિ આવે છે તેના કરતાં પાણાજેવી જડવસ્તુનું જીવન વધારે ઉત્તમ છે.[૨૫] વર્ષાઋતુમાં પર્વત ઉપર હજારો શાખાથી સાંકડાં ખડ ઉગી જાય છે, તેવીરીતે સંબંધીવિનાના તથા કુદેશમાં રહેનાર માણસને માથે હજારો દુઃખ આવી પડે છે."[૨૬] આ પ્રમાણે વિલાપ કરનારી તે વૃદ્ધ ચંડાળની સ્ત્રીને રાજાએ તેની સખીદ્વારા ધારણા આપી કહ્યું કેઃ—"આ સ્થળે શું થયું હતું? ત્હારી પુત્રી કોણ હતી? તથા ત્હારો જમાઇ કોણ હતો?"[૨૭] આવું રાજાનું વચન સાંભળી અશ્રુયુક્ત નેત્રવાળી તે સ્ત્રીએ ઉત્તર આપ્યો કેઃ—"પુષ્કસઘોષ" એવું આ ગામનું નામ છે. આ ગામમાં ચંડાળજાતિનો મ્હારો પતિ હતો તેને ચંદ્રસમાન એક પુત્રી હતી.[૨૮] વનમાં રહેનારી ગરીબ ગધેડીને ખુલ્લાં મ્હોડાંવાળો મધનો ઘડો પ્રાપ્ત થાય, તેવીરીતે તે મ્હારી પુત્રીને, દૈવયોગથી આ સ્થળે આવેલો ચંદ્રસમાન કાંતિવાળો એક રાજા પતિરૂપે પ્રાપ્ત થયો;[૨૯] અને તે રાજાની સાથે ઘણાક દિવસ સુખ ભોગવ્યા પછી તેણે કેટલાક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો તથા વૃક્ષના આશ્રયથી તુંબડાંની લતા વૃદ્ધિ પામે, તેવીરીતે તે રાજાના આશ્રયથી મ્હારી પુત્રી આ વનમાં વૃદ્ધિ પામી."[૩૦] **सा तेन सार्द्धं सुचिरं सुखानि भुक्त्वा प्रसूता तनयाः सुतांश्च । वृद्धिं गता काननकोटरेऽस्मिंस्तुंबीलता पादपसंश्रितेव॥३०॥**

**શ્રીમદ્યોગવાસિષ્ઠ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચંડાલીશોચન' નામનો એકસોવીસમો સર્ગ સંપૂર્ણ.૧૨૦**

# सर्ग १२१ मो* લવણરાજાનું સમાધાન

**चंडाल्युवाच । केनचित्त्वथ कालेन ग्रामकेऽस्मिञ्जनेश्वर ।**
**अनावृष्टिदुःखमभवद्भीषणं भग्नमानवम् ॥१॥**

ચંડાળની સ્ત્રી લવણરાજાને કહે છેઃ—હે રાજન્ ! એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી આ ગામમાં, જેણેકરી માણસોનો નાશ થાય એવો ભયંકર દુષ્કાળ પડયો.[1] એ દુઃખેકરી ગામનાં સર્વ માણસો અહિંથી નીકળી દૂર દેશમાં ગયાં અને ત્યાં મરણ પામ્યાં.[2] એ પ્રમાણે બંધુના મરણથી તથા દુષ્કાળથી દુઃખ ભોગવનારાં અમે શૂન્ય થયાં છીએ અને આંખ્યમાંથી ચાલી જતી અશ્રુની ધારાએકરી શોક કરીએ છીએ.[3]

વસિષ્ઠ કહે છેઃ—આ પ્રમાણે તે ચંડાળની સ્ત્રીનાં વચન સાંભળી રાજા વિસ્મય પામી ગયો, તથા મંત્રીના મુખસામી દૃષ્ટિ કરી; તેવામાં ચિત્રમાં આળેખેલ હોય તેવી તેની સ્થિતિ થઈ ગઇ,[4] ફરીથી તે આશ્ચર્યકારક ઘટનામાટે તે વિચાર કરવામાં લાગ્યો, વારંવાર પૂછવા લાગ્યો અને તેથી આશ્ચર્ય પામી ગયો.[5] ત્યારપછી દયામાં મગ્ન થવાથી તે ચંડાળના સ્થાનકમાં રહેનાર માણસનું યોગ્યદાનથી સન્માન કર્યું તથા તેમના દુઃખનો નાશ કર્યો.[6] એવીરીતે તે સ્થળે કેટલોક કાળ રહ્યા પછી નિયતિ એટલે દૈવની ગતિનો વિચાર કરી તે લવણરાજા પાછો પોતાના રાજ્યમાં આવી નગરના લોકોએ વંદન કરાતો રાજમહેલમાં ગયો.[7] એ પ્રમાણે લવણરાજાએ રાજ્યમાં આવ્યા પછી પ્રાતઃકાળે સભામાં આવી મને પ્રશ્ન પૂછયો કેઃ—"હે મુને ! જે બાબત સ્વપ્નમાં જોયેલી હતી તે પ્રત્યક્ષ જોવામાં આવી તેથી મને વિસ્મય થયો છે." એ પ્રમાણે રાજાએ મને પ્રશ્ન પૂછયો તેથી, વાયુથી જેમ મેઘનો નાશ થાય, તેમ મ્હેં તેના હૃદયના સંશયનો નાશ કર્યો.[8,9] હે રામચંદ્રજી ! આ પ્રમાણે અવિદ્યા છે તેજ મ્હોટા ભ્રમને કરનારી છે અને તે અસત્વસ્તુને સત્ કરે છે તથા સત્વસ્તુને અસત્ કરે છે.[10]

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મન્ ! એ પ્રમાણે સ્વપ્નમાં જોયેલી બાબત સાચી હોય તેવીરીતે જોવામાં આવી તેનું શું કારણ? તે કહો, કારણ કે આ સંશય મ્હારા મનમાંથી મટતો નથી.[11]

વસિષ્ઠ કહે છેઃ—હે રામચંદ્રજી ! અવિદ્યામાં સર્વવસ્તુનો સંભવ છે. સ્વપ્નમાં અવિદ્યાનેલીધે ઘટમાં પણ પટની બુદ્ધિ થાય છે.[12] અવિદ્યાનેલીધે અરીસામાં રહેલા પર્વતની પેઠે દૂરની વસ્તુ પાસે જણાય છે તથા સુખે નિદ્રા આવવાથી લાંબી રાત્રિ ક્ષણવારમાં ચાલી જાય, તેવીરીતે લાંબો વખત ક્ષણવારમાં નિર્ગમન થાય છે.[13] સ્વપ્નમાં પોતાનું મરણ થાય, તેવીરીતે અસંભવ વસ્તુનો સંભવ થાય છે તથા સ્વપ્નમાં થતા આકાશગમનની પેઠે અસત્ય બાબત પણ અવિદ્યાનેલીધે સત્ય લાગે છે.[14] માણસ ફુદડી ફરે તે વખત આખી પૃથ્વી ફરતી દેખાય છે, તેવીરીતે સ્થિરવસ્તુ અસ્થિર જણાય છે તથા મદથી ચિત્તમાં ક્ષોભ પામેલા માણસને દૃશ્યપદાર્થ ચલાયમાન જણાય, તેવીરીતે અવિદ્યાનેલીધે અચળવસ્તુ ચલાયમાન દેખાય છે.[15] વાસનાવાળું ચિત્ત જેવી જેવી ભાવના કરે તેવો તેવો તેને અનુભવ થાય છે અને તે અનુભવ

*આ એકસોએકવીસમા સર્ગમાં લવણરાજા ચંડાળની સ્ત્રીનાં વચન સાંભળી, વિસ્મયપામી પોતાને ઘેર આવ્યા તથા વસિષ્ઠઋષિને તેનો નિર્ણય પૂછયો તેથી લવણરાજા તથા રામચંદ્રજીના મનનું વિસષ્ઠઋષિએ સમાધાન કર્યું, એટલી કથા કહેવાશે.

સાચો પણ નથી તેમ ખોટો પણ નથી.[૧૬] મિથ્યા અહંતારૂપ અવિદ્યાનો જ્યારે ઉદય થાય છે ત્યારે, આદિ, અંત તથા મધ્યથી રહિત ભ્રમનું પણ અનંતપણું ઉદય પામે છે.[૧૭] પ્રતિભાસના પરવશપણાથી સર્વ અવળાપણું જણાય છે, તેથી એક ક્ષણ કલ્પરૂપ તથા એક કલ્પ ક્ષણરૂપ થઈ પડે છે.[૧૮] બુદ્ધિ અવળી થવાથી જંતુ પોતાના આત્માને ઘેટારૂપે જુવે છે તથા વાસનાનેલીધે કોઈ સમયે ઘેટો પણ પોતે સિંહપણું ધારણ કરે છે.[૧૯] અવિદ્યા એ વિષમ ભ્રમ આપનારી છે; અને મોહ તથા અહંતા પણ તેની બરોબર છે. એ પ્રમાણે અવિદ્યા તથા તેથી થયેલા મોહ અને અહંતા, ચિત્તનાં અવળાપણાંરૂપી ફળસંપત્તિથી વાસનાનેલીધે અકસ્માત્ મ્હોટા આરંભવાળા વ્યવહારનો સંવાદ કરે છે.[૨૦.૨૧] ચંડાળના સ્થાનકમાં હરકોઈ ચંડાળકન્યાનો હરકોઇ ચંડાળની સાથે વિવાહ થયો અને તે સત્ હોય અથવા અસત્ હોય તોપણ લવણરાજાના મનમાં તેનો ખરો અનુભવ થયો.[૨૨] જે પ્રમાણે કોઈ માણસે કાંઈ કામ કરેલું હોય અને તેનો તેને સંપૂર્ણ અનુભવ હોય તોપણ કરેલી ક્રિયાનું વિસ્મરણ થઈ જાય છે, તે પ્રમાણે કોઇ સમયે ન કરેલા તથા અનુભવમાં ન આવેલા વિષયનું સ્મરણ-પણ આવે છે.[૨૩] પ્રાકૃતમાણસને સ્વપ્નમાં ભોજન કર્યાનું અથવા ભોજન ન કર્યાનું જ્ઞાન થાય છે.[૨૪] 'વિંધ્યપર્વતમાંના ચંડાળના ગામમાં આવી જાતનો વ્યવહાર છે' એવીરીતે લવણરાજાને પ્રતિભાસનેલીધે સ્વપ્નમાં અનુભવ થયો.[૨૫] અથવા લવણરાજાએ સ્વપ્નમાં જે વિભ્રમ જોયો હતો તેજ વિભ્રમ વિંધ્યપર્વતમાંના ચંડાળના ચિત્તમાં પ્રાપ્ત થયો.[૨૬] એટલે કે લવણરાજાના મનની કલ્પનાનો વિંધ્યપર્વતના ચંડાળના ચિત્તમાં ઉદય થયો, અથવા વિંધ્યપર્વતના ચંડાળની સંવિત્નો લવણરાજાના ચિત્તમાં ઉદય થયો.[૨૭] જે પ્રમાણે ઘણાં માણસોનાં નામ, તેમનાં વચન, તથા તેમણે પોતાના મનથી કરેલી કલ્પના, એ બધું કોઇ સમયે શબ્દ તથા અર્થથી મળતું આવે છે, તેજ પ્રમાણે સ્વપ્નમાં જૂદાં જૂદાં માણસે જોયેલાં કાળ, દેશ તથા ક્રિયા પણ મળતાં આવે છે.[૨૮] એવીરીતે વ્યવહારનેલીધે અધિષ્ઠાન ચૈતન્યની સત્તાથીજ પ્રતિભાસનેલીધે સર્વવસ્તુની સત્તા છે. તથા સર્વપદાર્થની સંવેદનવિના કાંઈ પણ સત્તા નથી.[૨૯] જળમાં તરંગ તથા બીજમાં વૃક્ષ એક છતાં જેમ ભિન્નરૂપે જણાય છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનમાં સંવેદનની સત્તા એજ સંવેદનથી ભિન્નરૂપે જણાય છે; પણ તેનું સત્પણું અથવા અસત્પણું સત્ પણ નથી. તેમ અસત્ પણ નથી. સત્યદૃષ્ટિથી સંવેદનનું સત્પણું સત્ય છે તથા અસંવેદનનું અસત્ય છે.[૩૦.૩૧] પણ ખરૂં જોતાં રેતીમાં જેમ તેલ નથી, તેમ અવિદ્યા એ કાંઈ પણ વસ્તુ નથી. સુવર્ણમાંથી થયેલા કડામાં સુવર્ણવિના અન્ય વસ્તુ હોયજ નહિ.[૩૨] અવિદ્યાએકરી આત્મતત્ત્વસાથે સંબંધ થતો નથી; કારણ કે અવિદ્યા તથા આત્મતત્ત્વને સમાનપણું નથી અને સમાનપણાવિના સંબંધ થતો નથી. સમાન વસ્તુનોજ સંબંધ થાય છે, એમ અનુભવથી સ્ફુટ છે.[૩૩] તથા સમ અને અસમ યોગથી જે લાખ અને લાકડાં વગેરેનો સંબંધ થાય છે તે (અવિદ્યા અને આત્મતત્ત્વના) અન્યોન્ય સંબંધના અનુભવને માટે ઉદાહરણમાં લાગુ પડતો નથી, કારણ કે લાખ અને લાકડાં વગેરેનો સંબંધ એ માત્ર એકલી અવિદ્યાનોજ વિલાસ છે.[૩૪] કદિ એમ માનીએ કે સર્વ જગત પરમાર્થમય છે, તેથી તૃણ–કાષ્ઠાદિ બધું ચૈતન્યની સમાન છે અને તેઓ અન્યોન્ય સંબંધથી ચૈતન્યેકરી પ્રકાશ પામે છે; તો જગતમાં રહેલા સર્વ ભાવ ચિન્માત્રથીજ સન્માત્ર છે.

તેથી તેઓ પોતાના અનુભવથીજ પરસ્પર પ્રકાશ પામે છે તેથી તેને પ્રકાશ કરનાર અન્યપદાર્થ ન હોવો જોઇએ.[૩૫,૩૬] વિષમ પદાર્થનો પરસ્પર સંબંધ થવાનો સંભવ નથી અને પરસ્પર સંબંધ થયાવિના પરસ્પરનો અનુભવ થતો નથી.[૩૭] સમાનવસ્તુમાં બીજી સમાનવસ્તુ સંપૂર્ણ એકતા પામીને, એકત્વપણાને લીધે તેના રૂપમાં વૃદ્ધિ પમાડે છે.[૩૮] ચેતન પદાર્થ ચિત્ત અને ચેત્યરૂપ દૃશ્યભાવથી ઉદય પામે છે. એક જડ વસ્તુ બીજી જડ વસ્તુસાથે મળવાથી ધાટી જડતા થાય છે. પણ ચૈતન્ય અને જડ એ બેમાં વિલક્ષણતા હોવાથી તેમની એકતા થતી નથી. દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીરૂપી ચિત્રમાં પણ, ચૈતન્ય અને જડ, એ બે સમાન ન હોવાથી મળતાં નથી. અને સર્વ ચૈતન્યમય છે માટે ચૈતન્યનોજ અનુભવ થાય છે એમ માનીએ તો ચૈતન્યના અનુભવમાં "હું જાણું છું" એમ અનુભવ ન થવો જોઈએ; કારણ કે ચૈતન્યવસ્તુ એકજ હોવાથી બે ચૈતન્યનો અનુભવ કેમજ થાય?[૩૯,૪૦] અને લાકડું, પાણા તથા માટી એ બધાં જડરૂપે સમાન છે, તોપણ તેમાં ચૈતન્યનો અંશ નથી તેથી એ બધા જડપદાર્થો એકસાથે મળવાથી તેમાંથી ઘરરૂપી જડપદાર્થનો અનુભવ થાય છે, પણ તેમાંથી ચૈતન્યનો અનુભવ થતો નથી.[૪૧] તેમજ જીહ્વા અને રસ એ બન્ને જળરૂપે સમાન હોવાથી તેના સમાગમથી જળરૂપ રસનો અનુભવ થાય છે. એ પ્રમાણે સમાન-વસ્તુના સંબંધથી સમાનવસ્તુનો અનુભવ થાય છે, પણ જડ અને ચેતન એ બે અસમાન હોવાથી તેનો સંબંધ ઘટતો નથી; અને પાણા વગેરે જડ નથી એમ માનવાથી, પાણા તથા ભીંતરૂપી ચૈતન્ય પરમાર્થથી એકપણાને પામે છે ત્યારે તે દ્રષ્ટા અને દૃશ્ય વગેરે ભ્રમ ઉત્પન્ન કરે છે; તથા કાષ્ઠ અને પાષાણ વગેરે પરમાર્થમય છે તે છતાં તેનો 'આ ઘર છે' એવા ભાવે-કરી સંબંધ દેખાય છે, તેમાત્ર કાષ્ઠ–પાણા વગેરેના કલ્પિતરૂપેકરીનેજ સંબંધ દેખાય છે. પણ ખરૂં જોતાં અનંત બ્રહ્મનું સ્વરૂપ છે તેજ સર્વ પ્રકારમય છે, માટે આ વિશ્વ સન્માત્ર છે એમ તમે જાણો. આ જગત મિથ્યા છે એમ ન માનવું એજ ચૈતન્યનો ચમત્કાર છે, અને તેથીજ આ વિશ્વ ભ્રમથી ભરપૂર નથી તોપણ લાખો ભ્રમથી ભરપૂર જણાય છે. માણસના કલ્પેલા પુરૂષો પરસ્પર સ્ફુરતા નથી તેમજ સર્ગમાં દેશ–કાળના રોધને માટે પણ નથી. એ પ્રમાણે સ્થિતિ નથી. જ્યાંસુધી ભેદબુદ્ધિ છે ત્યાંસુધી સર્ગપણું તથા અહંતા વગેરેના ભ્રમનો ઉદય થાય છે.[૪૨–૪૮] સુવર્ણનું જ્ઞાન મળ્યા પછી કડાં વગેરેનો ભ્રમ થાય છે, પણ સુવર્ણમાં કડાં વગેરે ભ્રમમાત્ર છે, કારણ કે એક દેશમાંથી બીજા દેશમાં પણ તેમાં સુવર્ણનીજ સત્તા છે.[૪૯] કડાં વગેરેના ભેદનો ત્યાગ કરવાથી જેમ તે સુવર્ણથી ભિન્ન નથી, તેમ દ્રષ્ટા–દર્શનનો ત્યાગ કરવાથી અવિદ્યા પણ ભિન્ન નથી.[૫૦] મૃત્તિકાથી બનાવેલી સેનામાં મૃત્તિકાનું જ્ઞાન થવાથી તે મૃત્તિકારૂપજ જણાય છે, તેમ પરમતત્ત્વનું જ્ઞાન થવાથી આ સર્ગ અસત્ય છે, એમ જાણવામાં આવે છે.[૫૧] જેમ તરંગ છે તે જળરૂપજ છે, પુતળી લાકડાંરૂપજ છે તથા કુંભ વગેરે મૃત્તિકારૂપજ છે, તેમ આ ત્રણ જગતનો ભ્રમ એક બ્રહ્મરૂપજ છે.[૫૨] દૃશ્ય અને દ્રષ્ટિના સંબંધના મધ્યમાં દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય વગેરેથી વર્જીત દ્રષ્ટાનું જે શરીર છે તે પરમપદ છે.[૫૩] જ્યારે ચિત્ત એક દેશમાંથી બીજા દેશમાં જાય છે, ત્યારે મધ્યમાં ( એક દેશનો ત્યાગ કર્યા પછી તથા બીજા દેશમાં ગયા પહેલાં) જડતાવિનાનું તથા જ્ઞાનના મનરૂપ ચિત્તનું

જે સ્વરૂપ છે તે રૂપ થઇને તમે સર્વદા રહો.[૫૪] જાગ્રત, સ્વપ્ન તથા નિદ્રાથી રહિત તમારૂં જે સનાતન, ચિત્તવૃત્તિથી રહિત તથા અજડ રૂપ છે તે રૂપ થઇને તમે સર્વદા રહો.[૫૫] તમે સમાધિમાં હો અથવા વ્યવહાર કરતા હો ત્યારે શિલા ( પાણા )નું જડતાવિનાનું જે ચૈતન્યઘનરૂપ હૃદય છે તે રૂપ થઇને સર્વદા રહો.[૫૬] કોઈપણ માણસને કોઈપણ વસ્તુનો ઉદય પણ થતો નથી તેમ લય પણ થતો નથી, માટે તમે સમાધિદશામાં તથા વ્યવહારદશામાં સ્વસ્થપણે સુખમાં રહો.[૫૭] દેહના વિષે કોઇપણ આત્મા કાંઈ ઇચ્છા પણ કરતો નથી તેમ દ્વેષ પણ કરતો નથી, માટે તમે શંકાનો ત્યાગ કરી સ્વસ્થપણે રહો તથા દેહની વૃત્તિમાં પડો નહિ.[૫૮] ભવિષ્યમાં થનાર સાંસારિક વ્યવહારમાં જેવીરીતે વ્યવસાય થતો નથી, તેવીરીતે વર્તમાનમાં પણ સત્યાત્મપણાને પામેલા તમે, ચિત્તવૃત્તિમાં રહો નહિ.[૫૯] જેવીરીતે દેશાંતરમાં રહેલો માણસ છે, તોપણ તે પાસે ન હોવાથી કાર્યમાં ઉપયોગી નથી, કાષ્ઠ અને પાષાણ વગેરે પાસે હોય તોપણ તે અચેતન હોવાથી કાર્યમાં ઉપયોગી નથી, તેવીજરીતે ચિત્તને પણ તમે જુઓ, કારણ કે આત્મસ્વરૂપેકરી અચિત્તપણું એજ વિદ્વાનને અનુભવસિદ્ધ છે.[૬૦] પાણામાં જેમ જળ નથી તથા જળમાં અગ્નિ નથી, તેમ પોતાના દેહમાં પણ જ્યારે ચિત્ત નથી ત્યારે પરમાત્મામાં ચિત્ત કેમજ હોય?[૬૧] જે વસ્તુ નજરે જોવામાં આવતી નથી તે વસ્તુ જે કાર્ય કરે છે, તે કર્યું એ ન કર્યા બરોબર છે; માટે ચિત્તને અતિક્રમણ કરીને રહેવું.[૬૨] ચિત્ત કે જે અત્યંત અનાત્મભૂત છે તેને અનુસરીને જે માણસ રહે છે તે પોતાની પાસે રહેનાર મ્લેચ્છને અનુસરીને શામાટે નથી રહેતો?[૬૩] માટે તમે નિરંતર ચિત્તરૂપી ચંડાળનો અનાદર કરી, માટીની કરેલી પ્રતિમાની પેઠે સ્વસ્થ તથા શંકારહિત થઇને રહો.[૬૪] ચિત્ત છેજ નહિ અથવા છે તો મૃતરૂપ છે, એમ નિશ્ચય કરી શિલાની પ્રતિમાની પેઠે નિશ્ચળ થઇને રહો.[૬૫] વિચાર કરવાથી ચિત્ત છે નહિ માટે તમે, કે જે ચિત્તરહિત છો તે વ્યર્થ અનર્થેકરી શામાટે ખેદ પામો છો?[૬૬] અસત્ય ચિત્તરૂપી યક્ષે, જે પુરૂષને વશ કરેલા છે, તેની બુદ્ધિમાં ચંદ્રમાથી અગ્નિ ઉત્પન્ન થયેલો છે, માટે દૂરથી ચિત્તનો ત્યાગ કરી જે તમે છો તે તમે સ્થિર થઇને તથા પરમયુક્તિવડે ભાવનાથી મુક્ત થઇને રહો.[૬૭,૬૮] ચિત્ત અસત્ય છતાં સત્ય લાગે તેવું છે તેને અનુસરીને જે રહેનાર છે, તેવા આકાશને મારવાના કામમાં કાળક્ષેપ કરનાર મૂઢમાણસને ધિઃકાર છે.[૬૯] માટે તમે પ્રથમ તત્ત્વબોધમાં કુશળતા મેળવી મનરહિત થઇને રહો તથા તત્ત્વબોધથી નિર્મળ આત્માવાળા થઈ સંસારના પારને પામીને રહો. મ્હેં મનરૂપી તત્ત્વ મેળવવામાટે ઘણો લાંબો વખત વિચાર કર્યો તોપણ નિર્મળ આત્મામાં મનરૂપી મેલની મને પ્રાપ્તિ થઈ નહિ.[૭૦] **व्यपगलितमना महानुभावो भव भवपा गता भवामकात्मा॥ ःचिरमपि विचारितं न लब्धं ःलममलात्मनि मानसात्मकिंचि ॥७०॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તાભાવપ્રતિપાદન'નામનો એકસોએકવીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग १२२ मो* સ્વરૂપનિરૂપણ

॥ वसिष्ठ उवाच ॥

(गद्यम्) प्रथमं जातमात्रेण पुंसा किंचिद्विकसितबुद्धिनैवं सत्संगमपरेण भवितव्यम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે:—હે રામ ! પ્રથમ જગતમાં જન્મ થતાંવારજ પુરૂષે પોતાની વિકાસવાળી બુદ્ધિથી સત્સંગને પરાયણ થઇને રહેવું.[1] નિરંતરના પ્રવાહમાં પડેલો તથા અવિદ્યારૂપી નદીમાં તણાતો માણસ શાસ્ત્ર તથા સજ્જનના સમાગમવિના તરવાને સમર્થ થતો નથી.[2] શાસ્ત્ર અને સજ્જનના સમાગમથી વિવેકનેલીધે 'અમુક વસ્તુનો ત્યાગ કરવો જોઇએ તથા અમુક વસ્તુનું ગ્રહણ કરવું જોઇએ' એવો પુરૂષને વિચાર ઉત્પન્ન થાય છે,[3] તેથી **શુભેચ્છા** એ નામની પહેલી જ્ઞાનભૂમકાને તે પુરૂષ પ્રાપ્ત થાય છે.[4] ત્યારપછી વિવેકનેલીધે **વિચારણા** નામની બીજી ભૂમિકાને પામે છે.[5] ત્યારપછી સારા જ્ઞાનેકરી વાસનાનો સારીરીતે ત્યાગ કરવાથી, સંસારની ભાવનામાંથી મન ઓછું થવાને લીધે **તનુમાનસા** નામની ત્રીજી યોગભૂમિકામાં અવાય છે.[6] [7] જ્યારે યોગીને સારીરીતે જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે, **સત્વાપત્તિ** નામની ભૂમિકાને પમાય છે.[8] એ ભૂમિકામાં આવ્યા પછી જ્યારે વાસનામાં ન્યૂનતા થાય છે ત્યારે, **અસંસક્ત** કહેવાય છે કે જેથી કર્મફળેકરી બંધન થતું નથી.[9] એ પ્રમાણે વાસના ન્યૂન થવાથી અસંસક્તિનેલીધે અસત્યવસ્તુમાં ભાવના ઓછી થાય છે,[10] તેથી સમાધિમાં હોય, વ્યવહાર કરતો હોય, અસત્યસંસારની વસ્તુમાં રહેલો હોય તથા આત્માના વિષે મન ઓછું થવાથી નિરંતરના અભ્યાસનેલીધે સ્નાન—ભોજન વગેરે કર્મ કરતો હોય તોપણ, તેમાં તેની વાસના ન હોવાથી સાંસારિકવસ્તુને તે દેખતો નથી, રૂચિથી સેવન કરતો નથી તથા તેનું સ્મરણ પણ કરતો નથી; માત્ર મૂઢમાણસની પેઠે સૂઈને જાગેલો હોય તેવીરીતે પરેચ્છાથી કર્ત્તવ્યકર્મ કરે છે[11] તથા અત્યંત સૂક્ષ્મ બ્રહ્મૈકરસમાં તેનું ચિત્ત હોવાથી **પદાર્થાભાવની** એ નામની છઠ્ઠી યોગભૂમિકામાં તે આવે છે.[12] ઉપર પ્રમાણે પરબ્રહ્મમાં ચિત્ત લીન થવાથી પરેચ્છાથી સ્નાન—ભોજન વગેરે બાહારની ક્રિયા કરે છે, તોપણ ક્રમેકરી સર્વથા તેની ભાવનાનો તે ત્યાગ કરે છે તેથી **તુર્યગા** નામની સાતમી યોગભૂમિકામાં આવે છે અને તે જીવન્મુક્ત કહેવાય છે.[13] જીવન્મુક્તની દશા થયા પછી, પ્રાપ્ત થયેલી વસ્તુનેમાટે આનંદ થતો નથી તથા અપ્રાપ્ત વસ્તુનેમાટે શોચ થતો નથી. કેવળ શંકામાત્રનો ત્યાગ કરી, જે સમયે જે વસ્તુ પ્રાપ્ત થાય તેને અનુસરીને રહે છે.[14] હે રામચંદ્રજી ! તમે પણ જાણવાની વસ્તુ જાણી લીધી છે તથા સર્વ ભાવમાંથી તમારી વાસના પણ ઓછી થયેલી છે.[15] તમે શરીરથી બાહાર (સમાધિમાં) રહો અથવા શરીરમાં રહો (લોકમાં વ્યવહાર કરો) પણ હર્ષ—શોક પામો નહિ; કારણ કે તમારૂં નિર્મળ આત્માનું સ્વરૂપ છે.[16] હે રામચંદ્રજી ! તમે આત્મારૂપ, સ્વયંપ્રકાશ, નિર્મળ, સર્વસ્થળે રહેનાર તથા સર્વદા ઉદયવાળા છો; માટે સુખ—દુ:ખ તથા જન્મ—મરણ તમને કેમજ ઘટે ?[17] તમે બંધુરહિત છો તે છતાં બંધુના દુ:ખને માટે શાસારૂ શોચ કરો છો ? અદ્વિતીયપણે રહ્યા પછી આત્માના વિષે બાંધવ કોણ છે ?[18] દેશ—કાળનેલીધે માત્ર દેહમાં પરમાણુનો

* આ એકસોબાવીસમા સર્ગમાં પ્રથમ જ્ઞાનભૂમિકાના ઉદયનો ક્રમ તથા ત્યારપછી રામચંદ્રજીને શોક તથા મોહ વગેરેનો નાશ કરી જ્ઞાન દીધું, એટલું કહેવાશે.

સમૂહ જોવામાં આવે છે તથાપિ આત્માનો ઉદય પણ નથી તથા લય પણ નથી.[૧૯] તમે અવિનાશી છો તથાપિ 'હું નાશ પામું છું' એમ ધારી શામાટે ખેદ કરો છો? કારણ કે મૃત્યુરહિત તથા સ્વચ્છ સ્થાનકરૂપ આત્મામાં વિનાશ છે નહિ.[૨૦] જેવીરીતે એક ઘડાનો નાશ થવાથી ઘટાકાશનો નાશ થતો નથી, તેવીરીતે શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૨૧] મૃગતૃષ્ણારૂપી નદીનો નાશ થવાથી જેમ તડકાનો નાશ થતો નથી, તેવીરીતે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૨૨] ઇચ્છામાત્રનો ઉદય થાય છે તેમાં તમે અંતઃકરણમાં નિરર્થક ભ્રાંતિ શામાટે રાખો છો? તમે અદ્વિતીય છો માટે એવી કયી બીજી વસ્તુ છે કે જેને માટે આત્મા ઈચ્છા કરે?[૨૩] આ જગતમાં આત્માવિના સાંભળવાનું, સ્પર્શ કરવાનું, જોવાનું, સ્વાદ લેવાનું તથા સુંઘવાનું કાંઇ પણ નથી.[૨૪] સર્વશક્તિમાન આત્માના વિષે આ જગતની સર્વશક્તિઓ રહેલી છે, પણ ખરૂં જોતાં આકાશની પેઠે શૂન્યતા છે.[૨૫] ચિત્તમાંથીજ આ ત્રિલોકીરૂપી લલનાનો ઉદય થયો છે તથા તે સત્વ, રજ અને તમોગુણના ક્રમેકરી શ્રમ ઉત્પન્ન કરનારી છે.[૨૬] મનની શાંતિ થયાપછી વાસનાનો ક્ષય થાયછે, ત્યારપછી ક્રિયાશક્તિના નિવાસરૂપ માયાનો નાશ થાય છે.[૨૭] સંસારરૂપી પેષણ કરવાના ઉગ્રયંત્રમાં યંત્રને ચલાવવામાટે રાખેલી વાસનારૂપી દોરડીને પ્રયત્નથી કાપી નાખો.[૨૮] એ વાસના જ્યાંસુધી જાણવામાં નથી આવી ત્યાંસુધી મહામોહ આપનારી છે તથા જાણ્યા પછી અનંત બ્રહ્મસુખ આપનારી છે.[૨૯] એ વાસના બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલી છે તથા લીલામાત્રથી સંસારનું સુખ ભોગવ્યા પછી બ્રહ્મનું સ્મરણ કરી બ્રહ્મમાંજ લય પામેછે.[૩૦] તેજમાંથી જેમ પ્રકાશ પેદા થાયછે, તેમ રૂપરહિત, અપ્રમેય તથા નિરામય પવિત્રપદમાંથી સર્વ પ્રાણી ઉત્પન્ન થયેલાં છે.[૩૧] પાંદડાંમાં જેવીરીતે રેખા છે, જળમાં તરંગ છે, સુવર્ણમાં કડાં વગેરે છે તથા અગ્નિમાં ઉષ્ણતા છે, તેવીરીતે વાસનાથી યુક્ત બ્રહ્મના વિષે આ ત્રણ ભુવન રહેલાં છે, અને તેમાંથીજ ઉત્પન્ન થયેલાં છે માટે એ ત્રણ ભુવન બ્રહ્મરૂપજ છે.[૩૨-૩૩] એ બ્રહ્મ છે તેજ સર્વ ભૂત–પ્રાણીમાત્રાના આત્મા છે. બ્રહ્મનું જ્ઞાન થવાથી આખા જગતનું જ્ઞાન થાય છે અને તેજ ત્રણ ભુવનના જ્ઞાતા (જાણનાર) છે.[૩૪] પણ શાસ્ત્રના વ્યવહારસારૂ એક બ્રહ્મનાંજ ચિત્, બ્રહ્મ તથા આત્મા વગેરે નામ વિદ્વાનોએ કલ્પેલાં છે.[૩૫] પ્રિય તથા અપ્રિય વિષયનો ઇંદ્રિયોની સાથે સંયોગ થાય તોપણ તેમાં મિથ્યાબુદ્ધિ હોવાથી, હર્ષ તથા ક્રોધવિનાનો જે જીવન્મુક્તનો અનુભવ છે તેજ આત્મા છે.[૩૬] આકાશની પેઠે અત્યંત સ્વચ્છ ચિદાત્માના વિષે, આ જગત ભિન્ન હોય તેવીરીતે તેનું પ્રતિબિંબ પડે છે.[૩૭] તે જગતમાં બુદ્ધિની પ્રેરણાથી લોભ–મોહ વગેરે પરસ્પર ભેદેકરી ચિદાત્મામાં રહેલા છે માટે તે, તે રૂપજ છે.[૩૮] પણ હે રામચંદ્રજી! તમારે દેહ નથી તથા નિર્વિકલ્પ ચૈતન્યરૂપ તમારી આકૃતિ છે માટે લજ્જા, ભય, તથા ખેદમાંથી તમને મોહ કેમ ઉત્પન્ન થાય છે?[૩૯] તમને દેહ નથી તથા લજ્જા વગેરે દેહમાંથી ઉત્પન્ન થયેલાં છે તથા અસત્ છે, માટે મૂર્ખની પેઠે દુર્બુદ્ધિના વિકલ્પેકરી તમે કેમ પરાભવ પામો છો?[૪૦] અખંડ ચૈતન્યરૂપી દેહમાં રૂપનો નાશ થયા પછી અજ્ઞાનીનો પણ નાશ થતો નથી ત્યારે જ્ઞાનીનો નાશ તો કેમજ થાય?[૪૧] સૂર્યના આધારવિનાના માર્ગમાં પણ જેનો જવા–આવવાનો સંચાર રૂંધાયેલો નથી એવું ચિત્ત છે તેજ પુરૂષ છે પણ શરીર એ પુરૂષ નથી.[૪૨] શરીર હોય અથવા ન હોય તોપણ જેહનો

નાશ થયા પછી ચિત્તરૂપી પુરૂષ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય તોપણ તે (ચિત્ત-રૂપી પુરૂષ)નો નાશ થતો નથી.[૪૩] જે આ સંસારનાં વિચિત્ર દુઃખ નજરે જોવામાં આવે છે, તે બધાં દેહને છે પણ ચિદાત્મા કે જે અગ્રાહ્ય છે તેને નથી.[૪૪] ચૈતન્ય કે જે મનના માર્ગનું અતિક્રમણ કરી શૂન્યની પેઠે રહેલું છે તે સુખ–દુઃખેકરી કેમ વ્યાપ્ત થાય?[૪૫] આ દેહપંજરનો નાશ થયા પછી, દેહમાં રહેનારો આત્મા, ભ્રમરો કમળમાંથી ઉડી આકાશમાં જાય, તેવી રીતે દેહના અભિમાનનો ત્યાગ કરી પોતાના મૂળ સ્થાનકરૂપ પરમાત્મામાંજ લય પામે છે, પણ વાસનાનો અભ્યાસ હોવાથી તેની મુક્તિ થતી નથી.[૪૬] કદાપિ આ જીવરૂપી આત્મ-તત્ત્વ અસત્ય હોય તોપણ આ દેહપંજરનો નાશ થવાથી કોનો નાશ થાય છે તથા કોનેમાટે તમે ખેદ કરો છો?[૪૭] માટે હે રામચંદ્રજી! તમે સત્યવસ્તુની ભાવના કરો. મોહ (ભ્રાંતિથી થયેલા અસત્ દેહ વગેરે) ની ભાવના કરો નહિ. ઈચ્છારહિત તથા નિર્મળ આકૃતિવાળા આત્માને કંઈપણ ઈચ્છા થતી નથી.[૪૮] અરીસામાં પ્રતિબિંબ પડે, તેવીરીતે સાક્ષીભૂત, સમાન, સ્વચ્છ તથા નિર્વિકલ્પ ચિદાત્મામાં આ જગતનું પ્રતિબિંબ પડે છે.[૪૯] સારા મણિમાં જેવીરીતે કિરણ દેખાય, તેવીરીતે સાક્ષીભૂત, સમાન, સ્વચ્છ તથા નિર્વિકલ્પ ચિદાત્મામાં આ જગત દેખાય છે.[૫૦] દર્પણને તથા પ્રતિબિંબને જેવીરીતે ઇચ્છાવિનાનો સંબંધ છે, તેવીરીતે આત્મા તથા જગતને પણ અનિચ્છિત સંબંધ છે તથા ભેદ–અભેદની વ્યવસ્થા રહેલી છે.[૫૧] સૂર્યના સાન્નિધ્યથી જેવીરીતે જગતની ક્રિયાનો ઉદય થાય છે, તેવીરીતે ચૈતન્યની સત્તામાત્રથી આ જગતની ઉત્પત્તિ થાય છે.[૫૨] આ મ્હારા ઉપદેશપ્રમાણે જગતની સ્થિતિના મૂર્તિમાન આકારની નિવૃત્તિ થયેલી છે; માટે તમારા ચિત્તમાં પણ આ જગત આકાશરૂપ (શૂન્ય) છે, એમ આવ્યું હશે.[૫૩] દીવાની સત્તામાત્રથી પ્રકાશ થવો એ જેમ સ્વાભાવિક છે, તેવી-રીતે જગતની સ્થિતિ એ ચૈતન્યના તત્ત્વનો સ્વભાવ છે.[૫૪] આકાશ શૂન્ય છે તે છતાં જેમ તે આકાશ મનોહર શોભાથી યુક્ત તથા મનોહર વ્યવહારને યોગ્ય નીલિમા (આકાશ-માંની શ્યામતા)ને ઉત્પન્ન કરેછે, તેમ પ્રથમ પરમાત્મતત્ત્વમાંથી ઉદય પામેલું મન, પોતાના વિકલ્પના સમૂહથી આ જગતને ઉત્પન્ન કરેછે.[૫૫] સંકલ્પ–વિકલ્પનો ક્ષય થયા પછી ચિત્ત ગળી જાયછે અને તેથી સંસારનો મોહ મટી જાયછે; તથા મોહ મટવાથી શરદ્‌ઋતુમાં આકાશ સ્વચ્છ જણાય, તેવીરીતે જન્મરહિત એક ચૈતન્યસ્વરૂપજ જણાયછે.[૫૬] પ્રથમ કર્મા-ત્મક મનનો ઉદય થાયછે. ત્યારપછી તે મન સંકલ્પનેલીધે બ્રહ્મા તથા મનુ વગેરે સ્રષ્ટાના શરીરરૂપે થઇને, મુગ્ધબાળક ભૂતની કલ્પના કરે, તેવીરીતે વ્યર્થ અનેક પ્રકારના જગતનો વિસ્તાર કરેછે.[૫૭] જેવીરીતે મ્હોટા સમુદ્રમાં તેનીજ સત્તાથી જળના તરંગની પંક્તિ દેખાય છે, તેવીરીતે મન કે જેનું અસત્‌રૂપ છે તે પોતે પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાં ચૈતન્યેકરી જગતરૂપે સ્ફુરીને અસત્ છતાં સત્ હોય તેમ દેખાયછે તથા વારંવાર ઉત્પન્ન થઇ પાછું લય પામેછે.[૫૮] **असन्मयं सदिव पुरो विलक्ष्यते पुनर्भवत्यथ परिलीयते पुनः । स्वयं मनो[illegible]ति-चितसंस्फुरद्[illegible] महार्णवे जलवलया[illegible]ली यथा ॥ ५८ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉત્પત્તિપ્રકરણનો 'સ્વરૂપનિરૂપણ' નામનો એકસોબાવીસમો સર્ગ સંપૂર્ણ. ૧૨૨.**

# श्रीमद्-योगवासिष्ठ

## महारामायण

## ४-स्थिति-प्रकरण

# श्रीमद् योगवासिष्ठ

## महारामायण

## ४-स्थिति-प्रकरण

**सर्ग १ लो*** જગતરૂપી ચિત્રનું વૈધર્મ્ય તથા સાંખ્યાદિ મતનું ખંડન

**वसिष्ठ उवाच ।** अथोत्पत्तिप्रकरणादनंतरमिदं शृणु ।
स्थितिप्रकरणं राम ज्ञातं निर्वाणकारि यत् ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામચંદ્રજી ! આ પ્રમાણે મ્હેં તમને ઉત્પત્તિપ્રકરણ કહ્યું. હવે જાણવાથી મોક્ષપદવીને પમાડનાર સ્થિતિપ્રકરણ હું તમને કહું તે સાંભળો.[1] મ્હારા કહેવા પ્રમાણે રહેલું આ દૃશ્યજગત અહંતાથી યુક્ત, આકારવિનાનું, ભ્રાંતિમાત્ર તથા અસન્મય છે;[2] તેમજ કર્તાવિનાનું, રંગવાના પદાર્થથી રહિત, આકાશમાં ઉત્પન્ન થયેલા ચિત્રના જેવું, દ્રષ્ટાવિનાનું, અનુભવરૂપ, નિદ્રાવિનાનું, સ્વપ્નજેવું,[3] ભવિષ્યમાં થનાર નગરના નિર્માણજેવું ચિત્તમાં રહીને ઉદય પામેલું, વાંદરાએ ટાઢ મટાડવામાટે ચણોઠી તથા ગેરૂથી કલ્પેલા મિથ્યા અગ્નિની પેઠે અર્થ સાધે તેવું.[4] બ્રહ્મના વિષે અનન્ય (અભિન્ન) છતાં અન્ય (ભિન્ન)ની પેઠે રહેલું, જળમાં પડનારી ધુંમરીના જેવું, સત્ય છતાં આકાશમાં સૂર્યના પ્રકાશની પેઠે શૂન્ય,[5] રત્નની કાંતિના સમૂહની પેઠે આકાશમાં દેખાતું, આધારવિનાનું, ગંધર્વનગરની પેઠે મિથ્યા દેખાતું,[6] મૃગતૃષ્ણાના જળની પેઠે અસત્ય છતાં સત્યના જેવો વિશ્વાસ આપનારૂં, સંકલ્પિત નગરની પેઠે સ્ફુટ અનુભવમાં આવે તેવું, અસત્ય.[7] કવિએ કલ્પિત કથાના અર્થમાંના નગર તથા પર્વતની પ્રતિભાના સ્વરૂપજેવું, કોઈ પણ સ્થળે સ્થિતિ ન હોવાથી ન રહેલું, નિઃસાર છતાં અતિ દૃઢ, સ્વપ્નમાં દેખાતા પર્વતજેવું,[8] ભૂતાકાશની પેઠે આકારથી શોભતું, શૂન્યમાત્ર, શરદ્‌ઋતુનાં વાદળાંની પેઠે પાસે હોય ત્યાંસુધી તાપ મટાડવાને સમર્થ, અક્ષય, અક્ષત,[9] આકાશના મળના વર્ણની પેઠે દેખાતું, વસ્તુવિનાનું, સ્વપ્નની સ્ત્રીના સમાગમની પેઠે ભોગ

* આ સ્થિતિપ્રકરણના પહેલા સર્ગમાં જગતરૂપી ચિત્રનું પ્રસિદ્ધચિત્રથી વૈધર્મ્ય (અનળાપણું) વર્ણવેલું છે, તથા સાંખ્ય વગેરેના મતનું ખંડન કરી બ્રહ્મમાત્રની સિદ્ધિ કરેલી છે.

વગેરે ક્રીડા કરનારૂં, અનર્થરૂપ,[૧૦] વિચિત્રવાડીની પેઠે શોભતું, અરસ છતાં સરસ-આકૃતિવાળું, પ્રકાશ છતાં ચિત્રમાંના સૂર્ય તથા અગ્નિની પેઠે નિસ્તેજ,[૧૧] અનુભવ કરેલા મનોરાજ્યની પેઠે સ્વરૂપ તથા ફળથી મિથ્યા, ચિત્રમાં રહેલા કમળની પેઠે સાર તથા સુગંધવિનાનું,[૧૨] શૂન્યમાં પ્રકાશ પામેલું, અનેકપ્રકારના વર્ણથી આકારવાળું, મૂર્તિમાન આકારવિનાનું, ચારેબાજુથી શૂન્ય, ઇંદ્રિધનુષની પેઠે ઉત્પન્ન થયેલું,[૧૩] પરમાત્માના વિચારથી સૂકાઈ જનાર ભૂતપ્રાણીરૂપી પલ્લવે કરેલું, જડ અને સારરહિત કદલીવૃક્ષની પેઠે શોભતું,[૧૪] નેત્રદોષથી દેખાતા અંધકાર તથા ચક્રની પેઠે રહેલું, અત્યંત રૂપરહિત છતાં પ્રત્યક્ષ દેખાતું.[૧૫] પાણીના પરપોટાના આકારજેવું, શૂન્ય છતાં અંદરથી સ્ફુરણાયમાન શરીરવાળું, રસાત્મક છતાં પરિણામે કડવું, નિરંતર ક્ષય તથા ઉદયવાળું,[૧૬] ઝાકળની પેઠે વિસ્તાર પામેલું, ગ્રહણ કરવાથી કાંઇ પણ હાથમાં ન આવે તેવું, જડરૂપ, અવિદ્યાના સ્થાનકરૂપ તથા શૂન્ય અને પરમાણુની પેઠે આ જગત રહેલું છે.[૧૭] એ પ્રમાણે ભિન્ન ભિન્ન મત—વાદીનો મત છે; તથા હું પાંચ મહાભૂતમય છું, એ પ્રમાણે ગ્રહણ કરાય તેવું, શૂન્ય, પાંચમહાભૂતવિનાનું તથા જેવીરીતે રાક્ષસનું ગ્રહણ થાય છે તોપણ તે અસત્રૂપ છે, તેવીરીતે આ જગત પ્રત્યક્ષ ગ્રહણ થાય તેવું છે તોપણ અસત્ છે.[૧૮]

રામચંદ્રજી પૂછે છેઃ—બીજમાં અંકુર રહે, તેવીરીતે પ્રલયકાળના સમયમાં આ જગત પરમાત્મામાં રહેછે તથા તેમાંથીજ પાછું ઉદય થાયછે, એવીરીતે માનનાર જે માણસો છે તે જ્ઞાની છે કે અજ્ઞાની, તે મ્હારો સંશય મટાડવામાટે તમે મને કહો.[૧૯-૨૦]

વસિષ્ઠઋષિ કહે છેઃ—બીજમાં અંકુર રહે, તેવીરીતે આ દૃશ્ય જગત પ્રલયકાળમાં પરમાત્મામાં રહેછે એમ જે માનનાર છે તેનું માત્ર અજ્ઞાનપણું તથા બાળબુદ્ધિપણું છે.[૨૧] આ જગતનો કોની સાથે સંબંધ નથી? બધે સ્થળે સંબંધ છે, એમ માનવાથી પણ કોઈ સ્થળે વાસ્તવ સંબંધ જણાયછે તથા કોઈ સ્થળે વાસ્તવસંબંધ જણાતો નથી, એટલામાટે બીજમાં અંકુરની પેઠે પરમાત્મામાં જગત રહેલું છે, એવો બોધ વિપરીત તથા વક્તા અને શ્રોતાને મોહ કરનારો છે.[૨૨] બીજમાં અંકુર રહેછે, તેવીરીતે પરમાત્મામાં જગત રહેછે, એવા પ્રકારની જે બુદ્ધિ છે તે પ્રલયકાળમાં જગતની સત્યતા જણાવવામાટે છે; પણ તેવી બુદ્ધિ રાખવી એ મૂઢપણું છે; તેનું કારણ કહું તે સાંભળો.[૨૩] જવ, ધાણા તથા ધાન્ય વગેરે બીજ જે જોવામાં આવે છે તે ચિત્ત તથા ઇંદ્રિયોથી ગોચર છે, માટે તેમાંથી પત્ર તથા અંકુરની ઉત્પત્તિ થવી ઘટેછે.[૨૪] પણ પરમાત્મા કે જે પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠા મનથી પણ અતીત છે, અણુરૂપ છે તથા સ્વયંભૂ છે, તેને જગતનું બીજપણું કેમજ ઘટે?[૨૫] આકાશથી પણ સૂક્ષ્મ, પર તથા કોઈપણ નામથી જેની પ્રાપ્તિ થતી નથી એવા પરમાત્માને બીજપણું કેમ તથા કેવીરીતે ઘટે?[૨૬] પરમાત્માનું સ્વરૂપ વસ્તુતાથી સત્ય છે તોપણ, અતિસૂક્ષ્મ હોવાથી અજ્ઞાનીની દૃષ્ટિએ અસત્રૂપ જણાયછે; તેના વિષે બીજપણું પણ નથી ત્યારે અંકુરપણું કેમજ ઘટે?[૨૭] ગગનથી પણ સ્વચ્છ તથા શૂન્ય પરમપદમાં જગત, મેરૂ, સમુદ્ર અને આકાશ વગેરે કેમજ ઘટે?[૨૮] જે વસ્તુ પોતે કંઈ પણ નથી તેમાં બીજી વસ્તુ કેમ રહે? અને જો તે વસ્તુ હોય તો તેમાં રહેલી વસ્તુ કેમ ન દેખાય?[૨૯] એ પ્રમાણે આત્માનું કાંઇ પણ સ્વરૂપ નથી માટે તેમાંથી

જગત કેમ, અને કેવીરીતે ઉત્પન્ન થયું ? શૂન્યરૂપ ઘટાકાશમાંથી ઉત્પન્ન થયેલો પર્વત ક્યાં છે અને તે કેવીરીતે અને ક્યારે ઉત્પન્ન થયો ?[30] વળી તડકામાં જેમ છાયા ન રહી શકે, તેમ પરમાત્મા કે જેની સત્તા સત્ય છે તેમાં જડસત્તાવાળું જગત કેમ રહી શકે ? સૂર્યમાં, અંધકાર કેમ રહે ? અગ્નિમાં હિમ કેમ રહે ?[31] અણુમાં મેરૂ કેમ રહે ? તથા નિરાકાર વસ્તુમાં સાકાર વસ્તુ કેમ રહે ? છાયા તથા તડકાની એકતા ઘટતી નથી, તેવીરીતે ચૈતન્ય તથા જડરૂપ જગતની એકતા ઘટતી નથી.[32] વડ તથા તેનું બી એ બન્ને સાકાર હોવાથી તેના બીજમાંથી અંકુર થવા સંભવ છે, પણ નિરાકાર પરમાત્માના સ્વરૂપમાંથી મ્હોટા આકારવાળાં જગત ઉત્પન્ન થવાં સંભવતાં નથી.[33] બીજા દેશની અથવા બીજા મનુષ્યની બુદ્ધિ વગેરે સર્વ ઈંદ્રિયોની શક્તિથી પ્રત્યક્ષ અનુમાન વગેરે બુદ્ધિના બોધિકરી જે આ દૃશ્ય જગત જોવામાં આવે છે તે વસ્તુતાથી કાંઈ પણ છે નહિ.[34] પરમાત્મા જગતરૂપી કાર્યમાં કારણપણાને પામેલા છે, એમ કહેનાર મૂઢબુદ્ધિવાળા છે. જો પરમાત્મામાંથીજ જગત ઉત્પન્ન થયું હોય તો ક્યાં સહકારી કારણસહિત તે ઉદય પામ્યું ? તે કહો[35] માટે દુર્બુદ્ધિવાળાએ કલ્પેલા કાર્ય–કારણભાવને દૂર રાખી, આદિ, અંત તથા મધ્યથી રહિત જે વસ્તુ છે તે સત્યપરમાત્માનું સ્વરૂપ છે અને તેજ જગત છે, એમ તમે સમજો.[36] **दुर्बुद्धिभिः कारणकार्यभावं संकल्पितं दूरतरे व्युदस्य ॥ तदेव तत्सत्यमनादिमध्यं जगत्तदेतत् स्थितमित्यवेहि ॥ ३६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જન્યજનિનિરાકરણ' નામનો પહેલો સર્ગ સંપૂર્ણ. ૧**

---

## सर्ग २ जो* જગતની સ્થિતિનું ખંડન તથા સત્યસ્વરૂપની સ્થિતિનું મંડન

**वसिष्ठ उवाच । अथैतदभ्युपगमे वच्मि वेद्यविदां वर ।**
**सम तकलनातीते महाचिद्व्योम्नि निर्मले ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે જાણનારમાં ઉત્તમ રામચંદ્રજી ! સમસ્તકલ્પનાથી અતીત તથા નિર્મળ પરમાત્મામાં આ જગતની પ્રાપ્તિવિષે હું તમને કહું તે સાંભળો.[1] જો પરમાત્મામાં જગત વગેરે અંકુર રહેલા હોય, તો તે ક્યાં §સહકારીકારણોસહિત ઉત્પન્ન થાય છે ? તે કહો;[2] અને સહકારીકારણવિના અંકુરની ઉત્પત્તિ વંધ્યાકન્યાની પેઠે કોઇ દિવસ કોઈએ દીઠી નથી.[3] અને સહકારીકારણવિના પણ જગત ઉત્પન્ન થયું છે, એમ માનતા હો તો મૂળકારણ પોતેજ જગતના સ્વભાવથી સ્થિતિ પામેલું છે.[4] સર્ગની આદિમાં સર્ગરૂપેકરી બ્રહ્મ નિરાકારપણે આત્મામાં રહેલું છે માટે તેમાં જન્ય ( ઉત્પન્ન થવા યોગ્ય ) અને જનક ( ઉત્પન્ન કરનાર ) નો ક્રમ કેમજ ઘટે ?[5] કદાપિ એમ કહો કે પરમાત્મામાં પૃથ્વી વગેરે પોતેજ સહકારીકારણરૂપે રહેલાં છે, તો કહેવાનું કે પૃથ્વી ઉત્પન્ન થયા પહેલાં પોતે સહકારીકારણ કેમજ બની શકે. એટલે કે ઉત્પત્તિ થયા વિના સહકારીકારણપણું ન ઘટે તથા સહકારીકારણવિના ઉત્પત્તિ ન ઘટે.[6] એટલામાટે સહકારીકારણસહિત જગત પ્રલયકાળમાં પરમપદમાં શાંત થાય છે અને ચિત્તમાંથી પાછો તેનો વિસ્તાર થાય છે, એમ બાળકનું કહેવું છે, પણ વિદ્વાન માણસનું

* આ બીજા સર્ગમાં તર્કથી સ્વરૂપભેદેકરી જગતની સ્થિતિનું ખંડન કરી, પૂર્ણાનંદ સત્યસ્વરૂપની સ્થિતિનું મંડન કરેલું છે.

* § સહકારીકારણ એટલે એક વસ્તુને ઉત્પન્ન કરવામાં કારણરૂપે રહેલાં બીજાં સાધન.

કહેવું નથી.[૭] માટે હે રામચંદ્રજી! આ જગત પ્રથમ હતું નહિ, વર્તમાનમાં છે નહિ તથા ભવિષ્યમાં થશે નહિ. માત્ર ચેતનાકાશ આ પ્રમાણે પરમાત્મામાં પ્રકાશ પામે છે.[૮] જ્યારે આ જગતનો અત્યંત અભાવ છે ત્યારે અખિલ જગત બ્રહ્મનુંજ સ્વરૂપ છે તેમાં અન્યથા-પણું નથી.[૯] જે વસ્તુની પ્રધ્વંસાભાવથી તથા અન્યોન્યાભાવથી શાંતિ થાય છે, તે વસ્તુ ચિત્તમાં શાંત થતી નથી અને શાંત થાય તોપણ નજરે દેખાય છે.[૧૦] અને કામ-કર્મ વગેરે વાસનાનાં બીજસહિત જો જગતની શાંતિ થતી હોય તો તેનો અત્યંતાભાવ થયો એમજ કહેવાય, પણ ચિત્તની શાંતિ થયા વિના કામ-કર્મ વગેરેની શાંતિ થતી નથી, ત્યારે દૃશ્ય-તાની શાંતિ કેમજ થાય?[૧૧] માટે આ દૃશ્ય જગતનો અત્યંત અભાવ છે, એમ માન્યા વિના અનર્થનો ક્ષયકરવા માટે બીજી યુક્તિ નથી.[૧૨] "આ હું છું તથા આ હું નથી" એવા વ્યવહારની પેઠે તથા ભીંતમાં આળેખેલ ચિત્ર સર્વ ભીંતમય છે; પણ તે ચિત્રમાં એક હાથી આળેખ્યો હોય તથા એક મહેલની ભીંત આળેખી હોય તો તે ભીંતમાં પણ એક ભીંત તથા એક હાથી છે એમ કહેવાય, તેવીરીતે ચિદાકાશ છે તેજ વિચિત્રજગતરૂપે જણાય છે.[૧૩] આ પર્વત છે, આ પૃથ્વી છે, આ વત્સર, આ કલ્પ, આ ક્ષણ, આ મરણ તથા જન્મ,[૧૪] આ કલ્પાંતનો સંરંભ, આ મહાકલ્પાંત, આ સર્ગનો પ્રારંભ, આ આકાશ વગેરે સૃષ્ટિનો ક્રમ,[૧૫] આ કલ્પનાં લક્ષણ, આ કોટી બ્રહ્માંડ, આ સર્ગ ચાલ્યા ગયા, આ સર્ગ ફરીથી આવ્યા,[૧૬] આ દેવ તથા મનુષ્યનાં સ્થાનકના ભેદ અને આ સાતદ્વીપની તથા ત્રેતા વગેરે કાળની કલ્પના, એ પ્રમાણે અનેક પ્રકારના ભેદથી મહાચૈતન્યરૂપી પરમાકાશ અનંતરૂપે વીંટાઇને રહેલું છે.[૧૭] જેવીરીતે આકાશમાં વિસ્તાર પામેલા સૂર્યના પ્રકાશેકરી પરમાણુના ભેદ જણાય છે, તેવીરીતે પ્રથમ શાંતરૂપે રહેલું આ જગત મહાચિત્ત પરમાકાશમાં પ્રકાશ પામે છે.[૧૮] ચૈતન્ય પોતે જે પોતાની અંદર ચમત્કારનું વમન કરે છે તેજ સર્ગરૂપે જણાય છે પણ તે રૂપસહિત તથા નિરાધાર છે.[૧૯] ખરૂં જોતાં મ્હોટી શિલામાં સ્થિર થઈ રહેલી રેખાની પેઠે આ જગતનો ઉદય નથી, નાશ નથી તથા તે જતું નથી તેમ આવતું પણ નથી.[૨૦] નિરાકાર આકાશમાં જેવીરીતે તેથી જૂદા નિરાકાર આકાશના ભાગ જણાય છે, તેવીરીતે નિર્મળ આત્મામાં પોતાની મેળે આ સર્ગ સ્ફુરે છે.[૨૧] જળમાં જેવીરીતે દ્રવપણું છે, વાયુમાં સ્પંદ છે, સમુદ્રમાં ધુમરી છે તથા ગુણીમાં ગુણ રહેલા છે, તેમ ઉદય તથા અસ્તના આરંભરૂપે રહેલું આ જગત એક વિજ્ઞાનઘન-શાંત-બ્રહ્મરૂપેજ વિસ્તાર પામેલું છે.[૨૨,૨૩] સહકારીકારણવિના શૂન્યવસ્તુમાંથી પોતાની મેળે આ જગત ઉત્પન્ન થયુંછે, એમ કહેવું એ માત્ર ઉન્મત્ત માણસનુંજ બોલવું છે.[૨૪] સર્વ અર્થની કળાનું કલંક જેનું શાંત થયુંછે, જેના વિકલ્પના સમૂહનો નાશ થયો છે, તથા જેની દીર્ઘ નિદ્રા વિરામ પામીછે એવા તમે જાગૃત થયા પછી, રાજા પોતાની સભાના સ્થાનકને શોભાવે, તેવીરીતે બ્રહ્મબોધ થવાથી અભયપદવીને પામીને બ્રહ્મસભાને શોભાવો.[૨૫]

**प्रशांतसर्वार्थकलाकलंको निरस्तनिःशेषविकल्पतल्पः ।**
**चिराय विद्रावितदीर्घनिद्रो भवाभयो भूषितभूः प्रबुद्धः ॥ २५॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સ્થિતિબીજોપન્યાસ' નામનો બીજો સર્ગ સંપૂર્ણ. ૨**

## सर्ग ३ जा* જગતનું અનંતપણું

**राम उवाच । महाकल्पांतसर्गादौ प्रथमोसौ प्रजापतिः ।**
**स्मृत्यात्मा जायते मन्ये स्मृत्यात्मैव ततो जगत् ॥ १ ॥**

રામચંદ્રજી કહે છેઃ—હે બ્રહ્મન્! મહાકલ્પના અંતે સર્ગની આદિમાં પ્રથમ આ પ્રજાપતિ સ્મૃતિરૂપે ઉત્પન્ન થાય છે તથા તેનાથી આ જગત ઉત્પન્ન થાય છે, એમ હું માનું છું.[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામચંદ્રજી! તમે કહો છો તે પ્રમાણે મહાપ્રલયના અંતે સર્ગની આદિમાં સ્મૃતિરૂપે પ્રજાપતિ ઉત્પન્ન થાય છે.[2] તથા પ્રજાપતિનું પ્રથમ સંકલ્પિત જે નગર છે તેજ જગતરૂપે જણાય છે.[3] આકાશમાં જેવીરીતે મ્હોટા વૃક્ષનો સંભવ નથી, તેવીરીતે પરમાત્માની સૃષ્ટિની આદિમાં જન્મ ન હોવાથી સ્મૃતિનો સંભવ નથી.[4]

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મન્! સર્ગની આદિમાં પૂર્વજન્મની સ્મૃતિનો કેમ સંભવ નથી? તથા મહાપ્રલયના મોહેકરી પૂર્વની સ્મૃતિનો કેમ નાશ થાય?[5]

વસિષ્ઠઋષિ કહે છેઃ—પૂર્વે જે જે બ્રહ્માદિ દેવતાનો મહાપ્રલયમાં નાશ થયો છે તે સર્વે બ્રહ્મપદવીને પામી ગયા છે.[6] માટે પૂર્વજન્મનો કર્તા કોણ છે? તે તમે કહો, કારણ કે સ્મરણ કરનારની મુક્તિ થવાથી સ્મૃતિ નિર્મૂલપણાને પામી ગઈ.[7] એટલામાટે સ્મરણ કરનારનો અભાવ હોવાથી સ્મૃતિ કેમ ઉત્પન્ન થાય? કારણ કે મહાકલ્પમાં સર્વેનો અવશ્ય મોક્ષ થાય છે.[8] ચૈતન્યરૂપી આકાશમાં, અનુભવ થવાથી અથવા અનુભવ ન થવાથી જે સ્મૃતિ છે તેજ જગતનું સ્થાનક છે તેથી ચૈતન્યપ્રભા દૃશ્યરૂપે દેખાય છે.[9] એ પ્રમાણે આદિ—અંતવિના પ્રકાશ પામતી ચૈતન્યપ્રભા એજ જગત છે. અનાદિકાળથી સિદ્ધ જે બ્રહ્મનું પોતાનું ભાન છે તેજ આતિવાહિક દેહ છે તથા બ્રહ્મ પોતેજ સ્થૂળ—સૂક્ષ્મ ભાવનાના આરોપના ક્રમથી જગતરૂપે જણાય છે.[10,11] વન, વાદળાં, આકાશ, દેશ, કાળ, ક્રિયા અને દિવસ તથા રાત્રિના ક્રમથી યુક્ત આ જગત પરમાણુમાં જણાય છે.[12] એ પરમાણુની અંદર પણ બીજું પરમાણુ વિસ્તાર પામીને રહેલું છે કે જેની અંદર પ્રકાશ પામતા પર્વતના સમૂહો શોભે છે.[13] તેની અંદર પણ તેવીજરીતનું તથા દૃશ્ય જગતથી શોભતું બીજું પરમાણુ દેખાય છે પણ એ બધું વસ્તુતાથી મિથ્યા છે.[14] એ પ્રમાણે તત્ત્વજ્ઞાનીને જેવીરીતે સન્માત્ર દૃષ્ટિનું અનંતપણું છે, તેવીરીતે અજ્ઞાની માણસને જગતની દૃષ્ટિનું અનંતપણું છે. જ્ઞાનીની દૃષ્ટિએ આ દૃશ્ય જગત કેવળ શાંત તથા અવ્યય બ્રહ્મરૂપજ છે તથા અજ્ઞાનીની દૃષ્ટિએ પ્રકાશિત ભુવનથી યુક્ત છે. જેવીરીતે એક અણુમાં બીજા હજારો અણુ દેખાય છે, તેવીરીતે આ જગત જણાય છે.[15-17] જેવીરીતે એક થાંભલામાં પુતળી હોય તેના અંગમાં બીજી પુતળીની કોઈ કલ્પના કરે અને તેના અંગમાં પણ ત્રીજી પુતળીની કલ્પના કરે, તેવીરીતે આ ત્રૈલોક્યરૂપી પુતળી રહેલી છે.[18] પર્વતમાં રહેલાં પરમાણુ તેનાથી ભિન્ન નથી તેમ સંખ્યામાં આવે તેમ પણ નથી, તેવીરીતે મ્હોટા મેરૂમાં ત્રૈલોક્યરૂપી પરમાણુ રહેલા છે,[19] અને જો

* આ ત્રીજા સર્ગમાં બોધદૃષ્ટિથી વિવર્તપણાની સ્થાપના કરી અપવાદ બતાવવામાં આવશે; તથા અજ્ઞાનની દૃષ્ટિથી જગતનું અનંતપણું છે, એમ કહેવામાં આવશે.

સૂર્યનાં કિરણમાં રહેલાં લઘુ અણુની સંખ્યા થાય તો તે ત્રૈલોક્યરૂપી પરમાણુની સંખ્યા થાય.[20] ચૈતન્યરૂપી સૂર્યમાં ત્રૈલોક્યરૂપી પરમાણુ ઉત્પન્ન થાય છે. સૂર્યની કાંતિમાં, જળમાં તથા રજમાં જેવીરીતે પરમાણુ ભમે છે, તેવીરીતે ચૈતન્યરૂપી આકાશમાં ત્રૈલોક્યરૂપી પરમાણુ ભમે છે.[21] જેવીરીતે શૂન્ય અનુભવરૂપ ભૂતાકાશ રહેલું છે, તેવીરીતે સર્ગના અનુભવરૂપ ચિદાકાશ રહેલું છે.[22] સર્ગને સર્ગરૂપે જાણવાથી અધમ ગતિ થાય છે તથા બ્રહ્મરૂપે જાણવાથી કલ્યાણ થાય છે.[23] જે વિજ્ઞાનાત્મા છે તથા જે વિશ્વના કારણનું શાસન કરનાર છે, તે બન્ને પરમાર્થદૃષ્ટિથી વિચાર કરતાં, સંપૂર્ણ ચિદાકાશરૂપ બ્રહ્મનુંજ સ્વરૂપ છે. જે જેમાંથી ઉત્પન્ન થયું છે તે તેરૂપજ છે એમ સમજવું; તથા જ્ઞાન થયા પછી સર્વ જાણવાની વસ્તુ શુદ્ધ ચૈતન્યમાત્રજ છે.[24] **विज्ञानात्मा शासिता विश्वबीजं ब्रह्मैवालं स्वं चिदाकाशमात्रम् । यस्माज्जातं यत्तदेवेति विद्याद्द्वेयं स्वांतर्बोधसंबोधमात्रः ॥ २४ ॥**

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જગદાનંત્યવર્ણન' નામનો ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩.

## સર્ગ ૪ થો* જગતનું મૂળ મન છે-મનના નાશથી જગતની શૂન્યતા

**वासिष्ठ उवाच । इंद्रियग्रामसंग्रामसेतुना भवसागरः ।**
**तीर्यते नेतरेणेह केनचिन्नाम कर्मणा ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! ઇંદ્રિયોરૂપી સંગ્રામના જયરૂપી પાજેકરી ભવસાગર તરાય છે પણ બીજા કોઈ કર્મથી ભવસાગર તરાતો નથી.[1] શાસ્ત્ર તથા સજ્જનનો સમાગમ, જ્ઞાનાભ્યાસ તથા વિવેકથી ઇંદ્રિયો જીતનાર માણસ, આ દૃશ્યજગતનો અત્યંત અભાવ છે, એમ જાણી શકે છે.[2] આ પ્રમાણે સંસારસાગરની પંક્તિ જે પ્રમાણે જાય છે તથા આવે છે તેનું સર્વ સ્વરૂપ મ્હેં તમને કહી સંભળાવ્યું.[3] હું વધારે તમને શું કહું ? મન છે તેજ કર્મરૂપી વૃક્ષનો અંકુર છે, માટે તેનું છેદન કરવાથી કર્મરૂપી શરીરવાળા જગતરૂપી વૃક્ષનું છેદન થાય છે.[4] હે રામચંદ્રજી! આ સર્વ જગત મનરૂપ છે માટે મનની ચિકિત્સા કરવાથી સકળ જગજ્જાળરૂપી રોગની ચિકિત્સા થાય છે.[5] મનનું દેહાકાર મનન છે તેજ સ્વપ્નની પેઠે ક્રિયા કરવાને સમર્થ દેહરૂપે થાય છે માટે મનવિના દેહ દેખાતો નથી.[6] આ દૃશ્યજગતનો અત્યંત અસંભવ છે, એમ જાણ્યાવિના મનરૂપી પિચાશની સોકલ્પસુધી પણ શાંતિ નથી.[7] મનરૂપી વ્યાધિની ચિકિત્સા કરવામાં આ દૃશ્યજગતનો અત્યંત અસંભવ એજ ઉત્તમ ઔષધ છે.[8] મન છે તેજ મોહ ઉત્પન્ન કરે છે, મનને લીધેજ જન્મ-મરણ છે તથા તેજ પોતાની ચિંતાના પ્રસાદથી બંધન પામે છે ને મુક્ત થાય છે.[9] મનનને લીધે ચિત્તની વૃદ્ધિ થવાથી આ જગત, વિસ્તારવાળા આકાશમાં શૂન્ય ગંધર્વનગરની પેઠે સ્ફુરે છે.[10] પુષ્પના ગુચ્છમાં રહેલી સુગંધી, તેમાં રહી છે છતાં તેથી જૂદી જણાય છે, તેવીરીતે વૃદ્ધિ પામેલું આ જગત મનમાં સ્ફુરે છે તથા મનમાં રહેલું છે.[11] તલમાં જેવીરીતે તેલ છે, ગુણીમાં જેવીરીતે ગુણ છે, તથા ધર્મીમાં જેવીરીતે ધર્મ રહેલા છે, તેવીરીતે ચિત્તમાં આ જગત રહેલું છે.[12] સૂર્યમાં જેવીરીતે કિરણનો સમૂહ છે, તેજમાં જેવી-

* આ ચોથા સર્ગમાં ઇંદ્રિયોસહિત મન છે તેજ વિશ્વનું મૂળ છે માટે તેનું છેદન થવાથી, દૃશ્યનો અસંભવ દેખાવાથી જગત શૂન્ય જણાય છે એમ બતાવવામાં આવશે.

રીતે પ્રકાશ છે તથા અગ્નિમાં જેવીરીતે ઉષ્ણતા છે, તેવીરીતે મનમાં આ જગત રહેલું છે.[13] હિમમાં જેવીરીતે શીતળતા છે, આકાશમાં જેવીરીતે શૂન્યપણું છે તથા વાયુમાં જેવીરીતે ચંચળતા છે, તેવીરીતે મનમાં આ જગત રહેલું છે.[14] મન છે તેજ અખિલ જગત છે તથા જગત છે તેજ મન છે, એ પ્રમાણે પરસ્પર એક–બીજાવિના એક–બીજાની સ્થિતિ નથી. પણ એ બેમાંથી મનનો નિરંતરને માટે ક્ષય થવાથી જગતનો ક્ષય થાય છે પણ જગતનો ક્ષય થવાથી મનનો ક્ષય થતો નથી.[15] **मनो जगज्जगदखिलं तथा मनः परस्परं त्वविरहिते सदैव हि ॥ तयोर्द्वयोर्मनासि निरंतरं क्षिते क्षितं जगन्न तु जगति क्षिते मनः ॥ १५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો ‘સ્થિત્યંકુરકલન’ નામનો ચોથો સર્ગ સંપૂર્ણ. ૪**

## સર્ગ ૫ મો* શુક્રને અપ્સરાનું દર્શન અને તેથી થયેલી તન્મયતા

**राम उवाच । भगवन् सर्वधर्मज्ञ पूर्वापरविदां वर ।**
**अयं मनसि संसारः स्फारः कथमिव स्थितः ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છે:–હે ભગવન્ ! હે સર્વ ધર્મને જાણનાર ! હે પૂર્વાપરને જાણનારમાં ઉત્તમ વસિષ્ઠઋષિ! બહાર સ્ફુરી રહેલો આ સંસાર મનમાં કેવીરીતે સ્ફુરી રહેલો છે? તે તમે કહો.[1] હે અનઘ ! બહાર વૃદ્ધિ પામેલો આ સંસાર મનમાં જેવીરીતે સ્ફુરે છે તે પ્રકાર સ્ફુટ દૃષ્ટાંત આપીને મને સમજાવો.[2]

વસિષ્ઠઋષિ કહે છે:–ઇંદુબ્રાહ્મણના દશ પુત્રોના મનમાં દૃઢ થયેલાં જગત જે પ્રમાણે સ્થિર થઈ રહેલાં હતાં તે પ્રમાણે મનમાં આ જગત રહેલું છે.[3] ઇંદ્રજાળની કળાથી વ્યાકુળ થયેલા લવણરાજાને જેવીરીતે ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, તેવીરીતે આ જગત મનમાં રહેલું છે.[4] શુક્રાચાર્યને ઘણા કાળસુધી સ્વર્ગભોગ ભોગવવાની ઇચ્છાથી જેવીરીતે ભોગાધિનાથપણું, સંસારીપણું, તથા ભોગેશ્વરપણું થયું હતું, તેવીરીતે આ જગત મનમાં રહેલું છે.

રામચંદ્રજી પૂછે છે:–હે ભગવન્ ! ભૃગુના પુત્ર શુક્રાચાર્યને, સ્વર્ગના ભોગ ભોગવવાની ઈચ્છાથી ભોગાધિનાથપણું તથા સંસારીપણું કેમ થયું હતું ? તે કહો.

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામચંદ્રજી ! પૂર્વકાળમાં તમાલના વૃક્ષથી આકુળ મંદરપર્વતની તળેટીમાં ભૃગુ તથા કાળનો સંવાદ થયો છે, તે હું તમને કહું તે સાંભળો. ઘણાંક પુષ્પથી યુક્ત મંદરપર્વતની કોઇ તળેટીમાં પૂર્વકાળમાં ભૃગુઋષિએ ઘોર તપ કરવાનો પ્રારંભ કર્યો હતો. તેની પાસે ‘શુક્ર’ નામના તેના બાળપુત્ર રહેલા હતા, તે મ્હોટા બુદ્ધિમાન હતા.[5-6] તે શુક્ર તેજસ્વી, પૂર્ણિમાના ચંદ્રજેવી કાંતિવાળા તથા સૂર્યની પેઠે પ્રકાશ પામતા હતા. ભૃગુઋષિ તે ઉત્તમ વનમાં સર્વકાળ, વનના પાણામાંથી કોતરેલી જાણે પ્રતિમા હોય, તેવીરીતે નિશ્ચળપણે સમાધિમાંજ રહેતા હતા; તથા શુક્રાચાર્ય બાળક હોવાથી મંદારવૃક્ષની ઉત્તમ દોલા ( હીંડોળા )માં રમણલીલાથી ક્રીડા કરતા હતા. સ્વર્ગ–પૃથ્વીની વચ્ચે વિશ્વામિત્ર-

* આ પાંચમા સર્ગમાં ભૃગુઋષિ સમાધિમાં હતા તથા શુક્રાચાર્યપર્વતમાં ક્રીડા કરતા હતા, તેવામાં તે (શુક્રાચાર્ય)ને અપ્સરાનું દર્શન થવાથી, મોહથી તન્મયભાવના થઇ એટલી કથા કહેવાશે.

ઋષિના નિર્માણ કરેલા સર્ગમાં જેવીરીતે 'ત્રિશંકુ'§ નામના રાજા રહેલા છે, તેવીરીતે શુક્રાચાર્ય વિદ્યા તથા અવિદ્યાની વચ્ચે મ્હોટી આપત્તિ પામેલા હતા. એક દિવસ પોતાના પિતા ભૃગુઋષિ નિર્વિકલ્પસમાધિમાં હતા, તે સમયે શુક્રાચાર્ય, શત્રુને જીત્યા પછી રાજા અવ્યગ્રપણે રહે, તેવી-રીતે અવ્યગ્રપણે રહેલા હતા. તેવામાં ક્ષીરસમુદ્રના મથનથી ઉત્પન્ન થયેલાં લક્ષ્મીજી જનાર્દન ભગવાનની દૃષ્ટિએ આવે, તેવીરીતે આકાશમાર્ગમાં ચાલી જતી એક અપ્સરા તેમની નજરે આવી. તેણે મંદારવૃક્ષની માળા પહેરી હતી. મંદમંદ પવનથી તેના કેશ ચલાયમાન થતા હતા.[૧૦-૧૫] મનોહર ઝંકારથીયુક્ત તેનું ગમન હતું. પોતાના સુગંધથી તે આકાશ તથા પવનને સુગંધયુક્ત કરતી હતી. મનોહર લતાના જેવું તેનું સ્વરૂપ હતું. મદને લીધે તેનાં નેત્ર રાતાં હતાં.[૧૬] તથા તે પોતાના દેહની કાંતિરૂપી ચંદ્રનાં કિરણથી દેશને અમૃતમય કરતી હતી, તેથી સંપૂર્ણ ચંદ્રમાને દેખી સમુદ્રને ક્ષોભ થાય, તેવીરીતે તે અપ્સરાને દેખી શુક્રા-ચાર્યનું મન ચપળ થયું.[૧૭] તેવીજરીતે તે અપ્સરા પણ શુક્રાચાર્યનું મુખ દેખી પરવશપણાને પામી ગઈ.[૧૮] એ પ્રમાણે અપ્સરાને દેખી મોહ પામી ગયેલા શુક્રાચાર્યે કામદેવના વિષે પરા-ભવ પામેલા પોતાના મનને બોધ આપ્યો, તોપણ તે અપ્સરામાંજ તેનું ચિત્ત એકાગ્ર હોવાથી તે શુક્રાચાર્ય અપ્સરામય થયા.[૧૯] **मनसिजेषुपराहतमाशयं स परिबोध्य मनस्तदनूशना ॥ विगलितेतरवृत्तितयात्मना स च वधूमय एव बभूव ह ॥ १९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવસ્ખલન' નામનો પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫**

## सर्ग ६ ठ्ठो* શુક્રનું સ્વર્ગમાં જવું અને ત્યાં તેમનું સન્માન

**वसिष्ठ उवाच । अथ तां मनसा ध्यायंस्तत्रैवामीलितेक्षणः ।**
**आरब्धवान्मनोराज्यमिदमेकः किलोशना ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! ત્યારપછી તે અપ્સરાનું ધ્યાન કરતાં શુક્રાચાર્યે પોતાનાં નેત્ર મીંચી, મનોરાજ્ય કરવાનો પ્રારંભ કર્યો.[૧] 'આ મ્હારી પાસે રહેલી અપ્સરા આકાશ-માર્ગે ઇંદ્રિના ભુવનમાં ચાલી જાય છે. તેની પાછળ ચાલતાં હું પણ દેવતાઓથી સુંદર સ્વર્ગમાં આવ્યો,[૨] આ કોમળ મંદારનાં પુષ્પનાં ઘરેણાંથી સુંદર તથા સુવર્ણજેવાં શોભીતાં શરીરવાળા દેવતાઓ છે.[૩] આ લોચનના ઉલ્લાસથી પ્રત્યક્ષ નજરે આવેલી નીલકમળના જેવી દૃષ્ટિવાળી, મુગ્ધહાસ્યથી શોભતી તથા મૃગના જેવાં નેત્રવાળી અપ્સરાઓ છે.[૪] પારિજાત વગેરે પુષ્પની માળાથી શોભતા, એક–બીજાનું પ્રતિબિંબ પડવાથી વિશ્વરૂપ હરિના જેવા આકારના, હર્ષ પામતા તથા પ્રકાશ પામતા દેવતાઓ અહિં રહેલા છે.[૫] હાથીના ગંડસ્થળમાંથી ઝરતા મદમાં

§ સૂર્યવંશમાં 'સત્યવ્રત' નામના રાજા હતા. તેણે ત્રણ મહાપાપ કર્યાં હતાં તેથી તેનું 'ત્રિશંકુ' નામ પડયું હતું. વિશ્વામિત્ર તેના ગુરૂ હતા. તેણે પોતાના તેજથી ત્રિશંકુને સ્વર્ગમાં મોકલ્યો, ત્યારે તે પાપી હોવાથી તેને દેવતાએ સ્વર્ગમાંથી પૃથ્વીમાં પાછો નાખ્યો. એટલે વિશ્વામિત્રે તેને સ્વર્ગ તથા પૃથ્વીની વચ્ચે સ્થિર કરી દીધો. એ કથા પુરાણમાં પ્રસિદ્ધ છે.

* આ છઠ્ઠા સર્ગમાં શુક્રાચાર્ય મનેકરી સ્વર્ગમાં ગયા. ત્યાં ઇંદ્રિદેવતાએ તેમનું સન્માન કરી પોતાની પાસે બેસાર્યા એટલી કથા કહેવામાં આવશે.

આસક્ત થયેલા ભ્રમરા, દેવતાઓનું અવ્યક્તમધુરસ્વરથી થતું ગાયન સાંભળી, મદમાંથી વિરક્ત થઈ ગાયન સાંભળે છે.[૬] જેના વિષે સુવર્ણમય કમળની પાસે બ્રહ્માના હંસ તથા સારસ ફર્યા કરે છે તથા જેના કાંઠા ઉપરની વાડીમાં દેવતાઓએ વિશ્રાંતિ લીધી છે એવી આ ગંગાનદી છે.[૭] અહિં યમ, ચંદ્ર, ઇંદ્રિ, સૂર્ય, અગ્નિ, વરૂણ તથા વાયુદેવતા, પોતાના શરીરની કાંતિથી પ્રકાશિત કિરણનો વિસ્તાર કરતા રહેલા છે.[૮] યુદ્ધપ્રસંગમાં આયુધેકરી જેનું મુખ ઘસાઇ ગયા જેવું છે એવો આ ઐરાવતહાથી છે કે જેણે દૈત્યમંડળને પોતાના દાંતમાં પરોવ્યા હતા.[૯] પૃથ્વીમાંથી, પુણ્યને લીધે, આકાશમાં તારારૂપે થયેલા તથા મનોહર સુવર્ણજેવા દેહવાળા આ વિમાનમાં બેસનારા છે.[૧૦] મેરૂપર્વતના પાણામાં પછડાવાથી જેનાં બિંદુ દેવતાને સ્પર્શ કરે છે એવા, આ મંદારપુષ્પથી યુક્ત ગંગાનદીના જળના તરંગ છે.[૧૧] પથરાઈ ગયેલા મંદારપુષ્પની મંજરીના સમૂહથી પીંગળાવર્ણનો તથા હીંડોળાથી ચપળ અપ્સરાની પંક્તિવાળો આ ઇંદ્રના ઉપવનનો માર્ગ છે.[૧૨] કુંદ તથા મંદારના મકરંદના સુગંધવાળો અને ચંદ્રકિરણની પેઠે સુખરૂપ સ્પર્શવાળો પારિજાતનો પવન છે.[૧૩] આ સુંદર નંદનવન છે કે જેમાં પુષ્પની કેસરા તથા મકરંદના કણથી સુગંધી વસ્ત્રેકરી ક્રીડા કરવાને ઉત્સાહવાળી, લતા તથા અંગના રહેલી છે.[૧૪] મનોહર ગીતના શબ્દથી આનંદેકરી દેવતાની સ્ત્રીઓ (અપ્સરા)ને નચાવનારા તથા વીણાના મનોહર સ્વરવાળા આ 'નારદ' અને 'તુંબરૂ' નામના ગંધર્વ છે.[૧૫] આ પુણ્ય કરનાર માણસો ઘણાંક ઘરેણાંથી શણગારેલાં છે તથા આકાશમાં ઉડનાર વિમાનમાં બેસીને રહેલા છે.[૧૬] વનલતા વનનું સેવન કરે, તેવીરીતે મદ તથા કામદેવથી મદોન્મત્ત અંગવાળી આ અપ્સરાઓ ઇંદ્રિનું સેવન કરે છે.[૧૭] ઇંદ્રિનીલમણિના જેવાં પુષ્પવાળાં, ચિંતામણિરૂપ કળીના ગુચ્છવાળાં તથા પાકી ગયેલાં ફળથી ઊંચા દાંતની પેઠે શોભતાં અહિં આ કલ્પવૃક્ષ રહેલાં છે.[૧૮] ત્રૈલોક્યને સરજનાર બીજા બ્રહ્મદેવ હોય નહિ શું ? તેવીરીતે આ ઇંદ્રિદેવતા આસન ઉપર બેઠા છે તેને હું અભિવંદન કરૂં છું.'[૧૯] આ પ્રમાણે શુક્રાચાર્ય પોતાના મનથી વિચાર કરી, આકાશમાં બીજા શુક્રાચાર્ય હોય નહિ શું ? તેવીરીતે તેણે ઇંદ્રિને અભિવંદન કર્યું.[૨૦] તેથી ઇંદ્રિદેવતાએ આદરથી ઉભા થઈ શુક્રાચાર્યની પૂજા કરી, અને હાથ ઝાલી પોતાની પાસે તેડીલાવી આસન ઉપર બેસાડયા;[૨૧] તથા કહ્યું કેઃ—"હે શુક્રાચાર્ય! તમારા આગમનથી આ સ્વર્ગલોકને ધન્ય છે માટે અહિં તમે ઘણાકાળસુધી નિવાસ કરો."[૨૨] ત્યારપછી ઇંદ્રિની પાસે આસન ઉપર બેઠેલા, તથા શોભિત મુખવાળા શુક્રાચાર્ય, સંપૂર્ણ તથા નિર્મળ ચંદ્રની શોભાને પણ હરણ કરવા લાગ્યા.[૨૩] એ પ્રમાણે સઘળા દેવતાના સમૂહે અભિવંદન કરેલા તથા ઇંદ્રની પાસે બેઠેલા ભૃગુપુત્ર શુક્રાચાર્ય ઘણોજ સંતોષ પામ્યા તથા ઇંદ્રિદેવતાને અત્યંત પ્રીતિપાત્ર થઇ પડ્યા.[૨૪]

**सकलसुरगणाभिवंदितोसौ भृगुतनयः शतमन्युपार्श्वसंस्थः ॥**
**चिरतरमतुलामवाप तुष्टिं न पतिसत्तमलालनं बभूव ॥ २४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠના મહા૦ સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવમનોરાજ્ય' નામનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬.**

## सर्ग ७ मो* શુક્ર અને અપ્સરાનો અનુરાગ

**वसिष्ठ उवाच ।** इति शुक्रः पुरं प्राप्य वैबुधं स्वेन तेजसा ।
विसस्मार निजं भावं प्राक्तनं व्यसनं विना ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:—હે રામ ! આ પ્રમાણે શુક્રાચાર્ય પોતાના તેજથી મરણના દુઃખનો અનુભવ કર્યાવિના સ્વર્ગલોકમાં આવ્યા અને તેને પોતાના પૂર્વના ભાવનું વિસ્મરણ થઇ ગયું.[१] એક મુહૂર્તસુધી ઇંદ્રની પાસે વિશ્રાંતિ લીધા પછી સ્વર્ગસુખથી આનંદ પામેલા શુક્રાચાર્ય સ્વર્ગમાં વિહાર કરવા માટે ઉભા થયા.[२] સ્ત્રીઓને અત્યંત અભીષ્ટ સ્વર્ગની શોભા જોઇને, સારસ નલિનીની પાસે જાય, તેવીરીતે શુક્રાચાર્ય સ્ત્રીસમૂહને જોવા ગયા.[३] તેવામાં જે અપ્સરાને પ્રથમ જોયેલી હતી તેને આમ્રલતાની પેઠે બીજી સ્ત્રીઓની મધ્યમાં દીઠી.[४] તે અપ્સરા પણ શુક્રાચાર્યને દેખી પરવશપણાને પામી ગઈ. ચંદ્રકાંતમણિ ચંદ્રજ્યોત્સ્નાને દેખી જળ સ્રવે, તેવીરીતે વિલાસથી ચપળ આકૃતિવાળી તે અપ્સરાને દેખી શુક્રાચાર્યના અંગમાંથી પરસેવાનું પાણી પડવા માંડયું. તેથી આકાશમાં વિલાસ કરનારી શીતળ ચંદ્રજ્યોત્સ્નાઉપર ચંદ્રકાંતમણિ દૃષ્ટિ કરે, તેવીરીતે જેના અંગમાંથી પાણી સ્રવે છે એવા શુક્રાચાર્યે તે અપ્સરાઉપર દૃષ્ટિ કરી. શુક્રાચાર્યની દૃષ્ટિથી તે અપ્સરા પણ તત્પરાયણ થઈ ગઈ.[५-७] રાત્રિએ પતિના વિયોગથી વિલાપ કરનારી ચક્રવાકની સ્ત્રી પ્રાતઃકાળે પોતાના પતિ ચક્રવાકને જોઇને પ્રેમરસથી વિકાસ પામે, તેવીરીતે શુક્રાચાર્યને દેખીને તે અપ્સરા વિકાસ પામવા લાગી.[८] તેથી પ્રાતઃકાળે સૂર્ય તથા કમલિનીના સમાગમથી જેવી શોભા થાય તેવી શોભા થઈ. તે નંદનવનનો પ્રદેશ સંકલ્પિત અર્થ આપનાર હતો તેથી તે અપ્સરાનું અંગ પરવશ કરી શુક્રાચાર્યે તેને કામદેવને અર્પણ કરી એટલે તેનાં કોમળઅંગઉપર કામદેવનાં બાણની વૃષ્ટિ થવા લાગી.[९,१०] કમળપત્રઉપર મેઘની ધારા પડવાથી જેમ તેને કંપ થાય, તેમ તે અપ્સરાને કામદેવથી કંપ થવા લાગ્યો.[११] તેથી મંદમંદ પવનથી ચલાયમાન થતી પુષ્પની મંજરીના જેવી તેની સ્થિતિ થઈ હતી. હાથી જેવીરીતે કમલિનીને ક્ષોભ કરે, તેવીરીતે નીલકમળના જેવાં નેત્રવાળી તથા હંસ અને સારસના જેવાં ગમનવાળી તે અપ્સરાને કામદેવ ક્ષોભ પમાડવા લાગ્યો. એ પ્રમાણે તે અપ્સરાની સ્થિતિ જોઈ, સંકલ્પિત અર્થને સિદ્ધ કરનાર શુક્રાચાર્યે, મહાદેવજી સંહારનો સંકલ્પ કરે, તેવીરીતે અંધકારનો સંકલ્પ કર્યો; તેથી, ભૂલોકના લોકાલોકપર્વતનો તટ અંધકારથી આકુળ થાય, તેવીરીતે તે નંદનવનનો પ્રદેશ અંધકારથી આકુળ થઇ ગયો. એ પ્રમાણે તે સ્ત્રી–પુરૂષના મંડળમાં લજ્જારૂપી અંધકારનો નાશ કરનાર, અંધકારરૂપી સૂર્યનો ઉદય થયો તથા સાયંકાળે પક્ષીઓ પોતપોતાને સ્થાનકે ચાલ્યાં જાય, તેવીરીતે તે સ્થાનકથી તે અપ્સરાની સખીઓ તથા બીજાં મનુષ્યો પોતાને ગમતી દિશામાં ચાલ્યાં ગયાં એટલે, દીર્ઘ તથા ચપળ કટાક્ષવાળી તથા વૃદ્ધિ પામેલા મદનની વ્યથાવાળી તે અપ્સરા, મયૂરની સ્ત્રી મેઘપાસે આવે, તેવીરીતે ભૃગુપુત્ર શુક્રાચાર્યની પાસે આવી. ત્યારપછી માધવ ભગવાન ક્ષીરસમુદ્રમાં પ્રવેશ કરે, તેવીરીતે સ્ફટિકમણિના ગૃહમાં કલ્પેલી શય્યાઉપર શુક્રાચાર્યે પ્રવેશ કર્યો એટલે તે અપ્સરાએ પણ

* આ સાતમા સર્ગમાં પ્રથમ જોયેલી અપ્સરાને શુક્રાચાર્યે સ્વર્ગમાં દીઠી તેથી તે બન્નેનો પરસ્પર અનુરાગથી સમાગમ થયો, એટલી કથા કહેવામાં આવશે.

વિનયથી પોતાનું મુખ નમાવી, તેના હાથનું અવલંબન કરી ત્યાં આગમન કર્યું.[૧૨,૧૯] તેથી ઈંદ્રના હાથીના હૃદયમાં લાગેલી કમલિનીના જેવી તે શોભવા લાગી. ત્યારપછી મધુર રસ અને સ્નેહયુક્ત વાણીએકરી મનોહર, આનંદ તથા વિલાસવાળા અક્ષરથી તેણે શુક્રાચાર્યને આ પ્રમાણે કહ્યું:–" હે નાથ! નિર્મળચંદ્રના જેવા મુખઉપર બાણ નાખનાર આ કામદેવ, હું અબળા છું તેને બાંધે છે તે જુઓ. હું અબળા છું, દીન છું તથા તમારે શરણે આવી છું માટે તમે મ્હારૂં પાલન કરો.[૨૦,૨૨] હે સાધો! કૃપણની આશ્વાસના કરવી એજ સત્પુરૂષનું વ્રત છે. જેઓ સ્નેહદૃષ્ટિને જાણતા નથી તથા મૂઢબુદ્ધિવાળા છે તેજ પ્રીતિની (પ્રીતિથી આવેલા માણસની) અવજ્ઞા કરે છે પણ રસજ્ઞ માણસ કરતા નથી. અન્યોન્યની આસક્તિથી નિઃશંકપણે પોતાની મેળે ઉત્પન્ન થયેલો પ્રેમ, સંજીવનરૂપ અમૃત સ્રવનાર ચંદ્રથી પણ અધિક પ્રીતિ ઉપજાવે છે. અન્યોન્ય આસક્તિથી ઉત્પન્ન થયેલા પરસ્પર આનંદ આપનાર સ્નેહથી ચિત્તને જે સુખ થાય છે તેવું સુખ ત્રૈલોક્યનું ઐશ્વર્ય મળવાથી પણ થતું નથી. હે માનદ! ચંદ્રકિરણનો સ્પર્શ થવાથી રાત્રિએ કુમુદ્વતીને જેવું સુખ થાય છે તેવું તમારા ચરણના સ્પર્શથી મને સુખ થયું છે. ચંદ્રનાં કિરણરૂપી રસના પાનથી જેવીરીતે ચપળ ચકોરી જીવે છે, તેવીરીતે તમારા સ્પર્શરૂપી અમૃતના પાનથી હું જીવું છું. તમારા ચરણમાં લીન થયેલી આ ભ્રમરીનું કરપલ્લવથી આલિંગન કરી અમૃતથી પૂર્ણ હૃદયકમળમાં સ્થાપન કરો." એ પ્રમાણે કહી, કલ્પવૃક્ષઉપર મંજરી પડે, તેવીરીતે ચપળ નેત્રવાળી તથા પુષ્પથી પણ કોમળ અંગવાળી તે અપ્સરા તેના ઉરસ્થળઉપર પડી.[૨૩-૨૯] પરસ્પર આસક્ત થયેલા ભ્રમર તથા તેની સ્ત્રી ભ્રમરી કમલિનીમાં પ્રવેશ કરે, તેવીરીતે પુષ્પની કેસરા તથા પરાગથી પીળા થઈ ગયેલા પવને કંપાવેલી વનસ્થળીમાં વિલાસયુક્ત કાંતિવાળાં તે દંપતીએ પ્રવેશ કર્યો.[૩૦]

तौ दंपती तत्र विलासकांती विवेशतुस्तासु वनस्थलीषु ॥
किंजल्कगौरानिलघूर्णितासु रक्तौ द्विरेफाविव पद्मिनीषु ॥ ३० ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'નવસંગમ' નામનો સાતમો સર્ગ સંપૂર્ણ. ૭**

---

## सर्ग ८ मो* સ્વર્ગસુખ ભોગવ્યા પછી કેટલાક જન્મ બાદ શુક્રનો તપસ્વીજન્મ

**वसिष्ठ उवाच ।** इति चित्तविलासेन चिरमुत्प्रेक्षितैः प्रियैः ।
प्रणयैर्भार्गव आसीत्तुष्टये सुसमागमः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! એ પ્રમાણે પોતાના ચિત્તવિલાસથી, ઘણોક કાળ કલ્પિત સ્નેહેકરી શુક્રાચાર્યને અપ્સરાસાથે સંતોષકારક સમાગમ થયો.[૧] મંદારવૃક્ષની માળાને ધારણ કરનાર તથા અમૃતના આસવથી મદોન્મત્ત થયેલી તે અપ્સરાસાથે, બીજા ચંદ્રમા વિહાર કરે, તેવીરીતે શુક્રાચાર્યે મદોન્મત્ત હંસ તથા સુવર્ણમય કમલિનીથી યુક્ત મંદાકિનીનદીના કાંઠાઉપર ચારણ તથા કિંનરગણસહિત વિહાર કર્યો.[૨,૩] પારિજાતની લતાના કુંજમાં વિલાસ કરનાર તે શુક્રાચાર્યે ચંદ્રમાની કળાથી શીતળ શરીરવાળા દેવતાસાથે રસાયનનું પાન કર્યું.[૪] મનોહર 'ચૈત્ર-

---

* આઠમા સર્ગમાં શુક્રાચાર્ય વિવિધપ્રકારનું સ્વર્ગસુખ ભોગવ્યા પછી પૃથ્વીમાં પડ્યા, ત્યાં વાસનાને લીધે તેમના કેટલા જન્મ થયા તથા અંતે તપસ્વીપણું પ્રાપ્ત થયું-એટલી કથા કહેવામાં આવશે.

રથ' નામના વનમાં લીલાને માટે લતાવડે કલ્પેલી ડોલા(હીંડોળા)માં વ્યગ્ર થયેલા વિદ્યાધરની સ્ત્રીઓના ગણસહિત તેમણે વિલાસ કર્યો.[૫] મંદરાચળવડે જેમ સમુદ્રનું પરિભ્રમણ થયું હતું, તેમ તેમણે પ્રથમગણ વગેરે મહાદેવજીના અનુચરસહિત નંદનવનમાં પરિભ્રમણ કર્યું.[૬] ઉન્મત્ત થયેલો હાથી જેવીરીતે મેરૂપર્વતની ભૂમિમાં ભમે, તેવીરીતે સુવર્ણમય બાળલતાના સમૂહથી જટાળ થયેલી નદીમાં તેમણે ભ્રમણ કર્યું.[૭] કૈલાસપર્વતના વનના નિકુંજમાં, અપ્સરાસાથે વિલાસ કરનાર શુક્રાચાર્યે કેટલીક રાત્રિઓ નિર્ગમન કરી કે જે રાત્રિઓ મહાદેવજીએ ધારણ કરેલા ચંદ્રમાનેલીધે કૃષ્ણપક્ષમાં પણ શ્યામ નહોતી.[૮] ગંધમાદનપર્વતના શિખરઉપર વિશ્રાંતિ લીધાપછી શુક્રાચાર્યે સુવર્ણમય કમળોવડે અપ્સરાને શણગારી અને 'લોકાલોક' નામના પર્વતના વિચિત્ર તથા મનોહર તટઉપર હાસ્ય કરનાર તે શુક્રાચાર્યે અપ્સરાસહિત ક્રીડા કરી.[૯,૧૦] મંદરાચળના જળમય દેશમાં, કલ્પિત દેવતાના મંદિરમાં હરિણનાં બચ્ચાંસાથે સાઠ વર્ષસુધી તેમણે નિવાસ કર્યો.[૧૧] ક્ષીરસમુદ્રના કાંઠાપાસે વનિતાસાથે વિહાર કરનાર તે શુક્રાચાર્યનો સત્યયુગનો અર્ધકાળ, શ્વેતદ્વીપનાં મનુષ્યોસાથે ચાલ્યો ગયો.[૧૨] એ પ્રમાણે મનોરથમાત્રથી ગંધર્વનગરની પેઠે ઉદ્યાનલીલાની વિશેષ રચનાએકરી, અનંત જગતની સૃષ્ટિને સરજનાર તે શુક્રાચાર્ય કાળની સામ્યતાને પામી ગયા.[૧૩] ત્યારપછી તે શુક્રાચાર્ય ફરીથી તે અપ્સરાસાથે ઇંદ્રનાં નગરમાં સુખેથી બત્રીશ યુગસુધી રહ્યા.[૧૪] ત્યારપછી પુણ્યનો ક્ષય થવાથી, તે માનિની અપ્સરાસહિત, પતનના ભયથી જેનું દિવ્યશરીર ગળી ગયું છે, એવા તે શુક્રાચાર્યનું પૃથ્વીઉપર પતન થયું.[૧૫] જેવીરીતે રણસંગ્રામમાં હણાઈ ગયેલો શૂરવીર ચિંતાથી પરવશ થઇને પડે, તેવીરીતે જેનાં સમસ્ત અંગ કપાઇ ગયાં છે તથા વિમાન વગેરે આનંદનું સાધન જેનું હરાઈ ગયું છે એવા શુક્રાચાર્ય પૃથ્વીઉપર પડ્યા.[૧૬] પાણીનું ઝરણ પાણાઉપર પડવાથી જેમ તેના સો વિભાગ થાય, તેમ પૃથ્વીઉપર પડેલા તે શુક્રાચાર્યનું શરીર દીર્ઘચિંતાસહિત સો પ્રકારનું થયું.[૧૭] એ પ્રમાણે જેનો દેહ વીંખાઇ ગયો છે એવા શુક્રાચાર્યના તથા અપ્સરાના, દુઃખથી યુક્ત જીવે માળાવિનાનાં પક્ષી આકાશમાં પ્રવેશ કરે, તેવીરીતે આકાશમાં પ્રવેશ કર્યો.[૧૮] ત્યારપછી તેમના જીવે ચંદ્રકિરણથી થયેલા હિમપણાને પામી શાળમાં પ્રવેશ કર્યો.[૧૯] એ પ્રમાણે જે શાળમાં શુક્રાચાર્યના જીવે પ્રવેશ કર્યો હતો તે શાળનું, પાકયા પછી દશાર્ણદેશના એક બ્રાહ્મણે ભોજન કર્યું; તેથી તેના વીર્યપણાને પામી તેની સ્ત્રીના ગર્ભમાં રહ્યા. એ પ્રમાણે શુક્રાચાર્યનો દશાર્ણદેશના બ્રાહ્મણના ઘેર પુત્રરૂપે જન્મ થયો.[૨૦] ત્યારપછી મુનિના સમાગમથી ઇલાવૃતખંડમાં રહીને એક મન્વંતરસુધી તેમણે ઉગ્રતપ કર્યું.[૨૧] ત્યારપછી પૂર્વની અપ્સરા કે જેનો, શાપથી ઇલાવૃતખંડમાં મૃગની યોનિમાં જન્મ થયો હતો તેની સાથે તેમનો સમાગમ થયો, તેથી (મૃગલીના સંગથી) મનુષ્યની આકૃતિનો તેમને મૃગીપુત્ર થયો અને તે પુત્રના સ્નેહથી ફરીથી તેમને મોહ થયો.[૨૨] તેથી "આ મ્હારા પુત્રને ધન મળે, આ મ્હારો પુત્ર ગુણવાન થાય તથા તેનું આયુષ્ય વધે" એવી ચિંતાથી તેમણે તપ કરવાનો પણ ત્યાગ કર્યો.[૨૩] એવીરીતે ધર્મની ચિંતાથી ભ્રષ્ટ થઇ પુત્રને માટે ભોગની ચિંતાએકરી તેમના આયુષ્યનો ક્ષય થયો એટલે સર્પ પવનને ગળી જાય, તેવીરીતે કાળ તેમને ગળી ગયો.[૨૪] એ પ્રમાણે ભોગની ચિંતાસહિત તેમનું મરણ થયું; તેથી મદ્રદેશના રાજાના ઘેર તેમનો પુત્રરૂપે જન્મ થયો અને તે પોતે

રાજા થયા;[૨૫] તથા મદ્રદેશમાં ઘણા દિવસસુધી શત્રુવિનાનું ઉત્તમ રાજ્ય કર્યું. ત્યારપછી કમળની પાસે હિમરૂપી વજ્ર આવે, તેવીરીતે તેમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ.[૨૬] એટલે તેમણે તપ કરવાનો વિચાર કર્યો તથા તપની વાસનાએકરી તેમનો દેહ પડી ગયો. એ પ્રમાણે મરણસમયે તેમનું તપ કરવામાં ચિત્ત હોવાથી 'સમંગા' નામની નદીના કાંઠાઉપર રહેનાર તપસ્વી બ્રાહ્મણના ઘેર તેમનો જન્મ થયો તથા મહાબુદ્ધિવાળા તે બ્રાહ્મણે શાંતિથી રાગ–દ્વેષનો ત્યાગ કરી તે નદીના કાંઠે તપ કરવા માંડ્યું.[૨૭,૨૮] હે રામચંદ્રજી! એ પ્રમાણે તે ભૃગુપુત્ર શુક્રાચાર્યે, પોતાના મનથી વિવિધ પ્રકારની વાસનાનેલીધે વાસનાને અનુસરી, વિવિધ જન્મદશાને પામી તથા અનેકપ્રકારની શરીરપરંપરાનો અનુભવ કરી, અંતે 'સમંગા' નામની નદીના કાંઠે દૃઢવૃક્ષની પેઠે સુખેથી નિશ્ચળપણે તપ કરતા રહ્યા.[૨૯] **विविधजन्मदशां विविधाशयः समनुभूय शरीरपरंपराः ॥ सुखमतिष्ठमसौ भृगुनंदनो वरनदीसुतटे दृढवृक्षवत् ॥ २९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'શુક્રવિવિધજન્માનુભવ' નામનો આઠમો સર્ગ સંપૂર્ણ.૮**

## सर्ग ९ मो* શુક્રનું મરણ

**वसिष्ठ उवाच । इति चिंतयतस्तस्य शुक्रस्य पितुरग्रतः ।**
**जगामातितरां कालो बहुसंवत्सरात्मकः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! એ પ્રમાણે પોતાના પિતાની પાસે રહી વિચાર કરતાં શુક્રાચાર્યને ઘણા સંવત્સરનો લાંબો કાળ ચાલ્યો ગયો.[૧] ત્યારપછી કેટલેક કાળે પવન અને તાપથી શિથિલ થઇ ગયેલો તેમનો દેહ મૂળમાંથી કપાઈ ગયેલા વૃક્ષની પેઠે પૃથ્વીઉપર પડી ગયો;[૨] તથા તેમનું ચંચળ મન, વનમાં મૃગલો ફર્યા કરે, તેવીરીતે પોતે કલ્પિત, વિચિત્ર સ્વર્ગગમન વગેરે જૂદી જૂદી દશામાં ભમીને, ચક્રમાં પરોવેલું હોય, તેવીરીતે આકુળપણે ભોગની કલ્પનાથી ભ્રાંતિ પામી તથા જન્મ–મરણની પરંપરા પામી, અંતે 'સમંગા' નામની નદીના કાંઠે વિશ્રાંતિ પામ્યું.[૩,૪] એ પ્રમાણે શુક્રાચાર્યને પોતાના દેહની અપેક્ષાવિના, અનંત વૃત્તાંતથી ઘાટી, કોમળ તથા દૃઢસંસૃતિ (જન્મ–મરણ)નો અનુભવ થયો.[૫] તથા મંદરાચળની તળાટીમાં જે તેમનો દેહ હતો તેમાં માત્ર ચાંમડાં તથા હાડકાં બાકી રહ્યાં, તેમજ તાપના વિસ્તારથી તે દેહ સૂકાઈ ગયો.[૬] પોલા વાંસમાં પવન ભરાવાથી જેમ શબ્દ થાય, તેમ તેમના દેહના છિદ્રમાં પવન ભરાવાથી ચીત્કારશબ્દ થતો હતો તેથી તે દેહ તેવા શબ્દવડે કાકલીસ્વરથી, અભિમાનજન્ય દુઃખનો ક્ષય થવાથી આનંદનેલીધે ગાયન કરી, દેહની આવી દશા થાય છે, એમ બતાવતો હોય નહિ શું? એમ જણાતું હતું.[૭] શુભ્ર વાદળાંના જેવી ધોળી દાંતની પંક્તિએકરી તેમનો દેહ, ઉપર પ્રમાણે પોતાનું તુચ્છ મન ભવાટવીમાં ભમ્યું તેને માટે તેની મશ્કરી કરતો હોય નહિ શું? એમ જણાતું હતું.[૮] તેના મુખરૂપી અરણ્યમાં જુના કૂવારૂપ નાક, આંખ્ય, તથા મુખના ખાડાની શોભાએકરી, તેમનો દેહ જગતનું સ્વાભાવિક શૂન્યપણું પ્રત્યક્ષ દર્શાવતો હોય નહિ શું? તેમ જણાતું હતું.[૯] પ્રથમ તેમનો દેહ તાપથી તપી ગયો, ત્યારપછી વર્ષા-

* આ નવમા સર્ગમાં ભૃગુઋષિની પાસે રહેલો શુક્રાચાર્યનો દેહ, મૃતતુલ્ય થઇ, પડી ગયો તથા સૂકાઇ ગયો એટલું વર્ણન કરવામાં આવશે.

દના જળેકરી તેના ઉપર સિંચન થયું, તેથી તે જળના પ્રવાહદ્વારા, પૂર્વના દેહની પરંપરાનું સ્મરણ થવાથી દુઃખ અથવા આનંદનેલીધે અશ્રુની ધારા ચાલતી હોય નહિ શું ? એમ જણાતું હતું.[૧૦] એ પ્રમાણે તેમનો દેહ, ચંદ્ર તથા વાયુના વિલાસથી વનભૂમિમાં લોટતો હતો, વર્ષાઋતુમાં જળની ધારા પડવાથી વીંખાઈ જતો હતો,[૧૧] ઝરણમાં રહેલા ધાતુના રાગેકરીને પર્વત તથા નદીના તટમાં રંગાઈ ગયો હતો, દુષ્કર્મથી રૂક્ષ થઇ જાય, તેવીરીતે પવનથી ઉડેલી ધૂળેકરી રૂક્ષ થઈ ગયો હતો,[૧૨] સૂકાયલાં લાકડાંની પેઠે વાયુથી ચલાયમાન થવાનેલીધે ખડખડતો હતો તથા પવનના ચીત્કારશબ્દથી વનમાં તપ કરતો હોય નહિ શું ? એમ જણાતો હતો.[૧૩] વાંકાં તથા સૂકાઇ ગયેલાં આંતરડાં ભયંકર શબ્દ કરનાર અલક્ષ્મીરૂપે રહ્યાં હતાં તથા ચર્મમાત્ર જેમાં બાકી રહેલું છે એવું તેનું ઉદર શૂન્ય હતું.[૧૪] તેમના દેહની આવીરીતની સ્થિતિ થઇ હતી તોપણ તે પુણ્યાશ્રમ રાગ-દ્વેષવિનાનો હોવાથી તથા ભૃગુઋષિ મહાતપસ્વી હોવાથી તેના દેહનું પક્ષીઓ ભક્ષણ કરી ગયાં નહિ.[૧૫] એ પ્રમાણે યમ અને નિયમેકરી પોતાનું કલ્પિત શરીર જેણે દુબળું કરી નાખ્યું છે એવું શુક્રાચાર્યનું ચિત્ત સમંગાનદીના કાંઠે તપ કરતું હતું તથા પોતાનું પૂર્વનું શુક્રશરીર, કે જે પવનથી રાતું થઈ ગયું હતું તે પર્વતની મ્હોટી શિલામાં લોટતું હતું.[૧૬] **यमनियमकृशीकृतांगयष्टिश्चरति तपः स्म भृगूद्वहस्य चेतः ॥ तनुरथ पवनापनीतरक्ता चिरमलुठन्महतीषु सा शिलासु ॥ १६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવકલેવરવર્ણન' નામનો નવમો સર્ગ સંપૂર્ણ. ૯**

---

# सर्ग १० मो*

## શુક્રના મરણથી ભૃગુનો કાળઉપર ક્રોધ અને કાળે આપેલો આત્મબોધ

**वसिष्ठ उवाच । अथ वर्षसहस्रेण दिव्येन परमेश्वरः ।**
**भृगुः परमसंबोधाद्विरराम समाधितः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! ત્યારપછી એક હજાર દિવ્યવર્ષે, પરમાત્માનો જેથી બોધ થાય છે એવી સમાધિમાંથી પરમસમર્થ ભૃગુઋષિ વિરામ પામ્યા.[૧] તે સમયે વિનયથી મુખ જેણે નમાવેલું છે એવા તથા ગુણસમૂહના અધિષ્ઠાતા અને પુણ્યની મૂર્ત્તિ હોય નહિ શું ! તેવીરીતે રહેલા 'શુક્ર' નામના પોતાના પુત્રને પાસે દીઠા નહિ.[૨] માત્ર દેહયુક્ત દુર્ભાગ્ય-દરિદ્રતાની મૂર્ત્તિ હોય, તેવીરીતે પોતાના પુત્રનું શબ તેમણે પોતાની પાસે જોયું.[૩] તાપથી સૂકાઈ ગયેલા તેમના શરીરના છિદ્રમાં તેતરપક્ષી માળા બાંધીને રહેલાં હતાં. આંતરડાં જેમાં સૂકાઇ ગયાં છે એવી ઉદરરૂપી ગુફાની છાયામાં દેડકાંઓએ વિશ્રાંતિ લીધી હતી.[૪] તેના નેત્રના ખાડામાં નવા કીડાએ પોતાનાં ઈંડાં મૂક્યાં હતાં. પડખાંના હાડપિંજરમાં કાશીટા કરનાર કીડા રહેલા હતા.[૫] વર્ષાદની ધારાથી જેનાં આંતરડાં ધોવાઈ ગયાં છે એવી સૂકાઇ ગયેલી હાડકાંની પંક્તિએ, ઇષ્ટ તથા અનિષ્ટ ફળ આપનાર પૂર્વની વાસનાનું અનુકરણ કર્યું હતું.[૬] શિવલિંગઉપર કપૂર ચડાવવાથી જેવી ધોળાશ થાય, તેવી તેની માથાંની ખોપરી ધોળી થઇ

---

* આ દશમા સર્ગમાં પુત્રનું શબ દેખી ભૃગુઋષિને કાળનાઉપર ક્રોધ થયો, તેથી કાળે આત્મવિદ્યાથી તેમને બોધ દીધો એટલી કથા કહેવાશે.

ગઈ હતી.[૭] તેની ડોક કે જે પાંસરી હતી, જેની અંદરની નસ સૂકાઈ ગઈ હતી તથા હાડકાં માત્ર જેમાં અવશેષ રહેલાં હતાં, તે લાંબી થઇ આત્માને અનુસરીને રહી હોય, એમ જણાતું હતું.[૮] વર્ષાદની ધારાવડે જેમાંથી માંસ વીંખાઈ ગયું છે એવી ધોળી નાકની દાંડી મુખ-મંડળના મધ્યભાગની સીમા ધારણ કરીને રહી હતી.[૯] મુખ જેના ઉપર ઊંચું થઈ રહેલું છે એવી તેની લાંબી કાંધ, આકાશમાં ગયેલા પ્રાણનેમાટે ઊંચું જોઈ રહેલી હોય, એમ જણાતું હતું.[૧૦] તેની બે જાંઘ, બે સાથળ, બે ગોઠણ તથા બે હાથે, બમણા લાંબા થઈ પરલોકના લાંબા માર્ગમાં જવાની બ્હીકથી, આઠ દિશામાં પલાયન કરવાને પ્રયાણ કર્યું હોય ! એમ જણાતું હતું.[૧૧] ખાલી, સૂકાઈ ગયેલા તથા ચામડાંમાત્ર જેમાં બાકી રહેલાં છે એવું તેનું પેટ, શૂન્ય હોવાથી અજ્ઞમાણસના હૃદયનું શૂન્યપણું બતાવતું હતું.[૧૨] એ પ્રમાણે દુઃખરૂપી હાથીને બાંધવાના સ્તંભરૂપ પોતાના પુત્રનું સૂકાઈ ગયેલું શબ દેખીને, પૂર્વાપરનો વિચાર કર્યા વિના ભૃગુઋષિ ઉભા થયા.[૧૩] તથા તેના ઉપર દૃષ્ટિ કરતાંવારજ " અરે આ મ્હારો પુત્ર મરી ગયો છે શું ?" એવો તેમના મનમાં તર્ક આવ્યો તેથી ભવિષ્યનો વિચાર કર્યા વિના, પોતાના પુત્રને મરેલો દેખી, કાળનાઉપર અતિક્રોધ ઉત્પન્ન થયો.[૧૪.૧૫] તથા " મ્હારા પુત્રનું કાળે અકાળમરણ કર્યું." એમ ધારી ક્રોધથી કાળને શાપ દેવાને ભૃગુઋષિ તત્પર થયા.[૧૬] તે સમયે, પ્રજાનો સંહાર કરનાર કાળ, જો કે રૂપરાહત છે, તોપણ રૂપ ધારણ કરી મુનિની પાસે હાજર થયો.[૧૭] તેણે ખડ્ગ તથા પાશ ધારણ કર્યાં હતાં. કુંડળ તથા કવચથી તે યુક્ત હતો. બાર માસરૂપી તેને બાર હાથ હતા. છ ઋતુરૂપી છ મુખ હતાં. તથા કેટલીક કિંકરની સેનાથી તે વીંટાયેલો હતો.[૧૮] તેના શરીરમાંથી જ્વાળાનો સમૂહ નીકળતો હતો, તેથી આકાશમાં પ્રફુલ્લિત કેસુડાંનાં ઝાડવાળા પર્વતની શોભા થઈ રહી હતી.[૧૯] તેના હાથમાં રહેલા ત્રિશૂળ-માંથી નીકળેલા તેજનાં કુંડાળાંથી, સોનાનાં કુંડળની પેઠે દિશાઓ શોભતી હતી.[૨૦] તેના શ્વાસના વાયુથી જેનાં શિખર ખરી ગયાં છે એવા પર્વત, હીંડોળામાં બેઠા હોય નહિ શું ! તેવીરીતે ચલાયમાન થવા લાગ્યા, પડવા લાગ્યા, તથા ફરવા માંડ્યા[૨૧] તેના ખડ્ગમંડળના પ્રકાશથી શ્યામ થયેલું સૂર્યબિંબ, કલ્પસમય બળી ગયેલા જગતના ધૂમાડાથી આકુળ થાય, તેવીરીતે આકુળ થયું.[૨૨] હે મહાબાહો ! ત્યારપછી ક્રોધ પામેલા મહામુનિની પાસે કાળે આવીને, કલ્પસમયે ક્ષોભ પામેલા સમુદ્રના જેવાં ગંભીર વચનથી સાંત્વના કરી નીચેપ્રમાણે કહ્યું.[૨૩]

કાળ ભૃગુઋષિને કહે છેઃ—હે મુને ! લોકની સ્થિતિને જાણનાર તથા પર—અપરને દેખનાર મહાત્મા, અન્યના અપરાધરૂપી નિમિત્ત હોય તોપણ મોહ પામતા નથી ત્યારે નિમિત્ત વિના તો તે કેમજ મોહ પામે ?[૨૪] તમે અનંત તપ કરનાર બ્રાહ્મણ છો અને અમે નિયતિનું પાલન કરનાર છીએ, તેથી તમે પૂજ્ય છો, એમ માની હું તમારી પૂજા કરૂં છું; પણ તમારા શાપ વગેરેના ભયથી હું તમારી પૂજા કરૂં એમ સમજવું નહિ.[૨૫] માટે હે અચ્યુત ! મને શાપ દઈને તમે તમારા તપનો નાશ કરો નહિ. કલ્પકાળના મ્હોટા અગ્નિથી મ્હારો નાશ થયો નથી તે તમે શાપથી મને કેમ બાળી શકશો ?[૨૬] મ્હેં કેટલીક બ્રહ્માંડની પંક્તિનો નાશ કરેલો છે, કોટી રૂદ્રને હું ગળી ગયો છું તથા અસંખ્ય વિષ્ણુનું પણ મ્હેં ભક્ષણ કરેલું છે એ પ્રમાણે કયે સ્થળે અમે સમર્થ નથી થયા ? તે કહો[૨૭] હે બ્રહ્મન્ ! અમે ભોક્તા છીએ તથા

તમો વગેરે અમારૂં ભોજન છે. આ પ્રમાણે એક—બીજાની ઈચ્છા તથા દ્વેષવિના સ્વાભાવિક મર્યાદા રહેલી છે.[૨૮] અગ્નિની શિખા પોતાની મેળેજ ઊંચી જાય છે, જળ નીચા પ્રદેશમાં જાય છે, ભોજન ભોક્તાપાસે જાય છે તથા સૃષ્ટિ અંત કરનાર કાળપાસે પોતાની મેળેજ જાય છે.[૨૯] આ સમગ્ર જગત મ્હારા ભોજનરૂપેજ કલ્પેલું છે; કારણ કે પરમાત્મા પોતે જગતરૂપે પ્રકાશ પામે છે તથા પોતેજ તેનો સંહાર કરે છે.[૩૦] કલંકવિનાની દૃષ્ટિથી વિચાર કરતાં, કોઇ કર્તા નથી તેમ ભોક્તા પણ નથી, તથા કલંકવાળી દૃષ્ટિથી વિચાર કરતાં ઘણા કર્તા છે;[૩૧] પણ હે બ્રહ્મન્! કર્તાપણું તથા અકર્તાપણું, જેને તત્ત્વનો સાક્ષાત્કાર નથી થયો તેણે માત્ર કલ્પેલ છે, પણ જેને તત્ત્વજ્ઞાન છે તેને કર્તા તથા અકર્તાપણું નથી.[૩૨] વૃક્ષના સમૂહમાં પુષ્પો તથા ભુવનમાં ભૂત—પ્રાણીમાત્ર પોતાની મેળે આવે છે તથા જાય છે અને તેનાં નામ વગેરે કલ્પાય છે.[૩૩] પાણીમાં રહેલા ચંદ્રબિંબના ચલનમાં કર્તા તથા અકર્તાપણું સત્ય નથી, તેમ અસત્ય પણ નથી. એવીરીતે સૃષ્ટિમાં કાળનું કર્તા તથા અકર્તાપણું છે.[૩૪] રજ્જુમાં સર્પની કલ્પના કરે, તેવીરીતે મન, મિથ્યાભ્રમરૂપી ભોગમાં કર્તા તથા અકર્તાપણાની કલ્પના કરે છે.[૩૫] માટે હે મુને! તમે આકુળ થઇને અપરાધવિના મ્હારા ઉપર ક્રોધ કરો નહિ. આપત્તિનો એવોજ ક્રમ છે માટે તમે સત્યવસ્તુનો વિચાર કરો.[૩૬] અમે ભ્રાંતિથી કલ્પિત નામ તથા પૂજામાં પ્રીતિવાળા નથી, તેમ અભિમાનેકરી પણ વશ થયેલા નથી; અને જે હું તમારી પાસે આવેલો છું તે માત્ર તમે તપસ્વી છો અને માન્ય છો એમ ધારીને આવેલો છું. જગતની મર્યાદાનું પાલન કરનાર પરમેશ્વરની ઈચ્છારૂપી નિયતિના પરવશપણાથી ડાહ્યામાણસો, વ્યવહારની ઈચ્છારૂપી નિયતિને અનુસરીને રહેલા છે.[૩૭,૩૮] માટે વ્યવહારમાં ચતુરમાણસે અવશ્ય કર્તવ્યકર્મ કરવું; તેથી તમે તમોગુણની વૃત્તિનો આશ્રય કરી, પોતપોતાને ઉચિત મર્યાદા પાળવી જોઇએ તેનો નાશ કરો નહિ.[૩૯] અજ્ઞાનરૂપી દૃષ્ટિ ક્યાં તથા મહત્ત્વ અને ધીરજપણું ક્યાં!! માટે સર્વ જ્ઞાનીના પ્રસિદ્ધ માર્ગમાં તમે અંધનીપેઠે કેમ મોહ પામો છો?[૪૦] પોતાના કર્મફળના પાકથી ઉત્પન્ન થયેલી દશાનો વિચાર કર્યાવિના તમે સર્વજ્ઞ છતાં મૂર્ખની પેઠે મને વૃથા શાપ દેવાની કેમ ઈચ્છા કરો છો?[૪૧] દેહધારી મનુષ્યમાત્રને બે પ્રકારનું શરીર છે, તે તમે કેમ જાણતા નથી. માણસમાત્રને એક પ્રસિદ્ધ દેહરૂપી શરીર તથા બીજું મનરૂપી શરીર છે,[૪૨] તેમાં દેહ કે જે જડ છે તેનો થોડા નિમિત્તથી પણ નાશ થાય છે તથા મન તુચ્છ છે અને મોક્ષસુધી રહેનારૂં છે. તે મન ક્રોધ વગેરેથી પીડા પામે છે.[૪૩] ચતુર સારથી જેવીરીતે રથનું વહન કરે છે, તેવીરીતે અંતરમાં વ્યાપાર કરનાર મન સ્નેહથી દેહરૂપી રથનું વહન કરે છે.[૪૪] બાળક જેવીરીતે કાદવના પુરૂષની કલ્પના કરે છે, તેવીરીતે મન દેહાંતર વિષયનો સંકલ્પ કરે છે તથા પૂર્વસિદ્ધ દેહનો નાશ કરે છે.[૪૫] ચિત્ત છે તેજ પુરૂષ છે માટે ચિત્તે કરેલું તેજ કરેલું કહેવાય. અસત્સંકલ્પની કલ્પનાથી ચિત્તને બંધન થાય છે તથા કલ્પનાનો ત્યાગ કરવાથી ચિત્ત મુક્ત થાય છે.[૪૬] આ દેહ છે, આ અંગ છે તથા આ મસ્તક છે, એવીરીતે અતિવિકારવાળું મન છે તેજ કલ્પના કરે છે.[૪૭] મન પોતે નિશ્ચયપણાથી એક જીવમાંથી બીજા જીવપણાને પામે છે. એપ્રમાણે અહંકારથી મન પોતે અનેકપણાને પામે છે.[૪૮] દેહની વાસનાએકરી, બીજાં પાર્થિવ શરીર છે નહિ તોપણ મન પોતાની ઈચ્છાથી જુવે છે.[૪૯] આ પ્રમાણે કલ્પના કરનારૂં

મન જ્યારે સત્યપરમાત્માનો વિચાર કરે છે ત્યારે શરીરની ભાવનાનો ત્યાગ કરી પરમ નિર્વૃતિ પામે છે.[૫૦] તમે જ્યારે સમાધિમાં હતા ત્યારે આ તમારા પુત્રનું મન, પોતાના મનોરથના માર્ગદ્વારા ઘણે દૂર ચાલ્યું ગયું.[૫૧] પક્ષી માળામાંથી ઉડી આકાશમાં જાય, તેવીરીતે તમારા પુત્રનું મન, આ દૃશ્યમાનદેહનો મંદરપર્વતમાં ત્યાગ કરી ઇંદ્રિલોકમાં ગયું.[૫૨] ત્યાં ગયા પછી મંદારવૃક્ષના કુંજમાં, પારિજાતવૃક્ષની તળે, નંદનવનમાં તથા લોકપાલના નગરમાં બત્રીશ યુગસુધી, ભ્રમર કમલિનીનું સેવન કરે, તેવીરીતે તેણે 'વિશ્વાચી' નામની અપ્સરાનું સેવન કર્યું.[૫૩.૫૪] ત્યારપછી રાત્રિની ઝાકળનો ક્ષય થાય, તેવીરીતે તીવ્રવેગથી થયેલા સંકલ્પને લીધે કલ્પિતપુણ્યનો ક્ષય થયો ત્યારે પુષ્પનાં આભરણ કરમાઈ ગયાં, અવયવનો ઉલ્લાસ ખિન્ન થઈ ગયો અને પાકેલું ફળ પૃથ્વીઉપર પડે, તેવીરીતે તે અપ્સરાસહિત તેનું પૃથ્વીઉપર પતન થયું.[૫૫-૫૬] એ પ્રમાણે દેવતાના શરીરનો ત્યાગ કરી, ભૂતાકાશમાં પ્રાપ્ત થયા પછી તેણે પૃથ્વીમાં જન્મ ધારણ કર્યો.[૫૭] પ્રથમ દશાર્ણદેશમાં બ્રાહ્મણના ઘેર તેનો જન્મ થયો. ત્યારપછી તે કોશલદેશમાં રાજા* થયો. ત્યારપછી પારધી થયો. ત્યારપછી ત્રિપથગાનદીના કાંઠે હંસની યોનિમાં તેનો જન્મ થયો.[૫૮] ત્યારપછી સૂર્યવંશમાં 'પૌંડ્ર' નામનો રાજા થયો. ત્યારપછી તે સૌર તથા શાલ્વદેશમાં બીજાને મંત્રનો ઉપદેશ કરનાર થયો. ત્યારપછી એક કલ્પસુધી વિદ્યાધરની યોનિમાં તેનો જન્મ રહ્યો. ત્યારપછી પાછો બ્રાહ્મણના ઘેર જન્મ થયો.[૫૯] ત્યારપછી મદ્રદેશમાં રાજા થયો. ત્યારપછી 'સમંગા' નામની નદીના કાંઠે તપસ્વી બ્રાહ્મણના ઘેર તેનો જન્મ થયો અને 'વાસુદેવ' એવું તેનું નામ પડ્યું.[૬૦] એ વિના પણ વાસનાને લીધે બીજી કેટલીક, વિષમ તથા વિચિત્રયોનિમાં તેનો જન્મ થયો હતો.[૬૧] વિંધ્યાચળમાં તથા કૈકટદેશમાં તે ભીલ્લ થયો હતો, સૌવીર× દેશમાં તે રાજા થયો હતો, §ત્રિગર્તદેશમાં તે ગધેડો થયો હતો.[૬૨] કિરાતદેશમાં તેનો વાંસની ઝાડીમાં જન્મ થયો હતો, ચીનદેશમાં હરિણની યોનિમાં તેણે અવતાર લીધો હતો, તાડના વૃક્ષની નીચે તે સર્પરૂપે ઉત્પન્ન થયો હતો. તમાલના ઝાડનીચે તે વનકુક્કુટ (વનનો કુકડો) થયો હતો.[૬૩] તથા પ્રથમ જ્યારે તે મંત્રને જાણનાર થયો હતો ત્યારે, વિદ્યાધરના નગરની પ્રાપ્તિ થાય એવી વિદ્યાનો તેણે જપ કર્યો હતો, તેથી તેનો વિદ્યાધરની યોનિમાં જન્મ થયો હતો.[૬૪] તે સમયે તે હાર, કુંડળ તથા મુકુટથી તેમજ પોતાની લીલાથી સ્ત્રીઓને આનંદ ઉપજાવનાર હતો; તેથી નાયિકારૂપી કમલિનીનો સૂર્ય હોય નહિ શું ? તથા બીજી કામદેવની મૂર્તિ હોય નહિ શું ? તેવીરીતે તે વિદ્યાધરની સ્ત્રીઓને પ્રિય હતો તથા ગંધર્વનગરના ભૂષણરૂપ હતો.[૬૫] એપ્રમાણે એક કલ્પસુધી તે વિદ્યાધર રહ્યો. ત્યારપછી કલ્પસમયે જ્યારે બાર સૂર્યનો સાથે ઉદય થયો ત્યારે પતંગ અગ્નિમાં ભસ્મ થઈ જાય, તેવીરીતે તે સૂર્યનાં કિરણથી ભસ્મ થઈ ગયો.[૬૬] અને માળાવિનાની પક્ષિણી આકાશમાં ભમે, તેવીરીતે તેની વાસના જગતના નિર્માણરહિત વિસ્તારવાળા આકાશમાં ભમવા લાગી.[૬૭] ત્યારપછી બ્રહ્માની રાત્રિ સમાપ્ત થઈ ત્યારે, વિચિત્ર આરંભ કરનાર સંસારની

* શુક્રાચાર્યના રાજા, પારધી તથા હંસ વગેરે અવતાર પ્રથમ લખ્યા નથી તોપણ અહિં લખ્યા છે તેપરથી તે અવતાર થયા છે, એમ સમજવાનું છે.

× સૌવીરદેશને હાલમાં કચ્છ કહે છે. § ત્રિગર્તદેશને હાલમાં પંજાબ કહે છે.

રચનાનો પ્રારંભ થયો, તેમાં એ તમારા પુત્ર શુક્રાચાર્યની વાસના ચલાયમાન થઇ બ્રાહ્મણ-પણાને પામી, તેથી આજ સત્યયુગમાં પૃથ્વીમાં બ્રાહ્મણના ઘેર તેનો જન્મ થયો છે અને 'વાસુદેવ' એવું તેનું નામ છે. તેમજ તે બુદ્ધિમાનના સમૂહમાં સમગ્રશાસ્ત્રનું અધ્યયન કરનાર છે.[૬૮-૭૧] હે મહામુને ! એ પ્રમાણે તમારો પુત્ર શુક્ર એક કલ્પસુધી વિદ્યાધરપણું ભોગવીને, બ્રાહ્મણની યોનિમાં જન્મેલો છે તથા હમણાં સમંગાનદીના કાંઠે તપશ્ચર્યા કરે છે.[૭૨] એવીરીતે વિવિધપ્રકારની વિષયવાસનાને અનુસરવાથી જગતમાં ખેર તથા કરંજના જેવી ભયંકર ગુહામાં, વિચિત્રગર્ભવાસમાં તથા અતિ ધાટી વનની સ્થલીમાં તમારો પુત્ર ભમેલો છે.[૭૩]

**विविधविषयवासनानुवृत्त्या खदिरकरंजकरालकोटरासु ।**
**जगति जठरयोनितां प्रयातो गहनतरासु च काननस्थलीषु ॥ ७३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'કાલવચન' નામનો દસમો સર્ગ સંપૂર્ણ. ૧૦**

## सर्ग ११ मो* ભૃગુઋષિ અને કાળનો સંવાદ

**काल उवाच । अथोद्दामतरंगौघभांकार णितानिले ।**
**तीर एव तरंगिण्यास्तपस्तपति ते सुतः ॥ १ ॥**

કાળ ભૃગુઋષિને કહે છેઃ—હે ભૃગો ! અત્યંત તરંગના સમૂહની ધ્વનિથી પવન જે સ્થળે શબ્દ કરે છે એવી સમંગાનદીના કાંઠે તમારો પુત્ર આજ તપ કરે છે.[૧] તેણે જટા તથા રૂદ્રાક્ષનાં વલય ધારણ કરેલાં છે તથા સર્વ ઇંદ્રિયોનો શ્રમ જીતેલો છે. એવીરીતે સ્થિર તપમાં તેને આઠસો વર્ષ થયાં છે.[૨] માટે હે મુને ! જો તમારે સ્વપ્ન તથા મનના ભ્રમરૂપ તમારા પુત્રને જોવાની ઇચ્છા હોય તો તમે જ્ઞાનદૃષ્ટિથી ( સમાધિ કરી ) તેને જુઓ.[૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ—જગતના ઈશ્વર તથા સમાનદૃષ્ટિવાળા કાળે જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે મુનિએ પોતાના પુત્રનું ચરિત્ર જ્ઞાનદૃષ્ટિથી જોયું.[૪] તે સમયે બુદ્ધિરૂપી દર્પણમાં પ્રતિબિંબરૂપે રહેલું પોતાના પુત્રનું સઘળું વૃત્તાંત એક મુહૂર્તમાં તેમના જોવામાં આવ્યું.[૫] એ પ્રમાણે સમંગાનદીના કાંઠે પોતાનો પુત્ર તપ કરે છે ત્યાંસુધીનું તેનું વૃત્તાંત જોયા પછી, પુત્રની ચિંતાનો ત્યાગ કરી, મંદરપર્વતમાં કાળની પાસે રહેલા પોતાના શરીરમાં તેમણે પાછું અનુસંધાન કર્યું.[૬] ત્યારપછી વિસ્મયથી આશ્ચર્યવાળી દૃષ્ટિએકરી કાળની તરફ નજર કરી, પુત્રના સ્નેહનો ત્યાગ કરી ભૃગુઋષિએ કાળને નીચેપ્રમાણે કહ્યું.[૭]

ભૃગુઋષિ કહે છેઃ—હે ભગવન્ ! હે ભૂતભવ્યેશ ! અમારૂં ચિત્ત રાગ વગેરેથી મલિન થયેલું છે માટે અમે અજ્ઞાની છીએ અને તમારા જેવાઓની બુદ્ધિ ત્રણ કાળને જાણનારી છે.[૮] અનેક પ્રકારના વિકારથી યુક્ત આ જગતની સ્થિતિ અસત્ય છતાં સત્ય હોય તેમ જણાય છે અને તે વિદ્વાનમાણસને પણ વિભ્રમ ઉત્પન્ન કરે છે.[૯] ઇંદ્રિજાળની પેઠે માયા અને મોહ ઉત્પન્ન કરનાર, મનોવૃત્તિનું રૂપ જે તમારી અંદર રહેલું છે તેને તમેજ જાણો છો.[૧૦] હે ભગવન્ ! આ મ્હારા પુત્રનું કલ્પસુધી મૃત્યુ નથી તે છતાં તેને મરેલો દેખી મ્હારા મનને એવો સંભ્રમ

* આ અગીઆરમા સર્ગમાં પુત્રનું વૃત્તાંત જોવાથી, ભૃગુની યોગદશાનું તથા જગતની સ્થિતિ મનની ક્રીડામાત્ર છે, એ વિષેનું કાળના સંવાદદ્વારા વર્ણન કરવામાં આવશે.

ઉત્પન્ન થયો કે મ્હારા પુત્રના આયુષ્યનો ક્ષય થયો નથી તે છતાં કાળ તેનું હરણ કરી ગયો. એવીરીતે દૈવના પરવશપણાથી મ્હારી તુચ્છ ઇચ્છાનો ઉદય થયો.[૧૧,૧૨] અમે સંસારની ગતિને જાણીએ છીએ તોપણ, સંપત્તિ અને આપત્તિનેલીધે હર્ષ અને ખેદને વશ થઇએ છીએ.[૧૩] હે ભગવન્! અયોગ્ય કાર્ય કરનારઉપર ક્રોધ કરવો તથા યોગ્ય કાર્ય કરનારઉપર પ્રસન્ન થવું એવી સંસારમાં સ્થિતિ રહેલી છે.[૧૪] અમુક કાર્ય અવશ્ય કરવું જોઇએ તથા અમુક કાર્ય ન કરવું જોઇએ, એવો જ્યાંસુધી નિશ્ચય છે ત્યાંસુધીજ જગતનો ભ્રમ છે; પણ તે જગતના ભ્રમનો તથા ક્રોધ અને પ્રસન્નતાના નિયમનો પણ ત્યાગ કરવો જોઇએ.[૧૫] તમે નિયતિનું પાલન કરનાર છો એવિષે કાંઈ પણ વિચાર કર્યાવિના મ્હેં તમારા ઉપર ક્રોધ કર્યો તેથી હું શિક્ષાને પાત્ર થયેલો છું.[૧૬] હે દેવ ! તમે મ્હારા પુત્રના ચેષ્ટિતનું મને સ્મરણ કરાવ્યું, તેથી સમંગાનદીના કાંઠે મ્હેં મ્હારા પુત્રને દીઠો.[૧૭] આ જગતમાં મન છે તેજ ભૌતિકશરીરની કલ્પના કરે છે માટે મન છે તેજ બે શરીર છે અને મનરૂપી શરીરેકરી આ જગતની ભાવના થાય છે.[૧૮]

કાળ ભૃગુઋષિને કહે છેઃ–હે બ્રહ્મન્ ! તમે સાચું કહ્યું. મન છે તેજ શરીર છે અને કુંભાર ઘડો કરે છે, તેવીરીતે મન સંકલ્પથી દેહને ઉત્પન્ન કરે છે.[૧૯] બાળક જેવીરીતે ભૂતની કલ્પના કરે છે, તેવીરીતે મન મોહથી સંકલ્પેકરી, ન કરેલા આકારને કરે છે તથા કરેલા આકારનો નાશ કરે છે.[૨૦] સંભ્રમ થવો, સ્વપ્ન થવું, મિથ્યા જ્ઞાન થવું તથા ગંધર્વનગર વગેરે અસત્ આકાર નજરે આવવા એ બધી શક્તિ મનમાં રહેલી છે.[૨૧] હે મહામુને! આ સ્થૂળ દૃષ્ટિની દશાના આધારથી મન તથા શરીર એવીરીતે પુરૂષની બે કાયા છે, એમ કહેવામાં આવે છે.[૨૨] આ ત્રણ જગતનું મનના મનનમાત્રથી નિર્માણ થયેલું છે અને તે સત્ પણ નથી તેમ અસત્ પણ નથી તેથી અનિર્વચનીય છે.[૨૩] ચિત્ત અને દેહના અવયવરૂપ લતા હોય નહિ શું ? તેવીરીતે વૃદ્ધિ પામેલી ભેદની વાસનાએકરી, અજ્ઞાનથી થયેલા બે ચંદ્રમાના જ્ઞાનની પેઠે આ જગતનું અનેકપણું ઉત્પન્ન થયેલું છે.[૨૪] ભેદવાસનાએકરી પદાર્થના સમૂહને જોનારૂં મન, ઘટ–પટ વગેરે સર્વ પદાર્થને ભિન્ન જુવે છે.[૨૫] હું કૃશ છું, હું દુઃખી છું, તથા હું મૂઢ છું, ઇત્યાદિ ભાવનાનો ભાવ કરનારૂં મન પોતાના વિકલ્પથી થયેલા સંસારીપણાને પામે છે.[૨૬] મનનથી થયેલું આ કૃત્રિમરૂપ મ્હારૂં નથી કારણ કે તે કૃત્રિમરૂપનો ત્યાગ કરવાથી શાંત અને સનાતન બ્રહ્મનુંજ સ્વરૂપ છે.[૨૭] જેવીરીતે અનેક તરંગવાળા તથા સ્પંદપણું શાંત થવાથી કલ્લોલની પંક્તિથી શોભતા વિસ્તારવાળા સમુદ્રમાં સમાન, સ્વચ્છ, શુદ્ધ, સ્વાદિષ્ટ, શીતળ, અવિનાશી, વિસ્તીર્ણ, મહા મહિમાવાળા તથા સ્ફુટ જળના વિષે ન્હાનો તરંગ પોતાના સ્વભાવથી જ્યારે પોતાના રૂપની ભાવના કરે, ત્યારે પોતાના વિકલ્પથી 'હું ન્હાનો છું' એવી ભાવના કરે છે. ૨૮-૩૦ મ્હોટો તરંગ પોતાના સ્વભાવથી જ્યારે, પોતાના રૂપની ભાવના કરે, ત્યારે પોતાના વિકલ્પથી 'હું મ્હોટો છું' એવી ભાવના કરે છે.[૩૧] વળી ન્હાનો તરંગ 'મ્હારૂં રૂપ ભ્રષ્ટ થયું છે' એમ માની પાતાળની ભાવના કરે છે તથા પડી જવાના ભયથી તીરની ભૂમિ પ્રત્યે જાય છે.[૩૨] 'એક પળ પહેલાંજ મ્હારો જન્મ થયો છે' એમ માની સૂર્યનાં કિરણથી યુક્ત, રત્નસમૂહસહિત પોતાની કાંતિથી તે તરંગ આનંદ પામે છે.[૩૩] જ્યારે તરંગમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે ત્યારે 'હું શીતળ છું' એમ તે માને છે. કાંઠે રહેલા પર્વતના દાવાનળનું

જ્યારે તરંગમાં પ્રતિબિંબ પડે છે ત્યારે 'મ્હારૂં શરીર બળે છે' એમ માની તે ભય પામે છે તથા 'હું દગ્ધ થયો' એમ માની મૌન ધારણ કરી કંપવા લાગે છે. જ્યારે તરંગમાં કાંઠે રહેલા પર્વત તથા વનનાં વૃક્ષનું પ્રતિબિંબ પડે છે, ત્યારે 'હું મ્હોટા આરંભના સંરંભથી યુક્ત છું' એમ માની તે પોતાના કૃતાર્થપણાથી શોભે છે. જ્યારે તરંગમાં ચપળ પવન પ્રવેશ કરે છે ત્યારે ચપળ શરીરનો અત્યંત નાશ થવાથી 'હું ખંડ ખંડ થઈ ગયો છું' એમ માની તે રૂદન કરતો હોય એમ દેખાય છે. (જો કે તરંગની આવી વિચિત્રસ્થિતિ દેખાય છે તોપણ ખરૂં જોતાં) તે તરંગો સમુદ્રથી જૂદા નથી, તેમ તેનું કાંઇ સત્ તથા અસત્‌મયરૂપ પણ નથી. હ્રસ્વ–દીર્ઘ વગેરે ગુણ મોજાંમાં નથી તેમ તે મોજાં હ્રસ્વ–દીર્ઘ વગેરે ગુણમાં નથી.[૩૪-૩૮] સમુદ્રમાં તરંગ રહેલા નથી, તેમ નથી રહેલા એમ પણ નથી. માત્ર સમુદ્રમાં જે તરંગો જોવામાં આવે છે તે સંકલ્પથી જૂદાપણાના ભેદમાટે કલ્પેલા છે.[૩૯] વારંવાર તરંગોનો નાશ થાય છે તથા વારંવાર ઉત્પન્ન થાય છે અને જ્યારે તે એક–બીજામાં ભેળસેળ થાય છે ત્યારે તેમાં ભિન્નતા જણાતી નથી, પણ તે સર્વ તરંગનું એક જળ એજ સામાન્યરૂપ છે. તેજ પ્રમાણે વિસ્તારવાન, સ્વચ્છ, શુદ્ધ, નિરામય, બ્રહ્મમાત્ર, વિસ્તારવાળા, રૂપવાન, સર્વ શક્તિમાન તથા આદિ–અંતથી રહિત બ્રહ્મના વિષે, વિચિત્ર આચારથી ચંચળ આ જગત અભિન્ન છતાં ભિન્ન દેખાય છે અને અનેકપ્રકારની શક્તિથી પોતાના શરીરમાં અનેકપ્રકારની સ્થિતિ પામે છે.[૪૦-૪૩] જળમાં તરંગ રહેલા છે, તેવીરીતે બ્રહ્મના વિષે સ્ત્રી, પુરૂષ અને નપુંસકના રૂપેકરી બ્રહ્મજ રહેલું છે.[૪૪] બ્રહ્મવિના જગતના નામની કલ્પના છે નહિ, થઇ નથી અને થશે પણ નહિ. ખરૂં જોતાં બ્રહ્મ અને જગતમાં કાંઇ પણ ભેદ નથી.[૪૫] માટે આ સંપૂર્ણ જગત બ્રહ્મરૂપજ છે, એમ યત્નથી નિશ્ચય કરો અને અન્ય સર્વ પદાર્થનો ત્યાગ કરો.[૪૬] અનેકપ્રકારના રૂપવાળી, એક રૂપવાળી, હજારો વૈરૂપ્ય કરનારી તથા નિયત આકારવાળી નિયતિ (પદાર્થની સત્તા) પદાર્થમાં રહેલી છે.[૪૭] જડપદાર્થમાં જડસત્તા રહેલી છે તથા ચૈતન્યપદાર્થમાં ચૈતન્યરૂપ સત્તા રહેલી છે; એ પ્રમાણે વાસનારૂપિણી શક્તિ આત્માના પોતાના સ્વરૂપમાં રહેલી છે.[૪૮] અનેકપ્રકારના રૂપવાળા સ્પંદથી જેમ સમુદ્ર પૂરાયેલો છે, તેમ જે આ વિસ્તારવાળા આકારવાળું જણાય છે તે બ્રહ્મરૂપજ છે.[૪૯] સમુદ્રનું જળ સમુદ્રમાં જેવીરીતે અનેકપણાનો (વિચિત્ર મોજાંનો) અંગીકાર કરે છે, તેવીરીતે આત્મા પોતે અનેકપ્રકારના આકારેકરી વિહાર કરવાથી અનેકપણાનો અંગીકાર કરે છે.[૫૦] પણ સમુદ્રના તરંગો જેમ સમુદ્રથી જૂદા નથી, તેમ આ જગતરૂપી સમગ્ર કલ્પના પરમાત્માથી જૂદી નથી.[૫૧] જેવીરીતે એક બીજમાં, શાખા, પુષ્પ, લતા, પત્ર તથા ફળ વગેરે ઉત્પન્ન થવાની સર્વશક્તિ રહેલી છે તથા આકરા તડકામાં જેમ વિચિત્ર વર્ણપણું રહેલું છે, તેમ સત્–અસત્‌રૂપ વિચિત્રશક્તિ પરમાત્મામાં રહેલી છે.[૫૨,૫૩] એકજ વર્ણવાળા મેઘમાંથી જેમ વિચિત્રવર્ણવાળું ઇંદ્રિધનુષ ઉત્પન્ન થાય છે, તેમ વિચિત્રતાથી રહિત એક પવિત્રપદમાંથી વિચિત્રરૂપવાળી આ દૃશ્યસ્થિતિ ઉત્પન્ન થયેલી છે.[૫૪] કરોળીઓ કે જે અજડ છે તેમાંથી જડતંતુનો ઉદય થાય છે તથા અજડપુરૂષમાંથી જેમ સ્વપ્નના રથ વગેરે જડવસ્તુની ઉત્પત્તિ થાય છે, તેમજ અજડવસ્તુમાંથી જડપણાના હેતુરૂપ જડતા ઉત્પન્ન થાય છે.[૫૫] કોશીટો કરનાર કીડો પોતાની ઇચ્છાથી પોતાનુંજ બંધન

થાય એવી ક્રિયા કરે છે, તેમ આત્મા પોતે પોતાના બંધનમાટે વાસનાની વિચિત્રતાનો વિસ્તાર કરે છે.[૫૬] કોશીટો કરનાર કીડો વિસ્મૃતિથી જેમ મજબુત બંધન કરે છે, તેમ આત્મા પોતાની ઇચ્છાથી વિસ્મૃતિની ભાવના કરી કઠિન બંધન કરે છે,[૫૭] તથા હાથી જેવીરીતે પોતાની ઇચ્છાથી પોતાના બંધનસ્તંભથી મુક્ત થાય; તેવીરીતે આત્મા પોતાની ઇચ્છાથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્ અનુભવ કરી સંસારના બંધનથી મુક્ત થાય છે.[૫૮] આત્મા પોતે જેવી ઇચ્છા કરે છે તેવીરીતે શીઘ્ર અને મહાન પોતાની શક્તિએકરી પરિપૂર્ણ થાય છે.[૫૯] ઘણા દિવસની ભાવનાએકરી દૃઢ કરેલી વાસનારૂપી શક્તિ વર્ષાઋતુની મ્હોટી આકળની પેઠે પોતાના યોગસ્વરૂપને પામે છે.[૬૦] જે ઋતુ જેવીરીતે સ્થિતિ પામે છે તેવીજ રીતે ઋતુને અનુસરી વૃક્ષની સ્થિતિ પોતાની મેળે થાય છે, તેજ પ્રમાણે જે શક્તિ ઉદય પામે છે, તન્મયપણાને આત્મા પણ પામે છે.[૬૧] તથાપિ આત્માને મોક્ષ પણ નથી તેમ બંધન પણ નથી ત્યારે બંધન અને મોક્ષની દૃષ્ટિ કયાંથી ઉત્પન્ન થઈ તે હું જાણતો નથી. સારાંશ કે બંધ અને મોક્ષની કલ્પના અજ્ઞ–દૃષ્ટિથી છે પણ જ્ઞાન–દૃષ્ટિથી નથી.[૬૨] બંધન પણ નથી તેમ મોક્ષ પણ નથી તે છતાં પુરૂષ બંધન અને મોક્ષના વિકારવાળો જણાય છે, કારણ કે તેનું નિત્યસ્વરૂપ અવિદ્યારૂપી વાસનાએ-કરી ભોક્તૃ–ભોગ્યાદિ ભાવથી ઢંકાયેલું છે અને તેજ માયામય જગત છે.[૬૩] જ્યારે આત્મા પોતાના ચિત્તમાં વિચાર કરે છે ત્યારે કોશકારની પેઠે અવિદ્યાએકરી બંધન થાય છે, તથા તેમાંથી અન્યોન્યરૂપ, વિકલ્પિત શરીરવાળી કરોડો મનની શક્તિ ઉત્પન્ન થાય છે.[૬૪,૬૫] સમુદ્રમાંથી થયેલાં મોજાં તથા ચંદ્રમાંથી નીકળેલાં કિરણો સમુદ્રમાંથી અને ચંદ્રમાંથીજ ઉત્પન્ન થયેલાં છે, તેમાંજ રહે છે તથા તેનું ભિન્નરૂપ પણ છે; તેજ પ્રમાણે આત્મામાંથી ઉત્પન્ન થયેલું આ જગત છે.[૬૬] આ સ્પંદમય વિસ્તારવાળા પરમાત્મારૂપી સમુદ્રમાં ચિન્માત્રરસથી શોભતું ચૈતન્યરૂપી જળ રહેલું છે તેમાં કેટલાક મોજાં સ્થિર બ્રહ્મા તથા વિષ્ણુપણાને પામેલાં છે, કેટલાંક રૂદ્રપણાને પામેલાં છે, કેટલાંક પુરૂષપણાને પામેલાં છે તથા કેટલાંક દેવપણાને પામેલાં છે.[૬૭,૬૮] (તે મોજાં યમ, ઇંદ્ર, સૂર્ય, અગ્નિ તથા કુબેર વગેરેરૂપે સ્ફુરે છે, ચપળ એષણાવાળાં તે મોજાં નાશ પામે છે, ઉત્પન્ન થાય છે તથા સ્થિર રહે છે. કેટલાંક ઉગ્ર મોજાં કિન્નરગણ, ગંધર્વગણ, વિદ્યાધરગણ તથા દેવતા વગેરેના રૂપથી ઉત્પન્ન થાય છે તથા પડે છે. કેટલાંક મોજાં કમળની પેઠે સ્થિર આકારવાળાં હોય છે; તથા દેવતા અને મનુષ્યની પેઠે કેટલાંક મોજાં ઉત્પન્ન થઈ પાછાં નાશ પામે છે.) કેટલાંક કૃમિ, કીટ, પતંગ, સર્પ, બળદ, મશક તથા અજગર વગેરેના રૂપે રહેલાં છે. કેટલાંક મ્હોટા સમુદ્રમાં જળનાં બિંદુની પેઠે સ્ફુરે છે.[૬૯] વનમાં પર્વતના કુંજમાં જેવીરીતે વાયુના પ્રબળપણાથી વૃક્ષ ચપળપણે સ્ફુર્યા કરે છે, તેવીરીતે તે મ્હોટા સમુદ્રમાં મનુષ્ય, મૃગ, ગીધ તથા શિયાળરૂપે કેટલાંક મોજાં સ્ફુરે છે.[૭૦] તેમાંના કેટલાંકનું દીર્ઘ જીવિત છે, કેટલાંકનું અલ્પ જીવિત છે તથા કેટલાંકનું તુચ્છ શરીર છે તથા કેટલાંકનું અતુચ્છ શરીર છે.[૭૧] સંસારના સ્વપ્નરૂપી સંરંભમાં કેટલાંક મોજાં ચિરસ્થાયી છે, કેટલાંક અનેક પ્રકારના વિકલ્પથી મોહ પામેલાં છે તથા કેટલાંક જગતના સ્થિરપણાની સંભાવના કરે છે[૭૨] કેટલાંક અલ્પભાવનાવાળાં હોય છે, કેટલાંક દીનતાના દોષથી વશ થયેલાં હોય છે તથા કેટલાંક 'હું કૃશ છું, હું દુઃખી છું અને હું મૂઢ છું' એવીરીતના દુઃખથી વશ થયેલાં હોય છે.[૭૩]

કેટલાંક સ્થાવરપણાને પામેલાં છે, કેટલાંક દેવપણાને પામેલાં છે, કેટલાંક પુરૂષપણાને પામેલાં છે તથા કેટલાંક સમુદ્રપણાને પામેલાં છે.[૭૪] તેમાંના કેટલાંક જગતમાં ઘણાક કલ્પસુધી મોક્ષ પામ્યા વિના પડયાં રહે છે તથા કેટલાંક ચંદ્રનીપેઠે જ્ઞાનામૃતથી સંપૂર્ણ હોવાથી શુદ્ધતાનેલીધે પરમ મોક્ષપદવીને પામે છે. એ પ્રમાણે બ્રહ્મરૂપી સમુદ્રમાંથી 'મનન'એવા નામનાં ચિત્‌સંવેદનરૂપી ચપળ મોજાં ઉત્પન્ન થયેલાં છે.[૭૫] काश्चित् स्थिता जगति कल्पशतान्यमल्पाः काश्चिद्व्रजंति परमं पदमिन्दुशुद्धाः।। ब्रह्मार्णवात्समुदिता लहरी विलोलाश्चित्संविदो हि मननाप नामवत्यः।।७५।।
શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સંસારપ્રવૃત્તિદર્શન' નામનો અગીઆરમો સર્ગ સંપૂર્ણ

---

## सर्ग १२ मो* મોહથી થયેલી વિચિત્રતાની વિવર્તતા

**काल उवाच।** सुरासुरनराकारा इमा या संविदो मुने।
ब्रह्मार्णवादभिन्नास्ताः सत्यमेतन्मृषेतरत् ॥ १ ॥

કાળ ભૃગુઋષિને કહે છેઃ—હે મુને ! દેવતા, દૈત્ય અને મનુષ્યના આકારનું જે આ જ્ઞાન છે તે બ્રહ્મરૂપી સમુદ્રથી અભિન્ન છે એ વાત સત્ય છે અને ભિન્ન માનવું એ મિથ્યા છે.[૧] પોતાના વિકલ્પથી કલંકિત થયેલા, મિથ્યાભાવનાએકરી 'અમે બ્રહ્મ નથી' એમ અંતઃકરણમાં નિશ્ચય થવાથી નિકૃષ્ટદશાને પામી ગયા છે.[૨] બ્રહ્મરૂપી સમુદ્રમાંગયા હોય તોપણ બ્રહ્મથી જૂદાપણાનું ભાન રાખનાર, ભયંકર ભવાટવીમાં મોહથી ભમ્યા કરે છે.[૩] બ્રહ્મસંબંધી જ્ઞાન જ્યારે દેહાત્મભાવનું વારંવાર અનુસંધાન કરવાથી કલંકિત થાય છે, ત્યારે તે પુણ્યઅને પાપની પ્રવૃત્તિના બીજરૂપ છે, તે છતાં નિષ્ક્રિય બ્રહ્મરૂપજ છે, એમ તમે સમજો.[૪] હે મુને! અંતઃકરણમાં સંકલ્પરૂપ કલ્પનાએકરી, કર્મજાળરૂપી કરંજનાં બીજની કરાળ (ભયંકર) મુઠથી આ જગતમાં શરીરરૂપી પાણાની પંક્તિનો વિસ્તાર થયેલો છે તે એમનેએમ સ્થિતિ પામે છે, નૃત્ય કરે છે, રૂદન કરે છે તથા કોઈ સમયે હાસ્ય પણ કરે છે; અને બ્રહ્મલોકથી માંડીને થુંમડાસુધી સ્પંદનધર્મથી જેમ પવન રહેલો છે, તેમ જગતમાં વિસ્તાર પામેલાં શરીર ઉલ્લાસ પામે છે, લય પામે છે, કરમાઈ જાય છે તથા પ્રકાશ પામે છે.[૫-૭] તેમાંનાં કેટલાંક હરિ તથા હર વગેરે જ્ઞાન તથા ઐશ્વર્યના ઉત્કર્ષપણાથી અતિસ્વચ્છ હોય છે; કેટલાંક ઉરગગણ, મનુષ્ય તથા દેવતા વગેરે અલ્પમોહમાં રહેલાં હોય છે; વૃક્ષ તથા તૃણ વગેરે કેટલાંક અત્યંત મોહમાં રહેલાં હોય છે; કેટલાંક અજ્ઞાનમાં મૂઢ થવાથી કૃમિ અને કીટપણાને પામેલાં છે; તથા કેટલાંક બ્રહ્મરૂપી સમુદ્રથી દૂર તૃણની પેઠે તણાઇ જાય છે અને ઉરગગણ તથા વૃક્ષ વગેરે કોઈપણ ભૂમિને પ્રાપ્ત થયેલાં નથી.[૮-૧૦] એ પ્રમાણે સંસરણના ક્રમથી મનુષ્ય વગેરેના ભાવને પામ્યા પછી સંસારની વિશ્રાંતિના કારણભૂત જ્ઞાનભૂમિનો ઉપદેશ શાસ્ત્રથી જાણ્યા પછી પણ જેમ જેમ જન્મ થાય છે તેમ તેમ કાળરૂપી વૃદ્ધ ઉંદર તેને દુઃખ દે છે.[૧૧] કેટલાંક બ્રહ્મતત્ત્વરૂપી મ્હોટા સમુદ્રની વચ્ચે આવીને પોતાના દેહસહિત હરિ, બ્રહ્મા તથા હર વગેરે જીવન્મુક્તપણાને પામી ગયાં છે.[૧૨] કેટલાંક અલ્પમોહવાળા બ્રહ્મરૂપી સમુદ્રનો પાર ન પામવાથી સમાધિનુંજ અવલંબન કરી રહેલાં છે.

* આ બારમા સર્ગમાં અગીઆરમા સર્ગમાં કહેલા સમુદ્ર તથા તરંગના દૃષ્ટાંતથી આત્માને વિકારીપણું પ્રાપ્ત થયું તે વિકારીપણું મટાડીને મોહથી થયેલી વિચિત્રતાનું વિવર્તપણું કહેવામાં આવશે.

કેટલાંકને અધિકારી દેહની પ્રાપ્તિ થવાથી જ્ઞાન પ્રકાશ થાય છે તોપણ રાગથી અંધ થવાનેલીધે, તામસી ભૂતજાતિને ઘણાક જન્મ ભોગવ્યા પછી પણ બીજા કેટલાક જન્મ ભોગવવામાટે સંસારમાં એમનેએમ સ્થિર રહે છે;[૧૩,૧૪] તથા હાથમાંથી ફળ નીચું પડે, તેવીરીતે કેટલાંક ઊંચપણામાંથી નીચપણાને પામે છે. કેટલાંક ઊંચથી ઊંચ થાય છે તથા કેટલાંક નીચથી પણ નીચ થાય છે.[૧૫] એ પ્રમાણે ઘણાંક સુખ તથા દુઃખની અક્ષય ખાણરૂપ આ જીવપણું, પરમપદનું અસ્મરણ થવાથી પ્રાપ્ત થાય છે તથા ગરૂડનું સ્મરણ કરવાથી જેવીરીતે વિષવ્યથાની શાંતિ થાય છે, તેવીરીતે પરમપદનું સ્મરણ કરવાથી જીવપણાની શાંતિ થાય છે.[૧૬]

**बहु सुखदुःखकराकराक्षयेयं परमपदास्मरणात्समागतेह ।**
**परमपदावगमात्प्रयाति नाशं विहगपतिस्मरणाद्विषव्यथेव ॥ १६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સંસારોત્પત્તિવિસ્તારવર્ણન'નામનો બારમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૩ મો* મનની શક્તિનું વર્ણન અને ભૃગુએ શુક્રપાસે જવાને તૈયારી કરી

**काल उवाच । एतासां भूतजातीनामूर्मीणामिव सागरात् ।**
**विविधानां विचित्राणां लतानामिव माधवे ॥ १ ॥**

કાળ ભૃગુઋષિને કહે છેઃ–હે ઋષે! વિવિધ તથા વિચિત્રલતાનું જેવીરીતે વસંતઋતુમાં કૃતાર્થપણું છે, તેવીરીતે સાગરમાંથી જેમ તરંગ ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મામાંથી જેનો ઉદય થયો છે તેમાંથી, જેઓએ મનનો મોહ જીતેલો છે તથા જેઓ પર–અવરને જાણનાર છે તેઓ કૃતાર્થ છે તથા યક્ષ, ગંધર્વ અને કિન્નર વગેરે તેવા કૃતાર્થ જીવન્મુક્તપણે ભમ્યા કરે છે.[૧-૨] તે વિનાના બીજા સ્થાવર અને જંગમ ભીંત તથા લાકડાંની પેઠે મૂઢ છે તથા કેટલાક ક્ષીણ મોહવાળા છે તેને માટે કાંઇ વિચાર કરવાની જરૂર નથી.[૩] લોકમાં જ્ઞાન થવાને યોગ્ય ભૂત–પ્રાણીમાત્રને આત્મસિદ્ધિનેમાટે વિવેકીમાણસે કલ્પેલાં શાસ્ત્રો વિહાર કરે છે.[૪] જેઓનું અંતઃકરણ શુદ્ધ છે તેવાં માણસો પોતાનાં દુષ્કર્મનો નાશ થવામાટે જે શાસ્ત્રનો વિચાર કરે તો તેમની બુદ્ધિ નિર્મળ થાય છે.[૫] સૂર્ય આકાશમાં વિહાર કરે તેથી રાત્રિસંબંધી અંધકારનો નાશ થાય, તેવીરીતે સત્શાસ્ત્રનો વિચાર કરવાથી મનના મોહરૂપી અંધકારનો નાશ થાય છે.[૬] જ્યાંસુધી મનનો ક્ષય થયો નથી ત્યાંસુધી મોહ થાય છે પણ સિદ્ધિ થતી નથી, ક્ષીણ ન થયેલું મન ઝાકળની પેઠે ઢાંકીને ભૂતની પેઠે નૃત્ય કરે છે.[૭] હે મુને! સર્વ દેહધારી મનુષ્યમાત્રને મન છે તેજ સુખ–દુઃખના અર્થને ભોગવે છે પણ માંસમય શરીર સુખ–દુઃખના અર્થને ભોગવતું નથી.[૮] જે આ પાંચ મહાભૂતથી બનેલો માંસ તથા હાડકાંનો સમૂહ દેખાય છે તે મનના વિકલ્પમાત્રથી છે પણ પરમાર્થથી વિચાર કરતાં દેહ છેજ નહિ.[૯] હે મુને! તમારા પુત્રે મનરૂપી શરીરેકરી જે કર્યું, તે તેને પ્રાપ્ત થયું છે એમાં અમારો કાંઇ અપરાધ નથી.[૧૦] લોક પોતાની વાસનાએકરી જે જે કર્મ કરે છે, તે તેવીજરીતે તેને પ્રાપ્ત થાય છે તેમાં બીજાને કર્તાપણું નથી.[૧૧] માણસ પોતાની મનોવાસનાએકરી અનુસંધાનથી જે નિશ્ચય કરે છે, તે માણસનો તે નિશ્ચય,

---

* આ તેરમા સર્ગમાં મનની શક્તિનું વર્ણન કરી ભૃગુઋષિ તથા કાળે શુક્રાચાર્યની પાસે જવાને માટે તે સ્થાનકેથી ઉત્થાન કર્યું, એટલું કહેવાશે.

બીજો પૃથ્વીનો રાજા હોય તોપણ કરવાને સમર્થ થતો નથી.[૧૨] જે જે સર્ગ તથા નરકના ભોગ છે તથા જે જે જન્મ અને મરણની એષણા છે, તે સઘળું મનના મનનમાત્રથીજ છે. માટે મનનું જરાક ચલન થવું એ પણ દુઃખરૂપ છે.[૧૩] હું તમને વધારે શું કહું ? તમે ઉભા થાઓ અને જ્યાં તમારો પુત્ર છે ત્યાં આપણે જઇએ.[૧૪] તમારો પુત્ર શુક્ર, પોતાના મનરૂપી શરીરથી સ્વર્ગનું સુખ ભોગવ્યા પછી, આકાશ વગેરેના ક્રમથી પૃથ્વીમાં અવતરી, ચંદ્રકિરણના સંયોગેકરી ઔષધિમાં પ્રવેશ કરી, અનુક્રમે અનેક જન્મ પામીને હમણાં સમંગાનદીના કાંઠે તપ કરતો બેઠો છે.[૧૫] તમારા પુત્ર શુક્રનો પ્રાણરૂપી પવન ચેતનશક્તિમાંથી મુક્ત થયા પછી, ઝાકળપણાને પામી ચંદ્રકિરણના સંપર્કથી ધાન્યદ્વારા પુરૂષના વીર્યમાં પ્રવેશ કરી સ્ત્રીના ગર્ભપણાને પામેલો છે.[૧૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ—એ પ્રમાણે કાળે કહ્યા પછી, જગતની ગતિનેમાટે હાસ્ય કરતો હોય નહિ શું ? તેમ હાસ્ય કરી, સૂર્ય ચંદ્રનો હાથ ઝાલે, તેવીરીતે કાળે પોતાનો હાથ લાંબો કરી ભૃગુઋષિનો હાથ ઝાલ્યો.[૧૭] ત્યારપછી "અહો! દૈવની વ્યવસ્થા આશ્ચર્યકારક છે" એમ કહી, સૂર્યદેવતા ઉદયાચળમાંથી ઉભા થાય, તેવીરીતે ભૃગુઋષિ તે સ્થાનકેથી ઉભા થયા.[૧૮] હે અંગ ! તમાલવૃક્ષથીયુક્ત તે મંદરપર્વતમાંથી તેજના ભંડારરૂપ તે ભૃગુઋષિ અને કાળે જે સમયે સાથે પ્રયાણ કર્યું, તે સમયે મેઘથી યુક્ત નિર્મળ આકાશમાં વિહાર કરવામાટે પૂર્ણિમાના ચંદ્ર તથા સૂર્યે પ્રયાણ કર્યું હોય નહિ શું ? એવા તે બન્ને શોભવા લાગ્યા.[૧૯] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાસારૂ ત્યાંથી ઉઠી સ્નાન કરવા ગઈ, અને રાત્રિ વીત્યાપછી સૂર્યનાં કિરણો ફૂટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિપાસે આવી.[૨૦]

**इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विषयेऽस्तमिनो जगाम ।**
**स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ २० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'ભૃગુસમાશ્વાસન' નામનો તેરમો સર્ગ સંપૂર્ણ. ૧૩**

**વાલ્મીકિનો નવમો દિવસ પૂરો થયો.**

# सर्ग १४ मो*

## કાળ અને ભૃગુ શુક્રપાસે ગયા અને તેને પૂર્વદેહનું સ્મરણ કરાવી આપ્યું

**वसिष्ठ उवाच ।** अथ कालभृगू देवौ मंदराचलकंदरात् ।
गंतुं प्रवावनौ समंगासारितस्तटं ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! ત્યારપછી કાળ અને ભૃગુઋષિએ મંદરપર્વતની કંદરા-(ગુફા)માંથી પૃથ્વીમાં ઉતરીને સમંગાનદીના તટપ્રત્યે જવાની પ્રવૃત્તિ કરી.[૧] તે સમયે પર્વતમાંથી નીચે ઉતરનાર અત્યંત કાંતિવાળા તે બન્નેજણે નવી સુવર્ણમય લતાના સમૂહના કુંજમાં સૂતેલા દેવગણ તથા પક્ષીગણ દીઠા.[૨] તેઓ વલ્લીરૂપ વલય તથા હીંડોળાખાટથી

* આ ચૌદમા સર્ગમાં ભૃગુઋષિ અને કાળે શુક્રાચાર્યપાસે જઇને તેમને સમાધિમાંથી જાગ્રત કર્યા અને પૂર્વના વૃત્તાંતનું સ્મરણ આપ્યું તેથી શુક્રાચાર્યને ફરીથી મંદરપર્વતમાં જવાની ઇચ્છા થઈ, એટલી કથા કહેવાશે.

આકાશમાં ક્રીડા કરતા હતા તથા તેમના હરિણીના જેવા મુગ્ધ કટાક્ષથી કમળનું સ્મરણ થતું હતું.[૩] ત્યારપછી ઊંચી પર્વતની શિલારૂપી આસનનો જેમણે અંગીકાર કરેલો છે એવા સિદ્ધગણને દીઠા. તેઓ, પોતાના શરીરથી ઉત્સાહના આકારને ધારણ કરેલા હોય નહિ શું તથા લીલાથી ત્રણ જગત જોયેલાં હોય નહિ શું ? એવા જણાતા હતા.[૪] તથા નિરંતર પડતાં પુષ્પની ધારારૂપી મેઘમાં તેમણે મજ્જન કરેલું હતું. ત્યારપછી તાલવૃક્ષની પેઠે જેમની સુંઢ ઊંચી રહેલી છે એવા મ્હોટા હાથીઓ તેમણે દીઠા.[૫] તે હાથીઓ મદના ગર્વથી નિદ્રાળુ હતા, મદની મૂર્તિ હોય નહિ શું ? એવા દેખાતા હતા તથા પુષ્પની કેસરાથી રંજીત થયેલા પવનના પરાગથી તેમના કેશ રાતા થયા હતા.[૬] ત્યારપછી પર્વતને ચામર કરતા હોય નહિ શું ? તેવીરીતે રહેલા 'ચમર' જાતિના મૃગોને તેમણે દીઠા. તે મૃગોએ નિરંતર પડતી પુષ્પની ધારારૂપી મેઘમાં મજ્જન કરેલું હતું.[૭] ત્યારપછી તેમણે કિન્નરગણ દીઠા. ત્યારપછી શાખાસુધી સરલપણાને પામેલાં ખજુરનાં વૃક્ષ દીઠાં. ત્યારપછી પરસ્પર ફળનાં તાડનરૂપી ક્રિયાથી રહિત પોલા વાંસ દીઠા.[૮] ત્યારપછી રાતાં અને વિકૃતમુખવાળાં તથા કૂદવામાં કુશળ કેટલાંક વાંદરાં દીઠાં. ત્યારપછી લતારૂપી ચંદરવાથી જેમનાં શિખર ઢંકાઈ ગયેલાં છે એવાં ઉપવનરૂપી મંદિરો દીઠાં.[૯] ત્યારપછી મંદારવૃક્ષનાં પુષ્પથી જેને પ્રહાર થયો છે એવા અપ્સરાસાથે ક્રીડા કરનાર સિદ્ધગણને દીઠા. તેઓ ધાતુથી રાતાં થયેલાં છિદ્રવિનાનાં વાદળાંરૂપી વસ્ત્રથી ઢંકાયેલા હતા.[૧૦] ત્યારપછી સંન્યાસનો જેણે અંગીકાર કરેલો છે એવા બૌદ્ધ હોય નહિ શું? તેવીરીતે રહેલા જનસંચારને અયોગ્ય પર્વતની પાસેના દેશ દીઠા. ત્યારપછી કેટલીક નદીઓ દીઠી, તે નદીઓએ સાગરરૂપી પોતાના પતિપાસે જવાસારૂ ઉત્સાહથી વસંતઋતુમાં થયેલાં પુષ્પ તથા પલ્લવના અલંકારનો અંગીકાર કર્યો હોય એમ જણાતું હતું.[૧૧] ત્યારપછી પવનથી કંપતાં તથા પુષ્પના ભારથી પુષ્ટ અંગવાળાં કેટલાંક વૃક્ષો દીઠાં. તે વૃક્ષો વસંતઋતુની પ્રાપ્તિથી મદનેલીધે હાલતાં હતાં તથા તેની અંદર રહેલા ભ્રમરા નેત્રરૂપે જણાતા હતા.[૧૨] એ પ્રમાણે ચારે બાજુથી પર્વતની શોભાને જોતાં જોતાં, કાળ અને ભૃગુઋષિ સુંદર નગરથી શોભીતી પૃથ્વીપ્રત્યે આવ્યા.[૧૩] ત્યારપછી એક ક્ષણમાં પુષ્પથી જેના તરંગ ચપળ થયેલા છે એવી સમંગાનદીના કાંઠે આવ્યા, તે નદી પુષ્પમય દેખાતી હતી.[૧૪] તેના કોઇએક કાંઠાઉપર ભૃગુઋષિએ પોતાના પુત્રને જોયા. તેનો દેહાંતર થવાથી શુક્રભાવ મટી ગયો હતો.[૧૫] તેમની ઇંદ્રિયો શાંત હતી તથા તેણે સમાધિ ચડાવી હતી. તેમનો મનરૂપી મૃગ ચંચળ નહોતો તથા ઘણા દિવસના શ્રમની શાંતિસારૂ તેમણે લાંબા વખતથી વિશ્રાંતિ લીધી હોય નહિ શું ? એમ દેખાતું હતું.[૧૬] ઘણાક દિવસ ભોગવ્યા પછી ત્યાગ કરેલી તથા હર્ષ–શોકવાળી અનંતસંસારની ગતિનું તે ચિંતવન કરતા હોય, એમ દેખાતું હતું.[૧૭] અનંતજગતમાં આવવા–જવાના અતિશયથી હોય નહિ શું ? તેમ અતિભ્રમિત થયેલા ચક્રની પેઠે તે નિશ્ચળપણાને પામેલા હતા.[૧૮] એકાંતમાં તેમની સ્થિતિ હતી. તે પોતે મનોહર તથા કાંતિથી માત્ર પોતાનો આશ્રય કરી રહેલા હતા. તેમની ચેષ્ટા શાંત થવાથી ચિત્તનો સંભ્રમ તથા સંગ વિરામ પામ્યો હતો.[૧૯] તે નિર્વિકલ્પસમાધિમાં રહેલા હતા. સુખ–દુઃખ વગેરે દ્વંદ્વવૃત્તિથી વિરામ પામ્યા હતા. પોતાની શીતળબુદ્ધિથી અખિલલોકની ગતિને હસતા હોય એમ દેખાતું હતું.[૨૦] તેમણે પ્રવૃત્તિમાત્રનો તથા પ્રવૃત્તિનાં ફળનો પણ

ત્યાગ કર્યો હતો. તેમણે કલ્પનાના સમૂહનો નાશ કરી આત્મસુખનું આલંબન કર્યું હતું.[૨૧] અનંત વિશ્રાંતિથી વિસ્તાર પામેલા આત્મપદમાં તેમણે વિશ્રાંતિ લીધી હતી. પ્રતિબિંબનું ગ્રહણ ન કરનાર શુદ્ધમણિની પેઠે તે રહેલા હતા.[૨૨] ત્યાગ કરવાના તથા ગ્રહણ કરવાના સંકલ્પ-વિકલ્પથી તે રહિત હતા. તેમની બુદ્ધિ બોધવાળી તથા પોતે ધીરજવાન્ હતા. આવી જાતની સ્થિતિવાળા પોતાના પુત્ર શુક્રાચાર્યને ભૃગુઋષિએ સમંગાનદીના કાંઠે જોયા.[૨૩] એવીરીતે ભૃગુઋષિના પુત્રને દેખી કાળે ભૃગુને સમુદ્રના જેવી ગંભીરવાણીથી કહ્યું કે: "આ તમારો પુત્ર છે."[૨૪] ત્યારપછી શુક્રને કહ્યું કે: "જાગૃત થાઓ." આવાં તેનાં વચન સાંભળી, મેઘના શબ્દથી મયૂર જાગૃત થાય, તેવીરીતે શુક્રાચાર્ય સમાધિમાંથી વિરામ પામ્યા;[૨૫] અને નેત્ર ઉઘાડી જોયું તેવામાં પોતાની સન્મુખ, ઉદય પામેલા ચંદ્ર અને સૂર્ય હોય નહિ શું ? તેવીરીતે કાળ અને ભૃગુઋષિને દીઠા.[૨૬] ત્યારપછી વિપ્રનો વેષ ધારણ કરનાર હરિ અને હર હોય નહિ શું ? તેવીરીતે આવેલા તે બન્નેને, કદંબલતાના આસનઉપરથી ઉભા થઇ શુક્રાચાર્યે દંડવત પ્રણામ કર્યા.[૨૭] ત્યારપછી પરસ્પર યોગ્ય સત્કાર કરીને શિલાઉપર બેઠેલા તે ત્રણેજણ, મેરૂપર્વતઉપર બેઠેલા જગત્પૂજ્ય બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના જેવા શોભવા લાગ્યા.[૨૮] ત્યાર પછી સમાધિમાંથી વિરામ પામેલા અને સમંગાનદીના કાંઠે રહેનાર તે બ્રાહ્મણે ( શુક્રે ) અમૃતના જેવાં સુંદરવચનથી કાળ અને ભૃગુઋષિને નીચે પ્રમાણે કહ્યું:[૨૯]

શુક્રાચાર્ય કહે છે:-લોકમાં ચંદ્ર અને સૂર્ય સાથે આવવાથી જેવો આનંદ થાય તેવો તમારાં દર્શનથી આજ મને આનંદ થયો છે.[૩૦] જે મનનો મોહ, શાસ્ત્રથી, તપથી, જ્ઞાનથી, તથા વિદ્યાથી પણ નાશ થતો નથી, તે મ્હારા મનનો મોહ તમારાં દર્શનથી મટી ગયો છે.[૩૧] મહાત્માની દૃષ્ટિ અંતઃકરણને જેવો આનંદ પમાડે છે, તેવો નિર્મળ અમૃતની વૃષ્ટિથી પણ આનંદ થતો નથી.[૩૨] ચંદ્ર અને સૂર્ય જેવીરીતે આકાશને પવિત્ર કરે છે, તેવીરીતે આપના ચરણથી આ દેશને પવિત્ર કરનાર ઘણા તેજવાળા આપ કોણ છો ?[૩૩]

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામચંદ્રજી ! એવાં પોતાના પુત્રનાં વચન સાંભળી ભૃગુઋષિએ કહ્યું કે:-" તમે તમારા આત્માનું સ્મરણ કરો; કારણ કે તમે જ્ઞાની છો, અજ્ઞાની નથી. "[૩૪] આવીરીતે ભૃગુઋષિએ જ્યારે પોતાની જન્માંતરની દશાનો બોધ આપ્યો ત્યારે તેમણે મુહૂર્તમાત્ર ધ્યાન કરી દિવ્યદૃષ્ટિથી વિચાર કર્યો.[૩૫] ત્યારપછી વિસ્મયથી આશ્ચર્યમુખવાળા તથા હર્ષયુક્ત મનવાળા અને બોલવામાં ઉત્તમ શુક્રાચાર્યે વિતર્કથી મંદ મંદવચને આ પ્રમાણે કહ્યું.[૩૬]

શુક્રાચાર્ય કહે છે:-પરમાત્માની, કર્મફળની વ્યવસ્થાના હેતુરૂપ માયાશક્તિ, કે જેનો આરંભ કોઈના જાણવામાં આવતો નથી તે સર્વથી ઉત્કર્ષપણે રહે છે; અને બ્રહ્માંડપર્યંત આ જગતનું ચક્ર તેને અધીન રહેલું છે.[૩૭] મ્હારા જન્મ અનંત થઈ ગયા છે તથા પ્રલયસમયે વાયુ, વરસાદ તથા તાપથી જેવી દશા થાય તેવી મ્હારી અનંતદશાથી મરણ, મૂર્છા તથા દુઃખ મોહ વગેરે મને થયેલા છે.[૩૮] જેમાં કઠિન ક્રોધ રહેલો છે એવા કેટલાક વૈભવ મ્હેં જોયા છે; તથા દ્રવ્યસંપાદન કરવામાં કેટલાક મને ભ્રમ થયા છે. શોકરહિત મેરૂસ્થળીમાં મ્હેં વિહાર કર્યો છે.[૩૯] સુગંધયુક્ત મંદારપુષ્પની કેસરાથી રાતા થયેલા તથા કલ્હારથીયુક્ત આકાશગંગાના જળનું, મેરૂપર્વતની તલાટીમાં મ્હેં પાન કરેલું છે.[૪૦] મેરૂપર્વતના કલ્પવૃક્ષની

છાયામાં, પુષ્પથી સુંદર શિખરઉપર તથા મંદરપર્વતના કુંજમાં અને પ્રફુલ્લિત સુવર્ણમય લતાની પંક્તિમાં મ્હેં ભ્રમણ કરેલું છે.[૪૧] એવું કાંઈપણ નથી કે જે, અનુકૂળ અને પ્રતિકૂળ દશામાં મ્હેં ન ભોગવ્યું હોય, ન કરેલું હોય તથા ન દીઠેલું હોય.[૪૨] હવે જાણવાની વસ્તુ મ્હેં જાણી લીધી, જોવાની વસ્તુ જોઈ લીધી, તથા હું વિશ્રાંતિ પામ્યો છું અને મ્હારો ભ્રમમાત્ર મટી ગયો.[૪૩] માટે હે તાત ! ઉભા થાઓ. ચાલો આપણે જઇએ અને વનલતાની પેઠે સૂકાઇ ગયેલા, મંદરપર્વતમાં રહેલા મ્હારા શરીરને જોઇએ.[૪૪] મ્હારે તે શરીરથી કાંઈ કર્તવ્ય નથી, તેમ નથી કર્તવ્ય, એમ પણ નથી. માત્ર નિયતિની રચના જોવાસારૂ હું વિહાર કરૂં છું.[૪૫] હવે એકાત્મભાવના દૃઢનિશ્ચયની બુદ્ધિથી, જે ચરિત્ર અત્યંત શુભફળ આપનારૂં છે તથા જેનું આર્યલોકો સેવન કરે છે તે ચરિત્ર જેમ સ્થિર થાય તેમ હું રહેલો છું. માટે હવે મ્હારી બુદ્ધિ પૂર્વદેહના જીવનરૂપ ભલે થાય. તેમાં કાંઇપણ ક્ષતિ નથી; અને હવે હું પ્રકૃત વ્યવહારનું આચરણ કરૂં છું.[૪૬] **यदतिसुभगमार्यसेवितं तत्स्थिरमनुयामि यदेकभावबुद्ध्या। तदलमभिमता मतिर्ममास्तु प्रकृतमिमं व्यवहारमाचरामि ॥ ४६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવજન્માંતરસ્મરણવર્ણન' નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग १५ मो* શુક્રાચાર્યે કરેલો ખેદ અને રામને ઉપદેશ

**वसिष्ठ उवाच । विचारयंतस्तत्त्वज्ञा इति ते जागतीर्गतीः ।**
**समंगायास्तटात्तस्मात्प्रचेलुश्चंचलासवः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! એ પ્રમાણે જગતની ગતિનો વિચાર કરનાર તે ત્રણેજણે, સમંગાનદીના તટઉપરથી ચંચળ પ્રાણદ્વારા પ્રયાણ કર્યું;[૧] અને ક્રમથી આકાશમાર્ગનું અતિક્રમણ કરી, મેઘસમૂહમાંથી બહાર નીકળી, સિદ્ધના માર્ગે એકક્ષણમાં તેઓ મંદરપર્વતની કંદરા (ગુફા) પ્રત્યે આવ્યા.[૨] તે પર્વતની ઉપલી ભૂમિમાં, લીલાં પાંદડાંથી ઢંકાયેલું તથા સૂકાઈ ગયેલું પોતાના પૂર્વજન્મનું શરીર શુક્રાચાર્યે દીઠું,[૩] તે જોઈ પોતાના પિતાને કહ્યું.

શુક્રાચાર્ય કહે છેઃ—હે તાત ! જે દેહનું તમે પૂર્વે સુખસંભોગથી લાલન કરેલું છે તે આ મ્હારો દેહ છે.[૪] આ મ્હારા શરીરઉપર પૂર્વે ધાત્રીએ સ્નેહનો અંગીકાર કરી કર્પૂર તથા અગરૂચંદનનો લેપ કર્યો હતો.[૫] આ મ્હારા શરીરને માટે મંદારપુષ્પના સમૂહથી મેરૂપર્વતની ઉપવનભૂમિમાં શીતળ શય્યા રચી હતી.[૬] જે મ્હારા દેહનું પૂર્વે દેવતાની સ્ત્રીઓએ લાલન કર્યું હતું, તે આ મ્હારો દેહ, સર્પ અને વીંછી વગેરેના મુખથી છિદ્રવાળો થયેલો પૃથ્વીઉપર પડયો છે તેને તમે જુઓ.[૭] જે આ મ્હારો દેહ ચંદનના વનમાં વિલાસ કરતો હતો તે દેહ સૂકાયલા કંકાલપણાને (હાડકાંમાત્ર જેમાં બાકી રહેલાં છે એવી ગતિને) પામી ગયો છે.[૮] અપ્સરાના અંગના સંસર્ગથી જેમાં કામના તરંગ છે એવી ચિત્તવૃત્તિથી રહિત આ મ્હારો દેહ સૂકાઈ ગયો છે.[૯] અરે દેહ ! જૂદા જૂદા વિચિત્ર વિલાસમાં, ભિન્ન ભિન્ન દશામાં તથા જૂદી જૂદી ભાવનામાં તું ભરપૂર હતો અને હવે સ્વસ્થ થઇને કેમ રહેલો છે ?[૧૦] અરે દેહ !

* આ પંદરમા સર્ગમાં શુક્રાચાર્યે પોતાનો પ્રથમનો દેહ દેખી મનમાં ખેદ કર્યો, તથા તે નિમિત્તથી વિશેષવચનથી વસિષ્ઠઋષિએ સ્વભાવનો ઉપદેશ કર્યો, એટલું કહેવાશે.

હવે ત્હારૂં 'શબ' એવું નામ પડ્યું, તાપથી તું સૂકાઇ ગયો તથા કંકાલપણાને પામી ગયો તેથી મને ભય પમાડે છે.[૧૧] જે દેહેકરી અનેકપ્રકારના વિલાસમાં હું હર્ષ પામતો હતો, તે દેહ કંકાલપણાને પામી ગયો તેથી હું ભય પામું છું.[૧૨] જે મ્હારી છાતીએ પૂર્વે તારાના સમૂહજેવો મુક્તાહાર રહેતો, તે છાતીએ આજ કીડીની હાર ફરે છે તેને જુઓ.[૧૩] ઉત્તમ સુવર્ણની કાંતિજેવું મ્હારૂં શરીર ઉત્તમ અપ્સરાને પણ લોભ પમાડે તેવું હતું : તે હમણાં કંકાલપણાને ધારણ કરે છે.[૧૪] વિસ્તારવાળું તથા તાપથી જેની ત્વચા સૂકાઈ ગયેલી છે એવું કંકાલપણાથી કુરૂપપણાને પામેલું મ્હારૂં મુખ જોઇને વનનાં મૃગલાં પણ ત્રાસ પામે છે.[૧૫] આ મ્હારા દેહની ઉદરરૂપી ગુફા, વિવેકથી શોભે, તેવીરીતે પ્રકાશ પામતા સૂર્યકિરણના સમૂહથી શોભે છે.[૧૬] સૂકાઈ ગયેલું આ મ્હારૂં શરીર કે જે ઊંચાપર્વતના પાણાઉપર રહેલું છે, તે પોતાનું તુચ્છરૂપ બતાવીને સત્પુરૂષના અંતઃકરણમાં મિથ્યાપણાનો ઉપદેશ કરતું હોય, એમ દેખાય છે.[૧૭] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધના લોભથી મુક્ત થઈને નિર્વિકલ્પ-સમાધિમાં હોય, તેવીરીતે આ શરીર પર્વતમાં સૂકાઈ ગયેલું છે.[૧૮] આ મ્હારો દેહ, તેમાંથી ચિત્તરૂપી પિશાચ નીકળી જવાથી સુખે રહેલો છે અને દૈવથી પ્રાપ્ત થતી વિપત્તિથી જરાપણ બ્હીતો નથી.[૧૯] ચિત્તરૂપી ભૂતની શાંતિ થવાથી શરીરને જે આનંદ થાય છે તે આનંદ આખા જગતનું રાજ્ય મળવાથી પણ થતો નથી.[૨૦] જેના સંદેહ શાંત થાય છે, જેને કૌતુક મટી ગયું છે તથા જેની કલ્પનાજાળ વિરામ પામી છે એવો આ દેહ વનમાં કેવીરીતે સુખે સૂતો છે? તે તમે જૂઓ.[૨૧] ચિત્તરૂપી વાંદરાની રંજાડથી ક્ષોભ પામેલું કાયારૂપી વૃક્ષ એવીરીતે હાલે છે કે તે મૂળમાંથી ઉખડી જાય છે; અર્થાત્ જીવને નીચીયોનિમાં પાડે છે.[૨૨] ચિત્તરૂપી અનર્થથી મુક્ત થયેલો આ દેહ, પરાનંદમાં રહેલો હોય, તેવીરીતે આ પર્વતમાં હાથી તથા મેઘની સાથે યુદ્ધ કરવાને માટે ફરતા સિંહને પણ દેખતો નથી.[૨૩] સર્વ આશારૂપી જ્વરના મૂળકારણરૂપ મોહરૂપી મેઘના બીજનો નાશ કરવાસારૂ અચિત્તરૂપી શરદઋતુ આવ્યા વિના જંતુના કલ્યાણનો માર્ગ હું દેખતો નથી.[૨૪] જે પુરૂષોના મનનો નાશ થયો તે શાંતબુદ્ધિવાળા પુરૂષોજ, સર્વદેશી બ્રહ્મના સાક્ષાત્કારવાળી બુદ્ધિથી સુખ–સંભોગની સીમાના અંતને પામેલા છે.[૨૫] સર્વ દુઃખની દશાથી મુક્ત થયેલા, તાપવગરના થઈ રહેલા તથા મનથી રહિત આ મ્હારા દેહને હું વનમાં જોઉં છું એ બહુ સારૂં થયું[૨૬]

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભગવન્! હે સર્વ ધર્મને જાણનાર વસિષ્ઠઋષિ! જે સમયે શુક્રાચાર્યે પોતાનો દેહ દીઠો તે સમયે તેણે વારંવાર ઘણાં શરીર ભોગવેલાં હતાં, તે છતાં ભૃગુ-ઋષિએ ઉત્પન્ન કરેલા તે પોતાના શુક્રદેહનાવિષે તેને મોહ અતિશય થયો તથા ખેદ થયો તેનું કારણ શું? તે કહો.[૨૭,૨૮]

**વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામચંદ્રજી! ભૃગુઋષિથી ઉત્પન્ન થયેલા શુક્રાચાર્યરૂપી કર્માત્મક જીવદશાને પામેલી જે શુક્રાચાર્યની ભાવી દેહાકારની કલ્પના હતી તે ઇદંપ્રથમતાના* ક્રમથી**

* પૂર્વકલ્પમાં છેલ્લા જન્મસુધી જ્ઞાન થવાની શમ–દમ વગેરે સાધનસંપત્તિ છતાં પણ કોઈ પ્રતિબંધને લીધે જેને જ્ઞાન ન થયું હોય તેના આ કલ્પમાં જન્મ થયા પછી જ્યારે પહેલાજ જન્મમાં શમ–દમ વગેરે સાધનથી જ્ઞાનની યોગ્યતા થાય તેને 'ઇદંપ્રથમતા' એવું નામ કહે છે. જુઓ ઉત્પત્તિ-પ્રકરણનો સર્ગ ૯૪ મો. પૃષ્ઠ ૩૮૪.

માયાશબલ બ્રહ્મમાંથી આ કલ્પમાં પ્રથમ શરીરભાવને પામીને ભૂતાકાશના પદમાંથી પ્રાણવાયુમાં જઇ, વૃષ્ટિદ્વારા અન્નાદિ ભાવમાં મળીને પ્રાણાપાનના પ્રવાહથી ભૃગુઋષિના હૃદયમાં પ્રવેશ કરી શુક્રાચાર્યરૂપે ઉત્પન્ન થઈ.[૨૯-૩૧] તે શુક્રના દેહને તેના પિતા ભૃગુઋષિએ બ્રાહ્મસંસ્કાર કર્યો; અને કાળેકરી તે દેહ કંકાલપણાને પામ્યો.[૩૨] એ પ્રમાણે તે શુક્રનો દેહ પ્રથમજ ઉત્પન્ન થયો હતો તેથી તે દેહનેમાટે શુક્રાચાર્યે ખેદ કર્યો.[૩૩] સમંગાનદીના કાંઠે જે તેનો દેહ હતો તે પણ રાગ તથા ઈચ્છારહિત હતો તોપણ તે દેહનામાટે શુક્રાચાર્યે ખેદ કર્યો એ દેહનો સ્વભાવ છે.[૩૪] દેહ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય તોપણ જ્યાંસુધી દેહ છે ત્યાંસુધી એવો ક્રમ છે કે, આસકિતથી અથવા આસક્તિવિના લોકની પેઠે વ્યવહાર કરવો.[૩૫] જેઓ સર્વ ગતિને જાણનાર છે અને જેઓ પશુની પેઠે અજ્ઞાની છે તે સર્વ લોકજાળની પેઠે લોકના વ્યવહારમાં રહેલા છે.[૩૬] વ્યવહારમાં જેવીરીતે અજ્ઞાની રહે છે, તેવીજરીતે પંડિત પણ રહે છે પણ તેમને બંધ અને મોક્ષ આપવામાં વાસનામાત્રનો ભેદ છે.[૩૭] ધીરજવાન્ પુરૂષ જ્યાંસુધી પોતાનું શરીર રહે ત્યાંસુધી, એટલે અજ્ઞાનીની પેઠે, દુઃખની અવસ્થામાં દુઃખ તથા સુખની અવસ્થામાં સુખ બતાવે છે, પણ તેમાં પોતાની બુદ્ધિ આસક્ત રાખતા નથી.[૩૮] મહાત્મા પુરૂષ નિરંતર અપ્રબુદ્ધની પેઠે સુખમાં સુખીપણું તથા દુઃખમાં દુઃખીપણું બતાવે છે.[૩૯] પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડેલું હોય તેની ચળ અને અચળ અવસ્થા થાય છે, પણ આકાશમાંના સૂર્યની થતી નથી, તેવીરીતે લોકવૃત્તિમાં જ્ઞાનીપુરૂષ રહે છે.[૪૦] જેવીરીતે સૂર્યદેવતા સ્વસ્થ છતાં પ્રતિબિંબમાં અસ્વસ્થ અને ચંચળપણું બતાવે છે, તેવીરીતે લોકનાં કર્મનો જેણે ત્યાગ કરેલો છે એવો જ્ઞાની વ્યવહારમાં અજ્ઞાનીપણું બતાવે છે.[૪૧] જેની કર્મેંદ્રિયો વ્યવહારમાં બંધાણી છે તોપણ જે બુદ્ધીંદ્રિયોથી મુક્ત છે, તે મુક્તજ છે, અને જે કર્મેંદ્રિયથી મુક્ત થયેલો છે, પણ બુદ્ધીંદ્રિયથી બંધાણો છે તેને બંધનજ છે.[૪૨] તેજ જેમ પ્રકાશમાં મૂળકારણભૂત છે, તેમ સુખ–દુઃખ અને બંધ–મોક્ષમાં બુદ્ધીંદ્રિયોજ મૂળ કારણ છે. માટે હે રામચંદ્રજી ! તમે સકળ ઈચ્છાની શાંતિ કરી બહારથી લોકને ઉચિત આચાર કરો તથા અંતઃકરણથી આચારનો ત્યાગ કરી સમાનપણે રહો.[૪૩,૪૪] કર્મફળના સંગથી તમે મુક્ત રહો, પરમાત્મામાં સ્થિતિ રાખો, અને મનેકરી કર્મ કરો, કારણ કે કર્મ કરવાં એ દેહનો સ્વભાવ છે.[૪૫] જેમાં માનસિક તથા શારીરિક દુઃખો રહેલાં છે તથા જન્મ–મરણરૂપી મ્હોટા ખાડા રહેલા છે એવા આ સંસારના માર્ગમાં દુઃખ દેનાર મમતારૂપી ઉગ્ર અંધારા કૂવામાં તમે પડો નહિ.[૪૬] કમળસમાન નેત્રવાળા હે રામચંદ્રજી ! તમે સંસારના ભાવમાં નથી તથા તમારાવિષે સંસારના ભાવ નથી, પણ તમે શુદ્ધ–બુદ્ધસ્વભાવવાળા આત્મા છો માટે અંતઃકરણથી સ્થિર થઇને રહો.[૪૭] તમે નિર્મળ, શુદ્ધ બ્રહ્મરૂપ છો, સર્વાત્મા તથા સર્વકર્તા છો. માટે આ અખિલવિશ્વ શાંત છે, એમ વિચારથી અનુભવ કરી સુખી થાઓ.[૪૮] હે મહાત્મન્ ! મમતારૂપી મ્હોટો અંધકાર જેનો મટી ગયો છે એવા તમે નિર્મળ તથા પૂર્ણાનંદપદવી પામીને જો ચિત્તને શાંત કરવામાં સમર્થ થશો તો, અપરિમિતબુદ્ધિવાળા, પરિપૂર્ણ તથા પરમાર્થ સત્ય બ્રહ્મભૂત એવા તમને અમારા જેવા પણ નમસ્કાર કરશે.[૪૯] **व्यपगतममतामहान्धकारः पदममलं विगतैषणं समेत्य । प्रभवसि यदि चेतसो महात्मंस्तदतिथिये महते सते नमस्ते ॥ ४९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'ઉપદેશકરણ' નામનો પંદરમો સર્ગ સંપૂર્ણ. ૧૫**

## सर्ग १६ मो * શુક્રનો પુનઃ પૂર્વદેહમાં પ્રવેશ, દૈત્યાચાર્યપણું અને જીવન્મુક્તિ

**वसिष्ठ उवाच । अथाक्षिप्य वचस्तस्य तनयस्य तथा भृगोः ।
उवाच भगवान् कालो वचो गंभीरनिःस्वनः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! ત્યારપછી એ પ્રમાણેનાં, ભૃગુઋષિના પુત્ર શુક્રાચાર્યનાં વચનનો અનાદર કરી કાળે તેને નીચે પ્રમાણે કહ્યું.[1]

કાળ કહે છેઃ—હે ભૃગુઋષિના પુત્ર! રાજા જેવીરીતે નગરીમાં પ્રવેશ કરે, તેવીરીતે તમે સમંગાનદીના કાંઠાના તપસ્વીદેહનો ત્યાગ કરી આ દેહમાં પ્રવેશ કરો;[2] અને આ શુક્રદેહ કે જે તમને પ્રથમથીજ પ્રાપ્ત થયેલો છે તે દેહેકરી તપ કરીને તમારે દૈત્યોનું ગુરૂપણું કરવું.[3] અને હજાર યુગનાં પરિમાણવાળો બ્રહ્માનો દિવસ સંપૂર્ણ થાય ત્યારે તમારે તે દેહનો ત્યાગ કરવો; તથા ઉપભોગ કર્યાપછી કરમાઇ ગયેલાં ફૂલનો ફરીથી અંગીકાર થતો નથી, તેમ તમારે ફરીથી દેહધારણ કરવો પડશે નહિ.[4] માટે હે મહામતે! આ તમારા પૂર્વના દેહથી તમે જીવન્મુક્ત પદવીને પામ્યા છો તેથી તમે મહાન દૈત્યોના ગુરૂ થઇને રહો.[5] હવે તમારૂં બન્નેનું કલ્યાણ થાઓ અને હું મ્હારે મનગમતી દિશામાં જાઊં છું. કેમકે એવું કોઇપણ ચિત્ત નથી કે જેને મનગમતી વસ્તુ ન હોય.[6]

વસિષ્ઠઋષિ કહે છેઃ—એ પ્રમાણે કહીને, જેનું અંગ તપ્ત થયેલું છે એવી પૃથ્વી તથા આકાશપાસેથી જેવીરીતે પોતાનાં કિરણસહિત સૂર્યદેવતા અંતર્ધાન થાય, તેવીરીતે નેત્રમાંથી અશ્રુની ધારા મૂકનાર ભૃગુઋષિ અને શુક્રાચાર્યપાસેથી કાળ અંતર્ધાન થયો.[7] કાળ ગયા પછી 'ઈશ્વરેચ્છાથી અવશ્યભાવી કર્મગતિ કોઇથી મટાડી શકાતી નથી' એ પ્રમાણે વિચાર કરી, સુંદર લતામાં વસંતઋતુ પ્રવેશ કરે, તેવીરીતે કાળના કારણથી સૂકાઇ ગયેલા તથા ભાવીફળ-રૂપ શુભહૃદયવાળા તે દેહમાં શુક્રાચાર્યે પ્રવેશ કર્યો.[8,9] તે સમયે સમંગાનદીના કાંઠે રહેનાર તે બ્રાહ્મણરૂપી દેહનો વર્ણ, વદન તથા અંગ બદલાઈ ગયું અને મૂળ કપાયા પછી લતા પૃથ્વી-ઉપર પડી જાય, તેવીરીતે તે દેહ પૃથ્વીઉપર પડી ગયો.[10] શુક્રાચાર્યના દેહમાં, તેણે પ્રવેશ કરવાથી જ્યારે જીવ આવ્યો ત્યારે ભૃગુઋષિએ તે પોતાના પુત્રના દેહઉપર કમંડલુના જળથી મંત્રેકરી સિંચન કર્યું;[11] તેથી વર્ષાઋતુમાં જળથી ખાડાઓ જેના પૂરાઇ ગયા છે એવી નદી શોભે, તેવીરીતે પ્રફુલ્લિત થયેલી તેની સર્વ નાડીઓ શોભવા લાગી.[12] વર્ષાઋતુમાં થયેલી કમ-લિની શોભે તથા વસંતઋતુમાં નવી લતા શોભે, તેવીરીતે તેની આંગળીઓ, નખ તથા કેશ વગેરે સર્વ અવયવો શોભવા લાગ્યા.[13] ત્યારપછી જળ અને વાયુના સંયોગથી જેમ મેઘ ઉભો થાય, તેમ (ભૃગુઋષિના મંત્રયુક્ત જળના સિંચનથી) પ્રાણવાયુ જેમાં ચલનક્રિયા કરે છે એવા શુક્રાચાર્ય ઉભા થયા;[14] તથા પ્રથમ ઉલ્લાસ પામેલો મેઘ જેમ પોતાની ગર્જનાથી પર્વતને પ્રણામ કરે, તેમ તેમણે પાસે રહેલા અને પવિત્ર આકૃતિવાળા પોતાના પિતાને પ્રણામ કર્યા.[15] ત્યારપછી સ્નેહથી જેની આર્દ્રવૃત્તિ થયેલી છે એવો મેઘ જેમ પર્વતની તટીને આલિંગન કરે, તેમ ભૃગુઋષિએ પ્રથમની પેઠેજ શોભીતા પોતાના પુત્રના દેહને આલિંગન કર્યું,[16] અને તેમના

* આ સોળમા સર્ગમાં કાળનાં વચનથી, શુક્રાચાર્યે ફરીથી પોતાના દેહમાં પ્રવેશ કર્યો, તેને દૈત્યોનું ગુરૂપણું મળ્યું તથા જીવન્મુક્તિ પ્રાપ્ત થઇ, એટલું કહેવાશે.

પૂર્વના કોમળ દેહઉપર સ્નેહથી દૃષ્ટિ કરી; તથા 'આ મ્હારો પુત્ર છે' એવીરીતનાં અયોગ્ય ચિંત્વનથી હાસ્ય કરીને તેમણે પોતાના પુત્રઉપરના સ્નેહનો ત્યાગ કર્યો; કારણકે જ્યાંસુધી દેહમાં જીવભાવ છે ત્યાંસુધીજ તેમાં પોતાપણું રહે છે.[૧૭,૧૮] ત્યારપછી તે ભૃગુઋષિ અને શુક્રાચાર્ય, રાત્રિની સમાપ્તિ થયા પછી ઉદય પામેલા ચંદ્ર અને સૂર્ય પરસ્પર શોભે, તેમ શોભવા લાગ્યા.[૧૯] ઘણાક દિવસના સમાગમથી બંધાયેલું ચક્રાહ્વ પક્ષીનું જોડલું હોય નહિ શું ? તથા વર્ષાદના આગમનથી સ્નેહયુક્ત મયૂર અને મેઘ હોય નહિ શું ? તેવીરીતે ઘણા લાંબા કાળથી દૃઢ ઉત્કંઠાવાળા તે બન્ને પિતા અને પુત્ર, તુલ્યયોગ્યતાથી શોભવા લાગ્યા. ત્યારપછી મહાબુદ્ધિમાન્ તે બન્ને જણે એક મુહૂર્તસુધી ત્યાં સ્થિતિ કરી, ત્યાંથી ઉભા થઈ,[૨૦,૨૧] સમંગાનદીના કાંઠે રહેનાર તે બ્રાહ્મણના દેહને અગ્નિસંસ્કાર કર્યો. એવો કયો માણસ છે કે જે જગતના આચારને અનુસરીને ન રહે?[૨૨] એ પ્રમાણે આકાશમાં સૂર્ય અને ચંદ્ર રહે, તેવીરીતે તે પવિત્રવનમાં તપસ્વી અને પ્રકાશયુક્ત ભૃગુઋષિ અને શુક્રાચાર્ય રહેવા લાગ્યા.[૨૩] જાણવાની વસ્તુ જેણે જાણેલી છે, જીવન્મુક્ત થયેલા તથા જગતને પૂજ્ય કરવાયોગ્ય તે બન્ને જણ દેશ–કાળનેલીધે પ્રાપ્ત થતી શુભ તથા અશુભદશામાં ખેદ નહોતા પામતા, કારણ કે તે બન્ને આત્મસ્વરૂપમાં સ્થિરબુદ્ધિવાળા હતા.[૨૪] ત્યારપછી કેટલેક કાળે શુક્રાચાર્યને દૈત્યનું ગુરૂપણું પ્રાપ્ત થયું, અને ભૃગુઋષિ પણ પોતાને યોગ્ય પ્રજાપતિના અધિકારપણાને પામ્યા.[૨૫] એ પ્રમાણે ઉદારકીર્તિવાળા, શુક્રાચાર્યનું પ્રથમ જન્મ ધારણ કર્યાપછી તે પરમપદમાંથી, અપ્સરા વગેરેનું વારંવાર સ્મરણ આવવારૂપી વિભ્રમેકરી વિચિત્રદશાઓમાં ભ્રમણ થયું.[૨૬]

**शुक्रोऽसौ प्रथममिति क्रमेण जातस्तस्मात्सत्परमपदादुदारकीर्तिः ॥**
**स्वेनाशु स्मृतिपदविभ्रमेण पश्चादन्येषु प्रविलुलितो दशांतरेषु ॥ २६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'શુક્રસ્ય પુનર્જીવનં' નામનો સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬**

---

## सर्ग १७ मो* સત્યસંકલ્પો સિદ્ધ થાય છે

**राम उवाच ।** भगवन् भृगुपुत्रस्य प्रतिभासानु गतितः ।
यथैषा सफला जाता तथान्यस्य न किं भवेत् ॥ १ ॥

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! ભૃગુના પુત્ર શુક્રને મનોરથસંબંધી જે પ્રતિભાસ થયો તે પ્રતિભાસ સ્વર્ગાદિકના અનુભવથી સફળ થયો, તો તે પ્રમાણે બીજાઓને જે પ્રતિભાસ થાય છે, તે કેમ સફળ થતો નથી ?[૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ—શુક્રના પહેલા કલ્પના જે સઘળા દોષો હતા તેઓ તે કલ્પમાં છેલ્લા જન્મમાં કરવામાં આવેલાં કર્મોથી અને ઉપાસનાઓથી ક્ષય પામી ગયા હતા માટે આ કલ્પમાં શુક્રનું જે પ્રથમ શરીર ઉત્પન્ન થયું તેમાં પૂર્વકલ્પના દોષોનો સંબંધ હતો નહિ અને અધિકાર ભોગવવાનેમાટે બ્રહ્માનાજ સંકલ્પથી તે શરીર ઉત્પન્ન થયેલું હોવાનેલીધે તે શરીરમાં શુક્રના સંકલ્પનો કોઈ દોષ હતો નહિ, તેમ બીજ તથા ગર્ભ આદિનો પણ કોઇ દોષ હતો નહિ

---

* આ સત્તરમા સર્ગમાં શુદ્ધચિત્તના સંકલ્પો સત્ય થવાનું અને વાસના તથા અદષ્ટો તુલ્ય હોય તો પરસ્પરના સંસારો મળવાનું નિરૂપણ કરવામાં આવશે.

એટલામાટે શુક્રના સંકલ્પો સત્ય થયા. બીજાઓનું તે પ્રમાણે હોતું નથી એટલામાટે તેઓને સત્યસંકલ્પપણાની પ્રાપ્તિ થતી નથી.[૨] સર્વપ્રકારની તૃષ્ણાઓ શાંત થતાં શુદ્ધ થયેલા ચિત્તની જે સ્થિતિ થાય છે તેજ પરમ સત્ય બ્રહ્મ અને તેજ નિર્મળચૈતન્ય કહેવાય છે, કે જેથી સત્ય-સંકલ્પપણાની પ્રાપ્તિ થાય છે.[૩] નિર્મળ થયેલું જે ચિત્ત જેવી ભાવના કરે છે તે ચિત્ત તુરત તેવા પ્રકારનુંજ થઇ જાય છે. જેમ જે પાણી છે તેજ ચકરીરૂપ થઇ જાય છે, તેમ જે ચિત્ત છે તેજ પોતે ધારેલા પદાર્થોરૂપ થઈ જાય છે.[૪] જેમ શુક્રને એ વિભ્રમ પોતાની મેળેજ ઉઠતાં સત્યરૂપે દેખવામાં આવ્યો હતો, તેમ શુદ્ધચિત્તવાળા બીજાઓને પણ જે મનોરથ ઉઠે તે સત્યરૂપેજ દેખવામાં આવે છે. અશુદ્ધચિત્તવાળાઓને પણ મરણના સમયમાં જે કર્મો અને જે વાસનાઓ ઉદય પામે છે તે કર્મોપ્રમાણે અને તે વાસનાઓપ્રમાણે બીજા જન્મમાં જગતનો પ્રતિભાસ થાય છે કે જેમાં શુક્રનો વૃત્તાંત દૃષ્ટાંતરૂપ છે.[૫] જેમ બીજમાં જે તત્ત્વ રહેલું છે તેજ તત્ત્વ, બહાર અંકુર અને પાંદડાં આદિ અનેક ચમત્કારોરૂપે દેખાય છે, તેમ સર્વપ્રાણીઓના ચિત્તમાં જે વિભ્રમો રહેલા છે તે વિભ્રમોજ બહાર દ્વૈતના વિભાગોરૂપે દેખાયછે.[૬] જે આ જગત આપણા જોવામાં આવે છે તેવાંજ સઘળાં જગત પ્રત્યેક જીવોનાં ચિત્તોથી જૂદાં જૂદાં ઉદય પામેલાં છે અને તેઓ મિથ્યાજ ઉદય પામ્યાં છે તથા મિથ્યાજ અસ્ત પામે છે. પ્રત્યેક જીવનાં જૂદાં જૂદાં જગત હોવાથી જેટલા જીવો છે તેટલાંજ જગત છે. વાસ્તવિકરીતે જોતાં તો કોઈને કોઈ જગત ઉદયપણ પામતું નથી અને અસ્તપણ પામતું નથી. જગત, જગતનો ઉદય અને જગતનો અસ્ત એ સઘળું ભ્રાંતિમાત્રજ છે. કારણ કે માયાજ ઉન્મત્તની પેઠે એ સઘળા વિલાસો કર્યા કરે છે.[૭,૮] જેમ હમણાં આપણને આ સંસારનો પ્રતિભાસ થાય છે તેમજ બીજા હજારો જીવોને બીજા હજારો સંસારોના પ્રતિભાસો થયા કરે છે.[૯] જેમ બીજાના સ્વપ્નમાં થયેલા તથા સંકલ્પમાં થયેલા નગરના વ્યવહારો અન્યના જોવામાં આવતા નથી, તેમ પરસ્પરના સંસારોરૂપી ભ્રમો પણ પરસ્પરના જોવામાં આવતા નથી.[૧૦] પ્રત્યેક જીવોના મિથ્યાસંકલ્પોમાં અનેક નગરોના મિથ્યાસમૂહો રહેલા છે પણ તેઓ જ્ઞાન-વિના જોવામાં આવતા નથી.[૧૧] પિશાચો, યક્ષો અને રાક્ષસો પણ એવીજ રીતે સંકલ્પમાત્ર શરીરવાળા છે અને સંકલ્પમાત્ર સુખ–દુઃખોથીજ ઘેરાયેલા છે.[૧૨] હે રામ ! આ આપણે પણ શુક્રના પ્રતિભાસની પેઠેજ છીએ એટલે સંકલ્પમાત્ર આકારવાળાજ છીએ અને તે છતાં ખોટી-રીતે દેહાદિકનું સત્યપણું માની લઇએ છીએ.[૧૩] સમષ્ટિરૂપ કહેવાતા હિરણ્યગર્ભમાં પણ આ રીતેજ ખોટા સંસારોનો સમૂહ રહેલો છે અને તે ખોટા સંસારોનો સમૂહ પોતાની સત્તાથી નહિ પણ અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્તાથીજ રહેલો છે માટે જે અધિષ્ઠાન છે તેજ સત્ય છે.[૧૪] જેમ વસંતઋતુનો એકજ રસ અનેક ઝાડ–પાંનરૂપે મિથ્યાજ ઉદય પામે છે, તેમ અધિષ્ઠાન-રૂપ એકજ બ્રહ્મ પ્રત્યેક જીવના જૂદા જૂદા જગતરૂપે મિથ્યાજ ઉદય પામેલું છે.[૧૫] "પોતાનો જે સંકલ્પ છે તેજ જગતરૂપે વિસ્તાર પામેલો છે" એ વિષય તત્ત્વદૃષ્ટિથી જોતાં યથાર્થ જાણ-વામાં આવે છે.[૧૬] "અનાદિકાળનું જે અજ્ઞાન છે તેના પેટમાં રહેલું ચિત્તજ આ મ્હોટા સમા-રંભવાળા જગતરૂપે દેખાય છે" એમ જે જાણે તેજ તત્ત્વવેત્તા કહેવાય છે.[૧૭] જગતની સત્તા પ્રતિભાસના સમયમાંજ છે પણ અધિષ્ઠાન જોવાના સમયમાં નથી. જગતની જાળરૂપ લાંબું

સ્વપ્ન ચિત્તરૂપી હાથીને બંધાવાના થાંભલારૂપ છે માટે જગત ટળી જાય તો ચિત્ત છૂટી ગયા-વિના રહેતું નથી.[૧૮] જે ચિત્ત છે તેજ જગત છે અને જે જગત છે તેજ ચિત્ત છે માટે એ બે-માંથી એકનો નાશ થાયતો બન્નેનો નાશ થાય છે પણ એ નાશ અધિષ્ઠાનના વિચારથી થાય છે.[૧૯] શુદ્ધ થયેલાં ચિત્તોનો સંકલ્પ સાચો નીવડે છે તેઉપરથી નિશ્ચય થાય છે કે ચિત્તની સત્તાથીજ જગતની સત્તા છે. જેમ મલિનપણાવાળા મણિને ઉપાયથી સ્વચ્છ કરવામાં આવે તો તેની શુદ્ધિ થાય છે, તેમ ચિત્તને તત્ત્વવિચારમાં દૃઢપણે એકાગ્ર રાખવામાં આવે તો તેથી ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્તમાંથી સંકલ્પોનું દબાણ મટી જાય તો ચિત્તમાં નિર્મળપણાનો ઉદય થાય છે. જેમ મેલા લુગડામાં સારો રંગ સ્થિતિ પામતો નથી, તેમ મેલા ચિત્તમાં અદ્વૈતવિદ્યા સ્થિતિ પામતી નથી.[૨૦-૨૨]

રામચંદ્રજી પૂછેછેઃ—શુકના દેખવામાં આવેલું જગત કે જે શુકના ચિત્તની પ્રાતિભાસિક કલ્પનારૂપ હતું, તેમાં ઉદય અને અસ્તસહિત કાળના ક્રમો તથા ક્રિયાઓના ક્રમો થયા તે કયા કારણથી થયા ? સ્વર્ગ, અપ્સરા અને જન્મોની પરંપરા, એઓની વિચિત્રતા કે જે કોઈ દિવસે શુકના અનુભવમાં આવેલી નહિ હતી અર્થાત્ વાસનારૂપ બીજથી રહિત હતી તે તથા તેમાં અનુક્રમથી ગોઠવાવારૂપ કાળક્રમ કેમ થવો સંભવે ? તેમજ પ્રતિભાસના સમયમાંજ પ્રતિભા-સના ઉદયનું કે અસ્તનું ગ્રહણ થવું સંભવતું નથી અને પ્રતિભાસવિનાના સમયમાં પ્રતિ-ભાસના ઉદયનો કે અસ્તનો અનુભવ થવો સંભવતો નથી તે છતાં એક ક્રિયાનો અસ્ત અને બીજી ક્રિયાનો ઉદય એમ અનુક્રમથી ક્રિયાઓનું ગોઠવાવું કેમ સંભવે ?[૨૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ—શુકે પોતાની ઇંદ્રિયોથી, પિતાનાં વચનોથી અને શાસ્ત્રોનાં વચનોથી જેવા પ્રકારના ઉત્પત્તિ—નાશાદિવાળું આ લોકસંબંધી તથા પરલોકસંબંધી જગત જાણેલું હતું તેવુંજ જગત તેના ચિત્તમાં, મોરના ઇંડામાં મોરની પેઠે સંસ્કારરૂપે રહ્યું હતું માટે ઉત્પત્તિના તથા નાશના ક્રમનો સંસ્કાર સાક્ષીથીજ સિદ્ધ થાય છે. જેમ બીજમાંથી અંકુર, પાંદડાં વગેરે, લતા, ફૂલ તથા ફળ અનુક્રમે ઉદય પામે છે, તેમ ચિત્તમાં રહેલું જગત પિતાનાં વચનાદિ ઉપરથી અનુક્રમે ગોઠવાયું, એમ સમજવું.[૨૪.૨૫] જીવ જેમ જાગ્રતમાં વાસનાથી બંધાયો હોય તે વાસનાપ્રમાણેજ સ્વપ્નમાં દેખે છે, તેમ સ્વપ્નવગરના સમયમાં પણ જીવ જે વાસનાથી બંધાયો હોય તે વાસનાપ્રમાણેજ ચિત્તની અંદર દેખે છે.[૨૬] આ જગત એક પ્રકારનું લાંબું સ્વપ્નજ છે. હે રામ ! જેમ સૈન્યમાં રહેલા પ્રત્યેક માણસો સૈન્યની વાસનાથી બંધાયેલા હોવાને લીધે રાત્રિએ સ્વપ્નમાં પોતપોતાની વાસનાથી કલ્પાયેલું જૂદું જૂદું સૈન્ય દેખે છે અને તે સૈન્યને એકનું એક માને છે, તેમ જીવો પણ વાસનાથી બંધાયેલા હોવાને લીધે પ્રત્યેક જૂદા જૂદા જગતને દેખે છે અને તે જગતને એક માની લે છે.[૨૭]

રામચંદ્રજી પૂછે છેઃ—પ્રત્યેક જીવના સંસારો જૂદા જૂદા છે, એમ આપે કહ્યું તો તે વિષયમાં મને જિજ્ઞાસા થાય છે કે એ જૂદા જૂદા સંસારોમાં કોઈ સંસાર પરસ્પર મળે છે કે નથી મળતા ? એ વિષય સંપૂર્ણરીતે આપે કહેવો જોઇએ. જો કોઈના પણ સંસાર પરસ્પર ન મળતા હોય તો શિષ્યનો અને ગુરૂનો સંસાર જૂદા જૂદા હોવાને લીધે, જેમ સ્વપ્નમાં કરેલો પરોપકાર તે ધણીને પ્રાપ્ત થતો નથી, તેમ ગુરૂએ કરેલો ઉપદેશ શિષ્યને પ્રાપ્ત થતો નહિ

હોવાથી કોઇને મોક્ષજ થતો નથી, એમ માનવું પડશે અને જો પરસ્પરના સંસારો પરસ્પરને મળતા હોય તો એક એકના જ્ઞાનથી સંસારનો બાધ થઈ શકશે નહિ.[૨૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ—મલિનમન સામર્થ્યવગરનું હોવાને લીધે શુદ્ધમનની સાથે મળી શકતું નથી પણ શુદ્ધમન હોય તો જેમ તપાવેલું લોઢું તપાવેલા લોઢાની સાથે એક થઈ જાય છે, તેમ શુદ્ધમનની સાથે એક થઈ જાય છે. આમ છે એટલામાટે શુદ્ધમનવાળાઓના સંસારો પરસ્પર મળે છે અને અશુદ્ધમનવાળાઓના સંસારો પરસ્પર મળતા નથી એટલે તમે કહેલો એક દોષ આ વિષયમાં લાગુ પડતો નથી.[૨૯] જો ચિત્ત શુદ્ધ હોય તો એક રૂપવાળાં જળની પેઠે પરસ્પર મળી જાય છે અને જો અશુદ્ધ હોય તો મેલાં જળની પેઠે પરસ્પર મળી જતાં નથી.[૩૦] ચિત્તની સાધારણ રીતની શુદ્ધિ એ જૂદી વાત છે પણ પરમ-શુદ્ધિ તો, અત્યંતરીતે વાસનાઓથી રહિતપણું એટલે કોઈ પણ સંસ્કારનું નહિ રહેવું અને સર્વદા એકરૂપપણું એજ છે. આ રીતે ચૈતન્યમાત્રરૂપે સ્થિતિરૂપ ચિત્તની શુદ્ધિ થવાથી જીવ તુરતજ પરમબોધવાળો થાય છે અને એટલાજ લાભથી મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૧]

**शुद्धिर्हि चित्तस्य विवासनत्वमभूतसंवेदनमेकरूपम् ॥**
**तस्याशु शुद्ध्या भवति प्रबुद्धस्तन्मात्रयुक्त्या परसंगमेति ॥ ३१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'મનોરાજ્યસંમેલન' નામનો સત્તરમો સર્ગ સંપૂર્ણ. ૧૭**

## सर्ग १८ मो* મલિનચિત્તસાથે મલિનચિત્તનો યોગ અને ચિત્તશુદ્ધિથી મોક્ષ

**वसिष्ठ उवाच । सर्वसंसृतिखंडेषु भूतबीजकलात्मनः ।**
**तन्मात्रप्रतिभासस्य प्रतिभासेन भिन्नता ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! આત્મા કે જે ગમેતેવી સ્થૂળ તથા સૂક્ષ્મકલ્પનાઓને અનુસરતા સ્વભાવવાળો છે અને ચૈતન્યૈકરસ છે તેમાં જૂદા જૂદા આકારોની કલ્પનાનેલીધે પ્રત્યેક જીવને જૂદા જૂદા સંસાર છે.[૧] કારણ કે સઘળા જીવોને સુષુપ્તિ અવસ્થા પછી તુરતજ વ્યવહારને વાસ્તે જે જે કાંઈ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય છે તે સઘળી આત્માની વ્યાપ્તિને લીધેજ થાય છે.[૨] વ્યવહાર કરનારા સઘળા જીવોને જે કાંઇ પદાર્થોનું દર્શન થાય છે તે સઘળું આત્માના પ્રકાશથીજ થાય છે. તેમાં જે જે જીવના ચૈતન્યની ઉપાધિઓ મળી જાય તે તે જીવો પરસ્પરના કલ્પેલા સંસારોને દેખે છે.[૩] વિચિત્રસંસારોરૂપી જલાશયો ઉપાધિ-ઓના મળવારૂપ ધોરીયાથી પરસ્પરની સાથે મળે છે અને તેમ મળવાથી સત્યતાની ભ્રાંતિ દૃઢ થતાં ઘાટાપણાને પ્રાપ્ત થાય છે.[૪] કેટલાએક સંસારો જૂદાજ રહેલા છે, કેટલાએક સંસારો જૂદાજ લય પામેલા છે અને કેટલાએક સંસારો પરસ્પરથી મળેલા પણ છે. આવીરીતના અનેક સંસારોરૂપી ચણોઠીઓના વનરૂપ બ્રહ્મ એક છે અને અખંડિત છે.[૫] જેના એક એક પરમાણુ જેટલા પ્રદેશમાં સંસારોરૂપી અસંખ્યાત ચણોઠીઓ રહેલી છે અને તે વળી પર-સ્પરની સાથે સંલગ્ન થયા વગર રહેલી છે તે 'બ્રહ્મ' નામનું વન અતિ અદ્ભુત છે.[૬] એઓમાં

* આ અઢારમા સર્ગમાં કામ-કર્માદિકની તુલ્યતા થાય તો મલિનચિત્તોનો પણ બીજાં મલિનચિત્તોની સાથે યોગ થાય છે, એમ કહેવામાં આવશે અને જ્ઞાનીને ચિત્તની શુદ્ધિથી મોક્ષની પ્રાપ્તિ થવાનું કહેવામાં આવશે.

કોઈ કોઈ સંસારોરૂપી ચણોઠીઓ પરસ્પરની સાથે મળવાથી ધાટાપણાને પામેલી છે. એઓમાંના સઘળા પદાર્થો સર્વના જોવામાં આવે છે એમ નથી પણ જે જે પદાર્થો પ્રારબ્ધભોગને અનુકૂળ થઈને જ્યાં રહ્યા હોય ત્યાં તેટલા પદાર્થોજ જોવામાં આવે છે. બીજા પદાર્થો જોવામાં આવતા નથી.[૭] બીજા મનમાં ચાલતા મનોરાજ્યને જોવા તથા ભોગવવા આદિમાં એક મનની જે અસમર્થતા છે તે અસમર્થતાથીજ મનો જૂદાં જૂદાં માનવામાં આવે છે અને એ મનોની જૂદાઈથીજ જીવોની જૂદાઈ છે.[૮] આવીરીતે જૂદાં જૂદાં મનોરાજ્યરૂપી સંસારોમાં કેટલાંએક મનોરાજ્યો પરસ્પરથી મળીને ધાટાં થતાં દેહાભિમાન દૃઢ થઈ જાય છે અને એ મનોરાજ્યોનું વિસ્મરણ થાય તો સ્વાભાવિકરીતે દેહનો અભાવજ રહે છે.[૯] ચૈતન્યરૂપી સોનું દેહરૂપી મિથ્યા આકારનું અભિમાન ધરવાનેલીધે પોતાના સ્વરૂપને ભૂલીને મિથ્યારીતેજ કેવળ માયિક દેહાકારપણારૂપ કડાંપણાનો અનુભવ કરે છે.[૧૦] કોઇ કોઈનાં કર્મોની તથા વાસનાઆદિની તુલ્યતા થતાં તેઓ (કર્મો તથા વાસનાઓ આદિ) જ્યારે એક કાળમાં ફળ આપવાને ઉન્મુખ થાય છે ત્યારે અશુદ્ધચિત્તોનું પણ પરસ્પરના સંસારોરૂપે મળવું થાય છે. જેમ હઠયોગના અભ્યાસથી શુદ્ધ થયેલા યોગીઓનો પ્રાણવાયુ પરાયાદેહમાં પ્રવેશ કરી તે દેહના પ્રાણાદિકને વશ્ય થયેલા જાણવાને લીધે તેઓએ જાણવાના શબ્દાદિકને જાણે છે, તેમ શુદ્ધ થયેલું મન પણ પરાયા મનોરાજ્યને જાણી શકે છે.[૧૧] જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ સ્થૂળ દેહ હોય તોજ થાય છે એમ સમજવું નહિ. કારણ કે એ ત્રણ અવસ્થાઓનું મૂળ જીવપણુંજ છે.[૧૨] આ પ્રમાણે જીવજ ત્રણ અવસ્થાઓરૂપ છે એમ વિચાર કરતાં જીવથી ન્યારૂં દેહનું સ્વરૂપ કાંઈપણ અવશેષ રહેતું નથી. જળના સ્વરૂપનો વિચાર કરતાં જળથી જૂદું તરંગોનું સ્વરૂપ કાંઈ પણ અવશેષ રહે નહિ.[૧૩] તત્ત્વવેત્તા જીવ આ રીતે તુરીયપદમાં (જાગ્રતથી, સ્વપ્નથી અને સુષુપ્તિથી જૂદા સ્વરૂપમાં) રહેલા બ્રહ્મભાવને જ્ઞાનથી પ્રાપ્ત થઈને જીવપણાથી નિવૃત્ત થાય છે અને અજ્ઞાનીજીવ પોતાની કલ્પનાથી દેહાકાર થઇને વારંવાર સંસારમાં પ્રવર્ત્તે છે.[૧૪] જો કે જ્ઞાની જીવ અને અજ્ઞાની જીવ બન્ને વાસ્તવિકરીતે બ્રહ્મરૂપ હોવાથી બન્નેને મુક્તપણું સરખુંજ છે; તોપણ અજ્ઞાની જીવ કે જે સૂતેલાજેવો છે તે પોતાના સ્વરૂપને નહિ જાણવાથી જન્મ–મરણ પામ્યા કરે છે.[૧૫] ચૈતન્ય સર્વવ્યાપક હોવાને લીધે કોઇ જીવ બીજા જીવના સંસારમાં પણ પ્રવેશ કરે છે, એક એક સંસારમાં જૂદાં જૂદાં રૂપોવાળા બીજા સંસારો પણ છે અને તે સંસારોની અંદર પણ જેમ કેળના થાંભલામાં એક છોતરાની અંદર બીજું છોતરૂં અને બીજા છોતરાંની અંદર ત્રીજું છોતરૂં, એમ છોતરાંઓના સમૂહો હોય છે, તેમ સંસારોના સમૂહો રહેલા છે. એઓમાં જેમ કેળ કોઈ છોતરાંથી દૂર નથી, તેમ બ્રહ્મ કોઈપણ સંસારથી દૂર નથી.[૧૬,૧૭] બ્રહ્મ વિસ્તાર પામેલી કેળની પેઠે સ્વભાવથી શીતળ છે અને સેંકડો પ્રકારના અવયવોનો વિસ્તાર થતાં પણ જેમ કેળમાં ભિન્નતા નથી તેમ સેંકડો સંસારો થતાં પણ બ્રહ્મમાં ભિન્નતા નથી.[૧૮] જેમ વડ આદિનું બીજ જળના સંસર્ગથી વડ આદિરૂપ થઈને પાછું બીજરૂપે આવિર્ભાવ પામે છે, તેમ બ્રહ્મ પણ વાસના આદિના સંસર્ગથી મનરૂપ થઇને પાછો જ્ઞાનનો ઉદય થતાં બ્રહ્મરૂપે આવિર્ભાવ પામે છે.[૧૯-૨૦] જેમ રસથી થયેલું બીજ ફળરૂપે આવિર્ભાવ પામે છે, તેમ બ્રહ્મથી થયેલો જીવ જગતરૂપે આવિ-

ર્ભાવ પામે છે.[૨૧] જેમ 'રસનું કારણ શું હશે?' એ પૂછવું અઘટિત છે, તેમ 'બ્રહ્મનું કારણ શું હશે.' એ પૂછવું પણ અઘટિત છે. 'બ્રહ્મ એ એક જાતનો જગતનો સ્વભાવજ છે' એમ કહેવું યોગ્ય નથી. કારણ કે સ્વભાવ કાર્યની સાથે ઉત્પન્ન થાય છે અને બ્રહ્મ જગતની સાથે ઉત્પન્ન થતું નથી. બ્રહ્મ કે જે નિર્વિકાર, અદ્વિતીય અને અસંગ હોવાથી વાસ્તવિકરીતે કોઈનું કારણ નથી અને આરોપની રીતિથી સઘળા પ્રપંચનું આદિકારણ છે તેમાં જગતની વિચિત્રતા થવાનાં બીજાં કાંઈ પણ કારણો નથી. આમ છે એટલામાટે સારરૂપ બ્રહ્મનોજ વિચાર કરવો યોગ્ય છે. સારવગરના બીજા વિચારો કરવાથી કાંઇ પુરૂષાર્થ થાય એમ નથી.[૨૨,૨૩] જે બીજ હોય છે તે પોતાના આકારને છોડીને અંકુર આદિરૂપે થયેલું જોવામાં આવે છે પણ બ્રહ્મ તો પોતાના સ્વરૂપને નહિ છોડતાંજ જગતરૂપે થયેલું છે. વૃક્ષનું બીજ ફાટીને તેમાંથી અંકુર નીકળે છે એટલે બીજા પ્રદેશથી વધારે પ્રદેશમાં વ્યાપે છે પણ જગત તો બ્રહ્મમાંજ રહેલું છે એટલે બ્રહ્મના પ્રદેશથી જરાપણ અધિક પ્રદેશમાં ફેલાયેલું નથી. બીજનું સ્વરૂપ અવયવોવાળું છે માટે તે બીજથી નિરવયવ બ્રહ્મને સમાન ગણવું યોગ્ય નથી. બ્રહ્મને કોઈની પણ ઉપમા લાગુ પડે એમ નથી.[૨૪,૨૫] જે બ્રહ્મ છે તેજ જગતરૂપે પ્રતીત થાય છે પણ વાસ્તવિકરીતે જગતરૂપે થયુંજ નથી. જેમ રજ્જુ સર્પરૂપે થયેલી છે અને સર્પરૂપે નથી પણ થયેલી, તેમ બ્રહ્મ જગતરૂપે થયેલું છે અને જગતરૂપે થયેલું પણ નથી.[૨૬] પોતે દ્રષ્ટા છતાં પોતાને દૃશ્યરૂપ માને છે એટલામાટે ખરા સ્વરૂપનું ભાન થતું નથી. જ્યાંસુધી પોતાનું સ્વરૂપ દૃશ્યરૂપ મનાયું હોય ત્યાંસુધી સ્વરૂપની સ્થિતિનો કોને ઉદય થાય? કોઇને પણ ન થાય.[૨૭] જ્યાંસુધી ઝાંઝવાનાં પાણીમાં જળની ભ્રાંતિ હોય ત્યાંસુધી કશું સમજુપણું નથી. જો સમજુપણું હોય તો ઝાંઝવાનાં પાણીમાં જળની ભ્રાંતિ કેમજ હોય?[૨૮] આત્મા નિર્મળ, સ્વયંપ્રકાશ અને વ્યાપક છે તોપણ જોવામાં આવતો નથી માટે બહિર્મુખલોકોની ભ્રાંતિ ભારે પ્રબળ છે!!! જેમ નેત્ર બીજા પદાર્થોને દેખે છે પણ પોતાનું સ્વરૂપ કે જે દૃશ્યરૂપ છે તેને દેખતું નથી, તેમ બહિર્મુખલોકો દૃશ્યને દેખે છે પણ પોતાના આત્માને દેખતા નથી. જો કે દ્રષ્ટા, નિર્મળ, સ્વયંપ્રકાશ, વ્યાપક અને પોતાનું સ્વરૂપજ છે તોપણ જેમ સઘળી ભ્રાંતિઓથી છૂટેલો જીવન્મુક્તપુરૂષ દૃશ્યને દેખતો નથી, તેમ બહિર્મુખલોકો દ્રષ્ટાને દેખતા નથી.[૨૯,૩૦] જો કે બ્રહ્મ આકાશની પેઠે વ્યાપક છે તોપણ યત્ન કરતાં છતાં પણ માંડ મળે છે. પરંતુ જે દૃશ્ય છે તેને જો દૃશ્યરૂપેજ જોવામાં આવે તો બ્રહ્મની પ્રાપ્તિ બહુજ દૂર છે.[૩૧] દૃશ્યજગતમાં દૃશ્યપણાનું માર્જન કરીને જો બ્રહ્મબુદ્ધિ કરવામાં આવે તોજ બ્રહ્મ પ્રાપ્ત થાય છે. જ્યાંસુધી જગત બ્રહ્મરૂપે નહિ પણ જગતરૂપે જોવામાં આવે ત્યાંસુધી બ્રહ્મ કે જે અત્યંત સૂક્ષ્મ છે તેનું જ્ઞાન થવું અતિદૂર છે.[૩૨] બહિર્મુખલોકો દૃશ્યને દેખે છે પણ દ્રષ્ટાને દેખતા નથી. પરંતુ હે રામ! દૃશ્ય એ કાંઇ છેજ નહિ. કેવળ દ્રષ્ટાજ છે.[૩૩] જેમ સર્વશક્તિવાળો રાજા સઘળું બનાવીને તેનો અનુભવ કરે છે, તેમ સર્વશક્તિવાળો આત્મા સઘળું બનાવીને તેનો અનુભવ કરે છે, એમ માનીએ તો જેમ રાજાને બીજાં સાધનોની જરૂર પડે છે, તેમ આત્માને પણ બીજાં સાધનોની જરૂર પડે છે એમ સ્વીકારવું પડે, એટલામાટે વાસ્તવિક સિદ્ધાંત એ છે કે નિર્વિકાર આત્માજ તે તે દૃશ્યપદાર્થોરૂપે ઉદય પામે છે તેથી આત્મામાં લૌકિકરીતનું દ્રષ્ટાપણું

કે દૃશ્યપણું કાંઈ નથી. જે દ્રષ્ટા છે તેજ સર્વાત્મક હોવાથી દૃશ્યરૂપ છે એટલે તેમાં લૌકિક-રીતનું દ્રષ્ટાપણું કે દૃશ્યપણું સંભવતું નથી. જેમ શેલડીનો રસજ ઘોળી ખાંડરૂપ થાય છે અને વસંતનો રસજ ફળ, પુષ્પ તથા લતારૂપ થાય છે, તેમ બ્રહ્મજ જીવરૂપ થયેલું છે અને દેહરૂપ પણ થયેલું છે.[૩૪,૩૬] જેમ શેલડીનો રસ તથા વસંતનો રસ પોતાનું રસપણું નહિ છોડતાંજ ખાંડરૂપ અને ફળ આદિરૂપ થાય છે, તેમ ચૈતન્ય પોતાના ચૈતન્યપણાને નહિ છોડતાંજ દ્રષ્ટારૂપ અને દૃશ્યરૂપ થાય છે. અનુભવરૂપ જે આત્મા છે તે પોતાની અંદરજ જગતરૂપ સ્વપ્નને દેખે છે.[૩૭] જેમ પૃથ્વીસંબંધી શેલડીના રસમાં ખાંડપણું, ગોળપણું તથા સાકરપણું થાય છે, તેમ આત્મામાંજ ચિત્તપણું, અહંકારપણું તથા પંચભૂતપણું વગેરે થાય છે.[૩૮] જેમ પૃથ્વીનો રસજ પોતાનાથી અભિન્ન અનેક વનખંડોરૂપે ઉદય પામે છે એ વાત નિઃસંશય છે, તેમ આત્માજ પોતાનાથી અભિન્ન અનેક દ્વૈતખંડોરૂપે ઉદય પામે છે એ વાત નિઃસંશય છે. આત્માથી આત્મામાંજ પ્રકાશ પામતાં આત્માનાજ વિલાસરૂપ ચિત્ત આદિ વૃક્ષો કે જેઓ દેહ આદિ દૃશ્યોરૂપી સેંકડો શાખાઓથી સંપન્ન છે તેઓનો આત્મજ્ઞાનવિના અંત જોવામાં આવતો નથી. જેમ પૃથ્વીનો રસ પ્રત્યેક વનખંડોરૂપ થઇને પોતપોતાના રસોનો ચમત્કાર દેખાડે છે, તેમ બ્રહ્મ પ્રત્યેક બ્રહ્માંડોરૂપ થઇને પોતપોતાના જૂદા જૂદા ભોગોનો ચમત્કાર દેખાડે છે. જે જે જીવનો જે જે સંસ્કાર જે જે રીતે ઉદય પામે છે તે તે જીવના તે તે સંસ્કારને તે તે રીતે સંસારોરૂપ થઈને ચૈતન્ય (બ્રહ્મ) અનુસરે છે. એવા અનેક સંસારોમાં કેટલાએક જીવોના સંસારો પરસ્પર મળે છે કે જેઓમાં તે જીવો પોતાની મેળે વિહાર કરીને ઘણે કાળે શાંત થઈ જાય છે. હે રામ! તમે જ્ઞાનચક્ષુ કે જે પરમ સૂક્ષ્મદૃષ્ટિરૂપ છે તેથી જુવો કે પરમાણુના મધ્યોમાં પણ હજારો સંસારોના સમૂહો છે. જેમ તલમાં તેલ રહ્યું છે તેમ ચિત્તમાં, આકાશમાં, પથરામાં, જ્વાળામાં, વાયુમાં અને જળમાં લાખો સંસારો રહ્યા છે. આ સઘળા ચિત્તના વિકારો છે; એટલામાટે જ્યારે ચિત્ત શુદ્ધ થાય ત્યારે જીવ બ્રહ્મરૂપ થાય છે.[૩૯-૪૫] એ શુદ્ધ ચૈતન્ય સર્વવ્યાપક છે એટલા માટે જેમ કોઇ સમયે આપણાં અને પરાયાં સ્વપ્નો મળી જાય છે, તેમ સંસારો પણ પરસ્પર મળી જાય છે. બ્રહ્મા આદિ પુરૂષોને પણ પોતાના સ્વરૂપમાંજ ભ્રાંતિને લીધે આ બ્રહ્માંડરૂપી લાંબું અને મ્હોટું સ્વપ્ન પોતાની અંદરજ ઉઠેલું છે. કેટલાએક જીવો એક સંસારરૂપી સ્વપ્નમાંથી બીજા સંસારરૂપી સ્વપ્નમાં અને બીજા સંસારરૂપી સ્વપ્નમાંથી ત્રીજા સંસારરૂપી સ્વપ્નમાં જાય છે એટલે એમ જતાં જતાં વાસનાઓ દૃઢ થવાથી ચિત્તમાં કલ્પાયેલા ભીંત આદિ પદાર્થોજ બહારના ભીંત આદિ પદાર્થોરૂપે અત્યંત દૃઢ પ્રતીત થાય છે. ચૈતન્ય જ્યાં જે આકારની ભાવના કરે છે ત્યાં તુરત તે રૂપજ થઇ જાય છે. વાસનાના ઉદય પ્રમાણે વિવર્ત પામવાનું ચૈતન્યમાં સામર્થ્યજ છે.[૪૬-૪૮] એ સામર્થ્યનેલીધે સ્વપ્નમાં જે જોવામાં આવે છે તે પણ સ્વપ્નના સમયમાં સાચુંજ જણાય છે. જેમ પાંદડાં, લતાઓ, પુષ્પો તથા ફળો બીજમાંજ રહેલાં છે, તેમ સમસ્ત વાસનાઓ ચૈતન્યમાંજ રહેલી છે.[૪૯] જગતની અંદર જીવરૂપ પરમાણુઓ અને જીવોની અંદર જગતરૂપ પરમાણુઓ પ્રતીત થાય છે એ આશ્ચર્ય નથી. કારણ કે જીવ અને જગત એ બન્ને બ્રહ્મરૂપ હોવાથી આકાશમાં આકાશતુલ્ય છે. આમ સમજીને તમે 'જગ-

તોની અને જીવોની પરસ્પરમાં સ્થિતિ કેમ સંભવે ' એ ભ્રાંતિને છોડી દો.[૫૦] ચૈતન્યરૂપ જીવ પોતાનાજ અંશરૂપ દેશ, કાળ, ક્રિયાઓ અને દ્રવ્યો, એઓથી જગતને પોતારૂપજ જાણે તે જગત બીજાં હોય, એમ માની લે છે પણ તે જગત કોઈરીતે જીવથી ભિન્ન સંભવતાં નથી.[૫૧] બ્રહ્માથી માંડીને કીડાપર્યંત જીવોને સ્વપ્નની પેઠે પોતાની અંદર પોતાની મેળેજ દેખવામાં આવતું આ ચૈતન્યના અંશરૂપ શરીર ભ્રાંતિથી સ્થૂળશરીરરૂપે માની લેવામાં આવ્યું છે.[૫૨] જે કાંઈ આ જગત સ્ફુરેલું છે તેનું નિરૂપણ કરતાં વાસ્તવિકરીતે તેનો કોઈ પણ અંશ બ્રહ્મથી જૂદો પડતો નથી. ચૈતન્યના સૂક્ષ્મ અંશોરૂપ જીવો પોતાનારૂપ જગતને ભ્રાંતિનેલીધે જૂદું માનીને તેનો સ્વાદ લીધા કરે છે.[૫૩] અત્યંત વિસ્તીર્ણ આકારવાળો આ બ્રહ્માંડરૂપી વનખંડ કે જે ચૈતન્યના એક પરમાણુરૂપ છે અને નેત્ર આદિ ઇંદ્રિયોરૂપ પુષ્પોમાંથી જૂદાં જૂદાં રૂપ આદિનાં જ્ઞાનોરૂપ સુગંધોને કહાડયા કરે છે તે અમથોજ દેખવામાં આવે છે.[૫૪] દૃશ્યના બીજરૂપ ચૈતન્ય સર્વવ્યાપક છે અને અવિનાશી છે તેથી સઘળા બ્રહ્માંડને કોઈ જીવ (અજ્ઞાનીજીવ) પોતાથી બહાર દેખે છે અને કોઈ જીવ (જ્ઞાનીજીવ) પોતાની અંદરજ દેખે છે. બ્રહ્માંડરૂપ દ્વૈતને દેખવાનો ઘણા કાળનો અભ્યાસ થવાનેલીધે જીવ તે બ્રહ્માંડમાં પોતાની અધોગતિ અને ઊર્ધ્વગતિ થયાનું ભ્રાંતિથીજ માની લે છે.[૫૫-૫૬] જેમ એક સ્વપ્ન પછી બીજા સ્વપ્નને અને બીજા સ્વપ્ન પછી ત્રીજા સ્વપ્નને, એમ વારંવાર સ્વપ્નોને જોયા કરતો માણસ શિખરઉપરથી ખસેલી શિલાની પેઠે ખોટા ખાડાઓમાં અથડાયા કરે છે, તેમ એક સંસાર પછી બીજા સંસારને અને બીજા સંસાર પછી ત્રીજા સંસારને, એમ વારંવાર સંસારોને જોયા કરતો અજ્ઞાની જીવ શિખરઉપરથી ખસેલી શિલાની પેઠે જન્મ—મરણરૂપી ખોટા ખાડાઓમાં અથડાયા કરે છે.[૫૭] વાસ્તવિકરીતે અખંડતત્ત્વથી જૂદા નહિ પડતા અને જૂદાં જૂદાં શરીરોરૂપે સ્ફુરેલા જીવોમાં કેટલાએક જ્ઞાનીજીવો ભ્રાંતિરહિત પોતાના સ્વરૂપમાંજ રહ્યા છે અને કેટલાએક અજ્ઞાનીજીવો દેહાદિકથી મળી ગયેલા છે. કેટલાએક જ્ઞાનીઓ કે જેઓ બ્રહ્માંડને તથા જીવોને પોતાની અંદર ઊઠેલી ભ્રાંતિરૂપજ સમજે છે તેઓ તો આ દેખવામાં આવતા વિસ્તીર્ણ જગતને સ્વપ્નજેવું મિથ્યાજ માને છે.[૫૮,૫૯] ચૈતન્ય સર્વવ્યાપક અને સર્વાત્મક હોવાને લીધે બ્રહ્માંડનું બહાર દેખાવું પણ ચૈતન્યની સત્તાથી છે અને અંદર દેખાવું પણ ચૈતન્યની સત્તાથી છે. જ્યાં ચૈતન્ય હોય ત્યાં તેના વિવર્તનો ઉદય પણ હોયજ એ સ્વાભાવિક છે.[૬૦] સઘળા જીવો કે જેઓ વ્યાપકચૈતન્યની અંદર પ્રતિભાસરૂપ છે તેઓની અંદર જે અન્યજીવો ઉદય પામે છે અને તેઓની અંદર પણ વળી જે અન્ય જીવો ઉદય પામે છે તે સઘળા જીવો પણ ચૈતન્યની વ્યાપકતાનેલીધે ચૈતન્યની અંદરજ પ્રતિભાસરૂપ છે.[૬૧] જીવની અંદર જીવ થાય છે અને વળી તેની અંદર પણ જીવ થાય છે. જેમ કેળના થાંભલામાં એકની અંદર બીજું, બીજાની અંદર ત્રીજું અને ત્રીજાની અંદર ચોથું, એમ અંદર અંદર અનેક છોતરાંઓ હોય છે, તેમ સર્વ સ્થળના જીવોમાં પણ એકની અંદર બીજા, બીજાની અંદર ત્રીજા અને ત્રીજાની અંદર ચોથા, એમ અંદર અંદર અનેક જીવો છે.[૬૨] જેમ જાણવામાં આવે ત્યારે સોનામાં પ્રતીત થયેલું કડાં વગેરેપણું નષ્ટ થઇ જાય છે, તેમ બ્રહ્મતત્ત્વ જાણવામાં આવે ત્યારે બહારનું અને અંદરનું સઘળું દ્વૈત નષ્ટ થઇ

જાય છે.[૬૩] જે પુરૂષને 'હું કોણ છું અને આ જગત શું છે'? એવો પ્રૌઢવિચાર ઉત્પન્ન થતો નથી તેના મનમાંથી આ અનાદિકાળનો જીવપણાના દુઃખનો ભ્રમ કદી છૂટતો નથી.[૬૪] વૈરાગ્યપૂર્વક કરવામાં આવેલો વિચારજ સફળ થાય છે પણ રાગવાળાએ કરેલો વિચાર સફળ થતો નથી. જે સુબુદ્ધિવાળા પુરૂષને દિવસે દિવસે સંસારનાં સુખોની લાલચ પાતળી થતી જતી હોય તે પુરૂષનો વિચાર ફળદાયી થાય છે.[૬૫] જેમ ઔષધનો અભ્યાસ રાખવામાં આવે તો આરોગ્યની પ્રાપ્તિ થાય છે, તેમ ઇંદ્રિયોને જીતવાનો અભ્યાસ રાખવામાં આવે તો વિવેક ફળદાયી થાય છે.[૬૬] જે પુરૂષને વાતચીત કરવામાંજ વિવેક હોય પણ મનમાં વિવેક ન હોય તેણે અવિવેકીપણું નહિ છોડેલું હોવાથી તેને તે અવિવેકીપણું બહુ દુઃખ આપે છે. ચિત્રમાં આળેખેલો પ્રકાશિત અગ્નિ જેમ કશું કામ કરતો નથી, તેમ કેવળ વાતચીત કરવામાંજ રાખેલો વિવેક કશું કામ કરતો નથી.[૬૭] જેમ પવનનો અનુભવ થતો નથી પણ સ્પર્શથીજ પવનનો અનુભવ થાય છે, તેમ વાત કરવાથી વિવેક થયો જણાતો નથી પણ ભોગની ઈચ્છા પાતળી પડવાથીજ વિવેક થયો જણાય છે.[૬૮] જેમ ચિત્રમાં આળેખેલું અમૃત ખરૂં અમૃત નથી, જેમ ચિત્રમાં આળેખેલો અગ્નિ ખરો અગ્નિ નથી અને જેમ ચિત્રમાં આળેખેલી સ્ત્રી ખરી સ્ત્રી નથી, તેમ વાતચીતમાં દેખાડેલો વિવેક ખરો વિવેકજ નથી, એમ સમજો.[૬૯] પ્રથમ વિવેકથી રાગ પાતળો થાય છે તથા મૂળસહિત વૈરપણ પાતળું થાય છે અને તે પછી ઇષ્ટ વિષયોને મેળવવાનો અને અનિષ્ટ વિષયોને દૂર કરવાનો યત્નજ ક્ષીણ થઈ જાય છે. આ પ્રમાણે થયું હોય ત્યારે વિવેક પ્રાપ્ત થયો સમજવો. જેને વિવેક પ્રાપ્ત થયો હોય તે પુરૂષ પતિતપાવન છે અને જીવન્મુક્તિનું પાત્ર છે.[૭૦] **पूर्वं विवेकेन तनुत्वमेति रागोथ वैरं च समूलमेव ॥ पश्चात्परिक्षीयत एव यत्नः स पावनो यत्र विवेकिताऽस्ति ॥ ७० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠના મહા૦ સ્થિતિપ્રકરણનો 'જીવનખંડકાવતાર' નામનો અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮**

## सर्ग १९ मो* જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અવસ્થાનું વર્ણન

**वसिष्ठ उवाच । जीवबीजं परं ब्रह्म सर्वत्र खमिव स्थितम् ।**
**तेन जीवोदरेष्वपि जीवोस्त्यनेकधा ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! સઘળા જીવોના બીજરૂપ પરબ્રહ્મ આકાશની પેઠે વ્યાપક હોવાનેલીધે જીવોની અંદર પણ રહેલા છે તેથી જીવોની અંદરના ભાગમાં જે જગત છે તેમાં પણ અનેક જીવો રહેલા છે.[૧] ચૈતન્યૈકરસ પરબ્રહ્મથી કોઈ પણ પ્રદેશ ખાલી નથી એટલામાટે કેળના થાંભલાનાં છોતરાંઓની પેઠે એક એક જીવની અંદર અન્ય અન્ય જીવ રહેલા છે અને પૃથ્વીના ઉદરમાં કીડાઓની પેઠે એક એક જીવની અંદર બીજા ઘણા ઘણા જીવો પણ રહેલા છે.[૨] જેમ ગ્રીષ્મઋતુમાં દેહની અંદરના મળમાં, પસીનામાં જે કીડાઓ રહે છે તેઓ પણ દેહની અંદરજ રહેલા કહેવાય છે, તેમ પરબ્રહ્મની અંદર રહેનારા જીવોમાં જે જીવો રહે છે તેઓ પણ પરબ્રહ્મમાંજ રહે છે. શુદ્ધ ચૈતન્યરૂપ પરબ્રહ્મ જ્યાં જ્યાં દૃશ્યપણે રહેલું છે ત્યાં ત્યાં તે

* આ ઓગણીસમા સર્ગમાં ઉપાસના પ્રમાણે ફળની પ્રાપ્તિ, બોધથી સત્ય આત્મસ્થિતિની પ્રાપ્તિ, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એઓની સ્થિતિ અને તુરીયની સ્થિતિ કહેવામાં આવશે

તે દૃશ્યની અંદર તેનો ભોક્તા જીવ પણ રહેલો છે.[૩] એ જીવો પોતપોતાના કલ્યાણનેસારૂ વિચિત્રપ્રકારની ઉપાસનાઓના ક્રમોથી જે જે રીતે યત્ન કરે છે તે તે રીતને અનુસરતાં ફળોને તુરત પ્રાપ્ત થાય છે[૪] એટલે દેવતાઓનું યજન કરનારા જીવો દેવતાઓને પ્રાપ્ત થાય છે, યક્ષોનું યજન કરનારા જીવો યક્ષોને પ્રાપ્ત થાય છે, હિરણ્યગર્ભનું યજન કરનારા જીવો હિરણ્યગર્ભને પ્રાપ્ત થાય છે અને પરબ્રહ્મનું યજન કરનારા જીવો પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. આમ છે એટલા-માટે તુચ્છનો ત્યાગ કરીને અતુચ્છ પરબ્રહ્મનોજ આશ્રય કરવો યોગ્ય છે.[૫] ભૃગુનો પુત્ર શુક્ર પોતાની જ્ઞાનશક્તિ નિર્મળ હોવાનેલીધે મુક્ત હતો પણ પ્રથમ દેખવામાં આવેલા અપ્સરારૂપ દૃશ્યથી સ્વાભાવિકરીતે તુરત બંધાઈ ગયો.[૬] જગતમાં બાળકની જ્ઞાનશક્તિ પ્રથમ કાચી અને કુણી હોય છે તેને જ્યાંસુધી સંસારસંબંધી વ્યસનોના તાપો ન લાગ્યા હોય ત્યાંસુધી જેવું વલણ આપીએ તેવું આપી શકાય છે, પણ સંસારસંબંધી વ્યસનોના તાપો લાગવાથી જ્ઞાનશક્તિ કઠિન થઇ ગયા પછી તેને બીજી વ્યુત્પત્તિ આપી શકાતી નથી. એટલામાટે એ જ્ઞાનશક્તિ કુણી હોય ત્યાંજ તેને બ્રહ્મભાવની વ્યુત્પત્તિ આપવી પણ જીવપણા આદિ ખોટા ભાવની વ્યુત્પત્તિ આપવી નહિ.[૭]

રામચંદ્રજી પૂછેછેઃ—હે મહારાજ ! જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા એઓમાં શો ભેદ છે ? તે આપે કહેવો જોઇએ. જાગ્રત પણ અપરોક્ષ અનુભવમાં આવે છે અને સ્વપ્ન પણ અપરોક્ષ અનુભવમાં આવે છે તે છતાં જાગ્રત સાચી કેમ કહેવાય છે અને 'સ્વપ્ન જાગ્રતના જેવો ભ્રમ છે' એમ કેમ કહેવાય છે ?[૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ—જેના પદાર્થોમાં સ્થિરતાની પ્રતીતિ થાય છે તે જાગ્રત કહેવાય છે; અને જેના પદાર્થોમાં અસ્થિરતાની પ્રતીતિ થાય છે તે સ્વપ્ન કહેવાય છે.[૯] સ્વપ્ન પણ જો કાળાંતરમાં રહે તો જાગ્રત કહેવાય અને જાગ્રત પણ જો કાળાંતરમાં ન રહે તો સ્વપ્ન કહેવાય એટલે એ રીતે જાગ્રત સ્વપ્નપણાને પામે છે અને સ્વપ્ન જાગ્રતપણાને પામે છે.[૧૦] સ્થિરપણા અને અસ્થિરપણાવિના જાગ્રતમાં અને સ્વપ્નમાં બીજો કશો ભેદ નથી. કારણ કે સ્થિરપણા અને અસ્થિરપણાવિના એ બે અવસ્થાઓનો બીજો સઘળો અનુભવ સર્વત્ર અને સર્વદા સરખોજ છે.[૧૧] સ્વપ્ન પણ સ્વપ્નના સમયમાં સ્થિરતાથીયુક્ત જણાય તો જાગ્રતપણાને પામી શકે અને જાગ્રત પણ જો જાગ્રતના સમયમાં અસ્થિર જણાય તો સ્વપ્નપણાને પામી શકે.[૧૨] સ્વપ્ન પણ પોતાના સમયમાં પોતાની સ્થિરતાથી જાગ્રત કહેવાઈ શકે છે અને જાગ્રતને પણ અસ્થિ-રતાથી સ્વપ્ન સમજીએ તો સ્વપ્નજ છે.[૧૩] જ્યાંસુધી જે સ્થિર જાણવામાં આવે ત્યાંસુધી તે જાગ્રતજ છે પણ જો ક્ષણભંગુર સમજવામાં આવે તો સ્વપ્નરૂપ થઈ જાય છે; તે વિષે કહું છું તે સાંભળો.[૧૪] શરીરના વિષે તેજ, વીર્ય અને જીવધાતુ ઇત્યાદિ નામોથી કહેવાતું જીવન-તત્ત્વ છે કે જેથી જીવાય છે.[૧૫] જીવનતત્ત્વ જ્યારે પ્રાણવાયુની પ્રેરણાથી હૃદયમાંથી શરી-રમાં પ્રસરે છે ત્યારે શરીર મનથી, કર્મથી અને વાણીથી વ્યવહાર કરે છે.[૧૬] એ જીવનતત્ત્વ જ્યારે અંદરની નાડીઓમાં પ્રસરે છે ત્યારે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે એટલે જાગ્રતમાં દેખવામાં આવેલો જગતરૂપી ભ્રમ જેમાં લીન થઈ રહ્યો હોય છે એવા ચિત્તમાં જાગ્રતના સરખું સઘળું જ્ઞાન ઉદય પામે છે.[૧૭] એ જીવનતત્ત્વ જ્યારે નેત્ર આદિ છિદ્રોમાં પ્રસરે છે ત્યારે

અનેક પ્રકારના આકારોથી તથા વિકારોથી ભરપૂર આ જગત કે જે પોતાનામાંજ છે તેને બહાર દેખે છે એટલે તે જાગ્રદવસ્થા પ્રાપ્ત થઇ કહેવાય છે. જોકે જાગ્રત અને સ્વપ્ન એ બન્ને અવસ્થાઓના અનુભવમાં અપરોક્ષપણું સરખુંજ છે તોપણ જેના અનુભવમાં સ્થિરપણાની કલ્પના કરી લેવામાં આવે છે તેને જાગ્રત માની લેવામાં આવે છે. આ પ્રમાણે મ્હેં સ્વપ્નની અને જાગ્રતની પદ્ધતિ કહી. હવે સુષુપ્તિ આદિની પદ્ધતિ કહું છું તે સાંભળો.[૧૮.૧૯] કાયિક, વાચિક અને માનસિક એ ત્રણે જાતના વિક્ષેપ હોય ત્યારે જાગ્રત કહેવાય છે, કાયિક તથા વાચિક વિક્ષેપ મટી જઈ કેવળ માનસિક વિક્ષેપ પ્રવર્તે ત્યારે સ્વપ્ન કહેવાય છે અને માનસિક વિક્ષેપ મટી જતાં જીવનતત્ત્વ શાંત તથા સ્વસ્થપણાથી રહે ત્યારે સુષુપ્તિ કહેવાય છે.[૨૦] જેમ વાયુવગરના ઘરમાં રહેલો દીવો ચલનરહિત પ્રકાશમાત્રજ કરે છે, તેમ સુષુપ્તિમાં હૃદયાકાશમાં રહેલું જીવનતત્ત્વ સમતાને પ્રાપ્ત થયેલા પ્રાણવાયુથી નહિ ક્ષોભાવાનેલીધે વિક્ષેપરહિત પ્રકાશમાત્રજ કરે છે.[૨૧] આ સ્થિતિમાં રહેલું જીવનતત્ત્વ નાડીઓમાં પ્રસરતું નથી તેથી તે સમયે સ્વપ્ન થતું નથી અને નેત્ર આદિ છિદ્રોમાં પ્રસરતું નથી તેથી જાગ્રતદશા પણ હોતી નથી.[૨૨] તેલમાં તેલની પેઠે, હિમમાં શીતની પેઠે અને ઘીમાં સ્નેહની પેઠે જીવનતત્ત્વ સુષુપ્તિદશામાં અંદરજ સ્ફુરે છે.[૨૩] સુષુપ્તિદશામાં જીવનતત્ત્વનો અને બ્રહ્મનો અભેદ થઇ જતો નથી પણ એ 'જીવનતત્ત્વ' નામનો બ્રહ્મનો અંશ ઘણીખરી ઉપાધિનો લય થવાનેલીધે વાયુવગરના પ્રદેશમાં રહેલા દીવાની પેઠે માત્ર પ્રકાશ કરવારૂપ સ્થિતિને પ્રાપ્ત થાય છે.[૨૪] ચિત્તમાંથી સઘળા વ્યવહારોનો ઉપરામ થતાં શાસ્ત્રદ્વારા સર્વમાં ચૈતન્યની એકતા જાણી વિચાર તથા એકાગ્રતા આદિ પ્રયત્નોથી જ્યારે સ્વરૂપનો સાક્ષાત્કાર પ્રાપ્ત થાય ત્યારે જાગ્રતમાં, સ્વપ્નમાં તથા સુષુપ્તિમાં વ્યવહાર કરતાં છતાં પણ તુરીય અવસ્થા પ્રાપ્ત થયેલી કહેવાય છે.[૨૫] પ્રાણવાયુઓ કે જેઓ સુષુપ્તિમાં સૌમ્યપણું પામે છે તેઓ જ્યારે અદૃષ્ટના પરિપાક આદિ કારણોથી વિષમપણું પામીને જીવનતત્ત્વને ચલાયમાન કરે છે ત્યારે તે જીવનતત્ત્વ, તે તે ભોગોને આપનારા પૂર્વસંસ્કારો જાગ્રત થવાથી ચિત્તરૂપે ઉદય પામે છે અને તેવો ઉદય પામીને પોતાની અંદર રહેલા વિસ્તીર્ણ જગતની ખટપટને જાગ્રતના જેવા ઉત્પત્તિ તથા નાશ આદિ ક્રમોના ભ્રમોસહિત તુરત જૂદી દેખે છે કે જે સ્વપ્ન કહેવાય છે. જેમ યોગી બીજમાં રહેલા ઝાડને યોગશક્તિથી સંપૂર્ણ વિસ્તારવાળું દેખે છે, તેમ સ્વપ્નમાં જીવનતત્ત્વ પોતામાંજ રહેલા જગતને જાગ્રતના જેવા સંપૂર્ણ વિસ્તારવાળું દેખે છે. પ્રાણવાયુઓ જ્યારે જરાક ચલાયમાન કરે છે ત્યારે સૂતેલું જીવનતત્ત્વ માત્ર 'હું છું' એટલું જાણવા લાગે છે અને પ્રાણવાયુઓ જ્યારે અત્યંત ચલાયમાન કરે છે ત્યારે તે જીવન પોતાની આકાશમાં ગતિ થતી દેખે છે. સૂતેલો એ જીવ જ્યારે નાડીઓની અંદર રહેલા કફના દ્રવથી ભીંજાઇ જાય છે ત્યારે તે પોતાની અંદરજ વરસાદ અથવા જળાશય આદિના સંભ્રમનો અનુભવ કરે છે. જેમ પુષ્પને પોતાની અંદરજ પોતાના સુગંધનો અનુભવ થાય છે, તેમ જીવને પોતાની અંદરજ સ્વપ્નમાં વરસાદ આદિનો અનુભવ થાય છે.[૨૬-૨૯] જ્યારે એ સૂતેલો જીવ નાડીઓની અંદર રહેલા પિત્ત આદિથી દબાય છે ત્યારે પોતાની અંદરજ થતા ગ્રીષ્મઋતુ આદિના ભારે આડંબરને, જાણે તે સઘળો આડંબર બહાર થતો હોય એવીરીતે અનુભવે છે.[૩૦] જ્યારે એ સૂતેલો જીવ નાડી-

ઓની અંદર રહેલા રૂધિરથી ભીંજાઈ જાય છે ત્યારે પોતાની અંદરજ રાતા થઇ ગયેલા દેશ-કાળોને જાણે બહાર દેખાતા હોય તેમ દેખે છે અને રૂધિરમાંજ ડૂબી જાય છે. પોતે અનુભવ-રૂપ હોવાનેલીધે તે સમયે એવા અનુભવો કરે છે.[31] પ્રાણવાયુઓએ ચલાયમાન કરેલો અને નિદ્રા પામેલો એ જીવ પોતે જે જે વાસનાનું સેવન કરતો હોય તે તે વાસનાને, જાણે ઇંદ્રિયો આદિથી બહાર દેખતો હોય તેમ અંદરજ દેખે છે. અંદર દેખાતાં છતાં આ સઘળું બહાર છે એવી પ્રતીતિ થાય છે.[32] જીવ સ્વપ્નને લીધે ચક્ષુ આદિ છિદ્રોમાં નહિ પહોંચતાં પોતે અંદરજ ક્ષોભ પામે છે અને તેમ થતાં પોતાની જ્ઞાનશક્તિથી પોતાની અંદરજ તુરત અનુભવ કરે છે તેથી તેની એ સ્થિતિ સ્વપ્ન કહેવાય છે.[33] એ જીવ જ્યારે પ્રાણવાયુથી ક્ષોભ પામી ઇંદ્રિયોનાં છિદ્રોમાં પ્રસરીને બહાર શબ્દ આદિ વિષયોનો અનુભવ કરે છે ત્યારે તે જાગ્રદવ-સ્થાવાળો કહેવાય છે, એમ મહાત્મા મુનિઓ કહે છે.[34] હે રામ! હવે તમે આ વાત સમજી ચૂક્યા છો; અને તમારા મનમાં સદ્વિચાર વિસ્તીર્ણ થઈ ચૂક્યો છે માટે હવેથી તમારે કદીપણ મિથ્યાભૂત જગતને સાચું માનવું નહિ. જગતને સાચું માનવાથી આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક નિમિત્તોને લીધે પોતાના મરણની અને પોતાનામાં દોષો પ્રાપ્ત થયાની મિથ્યા સંભાવના થાય છે.[35] **इति विदितवता त्वयाधुनांतः प्रथितमहामतिनेह सत्यताख्या । असति जगति नैव भा नीया मृतिहतिसंहृतिदोषभावनीया ॥ ३५ ॥**

**શ્રીમદ્ યોગ૦મહા૦સ્થિ૦'જાગ્રત-સ્વપ્ન-સુષુપ્ત-તુરીય-સ્વરૂપવિચાર' નામનો ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग २० मो* જગત મનની ભ્રાંતિરૂપ છે

**वसिष्ठ उवाच । एतत्ते कथितं सर्वं मनोरूपनिरूपणं ।**
**मया राघव नान्येन केनचिन्नाम हेतुना ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! મનનો સ્વભાવ સમજાવવાને માટે મ્હેં તમને આ સઘળું જાગ્રત આદિ અવસ્થાનું વર્ણન કહ્યું. બીજા કોઇ પ્રયોજનથી કહ્યું નથી.[1] જેમ લોઢાનો ગોળો અગ્નિના સંપર્કથી અગ્નિપણાને પ્રાપ્ત થાય છે, તેમ દૃઢ નિશ્ચયવાળું ચિત્ત જે જે પદાર્થની બહુ ભાવના કરે તે તે પદાર્થરૂપપણાને પ્રાપ્ત થાય છે.[2] એક અધિષ્ઠાનમાં સારા પદાર્થો, દુષ્ટ પદાર્થો, છોડવું અને ગ્રહણ કરવું ઇત્યાદિ કલ્પનાઓ મનેજ કરેલી છે એટલામાટે મનની ચપળતાથી થયેલી એ સઘળી કલ્પનાઓ સત્ય પણ નથી અને અસત્ય પણ નથી. અનિર્વ-ચનીયજ છે.[3] જે મલિન મન છે તેજ મોહને ઉત્પન્ન કરનાર છે અને જગતની સ્થિતિનું કારણ છે. મનજ જગતરૂપ હોવાથી જગતને બનાવે છે.[4] જે મન છે તેજ જીવ છે એટલામાટે મનને જો શુભમાર્ગમાં જોડવામાં આવે તો જગતમાં જે જે સિદ્ધિઓ છે તે સઘળી પ્રાપ્ત થાય છે કારણ કે સઘળી સિદ્ધિ મનનો જય કરવાથીજ મળે છે.[5] જો સ્થૂળદેહ જીવ હોય તો એનો એ દેહ છતાં મ્હોટી બુદ્ધિવાળા શુકને સેંકડો જન્માંતરના ભ્રમરૂપ જૂદા જૂદા દેહો કેમ પ્રાપ્ત થાય?[6] આમ છે એટલામાટે જે મન છે તેજ જીવ છે અને સ્થૂળશરીર તો મનનેલીધેજ

* આ વીસમા સર્ગમાં જગત એ મનની ભ્રાંતિ છે અને જો આત્મજ્ઞાન થાય તો ચિત્ત તથા જગત એઓ આત્માજ છે એ વર્ણન કરવામાં આવશે.

ચેતના પામે એવું છે. એ મન દૃઢવાસનાથી જેવા આકારની ભાવના કરે તેવા આકારને પ્રાપ્ત થાય છે એમાં કશો સંશય નથી.[૭] મન દૃઢભાવનાથી સર્વે આકારની પ્રાપ્તિમાં સમર્થ છે એટલામાટે બ્રહ્મપદ કે જે અતુચ્છ છે, પરિશ્રમથી રહિત છે, ઉપાધિવગરનું છે અને ભ્રમવગરનું છે તેનુંજ યત્નપૂર્વક અનુસંધાન કરો એટલે બ્રહ્મપણાને પ્રાપ્ત થશો.[૮] મનના ધારેલા પ્રદેશમાં શરીર જાય છે પણ જ્યાં શરીર હોય ત્યાં મનને જવાનો નિયમ નથી, એટલા માટે હે રામચંદ્રજી ! તમારૂં મન સત્યતત્ત્વની પ્રાપ્તિને માટેજ યત્ન કરો અને દેહેંદ્રિયાદિરૂપ મિથ્યાદ્વૈતને છોડી દો.[૯] अभिपतति मनः स्थितं शरीरं न तु व[illegible]राचरितं मनः प्रयाति । अभिपततु तवात्र तेन सत्यं सुभग मनः प्रज[illegible]त्वसत्यमन्यत् ॥ ९ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'મનોરૂપવર્ણન' નામનો વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦

---

## सर्ग २१ मो* મનનો નિર્ણય

**राम उवाच । भगवन् सर्वधर्मज्ञ संशयो यो महानयम् ।**
**हृदि व्यावर्तते लोलः कल्लोल इव सागरे ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે શિષ્યના અભિપ્રાયને જાણનારા મહામુને ! સમુદ્રમાં ચપળ કલ્લોલની પેઠે મ્હારા મનમાં એક મ્હોટો સંશય ઘોળાયા કરે છે.[૧] એ સંશય એ છે કે બ્રહ્મ કે જે દેશ, કાળ તથા વસ્તુ, એઓના પરિચ્છેદથી રહિત છે, વ્યાપક છે, નિત્ય છે અને નિષ્કલંક છે, તેમાં આ 'મન' નામની મલિનવાસના ક્યાંથી આવી અને તે કેમ સંભવે ?[૨] બ્રહ્મ કે જેમાં કોઈ બીજો પદાર્થ છે નહિ, હતો નહિ અને થશે પણ નહિ, તેમાં મનરૂપ કલંક ક્યાંથી આવ્યું, શી રીતે આવ્યું, અને એ તે કેવા પ્રકારનું આવ્યું ?[૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! તમે બહુ સારૂં પૂછ્યું. જેમ નંદનવનનાં પુષ્પોની મંજરી ઉત્તમમકરંદવાળી હોય છે, તેમ તમારી બુદ્ધિ અનુભવના ઉત્તમચમત્કારવાળી થઇ છે. તમારી બુદ્ધિ મોક્ષના વિષયમાં ઠીક ચોંટી છે.[૪] તમારી બુદ્ધિ આગલા–પાછલા સંબંધોનો વિચાર કરવામાં તત્પર થઈ છે તો તેના પ્રભાવથી તમને તે ઉત્તમપદની પ્રાપ્તિ થશે કે જે પદ સદાશિવ આદિ મહાત્માઓને મળ્યું છે.[૫] પરંતુ આ પ્રશ્ન પૂછવાનો હમણાં તમારો સમય નથી. 'શુદ્ધ આત્મામાં મનરૂપ કલંક ઘટતું નથી' એ પૂછવું શુદ્ધ આત્માનો અનુભવ કર્યા પછી ઘટે છે પણ જેને શુદ્ધ આત્માનો અનુભવ થઈ ચૂક્યો હોય તેની પાસે અમો મનનું નિરૂપણજ કરતા નથી કે જેથી તે અમને પૂછે. પોતાને શુદ્ધ આત્માનો અનુભવ નહિ છતાં વિદ્વાનનો ડોળ ઘાલીને જે ધણી પૂછવા ધારતો હોય તેણે તો 'આત્મામાં શુદ્ધપણુંજ કેમ ઘટે ?' એવી શંકા કરવી જોઇએ પણ આત્માનું શુદ્ધપણું સ્વીકારીને 'શુદ્ધમાં મલિનતા કેમ ઘટે' એવી શંકા કરવી જોઇએ નહિ. આમ છે એટલામાટે અજ્ઞાની પુરૂષે ગુરૂની પાસેથી ઉપદેશ લેવાના સમયમાં વિદ્વાનની પેઠે પૂછવું યોગ્ય નથી. તમારા અંતઃકરણમાં આત્માનો અનુભવ આરૂઢ થશે ત્યારે તમારા અનુભવની સાથે મ્હારા અનુભવને મેળવવાનેમાટે હું જ્યારે બોલવા લાગીશ

---

* આ એકવીસમા સર્ગમાં શુદ્ધબ્રહ્મમાં બીજો કોઇ કલ્પના કરનાર નહિ હોવાથી મનની કલ્પના બની ઘટતી નથી એ પ્રશ્નનો નિર્ણય આગળઉપર રાખીને મનના નિર્ણયવિષે કહેવામાં આવશે.

ત્યારે તમારા આ પ્રશ્નનું સમાધાન થશે.[૭] સિદ્ધાંત કહેવાના સમયમાં (નિર્વાણપ્રકરણમાં) તમે મને આ પ્રશ્ન ફરીવાર પૂછજો એટલે તેનું સમાધાન કરતાં સિદ્ધાંત તમને હસ્તામલક-જેવો થઈ જશે.[૮] જેમ વર્ષાઋતુમાં મોરના ટૌકારા શોભે અને શરદ્‌ઋતુમાં હંસના શબ્દો શોભે, તેમ આ તમારૂં પૂછવું સિદ્ધાંતના સમયમાં શોભે એમ છે પણ વર્ષાઋતુમાં હંસના શબ્દો અને શરદ્‌ઋતુમાં મોરના ટૌકારા જેમ શોભે નહિ, તેમ હમણાં આ પૂછવું શોભતું નથી. હજીસુધી સઘળા શ્રોતાઓને આત્મતત્ત્વનો બોધ થયો નથી એટલામાટે હમણાં આ પ્રશ્ન પૂછવાનો અવસરજ નથી.[૮] શરદ્‌ઋતુમાં આકાશની સ્વાભાવિક શ્યામતાનું વર્ણન શોભે પણ વર્ષાઋતુમાં તો ભારે આડંબરવાળાં વાદળાંઓથી થયેલી શ્યામતાનુંજ વર્ણન શોભે, તેમ સિદ્ધાંતના સમયમાં તમારો એ ફક્કડ પ્રશ્ન શોભે પણ હમણાં તો અજ્ઞાનીને લગતોજ પ્રશ્ન શોભે.[૯] હે રામ ! જેનેલીધે લોકોનો જન્મ થાય છે એવા મનનોજ ઉત્તમપ્રકારનો નિર્ણય હમણાં ઉપદેશના પ્રકરણમાં આરંભેલો છે માટે તેવિષેજ સાંભળો. 'શુદ્ધબ્રહ્મમાં માયાનો સંબંધ કેમ ઘટે ?' એ વિષયને પાછળ રાખી હમણાં તો બ્રહ્મમાં માયાનો સંબંધ સ્વીકારીને ઉપદેશ ચલાવું છું.[૧૦] બ્રહ્મ જ્યારે અહંકાર આદિરૂપે વિકાર પામે છે ત્યારે પ્રકૃતિરૂપ થાય છે, મનન કરે છે ત્યારે મનરૂપ થાય છે, જુવે છે ત્યારે ચક્ષુરૂપ થાય છે, સાંભળે છે ત્યારે શ્રોત્રરૂપ થાય છે અને બોલવા આદિ વ્યાપારોથી યુક્ત થાય છે ત્યારે વાણી આદિ કર્મેંદ્રિયોરૂપ થાય છે, એમ સઘળા મુમુક્ષુઓએ શ્રુતિ આદિનાં પ્રમાણોથી નિર્ણય કરેલો છે.[૧૧] વિચિત્રપ્રકારનાં પોતપોતાનાં શાસ્ત્રો વિચારીને વિવાદ કરતા વાદીઓ મતભેદોનેલીધે એ બ્રહ્મમાંજ પોતપોતાને ગમતાં નામ–રૂપો ઠરાવી લે છે.[૧૨] મનનસંબંધી ચંચળતાવાળું મન જે જે વાસનાનું ગ્રહણ કરે છે તે તે વાસનાને અનુસરતાં રૂપોને પ્રાપ્ત થાય છે. જેમ પવન જે ફૂલમાં રહે તે ફૂલના ગંધને ગ્રહણ કરે છે, તેમ મન જે વાસનામાં રહે તે વાસનાના આકારને ગ્રહણ કરે છે.[૧૩] પોતાની વાસનાથી કલ્પેલા વિષયનોજ યુક્તિઓથી નિર્ણય કરી 'આ વિષય તો મ્હારો પોતાનોજ' એમ અભિમાન ધરી, તે અભિમાનને તૃપ્ત કરવામાટે પોતે સ્વીકારેલા તે વિષયનીજ ધડ કર્યા કરે એવો મનનો સ્વભાવ છે.[૧૪] મને જે નિશ્ચય પકડયો હોય તેમાંજ તેને સ્વાદ આવે છે અને તે સ્વાદ આરૂઢ થતાં શરીર તથા જ્ઞાનેંદ્રિયો પણ તન્મય થઇ જાય છે.[૧૫] હે રામ ! મન વાસનામાં આરૂઢ થાય કે તુરત તેને પછવાડે તેને અધીન રહેનારો દેહ પણ તે વાસનાને અનુસરતોજ પ્રાપ્ત થાય છે. ગંધવાળા પદાર્થની અંદર પેઠેલો પવન જેમ ગંધમય થઇ જાય છે, તેમ વાસનાને અધીન રહેનારો દેહ વાસનામયજ થઈ જાય છે.[૧૬] વાસનાને અનુસરીને પ્રાપ્ત થયેલા દેહમાં જ્ઞાનેંદ્રિયો પ્રકટ થઇને પોતપોતાના વિષયોપર દોડતાં તે તે વિષયોની પ્રાપ્તિને અનુકૂળ ક્રિયાઓ કરવાનેમાટે કર્મેન્દ્રિયોનો સમૂહ પણ પોતાની મેળેજ પ્રકટ થાય છે. જેમ પવન ચપળતા પામતાં પૃથ્વીની રજ પણ ચપળ થાય છે, તેમ જ્ઞાનેંદ્રિયો વિષયલંપટ થતાં કર્મેંદ્રિયો પણ પોતપોતાની ક્રિયાઓમાં લંપટ થાય છે.[૧૭] ક્ષોભ પામેલી કર્મેંદ્રિયો પોતપોતાની ક્રિયાશક્તિને પ્રકટ કરતાં વાયુમાં રજના સમૂહની પેઠે ઘણાં ઘણાં કર્મો ઉત્પન્ન થાય છે.[૧૮] આ પ્રમાણે મનનું બીજ કર્મ છે અને કર્મનું બીજ મન છે. જેમ પુષ્પની અને પુષ્પના ગંધની સત્તા એકજ છે, તેમ મનની અને કર્મની સત્તા

એકજ છે.[૧૯] મન દૃઢ અભ્યાસને લીધે જે જે ભાવનાનું ગ્રહણ કરે છે તે તે ભાવનાને અનુસરતી ઇંદ્રિયોનાં ચલનરૂપ વિસ્તીર્ણ શાખાઓ તેમાંથી નીકળે છે.[૨૦] મન પોતે જે વાસનામાં લંપટ થયું હોય તે વાસનાને અનુસરતી ક્રિયાઓને અને તે વાસનાઓને અનુસરતાં ફળોને અવશ્ય ઉત્પન્ન કરે છે અને તે પ્રમાણે ઉત્પન્ન કરી તેવાજ સ્વાદનો અનુભવ કરીને તુરત બંધાઈ જાય છે.[૨૧] મન જે જે વિષયનું ગ્રહણ કરે તે તે વિષયને સાચો માની લે છે અને તેમ થતાં 'પકડેલો વિષયજ કલ્યાણરૂપ છે, એ સિવાય બીજું કલ્યાણજ નથી' એવો મનને નિશ્ચય થઇ જાય છે.[૨૨] પોતપોતાના નિશ્ચયોપ્રમાણે જૂદાં જૂદાં વલણો પામેલાં લોકોનાં મન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એઓની પ્રાપ્તિનેસારૂ પોતપોતાના વલણપ્રમાણે સર્વદા જૂદા જૂદા યત્નો કરે છે.[૨૩] સાંખ્યસિદ્ધાંતવાળાઓનું મન નિર્મળ હોવાથી પ્રથમ આત્માના અસંગપણામાં તથા ચૈતન્યમાત્રપણામાં બરાબર પહોંચ્યું છે પણ પ્રધાનને જગતનું કારણ ઠરાવવામાં ઠગાયું છે. સાંખ્યસિદ્ધાંતવાળાઓએ આ પ્રમાણે એક અંશમાં સાચા અને બીજા અંશમાં ખોટા મનના ફાંટાથી પોતાનું ઠરાવેલુંજ સત્ય છે, એમ માની લઇને તે માનવાપ્રમાણે ગ્રંથો બનાવી લીધા છે. 'સાંખ્યસિદ્ધાંતને અનુસર્યાવિના કોઇનો પણ મોક્ષ થવાનો નથી' એવા નિશ્ચયથી પોતે કલ્પેલા નિયમોરૂપ ભ્રમોને પકડી બેઠેલા એ સાંખ્યલોકો ચાતુરીનો પ્રકાશ કરીને બીજાઓના મનમાં પણ પોતાનો સિદ્ધાંત ઠસાવવાનું કરે છે.[૨૪-૨૫] 'આ જગત બ્રહ્મજ છે. બ્રહ્મથી જૂદું બીજું અણુમાત્ર પણ નથી' એવા નિશ્ચયરૂપ વલણઉપર ચડેલા વેદાંતીલોકોના મને 'સઘળા અનર્થોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એજ મોક્ષ છે' એમ નિર્ણયપૂર્વક ઠરાવેલું છે.[૨૬] જોકે વેદાંતીલોકો મોક્ષના સ્વરૂપનો નિર્ણય કરવામાં કાંઈપણ ભૂલ્યા નથી તોપણ તે મોક્ષ જેથી પ્રાપ્ત થાય એવા જ્ઞાનની પ્રાપ્તિનેસારૂ સાધનોનો નિર્ણય કરવામાં અને તે નિર્ણયનો શાસ્ત્રદ્વારા ઉપદેશ કરવાની પ્રક્રિયાઓમાં તે લોકોએ પોતપોતાના મનના ફાંટાપ્રમાણે ભારે ગોથાં ખાધાં છે.[૨૭] જેમાં પોતાના ભ્રમનો સમૂહજ ચકચકિત દેખાય છે એવા બૌદ્ધોના મને શમ–દમાદિક સાધનોનું નિરૂપણ કરીને સર્વને જાણનારી બુદ્ધિની ધારામાં પ્રવેશ કરવારૂપ મુક્તિ ઠરાવી પાડી છે.[૨૮-૨૯] 'લોચ કરાવવા અને ઉપવાસ કરવા આદિ નિયમો પાળ્યાવિના મુક્તિની પ્રાપ્તિ થવાનીજ નથી' એમ ભ્રાંતિનેલીધે દૃઢનિશ્ચય પામેલા જૈનલોકોએ 'આકાશમાં ઊંચે ઊંચે ચડતું જવું એજ મુક્તિ છે' એમ પોતાના મનના ફાંટાથી અનાડી વિચારો ગ્રંથોદ્વારા પ્રકટ કર્યા છે.[૩૦] વિચિત્ર આચરણો કરનારા બીજા લોકોએ પણ એજ રીતે પોતપોતાના મનમાં આવ્યાપ્રમાણે વિચિત્ર શાસ્ત્રવિચારો કલ્પી કાહાડયા છે; જાણે નિશ્ચળપાણીમાં નિમિત્તવગરજ પરપોટાઓના સમૂહો ઉઠયા હોય એવા સર્વકોઇના મનના મક્તના નિશ્ચયોનેલીધે એ રીતે અનેકપ્રકારના ભારે આડંબરોવાળા સંપ્રદાયો ચાલેલા છે.[૩૧] હે રામ! જેમ સઘળા મણિઓનું મુખ્ય ઉત્પત્તિસ્થાન સમુદ્ર છે, તેમ આવીરીતના સઘળા સંપ્રદાયોનું મુખ્ય ઉત્પત્તિસ્થાન મન છે. સંપ્રદાયો સિવાય પણ સઘળાપ્રકારની વિચિત્રતાઓનું મૂળ લાંબા કાળના અભ્યાસથી નિરૂઢ થયેલી મનની કલ્પનાવિના બીજું કાંઈ નથી.[૩૨] વાસ્તવિકરીતે જોઇએ તો લીંમડો કડવો નથી, શેલડી મીઠી નથી, ચંદ્ર ટાઢો નથી અને અગ્નિ ઉન્હો નથી તે છતાં જે વસ્તુઉપર જેવી કલ્પનાનો લાંબો અભ્યાસ કરવામાં આવ્યો છે તે વસ્તુ તેવાપ્રકારની

અનુભવમાં આવે છે. એટલે લીંમડો કડવો, શેલડી મીઠી, ચંદ્ર ટાઢો અને અગ્નિ ઉન્હો પ્રતીત થાય છે. (આ પ્રમાણે તુચ્છફળમાં પણ દૃઢ અભ્યાસની જરૂર છે ત્યારે મોક્ષરૂપ સર્વોત્તમ ફળમાં તો દૃઢ અભ્યાસની અપેક્ષા હોય તેમાં શું કહેવું ?)[૩૩] મોક્ષ કે જે અકૃત્રિમ આનંદ છે તેને માટે સાવધાન મનુષ્યોએ પોતાના મનને તન્મય કરી દેવું જોઇએ, કે જેથી તે મોક્ષ પ્રાપ્ત થાય.[૩૪] જેમ છોકરાંને લઈ લઇને રમાડે, તેમ તુચ્છદૃશ્યને લઇ લઇને રમાડતું મન જો એ દૃશ્યને છોડી દે તો દૃશ્યના સંસર્ગથી થનારાં સુખ–દુઃખોથી ખેંચાતુંજ નથી. એટલામાટે મુક્તિનેસારૂ દૃશ્યનું માર્જન કરવાનોજ દૃઢ અભ્યાસ કરવો જોઇએ.[૩૫] હે નિર્દોષ રામ! દૃશ્ય, રૂપ વિસ્તીર્ણ બંધન, કે જે અપવિત્ર છે, ખોટું છે, મોહ ઉપજાવનાર છે અને પ્રતીતિમાત્ર છે તેની ભાવનાજ કરો નહિ.[૩૬] જે દૃશ્ય છે તેજ માયા છે અને તેજ અવિદ્યા છે માટે તેની ભાવના બહુ ભયંકર થાય છે. જ્ઞાનશક્તિનું જે દૃશ્યમયપણું રહે તેજ બંધન કરનારૂં કર્મ છે એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૩૭] મનનું દૃશ્યમાં જે એકાગ્રપણું રહે તેજ મનમાં મોહ ઉપજાવવાની શક્તિ છે, એમ સમજો. આમ છે એટલામાટે દૃશ્યરૂપ જે ખોટા અને મહામેલો કાદવ છે તેને ધોઈજ નાખો.[૩૮] મનમાં જે સ્વાભાવિકરીતે દૃશ્યમયપણું જોવામાં આવે છે એજ સંસારરૂપી મદિરા છે અને તેજ અવિદ્યા છે, એમ વિદ્વાનલોકો કહે છે. જેમ પડળથી આંધળાં નેત્રોવાળો પુરૂષ પ્રકાશતા સૂર્યના તેજને દેખતો નથી, તેમ તેમના દૃશ્યમયપણારૂપ અવિદ્યાથી ઉપહત થયેલા લોક કલ્યાણને પામતા નથી.[૩૯,૪૦] હે મ્હોટી બુદ્ધિવાળા ! એ અવિદ્યા આકાશના વૃક્ષની પેઠે સંકલ્પમાંથી પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. ભાવનાને ક્ષીણ કરવાનું સાધન કેવળ સંકલ્પનો ત્યાગજ છે.[૪૧] દ્વૈતની ભાવના ક્ષીણ થાય તો પોતાની મેળેજ પ્રફુલ્લિત થનારા સદ્વિચારથી સઘળા પદાર્થોમાં અસંગ સ્થિર થાય છે.[૪૨] અસત્યવિચાર ક્ષય પામે અને સત્યવિચાર પ્રાપ્ત થાય તો નિર્વિકલ્પચૈતન્ય અને નિર્મળસ્વરૂપ તે આત્મા પ્રાપ્ત થાય છે.[૪૩] આત્માની અંદર જગત, માયા, વિષયજન્યસુખ કે દુઃખ કાંઈ પણ જોવામાં આવતું નથી પણ માત્ર કેવળપણુંજ અનુભવમાં આવે છે.[૪૪] જેમ આકાશ વાદળાંઓની પંક્તિના સંસર્ગથી રહિત છે, તેમ આત્મા કે જે પોતાનાથી અભિન્નતા ધરાવનારાં ચિત્ત, ઈંદ્રિયાદિક અને અનંત વાસનાઓ એઓના સંસર્ગથી પણ રહિત છે તે આત્મા અનર્થરૂપ દેહાદિકની અહંભાવનાનેલીધે જાણવામાં આવતો નથી. બંધરહિત ચૈતન્યરૂપ આત્માએ, જેમ સંદેહવાળી રજ્જુમાં સર્પ કલ્પી લેવાય છે, તેમ પોતાનામાંજ બંધ કલ્પી લીધો છે. જેમ આકાશ દિવસના અને રાત્રિના સંબંધે જાણે અન્ય અન્ય પ્રકારનું હોય એમ ભાસે છે, તેમ આત્મા પોતાનામાં થતી તે તે વસ્તુઓની કલ્પનાનેલીધે પ્રત્યેક વસ્તુએ જાણે અન્ય અન્ય પ્રકારનો હોય એમ ભાસે છે. કલ્પનાઓનો ત્યાગ કરવામાં આવે તો જે પદ અતુચ્છ છે, પરિશ્રમથી રહિત છે, ઉપાધિથી રહિત છે, ભ્રમથી રહિત છે અને તે તે કલ્પનાઓના સંબંધવગરનું છે તે પદ બહુ સુખ આપે છે. જેમ ખાલી કોઠીની અંદર સિંહ હોવાનો ભય મિથ્યા છે, તેમ આ કલ્પિતશરીરની અંદર બંધન થઈ જવાનો ભય પણ મિથ્યા છે. જેમ શૂન્યકોઠીમાં નજરે જોતાં સિંહનો પત્તો મળતો નથી, તેમ વિચાર કરતાં આ શૂન્યશરીરમાં સંસારરૂપી બંધન થયાનો પત્તો પણ મળતો નથી. જેમ બાળકોને મંદ અંધકારના સમયમાં ભૂતની છાયાની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, તેમ

જીવને 'આ જગત છે અને આ હું છું' એ ભ્રાંતિ ઉત્પન્ન થયેલી છે. વૈભવ અને દારિદ્રયરૂપ શુભાશુભ પદાર્થો કલ્પનાથીજ જરાવારમાં જતા રહે છે અને કલ્પનાથીજ જરાવારમાં પાછા પ્રાપ્ત થાય છે. માતા છતાં પણ જો તેને ભ્રાંતિથી સ્ત્રી સમજીને પકડી હોય અને ગળામાં લગાવી હોય તો તે મૈથુનનો આનંદ આપીને સ્ત્રીનું કામ કરે છે અને સ્ત્રી છતાં પણ જો તેને ભ્રાંતિથી માતા સમજીને ગ્રહણ કરી હોય અને ગળામાં લગાવી હોય તો તે કામદેવનું વિસ્મરણજ કરાવી દે છે માટે પદાર્થોમાં જે કામ કરવાની શક્તિ છે તે કલ્પનાનેજ અનુસરનારી છે. સઘળા પદાર્થો કલ્પનાપ્રમાણેજ ફળ આપનારા છે, એમ વિચારીને સમજુ પુરૂષો કોઈ પદાર્થમાં એક સ્થિતિ માનતા નથી. ચિત્ત દૃઢવાસનાથી જેટલા કાળસુધી જે પદાર્થની જે-પ્રકારે અતિશયિત ભાવના કરે છે તે પદાર્થમાં તેટલાકાળસુધી તેવાપ્રકારનુંજ તે તે ફળ જોવામાં આવે છે. જે સાચો નથી એવો પણ કોઇ પદાર્થ નથી અને જે ખોટો નથી એવો પણ કોઇ પદાર્થ નથી.[૪૫-૫૭] પરંતુ એમ છે કે જે માણસ જે પદાર્થને જેપ્રકારનો ધારે છે તે માણસ તે પદાર્થને તેપ્રકારનો દેખે છે.[૫૮] જેણે આકાશમાં હાથીની ભાવના કરી હોય એવું મન પોતે આકાશનો હાથી બની કામાતુર થઇ, આકાશમાં રહેલી આકાશના વનની હાથણીની પછવાડે દોડે છે. આમ છે એટલામાટે હે રામ ! તમે સઘળા પદાર્થોરૂપ થનારા સંકલ્પનેજ છોડી દો અને સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે પોતાના સ્વરૂપથીજ રહો. મણિ પોતાનામાં પડતાં પ્રતિબિંબોને અટકાવવાને પોતે જડ હોવાનેલીધે સમર્થ નથી પણ તમારા જેવો ચેતન પોતાનામાં પડતાં પ્રતિબિંબોને અટકાવવાને સમર્થ ન હોય એમ ન હોય. હે રામ ! તમારા સ્વરૂપમાં જે આ જગત પ્રતિબિંબિત થાય છે તે મિથ્યાજ છે એવો નિર્ણય કરીને તમે જગતથી રંગાઓ નહિ. અથવા જે જગત છે તેજ બ્રહ્મ છે, એમ માનીને અથવા જે જગત છે તે બ્રહ્મથી અભિન્ન છે, એમ માનીને પોતાનાથી પોતાની અંદર આદિથી તથા અંતથી રહિત પોતાના સ્વરૂપની ભાવના કરો. હે રામ ! તમારા ચિત્તમાં જે જે પદાર્થો પ્રતિબિંબિત થાય છે તે તે પદાર્થો જો તમે બ્રહ્મની ભાવના કરશો તો તમને રંગી દેશે નહિ. જેમ પ્રતિબિંબિત પદાર્થોથી સ્ફટિક રંગાઈ જાય છે, તેમ તમે નહિ રંગાઓ.[૫૯-૬૩] અથવા જેમ સ્ફટિકમાં તે તે પદાર્થોનાં પ્રતિબિંબો પ્રકટરીતે પડે છે પણ સ્ફટિક જડતાનેલીધે તે પ્રતિબિંબોનાં અનુસંધાનવગરનો હોવાથી વાસ્તવિકરીતે તેઓના વિચિત્રરંગોથી રંગાઇ જતો નથી, તેમ તમારામાં પણ પ્રારબ્ધના ભોગને લગતી જગતસંબંધી વ્યવહારોની ઈચ્છાઓ પ્રકટરીતે લાગુ પડશે પણ તમે તત્ત્વબોધનેલીધે તે ઈચ્છાઓનું વારંવાર અનુસંધાન નહિ કરો તો તેઓથી રંગાઇ જશો નહિ માટે તેઓના અનુસંધાનથી રહિતજ રહેશો.[૬૪]

ફાટિકમનનં યથા વિશંતિ પ્રકટતયા ન ચ રંજના વિચિત્રા ।
ઇહ હિ [illegible]નનં તથા વિશંતુ પ્રકટતયા [illegible] ભવંતમ્ ॥ ૬૪ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'વિજ્ઞાનવાદ' નામનો એકવીસમો સર્ગ સંપૂર્ણ.

# सर्ग २२ मो* ૩૮ બોધવાળાની દશા

**वसिष्ठ उवाच ।** जंतोः कृतविचारस्य विगलद्वृत्तिचेतसः ।
मननं त्यजतो ज्ञात्वा किंचित्परिणतात्मनः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! વિચાર કરનારા, જેના ચિત્તની વૃત્તિઓ ગલિત થતી જતી હોય એવા, સમજી–સમજીને વ્યવહારોના અનુસંધાનને છોડતા જતા, કાંઇક આત્માકારપણાથી ઠરેલા મનવાળા,[1] દૃશ્ય કે જે ત્યાગ કરવા યોગ્ય છે તેને અનુક્રમે છોડતા જતા, જ્ઞાનની ભૂમિકાઓમાં ચડતા જતા, સઘળા દૃશ્યને ચિન્માત્ર જોયા કરતા, કોઈ પદાર્થને ચૈતન્યથી ન્યારો નહિ જોતા,[2] જેમાં નિરંતર જાગ્યા કરવું જોઇએ એવા પરમતત્ત્વમાં વૃત્તિથી જાગ્યા કરતા, ઘાટા મોહમય સંસારના માર્ગમાં વૃત્તિ નહિ રાખતા,[3] આ લોકના તથા પરલોકના ઊંચ–નીચ ભોગો, કે જેઓ ભોગવવાના સમયમાંજ રમણીય છે પણ પરિણામે વિરસ છે તેઓમાં પૂર્ણ વૈરાગ્યનેલીધે લાલચ નહિ રાખતા અને પ્રારબ્ધે પ્રાપ્ત કરેલા ભોગોમાં પણ આસક્તિ નહિ રાખતા અધિકારી પુરૂષને જ્યારે છૂટું પડી ગયેલું અનાદિકાળનું અજ્ઞાન, તડકામાં હિમના સમૂહની પેઠે અત્યંત પીગળીને આત્મારૂપ જળની સાથે એક થઈ જાય છે;[4,5] જેમ તરંગોવાળી અને કલ્લોલથી હાલકલોલક થતી નદીઓ શરદૃઋતુમાં શાંત થઇ જાય છે, તેમ તરંગોવાળી અને કલ્લોલોની પેઠે હાલકલોલક થતી તૃષ્ણાઓ શાંત થઇ જાય છે.[6] જેમ ઊંદર પક્ષીઓની જાળને તોડી નાખે છે, તેમ બોધ સંસારની વાસનાઓને તોડી નાખે છે; અને વૈરાગ્યના વેગથી દેહાભિમાન પોચું પડી જાય છે ત્યારે જેમ જળ નિર્મળીના ચૂર્ણને પામીને સ્વચ્છ થઇ જાય છે, તેમ તે પુરૂષનું મન વિજ્ઞાનને પામીને સ્વચ્છ થઇ જાય છે.[7,8] એ સમયમાં કામનાવગરનું, વિષયોમાં ગુણોના અનુસંધાનવગરનું, સ્ત્રી આદિના સાહિત્યવગરનું અને બંધનથી રહિત થયેલું મન પાંજરામાંથી પક્ષીની પેઠે મોહમાંથી નીકળી જાય છે.[9] સંદેહોની ભુંડાઈ શાંત થતાં, વાસનાઓના વિભ્રમોથી રહિત થયેલું અને આત્માનંદથી પૂર્ણ થયેલું મન પૂનમના ચંદ્રની પેઠે શોભે છે.[10] જેમ પવન શાંત થતાં સમુદ્રમાં ઉત્તમ સુંદરતાને પ્રકટ કરનારી ઊંચાપ્રકારની સમતા ઉદય પામે છે, તેમ વાસનાઓ શાંત થતાં જ્ઞાનીના મનમાં ઉત્તમ સુંદરતાને પ્રકટ કરનારી અને વિનાશ નહિ પામનારી ઊંચાપ્રકારની સમતા પ્રાપ્ત થાય છે.[11] જેમ સૂર્યનો ઉદય થતાં તુષારની શીતળતાથી ઘેરાયેલી, અંધકારમય અને જેમાં બોલવાનો વ્યવહાર થતો નથી એવી રાત્રિ ક્ષીણ થઇ જાય છે, તેમ બોધનો ઉદય થતાં મૂર્ખતાથી ઘેરાયેલી, અજ્ઞાનમય અને જેમાં સચ્છાસ્ત્રનો વ્યવહાર થતો નથી એવી સંસારની વાસના ક્ષીણ થઈ જાય છે.[12] પરમાત્મારૂપી સૂર્યનું દર્શન થતાં શ્રવણ આદિના અભ્યાસોરૂપી પલ્લવોવાળી અને નિર્મળપ્રકાશવાળી વિવેકરૂપ કમલિની પ્રફુલ્લિત થાય છે અને તે પ્રાતઃકાળના આકાશની પેઠે સ્વચ્છતાથી શોભે છે.[13] મનનું આકર્ષણ કરનારી, સર્વ લોકોને આનંદ આપવામાં સમર્થતાવાળી અને સત્ત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થયેલી વિચારશક્તિઓ, પુનમના ચંદ્રનાં કિરણોની પેઠે વૃદ્ધિ પામે છે.[14] આ વિષયમાં ઝાઝું શું

* આ બાવીસમા સર્ગમાં રૂઢબોધવાળા પુરૂષને સઘળા દોષોનો ક્ષય થવાનું, નિર્મળતા પ્રાપ્ત થવાનું અને શુદ્ધ આત્માનો પ્રકાશ થવાનું વર્ણન કરવામાં આવશે.

કહું. ટુંકામાં એટલુંજ કહું છું કે જ્ઞેયવસ્તુને જાણી ચુકેલો મહામતિ પુરૂષ નિર્મળ આકાશના મંડળની પેઠે ઉદય પણ પામતો નથી અને અસ્ત પણ પામતો નથી.[૧૫] જેણે વિચારથી આત્મતત્ત્વ જાણી લીધું હોય એવા મહાત્માપુરૂષને સૃષ્ટિ કરવા આદિ ક્લેશોમાં પડેલા બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્ર અને શંકર એઓ પણ રાંક અને દયાપાત્ર જણાય છે.[૧૬] જેમ મૃગો ઝાંઝવાનાં પાણીને પ્રાપ્ત થતાં નથી, તેમ દેહધારી છતાં પણ નિરહંકારચિત્તવાળા જ્ઞાનીપુરૂષને વિક્ષેપો પ્રાપ્ત થતા નથી.[૧૭] સર્વે લોકો પોતપોતાના ચિત્તની વાસનાનેલીધેજ તરંગોની પેઠે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે એટલામાટે જન્મ અને મરણ વાસનાવાળાનેજ લાગુ પડે છે, પણ વાસનાઓથી રહિત થયેલા જ્ઞાનીને લાગુ પડતાં નથી.[૧૮] ઉત્પત્તિ અને નાશરૂપ સંસારો તત્ત્વવેત્તાને લાગુ પડતાજ નથી, એમ સમજનારો બ્રહ્મવેત્તા પુરૂષ તો જન્મને તથા મરણને એક જાતના તમાશાજેવાં ગણી, તેઓથી વિનોદ મળતો માને છે અને જે અજ્ઞાની હોય છે તે તેઓથી બંધાયછે.[૧૯] જેમ ઘડામાં રહેલું ઘટાકાશ જન્મતું પણ નથી અને મરતું પણ નથી, તેમ દેહમાં રહેલો આત્મવેત્તા જન્મતો પણ નથી અને મરતો પણ નથી. દેહને કોઈ શણગારી જાય અથવા કોઇ બગાડી જાય તોપણ તેથી આત્મવેત્તાને હર્ષ કે શોક થતો નથી.[૨૦] જેમ નિર્જળ પ્રદેશમાં ઉદય પામેલાં ઝાંઝવાનાં પાણી સાયંકાળે શીતળ ચંદ્રનો ઉદય થતાં ક્ષીણ થઈ જાય છે, તેમ મિથ્યાભ્રાંતિમાં ઉદય પામેલી વાસના વિવેકનો ઉદય થતાં ક્ષીણ થઈ જાય છે.[૨૧] જ્યાંસુધી 'હું કોણ છું અને આ જગત શું છે' એવીરીતનો વિચાર ન કરવામાં આવે ત્યાંસુધી આ અંધારાજેવો સંસારનો આડંબર સ્થિર રહે છે.[૨૨] આ શરીર કે જે મિથ્યા–ભ્રમના સમૂહથી ઉત્પન્ન થયેલું છે અને આપદાઓના સ્થાનકરૂપ છે તેને જે પુરૂષ તત્ત્વબોધના અનુસંધાનથી બાધિત દેખે તે પુરૂષનેજ દેખતો સમજવો.[૨૩] દેશનેલીધે તથા કાળનેલીધે જે જે સુખ–દુઃખ થાય છે તેઓની સાથે મ્હારે કશો સંબંધ નથી, એમ જે પુરૂષ ભ્રમરહિતપણાથી જાણે તે પુરૂષનેજ જાણનારો સમજવો.[૨૪] જેનો અંત કે પાર નથી એવાં આકાશ, દિશા તથા કાળ આદિ અને તેઓમાં રહેલા જે કોઈ ક્રિયાવાળા પદાર્થો છે તે સઘળાઓમાં હું છું, એમ જે જાણે તેનેજ વિચક્ષણ સમજવો.[૨૫] કેશના અગ્રના લાખમા ભાગના કરોડો કટકા કરતાં તેઓમાંના એક કટકાની જે સૂક્ષ્મતા થાય તે કરતાં પણ મ્હારી સૂક્ષ્મતા અધિક છે અને એવી સૂક્ષ્મતા છતાં પણ હું વ્યાપક છું, એમ જે વિચારે તેનેજ વિચારવાળો સમજવો.[૨૬] જીવ અને જગત એ સર્વ બ્રહ્મજ છે, એમ જે પુરૂષ નિત્ય અભેદદૃષ્ટિથી જુવે તેનેજ દેખતો સમજવો.[૨૭] સર્વશક્તિવાળો, અનંતરૂપ અને અદ્વિતીય ચૈતન્ય જે આત્મા છે તેજ સર્વ પદાર્થોમાં રહેલ છે, એમ જે પુરૂષ પોતાના મનમાં જાણે છે તેનેજ જ્ઞાની સમજવો.[૨૮] આધિઓના તથા વ્યાધિઓના ભયથી ઉદ્વેગ પામતો અને જન્મ, જરા તથા મરણવાળો આ દેહ હું નથી, એમ જે વિવેકથી જાણે તેનેજ વિચક્ષણ સમજવો.[૨૯] મ્હારો વિસ્તાર આડે, ઊંચે તથા નીચે વ્યાપક છે અને મ્હારાથી બીજો કોઈ છે જ નહિ, એમ જે દેખે તેનેજ દેખતો સમજવો.[૩૦] જેમ દોરામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ આ સઘળું જગત મ્હારામાં પરોવાયેલું છે અને હું ચિત્તરૂપ તો નથીજ, એમ જે જાણે છે તેનેજ વિચક્ષણ સમજવો.[૩૧] હું કે જે જીવ કહેવાઉં છું તે પણ નથી અને જે જગત છે તે પણ નથી; પરંતુ વર્તમાન, ભૂત અને ભવિષ્ય

એઓની અંદર કેવળ ચૈતન્યૈકરસ બ્રહ્મજ છે, એમ જે જુવે છે તેજ દેખતો છે.[૩૨] જેમ જે તરંગ છે તે સમુદ્રનોજ અવયવ છે, તેમ જે કાંઈ ત્રૈલોક્ય છે તે મ્હારોજ અવયવ છે, એમ જે પુરૂષ અંતઃકરણમાં જાણે છે તેજ દેખતો છે.[૩૩] આ જે ત્રિલોકી છે તે પોતાની સત્તાવગરની હોવાનેલીધે શબજેવી હોવાથી શોક કરવાનું પાત્ર છે, પોતાની સત્તા આપીને મ્હારેજ પાળવા જેવી છે અને હું જરા કરડી નજર કરૂં કે તુરત પીડાઈ જાય એવી છે એટલામાટે મ્હારી ન્હાની બેનજેવી છે, એમ જે પુરૂષ સારીપેઠે જાણે છે તેજ દેખતો છે.[૩૪] જે મહાત્મા પુરૂષનું તુંપણું અને હુંપણું દેહાદિકથી નિવૃત્તિ પામીને આત્માપણામાંજ લીન થયાં હોય તેજ ઉત્તમ વિચારવાળો છે અને દેખતો છે.[૩૫] સર્વ જગતને પૂરનારા પોતાના પ્રચંડ ચૈતન્યમયસ્વરૂપને જે પુરૂષ દૃશ્યના મિશ્રણથી રહિત દેખે તેજ દેખતો છે.[૩૬] સુખ, દુઃખ, જન્મ, નિત્યાનિત્ય વિવેક અને વિવેકથી થયેલા આત્મવિચારો એ સઘળું હુંજ છું, એમ જે જાણે છે તે પુરૂષ વ્યવહારને દેખતો હોય તોપણ કોઈરીતે સ્વરૂપથી ભ્રષ્ટ થતો નથી.[૩૭] જગત કે જે મ્હારી સત્તાથીજ ભરપૂર છે અને મ્હેં આપેલા આનંદના લેશથીજ તૃપ્ત છે, તેના એક ભાગમાં રહેનારી આ લોકોની તથા પરલોકોની ભોગ્યવસ્તુઓથી મને શું દુઃખ છે કે જેનો હું ત્યાગ કરૂં અને શું સુખ છે કે જેનું હું ગ્રહણ કરૂં, એમ જે જાણે છે તેજ ભ્રાંતિવગરના જ્ઞાનવાળો છે.[૩૮] આ જે સઘળું જગત છે તે તર્કમાં ન આવે એવું અને વિક્ષેપોથી રહિત પરબ્રહ્મજ છે, એવી દૃઢભાવનાથી જેની 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવી વાસના ક્ષીણ થઈ ગઈ હોય તેજ પુરૂષ છે.[૩૯] સઘળું જગત બ્રહ્મરૂપજ છે, એવા દૃઢનિશ્ચયનેલીધે જે પુરૂષ સર્વપ્રકારની પ્રવૃત્તિઓ કરતાં છતાં પણ કોઇ પ્રવૃત્તિથી રંગાઈ જતો નથી તે મહાત્મા સાક્ષાત્ ઈશ્વરજ છે.[૪૦] જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એઓથી છૂટેલો, મૃત્યુના પણ આત્મારૂપ થયેલો, સૌમ્ય, સમતાવાળો અને તુરીયપદમાંજ રહેનારો હોય તે પુરૂષ ઉત્તમપદને પામી ચુક્યો છે અને તેવા પુરૂષને હું (વસિષ્ઠ) નમસ્કાર કરૂં છું.[૪૧] સર્વ બ્રહ્મજ છે, એવી બુદ્ધિવાળા જે પુરૂષની વૃત્તિ વિચિત્રવૈભવોવાળી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયરૂપ વિચિત્રદશાઓમાં સર્વદા નિર્બાધ બ્રહ્માકારજ રહેતી હોય તે સાક્ષાત્ સદાશિવરૂપ જીવન્મુક્ત પુરૂષને હું પ્રણામ કરૂં છું.[૪૨]

**यस्योदयास्तमयसंकलनाकलासु चित्रासु चारुविभवासु जगद्गतासु ।**
**वृत्तिः सदैव सकलैकमतेरनन्ता तस्मै नमः परमबोधवते शिवाय ॥ ४२ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'અનુત્તમપદવિશ્રાંતિવર્ણન' નામનો બાવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૨**

## सर्ग २३ मो* શરીરરૂપી નગરીનું વર્ણન

**वसिष्ठ उवाच । य उत्तमपदालंबी चक्रभ्रमवदास्थितः ।**
**शरीरनगरीराज्यं कुर्वन्नपि न लिप्यते ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! જેમ કુંભારનો ચાકડો કુંભારે ફેરવવો છોડી દીધા છતાં પણ જ્યાંસુધી વેગનો સંસ્કાર લાગ્યો હોય ત્યાંસુધી ફર્યા કરે છે, તેમ પ્રારબ્ધના સંસ્કારનેલીધે

* આ ત્રેવીસમા સર્ગમાં જીવન્મુક્તને શરીરરૂપી નગરીનું રાજ્ય, આસક્તિવગર તે રાજ્યના સુખોમાંથી વિનોદ અને મન જીતવાના સુખનો ઉદય, એઓનું વર્ણન કરવામાં આવશે.

જેનો દેહક્રિયા કર્યા કરતો હોય એવો અને બ્રહ્મનું અનુસંધાન રાખ્યા કરતો જીવન્મુક્ત પુરૂષ શરીરરૂપી નગરીનું રાજ્ય કરતાં છતાં પણ શરીરાદિકના સાચાપણાનું અભિમાન નહિ હોવાને લીધે લેપાતો નથી.[1] આત્માને જાણનારા એ જીવન્મુક્ત પુરૂષને, ક્રીડાનો વિનોદ આપનારી હોવાનેલીધે બગીચાજેવી આ પોતાના શરીરરૂપી મ્હોટી નગરી ભોગને પણ આપે છે અને મુક્તિને પણ આપે છે એટલામાટે તેની દૃષ્ટિમાં સુખદાયીજ છે પણ દુઃખદાયી નથી.[2]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહામુને ! શરીરમાં નગરીનું સમાનપણું કયા પ્રકારથી છે ? અને શરીરરૂપી નગરીમાં રહીને તેનું પાલન કરતો યોગી રાજાની પેઠે સુખનેજ કેમ ભોગવે છે ? રાજાને તો સમયપર જરા દુઃખ પણ ભોગવવું પડે છે અને જીવન્મુક્ત તો સુખજ ભોગવે છે એ કેમ ?[3]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! આત્મજ્ઞાની પુરૂષને આત્મપ્રકાશરૂપી સૂર્યે પ્રકાશેલી, અનંત વિલાસોથી સંપન્ન અને સઘળા ગુણોવાળી આ શરીરરૂપી નગરી રમણીય લાગે છે.[4] આ નગરીમાં નેત્રરૂપી ઝરૂખાઓમાં રહેલા ચક્ષુઓરૂપી બે દીવાઓથી સઘળા વિભાગો પ્રકાશી રહ્યા છે. બે હાથરૂપી રાજમાર્ગો પોતાના વિસ્તારથી ગોઠવણરૂપી છેવટના પ્રદેશસુધી પહોંચેલા છે.[5] રૂવાટાંઓની પંક્તિઓરૂપી લતાઓ અને ગુચ્છો લાગી રહ્યા છે. ચામડીમાં રહેલી ન્હાની શિરાઓરૂપી જાળીઓ લાગી રહ્યાં છે. પેનીથી તે ફણાસુધીના ભાગરૂપી પાટલીઉપર પીંડીઓસહિત સાથળોરૂપી ગોળસ્થંભ ગોઠવાયેલા છે.[6] થાંભલાઓમાં આધારની પાટલીરૂપ પેહેલી શિલા પોતાના નીચલા ભાગ (તળા)માં અનેક રેખાઓની રચનાથી શોભી રહી છે. ચામડી, મર્મસ્થળો, શિરાઓની શાખાઓ અને અસ્થિઓના સાંધાઓરૂપી સીમાડાઓ ગોઠવાયેલા છે.[7] સાથળોના અને ધડના સાંધાના અગ્રભાગમાં ઉપસ્થરૂપી નેહેર રચાયેલી છે. ભ્રૂકુટીરૂપી કાળાં પાંદડાં, લલાટરૂપી ધોળું પાંદડું અને હોઠરૂપી લાલ પાંદડાં એઓથી મ્હોડારૂપી બગીચો શોભી રહ્યો છે. ગાલરૂપી મ્હોટી વિહારની જગાઓમાં કટાક્ષોરૂપી કમળો પથરાયેલાં છે.[8,9] વક્ષઃસ્થળરૂપી સરોવરમાં સ્તનરૂપી કમળ ઉગેલાં છે. ખભાઓરૂપી ક્રીડા કરવાના પર્વતો ધાટી રોમાવલીરૂપ લતાઓથી ઢંકાઈ રહ્યા છે.[10] પેટરૂપી પટારામાં અન્નરૂપી વસ્ત્રાલંકારો ભરી રાખવામાં આવે છે. શ્રોત્ર તથા ઘ્રાણ આદિ ઇંદ્રિયોરૂપ શેઠીઆઓ પોતપોતાનાં ગોળેકારૂપ ઝરૂખાઓમાં બેઠા છે. લાંબા કંઠરૂપી ઉઘડેલા દ્વારમાં જતો–આવતો શ્વાસરૂપી પવન ઘોંઘાટ કર્યા કરે છે.[11] હૃદયરૂપી બજારમાં બેઠેલા વિચારોરૂપી ઝવેરીઓ પરીક્ષા કરી–કરીને ઇંદ્રિયોરૂપી વેપારીઓની પાસેથી શબ્દ આદિ વિષયોરૂપી રત્નોને ખરીદે છે. ચક્ષુ આદિરૂપ નવ દરવાજાઓમાંથી પવનરૂપી રહેવાસીઓ નિરંતર આવ–જાવ કર્યા કરે છે.[12] મ્હોડારૂપી દરવાજામાં જરા જરા દેખાતા દાંતોરૂપી હાથીદાંતના કટકાઓનાં તોરણો ગોઠવાયેલાં છે. મ્હોડારૂપી દેવળમાં ઘુમતી જીભરૂપી ચંડિકાદેવી ભોજનોરૂપ બળિદાનને પ્રત્યક્ષરીતે ચાવ્યા કરે છે.[13] રૂવાટાંઓરૂપી લાંબાં ખડો આસપાસ છવાઈ રહ્યાં છે. કાનનાં છિદ્રોરૂપી બે કુવા શોભી રહ્યા છે. ક્રીંચરૂપી સાંકળના સમીપમાં પીઠરૂપી જંગલ વિસ્તાર પામેલું છે.[14] મૂત્રાશયરૂપી અને ગુદારૂપી રેંટફરવાની જગાના સમીપમાં વિષ્ઠારૂપી ઘણો કાદવ કચકચ્યા કરે છે. ચિત્તરૂપી બગીચાની જગામાં આત્મચિંતારૂપ ઉત્તમ સ્ત્રી સર્વદા ક્રીડા કરે છે.[15] બુદ્ધિરૂપી ચામડાની દોરીથી બંધાયેલા ઇંદ્રિયોરૂપી

ચપળ વાંદરાંઓ વધારે ટકી શકતા નથી. મ્હોડારૂપી બગીચામાં હાસ્યરૂપી પુષ્પો ઉઘડી રહ્યાં છે.[૧૬] આવીરીતે સર્વપ્રકારની શોભાથી ચળકતી શરીરરૂપી મ્હોટી નગરી શરીરને અને મનને જાણનારા જીવન્મુક્તને પરમ હિતકારી થાય છે અને સુખજ આપે છે પણ દુઃખ દેતી નથી.[૧૭] આ શરીરરૂપી નગરી અજ્ઞાનીને અનંત દુઃખોના ભંડારરૂપ છે પણ જ્ઞાનીને તો અનંત સુખોના ભંડારરૂપ છે.[૧૮] હે રામ ! આ નગરી નાશ પામે તો જ્ઞાનીને થોડીજ હાનિ છે અને હોય ત્યાંસુધી ભોગ અને મોક્ષ એ બન્નેનું સુખ છે એટલામાટે જ્ઞાનીને આ નગરી સુખદાયીજ છે.[૧૯] જ્ઞાનીપુરૂષ આ નગરીમાં બેસીને સંસારમાં સર્વપ્રકારનાં ભોગનાં અને મોક્ષનાં સુખો લેવાને માટે સારી પેઠે વિનોદ કરે છે, એટલામાટે આ નગરી જ્ઞાનીપુરૂષનો રથ કહેવાય છે.[૨૦] જ્ઞાનીને આ નગરીમાં રહેવાથીજ શબ્દ, રૂપ, રસ, સ્પર્શ અને ગંધરૂપ બંધુઓની સગવડો મળે છે, એટલા માટે આ નગરી જ્ઞાનીને લાભ આપનારી છે.[૨૧] હે રામ ! આ નગરી સુખ-દુઃખ આપનારી ક્રિયાઓના સમૂહને પોતાની મેળેજ ઉઠાવ્યા કરે છે, એટલામાટે આ નગરી જ્ઞાનીપુરૂષરૂપી રાજાને સઘળી વસ્તુઓનો સંગ્રહ રાખવામાં યોગ્ય છે.[૨૨] આ શરીરરૂપી નગરીમાં રાજ્ય કરતો જ્ઞાનીપુરૂષ અમરાવતીમાં ઇંદ્રની પેઠે સંતાપોથી રહિત થઈ સ્વસ્થપણાથી રહે છે.[૨૩] આ નગરીમાં રહેનારો જ્ઞાનીપુરૂષરૂપી રાજા મનરૂપી મસ્તઘોડાને યોનિરૂપ ભયંકર ખાડામાં પડવા દેતો નથી અને લોભરૂપી અધર્મીરાજાને પોતાની બુદ્ધિરૂપી કુંવરી આપતો નથી.[૨૪] અજ્ઞાનરૂપી શત્રુ આ જ્ઞાનીરૂપી રાજાના છિદ્રને દેખવા પામતોજ નથી. આ નગરીમાં રહેલો જ્ઞાનીરૂપી રાજા સંસારરૂપી શત્રુનાં ઊંડાં મૂળોને કાપ્યા કરે છે[૨૫] અને તૃષ્ણારૂપી પ્રવાહની મ્હોટી ચકરીવાળું તથા કામભોગરૂપી દુષ્ટસિંહાદિકવાળું સંસારરૂપી વન કે જે સુખ-રૂપી દુઃખોને આપનારૂં છે તેમાં ભૂલ ખાઇને ઘુંચી જતો નથી.[૨૬] બ્રહ્માકારવૃત્તિમાં આરૂઢ થયેલો એ જ્ઞાનીપુરૂષરૂપી રાજા અંદર અને બહાર પરમાત્માનુંજ દર્શન કરવાનેલીધે ઉપનિષદોરૂપી નદીઓના સમાગમોરૂપી તીર્થોમાં સર્વદા નાહ્યા કરે છે.[૨૭] જેઓમાં ઇંદ્રિયો-રૂપી સઘળા લોકોની ગતિ પહોંચે છે એવાં કામભોગાદિક સુખોનો ઉપભોગ લેવાઉપર દૃષ્ટિજ નહિ રાખતાં 'ધ્યાન' નામના અલૌકિક અંતઃપુરમાં વિનોદથી નિત્ય રહ્યા કરે છે.[૨૮] જેમ અમરાવતીનગરી ઇંદ્રને સર્વદા સુખદાયી છે, તેમ ભોગને અને મોક્ષને આપનારી આ શરીરરૂપી નગરી આત્મજ્ઞાની પુરૂષરૂપ રાજાને સર્વદા સુખદાયી છે.[૨૯] જે મ્હોટી નગરી હોય તો સઘળું સુખ રહે અને નષ્ટ થાય તો કશી હાનિ ન થાય તે નગરી સુખદાયી કેમ ન થાય ?[૩૦] જેમ ઘડામાં રહેલા આકાશને ઘડાનો નાશ થતાં કશી હાનિ થતી નથી, તેમ જીવ-ન્મુક્તને દેહરૂપી નગરીનો નાશ થતાં કશી હાનિ થતી નથી.[૩૧] જેમ વાયુ વિદ્યમાન ઘડાનો પણ કાંઇક સ્પર્શ કરે છે અને અવિદ્યમાન ઘડાનો તો કાંઇ પણ સ્પર્શ કરતો નથી, તેમ જીવ-ન્મુક્ત પુરૂષ વિદ્યમાનશરીરનો પણ કાંઈક સ્પર્શ કરે છે અને અવિદ્યમાનશરીરનો તો કાંઇ પણ સ્પર્શ કરતો નથી.[૩૨] આ શરીરરૂપી નગરીમાં રહેલો જ્ઞાનીપુરૂષરૂપી રાજા પોતે સર્વવ્યાપક છતાં પણ પ્રારબ્ધે આપેલા ભોગોને ભોગવી અંતે વિદેહમુક્તિરૂપ સર્વોત્તમ પુરૂષાર્થને પ્રાપ્ત થાય છે.[૩૩] જ્ઞાનીપુરૂષ વ્યવહારની દૃષ્ટિથી સઘળાં કાર્યો કરતાં છતાં પણ પરમાર્થદૃષ્ટિથી કશું કાર્ય કરતો નથી. એ પુરૂષ કોઈ સમયે જોઇએ તેવાં સઘળાં કાર્યો કરે છે અને કોઈ સમયે કાંઈ

પણ પ્રતિબંધ નહિ રાખતાં ભોગ ભોગવવાના કૌતુકવાળા પોતાના નિર્મળ અને ચપળ મનને વિનોદ કરાવવાસારૂ ભારે મોજ–શોખમાં પણ ચડે છે.[૩૪.૩૫] મોજ–શોખમાં ચડ્યા છતાં પણ સર્વદા બ્રહ્માનંદમાં રહી, નિરંતર શીતળ અંગોવાળી અને લોકોત્તર સૌંદર્યવાળી 'મૈત્રી' નામની પોતાની રાણીની સાથેજ રમે છે.[૩૬] જેમ ચંદ્રનાં પડખાંઓમાં ચિત્તને આનંદ આપનારા વિશાખાના બે તારા રહે છે, તેમ જ્ઞાનીપુરૂષરૂપી રાજાનાં પડખાંઓમાં ચિત્તને આનંદ આપનારી સત્યતા અને એકતારૂપ બે સ્ત્રીઓ સારીરીતે રહ્યા કરે છે.[૩૭] સર્વે લોકો કે જેઓ વેલાઓની પેઠે પરસ્પરના આશ્રયથી રહે છે, દુઃખોરૂપી કરવતોથી ચીરાયા કરે છે અને મૃતપ્રાય જેવા છે તેઓને, જેમ આકાશમાં રહેલો સૂર્ય દૂરથી જોયા કરે છે, તેમ તત્ત્વજ્ઞાનમાં રહેલો પુરૂષ પણ દૂરથીજ જોયા કરે છે.[૩૮] લાંબા કાળસુધી સઘળા મુમુક્ષુઓની આશાઓને પૂરનારો અને બ્રહ્મભાવની સંપત્તિથી મનોહર થયેલો જીવન્મુક્ત પુરૂષ સઘળી દિશાઓને પૂરનારા અને સર્વ કળાઓની સંપત્તિથી મનોહર થયેલા પુનમના ચંદ્રની પેઠે શોભે છે પણ પુનમનો ચંદ્ર પાછો ખંડિત થઈ જાય છે અને જ્ઞાની તો અખંડ રહે છે એટલામાટે પુનમના ચંદ્રકરતાં પણ જ્ઞાનીનું આધિક્ય છે.[૩૯] ભોગોનો સમૂહ સેવન કરવામાં આવતાં છતાં પણ જ્ઞાનીને કલંકિત કરતો નથી, પણ ઉલટો શોભા આપે છે. સદાશિવના ગળામાં જે ઝેર છે તે સદાશિવને કલંકિત કરતું નથી, પણ ઉલટું શોભા આપે છે.[૪૦] ભોગ પણ જો ભોગનું સ્વરૂપ સમજીને ભોગવવામાં આવે તો સંતોષજ આપે છે; કેમકે ઓળખીને સેવેલો ચોર મિત્રતા કરે છે પણ શત્રુતા કરતો નથી.[૪૧] જ્ઞાનીપુરૂષ સુંદર ભોગની લક્ષ્મીને, સ્ત્રીઓ અને પુરૂષોરૂપી નાટકપાત્રો કે જેઓ છૂટાં પડ્યા પછી દૂર દૂર જનારાં છે તેઓના સમાજજેવી ( એક જાતના નાટકજેવી ) દેખે છે.[૪૨] જેમ વટેમાર્ગુલોકો માર્ગમાં પોતાની મેળે આવેલા તે તે ગામોની સ્થિતિઓને આસક્તિ રાખ્યાવગર જુવે છે, તેમ જ્ઞાનીપુરૂષો પોતાની મેળે પ્રાપ્ત થયેલી વ્યવહારસંબંધી ક્રિયાઓને આસક્તિ રાખ્યાવગર જોયા કરે છે.[૪૩] જેમ માણસોની આંખ્યો સહેજ જોવામાં આવેલા પદાર્થોમાં આસક્તિવગરજ ગતિ કરે છે, તેમ જ્ઞાનીની બુદ્ધિ પ્રાપ્ત થયેલાં વ્યવહારસંબંધી કાર્યોમાં આસક્તિવગર ગતિ કરે છે.[૪૪] જ્ઞાનીપુરૂષ પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા વિષયનો કદી પણ ત્યાગ કરતો નથી અને નહિ પ્રાપ્ત થયેલા વિષયને કદી પણ યત્નપૂર્વક મેળવતો નથી. પરંતુ સંપૂર્ણપણાથીજ રહે છે.[૪૫] જેઓની ચિંતા કરવામાં આવતી નથી પણ ઉપેક્ષા કરવામાંજ આવે છે એવા ચપળ વિષયો, જેમ મોરપીંછના પ્રહારો પર્વતને કંપાયમાન કરતા નથી, તેમ જ્ઞાનીને કંપાયમાન કરતા નથી.[૪૬] જેના સઘળા સંદેહો તથા સઘળાં કૌતુકો ટળી ગયાં હોય છે એવો અને જેના સ્થૂળ તથા સૂક્ષ્મદેહ વાસનાથી રહિતપણાનેલીધે ક્ષીણ થઈ ગયેલા હોય છે એવો જ્ઞાનીપુરૂષ ચક્રવર્તીની પેઠે શોભે છે.[૪૭] જેમ સંપૂર્ણ અને પારથી તથા અંતથી રહિત ક્ષીરસમુદ્ર પોતે પોતાની અંદરજ માતો નથી અને પોતે પોતામાંજ વિલાસ કરે છે, તેમ સંપૂર્ણ અને પારથી તથા અંતથી રહિત થયેલો જ્ઞાનીપુરૂષ પોતે પોતાની અંદર માતો નથી અને પોતે પોતામાંજ વિલાસ કરે છે.[૪૮] જેમ ડાહ્યો માણસ ઘેલાઓને હસે છે, તેમ શાંતચિત્તવાળો ધીરપુરૂષ ભોગની લાલચથી કંગાલપણું કરતા દીનમાણસો અને દીન ઇંદ્રિયોને હસે છે.[૪૯] જેમ એક છોડી દીધેલી સ્ત્રીનું ગ્રહણ કરવા

ઈચ્છનારની બીજાં માણસો હાંસી કરે છે, તેમ પોતે છોડી દીધેલા ભોગનું ગ્રહણ કરવા ઇચ્છનારી ઇંદ્રિયની જ્ઞાનીપુરૂષ હાંસી કરે છે.[૫૦] હે રામ! જેમ મ્હોટા હાથીને અંકુશથી વશ કરવામાં આવે છે, તેમ આત્માના સુખનો ત્યાગ કરતા અને વિષયોમાં દોડતા મનને વિચારથી વશ કરવું જોઇએ.[૫૧] તૃષ્ણા કે જે મનની વૃત્તિને ભોગોમાં ગતિ આપે છે તેને પ્રથમથીજ હણી નાખવી જોઇએ; કેમકે ઝેરનો કાંટો ફુટતાં, તે કાંટાનેજ વીંખી નાખવો યોગ્ય છે.[૫૨] મનને માર માર્યા પછી તેને થોડુંક રાજી કરવામાં આવે તો તેટલાથી પણ તે સંતોષ માને છે; કેમકે ગ્રીષ્મઋતુથી બહુ તપેલા ચોખાના છોડને થોડુંક પાણી મળે તે પણ અમૃતજેવું લાગે છે.[૫૩] જેને પીડવામાં ન આવ્યો હોય તેને ઘણું માન આપીએ તોપણ તે 'ઘણું છે' એમ સમજે નહિ. આમ છે એટલામાટે મનનો નિગ્રહ કર્યાવિના જો મનને બહુ રાજી રાખવા લાગીએ તોપણ મન તૃપ્ત થાય નહિ. જે નદીઓ જળથી પૂર્ણ હોય તેઓમાં વરસાદનું થોડુંક પૂર પડે તો કાંઇ જણાતું નથી, તેમ જો મનને ભોગોથી બહુ રાજી રાખ્યું હોય તો પછી તેને આપવામાં આવેલું થોડુંક સુખ સંતોષકારક થતું નથી; એટલામાટે પ્રથમ સારીપેઠે મનનો નિગ્રહ કરીને પછી તેને થોડુંક સુખ આપવું કે જેથી તે સંતોષ માનીને સ્થિર રહે.[૫૪] સમુદ્ર આખા જગતને બોળી દે તેટલા પાણીથી ભરપૂર છે તોપણ બીજા નદી આદિના પાણીને લીધા કરે છે, તેમ મન ઘણા વૈભવોથી પરિપૂર્ણ હોય તોપણ બીજાં સુખોની લાલચ રાખે એવું છે. પોતે પૂર્ણ છતાં પણ બીજા લાભની તૃષ્ણા રાખે, એ પામરનો સ્વભાવજ છે.[૫૫] પ્રથમ મનને નિગ્રહથી બહુ કલેશ આપીને પછી થોડુંક ભોગસંબંધી સુખ આપીએ તો જે મન પ્રથમ દુઃખી થયેલું હોવાનેલીધે તેટલા ભોગસુખને પણ ઘણું માને છે.[૫૬] જ્યાંસુધી રાજા શત્રુઓથી દબાયો ન હોય અને કેદ થયો ન હોય ત્યાંસુધી રાજ્યને પણ ઘણું માનતો નથી પણ તે રાજાને કેદ કરીને પછી છોડેલો હોય તો થોડોક ગરાસ મળવાથી પણ સંતોષ પામે છે, તેમ મનને જ્યાંસુધી દુઃખ દીધું ન હોય ત્યાંસુધી તે મન ઘણાં સુખોને પણ થોડાં માને છે પણ દુઃખ દઈને પછી મુક્ત કર્યું હોય તો તે થોડુંક સુખ મળવાથી પણ સંતોષ પકડે છે.[૫૭] નિગ્રહથી અને બોધથી મૂળસહિત મનને જીતવાને માટે પ્રથમ સઘળાં પ્રયત્નોથી ઇંદ્રિયોનેજ જીતવી જોઈએ. હાથથી હાથ દબાવવા જેવું કરીને, દાંતથી દાંત ભીસવા જેવું કરીને અને અંગોથી અંગોને દબાવવા જેવું કરીને પણ ઇંદ્રિયોરૂપી શત્રુઓને જીતવા.[૫૮] બીજાને જીતવાનો ઉત્સાહ ધરાવનારા વિચક્ષણ પુરૂષોએ પ્રથમ ઇંદ્રિયો, કે જેઓ હૃદયમાં રહેલા શત્રુઓરૂપ છે તેમને સારીપેઠે જીતવી જોઇએ.[૫૯] આવા મ્હોટા પૃથ્વીતળમાં તેજ પુરૂષો ભાગ્યશાળી છે, બુદ્ધિમાન્ છે અને ડાહ્યાપુરૂષોમાં પહેલા ગણવા યોગ્ય છે કે જેઓને પોતાના ચિત્તે જીતી લીધેલા નથી.[૬૦] જેનો હૃદયરૂપી રાફડામાં ગુંચળું વળી ગર્વ ધરીને બેઠેલો મનરૂપી મ્હોટા સર્પ નિગ્રહથી અત્યંત નિર્બળ થઈ ઉપશાંત થયો હોય તે ભાગ્યશાળી અને અત્યંત નિર્મળ તત્ત્વવેત્તાને હું પ્રણામ કરૂં છું.[૬૧] **हृदयबिले कृत[illegible]कलनाविवशो मनोमहाभुजगः ॥ य[illegible]श्चोपशांतिमागतमल[illegible]दितं तं सुनिर्मलं वंदे ॥ ६१ ॥**

**શ્રીમદ્‌યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'શરીરનગરવિભૂતિયોગ' નામનો ત્રેવીસમો સર્ગ સંપૂર્ણ.૨૩**

# सर्ग २४ मो* ઇંદ્રિયોની પ્રબળતા અને તેને જીતવાના ઉપાયો

**वसिष्ठ उवाच । महानरकसाम्राज्ये मत्तदुष्कृतवारणाः ।**
**आशाशरशलाकाढ्या दुर्जया हींद्रियारयः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! ઇંદ્રિયોરૂપી શત્રુઓ કે જેઓ મ્હોટાં મ્હોટાં નરકોમાં પ્રાણીઓને નાખવાના ચક્રવર્તીપણામાં અભિષેક પામેલા છે, આશાઓરૂપી બાણોથી વીંધી નાખે એવા છે અને દુષ્કર્મોરૂપી મદોન્મત્ત હાથીઓવાળા છે તેઓ જીતાવા બહુ કઠિન છે.[1] ઇંદ્રિયોરૂપી શત્રુઓ કે જેઓ કૃતઘ્ન થઈને પ્રથમ પોતાના આશ્રયરૂપ દેહનોજ નાશ કરે છે અને નીચ કર્મોના મ્હોટા ભંડારોરૂપ છે તેઓ જીતાવા બહુ કઠિન છે.[2] શરીરરૂપી માળામાં રહેનારા, વિષયોરૂપી માંસોની લાલચવાળા અને કાર્ય તથા અકાર્યરૂપી ઉગ્ર પાંખોવાળા ઇંદ્રિયોરૂપી ગીધપક્ષીઓ બહુ ઉત્પાત કર્યા કરે છે.[3] એ ઇંદ્રિયોરૂપી નીચ ગીધોને જે પુરૂષ વિવેકરૂપી જાળથી પકડી લે છે તેનાં શાંતિ આદિરૂપ અંગોને તે પક્ષીઓ ફાડી શકતાં નથી. જેમ પકડનારા પારાધીઓએ નાખેલા પાશો હાથીઓના જથાને બાંધી શકતા નથી, તેમ ઇંદ્રિયોએ નાખેલા લાલચોરૂપ પાશો વિવેકીને બાંધી શકતા નથી.[4] વિષયો કે જેઓ ઉપરટપકે જોતાં સારા લાગે છે પણ પરિણામમાં અત્યંત ખરાબ છે તેઓમાં જે પુરૂષ રમે છે, તે પુરૂષ ઇંદ્રિયોના પાશોથી બંધાઈ જાય છે. જે પુરૂષ આ દુષ્ટદેહરૂપી નગરમાં વિવેકરૂપી ધનનો સંચય રાખે છે તે પુરૂષ પરતંત્ર થઈને કદી પણ અંદર રહેનારા ઇંદ્રિયોરૂપી શત્રુઓથી પરાભવ પામતો નથી. મનને સ્વાધીન રાખનારા પોતાની શરીરરૂપી નગરીના રાજાઓ જેવા સુખી રહે છે તેવા માટીની બનેલી મ્હોટી મ્હોટી નગરીઓના રાજાઓ સુખી રહેતા નથી. જેના ચિત્તનો ગર્વ ક્ષીણ થયો હોય અને જેણે ઇંદ્રિયોરૂપી શત્રુઓને પકડીને વશ કર્યા હોય તે પુરૂષના શુદ્ધવિચારો, જેમ વસંતઋતુમાં પુષ્પોની મંજરીઓ વધતી આવે છે, તેમ વધતા આવે છે; અને તે પુરૂષની ભોગવાસનાઓ, જેમ હેમંતઋતુમાં કમળ ક્ષીણ થાય છે, તેમ ક્ષીણ થઈ જાય છે. જ્યાંસુધી બ્રહ્મતત્ત્વના દૃઢ અભ્યાસથી મન જીતાયું ન હોય ત્યાંસુધી વાસનાઓરૂપી પિશાચણીઓ અજ્ઞાનરૂપી અંધકારથી ભરેલી હૃદયરૂપી મધ્યરાત્રિમાં નાચ્યા કરે છે. હું ધારૂં છું કે જ્ઞાનીને પોતાના શરીરરૂપી નગરીનું રાજ્ય ચલાવવામાં શુદ્ધ થયેલું મનજ મંત્રી આદિનું કામ કરે છે.[૫-૧૦] વિવેકી પુરૂષરૂપી રાજાનું મનજ ઇંદ્રિયોરૂપી શત્રુઓને દબાવવામાં સેનાપતિનું કામ કરે છે, રાજી કરવાથી સ્નેહવાળી સ્ત્રીનું કામ કરે છે, ધારેલું કામ કરી દેવાથી નોકરનું કામ કરે છે, સારાં કાર્યો ગોઠવવાથી મંત્રીનું કામ કરે છે, પાલન કરવાથી પવિત્ર પિતાનું કામ કરે છે અને ઉત્તમ વિશ્વાસનું પાત્ર હોવાથી મિત્રનું કામ પણ કરે છે. જેમ પૂજ્યબુદ્ધિથી જોયેલો અને પ્રેમબુદ્ધિથી હિતેચ્છુ માનેલો પિતા પોતે મરણ પામીને પુત્રને ધન આદિ ઉત્તમ પદાર્થ આપે છે, તેમ બ્રહ્મબુદ્ધિથી જોયેલો અને વિવેકબુદ્ધિથી હિતકારી માનેલો મનરૂપી પિતા પોતે નષ્ટ થઇને જ્ઞાનીને મુક્તિરૂપ પરમસિદ્ધિ આપે છે.[૧૧-૧૩] સારી પેઠે જોયેલો, સારીરીતે તપાસેલો, દૃઢતાવાળો અને સારીપેઠે નિર્મળ

* આ ચોવીસમા સર્ગમાં ઇંદ્રિયોની પ્રબળતાનું, તેઓને જીતી લેવાના ઉપાયનું અને પ્રસાદથી તથા બોધથી વાસનાઓનો ક્ષય થવાનું વર્ણન કરવામાં આવશે.

કરેલો મનરૂપી ઉત્તમ હીરો બ્રહ્મરૂપી શ્રેષ્ઠ હારમાં જોડાયાથી અત્યંત શોભે છે. હે રામ! મનરૂપી મણિ કે જે વાસનારૂપી ઘણા કાદવથી ખરડાયેલો છે તેને વિવેકરૂપી જળથી ધોઇને આત્મદર્શનમાં તેના અજવાળાની સહાયતા લ્યો, શુભ ઉદ્યમમાં પ્રવૃત્ત થયેલા જ્ઞાનીરૂપી રાજાને મનરૂપી મંત્રી એવાં કાર્યોની સહાયતા આપે છે, કે જે કાર્યોથી જન્મોરૂપી વૃક્ષો કપાઈ જાય અને પરિણામે નિરતિશય બ્રહ્માનંદનો આવિર્ભાવ થાય.[૧૪-૧૬] ઘણા ઘણા ઉત્પાતોથી ભરેલી સંસારસંબંધી ભયંકર ભૂમિકાઓમાં વિવેકરહિત થઇને રહેતો અને વાસનાઓને વશ થયેલો પામર મનુષ્ય જેમ એ ભૂમિકાઓમાં પડે છે, તેમ તમે પડો નહિ.[૧૭] ઉદય પામેલી આ સંસારરૂપી માયા કે જે સેંકડો અનર્થોથી ભરપૂર છે અને મહામોહરૂપ ઝાકળ વરસાવનારી છે તેની 'એ મને શું કરનારી છે' એવી ઉપેક્ષા નહિ કરો, પણ જે રીતે એ માયાનું માર્જન થાય તેમજ કરો. પરમવિવેકનો આશ્રય કરીને, બુદ્ધિથી સત્યતત્ત્વનો નિશ્ચય કરીને અને ઇંદ્રિયોરૂપી શત્રુઓને સારી પેઠે જીતીને સંસારરૂપી સમુદ્રને તરી જાઓ. હે રામ! જોકે શરીર મિથ્યા છે અને સંસારસંબંધી સુખ–દુઃખો પણ મિથ્યા છે તોપણ તેઓમાં દૃઢવાસના બંધાઈ જાય તો 'દામ' 'વ્યાલ' અને 'કટ' એ નામના ત્રણ દૈત્યોની પેઠે અનર્થોમાં પડવું પડે, એટલા માટે તમે ત્રણ દૈત્યોના જેવી પદ્ધતિ પકડશો નહિ પણ 'ભીમ' 'ભાસ' અને 'દૃઢ' એ ત્રણ દૈત્યોના જેવી સ્થિતિમાં રહેજો કે જેથી કોઈ પ્રકારે શોક કરવો પડે નહિ.[૧૮,૨૦] હે મ્હોટી બુદ્ધિવાળા! "આ જે દેહાદિક છે તેજ હું છું" એવું જે મિથ્યાભિમાન છે તેને તત્ત્વના નિશ્ચયથી અત્યંત છોડી દઈ તથા જે પદ ચૈતન્યૈકરસ છે તેનોજ આશ્રય કરી, આસક્તિથી રહિત થઇને તમે સંસારસંબંધી ખાવા, પીવા તથા ચાલવા આદિ વ્યવહાર કરશો તોપણ તે વ્યવહારથી બંધાશો નહિ.[૨૧] **अयमहमिति निश्चयो वृथा यस्तमलमपास्य महामते स्वबुद्ध्या । यदितरवलंब्य तत्पदं त्वं व्रज पिब भुंक्ष्व न बद्ध्यसे मनस्कः ॥ २१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠના મહા૦ સ્થિતિપ્રકરણનો 'મનસ્યસત્તાપ્રતિપાદન' નામનો ચોવીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग २५ मो* દામ, વ્યાલ અને કટ નામના દૈત્યોની ઉત્પત્તિ

**वसिष्ठ उवाच । अस्मिन् विहरतो लोके लोकारामस्य धीमतः ।**
**श्रेयसे तिष्ठतो यत्नः समार्थाभिधायिनः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! તમે કે જે લોકોને વિશ્રામ આપનાર છો, બુદ્ધિમાન છો, કલ્યાણને માટે યત્ન કરો છો અને તે યત્નમાં ધ્યાન રાખીને આ જગતમાં વિહાર કરો છો તેમને દામ, વ્યાલ અને કટ એ ત્રણ દૈત્યોના જેવી સ્થિતિ પ્રાપ્ત થશો નહિ. પણ ભીમ, ભાસ અને દૃઢ એ ત્રણ દૈત્યોના જેવી સ્થિતિ પ્રાપ્ત થઇને તમારા સઘળા સંતાપો ટળી જજો.[૧,૨]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! પાપનો નાશ કરનારા આપે મને કહ્યું કે "દામ, વ્યાલ અને કટ એઓના જેવી સ્થિતિ તમને પ્રાપ્ત થશો નહિ, પણ ભીમ, ભાસ અને દૃઢ એઓના જેવી સ્થિતિ પ્રાપ્ત થઇને તમારા સઘળા સંતાપો ટળીજજો" તો એ આપે શું કહ્યું?[૩,૪] જેમ

* આ પચીસમા સર્ગમાં દેવતાઓએ શંબરાસુરના સેનાપતિઓને માર્યાની, દામ, વ્યાલ અને કટ એઓની ઉત્પત્તિની અને તેઓથી જયની આશા મળવાની કથા કહેવામાં આવશે.

વર્ષાઋતુમાં મેઘ, તાપનું હરણ કરનારી ગર્જનાથી .રને જાગ્રત કરે છે, તેમ હું કે જે શુદ્ધ મનવાળો છું તેને આપ એ વિષયના વર્ણનવાળી વાણીથી જાગ્રત કરો.[૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! દામ, વ્યાલ અને કટ એઓની જે સ્થિતિ હતી તથા ભીમ, ભાસ અને દૃઢ, એઓની જે સ્થિતિ હતી તે કહું છું. સાંભળો અને સાંભળીને તેઓમાંની જે સ્થિતિ તમને સારી લાગે તે રાખો.[૬] સઘળાં આશ્ચર્યોથી મનનું આકર્ષણ કરનારા પાતાળમાં અનેક માયાઓરૂપી મણિઓના મહાસાગરરૂપ એક 'શંબર' નામનો દૈત્યોનો રાજા રહેતો હતો.[૭] એ શંબરાસુરે આકાશમાં કેટલાંએક નગરો રચી તેઓના બગીચાઓમાં દૈત્યોનાં ઘરો બનાવ્યાં હતાં. ઉત્તમ પ્રકાશવાળા ચંદ્રને અને સૂર્યને નવા બનાવી તેઓથી પોતાના રાજ્યને શણગાર્યું હતું.[૮] જેમ મેરૂપર્વતમાં પથરાઓના ટુકડાઓના બદલે માણિક્ય આદિ મણિઓ હાથ આવે છે, તેમ તેના રાજ્યમાં પણ પથરાઓના ટુકડાઓના બદલે માણિક્ય આદિ મણિઓ હાથ આવતા હતા. એ શંબરાસુરે અનેક વૈભવોની સામગ્રીઓ આરંભીને દાનવોને પરિપૂર્ણ કરી દીધા હતા.[૯] એનાં ઘરોમાં રત્નો-જેવી સ્ત્રીઓ જે ગાયનો કરતી હતી. તે ગાયનોએ દેવાંગનાઓનાં ગાયનોને પણ જીતી લીધાં હતાં. એના ક્રીડા કરવાના બગીચાઓનાં વૃક્ષો ચંદ્રની કળાઓથી ભરપૂર રહેતાં હતાં.[૧૦] એને રમણ કરવાનાં સ્થાનકો પ્રફુલ્લિત નીલકમળોના સમૂહોથી દબદબાભરેલાં રહેતાં હતાં. એના બગીચાઓમાં હીરાના જેવા વર્ણવાળા હંસપક્ષીઓ શબ્દો કરીને પોતાને સ્થિતિ કરવાનાં સોનેરી રંગનાં કમળોઉપર સારસપક્ષીઓને બોલાવતા હતા.[૧૧] એ શંબરાસુરે સોનાનાં વૃક્ષોની શાખાઓનાં અગ્રોઉપર કમળોની કળીઓ બનાવી હતી. એના રાજ્યમાં કલ્પવૃક્ષોમાં પુષ્પોનો સમૂહ કાકચીઆના ત્રોફાઓની પેઠે પડતો હતો.[૧૨] તેણે ત્રાકડીથી જેમ દોરાને વીંટી લે, તેમ પોતાની શક્તિથી દેવતાઓની સેનાને વીંટી લેનારા અનંત દૈત્યો મોકલીને ઇંદ્રિને જીતી લીધો હતો. અગ્નિની જ્વાળાઓને હિમના જેવી શીતળ કરીને તેઓથી બગીચાનો માંડવો બનાવ્યો હતો.[૧૩] એના રાજ્યમાં સઘળાં સ્થળોમાં શોભી રહેલી ફુલવાડીઓએ આનંદ આપનારા સ્વર્ગલોકના નંદન-વનને જીતી લીધું હતું. તેણે પોતાની માયાના પ્રભાવથી સર્પોસહિત સઘળા મલયાચળનાં ચંદન-વૃક્ષો હરી લીધાં હતાં.[૧૪] એના અંતઃપુરની સ્ત્રીઓએ સોનાની શોભાને અને આખા જગતની શોભાને પણ જીતી લીધી હતી. એના ઘરના આંગણામાં અનેકપ્રકારનાં પુષ્પોનો સમૂહ ગોઠણ-ડુબ ભર્યો રહેતો હતો.[૧૫] ક્રીડાનેસારૂ માટીનું શિવલિંગ બનાવીને તેથી વિષ્ણુને જીતી લીધા હતા. એના નગરરૂપી આકાશ પતંગીઆંઓની પેઠે નિરંતર ઉડતાં રત્નોના સમૂહોરૂપી તારાઓથી વ્યાપ્ત રહેતું હતું.[૧૬] આખા પાતાળમાં મધ્યરાત્રિના સમયે આકાશની અંદર સેંકડો ચંદ્ર-બિંબ પ્રકાશતાં હતાં. એણે બનાવેલાં પુતળાંઓ એણે રણમાં મેળવેલા ભારે યશનું ગાયન કરતાં હતાં.[૧૭] એણે માયાથી બનાવેલા ઐરાવતહાથીથી દેવતાઓનો સાચો ઐરાવતહાથી ભાગી જતો હતો. એણે પોતાના અંતઃપુરમાં ત્રૈલોક્યની લક્ષ્મીનો ઉત્કર્ષ ભરી દીધો હતો.[૧૮] સઘળાપ્રકારની સંપત્તિઓથી સુંદર, સર્વ પ્રકારનાં ઐશ્વર્યોનેલીધે સર્વ લોકોએ પ્રણામ કરેલો, સર્વ દૈત્યોના રાજાઓ જેની ઉગ્ર આજ્ઞા આગળ માથું નમાવતા હતા એવો, સર્વ પ્રકારના બુદ્ધિના ચમત્કારોમાં રહેલાં વિચારોરૂપી રત્નોના સમૂહોથી શોભતો અને જેના મ્હોટા ભુજોરૂપી

વનની છાયામાં દૈત્યોનાં મંડળો વિશ્રાંતિ લેતાં હતાં એવો એ શંબરાસુર દેવતાઓનું ઉચ્છેદન કરતો હતો. કાઠન અને ઊંચા શરીરવાળા એ શંબરાસુરની પાસે દેવતાઓનો નાશ કરનારૂં ભારે મ્હોટું સૈન્ય હતું.[૧૯-૨૧] માયાના બળવાળો એ શંબરાસુર સુઈ રહેતો હતો ત્યારે તેને પરદેશમાં ગયેલાજેવો ગણી, લાગ મળવાથી દેવતાઓ તુરત તેના સૈન્યને મારી નાખતા હતા.[૨૨] આ પ્રમાણે થતું જોઈ શંબરાસુરે રક્ષણને માટે પોતાની સેનાઓમાં મુંડી, ક્રોધ અને દ્રુમ આદિ સામંતોને સેનાપતિ કરીને રાખ્યા.[૨૩] જેમ આકાશમાં ફરતા શકરા (બાજ) પક્ષીઓ ચકલાંઓને વ્યાકુળ કરીને મારી નાખે, તેમ આકાશમાં ફરનારા દેવતાઓ લાગ જોઇ એ સેનાપતિઓને પણ વ્યાકુળ કરીને મારી નાખવા લાગ્યા.[૨૪] સેનાપતિઓને મરણ પામેલા જોઈ દૈત્યોમાં ઉત્તમ શંબરાસુરે, જેમ સમુદ્ર પ્રબળ શબ્દ કરનારા બીજા ચપળ તરંગોને ઉત્પન્ન કરે, તેમ પ્રબળ ગર્જના કરનારા અને ચપળતાવાળા બીજા સેનાપતિઓને ઉત્પન્ન કર્યા.[૨૫] એ સેનાપતિઓને પણ દેવતાઓએ તુરત મારી નાખતાં, ક્રોધથી વ્યાપ્ત થયેલો એ શંબરાસુર દેવતાઓનો નાશ કરવાને માટે સ્વર્ગલોકમાં ગયો.[૨૬] જેમ પાર્વતીના સિંહથી ભય પામીને મૃગો વનોમાં છુપાઇ જાય, તેમ એ શંબરાસુરની માયાથી ભય પામીને દેવતાઓ મેરૂપર્વતના વનોની ઝાડીઓમાં છુપાઇ ગયા.[૨૭] શંબરાસુર સ્વર્ગલોકને જ્યાં જુવે ત્યાં તે સ્વર્ગલોક કે જેમાં હલકા હલકા દેવતાઓ ચીસો પાડ્યા કરતા હતા તથા અપ્સરાઓનાં મ્હોડાં આંસુઓથી ભીંજાઇ રહ્યાં હતાં એવો અને કલ્પાંતકાળમાં ક્ષીણ થયેલા જગતજેવો શૂન્ય થયેલો જોવામાં આવ્યો.[૨૮] પછી કોપ પામેલો શંબરાસુર સ્વર્ગલોકમાં સારીપેઠે ફરી જે કાંઈ સારી સારી લુંટ મળી, તે લઇ સ્વર્ગલોકને બાળી દઈને પાછો પોતાના નગરમાં આવ્યો.[૨૯] આ પ્રમાણે દૈત્યોને અને દેવતાઓને અત્યંત દૃઢ દ્વેષ ઉત્પન્ન થતાં દેવતાઓ સ્વર્ગને છોડી દઇને દિશાઓમાં ગુપ્ત થઈ ગયા.[૩૦] પછી શંબરાસુરે જેને જેને સેનાપાત કરવા માંડ્યા તે સઘળાઓને ઉદ્યમમાં તત્પર થયેલા દેવતાઓ યત્ન કરીને મારવા લાગ્યા.[૩૧] આમ થવાથી ઉદ્વેગ અને અત્યંત કોપને પ્રાપ્ત થયેલો શંબરાસુર નિશ્વાસ મુકીને ખડના અગ્નિની પેઠે અત્યંત પ્રજ્વલિત થયો.[૩૨] પછી તેણે ભારે પ્રયત્નથી આખા ત્રૈલોક્યમાં દેવતાઓની શોધ કરી, પણ જેમ પાપીને પૃથ્વીમાં રહેલો ભંડાર હાથ ન આવે, તેમ તેને દેવતાઓ ક્યાંય હાથ આવ્યા નહિ.[૩૩] આમ થતાં શંબરાસુરે પોતાના સૈન્યની રક્ષાનેમાટે પોતાની માયાના પ્રભાવથી મ્હોટા બળવાળા, સજ્જતાવાળા અને જાણે દેહધારી કાળજ હોય એવા ત્રણ ભયંકર દૈત્યોને ઉત્પન્ન કર્યા.[૩૪] માયાથી બનેલા, ભયંકર, મ્હોટી માયાવાળા અને સૈન્યને ચલાવનારા એ ત્રણ દૈત્યો પાંખોના સપાટાવાળા પર્વતોની પેઠે ઉછળવા લાગ્યા.[૩૫] એકનું નામ 'દામ' બીજાનું નામ 'વ્યાલ' અને ત્રીજાનું નામ 'કટ' રાખવામાં આવ્યું. એઓ ઈંદ્રજાળસંબંધી પુરૂષોની પેઠે સ્વતંત્ર જીવ નહિ હોવાથી માત્ર જે કામ પ્રાપ્ત થાય તે કામનેજ કરનારા હતા, અને કેવળ ચેતનાવાળાજ હતા પણ વાસનાઓના પ્રાબલ્યવાળા નહિ હતા.[૩૬] એઓનાં ધર્માધર્મરૂપ કર્મો નહિ હતાં તેથી તેઓ જુના જીવ નહિ હતા અને તેઓની વાસનાઓનું પ્રાબલ્ય પણ નહિ હતું. આમ હોવાથી તેઓ ભય, શંકા તથા પલાયન આદિ વિકલ્પોથી રહિત હતા અને તેઓનાં શરીરોમાં ચૈતન્યના સન્નિધિનેલીધે કેવળ ચલનરૂપ ક્રિયા હતી.[૩૭] અનંત વાસનાઓવાળા 'શંબ-

રાસુર' નામના જુના જીવની અંતર્યામીનેલીધે થયેલી ચાતુરીરૂપ મનના સંકલ્પની વૃત્તિ કે જે થોડા પરિમાણવાળી હતી, કર્મોથી તથા વાસના આદિથી પુષ્ટિ પામેલી નહિ હતી, માયાની કલ્પનારૂપ હતી અને એમ હોવાથીજ ભોગરૂપ સારથી રહિત હતી, તેના સંબંધથીજ તેઓ પ્રકટ થયા હતા અને 'શંબરાસુર' નામના પ્રાચીન જીવના ન્હાના ન્હાના અમુક અંશોરૂપ હતા.[38] આમ હોવાનેલીધે અત્યંત અલ્પવાસનાવાળા એ ત્રણ દૈત્યો અંધપરંપરાથી કાકતાલીયની પેઠે લાગુ પડેલી કેવળ યુદ્ધમાં શત્રુઓને સામે થવારૂપ ક્રિયાને અનુસરતા હતા.[39] જેમ અર્ધા સુતેલા બાળકો કેવળ પોતાનાં અંગોથીજ ચેષ્ટા કરે છે પણ વાસનાના જાગ્રતપણાથી તથા દેહાભિમાનથી રહિત હોય છે, તે પ્રમાણેજ એ ત્રણ દૈત્યો હતા.[40] એ ત્રણ દૈત્યો શત્રુઓની ઉપર ત્રુટી પડવાને, શત્રુઓની ગફ્લતનો લાભ લઈ તેઓના ઉપર છાપો મારવાને, ભાગીજવાને, જીવવાને, મરવાને, રણને, જયને કે પરાજયને જાણતા નહિ હતા.[41] પણ જે શત્રુઓની સેનાવાળાઓ મારવાને સજ્જ થઇને મ્હોડા આગળ ઉભેલા જોવામાં આવે તેઓની સામે થવાનુંજ જાણતા હતા અને પ્રહારોથી પર્વતોને પણ તોડી નાખે એવા હતા.[42] એઓને ઉત્પન્ન કરી અત્યંત રાજી થયેલા શંબરાસુરે વિચાર કર્યો કે "આ મ્હારી માયાથી ઉત્પન્ન થયેલા દૈત્યોએ રક્ષણ કરેલી મ્હારી સેના અવશ્ય જય મેળવશે.[43] જેમ ઐરાવતહાથીના દંતૂસળના પ્રહારો વાગતાં છતાં પણ મેરૂપર્વતની સુવર્ણમય શિલા અત્યંત સ્થિર રહે છે, તેમ અત્યંત બળવાળા આ ત્રણ દૈત્યોના ભુજદંડોથી પાલન પામેલી મ્હારી સેના દેવતાઓના ભારે પ્રહારો પડતાં છતાં પણ અત્યંત સ્થિર રહેશે."[44] **अतिबलासुरदोर्द्रुमपालिता मम चमूः स्थिरतामलमेष्यति । अमरवारणदंतविघट्टनेष्वमरपर्वतहेमशिला यथा ॥ ४४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટોત્પત્તિવર્ણન'નામનો પચીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग २६ मो* દેવતાઓની સાથે દામ, વ્યાલ અને કટનો સંગ્રામ

**वसिष्ठ उवाच । इति निर्णीय दैत्येंद्रो दामव्यालकटान्विताम् ।**
**सेनां संप्रेषयामास भूतलं देवनाशिनीम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! શંબરાસુરે એ પ્રમાણે નિશ્ચય કરી, દામ, વ્યાલ અને કટ એઓને સેનાપતિ બનાવી, દેવતાઓનો નાશ કરવાનેમાટે દૈત્યોની સેનાને પૃથ્વીમાં મોકલી.[1] ભયંકર ગર્જના કરતા દૈત્યો, આયુધો લઇ પાંખોવાળા પર્વતોની પેઠે સમુદ્રના નિકુંજોમાંથી અને ગુફાઓમાંથી બહાર નીકળ્યા.[2] દામ, વ્યાલ અને કટ એઓએ વધારેલા દૈત્યોએ સ્વર્ગના તથા પૃથ્વીના મધ્યને વ્યાપ્ત કરી દીધું અને હાથના પ્રહારોથી સૂર્યને પણ નિસ્તેજ કરી દીધો.[3] પ્રલયકાળજેવા આ સમયમાં અત્યંત કોપ પામેલા ભયંકર દેવતાઓના સમૂહો પણ યુદ્ધ કરવામાટે મેરૂપર્વતના નિકુંજોમાંથી બહાર નીકળ્યા.[4] એ દેવ અને દૈત્યની બન્ને સેનાઓને ત્રૈલોક્યના વિષે, જાણે વગરસમયે મહાપ્રલય થતો હોય એવું ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું.[5] કુંડલોના પ્રકાશોથી અંધકારનો નાશ કરનારાં યોદ્ધાઓનાં માથાંઓ, જાણે પ્રલયકાળમાં

* આ છવીસમા સર્ગમાં પાતાળમાંથી નીકળેલા દામ, વ્યાલ અને કટ આદિ દૈત્યોને દેવતાઓની સાથે ભારે સંગ્રામ થવાનું વર્ણન કરવામાં આવશે.

ઊથલી ગયેલા ચંદ્ર અને સૂર્ય પડતા હોય તેમ પડવા લાગ્યાં.[૬] યોદ્ધાઓએ કરેલા સિંહનાદોથી ગાજતા પર્વતો, જાણે પ્રલયકાળના પવનો ભરાવાથી ગાજતા હોય તેમ ધુધવાટી કરવા લાગ્યા.[૭] મ્હોટી મ્હોટી શિલાઓજેવાં ભારે આયુધો પડવાથી જેઓની ભીંતો ત્રુટી પડતી હતી અને જેઓમાં બીકનેલીધે સિંહોના સમૂહો ભરાઇ બેઠા હતા એવા કુલપર્વતો પણ શબ્દ કરવા લાગ્યા.[૮] એક–બીજાની સાથે પછડાતાં શસ્ત્રોમાંથી ઊઠેલા અગ્નિના ચપળ તણખાઓ પ્રલયકાળમાં વીંખાયેલા તારાઓની પેઠે આમતેમ ઉડવા લાગ્યા.[૯] રૂધિરના અને માંસના ઓઘથી થયેલા મહાસમુદ્રના કિનારાપર પ્રલયકાળમાં થયેલાં તાડનાં વૃક્ષોજેવાં ઊંચા ભૂત–પ્રેતો તાલની રીતિને અનુસરીને નાચવા લાગ્યાં.[૧૦] જેમાં ઊડેલી વાદળાંજેવી ધાટી ધૂળ, પડવા માંડેલી રૂધિરની અતિવૃષ્ટિથી શાંત થઈ ગઇ હતી એવા આકાશમાં હથીયારોથી ત્રુટેલાં અનેક મુકુટો અને કુંડલો સૂર્યોની પેઠે શોભવા લાગ્યાં.[૧૧] શત્રુઓને મારવા માટે કલ્પવૃક્ષોને ઊખેડી હાથમાં ધરનારા અને પ્રહારોથી મ્હોટા મ્હોટા પર્વતોને પણ તોડી નાખનારા દૈત્યોએ સઘળી દિશાઓને અવકાશવગરની કરી મૂકી.[૧૨] અત્યંત ચળકતી તરવારોની અણીઓરૂપ તોફાની પવનોથી જેઓનાં શિખરો ત્રુટતાં હતાં એવા પર્વતો, જાણે પ્રલયકાળથી વીંખાઇ ગયા હોય તેમ ચૂર્ણોના સમૂહરૂપ થવા લાગ્યા.[૧૩] જાણે અશ્વમેધની આહુતિઓથી બળ પામ્યા હોય તેમ મસ્ત થયેલા દેવતાઓ, જેમ વાયુઓ વાદળાંઓને કંપાયમાન કરે, તેમ અસ્ત્રોથી રહિત થયેલા દૈત્યોને કંપાવવા લાગ્યા.[૧૪] જેમ મીંદડાઓ બુઠ્ઠા ઊંદરોને દબાવીને પકડે, તેમ દેવતાઓ દૈત્યોને દબાવીને પકડવા લાગ્યા અને દૈત્યો પણ જેમ ઝાડઉપર ચડેલા ગાફલ પુરૂષોને રીંછો પકડે, તેમ દેવતાઓને પકડવા લાગ્યા.[૧૫] બાહુઓરૂપી શાખાઓમાં અસ્ત્રોરૂપી પુષ્પોથી શોભતા અને શસ્ત્રોરૂપી પલ્લવોવાળા દેવતાઓ અને દૈત્યો વનમાં કંપાયમાન થતાં પ્રફુલ્લિત વૃક્ષોની પેઠે શોભવા લાગ્યા.[૧૬] જેમ પવનો પુષ્પોના સમૂહોથી મેરૂપર્વતનાં વનોને પૂરી દે છે, તેમ દેવતાઓ અને દૈત્યો સામસામાં શસ્ત્રો ફેંકીને તેઓથી દશે દિશાઓને પૂરવા લાગ્યા.[૧૭] દેવતાઓની અને દૈત્યોની બન્ને સેનાઓ કે જેઓ અંતરિક્ષરૂપી ઉંબરાના ફળની અંદર મ્હોટા મચ્છરોના સમૂહોજેવી હતી, તેઓને ભયંકર યુદ્ધ થયું.[૧૮] અત્યંત ઊંચા લોકપાલોના હાથીઓના સમૂહોથી કચરાઈ જતા લોકોનો પ્રલયકાળના વાદળાંઓના ધડાકાજેવો મહાભયંકર કોલાહલ ઉઠયો.[૧૯] એ કોલાહલ અત્યંત ધાટો થવાનેલીધે આકાશમાં, જાણે મેડી બાંધતો હોય એવો જણાવા લાગ્યો, કોઇ સ્થળમાં મુઠીથી પકડાય એવો જણાવા લાગ્યો અને કોઇ સ્થળમાં જળના ભારથી નમેલા પેટવાળાં વાદળાંઓની ગર્જનાજેવો જણાવા લાગ્યો.[૨૦] એ કોલાહલ રથોના ફરવાથી ભાગી ગયેલાં શસ્ત્રોના સમૂહોમાં, જાણે નટ ગાતો હોય એવો જણાવા લાગ્યો, જેઓની છાતીઓ ત્રુટી જતી હતી એવા નિર્બળ લોકોના પીડાના કઠોરશબ્દોથી ધુધવતાજેવો જણાવા લાગ્યો.[૨૧] પ્રલયકાળમાં અગ્નિ તથા વાયુ આદિએ કરેલા ભયંકર શબ્દના પડછંદાજેવો જણાવા લાગ્યો, બારે સૂર્યના મળવાથી પીગળવા માંડેલા મેરૂપર્વતના શબ્દજેવો જણાવા લાગ્યો.[૨૨] પોતાના સ્થાનમાંથી નીકળી બ્રહ્માંડના મંડળમાં પછડાઇને પાછો વળવાને લીધે, મધરમચ્છના આઘાતથી પાછા વળેલા મહાપ્રવાહના પાણીના પૂરજેવો જણાવા લાગ્યો.[૨૩] ઉડતા પાંખોવાળા પર્વતોની પાંખોના ઝપાટાના શબ્દજેવો જણાવા લાગ્યો, અત્યંત કઠોરરીતે

ભરાઇને, જાણે મ્હોટા મ્હોટા પર્વતોની ગુફાઓને ઉથલાવી નાખતો હોય તથા ફોડી નાખતો હોય એવો જણાવા લાગ્યો.[૨૪] મંદરાચળના ફરવાથી ક્ષોભ પામેલા ક્ષીરસાગરના ઘોંઘાટજેવો જણાવા લાગ્યો અને યુદ્ધ કરવાના પ્રેમથી સાંભળતા યોદ્ધાઓના ઘોંઘાટોની તથા હાથ પછાડવાના શબ્દોની સાથે મળીને સાતે દ્વીપોમાં વ્યાપ્ત થવા લાગ્યો.[૨૫] ક્ષોભ પામેલી બન્ને સેનાઓને ભારે યુદ્ધ થયુ. દેવતાઓ તથા દૈત્યો ઉદ્ધત થઇને લડવા લાગ્યા; નગરો, ગામો, પર્વતો વનો તથા માણસો ચગદાઈ જવા લાગ્યાં.[૨૬] મ્હોટાં મ્હોટાં સેંકડો શસ્ત્રોથી કપાયેલા દાનવોરૂપી પર્વતોથી દશેદિશાઓ પૂર્ણ થઈ ગઇ; એક–બીજામાં પછડાવાથી થયેલા શસ્ત્રોના ભુકાઓથી અંતરિક્ષ પુરાઈ ગયું.[૨૭] 'ભુશુંડી' નામનાં અસ્ત્રોના સપાટાઓથી મેરૂપર્વતનાં સેંકડો શિખરો ફાટવા લાગ્યાં; બાણોરૂપી પવનોથી દૈત્યોનાં તથા દેવતાઓનાં મ્હોડાંરૂપી કમળો કપાઇ જવા લાગ્યાં.[૨૮] લોહીરૂપી જળની સેંકડો ચકરીઓમાં દેવતાઓ તથા દૈત્યોરૂપી સુકાયેલાં ખડો ઘુમવા લાગ્યાં; સેનાઓના પ્રહારોરૂપી કલ્લોલો આકાશને ઘેરી વળવા લાગ્યા.[૨૯] શસ્ત્રારૂપી તોફાની પવનોથી વિમાનોના સમૂહો ટુકડે ટુકડા થઇને પડવા લાગ્યા; વરૂણાસ્ત્ર આદિ અસ્ત્રોથી ઉત્પન્ન થયેલા સમુદ્રના જળના પ્રવાહોથી સ્વર્ગ આદિ નગરો ડૂબી જવા લાગ્યાં.[૩૦] મ્હોટાં અસ્ત્રો પડવાથી ચાલેલી, લોહીની નદીઓમાં તરવારો, ત્રિશૂળો તથા સાંગો તણાવા લાગ્યાં; પર્વતોનાં પડખાંઓ તૂટવાના ભયંકર શબ્દોથી બ્રહ્માંડનો માંડવો ધ્રુજવા લાગ્યો.[૩૧] દૈત્યોના પેનીઓના પ્રહારોથી લોકપાલોની નગરીઓ પડીજવા લાગી; ઘરોમાં વિધવા થયેલી સ્ત્રીઓના રોવાના કોલાહલોની સાથે તેઓનાં કંકણો ભાગવાના શબ્દો થવા લાગ્યા.[૩૨] જેઓમાં દૈત્યો લોટતા હતા એવા અસ્ત્રોના સમૂહો પૃથ્વીપર કાળા જળના સમૂહજેવા દેખાવા લાગ્યા; લોહીના પ્રવાહમાં તણાતા લોકોની ચીસો સાંભળીને ભયથી બીજા લોકોપણ નાસવા લાગ્યા.[૩૩] લોકપાલોના સેનાપતિઓના પ્રાણ લેવાનેમાટે યમરાજા પુષ્પોમાં ભ્રમરની પેઠે ગુપ્તરીતે ફરવા લાગ્યો; દૈત્યોના સેનાપતિઓના પ્રાણ લેવાનેવાસ્તે યમરાજા પ્રત્યક્ષરીતે ફરવા લાગ્યો, પ્રહારના ભયથી નાસેલા કેટલાએક દેવતાઓ તથા દૈત્યો પાછું વાળીવાળીને સૈન્યોની વ્યાકુળતાને જોવા લાગ્યા.[૩૪] પાંખોવાળા પર્વતોના જેવા દૈત્યોની આવજાવથી ઘણા ઘણા ભયંકર શબ્દો તથા શિવશિવ શબ્દો થવા લાગ્યા;[૩૫] સઘળી પૃથ્વી, સમુદ્રો તથા પર્વતો આયુધોથી ભેદાયેલા ઉગ્ર દૈત્યોરૂપી પર્વતોમાંથી ઝરતા લોહીના પ્રવાહોથી રાતાં થઈ ગયાં.[૩૬] દેશો, નગરો, ગામો, વનો તથા ગહ્વર સ્થળો ઉજડ થઈ ગયાં; દૈત્યો, હાથીઓ, ઘોડાઓ તથા માણસો એઓના અસંખ્યાત શબ્દોના પુંજે પહાડજેવા દેખાવા લાગ્યા.[૩૭] શરીરમાં ખુંચીગયેલાં ઊંચાં બાણોની પંક્તિઓથી હાથીઓ શોભવા લાગ્યા; દૈત્યોની મુઠીઓના પ્રહારોથી મદોન્મત્ત ઐરાવતહાથીની પીઠ ચગદાઈ ગઈ.[૩૮] પ્રલયકાળનાં વાદળાંઓની જળની વૃષ્ટિજેવી શસ્ત્રોની અવિચ્છિન્ન વૃષ્ટિથી પર્વતો દલિત થવા લાગ્યા; મ્હોટા મ્હોટા વજ્રપાતોથી ભીસાઇને કુલપર્વતો ઊડવા લાગ્યા.[૩૯] દેવતાઓ પ્રબળ અગ્નિને પ્રકટ કરી, તેની જ્વાળાઓના સમૂહોથી દૈત્યોને બાળવા લાગતાં દૈત્યો એક અંજલિથી સમુદ્રને લાવીને તેથી તે અગ્નિને ઠારવા લાગ્યા.[૪૦] પ્રચંડ દૈત્યોએ મ્હોટી તૈયારીથી બરફની શિલાઓ નાખવા માંડતાં, દેવતાઓ વનના સમૂહોને સળગાવી, તે અગ્નિની જ્વાલાઓથી બરફની શિલાઓને પીગળાવવા લાગ્યા.[૪૧] દેવતાઓએ

અસ્ત્રોના બળથી પ્રલયકાળના જેવું અપાર અંધારૂં ઉત્પન્ન કરતાં, દૈત્યોએ માયાના પ્રભાવથી અનેક સૂર્યોના પ્રકાશોને ઉત્પન્ન કરી, એ ઘાટા અંધારાનો નાશ કર્યો.[૪૨] દેવતાઓએ વાદળાં ઉત્પન્ન કરીને જળની વૃષ્ટિ કરવા માંડતાં, દૈત્યોએ માયાના અગ્નિનો વરસાદ વરસાવીને જળની વૃષ્ટિને બંધ પાડી.[૪૩] દૈત્યોએ પર્વતોની ભારે વૃષ્ટિ કરવા માંડતાં, દેવતાઓએ 'વજ્ર' નામનાં અસ્ત્રો વરસાવીને પર્વતોને તોડી નાખ્યા; દેવતાઓએ જેથી દૈત્યોને નિદ્રા આવી જાય એવાં અસ્ત્રનો પ્રયોગ કરતાં દૈત્યોએ નિદ્રાનો નાશ કરનારા પ્રબોધાસ્ત્રનો પ્રયોગ કર્યો; દૈત્યોએ વારૂણાસ્ત્રથી ભારે વૃષ્ટિ કરવા માંડતાં, દેવતાઓએ વૃષ્ટિનો પ્રતિબંધ કરનારા અસ્ત્રનો ઉપયોગ કર્યો.[૪૪] દેવતાઓએ જેથી વૃક્ષો ઉત્પન્ન થાય એવા અસ્ત્રનો ઉપયોગ કરતાં, દૈત્યોએ જેથી કરવતો ઉત્પન્ન થાય એવા અસ્ત્રનો ઉપયોગ કર્યો; વરસવા માંડેલા શસ્ત્રો એક–બીજામાં પછડાવાથી સુસવાટીસહિત અગ્નિ નીકળવા લાગ્યો; જળના અને અગ્નિના વરસાદથી લોકો બેભાન થવા લાગ્યા; બ્રહ્માસ્ત્રોના પ્રયોગોથી ભારે વિષમતા થવા લાગી; ઘડીવારમાં અંધકારનાં અને ઘડીવારમાં તેજનાં અસ્ત્રો પડવા લાગ્યાં.[૪૫] અસ્ત્રોમાંથી નીકળતાં મુસળ આદિ અનેક આયુધોથી સઘળું આકાશ અવકાશવગરનું થઈ ગયું; શિલાઓને વરસાવનારા અસ્ત્રથી યોદ્ધાઓ ચગદાઈ જવા લાગ્યા; અગ્નિને વરસાવનારા અસ્ત્રથી અજવાળું થવા લાગ્યું.[૪૬] પતાકાઓથી ચંદ્રનો સ્પર્શ કરનારા અને પૈડાંઓના ચેંચાટરૂપી ગર્જનાવાળા રથો થોડી થોડીવારમાં ઉદયાચળનું અને અસ્તાચળનું ઉલ્લંઘન કરવા લાગ્યા.[૪૭] દેવતાઓએ કરેલા વજ્રોના પ્રહારોથી મ્હોટા મ્હોટા દૈત્યો નિરંતર મરવા લાગતાં, શુક્રાચાર્યે 'સંજીવિની' નામની મહાવિદ્યાનો ઉપયોગ કરી તે દૈત્યોને જીવતા કરવા માંડ્યા; કેટલાએક દેવતાઓના સમૂહો ભાગવા લાગ્યા;[૪૮] કેટલાએક દેવતાઓ જય મેળવીને ફુલાવા લાગ્યા; કલ્યાણની સૂચના આપનારા શુભગ્રહો ઉગવા લાગતાં અને ઉત્પાતરૂપ ધૂમકેતુઓ ચારેબાજુ ઉગવા લાગતાં લોકો પોતાની ડોકો ઊંચી કરી–કરીને તેઓને જોવા લાગ્યા; યોદ્ધાઓના પરસ્પર દુર્વાર વૈરનેલીધે પર્વતો, આકાશ, પૃથ્વી તથા સમુદ્રો એઓસહિત સઘળું જગત લોહીના સમુદ્રજેવું અને પ્રફુલ્લિત થયેલા ખાખરાના વનજેવું જણાવા લાગ્યું; પહાડજેવાં અસંખ્યાત મુડદાંઓથી મહાસમુદ્રો પૂરાઈ જવા લાગ્યા.[૪૯-૫૧] સઘળાં વૃક્ષોની શાખાઓના અગ્રોમાં લાંબાં લાંબાં મુડદાંઓ લટકવા લાગ્યાં; દીપતાં, પોતાના વેગથી અત્યંત ચંચળતાવાળાં, પીછડાંઓરૂપી પુષ્પોવાળાં, લોઢાંનાં ફળાંઓરૂપી ફળોથી શોભતાં અને તાડકરતાં પણ ઊંચા બાણોના સમૂહોરૂપી વનોથી સઘળું આકાશ વ્યાપ્ત થઈ ગયું; નાચતા પાહાડજેવાં અસંખ્યાત કબંધો પોતાના બાહુઓથી વાદળાંઓને, વિમાનોને, દેવતાઓને અને તારાઓને પાડવા લાગ્યા; બાણો, સાંગો, ગદાઓ, પ્રાસો અને પટ્ટિશો એઓમાં પર્વતો પરોવાવા લાગ્યા.[૫૨-૫૪] શસ્ત્રોના ઝપાટાથી પડતી સાતે લોકોની ભીંતોના કટકાઓથી આકાશ વ્યાપ્ત થઇ ગયું; દુંદુભિઓ પ્રલયકાળનાં મહોન્મત્ત વાદળાંઓની પેઠે નિરંતર ગડગડવા લાગ્યાં;[૫૫] ગણપતિ પોતાની સુંઢથી લાંબા લાંબા દાનવોરૂપી પર્વતોને ખેંચવા લાગ્યા; ઘણા ઘણા શબ્દો ઉઠતાં તેઓથી ભય પામીને દિશાઓના હાથીઓ ચીચીયારીઓ પાડવા લાગ્યા.[૫૬] સૂર્ય, ચંદ્ર તથા ઇંદ્ર આદિ દેવતાઓ એક દિશામાં ભેગા થઈ ગયા; સિદ્ધો, સાધ્યો અને મરૂદ્‌ગણો દૈત્યોના ભયથી સજડ થઇ ગયા; ગંધર્વો, કિન્નરો, દેવતાઓ અને ચારણો નાસવા

લાગ્યા[૫૭] અને વીજળીઓ પડવાથી પ્રાણીઓનાં અંગોને ખંડિત કરનારા, શિલાઓના ટુકડાઓને ભાંગી નાખનારા, દેવતાઓના પ્રલયના સમયની સૂચના આપનારા અને કલ્પવૃક્ષોમાં બેઠેલાં પક્ષીઓના કોલાહલોને અટકાવી દેનારા પવનો સઘળી દિશાઓમાં વાવા લાગ્યા.[૫૮]

**ववुरशनिनिपातखंडितांगा दलितशिलाशकलाः ककुभ्खेषु ।**
**प्रलयसमयसूचकाः सुराणां सुरतरुघर्घरघस्मराः समीराः ॥ ५८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટસંગ્રામવર્ણન' નામનો છવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૭મો* હારી ગયેલા દેવતાઓને બ્રહ્માએ જીતવાનો ઉપાય બતાવ્યો

**वसिष्ठ उवाच । तस्मिंस्तदा वर्तमाने घोरे समरसंभ्रमे ।**
**देवासुरशरीरेषु गर्तेष्वभ्रोदरेष्विव ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! એરીતે યુદ્ધનો ભયંકર સંભ્રમ ચાલતાં, દેવતાઓનાં અને અસુરોનાં શરીરોમાં થયેલા અને વાદળાંઓના પેટજેવા ઊંડા વ્રણોમાંથી, જેમ આકાશમાંથી ગંગાના પ્રવાહો નીકળવા લાગે, તેમ લોહીના પ્રવાહો નીકળવા લાગતાં, 'દામ' નામનો સેનાપતિ દેવતાઓના સમૂહને વીંટી લઇને મેઘની ગર્જનાજેવો સિંહનાદ કરવા લાગતાં, 'વ્યાલ' નામનો સેનાપતિ સઘળાં દેવતાઓનાં વિમાનોને પોતાના હાથોથી ખેંચી ખેંચીને ચૂર્ણ કરવા લાગતાં, 'કટ' નામનો સેનાપતિ કઠિન આટોપવાળા યુદ્ધથી દેવતાઓનો ક્ષય કરવા લાગતાં, ક્ષીણવેગવાળો ઐરાવતહાથી નાસવામાં તત્પર થતાં અને દાનવોનું સૈન્ય મધ્યાહ્નના સૂર્યની પેઠે વૃદ્ધિ પામતાં, ત્રુટી ગયેલાં અંગોની વ્યથાથી દુઃખી થયેલાં અને જેઓનાં શરીરોમાંથી લોહીના ધોધ નીકળ્યા કરતા હતા એવાં દેવતાઓનાં સૈન્યો, ત્રુટી ગયેલી પાજવાળાં જળોની પેઠે મ્હોટા વેગથી નાઠાં.[૧-૫] દામ, વ્યાલ, અને કટ નામના સેનાપતિઓ સિંહનાદ કરતા કરતા, જેમ અગ્નિઓ કાષ્ઠોની પછવાડે દોડે, તેમ નાઠેલાં દેવતાઓનાં સૈન્યોની પછવાડે ઘણીવાર સુધી દોડ્યા.[૬] જેમ યત્નપૂર્વક શોધ કરતાં છતાં પણ સિંહોને ઘાટાં જાળાંઓવાળાં વનોમાં ઉડી પડેલાં ન્હાનાં હરણો હાથ આવે નહિ, તેમ યત્નપૂર્વક શોધ કરતાં છતાં પણ તે દૈત્યોને નાસી ગયેલા દેવતાઓ હાથ આવ્યા નહિ.[૭] દેવતાઓના સમૂહો હાથ નહિ આવતાં અંતઃકરણમાં અત્યંત રાજી થયેલા એ દામ, વ્યાલ અને કટ નામના સેનાપતિઓ પાતાળમાં રહેલા પોતાના સ્વામી શંબરાસુરની પાસે સૈન્યોસહિત ગયા.[૮] પછી હારી ગયેલા અને ખેદ પામેલા દેવતાઓ થોડીવાર વિશ્રાંતિ લઇ અપાર શક્તિવાળા બ્રહ્માને જયનો ઉપાય પૂછવા માટે બ્રહ્મલોકમાં ગયા.[૯] જેમ સાયંકાળથી રાતાં થયેલાં પાણીવાળા સમુદ્રોની પાસે ચંદ્ર પ્રકટ થાય છે, તેમ લોહીથી રાતાં થયેલાં મુખોવાળા તે દેવતાઓની પાસે બ્રહ્મા પ્રકટ થયા.[૧૦] દેવતાઓએ પ્રણામ કરી, શંબરાસુરે ઉત્પન્ન કરેલા અનર્થરૂપ દામ, વ્યાલ અને કટ, એઓના પરાક્રમની વાત સંપૂર્ણરીતે બ્રહ્માને કહી સંભળાવી.[૧૧] વિચાર જાણનારા બ્રહ્માએ એ સઘળી વાત સાંભળી, વિચાર ગોઠવીને દેવતાઓના સમૂહને ધીરજ આપનારૂં નીચેપ્રમાણે વચન કહ્યું.[૧૨]

* આ સત્તાવીસમા સર્ગમાં દેવતાઓ હારી ગયા, હારી જઇને બ્રહ્માના શરણે ગયા અને બ્રહ્માએ દૈત્યોની વાસનાનો વધારો થાય એજ દૈત્યોના વધનો ઉપાય છે એમ દેવતાઓને કહ્યું, એટલી કથા કહેવાશે.

બ્રહ્મા કહે છેઃ–યુદ્ધમાં સર્વોપરીપણું ધરાવનારા વિષ્ણુના હાથથી એક લાખ વર્ષ પછી શંબરાસુરને મરવાનું છે માટે ત્યાંસુધી તે સમયની વાટ જોયા કરો.[13] હે ઉત્તમ દેવતાઓ ! હમણાં તો એ દામ, વ્યાલ અને કટ નામના દૈત્યોની સાથે માયાનું યુદ્ધ કર્યા કરો અને યુદ્ધ કરી કરીને નાસી જતા જાઓ.[14] જેમ અરીસાના ઉદરમાં બાહ્યપદાર્થો પ્રતિબિંબિત થાય છે, તેમ યુદ્ધના અભ્યાસનેલીધે તેઓના અંતઃકરણમાં અહંકારનો ચમત્કાર પ્રતિબિંબિત થશે.[15] હે દેવતાઓ ! જેમ જાળમાં લાગેલાં પક્ષીઓ સેહેજ વશ થાય છે, તેમ વાસનાના જાળમાં પડેલા એ દામ, વ્યાલ અને કટ સેહેજ જીતાય એવા થઈ જશે.[16] હે દેવતાઓ ! હમણાં તો એઓ અલ્પવાસનાવાળા છે, સુખ–દુઃખોથી રહિત છે અને એમ હોવાથી ધીરજ રાખીને શત્રુઓને મારે છે માટે જીતાવા અશક્ય થઇ પડેલા છે.[17] જગતમાં જેઓ વાસનાઓરૂપી તંતુઓથી બંધાઇને આશાઓરૂપી પાશમાં પડે, તેઓ દોરીઓથી બંધાયેલાં પક્ષીઓની પેઠે વશ થઇ જાય છે.[18] સર્વ સ્થળોમાં આસક્તિવગરની બુદ્ધિવાળા જે ધીરપુરૂષો વાસનાઓ ત્રુટી જવાને લીધે શુભથી રાજી થતા ન હોય અને અશુભથી કચવાતા ન હોય તે મહાત્માઓ કોઇથી જીતાતા નથી.[19] જે માણસને મનમાં વાસનારૂપી દોરીની ગાંઠ બંધાઇ હોય તે માણસ મ્હોટો છતાં અને ઘણું જાણનારો છતાં પણ બાળકના હાથથી પણ જીતાઈ જાય છે.[20] 'આ હું છું અને આ મ્હારૂં છે' એવીરીતની કલ્પનાઓ કરનારો માણસ, જેમ સમુદ્ર જળના પાત્રપણાને પામે છે, તેમ આપદાઓના પાત્રપણાને પામે છે.[21] હે દેવતાઓ ! જે પુરૂષ આત્માને દેહાદિકરૂપ માને તે પુરૂષ સર્વજ્ઞ હોય તોપણ સર્વ સ્થળોમાં મ્હોટું કંગાલપણું પામે છે.[22] આત્મા કે જે અનંત અને અપરિચ્છિન્ન છે તેને જે માણસ દેહાદિકરૂપ માને તે માણસ પોતાના હાથથીજ પોતાના આત્માને પરવશ કરે છે.[23] જો ત્રૈલોક્યમાં પણ આત્માથી જુદું કાંઈ હોય તો તેમાં લેવા–દેવા વગેરેની વાસના બંધાય એ ઠીક કહેવાય, પરંતુ આત્માથી જુદું કાંઈ છેજ નહિ માટે સઘળી વાસનાઓ વ્યર્થજ છે.[24] મિથ્યાવસ્તુમાં આસ્થા રાખવી એજ અનંત દુઃખોની એક જાતની ખાણ છે અને મિથ્યાવસ્તુમાં આસ્થા ન રાખવી એજ અનંત સુખોની ખાણ છે.[25] દામ, વ્યાલ અને કટ એઓ જ્યાંસુધી સંસારની સ્થિતિમાં આસ્થાવગરના છે ત્યાંસુધી, જેમ અગ્નિઓ મચ્છરોથી જીતાતા નથી, તેમ તમારાથી જીતાશે નહિ.[26] જેનેલીધે દીનતા અવશ્ય થાય છે એવી વાસના મનમાં હોય તો તેથી પ્રાણી હારી જાય છે અને વાસના ન હોય તો મચ્છર પણ મેરૂપર્વતજેવો દૃઢ રહે છે.[27] જે પદાર્થની પ્રથમ વાસના થોડી હોય તે પદાર્થની વાસના પાછળથી પુષ્ટ થતી આવે છે. જે પદાર્થ વિદ્યમાન હોય તેના અવયવો વધે છે પણ અવિદ્યમાન પદાર્થના અવયવો વધતા નથી, એ નિયમ પ્રમાણે વાસના જો થોડીક પણ હોય તો પાછળથી તેમાં વધારો થયા વગર રહેતો નથી.[28] આ પ્રમાણે છે એટલા માટે હે ઈંદ્ર ! એ દામ આદિ દૈત્યો જે પ્રકારે 'અમે દેહાદિક છીએ અને જય–પરાજય તથા જીવન આદિ અમારાં છે' એવી ભાવના કરે અને તે ભાવના દૃઢ થાય એવા પ્રકારની ગોઠવણ કરો.[29] લોકોને જે જે વિપત્તિઓ આવે છે તથા જે જે સારી–નરતી દશાઓ થાય છે તે સઘળી વિપત્તિઓ અને દશાઓ તૃષ્ણારૂપી કાકચના કડવા અને કુણા ત્રોફાઓ છે.[30] લોકો વાસનારૂપી તંતુઓથી બંધાઇને ગોથાં ખાધા કરે છે એટલામાટે જો વાસના વધી હોય તો મહાદુઃખ-

દાયી થાય છે અને જો કપાઇ જાય તો સુખદાયી થાય છે.[31] જેમ મ્હોટો અને પ્રબળ સિંહ પણ સાંકળથી બંધાય છે; તેમ ધીર, મહાપંડિત, કુલીન અને મ્હોટો પુરૂષ પણ તૃષ્ણાથી બંધાય છે.[32] દેહરૂપી ઝાડમાં હૃદયરૂપી માળાની અંદર રહેનારાં જીવરૂપી પક્ષીઓ તૃષ્ણારૂપી જાળથી બંધાઈ જાય છે.[33] જેમ બાળક દોરીથી પરવશ થયેલા અને બહુજ હાંફતા પક્ષીને ખેંચે છે, તેમ કાળ વાસનાથી રાંક થયેલા લોકોને ખેંચે છે.[34] હે ઇંદ્ર! દામ, કટ અને વ્યાલ એઓને જીતવાનેસારૂ આયુધો ગોઠવવાની કે યુદ્ધમાં ભ્રમણ કરવાની કશી જરૂર નથી. માત્ર યુક્તિ તથા યત્ન વાપરીને જેરીતે તેઓનું અભિમાન વધે તેમ કરો.[35] હે દેવતાઓના રાજા! જ્યાંસુધી વાસના વધવાથી શત્રુઓનું ધૈર્ય ઓછું થવા ન લાગ્યું હોય ત્યાંસુધી તે શત્રુઓઉપર શસ્ત્રો, અસ્ત્રો કે નીતિશાસ્ત્રો, કોઈપણ જીત મેળવી શકતાં નથી.[36] એ દામ, વ્યાલ અને કટ નામના દૈત્યો યુદ્ધના અભ્યાસનેલીધે મત્ત થઇને અહંકારમય વાસનાઓનું ગ્રહણ કરશે.[37] શંબરાસુરે બનાવેલા એ મહાઅજ્ઞાની પુરૂષો જ્યારે વાસનાઓમાં બંધાશે ત્યારે સેહેલાઇથી જીતાય એવા થઇ જશે.[38] એટલામાટે હે દેવતાઓ! એઓ જ્યાંસુધી અભ્યાસને લીધે દૃઢવાસનાઓવાળા થઈ જાય ત્યાંસુધી તમો યુક્તિપૂર્વક યુદ્ધ ઉઠાવીને તેઓને તમારી સામે લડાવ્યા કરો.[39] જ્યારે એઓ દૃઢવાસનાઓ બાંધશે ત્યારે તમોને વશ થઈ જશે. જ્યાંસુધી અંતઃકરણો તૃષ્ણાથી પરોવાયેલાં ન હોય ત્યાંસુધી કોઇ પણ લોઢા નરમ થતા નથી.[40] જેમ મહાચપળ કલ્લોલોનો સમૂહ સમુદ્રની અંદરજ રહેલો છે, તેમ આ સઘળું સમ–વિષમ જગત પોતાની વાસનાની અંદરજ રહેલું છે. એટલામાટે સંસારમાં વાસનાનુંજ ઓસડ વાટવું યોગ્ય છે.[41] **समविषममिदं जगत्समग्रं समुपनतं स्थिरतां स्ववासनांतः। चलचललहरीभरो यथाब्धावत इह सैव चिकित्स्यतां प्रयाता ॥ ४१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'પિતામહવાક્ય' નામનો સત્યાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૮ મો* ત્રણ દૈત્યોની સાથે દેવતાઓએ પુનઃ દારૂણ યુદ્ધ શરૂ કર્યું

**वसिष्ठ उवाच। इत्युक्त्वा भगवान् देवांस्तत्रैवांतर्द्धिमाययौ।**
**वेलावनितटे शब्दं कृत्वेवांबुतरंगकः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! જેમ સમુદ્રનો તરંગ કિનારાની પૃથ્વીઉપર શબ્દ કરીને ત્યાંજ અંતર્હિત થઈ જાય, તેમ બ્રહ્મા દેવતાઓને એટલાં વચન કહીને ત્યાંજ અંતર્હિત થઈ ગયા.[1] જેમ પવનો કમળોના સુગંધને લઈ વનોની પંક્તિમાં જાય, તેમ દેવતા બ્રહ્માના વચનનું ગ્રહણ કરી પોતપોતાની દિશાઓમાં ગયા.[2] જેમ ભ્રમરો સુશોભિત કમળોમાં વિશ્રામ લે, તેમ દેવતાઓએ સુંદર અને સ્થિરકાંતિવાળાં પોતાનાં ઘરોમાં કેટલાએક દિવસોસુધી વિશ્રામ લીધો.[3] પછી પોતાના ભાગ્યનો ઉદય કરનારો કોઇ શુભ કાળ પ્રાપ્ત થતાં દેવતાઓએ પ્રલયકાળનાં વાદળાંઓના શબ્દજેવો યુદ્ધનાં દુંદુભિઓનો ડંકો કર્યો.[4] આ સમયમાં અંતરિ-

* આ અઠ્યાવીસમા સર્ગમાં ફરીવાર થયેલું દેવતાઓનું અને દૈત્યોનું યુદ્ધ કે જે દામ આદિ ત્રણ સેનાપતિઓને પ્રબલવાસના ઉત્પન્ન કરવાના હેતુથી લાંબા કાળસુધી ચાલ્યું, તેનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

ક્ષમાં રહેલા દેવતાઓને પૃથ્વીપર ઉભેલા દૈત્યોની સાથે કાલક્ષેપ કરાવનારૂં યુદ્ધ ફરીવાર ચાલ્યું.[૫] તરવાર, બાણ, સાંગ, મુદ્‌ગર, મુસલ, ગદા, ફરશી, ચક્ર, શંખાકાર આયુધો, અશનિ, પર્વતો, શિલાઓ, અગ્નિઓ, વૃક્ષો, સર્પના જેવાં મ્હોડાંવાળાં આયુધો અને ગરૂડ આદિના જેવાં મ્હોડાંવાળાં આયુધો એઓના સમૂહો બન્ને સૈન્યોઉપર ચાલવા લાગ્યા.[૬] માયાથી બનાવેલાં આયુધોરૂપી અત્યંત ધાટા પ્રવાહવાળી, પાષાણો, પર્વતો અને લાખો વૃક્ષો એઓના પરસ્પર પછડાવાથી ભારે કોલાહલવાળી અને ચાલાકપુરૂષોને પણ તાણી જનારી યુદ્ધરૂપ નદી સઘળી દિશાઓમાં ભારે વેગથી ચાલવા લાગી.[૭] એ યુદ્ધરૂપ નદીના મધ્યપ્રવાહમાં ઉલ્મુક, ત્રિશૂળ, પર્વતો, પ્રાસ, તરવાર, ભાલા, બાણો, તોમર અને મુદ્‌ગરો એઓના સમૂહો ચાલવા લાગ્યા અને સઘળી દિશાઓમાં મેરૂપર્વતને આંટો લેનારી 'અશનિ' નામનાં અસ્ત્રોની વૃષ્ટિથી ફાંટાઓ પડી જવાનેલીધે તે નદી પર્વતોમાં જુદા જુદા પ્રવાહોથી ચાલનારી ગંગાના જેવી દેખાવા લાગી.[૮] પૃથ્વી આદિ પાંચ ભૂતોના ભયંકર આકારોવાળી, જેમાં પ્રહારો દેવાતા અને લેવાતા હતા એવી અને જાણે વનોના સમૂહોથીજ બનેલી હોય એવી માયા પ્રકટ થતાં દેવતાઓ, દૈત્યો અને સિદ્ધલોકો એઓએ કરેલા ઉપાયોથી તે માયા શાંત થઈ જતી હતી. વળી પાછી તેવીજ માયા પ્રકટ થતી હતી અને તેવીજ પ્રકટ થયા છતાં પણ 'એની એ છે કે બીજી છે' એ જાણવું કઠિન થઇ પડતું હતું.[૯] સઘળી દિશાઓમાં પહાડજેવડાં મ્હોટાં આયુધોથી પર્વતો ત્રુટી પડવા લાગ્યા, મહાસાગરો રૂધિરના પ્રવાહોથી પૂર્ણ થવા લાગ્યા અને મ્હોટા મ્હોટા દેવતાઓનાં તથા દૈત્યોનાં શબોમાં ખુંચેલાં ભાલાંઓ પર્વતોમાં ઉગેલાં તાડીઓનાં વનોજેવાં દેખાવા લાગ્યાં.[૧૦] ઘસીને ઉજળા કરેલા કરવતના દાંતાઓજેવી નખની અણીઓવાળી અને જીવનવાળી લોઢાના સિંહોની સૃષ્ટિ થવા લાગી અને તે સિંહો દેવતાઓએ તથા દૈત્યોએ નાખેલા પર્વતોને પોતાના મ્હોડાંઓમાંથી કહાડેલાં ભાલાં, બાણો, સાંગો, ગદાઓ, તરવારો તથા ચક્રો એઓથી ક્ષણમાત્રમાં નષ્ટ કરવા લાગ્યા.[૧૧] નેત્રોમાંથી કહાડેલા ઊંચી જ્વાળાઓવાળા અગ્નિઓથી અને તડકાઓથી દિશાઓનો દાહ કરવાનેલીધે પ્રલયકાળના બારે સૂર્યોની છટા દેખાડતી સર્પોની પંક્તિ, સમુદ્રમાં ડુબેલા, ઊડતા અને લાંબા પર્વતોની પંક્તિજેવી શોભવા લાગી.[૧૨] ગર્જના કરતાં વજ્રોરૂપી મઘરોના સમૂહથી બહુ વિષમતાવાળી વિવિધ શાસ્ત્રોના સમૂહરૂપી નદી ચાલવા લાગી. અંદર ક્ષોભ પામેલા સમુદ્રના કલ્લોલોનાં મંડળોજેવા, પહાડોને પણ ઘેરી લેનારા અને વારંવાર આવર્ત્તન પામતા એ નદીના પ્રવાહોથી સઘળું જગત અત્યંત પીડાવા લાગ્યું.[૧૩] પર્વતોથી, અસ્ત્રોથી, શસ્ત્રોથી, માયાના ગરૂડોથી અને વૃક્ષોથી જેમાં મ્હોટા મ્હોટા માયાના સર્પો નાસી જતા હતા એવું દેવતાઓને અને દૈત્યોને ફરવાનું અંતરિક્ષ ક્ષણમાત્રમાં સમુદ્રોથી, ક્ષણમાત્રમાં અગ્નિનાં પૂરોથી, ક્ષણમાત્રમાં સૂર્યોથી અને ક્ષણમાત્રમાં અંધકારોથી પૂર્ણ થવા લાગ્યું.[૧૪] માયાના ગરૂડોના ગડગડાટોથી વ્યાપ્ત થયેલા અંતરિક્ષમાં ફેલાયેલાં શસ્ત્રોમાંથી ઉડેલા પહાડજેવા અગ્નિઓથી જેમાં સ્વર્ગનું અને પાતાલનું મધ્ય પ્રજ્વલિત થવા લાગ્યું હતું એવું જગત્ અસહ્ય કલ્પાંતકાળથી ઘેરાયેલાજેવું થઈ ગયું.[૧૫] જેમ પક્ષીઓ પર્વતમાંથી ઉડીને આકાશમાં જાય, તેમ દૈત્યો પૃથ્વીમાંથી ઉછળીને આકાશમાં જવા લાગ્યા અને જેમ પ્રલયકાળે ચલાયમાન કરેલા પર્વતોની

શિલાઓ વેગથી આકાશમાંથી પૃથ્વીઉપર આવે, તેમ દેવતાઓ પૃથ્વીઉપર આવવા લાગ્યા.[૧૬] શરીરોમાં ખુચેલાં ઊંચાં આયુધોરૂપી વૃક્ષોના વનમાં જેઓને મ્હોટા અગ્નિનો દાહ લાગ્યો હતો એવા દેવતાઓ અને દૈત્યો, આકાશની અંદર જેઓમાં પ્રલયકાળના પવને ચલાયમાન કરવાથી દાવાનળ ઉઠ્યો હોય એવા પર્વતોના જેવા દેખાવા લાગ્યા.[૧૭] દેવતાઓનાં અને દૈત્યોનાં શરીરોરૂપી મ્હોટા પહાડોમાંથી નીકળતા અને ચારેબાજુ ફેલાતા લોહીના પ્રવાહોથી આકાશ, જાણે રાતી ગંગાથી પૂર્ણ થયું હોય અથવા સંધ્યારૂપ નાયિકાના અંગમાં થયેલા નખક્ષતોથી પૂર્ણ થયું હોય તેમ સર્વત્ર શોભવા લાગ્યું.[૧૮] યુદ્ધના નીતિમાર્ગમાં વિચક્ષણતા ધરાવનારા અને સઘળા મ્હોટા પર્વતોનાં શિખરોને પણ ભાંગી નાખનારા દેવતાઓ અને દૈત્યો, જાણે ઉત્સવના સમયમાં હાથીઓનાં કુંભસ્થળોઉપર જૂદા જૂદા રંગ વરસાવતા હોય તેમ ચારે બાજુ એક–બીજાઓની ઉપર પર્વતોની, જળોની અનેકપ્રકારનાં ઉગ્ર આયુધોની અને અનેક પ્રકારનાં 'અશનિ' નામનાં શસ્ત્રોની સામટી વૃષ્ટિઓ કરવા લાગ્યા.[૧૯,૨૦] યુદ્ધના પ્રૌઢ આવેશને નહિ છોડતા, વ્યાકુલ થયેલા અને એક–બીજાનાં શસ્ત્રોથી અંગો કપાઈ જતાં જેઓના હસ્તોમાંથી શસ્ત્રો પડી જતાં હતાં એવા દેવતાઓ અને દૈત્યો વાદળાંઓની ઉપર ફરવાથી, જાણે મ્હોટા હાથીઓનાં બચ્ચાંઓની પીઠોઉપર ચડી બેઠા હોય તેમ શોભવા લાગ્યા[૨૧] કપાયેલાં માથાં, હસ્તો, ભુજાઓ તથા સાથળો એઓના અત્યંત બીભત્સ સમૂહો કે જેઓ ઉગ્રવાદળાંઓના સમૂહોજેવા લાગતા હતા અને આકાશમાં તથા દિશાઓમાં ઉડતાં ટીડોજેવા લાગતા હતા તેઓથી જગતની અંદર સૂર્યમંડળપર્યંત દિશાઓ તથા પર્વતોના સમૂહો છવાઈ ગયા.[૨૨] નાદ કરતા યોદ્ધાઓએ બળથી ફેંકવાનેલીધે વચમાં ત્રુટતાં અને પરસ્પરમાં પછડાવાથી ભાંગતાં શસ્ત્રો તથા યુક્તિપૂર્વક ગોફણ આદિ યંત્રોથી ફેંકાયેલા પથરાઓના સમૂહો નીચે પડવાથી ફાટી જતી પૃથ્વી, જાણે ટુકડે ટુકડા થઈ જતી હોય એવી જણાવા લાગી.[૨૩] વરસતાં આયુધો, શિલાઓ, પર્વતો તથા વૃક્ષો એઓના પરસ્પર ઘસાવાનેલીધે અને યોદ્ધાઓનાં મેરૂપર્વતજેવાં કઠિનશરીરો પરસ્પર ઘસાવાનેલીધે ઉત્પન્ન થયેલા ઘણા ઘણા ઉગ્રશબ્દોથી અંતરિક્ષમાં તડાકા–ધડાકા થતાં એ રણભૂમિ, જાણે સાક્ષાત કલ્પાંતનો સમય હોય એવી જણાવા લાગી.[૨૪] જેમાં પ્રચંડપવનનેલીધે નીચે જળ તથા અગ્નિ ક્ષોભ પામ્યાં હતાં અને ઊંચે સૂર્ય ક્ષોભ પામેલો હતો એવું, મહામાયાવી દેવતાઓથી અને દૈત્યોથી વ્યાપ્ત થયેલું, અને લોકાલોક પર્વતના વિભાગોરૂપી જેની ભીંતો તથા ખુણા ત્રુટી પડતા હતા એવું બ્રહ્માંડ કલ્પાંતના જેવું ભયંકર દેખાવા લાગ્યું.[૨૫] પહાડજેવાં ધાટાં શસ્ત્રોથી ત્રુટીને બહુજ ઉડતાં, ગુફાઓમાં ભરાયેલા પ્રચંડ પવનોના શબ્દોથી, જાણે પીડાના શબ્દો કરતાં હોય તેમ ધુધવતાં અને અંદર રહેલા સિંહોના શબ્દોથી, જાણે બરાડા પાડતાં હોય એવાં ઘણાં ઘણાં પર્વતોનાં શિખરોથી સઘળી દિશાઓ અત્યંત વ્યાપ્ત થઇ ગઈ.[૨૬] માયાની નદીઓ, માયાના સમુદ્રો, માયાના યોદ્ધાઓ, માયાનાં વાદળાંઓ, માયાના અગ્નિથી થતા દાહો, માયાનાં વૃક્ષો, દેવતાઓનાં તથા દૈત્યોનાં શબો, મ્હોટી મ્હોટી શિલાઓવાળા પર્વતો, બાણો, તરવારો, સજાવેલી સાંગો, ગદાઓ, અસ્ત્રો અને શસ્ત્રો એઓ રણભૂમિની અંદર વાયુએ ઉડાડેલાં પાંદડાંઓના જથાની પેઠે વચમાં વચમાં ઘુમતાં હતાં.[૨૭] મ્હોટા મ્હોટા પર્વતોની પાંખજેવડાં, લોકોની આવ–જાવને રોકનારાં અને

કોઇથી ખસેડી શકાય નહિ એવાં હાથીઓનાં સૈન્યનાં બીભત્સશરીરોથી સઘળી દિશાઓ તુરત વ્યાપ્ત થઈ ગઇ. પડી જતાં યોદ્ધાઓનાં શરીરોથી, મ્હોટા મ્હોટા પર્વતોથી અને પ્રચંડ વાયુએ પાડી નાખેલાં દેવનગરોથી રણભૂમિ પૂર્ણ થઇ ગઈ.[૨૮] તે સમયે જેમાં પર્વતો તથા નીચેના ભાગો રૂધિરથી ધોવાઈ ગયા, ઘાટા ધોંધાટથી અંતરિક્ષ ઘેરાઇ ગયું અને રાક્ષસો તથા પિશાચો રૂધિરના નદોમાં આહાર–વિહાર કરવા લાગ્યા; એવી બ્રહ્માંડના મધ્યરૂપ ગુફા બહુજ બીભત્સ દેખાવા લાગી.[૨૯] તે સમયમાં એ યુદ્ધ અનંતવિચારોથી ફેલાતા ભય આદિ વિકારોને ઉત્પન્ન કરનારૂં, જરાવારમાં થતાં અને જરાવારમાં મટતાં સુખ–દુઃખોને બતાવનારૂં અને સારા–નરતા લોકોની પરસ્પરમાં થતી ધસાધસથી સાંકડવાળું હોવાનેલીધે સંસારજેવું દેખાવા લાગ્યું.[૩૦] **अनंतदृक्प्रसृतविकारकारिणी क्षयोदयोन्मुखसुखदुःखशंसिनी। रणक्रियासुरसुरघट्टसंकटा तदाभवत्खलु सदृशीह संसृतेः ॥ ३० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટપુનર્યુદ્ધવર્ણન' નામનો અઠયાવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग २९ मो* ત્રણે દૈત્યોને દેહાભિમાન થયું અને તેથી તેઓની હાર

**वसिष्ठ उवाच। एवं मायाकुलारंभैरसुरैरसुहारिभिः।**
**सहसाहृतसंरब्धैरारब्धः सुमहान् रणः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! એરીતે આસ્થર આરંભોવાળા, શત્રુઓના પ્રાણોનું હરણ કરનારા અને અત્યંત વેગમાં આવેલા દૈત્યોએ સહસા મ્હોટા સંગ્રામનો આરંભ કર્યો.[૧] એ સંગ્રામમાં દેવતાઓએ કેટલાએક દિવસો માયા કરીને કહાડ્યા, કેટલાએક દિવસો વચનના વિવાદો કરીને કહાડ્યા, કેટલાએક દિવસો સમાધાનની ગોઠવણથી કહાડયા, કેટલાએક દિવસો વિગ્રહની ગોઠવણ કરીને કહાડ્યા, કેટલાએક દિવસો નાસી જઇને કહાડ્યા, કેટલાએક દિવસો ધીરજથી કહાડયા, કેટલાએક દિવસો ગુપ્ત રહી પોતાના લોકોનું રક્ષણ કરવામાં કહાડયા.[૨] કેટલાએક દિવસો કંગાલની પેઠે શરણાગત થવાની પ્રાર્થના કરીને કહાડયા, કેટલાએક દિવસો અસ્ત્રોથી યુદ્ધ કરીને કહાડયા અને ઘણા દિવસો અંતર્દ્ધાન થઇને કહાડયા. એ રીતે દેવતાઓએ પહેલો સંગ્રામ ત્રીસ વર્ષસુધી ટકાવી રાખ્યો, તે પછીનો બીજો સંગ્રામ પાંચ વર્ષ, આઠ મહિના અને દસ દિવસસુધી ટકાવી રાખ્યો અને તે પછીનો ત્રીજો સંગ્રામ બાર દિવસસુધી ટકાવી રાખ્યો. એટલા કાળસુધી વૃક્ષોના, અગ્નિઓના, શસ્ત્રોના, મ્હોટાં મ્હોટાં 'અશનિ' નામનાં અસ્ત્રોના અને પર્વતોના વરસાદો એમનેએમ થયા કર્યા.[૩.૪] એટલાકાળથી અહંકારનો દૃઢ અભ્યાસ થતાં જેઓનાં ચિત્તોને વાસનાએ ઘેરી લીધાં એવા એ દામ આદિ સેનાપતિઓએ શરીરમાં 'હું' પણાનો વિશ્વાસ પકડયો.[૫] જેમ દર્પણ બીજા પદાર્થોના વધારે સામીપ્યથી પ્રતિબિંબવાળું થાય છે, તેમ એ દૈત્યો યુદ્ધાદિકના અત્યંત અભ્યાસથી અહંકારવાળા થઈ ગયા.[૬] જેમ દૂર કહાડેલો પદાર્થ દર્પણમાં પ્રતિબિંબિત થતો નથી, તેમ પદાર્થો પણ જો અભ્યાસ છોડી દેવામાં આવે તો તે પદાર્થોની વાસના થતી નથી.[૭] જ્યારે એ દામ આદિ

---

* આ ઓગણત્રીસમા સર્ગમાં દામ આદિ દૈત્યોને દેહાભિમાન પ્રબળ થવાથી ખેદ ઉત્પન્ન થયાની અને તે પછી તેઓના નાસવાની તથા હારી ગયાની કથા કહેવામાં આવશે.

દૈત્યોને દેહમાં આત્મભાવની વાસના થઈ ત્યારે એ દૈત્યો 'અમો જીવીએ તો ઠીક અને અમોને ધન મળે તો ઠીક' એવી આશાથી કંગાલપણું પામી ગયા.[૮] પ્રથમ તેઓને સારાં–નરતાં કર્મોમાં પ્રવૃત્તિની વાસનાએ પકડ્યા, પછી 'અમારો દેહ સર્વદા રોગરહિત અને ભોગમાં સમર્થ થાય તો ઠીક' એવી વાસનાએ પકડયા, અને એમ કરતાં તેઓ આશારૂપી પાશથી બંધાઇને કંગાલ થઈ ગયા.[૯] જો કે એ દામ, વ્યાલ અને કટ એઓ પ્રથમ શુદ્ધ અને અહંકારવગરના હતા તોપણ પાછળથી તેઓએ, જેમ રજ્જુમાં સર્પપણું કલ્પી લે છે, તેમ ધન આદિમાં મમત્વ કલ્પી લીધું.[૧૦] 'અમારાં પગથી તે માથાંસુધી સઘળાં શરીરો સ્થિર કેમ થાય' એવીરીતની તૃષ્ણાથી કંગાલ થયેલા એ લોકો દીનપણું પામ્યા.[૧૧] 'અમારો દેહ સ્થિર રહે તો ઠીક અને સુખનેમાટે ધન મળે તો ઠીક' એરીતની વાસના બંધાતાં તેઓની ધીરજ જતી રહી.[૧૨] વાસના વધવાનેલીધે બળ ઘટી જતાં પ્રથમ એ લોકોમાં પ્રહાર કરવાની જે એકાગ્રતા હતી તે ભુંસાઇ ગયા જેવી થઇ ગઈ.[૧૩] 'આ જગતમાં અમે અમર શીરીતે થઇએ' એવી ચિંતાથી પરવશ થયેલા એ દૈત્યો પાણીવગરનાં કમળોની પેઠે રાંક થઈ ગયા.[૧૪] દેહમાં અહંકાર પામેલા એ લોકોને સ્ત્રીઓમાં, અન્નોમાં અને પાનોમાં સારાપણાનો અભિનિવેશ થવાનેલીધે મહાભયંકર અને જન્મ–મરણના પ્રવાહમાં નાખનારી રૂચિ ઉત્પન્ન થઈ.[૧૫] આમ થતાં તેઓ, જેમ મદોન્મત્ત હાથીની બીકથી હરિણો વનની ગરજવાળાં થાય, તેમ રણમાં મૃત્યુની બીકથી જીવવાની ગરજવાળા થયા.[૧૬] 'રખેને મરી જઇએ, રખેને મરી જઇએ' એવી ચિંતાથી જેઓનાં ચિત્ત પરવશ થઈ ગયાં એવા એ દૈત્યો જેમાં ઇંદ્રનો ઐરાવતહાથી કોપ કરીને ફરતો હતો એવા સંગ્રામમાં મંદમંદ ફરવા લાગ્યા.[૧૭] મરણથી ભય પામેલા અને શરીરનું જ રક્ષણ કરવાને ઈચ્છતા એ લોકોનું બળ ઘટી ગયું તેથી શત્રુઓએ તેઓને માથે પગજ મૂકયો.[૧૮] જેમ અગ્નિઓ કાષ્ઠ ક્ષીણ થઇ જતાં હોમેલા હવિને બાળી શકે નહિ, તેમ તેઓ બળ ક્ષીણ થઈ જતાં મ્હોડાઆગળ ઉભેલા શત્રુને પણ મારી શકયા નહિ.[૧૯] માર મારતા દેવતાઓની પાસે મચ્છરસમાનપણાને પ્રાપ્ત થયેલા અને જેઓનાં શરીરો તથા સૈન્યો અત્યંત ઘવાઈ ગયાં એવા એ દૈત્યો બીજા સામાન્યયોદ્ધાઓજેવા થઈ ગયા.[૨૦] ઝાઝૂં શું કહું. દેવતાઓ વેગથી મારવા આવતાં મરણથી ત્રાસ પામેલા એ ત્રણ દૈત્યો રણભૂમિમાંથી નાઠાજ.[૨૧] દેવલોકમાં પણ પ્રખ્યાતિ પામેલા અને સઘળા દૈત્યોના મુખી એ દામ, વ્યાલ, અને કટ નામના ત્રણ દૈત્યો ભય પામીને નાસતાં, નાસવા લાગેલું તેઓનું સૈન્ય પણ પ્રલયકાળના પવને ઉડાડેલા તારાઓના સમૂહની પેઠે આકાશમાંથી ચારેબાજુ આમતેમ પડી ગયું.[૨૨,૨૩] પહાડજેવા આકારોવાળા એ સઘળા દૈત્યો ચારેબાજુ મેરૂપર્વતના કુંજોમાં, શિખરોની ટેકરીઓમાં, સમુદ્રના કિનારાઓમાં, વાદળાંઓના સમૂહોમાં, સમુદ્રની ચકરીઓના ખાડાઓમાં, ધરતીના ખાડાઓમાં, મઘર આદિ ક્રૂર જીવોવાળી નદીઓમાં, જંગલોમાં, દિશાઓના અંતોમાં, દાવાનળથી સળગતાં વનોમાં, બાણોથી કપાઇ ગયેલા પ્રદેશોમાં, ગામોમાં, નગરોમાં, સિંહ આદિ ક્રૂરપ્રાણીઓવાળાં વનોમાં, નિર્જળ ભૂમિઓના દાવાનળોમાં, લોકાલોકપર્વતના છેડાઓમાં, પર્વતોમાં, નદોમાં, આંધ્રદેશમાં, દ્રવિડદેશમાં, કાશ્મીરદેશમાં, ઈરાનદેશનાં નગરોમાં, જેઓના તરંગો સમુદ્રનાં અનેકસ્થળોમાં ફેલાય છે એવી ગંગાજળની ઘટાઓમાં, સમુદ્રનાં બીજા બેટોની

અંદર નખાયેલી જાળીઓમાં અને જાંબૂની ઝાડીની લતાઓમાં પડયા. કેટલાએકનાં અંગો તથા પગો ફાટી ગયાં. કેટલાએકના હાથ તથા બાહુઓ ત્રુટી ગયા.[૨૪-૨૯] કેટલાએકની આંતરડાંરૂપ તાંતો વૃક્ષોની શાખાઓમાં વળગી રહી. કેટલાએકને લોહીના ધોધ નીકળવા લાગ્યા. કેટલાએકના મુકુટો ઉંધા થઈ ગયા. કેટલાએકનાં માથાંઓ વિપરીત થઈ ગયાં. કેટલાએકના પગ છોલાઇ ગયા. કેટલાએકની આંખ્યો છીર પડવાથી દુખવા ઉઠી.[૩૦] પડતાં પડતાં પણ જેઓ આયુધોવાળા હતા તેઓનાં આયુધોને અને બખ્તરોને દેવતાઓએ બળથી, માયાથી તથા બાણોથી કાપી નાખ્યાં. દૂરથી પડવાનેલીધે કેટલાએક દૈત્યોનાં અનેકપ્રકારનાં આયુધો અને વસ્ત્રો ઉંધાં થઈ ગયાં તથા નીચે પડી ગયાં.[૩૧,૩૨] કેટલાએક દૈત્યો શેમળાઓનાં દુષ્ટવૃક્ષોમાં દૃઢરીતે પડતાં તેઓનાં અંગો શેમળાઓના કાંટાઓથી વીંધાઈ ગયાં. મ્હોટી મ્હોટી શિલાઓની ઉપર પડવાથી કેટલાએકનાં માથાંઓના સેંકડો ટુકડા થઈ ગયા.[૩૩] યુદ્ધમાં દેવતાઓનાં સઘળાં આયુધો અને શસ્ત્રો પોતાની ઉપર પડવા લાગ્યાં કે તુરતજ સઘળા મ્હોટા મ્હોટા દૈત્યો, જેમ વરસાદ વરસતાં, રજકણો જળમાં ગુમ થઈ જાય છે, તેમ દિશાઓમાં ગુમ થઈ ગયા.[૩૪]

सर्व एव सकलायुधशस्त्रपातमात्रसमनंतरमेव ।
दिक्षु नाशमगमन्[illegible]रेंद्राः पांसवोऽबुदनिधौ पयसीव ॥ ३४ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'અસુરપરિભ્રંશ' નામનો ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ.

## सर्ग ३० मो* યમરાજાએ કરેલી શિક્ષાથી ત્રણે દૈત્યોના અનેક અવતારો

[illegible] उवाच । इति तुष्टेषु देवेषु दानवेषु हतेषु च ।
दामव्यालकटा दीना बभूवुर्भयवि[illegible]लाः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે દાનવો હણાઈ જતાં અને દેવતાઓ રાજી થતાં, ભયથી વિહ્વલ થયેલા દામ, વ્યાલ, અને કટ એઓ રાંક થઇ ગયા.[૧] જેનું સૈન્ય નષ્ટ થઈ ગયું એવો શંબરાસુર દામને, વ્યાલને અને કટને 'મ્હારૂં સૈન્ય ક્યાં છે ?' એમ પૂછતો પૂછતો કોપનેલીધે કલ્પાંતના અગ્નિની પેઠે પ્રજ્વલિત થયો.[૨] દામ, વ્યાલ અને કટ એઓ શંબરાસુરની બીકથી પોતાના દેશને છોડીને સાતમા પાતાળમાં જઈ રહ્યા કે જ્યાં કાળની પેઠે બીજાઓને ત્રાસ આપી શકનારા અને નરકરૂપી સમુદ્રોનું પાલન કરનારા યમદૂતો કૌતુકથી રહે છે.[૩,૪] કોઈથી પણ બીએ નહિ એવા તે યમદૂતોએ ત્યાં આવેલા એ ત્રણ દૈત્યોને અનુક્રમે દેહધારી ચિંતાઓજેવી ત્રણ કન્યાઓ આપી.[૫] જેઓએ અપાર દુષ્ટવાસનાઓનું ગ્રહણ કર્યું એવા એ દામ આદિ ત્રણ દૈત્યોએ યમદૂતોની સાથે રહી પાતાળમાંજ દસ હજાર વર્ષનું પોતાનું આયુષ્ય કહાડયું.[૬] 'આ કન્યા મ્હારી પ્યારી છે અને આથીજ મ્હારી પ્રભુતા છે' એવા પ્રકારના દુષ્ટ અને દૃઢ થયેલા સ્નેહથી બંધાઈ ગયેલા એ લોકોનો આયુષ્યનો મ્હોટો કાળ વ્યતીત થયો.[૭] એઓમાં કોઈ સમયે મ્હોટાં નરકોસંબંધી કામકાજેનો વિચાર કરવાનેસારૂ યદૃચ્છાથી ત્યાં યમરાજા આવી નીકળ્યા.[૮] છત્ર–ચામર આદિ ચિહ્નો નહિ હોવાનેલીધે 'આ યમરાજા છે'

* આ ત્રીસમા સર્ગમાં પાતાળની અંદર યમરાજાએ બાળી નાખેલા એ દામ આદિ દૈત્યોને કાશ્મીર-દેશમાં માછલાંનો અવતાર આવ્યા સુધીના અનેક અવતારો થયાની કથા કહેવામાં આવશે.

એમ નહિ જાણવામાં આવતાં, જેઓને દુર્દશાનો કાળ પ્રાપ્ત થયો હતો એવા એ ત્રણ દૈત્યો, જેમ કોઇ સામાન્યદૂતને નમે નહિ, તેમ તેમને પણ નમ્યા નહિ.[૯] આ કારણનેલીધે કોપ પામેલા યમરાજાએ માત્ર પોતાની ભ્રમરનો ઇસારો કરીને તેઓને અંગારાઓથી ધગધગતી નરકસંબંધી ભૂમિઓમાં નખાવ્યા.[૧૦] ત્યાં મિત્રોથી, બંધુઓથી અને સ્ત્રીઓથી સંયુક્ત એ ત્રણ દૈત્યો દયામણીરીતે બરાડા પાડવા લાગ્યા અને જેમ વનના ઉન્હા પવનોથી ન્હાનાં ઉગવા માંડેલાં વૃક્ષો બળી જાય છે, તેમ તેઓ નરકસંબંધી અગ્નિની ગરમીથી બળી ગયા.[૧૧] લાંબા કાળસુધી યમદૂતોના સંસર્ગથી પ્રાપ્ત થયેલી ક્રૂરવાસનાને લીધે તેઓ વધનું તથા બંધનનું કામ કરનારા ભિલ્લલોકો થયા અને તેવો અવતાર પામી ભિલ્લલોકોના રાજાના ઘેર કિંકરો થઇને રહ્યા.[૧૨] પછી એ જન્મના અંતે તેઓ ખાડાઓમાં કાગડા થયા, કાગડાના અવતાર પછી ગીધ થયા, ગીધના અવતાર પછી પોપટ થયા.[૧૩] પોપટના અવતાર પછી ત્રિગર્તદેશમાં સૂવર થયા, સૂવરના અવતાર પછી પર્વતોમાં ઘેંટા થયા અને ઘેંટાના અવતાર પછી મગધ દેશમાં કીડા થયા.[૧૪] હે રામ ! દુષ્ટવાસનાઓથી વ્યાપ્ત થયેલા એ લોકો એરીતે જૂદી જૂદી વિચિત્ર યોનિઓનો અનુભવ કરી હમણાં કાશ્મીરના વનની અંદર એક ખાબોચીયામાં માછલાં થઈને રહ્યા છે.[૧૫] જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થઈ થઈને પાછા નષ્ટ થાય છે, તેમ વિચિત્ર અવતારોનો અનુભવ કરી કરીને વારંવાર મરણ પામેલા એ લોકો હમણાં માછલાના અવતારમાં દાવાનળથી ઉકળેલું કાદવજેવું થોડું થોડું પાણી પીધા કરે છે, જુના કાદવની પેઠે શિથિલ થઇ ગયા છે અને મરતા નથી તથા જીવતા પણ નથી.[૧૬,૧૭] સંસારરૂપી સમુદ્રમાં પડેલા, વાસનારૂપી તંતુઓથી પ્રેરાયેલા અને શરીરોરૂપ તરંગોએ ખડની પેઠે લાંબા કાળસુધી અનેકપ્રદેશોમાં પહોંચાડેલા એ ત્રણ જીવો હજીસુધી પણ અવિનાશી ફળ આપનારા ઉપશમને પ્રાપ્ત થયા નથી. હે રામ ! વાસનાઓની પ્રબળતા કેવી દારૂણ છે? તેનો વિચાર કરો !![૧૮]

[illegible]वजलधिगतास्ते वासनातंतुनुन्नास्तृण[illegible] चिरमूढा देहरूपैस्तरंगैः ।
उपशममुपयाता राम नाद्याप्यनंतं प[illegible]कलय महत्त्वं दारुणं वासनायाः ॥ १८ ॥

શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટજન્માંતરચિત્રવર્ણન' નામનો ત્રીસમો સર્ગ સંપૂર્ણ.

---

## सर्ग ३१ मो* અર્થહાનિ અને અનર્થપ્રાપ્તિ અહંકારથીજ થાય છે

व[illegible]ष्ठ उवाच । अतः प्रबोधाय तव वच्मि राम महामते ।
[illegible]मव्यालकटन्यायो मा ते[illegible]त्विति च लालय ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:-હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! એટલામાટે તમને સાવચેત કરવાનેસારૂ હું હસતાં હસતાં કહું છું કે "એ દામ, વ્યાલ અને કટ એઓનું જેમ થયું, તેમ તમારૂં નહિ થવું જોઇએ."[૧] ચિત્ત વિવેકનું અનુસંધાન નહિ કરવાનેલીધે અભિમાનરૂપી એવી આપદાનું ગ્રહણ કરે છે કે જેથી સેહેજમાં અનંત જન્મોનાં દુઃખો પ્રાપ્ત થાય છે.[૨] દેવતાઓને તોડનારા શંબરાસુરના સૈન્યનું સેનાપતિપણું ક્યાં અને ગરમીથી તપેલા કાદવના

* આ એકત્રીસમા સર્ગમાં અહંકારથીજ અર્થની હાનિ અને અનર્થની પ્રાપ્તિ કહેવાશે અને પદાર્થોની સત્તાનો તથા અસત્તાનો ખુલાસો કરવામાં આવશે.

સમૂહમાં જાજરાં માછલાંઓનો અવતાર ક્યાં ![૩] દેવતાઓના સૈન્યને નસાડનારૂં મ્હોટું ધૈર્ય ક્યાં અને ભિલ્લોના રાજાના દરબારમાં ક્ષુદ્રકિંકરપણું ક્યાં ![૪] અહંકારવગર કેવળ ચૈતન્યના પરિસ્પંદનેલીધે ઉદારપણું તથા ધીરપણું ક્યાં અને મિથ્યાવાસનાઓનાં આવેશથી અહંકારની નીચકલ્પના ક્યાં ![૫] શાખાઓથી તથા વાંકા તાંતણાઓથી ઘાટા સંસારરૂપી આ વિસ્તીર્ણ ઝેરી વેલો અહંકારરૂપી અંકુરમાંથીજ ઉદય પામે છે.[૬] હે રામ ! આમ છે એટલામાટે પ્રયત્ન કરીને અંદરથી અહંકારનેજ ટાળી નાખો અને 'જે કાંઈ દેહાદિક છે તે હું નથી' એવી ભાવના કરીને સુખી થાઓ.[૭] આનંદૈકરસ અને પરમશીતળતાવાળું પરમાત્મારૂપ ચંદ્રમંડળ અહંકારરૂપી વાદળાંથી ઢંકાઇને અદૃશ્ય થઈ ગયું છે.[૮] એ દામ, વ્યાલ અને કટ નામના ત્રણ માયિકદૈત્યો કે જેઓ મુદ્દલ હતાજ નહિ પણ અસ્તિત્વ (જન્મ–મરણના પ્રવાહમાં સત્તા=હોવાપણું) પામ્યા, તેઓ અહંકારરૂપી પિશાચના વળગાડનેલીધે હાલ કાશ્મીરદેશના મ્હોટા અરણ્યની અંદર એક ન્હાના તળાવની પાસેના ખાબોચીયામાં માછલાં થઇને રહ્યા છે અને શેવાળના ટુકડાઓ મળવાની અભિલાષા રાખે છે.[૯,૧૦]

રામચંદ્રજી પૂછે છેઃ–જે પદાર્થ મુદ્દલ હોયજ નહિ તેનું હોવું સંભવતું નથી અને જે હોય તેનું ન હોવું સંભવતું નથી એવો નિયમ છતાં એ ત્રણ જણ કે જેઓ મુદ્દલ હતાજ નહિ તો તેઓ જન્મ–મરણના પ્રવાહમાં સ્થિતિને કેમ પ્રાપ્ત થયા? એ મને કહો.[૧૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેમ તમે કહો છો એમજ છે. જે પદાર્થ કોઈ દિવસે કાંઇ પણ હોય નહિ તે પદાર્થ સંસારના પ્રવાહમાં સ્થિતિને પામતોજ નથી પણ પ્રથમ સૂક્ષ્મ હોય તે આવિર્ભાવથી મ્હોટા થાય છે.[૧૨] હવે તમેજ કહો કે 'કયા પદાર્થ સત્ય છે અને કયા પદાથ અસત્ય છે ?' તમારી વાત સાંભળીને પછી હું યોગ્યદૃષ્ટાંતથી તમને સમજાવીશ.[૧૩]

રામચંદ્રજી કહે છેઃ–હે મહારાજ! આ જે આપણે છીએ તે સાચાજ છીએ, તેથી સંસારના પ્રવાહમાં રહ્યા છીએ; પણ દામ આદિ ત્રણ જણ કે જેઓ ખોટાજ હતા તેઓને સંસારના પ્રવાહમાં સ્થિતિ પામવાનું કેમ કહો છો?[૧૪]

વસિષ્ઠઋષિ કહે છેઃ–જેમ દામ આદિ દૈત્યો માયામય હોવાનેલીધે ખોટાજ હતા પણ તેમ છતાં ઝાંઝવાનાં પાણીના પૂરની પેઠે સાચાજેવા લાગ્યા હતા.[૧૫] તેજરીતે સુર, અસુર તથા દાનવો એઓસહિત આપણે પણ ખોટાજ છીએ અને ખોટા છતાં પણ ચેષ્ટા કરીએ છીએ, જઇએ છીએ અને આવીએ છીએ.[૧૬] રામપણું પણ ખોટું છે અને વસિષ્ઠપણું પણ ખોટું છે. જેમ સ્વપ્નમાં પોતાનું મરણ અનુભવમાં આવતાં છતાં પણ ખોટું છે, તેમ આપણાં શરીરો અનુભવમાં આવતાં છતાં પણ ખોટા છે.[૧૭] જેમ મરી ગયેલો કોઈ સંબંધી સ્વપ્નમાં જીવતો દેખાયા છતાં પણ વાસ્તવિકરીતે મુવેલોજ હોય છે, તેમ આ જગત અજ્ઞાનકાળમાં સાચું દેખાતાં છતાં જ્ઞાન થાય ત્યારે ખોટુંજ છે.[૧૮] અત્યંત મૂઢપુરૂષને 'આ જગત ખોટું છે' એમ કહીએ તો તે પુરૂષ એ વાતને ખોટીજ માને; કારણ કે તત્ત્વવિચારનો અભ્યાસ કર્યા વિના જગતના સત્યપણાના અનુભવનો નિષેધ મનમાં ઉતરેજ નહિ.[૧૯] જગતમાં કોઇ પણ માણસને મનમાં જે દૃઢનિશ્ચય થઇ ગયો હોય તે નિશ્ચય તત્ત્વવિચારના અભ્યાસવિના કદી પણ નાશ પામે નહિ.[૨૦] 'આ જગત ખોટું છે અને બ્રહ્મજ સાચું છે' એમ જે માણસ વાલ

કરે તે માણસને બીજો મૂઢમાણસ ઘેલાજેવો ગણીને હસી કહાડે છે. જો કે ઘેલો તો પોતેજ છે. આ પ્રમાણે જો કે અજ્ઞાનીની વાતને જ્ઞાની માને નહિ અને જ્ઞાનીની વાતને અજ્ઞાની માને નહિ, એ પરસ્પર તુલ્ય છે, તોપણ જ્ઞાની અને અજ્ઞાની સરખા સંભવેજ નહિ.[૨૧] જેમ મત્ત અને અમત્ત સરખા ગણાય નહિ, અંધકાર અને પ્રકાશ સરખાં ગણાય નહિ, અને છાયા તથા તડકો સરખાં ગણાય નહિ, તેમ જ્ઞાની અને અજ્ઞાની સરખા ગણાયજ નહિ.[૨૨] મૂર્ખમાણસને મ્હોટા પ્રયત્નથી સમજાવવા લાગીએ તોપણ જેમ શબ પોતાના પગથી ચાલી શકે નહિ, તેમ મૂર્ખમાણસ પ્રત્યક્ષ અનુભવમાં આવતા જગતને મિથ્યા માની શકેજ નહિ.[૨૩] મૂર્ખમાણસની પાસે 'સઘળું જગત બ્રહ્મજ છે' એમ કહેવું પણ બંધબેસતું ન થાય; કારણકે તપનો તથા વિદ્યાનો સંસ્કાર નહિ હોવાનેલીધે અજ્ઞાનીએ બ્રહ્મનો નહિ પણ જગતનોજ અનુભવ કરેલો હોય છે.[૨૪] હે રામ ! જે પુરૂષ અત્યંત અજ્ઞાની ન હોય તથા અત્યંત જ્ઞાની પણ ન હોય તેની પાસેજ જગતના અસત્યપણાની અથવા બ્રહ્મથી અભિન્નપણાની વાત કરવી શોભે છે. અત્યંત જ્ઞાનીપુરૂષ પોતાના સ્વરૂપવિના બીજું કાંઈ દેખતોજ નથી તેથી તેની પાસે જગતનો નિષેધ કરવો સંભવતો નથી.[૨૫] જેની દૃષ્ટિમાં જગત હોય તેની પાસે જગતનો નિષેધ કરવો સંભવે પણ જ્ઞાની તો 'આ જે સઘળું છે તે કેવળ શાંત પરબ્રહ્મજ છે' એવો સર્વદા અનુભવ કર્યા કરે છે માટે તેની પાસે જગતનો નિષેધ કરવો કેમ સંભવે ?[૨૬] 'મ્હારામાં મ્હારા સ્વરૂપવિના બીજું કાંઇ છેજ નહિ અને જેમ સોનામાં કડાં આદિ બીજો આકાર થયો છે, તેમ પણ મ્હારામાં કોઈ બીજો આકાર થયો નથી' એ રીતે અત્યંત જ્ઞાનીપુરૂષ સારી પેઠે સમજે છે માટે તેની પાસે જગતનો નિષેધ શું કરવો હોય ? તેમજ અત્યંત અજ્ઞાનીપુરૂષ પણ પોતાનામાં પાંચભૌતિકપણાવિના બીજું કાંઈ જાણતોજ નથી તેથી જેમ વીંટી વગેરેને જોનારા બાળકની દૃષ્ટિમાં સોનું હોતુંજ નથી, તેમ અત્યંત અજ્ઞાનીની દૃષ્ટિમાં બ્રહ્મ હોતુંજ નથી માટે તેની-પાસે પણ જગતનો નિષેધ કરી બ્રહ્મનું સ્થાપન કરવાની વાત કરવી સંભવતી નથી.[૨૭,૨૮] મૂઢમાણસ ખોટા અહંકારમયજ હોય છે અને તત્ત્વવેત્તા માણસ સાચા આત્મામયજ હોય છે માટે તેઓની પાસે જગતનો નિષેધ કરીને બ્રહ્મનું સ્થાપન કરવાની વાત કરવી ઘટેજ નહિ. અત્યંત અજ્ઞાની માણસ પોતાની પેઠે સર્વને દેહમયજ સમજે છે માટે તેની પાસે 'હું બ્રહ્મ છું' એમ કેહેવા બેસીએ તો તે આપણા વાક્યને ગાંડાઈભરેલુંજ ગણે. જેમકે કોઈ માણસ કહે કે: 'હું તો ઘડો છું' તો એ વાક્ય ગાંડાઈભરેલુંજ ગણાય.[૨૯,૩૦] વાસ્તવિકરીતે વિચાર કરતાં જગત ખોટું ઠરે છે એટલામાટે આ આપણે પણ કદી સાચા નથી અને દામ આદિ દૈત્યો પણ સાચા ન હતા. વિદ્વાનોના અનુભવની રીતે વિચારતાં પણ તેઓ અને આપણે અસત્ય છીએ અને યુક્તિથી વિચાર કરતાં પણ તેઓનું અને આપણું હોવાપણું સંભવતું નથી.[૩૧] શુદ્ધ, નિરંજન અને જ્ઞાનસ્વરૂપ જે બ્રહ્મ છે તેજ સત્ય છે અને સત્ય બ્રહ્મ સર્વવ્યાપક છે, શાંત છે તથા તેનો ઉદય કે અસ્ત કાંઈ પણ નથી.[૩૨] સઘળું જગત શાંત બ્રહ્મજ છે અને તેમ હોવાનેલીધે શૂન્ય નથી, પણ પૂર્ણપણાથી રહેલું છે. હે રામ ! એ પૂર્ણબ્રહ્મમાં આ સઘળી સૃષ્ટિઓ કેવળ તેના વિવર્તરૂપ (અન્યરૂપે પ્રતીત થવારૂપ) છે.[૩૩] જેમ 'તિમિર' નામના રોગવાળાની જે પોતાની દૃષ્ટિ છે તેજ આકાશમાં કેશનાં ઝીણાં ચકરડાં આદિરૂપે પ્રતીત થાય છે, તેમ જે પૂર્ણસ્વરૂપ છે તેજ આ

સૃષ્ટિઓરૂપે પ્રતીત થાય છે.[૩૪] ચૈતન્યનો સ્વભાવજ એવો છે કે તે પોતાના સ્વરૂપને જેવા-પ્રકારનું ધારે તેવાપ્રકારનુંજ થોડીવારમાં દેખે અને અનુભવે. આમ છે એટલામાટે જગત કે જે અવિદ્યમાન છે તેપણ ચૈતન્યની દૃષ્ટિથી ક્ષણમાત્રમાં વિદ્યમાનજેવું થઇ જાય છે.[૩૫] જગતમાં કોઇપણ પદાર્થ સત્ય નથી અને કોઇપણ પદાર્થ અસત્ય નથી, પણ આ વાત નિઃસંશય છે કે ચૈતન્ય પોતાના રૂપને જેવું ધારે તેવાપ્રકારથીજ તેરૂપે ઉદય પામે છે.[૩૬] જે રીતે દામ આદિ ત્રણ દૈત્યો ઉદય પામ્યા હતા, તે રીતેજ આપણે ઉદય પામ્યા છીએ, માટે તેઓ સાચા તો આપણે પણ સાચા અને તેઓ ખોટા તો આપણે પણ ખોટા. હે રામ! તેઓમાં અને આપણામાં શો વિશેષ છે? કશો નથી.[૩૭] આ મહાચૈતન્ય કે જે અંતવગરનું છે, સર્વવ્યાપક છે અને નિરાકાર છે તેની અંદર જે ભાગ જેવા આકારનું મનન કરે તે ભાગ તેવા આકારથી ઉદય પામે છે.[૩૮] જ્યાં જે ભાગનું ચૈતન્ય દામ આદિ આકારોનું મનન કરવા લાગ્યું ત્યાં તે ભાગનું ચૈતન્ય તેવા આકારના અનુભવનેલીધે દામ આદિ રૂપોથી સંપન્ન થયું.[૩૯] જ્યાં એ ચૈતન્ય તમારા તથા મ્હારા વગેરે આકારોનું મનન કરવા લાગ્યું ત્યાં તેવા આકારોના અનુભવને લીધે તેવા આકારોથી સંપન્ન થયું છે.[૪૦] પોતાનોજ જે સ્વપ્નજેવો પ્રતિભાસ છે તેનુંજ 'જગત' એ નામ પડેલું છે. જેમ સૂર્યના તાપના અમુક ભાગનું 'ઝાંઝવાનાં પાણી' એ નામ પાડવામાં આવે છે, તેમ મહાચૈતન્યના અમુક ભાગનું 'જગત' એ નામ પાડવામાં આવ્યું છે.[૪૧] એ મહાચૈતન્ય પોતાના જે સ્થળમાં મનન કરે છે તે સ્થળમાં તે 'દૃશ્ય' કહેવાય છે અને જે સ્થળમાં મનનવગરનું હોય છે તે સ્થળમાં તે 'મોક્ષ' કહેવાય છે.[૪૨] જો કે વાસ્તવિકરીતે જોતાં એ મહાચૈતન્ય સ્થળના વિભાગોવગરનું હોવાનેલીધે મનનવગરનું પણ કદી નથી અને મનનવાળું પણ કદી નથી તોપણ 'આ દેખવામાં આવતું જે જગત છે તે બ્રહ્મજ છે' એમ સમજાવવાનેમાટે તમારી પાસે આ વિભાગોની કલ્પના કહી છે. જે બ્રહ્મ છે તેજ જગત છે અને જે જગત છે તેજ બ્રહ્મ છે. જેમ બે પર્યાયશબ્દોના અર્થમાં ભેદ હોતો નથી તેમ બ્રહ્મ અને જગત એ શબ્દોના અર્થમાં પણ ભેદ નથી.[૪૩.૪૪] જેમ તિમિરવાળું નેત્ર પોતાનાજ પ્રકાશને મોવાળાનાં ઝીણાં ચકરડાંજેવો દેખે છે, તેમ અજ્ઞાનરૂપ ઉપાધિવાળું ચૈતન્ય પોતાના સ્વરૂપનેજ 'જગત છે' એમ જાણે છે.[૪૫] જેમ મોવાળાનું ચકરડું એ કાંઇ નથી પણ દૃષ્ટિજ મોવાળાના ચકરડારૂપે પ્રતીત થાય છે, તેમ આ દેખવામાં આવતું જગત એ કાંઇજ નથી પણ બ્રહ્મજ જગતરૂપે પ્રતીત થાય છે. ચિદાકાશનો સ્વભાવજ એવો છે.[૪૬] આરોપની દૃષ્ટિથી જોતાં વ્યાપક મહાચૈતન્યમાં સર્વના આરોપનો સંભવ હોવાથી તેના સર્વ સ્થળમાં સર્વ છે કે જે આપણા અનુભવમાં આવે છે અને અપવાદની દૃષ્ટિથી જોતાં તેમાં ક્યાંય કાંઈ પણ નથી અને અનુભવમાં પણ આવતું નથી. આ પ્રમાણે છે એટલામાટે જે આ જગત છે તે શાંત, ભેદરહિત, સત્ય, એક અને પૂર્ણજ છે તો એવો નિશ્ચય રાખીને તમે પણ શોક, ભય અને ભેદનો ત્યાગ કરી પૂર્ણરૂપેજ રહો.[૪૭] મહાચૈતન્યનું પોતાનું રૂપ અત્યંત શાંત છે, સ્વચ્છ છે અને મ્હોટી શિલાના ગર્ભની પેઠે ઘાટું હોવાથી અંદર બીજા કોઈ પદાર્થનો સમાવેશ હોવાને યોગ્ય નથી એટલામાટે "તેની અંદર ક્યાંય જગત છે કે નથી?" એવા વિચારો કરવા પણ યોગ્ય નથી, પરંતુ એટલુંજ સમજવું યોગ્ય છે કે પ્રતિભાસમાત્રથી જે જગત છે

તે જગતરૂપે ચૈતન્યજ દેખાય છે.[૪૮] शिलोदराकारघनं प्रशांतं महाचिते रूपमिदं स्वमच्छम्। नैवास्ति नास्तीति दृशौ क्वचित्तु यच्चास्ति तत् साधु तदेव भाति ॥ ४८ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સદસન્નિરાકરણ' નામનો એકત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૧**

## સર્ગ ૩૨ મો* દામ, વ્યાલ અને કટનો મોક્ષ

**राम उवाच । सतामप्यसतामेव बालयक्षपिशाचवत् ।**
**दामव्यालकटानां तु दुःखस्यांतः कथं भवेत् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુને ! દામ, વ્યાલ અને કટ કે જેઓ, બાળકની દૃષ્ટિમાં જેમ યક્ષ તથા પિશાચ હોય છે, તેમ અજ્ઞાનીઓની દૃષ્ટિમાંજ છે પણ જ્ઞાનીઓની દૃષ્ટિમાં નથી, તેઓના દુઃખનો છેડો કેમ અને ક્યારે આવશે ?[૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જે યમદૂતો દામ, વ્યાલ અને કટ એઓના સગા થયા હતા તેઓની પ્રાર્થનાઉપરથી તે સમયેજ યમરાજાએ જે કહ્યું હતું તે સાંભળો.[૨] યમરાજાએ કહ્યું હતું કેઃ "જ્યારે આ દામ આદિ ત્રણ જીવો પરસ્પરથી જૂદા પડશે અને પોતાની જુની સ્થિતિની વાત સાંભળશે ત્યારે પોતાના તત્ત્વને જાણીને અવશ્ય મુક્ત થશે."[૩]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! ત્રણ જીવો પોતાના વૃત્તાંતને ક્યાં, ક્યારે, કોની પાસેથી અને શીરીતે સાંભળશે ? એ વાત અનુક્રમથી મને કહો.[૪]

વસિષ્ઠઋષિ કહે છેઃ—કાશ્મીરદેશની અંદર જેમાં મ્હોટાં મ્હોટાં કમળો થાય છે એવા તળાવના કિનારાના ખાબોચીયામાં વારંવાર ઘણી ઘણી માછલાંની યોનિઓને ભોગવી એ ચપળ મત્સ્યો જ્યારે કાળગતિનેલીધે પાડા વગેરે પશુઓથી ખાબોચીયાની ખરાબી થતાં મરણ પામશે ત્યારે તેજ પદ્મસર ( કમળના તળાવ )માં સારસોની યોનિ પામશે.[૫,૬] જળના શણગારજેવા એ સારસપક્ષીઓ એ તળાવની અંદર રાતાં કમળોની પંક્તિઓમાં, બીજી જાતનાં કમળોની પંક્તિઓમાં, શેવાળના ઉત્તમ વેલાઓમાં, તરંગોનાં આવર્તનોમાં, તરતાં પુષ્પોરૂપી હીંડોળાઓમાં,નીલકમળોની લતાઓમાં અને શીતળ વલણોવાળા જળકણોના સમૂહોરૂપી વાદળાંઓની પંક્તિઓમાં પ્રેમપૂર્વક ભોગોને ભોગવી, લાંબા કાળસુધી વિહાર કરીને શુદ્ધિ તથા વિચારબુદ્ધિ સારીરીતે પ્રાપ્ત થતાં, જૂદા પડશે અને તે પછીના અવતારમાં મુક્તિ પામશે. જેમ વિવેકદૃષ્ટિથી વિચાર કરતાં સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો જૂદા પડી જાય છે, તેમ મુક્તિ પામવાનેસારૂ યદૃચ્છાથી એ ત્રણ જીવ જૂદા પડશે.[૭-૧૦] લક્ષ્મીના ભારે દબદબાવાળા કાશ્મીરદેશની અંદર વૃક્ષોથી શોભી રહેલું 'અધિષ્ઠાન' નામનું એક નગર ઉત્પન્ન થશે.[૧૧] તે નગરના મધ્યમાં, જેમ ન્હાના કમળના મધ્યમાં ડોડી થાય છે, તેમ 'પ્રદ્યુમ્નશિખર' નામનું એક શિખર થશે.[૧૨] અને તે શિખરની ઉપર જાણે એક શિખરઉપર બીજું શિખર ઉત્પન્ન થયેલું હોય એવું અને વાદળાંઓસુધી પહોંચેલી મ્હોટી શાળાઓવાળું એક ઉત્તમ ઘર થશે.[૧૩] તે ઘરના ઈશાનખુણામાં ઉપરની ભીંતની એક કોતરની અંદર જેમાં નિરંતર ચાલતા પવનથી

* આ બત્રીસમા સર્ગમાં દામ, વ્યાલ અને કટ એઓને મચ્છર આદિના અવતારોમાં જ્ઞાનની પ્રાપ્તિ થઇ મોક્ષ મળ્યાની કથા કહેવામાં આવશે.

તણસલાં હાલ્યાં કરતાં હશે એવા માળામાં એ ‘ વ્યાલ ’ નામનો દાનવ ‘ ચકલા ’ નામનો પક્ષી થશે અને તે પક્ષી જેણે પ્રથમજ થોડુંક શાસ્ત્ર સાંભળ્યું હોય એવા બ્રાહ્મણની પેઠે અર્થ ન સમજાય એવો ‘ ચીચી ચીચી ’ શબ્દ કર્યા કરશે.[૧૪,૧૫] તેજ સમયમાં અને સ્વર્ગજેવા તેજ નગરમાં, જાણે બીજો ઈંદ્ર હોય એવો ‘ શ્રીયશસ્કરદેવ ’ નામનો રાજા થશે અને તે રાજાના ઘરની અંદર મ્હોટા સ્થંભના પછવાડાના ફાંકામાં ‘ દામ ’ નામનો દાનવ ફુણા ફુણા ગણગણાટ કરનારો મચ્છર થશે.[૧૬,૧૭] ‘અધિષ્ઠાન’ નામના એજ નગરની અંદર તેજ સમયમાં ‘રત્નાવલીવિહાર’ એ નામનું એક ક્રીડા કરવાનું ઘર થશે.[૧૮] તે ઘરની અંદર બંધને તથા મોક્ષને હસ્તામળકની પેઠે જોનારો ‘ નૃસિંહ ’ નામનો શ્રીયશસ્કરદેવરાજાનો મંત્રી રહેશે અને તેની બેઠકના ઓરડામાં ‘ કટ ’ નામનો દાનવ કે જે ‘ કલકલીઆ ’ નામનો પક્ષી થશે તે રૂપાંના પાંજરામાં એ મંત્રીને વિનોદ કરવાનું સાધન થઇને રેહેશે.[૧૯-૨૦] હે રામ ! એ ‘નૃસિંહ’ નામનો રાજાનો મંત્રી શ્લોકબદ્ધ રચાયેલી દામ, વ્યાલ અને કટ આદિ દૈત્યોની આ કથાને લોકોની પાસે વાંચશે.[૨૧] એટલે તે કલકલીઓ થયેલો કટદાનવ કથા સાંભળવાથી પોતાને પોતાની જુની સ્થિતિનું સ્મરણ પ્રાપ્ત થતાં પોતાના જીવરૂપનો બાધ સમજીને જેમાં સંસાર મુદ્દલજ નથી, એવા પરમમોક્ષપદને પામશે.[૨૨] પ્રદ્યુમ્ન શિખરઉપરના ઘરની ભીંતની કોતરની અંદર રહેનારો ચકલોપક્ષી પણ ત્યાંના લોકોના મ્હોડાથી એ કથા સાંભળીને પરમમુક્તિને પ્રાપ્ત થશે.[૨૩] અને રાજાના ઘરની અંદર થાંભલાની કોતરમાં રહેનારો મચ્છર પણ પ્રસંગોપાત્ત એ કથા સાંભળીને પરમમુક્તિને પ્રાપ્ત થશે.[૨૪] હે રામ ! પ્રદ્યુમ્નશિખરમાં રહેનારો ચકલો, રાજાના ઘરમાં રહેનારો મચ્છર અને મંત્રીની ઘરની અંદર રહેનારો કલકલીઓ એ ત્રણે જીવ એ રીતે મોક્ષ પામશે.[૨૫] દામ, વ્યાલ અને કટ એઓનું આ સંપૂર્ણ આખ્યાન તમને કહી સંભળાવ્યું. હે રામ ! એજરીતે આ જે સંસાર છે તે શૂન્ય છતાં પણ અત્યંત પ્રકાશિત દેખાતી માયા છે અને તે માયા ઝાંઝવાનાં પાણીમાં જળબુદ્ધિની પેઠે અજ્ઞાનથીજ લોકોને ભમાવે છે. વાસનાઓથી મોહ પામેલા મૂર્ખલોકો દામ, વ્યાલ અને કટ એઓની પેઠે અનેકપ્રકારનાં અજ્ઞાનોને લીધે ઉત્તમસ્થિતિમાંથી પણ નીચસ્થિતિમાં આવી પડે છે. ભમરના ચાળામાત્રથી મેરૂપર્વતનાં અને મંદરાચળનાં સ્થાનકોને પણ ચૂર્ણ કરી નાખવાની શક્તિ ક્યાં અને રાજાના ઘરની અંદર લાકડાના થાંભલાની કોતરમાં મચ્છરપણું ક્યાં ! ! હાથની થપ્પડમાત્રથી સૂર્યબિંબને તથા ચંદ્રબિંબને પાડી નાખવાની શક્તિ ક્યાં અને પ્રદ્યુમ્નશિખરઉપરના ઘરની અંદર ભીંતની કોતરમાં ચકલાપણું ક્યાં ! ! હાથમાં લીલામાત્રથી મેરૂપર્વતને તોળી લેવાની શક્તિ ક્યાં અને ‘ નૃસિંહ ’ નામના મંત્રીના ઘરમાં કલકલીઆપણું ક્યાં ! ! હે રામ ! જે નિરંજન ચૈતન્ય છે તેજ પોતાના સ્વયંપ્રકાશરૂપપણાનો ત્યાગ નહિ કરતાંજ રાજસાહંકારથી રંગાઇ જઇને દેહાદિક ખોટારૂપને પણ ‘ હું છું ’ એમ સમજે છે. જીવ પોતાનીજ વાસનારૂપ ભ્રાંતિ કે જે ઝાંઝવાનાં પાણીમાં જળબુદ્ધિની પેઠે અસત્ય છતાં પણ સત્યજેવી પ્રતીત થાય છે તેનેલીધે જાણે ચૈતન્યસ્વરૂપથી ભિન્નપણું પામ્યો હોય એવો થાય છે. જેઓ શાસ્ત્રની રીતિ પ્રમાણે ‘ આ જે દૃશ્ય છે તે સઘળું મિથ્યાજ છે ’ એવો નિશ્ચય કરીને પોતાની અખંડાકાર બુદ્ધિથી પોતાના શાંતસ્વરૂપમાંજ રહે છે તેઓ સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. જેમ જળ નીચા માર્ગમાંજ

જાય છે, તેમ જેઓ અનેક દુઃખોના વિકારોને આપનારાં શુષ્કતર્કવાળાં મતોમાં જાય છે તેઓ પોતાનાજ લાભનો નાશ કરે છે. જેઓ પોતાના અનુભવથી પણ સિદ્ધ થતા શ્રુતિને અનુસરનારા માર્ગથી પરમપદમાં પહોંચવાનેસારૂ ચાલે છે તેઓને હાનિ થતી નથી. હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! જે પુરૂષ 'મને અમુક વિષયસુખ મળે તો ઠીક, મને અમુક પરલોક મળે તો ઠીક' એવી તૃષ્ણાઓ રાખ્યા કરે છે.[૨૬-૩૬] તેને પોતાના દુર્ભાગ્યથી થયેલી દીનતાનેલીધે રાખપણ હાથ આવતી નથી. ઉદારમનવાળો જે પુરૂષ સર્વદા નિઃસ્પૃહપણાથી ત્રૈલોક્યને પણ તરણાજેવું સમજે છે તે પુરૂષને, જેમ સર્પો જુની કાંચળીને તજી દે છે, તેમ સઘળી આપદાઓ તજી દે છે. જેના મનમાં નિત્ય જ્ઞાનનો ચમત્કાર ચળકતો હોય તે પુરૂષને લોકપાલદેવતાઓ પોતાની જીવિકારૂપ બ્રહ્માંડની પેઠે સર્વદા પાળે છે. ગમે તેવી અપાર વિપત્તિ આવી પડી હોય તોપણ કુમાર્ગે નહિજ ચાલવું જોઇએ.[૩૭-૩૯] રાહુ જો કુમાર્ગથી અમૃત પીવા લાગ્યો તો તેનું પણ મરણ થઇ ગયું હતું. જે પુરૂષો ઉત્તમશાસ્ત્રના તથા સજ્જનના સમાગમરૂપ સૂર્ય કે જે આત્માના પ્રકાશરૂપ પ્રબળપ્રકાશને આપે છે તેનો આશ્રય કરે છે તે પુરૂષો ફરીવાર મોહરૂપી અંધકારને વશ થતા નથી. જેઓએ વૈરાગ્ય આદિ સદ્‌ગુણોથી પોતાની કીર્તિ ફેલાવી હોય તે પુરૂષોને જેઓ વશ ન થાય એવા હોય તેઓપણ વશ થઇ જાય છે, સઘળી આપદાઓ ક્ષય પામે છે.[૪૦,૪૧] અને અક્ષય કલ્યાણની પ્રાપ્તિ થાય છે. જેઓને સદ્‌ગુણો મેળવવામાં અસંતોષ હોય છે, વેદાંતશાસ્ત્ર સાંભળવામાં રાગ હોય છે.[૪૨] અને સત્ય બોલવાનું તથા બ્રહ્મનું અનુસંધાન કરવાનું વ્યસન હોય છે તેઓજ મનુષ્ય છે. બીજાઓ તો પશુજ છે. જે મહાત્મા પુરૂષોરૂપી ક્ષીરસમુદ્રોના યશરૂપી ચંદ્રની ચાંદનીથી લોકોનાં હૃદયોરૂપી કુમુદો પ્રફુલ્લિત થઈ રહ્યાં હોય તેઓના શરીરમાં પરમાત્મા પ્રત્યક્ષરીતે રહેલા છે, એમ સમજવું. હે શ્રોતાલોકો ! તમો અનાદિકાળથી થયેલા અનેક અવતારોમાં જે કાંઈ ભોગવવાનું છે તે સઘળું ભોગવી ચૂકયા છો અને જે કાંઇ જોવાનું છે તે સઘળું જોઇ ચૂકયા છો, તો હવે જન્મ-મરણના પ્રવાહોમાં ગોથાં ખાવાનેસારૂ ભોગોનો લોભ શામાટે રાખો છો? હવે તો પોતપોતાના અધિકારપ્રમાણે, શાસ્ત્રની પદ્ધતિપ્રમાણે, મહાત્માઓએ ચલાવેલા સંપ્રદાય પ્રમાણે અને જ્ઞાનની સ્થિતિના ક્રમપ્રમાણે વર્તો અને મનમાંથી ખોટી ભોગજાળની વાસનાને છોડી દો. તમારા સદ્‌ગુણોને સ્વર્ગલોકપર્યંત પ્રખ્યાત કરો કે જેથી તમારી કીર્તિ વધે અને સજ્જનો વાહવાહ કરે.[૪૩-૪૬] કીર્તિ અને સજ્જનોમાં વાહવાહ સંસારમાંથી બચાવે છે પણ વિષયો સંસારમાંથી કદી બચાવતા નથી. જે પુરૂષોની ચંદ્રજેવી ધોળી કીર્તિને સિદ્ધલોકોની સ્ત્રીઓ સર્વ પ્રદેશોમાં વ્યાપ્ત થનારાં ગાયનોથી ગાય, તે પુરૂષોજ જીવે છે અને બીજા પુરૂષો તો જીવતે મુવા છે. પરમપુરૂષાર્થઉપર ધ્યાન આપી, ધીરજ રાખી ઉત્તમ યત્નપૂર્વક શાસ્ત્રપ્રમાણે આચરણ કરનારા કયા પુરૂષને સિદ્ધિ ન થાય? સર્વને થાય. શાસ્ત્રપ્રમાણે ચાલનારા પુરૂષે ફળની સિદ્ધિની ઉતાવળ કરવી જોઇએ નહિ.[૪૭-૪૯] જે ફળ લાંબેકાળે પાકે તે ફળ બહુ પુષ્ટ થાય છે. શોક, ભય, પરિશ્રમ, ગર્વ તથા ઉતાવળ એઓને છોડી દઈને શાસ્ત્રપ્રમાણે વ્યવહાર કરો. તમો કે જેઓ ઘણા ઘણા સંગોમાં પડેલા છો તેઓનો ઇંદ્રિયોરૂપી ફાંસીથી મરવા તુલ્ય થયેલો જીવ હવે સંસારોરૂપી જુની ઊંડી ખાડોમાં દુઃખી ન થાય એમ કરો. હવે પછી ફરીવાર

એક અધમયોનિમાંથી બીજી અધમયોનિમાં જવું પડે અને બીજી અધમયોનિમાંથી ત્રીજી અધમયોનિમાં જવું પડે એમ નહિ કરો.[૫૦-૫૨] આ શાસ્ત્ર કે જે સજાવેલાં બાણોની સેંકડો પંક્તિઓથી જેમાં હાથીઓ કપાઇ જતા હોય એવા સંગ્રામમાં પણ આપદાઓનું નિવારણ કરે એવું છે તેનો વિચાર કર્યા કરો.[૫૩] આ સંસાર કે જે દાવાનળથી તપી ગયેલા દુર્ગંધી, કાદવજેવો છે તેમાં વારંવાર દુઃખી થતા બુઢ્ઢા દેડકાની પેઠે તુચ્છજીવનની આશાને છોડી દો. હૃદયમાંથી ભોગની વાસનાને દૂર કરો. હે આર્યલોકો ! ધનની રકમ એકઠી કરવાથી શું વળવાનું છે ? કશું વળવાનું નથી, માટે ધનની તૃષ્ણાને છોડી દઇને શાસ્ત્રનો વિચાર કરો.[૫૪] સર્વ પદાર્થોમાં 'આ બ્રહ્મ છે, આ બ્રહ્મ છે' એવી ભાવના કરીને બ્રહ્મનોજ વિચાર કરો. પશુઓની પેઠે કોઈ નીચલોકોની પ્રેરણાથી ચાલો નહિ.[૫૫] ધન આદિની તૃષ્ણારૂપ ધાટી તથા લાંબી મ્હોટી નિદ્રા કે જે કંગાલપણું આપનારી છે, પરિણામે દુર્ભાગ્યપણું કરનારી છે અને સારાં ફળથી રહિત છે તેને છોડી દો અને જાગ્રત થાઓ.[૫૬] જેમ સૂકાતા જતા ખાબોચીયામાં બુઢ્ઢો કાચબો આળસુ થઇને પડયો રહે છે, તેમ તમે આ સંસારમાં આળસુ થઇને પડ્યા રહો નહિ પણ જરાની અને મરણની શાંતિને માટે ઉદ્યમમાં મચ્યા રહો.[૫૭] અર્થ (ધન)ની સંપત્તિથી અનર્થ થાય છે, ભોગના સમૂહથી સંસારરૂપી રોગ ઉત્પન્ન થાય છે, સઘળી સંપત્તિઓ એક જાતની વિપત્તિઓ છે માટે સંસારના સર્વ પદાર્થોમાં અનાદર કરવો એજ જય છે.[૫૮] વ્યવહારને જાણનારા પુરૂષોનો વિચાર મેળવી લોકોની પદ્ધતિથી વિરૂદ્ધ નહિ પડતા અને શાસ્ત્રની રીતિને અનુસરતા ઉદ્યમથી શુભફળ મેળવવાની ગોઠવણ કરો.[૫૯] જે પુરૂષ સદાચારથી શુદ્ધરીતે ચાલે, વૃત્તિને નિર્મળ રાખે અને સંસારનાં સુખરૂપ ફળને આપનારી પણ પરિણામે દુઃખ આપનારી પદ્ધતિઓની લાલચ ન રાખે, તે પુરૂષનાં આયુષ્ય, યશ, ગુણો અને લક્ષ્મી, વસંતમાં થયેલી લતાઓની પેઠે સારાં ફળોનેસારૂજ પ્રફુલ્લિત થાય છે.[૬૦]

आचा चारुचरितस्य विविक्तवृत्तेः संसारसौख्यफलदुःखदशास्वगृध्नोः

आयुर्यशांसि च गुणाश्च सदैव लक्ष्म्या फुल्लंति माधवलता इव सत्फलाय ॥ ६० ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સદાચારનિરૂપણ' નામનો બત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૨

# सर्ग ३३ मो*

## શુભ ઉદ્યોગ વગેરેનું વર્ણન અને અહંકારથી બંધન તથા તેના ત્યાગથી મોક્ષ

वसिष्ठ उवाच । यत्नातिशयसाफल्यात् सर्वं सर्वत्र सर्वदा ।

संभवत्येव तस्मात्त्वं शुभोद्योगं न संत्यज ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જે જે સાધનો અત્યંત આગ્રહપૂર્વક સારી પેઠે અને યોગ્ય કરવામાં આવે તેઓ સફળ થયાવિના રહેજ નહિ, એવો નિયમ હોવાનેલીધે સર્વ દેશમાં અને સર્વકાળમાં સઘળાં ધારેલાં તેવાં કાર્યો થવાં સંભવિત છે; એટલામાટે તમે મોક્ષની પ્રાપ્તિનેસારૂ શુભ ઉદ્યોગને કદીપણ છોડો નહિ.[૧] ઘણા ઘણા મહાત્મા પુરૂષોએ શુભ ઉદ્યોગમાં મંડ્યા રહેવાથી

* આ તેત્રીસમા સર્ગમાં શુભ ઉદ્યોગના મહિમાનું, સજ્જનોના મહિમાનું, સારાં શાસ્ત્રોના મહિમાનું, અહંકારથી બંધન થવાનું અને અહંકારનો ત્યાગ કરવાથી મુક્તિ થવાનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

અશક્યકાર્યો પણ કરેલાં છે. મિત્રો, સ્વજનો અને બંધુઓ એઓને આનંદ આપનારા નંદીએ તળાવમાં તપથી મહાદેવના આરાધનરૂપ ઉદ્યોગ કરીને મૃત્યુને પણ જીતી લીધો છે.[૨] ઉદ્યોગને લીધે સૈન્યોથી તથા ધનોથી સંપન્ન થયેલા બળિરાજા આદિ દૈત્યોએ, જેમ હાથીઓ કમળના સમૂહોને કચરી નાખે છે, તેમ સઘળા ઉત્કર્ષોવાળા દેવતાઓને પણ કચરી નાખ્યા હતા.[૩] જેમ બ્રહ્મા સૃષ્ટિ કરે છે, તેમ મરુત્તરાજાના યજ્ઞમાં મ્હોટા ઋષિ સંવર્ત્તે તપના પ્રભાવથી દેવતાઓ તથા દૈત્યોસહિત નવી સૃષ્ટિ કરી હતી.[૪] વિશ્વામિત્રે વારંવાર સઘળાઓના કરતાં અત્યંત અધિક તપ કરીને બ્રહ્મર્ષિપણું પણ મેળવ્યું છે કે જે બીજા ક્ષત્રિયોને મળવું બહુ કઠિન છે.[૫] ઉપમન્યુમુનિ કે જે પિતાની અત્યંત દરિદ્રાસ્થિતિ હોવાથી દૂધ નહિ મળતાં, પિતાએ ફોસલાવવાસારૂ આપેલા લોટથી મિશ્રિત કરેલા પાણીને પણ મોંઘુ ગણી, રસાયનજેવું માનીને પીતા હતા એવા દુર્ભાગ્યવાળા હતા તેમણે તપના પ્રભાવથી ક્ષીરસમુદ્ર મેળવ્યો હતો.[૬] કાળ કે જે ત્રૈલોક્યમાં પ્રખ્યાતિ પામેલા વિષ્ણુ તથા બ્રહ્મા આદિને પણ તણસલાંની પેઠે ચાવી જાય છે તેને 'શ્વેત' નામના મુનિએ ભક્તિથી અને અત્યંતદૃઢતાથી જીતી લીધો હતો.[૭] સાવિત્રી કે જે 'સત્યવાન' નામના રાજકુમારની સ્ત્રી હતી તેણે પોતાના પતિને લઇ જતા યમરાજાને પતિની પાછળ જવાથી, સ્તુતિ આદિથી તથા યુક્તિભરેલાં વચનોથી વશ કરી પોતાના પતિ સત્યવાનને યમના હાથમાંથી છોડાવીને જીવતો કર્યો હતો.[૮] જગતમાં જેનું ફળ દેખાતું નથી એવું કોઇ પણ ઉત્તમ સાધન નથી એટલામાટે તમારે અંતઃકરણમાં વિચાર કરીને ઉદ્યોગથી સર્વોત્તમ મુક્તિપદ મેળવવું જોઇએ.[૯] સઘળી સુખ–દુઃખ તથા જન્મ–મરણ આદિ દશાઓરૂપ ભ્રાંતિઓનું મૂળ કાપી નાખે એવું તો એક આત્મજ્ઞાનજ છે માટે તેનેસારૂ તમે પ્રબળ પ્રયત્ન કરો.[૧૦] આપદાઓમાં નાખવા માગતી ભોગોની લાલચનો નાશ કરવાનેસારૂ વિષયોમાં દોષદૃષ્ટિ કરવાની ગોઠવણોજ શોધવી જોઇએ. જો કે વિષયોનો ત્યાગ કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે તોપણ તેવું સામાન્ય દુઃખ ભોગવ્યાવિના પરમાનંદતત્ત્વનું સુખ મળે એમ નથી. દુઃખ ભોગવ્યાવિના સુખ તે મળે? નજ મળે.[૧૧] જોકે બ્રહ્મ નિત્યપ્રાપ્તજ છે તેથી તેની પ્રાપ્તિનેસારૂ શમ આદિ સાધનો રાખવાની જરૂરે નથી તોપણ બ્રહ્મનું નિત્યપ્રાપ્તપણું જાણવામાં આવ્યું ન હોય ત્યાંસુધી એ સાધનો બહુ કામનાં છે અને પ્રથમ બ્રહ્મજ્ઞાનનાં સુખને પ્રકટ કરનારાં છે એમ સમજો.[૧૨] દેહાભિમાનનો ત્યાગ કરી, સર્વદા શાંતિનો આશ્રય કરી તથા બુદ્ધિથી પોતાનું આર્યપણું વિચારીને સજ્જનોનું સેવન કરવું જોઇએ.[૧૩] સજ્જનોના સેવનવિના તપો, તીર્થો કે શાસ્ત્રો સંસારરૂપી સમુદ્રમાંથી ઉતારવાના કામમાં જય મેળવી શકે એમ નથી.[૧૪] જેને દિવસે દિવસે લોભ, મોહ તથા રોષ ઓછા થતા જતા હોય અને જે શાસ્ત્રપ્રમાણે પોતાનાં કાર્ય કરતો હોય તેને સજ્જન જાણવો.[૧૫] એવા સજ્જનોના સંગથી કોઈ દિવસે બ્રહ્મવેત્તા પુરૂષોનો સંગ પણ અવશ્ય પ્રાપ્ત થાય છે કે જેથી આ દૃશ્યરૂપ ખટપટનો અત્યંત અભાવ થઈ જાય છે.[૧૬] દૃશ્યનો અભાવ થાય તોપછી પરબ્રહ્મજ અવશેષ રહે છે; કારણ કે દૃશ્યનો અભાવ થતાં જીવપણ બ્રહ્મમાંજ લય પામે છે.[૧૭] આ દૃશ્ય (દેખવામાં આવતું) જગત ઉત્પન્નજ થયું નથી, હતું નહિ, ઉત્પન્ન થશે નહિ અને વર્તમાનકાળમાં પણ નથીજ; પણ જે છે તે કેવળ નિરૂપાધિક બ્રહ્મજ છે.[૧૮] આવા પ્રકારની હજારો યુક્તિઓથી

મ્હેં તમને ઉત્પત્તિપ્રકરણમાં સમજાવ્યા છે, આ પ્રકરણમાં પણ સમજાવતો આવું છું અને હવે પણ જે સર્વ વિદ્વાનોના અનુભવમાં આવેલું છે તે દેખાડીશ.[૧૯] બ્રહ્માંડના સર્વ અનુભવોનું અધિષ્ઠાન જે 'પરબ્રહ્મ' નામનું મહાચૈતન્ય છે તે નિર્મળ છે અને શાંત છે માટે તેમાં આકાશાદિકની ઉત્પત્તિ શાથી થાય અને કેમ થાય? થવાનો સંભવજ નથી. માયાથી ઉત્પત્તિ થાય છે, એમ માનીએ તો માયાથી જે ઉત્પન્ન થાય તે મિથ્યાજ હોય માટે ઉત્પત્તિ થઇજ નથી એ સિદ્ધ થાય છે. બ્રહ્મમાં આકાશાદિકનું ઉત્પન્ન થવુંજ સંભવતું નથી. બ્રહ્મ કે જે છિદ્રોથી રહિત છે, કૂટસ્થ છે અને નિત્ય છે તેમાં હજારો ટાંકણાંઓથી પણ છિદ્રરૂપ આકાશ ઉત્પન્ન કરવું અશકય છે. જલાદિકની ઉત્પત્તિવિષે પણ આ પ્રમાણેજ સમજવું.[૨૦] અચંચળ મહાચૈતન્યમાં માયારૂપ કલ્પિત ઉપાધિવાળો જે અંશ છે તેજ આ જગતરૂપે જણાતા ચમત્કારને ઉત્પન્ન કરે છે અને તેજ 'આ જગત છે' એમ જાણે છે.[૨૧] મહાચૈતન્યમાં માયોપાધિક અંશની કલ્પના કરવાથી ચૈતન્યમાં ભેદ થાય છે એમ સમજવું નહિ. જેટલા જેટલા બ્રહ્માંડના અનુભવો છે તે સઘળા મહાચૈતન્યરૂપી સૂર્યનાં કિરણોના સમૂહજેવા છે. કિરણોના સમૂહને અને કિરણોવાળાને શો ભેદ છે? કશો નથી. આ પ્રમાણે છે એટલામાટે મહાચૈતન્યરૂપી સૂર્ય નિર્વિકલ્પજ છે એમ કહેવું યોગ્ય છે. વિચાર કરવાથી એ મહાચૈતન્યનો જે સાક્ષાત્કાર થાય છે તે જગતરૂપ અનુભવનો અસ્ત છે અને જે સાક્ષાત્કારનો અભાવ છે તે જગતરૂપી અનુભવનો ઉદય છે.[૨૨,૨૩] જે અહંકાર છે તેનું ખરૂં સ્વરૂપ જાણવામાં ન આવ્યું હોય ત્યાંસુધી તે અહંકાર પરમાત્મામાં મેલરૂપ છે પણ અહંકારનું ખરૂં સ્વરૂપ જાણવામાં આવે તો અહંકાર પરમાત્મારૂપજ થઈ જાય છે.[૨૪] સ્વરૂપથી જાણવામાં આવેલો અહંકાર અહંકારરૂપ નથી રહેતો પણ જેમ પાણી પાણીની સાથે એક થઇ જાય છે, તેમ પરમાત્માની સાથે એક થઈ જાય છે.[૨૫] અનુભવમાં આવતું અહંકાર આદિ જગત વાસ્તવિકરીતે છેજ નહિ. અહંકાર એ શું છે, એવો વિચાર કરતાં અહંકારાદિક સઘળું ટળી જઇને અવશ્ય એક ચૈતન્યજ અવશેષ રહે છે.[૨૬] જેમ પ્રૌઢબુદ્ધિવાળાઓને અપિશાચમાં થયેલી પિશાચની ભ્રાંતિ ટળી જાય છે પણ થોડી સમજણવાળા બાળકોને તો 'આ પિશાચ નથી' એમ સેંકડોવાર કહેતાં છતાં પણ સંશયજ રહે છે, તેમ અહંકારથી રહિત થયેલાઓને બ્રહ્મમાં થયેલી જગતની ભ્રાંતિ ટળી જાય છે પણ અહંકારવાળાઓને 'આ જગત નથી પણ બ્રહ્મ છે' એમ સેંકડોવાર કહેતાં છતાં પણ સંશયજ રહે છે.[૨૭] જ્યાંસુધી અંદર રહેલી ચૈતન્યરૂપી ચાંદની અહંકારરૂપી વાદળાંથી ઢંકાયેલી હોય ત્યાંસુધી બોધરૂપી કુમુદિનીને પ્રફુલ્લિત કરતી નથી.[૨૮] હુંપણું માર્જિત થઈ જાય તોપછી હુંપણાનેલીધે કલ્પાયેલાં નરક, સ્વર્ગ અને મોક્ષ આદિ ક્યાંથીજ રહે?[૨૯] જ્યાંસુધી હૃદયમાં હુંપણારૂપ મેઘ વરસ્યા કરતો હોય ત્યાંસુધી તૃષ્ણારૂપી ઈંદ્રજવની મંજરી પ્રફુલ્લિત થયા કરે છે.[૩૦] નિત્ય ચૈતન્યને દબાવીને અહંકારરૂપી મેઘ જ્યાંસુધી રહ્યો હોય ત્યાંસુધી અજ્ઞાનરૂપી અંધારૂંજ રહ્યા કરે છે અને પ્રકાશ કદીપણ થતો નથી.[૩૧] આ અહંકાર કે જે મુદ્દલ છેજ નહિ અને જીવે પોતેજ મિથ્યા કલ્પી લીધેલો છે તે, જેમ બાળકે સંભ્રમથી કલ્પી લીધેલો પિશાચ બાળકના દુઃખને માટેજ છે પણ હર્ષનેમાટે નથી, તેમ જીવને દુઃખનેમાટેજ છે પણ હર્ષને માટે નથી.[૩૨] મિથ્યાજ કલ્પાયેલા અહંકારથી

કાચી બુદ્ધિવાળા પુરૂષને અનંત જન્મ–મરણ આપનારો મોહ થાય છે. જેમકે દામ આદિ દૈત્યોને થયો હતો.[૩૩] 'આ દેહ હું છું' એવા ભારે મોહથી અધિક બીજું કાંઈ અનર્થભૂત અજ્ઞાન સંસારમાં થયું નથી અને થશે પણ નહિ.[૩૪] સંસારમાં જે કાંઈ આ સુખ અને દુઃખ અત્યંત આવ્યા કરે છે તે સઘળું અહંકારરૂપી ચક્રના મ્હોટા પરિણામરૂપ છે.[૩૫] અહંકારરૂપી અંકુરને વિચારવાળા મનરૂપી હળથી ઉખેડીને નાખી દેવામાં આવે તો સંસારનો નાશ કરનારૂં જ્ઞાનરૂપી ધાન્ય કોઈરીતે છેદાતું નથી અને હજારો શાખાઓથી વૃદ્ધિ પામીને ફળદાયી થાય છે.[૩૬] જે અહંકાર છે તેજ અનંત જન્મોરૂપી વૃક્ષોનો કાંટો છે કે જે વૃક્ષોની 'આ મ્હારૂં આ મ્હારૂં' એવા પ્રકારની મમતાઓરૂપ હજારો શાખાઓ ફેલાયેલી છે.[૩૭] વાસના આદિ પદાર્થો શેમળાનાં પાકાં ફળોની પેઠે જરાક ઠોકર વાગવાથી ફાટી પડે એવા છે અને મ્હોટા મ્હોટા તરંગોની પંક્તિઓની પેઠે જરાક પ્રત્યાઘાતથી તુટી જાય એવા છે માટે તેઓને વિચારરૂપી ઠોકર તથા પ્રત્યાઘાત દેવો જોઇએ.[૩૮] વાસ્તવિકરીતે જેમાં અહંકાર નથી એવો આત્મા પોતાને તિરોહિત કરી દેનારી 'હું છું' એવી ભાવનાથી સંસારરૂપી ચક્રના ભ્રમણજેવો જણાય છે.[૩૯] જન્મરૂપી અરણ્યમાં જ્યાંસુધી અહંકારરૂપી અંધકાર ફેલાયલો છે, ત્યાંસુધીજ આ મદોન્મત્ત ચિંતારૂપી પિશાચણીઓ ગર્જના કરે છે.[૪૦] જે અધમમાણસને અહંકારરૂપી પિશાચ વળગ્યો હોય તે માણસના તે વળગાડને મટાડવાને માટે શાસ્ત્રો કે મંત્રો કોઈ પણ કામ આવતાં નથી.[૪૧]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! એ અહંકાર કયા ઉપાયથી ન વધે? એ વિષય મને કહો, કે જેથી સંસારરૂપી ભયની શાંતિ થાય.[૪૨]

વસિષ્ઠઋષિ કહે છેઃ–આત્માનું જે વાસ્તવિક સ્વરૂપ મ્હેં કહ્યું છે તે સ્વરૂપનું સર્વદા સ્મરણ રાખવાથી ચૈતન્યમય અરીસાજેવો આત્મા નિર્મળ રહે તો અહંકાર વધતો નથી.[૪૩] 'આ સંસારરૂપી ઈંદ્રિજાળ મિથ્યાજ છે માટે તેમાં રાગ–દ્વેષ રાખવાથી મ્હારૂં શું વળે એમ છે' એ રીતનું મનમાં જો અનુસંધાન રાખવામાં આવે તો અહંકાર વધતો નથી.[૪૪] 'અહંકાર પણ નથી અને દૃશ્યોના વિલાસો પણ નથી' એવા વિચારની જેના મનમાં સ્થિતિ થઈ હોય તે પુરૂષનો વ્યવહાર શાંત થવાનેલીધે અહંકાર વધતો નથી.[૪૫] 'આ હું છું અને આ જગત છે' એવા બે વિચારો કે જેઓ શત્રુ–મિત્ર આદિને ઉત્પન્ન કરનારા છે તેઓનો ક્ષય થઇને ચોખ્ખી સમતા પ્રાપ્ત થાય તો અહંકાર વધતો નથી.[૪૬] દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય ઈત્યાદિક ત્રિપુટીઓ કે જેઓ 'આ લેવું અને આ છોડી દેવું' એવા પ્રકારની ભ્રાંતિઓને ઉત્પન્ન કરનારી છે તેઓનો ક્ષય થઇને ચોખ્ખી સમતા પ્રાપ્ત થાય તો અહંકાર વધતો નથી.[૪૭]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! જાગ્રતમાં, સ્વપ્નમાં અને મનોરથમાં જે અહંકાર થાય છે તેનો આકાર કેવો છે? તેનો ત્યાગ શીરીતે થાય અને ત્યાગ કરવાથી શું થાય? તે કહો.[૪૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! આ જગતમાં અહંકાર ત્રણ જાતના છે તેઓમાં બે શ્રેષ્ઠ છે અને એક ત્યાગ કરવા યોગ્ય છે. એ વિષયનું વિવેચન કરૂં છું તે સાંભળો.[૪૯] 'આ જે સઘળું જગત છે તે હું છું અને જે અવિનાશી પરમાત્મા છે તેપણ હું છું. જગતમાં મ્હારાથી જૂદું કાંઈ નથી' આવીરીતનો જે અહંકાર થાય તેને ઉત્તમ સમજવો.[૫૦] આ અહંકાર મોક્ષ-

નેમાટે છે પણ બંધનનેમાટે નથી અને તે ચોથી અથવા પાંચમી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને હોય છે. 'હું સર્વકરતાં અત્યંત સૂક્ષ્મ છું માટે સર્વથી ન્યારો છું' એવો બીજાપ્રકારનો જે અહંકાર થાયછે તેને પણ શુભ સમજવો. એ અહંકાર મોક્ષનેમાટે છે પણ બંધનનેમાટે નથી અને તે છઠ્ઠી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને હોય છે.[૫૧,૫૨] સાતમી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને 'અહંકાર છે' એવી જો કલ્પના કરીએ તો નામમાત્રજ છે. 'હાથ તથા પગ આદિ અવયવોવાળો જે આ દેહ છે તે હું છું' એવો ત્રીજાપ્રકારનો જે અહંકાર છે તે લૌકિક છે અને તુચ્છજ છે. એ દુરાત્મા ત્રીજો અહંકાર કે જે એકજાતનો મ્હોટો શત્રુજ છે તેનો ત્યાગજ કરવો જોઇએ.[૫૩,૫૪] અનેક પ્રકારની માનસિક પીડાઓ કરનારા એ ત્રીજા અહંકારરૂપી બળવાન શત્રુએ ખરાબ કરેલો જીવ પાછો ઠેકાણે આવતો નથી. સ્વાભાવિકરીતે અનાદિકાળથી ચોટેલા એ ત્રીજા દુષ્ટ અહંકારે જેઓની બુદ્ધિને ભમાવી નાખી છે એવા લોકો સંકટોમાંજ ડુબ્યા કરે છે. પહેલા બેમાંના ગમે તે અહંકારવાળો જીવ મહાત્મા કહેવાય છે અને મુક્તિ પામે છે પણ ત્રીજા લૌકિક અહંકારવાળો જીવ તો દૃઢરીતે સંસારમાંજ ગોથાં ખાધા કરે છે. પહેલા બે અહંકારનો અંગીકાર કરી 'હું દેહ નથી' એવો નિર્ણય કરીને ત્રીજા લૌકિક અહંકારનો ત્યાગ કરવો, એમ પૂર્વના વિદ્વાનોનો સિદ્ધાંત છે; એટલામાટે પહેલા બે અહંકારનો અંગીકાર કરી, ત્રીજો લૌકિક અહંકાર કે જે દુઃખદાયી છે તેનો ત્યાગ કરવોજ યોગ્ય છે.[૫૫-૫૯] દામ, વ્યાલ અને કટ એ ત્રણ દૈત્યો ત્રીજા લૌકિક અહંકારથી એવી દશાને પામ્યા હતા કે જે દશાની વાતો કરતાં પણ ખેદ ઉત્પન્ન થાય છે.[૬૦]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ! ચિત્તમાંથી એ ત્રીજા લૌકિક અહંકારનો ત્યાગ કરી કેવીરીતે વર્તનારો પુરૂષ પોતાના હિતને પ્રાપ્ત થાય?[૬૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ—લૌકિક અહંકાર કે જે ત્યાગ કરવા યોગ્ય છે અને દુઃખદાયી છે તેનો ત્યાગ કરીને પુરૂષ જેમ જેમ શુભ સાધનોમાં ચડે તેમ તેમ તેને પરમપદ સમીપમાં આવતું જાય છે.[૬૨] પુરૂષ જો પહેલા અહંકારની અને બીજા અહંકારની ભાવના કરીને રહે તો ઊંચા પદને પ્રાપ્ત થાય છે અને એઓને પણ છોડી દઈ સઘળા અહંકારોથી રહિત રહે તો અત્યંત ઊંચા પદઉપર ચડીજ બેસે છે.[૬૩,૬૪] હે રામ! આવા વિચાર રાખી પરમાનંદના બોધનેમાટે સર્વદા સઘળા યત્નો કરીને છેલ્લા દુષ્ટ લૌકિક અહંકાર (હું દેહ છું એવા અહંકાર)નો તો અવશ્ય ત્યાગ કરવો જોઈએ.[૬૫] પાપી દુષ્ટ અહંકાર કે જે શરીરમાં રહેલો એક જાતનો રોગ છે તેનો ત્યાગ કરવો એજ મ્હોટું કલ્યાણ છે અને એજ પરમપદ પામવાનું સાધનછે.[૬૬] વિચારના બળથી એ લૌકિક સ્થૂળ અહંકારનો ત્યાગ કરીને માણસ બેસી રહે અથવા વ્યવહાર કરે તોપણ તેનું અધઃપતન (નીચસ્થિતિમાં પડવું) થતું નથી.[૬૭] હે મ્હોટી બુદ્ધિવાળા! જેમ સારી પેઠે તૃપ્તિ પામેલા પુરૂષને ઝેરથી સંયુક્ત થયેલા રસો પ્રિય લાગતા નથી, તેમ જેનો અહંકાર ક્ષીણ થઈ ગયો હોય એવા જીવને રોગસરખા દુઃખદાયી ભોગો પ્રિય લાગતા નથી.[૬૮] ભોગોઉપર પ્રેમ ન રહે ત્યારે પુરૂષને કલ્યાણ સમીપમાંજ છે. કારણ કે મનના અંધકારરૂપ અહંકાર ક્ષીણ થયા પછી બીજું કાંઈ પ્રતિબંધક રહેતું નથી કે જેથી કલ્યાણની પ્રાપ્તિમાં વિઘ્ન થાય.[૬૯] હે રામ! અહંકારના અનુસંધાનનો ત્યાગ કરવાથી, ધીરજથી અને શ્રવણા-

દિકના પ્રયત્નથી સંસારરૂપ સમુદ્ર તરાય છે.[૭૦] 'જે સઘળું છે તે હું જ છું અને એમ હોવાથી સઘળું મ્હારૂં જ છે' એવા વિચારથી 'હું દેહાદિક નથી અને દેહાદિકના સંબંધમાં જે કાંઈ છે તે મ્હારૂં નથી' એવો નિશ્ચય રાખીને જે પુરૂષ ઉપર કહેલા આત્માના ઉત્તમ બોધને મનમાં દૃઢરીતે ઠસાવે તે મહાત્માપુરૂષ અનુક્રમથી સાતમી ભૂમિકામાં સ્થિતિ પામીને અંતે વિદેહકૈવલ્ય પામે છે.[૭૧]

**नाहं न तेन मम किंचिदपीति मत्वा सर्वं च मे सकलमप्यहमेव चेति ॥**
**लब्धास्पदं मनसि संविदमेवमीड्यां नीत्वा स्थितिं परमुपैति पदं महात्मा ॥ ७१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'અહંકારવિચાર' નામનો તેત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ३४ मो*

## વિષ્ણુએ શંબરાસુરને માર્યો અને વાસનારહિત ત્રણ દૈત્યોનો મોક્ષ

**वसिष्ठ उवाच ।** अत्र ते शृणु वक्ष्यामि दामादिषु गतेष्वथ ।
यद्वृत्तं शंबरस्यैव नगरे नगसन्निभे ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેમ શરદ્ઋતુમાં ત્રુટેલી મર્યાદાવાળું વાદળાંઓનું સઘળું મંડળ આકાશમાંથી ભ્રષ્ટ થઇને નષ્ટ થઈ જાય છે. તેમ ત્રુટેલી મર્યાદાવાળું શંબરાસુરનું સઘળું સૈન્ય આકાશમાંથી પડી નષ્ટ થઈ જતાં અને દામ આદિ દૈત્યો શંબરાસુરની પાસેથી જતા રહેતાં, મેરૂપર્વતના જેવી સંપત્તિવાળા શંબરાસુરના નગરમાં જે વૃત્તાંત બન્યું તે હું તમને કહું છું, સાંભળો.[૧-૨] જેના સૈન્યને દેવતાઓએ જીતી લીધું એવા શંબરાસુરે કેટલાંએક વર્ષો કહાડી પાછો દેવતાઓના વધનો ઉદ્યોગ કરીને વિચાર કર્યો કેઃ 'મ્હેં માયાથી દામ આદિ જે અસુરોને બનાવ્યા હતા તેઓએ તો મૂર્ખતાનેલીધે યુદ્ધમાં ખોટા દુષ્ટ અહંકારનીજ ભાવના કરી કે જેથી તેઓ હારી ગયા.[૩-૪] હવે મ્હારે માયાથી બીજા દાનવોને સજવા અને તેઓને વેદાંતશાસ્ત્ર જાણનારા તથા વિવેકી કરવા.[૫] તત્ત્વના પરિજ્ઞાનનેલીધે મિથ્યાભાવનાવગરના એ લોકો અહંકાર નહિ ધરે અને તેથી દેવતાઓને જીતી લેશે.'[૬] આપ્રમાણે વિચાર કરી દૈત્યોના રાજા શંબરાસુરે, જેમ સમુદ્ર પરપોટાઓને ઉત્પન્ન કરે છે, તેમ માયાથી પોતાના ધાર્યા પ્રમાણે ભીમ, ભાસ અને દૃઢ એ નામના ત્રણ દાનવોને ઉત્પન્ન કર્યા. આત્મતત્ત્વને જાણનારા હોવાને લીધે સઘળું જાણનારા, રાગવગરના દ્વેષવગરના, જે કામ આવી પડે તેજ કામને કરનારા, આત્માનું અનુસંધાન કરનારા, ઉત્તમતાવાળા, નિઃસ્પૃહપણાથી સઘળા જગતને તરણાજેવું જોતા અને પવિત્રમનવાળા એ ત્રણ દૈત્યોએ ઊંચે આવીને આકાશને ઘેરી લીધું. ચળકતાં શસ્ત્રોવાળા એ દૈત્યો કે જેઓ વર્ષાઋતુનાં વિજળીઓવાળાં વાદળાંઓની પેઠે ગર્જના કરતા હતા એઓ દેવતાઓની સામે ઘણાં વર્ષોસુધી લડયા પણ વિવેકનેલીધે કદીપણ તેઓએ અહંકાર ધર્યો નહિ.[૭-૧૧] એ ત્રણ દૈત્યોને મનમાં 'આ અમારૂં છે' એવી વાસના ઉદય પામતાં 'આ દેહ છે તે કોણ છે અને અમે કોણ છીએ' એવા વિચારથી તે વાસના તુરતજ પાછી અસ્ત પામતી

* આ ચોત્રીસમા સર્ગમાં ભીમ, ભાસ અને દૃઢ એ નામના દૈત્યોએ પીડેલા દેવતાઓની પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ શંબરાસુરને માર્યો અને વાસનાવગરના ભીમ આદિ ત્રણ દૈત્યો મુક્ત થયા એ કથા કહેવામાં આવશે.

હતી.[૧૨] 'શરીર ખોટું છે અને દેવતાઓપણ ખોટા છે. જે અમે છીએ તે કોણ છીએ? બ્રહ્મજ છીએ.' એવા વિચારના પ્રભાવથી એઓને ભય આદિનો ઉદયજ થયો નહિ.[૧૩] 'આ શરીર ખોટું છે. આ યુદ્ધાદિક કાંઇ છેજ નહિ. અમારામાં શુદ્ધ ચૈતન્યવિના બીજું કાંઈ છેજ નહિ. જે આ અહંકાર થાય છે તે અમારા સ્વરૂપથી જૂદો નથી.' એવો નિશ્ચય રાખીને તે દૈત્યો પ્રવૃત્તિ કરતા હતા.[૧૪] એ ભીમ, ભાસ અને દૃઢ નામના મુખ્યદૈત્યો કે જેઓ અહંકારથી રહિત હતા, વૃદ્ધાવસ્થાના તથા મરણના ભયવગરના હતા, આવી પડેલા કામનેજ કરનારા હતા, ધીર હતા, વર્તમાનકાળનેજ અનુસરનારા હતા.[૧૫] સર્વદા આસક્તિવગરની બુદ્ધિવાળા હતા, બીજાઓને મારતાં છતાં પણ મારનારપણાનું અભિમાન નહિ ધરાવતા હતા, વાસનાઓના સમૂહોથી રહિત હતા, કાર્યો કરતાં છતાં પણ કર્તાપણાનું અભિમાન નહિ કરતા હતા.[૧૬] ફળની ઇચ્છાથી નહિ, પણ 'ધણીનું કામ સેવકોએ અવશ્ય કરવું જોઇએ' એવા નિયમને અનુસરીને યુદ્ધમાં તત્પર રહેતા હતા, રાગ-દ્વેષથી રહિત હતા અને સર્વદા સમદૃષ્ટિવાળા હતા તેઓએ પોતાના ખાજની પેઠે દેવતાઓની સેનાને હણી નાખી, વશ કરીને ભોગવી, હરી લીધી અને બાળી નાખી.[૧૭,૧૮] ભીમ, ભાસ અને દૃઢ એઓએ બહુ મારેલી દેવતાઓની સેના હિમાલયમાંથી નીકળેલી ગંગાની પેઠે વેગથી દોડી.[૧૯] જેમ વાયુઓએ પીડેલી વાદળાંઓની પંક્તિ પર્વતના શરણે જાય, તેમ તે દૈત્યોએ પીડેલી દેવતાઓની સેના ક્ષીરસમુદ્રમાં શયન કરનારા નારાયણના શરણે ગઈ.[૨૦] જેમ દુષ્ટ કામીપુરૂષોથી બ્હીનેલી સ્ત્રીને તેનો સ્વામી ધીરજ આપે, તેમ દૈત્યોથી બ્હીનેલી દેવતાઓની સેનાને નારાયણે ધીરજ આપી.[૨૧] જ્યાંસુધી નારાયણે શંબરાસુરને મારવાની ગોઠવણ કરી ત્યાંસુધી એ દેવતાઓની સેના નારાયણના નિવાસરૂપ શ્વેતદ્વીપમાંજ રહી.[૨૨] પછી નારાયણને અને શંબરાસુરને એવું દારૂણ યુદ્ધ થયું કે જેમાં અકાળમાં પણ પ્રલયકાળની પેઠે મ્હોટા મ્હોટા પર્વતો ઉડ્યા.[૨૩] એ સંગ્રામમાં સૈન્યોથી તથા વાહનોથી સહિત તે શંબરાસુર નારાયણના હાથથી મરણ પામ્યો અને વૈકુંઠપુરને પ્રાપ્ત થયો.[૨૪] જેમ પવન દીવાઓને ઠારી નાખે છે, તેમ વિષ્ણુએજ તે વિષમસંગ્રામમાં ભીમને, ભાસને અને દૃઢને શાંત કરી નાખ્યા.[૨૫] વાસનાઓથી રહિતજ રહેલા એ લોકો જ્યારે શાંત થયા ત્યારે, જેમ ઠરી ગયેલા દીવાઓની ગતિ કોઈના જાણવામાં આવતી નથી, તેમ તેઓની ગતિ પણ કોઈના જાણવામાં આવી નહિ. કર્માદિક કરનારાઓને મરણ પામ્યા પછી તે તે લોકમાં જવું પડે છે તેથી તે લોકોની ગતિ બીજાઓના જાણવામાં આવે પણ બ્રહ્મવેત્તાઓને તો મરણ પામ્યા પછી પણ સ્વરૂપમાંજ રહેવું થાય છે માટે તેઓની ગતિ કોઇના જાણવામાં આવેજ નહિ.[૨૬] હે રામ! મન જો વાસનાવાળું હોય તો બંધાયેલું છે અને વાસનાવગરનું હોય તો મુક્તજ છે એટલા માટે તમે વિવેકથી વાસનારહિતપણાનું સંપાદન કરો.[૨૭] સાચા સ્વરૂપ—ચૈતન્યનું સારી પેઠે અવલોકન કરવાથી વાસના ક્ષય પામે છે અને વાસનાનો ક્ષય થતાં ચિત્ત દીવાની પેઠે ઠરી જાય છે.[૨૮] 'પરિપૂર્ણ અને વાસ્તવિક સત્ય ચૈતન્યાત્મા જે આ દૃશ્યની ભાવના કરે છે ને દૃશ્ય કાંઇપણ સાચું નથી અને ભાવના પણ સાચી નથી' એમ વિચાર કરી ચિન્માત્રનું દર્શન કરવું એ યોગ્ય અવલોકન છે.[૨૯] 'આ જે સઘળું જગત છે તે આત્માજ છે માટે કોણ, ક્યાં અને કોની ભાવના કરે? જે ભાવના કહેવાય છે તે મુદ્દલ છેજ નહિ' એમ જે વિચારવું તે યોગ્ય અવલોકન

છે.[૩૦] વાસનાઓ, અર્થ અને ચિત્ત તથા ચિત્તનો અર્થ એઓ સત્ય વિચારથી જેમાં લીન થાય છે તે પરમપદ છે.[૩૧] વાસનાઓથી ઘેરાયેલું ચિત્ત સંસારમાં રહેલું છે અને તેજ જો વાસનાઓથી રહિત થાય તો જીવન્મુક્ત કહેવાય છે.[૩૨] ચિત્ત કે જે ખોટા ભૂતની પેઠે ઉદય પામીને ઘટ—પટ આદિ અનેક આકારોનું ગ્રહણ કર્યા કરે છે તેનેજ તુરત શાંત કરવું જોઇએ.[૩૩] હે રામ! જેમ દામ, વ્યાલ અને કટ એઓનું ચિત્ત દેહાત્મભાવે પરિણામ પામ્યું હતું, તેમ તમારૂં ચિત્ત દેહાત્મભાવે પરિણામ નહિ પામજો અને જેમ ભીમ, ભાસ અને દૃઢ એઓનું ચિત્ત બ્રહ્માત્મભાવે પરિણામ પામ્યું હતું, તેમ તમારૂં ચિત્ત અવિચળ બ્રહ્માત્મભાવે પરિણામ પામજો. હે રામ! મ્હારા પિતા બ્રહ્માએ મને પૂર્વે કહ્યું હતું કે: "તને દામ, વ્યાલ અને કટ એઓના જેવી પદ્ધતિ પ્રાપ્ત થશે નહિ." તમે કે જે અત્યંતબુદ્ધિમાન શિષ્ય છો તેમને પણ હું એજ ભલામણ કરૂં છું કે: "તમે દામ, વ્યાલ અને કટ એઓના જેવી પદ્ધતિને ધરશો નહિ પણ સર્વદા ભીમ, ભાસ અને દૃઢ એઓના જેવી પદ્ધતિનેજ ધરજો."[૩૪,૩૫] ભીમ, ભાસ અને દૃઢ એઓના જેવી પદ્ધતિ રાખીને વ્યવહાર કરવાથી વ્યવહારોમાં આસક્તિ નહિ થતાં તત્ત્વબોધરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે અને તે થાય છે ત્યારે અપાર સુખ—દુ:ખોની સાંકળોવાળી અને અનેક જન્મોમાં તાપ આપવાનેસારૂજ પ્રાપ્ત થયેલી આ સંસારની પદવી પોતાનાં મૂળઅજ્ઞાન સહિત નષ્ટ થઈ જાય છે કે જે પાછી કદી પણ ઉદય પામતી નથી.[૩૭] **अविरलदुःखसंकटेयं भवपदवी भवतापनोपयाता। व्यवहरणवती विभूतियातौ सततमसक्ततयैव नश्यतीति ॥ ३७॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦સ્થિતિપ્ર૦ 'દામવ્યાલકટોપાખ્યાનસમાપ્તિ' નામનો ચોત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૪**

---

## सर्ग ३५ मो* વાસનાત્યાગનું નિરૂપણ

**वसिष्ठ उवाच। जयंति ते महाशूराः साधवो यैर्विनिर्जितम्।**
**अविद्यामेदुरोल्लासैः स्वमनो विषयोन्मुखम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:—હે રામ! અવિદ્યાના પ્રબળ વિલાસોથી વિષયોમાં ઉન્મુખ થનારા પોતાના મનને જે સાધુપુરૂષોએ જીત્યું હોય તેઓને મહાશૂર સમજવા અને સઘળા શૂરપુરૂષો કરતાં ઉત્કૃષ્ટ સમજવા.[૧] આ સંસાર કે જે દુ:ખરૂપ છે અને સઘળા ઉપદ્રવોને આપનારો છે તેને ટાળવાને પોતાના મનનો નિગ્રહ કરવો એજ એક ઉપાય છે.[૨] જ્ઞાનનું સર્વસ્વ કહું છું તે સાંભળો અને સાંભળીને મનમાં ધરી રાખો. ભોગોની ઈચ્છા એજ બંધ છે અને તે ઇચ્છાનો ત્યાગ એજ મોક્ષ છે એમ કહેવાય છે.[૩] બીજું શાસ્ત્રોની રચનાઓ જોવાનું કાંઈ પ્રયોજન નથી. તમે માત્ર એટલુંજ કરો કે આ સંસારમાં જે જે કાંઈ મીઠું લાગે છે તેને ઝેરજેવું અને અગ્નિજેવું સમજો.[૪] વિષયોનો ત્યાગ કરવો બહુ વિષમ છે તોપણ વારંવાર વિચાર કરીને પ્રથમ તો તેઓનો ત્યાગજ કરવો જોઇએ. ત્યાગ કરીને સહનશક્તિનો અભ્યાસ કર્યા પછી અનુક્રમે તેઓનું ગ્રહણ કરીએ તો પણ પરિણામ બગડતું નથી. જેમાં કાંટાવાળાં ઝાડોનાં બીજ વેરાયેલાં હોય એવી પૃથ્વી જેમ કાંટાઓના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ વાસનાઓથી ઘેરાયેલી

* આ પાંત્રીસમા સર્ગમાં સત્સંગ, વિવેક, આત્મબોધ અને સમાધિ એઓથી સંયુક્ત વિષયવાસનાના ત્યાગનું નિરૂપણ કરવામાં આવશે.

બુદ્ધિ રાગ–દ્વેષ આદિ ઘણા ઘણા દોષોને ઉત્પન્ન કરે છે.[૫-૬] જેમાં વાસનાઓનું જાળ ન લાગ્યું હોય અને જેણે રાગ–દ્વેષ પાછા દીઠા ન હોય એવી બુદ્ધિ ચંચળપણાથી રહિત થઇને ધીરે ધીરે ઉત્તમશાંતિને પ્રાપ્ત થાય છે.[૭] જેમ શ્રેષ્ઠબીજવાળી પૃથ્વી કદી પણ ગ્લાનિ નહિ પામનારા, સારા ગુણોવાળા અને ફળ દેનારા સુંદર અંકુરોને સમયસર ઉત્પન્ન કરે છે, તેમ સારી મતિ કદી પણ ગ્લાનિ નહિ પામનારા, શાંતિ આદિ સારા ગુણોવાળા અને મોક્ષરૂપ ફળ આપનારા સમાધિ આદિ શુભ અંકુરોને સર્વદા ઉત્પન્ન કરે છે.[૮] દયા તથા ક્ષમા આદિ સદ્‌ગુણોના અનુસંધાનથી પ્રસન્નતા પ્રાપ્ત થતાં, ખોટી સમજણરૂપી ઘાટો મેઘ ધીરે ધીરે શાંત થતાં,[૯] શુકલપક્ષના ચંદ્રની પેઠે સૌજન્ય વૃદ્ધિ પામતાં, જેમ સૂર્યનું તેજ આકાશમાં ફેલાય છે, તેમ પવિત્ર વિવેક હૃદયમાં ફેલાતાં,[૧૦] જેમ પોલા વાંસમાં§ મોતી વૃદ્ધિ પામે છે, તેમ ચિત્તમાં ધીરજ વૃદ્ધિ પામતાં, જેમ વસંતઋતુમાં ચંદ્ર કૃતાર્થ થાય છે, તેમ અંદર સારી સ્થિતિ કૃતાર્થ થતાં,[૧૧] શીતળ છાયાવાળું સત્સંગરૂપી વૃક્ષ ફલિત થતાં, અને આનંદરૂપ રસથી ભરેલું સમાધિરૂપ શરૂનું ઝાડ આનંદનો અખંડ સ્રાવ આપતાં,[૧૨] મનમાંથી સુખ–દુઃખ તથા કામ–ક્રોધ આદિ જોટાઓ ટળી જાય છે, વાસના જતી રહે છે, ઉપદ્રવો નાશ પામે છે, ચપળતા, અનર્થ, શોક, મોહ તથા ભયરૂપ રોગો શાંત થઈ જાય છે,[૧૩] શાસ્ત્રોના અર્થોસંબંધી સંદેહો ક્ષીણ થઈ જાય છે, વિષયો ભોગવવાની સઘળી ઉત્કંઠાઓ જતી રહે છે, કલ્પનાઓનું જાળ દૂર થઇ જાય છે, મોહ ભાગી જાય છે, લેપ ખસી જાય છે,[૧૪] પ્રવૃત્તિમાં ઉન્મુખપણું ટળી જાય છે, નિંદા આદિ દુર્ગુણો નષ્ટ થાય છે, ચિંતાઓ અસ્ત પામી જાય છે, પ્રવૃત્તિ જતી રહે છે, શોકરૂપી ઝાકળ શાંત થઈ જાય છે, આસક્તિ ઉડી જાય છે અને અભિમાનરૂપી ગાંઠ ત્રુટી જાય છે.[૧૫] આ સમયમાં મન સંદેહોરૂપી પોતાના કુપુત્રોની સાથે, મનોરથોરૂપી શાખાઓની સાથે, તૃષ્ણારૂપી સ્ત્રીની સાથે અને વાસનારૂપી પાંજરાની સાથે પોતે પણ નષ્ટ થઇને આત્માના જીવન્મુક્તરૂપ પરમપુરૂષાર્થને સાધી આપે છે.[૧૬] મન પ્રથમ પોતાને પુષ્ટિ આપનારી શુભાશુભ કલ્પનાઓને છોડી દે છે અને તે પછી "જેમ એ વિકલ્પોને ઉત્પન્ન કરવામાં હું સમર્થ છું તેમ તેઓનો નિગ્રહ કરવામાં પણ સમર્થ છું" એમ વિચારીને પોતાના દેહાકારપણાને પણ તરણાની પેઠે છોડી દે છે.[૧૭] મનનો જે ઉદય તેજ જીવની પડતી દશા છે અને મનનો જે નાશ તેજ જીવની ચડતી દશા છે. જ્ઞાનીનું મન નાશ પામે છે અને અજ્ઞાનીનું મન વધ્યા કરે છે.[૧૮] પર્વતોનું જે મંડળ દેખવામાં આવે છે તે મનજ છે, જે આકાશ છે તે મનજ છે, જે દેવ છે તે મનજ છે, જે મિત્ર છે તે મનજ છે, જે શત્રુ છે તે મનજ છે અને જે કાંઈ સઘળું જગત છે તે પણ મનજ છે.[૧૯] ચૈતન્યને પોતાના સ્વરૂપનું વિસ્મરણ થતાં વિકલ્પોથી મેલી અને સંસારમાં લાગુ પડનારી જે વાસના થાય છે તેજ મનનું સ્વરૂપ છે. કાંઈક વિકલ્પની વાસનાથી મેલું થયેલું જે બ્રહ્મ તેજ જીવ કહેવાય છે અથવા વાસનાના પ્રવેશથી પરિચ્છેદ પામેલા ચૈતન્યની જે એક જાતની સ્થિતિ તેજ જીવ કહેવાય છે. દેહમાં પડેલો, દેહનેજ આત્મા માનતો અને પોતાના સ્વરૂપને ભૂલી ગયેલો જે જીવ છે તેજ જ્યારે હજારો વિકલ્પોથી મોહ પામવાનેલીધે પોતાનું સુખ-

§ રત્નશાસ્ત્રમાં કહ્યું છે કે મ્હોટા હાથીઓ, મેઘ, સુવર, શંખ, છીપ, માછલાં અને પોલા વાંસ એઓ મોતીની ઉત્પત્તિનાં સ્થાનકો છે. એઓમાં ઘણુંકરીને છીપોની અંદરજ મોતી ઝાઝાં થાય છે.

સ્વભાવપણું હરાઈ જતાં વધારે નિસ્સાર થઈ જાય છે ત્યારે તેનેજ 'અંદર રહેલું મન છે' એમ કલ્પી લેવામાં આવે છે.[૨૦-૨૨] જે આત્મા છે તે વાસ્તવિકરીતે સંસારી પુરૂષ નથી, શરીરરૂપ પણ નથી અને રૂધિરરૂપ પણ નથી. શરીર આદિ સઘળું જડ છે અને આત્મા તો આકાશની પેઠે નિર્લેપ છે.[૨૩] જેમ કેળના સ્થંભને ફાડી જોતાં તેમાં છોતરાંઓ સિવાય બીજું કાંઇ દેખાતુંજ નથી, તેમ શરીરના ટુકડે ટુકડા કરી જોતાં તેમાંથી રૂધિર આદિ સિવાય બીજું કાંઈ દેખાતુંજ નથી માટે શરીર જડજ છે.[૨૪] જે જીવ છે તેજ મન છે અને તે મન જ્યારે દેહાકારને પામે છે ત્યારે માણસ કહેવાય છે. જે જીવ છે તે પોતાનાજ વિકલ્પોથી પોતામાંજ કલ્પાયેલા એ મનનું પોતાથીજ ગ્રહણ કરે છે.[૨૫] જેમ કોશેટાનો જીવડો પોતાની લાળને ફેલાવીને પોતાના બંધનને માટેજ જાળને ઉત્પન્ન કરે છે, તેમ જીવ મનમાં પોતાનાજ વિકલ્પોને બહુજ ફેલાવી પોતાના બંધનનેમાટેજ શરીરને રચી લે છે.[૨૬] જેમ અંકુર બીજા પ્રદેશમાં અને બીજા કાળમાં પાંદડાપણાનું ગ્રહણ કરે છે, તેમ જીવ આ દેહને છોડીને બીજા પ્રદેશમાં અને બીજા કાળમાં બીજા દેહપણાનું ગ્રહણ કરે છે માટે જીવ દેહરૂપ નથી.[૨૭] મનમાં જેવી જેવી વાસનાઓ હોય તેવી તેવી વાસનાઓ પ્રમાણે મન બીજા શરીરનું ગ્રહણ કરે છે. જુવો કે એ મન જાગ્રતમાં જે વાસનામય થઇને સૂતું હોય તે વાસનામય અને તે રૂપજ થઇને સ્વપ્નમાં ખડું થાય છે.[૨૮] જેમ કોઈ આંબલી આદિના ખાટા બીજને મધુર રસનું સેચન આપીને વાવ્યું હોય તો તે બીજ અંકુર આદિ ક્રમથી વૃક્ષરૂપ થઈ ફળની ઉત્પત્તિના સમયમાં મીઠાશવાળુંજ થાય છે અને તે બીજને કરંજ આદિના રસનું સેચન આપીને વાવ્યું હોય તો ફળની ઉત્પત્તિના સમયમાંજ કડવાશવાળું થાય છે, તેમ મન જે જે વાસનાઓના સેચનને પ્રાપ્ત થયું હોય તે તે વાસનાઓને અનુસરતાં શરીરરૂપ થાય છે.[૨૯] ચિત્ત મ્હોટી વાસનાથી મ્હોટું થાય છે અને ક્ષુદ્રવાસનાથી ક્ષુદ્ર થાય છે. જુવો કે માણસે ઇંદ્રિના રાજ્યસંબંધી મનોરાજ્ય કર્યું હોય તો ઇંદ્રિપણાનું સ્વપ્ન આવે છે અને પિશાચો-સંબંધી મનોરાજ્ય કર્યું હોય તો રાત્રે સ્વપ્નમાં પિશાચો જોવામાં આવે છે.[૩૦.૩૧] જેમ તળાવમાં અત્યંત નિર્મળતા હોય તો તેમાં મલિનપણું સ્થિતિ પામતું નથી અને અત્યંત મલિનતા હોય તો તેમાં સ્વચ્છપણું સ્થિતિ પામતું નથી, તેમ મનમાં અત્યંત નિર્મળતા હોય તો તેમાં દ્વૈત સ્થિતિ પામતું નથી અને અત્યંત મલિનતા હોય તો તેમાં અદ્વૈત સ્થિતિ પામતું નથી. જેવું મન હોય તેવું ફળ થાય છે.[૩૨.૩૩] જેમ ચંદ્ર ક્ષીણ થયા છતાં પણ પૂર્ણ થવાની પદ્ધતિને છોડતો નથી, તેમ ઉત્તમપુરૂષ દારિદ્રય આદિથી હેરાન થતાં જતાં પણ સર્વદા ઉદ્યોગી રહીને ચિત્તને નિર્મળ રાખવાની પદ્ધતિને છોડતો નથી; અથવા તત્ત્વબોધથી બાધિત હોવાનેલીધે હજારો ઉપદ્રવો થતાં પણ વિદ્વાનનું મન સંસારની વાસનાઓથી મલિન થતું નથી.[૩૪] કારણ કે વાસ્તવિકરીતે જોતાં બંધન નથી, મોક્ષ નથી, બંધાયેલો નથી અને મુક્ત પણ નથી. જેમ ઇંદ્રજાળની લતા મિથ્યાજ ઉઠે છે, તેમ બંધન આદિ સઘળી માયા મિથ્યાજ ઉઠેલી છે.[૩૫] આ સઘળી જગતરૂપ માયા ગંધર્વનગરની પેઠે, ઝાંઝવાનાં પાણીની પેઠે અને નેત્રની પાંપણમાં આંગળી ખુંચાડતાં થતી બે ચંદ્રની ભ્રાંતિની પેઠે મિથ્યાજ ઉઠેલી છે.[૩૬] આ જે સઘળી જગતની સત્તા દેખાય છે તે બ્રહ્મનીજ સત્તા છે અને તેમાં બેપણું કે એકપણું કાંઇ નથી એજ વાસ્તવિક છે.

આ સંસાર કે જે નિસ્સાર છે, ખોટો છતાંજ સ્ફુરે છે અને 'હું વ્યાપક નથી પણ ક્ષુદ્ર છું' એવા દુષ્ટનિશ્ચયથી ઉઠેલો છે તે સંસાર 'હું વ્યાપક છું અને ઈશ્વર છું' એવા નિશ્ચયથી લય પામે છે.[૩૭-૩૮] આત્મા કે જે સર્વવ્યાપક છે અને સ્વચ્છ છે તેમાં જે 'આ દેહ હું છું' એવી ભાવના છે તેજ બંધન છે અને તે બંધન પોતાના વિકલ્પોથીજ કલ્પાયેલું છે.[૩૯] આ સઘળી બ્રહ્મની સત્તાજ છે કે જેમાં બંધની કે મોક્ષની દશાજ નથી અને બેપણું કે એકપણું પણ કાંઇજ નથી.[૪૦] મન જો નિર્મળપણાનેલીધે નાશ પામવામાં ઉન્મુખ થયેલું હોય અને સઘળા દૃશ્યોમાં લાગણીવગરનું થઇ નહિ–જેવાપણાને પામેલું હોય તોજ બ્રહ્મ જોવામાં આવે છે. પણ તેમ થયા વિના બ્રહ્મ જોવામાં આવતું નથી.[૪૧] જેમ જળથી નિર્મળ થયેલું ધોળું કપડું રંગનું ગ્રહણ કરે છે, તેમ સમાધિના અભ્યાસથી નિર્મળ થયેલું મન સર્વમાં બ્રહ્મદૃષ્ટિનું ગ્રહણ કરે છે.[૪૨] હે રામ ! 'જે સઘળું દૃશ્ય છે તે મ્હારૂંજ સ્વરૂપ છે' એવી ભાવનાથી 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવી વાસનાના બળને ક્ષીણ કરીને બંધને પણ છોડી દો અને મોક્ષને પણ છોડી દો.[૪૩] ગુરૂસેવા આદિ સત્કર્મોથી, શાસ્ત્રશ્રવણથી, વૈરાગ્યથી એને બોધથી મન શુદ્ધ થાય તો એવો નિશ્ચય થાય છે કે "જેમ સ્ફટિકમણિમાં જૂદા જૂદા રંગોનો મિથ્યાજ પ્રતિભાસ થાય છે, તેમ સ્વરૂપમાં જગતનો મિથ્યાજ પ્રતિભાસ થયો છે." દ્વૈત દેખાય કે તુરતજ બંધની પ્રાપ્તિ થાય છે અને આત્મદર્શન થાય કે તુરતજ મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૪૪] કલ્પિત પદાર્થોની સાથે મળી જઇને મનમાં જે વ્યગ્રપણું થાય છે એજ ખોટી સમજણરૂપ દ્વૈતદૃષ્ટિ છે અને તે બોધ થતાં જરાવારમાં ત્રુટી જાય એવી છે તથા બોધનો ઉદય ન થાય તો જરાવારમાં ખરાબ કરી નાખે એવી છે એમ સમજો.[૪૫] બહારની તથા અંદરની સઘળી દ્વૈતદૃષ્ટિને છોડી દઇને મન જ્યારે બોધમાં લીન રહે ત્યારે બ્રહ્મપદ પ્રાપ્ત થઈ ચૂક્યું સમજવું.[૪૬] આ પ્રત્યક્ષ જોવામાં આવતી દ્વૈતદૃષ્ટિ કે જે અવશ્ય ખોટીજ છે તેથી મનનું જે ઘેરાયેલાપણું એજ જગતનું સ્વરૂપ છે, બીજું નથી એમ સમજો.[૪૭] 'જગત આદિમાં પણ નથી અને અંતમાં પણ નથી માટે મધ્યમાં પણ ખોટુંજ છે. જે આદિમાં તથા અંતમાં ન હોય તેનું મધ્યમાં પણ હોવું સંભવતું નથી.' એ રીતે જેણે જાણ્યું ન હોય તેને દુ:ખીઆપણું હાથમાંજ છે એમ સમજવું.[૪૮] આ જે જગત છે તે આત્માજ છે એમ જો જાણ્યું ન હોય તો જગતની લીલા દુ:ખદાયી થાય છે અને જાણ્યું હોય તો તે લીલા, ભોગ અને મોક્ષ એ બન્નેસંબંધી સુખોને આપે છે.[૪૯] જ્ઞાનીને મિથ્યા જાણેલા પદાર્થો દુ:ખદાયી થતા નથી માટે ભોગમાં ઉપયોગી છે અને તેઓનો ભોગ પ્રારબ્ધનો નાશ કરનાર હોવાનેલીધે તેઓ મોક્ષમાં પણ ઉપયોગી છે. જેમ 'જળ અન્ય છે અને તરંગ અન્ય છે' એમ તેઓની ભિન્નતા સમજવી એ મૂર્ખતા છે અને 'જે જળ છે તેજ તરંગ છે' એમ જાણવું એ સમજુપણું છે તેમ 'બ્રહ્મ અન્ય છે અને જગત અન્ય છે' એમ તેઓની ભિન્નતા સમજવી એ મૂર્ખતા છે અને 'જે બ્રહ્મ છે તેજ જગત છે' એમ જાણવું એ સમજુપણું છે.[૫૦] આ જગત કે જે મુદ્દલ ખોટુંજ છે તેમાં સત્યપણાની ભ્રાંતિથી 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એમ સમજવામાં આવે તો દુ:ખ આવ્યા કરે છે અને જો જગતને ખોટું સમજીને તેમાં 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવો ભ્રમ ન રહે તો તે જગત બ્રહ્મરૂપેજ અવશેષ રહે છે.[૫૧] હે રામ ! આ જગત

કે જે સંકલ્પથીજ કલ્પાયેલું હોવાનેલીધે મનરૂપજ છે અને ખોટું છે તેનો વિનાશ થવાથી શો શોક થાય ? તે કહો.[૫૨] જેમ આપણે પ્રેમવગરના કોઈ સંબંધીને રાગ–દ્વેષવગરની દૃષ્ટિથી જોઇએ છીએ, તેમ તમે પંચભૂતમય તમારા શરીરને પણ રાગ–દ્વેષવગરની દૃષ્ટિથી જુવો.[૫૩] જેમ ઉદાસીનપણે રહેતા કોઈ બંધુથી આપણને સુખ–દુઃખનો લેપ થતો નથી, તેમ યથાર્થ-રીતે મિથ્યા જાણેલા આ પંચભૂતમય શરીરથી પણ આપણને સુખ–દુઃખનો લેપ વળગે નહિ.[૫૪] અનાદિ, સત્ય અને પરમાનંદરૂપ બ્રહ્મ કે જે દ્રષ્ટા તથા દૃશ્યના મધ્યમાં છે એટલે અનુભવરૂપ અથવા જ્ઞાનસ્વરૂપ છે તેમાંજ મનની શાંતિ થાય છે. જેમ વાયુ શાંત થતાં રજ શાંત થઈ જાય છે, તેમ મન શાંત થતાં દેહ શાંત થાય છે. વાસનારૂપી વર્ષાઋતુ ક્ષીણ થાય અને સ્વરૂપસ્થિતિરૂપ શરદ્ઋતુ વિલાસ કરવા લાગે ત્યારે સંસારરૂપી નગરમાં ફરીવાર મોહ-રૂપી ઝાકળીઓ વરસાદ વરસતો નથી. સ્વરૂપસ્થિતિરૂપ શરદઋતુ પ્રાપ્ત થવાથી જડતારૂપી શીત ધ્રૂજવા લાગતાં, દોષરૂપી કાદવ સૂકાઈ જતાં, તૃષ્ણારૂપી ખાડો સૂકાઇને પૂરાઈ જતાં, હૃદયરૂપી વનમાં વિષયોરૂપી પલ્લવોનો ફેલાવ મંદ પડી જતાં, ઇંદ્રિયોરૂપી કદંબો ફળવગ-રના થઈ જતાં અને મિથ્યાસમજણરૂપી મેઘ જતો રહેતાં, જેમ પ્રભાતકાળમાં રાત્રિ ક્ષીણ થઈ જાય છે, તેમ મોહરૂપી વરસાદની ફરફર ક્ષીણ થઈ જાય છે, જડતારૂપી ટાઢ મંત્રથી હણા-યેલા ઝેરની પેઠે ક્યાંય જતી રહે છે,[૫૫-૫૯] દેહરૂપી પર્વતમાં ભયોરૂપી ક્ષુદ્ર નદીઓ અત્યંત બંધ પડી જાય છે, આશારૂપી પાંખોવાળા સંકલ્પોરૂપી મ્હોટા મયૂરો નાચતા નથી,[૬૦] જ્ઞાન-રૂપી આકાશ અત્યંત નિર્મળ થઇ જાય છે, પ્રબળ ઉદયવાળો જીવરૂપી સૂર્ય પોતાના સાચા સ્વચ્છસ્વરૂપથી અત્યંત શોભે છે, મોહના સમૂહરૂપી વાદળાંઓથી મુક્ત થઇ અત્યંત નકરી થયેલી તથા રજ (રજોગુણ અને ધૂળ)ના દોષથી રહિત થયેલી આશાઓરૂપી મ્હોટી દિશાઓ વિચારરૂપી ચંદ્રના ઉદયના સમયમાં જોવાથી વિનોદ આપે છે,[૬૧-૬૨] નિર્મળ તથા આનંદ-રૂપ પ્રફુલ્લિતપણું પામેલું ચિત્તરૂપી કાંસડાનું ફૂલ અત્યત શોભે છે, સઘળી દિશાઓને શીતળ કરનારી વિચારરૂપી ચાંદની હૃદયરૂપી આકાશમાં પ્રકાશી રહે છે,[૬૩] સારી પેઠે સ્વચ્છ થયેલી વિવેકરૂપી પૃથ્વી સર્વપ્રકારની સગવડોને જણાવનારા તથા પરમ આનંદને આપનારા આત્માના બોધરૂપી ધાન્યથી સફળ થાય છે અને પર્વતોના તથા વનોના મ્હોટા વિસ્તારોસહિત સઘળું ત્રૈલોક્ય આત્મારૂપી સૂર્યના પ્રકાશથી સુંદર, સ્વચ્છ કરતાં પણ સ્વચ્છ તથા તાપથી રહિત થયેલા ચિદાભાસરૂપી શીતળ છાયાવાળું થઈ જાય છે.[૬૪-૬૫] આ સમયમાં રજ (રજો-ગુણ અને પરાગ) વગરના હૃદયરૂપી કમળવાળું સ્વચ્છ થયેલું મનરૂપી સરોવર જો પહોળું કરવામાં આવે તો (સર્વ દૃશ્યોમાંબ્રહ્મની ભાવનાવાળું કરવામાં આવે તો) વધારે શોભા ધરે છે અને વિવેકરૂપી જળથી વધારે પૂર્ણ કરવામાં આવે તો સ્ફટિકજેવું થઈ જાય છે.[૬૬] હૃદયરૂપી કમળના કોશમાં રજ નહિ રહેવાથી ચપળ થયેલો દેહાભિમાનરૂપી મલિન ભ્રમર પાછો નજ દેખાય એવીરીતે ક્યાંય જતો રહે છે.[૬૭] આ પ્રમાણે થતાં પોતાના દેહરૂપી નગરનો રાજા જ્ઞાનીપુરૂષ સંકોચવગરનો, સર્વવ્યાપક, સર્વનો નિયંતા, વાસનાઓથી રહિત અને શાંત મનવાળો થાય છે.[૬૮] દોષોનો ત્યાગ કરી ધીરજભરેલી બુદ્ધિવાળો, સંસારસંબંધી સઘળી ગતિઓને જન્મ–મરણના પ્રવાહવાળી હોવાનેલીધે સ્વાદવગરની જોતો અને વિચારથી જેને આત્મતત્ત્વરૂપી

દીવો મળ્યો હોય છે એવો પુરૂષ પોતાનું મન અત્યંત ગલિત થઈ જતાં, સઘળા સંતાપોથી રહિત થઇને દેહરૂપી નગરમાં વિલાસ કરે છે.[૬૯] **विचारणासमधिगतात्मदीपको मनस्यलं परिगलितेव धीरधीः । विलोकयन्क्षयभयनीरसा गतीर्गतज्वरो विलसति देहपत्तने ॥६९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ઉપશમવર્ણન' નામનો પાંત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૫**

## सर्ग ३६ मो* ચૈતન્યસ્વરૂપનું વર્ણન

**राम उवाच । यथेदृशं स्थितं विश्वं विश्वातीते चिदात्मनि ।**
**तन्मे कथय हे ब्रह्मन् पुनर्बोधविवृद्धये ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ ! પરમાત્મા કે જે સર્વ દૃશ્યોથી રહિત છે તેમાં આ આવું જગત જે પ્રકારથી રહ્યું છે તે ફરીવાર પણ મને કહો કે જેથી બોધની વૃદ્ધિ થાય.[૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ–જેમ જળમાં ભવિષ્યતરંગો અસ્ફુટરીતે રહ્યા છે અને પોતાની જૂદી સત્તાથી રહિત હોવાનેલીધે નથી પણ રહ્યા, તેમ પરબ્રહ્મમાં આ સૃષ્ટિઓ અસ્ફુટરીતે રહેલી છે અને પોતાની જૂદી સત્તાથી રહિત હોવાનેલીધે નથી પણ રહી.[૨] જેમ આકાશ સર્વદા રહ્યા છતાં પણ સૂક્ષ્મ હોવાનેલીધે પ્રતીત થતું નથી, તેમ અંશોથી રહિત ચૈતન્યતત્ત્વ સર્વમાં વ્યાપક છતાં પણ પ્રતીત થતું નથી.[૩] ઢંકાયેલા અથવા ખુલ્લા સ્ફટિકમાં રહેલું પ્રતિબિંબ જેમ સત્ય કહેવાય એમ પણ નથી અને અસત્ય કહેવાય એમ પણ નથી, તેમ આત્મામાં રહેલી આ સૃષ્ટિ સત્ય કહેવાય એમ પણ નથી અને અસત્ય કહેવાય એમ પણ નથી.[૪] જેમ આકાશમાં રહેલાં વાદળાં કે જેઓનો આધાર આકાશજ છે તેઓનો આકાશને સ્પર્શ નથી, તેમ ચૈતન્યમાં રહેલી સૃષ્ટિઓ કે જેઓનો આધાર ચૈતન્યજ છે તેઓનો ચૈતન્યને સ્પર્શ નથી.[૫] હે રામ ! જેમ સૂર્યનાં કિરણો સર્વમાં પહોંચેલાં છતાં પણ જળમાંજ પ્રતિબિંબિત થાય છે, તેમ ચૈતન્ય સર્વમાં રહેલું છતાં પણ પ્રાણીઓનાં શરીરોમાંથીજ જીવરૂપે પ્રતિબિંબિત થાય છે.[૬] એ મહાચૈતન્ય સઘળા સંકલ્પોથી રહિત છે, સઘળાં નામોથી રહિત છે અને અવિનાશી છે. જીવ, જગત તથા ઇંદ્રિય ઇત્યાદિ નામો તેમાંજ કલ્પેલાં છે.[૭] વિદ્વાનોની દૃષ્ટિમાં એ ચૈતન્ય અંશોથી રહિત છે, સઘળા અનિર્વચનીય સંસારના સ્વરૂપભૂત છે અને જેમાં સર્વની એકતા જોવામાં આવે એવું છે.[૮] જેમ સમુદ્રમાં દેખવામાં આવતો અનેકપ્રકારના વિકારોવાળો તરંગાદિરૂપ મ્હોટો ભેદ સમુદ્રથી જૂદો પડતો નથી, તેમ બ્રહ્મમાં દેખવામાં આવતો અનેકપ્રકારોવાળો 'તું–પણું અને હું–પણું' ઇત્યાદિકરૂપ મ્હોટો ભેદ બ્રહ્મથી જૂદો પડતોજ નથી. જો 'ચૈતન્ય જગતને ઉત્પન્ન કરે છે' એમ માનતા હો તો તે માનવું ફેરવીને એમજ માનો કે "ચૈતન્ય ચૈતન્યનેજ ઉત્પન્ન કરે છે એટલે જગત ચૈતન્યથી જૂદું નથી." આમ માનવાથી એમજ સિદ્ધ થાય છે કે "ચૈતન્યથી ચૈતન્યની ઉત્પત્તિ ઘટતી નથી માટે ચૈતન્ય પોતાના સ્વરૂપમાંજ રહે છે પણ કોઇને ઉત્પન્ન કરતુંજ નથી." આ વાત જ્ઞાનીઓજ સમજે છે પણ અજ્ઞાનીઓ તો એમજ કલ્પના કરે છે કે "ચૈતન્યમાં સૃષ્ટિના સમયમાં

* આ છત્રીસમા સર્ગમાં 'ચૈતન્ય સર્વમાં રહેલું છતાં પણ કોઇથી સંલગ્ન નથી અને સર્વ પદાર્થોની સ્થિતિ ચૈતન્યની સ્થિતિથી જૂદી નથી' એમ નિરૂપણ કરવામાં આવશે.

કાંઇક જૂદું આવી પડે છે અને તેમ હોવાથી જગત ચૈતન્યથી જૂદું છે." ચૈતન્ય સર્વદા એકરૂપ અને અખંડ છતાં પણ અજ્ઞાનીઓને દુષ્ટ સ્વભાવવાળા ઉગ્રસંસારોના સમૂહોવાળું પ્રતીત થાય છે અને જ્ઞાનીઓને કેવળ પ્રકાશરૂપજ પ્રતીત થાય છે.[૯-૧૨] ચૈતન્ય કે જે અનુભવસ્વરૂપ હોવાનેલીધે સર્વદા સૂર્યાદિકને પણ પ્રકાશ આપનાર છે, સર્વ પ્રાણીઓને વિષયોના સ્વાદમાં નિમિત્તભૂત છે અને જીવોનાં જન્મ આદિ થવામાં પણ નિમિત્તભૂત છે તે કદીપણ અસ્ત પામતું નથી, ઉદય પામતું નથી, ઉઠતું નથી, બેસતું નથી, જતું નથી, આવતું નથી અને કોઈપણ જાતની ઇચ્છા કરતું નથી.[૧૩,૧૪] હે રામ ! નિર્મળ આકારવાળું અને પોતે પોતાનામાંજ રહેલું એ ચૈતન્ય આ 'જગત' નામની ખટપટરૂપે પ્રતીત થાય છે.[૧૫] જેમ તેજ પોતાનાજ સમૂહોથી ચલન પામતાજેવું જણાય છે અને જળ પોતાનાજ સમૂહોથી ચલન પામતાજેવું જણાય છે, તેમ ચૈતન્ય પણ પોતાનાથી અભિન્ન સૃષ્ટિના વિભ્રમોથીજ ચલન પામતાજેવું જણાય છે.[૧૬] એ ચૈતન્ય નામનો અનુભવ કે જે સર્વમાં વ્યાપક છે, સર્વદા સિદ્ધજ છે, વાસ્તવિકરીતે પ્રકાશરૂપ છે, અજ્ઞાનનેલીધે પ્રકાશતો નથી, અને અંશોથી રહિત છતાં પણ કલ્પનાથી અંશોને ધારણ કરે છે તે પોતેજ અવિદ્યામાં પ્રતિબિંબરૂપ કૃત્રિમવેષ ધરી પોતાના અપરિચ્છિન્નસ્વરૂપને ભૂલી જઈ 'હું છું' એવી ભાવનાથી ધીરે ધીરે જીવપણું પામે છે.[૧૭,૧૮] જીવપણું થવાનેલીધે અનેકપણું આરૂઢ થઈ જતાં અને અનેક જન્મ-મરણો થવાથી 'આ છે, આ નથી, આ લેવું અને આ છોડવું' ઈત્યાદિ વ્યવહારોના સ્થાનકરૂપ દેહાત્મભાવ દૃઢ થઇ જતાં, એજ ચૈતન્ય દેહનાં સેંકડો ચલનોથી સારાં-નરતાં કર્મો કરીને જગતને બનાવી લે છે પણ વાસ્તવિકરીતે બનાવતુંજ નથી. પૃથ્વીરૂપ ચૈતન્યની કોતરમાં રહેલું અંકુરોના સમૂહરૂપ ચૈતન્ય ફુટ કરીને નીકળવા ધારે છે ત્યારે આકાશરૂપ ચૈતન્ય કે જે સઘળા સાકારપદાર્થોરૂપ ચૈતન્યોનો સમાવેશ કરે એવું છે તે તેને અવકાશ આપે છે, ચલનરૂપ ધર્મવાળું વાયુરૂપ ચૈતન્ય તેનું આકર્ષણ કરે છે, જળરૂપ ચૈતન્ય પોતાના રસથી તેનું સ્નેહન કરે છે.[૧૯,૨૧] પૃથ્વીરૂપ ચૈતન્ય દૃઢતા આપીને તેનાપર અનુગ્રહ કરે છે અને તેજરૂપ ચૈતન્ય પોતાનું રૂપ આપીને તેને પ્રકટ કરે છે. આ રીતે કારણપદાર્થરૂપ ચૈતન્યોનો કાર્યપદાર્થરૂપ ચૈતન્યોપર અનુગ્રહ થવાથી સ્થિતિ ચાલ્યા કરે છે.[૨૨] કાળરૂપ ચૈતન્ય અમુક વિરોધીપદાર્થોરૂપ ચૈતન્યોની ઉત્પત્તિને રોકી, અમુક પદાર્થોરૂપી ચૈતન્યોને ઉત્પન્ન થવાની આજ્ઞા આપી તેઓના ઉપર અનુગ્રહ કરે છે. જેમકે હેમંતઋતુ જવના અંકુરોથી વિરૂદ્ધ ખડ આદિની ઉત્પત્તિને રોકી, જવના અંકુરોને ઉત્પન્ન થવાની આજ્ઞા આપે છે. સર્વ પદાર્થોરૂપ ચૈતન્યોમાં ફેરફાર કર્યા કરવો, એજ કાળરૂપ ચૈતન્યનો સ્વભાવ છે. પુષ્પોરૂપી ચૈતન્યોમાં કેસરારૂપી ચૈતન્યોનો ધીરે ધીરે જમાવ થતાં, ગંધ નામનું ચૈતન્ય પ્રકટ થાય છે. માટીરૂપ ચૈતન્યની અંદર રહેલું રસરૂપ ચૈતન્ય વૃક્ષોરૂપ ચૈતન્યનો જમાવ થાય ત્યારે તે વૃક્ષોનાં મૂળીયાંપણાને પ્રાપ્ત થાય છે.[૨૩] મૂળીયાંરૂપ ચૈતન્યમાં રહેલું રસરૂપ પાતળું ચૈતન્ય ફળપણાને પ્રાપ્ત થાય છે અને તેજ રસરૂપ ચૈતન્ય ન્હાની ન્હાની શિરાઓરૂપ થઇને પાંદડાં આદિની રચનારૂપપણાને પ્રાપ્ત થાય છે.[૨૪] એજ ચૈતન્ય તે તે સમયમાં ઇંદ્રધનુષના જેવા જૂદા જૂદા રંગો પકડી, જુના વૃક્ષોમાં નવીનજેવાપણાનું સંપાદન કરીને અનુગ્રહ કરે છે. જે જે નવીનપણાનું સંપાદન

કરનારો અનુગ્રહ થાય છે તે તે અનુગ્રહ તે તે પદાર્થોરૂપ ચૈતન્યની સ્થિતિપ્રમાણે અને વનરૂપ ચૈતન્યની સ્થિતિપ્રમાણે થાય છે.[૨૫] ચૈતન્ય ઋતુઓનું રૂપ ધરીને પોતપોતાના સમયમાં તે તે કાર્યોરૂપે દેખાવ આપે છે. જેમકે વસંતઋતુના સમયમાં પુષ્પોના તથા પલ્લવોના સમૂહોનો દેખાવ થાય છે, ગ્રીષ્મઋતુના સમયમાં સૂર્યના તેજની શક્તિઓનો ગરમીરૂપે દેખાવ થાય છે,[૨૬] વર્ષાઋતુના સમયમાં શ્યામ વાદળાંઓની પંક્તિઓનો દેખાવ થાય છે, શરદ્‌ઋતુના સમયમાં સઘળી જાતનાં ધાન્યોનો દેખાવ થાય છે,[૨૭] હેમંતઋતુના સમયમાં દશે દિશાઓમાં હિમનો દેખાવ થાય છે અને શિશિરઋતુના સમયમાં જળને પણ કઠિન બનાવી નાખે એવા શીતળ પવનોનો દેખાવ થાય છે.[૨૮] કાળ કે જે સંવત્સરો તથા યુગો આદિરૂપથી પોતાની મર્યાદાને છોડતો નથી તે પણ ચૈતન્યનોજ વિવર્ત છે. જેમ મ્હોટી નદીમાં તરંગોના સમૂહો ઉત્પન્ન થયા કરે છે, તેમ મહાચૈતન્યમાં સૃષ્ટિઓ ઉત્પન્ન થયા કરે છે.[૨૯] કેટલાએક પદાર્થોને સ્થિર રાખવારૂપ ચતુરાઇ કરનારો સૃષ્ટિનો એક જાતનો નિયમ છે કે જેથી સર્વલોકોના આધારરૂપ પૃથ્વી પ્રલયપર્યંત ધરીને રહ્યા કરે છે તે પણ ચૈતન્યનોજ વિવર્ત છે.[૩૦] ચૈતન્યના વિવર્તરૂપ આ બ્રહ્માંડની અંદર પાતાળ આદિ ચૌદે લોકોમાં અનેકપ્રકારના આહાર–વિહારો કરનારાં અને અનેકપ્રકારની રચનાઓવાળાં પ્રાણીઓ વારંવાર મરે છે અને વારંવાર જન્મે છે તે પણ ચૈતન્યનોજ વિલાસ છે. જેમ પાણીનો અભાવ થાય તો પરપોટાઓ જતા રહે છે, તેમ એક અજ્ઞાનનો અભાવ થાય તો જન્મ–મરણના પ્રવાહો મટી જાય છે.[૩૧,૩૨] જેઓને પૂર્વ પૂર્વ જન્મોની વાસનાનેલીધે કામનાઓ ઉત્પન્ન થયા કરે છે એવા, મૂર્ખતાનેલીધે સ્વરૂપના વિચારની વાતને પણ નહિ જાણનારા અને કાળથી પરવશ થયેલા આ તુચ્છલોકો ઉન્મત્તોની પેઠે આ લોકમાં આવે છે, પરલોકમાં જાય છે, સ્થાવર થયા હોય તેમ ઉભાજ રહે છે, ભોગો ભોગવવાના કૌતુકનેલીધે ધર્મ આદિ સ્વાર્થોને અત્યંત મેળવે છે અને જન્મ–મરણોથી સંસારમાં દોડ્યા કરે છે, તો એ સઘળું પોતાને અને જગતને બ્રહ્મથી ભિન્ન જાણવારૂપ અજ્ઞાનથીજ થાય છે.[૩૩] आयाति याति परितिष्ठति लीलयातिस्वार्थानुपार्जयति धावति जन्मनाशैः । [illegible]द्देहितभावनमाहितेहा मुग्धा कृतांतविवशा जनता वराकी ॥ ३३ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ચિદાદિત્યસ્વરૂપવર્ણન' નામનો છત્રીસમો સર્ગ સંપૂર્ણ.૩૬**

---

## सर्ग ३७ मो* બોધ, અકામતા તથા કર્મરહિતતાથી આત્માની સ્વરૂપસ્થિતિ

**वसिष्ठ उवाच । इत्थं स्थिरतराका[illegible]ाः संसारावलयोभितः ।**
**स्वभावा ब्रह्मणः सर्वाः [illegible]नरायांति यांति च ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! એ રીતે અજ્ઞાનની સ્થિતિપર્યંત ચારેબાજૂ અત્યંત સ્થિર આકારવાળી સંસારોની સઘળી પંક્તિઓ પોતાના સ્વરૂપભૂત બ્રહ્મમાંજ ઉદય પામે છે અને પાછી તેમાંજ અસ્ત પામે છે.[૧] જેમાંની સઘળી વસ્તુઓ એક–એકથી ઉત્પન્ન થતી અને એક–એકથી નાશ પામતી જોવામાં આવે છે એવું સઘળું જગત વાસ્તવિકરીતે પોતાના અધિ-

* આ સાડત્રીસમા સર્ગમાં અવિદ્યા, કામ તથા કર્મો એઓથી આત્માનું અનાત્માપણું થયું છે અને બોધથી, અકામપણાથી તથા કર્મરહિતપણાથી આત્માને સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થાય છે એમ કહેવામાં આવશે.

ષ્ઠાન ચૈતન્યમાંથીજ ઉત્પન્ન થાય છે અને પોતાના અધિષ્ઠાન ચૈન્યમાંજ લય પામે છે.[૨] જેમ અગાધજળના મધ્યમાં કોઈપણ પ્રદેશ જળથી ખાલી નાહ હોવાનેલીધે તે પ્રદેશમાં થતું જળનું ચલન પણ વાસ્તવિકરીતે અચલનજ છે, તેમ સર્વવ્યાપક મહાચૈતન્યમાં જગતનો આકાર થવારૂપ જે ચલન જોવામાં આવે છે તે પણ વાસ્તવિકરીતે અચલનજ છે. કારણરૂપ કે કાર્યરૂપ જે કાંઈ જગત જોવામાં આવે છે તે મહાચૈતન્યજ જોવામાં આવે છે.[૩] જેમ નિરાકાર આકાશમાં સૂર્યની ગરમીનેલીધે ઝાંઝવાની નદીઓ જોવામાં આવે છે, તેમજ મહાચૈતન્યમાં સ્વભાવનેલીધે આ સઘળી સૃષ્ટિઓ જોવામાં આવે છે.[૪] જેમ પોતાનો દેહ નહિ ઘૂમતા છતાં પણ મદ પીવાથી ઘૂમતાજેવો જણાય છે, તેમ જે મહાચૈતન્ય છે તેજ પોતાના સ્વભાવનેલીધે જગત-જેવું જણાય છે.[૫] આ જગત બ્રહ્મનાજ વેષાંતરજેવું છે માટે અસત્ નથી અને બાધિત થઈ જાય છે માટે સત્ પણ નથી. જેમ કડાં વગેરે અલંકારો સુવર્ણથી ભિન્ન નહિ હોવાનેલીધે સુવર્ણ-રૂપજ છે પણ નામ–રૂપના ભેદનેલીધે સુવર્ણથી ભિન્નજેવાં જણાય છે, તેમ સઘળું જગત બ્રહ્મથી ભિન્ન નહિ હોવાનેલીધે બ્રહ્મરૂપજ છે પણ કલ્પિતનામ–રૂપના ભેદનેલીધે બ્રહ્મથી ભિન્નજેવું જણાય છે.[૬] હે રામ! જેમ આ જગત બ્રહ્મ છે તેમ તમે જેથી શબ્દને, રસને, રૂપને તથા ગંધને જાણો છો તે તમારો આત્મા (જીવ) પણ બ્રહ્મજ છે અને તે સર્વમાં વ્યાપીને રહેલો છે.[૭] નિર્મળ અને સર્વવ્યાપક પરમાત્મામાં બેપણું કે એકપણું કાંઈ છેજ નહિ માટે તેમાં ક્યાંય કોઈ પ્રકારે બીજી કલ્પનાનો અવકાશજ નથી.[૮] હે રામ! અન્યવસ્તુનું હોવું, નહિ હોવું, અને સારી–નરતી સૃષ્ટિઓ એ સઘળું વાસનાથીજ કલ્પાય છે માટે તે સઘળું માયામાંજ છે અથવા આત્માથી ભિન્ન નહિ હોવાનેલીધે આત્મામાંજ છે.[૯] આત્માથી ન્યારી કોઈ વસ્તુ જો સિદ્ધ હોય તો તેને ઉત્પન્ન કરવાની આત્માને ઈચ્છા થવી સંભવે પણ આત્માથી ન્યારી વસ્તુ છેજ નહિ એટલે આત્મા કયી વસ્તુને ઇચ્છીને અથવા કયી વસ્તુનું સ્મરણ કરીને સૃષ્ટિ કરવાનેમાટે દોડે અને દોડે તોપણ શું ફળ પામે?[૧૦] એટલામાટે 'આ સૃષ્ટિ આત્માની ઇચ્છાથી થાય છે' એમ કહેવું સંભવતુંજ નથી. 'આત્માને અમુક વસ્તુ જોઈએ છે અને અમુક વસ્તુ જોઈતી નથી' એવી-રીતના કોઇપણ વિકલ્પો આત્મામાં લાગુ પડતા નથી માટે આત્મા ઈચ્છાથી રહિતજ છે, એમ સિદ્ધ થાય છે. કરનાર, કરવાનાં સાધનો અને કરવાનાં કાર્યો એ સઘળું એકજ છે માટે આત્માને કાંઇ પણ કરવું સંભવતું નથી અને આધાર તથા આધારમાં રહેનાર એઓ પણ જૂદા નથી માટે આત્માને ક્યાંય રહેવું પણ સંભવતું નથી. આત્મા કે જે ઈચ્છાવગરનો છે તેને 'મોક્ષ જોઇએ છે' એમ પણ નથી. કારણ કે આત્મામાં બંધની કે મોક્ષની કલ્પનાજ સંભવતી નથી.[૧૧] હે રામ! બ્રહ્મની સ્થિતિ આ પ્રમાણેજ છે, બીજા કોઈપ્રકારની પણ નથી તે છતાં પણ તમારા સમજવામાં બ્રહ્મની કોઈ બીજી સ્થિતિ હોય તો ભલે, તમે સુખી છતાં પણ દુઃખી થાઓ અને કામ–ક્રોધ આદિ સઘળાં દ્વંદ્વોથી રહિત છતાં પણ કર્તા થાઓ. હાથેકરી પોતાની ભૂલથીજ દુઃખી થશો તેમાં મ્હારો કોઈ ઉપાય નથી.[૧૨] હે રામ! બીજું પણ કહું છું તે સાંભળો. તમે પોતાનામાં કર્તાપણાના અભિનિવેશથી વારંવાર ઘણાપ્રકારનાં કર્મો કરશો તોપણ વિષયોથી દેહનાં પાંચ ભૂતોને પુષ્ટ કરવા સિવાય, તમને બીજું કયું ફળ મળવાનું છે કે જે તમારા સ્વરૂપને યોગ્ય કહેવાય? કશું ફળ મળવાનું નથી. એટલામાટે તમે કે જે

શાસ્ત્રના અને સદ્ગુરૂના સંગવાળા છો તેમને અકર્તાપણામાંજ વિશ્વાસ બેસે તો બહુ સારૂં. તમે પોતાના અકર્તાપણાનો વિશ્વાસ રાખી વાયુવગરના સમુદ્રની પેઠે નિશ્ચલ થાઓ, સ્વસ્થ થાઓ અને સ્વચ્છ થાઓ.[13] 'આ સંસારમાં જેથી પૂર્ણકામપણું પ્રાપ્ત થાય એવું સાધન ઘણા યત્નથી તથા ઘણા વેગથી દિશાઓના છેડાઓસુધી ભમતાં પણ મળે એમ નથી પણ પોતાના વિચારથીજ મળે એમ છે' એવો નિશ્ચય રાખીને મનથી તમે બાહ્યપદાર્થોના સમૂહોમાં દોડો નહિ પણ તમારા સ્વરૂપનોજ વિચાર કરો. તમે કે જે પોતાને દેહરૂપ માનો છો તે દેહરૂપ નથી પણ વાસ્તવિકરીતે ચિદાનંદરૂપજ છો.[14] **गत्वा सुदूरमपि यत्नवता जवेन नासाद्यते येन सुपूर्णतैति। मत्वेति मा व्रज पदार्थगणान्धिया त्वं न त्वं त्वमेव परमार्थतया चिदात्मा ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ઉપશમવર્ણન' નામનો સાડત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૭**

## सर्ग ३८ मो* જ્ઞાનીને કર્તાપણું, ભોક્તાપણું, બંધ કે મોક્ષ નથી.

**वसिष्ठ उवाच।**(गद्यम्) **एवं स्थिते तु तज्ज्ञानां यदेतत् कर्तृत्वं दृश्यते। सुखदुःखादिषु योगादिषु वा तदसन्न तु मूर्खाणाम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામ! આ પ્રમાણે છે એટલામાટે સુખ-દુઃખ આપનારાં કર્મોમાં અથવા સમાધિના અભ્યાસ આદિમાં તત્ત્વવેત્તા પુરૂષોનું જે કર્તાપણું જોવામાં આવે છે તે મુદ્દલ છેજ નહિ અને મૂર્ખલોકોનું કર્મોમાં જે કર્તાપણું જોવામાં આવે છે તે છેજ.[1] કારણ કે 'અમુક પદાર્થ લેવા યોગ્ય છે' એવી ઈચ્છારૂપ 'વાસના' નામનો અંદર રહેલી મનની વૃત્તિનો જે નિશ્ચય છે તેજ 'કર્તાપણું' કહેવાય છે.[2] મનની એવાપ્રકારના નિશ્ચયરૂપ ચેષ્ટાનેલીધેજ તેવાપ્રકારનું ફળ ભોગવવું પડે છે. પુરૂષ પોતાની વાસના પ્રમાણે ક્રિયા કરે છે અને ક્રિયા કર્યા પ્રમાણે ફળ ભોગવે છે; માટે જો વાસનાથી ક્રિયા કરવામાં આવે તોજ કર્તાપણું થાય છે અને કર્તાપણું હોય તોજ ભોક્તાપણું થાય છે એવો સિદ્ધાંત છે.[3] કહ્યું છે કે "પુરૂષ શરીરથી ક્રિયા કરતો હોય કે ન કરતો હોય તોપણ મનમાં જેવી વાસના હોય તે પ્રમાણે સ્વર્ગમાં કે નરકમાં ફળ ભોગવવું પડે છે."[4] આમ છે એટલામાટે જેઓએ આત્મતત્ત્વ જાણ્યું નથી એવા પુરૂષો ક્રિયા કરતા હોય કે ન કરતા હોય તોપણ વાસનાવાળા હોવાનેલીધે તેઓને કર્તાપણું છે પણ તત્ત્વવેત્તાઓ તો વાસનાવગરનાજ હોય છે તેથી તેઓને કર્તાપણું નથી.[5] જેણે તત્ત્વ જાણ્યું હોય એવા પુરૂષની વાસના શિથિલ થઈ ગયેલી હોય છે એટલામાટે તે પુરૂષ ક્રિયા કરતો હોય તોપણ તે ક્રિયાના ફળનું અનુસંધાન કરતો નથી. તત્ત્વવેત્તા પુરૂષ તો આસક્તિવગરની બુદ્ધિવાળો હોવાનેલીધે કેવળ શરીરનું ચલનમાત્ર કરે છે અને તેમ કરતાં કદાચ તે ચલનરૂપ કર્મનું ફળ થાય તોપણ 'આ સઘળું કર્મફળ આત્માજ છે' એમ સમજીને તેનો અનુભવ કરે છે માટે એવો પુરૂષ ક્રિયા કરતાં છતાં પણ અકર્તા છે અને આસક્તિવાળો અજ્ઞાનીપુરૂષ તો ક્રિયા ન કરતો હોય તોપણ મનમાં વાસનાવાળો હોવાનેલીધે કર્તાજ છે.[6] મન જે કામ કરે તેજ કામ કર્યું કહેવાય છે અને મન જે કામ ન કરે તે કામ ન કર્યુંજ કહેવાય છે,

* આ આડત્રીસમા સર્ગમાં પોતાના અસંગસ્વરૂપને નહિ જાણનારા પુરૂષને કર્તાપણું તથા ભોક્તાપણું છે અને જાણનારા પુરૂષને કર્તાપણું કે ભોક્તાપણું નહિ હોવાથી બંધ-મોક્ષ પણ નથી એમ કહેવામાં આવશે.

એટલામાટે મનજ કર્તા છે, દેહ કર્તા નથી.[૭] સંસાર ચિત્તથીજ આવેલો છે, ચિત્તમયજ છે, ચિત્તમાત્રજ છે અને ચિત્તમાંજ રહ્યો છે એવા જ્ઞાનથી તત્ત્વવેત્તા પુરૂષને વિષયો તથા વાસના એ સઘળું ઉપશાંત થયેલુંજ હોય છે એટલામાટે તત્ત્વવેત્તા પુરૂષ પોતે એકલોજ છે પણ વાસનાના સંબંધવાળો નથી.[૮] જેમ ઝાંઝવાનું પાણી વર્ષાઋતુમાં લીન થઈ જાય છે અને હિમનો કણ પ્રચંડ તડકામાં લીન થઇ જાય છે, તેમ આત્મવેત્તાઓનું મન પરમશાંતિ પામીને બ્રહ્મમાંજ લીન થઈ જાય છે અને બ્રહ્મપણાથીજ રહે છે.[૯] જ્ઞાનીપુરૂષનું સ્થિર થયેલું મન વિષયોના આનંદવાળું હોતું નથી, સ્વરૂપના આનંદથી રહિત હોતું નથી, ચંચળ હોતું નથી, પથરા આદિથી પેઠે જડપણ હોતું નથી, 'છે' એમ પણ જણાતું નથી, 'નથી' એમ પણ જણાતું નથી અને 'એ સ્થિતિઓમાંની કોઈ સ્થિતિઓની સંધિમાં છે' એમ પણ કહી શકાતું નથી.[૧૦] જેમ હાથી ન્હાના ખાબોચીઆમાં ખુંચી જતો નથી, તેમ જ્ઞાનીનું મન આ વાસનામય તુચ્છ-સંસારમાં ખુંચી જતું નથી. મૂર્ખનું મન તો વિષયોની રચનાનેજ દેખે છે, આત્મતત્ત્વને દેખતુંજ નથી.[૧૧] આ વિષયમાં એક બીજું દૃષ્ટાંત કહું તે સાંભળો. જેના મનમાં ખાડામાં પડવાની વાસના લાગી રહી હોય તે માણસ ખાડામાં નહિ પડતાં છતાં પણ અને શયનમાં સૂતાં છતાં અથવા આસનપર બેઠા છતાં પણ ખાડામાં પડવાના દુઃખનો અનુભવ કરે છે અને જ્ઞાનીમાણસ સાક્ષાત્ ખાડામાં પડતો હોય તોપણ પોતાનું મન અત્યંત શાંત હોવાનેલીધે શય્યાના તથા આસનના સુખનો અનુભવ કરે છે. આ બે માણસોમાં પહેલો માણસ પોતે ખાડામાં પડવાનો અકર્તા છતાં પણ મનનેલીધે ખાડામાં પડવાનો કર્તા બન્યો અને બીજો માણસ ખાડામાં પડવાનો કર્તા છતાં પણ મનનેલીધે ખાડામાં પડવાનો અકર્તા બન્યો, માટે એમજ સિદ્ધાંત થાય છે કે "પુરૂષનું (પોતાનું) મન જેવું હોય તેવોજ થઈ જાય છે."[૧૨] હે રામ ! આ પ્રમાણે છે એટલામાટે તમે કોઇ ક્રિયા કરો કે ન કરો પણ, તેમાં તમારા મનને સર્વદા આસક્તિરહિતજ રાખજો. આત્મતત્ત્વથી ન્યારૂં બીજું કાંઇ છેજ નહિ કે જેમાં આસક્તિ રાખવી સંભવે. તમે તમારા ચિત્તની શુદ્ધિના પ્રભાવથી એમજ સમજો કે "જે કાંઇ આ જગતસંબંધી છે તે સઘળું આભાસમાત્રજ છે."[૧૩] તત્ત્વવેત્તા પુરૂષને જ્યારે "આત્માને સુખ–દુઃખ લાગુજ પડતાં નથી, આધાર કે તેમાં રહેનાર એ કોઈ આત્માથી જૂદાં છેજ નહિ, હું સઘળા પદાર્થોથી ન્યારો મોવાળાના અગ્રના હજારમાં ભાગજેવો સૂક્ષ્મ, અકર્તા તથા અભોક્તા છું, અથવા જે કાંઇ આ દૃશ્ય છે તે સઘળું હુંજ છું, અથવા સર્વ જગતનો પ્રકાશક તથા સર્વવ્યાપક હુંજ છું," એવીરીતના નિશ્ચયો થાય ત્યારે ઇષ્ટની પ્રાપ્તિની અને અનિષ્ટના પરિહારની ચિંતારૂપી જ્વર નિર્વૃત્ત થતાં, તે તત્ત્વવેત્તાના ચિત્તની વૃત્તિ પ્રારબ્ધના ભોગનેમાટે કેવળ લીલાથીજ વ્યવહારોમાં રહે છે.[૧૪] જ્ઞાનીપુરૂષના ચિત્તની વૃત્તિ સંકટોના સમયમાં પણ આત્માનંદથીજ ભરપૂર રહે છે અને જેમ ચાંદની પોતાના ઉજાશથી જગતને શણગારે છે, તેમ તે ચિત્તની વૃત્તિ બ્રહ્મભાવથી જગતને શણગારે છે. જ્ઞાનીપુરૂષ મનમાં વાસનાઓથી રહિત હોવાનેલીધે ક્રિયાઓ કરતો હોય તોપણ અકર્તાજ છે. કારણ કે કર્મોનો લેપ કરવો એ મનની વાસનાઓનુંજ કામ છે. જ્ઞાનીપુરૂષ પોતાના યત્નથી હાથ–પગ આદિ ચલાવવારૂપ કર્મ કરે છે તોપણ તેનું મન વાસનાઓથી રહિત હોવાનેલીધે તે જ્ઞાની કર્મનાં ફળનો અનુભવ કરતો

નથી.[૧૫] આ રીતે મન કે જે સઘળાં કર્મોનું, સઘળી ઈચ્છાઓનું, સઘળા પદાર્થોનું, સઘળા લોકોનું અને સઘળી ગતિઓનું બીજ છે તેનોજ પરિહાર કરવામાં આવે તો સઘળાં કર્મોનો પરિહાર થઈ જાય છે, સઘળાં દુઃખો ક્ષય પામે છે અને સઘળાં પુણ્ય-પાપો લય પામે છે. જ્ઞાનીપુરૂષને પોતાથી જૂદું કાંઇ હોતુંજ નથી એટલામાટે તે પુરૂષ માનસિકકર્મોમાં કે શારીરકર્મોમાં આસક્ત થતો નથી, આસક્ત નહિ હોવાનેલીધે તે કર્મોનાં સાધનોને વશ થતો નથી અને વશ નહિ થવાનેલીધે તે તે કર્મોના ગુણ-દોષોથી દબાતો પણ નથી.[૧૬] જેમ બાળક મનથી નગરની રચના કરીને તથા તે નગરને શણગારીને લીલામાત્રથી કાંઈક સુખ પામતાં છતાં પણ 'જે મને કરેલું છે તે નથીજ કર્યું અને આ સુખ ખરૂં બનેલું નથી માટે ગ્રહણ કરવા યોગ્ય નથી' એમ સમજીને તે સુખથી લેપાતો નથી અને પછી મનથીજ તે નગરને નષ્ટ કરી નાખી કાંઇક દુઃખ પામતાં છતાં પણ 'મનથી જે થયું તે નથીજ થયું' એમ સમજીને તે દુઃખથી લેપાતો નથી, તેમ જ્ઞાનીપુરૂષ પ્રત્યક્ષરીતે કર્મો કરતો હોય તોપણ 'આ સઘળું સ્વરૂપમાં કલ્પિતજ છે' એવી બુદ્ધિનેલીધે તે કર્મોનાં ફળોથી લેપાતો નથી.[૧૭] જગતસંબંધી સઘળા પદાર્થો કે જેઓમાં કેટલાએક તજવાયોગ્યપણાથી અને કેટલાએક ગ્રહણ કરવાયોગ્યપણાથી વ્યવહારમાં લેવામાં આવે છે તેઓમાં દુઃખનું કારણ કોઇ પણ નથી. કારણ કે કોઇ પણ પદાર્થ અવિનાશી અને આત્માથી જૂદો સંભવતો નથી માટે તેઓમાં પણ:તજવા યોગ્ય પણ નથી અને ગ્રહણ કરવા યોગ્ય પણ નથી. આમ હોવાથી આ આત્મા અકર્તા છે તથા અભોક્તા છે અને તે આત્મામાં જે આ કર્તાપણું જોવામાં આવે છે તે ખોટીરીતે કેવળ આરોપિતજ છે.[૧૮] 'દેહધારીથી સઘળાં કર્મોનો ત્યાગ બની શકેજ નહિ' એ ન્યાયપ્રમાણે જ્ઞાનીપુરૂષથી પણ ભોજન આદિ આવશ્યક ક્રિયાઓનો ત્યાગ બની શકેજ નહિ પણ આત્મજ્ઞાનના પ્રભાવને લીધે 'આ ક્રિયાઓ વાસ્તવિકરીતે છેજ નહિ' એમ જ્ઞાનીપુરૂષ સમજે છે માટે જ્ઞાનીને કર્તાપણું કે ભોક્તાપણું પ્રાપ્ત થતું નથી. આત્મતત્ત્વનો યથાર્થ વિચાર કરતાં કોઇ ક્રિયાઓજ નથી અને એમ હોવાથી કર્તાપણું કે ભોક્તાપણું પણ છેજ નહિ. જેઓની બુદ્ધિને ઇંદ્રિયોએ, વિષયોમાં રાગ-દ્વેષ આદિએ અને તેઓનાં કારણભૂત પુણ્ય-પાપોએ પરવશ કરી નાખેલી હોય છે એવા અજ્ઞાનીઓનેજ કર્તાપણું તથા ભોક્તાપણું પ્રાપ્ત થાય છે પણ સ્વતંત્રવિચારવાળા જ્ઞાનીપુરૂષોને કર્તાપણું કે ભોક્તાપણું પ્રાપ્ત થતાં નથી.[૧૯] જેઓનું મન સંસારમાં આસક્ત નથી તેઓને બંધજ નથી અને બંધ નહિ હોવાથી મોક્ષ પણ નથી. પરંતુ જેઓનું મન સંસારમાં આસક્ત હોય છે તેઓને તો બંધ તથા મોક્ષ આદિ સઘળું છે.[૨૦] જ્ઞાનીપુરૂષને યથાર્થરીતે સઘળું આત્મતત્ત્વરૂપજ જોવામાં આવે છે માટે જ્ઞાનીપુરૂષ પોતાની દૃષ્ટિથી કોઈ પદાર્થમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ કરતો નથી અને કોઇ પદાર્થમાં બેપણું કે એકપણું ગણતો નથી પણ એમજ સમજે છે કે "આત્મતત્ત્વ સઘળી શક્તિઓવાળું હોવાનેલીધે તેજ આ પ્રવૃત્તિ-નિવૃત્તિ આદિ સઘળું દેખાડે છે." કોઇ પદાર્થમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ અથવા કોઇ પદાર્થમાં બેપણાની કે એકપણાની બુદ્ધિ જ્ઞાની પુરૂષને સ્વરૂપથી ભિન્નદૃષ્ટિથી હોતી નથી પણ બીજાઓને ભ્રાંતિનેલીધે જ્ઞાની પુરૂષમાં 'તે છે' એમ પ્રતીત થાય છે.[૨૧] બંધ પણ નથી, મોક્ષ પણ નથી, બંધનું સાધન પણ નથી અને મોક્ષનું સાધન પણ નથી બંધ-

મોક્ષ આદિની પ્રતીતિરૂપ જે દુઃખ છે તે અજ્ઞાનનેલીધેજ છે માટે જ્ઞાનથી ટળી જાય છે.[22] હે રામ ! જગતમાં મોક્ષ પણ કલ્પિત હોવાનેલીધે મિથ્યા છે અને બંધ પણ કલ્પિત હોવાનેલીધે મિથ્યાજ છે. એટલામાટે તમે સર્વ કલ્પનાઓનો ત્યાગ કરી, અહંકારથી રહિત થઇ, ધીર થઇ, વ્યવહાર કરતાં છતાં પણ બુદ્ધિથી આત્મામાંજ નિષ્ઠા રાખીને પૃથ્વીમાં રહો.[23]

संकल्पिता जगति मोक्षमतिर्मुधैव संकल्पिता जगति बंधमतिर्मुधैव ॥
संत्यज्य सर्वमनहंकृतिरात्मनिष्ठो धीरो धिया व्यवहरन्भुवि राम तिष्ठ ॥ २३ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'ઉપશમવર્ણન' નામનો આડત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૮

## सर्ग ३९ मो* રામને પ્રબોધ કરવા માટે વસિષ્ઠનો વિચાર

राम उवाच । (गद्यम्) भगवन्नेवंस्थिते परब्रह्मण्येव विद्यमाने कुत एवाभित्तिचित्ररूपायाः सृष्टेरागम इति कथय महात्मन् ॥ १ ॥

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહાત્મા મહારાજ ! જો આપના કહ્યા પ્રમાણેજ હોય તો બ્રહ્મ કે જે એકજ અને નિર્વિકાર છે તેમાં ભીંતવગરના ચિત્રજેવી આ સૃષ્ટિની ઉત્પત્તિ ક્યાંથી થઇ ? એ કહો.[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રાજકુમાર ! જે બ્રહ્મતત્ત્વ છે તેજ આ જગતરૂપે દેખાવ આપેછે. એ બ્રહ્મ સઘળી શક્તિઓવાળું છે એટલામાટે કાર્યપણું, કારણપણું, એકપણું, અનેકપણું, આદિપણું અને અંતપણું ઈત્યાદિક સઘળી શક્તિઓ બ્રહ્મમાં દેખાય છે.[2,3] જે શક્તિઓ છે તેઓ પણ બ્રહ્મજ છે. બીજું કાંઈ નથી. જેમ સમુદ્રના જળનું પૂર ચંદ્રના ઉદયનેલીધે પ્રફુલ્લિત થઇ તરંગોના નાચ આદિ અનેક આકારો દેખાડતું જોવામાં આવે છે, તેમ પરમાત્મા પણ પોતાના ચૈતન્યપણાનેલીધે જીવપણાને અને કર્મમય, વાસનામય તથા મનોમય સઘળી શક્તિઓને એકઠી કરે છે, દેખાડે છે, ધરી રાખે છે, ઉત્પન્ન કરે છે અને પાછી તિરોહિત કરી દે છે.[4,5] સઘળા જીવોની, સઘળા દેખાવોની અને સઘળા પદાર્થોની ઉત્પત્તિ સર્વદા બ્રહ્મથીજ થયા કરે છે.[6] જેમ સમુદ્રના તરંગો સર્વદા સમુદ્રમયજ છે, સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે અને પાછા સમુદ્રમાંજ પ્રવેશ કરે છે, તેમ સઘળા પદાર્થો સર્વદા બ્રહ્મમયજ છે, બ્રહ્મમાંથીજ ઉત્પન્ન થાય છે અને પાછા બ્રહ્મમાંજ તિરોહિત થાય છે.[7]

રામચંદ્રજી પૂછે છેઃ—આ આપનાં વાક્યોનો સંદર્ભ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ જણાય છે એટલામાટે તેનો અભિપ્રાય મ્હારા સમજવામાં આવતો નથી.[8] જેને છએ ઈંદ્રિયો પહોંચતી નથી, એવું ચૈતન્યાત્મક બ્રહ્મ ક્યાં અને જડરૂપ આ પ્રપંચની રચના ક્યાં ! ! ચૈતન્યમાંથી જડ ઉત્પન્ન થાય છે, એમ કહેવુંજ સંભવતું નથી. જો આ પ્રપંચ બ્રહ્મથી ઉત્પન્ન થયો હોય તો બ્રહ્મજેવોજ હોવો જોઈએ.[9] 'જે જેમાંથી ઉત્પન્ન થયેલ હોય તે તેવુંજ હોવું જોઇએ' એવો નિયમ દેખાય છે.[10] જેમ કે દીવાથી ઉત્પન્ન થયેલો દીવો દીવાજેવોજ હોય છે, પુરૂષથી ઉત્પન્ન થયેલો પુરૂષ પુરૂષજેવોજ હોય છે અને ધાન્યથી ઉત્પન્ન થયેલું ધાન્ય ધાન્યજેવુંજ

* આ ઓગણચાળીસમા સર્ગમાં બ્રહ્મનું સર્વશક્તિઓવાળાપણું, રામના મોહનો વિસ્તાર અને રામને સમજાવવાસારૂ વસિષ્ઠે કરેલો વિચાર કહેવામાં આવશે.

હોય છે.[૧૧] આમ છે એટલામાટે પ્રપંચજો નિર્વિકાર બ્રહ્મથી ઉત્પન્ન થયો હોય તો નિર્વિકારજ હોવો જોઇએ પણ જડ નહિ હોવો જોઇએ.[૧૨] પ્રપંચ તો જડજ છે અને જ્યારે જડ છે ત્યારે પરમાત્માથી જૂદો હોવાનેલીધે નિષ્કલંક પરમાત્મામાં જડપદાર્થની ઉત્પત્તિરૂપ કલંક પ્રાપ્ત થાય છે.[૧૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જે કાંઈ આ જગત દેખાય છે તે બ્રહ્મજ છે. બ્રહ્મમાં કોઈ પ્રકારનો મેલ છેજ નહિ. સમુદ્રમાં તરંગોના સમૂહોરૂપે જળજ સ્ફુરે છે પણ ધૂળ સ્ફુરતી નથી, તેમ બ્રહ્મમાં પ્રપંચરૂપે ચૈતન્યજ સ્ફુરે છે પણ જડ સ્ફુરતું નથી.[૧૪] જેમ અગ્નિમાં ઉષ્ણપણાવિના બીજી કોઈ કલ્પનાજ નથી, તેમ બ્રહ્મમાં ચૈતન્યપણાવિના બીજી કોઈ કલ્પનાજ નથી.[૧૫]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! બ્રહ્મ તો દુઃખરહિત છે અને બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જગત દુઃખમય છે માટે બ્રહ્મની અને જગતની એકતા નજ હોવી જોઇએ. આમ છતાં આપ એકતા કહો છો માટે આપના વચનનો અર્થ મ્હારાથી સમજાતો નથી.[૧૬]

વાલ્મીકિઋષિ કહે છેઃ—આપ્રમાણે રામચંદ્રજીએ શંકા કરતાં, મુનિઓમાં ઉત્તમ વસિષ્ઠજીએ રામને ઉપદેશ કરવાના સંબંધમાં વિચાર કર્યો કેઃ "હજી આ રામની બુદ્ધિ અત્યંત પ્રફુલ્લિત થઇ નથી પણ કાંઈક નિર્મળ થયેલી છે અને તેથી જગતસંબંધી તર્કોમાં તણાતી જાય છે.[૧૭-૧૮] જે પુરૂષ બ્રહ્મવિચારમાં વ્યુત્પન્ન થયો હોય, જાણવાનું જાણી ચુક્યો હોય અને વિવેકના બળથી મોક્ષના ઉપાયરૂપ વાણીના પારને પહોંચ્યો હોય તેવા પુરૂષની દૃષ્ટિથી તો બ્રહ્મમાં કોઈ પણ દોષ નથી. કારણ કે ચૈતન્યરૂપ પરબ્રહ્મમાં ક્યાંય પણ જગતરૂપી મેલ છેજ નહિ. આ વિષય જ્યાંસુધી રામને ચોખ્ખે ચોખ્ખો કહેવામાં આવશે નહિ. ત્યાંસુધી રામને વિશ્રાંતિ મળશે નહિ.[૧૯,૨૦] પણ રામની બુદ્ધિ હજીસુધી પૂર્ણ વ્યુત્પન્ન થઈ નથી પણ અર્દ્ધવ્યુત્પન્ન થઈ છે માટે રામની પાસે ચોખ્ખે ચોખ્ખી વાત કહી દેવી પણ અનુકૂળ પડે એમ નથી. રામ હજીસુધી ભોગદૃષ્ટિથી દૃશ્યોનીજ ભાવના કરે છે કે જેથી તેમનો બોધમાં પ્રવેશ થતો નથી.[૨૧] જેને બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થઈ હોય તેને ભોગની ઈચ્છા થાયજ નહિ. જ્યારે ભોગની ઈચ્છા કાંઈપણ ન રહી હોય ત્યારેજ સઘળું બ્રહ્મ છે, એવા સિદ્ધાંતનો ઉપદેશ કરવો યોગ્ય છે.[૨૨] પ્રથમ તો ગુરૂએ શમ—દમ આદિ ગુણોથી શિષ્યને શુભ કરવો જોઇએ. અને પછી 'સઘળું બ્રહ્મ છે' અને 'તું પણ શુદ્ધબ્રહ્મજ છો' એવો બોધ કરવો જોઇએ.[૨૩] જે શિષ્ય અજ્ઞ હોય અને અર્ધું સમજેલો હોય, તેને જે ગુરૂ ' સઘળું બ્રહ્મ છે ' એવો બોધ આપે તે ગુરૂ શિષ્યને મ્હોટાં નરકોના સમૂહમાંજ નાખે છે.[૨૪] જેને ભોગોની ઈચ્છા ટળી ગઈ હોય, મનોરથો ન રહ્યા હોય તથા જેની બુદ્ધિ વ્યુત્પન્ન થઇ હોય એવા મહાત્મા શિષ્યનેજ 'બ્રહ્મમાં અવિદ્યારૂપ મેલ છેજ નહિ' એમ ઉપદેશ કરવો યોગ્ય છે.[૨૫] જે ગુરૂ શિષ્યની બુદ્ધિની પરીક્ષા કર્યા વિના તેને બોધ આપે તે મૂઢબુદ્ધિવાળો ગુરૂજ જગતનો પ્રલય થતાંસુધી નરકમાં પડયો રહે છે."[૨૬] અજ્ઞાનરૂપી અંધકારને તોડનારા પૃથ્વીના સૂર્યરૂપ મહાત્મા વસિષ્ઠમુનિએ એ પ્રમાણે વિચાર કરીને નીચે પ્રમાણે કહ્યું.[૨૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! બ્રહ્મમાં પ્રપંચની કલ્પનારૂપ કલંક છે કે નહિ ? એ વાત તમે પોતાની મેળેજ સમજશો, અને નહિ સમજો તો તે વિષય સિદ્ધાંતના સમયમાં (નિર્વાણપ્રકરણમાં) તમને કહેવામાં આવશે પણ હમણાં કહેવામાં નહિ આવે.[૨૮] હમણાં તો તમે એટલુંજ સમજો કે 'બ્રહ્મ સઘળી શક્તિઓવાળું છે, સર્વવ્યાપક છે તથા અપરિચ્છિન્ન છે અને જે સર્વ

છે તે હું જ છું.[૨૯] કેટલાએક ઇંદ્રજાળ કરનારા લોકો તમારા જોવામાં આવ્યા છે. તેઓ જેમ માયાથી વિચિત્રક્રિયાઓને ઉત્પન્ન કરતાં, સાચાને ખોટું કરી દે છે અને ખોટાને સાચું કરી દે છે, તેમ આ આત્મા પણ કે જે માયાથી રહિત છતાં પણ માયાવીજેવો હોવાથી મ્હોટા ઇંદ્રજાળ કરનારાજેવો છે તે, ઘડાને લુગડું કરી નાખે છે, લુગડાને ઘડો કરી નાખે છે, પથરામાં લતાને ઉત્પન્ન કરે છે, (જુવો કે મેરૂપર્વતના સુવર્ણના શિખરમાં નંદનવન બનાવ્યું છે.) લતામાં પથરાને ઉત્પન્ન કરે છે, (જુવો કે કલ્પવૃક્ષોમાં રત્નોના ગુચ્છો બનાવ્યા છે.) ગંધર્વનગરમાં બગીચાની પેઠે આકાશમાં વાડી વાવે છે,[૩૦] ભવિષ્ય આકાશમાં કલ્પનાથી નગરપણું કરી દે છે અને જેમ ગંધર્વનગરના રાજાના અંતઃપુરમાં ઘણી રાણીઓને લાવી મૂકે, તેમ આકાશને નીલતાથી રહિત કરીને ધરતીપર લાવી મૂકે છે.[૩૧-૩૨] જગતમાં જે કાંઈ છે, જે કાંઇ થશે અને જે કાંઈ થઈ ગયું છે તે સઘળું જેવું માણિક્યોથી બાંધેલી ભૂમિકાઓમાં આકાશનું પ્રતિબિંબ દેખાય છે તેવું છે.[૩૩] પરમાત્મા પોતેજ માયાથી વિચિત્રતા પામીને સર્વ દૃશ્યોરૂપે પોતાનોજ દેખાવ આપે છે એટલામાટે સર્વ સ્થળોમાં સર્વ પ્રકારોથી સઘળું જગત સંપૂર્ણરીતે સંભવે છે અને વાસ્તવિકરીતે એકજ વસ્તુ છે તો હવે હર્ષનો, ક્રોધનો કે વિસ્મયનો અવકાશ ક્યાં રહ્યો ?[૩૪-૩૫] એઓનો અવકાશ છેજ નહિ એટલામાટે ધીરજવાળા પુરૂષે સર્વદા સમતાથીજ રહેવું જોઇએ.[૩૬] સમતાથી સંયુક્ત થયેલો જ્ઞાનીપુરૂષ કદી પણ વિસ્મય, ગર્વ, મોહ, હર્ષ તથા ક્રોધ આદિ વિકારોને પ્રાપ્ત થતો નથી.[૩૭] જો સમતા પ્રાપ્ત ન થાય તો આ દેશ–કાળવાળા જગતમાં વિચિત્રરચનાઓ જોવામાં આવે છે કે જેઓ બહુ દુઃખદાયી થાય છે.[૩૮] જેમ સમુદ્ર યત્નવગરજ પોતામાં તરંગોની રચના કરે છે અને ઉત્પન્ન થયેલી રચનાનો તિરસ્કાર કરતો નથી, તેમ આત્મા યત્નવગરજ પોતાનામાં આ બ્રહ્માંડોની રચના કરે છે અને ઉત્પન્ન થયેલી રચનાનો તિરસ્કાર કરતો નથી.[૩૯] આમ હોવાથી એમ સિદ્ધ થયું કે જેમ દૂધમાં ઘી રહ્યું છે, માટીમાં ઘડો રહ્યો છે, તંતુઓમાં વસ્ત્ર રહ્યું છે અને બીજમાં વડ રહ્યો છે, તેમ સઘળી શક્તિઓ આત્મામાંજ રહેલી છે અને તેઓ પ્રકટતા પામીને વ્યવહારમાં આવે છે. આ જે વ્યવહારદૃષ્ટિ કહી તે એકજાતની કલ્પનાજ છે. વાસ્તવિકરીતે જોતાં જગત તરંગોની પેઠે રચાયેલુંજ નથી માટે જગતમાં કોઈ કર્તા પણ નથી, ભોક્તા પણ નથી અને મરતો પણ નથી.[૪૦,૪૧] કેવળ આત્મતત્ત્વ કે જે સાક્ષી છે, નિષ્કલંક છે અને સમતાનેલીધે કાંઈપણ ગડબડ નહિ પામતાં સર્વદા પોતાના સ્વરૂપમાંજ રહેલું છે તેની સત્તાથીજ આ સઘળો પ્રપંચ બને છે.[૪૨] જેમ દીવાની સત્તાથી પ્રકાશ પોતાની મેળેજ થાય છે, જેમ સૂર્યની સત્તાથી દિવસ પોતાની મેળેજ થાય છે, અને જેમ પુષ્પની સત્તાથી સુગંધ પોતાની મેળેજ થાય છે, તેમ આત્માની સત્તાથી જગત પોતાની મેળેજ થયું છે.[૪૩] આ જગત આભાસમાત્રજ છે અને દેખાયા કરે છે એટલુંજ છે પણ બ્રહ્મની સત્તાથી જૂદી સત્તાવાળું નથી. જેમ વાયુનું ચલન વાયુથી ભિન્ન પણ નથી અને અભિન્ન પણ નથી, તેમ આ જગત બ્રહ્મથી ભિન્ન પણ નથી અને અભિન્ન પણ નથી પરંતુ અનિર્વચનીય (નિરૂપણ કરી શકાય નહિ એવું)છે.[૪૪] જગત કે જે પોતાના (આત્માના) સામીપ્યમાત્રથી પ્રકટ થાય છે તેના દોષોનો આત્માને વાસ્તવિકરીતે કાંઈપણ લેપ નથી તે છતાં પણ આત્મા જાણે જગતનો કર્તા–હર્તા હોય, એમ આપણા અજ્ઞાનને

લીધે જણાય છે. આમાં કેવળ એટલું સમજવાનું છે કે, જેમ પુષ્પોસરખા તારાઓ આકાશમાં કોઇ સમયે પ્રકટ થાય છે, કોઈ સમયે થોડા પ્રકટ થાય છે અને કોઈ સમયે પ્રકટ થતાજ નથી, તેમ આત્મામાં આ બ્રહ્માંડો અજ્ઞાનના સમયમાં પ્રકટ થાય છે, જ્ઞાનની ઉત્પત્તિના સમયમાં થોડાં પ્રકટ થાય છે અને જ્ઞાનની પાકદશાના સમયમાં પ્રકટ થતાંજ નથી.[૪૫] જે પદાર્થ આત્માની સત્તાથી જૂદી સત્તાવાળો હોય તેનો નાશ થવો સંભવે પણ જે પદાર્થ આત્માની સત્તાથી જૂદી સત્તાવાળો ન હોય તેનો નાશ થવો કેમ સંભવે? નજ સંભવે. એટલામાટે જગતનો નાશ થતો નથી.[૪૬] જે પદાર્થ આત્માની સત્તાથી જૂદી સત્તાવાળો હોય તેની ઉત્પત્તિ થવી સંભવતી નથી પણ જે પદાર્થ આત્માની સત્તાથી જૂદી સત્તાવાળો ન હોય તેની ઉત્પત્તિ થવી સંભવે છે, માટે જો જગતને ઉત્પન્ન થયેલું માનીએ તો આત્માથીજ ઉત્પન્ન થયેલું અને આત્માથીજ સત્તા પામેલું માનવું જોઇએ. વાસ્તવિકરીતે જોતાં જે પદાર્થ જે પદાર્થની સત્તાથી જૂદી સત્તાવાળો ન હોય તેની ઉત્પત્તિ માનવી પણ અયોગ્ય છે એટલામાટે જગતની ઉત્પત્તિજ થઈ નથી અને ઉત્પત્તિ કે નાશ નથી એટલામાટે જગતની જૂદી સ્થિતિ પણ નથીજ.[૪૭-૪૮] આમ છે એટલા-માટે સમજવાનું એ છે કે બીજી કોઇ સામગ્રીથી નહિ પણ વાસ્તવિક સત્ય ચિત્સ્વરૂપના બળથીજ સર્વ પદાર્થોનો દેખાવ થાય છે.[૪૯] દેખાવ થતાંજ આત્માને તે તે પદાર્થોમાં અભિમાનનો ઉદય થાય છે, તે અભિમાન કાળેકરી દૃઢ થાય છે અને તેનું દૃઢપણું થતાં તુરતજ લાખો સ્કંધોવાળું, વિચિત્ર શુભાશુભરૂપ ફળોના સમૂહોવાળું અને ઘણી ઘણી શાખાઓવાળું સંસાર-રૂપી વૃક્ષ ઘણું વિસ્તીર્ણ તથા ઘણું ઉન્નત થાય છે.[૫૦] હે રામ ! આત્માના બંધનરૂપ આ સંસારરૂપી વૃક્ષ કે જે આશાઓરૂપી માંજરોવાળું છે, દારૂણ દુઃખાદિકરૂપી ફળોવાળું છે, ભોગો-રૂપી પલ્લવોવાળું છે, જરારૂપી ધોળાં પુષ્પવાળું છે અને તૃષ્ણાઓરૂપી લતાઓથી શોભી રહ્યું છે તેને વિવેકરૂપ ખડ્ગથી કાપી નાખી, જીવન્મુક્ત થઇને તમે થાંભલાથી છૂટા થયેલા મ્હોટા હાથીની પેઠે અહિં વિહાર કરો.[૫૧]

**आशामंजरिता[illegible]र्तं विफलितं दुःखादिभिर्दारुणैर्भोगैः पल्लवितं जराकुसुमितं तृष्णालताभासुरम् ।**
**संसाराभिधवृक्षमात्मनिगडं छित्त्वा विवेकासिना मुक्तस्त्वं विहरेह वारणपतिः स्तंभादिवोन्मोचितः॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સર્વૈકત્વપ્રતિપાદન' નામનો ઓગણચાળીસમો સર્ગ સંપૂર્ણ. ૩૯**

## सर्ग ४० मो* જીવ અને ઉપાધિનું બ્રહ્મપણું

**राम उवाच । उत्पत्तिः कथमेतेषां जीवानां ब्रह्मणः पदात् ।**
**कियती कीदृशी चेति विस्तरेण वद प्रभो ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! બ્રહ્મના સ્વરૂપમાંથી આ જીવોની ઉત્પત્તિ કેમ થઈ છે ? એ ઉત્પત્તિ કેટલા પ્રમાણવાળી છે અને કેવાપ્રકારની છે ? એ વિસ્તારથી કહો.[૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! આ વિચિત્ર પ્રાણીઓની જાતિઓ જેરીતે ઉત્પન્ન થાય છે, જેરીતે નાશ પામે છે, જેરીતે મુક્ત થાય છે, જેરીતે વધે છે અને જેરીતે તિરોહિત થઇને રહે

* આ ચાળીસમા સર્ગમાં ઉપાધિઓનેલીધે જીવોની ઉત્પત્તિ થયાનું અને જીવોના તથા ઉપાધિઓના બ્રહ્મપણાનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે.

છે તે વિષયો સંક્ષેપથી તમારીપાસે કહું છું, સાંભળો.[૨,૩] નિર્મળ પરબ્રહ્મસંબંધી ચૈતન્યશક્તિ પોતાનામાં રહેલી વાસનાઓના અનિયમિત જાગવારૂપ યદૃચ્છાથી કલ્પના કરવા લાગતાં પોતે સર્વશક્તિઓવાળી હોવાનેલીધે પ્રથમ, ભવિષ્ય આકારોના સૂક્ષ્મ સ્ફુરણરૂપે ગોઠવાય છે.[૪] એ સૂક્ષ્મ સ્ફુરણરૂપ ચૈતન્યશક્તિ ધાટાપણાને પ્રાપ્ત થઇને પાછળથી કાંઇક વધારે કલ્પના કરવા લાગે છે ત્યારે મનરૂપે ગોઠવાય છે કે જે મન જીવની ઉપાધરૂપ કહેવાય છે.[૫] એ મન પોતાની બ્રહ્મપણારૂપ સ્થિતિને જાણે છોડી દેતું હોય એવું થઇને પોતાના સંકલ્પમાત્રથી જરાવારમાં આ ગંધર્વનગર (પ્રાતઃકાળે ઝાકળમાં સૂર્યનાં કિરણોના સંપર્કથી દેખાતાં હરચંદનાં હાટડાં) જેવાં મિથ્યાદૃશ્યને બનાવે છે.[૬] આ બનાવના આરંભમાં ચૈતન્ય સ્વયંપ્રકાશ છતાં પણ શૂન્યજેવું પ્રતીત થાય છે અને તેવી અવસ્થાવાળુંજ રહીને અનુભવમાં આવતાં એજ આકાશ કહેવાય છે.[૭] મનરૂપ ચૈતન્ય પોતાની અંદર પોતેજ બનાવેલા એ આકાશમાં બ્રહ્માનો સંકલ્પ કરીને પોતાનેજ બ્રહ્મા થયેલું દેખે છે અને તે બ્રહ્મા દક્ષ આદિ પ્રજાપતિઓસહિત જગતની કલ્પના કરે છે.[૮] હે રામ! ચૌદ લોકમાં રહેનારા અનેક પ્રાણીઓના કોલાહલોથી ધુધવતી આ સૃષ્ટિ એ રીતે મનનીજ બનાવેલી છે, મનરૂપજ છે, પોતાની સત્તાથી રહિત છે, સંકલ્પથી ઉઠેલી નગરીજેવી છે, ભ્રાંતિમાત્રજ છે અને અધિષ્ઠાનથી કાંઇપણ જૂદી પડે એમ નથી.[૯,૧૦] આ પ્રપંચમાં પ્રાણીઓની કેટલીએક જાતિઓ મ્હોટા મોહમાંજ પડેલી છે, કેટલાએક પ્રાણીઓને જ્ઞાન પણ પ્રાપ્ત થયું છે અને કેટલાએક પ્રાણીઓ મોક્ષને માટે યત્ન કરતાં છતાં પણ વૈરાગ્યની દૃઢતા નહિ હોવાને લીધે વારંવાર વચમાંજ ભ્રષ્ટ થઈ જાયછે.[૧૧] પૃથ્વીમાં રહેનારી પ્રાણીઓની સઘળી જાતિઓમાં જે મનુષ્યજાતિ છે તે બ્રહ્મવિદ્યાના ઉપદેશનું પાત્ર છે.[૧૨] કારણકે એ જાતિ ઘણી ચિંતાવાળી, દુઃખોથી ઘેરાયેલીઅને મોહથી, દ્વેષથી તથા ભયથી આતુર હોવાનેલીધે તેને વૈરાગ્ય ઉત્પન્ન થવાનો સંભવ છે. એ મનુષ્યજાતિમાં તમોગુણવાળાં માણસો તો ઉપદેશનાં પાત્રજ નથી એટલામાટે તેઓના નિરૂપણને છોડી દઇ રજોગુણવાળાં તથા સત્ત્વગુણવાળાં માણસોનું આગળ જતાં નિરૂપણ કરીશ તથા પરબ્રહ્મ કે જે આદિથી, અંતથી તથા ભ્રાંતિથી રહિત છે, સર્વવ્યાપક છે અને નિર્દોષ છે તે જેરીતે જીવરૂપ થયું છે તે પ્રકાર પણ ત્યાંજ કહીશ. જેમ નિશ્ચળ મહાસાગરના એક પ્રદેશમાં તરંગોરૂપે ચંચળતા થાય છે, તેમ અવિચળસ્વરૂપવાળા સત્તારૂપ પરમાત્માના એક પ્રદેશમાં જીવરૂપે થયેલી ચંચળતા જેરીતે ધાટી થાય છે, તેરીતે પણ તે પ્રકરણમાંજ કહેવામાં આવશે.[૧૩-૧૫]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ! પરમાત્મા કે જે અખંડ છે અને પૂર્ણ છે તેમાં પ્રદેશ હોવો સંભવેજ કેમ? એ પરમાત્મામાં વિકારનો સંભવ અને બીજા પદાર્થનું સંક્રમણ ઘટેજ કેમ?[૧૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ—જીવની તથા બ્રહ્મની એકતા કે જે વાસ્તવિક છે તે વિષયમાં શિષ્યોની બુદ્ધિને વ્યુત્પન્ન કરવાનેમાટે આ એક પ્રદેશમાં ચલન થવા આદિ વ્યવહાર શાસ્ત્રમાં કલ્પેલો છે એટલે વાસ્તવિક જોતાં કશો વિરોધ છેજ નહિ. હે રામ! 'જગત બ્રહ્મરૂપ નિમિત્તથી થયું છે અને બ્રહ્મરૂપ ઉપાદાનથી થયું છે' ઈત્યાદિક વચનોની રચના શાસ્ત્રના વ્યવહારનેમાટેજ છે પણ વાસ્તવિક નથી.[૧૭] વિકારીપણું, અવયવોવાળાપણું, દિશાઓ તથા એક પ્રદેશ ઇત્યાદિક પ્રકારો પ્રત્યક્ષ દેખવામાં આવે છે તોપણ તેઓ આત્મસ્વરૂપમાં સંભવતાજ નથી.[૧૮]

પરમાત્મામાં ચૈતન્યના પ્રકાશવિના બીજી કોઈ કલ્પના છે નહિ અને થશે પણ નહિ. આમ છે ત્યારે કાર્યશબ્દનો અર્થ, અને બીજી પણ વ્યવહારસંબંધી વાતો તથા કલ્પનાઓ તેમાં ક્યાંથીજ આવે ?[૧૯] અહિં જે જે કલ્પના, જે જે શબ્દ, જે જે અર્થ અને જે જે વાક્યો છે તે સઘળાં બ્રહ્મથી થયેલાં છે અને બ્રહ્મમયજ છે. માટે બ્રહ્મથી વ્યતિરિક્ત છેજ નહિ એમ સમજવું.[૨૦] જેમ અગ્નિથી ઉત્પન્ન થયેલો અગ્નિ અગ્નિજ છે, તેમ જે પદાર્થ જેથી ઉત્પન્ન થયો હોય તે તેજ હોય છે. 'આ ઉત્પન્ન કરનાર છે અને આ ઉત્પન્ન થયેલો છે' એ તો કેવળ ભેદની કલ્પના કરીનેજ કહેવામાં આવે છે.[૨૧] જગતમાં 'અમુક પદાર્થ અમુક પદાર્થમાંથી ઉત્પન્ન થયો છે' એમ જે વ્યવહાર ચાલે છે તે તો એક પદાર્થમાં પોતાનાં અનેક રૂપો બનાવવાની જે ક્રિયાશક્તિ છે તેનોજ એક જાતનો ચમત્કાર છે, માટે જે એક પદાર્થ છે તેજ ઉત્પન્ન કરનાર અને ઉત્પન્ન થયેલો એમ બે પ્રકારે ભાસે છે.[૨૨] 'આ પદાર્થ જૂદો છે અને આ પદાર્થ જૂદો છે' એરીતનો નામ-રૂપના વ્યવહારરૂપ ભ્રમ તો કેવળ બોલવામાત્રમાંજ છે પણ પરમાત્મામાં નથી. જો પરમાત્મામાં એ ભેદ હોય તો પરમાત્માનું અખંડપણું તૂટી જાય.[૨૩] મનકે જે ક્રિયાશક્તિથી ઉત્પન્ન થયું છે તેથીજ નામોનો વ્યવહાર ચાલે છે અને નામોના વ્યવહારમાં દૃઢ અભ્યાસ થવાથીજ બીજો જોઇતો વ્યવહાર નિષ્પન્ન થાય છે.[૨૪] જેમ 'અગ્નિની એક શિખામાંથી બીજી શિખા ઉત્પન્ન થઇ' એમ બોલવું એ એક જાતની બોલવાનીજ વિચિત્રતા છે પણ તેના અર્થમાં કાંઈ સત્યતા નથી, તેમ 'પરમાત્મામાંથી અમુક ઉત્પન્ન થયું અને પરમાત્માએ અમુકને ઉત્પન્ન કર્યું' ઈત્યાદિક જે કહેવામાં આવે છે તે એક જાતની બોલવાનીજ વિચિત્રતા છે પણ તેના અર્થમાં કાંઈ સત્યતા નથી.[૨૫] પરમાત્મામાં જન્ય અને જનકની ઉક્તિઓ સંભવતીજ નથી. પરમાત્મા એકજ છે અને પૂર્ણ છે માટે કયા પદાર્થને ઉત્પન્ન કરે અને કેમ ઉત્પન્ન કરે ?[૨૬] એકમાંથી બીજાની અને બીજામાંથી ત્રીજાની ઉત્પત્તિ થવાનું કહેવું એ એક જાતનો વાણીનો સ્વભાવજ છે પણ તેમ કહેવાથી મૂળતત્ત્વમાં કાંઇ ભેદ કે સંખ્યા આદિ પ્રાપ્ત કરી શકાય નહિ.[૨૭] સમુદ્રમાં જોવામાં આવતા કલ્લોલો જેમ સમુદ્ર છે, તેમ પરબ્રહ્મમાં જે જે નામ-રૂપો જોવામાં આવે છે તે બ્રહ્મજ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૨૮] જીવ બ્રહ્મ છે, મન બ્રહ્મ છે, બુદ્ધિની વૃત્તિઓ બ્રહ્મ છે, સઘળા પદાર્થો બ્રહ્મ છે, તે તે પદાર્થોનાં નામો બ્રહ્મ છે, ઈશ્વર બ્રહ્મ છે અને અહંકાર તથા પાંચ ભૂત આદિ તત્ત્વો પણ બ્રહ્મજ છે.[૨૯] આ સઘળું જગત બ્રહ્મ છે અને તે છતાં, જેમ રજ્જુ સર્પથી ન્યારી છે, તેમ બ્રહ્મ જગતથી ન્યારૂં છે. વાસ્તવિકરીતે તો જગતજ નથી પણ જે કાંઈ છે તે સઘળું બ્રહ્મજ છે.[૩૦] પરમાત્મામાં 'આ પદાર્થ અન્ય છે અને આ પદાર્થ અન્ય છે' એવીરીતના વિભાગોની કલ્પના કરીને બોલવું એ એક જાતની અજ્ઞાનરૂપ ભ્રાંતિથીજ થાય છે. વાસ્તવિકરીતે જોતાં એ બોલવામાં શી સત્યતા છે ? કશી નથી.[૩૧] જેમ અગ્નિમાંથી શિખા થાય છે, તેમ બ્રહ્મમાંથી આ જગત થયું છે તો, જેમ અગ્નિમાં અને શિખામાં ભેદ નથી, તેમ બ્રહ્મમાં અને જગતમાં ભેદ નથી, તે છતાં જે ભિન્ન ભિન્ન પદાર્થોની કલ્પના થઈ છે તે સઘળી મનની ચપળતાથીજ થઇ છે. બ્રહ્મ કે જે નિત્યસિદ્ધ છે અને કૂટસ્થ છે તેમાં કોઇ પ્રકારનો ભેદ સિદ્ધજ થતો નથી. જેમ વાત-પિત્તાદિક દોષથી ચંદ્રમાં બેપણાનું જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી 'બે ચંદ્ર છે' એમ

કહેવામાં આવે છે એ મિથ્યાજ છે, તેમ અજ્ઞાનરૂપ દોષથી આત્મામાં પદાર્થોના ભેદનું જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી 'પદાર્થો જૂદા જૂદા છે' એમ કહેવામાં આવે છે એ સઘળું મિથ્યાજ છે. જેમ દૃષ્ટિના દોષવાળાઓને એક ચંદ્રજ બેરૂપે પ્રતીત થાય છે, તેમ અજ્ઞાનના દોષવાળાઓને બ્રહ્મજ દ્વૈતરૂપે પ્રતીત થાય છે.[૩૨,૩૩] બ્રહ્મસ્વરૂપ કે જે સર્વરૂપ છે, સર્વવ્યાપક છે અને અંતવગરનું છે તેથી જૂદું કંઈપણ સંભવતું નથી. બ્રહ્મથી જે ઉત્પન્ન થયેલું માનવામાં આવે છે તે પણ બ્રહ્મજ છે.[૩૪] બ્રહ્મતત્ત્વવિના બીજું કાંઈપણ હોવું સંભવતું નથી. 'જે કાંઇ આ જગત છે તે સઘળું બ્રહ્મજ છે' એમ સમજવું એજ વાસ્તવિક છે.[૩૫] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! ઘણોખરો આવાપ્રકારનો સિદ્ધાંત જ્યારે તમારી બુદ્ધિમાં લાગુ થશે ત્યારેજ તમારી પાસે સિદ્ધાંતસંબંધી અનેક રહસ્યો કહેવામાં આવશે.[૩૬] જગતમાં માયા આદિ કોઇપણ પદાર્થો બ્રહ્મથી ભિન્ન ઉત્પન્ન થયા નથી તોપણ જ્યારે તમને તે તે વિષયનું અજ્ઞાન મટશે ત્યારે સઘળાં રહસ્યો સંપૂર્ણરીતે તમારા જાણવામાં આવશે.[૩૭] જેમ રાત્રિના અંધારાનો ક્ષય થાય ત્યારે સ્થાવર—જંગમ જગત સ્ફુટ જોવામાં આવે છે, તેમ મિથ્યાપદાર્થોનો બાધ થાય ત્યારે બ્રહ્મતત્ત્વ યથાર્થરીતે જાણવામાં આવે છે.[૩૮] હે રામ! અજ્ઞાનથી દૂષિત થયેલી દૃષ્ટિવડે જે આ સઘળું જગત સઘળી દિશાઓમાં વિસ્તીર્ણ થયેલું જોવામાં આવે છે તેનો અને અજ્ઞાનનો નાશ (સંપૂર્ણ બાધ) થશે ત્યારે નિર્મળ દર્પણજેવા અને વાસ્તવિક સત્યતાવાળા નિર્મળ પરમપદમાં તમને અખંડ નિર્મળતાજ જણાશે પણ બીજું કાંઈ કલંક જણાશે નહિ, એ વાતમાં કશો સંશય નથી.[૩૯]

यदिदमखिलमाततं कुदृष्ट्या तदुपशमे तव राम निर्मलाभे ।
अवितथपदनिर्मले भविष्यत्यवितथमेव न संशयोऽत्र कश्चित् ॥ ३९ ॥

શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્ર૦ 'બ્રહ્મૈવેદં સર્વં જગદિતિપ્રતિપાદનં' નામનો ચાળીસમો સર્ગ સંપૂર્ણ.

## सर्ग ४१ मो* અનિર્વચનીય માયા અવિચારણીય અને ટાળવા યોગ્ય છે

राम उवाच । क्षीरोदकुक्षितुल्याभिः शीतलामलदीप्तिभिः ।
तवोक्तिभिर्विचित्राभिर्गंभीराभिरिवाभितः ॥ १ ॥

રામચંદ્રજી પૂછે છેઃ—હે બ્રહ્મન્! શીતળ, નિર્મળ તથા અત્યંત ગંભીરતાવાળી હોવાનેલીધે ક્ષીરસાગરના પેટજેવી આપની વિચિત્ર ઉક્તિઓથી હું ક્ષણમાત્રમાં અંધારામાં પડેલાજેવો થઈ જાઊંછું અને ક્ષણમાત્રમાં અજવાળામાં આવેલાજેવો થઈ જાઊંછું. જેમ ચોમાસામાં વાદળાંઓ આમતેમ ફરવાથી દિવસ જરાવારમાં અંધારાવાળો અને જરાવારમાં પ્રકાશવાળો થઇ જાય, તેમ હું પણ આપનાં વચનોના અભિપ્રાયને કાંઈક સમજું છું ત્યારે પ્રકાશવાળો થઈ જાઊંછું અને તે વચનોમાં પરસ્પર વિરોધ આવવાનેલીધે સંશયમાં પડી જાઊંછું ત્યારે અંધારાવાળો થઈ જાઊંછું.[૧,૨] પરમાત્મા કે જે અનંત છે, કોઈ પ્રમાણોના માપમાં આવે એમ નથી, પૂર્ણ છે, એક છે, સર્વદા સ્વયંપ્રકાશ છે અને જેનો પરમાર્થ પ્રકાશ કદીપણ બંધ પડે નહિ એવો છે તેમાં આ માપમાં આવે એવા જગતની કલ્પનારૂપ વિકાર કેમ આવ્યો? એ સંશયમાં હજુ હું ધુંચવાયા કરૂંછું.[૩]

* આ એકતાળીસમા સર્ગમાં સ્ફુરણ અથવા કલ્પના આદિ વિશેષોનું મૂળ માયાજ છે અને તે માયા અનિર્વચનીય છે, ટાળી નાખવા યોગ્ય છે અને ક્યાંથી આવી, એમ વિચારવા યોગ્ય નથી એટલું કહેવામાં આવશે.

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામ ! આ જે તમને વ્યામોહ થાય છે તે મ્હારાં વાક્યોમાં દોષ હોવાથી થતો નથી પણ મ્હારાં વાક્યોનું તાત્પર્ય નહિ સમજવારૂપ તમારા દોષથીજ થાય છે. મ્હારાં સઘળાં વાક્યો યથાર્થ છે, અયોગ્યતા આદિ દોષોવાળાં નથી, મુખ્યવિષયના સંબંધવગરનાં નથી અને આગળ-પાછળના વિરોધવાળાં પણ નથી.[૪] તમારાં જ્ઞાનચક્ષુ જ્યારે નિર્મળ થશે અને બોધનો ઉદય વિસ્તીર્ણ થશે ત્યારે તમે સ્વસ્થપણાથી 'મ્હારાં વાક્યો તથા મ્હારા વિચારો બીજાઓનાં વાક્યોથી તથા વિચારોથી કેટલાં પ્રબળ છે' એ સંપૂર્ણરીતે જાણશો.[૫] 'બ્રહ્મના એક દેશમાં માયા છે અને તે માયાથી બ્રહ્મમાં આ જગત થયું છે' ઇત્યાદિ મ્હારાં વાક્યોનો સંદર્ભ સાંભળી તમે ભ્રાંતિમાં પડી જાઓછો, પણ ભ્રાંતિમાં પડો નહિ. કારણકે શિષ્યને ખરા શાસ્ત્રાર્થની સમજણના માર્ગે ચડાવવાસારૂ કેટલીએક એવી કલ્પિતવાતો પણ કરવી પડે છે. કલ્પિતવાતો અકલ્પિત સાચો પદાર્થ જણાવવામાં ઉપાયરૂપ થાય છે એટલામાટે પ્રક્રિયામાં એવી કેટલીએક કલ્પિતવાતોની ગડબડ ચલાવવી પડે છે.[૬] જ્યારે તમે સત્ય તથા અત્યંત નિર્મળ પરબ્રહ્મને જાણશો ત્યારે તમને માયાની તથા જગતની કાંઈપણ ગડબડ સ્વરૂપમાં પ્રતીત થશે નહિ. માયા તથા જગત અત્યંત અવિદ્યમાન છતાં પણ હજીસુધી તમારા મનમાં ઘુમ્યા કરે છે તો એ ટાળી નાખી તમારા મનમાં સાચી સમજણ ઠસાવવાને માટે માયાનું અને જગતનું સ્વરૂપ કહેવાની જરૂર છે અને તે કહેવાનેમાટેજ મ્હારે આ પ્રપંચ કરવો પડે છે કે જેથી તમને બ્રહ્મમાં ભેદ હોવાની શંકા થાય છે. જ્યાંસુધી દ્વૈતનો અધ્યારોપ ન સમજાયો હોય ત્યાંસુધી તેનો અપવાદ સમજાતો નથી તો અધ્યારોપ કરવાનેમાટેજ બ્રહ્મમાં માયા તથા જગત હોવાવિષેનો આ વાક્યરૂપ પ્રપંચ મ્હેં ઉઠાવેલો છે. ઉપદેશના સમયમાં કાચા શિષ્યની પાસે પ્રક્રિયારૂપે આવી કલ્પિત વાતો કર્યા વિના છુટકોજ નહિ. જોકે વિદ્વાનોની દૃષ્ટિથી માયા કે જગત કાંઈ છેજ નહિ. 'આત્મામાં માયા, વાસના, કર્મ કે કલ્પના કાંઈ છે જ નહિ અને અત્યંત શુદ્ધ જે પરબ્રહ્મ છે તેજ આ જગત છે' એ વાત વિચિત્ર રૂપોવાળી ઘણી ઘણી યુક્તિઓથી સિદ્ધાંતના સમયમાં તમને વિસ્તારપૂર્વક કહેવાની છે પણ હમણાં તો બ્રહ્મમાં માયા હોવાનો સ્વીકાર કરીને આગળવાત ચલાવું છું.[૭-૧૧] માયા અને માયાથી થયેલું જગત કે જેઓ ખોટાં છતાં પણ પરસ્પરની સહાયતાથી બહુ જામી ગયેલાં છે તેઓને તોડવાનું તથા તોડવાનાં સાધનોમાં યત્ન કરવાનું હમણાં ચલાવેલી પ્રક્રિયાવિના બની શકે એમ નથી.[૧૨] પિશાચની સ્થિતિનું વર્ણન આપીએ ત્યારેજ પિશાચનો અભાવ બાળકના મનમાં ઠસાવી શકાય છે. ખોટા પદાર્થને નષ્ટ કરવામાં ખોટા ઉપાયનીજ જરૂર છે. જેમ અસ્ત્રથી અસ્ત્ર શાંત થાય છે, મેલથી મેલ ધોવાય છે, ઝેરથી ઝેર ઉતરી જાય છે અને શત્રુથી શત્રુ હણાય છે, તેમ ખોટાં સાધનોથીજ ખોટી માયા ટળે છે. હે રામ ! જોકે કલ્પિત પ્રક્રિયારૂપ ઉપદેશ પણ એક જાતનું માયાનું સ્વરૂપજ છે તોપણ એ સ્વરૂપ એવું ઉત્તમ છે કે તે પોતાના નાશનો ઉદ્યમ કરાવવાની ઇચ્છાથી જ્ઞાનની માગણી કરે છે કે જે જ્ઞાન સઘળા દોષોને હરે છે. હે રામ ! આ જગતરૂપે અનુભવમાં આવતી માયા પોતાના નાશથી હર્ષ આપે એવી છે. આ માયાનો સ્વભાવ જાણી શકાતો નથી. કારણકે સૂક્ષ્મદૃષ્ટિથી જોવા લાગીએ ત્યાં તુરતજ એ જતી રહે છે.[૧૩-૧૫] એ જગતરૂપ માયા વિવેકને ઢાંકી દે છે, બીજાં અનેક જગતોને ઉત્પન્ન કરે છે અને

તે છતાં 'એ કેવી છે' એમ જણાતી નથી એ ભારે આશ્ચર્ય જુવો.[૧૬] આ માયા પરીક્ષા ન કરીએ ત્યાંસુધી સ્ફુર્યા કરે છે, પરીક્ષા કરીએ કે તુરતજ નષ્ટ થઈ જાય છે અને જાણી ન હોય ત્યાંસુધી સાચી રહીને મસ્તી કર્યા કરે છે.[૧૭] અહો !! સંસારના બંધનરૂપ આ માયા ખોટી છતાં પણ અત્યંત સાચી લાગે છેઅને વળી આપણા જ્ઞાનને તોડી નાખે છે માટે બહુ વિચિત્ર છે.[૧૮] આ સંસારસંબંધી માયાજ અત્યંત ભેદવગરના આત્મસ્વરૂપમાં જીવ તથા દેહ આદિ ભારે ભેદને વિસ્તારી દે છે કે જેથી ભેદનેલીધે આત્મા પુરૂષોત્તમ કહેવાય છે. જગતરૂપ ક્ષરપુરૂષ તથા જીવરૂપ અક્ષરપુરૂષ ન હોય તો આત્મા પુરૂષોત્તમજ કેમ કહેવાય ?[૧૯] 'આ માયા વાસ્તવિકરીતે છેજ નહિ' એવી ભાવનાને દૃઢ કરી, જ્યારે તમે તત્ત્વવેત્તા થઇને સ્વરૂપને પ્રાપ્ત થશો ત્યારેજ આ મ્હારા કહેવાનો આશય તમારા જાણવામાં આવશે.[૨૦] જ્યાંસુધી તમને પાકો બોધ થયો નથી ત્યાંસુધી તમે મ્હારા વચનઉપરજ વિશ્વાસ રાખીને 'માયા છેજ નહિ' એવો ભારે તથા અવિચળ નિશ્ચય રાખો.[૨૧] આ જગતરૂપ જે મ્હોટી કલ્પના નજરે આવે છે તે મિથ્યાજ છે અને કેવળ મનનીજ લીલારૂપ છે.[૨૨] 'જે કાંઈ છે તે બ્રહ્મજ છે' એવો જેના મનમાં પરોક્ષ નિશ્ચય હોય તેને પણ મુક્તિની પ્રાપ્તિ થાય છે. 'આ દેહ આદિ બાહ્ય આકારો છે અને તેઓથી હું બંધાયો છું' એવી જે ભાવના છે તેજ સર્વ જગતમાં સર્વ જીવોને બંધાવાની જાળરૂપ છે. 'આ જગત બ્રહ્મરૂપજ છે અથવા આ જગત ખોટુંજ છે' એ બે નિશ્ચયોમાંથી એક નિશ્ચયને દૃઢ રાખીને આસક્તિરહિત થયેલો જે પુરૂષ જગતને સ્વપ્નજેવું અને ભ્રાંતિમાત્રજ જાણે તે પુરૂષ દુઃખમાં ડૂબતો નથી. આ મિથ્યાભૂત દેહ–ઇંદ્રિય આદિની ભાવનાઓમાં જેને અહંબુદ્ધિ હોય તે પુરૂષ વાસ્તવિકરીતે પોતે પરબ્રહ્મ છતાં પણ અવિદ્યામાં ગોથાં ખાધા કરે છે. જેમ મહાસાગરના જળમાં રજના કણો છેજ નહિ, તેમ વ્યાપક પરમાત્મામાં વિકારીપણું આદિ કોઇ દોષો છેજ નહિ. જગતના વિષયમાં જે નામોની તથા રૂપોની ભાવના જોવામાં આવે છે તે વ્યવહારનેમાટેજ કલ્પાયેલી છે માટે આત્માથી જૂદી નથી. જેમ તંતુઓવગર વસ્ત્રોની સ્થિતિ થતી નથી, તેમ નામ–રૂપોના કલ્પિતવ્યવહારવિના ઉપદેશાત્મક શાસ્ત્રોની સ્થિતિ પણ થતી નથી. અવિદ્યામાં તણાતો જતો આત્મા આત્મજ્ઞાનવિના અનુભવમાં આવતો નથી અને તે આત્મજ્ઞાન ઉપદેશાત્મકશાસ્ત્રવિના મળતું નથી. હે રામ ! આત્મસ્વરૂપની પ્રાપ્તિવિના અવિદ્યારૂપી નદીનો પાર આવતો નથી અને તે અવિદ્યારૂપી નદીનો જે પાર છે તેજ અક્ષયપદ કહેવામાં આવે છે. મલિન કરી દેનારી આ અવિદ્યા ગમે ત્યાંથી ઉત્પન્ન થઇ હોય પણ તેણે ઉત્પન્ન થઇને એવી સ્થિતિ પકડી છે કે જે સ્થિતિથી આત્મસ્વરૂપને ઢાંકી દીધું છે. હે રામ ! તમે 'આ અવિદ્યા ક્યાંથી થઇ છે' એવો વિચાર રાખો નહિ પણ 'એ અવિદ્યાને હું કયા પ્રકારથી હણું' એજ વિચાર રાખો. હે રામ ! આ અવિદ્યા ક્ષીણ થઇને અસ્ત પામી જશે ત્યારે 'એ જ્યાંથી થઈ હતી, જેરીતની હતી અને જેરીતે નષ્ટ થઈ' એ સઘળું સંપૂર્ણરીતે તમારા જાણવામાં આવશે. આ અવિદ્યા વાસ્તવિકરીતે છેજ નહિ અને આપણે સૂક્ષ્મદૃષ્ટિથી જોતા નથી ત્યાંસુધીજ પ્રતીત થાય છે માટે એવી ખોટી અને ભ્રાંતિરૂપ અવિદ્યાને સાચી ગણીને 'તે કોના વંશની છે' એમ જાણવાની કયા સમજુ પુરૂષને ઈચ્છા થાય અને તે ઈચ્છા શા કારણથી થાય ? અવિદ્યાનાં માવતરની

ચિંતા એ તો સ્વપ્નમાં દેખાયેલા પુરૂષનાં માવતરની ચિંતાજેવી વૃથાજ છે.[૨૩-૩૫] હમણાં તમે તો 'એ અવિદ્યા ઉત્પન્ન થઈ છે, વિસ્તાર પામેલી છે અને વિસ્તાર પામીને બહુ અડચણ કરે છે' એટલોજ નિશ્ચય કરીને બળાત્કારથી તેનો નાશ કરો એટલે પછી તે 'શાથી ઉત્પન્ન થઈ હતી અને કેવી હતી' ઇત્યાદિ તમારા જાણવામાં આવશે. ત્રૈલોક્યમાં મહાશૂર અને મહાપંડિત પુરૂષો પણ કોઇ એવા નથી કે જેઓને અવિદ્યાએ પરવશ નથી કર્યા. હે રામ ! આમ છે એટલામાટે રોગના જેવા સ્વભાવવાળી એ અવિદ્યાનો નાશ કરવાનોજ યત્ન કરો કે જે કરવાથી એ અવિદ્યા તમને ફરીવાર જન્મસંબંધી દુઃખોમાં નાખે નહિ. અવિદ્યા સઘળી આપદાઓની મુખ્ય સખી છે, અજ્ઞાનરૂપી વૃક્ષની મંજરીરૂપ છે અને અનર્થોના સમૂહોની માતા છે એટલામાટે તેને અત્યંત ઉખેડી નાખો.[૩૬-૩૮] ભય, ખેદ, દુષ્ટચિંતાઓ તથા વિપત્તિઓ એઓને આપનારી અને જ્ઞાનરૂપી ચક્ષુને મોહરૂપી મ્હોટાં પડળના અંકુરજેવી એ અવિદ્યાને બળાત્કારથી અત્યંત દૂર કરી નાખીને તમે સંસારરૂપી સમુદ્રના પારને પ્રાપ્ત થાઓ.[૩૯]

भयविषाददुराधिविपत्प्रदां हृदयमोहमहापटलांकुराम् ।
भृशमपास्य कुदृष्टिमिमां बलाद्भव भवार्णवपारमुपागतः ॥ ३९ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'અવિદ્યાકથન' નામનો એકતાળીસમો સર્ગ સંપૂર્ણ.૪૧**

## सर्ग ४२ मो *વાસનાના પ્રાબલ્યથી જીવોનો ઉતરવાનો ક્રમ

वसिष्ठ उवाच । कुपितस्यासतोप्यस्य प्रेक्षामात्रविनाशिनः ।
अविद्याविततव्याधेरौषधं शृणु राघव ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! અવિદ્યારૂપી મ્હોટો રોગ કે જે પરીક્ષા કરવા માત્રથી નાશ પામી જાય એવો છે અને ખોટો છતાં પણ પ્રકોપ પામ્યો છે તેનું પરીક્ષારૂપ ઔષધ કહું છું તે સાંભળો.[૧] મનના બળનો વિચાર કરાવવામાટે મ્હેં પ્રથમ મનુષ્યોની રાજસ તથા સાત્ત્વિક જાતિઓ કહેવાનું પણ સ્વીકાર્યું છે તો તે પ્રસંગને લગતોજ આ પ્રસંગ છે.[૨] પરમસુખસ્વરૂપ જે બ્રહ્મ છે તે સર્વવ્યાપક છે, કલંકોથી રહિત છે, અપાર છે, જન્મરહિત છે, પ્રકાશિત ચૈતન્યરૂપ છે અને ભ્રાંતિરહિત છે.[૩] અવિચળસ્વરૂપવાળા એ મહાચૈતન્યનો એક પ્રદેશ, જેમ નિશ્ચળમહાસમુદ્રનો એક પ્રદેશ ચલનનેલીધે ધાટો થાય છે, તેમ વાસનારૂપ ચલનનેલીધે ધાટો થયો, કે જે 'જીવ' એ નામથી કહેવાય છે.[૪] જેમ સમુદ્રની અંદરનું ભરપૂર જળ નિશ્ચળ રહે છે અને એકાદ પ્રદેશમાં ચલાયમાન થાય છે,; તેમ સર્વશક્તિઓવાળું મહાચૈતન્ય સર્વદા નિશ્ચળજ રહે છે અને કોઈ પ્રદેશમાં ચલાયમાન પણ થાય છે.[૫] જેમ પવન પોતાનાથીજ ભરપૂર રહેલા આકાશની અંદર પોતાની શક્તિથી પોતાના એક પ્રદેશમાં પોતેજ ચલિત થાય છે, તેમ સર્વવ્યાપક મહાચૈતન્ય પોતાની શક્તિથીજ પોતાના એક પ્રદેશમાં પોતેજ ચલિત થયું.[૬] જેમ નિશ્ચળ દીવો પોતાની શિખાના ચલનરૂપ શક્તિનેલીધે ઊંચાપ્રદેશમાં આવે છે, તેમ સઘળી શક્તિઓવાળું મહાચૈતન્ય પોતાની માયાશક્તિનેલીધે એક પ્રદેશમાં જીવરૂપ થયું.[૭] જેમ

* આ બેતાળીસમા સર્ગમાં અનંતશક્તિવાળા પરબ્રહ્મમાંથી વાસનાઓના ધાટાપણાના ક્રમથી જીવોને ઉત્તરોત્તર ઉતરવાનો ક્રમ કહેવામાં આવશે.

સમુદ્ર તડકા આદિના સંબંધને લીધે ચળકતા પોતાના જળના એક પ્રદેશમાંજ ચલિતજેવો જણાય છે, તેમ મહાચૈતન્ય વાસનાના સંબંધનેલીધે સ્ફુરણ પામેલા પોતાના એક કલ્પિત પ્રદેશમાં, જાણે જીવરૂપે ચલિત થયું હોય એમ જણાય છે.[૮] જેમ મહાસમુદ્રનો એક કલ્પિત ભાગ સૂર્યનાં કિરણોનો પ્રકાશ પડવાથી સુવર્ણમયજેવો જણાય છે, તેમ મહાચૈતન્યનો એક કલ્પિત ભાગ વાસનાઓના સંબંધનેલીધે જીવરૂપ થયેલાજેવો જણાય છે.[૯] જેમ નિરાકાર આકાશમાં કોઇ સમયે બાળકને તે આકાશનોજ એક પ્રદેશ મોતીરૂપ થયેલો પ્રતીત થાય છે, તેમ નિર્વિકાર મહાચૈતન્યમાં પ્રાચીનવાસનાઓના ઉદ્બોધનો સમય થાય ત્યારે તે મહાચૈતન્યનોજ એક પ્રદેશ જીવરૂપ થયેલાજેવો થાય છે.[૧૦] જેમ મહાસમુદ્રમાં કાંઈક ક્ષોભ પામેલો તરંગરૂપ ભાગ મહાસમુદ્રમયજ છે, સ્વચ્છ છે અને મહાસમુદ્રમાંજ સ્ફુરે છે, તેમ મહાચૈતન્યમાં કાંઈક ક્ષોભ પામેલો જીવરૂપ ભાગ મહાચૈતન્યમયજ છે, સ્વચ્છ છે અને મહાચૈતન્યમાંજ સ્ફુરે છે.[૧૧] જેમ સોયના નાકામાં આવેલો સૂર્યનો પ્રકાશ મ્હોટા વ્યાપક પ્રકાશથી અભિન્ન છતાં પણ નાકારૂપ ઉપાધિનેલીધે ભિન્નજેવો થઇને રહે છે, તેમ અવિદ્યારૂપી ઉપાધિમાં આવેલો મહાચૈતન્યના એક ભાગરૂપ જીવ મહાચૈતન્યથી અભિન્ન છતાં પણ અવિદ્યારૂપ ઉપાધિનેલીધે ભિન્નજેવો થઇને રહે છે.[૧૨] એ મહાચૈતન્ય સર્વશક્તિઓવાળું હોવાનેલીધે ક્ષણમાત્રમાં જીવશક્તિરૂપે સ્ફુરે છે અને જેમ ચંદ્રની કળા પોતાના સ્વભાવભૂત શીતળપણાને જાગ્રત કરે છે, તેમ મહાચૈતન્ય પોતાના સ્વભાવભૂત જીવશક્તિને જાગ્રત પણ કરે છે.[૧૩] પરમાત્મામાંથી ઉદય પામેલી એ જીવરૂપ ચૈતન્યશક્તિ પોતાની સખીઓજેવી દેશશક્તિ, કાળશક્તિ અને ક્રિયાશક્તિ એઓને પણ પોતાની સાથેજ ખેંચે છે. દેશશક્તિ, કાળશક્તિ અને ક્રિયાશક્તિ એઓનો પ્રાદુર્ભાવ પણ જીવશક્તિની સાથેજ થાય છે.[૧૪] એ જીવશક્તિ (જીવ) જો પોતાના ખરા સ્વરૂપને જાણે તો આદિથી તથા અંતથી રહિત મહાચૈતન્યમાંજ રહેલી છે પરંતુ પોતાના ખરા સ્વરૂપને ભૂલી જઈ, કલ્પિતસ્વભાવનું ગ્રહણ કરીને 'હું આટલા પરિમિત પ્રદેશમાંજ રહું છું અને તુચ્છ છું' એમ માન્યા કરે છે.[૧૫] જીવશક્તિ કે જે સાક્ષાત મહાચૈતન્યરૂપજ છે તેણે જ્યારે એવીરીતે પોતાના રૂપને ઉપાધિથી પરિચ્છિન્ન માન્યું ત્યારેજ નામ, રૂપ, ઈષ્ટ અને અનિષ્ટ આદિ સઘળી મિથ્યાકલ્પનાઓ તેને લાગુ થઈ.[૧૬] વાસ્તવિકરીતે જોઇએ તો મહાચૈતન્યમાં જે કાંઇ કલ્પાયું છે તે સઘળું મહાચૈતન્યરૂપ છે; કારણ કે મહાચૈતન્યથી કોઈના પણ ભિન્નપણાની કલ્પના કરવી એ ખોટીજ છે. મહાસાગરમાં અનંત લહરીઓ ઉઠે છે તેઓ મહાસમુદ્રથી ભિન્ન હોવી સંભવેજ નહિ.[૧૭] જેમ કડાં અને બાજુબંધ આદિ આભૂષણો સુવર્ણથી ભિન્ન નહિ છતાં પણ નામ–રૂપાત્મક કલ્પનાનેલીધે ભિન્ન માની લેવામાં આવે છે, તેમ જીવ તથા કાળ આદિ સઘળા પદાર્થો બ્રહ્મથી ભિન્ન નહિ છતાં પણ સ્વરૂપની ભૂલથી નામ–રૂપાત્મક કલ્પનાનેલીધે ભિન્ન માની લેવામાં આવે છે.[૧૮] જેમ એક દીવામાંથી થયેલા બીજા દીવાઓની જે જૂદાઇ છે તે વાટ (દિવેટ) આદિ ઉપાધિઓના દેશની, કાળની તથા અવયવોની જૂદાઇનેલીધેજ છે પણ આગ્નરૂપ સ્વરૂપની જૂદાઈથી નથી, તેમ જીવમાં બ્રહ્મથી જે જૂદાઇ છે તે પણ ઉપાધિઓના સ્વભાવનેલીધેજ છે પણ સ્વરૂપની જૂદાઇથી નથી.[૧૯] દેશશક્તિ, કાળશક્તિ અને ચલનશક્તિ એઓથી ઘેરાયેલી એ જીવશક્તિ સંક-

લ્પોને અનુસરતાં અનુસરતાં, બહુજ હાંસીનું પાત્ર થઈ જાય છે.[૨૦] દેશ, કાળ અને ક્રિયાઓ એઓથી ઘેરાયેલું અને કલ્પનાઓનેલીધે પોતાના પરિચ્છિન્નપણાને માનતું જે ચૈતન્ય છે તેજ ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[૨૧] 'ક્ષેત્ર' એ શરીરનું નામ છે અને તે શરીરને તેની અંદરના તથા બહારના પદાર્થોસહિત તે ચૈતન્ય જાણે છે એટલામાટે ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[૨૨] એ ક્ષેત્રજ્ઞ (જીવ)જ 'હું છું' એવી દૃઢકલ્પનાથી કલંકિત થઇને અહંકારપણાને પ્રાપ્ત થાય છે, અહંકાર નિશ્ચયાત્મક કલ્પનાઓથી કલંકિત થઈ નિર્ણય કરવા લાગીને બુદ્ધિપણાને પ્રાપ્ત થાય છે,[૨૩] બુદ્ધિ સંકલ્પ–વિકલ્પોથી કલંકિત થઇને મનપણાને પ્રાપ્ત થાય છે, મન ઘાટા વિકલ્પોવાળું થઇને ધીરેધીરે ઇંદ્રિયપણાને પ્રાપ્ત થાય છે અને ઇંદ્રિયો વિષયોની દૃઢલાલચોથી કલંકિત થઇને હાથ–પગવાળા સ્થૂળદેહપણાને પ્રાપ્ત થાય છે કે જે સ્થૂળદેહ જગતમાં જન્મે છે, જીવે છે અને જોવામાં આવે છે.[૨૪,૨૫] આ રીતે વાસનાઓરૂપી રજ્જુઓથી વીંટાયેલો જીવ, દુ:ખોના સમૂહોથી ઘેરાઇને અનુક્રમે સ્થૂળદેહપણાને પ્રાપ્ત થાય છે.[૨૬] જેમ અનુક્રમે પાકતાં પાકતાં પણ ફળની અવસ્થા બદલાઈ જાય છે પણ જાતિ બદલાતી નથી, તેમ વાસનાઓનેલીધે આવી હલકી હલકી સ્થિતિઓ પ્રાપ્ત થતાં પણ જીવની માત્ર દશા બદલાઈ જાય છે પણ નિર્વિકાર ચૈતન્યપણું બદલાઈ જતું નથી.[૨૭] આ રીતે જીવ અહંકારપણાને પામ્યો, અહંકાર બુદ્ધિપણાને પામ્યો, અને બુદ્ધિ સંકલ્પોના સમૂહથી ગુંથાયેલા મનપણાને પામી.[૨૮] સંકલ્પમય આકારવાળું એ મન સાચા–ખોટા મનોરથોથી તુચ્છવિષયોમાં આસક્ત થાય છે અને સંસ્કારરૂપે સ્ત્રી–પુત્ર આદિના આકારોનું ગ્રહણ કર્યા કરે છે.[૨૯] જેમ ગાયો મહોન્મત્ત આખલાની પછવાડે તેને ખરાબ કરવાનેમાટેજ દોડે છે અને નદીઓ સમુદ્રની પછવાડે તેને મલિન કરવાનેમાટેજ દોડે છે, તેમ ઇચ્છા આદિ શક્તિઓ મનને ખરાબ કરવાનેમાટે અને મલિન કરવાનેમાટેજ મનની પછવાડે દોડે છે.[૩૦] આ રીતે રાગ–દ્વેષ આદિ અનેકશક્તિઓથી વ્યાપ્ત થયેલું મન ઇંદ્રિયોદ્વારા સ્થૂળ શરીરપણાનું ધારણ કરીને કોશેટાના કીડાની પેઠે હાથેકરી બંધનને પ્રાપ્ત થાય છે.[૩૧] જેમ મત્સ્ય, ખાવાની લાલચનેલીધે હાથેકરી જાળમાં બંધાય છે, તેમ મન પોતાના સંકલ્પોનાં વારંવાર સ્મરણ કરવાનેલીધે ભુંડેહાલે આ સંસારમાં બંધાઇને પરિતાપ પામે છે.[૩૨] બંધનને સાચું માન્યા કરતું અને ધીરે ધીરે પોતાના બ્રહ્મપણાને છોડી દેતું એ મન પોતાની અંદરના જગતરૂપી જંગલમાં અનેકપ્રકારની ભ્રાંતિરૂપ રાક્ષસીને ઉત્પન્ન કરે છે.[૩૩] પોતે ધારેલા શબ્દ સ્પર્શાદિક વિષયોરૂપી અગ્નિઓની રાગ–દ્વેષાદિક જ્વાળાઓની અંદર પડીને સાંકળથી બંધાયેલા સિંહની પેઠે અત્યંત પરવશ થાય છે,[૩૪] અને વાસનાઓનેલીધે પોતામાં વિચિત્રકાર્યોને કરનારપણાનું સંપાદન કરતાં, પોતાની ઈચ્છા માત્રથી રચાયેલી અનેક દશાઓમાં પડયા કરે છે.[૩૫] એજ પદાર્થ શાસ્ત્રના કોઈ સ્થળમાં મન કહેવાય છે, કોઈ સ્થળમાં બુદ્ધિ કહેવાય છે, કોઇ સ્થળમાં જ્ઞાન કહેવાય છે, કોઈ સ્થળમાં ક્રિયા કહેવાય છે, કોઇ સ્થળમાં અહંકાર કહેવાય છે, કોઈ સ્થળમાં લિંગશરીર કહેવાય છે.[૩૬] કોઈ સ્થળમાં પ્રકૃતિ કહેવાય છે, કોઈ સ્થળમાં માયા કહેવાય છે, કોઈ સ્થળમાં મળ કહેવાય છે, કોઈ સ્થળમાં કર્મ કહેવાય છે,[૩૭] કોઈ સ્થળમાં બંધ કહેવાય છે, કોઇ સ્થળમાં ચિત્ત કહેવાય છે, કોઈ સ્થળમાં અવિદ્યા કહેવાય છે અને કોઇ સ્થળમાં ઇચ્છા કહેવાય છે.[૩૮] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! તે આ મન કે જે એરીતે

સંસારમાં બંધાયેલું છે, દુઃખી છે, તૃષ્ણાથી તથા શોકથી ઘેરાયેલું છે, રાગના વિસ્તીર્ણ સ્થળ-રૂપ છે,[૩૯] સંસારની ભાવનાથી વૃદ્ધાવસ્થામાં, મરણમાં તથા મોહમાં કુટાયા કરે છે, સંકલ્પ–વિકલ્પોથી વ્યાપ્ત છે, અવિદ્યાના રંગથી રંગાયેલું છેઃ[૪૦] ઇચ્છાઓનેલીધે ક્ષોભ પામ્યા કરે છે; કર્મોરૂપી વૃક્ષોની ઝાડીના અંકુરરૂપ છે, પોતાની જન્મભૂમિને ભૂલી ગયું છે. કલ્પિત અનર્થોથી સંકુલ છે.[૪૧] કોશેટાના જીવડાની પેઠે હાથેકરી બંધાયેલું છે, શોકના નિવાસરૂપ થઈ ગયું છે, શબ્દ–સ્પર્શાદિક વિષયોના સમૂહોથી અવયવોવાળું થયેલું છે, અનંત નરકોની પીડાથી તપ્યા કરે છે,[૪૨] અદૃશ્ય છતાં પણ મ્હોટા પહાડના જેવા બોજાથી ભયંકર થઈ પડયું છે, જરા તથા મરણ આદિ અનેક શાખાઓથી સંપન્ન 'સંસાર' નામના ઝેરી ઝાડરૂપ છે,[૪૩] જેમ વડનું બીજ પોતાની અંદર આખા વડને ધરી રહ્યા છતાં પણ અંદર ફળોથી રહિત છે, તેમ આશાઓરૂપી પાશોને બનાવનારા આ સઘળા સંસારને પોતામાં ધરી રહ્યા છતાં પણ અંદર ફળોથી રહિત છે,[૪૪] ચિંતારૂપી દાવાનળની શિખાઓથી દાઝેલું છે, કોપરૂપી અજગરે ચાવેલું છે, કામનારૂપી મહાસાગરના મોજાંઓથી હેરાન થયા કરે છે, પોતાના દાદાને (મૂળકારણને) ભૂલી ગયું છે.[૪૫] ટોળાંથી વછુટેલા હરણની પેઠે શોકથી બેભાન થઈ ગયું છે, વિષયોરૂપી અગ્નિની જ્વાળાઓથી પતંગીઆની પેઠે બળ્યા કરે છે,[૪૬] જેનું મૂળ કપાઈ ગયું હોય એવા કમળની પેઠે બહુજ ગ્લાનિ પામેલું છે, મૃત્યુએ તે તે દેહોમાંથી ખેંચીને વારંવાર બીજા દેહોમાં નાખવાનેલીધે દુઃખી કરી નાખેલું છે, વારંવાર બીજા દેહોમાં અભિમાન કરવાની જરૂર પડવાનેલીધે આકુલ થયેલું છે.[૪૭] વિચિત્રરૂપોથી મારી નાખવાને સજ્જ થઇ ઉભેલા વિષયોરૂપી શત્રુઓઉપર વિશ્વાસ રાખીને તેઓના મધ્યમાં રહેલું છે, એવી એવી દુઃખદાયી અનંત દશાઓમાં લોટયા કરે છે,[૪૮] જેમ કોઈ પક્ષી સમુદ્રમાં પડેલું હોય, તેમ ઘોર દુઃખમાં પડેલું છે, ગંધર્વનગરની પેઠે કેવળ શૂન્યતાવાળા જગતરૂપી જાળમાં બંધાઇને દુઃખ પામતાં છતાં પણ તેના ઉપર અત્યંત સ્નેહ રાખ્યા કરે છે,[૪૯] સંસારરૂપી ઉછળતા સમુદ્રમાં તણાયા કરે છે અને વિષયોઉપર દોડ્યા કરે છે તેને, જેમ કાદવમાંથી હાથીને બહાર કહાડે, તેમ સંસારમાંથી બહાર કહાડો.[૫૦] હે રામ! મન કે જે કામદેવરૂપી ખાબોચીઆમાં બળદની પેઠે ખુંચી ગયું છે અને પુણ્યોનો ક્ષય થવાથી ઉત્તમ પરલોકમાં જવાનું સાધન નહિ રહેવાનેલીધે ભાગેલા અવયવોવાળાજેવું થઈ ગયું છે તેને બળાત્કારથી એ ખાબોચીઆમાંથી બહાર કહાડો.[૫૧] હે રામ! આ મન કે જે કર્મફળોના જૂદા જૂદા રસો પડવાથી મેલું થઈ ગયેલું છે અને બળતરા આપનારાં જરા, મરણ તથા ખેદ, એઓથી મૂર્છિત છે તેનો ઉદ્ધાર કરવાની જેને ચિંતા ન થાય તેને જગતમાં માણસના આકારવાળો રાક્ષસજ સમજવો જોઇએ.[૫૨]

**शुभाशुभप्रसरपराहताकृतौ ज्वलज्ज्वरामरणविषादमूर्च्छिते।**
**व्यथेह यस्य मनसि भो न जायते नराकृतिर्जगति स राम राक्षसः ॥५२॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જીવાવતરણ' નામનો બેતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૨**

## सर्ग ४३ मो* અવિવેકથી અનેક યોનિઓની પ્રાપ્તિ અને વિવેકથી મુક્તિ

**वसिष्ठ उवाच । एवं जीवाश्रितोभावा भवभावनयोहिताः ।**
**ब्रह्मणः कल्पिताकाराल्लक्षशोप्यथ कोटिशः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! ચૈતન્યની ઉપાધિનેલીધે થયેલા એક જાતના આવિર્ભાવ-રૂપ જીવો, જેમાં પૂર્વની વાસનાઓનેલીધે આકારો કલ્પિત થયા એવા મહાચૈતન્યમાંથી લાખો અને કરોડો ઉત્પન્ન થયા છે.[1] જેમ મ્હોટા ધોધમાંથી અસંખ્યાત જળકણો પૂર્વે ઉત્પન્ન થઈ ગયા છે, હમણાં ઉત્પન્ન થાય છે અને હવે પછી પણ ઉત્પન્ન થશે, તેમ મહાચૈતન્યમાંથી અસંખ્યાત જીવો પૂર્વે ઉત્પન્ન થઈ ગયા છે, હમણાં ઉત્પન્ન થાય છે અને હવે પછી પણ ઉત્પન્ન થશે.[2] પોતાની વાસનાઓની દશાઓના આવેશનેલીધે આશાઓને પરવશ થયેલા અને અતિવિચિત્રદશાઓમાં જેઓનાં અંતઃકરણો પોતાની મેળેજ બંધાઈ ગયાં છે એવા જીવો જળમાં પરપોટાઓની પેઠે નિરંતર પ્રત્યેક દિશાઓમાં, પ્રત્યેક દેશોમાં, પ્રત્યેક જળોમાં અને પ્રત્યેક સ્થળોમાં જન્મ–મરણ પામ્યા કરે છે.[3,4] આ કલ્પમાં કેટલાએક જીવોનો પહેલોજ જન્મ થયો છે, કેટલાએકના સોથી વધારે જન્મો થયા છે, કેટલાએકના અસંખ્યાતજન્મો થઈ ગયા છે અને કેટલાએકના બે ત્રણ જન્મ થઇ ગયા છે.[5] કેટલાએક જીવો હમણાં જન્મ્યા છે, કેટલાએક આ કલ્પમાં હજીસુધી જન્મ્યા નથી, કેટલાએક જીવન્મુક્ત થયા છે અને કેટલાએક વિદેહમુક્ત પણ થઈ ગયા છે.[6] કેટલાએક જીવો હજારો કલ્પોમાં વારંવાર જન્મતાં છતાં પણ એક યોનિમાંજ રહ્યા છે અને કેટલાએક બીજી યોનિઓમાં પણ ગયા છે.[7] કેટલાએક જીવો મ્હોટાં દુઃખોને વેઠયા કરે છે, કેટલાએક થોડાસુખવાળા છે, કેટલાએક અત્યંત આનંદ ભોગવે છે અને કેટલાએક સત્યલોકમાં પણ રહ્યા છે.[8] કેટલાએક જીવો કિન્નર થયા છે, કેટલાએક ગંધર્વ થયા છે, કેટલાએક વિદ્યાધર થયા છે, કેટલાએક મ્હોટા સર્પ થયા છે, કેટલાએક સૂર્ય થયા છે, કેટલાએક વરૂણ થયા છે, કેટલાએક શિવ થયા છે, કેટલાએક વિષ્ણુ થયા છે, કેટલાએક બ્રહ્મા થયા છે.[9] કેટલાએક કૂષ્માંડ થયા છે, કેટલાએક વેતાળ થયા છે, કેટલાએક યક્ષો થયા છે, કેટલાએક રાક્ષસો થયા છે, કેટલાએક પિશાચો થયા છે, કેટલા-એક બ્રાહ્મણો થયા છે, કેટલાએક ક્ષત્રિયો થયા છે, કેટલાએક વૈશ્યો થયા છે, કેટલાએક શૂદ્રો થયા છે.[10] કેટલાએક ભંગીયા થયા છે. કેટલાએક ચંડાળ થયા છે, કેટલાએક ભિલ્લ થયા છે, કેટલાએક ચમાર થયા છે, કેટલાએક ખડ થયા છે, કેટલાએક ઔષધિઓ થયા છે, કેટલાએક ફળો થયા છે, કેટલાએક મૂળીયાં થયા છે, કેટલાએક પતંગીયા થયા છે.[11] કેટલાએક વિચિત્ર લતાઓ થયા છે, કેટલાએક ગુચ્છો થયા છે, અને કેટલાએક પથરા થયા છે. કેટલાએક કદંબ, કેટલાએક લાંબાં લીંબુ, કેટલાએક સાલ, કેટલાએક તાડ અને કેટલાએક તમાલ થયા છે.[12] કેટલાએક જીવો વૈભવોથી ભટકનારા મંત્રીઓ થયા છે, કેટલાએક સામંતો થયા છે અને કેટ-લાએક રાજાઓ થયા છે. કેટલાએક જીવો ફાટેલાં વસ્ત્રો પહેરનારા મુનિઓ થયા છે.[13] કેટલાએક

* આ ત્રેતાળીસમા સર્ગમાં વિવેક આદિના અત્યંત દુર્લભપણાનેલીધે જૂદી જૂદી યોનિઓ પ્રાપ્ત થયાનું અને વિવેક આદિની પ્રાપ્તિથી કેટલાએકને મુક્તિ થયાનું પણ વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

સર્પો થયા છે, કેટલાએક અજગર થયા છે, કેટલાએક મ્હોટા કીડા થયા છે, કેટલાએક ન્હાના કીડા થયા છે અને કેટલાએક કીડીઓ થયા છે. કેટલાએક જીવો સિંહ, કેટલાએક પાડા, કેટલાએક મૃગ, કેટલાએક બકરા, કેટલાએક ચમર અને કેટલાએક કાળીયાર છે.[૧૪] કેટલાએક જીવો સારસ, કેટલાએક ચક્રવાક, કેટલાએક બગલીઓ, કેટલાએક બગલા અને કેટલાએક કોયલ થયા છે. કેટલાએક જીવો ધોળાં કમળ, કેટલાએક રાતાં કમળ, કેટલાએક પોયણાં અને કેટલાએક નીલકમળ થયા છે.[૧૫] કેટલાએક જીવો હાથીઓનાં બચલાં થયા છે, કેટલાએક હાથીઓ થયા છે, કેટલાએક સૂવર થયા છે, કેટલાએક બળદ થયા છે અને કેટલાએક ગધેડા પણ થયા છે. કેટલાએક જીવો ભમરા થયા છે, કેટલાએક મચ્છર થયા છે, કેટલાએક ધીમેલો થયા છે અને કેટલાએક ડાંસ થયા છે.[૧૬] કેટલાએક જીવો આપદાઓના બળથી દબાઈ ગયા છે, કેટલાએક સંપત્તિઓ ભોગવે છે, કેટલાએક સ્વર્ગમાં રહ્યા છે અને કેટલાએક નરકમાં પડેલાછે.[૧૭] કેટલાએક જીવો નક્ષત્રોના ચક્રમાં રહ્યા છે, કેટલાએક વૃક્ષોનાં છિદ્રોમાં રહ્યા છે, કેટલાએક વાયુભૂત થઇને રહ્યા છે અને કેટલાએક આકાશના અધિકારમાં રહ્યા છે.[૧૮] કેટલાએક જીવો સૂર્યનાં કિરણોમાં રહ્યા છે, કેટલાએક ચંદ્રનાં કિરણોમાં રહ્યા છે અને કેટલાએક ખડ, લતા તથા ગુચ્છો એઓના મીઠા રસોમાં રહ્યા છે.[૧૯] કેટલાએક જીવો જીવન્મુક્ત થઇને વિચરે છે, કેટલાએક કલ્યાણોના પાત્રરૂપ થયા છે.[૨૦] કેટલાએક લાંબાકાળથી વિદેહમુક્તિ પામ્યા છે, કેટલાએક હમણાજ વિદેહમુક્તિ પામ્યા છે, કેટલાએક હજી લાંબેકાળે મુક્ત થવાના છે અને કેટલાએક મુક્તિનો દ્વેષ પણ કર્યા કરે છે.[૨૧] કેટલાએક જીવો મ્હોટી દિશાઓ થયા છે, કેટલાએક મ્હોટા વેગવાળી નદીઓ થયા છે, કેટલાએક સુંદરનેત્રોવાળી સ્ત્રીઓ થયા છે, કેટલાએક અર્ધા નપુંસક થયા છે અને કેટલાએક પૂરા નપુંસક થયા છે.[૨૨] કેટલાએક જીવો ઉત્તમબુદ્ધિવાળા થયા છે, કેટલાએક અત્યંત જડબુદ્ધિવાળા થયા છે, કેટલાએક જ્ઞાનનો ઉપદેશ કરનારા થયા છે અને કેટલાએક સમાધિ ધરીને બેઠા છે.[૨૩] આ રીતે પોતાની વાસનાઓના આવેશથી પરવશ થયેલા જીવો તે તે વાસનાઓને ધાટી બાંધવાનેલીધે ઉપર કહેલી તે તે સ્થિતિઓમાં પડેલા છે.[૨૪] જેમ હાથે પછાડેલા દડાઓ કેટલાએક ધરતીમાંજ ફરે છે, કેટલાએક નીચે પડે છે અને કેટલાએક ઊંચે ઉછળે છે, તેમ નિરંતર જેઓને મૃત્યુ પછાડ્યા કરે છે એવા જીવો કેટલાએક પૃથ્વીમાંજ અવતરે છે, કેટલાએક નરકમાં પડે છે અને કેટલાએક સ્વર્ગમાં જાય છે.[૨૫] જેમ પક્ષીઓ એક વૃક્ષમાંથી બીજા વૃક્ષમાં જાય છે, તેમ આશાઓરૂપી સેંકડો પાશોથી બંધાયેલા અને વાસનારૂપ દેહાદિકનું ધારણ કરનારા જીવો એક કાયામાંથી બીજી કાયામાં જાય છે.[૨૬] અનંત વિષયોમાં અનંત સંકલ્પોની કલ્પનાને ઉત્પન્ન કરનારી અવિદ્યાનેલીધે આ જગતરૂપ મ્હોટા ઇંદ્રજાળને વિસ્તીર્ણ કરતા મૂઢજીવો જ્યાંસુધી પોતાના નિર્દોષસ્વરૂપને જોતા નથી ત્યાંસુધી પાણીમાં ચકરીઓની પેઠે સંસારમાં ભમ્યા કરે છે.[૨૭,૨૮] જેઓ પોતાના સ્વરૂપને જોઈ, મિથ્યાપદાર્થોનો ત્યાગ કરી, સાચા અનુભવને મેળવી અનુક્રમે જ્ઞાનની ભૂમિકાઓમાં ચડે છે તેઓ ફરીવાર સંસારમાં જન્મતા નથી.[૨૯] કેટલાએક મૂર્ખજીવો હજારો જન્મોને ભોગવી કોઈ સુજનના સમાગમથી વિવેકીપણાને પામીને પણ પાછા તેથી ભ્રષ્ટ થઇ વળી સંસારરૂપી સંકટમાં પડે છે.[૩૦] કેટલાએક જીવો બ્રાહ્મણના કુળમાં જન્મ તથા સત્સ-

આગમ આદિ ઊંચી સ્થિતિને પામીને પણ બુદ્ધિની વિષયોમાં લંપટતાને લીધે પશુ–પક્ષીના અવતારને પામે છે અને તે અવતારમાંથી નરકોને પણ પ્રાપ્ત થાય છે.[૩૧] કેટલાએક ઊંચી બુદ્ધિવાળા જીવો પરમાત્મામાંથી ઉત્પન્ન થઇને તેજ જન્મમાં તુરતંજ પાછા પરમાત્મામાં પ્રવેશ કરે છે.[૩૨] કેટલાએક જીવો પોતાના ઉત્પત્તિસ્થાનરૂપ બ્રહ્માંડોમાં તથા અન્ય બ્રહ્માંડોમાં બ્રહ્માપણાને પ્રાપ્ત થાય છે, કેટલાએક વિષ્ણુપણાને પામે છે અને કેટલાએક મહાદેવપણાને પામે છે.[૩૩] કેટલાએક પશુ–પક્ષીપણાને પ્રાપ્ત થાય છે, કેટલાએક દેવપણાને પ્રાપ્ત થાય છે અને કેટલાએક સર્પપણાને પણ પ્રાપ્ત થાય છે. કેટલાએક જેઓમાં પોતે પ્રથમ હોય તેનાંતે બ્રહ્માંડોમાં અને કેટલાએક બીજા બ્રહ્માંડોમાં પણ તે તે અવતારોને પામે છે. હે રામ ! બીજાં બ્રહ્માંડોની સ્થિતિ પણ આ બ્રહ્માંડના જેવી છે.[૩૪] જેવું આ વિસ્તીર્ણ બ્રહ્માંડ છે તેવાંજ કેટલાંએક બીજાં બ્રહ્માંડો હમણાં છે, કેટલાંએક થઈ ગયાં છે અને હજી થવાનાં પણ ઘણાં ઘણાં છે.[૩૫] જૂદા જૂદા પ્રકારના વિચિત્ર ક્રમોથી અને જૂદાં જૂદાં નિમિત્તોથી તે બ્રહ્માંડોની વિચિત્ર સૃષ્ટિઓ પ્રકટ થાય છે અને પાછી તિરોહિત પણ થઇ જાય છે.[૩૬] એઓમાં કોઈ જીવ ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, કોઈ યક્ષપણાને પ્રાપ્ત થાય છે, કોઈ દેવપણાને પ્રાપ્ત થાય છે અને કોઇ દૈત્યપણાને પ્રાપ્ત થાય છે.[૩૭] લોકો આ બ્રહ્માંડમાં જેવા વ્યવહારથી રહ્યા છે તેવાજ વ્યવહારથી બીજાં બ્રહ્માંડોમાં પણ રહે છે. માત્ર તેઓના આકારમાં કાંઇક ફેરફાર હોય છે.[૩૮] પોતપોતાના સ્વભાવના આવેશનેલીધે એકબીજાની સ્થિતિઓની સ્પર્દ્ધા કરીને કર્મો કરવાનેલીધે નદીનાં મોજાંઓની પેઠે જીવોની સ્થિતિઓની ઉથલપાથલ થયા કરે છે.[૩૯] નદીનાં મોજાંઓની પેઠે કેટલાએક જીવો પ્રકટ થાય છે, કેટલાએક તિરોહિત થઇ જાય છે, કેટલાએક ઊંચે ચડે છે અને કેટલાએક નીચે ઉતરી જાય છે.[૪૦] સઘળા જીવો કે જેઓ પ્રત્યક્ષરીતે બતાવી શકાય નહિ એવા અને પોતેજ પોતાને જાણે એવા છે તેઓ નિરંતર મહાચૈતન્યમાંથી પોતાનો દેખાવ આપ્યા કરે છે અને મહાચૈતન્યમાંજ વ્યવહાર કરે છે.[૪૧] જેમ પ્રકાશો દીવામાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછા કાળેકરી દીવામાંજ લય પામે છે, જેમ કિરણો સૂર્યમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછાં કાળેકરી સૂર્યમાંજ લય પામે છે, જેમ કણો તપાવેલા લોઢામાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછાં લોઢામાંજ લય પામે છે, જેમ તણખાઓ અગ્નિમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછા અગ્નિમાંજ લય પામે છે,[૪૨] જેમ વિચિત્ર ઋતુઓ કાળમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછી કાળમાંજ લય પામે છે, જેમ સુગંધો પુષ્પમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછાં પુષ્પમાંજ લય પામે છે, જેમ તુષારો વરસાદમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછા વરસાદમાંજ લય પામે છે અને જેમ મોજાંઓ સમુદ્રમાંથી પ્રકટ થઈ થઈ કેટલીકવાર રહીને પાછાં સમુદ્રમાંજ લય પામે છે.[૪૩] તેમ જીવોના સમૂહો મહાચૈતન્યમાંથી પ્રકટ થઈ થઈ, કેટલાક કાળસુધી જૂદા જૂદા દેહોને ભોગવી પ્રલયકાળમાં પાછા મહાચૈતન્યમાંજ લય પામે છે.[૪૪] આ બ્રહ્માંડોની રચના નામની અનાદિ કાળની ભ્રાંતિરૂપ માયા સમુદ્રમાં લહેરની પેઠે પરબ્રહ્મમાં નિરંતર અમથી–અમથીજ વિસ્તીર્ણ થાય છે, અમથી–અમથીજ વધ્યા કરે છે, અમથી–અમથીજ ફેરફાર પામ્યા કરે છે અને અમથી–અમથીજ પાછી લય પામે છે. જેમ સમુદ્રમાં લહરી મિથ્યા છે, તેમ

પરબ્રહ્મમાં આ રચના મિથ્યા છે.[૪૫] अविरतमियमाततता तथोच्चैर्भवति विनश्यति वर्धते मुधैव । त्रिभुवनरचनादिमोहमाया परमपदे लहरीव वारिराशौ ॥ ४५ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જીવનિશ્ચયસ્થાનોપદેશ' નામનો ત્રેતાળીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૪ મો* મુક્તિ અને પ્રલયનું અંતર તથા બ્રહ્માનો શરીરગ્રહણનો ક્રમ

राम उवाच । क्रमेणानेन येनात्मा जीवेन स्थितिरात्मनः ।
स कथं भगवन् देहं समाधत्तेऽस्थिपंजरम् ॥ १ ॥

રામચંદ્રજી પૂછે છે:–હે મહારાજ ! આપે કહેલી પદ્ધતિપ્રમાણે જે જીવને પ્રલયમાં પરબ્રહ્મની પ્રાપ્તિ થાય તેને સૃષ્ટિમાં પાછો અસ્થિપંજરરૂપ દેહ ધરવો કેમ ઘટે ? પરમપદમાં પહોંચેલાને પણ જો પાછી આવૃત્તિ થતી હોય તોપછી મુક્ત થયેલાને પણ પાછી આવૃત્તિ પ્રાપ્ત થવી જોઇએ. 'મુક્ત થયેલા જીવને પાછી આવૃત્તિ થતી નથી' એ વિષયમાં શો વિશ્વાસ ?[૧]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! મ્હેં તમને પ્રથમજ કહેલું છે તે તમે કેમ સમજતા નથી ? તમારી બુદ્ધિ કે જે આગળ–પાછળનો વિચાર કરવામાં સમર્થ છે તે ક્યાં ગઈ ?[૨] આ શરીર આદિ જે કાંઈ સ્થાવર–જંગમ જગત છે તે દેખાવામાત્રજ છે અને સ્વપ્નની પેઠે મિથ્યાજ પ્રકટ થયેલું છે.[૩] હે રામ ! આ જગત એક જાતનું લાંબું સ્વપ્ન છે, મિથ્યાજ દેખવામાં આવે છે, બે ચંદ્રના વિભ્રમજેવું છે અને ભ્રાંતિમાં પ્રતીત થયેલા પહાડજેવું છે.[૪] જેની અજ્ઞાનરૂપ નિદ્રા શાંત થઈ હોય, વાસનાઓ ગળી ગઇ હોય અને ચિત્તની વૃત્તિમાં પ્રબોધ ઉત્પન્ન થયો હોય તે પુરૂષ સંસારરૂપી સ્વપ્નને દેખતાં છતાં પણ દેખતો નથી. (બાધિતજ માને છે.)[૫] હે રામ ! જ્યાંસુધી મોક્ષપદની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી સ્વભાવથી કલ્પાયેલો સંસાર જીવોના મનની અંદર સર્વદા રહે છે.[૬] જેમ પાણીની અંદર ચકરી રહે છે, બીજની અંદર અંકુર રહે છે, અંકુરની અંદર પલ્લવ રહે છે, પલ્લવની અંદર પુષ્પ રહે છે અને પુષ્પની અંદર ફળ રહે છે, તેમ જીવના મનની અંદર દેહ રહેજ છે. મન ઘણારૂપવાળું હોવાનેલીધે મનમાં કલ્પનારૂપ દેહ રહેવાનો સંભવજ છે.[૭,૮] જો કે મનમાં વાસનાઓરૂપે ઘણા ઘણા દેહો રહે છે તોપણ કર્મોના પરિપાકના યોગથી જે સમયે જે દેહ અભિવ્યક્ત થવાનો હોય તે સમયે તે દેહનોજ પ્રતિભાસ થાય છે પણ સઘળા દેહોનો પ્રતિભાસ થતો નથી.[૯] જેમ માટીનો પીંડો ઘડારૂપ થાય છે, તેમ મનજ તે દેહરૂપ થાય છે. સૃષ્ટિના આરંભમાં એક જીવને ઉત્તમકર્મોનો પરિપાક પ્રાપ્ત થતાં ઉત્તમદેહનો પ્રતિભાસ થાય છે,[૧૦] તે જીવ બ્રહ્મા કહેવાય છે અને તેને તેનો દેહ કોઇ કલ્પમાં વિષ્ણુના નાભિકમળરૂપી ઘરમાં રહેલો પ્રતીત થાય છે. જેમ એક મ્હોટી માયામાંથી બીજી માયા પ્રકટ થાય, તેમ બ્રહ્માના મ્હોટા સંકલ્પના ક્રમથી આ અપાર સૃષ્ટિ પ્રકટ થયેલી છે.

રામચંદ્રજી પૂછે છે:–હે મહારાજ ! જેરીતે એક જીવ મનરૂપ થઇને બ્રહ્મા થયો હોય તે પ્રકાર મને વિસ્તારપૂર્વક તુરત કહો.

* આ ચુમાળીસમા સર્ગમાં મુક્તિ અને પ્રલય એઓ સરખાં છતાં પણ તેઓમાં જે અંતર છે તે કહેવામાં આવશે અને બ્રહ્માનો શરીરનું ગ્રહણ કરવાનો ક્રમ કહેવામાં આવશે.

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! બ્રહ્માએ કેવીરીતે શરીરનું ગ્રહણ કર્યું તે કહું છું. સાંભળો[૧૧,૧૨] આ એક ઉદાહરણ ઉપરથી સઘળા જગતની સ્થિતિ તમારા જાણવામાં આવશે. દિશા આદિના તથા કાળ આદિના માપવગરનું બ્રહ્મતત્ત્વ પોતાની શક્તિનેલીધે લીલામાત્રથીજ દિશાના તથા કાળના માપવાળા જે આકારનું ગ્રહણ કરે છે તે જીવ કહેવાય છે. વાસનાઓના આવેશથી ઘેરાયેલો એ જીવજ સંકલ્પોની કલ્પનાઓમાં તત્પર રહેનારું અને ચપળતાવાળું મન થાય છે. કલ્પનાઓ કરવા લાગતું એ મન પ્રથમ ક્ષણમાત્રમાં પોતાની આકાશરૂપ થવાની ભાવના કરે છે કે જે ભાવના શબ્દના તથા શ્રોત્રના રૂપને પણ લાગુ પડે છે. આકાશની ભાવનાને પામીને ઘાટું થયેલું મન ઘાટા ચલનના ક્રમથી પોતાની વાયુરૂપ થવાની ભાવના કરે છે કે જે ભાવના સ્પર્શના તથા ત્વચાના રૂપને પણ લાગુ પડે છે. શબ્દસ્વરૂપવાળું આકાશ અને સ્પર્શસ્વરૂપ-વાળો વાયુ, કે જેઓ જીવના દેખવામાં આવતાં નથી તેઓની ભાવનાને પામીને ઘાટું થયેલું મન, એઓને એકબીજામાં પછાડીને અગ્નિની ભાવના કરે છે કે જે ભાવના રૂપના તથા ચક્ષુના સ્વરૂપને પણ લાગુ પડે છે. મન અગ્નિની ભાવનાથી ઘાટું થઇને ક્ષણમાત્રમાં નિર્મળપ્રકાશની ભાવના કરે છે કે જેથી પ્રકાશ વૃદ્ધિ પામે છે. પછી આકાશ, વાયુ તથા અગ્નિ (તેજ) એઓના ગુણોથી ઘાટાપણાને પામેલું મન જળના શીતળપણાની ભાવના કરે છે કે જે ભાવનાથી તુરત અર્ધાક્ષણમાંજ રસને તથા જિહ્વાને લાગુ પડતી જળની પ્રતીતિ થાય છે. પછી આકાશના, વાયુના, તેજના તથા જળના ગુણોને પામી વધારે ઘાટું થયેલું મન પૃથ્વીના ઘાટા સ્વરૂપની ભાવના કરે છે કે જે ભાવનાથી ક્ષણમાત્રમાંજ ગંધને તથા પ્રાણને લાગુ પડતી પૃથ્વી બની જાય છે. પછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એઓથી વીંટાયેલું મન પોતાના પાતળા-પણાને છોડી દેતાં, અગ્નિના કણજેવા અને આકાશમાં સ્ફુરેલા જે રૂપને દેખે છે તે રૂપ લિંગ-શરીર અથવા પુર્યષ્ટક કહેવાયછે કે જેમાં કર્મેંદ્રિય, જ્ઞાનેંદ્રિય, પાંચ ભૂત, પ્રાણ, મન, અવિદ્યા, કામના તથા કર્મો રહેલાં છે, જેમાં અહંકારનો તથા બુદ્ધિનો પણ સમાવેશ છે એવું તે લિંગ-શરીર પોતાના અંશોથી સર્વ પ્રાણીઓના હૃદયકમળમાં ભ્રમરની પેઠે રહેલું માનવામાં આવે છે.[૧૪,૨૪] એ લિંગદેહમાં મન તીવ્ર ઉત્કંઠાથી પ્રત્યક્ષ દેખવામાં આવે એવા સ્થૂળદેહની ભાવના કરવા લાગતાં, પાકમાં આવેલાં બીલાંની પેઠે જાડું થઈ જાય છે અને જાડું થતાંજ પોતાના સ્વભાવનેલીધે આકાશમાં સ્ફુરેલા અને મૂસમાં રહેલા પીગળેલા સોનાજેવા એક આકા-રને ગ્રહણ કરી લે છે. પછી મન એ તેજના પુંજજેવા પોતાના આકારમાં ઊંચે માથાંવાળી, નીચે પગવાળી, પડખાંઓમાં બે હાથવાળી અને મધ્યમાં પેટવાળી એક જાતની ભારે ચોકસ-ભાવના કરે છે કે જેનેલીધે પ્રકટ થયેલા અવયવોવાળા અને જ્વાળાઓની પંક્તિઓના જેવા આકારવાળા એક બાળકનો દેખાવ થાય છે.[૨૫-૨૮] જેના શરીરની રચના મનોરથોમાંથી બની ગઇ એવો એટલે પોતાની વાસનાઓના આવેશથી રચાયેલાં અંગોવાળો એ મનોમય બાળક, જેમ ઋતુ પોતાના સ્વભાવને વધાર્યા કરે છે, તેમ વાસનાઓથી પોતાના શરીરને વધાર્યા કરતાં કાળેકરી સ્ફુટ દેખવામાં આવે એવા દેહવાળો અને બુદ્ધિ, ધૈર્ય, બળ, ઉત્સાહ, વિજ્ઞાન તથા ઐશ્વર્યવાળો થાય છે કે જે સર્વલોકોનો પિતામહ મહાત્મા બ્રહ્મા કહેવાય છે.[૨૯,૩૧] પીગળતા સોનાજેવી કાંતિવાળા અને મહાચૈતન્યમાંથી પ્રકટ થયેલા એ બ્રહ્મા મહા-

ચૈતન્યમાં જે સત્તાથી રહ્યા છે તેજ સત્તાથી પોતામાં પોતાના અજ્ઞાનનેજ આકાશ આદિ પંચીકૃત સ્થૂળ–ભૂતોરૂપે બનાવે છે. એક સમયે પાર, આદિ, મધ્ય તથા અંત એઓ-વગરના મ્હોટા આકાશને બનાવે છે, એક સમયે પ્રબળગતિવાળા વાયુને બનાવે છે, એક સમયે પ્રલયકાળના દાવાનળના જેવી જ્વાળાઓથી દીપતા તેજને બનાવે છે, એક સમયે નિર્મળ-જળને બનાવે છે અને એક સમયે ઘણા વિસ્તારવાળી પૃથ્વીને બનાવે છે. એ પાંચ ભૂતોમાંથી કાળા વિષ્ણુને બનાવી લઈ તેની નાભિમાં એક કમળ બનાવીને તે કમળમાં પોતે રહે છે અને પ્રકટ થાય છે. ત્યારથી પોતાની વાસનાઓના સામર્થ્યનેલીધે બીજા પણ એવા પ્રકારના સમુદ્રો, ભુવનો, વૃક્ષો, પર્વતો તથા પ્રાણીઓ આદિ પદાર્થોને બનાવ્યા કરે છે.[૩૨,૩૫] અનેકરૂપોવાળા વિચિત્રપદાર્થોને કલ્પનાથીજ બનાવ્યા કરતા એ બ્રહ્મા લીલામાત્રમાં કલ્પનાથીજ પાલક આકા-રોને બનાવીને તે પદાર્થોનું પાલન કરે છે. પોતે પ્રકટ થયા ત્યારથીજ આવી ખટપટમાં લાગેલા એ બ્રહ્મા એક સમયે અજ્ઞાનના પ્રાબલ્યથી પોતાના દેહને તથા વ્યવહાર આદિને ભૂલીને સૂઈ ગયા, એ નિદ્રા જતી રહી ત્યારે એટલે સૃષ્ટિના સમયરૂપ બીજે દિવસ પ્રાપ્ત થયો ત્યારે વળી પોતાના કલ્પનામય પ્રકાશિતશરીરને દેખવા લાગ્યા.[૩૬,૩૭] પ્રાણના તથા અપાનના પ્રવાહોવાળું જાણે પદાર્થો ગોઠવાઇને બન્યું હોય એવું, કરોડો રૂવાડાંઓથી વ્યાપ્ત, બત્રીસ દાંતવાળું,[૩૮] બે સાથળનાં અસ્થિઓ તથા એક બરડાનું અસ્થિ મળીને ત્રણ મ્હોટા સ્તંભોવાળું, પ્રાણરૂપ પાંચ દેવતાઓવાળું, નીચે બે પગવાળું, હાથ, પગ, માથું, છાતી તથા પેટ એ પાંચ ભાગોવાળું, મુખ આદિ નવ છિદ્રોવાળું, ઉપર ચામડીરૂપ લેપનેલીધે કુણાશવાળું,[૩૯] વીસ આંગળીઓવાળું, વીસ નખોવાળું, બે હાથવાળું, બે સ્તનવાળું, બે નેત્રવાળું, ઇચ્છા થાય તો જેમાં ઘણાં નેત્ર તથા ઘણા હાથ આદિ પણ કરી શકાય એવું,[૪૦] ચિત્તરૂપી પક્ષીના માળારૂપ, કામદેવરૂપી સર્પના રાફડારૂપ, તૃષ્ણારૂપી પિશાચણીના નિવાસ-રૂપ, જીવરૂપ કેસરીને રહેવાની ગુફારૂપ,[૪૧] અભિમાનરૂપી હાથીને બંધાવાના ખીલારૂપ હૃદયરૂપી કમળથી દીપતું અને અત્યંત સુંદરતાવાળું એ પોતાનું ઉત્તમ શરીર જોવામાં આવતાં, ત્રણેકાળને જાણવાના બીજવાળા એ બ્રહ્મા વિચાર કરવા લાગ્યા કેઃ "આ શ્યામતાવાળા અને જેનો પાર કે છેડો જોવામાં આવતો નથી એવા આકાશમાં પહેલાં શું હતું ?" આ પ્રમાણે વિચાર કરતાં બ્રહ્માને તુરત તે વિષયનું જ્ઞાન પ્રાપ્ત થયું.[૪૨-૪૪] અને તે પ્રાપ્ત થતાંજ આગળ થઇ ગયેલી અનેક સૃષ્ટિઓ ધ્યાનમાં આવી તથા અનુક્રમે સઘળા જીવોનાં પુણ્ય–પાપોનું પણ સ્મરણ થયું.[૪૫] પછી બ્રહ્માએ જાણવામાં આવેલા વેદોના આધારથી, જેમ વસંતઋતુ પુષ્પોને પ્રકટ કરે છે, તેમ વિચિત્રપ્રકારના સંકલ્પો કરી–કરીને લીલામાત્રમાં પ્રજાઓને પ્રકટ કરી.[૪૬] જેમ અનેક આચાર–વિચારોવાળા ગંધર્વનગરને ઉત્પન્ન કરે, તેમ બ્રહ્માએ પ્રજાઓને ઉત્પન્ન કરી અને તે પ્રજાઓને સ્વર્ગ, મોક્ષ, ધર્મ, અર્થ તથા કામ એઓની સિદ્ધિનેવાસ્તે વિચિત્રપ્રકારનાં અનંતશાસ્ત્રો પણ રચ્યાં. હે રામ ! આ રીતે, જેમ વસંતઋતુમાંથી પુષ્પોની શોભા પ્રકટ થાય છે, તેમ બ્રહ્મારૂપ મનમાંથી આ સઘળી સૃષ્ટિ પ્રકટ થયેલી છે.[૪૭,૪૮] હે રામ! આ જગતમાં બ્રહ્માનું રૂપ ધરનારા મનેજ કલ્પનામાત્રથીજ અનેક પ્રકારની રચનાઓવાળા ક્રિયાઓના વિલાસો કરીને સૃષ્ટિની શોભાને અતુલસ્થિતિ આપેલી છે.[૪૯]

विविधविरचनैः क्रियाविलासैः कमलजरूपधरेण चेतसैव ॥
रघुसुत परिकल्पनेन नीता स्थितिमतुलां जगतीह सर्गलक्ष्मीः ॥ ४९ ॥

શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્ર૦ 'સંસારાવતરણપ્રતિપાદનોપદેશ' નામનો ચુમાળીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૫ મો જગત સ્વસત્તાથી નથી પણ બ્રહ્મની સત્તાથી છે *

वसिष्ठ उवाच । जगत्संप-मेवेदं संपन्नं किंचिदेव न ।
शून्यमेव च भामात्रं मनोविलसितं स्थितम् ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! આ જગત થયું પણ છે અને કાંઇપણ થયું નથી. કારણકે શૂન્યજ છે, દેખાવમાત્રજ છે અને મનના વિલાસરૂપજ છે.[1] આ બ્રહ્માંડ મ્હોટા રૂપવાળું છતાં પણ આકાશની પેઠે શૂન્ય છે માટે તેણે કોઈ પ્રદેશને કે કોઇ કાળને કાંઈપણ રોકેલો નથી.[2] સંકલ્પમાત્ર સ્વરૂપવાળું અને સ્વપ્નમાં દેખાયેલા નગરજેવું આ બ્રહ્માંડ જે દેશમાં અને જે કાળમાં જોવામાં આવે છે તે દેશમાં અને તે કાળમાં બ્રહ્માંડવગરનું કેવળ બ્રહ્મજ છે, બીજું કાંઈ નથી.[3] આ જગત આકાશમાં ભીંતવગર અને રંગવગર કલ્પાયેલા વિચિત્ર ચિત્ર-જેવું છે, દેખવામાં આવતાં છતાં પણ ખોટું છે અને કોઈએ ન બનાવ્યા છતાં ભ્રાંતિથીજ બનેલું છે.[4] જેમ ચક્ષુ જોવામાત્રમાં કારણરૂપ છે, તેમ મન કે જે સ્મરણમાત્રમાં કારણરૂપ છે તેણે દેહ આદિ સઘળા બ્રહ્માંડને સ્મરણમાત્રથીજ પ્રતીત થતું કલ્પી લીધું છે.[5] જગત આભા-સમાત્રજ છે અને તે ઘડા, ખાડા તથા વસ્ત્રો આદિરૂપે મિથ્યાજ પ્રતીત થાય છે. ભીંત વગેરે જે જે પદાર્થો પ્રતીત થાય છે તેઓ બ્રહ્મની સત્તાથી જૂદી સત્તાવાળા નથી.[6] જેમ કોશેટાનો કીડો પોતેજ પોતાના બંધનેવાસ્તે જાળ બનાવી લે છે, તેમ મને પોતેજ પોતાના બંધનને વાસ્તે આ શરીર કલ્પી લીધું છે.[7] ચિત્ત જેને મિથ્યાસંકલ્પરૂપે ન કરી શકે અથવા જેમાં મિથ્યાસંકલ્પરૂપે ગતિ ન કરી શકે એવો કોઈ દુષ્કર કે અગમ્ય પદાર્થજ નથી.[8] જેઓ મન-રૂપી ગુફાઓની અંદર ન ભરાય એવી શક્તિઓ સર્વશક્તિઓવાળા જગદીશ્વરમાં પણ કયી હોવી સંભવે છે ? કોઈ સંભવતી નથી.[9] હે રામ ! સર્વશક્તિઓવાળું મહાચૈતન્ય સર્વદા વિદ્ય-માન છે તેનેલીધે સર્વ પદાર્થોમાં સર્વદા સાચાપણું પણ સંભવે છે અને સર્વદા ખોટાપણું પણ સંભવે છે. સર્વ પદાર્થો મહાચૈતન્યમાં કલ્પિત હોવાનેલીધે મહાચૈતન્યની સત્તાથી સાચા છે અને પોતપોતાની સત્તાથી ખોટા છે. મન સ્વપ્નાવસ્થામાં વાસનાથીજ બીજા શરીરનું ગ્રહણ કરી લે છે તો તેવીરીતે આ શરીરનું પણ તેણેજ ગ્રહણ કરેલું છે એમ વિચારો. મન સઘળી શક્તિઓવાળું હોવાનેલીધે સઘળા જગતની કલ્પના તેણેજ કરી છે એમ વિદ્વાનો સમજે છે.[10,11] દેવ, અસુર અને નર આદિ સઘળા પદાર્થો સંકલ્પથીજ બનેલા છે અને સંકલ્પ શાંત થાય તો તેલવગરના દીવાઓની પેઠે શાંત થઈ જાય છે.[12] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! આ સઘળું જગત આકાશજેવું શૂન્ય છે, કલ્પનામાત્રથી ઉદય પામેલું છે અને એક જાતનું બહુ લાંબું સ્વપ્નજ પ્રતીત થયું છે, એમ સમજો.[13] વાસ્તવિકરીતે જોતાં આ જગતમાં કોઈ

* આ પિસતાળીસમા સર્ગમાં જગત બ્રહ્મની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી એમ નિરૂપણ કરવામાં આવશે.

પદાર્થ કદી પણ જન્મતો નથી અને કદી પણ મરતો નથી. જન્મ–મરણ આદિ સઘળું મિથ્યાજ છે.[૧૪] જગત કે જે બ્રહ્મરૂપ હોવાનેલીધે કદી કાંઈ પણ વધતું નથી અને કદી કાંઈ પણ ઓછું થતું નથી તેમાં કયું છોલાઈ જાય અને કયું ત્રટી જાય એમ છે કે જેનેવાસ્તે શોક કરવો પડે.[૧૫] હે રામ ! સૂક્ષ્મવિચારથી આત્માને કલ્પિત જગતથી અત્યંત ન્યારો નહિ સમજતાં તેને દેહરૂપ સમજીને મૂર્ખનીપેઠે મનમાં શામાટે મુંઝાયા કરો છો?[૧૬] જેમ સૂર્યના તાપનેલીધે ઝાંઝવાનાં પાણી ખોટાં છતાં પણ દેખાય છે, તેમ મનની કલ્પનાનેલીધે આ સઘળા બ્રહ્માદિક ખોટા છતાં પણ દેખાય છે.[૧૭] જગતમાં સઘળા દૃશ્યપદાર્થો બે ચંદ્રના વિભ્રમજેવા છે, મનોરથની પેઠે ઉઠેલા છે અને કેવળ અજ્ઞાનથી ઘડાયેલા છે.[૧૮] જેમ વહાણથી જનારાને વૃક્ષોના ચલનની બુદ્ધિ મિથ્યાજ ઉદય પામે છે, તેમ સર્વ જીવોને આ સઘળાં દૃશ્યોની પરંપરા પણ મિથ્યાજ ઉદય પામેલી છે.[૧૯] આ જગત એક જાતનું ઇંદ્રજાળ છે, માયાએ રચેલા પાંજરારૂપ છે, મનની કલ્પનાથીજ બનેલું છે અને ખોટું છતાં સાચાજેવું પ્રતીત થાય છે, એમ સમજો.[૨૦] આ જે સઘળું જગત છે તે બ્રહ્મજ છે માટે તેમાં ભેદનો સંભવજ ક્યાંથી હોય, ભેદજ કેવો હોય, અને તે ભેદ ક્યાં રહે?[૨૧] 'આ પર્વત છે અને આ વૃક્ષ છે' એવીરીતે ભારે આડંબરવાળો આ વિભ્રમ ખોટો છતાં પણ મનની ભાવનાની દૃઢતાનેલીધે સાચાજેવો જણાય છે.[૨૨] હે રામ ! આ જગત વિચારવગરના પુરૂષને અનેક જન્મોમાં ભમાવે એવું છે માટે કામનાસહિત, તૃષ્ણાસહિત અને કલ્પનાસહિત એ જગતની ભાવનાને છોડી દઇને નિષ્પ્રપંચ આત્મસ્વરૂપનીજ ભાવના કરો.[૨૩] જેમ સ્વપ્ન મ્હોટા આડંબરવાળું છતાં પણ ભ્રાંતિજ છે, વાસ્તવિક નથી, તેમ ચિત્તે પ્રાપ્ત કરેલું આ જગત પણ ભ્રાંતિજ છે, વાસ્તવિક નથી.[૨૪] જગત પણ એક જાતનું લાંબું સ્વપ્નજ છે, એમ સમજો. આ સંસારનો આડંબરમાત્ર દેખાવામાંજ રમણીય છે, મિથ્યા છતાંજ ગ્રહણ કરવામાં આવે છે અને આશાઓરૂપી ઝેરી નાગણીઓના રાફડારૂપ છે માટે તેને છોડી દો.[૨૫] આ જગત મિથ્યાજ છે, એમ જાણીને તેમાં રૂચિજ રાખો નહિ. સમજુપુરૂષ ઝાંઝવાનાં પાણીને જાણ્યા પછી તે ઉપર દોડેજ નહિ.[૨૬] જે મૂઢબુદ્ધિવાળો પુરૂષ પોતાના સંકલ્પથી ઉઠેલી મનોરાજ્યની લક્ષ્મીને સાચી માની, તેને અનુસર્યા કરે તે પુરૂષ દુઃખોનું પાત્રજ થાય છે.[૨૭] સાચીવસ્તુ ન હોય તો લોકો ભલે ખોટીવસ્તુઉપર દોડ કરે પરંતુ સાચીવસ્તુને છોડી દઇને જે પુરૂષ ખોટીવસ્તુઉપર દોડ કરે તે દુઃખીજ થાય.[૨૮] જેમ રજ્જુમાં સર્પનો ભય મનના વ્યામોહરૂપજ છે, તેમ આ જગત પણ મનના વ્યામોહરૂપજ છે. કેવળ વાસનાઓની વિચિત્રતાનેલીધે લાંબાકાળથી જગત દેખાયા કરે છે.[૨૯] જગતના પદાર્થો કે જેઓ જળની અંદરના ચંદ્રના પ્રતિબિંબની પેઠે મિથ્યા ઉદય પામેલા છે અને ચંચળ છે તેઓથી મૂર્ખજ ઠગાય પણ તમારા જેવા તત્ત્વવેત્તાએ ઠગાવું જોઈએ નહિ.[૩૦] જે પુરૂષ આ સંસારની ભાવનાથી સુખ મળવાનું માનતો હોય તે પુરૂષને અગ્નિની ભાવનાથી ટાઢ મટયાનું માનનારાજેવો મૂર્ખજ સમજવો જોઇએ.[૩૧] જેમ મનને કલ્પનાનેલીધે હૃદયમાં ખોટું નગર પણ જોવામાં આવે છે, તેમ આ વિસ્તીર્ણ જગતરૂપી ખોટું જડ–પંજર પણ મનની કલ્પનાથીજ જોવામાં આવે છે.[૩૨] આ જગત મનના રાગથી ઉદય પામે છે અને મનના રાગનો ક્ષય થવામાત્રથી ક્ષય પામે છે. આ જગત ગંધર્વનગરની પેઠે ખોટીરીતેજ વૃદ્ધિ પામેલું પ્રતીત થાય છે.[૩૩] હે

રામ ! આ પ્રમાણે છે એટલામાટે આ જગતનો નાશ થઈ જાય તો કશી હાનિ થવાની નથી અને જગત વૃદ્ધિ પામે તો તેથી કશો લાભ પણ થવાનો નથી.[૩૪] હૃદયમાં મને કલ્પી લીધેલું મ્હોટું નગર ભાગી જાય તો કોનું શું ઘટી જાય છે ? અને વૃદ્ધિ પામે તો કોનું શું વધી જાય છે ? જેમ બાળકો રમકડાંઓમાં પુત્ર આદિની કલ્પના કરી લે છે, તેમ મને મહાચૈતન્યમાં આ જગતના પ્રવાહની કલ્પના કરી લીધી છે.[૩૫] જેમ ઈંદ્રજાળનું જળ ભ્રષ્ટ થઇ જાય અથવા નષ્ટ થઈ જાય તો કોઈનું કાંઈ જતું નથી, તેમ આખો સંસાર પણ ભ્રષ્ટ થઈ જાય અથવા નષ્ટ થઇ જાય તો કોઇનું કાંઈ જતું નથી.[૩૬] જે ખોટું હોય તે નષ્ટ થઈ જાય તો તેથી કોઇને કશી હાનિ થતી નથી તો આ સંસાર પણ ખોટો છે માટે તેના નાશથી કશી હાનિ માનવી નહિ.[૩૭] આ સંસાર એરીતે મિથ્યાજ છે માટે તેમાં કોઈ પણ પદાર્થનેવાસ્તે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી.[૩૮] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! જે પદાર્થ અત્યંત ખોટોજ છે તેમાંથી શું જતું રહેવાનું છે ? કશું નથી અને જ્યારે એમ છે ત્યારે દુઃખ આવવાનો પણ શો પ્રસંગ છે ? કશો નથી.[૩૯] સઘળા જગતને બ્રહ્મરૂપેકરી અત્યંત સત્ય માનીએ તોપણ, જે વસ્તુ અત્યંત સત્ય છે તેમાંથી કશું જતું નથી કે તેમાં કશું આવતું નથી તો જગતના પદાર્થોનેવાસ્તે શામાટે સુખ-દુઃખ ધરવાં જોઇએ.[૪૦] અથવા નામ-રૂપોને લઇને જગતને અત્યંત અસત્ય માનીએ તો, જે વસ્તુ અત્યંત અસત્ય છે તેમાં કશો અંશ વધવાનો સંભવ નથી માટે જગતસંબંધી સુખોની વૃદ્ધિથી હર્ષ ધરવાનો પણ શો પ્રસંગ છે ?[૪૧] મ્હોટી ખટપટ કરાવનારો આ સંસાર કે જે અત્યંત ખોટોજ છે તેમાં ગ્રહણ કરવા યોગ્ય શી વસ્તુ છે કે જેની જ્ઞાનીપુરૂષને ઈચ્છા થાય.[૪૨] તેમજ બ્રહ્મમાં કલ્પિત હોવાનેલીધે બ્રહ્મમયજ હોવાથી સંસાર અત્યંત સત્ય પણ છે તો અત્યંત સત્યપદાર્થમાં શું છોડી દેવા યોગ્ય હોય કે જેને જ્ઞાનીપુરૂષો છોડી દે.[૪૩] મિથ્યા-સંસારમાં ગ્રહણ કરવા યોગ્ય કે છોડી દેવા યોગ્ય કાંઈ છેજ નહિ. જગત અત્યંત અસત્ય છે તોપણ તેમાં કશાનેવાસ્તે સુખ-દુઃખ ધરવાનો અવકાશ નથી અને જગત અત્યંત સત્ય છે તોપણ તેમાં કશાને વાસ્તે સુખ-દુઃખ ધરવાનો અવકાશ નથી. જ્ઞાનીપુરૂષને દુઃખો પહોંચતાંજ નથી પણ મૂર્ખ તો જગતસંબંધી ઇષ્ટપદાર્થના વિનાશથી બહુ દુઃખ પામે છે.[૪૪] 'જે પદાર્થ આદિમાં પણ ન હોય તથા અંતમાં પણ ન હોય તે પદાર્થ મધ્યમાં પણ હોતો નથી' એ નિયમપ્રમાણે જે પુરૂષ જગતને ખોટું ધારે તેને જગત ખોટુંજ જોવામાં આવે છે. જગત પોતાના નામ-રૂપાત્મક અંશોથી આદિમાં તથા અંતમાં નહિ હોવાથી મધ્યમાં પણ નથીજ. 'જે પદાર્થ આદિમાં પણ સત્ય હોય તથા અંતમાં પણ સત્ય હોય તે પદાર્થ મધ્યમાં પણ સત્ય હોય છે' એ નિયમપ્રમાણે જે પુરૂષ સર્વ જગતને સાચું ધારે તેને જગત સાચુંજ જોવામાં આવે છે. કલ્પિત જગત પોતાનાં અધિષ્ઠાન પરબ્રહ્મરૂપે સર્વદા સત્યજ છે.[૪૫,૪૬] હે રામ ! જળની અંદર પ્રતિબિંબરૂપે જે ચંદ્ર તથા આકાશ આદિ જોવામાં આવે છે તેને મૂઢપણાવાળા બાળકોજ લેવાની ઈચ્છા કરે પણ સમજુ પુરૂષો કદી પણ તેને લેવાની ઇચ્છા કરે નહિ, તેમ બ્રહ્મમાં જે આ મિથ્યાભૂત જગત જોવામાં આવે છે તેનું ગ્રહણ કરવાની અજ્ઞાનીઓજ ઇચ્છા કરે પણ જ્ઞાનીઓ કદી ઇચ્છા કરે નહિ. બાળક દેખવામાં મ્હોટા આકારવાળાં પણ સત્યતાવગરનાં પ્રયોજનોથી સંતોષ પામે છે પણ તે સંતોષ પરિણામે દુઃખનેવાસ્તેજ થાય છે પણ સુખને-

વાસ્તે થતો નથી.[૪૭,૪૮] એટલાવાસ્તે હે કમળસરખાં નેત્રોવાળા રામ! તમે મિથ્યાભૂત જગતના પદાર્થોથી સંતોષ પામવામાં બાળકસમાન થાઓ નહિ, પણ અવિનાશીપદને જોઇને નિત્ય તથા સ્થિરસુખનોજ આશ્રય કરો.[૪૯] 'મ્હારા દેહસહિત આ સઘળું જગત વાસ્તવિકરીતે છેજ નહિ' એવો નિશ્ચય રાખીને દેહાદિકના વિનાશનો કશો શોક રાખો નહિ, તેમજ 'મ્હારા દેહસહિત આ સઘળું જગત વાસ્તવિકરીતે બ્રહ્મની સત્તાથી જૂદી સત્તાવાળું નથી અને જે બ્રહ્મ છે તે હુંજ છું' એવો નિશ્ચય રાખીને ફરીવાર જન્મ–મરણની ચિંતા પણ રાખો નહિ.[૫૦] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલેસુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાસારૂ ત્યાંથી ઉઠીને ન્હાવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિમુનિની પાસે આવી.[૫૧]

**इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम ।**
**स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ५१ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'યથાભૂતાર્થયોગોપદેશ' નામનો પિસ્તાળીસમો સર્ગ સંપૂર્ણ.**

**વાલ્મીકિમુનિનો દસમો દિવસ પૂરો થયો.**

## सर्ग ४६ मो* જીવન્મુક્તના ગુણોનું વર્ણન

**वसिष्ठ उवाच । रम्ये धनेषु दारादौ शोकस्यावसरो हि कः ।**
**इंद्रजाले क्षणादृष्टे नष्टे का परिदेवना ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! પ્યારૂં ધન કે પ્યારાં સ્ત્રી–પુત્ર આદિ પ્રાપ્ત થાય તો હર્ષનો શો અવસર છે અને તેઓ નાશ પામે તો શોકનો પણ શો અવસર છે? કશો નથી. ઈંદ્રજાળ ક્ષણમાત્રમાં જોવામાં આવે અથવા નષ્ટ થઈ જાય તો તેનેમાટે હર્ષ કે વિલાપ કરવા ઘટે?[૧] જેમ ગંધર્વનગરનું કોઈ ઘર પડી જાય અથવા શણગારાય તો તેથી દુઃખ કે સુખ ધરવું યોગ્ય નથી, તેમ પુત્રાદિક પણ કે જે મિથ્યાજ છે તેનું કાંઈ માઠું કે સારૂં થાય તોપણ દુઃખ કે સુખ ધરવું યોગ્ય નથી.[૨] પ્યારૂં ધન કે પ્યારાં સ્ત્રી–પુત્રાદિક વૃદ્ધિ પામે તો હર્ષનો શો અવસર છે? કશો નથી. ઝાંઝવાનાં પાણી વૃદ્ધિ પામવાથી જળની ઈચ્છાવાળાઓને શો આનંદ થાય?[૩] ધન કે સ્ત્રીઓ વૃદ્ધિ પામે તો દુઃખ માનવું યોગ્ય છે પણ સુખ માનવું યોગ્ય નથી. મોહરૂપી માયાની વૃદ્ધિ થતાં રાજીપો તે કોને થાય?[૪] મૂર્ખને જે ભોગો વધવાથી રાગ ઉત્પન્ન થાય છે તેજ ભોગો વધવાથી સમજુને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.[૫] ધનનો કે સ્ત્રી આદિનો નાશ થાય તો જેમ શોક ધરવો યોગ્ય નથી, તેમ હર્ષ ધરવો પણ યોગ્ય નથી. કારણકે એઓના નાશથી કલ્યાણ થતું નથી પણ એઓમાં આસક્તિ નહિ રાખવાથી કલ્યાણ થાય છે. સાધુપુરૂષો તો એઓ વિદ્યમાન છતાંજ એઓનું વિનાશીપણું વિચારીને વૈરાગ્ય પામે છે.[૬] હે રામ! આ પ્રમાણે છે એટલામાટે તત્ત્વ સમજીને તમે સંસારસંબંધી વ્યવહારોમાં જે જે નષ્ટ થાય તેની ઉપેક્ષા કરો અને જે જે પ્રાપ્ત થાય તેનો આસક્તિ નહિ રાખતાં ઉપયોગ કરો.[૭] નહિ પ્રાપ્ત થયેલા ભોગોની

* આ છેંતાળીસમા સર્ગમાં સંસારમાં વિહાર કરતાં પણ જે ગુણો રાખવાથી સંસારમાં ડૂબી જવું પડતું નથી અને જે ગુણો જીવન્મુક્ત પુરૂષોમાં રહે છે તે ગુણોનું નિરૂપણ કરવામાં આવશે.

અંતઃકરણથી ઈચ્છાજ ન કરવી અને આવેલા ભોગોનો આસક્તિ રાખ્યાવગર ઉપયોગ કરવો એજ પંડિતનું લક્ષણ છે.[૮] કામદેવરૂપી શત્રુ મારી નાખવાની ઇચ્છાથીજ સજ્જ થઇને ગુપ્તરીતે ઉભેલો છે એટલામાટે તમે ચેતીને એવીરીતનો વિહાર કરો કે જેથી કોઈ જાતની મૂર્ખતા કરી ન કહેવાય.[૯] પરમપદને જાણતાં છતાં પણ જેઓ સમજણની ભૂલનેલીધે આ સંસારના આડંબરમાં એક જાતની ઠગાઈ રહી છે, એમ સારી પેઠે જાણતા નથી તેઓ માર્યાજ જાય છે.[૧૦] દૃશ્યોના અનર્થપણાને સિદ્ધ કરનારી ગમે તે યુક્તિથી જે પુરૂષની બુદ્ધિ દૃશ્યોમાંથી નિવૃત્ત થઈ હોય તે નિર્મળબુદ્ધિવાળો પુરૂષ પરમાર્થના આગ્રહવાળો હોવાનેલીધે મોહરૂપી સમુદ્રમાં ડૂબતો નથી.[૧૧] 'આ સઘળું જગત ખોટું છે' એવા નિશ્ચયનેલીધે જેને જગતસંબંધી કોઇપણ વસ્તુમાં આસક્તિ ન હોય તે સર્વજ્ઞપુરૂષને ખોટી અવિદ્યા પોતાની બાથમાં લઈ શકતી નથી.[૧૨] જગતમાં રૂચિ અને અરૂચિ એ બન્નેને છોડી દઇને, જેની બુદ્ધિ 'હું અને આ સઘળું જગત એકજ છે' એવા વિચારમાં રહે છે તે પુરૂષ મોહરૂપી સમુદ્રમાં ડૂબતો નથી.[૧૩] 'કાર્યોમાં તથા કારણોમાં વ્યાપ્ત થઇને રહેલું જે સત્તામાત્ર પદ છે તે હું છું' એમ બુદ્ધિથી પાકું સમજીને તમે બહારના તથા અંદરના સઘળા દૃશ્યને છોડો પણ નહિ અને ગ્રહણ પણ કરો નહિ.[૧૪] હે રામ ! તમે સઘળાં કામ–કાજો કરતાં છતાં પણ અત્યંતવૈરાગ્યવાળા, સ્વસ્થ, સઘળા નિવાસોથી રહિત અને આકાશની પેઠે નિર્લેપ રહો.[૧૫] કામ–કાજો કરતાં છતાં પણ જે વિદ્વાનને ઈચ્છાપણ ન હોય અને અનિચ્છાપણ ન હોય તેની બુદ્ધિ, જેમ કમળપત્ર જળોથી લેપાતું નથી, તેમ કોઇ વિષયોથી લેપાતી નથી.[૧૬] હે રામ ! તમે આત્મજ્ઞાનનું સંપાદન કરીને આસક્તિથી રહિત થઈ જાઓ. પછી તમારાં પાતળાં થઈ ગયેલાં મન અને ઇંદ્રિયો ભલે, દર્શન તથા સ્પર્શન આદિ ક્રિયાઓ કરે કે ભલે ન કરે તેની કાંઇ ચિંતા નથી.[૧૭] 'આ મ્હારૂં છે આ મ્હારૂં છે' એમ કરીને વિષયોમાં દોડતા તમારા મિથ્યાભૂત મનને તમે મૂર્ખ થઇને વિષયોમાં ડુબાડો નહિ. પછી એ મન ભલે દર્શન આદિ ક્રિયાઓ કરે કે ન કરે.[૧૮] હે રામ ! જ્યારે આ વિષયોની શોભા તમારા હૃદયમાં પોતાથીજ ગમશે નહિ ત્યારે તમે જાણવાનું જાણી ચૂકેલા અને સંસારરૂપી સમુદ્રને તરી ગયેલા (જીવન્મુક્ત) થશો.[૧૯] તમને વિષયોની રૂચિ ટળી જશે એટલે પછી તમે સમાધિ કરશો કે નહિ કરો તોપણ તમને અનાયાસે મુક્તિ પ્રાપ્ત થયાવગર રહેશે નહિ.[૨૦] હે રામ ! જીવન્મુક્તનું પદ પામવાને વાસ્તે તમારા વિવેકી મનને ઉત્તમવિચારો ગોઠવી, જેમ પુષ્પમાંથી ગંધને જૂદો કરવામાં આવે, તેમ વાસનાઓના સમૂહમાંથી જૂદું પાડો.[૨૧] વાસનાઓરૂપી જળથી ભરેલા આ સંસારરૂપી સમુદ્રમાં જેઓ વિચારરૂપી વહાણમાં ચડે છે તેઓ તરે છે અને બીજા લોકો ડૂબી જાય છે.[૨૨] વિવેક તથા વૈરાગ્ય આદિ સાધનોથી તીક્ષ્ણ કરેલી અને સુખ–દુઃખાદિકનું સહન કરવામાં ધીરજવાળી બુદ્ધિથી આત્માના તત્ત્વનો સારી પેઠે વિચાર કરીને પછી પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરો.[૨૩] હે રામ ! તત્ત્વને જાણનારા અને જ્ઞાનથી સંપન્ન ચિત્તવાળા વિદ્વાનપુરૂષો જેમ વિહાર કરે છે તેમ વિહાર કરવો યોગ્ય છે પણ મૂઢપુરૂષોનીપેઠે વિહાર કરવો યોગ્ય નથી.[૨૪] નિરંતર તૃપ્ત રહેનારા અને મ્હોટીબુદ્ધિવાળા મહાત્માઓએ જીવન્મુક્ત પુરૂષોના આચારોને અનુસરવું જોઈએ પણ ભોગો ભોગવવાની લંપટતા ધરાવનારા બીજા પામરોના આચારોને નહિ અનુસરવું જોઇએ.[૨૫] બ્રહ્મના અને જગતના તત્ત્વને

જાણનારા મહાત્માપુરૂષો જગતના સઘળા વ્યવહારો કરે છે પણ તેમ છતાં કશું છોડતા પણ નથી અને કશું ઈચ્છતા પણ નથી.[૨૬] તત્ત્વજ્ઞાનનેલીધે સઘળાં સંસારનાં સુખોને અપુરૂષાર્થ સમજનારા મહાત્માપુરૂષો કદી ક્યાંય પણ પરાક્રમ આદિના ઉત્કર્ષનેવાસ્તે, અભિમાનનેવાસ્તે, ગુણોનેવાસ્તે, યશનેવાસ્તે કે લક્ષ્મીનેવાસ્તે કંગાલપણું કરતા નથી.[૨૭] મહાત્માપુરૂષો સૂર્યની પેઠે શૂન્યમાં પણ મુંઝાતા નથી, દેવતાઓના બગીચામાં પણ આસક્ત થતા નથી અને પોતાની મર્યાદાને કદી પણ છોડતા નથી.[૨૮] ઈચ્છાઓથી રહિત થયેલા, આવી પડેલા વ્યવહારને અનુસરનારા, શાસ્ત્રોક્ત વૈરાગ્ય આદિ સાધનોની સંપત્તિવાળા અને સ્વસ્થ રહેનારા મહાત્માઓ આ દેહરૂપી રથમાં બેસીને આનંદથી વિચરે છે.[૨૯] હે રૂપાળા રામ! તમે પણ આ વિસ્તીર્ણ વિવેકને પ્રાપ્ત થયા છો અને આ બુદ્ધિના બળથી જ્ઞાનમાં સ્થિતિ પામેલા છો[૩૦] આ ચોખ્ખા વિચારનો આશ્રય કરી માનથી તથા મત્સરથી રહિત રહીને આ પૃથ્વીના પીઠઉપર વિહાર કરો. એમ કરવાથી તમને જીવન્મુક્તિરૂપ પરમસિદ્ધિ પ્રાપ્ત થશે.[૩૧] સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરી, વિષયોનું કૌતુક જોવાની ઈચ્છાને પણ દૂર કરી, મનમાં પરમશીતળતાનું ગ્રહણ કરી, સ્વસ્થ રહીને વિહાર કરો.[૩૨]

વાલ્મીકિમુનિ કહે છેઃ—રામ એ પ્રમાણે નિર્મળ અભિપ્રાયવાળા વસિષ્ઠમુનિની નિર્મળ વાણીથી તુરત, સાફ કરાયેલા દર્પણની પેઠે શોભવા લાગ્યા અને જ્ઞાનરૂપી મધુર અમૃતથી અંદર ભરપૂર થઇને પુનમના ચંદ્રની પેઠે શીતળતાને પામ્યા.[૩૩]

**इत्थं गिरा विमलया विमलाशयस्य रामो मुनेः सपदि मृष्ट इवावभासे ।**
**ज्ञानामृतेन मधुरेण विराजितांतः पूर्णः शशांक इव शीतलतां जगाम ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જીવન્મુક્તસ્થિતિગુણવર્ણન' નામનો છેંતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૭ મો* અનિયમિતક્રમવાળાં ત્રૈકાલિક કરોડો બ્રહ્માંડો વગેરેનું વર્ણન

**राम उवाच । भगवन् सर्वधर्मज्ञ सर्ववेदांगपारग ।**
**आश्वस्त इव तिष्ठामि शुद्धाभिर्भवदुक्तिभिः ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે સઘળા ધર્મોને જાણનારા અને વેદોના તથા શાસ્ત્રોના પારને પહોંચેલા ગુરૂમહારાજ! આ આપની પવિત્ર વાણીઓથી મને કેટલીક ધીરજ મળવાજેવું થયું છે.[૧] ઘણા ઘણા ઉત્તમ અર્થોવાળાં, સ્વચ્છતાથી ભરેલાં, વિચિત્ર યુક્તિઓવાળાં અને આત્મતત્ત્વનો પ્રકાશ કરવાસારૂ ઉદય પામેલાં આપનાં વચનોને સાંભળતાં હું તૃપ્ત થતો નથી.[૨] જીવોની રાજસ અને સાત્વિક જાતિઓ કહેવાના અવસરમાં આપે જે પ્રમાણસિદ્ધ બ્રહ્માની ઉત્પત્તિ કહી છે તે ઉત્પત્તિવિષે સ્ફુટ વર્ણન કરો.[૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! લાખો બ્રહ્માઓ, લાખો શંકરો, લાખો ઇંદ્રો અને લાખો નારાયણો થઈ ગયા છે.[૪] આ બ્રહ્માંડમાં તથા બીજાં વિચિત્રબ્રહ્માંડોમાં પણ જૂદા જૂદા આચારોવાળા અને જૂદા જૂદા વિહારોવાળા, બ્રહ્માઓ, શંકરો, ઇંદ્રો, નારાયણો અને બીજા પણ

* આ સુડતાળીસમા સર્ગમાં અનિયમિતક્રમોવાળાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય કરોડો, બ્રહ્માંડો, બ્રહ્માઓ અને દેવતાઓ આદિ, એઓનું વર્ણન કરવામાં આવશે.

દેવ તથા મનુષ્યો આદિ પ્રાણીઓ અસંખ્યાત છે.[૫] થઈ ગયેલાં, વર્તમાન અને હવેપછી થવાનાં અનંત બ્રહ્માંડોમાં એકીવખતે ઘણા ઘણા જીવો થઈ ગયા છે, ઘણા ઘણા જીવો છે અને બીજા ઘણા ઘણા જીવો ઉત્પન્ન થશે.[૬] હે રામ ! બ્રહ્માંડોમાં એ બ્રહ્માદિક દેવતાઓની ઉત્પત્તિઓ જાણે ઇંદ્રિજાળમાં થતી હોય એવી થાય છે.[૭] કોઈ સમયે બ્રહ્માથી સૃષ્ટિઓ થાય છે. કોઇ સમયે શિવથી સૃષ્ટિઓ થાય છે, કોઇ સમયે વિષ્ણુથી સૃષ્ટિઓ થાય છે અને કોઇ સમયે બીજા મુનિઓથી પણ સૃષ્ટિઓ થાય છે.[૮] બ્રહ્મા કોઇ સમયે કમળમાંથી ઉત્પન્ન થાય છે, કોઈ સમયે પાણીમાંથી ઉત્પન્ન થાય છે, કોઇ સમયે ઈંડામાંથી ઉત્પન્ન થાય છે અને કોઈ સમયે આકાશમાંથી પણ ઉત્પન્ન થાય છે.[૯] કોઈ બ્રહ્માંડમાં શિવજ સર્વના અધિપતિ છે, કોઈ બ્રહ્માંડમાં સૂર્યજ સર્વના અધિપતિ છે, કોઇ બ્રહ્માંડમાં ઇંદ્રજ સર્વના અધિપતિ છે, કોઈ બ્રહ્માંડમાં વિષ્ણુજ સર્વના અધિપતિ છે અને કોઈ બ્રહ્માંડમાં એક એક દેવજ સર્વમય છે.[૧૦] કોઈ સૃષ્ટિમાં પૃથ્વી પ્રથમ ઘાટાં ઝાડોથી વ્યાપ્ત થઇ હતી, કોઈ સૃષ્ટિમાં પ્રથમ મનુષ્યોથી વ્યાપ્ત થઈ હતી અને કોઇ સૃષ્ટિમાં પ્રથમ પર્વતોથી વ્યાપ્ત થઈ હતી.[૧૧] કોઈ સૃષ્ટિમાં પૃથ્વી માટીમય થઈ હતી, કોઈ સૃષ્ટિમાં પથરામય થઈ હતી, કોઇ સૃષ્ટિમાં સુવર્ણમય થઈ હતી અને કોઇ સૃષ્ટિમાં ત્રાંબામય થઈ હતી.[૧૨] આ બ્રહ્માંડમાં પણ ઘણા વિચિત્રપદાર્થો છે અને બીજા બ્રહ્માંડોમાં પણ જૂદા જાદા પ્રકારના વિચિત્ર પદાર્થો છે. કેટલાંએક બ્રહ્માંડો એક એક પ્રકાશવાળાં છે અને કેટલાંએક બ્રહ્માંડો પ્રકાશવગરનાં પણ છે.[૧૩] જેમ મહાસાગરમાં અનંત કલ્લોલો પ્રકટ થાય છે અને અનંત કલ્લોલો તિરોહિત થઈ જાય છે, તેમ આ બ્રહ્મતત્ત્વરૂપી મ્હોટા આકાશમાં અનંત બ્રહ્માંડો પ્રકટ થાય છે અને અનંત બ્રહ્માંડો તિરોહિત થઇ જાય છે.[૧૪] જેમ સમુદ્રમાં તરંગો થાય છે, નિર્જળદેશમાં ઝાંઝવાનાં પાણી થાય છે અને આંબામાં મો'ર થાય છે, તેમ પરબ્રહ્મમાં બ્રહ્માંડો થાય છે.[૧૫] સૂર્યનાં કિરણોમાં દેખાતાં ઝીણાં ઝીણાં રજકણો કોઈ કાળે પણ ગણી શકાય, પરંતુ બ્રહ્મતત્ત્વમાં જે ચપળ આકારવાળા બ્રહ્માંડોના સમૂહો પ્રકટ થાય છે તેઓ કોઇ કાળે પણ ગણી શકાય નહિ.[૧૬] જેમ વર્ષા આદિ ઋતુઓમાં આકુળ-વ્યાકુળ મચ્છરોના સમૂહો ઉત્પન્ન થઇ થઇને પાછા નષ્ટ થઈ જાય છે, તેમ પરબ્રહ્મમાં આકુળ-વ્યાકુળ બ્રહ્માંડોના સમૂહો ઉત્પન્ન થઈ થઈને પાછા નષ્ટ થઈ જાય છે.[૧૭] જેઓના આવિર્ભાવ અને તિરોભાવ નિરંતર થયા કરે છે એવી આ સૃષ્ટિઓની પરંપરાઓ કયા કાળથી આરંભાયેલી છે એ જાણવામાં આવતું નથી.[૧૮] જેઓના પ્રથમ આરંભનો કાળજ ધારી શકાતો નથી એવી આ સૃષ્ટિઓ સમુદ્રમાં તરંગોની પેઠે પરબ્રહ્મમાં સ્ફુરે છે. હમણાંની સૃષ્ટિઓથી પહેલાં બીજી સૃષ્ટિઓ હતી, બીજી સૃષ્ટિઓથી પહેલાં ત્રીજી સૃષ્ટિઓ હતી અને ત્રીજી સૃષ્ટિઓથી પહેલાં ચોથી સૃષ્ટિઓ હતી; એવીરીતે સૃષ્ટિઓ કેટલી થઇ તથા તેઓમાં પહેલી કયી થઈ હતી, એમાં કોઈ જાતનો નિર્ણયજ નથી.[૧૯] જેમ નદીમાં તરંગો થઈ થઇને લીન થઈ જાય છે, તેમ પરબ્રહ્મમાં સુર, અસુર તથા મનુષ્યો-સહિત સઘળી પ્રાણીઓની જાતિઓ થઈ થઇને પાછી લીન થઈ જાય છે.[૨૦] જેવું આ બ્રહ્માંડ છે તેવાંજ હજારો બ્રહ્માંડોની હજારો પંક્તિઓ, જેમ વર્ષોમાં ઘડીઓ ક્ષય પામી જાય છે, તેમ ક્ષય પામી ગયેલી છે.[૨૧] આ વિસ્તીર્ણ હૃદયાકાશમાં રહેલા બ્રહ્મમાં વર્તમાનકાળમાં પણ બીજાં ઘણાં ઘણાં બ્રહ્માંડો છે કે જેઓના વિષે તમને ઉત્પત્તિપ્રકરણમાં લીલાના આખ્યાનના

વિષયમાં કહેલું છે.[૨૨] જેમ આકાશમાં ધ્વનિઓ થઇ થઇને પાછી નષ્ટ થઈ જાય છે, તેમ બ્રહ્મમાં અનેક બ્રહ્માંડો થઈ થઇને પાછાં નષ્ટ થઈ જાય છે. કેટલાંએક બ્રહ્માંડો હવે પછી પણ ઉત્પન્ન થશે અને તેઓ પાછાં એમજ નષ્ટ થઈ જશે.[૨૩] જેમ માટીના સમૂહમાં ભવિષ્ય ઘડાઓ રહ્યા છે અને અંકુરમાં ભવિષ્ય પલ્લવો રહ્યાં છે, તેમ બ્રહ્મમાં અનેક અનેક ભવિષ્ય બ્રહ્માંડો પણ રહ્યાં છે.[૨૪] જ્યાંસુધી સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરીને 'આ સઘળું કાંઈજ નથી' એમ બાધ કરવામાં નહિ આવે ત્યાંસુધી પરબ્રહ્મરૂપ આકાશમાં મ્હોટા આકારોવાળાં તથા મ્હોટા વિકારોવાળાં બ્રહ્માંડો થયા કરશે.[૨૫] આ સઘળી સૃષ્ટિઓ આકાશની લતાઓની પેઠે મૂર્ખોએ પોતાના અજ્ઞાનથીજ ઉત્પન્ન કરીને વિસ્તારેલી છે, ઉત્પન્ન થયા કરે છે, નષ્ટ થયા કરે છે અને સાચી પણ નથી તથા ખોટી પણ નથી; પરંતુ અનિર્વચનીય છે.[૨૬] આ સઘળી સૃષ્ટિઓ તરંગોની પેઠે દેખાઈ દેખાઇને તુરત નાશ પામતી જાય છે, સર્વ બ્રહ્માંડોની સૃષ્ટિઓ વિચિત્ર આકારોવાળી છે, પ્રાણીઓની વિચિત્રચેષ્ટાઓવાળી છે, વિચિત્રવિકારોવાળી છે અને વિચિત્રરૂપોવાળી છે પણ તેમ છતાં, જેમ વૃષ્ટિઓ પાણીથી જૂદી નથી, તેમ સઘળાં બ્રહ્માંડોની સઘળી સૃષ્ટિઓ આત્મતત્ત્વથી જૂદી નથી, એમ તત્ત્વવેત્તાઓનો સિદ્ધાંત છે. મૂર્ખલોકો તો 'જેમ વાદળાંમાંથી વૃષ્ટિઓ આવે છે, તેમ ઈશ્વરમાંથી આ સૃષ્ટિઓ આવે છે' એમ માને છે. જેમ 'શેમળા' નામના ઝાડની શિરાઓ, શાખાઓ, પાંદડાંઓ અને ગાંઠયો શેમળાથી ભિન્ન નથી, તેમ વિદ્વાનોના જોવામાં આવતી તથા અવિદ્વાનોના જોવામાં આવતી પણ સઘળી સૃષ્ટિઓ વાસ્તવિકરીતે જોતાં આત્મતત્ત્વથી ભિન્ન નથી.[૨૭-૩૦] હે રામ! જેમ માળાના મણકાઓમાં દોરો એકજ હોય છે, તેમ સ્થૂળભૂતોથી થયેલી દેહાદિકની સૃષ્ટિઓમાં તથા સૂક્ષ્મભૂતોથી થયેલી ઇંદ્રિયાદિકની સૃષ્ટિઓમાં મેલરૂપ માયા એકજ છે કે જે માયા આત્મતત્ત્વમાં કલ્પાયેલી છે.[૩૧] કોઈ સૃષ્ટિમાં પ્રથમ આકાશ સ્થૂળ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે તેથી બ્રહ્મા આકાશમાંથી થયેલા કહેવાય છે.[૩૨] કોઈ સૃષ્ટિમાં પ્રથમ વાયુ સ્થૂળ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે માટે બ્રહ્મા વાયુમાંથી થયેલા કહેવાય છે.[૩૩] કોઈ સૃષ્ટિમાં પ્રથમ તેજ સ્થૂળ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે માટે બ્રહ્મા તૈજસ કહેવાય છે.[૩૪] કોઈ સૃષ્ટિમાં પ્રથમ જળ સ્થૂળ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે માટે બ્રહ્મા જળમાંથી થયેલા કહેવાય છે.[૩૫] કોઇ સૃષ્ટિમાં પ્રથમ પૃથ્વી સ્થૂળ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે માટે બ્રહ્મા પાર્થિવ કહેવાય છે.[૩૬] આકાશ આદિ પાંચ ભૂતોમાં જ્યારે જે એક ભૂત બીજાં ચારને દબાવીને અધિક વધે છે ત્યારે બ્રહ્મા તે વધેલા ભૂતમાંથીજ ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઇને તે પછીની જગતની રચના કરે છે.[૩૭] પૂર્વકલ્પની વાસનાઓના સંસ્કારવાળો બ્રહ્મા કોઈ સમયે જળ વધે તો તેમાંથી, કોઈ સમયે વાયુ વધે તો તેમાંથી, કોઈ સમયે તેજ વધ્યું હોય તો તેમાંથી, કોઈ સમયે આકાશ વધ્યું હોય તો તેમાંથી અને પૃથ્વી વધી હોય તો તેમાંથી પોતાની મેળે અકસ્માત ઉત્પન્ન થાય છે.[૩૮] બ્રહ્મા ઉત્પન્ન થયા પછી કોઈ સમયે તેના મ્હોડાંમાંથી, કોઈ સમયે તેના પગમાંથી, કોઈ સમયે તેના આગલા ભાગમાંથી, કોઈ સમયે તેના પાછલા ભાગમાંથી, કોઈ સમયે તેના નેત્રમાંથી અને કોઇ સમયે તેના હાથમાંથી પણ પ્રાણીઓ આદિ ઉત્પન્ન થાય છે.[૩૯] કોઇ સૃષ્ટિમાં વિષ્ણુની નાભિમાં કમળ ઉત્પન્ન થાય છે અને તે કમળમાં બ્રહ્મા વૃદ્ધિ પામે છે; તેથી બ્રહ્મા કમળથી

થયેલા પણ કહેવાય છે.[૪૦] પાણીની ચપળ ચકરીની પેઠે શોભતી આ સૃષ્ટિ માયા છે, સ્વપ્નના જેવી ભ્રાંતિ છે, ભ્રમથી રચાયેલી ફુદડીજેવી છે અને મનોરાજ્યની પેઠે કલ્પિત છે.[૪૧] આ આવી સૃષ્ટિમાં 'અંદર શું તત્ત્વ છે અને તે થવી કેમ સંભવે' એ કાંઇ પૂછવા જેવું છે? નથીજ. 'બાળકે મનથી કલ્પેલા રાજ્યમાં અંદર શું તત્ત્વ છે અને તે રાજ્ય થવું કેમ સંભવે' એ તે ક્યાંય પૂછાય?[૪૨] કોઇ સમયે શુદ્ધપરમાત્મામાં મનનો રંગ લાગવાથી સુવર્ણમયજેવું અને જેની અંદર બ્રહ્મા હોય છે એવું ઇંડું પોતાની મેળે ઉત્પન્ન થાય છે.[૪૩] કોઇ સમયે માયાથી કલ્પાયેલો પુરૂષ માયાથી કલ્પાયેલા પાણીમાં પોતાનુ વીર્ય નાખે છે અને વીર્ય નાખવાનેલીધે પાણીમાંથી કમળ અથવા મ્હોટું બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે.[૪૪] કોઇ સમયે પૂર્વકલ્પનો સૂર્ય આ કલ્પમાં બ્રહ્મા થાય છે, કોઇ સમયે પૂર્વકલ્પનો વરૂણ આ કલ્પમાં બ્રહ્મા થાય છે અને કોઇ સમયે પૂર્વકલ્પનો વાયુ આ કલ્પમાં બ્રહ્મા થાય છે.[૪૫] હે રામ! આ પ્રમાણે આ વિચિત્રપ્રકારની અનેક સૃષ્ટિઓ કે જેઓ પરમાત્મામાં મુદ્દલ છેજ નહિ, તેઓમાં બ્રહ્માની ઘણી ઘણી વિચિત્ર ઉત્પત્તિઓ થઇ ગઈ છે.[૪૬] આ સઘળી સૃષ્ટિ કેવી છે, તેના ઉદાહરણનેમાટે મ્હેં તમારી પાસે એક બ્રહ્માની ઉત્પત્તિ કહી કે જેમાં કાંઈ નિયમજ નથી. આ પ્રમાણેજ સઘળી સૃષ્ટિઓની સ્થિતિવિષે સમજી લેવું.[૪૭] 'આ જે સંસાર છે તે મનનોજ વિલાસ છે' એમ તમને સમજાવવાનેમાટે મ્હેં તમારી પાસે સૃષ્ટિ થવાની પદ્ધતિ કહી.[૪૮] જીવોની સાત્ત્વિક આદિ જે જાતિઓ છે તેઓ પણ આરીતેજ થયેલી છે એમ સમજાવવાનેસારૂ પણ એ તમારી પાસે સૃષ્ટિની પદ્ધતિ કહી.[૪૯] વારંવાર સૃષ્ટિ થયા કરે છે, વારંવાર નાશ થયા કરે છે, વારંવાર દુઃખ થયા કરે છે, વારંવાર સુખ થયા કરે છે, વારંવાર જ્ઞાનીઓ થયા કરે છે, વારંવાર અજ્ઞાનીઓ થયા કરે છે, વારંવાર બંધ હોવાની કલ્પનાઓ થાય છે, વારંવાર મોક્ષ હોવાની કલ્પનાઓ થાય છે અને વારંવાર સૃષ્ટિસંબંધી ભૂત, ભવિષ્ય તથા વર્તમાનપદાર્થોમાં સ્નેહદૃષ્ટિઓ થાય છે. જેમ પ્રકાશ કરનારા દીવાઓ વારંવાર ઠરી જાય છે અને વારંવાર પ્રકટ થાય છે, તેમ બ્રહ્માદિકનાં શરીરો પણ વારંવાર મટી જાય છે અને વારંવાર પ્રકટ થાય છે.[૫૦,૫૧] દીવાઓની ઉત્પત્તિમાં તથા બ્રહ્માનાં શરીરોની ઉત્પત્તિમાં અને દીવાઓના વિનાશમાં તથા બ્રહ્માનાં શરીરોના વિનાશમાં કાળની અધિકતાવિના બીજો કશો અંતર નથી. દીવાઓ થોડીવાર રહે છે અને થોડીવારમાં નાશ પામે છે, અને બ્રહ્માનાં શરીરો ઘણા કાળસુધી રહે છે અને ઘણે કાળે નાશ પામે છે.[૫૨] વળી સત્યયુગ થાય છે, વળી ત્રેતાયુગ થાય છે, વળી દ્વાપરયુગ થાય છે અને વળી કળિયુગ થાય છે. આ જગત ચક્રની પેઠે વારંવાર આવર્તન પામ્યાજ કરે છે.[૫૩] જેમ પ્રત્યેક પ્રાતઃકાળે વળી દિવસ થાય છે, તેમ પ્રત્યેક સૃષ્ટિમાં વળી મન્વંતરોના આરંભ થાય છે, વળી કલ્પોની પરંપરાઓ થાય છે, વળી તે તે કાર્યોના આરંભાદિક થાય છે.[૫૪] કાળના દિવસ, રાત્રિ, પહોર અને ઘડી આદિ અંશોના સપાટામાં આવતું જતું આ સઘળું જગત વારંવાર થાય છે અને તે છતાં કાંઇ પણ વારંવાર થતું નથી.[૫૫]*જેમ પથરા આદિના અભિઘાતવગરના અત્યંત તપેલા લોઢાના ગોળામાં અગ્નિના કણો સ્વાભાવિકરીતે રહેછે, તેમ પરબ્રહ્મમાં આ સઘળા પદાર્થો સ્વાભાવિકરીતે સર્વદા રહેલા છે.[૫૬] જેમ વૃક્ષમાં ફળ, પુષ્પ આદિ સઘળું

*જગતના વારંવાર થવારૂપ જે વાત ચાલે છે તેને વચમાં છોડી દઇને, હવે પ્રાસંગિક વાત ચલાવે છે.

કોઇ સમયે ગુપ્ત અને કોઈ સમયે દેખાય એવું રહે છે, તેમ પરબ્રહ્મમાં આ સઘળું જગત કોઈ સમયે ગુપ્ત અને કોઇ સમયે દેખાય એવું રહેલું છે.[૫૭] આ સઘળું જગત ચૈતન્યના વિવર્તરૂપ છે અને તે વિવર્ત સર્વદા આવાજ આકારવાળો છે. જેમ નેત્રના ઉચકવાથી ચંદ્રમાં બેપણું પ્રતીત થાય છે, તેમ માયાના સંબંધથી પરમાત્મામાં સૃષ્ટિ થયેલી પ્રતીત થાય છે.[૫૮] જેમ ચંદ્રમાંથી વિસ્તીર્ણ કિરણો પ્રકટ થાય છે, તેમ પરબ્રહ્મમાંથી આ વિસ્તીર્ણ દેખવામાત્ર સૃષ્ટિઓ પ્રકટ થાય છે. આ સૃષ્ટીઓ પરબ્રહ્મથી ન્યારી નથી તે છતાં અજ્ઞાનને લીધે ન્યારીજેવી લાગે છે.[૫૯] હે રામ! સર્વશક્તિઓવાળા પરબ્રહ્મમાં વાસ્તવિકરીતે અસંગપણું અને અદ્વિતીયપણું છે એટલામાટે તે પરબ્રહ્મમાં આ સંસાર કદી પણ છેજ નહિ.[૬૦] હે રામ ! તેમજ પરબ્રહ્મમાં જગત કદી પણ આવા આકારના અસંભવવાળું હોય એમ નથી. કારણકે સર્વશક્તિઓવાળા પરબ્રહ્મમાં જગતનું બીજપણું સર્વદા છે. આ પ્રમાણે છે એટલામાટે અધિષ્ઠાનરૂપ ચૈતન્યની સત્તાથીજ પ્રકાશતો આ સંસાર જ્યાંસુધી તેનું અધિષ્ઠાન નહિ જણાય ત્યાંસુધી રહેશે અને અધિષ્ઠાન જણાશે ત્યારે નહિ રહે, એમ હમણાં કહી શકાય છે અને તેમ કહેવું યોગ્ય છે.[૬૧,૬૨] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! જ્ઞાનીની દૃષ્ટિથી આ સઘળું જગત બ્રહ્મજ છે એટલામાટે સંસાર છેજ નહિ, એમ કહેવું ઘટે છે અને અજ્ઞાનીની દૃષ્ટિથી આ સંસાર કદી પણ વિચ્છિન્ન થતો નથી એટલા માટે સંસાર ખોટો છતાં પણ સર્વદા છે, એમ કહેવું પણ ઘટે છે.[૬૩,૬૪] હે રઘુનંદન! આ જગત વારંવાર થયા કરે છે માટે " આ જગત કદી પણ આવું ન હોય એમ થતું નથી " એમ મીમાંસકલોકોનું નિત્યપ્રવાહરૂપે માનવું પણ ખોટું કહેવાય એમ નથી.[૬૫] જગતના સર્વ પ્રદેશોમાં સર્વ પદાર્થો વિજળીની પેઠે ક્ષણે ક્ષણે પ્રધ્વંસ પામવાના સ્વભાવવાળા જોવામાં આવે છે એટલામાટે "આ સઘળું જગત ક્ષણિક છે" એમ બૌદ્ધલોકોનું કહેવું પણ અઘટિત કહી શકાય એમ નથી.[૬૬] ચંદ્ર તથા સૂર્ય આદિના પ્રકાશવાળી સઘળી દિશાઓમાં પર્વતો, પૃથ્વી તથા સમુદ્રો આદિ સ્થિર જોવામાં આવે છે એટલામાટે "આ સઘળું જગત પોતાની જૂદી સત્તાવાળું છે" એમ સાંખ્યલોકોનું માનવું પણ સાચાજેવું છે.[૬૭] પરમવ્યાપક પરબ્રહ્મની અંદર તે તે વાદીઓના સંકલ્પોના જાળથી કલ્પવામાં આવેલા તે તે પ્રકારોમાં ન સંભવે એવો એકે પ્રકાર નથી પરંતુ એટલું છે કે અસંગ અને અદ્વિતીય બ્રહ્મમાં સંકલ્પોનું જાળ ઉઠવું એજ અસંભવિત છે.[૬૮]* આ સઘળું જગત વારંવાર થયા કરે છે, જન્મ-મરણ વારંવાર થયા કરે છે, સુખ-દુઃખો વારંવાર થયા કરે છે, સાધનો તથા કર્મો વારંવાર થયા કરે છે;[૬૯] દિશાઓ વારંવાર થયા કરે છે, આકાશ વારંવાર થયા કરે છે, સમુદ્રો વારંવાર થયા કરે છે અને પર્વતો પણ વારંવાર થયા કરે છે. જેમ અનેક છિદ્રોવાળાં ઘરોમાં એકજ સૂર્યની પ્રભા અનેકરૂપે ઉદય પામે છે, તેમ બ્રહ્મમાં વારંવાર અનેકરૂપે સૃષ્ટિ ઉદય પામે છે.[૭૦] વળી દૈત્યો થાય છે, વળી દેવતાઓ થાય છે, વળી લોકાંતરોની રચનાઓ થાય છે, વળી સ્વર્ગની તથા મોક્ષની ઈચ્છાઓ થાય છે, વળી ઈંદ્ર થાય છે, વળી ચંદ્ર થાય છે,[૭૧] વળી નારાયણદેવ થાય છે, વળી દાનવો આદિ થાય છે, વળી દિશાઓ થાય છે વળી તે દિશાઓમાં સુંદર ચંદ્ર, સૂર્ય, વરૂણ તથા પવન એઓ ચાલવા લાગે છે.[૭૨] વળી મેરૂપર્વતરૂપી ડોડીવાળી, સહ્યાદ્રિરૂપી કેસરાવાળી અને અદૃષ્ટોરૂપી મકરંદોથી ભરપૂર રહેનારી આ ઉભયલોકરૂપ (પૃથ્વી તથા આકાશરૂપ) કમલિની

* પ્રાસંગિક વાતને પૂરી કરી ચાલતી વાત લે છે.

પ્રફુલ્લિત થાય છે.[૭૩] વળી સૂર્યરૂપી કેસરી સિંહ, આકાશરૂપી વનને દબાવી, પોતાનાં કિરણોરૂપી નખોના સમૂહોથી અંધકારોરૂપી હાથીઓની ઘટાઓને ભેદી નાખવાસારૂ છલંગ મારે છે.[૭૪] વળી ચંદ્ર ચલાયમાન થતી સ્વચ્છ મંજરીના જેવી સુંદરતા ધરાવનારાં પોતાનાં કિરણોથી દિશાઓરૂપી સ્ત્રીઓનાં મુખોને શોભાવનારાં, સુખદાયી અમૃતને વધારવા લાગે છે.[૭૫] વળી સ્વર્ગરૂપી વૃક્ષમાંથી પુણ્યોના ક્ષયરૂપી પવને છૂટા પાડેલા દેવતાઓરૂપી પુષ્પોના સમૂહો વીંખાઈ વીંખાઇને ધરતીપર પડવા લાગે છે.[૭૬] વળી કાળરૂપી તેતરપક્ષી કર્મોરૂપી પાંખોથી સંસારના આરંભરૂપી કાંઈક ફડફડાટ કરીને ચાલવા લાગે છે.[૭૭] એક ઇંદ્રરૂપી ભ્રમરો જતો રહ્યા પછી વળી બીજા ઇંદ્રિરૂપી ભ્રમરો નવી સામગ્રીઓ ગોઠવીને સ્વર્ગરૂપી કમળમાં આવે છે.[૭૮] વળી જેમ પ્રલયકાળનો પવન વિષ્ણુસહિત સમુદ્રને મેલો કરી નાખે છે, તેમ કળિયુગ, સત્યયુગે પવિત્ર કરેલા કાળને મેલો કરી નાખે છે.[૭૯] વળી કાળરૂપી કુંભાર, જેથી અનેક પ્રાણીઓરૂપી ઠીબડાં બનાવવામાં આવે છે એવા કલ્પરૂપી ચાકડાને વેગથી નિરંતર ફેરવવા લાગે છે.[૮૦] વળી જેમાં પૂર્વના અભ્યાસપ્રમાણે સંકલ્પો થાય છે એવું જગત સૂકાઈ જતા વનની પેઠે સારીસ્થિતિવગરનું થઇને રસરહિત થઇ જાય છે.[૮૧] વળી સૂર્યોના તથા અગ્નિઓના સમૂહોથી બળી ગયેલાં અનંતશરીરોવાળું અને સર્વ પ્રાણીઓનાં અસ્થિઓથી ભરેલું જગત સ્મશાનજેવું થઇ જાય છે.[૮૨] વળી મેરૂ આદિ પર્વતોના જેવાં મ્હોટાં પ્રલયનાં વાદળાંઓના વરસાદોથી જગત સમુદ્રમય થઈ જાય છે અને તે જળમાં નાચતા ધોળી કાંતિવાળા મહારૂદ્ર તે જળના ફીણના મ્હોટા પુંજજેવા લાગે છે.[૮૩] વળી વાયુવગરનું, જળવગરનું અને સઘળી વસ્તુઓથી ખાલી થયેલું બ્રહ્માંડ આકાશની પેઠે અપૂર્વજેવા શૂન્યપણાને પ્રાપ્ત થાય છે.[૮૪] વળી કેટલાંક વર્ષોસુધી અધિકાર ભોગવી, કાળેકરી જેનું શરીર જીર્ણ થઈ ગયું હોય છે એવો બ્રહ્મા જીવિતનો ત્યાગ કરીને પોતાના આત્મામાં લીન થાય છે.[૮૫] હે રામ ! આ પ્રમાણે બ્રહ્માંડનો પ્રલય થયા પછી, વળી મન બીજા કાળમાં પરબ્રહ્મની અંદરજ તેવાંને તેવાં બીજાં અનેક બ્રહ્માંડોને બનાવે છે. જે જે બ્રહ્માંડો બને છે તેઓ સઘળાં ગંધર્વનગરોજેવાંજ બને છે.[૮૬] હે રામ ! વળી સૃષ્ટિનો આરંભ થાય છે, વળી સર્વ પદાર્થોની ઉત્પત્તિ થાય છે અને વળી પ્રલય થતાં સર્વનો નાશ થાય છે. એ રીતે આ સઘળું ચક્રની પેઠે ફર્યા કરે છે.[૮૭] હે રામ ! આ લાંબાભ્રમરૂપ મહામાયાના આડંબરમાં 'આ સાચું અને આ ખોટું ' એમ શો નિર્ણય કરવો હોય અને નિર્ણય કરીને શું કહી શકાય ?[૮૮] હે રામ ! આ સંસારરૂપી ચક્ર 'દાશૂર' નામના બ્રાહ્મણે કહેલી રાજાની આખ્યાયિકાની પેઠે કલ્પનાથીજ રચાયેલા આકારવાળું છે, વસ્તુવગરનું છે અને વાસ્તવિકરીતે છેજ નહિ.[૮૯] આ જગત અજ્ઞાનથી ઉદય પામેલા બે ચંદ્રના ભ્રમસરખા વિકલ્પોથી અવિચ્છિન્ન પ્રવાહનીરીતે વિસ્તીર્ણ થયેલું છે, જે કર્તા વિદ્યમાનજ નથી તેણે બનાવેલું છે અને અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્તાથીજ રહેલું છે, તો હવે તમને શા કારણથી મોહ રહે છે ? તમે જે મોહનું કારણ ધારો છો તે છેજ નહિ અને જે છે તે અખંડ બ્રહ્મજ છે માટે કારણવગરનો આ તમારો મોહ યોગ્ય નથી.[૯૦]

अविरलमिदमाततं विकल्पैरसदुदितैरपि तैर्द्विचन्द्रकल्पैः ।
विरचितमसतानुपन्नसत्यं जगदिह तेन विमूढता किमुत्था ॥ ९० ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્ર૦ 'જગદ્વાસનિર્ણયયોગોપદેશ' નામનો સુડતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ४८ मो* દાશૂરાખ્યાન-અગ્નિએ દાશૂરને વરદાન આપ્યું

**वसिष्ठ उवाच ।** क्रियाविशेषबहुला भोगैश्वर्यहृताशयाः ।
नापेक्षंते यदा सत्यं न पश्यंति शठास्तदा ॥ १ ॥

• વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! પોતાને તથા બીજાઓને પણ ઠગનારા પામરલોકો અનેકપ્રકારનાં કર્મો કર્યા કરે છે, ભોગોની તથા ઐશ્વર્યની તૃષ્ણાને પરવશ થયેલા હોય છે અને સત્યવસ્તુને જાણવાની અપેક્ષાજ રાખતા નથી તેથી તેઓ સત્યને જાણી શકતા નથી.[1] જેઓ ઇંદ્રિયોને વશ નથી થયેલા અને બુદ્ધિનો પાર પામેલા હોય છે તેઓ જગતની માયાને તુચ્છ ગણી પરમતત્ત્વને હસ્તામલકની પેઠે જુવે છે.[2] જેમ સર્પ કાંચળીને છોડી દે છે, તેમ વિચારવાળો જીવ જગતની માયાને તુચ્છ જોઇને મમતાને તથા અહંતાને છોડી દે છે.[3] હે રામ! અહંતાને તથા મમતાને છોડી દઈ આસક્તિથી રહિત થયેલો જીવ લાંબાકાળસુધી વ્યવહારોમાં રહે તોપણ અગ્નિથી બળેલા બીજની પેઠે પુનર્જન્મ પામતો નથી.[4] અજ્ઞાનીલોકો આ શરીર કે જે આધિઓથી તથા વ્યાધિઓથી ઘેરાયેલું રહે છે અને આવતી કાલસુધી, કે આજ પણ જેના જીવવાનો વિશ્વાસ નથી તેનું હિત કરવાનો યત્ન કરે છે પણ આત્માનું હિત કરવાનો યત્ન કરતા નથી.[5] હે રામ ! તમે પણ અજ્ઞાનીની પેઠે આ શરીરે ઇચ્છેલા વિષયોનું સંપાદન, કે જે પરિણામે દુઃખનેવાસ્તેજ છે તે કરો નહિ અને કેવળ આત્મામાંજ નિષ્ઠા રાખો.[6]

રામચંદ્રજી પૂછે છે:–હે મહારાજ ! આપ કહી ગયા કેઃ "આ સંસારરૂપી ચક્ર 'દાશૂર' નામના બ્રાહ્મણે કહેલી આખ્યાયિકાની પેઠે કલ્પનાથી રચાયેલા આકારવાળું છે અને વસ્તુવગરનું છે" તો તે દાશૂરે કયી આખ્યાયિકા કહી હતી, એ મને કહો.[7]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! જગતના મિથ્યાપણાના એક ઉદાહરણરૂપે હું હવે દાશૂરે કહેલી આખ્યાયિકા કહું છું તે સાંભળો.[8] આ પૃથ્વીઉપર વિચિત્ર ફુલઝાડવાળો અને લક્ષ્મીવાળો 'માગધ' એ નામથી પ્રખ્યાતિ પામેલો એક દેશ છે.[9] એ દેશમાં જંગલો કદંબોનાં વનોના વિસ્તારની લીલાથી વ્યાપ્ત છે, પક્ષીઓના સમૂહો પોતાની વિચિત્રતારૂપ આશ્ચર્યોથી સઘળાઓના મનનું આકર્ષણ કરે છે.[10] ખેતરોની અંદર અપાર ધાન્યો ઉત્પન્ન થાય છે, સઘળી નદીઓના કિનારાઓ કમળોથી, ઉત્પલોથી તથા 'કલ્હાર' નામનાં સૌગંધિક કમળોથી વ્યાપ્ત રહે છે.[11] બગીચાઓમાં હીંડોલાઓઉપર હીચકતી સુંદર સ્ત્રીઓ ગાયનોના ધ્વનિઓની ભારે છત બાંધી દે છે, અને કામીજનોએ રાત્રિમાં ભોગવેલાં કામદેવનાં બાણસરખાં પુષ્પોથી પ્રાતઃકાળે પૃથ્વી વ્યાપ્ત થઈ રહે છે.[12] એ દેશમાં કણેરના વૃક્ષોથી વ્યાપ્ત, કેળનાં વનોથી સંકુલ, ઘાટા કદંબોથી ઘેરાયેલો, ગુચ્છોથી શોભી રહેલો,[13] પુષ્પોના સમૂહોથી ઘેરાયેલા પવનવાળો, કેસરના જેવી રાતી ધૂળવાળો, બતકોના કોલાહલવાળો અને જેમાં પ્રેમભરેલાં સારસપક્ષીઓ બોલ્યા કરે છે એવો એક પર્વત છે.[14] જેમાં પક્ષીઓ અને વૃક્ષો વિચિત્ર છે એવા એ પવિત્રપર્વતમાં મહાતપસ્વી, મહાધર્માત્મા, વિષયોની આસક્તિથી રહિત, તપની સાથે ઉત્તમ

* આ અડતાળીસમા સર્ગમાં ભોગ આદિની તૃષ્ણાઓની નિંદા કરવામાં આવશે, દાશૂરની ઉત્પત્તિ કહેવાશે અને તે દાશૂરને પ્રસન્ન થયેલા અગ્નિદેવની પાસેથી વરદાન મળવાનું કહેવાશે.

યોગ કરનારો અને ઉત્તમબુદ્ધિવાળો એક 'દાશૂર' નામનો મુનિ કદંબના ઝાડના અગ્રઉપર નિવાસ કરીને રહ્યો હતો.[૧૫,૧૬]

રામચંદ્રજી પૂછે છે:–હે મહારાજ ! એ 'દાશૂર' નામનો તપસ્વી એ વનમાં શા માટે રહ્યો હતો અને વળી 'કદંબ' નામના મ્હોટા ઝાડની ટોચઉપર કેમ રહ્યો હતો ?[૧૭]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! 'શરલોમા' એ નામથી પ્રખ્યાતિ પામેલો અને જાણે બીજો બ્રહ્મા હોય એવો ગુણવાન એક બ્રાહ્મણ એજ પર્વતમાં રહેતો હતો.[૧૮] જેમ બૃહસ્પતિને 'કચ' નામનો પુત્ર પ્રાપ્ત થયો હતો, તેમ એ બ્રાહ્મણને 'દાશૂર' નામનો એક પુત્ર પ્રાપ્ત થયો. શરલોમાએ એ સુપુત્રની સાથે વનમાં રહીને પોતાના જીવિતનો સમય કહાડયો.[૧૯] જેમ પક્ષી એક માળાને છોડીને બીજા માળામાં જાય, તેમ એ શરલોમા ઘણાં ઘણાં વર્ષોસુધી સુખ-દુઃખો ભોગવી, મનુષ્યદેહનો ત્યાગ કરીને દેવલોકમાં ગયો અને તેની સ્ત્રી પણ તેની પછવાડે સતી થઈ.[૨૦] ભાગ્ય–યોગને લીધે પિતા તથા માતા એ બન્નેનું મરણ થતાં, એ વનમાં એકલોજ રહેલો તેઓનો પુત્ર દાશૂર ટીટોડાની પેઠે દીનતાભરેલી રીતે રોવા લાગ્યો.[૨૧] માબાપના વિયોગથી થયેલા શોકે જેના અંતઃકરણને બહુજ સંતાપિત કર્યું એવો એ દાશૂર, હેમંતઋતુમાં કમળની પેઠે કરમાઈ ગયો.[૨૨] હે રામ ! એ બાળક અત્યંત રાંક થઈ જતાં, તે સમયે તે વનના એક દેવતાએ પોતાના શરીરને અદૃશ્ય રાખીને વચનથી તે બાળકની આશ્વાસના કરી કે: "હે ઋષિના પુત્ર ! હે મહા વિચક્ષણ ! તું અજ્ઞાનીની પેઠે કેમ રોવે છે ? સંસારનું સ્વરૂપ ચંચળજ છે એ તું કેમ જાણતો નથી ?[૨૩,૨૪] પ્રાણીઓ જન્મે છે, જીવે છે અને પછી અવશ્ય મરે છે, એવીરીતની આ સંસારની સર્વદા ચંચળસ્થિતિજ છે.[૨૫] હે મુનિ ! બ્રહ્માના શરીર આદિ જે જે દૃશ્યપદાર્થો છે તે સઘળાઓનો પણ વિનાશ થવાનો છે એમાં સંશય નથી.[૨૬] આ પ્રમાણે છે એટલામાટે તું પિતાના મરણનો વ્યર્થ ખેદ કર નહિ. જેમ સૂર્ય ઉગે છે તો તેનો અસ્ત પણ અવશ્ય થાય છે, તેમ જે જન્મે છે તેનું મરણ પણ અવશ્ય થાય છે."[૨૭] રોઈ રોઈને રાતાં થયેલાં નેત્રોવાળા એ દાશૂરને, જેમ મોરને મેઘની ગર્જનાથી ધીરજ મળે, તેમ એ આકાશવાણી સાંભળવાથી ધીરજ મળી.[૨૮] પછી એ દાશૂરે ઉઠી, ભક્તિભાવથી પિતાની જે કાંઈ ઔર્ધ્વદેહિક ક્રિયા અવશ્ય કરવી જોઇએ તે કરી લઈને ઉત્તમસિદ્ધિ મેળવવાને માટે તપ કરવાનો દૃઢનિશ્ચય કર્યો.[૨૯] વનમાં બ્રાહ્મણજાતિને ઘટે એવી તપશ્ચર્યા કરતાં કરતાં તે દાશૂરને શ્રોત્રિય (વેદીઆ) પણું પ્રાપ્ત થયું કે જેમાં, તે તે પદાર્થોમાં શુદ્ધાશુદ્ધપણું કલ્પવાની ભારે પંચાત ( અડીશ–આભડીશ વગેરે છોત ) રાખવી પડે છે.[૩૦] જેણે પરમતત્ત્વ જાણ્યું ન હતું એવા એ વેદીઆની બુદ્ધિ સઘળી પૃથ્વી પવિત્ર છતાં પણ તે તે પ્રકારના શુદ્ધાશુદ્ધપણાના વહેમને લીધે ક્યાંય વિશ્રાંતિ પામી નહિ.[૩૧] આ સઘળું પૃથ્વીતળ કે જે શુદ્ધજ છે તેને વહેમને લીધે અશુદ્ધજેવું ગણતો એ વેદીઓ દાશૂર કોઈ સ્થળમાં રાજી થયો નહિ.[૩૨] પછી તેણે પોતાની કલ્પનાથીજ વિચાર ગોઠવ્યો કે: " શુદ્ધ તો કેવળ ઝાડની ટોચજ છે, એટલા માટે મ્હારે તે ઉપર રહેવુંજ યોગ્ય છે.[૩૩] હવે હું એવું તપ આરંભું કે જેથી મને પક્ષીઓની પેઠે વૃક્ષોની શાખાઓઉપર અને પાંદડાંઓઉપર સ્થિતિ કરવાની શક્તિ મળે. "[૩૪] આ પ્રમાણે વિચાર કરી લાંબાકાળસુધી તપ કર્યું પણ ધારેલો મનોરથ પાર નહિ પડતાં તેણે છેવટ

અગ્નિને પ્રજ્વળિત કરી, પોતાની કાંધમાંથી માંસ કાપી કાપીને તે પ્રદીપ્ત અગ્નિમાં હોમવા માંડ્યું.[૩૫] તેણે આ પ્રમાણે કરવા માંડતાં, અગ્નિદેવને વિચાર થયો કે: "હું કે જે સઘળા દેવતાઓના મુખરૂપ છું, તેમાં બ્રાહ્મણનું માંસ પડવાથી સઘળા દેવતાઓનાં ગળાં ભસ્મ થઈ જવાનો સંભવ છે; તો હવે તેમ ન થવા દેવું એ યોગ્ય છે."[૩૬] આવા વિચારથી તેના પૂજ્ય મહાત્મા અગ્નિદેવે, જેમ પ્રદીપ્તકિરણોવાળા સૂર્યદેવ બૃહસ્પતિને દર્શન દે, તેમ તે બ્રાહ્મણને પ્રત્યક્ષરૂપથી દર્શન દીધું.[૩૭] દર્શન દઇને કહ્યું કે: "હે ધીર ! હે બાળક ! જેમ માણસ ભંડારમાંથી પોતે રાખેલા મણિને લઈ લે, તેમ તું મ્હારી પાસેથી જે જોઇતું હોય તે વરદાન માગી લે."[૩૮] અગ્નિદેવ આ પ્રમાણે બોલતાં, દાશૂરબ્રાહ્મણે સુંદર અર્ઘપુષ્પોથી તથા સ્તુતિવાક્યોથી તેમનું પૂજન કરીને વરદાન માગ્યું કે: "હે મહારાજ ! આ સઘળી પૃથ્વી શૂદ્રોથી, ચાંડાળોથી, કૂતરાંઓથી તથા મીંદડાં આદિ પ્રાણીઓથી ભરપૂર હોવાને લીધે મને ક્યાંય તેમાં રહેવાનું પવિત્રસ્થળ મળતું નથી માટે મને વૃક્ષોની ઉપર સ્થિતિ કરવાની શક્તિ આપો."[૩૯-૪૦] આ પ્રમાણે દાશૂરે વિજ્ઞપ્તિ કરતાં, સર્વ દેવતાઓના મુખરૂપ મહાસમર્થ અગ્નિદેવ 'તથાસ્તુ' એમ કહીને અંતર્હિત થઈ ગયા.[૪૧] સંધ્યાકાળના કમળજેવા રાતા અગ્નિદેવ ક્ષણમાત્રમાં જતા રહેતાં, જેની ઈચ્છા પૂર્ણ થઈ એવો એ દાશૂર પુનમના ચંદ્રની પેઠે શોભવા લાગ્યો.[૪૨] સંતોષ પામેલો એ દાશૂર ઇચ્છિતવરદાન મળવાનેલીધે અત્યંત વૃદ્ધિ પામેલી સ્વચ્છ મંદહાસ્યથી શોભતી મુખમંડળની કાંતિથી સઘળી કળાઓવાળા ચંદ્રને તથા પ્રફુલ્લિત થયેલા કમળને પણ હસવા લાગ્યો. ( તેના મુખની શોભા પૂર્ણચંદ્રની શોભાથી તથા પ્રફુલ્લિત કમળની શોભાથી પણ અધિક થઇ.)[૪૩] **अधिगताभिमताननमंडलद्युतिभरेण जहास स तुष्टिमान् । शशिनमाप्तकलाकुलमंबुजं विकसितं च सितस्मितशोभिना ॥ ४३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દાશૂરવરપ્રદાનવર્ણન' નામનો અડતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ४९ मो* કદંબવૃક્ષનું વર્ણન

**वसिष्ठ उवाच । अथ काननमध्यस्थं चुंबितांबुदमंडलम् ।**
**मध्याह्नखिन्नसूर्याश्वसेवितस्कंधमंडलम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! પછી તે વનના મધ્યમાં ઉગેલો અને જાણે ઊંચાઇને લીધે વાદળાંના મંડળનું ચુંબન કરતો હોય તથા મધ્યાહ્નના સમયમાં થાકી જતા સૂર્યના ઘોડાઓ તેની શાખાઓના મંડળમાં નિત્ય વિશ્રામ લેવા આવતા હોય એવો લાગતો (એક કદંબ તે દાશૂરના જોવામાં આવ્યો.)[૧§] એ કદંબ, જાણે લાંબી લાંબી શાખાઓરૂપી હાથોથી દિશાઓના

* આ ઓગણપચાસમા સર્ગમાં શાખાઓ આદિથી અત્યંત શોભી રહેલા એક કદંબનું અનેક અલંકારો આપીને વર્ણન કરવામાં આવશે.

§ આ સર્ગમાં ચોત્રીસ શ્લોક છે. જેમાં "દાશૂરે કદંબવૃક્ષ જોયું" એવું એકજ વાક્ય છે; અને તેનું ક્રિયાપદ છેલ્લા ચોત્રીસમા શ્લોકમાં છે; જેથી શ્લોકના આંક છેવટેજ ભેગા મૂકવા જોઇએ. પરંતુ વાંચકવર્ગને અગવડ પડે નહિ, એ મતલબથી અંકો છૂટક મૂકેલા છે; અને પહેલા શ્લોકમાં જે ભાગ કૌંસમાં છે તે છેવટના ચોત્રીસમા શ્લોકનો છે, એમ સમજી લેવું. પં. ન. મ. શર્મા.

મધ્યમાં વિસ્તીર્ણ ઉલેચ બાંધતો હોય એવો જણાતો હતો. પ્રફુલ્લિત થયેલાં પુષ્પોરૂપી નેત્રોથી, જાણે દિશાઓને જોતો હોય એવો જણાતો હતો.[૨] વાયુએ રજવગરના કરેલા ઘણા ઘણા ભ્રમરાઓ તેના ઉપર ફરતા હતા તેથી, જાણે કાળા કેશવાળો હોય એવો જણાતો હતો. હાલતાં પાંદડાંરૂપી હસ્તોથી, જાણે દિશાઓરૂપી પોતાની સ્ત્રીઓનાં મ્હોડાંઓને લુતો હોય એવો જણાતો હતો.[૩] દાંતની પંક્તિજેવા લાગતા અનેક લતાઓની સ્વચ્છમંજરીઓના પુંજોથી શોભી રહેલાં રાતાં પલ્લવોથી, જાણે પાન આવવાથી રાતા થયેલા હોઠોથી વનની પંક્તિઓરૂપી સ્ત્રીઓની સામે મંદહાસ્ય કરતો હોય એવો જણાતો હતો.[૪] ચારેબાજુ લતાઓની ઉપર પડેલાં પુષ્પોના કેસરાઓના પરાગોથી ફરતું મંડળ બંધાઈ જવાનેલીધે, જાણે ઉદયના સમયમાં રાતાં કિરણોના મંડળવાળો પુનમનો ચંદ્ર હોય એવો લાગતો હતો.[૫] જેઓનાં પલ્લવોના કુંજોમાં ચકોરપક્ષીઓ શબ્દ કરતાં હતાં એવી શાખાઓની પંક્તિઓથી વ્યાપ્ત હોવાનેલીધે, જાણે વેદાદિકનું અધ્યયન કરનારા સિદ્ધલોકોના નિવાસોથી વ્યાપ્ત થયેલો ઊંચો સત્યલોક હોય એવો લાગતો હતો.[૬] મ્હોટી મ્હોટી શાખાઓનાં પીઠોઉપર બેઠેલા મયૂરોનાં વિચિત્રપિચ્છો લાંબાં લટકી રહ્યાં હતાં તેથી, જાણે વાદળાંઓની નીચે ખેંચાયેલાં ઇંદ્રિધનુષોની પંક્તિવાળું આકાશ હોય એવો શોભતો હતો.[૭] ધરતીપર ઝુકી રહેલી પ્રત્યેક મ્હોટી શાખાઓનાં પલ્લવોમાં ભરાઇ બેસવાથી અર્ધા દેખાતાં, અર્ધા નહિ દેખાતાં અને વળી દેખાઈ દેખાઇને વારંવાર નહિ દેખાતાં 'ચમર' નામનાં ધોળાં મૃગોથી પૂર્ણ હોવાનેલીધે, જાણે અર્ધા દેખાતા, અર્ધા નહિ દેખાતા વળી પ્રત્યેક દિવસે દેખાઈ દેખાઇને અસ્ત પામતા ચંદ્રોથી પૂર્ણ વર્ષ હોય એવો લાગતો હતો.[૮] 'કપિંજલ' નામનાં પક્ષીઓના, મધુર કોકિલાઓના અને ચક્રવાક પક્ષીઓના ઉત્તમ શબ્દોવડે, જાણે ગાયન કરતો હોય, એમ લાગતો હતો.[૯] હંસોના સમૂહો શાખાઓની ઉપર કરેલા માળાઓમાં વિનોદ કરતા હતા તેથી, જાણે ઊંચે જુદા જુદા નિવાસોમાં રહેલા સિદ્ધલોકોથી ઘેરાયેલું બ્રહ્માંડ હોય એવો લાગતો હતો.[૧૦] કુપળીઆંરૂપી ચંચળ હસ્તોવાળી અને ભ્રમરોરૂપી નેત્રોવાળી પુષ્પોની મંજરીઓરૂપ અપ્સરાઓથી, જાણે સ્વર્ગલોક હોય એવો લાગતો હતો.[૧૧] પોતાનાં શ્યામ પત્રોથી, પીંગળાં પુષ્પોથી અને બીજી લતાઓનાં પુષ્પોના જુદા જુદા રંગવાળા પરાગોથી, જાણે વિજળીઓવાળો અને ઇંદ્રધનુષવાળો મેઘ હોય એવો લાગતો હતો.[૧૨] શાખાઓરૂપી હજારો ભુજાઓ હોવાથી, આકાશને પણ અવકાશવગરનું કરે એવી સ્થિતિ હોવાથી અને ઊંચાઇનેલીધે ચંદ્ર તથા સૂર્ય કુંડળોના સ્થાનકપર આવી જવાથી, જાણે વિશ્વરૂપ ધરીને નાચવા ઉભેલા નારાયણ હોય એવો લાગતો હતો.[૧૩] નીચેના ભાગમાં મ્હોટા સર્પો હોવાથી અને ઉપરના ભાગમાં તારાઓસરખાં લતાઓનાં અસંખ્યાત પુષ્પો હોવાથી, જાણે બીજું નીચે નાગલોકવાળું અને ઉપર તારામંડળવાળું ભૂગોળથી સંયુક્ત ખગોળ હોય એવો લાગતો હતો.[૧૪] પોતાની આસપાસ પર્વતનાં સઘળાં વનો હોવાનેલીધે, જાણે પ્રજાઓથી વીંટાયેલા બ્રહ્મા હોય એવો જણાતો હતો. પૃથ્વીઉપર ફળોનો, પલ્લવોનો તથા પુષ્પોનો, જાણે એક મ્હોટો ભંડાર હોય એવો લાગતો હતો.[૧૫] અપાર કળીઓ પુષ્પોના પરાગોથી ઢંકાઈ ગયેલી હોવાનેલીધે, જાણે સૂર્યનાં કિરણોથી ઢંકાયેલા તારાઓના સમૂહવાળું આકાશ હોય એવો લાગતો હતો.[૧૬] જેઓની ઉપર ઘણા ઘણા માળાઓમાં ચપળપક્ષીઓ બેઠાં હતાં એવી મ્હોટી મ્હોટી

શાખાઓનેલીધે, જાણે અનેક માણસોથી વ્યાપ્ત થયેલા દેશોવાળું ભૂતળ હોય એવો લાગતો હતો.[૧૭] મંજરીઓરૂપી સુંદર પતાકાઓથી તથા લતાઓનાં મંડળોથી શણગારવાળો હોવાનેલીધે, લતાઓનાં પુષ્પોરૂપી કળીચુનાના લેપવાળો હોવાનેલીધે, પુષ્પોના સમૂહોથી ભરપૂર હોવાનેલીધે,[૧૮] ચકોર ભ્રમર પોપટ તથા કોયલ એઓના કોમળ શબ્દોથી મનોહર હોવાનેલીધે, મ્હોટાં મ્હોટાં છિદ્રોરૂપી ગોખોમાં ધાટા ગુચ્છોથી ઢંકાયેલો હોવાનેલીધે,[૧૯] ઉત્તમ પક્ષીઓના સંચારવાળો હોવાનેલીધે અને સેવન કરનારા લોકોની આવ-જાવવાળો હોવાનેલીધે, જાણે સઘળી વનની દેવીઓનું ઉત્તમ અંતઃપુર હોય એવો જણાતો હતો.[૨૦] ભ્રમરોના શબ્દોવાળી પુષ્પોના કેસરાઓની પંક્તિઓ ચારેબાજુથી પડતી હતી તેઓનેલીધે, જાણે તરંગોના શબ્દોવાળી અને ચારેબાજુથી ધોધરૂપે પડતી નદીઓવાળો પર્વત હોય એવો જણાતો હતો.[૨૧] મંદવાયુથી ચલાયમાન થતાં, દિવસે દિવસે વધતાં જતાં અને ભમ્યા કરતાં જથાબંધ પુષ્પોથી તથા પત્રોથી વીંટાયેલી શાખાઓવાળો હોવાનેલીધે, ધોળાં વાદળાંઓથી વીંટાયેલાં શિખરોવાળા પહાડજેવો લાગતો હતો.[૨૨] ઊંચાઇનેલીધે હાથીઓનાં ગંડસ્થળોથી ઘસાયેલા, ઊભા ગોઠણની પેઠે અક્કડ રહેનારા, પાટલાની પેઠે પ્રસરેલા અને મ્હોટા વિસ્તારવાળા બોથાનેલીધે, નીચેના ભાગમાં વૃક્ષોના વૃંદવાળા મ્હોટા પર્વતજેવો લાગતો હતો.[૨૩] વિચિત્રવર્ણોવાળી પાંખોવાળાં અને મ્હોટી શાખાઓની કોતરોમાં રહેનારાં પક્ષીઓના સમૂહથી વીંટાયેલો હોવાનેલીધે, પાર્ષદોથી વીંટાયેલા વિષ્ણુજેવો લાગતો હતો.[૨૪] ગુચ્છોરૂપી આંગળીઓના સમૂહને હલાવીને, જાણે વનના પવનોથી નાચ કરતી લતાઓને બતાવા-કરવાની ક્રિયા શિખવતો હોય એવો જણાતો હતો.[૨૫] 'મ્હારી પાસે જે કોઈ અર્થીઓ આવે તેઓને રાખવાનાં ઠેકાણાં મ્હારી પાસે થોડાં નથી પણ ઘણાં છે' એવા સંતોષનેલીધે, જાણે લતાઓનાં મંડળોરૂપી હસ્તોના ચાળા કરીને નાચતો હોય એવો દેખાતો હતો.[૨૬] મદોન્મત્ત ભ્રમરાઓના ગુંજારોવાળો હોવાનેલીધે, જાણે લતાઓરૂપી સઘળી સ્ત્રીઓના પ્યારના પાત્રપણાનો ગર્વ ધરી, શૃંગારરસમાં મગ્ન થઇને સુંદર રાગથી ગાતો હોય એવો દેખાતો હતો.[૨૭] પુષ્પોને ફેંકતો અને કોયલોના તથા ભ્રમરોના સુંદર શબ્દોવાળો હોવાનેલીધે, જાણે આકાશમાંથી આવતા સિદ્ધલોકોને પ્રેમપૂર્વક પુષ્પોથી વધાવીને આવકાર દેતો હોય એવો જણાતો હતો.[૨૮] પુષ્પોની કળીઓની સ્વચ્છ દીપ્તિઓ દાંતની દીપ્તિઓજેવી લાગતી હતી તેથી, જાણે દૂર રહેલાં પાંચ કલ્પવૃક્ષોની લતાઓને, પુષ્પોને અને ફળોને હસી કહાડતો હોય એવો જણાતો હતો.[૨૯] એની ઉપરનાં પક્ષીઓનાં મંડળો આકાશમાં ઊંચે જતાં હતાં તેથી, જાણે પારિજાતને જીતવાને વાસ્તે ઊંચી ડોક કરીને પોતે આકાશની અંદર દોડતો હોય એવો લાગતો હતો.[૩૦] જેઓના મધ્યભાગોમાં ભ્રમરો ચળકતા હતા એવા અને ધાટી પંક્તિઓવાળા ઉત્તમગુચ્છોથી સહસ્રાક્ષપણું ( હજારો નેત્રવાળાપણું ) પામીને, જાણે હજાર નેત્રવાળા ઇંદ્રને જીતી લેવાને સજ્જ થયો હોય એવો દેખાતો હતો.[૩૧] કોઈ સ્થળમાં નાગલોકોની ફણોઉપરના સ્વચ્છમણિઓના જેવા દેખાતા પુષ્પોના ગુચ્છોથી વ્યાપ્ત હોવાને લીધે, જાણે આકાશને જોવાસારૂ પાતાળમાંથી શેષનાગ નીકળેલો હોય એવો દેખાતો હતો.[૩૨] પુષ્પોના ધોળા પરાગથી ખરડાયેલો હોવાને લીધે, જાણે ભસ્મના ઉદ્ધૂલનવાળા બીજા સદાશિવ હોય એવો દેખાતો હતો. છાયાથી અને લતાઓનાં ફળોથી સર્વ લોકોને સુખદાયી હોવાથી,

જાણે કેવળ ભક્તજનોનેજ સુખ આપનારા સદાશિવથી પણ અધિક હોય એવો દેખાતો હતો.[33] એ કદંબ ઘાટા પાંદડાંઓના સમૂહોમાં જેઓનાં પુષ્પોની કળીઓ ખુલી હતી એવી ઘેરી લતાઓરૂપી નવા મંડપોથી યુક્ત હોવાનેલીધે અને પક્ષીઓરૂપી વતનીઓથી સંકુલ હોવાનેલીધે, જાણે આકાશમાં રહેલું કોઈ મ્હોટું નગર હોય એવો દેખાતો હતો. ( આવા કદંબને દાશૂર બ્રાહ્મણે દીઠો.)[34] **निबिडदलनिवहभिन्नकोशैः कुसुमलतानवमंडपैरुपेतम् । पुरमिव गगने कदंबवृक्षं खगकुलनागरसंकुलं ददर्श ॥ ३४ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દાશૂરકદંબવર્ણન' નામનો ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ. ૪૯**

---

## सर्ग ५० मो* કદંબવૃક્ષપર બેઠેલા દાશૂરે દશે દિશાઓને દીઠી

**वसिष्ठ उवाच । तमथासौ तथाबुद्धिः फलपल्लवशालिनम् ।
आनंदमंथरमनाः पुष्परूपाचलोपमम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! પછી પૃથ્વીનાં સર્વ સ્થળોમાં જેને અપવિત્રપણાની શંકા હતી એવો એ દાશૂર ફળોથી તથા પલ્લવોથી શોભી રહેલા અને જાણે પુષ્પોનો પહાડ હોય એવા લાગતા એ કદંબને જોઇ, મનમાં બહુજ આનંદ પામીને તેના ઉપર ચડયો. વનમાં જાણે આકાશને અને પૃથ્વીને સ્થિર રાખવાનો થાંભલો ખડો કર્યો હોય એવા એ ઊંચા કદંબઉપર, જેમ વિષ્ણુ પ્રલયના સમુદ્રમાં રહેલા વડઉપર ચડે છે, તેમ ચડેલો તે દાશૂર એ કદંબની આકાશપર્યંત પહોંચેલી એક શાખાના છેલ્લા પલ્લવઉપર બેઠો અને ત્યાં અપવિત્રપણાની શંકા નહિ રહેતાં, એકાગ્રપણાથી તેણે તપ આરંભ્યું.[1-3] એક દિવસે નવાં પલ્લવોથી બનાવેલા કોમળ આસનપર બેસીને તે દાશૂરે કૌતુકથી ચપળ થયેલાં નેત્રોવડે જરાવાર સઘળી દિશાઓને જોઇ કે જેઓ નદીઓરૂપ એકસરા હારોથી, મ્હોટા પર્વતોરૂપ ગોળ સ્તનોથી, નિર્મળ આકાશરૂપ કેશપાશથી, કાળાં વાદળાંઓરૂપ ચપળ કેશોથી,[4,5] નીલપલ્લવોરૂપી વસ્ત્રોથી, પુષ્પોના સમૂહોરૂપી મસ્તકાભરણોથી, સમુદ્રોરૂપી પૂર્ણ કળશોથી,[6] પ્રફુલ્લિત કમળને ધારણ કરવાથી, સુગંધયુક્ત મુખવાયુથી, કોયલ આદિના શબ્દોરૂપ ગાયનોથી, ઝરણાંઓરૂપી ઝમકારાવાળાં ઝાંઝરોથી,[7] સ્વર્ગ આદિ લોકોરૂપી મસ્તકોથી, પૃથ્વીના પ્રદેશોરૂપી પગોથી, વનોની પંક્તિઓરૂપી રોમરાજિઓથી, જંગલોરૂપી મ્હોટા નિતંબોથી, ચંદ્ર તથા સૂર્યરૂપ કુંડલોથી,[8] શાળના કયારાઓરૂપ ચપળ અંગોથી, ચંદનનાં વૃક્ષોરૂપ રકાબીઓથી, શિખરોરૂપી સ્તનોમાં લાગેલાં અત્યંત ધોળાં વાદળાંઓરૂપી વસ્ત્રોથી,[9] મહાસાગરોના જળપૂરોરૂપી નવીન શણગાર ધરવાના દર્પણોથી, તારાઓના સમૂહોરૂપી પસીનાની કણીઓથી, સુગંધી પવનોરૂપી નિશ્વાસથી, ભુવનોરૂપી રહેવાનાં અંતઃપુરોથી,[10] તે તે ઋતુઓમાં ઉત્પન્ન થતાં પલ્લવ આદિરૂપ ચોલીઓથી, પોતામાં લાગેલાં સૂર્યનાં રાતાં કિરણોરૂપ કેસરોથી, વિચિત્ર પુષ્પોરૂપી ફુલમાળાઓથી, ચંદ્રનાં કિરણોરૂપી સુખડનાં લેપનોથી અને એવાજ અનેક પદાર્થોરૂપી ભૂષણોથી વેશ્યાઓજેવી લાગતી હતી.[11] આકાશપર્યંત પહોંચેલી કદંબની શાખાનાં પલ્લવોપર ભારે આનંદથી બેઠેલા એ

---

* આ પચાસમા સર્ગમાં કદંબના અગ્રઉપર બેઠેલા દાશૂરના જોવામાં આવેલી દિશાઓનું સ્ત્રીઓના રૂપકથી વર્ણન કરવામાં આવશે.

દાશૂરે વિસ્તીર્ણ વનો, વિસ્તીર્ણ પ્રદેશો તથા વિસ્તીર્ણ વાદળાંઓરૂપી જુદા જુદા વેષો ધરવાને લીધે અને પુષ્પોથી નિરંતર શણગારેલી હોવાનેલીધે ત્રૈલોકયને ભોગવવાની વેશ્યાઓજેવી લાગતી દશે દિશાઓને જોઈ.[१२] **गगनगतलतादलोपविष्टः प्रसृतवनावनिवारिवाहवेषाः । त्रिभुवनवनिता ददर्श हृष्टः कुसुमनिरंतरमंडिता दशाशाः ॥ १२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દાશૂરદિગ્વલોકન' નામનો પચાસમો સર્ગ સંપૂર્ણ. ૫૦**

---

## सर्ग ५१ मो* દાશૂરે વનદેવીને પુત્ર આપ્યો અને તે પુત્રને જ્ઞાન આપ્યું

**वासिष्ठ उवाच । ततः प्रभृति तत्रासौ प्रसिद्धस्तापसाश्रमे ।**
**कदंबदाशूर इति शूरस्तपसि दारुणे ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! કદંબની ઉપર રહેલો અને દારૂણ તપ કરવામાં શૂરતા ધરાવનારો એ દાશૂર ત્યારથી તપસ્વીઓના આશ્રમોમાં 'કદંબદાશૂર' એ નામથી કહેવાવા લાગ્યો.[१] એ શાખાનાં પલ્લવોઉપર બેસી, જરાવાર દિશાઓને જોઈ, તુરત તેઓમાંથી અંતઃકરણને પાછું વાળી લઈ, પદ્માસન બાંધીને બેઠો અને પરમાર્થથી અજાણ્યા, માત્ર ક્રિયાઓમાંજ તત્પર રહેલા અને તે તે સંસારસંબંધી ફળોના સંકલ્પરૂપ કંગાલપણાથી ભરેલા મનથી યજ્ઞો કરવા લાગ્યો.[२,३] આકાશપર્યંત પહોંચેલી કદંબની શાખાના પત્રઉપર બેઠેલા અને કર્મોમાં એકાગ્રચિત્તવાળા તે દાશૂરે અનુક્રમે આધાનથી માંડીને અશ્વમેધપર્યંત યજ્ઞોસંબંધી સઘળી ક્રિયાઓ પોતાના મનથીજ કરી.[४] કદંબની શાખાઉપર બેઠાં બેઠાં, તેણે ગોમેધ અને નરમેધ આદિ ઘણી ઘણી દક્ષિણાવાળા માનસિકયજ્ઞોથીજ દશ વર્ષસુધી દેવતાઓનું યજન કર્યું.[५] એટલા કાળસુધી વેદોક્ત કર્મો કરવાનેલીધે તેનું મન રાગ—દ્વેષાદિક મળોથી રહિત થતાં અને મળો ટળી જવાને લીધે અવકાશવાળું થતાં, જેનો મનની સ્વચ્છતા થાય કે તુરતજ પ્રાપ્ત થવાનો સ્વભાવ છે એવું જ્ઞાન બળાત્કારથી તે મનની અંદર પ્રાપ્ત થયું.[६] જ્ઞાન પ્રાપ્ત થવાથી જેનું અજ્ઞાનરૂપી આવરણ વીંખાઈ ગયું અને વાસનારૂપી મળ ધોવાઇ ગયો એવા એ દાશૂરે એક દિવસે એ શાખાઉપર મ્હોઢા આગળ બેઠેલી, વિશાળ નેત્રોવાળી, અત્યંત દીપતાં પુષ્પોનાં વસ્ત્રોવાળી, કામનાથી ભરેલી, સુશોભિત મુખવાળી, મદથી ઘુંમતાં નેત્રોવાળી, નીલકમળના જેવા સુગંધવાળી અને મનનું અત્યંત આકર્ષણ કરનારી એક વનદેવીને દીઠી. નિર્દોષ અંગોવાળી અને જેમ કોયલોના ભારોથી તથા પુષ્પોના સમૂહોથી વનની લતા નમી રહી હોય, તેમ નમી રહેલી એ વનદેવીને દાશૂરે પુછ્યું કેઃ "હે કમલપત્રસરખાં નેત્રોવાળી! કાંતિની છટાનેલીધે બીજાઓના મનમાં કામદેવને ઉત્પન્ન કરનારી તું કોણ છે? અને જેમ કોઇ સખીનો ટેકો લઇને બેસે, તેમ પુષ્પોવાળી આ લતાનો ટેકો લઇને શામાટે બેઠી છે?" દાશૂરમુનિએ એ પ્રમાણે પુછતાં, મૃગના બચ્ચાના સરખાં નેત્રોવાળી અને પુષ્ટ ગૌરસ્તનોવાળી એ વનદેવીએ કોમળ અક્ષરોથી મનનું આકર્ષણ કરનારૂં વચન કહ્યું કેઃ "આ પૃથ્વીતલમાં જે જે મનોરથો અતિદુર્લભ હોય છે તેઓ પણ મહાત્મા પુરૂષોની પ્રાર્થના કરવાથી તુરત

---

* આ એકાવનમા સર્ગમાં દાશૂરને માનસિકયજ્ઞોથી આત્મબોધ ઉત્પન્ન થવાની, વનદેવીમાં પુત્ર ઉત્પન્ન થવાની અને દાશૂરે તે પુત્રને જ્ઞાન આપ્યાની કથા કહેવામાં આવશે.

મળે છે. હે મહારાજ! લતાઓથી વ્યાપ્ત રહેનારા અને તમારા કદંબે શોભાવેલા આ વનમાં હું લતાઓરૂપી ક્રીડાનાં ઘરોની અંદર રહેનારી વનદેવી છું. ગયા ચૈત્રમાસના શુક્લપક્ષની તેરસના દિવસે કામદેવના આરાધનસંબંધી ગાયન તથા ભોજન આદિ કરવાનો ઉત્સવ હતો.[૭-૧૪] તે પ્રસંગમાં નંદનવનની અંદર વનદેવીઓનો સમાજ એકઠો થયો હતો. હે નાથ! એ સઘળી વનદેવીઓના સમાજમાં હું પણ ગઈ હતી.[૧૫] એ કામદેવના ઉત્સવમાં એ મ્હારી સઘળી સખીઓને મ્હેં પુત્રોવાળી દીઠી અને 'હું એકજ વાંઝણી છું' એમ મ્હારા જાણવામાં આવ્યું તેથી હું બહુજ ખેદ પામી છું.[૧૬] સઘળા મનોરથોના સમૂહને પૂર્ણ કરવામાં મ્હોટા કલ્પવૃક્ષસરખા આપ વિદ્યમાન છતાં, હું વાંઝણી રહીને અનાથની પેઠે શોક કરૂં એ યોગ્ય કહેવાય?[૧૭] હે મહારાજ! મને પુત્ર આપો. જો નહિ આપો તો વાંઝણીપણાના દુઃખસંબંધી બળતરાને શાંત કરવાસારૂ મ્હારા દેહને અહિં અગ્નિમાં આહુતિરૂપ કરી દઉં છું."[૧૮] હે રામ! એ સુંદરી એ પ્રમાણે બોલતાં, ધૈર્યથી ભ્રષ્ટ નહિ થયેલા પણ દયાથી ઘેરાયેલા એ મહાત્મા દાશૂરમુનિએ જરા હસી, પોતાના હાથમાં રહેલું ફૂલ તેને આપીને કહ્યું કે: "હે સુંદરિ! જા, જેમ ઉત્તમ લતા પુષ્પને જન્મ આપે છે, તેમ તું એક મહીને ભ્રમરસરખાં નેત્રોવાળા અને જગતમાં પૂજ્ય થશે એવા એક રૂપાળા પુત્રને જન્મ આપીશ;[૧૯,૨૦] પરંતુ તેં કષ્ટ પામી આત્મઘાતના સંકલ્પ-ઉપર આવીને મ્હારી પાસેથી પુત્ર માગ્યો છે એટલા માટે એ પુત્ર બીજી વનદેવીઓના પુત્રોની પેઠે વિષયોમાં લંપટ નહિ થાય પણ તત્ત્વને જાણનારો થશે."[૨૧] હે રામ! એ રૂપાળી વનદેવી કે જે પ્રસન્નમુખમંડળવાળી થઈને 'હું તમારી અંગસેવા કરીશ' એમ પ્રાર્થના કરવામાં ઉત્કંઠિત હતી તેને એટલાં વચન કહીને દાશૂરમુનિએ વિદાય કરી.[૨૨] એ વનદેવી પોતાના સ્થાનકમાં ગઇ અને દાશૂર પોતે એકલોજ કદંબઉપર રહ્યો. વચમાં ઋતુઓથી તથા સંવત્સરોથી અનુક્રમે ચાલ્યા કરતો કેટલોક કાળ વ્યતીત થયો.[૨૩] પછી લાંબેકાળે કમળ-સરખાં નેત્રોવાળી એજ વનદેવી બાર વર્ષના પુત્રને સાથે લઈને તે મુનિની પાસે આવી.[૨૪] એ વનદેવી પ્રણામ કરી, આગળ બેસીને, જેમ આંબાના ઝાડની પાસે ભ્રમરી ગુંજાર કરે, તેમ ચંદ્રસરખા મુખવાળા તે દાશૂરમુનિની પાસે સુંદર વચનોથી બોલી કે: "હે મહારાજ! આ રૂપાળો કુમાર આપણો બન્નેનો પુત્ર છે અને તેને મ્હેં સઘળી વિદ્યાઓમાં વિચક્ષણ કર્યો છે.[૨૫,૨૬] પરંતુ કેવળ આને બ્રહ્મવિદ્યા મળી નથી કે જે વિદ્યાથી આ સંસારરૂપી ઘાણીમાં ફરીવાર પીલાવું પડતું નથી.[૨૭] હે કૃપાનાથ! હવે આપજ કૃપા કરીને આ પુત્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. સારા કુળમાં જન્મેલા પુત્રને મૂર્ખ રાખવો એ કોણ કરે."[૨૮] હે રામ! એ પ્રમાણે બોલતી એ વનદેવીને દાશૂરમુનિએ: "હે અબળા! આ પુત્રરૂપ ઉત્તમશિષ્યને તું અહિંજ રાખીજા" એમ કહીને વિદાય કરી.[૨૯] વનદેવી ગયાપછી તે પુત્ર પોતાના પિતાની પાસે શિષ્ય થઇને, જેમ અરૂણ સૂર્યની આગળ રહે છે, તેમ સેવામાં તત્પરપણાથી રહ્યો.[૩૦] બ્રહ્મચર્ય આદિ ક્લેશો ભોગવતાં, તેને પરોક્ષજ્ઞાન પ્રાપ્ત થયું એમ જાણવામાં આવતાં, તેપછી દાશૂરમુનિએ લાંબાકાળ-સુધી વિચિત્ર ઉક્તિઓથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.[૩૧] સેંકડો આખ્યાયિકાઓથી, આખ્યાનોથી, જોઇ જોઇને કલ્પેલાં દૃષ્ટાંતોથી, ઇતિહાસોનાં વૃત્તાંતોથી, વેદોના તથા વેદાંતોના નિશ્ચયોથી અને વિસ્તારપૂર્વક કથનના ક્રમોથી જેરીતે તેઓના અર્થોનો અનુભવ પ્રાપ્ત થઇને આત્મવિદ્યામાં

દૃઢવ્યુત્પત્તિ થાય તેરીતે ધીરે ધીરે તે પુત્રને બોધ આપ્યો.[૩૨,૩૩] ઘણે ઊંચે રહેલા મહાત્મા દાશૂરમુનિએ, જેમ મેઘ પોતાની ગર્જનાથી મોરને જાગ્રત કરે છે, તેમ આત્મબોધના ચમત્કારનેલીધે સર્વોત્તમ રસવાળાં અને અત્યંત યોગ્ય અર્થોવાળાં વાકયોના સમૂહોથી પોતાની પાસે રહેલા તે પુત્રને આત્મવિચારમાં જાગ્રત કર્યો.[૩૪] **अनुभववशतो रसातिरिक्तैरलमुचितार्थवचोगणैर्महात्मा । जलद इव शिखंडिनं पुरःस्थं तनयमबोधयदंबरे महर्षिः ॥ ३४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'દાશૂરસુતાનુબોધન' નામનો એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ५२ मो* 'જગત મનઃકલ્પિત છે' એ સમજાવવામાટે ખોત્થરાજાનું ચરિત્ર

**वसिष्ठ उवाच । कदाचिदथ मार्गेण तेन कैलासवासिनीम् ।**
**अहं स्नातुमदृश्यात्मा व्योमवीथीगतोऽगमम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! હું કે જે આકાશમાં જ્યોતિશ્ચક્રની અંદર સપ્તર્ષિઓના મંડળમાં રહું છું તે કોઈ દિવસે એ મંડળમાંથી અદૃશ્યરૂપે બહાર નીકળી, આકાશમાંથી નીચે ઉતરી જે માર્ગે એ દાશૂરમુનિનો કદંબ હતો તે માર્ગે, કૈલાસપર્વતમાં વહેતી 'મંદાકિની' નામની નદીમાં ન્હાવાનેવાસ્તે જતો હતો; ત્યાં રાત્રિના સમયે એ ઉત્તમકદંબની પાસે પહોંચ્યો હતો.[૧,૨] હું ત્યાં પહોંચ્યો તેટલામાં, જેમ કમળની કળીમાં લાગેલા ભ્રમરનો ગુંજાર સંભળાય, તેમ તે વનમાં શાખાઓના અવકાશમાંથી તે દાશૂરમુનિના ભાષણનો શબ્દ મ્હારા સાંભળવામાં આવ્યો કે જે ભાષણ, વનદેવીના પુત્રને બોધ દેવાનેવાસ્તે ચાલતું હતું, એ સમયે દાશૂર પોતાના પુત્રને નીચે પ્રમાણે કહેતો હતો.[૩]

દાશૂર કહે છેઃ–હે મ્હોટી બુદ્ધિવાળા પુત્ર ! વાસ્તવિકરીતે આ સંસારના જેવી મ્હોટું આશ્ચર્ય આપનારી એક આખ્યાયિકા ત્હારી પાસે કહું છું તે સાંભળ.[૪] મ્હોટાં બળવાળો, ત્રૈલોક્યમાં વિખ્યાત, સંપત્તિવાળો અને આખા જગતને સ્વતંત્ર રાખવાની શક્તિવાળો એક 'ખોત્થ' એવા નામનો રાજા છે.[૫] જેમ ધનવાનલોકો મસ્તકોઉપર ચૂડામણિને ધારણ કરે, તેમ સઘળા ભુવનોના અધિપતિઓ પણ એ રાજાની આજ્ઞાને મસ્તકોઉપર ધારણ કરે છે.[૬] સાહસો કરવામાંજ રૂચિ ધરાવનારો અને અનેક આશ્ચર્યો ઉપજાવનારા વિહારો કરનારો એ મહાત્મા રાજા ત્રણે લોકમાં કોઈથી પણ વશ કરી શકાયો નથી.[૭] બહુજ સુખ–દુઃખ આપનારી એ રાજાની હજારો ક્રિયાઓ સમુદ્રના કલ્લોલની પેઠે કોઇથી ગણી શકાય એમ નથી.[૮] જેમ આકાશ મુઠીની દબાતું નથી, તેમ એ પ્રબળરાજાનું બળ જગતમાં શસ્ત્રોથી, અગ્નિઓથી કે કોઈથી પણ દબાતું નથી.[૯] રચનાથી દીપતી અને મ્હોટા આરંભવાળી એ રાજાની લીલાની જરા નકલ કરવાને પણ ઇંદ્રિ, વિષ્ણુ કે સદાશિવ કોઇ પણ સમર્થ નથી.[૧૦] હે પુત્ર ! એ રાજાના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ દેહ છે અને તે દેહો સઘળા વ્યવહારો કરવામાં સમર્થ છે તથા સઘળા જગતમાં વ્યાપીને રહ્યા છે.[૧૧] એ ત્રણ દેહવાળો ખોત્થરાજા અતિ વિસ્તીર્ણ આકાશમાંજ ઉત્પન્ન થયો છે, આકાશમાંજ રહ્યો છે અને પક્ષીની પેઠે આકાશમાંજ ફર્યા કરે

* આ બાવનમા સર્ગમાં 'સઘળું જગત મનેજ કલ્પેલું છે તથા મિથ્યા છે' એમ કહેવાસારૂ 'ખોત્થ' નામના રાજાનું કલ્પિત ચરિત્ર કહેવામાં આવશે.

છે.[૧૨] એ રાજાએ તેજ અપાર આકાશમાં એક નગર બનાવ્યું છે કે જેમાં ચૌદ મ્હોટા રાજમાર્ગો છે, એ માર્ગો ત્રણ વિભાગોમાં વ્હેંચાયેલા છે.[૧૩] વનો, ઉપવનો તથા ક્રીડા કરવાના પર્વતોની પંક્તિઓ શોભી રહી છે, જેઓમાં મોતીની લતાઓએ પોતાનો સંગમ કર્યો છે એવી સાત વાવો બનાવવામાં આવી છે.[૧૪] એક ટાઢો અને એક ઉન્હો એવા બે તેજસ્વી દીવાઓ પ્રકાશ કર્યા કરે છે અને ઊંચે જવાનું તથા નીચે જવાનું ખરીદવારૂપ વેપાર ધમધોકાર ચાલ્યા કરે છે.[૧૫] એ રાજાએ એજ મ્હોટા નગરમાં જંગમપણાવાળાં અને નવી નવી શોભાથી ભરેલાં કેટલાંએક માટીનાં ભોયરાં બનાવ્યાં છે.[૧૬] એ ભોંયરાંઓમાંના કેટલાંએક ભોંયરાંઓને ઊંચે રાખ્યાં છે, કેટલાંએકને નીચે રાખ્યાં છે અને કેટલાંએકને મધ્યમાં રાખ્યાં છે. એઓમાં કેટલાંએક ઘણેકાળે નાશ પામે છે અને કેટલાંએક શીઘ્ર નાશ પામે છે.[૧૭] સઘળાં ભોંયરાંઓ કાળા ખડનાં છાજોથી છાજેલાં છે, નવ દ્વારોથી શણગારેલાં છે, નિરંતર ચાલતા પવનોથી ટાઢાં અને ઉન્હાં થયા કરે છે, ઘણા ગોખોવાળાં છે.[૧૮] પાંચ દુષ્ટદીવાઓના અંજવાળાંવાળાં છે, ત્રણ ત્રણ થાંભલાઓવાળાં છે, ધોળાં કાષ્ઠોથી જડાયેલાં છે, લાસા લેપથી કોમળ કરવામાં આવ્યાં છે, અને પડખાંઓમાં બબે ગલીઓવાળાં છે.[૧૯] એ મહાત્મા રાજાએ તે ભોંયરાંઓમાં રક્ષણ કરનારા મ્હોટા યક્ષો માયાથી બનાવ્યા છે કે જે યક્ષો સર્વદા પ્રકાશથી બ્હીએ છે.[૨૦] એ ચાલનારાં અનેક ભોંયરાંઓમાં તે રાજા, જેમ પક્ષી માળાઓમાં ક્રીડા કરે, તેમ અનેક પ્રકારની ક્રીડા કરે છે.[૨૧] હે પુત્ર! ત્રણ શરીરોવાળો એ રાજા એ ભોંયરાંઓમાં તે યક્ષોની સાથે લીલામાં મગ્ન થઈ, નિવાસ કરી પાછો બીજા ભવિષ્ય નગરમાં નીકળી જવાની ઇચ્છા કરે છે.[૨૨] ચપળતાવાળા એ રાજાને કોઇ સમયે જ્યારે ‘ભવિષ્ય રચનાવાળા કોઇ નગરમાં જાઉં’ એવો દૃઢવિચાર થાય છે ત્યારે તે રાજા, જાણે ઓડના વળગાડવાળો હોય તેમ પૂર્વના નગરમાંથી ઉઠીને દોડે છે અને દોડીને ગંધર્વનગરજેવા બીજા નગરને પણ પ્રાપ્ત થાય છે.[૨૩–૨૪] હે પુત્ર ! બહુ ચપળતાવાળા એ રાજાને કોઇ સમયે ‘હું નહિ જેવો થઈ જાઉં’ એવી ઈચ્છા થાય છે તો તે ઇચ્છાનેલીધે તુરત તે નહિ જેવો થઈ જાય છે પણ પાછો જેમ જળમાંથી તરંગ પ્રકટ થાય, તેમ પોતાના પૂર્વસ્વભાવથીજ પ્રકટ થાય છે અને વળી ભારે ભારે આરંભોવાળો વ્યવહાર કરવા લાગે છે.[૨૫.૨૬] એ રાજા કોઈ સમયે પોતાના વ્યવહારની ખટપટનેલીધેજ રોગ અને શત્રુ આદિથી પરાભવ પામે છે અને ‘હું કિંકર છું, મૂર્ખ છું તથા દુઃખીઓ છું’ એમ શોક કરવા લાગે છે.[૨૭] કોઈ સમયે, જેમ વર્ષાઋતુમાં થયેલા થોડાક વરસાદથી નદીનો વેગ ડોળાઈ જાય છે, તેમ એ રાજા પોતાનાં આગલાં સુખોના સ્મરણથી ડોળાઈ જાય છે.[૨૮] હે પુત્ર ! એ મ્હોટા મહિમાવાળો ‘ખોત્થ’ નામનો રાજા પવનના વેગથી આકુલ થયેલા સમુદ્રની પેઠે કોઇ સમયે ઉત્કર્ષ પામે છે, કોઈ સમયે વેગમાં આવી જાય છે, કોઈસમયે ઉછળવા લાગે છે, કોઈ સમયે ચલિત થાય છે, કોઈ સમયે પ્રૌઢદેખાવવાળો થાય છે અને કોઈ સમયે પ્રૌઢદેખાવવાળો છતાં પણ ડોળાઈ જાય છે,[૨૯] **जयति गच्छति वलगति जृंभते स्फुरति भाति न भाति च भासुरः।सुत महामहिमा स महीपतिः पतिरपामिव वातरयाकुलः॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો ‘ખોત્થવિભવવર્ણન’ નામનો બાવનમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ५३ मो* ખોત્થરાજાના કલ્પિત ઉદાહરણનો સિદ્ધાંત

**वसिष्ठ उवाच । अथापृच्छत्सुतस्तत्र जंबूद्वीपे महानिशि ।**
**कदंबाग्रावचूडस्थं पितरं पावनाशयम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ વચનો સાંભળીને પછી, પુત્રે મધ્યરાત્રિના સમયમાં જંબૂદ્વીપના કદંબની ટોચઉપર બેઠેલા પવિત્રમનવાળા પોતાના પિતા દાશૂરમુનિને નીચે પ્રમાણે પૂછ્યું.[1]

પુત્ર પૂછે છેઃ–હે પિતા ! ઉત્તમ આકારવાળો 'ખોત્થ' નામનો એ રાજા કોણ છે અને આ તમે મ્હારી પાસે શું કહ્યું? એ યથાર્થરીતે કહો.[2] ભવિષ્યનગરનું હોવું કેમ સંભવે અને વર્તમાનકાળમાં તેમાં જવું કેમ સંભવે ? આ તો ભવિષ્યકાળના અને વર્તમાનકાળના વિરોધને લીધે તમારૂં વચન મને મુંઝવી દે છે.[3]

દાશૂર કહે છેઃ–હે પુત્ર ! હવે આ વાતનો તને વાસ્તવિક અભિપ્રાય કહું છું તે સાંભળ, કે જેથી આ સંસારરૂપી ચક્રનું સ્વરૂપ સમજવામાં આવશે. ખોત્થરાજાનું આખ્યાન સંસારની રચનાના ઉદાહરણરૂપ છે.[4] 'સંસારનું ચક્ર સત્તાવગરના અજ્ઞાનથીજ ઉત્પન્ન થયેલું હોવાને લીધે મિથ્યા છતાં પણ બહુ વિસ્તીર્ણ થયું છે' એ વિષય સમજાવવાને વાસ્તેજ મ્હેં ત્હારી પાસે આવું આખ્યાન કહ્યું છે.[5] જે 'ખોત્થ' નામનો રાજા કહ્યો તે મન છે, એમ સમજવું. એ મન નિરાકાર પરબ્રહ્મરૂપી આકાશમાંથી ઉઠેલું છે એટલામાટે તેને ખોત્થ કહ્યું છે. ખ એટલે આકાશમાંથી અને ઊત્થ એટલે ઉઠેલું એવો અર્થ છે. એ મન પોતાની મેળેજ પ્રકટ થાય છે અને પોતાની મેળેજ લીન થાય છે.[6] આ સઘળું અતિવિસ્તીર્ણ જગત મનનેજ આધીન છે; કારણ કે મન પ્રકટ થાય તો જગત પ્રકટ થાય છે અને મન લીન થાય તો જગત લીન થઇ જાય છે.[7] જેમ શાખાઓ વૃક્ષના અવયવરૂપ છે અને શિખરો પર્વતના અવયવરૂપ છે, તેમ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર તથા રૂદ્ર આદિ દેવતાઓ મનનાજ અવયવરૂપ છે. એઓ મનની આજ્ઞા પ્રમાણેજ ચાલે છે અને એઓથી મનનાં કાર્યોજેવું કાંઈ પણ કાર્ય બની શકતું નથી.[8] એ મનના સાત્ત્વિકસંકલ્પ, રાજસસંકલ્પ અને તામસસંકલ્પ એ ત્રણ દેહ છે કે જેઓ સઘળા વ્યવહારો કરવામાં સમર્થ છે અને સઘળા જગતમાં વ્યાપી રહ્યા છે. એ મન પોતાનાં અધિષ્ઠાન પરબ્રહ્મરૂપ આકાશમાંજ ઉત્પન્ન થયું છે, પરબ્રહ્મરૂપ આકાશમાંજ રહ્યું છે અને પરબ્રહ્મરૂપ આકાશમાંજ ફર્યા કરે છે. કારણ કે કલ્પિતપદાર્થનાં ઉત્પત્તિ આદિ અધિષ્ઠાનથી જુદાં હોતાં નથી. એ મને પરબ્રહ્મરૂપ અપાર આકાશમાં વાસનાઓના અનુસંધાનમાત્રથી બ્રહ્માપણું પામીને આ બ્રહ્માંડરૂપ નગર બનાવ્યું છે કે જેમાં પાતાળ આદિ ચૌદ લોકરૂપ મ્હોટા રાજમાર્ગો છે, એ રાજમાર્ગો સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ વિભાગોમાં વહેંચાયેલા છે, નંદનવન આદિ વનોની તથા ઉપવનોની પંક્તિઓ શોભી રહી છે.[9,10] સહ્યાદ્રિ, મંદરાચળ તથા મેરૂપર્વત આદિ પર્વતોની પંક્તિઓ શોભી રહી છે અને જેઓમાં સૂર્યનાં કિરણોથી ચળકતા ઊંચા ઊંચા ચપળ તરંગોવાળી નદીઓરૂપી મોતીની લતાઓએ પોતાનો સંગમ કર્યો છે

* આ ત્રેપનમા સર્ગમાં જગત સંકલ્પથીજ કલ્પાયેલું છે, એ વિષયના ઉદાહરણરૂપે ખોત્થરાજાના વૃત્તાંતનો સાચો અભિપ્રાય કહેવામાં આવશે.

એવા સાત સમુદ્રોરૂપી વાવો છે. સાત સમુદ્રોને વાવો કહ્યા તેનું કારણ એ છે કે તેઓમાં શેલડીના રસ તથા દૂધ આદિરૂપી જળ ભરેલાં છે, મણિઓ તથા રત્નોરૂપી કમળકંદો થાય છે અને વડવાનળોરૂપી રાતાં કમળો રહેલાં છે. ટાઢો દીવો કહ્યો તે ચંદ્ર સમજવો અને ઉન્હો દીવો કહ્યો તે સૂર્ય સમજવો.[૧૧-૧૩] 'ઊંચે જવાનું તથા નીચે જવાનું ખરીદવારૂપ વેપાર ચાલ્યા કરે છે' એમ જે કહ્યું તેનો અર્થ એ છે કે પુણ્યરૂપી ધન ખરચીને સ્વર્ગ આદિ ઊંચા લોકોમાં જવાનું મેળવાય છે અને પાપોરૂપી ધન ખરચીને નરક આદિ નીચા લોકોમાં જવાનું મેળવાય છે. મનુષ્યોની, દેવતાઓની અને અધમોની યોનિઓ આ સંસારમાં પુણ્ય–પાપોથીજ ખરીદવામાં આવે છે.[૧૪] મનરૂપી રાજાએ ક્રીડા કરવાનેવાસ્તે બ્રહ્માંડરૂપી નગરમાં માંસરૂપી માટીનાં શરીરોરૂપી વિચિત્ર ભોંયરાં બનાવ્યાં છે.[૧૫] એ શરીરોમાંનાં દેવતાઓ નામનાં કેટલાંએક શરીરો સ્વર્ગ આદિ ઊંચા લોકોમાં રાખવામાં આવ્યાં છે, સર્પ આદિ નામનાં કેટલાંએક શરીરો નીચે એટલે પાતાળલોકમાં રાખવામાં આવ્યાંછે; અને માણસ આદિ નામનાં કેટલાંએક શરીરો મધ્યમાં એટલે પૃથ્વીપર રાખવામાં આવ્યાં છે.[૧૬] એ શરીરોમાંનાં કેટલાંએક શરીરો ઘણેકાળે નાશ પામે છે અને કેટલાંએક તુરત નાશ પામે છે. એ શરીરોરૂપી ભોંયરાઓ કેશોરૂપી કાળાં ખડનાં છાજોથી છાજેલાં છે,[૧૭] કાન, આંખ્ય તથા નાક આદિ નવ દ્વારોથી શણગારેલાં છે, નિરંતર ચાલતા પ્રાણવાયુથી ઊન્હાં થાય છે, નિરંતર ચાલતા અપાનવાયુથી ટાઢાં થાય છે,[૧૮] કાન, નાક, મ્હોડાં તથા તાળવાં આદિરૂપ ઘણા ગોખોવાળાં છે, પાંચ જ્ઞાનેંદ્રિયોરૂપી દુષ્ટ દીવાઓના પ્રકાશવાળાં છે,[૧૯] એક પીઠનું અને બે સાથળનાં, એમ મળીને ત્રણ ત્રણ અસ્થિઓરૂપી થાંભલાઓવાળાં છે, અસ્થિઓરૂપી ધોળાં કાષ્ઠોથી જડાયેલાં છે, ચામડીરૂપી લાસા લેપથી કોમળ કરવામાં આવ્યાં છે અને પડખાઓમાં હસ્તોરૂપી બબે ગલીઓવાળાં છે.[૨૦] એ મનરૂપી પ્રબળ રાજાએ તે શરીરોરૂપી વિચિત્ર ભોંયરાંઓમાં રક્ષણ કરવાનેવાસ્તે સંકલ્પરૂપી માયાથી અહંકારોરૂપી મ્હોટા યક્ષો બનાવ્યા છે કે જેઓ પોતાનો ક્ષય કરનારા આત્મદર્શનરૂપ પ્રકાશથી સર્વદા બ્હીએ છે.[૨૧] વાયુરૂપા યંત્રના પ્રવાહથી ચાલનારાં એ શરીરોરૂપી અનેક ભોંયરાંઓમાં તે મનરૂપી રાજા મિથ્યાસંકલ્પથીજ ઉઠેલા અહંકારોરૂપી મ્હોટા યક્ષોની સાથે સર્વદા અત્યંત ક્રીડા કરે છે.[૨૨] જેમ કોઠીમાં મીંદડો હોય, જેમ ધમણમાં સર્પ હોય અને જેમ વાંસમાં મોતી હોય, તેમ શરીરમાં અહંકાર છે.[૨૩] જેમ સમુદ્રમાં તરંગો દીવાઓની પેઠે ક્ષણમાત્રમાં ઉદય પામે છે અને ક્ષણમાત્રમાં શાંત થઈ જાય છે, તેમ શરીરોરૂપી ભોંયરાંઓમાં સંકલ્પો ક્ષણમાત્રમાં ઉદય પામે છે અને ક્ષણમાત્રમાં શાંત થઈ જાય છે એજ મનરૂપી મ્હોટા રાજાની ક્રીડા સમજવી.[૨૪] એ મનરૂપી રાજાને જાગ્રતમાં જેની રચના ભવિષ્ય હોય છે એવું સ્વપ્નાવસ્થાસંબંધી નવા બ્રહ્માંડરૂપી નગર સંકલ્પનેલીધે સ્વપ્નાવસ્થામાં ક્ષણમાત્રમાં જોવામાં આવે છે, એ તેનું પૂર્વ (જાગ્રત)ના નગરમાંથી ઉઠીને ગંધર્વનગરજેવા બીજા નગરમાં જવું સમજવું.[૨૫] એ મનરૂપી રાજા જાગ્રતમાં તથા સ્વપ્નમાં ભમી ભમીને તે ભમવાના પરિશ્રમને મટાડવાસારૂ સુષુપ્તિમાં તુરત અવિદ્યારૂપ થઇ જવાને લીધે, નહિ જેવો થઈ જાય છે પણ પાછો બાળકે કલ્પેલા પિશાચની પેઠે સંકલ્પ માત્રરૂપ પોતાના પૂર્વસ્વભાવેજ પ્રકટ થાય છે અને પ્રકટ થઇને ભારે ભારે આરંભોવાળો વ્યવહાર કરવા લાગે છે કે જે વ્યવહાર પોતાને અનંત

દુઃખનેવાસ્તેજ થાય છે પણ આનંદનેવાસ્તે કદી થતો નથી.[૨૬-૨૭] એ મનરૂપી રાજા ઘાટા અંધારાના જેવી અંધતા આપનારા આ જગતરૂપી મ્હોટા દુઃખને પોતેજ પ્રકટ થઇને બનાવે છે અને પોતેજ નષ્ટ થઇને નષ્ટ કરી નાખે છે.[૨૮] જેમ એક વાંદરો અર્ધા વ્હેરાયેલાં લાકડાંઓની વચમાં નાખેલા ખીલાને પોતાનાજ અટકચાળાપણાથી કહાડી લેતાં, કાષ્ઠો ભેગાં થઈ જવાને-લીધે વૃષણો ચગદાઈ જતાં દુઃખી થયો હતો, તેમ મનરૂપી રાજા પણ પોતાનાજ અટકચાળા-પણાથી દુઃખી થાય છે કે જેથી રોવું પડે છે.[૨૯] જેમ અકસ્માત પડતાં મધનાં બિંદુઓ ચાટવા મળવાથી ગધેડો ઊંચી ડોક કરીને આનંદ માની લે છે, તેમ મનરૂપી રાજા કોઈ સમયે પોતેજ સંકલ્પથી બનાવેલા વિષયસુખના લેશો મળતાં, પ્રફુલ્લિત થઇને આનંદ માની લે છે.[૩૦] એ મન-રૂપી રાજા બાળકની પેઠે પોતે પોતાના સંકલ્પથીજ ક્ષણમાત્રમાં રાગ પામી જાય છે, ક્ષણમા-ત્રમાં વૈરાગ્ય પામી જાય છે અને ક્ષણમાત્રમાં વિકાર પામી જાય છે.[૩૧] હે પુત્ર ! આ પ્રમાણે છે એટલામાટે એ મનને સઘળા બાહ્યપદાર્થોમાંથી પાછું વાળી, તત્ત્વજ્ઞાનથી નિર્મૂળ કરી નાખીને જેરીતે ત્હારી બુદ્ધિ ત્હારા આત્મતત્ત્વમાં વિશ્રાંતિ લે તેમ કર.[૩૨] એ મનરૂપી દુષ્ટરાજાના સાત્ત્વિક, રાજસ અને તામસ સંકલ્પોરૂપી ઉત્તમ, મધ્યમ અને અધમ ત્રણ દેહોજ જગતની સ્થિતિના કારણરૂપ છે.[૩૩] મન જો તામસસંકલ્પરૂપી અધમદેહવાળું હોય તો નિરંતર દુષ્ટ-વિષયોમાં પ્રવૃત્ત થઇ, નરકમાં પડવારૂપ મ્હોટું કંગાલપણું પામીને છેવટ કીટ–પતંગની યોનિને પ્રાપ્ત થાય છે.[૩૪] જો સાત્ત્વિક સંકલ્પરૂપ ઉત્તમદેહવાળું હોય તો ધર્મમાં તથા ઉપાસનામાં તત્પર રહીને જેથી મોક્ષપદ દૂર નથી એવી દેવ આદિની યોનિને પ્રાપ્ત થાય છે અને જો રાજસ સંકલ્પરૂપ મધ્યમદેહવાળું હોય તો સ્ત્રી–પુત્ર આદિની વાસનાઓથી રંગાઈ સંસારમાં મનુષ્યની યોનિને પ્રાપ્ત થાય છે પણ જો એ ત્રણે દેહને છોડી દે, તો પોતેજ ક્ષીણ થઇને પરમપદને પામે છે.[૩૫-૩૭] હે પુત્ર ! આમ છે એટલામાટે તું વૈરાગ્યથી સઘળી ઈંદ્રિયોને બાહ્યવિષયોમાં જતી રોકીને તથા મનથીજ મનને નિયમિત કરીને બહારના તથા અંદરના વિષયોસહિત સંકલ્પનો ક્ષય કર.[૩૮] તું જો હજારો વર્ષસુધી દારૂણ તપશ્ચર્યા કરીશ અથવા ત્હારા અવિનાશી દેહને શિલામાં પછાડીને ચુરેચુરા કરી નાખીશ,[૩૯] અથવા અગ્નિમાં કે તેથી મ્હોટા વડવાગ્નિમાં પ્રવેશ કરીશ, અથવા ખાડામાં કે ખડ્ગની ધારાના વેગમાં પડીશ,[૪૦] અથવા તને વિષ્ણુ, બ્રહ્મા, દત્તાત્રેય, દુર્વાસા કે બીજો કોઈ તપસ્વી અત્યંત કરૂણાથી ઉપદેશ દેશે,[૪૧] અથવા તું પાતાળમાં, પૃથ્વીમાં કે સ્વર્ગમાં જઇ રહીશ, તોપણ સંકલ્પોને ટાળ્યાવિના ત્હારે સંસારમાંથી તરી જવાનો બીજો કોઈ ઉપાય નથી.[૪૨] સંકલ્પોનો ઉપશમ કે જે નિર્બાધ અને નિર્વિકાર પરમપવિત્ર સુખરૂપ છે તે કરવાનુંજ પરમ ઉદ્યોગથી યત્ન કર.[૪૩] હે નિર્દોષ પુત્ર ! સઘળા સંસારસંબંધી પદાર્થો સંકલ્પરૂપી તંતુમાં પરોવાયેલા છે અને એ તંતુ કપાઈ જાય તો એ પદાર્થો વીંખાઈ જઇને ક્યાં જાય છે એ પત્તો પણ મળતો નથી.[૪૪] "સંકલ્પ સત્ય હોય તો મોક્ષમાં પણ દ્વૈત રહેવું જોઇએ, અસત્ય હોય તો મોક્ષજ સિદ્ધ થતો નથી અને સત્ય પણ હોય તથા અસત્ય પણ હોય તો મોક્ષમાં પણ કોઈ સમયે બંધ પ્રાપ્ત થવાનો સંભવ છે" એવીરીતના વિકલ્પો કરવા અયોગ્યજ છે. કારણ કે એ સઘળાવિકલ્પો સંકલ્પ-માત્રથીજ સામટા ઉત્પન્ન થાય છે માટે સંકલ્પઉપર ફાવી શકતા નથી અને જ્યારે સંકલ્પ-

ઉપર પણ ફાવી શકતા નથી ત્યારે બ્રહ્મનો તો સ્પર્શ પણ ન કરી શકે તેમાં શું કહેવું. સૂક્ષ્મ-શરીર, સ્થૂળશરીર તથા તે ઉભયમય સઘળું જગત સંકલ્પથીજ થયેલું છે. બીજા કોઇથી થયું નથી તો હવે એ સંકલ્પ અને સઘળું જગત એઓમાંથી કોણ સાચું કહી શકાય એમ છે? કોઈ પણ નથી.[45] હે સમજુ પુત્ર! જે જે પદાર્થ જે જે પ્રકારે સંકલ્પિત કરવામાં આવે તે તે પદાર્થ ક્ષણમાત્રમાં તે તે પ્રકારનો થઈ જાય છે, એટલામાટે તું કદી પણ કોઈ પદાર્થનો સંકલ્પ કરીશ નહિ.[46] તું સંકલ્પોથી રહિત થઇને વેઠીઆ માણસની પેઠે કેવળ આવી પડેલો વ્યવહાર કર્યા કર. સંકલ્પોનો ક્ષય થાય તો, પરમચૈતન્ય મનરૂપ થતુંજ નથી.[47] તું કે જે સાક્ષાત્ પરબ્રહ્મજ છે તેને પોતાની ભ્રાંતિનેલીધે તે તે યોનિઓથી તે તે પ્રાણીઓરૂપે ઉત્પન્ન થઇને વ્યર્થજ જગતસંબંધી દુઃખોનો અનુભવ કરવો પડે છે; એ તને યોગ્ય છે? નથીજ.[48] હે નિર્દોષ પુત્ર! આ પ્રમાણે છે એટલામાટે જ્ઞાન પામ્યા વગર મરવું કે જે તે તે યોનિઓમાં મ્હોટું સંકટ ભોગવવાનેવાસ્તેજ થાય છે તે તને પ્રાપ્ત થાય એ યોગ્ય નથી.[49] સમજુ પુરૂષો તો જેથી સઘળાં દુઃખો ટળી જાય એવોજ માર્ગ પકડે છે. બીજો માર્ગ પકડતા નથી. તું તત્ત્વ-વેત્તાપણાને પ્રાપ્ત થઇ, સંકલ્પોના સમૂહને બળાત્કારથી અત્યંત નષ્ટ કરી નાખી, ચિત્તની વૃત્તિને અત્યંત શાંત કરીને અખંડ સુખને વાસ્તે તે અદ્વૈતપદનું સંપાદન કર.[50]

**अधिगतपरमार्थतामुपेत्य प्रसभमपास्य विकल्पजालमुच्चैः ।**
**अधिगमय पदं तदद्वितीयं विततसुखाय सुषुप्तचित्तवृत्तिः ॥ ५० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સંસારનગરવિકલ્પયોગવિચાર' નામનો ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ५४ मो* સંકલ્પની ઉત્પત્તિ વગેરેનું નિરૂપણ

**पुत्र उवाच । कीदृशस्तात संकल्पः कथमुत्पद्यते प्रभो ।**
**कथं च वृद्धिमाप्नोति कथं चैष विनश्यति ॥ १ ॥**

પુત્ર પૂછે છેઃ–હે સમર્થ પિતા! સંકલ્પ કેવો હોય છે, કેમ ઉત્પન્ન થાય છે, કેમ વધે છે અને કેમ નષ્ટ થાય છે? એ મને કહો.[1]

દાશૂર કહે છેઃ-અનંત અને સામાન્ય સત્તારૂપ આત્મતત્ત્વમાં મનપણાનો જે પ્રાદુર્ભાવ થાય છે તેજ સંકલ્પરૂપી વૃક્ષનો પહેલો અંકુર છે.[2] જેમ વાદળું પ્રથમ ન્હાનું હોય પણ પાછળથી ધીરે ધીરે ઘાટું થઈ, આકાશમાં વ્યાપીને ભારે ઠંડીને ઉત્પન્ન કરે છે, તેમ સંકલ્પનો મનરૂપી પહેલો અંકુર પ્રથમ લેશમાત્ર હોય છે તોપણ પાછળથી ધીરે ધીરે ઘાટો થઇ, અધિષ્ઠાનમાં ફેલાઇને અધિ-ષ્ઠાનને જડપ્રપંચાકાર બનાવી દે છે.[3] આત્મતત્ત્વરૂપી ચૈતન્ય એક અંશમાં માયાનેલીધે પોતાથી જુદાજેવા જગતને ધારવા લાગતાં (મનરૂપ થતાં), જેમ બીજ અંકુરપણાને પામે છે, તેમ સંકલ્પ-પણાને પ્રાપ્ત થાય છે.[4] એ સંકલ્પથી બીજો સંકલ્પ પોતાની મેળેજ તુરત થાય છે અને પોતાની મેળેજ તુરત વધે છે કે જેથી દુઃખજ થાય છે પણ સુખ થતું નથી.[5] જેમ સમુદ્ર જળમાત્રજ છે, તેમ જગત સંકલ્પમાત્રજ છે. તને સંકલ્પવિના બીજું કાંઈ પણ સંસારરૂપી દુઃખ નથી. જે

* આ ચોપનમા સર્ગમાં સંકલ્પની ઉત્પત્તિ, સંકલ્પનું રૂપ, સંકલ્પનું ઘાટાપણું અને સંકલ્પનો ઉચ્છેદ એઓનું નિરૂપણ કરવામાં આવશે.

સંકલ્પ છે તેજ સંસાર છે.[૬] એ સંકલ્પ ખોટીરીતેજ કાકતાલીયના જેવા યોગથી ઝાંઝવાનાં પાણીની પેઠે અને ચંદ્રમાં બેપણાની ભ્રાંતિની પેઠે ઉત્પન્ન થયો છે અને ખોટો છતાંજ વૃદ્ધિ પામે છે.[૭] જેમ બીજોરાના ફળને ગળીજનારા માણસને ધોળા પદાર્થમાં ખોટી સોનાની પ્રતીતિ થાય છે. તેમ ત્હારા સ્વરૂપમાં ખોટો સંકલ્પ પોતાની મેળેજ ઉદય પામ્યો છે.[૮] ત્હારો જન્મ થયો છે એ પણ ખોટું છે અને ત્હારૂં દેહરૂપે વર્તમાનપણું છે એ પણ ખોટું છે. આ મ્હારો ઉપદેશ યથાર્થરીતે ઠસે તો સઘળું અસત્ય લીન થઇ જાય.[૯] 'જે પૂર્ણાત્મા છે તે હુંજ છું અને આ સુખ–દુ:ખમય જન્મ આદિ ભાવો મને મિથ્યાજ છે' એવો વિશ્વાસ જે અજ્ઞાનથી તને થતો નથી તેજ અજ્ઞાનથી તું પરિતાપ પામે છે.[૧૦] તને જન્મ આદિનો સંબંધ નહિ છતાં પણ તું ભ્રાંતિથી જન્મ્યો છે. પૂર્ણબ્રહ્મનો જન્મ થવો સંભવેજ કેમ ? તું પોતાની મેળે સંકલ્પનેલીધેજ અમથો જડરૂપ થઇ ગયો છે.[૧૧] તું કલ્પનાજ નહિ કર અને આ સ્થિતિમાં પૂર્વનાં સુખ–દુ:ખાદિકનું સ્મરણજ છોડી દે. સંકલ્પને અને પૂર્વના સુખ–દુ:ખાદિકના સ્મરણને છોડી દેવામાં એટલે તેટલાથીજ સમજીને બ્રહ્મપદ પામવાની યોગ્યતા થાય છે.[૧૨] સંકલ્પનો ક્ષય થવાથી સંસારસંબંધી ભયો પ્રાપ્ત થતા નથી અને તે સંકલ્પ પૂર્વનાં સુખ–દુ:ખાદિકનું સ્મરણ નહિ કરવાથી પોતાની મેળેજ ક્ષય પામે છે.[૧૩] પુષ્પની પાંખડી હાથવડે ચોળી નાખવામાં કાંઇક પ્રયત્ન કરવાની જરૂર પડે છે પણ સંકલ્પનો નાશ કે જે સ્મરણ છોડી દેવાથીજ થાયછે તેમાં તો તેટલો પ્રયત્ન કરવાની પણ જરૂર પડે એમ નથી.[૧૪] હે પુત્ર! ફૂલને ચોળી નાખવામાં હાથ ચલાવવારૂપ સહેજ પરિશ્રમ કરવો પડે છે તેટલો પરિશ્રમ પણ સંકલ્પનો ક્ષય કરવામાં કરવો પડે એમ નથી.[૧૫] જેને સંકલ્પનો નાશ કરવાની ઈચ્છા હોય તેણે પૂર્વના સુખ–દુ:ખાદિકનું સ્મરણ કરવું નહિ એટલે લીલામાત્રથી અર્ધા નિમેષમાંજ સંકલ્પ હણાઈ જાય છે.[૧૬] પોતામાં પૂર્ણાનંદપણાના ચિંતનમાત્રથી પોતાનું ભૂલાઇ ગયેલું સ્વરૂપ ઉપસ્થિત થાય છે. હે પુત્ર! જે વસ્તુ કષ્ટસાધ્ય હોય તેને પણ પ્રયત્નથી પ્રાપ્ત કરી લેવામાં આવે છે ત્યારે ત્હારૂં સ્વરૂપ કે જે કોઈનું થઈ ગયું નથી તથા કોઇ જાતની વિકૃતિ પામ્યું નથી તેને ઉપસ્થિત કરી લેવું એ કેટલીક વાત છે ? હે પુત્ર ! સંકલ્પને છોડી દેવાના સંકલ્પથી સંકલ્પને અને સ્વરૂપના મનનથી મનને કાપી નાખીને તું પોતાનાં સ્વરૂપમાંજ રહે. એટલું કરવામાં શી અશકયતા છે ? કશી નથી.[૧૭,૧૮] હે મ્હોટી બુદ્ધિવાળા ! સંકલ્પ ઉપશાંત થઈ જાય તો આ સઘળું સંસારરૂપી દુ:ખ મૂળસહિત ઉપશાંત થઇ જાય છે.[૧૯] જે સંકલ્પ છે તેજ મન છે, તેજ જીવ છે, તેજ ચિત્ત છે, તેજ બુદ્ધિ છે અને તેજ વાસના છે. હે અર્થને જાણનારાઓમાં ઉત્તમ ! મન, જીવ, ચિત્ત, બુદ્ધિ અને વાસના એઓમાં નામથીજ જુદાઈ છે પણ અર્થથી જુદાઈ નથી.[૨૦] અહિં સંકલ્પવિના બીજું ક્યાંય કાંઈ પણ નથી એટલામાટે હૃદયમાંથી સંકલ્પનેજ કાપી નાખ્ય. બીજી ચિંતા તું શામાટે કરે છે?[૨૧] જેમ નિર્જળભૂમિ વાસ્તવિકરીતે ઝાંઝવાનાં પાણીથી રહિતજ છે, તેમ ત્હારૂં સ્વરૂપ જગતથી રહિતજ છે. કારણ કે ઝાંઝવાનાં પાણી અને જગત એ બન્ને મિથ્યા આરોપથીજ વિસ્તાર પામે છે.[૨૨] આ સઘળું જગત પોતે ખોટું છે અને ખોટા સંકલ્પેજ કરેલું છે માટે ખોટું જણાયા પછી તેમાં પ્રીતિ રહેવાનો અવકાશજ નથી. 'જગત સાચું છે' એવી વાસના ન રહે તો પછી જગતમાં પ્રીતિ કેમજ રહે ?[૨૩] વાસનાના

ક્ષયથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે કે જે પ્રાપ્ત થયા પછી બીજું કાંઇ પણ પામવાનું અવશેષ રહેતું નથી. આમ છે એટલામાટે ક્રમે ક્રમે જગતઉપર અનાદરને વધારીને સઘળા જગતને ખોટુંજ જાણવું.[૨૪] દૃશ્યોનો અનાદર થાય તો પછી 'હું દેહ છું' એવું અનુસંધાન છૂટી જતાં, દેહનાં સુખ–દુઃખોથી પોતાને લેપ થતો નથી અને દેહના સંબંધવાળાં સ્ત્રી–પુત્રાદિક પણ મિથ્યાજ છે, એવો નિર્ણય થવાથી તેઓની ઉપર સ્નેહની પ્રવૃત્તિ પણ થતી નથી કે જે નહિ થવાથી હર્ષ, ક્રોધ, જન્મ કે મરણ થતાંજ નથી.[૨૫,૨૬] મનજ પોતે ચૈતન્યના પ્રતિબિંબથી જીવ થઇને આ સઘળા ખોટા માનસિકનગરજેવા ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જગતને સુખ–દુઃખ આદિના વિભ્રમોથી પરિવર્તન આપતાં, ભારે ધામધુમ કર્યા કરે છે.[૨૭] લોકમાં વાસનાઓથી ઘેરાયેલું જીવનું મન અનેક શક્તિઓથી ચળકયા કરે છે તેથી જીવ મલિન અને ચંચળ થઇને કામનાનેલીધે જાતજાતની વ્યવસ્થા કર્યા કરે છે.[૨૮] હૃદયરૂપી વનમાં રહેનારો જીવરૂપી વાંદરો વાંદરાપણાને લાયક લીલા કર્યા કરે છે. લાંબો આકાર લઇને વળી થોડીવારમાં ટુંકા આકાર લે છે.[૨૯] સંકલ્પરૂપી જળના તરંગો કોઈ રીતે નિયમિત કરી શકાતા નથી, જરાક વિષયનું સ્મરણ કરવામાં આવતાં વધી જાય છે અને વિષયના સ્મરણનો ત્યાગ કરવામાં આવે તો પોતાના પરિવારોસહિત ટુંકા થઈ જાય છે કે જેઓનેલીધે જીવ લાંબા આકારનું તથા ટુંકા આકારનું ગ્રહણ કરે છે.[૩૦] જેમ અગ્નિના કણો, એક તરણામાત્રથી પણ પ્રદીપ્ત થાય છે, તેમ સંકલ્પો અલ્પવિષયથી પણ પ્રદીપ્ત થાય છે.[૩૧] જેમ વિજળીના અગ્નિઓ જગતમાં અપ્રકટ આકારવાળા છે, પ્રદીપ્ત છે, ક્ષણભંગુર છે, ભ્રાંતિ આપનારા છે અને જડ(જળ)થીજ સ્થિતિ પામનારા છે, તેમ સંકલ્પો પણ જગતમાં અપ્રકટ આકારવાળા છે, પ્રદીપ્ત છે, ક્ષણભંગુર છે, ભ્રાંતિ આપનારા છે અને જડથીજ સ્થિતિ પામનારા છે.[૩૨] હે પુત્ર! જે પદાર્થ ખોટો હોય તેને ટાળવાનો ઉપાય તુરત થઈ શકે છે અને તેથી તે તુરત ટાળી શકાય છે એમાં કશો સંદેહ નથી. કેમ કે ખોટો પદાર્થ કદીપણ સાચો હોતો નથી. જો સંકલ્પ સાચો પદાર્થ હોય તો ટાળવો અશકય થઈ પડે પણ સાચો નહિ છતાં અત્યંત ખોટોજ છે એટલામાટે સહેજ ટાળી શકાય એમ છે. જો કોલસાની કાળાશની પેઠે સંસારરૂપી મેલ સ્વાભાવિક હોય તો તેને ધોઇ નાખવામાં કોણ પ્રવૃત્તિ કરે અને જે પ્રવૃત્તિ કરે તે મૂર્ખ કહેવાયા વગર કેમ રહે ? સંસારરૂપી મેલ સ્વાભાવિક નથી પણ જેમ ચોખામાં ફોતરું રહે છે, તેમ છે એટલામાટે પુરૂષના પ્રયત્નથી ટળી જાય છે. હે પુત્ર ! જો કે સંસારરૂપી મેલ અનાદિકાળનો છે તોપણ તેને જ્ઞાનીપુરૂષ અનાયાસથીજ ટાળી શકે છે. જેમ ચોખાનું ફોતરું અને ત્રાંબાની કાળાશ ક્રિયાથી નષ્ટ થાય છે, તેમ જીવનો સંસારરૂપી મેલ જ્ઞાનથી નષ્ટ થઇ જાય છે, એમાં કોઈ જાતનો સંદેહ નથી, એટલામાટે તું જ્ઞાનના અભ્યાસમાં ઉદ્યમવાળો થા.[૩૩,૩૮] ખોટા વિકલ્પોથી ઉઠેલા આ સંસારને તેં આટલા કાળસુધી જીત્યો નથી એ બહુ ભૂલ કરી છે. એ તો થોડા પ્રયત્નથીજ અને થોડીવારમાંજ નષ્ટ થઇ જાય એમ છે. ખોટી વસ્તુ લાંબાકાળસુધી કયાંય રહે કે? નજ રહે.[૩૯] જેમ સારી પેઠે જોવાથી ચંદ્રના બેપણાનો વિભ્રમ ખોટો પડી જાય છે અને માણસને અંધારાનેલીધે થયેલી પોતાના આંધળાપણાની ભ્રાંતિ દીવાના પ્રકાશથી ખોટી પડી જાય છે, તેમ આ સંસાર વિચારથી ખોટો પડી જાય છે.[૪૦] હે પુત્ર ! આ સંસાર ત્હારો નથી અને તું સંસારનો નથી.

ખોટી ભ્રાંતિ છોડી દે. આ સંસાર કે જે ખોટો છતાંજ સાચાજેવો દેખાય છે તેનું વારંવાર સ્મરણ કરવુંજ યોગ્ય નથી.[41] ત્હારે 'મ્હારા મ્હોટી સંપત્તિઓથી દીપતા આ ભોગવિલાસો સાચા છે અને વિનાશ નહિ પામે' એવો મનમાં વૃથાવિભ્રમ રાખવોજ નહિ. તું, ત્હારા વિસ્તાર પામેલા વિલાસો અને બીજું પણ જે કાંઈ દૃશ્ય છે, તે સઘળું આત્મતત્ત્વજ છે. કાંઈ પણ આત્મતત્ત્વથી જુદી સત્તાવાળું નથી.[42] **मम गुरुविभवोज्ज्वला विलासा इति तव मास्तु वृथैव विभ्रमोत: । त्वमपि च विततश्च ते विलासा विलसति सर्वमिदं तदात्मतत्त्वम् ॥ ४२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'સંકલ્પચિકિત્સા' નામનો ચોપનમો સર્ગ સંપૂર્ણ. ૫૪**

## સર્ગ ૫૫ મો* દાશૂર અને વસિષ્ઠનો સમાગમ તથા દાશૂરાખ્યાનની સમાપ્તિ

**वसिष्ठ उवाच । इत्याकर्ण्य तदा तत्र रात्रावालपनं द्वयो: ।**
**अहं रघुकुलाकाशशशांक रघुनंदन ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રઘુકુળરૂપી આકાશમાં ચંદ્રરૂપ રામચંદ્રજી ! એ પ્રમાણે મધ્યરાત્રિના સમયે તે કદંબના ઝાડમાં એ બે બાપ–દીકરાનું ભાષણ સાંભળીને હું, જેમ વરસીને છૂટું થયેલું વાદળું પર્વતના શિખરઉપર ગુપચૂપ ઉતરે, તેમ પત્રોથી, પુષ્પોથી તથા ફળોથી ઘેરાયેલા એ કદંબના અગ્રઉપર આકાશમાંથી ગુપચૂપ ઉતર્યો.[1.2] ત્યાં ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં શૂરપણું ધરાવનારો, મ્હોટા તપનેલીધે અગ્નિના જેવો તેજસ્વી થયેલો, પોતાના શરીરમાંથી નીકળતાં તેજોથી પૃથ્વીને સુવર્ણમયજેવી કરી મૂકતો અને જેમ સૂર્ય જગતને પ્રકાશિત કરે છે, તેમ તે પ્રદેશને પ્રકાશિત કરતો દાશૂર મ્હારા જોવામાં આવ્યો.[3.4] દાશૂરે પણ મને આવેલો જોઈ, આસન આપીને અર્ધ્યથી તથા પત્ર–પુષ્પાદિ આપવાથી મ્હારું સન્માન કર્યું.[5] પછી મ્હેં એ દાશૂરમુનિની સાથે સંસારમાંથી ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ધરાવનારી બ્રહ્મચર્ચાજ કરી કે જે ચર્ચા તેણે પોતાના પુત્રને બોધ આપવાનેવાસ્તે પ્રથમથીજ ચલાવી હતી.[6] પછી મ્હેં દાશૂરની ઈચ્છાઉપરથી તે કદંબને જોયો કે જે કદંબ પોતાના સર્વ પ્રદેશોમાં કળીઓથી વ્યાપ્ત હતો અને કોઇને પણ વ્યાકુળ નહિ કરનારાં મૃગોના સમૂહે સેવાતો હતો તથા લતાઓનાં મંડળથી શણગારેલો હોવાનેલીધે વનજેવો લાગતો હતો. એ કદંબ મંદમંદ પવનથી ચલાયમાન થતાં પલ્લવોરૂપી મંદહાસ્યનેલીધે, ઝુકી રહેલી શાખાઓના અગ્રોમાં ફર્યા કરતાં ચંદ્રજેવાં સુંદર ચમરોનાં પુચ્છડાંઓથી ધોળાં વાદળાંઓના ટુકડાઓએ ઘેરી લીધેલા શરદ્ઋતુના આકાશજેવો શોભવાનેલીધે,[7-9] તુષારની કણીઓરૂપ મોતીના હારથી શણગારેલો હોવાનેલીધે, સ્વચ્છ પુષ્પોના સમૂહોથી સઘળા અવયવોમાં ભરપૂર હોવાનેલીધે,[10] પોતાનાં પરાગરૂપી ચંદનોનાં લેપનોથી સંપૂર્ણ ખરડાયેલો હોવાનેલીધે, પોતાનાં પાંદડાંઓરૂપી મ્હોટાં રાતાં વસ્ત્રોથી સુશોભિત હોવાનેલીધે,[11] પુષ્પોના બહુ ભારથી નમી રહેવાનેલીધે અને લતારૂપી સ્ત્રીના સંબંધવાળો હોવાનેલીધે તુરતના પરણેલા મ્હોટા ઘરના વરરાજાજેવો લાગતો હતો. મુનિઓએ બાંધેલી પર્ણશાળાઓજેવી લતાઓથી અને મંજરીઓથી સંયુક્ત હોવાને-

* આ પચાવનમા સર્ગમાં દાશૂરે વસિષ્ઠની પૂજા કરી, દાશૂરે તથા વસિષ્ઠે પરસ્પર વાતો કરી, વસિષ્ઠે કદંબની શોભા જોઇ અને પ્રાતઃકાળે વસિષ્ઠ ત્યાંથી ગયા એટલી કથા કહેવામાં આવશે.

લીધે મહોત્સવના સમયમાં મંડપોથી તથા પતાકાઓથી શણગારેલા મ્હોટા નગરજેવો લાગતો હતો.[૧૨,૧૩] મૃગોએ ખંજવાળવાને વાસ્તે પોતાનાં શરીરો ઘસવાથી ખરેલા પુષ્પોના પરાગોથી ધૂસર થયેલો હોવાનેલીધે, જાણે પાસેના વનમાં ખરતાલ કરી હોય એવા મ્હોટા આખલા જેવો લાગતો હતો.[૧૪] પુષ્પોમાંથી ખરેલા પરાગોવડે રાતા થયેલા મયૂરોથી સંયુક્ત હોવાને-લીધે, જાણે પર્વતોએ થાપણરૂપે મૂકેલાં સંધ્યાકાળનાં ન્હાનાં ન્હાનાં વાદળાંઓથી સંયુક્ત હોય એવો લાગતો હતો.[૧૫] એ કદંબમાં મૂળથી તે છેક ટોચપર્યંત ઘણી ઘણી વનદેવીઓ ચારેબાજુ નિવાસો કરીને રહી હતી કે જે વનદેવીઓ કુંપળીઆંજેવા રાતાહસ્તોવાળી હતી, પુષ્પોજેવાં સ્વચ્છ મંદહાસ્યોથી શોભતી હતી, મધના મદથી આમતેમ હાલ્યા કરતી હતી, પુષ્પોના કેસરાઓ પોતાની ઉપર પડવાથી રોમાંચિત થતી હતી, ઘેરા પુષ્પોથી ભરપૂર હતી, વનના પવનની લેહેરો લેતી હતી, કળીઓજેવી દૃષ્ટિઓમાં નિદ્રાથી ઘેરાયેલી હતી, ગુચ્છોજેવાં સ્તનોવાળી હતી, પુષ્પોમાંથી ખરતા પરાગના સમૂહરૂપી કેસરથી રાતાં થયેલાં વસ્ત્રોવાળી હતી, લતાઓના વિસ્તારથી રચવામાં આવેલા નિવાસોના ઝરૂખાઓમાં બેઠી હતી, હરિતવર્ણવાળાં સ્નિગ્ધપુષ્પોવાળી લતાઓરૂપી હીંડોળાઓમાં લીલાથી હીંચકવાનો વિલાસ કરતી હતી, કોયલના જેવા સ્વરોથી ગાયનના આલાપ કરતી હતી અને ભ્રમરસરખાં નેત્રોવાળી હતી. એ કદંબમાં પુષ્પોની મંજરીઓના સમીપમાં મંજરીઓસરખીજ કેટલીક વનદેવીઓ બેઠેલી હોવાનેલીધે 'આમાં મંજરીઓ કઈ અને વનદેવીઓ કઇ' એવો સંદેહ ઉત્પન્ન થતો હતો.[૧૬-૨૦] મદનેલીધે આલસ્યવાળાં, પુષ્પોના પરાગથી ખરડાયેલાં, પરસ્પરની સાથે અંગોનો અત્યંત મિલાપ કરીને બેઠેલાં, પુષ્પોના ગર્ભોરૂપી અંતઃપુરોમાં રહેલાં અને જેઓનો રતિસંબંધી પરિશ્રમ તુષારની કળીઓથી શાંત થતો હતો એવાં મદોન્મત્ત ભ્રમ-રોનાં જોડાંઓ ચારેબાજુ પરસ્પરના સ્નેહને ઘટે એવો કાંઇક ગુંજાર કરી રહ્યાં હતાં.[૨૧,૨૨] એ કદંબ, જાણે ચારેબાજુ ફરી ફરીને આવેલી નીલમક્ષિકાઓરૂપી ગુપ્તચારોનાં મધુર ગણગ-ણાટરૂપી રહસ્યભાષણોથી વનરૂપી પાસેની નગરીની ગુપ્ત ખબરો સાંભળવાસારૂ જરાવાર ઊંચા કાન કરીને બેઠો હોય એવો લાગતો હતો,[૨૩] જરાવાર ધરતીપર નીચે ઝુકી રહેલાં પલ્લવોરૂપી ગાલમશુરીયાંઓની ઉપર પોતાનાં અતિસુંદર માથાંઓ રાખીને ચંદ્રનાં કિર-ણોરૂપી ધોળાં વસ્ત્રોથી ઢંકાયેલા અવયવોવાળી પૃથ્વીને જોયા કરતાં, વનસ્થલીઓનાં સંતાનો-જેવાં, જાણે પોતે દેહધારી વિવેકજ હોય એવાં નિર્દોષ અને ઝુકી રહેલાં પાંદડાંઓના જથામાં ભરાઇને બેઠેલાં સુંદર હરણનાં બચ્ચાંઓથી એ કદંબની નીચેનો પૃથ્વીનો ભાગ બહુ શોભી રહ્યો હતો.[૨૪,૨૫] માળાઓમાં અત્યંત નિર્ભયપણાથી નિશ્ચળ થઇને સૂતેલાં પક્ષીઓ કેવળ તેઓના શ્વાસના શબ્દઉપરથી જાણવામાં આવતાં હતાં. પાકવાથી ધરતીપર પડી ગયેલાં ફળોની અંદર રહી ગયેલા ભ્રમરો તે ફળોને ખાવાનેવાસ્તે આસપાસ ભેગાં થયેલાં બીજા પ્રાણીઓના સમૂહથી ભય પામીને મુંગા થઇ રહ્યા હતા. એ કદંબે તે વનને જપ કરવાની માળાઓની પેઠે લટકતા લતાઓના ગુચ્છોથી સુગંધિત કરી મૂક્યું હતું. પલ્લવોમાં શોભી રહેલા પક્ષીઓના માળાઓથી તે કદંબના સઘળા ઉપરના ભાગો શ્યામ થઇ રહ્યા હતા. એ કદંબની નીચે ચારેબાજુ ધરતીપર પડેલાં ફળો ધૂળના સમૂહથી ખરડાઇ રહ્યાં હતાં.[૨૬,૨૮] હે રામ! હું

ઝાઝું શું કહું. એ વૃક્ષમાં બીજાં પ્રાણીઓને રહેવામાં કામ ન આવે કે ભક્ષણ આદિ બીજા ઉપયોગમાં ન લાગે એવું કોઇ પાંદડું પણ ન હતું.[૨૯] એ વૃક્ષોના રાજાજેવા કદંબનાં નીચે ધરતીપર ઝુકી રહેલાં પાંદડાંઓમાં મૃગો ક્ષણે ક્ષણે વિશ્રાંતિ લેતા હતા તથા સૂઈ રહેતા હતા અને ઊંચે રહેલાં પ્રત્યેક પાંદડાંઓમાં પક્ષીઓ ભરાઈ બેઠાં હતાં.[૩૦] હે રામ ! આવા આવા અનેક ગુણોવાળા એ કદંબને જોતાં જોતાં મને એ રાત્રિ એક જાતના મહોત્સવજેવી લાગી.[૩૧] પછી એ દાશૂરમુનિના પુત્રને મ્હેં પણ અનુભવના પ્રકાશથી રમણીયતાવાળી અનેક ઉત્તમ કથાઓથી ફરીવાર પરમબોધ આપ્યો.[૩૨] જેમ બે કામી પુરૂષોને શૃંગારસંબંધી વાતો કરતાં કરતાં આખી રાત્રિ બે ઘડીની પેઠે વ્યતીત થઇ જાય, તેમ હું અને દાશૂર એ બન્નેને પરસ્પરમાં બ્રહ્મવિદ્યાસંબંધી વાતો કરતાં કરતાં તે આખી રાત્રિ બે ઘડીની પેઠે વ્યતીત થઇ ગઇ.[૩૩] પ્રાતઃકાળમાં ધાટાં પુષ્પોના જેવા આકારવાળા અને જાણે રતિમાં તુટી ગયેલાં દેવાંગનાઓનાં મોતીઓ હોય એવા તારાઓ ધીરે ધીરે ઝાંખા પડવા લાગતાં, છેક કદંબના છેડાસુધી પોતાના પુત્રસહિત વળાવવા આવેલા તે દાશૂરમુનિને ત્યાંથી પાછો વાળીને હું મંદાકિનીમાં ન્હાવા ગયો.[૩૪-૩૫] મંદાકિનીમાં યોગ્યરીતે સ્નાન કરી, ત્યાંથી પાછો આકાશમાં જઇ, સપ્તર્ષિઓના મંડળમાં પ્રવેશ કરી, સ્વસ્થ થઇને રહ્યો.[૩૬] હે રામ ! દાશૂરમુનિએ કહેલી ખોત્થરાજાની આખ્યાયિકા કે જે જગતના પ્રતિબિંબજેવી છે અને ખોટી છતાં પણ સાંભળનારાઓને સાચાં પાત્રોવાળી લાગે એવી છે તે મ્હેં તમારી પાસે કહી. તમને બોધનેવાસ્તે જગતનું સ્વરૂપ સમજાવવાના વિષયમાં કહી ગયો છું કે "આ જગત દાશૂરે કહેલી રાજાની આખ્યાયિકાજેવું છે." તમે દાશૂરે કહેલા સિદ્ધાંતઉપર દૃષ્ટિ રાખીને આ દૃશ્યપદાર્થોરૂપી લેપ કે જે ખોટો છતાં સાચાજેવો લાગે છે તેને છોડી દઇ, ધીર બનીને મહાત્મા થાઓ.[૩૭-૩૮] હે રામ ! સઘળા સંકલ્પો ખોટા છે એટલામાટે સંકલ્પોને, સંકલ્પો કરનારા મનને અને મનના હેતુરૂપ અજ્ઞાનને તોડી નાખીને, તમે નિર્મળ આત્મતત્ત્વનેજ જોયા કરો કે જેથી થોડા કાળમાં જીવન્મુક્તિને પ્રાપ્ત થશો અને લોકોમાં પૂજ્ય થશો.[૪૦] **तस्माद्विकल्पं मलमात्मनस्त्वं निर्धूय पश्यामलमात्मतत्त्वम् । आसादयिष्यस्यचिरात्पदं तद्भविष्यसीज्यो भुवनेषु येन ॥४०॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'વસિષ્ઠદાશૂરવિયોગ' નામનો પંચાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૫**

---

## सर्ग ५६ मो* જગતની સત્તા અને અસત્તા તથા ચૈતન્યનું કર્તૃત્વ અને અકર્તૃત્વ

**वसिष्ठ उवाच । नास्तीदमिति निर्णीय सर्वतस्त्यज रंजनाम् ।**
**यन्नास्ति तत्प्रति किल केवास्थेह विचारिणाम् ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! આ જડ જગત છેજ નહિ એવો નિર્ણય કરીને સર્વમાંથી અહંતા—મમતાનો ત્યાગ કરો. જે વસ્તુ મુદ્દલ હોયજ નહિ તે વસ્તુમાં વિવેકીપુરૂષોને શી આસ્થા હોય?[૧] આ દેખવામાં આવતું જગત જો હોય તો ભલે રહ્યું. તમે તો એથી ન્યારા છો તે છતાં તેમાં અહંતા—મમતા શા માટે બાંધો છો? જગત જડ છે અને તમે અસંગ ચૈતન્ય છો માટે તમારે અને

* આ છપ્પનમા સર્ગમાં જગતની સત્તાનો તથા અસત્તાનો અને ચૈતન્યના કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિચારપૂર્વક નિર્ણય કરાવીને દશ્યોની ઉપર આસ્થાનું નિવારણ કરવામાં આવશે.

જગતને સંબંધ થવો ઘટતોજ નથી.[2] જો તમે 'જગત છે પણ ખરૂં અને નથી પણ ખરૂં' એમ માનતા હો તો પણ જે વસ્તુ હોવારૂપ તથા ન હોવારૂપ પરસ્પર વિરૂદ્ધસ્વભાવવાળી હોવાથી અનિયત છે તેમાં અહંતા-મમતા રાખવી કેમ યોગ્ય કહેવાય?[3] હે રામ! જો આ જગત છેજ નહિ તો તમારે બંધનજ નથી એટલે તમે કેવળ સ્વચ્છ અને વ્યાપક આત્મતત્ત્વજ છો માટે તમારે બીજા પદાર્થમાં અહંતા-મમતાનો અવકાશજ રહેતો નથી.[4] આ જગત કોઇએ કરેલું હોય અથવા કોઇએ ન કરેલું હોય અથવા આત્માના સામીપ્યમાત્રનેલીધે ભાસમાન થયું હોય તોપણ તમારે તેમાં અહંતા-મમતા કરવી યોગ્ય નથી.[5] વાસ્તવિક જોતાં આ જગત કોઈ કર્તાએ કરેલું છે, એમ નથી તેમ કર્તાવગર થયેલું છે, એમ પણ નથી. પરંતુ એમ છે કે જે અકર્તા છતાં પણ માયાનેલીધે કર્તાજેવો છે તેની સત્તાથી થયું છે. આ જગતરૂપી જાલ કર્તા-વગરનું હોય અથવા કર્તાવાળું હોય તોપણ તમે તેનાથી એક થઈને બેસો નહિ.[6] આત્મા કે જે સર્વ ઇંદ્રિયોથી રહિત છે તેને કર્તાપણું ઘટતું નથી તોપણ જો કર્તાપણું માનીએ તો જેવું સૂર્યને ફેરવવામાં મેરૂને કલ્પિત કર્તાપણું છે તેવુંજ આત્માને કલ્પિત કર્તાપણું પ્રાપ્ત થાય છે માટે વાસ્તવિકરીતે જગત કર્તાવગરનુંજ છે અને કાકતાલીયની પેઠે આકસ્મિકજ છે. આક-સ્મિકરીતે થયેલું આ જગત અનિર્વચનીયજ છે માટે જે મૂર્ખ હોય તેજ તેમાં અહંતા-મમતા કરે પણ જે સમજુ હોય તે કરે નહિ.[7-8] જગત અત્યંત શૂન્ય છે એમ પણ નથી; કારણ કે નિરંતર દેખાયા કરે છે. તેમ નષ્ટ થઇને શૂન્ય થઈ જાય છે એમ પણ નથી; કારણ કે નષ્ટ થયા પછી પણ વારંવાર ઉત્પન્ન થાય છે. શૂન્યની ઉત્પત્તિ થવી ઘટેજ નહિ. તેમ આ જગત આત્માની પેઠે સર્વદા રહેનાર છે એમ પણ નથી; કારણ કે નિરંતર ક્ષય પામતું જોવામાં આવે છે. તેમ ક્ષણિક છે એમ પણ નથી; કારણ કે જે વસ્તુ અનાદિ પૂર્વકાળમાં અને અનંત ઉત્તરકાળમાં નથી હોતી તે વસ્તુ વર્તમાન ક્ષણમાં હોય, તોપણ તેના ન હોવાપણાનુંજ અનુમાન થાય છે. આ પ્રમાણે જગત અનિર્વચનીયજ ઠરે છે માટે તમારા જેવા સમજુએ તેમાં અહંતા-મમતા કરવી યોગ્ય નથી.[9-10] સર્વ ઇંદ્રિયોથી રહિત શાંત આત્મા, જો પોતાના સામીપ્યમાત્રથી સર્વદા જગતને કર્યા કરતો હોય તોપણ એવીરીતે થતા જગતમાં અભિમાન ધરીને મુઝાવું યોગ્ય નથી.[11] જન્મ-મરણ આદિ દિશાઓથી ઘેરાયેલું આ વિસ્તીર્ણ જગત સ્વપ્નની પેઠે કથોરી સ્થિતિવાળુંજ છે અને ખોટીરીતે થયેલું છતાં પણ સ્થિર તથા લાંબું જોવામાં આવે છે.[12] કાળ કે જે અનાદિ અને અનંત છે તેનો 'સો વર્ષ' એ તો બહુજ ન્હાનો ભાગ છે તો એટલા ભાગમાં પ્રાપ્ત થયેલા આ મ્હોટા આશ્ચર્યરૂપ મનુષ્યદેહમાં આત્માને અહંતા શામાટે ધરવી જોઇએ?[13] જગતના પદાર્થો સ્થિર હોય તોપણ સ્થિરપણાનેલીધેજ લેવા યોગ્ય કે છોડી દેવા યોગ્ય ઘટતા નથી માટે તેઓમાં આસ્થા રાખવી શોભતી નથી. જગત જડ છે અને આત્મા અસંગ ચૈતન્ય છે તેથી પણ તેઓને પરસ્પર સંબંધ થવો ઘટતો નથી માટે જગતમાં આસ્થા રાખવી અયોગ્યજ છે.[14] જગતના પદાર્થો અસ્થિર હોય તોપણ તેઓમાં આસ્થા રાખવી શોભતી નથી. કેમકે દૂધના ફીણમાં આસ્થા લાગી હોય તો તે અંતે દુઃખજ આપે છે.[15] હે રામ! આત્મા સ્થિર છે અને દેહાદિક અસ્થિર છે તે છતાં તેઓને જે એક કરી દેવાં, એ તો પર્વતને અને ફીણને એક કરી દેવા બરાબર છે માટે તેમ કરવું શોભતુંજ નથી.[16] જેમ

મેરૂપર્વત સૂર્યને ફેરવનાર છે પણ વાસ્તવિકરીતે ફેરવનાર નથી, તેમ આત્મા સર્વનો કર્તા છે પણ વાસ્તવિકરીતે કાંઈ પણ કરતો નથી. જેમ દીવો પ્રકાશનો કર્તા છે પણ ઉદાસીન રહેનાર છે તેમ આત્મા જગતનો કર્તા છે પણ ઉદાસીન રહેનાર છે.[17] જેમ સૂર્ય પ્રાણીઓને દિવસે કરવાનાં સઘળાં કાર્યોનો નિર્વાહ કરે છે પણ તે છતાં કશું કરતો નથી, તેમ આત્મા સર્વ વ્યવહારનો નિર્વાહ કરે છે પણ તે છતાં કશું કરતો નથી. જેમ સૂર્ય ચાલતો પ્રતીત થાય છે પણ પોતાના ઠેકાણામાંજ રહેલો હોવાથી વાસ્તવિકરીતે ચાલતો નથી, તેમ આત્મા સર્વને બનાવતો પ્રતીત થાય છે પણ પોતાના સ્વરૂપમાંજ રહેલો હોવાથી કશું બનાવતો નથી.[18] હે રામ! 'આ જગત ગમે ત્યાંથી પણ આકસ્મિક થયેલાજેવું જણાય છે અને જેમ 'અરૂણા' નામની નદીના કિનારામાં અમથી-અમથી જળની ચકરી વિસ્તીર્ણ થાય છે, તેમ વિસ્તીર્ણ થયું છે' એમ જો તમે ડહાપણથી ધાર્યું હોય અને પ્રમાણિકરીતે શુદ્ધચિત્તથી વિચાર્યું હોય તોપણ તમારે દેહાદિકમાં અહંતા-મમતા કરવી યોગ્ય નથી. ડંબાડીયું ફેરવતાં પ્રતીત થયેલા ચક્કરમાં, સ્વપ્નમાં અને ભ્રાંતિમાં ભરોંસો રાખવો એ કેવી વાત કહેવાય? એઓમાં તે શો ભરોસો હોય?[19-21] જેમ કોઈ અકસ્માત આવેલો માણસ મૈત્રીનું પાત્ર હોતો નથી, તેમ ભ્રાંતિથીજ ઉત્પન્ન થયેલું આ જગત વિશ્વાસ રાખવાને પાત્ર નથી.[22] જેમ તમે ચંદ્રમાં ઉન્હાપણાની ભાવના કરતા નથી, સૂર્યમાં શીતળપણાની ભાવના કરતા નથી અને ઝાંઝવાનાં પાણીમાં જળપણાની ભાવના કરતા નથી, તેમ જગતની સ્થિતિમાં સત્યપણાની ભાવના કરો નહિ.[23] તમે સંકલ્પના પુરૂષને, સ્વપ્નના માણસને અને ચંદ્રમાં દેખાયેલા બેપણાને જેવાં લેખોછો તેવુંજ આ જગતને લેખો.[24] હે નિર્દોષ રામ! તમે જે છો તેજ છો; એટલામાટે મનમાંથી સંસારની શોભાના સત્યપણાની ભાવનાને છોડી દઇને આ સંસારમાં લીલામાત્રથીજ વિહાર કરો.[25] અકર્તાપણાને તથા અકર્તાપણાની ઈચ્છાને અને કર્તાપણાને તથા કર્તાપણાની ઈચ્છાને છોડી દઇ આ સંસારમાં લીલામાત્રથીજ વિહાર કરો. આત્મા કે જે સર્વવ્યાપક છતાં, સર્વથી રહિત છે તેમના સામીપ્યમાત્રથી જગતનો નિયમ ચાલ્યા કરે છે. જેમ દીવાની ઈચ્છાવિના પણ દીવાના સામીપ્યમાત્રથી પદાર્થો પ્રકાશે છે અને જેમ વાદળાંઓની ઈચ્છાવિના પણ વાદળાંઓના સામીપ્યમાત્રથી ઇંદ્રિજવનાં ઝાડ પ્રફુલ્લિત થાય છે, તેમ આત્માની ઈચ્છાવિના પણ આત્માના સામીપ્યમાત્રથી બ્રહ્માંડો પોતાની મેળે પ્રકાશે છે.[26-28] જેમ સઘળી ઈચ્છાઓથી રહિત સૂર્યના આકાશમાં રહેવારૂપ સાન્નિધ્યથી વ્યવહાર થયા કરે છે, તેમ આત્માની સત્તારૂપ સાન્નિધ્યથી સઘળી ક્રિયાઓ થયા કરે છે.[29] જેમ ઈચ્છાવિનાના રત્નનો કેવળ સ્થિતિમાત્રથી પ્રકાશ થયા કરે છે, તેમ ઈચ્છાવિનાના આત્માની સત્તામાત્રથી જગતનો સમૂહ થયા કરે છે.[30] આ પ્રમાણે આત્મામાં કર્તાપણું અને અકર્તાપણું બન્ને રહ્યાં છે. આત્મા ઇચ્છાવિનાનો છે એટલામાટે અકર્તા છે અને તેના સત્તારૂપ સાન્નિધ્યમાત્રથી જગત થાય છે એટલામાટે કર્તા પણ છે.[31] આત્મા સઘળા ઇંદ્રિય આદિ પદાર્થોથી રહિત છે એટલામાટે અકર્તા છે તથા અભોક્તા છે અને તે આત્મા ઇંદ્રિય આદિમાં વ્યાપક છે એટલામાટે કર્તા પણ છે તથા ભોક્તા પણ છે.[32] હે રામ! આત્મામાં કર્તાપણું અને અકર્તાપણું એ બન્ને છે તો હવે એઓમાંથી જે સ્વીકારવાથી કલ્યાણ ધારતા હો તે સ્વીકારીને સ્થિર થાઓ.[33] 'હું સર્વમાં રહેલો છું અને અકર્તા છું' એવી જો દૃઢભાવના

રાખવામાં આવે તો સંસારમાં આવી પડેલાં કાર્યોને કરતાં છતાં પણ તેઓમાં અહંતા–મમતા થતી નથી.[૩૪] કારણ કે અંતઃકરણપૂર્વક પ્રવૃત્તિ નહિ કરવાથી માણસને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. જે પુરૂષને 'હું કાંઇ પણ કરતો નથી' એવો નિશ્ચય હોય તે પુરૂષ ભોગોના સમૂહની કામનાથી કાંઈ કરે કે કાંઈ છોડી દે એવો સંભવજ નથી. આ પ્રમાણે છે એટલામાટે 'હું સર્વદા અકર્તાજ છું' એવી ભાવનાના દૃઢપણાથી 'પરમસુખ' નામની સમતાજ અવશેષ રહે છે; અથવા 'હું સઘળા જગતનો કર્તા છું' એમ પોતામાં મ્હોટા કર્તાપણાની ભાવનાથી રહેવાની જો તમારી ઈચ્છા હોય તો તેમ રહેવું એ પણ ઉત્તમ કહેવાય છે. 'અહો! હું આ સઘળા જગતરૂપ ભ્રમને કરતોજ નથી અને આ ભ્રમ જેથી થાય એવો મ્હારાથી જુદો કોઈ સંભવતોજ નથી' એમ જો નિશ્ચય થાય તો પછી કોઈના ઉપર રાગ કે દ્વેષ થવાનો અવકાશજ નથી; અથવા 'સર્વનો કર્તા હુંજ છું' એવો નિશ્ચય રાખવામાં આવે તોપણ કોઈના ઉપર રાગ કે દ્વેષ થવાનો સંભવ નથી. કેમ કે આ શરીરને કોઈ ડાંભ દે અથવા કોઈ લાડ કરે તોપણ તે મ્હેંજ ડાંભ દીધો અને મ્હેંજ લાડ કર્યું એવો પાકો નિશ્ચય હોય એટલે પછી કોઇના ઉપર રાગ કે દ્વેષ કેમજ થાય?[૩૫-૩૯] 'જગતરૂપી જાળનો ક્ષય કે જે મને સુખના વિસ્તારરૂપ છે અને જગતરૂપી જાળનો ઉદય કે જે મને દુઃખના વિસ્તારરૂપ છે તેનો કર્તા હુંજ છું' એમ જો માનવામાં આવ્યું તોપછી અંતઃકરણમાં દુઃખનો કે હર્ષનો પ્રસંગજ ક્યાંથી આવે. 'ખેદને ઉત્પન્ન કરનારો પણ હું છું અને હર્ષને ઉત્પન્ન કરનારો પણ હું છું' એવીરીતે પોતામાં સર્વનું કર્તાપણું માનવામાં આવે તો ખેદ અને હર્ષ પોતાની મેળેજ ક્ષય પામી જતાં, સમતાજ અવશેષ રહે છે. સર્વ પદાર્થોમાં જે સમતા તેજ સાચી ઉત્તમસ્થિતિ છે અને તે સ્થિતિમાં રહેલા ચિત્તને કદી પણ પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી; અથવા હે રામ! તમે સર્વના કર્તાપણાને પણ છોડી દઈ તથા અકર્તાપણાને પણ છોડી દઇ, મનનેજ નષ્ટ કરી નાખીને, જેવા છો તેવા અખંડપૂર્ણાનંદ બ્રહ્મરૂપજ રહો. કર્તાપણાના નિશ્ચયથી રહેવા કરતાં તથા અકર્તાપણાના નિશ્ચયથી રહેવા કરતાં પણ હું તમને મનનો નાશ કરી અખંડ પૂર્ણાનંદ બ્રહ્મરૂપે રહેવાની વિશેષ ભલામણ કરૂં છું તેનું કારણ એ છે કે 'હું સર્વનો કર્તા છું, અને સર્વનો કર્તા હોવાથી સર્વરૂપ છું' એવો નિશ્ચય રાખવામાં કર્તાપણાના અભિમાનરૂપ તથા સઘળા બ્રહ્માંડથી પોતાના સ્વરૂપનો માપ થવારૂપ કાંઈક કલંક રહી જાય છે અને 'હું કોઈનો કર્તા નથી, અને કર્તા નહિ હોવાથી હું દેહાદિકરૂપ પણ નથી' એવો નિશ્ચય રાખવામાં જીવનું સ્વરૂપ શુદ્ધ થાય છે પણ 'જે જીવ છે તે બ્રહ્મ છે' એવી નિષ્ઠાની પ્રાપ્તિ થતી નથી એટલું કલંક રહી જાય છે. જોકે આ પ્રમાણે એ બન્ને નિશ્ચયોમાં કલંક છે તોપણ તેઓમાંનો ગમે તે એક નિશ્ચય રાખવાનું પ્રથમ હું તમને કહી ગયો તેનું કારણ એ છે કે તેઓમાંના ગમે તે એક નિશ્ચયથી, દેહમાં અહંભાવ કે જે સઘળા અનર્થોના મૂળભૂત છે તે છુટી જાય છે. દેહાહંભાવ એટલે દેહ હું છું એવી જે સ્થિતિ (અભિમાન) તે 'કાલસૂત્ર' નામના નરકની પ્રાપ્તિરૂપ છે, મ્હોટા 'અવીચિ' નામના નરકમાં બંધાવા જેવી છે અને 'અસિપત્રવન' નામના નરકોની પંક્તિજેવી છે. પ્રાણ તથા ધન આદિ સઘળું નષ્ટ થઈ જતું હોય તોપણ સર્વ પ્રકારના યત્નથી 'દેહ હું છું' એ સ્થિતિને છોડી દેવી જોઇએ.[૪૦,૪૬] જેમ કૂતરાનાં માંસને રાખનારી ચાંડાલીનો સ્પર્શજ ન

કરવો જોઈએ, તેમ કામ–ક્રોધ આદિ અપવિત્રપદાર્થોને રાખનારી એ સ્થિતિનો પણ સ્પર્શજ નહિ કરવો જોઈએ.[૪૭] જેમ વાદળાં દૂર થવાથી ઉત્તમ ચાંદનીનો પ્રકાશ થાય છે, તેમ 'દેહ હું છું' એ સ્થિતિ કે જે શુદ્ધ આત્મજ્ઞાનરૂપી દૃષ્ટિમાં આડા મ્હોટા પડળરૂપ છે તેને અત્યંત દૂર કરી દેવાથી શુદ્ધ આત્મજ્ઞાન–દૃષ્ટિ પ્રકાશિત થાય છે કે જે દૃષ્ટિ સારી પેઠે પ્રકાશિત થવાથી સંસારરૂપી સમુદ્રને તરી જવાય છે.[૪૮] હે રામ! તમે 'હું કર્તા નથી અને જેથી કર્તાપણું થાય છે એવું દેહાદિક પણ હું નથી' એવો સ્ફુટ નિશ્ચય રાખીને અથવા 'સર્વ બ્રહ્માંડનો કર્તા હું છું અને જે સર્વ બ્રહ્માંડ છે તે પણ હું છું' એવો સ્ફુટ નિશ્ચય રાખીને અથવા 'આ જે દૃશ્ય છે તે હું નથી પણ હું તો પૂર્ણાનંદ ચૈતન્યરૂપ બ્રહ્મ છું' એવો નિર્ણય કરીને પોતાના સર્વોત્તમપદ (બ્રહ્મસ્વરૂપ)માં રહો કે જેમાં તત્ત્વને જાણનારા ઉત્તમ સત્પુરૂષો રહે છે. પહેલા બે નિશ્ચયો પણ આ ત્રીજો નિર્ણય પ્રાપ્ત થવાનેવાસ્તેજ છે એમ સમજવું.[૪૯] **कर्ता नास्मि न चाहमस्मि स इति ज्ञात्वैवमंतःस्फुटं कर्ता चास्मि समग्रमस्मि तदिति ज्ञात्वाथवा निश्चयम्॥ कोप्येवास्मि न किंचिदेवमिति वा निर्णीय सर्वोत्तमे तिष्ठ त्वं स्वपदे स्थितः पदविदो यत्रोत्तमाः साधवः ॥ ४९ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'કર્તૃત્વવિચારયોગોપદેશકરણ' નામનો છપ્પનમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ५७ मो* વાસનાત્યાગનો ક્રમ અને વાસનારહિતની પ્રશંસા

**राम उवाच। सत्यमेतत्त्वया ब्रह्मन् यदुक्तं सूक्तिसुंदरम्।**
**अकर्तैव हि कर्तात्मा भोक्ताऽभोक्तैव भूतकृत्॥ १॥**

રામચંદ્રજી પૂછે છે:—હે મહારાજ! આપે સુંદર સંદર્ભથી જે કહ્યું તે સાચું છે. સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા કર્તા છતાં પણ વાસ્તવિકરીતે અકર્તા છે, ભોક્તા છતાં પણ વાસ્તવિકરીતે અભોક્તા છે,[૧] સર્વનો ઈશ્વર છે, સર્વમાં વ્યાપક છે, ચૈતન્યમાત્ર છે, નિર્મળપદરૂપ છે, જેમ પૃથ્વી જરાયુજ આદિ પ્રાણીઓનાં મૂળતત્ત્વરૂપ છે, તેમ સર્વ પદાર્થોના મૂળતત્ત્વરૂપ છે, પ્રકાશમાન છે અને સર્વ પ્રાણીઓની અંદર પણ રહેલો છે.[૨] હમણાં એ બ્રહ્મનો મ્હારા હૃદયમાં અનુભવ પ્રાપ્ત થયો છે અને જેમ પર્વત વરસાદની ધારાઓથી ગરમીરહિત થાય છે, તેમ હું આપની વાણીઓથી સંતાપરહિત થયો છું.[૩] આત્મા ઉદાસીન છે તથા ઇચ્છાથી રહિત છે માટે કશું ભોગવતો નથી તથા કશું કરતો નથી. તેમ સર્વને પ્રકાશ આપનાર હોવાનેલીધે ભોગવે છે પણ ખરો અને કરે છે પણ ખરો.[૪] હે મહારાજ! પણ મ્હારા હૃદયમાં હજી એક મ્હોટો સંદેહ રહ્યો છે તેને, જેમ ચંદ્ર પોતાના પ્રકાશથી અંધકારને કાપી નાખે છે, તેમ આપ વાણીથી કાપી નાખો.[૫] 'આ જગત સાચું પણ છે તથા ખોટું પણ છે, હું સર્વરૂપ છું તથા સર્વથી ન્યારો પણ છું અને જીવ બ્રહ્મથી એક છે તથા બીજો પણ છે' ઈત્યાદિ ઘણી ઘણી અપરિમિત કલ્પનાઓના મૂળરૂપી માયા બ્રહ્મમાં હોવી કેમ સંભવે?[૬] જેમ સૂર્યમાં અંધારૂં હોવું

* આ સત્તાવનમા સર્ગમાં માયાના સંભવવિષેના પ્રશ્નના ઉત્તરનો હમણાં સમય નથી, એમ કહેવામાં આવશે, વાસના છોડી દેવાનો ક્રમ કહેવામાં આવશે અને વાસનાથી રહિત થયેલાઓની પ્રશંસા કરવામાં આવશે.

સંભવતું નથી, તેમ સ્વયંપ્રકાશ બ્રહ્મમાં અજ્ઞાનરૂપી માયા હોવી સંભવતી નથી તે છતાં એ માયા પ્રથમ અતિનિર્મળ બ્રહ્મમાં હોયજ કેમ ? કે જેનેલીધે એ સઘળી કલ્પનાઓ થઈ છે.[૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! આ પ્રશ્નનો સ્થિર ઉત્તર સિદ્ધાંતના સમયમાં (નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધમાં–પાષાણની આખ્યાયિકા આદિ સ્થળમાં) કહેવામાં આવશે કે જેથી તમે બરાબર સમજશો.[૮] હે રામ ! મોક્ષના ઉપાયનો જે છેવટનો સિદ્ધાંત છે તેને જાણ્યાવિના તમે આવા પ્રશ્નોના ઉત્તરો ખુલ્લીરીતે સાંભળવાને યોગ્ય નથી. જ્યારે તે સિદ્ધાંતને પહોંચશો ત્યારે આવા પ્રશ્નોના ઉત્તરો સાંભળવાને યોગ્ય થશો.[૯] જેમ યુવાન પુરૂષજ સુંદર સ્ત્રીઓનાં ગાયનો સાંભળવાનું પાત્ર છે, તેમ આત્મજ્ઞાનમાં પૂર્ણનિષ્ઠા પામેલો પુરૂષજ આવા પ્રશ્નોના ગંભીર ઉત્તરો સાંભળવાને યોગ્ય છે.[૧૦] જેમ બાળકોની પાસે રાગવાળી કથા વ્યર્થજ થાય છે, તેમ અલ્પબોધવાળા પુરૂષોની પાસે ગંભીર અર્થવાળી વાત વ્યર્થ થાય છે.[૧૧] કોઈ વાત એવી પણ હોય છે કે જે કોઇ સમયેજ પુરૂષની પાસે કહેવાથી શોભા પામે. નારંગી આદિ વૃક્ષનું ફળ શરદ્ઋતુમાંજ શોભે પણ વૈશાખમાસમાં શોભે નહિ.[૧૨] જેમ રંગ નિર્મળવસ્ત્રમાંજ લાગુ પડે છે, તેમ સિદ્ધાંતની વાતો પૂર્ણવિવેકવાળા પુરૂષના મનમાંજ લાગુ પડે છે. ગંભીર જ્ઞાનની વાત પૂર્ણવિવેકથી આત્માને જાણનારાની પાસેજ કહેવાય અને તેનેજ ઠસે. પ્રથમ પણ આ પ્રશ્નનો ઉત્તર મ્હારા કહેવામાં સંક્ષેપથી આવી ગયો છે પણ વિસ્તારથી આવ્યો નથી તેનેલીધે સ્ફુટરીતે તમારા સમજવામાં આવ્યો નથી. જો તમે પોતાથીજ પોતાના આત્માને જાણશો તો આ પ્રશ્નના ઉત્તરને પોતાની મેળેજ સારીરીતે જાણી લેશો એમાં સંશય નથી.[૧૩-૧૫] હે રામ ! તમે જ્યારે, પૂર્ણબોધને પ્રાપ્ત થઇને રહેશો ત્યારે સિદ્ધાંતના સમયમાં મ્હારે તમારી પાસે વિસ્તારથી આ પ્રશ્નનો ઉત્તર કહેવાનો છે.[૧૬] પોતાની ભૂલથીજ સંસારી થયેલો આત્મા પોતાને સંસારી જાણે છે પણ તે ભૂલ જ્યારે ટળી જાય ત્યારે તે આત્મા નિર્મળ થઇને પોતાના પૂર્ણસ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૧૭] હે રામ ! મ્હેં જે તમને આત્માના કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિચાર કહ્યો તે પૂર્ણસ્વરૂપ સમજાવવાના ઉદ્દેશથીજ કહ્યો છે. પણ તે પૂર્ણસ્વરૂપ તમારા સમજવામાં આવ્યું નહિ માટે ધારૂં છું કે હજી તમારી વાસના ક્ષીણ થઈ નથી.[૧૮] વાસનાઓની સ્થિતિ એજ બંધ છે અને વાસનાઓનો ક્ષય એજ મોક્ષ છે. તમે વાસનાઓને છોડી દઇને છેવટ મોક્ષની ઈચ્છારૂપ વાસનાનો પણ ત્યાગ કરજો.[૧૯] પ્રથમ વિષયોની વાસનાઓ કે જેઓ ઘણું કરીને તામસવાસનાઓજ છે તેઓને છોડી દઇને, મૈત્રી (સમાનપુરૂષોની સાથે મિત્રતા), કરૂણા (નિકૃષ્ટપુરૂષોની ઉપર દયા), મુદિતા (ઉત્કૃષ્ટપુરૂષોને જોઇને હર્ષ) અને ઉપેક્ષા (દુર્જનોની ઉપેક્ષા), નામની નિર્મળવાસનાનું ગ્રહણ કરો.[૨૦] પછી એ વાસનાથી વ્યવહાર કરતાં પણ અંતઃકરણથી તે વાસનાને પણ છોડી દઈ, સઘળા સંકલ્પોથી રહિત થઇને બ્રહ્મભાવનીજ વાસના રાખજો.[૨૧] છેવટ મન તથા બુદ્ધિસહિત એ વાસનાને પણ છોડી દઈ, પૂર્ણસ્વરૂપમાં વિશ્રાંત થઈ, જે અહંકારથી (હું બ્રહ્મ છું એવા અહંકારથી) એ વાસનાઓને છોડી દેવામાં આવી હોય તે અહંકારને પણ છોડી દેજો. સર્વમાં અહંતા–મમતાનો ત્યાગ એજ સર્વનો ત્યાગ છે. કેવળ પ્રાણની ગતિનેજ રાખતાં કલ્પના, કાળ, પ્રકાશ, અંધકાર, વાસના તથા વિષય ઈત્યાદિકને અને મૂળસહિત અહંકારને પણ ઉખેડી નાખી, આકાશના જેવી વિક્ષેપરહિત નિર્મળ

બ્રહ્માકાર બુદ્ધિવાળા થઇને જેવા છો તેવાજ પરબ્રહ્મમય થજો કે જેથી પૂજ્યપણાને પણ પ્રાપ્ત થશો.[૨૨,૨૪] જે ઉત્તમબુદ્ધિવાળો પુરૂષ હૃદયમાંથી સઘળી વાસનાઓને છોડી દઇ, અભિમાનથી રહિત થઇને રહે તેજ મુક્ત છે અને તેજ પરમેશ્વર છે.[૨૫] જે ઉત્તમબુદ્ધિવાળા પુરૂષે હૃદયમાંથી સઘળી વાસનાઓને છોડી દીધી હોય તે પુરૂષ સમાધિ ન કરે અને કર્મો કર્યા કરે તોપણ મુક્તજ છે.[૨૬] જેનું મન વાસનાઓથી રહિત થઈ ગયું હોય તે પુરૂષને કર્મો છોડી દેવાનું પણ પ્રયોજન નથી, કર્મો કરવાનું પણ પ્રયોજન નથી, સમાધિ કરવાનું પણ પ્રયોજન નથી અને જપ કરવાનું પણ પ્રયોજન નથી.[૨૭] મ્હેં શાસ્ત્રોનો અત્યંત વિચાર કરી તથા તે વિચારને લાંબાકાળસુધી બીજા મહાત્માઓના વિચારની સાથે મેળવીને એજ નિર્ણય કર્યો છે કે "બુદ્ધિપૂર્વક સઘળી વાસનાઓને છોડી દેવારૂપ મુનિપદથી બીજું કોઈ પણ પદ ઉત્તમ નથી."[૨૮] દશે દિશાઓમાં ભમી–ભમીને સઘળું જોવાનું જોઇ લીધું છે પણ તેમાં એમ જાણવામાં આવ્યું છે કે ખરા તત્ત્વને જાણનારા લોકો બહુ થોડાજ છે.[૨૯] જે જે કાંઇ જોવામાં આવે છે તે સઘળું ત્યાજ્યની તથા ગ્રાહ્યની પંક્તિથી જુદું નથી અને જે ત્યાજ્યથી તથા ગ્રાહ્યથી જુદું છે તેને પામવાનું કોઈ પણ યત્ન કરતો નથી.[૩૦] જે જે લૌકિક ક્રિયાઓ કે વૈદિક ક્રિયાઓ કરવામાં આવે છે તે સઘળી દેહનેવાસ્તેજ કરવામાં આવે છે પણ આત્માનેવાસ્તે તેઓમાં કાંઈ નથી.[૩૧] પાતાળમાં, બ્રહ્મલોકમાં, સ્વર્ગમાં, પૃથ્વીમાં તથા અંતરિક્ષમાં પણ એવા થોડાજ પુરૂષો જોવામાં આવે છે કે જેઓએ બ્રહ્મનો યથાર્થ અનુભવ કર્યો હોય.[૩૨] આત્માના અજ્ઞાનથી ઉઠેલા 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવા બે નિશ્ચયો જેના ગલિત થયા હોય એવો જ્ઞાનીપુરૂષ અત્યંત દુર્લભ છે.[૩૩] પૃથ્વીનું રાજ્ય મળે, વરૂણલોકનું રાજ્ય મળે કે ઇંદ્રનું રાજ્ય મળે, તોપણ આત્માની પ્રાપ્તિવિના કોઈ જીવ વિશ્રાંતિ પામે એમ સમજવું નહિ.[૩૪] ઇંદ્રિયોરૂપી શત્રુઓની ઉપર શૂરપણું કરનારા અને આત્મતત્ત્વને સમજનારા જે મહાત્માઓ હોય તેઓનીજ જન્મરૂપ જ્વરનો નાશ કરવાનેવાસ્તે સેવા કરવી જોઇએ.[૩૫] પાતાળમાં, ભૂલોકમાં અને સ્વર્ગમાં સર્વત્ર પંચ મહાભૂતજ છે પણ છઠ્ઠું કાંઇ નથી અને તે પંચ મહાભૂતો પણ વાસ્તવિકરીતે જોતાં મિથ્યા છે માટે આત્મવેત્તા પુરૂષને આત્માવિના બીજા કયા પદાર્થમાં રૂચિ થાય?[૩૬] આત્માનું અનુસંધાન રાખીને વ્યવહાર કરનારા જ્ઞાનીપુરૂષને સંસાર ગાયના પગલાના ખાબોચીયાજેવો લાગે છે અને આત્માનું અનુસંધાન રાખ્યાવગર વ્યવહાર કરનારા પુરૂષને સંસાર મ્હોટા તોફાની સમુદ્રજેવો લાગે છે.[૩૭] ઉદારચિત્તવાળા જ્ઞાનીપુરૂષને આખું બ્રહ્માંડ પણ કદંબના ફૂલના ગોટાની પેઠે અત્યંત અલ્પ અને તુચ્છ લાગે છે માટે જ્ઞાનીપુરૂષ પોતાને સઘળા બ્રહ્માંડનું રાજ્ય પ્રાપ્ત થાય તોપણ તેમાં દાન–ભોગાદિકની વાસના રાખેજ નહિ.[૩૮] હે રામ! મૂઢબુદ્ધિવાળા પુરૂષો રાજ્યનેવાસ્તેજ મ્હોટાં મ્હોટાં યુદ્ધો કરે છે માટે જેમાં લાખો યોદ્ધાઓનો ક્ષય થઇ જાયછે એવું રાજ્ય ધિક્કારવા યોગ્યજ છે એમ હું માનું છું.[૩૯] બ્રહ્માનું પદ પણ એક કલ્પમાત્ર કાળ જતાં કુણા ફૂલની પેઠે વીંખાઈ જાય છે અને તેમાં વળી વિનાશની ચિંતાથી અનેક પીડાઓ રહ્યા કરે છે માટે તત્ત્વવેત્તાઓ બ્રહ્માના પદની પણ ઈચ્છા રાખતા નથી.[૪૦] તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં સૃષ્ટિથી માંડીને સઘળા બ્રહ્માંડમાંનો કોઈ પદાર્થ જરાપણ ઉત્પન્નજ થયો નથી તો તેવો પદાર્થ મળતાં આત્માનું શું વળે? કે જેથી તેમાં રાગ ઉત્પન્ન થાય.[૪૧] પૃથ્વીના ઘણા ભાગો સેંકડો પર્વતોથી

વ્યાપ્ત છે અને ઘણા ભાગો સમુદ્રોથી વ્યાપ્ત છે તો હવે તેમાં રાજ્ય થઈ શકે એવો કેટલો ભાગ અવશેષ રહે છે કે જેની જ્ઞાનીને ઇચ્છા થાય.[૪૨] પાતાળોસહિત તથા દેવલોકોસહિત આ સઘળા જગતમાં કોઈ પણ કામ એવું નથી કે જે ઉદારમનવાળા જ્ઞાનીપુરૂષને અવશ્ય કરવું પડે છે. જ્ઞાનીપુરૂષ કૃતાર્થજ હોય છે. જેમ ઝાંઝવાનું પાણી સૂર્યના પ્રકાશની અપેક્ષા કરીને સિદ્ધ થાય છે માટે સૂર્યની અપેક્ષા રાખે છે પણ સૂર્ય તો ઝાંઝવાનાં પાણીનો નિમિત્ત-ભૂત છતાં પણ ઝાંઝવાનાં પાણીની અપેક્ષા રાખતો નથી, તેમ તત્ત્વવેત્તાના ચૈતન્યરૂપ પ્રકાશની અપેક્ષા રાખીને સિદ્ધ થતું જગતજ તત્ત્વવેત્તાની અપેક્ષા કરે છે પણ તત્ત્વવેત્તા તો પૂર્ણાનં-દમાં મગ્ન હોવાનેલીધે કટાક્ષમાત્રથી પણ જગતને જોતો નથી તો તેને જગતની અપેક્ષા તો કયાંથીજ હોય.[૪૩] એકતાને પ્રાપ્ત થયેલા, સ્વરૂપના બોધનેલીધે આકાશની પેઠે વ્યાપક થયેલા, સ્વસ્થપણાવાળા, સંતોષથી ભરેલા અને મનથી રહિત થઇને આત્મામાંજ રહેનારા જ્ઞાનીપુરૂ-ષને શરીરોના સમૂહોરૂપી ઝાકળથી ભુરી લાગતી આ બ્રહ્માંડરૂપી ઝાંઝવાનાં જળની નદી સઘળા સંસારથી રહિત હોવાનેલીધે આકાશના ઉદરજેવી શૂન્યજ પ્રતીત થાય છે, મેરૂ આદિ મ્હોટા મ્હોટા પર્વતો વિસ્તીર્ણ બ્રહ્મરૂપી નિર્મળ મહાસાગરના ફીણરૂપ લાગે છે, સમુદ્રો પર-બ્રહ્મરૂપી સૂર્યથી થયેલાં ઝાંઝવાનાં પાણીરૂપ લાગે છે,[૪૪,૪૬] સૃષ્ટિઓની પંક્તિઓ આત્મતત્ત્વ-રૂપી મહાસાગરના તરંગોરૂપ લાગે છે, સઘળાં વૃત્તિજ્ઞાનો બ્રહ્મપદરૂપી ઉત્તમ મેઘમાંથી થતી વૃષ્ટિઓરૂપ લાગે છે,[૪૭] અને ચૈતન્યના પ્રકાશથી સિદ્ધ થતા ચંદ્રના, અગ્નિના તથા સૂર્યના પ્રકાશો ચૈતન્યની પ્રભાઓરૂપ લાગે છે. જ્ઞાનીપુરૂષ સોનાં–રૂપાં આદિ ધાતુઓને ઘડાજેવા તથા લાકડાં આદિજેવાજ ગણે છે.[૪૮] સુર, અસુર તથા મનુષ્યો કે જેઓ સંસારરૂપી વનમાં ફરનારા અને કામભોગોરૂપી ખડને ખાનારા પશુઓજ છે તેઓ જ્ઞાનીપુરૂષને સ્વપ્નના પદાર્થો-જેવા લાગે છે.[૪૯] લોહીથી તથા માંસથી ભરેલા હાડકાંઓના ટુકડાઓરૂપી આગળીઓવાળા, માથાઓરૂપી ઢાંકણાંઓવાળા અને નસોરૂપી સાંકળોવાળા, આ શરીરોરૂપી ડબરાઓમાં જીવો-રૂપી કીડાઓ ખદબદ થયા કરે છે.[૫૦] વિધાતારૂપી મદારી જુદી જુદી બુદ્ધિઓરૂપી છોકરી-ઓને વિનોદ આપવાનેવાસ્તે ચામડાંનાં પુતળાંઓજેવા મૂઢપ્રાણીઓરૂપી જંગલી મૃગોને આ સંસારરૂપી નગરીની ગલીઓમાં ફેરવ્યા કરે છે.[૫૧] સર્વનો ત્યાગ કરનારો જ્ઞાનીપુરૂષ તો જરા પણ એ જંગલી મૃગોની પંક્તિમાં ગણાય નહિ. કેમકે જેમ મંદપવનોથી પર્વત ચલાયમાન થાય નહિ, તેમ ભોગોના સમૂહોથી જ્ઞાનીપુરૂષ ચલાયમાન થતો નથી.[૫૨] હે રામ! જ્ઞાનીપુરૂષ તો એવા સર્વોત્તમપદમાં રહે છે કે જેમાં ચંદ્રને તથા સૂર્યને ફરવાનું આકાશ પણ એક ગુફા-જેવડું લાગે છે.[૫૩] બ્રહ્મવિદ્યાના આનંદમાં મગ્ન રહેનારા જ્ઞાનીપુરૂષને તો સમજુ છતાં પણ જગતના વ્યવહારમાં મગ્ન રહેનારા અને મૂઢલોકોની પેઠે પોતપોતાના શરીરનું પાલન કર્યા કરતા લોકપાલદેવતાઓ પણ સંસારરૂપી અંધકારમય સમુદ્રમાં દેખતે ભૂલ કરતા જોવામાં આવે છે.[૫૪] જેમ વાદળાંઓ સમીપમાં રહેતાં છતાં પણ આકાશને રંગી દેતાં નથી, તેમ જગત-સંબંધી કોઇ પણ પદાર્થો ઉદારહૃદયવાળા તત્ત્વવેત્તા પુરૂષને રંગી દેતા નથી. (આસક્ત કરી દેતા નથી).[૫૫] જેમ પાર્વતીના નૃત્યને જોનારા મહાદેવને વાંદરાંઓના નાચમાં રૂચિ થતી નથી, તેમ તત્ત્વના આનંદમાં મગ્ન રહેનારા જ્ઞાનીપુરૂષને આ જગતસંબંધી કોઈ પદાર્થોમાં રૂચિ

થતી નથી.[૫૬] જેમ ઘડામાં પડેલા રત્નને તે રત્ન જ્યારે બહાર હતું ત્યારે તેમાં પડેલાં પ્રતિબિંબો રંગી શકતાં નથી, તેમ બ્રહ્મવેત્તા પુરૂષને આ જગતસંબંધી કોઈપણ પદાર્થો રંગી શકતા નથી.[૫૭] જેમ રાજહંસ સડેલા શેવાળના ટુકડાઓમાં જરા પણ રૂચિ ધરતો નથી, તેમ જ્ઞાનીપુરૂષ અજ્ઞાનીઓને વજ્રપંજરજેવા લાગતા આ સંસારને હાલતા પાણીમાં તરંગોએ આગળ કરી દેખાડેલા પ્રતિબિંબજેવો ખોટો જોઈ સંસારની લીલાસંબંધી સુખોમાં જરાપણ રૂચિ ધરતોનથી.[૫૮]

**वज्रार्पितोपममसन्मयमंबुभंगतुगं तरंगकृतबिंबमिवावलोक्य ।**
**लोलां तदीहितसुखेषु रतिं न याति तज्ज्ञः कुशैवललवेष्विव राजहंसः ॥ ५८ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ સ્થિતિપ્રકરણનો 'પૂર્ણાશયસ્વરૂપવર્ણન' નામનો સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.૫૭**

## सर्ग ५८ मो* બાર્હસ્પત્ય કચે ગાયેલી ગાથા

**वसिष्ठ उवाच । अत्रैव वस्तुन्युदिताः शृणु राघव पूर्वजाः ।**
**कचेन गाथा या गीता बार्हस्पत्येन पावनाः ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! આ વિષયમાંજ બૃહસ્પતિના પુત્ર કચે ગાયેલી પુરાતન પવિત્રગાથાઓ તમને કહું છું તે સાંભળો.[૧] મેરૂપર્વતના કોઈ વનમાં રહેતો બૃહસ્પતિનો પુત્ર કચ કોઇ સમયે બ્રહ્મવિદ્યાના અભ્યાસના પરિપાકનેલીધે આત્મામાં વિશ્રાંતિ પામ્યો હતો.[૨] યથાર્થજ્ઞાનરૂપી અમૃતથી ભરાયેલી તેની બુદ્ધિ પંચભૂતમય, તુરત નષ્ટ થનારા અને અનાદર કરવાને યોગ્ય આ દૃશ્યમાં ક્યાંય પણ રૂચિ કરતી નહિ હતી.[૩] આત્માવિના બીજું કાંઈ પણ નહિ દેખતો એ કચ એકલો રહેવાનેલીધે, જાણે નકરો પડી ગયો હોય તેમ હર્ષથી ગદ્ગદ્ વાણીવડે નીચે પ્રમાણે ગાથા બોલ્યો હતો.[૪]

કચ કહે છેઃ–આ સઘળું જગત જેમ પ્રલયકાળના જળથી ભરપૂર થઇ જાય છે તેમ મ્હારા આત્માથીજ ભરપૂર છે કે જેથી જુદું કાંઇ પણ રહ્યું નથી, તો હવે આ જગતમાં હું શું કરૂં? ક્યાં જાઉં? શું લઉં? અને શું છોડી દઉં?[૫] દુઃખ, દુઃખને ભોગવનારો જીવ અને જીવે ઈચ્છાતું સુખ એ સઘળું દિશાઓથી પણ મ્હોટા આત્મારૂપ થઈ ગયું છે. અહો ! આ સઘળું આત્મામય છે, એમ જાણવામાં આવ્યું અને એ જાણવામાં આવવાથી પોતાની મેળેજ મ્હારાં કષ્ટો ટળી ગયાં કે જેથી મ્હારે કાંઇ છોડવાનું કે લેવાનું રહ્યું નથી.[૬] બહારના તથા અંદરના પદાર્થોસહિત દેહમાં, ઊંચે, નીચે અને દિશાઓમાં જ્યાં જોઉં ત્યાં આત્માજ છે. આત્માથી ન્યારૂં ક્યાંય પણ નથી.[૭] સર્વમાં આત્મા રહેલો છે અને આત્મામાં સર્વ રહ્યું છે એટલુંજ નહિ પણ જે કાંઈ દૃશ્ય છે તે આત્માજ છે. હું પણ આત્મામાંજ રહ્યો છું અને આત્માજ છું.[૮] જે કાંઈ ચેતન કે અચેતન છે, તે સર્વમાં હું છું અને તે સઘળું હું છું. ચૈતન્યમય હું અપાર આકાશને પણ ભરપૂર કરી દઇને સર્વત્ર રહ્યો છું.[૯] જેને એક અખંડ મહાસાગરની ઉપમા આપવામાં આવે છે એવો હું પૂર્ણ અને પરમાનંદરૂપે રહ્યો છું.

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! મેરૂપર્વતના કુંજમાં રહેલો એ કચ એ પ્રમાણે ગાથા

* આ અઠ્ઠાવનમા સર્ગમાં પૂર્ણપદમાં આરૂઢ થયેલાની સર્વાત્મકપણાથી જે સ્થિતિ થાય છે તેને જણાવનારી કચે ગાયેલી ગાથા કહેવામાં આવશે.

ગાઇને એવીજ ભાવના કર્યા કરતો હતો.[10] અનુક્રમે **ओम्**કારનું ઘંટાના શબ્દજેવું ઉચ્ચારણ કરતો અને **ओम्**કારના માથે રહેલી **ओम्**કારની પાછલી કોમળ અર્દ્ધમાત્રા કે જે તુરીયપદને જણાવનારી છે તેને શુદ્ધહૃદયમાં ચિંતવતો એ કચ કારણોમાં કે કાર્યોમાં નહિ રહેતાં, તુરીય-પદ (બ્રહ્મસ્વરૂપ)માંજ રહ્યો હતો.[11] હે રામ! કલ્પનારૂપી કલંક ટળી જવાનેલીધે શુદ્ધ થયેલો, જેના પ્રાણવાયુનું ચલન નિરંતર હૃદયમાંજ લીન રહેતું હતું એવો અને તેથી વાદળાં-વિનાનાં શરદૃઋતુના આકાશજેવો થઇને રહેલો એ કચ ઉપર કહેલી ગાથા ગાયા કરતો હતો.[12]

**व्यपगतकलनाकलंकशुद्धो हृदयनिरंतरलीनवातवृत्तिः ।**
**गतघनशरदाशयोपमानः स्थित इति राम कचः स गायमानः ॥ १२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'કચગાથા' નામનો અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૮**

## सर्ग ५९ मो* બ્રહ્માના સંકલ્પથી જગતની કલ્પના અને શાસ્ત્રોની ઉત્પત્તિ

**वासिष्ठ उवाच । अन्नपानांगनासंगादृते नास्तीह किंचन ।**
**शुभमस्त्विवति संवादि महान् किमिव वांछतु ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! આ સંસારમાં અન્ન–પાનોના અને સ્ત્રીઓના ઉપભોગથી બીજું કાંઈ પણ વધારે સારૂં નથી, એમ નિશ્ચય કરીને, મહાત્માપુરૂષ અન્ન–પાનોની અને સ્ત્રીઓની ઇચ્છા કરે કે? નજ કરે; અને એવી ઈચ્છા કરવી એ શાસ્ત્રોના સંપ્રદાયથી મળતી આવે કે? નજ આવે.[1] નીચપુરૂષો જેથી સંતુષ્ટ થાય છે તેથી તો પક્ષીઓ અને પશુઓ આદિ મૂઢપ્રાણીઓ પણ સંતુષ્ટ થાય છે. ભોગો કે જેઓ કંગાલપ્રાણીઓના સર્વસ્વરૂપ છે અને આ-દિમાં, મધ્યમાં તથા અંતમાં ખોટાજ છે, તેઓઉપર જેઓ વિશ્વાસ રાખે તેઓને મનુષ્યશરી-રવાળા ગધેડાજ સમજવા અને તેઓનું નામ પણ લેવું નહિ. સ્ત્રીનું શરીર કે જેમાં રૂવાંટાં, રૂધિર અને માંસ આદિ અનેક બીભત્સપદાર્થોજ ભરેલા છે તેથી જેઓ રાજી થાય તેઓને કૂતરાજ સમજવા. માણસ સમજવા નહિ. પૃથ્વી માટીજ છે, વૃક્ષો લાકડાંજ છે, શરીરો માંસ-મયજ છે, નીચે પૃથ્વી છે અને ઉપર આકાશ છે તો એઓમાં સારભૂત પદાર્થ કયો છે? કે જેથી સુખ પ્રાપ્ત થાય, ઈંદ્રિયોના સ્પર્શોને અનુસરનારા, વિવેકથી ક્ષણમાત્રમાં બાધ પામી જનારા અને વિચાર ન કરીએ ત્યાંસુધીજ સારા લાગે એવા જગતસંબંધી સઘળા વ્યવહારો મોહનેવાસ્તેજ છે. જેમ જવાળાના છેડે કાજળજ રહે છે, તેમ સઘળી સુખની આશાઓના છેડે દુઃખ તથા મલિનપણુંજ રહેલું છે. મનથી અને ઇંદ્રિયોથી જે જે વિષયો ભોગવાય છે તેઓ જવા–આવવાના સ્વભાવવાળા હોવાથી અનિત્યજ છે.[2-7] જેમ મ્હોટા હાથીએ કચરી નાખેલી લતાઓ નભતી નથી, તેમ સંપત્તિઓ પણ નભતી નથી. હાડકાના ઢગલારૂપ દેહમાં પોતાપણાનું અભિમાન રાખનારો પુરૂષ રૂધિરની તથા માંસની પુતળીને 'આ મ્હારી પ્યારી છે' એમ માનીને પ્રેમથી તેનું આલિંગન કરે છે એ કેવળ દુષ્ટકામનોજ આરંભ છે. હે રામ! અજ્ઞાની પુરૂષને આ સઘળું જગત સત્ય અને સ્થિર લાગવાથી સંતોષ આપે છે પણ વિવેકીને

*આ ઓગણસાઠમા સર્ગમાં વિષયોનું અસારપણું, બ્રહ્માના સંકલ્પથી જગતની કલ્પના, વૈરાગ્યથી બ્રહ્માનો વિશ્રામ અને શાસ્ત્રોની ઉત્પત્તિ કહેવામાં આવશે.

તો સઘળું અસ્થિર અને અસત્યજ જણાય છે તેથી સંતોષ આપતું નથી. ભોગ નહિ ભોગવ્યા છતાં પણ ભોગોની તૃષ્ણા ઝેરની પેઠે મૂર્છા આપે છે ત્યારે ભોગ ભોગવવા મળતાં, એ તૃષ્ણા ઝેરની પેઠે મૂર્છા આપે તેમાં શું કહેવું ? ચિત્ત જ્યારે દેહાદિક અનાત્મપદાર્થોની ભાવનામાં લાગ્યું ત્યારેજ આ જગતરૂપી ખોટું જાળ પ્રકટ થયું છે. હે રામ ! જેમ સૂર્ય આદિનું તેજ સોનાં આદિની ભીંતઉપર લાગીને તેને અનુસરતો પોતાનો આકાર કરી લે છે, તેમ બ્રહ્માના મને આપણી વાસનાઓને અનુસરીને સંકલ્પથીજ આ જગતરૂપી શરીર કલ્પી લીધું છે.

રામચંદ્રજી પૂછે છેઃ–હે મ્હોટી બુદ્ધિવાળા મુનિ ! પૂર્વકલ્પના કોઈ જીવનું મન આ કલ્પમાં બ્રહ્માની પદવી મેળવીને આ જગતને કેવીરીતે પ્રાણીઓથી અત્યંત ધાટું બનાવે છે ?

વસિષ્ઠઋષિ કહે છેઃ–કમળમાં ઉત્પન્ન થયેલા પહેલા બાળક બ્રહ્માએ કમળરૂપી શયનમાંથી ઉઠીને પ્રથમ 'બ્રહ્મ બ્રહ્મ' એવો શબ્દ કર્યો તેથી તે બ્રહ્મા કહેવાય છે. સંકલ્પોના સમૂહરૂપ અને મનથીજ જેનો આકાર કલ્પાયો છે એવા એ બ્રહ્માના સંકલ્પે પાછળની સૃષ્ટિ કરવાનો ઉદ્યમ કર્યો.[૮,૧૫] એ ઉદ્યમ થતાં, પ્રથમ મ્હોટી પ્રભાવાળું, જેવી શરદ્ઋતુના અંતમાં લતાઓ પીળી થઇ જાય છે તેવી પીળી ચકરીઓથી દિશાઓને ભરપૂર કરી દેનારૂં,[૧૬] પક્ષી (પોતા)ની પાંખોને પસારતાં, જેવી તેઓમાં નસો દેખાય છે એવા તંતુઓથી આકાશમાં વ્યાપ્ત થયેલું, સઘળા પ્રદેશોમાં પીળાશના સમૂહવાળું, આકાશમાં સુવર્ણમયપણાની ભ્રાંતિ કરી દેનારૂં,[૧૭] ઘરના ગોખોમાં નખાયેલી સોનાની જાળીઓની પેઠે ચકચકતાં કિરણોથી બ્રહ્માના રહેવાના કમળને પણ ચકચકિત કરી દેનારૂં અને ફેલાતાં સુંદર બગીચાના જેવાં કિરણોનાં આવર્તનોથી શોભી રહેલું તેજ કલ્પાયું.[૧૮] મનરૂપી શરીરવાળા બ્રહ્માએ એ પ્રકાશિત તેજમાં પછી, અત્યંત પ્રદીપ્ત પોતાના આકારજેવો એક આકાર કલ્પ્યો કે જે સૂર્યરૂપે તેમાંથી ઉદય પામ્યો. એ આકારજ જ્વાળાઓના મંડળના મધ્યમાં રહેનારો, સોનાનાં ચકચકતાં કુંડળોવાળો,[૧૯,૨૦] જેની આસપાસ મ્હોટી મ્હોટી જ્વાળાઓવાળા અગ્નિઓ રહે છે એવો, જ્વાળાઓથી વિશાળ અવયવોવાળો અને આકાશના મંડળને પ્રભાથી વ્યાપ્ત કરી દેનારો સૂર્ય કહેવાય છે.[૨૧] પછી જેમ સમુદ્ર તરંગોને ઉછાળે છે, તેમ મ્હોટી બુદ્ધિવાળા બ્રહ્માએ તે તેજના અવશેષ રહેલા ભાગના વિભાગો પાડીને ઊછાળ્યા કે જેઓમાંથી બ્રહ્માના જેવીજ શક્તિઓવાળા અને જેઓને સંકલ્પમાત્રથી ઐશ્વર્યો પ્રાપ્ત થયાં એવા મરીચિ આદિ પ્રજાપતિઓ ઉત્પન્ન થયા.[૨૨] પછી એ પ્રજાપતિઓ જે જે વસ્તુઓનો જે જે રીતે સંકલ્પ કરવા લાગ્યા તે તે વસ્તુઓને તે તે રીતે પોતાની આગળ ખડી થયેલી દેખવા લાગ્યા અને તે તે વસ્તુઓને પામવા લાગ્યા.[૨૩] એ પ્રજાપતિઓએ જે જે ઘણા ઘણા પ્રકારનાં પ્રાણીઓના સંકલ્પો કર્યા તે તે પ્રાણીઓ તુરત તેઓના જોવામાં આવ્યાં તથા પ્રાપ્ત થયાં. એ પ્રજાપતિઓમાં આગળ જતાં, મૈથુનની ક્રિયા ચાલી કે જેથી એકમાંથી બીજા, બીજામાંથી ત્રીજા અને ત્રીજામાંથી ચોથા, એમ ઘણા ઘણા વિવિધ પ્રાણીઓ પ્રકટ થયાં.[૨૪] પછી બ્રહ્માએ વેદોનું સ્મરણ કરીને ઘણા ઘણા યજ્ઞોના પ્રકારો કલ્પ્યા અને પોતાને રહેવાના કમળમાંથી ચૌદ લોકોની સ્થિતિઓ કલ્પી.[૨૫] હે રામ ! આ રીતે મનજ મ્હોટા શરીરવાળું બ્રહ્માનું રૂપ લઇને આ પ્રાણીઓના સમૂહોથી વ્યાપ્ત, સમુદ્રોથી, પર્વતોથી તથા વૃક્ષોથી ભરપૂર, ચડતા ઊતરતા લોકોની

રચનાવાળી, મધ્યભાગમાં મેરૂથી, પૃથ્વીના પીઠથી, દિશાઓથી તથા કુંજોથી ઘેરાયેલી, સુખ, દુઃખ, જરા, જન્મ અને મરણ એઓથી તથા ઘણી ઘણી ચિંતાઓથી સમજુને બોધ આપનારી, રાગ, દ્વેષ તથા ભય એઓના ઉદ્વેગવાળી અને ત્રણ ગુણમયસ્વરૂપવાળી સૃષ્ટિને ઉત્પન્ન કરે છે.[૨૬-૨૮] બ્રહ્માના મનમાંથી ઊઠેલા સંકલ્પોરૂપી હાથોએ આરંભના સમયમાં જે જે પદાર્થને જે જે રીતે જોઈ શકાય અને પામી શકાય એવો કલ્પેલો છે, તે તે પદાર્થ અદ્યાપિ સુધી તે તે રીતેજ જોઈ શકાય છે અને પામી શકાય છે. બ્રહ્માની કલ્પનાના અનુસારથીજ બીજાઓની કલ્પનાઓ પ્રવર્ત્તે એવો માયાનો સંપ્રદાય છે. જેમ બ્રહ્મામાં સમષ્ટિ મન રહ્યું છે તેમ બીજા પ્રાણીઓમાં વ્યષ્ટિ મન રહ્યું છે. એ મન સઘળા પ્રાણીઓમાં રહીને સંસારનીજ કલ્પના કર્યા કરે છે અને કોઇક વિરલા પ્રાણીઓમાં રહેલું મન બ્રહ્મની ભાવના પણ કરે છે.[૨૯,૩૦] આ રીતે મને સંકલ્પમાત્રથી તુરતજ કલ્પી લીધેલો જગતરૂપ મિથ્યાભ્રમ અજ્ઞાનીઓની દૃષ્ટિમાં સ્થિરપણાને પ્રાપ્ત થયો છે.[૩૧] સઘળી જગતની ક્રિયાઓ સંકલ્પથીજ ઉત્પન્ન થાય છે અને ક્રિયાઓના નિયમને અનુસરનારા દેવતાઓ પણ સંકલ્પથીજ પ્રકટ થાય છે.[૩૨] પછી સૃષ્ટિનો વિસ્તાર થતાં, ઈંદ્ર અને વિરોચન આદિ કેટલાએક રાજાઓ પરસ્પરની શત્રુતા કરનારા ઉત્પન્ન થાય છે અને તેઓ પોતપોતાના ઉત્કર્ષનેવાસ્તે ધર્મની તથા અધર્મની વૃદ્ધિ કરવાનું યત્ન કરવા માંડતાં, પ્રજાઓમાં વધ, બંધન તથા રોગ આદિ ક્લેશોની ભારે પીડા થાય છે. એ જોઇ કાયર થયેલા બ્રહ્મા કમળઉપર બેસીને વિચાર કરે છે કે "મનના સંકલ્પમાત્રથીજ આ સૃષ્ટિરૂપી વિચિત્ર ચિત્ર ઉત્પન્ન થયું છે. મ્હોટા વિસ્તારવાળી, તે તે વ્યવહારોના વિકારોવાળી, રૂદ્ર, વિષ્ણુ તથા ઈંદ્ર આદિ દેવતાઓવાળી અને પર્વતોથી, સમુદ્રોથી, પાતાળોથી, પૃથ્વીથી, અંતરિક્ષથી, દિશાઓથી તથા સ્વર્ગ આદિ ભુવનોથી ભરપૂર થયેલા પ્રદેશોવાળી આ સૃષ્ટિ મ્હેં કેવળ ભારે ભારે સંકલ્પોના જાળથીજ ચારેબાજુ ફેલાવેલી છે તો હવે હું આ સંકલ્પોને ઉછાળવાની પદ્ધતિથી કાયર થઇ ગયો છું."[૩૩-૩૬] આવો નિશ્ચય કરી, કલ્પનાઓરૂપી અનર્થોના સંકટમાંથી વિરામ પામી (સંકલ્પો કરવા છોડી દઇને) તે બ્રહ્મા પોતાના મનથી પોતાના સ્વરૂપભૂત અનાદિ પરબ્રહ્મનું અનુસંધાન કરવા માંડે છે.[૩૭] અનુસંધાનના પ્રભાવથી શાંત થયેલા બ્રહ્મા મન ગલિત થઇ જતાં, જેમ થાકેલો પુરૂષ ગુપ્તસ્થળમાં કરેલા શયનમાં વિશ્રાંતિ ભોગવે, તેમ કેવળ પરબ્રહ્મનાજ પ્રકાશવાળા ધ્યાનમાં વિશ્રાંતિ ભોગવે છે.[૩૮] મમતાથી તથા અહંતાથી રહિત થયેલા અને ધ્યાનથી પરમશાંતિને પ્રાપ્ત થયેલા બ્રહ્મા પવનવિનાના સમુદ્રની પેઠે પોતે પોતાના સ્વરૂપમાંજ રહે છે.[૩૯] પછી, જેમ સમુદ્ર પાણીના ચલનથી પોતાના નિશ્ચળપણાથી વિરામ પામે છે (નિશ્ચળપણું છોડી દે છે), તેમ કોઈ સમયે બ્રહ્મા વૃત્તિના ચલનનેલીધે એકાગ્રતારૂપી ધ્યાનથી વિરામ પામે છે. (ધ્યાન કરવું છોડી દે છે.)[૪૦] ધ્યાન છોડીને બ્રહ્મા અનેક સુખ–દુઃખોથી ઘેરાયેલા, સેંકડો આશાઓરૂપી પાશોથી બંધાયેલા અને રાગ–દ્વેષ તથા ભય એઓથી આતુર થયેલા સંસારનો વિચાર કરવા લાગે છે.[૪૧] વિચાર કરી, પ્રાણીઓની કષ્ટમય સ્થિતિ જોઇ, મનમાં દયાનું દબાણ થવાનેલીધે તે બ્રહ્મા પ્રાણીઓનું કલ્યાણ કરવાનેવાસ્તે અને મુક્તિનો માર્ગ દેખાડવાનેવાસ્તે ગંભીર અર્થોવાળાં અને જેઓની અંદર બ્રહ્મજ્ઞાન રહ્યું હોય છે એવાં

અનેકપ્રકારનાં શાસ્ત્રો રચે છે.[૪૨] વેદોનો તથા વેદોનાં અંગોનો સંગ્રહ કરે છે અને પુરાણ આદિ બીજાં શાસ્ત્રોને પણ રચે છે.[૪૩] જગતની ચેષ્ટા જોઈ એ પ્રમાણે શાસ્ત્રારૂપી મર્યાદાનું સ્થાપન કર્યા પછી, બ્રહ્મા વળી તે આપદાઓમાંથી નીકળી, કમળની ઉપર સ્થિરતાથી બેસી, આગળ-પ્રમાણે ધ્યાનનો આશ્રય કરીને મંદરાચળથી રહિત થયેલા ક્ષીરસાગરની પેઠે શાંતપણાથી તથા સ્વસ્થપણાથી પોતાના સ્વરૂપમાંજ રહે છે.[૪૪,૪૫] કોઇ સમયે એ બ્રહ્મા પોતાની વૃત્તિ સઘળા સંકલ્પોથી રહિત થયા છતાં પણ યદૃચ્છાથી કેવળ લોકોના ઉપર અનુગ્રહ કરવાસારૂ વ્યવહારની રીતિને અનુસરે છે.[૪૬] હે રામ ! બ્રહ્મા એપ્રમાણે વ્યવહારને અનુસરવાના સમયમાં પણ અંતઃકરણથી કોઇને મિત્ર ગણીને તેનાપર પ્રેમ કરતા નથી, કોઈને શત્રુગણીને અંતઃકરણપૂર્વક તેનો ત્યાગ કરતા નથી, શરીરનું અભિમાન ધરતા નથી, કોઇ જાતનો વિક્ષેપ પામતા નથી, વિષયોના અનુભવની લાલચ રાખતા નથી, અહંકારના આવેશપૂર્વક કોઈનું પાલન કરતા નથી અને અહંકારના આવેશપૂર્વક કોઇનો નાશ પણ કરતા નથી, પરંતુ સર્વ પદાર્થોમાં અને સર્વ વૃત્તિઓમાં સમતા રાખી, ભરપૂર સમુદ્રની પેઠે ગંભીર રહીને જીવન્મુક્તની સ્થિતિમાંજ રહે છે.[૪૭-૪૮] કોઈ સમયે સઘળા સંકલ્પોથી રહિત કેવળ ધ્યાનમાં લાગ્યા છતાં પણ યદૃચ્છાથી લોકોની ઉપર અનુગ્રહ કરવાસારૂ જાગ્રત થાય છે.[૪૯] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! બ્રહ્માની આ પવિત્રસ્થિતિ મ્હેં તમારી પાસે કહી. પ્રજાપતિઓ અને દેવવર્ગના લોકો (દેવ, ગંધર્વ તથા યક્ષ આદિ) પણ સત્વગુણની અધિકતાવાળા હોવાનેલીધે આ બ્રહ્માના જેવા જીવન્મુક્તપણાને પામવાને યોગ્ય છે.[૫૦] સર્વ સૃષ્ટિઓના ઉપરામરૂપ પરબ્રહ્મમાં બ્રહ્માના મનની પ્રથમ કલ્પનાથી પ્રજાપતિઓ ઉત્પન્ન થયા છે અને પ્રજાપતિઓની પદવી ઉપાસનાઓના ફળરૂપ છે એટલામાટે શુદ્ધ અંતઃકરણવાળા હોવાનેલીધે પ્રજાપતિઓ થોડાજ પ્રયત્નથી જ્ઞાનને પ્રાપ્ત થઈ શકે એમ છે તેથી તેઓ દેવવર્ગના લોકોકરતાં પણ વહેલા જીવન્મુક્તપણું પામવાને યોગ્ય છે.[૫૧] પ્રજાપતિઓની સૃષ્ટિ સ્થિર થયા પછી બ્રહ્માના મનની બીજી કલ્પનાથી ચંદ્રની કળાઓદ્વારા નંદન આદિ વનોનાં ફળોમાં પેસી, પ્રજાપતિઓનાં વીર્યમાંથી દેવવર્ગના લોકો ઉત્પન્ન થયા છે અને દેવવર્ગની પદવી ‘યજ્ઞો’ નામનાં કર્મોનાં ફળરૂપ છે એટલામાટે દેવવર્ગના લોકો (દેવ, ગંધર્વ તથા યક્ષો આદિ) કાંઈક મલિન અંતઃકરણવાળા હોવાનેલીધે, પ્રજાપતિઓના કરતાં કાંઈક વધારે પ્રયત્નથી જ્ઞાનને પામી શકે એમ છે તેથી તેઓ મોડા જીવન્મુક્તપણું પામવાને યોગ્ય છે. મનુષ્યો તો પાપ–પુણ્યના મિશ્રપણાથી ઉત્પન્ન થયા છે માટે વધારે મલિન અંતઃકરણવાળા હોવાનેલીધે, જો તેઓ બહુ પ્રયત્નથી સત્સંગ, ઇંદ્રિયોનો જય તથા શ્રવણ–મનનાદિક એઓનો જ્ઞાનની પ્રાપ્તિપર્યંત અભ્યાસ કર્યા કરે તોજ જ્ઞાનને પ્રાપ્ત થઈ શકે એમ છે તેથી તેઓ માંડમાંડ જીવન્મુક્તપણું પામે છે.[૫૨-૫૩] પ્રજાપતિઓની, દેવવર્ગની તથા મનુષ્યની યોનિમાં પણ જે જીવ અવતર્યો હોય તેને સજ્જનનો સંગ મળે તો તેજ જન્મમાં સજ્જનના ગુણો પ્રાપ્ત થાય છે અને દુર્જનનો સંગ મળે તો તેજ જન્મમાં દુર્જનના ગુણો પ્રાપ્ત થાય છે એટલામાટે સઘળાએ દુર્જનના સંગથી દૂર રહી સજ્જનના સંગમાં તત્પર રહેવું યોગ્ય છે.[૫૪] હે રામ ! આ સૃષ્ટિની સ્થિતિ એ પ્રમાણે છે. પ્રજાપતિઓની સૃષ્ટિ ઉપાસનાઓના ફળરૂપ છે, દેવવર્ગની સૃષ્ટિ યજ્ઞ આદિ કર્મોનાં ફળરૂપ છે

અને મનુષ્યોની સૃષ્ટિ પાપ-પુણ્યોનાં મિશ્રિત ફળરૂપ છે. અનેક પ્રકારના પ્રારબ્ધોના વેગોથી, વિલાસોનાં કૌતુકોથી અને ક્રોધ આદિથી ભરેલા વ્યવહારોથી ટકી પામેલી આ સઘળી સૃષ્ટિ પરબ્રહ્મમાં સંકલ્પોની કલ્પના ઉઠવાથીજ પ્રકટ થાય છે.[૫૫]

**इत्थं गता स्थितिरियं किल रामभद्र सृष्टिः स्फुटप्रकटसंकटकर्मलब्धा ।**
**आविर्भवे द्विविधवेगविहारभारसंरंभगर्भविधृता कलनापदे सा ॥ ५५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'કમલજવ્યવહારવર્ણન' નામનો ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ६० मो* શરીરગ્રહણનો ક્રમ અને તત્ત્વજ્ઞપ્રશંસા

**वासिष्ठ उवाच । अस्मिन् भगवति ब्रह्मंश्चपलं पदमाश्रिते ।**
**पितामहे महाबाहो कृतसर्गव्यवस्थितौ ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! સર્વ લોકોના પિતામહ મહાત્મા બ્રહ્મા કે જે મ્હોટા મનરૂપ છે તે સૃષ્ટિની વ્યવસ્થા કરવા લાગે છે ત્યારે આ જગતરૂપી જુનો રેંટ, જેમાં અનેક પ્રાણીઓ-રૂપી ઘડાઓ પરોવાયેલા રહે છે એવી જીવિત આદિની તૃષ્ણારૂપી રજ્જુથી પોતાની રીતિ-પ્રમાણે ચાલ્યા કરે છે,[૧.૨] બ્રહ્માથી પ્રકટ થયેલાં કેટલાંએક વ્યષ્ટિમનો સ્થૂળશરીરોરૂપી પાંજરા-ઓમાં પ્રવેશ કરે છે, કેટલાંએક વ્યષ્ટિ મનોરૂપી ચકરીઓ વાયુથી ઉડેલા અગ્નિના ચપળતણ-ખાઓની પેઠે માયાના સંબંધવાળા આત્મામાંથી પ્રથમ ઉત્પન્ન થયેલા આકાશમાંજ ભ્રમણ કર્યા કરે છે, કેટલાએક જીવો ઉપાધિના લયનેલીધે અંદર પેસી જાય છે.[૩.૪] જેમ સમુદ્રમાં તરંગો બહાર આવે છે અને અંદર પેસી જાય છે, તેમ આદિથી તથા અંતથી રહિત પરબ્ર-હ્મમાંથી સંકલ્પનેલીધે ઉત્પન્ન થતા જીવો તેમાં બહાર આવે છે અને વળી અંદર પેસી જાય છે.[૫] જેમ ધૂમાડાઓ વાદળાંઓમાં પ્રવેશ કરે છે, તેમ બહાર આવેલા જીવો બ્રહ્મમાં કલ્પિત થયેલા આકાશમાં પ્રવેશ કરી તે આકાશથી તથા તેવાંજ સૂક્ષ્મ પૃથ્વી, જળ, તેજ, વાયુ, તથા પ્રાણ એઓથી એકતા( લિંગશરીરોના અધ્યાસ )ને પામે છે.[૬] જેમ પ્રચંડ દૈત્યોનો સમૂહ દેવતાઓને વશ કરી લે છે, તેમ લિંગ શરીરો જીવોને વશ કરી લે છે.[૭] આ પ્રમાણે લિંગશરીરોના અધ્યાસને પામેલા જીવોમાં કેટલાએક જીવો કે જેઓ મિશ્રિતકર્મો-વાળા હોય છે તેઓ અન્ન-પાનાદિકદ્વારા મનુષ્યોનાં શરીરોમાં પ્રવેશ કરી, વીર્યરૂપ થઈ, તેરૂપે માતાઓના ગર્ભમાં પ્રવેશ કરીને જગતમાં જન્મ ધરે છે. એઓ દેવ આદિના કરતાં, થોડા જ્ઞાનવાળા મનુષ્યો કહેવાય છે. જેઓએ પૂર્વજન્મમાં મુખ્યત્વે કરી યજ્ઞાદિક કર્મોજ કરેલાં હોય તે જીવો લિંગશરીરોનો ઉપર કહ્યા પ્રમાણે અધ્યાસ પામ્યા પછી, ચંદ્રનાં કિરણોથી ક્ષીરસાગરના જેવા લાગતા આકાશમાં પ્રથમ રહે છે. પૂર્ણમંડળવાળો ચંદ્ર ધોળાંરૂપોવાળાં જેટલાં ચપળ કિરણોથી જગતને પ્રકાશિત કરતો ઉદય પામે છે તેટલાં કિરણોથી પૂર્ણ રહેનારા આકાશના ભાગમાં રહ્યા પછી તે જીવો નંદન આદિ વનોમાં પ્રવેશ કરતાં, તે ચંદ્રના અતિરમણીય કિર-ણોની સાથે પોતે પણ દાસોની પેઠે વ્યગ્ર થઈ, ચપળપક્ષીઓની પેઠે તે વનોમાં પ્રવેશ કરે છે.

*આ સાઠમા સર્ગમાં બ્રહ્મમાંથી ઉઠેલા જીવોનો શરીરોનું ગ્રહણ કરવાનો જે ક્રમ છે તે કહેવામાં આવશે અને તત્ત્વવેત્તાઓની પ્રશંસા કરવામાં આવશે.

પછી સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોના સંસર્ગનેલીધે પોતાની મેળે રસથી પુષ્ટ થતાં આવતાં તે વનોનાં ફળોમાં તે જીવો, જેમ બાળકો દૂધથી પૂર્ણ થયેલાં માતાઓનાં સ્તનોમાં સ્થિતિ બાંધે છે, તેમ ચંદ્રનાં કિરણોથી અળગા પડીને પોતાની સ્થિતિ બાંધે છે.[૮,૧૩] પછી સૂર્યનાં કિરણોથી પરિપક્વ થયેલાં તે ફળોનું કશ્યપ આદિ પ્રજાપતિઓ ભક્ષણ કરતાં, તે ફળોની સાથે એ પ્રજાપતિઓના પેટમાં જઈ, મૂર્છિતજેવા થયેલા એ જીવો વીર્યપણાને પ્રાપ્ત થાય છે અને વીર્યપણાને પ્રાપ્ત થઇ, અદિતિ આદિ માતાઓના ગર્ભપંજરમાં પ્રવેશ કરીને જન્મ ધરે છે. એઓ મનુષ્યોના કરતાં અધિક જ્ઞાનવાળા દેવો, ગંધર્વો તથા યક્ષો આદિ કહેવાય છે.[૧૪] જેમ જેઓમાં અંકુરો, શાખાઓ કે પાંદડાંઓ પ્રકટ ન થયાં હોય એવાં બીજે, અંકુરોની, શાખાઓની તથા પાંદડાંઓની પ્રકટતાવાળા પડમાં રહે છે, તેમ જેઓની વાસનાઓ સ્ફુટ થયેલી ન હોય એવા જીવો સ્ફુટવાસનાઓવાળી માતાઓના ગર્ભપંજરમાં રહે છે.[૧૫] જેમ કાષ્ઠમાં અગ્નિ રહે છે અને માટીમાં ઘડો રહે છે, તેમ માયાના સંબંધવાળા બ્રહ્મમાંથી નીકળેલા જીવો બીજા જીવોમાં રહે છે.[૧૬] જે જીવ પૂર્વજન્મમાં અત્યંત વૈરાગ્યવાળો હોય એટલે જાણે સ્ત્રીઓ આદિનાં શરીરોની શોભા જોવાની લાલચજ ન કરી હોય તથા બીજાઓ પ્રેરણા કરતાં છતાં પણ આ લોકસંબંધી અથવા પરલોકસંબંધી કર્મોમાં સકામપ્રવૃત્તિ ન કરી હોય તે જીવ તો દેવયોનિમાં અવતરીને પણ અત્યંત સાત્ત્વિકજ થાય છે અને ત્યાં જ્ઞાન પામી, જીવન્મુક્તના વ્યવહારવાળો થઇને તેજ જન્મમાં વિદેહમુક્તિને પામે છે, પણ જે જીવ સકામકર્મો કરીને ભોગ ભોગવવાનેવાસ્તેજ દેવયોનિમાં અવતર્યો હોય તેને અત્યંત સાત્ત્વિક નહિ પણ તમોગુણવાળો રાજસ સાત્ત્વિક સમજવો અને તે જીવને બીજી યોનિઓમાં પણ ફેરા ફરવા પડે છે કે જે ફેરાઓ જ્ઞાન મેળવીને અવશ્ય અટકાવવા યોગ્ય છે. હે રામ ! હવે આ સંસારમાં જેનો છેલ્લો જન્મજ હોય એવા અત્યંત સાત્ત્વિકમનુષ્યવિષે હું કહું છું તે સાંભળો.[૧૭,૧૯] અત્યંત સાત્ત્વિકપુરૂષ તો મુખ્યત્વેકરી પ્રતિબંધનો ક્ષય કરવાનેવાસ્તેજ જન્મેલો હોય છે માટે તેવા કોઈ પુરૂષને કદી પણ પુનર્જન્મ લેવો પડતો નથી.[૨૦] જેઓ રાજસ કે સાત્ત્વિક હોય છે તેઓ ફરીવાર જન્મ ધરે છે પણ અત્યંત સાત્ત્વિકપુરૂષો કે જેઓ શ્રવણાદિક ઉપાયોથી આત્મતત્ત્વનો સારી પેઠે વિચાર કરીને કેવળ પ્રતિબંધના ક્ષયનેવાસ્તેજ અવતરેલા હોય છે અને આત્મતત્ત્વનુંજ બુદ્ધિથી મનન કર્યા કરે છે તેઓને ફરીવાર અવતાર લેવા પડતા નથી. આવીરીતે અત્યંત સદ્‌ગુણોવાળા અને મુખ્યત્વેકરી પ્રતિબંધનો ક્ષય કરવાનેવાસ્તેજ અવતરેલા અત્યંત સાત્ત્વિક આત્મવેત્તા પુરૂષો બહુ દુર્લભ છે.[૨૧,૨૨] હે રામ ! આ રીતે રાજસ તથા સાત્ત્વિકજીવો કે જેઓ આત્મવિચારના અધિકારી છે તેઓના જન્મવિષે તમારી પાસે કહ્યું પણ જે રાક્ષસ તથા મુંગા પશુ આદિ અનેક પ્રકારના જીવો તામસજાતિવાળા છે તેઓ તો સ્થાવરજેવાજ છે માટે આ જ્ઞાનના અધિકારની વાતમાં તેઓનો વિચાર કરવોજ યોગ્ય નહિ હોવાથી તેઓના જન્મવિષે હું આ સ્થળમાં કહેતો નથી.[૨૩] હે રામ ! ઉત્તમ જન્મ પ્રાપ્ત થયા છતાં પણ થોડાજ મનુષ્યો અને થોડાજ દેવતાઓ સંસારસંબંધી ભોગોમાં રૂચિ પામ્યા નથી માટે વૈરાગ્ય અત્યંત દુર્લભ છે એમ જણાય છે. જુવો કે હું પણ આત્મવિચારની પૂર્ણયોગ્યતાને પામ્યો છું તોપણ સત્વગુણમાં કાંઇક રજોગુણનું મિશ્રણ હોવાનેલીધે પૂર્ણ

વૈરાગ્ય પ્રાપ્ત નહિ થવાથી પુરોહિતપણું કર્યા કરૂં છું.[૨૪] હે રામ! તમે વૈરાગ્ય આદિ સાધનોથી સંપન્ન છો તોપણ પરમાત્માના પદનો વિચાર કરતા નથી તેથીજ તમને આ સંસારની ભ્રાંતિ વિસ્તીર્ણ થઇ છે. માટે તમે અહિં હમણાંજ આત્મતત્ત્વનો વિચાર કરો. વિચાર કરશો તો જે પરબ્રહ્મ છે તે તમેજ છો એમ પ્રત્યક્ષ અનુભવમાં આવશે. તમે વિચાર કર્યા વગર રહ્યા છો તેથી તમને આ સંસારરૂપી મ્હોટી આપદા વિસ્તીર્ણ થયેલી જણાય છે. વિચાર કરશો તો આ સંસાર કાંઇ છેજ નહિ અને તમે પરબ્રહ્મ છો એમ સહેજ જણાશે.[૨૫]

**स्थितस्य ते महापदा विचार्ययैवमायता । विचारय त्वमंजसा तदद्य चेह न द्वयम् ॥ २५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'જીવાવતાર' નામનો સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦**

---

## सर्ग ६१ मो* સત્પુરૂષોની પ્રશંસા અને વિવેક તથા વૈરાગ્યનો ક્રમ

**वसिष्ठ उवाच । ये हि राजससात्त्विक्या जाता भुवि महागुणाः ।**
**ते नित्यमेव मुदिताः प्रकाशाः ख इवेंदवः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! જે પુરૂષો નિષ્કામકર્મો કરીને અથવા ઉપાસના કરીને પૃથ્વીમાં જન્મેલા હોય છે તે મ્હોટા સદ્ગુણવાળા પુરૂષો સર્વદા આનંદયુક્તજ રહે છે, અને જેમ આકાશમાં ચંદ્ર પ્રકાશે છે, તેમ પૃથ્વીમાં પ્રકાશે છે,[૧] જેમ આકાશ મેલને પ્રાપ્ત થતું નથી, તેમ ખેદને પ્રાપ્ત થતા નથી, જેમ સોનાનું કમળ રાત્રિએ પણ કરમાતું નથી, તેમ કદી પણ શરીરમાં કરમાતા નથી,[૨] જેમ સ્થાવર પોતાના પ્રારબ્ધના ભોગવિના બીજું કશું કરતા નથી, તેમ જ્ઞાનનાં સાધનોવિના બીજું કશું કરતા નથી અને જેમ વૃક્ષો પોતાનાં ફળાદિકથી બીજાઓને આનંદ આપે છે, તેમ પોતાના સદાચારોથી બીજાઓને આનંદ આપે છે.[૩] હે રામ! એવા મહાત્માપુરૂષની શુકલપક્ષના ચંદ્રજેવી સુંદરબુદ્ધિ શાંતિરૂપી અમૃતથી નિત્ય પુષ્ટ થતી જાય છે કે મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૪] જેમ ચંદ્ર કૃષ્ણપક્ષમાં પણ પોતાની શીતળતાને છોડતો નથી, તેમ મહાત્માપુરૂષો આપત્કાળમાં પણ સૌમ્યતાને છોડતા નથી અને જેમ વનનાં વૃક્ષો નવા ગુચ્છોવાળી લતાથી શોભે છે, તેમ મહાત્માપુરૂષો મૈત્રી આદિ ગુણોવાળી પોતાની પ્રકૃતિથી શોભે છે. હે રામ! એ ઉત્તમ મહાત્માપુરૂષો સર્વદા તમારી પેઠે સમબુદ્ધિવાળા હોય છે, સંપૂર્ણ શાંતરસમયજ હોય છે, ભલપણવાળા હોય છે અને સમુદ્રની પેઠે કદી પણ મર્યાદાને છોડતા નથી, એટલામાટે વાસનાઓને ટાળનારી એ લોકોની પદ્ધતિને નિરંતર અનુસરવું જોઇએ અને આપદાના સમુદ્રરૂપી સંસારની ખટપટમાં ન પડવું જોઇએ. જે જે રીતે રજોગુણનો ક્ષય થાય અને પોતાના આનંદ આપનારા સત્ત્વગુણના ઉદયો વધે તે તે રીતે શાંતમનથી જગતમાં વિહાર કરવો. જેઓનું મૂઢલોકો વારંવાર ચિંતન કર્યા કરે છે એવી વિષયોની ગતિઓનો ત્યાગ કરીને વારંવાર જ્ઞાન–શાસ્ત્રનો વિચાર કરવો અને તુરત મનમાં પૂરી કાળજી રાખીને જુદા જુદા પ્રકારોથી પદાર્થોના અનિત્યપણાનો વિચાર કરવો. આ લોકના ભોગોનેવાસ્તે તથા પરલોકના ભોગોનેવાસ્તે જગતમાં જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેઓ તથા તે તે ક્રિયાઓના ફળરૂપ પશુ,

---

* આ એકસઠમા સર્ગમાં મહાત્માઓની પ્રશંસા કરવામાં આવશે અને વિવેકનો તથા વૈરાગ્યનો ક્રમ કહેવામાં આવશે.

પુત્ર, ધન તથા અપ્સરા આદિ પદાર્થો એક જાતની આપદાજ છે પણ સંપત્તિરૂપ નથી, એમ સમજુ પુરૂષે ભાવના કર્યા કરવી. હે રામ ! અજ્ઞાનના વિસ્તારરૂપ ખોટા વિષયોના વ્યર્થચિંતનને છોડી દઈ, અવિનાશી પદાર્થરૂપ પોતાના સ્વરૂપનું સારીરીતે અનુસંધાન કર્યા કરવું. સદ્ગુરૂના ઉપદેશથી અને સજ્જનોના સમાગમથી 'હું કોણ છું અને આ સંસારનો આડંબર કેમ થયો છે ?' એ વિષે પ્રયત્નપૂર્વક વિચાર કરવો. કર્મોમાં ડુબવું નહિ, દુષ્ટની સાથે સહવાસ કરવો નહિ,[૫-૧૩] 'સંસારમાં સઘળા પ્રિયપદાર્થોનો નાશ અવશ્ય થવાનો છે' એમ જોયા કરવું અને જેમ મયૂર મેઘને અનુસરે છે, તેમ સજ્જનનેજ અનુસરવું.[૧૪] અહંકાર, દેહ અને પુત્રાદિક સંસાર, એ ત્રણ કે જેઓ વહાણવગરના ત્રણ સમુદ્રસમાન છે તેઓની વાસનાને છોડી દઈ સત્ય પરબ્રહ્મનુંજ અવલોકન કરવું.[૧૫] પુત્રાદિકની વાસનાને છોડી દઇ તથા અસ્થિર શરીરની વાસનાને પણ છોડી દઇ, અત્યંત શુભ સાક્ષી ચૈતન્ય કે જે મોતીઓમાં તંતુની પેઠે સઘળાદેહોમાં અનુસ્યૂત છે તેનું અવલોકન કરવું.[૧૬] જેમ દોરામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ નિત્ય વિસ્તીર્ણ, સર્વમાં રહેલા અને સર્વના અધિષ્ઠાનભૂત મહામંગલ પરબ્રહ્મમાં આ સઘળું બ્રહ્માંડ પરોવાયેલું છે.[૧૭] આકાશના શણગારરૂપ અને અત્યંત મ્હોટા વિસ્તારવાળા સૂર્યમાં જે ચૈતન્ય છે તેજ ચૈતન્ય ધરતીના ઝીણા દરની અદંર રહેલા કીડામાં છે.[૧૮] જેમ વાસ્તવિકરીતે જોતાં ઘટાકાશોનો મ્હોટા આકાશથી કશો ભેદ નથી, તેમ શરીરોમાં રહેલા જીવોનો પરમાત્માથી કશો ભેદ નથી.[૧૯] જેમ સર્વ પ્રાણીઓના અનુભવમાં આવતા પદાર્થો અનેક છે પણ તે પદાર્થોમાં મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ નામના રસો છજ છે, તેમ પ્રાણીઓ અનેક છે પણ તેઓમાં ચૈતન્ય એકજ છે. જે અનુભવ છે તેજ ચૈતન્યનું સ્વરૂપ છે અને તે એકજ છે.[૨૦] સર્વદા એક પરમ સત્ય પરબ્રહ્મવિના બીજું કાંઈ છેજ નહિ માટે 'આ જન્મ્યો અને આ નાશ પામ્યો' એવી તમને જે પ્રતીતિ થાય છે તે ખોટીજ છે.[૨૧] હે રામ ! જે થઇને નષ્ટ થઈ જાય એવી કોઇ વસ્તુ સાચી છેજ નહિ. આ જગત આભાસમાત્ર (દેખાવમાત્ર)જ છે માટે ઝાંઝવાનાં પાણીની પેઠે સત્ પણ નથી, અસત્ પણ નથી, પરંતુ અનિર્વચનીય (નિરૂપણ કરવાને અશક્ય)જ છે.[૨૨] જ્યાંસુધી મોક્ષ ન થયો હોય ત્યાંસુધી અશાંતચિત્તથી સ્ફુટ ગ્રહણ કરવામાં આવતું હોવાથી આ જગત પોતાના કાળમાં છેજ એટલામાટે **અસત્** નથી અને મોક્ષના કાળમાં હોતું નથી એટલામાટે સત્ પણ નથી. આ જગત મોહની નિવૃત્તિ થયા પછી પણ રહેતું નથી ત્યારે મોક્ષના કાળમાં તો ક્યાંથીજ રહે.[૨૩] હે રામ ! જગતરૂપી મોહજાળ અત્યંત **અસત્** હોય તો છોડી દેવાનું કાંઇ રહ્યુંજ નહિ માટે જ્ઞાનથી કોને છોડી દેવાય ? અને જગતરૂપી મોહજાળ અત્યંત **સત્** હોય તો સત્પદાર્થ જ્ઞાનથી ટળતો નથી માટે જ્ઞાનથી કોને ટાળી શકાય ? જગત જો **સત્** પણ હોય અને **અસત્** પણ હોય તોજ જ્ઞાનની સફળતા થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જગત રજ્જુ–સર્પાદિકની પેઠે અનિર્વચનીય અધ્યાસરૂપી સંગતિથીજ મોહમાં કારણરૂપ થાય છે. હે રામ ! જો 'જગત મુદ્દલ છેજ નહિ' એમ માનો તો મોહ એ કશો પદાર્થજ નથી અને 'જગત છે' એમ માનો તોપણ તેમાં મોહ પામવા જેવી કશી યોગ્યતા નથી. એટલામાટે તમે આકાશની પેઠે દેહાદિકની જન્મ–મરણ આદિ સ્થિતિઓમાં સર્વદા અત્યંત

સમાન અને નિર્વિકારજ રહો.[૨૪] किं किलासति रामेह मोहजाले समुज्झति । यत्किंचित्संगसंगत्या विमोहे कारणं हि तत् ॥ २४ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ સ્થિતિપ્રકરણનો 'જનનમરણસંસ્થિતિ' નામનો એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ६२ मो* સત્સંગથી તથા પુરૂષાર્થથી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે

**वसिष्ठ उवाच ।** धीरो विचारवान् साक्षादादावेव महाधिया ।
शास्त्रेण विदुषा शास्त्रं सुजनेन विचारयेत् ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામ! મ્હોટી બુદ્ધિવાળા પુરૂષે વિચાર કરવાની ચાતુરી મેળવી, દુઃખોને સહન કરવાની ટેવ પાડીને શાસ્ત્રમાં કહેલી પદ્ધતિપ્રમાણે સુજનતાવાળા વિદ્વાન ગુરૂની સાથે પ્રથમ શાસ્ત્રનો વિચાર કરવો.[૧] શાસ્ત્રના અર્થના અભ્યાસથી, સુજનોના સંગના અભ્યાસથી અને વૈરાગ્યાદિના અભ્યાસથી સંસ્કાર પામેલો પુરૂષ સ્વરૂપના જ્ઞાનનું પાત્ર થઇને તમારી પેઠે શોભે છે.[૨,૩] તમે ઉદાર આચારવાળા છો, ધીર છો, ગુણોના સમૂહના ભંડારરૂપ છો અને મનના સૃષ્ટિરૂપી મેલથી રહિત થઈને નિર્દુઃખપણે રહ્યા છો.[૪] તમે સંસારની વાસનાથી મુક્ત થઇને અને ઉત્તમ જ્ઞાનથી યુક્ત થઇને વાદળાંવિનાના શરદ્ઋતુના આકાશની પેઠે સ્વચ્છ થયા છો એમ ધારૂં છું.[૫] તમે કે જે ઉત્તમ પદ્ધતિવાળા થયા છો તેમની પદ્ધતિને પૃથ્વીમાં હવે બીજા પુરૂષો પણ રાગ-દ્વેષવિનાની વૃત્તિથી અનુસરશે. મન જો બાહ્યપદાર્થોની ચિંતાથી રહિત થયેલું, બ્રહ્માકારે પરિણામ પામવારૂપ ચાતુરીથી યુક્ત થયેલું અને મુક્તપુરૂષો જેમ ધારે તે પ્રમાણે દ્વૈતના વિભાગોથી રહિત થયેલું હોય તો મુક્તજ છે એમાં સંશય નથી. બહારથી લોકોને અનુસરતા આચારવાળા અને મનમાં રાગ-દ્વેષવિનાના જે બુદ્ધિમાન લોકો જ્ઞાનરૂપી વહાણ લઇને ફરશે તેઓ સંસારરૂપી સમુદ્રને તરીજશે.[૬-૮] જે પુરૂષ તમારા જેવી બુદ્ધિવાળો, સમદૃષ્ટિવાળો, સુજન અને સદ્વિચારવાળો હોય તે પુરૂષ મ્હારા કહેલા જ્ઞાનસંબંધી વિચારોને યોગ્ય છે,[૯] તમે બહારથી લોકોના વ્યવહારને અનુસરી અને અંદરથી સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરી, દેહના જીવનપર્યંત રાગ-દ્વેષવગરની વૃત્તિથી રહો.[૧૦] જેમ બીજા ગુણવાન પુરૂષો પરમશાંતિ પામ્યા છે, તેમ તમે પરમશાંતિ પામો. જેઓ શીઆળીયાંઓની પેઠે સ્વાર્થ સાધવાના ડહાપણથી બીજાઓને ઠગનારા છે અને જેઓ બાળકની પેઠે યથેષ્ટ આચરણ કરનારા છે તેઓનો મનમાં વિચારજ લેવો નહિ.[૧૧] શુદ્ધ સાત્વિક જન્મવાળા જીવન્મુક્ત પુરૂષોના જે ખરેખરા સ્વભાવો છે તેઓનું સંપાદન કરનારો પુરૂષ જીવન્મુક્તપણાને પામીને ફરીવાર જન્મ ધરતો નથી. તેનું આ શરીર છેલ્લુંજ છે.[૧૨] પુરૂષ પોતે બીજી જાતિમાં ઉત્પન્ન થયેલો છતાં પણ સર્વદા જે જાતિના ગુણોનું સેવન કરે તે જાતિને ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાય છે. રાજસ કે તામસજાતિવાળો હોય તોપણ સાત્વિકજાતિવાળાઓના ગુણોનું સર્વદા સેવન કરે તો સાત્વિક થઈ જાય છે.[૧૩] જો કે કર્મોને વશ રહેનારાં માણસો સઘળા પૂર્વજન્મના સંસ્કારોનેજ પ્રાપ્ત થાય છે

* આ બાસઠમા સર્ગમાં રામમાં શાસ્ત્રોક્ત સઘળા ગુણોની સંપત્તિ થયાનું અને બીજા સાધારણ પુરૂષને પણ સત્સંગથી તથા પ્રયત્નથી ઉત્તમ સ્થિતિ મળવાનું કહેવામાં આવશે.

તોપણ મોક્ષ પામવાનો પુરૂષાર્થ કરવો છોડવો નહિ. કેમકે મ્હોટા મ્હોટા રાજાઓની સેનાઓ પણ પુરૂષાર્થથી જીતાય છે.[૧૪] તમોગુણવાળી કે રજોગુણવાળી બીજી જાતિમાં જન્મ આવ્યો હોય તોપણ ધીરજ રાખીને, જેમ બિચારી ગાયને કાદવમાંથી કહાડવામાં આવે છે, તેમ બુદ્ધિને વિષયોરૂપી કાદવમાંથી કહાડવી.[૧૫] સત્પુરૂષો પોતાના વિવેકનેલીધે સાત્ત્વિકજાતિને પ્રાપ્ત થઈ શકે છે. હે રામ! ચિત્તરૂપી સ્ફટિકમણિમાં જેવો રંગ લગાવીએ તેવો લાગી જાય છે એટલામાટે પુરૂષાર્થ કરવો સફળજ છે. અતિ ઉત્તમગુણોનું ધારણ કરનારા મુમુક્ષુ-પુરૂષો પુરૂષાર્થથીજ જીવન્મુક્તપણાને મેળવી છેલ્લા શરીરવાળા થાય છે. પૃથ્વીમાં, અંતરિક્ષમાં કે સ્વર્ગલોકમાં એવું કાંઈ પણ નથી કે જેને ગુણવાન પુરૂષ પુરૂષાર્થથી ન મેળવી શકે. બ્રહ્મચર્ય, ધીરજ અને વૈરાગ્યરૂપી બળનો વેગ, એઓને યુક્તિથી ગોઠવ્યાવિના તમે જે ધાર્યું છે તેને પામી શકશો નહિ.[૧૬,૧૯] હે રામ! સત્વગુણને વધારવાના ઉપાયોમાં એકાગ્ર-તાવાળી બુદ્ધિવડે તમે આ અત્યંત હિતરૂપ આત્મજ્ઞાનને સ્થિર કરીને શોકરહિત થાઓ. તમારી પદ્ધતિને અનુસરવાથી બીજા અધિકારી લોકો પણ શોકરહિત થશે તથા મુક્ત થશે.[૨૦] હે રામ! તમને વિવેકના મ્હોટા મહિમાવાળો અને વિસ્તીર્ણ થયેલા સઘળા સદ્ગુણોથી શોભતો આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે માટે તેમાં તમે જીવન્મુક્તની પદ્ધતિમાં સ્થિતિ કરો. આ સંસારના સંગરૂપ મોહથી થયેલી ચિંતા તમારા મનમાં સ્થિતિ કરો નહિ.[૨૧]

**पाश्चात्यजन्मनि विवेकमहामहिम्ना युक्ते त्वयि प्रसृतसर्वगुणाभिरामे ।**
**सत्वस्थकर्मणि पदं कुरु रामभद्र मैषा करोतु भवसंगविमोहचिंता ॥ २१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ સ્થિતિપ્રકરણનો 'પૌરૂષપ્રશંસા' નામનો બાસઠમો સર્ગ સંપૂર્ણ ૬૨**



# श्रीमद्योगवासिष्ठ

## महारामायण

## ५-उपशम-प्रकरण



# श्रीमद् योगवासिष्ठ

## महारामायण

## ५-उपशम-प्रकरण

### સર્ગ ૧ લો* મધ્યાહ્નનો શંખનાદ અને આહ્નિક વર્ણન

**वासिष्ठ उवाच । अथ स्थितिप्रकरणादनंतरमिदं शृणु ।**
**उपशमप्रकरणं ज्ञातं निर्वाणकारि यत् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામચંદ્રજી ! હવે સ્થિતિપ્રકરણ પછીનું આ ઉપશમપ્રકરણ સાંભળો કે જે પ્રકરણ, જાણવાથી મુક્તિ આપનારૂં છે.[1]

વાલ્મીકિમુનિ કહે છે:–વસિષ્ઠમુનિ એ પ્રમાણે પરમસુખ આપનારો ઉપદેશનો પ્રવાહ ચલાવતાં, શરદ્ઋતુમાં ચળકતા તારાઓવાળા આકાશની પેઠે સઘળી સભા નિશ્ચળ થઈ ગઇ હતી.[2] જેમ વાયુવિનાના કમળવનમાં કમળો સ્થિર દેખાય, તેમ સભાની અંદર સઘળા રાજાઓ શ્રવણની ઈચ્છાથી મૌન ધરી સ્થિર થયેલા દેખાતા હતા.[3] જેઓના મદનું તથા મોહનું બળ સારી પેઠે ઓછું થઈ ગયું હતું એવી ચામર ઢોળનારી સુંદરીઓ, જાણે લાંબાકાળથી જોગણ થયેલી હોય, તેમ અંતકરણમાં વધારે વધારે શાંતિ પામતી જતી હતી.[4] એ સુંદરીઓના હસ્તરૂપી કમળોમાં રહેલા ચામરરૂપી હંસો, જેમ પક્ષીઓ પોતાનો ફડફડાટ છોડી દઈ વૃક્ષોમાં ગુપચૂપ રહે છે, તેમ પોતાના ચલનના શબ્દોને છોડી દઈ, જાણે શ્રવણમાં એકાગ્રતાથી ગુપચૂપ થઈ રહ્યા હોય એવા લાગતા હતા.[5] વિચારની પદ્ધતિને જાણનારા રાજાઓ પોતપોતાનાં નાકની અણીઓઉપર તર્જની આંગળીની અણીઓ ધરીને જ્ઞાનના વિષયનો વિચાર કરતા હતા.[6] જેમ સૂર્યનો ઉદય થતાં આકાશ અંધકારને છોડી દેછે, તેમ ઉપદેશનો ઉદય થતાં જેમણે અજ્ઞાન છોડી દીધું હતું એવા રામચંદ્રજી પ્રભાતકાળના કમળની પેઠે પ્રફુલ્લિત થયા હતા.[7] જેમ મોર વૃષ્ટિથી ભીંજાઇને મેઘની ગર્જના સાંભળ્યા કરે, તેમ દશરથરાજા

---

*આ પહેલા સર્ગમાં મધ્યાહ્નનો શંખનાદ સાંભળી, વસિષ્ઠે સંધ્યા આદિ આહ્નિક કર્મ કર્યાની અને રાત્રિએ વિશ્વામિત્ર વસિષ્ઠની સાથે રહ્યાની કથા કહેવામાં આવશે.

પ્રેમથી ભીંજાઈને વસિષ્ઠમુનિની વાતો સાંભળતા હતા.[૮] 'સારણ' નામનો મંત્રી પોતાના વાંદરાજેવા ચંચળમનને યત્નથી સઘળા ભોગોમાંથી પાછું વાળી લઇ ઉપદેશનું શ્રવણ કરતો હતો.[૯] ચંદ્રની કળાજેવા નિર્મળ અને વિચારની પદ્ધતિમાં ભારે વિચિક્ષણતા ધરાવનારા લક્ષ્મણજી વસિષ્ઠનાં વચનોથી, આત્મતત્ત્વ પોતાના જાણવામાં આવતાં, હૃદયમાં તેનો અનુભવ કરવા લાગ્યા હતા.[૧૦] શત્રુઓને તોડનારા શત્રુઘ્ન ચિત્તથી પૂર્ણ થઈ તથા અત્યંત આનંદ પામીને પુનમના ચંદ્રજેવા શોભતા હતા.[૧૧] 'સુમિત્ર' નામનો મંત્રી ઘણી ખટપટોના અભ્યાસવાળું પોતાનું મન ઉપદેશના બળથી પોતાને વશ થતાં, પ્રભાતકાળના કમળની પેઠે પ્રફુલ્લિત હૃદયવાળો થઇ ગયો હતો અને તે સભામાં બેઠેલા બીજા લોકો, મુનિઓ તથા બીજા રાજાઓ પણ પોતાનાં ચિત્તોરૂપી રત્નો સારી પેઠે ધોવાયાનેલીધે પ્રફુલ્લિતજેવા થઈ ગયા હતા,[૧૨.૧૩] આ સમયમાં મધ્યાહ્નકાળ થતાં, તે સમયને સૂચવનારા શંખોનો સઘળી દીશાઓને પુરનારો અને પ્રલયકાળનાં વાદળાંઓના તથા સમુદ્રોના શબ્દજેવો ગંભીર ભારે પ્રબળશબ્દ ઉઠયો.[૧૪] જેમ મેઘના નાદથી કોયલપક્ષીના શબ્દો તિરોહિત થઇ જાય છે, તેમ એ શંખોના મ્હોટા નાદથી વસિષ્ઠમુનિની વાણીઓ તિરોહિત થઇ ગઈ.[૧૫] પછી વાસષ્ઠમુનિએ સભામાં પોતાના ભાષણને બંધ પાડયું. પોતાના ગુણના ચમત્કારની બીજાઓના મનમાં છાપ ન પડે એવા સમયમાં કયો મહાત્માપુરૂષ પોતાના ગુણને પ્રકટ કરે ? કોઇ પણ ન કરે.[૧૬] મધ્યાહ્નકાળનો શંખનાદ સાંભળી, જરાવાર વિસામો લઇ, વસિષ્ઠમુનિએ ઘાટો કોલાહલ શાંત થયા પછી, રામચંદ્રજીને કહ્યું કે: "હે રામ! હે શત્રુઓનું મર્દન કરનારા! આજ તો આટલાસુધીજ વ્યાખ્યાન કહેવાનું હતું તે મ્હેં તમને કહ્યું. હવે બીજું જે કહેવાનું છે તે સવારે કહીશ.[૧૭.૧૮] મધ્યાહ્નકાળમાં બ્રાહ્મણોને સ્નાનસંધ્યાદિક જે કર્મો શાસ્ત્રના નિયમથી પ્રાપ્ત છે તેઓમાં કાળલોપ કરવો યોગ્ય નથી એટલામાટે મ્હારે પણ આ સમયમાં તે કર્મો કરવાં છે.[૧૯] હે સદાચારમાં વિચિક્ષણ રામ! તમે પણ ઉઠો અને સ્નાન, દાન તથા દેવાર્ચન આદિ શુભક્રિયા કે જે આચારથી પ્રાપ્ત છે તે કરો."[૨૦] આ પ્રમાણે વસિષ્ઠમુનિ બોલતાં, જેમ સૂર્યનારાયણ ચંદ્રની સાથે તથા નક્ષત્રોની સાથે ઉદયાચળના શિખરમાંથી ઊઠે, તેમ મહારાજ દશરથ વસિષ્ઠમુનિની સાથે તથા બીજા સભાસદોની સાથે સભામાંથી ઉઠયા.[૨૧] એઓ ઉઠતાં, જેમ નેત્રોસરખા ભ્રમરોવાળી કમલિની મંદપવનનો સ્પર્શ થવાથી ચલાયમાન થાય, તેમ ભ્રમરો સરખાંનેત્રોવાળી તે સઘળી સભા સમય પ્રાપ્ત થવાથી ઊઠવામાટે ચલાયમાન થઈ.[૨૨] પુષ્પોના મુકુટોમાંથી ઉડતા ભ્રમરોનાં મંડળથી શોભી રહેલી એ સભા, જેમ ચપળ સુંઢોનાં મંડળથી શોભતી હાથીઓની સેના અસ્તાચળમાંથી ઉઠે, તેમ એ સ્થાનમાંથી ઉઠી.[૨૩] ઉઠવાનાં સંભ્રમનેલીધે પરસ્પરનાં અંગો ભીંસાવાથી ઘસાયેલાં બાજુબંધોનાં માણિકયોની કાંતિ ચારેબાજુ ફેલાવાથી, રાતાં વાદળાંવાળા સંધ્યાકાળના જેવો દેખાવ થઈ રહ્યો.[૨૪] પુષ્પોનાં ભૂષણોમાંથી નીકળીને ભમવા લાગેલા ભ્રમરો ઘોંઘાટ મચાવી રહ્યા અને મુકુટોમાં જડેલા મ્હોટા પ્રકાશવાળાં રત્નોની ઝાંયથી સર્વનાં વસ્ત્રો ઇંદ્રધનુષજેવા વિચિત્રરંગોવાળાં દેખાવા લાગ્યાં.[૨૫] જેમ લતાઓનાં પાંદડાંઓમાં સુંદર મંજરીઓવાળી વનોની પંક્તિ પોતામાં રહેલા મ્હોટા મ્હોટા હાથીઓના મંડળના ઉઠવાના સંભ્રમથી શોભે, તેમ સ્ત્રીઓના હસ્તોમાં શોભતા સુંદર ચામરોવાળી એ સભા મ્હોટા મ્હોટા સભાસદોના ઉઠવાના સંભ્રમથી

શોભવા લાગી.[૨૬] ચળકતી કડાંઓની કાંતિઓથી એક-બીજા સભાસદોનાં વસ્ત્રો રાતાં થઇ જવાનેલીધે એ સભા પવનથી ઉડેલાં પુષ્પોવાળી હારસિંગારની વનરાજિની પેઠે શોભવા લાગી.[૨૭] સઘળી દિશાઓમાં હિમકણજેવી કર્પૂરની કણીઓ ઘાટીરીતે ફેલાવાનેલીધે એ સભા, જાણે ધોળાં વાદળાંવાળી શરદ્‌ઋતુ સર્વત્ર ફેલાયેલી હોય એવી દેખાવા લાગી.[૨૮] સભાસદોના મુકુટોમાં જડેલા ચકચકીત ઇંદ્રનીલમણિઓની કાંતિથી આકાશભાગ શ્યામ થઈ જવાનેલીધે અને સઘળાં કાર્યો સમેટાવાનેલીધે તે સભા પ્રફુલ્લિત નીલકમળોવાળા અને જેમાં સઘળાં કાર્યો આટોપી લેવામાં આવે છે એવા સંધ્યાકાળજેવી જણાવા લાગી.[૨૯] રત્નોનાં કિરણોથી વ્યાપ્ત થયેલાં મુખોવાળી અને સારસપક્ષીઓના જેવા સ્ત્રીઓનાં નૂપુરોના શબ્દોવાળી એ સભા, જળથી વ્યાપ્ત થયેલાં કમળોવાળી અને ભ્રમરોના ગુંજારોવાળી કમલિનીની પેઠે શોભવા લાગી.[૩૦] સેંકડો રાજાઓના ઉઠવાના સંભ્રમોથી વ્યાકુળ થયેલી એ મ્હોટી સભા, જેમ અનેક પ્રાણીઓના સંભ્રમથી વ્યાકુળ થયેલી નવી સૃષ્ટિ ઉઠે, તેમ ઉઠી.[૩૧] રત્નોના જુદા જુદા રંગના પ્રકાશોએ ઇંદ્રિધનુષજેવા કરેલા રાજાઓ દશરથરાજાને પ્રણામ કરીને, જેમ રત્નોની ઝાંઇઓએ ઇંદ્રિધનુષજેવા કરેલા તરંગો સમુદ્રમાંથી નીકળે, તેમ રાજમંદિરમાંથી નીકળ્યા.[૩૨] ઉપદેશના રસને જાણવામાં બહુ વિચક્ષણતાવાળા સુમંત્ર અને બીજા મંત્રીઓ વસિષ્ઠમુનિને તથા દશરથરાજાને પ્રણામ કરીને ન્હાવાનેવાસ્તે ગયા.[૩૩] વામદેવ આદિ તથા વિશ્વામિત્ર આદિ કેટલાએક ઋષિઓ વસિષ્ઠને અગ્રણી કરીને રાજાની આજ્ઞા લેવાસારૂ ઉભા રહ્યા.[૩૪] શત્રુઓનું દમન કરનારા મહારાજ દશરથ, એ મુનિઓનો સત્કાર કરી, તેઓની આજ્ઞા લઇને પોતાનાં નિયમિત કાર્યો કરવાનેવાસ્તે ત્યાંથી પધારી ગયા.[૩૫] સવારે વહેલા આવવાનો નિશ્ચય કરીને વનમાં રહેનારાઓ વનમાં ગયા, આકાશમાં રહેનારાઓ આકાશમાં ગયા અને નગરમાં રહેનારાઓ નગરમાં ગયા.[૩૬] દશરથરાજાએ અને વસિષ્ઠમુનિએ પ્રેમપૂર્વક પ્રાર્થના કરવાનેલીધે મહાત્મા વિશ્વામિત્રમુનિએ તો વસિષ્ઠના ઘરમાંજ રાત્રિ રહેવાનો નિશ્ચય કર્યો હતો.[૩૭] મ્હોટા મ્હોટા બ્રાહ્મણો, રાજાઓ, મુનિઓ તથા રામ આદિ સઘળા દશરથરાજાના કુંવરો જેમની પાછળ ચાલ્યા આવતા હતા અને સર્વ લોકો જેમને પ્રણામ કરતા હતા એવા શ્રીમાન્ વસિષ્ઠમુનિ, જેમ દેવતાઓએ પાછળ જવાયેલા બ્રહ્મા બ્રહ્મલોકમાં પધારે, તેમ પોતાના આશ્રમમાં પધાર્યા.[૩૮-૩૯] ત્યાં આવી, ચરણના સમીપમાં પ્રણામ કરતા રામ આદિ સઘળા રાજકુમારોને વસિષ્ઠમુનિએ ત્યાંથી પાછા વિદાય કર્યા.[૪૦] ઉદારધૈર્યવાળા વસિષ્ઠમુનિએ ઉત્તમગુણોવાળા દેવલોકોને, મનુષ્યલોકોને તથા નાગલોકોને અનુક્રમપ્રમાણે ત્યાંથી વિદાય કરી, પોતાના ઘરમાં પ્રવેશ કરીને પ્રત્યેક દિવસની પંચયજ્ઞોની ક્રિયા કે જે બ્રાહ્મણોએ અવશ્ય કરવા યોગ્ય છે તે કરી.[૪૧] **नभश्चरान्धरणिचरानधश्चरान्विसृज्य संस्तुतगुणगोचरांश्च तान् । यथाक्रमं स्वगृहमुदारसत्त्ववांश्चकार तां द्विजजनवासरक्रियाम् ॥ ४१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'આહ્નિકવર્ણન' નામનો પહેલો સર્ગ સંપૂર્ણ. ૧.**

## सर्ग २ मो* રામચંદ્રજીએ રાત્રિમાં કરેલો વિચાર

**वाल्मीकिरुवाच । ते समेत्य गृहं गत्वा राजपुत्राः शशित्विषः ।**
**चक्रुः सर्वमशेषेण स्वसद्मसु दिनक्रमम् ॥ १ ॥**

વાલ્મીકિમુનિ કહે છેઃ–ચંદ્રના જેવી કાંતિવાળા એ રાજકુમારોએ મળી, ઘેર જઇને પોતપોતાનાં ઘરોમાં અનુક્રમથી સઘળું આહ્નિક કૃત્ય (નિત્યકર્મ) કર્યું.[1] વસિષ્ઠે, રામચંદ્રજીએ, રાજાઓએ, મુનિઓએ અને બીજા બ્રાહ્મણોએ પણ પોતપોતાનાં ઘરોમાં તથા ઘરોથી બહાર પણ આ પ્રમાણે કાર્યો કર્યાં.[2] કમળોથી, સૌગંધિકોથી, કુમુદોથી, ઉત્પલોથી, ચક્રવાકપક્ષીઓથી, હંસોથી તથા સારસોથી મનનું આકર્ષણ કરનારા જળાશયોમાં સ્નાન કર્યાં.[3] બ્રાહ્મણોને ગાયોનાં, પૃથ્વીનાં, તલનાં, સુવર્ણનાં, શયનોનાં, આસનોનાં, પાત્રોનાં અને વસ્ત્રોનાં દાન દીધાં.[4] સુવર્ણોથી તથા રત્નોથી વિચિત્રતાવાળાં દેવાલયોમાં અને પોતાનાં ઘરોમાં વિષ્ણુ, શિવ, અગ્નિ અને સૂર્ય ઈત્યાદિક દેવતાઓનાં પૂજન કર્યાં.[5] પછી પુત્રો, પૌત્રો, સંબંધી, જાતિઓ, બંધુઓ અને મિત્રો એઓની સાથે યોગ્યરીતે સુંદર ભોજન કર્યાં.[6] એ નગરમાં સભાસદો એટલી ક્રિયાઓને પહોંચ્યા તેટલામાં દિવસ કેવળ આઠમા ભાગનોજ અવશેષ રહેવાનેલીધે ઝાંખો અને જોતાં ગમે નહિ એવો થયો.[7] સાયંકાળસુધીમાં જે જે કાર્યો કરવાં જોઇએ તે તે કાર્યો કર્યાં તેટલામાં સૂર્ય પોતાનાં કિરણોની સાથે અસ્ત પામ્યો.[8] સૂર્ય અસ્ત પામતાં, સર્વે લોકોએ સંધ્યાવંદન કર્યાં, અઘમર્ષણમંત્રોના સારીરીતે જપ કર્યા, પવિત્ર સ્તોત્રોના પાઠ કર્યા અને મનોહર ગાથાઓનાં ગાયન કર્યાં.[9] પછી, જેમ પૂર્વદિશાના તાપને હરનારી ચાંદની સમુદ્રમાંથી ઉદય પામે છે, તેમ સ્ત્રીઓના શોકને હરનારી રાત્રિ સાયંકાળમાંથી ઉદય પામી.[10] પછી જેઓમાં પુષ્પો બીછાવ્યાં હતાં તથા કપૂરનાં ચૂર્ણો ભભરાવ્યાં હતાં એવાં અને જાણે લાંબા થયેલાં ચંદ્રનાં બિંબો હોય એવાં શયનોમાં રાજકુમારો ધીરે ધીરે પોઢયા.[11] રામવિના બીજા લોકોને તે સુંદર રાત્રિ તે તે નિદ્રા આદિ વ્યવહારો કરવાથી બે ઘડીની પેઠે વ્યતીત થઈ ગઇ.[12] રામ તો, જેમ બાળક હાથી પોતાની માતાનું ચિંતવન કરતો રહે, તેમ વસિષ્ઠમુનિના તે મધુર અને ઉદાર વચનોની પંક્તિનું નીચેપ્રમાણે ચિંતવન કરતાજ શયનમાં બેઠા રહ્યા.[13]

(રામચંદ્રજી ચિંતવન કરે છેઃ–)આ સંસારનું ભ્રમણ જોવામાં આવે છે એ તે શું? આ સઘળા લોકો કેમ થયા છે? વિચિત્ર પ્રાણીઓ જન્મ–મરણ કેમ પામ્યા કરે છે?[14] મનનું રૂપ કેવું છે? મન શીરીતે શાંત થાય? આ માયા શાથી ઉઠેલી છે તથા કેમ બંધ પડે?[15] માયાની નિવૃત્તિ થાય તો તેથી શો લાભ છે અથવા શી અડચણ છે? વ્યાપક આત્મામાં આ જગતરૂપી સંકોચ કેમ આવ્યો?[16] મહાત્મા વસિષ્ઠમુનિએ મનના ક્ષયવિષે, ઇંદ્રિયોને જીતવાવિષે અને આત્માવિષે શું કહ્યું હતું?[17] આત્માજ જીવ, ચિત્ત, મન તથા માયા આદિ વિસ્તીર્ણરૂપોથી આ ખોટા સંસારને બનાવે છે.[18] કેવળ સંકલ્પરૂપી તાંતણાથીજ બંધાયેલા એ ચિત્ત આદિ પદાર્થો ક્ષય પામે તોજ દુઃખની શાંતિ થાય પણ એઓનો સારી પેઠે ક્ષય કરવાનો

* આ બીજા સર્ગમાં આહ્નિકની ક્રિયા, રામચંદ્રજીએ કરેલો વિચાર અને સાંભળેલા વિચારમાં સ્થિરતાનેવાસ્તે કરેલી બુદ્ધિની પ્રાર્થના, એટલા વિષયો કહેવામાં આવશે.

મ્હારે શો ઉપાય કરવો ?[૧૯] જેમ હંસ પાણીમાંથી દૂધને પાછું વાળી લે છે, તેમ હું ભોગોરૂપી વાદળાંઓની પંક્તિમાં ફરનારી આ બુદ્ધિરૂપી બગલીને ભોગોમાંથી શી રીતે પાછી વાળું ?[૨૦] ભોગો છોડી શકાતા નથી અને તેઓને છોડ્યાવિના હું વિપત્તિઓને મટાડવામાં સમર્થ થાઉં એમ નથી. અહો ! આ તો ભારે સાંકડ આવી.[૨૧] મ્હારે જેને પામવાનું છે તે બ્રહ્મ મનનો ક્ષય થવાથીજ મળે એમ છે, પણ વિષયોમાં લાગનારૂં એ મન તો, જેમ મૂર્ખતાનેલીધે બાળકને પિશાચ પહાડકરતાં પણ વધારે દૃઢ થઇ પડે છે, તેમ અજ્ઞાનનેલીધે પહાડકરતાં પણ દૃઢ થઈ પડ્યું છે.[૨૨] જેમ યુવાન સ્ત્રી પોતાના પ્યારાને પ્રાપ્ત થઇને પછી કોઈનું સ્મરણ કરતી નથી, તેમ મ્હારી બુદ્ધિ સંસારના સંભ્રમને છોડી દઇને પરમાત્માને પ્રાપ્ત થશે ત્યારે બીજા કોઈનું પણ સ્મરણ કરશે નહિ.[૨૩] સઘળા વેગોને તથા વિષયોસંબંધી સઘળાં કૌતુકોને છોડી દઈ મ્હારૂં પવિત્રમન નિર્દોષ આત્મપદમાં ક્યારે વિશ્રાંતિ લેશે ?[૨૪] જીવન્મુક્તિનું પદ કે જે સઘળી કળાઓથી સંપૂર્ણ ચંદ્રમાકરતાં પણ વધારે શીતળ છે તેમાં અત્યંત દૃઢસ્થિતિ પામીને હું જગતમાં ક્યારે ફરીશ ?[૨૫] જેમ તરંગ પોતાના કલ્પિતરૂપને છોડી દઈ, જળમાં લીન થઇને શાંત થાય છે, તેમ મ્હારૂં મન પોતાના કલ્પિતરૂપને છોડી દઈ, આત્મામાં લીન થઇને ક્યારે શાંત થશે ?[૨૬] તૃષ્ણારૂપી તરંગોએ વ્યાકુળ કરેલા અને આશાઓરૂપી મઘરોના સમૂહવાળા સંસારરૂપી સમુદ્રને તરીને હું સંતાપથી રહિત ક્યારે થાઉં ?[૨૭] આત્મજ્ઞાનમાં વિચક્ષણતા પામી, સર્વમાં બ્રહ્મદૃષ્ટિ રાખીને મને ઉપશમથી શુદ્ધપણાવાળી જીવન્મુક્તની સ્થિતિમાં શોકરહિતપણે રહેવાનું ક્યારે મળશે ?[૨૮] સઘળાં અંગોને તપાવનારો અને સઘળા ધાતુઓમાં (રૂધિર આદિ ધાતુઓમાં અને સુવર્ણ આદિ ધાતુઓમાં) લાગુ થવાથી ભારે ત્રાસ આપનારો આ મોહરૂપી જીર્ણજ્વર ક્યારે નાશ પામશે ?[૨૯] મ્હારૂં મન વાયુવગરના સ્થળમાં રહેલા દીવાની શિખાની પેઠે ભ્રમણને છોડી દઈ, અત્યંત પ્રકાશમય થઇને ક્યારે સ્થિરતા પામશે ?[૩૦] જેમ ગરૂડપક્ષીઓ સમુદ્રોને લીલામાત્રમાં તરી જાય છે, તેમ દુષ્ટ ચેષ્ટિતોથી શરીરને બાળનારી મ્હારી ઇંદ્રિયો દુઃખોને લીલામાત્રમાં ક્યારે તરી જશે ?[૩૧] જેમ શરદ્‌ઋતુમાં કાળો મેઘ નષ્ટ થઈ જાય છે, તેમ 'આ દેહ હું છું, હું રોઉં છું, અને હું મૂઢ છું' એવાપ્રકારનો આ વ્યર્થ ભ્રમ કયારે નષ્ટ થશે ?[૩૨] જે આત્મપદ મળવાથી બુદ્ધિ સ્વર્ગ આદિનાં સુખોને તરણાંજેવાં તુચ્છ ગણે તે પદની હું માગણી કરૂં છું. એ પદ મને ક્યારે મળશે ?[૩૩] હે મન ! સંસારમાં રાગવિનાના વસિષ્ઠ આદિ મહાત્માઓએ કહેલા નિર્મળ બ્રહ્મવિદ્યાસંબંધી વિચારો ત્હારામાં સ્થિતિ કરશે ? એ તું કહે.[૩૪] હે ચિત્ત ! હું ફરીવાર દુઃખોરૂપી અજગરોના ઝપાટામાં આવીને 'હાય બાપ, હાય મા અને હાય દીકરા,' ઇત્યાદિ વિલાપોનું પાત્ર ન થાઉં તો ઠીક.[૩૫] હે બ્હેન× બુદ્ધિ ! હું કે જે ત્હારો ભાઈ છું તેની માગણીને તુરત પૂરી કર્ય. એ માગણી એ છે કે તું વસિષ્ઠમુનિની વાણીઓનો વિચાર કર્ય, કે જેથી આપણે દુઃખોમાંથી છુટી જઈએ.[૩૬] હે દીકરી§ સુબુદ્ધિ ! હું ત્હારા પગમાં પડીને ત્હારી પ્રાર્થના કરૂં છું કે જેમાં સંસારનો ઉચ્છેદ થઈ જાય છે એવી પૂર્ણતારૂપ સંપત્તિવાસ્તે તું

× જીવ અને બુદ્ધિ એ બન્ને એક અવિદ્યાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલ છે માટે બુદ્ધિને બ્હેન કહી છે.
§ સુબુદ્ધિ પાછળથી ઉત્પન્ન થાય છે માટે તેને દીકરી કહી છે.

સ્થિર થા.[37] હે બુદ્ધિ ! વસિષ્ઠમુનિએ પ્રથમ વૈરાગ્યનાં વચનો કહ્યાં, તે પછી મુમુક્ષુજનનો વ્યવહાર કહ્યો, તે પછી જગતની ઉત્પત્તિઓનો ક્રમ કહ્યો અને તે પછી દૃષ્ટાંતોથી સુંદર લાગે એવું તથા બ્રહ્મવિદ્યાવાળાં આખ્યાનોથી તુરત સમજાય એવું સઘળું સ્થિતિપ્રકરણ કહ્યું, તેનું સંપૂર્ણરીતે સ્મરણ કર્યે.[38,39] મને જે વસ્તુનો સારી પેઠે સેંકડોવાર વિચાર કરી મૂક્યો હોય તે વસ્તુને જો બુદ્ધિ સ્વીકારે નહિ તો સઘળો વિચાર શરદ્‌ઋતુનાં વાદળાંની પેઠે નિષ્ફળજ થાય છે એટલામાટે સઘળાં કાર્યોમાં બુદ્ધિજ મુખ્ય છે.[40] **कृतमतिशतशो विचारितं यद्यदितदुपैति न मानसस्य बुद्धिः । भवति तदफलं शरद्घनाभं सततमतो मतिरेव कार्यसारः ॥ ४० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'ઉપદેશાનુવર્ણન' નામનો બીજો સર્ગ સંપૂર્ણ. ૨**

## सर्ग ३ जो* વસિષ્ઠાદિ સર્વનું સભાસ્થાનમાં આગમન

**वाल्मीकिरुवाच । तस्यैव प्रायया तत्र ततयोदारचिंतया ।**
**सा व्यतीयाय रजनी पद्मस्येवार्ककांक्षिणः ॥ १ ॥**

વાલ્મીકિમુનિ કહે છે:—જેમ કમળને સૂર્યની ચિંતા કરતાં કરતાં રાત્રિ વ્યતીત થઈ જાય, તેમ રામને એવાપ્રકારની મ્હોટી વિસ્તીર્ણ ચિંતા કરતાં કરતાં તે રાત્રિ વ્યતીત થઈ ગઈ.[1] પછી જાણે કોઇએ વાળી નાખ્યા હોય તેમ આકાશમાં તારાઓ ઝાંખા પડી જતાં અને દિશાઓ અંધારાની થોડી થોડી શ્યામતામાં કાંઇક રતાશથી મિશ્રિત થઈ જતાં, ચંદ્રસરખા મુખવાળા રામચંદ્રજી પ્રભાતકાળનાં વાજાંઓના શબ્દની સાથે, જેમ કમળ પદ્માકરમાંથી ઉઠે, તેમ શયનમાંથી ઉઠયા.[2-3] પ્રાતઃકાળમાં કરવાના સ્નાનવિધિને તથા સંધ્યાવંદન આદિ વિધિને પહોંચી લઇ ભાઇઓની સાથે તથા થોડાક પરિવારની સાથે વસિષ્ઠમુનિના ઘેર પધાર્યા[4] ત્યાં બ્રહ્મના નિદિધ્યાસરૂપ સમાધિ ધરીને એકાંતમાં બેઠેલા વસિષ્ઠમુનિને જોઈ, રામચંદ્રજી માથું નમાવીને દૂરથીજ તેમને પગે લાગ્યા.[5] વિનયવાળા એ લોકો વસિષ્ઠમુનિને પ્રણામ કરીને, જ્યાંસુધી અંધકાર ટળી જઈને સઘળી દિશાઓ સ્વચ્છ થઇ ત્યાંસુધી એમના આંગણામાંજ ઉભા રહ્યા.[6] પછી જેમ દેવતાઓ બ્રહ્મલોકમાં આવે, તેમ બીજા રાજાઓ, રાજકુમારો, ઋષિઓ અને બ્રાહ્મણો પણ વસિષ્ઠમુનિના ઘેર આવ્યા.[7] ઘણાં માણસોથી વ્યાપ્ત થયેલું તથા હાથીઓની, ઘોડાઓની અને રથોની ભીડવાળું વસિષ્ઠમુનિનું ઘર રાજદ્વારજેવું શોભવા લાગ્યું.[8] મહાત્મા વસિષ્ઠમુનિએ જરાવારમાં સમાધિ છોડી દઈ વિનય આદિ આચારથી અને પ્રિયવચનો આદિ ઉપચારથી તે લોકોને માન આપ્યું.[9] પછી, જેમ બ્રહ્મા કમળઉપર ચડે, તેમ શ્રીમાન્ વસિષ્ઠમુનિ વિશ્વામિત્રની સાથે રથઉપર ચડયા અને બીજા મુનિઓ તેમની પાછળ ચાલ્યા.[10] જેમ સઘળા દેવતાઓથી વીંટાયેલા બ્રહ્મા ઇંદ્રના ઘેર પધારે, તેમ મ્હોટા સૈન્યથી વીંટાયેલા વસિષ્ઠમુનિ દશરથરાજાના ઘેર પધાર્યા.[11] જેમ હંસોના ટોળાંથી વીંટાયેલો રાજહંસ કમલિનીમાં પ્રવેશ કરે, તેમ લોકોથી વીંટાયેલા વસિષ્ઠમુનિએ નમ્રમાણસોવાળી દશરથરાજાના રમણીય સભામાં પ્રવેશ કર્યો.[12] મહાવીર દશરથરાજા તુરત સિંહાસનઉપરથી ઉઠીને ત્રણ પગલાં

* આ ત્રીજા સર્ગમાં પોતાના ઘેર આવેલા રામ આદિ લોકોને સાથે લઈ, વસિષ્ઠમુનિ સભામાં પધાર્યાની અને વ્યાખ્યાનની સઘળી સગવડ થયાની કથા કહેવામાં આવશે.

તેમની સામે આવ્યા.[૧૩] પછી દશરથ આદિ રાજાઓ, વસિષ્ઠ આદિ મુનિઓ, ઋષિઓ, બ્રાહ્મણો, સુમંત્ર આદિ મંત્રીઓ, સૌમ્ય આદિ વિદ્વાનો, રામ આદિ રાજકુમારો, શુભ આદિ મંત્રીઓના પુત્રો, પ્રતિનિધિ આદિ રાજનાં માણસો, સુહોત્ર આદિ શેઠીઆઓ, માલવ આદિ રાજના ચાકરો અને બીજા પણ કેટલાએક સદ્‌ગૃહસ્થો સભામાં યોગ્યરીતે બેઠા.[૧૪-૧૬] સર્વે લોકો પોતપોતાનાં આસનોપર બેઠા અને તે સઘળાઓની દૃષ્ટિઓ વસિષ્ઠમુનિના મુખઉપર લાગી.[૧૭] સભાનો કોલાહલ શાંત થઈ ગયો. બંદીજનો ચૂપ થઇ ગયા. રાત્રે આરામ મળવા આદિની પરસ્પરને પૂછવાની સઘળી વાતો પૂછાઈ રહી. સઘળી સભા નિશ્ચળ થઈ ગઇ.[૧૮] પવનની સુંદર લહેરો ચાલવા લાગી. પવનનેલીધે કમળોના ગર્ભોમાંથી નીકળતા પરાગો ઉડી ઉડીને લોકોએ પહેરેલી મોતીની માળાઓની ઉપર પડવા લાગ્યા.[૧૯] આરેબાજુ ગોઠવવામાં આવેલા પુષ્પોના મ્હોટા મ્હોટા હીંડોળાઓમાંથી ભારે સુગંધ લઇને મીઠો મીઠો પવન વાવા લાગ્યો.[૨૦] પુષ્પોથી બીછાવેલી ભૂમિકાઓના કોમળ ઝરૂખાઓમાં રાખેલા પલંગોઉપર બેસીને સઘળી રાણીઓ જોવા લાગી.[૨૧] જાળીયાંઓમાં આવેલાં સૂર્યનાં કિરણોના પ્રતિઘાતથી ચપળ થતાં નેત્રોવાળી અને રત્નોની ઝાંઈઓ પડવાથી કોમળરીતે પિંગળાં લાગતાં શરીરોવાળી ધોળો ચામર ધરનારી ચપળ સ્ત્રીઓ કાંઇપણ ચપળતા નહિ કરતાં, ગુપચૂપ થઇને ઉભી રહી.[૨૨] મોતીઓમાં પ્રતિબિંબિત થયેલાં સૂર્યનાં રાતાં કિરણોથી આંગણાંઓમાં બીછાવેલો પુષ્પોનો સમૂહ પણ રંગાઈ જતાં, તેને ભ્રાંતિથી પ્રભાતકાળના તડકાના બિંબરૂપ સમજીને તેની ઉપર નહિ આવતા ભ્રમરાઓ, જેમ આકાશમાં કાળાં વાદળાંઓ ભમે, તેમ ઉપરને ઉપર ભમવા લાગ્યા.[૨૩] પુણ્યોના પ્રભાવનેલીધે વસિષ્ઠના મુખથી જે ઉપદેશ સાંભળવામાં આવ્યો હતો તેનો હૃદયમાં વિસ્તાર થતાં, આશ્ચર્યપૂર્વક પોતાના મનમાં આવેલા ઉભરાઓથી સઘળા સજ્જનસભાસદો પરસ્પરમાં ઘણા ઘણા ગુણોવાળી, કોમળ પદોવાળી અને કોમળ અક્ષરોવાળી મધુર મધુર વાતો કરવા લાગ્યા.[૨૪] દિશાઓમાંથી, નગરમાંથી, આકાશમાંથી અને વનોમાંથી આવતા સિદ્ધલોકો, વિદ્યાધરલોકો, આર્યલોકો, મુનિઓ અને બ્રાહ્મણો વસિષ્ઠમુનિને મુંગામુંગા પ્રણામ કરીને કાંઈ પણ શબ્દ નહિ કરતાં, સભામાં પેસવા લાગ્યા. સભામાં આવીને જે મહાત્માઓની સાથે સંભાષણ અવશ્ય કરવું જોઈએ તેઓની સાથે પણ અત્યંત મંદસ્વરથી લોકો વાતચીત કરવા લાગ્યા.[૨૫] પોતેજ ઉઘાડેલા કમળોના પોટાઓમાંથી નીકળતા ભ્રમરો, મકરંદો અને પરાગો એઓના રંગોથી કાંઇક પિંગળો થયેલો પવન પોતાના સ્પર્શથી ઉલેચો આદિમાં બાંધેલી ન્હાની ન્હાની ઘંટાઓને બજાવવા લાગતાં, તે ઘંટાઓના રણકારાઓથી મેડીઓમાં થતાં પ્રભાતસમયનાં ગાયનો બંધ પડી ગયાં.[૨૬] ચંદનના સુગંધી ચૂર્ણથી તથા પુષ્પોના ચપળ પરાગોથી મિશ્રિત થયેલા અગરૂના અને તગરના ધૂપનો ધૂમાડો ઉલેચોમાં બાંધેલા કમળોના મંદમંદ સુગંધોની સાથે રસભરેલાં પુષ્પોની મ્હોટી મ્હોટી સુગંધી માળાઓવાળાં સભાના આકાશભાગમાં ચાલવા લાગતાં, તેની કાળાશથી જુદા નહિ દેખાતા ભ્રમરો કેવળ પોતાના ગુંજારથીજ જાણવામાં આવવા લાગ્યા.[૨૭]

**अगुरुतगरधूमे चंदनामोदमिश्रे सरसकुसुमदामोद्दामगंधांकिताभ्रे ।**
**सरति सति वितानांभोरुहामोदलेशैश्चलकुसुमरजोंके शब्दविज्ञातभृंगम् ॥ २७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સભાસંસ્થાનવર્ણન' નામનો ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩**

## સર્ગ ૪ થો* દશરથરાજાએ વસિષ્ઠઋષિનાં વાક્યોની પ્રશંસા કરી

**वाल्मीकिरुवाच । मेघगंभीरया वाचा विश्रब्धपदसुंदरम् ।**
**इदं दशरथो वाक्यमुवाच मुनिनायकम् ॥ १ ॥**

વાલ્મીકિમુનિ કહે છેઃ—આ સમયમાં દશરથરાજાએ મેઘના નાદસરખી ગંભીર વાણીથી વસિષ્ઠમુનિને નીચેપ્રમાણે વિશ્વાસભરેલાં પદોથી શોભતું વચન કહ્યું.[1]

દશરથરાજા કહે છેઃ—હે મહારાજ! ગઈ કાલનાં ભાષણની રચનાથી થયેલો પરિશ્રમ કે જે આપના શરીરમાં તપથી થયેલી કૃશતાનેલીધે બહુજ પ્રવર્ત્યો હતો તે તો મટી ગયો છે?[2] ગઈ કાલે પરમ આનંદ આપનારાં જે પવિત્ર વચનો આપે કહ્યાં હતાં તેઓથી અમોને અમૃતનો વરસાદ થયાના જેવો સંતોષ મળ્યો છે.[3] જેમ નિર્મળતાવાળાં ચંદ્રનાં અમૃતમય કિરણો અંધકારને દૂર કરીને બહાર શીતળતા આપે છે, તેમ નિર્મળતાવાળી મહાત્માઓની અમૃતમય વાણીઓ અજ્ઞાનને દૂર કરીને મનમાં શીતળતા આપે છે.[4] બ્રહ્મતત્ત્વના વિચારથી ભરેલી મહાત્માઓની સુંદર વાણીઓ મોહને અત્યંત હરી લે છે અને અપૂર્વ આનંદ આપેછે.[5] સુજનરૂપી ઉત્તમ વૃક્ષ કે જેમાંથી આત્મતત્ત્વરૂપી રત્નનો પ્રકાશ કરવામાં મુખ્ય દીવીરૂપી અને રસમય સ્વરૂપવાળી યુક્તિરૂપી લતા ઉદય પામે છે તેને સઘળા લોકોએ વંદન કરવું યોગ્ય છે.[6] જેમ ચંદ્રનાં કિરણો અંધકારના સમૂહનું માર્જન કરી નાખે છે, તેમ સજ્જનોનાં સુંદર વચનો સઘળા શરીર અને માનસિકદોષોનું માર્જન કરી નાખે છે.[7] હે મુને! જેમ શરદ્‌ઋતુમાં કાળાં વાદળાંઓ પાતળાં પડી જાય છે, તેમ આપનાં વચનોથી અમારાં તૃષ્ણા તથા લોભ આદિ સાંસારિક બંધનો પાતળાં પડી ગયાં છે.[8] જેમ જન્માંધલોકો પણ સિદ્ધરસરૂપ અંજન મળવાથી ચક્ષુ પ્રાપ્ત થતાં, સોનાને જોવા લાગે છે, તેમ જન્મના અજ્ઞાની અમો પણ આપના ઉપદેશરૂપી અંજન મળવાથી જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થતાં, નિર્દોષ આત્માને જોવા લાગ્યા છીએ.[9] અમારા હૃદયરૂપી આકાશમાં જે સંસારની વાસનારૂપી વૃષ્ટિની ઝાકળ હતી તે આપની વાણીરૂપી શરદ્‌ઋતુ પ્રાપ્ત થવાનેલીધે પાતળી પડવા લાગી હોય એમ જણાય છે.[10] હે મુને! આપનાજેવા મહાત્માઓની વાણીઓથી જેવો આનંદ મળે તેવો કલ્પવૃક્ષની મંજરીઓથી કે અમૃતના સમુદ્રની લહેરોથી પણ મળે નહિ.[11] (રામને કહે છે.) હે રામ! જે દિવસ મહાત્માઓની સેવામાં જાય તે દિવસજ પ્રકાશવાળો છે. બીજા સઘળા દિવસોને અંધકારથીજ ઘેરાયેલા સમજવા.[12] હે કમળપત્રસરખાં નેત્રોવાળા રામ! હવે તમે પ્રસન્ન થઇને બીરાજેલા આ વસિષ્ઠમુનિને સંપૂર્ણરીતે ચાલતો વિષય પૂછો.[13]

વાલ્મીકિમુનિ કહે છેઃ—એ પ્રમાણે દશરથરાજા બોલતાં, સન્મુખ બેઠેલા ઉદારચિત્તવાળા મહાત્મા વસિષ્ઠમુનિએ રામને નીચે પ્રમાણે કહ્યું.[14]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રઘુકુળમાં મુખ્ય ચંદ્રરૂપ! હે મ્હોટી બુદ્ધિવાળા! હે રામ! મ્હારાં કહેલાં વાક્યોનો અર્થ તમારા સ્મરણમાં છે? એ વાક્યોના અર્થનો તમે પૂર્વાપર વિચાર કર્યો?[15] હે શત્રુઓને હણનારા! સત્ત્વ આદિ ગુણોના ભેદથી મ્હેં જીવોની જે સર્વ પ્રકારની

* આ ચોથા સર્ગમાં રાજાએ વસિષ્ઠનાં વાક્યોની પ્રશંસા કર્યાની અને વસિષ્ઠના કહેવાથી રામે પોતાનાં જ્ઞાનનો અનુવાદ કરવાની કથા કહેવામાં આવશે.

વિચિત્ર ઉત્પત્તિઓ કહી તેઓના વિભાગોનું તમને સ્મરણ છે ?[૧૬] બ્રહ્મનું સર્વ જગતરૂપપણું તથા સર્વ જગતથી રહિતપણું મ્હેં જે તમને કહ્યું છે તે તમારા સ્મરણમાં છે અને તે પ્રમાણે બ્રહ્મસ્વરૂપવિષે ચોખ્ખીરીતે સમજ્યા છો ?[૧૭] આ અનિર્વચનીય જગત જે રીતે સર્વદા બ્રહ્મરૂપ છે તે તમારા ધ્યાનમાં છે ? હે સારા ઉપદેશોના મુખ્યપાત્રરૂપ રામ ! આ જગત જે પ્રકારે સર્વશક્તિઓવાળા પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે તે પ્રકાર પણ મ્હેં કહ્યો છે તેનું તમને સ્મરણ છે ?[૧૮] હે ઉત્તમબુદ્ધિવાળા ! અવિદ્યાનું વિસ્તીર્ણરૂપ સંખ્યાથી અંતવગરનું છે, બ્રહ્મના એક દેશમાં રહેલું છે અને જ્ઞાનના બળથી નષ્ટ થઈ જાય એવું છે તેવિષે મ્હેં તમને જે કહ્યું છે તેનું તમને સંપૂર્ણરીતે સ્મરણ છે ?[૧૯] જીવ કાંઇ કોઈ બીજો પદાર્થ નથી પણ જે ચિત્ત છે તેજ જીવ છે એ વિષય લક્ષણ આદિના વિચારથી મ્હેં પ્રતિપાદિત કરેલો છે તેનું તમને સારી પેઠે સ્મરણ છે ?[૨૦] હે રામ ! ગઈ કાલના વિચારનો સઘળો વાક્યાર્થ તમે રાત્રે વિચાર્યો છે અને હૃદયમાં રાખ્યો છે ?[૨૧] ઉપદેશ જો વારંવાર વિચારવામાં આવે અને હૃદયમાં સારી પેઠે સ્થાપવામાં આવે તોજ ઉત્તમ ફળ આપે છે. જે પુરૂષ અનાદરથી ઉપદેશના અર્થને મનમાં ધારે નહિ તેને તે ઉપદેશ કાંઈપણ ફળ આપતો નથી.[૨૨] હે રામ ! જેમ તમે મ્હોટા હૃદયવાળા હોવાથી મોતીઓને કંઠમાં રાખવાને યોગ્ય છો, તેમ શુદ્ધિ આપનારાં મ્હારાં ચોખ્ખાં વચનોને હૃદયમાં રાખવાને યોગ્ય છો.[૨૩]

વાલ્મીકિમુનિ કહે છેઃ—એ પ્રમાણે બ્રહ્માના પુત્ર મહાત્મા વસિષ્ઠમુનિએ બોલાવાનો અવસર આપતાં, રામચંદ્રજીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.[૨૪]

રામચંદ્રજી કહે છેઃ—હે સઘળા ધર્મોને જાણનારા મહાત્મા મુનિ ! હું વિસ્તીર્ણ બુદ્ધિવાળો થઇને આપનાં વચનોના અભિપ્રાયને સમજ્યો એ આપનોજ પ્રભાવ છે.[૨૫] આપ જે કહો છો તે સઘળું તેમજ છે. આપના કહેવામાં કાંઈપણ ફેરફાર નથી. મ્હેં નિદ્રાનો ત્યાગ કરીને આપનાં વાક્યોના અભિપ્રાયનું હૃદયમાં ચિંતવન કર્યું છે.[૨૬] હે મહારાજ ! ગઈ કાલે આપરૂપી સૂર્યે સંસારરૂપી અંધકારનો નાશ કરવાનેવાસ્તે જે વાણીઓરૂપી કિરણોનું મંડળ ફેલાવ્યું હતું તેથી બહુ આનંદ થયો છે.[૨૭] હે ઉદારમનવાળા ! રત્નના સમૂહની પેઠે અનુક્રમથી ગોઠવાયેલું હોવાથી અત્યંત પ્યારૂં લાગે એવું ગઈ કાલનું આપનું સઘળું પવિત્ર ભાષણ મ્હેં હૃદયમાં બરાબર રાખ્યું છે.[૨૮] આપનો ઉપદેશ કે જે પરિણામે સુખ આપનાર છે, મનને ગમે એવો છે, પવિત્ર છે, અને વર્તમાનકાળમાં પણ આનંદના સાધનરૂપ છે તેને કયા પુરૂષો માથે ન ચડાવે ? સિદ્ધલોકો પણ આપના ઉપદેશને માથે ચડાવે છે.[૨૯] જેમ શરદૃઋતુમાં વરસાદની ઝાકળને તોડી નાખતા દિવસો નિર્મળ થાય છે, તેમ આપની કૃપાથી સંસારરૂપી આવરણને તોડી નાખતા અમો નિર્મળ થયા છીએ.[૩૦] આપનો પવિત્ર ઉપદેશ શ્રવણના કાળમાં પણ મધુર આરંભવાળો છે, મધ્યકાળમાં એટલે મનનના તથા નિદિધ્યાસનના કાળમાં પણ શાંતિ આદિ સુખને વધારનારો છે અને અંતે પણ મોક્ષરૂપ ફળને આપનારો છે.[૩૧] આપના વચનરૂપી કલ્પવૃક્ષનું પુષ્પ કે જે વિકાર પામેલું છે, સ્વચ્છ છે, કદી પણ કરમાય નહિ એવું છે અને સારા—નરતા સર્વ લોકોને આનંદ આપે એવું છે તે અમોને સર્વદા ઉત્તમ ફળ આપજો.[૩૨] હે સઘળાં શાસ્ત્રોના વિચારમાં વિચક્ષણ ! હે સદાચારોરૂપી પવિત્ર જળોના

મુખ્ય સમુદ્રરૂપ! હે મ્હોટા મ્હોટા ઉત્તમ નિયમો પાલનારા! હે વસિષ્ઠમુનિ! હવે પાપોના સમૂહનો નાશ કરનારી ઉપદેશની વાણીને અત્યંત ફેલાવો. (ખૂબ ઉપદેશ કરવાનો આરંભ કરો.)[૩૩]

**सकलशास्त्रविचारविशारद प्रसृतपुण्यजलैकमहाहृद ।**
**भज भृशं विततव्रत संमति प्रसृततां हतकिल्बिषसंततिम् ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'રાઘવપ્રશ્ન' નામનો ચોથો સર્ગ સંપૂર્ણ. ૪**

## सर्ग ५ मो* મનોમય જગતની સ્થિતિને શાંત કરવાનો ક્રમ

**वसिष्ठ उवाच । इदमुत्तमसिद्धांतं सुंदरं सुंदराकृते ।**
**उपशांतिप्रकरणं शृणुष्वावहितो हितम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રૂપાળા રામ! ઉત્તમસિદ્ધાંતોથી રમણીય લાગે એવું અને મુક્તિ આપનારૂં આ ઉપશમપ્રકરણ કહું છું તે એકાગ્રચિત્તથી સાંભળો.[૧] જેમ સારા થાંભલાઓથી માંડવો ટકી રહે છે, તેમ રજોગુણી અને તમોગુણી જીવોથીજ આ સંસારરૂપી લાંબી માયા ટકી રહી છે.[૨] સાત્વિકજન્મવાળા અને ઉત્તમગુણોવાળા તમારા જેવા ધીરપુરૂષો, તો જેમ સર્પો જુની કાંચળીને છોડી દે છે, તેમ આ અનાદિકાળની માયાને લીલામાત્રમાં છોડી દે છે.[૩] હે રામ! શુદ્ધ સાત્વિકજન્મવાળા અથવા રજોગુણમિશ્રિત સાત્વિકજન્મવાળા જે સમજુ પુરૂષો હોય છે તેઓ જગતનાં કારણોની પરંપરાનો વિચાર કરે છે.[૪] શાસ્ત્રોના, સજ્જનોના અને શુભકાર્યોના સંગથી જેઓનાં પાપ ટળી ગયાં હોય તે પુરૂષોની બુદ્ધિ સત્યપદાર્થનું અવલોકન કરવામાં દીવીજેવી થાય છે.[૫] પોતાની રૂચિવડે પોતાની બુદ્ધિથીજ વિચાર કરીને જ્યાંસુધી જાણવાયોગ્ય વસ્તુ જાણી ન હોય ત્યાંસુધી તે વસ્તુની પ્રાપ્તિ થતી નથી.[૬] હે રામ! બુદ્ધિવાળા, નીતિવાળા, ધીર અને ઉત્તમકુળમાં જન્મેલા રજોગુણમિશ્રિત સાત્વિકજાતિવાળાઓમાં તમે મુખ્ય છો.[૭] તમે આ દેખવામાં આવતા સંસારના આરંભોમાં 'શું સાચું છે અને શું ખોટું છે' એ પોતાની મેળેજ વિચારો અને વિચારીને સાચામાં તત્પર થાઓ.[૮] જે વસ્તુ આદિમાં પણ ન હોય અને અંતમાં પણ ન હોય તેની સત્યતા કેવી હોય? નજ હોય. જે આદિમાં પણ અવિચળ હોય અને અંતમાં પણ અવિચળ હોય તેજ સત્ય કહેવાય; બીજું સત્ય ન કહેવાય.[૯] જે વસ્તુ આદિમાં તથા અંતમાં ન રહેનાર હોય તે વસ્તુમાં જેનું મન આસક્ત થાય તે પશુજેવા મૂઢમાણસને વિવેક શાથી થાય? નજ થાય.[૧૦] આ સંસારમાં મનજ જન્મે છે, મનજ વધે છે અને બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમવિચારથી મનજ મોક્ષ પામે છે.[૧૧]

રામચંદ્રજી પૂછે છે:–હે મહારાજ! આ જગતમાં મનજ સંસારી છે અને જરાનું તથા મરણનું પાત્ર પણ એજ છે એ મ્હારા જાણવામાં આવ્યું છે.[૧૨] હવે એ મનનો ઉદ્ધાર કરવાનો જે ઉપાય હોય તે મને કહો. જેમ સૂર્ય બહારના અંધારાનો નાશ કરે છે, તેમ આપજ રઘુવંશીઓના હૃદયના અંધારાનો નાશ કરતા આવ્યા છો.[૧૩]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! પ્રથમ તો શાસ્ત્રથી, ઉત્તમવૈરાગ્યથી અને સજ્જનોના

* આ પાંચમા સર્ગમાં અવિવેકથીજ વૃદ્ધિ પામેલી મનોમય જગતની સ્થિતિને ઉપશાંત કરવાનો ક્રમ સારીરીતે કહેવામાં આવશે.

સંગથી મનને પવિત્ર કરો.[૧૪] મન જ્યારે અભિમાનથી રહિત થઇને વૈરાગ્યને પ્રાપ્ત થાય ત્યારે શાસ્ત્રના રહસ્યના જ્ઞાનથી તથા બ્રહ્મતત્ત્વના અનુભવથી પણ સારી પેઠે સમજાવવામાં સમર્થતા ધરાવનારા ગુરૂઓના શરણે જવું.[૧૫] ગુરૂએ બતાવેલા માર્ગથી સગુણ ઈશ્વરનું ધ્યાન તથા પૂજન આદિ કરીને પુરૂષ અનુક્રમે પરમ પાવનપદને પ્રાપ્ત થાય છે.[૧૬] જેમ પુનમના દિવસે સઘળું આકાશ ચંદ્રના શીતળ તેજથી પૂર્ણ થયેલું જોવામાં આવે છે, તેમ મનવડે નિર્મળ વિચાર કરવામાં આવે તો સઘળું જગત આત્માથીજ ભરપૂર જોવામાં આવે છે.[૧૭] માણસ જ્યાંસુધી ચિત્તરૂપી વહાણવડે વિચારરૂપી તટમાં વિશ્રાંતિ પામે નહિ ત્યાંસુધી સંસારરૂપી મહાસાગરમાં ખડની પેઠે તણાતો જાય છે.[૧૮] જેમ નીચા પ્રવાહવાળું નિર્મળ પાણી સઘળી રેતીને દૂર કરી નાખે છે, તેમ વિચારથી સત્યવસ્તુને જાણનારા પુરૂષની બુદ્ધિ સઘળા માનસિક દુઃખોને દૂર કરી નાખે છે.[૧૯] જેમ સોનું અને ભસ્મ મિશ્રિત થઈ ગયેલાં હોય છે તેમાં 'આ સોનું છે અને આ ભસ્મ છે' એવું જ્ઞાન શોધન કરનારા સોનીનેજ પ્રાપ્ત થાય છે પણ બીજાને પ્રાપ્ત થતું નથી, તેમ દેહ અને આત્મા મિશ્રિત થઈ ગયેલા છે તેમાં 'આ આત્મા છે અને આ દેહ છે' એવું જ્ઞાન વિવેચન કરનારા વિચક્ષણપુરૂષનેજ પ્રાપ્ત થાય છે પણ બીજાને પ્રાપ્ત થતું નથી.[૨૦] આ જીવ કે જે દેહાદિકના પરિચ્છેદવાળો જણાય છે તેનું લાંબાકાળના વિચારથી વિવેચન કરીને મનમાં ખરૂં સ્વરૂપ સમજવામાં આવે તો જે જીવ છે તેજ ચોખ્ખીરીતે પરબ્રહ્મ થઇ રહે છે તોપછી મોહનો અવસર કયાંથી રહે?[૨૧] જ્યાંસુધી તત્ત્વ સમજવામાં ન આવ્યું હોય ત્યાંસુધી મન મોહવાળું રહે તો ભલે રહે, પણ જ્યારે તત્ત્વ સમજવામાં આવે ત્યારે મોહ લેશ માત્ર પણ રહેતો નથી એ વાત નિઃસંશય છે.[૨૨] હે શ્રોતાજનો! નહિ જાણેલો આત્મા તમને દુઃખનેવાસ્તે છે અને જાણેલો આત્મા તમને અનંત સુખનેવાસ્તે તથા ઉપશમનેવાસ્તે છે એમ સમજો.[૨૩] પોતાનો આત્મા કે જે આ ક્ષણભંગુર દેહની સાથે મિશ્રિતજેવો થઇ ગયો છે તેને દેહથી જુદો પાડીને સ્વસ્થ થાઓ; વિલંબ કરો નહિ.[૨૪] જેમ સોનું કાદવમાં પડેલું છતાં પણ તેને કાદવનો કાંઈ સંબંધ નથી, તેમ નિર્મળ આત્મા દેહમાં રહેલો છતાં પણ તેને દેહનો જરા પણ સંબંધ નથી.[૨૫] જેમ કમળના આધારરૂપ જળ અને કમળની ઉપર રહેલું જળ એઓ ઉપાધિથીજ જુદાં છે પણ વાસ્તવિકરીતે જુદાં નથી, તેમ બ્રહ્મ અને જીવ એઓ ઉપાધિથીજ જુદાં છે પણ વાસ્તવિકરીતે જુદાં નથી. મ્હારૂં કોઇ સાંભળતું નથી પણ હું ઊંચા હાથ કરીને પોકારૂં છું કેઃ "આત્માના વિચારને ભૂલી ગયેલું મૂઢ મન જ્યાંસુધી દુષ્ટવાસનાઓરૂપી કાદવથી ભરેલા ખાડામાં કાચબાની પેઠે પડયું રહેશે અને ઇંદ્રિયોથી ભોગવવાના વિષયોમાં અત્યંત આસક્ત રહેશે ત્યાંસુધી સંસારરૂપી અંધારૂં ચંદ્રથી, અગ્નિથી કે બારે સૂર્યોથી પણ જરા પણ ભેદાવાનું નથી."[૨૬-૨૮] મન જાગ્રત થઇને પોતાની ખરી સ્થિતિનું વિવેચન કરવા લાગે તો, જેમ સૂર્યનો ઉદય થતાં રાત્રિનું અંધારૂં નષ્ટ થઈ જાય છે, તેમ હૃદયનું અંધારૂં નષ્ટ થઈ જાય છે.[૨૯] દેહાદિકના અધ્યાસરૂપ શયનમાં સૂતેલા મનને ઉત્તમ બોધનેવાસ્તે નિત્ય જાગ્રત કરવું જોઇએ કે જેથી સંસારનું ભેદન થઈ જાય, સંસાર અત્યંત દુઃખ દેનારો છે.[૩૦] જેમ સંબંધ પામેલી રજોથી આકાશ લેપાતું નથી અને સંબંધ પામેલાં જળોથી કમળ લેપાતું નથી, તેમ સંબંધ પામેલા દેહોથી આત્મા લેપાતો નથી.[૩૧] જેમ કાદવ આદિ પદાર્થો સોનાની સાથે

સંબંધ પામ્યા છતાં પણ જુદાજ રહે છે અને સોનારૂપે પરિણામ પામતા નથી, તેમ જડ દેહ આત્માની સાથે સંબંધ પામ્યા છતાં પણ જુદોજ રહે છે અને આત્મારૂપે પરિણામ પામતો નથી.[૩૨] 'સુખ–દુઃખોનો અનુભવ કરનાર આત્મા છે' એમ જે સમજવું એતો મૂઢપણુંજ છે. જેમ આકાશમાં બિંદુના જેવા આકારવાળાપણું કે શ્યામપણું છેજ નહિ, તેમ આત્મામાં સુખ–દુઃખાદિકનો સંબંધ છેજ નહિ.[૩૩] સુખ તથા દુઃખ દેહને પણ નથી અને સર્વથી ન્યારા આત્માને પણ નથી. પરંતુ અજ્ઞાનનેજ છે. અજ્ઞાન નષ્ટ થાય તો સુખ કે દુઃખ કોઈને નથી.[૩૪] હે રામ ! કોઇને કાંઈ સુખ પણ નથી અને કોઇને કાંઇ દુઃખ પણ નથી. સઘળું આત્માનાજ વિવર્તરૂપ છે અને અધિષ્ઠાનરૂપે શાંત છે તથા અનંત છે એમ જુવો.[૩૫] આ જે વિસ્તીર્ણ સૃષ્ટિઓના દેખાવો જોવામાં આવે છે તેઓ, જેમ પાણીમાં તરંગો રહે છે, તેમ આત્મામાં રહ્યા છે અને જેમ અર્ધી આંખ્યો મીંચી સૂર્યની સામે સૂઈ રહેતાં, આકાશમાં ભ્રાંતિથી પિચ્છો દેખાયછે, તેમ આત્મામાં ભ્રાંતિથીજ પ્રતીત થાય છે.[૩૬] જેમ મણિ પોતે કાંઈપણ વ્યાપાર નહિ કરતાં પોતાની તેજોમય કાંતિઓને ફેલાવે છે, તેમ આ આત્મા પોતે કાંઈપણ વ્યાપાર નહિ કરતાંજ સૃષ્ટિઓને ફેલાવે છે.[૩૭] હે સુબુદ્ધિવાળા રામ ! જેમ રજ્જુ અને સર્પ એક પણ નથી અને જુદાં પણ નથી પરંતુ તેઓમાં સર્પ ખોટોજ છે, તેમ આત્મા અને જગત એક પણ નથી અને જુદાં પણ નથી પરંતુ તેઓમાં જગત ખોટુંજ છે, આ જગત કે જે કેવળ આભાસમાત્રજ છે તે હમણાં અજ્ઞાનના કાળમાંજ આવા આડંબરવાળું જોવામાં આવે છે.[૩૮] આ સઘળું જગત બ્રહ્મજ છે અને જે બ્રહ્મ છે તેજ વિસ્તીર્ણ જગતરૂપે દેખાય છે માટે 'હું જુદો છું અને જગત જુદું છે' એવી ભ્રાંતિને છોડી દો.[૩૯] હે રામ ! જેમ વિસ્તીર્ણ મહાસાગરમાં તરંગ આદિ વિભાગો સાચા સંભવતા નથી, તેમ દેશના, કાળના તથા વસ્તુના પરિચ્છેદથી રહિત પરબ્રહ્મમાં જગત આદિ કલ્પનાઓ સાચી સંભવતીજ નથી.[૪૦] જેમ અગ્નિમાં હિમનો કણ હોતોજ નથી, તેમ સર્વમય એક પરમાત્મામાં બીજી કલ્પના છેજ નહિ.[૪૧] જીવ જો તદાકાર મનથી પોતેજ પોતાના ચૈતન્યમય સ્વરૂપની ભાવના કરે તો પોતે મલિનતાવિનાના તથા માયાની કુટિલતાવિનાના પોતાનાજ સ્વરૂપમાં મોજ કરે છે.[૪૨] હે રામ ! આ સંસારમાં શોક પણ નથી, મોહ પણ નથી, જન્મ પણ નથી અને જન્મવાળો પણ નથી પણ જે સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ છે તેજ છે માટે તમે સંતાપ કરવો છોડી દો.[૪૩] હે રામ ! તમે શીત–ઉષ્ણ આદિ દ્વંદ્વોથી રહિત થાઓ, સર્વદા સત્ત્વગુણમાં રહીને માનસિકવિક્ષેપોથી રહિત થાઓ, શરીરના યોગ–ક્ષેમની ચિંતાને છોડી દો, ધીરજ ધરો, દ્વૈતના અભિનિવેશથી રહિત થાઓ અને સંતાપથી રહિત થાઓ.[૪૪] હે રામ ! તમે સમબુદ્ધિવાળા થાઓ, સ્વસ્થ થાઓ, સ્થિરમતિવાળા થાઓ, શોકરહિત મનવાળા થાઓ, મનન કરનારા થાઓ, ઉત્તમમણિની પેઠે સ્વચ્છ થાઓ અને સંતાપથી રહિત થાઓ.[૪૫] હે રામ! તમે દેહાદિકમાં અહંતા–મમતાથી રહિત થાઓ, સંકલ્પોથી રહિત થાઓ, ધીરબુદ્ધિવાળા થાઓ, અંતઃકરણને જીતો, આવી પડેલા વ્યવહારને અનુસરો અને સંતાપથી રહિત થાઓ.[૪૬] હે રામ! તમે આસક્તિથી રહિત થાઓ, પરિશ્રમથી રહિત થાઓ, મળોથી તથા પાપોથી રહિત થાઓ, આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે, એવા અભિનિવેશથી રહિત થાઓ અને સંતાપથી રહિત થાઓ.[૪૭] હે રામ! તમે જગતથી ન્યારાપદમાં રહો, પામવા

યોગ્ય વસ્તુને પામીને પૂર્ણ થાઓ, ભરપૂર સમુદ્રની પેઠે ક્ષોભરહિત થાઓ અને સંતાપથી રહિત થાઓ.[૪૮] હે રામ ! તમે વિકલ્પોના સમૂહથી છૂટા થાઓ, માયારૂપી લેપથી રહિત થાઓ, પોતાથીજ પોતામાં તૃપ્ત રહો અને સંતાપથી રહિત થાઓ.[૪૯] હે આત્મવેત્તાઓમાં ઉત્તમ રામ ! તમે પારથી તથા અંતથી રહિત સ્વરૂપવાળા થાઓ, મનમાં મેરૂપર્વતના જેવી ધીરજરૂપ દૃઢતાવાળા થાઓ અને સંતાપથી રહિત થાઓ.[૫૦] હે રામ ! તમે જે સુખ પોતાની મેળે પ્રાપ્ત થાય તેનો અનુભવ કરવાથી, કોઈ વસ્તુની પણ ઇચ્છા નહિ રાખવાથી અને આ ગ્રાહ્ય છે તથા આ ત્યાજ્ય છે, એવો અભિનિવેશ છોડી દેવાથી સંતાપરહિત થાઓ.[૫૧] હે રામ ! તમે પૂર્ણ મહાસાગરની પેઠે પોતામાં પોતાથીજ મ્હોટાઇ પામો અને પૂર્ણચંદ્રના બિંબની પેઠે પોતામાં પોતાથીજ શીતળતા પામો.[૫૨] હે રૂપાળા રામ ! આ સઘળી જગતની રચના મિથ્યા જ છે. જ્ઞાનીપુરૂષ મિથ્યાપદાર્થ ઉપર દોડ કરેજ નહિ. તમે આત્મવેત્તા છો, કલ્પનાઓથી રહિત છો, નિર્દુઃખ છો અને સર્વદા પ્રકાશમાન છો એટલામાટે શોકથી રહિત થાઓ.[૫૩] તમારા પિતા જ્યારે તમને પૃથ્વીનું ચક્રવર્તિરાજ્ય આપે ત્યારે તમે સઘળા ગુણોથી રાજાઓને રાજી રાખીને સમદૃષ્ટિથી લાંબાકાળસુધી પ્રજાઓનું સારીરીતે પાલન કરજો. આત્મવેત્તાએ કર્મોનો ત્યાગ કરવો પણ યોગ્ય નથી અને કર્મોમાં રાગ રાખવો પણ યોગ્ય નથી.[૫૪]

**एकातपत्रमवनौ गुरुणोपदिष्टं सम्यक्प्रपालय चिरं समयेह दृष्ट्या ।**
**राज्यं समस्तगुणरंजितराजलोकस्त्यागो न युक्त इह कर्मसु नापि रागः ॥ ५४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'પ્રશમોપદેશ' નામનો પાંચમો સર્ગ સંપૂર્ણ. ૫**

## સર્ગ ૬ ઠ્ઠો* છેલ્લા જન્મવાળા જ્ઞાનીને જીવન્મુક્તિ માટે ગુણપ્રાપ્તિનો ક્રમ

**वसिष्ठ उवाच । इमं विश्वपरिस्पंदं करोमीत्यस्तवासनम् ।**
**प्रवर्तते यः कार्येषु स मुक्त इति मे मतिः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! 'આ સઘળા વ્યવહારને હું કરતો નથી પણ મ્હારા સામીપ્યમાત્રથી તે ચાલ્યા કરે છે' એવીરીતે કર્તાપણાના અભિમાનથી રહિત થઇને જે પુરૂષ વ્યવહારમાં પ્રવર્તે છે તે પુરૂષ મુક્તજ છે, એમ મ્હારો નિશ્ચય છે.[૧] જે પુરૂષો જ્ઞાનને યોગ્ય મનુષ્યના અવતારને પ્રાપ્ત થઇને 'અમો કર્તા છીએ' એવો અભિનિવેશ રાખીને કર્મો કરે છે તેઓ સ્વર્ગમાંથી નરકમાં જાય છે અને નરકમાંથી પાછા સ્વર્ગમાં જાય છે.[૨] કેટલાએક પુરૂષો સત્કર્મો નહિ કરતાં, વિકર્મોમાંજ તત્પર રહે છે તેઓ એક નરકમાંથી બીજા નરકને, એક દુઃખમાંથી બીજા દુઃખને અને એક ભયમાંથી બીજા ભયને પ્રાપ્ત થયા કરે છે.[૩] પોતાની વાસનાઓરૂપી તંતુઓથી કેટલાએક જીવો કે જેઓ અનુક્રમે દુષ્ટકર્મોના ફળ ભોગવતાં ભોગવતાં પશુ–પક્ષીની યોનિમાં અવતરેલા હોય છે તેઓ પશુ–પક્ષીના અવતારમાંથી સ્થાવરના અવતારને અને સ્થાવરના અવતારમાંથી પાછા પશુ–પક્ષીના અવતારને પ્રાપ્ત થાય છે.[૪] મનના સાક્ષીનો વિચાર કરનારા કેટલાએક ભાગ્યશાળી આત્મવેત્તાપુરૂષો તો તૃષ્ણારૂપી બેડીને તોડી નાખીને પરમ-કૈવલ્યરૂપ પદને પ્રાપ્ત થાય છે.[૫] હે રામ ! પ્રથમ કેટલાએક બીજા અવતારોને ભોગવીને જે

* આ છઠ્ઠા સર્ગમાં કર્મની ગતિઓ કહ્યા પછી છેલ્લા જન્મવાળાઓને જીવન્મુક્તિનેવાસ્તે ગુણોની પ્રાપ્તિ થયાનો સામાન્ય ક્રમ કહેવામાં આવશે.

પુરૂષ અહિં રજોગુણમિશ્રિત સાત્ત્વિક જન્મવાળો થયો હોય તે પુરૂષ સત્સંગ આદિના પ્રભાવથી બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થઇને આ જન્મમાંજ મુક્ત થાય છે.[૬] રજોગુણમિશ્રિત સાત્ત્વિક જન્મવાળો પુરૂષ જન્મે, ત્યાંથીજ પુનમના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે અને જેમ વર્ષાઋતુમાં ઇંદ્રિજવના છોડને પુષ્પોની શોભા પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે, તેમ એ પુરૂષને એ જન્મમાં વૈરાગ્ય આદિ સાધનોની સંપત્તિ પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે.[૭] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! જેમ ઉત્તમ વાંસમાં મુક્તાફળો તુરતજ પ્રકટ થાય છે, તેમ એ છેલ્લા જન્મવાળા પુરૂષમાં શુભવિદ્યાઓ તુરતજ પ્રકટ થાય છે.[૮] જેમ રાણીઓ અંતઃપુરનું સર્વદા સેવન કરે છે, તેમ શ્રેષ્ઠતા, પ્રિયતા, મૈત્રી, ભલાઈ, કરૂણા તથા વિદ્વત્તા એઓ તે પુરૂષનું સર્વદા સેવન કરે છે.[૯] જે પુરૂષ સઘળાં વ્યવહારસંબંધી કાર્યોને કરતાં છતાં તે કાર્યોનું ફળ સારીરીતે થાય અથવા નષ્ટ થઈ જાય તોપણ સમબુદ્ધિવાળો હોવાનેલીધે હર્ષ–શોકવિનાનો રહે તે પુરૂષમાં, જેમ દિવસમાં અંધકારો ક્ષય પામે છે, તેમ સઘળાં સુખ–દુઃખાદિક ક્ષય પામે છે અને જેમ શરદ્‌ઋતુમાં વાદળાંઓ શુદ્ધપણાને પ્રાપ્ત થાય છે, તેમ શ્રદ્ધા આદિ ગુણો શુદ્ધપણાને પ્રાપ્ત થાય છે.[૧૦,૧૧] જેમ વનમાં વનના મૃગો મધુર શબ્દવાળા વાંસને ઇચ્છે છે, તેમ સંસારમાં સર્વે લોકો તે પુરૂષને ઈચ્છે છે.[૧૨] જેમ બગલીઓ મેઘને તુરતજ અનુસરે છે, તેમ છેલ્લા જન્મવાળા એ પુરૂષને ઉપર કહેલા ગુણોની શોભાઓ તુરતજ અનુસરે છે.[૧૩] ગુણોથી પૂર્ણ થયેલો એ પુરૂષ, પછી ગુરૂનેજ અનુસરે છે અને તે ગુરૂ તેને વિવેકના ઉપાયોનો ઉપદેશ કરીને મનન કરવામાં જોડે છે.[૧૪] એ પુરૂષ વિચારથી તથા વૈરાગ્યથી સંપન્ન થયેલા પોતાના સદ્‌ગુણી ચિત્તથી નિર્વિઘ્નરીતે પરમાત્માને તથા પોતાને એકરૂપ દેખે છે.[૧૫] એ પુરૂષ વિચારથી સુંદર થયેલા શાંતચિત્તવડે અનુભવનેવાસ્તે પ્રથમ મનની અંદર મનન કરે છે.[૧૬] છેલ્લા જન્મવાળા મહાત્મા પુરૂષો તૃષ્ણાઓથી રહિત થયેલા મનરૂપી મૃગને, પ્રથમ તે મૃગ જે રીતે નિર્ગુણ બ્રહ્માકાર થઈ જાય તે રીતે સમજાવે છે.[૧૭] એ પુરૂષો જીવન્મુક્તનાં પ્રખ્યાતલક્ષણોવાળા સદ્‌ગુરૂઓનું યત્નપૂર્વક સેવન કરી, નિર્મળ બુદ્ધિવડે ચિત્તની અંદર રત્નની પેઠે પ્રકાશતા જીવના સ્વરૂપની લાંબાકાળસુધી પરીક્ષા કરી, પછી 'તે જીવનું સ્વરૂપ સાક્ષાત્ પરબ્રહ્મજ છે' એવો અપરોક્ષ અનુભવ કરીને પોતાના સ્થાનમાં બેઠા બેઠાજ પરમ પુરૂષાર્થરૂપ સર્વોત્તમગતિને પ્રાપ્ત થાય છે. ( એઓને ઉપાસક લોકોની પેઠે પરલોકમાં જવું પડતું નથી.)[૧૮]

**प्रथितगुणान्सुगुरूनिषेव्य यत्नादमलधिया प्रविचार्य चित्तरत्नः ।**
**गतिममलामुपयांति मानवास्ते परमावलोक्य चिरं प्रकाशमंतः ॥ १८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'પ્રથમોપદેશ' નામનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ૬**

---

## सर्ग ७ मो* વ્યુત્પન્નચિત્તવાળાને અચાનક જ્ઞાનપ્રાપ્તિ થાય છે

**वसिष्ठ उवाच । एष तावत् क्रमः प्रोक्तः सामान्यः सर्वदेहिनाम् ।**
**इममन्यं विशेषं त्वं शृणु राजीवलोचन ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે કમળસરખાં નેત્રોવાળા રામ ! લાંબાકાળસુધી ગુરૂનું સેવન કરીને

---

* આ સાતમા સર્ગમાં પોતાનાજ વિચારથી કાંઇક વ્યુત્પન્ન થયેલા ચિત્તવાળાઓને સમયપર આકાશમાંથી આવી પડેલા ફળની પ્રાપ્તિની પેઠે અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થઇ જાય છે એ વિષય કહેવામાં આવશે.

તેમની પાસેથી જ્ઞાન મેળવવાનો આ ક્રમ કે જે સર્વ મનુષ્યોને વાસ્તે સાધારણ છે તે મ્હેં કહ્યો. હવે એક બીજો વિશેષ ક્રમ કહું છું તે સાંભળો.[1] આ સંસારની મ્હોટી ગડબડમાં ઉત્પન્ન થયેલા પ્રાણીઓને મોક્ષ આપે એવા બેજ ઉત્તમ ક્રમ છે.[2] ગુરૂના કહ્યા પ્રમાણે કરવાથી તથા ચાલવાથી ધીરે ધીરે એકજ જન્મમાં અથવા ઘણા જન્મોથી જ્ઞાન પ્રાપ્ત થાય એ પહેલો ક્રમ છે.[3] પોતાનાજ વિચારથી કાંઈક વ્યુત્પન્ન થયેલા ચિત્તવાળાઓને સમયપર આકાશમાંથી પડેલા ફળની પ્રાપ્તિની પેઠે અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થઇ જાય એ બીજો ક્રમ છે.[4] આકાશમાંથી પડેલા ફળની પ્રાપ્તિની પેઠે અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થવાના વિષયમાં એક જુનો વૃત્તાંત તમને કહું છું તે સાંભળો.[5] હે રામ! છેલ્લા જન્મવાળા અને જેઓના પૂર્વકૃત પાપ–પુણ્યોરૂપી પ્રતિબંધો ટળીગયા હોય છે, એવા ભાગ્યશાળીલોકો આકાશમાંથી આવી પડેલા ફળના લાભજેવો ઉત્તમ વિવેકનો લાભ મેળવી લે છે એવિષે એક કથા કહું છું તે સાંભળો.[6]

**शृणु सुभग कथां महानुभावान्यपगतपूर्वशुभाशुभार्गलौघाः।**
**खपतितफलवत्परं विवेकं चरमभवो विमलं समश्नुवंति ॥ ६ ॥**

શ્રીમદ્ યોગ૦ મ૦ ઉપશમપ્ર૦ 'આકાશફલપ્રાપ્તિવજ્જ્ઞાનસંપ્રાપ્તિક્રમસૂચન'નો સાતમો સર્ગ સંપૂર્ણ. ૭

## सर्ग ८ मो* જનકરાજાએ સિદ્ધ લોકોના મુખથી શ્લોકો સાંભળ્યા

**वासिष्ठ उवाच । अस्त्यस्तमितसर्वापदुद्यत्संपदुदारधीः ।**
**विदेहानां महीपालो जनको नाम वीर्यवान् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેની સઘળી વિપત્તિઓ નષ્ટ થઈ ગઈ છે એવો, નિરંતર વધતી જતી સંપત્તિઓવાળો, ઉદારબુદ્ધિવાળો અને ઘણી શક્તિવાળો વિદેહદેશનો 'જનક' નામનો રાજા છે.[1] એ રાજા યાચકલોકોને કલ્પવૃક્ષસમાન છે, મિત્રોરૂપી કમળોને સૂર્યસમાન છે, બંધુઓરૂપી પુષ્પોને વસંતસમાન છે, સ્ત્રીઓને કામદેવસમાન છે,[2] બ્રાહ્મણોરૂપી કુમુદોને ચંદ્રસમાન છે, શત્રુઓરૂપી અંધકારોને સૂર્યસમાન છે, સૌજન્યરૂપી રત્નોને સમુદ્રસમાન છે, અને પૃથ્વીનું પાલન કરવાનેવાસ્તે જાણે સાક્ષાત્ વિષ્ણુજ અવતરેલા હોય એવો છે.[3] નવી પ્રફુલ્લિત લતાઓવાળો, મંજરીઓના સમૂહોથી પીળો લાગતો અને કોયલપક્ષીઓના ટૌકારાઓથી અત્યંત પ્રિય લાગતો વસંત પ્રાપ્ત થતાં, એ જનકરાજા એક દિવસે વિહાર કરવાસારૂ, જેમ નંદનવનમાં ઇંદ્ર જાય, તેમ એક સુંદર બગીચામાં ગયો કે જે બગીચામાં વૃક્ષોનાં વિસ્તીર્ણ મંડળો પુષ્પોથી ભરપૂર થઈ રહ્યાં હતાં અને લતાઓરૂપી વેશ્યાઓ મનોહરરીતે નાચતી હતી. જેમાં શીત, મંદ અને સુગંધ પવન વાતો હતો એવા એ પ્યારા સુંદર બગીચામાં જઇ પોતાના અનુચરોને દૂર રાખીને તે રાજા ક્રીડા કરવાનેવાસ્તેજ ગોઠવેલા પર્વતોના કુંજોમાં ફરવા લાગ્યો.[4-6] ફરતાં ફરતાં કોઈ તમાલવનના કુંજમાં ગયો ત્યાં નિત્ય એકાંતમાંજ રહેનારા અને પર્વતોની ગુફાઓમાં ફરનારા કોઈ અદૃશ્ય સિદ્ધલોકો પોતાના (જનકના)જ ઉદ્દેશથી નીચેપ્રમાણે શ્રવણમાત્રથી આત્માનો સાક્ષાત્કાર કરાવી દે, એવી ગીતાઓ બોલ્યા તે તેના સાંભળવામાં આવી.[7-8]

* આ આઠમા સર્ગમાં વસંતઋતુમાં કોઈ બગીચાની અંદર વિહાર કરતા જનકરાજાએ સિદ્ધોના મુખોમાંથી નીકળેલા શુભ શ્લોકો સાંભળ્યાની કથા કહેવામાં આવશે.

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—જે આત્મા દ્રષ્ટાપણાના તથા દૃશ્યોના અધ્યાસનેલીધે તુચ્છ-વિષયોના આનંદનેજ પુરૂષાર્થ માની લઈ ને, જન્મ–મરણ પામ્યા કરે છે તેજ આત્માને અમો શ્રવણાદિકથી થયેલી અખંડાકાર વૃત્તિવડે પરબ્રહ્મ સમજી લઇને નિરંતર તેનુંજ અનુસંધાન કર્યા કરીએ છીએ.[૯]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—દ્રષ્ટાને, દર્શનોને, દૃશ્યોને અને તેઓની વાસનાઓને પણ છોડી દઇને, અમો એ સર્વેનીઉત્પત્તિના સાક્ષીરૂપે એ સર્વેથી પ્રથમજ સિદ્ધ થતા આત્માનું નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૦]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—જે આત્મા 'જગત છે અને જગત નથી' એ બન્ને પક્ષોના અધિષ્ઠાનરૂપ છે અને સઘળા ભાવોનો તથા અભાવોનો પ્રકાશક છે તેનુંજ નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૧]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—આ સઘળું બ્રહ્માંડ જેમાં છે, જેનું છે, જેનેવાસ્તે છે, જેણે કરીને છે અને જેરૂપ છે તે સત્ય આત્માનુંજ નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૨]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—અમારો આત્મા કે જે સઘળાં બ્રહ્માંડરૂપે રહ્યા છતાં પણ ઉપનિષદોને પણ અગમ્ય છે અને નિરંતર શ્વાસોચ્છ્વાસના મિષથી **सोहं सोहं** ( તે પરમાત્મા હું છું, તે પરમાત્મા હું છું ) એવો શબ્દ બોલ્યા કરે છે તેનુંજ અમો નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૩]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—જે પુરૂષો હૃદયરૂપી ગુફાના સ્વામી અંતર્યામી દેવને છોડી દઈને બીજા દેવની પાસે જાય છે તેઓ પોતાના હાથમાં રહેલા કૌસ્તુભમણિને છોડી દઈને બીજા રત્નની ઇચ્છા કરે છે.[૧૪]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—સઘળી આશાઓને છોડી દેવાથી એવું ફળ મળે છે કે જે ફળથી આશાઓરૂપી ઝેરી લતાઓના મૂળની પંક્તિજ કપાઈ જાય છે.[૧૫]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—જે પુરૂષ ભોગ્યપદાર્થોમાં અત્યંત વિરસ (રસરહિત) પણું જાણીને પણ તે પદાર્થોમાં પાછી વાસના બાંધે છે તે દુર્મતિવાળા પુરૂષને માણસ નહિ પણ ગધેડોજ સમજવો.[૧૬]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—જેમ ઇંદ્ર વજ્રથી પર્વતોને તોડી નાખે છે, તેમ આ ઇંદ્રિ-યોરૂપી સર્પોને જેમ જેમ તેઓ ઉઠતા જાય તેમ તેમ વારંવાર વિવેકરૂપી ઘોકાથી તોડી નાખવા જોઇએ.[૧૭]

કેટલાએક સિદ્ધો બોલ્યા કેઃ—ઇંદ્રિયોના ઉપશમરૂપ પવિત્રસુખ મેળવવું જોઇએ કે જે સુખથી ચિત્ત સારીરીતે પ્રશાંત થાય છે. જેનું ચિત્ત પ્રશાંત થાય તે પુરૂષની પરમ સુખરૂપ પોતાના સ્વરૂપમાં અખંડ ઉત્તમસ્થિતિ થાય છે.[૧૮]

**[illegible] ऊचुः । उपशमसुखमाहरेत्पवित्रं शमवशतः शममेति साधुचेतः ।**
**प्रशमितमनसः स्वके स्वरूपे भवति सुखे स्थितिरुत्तमा चिराय ॥ १८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'સિદ્ધગીતા' નામનો આઠમો સર્ગ સંપૂર્ણ. ૮.**

# सर्ग ९ मो* જનકરાજાએ પોતાની સ્થિતિનો દૃઢ વિચાર કર્યો

**वसिष्ठ उवाच । इति सिद्धगणोद्गीता गीताः श्रुत्वा महीपतिः ।**
**विषादमाजगामाशु भीरू रणरवादिव ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જેમ બ્હીકણ માણસ યુદ્ધનો શબ્દ સાંભળીને તુરત ખેદ પામે, તેમ જનકરાજા એ પ્રમાણે સિદ્ધલોકોએ કહેલી ગીતાઓ સાંભળીને તુરત ખેદ પામ્યો[1] પછી જેમ નદીનો પ્રવાહ પોતાના કાંઠાનાં વૃક્ષોને વેગથી સાથે લઇને સમુદ્રમાં જાય છે, તેમ એ રાજા પોતાના અનુચરોને વેગથી સાથે લઇ પોતાના ઘેર ગયો.[2] ત્યાં જઈ સઘળા અનુચરોને પોતપોતાના ઘેર મોકલીને એ રાજા એકલોજ, જેમ સૂર્ય ઉદયાચળપર ચડે, તેમ ઊંચા મહેલઉપર ચડયો.[3] મહેલમાં ગયેલો એ રાજા દેહ આદિની સ્થિતિઓને ઉડતા પક્ષીઓની પાંખો-જેવી ચંચળતાવાળી જોઈ, અત્યંત વ્યાકુળ થઇને નીચેપ્રમાણે વિલાપ કરવા લાગ્યો.[4]

જનકરાજા વિલાપ કરે છેઃ—હાય હાય !! જેમ પથરાઓમાં પથરો જોરથી અથડાય છે, તેમ હું જગતની મહા દુઃખદાયી ચપળદશાઓમાં જોરથી અથડાયા કરૂં છું.[5] આ કાળ કે જે અંતવિનાનો છે તેના એક અલ્પભાગમાંજ હું જીવી શકું એમ છું તે છતાં તેવા જીવનમાં મૂર્ખતાથી વિશ્વાસ રાખી બેઠો છું માટે મને ધિક્કાર છે.[6] મ્હારા જીવવાસુધી રહેવાનું આ રાજ્ય કેટલુંક છે ? બહુજ થોડું છે. તે છતાં તેટલાથીજ સંતોષ પામીને હું મૂર્ખની પેઠે ભવિષ્યદુઃખોને આવવા દેવાનો વિચાર કર્યા વિના કેમ બેઠો રહું છું ?[7] આ દેહ આદિમાં નહતો, અંતમાં પણ નહિ હોય પણ કેવળ મધ્યમાંજ થોડાક જીવનવાળો દેખાય છે તો, જેમ બાળક ચિત્રમાં આળેખેલા ચંદ્રને સાચો સમજીને ખોટી ધીરજ ધરી બેસે છે, તેમ હું એવા ખોટા દેહને સાચો સમજીને કેમ ખોટી ધીરજ ધરી બેઠો છું.[8] આ મ્હોટા પ્રપંચરૂપ ખોટા ઈંદ્રજાળથી હું અત્યંત મોહ પામ્યો છું એ બહુ ભુંડું થયું છે. મને તે કોણે મોહિત કર્યો હશે ?[9] આ સંસારમાં જેને સાચી, રમણીય, અખંડિત કે બનાવ્યા વગર થયેલી કહીએ એવી કોઈ પણ વસ્તુ નથી માટે મ્હારી બુદ્ધિને કઈ વસ્તુમાં વિશ્રાંતિ મળે એમ છે ? કોઈમાં પણ મળે એમ નથી.[10] 'જે વસ્તુઓને હું દૂર રહેલી માનું છું તે વસ્તુઓ પણ મ્હારા મનમાંજ છે' એવો નિશ્ચય રાખીને હવેથી મ્હારે બહારના પદાર્થોની વાસનાજ છોડી દેવી.[11] લોકોની ભોગો ભોગવવાનેવાસ્તે ધન આદિ મેળવવાની જે પ્રવૃત્તિ છે તે પાણીની ચકરીને પેઠે ગોથાં ખવરાવનારી અને પરિણામે પણ દુઃખ ઉત્પન્ન કરનારીજ જોવામાં આવે છે; છતાં હું એવી પ્રવૃત્તિથી સુખ મળવાનો વિશ્વાસ કેમ રાખી બેઠો છું ?[12] સુખમિશ્રિત દુઃખો તો કોઈ સમયેજ આવે છે પણ નકરાં દુઃખો તો પ્રત્યેક વર્ષે, પ્રત્યેક મહિને, પ્રત્યેક દિવસે અને પ્રત્યેક ક્ષણે વારંવાર આવ્યા કરે છે.[13] આ રાજ્ય આદિનું સુખતો થોડાજ સમયમાંજ દેખાઇને નષ્ટ થઈ જવાનું છે માટે તેની વાસના છોડી દઈ, હું ઈંદ્રપદ આદિનાં ઉત્કૃષ્ટ સુખોની ઉત્કંઠા કરૂં તો તે સુખોમાં પણ વિચાર કરતાં, જેમાં વિવેકીપુરૂષોને વિશ્રાંતિ મળે એવું કોઈ પણ સુખ જોવામાં આવતું નથી.[14] અરે અભાગિયા મન ! જે પુરૂષો આજ મ્હોટાઓને પણ માથે રહ્યા છે તેઓપણ દિવસો જતાં

* આ નવમા સર્ગમાં સિદ્ધલોકોનાં વચનો સાંભળી, વૈરાગ્યથી ઘેર આવેલા જનકરાજાએ અનર્થનાં મૂળનો વિચાર કરીને પોતાની સ્થિતિનો એક પાકો વિચાર ગોઠવ્યાની કથા કહેવામાં આવશે.

નીચે પડવાના છે, તો તેમ છતાં તું આ રાજ્ય આદિની તુચ્છ મ્હોટાઈમાં કેમ ભરોંસો રાખેછે?[૧૫] હાય હાય ! હું રજ્જુવિનાજ બંધાયો છું, કાદવવિના પણ ખરડાયો છું અને ઉપર રહેલો છતાં પણ નીચે પડ્યો છું. હાય હાય ! મ્હારી સ્વ–સ્વરૂપમાં સ્થિતિ રહી નથી.[૧૬] જેમ પ્રકાશને રોકનારૂં કાળું વાદળું અકસ્માત સૂર્યની આગળ પણ આવે છે, તેમ આ મ્હોટો મોહ, હું સમજુ છતાં પણ અકસ્માત મ્હારી આગળ શામાટે આવ્યો હશે?[૧૭] આ મ્હોટા મ્હોટા વૈભવોની સાથે મ્હારે શો સંબંધ છે અને આ બાંધવોની સાથે પણ મ્હારે શો સંબંધ છે ? કશો નથી, તે છતાં પણ જેમ બાળક પોતેજ કલ્પી લીધેલા પિશાચથી વ્યાકુળ થઈ જાય છે, તેમ હું પોતેજ કલ્પી લીધેલા મમતારૂપ સંબંધથી વ્યાકુળ થયા કરૂં છું.[૧૮] અરે ! આ સંસારના ભોગોમાં હું હાથેકરીને જરાને તથા મરણને લાવી દેનારી અને ઉદ્વેગ આપનારી આ આસ્થા શામાટે બાંધું છું ?[૧૯] આ ભોગ આદિની સંપત્તિ જાય તો ભલે જાય અને રહે તો ભલે રહે પણ એના ઉપર હું આવડો બધો આગ્રહ શામાટે રાખું છું? આ સંપત્તિ તો પાણીના પરપોટાની પેઠે ખોટીજ ઉભી થયેલી જોવામાં આવે છે.[૨૦] પૃથુ તથા મરુત્ત આદિ મ્હોટા વૈભવોવાળા ચક્રવર્તી રાજાઓ અને સારા સારા ગુણોવાળા સ્નેહીઓ તથા બાંધવો કે જેઓ પૂર્વકાળમાં હતા તેઓ આજ સ્મરણમાત્રમાં રહ્યા છે તો તેવું દેખતાં છતાં આ વર્તમાન સુખોનો શો ભરોંસો રાખવો?[૨૧] પૂર્વના રાજાઓનાં જુનાં ધનો કયાં ગયાં અને પૂર્વના બ્રહ્માઓનાં જુનાં બ્રહ્માંડો કયાં ગયાં; એ પત્તો પણ મળતો નથી તો તેવું છતાં હું આ મ્હારાં ધનાદિકઉપર વિશ્વાસ રાખું છું એ કેવું કહેવાય ?[૨૨] લાખો ઇંદ્રો પણ પાણીમાં પરપોટાઓની પેઠે કાળમાં ગળી ગયા છે તો તેવું છતાં હું કે જે જીવવાઉપર આસ્થા બાંધી બેઠો છું તેની મહાત્મા પુરૂષો હાંસી કર્યાવિના કેમ રહેશે?[૨૩] કરોડો બ્રહ્માઓ મરી ગયા છે, કરોડો સૃષ્ટિઓ નષ્ટ થઈ ગઈ છે અને કરોડો રાજાઓ ધૂળ મળી ગયા છે તો મને આ જીવિતઉપર શો વિશ્વાસ?[૨૪] આ સંસારરૂપી રાત્રિમાં થયેલી દેહાદિકની પ્રતીતિરૂપ સ્વપ્નમાં જો હું આસ્થા બાંધુ તો એ મ્હારા અવિવેકને ધિક્કાર છે.[૨૫] 'આ દેહ હું છું' એવી જે કલ્પના થઇ છે એ ખોટીજ છે તે છતાં હું અહંકારરૂપી પિશાચના વળગાડવાળો થઇને મૂર્ખની પેઠે કેમ બેઠો છું?[૨૬] મ્હારા આયુષ્યને આ નિરાકાર છતાં પણ બહુ વિસ્તારવાળી કાળની ગતિથી ક્ષણે ક્ષણે ત્રુટતું દેખું છું તે છતાં પણ હું શામાટે વિચાર કરતો નથી?[૨૭] હે જીવિતની આશા ! બ્રહ્માદિકને પોતાના પગની નીચે દાબી દેનારા અને જેમ દડાઓથી રમે, તેમ વિષ્ણુ આદિના દેહોથી રમનારા હજારો રૂદ્રોને પણ કાળ ખાઈ ગયો છે તો આમ છતાં તું મ્હારામાં શામાટે નાચ્યા કરે છે?[૨૮] મ્હારી આટલી અવસ્થાસુધીમાં અસંખ્યાત દિવસો આવ્યા અને અસંખ્યાત દિવસો ગયા પણ તે દિવસોમાં આજસુધી કોઈ એવો દિવસ જોવામાં આવ્યો નહિ કે જેમાં કોઈ એકાદ પણ અવિનાશી વસ્તુ પ્રાપ્ત થઈ હોય.[૨૯] જેમ તળાવમાં સારસપક્ષીઓ સ્ફુરે છે, તેમ સર્વ લોકોના ચિત્તમાં ભોગોજ સ્ફુરે છે પણ આત્મવિચારો સ્ફુરતા નથી.[૩૦] હું આજસુધી વિરક્ત થયો નથી માટે કષ્ટથી પણ અતિ કષ્ટને પ્રાપ્ત થયો છું અને દુ:ખથી પણ અતિ દુ:ખને પ્રાપ્ત થયો છું. હું કે જે અધમમનવાળો છું તેને ધિક્કાર છે.[૩૧] જે જે વસ્તુઓને રમણીય જાણીને, મ્હેં તેઓમાં દૃઢભાવના બાંધી તે તે સઘળી વસ્તુઓ નષ્ટ થઈ ગઈ માટે આ

સંસારમાં શું સારૂં છે? કશું નથી.[૩૨] મધ્યમાં મનોહર લાગતી જુવાની, અંતમાં મનોહર લાગતો ધર્મ અને પ્રાપ્તિના સમયમાં મનોહર લાગતા વિષયો એ સઘળું વિનાશરૂપી ચંડાળથી દૂષિત હોવાનેલીધે અપવિત્રજ છે.[૩૩] માણસ જે જે પદાર્થોમાં આસ્થા બાંધે છે તે તે પદાર્થોમાં તેને અત્યંત દુઃખનો પ્રાદુર્ભાવ થતોજ જોવામાં આવે છે.[૩૪] આ સંસારમાં અવિવેકીમાણસો દહાડે દહાડે અધિક પાપિષ્ઠ, અધિક ક્રૂર અને અધિક ખેદ આપનારી દશાને પ્રાપ્ત થતાં જાય છે.[૩૫] મૂર્ખપુરૂષ બાલ્યાવસ્થામાં અજ્ઞાનથી ખરાબ થાય છે, જુવાનીમાં કામદેવથી ખરાબ થાય છે અને બાકીની અવસ્થામાં સ્ત્રીની ચિંતાની ખરાબ થાય છે તો પછી પોતાના ઉદ્ધારનું કાંઈ સાધન કરવું એ ક્યારે બને?[૩૬] આ સંસાર કે જે આદિમાં તથા અંતમાં હોતો નથી, રસવગરનો છે, દરિદ્રતા તથા રોગ આદિ દશાઓના ફેરફારોથી દૂષિત છે અને જેમાં સારરૂપ સમજાયેલી ધનાદિક વસ્તુઓ પણ નિસ્સાર છે તેને દુર્મતિપુરૂષ આસક્તિથી જોયા કરે છે એ કેવું ગણાય?[૩૭] રાજસૂય અને અશ્વમેધ આદિ સેંકડો યજ્ઞોથી યજન કરવાથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિથી વધારે ફળ મળે એમ નથી કે જે બ્રહ્મલોક પણ મહાકાળના એક ન્હાના સરખા ભાગમાંજ ક્ષય પામે છે.[૩૮] પૃથ્વીમાં, પાતાળમાં કે સ્વર્ગમાં પણ એવો કયો પ્રદેશ છે કે જેમાં આ આપદાઓરૂપી ઝેરી ભ્રમરીઓ કરડી ખાય નહિ? કોઇ પણ નથી.[૩૯] આધિઓ (માનસિક ચિંતાઓ) કે જેઓ ચિત્તરૂપી રાફડામાં રહેનારા સર્પોરૂપ છે અને વ્યાધિઓ કે જેઓ શરીરરૂપી વૃક્ષના પલ્લવોરૂપ છે તેઓનું નિવારણ કેમ થાય? જ્યાંસુધી દેહાભિમાન હોય ત્યાંસુધી નિવારણ થાયજ નહિ.[૪૦] વિદ્યમાનપદાર્થોની ઉપર નાશ રહ્યોજ છે, પ્યારાપદાર્થોની ઉપર અપ્રિયતા રહીજ છે અને સુખોની ઉપર દુઃખો રહ્યાંજ છે તો હવે એઓમાં હું કોનો આશ્રય કરૂં?[૪૧] અજ્ઞાનથી મોહ પામેલા પામરમાણસો કે જેઓ વૃથાજ જન્મે છે અને વૃથાજ મરે છે તેઓથી સઘળી પૃથ્વી વ્યાપ્ત છે. ખરા સાધુપુરૂષો તો બહુ દુર્લભ છે.[૪૨] નીલકમળોસરખાં તથા ભ્રમરોસરખાં નેત્રોવાળી અને ઊંચા પ્રેમથી તથા ઉત્તમ અલંકારોથી શોભતી સ્ત્રીઓ પણ ક્ષણભંગુર છે, એટલામાટે હસી કહાડવાનેજ યોગ્ય છે, પણ આસક્તિ ધરવાને યોગ્ય નથી.[૪૩] જેઓની આંખ્યો મીંચાવાથી બ્રહ્માંડોનો પ્રલય થાય છે અને ઉઘડવાથી બ્રહ્માંડોનો ઉદય થાય છે એવા પુરૂષો પણ ઘણા પડયા છે કે જેઓમાં મ્હારા જેવાઓની તો ગણતરીજ શી હોય? મ્હારા જેવાઓ પોતાની સમર્થતાનું અભિમાન ધરી મસ્ત રહે એ તો વ્યર્થજ છે.[૪૪] એક રમણીય પદાર્થ મળ્યો તો તેના કરતાં વધારે રમણીય બીજા ઘણા પદાર્થો રહી જાય છે અને એક સ્થિર પદાર્થ મળ્યો તો તેના કરતાં વધારે સ્થિરતાવાળા બીજા ઘણા પદાર્થો રહી જાય છે માટે પદાર્થો મળવાથી જે પ્રસન્ન થવાય છે તેના અંતે ચિંતાજ રહે છે. આમ છે એટલામાટે પદાર્થોની વાંછા કરવી કે મેળવીને રાજી થવું એ પણ વ્યર્થજ છે.[૪૫] જો વિચિત્રસંપત્તિઓને મેળવીને ચિત્ત બહુ રાજી થતું હોય તો હું તો એમજ ધારૂં છું કે તે સંપત્તિઓ પણ ઘણાં કષ્ટો વેઠવાથી મળે છે, પાછું તેઓનું રક્ષણ કરવામાં પણ બહુ કષ્ટ છે અને રક્ષણ કરતાં પણ અવશ્ય જતી રહે છે માટે તેઓ સંપત્તિઓ નથી પણ એક જાતની મ્હોટી આપદાઓજ છે.[૪૬] વિચિત્રપ્રકારની આપદાઓ પણ જો સત્સંગ તથા તીર્થયાત્રા આદિ સુમાર્ગે ચડાવનારી હોવાને લીધે મનમાં સારી માનવામાં આવે તો તેઓ પણ વિવેક તથા વૈરાગ્ય આદિ મ્હોટાં ફળો

આપે છે માટે એક જાતની સંપત્તિઓરૂપજ છે એમ હું ધારૂં છું.[૪૭] આ જગત કે જે કેવળ મનનાજ વિલાસરૂપ છે અને સમુદ્રમાં દેખાતા ચંદ્રના પ્રતિબિંબની પેઠે ચંચળ છે તેમાં 'આ મ્હારૂં છે' એ ચાર અપૂર્વ અક્ષરો શાથી પ્રાપ્ત થયા છે?[૪૮] આ જગતની સ્થિતિ કે જે કાકતાલીયની પેઠે અકસ્માત્ (સંબંધવિનાજ) બનેલી છે તેમાં મનરૂપી ધૂતારાએ 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી ભાવના વ્યર્થજ લઇ લીધી છે.[૪૯] જેમ પતંગીઓ અગ્નિની શિખાઓમાં લંપટ થાય છે, તેમ હું આ દેશ-કાળના પરિચ્છેદવાળી અને ધગધગતી 'વિષય-સુખ' નામની જ્વાળાઓમાં લંપટ થયો છું પણ એઓનું પરિણામ કેવું છે? એ વિચારતો નથી.[૫૦] જેઓમાં નિરંતર બળતરાજ છે એવા રૌરવનરકના અગ્નિઓમાં લોટવું સારૂં છે પણ આ ઘડીવારમાં બળતરા આપનારી અને ઘડીવારમાં ઠંડક આપનારી સંસારની વૃત્તિઓમાં લોટવું સારૂં નથી; કેમકે નિરંતર થતો દુઃખનો ભોગ અભ્યાસ પડી રહેવાનેલીધે સહેવાઇ શકે પણ વચમાં થોડીવાર જેનો અભ્યાસ ત્રુટી જાય એવો દુઃખનો ભોગ સહેવાઈ શકેજ નહિ.[૫૧] આ સઘળો સંસારજ દુઃખભોગોની પરાકાષ્ઠારૂપ કહેવાય છે તો તેના મધ્યમાં પ્રાપ્ત થયેલા દેહમાં સુખ તે કેમજ મળે?[૫૨] જેમ જેને ખડ્ગનો પ્રહાર થયો હોય તે માણસ ચાબખાના પ્રહારને મધુર માને, તેમ મ્હોટા સ્વાભાવિક દુઃખરૂપ સંસારમાં પડેલા લોકો ધન આદિની ખટ-પટોનાં દુઃખોને મધુર માની લે છે.[૫૩] કાષ્ઠની તથા ઢેફાંની સ્થિતિજેવી સ્થિતિવાળા દેહોમાં ઉત્તમ-અધમપણાની કલ્પના કર્યા કરતો હું પણ અત્યંત વિચારવિનાના મૂર્ખલોકોમાં ગણવા યોગ્યજ થઈ ગયો છું.[૫૪] આ સંસારરૂપી વૃક્ષ કે જે સંકલ્પોરૂપી હજારો અંકુરોવાળું છે, શરીરો તથા ભુવનો આદિરૂપી હજારો શાખાઓવાળું છે અને સુખ-દુઃખોરૂપી ફળોવાળું છે તથા રાગ-દ્વેષાદિકરૂપી અનેક પલ્લવોવાળું છે તેનું મ્હોટું મૂળ મનજ છે.[૫૫] હું ધારૂં છું કે સંકલ્પોનો ઉપશમ કરીને એ મનનેજ સૂકાવી નાખું કે જેથી સંસારરૂપી વૃક્ષ સૂકાઈ જાય.[૫૬] મનરૂપી વાંદરાની લીલાઓ દેખવામાત્રમાંજ રમણીય છે પણ પરિણામે વિનાશ ઉપજાવનારી છે, એમ મ્હારા જાણવામાં આવ્યું માટે હવે પછી હું એઓથી રમીશજ નહિ.[૫૭]આશાઓરૂપી સેંકડો પાશોમાં પરોવાયેલી અને ચડતી-પડતી દશાઓરૂપી અનેક ઉપતાપો દેનારી સંસારની સ્થિતિઓને મ્હેં ભોગવી લીધી. હવે તો વિશ્રામ લઉં છું.[૫૮]'હાય હું માર્યો ગયો, હાય હું ખરાબ થયો અને હાય હું મરી ગયો' એવીરીતના શોકો કરવાનો કાળ જતો રહ્યો. હવે હું શોક કર-વાનો નથી.[૫૯]હવે તો જાગ્યો છું અને રાજી થયો છું. કારણ કે આ મનરૂપી મ્હારો ચોર નજરે પડયો છે. આ મનરૂપી ચોરે મને લાંબાકાળસુધી કનડયો છે તો હવે એ ચોરને હું મારી નાખું.[૬૦]મ્હારૂં મનરૂપી મુક્તાફળ આટલા કાળસુધી નહિ વીંધાયું હતું પણ હમણાં વીંધાઈ ગયું છે માટે હવે તેને ગુણ (દોરો અને શમ-દમાદિક) નો સંયોગ આપવો યોગ્ય છે.[૬૧] હું ધારૂં છું કે મ્હારા મનરૂપી હિમની કણી વિવેકરૂપી સૂર્યના તડકાથી તુરત પીગળી જશે અને તે કદી પણ પાછી ઘાટી થશેજ નહિ.[૬૨] મહાત્મા સિદ્ધલોકોએ મને અનેક પ્રકારનાં વા-ક્યોથી ઉપદેશ દીધો એ બહુ સારૂં થયું કે જેથી હું આનંદની પ્રાપ્તિનેવાસ્તે આત્માને અનુ-સર્યો છું.[૬૩] મને હમણાં આત્મારૂપી મણિ મળ્યો માટે હવે હું બીજી તૃષ્ણાઓને છોડી દઇ, એકાંતમાં બેસીને સુખથી એ મણિનેજ જોયા કરીશ અને જેમ શરદઋતુમાં પણ મેઘ

હિમાલય આદિ પર્વતમાં સ્થિર રહે છે, તેમ રાજ્યની ખટપટમાં પણ હું સ્થિર રહીશ.[૬૪] 'આ દેહ હું છું અને આ રાજ્ય તથા ધન આદિ મ્હારૂં છે' એ રીતના મ્હારા મનમાં સ્ફુરેલા અસત્યને અભ્યાસ આદિના બળથી અત્યંત દૂર કરી નાખીને અને અત્યંત બળવાળા આ મનરૂપી શત્રુને મારી નાખીને, હવે હું શાંતિ પામું છું. હે વિવેક! આ સુખ મને ત્હારા પ્રભાવથીજ મળ્યું, માટે હું તને પ્રણામ કરૂં છું.[૬૫] **अयमहमिदमाततं ममेति स्फुरितमपास्य बलादसत्यमन्तः। रिपुमतिबलिनं मनो निहत्य प्रशममुपैमि नमोस्तु ते विवेक ॥ ६५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'જનકવિતર્ક' નામનો નવમો સર્ગ સંપૂર્ણ. ૯**

---

## सर्ग १० मो* જનકરાજાએ કરેલો અંતિમ નિશ્ચય

**वसिष्ठ उवाच। इति चिंतयतस्तस्य पुरस्संमविवेशह।**
**प्रतीहारः परो भानोः स्यंदनाग्र इवारुणः ॥ १० ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! એ જનકરાજા એ પ્રમાણે વિચાર કરતો હતો, ત્યાં, જેમ સૂર્યના રથની આગળ અરૂણ આવે, તેમ તેની આગળ એક મ્હોટો દ્વારપાળ આવ્યો.[૧]

દ્વારપાળ કહે છે:–હે સઘળી પૃથ્વીને પોતાના હાથઉપર વિશ્રાંતિ આપનારા મહારાજ! આપ ઉઠો અને રાજરીતિપ્રમાણે દિવસમાં કરવાનાં કાર્યો કરો.[૨] આપને સ્નાન કરાવનારી સ્ત્રીઓ ઘડાઓમાં પુષ્પોથી, કપુરથી તથા કેસરથી વાસેલાં જળ ભરીને સ્નાનભૂમિમાં તૈયાર થઈ રહી છે કે જેઓ જળના સંબંધનેલીધે દેહધારી નદીઓજેવી શોભે છે.[૩] આપની સ્નાન-ભૂમિનું તળાવ કે જેના કિનારાઓમાં કમળોનાં તથા કલ્હારોનાં વનોની અંદર ભ્રમરાઓ ભમ્યા કરે છે તેની આગળ કમળોનાં નાળોરૂપી રજ્જુઓથી બાંધીને વસ્ત્રોના મંડપો તૈયાર કરવામાં આવ્યા છે.[૪] સ્નાનના સમયની આપની સેવા કરનારા રાજાઓના ચામરોથી, રથોથી હાથી-ઓથી, ઘોડાઓથી તથા છત્રોથી તળાવના કિનારાઓ વ્યાપ્ત થઈ ગયા છે.[૫] આપના દેવપૂજનના ઘરમાં સઘળાં પુષ્પોથી ભરપૂર અને અન્નોથી તથા જવારા આદિ ઔષધિઓથી શોભાવેલા થાળો નિયમપ્રમાણે ગોઠવી રાખવામાં આવ્યા છે.[૬] જેઓને નિત્ય દક્ષિણા આપવામાં આવે છે એવા બ્રાહ્મણો સ્નાન કરીને તથા પવિત્રીઓ પહેરીને, સ્નાનના સમયમાં અઘમર્ષણમંત્રોનો જપ કરવા-સારૂ તૈયાર થઇ રહ્યા છે અને ત્યાં આપના પધારવાનીજ વાટ જુવે છે.[૭] હે મહારાજ! આપની રાણીઓ ભોજનશાળાને ચંદન આદિનાં લેપનોથી શીતળ કરી આપને આરોગાવવામાં સજ્જ થઇ, હાથમાં સુંદર પીછીઓ લઇને આપની વાટ જુવે છે.[૮] ખમાં!! તુરત ઉઠો અને નિત્યનું નિયમિત કાર્ય કરો. મહાત્માઓ પોતાનાં કાર્યોમાં સમયનો અતિક્રમ નજ કરે.[૯]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! એ મ્હોટા દ્વારપાળ એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરતાં છતાં પણ જનકરાજા કાંઇ પણ ઉત્તર નહિ આપતાં, એમને એમ સંસારની વિચિત્રસ્થિતિનું ચિંતવન કરવા લાગ્યો.[૧૦]

જનકરાજા ચિંતવન કરે છે:–આ રાજ્ય કે જેને સુખરૂપ માનવામાં આવે છે તે કેટલુંક

---

* આ દશમા સર્ગમાં દ્વારપાળે મધ્યાહ્નનાં કાર્યો કરવાની વિજ્ઞપ્તિ કર્યા છતાં પણ જનકરાજાએ ચૂપ રહીને પાછો એનોએ વિચાર કર્યો એ કથા કહેવામાં આવશે.

છે ? હવે મ્હારે આ ક્ષણભંગુર રાજ્યનું પ્રયોજનજ નથી.[૧૧] આ સઘળું કે જે ઝાંઝવાના પાણીના તરંગજેવું છે તેને છોડી દઇ, મ્હારે તો વાયુવિનાના સમુદ્રની પેઠે શાંત થઇને એકલુંજ રહેવું.[૧૨] આ મ્હારા ખોટા ભોગસંબંધી વિલાસોથી હવે બસ છે. હું સઘળાં કાર્યોને છોડી દઈને કેવળ સુખમાંજ રહું.[૧૩] હે ચિત્ત ! આ ભોગોના અભ્યાસરૂપી દુષ્ટસંભ્રમને તું છોડી દે, જેથી જન્મને અને જરાને આપનારૂં જડતારૂપી કાદવનું જળ શાંત થાય. હવે ભોગો ભોગવવામાં નહિ પણ ભોગોનો ત્યાગ કરવામાંજ ત્હારે ચાતુરી રાખવી જોઈએ.[૧૪] હે ચિત્ત ! વિષયોના અભિલાષ તથા વિષયોના ભોગ આદિ જે જે દશાઓમાં તું ઉત્સાહ ધરે છે તે તે દશાઓમાંથી મ્હોટું દુઃખજ ત્હારે ભોગવવું પડશે.[૧૫] હે દુષ્ટ ચિત્ત ! તું વારંવાર ઘણા ઘણા સંકલ્પ-વિકલ્પો કરી કરીને ભોગોના સઘળા પ્રકારોમાં લાંબા લાંબા કાળસુધી રહેલું છે તે છતાં હજી તને તૃપ્તિ થતી નથી તો હવે તું એ તુચ્છભોગોની ચિંતા કરવાનું બસ રાખીને, જેથી અવિનાશી તૃપ્તિ મળશે એવા આત્માનુંજ ચિંતવન કર્ય.[૧૬-૧૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! જનકરાજા એ પ્રમાણે ચિંત્વન કરીને ચૂપજ રહ્યો અને ચિત્તની ચપળતા શાંત થવાનેલીધે, જાણે ચિત્રમાં આળેખેલો હોય તેમ નિશ્ચળ બેઠો રહ્યો.[૧૮] રાજાઓના મનની વૃત્તિને અનુસરવામાં કેળવાયેલો દ્વારપાળ પણ રાજાની મ્હોટાઈનેલીધે અને ભયનેલીધે ફરીવાર કાંઈ પણ બોલ્યો નહિ.[૧૯] પછી જરાવાર સ્થિર રહીને, જનકરાજા શાંતિભરેલા મનથી વળી વિચાર કરવા લાગ્યો.[૨૦]

જનકરાજા વિચાર કરે છેઃ-આ સંસારમાં કયી વસ્તુ સારી છે કે જેનું હું પ્રયત્નથી સંપાદન કરૂં અને કયી વસ્તુ નાશવિનાની છે કે જેમાં હું વિશ્વાસ બાંધું ? કોઇપણ નથી.[૨૧] આ જગતમાં જે જે વસ્તુ ઉત્પન્ન થયેલી છે તે કોઇપણ વિનાશવિનાની નથી માટે ક્રિયાઓ કરવાથી પણ કયી સાચી વસ્તુ મળે એમ છે અને ક્રિયાઓ છોડી દેવાથી કયી સાચી વસ્તુ મળે એમ છે ? કશું નથી.[૨૨] આ મિથ્યાજ ઉત્પન્ન થયેલો દેહ ક્રિયાઓ કરે તોપણ ભલે અને ક્રિયાઓ ન કરે તોપણ ભલે. હું કે જે સર્વદા એકસ્થિતિવાળા શુદ્ધચૈતન્યરૂપ છું તેને ક્રિયા કરવાથી કશી હાનિ થવાથી નથી અને ક્રિયા ન કરવાથી કશો લાભ થવાનો નથી.[૨૩] હું નહિ મળેલી વસ્તુની ઇચ્છા નહિ કરૂં અને મળેલી વસ્તુનો ત્યાગ નહિ કરૂં. કેવળ મ્હારા સ્વરૂપમાંજ સ્વસ્થપણાથી રહીશ. મ્હારી પાસે જે છે તે ભલે રહ્યું.[૨૪] મ્હારે કરવાથી કે ન કરવાથી કાંઇપણ હાનિ કે લાભ નથી. કરવાથી કે ન કરવાથી જે વસ્તુ પ્રાપ્ત થાય તે દુઃખમયજ હોય અને મિથ્યાજ હોય.[૨૫] શાસ્ત્રથી તથા લોકાચારથી પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરૂં અથવા ન કરૂં તોપણ કોઈ વસ્તુની મને ઈચ્છા થાય એમ નથી કે જે વસ્તુને લેવાને હું યત્ન કરૂં.[૨૬] આમ છે એટલામાટે આ દેહ ભલે વ્યવહારના ક્રમથી પ્રાપ્ત થયેલી ચાલતી ક્રિયા કરે. કાંઇપણ ચલન નહિ મળવાથી દેહ સૂકાઈ જવાનોજ સંભવ છે તો દેહને સૂકાવી નાખવાનું પણ મ્હારે આવશ્યક નથી.[૨૭] સમતા પામેલું અને નિષ્કામ થયેલું મન વાસનાઓથી રહિત રહે તો, પ્રારબ્ધકર્મે પ્રાપ્ત કરેલાં દેહનાં ચલન અને અચલન એ બન્ને ફળમાં સરખાંજ છે. કોઇથીપણ પુણ્યનો કે પાપનો ઉદય થાય એમ નથી.[૨૮] કર્મોથી થયેલાં ફળોમાં જે કર્તાપણું અને ભોક્તાપણું થાય છે તે મનનેલીધેજ છે માટે મન જો શાંત થયું હોય તો કરેલું પણ ન કરેલું થાય

છે અને ભોગવેલું પણ નહિ ભોગવેલું થાય છે.[૨૯] જો પુરૂષને મનમાં કર્તા–ભોક્તાપણાનો અભિનિવેશ હોય તોજ કર્મો કરતાં પુરૂષને કર્તા–ભોક્તાપણું પ્રાપ્ત થાય છે. મ્હારૂં મન તો કર્તા–ભોક્તાપણાના અભિનિવેશરૂપી રોગથી રહિત થયું છે અને બુદ્ધિ આત્મપદના દૃઢનિશ્ચયવાળી થઈ છે માટે હું પાપ–પુણ્યોનાં ફળ મળવાની શંકાથી થતી તમામ અધીરતાને છોડીજ દઊંછું.[૩૦]

यो निश्चयोन्तः पुरुषस्य रूढः क्रियास्वसौ तन्मयतामुपैति ।
अनामयं मे पदमाहताधीरधीरतामंतरलं त्यजामि ॥ ३० ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'જનકનિશ્ચય' નામનો દશમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ११ मो* જનકરાજાએ ચિત્તને આપેલો બોધ

**वसिष्ठ उवाच ।** इति संचिंत्य जनको यथाप्राप्तां क्रियामसौ ।
असक्तः कर्तुमुत्तस्थौ दिनं दिनपतिर्यथा ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! તે જનકરાજા એ પ્રમાણે વિચાર કરીને, જેમ સૂર્ય અભિમાનથી રહિત રહીનેજ દિવસ કરવાનેવાસ્તે સમુદ્રમાંથી ઉઠે છે, તેમ અભિમાનથી રહિત રહીનેજ રાજરીતિથી પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરવાનેવાસ્તે મહેલમાંથી ઉઠ્યો.[૧] એ રાજાએ 'આ મ્હારૂં ઈષ્ટ છે અને આ મ્હારૂં અનિષ્ટ છે' એવી કલ્પનાઓ કરાવનારી વાસનાઓને ચિત્તમાંથી છોડી દઇને, જાગ્રત અવસ્થામાં પણ સુષુપ્તિવાળાજેવો નિરભિમાન રહીને પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરી.[૨] પૂજ્યલોકોને રાજી રાખવાપૂર્વક એ દિવસની સઘળી ક્રિયાઓને પહોંચી લઇને એ રાજાએ એવીને એવીજ ધ્યાનની લીલાથી એકલાએજ તે રાત્રિ કહાડી.[૩] જેમાંથી વિષયોસંબંધી ભ્રમણ શાંત થઇ ગયું હતું એવા પોતાના મનને સમાહિત કરીને રહેલા તે રાજાએ રાત્રિ વ્યતીત થઈ જવા આવી તે સમયમાં ( પરોઢીએ ) પોતાના ચિત્તને નીચે પ્રમાણે સમજાવ્યું.[૪]

જનકરાજા ચિત્તને સમજાવે છેઃ–હે ચંચળ ચિત્ત ! આ સંસાર ત્હારા સુખનેવાસ્તે નથી પણ દુઃખનેવાસ્તેજ છે. એટલામાટે તું સંસારની ખટપટને છોડી દઇને ઉપશમને ધારણ કર્ય. ઉપશમ ધરવાથી વિક્ષેપોવિનાનું સાચું સુખ મળે છે.[૫] જેમ જેમ તું રમત કરતાં કરતાં સંકલ્પોને ઉત્પન્ન કરે છે તેમ તેમ ત્હારી ખટપટને લીધે સંસાર મ્હોટો થતો આવે છે અને જેમ પાણીના સેચનથી વૃક્ષ સેંકડો શાખાઓવાળું થઈ જાય, તેમ સેંકડો શાખાઓવાળો થાય છે. અરે શઠચિત્ત ! જેમ જેમ તું ભોગોની ઈચ્છા કરતું જાય છે તેમ તેમ તને અસંખ્ય વ્યથાઓ ઉત્પન્ન થતી આવે છે. કારણ કે જન્મ–મરણ આદિ સંસારની સૃષ્ટિઓ વાસનાઓના જાળના વિલાસથીજ થાય છે. આમ છે એટલામાટે તું વિચિત્રચિંતાઓને છોડી દઇને ઉપશમ પામ્ય.[૬-૮] તું વિવેક રાખીને આ ચપળસંસારની સૃષ્ટિને અને ઉપશમના સુખને કાંટામાં નાખીને જોખી જો. પછી જો તને સંસારની સૃષ્ટિમાં સાર જોવામાં આવે તો તેનેજ વળગી રહેજે.[૯] સંસારમાં આસ્થા રાખવી એ

* આ અગીઆરમા સર્ગમાં જનકરાજાએ દિવસનું કૃત્ય કરી લીધું અને પાછો રાત્રિ વ્યતીત થવાના સમયમાં ઘણા ઘણા વિચિત્રવિવેકોથી ચિત્તને બોધ આપ્યો એ કથા કહેવામાં આવશે.

નિસ્સારજ છે એટલામાટે તે આસ્થાને છોડી દે. 'આ પ્રિય છે' એમ સમજીને કોઈ વસ્તુનું ગ્રહણ કર્ય નહિ અને 'આ અપ્રિય છે' એમ સમજીને કોઇ વસ્તુનો ત્યાગ કર્ય નહિ, પણ કેવળ સાક્ષીને પામવાની ઈચ્છાથી સ્વતંત્રરીતે મોજ કર્ય.[૧૦] હે ભલાચિત્ત! કોઈ પદાર્થ પ્રથમ ન હોય અને પાછળથી તને મળે અથવા કોઈ પદાર્થ પ્રથમ મળ્યો હોય અને પાછળથી જતો રહે તો તેના ગુણ-દોષોથી ત્હારે કોઇ જાતની હર્ષ-શોક આદિરૂપ વિષમતા ધરવી નહિ.[૧૧] ત્હારે દૃશ્યવસ્તુની સાથે લેશમાત્ર સંબંધ નથી. કારણ કે દૃશ્યવસ્તુ મુદ્દલ છેજ નહિ. જે વસ્તુ મુદ્દલ નજ હોય તેની સાથે સંબંધ વળી કેવો હોય? નજ ઘટે.[૧૨] તું પણ મિથ્યા છે અને દૃશ્યવસ્તુ પણ મિથ્યા છે માટે ત્હારે અને દ્રશ્યવસ્તુને સંબંધ છેજ નહિ. વાંઝણીના પુત્રને અને આકાશના ફૂલને સંબંધ છે, એમ જે બોલવું એતો વિચિત્ર અને અપૂર્વ અક્ષરોજ કહેવાય.[૧૩] કદાચ દૃશ્યવસ્તુ મિથ્યા હોય અને તું તો સાચું હોય તોપણ ત્હારે અને દૃશ્યવસ્તુને સંબંધ ઘટતો નથી. સાચાને અને ખોટાને સંબંધ કેમ ઘટે? મુવાને અને જીવતાને સંબંધ તે હોય? એ તુંજ કહે.[૧૪] હે ચિત્ત! કદાચ તું પણ સર્વદા હોય અને દૃશ્યવસ્તુ પણ સર્વદા હોય, તો કદીપણ ઈષ્ટવસ્તુનો વિયોગ થવો ઘટતો નથી. માટે હર્ષ કે શોક કરવાનો અવકાશજ નથી.[૧૫] હે ચિત્ત! આમ છે એટલામાટે વિષયોના ચિંત્વનરૂપી મ્હોટી ચિંતાને છોડી દે અને મુંગું રહીને સ્વરૂપમાં સ્થિતિ કરવાનોજ ઉત્સાહ ધર્ય. આ વિક્ષેપરૂપી સમુદ્રમાં પડીને હાલકલોલક થવારૂપી ભુંડી સ્થિતિને છોડી દે.[૧૬] હે સમજુ ચિત્ત! તું રમતને વાસ્તે કરેલા દારૂના દડાની પેઠે સળગીને પોતાની મેળેજ અમથું અમથું ઉછળ્યા કરે છે તો હવે તેમ કરવું છોડી દે. મોહરૂપી મેલને પ્રાપ્ત થઇને અભાગીયું થા નહિ.[૧૭] હે શઠમન! આ દૃશ્યવર્ગમાં કોઈ પણ એવી સર્વોત્તમ વસ્તુ નથી કે જે મળવાથી તને અત્યંત પરિપૂર્ણતા મળે. આમ છે એટલામાટે વૈરાગ્ય આદિના બળથી અત્યંત ધીરજ રાખી, પરબ્રહ્મનો આશ્રય કરીને ત્હારી ચંચળતાને છોડી દે.[૧૮] **न तदिहास्ति समुन्नतमुत्तमं व्रजसि येन परां परिपूर्णताम् । तदवलंब्य बलादतिधीरतां जहिहि चंचलतां शठ रे मनः ॥ १८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ચિત્તાનુશાસન' નામનો અગીઆરમો સર્ગ સંપૂર્ણ૧૧.**

## सर्ग १२ मो* જનકરાજાની સ્થિતિ, વિચાર તથા બુદ્ધિનું માહાત્મ્ય

**वसिष्ठ उवाच । एवं विचारयंस्तत्र स्वराज्ये जनको नृपः ।**
**चकाराखिलकार्याणि न मुमोह च धीरधीः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ! એ રીતે વિચાર કરતો જનકરાજા પોતાના રાજ્યમાં સઘળાં કાર્ય કરવા લાગ્યો અને ધીરતાનેલીધે આગળની પેઠે મોહ ન પામવા લાગ્યો.[૧] એનું મન વિષયોના આનંદમાં ઉલ્લાસ પામવા ન લાગ્યું પણ સુષુપ્તિમાં રહેલાની પેઠે વિક્ષેપથી રહિતજ રહેવા લાગ્યું.[૨] ત્યારથી માંડીને એ રાજા દૃશ્યનું ગ્રહણ પણ ન કરવા લાગ્યો અને દૃશ્યનો ત્યાગ પણ ન કરવા લાગ્યો પણ કેવળ નિશ્શંકપણાથી વર્તમાનમાંજ સંતોષ માનીને રહેવા

* આ બારમા સર્ગમાં જનકરાજાની જીવન્મુક્તપણાની સ્થિતિ અને વિચારનું તથા બુદ્ધિનું વિચિત્ર માહાત્મ્ય વિસ્તારથી કહેવામાં આવશે.

લાગ્યો.[૩] જેમ આકાશ ધૂળરૂપ કલંકને પ્રાપ્ત થતું નથી, તેમ સર્વદા સદાચારવાળો અને જેણે અનાદિકાળથી પ્રાપ્ત થયેલી અહંતા–મમતા તુરત છોડી દીધી હતી એવો એ રાજા ફરીથી કદીપણ અહંતા–મમતારૂપી મલિનતાને પ્રાપ્ત થયો નહિ.[૪] એ પ્રમાણે પોતાના સ્વરૂપના વિવેકનું અનુસંધાન કરવાનેલીધે તે રાજાનું અખંડ બ્રહ્માકાર યથાર્થજ્ઞાન અત્યંત નિર્મળ થયું.[૫] જેમ આકાશમાં વાદળાંઓથી નહિ ઢંકાયેલાં કિરણોવાળો અને ગ્રહણ આદિના સંબંધવિનાનો ચોખ્ખો સૂર્ય ઉદય પામે છે, તેમ તે રાજાના હૃદયમાં વિક્ષેપોથી નહિ ઢંકાયેલા પ્રકાશવાળો અને અજ્ઞાનના સંબંધવિનાનો પ્રબોધ ઉદય પામ્યો.[૬] બ્રહ્માકાર મનથી રહેતો અને સર્વ પદાર્થોના મૂળતત્ત્વને જાણતો એ રાજા સઘળા પદાર્થોને આત્મામાંજ રહેલા અને આત્માથી અભિન્નજ દેખવા લાગ્યો.[૭] 'સઘળો વ્યવહાર માયાનુંજ સ્વરૂપ છે અને તેમ હોવાથી આત્માને તેની સાથે કશો સંબંધ નથી' એમ સમજવાથી જેનું મન સમતામાંજ રહ્યું હતું એવો એ રાજા કોઇ પણ પ્રસંગમાં રાજી નહિ થતો હતો અને કોઈ પણ પ્રસંગમાં ખેદ પામતો નહિ હતો.[૮] સહુને માન દેનારો અને જગતના પરમતત્ત્વને જાણતો એ જુનો જ્ઞાની જનકરાજા ત્યારથી માંડી જીવન્મુક્ત થયો છે.[૯] માણસોને જીવિતજેવો પ્યારો એ જનકરાજા વિદેહદેશનું રાજ્ય કરે છે તોપણ દેહાભિમાનને પરાધીન થઇને કોઇ પણ સમયે હર્ષથી કે શોકથી વિહ્વલ થતો નથી.[૧૦] કાંઈ અવળું થઈ જવાથી ગ્લાનિ પામતો નથી અને સવળું થવાથી પ્રફુલ્લિત થતો નથી. રાજ્યમાં કોઈ અનર્થ ઉઠવાથી કચવાઇ જતો નથી અને અર્થો થવાથી રાજી થતો નથી.[૧૧] એ રાજા સઘળા વ્યવહારોને કરતાં છતાં પણ ક્યાંય કાંઈ પણ કરતો નથી પરંતુ સર્વદા કેવળ ચૈતન્યની અંદરજ રહ્યા કરે છે.[૧૨] જેમ સુષુપ્તિ અવસ્થામાં રહેલા માણસને સઘળા પદાર્થોમાંથી ભાવનાઓ સર્વથા નિવૃત્ત થયેલી હોય છે, તેમ જનકરાજાને પણ વાસનાઓ સઘળા પદાર્થોમાંથી સર્વથા નિવૃત્ત થયેલી છે.[૧૩] એ રાજા ભવિષ્યની ચિંતા કરતો નથી, ગઇ વાતનું અનુસંધાન કરતો નથી પણ કેવળ વર્તમાનકાળના વિષયને મનથી હસતો હસતો અનુસરે છે.[૧૪] હે કમળસરખાં નેત્રોવાળા રામ ! એ રાજાને બ્રહ્મવિદ્યા પોતાના વિચારનેલીધેજ સંપૂર્ણરીતે પ્રાપ્ત થઈ છે પણ ગુરૂનું સેવન કરવા આદિ બીજાપ્રકારથી પ્રાપ્ત થઈ નથી.[૧૫] જ્યાંસુધી વિચારોનો છેડો (સંપૂર્ણ બ્રહ્મવિદ્યા) પ્રાપ્ત થાય ત્યાંસુધી પોતાના મનથીજ વિચાર કર્યા કરવો જોઇએ.[૧૬] સજ્જનના સમાગમનેલીધે ઉદય પામેલા વિચારવડે સ્વચ્છ થયેલા હૃદયથી જેવું ફળ તુરત મળે છે, તેવું પુણ્યોથી, શાસ્ત્રાર્થથી કે ગુરૂથી પણ તુરત મળતું નથી.[૧૭] હે રામ ! વિચાર આદિ ભૂષણોથી શણગારેલી પોતાની બુદ્ધિરૂપી સખીની સહાયતાથીજ બ્રહ્મપદ મળે છે, બીજી કોઈ ક્રિયાથી મળતું નથી.[૧૮] જે પુરૂષની પાસે તીક્ષ્ણ અગ્રવાળી અને પૂર્વાપરનો વિચાર કરવામાં સમર્થપણાવાળી બુદ્ધિરૂપી દીવાની જ્વાળા હોય તે પુરૂષને અજ્ઞાનરૂપી અંધકાર નડતુંજ નથી.[૧૯] હે મ્હોટીબુદ્ધિવાળા રામ ! જે આપદાઓ દુઃખોરૂપી કલ્લોલોથી સંકુલ હોય અને ઉતરવાને અશક્ય હોય તેઓમાં પણ બુદ્ધિરૂપી વહાણથી ઉતરી શકાય છે.[૨૦] જેમ અત્યંત નબળા 'ઉલપ' નામના ખડને અલ્પ અલ્પ પવનની લહેર પણ કંપાયમાન કરે છે, તેમ બુદ્ધિવિનાના મૂઢમાણસને ન્હાની આપદા પણ કંપાયમાન કરી નાખે છે.[૨૧] હે શત્રુઓનું મર્દન કરનારા રામ ! બુદ્ધિમાન્ પુરૂષ સહાયવિનાનો હોય અને શાસ્ત્રવિનાનો હોય તોપણ

સંસારરૂપી સમુદ્રમાંથી ઉતરે છે, કેમ કે સંસારરૂપી સમુદ્ર કેવળ જ્ઞાનમાત્રથી બાધિત થઈ જાય છે.[૨૨] બુદ્ધિમાન પુરૂષ સહાયવિનાનો હોય તોપણ કાર્યના છેડાને પહોંચે છે અને મૂર્ખ-પુરૂષ સહાય આદિની સંપત્તિથી કાર્યના છેડાને પહોંચીને પણ પાછો ભ્રષ્ટ થાય છે.[૨૩] જેમ ફળની પ્રાપ્તિનેવાસ્તે પ્રથમ જળના સેચનથી તથા સંરક્ષણથી લતાને વધારવી જોઈએ, તેમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનેવાસ્તે પ્રથમ શાસ્ત્રોનાઅને સજ્જનોનાસંગોથી બુદ્ધિને વધારવી જોઇએ.[૨૪] જેમ ચંદ્રનું બિંબ સમયસર ઉત્તમ પ્રકાશ આપે છે, તેમ બુદ્ધિના બળરૂપી મ્હોટાં મૂળવાળું શુભ ઉદ્યમરૂપી વૃક્ષ સમયસર અત્યંત મીઠું ફળ આપે છે.[૨૫] બહારના ધન આદિ પદાર્થોને મેળવવામાં જેવો યત્ન કરવામાં આવે છે તેવોજ યત્ન પ્રથમ બુદ્ધિને વધારવામાં કરવો જોઇએ.[૨૬] બુદ્ધિનું મંદપણું કે જે સઘળાં દુઃખોની પરાકાષ્ઠારૂપ છે, આપદાઓના મ્હોટા ખજાનારૂપછે અને સંસારોરૂપી વૃક્ષોના બીજરૂપ છે તેનો વિનાશજ કરવો જોઇએ.[૨૭] પૃથ્વીના રાજ્યમાંથી, પાતાળના રાજ્યમાંથી તથા સ્વર્ગના રાજ્યમાંથી જે સુખ મળે છે તે સઘળું સુખ મહાત્માપુરૂષને બુદ્ધિરૂપી ખજાનામાંથી મળે છે.[૨૮] હે રામ! સંસારરૂપી ભયંકર સમુ-દ્રમાંથી બુદ્ધિવડેજ ઉતરાય છે પણ દાનો કરવાથી, તીર્થો કરવાથી કે તપ કરવાથી ઉતરાતું નથી.[૨૯] કેટલાએક પૃથ્વીમાં ફરનારા પુરૂષો પણ દેવતાઓની સંપત્તિને પામ્યા છે તો એ સઘળું બુદ્ધિરૂપી પવિત્રલતામાંથી મીઠું ફળ પ્રાપ્ત થયું છે એમ સમજવું.[૩૦] નખોથી મ્હોટા મ્હોટા મદોન્મત્ત હાથીઓને પણ ફાડી નાખનારા સિંહોને પણ, જેમ સિંહો હરણોને જીતી લે છે, તેમ શીઆળીયાંઓએ બુદ્ધિથીજ જીતી લીધા છે.[૩૧] સામાન્યમાણસોએ પણ બુદ્ધિના પ્રભાવથી રાજાઓની પદવીઓ મેળવી છે. બુદ્ધિમાન માણસનેજ સ્વર્ગની તથા મોક્ષની પણ યોગ્યતા પ્રાપ્ત થયેલી જોવામાં આવે છે.[૩૨] કેટલાએક વાદીઓ પોતે અત્યંત બ્હીકણ છતાં પણ બુદ્ધિનેલીધેજ શાસ્ત્રાર્થમાં અનેક વિકલ્પો પૂછીને મ્હોટા યોદ્ધાઓજેવા સામા વાદીઓને પણ જીતી લે છે.[૩૩] વિવેકીપુરૂષને હૃદયરૂપી ભંડારમાં રહેલો બુદ્ધિરૂપ ચિંતામણિ ધારેલું ફળ આપે છે. હૃદયરૂપી નંદનવનમાં રહેલી બુદ્ધિરૂપી કલ્પવૃક્ષની લતા ધારેલા ફળને આપ્યા વિના રહેજ નહિ.[૩૪] બુદ્ધિની યોજના કરી જાણનારો પુરૂષ બુદ્ધિથી સંસારના પારને પહોંચે છે પણ મૂર્ખમાણસ પોતાની પાસે બુદ્ધિ છતાં પણ તેની યોજના કરી જાણનારો નહિ હોવાનેલીધે સંસારના પારને પહોંચતો નથી.[૩૫] વહાણની યોજના કરી જાણનારો વહાણવાળો માણસ સમુદ્રના પારને પામે છે પણ જે માણસ પોતાની પાસે વહાણ છતાં પણ વહાણની યોજના કરી જાણતો ન હોય તે માણસ સમુદ્રના પારને પામતો નથી. જેમ સમુદ્રમાં ભમતું વહાણ યોગ્યરસ્તે યોજવામાં આવે તો પાર પમાડે છે અને અયોગ્યરસ્તે યોજવામાં આવે તો ડૂબાડી દે છે, તેમ સંસારમાં ભમતી બુદ્ધિ પણ જો વિવેક તથા વૈરાગ્ય આદિરૂપ યોગ્યમાર્ગે યોજવામાં આવે તો સંસારના પારને પમાડે છે અને રાગ-દ્વેષ આદિ અયોગ્યમાર્ગે યોજવામાં આવે તો સંસારમાં ડૂબાડી દેછે.[૩૬] જેમ બખ્તરવાળા માણસને શસ્ત્રો અડચણ કરી શકતાં નથી, તેમ મોહવિનાના વિવેકીપુરૂષને આશાઓના સમૂહોમાંથી ઉઠનારા રાગ-દ્વેષાદિક દોષો અડચણ કરી શકતા નથી.[૩૭] હેરામ! બુદ્ધિથી આ સઘળું જગત બ્રહ્મસ્વરૂપજ જોવામાં આવે છે અને જેને સઘળું જગત બ્રહ્મસ્વરૂપ જોવામાં આવે તેને વિપત્તિઓથી ખેદ કે સંપત્તિઓથી આનંદ પ્રાપ્ત થતોજ નથી.[૩૮] અહંકારરૂપી

પ્રબળ કાળો મેઘ કે જે આત્મારૂપી સૂર્યને ઢાંકી દેનાર છે, જડ સ્વભાવવાળો છે, અને વિસ્તીર્ણ છે તેને બુદ્ધિરૂપી વાયુ ઉડાવી દે છે.[૩૯] જેમ ફળને ઈચ્છતો ખેડુત સહુથી પ્રથમ, ખેડ કરીને પૃથ્વીનેજ સારી કરે છે, તેમ સર્વોત્તમબ્રહ્મપદને પામવાને ઇચ્છતા પુરૂષે સહુથી પ્રથમ, વિવેક શીખાવવાથી બુદ્ધિનેજ નિર્મળ કરવી જોઇએ.[૪૦] **पदमतुलमुपैतुमिच्छतोच्चैः प्रथममियं मतिरेव लालनीया। फलमभिलषता कृषीवलेन प्रथमतरं ननु कृष्यते धरैव ॥ ४० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'પ્રજ્ઞામાહાત્મ્ય' નામનો બારમો સર્ગ સંપૂર્ણ**

---

## सर्ग १३ मो* ચિત્તને શાંત કરવાના ઉપાયો

**वसिष्ठ उवाच । एवं जनकवद्राम विचार्यात्मानमात्मना ।**
**पदं विदितवेद्यानामविघ्नेनाधिगच्छसि ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેમ જનકરાજા પોતાથીજ પોતાના આત્માનો વિચાર કરીને, નિર્વિઘ્નરીતે બ્રહ્મવેત્તાઓની પદવીને પામ્યો છે, તેમ તમે પણ જો પોતાથીજ પોતાના આત્માનો વિચાર કરશો તો નિર્વિઘ્નરીતે બ્રહ્મવેત્તાઓની પદવીને પામશો.[૧] જેઓ છેલ્લા જન્મવાળા રાજસ–સાત્વિક જાતિવાળા સમજુ પુરૂષો હોય છે તેઓ જનકરાજાની પેઠે પોતાની મેળેજ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે[૨]. 'ઇંદ્રિયો' નામના શત્રુઓને ત્યાંસુધી વારંવાર જીત્યા કરવા જોઇએ કે જ્યાંસુધી આ આત્મા પોતાની મેળેજ પોતાના સ્વરૂપમાં નિર્મળ થઇને રહે.[૩] સર્વ ઇંદ્રિયોનો નિયંતા અને સર્વવ્યાપક આત્મારૂપી નિર્મળ દેવ પોતાથીજ જોવામાં આવે ત્યારે સઘળા દુઃખોના દેખાવો ક્ષય પામી જાય છે.[૪] અહંતા–મમતા આદિ કુદૃષ્ટિઓ કે જેઓ મોહ-રૂપી બીજોની મુઠીઓ (ઓરણીઓ) રૂપ છે અને વિવિધપ્રકારની આપદાઓની વૃષ્ટિઓરૂપ છે તેઓ આત્માનું દર્શન થતાં તુરતજ નષ્ટ થઇ જાય છે.[૫] હે રામ ! તમે વિવેકવાળી બુદ્ધિથી જનકરાજાની પેઠે પોતાના આત્માને સર્વના અધિષ્ઠાનભૂત બ્રહ્મ જાણીને અને સાક્ષાત અનુ-ભવીને સર્વોત્તમ પરમપુરૂષાર્થરૂપી લક્ષ્મીવાળા થાઓ.[૬] જે પુરૂષ મનમાં નિત્ય આત્મવિચાર કર્યા કરતો હોય અને જગતને અનિત્ય તથા ભ્રમણસ્વભાવવાળું જોયા કરતો હોય તેનું ચિત્ત જનકરાજાના ચિત્તની પેઠે પોતાની મેળે સ્વચ્છ થઇ જાય છે.[૭] સંસારથી ભય પામેલા લોકોને પોતાના પ્રયત્નવિના દૈવ, કર્મો, ધનો કે બાંધવો કોઇપણ રક્ષક થાય એમ નથી.[૮] જેઓ પ્રયત્ન કરવામાં તથા વિવેક આદિનું સંપાદન કરવામાં કેવળ દૈવઉપરજ આધાર રાખે છે અને 'દૈવ પ્રતિકૂળ હશે તો હજારો યત્નો કરવાથી પણ શું થવાનું છે' ઇત્યાદિક દુષ્ટકલ્પનાઓ કર્યા કરે છે તેઓની વિનાશ આપનારી અભાગણી મતિને અનુસરવું નહિ.[૯] હે રામ ! પરમ-વિવેકનો આશ્રય લઈ, પોતાથીજ પોતાને જોઈ, વૈરાગ્યથી સંપન્ન થયેલી બુદ્ધિવડે સંસારરૂપી સમુદ્રને તરવો જોઇએ.[૧૦] હે રામ ! સુખ આપનારી અને અજ્ઞાનરૂપી વૃક્ષને કાપી નાખનારી જે જ્ઞાનની પ્રાપ્તિ, આકાશમાંથી પડેલા ફળની પ્રાપ્તિની પેઠે અચાનક થાય છે તેવિષે મ્હેં તમને ઉદાહરણરૂપે આ જનકરાજાની આખ્યાયિકા કહી.[૧૧] જે પુરૂષ જનકરાજાની પેઠે સારી-

---

* આ તેરમા સર્ગમાં જનકરાજાના વિચારને દૃષ્ટાંતરૂપ કરીને ચિત્તને શાંત કરવાના ઉપાયો વિસ્તા-રથી યુક્તિપૂર્વક કહેવામાં આવશે.

બુદ્ધિવાળો હોય અને પોતાની મેળેજ વિચાર કરનારો હોય તેના હૃદયમાં રહેલો આત્મા પ્રાતઃ-કાળના કમળની પેઠે પોતાની મેળેજ પ્રકાશિત થાય છે.[૧૨] જેમ તડકાથી શાતપણું હરાઈ જતાં, હિમ પીગળી જઇને નષ્ટ થઈ જાય છે, તેમ વિચારથી અહંતા–મમતા હરાઈ જતાં, વિચિત્રપ્રકારની સંસારની કલ્પના ગળી જઇને નષ્ટ થઇ જાય છે.[૧૩] 'આ દેહજ હું છું' એવી ખોટી સમજણરૂપી રાત્રિનો ક્ષય થાય ત્યારે સર્વવ્યાપક અને મ્હોટા વિસ્તારવાળો સ્વરૂપરૂપી સૂર્યનો પ્રકાશ પોતાની મેળેજ પ્રવર્તે છે.[૧૪] 'આ દેહજ હું છું' એવી ટુંકી સમજણરૂપી સંકોચ નષ્ટ થઇ જાય ત્યારે પોતાનો અનંત ભુવનોમાં વ્યાપ્ત થનારો ભારે વિસ્તાર થાય છે.[૧૫] હે ઉત્તમબુદ્ધિવાળા રામ ! જેમ જનકરાજાએ મનમાં વિચાર કરીને અહંકારની વાસનાને છોડી દીધી, તેમ તમે પણ મનમાં વિચાર કરીને અહંકારની વાસનાને છોડી દો.[૧૬] અહંકારરૂપી વાદળાંનો ક્ષય થાય ત્યારે નિર્મળ થયેલા વિસ્તીર્ણ ચૈતન્યરૂપી આકાશમાં સ્વરૂપ-દર્શનરૂપી સૂર્ય અત્યંત પ્રકાશિત થાય છે.[૧૭] 'જે દેહ છે તે હું છું' એવી જે ભાવના કરવી એજ મ્હોટું અંધારૂં છે. એ અંધારૂં શાંત કરવામાં આવે ત્યારે આત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે.[૧૮] 'અહંતાના વિષયરૂપ દેહાદિક પણ નથી અને મમતાના વિષયભૂત સ્ત્રી–પુત્રાદિક પણ નથી, પણ એઓનો જે સાક્ષી છે તે નથી, એમ નથી' એવી ભાવનાથી પ્રશાંતિ પામેલું મન, પછી વિષયોમાં ગળકાં ખાતું નથી.[૧૯] હે રામ ! મનને ગ્રાહ્ય સમજાયેલા પદાર્થોમાં જે અત્યંત રાગ છે અને ત્યાજ્ય સમજાયેલા પદાર્થોમાં જે અત્યંત દ્વેષ છે તેજ બંધન છે એમ સમજો, બીજું કાંઈ બંધન નથી.[૨૦] તમે ત્યાજ્યપદાર્થોઉપર દ્વેષ રાખો નહિ અને ગ્રાહ્યપદાર્થોઉપર રાગ રાખો નહિ. 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવીરીતના બન્ને વિચારોને છોડી દઈ, આત્મામાંજ રહીને વિક્ષેપરૂપી મેલથી રહિત થાઓ.[૨૧] જેઓની 'આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે' એવી ભેદબુદ્ધિ નષ્ટ થઈ હોય છે તેઓ કોઈ વસ્તુને ઈચ્છતા પણ નથી અને કોઇ વસ્તુને છોડી દેતા પણ નથી.[૨૨] જ્યાંસુધી ચિત્તમાંથી 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી બે કલ્પનાઓ ક્ષીણ ન થઈ હોય ત્યાંસુધી, જેમ વાદળાંવાળા આકાશમાં ચાંદની પ્રકાશતી નથી, તેમ તેમાં સમતા (બ્રહ્માત્મકપણું) પ્રકાશતી નથી.[૨૩] જેનું મન 'આ પદાર્થ સારો છે માટે ગ્રાહ્ય છે અને આ પદાર્થ ખરાબ છે માટે ત્યાજ્ય છે' એવીરીતની ચપળતા કર્યા કરતું હોય તે પુરૂ-ષમાં, જેમ સાગના ઝાડમાં મંજરી ઉદય પામતી નથી, તેમ સમતા ઉદય પામતી નથી.[૨૪] 'આ વસ્તુ અનુકૂળ છે માટે મળે તો ઠીક અને આ વસ્તુ પ્રતિકૂળ છે માટે તે મને કદી પણ પ્રાપ્ત ન થાય તો ઠીક' એવીરીતની ભેદબુદ્ધિવાળા પુરૂષમાં વૈરાગ્યથી પ્રકાશ પામનારી સમતા અને સ્વચ્છતા ક્યાંથી હોય ?[૨૫] "આનંદૈકરસ બ્રહ્મતત્ત્વ કે જે એકજ છે તેથી કોઈ પદાર્થો ભિન્ન નથી' એમ વિચારવામાં આવે તો સઘળા પદાર્થો પોતાનું સ્વરૂપજ હોવાથી અનુકૂળ છે માટે કોઈ પણ અયોગ્ય નથી અને ભિન્ન વિચારવામાં આવે તોપણ આત્મા અસંગ છે તેથી કોઈ પદાર્થોનો તેને સ્પર્શ નહિ હોવાથી કોઈ પદાર્થ અનુકૂળ પણ ઠરતો નથી અને કોઇ પદાર્થ પ્રતિકૂળ પણ ઠરતો નથી માટે યોગ્યાયોગ્યપણું છેજ નહિ.[૨૬] ચિત્તરૂપી ઝાડમાં જ્યાં-સુધી ઇષ્ટની આશંકારૂપી અને અનિષ્ટની આશંકારૂપી બે ચંચળ વાંદરીઓ ઠેક્યા કરતી હોય ત્યાંસુધી તે ઝાડ કંપાયમાન થયાવગર કેમજ રહે ?[૨૭] જેની ત્યાજ્યપણાની અને ગ્રાહ્યપણાની

ભેદબુદ્ધિ ટળી હોય એવા વિચક્ષણમનુષ્યમાં આશાઓથી રહિતપણું, ભયથી રહિતપણું, સ્થિરપણું, સમપણું, જ્ઞાનીપણું, મનની ચંચળતાથી રહિતપણું, શરીરની ચેષ્ટાઓમાં કર્તાપણાના અભિનિવેશનો અભાવ, ધીરજ, સર્વની સાથે મિત્રભાવ, મનન કરનારપણું, સંતોષ, કોમળપણું અને કોમળ બોલવાપણું એટલા ગુણો અવશ્ય રહે છે પરંતુ તે ગુણો રહેતાં છતાં પણ તે પુરૂષના ચિત્તમાં તેઓની વાસના બંધાઈ જતી નથી.[૨૮,૨૯] જેમ નીચાપ્રદેશમાં વહ્યા જતા પાણીને પાળથી રોકી લેવામાં આવે છે, તેમ વિષયોમાં દોડતા ચિત્તને પ્રત્યાહારથી (વિષયોમાંથી ઇંદ્રિયોનું પરાવર્તન કરીને) બળાત્કારે રોકી લેવું.[૩૦] એ રીતે બાહ્યવિષયોમાં થતા અભિમાનનો ત્યાગ કરીને તે પછી ચિત્તની અંદર સ્ફુરતી તે વિષયોની વાસનાઓને પણ છોડી દેવી. ઉભા રહેતાં, ચાલતાં, સૂતાં અને શ્વાસ લેતાં પણ સર્વકાળમાં સઘળીરીતે તે તે વિષયોના મિથ્યાપણાનો વિચાર કર્યા કરવો, એ ચિત્તની અંદર સ્ફુરતી તે વિષયોની વાસનાઓને છોડી દેવાનો ઉપાય છે.[૩૧] વાસનાઓરૂપી જાળ કે જે તૃષ્ણાઓરૂપી માછલીઓને પકડયા કરે છે, મોહરૂપી શેવાળોથી મલિન છે, સંસારરૂપી જળમાં પ્રસરેલી છે અને ચિંતાઓરૂપી દોરાઓથી રચાયેલી છે તેને ઉપર કહેલી સુબુદ્ધિરૂપી તીક્ષ્ણકાતરથી કાપી નાખો.[૩૨] જેમ વિસ્તીર્ણ આકાશમાં સમયસર ચાલવા લાગેલા વંટોળીયાથી વાદળાં કપાઇ જાય છે, તેમ અતિવિસ્તીર્ણ બ્રહ્મપદમાં સમયસર પ્રવર્તવા લાગેલી બુદ્ધિથી વાસનાઓ કપાઇ જાય છે.[૩૩] હે રામ ! આ સંસારરૂપી વૃક્ષનું અજ્ઞાનરૂપી મૂળ કે જે હજારો દોષોરૂપી અંકુરોને ઉત્પન્ન થવાના સ્થાનકરૂપ છે તેને, બ્રહ્મભાવમાં સ્થિરતા રાખવારૂપી ધીરજથી સમર્થ થયેલી બુદ્ધિવડે કાપી નાખો.[૩૪] જેમ ઝાડમાંથી બનેલા કુવાડાથી ઝાડને કાપી નાખવામાં આવે છે, તેમ મનથી ઉત્પન્ન થયેલા વિવેકથી મનને કાપી નાખી, તુરતજ પવિત્રપદને પ્રાપ્ત થઈને તેમાંજ સ્થિર રહો.[૩૫] મનથી ઉત્પન્ન થયેલા વિવેકથી મનની ભૂતકાળની વૃત્તિઓને, ભવિષ્યનું ચિંતવન કરવાના ત્યાગથી મનની વર્તમાનકાળની વૃત્તિઓને અને વાસનાઓના ઉચ્છેદથી મનની ભવિષ્યકાળની વૃત્તિઓને કાપી નાખો એટલે તમારો સંસારજ કપાઈ જશે.[૩૬] સંસારનું વિસ્મરણ કરવામાં આવે તો મોહ ફરીવાર અંકુરિત થતો નથી અને ચિત્તનું વિસ્મરણ કરવામાં આવે તો સંસાર ફરીવાર અંકુરિત થતો નથી.[૩૭] માટે હે રામ ! ઉભા રહેતાં, ચાલતાં, સૂતાં, જાગતાં, રહેતાં, ઊંચે જતાં અને પડતાં પણ તમે 'આ સંસાર અનિત્યજ છે, એવો નિશ્ચય કરીને જગતની સત્યતાના વિશ્વાસનો ત્યાગ કરો.[૩૮] હે રાઘવ ! એ પ્રમાણે સંપૂર્ણરીતે સમાનબુદ્ધિનો આશ્રય કરીને, ઉપસ્થિત થયેલાં કાર્યોને કરો અને અપ્રાપ્ત કાર્યોની ચિંતા નહિ કરતાં, આ સંસારમાં વિચરો.[૩૯] જેમ પૃથ્વી આદિ આઠ મૂર્તિઓવાળા કહેવાતા સદાશિવ ચૈતન્યરૂપે એક મૂર્તિને ધરતા નથી અને અધિષ્ઠાનરૂપે સઘળી મૂર્તિઓને ધરે છે, તેમ તમે પણ સ્વરૂપથી એક કાર્ય કરો નહિ, અને સામીપ્યમાત્રથી સઘળાં કાર્ય કરો.[૪૦] તમેજ વાસ્તવિક સત્ય છો, અજન્મા છો, આત્મા છો અને મહેશ્વર છો. તમે પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ નહિ થતાંજ કેવળ પોતાની ભૂલથી આ આવડાબધા જગતને વિસ્તારી દીધું છે.[૪૧] જે તત્ત્વવેત્તા પુરૂષ સર્વદૃશ્યોમાં આત્માપણાનીજ ભાવના રાખીને અન્યપણાની ભાવના છોડી દે તેને હર્ષ, ક્રોધ તથા ખેદ એઓથી થતા વિકારો વળગતા નથી.[૪૨] જે પુરૂષ રાગ–દ્વેષથી રહિત હોય, ઢેફાંને, પથરાને તથા સોનાને પણ સમાન ગણતો હોય અને સંસારની વાસનાઓથી પણ

રહિત હોય તે પુરૂષ 'યુક્ત યોગી' કહેવાય છે.[43] એ પુરૂષ કાંઈ કરે, કાંઈ ભોગવે, કાંઇ આપે અને કોઇને મારી નાખે તોપણ તેની બુદ્ધિ તે તે કાર્યોમાં અભિમાનવિનાની હોય છે એટલા-માટે તે પુરૂષને સુખ–દુઃખમાં સમતાજ રહે છે.[44] 'આ સારૂં છે અને આ નરતું છે, આ પ્રિય છે અને આ અપ્રિય છે' એવી ભાવનાઓને છોડી દઇને, જે પુરૂષ 'પ્રાપ્ત થયેલું કામ કરવું' એટલીજ સમજણથી કાર્યોમાં પ્રવર્તે છે તે પુરૂષ કયાંય આસક્ત થતો નથી.[45] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! મન જો 'આ સઘળું ચૈતન્યની સત્તામાત્રજ છે' એવો નિશ્ચય રાખીને ભોગોના ચિંતવનનો ત્યાગ કરે તો શાંતિ પામે છે.[46] જેમ વનમાં માંસને નહિ મેળવી શકતો બિલાડો પોતાના જીવનનેવાસ્તે અને પોતાનાં બચ્ચાંઓના પોષણનેવાસ્તે માંસની લાલ-ચથી સિંહને અનુસરે, તેમ પોતે સિદ્ધ થવાને તથા જગતને સિદ્ધ કરવાને સમર્થ નહિ થઈ શકતું મન પોતાની સિદ્ધિનેવાસ્તે તથા જગતની સિદ્ધિનેવાસ્તે પોતાના સાક્ષીભૂત ચૈતન્યને અનુસરે છે. મન સાક્ષીચૈતન્યના અનુગ્રહવિના પોતે પણ સિદ્ધ થઈ શકતું નથી તથા જગ-તને પણ સિદ્ધ કરી શકતું નથી.[47] જેમ સિંહને અનુસરનારો બિલાડો સિંહના પરાક્રમથી મળેલા માંસનો ઉપભોગ કરે, તેમ મન ચૈતન્યની શક્તિથી મળેલા જગતનો ઉપભોગ કરે છે.[48] આમ હોવાથી મન મિથ્યાભૂતજ છે એમ સિદ્ધ થાય છે. એ મન ચૈતન્યના અનુગ્ર-હથી જીવે છે તથા ચૈતન્યના અનુગ્રહથીજ ચૈતન્યમાં જગતની ભાવના કરીને પોતે જગત-રૂપ થાય છે અને તેજ મન જો પાછું પોતાના સ્વરૂપના સ્મરણને પ્રાપ્ત થાય તો મનપણાને છોડી દઇને ચૈતન્યપણાને પણ પ્રાપ્ત થાય છે.[49] મન કે જે ચૈતન્યરૂપી દીવીવિના અને ચૈતન્યરૂપી બળવિના શબજેવું જડજ છે તે ચૈતન્યના અનુગ્રહવિના ગતિજ કેમ કરી શકે?[50] ચૈતન્યના સ્વભાવનેલીધેજ ચૈતન્યમાં ચલન થયાની જે ખોટી કલ્પના થાય છે તેજ મન છે અને તે મનરૂપી સર્પનો જે ફુંફાટો છે તેજ આ જગત છે, એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. જે બ્રહ્મ છે તેજ કાંઈક પોતાના સ્વરૂપને ભૂલી, જ્યારે સર્વદા 'અમુક પદાર્થ છે, અમુક પદાર્થ છે' એવા પ્રકારની સત્યજેવી કલ્પનારૂપ થઈને હૃદયમાં સ્થિર થાય છે ત્યારે મન કહેવાય છે. ઉદય પામેલી એ કલ્પના જ્યારે 'આ મન છે' એમ સમજાઇને જામી ગઈ ત્યારેજ પોતાના ચૈતન્યપણાને ભૂલી જઈ જડજેવી થઇને રહી.[51–55] વ્યાપકપણામાંથી ભ્રષ્ટ થઈ મનપણાને પામેલી એ પહેલી કલ્પના સંકલ્પ–વિકલ્પોને અનુસરીને 'આ વસ્તુ ત્યાજ્ય છે અને વસ્તુ ગ્રાહ્ય છે' એવી ગડબડ કર્યા કરે છે.[56] એરીતે જગતનું જે ચૈતન્ય છે તેજ પોતાની માયા-શક્તિનેલીધે મનરૂપ થયું છે એટલે જો કે જે મન છે તે ચૈતન્યજ છે તોપણ જ્યાંસુધી તેને શાસ્ત્રા-દિકથી સમજાવવામાં ન આવે ત્યાંસુધી તે પોતાના ચૈતન્યપણાને સમજતું નથી.[57] આમ છે એટલામાટે શાસ્ત્રના વિચારથી, ઉત્તમવૈરાગ્યથી અને ઈંદ્રિયોના નિગ્રહથી મનનું વલણ પોતાના સ્વરૂપતરફ કરાવવું જોઈએ.[58] સર્વ પ્રાણીઓની એ મનરૂપી કલ્પના જો વિજ્ઞાનથી તથા ઉપશમથી પોતાના સ્વરૂપને સમજે તો બ્રહ્મપણાને પ્રાપ્ત થાય છે અને ન સમજે તો જગતની ભાવના કરીને જગતમાં ભમ્યા કરે છે.[59] મનરૂપી કલ્પના કે જે મોહરૂપી મદિરાથી મત્ત થયેલી છે, વિષયોરૂપી ખાડાઓમાં લોટયા કરે છે અને પોતાના સ્વરૂપના અજ્ઞાનથીજ જડ થઈ ગયેલી છે તેને સમજાવવી જોઈએ.[60] એ મનરૂપી કલ્પના કે જે હૃદયની અંદર દેખાયા છતાં પણ

સંકલ્પથી રચાયેલા પ્રાસાદની પેઠે ખોટીજ છે તેને જ્યાંસુધી સમજાવવામાં ન આવે ત્યાંસુધી તે કાંઈ સમજતી નથી.[૬૧] એ મનરૂપી કલ્પના બીજા બાહ્યપદાર્થોને જાણે છે તે પણ પોતાના પ્રભાવથી જાણતી નથી પણ મંજરીમાં ગંધની પેઠે પોતાની અંદર રહેલા સાક્ષીચૈતન્યના પ્રભાવથીજ જાણે છે.[૬૨] એ મનરૂપી કલ્પના જો કે તેના અસલસ્વરૂપનો વિચાર કરતાં નિત્ય જ્ઞાનસ્વરૂપ છે તોપણ શરીરાદિકથી પરિચ્છેદ પામીને ટુંકી થઈ જવાનેલીધે જગતમાંથી પણ થોડુંકજ જાણી શકે છે અને તેટલું પણ સાક્ષીચૈતન્યના પ્રભાવથીજ જાણી શકે છે.[૬૩] હે રામ! જેમ સૂર્ય કમલિનીને પ્રફુલ્લિત થવાની શક્તિ આપે છે, તેમ સાક્ષીચૈતન્યજ એ પથરાજેવી જડ 'મન' નામની કલ્પનાને જગતના પદાર્થો જાણવાની શક્તિ આપે છે.[૬૪] જેમ પથરાની પુતળી મદારીની પ્રેરણાવિના નાચતી નથી, તેમ શરીરમાં રહેલી મનરૂપી કલ્પના ચૈતન્યની પ્રેરણાવિના કશું જાણી શકતી નથી.[૬૫] ચિત્રમાં આળેખેલા રાજાઓએ ક્યાંય મ્હોટી ગર્જનાવાળું યુદ્ધ કર્યું છે ? ચિત્રમાં આળેખેલા ચંદ્રનાં કિરણોએ ક્યાંય ઔષધિઓને તૃપ્ત કરી છે?[૬૬] શબો લોહીથી ખરડાઈને કયાંય દોડ્યાં છે ? વગડામાં રહેલા પથરાઓએ કયાંય મધુરધ્વનિવાળું ગાયન કર્યું છે?[૬૭] માણસે બનાવેલા પથર આદિના સૂર્યોએ ક્યાંય રાત્રિના અંધારાને મટાડયું છે ? અને સંકલ્પથી રચાયેલાં આકાશનાં વનોએ કયાંય છાયા કરી છે ? આ સઘળું અસંભવિત છે, તેમ સાક્ષીચૈતન્યની પ્રેરણાવિના એકલા મનથી ક્રિયા થવી પણ અસંભવિત છે.[૬૮] મન કે જે પથરાજેવું જડ છે, મિથ્યાભ્રાંતિના સમૂહથીજ ઉઠેલું છે અને ઝાંઝવાના પાણીજેવું છે તેમાંથી તે કાંઈ ક્રિયા બને ?[૬૯] જેમ અત્યંત વિસ્તીર્ણ અખંડ તડકો હોય તોજ ઝાંઝવાનાં પાણીની નદી સ્ફુરે છે, તેમ અખંડ આત્મતત્ત્વ વિદ્યમાન છે તોજ આ મનરૂપી કલ્પના સ્ફુરે છે.[૭૦] હે રામ ! પરમાત્મામાં જે ચલનરૂપી કલ્પના થઇ, તેને ઠગારાઓએ પરમાત્માથી ભિન્ન માની 'મન' એ નામ આપીને કાગનો વાઘ બનાવી દીધો છે. હવે મનનું પૃથક્કરણ કરી જોતાં, તેમાં જે ચૈતન્યાંશ છે તે આત્માજ છે અને બાકીના જડાંશરૂપ જે ચલન છે તે પ્રાણનોજ ધર્મ છે કે જે પ્રાણ એકજાતનો વાયુ છે અને શરીરમાં પ્રાણમયકોશ કહેવાય છે. આમ હોવાને લીધે યોગીઓને પ્રાણવાયુનો નિરોધ કર્યા પછી મનનો જુદો નિરોધ કરવો રહેતો નથી.[૭૧] જેઓની જ્ઞાનશક્તિ જુદા જુદા પ્રકારના સંકલ્પોના નિશ્ચયોથી દબાયેલી નથી હોતી તેઓ મનને, જેમાં કોઈ પણ વિષયોના આકારોનું ગ્રહણ થયું નથી એવી પરમાત્માની શુદ્ધપ્રભારૂપજ દેખે છે.[૭૨] 'આ દેહ હું છું અને આ મ્હારૂં છે' એવા અધ્યાસથી મેલી થયેલી જે મનરૂપી કલ્પના છે તેનું 'જીવ' એવું નામ કહેવામાં આવે છે. મનમાં જે ચલનભાગ છે તે પ્રાણનોજ ધર્મ છે તે ઉપરથી એમ પણ કહી શકાય છે કે મન આત્મતત્ત્વના અને પ્રાણના મિશ્રણરૂપ છે.[૭૩] બુદ્ધિ, ચિત્ત અને જીવ એ નામો ખોટા મનનાંજ છે અને તેઓ પણ વિદ્વાનોએ પ્રક્રિયાનેવાસ્તે કલ્પેલાં છે પણ વાસ્તવિક નથી.[૭૪] હે રામ ! વાસ્તવિક દૃષ્ટિથી જોતાં, મન પણ નથી, બુદ્ધિ પણ નથી, જીવ પણ નથી અને શરીર પણ નથી, પરંતુ જે કાંઈ છે તે અખંડ આત્માજ છે.[૭૫] આ સઘળું જગત આત્માજ છે, જે કાળ છે તે પણ આત્માજ છે અને તે નિર્મળ આત્મા આકાશથી પણ સૂક્ષ્મ છે તથા ઇંદ્રિય આદિ સાધનોથી જાણવામાં આવતો નથી તેથી અસતજેવો જણાતાં છતાં પણ સઘળી કલ્પનાઓના અધિષ્ઠાન-

રૂપ હોવાથી સત્યજ છે. સઘળા કલ્પિતપદાર્થોથી ન્યારો એ આત્મા બીજાં કોઇ સાધનોથી નહિ પણ પોતાનાજ પ્રકાશથી અનુભવમાં આવે છે. મન જો આત્માને જોવાની પ્રવૃત્તિ કરે તો જોવાના સમયમાં પોતેજ ક્ષય પામી જાય છે. જેમ કે અંધકાર પ્રકાશને જોવાની પ્રવૃત્તિ કરે તો જોવાના સમયમાં તે (અંધકાર) નો પોતાનોજ ક્ષય થયા વિના રહે નહિ.[૭૬,૭૮] મન આત્માને જોવામાં સમર્થ થતું નથી પણ અત્યંત સ્વચ્છ અનુભવરૂપ આત્મામાંથી સંકલ્પનેલીધે ઉઠેલા અનાત્મપદાર્થોને જોવામાંજ આત્માનુંજ વિસ્મરણ કરીને પ્રવર્તે છે.[૭૯] આત્માનું જે સંકલ્પમયપણું તેજ મન કહેવાય છે અને આત્માનું જે સંકલ્પોથી રહિતપણું અર્થાત્ મનરહિતપણું એજ મોક્ષ કહેવાય છે.[૮૦] આમ હોવાથી આત્મદર્શન કે જે મોક્ષજ છે તેમાં મન કેમ પ્રવર્તિ શકે ? સંકલ્પોમાં ઉન્મુખ થતા આત્માનો નિર્વિકલ્પકપણામાં જે કાંઈક ફેરફાર થાય છે એજ મનનો જન્મ છે કે જેથી સંસારની વૃદ્ધિ થાય છે.[૮૧] જેમ પુરૂષનું મન સ્ત્રીના સંકલ્પથી કલંકિત થતાં, પુરૂષના ચિહ્નનું ઉત્થાન થાય છે, તેમ ચૈતન્યની સત્તા નિર્વિકલ્પપણામાંથી ભ્રષ્ટ થઇને સંકલ્પથી કલંકિત થતાં, કલ્પના ઉઠે છે કે જે કલ્પના મન કહેવાય છે.[૮૨] હે રામ ! જેમ પદાર્થ લીન થતાં પદાર્થની છાયા પણ લીન થાય છે, તેમ પ્રાણનો નિરોધ થાય ત્યારે મનનો નિરોધ પોતાની મેળેજ થઈ જાય છે; કારણ કે મન પ્રાણરૂપ છે.[૮૩] જીવતો પુરૂષ દૂર દેશાંતરના અનુભવને પોતાના મનમાં રહેલો જાણે છે કે જેથી 'તે દેશનો અનુભવ મ્હારા મનમાં રહેલો છે' એમ કહે છે. હવે એ જે દેશાંતરનો સંબંધ થયો તે ચલનવિના ઘટતો નથી અને ચલન પ્રાણનો ધર્મ છે એટલામાટે મન પ્રાણરૂપ છે.[૮૪] વૈરાગ્યથી, પ્રાણાયામના અભ્યાસથી, સમાધિથી, વિષયોમાં મનના જવારૂપ દુષ્ટ અભ્યાસનો ક્ષય કરવાથી અને આત્મતત્ત્વના અવબોધથી પ્રાણનો નિરોધ કરી શકાય છે.[૮૫] મનમાં જે ચલનશક્તિ છે તે પ્રાણની છે અને જે જ્ઞાનશક્તિ છે તે ચૈતન્યની છે. એ શક્તિઓ જો ન હોય તો કદાચ શિલા ચાલી શકે કે જાણી શકે પણ મન તો કદી પણ ચાલી શકે કે જાણી શકે એમ નથી.[૮૬] જે ચલન છે તે અનિત્ય છે તથા જડ છે અને જે જ્ઞાન છે તે આત્માનું સ્વરૂપજ હોવાથી સર્વદા સ્વચ્છ છે તથા સર્વવ્યાપક છે.[૮૭] આમ હોવાથી જ્ઞાનનું અને ચલનનું મિશ્રણ થવું એ વાસ્તવિકરીતે સંભવતુંજ નથી પણ કલ્પનાથી જે માની લેવામાં આવ્યું તે મન કહેવાય છે.[૮૮] આ રીતે મન કે જે મિથ્યાજ ઉત્પન્ન થયું છે અને ખોટી સમજણરૂપજ છે તેજ અવિદ્યા કહેવાય છે, તેજ વિક્ષેપશક્તિ કહેવાય છે અને અજ્ઞાનના સર્વસ્વનો નિર્વાહ કરનાર હોવાથી તેને અજ્ઞાન પણ કહી શકાય છે કે જે અજ્ઞાન સંસાર આદિરૂપ ઝેરને આપનારૂં છે.[૮૯] જ્ઞાનશક્તિના અને ચલનશક્તિના સંબંધનેવાસ્તે સંકલ્પનીજ કલ્પના ન કરવામાં આવે તો મનજ રહેતું નથી કે જે નહિ રહેવાથી સંસારસંબંધી સઘળા ભયોનો ક્ષય થઈ જાય છે.[૯૦] વાયુની જે ચલનશક્તિ છે તેને ચૈતન્ય જ્યારે સ્ફુરિત કરે છે ત્યારેજ ચૈતન્ય ચલનશક્તિવાળું થઇને સંકલ્પ કરવાથી મનપણાને પામે છે.[૯૧] આ રીતે બાળકે કલ્પેલા યક્ષની પેઠે ચૈતન્યમાં મનપણું માત્ર કલ્પનાથીજ ઉભું થયેલું હોવાનેલીધે મિથ્યાજ છે. કારણ કે વાસ્તવિકરીતે ચૈતન્યમાં કોઈ પ્રકારનો આકાર કે ચલન છેજ નહિ. ચૈતન્ય કે જે અખંડપૂર્ણતાવાળું છે તેમાં કોઈ કલ્પિતપદાર્થથી ખંડિતપણું કે અપૂર્ણપણું થવાનો સંભવજ નથી.[૯૨] અખંડ અને

સર્વના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય કોની સાથે અથડાવું સંભવે કે જેથી ખંડિત થઈ જાય.[૯૩] ચૈતન્ય અખંડ અને પૂર્ણ હોવાનેલીધે 'ચલન' નામની કોઈ ક્રિયાજ હોવી સંભવતી નથી અને તે નહિ હોવાનેલીધે ચૈતન્યમાં તેનો સંબંધ પણ નથીજ તો હવે ચલનના સંબંધવિના કોનું મન સિદ્ધ થાય અને તે મન કેવું સિદ્ધ થાય?[૯૪] 'ચલન ચૈતન્યથી જુદું છેજ નહિ' એ પક્ષ લઇએ તોપણ પછી મન કોને કહી શકાય? હાથીઓની અને ઘોડાઓની ગરદીવિના સેના કોને કહી શકાય?[૯૫] હે રામ! આમ છે એટલામાટે ત્રૈલોકયમાં પણ 'મન' નામનો દુષ્ટપદાર્થ મુદ્દલ છેજ નહિ. આવીરીતે બરાબર સમજીને 'મન છેજ નહિ' એવો જે નિશ્ચય થાય તેજ મનનો નાશ થયો સમજવો.[૯૬] હે રામ! 'મન છે' એવી વ્યર્થ અને અનર્થ આપનારી કલ્પના તમે કરોજ નહિ. કેમકે મન મિથ્યાજ ઉદય પામેલું હોવાનેલીધે વાસ્તવિકરીતે છેજ નહિ.[૯૭] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! સંકલ્પો કરનારૂં મન આખા બ્રહ્માંડમાં કયાંય નથી એટલામાટે તમે તમારી અંદર કયાંય કાંઈપણ કલ્પના કરો નહિ.[૯૮] હે આત્મતત્ત્વનું મનન કરી જાણનારા રામ! તમારા હૃદયરૂપ નિર્જળદેશમાં અયથાર્થજ્ઞાનથી ઉત્પન્ન થયેલી કલ્પનારૂપ ઝાંઝવાનાં પાણીની નદી યથાર્થજ્ઞાનથી અત્યંત શાંત થઈ ગઈ છે.[૯૯] મન તો જડ હોવાથી તથા સ્વરૂપવિનાનું હોવાથી સર્વદા મુવેલુંજ છે તો મુવેલા મનથી લોકો માર્યા જવાનું સમજવું એ તો વિચિત્ર મૂર્ખતાનીજ પરંપરા છે.[૧૦૦] જેનું સ્વરૂપ પણ નથી, જેનો દેહ પણ નથી, જેનો કોઈ આધાર પણ નથી અને જેની કોઈ જાતિ પણ નથી તે મન સર્વ લોકોને દુઃખી કરે છે, એમ સમજવું એ તો એક જાતની મૂર્ખપણાનીજ જાળ છે.[૧૦૧] મન કે જે સ્વરૂપ તથા શરીર આદિ સઘળી સામગ્રીઓવિનાનું છે તે જો કોઇને દુઃખી કરતું હોય તો હું ધારૂં છું કે તે દુઃખી થનારનું માથું નીલકમળની પાંખડી વાગવાથી ફાટી પડતું હશે!!![૧૦૨] મન કે જે જડ છે, મુંગું છે અને આંધળું છે તેણે પણ જો કોઇને માર્યો હોય તો હું ધારૂં છું કે તે મૂઢપુરૂષ પુનમના ચંદ્રનાં કિરણોથી બળતો હશે!!![૧૦૩] શત્રુને જીતવાની સઘળી સામગ્રીવાળા લોકોને સઘળી સામગ્રીવિનાનું મન હરાવી દે છે એ વાત કેટલી મૂર્ખાઇથી ભરેલી છે!!![૧૦૪] અને મન કે જે મુદ્દલ વિદ્યમાનજ નથી તેને વિવેકી લોકો વૈરાગ્ય આદિ મ્હોટા પ્રયત્નોથી હણી નાખે છે એ વાત પણ કેટલી મૂર્ખાઈથી ભરેલી છે!!! મન કે જે મિથ્યા સંકલ્પથીજ ગોઠવાયું છે, મિથ્યા સ્થિતિનેજ પામેલું છે અને પાકી શોધ કરતાં તો કયાંય દેખવામાંજ આવતું નથી તેમાં લોકોનો પરાભવ કરવાની શક્તિ સંભવે?[૧૦૫] અહો! મન કે જે વિચાર કરી જોતાં, જરા પણ ટકી શકે એમ નથી તે પણ જો લોકોને સંકટમાં નાખતું હોય તો એ એક જાતની વિચિત્ર માયાજ હોવી જોઇએ કે જે માયા મહામાયાવી મયદાનવને પણ બનાવતી હશે.[૧૦૬] જ્યારે મૂર્ખતા હોય ત્યારે લોકોને સઘળી આપદાઓ પ્રાપ્ત થાય છે. મૂર્ખને કયી આપદા ન હોય? જુવો કે અજ્ઞાની માણસ પોતાની મૂર્ખતાથીજ આ આપદારૂપી સૃષ્ટિને બનાવી લે છે.[૧૦૭] હાય હાય!! ભારે ખેદની વાત છે કે મૂર્ખલોકો પોતાની મૂર્ખાઈથીજ સૃષ્ટિને બનાવી લે છે અને વળી આ પોતાના ખોટા મનને કુમાર્ગમાં પ્રવર્તાવીને તે સૃષ્ટિને વધાર્યા કરે છે.[૧૦૮] હું ધારૂં છું કે આ સૃષ્ટિ કેવળ મૂર્ખતાથીજ બનેલી હોવાથી વિચારમાત્રથીજ ટળી જાય એવી બહુ કુણી છે, જેમ પાણી તરંગોની ભીંસ લાગવાથી

કણી કણી થઇને વીંખાઈ જાય છે, એમ માનવું ભ્રાંતિ છે, તેમ 'સૃષ્ટિથી આત્માને દુઃખ થાયછે' એમ માનવું પણ ભ્રાંતિજ છે.[૧૦૯] જેમ પાણીની ચકરીમાં દેખાતા આંજણજેવા કાળા વર્તુળરૂપી ઘંટીથી પાણી દળાઈ જાય છે, એમ માનવું ભ્રાંતિ છે, તેમ સૃષ્ટિથી આત્માને દુઃખ થાય છે, એમ માનવું પણ ભ્રાંતિજ છે. જેમ પાણી પુનમના ચંદ્રનાં કિરણોના ટાઢા સ્પર્શથી મુંઝાય છે, એમ માનવું ભ્રાંતિ છે, તેમ સૃષ્ટિથી આત્માને દુઃખ થાય છે એમ માનવું પણ ભ્રાંતિજ છે.[૧૧૦] જેમ શત્રુઓની દૃષ્ટિ પડતાંજ શત્રુઓનાં નેત્રોમાંથી નીકળેલી રજ્જુઓથી પુરૂષ બંધાઇ જાય છે, એમ માનવું ભ્રાંતિજ છે, તેમ સૃષ્ટિથી આત્મા બંધાઈ જાય છે, એમ માનવું પણ ભ્રાંતિજ છે. જેમ સંકલ્પે કરેલી સેનાથી શૂરપુરૂષનો પરાભવ થયાનું માનવું એ ભ્રાંતિજ છે, તેમ સૃષ્ટિથી આત્માનો પરાભવ થવાનું માનવું પણ ભ્રાંતિજ છે.[૧૧૧] કંગાલ અને જડ મન કે જે કોઈ સ્થળમાં પણ છેજ નહિ અને તેમ છતાં મિથ્યાજ કલ્પાયેલું છે તેને ખોટું નહિ સમજવાથીજ આ મૂર્ખલોકમય સૃષ્ટિ મારી જાય છે. હે રામ! મન કે જે મિથ્યાજ ઉઠેલું છે તેને વશ કરવાને જે પુરૂષ સમર્થ ન હોય તે ઉપદેશ કરવાનું પાત્રજ નથી.[૧૧૨-૧૧૩] એ પુરૂષની બુદ્ધિ બાહ્યવિષયોમાંજ લાગેલી હોય છે, વિષયો મળવાથીજ પૂર્ણપણું માની લે છે, આત્મતત્ત્વમાં વલણ પામેલી હોતી નથી અને તેથીજ સૂક્ષ્મવિચાર કરવામાં અશક્ત હોય છે માટે તે બુદ્ધિ ઉપદેશનાં વચનોને યોગ્યજ નથી.[૧૧૪] એ બુદ્ધિ કે જે વેવલી હોવાનેલીધે વીણાના તારના ઝીણા શબ્દથી પણ ભડકે એવી હોય છે, ઊંઘી ગયેલા મિત્રના મુખની કાંતિથી પણ બ્હીએ એવી હોય છે. કોઈ શત્રુનું ઊંચાસ્વરથી ખોટું નામ લેવામાં આવે તોપણ ભય પામીને નાસે એવી હોય છે અને મનના બ્હીવરાવવાથી પણ પરવશ થાય છે તેને, જેમાં પરિપૂર્ણ ધીરજની અને દૃઢતાની આવશ્યકતા છે એવો બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કેમ દેવાય?[૧૧૫,૧૧૬] વિષયસુખના લેશનેવાસ્તે પણ પરવશ થઈ જનારી અને જેમ શત્રુથી ભય પામે, તેમ પોતાની પાસે રહેલા તુચ્છમનથી પણ ભય પામતી એ અભાગણી બુદ્ધિ સૂક્ષ્મવિચાર જાણતી નથી તોપણ પુરૂષ પોતે અમથો–અમથો એવી બુદ્ધિને વિષયસુખથી રાજી રાખવાનો મોહ શામાટેરાખે છે? પોતાની બુદ્ધિ સૂક્ષ્મવિચારમાં પહોંચી શકતી ન હોય તો પણ તેને વિષયસુખોથી તો દૂરજ રાખવી જોઇએ કે જેથી કોઈ દિવસે પણ તે સૂક્ષ્મવિચારમાં પહોંચવાને સમર્થ થાય.[૧૧૭] सुखलवविवशा द्विषेव तप्ता हृदयगतेन निजेन चेतसैव । विधुरितधिषणा न वेत्ति सत्यं तदपि कथं परिमोहितो मुधैव ॥११७॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'મનોવિનિવારણ'નામનો તેરમો સર્ગ સંપૂર્ણ.

## सर्ग १४ मो*

### ઉપદેશને અયોગ્ય જીવોની ઉપેક્ષા અને યોગ્ય જીવોને માટે મનને ટાળવાના ઉપાય

वसिष्ठ उवाच । संसारसागरासारकल्लोलैरुह्यमानया ।
मतेर्मानदः कत्वं यथा जनतयार्जितम् ॥१॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! સંસારરૂપી સમુદ્રના વિષયોની ઇચ્છાઓરૂપી કલ્લોલોથી

* આ ચૌદમા સર્ગમાં ઉપદેશને અયોગ્યજીવો કે જેઓ અનેક યોનિઓમાં દુઃખ પામ્યા કરે છે તેઓની ઉપેક્ષા કરીને ઉપદેશને યોગ્ય લોકોનેવાસ્તે મનને ટાળી નાખવાનો ઉપાય કહેવામાં આવશે.

તણાતા જતા જે લોકોએ વિદ્વાનો મળ્યા છતાં પણ વૈરાગ્યાદિકની ઉપેક્ષાનેલીધે તેઓને પૂછવુંજ બંધ રાખ્યાથી પોતાની બુદ્ધિને મુંગીજ રાખેલી હોય છે તે લોકોને હું આ શાસ્ત્રમાં કહેલાં આત્મપ્રાપ્તિ કરવાના ઉત્તમ ઉપાયરૂપ વિચારનાં વચનોથી ઉપદેશ આપતો નથી.[૧,૨] જે મુદ્દલ દેખતોજ ન હોય તે પુરૂષને વિચિત્રમંજરીઓથી શોભી રહેલું વન દેખાડે એવો હૈયાફૂટો કોણ હોય ?[૩] જેનું નાક કોઢના રોગથી ધુધવ્યા કરતું હોય તે માણસને અનેકપ્રકારના સુગંધીની પરીક્ષા કરવાનું કામ સોંપે એવો કોણ મૂર્ખ હોય ?[૪] મદિરાથી ઘુંમતાં નેત્રોવાળા અને જેની ઈંદ્રિયો ભાનવિનાની થઈ ગઈ હોય એવા મત્તપુરૂષને ધર્મનો નિર્ણય સંભળાવવામાં અધિકારી ગણે એવો દુર્બુદ્ધિ કોણ હોય ?[૫] સ્મશાનમાં પડેલા શબને લોકચર્ચામાં ચાલતી સેંકડો વાતોના સંદેહનું નિરાકરણ કોણ કરી આપે અને મૂર્ખને શીખામણ કોણ દે ?[૬] મનરૂપી સર્પ પોતાના હૃદયરૂપી રાફડામાં રહેલો છતાં, મુંગો છતાં અને આંધળો છતાં પણ તેને જેણે જીત્યો ન હોય તે દુર્બુદ્ધિપુરૂષને કોણ ઉપદેશ દે ?[૭] હે રામ! મન જીતાયેલુંજ છે એમ સમજો; કારણ કે વાસ્તવિકરીતે જોતાં, મન મુદ્દલ છેજ નહિ. જે શિલા મુદ્દલ હોયજ નહિ તે શિલા લાંબો કાળ થયા દૂર ફેંકાઈજ ગઈ છે.[૮] મન કે જે મિથ્યાજ છે તેને પણ જે મૂર્ખે જીત્યું ન હોય તે મૂર્ખપુરૂષ ઝેર ખાધાવિના પણ ઝેરની મૂર્છાથી મરી જાય છે.[૯] વિષયોનો પ્રકાશ સર્વદા જ્ઞાનરૂપ આત્માથી થાય છે, ચલન પ્રાણવાયુથી થાય છે અને વિષયોનું ગ્રહણ તે તે ઇંદ્રિયોથી થાય છે તોપછી આપણને મનની શી જરૂર પડે છે? કે જેથી 'મન છે' એમ સ્વીકારીએ.[૧૦] ચલનશક્તિ પ્રાણવાયુની છે, જ્ઞાનશક્તિ આત્માની છે અને વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ ઈંદ્રિયોની છે તો હવે 'એ સઘળી શક્તિઓવાળો 'મન' નામનો કોઈ પદાર્થ છે' એમ માનવાની આપણને શી જરૂર છે ?[૧૧] વ્યવહારસંબંધી જે જે શક્તિઓ છે તે સઘળાં પરમાત્માનાંજ કિરણો છે માટે તમે તે તે શક્તિઓનું જુદાપણું અને તે તે શક્તિઓનાં મન આદિ જુદાં જુદાં નામો શામાટે સ્વીકારો છો ?[૧૨] મન એ શો પદાર્થ છે કે જેણે જગતને આંધળું બનાવી દીધું છે. મન એ કશું છેજ નહિ ત્યારે પછી તેમાં શક્તિપણું તે શુંજ હોય ?[૧૩] હે રામ ! જેઓને મને આંધળા કરી નાખ્યા છે એવા લોકોનાં અપારદુઃખોને જોઈને કરૂણાથી દબાયેલી મ્હારી બુદ્ધિ એ લોકોનાં દુઃખોને મટાડવાનો કોઇ પણ ઉપાય નહિ મળવાથી, જાણે મુંઝાઇ ગઇ હોય એમ પરિતાપ પામ્યા કરે છે.[૧૪] પણ 'જે દુઃખ કોઇ કારણથી ઉત્પન્ન થયું હોય તે દુઃખને તે કારણનું નિવારણ કરવાથી ટાળી શકાય, પરંતુ મૂર્ખલોકોનું દુઃખ તો કારણવિનાજ ઉત્પન્ન થયું છે માટે તે કેમજ ટળે ?' એમ વિચાર કરી હું મ્હારી બુદ્ધિના તે પરિતાપને શાંત કરૂં છું. મૂર્ખમાણસ કોઈ સાચાકારણથી નહિ પણ ખોટાકારણથીજ દુઃખ પામ્યા કરે તેમાં આપણે શો ખેદ રાખવો અને શા કારણથી રાખવો ? ગધેડાઓ અને મૂર્ખલોકો દુઃખનેવાસ્તેજ જન્મે છે તેમાં આપણે શું કરીએ ?[૧૫] જેમ સમુદ્રમાં નિરંતર ઉઠતા અનેક તરંગો વિનાશપામવાને વાસ્તેજ ઉઠે છે, તેમ સંસારમાં સર્વદા અવતર્યા કરતા પાપીલોકો મરવાનેવાસ્તેજ અવતર્યા કરે છે.[૧૬] જુવો કે પ્રત્યેક દેશમાં પ્રત્યેક દિવસે ખાટકીઓના હાથથી કેટલાં કેટલાં પશુઓ કપાય છે, તો હવે તેઓનેવાસ્તે આપણે શું રોવું ?[૧૭] પવન પૃથ્વીમાં ઉત્પન્ન થતા જીવોમાં પ્રત્યેક દિવસે અસંખ્યાત ડાંસોને અને અસંખ્યાત મચ્છરોને મારી નાખે છે, તો તેનેવાસ્તે

શું રોવું ?[૧૮] પ્રત્યેક દિશાઓમાં, પ્રત્યેક પર્વતોમાં અને પ્રત્યેક વનોમાં ભીલ આદિ લોકો લાખો મૃગોનો ઘાણ કહાડી નાખે છે, તો તેઓનેવાસ્તે આપણે શું રોવું ?[૧૯] મ્હોટા મત્સ્ય નિર્દય થઇને પાણીમાં ઝીણા ઝીણા કરોડો જળજંતુઓને ખાવાનેવાસ્તે મારી નાખે છે, તો તેમાં આપણે શી આપદા કરવી ?[૨૦] ઝીણા કણજેવી પાતળી જાને માંખી ખાઈ જાય છે, માંખીને કરોળીઓ ખાઈ જાય છે, કરોળીઆને ડાંસ ખાઇ જાય છે,[૨૧] ડાંસને દેડકો ખાઈ જાય છે, દેડકાને સર્પ ખાઈ જાય છે, સર્પને ગરૂડ અથવા નોળિયો કાપી નાખે છે,[૨૨] નોળિયાને બિલાડો મારી નાખે છે, બિલાડાને કૂતરો મારી નાખે છે, કૂતરાને રીંછ મારી નાખે છે, રીંછને વાઘ મારી નાખે છે,[૨૩] વાઘને સિંહ મારી નાખે છે, સિંહને શરભ મારી નાખે છે અને શરભ વાદળાંની અસહનતાનેલીધે પોતેજ ઉછળી, શિલાપર પડીને ફાટી પડે છે તો આવીરીતની ધડમારમાં કોનેવાસ્તે શોક કરીએ ?[૨૪] વાદળાંઓને વાયુઓ દૂર કરી નાખે છે, વાયુઓને પર્વતો જીતી લે છે, પર્વતોને વજ્ર ચૂર્ણ કરી નાખે છે, વજ્રને ઇંદ્ર હસ્તગત રાખે છે,[૨૫] ઇંદ્રને વિષ્ણુ વશ રાખે છે અને તે વિષ્ણુ માછલાં આદિના અવતારોને પ્રાપ્ત થાય છે કે જે અવતારોમાં સુખ–દુ:ખની અનેક દશાઓ ભોગવવી પડે છે તથા જરાની અને મરણની વાટજ જોવાયા કરે છે.[૨૬] વિદ્યાઓથી તથા આયુધોથી સંપન્ન મ્હોટી મ્હોટી કાયાઓવાળા પ્રાણીઓને પણ તેઓનાં અંગોમાં લાગેલી લીંખો કરડી ખાય છે.[૨૭] આ રીતે પ્રાણીઓરૂપી જગત અત્યંત મોહનેલીધે પરસ્પરથી નિરંતર છેદાયા કરે છે, વીંખાયા કરે છે, ખવાયા કરે છે અને વળી પછીના સમયમાં ખાવાસારૂ રાખી મૂકાયા પણ કરે છે.[૨૮] લીંખ, જૂ અને કીડી આદિ અનેક પ્રાણીઓની જાતિઓ નિરંતર ઉત્પન્ન થયા કરે છે અને નિરંતર મરણ પામ્યા કરે છે.[૨૯] જળાશયોમાં માછલાં, મલારીઆ અને મઘર આદિ અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે, પૃથ્વીમાં વીંછી આદિ અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે.[૩૦] અંતરિક્ષમાં કેટલાંએક ક્ષુદ્રપક્ષીઓ ઉત્પન્ન થાય છે કે જેઓ અંતરિક્ષમાંજ ભમ્યા કરે છે અને જેઓએ મૂકેલાં ઇંડાં ધરતીપર પડયાં ન હોય ત્યાં તુરતજ તે ઇંડાઓમાંથી નીકળીને તેઓનાં બચ્ચાંઓ પણ અંતરિક્ષમાંજ ભમ્યા કરે છે. વનોની ઝાડીઓમાં સિંહ, દીપડા અને મૃગ આદિ અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે.[૩૧] પ્રત્યેક સ્થળમાં, પ્રાણીઓનાં અંગોમાં પણ અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે. વૃક્ષ આદિ સ્થાવરોમાં પણ ધણ અને ભ્રમરીઓ આદિ જીવો ઉત્પન્ન થાય છે.[૩૨] શિલાઓનાં મધ્યમાં પણ કીડા, દેડકા અને ધણ આદિ જંતુઓ ઉત્પન્ન થાય છે અને વિષ્ઠામાં પણ અનેક જાતના કીડાઓ ઉત્પન્ન થાય છે.[૩૩] આ રીતે અસંખ્યાત પ્રાણીઓ જન્મ્યા કરે છે અને મરણ પામ્યા કરે છે તો તેઓને વાસ્તે દયાળુલોકોએ રાજી થવું પણ યોગ્ય નથી અને રોવું પણ યોગ્ય નથી. પરંતુ ઉપેક્ષા કરવીજ યોગ્ય છે.[૩૪] જેમાં નિરંતર મરણો થયા કરે છે અને નિરંતર જન્મો થયા કરે છે એવી આ સંસારની ગડબડમાં રાજી થવું પણ યોગ્ય નથી અને કચવાવું પણ યોગ્ય નથી.[૩૫] પ્રાણીઓની અનેક પ્રકારના જન્મોવાળી આ પંક્તિઓ વૃક્ષોનાં અનંત પાંદડાંઓની પેઠે ઉત્પન્ન થઈ થઇને ક્ષય પામી જાય છે.[૩૬] જે પુરૂષ દયાથી દુર્બુદ્ધિલોકોનાં દુ:ખો ટાળવામાં પ્રવર્તે તે પુરૂષ, પોતાના હાથમાં રહેલા એક છત્રથી સઘળા આકાશને તડકાવિનાનું કરવાનો વ્યર્થ પરિશ્રમ કરે છે એમ સમજવું.[૩૭] પૃથ્વીમાં પશુ–પક્ષીઓજેવાં મૂઢમાણસોને

ઉપદેશ દેવોજ નહિ. વનમાં ઠુંઠની પાસે કથા વાંચવાથી શું વળે ?[૩૮] વિષયોમાં લંપટ રહેનારાં માણસો અને પશુઓ એઓમાં શો અંતર છે? કશો નથી. પશુઓ દોરડાંથી ખેંચાય છે અને વિષયોમાં લંપટ રહેનારાં માણસો મનથી ખેંચાય છે.[૩૯] પોતાના મનરૂપી કાદવમાં ખુંચી ગયેલા અને પોતાના નાશનેમાટેજ કાર્યો કર્યા કરતા મૂર્ખલોકોની આપદાઓ એવી હોય છે કે જેઓને જોઇને પથરાઓને પણ રોવું આવે.[૪૦] જેઓએ પોતાના મનનેજ જીત્યું ન હોય એવા લોકોને ચારેબાજુથી દુઃખદાયી દશાઓજ પ્રાપ્ત થાય છે માટે તે દશાઓને ટાળી નાખવાનું સમજી, માણસ માથે લેજ નહિ.[૪૧] હે રામ ! જેઓએ પોતાના મનને જીત્યું હોય એવા લોકોનાં દુઃખો સહેજ ટાળી શકાય એવાં હોય છે માટે તત્ત્વવેત્તા પુરૂષ તેઓનેજ ટાળવાની પ્રવૃત્તિ કરે તો યોગ્ય છે.[૪૨] હે મહાવીર રામ ! મન મુદ્દલ છેજ નહિ તે છતાં તેને અમથું–અમથું કલ્પો નહિ. જેમ બાળક કલ્પિતપિશાચથી દુઃખી થાય છે, તેમ તમે એ કલ્પિતમનથી દુઃખી થાઓ છો.[૪૩] જ્યાંસુધી તમે આત્મતત્ત્વના વિસ્મરણનેલીધે મૂઢ હતા ત્યાંસુધી તમારો મનરૂપી સર્પ જોર માર્યા કરતો હતો પણ હવે તેપ્રમાણે નથી.[૪૪] હે રામ ! હમણાં તો તમે જેવું છે તેવું જાણી ચૂક્યા કે 'સંકલ્પથીજ મન વધ્યા કરે છે' માટે તુરત સંકલ્પનોજ ત્યાગ કરો કે જેથી મનનો નાશ થઈ જાય.[૪૫] તમે જો આ દૃશ્યનો આશ્રય કરતા હો તો મનવાળા છો તથા બંધાયેલા છો અને જો આ દૃશ્યને છોડી દેતા હો તો મનથી રહિત છો અને મુક્ત છો[૪૬] આ માયામય સંસાર ગ્રહણ કરવામાં આવ્યો તો બંધનેવાસ્તેજ છે અને છોડી દેવામાં આવ્યો તો મોક્ષનેવાસ્તેજ છે. હવે જેમ તમારી ઈચ્છા હોય તેમ કરો.[૪૭] 'આ મન આદિ કે દેહ આદિ કાંઈ છેજ નહિ' એવો વિચાર કર્યા કરો અને તેથી પર્વતની પેઠે સ્થિર રહો. તમે જેની અંદર અનંત બ્રહ્માંડો સમાઇ જાય છે એવા પરમાત્મા છો.[૪૮] હે રામ ! 'આ હું છું અને આ જગત છે' એવી બેપણાવાળી કલ્પનાને છોડી દઇ, અખંડપણારૂપ પોતાના સ્વભાવમાંજ રહીને અત્યંત સ્થિર થાઓ.[૪૯] તમારી દ્રષ્ટાપણાની સ્થિતિ અને જગતની દૃશ્યપણાની સ્થિતિ એઓના મધ્યમાં એ બન્ને સ્થિતિઓમાં અનુસ્યૂત જે અનુભવરૂપ સાક્ષીનો સ્વભાવ છે તે સ્વભાવમાંજ તમારા આત્માની સર્વદા સ્થિતિ છે, એમ ભાવના કર્યા કરો.[૫૦] સ્વાદ લેનાર અને સ્વાદ લેવાના પદાર્થો એઓથી રહિત અને એ બન્નેમાં અનુસ્યૂત થઇને રહેલો જે કેવળ અનુભવ છે તેનીજ ભાવના કરતાં, નિરંતર તેમયજ રહો કે જે અનુભવ તમારૂં સ્વરૂપ છે.[૫૧] હે રામ ! અનુભવ કરવાનો પદાર્થ અને અનુભવ કરનાર એઓથી રહિત અને બન્નેમાં અનુસ્યૂત થઇને રહેલો જે કેવળ નિરૂપાધિક અનુભવ છે તેનોજ હૃદયમાં આશ્રય કરીને સ્થિર થાઓ.[૫૨] 'હું સંસારની ભાવનાથી રહિત છું અને જાગ્રત આદિ ત્રણે અવસ્થાઓથી રહિત છું' એ રીતે પોતાના સ્વરૂપની ભાવના કરતાં, સર્વદા તે સ્વભાવમાંજ રહો.[૫૩] હે રામ ! જ્યારે તમે તમારા શુદ્ધ ચૈતન્યમાત્રપણાને પ્રમાદનેલીધે છોડી દઇને તમારાથી જુદા દૃશ્યનો સંકલ્પ કરો છો ત્યારે તમે અત્યંત દુઃખ દેનારા મનપણાને પ્રાપ્ત થાઓ છો.[૫૪] હે મહાવીર રામ ! આ મનપણારૂપી સાંકળને સ્વરૂપના જ્ઞાનરૂપી યુક્તિથી ભાંગી નાખીને તમારા આત્મારૂપી સિંહને મનરૂપી પાંજરામાંથી છોડાવો.[૫૫] તમે જ્યારે શુદ્ધ ચૈતન્યપણાને છોડી દઈ, વિષયોઉપર અત્યંત વલણ કરતાં, સંકલ્પ કરવા લાગો છો ત્યારેજ વિષયોને દેખવા લાગો છો.[૫૬] 'મન આત્માથી જુદું છે' એવી સમજણથી

મન દુઃખીયું થઈ જાય છે અને એવી સમજણ જો છોડી દેવામાં આવે તો મન ક્ષીણ થઈ જાય છે.[૫૭] જો 'આ સઘળું જગત આત્માજ છે' એવું જ્ઞાન ઉદય પામે તો દ્રષ્ટા, દૃશ્ય, ચિત્ત અને ચિત્તની વૃત્તિ એઓમાંનું કાંઈ પણ અવશેષ રહેતું નથી.[૫૮] હે રામ ! 'હું જીવ છું' એમ સમજવું એજ મન છે અને એમ કહેવામાં આવે છે એ મનથીજ આ રીતે આદિ-અંતવિનાના દુઃખનો વિસ્તાર થાય છે.[૫૯] 'હું બ્રહ્મજ છું અને જીવ કહેવાતી બીજી સત્તાઓ કદીપણ સાચી નથી' એમ જો પાકું સમજાય તો એજ મનનો ઉપશમ છે અને એજ પરમ સુખ છે એમ કહેવાય છે.[૬૦] હે રામ ! 'આ સઘળું જગત આત્માજ છે' એવો નિશ્ચય થાય તો મનનો અભાવજ થઈ જાય છે એમાં સંશય નથી.[૬૧] આ રીતના સાચાજ્ઞાનથી 'આ સઘળું આત્માજ છે' એવો સ્થિર નિશ્ચય થાય છે અને તેથી, જેમ સૂર્યની કાંતિથી અંધકારનો નાશ થાય છે, તેમ મનનો નાશજ થઈ જાય છે એમ સમજો.[૬૨] જ્યાંસુધી મનરૂપી સર્પ શરીરમાં હોય ત્યાંસુધી મ્હોટો ત્રાસ છે અને એ સર્પને યોગ્ય ઉપાયથી દૂર કરવામાં આવે તો ત્રાસનો અવસરજ રહેતો નથી.[૬૩] હે રામ ! આ ભ્રાંતિમાત્રથી ઉત્પન્ન થયેલા મહાબળવાન ચિત્તરૂપી વેતાલને યથાર્થજ્ઞાનરૂપી મંત્રથી બળાત્કારે નષ્ટ કરી નાખો.[૬૪] જેના બળજેવું બીજા કોઇનું પણ બળ નથી એવો મનરૂપી યક્ષ દેહરૂપી ઘરમાંથી દૂર થાય તોપછી તમે સઘળાં દુઃખોથી તથા વ્યાકુળતાથી રહિતજ રહો. તમને કોઈ જાતનો ભય નથી.[૬૫] 'હું પૂર્ણકામ હોવાનેલીધે રાગરહિતજ છું અને વ્યાપક હોવાનેલીધે મને કોઈ વસ્તુનું સંપાદન કરવાની જરૂર નથી' એટલુંજ સમજવામાં આવવાથી તમારૂં મન જતું રહ્યું છે. તમારી સઘળી તૃષ્ણાઓ શાંત થઈ ગઈ છે માટે તમે દુઃખરહિત સર્વોત્તમપદને પામી ચૂકયા છો તો હવે તે પદમાંજ રહો.[૬૬]

**नीराग एव निरुपार्जन एव चास्मीत्येतावतैव गलिता तव चित्तसत्ता ॥**
**निर्दुःखमुत्तमपदं परमं गतोऽसि तिष्ठोपशांतपरमैषण एवमंतः ॥ ६६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સ્વચિત્તનિરૂપણ' નામનો ચૌદમો સર્ગ સંપૂર્ણ. ૧૪**

---

## सर्ग १५ मो* સર્વ અનર્થોનું બીજ તૃષ્ણા છે

**वसिष्ठ उवाच । एतामनुसरन् राम चित्तसत्तामपावनीम् ।**
**संसारबीजकणिकां जीवबंधनवागुराम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! આ મનની સત્તા કે જે સંસારના સૂક્ષ્મ બીજરૂપ છે, અપવિત્ર છે અને જીવને બાંધનારી જાળરૂપ છે તેને અનુસરવાથી આત્મા પોતાના બ્રહ્મરૂપ-પણાને ભૂલીને મલિનજ્ઞાનને પ્રાપ્ત થયો છે, મનથી કલ્પાયેલા દેહને 'હું છું' એમ માને છે અને અનેક વિષયોની કલ્પનાથી થતા રાગ-દ્વેષાદિરૂપી મેલને ધરે છે.[૧,૨] નિરંતર વધતા જતા મહામોહને ઉત્પન્ન કરનારી અને ત્રાસ આપનારી તૃષ્ણારૂપી ઝેરી લતા એ રાગ-દ્વેષાદિરૂપી મેલને ધરનારા પુરૂષને મૂર્છિતજ કરી નાખે છે.[૩] આત્મારૂપી આકાશમાં અનેક વિકારોને ઉત્પન્ન કરનારી તૃષ્ણારૂપી કાળી રાત્રિ જ્યારે જ્યારે ઉદય પામે છે ત્યારે ત્યારે મહામોહ આપ્યા વિના

* આ પંદરમા સર્ગમાં મનપણાને પામેલો આત્મા તૃષ્ણાથીજ બંધાય છે એટલામાટે સઘળા અનર્થોના બીજભૂત તૃષ્ણાનુંજ વિચિત્રવર્ણન કરવામાં આવશે.

રહેતી નથી.[૪] પ્રલયકાળના અગ્નિની જ્વાળાની બળતરાનું સહન કરી શકે એવા સદાશિવ આદિ કેટલાએક મહાત્માઓ છે પણ તૃષ્ણારૂપી અગ્નિની જ્વાળાની બળતરાનું સહન કરી શકે એવા કોઈપણ નથી.[૫] તીક્ષ્ણ, કાળી, અત્યંત લાંબી અને શીતળ છતાં પણ ખરાબ પરિણામ દેનારી તૃષ્ણારૂપી તરવાર માનરૂપી અંગને કાપીજ નાખે છે.[૬] હે રામ ! સંસારમાં જે જે દુ:ખો અંતવિનાનાં છે, અટકાવી શકાય એવાં નથી અને અત્યંત વધારાવાળાં છે તે સઘળાં દુ:ખો તૃષ્ણારૂપી લતાનાં ફળ છે.[૭] માણસોનાં મનરૂપી ડબમાં રહેનારી આ તૃષ્ણારૂપી નહારડી અદૃશ્ય રહીનેજ માણસોનાં શરીરોમાંથી માંસને, અસ્થિઓને તથા રૂધિર આદિને ખાધા કરે છે.[૮] તૃષ્ણારૂપી મેલી ચોમાસાની નદી (વોકળો) ક્ષણમાત્રમાં વધી જાય છે, ક્ષણમાત્રમાં શૂન્ય થઈ જાય છે અને પોતામાં પડેલા માણસને તુરત તાણી, પછાડીને ફાડી નાખે છે.[૯] તૃષ્ણારૂપી વાઇથી ખરાબ થયેલો પુરૂષ રાંક થઈ જાય છે, ભોંઠો પડી જાય છે, શક્તિવિનાનો થઈ જાય છે, નીચપણાને પ્રાપ્ત થાય છે, ભાવવિનાનો થઈ જાય છે, રૂવે છે અને પડી જાય છે.[૧૦] જેના હૃદયરૂપી દરમાં તૃષ્ણારૂપી કાળોતરી નાગણ ન રહી હોય તે પુરૂષનોજ પ્રાણવાયુ સ્વસ્થ રહે છે. નાગણ હોય તો વાયુનું ભક્ષણ કર્યા વિના રહેજ નહિ.[૧૧] જ્યારે તૃષ્ણાઓરૂપી કાળી રાત્રિઓ જતી રહે ત્યારે ઉપશમરૂપી શુકલપક્ષ પ્રાપ્ત થતાં, પુણ્યોરૂપી ચંદ્રો વૃદ્ધિ પામે છે.[૧૨] જે પુરૂષરૂપી વૃક્ષ તૃષ્ણારૂપી ધણોની પંક્તિથી ધવાયેલું ન હોય તે સર્વદા પુણ્યોરૂપી પુષ્પોથી પ્રફુલ્લિતસ્થિતિને પ્રાપ્ત થાય છે.[૧૩] વિવેકરૂપી ચક્ષુવિનાનાં માણસોના હૃદયરૂપી અરણ્યમાં વ્યાકુળપણારૂપી અનંત કલ્લોલોવાળી અને ભ્રાંતિઓરૂપી ચકરીઓવાળી તૃષ્ણારૂપી નદી અખંડરીતે વહી જાય છે.[૧૪] તૃષ્ણારૂપી હિંસક ભીલડી આ સર્વે લોકોને દોરાઓથી બાંધેલાં પક્ષીઓની પેઠે ભ્રમણ કરાવે છે, વીંખી નાખે છે અને અંતે ઘણું કરીને મારી પણ નાખે છે.[૧૫] બહુ જ કઠિનપણાવાળી તૃષ્ણારૂપી કુવાડાની ધાર પોતે પ્રવર્ત્તી પ્રવર્ત્તીને જ્ઞાનરૂપી વૃક્ષનાં વિવેક આદિ ઉગતાં મૂળોને પણ કાપી નાખે છે.[૧૬] જેમ મૃગ ખાડામાં ઉગેલા ખડની લીલી સળીને અનુસરતાં, ખાડામાં પડે છે, તેમ મૂઢમાણસ તૃષ્ણાને અનુસરતાં, નરકરૂપી ઊંડા ખાડામાં પડે છે.[૧૭] વૃદ્ધિ પામેલી જરાવસ્થા પણ નેત્રોને એવાં આંધળાં કરતી નથી કે જેવાં અત્યંત ભૂખી તૃષ્ણારૂપી ચુડેલ ક્ષણમાત્રમાં આંધળાં કરી નાખે છે.[૧૮] મનરૂપી માળામાં રહેનારી તૃષ્ણારૂપી ઘૂડપક્ષિણી માથે ચડી બેસવારૂપ અપશુકન થવાથી વિષ્ણુને પણ વામનપણું પ્રાપ્ત થયું હતું અને ભીખ માગવી પડી હતી.[૧૯] હૃદયમાં ગુંથાઇ ગયેલી સ્વર્ગલોકના સુખ ભોગવવાની તૃષ્ણાથી સૂર્ય પણ જેમ દોરડાથી બંધાય તેમ બંધાઇને નિત્ય આકાશમાં ભ્રમણ કર્યા કરે છે.[૨૦] સઘળાં દુ:ખોને દેનારા આકારવાળી અને લોકોનાં જીવનને છેદી નાખનારી તૃષ્ણારૂપી ક્રૂર નાગણને તેથી દૂર રહીને છેટેજ મૂકી દેવી જોઇએ.[૨૧] વાયુઓ પણ તૃષ્ણાથી વાય છે, પર્વતો પણ તૃષ્ણાથી ખડા રહે છે અને ધરતી પણ તૃષ્ણાથીજ પ્રાણીઓને ધરી રહી છે એટલે સઘળું ત્રૈલોક્ય તૃષ્ણાથીજ ટકી રહ્યું છે.[૨૨] લોકોની વ્યવહારસંબંધી સઘળી સ્થિતિ તૃષ્ણારૂપી વરતમાં પરોવાઇ રહી છે. દોરડાના બંધનમાંથી કોઇ પણ છૂટી શકે છે પણ તૃષ્ણાના બંધનમાંથી કોઈ છૂટી શકતા નથી.[૨૩] હે રામ ! આ પ્રમાણે છે એટલામાટે તમે સંકલ્પોને છોડી દેવારૂપ ઉપાયથી તૃષ્ણાને તજી દો. કારણ કે સંકલ્પવિનાનું મન હોતું નથી અને મન-

વિના તૃષ્ણા હોતી નથી એવો યુક્તિપૂર્વક નિર્ણય કરવામાં આવ્યો છે.[૨૪] હે રામ ! પ્રથમ તો તમે 'દેહ હું છું' એવા અભિમાનનો મનમાં સંકલ્પજ કરો નહિ કે જે સંકલ્પ સઘળી અજ્ઞાનમય દુષ્ટતૃષ્ણાઓનું મૂળ છે.[૨૫] દેહમાં 'હું છું' એવી ભાવના કે જે સઘળાં દુઃખોને ઉત્પન્ન કરનારી છે તેને તમે નહિ કરો તો તત્ત્વવેત્તાઓમાં ગણાશો.[૨૬] હે રામ ! દેહમાં 'હું છું' એવી ભાવના કે જે અત્યંત અપવિત્ર છે, તેને અહંકારના ત્યાગરૂપી છરીથી કાપી નાખી, સંસારના બાધની ભૂમિકામાં સઘળીરીતે નિર્ભયપણાથી રહો.[૨૭]

**एतामहंभावमयीमपुण्यां छित्वानहंभावशलाकयैव ।**
**स्वभावनां भव्यभवांतभूमौ भवामि भूताखिलभूतभीतिः ॥२७॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાવર્ણન' નામનો પંદરમો સર્ગ સંપૂર્ણ૧૫**

## सर्ग १६ मा* ધ્યેય-જ્ઞેયવાસનાત્યાગ અને જીવન્મુક્ત તથા વિદેહમુક્તનું લક્ષણ

**राम उवाच । स्वभावगंभीरमेतद्भगवन् वचनं तव ।**
**यदहंकारतृष्णां त्वं मा गृहाणेति वक्षि माम् ॥१॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! મને કહો છો કે 'તમે અહંકારને છોડી દો' તો એ આપનું વચન સ્વભાવિકરીતે ગંભીર લાગે છે.[૧] હું જો દેહના અભિમાનરૂપી અહંકારને છોડી દઉં, તો પછી મ્હારે આ 'દેહ' નામનો બાંધો સંપૂર્ણરીતે છોડી દેવોજ પડે.[૨] અહંકાર ન હોયતો શરીર જીવતું રહેવાનો સંભવજ નથી; જેમ મ્હોટો મૂળબંધ ઝાડને ધરી રાખે છે, તેમ અહંકારજ દેહને ધરી રાખે છે.[૩] જેમ મૂળ કરવતથી કપાઈ જાય તો મ્હોટાં વૃક્ષ પણ વિનાશ પામે છે, તેમ અહંકારનો ક્ષય થાય તો દેહ પણ અવશ્ય વિનાશ પામે.[૪] હે વક્તાઓમાં ઉત્તમ વસિષ્ઠમુનિ ! આ અહંકાર મ્હારે કેમ છોડવો અને છોડ્યાપછી હું કેમ જીવું ? એ વિષયનું નિશ્ચયપૂર્વક મ્હારી પાસે નિરૂપણ કરો.[૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે કમળસરખાં નેત્રોવાળા રામ ! વિદ્વાનલોકોએ સર્વ શાસ્ત્રોમાં 'ધ્યેય' અને 'જ્ઞેય' એમ બે પ્રકારનો વાસનાત્યાગ કહેલો છે.[૬] 'આ દેહ અન્નાદિકનો છે અને અન્નાદિક આ દેહનું જીવન છે. અન્નાદિકવિના આ દેહ કાંઈપણ નથી અને આ દેહવિના અન્નાદિક કશા ઉપયોગનાં નથી.' એમ નિશ્ચય કરી, પછી મનની સાથે પોતાના સ્વરૂપનો વિચાર કરી 'હું દેહાદિકનો નથી અને દેહાદિક મ્હારાં નથી' એવી દૃઢભાવના રાખીને, અંદર શીતળતાવાળી (અભિનિવેશવિનાની) બુદ્ધિથી લીલામાત્રજેવી ક્રિયાઓ કરવામાં આવે એ 'ધ્યેય' નામનો વાસનાત્યાગ કહેવાય છે.[૭-૯] સર્વ જગતને બ્રહ્મરૂપ સમજી, ભૂમિકાઓના અભ્યાસના ક્રમથી મમતાનો, અહંતાનો તથા વાસનાનો પણ ક્ષય કરી પ્રારબ્ધની સમાપ્તિના સમયમાં દેહને છોડી દેવામાં આવે એ 'જ્ઞેય'નામનો વાસનાક્ષય કહેવાય છે.[૧૦] જે પુરૂષ દેહમાં હુંપણારૂપી વાસનાને છોડી દઈ લોકસંગ્રહનેવાસ્તે યોગ્ય વ્યવહાર કરતો હોય, એટલે જેણે ધ્યેયવાસનાત્યાગ કર્યો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૧] જે પુરૂષ મૂલાજ્ઞાનની સાથે સઘળી કલ્પનારૂપી વાસનાને છોડી

*આ સોળમા સર્ગમાં ધ્યેય અને જ્ઞેય એમ બે પ્રકારનો વાસનાનો ત્યાગ કહેવામાં આવશે અને તે કહેવાના સંબંધમાં જીવન્મુક્તોનું તથા વિદેહમુક્તોનું લક્ષણ કહેવામાં આવશે.

ઈ (તમામ વ્યવહારાદિકથી રહિત થઇ) શાંતિ પામ્યો હોય એટલે જેણે જ્ઞેયવાસનાત્યાગ કર્યો હોય તેને વિદેહમુક્ત જાણવો.[૧૨] હે રામ ! જનકરાજા આદિ સુજન મહાત્માઓ 'ધ્યેય' નામનો પહેલો વાસનાત્યાગ કરી, જીવન્મુક્ત થઇને લોકસંગ્રહનેવાસ્તે યોગ્ય વ્યવહારથી જગતમાં વર્તે છે.[૧૩] 'જ્ઞેય' નામનો બીજા પ્રકારનો વાસનાત્યાગ કરી શાંત થયેલા વિદેહમુક્ત પુરૂષો તો અખંડ સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મમાંજ રહે છે.[૧૪] હે રામ! ધ્યેય અને જ્ઞેય એ બન્ને ત્યાગો મુક્તિના વિષયમાં સરખાજ છે. એક પુરૂષે ધ્યેયવાસનાત્યાગ કર્યો હોય અને બીજા પુરૂષે જ્ઞેયવાસનાત્યાગ કર્યો હોય તોપણ તે બન્ને પુરૂષો બ્રહ્મભાવરૂપી મુક્તિની પ્રાપ્તિમાં અને સંતાપોથી રહિતપણામાં સરખાજ છે.[૧૫] એક વ્યવહારમાં રહે છે અને બીજો સમાપ્તિમાં રહે છે, તોપણ તે બન્ને મહાત્માઓને પરમવિશ્રાંતિરૂપ નિર્મળ પરબ્રહ્મમાંજ રહેલા સમજવા. એઓ વચ્ચે અંતર એટલોજ છે કે પહેલાને દેહ સ્ફુરે છે અને બીજાને દેહ સ્ફુરતોજ નથી.[૧૬] પહેલો દેહના સ્ફુરણવાળો જીવન્મુક્ત પુરૂષ સંતાપોથી રહિત રહીને વ્યવહાર કરે છે અને બીજો દેહના ભાનવગરનો વિદેહમુક્તપુરૂષ કાંઇપણ વ્યવહાર કરતો નથી.[૧૭] વ્યવહારને લઇને કાળના નિયમપ્રમાણે નિરંતર આવી પડતાં સુખ–દુઃખોમાં જેને હર્ષ પણ ન થતો હોય તથા શોક પણ ન થતો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૮] ઈચ્છાથી તથા દ્વેષથી રહિત થયેલો જે પુરૂષ પ્રિયવસ્તુઓમાં અને અપ્રિયવસ્તુઓમાં કોઈ જાતનો અભિનિવેશ નહિ પામતાંજ વ્યવહાર કરે છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૯] જેના મનમાંથી 'આ ગ્રાહ્ય છે અને ત્યાજ્ય છે' એવી કલ્પનાઓ તથા 'હું છું અને મ્હારૂં છે' એવી કલ્પનાઓ ક્ષીણ થયેલી હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૦] જેના મનમાં હર્ષનો, ઈર્ષ્યાનો, ભયનો, ક્રોધનો, કામનો કે દીનતાનો અભિનિવેશજ ન થતો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૧] જે પુરૂષ જાગ્રત અવસ્થામાં પણ મનથી સુષુપ્તિવાળાની પેઠે સઘળી પદાર્થોની આસ્થાઓને શાંત કરીને વર્તે છે તથા જેમ સઘળી કળાઓવાળો પૂર્ણચંદ્ર સ્વચ્છતાથી ભરપૂર રહે છે, તેમ સર્વદા સ્વાભાવિક હર્ષથી ભરપૂર રહેતો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૨] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલાસુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી, સાયંકાળનાં કૃત્ય કરવાવાસ્તે ત્યાંથી ઉઠીને ન્હાવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૨૩]

इ[illegible]कवत्यथ मुनौ दिवसो जगाम [illegible]यंतनाय विषये[illegible]मिना जगाम।
स्नातुं सभा[illegible]तनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च स [illegible]जगाम ॥ २३ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાચિકિત્સા' નામનો સોળમો સર્ગ સંપૂર્ણ. ૧૬

વાલ્મીકિનો અગીઆરમો દિવસ પૂરો થયો.

## સર્ગ ૧૭ મો* બંધ કરનારા અને બંધ નહિ કરનારા નિશ્ચયોનું વિવેચન

वसिष्ठ उवाच । विदेह[illegible]का ये राम ते गिरामिह गोचरे ।
नैव तिष्ठंति तस्मात्त्वं जीवन[illegible]क्तिमिमां शृणु ॥ १ ॥

* આ સત્તરમા સર્ગમાં જે નિશ્ચયોથી જીવન્મુક્ત બંધાતો નથી અને જે નિશ્ચયથી અજ્ઞાની બંધાય છે તે નિશ્ચયોનું વિવેચન કરવામાં આવશે.

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! વિદેહમુક્તલોકો તો બ્રહ્મરૂપજ હોય છે એટલામાટે તેઓની સ્થિતિનું વર્ણન વાણીથી કહી શકાયજ નહિ. આમ છે તેથી હું કેવળ જીવન્મુક્તની સ્થિતિનુંજ વર્ણન આપું છું તે સાંભળો.[1] તે તે કર્મોનાં ફળોની ઇચ્છા નહિ રાખતાં, કેવળ લોકસંગ્રહ કરવાની શુદ્ધતૃષ્ણાથીજ તે તે વર્ણાશ્રમોને અનુસરતાં કર્મો કરવામાં આવે એ જીવન્મુક્તપણું કહેવાય છે.[2] સંસારને સાચો સમજી ભોગ ભોગવવામાં ઉત્સાહ બંધાવનારી તૃષ્ણાથી કર્મોમાં પ્રવર્તવું એજ બંધ છે અને સંસારની દૃઢ બેડી છે, એમ આચાર્યો કહે છે.[3] મનમાંથી સંકલ્પોનો ત્યાગ કરી, લોકસંગ્રહ કરવાના પ્રયોજનનેલીધે બહારથીજ કર્મ કરવાની તૃષ્ણા રાખવામાં આવે એ જીવન્મુક્તનું લક્ષણ છે.[4] હે રામ ! વિષયોમાં જે લંપટતા અને તૃષ્ણા વધતી જતી હોય તે બંધનરૂપ છે અને સઘળા વિષયોમાં લંપટતાવિનાની જે કેવળ લોકોમાં સમાધાન રાખવાનેવાસ્તે વ્યવહારને અનુસરવાની તૃષ્ણા હોય તે જીવન્મુક્તિનું અંગ છે, એમ સમજવું.[5] જે તૃષ્ણા રાખવામાં વિષયોની પ્રાપ્તિથી પહેલાં પણ રાગ આદિ દુઃખો ઉત્પન્ન થાય નહિ અને વિષયોની પ્રાપ્તિના સમયમાં પણ હર્ષાદિક ઉત્પન્ન થાય નહિ તે તૃષ્ણા બંધન કરનારી થતી નથી.[6] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! મનમાં 'અમુક વસ્તુ મને મળે તો ઠીક' એવી ભાવનારૂપી જે તૃષ્ણા થાય તે તૃષ્ણાને સંસારની સાંકળરૂપી અને દુષ્ટકલ્પનારૂપી સમજો.[7] એ બંધનરૂપી તૃષ્ણા કે જે મળી શકે એવા પદાર્થોમાં પણ અને ન મળી શકે એવા પદાર્થોમાં પણ સર્વદા થાય છે તેને છોડી દઇ, અત્યંત પ્રૌઢ થયેલો મ્હોટા મનવાળો પુરૂષ જીવન્મુક્તિના પદને પ્રાપ્ત થાય છે.[8] હે રામ ! તમે દેહની આશાને, મોક્ષની આશાને, સુખ–દુઃખોની આશાને અને બીજી પણ એવી ન્હાની–મ્હોટી આશાઓને છોડી દઇને તોફાનવિનાના સમુદ્રની પેઠે રહો.[9] હે બુદ્ધિમાન પુરૂષોમાં ઉત્તમ ! આત્મા જરાથી તથા મરણથી રહિત છે એવો નિશ્ચય કરીને તમે મનને જરાની તથા મરણની શંકાઓથી મેલું કરો નહિ.[10] આ જે દૃશ્યપદાર્થો છે તેઓને તમારો સંબંધ નથી અને તમને દૃશ્યપદાર્થોનો સંબંધ નથી. કારણ કે દૃશ્યપદાર્થો રજ્જુમાં કલ્પાયેલા સર્પની પેઠે તુચ્છ છે અને તમે સર્વથી ન્યારા અસંગ પરમાત્મા છો.[11] અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું જગત કે જે મિથ્યા છતાં સાચાજેવું પ્રતીત થાય છે તેમાં તમે બ્રહ્મબુદ્ધિ રાખશો તોપછી તૃષ્ણા રહેવાનો સંભવજ નથી.[12] હે રામ ! બીજું પણ આ પ્રસંગને લગતું કહું છું તે સાંભળો. વિચાર કરનારા પુરૂષના મનમાં નીચે પ્રમાણે વિસ્તીર્ણ આકારવાળા ચાર પ્રકારના નિશ્ચયો થાય છે.[13] 'હું પગથી તે માથાપર્યંત માતા–પિતાનોજ બનાવેલો છું' એવો જે નિશ્ચય થાય છે તેને પહેલો નિશ્ચય સમજો કે જે નિશ્ચય ખોટાવિચારથી થયેલો હોવાનેલીધે પુરૂષને બંધનજ આપે છે.[14] 'દેહ–ઇંદ્રિય આદિ સઘળા પદાર્થોથી હું ન્યારો છું અને સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું' એવો જે નિશ્ચય થાય છે તેને બીજો નિશ્ચય સમજો. આ નિશ્ચય જીવના સ્વરૂપને શુદ્ધ જણાવનારો હોવાથી મોક્ષ આપનારો છે અને તે સુજનોને થાય છે.[15] 'હુંજ આ અનંતપદાર્થોથી ભરેલા જગતરૂપ છું અને અવિનાશી છું' એવો જે નિશ્ચય થાય છે તેને ત્રીજો નિશ્ચય સમજો. આ નિશ્ચય શરીરમાં આત્માપણાની ભ્રાંતિને છોડાવી આત્માના વ્યાપકપણાને સિદ્ધ કરનારો હોવાને લીધે મોક્ષ આપનારોજ છે.[16] 'આ દેહાદિક અને સઘળું જગત એ કાંઈ છેજ નહિ પણ

એઓથી રહિત જે અખંડસત્તારૂપી પરબ્રહ્મ છે તે હું છું ' એવો જે નિશ્ચય થાય છે તેને ચોથો નિશ્ચય સમજો. આ નિશ્ચય સર્વ દૃશ્યોના બાધપૂર્વક પોતાના વાસ્તવિકસ્વરૂપને જણાવનારો હોવાથી મોક્ષની સિદ્ધિનેવાસ્તેજ છે.[17] હે રામ ! એ ચાર નિશ્ચયોમાં જે પહેલો નિશ્ચય કહ્યો તે મલિનભાવનાવાળો હોવાનેલીધે બંધ આપનારો થાય છે અને તે પછી બીજા જે ત્રણ નિશ્ચયો કહ્યા તે શુદ્ધભાવનાવાળા હોવાનેલીધે મોક્ષ આપનારા થાય છે.[18] પહેલો નિશ્ચય બંધન આપનારી તૃષ્ણાના સંબંધવાળો છે તેથી મલિન છે અને બાકીના ત્રણ નિશ્ચયો શુદ્ધતૃષ્ણાના સંબંધવાળા છે તેથી સ્વચ્છ છે. છેલ્લા ત્રણ નિશ્ચયો જીવન્મુક્ત પુરૂષોમાંજ હોય છે.[19] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! 'જે સઘળું જગત છે તે હુંજ છું' એવો જે ત્રીજા પ્રકારનો નિશ્ચય કહ્યો તેનો સ્વીકાર કરવામાં આવ્યો હોય તો બુદ્ધિ કદીપણ ફરીવાર ખેદમાં જતી નથી.[20] આડે, ઊંચે અને નીચે આત્માનું સ્વરૂપજ વ્યાપક છે અને તેથી જે કાંઈ છે તે સઘળું આત્માજ છે, એવો નિશ્ચય પ્રાપ્ત થયો હોય તો બંધન થતુંજ નથી.[21] ચોથા પ્રકારના નિશ્ચયમાં સર્વથી રહિત જે પરતત્ત્વ અવશેષ રહે છે તેનેજ જુદા જુદા વાદીઓએ શૂન્ય, પ્રકૃતિ, માયા, બ્રહ્મ, વિજ્ઞાન, શિવ, પુરૂષ, ઈશાન, નિત્ય અને આત્મા ઈત્યાદિ નામો આપેલાં છે.[22] 'આ જે સઘળું જગત છે તે બ્રહ્મજ છે અને તે બ્રહ્મમાં બેપણું કે એકપણું ક્યાંય નથી' એમ જો નિશ્ચય રાખવામાં આવે તો સઘળું જગત અનુભવમયજ થઈ જાય છે અને ભ્રાંતિ લેશમાત્ર પણ રહેતી નથી.[23] જેમ અતિ વિસ્તીર્ણ આકારવાળો સમુદ્ર પાતાળપર્યંત જળથીજ ભરપૂર છે, તેમ બ્રહ્માથી તે થુંબડાસુધીનું જગત આત્માથીજ ભરપૂર છે.[24] જે બ્રહ્મ છે તેજ સત્ય છે અને નિત્ય છે. બ્રહ્મથી જુદું જગતનું રૂપ ક્યાંય છેજ નહિ. જેમ જળજ સઘળા સમુદ્રોરૂપે છે માટે તેમાં તરંગાદિક જળથી જુદા હોવાનો ક્યાંય પણ સંભવ નથી, તેમ બ્રહ્મજ સઘળા જગતરૂપે છે માટે તેમાં કોઇપણ પદાર્થો બ્રહ્મથી જુદા હોવાનો ક્યાંય પણ સંભવ નથી.[25] જેમ કડાં, બાજુબંધ અને ઝાંઝર આદિ પદાર્થો સુવર્ણથી જુદા નથી અને જેમ ઝાડ તથા ખડ આદિ કરોડો પદાર્થો પૃથ્વીથી જુદા નથી, તેમ જગતસંબંધી કોઇપણ પદાર્થો બ્રહ્મથી જુદા નથી.[26] દ્વૈતરહિત એક પરમાત્માજ માયાની લીલાથી જગતરૂપે બનીને એકપણા તથા બેપણા આદિ ભેદોથી પ્રતીત થાય છે. વાસ્તવિક જોઇએ તો બ્રહ્મમાં જેમ બેપણું નથી તેમ એકપણું પણ નથી. કારણ કે એકપણું પણ બેપણાના નિષેધનેવાસ્તે કલ્પાયેલું હોવાથી મિથ્યાજ છે.[27] પોતાનાં કે પરાયાં પુત્રાદિક, અથવા સઘળું જગત અથવા કોઇ કાર્ય નષ્ટ થઈ જાય અથવા વૃદ્ધિ પામે તોપણ તમે તેમાં સુખ-દુઃખનું ગ્રહણ કરો નહિ. તમે કે જે બ્રહ્મરૂપજ છો તે પોતાના મનમાં 'સઘળું જગત બ્રહ્મજ છે' એવી દૃઢ અદ્વૈતની ભાવના રાખો અને બહાર વ્યવહારમાં વર્ણાશ્રમના ધર્મોની વ્યવસ્થાનેવાસ્તે લોકરીતિને અનુસરીને અદ્વૈતનો અનાદર પણ કરો એટલે એ રીતે દ્વૈતાદ્વૈતમય થઇને રહો.[28-29] ભયંકર સંસારની ભૂમિકાઓ (જુદી જુદી યોનિઓ) કે જેઓ ઉત્પાતોથીજ ભરપૂર છે તેઓમાં, જેમ ઊંડી ખાડોમાં હાથી પડે છે, તેમ પડો નહિ. જેમ હાથી વંટોળીઆ-વાયુથી પરવશ થઇને ઊંડી ખાડોમાં પડે છે, તેમ જીવ સંસારભાવનાથી પરવશ થઈને જુદી જુદી યોનિઓમાં પડે છે.[30] હે મહાત્મા રામ ! આત્મામાં દ્વૈત સારું સંભવતું નથી. કેમ કે તે મનથીજ કલ્પાયેલું છે. તેમ આત્મામાં એકપણારૂપી સંખ્યા પણ

સાચી સંભવતી નથી. કેમકે તે પણ બેપણાનો નિષેધ કરવાનેવાસ્તેજ કલ્પાયેલી હોવાથી દ્વૈતરૂપજ છે. જેને પોતાની સિદ્ધિમાં કોઈની પણ અપેક્ષા નથી એવું સર્વદા સત્ય સ્વયંપ્રકાશ આત્માનું સ્વરૂપ એકતાથી રહિત છે માટે સર્વરૂપ પણ છે અને દ્વૈત (બેપણા)થી રહિત છે માટે કોઇરૂપ પણ નથી, એમ કહેવાય છે.[૩૧] આ દેહાદિક પણ નથીજ અને જગત પણ નથીજ, પરંતુ જે કાંઈ છે તે સઘળું નિર્વિકાર જ્ઞાન માત્ર બ્રહ્મજ છે. આ જગત કે જે પ્રત્યક્ષ દેખાય છે તે તો બ્રહ્મના સાક્ષાત્કારમાત્રથી શાંત થઇ જનારૂં છે માટે સત્ પણ નથી અને અસત્ પણ નથી. પરંતુ અનિર્વચનીય છે એમ જાણો.[૩૨] સર્વથી પર, મરણથી રહિત, જન્મથી રહિત, સૂર્ય આદિ સઘળા પ્રકાશકોનું પણ પ્રકાશક, જરાથી રહિત, પરમ આનંદસ્વરૂપ, જેને મન પહોંચતું નથી એવું, વિભાગોવિનાનું, વિકારોથી રહિત, ઈંદ્રિયોના સમૂહથી રહિત, સર્વને જીવન આપનારા પ્રાણને પણ જીવન આપનારૂં, સઘળી કલ્પનાઓથી રહિત, કારણોનું પણ કારણ, નિરંતર સ્વયંપ્રકાશ, સર્વનું અધિષ્ઠાન, અતિ વિસ્તીર્ણ ચૈતન્યરૂપમાંજ રહેલું, સઘળા અનુભવોના મૂળરૂપ, 'તે તું છે' એવીરીતે અપરોક્ષપણાથી ઉપદેશ કરવાયોગ્ય, ત્રણે કાળમાં અબાધિત અને અનુભવરૂપ જે બ્રહ્મ છે તેજ તમે છો, તેજ હું છું અને તેજ આ સઘળું જગત છે. એથી જુદું કાંઈપણ નથી. હે રામ ! આવીરીતનો નિશ્ચય તમારા અંતઃકરણમાં સર્વદા વૃદ્ધિ પામેલો રહેજો.[૩૩,૩૪] **सततमुदितमीशं व्याततं चित्प्रकाशे स्थितमनुभवबीजं स्वात्मभावोपदेश्यम् । स्वदनमः चितोंतर्ब्रह्म सर्वं सदैव त्वमहमपि जगच्चेत्यस्तु ते निश्चयोंतः ॥३४॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાવિચ્છેદોપદેશ' નામનો સત્તરમો સર્ગ સંપૂર્ણ**

## सर्ग १८ मो* સંસારમાં રહેતો જ્ઞાની, સંસારનાં દુઃખોથી પીડાતો નથી

**वसिष्ठ उवाच । युक्ताशयानां महतामहतानां कुदृष्टिभिः ।**
**स्वभावोयं महाबाहो लीलया चरतामिह ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! સમાહિત મનવાળા અને કામ–લોભ આદિ કુદૃષ્ટિઓથી નહિ દૂષિત થયેલા જીવન્મુક્તલોકો કે જેઓ આ સંસારમાં લીલાથી વિચરે છે તેઓનો સ્વભાવ નીચેપ્રમાણે હોય છે.[૧] જીવન્મુક્ત થયેલો પુરૂષ સંસારમાં વ્યવહાર કરતાં છતાં પણ આદિમાં જન્માદિક દુઃખોથી, મધ્યમાં રોગ આદિ દુઃખોથી અને અંતમાં મરણ આદિ દુઃખોથી અત્યંત નિસ્સારપણાવાળી જગતસંબંધી ગતિઓને હસવા યોગ્ય ગણે છે.[૨] સઘળાં ચાલતાં કાર્યો કર્યા કરતો, શત્રુ–મિત્ર આદિમાં સમદૃષ્ટિવાળો, 'ધ્યેય' નામના વાસનાત્યાગનો આશ્રય કરીને રહેલો,[૩] સઘળી ચિંતાઓથીરહિત રહેનારો, કોઇનું પણ વિપ્રિય નહિ કરતો, વિવેકરૂપી પ્રકાશથી આત્મસ્વરૂપને જોયા કરતો, પ્રબોધરૂપી બગીચામાં રહેનારો,[૪] સર્વથી ન્યારા પરબ્રહ્મરૂપી પદના અવલંબનવાળો, પુનમના ચંદ્રજેવા શીતળ અંતઃકરણવાળો, દુઃખથી ખેદ નહિ ધરતો અને સુખથી રાજી નહિ થતો જીવન્મુક્ત પુરૂષ સીદાતો† નથી.[૫] સઘળા શત્રુઓમાં મધ્યસ્થરીતે

*આ અઢારમા સર્ગમાં જે સ્થિતિથી રહેનારો વિદ્વાન્ સંસારમાં પીડાય નહિ તે સ્થિતિ વિસ્તારથી કહેવામાં આવશે.

† દુઃપીડાતો નથી અથવા દુઃખી થતો નથી.

રહેનારો, દયાવાળો, ચાતુરીવાળો અને પૂજ્યલોકોનાં સમયોચિત કાર્ય કરી આપનારો જીવન્મુક્ત પુરૂષ સંસારમાં સીદાતો નથી.[૬] જીવન્મુક્ત પુરૂષ કોઇની પ્રશંસા કરતો નથી, કોઇનો દ્વેષ કરતો નથી, કોઇનો શોક કરતો નથી, કશું ઈચ્છતો નથી, થોડું બોલે છે, આવશ્યક કામમાં આળસુ રહેતો નથી અને સંસારમાં કોઈ રીતે સીદાતો નથી.[૭] જીવન્મુક્ત પુરૂષ જો કોઇ પૂછે તો ચાલતા પ્રકરણની યોગ્ય વાત કરે છે, ન પૂછે તો ઠુંઠની પેઠે બેસી રહે છે, ઉદ્યમ કરતો નથી, ઉદ્યમને છોડી પણ દેતો નથી અને સંસારમાં કોઈ રીતે સીદાતો નથી.[૮] જીવન્મુકત પુરૂષ સર્વને પ્યારૂં લાગે એવું બોલે છે, કોઈ પણ પૂર્વપક્ષ કરે તો તેનું ચાતુરીથી સમાધાન કરે છે, સર્વ લોકોના અભિપ્રાયને સમજી જાય છે અને સંસારમાં કોઈ રીતે સીદાતો નથી.[૯] જેમ માણસ પોતાના હાથમાં રાખેલાં બીલાંને સ્પષ્ટરીતે જાણે, તેમ જીવન્મુકતપુરૂષ જગતને 'આ યોગ્ય છે અને આ અયોગ્ય છે' એવી વિષમદૃષ્ટિથી ઘેરાયેલું અને આશાઓનેલીધે દીનતાભરેલી ચેષ્ટાઓવાળું સ્પષ્ટરીતે જાણે છે.[૧૦] પરમપદમાં ચડેલો જીવન્મુક્ત પુરૂષ જગતની ક્ષણભંગુરસ્થિતિને અંદર શીતળતાવાળી બુદ્ધિથી, જાણે હસતો હોય તેમ જોયા કરે છે.[૧૧] હે રામ! મનને જીતનારા અને વ્યવહારમાં રહેતાં છતાં આત્માનું અનુસંધાન કર્યા કરતા મહાત્માઓનો સ્વભાવ આવો હોય છે કે જે મ્હેં તમને કહી સંભળાવ્યો.[૧૨] પોતાના મનને નહિ જીતનારા અને ભોગરૂપી કાદવમાં ખુંચી રહેલા મૂર્ખલોકોના સ્વભાવો તો બહુ વિચિત્ર હોય છે માટે તે સ્વભાવોનું અમો પૂરેપૂરૂં વર્ણન કરી શકીએ એમ નથી અને એ સ્વભાવો પૂરેપૂરા અમારા જાણવામાં પણ નથી.[૧૩] મૂર્ખલોકોને ઘણું કરીને સ્ત્રીઓઉપર અને ધનોઉપર વધારે પ્રેમ હોય છે માટે સ્ત્રીઓની અને ધનોની દુષ્ટતાવિષે કહું છું તે સાંભળો. વિવેકના અભાવનેલીધે, પૂર્વપુણ્યોનો નાશ થવાનેલીધે અને ભવિષ્યપુણ્યોમાં પ્રતિબંધ આવવાનેલીધેજ સ્ત્રીઓ રૂપાળી અને શણગારેલી લાગે છે. વાસ્તવિક જોઇએ તો એ સ્ત્રીઓ નરકના અગ્નિઓની સોનાજેવી જ્વાળાઓજ છે.[૧૪] ધનો પણ પોતાના સંપાદનમાં, રક્ષણમાં, ખરચમાં તથા નાશમાં અપાર પરિશ્રમ આપે છે, અધર્મોના સમૂહોને ઉત્પન્ન કરાવે છે, કજીઆ આદિ અનેક અનર્થોથી ખરાબ કરે છે, દુઃખના વેગોનેજ આપે છે અને ચારેબાજુથી આપદાઓનેજ મોકલ્યા કરે છે.[૧૫] મૂર્ખલોકો જે જે યજ્ઞ આદિ કર્મો કરે છે તે કર્મો પણ સકામજ હોય છે, દંભ આદિથી તથા અનેક પ્રકારના દુરાચારોથી ભરેલાં હોય છે અને તેથી વારંવાર પુનર્જન્મ આદિનાં સુખ–દુઃખો ભોગવાવ્યા કરે છે. આપ્રમાણે મૂર્ખલોકોના સ્વભાવો બહુ વિચિત્ર હોય છે એટલામાટે અમો તેઓનું સંપૂર્ણ વર્ણન આપી શકતા નથી.[૧૬] હે રામ! તમે 'ધ્યેય' નામના વાસનાત્યાગથી વિલાસ પામનારી પૂર્ણદૃષ્ટિનો આશ્રય લઇ, જીવન્મુક્તપણાથી સ્વસ્થ રહીને લોકમાં વિહાર કરો.[૧૭] હે રામ! તમે મનમાંથી સઘળી આશાઓને, રાગ–દ્વેષને તથા વાસનાઓને છોડી દઇ બહારથી સઘળાં વ્યવહારને યોગ્ય આચરણો કરતાં, લોકમાં વિહાર કરો.[૧૮] હે રામ! તમે મનથી સર્વનો ત્યાગ કરી, પ્રૌઢ થઇને બહારથી વર્ણાશ્રમના સદાચારો પાળો, લોકોને સંતોષ આપવામાટે તેઓની પદ્ધતિને પણ યોગ્યરીતે અનુસરો અને નિર્લેપપણાથી જગતમાં વિહાર કરો.[૧૯] હે રામ! સંસારની દશાઓનો તથા જ્ઞાનની ભૂમિકાઓનો સંપૂર્ણરીતે વિચાર કરી, જે અનુરૂપ છે તેનુંજ ભાવનાથી અવલંબન કરીને જગતમાં વિહાર કરો.[૨૦] હે રામ! તમે મનમાં

આશાઓથી રહિત રહો, બહારથી આશાઓવાળાંના જેવી ચેષ્ટાઓ કરો, મનમાં અત્યંત શીતળ રહો, બહાર જાણે ધનાદિકના નાશથી તપતા હો એવો દેખાવ આપો અને જગતમાં નિર્લેપપણાથી વિહાર કરો.[૨૧] હે રામ ! તમે મનમાં કોઈ જાતનો ક્રોધ આદિનો વેગ રાખો નહિ, બહારથી ક્રોધ આદિનો કૃત્રિમવેગ દેખાડો, મનમાં અકર્તા રહો, બહાર કર્તા રહો અને નિર્લેપરીતે જગતમાં વ્યવહાર કરો.[૨૨] હે રામ ! તમે વ્યવહારદૃષ્ટિથી તથા પરમાર્થદૃષ્ટિથી સર્વ પદાર્થોમાં જે કાંઈ સારાસારપણાનો ફેરફાર છે તેને જાણી ચૂકયા છો માટે હવે જેમ તમને યોગ્ય લાગે તેમ જગતમાં સારા વ્યવહારથી વર્તો.[૨૩] હે રામ ! તમે મનમાં વ્યવહારના અભિનિવેશથી અત્યંત રહિત રહીને બહારથી કૃત્રિમશોકને, કૃત્રિમઉદ્વેગને, કૃત્રિમનિંદાને અને બીજાં પણ તે તે કાર્યોના કૃત્રિમવેગોને દેખાડતાં, જગતમાં નિર્લેપપણાથી વિહાર કરો.[૨૪] હે રામ ! તમે અહંકારનો ત્યાગ કરી, બુદ્ધિને અત્યંત ધીરજભરેલી રાખી અને આકાશની પેઠે નિર્લેપ રહી કોઈપણ જાતના કલંકનો ડાઘ ન લાગે એવીરીતે જગતમાં વ્યવહાર કરો.[૨૫] હે રામ ! તમે મનમાં સઘળા આશાઓરૂપી પાશોથી છૂટા રહી અને સર્વ પ્રકારની વૃત્તિઓમાં સમાનબુદ્ધિ રાખી, બહારથી વર્ણાશ્રમસંબંધી તથા રાજ્યસંબંધી ચાલતાં કાર્યોમાં તત્પર રહીને નિર્લેપપણાથી જગતમાં વિહાર કરો.[૨૬] વાસ્તવિક વિચાર કરતાં, કોઈ પ્રાણીને બંધન પણ થયું નથી અને બંધન નહિ હોવાનેલીધે મોક્ષ પણ થતો નથી. આ સંસારની સઘળી સ્થિતિ ઇંદ્રિજાળની શોભાની પેઠે મિથ્યાજ છે.[૨૭] હે રામ ! જેમ તીવ્રતડકામાં મ્હોટા પૂરવાળું ઝાંઝવાનું પાણી મોહથીજ દેખાય છે, તેમ આ સઘળું જગત મોહથીજ દેખાય છે. જેમ ઝાંઝવાનું પાણી ભ્રાંતિમાત્રજ છે, તેમ આ જગત ભ્રાંતિમાત્રજ છે.[૨૮] આત્મા કે જે બંધનના સંભવવિનાનો છે, એકરૂપ છે અને સર્વમાં વ્યાપક છે તેને બંધજ કેમ થવો સંભવે અને બંધ સંભવતો નથી ત્યારે મોક્ષ પણ કોનો કરવામાં આવે ?[૨૯] જેમ રજ્જુમાં અજ્ઞાનથી થયેલી સર્પરૂપી ભ્રાંતિ રજ્જુના જ્ઞાનથી ક્ષય પામી જાય છે, તેમ આત્મામાં અજ્ઞાનથી થયેલી આ સંસારરૂપી મ્હોટી ભ્રાંતિ આત્માના યથાર્થજ્ઞાનથી ક્ષય પામી જાય છે.[૩૦] તમે એકાગ્રતાવાળી સૂક્ષ્મબુદ્ધિથી પોતાનું તત્ત્વ જાણી ચૂકયા છો અને અહંકારથી રહિત થયા છો માટે આકાશની પેઠે નિર્મળ રહો.[૩૧] તમે પૂર્ણરીતે સમજી ચૂકયા છો માટે મિત્રોની તથા બાંધવો આદિની સઘળી વાસનાઓને છોડી દો. ખોટા પદાર્થોની વાસના રાખવી કેવી હોય ?[૩૨] તમે વાસનાઓથી અલગ થઇને ધૈર્યવાન થયા છો, એમ અનુમાન થાય છે માટે હવે તમારે બ્રહ્મના સાક્ષાત્કારનેવાસ્તે સૌથી પહેલાં જીવન્મુક્તના વ્યવહારથી વર્તવું પ્રાપ્ત છે.[૩૩] ભોગોથી, બંધુઓથી, બીજા પણ જગતસંબંધી પદાર્થોથી અને શુભાશુભ કર્મોથી આત્માને સંબંધ છેજ નહિ તો તેમ છતાં, તમે એ ભોગ આદિનેવાસ્તે શામાટે શોક કરો છો ?[૩૪] 'હું કેવળ આનંદસ્વરૂપ બ્રહ્મજ છું" એવી જો ભાવના થઈ તો પછી તમને ભયોની સાથે સંબંધજ નહિ રહે. હે રામ ! તમે જગતરૂપી ભ્રમથી શામાટે બ્હીઓ છો ?[૩૫] હે રામ ! તમારા બંધુઓ કે જેઓ મિથ્યા હોવાનેલીધે મુદ્દલ ઉત્પન્ન થયા નથી તેઓનાં સુખ–દુઃખોથી તમને શો સંબંધ છે ! કે જેથી તમે એ બંધુઓની ચિંતા રાખો છો.[૩૬] 'તમે પૂર્વજન્મોમાં પણ એના એ હતા, ભવિષ્યજન્મોમાં પણ એના એ હશો અને આ વર્તમાનજન્મમાં પણ એના એ છો' એવો જે

તમને નિશ્ચય હોય તો, જેમ હમણાં આ જન્મના નિકટના બંધુઓને પ્રાણસમાન ગણીને તેઓનો શોક કરો છો તેમ પૂર્વજન્મના ઘણા ઘણા બંધુઓનો શોક કેમ કરતા નથી ! સર્વનો શોક કરવો એ બની શકે એમ નથી માટે કોઇનો પણ શોક કરવો યોગ્ય નથી.[૩૭,૩૮] હે રામ ! 'તમે પૂર્વજન્મમાં અન્ય હતા, આ જન્મમાં અન્ય છો અને વળી ભવિષ્યજન્મમાં અન્ય થશો' એવો જો તમને નિશ્ચય હોય તોપણ, જેમ તમે બદલાતા આવ્યા તેમ સંસાર બદલાતોજ આવે છે, એમ સિદ્ધ થાય છે માટે તમે કયા પદાર્થને સાચો ગણીને શોક કરો છો ?[૩૯] કદાચ 'તમે આગળ પણ જન્મ્યા હતા, હમણાં પણ જન્મ્યા છો અને હવે પછી જન્મવાના નથી' એવો જો તમને નિશ્ચય હોય તોપણ તમારો સંસાર ક્ષીણ થવા આવ્યો છે એમ સિદ્ધ થાય છે તો તમે શામાટે શોક કરો છો? ઉપર કહેલા કોઈ પણ પક્ષમાં શોક કરવો પ્રાપ્ત થતો નથી.[૪૦] હે રામ ! આ પ્રમાણે છે એટલામાટે જગતસંબંધી ચાલતા ક્રમમાં દુઃખ ધરવું પણ યોગ્ય નથી અને રાજી થવું પણ યોગ્ય નથી, પરંતુ આવી પડેલા કાર્યને અનુસરવું એટલુંજ યોગ્ય છે.[૪૧] હે રામ ! તમે મનમાં દુઃખને પણ માનો નહિ અને સુખને પણ માનો નહિ, પરંતુ સર્વમાં સમતાજ ધરી લ્યો. કેમ કે પરમાત્મા સર્વવ્યાપક છે.[૪૨] તમે અંતવિનાના છો, સાચાસ્વરૂપવાળા છો, આકાશની પેઠે વ્યાપક છો, પ્રકાશરૂપ છો અને નિત્યશુદ્ધ છો. જેમ જ્વાળાઓના સમૂહમાં અંધકારનો અવકાશ નથી, તેમ તમારા સ્વરૂપમાં અજ્ઞાનનો કે દુઃખાદિકનો અવકાશ નથી.[૪૩] તમે અદૃશ્ય છતાં પણ, જેમ હારનાં મુક્તાફળોમાં એકજ ઝીણો દોરો અનુસ્યૂત હોય છે, તેમ જગતના સર્વ પદાર્થોમાં અનુસ્યૂત છો.[૪૪] એક જન્મ ધરીને બીજો જન્મ ધરવો અને બીજો જન્મ ધર્યા પછી ત્રીજો જન્મ ધરવો, એમ વારંવાર જન્મ્યા કરવું એ સંસારની પદ્ધતિજ છે, પરંતુ તે અજ્ઞાનીનેવાસ્તે છે. જ્ઞાનીનેવાસ્તે નથી. હે રામ ! તમે તો જ્ઞાની છો માટે નિશ્ચિંત રહો.[૪૫] હે ઉત્તમબુદ્ધિવાળા રામ ! જેમાં નિરંતર દુઃખોજ પ્રાપ્ત થયા કરે છે એવું આ સંસારનું સ્વરૂપ અજ્ઞાનથી વધી જાય છે પણ તમે તો જ્ઞાની છો માટે તમને શી ચિંતા છે ? સંસારના સ્વરૂપમાં કાંઈપણ સાચું નથી.[૪૬] જેમ સ્વપ્નમાં સ્વપ્નવિના બીજો કશો પદાર્થ નથી, તેમ ભ્રમમાં ભ્રમવિના બીજું શું રૂપ હોય ?[૪૭] હે રામ ! આ જગતનું સ્વરૂપ ભ્રાંતિમાત્ર છતાં પણ અત્યંત સ્પષ્ટ દેખવામાં આવે છે એ સર્વશક્તિઓવાળા પરમાત્માની એકજાતની શક્તિજ છે.[૪૮] જગતમાં નિયમિતરીતે કોઈ કોઇનો મિત્ર પણ રહેતો નથી અને કોઈ કોઇનો શત્રુ પણ રહેતો નથી, પરંતુ સર્વદા સર્વેશ્વરની ઈચ્છાપ્રમાણે સર્વે સર્વના મિત્રો થાય છે અને સર્વે સર્વના શત્રુઓ થાય છે.[૪૯] જેમ છેદાઈ જતો, વીંખાઈ જતો અને પરસ્પરના આશ્રયથી રહેતો જળના તરંગોનો સમૂહ નિરંતર ચાલ્યોજ જાય છે, તેમ છેદાઈ જતું, વીંખાઈ જતું અને પરસ્પરના આશ્રયથી રહેતું આ જગત નિરંતર ચાલ્યું જાય છે.[૫૦] જેમ પૈડાનો પાટો ઊંચે હોય તે નીચે આવે છે અને નીચે હોય તે ઊંચે જાય છે, એમ ચાલ્યાજ કરે છે, તેમ આ ચંચળ સંસારના ભૂગોળ—ખગોળ આદિ પદાર્થો ઊંચે હોય તે નીચે આવે છે અને નીચે હોય તે ઊંચે જાય છે એમ ચાલ્યાજ કરે છે.[૫૧] સ્વર્ગમાં રહેલા જીવો નરકમાં જાય છે, નરકમાં રહેલા જીવો સ્વર્ગમાં જાય છે, એક યોનિમાં રહેલા જીવો બીજી યોનિમાં જાય છે, એક દ્વીપમાં રહેલા લોકો બીજા દ્વીપમાં

જાય છે,[૫૨] નહિ માગનારા પુરૂષો માગનારા થઈ જાય છે અને માગવાની ટેવવાળા પુરૂષો ન માગે એવા થઇ જાય છે. ચડતી–ઉતરતી સેંકડો દશાઓરૂપી ભ્રાંતિઓમાં સઘળાં પ્રાણીઓ ગોથાં ખાધા કરે છે.[૫૩] જેમ અગ્નિમાં ક્યાંય હિમનો કણ મળતો નથી, તેમ આ સંસારમાં એકરૂપથી સ્થિર રહેનારો, સ્વચ્છ અને સંતાપવિનાનો કોઈ પદાર્થ ક્યાંય મળતો નથી.[૫૪] જે જે મ્હોટા ભાગ્યશાળી અને ઘણા ઘણા બંધુઓવાળા લોકો હોય છે તેઓ પણ કેટલેક દિવસે નષ્ટ થઇ ગયેલા જોવામાં આવે છે.[૫૫] હે રામ ! જેમ ચંદ્રમાં બેપણાનું દર્શન સાચું નથી, તેમ આ સંસારમાં પરાયાપણું, અન્યપણું, તુંપણું અને હુંપણું ઈત્યાદિ વાસનાઓ સાચી નથી.[૫૬] હે રામ ! હવે તમારી 'આ બંધુ છે, આ ઘર છે, આ હું છું અને આ તું છે' ઇત્યાદિક મિથ્યાદૃષ્ટિઓ ગલિત થઈ જાઓ.[૫૭] તમે કશો પણ અભિનિવેશ નહિ રાખતાં, કેવળ ક્રીડાનેવાસ્તેજ વ્યવહારમાં રહો. શત્રુ–મિત્ર આદિની મિથ્યાવાસનાઓને અંતઃકરણમાંથી મૂળસહિત કાપી નાખીને બહાર તેવાપ્રકારની કૃત્રિમવાસનાઓ દેખાડતાં, લીલાથી વિહાર કરો.[૫૮] હે ઉત્તમનિયમોવાળા રામ ! આ સંસારની પદ્ધતિમાં એવીરીતે વિહાર કરો કે જેવીરીતે અજ્ઞાની માણસની પેઠે વાસનાઓના બોજાથી થાકી ન જાઓ.[૫૯] જેમ જેમ વાસનાઓનો ક્ષય કરનારો તમારો આ વિચાર વધતો આવશે તેમ તેમ વ્યવહારસંબંધી કાર્યો શાંત થતાં જશે.[૬૦] જેઓ હલકાચિત્તવાળા હોય છે તેઓજ 'આ બંધુ છે અને આ બંધુ નથી' એવી ભેદદૃષ્ટિ રાખે છે. ઉદારચિત્તવાળા પુરૂષો તો પોતાની બુદ્ધિ આવરણથી રહિત થયેલી હોવાનેલીધે સર્વમાં સમદૃષ્ટિજ રાખે છે.[૬૧] 'જેમાં હું નથી એવું કાંઇ પણ નથી અને જે મ્હારૂં નથી એવું પણ કાંઈ નથી' એવીરીતે પાકો નિશ્ચય કરી લઇને, મહાત્માઓ સર્વત્ર સમદૃષ્ટિથીજ વર્તે છે.[૬૨] જ્ઞાનીપુરૂષ સ્વરૂપના જ્ઞાનથી આકાશના જેવો વ્યાપક હોવાનેલીધે અસ્ત પણ પામતો નથી અને ઉદય પણ પામતો નથી. જેમ આકાશમાં રહેલો સૂર્ય હર્ષ-શોકના અભિનિવેશથી રહિત રહીને પૃથ્વીને જોયા કરે છે, તેમ આત્મસ્વરૂપમાં રહેલો પુરૂષ હર્ષ–શોકના અભિનિવેશથી રહિત રહીને સર્વ જગતને જોયા કરે છે.[૬૩] હે રામ ! આ અનાદિ સંસારમાં તમારા અનેક યોનિઓમાં અનેક જન્મો થઈ જવાનેલીધે સઘળાપ્રકારની જાતિઓ તમારા બંધુપણાના સંબંધમાં આવી ગયેલી છે. અનુક્રમથી સર્વની સાથે તમારે બંધુસંબંધ થઇ ગયો છે માટે તમારી સાથે બંધુપણાથી જોડાયા વિનાની કોઇપણ જાતિ નથી.[૬૪] જેમાં વિચિત્રપ્રકારના કરોડો જન્મોની ગડબડ થયા કરે છે એવા આ જગતમાં 'આ અબંધુ છે' એવી જે ભેદદૃષ્ટિ થાય એ કેવળ ભ્રાંતિની દશાનોજ ચમત્કાર છે. વાસ્તવિક જોઇએ તો સઘળું ત્રૈલોક્ય લાંબાકાળથી બંધુ પણ છે અને અબંધુ પણ છે. જીવપણાની દૃષ્ટિથી બંધુ છે અને બ્રહ્મપણાની દૃષ્ટિથી અબંધુ છે.[૬૫] **विविधजन्म[illegible]मे जगति बन्धुरबन्[illegible]रतीक्षण: । भ्रमदृशे[illegible]याति ब[illegible]तास्त्रिभुवनं चिरबन्[illegible]रबन्ध्वपि ॥६५॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'જીવન્મુક્તવર્ણન' નામનો અઢારમો સર્ગ સંપૂર્ણ. ૧૮**

## सर्ग १९ मो* પુણ્ય અને પાવન નામના બે ભાઈઓનું આખ્યાન

**वसिष्ठ उवाच । अत्रैवो ।हरंतीममितिहासं पुरातनम् ।**
**भ्रात्रोर्स्त्रिपथगातीरे संवादं मुनिपुत्रयोः ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! આ પ્રસંગમાં ગંગાના કિનારે રહેનારા મુનિના બે પુત્રો કે જેઓ પરસ્પર ભાઈઓ થતા હતા તેઓના સંવાદરૂપે એક જુનો ઇતિહાસ કહેવામાં આવે છે.[1] હે રામ! 'આ બંધુ છે અને આ અબંધુ છે' એ વાતના પ્રસંગથી મ્હારા સ્મરણમાં આવેલો આ આશ્ચર્યકારક પવિત્ર ઇતિહાસ સાંભળો[2]. આ જ બૂદ્વીપના કોઈ પહાડોના સમૂહમાં ઊંચા ઊંચા વનોના સમૂહોથી શોભતો અને જેનાં કલ્પવૃક્ષોનાં વનોની છાયામાં મુનિઓ તથા કિન્નરો વિશ્રામ લે છે એવો 'મહેંદ્ર' નામનો એક પર્વત છે. એનાં શિખરો એટલાં બધાં ઊંચાં છે કે જે ઊંચાઈથી, જાણે તેણે મ્હોટા વિસ્તારવાળા સઘળા આકાશને વશ કરી લીધું હોય એમ જણાય છે.[3,4] એ પર્વત બ્રહ્મલોકના મધ્યમાંથી શિખરોની ગુફાઓમાં આવેલા સામવેદના ધ્વનિઓના પરછંદાના ઘોંઘાટોથી, જાણે ગાયન કરતો હોય એવો લાગે છે.[5] એ પર્વતનાં શિખરોની અણીઓઉપર વિજળીઓથી શોભતાં અને જળથી અત્યંત ભરેલાં કાળાં વાદળાંઓ, જાણે લતાઓનાં પુષ્પોથી ગુંથાયેલા તે પર્વતના કેશ હોય એવાં લાગે છે.[6] એ પર્વત વાદળાંઓનો આડંબર થતાં, ઠેકવાને તૈયાર થયેલાં 'શરભ' નામનાં પશુઓની ગર્જનાઓથી, જાણે પોતે ગર્જના કરતો હોય અને ગુફાઓનાં મ્હોડાંઓથી જાણે પ્રલયકાળનાં વાદળાંઓને હસતો હોય એવો લાગે છે.[7] એ પર્વતે ગુફાઓની અંદર થતા જળના ધોધોના શબ્દોના પરછંદાઓથી સમુદ્રના જળના કલ્લોલોના ઘોંઘાટને પણ સંપૂર્ણરીતે જીતી લીધો છે.[8] એ મહેંદ્રાચળના, મનનું આકર્ષણ કરનારા એક રત્નમય વિસ્તીર્ણ શિખરઉપર મુનિઓએ સ્નાન–પાનનેવાસ્તે આકાશગંગાને ઉતારી છે.[9] પ્રફુલ્લિતવૃક્ષોવાળા અને ચળકતા સોનાની પીળાશનેલીધે મેરૂના શિખરજેવા લાગતા એ ગંગાના તીરમાં ઉદારબુદ્ધિવાળો, જ્ઞાનના ઉદયને પ્રાપ્ત થયેલો, તપના ભંડારરૂપ અને જાણે દેહધારી સાક્ષાત્ તપજ હોય એવો એક 'દીર્ઘતપા' નામનો મુનિ રહેતો હતો.[10,11] જાણે બૃહસ્પતિને 'કચ' નામના બે પુત્રો થયા હોય એવા એ મુનિને બે પુત્રો થયા હતા. ચંદ્રજેવા રૂપાળા એ બે પુત્રોમાં મ્હોટાનું નામ 'પુણ્ય' રાખવામાં આવ્યું હતું અને ન્હાનાનું નામ 'પાવન' રાખવામાં આવ્યું હતું.[12] એ દીર્ઘતપામુનિ ફલિત થયેલાં વૃક્ષોવાળા ગંગાજીના તીરમાં એક સ્રીની સાથે અને તે બે પુત્રોની સાથે રહેતો હતો.[13] પછી કાળ વ્યતીત થતાં, એ બે પુત્રોમાં મ્હોટો જે 'પુણ્ય' નામનો પુત્ર હતો તે ગુણોથી પણ મ્હોટો થયો અને જ્ઞાનવાન પણ થયો.[14] ન્હાનો 'પાવન' નામનો પુત્ર પરોઢીઆના કમળની પેઠે અર્ધો જાગ્રત થયો હતો એટલે મૂર્ખતામાંથી નીકળ્યો હતો અને પરમપદને પહોંચ્યો નહતો તેથી, જાણે અધવચ હીલોળા લેતો હોય એવી સ્થિતિમાં હતો.[15] પછી પ્રાણીઓના જોવામાં નહિ આવતો, દેહના કારણરૂપ પંચભૂતોને શિથિલ કરી દેનારો અને દેહરૂપી લતાને તથા આયુષ્યને જીર્ણ કરી દેનારો સૌવર્ષરૂપ કાળ વ્યતીત થતાં, જરાથી જાજરા થયેલા

* આ ઓગણીશમા સર્ગમાં પુણ્ય અને પાવન નામના બે ભાઈઓનું આખ્યાન કહેવાશે કે જેમાં પુણ્યે પિતાના શોકથી પીડાયેલા પાવનને બોધ આપ્યો છે.

જીવિતવાળા દીર્ઘતપામુનિએ ક્ષણભંગુર પદાર્થોવાળા અને સેંકડો ભયંકર વૃત્તાંતોવાળા આ સંસારમાંથી આસક્તિ છોડી દઈને, કલ્પનારૂપી પક્ષિણીના માળારૂપ પોતાના દેહને પર્વતની ગુફારૂપી ઘરમાં, જેમ કાવડ ઉપાડનારો કાવડને છોડી દે, તેમ છોડી દીધો.[૧૬-૧૮] જેમ પુષ્પનો ગંધ આકાશને પ્રાપ્ત થાય, તેમ એ દીર્ઘતપામુનિ દેહાભિમાનથી રહિત થયેલા જીવોના સ્થાનકરૂપ અને જેમાં કાંઈપણ કલ્પનાનો આરંભજ નથી એવા નિર્લેપપદ (બ્રહ્મપદ)ને પ્રાપ્ત થયો.[૧૯] પછી તેની સ્ત્રીએ પોતાના પતિના દેહને પ્રાણવાયુથી તથા અપાનવાયુથી રહિત થયેલો અને નાળવિનાના કમળની પેઠે પૃથ્વીપર શિથિલ થઇને પડેલો જોઈ, જોકે પોતાનો દેહ રોગથી કે જરા આદિથી ગ્લાનિ પામેલો નહિ હતો તોપણ તેને, લાંબાકાળથી અભ્યાસ કરેલી પતિએજ શીખવેલી યોગની યુક્તિથી, જેમ ભ્રમરી કમળને છોડી દે, તેમ છોડી દીધો.[૨૦-૨૧] જેમ અસ્ત પામીને આકાશના બીજા ભાગમાં ગયેલા ચંદ્રને તેની પ્રભા આ ભાગમાંથી અદૃશ્ય થઈને અનુસરે છે, તેમ એ ઋષિપત્ની મરણ પામીને બ્રહ્મપદમાં ગયેલા પોતાના પતિને આ લોકમાંથી અદૃશ્ય થઈને અનુસરી. (પોતે પણ બ્રહ્મપદને પ્રાપ્ત થઈ.)[૨૨] માતા–પિતા મરણ પામતાં, પુણ્ય તો શોકથી રહિત રહીને તેઓનાં ઔર્દ્ધ્વદેહિક (મરવા પછી કરવાનાં) કર્મો કરવામાં લાગી ગયો અને પાવન માતા–પિતાના મરણનું બહુ દુઃખ ધરવા લાગ્યો.[૨૩] શોકથી દૂષિત થયેલા ચિત્તવાળો પાવન મ્હોટા ભાઇની ધીરજસામે નહિ જોતાં, વિલાપ કરતો કરતો વનની ઝાડીઓમાં ફરવા લાગ્યો.[૨૪] પછી ઉદારબુદ્ધિવાળા પુણ્યે માતા–પિતાની ઔર્દ્ધ્વદેહિક ક્રિયાઓને પહોંચી લઈ, શોકમાંજ તત્પર થયેલા પોતાના ભાઈ પાવનને વનમાં મળીને નીચે પ્રમાણે કહ્યું.[૨૫]

પુણ્ય કહે છેઃ–હે ભાઇ ! શોક કે જે આંસુની ધારાઓને વરસાવનાર છે, ભયંકર છે અને કેવળ આંધળાપણુંજ આપનાર છે તેને તું શામાટે ધાટો કરે છે અને જેમ વર્ષાઋતુમાં કમળ પોતામાંથી પાણીનાં ટીપાં પાડે, તેમ તું શામાટે ત્હારાં નેત્રમાંથી આંસુનાં ટીપાં પાડે છે ?[૨૬] હે સમજુ ભાઈ ! ત્હારો પિતા ત્હારી માતાની સાથે 'મોક્ષ' નામની પરમાત્મારૂપી પોતાની પદવીમાંજ ગયેલો છે કે જે પદવી સર્વ પ્રાણીઓના અધિષ્ઠાનરૂપ છે અને બ્રહ્મવેત્તાઓના સ્વરૂપભૂત છે. ત્હારો પિતા પોતાના સ્વરૂપનેજ પ્રાપ્ત થયેલો છે તે છતાં તું તેનો શોક શામાટે કરે છે ?[૨૭-૨૮] તેં આ સંસારમાં મોહથી ઉત્પન્ન થયેલી એવી ભાવના બાંધી છે કે જે ભાવનાથી તું અશોચ્ય ( શોક કરવાયોગ્ય નહિ એવા ) પિતાનો પણ શોક કરે છે.[૨૯] અનેક જન્મોમાં ત્હારાં અનેક માબાપ થઈ ગયાં છે માટે ત્હારી એજ મા હતી અને એજ પિતા હતો એમ નથી. તેમજ એઓને પણ અનેક જન્મોમાં અસંખ્ય પુત્રો થઈ ગયા છે માટે તેઓના આપણે બેજ પુત્ર છીએ એમ પણ નથી.[૩૦] હે ભાઈ ! જેમ જળના પ્રવાહની અનેક વનોમાં અનેક ગતિઓ થઈ ગયેલી હોય છે, તેમ અનેક જન્મોમાં ત્હારાં માબાપ પણ લાખો થઇ ગયાં છે.[૩૧] આપણાં માબાપને અસંખ્ય જન્મોમાં અસંખ્ય પુત્રો થઈ ગયા છે માટે આપણે બેજ એઓના પુત્ર છીએ એમ નથી. હે ભાઈ ! માણસોને અસંખ્યાત જન્મોમાં નદીના તરંગોની પેઠે અસંખ્યાત પુત્રો થઈ ગયા છે.[૩૨] જેમ વૃક્ષને અને લતાને પાંદડાં, કળીઓ તથા ડીટીઆં અનેક લાખ થઈ જાય છે, તેમ આપણાં માતા–પિતાને અનેક લાખ પુત્રો થઈ ગયા છે.[૩૩]

જેમ મ્હોટા વૃક્ષને તે તે ઋતુમાં અનેક ફળો વ્યતીત થઈ જાય છે, તેમ જીવને તે તે જન્મમાં મિત્રો તથા બાંધવો અનેક વ્યતીત થઇ જાય છે.[૩૪] હે ભાઇ ! જો માતા, પિતા અને પુત્રો એઓનો સ્નેહનેલીધે નિરંતર શોક કરવો પ્રાપ્ત હોય તો જે માતા, પિતા અને પુત્રો પૂર્વજન્મોમાં લાખો વ્યતીત થઈ ગયાં છે તેઓનો નિરંતર શોક શામાટે કરવો નહિ ?[૩૫] આ જગતરૂપી ભ્રમમાં 'આ મા છે, આ બાપ છે અને આ પુત્ર આદિ છે' એવી ખોટી ખટપટજ ઉભી થયેલી જોવામાં આવે છે. હે ડાહ્યા ભાઈ ! વાસ્તવિક જોતાં ત્હારા કોઇ મિત્રો કે બાંધવો મુદ્દલ છેજ નહિ.[૩૬] જેમ બહુજ તપી રહેલા મ્હોટા નિર્જળદેશમાં પાણીનો છાંટો હોવાનો પણ સંભવ નથી, તેમ અદ્વૈત પરબ્રહ્મમાં નાશનો લેશ પણ હોવાનો સંભવ નથી માટે મરણાદિક કેવળ કલ્પિતજ છે.[૩૭] હે મ્હોટી બુદ્ધિવાળા ભાઈ ! છત્રોથી અને ચામરોથી ચળકતી જે આ રાજ્યાદિકની લક્ષ્મીઓ ત્હારા જોવામાં આવે છે તેઓ એકજાતનું સ્વપ્નજ છે અને ત્રણ દિવસ કે પાંચ દિવસજ રહેનારી છે.[૩૮] હે ભાઈ ! તું પરમાર્થદૃષ્ટિથી સત્યવસ્તુનો વિચાર કર્ય. વાસ્તવિક જોતાં તું પણ નથી અને અમો પણ નથી. તું તથા અમો હોવાની ત્હારા મનમાં જે ભ્રાંતિ છે તેને છોડી દે.[૩૯] 'આ જતો રહ્યો અને આ મરી ગયો' એવા ખોટાવિચારો પોતાના સંકલ્પરૂપી સન્નિપાતમાંથીજ ઉઠીને આગળ ખડા થયેલા જોવામાં આવે છે. એ વિચારોમાં કાંઇપણ સત્યતા નથી.[૪૦] અજ્ઞાનરૂપી તડકાથી છવરાયેલા આત્મારૂપી મરૂદેશમાં આ ચપળ અને અનંતરૂપોવાળું પોતાના સંકલ્પરૂપી 'વાસના' નામનું ઝાંઝવાનું પાણી શુભાશુભ યોનિઓરૂપી તરંગોથી નાચ્યા કરે છે.[૪૧] **अज्ञानविस्तीर्णमरौ विलोलं शुभाशुभस्यंदमयैस्तरंगैः । स्ववासनानाम मरीचिवारि परिस्फुरत्येतदनंतरूपम् ॥ ४१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો'પાવનબોધન'નામનો ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग २० मो* પુણ્યે, પાવનને અનેક જન્મોની વાત કહી

**पुण्य उवाच । कः पिता किं च वा मित्रं का माता के च बांधवाः ।**
**स्वबुद्ध्यैवाव ग्यंते वात्यया जनपांसवः ॥ १ ॥**

પુણ્ય કહે છેઃ—હે ભાઈ ! પિતા કોણ છે, માતા કોણ છે, મિત્ર કોણ છે અને બાંધવો કોણ છે ? કશું નથી. પિતા, માતા, મિત્ર, શત્રુ તથા બાંધવો આદિ માણસોરૂપી રજની કણીઓ કેવળ ભ્રાંતિરૂપી વંટોળીઆથીજ ઉઠયા કરે છે.[૧] બંધુઓ, મિત્રો, પુત્રો, સ્નેહની દશા, દ્વેષની દશા તથા મોહની દશા ઈત્યાદિક આ મ્હોટી ખટપટ પોતે કરેલી ભાવનાથીજ વિસ્તીર્ણ થાય છે.[૨] જેમાં બંધુપણાની ભાવના કરીએ તે બંધુ થાય છે અને જેમાં શત્રુપણાની ભાવના કરીએ તે શત્રુ થાય છે. ઝેરના કીડાઓ ઝેરમાં અમૃતની ભાવના કરે છે તો તેઓને ઝેર અમૃત થાય છે, માટે સિદ્ધ થાય છે કે જગતની સ્થિતિનું ભાવનાજ કારણ છે.[૩] આત્મા કે જે એકજ છે અને સર્વવ્યાપક છે તેમાં 'આ બંધુ છે અને આ બીજો છે' એવી કલ્પના ભ્રાંતિવિના ક્યાંથી આવવી ઘટે ?[૪] હે ભાઈ ! રૂધિર, માંસ અને અસ્થિઓ એઓના સમૂહમય આ જડદેહરૂપી અસ્થિપંજરથી

* આ વીસમા સર્ગમાં પુણ્ય શોકને તથા મોહને મટાડવામાટે પાવનની પાસે તેના તથા પોતાના અનેક જન્મો થઇ ગયાની વાત કહેલી.

જુદો ચેતનાવાળો હું કોણ છું, એમ તું પોતે પોતાના ચિત્તથીજ વિચાર કરી જો.[૫] વાસ્તવિક જોઇએ તો તું પણ કોઈ નથી અને હું પણ કોઈ નથી. આ પુણ્ય છે અને આ પાવન છે ઇત્યાદિરૂપે મિથ્યાજ્ઞાનજ પ્રથા પામે છે.[૬] તું કે જે અનંતવિસ્તારવાળું વ્યાપક બ્રહ્મતત્ત્વજ છે તેનો પિતા કોણ હોય, માતા કોણ હોય, બંધુ કોણ હોય, શત્રુ કોણ હોય, પોતાનું શું હોય અને પરાયું શું હોય? એ તુંજ કહે.[૭] ત્હારા આ જન્મવિના બીજા ઘણા ઘણા જન્મો જે વ્યતીત થઈ ગયા તેઓમાં પણ તું એનોએ હતો, તો પછી જે બંધુઓ અને જે વૈભવો તે જન્મોમાં હતા તેઓનો પણ તું શામાટે શોક કરતો નથી?[૮] તું જ્યારે સુંદરપુષ્પોવાળી વનની જગ્યાઓમાં મૃગના જન્મને ભોગવતો હતો,ત્યારે ત્હારા મૃગની જાતિવાળા ઘણા બંધુઓ હતા, તેઓને તું શામાટે રોતો નથી?[૯] તું જ્યારે હંસની યોનિમાં હતો ત્યારે ત્હારા કમળોવાળી નદીઓના કિનારાઓમાં ફરનારા ઘણા ઘણા હંસો બંધુઓ હતા, તેઓને તું શામાટે રોતો નથી?[૧૦] તું જ્યારે વિચિત્ર વનરાજિઓમાં વૃક્ષના અવતારને ભોગવતો હતો ત્યારે ત્હારા ઘણાં ઘણાં વૃક્ષો અત્યંત બંધુઓ હતાં, તેઓને તું શામાટે રોતો નથી?[૧૧] તું જ્યારે સિંહની યોનિમાં હતો ત્યારે પર્વતોનાં ભારે ઉગ્રશિખરોમાં ઘણા ઘણા સિંહો ત્હારા બંધુઓ હતા, તેઓને તું શામાટે રોતો નથી?[૧૨] તું જ્યારે માછલાંના જન્મને ભોગવતો હતો ત્યારે કમળોવાળી નદીઓમાં અને સરોવરોમાં ઘણા ઘણા મત્સ્યો ત્હારા બંધુઓ હતા, તેઓને તું શામાટે રોતો નથી?[૧૩] તું દશાર્ણદેશમાં ભુરારંગનો જંગલી વાંદરો થયો હતો, તુષારદેશમાં રાજકુમાર થયો હતો, પુંડ્રદેશમાં જંગલી કાગડો થયો હતો,[૧૪] હૈહયદેશમાં હાથી થયો હતો, ત્રિગર્તદેશમાં ગધેડો થયો હતો, શાલ્વદેશમાં કૂતરો થયો હતો, દેવદારના ઝાડમાં પક્ષી થયો હતો,[૧૫] વિંધ્યાચળમાં પીપળો થયો હતો, મ્હોટા વડમાં કોતરી ખાનારો ભ્રમરો થયો હતો, મંદરાચળમાં કુકડો થયો હતો, મંદરાચળની ગુફામાં બ્રાહ્મણ થયો હતો,[૧૬] અયોધ્યાપ્રાંતમાં બ્રાહ્મણ થયો હતો, બંગાળામાં તેતર થયો હતો, હિમાલયના પ્રાંતમાં ઘોડો થયો હતો અને બ્રહ્માના યજ્ઞમાં પશુ થયો હતો.[૧૭] તું કે જે તાડના ઝાડના મૂળમાં કીડો થયો હતો, ઉંબરાના ઝાડમાં મચ્છર થયો હતો, અને વિંધ્યાચળના વનમાં બગલો થયો હતો તેજ તું હમણાં મ્હારો ન્હાનો ભાઈ થયો છે.[૧૮] તું કે જે હિમાલયની ગુફામાં ભોજપત્રના ઝાડની છાલની ગાંઠમાં છ મહિનાસુધી કીડો થઇ રહ્યો હતો તેજ તું હમણાં મ્હારો ન્હાનો ભાઈ થયો છે.[૧૯] તું કે જે આ સીમાડાની પાસેના કુગ્રામમાં છાણના ઢગલાની અંદર દોઢ વર્ષસુધી વીંછી થઈ રહ્યો હતો તેજ તું હમણાં મ્હારો ન્હાનો ભાઈ થયો છે.[૨૦] તું કે જે વનમાં જેમ ભ્રમર કમળમાં ચોંટી રહે છે, તેમ ભીલડીના સ્તનમાં ચોંટી રહ્યો હતો (ભીલનો છોકરો થયો હતો) તેજ તું હમણાં મ્હારો ન્હાનો ભાઇ થયો છે.[૨૧] હે ભાઇ! આ જંબૂદ્વીપમાં તું પૂર્વે એટલી અને એઓ ઉપરાંત પણ બીજી ઘણી ઘણી યોનિઓમાં સેંકડોવાર અને હજારોવાર જન્મ્યો હતો.[૨૨] આપ્રમાણે પૂર્વે થઈ ગયેલા ત્હારા વાસનાઓના ક્રમરૂપ અવતારોને હું યોગમાર્ગથી શુદ્ધ થયેલી બુદ્ધિવડે દેખું છું.[૨૩] ત્હારી પેઠે મ્હારી પણ અજ્ઞાનથી જડતાવાળી ઘણા પ્રકારની જે જે યોનિઓ થઇ ગઇ છે તેઓનું પણ હું હમણાં જ્ઞાનથી પ્રાપ્ત થયેલા ચક્ષુવડે દર્શન કરૂં છું.[૨૪] હું કે જે ત્રિગર્તદેશમાં પોપટ થયો હતો, નદીના કાંઠામાં દેડકો થયો હતો, અને જંગલોમાં 'લાવા' નામનો પક્ષી થયો હતો તે હું હમણાં આ વનમાં બ્રાહ્મણ થયો

છું.[૨૫] હું કે જે વિંધ્યાચળમાં ભીલ્લ થયો હતો, બંગાળામાં વૃક્ષ થયો હતો અને વળી વિંધ્યાચળમાં ઊંટ થયો હતો તે હમણાં આ વનમાં બ્રાહ્મણ થયો છું.[૨૬] હું કે જે હિમાલયમાં બપૈયો થયો હતો, પૌંડ્રપ્રાંતમાં રાજા થયો હતો અને સહ્યાદ્રિના કુંજોમાં વાઘ થયો હતો તેજ હું હમણાં ત્હારો મ્હોટો ભાઈ થયો છું.[૨૭] હું કે જે દશ વર્ષસુધી ગીધ રહ્યો હતો, પાંચ મહિનાસુધી ગ્રૂડ રહ્યો હતો અને સો વર્ષસુધી સિંહ રહ્યો હતો તેજ હું હમણાં ત્હારો મ્હોટો ભાઇ થયો છું.[૨૮] હું કે જે અંધ્રદેશના ગામડામાં ચકોર થયો હતો, હિમાલયના પ્રાંતમાં માંડલિક રાજા થયો હતો અને 'શ્રીશૈલ' નામના પર્વતમાં એક આચાર્યનો પુત્ર થયો હતો તેજ હું હમણાં ત્હારો મ્હોટો ભાઈ થઇને ત્હારી પાસે આ વાત કરૂં છું.[૨૯] વિવિધ આચારોવાળા તથા વિવિધ ચેષ્ટાઓવાળા વિવિધપ્રકારના પૂર્વના સઘળા સંસારો કે જેઓ જન્મની ભ્રાંતિનાજ વિલાસો હતા તેઓનું મને સ્મરણ છે.[૩૦] હે ભાઇ ! જગતની સ્થિતિ આ પ્રમાણે છે છે એટલામાટે જગતમાં થયેલા સેંકડો બાંધવો, સેંકડો પિતાઓ, સેંકડો માતાઓ, સેંકડો ભાઇઓ અને સેંકડો મિત્રો વ્યતીત થઈ ગયા છે તો તેઓમાંથી કોનો શોક કરીએ અને કોનો ન કરીએ? જગતની ગતિજ એવી છે માટે બંધુઓનો અત્યંત શોક શામાટે કરવો જોઇએ.[૩૧,૩૨] આ સંસારમાં અવતરતાં માણસોને જંગલી ઝાડનાં પાંદડાંઓની પેઠે પિતાઓ અનંત થઈ જાય છે અને માતાઓ પણ અનંત થઈ જાય છે.[૩૩] હે ભાઈ! આમ છે એટલામાટે આ સંસારમાં દુઃખનું અને સુખનું શું પ્રમાણ છે ? કાંઈ પણ નથી, તો હવે આપણે સઘળા શોકને છોડી દઇને સ્વસ્થપણાથી રહીએ.[૩૪] મનમાં 'હું' એવા આકારથી રહેલી સંસારની ભાવનાને છોડી દઈ, આત્મવેત્તા પુરૂષો જે ગતિને પ્રાપ્ત થાય છે તે ગતિને તું પણ પ્રાપ્ત થા. ત્હારૂં ભલું થાઓ.[૩૫] બુદ્ધિમાન પુરૂષો આ સંસારમાં ચડતી–ઉતરતી સ્થિતિઓરૂપી અવિચ્છિન્ન ભ્રમણને મિથ્યા સમજીને મનમાં તેની કાંઇ પણ ખટપટ રાખતા નથી પણ કેવળ નિરભિમાનપણાથી વ્યવહાર કરે છે.[૩૬] તું એકાગ્ર થઇને ત્હારો આત્મા કે જે સુખ–દુઃખોથી રહિત છે અને જરાથી તથા મરણથી પણ રહિત છે. તેનુંજ સ્મરણ કર્ય, મૂઢમનવાળો થા નહિ.[૩૭] હે સારી બુદ્ધિવાળા ! તને દુઃખ પણ નથી, જન્મ પણ નથી, માતા પણ નથી અને પિતા પણ નથી. તું કોઈ દેહાદિકરૂપ તુચ્છપદાર્થ નથી, પણ આત્માજ છે.[૩૮] આ સંસારરૂપી નાટકમાં અનેક પ્રકારની ચેષ્ટાઓ કરનારાં મૂર્ખલોકોરૂપી પાત્રોજ દેહાદિકરૂપી વેષના રસથી સંયુક્ત થઇ જાય છે પણ મધ્યસ્થદૃષ્ટિવાળા, આત્મસ્વરૂપના અનુસંધાનથી રહેનારા અને આવી પડેલાં કાર્યોનેજ કરનારા મહાત્માઓરૂપી જોનારાઓ તો સાક્ષીપણાની પદ્ધતિથીજ રહ્યા કરેછે.[૩૯,૪૦] જેમ સાયંકાળના સમયમાં કરવામાં આવતા દીવાઓ સામીપ્યમાત્રને લીધે પ્રકાશના કર્તા છતાં પણ વ્યાપારથી રહિત હોવાને લીધે અકર્તાજ છે, તેમ આત્મવેત્તા લોકો શરીરથી વ્યવહારના કર્તા છતાં પણ મનમાં અભિનિવેશથી રહિત હોવાને લીધે અકર્તાજ છે.[૪૧] જેમ દર્પણ અને રત્ન આદિ પદાર્થો પોતામાં સઘળાં પદાર્થોનાં પ્રતિબિંબોનું ગ્રહણ કરતાં છતાં પણ પોતે પોતામાં પ્રતિબિંબિત થતા નથી, તેમ આત્મવેત્તા પુરૂષો શરીરથી સઘળાં કાર્યોને કરતાં છતાં પણ શરીરમાં અભિનિવેશ ધરતા નથી.[૪૨] હે ભાઇ ! તું મનને સઘળી તૃષ્ણાઓરૂપી કલંકોથી રહિત કરી, તેને આત્મમનન કરવાની બહુ ટેવ પાડી અને હૃદયકમળમાં આત્માથી જુદી સત્તાવિનાનું

ધારીને, તેથી સઘળા સંભ્રમને સંપૂર્ણરીતે છોડી દેતાં પોતામાંજ સંતોષ પકડ્ય.[૪૩]

**सर्वैषणाम कलंकविवर्जितेन स्व आत्मभावकलितेन हृदब्जमध्ये ।**
**पुत्रात्मनात्मनि महामुनिनामुनैव संत्यज्य संभ्रममलं परितोषमेहि ॥४३॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'પાવનબોધ' નામનો વીસમો સર્ગ સંપૂર્ણ. ૨૦**

## सर्ग २१ मो* તૃષ્ણા–આશાનો ક્ષય થાય એજ મોક્ષ છે

**वसिष्ठ उवाच । एवं प्रबोधित तेन तदा पुण्येन पावनः ।**
**[illegible] काश्यं प्रभात इव भूतलः ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! તે સમયે એપ્રમાણે પુણ્યે સમજાવેલો પાવન, જેમ પ્રભાતમાં પૃથ્વી પ્રકાશયુક્ત થાય છે, તેમ પ્રબોધયુક્ત થયો.[૧] પછી કોઇ જાતની નિંદાના પાત્રરૂપ નહિ થયેલા એ બન્ને ભાઇઓ જ્ઞાનના તથા અનુભવના પારને પહોંચી, જીવન્મુક્તપણાથી, શરીરનાં પ્રારબ્ધનો ક્ષય થવા સુધી તે વનમાં ફર્યા.[૨] પછી કાળેકરી જ્યારે પ્રારબ્ધનો સંપૂર્ણ ક્ષય થયો ત્યારે દેહોથી રહિત થયેલા એ બન્ને ભાઇઓ, જેમ તેલથી રહિત થયેલા દીવાઓ શાંત થઇ જાય, તેમ નિર્વાણપદને પ્રાપ્ત થયા.[૩] હે રામ ! આ પ્રમાણે પૂર્વે ભોગવેલા દેહોનાં સંબંધીઓ આદિ અસંખ્યાત હોય છે તો તેઓમાંથી કોનો શોક કરવો અને કોનો શોક ન કરવો ?[૪] હે રઘુનંદન ! આમ છે એટલામાટે આ અનંત તૃષ્ણાઓનો ત્યાગ કરવો એજ સુખનો ઉપાય છે. તૃષ્ણાઓને વિષયોનાં સંપાદનોથી વધારવી એ સુખનો ઉપાય નથી.[૫] જેમ લાકડાં પડવાથી અગ્નિ વધતો જાય છે, તેમ ચિંતવન કરવાથી ચિંતા વધતી જાય છે અને જેમ લાકડાં નહિ પડવાથી અગ્નિ નષ્ટ થઇ જાય છે, તેમ ચિંતવન નહિ કરવાથીજ ચિંતા નષ્ટ થઇ જાય છે.[૬] હે રામ ! તમે ( આ પ્રકારના સોળમાસર્ગમાં કહેલા ) ધ્યેયવાસનાત્યાગરૂપી રથમાં બેસી કરૂણાભરેલી દૃષ્ટિથી દીનલોકોની સામે જોઇ, ચાલતો વ્યવહાર કરવાનેમાટે સજ્જ થાઓ.[૭] હે રામ ! આ જીવન્મુક્તસંબંધી સ્વચ્છ અને નિષ્કામપદ્ધતિ મ્હેં તમારી પાસે કહી. જે પુરૂષ વ્યવહારમાં વિચક્ષણ ન હોય તે પણ આ પદ્ધતિથી ચાલે તો કોઈરીતે મુંઝાયજ નહિ.[૮] વિવેકરૂપી એક મિત્રને અને પ્રૌઢબુદ્ધિરૂપી એક સખીને સાથે રાખીને જે પુરૂષ વ્યવહાર કરે તે પુરૂષ સંકટોમાં પણ મુંઝાતો નથી.[૯] સઘળી તૃષ્ણાઓનું નિવારણ કરનારા અને બાંધવોમાં થતી મમતાને ગળચી પકડીને ક્હાડી મૂકનારા પોતાના ધૈર્યવિના બીજું કોઇ પણ સંકટમાંથી ક્હાડે એમ નથી.[૧૦] વૈરાગ્ય રાખીને, શાસ્ત્રનો અભ્યાસ કરીને અને પ્રૌઢતા આદિ ગુણોનું સંપાદન કરીને પણ આપદાઓનો વિનાશ કરવાનેવાસ્તે પ્રયત્નપૂર્વક પોતાના મનને પોતાના હાથથીજ વિષયોરૂપી ખાડમાંથી ક્હાડવું.[૧૧] વિષયોની તૃષ્ણાના ત્યાગરૂપી મહત્તાને પ્રાપ્ત થયેલા ચિત્તથી જે ફળ મળે છે તે ફળ ત્રૈલોક્યના રાજ્યથી પણ મળતું નથી અને રત્નોથી ભરપૂર રહેનારા ભંડારથી પણ મળતું નથી.[૧૨] જેઓનું મન સંતાપોથી રહિત થઇ ગયું હોય તે પુરૂષો સારી–નરતી

* આ એકવીસમા સર્ગમાં તૃષ્ણાના પાશનો ક્ષય થાય એજ મોક્ષ છે, ચિત્તની વૃત્તિઓ આશાથી જ પ્રવર્તે છે અને આશાઓથી રહિત થયેલા આત્મપૂર્ણ પુરૂષને પોતાની મેળેજ મુક્તિ થાય છે એટલું ક્હેવામાં આવશે.

આશાઓરૂપી ધક્કાઓથી આ જગતરૂપી ખાડના પેટમાં પડતા નથી.[૧૩] જેમ જેણે પગરખાં પહેર્યાં હોય તે પુરૂષને સઘળી પૃથ્વી ચામડાંથી મઢાયેલી જણાય છે, તેમ જેનું મન બ્રહ્માનંદરૂપી અમૃતના ઝરાઓથી ભરપૂર થયું હોય તે પુરૂષને સઘળું જગત બ્રહ્માનંદરૂપી અમૃતના ઝરાઓથી ભરપૂર જણાય છે.[૧૪] મન વૈરાગ્યથી પૂર્ણપણાને પ્રાપ્ત થાય છે પણ આશાઓને વશ રહેવાથી પૂર્ણપણાને પ્રાપ્ત થતું નથી. જેમ તળાવનો કાદવ શરદ્‌ઋતુથી ઊંડી ખાડજેવો થઈ જાય છે, તેમ મન આશાથી ઊંડી ખાડજેવું થઈ જાય છે.[૧૫] જેમ અગસ્ત્યમુનિએ પીવાથી સમુદ્ર ઊંડી ખાડજેવો થઈ જતાં, તેના મઘર તથા ઝુંડ આદિ પ્રાણીઓ સ્પષ્ટ દેખાઈ રહ્યા હતા, તેમ આશાથી મન ઊંડી ખાડજેવું થઈ જતાં, તેના કામ–ક્રોધ આદિ દુર્ગુણો સ્પષ્ટ દેખાઇ રહે છે.[૧૬] જેના ચિત્તરૂપી મ્હોટા ઝાડમાં તૃષ્ણારૂપી ચપળ વાંદરી ઠેંક્યા કરતી ન હોય તે હૃદયરૂપી વિસ્તીર્ણ વન અત્યંત શોભે છે.[૧૭] નિઃસ્પૃહ ચિત્તવાળા મહાત્મા પુરૂષોને ત્રૈલોક્ય કમળકાકડીના ગોટાજેવડું લાગે છે, યોજનોનો સમૂહ ગાયના પગલાજેવડો લાગે છે અને મહાકલ્પ અર્ધા નિમેષજેવડો લાગે છે.[૧૮] સ્પૃહાથી રહિત થયેલા મનમાં જેવી શીતળતા થાય છે તેવી શીતળતા ચંદ્રમાં પણ નથી, હિમાલયની ગુફામાં પણ નથી, કેળમાં પણ નથી અને ચંદનોના વનમાં પણ નથી.[૧૯] સ્પૃહાથી રહિત થયેલું મન જેવું શોભે છે તેવો પૂર્ણ ચંદ્ર પણ શોભતો નથી, ભરપૂર ક્ષીરસાગર પણ શોભતો નથી અને તેવું લક્ષ્મીનું મ્હોડું પણ શોભતું નથી.[૨૦] જેમ વાદળાંની પંક્તિ ચંદ્રને મલિન કરી દે છે અને જેમ આંજણની લીટી કળીચુનાના લેપને મલિન કરી દે છે, તેમ આશારૂપી પિશાચણી માણસના મનને મલિન કરી દે છે.[૨૧] ચિત્તરૂપી મ્હોટા વૃક્ષની 'આશાઓ' નામની શાખાઓ કે જેઓ સઘળી દિશાઓને ઢાંકી દેનારી છે તેઓ કપાઈ જાય તો ચિત્તરૂપી મ્હોટું વૃક્ષ ઠુંઠપણાને પ્રાપ્ત થાય છે.[૨૨] તૃષ્ણાઓરૂપી મ્હોટી શાખાઓ કપાઈ જતાં, ચિત્તરૂપી વૃક્ષ સૂકાઇ જાય તો ધીરજરૂપી વૃક્ષ એકસરખીરીતે સેંકડો શાખાઓથી ભરપૂર થાય છે.[૨૩] ધીરજને અસ્ત પામવા નહિ દેતાં, ચિત્તરૂપી વૃક્ષનો ક્ષય કરવામાં આવે તો તે પદની પ્રાપ્તિ થાય છે કે જે પદમાં નાશજ નથી.[૨૪] હે રામ ! તમે ઉત્તમધૈર્ય રાખી ચિત્તની વૃત્તિઓરૂપી આશાઓને ઉગવાજ નહિ આપો તો તમને સંસારનો ભય છેજ નહિ.[૨૫] તમારૂં ચિત્ત જ્યારે વૃત્તિઓથી રહિત થઇને અચિત્તપણાને પ્રાપ્ત થશે ત્યારે તમે પોતામાંજ મોક્ષમય વિસ્તીર્ણ સત્તાને પ્રાપ્ત થશો.[૨૬] હે રામ ! ચિત્તરૂપી ઘરમાં તૃષ્ણારૂપી ઘૂડની માદા ગડબડ કર્યા કરતી હોય તો સઘળાં અમંગલો અત્યંત વિસ્તાર પામે છે.[૨૭] જે ચિંતવન છે તેજ ચિત્તની વૃત્તિ છે એમ કહેવામાં આવે છે અને એ ચિંતવન આશાથી જુદું નથી એટલામાટે તમે ચિત્તની વૃત્તિરૂપી આશાનો ત્યાગ કરીને નિશ્ચિંત થાઓ.[૨૮] જેની જે વૃત્તિ હોય તે વૃત્તિનો અભાવ થાય તો તેનો ક્ષયજ થાય છે એટલામાટે ચિત્તનો ક્ષય કરવાનેવાસ્તે ચિત્તની વૃત્તિનો ક્ષય કરો.[૨૯] હે મહાત્મા રામ! તમે સઘળી તૃષ્ણાઓને શાંત કરી એટલે 'આશા' નામના ભવબંધનને તોડી નાખીને જીવન્મુક્ત થાઓ. મનમાં રહેનારી નીચ આશાઓજ આત્માને બેડીની પેઠે અને દોરડાઓની પેઠે બંધનના કારણરૂપ થાય છે. આશાઓ ગલિત થઈ જાય તો કોણ મુક્ત ન થાય ? સર્વ મુક્ત થાય.[૩૦] प्रशमितसकलैषणो महात्मन्भव भवबन्धमपास्य मुक्तचित्तः । मनसि निगडजर्जराः कदाशाः परिगलिताश्च तासु को न मुक्तः ॥३०॥

શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાવિચિકિત્સાયોગોત્પત્તિ'નામનો એકત્રીસમો સર્ગ સંપૂર્ણ

## सर्ग २२ मो* બળિરાજાનું આખ્યાન–બળિરાજાએ કરેલો વિચાર

**वसिष्ठ उवाच। अथवा रघुवंशाख्यनभःपूर्णनिशाकर ।**
**बलिवद्बुद्धिभेदेन ज्ञानमासादयामलम् ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રઘુવંશરૂપી આકાશમાં પૂર્ણચંદ્રરૂપી રામ ! અથવા તમે બળિરાજાની પેઠે અકસ્માત વિચારના ઉદયથી નિર્મળજ્ઞાનને પ્રાપ્ત થાઓ.[1]

રામચંદ્રજી કહે છેઃ–હે સઘળા ધર્મોને જાણનારા ગુરૂમહારાજ ! તમારી કૃપાથી હું હૃદયમાં સર્વાત્મક બ્રહ્મને પ્રાપ્ત થઈ ચૂકયો છું અને મને એ બ્રહ્મરૂપી નિર્મળપદમાં વિશ્રાંતિ મળી છે.[2] જેમ શરદ્ઋતુમાં આકાશમાંથી મ્હોટા વાદળરૂપી સઘળો અંધકાર જતો રહે છે, તેમ મ્હારા મનમાંથી તૃષ્ણારૂપી સઘળો મ્હોટો અંધકાર જતો રહ્યો છે.[3] હું હવે સાયંકાળના પૂર્ણચંદ્રની પેઠે અમૃત (અમૃત અને જ્ઞાન)થી ભરપૂર, સ્વસ્થ, શીતળતાવાળો, મ્હોટા પ્રકાશવાળો અને આનંદ (આહ્લાદકપણું અને બ્રહ્માનંદ) વાળો થઇને સ્વરૂપમાંજ રહ્યો છું.[4] હે સઘળા સંશયોરૂપી વાદળાંઓને ટાળવામાં શરદઋતુના સમયજેવા ગુરૂમહારાજ ! જો કે હું સ્વરૂપમાંજ રહ્યો છું તોપણ આપ જે આ વચનો કહો છો તેથી તૃપ્ત થતો નથી.[5] હે મહારાજ ! હજી પણ મ્હારા બોધની વૃદ્ધિનેવાસ્તે આપ બળિરાજાને જે પ્રકારથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય તે પ્રકાર મને કહી સંભળાવો. સદ્ગુરૂઓ નમ્રશિષ્યને બોધ દેવામાં પરિશ્રમને ગણકારેજ નહિ.[6]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! તમને બાળરાજાનું ઉત્તમ વૃત્તાંત કહું છું તે સાંભળો કે જે સાંભળવાથી તમે અખંડ આત્મસ્વરૂપના બોધને પ્રાપ્ત થશો.[7] આ બ્રહ્માંડની અંદર કોઈ દિશારૂપી ન્હાના કુંજમાં પૃથ્વીની નીચે 'પાતાળ' એ નામથી પ્રખ્યાતિ પામેલો એક લોક છે.[8] એ પાતાળલોક કોઇ સ્થળમાં ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલી અને જાણે અમૃતનાં કિરણોથી ખરડાયેલી હોય એવી રૂપાળી દાનવોની કન્યાઓથી ભરપૂર છે.[9] કોઈ સ્થળમાં સેંકડો તથા હજારો મસ્તકોવાળા, એક એક મ્હોડામાં બબ્બે ચપળ જીભોવાળા અને જીભોના સમૂહોથી શાસ્ત્ર આદિનાં ભારે વ્યાખ્યાનો કરનારા વાસુકિ આદિ નાગોથી પૂર્ણ છે.[10] કોઈ સ્થળમાં પહાડસરખાં શરીરોથી જગતને ઘેરી લે એવા, યજ્ઞોનાં હવિષ્યોનું બળાત્કારથી ભક્ષણ કરનારા અને જાણે ચાલતા મેરૂપર્વતો હોય એવા દાનવોથી વ્યાપ્ત છે.[11] કોઈ સ્થળમાં મ્હોટા મ્હોટા દાંતરૂપી વૃક્ષોથી પહાડજેવા ભયંકર લાગતા અને જેઓનાં કુંભસ્થળોરૂપી શિખરોનાં અગ્રોમાં ભૂમંડળના મધ્યને વિશ્રામ મળ્યો છે એવા દિગ્ગજોથી સંયુક્ત છે.[12] કોઈ નીચા ભાગમાં ઊકળવાની ભારે કડકડાટીથી સઘળાં પ્રાણીઓને ત્રાસ આપનારાં અને દુર્ગંધમય દેખાવવાળાં નરકોનાં મંડળોથી સંયુક્ત છે.[13] કોઈ સ્થળમાં પૃથ્વીથી તે છેક સાતમા પાતાળપર્યંત ઊંડા ગયેલા હોવાથી, જાણે સાતે પાતાળોને પરોવીને ઉભા હોય એવા મેરૂ આદિ પર્વતોના પાયાઓથી વ્યાપ્ત છે. કોઈ સ્થળમાં ગુફાઓના જેવા ટુંકા ટુંકા પ્રદેશોથી વ્યાપ્ત છે.[14] કોઈ પ્રદેશમાં જેમના ચરણારવિંદની રજને દેવતાઓ તથા દૈત્યો માથે ચડાવે છે એવા કપિ-

* આ બાવીસમા સર્ગમાં બળિરાજાના આખ્યાનનો આરંભ કરીને, પાતાળનું વર્ણન કરવામાં આવશે, બળિરાજાના રાજ્યનું વર્ણન કરવામાં આવશે અને બળિરાજાએ વૈરાગ્યથી [illegible] ઉપર કરેલો વિચાર કહેવામાં આવશે.

લભગવાને પોતાના નિવાસથી પવિત્ર કરેલો છે.[૧૫] કોઇ સ્થળમાં દૈત્યોની સ્ત્રીઓએ અનંત-પૂજનોની સામગ્રીઓથી વિનોદ કરવાને ઇચ્છતા 'હાટકેશ્વર' નામના સદાશિવે પાળેલો છે[૧૬] જેમાં દૈત્યોના હાથથી મ્હોટો રાજ્યકાર્યભાર ચાલ્યા કરે છે એવા એ પાતાળલોકમાં વિરોચનનો દીકરો 'બળિ' નામનો દાનવ રાજ્ય કરતો હતો.[૧૭] સઘળા દેવતાઓ, વિદ્યાધરો તથા સર્પો એઓની સાથે ઇંદ્ર પણ રોઇ રોઈને, એ બળિરાજાના પગ ચાંપવાની ઇચ્છા કરતો હતો.[૧૮] બ્રહ્માંડો-રૂપી રત્નોના ભંડારરૂપ, સર્વ પ્રાણીઓના રક્ષક અને ત્રૈલોક્યનું પાલન કરનારાઓનું પણ પાલન કરનારા ઉપેંદ્ર (વામનજી) ભગવાન એ બળિરાજાનું પાલન કરતા હતા.[૧૯] જેમ મોરના ટૌકારાને સાંભળવાથી સર્પોની છાતીની નાડીઓ સૂકાઈ જાય છે અને પીડિત થઇ જાય છે, તેમ એ બળિરાજાનું નામ સાંભળવાથી ઐરાવતહાથીના ગંડસ્થળના પ્રદેશો સૂકાઈ જતા હતા તથા પીડિત થઈ જતા હતા.[૨૦] એ બળિરાજા કોપ કરતો હતો ત્યારે તેના પ્રતાપની ઉગ્રગરમીથી સાતે સમુદ્રો જેમ પ્રલયકાળમાં સૂકાઇ જાય છે, તેમ સૂકાઇને કેવળ સાત ખાડાઓજેવા થઈરહેતા હતા.[૨૧] બળિરાજાએ કરેલા ઘણા ઘણા ઉત્તમ યજ્ઞોના ધૂમાડાઓ વાદળાંરૂપે ગોઠવાઈ, સમુદ્રને ઘેરી, તેમાંથી જળ ભરીને વૃષ્ટિથી આ બ્રહ્માંડનું રક્ષણ કરતા હતા.[૨૨] એ બળિરાજા જ્યારે ક્રોધથી કરડી દૃષ્ટિ કરતો હતો ત્યારે પૃથ્વીને ધરનારા મેરુ આદિ પર્વતો નમવા લાગતાં, નમીજતી સઘળી દિશાઓ ફળોથી નમી રહેલી લતાઓજેવી લાગતી હતી.[૨૩] જેણે સઘળા લોકોના અલંકાર-જેવા ઇંદ્ર આદિ લોકપાલોને લીલામાત્રથી જીતીલીધા હતા એવા એ બળિરાજાએ દશકરોડ વર્ષસુધી રાજ્ય કર્યું.[૨૪] પછી જળની ચકરીઓની પેઠે આવર્તન પામનારા અનેક યુગો વ્યતીત થતાં, કેટલાએક દેવતાઓના તથા દૈત્યોના સમૂહો કાળગતિથી મરણ પામતાં, કેટલાએક દેવતાઓના તથા દૈત્યોના સમૂહો કાળગતિથી નવા ઉત્પન્ન થતાં અને ત્રૈલોક્યમાં સર્વોત્તમ કહેવાતા ભોગો નિરંતર અત્યંત ભોગવવામાં આવતાં, દાનવોના અધિપતિ એ બળિરાજાને ભોગોમાં અરૂચિ ઉત્પન્ન થઈ.[૨૫,૨૬] આમ થતાં, તે બળિરાજાએ એક દિવસે મેરૂપર્વતના અગ્રભાગમાં રત્નોથી બનાવેલા મહેલના ગોખમાં બેઠાં બેઠાં પોતાની મેળે સંસારની સ્થિતિનો નીચેપ્રમાણે વિચાર કર્યો.[૨૭]

બળિરાજા વિચાર કરેછેઃ—હું કે જેની શક્તિ શત્રુઓથી કુંઠિતજ થતીનથી તેણે આ ચક્રવર્તી રાજ્ય કેટલા દિવસસુધી કરવું અને ત્રૈલોક્યમાં કેટલા દિવસસુધી વિહાર કરવો?[૨૮] ત્રૈલોક્યને આશ્ચર્ય આપનારો અને ઘણા ઘણા ભોગોથી મનનું આકર્ષણ કરનારો આ મ્હારો મ્હોટો દેશ ભોગવવાથી મને શું ફળ પ્રાપ્ત થશે?[૨૯] ભોગોનો આ સંપૂર્ણ ઉપભોગ કે જે ઉપર ઉપરથી મીઠો લાગે એવો છે અને અંતે ક્ષય પામીને મહાદુઃખ આપે એવો છે તે મને શું સુખ આપે છે?[૩૦] વળી પાછો દિવસ ઉગે છે, વળી પાછી રાત્રિ પડે છે અને વળી પાછાં એનાંએ કાર્ય કરવામાં આવે છે તો વારંવાર એનાંએ કાર્યો કરવાથી તો લજાવુંજ યોગ્ય છે પણ રાજી થવું યોગ્ય નથી.[૩૧] વળી સ્ત્રીને બાથ ભરવી અને વળી પાછી ભોગવવી એ તો બાળકના જેવી રમતજ કહેવાય માટે મહાત્મા પુરૂષોએ એથી તો લજાવું જોઇએ.[૩૨] ભોગવાઈ ભોગવાઇને તુરત સ્વાદ-રહિત થઈ જતા તેના તે ભોગોને દિવસે દિવસે વારંવાર ભોગવવાથી સમજુપુરૂષ [illegible] લજાય નહિ?[૩૩] વળી દિવસ આવે છે, વળી રાત્રિ આવે છે અને વળી દિવસે [illegible]

એનાંએ કાર્યો કરવામાં આવે છે તો હું ધારૂં છું કે એ રીતે વારંવાર ચુંથણાં કરવાં એ તો સમજુપુરૂષને ઉપહાસ કરાવનાર છે.[૩૪] જેમ જળ એકવાર તરંગરૂપ થઇને પુનઃ પણ તરંગરૂપજ થાય છે, તેમ પ્રાણીઓ પણ તેનાં તેજ કાર્યોને પ્રાપ્ત થાય છે.[૩૫] ઉન્મત્તની ચેષ્ટાસરખી અને બાળકની રમતજેવી આ જગતની ક્રિયાઓ સમજુમનુષ્યને હસાવે છે.[૩૬] નિત્ય વારંવાર એનાંએ કાર્યો કરતાં છતાં પણ તેઓથી એવું કયું ફળ પ્રાપ્ત થાય એમ છે કે જે પ્રાપ્ત થયા પછી બીજી કાંઇ કડાકૂટ કરવીજ ન પડે.[૩૭] આ લોકનાં સુખનેમાટે તથા પરલોકનાં સુખનેમાટે કર્મોની આ મ્હોટી ખટપટ અમારે કેટલાક કાળસુધી કર્યા કરવી અને એ કરવાથી કયું અવિનાશી ફળ મળે એમ છે ?[૩૮] આ તો એક જાતની પારવગરની છોકરાની રમત જણાય છે કે જેમાં પરિણામ જોતાં કાંઈપણ સાર નથી. જેઓને દુઃખોના સમૂહોમાં પડવાની ઈચ્છા હોય તેઓજ આ વ્યર્થ રમતને વારંવાર આવર્તનો આપ્યા કરે.[૩૯] આ કડાકૂટમાં કોઇપણ એક અતિ ઉત્તમ ફળ મળે, એમ જોવામાં આવતું નથી કે જે ફળ પ્રાપ્ત થયા પછી બીજું કાંઈ કરવુંજ ન રહે.[૪૦] આ કડાકૂટમાં કેવળ ભોગ ભોગવવાનુંજ સુખ મળે છે કે જે સુખ ક્ષણિક છે અને તુચ્છ છે પણ એથી કાંઇ બીજા પ્રકારનું અવિનાશી સુખ મળે એમ નથી. હવે હું વિચાર કરી જોઉં કે અવિનાશી સુખ શું છે અને તે કેમ મળે ?

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! આ પ્રમાણે ધારીને, બળિરાજા તુરત એકાગ્ર થઇને ચિંત્વન કરવા લાગ્યો.[૪૧] જરાવાર ભમરના ચાળા કરી કરીને, મનમાં વિચાર કરતાં, સ્મરણ પ્રાપ્ત થવાથી બળિરાજા પોતામાંજ બોલ્યો કે "હા !!! મને યાદ આવ્યું.[૪૨] જગતની પૂર્વાપર પદ્ધતિને જોઈ લેનારા અને આત્મતત્ત્વને જાણનારા મ્હારા મહાત્મા પિતા વિરોચનને મ્હેં પૂર્વે પૂછ્યું હતું કેઃ—'હે મ્હોટી બુદ્ધિવાળા ! જેમાં સંસારસંબંધી સઘળાં દુઃખોની અને સુખોની સઘળી ખોટી કડાકુટો શાંત થઇ જાય એવો સંસારનો છેડો કયો કહેવાય છે ?[૪૩,૪૪] હે પિતા મનનો મોહ કયા સ્થળમાં શાંત થાય છે ? સઘળી તૃષ્ણાઓ કયા સ્થળમાં ટળી જાય છે ? અને પુનરાવૃત્તિવિનાની અખંડ વિશ્રાંતિ કયા સ્થળમાં મળે છે ?[૪૫] કયું સ્થળ પ્રાપ્ત થાય તો આ સંસારસંબંધી વિષયોમાંથી મળવાના સુખમાં તૃપ્તિ ( આશાનો વિરામ) થઈ જાય અને કયું સ્થળ જોવામાં આવે તો બીજું કાંઈપણ જોવાની જરૂરી ન રહે.[૪૬] આ સંસારસંબંધી ભોગો તો અત્યંત—ઘણા છતાં પણ સુખ આપતા નથી એટલુંજ નહિ પરંતુ સત્પુરૂષોના મનને પણ ગડબડાવી દે છે અને મોહમાં પાડી દે છે.[૪૭] હે પિતાજી ! આમ છે એટલામાટે અખંડ આનંદથી પ્રિય લાગે એવું કોઈ સ્થળ મને બતાવો કે જેમાં રહીને હું લાંબી વિશ્રાંતિ પામું.'[૪૮] સ્વર્ગમાંથી બળાત્કારપૂર્વક હરી આવીને આંગણામાં રોપેલા અને જેનું મૂળ ચંદ્રનાં કિરણોસરખા ગુચ્છોમાંથી પડતાં પુષ્પોના સમૂહોથી ઢંકાઈ રહ્યું હતું એવા કલ્પવૃક્ષની નીચે બિરાજેલા મ્હારા પિતાજીએ મ્હારૂં એ પ્રમાણે પૂછવું સાંભળીને મ્હારા મોહને શાંત કરવાસારૂ આ પ્રમાણે કલ્પવૃક્ષના વિસ્તીર્ણ રસાયનોરૂપ મકરંદોજેવું મધુર વચન કહ્યું હતું.[૪૯]

त्याकर्ण्य पुरा निशाकरकरस्प[illegible]लुगुच्छस्खलत्पुष्पापूरकृतावगुंठनपदस्योक्तं तले तेन मे ।
पित्रा स्वर्ग तस्य सागरतरोः संरोपितस्याजिरे स्फाराकाररसायनासवसमं संमोहशांत्यै तव ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારા૦ ઉપશમપ્રકરણનો 'વિરોચનસ્મરણ' નામનો બાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग २३ मो* ચિત્તને જીતવાને માટે રાજા તથા મંત્રીનું ઉપાખ્યાન

**विरोचन उवाच । अस्ति पुत्रातिविततो देशो विपुलकोटरः ।**
**त्रैलोक्यानां सहस्राणि यत्र मांति बहून्यपि ॥१॥**

વિરોચન કહે છેઃ–હે પુત્ર ! અત્યંત વિસ્તીર્ણ અને મ્હોટા અવકાશવાળો એક દેશ× છે કે જેમાં ઘણાં ઘણાં હજારો ત્રૈલોક્યો સમાઇ જાય છે.[1] એ દેશમાં સમુદ્રો નથી, અખાતો નથી, પર્વતો નથી, વનો નથી, તીર્થો નથી, નદીઓ નથી, સરોવરો નથી,[2] પૃથ્વી નથી, આકાશ નથી, સ્વર્ગ નથી, વાયુ આદિ નથી, ચંદ્ર નથી, સૂર્ય નથી, લોકપાલો નથી, દેવતાઓ નથી, દાનવો નથી,[3] ભૂતો નથી, યક્ષો નથી, રાક્ષસો નથી, જાળાંઓ નથી, વનની શોભાઓ નથી, કાષ્ઠો નથી, ખડ નથી, સ્થાવર નથી, જંગમ નથી,[4] જળ નથી, અગ્નિ નથી, દિશાઓ નથી, ઊંચો લોક નથી, નીચો લોક નથી, ઊંચો ભાગ નથી, નીચો ભાગ નથી, છાયા નથી, તડકો નથી, હું નથી અને વિષ્ણુ, ઇંદ્ર કે સદાશિવ આદિ પણ નથી.[5] એ દેશમાં મ્હોટા પ્રકાશવાળો, સઘળું કરનારો, સર્વમાં વ્યાપક અને સર્વરૂપ એકજ ભારે મ્હોટો રાજા§ છે અને તે સર્વદા ચૂપજ રહે છે.[6] એ રાજાએ સઘળા વિચારોમાં તત્પર રહેનારો એક મંત્રી× કલ્પેલો છે કે જે મંત્રી અઘટિતવાતને+ તુરત ઘટિતજેવી કરી દે છે અને ઘટિત વાતને* અત્યંત અઘટિતજેવી કરી દે છે.[7] એ મંત્રી કાંઇ ભોગવી શકતો નથી, કાંઇ જાણતો પણ નથી, પરંતુ જડ છતાં પણ કેવળ રાજાનેમાટેજ સર્વદા સઘળું કર્યા કરે છે.[8] એ મંત્રી પોતે એકલોજ તે રાજાનાં સઘળાં કાર્યો કરે છે અને રાજા તો કેવળ સ્વસ્થપણાથી÷ એકાંતમાંજ રહે છે.[9]

બળિરાજા પૂછે છેઃ–હે મ્હોટી બુદ્ધિવાળા સમર્થ પિતાજી ! એ આધિઓથી તથા વ્યાધિઓથી રહિત કયો દેશ છે ? એ દેશ કેમ પ્રાપ્ત થાય ? એ દેશ કોઈને મળ્યો છે?[10] એ એવો મંત્રી અને એવો મહાબળવાન રાજા કોણ છે કે જેઓને લીલામાત્રથી સઘળા લોકોનું ઉચ્છેદન કરવાની શક્તિ ધરાવનારા આપણે પણ આજ દિવસસુધી જીત્યા નથી.[11] હે દેવતાઓને ભય આપનારા પિતાજી ! આ આખ્યાન મને અપૂર્વ લાગે છે માટે મને કહો કેઃ 'આપણે એઓને શામાટે હરાવ્યા નથી ?' મ્હારા હૃદયરૂપી આકાશમાંથી આ સંશયરૂપી વાદળાને દૂર કરો.[12]

વિરોચન કહે છેઃ–હે પુત્ર ! ત્યાં મંત્રી એવો બળવાન છે કે આપણે તો શું પણ લાખગણા દૈત્યો અને લાખગણા દેવતાઓ ભેગા મળીને એને દબાવવા જાય તોપણ જરાય દબાય એવોનથી.[13] એ મંત્રી ઇંદ્ર પણ નથી, યમ પણ નથી, કુબેર પણ નથી, દેવ પણ નથી અને દૈત્ય પણ નથી. જો એઓમાંનો કોઇ હોય તો તેને આપણે જીતી શકીએ.[14] હે પુત્ર ! જેમ કમળ પથરાને તોડી શકે નહિ, તેમ એ મંત્રીને તરવાર, મુસલ, પ્રાસ, વજ્ર, ચક્ર કે ગદા આદિ કોઇપણ શસ્ત્રો તોડી શકે એમ નથી. એટલુંજ નહિ પણ કોઇ શસ્ત્રો, અસ્ત્રો કે યોદ્ધાઓએ કરેલી ક્રિયાઓ તેને મુદ્દલ લાગુ પડે એમજ નથી. એ મંત્રીએ સઘળા દેવતાઓને અને સઘળા દૈત્યોને સર્વદા વશ કરેલા છે.[15,16] એ મંત્રી જોકે વિષ્ણુ નથી તોપણ તેણે, જેમ કલ્પાંતનો પવન મેરૂપર્વતઉપરનાં કલ્પ-

* આ ત્રેવીસમા સર્ગમાં ચિત્તને જીતવાનું કહેવાનેમાટે રાજાનું અને મંત્રીનું ઉપાખ્યાન કહેવામાં આવશે અને તેમાં મંત્રીના અદ્‌ભુતબળનું વર્ણન કરવામાં આવશે.

× મોક્ષ. § આત્મા. × મન. + આત્માનું સંસારીપણું. * આત્માનું પૂર્ણાનંદપણું. ÷ અદ્વિતીયપણામાં.

વૃક્ષોને ઊંધમુંધ નાખી દે છે, તેમ હિરણ્યાક્ષ આદિ આપણા પૂર્વજોને પણ ઊંધમુંધ નાખી દીધા હતા.[૧૭] સર્વને બોધ આપનારા નારાયણ આદિ દેવતાઓને પણ એ મંત્રીએ દબાવીને પોતાની ઈચ્છાપ્રમાણે ખાડાઓમાં× નાખી દીધા હતા.[૧૮] જેની પાસે કેવળ પાંચજ બાણ છે એવો કામદેવ પણ એ મંત્રીની કૃપાથીજ આ સઘળા ત્રૈલોક્યને દબાવીને ચક્રવર્તી રાજાજેવો થઇ પડયો છે.[૧૯] ક્રોધ પણ જો કે દુષ્ટ આકારવાળો છે, સદ્‌ગુણોથી રહિત છે, દુર્મતિ છે અને દેવતાઓમાં તથા દૈત્યોમાં પરસ્પર વિરોધ ઉપજાવનારો છે તોપણ એ મંત્રીની કૃપાથીજ ઉદ્ધત થઇ પડે છે.[૨૦] હે પુત્ર ! હજારો દેવતાઓને અને હજારો દૈત્યોને જે વારંવાર સંગ્રામ થાય છે તે સંગ્રામ, વિચારો કરનારા એ મંત્રીને એક જાતની ક્રીડા છે.[૨૧] હે પુત્ર ! એ મંત્રીને જો તેનો ધણી રાજા જીતે તો જીતાય એમ છે પણ તેવિના તો એ મંત્રી પહાડજેવોજ છે.[૨૨] જો કોઈ સમયમાં તેના ધણીને એ મંત્રીનો પરાજય કરવાની ઇચ્છા થાય તો તેથી એ મંત્રી સહેજ જીતાઈ જાય છે.[૨૩] હે પુત્ર ! ત્રૈલોક્યમાં જે જે બળવત્તર પુરુષો છે તે સઘળાઓમાં શ્રેષ્ઠતા ધરાવનારા અને ત્રૈલોક્યને હંફાવનારા એ મંત્રીને હરાવવાની જો ત્હારામાં શક્તિ હોય તો હું તને પરાક્રમી ગણું.[૨૪] એ મંત્રીરૂપી સૂર્ય ઉદય પામે છે ત્યારે આ બ્રહ્માંડોરૂપી કમળવનો પ્રફુલ્લિત થાય છે અને એ મંત્રીરૂપી સૂર્ય અસ્ત પામે છે ત્યારે આ બ્રહ્માંડોરૂપી કમળવનો નષ્ટ થઇ જાય છે.[૨૫] હે સારા નિયમોવાળા પુત્ર ! જો તું નિશ્ચયવાળી અને વ્યામોહવિનાની બુદ્ધિથી એ એકનેજ જીતવાને સમર્થ થા તો હું તને ધીર માનું.[૨૬] એ એક મંત્રી જીતાય તો જે જે લોકો ત્હારાથી નથી જીતાયા તેઓપણ જીતાયેલા થઇ જશે અને એ એક મંત્રી નથી જીતાયો ત્યાંસુધી તેં જે જે લોકોને લાંબાકાળથી જીતી મૂક્યા છે તેઓને નહિ જીતાયેલાજ સમજવા.[૨૭] હે પુત્ર ! આ પ્રમાણે છે એટલામાટે અનંતસિદ્ધિઓને વાસ્તે તથા અવિનાશી સુખનેવાસ્તે ગમે તેવું કષ્ટ વેઠીને પણ એ મંત્રીને જીતવાનો યત્ન કર્ય.[૨૮] દેવ, દૈત્ય, નાગ, યક્ષ, મનુષ્ય, મ્હોટા સર્પો અને કિન્નરો એઓથી સમેત સઘળા ત્રૈલોક્યને પણ એ મહાબળવાન મંત્રીએ લીલામાત્રથીજ સંપૂર્ણરીતે વશ કરેલું છે.[૨૯] **ससुरदनुजनागयक्ष्मसंघं सनरमहोरगकिंनरं समेतम्। त्रिजगदपि वशीकृतं समंतादतिबलिना ननु [illegible]लयैव तेन ॥ २९ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો ‘વિરોચનવચન’ નામનો ત્રેવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૩**

---

## सर्ग २४ मो* મંત્રીને વશ કરીને રાજાનું દર્શન કરવાનો ઉપાય

**बलिरुवाच। [illegible]पायेन बलवा- स तात परिजीयते।**
**कोसावतिमहावीर्यः सर्वं प्रकथयाशु मे ॥ १ ॥**

બળિરાજા પૂછે છેઃ–હે પિતાજી ! એ બળવાન મંત્રીને કયા ઉપાયથી જીતી શકાય અને એ મહાપ્રબળ મંત્રી કોણ છે ? એ સઘળું મને તુરત કહો.[૧]

વિરોચન કહે છેઃ–હે પુત્ર ! એ મંત્રી કે જે કદી પણ જીતી શકાય નહિ એવી સ્થિતિવાળો

× તે તે યોનિઓમાં.

* આ ચોવીસમા સર્ગમાં દુષ્ટમંત્રીને જીતી લેવાનો ઉપાય, રાજાના દર્શનના ઉપાયની સાથે અને વૈરાગ્યાદિકની સાથે કહેવામાં આવશે.

છે તોપણ જે ઉપાયથી તેને સહેજ જીતી શકાય તે ઉપાય કહું છું તે સાંભળ.[૨] હે પુત્ર! જો એ મંત્રીને યુક્તિથી પકડવામાંઆવે તો તે ક્ષણમાત્રમાં વશ થઈ જાય છે, પરંતુ યુક્તિવિના પકડવામાં આવે તો એ મંત્રી કાળોતરા નાગની પેઠે પકડનારને બાળીજ નાખેછે.[૩] જેઓ એ મંત્રીને બાળકની પેઠે રમાડી રમાડીને+ યુક્તિથી વશ કરે છે તેઓ તે રાજાનું દર્શન કરીને રાજપદને પ્રાપ્ત થાય છે.[૪] એ રાજાનું દર્શન થાય તો તે મંત્રી વશ થઈ જાય છે અને જો તે મંત્રી વશ થાય તો રાજાનું દર્શન થાય છે.[૫] જ્યાંસુધી રાજાનું દર્શન ન થયું હોય ત્યાંસુધી મંત્રી જીતાતો નથી, અને જ્યાંસુધી મંત્રી જીતાયો ન હોય ત્યાંસુધી રાજાનું દર્શન થતું નથી.[૬] રાજાનું દર્શન ન થાય ત્યાંસુધી એ મંત્રી ઘણાં દુઃખો આપ્યા કરે છે અને મંત્રી જીતાયો ન હોય ત્યાંસુધી રાજા અત્યંત અદૃશ્ય થઇને રહે છે.[૭] આ પ્રમાણે છે એટલામાટે અભ્યાસ કરીને રાજાનું દર્શન અને મંત્રીનો પરાજય એ બન્નેનો સામટો આરંભ કરવો જોઇએ.[૮] હે પુત્ર! તું ધીરે ધીરે દૃઢ અભ્યાસરૂપી પુરૂષપ્રયત્ન કરીને રાજાનું દર્શન તથા મંત્રીનો પરાજય એ બન્નેનું સંપાદન કરીશ તો યત્નના મહિમાનેલીધે તે શુભદેશને પ્રાપ્ત થઈશ.[૯] હે દૈત્યોના રાજા! અભ્યાસ સફળ થતાં, તું તે દેશને પ્રાપ્ત થઈશ તો ફરીવાર ત્હારે જરા પણ શોક કરવો રહેશે નહિ.[૧૦] જેઓના સંપૂર્ણ સાંસારિક પરિશ્રમો શાંત થયા છે, જેઓનું અંતઃકરણ નિત્ય પ્રફુલ્લિત રહે છે અને જેઓના સમગ્ર સંશયો ટળી ગયા છે એવા સત્પુરૂષોજ તે દેશમાં સ્થિતિ કરે છે.[૧૧] હે પુત્ર! એ કયો દેશ છે, એ કયો રાજા છે અને એ કયો મંત્રી છે? તેવિષે સઘળું ચોખ્ખું પાડીને ત્હારી પાસે કહું છું તે સાંભળ. મ્હેં તને જે દેશ કહ્યો તે સઘળાં દુઃખોનો નાશ કરનારો મોક્ષ સમજવો.[૧૨] મ્હેં તે દેશમાં જે રાજા કહ્યો તે મન આદિથી નહિ જણાતો મ્હોટા ઐશ્વર્યવાળો આત્મા સમજવો અને તેણે એક ચતુર મંત્રી કલ્પેલો છે તે બીજો કોઈ નહિ પણ મન છે એમ સમજવું.[૧૩] જેમ માટીનો પીંડો ઘડારૂપે પરિણામ પામે છે અને ધૂમાડો વાદળાંરૂપે પરિણામ પામે છે, તેમ મનજ આ જગતરૂપે પરિણામ પામેલું છે. જેમ માટીના પીંડામાં ઘડો સૂક્ષ્મરૂપે રહે છે અને ધૂમાડામાં વાદળું સૂક્ષ્મરૂપે રહે છે. તેમ મનમાં આ જગત સૂક્ષ્મરૂપે રહે છે.[૧૪] એ મન જીતાય તો સઘળું જીતાઈ જાય છે અને સઘળું પ્રાપ્ત થાય છે પણ એ મન જીતાવું બહુ કઠિન છે. યુક્તિથીજ જીતાય છે.[૧૫]

બળિરાજા પૂછે છેઃ—હે પિતાજી! એ મનને દબાવવાની જે યુક્તિ હોય તેજ પ્રથમ સ્ફુટરીતે મ્હારી પાસે કહો કે જે યુક્તિથી હું એ દારૂણમનને જીતું.[૧૬]

વિરોચન કહે છેઃ—હે પુત્ર! સઘળા વિષયોઉપર સર્વથા સ્પૃહાજ ન રાખવી એ, મનને જીતી લેવાની ઉત્તમયુક્તિ છે.[૧૭] એ યુક્તિજેવી કોઈ યુક્તિ નથી. અત્યંત મદોન્મત પોતાના મનરૂપી હાથીને આ યુક્તિથીજ તુરત પકડીને વશ કરી શકાય છે.[૧૮] હે મ્હોટી બુદ્ધિવાળા પુત્ર! આ યુક્તિ અત્યંત દુર્લભ પણ છે અને અત્યંત સુલભ પણ છે. જો અભ્યાસ કરવામાં ન આવી હોય તો અતિ દુર્લભ છે અને જો સારી પેઠે અભ્યાસ કરવામાં આવી હોય તો અતિ સુલભ છે.[૧૯] જેમ પાણીથી સીંચાતી લતા શાખાઓના વિસ્તારથી સઘળીરીતે સ્ફુટ થઈ રહે છે, તેમ અનુક્રમથી અભ્યાસ કરવામાં આવતી આ વિષયોઉપર અરૂચિરૂપી

+ થોડા થોડા વિષયો દેતાં, વારંવાર તે વિષયોમાં દોષ દેખાડી, છેતરીને.

યુક્તિ શાંતિ આદિના વિસ્તારથી સઘળીરીતે સ્ફુટ થઇ રહે છે.[૨૦] હે પુત્ર ! જેમ કોઈ માણસ ( ચોખાની ) ડાંગરને ઈચ્છતો હોય પણ લોભનેલીધે વાવે નહિ તો તેને તે ડાંગર પ્રાપ્ત થતી નથી, તેમ જે માણસ આ યુક્તિને ઈચ્છતો હોય પણ ભોગોની લાલચનેલીધે તેનો અભ્યાસ કરે નહિ તેને આ યુક્તિ પ્રાપ્ત થતી નથી, એટલામાટે તું પ્રયત્નપૂર્વક અભ્યાસથી એ યુક્તિને સ્થિર કર્ય.[૨૧] સંસારરૂપી ખાડામાં પડેલા પ્રાણીઓ જ્યાંસુધી .વિષયોમાં નિઃસ્પૃહપણાને પ્રાપ્ત ન થાય ત્યાંસુધી દુઃખોમાંજ ભમ્યા કરે છે.[૨૨] જેમ અત્યંત બળવાન માણસ પણ જો ચાલવા ન લાગે તો દેશાંતરને પ્રાપ્ત થતો નથી, તેમ સમજુ માણસ પણ જો આ યુક્તિનો અભ્યાસ કરવામાં ન લાગે તો આ યુક્તિને પ્રાપ્ત થતો નથી.[૨૩] આપ્રમાણે છે એટલામાટે 'ધ્યેય' નામના વાસનાત્યાગને ઇચ્છતા પુરૂષે, જેમ જળના સેચનથી લતાને વૃદ્ધિ આપવામાં આવે છે, તેમ નિરંતર અભ્યાસથી ભોગોઉપરથી અરૂચિને વૃદ્ધિ આપવી જોઇએ.[૨૪] હે પુત્ર ! ક્રિયાના અનુકૂળફળને પામવામાટે હર્ષને તથા ક્રોધને છોડી દઇને પુરૂષાર્થ કરવાવિના બીજું કોઇ ઉત્તમસાધન નથી. આવા કામમાં દૈવઉપર આધાર રાખીને બેસી રહેવુંજ નહિ પણ પુરૂષાર્થજ કરવો.[૨૫] જગતમાં 'દૈવ દૈવ' એમ કહેવામાં આવે છે પણ દૈવનું સ્વરૂપ બીજું કાંઈ નથી. પોતાના ઉદ્યમથી નિયમિતરીતે થવાનું જે ફળ માનવામાં આવે છે તેજ દૈવ કહેવાય છે.[૨૬] 'દૈવ' એ શબ્દ પામરલોકોનોજ છે પણ વિદ્વાનોનો નથી. જ્યારે કોઈ માણસને કોઇ કામની સરખાઈ આવી જાય છે ત્યારે તેના શત્રુઓ પોતાની અસહનતાને શાંત કરવાસારૂ અને તે માણસ પોતાના હર્ષને શાંત કરવાસારૂ 'દૈવ' એ શબ્દ વાપરે છે. જેમ નિર્જળભૂમિના જ્ઞાનથી ઝાંઝવાનાં પાણીનો ભ્રમ જીતાઈ જાય છે, તેમ દૈવ કે જે પહેલાના ઉદ્યમથી નિયમિતરીતે થવાનું ફળ છે તે બીજા પ્રબળ ઉદ્યમના નિયમિતરીતે થવાના ફળથી જીતાઈ જાય છે. જે જે કાંઇ સફળ થયેલું કે નિષ્ફળ થયેલું માનવામાં આવે છે તે સઘળું મનથીજ થાય છે માટે પુરૂષાર્થ કરીને જો તેમાં સફળ થવાનું માનવામાં આવે તો તે સફળપણાના સુખને આપે છે. અમારા સિદ્ધાંતમાં જે મન છે તેજ કર્તા છે એટલામાટે એ મન જેવા નિયમિત ફળનો સંકલ્પ કરે છે તેવુંજ નિયમિત ફળ થાય છે.[૨૭-૩૦] મન જે રીતે દૈવની કલ્પના કરે છે તે રીતે દૈવ કલ્પાઈ જાય છે. મન કેટલાંએક કાર્યોને નિયમિત ફળ આપનારાં કલ્પી લે છે, કેટલાંએક કાર્યોને ફળ આપે કે ન આપે એવાં લટકતાં કલ્પી લે છે અને કેટલાંએક કાર્યોને નિષ્ફળજ કલ્પી લે છે માટે દૈવની યોજના કરનાર મનજ છે. એ મન જો કદાચ સર્વદા એક સરખા સ્વભાવવાળા પરમાત્માના અનુસંધાનની ધારા ચલાવ્યું જાય તો, જેમ આકાશમાં પવન અસંગ રહે છે, તેમ પોતે પણ આ બ્રહ્માંડના વિષયોમાં અસંગ રહે છે. જો કદાચ એ મન શાસ્ત્રોક્તનિયમપ્રમાણે વિહિતકર્મોની પદ્ધતિમાંજ ચાલ્યું જાય તો તે તે કર્મોને અનુસરતાં ફળોને પ્રાપ્ત થાય છે.[૩૧,૩૩] હે પુત્ર ! એક જાતના સંકેતને માટે કલ્પાયેલો 'દૈવ' એ રૂઢશબ્દ પામરલોકોને પહાડજેવો લાગે છે. આપ્રમાણે છે એટલામાટે જ્યાંસુધી મન છે ત્યાંસુધી દૈવ પણ નથી અને કોઈ પ્રકારનો નિયમ પણ નથીજ.[૩૪] મન નષ્ટ થયા પછી જો કાંઈ દૈવ કે નિયમ થતાં હોય તો ભલે થાય. જીવ જો પોતે કાયરપણારૂપી નપુંસકનો સ્વભાવ છોડી દઈ, પુરૂષ બનીને પુરૂષાર્થ કરવા લાગે તો આ લોકમાં જેવું ધાર્યું હોય તેવા ફળને પ્રાપ્ત

થાય છે. પુરૂષાર્થ કરવા લાગીએ તો જે ધાર્યું હોય તે થવામાં કાંઈ પણ ફેરફાર પડતો નથી. હે પુત્ર ! પુરૂષાર્થવિના આ લોકમાં બીજું કાંઈ ઉત્તમ નથી.[૩૫,૩૬] એટલામાટે અત્યંત પુરૂષાર્થ કરીને ભોગોઉપર અરૂચિનું સંપાદન કરવું. જ્યાંસુધી સંસારનો નાશ કરનાર ભોગોઉપર અરૂચિ ન થાય ત્યાંસુધી સર્વોત્કૃષ્ટપણાને આપનારૂં પરમસુખ પ્રાપ્ત થતું નથી હે પુત્ર! અત્યંત મોહ આપનારી વિષયોઉપર રૂચિ જ્યાંસુધી હોય ત્યાંસુધી ભોગોરૂપી સર્પોના ભારાઓથી ગુંથાયેલી, દુઃખદેનારી અને ચપળરીતે આમતેમ હીલોળા ખાતી દુષ્ટ 'આશા' નામની સંસારની દશારૂપી ઓળી કદી પણ નિવૃત્તિ પામે નહિ. વૈરાગ્યના અભ્યાસવિના એ ઓળીને દૂર કરવાનો બીજો કોઈ યોગ્ય ઉપાય નથી.[૩૭-૪૦]

બળિરાજા પૂછે છેઃ–હે સઘળા દૈત્યોના રાજા! ભોગોઉપરની અરૂચિ જીવને બ્રહ્મભાવરૂપ સ્થિતિ આપનારી છે એ સાચી વાત છે પરંતુ એ અરૂચિ કયા ઉપાયથી મનમાં સ્થિર થાય ? તે કહો.[૪૧]

વિરોચન કહે છેઃ–જેમ શરદ્ઋતુમાં દ્રાક્ષ આદિની મ્હોટી લતા ફળ આપે છે, તેમ જીવને આત્માનું અવલોકન સ્ફુટરીતે ભોગોમાં અરૂચિરૂપી ફળ આપે છે. જેમ લતામાંથી ઉત્પન્ન થયેલા કાચાફળમાંથી પાકું ફળ થાય છે, તેમ ભોગોઉપર અરૂચિમાંથી મોક્ષરૂપી સર્વોત્તમ ફળ થાય છે.[૪૨] જેમ કમળના ગર્ભમાં લક્ષ્મી સ્થિતિ કરે છે, તેમ આત્માનું અવલોકન કરવાથી ઉત્તમપ્રકારની ભોગોમાં અરૂચિ હૃદયમાં સ્થિતિ કરે છે.[૪૩] આમ છે એટલામાટે અતિસુંદર વિચાર કે જે બુદ્ધિરૂપી મણિની સરાણરૂપ છે તેથી આત્માનું અવલોકન અને ભોગો ઉપર અરૂચિ એ બન્નેનું એકીવખતે સંપાદન કરવું.[૪૪] જ્યાંસુધી ચિત્ત જ્ઞાનના માર્ગમાં કાંઈપણ વ્યુત્પન્ન થયું ન હોય ત્યાંસુધી તેને સુમાર્ગે ચડાવવાના આરંભમાં દિવસના બે ભાગોને અવિરૂદ્ધ આવશ્યક ભોગો ભોગવવામાં કહાડવા, એક ભાગને શાસ્ત્રનું શ્રવણ કરવામાં કહાડવો અને એક ભાગને ગુરૂની સેવા કરવામાં કહાડવો.[૪૫] જ્યારે ચિત્ત જ્ઞાનના માર્ગમાં કાંઈક વ્યુત્પન્ન થાય ત્યારે દિવસના એક ભાગને આવશ્યકભોગો ભોગવવામાં કહાડવો, બે ભાગને ગુરૂની સેવા કરવામાં કહાડવા અને એક ભાગને શાસ્ત્રના અર્થના ચિંતવનમાં કહાડવો.[૪૬] જ્યારે ચિત્ત જ્ઞાનના માર્ગમાં બરાબર વ્યુત્પન્ન થાય ત્યારે દિવસના બે ભાગને શાસ્ત્રના તથા વૈરાગ્યના ચિંતવનમાં કહાડવા અને બે ભાગને ધ્યાન કરવામાં તથા ગુરૂની સેવા કરવામાં કહાડવા.[૪૭] જેનું ચિત્ત શુદ્ધ થયું હોય તેજ જીવ જ્ઞાનની કથાના ક્રમમાં યોગ્ય થાય છે; કેમ કે જે વસ્ત્ર નિર્મળ હોય તેનેજ ઉત્તમપ્રકારનો રંગ લાગે છે.[૪૮] ચિત્તરૂપી બાળકને ધીરે ધીરે યુક્તિઓથી તથા શાસ્ત્રાદિનાં પવિત્રવચનોથી રમાડવું અને શાસ્ત્રના અર્થના અભ્યાસરૂપી મધુરપાનક (શરબત)થી ઉછેરવું.[૪૯] જ્યારે અહંતા–મમતારૂપી દુષ્ટ પકડો શિથિળ થઈ, ચિત્તને બ્રહ્માકારપણું પ્રાપ્ત થાય ત્યારે શીતળ થયેલું તે ચિત્ત ચળકતી કાંતિવાળા સ્ફટિકમણિની પેઠે શોભે છે.[૫૦] ભેદના ગ્રહણરૂપી કુટિલતાવિનાની સરળબુદ્ધિથી તુરત વિષયોનાં, ઇંદ્રિયોનાં, ઇંદ્રિયોની વૃત્તિઓનાં જીવનનાં અને દેહનાં અધિષ્ઠાનરૂપ (બ્રહ્મરૂપ) પણાનું અવલોકન કરવું (વિષયો આદિ સઘળું બ્રહ્મરૂપજ છે એમ અવલોકન કરવું.)[૫૧] હે પુત્ર ! બુદ્ધિથી વિચાર કરીને સર્વદા આત્માના અવલોકનનું અને તૃષ્ણાના સંપૂર્ણ ત્યાગનું સામટું સંપાદન કરવું જોઇએ.[૫૨] જેમ પ્રભા અને દીવાનો આકાર એ બન્ને સાથેજ રહે છે, તેમ આત્માનું અવલો-

કન અને તૃષ્ણાથી રહિતપણું એ બન્ને સાથેજ રહે છે. આત્માના અવલોકનની સાથે તૃષ્ણારહિતપણું રહે છે અને તૃષ્ણારહિતપણાની સાથે આત્માનું અવલોકન રહે છે.[૫૩] જ્યારે ભોગોનો સમૂહ સ્વાદવિનાનો થઇ જાય અને સર્વવ્યાપક આત્મા જોવામાં આવે ત્યારે પરબ્રહ્મમાં અનંત અને અવિચળ વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે.[૫૪] વિષયોમાંજ પરમ આનંદ માની લેનારા જીવોને આત્માના સંપૂર્ણ શ્રવણવિના કદીપણ નિરતિશય આનંદ પ્રાપ્ત થતો નથી.[૫૫] યજ્ઞોથી, દાનોથી, તપોથી અને તીર્થોનાં સેવનોથી ધર્મદ્વારા વિષયોનું સુખજ પ્રાપ્ત થાય છે પણ ભોગોમાં અરૂચિ પ્રાપ્ત થતી નથી. જીવને ભોગોમાં અરૂચિ તો આત્માના અવલોકનથીજ થાય છે પણ તપોથી, દાનોથી કે તીર્થોથી થતી નથી. પુરૂષની બુદ્ધિ પોતાના પ્રયત્નવિના બીજી કોઈ પણ યુક્તિથી આત્માના અવલોકનરૂપી મહાકલ્યાણમાં પ્રવર્તતી નથી.[૫૬,૫૭] હે પુત્ર ! આત્માનું અવલોકન કે જે તૃષ્ણાના ત્યાગની સાથે પ્રાપ્ત થાય છે તેવિના બ્રહ્મપદમાં વિશ્રાંતિરૂપી પરમસુખ મળતુંજ નથી.[૫૮] પરમ કારણરૂપ બ્રહ્મ પોતાના આત્માપણાથી પ્રકાશે ત્યારે જેવો વિશ્રામ મળે છે તેવો વિશ્રામ બ્રહ્માથી માંડીને તે થુંબડાંસુધીના આ જગતમાં ક્યાંય મળતો નથી.[૫૯] પ્રથમ સમજુપુરૂષે પ્રયત્નનો આશ્રય કરી અને દૈવને અત્યંત દૂર કરીને ભોગો કે જેઓ કલ્યાણના દ્વારની આડે દૃઢ ભોંગળોરૂપ છે તેઓને ધિક્કારવા જોઇએ. જેમ વર્ષાઋતુ પરિપાકની દશાને પ્રાપ્ત થાય છે ત્યારે નિર્મળ અને સુશોભિત શરદ્નો સમય પ્રકટ થાય છે, તેમ ભોગોનો ધિક્કાર પરિપાકની દશાને પ્રાપ્ત થાય ત્યારે વિચાર પ્રકટ થાય છે.[૬૦,૬૨] જેમ સમુદ્રથી મેઘ વૃદ્ધિ પામે છે અને મેઘથી સમુદ્ર વૃદ્ધિ પામે છે, તેમ વિચારથી ભોગોનો ધિક્કાર વૃદ્ધિ પામે છે અને ભોગોના ધિક્કારથી વિચાર વૃદ્ધિ પામે છે.[૬૩] જેમ સ્નેહવાળા સંબંધીઓ પરસ્પરની સહાયતાથી મ્હોટા કાર્યને સિદ્ધ કરે છે, તેમ ભોગોનો ધિક્કાર, વિચાર અને આત્માનું અખંડ અવલોકન એઓ પરસ્પરની સહાયતાથી મોક્ષને સિદ્ધ કરે છે. પહેલાં દૈવનો અનાદર કરી, દાંતોથી દાંતોને ભીસીને પુરૂષપ્રયત્નથી ભોગોઉપર અરૂચિનું સંપાદન કરવું જોઇએ. ભોગોમાં અરૂચિનું સંપાદન કરવાનો ઉપાય એ છે કે પ્રથમ તો બાંધવોની જેમાં સંમતિ હોય એવા અને દેશાચારથી વિરૂદ્ધ ન પડે એવા ઉદ્યમથી અનુક્રમે ધનોનું સંપાદન કરવું અને તે ધનોથી સારાગુણોવાળા મહાત્મા સુજનોનું આરાધન કરીને તેઓને વશ કરવા.[૬૪-૬૬] મહાત્માઓના સમાગમથી ભોગોમાં અરૂચિ થાય છે, ભોગોમાં અરૂચિથી વિચાર પ્રાપ્ત થાય છે, વિચારથી મહાવાક્યના અર્થનું જ્ઞાન થાય છે, મહાવાક્યના અર્થનું જ્ઞાન થવાથી 'સર્વ શ્રુતિઓનો અદ્વિતીય બ્રહ્મમાંજ તાત્પર્ય છે' એવો નિશ્ચય થાય છે અને તે નિશ્ચય થયા પછી મનન આદિના અનુક્રમે પરમપદની પ્રાપ્તિ થાય છે. હમણાં વિષયોનો ત્યાગ કરવાની ત્હારી શક્તિ ન હોય તો યૌવનનો સમય ગયા પછી જ્યારે તું વિષયોમાંથી વિરામ પામીશ ત્યારેજ વિચારથી પરમપદને પ્રાપ્ત થઈશ પણ હમણાં પ્રાપ્ત થઈશ નહિ. છેલ્લીવારે પણ વિષયોના ઉપરામની આવશ્યકતા છે માટે તેને માટે વિચારને પાછળ રાખવા કરતાં, હમણાંજ વિષયોનો ત્યાગ કરીને ત્હારે વિચાર કરવો યોગ્ય છે.[૬૭-૬૮] તું જો વિચારના બળથી અત્યંત પવિત્ર આત્મામાં સારી પેઠે વિશ્રાંતિ પામીશ તો ફરીવાર દુઃખો ભોગવવાનેમાટે કલ્પનારૂપી કાદવમાં પડીશ નહિ. હું ધારૂં છું કે તને વિષયોઉપર રૂચિ રહીજ નથી અને તે નહિ રહેવાથી તું શુદ્ધ પરબ્રહ્મરૂપજ થયો છે. હે

શુદ્ધ પરમાત્મા ! હું તને પ્રણામ કરૂં છું, જો કે દેહદૃષ્ટિથી મ્હારે તને પ્રણામ કરવો યોગ્ય નથી તોપણ આત્મદૃષ્ટિથી આ પ્રણામ કરૂં છું.[૭૦] હે પુત્ર ! તું પ્રથમ દેશાચારને અનુસરીને ધનનું સંપાદન કર્ય કે જેમાં નિંદા થવાનો થોડો સંભવ છે. પછી તે ધનથી બ્રહ્મવેત્તા પુરૂષોનું માનપૂર્વક અન્ન–વસ્ત્રાદિથી આરાધન કરીને તેઓને વશ કર્ય. પછી એઓના સમાગમથી વિષય આદિનો તિરસ્કાર કરી, વૈરાગ્ય આદિ સાધનોને મેળવીને તું સારી પેઠે આત્માનો વિચાર કર્ય. એ વિચારના વૈભવથી તને અનાદિકાળથી ભૂલાઈ ગયેલા ત્હારા આત્માનો લાભ થશે.[૭૧] **देशक्रमेण धनमल्पविगर्हणेन तेनांग साधुजनमर्जय मानपूर्वम् । तत्संगमोत्थविषयाद्यवहेलनेन सम्यग्विचारविभवेन तवात्मलाभः ॥ ७१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦ 'ચિત્તવિચિકિત્સાયોગોપદેશ' નામનો ચોવીસમો સર્ગ સંપૂર્ણ**

---

## सर्ग २५ मो* બળિરાજાના મનમાં વિવેકનો ઉદય અને ગુરૂના સમાગમની ઇચ્છા

**बलिरुवाच । एतन्मे कथितं पूर्वं पित्रा चारुविचारिणा ।**
**इदानीं संस्मृतं दिष्ट्या संप्रबोधमहं गतः ॥ १ ॥**

બળિરાજા (સ્વગત) કહે છેઃ–ઉત્તમવિચારવાળા મ્હારા પિતાએ પૂર્વે મ્હારી પાસે જે કહ્યું હતું તે હમણાં મ્હારા સ્મરણમાં આવ્યું અને તેથી હું જાગ્રત થયો એ બહુ સારૂં થયું.[૧] આજ મને ભોગોઉપર ચોખ્ખી અરૂચિ ઉત્પન્ન થઈ એ સારૂં થયું કે જેથી હું અમૃતજેવા શીતળ શાંતિરૂપી સ્વચ્છસુખમાં પ્રવેશ કરૂં છું.[૨] વારંવાર આશાને પૂર્ણ કર્યા કરતો, વારંવાર ધનને મેળવ્યા કરતો અને વારંવાર પ્રાર્થના આદિથી સ્ત્રીને અનુકુળ કર્યા કરતો હું આ વૈભવ આદિ સંસારની સ્થિતિમાં બહુ પરિતાપ પામ્યો છું.[૩] અહો ! આ શીતળતાથી ભરેલી શાંતિરૂપી ભૂમિ બહુ રમણીય છે. શાંતિ પ્રાપ્ત થાય ત્યારે સઘળી સુખ–દુઃખની દૃષ્ટિઓ શાંત થઇ જાય છે.[૪] હું શાંતિમાં સ્થિરતા પામ્યો છું તેથી મ્હારા સઘળા સંતાપો ટળી ગયા છે. જાણે હું ચંદ્રના બિંબમાં નખાયેલો હોઊં તેમ હમણાં સર્વોત્તમસુખને વશ થયો છું, સુખરૂપેજ રહ્યો છું અને અંદર પ્રફુલ્લિત થઇ જાઊં છું.[૫] હાય હાય ! ભોગોની ઉત્કંઠાથી નાચ્યા કરતા મનના વેગથી જેમાં શરીર અત્યંત બળી જતું હતું તથા નિરંતર ક્ષોભ થયા કરતો હતો એવું વૈભવોનું સંપાદન તો દુઃખરૂપજ હતું.[૬] હું પૂર્વે મ્હારા અંગથી સ્ત્રીના અંગને દબાવીને અને મ્હારા માંસથી સ્ત્રીના માંસને દબાવીને રાજી થતો હતો એતો કેવળ મોહનોજ વિલાસ હતો.[૭] બીજા લોકો જેઓનાં દૃષ્ટાંતો આપે એવા મ્હોટા મ્હોટા વૈભવો જોયા, જે રાજ્યાદિક ભોગવવાયોગ્ય કહેવાય છે તે નિર્વિઘ્નરીતે ભોગવ્યું અને પ્રતાપથી સઘળાં પ્રાણીઓને નમાવ્યાં તોપણ અવિનાશી સુખ કયું મળ્યું ?[૮] પાતાળમાં, પૃથ્વીમાં અને સ્વર્ગમાં જ્યાં જોયું ત્યાં ચારેબાજુ એની એ વસ્તુઓ વારંવાર જોવામાં આવી પણ બીજું કાંઇ નવા ચમત્કારવાળું જોવામાં આવ્યું નથી.[૯] હવે હું સઘળા વિષયોને છોડી દઈ તથા તેઓની વાસનાઓને પણ બુદ્ધિથી દૂર કરી નાખીને, પૂર્ણચંદ્રનાં કિરણોથી ભરપૂર થયેલા ક્ષીરસાગરની પેઠે પૂર્ણ અને સ્વસ્થ

---

* આ પચીસમા સર્ગમાં બળિરાજાના મનમાં વિવેકનો ઉદય થવાની અને શુક્રાચાર્યનો સમાગમ કરવાની ઇચ્છા થવાની કથા કહેવામાં આવશે.

થઇ રહ્યો છું.[10] પાતાળમાં, પૃથ્વીમાં અને સ્વર્ગમાં જે કોઈ સ્ત્રીઓ કે જે કોઇ રત્ન આદિ પદાર્થો અજ્ઞાનીની દૃષ્ટિથી સારરૂપ ગણવામાં આવે છે તેઓને પણ આ તુચ્છકાળ તુરત ગળી જાય છે.[11] હું આટલા કાળસુધી જગતના વિષયોની તુચ્છ ઇચ્છાથી દેવતાઓની સાથે વૈર કર્યા કરતો હતો, માટે અત્યંત બાળકજ હતો.[12] આ જગત કે જે મ્હોટી પીડારૂપ છે અને કેવળ મનની કલ્પનામાત્રથી રચાયેલું છે તેનો ત્યાગ નહિ કરવાથી શો લાભ થવાનો છે? કશો થવાનો નથી. મહાત્માપુરૂષને સંસારઉપર રૂચિ કેમ ઘટે.[13] મ્હેં અજ્ઞાનરૂપી મદથી મત્ત થઈ અને પોતે પોતાનેજ ખરાબ કરનાર બની, લાંબામાં લાંબાકાળસુધી અનર્થને અર્થરૂપ સમજીને સેવ્યો એ બહુ ભુંડું કર્યું.[14] મ્હેં જાગતી ચપળતૃષ્ણાથી મૂર્ખ બનીને આ ત્રૈલોક્યમાં જેથી પશ્ચાત્તાપનીજ વૃદ્ધિ થાય એવું શું શું નથી કર્યું? જેથી પશ્ચાત્તાપ વધે એવુંજ સઘળું કર્યું છે.[15] હવે આ ગઈ વાતની તુચ્છચિંતા કરવાનું કાંઇ પ્રયોજન નથી. વર્તમાનકાળના મોહને મટાડી, જેથી મનુષ્યજન્મનું સફળપણું થાય એવો ઉપાય ગોઠવવો એજ યોગ્ય છે.[16] જેમ ક્ષીરસમુદ્રમાં ચારેબાજુથી અમૃતનોજ પ્રાદુર્ભાવ થયો હતો, તેમ અખંડબ્રહ્મથી એકતા પામીને રહેવાય તો ચારેબાજુ સુખનોજ પ્રાદુર્ભાવ થાય, માટે આજથી તેવી કાંઈ ગોઠવણ કરૂં.[17] અજ્ઞાનની શાંતિનેવાસ્તે અમારા કુળગુરૂ શુક્રાચાર્યને 'આ સંસાર કોણ છે? જીવ એ શું છે? અને જીવ પરબ્રહ્મરૂપ કેમ થાય?' એવા પ્રકારથી આત્માના અવલોકનવિષે પૂછું.[18] સેવકજનઉપર તુરત પ્રસન્ન થનારા અને યોગૈશ્વર્યવાળા શુક્રાચાર્યનું ચિંતવન કરૂં કે જેથી તે તુરત પધારે. શુક્રાચાર્ય પધારીને પોતાની વાણીથી અનંતશક્તિવાળા આત્માનો ઉપદેશ કરે એટલે હું પોતે તે આત્મસ્વરૂપમાંજ રહીશ. મહાત્માઓની ઉપદેશસંબંધી વાણીઓ અક્ષયફળને આપે છે. કદીપણ વિફળ થતી નથી.[19] **संचिंतयामि परमेश्वरमाशु शुक्रमुद्यत्प्रसादमथ तेन गिरोपदिष्टे। तिष्ठाम्यनंतविभवे स्वयमात्मनात्मन्यक्षीणमर्थमुपदेशगिरः फलन्ति ॥१९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ઉપશમપ્રક૦'બલિચિંતાસિદ્ધાંતયોગોપદેશ'નામનો પચીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग २६ मो* ગુરૂનું આગમન અને તેમણે સંક્ષેપથી ઉપદેશ કર્યો

**वसिष्ठ उवाच।** इति संचिंत्य बलवान् बलिरामीलितेक्षणः।
दध्यौ कमलपत्राक्षं शुक्रमाकाशमंदिरं ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:—હે રામ! બળવાળા બળિરાજાએ એપ્રમાણે વિચાર કરી, નેત્રો મીંચીને કમળપત્રસરખાં નેત્રોવાળા અને જેનું પરબ્રહ્મજ વિશ્રાંતિનું સ્થાન છે એવા શુક્રાચાર્યનું ધ્યાન કર્યું.[1] શુક્રાચાર્ય કે જે બ્રહ્મરૂપ હોવાથી સર્વવ્યાપક છે તેમનું બળિરાજા ધ્યાન કરવા લાગતાં, નિરંતર ધ્યાનમાંજ તત્પર રહેનારા શુક્રાચાર્યે જાણ્યું કે:—"મ્હારો શિષ્ય બળિરાજા કે જે મ્હારા ચિત્તમાંજ છે તે આ સમયે પોતાના નગરમાં તત્ત્વને જાણવાસારૂ મ્હારા દર્શનને ઈચ્છેછે."[2] પછી સર્વવ્યાપક અખંડ ચૈતન્યરૂપ શુક્રાચાર્યે પોતાના યોગના સામર્થ્યથી પોતાના શરીરને બળિરાજાના રત્નમય ગોખમાં પ્રાપ્ત કર્યું. ( શુક્રાચાર્ય બળિરાજાનીપાસે આવ્યા. )[3] શુક્રાચાર્યના શરી-

---

* આ છવીસમા સર્ગમાં સ્મરણમાત્રથી આવેલા શુક્રાચાર્ય બળિરાજાને સંક્ષેપથી તત્ત્વના સારનો ઉપદેશ આપીને પાછા આકાશમાં ગયા એ કથા કહેવામાં આવશે.

રની કાંતિના જળનો પોતાના શરીરને સ્પર્શ થતાં, જેમ પ્રાતઃકાળે સૂર્યનાં કિરણોનો સ્પર્શ થતાં, કમળ પ્રફુલ્લિત થાય, તેમ બળિરાજા પ્રફુલ્લિત થયો.[૪] પછી બળિરાજાએ રત્નમય અર્ધ્યે આપીને, કલ્પવૃક્ષનાં પુષ્પોના સમૂહોથી વધાવીને અને ચરણમાં પ્રણામો કરીને શુક્રાચાર્યનો સત્કાર કર્યો.[૫] પછી રત્નોના અર્ધ્યથી પરિપૂર્ણ અંગવાળા ( અર્ધ્યનાં રત્નો જેણે શરીરપર ધરીલીધાં એવા ), જેણે કલ્પવૃક્ષનાં પુષ્પોનો મુકુટ ધરીલીધો એવા અને અમૂલ્ય આસનપર બિરાજેલા શુક્રાચાર્યને બળિરાજાએ નીચેપ્રમાણે પૂછ્યું.[૬]

બળિરાજા પૂછે છેઃ—હે મહારાજ ! જેમ પ્રાતઃકાળમાં ઉદય પામેલી સૂર્યની કાંતિ લોકોને સંધ્યાવંદન આદિ કાર્યો કરવામાટે પ્રેરે છે, તેમ આપની કૃપાથી ઉદય પામેલી બુદ્ધિ મને આપની પાસે બોલવાને પ્રેરે છે.[૭] મ્હોટા મોહ આપનારા ભોગોઉપર મને અરૂચિ ઉત્પન્ન થઈ છે; એટલામાટે હું મ્હોટા મોહનું હરણ કરનારા તત્ત્વને જાણવા ઇચ્છું છું.[૮] આ વિષયસુખની પરાકાષ્ઠા ક્યાંસુધી છે ? વિષયસુખ કયા પદાર્થમય છે ? હું કોણ છું ? તમે કોણ છો ? અને સઘળા લોકો કોણ છે ? એટલા પ્રશ્નોનો ઉત્તર મને તુરત આપો.[૯]

શુક્રાચાર્ય કહે છેઃ—હે સઘળા દાનવોના ચક્રવર્તિ ! મને આકાશમાર્ગમાં જવાની ઉતાવળ છે અને ભોક્તા, ભોગ્ય તથા ભોગ ઈત્યાદિ સઘળી ત્રિપુટીઓ એક ચૈતન્યમાંજ કલ્પાયેલી હોવાથી આ વિષયમાં વધારે કહેવાનું કાંઈ પ્રયોજન પણ નથી; માટે સંક્ષેપથી સઘળા પ્રશ્નોનો સાર કહું છું તે સાંભળો.[૧૦] આ સઘળું જગત ચૈતન્યનુંજ દૃશ્ય છે અને તેની સિદ્ધિ પણ ચૈતન્યનેજ અધીન છે એટલામાટે વિષયસુખની પરાકાષ્ઠા ચૈતન્યસુધીજ છે, વિષયસુખ ચૈતન્યમાં કલ્પિત હોવાનેલીધે ચૈતન્યમયજ છે, તમે ચૈતન્ય છો, હું ચૈતન્ય છું અને સઘળા લોકો પણ ચૈતન્યજ છે. આ મ્હેં તમને સઘળા પ્રશ્નોનો સંક્ષિપ્ત ઉત્તર કહ્યો.[૧૧] જો તમે વિવેકી હશો તો આટલા ઉત્તરમાંથી સઘળું નિશ્ચયપૂર્વક સમજી શકશો અને જો અવિવેકી હશો તો તમને ઘણું સમજાવવામાં આવે તોપણ રાખમાં હોમવાજેવું થાય.[૧૨] 'ચૈતન્યમાં દૃશ્યોની કલ્પના થઈ છે એજ બંધ કહેવાય છે, ચૈતન્યમાંથી એ કલ્પનાનું છુટી જવું એજ મુક્તિ કહેવાય છે, અને દૃશ્યોવગરનું જે ચૈતન્ય છે તેજ પૂર્ણ આત્મા છે' એટલોજ સઘળા સિદ્ધાંતનો સંગ્રહ છે.[૧૩] આ નિશ્ચયને સ્વીકારીને જો તમે અવલોકન કરશો તો પોતે પોતાની મેળે પોતાથીજ અનંતપદરૂપ પરમાત્માને પ્રાપ્ત થશો.[૧૪] હું હવે દેવલોકમાં જાઉં છું. ત્યાં સપ્તર્ષિઓ ભેગા થયા છે અને મ્હારે પણ દેવતાઓનાકોઇ કાર્યનેવાસ્તે ત્યાં અવશ્ય જવું પડે એમ છે.[૧૫] હે રાજા ! આ દેહ જ્યાંસુધી હોય ત્યાંસુધી મુક્તબુદ્ધિવાળા પુરૂષોને પણ આવી પડેલી ક્રિયાનો ત્યાગ કરવો ગમે નહિ એ સ્વાભાવિક છે, માટે મને ત્યાં જવાનું બંધ રાખવું ગમતું નથી.[૧૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! શુક્રાચાર્ય એટલું બોલીને તુરતજ વાદળાંઓના રસ્તામાં જઈ, ગ્રહોના સમૂહોથી ભરપૂર અને ભ્રમરનીપેઠે શ્યામ દેખાવવાળા આકાશના મધ્યમાં ચપળ તરંગનીપેઠે અદૃશ્ય થઈ ગયા.[૧૭] **इति कथितवताथ भार्गवेण [illegible]टजलराशिपथा म[illegible]जवन॥ [illegible]तमालिसवल नभोंतराले तरलतरंगवदा[illegible]ले ग्रहौघैः ॥ १७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'અલ્પુપદેશયોગ' નામનો છવીસમો સર્ગ સંપૂર્ણ. ૨૬**

---

## सर्ग २७ मो* બળિરાજાને પૂર્ણાનંદ ચૈતન્યસ્વરૂપે વિશ્રાંતિ મળી

**वसिष्ठ उवाच । सुरासुरसभाज्येष्ठे तस्मिन् भृगुसुते गते ।**
**मनसा चिंतयामास बालिर्बुद्धिमतां वरः॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! દેવતાઓની અને દૈત્યોની સભાઓમાં અત્યંત વખણાયેલા શુક્રાચાર્ય ગયા પછી, બુદ્ધિમાન પુરૂષોમાં ઉત્તમ બળિરાજાએ મનથી નીચેપ્રમાણે વિચાર કર્યો.[1]

બળિરાજા વિચાર કરે છેઃ—સદ્‌ગુરૂ શુક્રાચાર્યે સાચું કહ્યું. આ જે સઘળું બ્રહ્માંડ છે તે ચૈતન્યજ છે. હું ચૈતન્ય છું, આ સઘળા લોકો ચૈતન્ય છે, દિશાઓ ચૈતન્ય છે અને આ સઘળી ક્રિયાઓ પણ ચૈતન્ય છે. બહારના તથા અંદરના સઘળા પદાર્થોસહિત સઘળું બ્રહ્માંડ વાસ્તવિકરીતે ચૈતન્યજ છે. બ્રહ્માંડમાં ચૈતન્યથી જુદું કોઈ સ્થળમાં કાંઇ પણ નથી.[3] જે ચૈતન્ય છે તે સૂર્યને 'આ સૂર્ય છે' એમ જાણે નહિ તોપછી સૂર્યને અને અંધકારને પરસ્પર શો ભેદ રહે ? કશો ભેદ રહે નહિ.[4] ચૈતન્ય જો પૃથ્વીને 'આ પૃથ્વી છે' એમ જાણે નહિ તોપછી પૃથ્વીને અને જળ આદિને પરસ્પર શો ભેદ રહે ? કે જેથી પૃથ્વીમાં પૃથ્વીપણું અવિચળ રહે.[5] ચૈતન્ય જો દિશાઓને 'આ દિશાઓ છે' એમ જાણે નહિ ? તો દિશાઓમાં દિશાઓપણું શું રહે ? ચૈતન્ય જો પર્વતોને 'આ પર્વતો છે' એમ જાણે નહિ તો પર્વતોમાં પર્વતોપણું શું રહે ?[6] ચૈતન્ય જો જગતને 'આ જગત છે' એમ જાણે નહિ તો જગતમાં જગતપણું શું રહે ? ચૈતન્ય જો આકાશને 'આ આકાશ છે' એમ જાણે નહિ તો આકાશમાં આકાશપણું શું રહે ?[7] ચૈતન્ય જો સ્થૂળશરીરને 'આ સ્થૂળશરીર છે' એમ જાણે નહિ તો પ્રાણીઓના સ્થૂળશરીરમાં સ્થૂળશરીરપણું શું રહે ? ચૈતન્યવિના કાંઈપણ સિદ્ધ થતું નથી એટલામાટે જે કાંઇ છે તે ચૈતન્યજ છે.[8] ઇંદ્રિયો પણ ચૈતન્ય છે, શરીર પણ ચૈતન્ય છે, મન પણ ચૈતન્ય છે, મનની તૃષ્ણાઓપણ ચૈતન્ય છે, અંદર પણ ચૈતન્ય છે, બહારપણ ચૈતન્ય છે, અસત્‌પદાર્થપણ ચૈતન્ય છે અને જે રજ્જુ—સર્પાદિ અનિર્વચનીય પદાર્થો થાય છે તેઓ પણ ચૈતન્યજ છે.[9] હું ભોગોની ઇચ્છાપૂર્વક તે તે વિષયોનો આ સઘળો ભોગ કરૂં છું તે પણ ચૈતન્યથીજ કરૂં છું. શરીરથી કાંઇ કરતો નથી.[10] આ મ્હારૂં શરીર કે જે લાકડાંજેવું અને ઢેફાંજેવું છે તેથી શું થઈ શકે એમ છે ? સઘળા જગતના એક આત્મારૂપ જે ચૈતન્ય છે તે હુંજ છું. મ્હારૂં સ્વરૂપ ચૈતન્યજ છે.[11] આકાશમાં જે ચૈતન્ય છે તે હું છું, સૂર્યમાં જે ચૈતન્ય છે તે હું છું, પૃથ્વીમાં જે ચૈતન્ય છે તે હું છું, જળમાં જે ચૈતન્ય છે તે હું છું, વાયુમાં જે ચૈતન્ય છે તે હું છું; દેવતાઓમાં તથા દૈત્યોમાં જે ચૈતન્ય છે તે હું છું અને સ્થાવરોમાં તથા જંગમોમાં જે ચૈતન્ય છે તેપણ હુંજ છુ.[12] ચૈતન્યમાં બીજાપણાની કલ્પના સંભવતીજ નથી; એ કલ્પના અસંભવિત હોવાનેલીધે જગતમાં શત્રુ પણ કોણ સંભવે અને મિત્રપણ કોણ સંભવે? શત્રુ કે મિત્ર કોઇ છેજ નહિ.[13] આ 'બળિ' એવા નામનું જે શરીર છે તેનું સુશોભિત માથું કપાઈ જાય તોપણ હું કે જે સર્વવ્યાપક ચૈતન્ય છું તેનું શું કપાઈ જાય ? કશું

* આ સત્તાવીસમા સર્ગમાં બળિરાજાને શુક્રાચાર્યે કહેલા માર્ગથી સઘળો વિચાર કરતાં, પૂર્ણાનંદ ચૈતન્યરૂપે વિશ્રાંતિ મળી એ કથા કહેવામાં આવશે.

કપાય એમ નથી.[૧૪] ચૈતન્ય જો 'આ દ્વેષ છે' એમ જાણે નહિ તો દ્વેષ પણ શો પદાર્થ છે? કશો નથી. દ્વેષની સિદ્ધિ પણ ચૈતન્યવિના થતી નથી. આમ છે એટલામાટે સઘળા દ્વેષ આદિ ભાવો તથા જે કોઈ અભાવો છે તેઓ પણ ચૈતન્યરૂપજ છે.[૧૫] અત્યંત વિચાર કરી જોતાં પણ આ મ્હોટા બ્રહ્માંડમાંથી ચૈતન્યવિના બીજું કાંઈ પણ હાથ લાગે એમ નથી. જે કાંઈ છે તે સઘળું ચૈતન્યજ છે.[૧૬] એટલામાટે દ્વેષ પણ નથી, રાગ પણ નથી, મન પણ નથી અને મનની વૃત્તિઓ પણ નથી. અતિશુદ્ધ ચૈતન્યમાત્રમાં ભેદોની કલ્પના ઘટેજ કેમ.[૧૭] ચૈતન્યરૂપ હું સર્વમાંવ્યાપક છું, સર્વરૂપ છું, ચૈતન્યથી પ્રતિકૂળ કાંઇ પણ સિદ્ધ થતું નથી માટે અખંડ આનંદસ્વરૂપ છું, ભેદોની કલ્પનાથી રહિત છું અને મ્હારામાં કોઈ બીજો ભાગજ નથી.[૧૮] નામવિનાના ચૈતન્યનું 'ચૈતન્ય' એ જે નામ કહેવાય છે તે નામ નથી. પરંતુ સઘળા પ્રકારની નામ–રૂપોની કલ્પનાના અધિષ્ઠાનરૂપ જે ચૈતન્ય છે તેજ 'ચૈતન્ય' એ કલ્પિતશબ્દરૂપે સ્ફુરે છે.[૧૯] હું દૃશ્યોથી તથા દર્શનોથી રહિત કેવળ નિર્મળસ્વરૂપવાળો છું, સર્વદા પ્રકાશમાન છું, જીવપણાથી રહિત છું, દ્રષ્ટા છું અને પરમેશ્વર છું.[૨૦] હું કે જે કેવળ પ્રકાશસ્વરૂપ છું અને સર્વદા દ્વૈતથી રહિત છું તેની અંદર જળમાં અથવા કેશના અગ્રમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબજેવો કલ્પનારૂપ જે પરિચ્છિન્ન જીવભાવ ઉદય પામ્યો છે તેપણ ભ્રાંતિજ છે. વાસ્તવિક નથી.[૨૧] હું મ્હારા સ્વરૂપના સાક્ષાત્કારથી જીવભાવનો પરાભવ કરી દઊંછું. મ્હારો સ્વરૂપભૂત આત્મા કે જે દેહાદિ આકારોથી રંગાયોજ નથી, નિત્યમુક્ત છે, સર્વમાં વ્યાપક છે અને કલ્પનામાત્રથી જીવભાવવાળો કહેવાય છે તેને પ્રણામ કરૂં છું. ચૈતન્યરૂપ, દૃશ્યોથી રહિત, સઘળી કલ્પનાઓને અનુસરતા સ્વરૂપવાળું અને દિવાની પેઠે સર્વને પ્રકાશ આપનારૂં પરબ્રહ્મ, કે જે હું પોતેજ છું તેને પ્રણામ કરૂં છું. દૃશ્યોથી રહિત કેવળ ચૈતન્યરૂપ, એકીવખતે સર્વમાં ભરપૂર થઇને રહેલું, અને જેમાં મનની વૃત્તિઓથી જણાતા સઘળા પદાર્થો મુદ્દલ છેજ નહિ એવું જે સર્વથી મ્હોટું સદાનંદસ્વરૂપ છે તે હું છું. હું આકાશની પેઠે અંતથી રહિત છું, વ્યાપક છતાં પણ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું અને આ સુખ–દુઃખોની દશાઓના દેખાવો કોઈ પણ મને પ્રાપ્ત થતા નથી. હું કે જે અનુભવરૂપ છું, કોઈ બીજાથી જણાઊં એવો નથી, દૃશ્યોથી રહિત છું, વ્યાપક છું અને સર્વને પ્રકાશિત કરનાર છું તેમાં કેવળ કલ્પનાથી પ્રતીત થયેલા જગતસંબંધી સાચા–ખોટા કોઈપણ પદાર્થો વિભાગ પાડી દેવાને સમર્થ નથી. કદાચ જગતસંબંધી પદાર્થોથી મ્હારામાં વિભાગો પડી જતા હોય તોપણ એ પદાર્થો મ્હારાથી જુદી સત્તાવાળા નથી માટે તેઓએ પાડેલા વિભાગોને હું સ્વીકારી લઊં છું. એવા કલ્પિત વિભાગો પડવાથી મને કશી હાનિ નથી. જો કોઈ પોતાના સ્વભાવભૂત વસ્તુ એવીજ કોઈ બીજી વસ્તુને લઈ જાય, હરી જાય કે આપી દે તો તેમાં કોઇનું શું જાય છે? કોઈનું કશું જતું નથી. જેમ એક માણસના ડાબા હાથમાં રહેલા ધનને તેજ માણસનો જમણો હાથ લઇ લે, હરી લે કે ફરીને પાછું આપે તોપણ તે માણસને કશી હાનિ નથી, તેમ મ્હારામાં કલ્પાયેલા પદાર્થોમાં પરસ્પર ગમે તેવી ગડબડ થાય તોપણ તેથી મને કશી હાનિ નથી. હું તો સર્વકાળમાં અખંડિત રહેનાર છું, સર્વરૂપ છું, સર્વનો કરનાર છું અને સર્વમાં રહેલો છું.[૨૨-૨૯] જે કાંઈ આ દૃશ્ય છે તે હુંજ છું એટલે મ્હારામાં બીજું કાંઇ નવું થયુંજ નથી. હું એક અખંડ ચૈતન્ય છું માટે સંકલ્પ–વિકલ્પોથી મ્હારામાં કાંઈ વધી જાય એમ પણ નથી

અને ઘટી જાય એમ પણ નથી.[30] હું જ અજ્ઞાનથી જગતરૂપે ક્ષોભ પામું છું અને હું જ તત્ત્વબોધથી શાંત થઇ જાઉં છું.

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! મહાવિદ્વાન બળિરાજા એ પ્રમાણે વિચાર કરતાં કરતાં અને ઓમ્‌કારની છેલ્લી અર્દ્ધમાત્રાના અર્થરૂપ તુરીયપદનો પોતાના આત્મારૂપે અનુભવ કરતાં કરતાં સમાધિસ્થ થઇ ગયો.[31,32] સઘળા સંકલ્પો શાંત થઈ જતાં, દ્વૈતના અનેક વિભાગોનો દેખાવ બંધ પડી જતાં, નિઃશંકરીતે ધ્યાતા, ધ્યેય તથા ધ્યાન આદિ સઘળી ત્રિપુટીઓ દૂર ફેંકાઈ જતાં, અને વાસનાઓ શાંત થઈ જતાં, નિર્મળ અને જેને પરમપદનો સાક્ષાત્કાર પ્રાપ્ત થયો એવો બળિરાજા વાયુવિનાના સ્થાનમાં રહેલા દિવાના જેવો નિશ્ચળ થયો. જેનું મન ઉપશાંત થઇ ગયું એવો એ બળિરાજા, પથરામાં કોતરાયેલા પુરૂષની પેઠે તે રત્નમયગોખમાં ઘણા કાળસુધી એમને એમ રહ્યો.[33,34] જેમ વાદળાંઓથી રહિત થયેલું શરદ્‌ઋતુનું આકાશ સ્વચ્છતાથી શોભે, તેમ દ્વૈતના વિભાગોથી રહિત થયેલો બળિરાજા સઘળી તૃષ્ણાઓ ઉપશાંત થવાનેલીધે પરિપૂર્ણતાવાળી અને વિષયોના મનનરૂપ દોષોથી રહિત થયેલી નિર્મળ બ્રહ્મસત્તાથી શોભવા લાગ્યો.[35] **प्रशमितैषणया परिपूर्णया मननदोषदशोज्झितयैतया ॥ बलिरराजत निर्म[illegible]त्तया विघनमच्छ[illegible]येव शरन्नभः ॥ ३५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'બલિવિશ્રાંતિ' નામનો સત્તાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૮ મો * બળિરાજાની સમાધિદશા અને શુક્રગુરૂએ દૈત્યોને કરેલું સાંત્વન

**वसिष्ठ उवाच । अथ ते दानवास्तत्र बलेरनुचरास्तदा ।**
**तद्गेहं [illegible] सौध[illegible]ः क्षणात् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—એ પ્રમાણે બળિરાજા રત્નમય ગોખમાંજ બેસી રહેતાં તેના અનુચર દાનવો તુરત એ ગોખવાળા સ્ફટિકમણિના ઊંચા મહેલઉપર ચડ્યા.[1] ડિંભ આદિ ધીર મંત્રીઓ, કુમુદ આદિ સામંતો, સુર આદિ રાજાઓ, વૃત્ત આદિ સેનાપતિઓ,[2] હયગ્રીવ આદિ સુભટો, ચાકાજ આદિ બાંધવો, લડુક આદિ મિત્રો, વલ્લુક આદિ વિનોદ કરાવનારાઓ,[3] જેઓના હાથમાં ભેટોના સામાન હતા એવા કુબેર, યમ તથા ઇંદ્ર આદિ દેવતાઓ, સેવાના અવસરને ઈચ્છનારા યક્ષો, વિદ્યાધરો તથા નાગલોકો,[4] ચામર ઢોળનારી રંભા તથા તિલોત્તમા આદિ ઉત્તમ સ્ત્રીઓ, સમુદ્રોના રહેવાસીઓ, નદીઓના રહેવાસીઓ, પર્વતોના રહેવાસીઓ, દિશાઓના પાલકો, ખુણાઓના પાલકો અને બીજાપણ ત્રૈલોક્યમાં રહેનારા ઘણા ઘણા સિદ્ધલોકો સેવા કરવાનેમાટે બળિરાજાના તે સ્થાનકઉપર આવ્યા.[5,6] પ્રણામનેલીધે જેઓના મુકુટોની પંક્તિઓ નમી જતી હતી એવા એ લોકોએ બળિરાજા કે જે ધ્યાનદ્વારા તથા મૌનદ્વારા સમાધિમાં રહેવાનેલીધે ચિત્રમાં આળેખેલાજેવો નિશ્ચળ થઈ રહ્યો હતો તેને પ્રયત્નપૂર્વક જોયો.[7] જેઓએ નિત્યની ચાલુરીતિપ્રમાણે પ્રણામો કર્યા એવા એ લોકોમાં જે મિત્રો હતા તેઓ બળિરાજાની એવી સ્થિતિ જોઇને મનમાં ખેદ પામ્યા; જેઓ ત્રાહીત હતા તેઓ વિસ્મય

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં બળિરાજાને ચેષ્ટાવિનાનો જોઇ, મુંઝાયેલા દાનવોએ સ્મરણ કરતાં, ત્યાં પધારેલા શુક્રાચાર્યે બળિરાજાની સ્થિતિ કહીને દાનવોનો શોક મટાડ્યો એ કથા કહેવામાં આવશે.

પામ્યા; જેઓ તત્ત્વવેત્તાઓ હતા તેઓ આનંદ પામ્યા અને જેઓ મૂર્ખસેવકો હતા તેઓ ભય પામ્યા. અનુચરલોકોને બળિરાજાના પ્રાણનો સંશય પ્રાપ્ત થવાથી ખેદ થયો, તેનું મ્હોડું પ્રસન્ન જોઇને વિસ્મય થયો, તેના શરીરમાં રોમાંચ આદિ ચિહ્નો જોવામાં આવવાથી આનંદ થયો અને બળિરાજા ઘણીવારસુધી ન ઉઠવાથી 'હવે આપણું રક્ષણ કોણ કરશે' એવી ચિંતાનેલીધે ભય પણ થયો.[૮] મંત્રીદાનવોએ 'હવે અહિં શું કરવું પ્રાપ્ત છે' એમ સારીપેઠે વિચાર કરીને, સર્વ વિદ્વાનોમાં ઉત્તમ અને દૈત્ય-દાનવોના કુળગુરૂ શુક્રાચાર્યનું ચિંતવન કર્યું.[૯] ચિંતવન કર્યું કે તુરતજ જાણે ગંધર્વનગર આવ્યું હોય, તેમ ત્યાં આવી પહોંચેલું અને અત્યંત તેજવાળું શુક્રાચાર્યનું કલ્પિત શરીર તેઓના જોવામાં આવ્યું. (સપ્તર્ષિઓની સભામાં બેઠેલા શુક્રાચાર્યે યોગના બળથી પોતાના શરીરને બળિરાજાના મહેલમાં પ્રાપ્ત થયેલું કલ્પ્યું હતું).[૧૦] દૈત્યોના સમૂહો જેનું પૂજન કરવા લાગ્યા એવા તે શુક્રાચાર્યે મ્હોટા આસનપર બેસીને, સમાધિમાં રહેલા બળિરાજાને જોયો.[૧૧] જરાવાર વિસામો લઈ, પ્રેમભરેલી દૃષ્ટિથી બળિરાજાને જોઈ 'તેનો સંસારરૂપી ભ્રમ ક્ષીણ થઈ ગયો છે' એમ વિચારપૂર્વક જોવામાં આવતાં, પ્રફુલ્લિત થઇને, જાણે પોતાના દેહનાં હજારો ઉજ્વળ કિરણોથી ક્ષીરસાગરને ફેલાવતા હોય એવા શુક્રાચાર્યે હસીને સભાને નીચેપ્રમાણે વચન કહ્યું:-[૧૨,૧૩]

શુક્રાચાર્ય કહે છેઃ-હે દૈત્યો ! આ મહાત્મા બળિરાજા પોતાના વિચારથીજ સર્વના અધિષ્ઠાનરૂપ નિર્મળ બ્રહ્મને પ્રાપ્ત થઇને સિદ્ધ થયેલો છે અને તેથી આને નિરતિશય સુખ મળ્યું છે.[૧૪] હે ઉત્તમ દૈત્યો ! આમ છે એટલામાટે આ બળિરાજા ભલે હમણાં આપ્રમાણેજ રહીને પોતાના સ્વરૂપમાં લાંબીસ્થિતિને પ્રાપ્ત થાય અને નિર્દુઃખપદનો આનંદ લીધા કરે.[૧૫] આ બળિરાજા સંસારના પરિશ્રમથી થાકીને હમણાં વિશ્રાંતિ પામ્યો છે, એના ચિત્તમાંથી સંસારની ભ્રાંતિ ટળી ગઈ છે અને સંસારની ખટપટરૂપી ઝાકળ શાંત થઈ ગઈ છે તો હમણાં તમારે એને બોલાવવો નહિ.[૧૬] જેમ રાત્રિનો સંભ્રમ શાંત થતાં, દિવસ સૂર્યનાં કિરણોના સમૂહને પ્રાપ્ત થાય છે, તેમ અજ્ઞાનરૂપી સંકટ શાંત થતાં, આ બળિરાજા પોતાના પ્રકાશનેજ પ્રાપ્ત થયેલો છે.[૧૭] જેમ મૂર્છિત અવસ્થામાં રહેલો અંકુર કાળેકરી તે અવસ્થાને છોડીને બીજમાંથી પોતાની મેળેજ જાગ્રત થાય છે, તેમ આ બળિરાજા કાળેકરી પોતાની મેળેજ જાગ્રત થશે.[૧૮] હે સર્વ દાનવોના નાયકો ! તમે પોતાના સ્વામીનાં કાર્યોને નિશ્ચિંત થઇને કર્યા કરો. આ બળિરાજા એક હજાર વર્ષે સમાધિમાંથી જાગ્રત થશે.[૧૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! એપ્રમાણે શુક્રાચાર્યનાં વચન સાંભળીને દૈત્યોએ, જેમ વૃક્ષો સૂકાયેલી મંજરીને છોડી દે છે, તેમ હર્ષથી થયેલી, દ્વેષથી થયેલી અને ખેદથી થયેલી ચિંતાને છોડી દીધી. દુષ્ટલોકોએ હર્ષથી થયેલી ચિંતાને છોડી દીધી, શત્રુઓએ દ્વેષથી થયેલી તેનું રાજ્ય હરી લેવાની ચિંતાને છોડી દીધી અને મિત્રોએ ખેદથી થયેલી ચિંતાને છોડી દીધી.[૨૦] પછી સઘળા દૈત્યો આગળથી બંધાયેલી રાજ્યરીતિપ્રમાણે બળિરાજાની સભાનું કામ આટોપી લઇને પોતપોતાનાં કાર્યો કરવામાં લાગી ગયા.[૨૧] મનુષ્યો પૃથ્વીમાં ગયા, સર્પોના રાજાઓ રસાતળમાં ગયા, ગ્રહો તથા આકાશવાસી લોકો આકાશમાં ગયા, દેવતાઓ સ્વર્ગમાં ગયા, પર્વતો તથા દિક્પાલો પોતપોતાની દિશાઓમાં ગયા, વનમાં રહેનારા લોકો ગુફાઓમાં ગયા

અને આકાશમાં ફરનારા આકાશતરફ ગયા.[૨૨] नरा महीमहिपतयो रसातलं ग्रहा नभस्त्रिदशगणास्त्रिविष्टपम् । दिशोऽद्रयो दिक्पतयश्च कंदरान्वनेचरा गगनचराश्च खं ययुः ॥२२॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'બલિસમાધાનવર્ણન'નામનો અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग २९ मो*

## બળિરાજાની જીવન્મુક્તદશા અને રામને જ્ઞાનમાર્ગમાં રહેવાની ભલામણ

**वसिष्ठ उवाच ।** अथ वर्षसहस्रेण दिव्येनासुरपुंगवः ।
देवदुंदुभिनिर्घोषैर्बुबुधे भगवान् बलिः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! સમાધિમાં રહ્યાને દેવતાઓનાં પૂરાં હજાર વર્ષ વ્યતીત થઈ ગયાં પછી મહાત્મા બળિરાજા દેવતાઓના દુંદુભિઓના શબ્દો કાને પડવાથી જાગ્રત થયો.[૧] જેમ આકાશમાં સૂર્યનાં કિરણોનો સમૂહ ઉદય પામતાં, કમળોનું વન પ્રફુલ્લિત થાય છે, તેમ બળિરાજા જાગ્રત થતાં, બળિરાજાનું નગર પ્રફુલ્લિત થયું.[૨] જાગ્રત થયેલા બળિરાજાએ હજી પોતાની પાસે દાનવો આવ્યા ન હતા તેટલામાં એ સમાધિના સ્થાનરૂપ ગોખમાંજ જરાવાર નીચેપ્રમાણે વિચાર કર્યો.[૩]

બળિરાજા વિચાર કરે છેઃ–અહો ! બ્રહ્માકારપણે રહેવારૂપ વાસ્તવિક પદવી બહુ શીતળ અને બહુ રમણીય છે. હું એ પદવીમાં પરમવિશ્રાંતિ પામ્યો હતો કે જેથી દેવતાઓનાં હજાર વર્ષ પણ મને એક ક્ષણજેવાં લાગ્યાં.[૪] હવે હું એજ પદવીનો આશ્રય કરીને વિશ્રાંતિ કરૂં. આ સંસારમાં વિષયોની વિભૂતિઓ ભોગવવાથી મ્હારૂં શું વળે એમ છે.[૫] મ્હારા મનમાં સમાધિના પરિપાકથી થયેલા આનંદની લહેરોથી જેવો સંતોષ થયો છે તેવો સંતોષ ચંદ્રના બિંબમાં રહેવાના આનંદની લહેરોથી પણ મળે નહિ.[૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! બળિરાજા એપ્રમાણે વિચાર કરીને ફરી પણ વિશ્રાંતિનેવાસ્તે પોતાના મનને ગલિત કરવા લાગ્યો તેટલામાં, જેમ વાદળાંઓ ચંદ્રને વીંટી વળે છે, તેમ તેને દૈત્યો વીંટી વળ્યા.[૭] મેરૂ આદિ મ્હોટા પર્વતોજેવા તે દૈત્યોથી વીંટાયેલા અને તેઓના પ્રણામોને સ્વીકારવામાં આકુળ થયેલાં નેત્રોવાળા બળિરાજાએ એ દૈત્યોને જોઇ લીધા પછી વળી નીચેપ્રમાણે વિચાર કર્યો.[૮]

બળિરાજા વિચાર કરે છેઃ–હું કે જે નિર્વિકલ્પચૈતન્યરૂપ છું તેને ગ્રહણ કરવાયોગ્ય કયો પદાર્થ છે ? કોઈ નથી. જો 'આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવા અભિનિવેશથી મન કોઈ પદાર્થઉપર ઝડપ કરે તો રાગરૂપ મળને પ્રાપ્ત થાય છે, પણ પદાર્થોને જોવા માત્રથી મન તેવા મળને પ્રાપ્ત થતું નથી.[૯] હું મોક્ષને શામાટે ઈચ્છું છું ? પ્રથમ મને બાંધ્યો છેજ કોણે ? હું મુદ્દલ બંધાયેલોજ નહિ છતાં મોક્ષને ઈચ્છું છું માટે આતો કેવળ છોકરાની રમતજેવું થાય છે, એતે કેવી વાત !![૧૦] મને બંધન પણ નથી અને બંધન નહિ હોવાનેલીધે મોક્ષ પણ નથી.

* આ ઓગણત્રીસમા સર્ગમાં બળિરાજાએ જીવન્મુક્તપણાથી રાજ્ય કર્યાની, પાતાળમાં બળિરાજાનું રોધન થયાની અને રામને વસિષ્ઠે બળિરાજાના જેવી પૂર્ણસ્થિતિથી રહેવાની ભલામણ કર્યાની કથા કહેવામાં આવશે.

મ્હારી મૂર્ખતા ટળી ગઇ છે. હવે મ્હારે ધ્યાનના વિલાસથી કે સમાધિથી શું મેળવવાનું છે ? કશું નથી.[૧૧] ધ્યાનની ભ્રાંતિને તથા અધ્યાનની ભ્રાંતિને છોડી દઇને મ્હારૂં આત્મતત્ત્વ પોતાના સ્વભાવને લીધે ઉદાસીનપણાથી જોયા કરે છે, તો તે જોવામાં કોઈ વસ્તુ તેની સામે સ્ફુરે તો ભલે સ્ફુરે. પણ એમ થવાથી કાંઇ મને હાનિ કે વૃદ્ધિ થવાનાં નથી, કે જેથી અનર્થ થાય.[૧૨] હું ધ્યાનને પણ ઈચ્છતો નથી, અધ્યાનને પણ ઈચ્છતો નથી, ભોગોને પણ ઇચ્છતો નથી અને ભોગોના ત્યાગને પણ ઈચ્છતો નથી. હું તો સઘળા સંતાપોથી રહિત છું અને સર્વમાં સમભાવેજ રહ્યો છું.[૧૩] મને સમાધિના આનંદની પણ ઈચ્છા નથી અને જગતની સ્થિતિની પણ ઇચ્છા નથી. મ્હારે ધ્યાનનું પણ શું કામ છે અને વૈભવનું પણ શું કામ છે? કશું નથી.[૧૪] દેહનો સંબંધ નહિ હોવાથી હું મુવો પણ નથી અને પ્રાણનો સંબંધ નહિ હોવાથી જીવતો પણ નથી. હું સ્થૂળ પણ નથી, સૂક્ષ્મ પણ નથી અને કોઇનો વિકાર પણ નથી. આ દેહ કે રાજ્યાદિક મ્હારાં નથી, તેમ બીજો દેહ કે બીજાં રાજ્યાદિક પણ મ્હારાં નથી. હું મનેજ પ્રણામ કરૂં છું. હું તો બ્રહ્મ છું.[૧૫] આ જગતનું રાજ્ય રહે તો ભલે રહે અને જાય તો ભલે જાય. રાજ્ય રહેશે કે નહિ રહે તોપણ હું તો શીતળપણાથી મ્હારા સ્વરૂપમાંજ રહીશ.[૧૬] મ્હારે ધ્યાન કરીને શું કરવાનું છે અને રાજ્યના વૈભવ ભોગવીને પણ શું કરવાનું છે? કશું કરવાનું નથી. જે આવતું હો તે ભલે આવે અને જતું હોય તે ભલે જાય. હું કોઈનો નથી અને મ્હારૂં કાંઈ નથી.[૧૭] મ્હારે જો હવે અભિનિવેશપૂર્વક કાંઇપણ કર્તવ્ય નથી, તો હું આ કાંઇક ચાલતું રાજ્યાદિકનું કામ અભિનિવેશવિના શામાટે કરૂં નહિ.[૧૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! જ્ઞાનવાળાઓમાં ઉત્તમ અને પૂર્ણતાવાળા બળિરાજાએ એ પ્રમાણે નિર્ણય કરીને, જેમ સૂર્ય કમળોને જુવે છે, તેમ દૈત્યોને જોયા.[૧૯] જેમ પવન પુષ્પોના સુગંધોનું ગ્રહણ કરે છે, તેમ બળિરાજાએ સહુના ઉપર જુદી જુદી દૃષ્ટિ કરવાની વિચિત્રતાથી સઘળા દૈત્યોના દંડવત્પ્રણામોને સ્વીકાર્યા.[૨૦] પછી તે બળિરાજા 'ધ્યેય' નામના વાસનાત્યાગવાળા મનથી સઘળાં રાજકાર્યોને કરવા લાગ્યો.[૨૧] બ્રાહ્મણોને, દેવતાઓને તથા ગુરૂઓને અર્ધ્યાદિકથી પૂજવા લાગ્યો, મિત્રોને બંધુઓને સામંતોને તથા સજ્જનોને સન્માન દેવા લાગ્યો.[૨૨] ભૃત્યલોકોને તથા અર્થીલોકોને ધનથી તૃપ્ત કરવા લાગ્યો અને સ્ત્રીઓને અનેક પ્રકારના વૈભવો આપીને રાજી રાખવા લાગ્યો.[૨૩] હે રામ! જેની આજ્ઞા સઘળા લોકોઉપર ચાલતી હતી એવા રાજ્યમાં એ રીતે બળિરાજા દિવસે દિવસે ચડતી દશાને પામતો ગયો. કોઈ સમયે તેને યજ્ઞ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થતાં, તેણે શુક્રાચાર્ય આદિ મુખ્ય બ્રાહ્મણોને સાથે રાખીને 'અશ્વમેધ' નામનો મ્હોટો યજ્ઞ કર્યો; કે જે યજ્ઞમાં સઘળા લોકોને તૃપ્ત કરવામાં આવ્યા અને દેવતાઓએ તથા ઋષિઓએ ઘણી ઘણી પ્રશંસા કરી.[૨૪,૨૫] સિદ્ધિ દેનારા વિષ્ણુ 'બળિરાજા ભોગોના સમૂહની ઈચ્છાવાળો નથી' એમ નિશ્ચય કરી, બળિરાજાને ધારેલા પુરૂષાર્થની સિદ્ધિ કરી દેવાનેવાસ્તે વામનરૂપ ધરીને તેના યજ્ઞમાં પધાર્યા.[૨૬] ભીખવાની ચાતુરીને જાણનારા એ વિષ્ણુએ, ઇંદ્ર કે જે પોતાથી અવસ્થામાં મ્હોટો હતો, ભોગોમાંજ લંપટ થઇને દીનતા કરતો હતો અને એવી સ્થિતિવાળો હોવાનેલીધે શોક કરવાનુંજ પાત્ર હતો; તેને જગતરૂપી જંગલનો એક ત્રૈલોક્યરૂપી ટુકડો દેવાસારૂ માયાના બળથી બળિરાજાને ઠગી લઈ, ત્રણ પગલામાં ત્રણ લોકોને

ભરી લઇને બળિરાજાને, જેમ વાંદરાને ભોંયરામાં બાંધે, તેમ પાતાળમાં બાંધ્યો.[૨૭-૨૮] હે રામ! જીવન્મુક્ત થયેલો એ બાળરાજા પાછી ઇંદ્રિની પદવીને ભોગવવાનું પોતાનું પ્રારબ્ધ હોવાને- લીધે અદ્યાપિસુધી સ્વસ્થપણાથી પાતાળમાં રહ્યો છે અને તેની બુદ્ધિ નિત્ય નિર્વિકલ્પકસમાધિમાં ગલિત થયા કરે છે.[૨૯] પાતાળરૂપી ખાડામાં રહેલો એ જીવન્મુક્તદશાવાળો બળિરાજા વિપત્તિને તથા સંપત્તિને સમદૃષ્ટિથીજ જોયા કરે છે.[૩૦] જેમ ચિત્રમાં આળેખેલી સ્થિર કિરણોવાળી સૂર્યની પંક્તિ અસ્ત પણ પામે નહિ, અને ઉદય પણ પામે નહિ, તેમ સમતા પામેલી બળિરાજાની બુદ્ધિ દુઃખમાં અસ્ત પામતી નથી અને સુખમાં ઉદય પામતી નથી.[૩૧] આ જગતમાં પ્રાણીઓના અને વૈભવોના હજારો આવિર્ભાવ અને હજારો તિરોભાવ થયા કરે છે, તેઓને લાંબા કાળસુધી જોઈ, બળિરાજાનું મન ભોગોમાં વૈરાગ્ય પામેલું છે.[૩૨] બળિરાજાનું મન દશ કરોડ વર્ષોસુધી ત્રૈલોક્યનું રાજ્યકરીને, અંતે વિરક્ત થઇ ઉપશાંત થયું છે.[૩૩] બળિરાજાએ સુખ-દુઃખોનાં જવાં—આવવાં હજારોવાર જોયેલાં છે અને હજારો સંપત્તિઓ તથા હજારો વિપત્તિઓ પણ જોયેલી છે; માટે હવે બળિરાજા કયા પદાર્થને સ્થિર ગણીને તેની સ્પૃહા રાખે ?[૩૪] બ્રહ્માકારપણાથી ભરપૂર થયેલા મનવાળો એ બળિરાજા ભોગોના અભિલાષને છોડી દઈને સર્વદા આત્મારામપણાથી પાતાળના પ્રદેશમાં રહ્યો છે.[૩૫] હે રામ ! ફરી એકવાર એ બળિરાજા ઇંદ્રિપણું પામીને ઘણાં ઘણાં વર્ષોસુધી આ સઘળા ત્રૈલોક્યનું રાજ્ય કરવાનો છે.[૩૬] એ બળિરાજાને ફરી ઇંદ્રના પદની પ્રાપ્તિ થવાની છે તેથી તેના મનમાં હર્ષ થતો નથી અને હમણાં તે પદમાંથી ભ્રષ્ટ થઈ બેઠો છે તેથી તેના મનમાં શોક થતો નથી.[૩૭] સઘળા પદાર્થોમાં સમબુદ્ધિ રાખ્યા કરતો, સર્વદા સંતુષ્ટ ચિત્તવાળો, પ્રાપ્ત થયેલા ભોગોને ભોગવતો અને પ્રાપ્ત નહિ થયેલા ભોગોની ઈચ્છા નહિ કરતો, એ બળિરાજા આકાશની પેઠે નિર્લેપપણાથી રહેલો છે.[૩૮] હે રામ ! બળિરાજાને જે પ્રકારથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી તે પ્રકાર મ્હેં તમને કહી સંભળાવ્યો. તમે પણ એવાજ વિચારો રાખીને જીવન્મુક્તિરૂપી ચડતી દશાને પામો.[૩૯] તમે પણ બળિરાજાની પેઠે વિવેકથી 'હું અવિનાશી પરમાત્મા છું' એવો નિશ્ચય રાખીને પુરૂષપ્રયત્નથીજ અદ્વૈતપદને પ્રાપ્ત થાઓ.[૪૦] દૈત્યોમાં ઉત્તમ બળિરાજાને પણ દશ કરોડ વર્ષોસુધી ત્રૈલોક્યનું રાજ્ય ભોગવ્યા પછી અંતે ભોગોમાં અરૂચિ પ્રાપ્ત થઈ હતી.[૪૧] હે રામ ! એટલામાટે તમે પણ, ભોગોનો સમૂહ કે જે અંતે અવશ્ય દુઃખ દેનાર છે તેને છોડી દઇને, જેમાં દુઃખોનો સંભવજ નથી એવા પરમ આનંદરૂપ સત્યપદને પ્રાપ્ત થાઓ.[૪૨]હે રામ ! અનેક પ્રકારના રાગ—દ્વેષાદિક વિકારો આપનારા આ દૃશ્યપદાર્થોને રમણીય સમજવા નહિ. જેમ ડુંગરાઓ દૂરથીજ રળીઆમણા છે પણ પાસે જતાં પથરા છે, તેમ સઘળા ભોગ્યપદાર્થો પ્રાપ્તિના સમયમાંજ મીઠા લાગે છે પણ અંતે બહુ દુઃખ દેનારા છે.[૪૩] આ મન કે જે આ લોકના અને પરલોકના ભોગોમાં દોડયા કરે છે અને પામરોની ચેષ્ટાઓમાં લોટયા કરે છે તેને બાંધી લઇને હૃદયરૂપી ગુફામાંજ રાખીમૂકો.[૪૪] સૂર્યની પેઠે સઘળાં દૃશ્યોને પ્રકાશ આપનારા તમેજ સઘળા જગતમાં રહ્યા છો માટ તમારે શત્રુ કોણ છે અને મિત્ર કોણ છે ? કોઈ નથી. આ શત્રુ છે અને આ મિત્ર છે એવી ભેદદૃષ્ટિરૂપ વૃથા ભૂલ શામાટે કરો છો ?[૪૫] હે રામ ! તમે અંતથી રહિત છો, તમેજ આદિ પુરૂષોત્તમ છો, તમેજ ચૈતન્ય છો અને તમેજ આ જગતના અસંખ્ય પદાર્થોરૂપે સ્ફુરો છો.[૪૬] જેમ

હારામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ તમે કે જે નિત્યપ્રકાશ શુદ્ધબોધરૂપ છો તેમાં આ સઘળું સ્થાવર–જંગમ જગત પરોવાયેલું છે.[૪૭] તમે જન્મતા પણ નથી અને તમે મરતા પણ નથી. તમે તો સર્વના અધિષ્ઠાનભૂત શુદ્ધચૈતન્યરૂપ અજન્મા પુરૂષ છો. તમને જન્મવાની અને મરવાની ભ્રાંતિઓ રહે નહિ.[૪૮] તૃષ્ણાની વૃદ્ધિ થાય તો જન્મ આદિ રોગો પ્રબળ થાય છે અને તૃષ્ણાનો ક્ષય થાય તો જન્મ આદિ રોગો નબળા થઇ જાય છે. એમ બળાબળનો સારીપેઠે વિચાર કરી, ભોગોની તૃષ્ણાને છોડી દઇને ભોગોના કેવળ સાક્ષીજ થાઓ.[૪૯] સૂર્યની પેઠે સર્વને પ્રકાશ આપનારા અને સર્વ જગતના નાથ તમેજ સર્વદા પ્રકાશો છો તેથીજ આ સઘળું સંસારરૂપી સ્વપ્નનું મંડળ પ્રકાશે છે. ( પ્રતીત થાય છે. )[૫૦] તમે વ્યર્થ ખેદ રાખો નહિ. તમને સુખ–દુઃખોનો સંબંધ છેજ નહિ, તમે પરિપૂર્ણરીતે પોતાના સ્વરૂપને સમજ્યા છો; માટે સર્વના આત્મા છો અને સર્વ જગતના પ્રકાશક છો.[૫૧] જો તમારૂં ચિત્ત શુદ્ધ ન હોય તો તેની શુદ્ધિનેવાસ્તે ઉપાય કહું છું તે સાંભળો. પ્રથમ તો જે જે વિષય-સુખ મનને પ્રિય લાગે તે તે સુખને અનર્થના સાધનરૂપ સમજીને તથા ઇંદ્રિયોના નિગ્રહ આદિ જે જે નિયમ મનને અપ્રિય લાગે તેને કલ્યાણના સાધનરૂપ સમજીને, જ્યારે તેનો પાકો અભ્યાસ થાય ત્યારે તે કલ્પનાને પણ છોડી દો.[૫૨] ‘ આ ઇષ્ટ છે અને આ અનિષ્ટ છે ’ એ દૃષ્ટિઓનો ત્યાગ કરવામાં આવે ત્યારે સાચે સાચી સમતાનો ઉદય થાય છે અને તે સમતા હૃદયમાં સ્થિર રહે તો જીવને ફરીવાર જન્મ ધરવો પડતો નથી.[૫૩] મન બાળકની પેઠે જે જે વિષયોમાં ડૂબી જાય તે તે વિષયોમાંથી તેને બહાર કહાડી લઇને અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાં જોડી દેવું.[૫૪] મનરૂપી મહોન્મત્ત હાથીને જ્યારે વિષયોમાંથી નીકળી નીકળીને ચૈતન્યમાં ચોંટવાનો અભ્યાસ પડી રહે ત્યારે તેને સઘળીરીતે રોકી દેવું એટલે પરમકલ્યાણની પ્રાપ્તિ થાય છે.[૫૫] હે રામ ! શરીરને સાચું માનનારા, મિથ્યાવિચારોથી દૂષિતચિત્તોવાળા, મૂઢ અને જાણે સંકલ્પોના હાથમાં વેચાયા હોય તેમ સંકલ્પોને અધીન રહેનારા ધૂતારાઓની સમાનપંક્તિમાં રહો નહિ.[૫૬] મૂર્ખપણું કે જે આત્મતત્ત્વના નિર્ણયમાં વિવેક તથા વૈરાગ્ય આદિ ઉપાયોથી રહિત રાખનાર છે અને શાસ્ત્ર આદિનાં ઉત્તમવચનોમાં પ્રવેશ કરવામાં બહુ વિલંબ કરાવનાર છે તેથી અધિક જગતમાં બીજો કોઇ પણ દુઃખદાયી શત્રુ નથી.[૫૭] હે મ્હોટી બુદ્ધિવાળા રામ! તમે હૃદયરૂપી આકાશમાં ઉદય પામેલા આ અવિવેકરૂપી વાદળાને વિવેકરૂપી પવનના ઝપાટાથી તુરત દૂર કરી નાખો.[૫૮] જ્યાંસુધી આત્માના અવલોકનમાં પોતાનાજ પ્રયત્નથી સગવડ કરવામાં આવે નહિ ત્યાંસુધી વિચારનો ઉદય થાય નહિ.[૫૯] જ્યાંસુધી અંતર્દૃષ્ટિ કરીને પોતાના સ્વરૂપનું અવલોકન કરવામાં ન આવે ત્યાંસુધી વેદના વિચારોથી, વેદાંતોના વિચારોથી, શાસ્ત્રોના અર્થના વિચારોથી અને અનુમાનો કરવાથી પણ આત્માનો પ્રકટ અનુભવ થાય નહિ.[૬૦] આ ઉપરથી એમ નહિ સમજવું કે ‘ જ્ઞાનમાં કેવળ અંતર્દૃષ્ટિનુંજ પ્રયોજન છે, ગુરૂના ઉપદેશનું કાંઈ પ્રયોજન નથી. ’ કેમ કે તમે પોતામાં પોતાની મેળેજ સ્વચ્છ થયા છો અને વિસ્તીર્ણ બોધને પ્રાપ્ત થયા છો તોપણ મ્હારાં વચનોથીજ પોતાની સમજણમાં વિશ્વાસ પામીને નિસ્સંદેહ બોધવાળા થાઓ છો.[૬૧] સૂર્યની પેઠે સર્વને પ્રકાશ આપનાર અને ભેદના લેશથી પણ રહિત પરમાત્માનું દેશપરિચ્છેદથી, કાળપરિચ્છેદથી તથા વસ્તુપરિચ્છેદથી રહિતપણું મ્હારાં

વચનથીજ તમારા સમજવામાં આવ્યું છે.[62] મ્હારા કહેવાથીજ તમારા સઘળા સંકલ્પો લય પામી ગયા છે, સંદેહરૂપી વિભ્રમો શાંત થઈ ગયા છે, વિષયોને જોવાની ઉત્કંઠારૂપી આકળ શાંત થઈ ગઇ છે અને સઘળા સંતાપો ટળી ગયા છે.[63] હે મનન કરનારા રામ! તમને જ્યારે આત્મબોધમાં આવરણ અને વિક્ષેપ ટળી જશે ત્યારે તમે જે જ્ઞાનને તથા જ્ઞાનનાં સાધનોને મોક્ષનેવાસ્તે સ્વીકારો છો તે સ્વીકારવું પણ નહિ રહે, જે વિવેક તથા વૈરાગ્ય આદિનું યત્નપૂર્વક પાલન કરો છો તે પાલન કરવું પણ નહિ રહે, જે આલસ્ય તથા પ્રમાદ આદિ દોષોને હણોછો તે હણવું પણ નહિ રહે, જે સમાધિના સુખરૂપી અમૃતને પીઓછો તે પીવું પણ નહિ રહે, જે ઉત્તરોત્તર ભૂમિકાઓમાં ચડીને રાજી થાઓ છો તે રાજી થવું પણ નહિ રહે અને ભૂમિકામાં વિશ્રાંત થઇને સુખના અધિક ઉત્કર્ષથી પ્રફુલ્લિત થઈ જાઓ છો તે પ્રફુલ્લિત થઈ જવું પણ નહિ રહે.[64]

**यदुपगच्छसि पासि निहंसि वा पिबसि विस्मयसे च विवर्द्धसे ।**
**तदपि तेन तदास्तु यदा मुने विगतबोधकलंकविशंकितः ॥ ६४ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'બલિવિજ્ઞાનપ્રાપ્તિ'નામનો ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ.૨૯**

---

## सर्ग ३० मो* હિરણ્યકશિપુએ અનેક પરાક્રમો કર્યાં અને તેને નૃસિંહે માર્યો

**वसिष्ठ उवाच। अथेमं परमं राम विज्ञानाभिगमे क्रमम् ।**
**शृणु दैत्येश्वरः सिद्धः प्रह्लादः स्वात्मना यथा ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! હવે જ્ઞાનના ઉદયનો ઉત્તમપ્રકાર કહું છું તે સાંભળો કે જે પ્રકારથી દૈત્યોનો રાજા પ્રહ્લાદ પોતાની મેળે જીવન્મુક્ત થયો હતો.[1] વિરૂદ્ધપક્ષના દેવતાઓને અને દૈત્યોને યુદ્ધમાં ત્રાસ આપીને નસાડનારો અને નારાયણના જેવા પરાક્રમવાળો એક 'હિરણ્યકશિપુ' નામનો મ્હોટો દૈત્ય પાતાળમાં રાજ્ય કરતો હતો.[2] પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગ એ ત્રણે લોકને દબાવનારા એ દૈત્યે, જેમ રાજહંસ ભ્રમરના રાજ્યરૂપી મ્હોટી પાંખડીઓવાળા કમળને હરી લે છે, તેમ ઇંદ્રના રાજ્યરૂપી ત્રૈલોક્યને હરી લીધું હતું.[3] જેમ હાથી હંસોને અને ભ્રમરોને દૂર કરી નાખીને કમળવનમાં રાજ્ય કરે છે, તેમ હિરણ્યકશિપુએ દેવતાઓને તથા દૈત્યોને દબાવીને જગતનું રાજ્ય કરવા માંડયું.[4] જેમ વસંતઋતુ કાળેકરીને અંકુરોને ઉત્પન્ન કરે છે, તેમ ત્રૈલોક્યના આધિપતિ એ હિરણ્યકશિપુએ કાળેકરી દશ પુત્રોને ઉત્પન્ન કર્યા.[5] જેમ આકાશને દબાવવાથી શોભનારા સૂર્યનાં તેજસ્વી કિરણો થોડા સમયમાં વૃદ્ધિ પામે છે, તેમ દેવલોકને દબાવવાથી શોભનારા એ હિરણ્યકશિપુના દશ તેજસ્વી પુત્રો થોડા સમયમાંજ વૃદ્ધિ પામ્યા.[6] જેમ સઘળા અમૂલ્યમણિઓમાં કૌસ્તુભમણિ પ્રધાન છે, તેમ એ સઘળા તેજસ્વી પુત્રોમાં બળવાન 'પ્રહ્લાદ' નામનો પુત્ર પ્રધાન (યુવરાજ) હતો.[7] જેમ વર્ષ સઘળી સુંદરતાવાળા વસંતથી અત્યંત શોભે છે, તેમ હિરણ્યકશિપુ સઘળી સુંદરતાવાળા એ 'પ્રહ્લાદ' નામના પુત્રથી અત્યંત શોભવા લાગ્યો.[8] પુત્રોની સહાયતાવાળો અને સેનાની તથા ભંડારની પ્રબળસંપત્તિવાળો એ હિરણ્યકશિપુ, જેને

*આ ત્રીસમા સર્ગમાં હિરણ્યકશિપુનું પરાક્રમ, પ્રહ્લાદ આદિ પુત્રોની ઉત્પત્તિ, નૃસિંહના હાથથી હિરણ્યકશિપુનો વધ અને પ્રહ્લાદના હાથથી તેની ઔર્ધ્વદેહિકક્રિયા એટલી કથાઓ કહેવામાં આવશે.

ત્રણ ઠેકાણેથી મદ ઝરતો હોય એવા હાથીની પેઠે મહોન્મત્ત થયો.[૯] પ્રલયકાળના સૂર્યોના સમૂહની પેઠે અત્યંત તીવ્ર લાગતા તેના પ્રતાપથી અને તેણે નાખેલા નવા નવા કરોથી બહુ પીડા થવાનેલીધે ત્રણે લોક ખેદ પામવા લાગ્યા.[૧૦] જેમ દુષ્ટકાર્યોમાં ચપળતાથી લંપટ થયેલા છોકરાની દુષ્ટતાથી તે છોકરાના બંધુઓ પરિતાપ પામે, તેમ દુષ્ટકાર્યોમાં તત્પર થયેલા હિરણ્યકશિપુની દુષ્ટતાથી સૂર્ય તથા ચંદ્ર આદિ દેવતાઓ પરિતાપ પામવા લાગ્યા.[૧૧] આમ થવાથી સઘળા દેવતાઓએ તે હિરણ્યકશિપુરૂપી મ્હોટા હાથીનો વધ કરવાને વિષ્ણુની પ્રાર્થના કરી. મહાત્માપુરૂષો પણ વારંવાર કરવામાં આવતા અપરાધોનું સહન કરે નહિ એ સ્વાભાવિક છે.[૧૨] એ પ્રાર્થનાઉપરથી હિરણ્યકશિપુને મારવાવાસ્તે વિષ્ણુએ નૃસિંહનું રૂપ ધર્યું. એ રૂપનો પ્રબળ ઘુઘુવાટ જાણે પ્રલયકાળમાં ઊંધાં વળી જતાં બ્રહ્માંડોનો ઘુઘુવાટ થતો હોય એવો લાગતો હતો. દિગ્ગજોના દાંતોજેવા મ્હોટા નખો, વજ્રઆદિ પ્રબળ શસ્ત્રોજેવા દેખાતા હતા.[૧૩] દાંતોનું મંડળ સ્થિર થયેલી વિદ્યુલ્લતાઓના સમૂહની પેઠે ચમકતું હતું. અગ્નિઓજેવાં પ્રદીપ્ત કુંડળો માથું હલાવવાનેલીધે દશે દિશાઓમાં ભ્રમણ કરતાં હતાં.[૧૪] પેટ જાણે સઘળા મ્હોટા પર્વતોનો એકઠો પીંડો થયો હોય એવું વિકટ દેખાતું હતું. વૃક્ષોજેવા ઊંચા ઊંચા હસ્તોનાં પરિવર્તનોથી સઘળું બ્રહ્માંડરૂપી ખપર, જાણે ચલિત થઇને ફાટી પડવા લાગ્યું હોય એવું જણાતું હતું.[૧૫] મ્હોડામાંથી નીકળતા શ્વાસના પવનોથી પર્વતો પણ ઉડી જતા હતા. કોપ, જાણે ત્રૈલોક્યને બાળી નાખવાસારૂ પ્રલયકાળનો અગ્નિ સજ્જ થયો હોય એવો જણાતો હતો.[૧૬] કેશવાળીથી વિકટ લાગતા પુષ્ટ ખભાઓનાં ચલનોથી સૂર્ય પણ ભડકીને દૂર થઇ જતો હતો. રૂવાટાંઓનાં છિદ્રોમાંથી ઉઠતી અગ્નિની જ્વાળાઓથી સઘળા પર્વતો પીળા થઇ ગયા હતા.[૧૭] સઘળા અવયવોમાંથી પટ્ટિશ, પ્રાસ અને તોમર આદિ શસ્ત્રો નીકળ્યાં કરતાં હતાં અને એ રૂપના આડંબરથી ઉથલ–પાથલ થઈ જતી સઘળી દિશાઓ, જાણે મ્હોટા મ્હોટા પર્વતોને ઉખેડીને મ્હોટી ભીંત બનાવવાને ઉદ્યુક્ત થઇ હોય એવી જણાતી હતી.[૧૮] હે રામ! વિષ્ણુએ એવું ભયંકર નૃસિંહરૂપ ધરી કડકડાટી કરીને, જેમ યુદ્ધમાં હાથી ઘોડાને મારી નાખે, તેમ એ મ્હોટા દૈત્ય હિરણ્યકશિપુને મારી નાખ્યો.[૧૯] જેમ મહાકલ્પના અંતના સમયમાં અગ્નિ જગતોના સમૂહને બાળી નાખે છે, તેમ નૃસિંહે પોતાનાં નેત્રોમાંથી નીકળતા અગ્નિઓથી દૈત્યોના નગરને બાળી નાખ્યું.[૨૦] એ નૃસિંહરૂપી પવન અત્યંત પ્રચંડ થતાં અને તેમના હસ્તોના ફડાકાઓરૂપી ગડગડતાં અને ઝબકતાં વાદળાંઓથી હિરણ્યકશિપુનું નગર પ્રલયકાળના સમુદ્રની પેઠે વ્યાકુળ થતાં, દાનવો અગ્નિથી બળવા લાગેલા મચ્છરોની પેઠે નાસી ગયા અને પ્રભાવિનાના દિવાઓની પેઠે અદૃશ્ય થઈ ગયા.[૨૧-૨૨] જેમાંથી મ્હોટા મ્હોટા દૈત્યો નાસી ગયા અને જેનાં અંતઃપુરોનું મંડળ બળી ગયું એવું પાતાળ પ્રલયથી ચૂર્ણિત થયેલા જગતજેવું દેખાવા લાગ્યું.[૨૩] સમયવિનાના કલ્પાંત કાળજેવા અને દેવતાઓએ આદરથી પૂજેલા નૃસિંહ ભગવાન હિરણ્યકશિપુને મારીને ક્યાંય જતા રહેતાં, મરવાથી બચી ગયેલા અને પ્રહ્લાદે પાળેલા દૈત્યો, જેમ સૂકાયેલા તળાવમાં પક્ષીઓ આવે, તેમ તે બળીગયેલા પ્રદેશમાં આવ્યા.[૨૪.૨૫] ત્યાં સઘળા દૈત્યોએ તે સમયમાં ઘટે તેવો બંધુઓના નાશનો વિલાપ કરીને મરી ગયેલા પોતપોતાના બંધુઓની સઘળી ઔર્ધ્વદેહિક ક્રિયાઓ

કરી.[૨૬] જેઓના કેટલાએક બંધુઓ હણાઈ ગયા હતા તથા કેટલાએક બંધુઓ નૃસિંહનાં નેત્રોની જ્વાળાઓથી દાઝી ગયા હતા એવા અને મરવાથી બચેલા પોતપોતાના બંધુઓની તેઓએ ધીરે ધીરે આશ્વાસના કરી.[૨૭] ચિત્રમાં આળેખેલાજેવાં શરીરોવાળા, ચેષ્ટાઓથી રહિત થયેલા, રાંક અંતઃકરણોવાળા, હિમથી બળી ગયેલાં કમળોજેવા લાગતા અને જેઓનાં મન શોકથી સંતપ્ત થઈ ગયાં હતાં એવા તે મ્હોટા મ્હોટા દૈત્યો, જેઓનાં પાદડાં તથા શાખાઓ બળી ગયેલાં હોય એવા વૃક્ષોની પેઠે સજ્જડ થઈ રહ્યા.[૨૮]

**चित्रार्पितोपमदुराकृतयो निरीहा दीनाशया हि महतांबुरुहोपमानाः ।**
**शोकोपतप्तमनसोऽसुरनायकास्ते दग्धद्रुमा इव निरस्तविकारमासन् ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારા૦ ઉપશમપ્રકરણનો 'હિરણ્યકશિપુવધ' નામનો ત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ३१ मो*

## પ્રહ્લાદે ખેદપૂર્વક વિચાર કરીને વિષ્ણુની ભક્તિથી વિષ્ણુભાવ પ્રાપ્ત કર્યો

**वसिष्ठ उवाच ।** **अथ दुःखपरीतात्मा हरिणा हतदानवे ।**
**प्रह्लादश्चिंतयामास मौनी पातालकोटरे ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–પછી વિષ્ણુએ જેમાં ઘણા ઘણા દાનવોને મારી નાખ્યા હતા એવા પાતાળમાં રહેલો અને દુઃખોથી ઘેરાયેલા મનવાળો પ્રહ્લાદ નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.[૧]

પ્રહ્લાદ વિચાર કરે છેઃ–હવે આપણો શો ઉપાય ચાલે. પાતાળમાં અસુરરૂપી જે જે અંકુર કાંઈ ચમત્કારી ઉત્પન્ન થાય તેને વિષ્ણુરૂપી મૃગ ખાઇ ગયા વિના રહેજ નહિ.[૨] જેમ હિમાલયમાં અંકુરિત થયેલાં કમળો કદીપણ સ્થિર રહી શકતાં નથી, તેમ પાતાળમાં ઉત્પન્ન થયેલા બળવાન દૈત્યો કદીપણ સ્થિર રહી શકયા નથી.[૩] પ્રકાશિત આકાશોવાળા, ભારે ઘુઘવાટી કરનારા અને જેઓનો ઉદય થતાં સાથેજ ક્ષયનો આરંભ થાય છે એવા દૈત્યો સમુદ્રના તરંગોની પેઠે ઉત્પન્ન થઈ થઇને નષ્ટ થઈ જાય છે.[૪] હાય હાય ! બહારના તથા અંદરના અમારા સઘળા પ્રકાશને ( રાજ્યને તથા ઉત્સાહ આદિને ) હરી લેનારા અમારા શત્રુઓ ( દેવતાઓ ) અપૂર્વ અંધકારોની પેઠે વૃદ્ધિ પામ્યા છે.[૫] જેમ મધ્યરાત્રિના સમયમાં અંધકારથી પૂર્ણ થયેલા અને જેઓની પાંખડીઓ સંકુચિત થયેલી હોય છે એવાં કમળો ખેદ પામે છે, તેમ આ સમયમાં દુઃખથી પૂર્ણ થયેલા અને જેઓની સંપત્તિઓ સંકુચિત થઈ ગયેલી છે એવા અમારા બંધુઓ ખેદ પામે છે.[૬] દ્વેષથી મેલા દેવતાઓ, કે જેઓ પ્રણામ કરવાના સમયમાં પોતાના મુકુટોથી મ્હારા પિતાની ચરણચોકીને દબાવતા હતા તેઓ આજ, જેમ મૃગો મ્હોટા વનને દબાવી બેસે, તેમ મ્હારા પિતાના દેશને દબાવી બેઠા છે.[૭] ઉદ્યમોથી તથા લક્ષ્મીથી રહિત થયેલા, રાંક થઈ ગયેલા અને પોતાનાં મનનાં દુઃખોને ચારેબાજુ ગાયા કરતા અમારા બાંધવો બળી ગયેલી પાંખડીઓવાળાં કમળોની પેઠે શોભાવિનાના થઈ ગયા છે.[૮] નિરંતર ચાલ્યા કરતા ઉત્પાતસંબંધી પવનોએ મ્હોટા મ્હોટા દૈત્યોનાં ઘરોમાં નાખેલી ભુરા રંગવાળી

* આ એકત્રીસમા સર્ગમાં પ્રહ્લાદને વિષ્ણુના પરાક્રમની ચિંતા થયાનું, પ્રહ્લાદે સ્વજનના રક્ષણનો વિચાર કર્યાનું અને તેને વિષ્ણુની ભક્તિનેલીધે વિષ્ણુભાવ પ્રાપ્ત થવાનું કહેવામાં આવશે.

ભસ્મોરૂપી ઝાકળો ધપના ધૂંમાડાજેવી લાગે છે.[૯] જેઓનાં દ્વારો અને કમાડો હરાઈ ગયાં છે એવાં દૈત્યોનાં અંતઃપુરોની ભીંતોમાં મરકતમણિજેવાં કાળાં નવાં નવાં ખડ ઊગી ગયાં છે.[૧૦] ત્રૈલોક્યરૂપી મ્હોટા સરોવરને ડોળી નાખવામાં મહોન્મત્ત હાથીઓજેવા પ્રબળ દૈત્યોપણ, જેમ મ્હારા પિતાના સમયમાં દેવતાઓ દીન થઈ ગયા હતા, તેમ દીન થઈ ગયા છે. અહો ! દૈવનેશું અસાધ્ય છે?[૧૧] જેઓએ શત્રુઓના ભયોને જોયેલા છે એવી અને દુઃખી થઈ ગયેલી દૈત્યોની સ્ત્રીઓ એક પાંદડું જરાક હાલતાં પણ, ગામમાં આવેલી મૃગલીઓની પેઠે ત્રાસ પામે છે.[૧૨] જેઓના પ્રફુલ્લિત રત્નમય ગુચ્છો દૈત્યોની સ્ત્રીઓને કાનના આભૂષણના કામમાં ઉપયોગી થતા હતા એવાં દિવ્યવૃક્ષો નૃસિંહના હાથથી પાંદડાંઓવિનાનાં તથા શાખાઓવિનાનાં થઇને ઠુંઠપણાને પ્રાપ્ત થયાં છે.[૧૩] દેવતાઓનાં નંદનવનમાંથી હરીને અહિં આણેલાં અને રત્નગુચ્છોથી ઉન્નતિ પામેલાં કલ્પવૃક્ષો, કે જેઓનાં પાંદડાંઓમાંથી તથા લતાઓમાંથી રત્નો તથા દિવ્યવસ્ત્રો નીપજતાં હતાં તેઓ હમણાં પાછાં નંદનવનમાં રોપાયાં છે.[૧૪] પૂર્વે બાન પકડેલા દેવતાઓનાં મ્હોડાંઓને દૈત્યો જોતા હતા અને આજ બાન પકડેલા દૈત્યોનાં મ્હોડાંઓને દેવતાઓ જુવે છે.[૧૫] હું ધારૂં છું કે જેમ પર્વતોનાં શિખરોમાં નદીઓ વહે છે, તેમ હમણાં દેવતાઓના હાથીઓના ગંડસ્થળોમાં મદની મ્હોટી મ્હોટી ધારાઓ વહેતી હશે.[૧૬] અમારા હાથીઓના ગંડસ્થળોમાં તો બળી ગયેલા મદની ભસ્મો સૂકા નિર્જળપ્રદેશોમાં પડેલી ધૂળોજેવી લાગે છે.[૧૭] જેઓનાં અંગોનો સ્પર્શ કરનારા પવનો કલ્પવૃક્ષનાં પ્રફુલ્લિત થયેલાં સ્વચ્છપુષ્પોના પરાગોથી રાતા થઈ જતા હતા અને જેઓ મેરૂપર્વતનાં શિખરોજેવા લાગતા હતા તે દૈત્યો આજ દુર્લભ થઈ ગયા છે.[૧૮] દેવતાઓની અને ગંધર્વોની સ્ત્રીઓ કે જેઓ લાંબાકાળસુધી દાનવોનાં અંતઃપુરોમાં રહી હતી તેઓ હમણાં, જેમ વૃક્ષોમાં મંજરીઓ સ્થિતિ પામે છે, તેમ પાછી સ્વર્ગલોકમાં સ્થિતિ પામેલી છે.[૧૯] હાય હાય ! મ્હારા પિતાની સ્ત્રીઓના વિલાસો કે જેઓ આજ સૂકાયેલાં કમળોજેવા નીરસ થઈ ગયા છે તેઓને દેવતાઓની સ્ત્રીઓ પોતાનાં નૃત્યોની લીલામાં ચાળારૂપે દેખાડીને ધિઃક્કારે છે.[૨૦] હાય હાય ! પૂર્વે જેઓ મ્હારા પિતાના માથે ચામર ઢોળતા હતા તેઓજ હમણાં સ્વર્ગમાં ઇંદ્રના માથે ચામર ઢોળે છે.[૨૧] દેવતાઓની ઉપર ભુડાં કામ કરનારા એક વિષ્ણુનીજ કૃપા થઈ તેનેલીધે અમલોકોને આ દીનતા આપનારી આપદા પ્રાપ્ત થઈ છે.[૨૨] વિષ્ણુના ભુજોરૂપી વનની ધાટી છાયામાં જેઓને વિશ્રાંતિ મળી છે એવા દેવતાઓ હિમાલયનાં શિખરોની પેઠે કદીપણ તપતા નથી.[૨૩] જેમ પર્વતોના શિખરોનો આશ્રય મળવાથી જેઓને ઊંચાઈ મળી હોય એવા વાંદરાઓ કૂતરાઓને ગુફામાં રોકી દે, તેમ વિષ્ણુના પરાક્રમનો આશ્રય મળવાથી જેઓને ઊંચાઇ મળી છે એવા દેવતાઓએ અમોને પાતાળમાં રોકી દીધા છે.[૨૪] જેમ કમલિનીઓનાં કમળોઉપર તુષારનાં બિંદુઓ જોવામાં આવે, તેમ હમણાં વિષ્ણુના પરાક્રમનેલીધે દૈત્યોની સ્ત્રીઓનાં અલંકારોને પણ શોભા આપનારાં મુખોઉપર આંસુઓનાં ટીપાં જોવામાં આવેછે.[૨૫] આ જગતરૂપી જુનો મંડપ કે જેની ભીંતો દૈત્યોના પરાક્રમોથી વીંખાઇ ગઈ હતી, ભેદાઈ ગઈ હતી તથા પડી જતી હતી તે મંડપ આજ ઇંદ્રનીલમણિઓના થાંભલાઓજેવી વિષ્ણુની ભુજાઓથીજ ટકી રહ્યો છે.[૨૬] જેમ કાચબે ક્ષીરસાગરની અંદર ડૂબી ગયેલા મંદરાચળને

બહાર કહાડીને ધરી રાખ્યો હતો, તેમ વિપત્તિમાં ડૂબી ગયેલા દેવતાઓના સૈન્યને હમણાં વિષ્ણુએ બહાર કહાડીને ધરી રાખ્યું છે.[૨૭] જેમ પ્રલયકાળનો પવન મેરૂ આદિ મ્હોટા મ્હોટા પર્વતોને પાડી દે છે, તેમ વિષ્ણુએજ મ્હારા પિતા આદિ સઘળા મ્હોટા મ્હોટા દૈત્યોને પાડી દીધા છે.[૨૮] દેવતાઓના સમૂહને આશ્રય આપનારો અને જેની ભુજાઓનો પ્રતાપરૂપી અગ્નિ, સઘળા જગતનો સંહાર કરવામાં પણ સમર્થ છે એવો એક વિષ્ણુજ અમને વિષમ થઈ પડયો છે.[૨૯] દૈત્યોના હસ્તોના સમૂહરૂપી વનને કાપી નાખવામાં કુવાડાની ઉપમા ધરાવનારા એ વિષ્ણુના પરાક્રમથીજ પરાક્રમવાળો થયેલો ઈંદ્ર, જેમ વાંદરો બાળકોને કનડગત કરે, તેમ દાનવોને કનડગત કરે છે.[૩૦] એ વિષ્ણુ આયુધોવિનાનો હોય તોપણ જીતી શકાય એવો નથી; કારણ કે એ વજ્રજેવો દૃઢ હોવાનેલીધે શસ્ત્રોથી કે અસ્ત્રોથી કપાય એમ નથી.[૩૧] જેઓમાં પરસ્પરની ઉપર પર્વતો ફેંકવામાં આવ્યા હતા એવા ઘણા ઘણા ભયંકર સંગ્રામો વિષ્ણુએ અમારા પૂર્વજોની સાથે કરેલા છે.[૩૨] તે તે અત્યંત ભયંકર મ્હોટા મ્હોટા અનેક સંગ્રામોમાં પણ જે વિષ્ણુ બ્હીનો નથી તે આજ અમલોકોથી બ્હીએ, એ તો વાતજ શી ?[૩૩] વિષ્ણુને સ્ફુટરીતે વશ કરવાનો ઊપાય એકજ મ્હારા ધારવામાં આવે છે. એવિના બીજો એકે ઊપાય નથી.[૩૪] એ ઉપાય એ છે કે, સઘળા પ્રકારની શ્રદ્ધાથી, સઘળા પ્રકારની સમજણથી અને સઘળી ક્રિયાઓના ઉદ્યોગથી તે વિષ્ણુનોજ આશ્રય લેવો. વિષ્ણુનો આશ્રય લીધા વિના બીજી એકે ગતિ નથી.[૩૫] વિષ્ણુ કે જે જગતની ઉત્પત્તિનું, સ્થિતિનું અને પ્રલયનું પણ કારણ છે, તેથી અધિક આખા બ્રહ્માંડમાં બીજો કોઈ પણ નથી.[૩૬] આ ક્ષણથી માંડીને હું હવે એ અજન્મા નારાયણનોજ શરણાગત થાઊં છું. હું પોતે સર્વ દેશમાં, સર્વકાળમાં અને સર્વ વસ્તુઓમાં નારાયણરૂપજ છું.[૩૭] જેમ પવન આકાશમાંથી કદી પણ દૂર થતો નથી, તેમ સઘળા મનોરથોને સિદ્ધ કરનારો "**नमो नारायणाय**" એ મંત્ર મ્હારા હૃદયમાંથી કદીપણ દૂર થશે નહિ.[૩૮] દિશાઓ પણ વિષ્ણુ છે, આકાશ પણ વિષ્ણુ છે, પૃથ્વી પણ વિષ્ણુ છે અને સઘળું જગત વિષ્ણુ છે તેથી હું પણ અપ્રમેયસ્વરૂપવાળો વિષ્ણુ છું. હું વિષ્ણુરૂપજ થઇ ગયો છું.[૩૯] 'વિષ્ણુ થઇને વિષ્ણુનું પૂજન કરવું' એમ શાસ્ત્રમાં કહ્યું છે, માટે વિષ્ણુ થયા વિના વિષ્ણુનું પૂજન કરે, તો પૂજનનું ફળ પ્રાપ્ત થાય નહિ. આ હું પોતે વિષ્ણુ છું.[૪૦] જે વિષ્ણુ છે તે પ્રહ્લાદ છે અને જે પ્રહ્લાદ છે તે વિષ્ણુ છે. 'મ્હારાથી જુદો બીજો કોઈ વિષ્ણુ નથી' એવો મ્હારા મનમાં નિશ્ચય થવાનેલીધે હું સર્વવ્યાપક છું.[૪૧] આ અનંત આકાશમાં મ્હોટા ઘેરાવથી રહેલો અને સુવર્ણસરખાં અંગોવાળો આ ગરૂડ મ્હારા આસનરૂપ થયેલો છે.[૪૨] આંગળીઓરૂપી શાખાઓમાં સઘળાં શસ્ત્રોરૂપી પક્ષીઓ રહેવાનેલીધે અને નખોનાં કિરણોરૂપી મંજરીઓથી વ્યાપ્ત હોવાનેલીધે મ્હોટા મરકતમણિનાં વૃક્ષોજેવા લાગતા, કોમળ કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓથી ઘેરાયેલા ખભાઓવાળા અને સમુદ્રમથનના સમયમાં જેઓનાં બાજુબંધો મંદરાચળથી ઘસાયા હતા એવા આ મ્હારા ચાર બાહુઓ છે.[૪૩,૪૪] ચલાયમાન થતા ચંદ્રની કળાઓના સમૂહજેવા સુંદર ચામરને ધરનારી અને ક્ષીરસમુદ્રના ગર્ભમાંથી નીકળેલી આ લક્ષ્મી મ્હારા પડખામાં છે.[૪૫] યત્નવિનાજ પોતાના શ્રવણમાં ત્રૈલોક્યને લલચાવનારી, જાણે ત્રૈલોક્યરૂપી વૃક્ષની મંજરી હોય એવી અને નિર્મળપ્રકાશવાળી આ કીર્તિ મ્હારા

પડખામાં છે.[૪૬] પોતાનાં ઇંદ્રજાળોથી વિલાસ કરનારી અને તેથી નિરંતર નવાં નવાં બ્રહ્માંડોનું નિર્માણ કર્યા કરતી આ માયા મ્હારા પડખામાં છે.[૪૭] લક્ષ્મીની સખી, કલ્પવૃક્ષની લતાજેવી શોભતી અને લીલામાત્રથી ત્રૈલોક્યરૂપી ઝાડીને વશ કરનારી આ જયા મ્હારા પડખે શોભે છે.[૪૮] સંસારમાં અજવાળું કરનારા આ ઉન્હા સૂર્યદેવ અને શીતળ ચંદ્રદેવ મ્હારાં નેત્રરૂપ છે.[૪૯] 'ઇંદીવર' નામના કમળના જેવી શ્યામ, જળથી ભરેલા મેઘજેવી સુંદર અને સઘળી દિશાઓને શ્યામતાથી સંયુક્ત કરનારી આ મ્હારા શરીરની કાંતિ ફેલાયેલી છે.[૫૦] ધ્વનિવાળો હોવાનેલીધે દેહધારી આકાશજેવો લાગતો અને ક્ષીરસાગરજેવો ધોળો આ 'પાંચજન્ય' નામનો શંખ મ્હારા હાથમાં રહેલો છે.[૫૧] નાભિરૂપી ખાડામાંથી ઉત્પન્ન થયેલું અને જેની કર્ણિકામાં બ્રહ્મારૂપી ભ્રમર રહેલો છે એવું આ સુશોભિત કમળ મ્હારા હાથમાં છે.[૫૨] રત્નોથી વિચિત્ર લાગતાં અંગોવાળી, મેરૂપર્વતના શિખરજેવી અને દૈત્યોનું તથા દાનવોનું નિકંદન કરનારી આ 'કૌમોદકી' નામની મ્હોટી ગદા મ્હારા હાથમાં છે.[૫૩] સૂર્યના જેવા આકારવાળું, ચમકતાં કિરણોવાળું, જ્વાળાઓથી આસપાસના ભાગોને વ્યાપ્ત કરનારૂં અને શત્રુઓનાં રૂધિરથી ખરડાયેલું હોવાનેલીધે સઘળી દિશાઓને રાતા દેખાવવાળી કરનારૂં આ 'સુદર્શન' ચક્ર મ્હારા હાથમાં છે.[૫૪] ધૂમાડાની રેખાઓવાળા અગ્નિજેવું સુંદર લાગતું, પ્રજ્વલિત, શ્યામકાંતિવાળું, દૈત્યરૂપી વૃક્ષોને કુવાડાસમાન થયેલું અને ભક્તજનોને આનંદ આપનારૂં આ 'નંદક' નામનું ખડ્ગ મ્હારા હાથમાં છે.[૫૫] જેમ પ્રલયકાળનો 'પુષ્કરાવર્તક' નામનો મેઘ જળોની ધારાઓને વરસાવે છે, તેમ બાણોની ધારાઓને વરસાવનારૂં, શેષનાગજેવું લાંબું અને ઇંદ્રના ધનુષની પેઠે વિચિત્ર લાગતું આ 'શાર્ઙ્ગ' નામનું ધનુષ મ્હારી પાસે છે.[૫૬] આ પારવિનાનાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનાં અનેક બ્રહ્માંડોને હું મ્હારા ઉદરમાં અનાદિકાળથી ધરી રહ્યો છું.[૫૭] આ પૃથ્વી મ્હારા પગરૂપ છે, આ આકાશ મ્હારા મસ્તકરૂપ છે, આ બ્રહ્માંડ મ્હારા શરીરરૂપ છે અને આ દિશાઓ મ્હારી કુખરૂપ છે.[૫૮] મેઘના ગર્ભના જેવી શ્યામકાંતિવાળો, પહાડજેવા ગરૂડઉપર બિરાજેલો અને શંખને, ચક્રને તથા ગદાને ધરનારો સાક્ષાત્ વિષ્ણુ આ હું છું.[૫૯] જેમ ચંચળ સંચારવાળા ખડના સમૂહો પવનથી ભાગી જાય છે, તેમ આ સઘળા દુષ્ટચિત્તવાળા શત્રુઓ મ્હારાથી ભાગી જાય છે.[૬૦] નીલકમળના જેવો શ્યામ, પીળાં વસ્ત્રોવાળો, ગદાને ધરનારો, વક્ષઃસ્થળમાં લક્ષ્મીવાળો અને ગરૂડની ઉપર ચડેલો આ હું પોતેજ સાક્ષાત્ વિષ્ણુ છું.[૬૧] હું કે જે ત્રૈલોક્યને બાળી નાખવામાં સમર્થ છું, તેની સામે કયો શત્રુ આવી શકે એમ છે? કોઈ નથી. જેમ પ્રચંડ પ્રલયકાળના અગ્નિની સામે પતંગીઓ આવે તો તે મરણ પામવાને વાસ્તેજ આવે, તેમ મ્હારી સામે કોઈ શત્રુ આવે તો તે મરણ પામવાને વાસ્તેજ આવે.[૬૨] જેમ મંદપ્રભાઓ ચક્ષુને રોકી શકે નહિ, તેમ મ્હારી આગળ ઉભેલા આ દેવતાઓ અને દૈત્યો મ્હારા તેજના પ્રસારને રોકી શકતા નથી.[૬૩] હું કે જે સર્વ લોકોનો ઈશ્વર સાક્ષાત્ વિષ્ણુ છું તેની આ બ્રહ્મા, ઇંદ્ર, અગ્નિ તથા રૂદ્ર આદિ દેવતાઓ ઘણાં મ્હોડાંઓમાંથી નીકળતાં અનંત વચનોથી સ્તુતિ કરે છે.[૬૪] અત્યંત વૃદ્ધિ પામેલા ઐશ્વર્યવાળો હું સાક્ષાત્ વિષ્ણુરૂપ થયો છું. હું મ્હારા વાસ્તવિક સ્વભાવથી તો સુખ—દુઃખ આદિ સઘળાં દ્વંદ્વોથી રહિત છું.[૬૫] જેના ઉદરની અંદર સઘળું બ્રહ્માંડ રહ્યું છે એવું, બળાત્કારથી

સઘળા દુષ્ટપ્રાણીઓને તોડી નાખનારૂં, વાદળાં, પર્વતો, ખડ તથા વન આદિ સઘળા પદાર્થોમાં વ્યાપક થઇ રહેતું અને સઘળા પ્રકારના ભયોને મટાડનારૂં આ જે મ્હારૂં વિષ્ણુસ્વરૂપ છે તેને હું પ્રણામ કરૂં છું.[૬૬] त्रिभुवनभवनोदरैकमूर्तिं प्रसभाविभिन्नसमस्तदुष्टसत्त्वम् । घनगिरितृणकाननांतरस्थं सकलभयापहरं वपुः प्रणौमि ॥ ६६ ॥

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'પ્રહ્‌લાદનારાયણીભાવ' નામનો એકત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ३२ मो* પ્રહ્‌લાદે કરેલી વિષ્ણુપૂજા અને તેથી દેવોને થયેલો વિસ્મય

**वसिष्ठ उवाच ।** प्रह्राद इति संचिंत्य कृत्वा नारायणीं तनुम् ।
पुनः संचिंतयामास पूजार्थमसुरद्विषः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ પ્રમાણે પ્રહ્‌લાદે પોતાના શરીરને ભાવનાથી નારાયણરૂપ કરીને તે પછી તે નારાયણનું પૂજન કરવાનેવાસ્તે નીચેપ્રમાણે ચિંતવન કર્યું.[૧]

પ્રહ્‌લાદ ચિંતવન કરે છેઃ–આ મ્હેં કલ્પેલું જે વિષ્ણુનું રૂપ છે તેથી જુદું કોઈ સમષ્ટિરૂપ કે વ્યષ્ટિરૂપ નહિ, પણ મ્હેં હુંરૂપજ કલ્પેલું જે વિષ્ણુનું સ્વરૂપ છે તેનું હૃદયમાંથી પ્રાણવાયુના પ્રવાહના માર્ગે બહાર આવાહન કરી પૂજાની સમાપ્તિપર્યંત એ વિષ્ણુ જાણે બહાર બિરાજ્યા હોય એમ કલ્પી લઉં છું.[૨] ગરૂડની ઉપર બિરાજેલા, ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ, ઈચ્છાશક્તિ અને અનુગ્રહશક્તિ, એ ચારે શક્તિઓથી સંપન્ન, શંખ, ચક્ર, ગદા તથા કમળને ધરનારા, શ્યામશરીરવાળા, ચાર ભુજાઓવાળા,[૩] ચંદ્ર તથા સૂર્યરૂપી બે નેત્રોવાળા, વક્ષઃસ્થળમાં લક્ષ્મીને ધરનારા, સુશોભિત 'નંદક' નામના ખડ્ગથી ભક્તલોકોને આનંદ આપનારા, વિશાળ નેત્રોવાળા, 'શાર્ઙ્ગ' નામના ધનુષને ધરનારા અને મ્હોટી કાંતિવાળા આ વિષ્ણુનું પ્રથમ હું સઘળી સામગ્રીઓથી રમણીયતાવાળી માનસિકપૂજાથી એમના પરિવારોસહિત તુરત પૂજન કરીશ;[૪,૫] અને તે પછી ફરીવાર બહારના વૈભવોથી ભરપૂર અને ઘણાં રત્નોવાળી બાહ્યપૂજાથી એ મ્હોટા દેવ ( વિષ્ણુ ) નું પૂજન કરીશ.[૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! પ્રહ્‌લાદ એ પ્રમાણે ચિંતવન કરીને ઘણી સામગ્રીઓથી ભરપૂર કરેલી માનસિકપૂજાથી એ લક્ષ્મીના પતિ વિષ્ણુનું પૂજન કરવા લાગ્યો.[૭] મનથીજ રત્નોના સમૂહોથી જડેલાં પાત્રોવડે અભિષેક કર્યો, ચંદન આદિનાં લેપનો કર્યાં, ધૂપો કર્યા, દિવાઓ કર્યા, અનેક વૈભવોવાળા વિચિત્ર અલંકારો ધરાવ્યા,[૮] 'મંદાર' નામનાં કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓ ધરાવી, સુવર્ણનાં કમળોનો સમૂહ સમર્પ્યો, તેમજ કલ્પવૃક્ષોની લતાઓના ગુચ્છોથી, રત્નમય ગુચ્છોનાં મંડળોથી,[૯] દિવ્યવૃક્ષોનાં પલ્લવોથી, અનેક પ્રકારનાં પુષ્પોની માળાઓથી, પીળા કાંટાઅશેળીયાનાં પુષ્પોથી, બોલસરીનાં પુષ્પોથી, ડોલરનાં પુષ્પોથી, ચંપકનાં પુષ્પોથી, નીલ કમળોથી,[૧૦] રાતાં 'સૌગંધિક' નામનાં કમળોથી, રાત્રે પ્રફુલ્લિત થનારાં 'કુમુદ' નામનાં કમળોથી, કાંસડાનાં પુષ્પોથી, ખજુરીનાં ફળોથી, આંબાના મો'રથી, કેસુડાંઓથી, આસોપાલવનાં પુષ્પોથી, ધોળા ધંતૂરાનાં પુષ્પોથી, કણેરનાં પુષ્પોથી, બીલી-

---

* આ બત્રીસમા સર્ગમાં પ્રહ્‌લાદે કરેલી વિષ્ણુની માનસિકપૂજા, તે પછી દૈત્યોની સાથે કરેલી બાહ્યપૂજા અને તે પછી એ વાત સાંભળીને દેવતાઓએ નારાયણને કરેલો પ્રશ્ન કહેવામાં આવશે.

પત્રોથી, કિરાતકનાં પુષ્પોથી,[૧૧] કદંબનાં પુષ્પોથી, ન્હાની બોલસરીનાં પુષ્પોથી, લીંબડાનાં પુષ્પોથી, નગોડનાં પુષ્પોથી, જુઈનાં પુષ્પોથી, કઠનાં પુષ્પોથી,[૧૨] ગુગળનાં પલ્લવોથી, ભોરીંગણીનાં પુષ્પોથી, ધણીલાનાં પુષ્પોથી, રાતી કણેરનાં પુષ્પોથી, ધાતુઓથી રંગેલાં પુન્નાગનાં પુષ્પોથી, આંબાઓથી, જંગલી આંબાઓથી, ગોરોચનથી, હરડેનાં પુષ્પોથી, બહેડાંનાં પુષ્પોથી,[૧૩] સાલીયા તાડ તથા તમાલ એઓનાં પલ્લવોથી, પુષ્પોથી, તથા લતાઓથી, કોમળ કળીઓના સમૂહોથી, કેસરથી રંગેલા આંબાના મો'રોથી,[૧૪] કેવડાનાં પુષ્પોથી, સો પાંખડીઓવાળાં કમળોથી, એલચીઓની મંજરીઓથી, ઘણી સુંદરતાવાળા સઘળા નૈવેદ્યાદિક ઉપચારોથી, અને પોતાના શરીરનાં અર્પણોથી,[૧૫] પ્રહ્‌લાદે પોતાના અંતઃપુરમાં પોતાના સ્વામી વિષ્ણુનું માનસિકપૂજન કર્યું. એ પ્રમાણે જગતમાં જેટલા જેટલા પ્રસિદ્ધ વૈભવો છે તે સઘળા વૈભવોથી પરમ ભક્તિપૂર્વક માનસિકપૂજન કરીને, તે પછી પ્રહ્‌લાદે તેજ અંતઃપુરમાં રહેલા દેવાલયમાં, બહારના પ્રત્યક્ષ ચંદન–પુષ્પાદિક ઉપહારોથી સંપન્ન કરેલી બાહ્યપૂજાથી પૂજન કરવાનો આરંભ કર્યો.[૧૬.૧૭] જે ક્રમથી માનસિકપૂજન કર્યું હતું તેજ ક્રમપ્રમાણે બહારના પદાર્થોથી પણ વારંવાર વિષ્ણુનું પૂજન કરીને પ્રહ્‌લાદ બહુ પ્રસન્ન થયો.[૧૮] પ્રહ્‌લાદે પછી ત્યારથી માંડીને પૂર્ણભક્તિપૂર્વક નિત્ય તેપ્રમાણેજ વિષ્ણુનું પૂજન કરવા માંડયું.[૧૯] પ્રહ્‌લાદની પદ્ધતિ જોઇને ત્યારથી તે પુરમાં બીજા સઘળા દૈત્યો પણ ઉત્તમ વૈષ્ણવો થયા. રાજા સદાચારથી વર્ત્તે તો સઘળી પ્રજા પણ સદાચારથી વર્ત્તે એ સ્વાભાવિકજ છે.[૨૦] હે રામ! 'સઘળા દૈત્યો વિષ્ણુના દ્વેષને છોડી દઇને વિષ્ણુના ભક્ત થયા છે' એ વાત અંતરિક્ષમાં પહોંચી ને સ્વર્ગલોકમાં પણ પહોંચી ગઈ.[૨૧] મરૂત્‌ગણસહિત ઇંદ્ર આદિ દેવતાઓ એ વાતથી વિસ્મય પામ્યા, કે "દૈત્યોએ તે વળી વિષ્ણુની ભક્તિ કેમ સ્વીકારી હશે!!"[૨૨] વિસ્મયથી આકુળ થયેલા દેવતાઓ સ્વર્ગલોકને છોડી દઈ વિષ્ણુને પૂછવાસારૂ, ક્ષીરસાગરમાં શેષનાગના શરીરપર બિરાજેલા અને જેમણે દૈત્યોની સાથે ઘણાં ઘણાં યુદ્ધો કરીને જય મેળવ્યો છે, એવા વિષ્ણુની પાસે ગયા.[૨૩] ત્યાં જઈ વિષ્ણુનીપાસે દૈત્યોનું સઘળું વૃત્તાંત કહી સંભળાવી તે પછી, એમને નીચે પ્રમાણે અપૂર્વવિસ્મયની વાત પૂછી.[૨૪]

દેવતાઓ પૂછે છેઃ—હે મહારાજ! દૈત્યો કે જેઓ સર્વદા આપના દ્વેષીજ હતા, તેઓ હમણાં આપના અત્યંત ભકતો થઇ ગયા છે એ શું? આ તો કોઈ આપની માયા હોય એમ જણાય છે.[૨૫] અત્યંત દુરાચારવાળા અને ધર્મના દૃઢમાર્ગોને પણ તોડી નાખનારા દૈત્યો કયાં અને છેલ્લા ઉત્તમજન્મમાંજ મળે એવી આપની ભક્તિ કયાં!!![૨૬] 'પામર પુરૂષ ગુણવાન થયો' એ વાત, ઉત્પાતરૂપે સમયવિના થયેલી પુષ્પોની પંક્તિની પેઠે સુખદાયી પણ થાય છે અને દુઃખદાયી પણ થાય છે.[૨૭] જ્યાં જે યોગ્ય ન હોય ત્યાં તે શોભતું નથી. કાચોના સમૂહના મધ્યમાં મ્હોટા મૂલ્યવાળો મણિ શોભેજ નહિ.[૨૮] જે જે જીવ જે જે પંક્તિનો હોય તે તે જીવ તે તે પંક્તિમાંજ શોભે. જો કે કૂતરાં અને બકરાં સમાન કદનાં છે તોપણ બકરાંઓની પંક્તિમાં કૂતરો શોભેજ નહિ.[૨૯] અનુચિત છતાં પરસ્પર સંબંધ પામેલી વસ્તુઓને જોવાથી જેવું દુઃખ ઉત્પન્ન થાય તેવું દુઃખ શરીરમાં વજ્રજેવી તીખી સોયો ભોંકાવાથી પણ થતું નથી.[૩૦] જે પદાર્થ જ્યાં યોગ્યતાથી રહેવો ઘટતો હોય તે પદાર્થ ત્યાંજ શોભે અને ત્યાંજ નિંદાનું પાત્ર

ન થાય. કમળ જળમાંજ શોભે પણ સ્થળમાં શોભે નહિ. જો કમળ સ્થળમાં ઉગે તો નિંદાનુંજ પાત્ર થાય.[31] અધમ-પામરની રીત-ભાતવાળો, સર્વદા નીચકાર્યોમાં રૂચિ ધરનારો અને હીનજાતિવાળો તુચ્છ દાનવ ક્યાં અને આપની ભક્તિ ક્યાં!!! દાનવનું અને આપની ભક્તિનું પરસ્પર ચોકઠું બેસવુંજ કેમ જોઇએ.[32] હે પ્રભુ ! જેમ 'કઠિન તથા તપેલી ખારી ધરતીમાં કમલિની ઉગી છે' એ વાત અયોગ્યની ઘટનાવાળી હોવાનેલીધે સાંભળનારાઓને સુખ આપતી નથી, તેમ 'દૈત્ય વિષ્ણુનો ભક્ત થયો છે' એ વાત પણ અમોને સુખ આપતી નથી.[33] **कमलिनी परुषोषरभूगता सुखयतीह यथा न दुराश्रया । दितिसुतोपि हि माधवभक्तिमानिति कथा न तथेश सुखाय नः ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'વિબુધવાક્ય' નામનો બત્રીસમો સર્ગ સંપૂર્ણ. ૩૨**

## सर्ग ३३ मो* પ્રહ્લાદે વિષ્ણુભગવાનની સ્તુતિ કરી

**वसिष्ठ उवाच । गर्जतमतिसंरब्धं सुरलोकमथारिहा ।**
**उवाच माधवो वाक्यं शिखिवृंदमिवांबुदः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! પછી જેમ અત્યંત વેગથી ટૌકારા કરતા મયૂરોના સમૂહને મેઘ પ્રતિવચન આપે, તેમ અત્યંત કોપથી બરાડા પાડીને પૂછતા દેવતાઓના સમૂહને વિષ્ણુએ નીચેપ્રમાણે પ્રતિવચન આપ્યું.[1]

વિષ્ણુ કહે છેઃ—હે દેવતાઓ ! પ્રહ્લાદ ભક્તિવાળો થયો છે એ વિષયમાં તમો ખેદ પામો નહિ; કેમ કે તે પ્રહ્લાદ મોક્ષનેજ યોગ્ય છે અને તેનો આ છેલ્લોજ જન્મ છે. એ મહાત્મા તમારાં તુચ્છ રાજ્યસુખને ઇચ્છતો નથી.[2] જેમ બળી ગયેલું બીજ પાછું અંકુરરૂપ સ્થિતિને ધરેજ નહિ, તેમ એ પ્રહ્લાદ હવે પછી ગર્ભવાસમાં જવાનોજ નથી.[3] સદ્‌ગુણોવાળો પુરૂષ સદ્‌ગુણોથી રહિત થઇ જાય તો એ અનર્થની વાત કહેવાય છે, પણ દુર્ગુણોવાળો પુરૂષ સદ્‌ગુણોવાળો થાય તો એ વાત ઉત્તમ ગણવામાં આવે છે.[4] હે દેવતાઓ ! તમો પોતપોતાનાં વિચિત્ર સ્થાનકોમાં જાઓ, પ્રહ્લાદમાં જે ગુણવાનપણું થયું છે તેથી તમોને દુઃખ થવાનું નથી.[5]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! દેવતાઓને એટલાં વચન કહીને વિષ્ણુ ભગવાન, જેમ જળાશયના કિનારે ઉત્પન્ન થયેલા તમાલનો નીલગુચ્છ જળાશયના તરંગોમાં અંતર્હિત થઈ જાય, તેમ ક્ષીરસાગરના તરંગોમાં અંતર્હિત થઈ ગયા.[6] જેમ મંદરાચળે ઉછાળેલા ક્ષીરસાગરમાંથી ઉડેલા જળકણો પાછા ક્ષીરસાગરમાં જતા હતા, તેમ વિષ્ણુને પૂછવાની ઇચ્છાથી સ્વર્ગમાંથી સમુદ્રમાં ગયેલા દેવતાઓ વિષ્ણુનું પૂજન કરીને પાછા સ્વર્ગમાં ગયા.[7] ત્યારપછી દેવતાઓ પ્રહ્લાદના સ્નેહી મિત્રો થઈ ગયા; કેમ કે મ્હોટાઓનો જેના ઉપર વિશ્વાસ હોય તેના ઉપર બાળકોનું મન પણ વિશ્વાસ ધરે એ સ્વાભાવિકજ છે.[8] અત્યંત ભક્તિવાળો પ્રહ્લાદ તો એજ રીતે મનથી, ક્રિયાથી તથા વચનથી દેવાધિદેવ વિષ્ણુનું પૂજન કરવામાંજ તત્પર રહેવા લાગ્યો.[9] પૂજનમાં તત્પર રહેનારા એ પ્રહ્લાદના વિવેક, સંતોષ, વૈરાગ્ય અને વૈભવ

* આ તેત્રીસમા સર્ગમાં ભગવદ્‌ભક્તિનેલીધે પ્રહ્લાદને વિવેક આદિ ગુણોનો ઉદય થયાની અને ભગવાનને પ્રસન્ન થયેલા જોઇ પ્રહ્લાદે તેમની સ્તુતિ કર્યાની કથા કહેવામાં આવશે.

આદિ ગુણો કાળેકરી વૃદ્ધિ પામ્યા.[૧૦] જેમ માણસ સૂકાયેલા ઝાડને જોઇને રાજી ન થાય, તેમ એ પ્રહ્લાદ ભોગોના સમૂહને જોઇને રાજી થતો નહિ હતો. જેમ મૃગ માણસોની ભીડવાળી ભૂમિઓમાં રૂચિ કરે નહિ, તેમ એ પ્રહ્લાદ સ્ત્રીઓમાં રૂચિ નહિ કરતો હતો.[૧૧] એ પ્રહ્લાદને લોકચર્ચામાં જરાપણ રૂચિ રહી નહિ. કેવળ શાસ્ત્રના અર્થના કથનમાંજ રૂચિ ઉત્પન્ન થઈ. જેમ કમિલિની સ્થળમાં રૂચિ ધરે નહિ, તેમ પ્રહ્લાદ ઉત્સવ આદિના કૌતુકોમાં રૂચિ નહિ ધરતો હતો.[૧૨] જેમ નહિ વીંધાયેલું નિર્મળ મોતી બીજાં મોતીઓની સાથે સંલગ્ન થાય નહિ, તેમ પ્રહ્લાદનું ચિત્ત ભોગોરૂપી રોગોના સંબંધમાં સંલગ્ન નહિ થતું હતું.[૧૩] ભોગાદિની કલ્પનાઓથી રહિત થયેલું અને બ્રહ્મવિદ્યારૂપી વિશ્રાંતિમાં નહિ પહોંચેલું પ્રહ્લાદનું ચિત્ત, વચમાં રહેવાનેલીધે, જાણે હીંડોળામાં હીંચકતું હોય એવી સ્થિતિમાં રહ્યું હતું.[૧૪] ક્ષીરસાગરરૂપી મંદિરમાં રહેલા વિષ્ણુ ભગવાન પોતાની સર્વવ્યાપક અને શુદ્ધસત્વાત્મક જ્ઞાનશક્તિથી પ્રહ્લાદની એ સ્થિતિને જાણતા હતા.[૧૫] પછી ભક્તલોકોને આનંદ આપનારા વિષ્ણુ, પાતાળના માર્ગથી પ્રહ્લાદના પૂજન કરવાના દેવાલયમાં પ્રહ્લાદ આવ્યાથી પહેલાંજ પધાર્યા.[૧૬] દૈત્યોના મ્હોટા રાજા પ્રહ્લાદે કમળસરખાં નેત્રોવાળા વિષ્ણુ ભગવાનને પધારેલા જાણી, બમણા ઉપચારોથી સમૃદ્ધ કરેલી પૂજાવડે પ્રેમપૂર્વક તેમનું પૂજન કર્યું.[૧૭] પૂજાના ઘરમાં પધારીને પ્રત્યક્ષરીતે બિરાજેલા વિષ્ણુભગવાનને જોઇ બહુજ રાજી થયેલા પ્રહ્લાદે દૃષ્ટપુષ્ટ વાણીથી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.[૧૮]

પ્રહ્લાદ સ્તુતિ કરે છેઃ—આપ કે જે ત્રૈલોકયની સ્થિતિના સુંદર ભંડારરૂપ છો, સઘળા દોષોને હરનારા છો, સ્વયંપ્રકાશ છો, અનાથના નાથ છો, શરણાગતનું અત્યંત રક્ષણ કરનારા છો, સઘળી શકિતઓથી સંપન્ન છો, દુઃખોને ટાળનારા છો, અજન્મા છો, સર્વદા સ્વરૂપમાંજ રહેલા છો અને સર્વલોકોના ઈશ્વર છો તેમનો હું શરણાગત થયો છું.[૧૯] આપ કે જે 'કુવલય' નામના કમળજેવા તથા નીલમણિજેવા શ્યામ છો, શરદ્ઋતુથી નિર્મળ થયેલા આકાશના ગર્ભજેવા શ્યામ છો, ભ્રમરોની, અંધકારની તથા કાજળની કાંતિજેવા કાંતિવાળા છો અને કમળને, ચક્રને તથા ગદાને ધરનારા છો તેમનો હું શરણાગત થયો છું.[૨૦] આપ કે જે નિર્મળ છો, ભ્રમરના સમૂહજેવાં શ્યામ તથા સુકોમળ અંગોવાળા છો, ધોળી પાંખડીઓવાળા કમળની કળીજેવા શંખને ધરનારા છો, નાભિકમળમાં વેદરૂપી ગુંજાર કરનારા બ્રહ્મારૂપી ભ્રમરને ધરનારા છો અને ભક્તલોકોનાં હૃદય કમળોની પાંખડીઓમાં રહેનારા છો તેમનો હું શરણાગત થયો છું.[૨૧] આપરૂપી શરદ્ઋતુનું આકાશ કે જે ધોળા નખોના સમૂહરૂપી તારાઓથી સંયુક્ત છે, મંદહાસ્યથી શ્વેત લાગતા મુખરૂપી પૂર્ણચંદ્રના બિંબવાળું છે અને હૃદયમાં રહેલા કૌસ્તુભમણિનાં કિરણોના સમૂહરૂપી મંદાકિની (આકાશગંગા) વાળું છે, તેનો હું શરણાગત થયો છું.[૨૨] કરવામાં આવેલી સઘળી ધાટી સૃષ્ટિ પણ જેમાં સાંકડવિનાજ રહે છે એવા, કદીપણ નહિ જન્મતા, કદીપણ વૃદ્ધિ નહિ પામતા સર્વવ્યાપક, અનંત, ઉત્તમગુણોથી શોભતા, અનાદિશરીરવાળા અને પ્રલયકાળમાં વડના પાંદડાઓમાં પોઢનારા બાળકનો હું શરણાગત થયો છું.[૨૩] નવા પ્રફુલ્લિત થયેલા નાભિકમળના પરાગોથી પીળા શરીરવાળા, પ્રકાશતા લક્ષ્મીના શરીરથી શણારેલા વક્ષઃસ્થળવાળા, સાયંકાળજેવા,

રાતા કેસરી ચંદનના લેપનવાળા અને સુવર્ણજેવાં પીળાં વસ્ત્રોથી શોભી રહેલા પ્રભુનો હું શરણાગત થયો છું.[૨૪] દૈત્યોરૂપી કમલિનીઓને હિમ પડવાસરખા લાગતા, દેવતાઓરૂપી કમલિનીઓને સર્વદા ઉદય પામેલા સૂર્યબિંબજેવા લાગતા, બ્રહ્માને રહેવાની કમલિનીના તળાવરૂપ અને હૃદયરૂપી કમલિનીમાં બિરાજનારા પ્રભુનો હું શરણાગત થયો છું.[૨૫] પૂર્ણચંદ્ર કે જે ત્રૈલોક્યરૂપી કમલિનીના ધોળા કમળજેવો છે, તેના જેવા શીતળ, અંધકારસરખા મોહને મટાડવામાં મ્હોટા દીવાસરખા, નિત્ય સ્વયંપ્રકાશ, જડતાથી રહિત, જીવોના મૂળતત્ત્વરૂપ અને જગતની સઘળી પીડાઓને હરનારા પ્રભુનો હું શરણાગત થયો છું.[૨૬]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! એપ્રમાણે પ્રહ્લાદે ઘણા ઘણા ગુણોવાળી વાણીઓથી પૂજેલા, દૈત્યોનો વિનાશ કરનારા, લક્ષ્મીના નિવાસરૂપ વક્ષ:સ્થળવાળા અને કુવલયની પાંખડીના જેવી શ્યામતાવાળા તે વિષ્ણુએ અત્યંત પ્રસન્ન થઇને, જેમ રાજી થતા મયૂરને મેઘ પ્રત્યુત્તર આપે છે, તેમ રાજી થતા પ્રહ્લાદને નીચેપ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.[૨૭]

**वसिष्ठ उवाच। इति गुणबहुलाभिर्वाग्भिरभ्यर्चितोऽसौ हरिरसुरविनाशः श्रीनिषण्णांसदेशः॥**
**जलद इव मयूरं प्रीतिमान्प्रीयमाणं कुवलयदलनीलः प्रत्युवाचासुरेंद्रं ॥२७॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'નારાયણાગમન' નામનો તેત્રીસમો સર્ગ સંપૂર્ણ,૩૩**

---

## सर्ग ३४ मो* પ્રહ્લાદે, પોતાનું સચ્ચિદાનંદસ્વરૂપ જોયું

**भगवानुवाच। वरं गुणनिधे दैत्यकुलचूडामहामणे।**
**गृहाणाभिमतं भूयो जन्मदुःखोपशांतये ॥१॥**

વિષ્ણુ કહે છે:–હે ગુણોના ભંડારરૂપ! હે દૈત્યોના કુળના મ્હોટા શિરોમણિરૂપ! તું જોઇતું વરદાન મ્હારી પાસેથી લે, કે જેથી ફરી જન્મો થવાનું દુઃખ શાંતજ થઇ જાય.[૧]

પ્રહ્લાદ કહે છે:–હે સઘળા સંકલ્પોનાં ફળોને આપનારા! હે સઘળા લોકોના અંતર્યામિ પ્રભુ! જે વરદાન સઘળી દીનતાઓનું નિવારણ કરનારૂં આપના ધારવામાં હોય તેજ વરદાન મને આપો.[૨]

વિષ્ણુ કહે છે:–હે નિર્દોષ પ્રહ્લાદ! બ્રહ્મના સાક્ષાત્કારરૂપ વિશ્રાંતિ મળવા પર્યંત વિચાર કરવાથીજ અનર્થોની અત્યંતનિવૃત્તિ થાય છે અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે, માટે તેવો વિચાર તને પ્રાપ્ત થાઓ.[૩]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ! જેમ સમુદ્રનો તરંગ ધુધુવાટ કરીને પાછો અંતર્હિત થઈ જાય છે, તેમ વિષ્ણુભગવાન પ્રહ્લાદને એટલાં વચન કહીને પાછા અંતર્હિત થઇ ગયા.[૪] વિષ્ણુદેવ અંતર્હિત થઈ ગયા પછી, પૂજામાં મણિઓથી તથા રત્નોથી શણગારેલી છેલ્લી પુષ્પાંજલિ આપી, પ્રેમથી ઉત્તમ આસનપર પદ્માસનવાળી, બેસીને પ્રહ્લાદે સ્તોત્રનો પાઠ કરવાના સમયમાં ચિત્તથી નીચેપ્રમાણે ચિંત્વન કર્યું.[૫,૬]

પ્રહ્લાદ ચિંત્વન કરે છે:–સંસારનું નિવારણ કરનારા વિષ્ણુભગવાને મને કહ્યું કે: "તું

*આ ચોત્રીસમા સર્ગમાં પ્રહ્લાદે વિષ્ણુના વરદાનથી સદ્વિચારને પ્રાપ્ત થઈ, અનાત્મવર્ગને નિરાસ કરીને પોતાનું સચ્ચિદાનંદસ્વરૂપ જોયું, એ કથા કહેવામાં આવશે.

વિચારવાળોજ થા " એટલામાટે હવે હું મનમાં આત્માનો વિચાર કરૂં.[૭] હું કે જે આ સંસારરૂપી આડંબરમાં બોલું છું, ચાલું છું, ઊભો રહું છું અને પ્રયત્નથી વિષયોનો ઉપભોગ કરૂં છું તે હું પોતે કોણ છું?[૮] આ જગત કે જે વૃક્ષોથી, તૃણોથી તથા પર્વતોથી યુક્ત છે તે તો હું નથી. જે જગતરૂપ વસ્તુ અત્યંત બાહ્ય છે તે રૂપ તો હું કેમજ હોઉં.[૯] આ દેહતો ખોટોજ ઉદય પામેલો છે, બોલવાને પણ સમર્થ નથી, પ્રાણવાયુની પ્રેરણાથીજ થોડાક કાળસુધી ચાલનારો છે અલ્પકાળમાંજ પાછો નષ્ટ થનાર છે અને જડ છે તેપણ હું નથી.[૧૦] શબ્દ કે જે કાનની જડતાવાળી પુતળીથીજ 'આ ઊંચો છે, નીચો છે, પદરૂપ છે અને વાક્યરૂપ છે' ઇત્યાદિ ભેદો પાડીને કલ્પી લેવામાં આવે છે, ક્ષણમાત્રમાં ક્ષય પામનાર છે, ક્ષય પામનાર હોવાનેલીધે શૂન્ય આકારવાળો છે, આકાશથી ઉત્પન્ન થાય છે અને જડ છે તેપણ હું નથી.[૧૧] સ્પર્શ કે જે ક્ષણમાત્રમાં નષ્ટ થનારી ત્વચાથીજ પમાય છે, સમયપર નથી પણ પમાતો અને ચૈતન્યની સિદ્ધિથીજ સિદ્ધ થાય એવો છે તથા જડ છે તેપણ હું નથી.[૧૨] રસ કે જે ચપળસત્તાવાળી અનિત્ય જીભથીજ સંબંધ ધરાવનારો છે, તુચ્છ છે, જીભની અણીથી તે કંઠસુધીજ સ્વાદમાં આવે એવો છે, અન્નાદિક પદાર્થોમાં રહેલો છે અને જડ છે તેપણ હું નથી.[૧૩] રૂપ કે જે ક્ષણમાત્રમાં નષ્ટ થઈ જનારાં દ્રવ્યને અને ચક્ષુનેજ અધીન છે, ક્ષય પામનાર છે, કેવળ દ્રષ્ટાનાજ ઉપભોગનેવાસ્તે હોવાથી ગૌણ છે અને જડ છે તેપણ હું નથી.[૧૪] ગંધ કે જે પ્રકાશવિનાની તથા ક્ષય પામનારી નાસિકાથીજ કલ્પાય છે, ક્ષણમાત્રમાં નષ્ટ થનાર છે, ક્ષણે ક્ષણે ફેરફાર પામનાર છે અને જડ છે તેપણ હું નથી.[૧૫] એવીજ રીતે કર્મેંદ્રિયોનાં કર્મો, અહંકાર, મન, બુદ્ધિ કે ચિત્ત એઓની ત્રિપુટીઓમાંનો પણ હું નથી; કારણ કે એ સઘળી ત્રિપુટીઓ જડ છે. હું તો મમતાવિનાનો ચિંતનવિનાનો, શાંત, પાંચે ઇંદ્રિયોના વિભ્રમોથી રહિત અને જેમાં કાંઈ પણ સંકલ્પ નથી એવો શુદ્ધ ચેતનજ છું.[૧૬] હું તો દૃશ્યોથી રહિત કેવળ ચૈતન્યજ છું, સર્વ દૃશ્યોને પ્રકાશ આપનાર છું, બહાર તથા અંદર વ્યાપક છું, અંશોથી રહિત છું, નિર્મળ છું અને સત્તામાત્રજ છું.[૧૭] ઘડાથી માંડીને સૂર્યપર્યંત આ સઘળા પદાર્થો ઉત્તમ તેજવાળા આ ચૈતન્યરૂપ દિવાથીજ પ્રકાશિત થાય છે.[૧૮] હા! હવે આ સાચું અને સંપૂર્ણ સ્મરણ મને પ્રાપ્ત થયું. સર્વવ્યાપક, નિર્વિકલ્પક, ચૈતન્યરૂપ અને સર્વને સ્ફુરણ આપનારો આ હું આત્મા છું.[૧૯] જેમ અંદર રહેલા પ્રકાશરૂપ તેજથી અંગારાઓના કણોની પંક્તિઓ સ્ફુરે છે, તેમ આ સંસારમાં આ ચૈતન્યથીજ વિચિત્રપ્રકારની ઇંદ્રિયોની વૃત્તિઓ સ્ફુરે છે.[૨૦] જેમ વ્યાપ્ત થયેલા સૂર્યના તાપથી ઝાંઝવાનાં પાણી સ્ફુરે છે, તેમ સર્વવ્યાપક આ ચૈતન્યથીજ વિચિત્રપ્રકારની ઇંદ્રિયોની પંક્તિઓ સ્ફુરે છે.[૨૧] જેમ વસ્ત્રોનું શ્વેત આદિ રૂપોવાળાપણું દિવાથી સિદ્ધ થાય છે, તેમ પૃથ્વીઆદિ પદાર્થોનું પદાર્થપણું આ ચૈતન્યથીજ સિદ્ધ થાય છે.[૨૨] જેમ અરીસો સઘળી વસ્તુઓનાં પ્રતિબિંબોનું સ્થળ છે, તેમ આ આત્માજ સઘળા પ્રાણીઓના દેહેંદ્રિયાદિના અનુભવોનું સ્થળ છે.[૨૩] આ એકજ નિર્વિકલ્પક ચૈતન્યરૂપી દીવાના અનુગ્રહથી સૂર્ય ઉન્હો છે, ચંદ્ર ટાઢો છે, પર્વત ઘાટો છે અને જળ દ્રવરૂપ છે.[૨૪] 'આકાશમાંથી વાયુ થયો, વાયુમાંથી તેજ થયું, તેજમાંથી જળ થયું અને જળમાંથી પૃથ્વી થઇ' ઇત્યાદિ ક્રમથી અનુભવમાં આવેલા સઘળા પદાર્થોની ઉત્પત્તિ આદિસંબંધી વ્યવસ્થાનું મુખ્યકારણ એ વ્યાપક ચૈતન્યજ છે.

ચૈતન્યનું કારણ બીજું કોઇ પણ નથી.[૨૫] જેમ પૃથ્વી આદિનું તપ્તપણું સૂર્યના તાપથીજ ઉદય પામે છે, તેમ ક્રમથી અનુભવમાં આવતા સઘળા પદાર્થોનું પદાર્થપણું આ આત્માથીજ ઉદય પામે છે.[૨૬] જેમ હિમથીજ શીતળપણું ઉત્પન્ન થયું છે, તેમ વાસ્તવિકરીતે નિરાકાર અને અવિદ્યાથી સઘળાં કારણોનાં કારણરૂપ આ આત્માથી આ જગત ઉત્પન્ન થયું છે.[૨૭] બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને રૂદ્ર આદિ, કે જેઓ જગતની સ્થિતિનાં કારણોરૂપ છે તેઓનું પણ આદિ-કારણ આ ચૈતન્યજ છે. ચૈતન્યનું કારણ બીજું કોઈ નથી.[૨૮] આ હું કે જે સાક્ષીથી પ્રકાશતાં દ્રષ્ટા અને દૃશ્ય ઇત્યાદિ નામોથી રહિત છું અને નિત્ય સ્વયંપ્રકાશ છું તેનેજ હું પ્રણામ કરૂં છું.[૨૯] આત્માથી જુદી સત્તાવિનાના આ સઘળા પદાર્થો એ સર્વના અધિષ્ઠાનભૂત નિર્વિકલ્પક ચિદાત્મામાંજ ઉત્પન્ન થાય છે, રહે છે અને પાછા લીન થાય છે.[૩૦] આ ચૈતન્યરૂપ જે અંતરાત્મા છે, તે જે જે વસ્તુનો સંકલ્પ કરે છે તે તેવસ્તુજ સર્વત્ર ઉત્પન્ન થાય છે. એ વસ્તુ સૂક્ષ્મરૂપથી કારણમાં રહેલી હોય, તોપણ આત્માના સંકલ્પવિના પ્રકટ થાય નહિ.[૩૧] ચૈતન્ય જે વસ્તુને સ્ફુરણ તથા સત્તા આપીને સંકલ્પથી પ્રકટ કરે, તેજ વસ્તુ વ્યવહારના વિષયપણાને પ્રાપ્ત થાય છે. ચૈતન્ય જે વસ્તુને સ્ફુરણ તથા સત્તા આપીને સંકલ્પથી પ્રકટ ન કરે, તે વસ્તુ કદાચ હોય તોપણ નષ્ટજ છે.[૩૨] આ ઘટ પટ આદિ આકારોવાળી જગતસંબંધી અનેક પદાર્થોની પંક્તિઓ આ ચિદાકાશરૂપી મ્હોટા અરીસામાં સંકલ્પથીજ જોવામાં આવે છે.[૩૩] સંકલ્પ વૃદ્ધિ પામે તો એ વસ્તુઓ વૃદ્ધિ પામે છે અને સંકલ્પ ક્ષય પામે તો એ વસ્તુઓ ક્ષય પામે છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ અનિર્વચનીય છે, તેમ આત્મામાં રહેલું આ કાર્ય-કારણરૂપ જગત પણ અનિર્વચનીય છે.[૩૪] આ ચૈતન્ય જો કે સઘળાં પ્રાણીઓને અદૃશ્ય છે, તોપણ જેઓનું ચિત્ત ગલિત થયેલું હોય છે તેઓને દૃશ્ય છે. આ અતિ નિર્મળ પરમચિદાકાશને મહાત્મા પુરૂષોજ દેખે છે.[૩૫] વ્યવહારોરૂપી ભ્રમરોવાળી અનેક દૃશ્યોરૂપી આ સુંદર મંજરી આ આત્મારૂપી વૃક્ષમાંથી ઉદય પામે છે, જેમ વિચિત્રપ્રકારનાં વૃક્ષો તથા જાળાંઓવાળી વનોની પંક્તિ પર્વતમાંથી ઉદય પામે છે, તેમ આ સંસારરૂપી ચપળ રચના આ ચૈતન્યમાંથીજ ઉદય પામે છે.[૩૬,૩૭] બ્રહ્માંડની અંદર રહેનારા બ્રહ્માથી માંડીને, તે તરણાંપર્યંત પદાર્થોમાં જે સત્તા અને સ્ફુરણ છે, તે આત્માનાંજ છે; માટે સર્વમાં આ એકજ ચિદાત્મા પ્રકાશે છે.[૩૮] આ હું એકજ છું, આદિથી તથા અંતથી રહિત છું, સર્વમાં વ્યાપક છું અને સઘળાં સ્થાવર-જંગમોની અંદર અનુભવરૂપે રહેલો છું.[૩૯] આ સંખ્યા આદિથી રહિત 'સ્થાવર-જંગમ' નામનાં ઘણાં ઘણાં શરીરો, હું કે જે ચૈતન્યજ છું તેનાંજ છે.[૪૦] મ્હારાથી અન્ય કોઈ અનુભવ ઘટતો નથી; એટલામાટે આ હું એકજ સ્વયંપ્રકાશ અનુભવરૂપ છું. દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય આદિ સઘળી ત્રિપુટીઓ મ્હારાથીજ પ્રકાશે છે; માટે સર્વના હસ્તોથી હું હજારો હસ્તોવાળો છું અને સર્વનાં નેત્રોથી હું હજારો નેત્રોવાળો છું. સર્વના હસ્તો એજ મ્હારા હસ્તો છે અને સર્વનાં નેત્રો એજ મ્હારાં નેત્રો છે.[૪૧] આ હુંજ આકાશમાં સુંદર સૂર્યરૂપે વિહાર કરૂં છું. હુંજ આકાશમાં વાયુરૂપે વિહાર કરૂં છું.[૪૨] સર્વ અવયવોમાં શ્યામતાવાળા, શંખને, ચક્રને તથા ગદાને ધરનારા અને સંપૂર્ણતાવાળાં સઘળાં સૌભાગ્યની પરાકાષ્ઠારૂપ આ વિષ્ણુસ્વરૂપે હુંજ જગતમાં વ્યવહાર કરૂં છું.[૪૩] કમળરૂપી આસનપર બેસનારા, નિર્વિકલ્પકસમાધિમાં રહેનારા

અને પરમ આનંદને પ્રાપ્ત થયેલા બ્રહ્મારૂપે હુંજ એ વિષ્ણુની નાભિમાં ઉત્પન્ન થયેલો છું.[૪૪] ત્રણ નેત્રવાળો અને જેમ ભ્રમર કમળનું ચુંબન કરે છે, તેમ પાર્વતીના મુખનું ચુંબન કરનારો હુંજ, જેમ કાચબો પોતાના અંગોના સમૂહને સમેટી લે છે, તેમ સૃષ્ટિના અંતના સમયમાં આ જગતને સમેટી લઉંછું.[૪૫] જેમ પૂર્વના ક્રમથી પ્રાપ્ત થયેલા મઠને તપસ્વી પાળેછે, તેમ હુંજ મન્વંતરના ક્રમથી પ્રાપ્ત થયેલા આ ત્રૈલોકયના સઘળા રાજ્યને ઇંદ્રરૂપે પાળું છું.[૪૬] સઘળા દેહોને ધરનારો હોવાનેલીધે સ્ત્રી પણ હું છું પુરૂષ પણ હું છું, કુમાર પણ હું છું અને વૃદ્ધ પણ હું છું. હુંજ સર્વ સ્વરૂપે થયેલો છું.[૪૭] જેમ કૂવો પોતાની ભૂમિમાંથી લતાને પ્રકટ કરે છે, તેમ રસરૂપે રહેલો હુંજ પોતાના સ્વરૂપભૂત ચૈતન્યરૂપી ભૂમિમાંથી ખડ, લતાઓ અને જાળાં એઓને પ્રકટ કરૂં છું.[૪૮] જેમ બાળક પોતાની રમતનેવાસ્તે કાદવનું રમકડું બનાવે છે, તેમ મ્હેં મ્હારી લીલાનેવાસ્તે આ જગતના આડંબરરૂપી રમકડું બનાવ્યું છે.[૪૯] આ સર્વ દૃશ્યોમાં હુંજ વ્યાપક છું. દૃશ્યોની સત્તા મને પ્રાપ્ત થઇને તિરોહિત થઈ જાય છે. મ્હેં પોતાના તત્ત્વને સમજીને છોડી દીધેલું આ જગત, વ્યવહારમાં રહે છે તોપણ કાંઈજ નથી.[૫૦] હુંરૂપી મ્હોટા ચૈતન્યમય અરીસામાં જે જે પ્રતિબિંબિત થયું છે તે સઘળું મ્હારાથી જુદું છેજ નહિ. કાંઈ પણ મ્હારાથી જુદું હોવાનો સંભવજ નથી.[૫૧] હુંજ પુષ્પોમાં સુગંધરૂપ છું, પુષ્પોમાં તથા પાંદડાંઓમાં કાંતિરૂપ હું છું, કાંતિમાં જે રૂપ છે તે હું છું અને રૂપમાં પણ જે અનુભવ છે તે હું છું.[૫૨] આ સ્થાવર–જંગમ જગતરૂપ જેકાંઈ દૃશ્ય છે, તે સઘળાના અધિષ્ઠાનરૂપ અને સઘળા સંકલ્પોથીરહિત પરમચૈતન્ય તત્ત્વ હું છું.[૫૩] જેમ જે પહેલી રસશક્તિ છે તેજ જળના સમૂહરૂપ થાયછે અને જળના સમૂહરૂપ થયેલી એજ શક્તિ વૃક્ષોમાં શાખાઓ આદિની ઉત્પત્તિના કારણરૂપે તથા ભીંતોમાં ખડ આદિની ઉત્પત્તિના કારણરૂપે ફેલાયેલી છે, તેમ હું સઘળા પદાર્થોમાં તે તે કાર્યોની ઉત્પત્તિના કારણરૂપે ફેલાયેલો છું.[૫૪] હું, કે જે સર્વ પદાર્થોની અંદર ઉત્કૃષ્ટ સત્તારૂપે રહેલો છું, તેજ પોતાના સંકલ્પથી શરીરોમાં પ્રવેશ કરીને જુદાજુદા જીવોરૂપે દેખાવ આપું છું.[૫૫] જેમ દૂધની અંદર ઘી રહેલું છે અને જળની અંદર રસ રહેલો છે, તેમ સઘળા પદાર્થોની અંદર સત્તારૂપે અને સ્ફુરણરૂપે હું રહેલો છું[૫૬] જેમ ખડ, કાષ્ઠ તથા ઢેફાં આદિ સઘળું પૃથ્વીમાં રહેલું છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું આ જડ જગત મ્હારા સ્વરૂપમાંજ એક ભાગમાં છે.[૫૭] સઘળી દિશાઓના અવકાશોમાં ભરપૂર રહેલો, જરા પણ સંકોચરૂપી વિભ્રમથી રહિત, સર્વમાં રહેલો અને સર્વનો કર્તા હુંજ વ્યષ્ટિરૂપે તથા સમષ્ટિરૂપે રહેલો છું.[૫૮] અહો ! શસ્ત્રોથી દેવતાઓને કાપ્યાવિનાજ અને ઇંદ્રિને બાંધી લીધા વિનાજ આ જગતનું અપૂર્વ અને વિસ્તીર્ણ રાજ્ય વગર માગ્યે મને પ્રાપ્ત થઇ ચૂકયું.[૫૯] અહો ! હું અત્યંતવિસ્તીર્ણ સ્વરૂપવાળો છું. જેમ કલ્પાંતના પવને ચલાયમાન કરેલો પ્રલયસાગર પોતામાં સમાય નહિ, તેમ હું પણ પોતાથી પોતામાં સમાતો નથી.[૬૦] જેમ ક્ષીરસાગરમાં ફરનારો અલ્પગતિવાળો સર્પ ક્ષીરસાગરના અંતને પામે નહિ, તેમ સ્વસ્થ અને અંદર પોતાની મેળેજ નિરતિશય આનંદરૂપે અનુભવમાં આવેલા મ્હારા સ્વરૂપમાં રહેલો હું, મ્હારા સ્વરૂપના અંતને પ્રાપ્ત થતો નથી.[૬૧] આ મ્હારા સ્વરૂપમાં કલ્પાયેલી બ્રહ્માંડરૂપી મઠડી તો બહુજ ન્હાની છે અને સાંકડી છે. કારણ કે જેમ હાથી બીલામાં સમાય નહિ, તેમ મ્હારૂં વિસ્તીર્ણસ્વરૂપ આ બ્રહ્માંડમાં

સમાતું નથી.[૬૨] મ્હારૂં રૂપ બ્રહ્મલોકથી પણ પેલી પાર અને બ્રહ્મલોકની ઉપર રહેલાં સઘળાં તત્ત્વોની પણ પેલી પાર આગળ વધતું જાય છે તે અદ્યાપિસુધી પાછું વળતું નથી. (વાસ્તવિક વિસ્તારનીજ આ આગળ વધતા જવારૂપે કલ્પના છે એમ સમજવું.)[૬૩] આટલા કાળસુધી 'આ દેહાદિ હું છું' એવી ખોટી કલ્પના મને ક્યાંથી થઈ હતી. હું કે જે છેડાવિનાના આકારવાળો છું, તેનું એ કલ્પનાથી તો સ્વલ્પપણું થઇ ગયું હતું !!![૬૪] 'આ તું છે અને આ હું છું' એ તો ખોટી ભ્રાંતિજ છે. દેહ કોણ છે ? અદેહ કોણ છે ? મુવો કોણ છે? અને જીવતો પણ કોણ છે ? કશું નથી. જો દેહ તથા પ્રાણ સિદ્ધ થાય તોજ એ સઘળું સંભવે; પણ દેહ તથા પ્રાણ પોતે મુદ્દલ સિદ્ધજ થતા નથી.[૬૫] બીચારા મ્હારા બાપ–દાદાઓ ક્ષુદ્રબુદ્ધિવાળાજ હતા, કે જેઓ આ બ્રહ્મવિદ્યારૂપી ચક્રવર્તીપણાને છોડીને સંસારની ભૂમિકાઓમાંજ રમ્યા હતા.[૬૬] બ્રહ્મપણાથી ઉન્નતિ પામેલો અને ભરપૂરપણાવાળો આ મ્હોટો વિચાર ક્યાં અને ભયંકર આશાઓનેલીધે સર્પોજેવા ભયંકર રાજ્યના વૈભવો ક્યાં !![૬૭] અનંત આનંદનો ઉપભોગ આપનારો અને પરમ ઉપશમથી શોભનારો આ શુદ્ધ ચૈતન્યમય વિચાર સઘળા વિચારોથી ઉત્કૃષ્ટ છે.[૬૮] હું જે સઘળા પદાર્થોની અંદર સત્તારૂપે રહેલો છું, દૃશ્યોથી રહિત ચૈતન્યરૂપ છું અને સઘળા જીવોના સ્વરૂપભૂત છું; માટે હું મનેજ વારંવાર પ્રણામ કરૂં છું.[૬૯] જેમ ખાધેલા અન્નને પચાવી દેવામાં આવે, તેમ જેણે સંસારને પચાવી દીધો છે એવો, હું અજન્મા થયો છું, સઘળા અનર્થોની નિવૃત્તિને પ્રાપ્ત થયો છું, જે પામવાનું છે તેને પામી ચૂકયો છું, જીવિતને સફળ કરી ચૂકયો છું, મહાત્મા થયો છું અને સર્વથી ઉત્કૃષ્ટ થયો છું.[૭૦] આ બોધરૂપી અવિચળ અને ઉત્તમ સામ્રાજ્યને ( સર્વ બ્રહ્માંડોના અધિપતિપણાને ) છોડીને હું હવે રમણીયતાવિનાની અને મહા દુઃખરૂપી રાજ્યની વિભૂતિઓમાં રમીશ નહિ.[૭૧] મ્હારો પિતા, કે જે પોતાના આત્માને નહિ સમજેલો હોવાનેલીધે કાષ્ઠોથી, જળથી તથા છીપરોથીજ ભરેલા પૃથ્વીતળમાં સ્વામીપણાના અભિમાનથી રોળાયા કરતો હતો અને તેથીજ એક નીચ દાનવરૂપ તુચ્છ કીડાજેવોજ રહ્યો હતો, તેને ધિક્કાર છે.[૭૨] મ્હારા પિતાએ મ્હોટી ભૂલ કરીને જીવતાંસુધી આ અવિદ્યામય શરીરને અવિદ્યામય પદાર્થોથીજ તૃપ્ત કર્યા કર્યું, એ તે શું કર્યું.[૭૩] મ્હારો પિતા હિરણ્યકશિપુ કેટલાંએક વર્ષોસુધી આ ત્રૈલોક્યની લક્ષ્મીરૂપી ન્હાની મઠડીને ભોગવીને, એવું કયું યોગ્ય ફળ પામ્યો કે જેથી સઘળા અનર્થોની નિવૃત્તિ થાય.[૭૪] મ્હારા પિતાએ આ આનંદનો સ્વાદ નહિ લેતાં, જગતનાં સેંકડો રાજ્યોનો સ્વાદ લીધો તોપણ કશો સ્વાદ લીધો નથી.[૭૫] જે પુરૂષ આ બ્રહ્મવિદ્યારૂપી પરમ અમૃતને પ્રાપ્ત થઇને અંદર ભરપૂર થયો હોય, તે પુરૂષ સંસારસંબંધી કોઈપણ સુખને પામ્યો ન હોય તોપણ સંપૂર્ણ અખંડિત સુખને પામ્યો છે.[૭૬] જે પુરૂષ આ ઉત્તમપદનો ત્યાગ કરીને સંસારસંબંધી અલ્પસુખમાં આસકત થાય તે મૂર્ખજ કહેવાય; પંડિત કહેવાય નહિ. ઊંટજ દ્રાખના સુંદર વેલાને છોડીને કાંટાઓમાં આસક્ત થાય; બીજો કોઇ આસક્ત થાય નહિ.[૭૭] આ સર્વોત્તમ વિચારને છોડીને, બળ્યા રાજ્યમાં તે કોણ રમે ? કયો સમજુ પુરૂષ શેલડીના રસને છોડીને કડવા લીંબડાનો રસ પીએ ?[૭૮] મ્હારા સઘળા બાપ–દાદાઓ મૂર્ખજ હતા; કારણ કે એઓ આ વિચારને છોડીને રાજ્યના સંકટમાંજ રમ્યા હતા.[૭૯] આ

બોધસંબંધી શીતળવિચારો ક્યાં અને દેહાદિક ભોગ્યપદાર્થોમાં અહંતા મમતાઓ ક્યાં ! ! પ્રફુલ્લિત નંદનવનના પ્રદેશો ક્યાં અને સૂર્યનાં કિરણોથી બળેલા નિર્જળદેશના પ્રદેશો ક્યાં !![૮૦] જેથી રાજ્યની ઈચ્છા પણ કાંઇ રહે નહિ એવું સઘળું સંપૂર્ણ સુખ આ ચૈતન્યમાં છે, તો એ ચૈતન્યતત્ત્વનો અનુભવ શામાટે કરવો નહિ.[૮૧] ચૈતન્યજ, કે જે સર્વમાં રહેલું છે, સ્વસ્થ છે, સમ છે, નિર્વિકાર છે અને સર્વરૂપ છે, તેથીજ સર્વકાળમાં સઘળીરીતનું સંપૂર્ણસુખ સારી પેઠે મળે છે; કારણ કે સ્વસ્થ, સમ અને નિર્વિકાર એ પરમ ચૈતન્યજ પોતાના સંકલ્પોથી સૂર્યની પ્રકાશકપણારૂપી શક્તિને, ચંદ્રની અમૃતમયપણારૂપી શક્તિને, બ્રહ્માની માન્યપણારૂપી શક્તિને, ઈંદ્રની ત્રૈલોક્યના રાજાપણારૂપી શક્તિને,[૮૨-૮૩] સદાશિવની આનંદપૂર્ણપણારૂપી શક્તિને, વિષ્ણુની ઉત્કૃષ્ટપણારૂપી શક્તિને, મનની શીઘ્રગતિવાળાપણારૂપી શક્તિને, વાયુની બળવાનપણારૂપી શક્તિને,[૮૪] અગ્નિની દાહકપણારૂપી શક્તિને, જળની તૃપ્ત કરનારપણારૂપી શક્તિને, મુનિઓની મ્હોટા તપની સિદ્ધિરૂપી શક્તિને, બૃહસ્પતિની વિદ્યારૂપી શક્તિને,[૮૫] દેવતાઓની આકાશગતિરૂપી શક્તિને, પર્વતોની સ્થિરપણારૂપી શક્તિને, સમુદ્રની ગંભીરપણારૂપી શક્તિને, મેરૂની અત્યંત ઊંચાપણારૂપી શક્તિને,[૮૬] બૌદ્ધોની શાંતિપૂર્વક દયાળુપણારૂપી શક્તિને, મદિરાના મદથી ચપળતા કરનારપણારૂપી શક્તિને, વસંતઋતુની પુષ્પમયપણારૂપી શક્તિને, વર્ષાઋતુની વાદળાંના ગડગડાટવાળાપણારૂપી શક્તિને,[૮૭] યક્ષોની માયાવીપણારૂપી શક્તિને, આકાશની નિર્લેપપણારૂપી શક્તિને, હિમની શીતળપણારૂપી શક્તિને અને ઉન્હાળાની તપ્તપણારૂપી શક્તિને કરે છે.[૮૮] એવીજરીતે બીજી પણ ઘણી ઘણી દેશને, કાળને તથા ક્રિયાઓને લગતી અને અનેક આકારોવાળા પદાર્થોથી ઉઠતી; ભૂત, ભવિષ્ય તથા વર્તમાનશક્તિઓને એ ચૈતન્યજ કરે છે.[૮૯,૯૦] જેમ સૂર્યની પ્રભા વાંકા–ચુંકા પદાર્થોમાં પડીને વાંકી–ચુંકી દેખાતાં છતાં પણ વાસ્તવિકરીતે વાંકા–ચુંકાપણાવિનાનીજ છે અને એકરૂપજ છે, તેમ ચૈતન્ય સઘળી શક્તિઓરૂપે ગોઠવાઈને ભેદવાળું દેખાતાં છતાં પણ ભેદથી રહિત છે અને એકરૂપજ છે.[૯૧] જેમ સઘળી દિશાઓમાં રહેનારા તે તે કાળસંબંધી ઘણા ઘણા પદાર્થોનો પ્રકાશ સૂર્યની પ્રભાથીજ થયો હતો, થાય છે અને થશે; તેમ સંસારમાં રહેલી તે તે કાળસંબંધી સઘળી દૃશ્યોની દશાઓનો દેખાવ એ નિર્મળ અને વ્યાપક ચૈતન્યથીજ થયો હતો, થાય છે અને થશે.[૯૨,૯૩] ત્રણે કાળના પદાર્થોની સેંકડો કલ્પનાઓને કરનારૂં છતાં પણ જેમાં કાળનો કોઈ પ્રકારનો ભેદ લાગુ પડતો નથી એવું અને સંકલ્પોનેલીધે અનંત બ્રહ્માંડોરૂપે વિસ્તીર્ણ થયેલું એ વ્યાપક શુદ્ધ ચૈતન્ય પરિપૂર્ણજ છે.[૯૪] ત્રણે કાળમાં અનંત દૃશ્યોના અનુભવરૂપે દેખાતા એ ચૈતન્યમાંથી ત્રણે કાળનાં કલ્પિત દૃશ્યોને દૂર કરી નાખતાં, અખંડ અનુભવરૂપપણુંજ અવશેષ રહે છે, કે જે સમતા કહેવાય છે અને પૂર્ણતા પણ કહેવાય છે.[૯૫] મીઠારસનો અને કડવારસનો એક કાળમાં અનુભવ કરવામાં આવતાં 'મીઠારસનો પણ અનુભવ થયો અને કડવા રસનો પણ અનુભવ થયો' એમ કહેવાય છે; તો હવે એમાંથી અનુભવની ઉપાધિઓરૂપ એ બન્ને રસનો ત્યાગ કરતાં, એકલો અનુભવજ અવશેષ રહે છે, કે જે અનુભવ ચૈતન્યનું સ્વરૂપ છે અને બન્ને રસને સરખીરીતે લાગુ પડે છે. જેમ ઉપર કહ્યાપ્રમાણે મધના મીઠારસને અને લીંબડાના કડવારસને અનુભવરૂપ ચૈતન્ય સરખીરીતેજ લાગુ

પડયું, તેમ સઘળા પદાર્થોને પણ એ અનુભવરૂપ ચૈતન્ય સરખીરીતેજ લાગુ પડે છે; કેમ કે તે તે ઉપાધિઓનો ત્યાગ કરતાં એકલો અનુભવજ અવશેષ રહે છે. ચૈતન્ય કે જે સૂક્ષ્મ છે, સર્વ પદાર્થોમાં અનુસ્યૂત છે, સત્તારૂપ છે અને મુખ્ય અદ્વૈતરૂપ છે; તે જો પદાર્થોને પરસ્પરથી જુદા પાડનારા ભેદોના સંકલ્પોને છોડી દઇને એકજ કાળમાં સઘળા પદાર્થોને જુવે, તો એક બીજાની સાથે સંબંધ ધરાવનારા પદાર્થો વિચિત્ર છતાં પણ એકરૂપેજ અનુભવમાં આવે છે.[૯૬,૯૮] હવે ભેદોના સંકલ્પોનો ત્યાગ કરવાનો ઉપાય કહું છું તે સાંભળો. 'કોઈ પણ દૃશ્ય છેજ નહિ' એમ દૃશ્યમાત્રના અભાવનો આશ્રય કરવાથી ચિત્ત તુરતજ શોક તથા મોહ આદિ પરિણામોને છોડી દે છે અને એવીરીતે દૃશ્યમાત્રને મિથ્યા સમજીને સર્વના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ આત્માને જોવાથી ચિત્ત રાગ આદિ દોષોને પણ છોડી દે છે. આ રીતે રાગ આદિ છુટી જવાથી ભેદોના સંકલ્પોનો ત્યાગ થાય છે.[૯૯] ચૈતન્ય જો વર્તમાન દૃશ્યોની ઉપેક્ષા કરે અને ભૂત તથા ભવિશ્ય દૃશ્યોની વાસનાઓરૂપ બંધનોથી રહિત થાય એટલે ત્રણે કાળઉપર ધ્યાન ન આપે તો તે ચૈતન્યની સમતાજ અવશેષ રહે છે.[૧૦૦] ચૈતન્ય જો એ પોતાની સત્ય સમતારૂપી સ્થિતિમાં રહે તો વાણીથી અગમ્ય થવાનેલીધે જાણે સર્વદા અસત્ હોય એવું થઇ જાય છે અને જાણે શૂન્યપણાને પામ્યું હોય એવું થઇને રહે છે.[૧૦૧] એજ ચૈતન્ય આત્મા કહેવાય છે તથા બ્રહ્મ પણ કહેવાય છે. અપવાદદૃષ્ટિથી જોતાં, એ ચૈતન્ય કોઈરૂપ નથી અને અધ્યારોપદૃષ્ટિથી જોતાં, એ ચૈતન્ય સર્વરૂપ પણ છે. સઘળાં દૃશ્યોનો અત્યંત બાધ થઇ જતાં, અખંડરૂપે અવશેષ રહેનારું એ જે પરમચૈતન્ય છે તેજ 'મોક્ષ' એ નામથી કહેવામાં આવે છે.[૧૦૨] જેમ પડળવાળું નેત્ર મંદપ્રકાશવાળું હોવાનેલીધે કોઈ પદાર્થના સ્વરૂપને બરાબર જોઈ શકતું નથી, તેમ એ આત્મા જો સંકલ્પોથી યુક્ત હોય તો મંદપ્રકાશવાળો થવાનેલીધે આ જગતના પોતાથી અભિન્નપણાને જોઈ શકતો નથી.[૧૦૩] જે આત્મા પોતામાં ઇષ્ટોના અને અનિષ્ટોના સંકલ્પોરૂપી મેલોથી સંકીર્ણ હોય તે આત્મા, જેમ પાશથી બંધાયેલો પક્ષી આકાશમાં ચડી શકતો નથી, તેમ બ્રહ્મવિદ્યામાં ચડી શકતો નથી.[૧૦૪] આ જે લોકો છે, તેઓ જેમ આંધળા પક્ષીઓ જાળોમાં પડે છે, તેમ સંકલ્પોની ભાંજગડનેલીધેજ મોહરૂપી જાળોમાં પડેલા છે.[૧૦૫] મ્હારા બાપ–દાદાઓ સંકલ્પોરૂપી જાળોમાં વીંટાઇને વિષયોરૂપી ખાડાઓમાંજ પડ્યા હતા તેથી તેઓએ આ ઉપદ્રવોવિનાનો માર્ગ દીઠોજ ન હતો.[૧૦૬] જેમ કેટલાક દિવસોસુધી દેખવામાં આવેલા મચ્છરો ખાડાઓમાંજ નષ્ટ થઈ જાય છે, તેમ કેટલાક દિવસોસુધી લોકોના દેખવામાં આવેલા એ મ્હારા બીચારા બાપ–દાદાઓ પૃથ્વીમાંજ નષ્ટ થઈ ગયા છે.[૧૦૭] ભોગોરૂપી દુઃખોનેજ માગનારા એ દુર્બુદ્ધિલોકો જો આ તત્ત્વને સમજ્યા હોત તો જન્મ–મરણોરૂપી ઊંડી ખાડોમાં પડત નહિ.[૧૦૮] સર્વે લોકો રાગ–દ્વેષથી ઉઠેલા સુખ–દુઃખાદિના વિભ્રમથી, ધરતીનાં દરોમાં રહેનારા કીડાઓજેવા થઈ ગયા છે.[૧૦૯] જે પુરૂષના 'આ ઈષ્ટ છે અને આ અનિષ્ટ છે' એવા આકારોવાળા સંકલ્પોરૂપી ઝાંઝવાનાં જળો સત્યબોધરૂપી વરસાદથી શાંત થઇ ગયાં હોય તે પુરૂષનુંજ જીવવું સફળ છે.[૧૧૦] 'આ શુદ્ધ અને અખંડ નિર્મળસ્વરૂપવાળા ચૈતન્યમાં સંકલ્પોનો સંભવજ કેમ ઘટે? નિર્મળ ચાંદનીમાં જરા પણ ઉન્હાશવાળી પ્રભાઓ સંભવેજ કેમ?:મુદ્દલ સંભવેજ નહિ માટે છેજ નહિ' એવીરીતનો સત્ય-

બોધ પ્રાપ્ત થવાથી સંકલ્પો શાંત થઈ જાય છે.[111] હુંરૂપ આત્મા કે જે અખંડ ચૈતન્યસ્વરૂપ છે તેને હું પ્રણામ કરૂં છું. હે જગતને પ્રકાશ આપવામાં મણિની ઉપમા ધરાવનારા દેવ આત્મા! અહો! તમે ઘણેકાળે જાણવામાં આવ્યા છો.[112] હે આત્મા! તમે ઘણેકાળે જણાયા છો, મળ્યા છો, ઉદય પામ્યા છો અને વિકલ્પોમાંથી કહાડવામાં આવ્યા છો. હવે તમે જે છો તેજ છો. હું તમને પ્રણામ કરૂં છું.[113] હે આત્મા! હુંરૂપ તમે કે જે અંતવિનાના છો, હુંરૂપ તમે કે જે આનંદૈકરસ છો, હુંરૂપ તમે કે જે બ્રહ્માદિના પણ પ્રકાશક છો અને હુંરૂપ તમે કે સર્વથી ન્યારા પરમાત્મા છો તેમને હું પ્રણામ કરૂં છું.[114] મ્હારૂં પોતાનુંજ સ્વરૂપ કે જે સંકલ્પોરૂપી આવરણ ટળી જવાનેલીધે વાદળાંઓરૂપી આવરણવિનાના પૂર્ણચંદ્રજેવું થયું છે, પોતાનાજ આનંદૈકરસસ્વરૂપમાં બીજા કોઈના આધારવિના પોતાથીજ રહેલું છે, સ્વયંપ્રકાશ છે અને સ્વતંત્ર છે તેને હું પ્રણામ કરૂં છું.[115] **गतघनपरिपूर्णमिदुंबिंबं गतकलनावरणं स्वमेव रूपम्। स्ववपुषि मुदिते स्वयं स्वसंस्थं स्वयमुदितं स्ववशं स्वयं नमामि ॥११५॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદાત્મોપદેશયોગ' નામનો ચોત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ३५ मो*

## પ્રહ્લાદે સાક્ષાત્કાર કરેલા સ્વરૂપનું નિરૂપણ કર્યું તથા સંસારના બંધોને ધિક્કાર્યા

**प्रह्राद उवाच। ओमित्येकोचिताकारो विकारपरिवर्जितः॥**
**आत्मैवायमिदं सर्वं यत्किंचिज्जगतीगतम् ॥१॥**

પ્રહ્લાદ ચિંતવન કરે છેઃ—જગતમાં જે કાંઈ છે તે સઘળું આ આત્માજ છે, કે જે આત્મા વિકારોથી રહિત છે અને જેનું, સર્વરૂપપણાનો તથા સર્વનો અપવાદ થતાં, અવશિષ્ટપણાને જણાવનારૂં '**ओम्**' એ એકજ નામ યોગ્ય છે.[1] આ ચૈતન્યરૂપ આત્મા દેહમાં રહેલો છતાં મેદથી, અસ્થિઓથી, માંસથી, મજ્જાથી તથા રૂધિરાદિથી ન્યારો છે, સૂર્યાદિની અંદર પણ રહેલો છે, સૂર્યાદિને પણ પ્રકાશ આપે છે અને પોતે પ્રકાશમય છે.[2] આ આત્મા અગ્નિને પોતાની સત્તાથીજ ઊન્હો કરે છે અને અમૃતને તથા જળને પોતાની સત્તાથીજ શીતળ કરે છે. જેમ રાજા ભોગોને બનાવીને તેઓને ભોગવે છે, તેમ આ આત્મા પોતાની સત્તાથીજ ઇંદ્રિયોના વિષયોને બનાવીને તેઓને ભોગવે છે.[3] આત્મા સર્વદા નિષ્ક્રિય છે તોપણ વાયુ આદિરૂપે સર્વદા દોડ્યા કરે છે, કાળરૂપે ચાલ્યો જાય છે, તોપણ કુંભારના ચાકડાની પેઠે પોતાના ઠેકાણાથી ખસતો નથી, શાંત છે તોપણ સઘળા વ્યવહારો કરે છે અને સઘળા વ્યવહારો કરતાં છતાં પણ લેપાતો નથી.[4] આત્મા પૂર્વે કરેલાં કર્મોનાં ફળોથી હમણાં લેપાતો નથી અને હમણાં કરવામાં આવતાં કર્મોનાં ફળોથી હવે લેપાવાનો નથી. આત્મા આ લોકમાં, પરલોકમાં તથા બન્નેલોકની સંધિમાં શુભાશુભ કર્મોનાં ફળોને ભોગવે છે તોપણ વાસ્તવિકરીતે સઘળી વૃત્તિઓનો સાક્ષી હોવાથી કશું ભોગવતો નથી.[5] આત્મા પોતેજ સઘળાં બ્રહ્માંડોરૂપે તથા બ્રહ્માથી માંડીને તરણાપર્યંત સઘળા પદાર્થોરૂપે થાય છે અને થઈને નિર્ભયરીતેજ પોતાના સામીપ્યમાત્રથી સર્વે

* આ પાંત્રીસમા સર્ગમાં પ્રહ્લાદે સાક્ષાત્કાર કરેલા આત્માનું નિરૂપણ કરી, અંદર પ્રણામ કરીને, આત્માના સાક્ષાત્કારના બળથી જીતાયેલા બંધોને સંભારી સંભારીને ધિક્કાર્યા એ કથા કહેવામાં આવશે.

બ્રહ્માંડોને તથા બ્રહ્મા આદિ સઘળા પદાર્થોને આવર્તનો આપ્યા કરે છે.[૬] આ આત્મા વાયુદેવકરતાં પણ સર્વદા અત્યંત ચલનવાળો છે, ઝાડના ઠુંઠકરતાં પણ અત્યંત નિષ્ક્રિય છે અને આકાશકરતાં પણ અત્યંત નિર્લેપ છે.[૭] જેમ પવન પલ્લવોને ચલાયમાન કરે છે, તેમ આ આત્મા મનોને ચલાયમાન કરે છે. જેમ સારથિ ઘોડાઓની પંક્તિને ચલાવે છે, તેમ આ આત્મા પોતાની ઇંદ્રિયોની પંક્તિને ચલાવે છે.[૮] આ આત્મા દેહસંબંધી તથા ઘરસંબંધી કાર્યોમાં તત્પર રહેવાનેલીધે સર્વદા અત્યંત દુર્દશાવાળાજેવો પણ જણાય છે અને પોતાના સ્વરૂપમાંજ અવિચળપણાથી સ્વસ્થ રહીને પોતાના સામર્થ્યથી સઘળા ભોગોને ભોગવે છે, માટે ચક્રવર્તીજેવો પણ છે.[૯] આ આત્માનુંજ સર્વદા શોધન કરવું યોગ્ય છે, સ્તવન કરવું યોગ્ય છે અને ધ્યાન કરવું યોગ્ય છે. આત્માનાંજ શોધન, સ્તવન અને ધ્યાન કરવાથી જરાના તથા મરણના મોહમાંથી નીકળી જવાય છે.[૧૦] સઘળાઓનાં શરીરોરૂપી કમળોનાં છિદ્રમાં ભ્રમરની પેઠે રહેલો આ આત્મા વિશ્વાસી બંધુની પેઠે સહેજ મળે એવો છે અને સહેજ વશ કરી શકાય એવો છે; કારણ કે જ્ઞાનમાત્રથીજ મળે છે અને સ્મરણમાત્રથીજ વશ થાય છે.[૧૧] આ આત્મા જરાક બોલાવ્યા છતાંજ ક્ષણમાત્રમાં સન્મુખ થાય છે.[૧૨] જેમ ધનવાન પુરૂષ પોતાનું સેવન કરનારાઓની પાસે ગર્વ કરે છે અને તેઓનું અપમાન પણ કરે છે, તેમ આ સઘળી સંપત્તિઓવાળો આત્મા પોતાનું સેવન કરનારાઓની પાસે કદી પણ ગર્વ કરતો નથી અને કદી પણ તેઓનું અપમાન કરતો નથી.[૧૩] જેમ પુષ્પોમાં સુગંધ રહેલો છે, તલોના દાણાઓમાં તેલ રહેલું છે અને મધુરપદાર્થોમાં મીઠાશ રહેલી છે, તેમ આ આત્મા સઘળા પદાર્થોમાં રહેલો છે.[૧૪] જેમ ઘણા દિવસથી નહિ દીઠેલો બંધુ આગળ આવ્યા છતાં પણ ઓળખાતો નથી, તેમ આ આત્મા હૃદયમાં રહેલો છતાં પણ અજ્ઞાનનેલીધે ઓળખાતો નથી.[૧૫] જેમ પ્યારો બંધુ મળતાં, આનંદ ઉદય પામે છે, તેમ આ પરમાત્મા વિચારથી જાણવામાં આવતાં, પરમઆનંદ ઉદય પામે છે.[૧૬] ઉત્કૃષ્ટ આનંદ આપનારો આત્મારૂપી ઉત્તમ બંધુ જોવામાં આવતાં એવા એવા વિચારો પ્રાપ્ત થાય છે, કે જે વિચારોથી મરણ આદિ વિચ્છેદ ટળી જાય છે.[૧૭] સ્નેહ આદિ સઘળા પાશો ત્રુટી જાય છે, કામ આદિ સઘળા શત્રુઓ ક્ષય પામી જાય છે અને જેમ ઘૂંસો ઘરમાં ભોંયરાં કરે છે, તેમ દુષ્ટ આશાઓ મનમાં ભોંયરા કરતી નથી.[૧૮] આ આત્મા જોવામાં આવતાં, સઘળું જગત જોવામાં આવે છે. સાંભળવામાં આવતાં, સઘળું જગત સાંભળવામાં આવે છે, સ્પર્શ ( સાક્ષાત્કાર ) કરવામાં આવતાં, સઘળું જગત સ્પર્શ કરવામાં આવે છે અને એના રહેવાથીજ સઘળું જગત રહે છે.[૧૯] આ આત્મા સઘળા પ્રાણીઓ સૂતાં છતાં જાગ્યા કરે છે, અવિવેકીઓને માર્યા કરે છે, શરણાગત થયેલા દુઃખી લોકોની આપદાઓને હરે છે અને દેહનું અભિમાન ધરાવનારાઓને આપદાઓ આપે છે.[૨૦] આ આત્મા જગતની સ્થિતિમાં જીવ થઇને વિચરે છે, ભોગોમાં વિલાસ પામે છે અને સઘળી વસ્તુઓમાં સ્ફુર્યાજ કરે છે.[૨૧] આ આત્મા સંસારમાં રહેલો છતાં પણ પોતાના શાંતસ્વરૂપથી પોતાના શાંતસ્વરૂપનોજ અનુભવ કર્યા કરે છે અને જેમ મરીના સઘળા અવયવોમાં તીક્ષ્ણપણું રહ્યું છે, તેમ આ આત્મા સઘળા પદાર્થોમાં રહ્યો છે.[૨૨] આ આત્મા ભૂત-ભવિષ્ય પદાર્થોના અનુસંધાનરૂપે તથા વર્તમાનપદાર્થોના દર્શનરૂપે સઘળા જીવોમાં રહ્યો છે અને જગતના સઘળા જડપદાર્થોમાં સામાન્યસત્તારૂપે રહેલો છે.[૨૩]

આ આત્માજ આકાશમાં શૂન્યપણારૂપે રહેલો છે, વાયુમાં ચલનરૂપે રહેલો છે, તેજમાં પ્રકાશરૂપે રહેલો છે, જળમાં રસરૂપે રહેલો છે,[૨૪] પૃથ્વીમાં કઠિનપણારૂપે રહેલો છે, અગ્નિમાં ઉષ્ણપણારૂપે રહેલો છે, ચંદ્રમાં શીતળપણારૂપે રહેલો છે અને સઘળાં બ્રહ્માંડોમાં સત્તારૂપે રહેલો છે.[૨૫] જેમ આંજણના પિંડમાં કાળાપણું રહેલું છે, હિમના કણમાં શીતપણું રહેલું છે અને પુષ્પોમાં સુગંધપણું રહેલું છે, તેમ સઘળા દેહોમાં આત્મા રહેલો છે.[૨૬] જેમ સત્તા સર્વમાં વ્યાપક છે, જેમ કાળ સર્વમાં વ્યાપક છે અને રાજાની શક્તિ સર્વ દેશોમાં વ્યાપક હોય છે, તેમ આત્મા સઘળી ઇંદ્રિયોના વ્યાપારોમાં તથા મનના વ્યાપારોમાં વ્યાપક છે.[૨૭] બહાર તથા અંદર ઇંદ્રિયોના તથા મનના વ્યાપારોથી જે કાંઈ પ્રકાશિત થાય છે તે સઘળું આત્માનુંજ કૃત્ય છે. આ અવિનાશી અને દેવતાઓને પણ સત્તા તથા સ્ફુરણ આપનારો મ્હોટો દેવ આત્મા હુંજ છું. મ્હારામાં બીજી કોઈ કલ્પના છેજ નહિ. જેમ રજની કણીઓથી આકાશને સંબંધ થતો નથી, જળની કણીઓથી કમળપત્રને સંબંધ થતો નથી અને ભય આદિ સંભ્રમથી પાષાણને સંબંધ થતો નથી, તેમ મને બીજા કોઈથી સંબંધ થતો નથી. સુખો તથા દુઃખો શરીરમાં પડો કે ન પડો પણ તેઓથી મને શી હાનિ પ્રાપ્ત થાય છે ? કશી હાનિ ( વિકાર ) થતી નથી.[૨૮,૩૦] તુંબડાંની ઉપર પાણીની ધારાઓ પડવાથી કે ન પડવાથી તુંબડાના આકાશને શી ક્ષતિ છે ? જેમ તેલને, વાટને તથા કોડીયાંને અતિક્રમ કરીને રહેલો દીવાનો પ્રકાશ દોરીથી બંધાતો નથી, તેમ સઘળા પદાર્થોને અતિક્રમ કરીને રહેલો હું કોઇથી પણ બંધાતો નથી. અમારે વળી વિષયોની સાથે, જન્મ–મરણોની સાથે તથા ઇંદ્રિયોની સાથે શો સંબંધ હોય ? કશો નથી.[૩૧] જેમ નિરાકાર હોવાથી આકાશને કોઇનો સંબંધ થતો નથી અને મનને કોઇનો અભિઘાત થતો નથી, તેમ મને કોઈનો સંબંધ થતો નથી અને કોઈનો અભિઘાત થતો નથી.[૩૩] શરીરના સેંકડો ટુકડા થઈ જાય તોપણ આત્માનું કશું ખંડન થતું નથી. ઘડો ભાંગી જાય, છિદ્રવાળો થઇ જાય અને નષ્ટ થઈ જાય તોપણ તે ઘડાના આકાશને શી હાનિ છે ? જેમ પિશાચ મુદ્દલ નહિ છતાંજ ખોટી ભ્રાંતિથી ઉદય પામે છે, તેમ જડ મન કે જે મુદ્દલ નહિ છતાંજ ખોટી ભ્રાંતિથી ઉદય પામ્યું છે તે બોધના પ્રભાવથી હમણાં નષ્ટ થઈ જાય તોપણ અમને શી હાનિ પ્રાપ્ત થાય એમ છે ? સુખ–દુઃખમય વાસનાઓથી ભરપૂર રહેનારૂં મ્હારૂં મન પ્રથમ અજ્ઞાનની દશામાં હતું પણ હવે નથી. હમણાં તો મને દેશ–કાળાદિના પરિચ્છેદવિનાની મુખ્ય વિશ્રાંતિ મળી છે. એક ભોગવતો હોય, બીજો લેતો હોય, ત્રીજો અનર્થસંબંધી ક્લેશોને પામતો હોય અને ચોથો જોયા કરતો હોય તેમાં ચોથો ભોગવવાને, લેવાને અને ક્લેશોને પોતામાં માની લે એ કેવી મૂર્ખતા ગણાય ? પ્રકૃતિ ભોગવે છે, મન લે છે, દેહ ક્લેશોને પામે છે અને આત્મા જોયા કરે છે તે છતાં આત્મા એ ભોગવવાને, લેવાને તથા ક્લેશોને પોતામાં માની લે છે એતો મૂર્ખતાજ ગણાય. અહો ! આ મૂર્ખતારૂપી ચકરી કોણે નાખી હશે ? ના, ના, વિચાર કરી જોતાં, એવા પ્રકારની મૂર્ખતા કાંઈ છેજ નહિ તેથી આત્માને કશી ક્ષતિ થઇજ નથી. મને ભોગોની સ્થિતિની પણ ઈચ્છા નથી અને ભોગોના ત્યાગની પણ ઈચ્છા નથી.[૩૪,૩૮] જે આવતું હોય તે ભલે આવે અને જે જતું હોય તે ભલે જાય. મને સુખોઉપર રાગ નથી અને દુઃખોઉપર દ્વેષ નથી.[૩૯] સુખ–દુઃખો

આવતાં હોય તો ભલે આવે અને જતાં હોય તો ભલે જાય; પણ મને એઓની સાથે શો સંબંધ છે. શરીરમાં અનેક પ્રકારની વાસનાઓ ઉદય પામો કે અસ્ત પામો; મ્હારે એઓનો કશો સંબંધ નથી અને એઓને મ્હારો કશો સંબંધ નથી. અહો ! આટલા કાળસુધી અજ્ઞાનરૂપી શત્રુએ મ્હારા વિવેકરૂપી સર્વસ્વને હરી લઇને મને કચરી નાખ્યો હતો અને વિવેકરૂપી સર્વસ્વને પણ અત્યંત ભાંગી–તોડી નાખ્યું હતું. હમણાં મ્હારા સ્વરૂપમાંથીજ ઉત્પન્ન થયેલી વિષ્ણુની સુંદરકૃપાથી એ સઘળું સમજવામાં આવતાં, તે શત્રુને મ્હેં તોડી નાખ્યો છે અને સઘળું સર્વસ્વ પાછું મેળવીને ઠીક કરી લીધું છે. મ્હેં હમણાં મ્હારા શરીરરૂપી ઝાડની કોતરમાંથી બ્રહ્મવિદ્યારૂપી મંત્રવડે અહંકારરૂપી પિશાચને કહાડી મૂકયો છે. અહંકારરૂપી પિશાચથી રહિત થયેલો આ મ્હારા શરીરરૂપી મ્હોટો બગીચો અત્યંત પવિત્ર થયો છે અને જાણે પ્રફુલ્લિત થયો હોય તેમ શોભે છે. દુષ્ટ આશાઓરૂપી દોષોનો ક્ષય થવાનેલીધે જેનું મોહરૂપી દારિદ્રય શાંત થઈ ગયું એવો હું વિવેકરૂપી ધનોના સમૂહને પામીને મહા સમર્થ થયો છું. જે જાણવાનું હતું તે સઘળું જાણી લીધું અને જે કાંઈ જોવાનું હતું તે સઘળું જોઈ લીધું.[૪૫-૪૬] હમણાં મને એવો પુરૂષાર્થ પ્રાપ્ત થયો છે કે જે પછી બીજું કાંઈપણ પામવાનું અવશેષ રહ્યું નથી. હું હવે રજ-(રજોગુણ અને ધૂળ) થી રહિત થયેલી સઘળી આશાઓ (દિશાઓ અને તૃષ્ણાઓ) વાળી, ઉપશમોરૂપી શીતળ વૃક્ષોવાળી અને જેમાંથી અનર્થો દૂરજ થઈ ગયા છે, વિષયોરૂપી સર્પો નાસી ગયા છે, મોહરૂપી ઝાકળ ટળી ગઈ છે અને વાસનારૂપી ઝાંઝવાનાં પાણી શાંત થઇ ગયાં છે એવી પરમાત્મારૂપી ઊંચી વિસ્તર્ણભૂમિને પ્રાપ્ત થયો છું. વિષ્ણુની સ્તુતિ કરવાથી, વિષ્ણુને પ્રણામ કરવાથી, વિષ્ણુની પ્રાર્થના કરવાથી, શમના પ્રભાવથી અને નિયમના પ્રભાવથી મને આ મહાસમર્થ આત્મા મળ્યો છે, જોવામાં આવ્યો છે અને સ્પષ્ટરીતે જાણવામાં આવ્યો છે. અહંકારના પદનો અતિક્રમ કરીને રહેલો અને સનાતન બ્રહ્મરૂપ આ સમર્થ આત્મા ઘણેકાળે વિષ્ણુની કૃપાથી મ્હારા સ્મરણમાં આવેલો છે. જેમ અલ્પવિચારવાળા માણસને રાત્રે જંગલમાં પિશાચ હેરાન કરે છે, તેમ લાંબાકાળથી મને અહંકારરૂપી શત્રુએ ઇંદ્રિયોરૂપી સર્પોનાં દરોવાળાં, મરણોરૂપી ખાડાઓવાળાં, તૃષ્ણાઓરૂપી કાકચનાં કુંજોવાળાં, કામદેવરૂપી દુષ્ટપક્ષીના કોલાહલોવાળાં, જન્મોરૂપી ઊંડા કૂવાઓવાળાં, દુઃખોરૂપી બળતા દાવાનળોવાળાં અને વિષયોરૂપી ભયંકર ચોરોવાળાં વાસનાઓરૂપી વનોમાં વિપત્તિઓની તથા સંપત્તિઓની લાખો દશાઓથી, ઊંચી–નીચી ગતિઓના વિભ્રમોથી, અનંત જન્મ–મરણોથી અને આશાઓરૂપી પાશોવડે બંધનોથી બહુજ હેરાન કર્યો છે. હમણાં મ્હારા આત્માએ પોતાનીજ ચાતુરીથી વિષ્ણુનું રૂપ ધરીને મ્હારા વિવેકની સંપત્તિને જાગ્રત કરી છે. જેમ આકાશમાં સૂર્યનો પ્રકાશ થતાં, અંધકાર જોવામાં આવે નહિ, તેમ આત્મજ્ઞાનનો પ્રકાશ થતાં, એ અહંકારરૂપી રાક્ષસ કયાંય પણ મ્હારા જોવામાં આવતો નથી. જેમ દિવો ઠરી જતાં, પાછો તે દિવાનો પત્તો મળે નહિ, તેમ મનરૂપી ગુફામાં રહેનારો અહંકારરૂપી યક્ષ શાંત થતાં હવે મને તેનો પત્તો પણ મળતો નથી. હે આત્મા! જેમ સૂર્ય જોવામાં આવતાંજ ચોર નાસી જાય, તેમ મ્હોટી શક્તિવાળો તું જોવામાં આવતાંજ મ્હારો અહંકાર નાસી ગયો છે. મિથ્યાજ ઉત્પન્ન થયેલો એ અહંકાર પિશાચની પેઠે નાસી જતાં હું, જેમાંથી અજગર જતો રહ્યો હોય એવા

બગીચાની પેઠે સ્વસ્થ થઇને રહ્યો છું. આ જગતમાં પ્રબોધને પામેલો હું શાંત થાઉં છું અને પરમસુખમાં વર્તું છું.[૪૭-૬૦] મને અહંકારરૂપી ચોરે છોડી દીધો છે તેથી હું અખંડસુખને પ્રાપ્ત થયો છું. જેમ વરસાદના જળના સમૂહથી ભીંજાયેલો પર્વત દાવાનળથી તથા ઝાંઝવાનાં પાણીથી રહિત થઇને અંદર શીતળપણું પામે, તેમ બોધના સમૂહથી ભીંજાયેલો હું અહંકારથી તથા આશાઓથી રહિત થવાનેલીધે અંદર શીતળપણું પામ્યો છું. સ્વરૂપના વિચારનેલીધે અહંપદ (અહંકાર) શાંત થઈ ગયું તો હવે મોહ પણ કોણ છે, દુઃખો પણ કોણ છે, દુષ્ટ આશાઓ પણ કોણ છે અને ચિંતા પણ કોણ છે? કશું નથી. જો અહંકાર હોય તોજ નરકના, સ્વર્ગના તથા મોક્ષ આદિના ભ્રમો પ્રવર્તે છે.[૬૧,૬૩] કેમ કે ભીંત હોય તોજ ચિત્રો થાય પણ આકાશમાં ચિત્રો થાય નહિ. જેમ મેલાવસ્ત્રમાં કેસરનો રંગ લાગુ પડે નહિ, તેમ અહંકારરૂપી પૈત્તિક ઉન્માદ (ઘેલાપણા) થી ઘેરાયેલા ચિત્તમાં જ્ઞાનનો ચમત્કાર લાગુ પડે નહિ.[૬૪] જ્યારે ચિત્તરૂપી આકાશ અહંકારરૂપી વાદળાથી તથા તૃષ્ણારૂપી વરસાદથી રહિત થાય ત્યારે તેમાં આત્મારૂપી ચંદ્રના પ્રકાશવાળી સ્વચ્છતા શોભી નીકળે છે.[૬૫] હે આત્મા! હુંરૂપી તું કે જે અહંકારરૂપી કાદવથી રહિત થયેલા અને અંદર સ્વચ્છતાવાળા આનંદના સરોવરરૂપ છે તેને હું વારંવાર પ્રણામ કરૂં છું.[૬૬] હે આત્મા! હુંરૂપ તું કે જે ઇંદ્રિયોરૂપીઉગ્ર ઝૂડોથી તથા ચિત્તરૂપી વડવાનળથી રહિત થયેલો આનંદનો સમુદ્ર છે તેને હું વારંવાર પ્રણામ કરૂં છું.[૬૭] જેમાંથી અહંકારરૂપી વાદળાં જતાં રહ્યાં છે અને આશારૂપી દાવાનળ શાંત થયો છે એવા હુંરૂપ આનંદના અવિચળ પર્વતને વારંવાર પ્રણામ કરૂં છું.[૬૮] હે આત્મા! હુંરૂપ તું કે જે પ્રફુલ્લિત આનંદરૂપી કમળવાળા અને જેમાં ચિંતારૂપી મોજાંઓ શાંત છે એવા 'પરબ્રહ્મ' નામના માનસસરોવરરૂપ છે તેને હું મ્હારી અંદરજ વારંવાર પ્રણામ કરૂં છું.[૬૯] બુદ્ધિ અને બુદ્ધિની વૃત્તિઓમાં પ્રતિબિંબિત ચૈતન્ય એઓરૂપ બે પાંખોવાળા અને હૃદયરૂપી કમળની અંદર નિવાસ કરનારા પોતાના આત્મારૂપી હંસને હું અંદરજ વારંવાર પ્રણામ કરૂં છું.[૭૦] હે પૂર્ણ આત્મા! પ્રાણ તથા મન આદિ સોળ કળાઓવાળા, કળાઓથી ન્યારારૂપવાળા, આનંદરૂપ અમૃતમય સ્વરૂપવાળા અને સર્વદા પ્રકાશતા તુંરૂપ ચંદ્રને વારંવાર પ્રણામ કરૂં છું.[૭૧] સર્વદા ઉદય પામેલા, હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી મ્હોટા અંધકારને હરનારા અને સર્વમાં વ્યાપક છતાં પણ દેખવામાં નહિ આવતા ચૈતન્યરૂપી શીતળ સૂર્યને વારંવાર પ્રણામ કરૂં છું.[૭૨] વૈરાગ્યરૂપી તેલથી પ્રકાશતા, ચિત્તની વૃત્તિરૂપી વાટથી બહાર નીકળીને વર્તનારા અને પોતાના સ્વરૂપરૂપી આધારમાં રહેનારા ચૈતન્યરૂપી અવિચળ દીવાને વારંવાર પ્રણામ કરૂં છું.[૭૩] જેમ અગ્નિથી તપેલા લોઢાને ટાઢા લોઢાથી બળાત્કારે ભાંગી નાખવામાં આવે છે, તેમ મ્હેં કામદેવરૂપી અગ્નિથી તપેલા મનને ઉપશમવાળા મનથી બળાત્કારે ભાંગી નાખ્યું છે.[૭૪] શુદ્ધ ઇંદ્રિયથી મલિન ઇંદ્રિયને કાપી નાખીને, શુદ્ધ મનથી મલિન મનને કાપી નાખીને અને શુદ્ધ અહંકારથી મલિન અહંકારને કાપી નાખીને કેવળ ચૈતન્યરૂપે રહેલો હું ઉત્કર્ષથી વર્તું છું.[૭૫] હે આત્મા! શ્રદ્ધાથી અશ્રદ્ધાને કાપી નાખીને, અતૃષ્ણાથી તૃષ્ણાને કાપી નાખીને અને વિચારવાળી બુદ્ધિથી સંદેહવાળી બુદ્ધિને કાપી નાખીને જ્ઞાતાપણાના અભિમાનથી રહિત કેવળ સત્યજ્ઞાનસ્વરૂપે તુંજ અવશેષ રહ્યો છો તેને હું પ્રણામ કરૂં છું.[૭૬] શુદ્ધ

મનથી મલિન મન કપાઈ જતાં અને ' હું બ્રહ્મ છું' એ અહંકારથી ' હું દેહ છું ' એ અહંકાર કપાઈ જતાં, અહંકારથી રહિત થયેલો હું કેવળ સ્વચ્છરૂપે રહ્યો છું.[૭૭] ભાવનાઓ કરાવનારી બુદ્ધિથી રહિત થયેલું, અહંકારથી રહિત થયેલું, મનથી રહિત થયેલું અને ઈચ્છાઓથી રહિત થયેલું આ મ્હારૂં શરીર કેવળ પ્રાણવાયુનેલીધેજ ચલિત થયા કરે છે અને આત્મામાંજ રેહેલું છે.[૭૮] લીલામાત્રથી અનંત લોકપાલોઉપર અનુગ્રહ કરનારા અને મ્હારા સ્વરૂપથી અભિન્ન વિષ્ણુભગવાનની કૃપાથી મને આ પરમ ઉપશમવાળી સર્વોત્તમ વિશ્રાંતિ પ્રાપ્ત થઈ છે.[૭૯] મોહરૂપી વેતાલ શાંત થવાથી, અહંકારરૂપી રાક્ષસ જતો રહેવાથી અને દુષ્ટ આશારૂપી ચૂડેલનો વળગાડ મટી જવાથી હું સઘળા સંતાપોથી રહિત થયો છું.[૮૦] દુષ્ટ અહંકારરૂપી પક્ષિણી તૃષ્ણારૂપી દોરીને કાપી નાખી મ્હારા શરીરરૂપી પાંજરામાંથી ઉડીને ક્યાં ગઈ, એ જાણવામાં પણ આવતું નથી.[૮૧] ઘાટા અજ્ઞાનરૂપી માળો વીંખાઇ જતાં, અહંકારરૂપી પક્ષી કાયારૂપી ઝાડમાંથી ઉડીને ક્યાં ગયો, એ જાણવામાં પણ આવતું નથી.[૮૨] લાંબી લાંબી આશાઓથી તથા દેહ આદિનાં લાંબાં લાંબાં અભિમાનોથી મલિન થયેલી અને ભયોરૂપી સર્પોનું હિત કરનારી ઘણી ઘણી વાસનાઓ સમાધિથી ઉચ્છિન્ન થઇ ગઈ એ બહુ સારૂં થયું.[૮૩] આટલા કાળસુધી હું કોણ હતો ! હું ખોટીરીતેજ દેહાદિકમાં દૃઢ અભિમાન ધરાવતો હતો એતો ભારે આશ્ચર્ય થયું!![૮૪] આજજ મ્હારો જન્મ સફળ થયો અને આજજ હું મ્હોટી બુદ્ધિવાળો થયો. કેમ કે આ અહંકારરૂપી કાળા વાદળાએ મને આજજ સંપૂર્ણરીતે છોડયો.[૮૫] આ મ્હોટા ઐશ્વર્યવાળો આત્મા મ્હારા જોવામાં આવ્યો છે, જાણવામાં આવ્યો છે, સમાધિમાં મનથી આલિંગન કરવામાં આવ્યો છે અને આલિંગન કરીને જાગ્રતમાં પણ 'એ હુંજ છું ' એમ અનુભવમાં જોડવામાં આવ્યો છે.[૮૬] જેમ પ્રથમ હું ' જે શરીર છે તે હું છું" એમ માની બેઠો હતો તેમ હમણાં 'જે આત્મા છે તે હું છું' એમ સમજ્યો છું. વિષયોથી રહિત થયેલું, વિષયોના મનનથી પણ રહિત થયેલું, વાસનાઓથી રહિત થયેલું. અહંકારના ભ્રમોએ અત્યંત છોડી દીધેલું, ચેષ્ટાવિનાનું, કોઈ વિષયમાં રાગથી નહિ રંગાઈ જતું અને ભોગોની ઉત્કંઠાથી રહિત થયેલું આ મન કાષ્ઠવિનાના અગ્નિની પેઠે શાંતિ પામ્યું છે.[૮૭] ઉતરવાને અશક્ય, સહન થઈ શકે નહિ એવી, અનેક જન્મોને તથા લાંબા લાંબા લોભ આદિ દોષોને આપનારી, કોઈ સમયે લાંબા કાળસુધી એકરૂપેજ રહેનારી અને કોઈ સમયે ક્ષણે ક્ષણે વિચિત્રતા પામનારી મ્હોટી મ્હોટી આપદાઓ ક્ષય પામી ગઈ છે, જીવમાં જે અજ્ઞાનરૂપી જડતા હતી તે જતી રહી છે અને અદ્વિતીય ચૈતન્યરૂપ પૂર્ણાનંદ પરમાત્મા પ્રાપ્ત થયા છે.[૮૮] **दुरुत्तराः समविषमा महापदः सुदुःसहाः प्रभवनदीर्घदोषदाः ॥ गताःक्षयं समविगतो महेश्वरश्चिदद्वयोपगतःचित्वमन्तरे ॥ ८८ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'બ્રહ્માતાત્મલાભચિંતા' નામનો પાંત્રીસમો સર્ગ સંપૂર્ણ.૩૫.**



## સર્ગ ૩૬ મો * પ્રહ્‌લાદને દુર્લભ આત્મપદની પ્રાપ્તિ

**प्रह्लाद उवाच । आत्मा सर्वपदातीतश्चिरात् संस्मृतिमागतः ॥**
**दिष्ट्या लब्धोसि भगवन्नमस्तेस्तु महात्मने ॥१॥**

પ્રહ્‌લાદ ચિંત્વન કરે છેઃ–સઘળા અનાત્મવર્ગોથી ન્યારો આત્મા ઘણેકાળે સ્મરણમાં આવ્યો છે. હે આત્મા ! તું મને મળ્યો એ બહુ સારૂં થયું. તું કે જે સઘળા પરિચ્છેદોથી રહિત છે, તેને મ્હારો પ્રણામ હો.[૧] હે આત્મા ! તને જોઇને તથા અભિવંદન કરીને હું ત્હારૂં સમાધિમાં લાંબાકાળસુધી આલિંગન કરૂં છું. હે મહારાજ ! ત્હારાવિના ત્રૈલોક્યમાં અત્યંત પ્યારો બીજો બંધુ કોણ છે ? કોઈ નથી.[૨] તું સર્વરૂપ હોવાનેલીધે મારનાર પણ છે, રક્ષણ કરનાર પણ છે, દેનાર પણ છે, સ્તુતિ કરનાર પણ છે, જનાર પણ છે અને ચલન કરનાર પણ છે; પરંતુ હવે તું મને અપરોક્ષરીતે જોવામાં આવ્યો અને પ્રાપ્ત પણ થયો તો હવે ત્હારાથી બીજું કાંઇ થઇ શકે એમ પણ નથી અને ક્યાંય જતું રહેવાય એમ પણ નથી.[૩] હે પોતાની સત્તાથી સર્વ બ્રહ્માંડને પૂરનારા ! હે સર્વનું હિત કરનારા ! તું સર્વ સ્થળોમાં સર્વદા જોવામાં આવે છે તો હવે તું ક્યાં નાસી શકે એમ છે?[૪] હે બાંધવ ! ત્હારા–મ્હારા વચ્ચે ઘણા ઘણા જન્મોથી બહુ છેટું પડી ગયું હતું તે ટળી જઇને આજ બહુજ સામીપ્ય થયું છે. તું ભલે જોવામાં આવ્યો.[૫] તું કે જે કૃતાર્થ છે, સર્વ જગતનો કર્તા છે, અને સર્વનો પાલક છે તેને વારંવાર પ્રણામ કરૂં છું. તું કે જે સંસારરૂપી પાંદડાંના ડીટીંયારૂપ છે, નિત્ય છે અને શુદ્ધસ્વરૂપવાળો છે તેને પ્રણામ કરૂં છું.[૬] તું કે જે ચક્રને તથા કમળને હસ્તોમાં ધરનારો વિષ્ણુ છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે અર્ધા ચન્દ્રને ધરનારો સદાશિવ છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે દેવતાઓનો અધિપતિ ઈંદ્રિ છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે કમળમાંથી જન્મેલો બ્રહ્મા છે તેને પ્રણામ કરૂં છું.[૭] જેમ તરંગના અને જળના ભેદની કલ્પના કેવળ વ્યવહારદૃષ્ટિથીજ છે અને ખોટી છે, તેમ ત્હારા અને મ્હારા ભેદની કલ્પના પણ કેવળ વ્યવહારદૃષ્ટિથી છે અને ખોટીજ છે.[૮] તુંજ સુખ–દુઃખોના ફેરફારોવાળી અને પારવિનાની આ અનંતવસ્તુઓની વિચિત્રતાવાળી, અનાદિ 'સંસાર' નામની ખટપટરૂપે દેખાયા કરે છે.[૯] તું કે જે સઘળા પદાર્થોનો સંકલ્પ કરનાર છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે સંકલ્પોથીજ સઘળા પદાર્થોને સૃજનાર છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે સૃજીને અનંતરૂપોથી વિકાશ પામનાર છે તેને હું પ્રણામ કરૂં છું. તું કે જે સઘળા પદાર્થોની કલ્પનાને અનુસરતા સ્વભાવવાળો છે તેને પ્રણામ કરૂં છું. તું કે જે અધિષ્ઠાનપણાથી સર્વમાં વ્યાપક છે તેને પ્રણામ કરૂં છું.[૧૦] હુંરૂપ તું આજ દિવસસુધી મ્હારા કહેવાપ્રમાણે વિષયોના માર્ગમાં ચાલ્યો તેથી તું લાંબાં લાંબાં દુઃખોવાળો થયો, દુઃખોથી બળી ગયા જેવો થઇગયો અને ત્હારે લાંબાકાળસુધી જન્મોજન્મમાં ઘણા ઘણા ઊંચી–નીચી ગતિઓમાં જવારૂપી ભ્રમો જોવા પડયા તથા ઘણાં ઘણાં વિપત્તિઓનાં દૃષ્ટાંતો જોવાં પડયાં. આજસુધી બહિર્દૃષ્ટિનેલીધે ત્હારૂં ખરૂં સ્વરૂપ તને પ્રાપ્ત થયું ન હતું તેથી તું જરાપણ પુરૂષાર્થ મેળવી શક્યો નથી.[૧૧-૧૨] માટી, લાકડાં, પથરા અને

* આ છત્રીસમા સર્ગમાં પ્રહ્‌લાદે દુર્લભ આત્માને પામીને વારંવાર પ્રણામ કર્યા, સ્તુતિ કરી, અભિવંદન કર્યું અને આત્માની સાથેજ રમણ કર્યું એ કથા કહેવામાં આવશે.

પામી એઓથીજ ગોઠવાયેલું આ સઘળું જગત ત્હારાવિના છેજ નહિ અને તેમ છતાં પણ ત્હારા સ્વરૂપની પ્રાપ્તિ થાય તોજ પુરૂષાર્થ પરિપૂર્ણ થાય એમ છે.[૧૩] હે દેવ ! આ તું આજ મળ્યો છે, જોવામાં આવ્યો છે, જણાયો છે, બાથમાં લેવાયો છે અને પકડાયો છે. હું તને પ્રણામ કરૂં છું. આવીરીતે પકડાયાથી તું મુંઝાઈશ નહિ.[૧૪] જે દેવ ચક્ષુરૂપે આંખ્યની કીકીઓનાં કિરણોના સમૂહમાં પરોવાઈ સઘળા પદાર્થોને દેખે છે અને જોઇને પોતામાં તેઓનો પ્રકાશ કરે છે તે દેવ કેમ દેખવામાં ન આવે ?[૧૫] જે દેવ ત્વચામાં તથા સ્પર્શમાં વ્યાપીને, જેમ તલની અંદર રહેલું તેલ તલથી સંયુક્ત થયેલા પુષ્પોના સુગંધને પોતામાં લે છે, તેમ શીત આદિ સ્પર્શને પોતામાં લે છે તે દેવ અનુભવમાં કેમ ન આવે ?[૧૬] જે દેવ શબ્દને સાંભળીને તે શબ્દના ચમત્કારનો પ્રકાશ કરતાં, શરીરમાં રોમાંચને ઉત્પન્ન કરે છે, તે દેવ દૂર કેમ હોય ?[૧૭] જે દેવ પ્રથમથીજ સર્વના સ્વાભાવિક પ્રેમના વિષયરૂપ છે અને જેને જીભની અણીથી સંલગ્ન થયેલી સઘળી વસ્તુઓનો સ્વાદ આવે છે, તે દેવ કોને સુખરૂપ ન જણાય ?[૧૮] જે દેવ શરીરપર ધરેલાં પુષ્પોના સુગંધને ઘ્રાણ ઇંદ્રિયરૂપી હાથથી ગ્રહણ કરીને, પુષ્પોથી શણગારેલા પોતાના શરીરને પ્રેમથી જુવે છે તે દેવ કોને હસ્તગત નથી ?[૧૯] જે દેવ વેદનાં તથા વેદાંતનાં વચનોથી ગવાયો છે અને તે વચનોથી જણાયો પણ છે તે 'આત્મા' નામનો દેવ કેમ ભૂલી જવાય ?[૨૦] હે આત્મા ! આ મ્હારા શરીરસંબંધી ભોગોની પંક્તિ એની એ છે અને એવીને એવી સુંદર છે તોપણ સ્વસ્થ અને સર્વના અધિષ્ઠાનરૂપ તું જોવામાં આવતાં હવે મ્હારા મનમાં એ ગમતી નથી.[૨૧] તુંરૂપી વિમલ દિવાથીજ સૂર્ય પ્રકટ થયો છે. તુંરૂપી શીતળ હિમથીજ ચંદ્ર શીતળ થયો છે.[૨૨] તેંજ આ ભારે ભારે પર્વતોને ધર્યા છે. તેંજ આ વાયુ આદિને તથા ગ્રહોને ધર્યા છે. ત્હારાથી આ પૃથ્વી અવિચળ રહે છે. આ આકાશ ત્હારી સત્તાથીજ સર્વને અવકાશ આપે છે.[૨૩] હે દેવ ! તું હુંપણાને પ્રાપ્ત થયો એ સારૂં થયું, હું તુંપણાને પ્રાપ્ત થયો એ સારૂં થયું અને હું તથા તું એક થઈ ગયા એ સારૂં થયું. આપણા વચ્ચે ભેદ નથી એ બહુ સારૂં છે.[૨૪] ત્હારી ઉપાધિરૂપ 'તું' એ શબ્દ અને મ્હારી ઉપાધિરૂપ 'હું' એ શબ્દ કે જેઓ લક્ષ્યભૂત પરમાત્માના પર્યાય શબ્દો છે, તેઓને હું વારંવાર પ્રણામ કરૂં છું.[૨૫] હું કે જે અંતવિનાનો છું અને અહંકારવિનાના રૂપવાળો છું તેને હું પ્રણામ કરૂં છું. હું કે જે આકારથી રહિત છું અને સર્વમાં સમાનરીતે રહેલો છું તેને હું પ્રણામ કરૂં છું.[૨૬] હે આત્મા ! હું કે જે સમ, સ્વચ્છ, નિરાકાર, સાક્ષીભૂત અને દેશ–કાળ આદિના પાપથી રહિત ત્હારૂં સ્વરૂપજ છું તેમાંજ તું રહ્યો છે.[૨૭] મન સંકલ્પ–વિકલ્પો કર્યા કરે છે, ઇંદ્રિયોની વૃત્તિઓ સ્ફુરે છે, પ્રાણવાયુનો તથા અપાનવાયુનો ભારે પ્રવાહ ચાલ્યા કરે છે અને આશારૂપી દોરીથી ખેંચાતાં, મનરૂપી સારથિવાળાં અને ચર્મથી, માંસથી તથા અસ્થિઓથી ગોઠવાયેલાં શરીરોરૂપી યંત્રો ચાલ્યા કરે છે એ સઘળું મ્હારા સાન્નિધ્યથીજ થાય છે.[૨૮,૨૯] હું કોઇ શક્તિરૂપ પણ નથી અને દેહમાં રહેનારા અહંકારાદિરૂપ પણ નથી. હું તો કેવળ અખંડ અનુભવરૂપ છું. દેહ નજરમાં આવે તો પડી જાઓ અને નજરમાં આવે તો સ્થિર રહો પણ તેની સાથે મ્હારે કશો સંબંધ નથી.[૩૦] ઘણે કાળે મ્હારા જન્મનું સાફલ્ય થયું અને ઘણે કાળે મને આ પોતાના સ્વરૂપનો લાભ થયો. જેમ કલ્પરૂપ ઘણાકાળના અંતે જગત ક્ષય પામે છે, તેમ ઘણાકાળના

અંતે મ્હારો ભ્રમ ક્ષય પામ્યો.[૩૧] આ સંસારરૂપ લાંબામાર્ગમાં લાંબાકાળથી ભ્રમણ કર્યા કરતો હું, લાંબાકાળથી થાકી ગયો હતો તે આજ, જેમ કલ્પના અંતે અગ્નિ વિશ્રાંતિ પામે, તેમ વિશ્રાંતિ પામ્યો છું.[૩૨] હે આત્મા ! હુંરૂપ તું કે જે સર્વરૂપ પણ છે અને સર્વથી ન્યારો પણ છે તેને હું વારંવાર પ્રણામ કરૂં છું; અને જેઓ મને તુંરૂપજ કહેછે તેઓને પણ વારંવાર પ્રણામ કરૂં છું.[૩૩] સઘળા સંભોગોનો પ્રકાશ કરનારૂં છતાં પણ જેને દોષોની વૃત્તિઓનો સ્પર્શજ થયો નથી એવું અને જેમાં કોઇ પ્રકારનો પણ અભિનિવેશ થતો નથી એવું પરમાત્માનું સાક્ષીપણું ભારે ચમત્કારવાળું છે.[૩૪] હે આત્મા ! જેમ પુષ્પમાં સુગંધ રહે છે, ધમણમાં પવન રહે છે અને તલમાં તેલ રહે છે, તેમ તું આ સઘળા બ્રહ્માંડમાં રહ્યો છે.[૩૫] હે આત્મા! તું અહંકારથી રહિત છતાં પણ મારે છે, રક્ષણ કરે છે, ગડગડાટ કરે છે અને સઘળો વ્યવહાર કરે છે; માટે આ ત્હારૂં માયાવીપણું વિચિત્ર છે.[૩૬] સર્વદા પ્રકાશતો હું કાંઈ પણ વ્યાપાર નહિ કરતાંજ સર્વ જગતને પ્રકટ કરૂં છું, પ્રકટ કરી વશ કરીને પાળું છું અને પાળીને પાછો તિરોહિત કરી દઉં છું; માટે સર્વોત્તમ છું.[૩૭] હે આત્મા ! જેમ વડ બીજમાંજ હતો, બીજમાંજ છે અને બીજમાંજ રહેશે, તેમ તું કે જે પરમાણુકરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે તેમાંજ આ સઘળું સંસારનું મંડળ હતું, છે અને રહેશે.[૩૮] જેમ આકાશમાં મેઘ હાથીના, ઘોડાના અને રથોના આકારોથી દેખાય છે, તેમ તુંજ સંસારમાં અસંખ્ય પદાર્થોરૂપે દેખાય છે.[૩૯] હે આત્મા ! તું અસંખ્ય વિકારોવાળા સંસારનો બાધ કરવાનેવાસ્તે અને સ્વરૂપભૂત નિરતિશય આનંદનો આવિર્ભાવ કરવાનેવાસ્તે સુખ—દુઃખોથી રહિત થા અને સુખ—દુઃખોનાં સ્મરણોથી પણ રહિત થા.[૪૦] અભિમાનને, કોપને, મલિનપણાને અને ક્રૂરપણાને છોડી દે. કેમ કે જે મહાત્માઓ હોય તેઓ દુર્ગુણોના સંકટમાં પડેજ નહિ.[૪૧] તને પૂર્વે જે લાંબી દેહાભિમાનરૂપી દુર્દશા હતી તેને વારંવાર સંભારી 'હું કોણ છું અને કેવો થઇ ગયો હતો' એમ વિચારીને મોતીની છટાજેવું સ્વચ્છ હાસ્ય કરતાં કરતાં, સઘળા અભિનિવેશોને છોડી દે.[૪૨] જે સમારંભોમાં અને જે દિવસોમાં તું ચિંતારૂપી અગ્નિની જ્વાળાઓના સમૂહોથી ઘેરાયેલો રહેતો હતો તે બળ્યા સમારંભો અને બળ્યા દિવસો જતા રહ્યા છે.[૪૩] તું કે જે આ દેહરૂપી નગરમાં ઘણા ઘણા સંકલ્પોથી વિષયોની રચના કરીને રાજ્ય કરે છે તેને, જેમ મુઠીઓ આકાશને પકડી શકતી નથી, તેમ સુખો કે દુઃખો પકડી શકતાં નથી.[૪૪] હવે તો તું ઈંદ્રિયોરૂપી દુષ્ટ ઘોડાઓને તથા મનરૂપી મહોન્મત્ત હાથીને જીતી અને ભોગરૂપી શત્રુને ચારેબાજુથી ભાંગી નાખીને ચક્રવર્તીપણું કરે છે.[૪૫] જેમ સૂર્ય અપાર આકાશમાં પંથ કર્યા કરે છે, તેમ હવે તું પોતાના અપાર સ્વરૂપમાંજ ગતિ કર્યા કરે છે અને જેમ સૂર્ય નિત્ય અસ્ત તથા નિત્ય ઉદય પામે છે, તેમ તું જગતરૂપે નિત્ય અસ્ત તથા નિત્ય ઉદય પામે છે; પરંતુ સૂર્ય તો બહારજ પ્રકાશ કરે છે અને તું તો બહાર પણ પ્રકાશ કરે છે અને અંદર પણ પ્રકાશ કરે છે.[૪૬] જેમ સૂતેલા પતિને કામનાવાળી સ્ત્રી ભોગ દેખાડવાના વિનોદનેવાસ્તે જગાડે છે, તેમ તું કે જે સર્વદા સૂતેલોજ છે (સંકલ્પોથી રહિત છે) તેને કામનાવાળી જીવોનાં અદૃષ્ટોરૂપી શક્તિ ભોગ દેખાડવાના વિનોદનેવાસ્તે જગાડે છે. (સંકલ્પ કરાવે છે.)[૪૭] ઇંદ્રિયોની વૃત્તિઓરૂપી મધમાંખીઓએ આણેલા વિષયોરૂપી મધને તું ઇંદ્રિયોનાં ગોળકારૂપી ગોખોમાં રહેલી ચૈતન્યશક્તિથી સ્વીકારીને દૂરથીજ પીએ છે.[૪૮] પ્રાણવાયુને તથા

અપાનવાયુને રોકવાના અભ્યાસમાં તત્પર રહેનારા યોગીઓ દેહમાં ક્ષણે ક્ષણે અનેક પ્રકારની નાડીઓમાં જવા–આવવાના અભ્યાસો કરીને તે અભ્યાસોનેલીધે બીજાં બ્રહ્માંડોરૂપી કોતરોમાં જાય છે. તે સમયમાં ત્યાં જવાના સુષુમ્ણા આદિ માર્ગો તેઓના જોવામાં આવે છે, તે પણ ત્હારા પ્રકાશથીજ જોવામાં આવે છે.[૪૯] તું પુષ્પમાં સુગંધની પેઠે દેહમાં રહ્યો છે, ચંદ્રમાં ઉત્તમ અમૃતની પેઠે દેહમાં રહ્યો છે, શાખામાં રસની પેઠે દેહમાં રહ્યો છે અને હિમમાં શીતળપણાની પેઠે દેહમાં રહ્યો છે.[૫૦] સર્વ પ્રાણીઓના શરીરમાં ગર્વના નિમિત્તરૂપી જે સ્નેહ છે તે સ્નેહ, તું કે જે શરીરરૂપી દૂધના ઘીરૂપ છે તેમાં રહ્યોજ છે; કારણ કે તું જો શરીરના અભિમાનનો ત્યાગ કરે તો એ સ્નેહ રહેતોજ નથી. જેમ કાષ્ઠની અંદર અગ્નિ રહ્યો છે, તેમ તું આ શરીરની અંદર રહ્યો છે.[૫૧] તુંજ સર્વોત્તમ અમૃતરૂપ છે, તુંજ સૂર્ય આદિ તેજોના પ્રકાશનું નિમિત્ત છે, તુંજ સઘળા પદાર્થોને જાણનાર છે અને તુંજ ચક્ષુ આદિ ઇંદ્રિયોનો પ્રકાશક છે.[૫૨] તુંજ સઘળા વાયુઓના ચલનરૂપ છે, તુંજ મનરૂપી હાથીને મદની પેઠે ભ્રાંતિનું નિમિત્ત છે અને તુંજ બુદ્ધિરૂપી અગ્નિની જ્વાળાની તીક્ષ્ણતાનું તથા પ્રકાશનું નિમિત્ત છે.[૫૩] મરણમાં, મૂર્છામાં તથા સ્વપ્નમાં વાણી બંધ પડી જાય તેપણ તું બંધ પાડે છે તેથીજ બંધ પડે છે અને બીજી અવસ્થામાં વાણી ક્યાંયથી દીવાની પેઠે ઉદય પામે છે તેપણ તું ઉદય આપે છે તેથીજ ઉદય પામે છે.[૫૪] જેમ સોનામાં કડાં, બાજુબંધ અને કેયૂર એઓની રચનાઓ ઉદય પામે છે, તેમ ત્હારામાં સંસારસંબંધી સઘળા પદાર્થોની પંક્તિઓ ઉદય પામે છે.[૫૫] 'આ તું અને આ હું' ઈત્યાદિ શબ્દોથી તુંજ લીલાનેવાસ્તે પોતે પોતાથી પોતાનેજ કહે છે અને તું જે કોઇનાં વખાણ કરે છે તેપણ લીલાનેવાસ્તે પોતેપોતાનાંજ વખાણ કરે છે.[૫૬] જેમ આકાશમાં મંદપવને ચલાયમાન કરેલો મેઘ હાથીઓના, ઘોડાઓના અને માણસોના આકારોથી દેખાય છે, તેમ તુંજ પોતાના સ્વરૂપમાં સંકલ્પોનેલીધે જુદા જુદા પદાર્થોના આકારોથી દેખાય છે.[૫૭] જેમ અગ્નિની જ્વાળા પોતાથી અભિન્ન હાથીઓના અને ઘોડાઓના આકારોથી પ્રતીત થાય છે, તેમ તુંજ પોતાથી અભિન્ન સૃષ્ટિસંબંધી સઘળા પદાર્થોના આકારોથી પ્રતીત થાય છે.[૫૮] તુંજ બ્રહ્માંડોરૂપી મોતીઓમાં અવિચ્છિન્ન અને વ્યાપક દોરારૂપ છે. તુંજ સર્વ પદાર્થોરૂપી ધાન્યોનું ચૈતન્યરૂપી રસાયનથી સીંચાયેલું ક્ષેત્ર છે.[૫૯] જેમ રસોઇ કરનારો માંસોના અપ્રકટ સ્વાદને પાકથી પ્રકટ કરે છે, તેમ તું પોતામાં રહેલા પદાર્થોના અપ્રકટરૂપને સૃષ્ટિથી પ્રકટ કરે છે.[૬૦] જેમ પતિનાં નેત્રો ન હોય તો સ્ત્રીનાં રૂપ તથા લાવણ્ય હોય તોપણ ન હોવા જેવાં છે, તેમ તું ન હોય તો પદાર્થોની શોભા કદાચ હોય તોપણ ન હોવા જેવીજ છે.[૬૧] જેમ અરીસામાં પ્રતિબિંબિત થયેલું પતિનું મુખ સ્ત્રીઓને ચુંબન આદિથી તૃપ્તિ આપવામાં સમર્થ થતું નથી, તેમ પદાર્થો પ્રતીત થયા હોય તોપણ જ્યાંસુધી તેં એઓને ક્રિયાશક્તિ આપી ન હોય ત્યાંસુધી તેઓ કશું કામ કરવામાં સમર્થ થતા નથી.[૬૨] જેમ રાત્રિમાં ઝાડની ઊંચાઈ વિદ્યમાન છતાં પણ સૂર્યવિના અવિદ્યમાનજેવી છે, તેમ દેહ વિદ્યમાન છતાં પણ ત્હારાવિના પૃથ્વીમાં કાષ્ઠની પેઠે અને ઢેફાંની પેઠે અથડાયા કરે છે.[૬૩] જેમ અંધકાર, નક્ષત્રોની પ્રભા અને હિમ એઓ સૂર્યના પ્રકાશને પ્રાપ્ત થઇને નષ્ટ થઈ જાય છે, તેમ સુખ–દુઃખોનો ક્રમ તને પ્રાપ્ત થઇને નષ્ટ થઈ જાય છે.[૬૪] જેમ પ્રાતઃકાળે સૂર્યના પ્રકાશથીજ

ધોળા—પીળા આદિ વર્ણો સ્થિતિ પામે છે, તેમ ત્હારી સત્તાથીજ આ સુખ આદિ પદાર્થો સ્થિતિ પામે છે.[૬૫] ત્હારી સત્તાથીજ સ્થિતિ પામેલા સુખ—દુઃખ આદિ પદાર્થો, જેમ અંધકારો દીવાનો સંબંધ થતાંજ જોતાં જોતાં નષ્ટ થઈ જાય છે. તેમ ત્હારો સંબંધ થતાંજ જોતાં જોતાં નષ્ટ થઈ જાય છે.[૬૬] જેમ દીવો દૂર થવાથી ઉત્પન્ન થયેલું અંધારૂં દીવાનો સંબંધ થતાંજ તુરત નષ્ટ થઈ જાય છે, તેમ ત્હારા સ્વરૂપનું ભાન ચૂકાઈ જતાં, ઉત્પન્ન થતાં સુખ—દુઃખો ત્હારા અખંડસ્વરૂપનું ભાન થતાં, તુરતજ સંપૂર્ણરીતે નષ્ટ થઈ જાય છે.[૬૭] જેમ નિમેષના લાખમા ભાગનો સૂક્ષ્મ કાળ જરાવાર પણ ટકી શકતો નથી, તેમ સુખ—દુઃખોની ભાવના ક્ષણભંગુર હોવાનેલીધે જરાવાર પણ ત્હારા સ્વરૂપમાં ટકી શકતી નથી.[૬૮] ગંધર્વનગરના જેવી મિથ્યાભૂત અને ક્ષણભંગુર સુખ—દુઃખ આદિની ભાવના ત્હારા જોવાથીજ સ્ફુરે છે અને તું જોવામાં આવતાં તુરત નષ્ટ થઇ જાય છે.[૭૦] ત્હારા જોવાથી ઉત્પન્ન થતી અને તું જોવામાં આવતાં, તુરત નષ્ટ થઈ જતી સુખ—દુઃખ આદિની ભાવના, કે જે જાણે મુવેલીજ જન્મતી હોય અથવા જન્મીને તુરતજ મરી જતી હોય એવી છે, તેને કયો સમજુ પુરૂષ હર્ષ—શોક દેનારી માને ?[૭૧] જે વસ્તુ ક્ષણમાત્ર પણ સ્થિર રહે નહિ તે વસ્તુ કામ કરનારી કેમ થાય ? તરંગોને કમળો કલ્પીને તેઓની માળા કરવાનું ધારીએ તો તે માળા નજરેજ કેમ આવે ?[૭૨] જો ઉત્પન્ન થતાંજ નષ્ટ થઈ જનારી કોઈ વસ્તુ કામ કરતી હોય તો માણસ વિજળીના ઝબકારાઓની માળા બનાવીને તેથી ક્રીડા કરે.[૭૩] હે અનંત પદાર્થોના અધિષ્ઠાનભૂત આત્મા ! તું વિવેકી પુરૂષોના ચિત્તમાં રહીને આ સુખ—દુઃખાદિનું ગ્રહણ કરે છે ખરો; પરંતુ ગ્રહણ કરતાં છતાં પણ તું સમતાને છોડતો નથી.[૭૪] અવિવેકી પુરૂષોના ચિત્તમાં તો અનંત અને અનિયત વાસનાઓ હોય છે; માટે તે ચિત્તમાં ત્હારી કેવા પ્રકારની સ્થિતિ થાય છે, તેનું વર્ણન આપવામાં મ્હારી વાણી સમર્થ નથી.[૭૫] તું કે જે વ્યાપારથી રહિત છે, અંશોથી રહિત છે અને અહંકારથી પણ રહિત છે તેણે જાગ્રતમાં અને સ્વપ્નમાં અમથું—અમથું કર્તાપણું સ્વીકારી લીધું છે.[૭૬] અવિવેકદૃષ્ટિથી બ્રહ્માંડ આદિ અતિવિસ્તીર્ણ આકારે દેખાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી સઘળા દ્વૈતવિનાના શાંત દેખાતા હે આત્મા ! જય જય. અવિવેકદૃષ્ટિથી સઘળાં પ્રમાણોના વિષયભૂત દેખાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી કોઇપણ પ્રમાણના વિષયભૂત નહિ દેખાતા હે આત્મા ! જય જય.[૭૭] અવિવેકદૃષ્ટિથી જન્મવાન જણાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી જન્મરહિતજ જણાતા હે આત્મા ! જય જય. અવિવેકદૃષ્ટિથી ખંડિત જણાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી અખંડિતજ જણાતા હે આત્મા ! જય જય. અવિવેકદૃષ્ટિથી સંકલ્પોવાળા જણાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી સંકલ્પરહિતજ જણાતા હે આત્મા ! જય જય. વિવેકદૃષ્ટિથી મનના અવિષયરૂપજ જણાતા હે આત્મા ! જય જય.[૭૮] હું ત્હારાં દર્શનથી પ્રફુલ્લિત થાઊં છું, શાંત થાઊં છું, સ્થિર થાઊં છું અને બોધસ્વરૂપ થાઊં છું. જીવન્મુક્તિરૂપ જયને પ્રાપ્ત થયેલો હું અવશેષ રહેલા પ્રારબ્ધને જીતી લેવાસારૂ જીવું છું. હું કે જે તુંરૂપ છું તેને પ્રણામ કરૂં છું અને તું કે જે હુંરૂપ છે તેને પણ પ્રણામ કરૂં છું.[૭૯] વિષયોરૂપી રોગોથી રહિત થઇ, વિષયોની વાસનાના રંગથી પણ રહિત થઈ અને સ્વસ્થ થઇને હું ત્હારામાંજ રહ્યો છું; માટે મને બંધન ક્યાં છે ? વિપત્તિઓ

પણ કયાં છે ? સંપત્તિઓ પણ ક્યાં છે ? અને જન્મ-મરણ પણ ક્યાં છે ? કશું નથી. હવે હું અવિચળ વિશ્રાંતિને પ્રાપ્ત થાઉં છું.[૮૦] त्वयि स्थिते मयि विगतामयात्मनि स्वसंस्थितौ व्यपगतरागरंजने । क बन्धनं क च विपदः क संपदो भवाभवौ क शममुपैमि शाश्वतम् ॥८०॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'આત્મસ્તવન' નામનો છત્રીસમો સર્ગ સંપૂર્ણ.૩૬**

## सर्ग ३७ मो* પ્રહ્લાદની સમાધિદશા અને રાજાવિનાના થયેલા દેશની દુર્દશા

**वसिष्ठ उवाच । इति संचिंतयन्नेव प्रह्लादः परवीरहा ।**
**निर्विकल्पपरानंदसमाधिं समुपाययौ ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામ! વીરશત્રુઓને હણનારો પ્રહ્લાદ એ પ્રમાણે ચિંતવન કરતાં કરતાં પરમ આનંદરૂપ નિર્વિકલ્પકસમાધિને પ્રાપ્ત થયો.[૧] નિર્વિકલ્પકસમાધિમાં રહેલો અને પોતાના સ્વરૂપરૂપી સામ્રાજ્યપદવીને પ્રાપ્ત થયેલો, પ્રહ્લાદ, જાણે ચિત્રમાં આળેખાયેલો હોય અને પર્વતમાં કોતરાયેલો હોય એવો જણાવા લાગ્યો.[૨] એ રીતે પ્રહ્લાદને પોતાના ઘરમાં સમાધિમાં રહેતાં, જેમ પૃથ્વીના મધ્યમાં રહેલા મેરૂપર્વતને ઘણોકાળ વ્યતીત થઈ ગયો છે, તેમ ઘણો કાળ વ્યતીત થઇ ગયો.[૩] જેમ બીજમાં રહેલા અંકુરને પાણીનું ઘણું સિંચન આપતાં છતાં પણ તેને અંકુર સમયવિના જાગ્રત થતો નથી, તેમ સમાધિમાં રહેલા પ્રહ્લાદને મ્હોટા મ્હોટા દૈત્યો જગાડતાં છતાં પણ તે પ્રહ્લાદ જાગ્યો નહિ.[૪] બાહ્યદૃષ્ટિથી રહિત થયેલો અને બ્રહ્મરૂપ થયેલો તે પ્રહ્લાદ અસુરોના નગરમાં એરીતે હજારો વર્ષસુધી પથરામાં કોતરાયેલા સૂર્યની પેઠે નિશ્ચળજ રહ્યો.[૫] એ પ્રહ્લાદ પરમ આનંદરૂપી દશામાં એકરસપણાથી પરિણામ પામેલો હોવાનેલીધે, જાણે મરી ગયો હોય એવો દેખાવા લાગ્યો.[૬] એટલા કાળસુધી એ પાતાળનું રાજ્ય રાજાવિનાનું રહેવાનેલીધે અવ્યવસ્થિત થઈ ગયું અને તેમાં જેમ બલવત્તર મત્સ્યો ન્હાનાં મત્સ્યોને પીડે છે, તેમ બલવત્તર દૈત્યો દુર્બળ દૈત્યોને પીડવા લાગ્યા.[૭] હિરણ્યકશિપુ મરી જતાં અને તેનો પુત્ર પ્રહ્લાદ સમાધિમાં રહેતાં, દૈત્યોના નગરમાં બીજો કોઈ પણ રાજા થયો નહિ.[૮] પોતાની જાતિના ધણીને ઇચ્છનારા દૈત્યલોકોએ ઘણો ઘણો પ્રયત્ન કર્યો તોપણ પ્રહ્લાદ સમાધિમાંથી જાગ્યો નહિ.[૯] જેમ રાત્રે ભ્રમરાઓને કમળ પ્રફુલ્લિત પાંખડીઓના સમૂહવાળું જોવામાં આવે નહિ, તેમ દૈત્યોને પોતાનો રાજા પ્રહ્લાદ જાગ્રત થયેલો જોવામાંજ આવ્યો નહિ.[૧૦] જેમ સૂર્યનો અસ્ત થતાં, રાત્રે માણસોની સ્નાન-દાન આદિ ક્રિયાઓ બંધ પડી જાય, તેમ ગલિતચિત્તવાળા એ પ્રહ્લાદની જાગવાની વાત પણ બંધ પડી ગઇ.[૧૧] આમ થવાથી ઉદ્વેગ પામેલા કેટલાએક દૈત્યો જે જે દિશાઓમાં જવું યોગ્ય જણાયું તે તે દિશાઓમાં જતા રહેતાં અને બળવાન દૈત્યોએ રાજાવિનાના નગરમાં યથેષ્ટરીતે અન્યાયથી વ્યવહારો કરવા લાગતાં, એ પાતાળ ઘણા દિવસથી રાજાવિનાનું હોવાનેલીધે સારા ગુણોવિનાનું થઇ ગયું. જેમ પ્રબળ મત્સ્યો ન્હાનાં મત્સ્યોને મારી નાખે છે, તેમ પ્રબળ દૈત્યો નબળા દૈત્યોને મારી નાખવા લાગ્યા, બળવાન લોકો નબળાઓનાં ઘરોને લઇ-

*આ સાડત્રીસમા સર્ગમાં પ્રહ્લાદ સમાધિમાં રહેતાં, રાજાવિનાનું દૈત્યોનું નગર બહુ દુર્દશાને પ્રાપ્ત થયું એ કથા કહેવામાં આવશે.

લઇને ભોગવવા લાગ્યા, સઘળી સ્ત્રીઓ સઘળા પુરૂષોથી પીડાવા લાગી, એક-બીજા લોકો પરસ્પરનાં વસ્ત્રોને પણ હરીજવા લાગ્યા.[૧૩,૧૪] સર્વે લોકો વિલાપ કરી કરીને ચીસો પાડવા લાગ્યા, નગરના વિભાગોની સઘળી રચનાઓ ત્રુટી ગઈ, બગીચાઓનાં વૃક્ષો ભાંગી ગયાં, નગરના લોકો નાસવા લાગ્યા, વ્યર્થ વ્યર્થ અનર્થોની પીડાઓ વધી ગઇ,[૧૫] દૈત્યો ચિંતા કરવામાં તત્પર થયા, લોકોને અન્નો કે કૂળો પણ નહિ મળવા લાગ્યાં, સમયવિનાના ઉત્પાતોથી લોકો પરવશ થઈ જવા લાગ્યા, સઘળી દિશાઓનાં મંડળો ધૂળથી વ્યાપ્ત થઈ ગયાં,[૧૬] દેવતાઓના પુત્રો પણ દૈત્યોનો તિરસ્કાર કરવા લાગ્યા, કૂતરાંઓની, શીયાળીયાંઓની તથા પિશાચ આદિની બહુ ભરતી થઈ ગઇ, કોઈ સારાં પ્રાણીઓ રહ્યાં નહિ, લક્ષ્મી જતી રહી, ઘરો તથા સ્થાનકો ઘણાંખરાં ઉચ્છિન્ન થઈ ગયાં,[૧૭] સ્ત્રીઓની, ધનોની, વિચારોની કે યુદ્ધોની કશી વ્યવસ્થા રહી નહિ, સ્ત્રીઓનાં તથા ધનોનાં હરણ થવાનેલીધે ચારેબાજુ પોકાર ઉઠી રહ્યો, કળિયુગના સમયમાં જેવા દુષ્ટ ચોરો થાય છે તેવાજ વિકટ ચોરો ચારેબાજુ દેખાવા લાગ્યા અને તેમ થવાથી દૈત્યોનો સઘળો દેશ વ્યાકુળ થઈ ગયો.[૧૮] **अ[illegible]नित धर्मत्रयुद्धं हृतधनदारविराविंतं समंतात् । कलियुगसमयोद्भटोत्कटाभं तद[illegible]रमंडलमाकुलं बभूव ॥ १८ ॥**

**શ્રીમદ્ યોગ મહા૦ ઉપશમપ્રકરણનો 'અસુરમંડલવ્યાકુલીભવન' નામનો સાડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૮ મો* જગતનું દુઃખ મટાડવાને વિષ્ણુભગવાને ચિંતા કરી

**वासिष्ठ उवाच । अथाखिलजगज्जालक्रमपालन[illegible]वनः ।**
**क्षीरोदनगरे [illegible]षशय्यासनगतो हरिः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! પછી ચાતુર્માસ્યનેલીધે ક્ષીરસાગરની અંદરના શ્વેતદ્વીપમાં શેષનાગરૂપી શય્યાની ઉપર પોઢેલા અને જેની સઘળાં બ્રહ્માંડોના ચાલતા ક્રમનું પાલન કરવું એજ ક્રીડા છે એવા, વિષ્ણુભગવાન ચાતુર્માસ્યના અંતે દેવતાઓની પ્રાર્થનાઉપરથી જાગીને તે સમયમાં ચાલતી જગતની સ્થિતિનો પોતાની બુદ્ધિથી વિચાર કરવા લાગ્યા.[૧,૨] પ્રથમ પોતાના મનથી સ્વર્ગલોકોમાં ચાલતી પદ્ધતિનો તથા ભૂલોકમાં ચાલતી પદ્ધતિનો વિચાર કરીને તે પછી તુરત પાતાળમાં ચાલતી પદ્ધતિના વિચારઉપર ઉતર્યા.[૩] વિચાર કરતાં, પાતાળમાં 'પ્રહ્‌લાદ' નામનો દાનવ સ્થિર સમાધિમાં રહેલો જોવામાં આવ્યો અને ઇંદ્રના નગરમાં સંપત્તિ બહુજ વધી ગયેલી જોવામાં આવી.[૪] ક્ષીરસાગરની અંદરના શ્વેતદ્વીપમાં શેષનાગરૂપી શયનપર પદ્માસન વાળીને બિરાજેલા, હસ્તોમાં શંખને, ચક્રને તથા ગદાને ધરનારા અને સર્વના અંતર્યામી એ વિષ્ણુભગવાને પાતાળની એ સ્થિતિ જોઇને, ત્રૈલોક્યરૂપી કમળમાં ભ્રમરની પેઠે ફરનારા અને અત્યંત જ્ઞાનવાળા પોતાના મનરૂપી શરીરથી નીચે પ્રમાણે વિચાર કર્યો.[૫,૬]

વિષ્ણુભગવાન વિચાર કરે છેઃ—પ્રહ્‌લાદ સમાધિમાં વિશ્રાંત થતાં, પાતાળ રાજાવિનાનું થઇ જવાનેલીધે આ સૃષ્ટિ ઘણું કરીને દૈત્યોવિનાની થઈ ગઈ છે એ બહુ ભુંડું થયું છે.[૭] દૈત્યોનો અભાવ થઇ જતાં, કોઈ શત્રુઓ નહિ રહેવાનેલીધે દેવતાઓની પંક્તિ, જેમ વૃષ્ટિવિ-

---

* આ આડત્રીસમા સર્ગમાં જગતની વ્યવસ્થા રાખવાસારૂ દૈત્યોનું રક્ષણ કરવાની અને પ્રહ્‌લાદને સમાધિમાંથી જગાડવાની વિષ્ણુએ ચિંતા કરી એ કથા કહેવામાં આવશે.

નાના સમયોમાં નદી મલિનતાથી રહિત થઇ જાય છે, તેમ રાગ-દ્વેષથી રહિત થઈ જશે. જો શત્રુઓ હોય તોજ દેવતાઓને સ્વર્ગનાં સુખો દુર્લભ જણાયાથી તેઓના ઉપર રાગ રહે અને તે સુખોમાં વિઘ્ન પાડનારા દૈત્યો ઉપર દ્વેષ રહે.[૮] દેવતાઓની જાતિ રાગ-દ્વેષથી રહિત થઈ જશે તો, જેમ લતા રસથી રહિત થઇને શુષ્કપણાને પ્રાપ્ત થાય છે, તેમ તે જાતિ અભિમાનથી રહિત થઇને સુખ-દુ:ખાદિક દ્વંદ્વવિનાના 'મોક્ષ' નામના પદને પ્રાપ્ત થઈ જશે.[૯] દેવતાઓ મોક્ષપદને પ્રાપ્ત થશે તો મનુષ્યોને દેવતાઓનાં સ્વર્ગલોકસંબંધી સુખો મેળવવાની ઈચ્છા નહિ રહેવાનેલીધે ભૂલોકમાં યજ્ઞોની તથા તપની સઘળી ક્રિયાઓ બંધ પડી જશે એ નિસ્સંશય છે.[૧૦] યજ્ઞોની તથા તપની ક્રિયાઓ બંધ પડી જશે તો 'ભૂલોક કર્મભૂમિ છે' એમ કોઇના પણ સમજવામાં રહેશે નહિ અને તેમ થશે તો આખો સંસાર કે જે કર્મોનેલીધેજ પ્રવર્ત્યા કરે છે તેનો ઉચ્છેદ થઈ જશે.[૧૧] કલ્પના આરંભથી માંડીને મ્હેં જે આ ત્રૈલોક્ય રચેલું છે તે, જેમ તાપથી હિમનો કણ નષ્ટ થઈ જાય છે, તેમ સમયવિનાજ નષ્ટ થઈ જશે એ બહુ ભુંડું થશે.[૧૨] હું ઉપેક્ષા રાખીને આ સંસારરૂપી મ્હોટા આડંબરનો ક્ષય થવા દઉં તો મ્હેં હાથેકરી પોતાની લીલાનોજ ક્ષય આરંભ્યો કહેવાય એ શું યોગ્ય છે? નથીજ.[૧૩] ચંદ્ર, સૂર્ય તથા તારાઓસહિત આ જગત શૂન્ય થઈ જાય તો મ્હારેપણ મ્હારા આ શરીરનો ઉપસંહાર કરીને પૂર્ણસ્વરૂપમાંજ સ્થિતિ કરવી પડે.[૧૪] જો કે આ રીતે સમયવિનાજ જગત શાંત થઇ જાય તોપણ જીવોને તો સઘળા ઉપદ્રવોની શાંતિ થઇ જાય એમ છે; પરંતુ એ જે શાંતિ થાય તે સુષુપ્તિ અવસ્થાના જેવીજ થાય. મુક્તિરૂપ થાય નહિ. હું ઉપેક્ષા નહિ કરતાં, જગતની સ્થિતિને યોગ્યરીતે ચલાવું તો સત્કર્મોની મર્યાદાનો ભંગ ન થતાં, કર્મોથી ચિત્તો શુદ્ધ થવાનેલીધે અનુક્રમે સઘળા જીવોને મુક્તિનો લાભ મળે. આમ છે એટલામાટે હું ધારૂં છું કે હમણાં દૈત્યોને ઉત્તેજન આપવામાં સારૂં છે.[૧૫] દૈત્યો ઉદ્યોગી થાય તો દેવતાઓને રાગ-દ્વેષપૂર્વક સ્વર્ગલોકનાં સુખો જાળવવાની કાળજી રહે, દેવતાઓને કાળજી રહે તો દેવતાઓનાં સુખો મેળવવાની ઈચ્છાથી માણસો યજ્ઞસંબંધી ક્રિયાઓ કરે અને એ ક્રિયાઓ ચાલતી રહે તો સંસારની સ્થિતિ બરાબર ચાલ્યા કરે. કદી પણ એ સ્થિતિનો ક્રમ ફરે નહિ.[૧૬] આ પ્રમાણે કારણો છે એટલામાટે હું રસાતળમાં જઇને, જેમ વસંતઋતુ બીજી ઋતુમાં બગડી ગયેલા ઝાડને પાછું તેના પોતાના ક્રમમાં સ્થાપે છે, તેમ પ્રહ્લાદને પાછો તેના પોતાના ક્રમમાં સ્થાપું.[૧૭] પ્રહ્લાદવિના બીજા કોઇ દૈત્યને હું દૈત્યોનો રાજા કરીશ તો ધારૂં છું કે એ રાજા દેવતાઓને મારી નાખ્યા વિના રહેશેજ નહિ અને પ્રહ્લાદનો જે આ દેહ છે તે પવિત્ર છે, મહાત્મા છે તથા છેલ્લોજ છે; માટે તેના હાથથી દેવતાઓ માર્યા જવાનો સંભવ નહિ. પ્રહ્લાદનો આ દેહ આ કલ્પ પૂરો થતાંસુધી જીવતો રહે એ યોગ્ય છે.[૧૮,૧૯] 'પ્રહ્લાદે આ કલ્પ પૂરો થતાંસુધી દેહધારી પણાથીજ રહેવું' એવો દૈવસંબંધી નિયમ પણ થઇ ચૂક્યો છે એ મ્હારા ધારવામાં છે માટે હું પાતાળમાં જઇને, જેમ ગર્જના કરતો મેઘ પહાડની ક્ષુદ્રનદીમાં સૂતેલા મોરને જગાડે છે, તેમ પ્રહ્લાદને જગાડું.[૨૦-૨૧] જેમ મણિ મનમાં ભાવના રાખ્યાવિનાજ વસ્તુઓનાં પ્રતિબિંબોને ધારણ કરે છે, તેમ પ્રહ્લાદ જીવન્મુક્ત લોકોની પદ્ધતિપ્રમાણે મનમાં રાજ્યની આસક્તિ નહિ રાખતાંજ દૈત્યોનું રાજ્ય કરે. 'આસક્તિ નહિ રાખતાં, સઘળો યોગ્ય વ્યવહાર કરવો' એજ

જીવન્મુક્ત લોકોની સમાધિ છે.[૨૨] હું આ પ્રમાણે ગોઠવણ કરીશ તો આ સૃષ્ટિનો નાશ નહિ થાય અને દેવતાઓ તથા દૈત્યોને ન્હાનાં ન્હાનાં યુદ્ધો થયા કરશે તેથી મને પણ વિનોદ મળ્યા કરશે.[૨૩] જો કે મ્હારે તો સૃષ્ટિનો ઉદય અને સૃષ્ટિનો ક્ષય એ બન્ને સરખાંજ છે, તો પણ આ જગત પોતાની જુની પદ્ધતિથી ભલે ચાલ્યા કરે. મ્હારે પદ્ધતિમાં ફેરફાર થવા દેવાનું શું પ્રયોજન છે.[૨૪] કર્તા—ભોક્તાપણાનો અભિનિવેશ નહિ હોવાનેલીધે કોઈપણ વસ્તુના નાશથી દુઃખ નહિ ધરતાં અને તે વસ્તુની સ્થિતિથી સુખ નહિ માનતાં, તે વસ્તુની વ્યવહારને અનુસરતી ગોઠવણ કરવી એ એક જાતની યોગનીજ પદ્ધતિ છે.[૨૫] હું પાતાળમાં જઈશ અને પ્રહ્‌લાદને જગાડીશ તોપણ અભિનિવેશથી રહિત હોવાનેલીધે સ્થિરજ રહીશ. હું કાંઈ પામર જીવોની પેઠે સંસારની લીલાનું સંપાદન કરતો નથી.[૨૬] ચાલો, હવે દુષ્ટલોકોનાં આચરણોથી ભયંકર થઈ ગયેલા અસુરના નગરમાં જઇને, જેમ સૂર્ય કમળને જાગ્રત કરે છે, તેમ પ્રહ્‌લાદને જાગ્રત કરીએ અને જેમ વર્ષાઋતુ ચંચળ વાદળાંઓના સમૂહને હિમાલયમાં સ્થિર કરે છે, તેમ અસ્ત—વ્યસ્ત થયેલા આ સઘળા જગતને સ્થિર કરીએ.[૨૭]

असुरपुरमवाप्य मोद्धताचारघोरं कमलमिव विवस्वान्दैत्यमुद्बोधयामः ।
जगदिदमखिलं स्वस्थैर्यमभ्यानयामो घनविधिरिव शैले चंचलं मेघजालम् ॥ २७ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો ‘પરમેશ્વરવિતર્ક’ નામનો આડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ३९ मो* વિષ્ણુભગવાને પ્રહ્‌લાદને ઉપદેશ દીધો

वसिष्ठ उवाच । इति संचिंत्य सर्वात्मा क्षीरोदादात्मकात् पुरात् ।
चाल परिवारेण सहसानुरिवाचलः ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! સર્વના આત્મા વિષ્ણુભગવાન એપ્રમાણે વિચાર કરીને ક્ષીરસાગરની અંદરના પોતાના સ્થાનકમાંથી, જેમ શિખરોસહિત પર્વત ચાલે, તેમ પોતાના પાર્ષદોસહિત ચાલ્યા.[૧] ક્ષીરસાગરના તળીયામાં રહેલો માર્ગ કે જેમાં મ્હોટું છિદ્ર છતાં પણ ઈશ્વરના સંકલ્પનેલીધે ક્ષીરસાગરનું દૂધ પેસી શકતું નહતું તે માર્ગથી વિષ્ણુભગવાન, જાણે બીજો સ્વર્ગલોક હોય એવા પ્રહ્‌લાદના નગરમાં પધાર્યા.[૨] ત્યાં સુવર્ણમય ઘરની અંદર સમાધિમાં સ્થિર થયેલો પ્રહ્‌લાદ, કે જે મેરૂપર્વતની ગુફાની અંદર સમાધિમાં સ્થિર થયેલા બ્રહ્માજેવો શોભતો હતો, તેને વિષ્ણુએ દીઠો.[૩] એ સ્થળમાં જે દૈત્યો હતા તેઓ વિષ્ણુના તેજથી ત્રાસ પામીને, જેમ સૂર્યનાં કિરણોથી ત્રાસ પામીને ઘુવડપક્ષીઓ દૂર થઇ જાય, તેમ ત્યાંથી દૂર થઇ ગયા.[૪] જેમ ચંદ્ર તારાઓની સાથે આકાશમાં પ્રવેશ કરે છે, તેમ વિષ્ણુએ બે ત્રણ મુખ્ય અસુરોની સાથે અને પોતાના પાર્ષદોની સાથે પ્રહ્‌લાદના ઘરમાં પ્રવેશ કર્યો.[૫] ગરૂડની ઉપર બિરાજેલા, પોતાનાં આયુધોથી અને પાર્ષદાથી સંયુક્ત, દેવર્ષિઓએ તથા મુનિઓએ અભિવંદન કરેલા અને જેને લક્ષ્મી ચામર ઢોળતાં હતાં એવા વિષ્ણુભગવાને ‘હે મહાત્મા ! જાગ્રત થા’ એમ બોલતાં બોલતાં, દિશાઓને ગજાવી મૂકનારો ‘પાંચજન્ય’ નામનો શંખ વગાડયો.[૬-૭] વિષ્ણુના

* આ ઓગણચાળીસમા સર્ગમાં વિષ્ણુએ દૈત્યોના નગરમાં જઇ શંખના નાદથી પ્રહ્‌લાદને જાગ્રત કરીને તેને કલ્પ પૂરો થતાંસુધી રાજ્ય કરવાની આજ્ઞા કરી એ કથા કહેવામાં આવશે.

બળથી ઉત્પન્ન થયેલો એ શંખનાદ, કે જે પ્રલયકાળમાં સામટીરીતે ક્ષોભ પામેલાં વાદળાંઓના અને સમુદ્રોના ધ્વનિજેવો જણાયો તેથી સંભ્રમ પ્રાપ્ત થવાનેલીધે દૈત્યોની મંડળી, જેમ મહોન્મત્ત વાદળાંઓની ગર્જનાથી રાજહંસોની મંડળી પડી જાય, તેમ પડી ગઈ અને જેને કાંઈપણ સંભ્રમ નહિ થતાં, આનંદ ઉત્પન્ન થયો એવી વિષ્ણુના પાર્ષદોની મંડળી, જેમ મેઘના નાદથી ઇંદ્રિજવનાં વૃક્ષોની પંક્તિ પ્રફુલ્લિત થાય, તેમ પ્રફુલ્લિત થઈ.[૯-૧૦] દાનવોનો રાજા પ્રહ્લાદ, જેમ વરસાદના સમયમાં વનની અંદર કદંબ ધીરે ધીરે જાગ્રત થાય, તેમ ધીરે ધીરે જાગ્રત થવા લાગ્યો.[૧૧] જેમ ગંગાજીએ સઘળા સમુદ્રને પૂરી દીધો હતો, તેમ બ્રહ્મરંધ્રમાંથી ઊઠેલી પ્રાણશક્તિએ પ્રહ્લાદના દેહને પૂરી દીધો.[૧૨] જેમ સૂર્યની પ્રભા ઉદય પામ્યા પછી તુરતજ ચારેબાજુથી જગતમાં વ્યાપે છે, તેમ પ્રાણની શોભા પ્રકટ થતાં, તુરતજ ચારેબાજુથી પ્રહ્લાદના શરીરમાં વ્યાપ્ત થઈ ગઈ.[૧૩] ઇંદ્રિયો પોતપોતાનાં નવે ગોળકોમાં પ્રવૃત્ત થતાં, લિંગશરીરરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થયેલું પ્રહ્લાદનું ચૈતન્ય દૃશ્યોમાં ઉન્મુખ થયું.[૧૪] હે રામ! જેમ દર્પણમાં પ્રતિબિંબિત થયેલું મુખ બેપણાને પ્રાપ્ત થાય છે, તેમ દૃશ્યોમાં ઉન્મુખ થયેલું પ્રહ્લાદનું ચૈતન્ય મનપણાને પ્રાપ્ત થયું.[૧૫] જેમ પ્રભાતમાં સૂર્યની પ્રભા કાંઈક અંકુરિત થતાં, બે નીલકમળો પ્રફુલ્લિત થવામાં ઉન્મુખ થાય, તેમ ચિત્ત કાંઇક અંકુરિત થતાં, પ્રહ્લાદનાંબે નેત્રો ધીરેધીરે પ્રફુલ્લિત થવામાં ઉન્મુખ થયાં.[૧૬] પ્રાણવાયુએ તથા અપાનવાયુએ નાડીઓનાં છિદ્રોમાં ગતિ કરવા માંડતાં, જેમ વાયુની પ્રેરણાથી કમળમાં ચલન થાય, તેમ પ્રહ્લાદના શરીરમાં ચલન થયું.[૧૭] શરીર પ્રાણથી પૂર્ણ થતાં, જેમ પાણીથી પાણી પૂર્ણ થતાં તુરતજ તરંગ પુષ્ટપણાને પ્રાપ્ત થાય, તેમ પ્રહ્લાદનું મન એક નિમેષમાત્રમાં પુષ્ટપણાને પ્રાપ્ત થયું.[૧૮] જેમ સૂર્ય અર્ધો ઉદય પામતાં, પ્રફુલ્લિત થતાં કમળોવાળું સરોવર શોભવા લાગે, તેમ જેનાં નેત્ર, મન, પ્રાણ અને શરીર પ્રફુલ્લિત થવા લાગ્યાં એવો પ્રહ્લાદ શોભવા લાગ્યો.[૧૯] આ અવસરમાં વિષ્ણુએ 'જાગ્રત થા' એમ કહ્યું, તેટલીવારમાં જેમ વાદળાંની ગર્જનાથી મોર જાગ્રત થાય, તેમ એ પ્રહ્લાદ જાગ્રત થયો.[૨૦] પ્રફુલ્લિત નેત્રોવાળા, પુષ્ટ થયેલી સ્મૃતિવાળા અને જેને દૃશ્યોનું મનન પ્રાપ્ત થયું એવા એ પ્રહ્લાદને ત્રૈલોક્યના નાથ વિષ્ણુભગવાને, જેમ પોતે પૂર્વે નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માને કહ્યું હતું, તેમ નીચેપ્રમાણે કહ્યું.[૨૧]

વિષ્ણુભગવાન કહે છેઃ—હે મહાત્મા! ત્હારી મ્હોટી રાજ્યલક્ષ્મીનું સ્મરણ કર્ય અને ત્હારા દેહનું પણ સ્મરણ કર્ય. તું સમયવિનાજ દેહનો અંત શામાટે કરે છે.[૨૨] તું કે જે 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવા સંકલ્પોથી રહિત છે તેને શરીર છતાં પણ પ્રિયપદાર્થોથી કે અપ્રિયપદાર્થોથી શો અભિનિવેશ થવાનો છે? કશો અભિનિવેશ થવાનો નથી માટે હવે ઉઠય! ઉઠય.[૨૩] આ કલ્પ પૂરો થતાંસુધી ત્હારે આ દેહથીજ જગતમાં રહેવાનું છે. દૈવના યોગ્ય અને યથાર્થનિયમને અમો સંપૂર્ણરીતે જાણીએ છીએ.[૨૪] તું કે જે જીવન્મુક્ત છે તેણે રાજ્યમાંજ રહીને આ કલ્પ પૂરો થતાંસુધી કાંઈ ઉદ્વેગ નહિ રાખતાં, ત્હારા આ શરીરને વ્યવહારમાં લગાવવાનું છે.[૨૫] કલ્પના અંતે આ શરીર વીંખાઈ જશે ત્યારે, જેમ ઘટાકાશ મહાકાશ (મ્હોટા આકાશ) માં નિવાસ કરે છે, તેમ ત્હારે સ્વરૂપભૂત વ્યાપક પરબ્રહ્મમાં નિવાસ કરવાનો છે.[૨૬] કલ્પના અંતસુધી રહેનારૂં અને જેણે જગતના સર્વ વ્યવહારોની પદ્ધતિ જાણેલી છે, એવું

આ ત્હારૂં શુદ્ધશરીર જીવન્મુક્તના વિલાસોવાળું થયું છે. હજી જગતનો પ્રલય થવાને ઘણીજ વાર છે.[27] હે સૌમ્ય ! હજી બારે સૂર્યો ઉગ્યા નથી, પર્વતો પીગળી ગયા નથી અને જગત બળવા લાગ્યું નથી, તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[28] હજી ત્રૈલોક્યની ભસ્મથી ભુરો થયેલો અને ઉડતી લોકપાલોની ખોપરીઓરૂપી ચિહ્નોવાળો ઉન્મત્ત પવન વાતો નથી, તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[29] હજી આસોપાલવની મંજરીઓજેવી "પુષ્કરાવર્ત" નામના પ્રલયના મેઘોની વિજળીઓ બ્રહ્માંડમાં ચમકવા લાગી નથી; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[30] હજી બ્રહ્માંડની ભીંતો પૃથ્વીના પ્રકંપથી કડાકા કરતા પર્વતોવાળી અને પ્રજ્વલિત થયેલા અગ્નિથી ધગધગતી થઇને ત્રુટવા માંડી નથી; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[31] હજી જગત વૃદ્ધિ પામેલા પ્રલયના વરસાદોવાળું અને જેમાં બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર નામના ત્રણજ દેવ અવશેષ રહ્યા હોય એવું થયું નથી; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[32] હજી સૂર્યાદિનો નાશ થઇને દિશાઓ, જેઓના વિભાગો લોકાલોક પર્વતનાં શિખરો ઉપરથીજ જાણી શકાય એવી જાજરી થયેલી નથી; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[33] હજી પર્વતોને ફાડી નાખીને તેઓના ધડાકાઓ કરાવનારાં સૂર્યનાં કિરણો આકાશમાં ભ્રમણ કરવા લાગ્યાં નથી અને પ્રલયકાળનાં વાદળાંઓ ગાજતાં નથી; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[34] હજી હું પોતે જરાયુજ આદિ પ્રાણીઓથી ભરપૂર રહેલી અને સૂર્ય આદિના પ્રકાશવાળી દશે દિશાઓમાં ગરૂડની ઉપર બેસીને વિહાર કર્યા કરૂં છું; તે છતાં તું શરીરને અમથું-અમથું કેમ છોડી દે છે.[35] હજી અમો સઘળા વિદ્યમાન છીએ, આ પર્વતો વિદ્યમાન છે, આ પ્રાણીઓ વિદ્યમાન છે, આ જગત વિદ્યમાન છે, આ આકાશ વિદ્યમાન છે અને તું પણ સ્વસ્થ છે; માટે હમણાં તું દેહને છોડી દે નહિ.[36] પ્રબળ અજ્ઞાનના યોગથી વ્યાકુળ થયેલા જેના મનને સંસારનાં દુઃખો પીડતાં હોય તે પુરૂષનુંજ મરવું શોભે છે.[37] 'હું દુબળો છું, અત્યંત દુઃખી છું અને મૂઢ છું' એ ભાવનાઓ અને એવાજ પ્રકારની બીજી ભાવનાઓ જેની મતિને લૂંટી લેતી હોય તે પુરૂષનું મરવું શોભે છે.[38] જેને મનની ચપળ વૃત્તિ આશાઓરૂપી પાશોથી બાંધીને આમતેમ રઝળાવ્યા કરતી હોય તે પુરૂષનું મરવું શોભે છે.[39] જેમ દુષ્ટપુરૂષો પશુઓનેવાસ્તે ધાન્યના છોડવાઓને ભાંગી નાખે છે, તેમ વિવેકને હરનારી તૃષ્ણાઓ જેના હૃદયને ભાંગી નાખતી હોય તે પુરૂષનું મરવું શોભે છે.[40] તાડના ઝાડજેવા ઊંચા ઊંચા રાગ-દ્વેષાદિવાળા જેના મનરૂપી વનમાં મનની વૃત્તિઓરૂપી લતાઓ સુખ-દુઃખોરૂપી ફળોથી ફાલતી હોય તે પુરૂષનું મરવું શોભે છે.[41] જેના રૂવાડાંઓની પંક્તિઓરૂપી અનેક લતાઓવાળા આ દેહરૂપી ઝેરીવૃક્ષને કામ-ક્રોધ આદિ અનર્થરૂપી પ્રચંડપવનનો પ્રવાહ હરી જતો હોય તે પુરૂષનું મરવું શોભે છે.[42] અંગોરૂપી ચપળ લતાઓવાળાં જેના દેહરૂપી વનને આધિઓ તથા વ્યાધિઓરૂપ દાવાનળો બાળી નાખતા હોય તે પુરૂષનું મરવું શોભે છે.[43] જેમ સુકાયેલા વૃક્ષની અંદર અજગરો ફુંફાટા મારે છે, તેમ જેના શરીરની અંદર કામ-ક્રોધ આદિ દુર્ગુણો ફુંફાટા મારતા હોય તે પુરૂષનું મરણ શોભે છે.[44] મરણના સ્વરૂપનો વિચાર કરી જોતાં પણ તત્ત્વવેત્તાને મરવું સંભવતું નથી. આ દેહનો જે ત્યાગ કરવો તેજ લોકોમાં મરણ કહેવાય છે. પરંતુ દેહ કે જે

તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં સાચો પણ નથી અને ખોટો પણ નથી, પરંતુ અનિર્વચનીયજ છે; તેનો મુદ્દલ સંબંધજ થવો ઘટતો નથી એટલે પછી સંબંધવિનાના દેહનો ત્યાગજ કેમ થાય, આત્મજ્ઞાન થયું કે તે સમયેજ દેહનો સંબંધ ટળી જાય છે તોપછી લોકોનો ત્યાગ કરવો હોય ?[૪૫] યથાર્થરીતે આત્મતત્ત્વને જોનારા જે જ્ઞાનીની મતિ આત્મતત્ત્વના અનુસંધાનમાંથી ખસતી ન હોય, તે પુરૂષનું તો જીવવુંજ શોભે છે.[૪૬] જેના મનમાં અહંકારજ ન આવતો હોય, જેની બુદ્ધિ વિષયોથી ન લેપાતી હોય અને જે સઘળા પદાર્થોમાં સમતાજ રાખતો હોય તે પુરૂષનું જીવવુંજ શોભે છે.[૪૭] જે પુરૂષ રાગ–દ્વેષથી રહિત થયેલી અને અંદર અત્યંત શીતળતાવાળી બુદ્ધિથી સાક્ષીની પેઠે આ જગતને જોયા કરતો હોય તે પુરૂષનું જીવવુંજ શોભે છે.[૪૮] જેણે આત્મતત્ત્વને સારીરીતે સમજી 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી ભેદબુદ્ધિને છોડી દઇને, પોતાના ચિત્તને સાક્ષીમાંજ લગાવી દીધું હોય તે પુરૂષનું જીવવુંજ શોભે છે.[૪૯] મલિન કલ્પનારૂપી વિષયો, કે જેઓ રજ્જુ–સર્પાદિજેવા છતાં સાચાજેવા લાગે છે, તેઓમાં આસક્તિ નહિ રાખતાં, જેણે પોતાના ચિત્તને બ્રહ્મમાંજ લીન કર્યું હોય તે પુરૂષનુંજ જીવવું શોભે છે.[૫૦] જે પુરૂષ સર્વમાં આત્મદૃષ્ટિ રાખી, વાસનાઓથી રહિત થઇને લીલામાત્રથી આ જગતનાં કામકાજ કરતો હોય તેનું જીવવું શોભે છે.[૫૧] જે પુરૂષ વ્યવહાર કરતાં છતાં પણ સુખનાં કારણની પ્રાપ્તિથી મનમાં રાજી ન થાય અને દુઃખનાં કારણની પ્રાપ્તિથી મનમાં કચવાય નહિ તેનું જીવવું શોભે છે.[૫૨] જેમ મીઠાં જળવાળા નિર્મળ સરોવરમાંથી હંસો નીકળ્યા કરે છે, તેમ જે સુજનોના સમાગમવાળા નિર્મળ પુરૂષમાંથી સદ્ગુણોજ નીકળ્યા કરતા હોય તેનું જીવવું શોભે છે.[૫૩] જેનું નામ સાંભળવાથી, જેને જોવાથી અને જેનું સ્મરણ આવવાથી પણ સર્વે લોકો આનંદ પામતા હોય તે પુરૂષનું જીવવું શોભે છે.[૫૪] હે દૈત્યોના રાજા પ્રહ્લાદ ! જે પુરૂષના ઉદયથી જીવોરૂપી ભ્રમરોવાળાં સઘળાં પ્રાણીઓરૂપી કુમુદો પ્રફુલ્લિત થતાં હોય તે પુરૂષનું જીવનજ અક્ષયચંદ્રની પૂર્ણતાની પેઠે શોભે છે. બીજાનું જીવિત શોભતું નથી.[૫૫]

**यस्योदयेषु हृदयेन जनांबुजानि जीवालिमंति सकलानि विलासवंति ।**
**तस्यैव भाति परिजीवितमक्षयेंदोरापूर्णतेव दनुजेश्वर नेतरस्य ॥ ५५ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'નારાયણવચનોપન્યાસ' નામનો ઓગણચાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ४० मो* વિષ્ણુભગવાને પ્રહ્લાદને જ્ઞાનીનો વ્યવહાર કહ્યો

**भगवानुवाच । स्थैर्यं देहस्य दृष्टस्य जीवितं प्रोच्यते जनैः ।**
**देहांतरार्थं देहस्य संत्यागो मरणं स्मृतम् ॥ १ ॥**

વિષ્ણુભગવાન કહે છેઃ–હે પ્રહ્લાદ ! આ દેખવામાં આવતા દેહની જે સ્થિરતા, તેને લોકો જીવિત કહે છે અને બીજો દેહ લેવાનેવાસ્તે એક દેહનો જે ત્યાગ, તેને લોકો મરણ કહે છે.[૧] હે મ્હોટી બુદ્ધિવાળા પ્રહ્લાદ ! તું તો જીવિતથી પણ રહિત છે અને મરણથી પણ રહિત છે. તને મુદ્દલ દેહનો સંબંધજ નથી; માટે તને મરણ પણ શું છે અને જીવિત પણ શું છે?

---

* આ ચાળીસમા સર્ગમાં જ્ઞાની કે જે દેહવાળો છતાં પણ દેહથી રહિત છે અને નિર્વિકાર છતાં પણ ક્રિયા કરે છે, તે જે રીતે વ્યવહાર કરે છે તે રીતિ કહેવામાં આવશે.

કાંઈ નથી.[૨] હે પ્રહ્લાદ ! 'આવા પુરૂષનું જીવવું શોભે છે અને આવા પુરૂષનું મરવું શોભે છે' એમ જે મ્હેં તને કહ્યું, એ તો જ્ઞાનના અને અજ્ઞાનના ગુણ–દોષ જણાવવાનેવાસ્તે કહ્યું છે. હે બ્રહ્મવેત્તા ! તું કદીપણ જીવતો નથી અને કદીપણ મરતો નથી.[૩] તું દેહમાં રહેલો છતાં પણ, દેહદૃષ્ટિથી રહિત છે માટે, જેમ વાયુ આકાશમાં રહેલો છતાં પણ આકાશના સંબંધ-વિનાનો હોવાનેલીધે આકાશથી અલગજ છે, તેમ તું દેહથી અલગજ છે.[૪] જેમ આકાશ ઝાડની ઊંચાઇને રોકતું નથી તેથી ઝાડની ઊંચાઇના કારણરૂપ કહેવાય છે, તેમ તું દેહાદિને કાંઇ અડચણ કરતો નથી તેથી દેહના કારણરૂપ પણ કહેવાય છે.[૫] દેહમાં થતા શીત–ઉષ્ણ આદિ સ્પર્શો ત્હારી સત્તાથીજ જણાય છે માટે તું દેહમાં છે પણ ખરો અને દેહનો તને કાંઈ સંબંધ નથી માટે તું દેહમાં નથી પણ ખરો. આત્મતત્ત્વ જાણવામાં આવતાં, દેહ મિથ્યાજ થઈ જાય છે માટે જ્ઞાનીઓનો દેહ છેજ ક્યાં ? સ્વપ્નનો વિરામ થયા પછી સ્વપ્નસંબંધી દેહનું રહેવું સંભવેજ નહિ. આ એક જે ત્હારૂં દેશ–કાળાદિથી મપાયેલું શરીર છે તે તો અજ્ઞાની-ઓની દૃષ્ટિથીજ છે. જ્ઞાનીઓની દૃષ્ટિથી નથી.[૬] જેની બુદ્ધિ બ્રહ્માકાર થઈ ગઈ છે એવો તું સર્વદા સર્વરૂપ છે અને પ્રકાશાત્મક ચૈતન્યજ છે, માટે કયો પદાર્થ ત્હારા દેહરૂપ નથી અને કયો પદાર્થ ત્હારા દેહરૂપ છે કે જેને તું છોડી દે કે ગ્રહણ કર્યે. સર્વે પદાર્થો ત્હારા દેહરૂપ છે અને કોઈપણ પદાર્થ ત્હારા દેહરૂપ નથી, માટે કોઇનો સ્વીકાર કે કોઇનો ત્યાગ ત્હારાથી થાય એમજ નથી.[૭] મલયા-ચળનો પવન વાય કે પ્રલયકાળનો પવન વાય પણ આત્મા, કે જે પ્રિયથી તથા અપ્રિયથી રહિત છે તેને, તેઓથી સુખ કે દુઃખ શું પ્રાપ્ત થાય એમ છે ?[૮] પર્વતો ઉથલી પડવા લાગ્યા હોય, પ્રલયકાળના અગ્નિઓ બાળવા લાગ્યા હોય અને ઉત્પાતના પવનો વાતા હોય તોપણ જ્ઞાની પોતાના સ્વરૂપમાંજ રહે છે.[૯] સઘળા પદાર્થો વિદ્યમાન હોય, અથવા સઘળા પદાર્થો જતા રહે, અથવા સઘળા પદાર્થો નષ્ટ થઇ જાય અથવા સઘળા પદાર્થો વધે તોપણ તેથી જ્ઞાનીને શું થઈ જાય એમ છે ? કશું થાય એમ નથી. કેમ કે જ્ઞાની તો પોતાના સ્વરૂપમાંજ રહે છે.[૧૦] આ દેહ ક્ષય પામતાં, આત્મા ક્ષય પામતો નથી. આ દેહ વૃદ્ધિ પામતાં, આત્મા વૃદ્ધિ પામતો નથી અને આ દેહ ચલન પામતાં, આત્મા ચલન પામતો નથી.[૧૧] 'હું દેહનો છું અને દેહ મ્હારો છે' એવા પ્રકારનો ચિત્તનો વિભ્રમ ક્ષીણ થઇ ગયા પછી 'હું ત્યાગ કરૂં છું અને હું ત્યાગ કરતો નથી' એવી ખોટી કલ્પના ઉદય પામે કે ?[૧૨] હે પ્રહ્લાદ ! 'હું આ કામ કરીને આ કામ કરીશ અને આ વસ્તુને છોડી દઇને આ વસ્તુને છોડી દઈશ' એવીરીતના સંકલ્પો તત્ત્વવેત્તાઓને હોતાજ નથી.[૧૩] અકર્તાપણાને પામેલા તત્ત્વજ્ઞાનીઓ સઘળું કરતા હોય તોપણ કશું કરતા નથી. તત્ત્વજ્ઞાનીને 'હું અકર્તા છું' એવો દૃઢનિશ્ચય હોય છે; તેથી તેઓને કદીપણ કર્તાપણાનો સંબંધ હોતો નથી.[૧૪] અકર્તાપણું પ્રાપ્ત થયું એટલે અભોક્તાપણું પોતાની મેળેજ પ્રાપ્ત થયું સમજવું. કેમ કે આ સઘળા ત્રૈલોક્યમાં વાવ્યા વિના કોણે લણ્યું છે ? કોઇએ લણ્યું નથી.[૧૫] કર્તાપણું અને ભોક્તાપણું શાંત થઈ જતાં, શાંતિજ અવશેષ રહે છે અને એ શાંતિ પ્રૌઢપણું પામે ત્યારે વિદ્વાન લોકો તેનેજ મુક્તિ કહે છે.[૧૬] સ્વરૂપના આવિ-ર્ભાવથી સર્વમાં વ્યાપીને રહેલા, ચૈતન્યમય અને શુદ્ધ તત્ત્વવેત્તાઓ નહિ પ્રાપ્ત થયેલા કયા પદાર્થનું ગ્રહણ કરે અને પ્રાપ્ત થયેલા કયા પદાર્થને છોડી દે ? પોતે વ્યાપક હોવાનેલીધે તેઓને

કાંઇપણ ત્યાજ્ય કે ગ્રાહ્ય પ્રતીત થતું નથી.[૧૭] અવયવીપણું અને અવયવપણું કે જેઓ ગ્રાહ્યના તથા ગ્રાહકના સંબંધોને કરાવનારાં છે તથા અલ્પ છે તેઓ આત્મામાં છેજ નહિ; માટે આત્મા કોનું ગ્રહણ કરે અને કોને છોડે.[૧૮] 'આ વસ્તુ ગ્રાહ્ય છે અને હું તેનો ગ્રાહક છું' એવા પ્રકારનો અભિનિવેશ ક્ષીણ થાય ત્યારે સારી પેઠે શાંતિ ઉદય પામે છે અને સ્થિરતાને પ્રાપ્ત થયેલી તેજ શાંતિ 'મોક્ષ' એ નામથી કહેવામાં આવે છે.[૧૯] સર્વદા એવી શાંતિમાં રહેલા ત્હારા જેવા શાંત જીવન્મુક્ત પુરૂષો, જેમ સુષુપ્તિમાં રહેલા પુરૂષો શરીરના અભિનિવેશથી રહિત છતાં, શરીરનું ચલન કરવારૂપ ક્રિયા કરે છે, તેમ શરીર આદિ સઘળા દ્વૈતના અભિનિવેશથી રહિત રહીને વ્યવહાર કરે છે.[૨૦] હે પ્રહ્લાદ ! ત્હારી સઘળી વાસનાઓ પરમાત્માના બોધથી શાંત થઈ ગઈ છે; માટે તું સ્વરૂપમાંજ રહેલી બુદ્ધિથી, જાગ્રતની અને સુષુપ્તિની સંધિમાં રહેલાની પેઠે આ જગતની સ્થિતિને જોયા કર્ય.[૨૧] જેઓનું ચિત્ત આત્મામાંજ રહેલું હોય છે એવા અને આત્મામાંજ રસાયનના જેવી તૃપ્તિને પામેલા પુરૂષો અવિચારથી રમણીય લાગતા અનાત્મપદાર્થોમાં રૂચિ કરતા નથી અને દુઃખો કે, જેઓ કદીપણ આત્માનો સ્પર્શ કરતાં નથી તેઓથી ઉદ્વેગ પામતા નથી.[૨૨] જેમ દર્પણો આવી પડેલાં પ્રતિબિંબોને કોઈ જાતની સ્પૃહાવિનાજ સ્વીકારી લે છે, તેમ જીવન્મુક્ત પુરૂષો આવી પડેલાં વ્યવહારસંબંધી કાર્યોને આસક્તિ પામ્યા વિનાજ સ્વીકારી લે છે.[૨૩] સ્વસ્થ રહીને પોતાના સ્વરૂપની સ્થિતિમાં જાગનારા અને સંસારની સ્થિતિમાં સૂતેલા જ્ઞાની પુરૂષો, જેમ ભરઊંઘમાં સૂતેલા બાળકો હાથ–પગ હલાવે છે, તેમ સંસારસંબંધી ક્રિયાઓ કરે છે.[૨૪] હે મહાત્મા ! પોતાની અંદર પરમાત્માના પદને પામેલો તું બ્રહ્માનો આ એક દિવસ પૂરો થતાંસુધી અહિંજ ઘણા ગુણોવાળી રાજ્યલક્ષ્મીને ભોગવીને પછી 'વિદેહકૈવલ્ય' નામના અખંડપદને પામ્ય.[૨૫]

त्वमजितपदवीमुपागतोऽतः कमलजवास[illegible] भुक्त्वा ॥
गुणगणकलि[illegible]लक्ष्मीं व्रज परमास्पदमच्युतं महात्मन् ॥ २५ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદબોધન' નામનો ચાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૦

## सर्ग ४१ मो*

### પ્રહ્લાદે વિષ્ણુની આજ્ઞા સ્વીકારી અને વિષ્ણુએ પ્રહ્લાદનો અભિષેક કર્યો

वसिष्ठ उवाच । जगद्रत्नस[illegible]द्गेन [illegible] ।
इ[illegible]क्त पद्मना[illegible]न ज्यात्स्ना[illegible]तलया धिया ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! સૃષ્ટિના સમયમાં ત્રૈલોક્યરૂપી અદ્ભુતને દેખાડનારા અને જગતોરૂપી રત્નોના ડાબલારૂપ વિષ્ણુએ ચાંદનીજેવી શીતળવાણીથી એપ્રમાણે આજ્ઞા કરતાં, પ્રફુલ્લિત નેત્રોવાળા એ ધીર પ્રહ્લાદે વિષ્ણુનો સઘળો અભિપ્રાય મનમાં લઇને, આનંદથી નીચેપ્રમાણે વચન કહ્યું.[૧,૨]

પ્રહ્લાદ કહે છેઃ–હે દેવ ! રાજ્યસંબંધી હિતાહિતોના વિચારથી અને સેંકડો કાર્યોથી

* આ એકતાળીસમા સર્ગમાં પ્રહ્લાદે વિષ્ણુની આજ્ઞાનો સ્વીકાર કરીને, વિષ્ણુની પૂજા કરી અને તે પછી વિષ્ણુએ પ્રહ્લાદનો રાજ્યાભિષેક કરીને વરદાન આપ્યાં એ કથા કહેવામાં આવશે.

થાકી ગયેલો હું ક્ષણમાત્ર વિશ્રાંતિ પામ્યો હતો. (સમાધિમાં કાળની લંબાઈ જણાતી નથી તેથી 'ક્ષણમાત્ર' એમ કહ્યું છે.)[3] હે મહારાજ ! આપની કૃપાથી મને સારી પેઠે સ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત થઈ છે. હું મ્હારા સ્વરૂપેકરી સમાધિમાં અને અસમાધિમાં પણ સર્વદા સમાન છું.[4] હે મ્હોટા દેવ ! આપને મ્હેં અખંડાકારવૃત્તિથી હૃદયાકાશની અંદર ઘણીવારસુધી જોયા છે અને આપે મ્હારાં ઉત્તમભાગ્યને પાછું આ બહાર પણ દર્શન દીધું.[5] હે પ્રભુ ! જેમ આકાશ નિર્મળ આકાશમાંજ રહે, તેમ સઘળા સંકલ્પોથી રહિત અને અંતવિનાની બ્રહ્મદૃષ્ટિમાં હું રહ્યો હતો.[6] હું કાંઈ શોકથી, મોહથી, વૈરાગ્યના ચિંત્વનથી, દેહનો ત્યાગ કરવાની ઇચ્છાથી કે સંસારના ભયથી સમાધમાં રહ્યો હતો એમ નથી. પણ હું તો કેવળ પોતાની મેળે ઉઠેલા નિર્મળવિચારથીજ એમનેએમ એ વિસ્તીર્ણ પાવત્રપદમાં રહ્યો હતો.[7] એ નિર્મળપદ એકજ છે, માટે તેમાં શોક પણ ક્યાંથી હોય, હાનિ પણ ક્યાંથી હોય, દેહ પણ ક્યાંથી હોય, સંસાર પણ ક્યાંથી હોય, ભય પણ ક્યાંથી હોય અને ભયજ નહિ હોવાનેલીધે ભયથી રક્ષણ પણ ક્યાંથીજ હોય. એ નિર્મળપદમાં મ્હારી સ્થિતિ થઇ હતી એ પણ કહેવામાત્રજ છે. કારણ કે હું તેથી ભિન્નજ નથી.[8-9] હે ઈશ્વર ! 'હાય, હું સંસારની ખટપટથી કાયર થઇ ગયો છું માટે સંસારનો ત્યાગ કરૂં' એવી ચિંતા, કે જે હર્ષને, શોકને તથા બીજા પણ ભય આદિ વિકારોને આપનારી છે તે તો અજ્ઞાનીઓનેજ થવી સંભવે.[10] 'દેહ ન હોય તો કોઈ પણ દુઃખ ન હોય. જે જે દુઃખો છે તેઓ દેહના હોવાથીજ છે' એવી ચિંતારૂપી ઝેરી નાગણ પણ મૂર્ખનેજ કરડે એમ હું ધારૂં છું.[11] 'આ સુખ છે, આ દુઃખ છે, આ વસ્તુ મને નથી અને આ વસ્તુ મને છે' એવીરીતે હીલોળા લેતું ચિત્ત મૂઢપુરૂષનેજ દુઃખી કરે છે પણ પંડિતને દુઃખી કરતું નથી.[12] જેઓએ તત્ત્વજ્ઞાનને દૂરજ રાખેલું હોય છે એવા મૂઢપ્રાણીઓનેજ 'હું જુદો છું અને આ જુદો છે' એવી વાસના પ્રવર્ત્યા કરે છે.[13] 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવીરીતની ખોટી મનની ભ્રાંતિ જેમ મૂર્ખને ઘેલો કરી દે છે, તેમ જ્ઞાનીને કદી પણ ઘેલો કરી દે નહિ.[14] હે કમળસરખાં નેત્રોવાળા પ્રભુ ! સર્વ જગતમાં તમેજ અખંડરૂપે વ્યાપક છો; માટે જગતમાં 'આ વસ્તુ ત્યાજ્ય છે અને આ વસ્તુ ગ્રાહ્ય છે' એવી દ્વૈતપક્ષની કલ્પના ઘટેજ કેમ ?[15] આ સઘળું જગત રજ્જુ–સર્પાદિની પેઠે અનિર્વચનીયજ ઉઠેલું છે; માટે તેમાં શું ત્યાજ્ય હોય અને શું ગ્રાહ્ય હોય કે જેને છોડી દઇએ કે સ્વીકારીએ.[16] હું તો કેવળ મ્હારા સ્વભાવથીજ દ્રષ્ટાનો અને દૃશ્યોનો વિચાર કરતાં કરતાં ક્ષણમાત્ર પોતાથી પોતાના સ્વરૂપમાંજ વિશ્રાંત થયો હતો.[17] હું એ વિશ્રાંતિના સમયમાં પ્રિયથી, અપ્રિયથી, ત્યાજ્યથી અને ગ્રાહ્યથી રહિત હતો અને હમણાં પણ તેઓથી રહિતજ છું.[18] હે મ્હોટા દેવ ! જે મ્હારૂં સ્વરૂપ છે તેજ મને પ્રાપ્ત થયું છે અને હું સંપૂર્ણરીતે મ્હારા પોતાનાજ સ્વભાવને પ્રાપ્ત થયો છું; તોપણ આપને જે ગમતું હોય તે કરવા તૈયાર છું.[19] આપ સાક્ષાત્ વિષ્ણુ ત્રૈલોક્યમાં પૂજ્ય છો એટલામાટે મ્હારી પાસેથી પ્રથમ શાસ્ત્રના નિયમથી પ્રાપ્ત થયેલી પૂજા આપે સ્વીકારવી જોઇએ.[20]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! દાનવોનો રાજા પ્રહ્‌લાદે એટલાં વચન કહીને, જેમ ઉદયાચળ પૂર્ણ ચંદ્રને ઊંચો કરે, તેમ ક્ષીરસાગરમાં સૂનારા વિષ્ણુની પાસે અર્ઘપાત્ર ઊંચું કર્યું.[21]

પ્રહ્લાદે પોતાની આગળ બિરાજેલા વિષ્ણુની, વિષ્ણુનાં આયુધોની, અપ્સરાઓના સમૂહની, દેવતાઓની, ગરૂડની અને વિષ્ણુમાં રહેલા ત્રૈલોક્યની પણ પૂજા કરી.[૨૨] જેના શરીરની અંદર તથા શરીરની બહારનાં રૂવાડાંઓમાં પણ અનેક બ્રહ્માંડો ફર્યા કરે છે, એવા વિષ્ણુનું પૂજન કરીને પ્રહ્લાદ ઉભો રહેતાં, વિષ્ણુએ તેને નીચેપ્રમાણે આજ્ઞા કરી.[૨૩]

વિષ્ણુભગવાન કહે છેઃ–હે દાનવોના રાજા ! ઉઠય. સિંહાસનઉપર બેસ. પ્રથમ હું મ્હારાજ હાથથી ત્હારો રાજ્યાભિષેક કરૂં.[૨૪] હું ત્હારો અભિષેક કરીને 'પાંચજન્ય' નામના મ્હારા શંખનો નાદ કરીશ, એટલે તે નાદ સાંભળ્યા પછી, આ સિદ્ધલોકો, સાધ્યો તથા દેવતાઓ કે, જેઓ અહિં આવ્યા છે તેઓ પણ ત્હારો મંગળાભિષેક કરશે.[૨૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ–વિષ્ણુએ એટલાં વચન કહીને, જેમ મેરૂપર્વતના શિખરઉપર મેઘનું સ્થાપન કરવામાં આવે, તેમ તે યોગ્યતાવાળા પ્રહ્લાદનું સિંહાસનઉપર સ્થાપન કર્યું.[૨૬] પછી વિષ્ણુએ પોતે બોલાવેલા ક્ષીરસાગર આદિ મહાસમુદ્રોનાં જળોથી, ગંગા આદિ નદીઓનાં જળોથી તથા બીજાં પણ સઘળાં તીર્થોનાં જળોથી પ્રહ્લાદનો રાજ્યાભિષેક કર્યો.[૨૭] તે પછી સઘળા બ્રહ્મર્ષીઓને, સઘળા સિદ્ધલોકોના સમૂહોને, વિદ્યાધરોને, તથા લોકપાલોને પોતાની સાથે રાખીને, પ્રહ્લાદનો ફરીવાર પણ અભિષેક કર્યો.[૨૮] જેમ પૂર્વે સ્વર્ગમાં ઇંદ્રની સ્તુતિ કરી હતી, તેમ 'મરૂત' નામના દેવતાઓના ગણોએ પ્રહ્લાદની સ્તુતિ કરી.[૨૯] દૈત્યો તથા દેવતાઓ પણ પ્રહ્લાદની અને વિષ્ણુની પણ સ્તુતિ કરવા લાગ્યા. અભિષેકની ક્રિયા સમાપ્ત થયા પછી, વિષ્ણુએ પ્રહ્લાદને નીચેપ્રમાણે કહ્યું.[૩૦]

વિષ્ણુભગવાન કહે છેઃ–હે નિર્દોષ પ્રહ્લાદ ! જ્યાંસુધી મેરૂપર્વત રહે, જ્યાંસુધી પૃથ્વી રહે અને જ્યાંસુધી ચંદ્રનાં તથા સૂર્યનાં મંડળો રહે ત્યાંસુધી તું અખંડિત ગુણોથી પ્રશંસા પામતાં, રાજ્ય કર્ય.[૩૧] રાગને, ભયને તથા ક્રોધને છોડી દઈ અને સમબુદ્ધિથી અનિષ્ટ ફળોમાં તથા ઈષ્ટ ફળોમાં પણ કોઇ જાતનો અભિનિવેશ નહિ રાખતાં, રાજ્યનું પાલન કર્ય.[૩૨] તેં બ્રહ્માનંદનું સુખ જોયેલું છે તોપણ, આ વૈભવોથી ભરપૂર રાજ્યમાં કોઈ પ્રકારની અરૂચિ કરવી નહિ અને સ્વર્ગલોકમાં તથા મનુષ્યલોકમાં પણ કોઈ જાતની ખટપટ ઊઠે એમ કરવું નહિ.[૩૩] હે પ્રહ્લાદ ! અપરાધીઓનો નિગ્રહ તથા સુજનોનો સંગ્રહ ઈત્યાદિકવિષેના રાજ્યસંબંધી વિચારો જે જે પ્રાપ્ત થાય તેઓમાં દેશને, કાળને તથા ક્રિયાઓને અનુસરીને વધ, બંધ તથા દંડ આદિ કાર્યો કરજે અને મનમાં રાગ–દ્વેષાદિ વિષમતા નહિ રાખતાં, સ્થિરપણાથી રહેજે.[૩૪] આત્માને દેહાદિથી ન્યારો સમજી, અહંતાને તથા મમતાને છોડી દઇ અને લાભમાં તથા અલાભમાં સમાનબુદ્ધિ રાખીને, તું વ્યવહારસંબંધી કાર્ય કર્યા કરીશ તો તેમાંથી લેપાઈશ નહિ.[૩૫] તેં સંસારની સઘળી પદ્ધતિઓને જોયેલી છે અને પરમપદનો પણ તોલ કરેલો છે; માટે તું જે કાંઈ જાણવાનું છે તેને જાણી ચુકયો છે તો હવે બીજો તને શો ઉપદેશ કરવો હોય.[૩૬] રાગથી, ભયથી તથા ક્રોધથી રહિત થયેલો તું રાજ્ય કરીશ એટલે હવે દૈત્યોને દેવતાઓની ઉપર દ્વેષરૂપી દુષ્ટ ગાંઠ રહેશે નહિ અને દેવતાઓને દૈત્યોની ઉપર દ્વેષરૂપી દુષ્ટ ગાંઠ રહેશે નહિ.[૩૭] જેમ વર્ષાઋતુનેલીધે પૂર આવેલી, મ્હોટા મ્હોટા તરંગોવાળી નદી વનોની પંક્તિને ભીંજવી દે છે, તેમ હવે અશ્રુઓની ધારા દૈત્યોની સ્ત્રીઓના કાનોમાં લગાવેલી

પુષ્પોની મંજરીઓને ભીંજવી દેશે નહિ.[૩૮] આજથી માંડીને દૈત્યોની અને દેવતાઓની વચ્ચે લડાઇઓ નહિ ઉઠવાનેલીધે સઘળું જગત મંદરાચળથી રહિત થયેલા ક્ષીરસાગરની પેઠે સ્વસ્થ થઇને રહેશે.[૩૯] દેવતાઓની સ્ત્રીઓને દૈત્યો હરી જશે નહિ અને દૈત્યોની સ્ત્રીઓને દેવતાઓ હરી જશે નહિ; તેથી હવે દૈત્યોની અને દેવતાઓની સ્ત્રીઓ પોતપોતાના પતિઓની ઉપર તથા પોતપોતાનાં અંતઃપુરોની ઉપર સંપૂર્ણવિશ્વાસ ધરીને રહેશે.[૪૦] હે પ્રહ્લાદ ! તું કૃષ્ણપક્ષની રાત્રિમાં અત્યંત આવેલી નિદ્રાજેવા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી નાખી, સર્વદા ઊદય પામેલા બ્રહ્માનંદથી અંતઃકરણને સુશોભિત રાખીને, સ્ત્રીઓના વિલાસોથી રમણીયતાવાળી અને શત્રુઓથી જીતાય નહિ એવી રાજ્યલક્ષ્મીને લાંબાકાળસુધી ભોગવ્ય.[૪૧] **भव बहुलनिशानितान्तनिद्रातिमिरमपास्य सदोदिताशयश्रीः । दनुसुत वनिताविलासरम्यां चिरमजितामुपभुंक्ष्व राज्यलक्ष्मीम् ॥ ४१ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો ' પ્રહ્લાદાભિષેક ' નામનો એકતાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૧**

## सर्ग ४२ मो* સમાધિમાં રહેલા જીવનું જાગ્રત થવાનું કારણ

**वसिष्ठ उवाच । इत्युक्त्वा पुंडरीकाक्षः सनरामरकिन्नरः ॥**
**द्वितीय इव संसारश्चचालासुरमंदिरात् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! મનુષ્યોથી, દેવતાઓથી તથા કિન્નરોથી સંયુક્ત હોવાનેલીધે, જાણે બીજો સંસાર હોય એવા જણાતા વિષ્ણુભગવાન એટલાં વચન કહીને પ્રહ્લાદના ઘરમાંથી પધારી ગયા.[૧] પ્રહ્લાદ આદિ લોકોએ પાછળથી નાખેલા પુષ્પાંજલિઓના સમૂહોથી અને ગરૂડે ઊંચાં કરેલાં પોતાનાં પાછલાં પીછડાંઓથી ઢંકાઈ જતા એ વિષ્ણુભગવાન અનુક્રમે ક્ષીરસાગરમાં આવી, દેવતાઓની સેનાને રજા આપીને, જેમ ભ્રમર ધોળા કમળઉપર બેસે, તેમ શેષનાગના શરીરરૂપી આસનપર બિરાજ્યા.[૨-૩] વિષ્ણુભગવાન શેષનાગના શરીરરૂપી આસનપર શાંતપણાથી રહ્યા, ઇંદ્ર દેવતાઓની સાથે સ્વર્ગમાં શાંત થઇને રહ્યો અને દાનવોનો રાજા પ્રહ્લાદ પાતાળમાં શાંત થઇને રહ્યો.[૪] હે રામ ! સઘળા મળોનો નાશ કરનારી અને ચંદ્રથી ઝરતા અમૃતના જેવી શીતળતાવાળી, પ્રહ્લાદને જ્ઞાન પ્રાપ્ત થવા વિષેની આ કથા મ્હેં તમને કહી સંભળાવી.[૫] જે મનુષ્યો બુદ્ધિથી આ કથાનો વિચાર કરશે તેઓ બહુજ પાપી હશે તોપણ થોડાજ કાળમાં પરમપદને પ્રાપ્ત થશે.[૬] સામાન્યરીતનો શુભવિચાર કરવાથી પણ પાપનો ક્ષય થાય છે, ત્યારે બ્રહ્મવિદ્યાસંબંધી વચનોનો વિચાર કરવાથી પરમપદની પ્રાપ્તિ થયા વિના કેમ રહે ?[૭] જે અજ્ઞાન છે તેજ મ્હોટું પાપ કહેવાય છે અને તે વિચારથીજ નષ્ટ થાય એવું છે, એટલામાટે અજ્ઞાનરૂપી પાપના મૂળને કાપી નાખનારા વિચારને કદી પણ છોડવો નહિ.[૮] પ્રહ્લાદને જીવન્મુક્તિ પ્રાપ્ત થયા વિષેની આ કથાનો જે મનુષ્યો વિચાર કરશે તેઓનાં સાત જન્મોમાં કરેલાં પાપો નષ્ટ થશે અને તેઓને બોધની પ્રાપ્તિ થશે, એમાં સંશય નથી.[૯]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! પરમપદમાં પરિણામ પામેલું (બ્રહ્માકાર થયેલું) મહાત્મા પ્રહ્લાદનું મન, વિષ્ણુએ કરેલા શંખના શબ્દોથી કેમ જાગ્રત થયું ? મનનો લય થઈ ગયો હોય તો શંખના શબ્દનું શ્રવણ થવાનોજ સંભવ નથી.[૧૦]

* આ બેંતાળીસમા સર્ગમાં વિષ્ણુનું ક્ષીરસાગરમાં પધારવું, પ્રહ્લાદના આખ્યાનનું ઉત્તમ ફળ અને સમાધિમાં રહેલા પુરૂષને જાગ્રત થવાનું કારણ, એટલા વિષયો કહેવામાં આવશે.

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે નિર્દોષ રામ ! જગતમાં જ્ઞાનીઓનું મુક્તપણું બે પ્રકારનું થાયછે. એક સદેહમુક્તપણું; અને બીજું વિદેહમુક્તપણું. એમ મુક્તપણાના બે પ્રકાર છે તેઓનાં લક્ષણો કહું છું તે સાંભળો.[11]આસક્તિથી રહિત થયેલી બુદ્ધિવાળા જે પુરૂષને કર્મોના ત્યાગમાં કે કર્મોના ગ્રહણમાં ઈચ્છાજ ન હોય તે પુરૂષની તે સ્થિતિ સદેહમુક્તપણું અથવા જીવન્મુક્તપણું કહેવાય છે.[12] ભોગથી પ્રારબ્ધકર્મનો ક્ષય થતાં, જીવન્મુક્ત પુરૂષનું શરીર પડી જઇને પુનર્જન્મથી રહિત જે બ્રહ્માત્મકપણું પ્રાપ્ત થાય છે, તે વિદેહમુક્તપણું કહેવાય છે. વિદેહમુક્તપણાને પ્રાપ્ત થયેલા પુરૂષો કોઈના જોવામાં આવતા નથી.[13] જીવન્મુક્ત પુરૂષોના હૃદયમાં પુનર્જન્મના અંકુરથી રહિત અને ભુંજાયેલા બીજજેવી શુદ્ધવાસના રહે છે.[14] જેમ સુષુપ્તિને પ્રાપ્ત થયેલા પુરૂષના હૃદયમાં સૂક્ષ્મ વાસના રહે છે. તેમ જીવન્મુક્તના હૃદયમાં પવિત્ર, પરમ, ઉદાર અને શુદ્ધ સત્વગુણને અનુસરનારી આત્માના અનુસંધાનમય વાસના રહે છે.[15] હે રામ ! પ્રારબ્ધકર્મ ભોગવવાં અવશેષ હોય તો જીવન્મુક્ત પુરૂષો અંદર રહેલી તે વાસનાનેલીધે હજાર વર્ષોના અંતે પણ સમાધિમાંથી જાગ્રત થાય છે.[16] પ્રહ્લાદ પણ અંદર રહેલી એ પોતાની શુદ્ધ સત્વાત્મકવાસના વિષ્ણુએ કરેલા શંખના શબ્દથી પ્રકટ થવાનેલીધે સમાધિમાંથી જાગ્રત થયો હતો.[17] જો કે શ્રોત્ર ઈંદ્રિય લીન થવાને લીધે શંખના શબ્દનું ગ્રહણ થવાનો સંભવ ન હતો, તોપણ વિષ્ણુના સંકલ્પનેલીધે તે પ્રમાણે થયું.[18] વિષ્ણુભગવાન પોતે સત્યસંકલ્પ ( જેના સંકલ્પો સાચાજ થાય એવા ) છે એટલામાટે તે જેમ ધારે તેમ પ્રાણીઓનેવાસ્તે તુરતજ થાય છે. એમનો સંકલ્પજ સર્વ જગતના કારણરૂપ છે.[19] વિષ્ણુએ ' પ્રહ્લાદ સમાધિમાંથી જાગ્રત થાઓ ' એમ જ્યારે સંકલ્પ કર્યો ત્યારે નિમેષમાત્રમાંજ વાસના જાગ્રત થઈને પ્રહ્લાદને ઈંદ્રિયાદિની સગવડ થઈ ગઈ. શુદ્ધ આત્માએજ માયાથી અને જીવોનાં અદૃષ્ટોરૂપ નિમિત્તથી પોતામાંજ જગતની સૃષ્ટિનેવાસ્તે 'વિષ્ણુ' નામના શરીરનું ગ્રહણ કર્યું છે.[20] આ પ્રમાણે છે, એટલામાટે આત્માનું અવલોકન કરવાથી તુરતજ વિષ્ણુનું દર્શન થાય છે અને વિષ્ણુનું આરાધન કરવાથી તુરતજ આત્માનું અવલોકન થાય છે.[21] હે રામ ! તમે આ વિચારનેજ દૃઢ રાખીને આત્માના અવલોકનનો યત્ન કરો. વિચાર કરવાથીજ તમને તુરત અવિનાશીપદની પ્રાપ્તિ થશે.[22] જેમાં દુઃખોરૂપી જળોની ધારાઓ અવિચ્છિન્ન પડયા કરે છે, એવી સંસારરૂપી લાંબી વર્ષાઋતુ વિચારરૂપી સૂર્યને નહિ જોનારા લોકોને અત્યંત જડ ( માંદા અને મૂર્ખ ) કરી નાખે છે.[23] જેમ ડાકણ મંત્ર જાણનારાઓને નડતર કરી શકતી નથી, તેમ અત્યંત દેખવામાં આવતી આ માયા સર્વના આત્મારૂપ વિષ્ણુની કૃપાથી ધીર થયેલા પુરૂષોને નડતર કરી શકતી નથી.[24] જેમ અગ્નિની જ્વાળા વાયુના મંડળનેલીધેજ ધાટી થાય છે અને પાછી વાયુના મંડળનેલીધેજ પાતળી થઇ જાય છે, તેમ સંસારના જાળની રચનારૂપી આ અપાર માયા સર્વના આત્મારૂપ વિષ્ણુની ઇચ્છાથીજ ધાટી થાય છે અને પાછી સમયપ્રાપ્ત થતાં, વિષ્ણુની ઈચ્છાથીજ પાતળી થઈ જાય છે.[25]

**आत्मेच्छयैव घनतां स ूपागतातरात्मेच्छयैव तनुतामुपयाति काले ।**
**संसारजालरचनेयमनंतमाया ज्वाल वातवलयादि पावक च ॥२५॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદવ્યવસ્થા' નામનો બેંતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ४३ मो* જ્ઞાન મેળવવામાં પુરૂષાર્થજ મુખ્ય છે

**राम उवाच । भगवन् सर्वधर्मज्ञ शुद्धैस्त्वद्वचनांशुभिः ॥**
**निर्वृताः स्मः शशांकस्य करैरोषधयो यथा ॥१॥**

રામચંદ્રજી પૂછે છે:—હે સઘળા ધર્મોને જાણનાર ગુરૂ મહારાજ! જેમ ઔષધિઓ ચંદ્રનાં કિરણોથી આહ્લાદિત થઇ જાય છે, તેમ આપની વાણીઓરૂપી શુદ્ધ કિરણોથી અમો આહ્લાદિત થયા છીએ.[1] જેમ શોભાનેવાસ્તે કાનોએ ઇચ્છાતાં, પવિત્ર અને કોમળ પુષ્પો ગ્રહણ કરનારાઓને સુખ આપે છે, તેમ શ્રવણનેવાસ્તે કાનોએ ઇચ્છાતાં, પવિત્ર અને કોમળ આપનાં વચનો ગ્રહણ કરનારાઓને સુખ આપે છે.[2] આપ પ્રથમ કહી ગયા છો કે 'સર્વત્ર પોતાના પુરૂષાર્થથીજ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. જો એ પ્રમાણેજ હોય તો વિષ્ણુએ 'તને વિચાર પ્રાપ્ત થાઓ' એવો વર આપ્યાવિના પ્રહ્લાદને જ્ઞાન કેમ પ્રાપ્ત ન થયું ?[3]

વસિષ્ઠઋષિ કહે છે:—હે રામ! મહાત્મા પ્રહ્લાદે જે જે કાંઈ મેળવ્યું તે પોતાના પુરૂષાર્થથીજ મેળવ્યું હતું. બીજા કોઇથી મેળવ્યું ન હતું.[4] જેમ તલની અંદર રહેલું તેલ અને તલમાંથી બહાર કહાડેલું તેલ ભિન્ન નથી અને જેમ વસ્ત્ર અને વસ્ત્રનું રૂપ ભિન્ન નથી, તેમ આત્મા અને વિષ્ણુ ભિન્ન નથી. જેમ સુગંધજ પુષ્પોના સારરૂપ છે, તેમ વિષ્ણુજ સઘળા જીવોના સારરૂપ છે.[5] ઉપાધિઓનો ત્યાગ કરી જોતાં, જે વિષ્ણુ છે તેજ આત્મા છે અને આત્મા છે તેજ વિષ્ણુ છે. જેમ વૃક્ષ અને ઝાડ એ બે પરસ્પરના પર્યાય શબ્દો છે, તેમ વિષ્ણુ અને આત્મા એ બે શબ્દો પણ પરસ્પરના પર્યાય શબ્દો છે.[6] પ્રહ્લાદને પ્રહ્લાદના આત્માએ પોતે પોતાની મેળે પોતાનીજ ઉત્તમશક્તિથી વિષ્ણુની ભક્તિમાં જોડયો હતો.[7] પ્રહ્લાદે વિષ્ણુરૂપ પોતાના આત્માની પ્રેરણાથી પોતાના મનને પોતાનીમેળેજ વિચારમાં લગાવીને પોતાનું સ્વરૂપ જાણ્યું હતું. જેની પાસેથી પ્રહ્લાદે વરદાન મેળવ્યું તે વિષ્ણુ પ્રહ્લાદના આત્માથી જુદા ન હતા.[8] આત્મા કોઇ સમયે પોતે પોતાના પ્રયત્નથી કરેલા વિચારના બળથી પોતાના સ્વરૂપને જાણે છે અને કોઈ સમયે ભક્તિરૂપ પ્રયત્નથી વિષ્ણુના દેહને મેળવી તે દ્વારા પોતાના સ્વરૂપને જાણે છે.[9] વિષ્ણુ લાંબાકાળસુધી આરાધવામાં આવ્યા હોય અને બહુજ પ્રસન્ન થયા હોય તોપણ વિચારવિનાના પુરૂષને જ્ઞાન આપી શકતા નથી.[10] હે રામ! પોતાના પુરૂષપ્રયત્નથી ઉત્પન્ન થયેલો વિચાર, આત્માના અવલોકનમાં મુખ્ય ઉપાયરૂપ છે અને જે વર આદિ છે તે આત્માના અવલોકનમાં ગૌણ ઉપાયરૂપ છે, એટલામાટે તમે મુખ્ય ઉપાય કરવામાંજ તત્પર રહો.[11] આત્માના અવલોકનમાં વિચારજ મુખ્ય ઉપાય છે, એટલામાટે તમે પ્રથમ બળાત્કારથી સઘળી ઇંદ્રિયોનો નિગ્રહ કરી, સર્વ પ્રકારના યત્નથી અભ્યાસમાં લાગીને ચિત્તને વિચારવાળું કરો.[12] જે કોઇ પુરૂષ જે કોઈ સ્થળમાં જે જે કાંઈ મેળવે છે તે સઘળું તે પુરૂષને પોતાના પ્રયત્નથી થયેલા શુભ આચરણથીજ મળે છે. ક્યાંય બીજા કોઈથી મળે છે એમ નથી.[13] તમે પ્રયત્નનો આશ્રય લઈ, ઇંદ્રિયોરૂપી પહાડનું ઉલ્લંઘન કરી, સંસારરૂપી સમુદ્રને તરીને એ સમુદ્રના પારરૂપ પરમપદને પ્રાપ્ત

*આ ત્રેંતાળીસમા સર્ગમાં, જોકે જ્ઞાન ઇશ્વરના પ્રસાદથી મળે છે તોપણ, ઇશ્વરની ઉપર ભાર નહિ મૂકતાં, પોતાના પ્રયત્નથી ઇંદ્રિયોને દબાવીને જ્ઞાનને સિદ્ધ કરવું એમ કહેવામાં આવશે.

થાઓ.[૧૪] જો પુરૂષના યત્નવિના વિષ્ણુ પુરૂષનો ઉદ્ધાર કરતા હોય, તો એ વિષ્ણુ મૃગોના અને પક્ષીઓના સમૂહનો શા માટે ઉદ્ધાર કરતા નથી.[૧૫] જો ગુરૂ, શિષ્યના પ્રયત્નવિના તે મૂર્ખ-શિષ્યનો ઉદ્ધાર કરી શકતો હોય તો એ ગુરૂ પોતાના ગરીબ ઊંટનો અને બળદનો ઉદ્ધાર કેમ કરતો નથી.[૧૬] પરમપુરૂષાર્થરૂપી આત્મજ્ઞાન કાંઈ વિષ્ણુથી, ગુરૂથી કે ધનથી મળતું નથી. જે કાંઈ આત્મજ્ઞાન મળે છે તે પોતાના યત્નથી પોતાના મનને દબાવવાથી મળે છે, એટલે પોતાના આત્માથીજ મળે છે એમ સમજો.[૧૭] ઇંદ્રિયોરૂપી સર્પોને દબાવીને અભ્યાસથી તથા વૈરાગ્યથી યુક્ત કરેલા પોતાના આત્માથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ ત્રૈલોક્યમાં રખડવાથી પણ પ્રાપ્ત થતું નથી.[૧૮] તમે પોતે પોતાનુંજ આરાધન કરો, પોતાનુંજ પૂજન કરો અને પોતાથી પોતાનું અવલોકન કરીને પોતે પોતામાંજ રહો.[૧૯] વિષ્ણુની ભક્તિ તો વેદાંતશાસ્ત્રોથી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવા આદિ પ્રયત્નથી અને વિચારોથી દૂર નાસનારા લોકોને સન્માર્ગમાં પ્રવર્તાવવાનેવાસ્તે કલ્પેલી છે.[૨૦] અભ્યાસ કરવો અને યત્ન કર્યા કરવું એજ આત્માના અવલોકનનો મુખ્ય ઉપાય કહેવામાં આવે છે. એ મુખ્ય ઉપાય ન બની શકે તોપછી ઈષ્ટદેવનાં પૂજનરૂપ ગૌણ ઉપાય પકડવો.[૨૧] જો ઇંદ્રિયોનો નિગ્રહ થઈ ગયો હોય તોપછી પૂજનોથી કયું ફળ મેળવવાનું છે? અને જો ઇંદ્રિયોનો નિગ્રહ નજ થાય તોપણ પૂજનોથી કયું ફળ મેળવવાનું છે? કશું નથી.[૨૨] વિચાર અને ઉપશમવિના પૂર્ણાનંદ આત્મા પ્રાપ્ત થતો નથી અને જેને વિચાર તથા ઉપશમ ન હોય તેનું ઈશ્વરથી પણ હિત કરી શકાતું નથી.[૨૩] હે રામ! તમે વિચારથી તથા ઉપશમથી યુક્ત રહીને પોતાના ચિત્તનુંજ આરાધન (નિર્મલીકરણ) કરો. જો ચિત્ત નિર્મળ થયું હોય તો તમે નિર્મળ દશાવાળા છો અને જો ચિત્ત નિર્મળ ન થયું હોય તો તમે જંગલી ગધેડાજેવી દશાવાળા છો.[૨૪] જેમ વિષ્ણુ આદિ દેવતાઓની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરવામાં આવે છે, તેમ પોતાના ચિત્તનીજ નમ્રતાપૂર્વક પ્રાર્થના શામાટે કરવામાં આવતી નથી.[૨૫] સર્વ લોકોની અંદર રહેલો જે આત્મા છે તેજ વિષ્ણુ છે; માટે તેને છોડી દઇને, જેઓ બહારના વિષ્ણુનેવાસ્તે દોડે છે તેઓ અધમ મનુષ્યોજ કહેવાયછે.[૨૬] હૃદયરૂપી ગુફામાં રહેનારૂં જે ચૈતન્યતત્ત્વ છે એજ વિષ્ણુનું અનાદિસિદ્ધ મુખ્યસ્વરૂપ છે અને હાથમાં શંખને, ચક્રને તથા ગદાને ધરનારો જે આકાર છે તે તો વિષ્ણુનું ગૌણ ( માયાના ગુણોથી કલ્પાયેલું નવીન ) સ્વરૂપ છે.[૨૭] જે પુરૂષ મુખ્યનો ત્યાગ કરીને ગૌણને અનુસરે, તે પુરૂષ સિદ્ધ અમૃતનો ત્યાગ કરીને દાળ–ભાત રાંધવા બેસે છે એમ સમજવું.[૨૮] હે રામ! પ્રમત્ત મનવાળો, આત્મવિવેકને નહિ પ્રાપ્ત થયેલો અને મૂર્ખચિત્તે વશ કરેલો જે પુરૂષ આ આત્મતત્ત્વના ચમત્કારમાં સ્થિતિ નહિજ પામતાં, શંખને, ચક્રને તથા ગદાને ધરનારા વિષ્ણુનું પૂજન કર્યા કરે, તેનું ચિત્ત વૈરાગ્યને આપનારા પૂજનરૂપ તીવ્રતપથી કેટલેક કાળે નિર્મળ થાય છે.[૨૯-૩૧] જેમ ન્હાનો આંબો ધીરે ધીરે ફળોથી ઝુકી રહેલા મ્હોટા આંબાપણાને પ્રાપ્ત થાય છે, તેમ પૂજનના માર્ગે ચડેલું ચિત્ત ધીરે ધીરે નિર્મળપણાને પ્રાપ્ત થાય છે. બ્રહ્મવિદ્યાના નિરંતર અભ્યાસથી અને વિવેકથી તો ચિત્ત તુરતજ નિર્મળ થાય છે.[૩૨] હે રામ! વિષ્ણુનું પૂજન કરવારૂપી નિમિત્તથી જે ફળ થવાનું શાસ્ત્રોમાં કહ્યું છે તે ફળ પણ બીજા કોઈથી મળે છે એમ નથી પણ પોતાના સંકલ્પથીજ મળે છે.[૩૩] ભક્તને અપાર તેજવાળા વિષ્ણુની પાસેથી

જે વરદાન મળે છે તે વરદાન પણ તેના પોતાના પૂજનના અભ્યાસરૂપ ઝાડનુંજ ફળ મળે છે એમ સમજવું.[૩૪] જેમ પૃથ્વીજ ધાન્યોની શોભાઓનું ઉત્પત્તિસ્થાન છે, તેમ પોતાના મનનો નિગ્રહજ લાંબાકાળસુધી ભોગવવામાં આવે એવી સંપત્તિઓનું તથા બીજી પણ સઘળી ઉત્તમ સ્થિતિઓનું ઉત્પત્તિસ્થાન છે.[૩૫] જે પુરૂષ સઘળી પૃથ્વીને ખોદી નાખવામાં ઉત્કંઠિત થયો હોય, કે પર્વતને ઉથલાવી નાખવામાં ઉત્કંઠિત થયો હોય, તેને પણ તે કાર્યો સિદ્ધ કરવાનો પોતાના મનના નિગ્રહવિના બીજો કોઈ ઉપાય નથી. મનની એકાગ્રતાવિના મ્હોટાં કાર્યો કદી સિદ્ધ થાય નહિ.[૩૬] જ્યાંસુધી મનરૂપી છકેલો મહાસાગર ઉપશાંત ન થાય, ત્યાંસુધી જગતમાં માણસો હજારો યોનિઓમાં ભમ્યા કરે છે.[૩૭] બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર તથા રૂદ્ર ઇત્યાદિ દેવતાઓ લાંબાકાળસુધી પૂજનાદિથી આરાધવામાં આવે તોપણ અને જો કે તેઓ બહુ દયાવાળા છે, તોપણ તેઓ મનના દરદરૂપી મ્હોટા ઉપદ્રવમાંથી બચાવી શકતા નથી. મનનું દરદ તો પોતાના પ્રયત્નથીજ મટે.[૩૮] આ વિષયો, કે જેઓ કેવળ દેખવામાત્રજ છે, તેઓને તમે બહારથી તથા મનમાંથી પણ છોડી દઇને પુનર્જન્મના ક્ષયનેવાસ્તે તુરત નિર્વિકાર ચૈતન્યમાત્રનું અખંડ ચિંતવન કરો.[૩૯] સત્તામાત્ર ચૈતન્ય, કે જે બહારના તથા અંદરના વિષયોથી રહિત છે, નિર્દોષ અખંડ જ્ઞાનરૂપે સ્ફુરે છે, સઘળાં રૂપોની કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ છે અને સર્વના સારરૂપ છે, તેનોજ તમે તદાકારવૃત્તિથી સ્વાદ લ્યો. એમ કરવાથીજ તમે જન્મરૂપી નદીના પારને પ્રાપ્ત થશો.[૪૦] **संवेद्यनिर्मुक्तनिरामयैकसंविन्मयास्वादमनंतरूपम् । सन्मात्रमास्वाद्य सर्वसारं पारं परं प्राप्स्यसि जन्मनद्याः ॥४०॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદવિશ્રાંતિ' નામનો ત્રેંતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૪ મો* ગાધિબ્રાહ્મણનું આખ્યાન–વિષ્ણુના વરદાનથી માયાનું દર્શન

**वसिष्ठ उवाच । रामापर्यवसानेयं माया संसृतिनामिका ।**
**आत्मचित्तजयेनैव क्षयमायाति नान्यथा ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! અપાર ભ્રાંતિઓને ઉત્પન્ન કરનારી આ 'સંસાર' નામની માયા પોતાના ચિત્તને જીતવાથીજ ક્ષય પામે છે. બીજા કોઈ પ્રકારથી ક્ષય પામે એમ નથી.[૧] આ જગતરૂપી માયાના પ્રપંચની વિચિત્રતા સમજાવવાનેવાસ્તે હું એક ઇતિહાસ કહું છું તે સાવધાનમનથી સાંભળો.[૨] જેમ મેરૂપર્વતની ઉપર રત્નોના સમૂહના સ્થાનકરૂપ કલ્પવૃક્ષોનું વન છે, તેમ આ પૃથ્વીઉપર રત્નોના સમૂહના સ્થાનકરૂપ એક 'કોસલ' નામનો દેશ છે.[૩] એ દેશમાં વેદવિદ્યામાં અત્યંત નિપુણ, બુદ્ધિમાન અને જાણે બીજું ધર્મનુંજ શરીર હોય એવો ગુણવાન 'ગાધિ' નામનો કોઈ બ્રાહ્મણ હતો.[૪] જેમ વાદળાં આદિના લેપવિનાના નિર્મળ આકાશથી ભુવન શોભે છે, તેમ બાલ્યાવસ્થાથી માંડીને વૈરાગ્યથીજ સંયુક્ત થયેલા ચિત્તથી તે બ્રાહ્મણ શોભતો હતો.[૫] એ ગાધિબ્રાહ્મણ પોતાના ચિત્તમાં કોઈ ઈષ્ટકાર્યનો નિર્ધાર કરી, બંધુ-

* આ ચુમાળીસમા સર્ગમાં 'ગાધિ' નામના બ્રાહ્મણને વિષ્ણુની માયાથી જળમાં પોતાનું ઘર જોવામાં આવ્યું અને તેમાં પોતે મરીજતાં, બંધુઓએ સ્મશાનમાં લઇ જઇને દાહ કર્યાનું જોવામાં આવ્યું એ કથા કહેવામાં આવશે.

ઓના સમૂહમાંથી નીકળીને તપ કરવાસારૂ વનમાં ગયો.[૬] જેમ ચંદ્ર ચળકતા તારાઓવાળા નિર્મળ આકાશને પ્રાપ્ત થાય, તેમ તે બ્રાહ્મણ પ્રફુલ્લિત કમળોવાળા એક નિર્મળ સરોવરને પ્રાપ્ત થયો.[૭] વિષ્ણુનું પ્રત્યક્ષ દર્શન મળે ત્યાંસુધી તપ કરવાનો સંકલ્પ કરીને, એ બ્રાહ્મણ વર્ષાઋતુના કમળની પેઠે તે તળાવના જળમાં કંઠસુધી ડૂબીને બેઠો.[૮] તળાવના જળમાં કંઠસુધી ડૂબીને રહેલા અને જેના મુખની કાંતિ સાયંકાળે સહવાસી કમળોનો સંકોચ થયેલો જોવામાં આવતાં, ખેદનેલીધે કાંઈક મલિન થતી હતી, એવા એ બ્રાહ્મણને તપ કરતાં કરતાં, આઠ મહીના વીતી ગયા.[૯] જેમ વર્ષાઋતુમાં ગરમીથી તપેલી પૃથ્વીની પાસે શ્યામ મેઘ આવે, તેમ એક દિવસે તપથી ખેદ પામેલા એ બ્રાહ્મણની પાસે શ્યામસુંદર વિષ્ણુભગવાન પધાર્યા. (પધારીને તેમણે તે બ્રાહ્મણને નીચે પ્રમાણે કહ્યું.)[૧૦]

વિષ્ણુભગવાન કહે છેઃ–હે બ્રાહ્મણ ! જળમાંથી ઉઠય અને મ્હારી પાસેથી જે વર જોઈતો હોય તે લે. ત્હારૂં નિયમ ( તપ )રૂપી વૃક્ષ ઈષ્ટફળથી સંયુક્ત થઈ ચૂક્યું છે.[૧૧]

બ્રાહ્મણ કહે છેઃ–આપ વિષ્ણુ, કે જે જગતસંબંધી અસંખ્યાત પ્રાણીઓનાં હૃદયરૂપી કમળમાં ભ્રમરની પેઠે રહેનારા છો અને જગતરૂપી કમલિનીને ઉત્પન્ન થવાના સરોવરતુલ્ય છો. તેમને પ્રણામ કરૂં છું.[૧૨] હે મહારાજ ! તમે પોતાના સ્વરૂપમાંજ રચેલી અને મોહનેજ દેનારી 'સંસાર' નામની માયાને જોવા ઇચ્છું છું.[૧૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! પછી વિષ્ણુભગવાન એ ગાધિબ્રાહ્મણને ' તું એ માયાને દેખીશ અને પછી છોડી દઈશ' એટલાં વચન કહીને ગંધર્વનગરની પેઠે અંતર્હિત થઇ ગયા.[૧૪] વિષ્ણુભગવાન અંતર્હિત થયા પછી, જેમ શીતળ અને નિર્મળ બિંબવાળો ચંદ્ર ક્ષીરસાગરમાંથી ઉઠયો હતો, તેમ શીતળ અને નિર્મળ શરીરવાળો એ ઉત્તમ બ્રાહ્મણ ગાધિ તળાવમાંથી ઉઠયો.[૧૫] જેમ ચંદ્રના દર્શનથી અને સ્પર્શથી ' કૈરવ ' નામનું કમળ પ્રફુલ્લિત થાય છે, તેમ વિષ્ણુના દર્શનથી અને સ્પર્શથી ગાધિ પોતાના મનમાં પ્રફુલ્લિત થયો હતો.[૧૬] વિષ્ણુના દર્શનથી આનંદ પામેલા એ બ્રાહ્મણને તે પછી તપ તથા વેદાધ્યયન આદિ બ્રાહ્મણજાતિનાં કર્મો કરતાં કરતાં, તે વનમાં કેટલાએક દિવસો વ્યતીત થઈ ગયા.[૧૭] જેમ બ્રહ્મા વિષ્ણુના વચનનું મનમાં ચિંતવન કર્યા કરે છે, તેમ વિષ્ણુનાં વચનનું મનમાં ચિંતવન કરતો એ બ્રાહ્મણ એક દિવસે પ્રફુલ્લિત કમળોવાળા એ સરોવરમાં સ્નાન કરવા લાગ્યો.[૧૮] સ્નાનવિધિ કરતાં, તેણે સઘળાં પાપોનો વિનાશ કરવાનેવાસ્તે (અઘમર્ષણ કરવાનેવાસ્તે) જળની અંદર દર્ભવડે વૃત્તમંડળ કર્યું.[૧૯] જળની અંદર ડુબકી દઈ, ધ્યાનના મંત્રોનું સ્મરણ કરવાના સમયમાં તે મંત્રોનું વિસ્મરણ થઇ, બુદ્ધિનો પ્રસાર વિપરીત થઇ જતાં, તે બ્રાહ્મણે જળમાં પોતાનું ઘર દીઠું અને તે ઘરમાં પોતાના શરીરને મુવેલું તથા જેનેવાસ્તે સંબંધીઓ શોક કરવા લાગ્યાં હતાં એવું દીઠું. એ શરીર, જેમ વાયુના વેગથી ગુફાની અંદર ઝાડ પડેલું હોય, તેમ ઘરની અંદર પડયું હતું.[૨૦,૨૧] મરણ પ્રાપ્ત થવાનેલીધે પ્રાણવાયુના તથા અપાનવાયુના પ્રવાહથી રહિત થયું હતું. જેમ પવનવિનાના સમયમાં કેળનું વન પાંદડાંઓ આદિના ચલનવિનાનું થઇ જાય છે, તેમ એ શરીર અવયવોના ચલનવિનાનું થઇ ગયું હતું.[૨૨] સૂકાયેલા પાંદડાની પેઠે ફીક્કા મ્હોડાવાળું તથા કરમાયેલું થઈ ગયું હતું. જેનું નાળ કપાઈ ગયું હોય એવા કમળની

પેઠે ગ્લાનિ પામ્યું હતું.[૨૩] જેમ પ્રભાતમાં તારાઓ ઊંડા ઉતરી જાય છે, તેમ આંખ્યો ઊંડી ઉતરી ગઈ હતી. જેમ વૃષ્ટિનો પ્રતિરોધ થતાં, ગામડું ચારેબાજુ ધૂળથી ધૂસર થઈ જાય છે, તેમ એ શબ ચારેબાજુ ઉડેલી ધૂળથી ખરડાઇ રહ્યું હતું.[૨૪] જેમ આંસુઓથી ભીજાયેલાં મ્હોડાંવાળાં, રાંક અને દયામણી ચીસો પાડતાં 'ટીટોડાં' નામનાં પક્ષીઓ ઝાડને વીંટી બેસે, તેમ આંસુઓથી ભીંજાયેલાં મ્હોડાંવાળાં, રાંક અને અને દયામણી ચીસો પાડતાં બંધુઓ એ શબને વીંટી બેઠાં હતાં.[૨૫] સૌભાગ્ય ત્રુટવાનેલીધે વહ્યાંજતાં આંસુઓથી વિકળ મ્હોડાવાળી અને તેથી જાણે પાળ્ય ત્રુટવાને લીધે વહ્યાંજતાં પાણીથી તણાઈ જતાં કમળવાળી કમલિની હોય એવી લાગતી સ્ત્રી, એ શબના પગમાં પડી હતી.[૨૬] બુમો પાડીને 'વોયરે વોયરે' કરતી અને લાંબાસ્વરથી વિલાપો કરવા લાગેલી મા, એ શબની નવા વાળવાળી ડાઢીને પકડી બેઠી હતી.[૨૭] જેમ ઝરતાં તુષારના બિંદુઓવાળાં સૂકાયેલાં પાંદડાંઓ ઝાડને વીંટી વળ્યાં હોય, તેમ જેઓનાં મુખો આંસુઓનાં ટીપાંઓથી વ્યાપ્ત થતાં હતાં એવાં બીજાંપણ કેટલાંક રાંક સંબંધીઓ એ શબને આસપાસ વીંટી વળ્યાં હતાં.[૨૮] લાંબાં થઇને પડેલાં, હાથ–પગ આદિ અંગો, જાણે વિયોગના ભયનેલીધે સંયોગનેજ દૂર રાખવા ઈચ્છતાં હોય અને જાણે પોતાનાંજ ન હોય એવાં દેખાતાં હતાં.[૨૯] એ શબ પરસ્પરની સાથે નહિ મળેલા (ઉઘાડા) બે હોઠોથી અને ગ્લાનિને નહિ પામેલા ધોળા દાંતોથી, જાણે એટલા કાળસુધી વૃથા ગયેલા પોતાના જીવનને વૈરાગ્યને લીધે હસતું હોય એવું દેખાતું હતું.[૩૦] એ શબ, જાણે મૌનને તથા ધ્યાનને પ્રાપ્ત થયું હોય, જાણે કાદવથીજ બનાવવામાં આવ્યું હોય, જાણે ફરીવાર નહિ જાગવાનેવાસ્તે સૂઈ ગયું હોય અને જાણે લાંબો વિસામો લેતું હોય એવું લાગતું હતું.[૩૧] એ શબ બાંધવોની બુમોને, રડા–પીટને તથા કોલાહલવાળી વાણીઓને, જાણે તેઓમાં કયા કયા બાંધવોનો સ્નેહ અધિક છે અને કયા કયા બાંધવોનો સ્નેહ અલ્પ છે ? તેનો વિચાર કરવાનેવાસ્તે ચૂપ રહીને એકાગ્રમનથી સાંભળ્યા કરતું હોય એવું દેખાતું હતું.[૩૨] પછી એ સમયના કલ્લોલોની પેઠે ઉછળતા વિલાપોથી વ્યાકુળ ચેષ્ટાઓવાળા, છાતીઓ કુટતા, મૂર્છિત થઇ જતા, આંસુઓના સમૂહોથી ભીંજાઇ ગયેલા, ક્ષોભ પામેલા અને ઊંચી ઊંચી બુમોની તથા રડા–પીટની ધુધુવાટીઓ કરતા સંબંધીઓ એ શબને પાછું નહિ જોવાનેવાસ્તે ઘરમાંથી કહાડીને સ્મશાનમાં લઈ ગયા, કે જે સ્મશાન માંસોના, આંતરડાંઓના અને ચરબીના કચકાણવાળું હતું, મુડદાંઓના સૂકાયેલા અને નહિ સૂકાયેલા રસોથી ખરડાયેલું હતું, લાખો હાડકાંઓની ભારે ભીડવાળું હતું,[૩૩-૩૫]ઉડતાં ગીધપક્ષીઓની પાંખોનેલીધે છાયાવાળું હતું, ચિતાઓના અગ્નિઓના પ્રકાશનેલીધે અંધારાવિનાનું હતું, ફ્યાવડીઓનાં ભુંડા મ્હોડાંઓમાંથી નીકળતી જવાળાઓથી છવરાઈ ગયું હતું,[૩૬] વહ્યા કરતી લોહીની નદીઓમાં ન્હાતા તથા ડુબકીઓ મારતા કંકપક્ષીઓથી તથા કાગડાઓથી ભયંકર લાગતું હતું અને જેમાં લોહીથી ભીજાયેલાં આંતરડાંઓના સમૂહરૂપી જાળોમાં બુઠ્ઠા પક્ષીઓ ફસાઇ જતા હતા એવું હતું.[૩૭] એ સ્મશાનમાં, જેમ સમુદ્રો પોતાના જળના પુરને વડવાનળમાં ભસ્મ કરી નાખે છે, તેમ સંબંધીઓએ પ્રદીપ્ત અગ્નિમાં તે શબને ભસ્મ કરી નાખ્યું.[૩૮] જેની જ્વાળાઓરૂપી જટાઓની પંક્તિ સૂકાં લાકડાંઓનેલીધે બહુ વૃદ્ધિ પામી હતી એવી ચિતાએ ચટચટાટ કરતાં કરતાં, તે શબને તુરત બાળી નાખ્યું.[૩૯]અત્યંત ઉઠતી કડકડાટીઓથી

અને દુર્ગંધીથી વાદળાંઓના સમૂહને પણ વ્યાપ્ત કરી દેનારા અગ્નિએ જેઓમાંથી જાડા જાડા માંસના રસો ઝર્યા કરતા હતા એવાં હાડકાંઓને, જેમ હાથી પોલા વાંસોને ચૂર્ણ કરી નાખે, તેમ ચારેબાજુથી ચૂર્ણ કરી નાખ્યાં.[૪૦] **अभ्युल्लसत्कटकटारवमुक्तगंधव्याप्तांबुवाहपटलोऽस्थिचयं हुताशः । दंती सरंध्रमिव वेणुवनं समंतादुद्वांतमेदुररसं दलयांचकार ॥ ४० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ગાધિવિનાશ' નામનો ચુમાળીસમો સર્ગ સંપૂર્ણ. ૪૪**

# सर्ग ४५ मो*

## ગાધિનો ચાંડાળજન્મ, તેની શિકારીવૃત્તિ અને પછી થયેલો રાજ્યલાભ

**वसिष्ठ उवाच । अथापश्यदसौ गाधिः स्वाधिपीवरया धिया।**
**अंतर्जलस्थ एवांतरात्मनात्मनि निर्मले ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! નિર્મળ સરોવરમાં જળની અંદરજ રહેલો એ ગાધિ, કે જેની બુદ્ધિ શબપણા આદિ વિચિત્રદેખાવોની પીડાથી ભરપૂર થઇ ગઇ હતી તેને વળી પણ પોતામાંજ આ પ્રમાણે જોવામાં આવ્યું.[૧] પોતાને 'ભૂતમંડળ' નામના કોઈ દેશના સીમાડાના ગામડાની પાસે રહેનારો કોઈ ચાંડાળ હતો, તેની સ્ત્રીના ગર્ભમાં અત્યંત વ્યાકુળપણાથી રહેલો દીઠો.[૨] ગર્ભવાસનાં દુઃખોથી દબાયેલો, પીડાયેલો, કુણાં કુણાં અંગોવાળો ચાંડાળીના પેટમાં સૂતેલો અને જાણે કૂતરાંઓની વિષ્ઠામાં પડયો હોય તેમ વ્યાકુળ થયેલો એ ગાધિ ધીરે ધીરે ગર્ભમાં પાકયો.[૩] જેમ વર્ષાઋતુ કાળાં વાદળાંને જણે છે, તેમ પૂરા મહિના થતાં, ચાંડાળીએ કાજળજેવી કાંતિવાળા અને મળ–મૂત્રાદિથી ખરડાયેલા બાળકને જણ્યો.[૪] ચાંડાળના ઘરમાં બાળક થયેલો અને ચાંડાળોને પ્યારો લાગતો એ ગાધિ યમુનાના પ્રવાહમાં પડેલા ફૂલના ગુચ્છાની પેઠે ઉદકી ઉદકીને આમ–તેમ ચાલવા લાગ્યો.[૫] એમ કરતાં કરતાં બાર વર્ષનો થયો અને પછી સોળ વર્ષનો થયો. પુષ્ટ ખભાઓવાળો, દૃઢ અંગોવાળો અને ઘાટા મેઘજેવો કાળો એ ચાંડાલ (ગાધિ) પોતાની સાથે કૂતરાંઓનું ટોળું લઈ, એક વનથી બીજા વનમાં અને બીજા વનથી ત્રીજા વનમાં વિહાર કરવા લાગ્યો, શીકારથી પોતાની આજીવિકા ચલાવા લાગ્યો અને લાખો મૃગોને મારવા લાગ્યો.[૬,૭] અત્યંત શ્યામપણાવાળી, ગુચ્છોસરખાં સ્તનોવાળી અને નવીન પલ્લવોસરખા હસ્તોવાળી હોવાનેલીધે તમાલની લતાજેવી લાગતી એક ચાંડાળીને તે પરણ્યો.[૮] જેમ શ્યામભ્રમર શ્યામભ્રમરીની સાથે પુષ્પોની સમૃદ્ધિઓવાળાં વનોમાં વિહાર કરે, તેમ અત્યંત શ્યામ અંગોવાળો એ ચાંડાળ શ્યામ અંગોવાળી, સ્વાભાવિકરીતે ધોળા છતાં પણ દાતણ નહિ કરવાને લીધે કાળા થયેલા દાંતોવાળી અને વનનાં પાંદડાંઓને લેવાનેવાસ્તે કરવામાં આવતા ઘણા ઘણા વિલાસોથી લચકતી કેડવાળી એ નવી પ્યારીની સાથે વનોમાં વિહાર કરવા લાગ્યો.[૯,૧૦] જાણે વિંધ્યાચળનું કોઈ મ્હોટું વન પુરૂષનો વેષ લઈને ફરતું હોય એવો એ ચાંડાલ કામભોગના વ્યસનથી આતુર થઈને પોતાની પ્યારી ચાંડાલીની સાથે વૃક્ષોના અને લતાઓના નિકુંજોમાં વસવા લાગ્યો,[૧૧] વનોના કુંજોમાં વિશ્રામ લેવા લાગ્યો, પર્વતોની

* આ પીસ્તાળીસમા સર્ગમાં ગાધિનો ચાંડાળીની કૂખમાં જન્મ, શીકારની વૃત્તિ અને બંધુઓ મરી ગયા પછી તેને 'કીરપુર' નામના નગરમાં થયેલી રાજ્યની પ્રાપ્તિ કહેવામાં આવશે.

ગુફાઓમાં સૂવા લાગ્યો, પાંદડાંઓના પુંજોમાં છુપી રહેવા લાગ્યો, વૃક્ષોનાં જાળાંઓમાં નિવાસ કરવા લાગ્યો,[૧૨] બાવળનાં પુષ્પોની, જુઈનાં પુષ્પોની અને આંબાના મો'રોની માળાઓથી લટબેર થઇને ફરવા લાગ્યો, કાનોઉપર કેવડાઓનાં પુષ્પો ધરીને વિનોદ કરવા લાગ્યો,[૧૩] પુષ્પોની શય્યાઓમાં લોટવા લાગ્યો, અને પર્વતોના પ્રાંતોની ભૂમિકાઓમાં ફરવા લાગ્યો. વનોના સઘળા પ્રદેશોને જાણનારા અને મૃગોને મારવામાં પ્રવીણપણું ધરાવનારા એ ચાંડાળે પર્વતોમાં, જેમ ખેર અત્યંત વિષમપણાવાળા કાંટાઓને ઉત્પન્ન કરે છે, તેમ અત્યંત વિષમચરિત્રોવાળા પુત્રોને ઉત્પન્ન કર્યા.[૧૪.૧૫] જેને ફૂલના અંકુરજેવા પુત્રો ઉત્પન્ન થયા એવો, સ્ત્રીવાળો, ધનવાળો અને જેનું યૌવન ક્ષીણ થવા માંડયું એવો એ ચાંડાળ ( ગાધિ ) વૃષ્ટિવિનાના દેશની પેઠે ધીરે ધીરે જાજરો થયો.[૧૬] ત્યારે પાછો પોતાની જન્મભૂમિરૂપ ભૂતમંડળદેશના ગામમાં આવી, ગામથી છેટે પાંદડાંઓથી એક ઝુંપડી બનાવીને તેમાં મ્હોટા મુનિની પેઠે રહ્યો.[૧૭] એ રીતે વિપરીતજ્ઞાનનેલીધે પોતાને ચાંડાળ માનતો અને બીજા ચાંડાળોથી પણ વૃદ્ધ થયેલો માનતો એ ગાધિ પોતાને જરાથી ખોખરો થયેલો, પુત્રોને પ્રાણસમાન ગણતો, ખાડામાં ઉગેલા જુના તમાલના વૃક્ષજેવો, ચાંડાળોની મ્હોટી પટેલાઈ કરતો, ઘણા બાંધવોવાળો, ક્રૂર નામવાળો, ક્રૂર કાર્યો કરનારો, ક્રૂર વચનો બોલનારો અને અત્યંત વૃદ્ધિ પામેલો દેખે છે.[૧૮-૨૦] તેટલામાં, જેમ પવનવાળો ભારે વરસાદ વનનાં પાંદડાંઓના સમૂહને ઘેરીને નિશ્શેષરીતે લઈ જાય, તેમ મૃત્યુ તેના સઘળા કુટુંબને ઘેરીને નિશ્શેષરીતે લઈ ગયો.[૨૧] ભ્રાંતિથી થયેલા ચાંડાળપણામાં 'કટંજ' એ નામથી ઓળખાતો એ ગાધિ ટોળાંથી વછુટેલા હરણની પેઠે દુઃખોથી દુબળો થઇ, સુખની આશાને છોડી દઈ, રોતો રોતો વનમાંજ ભટકવા લાગ્યો અને વિલાપ કરવા લાગ્યો.[૨૨] શોકથી ઘેરાયેલી બુદ્ધિવાળા ગાધિએ એ વનમાં કેટલાક દિવસો કહાડીને પછી, જેમ સૂકાઈ ગયેલાં કમળોવાળા તળાવને હંસ છોડી દે છે, તેમ પોતાના દેશને છોડી દીધો.[૨૩] સુખની આશાવિનાનો અને ચિંતાથી ઘેરાયેલો એ ગાધિ, વાયુએ પ્રેરાતા મેઘની પેઠે પરાધીનજેવો થઈને ઘણા દેશોમાં ફરવા લાગ્યો.[૨૪] ફરતાં ફરતાં એક દિવસે, જેમ શૂન્ય આકાશમાં ફરતાં, કોઇ પ્રાણીને આકાશમાં સારૂં વિમાન જોવામાં આવે છે, તેમ એ ગાધિને ' કીર ' નામના દેશની એક સુંદર રાજધાની જોવામાં આવી.[૨૫] એ ગાધિ તે રાજધાનીના રાજમાર્ગમાં ગયો, કે જે રાજમાર્ગમાં પગની ઘુંટીડૂબ પુષ્પો પાથરવામાં આવ્યાં હતાં, વૃક્ષો, લતાઓ, તથા સ્ત્રીઓ ચળકતાં રત્નોથી અને વસ્ત્રોથી ઢંકાયેલાં હતાં, ચંદનની તથા અગરૂની ધામધુમ જામી રહી હતી, સામંતોની, સ્ત્રીઓની તથા પુરૂષોની ભીડ થઈ રહી હતી અને સ્વર્ગના રાજમાર્ગના જેવી શોભા દેખાતી હતી.[૨૬.૨૭] એ રાજમાર્ગમાં તે ચાંડાળ થયેલા ગાધને ઉત્સવના સંબંધથી છુટો મૂકેલો એક હાથી જોવામાં આવ્યો, કે જે હાથી મણિઓથી તથા રત્નોથી શણગારેલો હતો, જાણે જંગમ થઈને મેરૂપર્વત ફરતો હોય એવો દેખાતો હતો,[૨૮] અને જેમ ચિંતામણિની પરીક્ષા કરીને તેને શોધી લેવાની ઇચ્છાથી કોઈ ઝવેરી ચારેબાજુ ફરતો હોય, તેમ એ રાજધાનીનો રાજા મરી ગયા પછી, રાજ્યને યોગ્ય બીજા કોઈ ભાગ્યશાળી પુરૂષની પરીક્ષા કરીને તેને શોધી લેવાની ઈચ્છાથી ચારેબાજુ ફરતો હતો.[૨૯] જંગમ થયેલા પહાડજેવા એ હાથીને પેલા ચાંડાળે (ગાધિએ) કૌતુકથી ઉન્નત થયેલી દૃષ્ટિવડે ઘણીવારસુધી જોયો.[૩૦] એ હાથીએ પોતાની સામે એકાગ્રદૃષ્ટિથી જોઈ

રહેલા તે ચાંડાળને પ્રેમપૂર્વક સુંઢવડે ઉપાડી લઈ ને, જેમ મેરૂપર્વત પોતાના ઉપર સૂર્યને સ્થાપે છે, તેમ પોતાની કાંધઉપર સ્થાપ્યો.[૩૧] હાથીએ તેને પોતાની કાંધઉપર બેસાડયો, તે સમયમાં, જેમ પ્રલયકાળનો મેઘ આકાશપર ચડતાં, મહાસમુદ્રો ગર્જના કરવા લાગે, તેમ ચારેબાજુ જયસૂચક દુંદુભિઓ ગડગડવા લાગ્યાં.[૩૨] જેમ જાગ્રત થયેલાં પક્ષીઓનો દિશાઓને પૂરી દેનારો સામટો શબ્દ પ્રકટ થાય, તેમ લોકોનો દિશાઓને પૂરનારો 'જય મહારાજ ! જય મહારાજ !' એવો શબ્દ પ્રકટ થયો.[૩૩] પછી જેમ કીનારાઓની ઉપર મોજાંઓ પછડાતાં, સમુદ્રોનો ધ્વનિ ઉત્પન્ન થાય, તેમ બંદીજનોનો ધાટો કોલાહલ ઉત્પન્ન થયો.[૩૪] જેમ ક્ષીરસાગરના મથનથી ભ્રમણ પામેલી લહરીઓએ મંદરાચળને વીંટી લીધો હતો, તેમ ઉત્તમ સ્ત્રીઓએ તે ગાધિને શણગારવાને વાસ્તે વીંટી લીધો.[૩૫] જેમ સમુદ્રના કીનારાઓ સૂર્યનાં કિરણોથી ચળકતાં રત્નોવડે પાસે રહેલા પર્વતને વધાવે છે, તેમ સુંદર સ્ત્રીઓએ દોરાઓમાં પરોવેલાં અનેક રત્નોથી તે ગાધિને વધાવ્યો.[૩૬] જેમ વર્ષાઋતુ વનની નદીઓનાં પૂરોથી પર્વતના ઉત્તમ શિખરને શણગારે, તેમ તે સ્ત્રીઓએ હિમના જેવા ટાઢા સ્પર્શવાળા હારોથી તેને શણગાર્યો.[૩૭] જેમ ચપળ પલ્લવોવાળી વસંતની શોભાઓ પુષ્પોથી વનને ઘેરી દે છે, તેમ ચપળ હસ્તોવાળી તે સ્ત્રીઓએ વિચિત્રવર્ણોવાળાં સુગંધી પુષ્પોથી તેને ઘેરી લીધો.[૩૮] જેમ પર્વત જુદાજુદા ધાતુઓની પ્રભાઓથી આકાશને રંગે છે, તેમ તે સ્ત્રીઓએ અનેક વર્ણોવાળાં, અનેક રસોવાળાં અને અનેક પ્રકારના સુગંધોવાળાં લેપનોથી તેને રંગ્યો.[૩૯] જેમ સંધ્યાકાળનાં વાદળાંઓથી, તારાઓથી, ચંદ્રથી તથા નદીઓથી શોભી રહેલો મેરૂપર્વત વિસ્તીર્ણ આકાશનું ગ્રહણ કરે છે, તેમ રત્નોથી તથા સુવર્ણોથી શોભી રહેલા એ ગાધિએ એ સ્ત્રીઓના ચિત્તનું આકર્ષણ કર્યું.[૪૦] વિલાસવાળી કીરપુરની સ્ત્રીઓએ શણગારેલો તે રાજા, રત્નરૂપી પુષ્પો તથા વસ્ત્રોવડે વ્યાપ્ત અને કોમળ લતાઓવડે વીંટાયેલા કલ્પવૃક્ષની પેઠે શોભવા લાગ્યો.[૪૧] જેમ માર્ગમાં રહેલા પ્રફુલ્લિત વૃક્ષની પાસે સઘળા પ્રવાસી લોકો આવે, તેમ એ રાજાની પાસે પોતપોતાના પરિવારોસહિત મંત્રીઓ આદિ સઘળા લોકો આવ્યા.[૪૨] એ લોકોએ તે ગાધિને સિંહાસનપર બેસાડીને અનુક્રમથી તેનો અભિષેક કર્યો અને પછી તેને તેજ હાથીઉપર બેસાડીને તેની પછવાડે, જેમ ઐરાવતની ઉપર બેઠેલા ઇંદ્રની પછવાડે દેવતાઓ ચાલે, તેમ સર્વે લોકો ચાલ્યા.[૪૩] એપ્રમાણે, જેમ કાગડાને મરી ગયેલો જાડો જંગલી હરણ મળે, તેમ એ ચાંડાળને કીરપુરનું રાજ્ય મળ્યું.[૪૪] કીરદેશની સ્ત્રીઓ પોતાના હસ્તોથી જેના ચરણકમળને સ્વચ્છ કરવા લાગી એવો, સર્વ અંગોમાં કરેલાં કેસરનાં લેપનોથી સંધ્યાકાળના મેઘની પેઠે શોભતો અને સ્ત્રીઓના સમૂહોથી વીંટાયેલો એ રાજા, જેમ સિંહણોના સમૂહોથી વીંટાયેલો સિંહ પુષ્પિતવનમાં શોભે, તેમ કીરપુરમાં શોભવા લાગ્યો.[૪૫-૪૬] સિંહોએ મારી નાખેલા હાથીઓનાં કુંભસ્થળોમાંથી નીકળેલાં મોતીઓથી શણગારેલા શરીરવાળો અને જેનાં ચિંતા તથા ખેદ શાંત થઈ ગયાં એવો એ રાજા તે નગરીમાં સારા સારા ઈષ્ટમિત્રોની સાથે, જેમ સૂર્યનાં કિરણોથી અને મદથી તપેલો હાથી તળાવમાં જળના સમૂહોની સાથે રમે, તેમ રમવા લાગ્યો.[૪૭] ફેલાયેલી રાજશક્તિવાળો, સઘળી દિશાઓમાં અખંડિત આજ્ઞાવાળો, જેના દેશની વ્યવસ્થા કેટલેક દિવસે પોતાની ઇચ્છાપ્રમાણેજ સિદ્ધ થઈ ગઇ અને જેનો સઘળો રાજકાજસંબંધી બોજો મંત્રીઓએ પોતાના માથે સારી પેઠે ઉઠાવી લીધો, એવો એ ચાંડાળ

કીરપુરમાં 'ગવલ' એ નામથી રાજ્ય કરવા લાગ્યો.[૪૮]

**परिविसृतनृपौजाः सर्वदिक्संस्थिताज्ञः कतिपयदिवसेहासिद्धदेशव्यवस्थः ।**
**प्रकृतिभिरलमूढाशेषराजन्यभारः स गवल इति नाम्ना तत्र राजा बभूव ॥ ४८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'શ્વપચરાજ્યલાભ' નામનો પિસતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

# सर्ग ४६ मो*

## ગાધિની ચાંડાળતા જણાયાથી પ્રજાએ અગ્નિપ્રવેશ કર્યો અને રાજ્યભ્રંશ

**वसिष्ठ उवाच । विलासिनीभिर्वलितो मंत्रिमंडलपूजितः ।**
**वंदितः सर्वसामंतैश्छत्रचामरलालितः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! વિલાસ કરનારી સ્ત્રીઓએ સ્વીકારેલો, મંત્રીઓના મંડળે પૂજાતો, અંકુઠિત આજ્ઞાવાળો, સઘળા સામંતોએ વંદન કરાતો, છત્રથી અને ચામરોથી માન પામતો,[૧] સર્વત્ર પ્રસરેલી આજ્ઞાવાળો, રૂપાળો થઈગયેલો, રાજ્ય પાલનના ક્રમને જેણે જાણ્યો છે એવો અને જેની પ્રજાઓને શોક, ભય કે પરિશ્રમ સ્વપ્નેય ન હતા, એવો એ ગવલરાજા નિરંતર થતી સ્તુતિઓથી અને નિરંતર થતાં મંગળોથી પોતાની મનોવૃત્તિ આનંદથી ભરપૂર રહેવાનેલીધે, જેમ મદ્યોથી અત્યંત મત્ત થયેલો પુરૂષ પોતાના સ્વભાવને ભૂલી જાય, તેમ પોતાના જુના સ્વભાવને ભૂલીજ ગયો.[૨-૩] એ ચાંડાળરાજાએ આઠ વર્ષસુધી કીરદેશમાં રાજ્ય કર્યું અને તેટલા કાળમાં તેણે સંપૂર્ણરીતે સદાચારજ પાળ્યો.[૪] એક દિવસે એ ગવલરાજા સઘળાં આભરણો ઉતારી નાખીને ઉભો, કે જેથી અંધકાર, તારાઓ, સૂર્યનું તેજ, ચંદ્રનું તેજ અને વાદળાં એઓથી રહિત થયેલા આકાશની પેઠે સ્વાભાવિક શ્યામતાવાળો દેખાવા લાગ્યો.[૫] એ રાજા હાર, બાજુબંધ કે કડાં આદિ આભરણોને શોભા આપનારાં નહિ માનતો હતો. કેમ કે પ્રભુતાથી પૂર્ણ થયેલું ચિત્ત કૃત્રિમશોભાને ઇચ્છે નહિ એ સ્વાભાવિક છે.[૬] આભરણ આદિ શણગારોથી રહિત વેષવાળો એ ગવલરાજા, જેમ સૂર્ય અસ્ત પામવાના સમયમાં આકાશના મુખ્યભાગને મૂકીને પ્રાંતભાગમાં જાય છે, તેમ મુખ્ય બેસવાના સ્થાનને મૂકીને એકલોજ બહારના આંગણામાં ગયો.[૭] ત્યાં કેટલાએક બીજા ચાંડાળો બેઠા હતા તેઓ તેના જોવામાં આવ્યા. એ સઘળા ચાંડાળો અત્યંત શ્યામ હતા, પુષ્ટ હતા, કોયલોની પેઠે વસંતઋતુસંબંધી કોમળ ગાયન કરતા હતા અને જેમ ભ્રમરાઓ પાંખોથી લતાને ચલાયમાન કરે છે. તેમ મધુર સ્વર કરવાનેવાસ્તે આંગળીઓની લીલાથી સારંગીના તારને ચલાયમાન કરતા હતા.[૮-૯] ગવલને જોઈ, એ ચાંડાળોમાંથી રાતી આંખ્યોવાળો અને જાણે બરફથી ભરેલું કાચનું શીંગડું હોય એવો લાગતો એક બુઢ્ઢો પટેલ ઉભો થયો.[૧૦] એ ચાંડાળોના પટેલે ઉભા થઇ, સહસા કીરદેશના રાજા ગવલને 'હે કટંજ !' એમ તેના પૂર્વના નામથી બોલાવીને નીચે પ્રમાણે પૂછ્યું.

* આ છેંતાળીસમા સર્ગમાં બીજા ચાંડાળના બોલવાથી એ રાજાનું ચાંડાળપણું જાણવામાં આવતાં, સઘળા લોકોએ અગ્નિમાં પ્રવેશ કર્યો, તે જોઇને એ રાજાએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો અને પછી જળની અંદર રહેલો ગાધિ જાગ્રત થયો એ કથા કહેવામાં આવશે.

ચાંડાળોનો પટેલ પૂછે છેઃ-તું કે જે ગાયનના કામમાં વિચક્ષણ છે અને મધુર કંઠવાળો છે તેને આ ગામનો રાજા, જેમ રાગ જાણનારો પુરૂષ મધુર કંઠવાળા કોયલપક્ષીને માન આપે, તેમ માન આપે છે? અને જેમ વસંત ફળોના તથા મો'રોના સમૂહો આપીને આંબાને રાજી કરે, તેમ આ ગામનો રાજા તને ઘર, વસ્ત્રો તથા આસનો આદિ આપીને રાજી રાખે છે? જેમ સૂર્યના દર્શનથી કમળ અત્યંત આનંદ પામે છે અને જેમ ચંદ્રના દર્શનથી ઔષધિ અત્યંત આનંદ પામે છે, તેમ આજ ત્હારા દર્શનથી હું અત્યંત આનંદ પામ્યો છું. બંધુનું દર્શન એ સઘળા આનંદોની, મ્હોટા મ્હોટા લાભોની અને અનંતવિશ્રામોની પરાકાષ્ઠારૂપ છે.

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ! એ પ્રમાણે એ ચાંડાળોનો બુઢ્ઢો પટેલ પૂછવા લાગ્યો તેમ તેમ તેટલીવારસુધી ગવલરાજાએ તે વાત કોઈના જાણવામાં ન આવવા દેવાસારૂ તે સમયમાં ઘટે એવી તે તે ચેષ્ટાથી તેનો અનાદરજ કર્યા કર્યો, પણ એ વાત ગોખમાં બેઠેલી રાણીઓના અને મંત્રીઓના સાંભળવામાં આવી ગઈ તેથી તે રાણીઓ અને મંત્રીઓ 'આ અમારો રાજા ચાંડાળ છે' એમ જાણીને અત્યંત ગ્લાનિ પામ્યાં.[૧૧.૧૬] આ વાત ગામના લોકોના જાણવામાં આવતાં, તેઓ હિમથી પીડાયેલાં કમળોની પેઠે, વૃષ્ટિના પ્રતિબંધથી પીડાયેલી ગાયોની પેઠે અને જેઓમાં દાવાનળ લાગ્યો હોય એવા પર્વતોની પેઠે શોભાવિનાના થઇ ગયા.[૧૭] રાજાએ તો, જેમ સિંહ ઝાડની ટોચઉપર બેઠેલા મીંદડાના ફુંફાટાનો તિરસ્કાર કરે, તેમ પેલા ચાંડાળની તે તે વાતનો તિરસ્કારજ કર્યો.[૧૮] પછી જેમ વૃષ્ટિના પ્રતિબંધના સમયમાં કરમાઇ જતાં કમળોવાળા તળાવમાં રાજહંસ પ્રવેશ કરે, તેમ જેમાં સઘળાં માણસો ગ્લાનિ પામ્યાં હતાં એવા અંતઃપુરમાં રાજાએ તુરત પ્રવેશ કર્યો.[૧૯] જેમ જેને મૂળભાગના મ્હોટા છિદ્રમાં આગ્ન લાગ્યો હોય એવું ખરાબ ઝાડ સઘળા અવયવોમાં ગ્લાનિ પામે, તેમ જેને મનમાં ભારે સંકટ ઉત્પન્ન થયું એવો એ રાજા સઘળા અવયવોમાં ગ્લાનિ પામ્યો.[૨૦] લેવાઇ ગયેલાં મ્હોડાંવાળા સર્વે લોકો, કે જેઓ ઊંદરે કરડેલાં મૂળોવાળાં કેસરનાં પુષ્પોજેવા લાગતા હતા, તેઓ એ રાજાના જોવામાં આવ્યા.[૨૧] જેમ ઘરના માણસો પણ ઘરમાં રહેલા શબનો સ્પર્શ ન કરે, તેમ મંત્રીઓ, નગરના લોકો તથા સ્ત્રીઓ ત્યારથી અંતઃપુરમાં રહેલા એ રાજાનો સ્પર્શ ન કરવા લાગ્યાં.[૨૨] રાજાની ઉપર ઘાટા સ્નેહવાળા છતાંપણ વટલાવાના દુઃખને પ્રાપ્ત થયેલા નોકર-લોકો, જેમ બાળકો શબથી છેટાજ રહે, તેમ એ રાજાથી છેટાજ રહેવા લાગ્યા અને તેનો સત્કાર નહિ કરવા લાગ્યા.[૨૩] આનંદવિનાના મ્હોડાંવાળા, કાળ અને શરીરની શોભાથી રહિત થયેલા, એ રાજાને વ્યાકુળ થયેલા લોકો મસાણજેવો સમજીને માન નહિ આપવા લાગ્યા.[૨૪] પરિતાપની દશાને પ્રાપ્ત થયેલા લોકો, જેમ દાવાનલો પર્વતની કાળી શિલાના પડખે પણ ચડે નહિ, તેમ ધૂમાડાજેવા શરીરવાળા એ રાજાના પડખે પણ નહિ ચડવા લાગ્યા.[૨૫] જેમ પાણીનાં બિંદુઓ ભસ્મમાં ક્યાંય સ્થિતિ પામે નહિ, તેમ સભાસદ આદિ સર્વે લોકોએ નહિ ગણકારેલી અને મંદ પડી ગયેલી તે રાજાની આજ્ઞાઓ ક્યાંય સ્થિતિ પામી નહિ.[૨૬] જેનો આકાર ક્રૂર કર્મો કરનારો જણાઇ રહ્યો એવા અને સમાગમમાત્રથી પણ અશુભ દેનારા એ રાજાથી સર્વે લોકો, જેમ રાક્ષસથી દૂર નાસી જાય, તેમ દૂર નાસી જવા લાગ્યા.[૨૭] જેમ ધન આદિ ગુણોથી રહિત થયેલો પ્રવાસી પરદેશમાં લોકોના મંડળમાં

પેસવા લાગે તોપણ પાછો એકલોજ થઇ રહે, તેમ માનથી રહિત થયેલો એ રાજા લોકોના સમુદાયમાં જવા લાગ્યો તોપણ પાછો એકલોજ થઇ રહેવા લાગ્યો.[૨૮] જેમ પોલો વાંસ મોતીઓના સમૂહથી યુક્ત છતાં પણ તે બોલવા લાગે તો તેને કોઇ વટેમાર્ગુઓ પ્રત્યુત્તર આપે નહિ, તેમ એ ગાધિ રાજા હતો તોપણ તે બોલવા લાગતાં, કોઈ લોકો તેને પ્રત્યુત્તર દેવા લાગ્યા નહિ. એ ઘણું ઘણું બોલાવવા લાગતાં પણ લોકોએ તેને પ્રત્યુત્તર આપવોજ છોડી દીધો.[૨૯] પછી સર્વે લોકોએ ભેગા થઇને નિર્ણય કર્યો કે: "આપણે કે જેઓ લાંબા દિવસો થયા ચાંડાળના સમાગમથી વટલેલા છીએ, તેઓ કોઈપણ પ્રાયશ્ચિત્તોથી શુદ્ધ થઈ શકીએ એમ નથી; એટલામાટે આપણે સઘળાઓએ અગ્નિમાંજ પ્રવેશ કરવો યોગ્ય છે."[૩૦] એપ્રમાણે નિર્ણય કરીને તે નગરમાં સર્વે નગરના લોકોએ તથા મંત્રીઓએ ચારેબાજુ સૂકાં લાકડાંઓથી ચિતાઓ ખડકીને તેઓને સળગાવી.[૩૧] જેમ આકાશમાં તારાઓ ઝબકવા લાગે, તેમ ચારેબાજુએ ચિતાઓ ભડકાઓથી ઝબકવા લાગતાં, નગરનાં સઘળાં માણસો ઊંચી ઊંચી બુમો પાડવા લાગ્યાં.[૩૨] દયામણીરીતે વિલાપો કરવા લાગેલી અને આંસુઓનો વરસાદ વરસાવતી સ્ત્રીઓ પોતપોતાના પતિઓના અને પુત્રોના હાથ પકડી રહેવા લાગી અને મૂઢ થઈ ગયેલી સઘળી પ્રજા પ્રજ્વલિત થયેલા અગ્નિના કુંડોની પાસે બેસીને રોવા લાગી.[૩૩] મંત્રીઓ અગ્નિના કુંડોમાં પ્રવેશ કરતાં, તેઓના નોકરોનાં રૂદનોથી જેવો પવનોની સુસવાટીથી અરણ્યનો દેખાવ થાય તેવો એ નગરનો દેખાવ થઇ રહ્યો.[૩૪] ઉત્પાતસંબંધી વંટોળીઓ પવન, કે જેમાં ચિતાઓમાં સળગી ગયેલા સારાસારા બ્રાહ્મણોના માંસનો ઉગ્રગંધ વ્યાપી રહ્યો હતો, તેણે ઉડાવેલી ઉકરડાઓની ધૂળોથી, જાણે ચારેબાજુ ઝાકળ ફેલાયેલી હોય એવો દેખાવ થઈ રહ્યો.[૩૫] આકાશમાં સૂર્ય જેમ વાદળાંઓથી ઢંકાઇ જાય તેમ પવને ફેલાવેલા ચરબીના ગંધને લીધે દૂરદૂરથી આવી પહોંચેલાં ગીધ આદિ પક્ષીઓનાં મંડળોથી ઢંકાઇ ગયો.[૩૬] પવને ઉડાવેલા ચિતાઓના અગ્નિઓના તણખાઓથી સઘળું આકાશનું મંડળ પ્રજ્વલિત દેખાવા લાગ્યું. સઘળી દિશાઓમાં ઉડતા તણખાઓનેલીધે, જાણે તારાઓનો વરસાદ થતો હોય એવો દેખાવ થઇ રહ્યો.[૩૭] ઉદ્ધત થયેલા ચોરલોકો લૂંટ પાડવા લાગતાં, ન્હાનાં મ્હોટાં બાળકો ધ્રૂજવા લાગ્યાં તથા ચીસો પાડવા લાગ્યાં. ત્રાસ પામેલા લોકોનાં જીવિતોની સાથે નામો પણ જતાં રહ્યાં. કોઈપ્રકારની મર્યાદા રહી નહિ.[૩૮] ઘરો એવાં ધૂળધાણી થઇ ગયાં કે જેઓનો પાછો પત્તોજ મળે નહિ. ધન આદિના સઘળા સંચયોને ચોરો લૂંટીગયા અને સર્વેલોકો પુત્રોને તથા સ્ત્રીઓને છોડી દઇને મરવાની ઉતાવળ કરવા લાગ્યા.[૩૯] આ પ્રમાણે દૈવનો મહાદુઃખદાયી વિપર્યય ચાલવા લાગતાં અને સઘળા લોકોની સ્થિતિ કલ્પાંતજેવી થઈ જતાં, જેની બુદ્ધિ રાજ્યના કેટલાએક સજ્જનોના સંગથી પવિત્ર થઈ હતી, એવા ગવલરાજાએ શોકથી વ્યાકુળ થઇને નીચે પ્રમાણે નિશ્ચય કર્યો.[૪૦,૪૧]

ગવલરાજા નિશ્ચય કરે છેઃ—આ દેશમાં સમયવિનાના થયેલા કલ્પાંતજેવો અને સઘળા મ્હોટા મ્હોટાઓનો નાશ કરનારો આ અનર્થ કેવળ મ્હારા કારણથીજ પ્રાપ્ત થયો છે.[૪૨] હવે મ્હારે દુઃખભરેલું જીવિત રાખીને શું કરવાનું છે? મ્હારે તો મરવું એજ મહોત્સવ છે. જગતમાં નિંદાના પાત્રરૂપ થયેલા અભાગીયા જીવને જીવવા કરતાં મરવું ઉત્તમ છે.[૪૩]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! ગવલરાજાએ એ પ્રમાણે નિશ્ચય કરી મનમાં કાંઇ પણ ભય નહિ રાખતાં, જેમ પતંગીઓ પોતાના શરીરને પ્રજ્વલિત દીવામાં આહુતિરૂપ કરે છે, તેમ પોતાના શરીરને પ્રજ્વલિત અગ્નિમાં આહુતિરૂપ કર્યું.[૪૪] 'ગવલ' નામનો પોતાનો દેહ વૈરાગ્યના બળનેલીધે અગ્નિના પુંજમાં પડી દાહનેલીધે વ્યાકુળ અવયવોવાળો થઈ જતાં, જળમાં અઘમર્ષણ કરતો ગાધિબ્રાહ્મણ પોતાનાં અંગોમાં દાહથી ચલિત થયાનું સ્ફુરણ થતાં, તુરત જાગ્રત થયો.[૪૫]

વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલાસુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાનેવાસ્તે ત્યાંથી ઉઠીને ન્હાવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૪૬] **इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥४६॥**

**શ્રીમદ્‌યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ગાધિરાજ્યભ્રંશ' નામનો છેંતાળીસમો સર્ગ સંપૂર્ણ.૪૬**

વાલ્મીકિનો બારમો દિવસ પૂરો થયો.

---

## સર્ગ ૪૭ મો* ગાધિ અને અતિથિનો સમાગમ તથા પ્રત્યક્ષ અનુભવ

**वसिष्ठ उवाच । मुहूर्तद्वितयेनाथ गाधिराधिभवभ्रमात् ।**
**प्रशशामाकुलीभावो वेलावर्त इवांबुधेः ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! જેમ સમુદ્રના કિનારાના સમીપમાં થતી ભરતીની પ્રબળ ચકરી બે ઘડીવારે ભ્રમણથી શાંત થઈ જાય, તેમ એ ગાધિબ્રાહ્મણ મહાપીડાકારી ચિત્તના ભ્રમણથી બે ઘડીવારે શાંત થયો.[૧] જેમ કલ્પાંતના સમયમાં બ્રહ્મા જગતની રચનાથી વિરામ પામે, તેમ એ ગાધિ મનની કલ્પનારૂપ મોહથી વિરામ પામ્યો.[૨] જેમ ઉંઘેલો માણસ નિદ્રા શાંત થયા પછી ધીરે ધીરે જાગ્રત થાય અને જેણે મદિરા પીધી હોય તે માણસ મદ શાંત થયા પછી ધીરે ધીરે સ્વસ્થ થાય, તેમ એ ગાધિ પોતાનો ભ્રમ શાંત થયા પછી ધીરે ધીરે જાગ્રત થયો અને સ્વસ્થ થયો.[૩] જેમ માણસ પ્રભાતે અંધકારરૂપી પડદો દૂર થઈ જતાં "આ હું છું, આ મ્હારે કરવાનું છે અને આ મ્હારે કરવાનું નથી" એમ જુવે છે, તેમ ગાધિ ચિત્તના ભ્રમરૂપ પડદો દૂર થઇ જતાં "હું ન્હાવાસારૂ તળાવમાં ઉતરેલો ગાધિ છું. આ તર્પણાદિક મ્હારે કરવાનું છે અને રાજ્ય કરવાનું નથી" એમ જોવા લાગ્યો.[૪] જેમ શિશિરઋતુના અંતે કળીરૂપ થયેલા કમળને વસંતઋતુ જળમાંથી બહાર કહાડે છે, તેમ જેને પોતાના ગાધિપણાનું સ્મરણ થયું એવા એ બ્રાહ્મણે પોતાના પગને પાણીમાંથી બહાર કહાડ્યા.[૫] આ પાણીને, આ દિશાઓને, આ આકાશને અને આ પૃથ્વીને, જાણે એઓ સઘળાં બીજાં હોય એમ દેખતો એ ગાધિ પરમવિસ્મય પામ્યો.[૬] "હું કોણ છું, આ શું દેખું છું

---

*આ સુડતાળીસમા સર્ગમાં ગાધિ કોઇ અતિથિના મુખથી કીરદેશનું રાજ્યાદિક કરવારૂપ પોતાની ચેષ્ટાની વાત સાંભળી, તે દેશમાં જઇ, સઘળું નજરે જોઇ, વારંવાર પૂછીને વિસ્મય પામ્યો એ કથા કહેવામાં આવશે.

અને હું શું કરતો હતો ?" એ રીતે તેણે ક્ષણમાત્ર તો ભમ્મરોના ચાળા કરી કરીને વિચિત્ર વિચારોજ કર્યા.[૭] "હું થાકી રહ્યો હતો તેનેલીધે ક્ષણમાત્રમાં આ મ્હોટો શ્રમ મ્હારા જોવામાં આવ્યો" એમ જાણીને તે ગાધિ, જેમ ઉદયાચળમાંથી સૂર્ય નીકળે, તેમ પાણીમાંથી નીકળ્યો.[૮] પછી કાંઠે આવીને નીચે પ્રમાણે ચિંતવન કરવા લાગ્યો.

ગાધિ ચિંતવન કરે છેઃ—મ્હારી તે મા અને મ્હારી તે સ્ત્રી ક્યાં ગયાં, કે જેઓના મધ્યમાં હું મરણ પામ્યો હતો.[૯] જેમ વાયુથી તુરત હરાઈ જાય એવાં કુણાં પાદડાંવાળાં માતા–પિતા-રૂપી લતા અને વૃક્ષ તરવારથી નષ્ટ થઈ જાય, તેમ હું બુદ્ધિવિનાનો બાળક હતો ત્યારેજ મ્હારાં માબાપ મૃત્યુથી નષ્ટ થઈ ગયાં છે.[૧૦] હું મુદ્દલ પરણ્યોજ નથી. જેમ બ્રાહ્મણ દુષ્ટ અને ક્ષોભ કરનારી મદિરાના સ્વરૂપને પણ જાણે નહિ, તેમ હું દુષ્ટ અને ક્ષોભ ઉપજાવનારી સ્ત્રીના સ્વરૂપને પણ જાણતો નથી.[૧૧] મ્હારા સ્વદેશના બાંધવો તો અહિંથી અત્યંત દૂર છે તે છતાં હું જેઓના મધ્યમાં મરી ગયો તેઓની સાથે મ્હારે શો સંબંધ હતો અને તેઓને મ્હારી સાથે શો સંબંધ હતો ?[૧૨] જેમ ગંધર્વનગર જોવામાં આવે, તેમ અનેક પદાર્થોવાળું અને જન્મ આદિના અભિનિવેશોવાળું એ મ્હેં શું દીઠું અને તે શાથી ઉત્પન્ન થયું હતું.[૧૩] એ જે જોવામાં આવ્યું તે ભલે, પણ હવે તેનો વિચાર કરવાની મ્હારે જરૂર નથી. હું બંધુઓના મધ્યમાં મરણ પામીને પડયો હતો એતો એક જાતની સ્વપ્નજેવી બ્રાંતિ હતી. આ મોહમાં જરાપણ સાચું હોય એમ ધારવામાં આવતું નથી.[૧૪] જેમ મદોન્મત્ત સિંહ વનોની પંક્તિ-ઓમાં નિરંતર ભમ્યાજ કરે છે, તેમ પ્રાણીઓનું ચિત્ત નિત્ય એજરીતે અનંત બ્રાંતિઓના દેખાવોમાં ભમ્યા કરે છે.[૧૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ ગાધિબ્રાહ્મણે ચિત્તમાં મોહ થવાવિષે એ પ્રમાણે નિશ્ચય કરીને, તે પછી પોતાના આશ્રમમાંજ કેટલાએક દિવસો કહાડયા.[૧૬] એક દિવસે, જેમ બ્રહ્માની પાસે દુર્વાસા આવે, તેમ એ ગાધિની પાસે કોઈ પ્યારો અતિથિ આવ્યો અને તે થાકેલો હોવાથી ગાધિના આશ્રમમાંજ રાત્રિ રહ્યો.[૧૭] જેમ વસંત વૃક્ષને ફળોથી, પુષ્પોથી અને રસોથી અત્યંત તૃપ્ત કરે છે, તેમ ગાધિએ એ અતિથિને ફળોથી, પુષ્પોથી અને રસવાળાં ભોજનોથી અત્યંત તૃપ્ત કર્યો.[૧૮] એ બન્નેજણ, સાથે સંધ્યાવંદન કરી, સાથે જપ કરીને અનુક્રમે કોમળ પલ્લવો-વાળા શયનોપર આવીને બેઠા.[૧૯] પછી જેમ વસંતઋતુમાં પુષ્પોની શોભા પ્રવર્તે, તેમ એ બે તપસ્વીઓને પોતપોતાનાં તપ તથા ધ્યાન આદિ કાર્યોને યોગ્ય અને શાંતિથી ભરેલી વાતો પરસ્પરમાં ચાલી.[૨૦] પ્રસંગ પ્રાપ્ત થતાં, ગાધિએ તે અતિથિને પૂછ્યું કેઃ "હે ઉત્તમબ્રાહ્મણ ! તમારૂં શરીર બહુજ દુબળું કેમ થઇ ગયું છે અને તમે થાકી ગયા છો તેનું કારણ શું છે ?[૨૧]

અતિથિ કહે છેઃ—હે મહારાજ ! મ્હારા અત્યંત દુબળાપણાનું અને પરિશ્રમનું સાચે સાચું કારણ કહું છું તે સાંભળો. આપણે કદીપણ મિથ્યા વાત કરીએજ નહિ.[૨૨] આ પૃથ્વીના પીઠઉપર ઉત્તરદિશાની ઝાડીમાં એક મ્હોટો સમૃદ્ધિવાળો અને અત્યંત પ્રખ્યાતિ પામેલો 'કીર' નામનો દેશ છે.[૨૩] ચિત્તરૂપી પિશાચે મોહ પમાડેલો અને અનેક પ્રકારના ભોજનોના સ્વાદમાં લંપટ થયેલો હું, એ દેશમાં એક માહનાસુધી રહ્યો હતો અને ત્યાંની રાજધાનીમાં લોકો મ્હારૂં સારીરીતે સન્માન કરતા હતા.[૨૪] એક દિવસે તે નગરમાં વાતના

પ્રસંગનેલીધે એક માણસે મને કહ્યું કેઃ "હે બ્રાહ્મણ ! આ નગરમાં એક ચાંડાળે આઠ વર્ષ-સુધી રાજ્ય કર્યું હતું."[૨૫] પછી એ વાતનો નિશ્ચય કરવાસારૂ તે દેશનાં કેટલાંએક ગામોમાં મ્હેં જે જે માણસને પૂછ્યું તે સઘળાંઓએ મને એમ કહ્યું કેઃ "સાચી વાત છે. આ દેશમાં આઠ વર્ષસુધી એક ચાંડાળે રાજ્ય કર્યું હતું.[૨૬] અંતે એ રાજા જાતિનો ચાંડાળ છે, એમ લોકોના જાણવામાં આવતાં, તે રાજાએ તુરત અગ્નિમાં પ્રવેશ કર્યો હતો અને તે આભડછેટને લીધે સેંકડો બ્રાહ્મણોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો."[૨૭] હે ગાધિ ! હું એ લોકોનાં મ્હો-ડાંથી એ પ્રમાણે સાંભળી, તે દેશમાંથી નીકળીને પ્રયાગમાં ગયો હતો અને ત્યાં મ્હેં શુદ્ધિને વાસ્તે ત્રણ ચાંદ્રાયણ કરવારૂપ પ્રાયશ્ચિત્ત કર્યું.[૨૮] ત્રીજું ચાંદ્રાયણ સમાપ્ત થતાં, આજ પારણું કરીને અહિં આવ્યો છું. આ કારણનેલીધે હું થાકી રહ્યો છું અને શરીરમાં અત્યંત દુબળો થઈ ગયો છું.[૨૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ અતિથિના મ્હોડેથી એ પ્રમાણે વાત સાંભળીને, તે ગાધિએ ફરીવાર પણ તે અતિથિને પૂછ્યું, તો તે ફેરામાં પણ તેણે એવીને એવીજ વાત કરી. વાત કરવામાં કાંઇપણ ફેરફાર આવ્યો નહિ, કે જેઉપરથી ગાધિને બહુજ વિસ્મય થયો. રાત્રિ વ્યતીત થતાં, જગતરૂપી ઘરના મ્હોટા દીવારૂપ સૂર્ય ઉદય પામ્યો ત્યારે પ્રાતઃ-સ્નાન કરી આજ્ઞા લઇને તે અતિથિ ત્યાંથી ગયા પછી, પેલા ગાધિબ્રાહ્મણે અત્યંત વિસ્મય પામેલી બુદ્ધિથી નીચેપ્રમાણે વિચાર કર્યો.[૩૦,૩૨]

ગાધિ વિચાર કરે છેઃ–મ્હેં જે ભ્રાંતિમાં જોયેલું હતું તેને આ બ્રાહ્મણે મ્હારી પાસે સાચું બનેલું કહ્યું !!! રખેને આ વાત શંબરાસુરે બનાવેલી માયાઓમાંની કોઈ માયા હોય.[૩૩] બંધુઓના મધ્યમાં મ્હારૂં પોતાનું મરણ મ્હેં પોતે દીઠું એ તો ભ્રાંતિજ છે, તેમાં કોઈ પ્રકા-રનો સંશય નથી. પરંતુ જેથી એ અતિથિને ચાંદ્રાયણ કરવાં પડ્યાં તે ચાંડાળના વૃત્તાંતનો મ્હારે નિશ્ચય કરવો જોઇએ, તો હવે હું મનમાં મુંઝવણ નહિ રાખતાં, તે વૃત્તાંતનો નિશ્ચય કરવાનેવાસ્તે તુરત ભૂતમંડળના દેશના સીમાડાના ગામમાં જાઉં.[૩૪,૩૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એપ્રમાણે પ્રયત્નપૂર્વક બીજા દેશમાં જવાનો વિચાર ગોઠ-વતો એ ગાધિબ્રાહ્મણ, જેમ મેરૂપર્વતનાં પડખાંને જોવાસારૂ સૂર્ય ચાલે, તેમ 'ભૂતમંડળ' નામના દેશના સીમાડાના ગામને જોવાસારૂ ત્યાંથી ઉઠીને ચાલતો થયો.[૩૬] વિચક્ષણ પુરૂષો ઉદ્યોગમાં મંડ્યા રહેવાથી મનમાં કલ્પેલા રાજ્યને પણ પ્રત્યક્ષરીતે પ્રાપ્ત થાય છે. ગાધિએ જે સ્વપ્ન-જેવું દીઠું હતું તે 'ભૂતમંડળ' નામના દેશમાં જવાથી સંપૂર્ણરીતે પ્રત્યક્ષ જોવામાં આવ્યું.[૩૭] સઘળી દુર્લભ વસ્તુઓ પણ દૃઢ ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થાય છે. પોતે જોયેલા વૃત્તાંતને માયારૂપ જાણતો એ ગાધિ અતિથિના કહેવાથી તેને પ્રત્યક્ષ જોવાનો ઉદ્યમ કરી પોતાના સ્થાનકમાંથી, નીકળીને, વર્ષાઋતુમાં ચાલતા જળના પૂરના જેવા વેગથી માર્ગમાં ચાલવા લાગ્યો. જેમ વાદળું વેગથી ઘણા દેશોનું ઉલ્લંઘન કરે છે, તેમ તેણે વેગથી ઘણા ઘણા દેશોનું ઉલ્લંઘન કર્યું.[૩૮,૩૯] ચાલતાં ચાલતાં, જેમ કાંટાઓને ઇચ્છનારો ઊંટ એકલોજ કાકચના વનમાં પહોંચે, તેમ એ ગાધિ એકલોજ 'ભૂતમંડળ' નામના દેશમાં પહોંચ્યો, કે જે દેશમાં સઘળો ભ્રાંતિમાં જોયેલો આચાર જાગ્રતમાં પણ જોવામાં આવ્યો.[૪૦] એ દેશમાં ગાધિના મનમાં જેવી

રચનાનું સ્મરણ હતું તેવીજ રચનાવાળું ગંધર્વનગરજેવું કોઇ ગામ તે ગાધિના જોવામાં આવ્યું.[૪૧] એ ગામડાની પાસેના બહારના ભાગમાં, જાણે પૃથ્વીની નીચે પાતાળમાં રહેલો નરકોનો સમૂહ હોય એવું એનુંએ ચાંડાળોનું ફળીયું જોવામાં આવ્યું.[૪૨] હવે પોતાના ચિત્તમાં તે ફળીયાનો વિસ્તાર તથા આકાર હતો તેવાજ વિસ્તારવાળું અને તેવાજ આકારવાળું એ ગંધર્વનગરજેવું ફળીયું જોવામાં આવતાં, ગાધિએ ત્યાં ભૂતકાળમાં પોતે ચાંડાળ હોવાનું પાકું અનુમાન કરી લીધું.[૪૩] જેવી મનમાં રચના હતી તેવીજ રચનાવાળા એ ફળીયાએ ગાધિના મનમાં કોઈ વિલક્ષણરીતની વૈરાગ્યની દશા ઉત્પન્ન કરી. એ ફળીયામાં પોતાને રહેવાનું ઘર પણ જેવા આગળ દીઠા હતા તેવાજ ઘણાખરા પ્રકારોવાળું જોવામાં આવ્યું.[૪૪] એ ઘર ચોમાસાંની ઝડીથી કેટલુંક વીંખાઈ ગયું હતું. ભીંતોમાં ખડ ઉગી ગયાં હતાં. અર્ધું છાપરું ઊંધું વળી ગયું હતું. ખાટલાઓના તથા સાદડીઓના કટકા એનાએ છે એમ કાંઈક ઓળખી શકાતા હતા.[૪૫] એ ઘર જાણે દૃઢપણાને પામેલું દારિદ્રય હોય, જાણે ભીંતોવાળું દુર્ભાગ્ય હોય, જાણે કાંઈક શિથલ થયેલી ભુંડાઈ હોય, જાણે કાંઈક ખંડિત થયેલી દુર્દશા હોય અને દાંતોથી ભાંગી નાખેલા ગાયોનાં, ઘોડાઓનાં તથા પાડાઓનાં હાડકાંઓથી આસપાસ વ્યાપ્ત હોવાનેલીધે, જાણે જુના સમયની સાહેદી પૂરતું હોય એવું લાગતું હતું.[૪૬-૪૭] જે ઠીબડાંઓમાં પૂર્વે ગાધિએ ખાધું-પીધું હતું તેનાં તે ઠીબડાંઓ ઘણા દિવસોસુધી ચોમાસાના પાણીથી ભરાયેલાં રહેવાનેલીધે જાણે મદિરાથી ભરાયેલાં હોય એવાં લાગતાં હતાં.[૪૮] એ ઘર, જાણે લાંબી લાંબી તૃષ્ણાઓ હોય એવી સૂકાયેલી તેનીતે આંતરડાંઓની તાંતોથી, જેમ લતાઓથી વાડ વીંટાયેલી હોય, તેમ ચારેબાજુ વીંટાયેલું હતું.[૪૯] ધીરજવાળા ગાધિએ, જાણે પોતાનો પૂર્વનો દેહ સૂકાયેલા શબપણાને પામેલો હોય એવા દેખાતા તે પોતાના ઘરને ઘણીવારસુધી જોયું.[૫૦] જોવાથી અત્યંત વિસ્મય પામેલો એ ગાધિ, જેમ પ્રવાસી માણસ મ્લેચ્છના નગરને મૂકીને આર્યોના દેશમાં આવે, તેમ એ સ્થળને છોડીને તેની પાસેના ગામડામાં આવ્યો.[૫૧] ત્યાંઆવીને તેણે એક એક માણસને જુદું જુદું નીચેપ્રમાણે પૂછ્યું.

ગાધિ પૂછે છેઃ—આ ગામની પાસેના બહારના ભાગમાં પૂર્વે એક ચાંડાળ રહેતો હતો તેના વૃત્તાંતનું તને સ્મરણ છે?[૫૨] મ્હેં વિચક્ષણ માણસના મ્હોડાથી સાંભળ્યું છે કે "સઘળા બુદ્ધિમાન માણસો લાંબા દિવસોની વાતને પણ સ્ફુટરીતે હસ્તગતજેવી દેખે છે."[૫૩] એ એકાંત સ્થળમાં, જાણે દુઃખોનોજ દેહ હોય એવો અને બુઢ્ઢો એક મ્હોટા કુટુંબવાળો ચાંડાળ રહેતો હતો તે તને સાંભરે છે?[૫૪] ભલા માણસ! જો એનું વૃત્તાંત ત્હારા જાણવામાં હોય તો મને ખરેખરીરીતે કહે. પ્રવાસીજનના સંશયનું નિવારણ કરવાથી મ્હોટું પુણ્ય થાય છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે.[૫૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! જેમ રોગી માણસ ઘણી ઘણી કાળજીથી વૈદ્યોને પૂછે, તેમ તે ગાધિબ્રાહ્મણ ઘણા વિસ્મયનેલીધે ઘણી ઘણી કાળજીથી પૂછવા લાગતાં, તે ગામડાના લોકોએ વારંવાર તેને નીચેપ્રમાણેજ કહ્યું.[૫૬]

ગામડાના લોકો કહે છેઃ—હે મહારાજ! જેમ તું કહે છે તે પ્રમાણેજ હતું. એમાં કાંઇ સંશય નથી. એ સ્થળમાં દારૂણ આકારવાળો એક 'કટંજ' નામનો ચાંડાળ રહેતો હતો.[૫૭] જેમ

વૃક્ષના પાંદડાંઓનો સમૂહ બહુ વિસ્તીર્ણ થાય છે, તેમ એ ચાંડાળનું દીકરાઓ, પૌત્રો, મિત્રો, નોકરો તથા બંધુઓ આદિ કુટુંબ બહુજ વિસ્તીર્ણ થયું હતું.[૫૮] એ ચાંડાળ વૃદ્ધ થયો ત્યારે, જેમ પર્વતના પુષ્પોવાળા તથા ફળોવાળા વનને દાવાગ્નિ નષ્ટ કરી નાખે છે, તેમ એ ચાંડાળના સઘળા કુટુંબને મૃત્યુએ નષ્ટ કરી નાખ્યું.[૫૯] પછી એ દેશને છોડી દઇને કીર-દેશની રાજધાનીમાં ગયો હતો અને ત્યાં તેણે આઠ વર્ષસુધી નિશ્ચિંતપણાથી રાજ્ય કર્યું હતું.[૬૦] પછી ત્યાંના લોકોને ખરી વાત જાણવામાં આવતાં તેઓએ, જેમ અનર્થના સમૂહને દૂર કરી નાખવામાં આવે અને જેમ ગામમાં ઉગેલા ઝેરી ઝાડને દૂર કરી નાખવામાં આવે, તેમ રાજા થયેલા એ કટંજને દૂર કરી નાખ્યો હતો.[૬૧] કટંજને દૂર કરીને વટલાવાનું પ્રાયશ્ચિત્ત કરવાનેવાસ્તે તે નગરીના લોકોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. લોકો અગ્નિમાં પ્રવેશ કરવા લાગતાં, સારા સારા માણસોના સમાગમથી સારાપણાને પામેલો એ કટંજ પણ પોતાની મેળે અગ્નિમાં પડયો હતો.[૬૨] હે બ્રાહ્મણ! તું આ આવડી બધી કાળજી રાખીને એ ચાંડાળની વાત પૂછે છે તેનું શું કારણ છે? શું એ ચાંડાળ ત્હારો મિત્ર થતો હતો તેથી તું પૂછે છે કે અથવા તું વૃત્તાંત જાણવાસારૂ સહેજ પૂછે છે?[૬૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! આ પ્રમાણે કહેતા એ લોકોને વારંવાર પૂછયા કરતો એ ગાધિ તે ગામડાંનાં સઘળાં સ્થળોમાં એક મહિનાસુધી એમનેએમ ફર્યા કર્યો.[૬૪] પોતે તળાવમાં અઘમર્ષણ કરતાં, ચાંડાળપણાના જે વૃત્તાંતનો અનુભવ કર્યો હતો તે વૃત્તાંત તેજ પ્રમાણે સઘળા ગામડાંના લોકોનાં મ્હોડાંઓથી અખંડિતરીતે સાંભળવામાં આવ્યું.[૬૫] પોતે જેવો અનુભવ કર્યો હતો તે પ્રમાણેજ સઘળા લોકોનાં મ્હોડાંઓથી સંપૂર્ણ વૃત્તાંત સાંભળી અને પોતાના સ્મરણપ્રમાણે તે વૃત્તાંતને લગતા કેટલાએક પદાર્થોને સારી પેઠે ઓળખીને અત્યંત લજાયેલો અને લાજનેલીધે મનની વાતને મનમાંજ ગુપ્ત રાખતો એ ગાધિબ્રાહ્મણ અત્યંતવિસ્મયને પ્રાપ્ત થયો કે જે વિસ્મય ચંદ્રના મધ્યમાં કલંકની પેઠે તેના હૃદયમાં અત્યંત ઠસી રહ્યો.[૬૬]

**अव्याहतं सकलभूतमुखादथैतदाकर्ण्य सम्यगवलोक्य यथानुभूतम् ।**
**गाधिः शशांकमलवद् हृदयेऽधिरूढं गूढाकृतिः परमविस्मयमाजगाम ॥६६॥**

**શ્રીમદ્ યોગવા૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'ગાધિપ્રત્યક્ષાવલોકન' નામનો સુડતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ४८ मो*

### ગાધિએ ફરીને પણ તપાસ કરી અને વિષ્ણુએ 'સઘળી માયા છે' એવો નિશ્ચય કરાવ્યો

**वासिष्ठ उवाच। लुठितः श्वपचागारे पुनर्विस्मयमाययौ ।**
**गाधेर्मनो हि नायाति तृप्तिमाश्चर्यदर्शने ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! વિસ્મય પામેલો એ ગાધિબ્રાહ્મણ ગામડામાંથી વળી પેલા ચાંડાળના ફળીયામાં ગયો કેમ કે એનું મન આશ્ચર્યોને જોવાથી તૃપ્તજ

* આ અડતાળીસમા સર્ગમાં ગાધિએ કીરદેશના નગરમાં જઈ તે નગરને જોયું, તેથી ગાધિને વિસ્મય થયો અને ગાધિએ તપથી પ્રસન્ન કરેલા વિષ્ણુએ 'સઘળું માયા છે' એમ કહ્યું એટલી કથા કહેવામાં આવશે.

નહિ થતું હતું.[૧] જેમ પ્રલયના ક્ષોભમાં ભાંગી–ત્રુટી ગયેલાં જગતોને બ્રહ્મા જુવે, તેમ એ ગાધિ તે ફળીયામાં ભાંગી–ત્રુટી ગયેલાં સ્થાનકોને અને ઘરોને જોવા લાગ્યો.[૨] ત્રુટી ગયેલાં ઘરોવાળા અને સૂકાયેલાં અસ્થિઓના પુંજોથી વ્યાપ્ત થયેલા તે વગડાજેવા ફળીયામાં બેઠેલો ગાધિ, જેમ પિશાચ ઝાડમાં બેઠો બેઠો સ્વગત વાતો કર્યા કરે, તેમ નીચેપ્રમાણે સ્વગત વાતો કરવા લાગ્યો.[૩]

ગાધિ સ્વગત કહે છેઃ–જેમ જગતના અંતપર્યંત મેરૂપર્વતનાં શિખરો એનાંએ રહે છે, તેમ મ્હેં વાડની અંદર નાખેલા આ મુવેલા હાથીઓના દાંતોના અનેક ખીલાઓ અદ્યાપિ-સુધી એનાએ રહ્યા છે.[૪] મદ્ય પીવાથી ઉન્મત્ત થયેલા મ્હારા બંધુ ચાંડાળોની સાથે બેસીને મ્હેં આ સ્થળમાં પાકેલા વાંસના અંકુરોના અથાણાની સાથે વાંદરીનું માંસ ખાધું હતું.[૫] હાથીના મહાવતપાસેથી ખરીદેલું અને હાથીનો મદ નાખવાથી વધારે આકરૂં થયેલું મદ્ય પીને હું આ ઠેકાણે સિંહના ચામડાઉપર ચાંડાળીનું આલિંગન કરીને સૂતો હતો.[૬] ખોળથી અને માંસથી ઉછેરેલી કૂતરીઓને મ્હેં આ ઠેકાણે, ભરેલા હાથીના દાંતરૂપી લાકડામાં ચામડાંની દોરીઓથી બાંધેલી હતી.[૭] ગજમોતિઓ ભરી રાખવાના હાથી દાંતના ત્રણ ડાબલા આ ઠેકાણે મ્હેં કાળા મેઘજેવા પાડાના જાડા ચામડાથી મઢયા હતા.[૮] આ ફળીયામાં આ જગ્યાઓમાંજ હું ચાંડાળોના છોકરાઓની સાથે, જેમ કોયલનું બચ્ચું બીજાં બચ્ચાંઓની સાથે આંબાનાં પાંદડાંઓમાં લોટે, તેમ ઘણીવારસુધી ધૂળમાં લોટયો હતો.[૯] આ ઠેકાણે છોકરાઓના નિઃશ્વાસોથી વાગતી વાંસળીઓના સ્વરોને અનુસરીને મ્હેં ગાયું હતું. આ ઠેકાણે મ્હેં કૂતરીનું લોહી પીધું હતું. આ ઠેકાણે મ્હેં શબોના શણગારોથી મ્હારા મિત્રોને શણગાર્યા હતા.[૧૦] આ ઠેકાણે વિવાહસંબંધી ઉત્સવોમાં મ્હેં અને મ્હારા કુટુંબે, જેમ સમુદ્રમાં મ્હોટો નાદ કરીને કલ્લોલો નાચ કરે છે, તેમ મ્હોટો શબ્દ કરીને નાચ કર્યો હતો.[૧૧] બીજે દિવસે ખાઇ જવાનેવાસ્તે પકડેલાં અને ઉડી જવાનેવાસ્તે ચપળ થયેલાં કાગડા તથા ગરંજ આદિ પક્ષીઓને રાખી મૂકવાનેવાસ્તે મ્હેં આ ઠેકાણે વાંસનું પાંજરૂં ગુંથ્યું હતું.[૧૨]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! એવીરીતની પૂર્વની ચાંડાળપણાની અનેક ક્રિયાઓને સંભારતો અને વિસ્મયથી માથું હલાવ્યા કરતો એ ગાધિ દૈવની ગતિને અદ્ભુત માનવા લાગ્યો.[૧૩] પછી કાર્યોના ક્રમને જાણનારો એ ગાધિ લાંબેકાળે એ 'ભૂતમંડળ' નામના દેશમાંથી ચાલ્યો અને અનુક્રમે બીજા દેશોમાં ગયો.[૧૪] કેટલીએક નદીઓનું, કેટલાએક પર્વતોનું, કેટલાએક દેશોનું અને કેટલાંએક અરણ્યોનું ઉલ્લંઘન કરીને, હિમાલયના પ્રાંતમાં રત્નજેવા ગણાતા અને પોતે અઘમર્ષણ કરતાં, દીઠેલા કીરદેશમાં પહોંચ્યો.[૧૫] જેમ જગતમાં ફરવાથી ખેદ પામેલા નારદમુનિ સ્વર્ગલોકમાં જાય, તેમ ઘણા દેશોમાં ફરવાથી ખેદ પામેલો એ ગાધિ પહાડજેવાં ઊંચાં ઘરોવાળી કીરદેશની રાજધાનીમાં ગયો.[૧૬] ત્યાં જઇ એ નગરીમાં પોતે અનુભવેલાં, પોતે જોયેલાં અને પોતે સેવેલાં સ્થાનકોને જોયા કરતો એ ગાધિ ત્યાંના એક એક માણસને કાળજીથી નીચેપ્રમાણે પૂછવા લાગ્યો.[૧૭]

ગાધિ પૂછે છેઃ–હે ભાઈ! આ નગરીમાં એક ચાંડાળ રાજા થયો હતો તે તને સાંભરે છે? જો એ વાત ત્હારા જાણવામાં હોય તો અનુક્રમથી સાચે સાચી મને કહી સંભળાવ્ય.[૧૮]

નગરીના લોકો કહે છેઃ-હે બ્રાહ્મણ ! આ રાજધાનીમાં એક ચાંડાળ આઠ વર્ષસુધી રાજા થયો હતો કે જેને માંગલિકહાથીએ સુંઢથી પોતાની કાંધઉપર બેસાડીને રાજાપણું આપ્યું હતું.[૧૯] અંતે એ ચાંડાળ, લોકોના જાણવામાં આવીજતાં, અગ્નિમાં પેઠો હતો. હે તપસ્વી ! એ વાતને આજ બાર વર્ષ વીતી ગયાં છે.[૨૦]

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! જેને કુતૂહલ ઉત્પન્ન થયું હતું એવો એ ગાધિ એ રીતે જે જે માણસને પૂછવા લાગ્યો, તે તે માણસના મ્હોડાથી એકસરખીજ વાત સાંભળવા લાગ્યો, અને સાંભળી સાંભળીને મનમાં તે વાતનો રસ લેવા લાગ્યો.[૨૧] આ સમયમાં ચક્રને ધરનારા વિષ્ણુભગવાન કે જે એ રાજધાનીના રાજા થયા હતા તે પોતાના સૈન્યોની સાથે અને વાહનોની સાથે દરબારમાંથી બહાર પધારતા ગાધિના જોવામાં આવ્યા.[૨૨] જેની રજરૂપી વાદળાંઓથી સઘળું આકાશ ઢંકાઇ ગયું હતું એવા એ સૈન્યને જોઈ અને પોતાનું પૂર્વનું રાજાપણું સંભારીને અત્યંત વિસ્મય પામેલો એ ગાધિબ્રાહ્મણ નીચેપ્રમાણે સ્વગત બોલ્યો.[૨૩]

*ગાધિ સ્વગત બોલે છેઃ-કમળોના ગર્ભોના જેવી કોમળ ત્વચાઓવાળી, પીગળેલા સોનાના જેવા વર્ણોવાળી, અને ચંચળ નીલકમળોના જેવાં નેત્રોવાળી આ દેશની આ એનીએ વેશ્યાઓ છે.[૨૪] ચંદ્રનાં કિરણોના પિંડાજેવા ધોળા અને જળના સ્થિર ધોધોના જેવા તથા કાંસડાઓના પુષ્પોના સમૂહજેવા લાગતા આ એનાએ ચામરો છે.[૨૫] જેમ વનની લતાઓ પોતાનાં પુષ્પોની સમૃદ્ધિઓને આમતેમ ચલાયમાન કરે, તેમ આ સ્ત્રીઓ આ રાજાની ઉપર ચામરોને આમતેમ ચલાયમાન કરે છે.[૨૬] પોતાના દંતૂશળોથી દિશાઓની ભીંતોને પણ તોડી શકે એવા અને જાણે સંકલ્પને અનુસારે ફળો આપનારાં વૃક્ષોવાળાં મેરૂપર્વતનાં શિખરો હોય એવા આ એનાએ મદોન્મત્ત હાથીઓ છે.[૨૭] જેમ ઇંદ્રની આસપાસ યમ, કુબેર તથા વરૂણ આદિ લોકપાલો ચાલ્યા જાય, તેમ આ રાજાની આસપાસ દેવતાઓના જેવી શક્તિવાળા આ સામંતો ચાલ્યા જાય છે કે જેઓ મ્હારી આગળ પણ ચાલતા હતા.[૨૮] સઘળી વસ્તુઓના સમૂહોથી ભરેલી, કલ્પવૃક્ષોની લતાઓના કુંજોજેવી રમણીય અને ધારેલાં સઘળાં સુખોને આપનારી આ એનીએ ઘરોની પંક્તિઓ છે.[૨૯] આ કીરદેશનું રાજ્ય કે જે મ્હેં પૂર્વે ભોગવ્યું હતું તે આજ જન્માંતરના ચરિત્રની પેઠે અસંભાવ્યરીતે મને પ્રત્યક્ષ થયેલું છે.[૩૦] ખરી વાત છે, પૂર્વે જે મને સ્વપ્નજેવું જોવામાં આવ્યું હતું તે આજ જાગ્રતના પદાર્થરૂપ થઇને મ્હારી આગળ ખડું થયું છે. જાણી શકાતું નથી કે આ માયા શા કારણથી પ્રકટ થઇને આરીતે દેખાય છે.[૩૧] અહો ! જેમ જાળ પક્ષીને પરવશ કરી નાખે છે, તેમ મને આ મનના લાંબા અને વધતા જતા મોહે પરવશ કરી નાખ્યો છે.[૩૨] હાય ધિક્કાર છે. બહુ ભુંડું થાય છે. જેમ વાસનાથી પરવશ થયેલું બાળકનું મન મ્હોટા મ્હોટા ભ્રમોના સમૂહને દેખે, તેમ વાસનાથી ખરાબ થયેલું મ્હારૂં મૂઢ મન મ્હોટા મ્હોટા ભ્રમોના સમૂહોને દેખે છે.[૩૩] હા ! હવે મને સંપૂર્ણ સ્મરણ પ્રાપ્ત થયું અને પ્રાપ્ત થયું એ બહુ સારૂં થયું. આ મ્હોટી માયા મને એ ચક્રને ધરનારા વિષ્ણુભગવાનેજ દેખાડી છે.[૩૪] હવે હું પર્વતની

* બાહ્યવસ્તુઓનાં દર્શનથી મોહ પામેલા એ ગાધિને ભગવન્મૂર્તિનું દર્શન થતાં પણ તે ઉપર પ્રેમ ન થયો અને કોઈ જાતનો યોગ્યવિચાર પણ ન આવ્યો પરંતુ પોતે અનુભવેલા સ્ત્રી આદિ પદાર્થોમાંજ તેનું ચિત્ત ભમ્યું તેથી મનમાં બોલે છે.

ગુફામાં રહીને એવો યત્ન કરીશ કે જે યત્નથી આ દુષ્ટ સંભ્રમના નિમિત્તને જાણીશ.[૩૫]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! ગાધિબ્રાહ્મણ એ પ્રમાણે વિચાર કરીને તે નગરમાંથી નીકળ્યો અને એક પર્વતની ગુફામાં જઇને ત્યાં, વિશ્રાંતિ પામેલા સિંહની પેઠે રહ્યો.[૩૬] ત્યાં રહી, વિષ્ણુને પ્રસન્ન કરવાસારૂ એ મહાતેજસ્વી ગાધિએ દોઢ વર્ષસુધી તપ કર્યું અને તેટલા સમયમાં તે નિત્ય એક અંજલિમાત્ર પાણી પીનેજ રહ્યો.[૩૭] એ બ્રાહ્મણે એ પ્રમાણે તપ કરતાં, જળના જેવી નિર્મળ મૂર્તિવાળા અને નીલકમળના જેવા શ્યામસુંદર વિષ્ણુભગવાન, જેમ શરદ્ઋતુમાં મ્હોટો દ્દહ (પાણીનો ધરો) પ્રસન્ન (નિર્મળ) થાય છે, તેમ તેના ઉપર પ્રસન્ન (સંતુષ્ટ) થયા.[૩૮] પછી મેઘના જેવી શ્યામસુંદર કાંતિવાળા વિષ્ણુભગવાન એ ગાધિને રહેવાની પર્વતની ગુફામાં પધાર્યા અને ત્યાં પધારી, અંતરિક્ષમાં ઉભા રહીને ગાધિને નીચે પ્રમાણે કહ્યું.[૩૯]

વિષ્ણુભગવાન કહે છેઃ—હે ગાધિ ! ત્હેં મ્હારી મ્હોટામાં મ્હોટી માયા જોઈ? આ જગતરૂપી જાળની લીલા કે જે કેવળ પ્રતીતિમાત્રજ છે તે ત્હારા જોવામાં આવી?[૪૦] તને મ્હારી માયા જોવાની ચિત્તમાં ઈચ્છા હતી તે તો સારી પેઠે પૂર્ણ થઈ ગઈ; તો હવે આ પર્વતના તટમાં ફરીવાર તપ કરીને તું બીજું શું ઇચ્છે છે?[૪૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ—એ પ્રમાણે બોલતા વિષ્ણુભગવાનને જોઈ બ્રાહ્મણોમાં ઉત્તમ ગાધિએ પુષ્પોના સમૂહથી તેમનાં ચરણારવિંદોનું પૂજન કર્યું.[૪૨] અર્ઘ દઈ, પુષ્પોની વૃષ્ટિ કરી, પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરીને તુરત એ બ્રાહ્મણે, જેમ બપૈયો મેઘની પ્રાર્થના કરે, તેમ વિષ્ણુભગવાનની નીચે પ્રમાણે પ્રાર્થના કરી.[૪૩]

ગાધિ કહે છેઃ—હે દેવ ! આપે જે અત્યંત અંધકાર (અજ્ઞાન)મય આ માયા દેખાડી તેને, જેમ પ્રભાતે સૂર્ય પૃથ્વીને પ્રકટ કરે છે, તેમ આપ પ્રકટ કરો. (મને એ માયાની સમજણ પાડો.)[૪૪] વાસનાઓરૂપી મેલોથી ઘેરાયેલું મન સ્વપ્નની પેઠે જે જે મિથ્યાપદાર્થોરૂપ ભ્રમને દેખે તે ભ્રમ જાગ્રતમાં પણ કેમ જોવામાં આવે?[૪૫] હે નિર્મળસ્વરૂપમાં રહેનારા પ્રભુ ! મને જળની અંદર સ્વપ્નજેવો જે વિભ્રમ બે ઘડીવાર જોવામાં આવ્યો તે વિભ્રમ પાછો પ્રત્યક્ષપણાને કેમ પ્રાપ્ત થયો?[૪૬] અને જે ચાંડાળપણાની ભ્રાંતિ થઈ હતી તે ભ્રાંતિએ કરેલાં કાળની લંબાઈ—ટુંકાઈ અને શરીરનાં જન્મ—મરણો મ્હારા મનની અંદરજ નહિ રહેતાં બહાર પણ કેમ થયાં?[૪૭]

વિષ્ણુભગવાન કહે છેઃ—હે ગાધિ ! તત્ત્વને નહિ જાણનારા અને પોતામાં રહેલી વાસનાઓરૂપી રોગોથી પકડાયેલા ચિત્તનુંજ એ રૂપ છે કે જે મ્હોટા જગતના વિભ્રમરૂપે ત્હારા જોવામાં આવે છે. એ સઘળું ચિત્તનુંજ રૂપ છે માટે બહાર પણ નથી, અંદર પણ નથી, લાંબુ પણ નથી અને ટુંકું પણ નથી.[૪૮] આ આકાશ, પર્વતો, સમુદ્રો, પૃથ્વી તથા દિશાઓ આદિ જે જગત જોવામાં આવે છે તે કાંઇ પણ બહાર નથી પરંતુ જેમ અંકુરમાંજ પાંદડાંઓનો સમૂહ હોય છે, તેમ સઘળું ચિત્તમાંજ છે.[૪૯] જેમ ફળ આદિ પદાર્થો અંકુરમાંથીજ બહાર પ્રકટ થાય છે, તેમ પૃથ્વી આદિ પદાર્થો ચિત્તમાંથીજ બહાર પ્રકટ થાય છે.[૫૦] જેમ વાસ્તવિકરીતે પલ્લવ અને ફળ આદિ પદાર્થો અંકુરમાંજ છે પણ અંકુરથી બહાર કદી નથી,

તેમ વાસ્તવિકરીતે પૃથ્વી આદિ પદાર્થો ચિત્તમાંજ છે પણ ચિત્તથી બહાર કદી નથી.[૫૧] જેમ કુંભાર ઘડાને બનાવે છે અને ફોડી પણ નાખે છે, તેમ ચિત્તજ આ જગતને બનાવે છે અને નષ્ટ પણ કરી નાખે છે. વર્તમાનપદાર્થોનું ઇંદ્રિયોથી અવલોકન, ભવિષ્યપદાર્થોનું મનથી મનન, ભૂતપદાર્થોનું મનથી સ્મરણ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળ અને તે તે કાળને જણાવનારી સૂર્ય આદિની ક્રિયાઓ, ઈત્યાદિરૂપ આ જગતને ચિત્તજ બનાવે છે અને ચિત્તજ પાછું પોતામાં સમેટી લે છે.[૫૨] સ્વપ્નથી થયેલા ભ્રમોમાં, મદના વેગથી થયેલા ભ્રમોમાં, રાગ ( પ્રેમ )થી થયેલા ભ્રમોમાં, અને રોગ આદિથી થયેલા ભ્રમોમાં સઘળા પદાર્થોને ચિત્તજ બનાવે છે અને ચિત્તજ પાછું સમેટી લે છે એ વાત બાળકથી તે વૃદ્ધ પર્યંત સઘળાં માણસોના અનુભવમાં પણ છે.[૫૩] જેમ મૂળથી પૃથ્વીનું ગ્રહણ કરીને રહેલા ઝાડમાં લાખો ફળો અને લાખો પુષ્પો રહે છે, તેમ વાસનાઓનું ગ્રહણ કરીને રહેલા ચિત્તમાં લાખો વૃત્તાંતો રહે છે.[૫૪] જેમ પૃથ્વીમાંથી ઉખડી ગયેલા ઝાડમાં ફરીવાર પાંદડાં થતાં નથી, તેમ વાસનાઓથી રહિત થયેલા ચિત્તમાં ફરીવાર જન્મ-મરણ આદિ થતાં નથી.[૫૫] જેમાં અનંત બ્રહ્માંડોનું જાળ રહેલું છે તે ચિત્તે, પોતાની અનંત વાસનાઓના એકદેશરૂપ ચાંડાળપણાને પ્રકટ કર્યું તો તેમાં વિસ્મય પામવા જેવું શું છે? કશું નથી.[૫૬] જે રીતે ઘણા આડંબરવાળું અને વિચિત્રચિંતાઓરૂપી વિકારોને દેનારૂં ચાંડાળપણું ભ્રાંતિથીજ ત્હારા જોવામાં આવ્યું તેજ રીતે 'અતિથિ બ્રાહ્મણ આવ્યો, જમ્યો, સૂતો અને તેણે વાત કરી' એ પણ ભ્રાંતિથીજ ત્હારા જોવામાં આવ્યું છે.[૫૭,૫૮] 'હું મ્હારા સ્થાનમાંથી ઉઠીને માર્ગમાં ચાલ્યો જાઉં છું, હું ' ભૂતમંડળ ' નામના દેશમાં આવ્યો છું, આ ભૂતમંડળદેશનાં માણસો છે અને આ ભૂતમંડળદેશનાં ગામો છે ' એ સંભ્રમ પણ તેજ રીતે ત્હારા જોવામાં આવ્યો છે.[૫૯] 'આ 'કટંજ' નામના ચાંડાળનું જુનું ત્રુટીગયેલું ઘર છે અને લોકો 'આ કટંજનું ઘર છે' એમ કહે છે એ સંભ્રમ પણ તેજ રીતે ત્હારા જોવામાં આવ્યો છે.[૬૦] 'હું કીરદેશની રાજધાનીમાં આવ્યો છું અને કીરદેશના લોકોએ રાજા થયેલા ચાંડાળનું વૃત્તાંત મ્હારી પાસે કહ્યું' એ સંભ્રમ પણ તેજરીતે ( ભ્રાંતિથીજ ) ત્હારા જોવામાં આવ્યો છે.[૬૧] હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જેને તું સાચું ગણે છે અને જેને તું ખોટું ગણે છે તે પણ સઘળું મોહનું જાળજ ત્હારા જોવામાં આવ્યું છે.[૬૨] વાસનાઓથી ઘેરાયેલું ચિત્ત પોતાની અંદર શું ન દેખે? એ કાંઈ કહી શકાતું નથી. કેમ કે એક વર્ષે કરી શકાય એવું કામ પણ સ્વપ્નમાં ક્ષણમાત્રથી સિદ્ધ થયેલું ચિત્તના જોવામાં આવે છે.[૬૩] હે મ્હોટી બુદ્ધિવાળા ગાધિ! અતિથિ પણ ન હતો, 'ભૂતમંડળ' નામનો દેશ પણ નહતો, ' કીર ' નામનો દેશ પણ ન હતો અને કીરદેશની તે રાજધાની પણ ન હતી. એ સઘળું કેવળ મોહથીજ ત્હારા જોવામાં આવ્યું છે.[૬૪] તું ભૂતમંડળદેશમાં જતાં, માર્ગમાં થાકી રહ્યો હતો તેથી, જેમ મૃગ વનમાં વિશ્રામ લે, તેમ તેં એક પર્વતની ગુફામાં વિશ્રામ લીધો હતો અને ત્યાંજ શ્રમથી મૂઢપણાનેલીધે ' આ ભૂતમંડળદેશ છે અને આ તે ચાંડાળનું ઘર છે ' એમ ત્હારા જોવામાં આવ્યું. સાચું કાંઈ પણ જોવામાં આવ્યું નથી.[૬૫-૬૬] એ સમયમાંજ કીરદેશની રાજધાની જે જોવામાં આવી અને અઘમર્ષણના સમયમાં પણ જે કાંઈ જોવામાં આવ્યું તે સઘળું માયામયજ જોવામાં આવ્યું છે.[૬૭] હે મુનિ! તું ઉન્મત્તની પેઠે

મનથીજ સર્વદા સઘળી દિશાઓમાં ફર્યો છે અને તે તે દિશાઓમાં જે જે કાંઇ ત્હારા જોવામાં આવ્યું છે તે સઘળો મનનોજ વિભ્રમ જોવામાં આવ્યો છે.[૬૮] હવે ત્હારા બ્રહ્મચર્ય આશ્રમમાં ઘટે એવાં વેદાધ્યયન આદિ કર્મો કરવામાં તત્પર થા અને તે પોતાનાં કર્મો કરતાં, શાંત બુદ્ધિવાળો થઇને રહેજે. વર્ણાશ્રમના સંપ્રદાયથી પ્રાપ્ત થયેલાં પોતાનાં કર્મો કર્યાવિના માણસોને આ જગતમાં કલ્યાણની પ્રાપ્તિ થતી નથી.[૬૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! ત્રૈલોક્યમાં રહેનારા તપસ્વીલોકોએ પૂજાતા વિષ્ણુભગવાન ગાધિબ્રાહ્મણને એટલાં વચનો કહી, સેવાથી પવિત્ર હસ્તોવાળા દેવતાઓના અને મુનિઓના સમૂહોથી વીંટાઇને પોતાના સ્થાનકરૂપ ક્ષીરસાગરમાં પધાર્યા.[૭૦]

**वसिष्ठ उवाच । इति निगदितवान्स पद्मनाभो भुवनगतापसवृंदपूज्यमानः ॥**
**विबुधमुनिगणैः पवित्रहस्तैर्वृत उदधिं निजमास्पदं जगाम ॥ ७० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'માયામહત્વકથન' નામનો અડતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ४९ मो* ગાધિબ્રાહ્મણ જીવન્મુક્ત થયો—આખ્યાનની સમાપ્તિ

**वसिष्ठ उवाच । अथ गाधिर्गते विष्णौ पुनर्भूतादिकं क्रमात् ।**
**स्वयं मोहविचारार्थं बभ्रामाभ्रमिवांबरे ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! વિષ્ણુભગવાન પધારી ગયા પછી ગાધિબ્રાહ્મણ, જેમ આકાશમાં વાદળું ફરે, તેમ પોતાના મોહનો વિચાર કરવાને માટે (મ્હેં દીઠું હતું તે સાચું દીઠું હતું કે વિષ્ણુના કહેવાપ્રમાણે સ્વપ્નજેવું દીઠું હતું. જો સ્વપ્નજેવું દીઠું હશે તો હવે ફરીવાર જોતાં નહિ દેખાય એવો નિશ્ચય કરવાનેમાટે) ફરીવાર અનુક્રમથી ભૂતમંડળ આદિ દેશોમાં ફરવા લાગ્યો.[૧] ફરી ફરીને જોતાં, ભૂતમંડળ આદિ દેશોનાં માણસોનાં મ્હોડાંથી એજ પોતાના ચાંડાળપણા આદિનું વૃત્તાંત સાંભળવામાં આવતાં, અને કેટલાંએક ચિહ્નોઉપરથી આગળની પેઠેજ જાણવામાં આવતાં, મુંઝાયેલો તે ગાધિબ્રાહ્મણ વિષ્ણુનાં વચનોનું તાત્પર્ય સમજવાસારૂ ફરીવાર પર્વતની ગુફામાં રહીને વિષ્ણુનું આરાધન કરવા લાગ્યો.[૨] થોડોકાળ જતાંજ વિષ્ણુભગવાન તેની પાસે પધાર્યા; કેમ કે એકવાર આરાધન કરવાથીજ પ્રભુ મિત્રજેવા થઈ જાય છે.[૩] જેમ મેઘ મોરને દર્શન દે, તેમ અત્યંત પ્રસન્ન થયેલા વિષ્ણુએ ગાધિને દર્શન દઇને કહ્યું કેઃ—"વળી તું તપ કરીને શું માગે છે ?"[૪] એ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી ગાધિએ નીચેપ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

ગાધિ કહે છેઃ—હે પ્રભુ ! હું છ મહિનાસુધી ફરીવાર પણ ભૂતમંડળદેશમાં અને કીરદેશમાં ફર્યો તો તેમ કરતાં પણ લોકોની વાતોમાં કે બીજાં ચિહ્નોમાં પણ મ્હારા વૃત્તાંતસંબંધી કશો ફેરફાર જોવામાં આવ્યો નહિ.[૫] આમ છતાંપણ આપે કહ્યું હતું કે 'ભૂતમંડળદેશ આદિ સઘળું ભ્રાંતિથીજ ત્હારા જોવામાં આવ્યું હતું' તો એ શી રીતે મનાય. ભ્રાંતિથી જોવામાં

* આ ઓગણપચાસમા સર્ગમાં ગાધિબ્રાહ્મણ ભૂતમંડળદેશમાં તથા કીરદેશમાં ફરવા ગયો ત્યાં પણ એમનુંએમ જોવામાં આવતાં વારંવાર વિષ્ણુને પૂછી 'સઘળું માયામય છે' એવો નિશ્ચય કરીને અનુક્રમે જીવન્મુક્ત થયો એ કથા કહેવામાં આવશે.

આવેલા પદાર્થો અવશ્ય કાળાંતરમાં ફેરફાર પામી જાય અને મ્હારા જોયેલા પદાર્થો તો કાળાંતરમાં પણ ફેરફાર પામ્યા નહિ માટે એ ભ્રાંતિ થઈ હતી, એમ કેમ ધારી શકાય ? મહાત્માઓનાં વચનથી તો મોહનો નાશજ થવો જોઇએ પણ મોહની વૃદ્ધિ નહિ થવી જોઇએ અને આપનાં વચનથી તો મને મોહની ઉલટી વૃદ્ધિ થઈ છે.[૬]

વિષ્ણુભગવાન કહે છેઃ–જેમ ત્હારા ચિત્તમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે તેમજ કાકતાલીયરીતે ભૂતમંડળદેશનાં તથા કીરદેશનાં સઘળાં માણસોના મનમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે તેથી તેઓ ત્હારા વૃત્તાંતને બરાબરરીતે કહે છે. જે મિથ્યા પ્રતિભાસ થયો હોય તેનો જ્ઞાનથી બાધ થઈ જાય પણ તેના સ્વરૂપનું ઉપમર્દન થાય નહિ.[૭-૮] કોઇ ચાંડાળે ગામના સીમાડામાં ઘર રચ્યું હતું અને તે ભાંગી–ત્રુટી ગયું હતું કે જે ત્હારા જોવામાં આવ્યું અને જેમાં તેં પ્રવેશ કર્યો.[૯] કોઈ સમયે કાકતાલીયની રીતિપ્રમાણે ઘણાં માણસોને એક પ્રકારનો પ્રતિભાસ પણ થાય છે. કેમ કે મનની ગતિ વિચિત્ર છે.[૧૦] જેમ નિદ્રાની પેઠે ભ્રાંતિ આપનારા મદ્યપાનથી બગડી ગયેલાં ચિત્તવાળાઓને સરખીરીતે સઘળી દિશાઓ ઘૂમતી જોવામાં આવે છે, તેમ ઘણાં માણસો કોઈ સમયે એક પ્રકારનાજ સ્વપ્નને દેખે છે એ વાત અનુભવસિદ્ધ છે.[૧૧] જેમ વનની લીલાખડવાળી એકજ જગ્યામાં ઘણા મૃગો રમે છે, તેમ રેતી આદિથી બનાવેલાં ગોલીકાંને ઘર માનવારૂપી એકજ ભ્રાંતિમાં ઘણાં બાળકો રમે છે એ પણ અનુભવસિદ્ધ છે.[૧૨] વધ, બંધ, પરાજય તથા પલાયન આદિ ઘણા પ્રકારનાં પ્રારબ્ધનાં ફળો સહુ સહુને મળવાનાં હોય ત્યારે યોદ્ધાઓ આદિ ઘણા લોકો એકીસમયે જય, લાભ તથા ભોગ આદિ તુલ્ય પ્રયોજનોની ભ્રાંતિથી યુદ્ધાદિમાં યત્ન કરે છે એ પણ આપણા જોવામાં છે.[૧૩] હે ગાધિ ! 'જો જગત એ એક જાતની મનનીજ કલ્પના હોય તો કોઈ કાળમાં અમુક ધાન્યના છોડોનો પ્રતિબંધ થાય છે અને અમુક ધાન્યના છોડોનો ઉદય થાય છે એવી કાળની વ્યવસ્થા ન રહેવી જોઇએ પણ મનની કલ્પનાથી સર્વકાળમાં સર્વ થવું જોઇએ' એવી શંકા પણ ત્હારે રાખવી નહિ. કારણ કે એ કાળ પણ એક જાતનો મનથીજ કલ્પાયેલો પદાર્થ છે. સૂર્યની ક્રિયાને જોઇને મનથીજ ઋતુ તથા મહિના આદિની દૃઢકલ્પના કરી લેવામાં આવી છે. કલ્પિતકાળના અધિષ્ઠાનભૂત જે આત્મા છે તે તો સર્વદા પોતાના સ્વરૂપમાંજ રહે છે એટલે તે કોઇનો પ્રતિબંધ પણ કરતો નથી અને કોઇનો ઉદય પણ કરતો નથી.[૧૪] જે વાસ્તવિક અખંડ કાળ છે તે આત્માજ છે એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે અને તે આત્મા કદી કોઇનું કાંઈપણ લેતો પણ નથી અને મૂકતો પણ નથી.[૧૫] વર્ષો, કલ્પો અને યુગો ઈત્યાદિરૂપ જે આ લૌકિક કાળ છે તે તો સૂર્ય આદિ ગ્રહોની ગતિઓઉપરથી કલ્પાયેલો છે અને તે ઉપરથી પદાર્થોના પ્રતિબંધો અને ઉદયો કલ્પાયેલા છે.[૧૬] જેઓનાં ચિત્તોને ભ્રાંતિ થઇ હતી એવાં ભૂતમંડળદેશનાં તથા કીરદેશનાં માણસોએ સહુને સમાન (એક પ્રકારનોજ) પ્રતિભાસ થવાથી ત્હારો ચાંડાળપણા આદિનો આડંબર પણ દીઠો છે અને તે આડંબરનો છેડો પણ દીઠો છે.[૧૭] હે ગાધિ ! હવે તું પોતાનાં વર્ણાશ્રમસંબંધી કર્મોમાં તત્પર રહીને બુદ્ધિથી આત્માનો વિચાર કરજે અને મનના મોહને છોડી દઇને અહિંજ રહેજે. હું જાઉં છું.[૧૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! મહાસમર્થ વિષ્ણુભગવાન એટલાં વચન કહીને અંતર્હિત

થઈ ગયા અને ગાધિબ્રાહ્મણ ઘણી ઘણી ચિંતાઓવાળી બુદ્ધિથી તે પર્વતની ગુફામાંજ રહ્યો.[૧૯] પર્વતની ગુફામાંજ કેટલાએક મહિનાઓ વ્યતીત થઈ જતાં, વળી એ ગાધિબ્રાહ્મણ વિષ્ણુનું આરાધન કરવા લાગ્યો.[૨૦] એક દિવસે તેને પોતાના સ્વામી વિષ્ણુએ પધારીને દર્શન દેતાં, ગાધિએ પ્રણામ કરી તથા માનસિકપૂજન કરી, તેમની આજ્ઞા લઈને નીચેપ્રમાણે તેમને પૂછ્યું.[૨૧]

ગાધિ પૂછે છેઃ—હે મહારાજ ! મ્હારી ચાંડાળપણાની સ્થિતિનું તથા જન્મ—મરણ આદિ ઘણા ઘણા અનર્થોવાળી આ સંસારરૂપી માયાનું સ્મરણ કર્યા કરતો હું ચિત્તમાં મુંઝાયા કરૂં છું માટે મ્હારા મોહની નિવૃત્તિનેવાસ્તે ઉપાય કહીને આપે તુરત જતું રહેવું નહિ પણ સઘળો મોહ ટળી જાય ત્યાંસુધી અહિંજ બિરાજવું. મને કોઈ નિર્મળપણાવાળું એક કાર્ય કરવામાં જોડો.[૨૨-૨૩]

વિષ્ણુભગવાન કહે છેઃ—હે ગાધિ ! આ જગત શંબરાસુરે ઉત્પન્ન કરેલાં ઇંદ્રજાળોની પેઠે માયાના આડંબરરૂપ છે અને આ જગતમાં સ્વરૂપના વિસ્મરણ (અજ્ઞાન)ને લીધે સઘળા પ્રકારોનાં આશ્ચર્યોની કલ્પનાઓ થવી સંભવે છે.[૨૪] 'ભૂતમંડળ' નામના દેશમાં અને કીરદેશની રાજધાનીમાં તેં જે જોયું તે સઘળું અજ્ઞાનરૂપ નિમિત્તથી સંભવેજ છે. નિદ્રા આદિમાં અજ્ઞાનને લીધે અસંભાવિત પદાર્થોનો જે ભ્રમ થાય છે તે સર્વલોકોના અનુભવમાં છે.[૨૫] જેમ તેં પોતે ખોટો ચાંડાળપણા આદિ ભ્રમ સાચાજેવો દીઠો તેમ ભૂતમંડળના અને કીરદેશના લોકોએ પણ એજ કાળમાં તે ભ્રમ સાચાજેવો દીઠો. સંકલ્પોની સમાનતા થવાનેલીધે કાળ આદિની સમાનતા થવી પણ સંભવે છે.[૨૬] હવે મનથી થયેલા ધિક્કારનું નિવારણ કરનારી ખરી વાત કહું છું તે સાંભળ. જેમ માગશર મહિનાના પ્રભાવથી લતા ક્ષીણ થઈ જાય છે, તેમ આ વાતના પ્રભાવથી ત્હારી ચિંતા ક્ષીણ થઈ જશે.[૨૭] ભૂતમંડળદેશમાં પૂર્વે એક 'કટંજ' નામનો ચાંડાળ હતો તે ત્હારા જોવામાં આવેલાજેવાજ સઘળા પ્રકારથી યુક્ત હતો.[૨૮] એ ચાંડાળ તેં જોયેલી રીતિપ્રમાણેજ કુટુંબથી રહિત થઇને કીરદેશમાં ગયો હતો, કીરદેશનો રાજા થયો હતો અને પછી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો.[૨૯] તું જળની અંદર ડુબ્યો હતો ત્યારે ત્હારા ચિત્તમાં જે એ કટંજરૂપે રહેવાનો ભ્રાંતિરૂપ પ્રતિભાસ થયો હતો તે કેવળ મ્હારા સંકલ્પનેલીધેજ થયો હતો.[૩૦] ચિત્ત જેમ કોઇ સમયે દેખેલા અને અનુભવેલા પદાર્થને પણ અત્યંત ભૂલી જાય છે, તેમ કોઈ સમયે નહિ દેખેલા પદાર્થની ભ્રાંતિને પણ પ્રાપ્ત થાય છે.[૩૧] મન જેમ સ્વપ્નસંબંધી, મનોરાજ્યસંબંધી અને સન્નિપાતસંબંધી સ્થિતિઓમાં અનેક પ્રકારના સંભ્રમોને દેખેછે, તેમ જાગ્રતની સ્થિતિમાં પણ અનેક પ્રકારના સંભ્રમોને દેખે છે.[૩૨] હે ગાધિ ! જેમ ત્રિકાળદર્શી યોગીને ભવિષ્યકાળના અને ભૂતકાળના પણ પદાર્થનો દેખાવ નજરે પડે છે, તેમ તને ભૂતકાળમાં થઈ ગયેલું કટંજનું આચરણ વર્તમાનકાળમાં ભ્રાંતિથી પ્રતીત થયું.[૩૩] 'કટંજ કે જે હું નહિ હતો અને તેનાં સ્ત્રી, પુત્ર તથા ઘર આદિ કે જે મ્હારાં નહિ હતાં તેઓમાં હુંજ કટંજ છું અને તે સ્ત્રી, પુત્ર તથા ઘર આદિ મ્હારાંજ છે એવડી બધી ભ્રાંતિ કેમ થઇ ગઈ' એવી શંકા રાખવી નહિ. કેમ કે આત્મજ્ઞાનવિનાના સર્વે લોકોને પોતારૂપ નહિ એવા દેહમાં 'હું છું' એવી અને પોતાનાં નથી એવાં સ્ત્રી, પુત્ર તથા ઘર આદિમાં 'મ્હારાં છે' એવી જે મહાપ્રબળ મિથ્યાભ્રાંતિઓ થઇ છે તેઓની આગળ અલ્પકાળની આ ત્હારી ભ્રાંતિ કોણમાત્ર

છે? જે આત્મવેત્તા પુરૂષ હોય છે તેજ 'આ દેહ હું છું અને આ સ્ત્રી-પુત્રાદિ મ્હારાં છે' એવી ભ્રાંતિમાં ડુબતો નથી. બાકી સઘળાં પ્રાણીઓ 'આ દેહ હું છું અને આ સ્ત્રી-પુત્રાદિ મ્હારાં છે' એવી ભ્રાંતિમાં ડુબી ગયાં છે.[૩૪] જો કે તત્ત્વજ્ઞાનમાં ચડતા વિદ્વાનને પણ 'સર્વ જગત હું છું' એવો અહંકાર રહે છે તોપણ તેવા અહંકારથી તેની ખરાબી થતી નથી. કારણ કે એ વિદ્વાન પદાર્થોના ભિન્નભિન્નપણારૂપ અનર્થની ભાવનાને સ્વીકારતો નથી. જો કે એ વિદ્વાન પણ એક જાતના અહંકારવાળો છે તોપણ પદાર્થોના વિભાગોરૂપી દુષ્ટભાવનાને સ્વીકારતો નથી તેથી, જેમ તુંબડું પાણીમાં ડુબતું નથી, તેમ સુખ-દુઃખોના વિલાસોવાળા, ભ્રમોના પ્રકાશોમાં ડુબી જતો નથી.[૩૫-૩૬] હે ગાધિ! તું તો હજુસુધી વાસનાઓના જાળથી ઘેરાયેલા ચિત્તવાળો છે અને યથાર્થ સમજણવિનાનો છે તેથી, જેમ કાંઇક અવશેષ રહેલા મ્હોટા રોગવાળો પુરૂષ સ્વસ્થ થયેલો ન કહેવાય, તેમ તું સ્વરૂપસ્થિત કહી શકાતો નથી.[૩૭] તને હજુસુધી પરિપૂર્ણ જ્ઞાન થયું નથી તેથી, જેમ ઘર આદિની રચનામાં અપૂર્ણ યત્નવાળો પુરૂષ વરસાદના દુઃખનું નિવારણ કરી શકતો નથી, તેમ તું ત્હારા મનના ભ્રમનું નિવારણ કરી શકતો નથી.[૩૮] જ્યારે ત્હારા મનમાં સહસા કોઈ ભ્રમ પ્રાપ્ત થાય છે ત્યારે, જેમ ઊંચો માણસ તુરત ઝાડનો પરાભવ કરી નાખે છે, તેમ તે ભ્રમ ક્ષણમાત્રમાં ત્હારો પરાભવ કરી નાખે છે.[૩૯] જે ચિત્ત છે તેજ આ માયારૂપી ચક્રના મધ્યરૂપ છે અને સર્વત્ર ફર્યા કરે છે માટે તે ચિત્તને દબાવીને રહેવામાં આવે તો માયારૂપી ચક્ર કાંઈપણ અડચણ કરી શકતું નથી.[૪૦] હે ગાધિ! તું હવે તપ કરવાને સજ્જ થા અને મનમાં કાંઈ પણ ખેદ નહિ રાખતાં, પર્વતના કુંજમાં દશ વર્ષસુધી ચિત્તના નિરોધનો અભ્યાસ કર્ય એટલે તે કરવાથી તને અપરિચ્છિન્ન જ્ઞાનની પ્રાપ્તિ થશે.[૪૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ! વિષ્ણુભગવાન એ ગાધિબ્રાહ્મણને એટલાં વચન કહીને વાયુના મંડળમાં રહેલા વાદળની પેઠે, શાંત થયેલા દીવાની પેઠે અને યમુનાના તરંગની પેઠે ક્ષણમાત્રમાં ત્યાંજ અંતર્હિત થઈ ગયા.[૪૨] જેમ શરદ્‌ઋતુના અંતમાં ઝાડ વિરસપણાને પ્રાપ્ત થાય છે, તેમ ગાધિ વિવેકનેલીધે વૈરાગ્યની સ્થિતિને પ્રાપ્ત થયો.[૪૩] ભ્રમણ કર્યા કરતા ભ્રમના બોજાથી રહિત થયેલી બુદ્ધિવાળો એ ગાધિ પોતાને પૂર્વે પ્રતીત થયેલી પ્રારબ્ધના ફળરૂપી અયોગ્ય ચાંડાળપણા આદિ વિચિત્રચેષ્ટાને ધીરે ધીરે ધિક્કારવા લાગ્યો.[૪૪] જેમ મેઘ વિશ્રાંતિનેવાસ્તે પર્વતમાં જાય, તેમ કરૂણાથી ભીંજાયેલા મનવાળો એ ગાધિ ઉત્તમરીતે ચિત્તના નિગ્રહનો અભ્યાસ કરવાસારૂ 'ઋષ્યમૂક' નામના પર્વતમાં ગયો.[૪૫] ત્યાં જઇ, સઘળા સંકલ્પોનો ત્યાગ કરીને તેણે દશ વર્ષસુધી તપ કર્યું અને તેથી તેને જ્ઞાનની પ્રાપ્તિ થઇ.[૪૬] જ્ઞાનની પ્રાપ્તિનેલીધે પોતાની બ્રહ્મરૂપ સત્તાને પ્રાપ્ત થઈ ભયથી તથા શોકથી રહિત થયેલો, નિરંતર ઉદય પામેલા જીવન્મુક્ત સ્વરૂપવાળો, ભોગોના વિસ્તારોની સ્થિતિઓમાં અભિનિવેશ નહિ પામતો અને સ્વરૂપાનંદથી પૂર્ણ થયેલા ચિત્તવાળો એ ગાધિ, જેમ સોળે કળાઓથી સંપૂર્ણ ચંદ્ર આકાશમાં વિશ્રાંતિ પામે છે, તેમ અપરિચ્છિન્ન બ્રહ્મમાં વિશ્રાંતિ પામ્યો.[૪]

**अरमत तदनु स्वां प्राप्तसत्तां महात्मा ह्यपगतभयशोको योग[illegible]भावनोत्थु।**

**सततमुदितजीवन्[illegible]रूपः प्र[illegible]न्तः सकल इव शशांको घूर्णितापूर्णचेताः ॥ ४७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ગાધિજ્ઞાનપ્રાપ્તિ' નામનો ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૫૦ મો*

## ચિત્તજયોપાય, જ્ઞાનમાહાત્મ્ય અને ચિત્તની ચંચળતાથી થતા દોષોનું વર્ણન

**वसिष्ठ उवाच । एवमेषातिवितता दुर्ज्ञाना रघुनंदन ।**
**महामोहमयी माया विषमा पारमात्मिकी ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રઘુનંદન ! આ રીતે પરમાત્મામાં રહેલી આ માયા અત્યંત વિસ્તીર્ણ છે, માંડ જાણી શકાય એવી છે અને મહા મોહમય છે.[1] ચાર ઘડીવાર થયેલા સ્વપ્નજેવા સંભ્રમથી દેખાવાપણું કયાં અને અનેક વર્ષોસુધી ચાંડાળપણાથી ભોગવાયેલા રાજ્યનો ભ્રમ કયાં !![2] સંભ્રમથી દેખાવાપણું કયાં અને પ્રત્યક્ષ દેખાવાપણું કયાં !! નિસ્સંશય અસત્યપણું કયાં અને તેનો પાછો સાચો પરિણામ થવો એ કયાં !![3] હે રામ ! આમ છે એટલા માટે કહું છું કે આ વિષમ માયા અસાવધાન મનવાળા પુરૂષને નિત્ય (પ્રત્યેક દિવસે) સંકટમાં જોડી દે છે.[4]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ ! આ પ્રમાણે આ માયારૂપી ચક્ર કે જે મ્હોટા વેગથી ચાલ્યા કરે છે અને પૂર્ણાનંદરૂપ આત્માને સઘળાં અંગોનાં છેદનજેવું પરિચ્છેદરૂપી દુઃખ આપ્યા કરે છે તેને રોકવાનો કયો ઉપાય છે ?[5]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જે આ ચિત્ત છે તેનેજ સર્વદા ફર્યા કરતા અને ભ્રમ આપનારા 'સંસાર' નામના માયારૂપી ચક્રના મ્હોટા મધ્યરૂપ સમજો.[6] પુરૂષપ્રયત્ન કરી બુદ્ધિવડે એ ચિત્તરૂપી મધ્યને તુરત રોકી લેવામાં આવે તો માયારૂપી ચક્ર પોતાનું મધ્ય રોકાઇ જવાનેલીધે ભ્રમણ કરવાથી અટકી જાય છે.[7] જેમ દોરાથી વીંટાયેલા મધ્યવાળું ચક્ર તર્જની આંગળીથી દોરો પકડાઇને મધ્ય રોકાઇ જતાં, ભ્રમણ કરતું નથી, તેમ ચિત્તરૂપી મધ્યવાળું આ સંસારરૂપી ચક્ર ચિત્ત રોકાઈ જતાં ભ્રમણ કરતું નથી.[8] હે રામ ! તમે ચક્રથી યુદ્ધ કરવામાં એક્કા છો માટે કેમ નહિ સમજો કે "ચક્ર મધ્યને રોકી દેવાથીજ વશ થાય છે. મધ્યને રોકયા વિના વશ થતું નથી."[9] આ પ્રમાણે છે એટલામાટે ચિત્તરૂપી મધ્યને યત્નથી થોભાવી રાખીને આ સંસારરૂપી ચક્રને ભ્રમણ કરવાથી અટકાવી દો. સંસારરૂપી ચક્રજ ભ્રમણ કરીને આત્માને તે તે યોનિઓમાં નાખી દે છે.[10] આ ચિત્તનો નિરોધ કરવારૂપી યુક્તિ નહિ કરવાથી આત્માને અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે અને આ યુક્તિ કરવામાં આવે તો સઘળું દુઃખ ક્ષણમાત્રમાં નષ્ટજ થઈ જાય છે એમ નિસ્સંશય સમજો.[11] કેવળ ચિત્તને દબાવવારૂપ મ્હોટા ઔષધવિના બીજો ગમે તેવો પ્રયત્ન કરવામાં આવે તોપણ સંસારરૂપી મ્હોટો રોગ શાંત થાય એમ નથી.[12] હે રામ ! આમ છે એટલામાટે તીર્થ, દાન તથા તપ ઇત્યાદિ ક્રિયાઓને છોડી દઇને પરમકલ્યાણની પ્રાપ્તિનેવાસ્તે ચિત્તનેજ વશ કરો.[13] જેમ ઘડાનું આકાશ ઘડાની અંદરજ રહે છે, તેમ સંસાર ચિત્તની અંદરજ રહે છે. જેમ ઘડાનો નાશ થઈ જાય તો ઘડાનું આકાશ રહેતું નથી, તેમ ચિત્તનો નાશ થઈ જાય તો સંસાર રહેતો નથી.[14] ચિત્તરૂપી ઘડાની અંદરજ રહેલું જે અનેક જન્મ–મરણોથી ભરેલું અનાદિ

* આ પચાસમા સર્ગમાં ચિત્તને દબાવવાના ઉપાયો, જ્ઞાનનું ઉત્તમ માહાત્મ્ય અને ચિત્તની દુષ્ટતાથી થતા દોષો કહેવામાં આવશે.

સંસારરૂપી આકાશ છે તેનો ચિત્તના નાશથી નાશ કરી નાખીને તમારા સ્વરૂપભૂત અતુલ બ્રહ્મરૂપી આકાશમાં પ્રવેશ કરો.[૧૫] ચિત્ત જો ભૂતવિષયોના તથા ભવિષ્યવિષયોના પણ અનુસંધાનને છોડી દઇને વર્તમાનકાળના બાહ્યવિષયોને પણ અભિનિવેશથી રહિત થઈ થોડીવારજ સેવવાનો અભ્યાસ રાખે તો અચિત્તપણાને પ્રાપ્ત થઈ જાય છે.[૧૬] જો તમે ક્ષણે ક્ષણે સંકલ્પનું અને સંકલ્પના અંશોનું અનુસંધાન છોડી દેતા જશો તો પરમપવિત્ર બ્રહ્મપણું તમને મળી ચૂક્યુંજ છે એમાં સંશય નથી.[૧૭] જ્યાંસુધી સંકલ્પોની કલ્પના હોય ત્યાંસુધીજ ચિત્તની વિભૂતિઓ રહે છે. વાદળાંનો વિસ્તાર ટળી ગયા પછી આકાશમાં જળના બિંદુઓ રહેજ નહિ.[૧૮] જેમ જ્યાંસુધી જગતને ચંદ્રનાં કિરણોનો સંબંધ હોય ત્યાંસુધીજ તુષારની કણીઓ રહે છે, તેમ જ્યાંસુધી આત્માને ચિત્તનો સંબંધ હોય ત્યાંસુધીજ સંકલ્પોની કલ્પના રહે છે.[૧૯] જો આત્મતત્ત્વને ચિત્તથી જુદું પાડીને તેની ભાવના કરવામાં આવે તો પોતાના સંસારનાં કામ, કર્મ તથા વાસના આદિ મૂળો મૂળ અજ્ઞાનની સાથે બળીજ ગયાં છે એમ સમજો.[૨૦] ચિત્તના સંબંધથી રહિત થયેલું જે આત્મતત્ત્વ તેજ પ્રત્યક્-ચેતન કહેવાય છે. એ પ્રત્યક્-ચેતન ચિત્તથી રહિતજ રહેનાર છે માટે તેમાં કલ્પનારૂપી મેલ ઉત્પન્ન થવાનો ભયજ નથી.[૨૧] જે સ્થિતિમાં આ અભાગીયું મન રહે નહિ તેજ સ્થિતિ ખરી સાચાઇ છે, તેજ સ્થિતિ પરમાનંદપણું છે, તેજ સ્થિતિ પરમાત્માની સ્વભાવભૂત અવસ્થા છે, તેજ સ્થિતિ સર્વને પ્રકાશ આપનારા ચૈતન્યરૂપપણું છે અને તેજ સ્થિતિ પરમાર્થ દૃષ્ટિરૂપ છે.[૨૨] જેમ જ્યાં સ્મશાન હોય ત્યાં કાગડાઓ સર્વદા હાજરજ રહે છે, તેમ જ્યાં ચિત્ત હોય ત્યાં આશાઓ અને સુખ-દુઃખો સર્વદા હાજરજ રહે છે.[૨૩] આશા આદિ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનારી સંસારરૂપી લતાનું વાસનારૂપી બીજ તત્ત્વના બોધથી બાધિત થયેલું હોવાનેલીધે જ્ઞાનીઓના સંકલ્પમાં ઉત્પન્નજ થતું નથી.[૨૪] શાસ્ત્રોના અને સજ્જનોના સમાગમોનો નિરંતર અભ્યાસ રાખવાથી જગતના પદાર્થોનું મિથ્યાપણું સમજવામાં આવે છે.[૨૫] ચિત્તને બળાત્કારથી અવિવેકમાંથી ખેંચી લઇને પુરૂષપ્રયત્નથી તથા 'આ જન્મમાં જ્ઞાન સિદ્ધ કર્યાવિના રહેવુંજ નહિ.' એવા દૃઢનિશ્ચયોથી શાસ્ત્રોમાં અને સજ્જનોના સમાગમોમાં જોડી દેવું.[૨૬] પરમાત્માના અવલોકનમાં આત્માજ મુખ્ય કારણરૂપ છે. કેમકે ઊંડી અંધારી ખાડમાં પડેલું રત્ન પોતે પોતાના પ્રકાશથીજ જોવામાં આવે છે.[૨૭] આત્માજ પોતે અનુભવેલાં દૃશ્યોરૂપી દુઃખોને છોડી દેવા ઈચ્છે છે એટલામાટે આત્માજ આત્માના અવલોકનમાં મુખ્ય કારણરૂપ કહેવાય છે.[૨૮] તમે ગમે તે વાતચીત કરતાં, કોઈ પદાર્થને છોડી દેતાં, કોઈ પદાર્થનું ગ્રહણ કરતાં, આંખ્યો ઉઘાડતાં અને આંખ્યો મીચતાં પણ, જેમાં કોઈ પ્રકારની કલ્પના નથી એવા પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપના અનુસંધાનમાંજ તત્પર રહો.[૨૯] તમે જન્મતાં, મરતાં,* જીવતાં અને ક્રિયાઓ કરતાં, નિર્મળ અને પોતાના સ્વરૂપભૂત ચૈતન્યના અનુસંધાનમાંજ સ્થિર થાઓ.[૩૦] 'આ પાસેનાં સંબંધીઓ તથા દૂરનાં બીજાં સંબંધીઓ મ્હારાં છે અને આ દેહ હું છું' એવી વાસનાઓને છોડી દઇ, એક નિષ્ઠા રાખીને પોતાની અંદર રહેલા કેવળ

* જન્મ-મરણનું ગ્રહણ કર્યું છે તે જન્મ-મરણજેવાં બીજાં દુઃખોમાં પણ સ્વરૂપનું વિસ્મરણ નહિ કરવાની ભલામણને વાસ્તે કહ્યું છે.

અખંડ જ્ઞાનરૂપ ચૈતન્યમાંજ તત્પર રહો.[૩૧] દેહ પડતાં સુધી એક નિષ્ઠા રાખીને વર્તમાન-સ્થિતિમાં તથા ભવિષ્યસ્થિતિમાં પણ પોતાના અખંડ જ્ઞાનસ્વરૂપના અનુસંધાનમાં અને તેનાજ નિદિધ્યાસમાં તત્પર રહો.[૩૨] બાલ્યમાં, યૌવનમાં, વૃદ્ધપણામાં, દુઃખોમાં, સુખોમાં, જાગ્રતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિજેવા સમયમાં પણ સ્વરૂપના અનુસંધાનમાં તત્પર રહો.[૩૩] બાહ્યવિષયોરૂપી મેલનો ત્યાગ કરી, મનને અત્યંત ગલિત કરી નાખી અને આશાઓરૂપી પાશોને અત્યંત કાપી નાખીને સ્વરૂપના ધ્યાનમાં તત્પર રહો.[૩૪] પોતાના સંકલ્પોથીજ માની લીધેલાં શુભાશુભોની આશારૂપી કોલેરાને શાંત કરી નાખી અને 'આ ઇષ્ટ છે તથા આ અનિષ્ટ છે' એવી ભેદદૃષ્ટિને નષ્ટ કરી નાખીને સારભૂત સ્વરૂપના અનુસંધાનમાંજ તત્પર રહો.[૩૫] બુદ્ધિ, બાહ્યવિષયો તથા ઇંદ્રિયો આદિ પદાર્થો કે જેઓ કદીપણ તમારા સ્વરૂપનો સ્પર્શ કરી શકતાં નથી તેઓનો કાંઇપણ અભિનિવેશ નહિ રાખતાં, દ્વૈતથી અને સંકલ્પોથી રહિત થઇને પોતાના ચૈતન્યમાત્રમાંજ તત્પર રહો.[૩૬] જાગ્રતમાં પણ સુષુપ્તિના જેવી નિર્વિ-કલ્પ સ્થિરસ્થિતિની ભાવના રાખી 'જે કાંઈ છે તે સઘળું હું છું' એમ વિચાર કરીને કેવળ સત્તારૂપે રહો.[૩૭] જન્મ–મરણ આદિ દશાઓથી રહિત થઈ, સર્વત્ર મુક્તપણાથી યુક્ત થઇ અને બુદ્ધિની સઘળી વૃત્તિઓનો હુંજ પ્રકાશક છું, એવો નિશ્ચય કરી પોતાના ચૈતન્યમાત્રમાં તત્પર રહો.[૩૮] 'આ હું છું અને આ અન્ય છે' એવી બુદ્ધિનો ત્યાગ કરી, જગતની સ્થિતિમાં દેખાતા સઘળા વિભાગોને મિથ્યા સમજી અને જેમ વજના થાંભલાનું અવલંબન કરવામાં આવે, તેમ આત્માનું અવલંબન કરીને સ્થિર થાઓ.[૩૯] કેવળ ધૈર્યનેજ ધરનારી ઉદારબુદ્ધિથી મનના આશાઓરૂપી પાશોને કાપી નાખી, ધર્મ અને અધર્મ એ બન્નેથી રહિત થાઓ.[૪૦] તમે કેવળ જ્ઞાનસ્વરૂપેજ રહી તે સ્વરૂપનોજ સ્વાદ લીધા કરશો તો 'હાલાહલ' નામનું ઝેર પણ અમૃત થઈ જશે. બ્રહ્મવિદ્યાથી સર્વમાં અમૃતપણું થઈ જાય છે એટલે બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં વિષ પણ અમૃત થઈ જાય છે એ અર્થાત્ સિદ્ધજ છે.[૪૧] અંશોથી રહિત અને નિર્મળ પોતાના સ્વરૂપનું જ્યારે વિસ્મરણ થાય છે ત્યારેજ સંસારરૂપી ભ્રમના કારણરૂપ મ્હોટો મોહ ઉદય પામે છે.[૪૨] જ્યારે અંશોથી રહિત અને નિર્મળ પોતાના સ્વરૂપમાં સ્થિતિ થાય છે ત્યારેજ સંસારરૂપી ભ્રમના કારણરૂપ મ્હોટો મોહ ક્ષય પામે છે.[૪૩] તમે જ્યારે આશાઓરૂપી મહા-સાગરને તરીને સ્વરૂપને અનુસરશો ત્યારે, જેમ સૂર્યનું તેજ ચારેબાજુ ફેલાય છે, તેમ તમારૂં અખંડ જ્ઞાન ચારેબાજુ ફેલાશે.[૪૪] હે રામ ! સ્વરૂપનું અવલોકન કરતા અને અદ્વૈત આનં-દમાં રહેલા પુરૂષને આત્માનંદના સ્વાદમાં વિઘ્નરૂપ હોવાનેલીધે દેવલોકનું અમૃત પણ ઝેરજેવું લાગે છે.[૪૫] હે રામ ! જેઓ અમારા સ્વભાવ ( બ્રહ્મભાવ )ને પામેલા જીવન્મુક્ત લોકો છે તેઓની સાથેજ અમો મૈત્રી કરીએ છીએ. દેહાદિમાં અહંભાવ રાખનારા જે બાકીના લોકો છે તેઓ તો 'પુરૂષ' એ નામને વૃથાજ ધરાવનારા, લાંબા હાથવાળા ગધેડાઓજ છે.[૪૬] મ્હોટા ઉત્કર્ષને પામેલા અને પોતાના અખંડસ્વરૂપના જ્ઞાનનેલીધે સર્વથી ઉન્નત થયેલા તત્ત્વ-વેત્તાની આગળ, જ્ઞાનની પ્રાપ્તિનેવાસ્તે તે તે મહાત્માઓની પાસે જતા યોગીઓ પણ જાણે સર્વથી ઊંચા મેરૂપર્વતની આગળ, એક પર્વતમાંથી બીજા પર્વતમાં જતા હાથીઓ હોય એવા લાગે છે.[૪૭] જેના પારને કોઇએ દીઠો પણ નથી તથા કોઇ દેખી શકશે પણ નહિ એવા અને

પોતાના સ્વરૂપના જ્ઞાનરૂપ દિવ્યચક્ષુવાળા તત્ત્વવેત્તાને સૂર્ય આદિ બીજાં સઘળાં તેજો વ્યર્થજ લાગે છે.[૪૮] બ્રહ્મવિદ્યાથી સ્વરૂપના પ્રકાશને પ્રાપ્ત થયેલા તત્ત્વવેત્તાને સૂર્ય આદિ મ્હોટા મ્હોટા પ્રકાશો પણ મધ્યાહ્નકાળના દીવાઓની પેઠે નિસ્તેજ અને તુચ્છજ લાગે છે.[૪૯] સઘળા તેજસ્વી પુરૂષોમાં, સિદ્ધિઓવાળા પુરૂષોમાં, બળવાન પુરૂષોમાં, મ્હોટા પુરૂષોમાં અને ઉન્નતિઓવાળા પુરૂષોમાં પણ તત્ત્વવેત્તા અત્યંત ઉત્તમ છે.[૫૦] બ્રહ્મને જાણનારા ઉત્તમપુરૂષો જગતમાં જેમના પ્રકાશથી સૂર્ય, અગ્નિ, મણિઓ તથા તારાઓ પ્રકાશે છે તેમના (ઈશ્વરના) જેવા શોભે છે.[૫૧] હે રામ ! જેઓને તત્ત્વજ્ઞાન ન હોય એવા મનુષ્યો પૃથ્વીનાં દરોમાં રહેનારા કીડાઓથી, ગધેડાઓથી અને કાગડા આદિ પક્ષિઓથી પણ અત્યંત તુચ્છ છે.[૫૨] જે પુરૂષ મોહરૂપી વેતાલના વળગાડવાળો હોવાનેલીધે આત્મજ્ઞાનથી રહિત હોય તે મુવેલોજ છે અને જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય તે પુરૂષજ જીવતો છે એમ મહાત્મા પુરૂષો કહે છે.[૫૩] સંસારસંબંધી દુઃખદાયી અનેક કડાકુટા કર્યા કરતો આત્મજ્ઞાનવિનાનો પુરૂષ ધરતીઉપર ધામધૂમથી ફરતો હોય તોપણ તે શબજ ફરે છે એમ સમજવું. જીવતો તો કેવળ આત્મવેત્તા પુરૂષનેજ સમજવો.[૫૪] જેમ મ્હોટા મેઘ પુષ્ટ થતાં, ચારેબાજુથી પ્રકાશની શોભા દૂર જતી રહે છે, તેમ ચિત્ત પુષ્ટ થાય તો આત્મવેત્તાપણું દૂર જતું રહે છે.[૫૫] સમજુ પુરૂષે પ્રાપ્ત થયેલા વિષયોના ભોગોના તિરસ્કારથી અને નહિ પ્રાપ્ત થયેલા વિષયોની તૃષ્ણાઓના ત્યાગથી મનને ધીરે ધીરે, કાળેકરીને જીર્ણ થઈ ગયેલા પાંદડાના જેવું દુર્બળ કરી નાખવું.[૫૬] ઇંદ્રિય તથા દેહ આદિ અનાત્મપદાર્થોમાં 'હું છું' એવી ભાવના રાખવાથી, દેહના પોષણની અત્યંત ઈચ્છા રાખવાથી અને પુત્રોમાં, સ્ત્રીઓમાં તથા કુટુંબોમાં મમતા રાખવાથી ચિત્ત પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૫૭] અહંકારના ઉન્નતપણાથી, સ્ત્રી, પુત્ર તથા ધન આદિ પદાર્થોમાં આસક્તિરૂપ મેલ રાખવાથી અને 'જે શરીર છે તેજ હું છું' એવી ભાવના રાખવાથી ચિત્ત પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૫૮] દેહમાં અહંભાવ કે જે જરા તથા મરણ આદિ અનેક દુઃખોને દેનાર છે, વ્યર્થજ ઉન્નતિ પામ્યા કરે છે અને કામ–ક્રોધ આદિ દોષોરૂપી સર્પોના કરંડીઆરૂપ છે તેથી ચિત્ત પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૫૯] સંસારની ઉપર સ્થિરપણા તથા રમણીયપણા આદિનો વિશ્વાસ કે જે સઘળી ચિંતાઓના તથા રોગોના મૂળરૂપ છે અને 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવા અભિનિવેશો આપીને અનેક પ્રયત્નો કરાવે છે તેથી ચિત્ત પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૬૦] સ્નેહ, ધનનો લોભ અને મણિઓનો તથા સ્ત્રીઓ આદિનો લાભ કે જેઓ ઉપરટપકે જોતાં, રમણીય લાગે છે પણ પરિણામે દુઃખદાયી છે તેથી ચિત્ત પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૬૧] ચિત્તરૂપી સર્પ દુષ્ટ આશાઓરૂપી દૂધ પીવા મળવાથી, ભોગોરૂપી પવનના બળથી, આશાની સગવડરૂપી સાંત્વના મળવાથી અને વિષયોરૂપી ઉંદરોનો ચારો મળવાથી પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૬૨] ચિત્તરૂપી સર્પ જવા–આવવાના સ્વભાવવાળા અને તૃષ્ણારૂપી ઝેરથી દાહ તથા મૂર્છા આદિ કષ્ટોનેજ આપનારા ભોગોના સેવનરૂપી પોતાના ભયંકર શરીરથી પુષ્ટપણાને પ્રાપ્ત થાય છે.[૬૩] હે રામ ! પહાડજેવું અદ્ભુત ચિત્તરૂપી ઝેરી ઝાડ કે જે શરીરરૂપી દુષ્ટ ખાડામાં લાંબાકાળથી ઉગીને જામેલું છે, ચિંતાઓના સમૂહોરૂપી ઊંચી ઊંચી મંજરીઓવાળું છે, જરા–મરણ તથા વ્યાધિઓરૂપી ફળોના સમૂહોથી નમી રહેલું છે, વિષયોના

ઉપભોગોરૂપી અનેક પ્રફુલ્લિત પુષ્પોવાળું છે, આશાઓરૂપી મ્હોટી મ્હોટી શાખાઓવાળું છે અને કલ્પનાઓરૂપી પાંદડાંઓવાળું છે તેને નિશ્શંકરીતે બળાત્કારપૂર્વક વિચારરૂપી દૃઢ કરવતવડે કાપી નાખો.[૬૪-૬૫] હે ક્ષત્રિયોમાં સિંહતુલ્ય રામ ! શરીરરૂપી દુષ્ટવનમાં રહેલો ચિત્તરૂપી ઉગ્ર હાથી કે જે સંસારરૂપી પહાડના બહિર્મુખ વૃત્તિરૂપી એક શિખરઉપરજ બેસનારો છે, એ પહાડની અંતર્વૃત્તિરૂપી ગુફામાં પેસીને વિશ્રામનાં સુખો લેવામાં અસમર્થ છે, શમ–દમ આદિ કંમળવનોને કચરી નાખવાનેવાસ્તે તાકી રહ્યો છે, અત્યંત પ્રચંડ છે, સુખ–દુઃખોરૂપી બે ગંડસ્થળોવાળો છે, વિકારોરૂપી લાંબા લાંબા દાંતોવાળો છે, ધૈર્ય આદિ માટીના પીંડાઓને ઉખેડી ઉખેડીને ફેંકી નાખવારૂપી ખરતાળવાની ક્રિયા કર્યા કરે છે અને જેનાં શાસ્ત્ર તથા અનુમાનરૂપી બે નેત્રો અવિવેકરૂપી મદથી ઘૂર્ણિત થઇ ગયાં છે તેને વિચારશક્તિરૂપી નખોની અણીઓની અત્યંત તીક્ષ્ણપંક્તિથી ચીરી નાખો.[૬૬.૬૭] હે રામ ! આ પોતાનો ચિત્તરૂપી કાગડો કે જે સ્ત્રીઓના છુપા ભાગો આદિ સ્મશાનોમાંજ સર્વદા આસક્ત રહેનારો છે, શરીરનું માંસ ખાઇ ખાઇનેજ પુષ્ટ થયેલો છે, દુષ્ટક્રિયારૂપી લાંબી તથા કઠોર ચાંચવાળો છે, સ્વાર્થરૂપી એકજ આંખ્યવાળો છે, પ્રબળ થયેલાં અંધારાંજેવો મલિન છે, બોજારૂપજ છે, ભુંડાં કામ કરનારો છે, કઠોર શબ્દો કહાડનારો છે અને લાલચોરૂપી વિષ્ઠાઓનો ગંધ આવતાંજ તેઓના ઉપર ઝડપ કરનારો છે તેને શરીરરૂપી માળામાંથી દૂર કહાડી મૂકો કે જેથી સઘળા દોષોની શાંતિ થાય.[૬૮.૬૯] હે રામ ! આ ચિત્તરૂપી પિશાચ કે જે અજ્ઞાનોરૂપી મ્હોટા મ્હોટા વડોમાં વિશ્રામ લે છે, સંસારરૂપી વગડામાં પ્રત્યક્ષ જડતાવાળાં સેંકડો શરીરોમાં લાંબાકાળથી ભમ્યા કરે છે અને તૃષ્ણારૂપી પિશાચણી જેને સેવ્યા કરે છે એવો છે તેને જ્યાંસુધી વિવેક, વૈરાગ્ય અને અતિશયિત પ્રયત્ન એઓરૂપી સ્વતંત્ર મંત્રોથી આત્માના ઘરરૂપી હૃદયમાંથી કહાડી મૂકવામાં ન આવે ત્યાંસુધી આત્માને સુખ ક્યાંથીજ પ્રાપ્ત થાય?[૭૦-૭૧] હે રામ ! આ ચિત્તરૂપી મ્હોટો સર્પ કે જે શુભ તથા અશુભ વૃત્તિઓરૂપી બે દાઢોવાળો છે, મનુષ્યોના સમૂહોને મારી નાખનારો છે, ચિંતારૂપી ઝેરવાળો છે, કાયારૂપી દુષ્ટ કાંચળીવાળો છે, નિરંતર પ્રાણરૂપી સ્વચ્છ પવનનું ભક્ષણ કર્યા કરે છે, અનેક પ્રકારના ભયોને તથા મરણને આપનાર છે અને હૃદયરૂપી ખરાબ શેમળાના ઝાડની કોતરમાં રહેનાર છે તેને આત્મારૂપી ગરૂડના મંત્રોની અમોઘશક્તિથી શાંત કરી નાખી, સઘળા ભયને અત્યંત છોડી દઇને સંસારથી રહિત થાઓ.[૭૨-૭૩] હે રામ ! આ ચિત્તરૂપી ગરંજપક્ષી કે જે અમંગળ આકારવાળો છે, શરીરોરૂપી શબોની પંક્તિઓનું નિરંતર સેવન કરનાર છે, દિશાઓમાં ભમી ભમીને રાત્રે થાકી રહે છે, તૃષ્ણાઓરૂપી મસાણોમાં વિહાર કરનાર છે, અપમાન, ભય તથા શોક આદિ કાગડાઓની ચાંચોના પ્રહારોથી વારંવાર ઘવાયા કરે છે, ભોગોરૂપી માંસોની લાલચથી ચારેબાજુ ઝડપો માર્યા કરે છે, અધીર છે અને વધતી જતી તૃષ્ણાથી પોતાની ડોકને ઊંચીને ઊંચી રાખ્યા કરે છે તે જો તમારા શરીરરૂપી ઝાડમાંથી ઊડી જાય તો તમને અવશ્ય જય મળે એમાં કશો સંશય નથી.[૭૪,૭૫] હે રામ ! આ મનરૂપી મ્હોટો વાંદરો કે જે આંખ્ય તથા નાકરૂપી પુષ્પોવાળા, ભુજાઓરૂપી શાખાઓવાળા અને ચપળ આંગળીઓરૂપી પાંદડાંઓવાળા દેહરૂપી ઝાડમાં કૂદ્યા કરે છે, વગડાઓમાં તથા દેશોદેશમાં ભમ્યા કરે છે, વ્યાકુળ તથા ચંચળ અંગોવાળો

છે, ફળોની લાલચ રાખ્યા કરે છે, એક જન્મભૂમિમાંથી બીજી જન્મભૂમિમાં જાય છે અને લોકોને સંસારરૂપી ગુફામાં પૂરી મૂકીને નાચ્યા કરે છે તેને અંદરને અંદર મારી નાખો કે જેથી મુક્તિની પ્રાપ્તિ થાય.[૭૬-૭૭] હે રામ ! આ ચિત્તરૂપી અકાળમેઘ કે જે સારાં ફળોરૂપી ધાન્યોના ક્ષયનેવાસ્તેજ સજ્જ થયેલો છે, પોતાના બહિર્મુખ વૃત્તિરૂપી મ્હોડાના અગ્રમાં ચિદાભાસના પ્રકાશરૂપી વિજળીના ઝબકારાવાળો છે, અનર્થોના સમૂહોરૂપી ધારાઓને વરસ્યા કરે છે, વાસનારૂપી વંટોળીયાથી ચલાયમાન થયા કરે છે અને હૃદયરૂપી આકાશમાં રહેલો છે તેને સંકલ્પોની કલ્પનાઓના ત્યાગરૂપી ઉગ્રમંત્રના પ્રભાવથી ઉમંગ રાખીને દૂર કરી નાખો અને જીવન્મુક્તિરૂપ મ્હોટા ફળને પ્રાપ્ત થઇને સારીપેઠે સ્ફુટ થયેલા બ્રહ્મપણાવાળા થાઓ.[૭૮-૭૯] હે રામ ! આ ચિત્તરૂપી પાશ કે જે સૃષ્ટિથી માંડીને આજસુધીનાં પુણ્ય–પાપોથી ગાંઠયો દેવાઈને દૃઢ થયેલો છે, મંત્રોથી ભેદાય એવો નથી, અગ્નિઓથી બળે એવો નથી, આત્મામાં અત્યંત પીડાને દેખાડનાર છે, અનુક્રમથી અનેક અવતારોને બાંધવાનેવાસ્તે જાણે એક જાતની લાંબી દોરી હોય એવો છે, અને જેમાં અસંખ્યાત શરીરોની માળાઓ પરોવાયેલી છે તેને બળાત્કારથી સંકલ્પોના ત્યાગોરૂપી શસ્ત્રોથી કાપી નાખી, નિર્ભય થઇને તમે પોતે અનુકૂળ જણાય તેમ વિહાર કરો.[૮૦-૮૧] હે રામ ! વિષયના માર્ગને મૂકીને બીજા માર્ગમાં જવાના આળસ્યવાળો અને દેહરૂપી ગુફામાં છાનાઈથી રહેલો આ સંકલ્પરૂપી ભયંકર અજગર કે જે ક્રોધ આદિરૂપ ઝેરી ફુંફાટાઓથી સંસારરૂપી અરણ્યમાં ચાલનારા સઘળા લોકોને બાળી નાખે છે, જેને સારી સમજણ કેમેકરી ન મળે એવો છે, અપાર ઝેરને ધરનાર છે, ભુવનોને સંતાપ આપનાર છે અને વિષયોરૂપી માંસનેવાસ્તે તૃષ્ણારૂપી મ્હોડું ફાડીને પોતાના શરીરને ઉછાળ્યા કરે છે તેને 'કામનાઓના ત્યાગ' નામના મ્હોટા અગ્નિથી બળાત્કારે બાળી નાખીને, તમે સંસારથી રહિત થાઓ.[૮૨-૮૩] હે રામ ! જેમ અસ્ત્રની યુક્તિથી ભયંકર અસ્ત્રને પણ શમાવવામાં આવે છે, તેમ શુદ્ધચિત્તથી મલિનચિત્તને તુરત શમાવી નાખી, વાંદરાવિનાના ઝાડની પેઠે અખંડ શોભાવાળા થઇને તમે લાંબા દિવસોસુધી ચંચળપણાનો (વિષયોમાં ઉન્મુખ થવાનો) ત્યાગ કરીદો.[૮૪] આ પ્રકારથી અને આગળ કહેલા તત્ત્વબોધના પ્રકારથી અંદર શાંત કરેલા મનને નિર્મળ કરી, તે નિર્મળ મનવડે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણદેહપર્યંત સઘળા દૃશ્યને 'આ ત્યાજ્યજ છે' એવી દૃષ્ટિથી ખડનાં તણસલાંજેવું હલકું (તુચ્છ) જોતાં, સંસારનો પાર પામીને તમે લીલામાત્રથી ખાન–પાન કરો, શાસ્ત્રોક્તકાર્યોમાં પણ વિહાર કરો અને શાસ્ત્રથી અવિરુદ્ધ લૌકિકકાર્યોમાં પણ રમણ કરો.[૮૫]

**अमलमिति च कृत्वा चेतसा वीतशंकमुपशमितमनोंतःसर्वमादेहमेव ।**
**तृणलवलघु पश्यँल्लीलया हेयदृष्ट्या पिब विहर रमस्व प्राप्तसंसारपारः ॥८५॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'રાઘવાશયવિનિયોગ' નામનો પચાસમો સર્ગ સંપૂર્ણ.**



# સર્ગ ૫૧ મો* શાંતપદમાં વિશ્રાંતિને ઇચ્છનાર ઋષિ ઉદ્દાલક

**वसिष्ठ उवाच । परिदीर्घासु तन्वीषु सुतीक्ष्णासु सितासु च ।**
**क्षुरधारोपमानासु चित्तवृत्तिषु तिष्ठ मा ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! ચિત્તની વૃત્તિઓ કે જેઓ પરલોકના વિષયોસુધી પણ પહોંચી શકે એવી લાંબી લાંબી છે, વાસનામય હોવાનેલીધે સૂક્ષ્મ છે, જો જરાક પ્રમાદ થઈ જાય તો તુરત સમાધિના સુખમાં વિચ્છેદ કરી નાખે એવી અત્યંત તીક્ષ્ણ છે, આત્માના પ્રતિબિંબનું ગ્રહણ કરનારી હોવાનેલીધે નિર્મળ છે અને તેથીજ અસ્ત્રાની ધારોજેવી છે તેઓમાં પ્રમાદથી વિશ્વાસ રાખી બેસશો નહિ.[1] હે નીતિના વિષયમાં પ્રવીણ રામ! ઉત્તમ-કુળરૂપ સારા ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલી તમારા શરીરરૂપી લતામાં આત્માના પરિચયવાળી આ બુદ્ધિરૂપી નવી ડાંખળી ઘણેકાળે ઉત્પન્ન થઈ છે માટે તેને વિવેકરૂપી અમૃતના સેચનથી વૃદ્ધિ પમાડજો.[2] આ શરીરરૂપી લતા કાળરૂપી સૂર્યથી કરમાઇને ધરતીપર પડી ન જાય તે પહેલાં તેને ઊંચી સ્થિતિમાં રાખીને તેની ડાંખળીનું પાલન કરજો.[3] હે મ્હારાં વાક્યોના મુખ્યતત્ત્વને જાણનારા રામ! જેમ મોર મેઘના શબ્દની ભાવના કરવાથી સુખ પામે છે, તેમ તમે મ્હારાં વાક્યના અર્થનીજ ભાવના કરવાથી સુખ પામશો.[4] તમે 'ઉદ્દાલક' નામના મુનિની પેઠે સઘળા પ્રપંચને ઉત્પન્ન કરનારાં પૃથ્વી આદિ પાંચે ભૂતોને કાપી નાખીને તથા વીંધી નાખીને અત્યંત ધીરબુદ્ધિથી અંદર વિચાર કરો.[5]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ! ઉદ્દાલકમુનિએ કયા ક્રમથી પાંચે ભૂતોને કાપી નાખીને તથા વીંધી નાખીને અંદર વિચાર કર્યો હતો.[6]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! પૂર્વે ઉદ્દાલકમુનિને જે રીતે ભૂતોના સમૂહનો વિચાર કરવાથી અખંડિત પરમદૃષ્ટિ (બ્રહ્મવિદ્યા) પ્રાપ્ત થઈ હતી તે રીતિ કહું છું. સાંભળો.[7] આ જગતરૂપી જુના ઘરનો 'વાયવ્યદિશા' નામનો કોઇ ખુણો કે જે પર્વતોરૂપી ઊંધાં વાળેલાં વાસણોથી વ્યાપ્ત છે તેમાં 'ગંધમાદન' નામના મ્હોટા પર્વતમાં પથરાયેલાં પુષ્પોવાળી, કપૂરજેવા પરાગોથી તથા કેસરાઓથી ભરપૂર વૃક્ષોવાળી, વિચિત્ર રંગના પક્ષીઓવાળી, અનેક પ્રકારની લતાઓથી શોભી રહેલી, વનચર લોકોથી વ્યાપ્ત થયેલા પ્રાંતોવાળી, પુષ્પોના કેસરાઓથી દીપતી, કોઈ સ્થળમાં અનેક મ્હોટાં મ્હોટાં રત્નોવાળી, કોઈ સ્થળમાં પવનથી ચલાયમાન થતાં કમળોવાળી, કોઈ સ્થળમાં ચોટલાની પેઠે શોભતી ઝાકળવાળી અને કોઇ સ્થળમાં દર્પણોની પેઠે દીપતાં તળાવોવાળી એક જગ્યા છે.[8-11] એ જગ્યામાં સીધાં વૃક્ષોવાળા, ધુંટીડૂબ પથરાયેલાં પુષ્પોવાળા અને મ્હોટાં મ્હોટાં વૃક્ષોની ઘાટી છાયાવાળા કોઇ સુંદર ઊંચા પ્રદેશમાં યત્નોથી પુરુષાર્થને સિદ્ધ કરવાના અભિમાનવાળો, મ્હોટી બુદ્ધિવાળો, મૌનવ્રતને ધરનારો અને જેને યુવાની પ્રાપ્ત નહિ થઈ હતી એવો 'ઉદ્દાલક' નામનો એક મ્હોટો તપસ્વી પૂર્વે રહેતો હતો.[12,13] એ ઉદ્દાલક થોડીબુદ્ધિવાળો, વિચારવિનાનો, અણસમજુ, સારી વાસનાઓથીભરેલા અંતઃકરણવાળો અને જેને બ્રહ્મપદમાં વિશ્રાંતિ નહિ મળી હતી એવો હતો.[14] પછી એ મુનિને અનુક્રમે

*આ એકાવનમા સર્ગમાં શાંતપદમાં વિશ્રાંતિને ઇચ્છનારા ઉદ્દાલકમુનિને મનના દોષોનેલીધે ઘણી રીતનો વિક્ષેપ થવાનું કહેવામાં આવશે.

તપથી, શાસ્ત્રોમાં કહેલા નિયમો પાળવાથી અને સદાચરણોથી, જેમ નવીન ઋતુ પૃથ્વીને પ્રાપ્ત થાય છે, તેમ નવો વિવેક પ્રાપ્ત થયો.[૧૫] સંસારરૂપી રોગથી ભય પામેલા અને એકાંતમાંજ રહેનારા એ શુભચિત્તવાળા ઉદ્દાલકને કોઇ સમયે નીચેપ્રમાણે વિચાર ઉત્પન્ન થયો.[૧૬]

ઉદ્દાલક વિચાર કરે છેઃ–મુખ્યતે કરી પામવાજેવો કયો પદાર્થ છે કે જેમાં વિશ્રાંતિ મળવાથી કદી પણ શોક કરવો ન પડે અને જેને પામીને ફરીવાર જન્મનોજ સંબંધ થાય નહિ.[૧૭] જેમ મેઘ મેરૂપર્વતના શિખરમાં વિશ્રાંતિ પામે છે, તેમ હું જેમાં મનના વ્યાપારોજ ન હોય એવા પરમપવિત્ર પદમાં ક્યારે લાંબી વિશ્રાંતિ પામીશ ?[૧૮] જેમ ઘોંઘાટ કરનારાં ચપળ મોજાંઓ સમુદ્રની અંદર શાંત થઈ જાય છે, તેમ ભોગોની તૃષ્ણાઓ મ્હારી અંદર ક્યારે શાંત થઇ જશે ?[૧૯] 'આ કામને પહોંચી લઇને પછી આ કામ કરવું છે' એવી જાતની કલ્પનાને હું ઉત્તમપદમાં વિશ્રાંત થયેલી બુદ્ધિવડે ક્યારે હસી કહાડીશ ?[૨૦] જેમ જળ કમળના દળઉપર રહેલું છતાં પણ તેને વળગી જતું નથી, તેમ જગતરૂપી જાળ મ્હારા ચિત્તમાં આભાસમાત્રથી રહેતાં છતાં પણ ચિત્તને વળગે નહિ એવો સમય ક્યારે આવશે ?[૨૧] ઘણા ઘણા કલ્લોલોવાળી અને અવિવેકથી વૃદ્ધિ પામેલી તૃષ્ણારૂપી નદીને હું ઉત્તમબુદ્ધિરૂપી વહાણથી ક્યારે તરી જઈશ ?[૨૨] જગતનાં પ્રાણીઓ આ જે ગડબડભરેલી ખોટી ખોટી ક્રિયાઓ કરે છે તે ક્રિયાઓને હું, જેમ છોકરાંઓની રમતને હસી કહાડું, તેમ ક્યારે હસી કહાડીશ ?[૨૩] વિકલ્પોથી વિક્ષેપ પામેલું અને હીંડોળાની પેઠે ઝુલ્યા કરતું મ્હારૂં મન, જેમ 'ઉન્માદ' નામના રોગથી રહિત થયેલાનો ભ્રમ શાંત થાય છે, તેમ ક્યારે શાંત થશે ?[૨૪] હું ક્યારે બ્રહ્માજેવો પૂર્ણબુદ્ધિવાળો થઇને ઉદય પામેલા સ્વરૂપના પ્રકાશના સ્ફુરણથી જગતની સ્થિતિઓની હાંસી કરતો કરતો પોતામાંજ સંતોષ પામીશ ?[૨૫] હું અંદર એકરસ સ્વરૂપવાળો, સૌમ્ય અને સઘળી વસ્તુઓમાં સ્પૃહાવિનાનો થઇને મંથનથી મુક્ત થયેલા ક્ષીરસાગરની પેઠે ક્યારે શાંત થઈશ ?[૨૬] હું અત્યંત દૃઢ લાગતી અને સેંકડો આશાઓથીજ રચાયેલી આ સઘળી દૃશ્યોની શોભાને બ્રહ્મરૂપ દેખતો અને અંદર અત્યંત વિસ્તીર્ણતાને પ્રાપ્ત થયેલો ક્યારે થઇશ ?[૨૭] હું સઘળી કલ્પનાઓથી રહિત થયેલી બુદ્ધિવડે બહારના તથા અંદરના વિષયોસહિત આ સઘળા જગતને ચૈતન્યરૂપ જોઇને તેજ ભાવનાથી ક્યારે સ્થિર થઈશ ?[૨૮] હું ઉપશાંતચિત્તવાળો અને સર્વોત્તમ ચૈતન્યૈકરસપણાનો અનુભવ કરનારો થઈ, જેમ જન્માંધમાણસ જન્માંધપણું મટી જવાથી બીજા પુરૂષને દેખે છે, તેમ પરમાત્માને ક્યારે દેખીશ ?[૨૯] અભ્યાસથી મળે એવા અતિ સુંદર ચૈતન્યના પ્રકાશને પ્રાપ્ત થઇને હું આ કાળની કલ્પનારૂપ તુચ્છ જગતની સ્થિતિને દૂર ઉભો ( આસક્તિથી રહિત થઇને ) ક્યારે જોયા કરીશ ?[૩૦] હું ઈષ્ટથી તથા અનિષ્ટથી રહિત થઇ, 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી બુદ્ધિથી રહિત થઈ, સ્વયંપ્રકાશપદમાં રહીને મ્હારામાંજ ક્યારે સંતોષ પામીશ ?[૩૧] આ મ્હારી અવિદ્યારૂપી કાળી રાત્રિ કે જે દુષ્ટ આશાઓરૂપી ઘૂડપક્ષિણીઓથી વ્યાપ્ત છે અને હૃદયરૂપી કમળને જડતાથી ( મૂર્ખતાથી અને હિમથી ) દગ્ધ કરી નાખનાર છે તે ક્યારે ક્ષય પામશે ?[૩૨] હું પર્વતની ગુફાની અંદર નિર્વિકલ્પસમાધિનેલીધે બ્રહ્માકાર મનવાળો થઇને, સંસારનું અનુસંધાન નહિ રહેવાથી પથરાસમાનપણાને ક્યારે પ્રાપ્ત થઈશ ?[૩૩] જેને પોતાની 'અભિમાન' નામની વૃત્તિઓ-

રૂપી મ્હોટા મ્હોટા મદના પ્રવાહ ચાલ્યા જાય છે એવો મ્હારો અહંકારરૂપી હાથી તત્ત્વના બોધરૂપી સિંહના પંજાથી હણાઇને ક્યારે નાશ પામશે ?[૩૪] હું નિર્વિકલ્પકસમાધિમાં વિશ્રાંત થઈ, બોલ્યા-ચાલ્યાવિના બેસી રહું અને વનનાં પક્ષીઓ મ્હારા માથાઉપર ખડનો માળો બાંધે એવો સમય ક્યારે આવશે ?[૩૫] હું મ્હારી બુદ્ધિને ધ્યાનથી ધીર કરી, પર્વતની પેઠે તથા ઠુંઠની પેઠે અવિચળ થઈ બેસું અને પક્ષીઓ મ્હારી છાતીપર પડેલી જટામાં વિશ્રામ લે એવો દિવસ ક્યારે આવશે ?[૩૬] આ સંસારરૂપી વગડો કે જે તૃષ્ણાઓરૂપી કાકચોથી વ્યાપ્ત છે અને જન્મોરૂપી જુની ઝાડીઓવાળો છે તેનો ત્યાગ કરીને હું ક્યારે નીકળીશ ?[૩૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એપ્રમાણે વનમાં ચિંતાને પરવશ થયેલો ઉદ્દાલકબ્રાહ્મણ વારંવાર બેસીને ધ્યાનનો અભ્યાસ કરવા લાગ્યો.[૩૮] અભ્યાસ કરતાં છતાં પણ વાંદરાની પેઠે ચંચળતા કરનારૂં મન વિષયોથી ખેંચાવાનેલીધે, તે બ્રાહ્મણને પ્રીતિ આપનારી સમાધિની સ્થિતિ પ્રાપ્ત થઇ નહિ.[૩૯] કોઈ સમયે બહારના વિષયોના સ્પર્શોનો ત્યાગ થયા પછી સમાધિમાં પ્રવેશ કરવાના સમયમાં તે ઉદ્દાલકનો ચિત્તરૂપી વાંદરો રજોગુણથી ક્ષોભ પામીને અરૂચિ તથા આલસ્ય આદિ ઉદ્વેગોને પ્રાપ્ત થવા લાગ્યો.[૪૦] કોઇ સમયે તેનો ચિત્તરૂપી વાંદરો સમાધિના સુખોના સ્પર્શોનો ત્યાગ કરીને ચપળપણાથી, જેમ ઝેરથી મરી ગયેલો પ્રાણી દેહની ગરમીનો ત્યાગ કરીને પરલોકમાં જાય, તેમ વિષયોમાં જવા લાગ્યો.[૪૧] હે કમળસરખાં નેત્રોવાળા રામ ! કોઈ સમયે તેનું ચિત્ત હૃદયાકાશમાં ઉગેલા સૂર્યજેવા તેજને જોઇને પાછું તુરતજ વિષયોમાં ઉન્મુખ થવા લાગ્યું.[૪૨] કોઈ સમયે તેનું ચિત્ત અજ્ઞાનરૂપી અંધકારનો જરાક ત્યાગ કરીને પાછું તુરતજ વિષયોની વાસના જાગ્રત થવાનેલીધે વિષયોમાં લંપટ થઇને, ત્રાસ પામેલા પક્ષીની પેઠે છટકી જવા લાગ્યું.[૪૩] કોઇ સમયે તેનું ચિત્ત બહારના વિષયોનો તથા સમાધિનાં સુખોનો પણ ત્યાગ કરી અજ્ઞાનના તથા આત્મપ્રકાશના સંધિમાં લીન થઈને લાંબાકાળસુધી નિદ્રારૂપી સ્થિતિનેજ પામવા લાગ્યું.[૪૪] આ પ્રમાણે ધ્યાનના આનંદો લેવાનેવાસ્તે નિત્ય ઉગ્રગુફાઓમાં રહેતો અને જેના વિચાર ધ્યાનમાંજ લાગેલા રહેતા હતા એવો એ ઉદ્દાલક તુચ્છતૃષ્ણાના તરંગોથી હલબલી જવાને લીધે વ્યાકુળ થઈને જેમ વાયુએ જળમાં નાખી દીધેલું વૃક્ષ જળના તરંગોથી કંપાયમાન થઈ સંકટમાં રહ્યા કરે, તેમ સંકટમાં રહેવા લાગ્યો.[૪૫-૪૬] પછી જેનું મન વ્યાકુળ થઈ ગયું એવો એ ઉદ્દાલકમુનિ, જેમ સૂર્ય નિત્ય મેરૂપર્વતમાં એકાએક ફરે છે, તેમ નિત્ય પર્વતમાં ફરવા લાગ્યો.[૪૭] ફરતાં ફરતાં એક દિવસે તેને એક ગુફા જોવામાં આવી કે જે ગુફા કોઇપણ પ્રાણીઓથી ન પહોંચાય એવી હોવાનેલીધે, જાણે ઇંદ્રિયો આદિ સઘળા પદાર્થોના સંચારવિનાની મોક્ષદશા હોય એવી લાગતી હતી,[૪૮] પવનોની અડચણવિનાની હતી, મૃગોથી તથા પક્ષીઓથી પણ રહિત હતી, દેવતાઓએ તથા ગંધર્વોએ પણ દેખેલી ન હતી, પરબ્રહ્મની પેઠે શોભતી હતી,[૪૯] પુષ્પોના સમૂહોથી ઢંકાયેલી હતી, કુણાં કુણાં લીલાં ખડવાળી હતી, જાણે ચંદ્રકાંતમણિઓથી અને મરકતમણિઓથી બનાવેલી હોય એવી હતી,[૫૦] ઘાટી શીતળ છાયાવાળી હતી, રત્નોરૂપી દીવાઓથી સ્ફુટ દેખાતી હતી, સારીરીતનાં રક્ષણોવાળી હોવાનેલીધે, જાણે વનદેવીઓના અંતઃપુરની કોઈ કોટડી હોય એવી લાગતી હતી,[૫૧] ધરતીપર

પ્રસરેલા તથા માત્ર ટાઢને મટાડે એવા પ્રકાશોવાળી હતી, બહુ ગરમ પણ ન હતી, બહુ ઠંડી પણ ન હતી, જાણે શરદ્ઋતુના ઉગતા સૂર્યની સોનાજેવી પીળી પ્રભા હોય એવી લાગતી હતી,[૫૨] પ્રભાતકાળમાં સૂર્યના ઉદયનો તડકો અંદર આવવાનેલીધે અગ્રભાગમાં સકાયેલી હતી, પશ્ચિમભાગમાં પણ ગોખોવાળી હોવાનેલીધે મંદ તથા શબ્દવિનાના પવનની સગવડવાળી હતી, મંજરીઓવાળાં વૃક્ષોથી સંયુક્ત હોવાનેલીધે, જાણે સ્વયંવરમાં હાથમાં માળા લઇને સજ્જ થયેલી રાજકન્યા હોય એવી જણાતી હતી,[૫૩] જાણે સાક્ષાત્ ઉપશમનીજ પદ્ધતિ હોય તેમ આશ્રય કરવાને યોગ્ય હતી, કમળના કોશજેવી કોમળ હોવાનેલીધે બ્રહ્માને પણ વિશ્રામ લેવાનેવાસ્તે યોગ્ય જણાય એવી હતી અને ચારેબાજુ પુષ્પોના સમૂહોથી સુંદર તથા કોમળ દેખાવવાળી હતી.[૫૪] **उपशमपदवीमिवानुरूपां कमलजविश्रमणाय योग्यरूपाम् । कुसुमनिकरकोमलाभिरामां सरसिजकोटरकोमलां समंतात् ॥ ५४ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકમનોરથ' નામનો એકાવનમો સર્ગ સંપૂર્ણ.૫૧**

## सर्ग ५२ मो* ઉદ્દાલકે પોતાના મનને અનેક પ્રકારોવડે સમજાવ્યું

**वसिष्ठ उवाच । स तां विवेश धर्मात्मा गंधमादनकंदराम् ।**
**चित्रभ्रमणसंप्राप्तामालिः पद्मकुटीमिव ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! પછી, જેમ ભ્રમર ઘણા ભ્રમણથી મળેલી કમળરૂપી કોટડીમાં પ્રવેશ કરે, તેમ તે ધર્માત્મા ઉદ્દાલકે ઘણા ભ્રમણથી મળેલી એ ગંધમાદનપર્વતની ગુફામાં પ્રવેશ કર્યો.[૧] સમાધિમાં ઉન્મુખ થઇને એ ગુફામાં પેસતો તે ઉદ્દાલક, જેમ સૃષ્ટિસંબંધી ઉદ્યોગની સમાપ્તિ થતાં, નારાયણના નાભિકમળમાં પેસતા બ્રહ્મા શોભે, તેમ શોભવા લાગ્યો.[૨] જેમ ઇંદ્રિ કોમળ વાદળાંઓના સમૂહને બનાવે છે, તેમ એ ઉદ્દાલકે તે ગુફામાં નહિ કરમાયેલાં પાંદડાંઓથી કોમળ આસન બનાવ્યું કે જેની ઉપર પોતાનું શરીર ગુચ્છની પેઠે શોભે.[૩] જેમ મેરૂપર્વત નીલમણિના શિખરઉપર રત્નજેવા તારાઓવાળા આકાશને બિછાવે છે, તેમ એ ઉદ્દાલકે તે આસનની ઉપર સુંદર બિંદુઓવાળું મૃગચર્મ બિછાવ્યું.[૪] જેમ મેઘ વરસી રહી, શુદ્ધ થઇને કાંઈપણ ગર્જના નહિ કરતાં, શિખરઉપર બેસે છે, તેમ એ ઉદ્દાલક ચિત્તની વૃત્તિઓને પાતળી પાડી, શુદ્ધ થઈ, મૌનવ્રત ધરીને તે આસનઉપર બેઠો.[૫] પછી ઉત્તરદિશામાં મુખ રાખી, કપિલ આદિ મહાત્માઓની પેઠે અત્યંત દૃઢ સિદ્ધાસન વાળી, પગની પેનીઓવડે વૃષણોનું ધારણ કરીને તેણે મહાત્મા ગુરૂઓને પ્રણામો કર્યા.[૬] વિષયોમાં દોડ્યા કરતા મનરૂપી મૃગને વાસનાઓથી ખેંચી લઇને નિર્વિકલ્પકસમાધિનેવાસ્તે નીચેપ્રમાણે મનને સમજાવવારૂપ વિચાર કર્યો.[૭]

ઉદ્દાલક વિચાર કરે છેઃ–હે મૂર્ખ મન ! તને સંસારની વૃત્તિઓનું શું પ્રયોજન છે ? જે સમજુ હોય તે પરિણામે દુઃખ દેનારી ક્રિયાનું સેવન કરેજ નહિ.[૮] જે મનુષ્ય ઉપશમરૂપી રસાયનને છોડીને ભોગોઉપર દોડે તે મનુષ્ય કલ્પવૃક્ષોના વનને છોડીને ઝેરીજંગલમાં જાય છે

* આ બાવનમા સર્ગમાં ઉદ્દાલકે ગુફામાં આસનપર બેસી સમાધિમાં પ્રવેશ કરવાસારૂ પોતાના મનને અનેક પ્રકારેથી સમજાવ્યાની કથા કહેવામાં આવશે.

એમ સમજવું.[૯] હે ચિત્ત ! તું પાતાળમાં જઇશ અથવા બ્રહ્મલોકમાં જઈશ તોપણ ઉપશમરૂપી અમૃતવિના તને પરમશાંતિ મળશે નહિ.[૧૦] હે ચિત્ત ! તુંજ સેંકડો આશાઓથી ભરપૂર રહીને સઘળાં દુ:ખો દીધા કરે છે એટલામાટે હવે તું ભોગોની આશાઓને છોડી દઈ ને અત્યંત સુંદર અને પરમ કલ્યાણરૂપી નિર્વાણપદમાં જા.[૧૧] હે ચિત્ત ! આ ઈષ્ટપદાર્થોનાં સંપાદનોની અને અનિષ્ટપદાર્થોનાં નિવારણોની વિચિત્રકલ્પનાઓ તને દુ:ખ દેનારીજ છે. સુખ દેનારી કદી નથી.[૧૨] હે મૂર્ખ ચિત્ત ! જેમ દેડકી વરસાદથી વ્યર્થજ ભમ્યા કરે છે, તેમ તું આ શબ્દ-સ્પર્શાદિ નીચવૃત્તિઓથી નિરંતર વ્યર્થ શામાટે ભમ્યા કરે છે?[૧૩] હે મનરૂપી દેડકી ! તેં આંધળી થઈને આટલાકાળસુધી વ્યર્થ વ્યર્થ ભુવનોમાં અત્યંત ભ્રમણ કરીને કયું ફળ મેળવ્યું ?[૧૪] હે મૂર્ખ ચિત્ત ! સઘળી વૃત્તિઓના ઉપરામરૂપ સમાધિ કે જેમાંથી વિદેહકૈવલ્યરૂપ સુખ મળવાનો તથા જીવન્મુક્તિરૂપ વિશ્રામ મળવાનો સંભવ છે તેમાં તું દૃઢ ઉદ્યોગ શામાટે કરતું નથી ?[૧૫] હે મૂર્ખ ચિત્ત ! તું બહિર્મુખપણારૂપ ઉત્થાનથી વૃદ્ધિ પામેલા શ્રોત્રપણાને પામી, જેમ મૃગ પારાધીના ગાયન આદિ શબ્દોથી મોહિત થઇને દુ:ખી થાય છે, તેમ સ્ત્રીઓ આદિના શબ્દોમાં મોહિત થઇને દુ:ખી થા નહિ.[૧૬] હે મૂર્ખ ચિત્ત ! તું કેવળ દુ:ખ ભોગવવાનેવાસ્તેજ ત્વચાપણાને પામી, જેમ હાથી હાથણીના સ્પર્શની લાલચથી બંધાઈ જાય છે, તેમ સ્ત્રીઓ આદિના સ્પર્શની લાલચથી બંધાઈ જા નહિ.[૧૭] હે આંધળાં ચિત્ત ! તું જીભપણાને પામી, જેમ મત્સ્ય કુંઠીની ઉપર રાખેલા માંસના પિંડની લાલચથી દુ:ખી થાય છે, તેમ દુષ્ટ અન્નોની લાલચથી દુ:ખી થઇ જા નહિ.[૧૮] હે મૂર્ખ ચિત્ત ! તું ચક્ષુપણાને પામી, જેમ પતંગીઓ દીવાના રૂપની લાલચથી દગ્ધ થઈ જાય છે, તેમ સ્ત્રીઓ આદિનાં સારાં સારાં રૂપોની લાલચથી દગ્ધ થઇ જા નહિ.[૧૯] હે મૂર્ખ ચિત્ત ! તું ઘ્રાણપણાને પામી, જેમ ભ્રમર સુગંધની લાલચથી કમળની અંદર બંધાઈ જાય છે, તેમ સુગંધોની લાલચથી સ્ત્રીઓ આદિનાં શરીરોની અંદર બંધાઈ જા નહિ.[૨૦] હે મૂર્ખ મન ! મૃગ, ભ્રમર, પતંગીઓ હાથી અને મત્સ્ય એઓ તો એક એક વિષયની લાલચરૂપી અનર્થથી માર્યા જાય છે ત્યારે તું કે જે સઘળા વિષયોની લાલચોરૂપી સઘળા અનર્થોથી વ્યાપ્ત છે તેને તો કેમજ સુખ મળે ?[૨૧] હે ચિત્ત ! જેમ કોશેટાનો કીડો પોતાની લાળને પોતાના બંધનનેવાસ્તેજ વિસ્તીર્ણ કરે છે, તેમ તેં વાસનાઓના જાળને ત્હારા પોતાનાજ બંધનનેવાસ્તે વિસ્તીર્ણ કર્યું છે.[૨૨] હે ચિત્ત ! તું જો સંસારરૂપી રોગને છોડી દઈ, શરદ્ઋતુનાં વાંદળાંજેવું શુદ્ધ થઇને નિર્મૂળ (સંપૂર્ણરીતે) શાંત થઈ જતો તને અનંત વિજય મળ્યો કહેવાય.[૨૩] હે ચિત્ત ! તું આ જગતસંબંધી પ્રવૃત્તિને, જન્મ-મરણ તથા દુ:ખ-દારિદ્રય આદિ અનેક દશાઓને આપનારી અને પરિણામે પણ પરિતાપોનેજ ઉત્પન્ન કરનારી જાણતાં છતાં પણ નહિ છોડી દે તો દુ:ખીજ થઈશ એમાં સંશય નથી.[૨૪] અથવા હે ચિત્ત ! તું કે જે મ્હારા આહતરૂપ છે તેને આ હિતનો ઉપદેશ હું શામાટે આપું છું ? તને બળાત્કારથી વશ કરીને વિચારથી ત્હારો ઉચ્છેદ કરવોજ યોગ્ય છે. વિચારવાળા પુરૂષને તું રહેતુંજ નથી, અથવા ચિત્તનો ઉચ્છેદ કરવામાં જુદો યત્ન કરવાની પણ કાંઈ જરૂર નથી. કેમ કે મૂળ અજ્ઞાનનો ઉચ્છેદ કરવાથીજ ચિત્તનો ઉચ્છેદ થઇ જાય એમ છે.[૨૫] જેમ જ્યાંસુધી વરસાદનું ધાટાપણું હોય ત્યાંસુધીજ ઝાકળનું ધાટા-

પણું હોય છે, તેમ જ્યાંસુધી અજ્ઞાનનું ધાટાપણું હોય ત્યાંસુધીજ ચિત્તનું ધાટાપણું રહે છે.[૨૬] જેમ વરસાદનો ક્ષય થાય ત્યારે ઝાકળનો ક્ષય થાયજ છે, તેમ અજ્ઞાનનો ક્ષય થાય ત્યારે ચિત્તનો ક્ષય થયાવિના રહેજ નહિ.[૨૭] જેમ શરદ્‌ઋતુનું વાદળું શુદ્ધ થઈને પાતળું પડયું કે ક્ષીણ થયું એમજ ધારવામાં આવે છે, તેમજ ચિત્ત શુદ્ધ થઇને પાતળું પડ્યું કે ક્ષીણ થઈજ ગયું એમ માનું છું.[૨૮] ચિત્ત કે જે મુદ્દલ છેજ નહિ અથવા જો છે તો વિચાર-માત્રથી નષ્ટ થઈ જાય એવું છે તેને જે આવી શીખામણ દેવી એ તો આકાશને, જળને અને પવનને પ્રહાર દેવાની પેઠે વ્યર્થજ છે.[૨૯] હે ચિત્ત! હું તને શીખામણ નહિ દેતાં, ત્હારો ત્યાગજ કરૂં છું. કેમ કે જેનો ત્યાગ કરવો યોગ્ય હોય તેને શીખામણ દેવી એ મ્હોટી મૂર્ખ-તાજ કહેવાય છે.[૩૦] હે મિથ્યાભૂત ચિત્ત! હું તો વિકલ્પોથી રહિત છું, સ્વયંપ્રકાશ ચૈતન્ય-રૂપ છું તથા અહંકારની વાસનાવિનાનો છું; માટે તું કે જે અહંકારના બીજરૂપ છે તેની સાથે મ્હારે સંબંધજ નથી.[૩૧] 'આ દેહ હું છું' એવું વ્યર્થ અને દુષ્ટ અભિમાન તેંજ કરાવી દીધું છે એ ત્હારો મ્હોટો અપરાધ છે. જો કે એ દુષ્ટ અભિમાન શંકાથી ખવાયેલા માનેલા ઝેરથી થયેલા કૉલેરાની પેઠે ખોટા કારણથીજ થાય છે તોપણ મૂઢલોકોની મ્હોટી ખરાબી કરનાર થાય છે.[૩૨] જેમ હાથણી અને હાથી એઓનાં જોડાંની સ્થિતિ બીલાની અંદર થવી સંભવતી નથી, તેમ દેશ–કાળાદિના પરિચ્છેદવિનાના આત્માની ત્હારામાં પરિચ્છિન્ન સ્થિતિ (દેહાદિના અહંભાવથી સ્થિતિ) થવી સંભવતીજ નથી, માટે એ દુષ્ટ અભિમાન ખોટા કારણથી થયેલું છે.[૩૩] અરે ચિત્ત! આ ઊંડી ખાડના જેવી અદૃશ્ય તળાં-વાળી અને અનેક દુઃખોને દેનારી વાસનાને અનુસરનાર તુંજ છે એટલામાટે હું ત્હારો ત્યાગ કરૂં છું. હું કદીપણ એ વાસનાને અનુસરનાર નથી.[૩૪] 'આ દેહ હું છું' એવી ભ્રાંતિ તો તેંજ અહંતાથી કલ્પી લીધી છે માટે જે પુરૂષ બાળકજેવો અવિચારી હોય તેનેજ તે સંબંધી મોહ હોવો સંભવે પણ હું કે જે વિચારવાળો છું તેને એ મિથ્યામોહ શો પદાર્થ છે? કાંઈ નથી.[૩૫] પગના અંગુઠાથી માંડીને માથાપર્યંત સઘળા અવયવોનું મ્હેં કણી કણી જેટલા વિભાગો પાડીને વિવેચન કરી જોયું પણ તેમાં જે 'હું' કહેવાય છે તે કોણ છે? તેનો પત્તો મળતો નથી. 'હું છું' એમ માની બેઠેલો તે કોણ હશે?[૩૬] હું પોતે તો સઘળી દિશાઓમાં ભરપૂર, દેશના, કાળના તથા વસ્તુના પરિચ્છેદથી રહિત, કોઇ બીજાથી જણાય નહિ એવું અને વાસ્તવિકરીતે કોઈપણ અનાત્મવસ્તુરૂપે ગોઠવાય નહિ એવું જે ત્રૈલોક્યમાં એકજ અનુ-ભવાત્મક ચૈતન્ય છે, તે છું, માટે મને દેહાદિ પારચ્છિન્નવસ્તુમાં અભિમાન થવું સંભવતું નથી.[૩૭] જેનું દેશ–કાળાદિથી માપજ નથી, જેમાં કોઇ પ્રકારની કલ્પનાજ નથી અને જેમાં એકપણું, અન્યપણું, મ્હોટાપણું કે ન્હાનાપણું છેજ નહિ એવો હું દેહાદિમાં અભિમાન ધરી બેસું એ સંભવતુંજ નથી.[૩૮] હે ચિત્ત! હું પોતે અનુભવાત્મક છું એટલામાટે મ્હારા સાક્ષીસ્વરૂપથી તને મ્હારા જ્ઞેયપદાર્થરૂપ અને મ્હોટાં મ્હોટાં અહંતા આદિ દુઃખોનાં કારણરૂપ જાણું છું માટે હવે હું વિવેકથી ઉત્પન્ન થયેલા બોધરૂપી શસ્ત્રનું ગ્રહણ કરીને તને મારી નાખું છું.[૩૯] દેહમાં આ માંસ છે, આ રૂધિર છે, આ અસ્થિઓ છે અને આ શ્વાસના પવનો છે તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૦] જે ચલનરૂપ અંશ

છે તે પ્રાણોનો છે, જે બોધરૂપ અંશ છે તે મહાચૈતન્યનો છે અને જે જરા તથા મરણરૂપ અંશો છે તેઓ શરીરના છે તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૧] હે ચિત્ત ! જે માંસ છે તેપણ અહંપદનો અર્થ નથી, જે રૂધિર છે તેપણ અહંપદનો અર્થ નથી, જે અસ્થિઓ છે તેઓ પણ અહંપદનો અર્થ નથી, જે બોધ છે તેપણ અહંપદનો અર્થ નથી અને જે ચલન છે તેપણ અહંપદનો અર્થ નથી ત્યારે અહંપદના અર્થરૂપ તે કોણ છે?[૪૨] આ ઘ્રાણ છે; આ જીભ છે, આ ત્વચા છે, આ બે કાન છે, આ ચક્ષુ છે અને આ સ્પર્શ છે તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૩] વાસ્તવિકરીતે વિચાર કરી જોતાં, જે મન છે તેપણ અહંપદનો અર્થ હોવો સંભવતો નથી, જે તું (ચિત્ત) છે તેપણ અહંપદના અર્થરૂપ હોવું સંભવતું નથી, જે વાસના છે તેપણ અહંપદના અર્થરૂપ હોવી સંભવતી નથી અને આત્મા છે તેને તો અહંપણાનો સ્પર્શ પણ હોવો સંભવતો નથી. આત્મા તો કેવળ શુદ્ધ ચૈતન્યરૂપેજ પ્રકાશે છે માટે તેને 'અહં' એ પદ કોઇપણરીતે લાગુ પડેજ નહિ.[૪૪] કાં તો 'હું સર્વનું અધિષ્ઠાન છું માટે સર્વરૂપ છું' અને કાં તો 'જે સર્વ છે તે કાંઇ પણ હું નથી' એમ માનવું યથાર્થ છે પરંતુ 'જે પરિચ્છિન્નદેહ છે તે હું છું' એમ માનવું તો ભૂલભરેલું છે અને સંભવતું નથી.[૪૫] જેમ વગડામાં મળેલો મદોન્મત્ત નહાર હરણનાં બચ્ચાંને ઠગીને હેરાન કરે છે, તેમ અજ્ઞાનરૂપી ધૂતારાએ મને ઘણાદિવસ થયા અહંતાથી ઠગીને હેરાન કર્યો છે.[૪૬] હમણાં મ્હેંજ એ અજ્ઞાનરૂપી ચોરને ઓળખી લીધો એ બહુ સારૂં થયું છે. મ્હારા સ્વરૂપરૂપી ધનનું હરણ કરનારા એ ચોરનો હું હવે કદીપણ ફરી વિશ્વાસ કરીશ નહિ.[૪૭] હું સર્વ દુઃખોથી રહિત છું અને એ અજ્ઞાનરૂપી ચોર સર્વદા દુઃખમયજ છે માટે હું તેનો નથી અને તે મ્હારો નથી. જેમ મેઘ પર્વતમાં રહેતાં છતાં પણ તે મેઘ પર્વતનો કાંઇપણ સંબંધી નથી, તેમ અજ્ઞાનરૂપી ચોર મ્હારા એક દેશમાં રહેતાં છતાંપણ મ્હારો કાંઇપણ સંબંધી નથી.[૪૮] જોકે મ્હારે સર્વથા અહંકારાદિ છેજ નહિ તોપણ જેમ નટ તાત્કાલિકવેષથી બીજારૂપ થાય છે, તેમ હું તાત્કાલિકકલ્પનાથી અહંકારરૂપ થઇને બોલું છું, જાણું છું, રહું છું અને ચાલું છું. હું પોતાના આત્માના અવલોકનનેલીધે અહંકારથી રહિતપણાને પ્રાપ્ત થયો છું.[૪૯] હું નિશ્ચયથી માનું છું કે ચક્ષુ આદિ ઇંદ્રિયો વાસ્તવિકરીતે હુંજ છું. જો એ ઇંદ્રિયો મ્હારાથી વ્યતિરિક્ત હોય તો જડજ છે એટલે તેઓ દેહમાંથી જતી રહે અથવા દેહમાં રહે તોપણ એઓ મને કાંઇપણ લાગતી વળગતી નથી.[૫૦] હાય હાય ! જગતરૂપી બાળકને વેતાળની પેઠે નડનારો અને તાડજેવા અતુલ ઊંચા આકારવાળો આ અહંકાર કોણ છે, શી રીતે છે અને કોણે કલ્પેલો છે.[૫૧] જેમ મૃગ ખડવિનાના દુષ્ટપર્વતમાં વ્યર્થજ અથડાયા કરે, તેમ આટલા બધા લાંબાકાળસુધી હું વ્યર્થજ આ અહંકારરૂપી ખાડામાં અથડાયો છું.[૫૨] જો ચક્ષુ દર્શનરૂપ પોતાના વિષયમાં ઉન્મુખ થાય તો ભલે થાય પણ તે કામમાં હું દેખું છું, એમ માનનારો કોણ કે જે, તે દેખવાના કામમાં દુઃખી થાય છે.[૫૩] જો ત્વચા સ્પર્શરૂપ પોતાના વિષયોમાં ઉન્મુખ થાય તો ભલે થાય પણ તે સ્પર્શ કરવાના કામમાં દુષ્ટપિશાચની પેઠે ઉદય પામતો અહંકાર કોણ ?[૫૪] જો જીભ રસરૂપ પોતાના વિષયમાં ઉન્મુખ થાય તો ભલે થાય પણ તે રસનું ગ્રહણ કરવાના કામમાં 'હું રસ લઉં છું' એમ માનનારો દુષ્ટ અહંકાર કોણ અને

ક્યાંથી આવ્યો ? અહંકાર એ તો એક જાતનો ભ્રમજ જણાય છે.[૫૫] જો બિચારો કાન શ્રવણની તૃષ્ણાને વશ થઇને શબ્દરૂપ પોતાના વિષયમાં ઉન્મુખ થાય તો ભલે થાય પણ તે કામમાં મફતના અહંકારરૂપી દુઃખનો શો પ્રસંગ છે?[૫૬] જો ઘ્રાણ તૃષ્ણાથી ઘેરાઇને ગંધરૂપ પોતાના વિષયમાં ઉન્મુખ થાય તો ભલે થાય પણ તેમાં 'હું સુંઘું છું' એમ માની લેનારો જે ચોર છે તેને હું જાણતોજ નથી.[૫૭] ઉપર કહેલાં સ્થળોમાં (ઇંદ્રિયોનાં કાર્યોમાં) 'હું કરૂં છું' એવી જે કલ્પના થાય છે એ તો ઝાંઝવાનાં પાણીની પેઠે એક જાતનું વ્યર્થ તૂતજ છે. એ કલ્પના એક જાતના તૂતરૂપ છે માટે તેના હોવાથી 'આ દેહ હું છું' એવો જે અભિનિવેશ થાય છે તેપણ એક જાતનું કુભાંડજ છે. દેહમાં જે અહંભાવરૂપ વાસના છે તે ટળી જશે તો દેહનું જીવનજ નહિ રહે એમ નથી. કેમ કે વાસનાવિનાનો દેહ પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોનેલીધે પોતાની મેળે પોતાનાં જીવનરૂપ બહારનાં કાર્યોમાં પ્રવર્ત્તી શકે એમ છે. દેહની પ્રવૃત્તિમાં વાસના કારણરૂપ છેજ નહિ.[૫૮,૫૯] હે ચિત્ત ! જો વાસનાવિનાનું કામ કરવામાં આવે તો તાત્કાલિક ભોગના આભાસમાં 'હું સુખી છું કે દુઃખી છું' એવું અભિમાન થાયજ નહિ અને ભવિષ્યમાં પણ સુખ–દુઃખોનો પણ અનુભવ થાયજ નહિ એટલે શોક, મોહ, ભય, ઉદ્વેગ તથા ચિંતા આદિ સઘળા તાપોની શાંતિજ થાય એ મ્હોટો ગુણ છે.[૬૦] હે મૂર્ખ ઇંદ્રિયો ! આ પ્રમાણે છે એટલા માટે અંદરથી પોતપોતાની વાસનાને છોડી દઇને પછી સઘળાં કામ કરો કે જેથી તમને કોઈ દુઃખજ પ્રાપ્ત થશે નહિ.[૬૧] જેમ બાળકો પ્રથમ કાદવનાં રમકડાં બનાવી લે છે અને પછી તેઓના વિનાશથી ખેદને બનાવી લે છે, તેમ તમોએજ વિષયોની અને વિષયોના નાશથી દુઃખની આ ખોટી વાસના બનાવી લીધેલી છે.[૬૨] જેમ તરંગ આદિ પદાર્થો જળથી જુદા નથી, તેમ વાસના આદિ સઘળા પદાર્થો આત્માથી જુદા નથી એવો નિશ્ચય જ્ઞાનીનેજ હોય છે, અજ્ઞાનીને હોતો નથી.[૬૩] હે ઇંદ્રિયોરૂપી બાળકો ! જેમ કોશેટાના મૂઢકીડાઓ પોતેજ ઉત્પન્ન કરેલા તંતુથી વ્યર્થજ ખરાબ થાયછે, તેમ તમે પોતેજ ઉત્પન્ન કરેલી તૃષ્ણાથી વ્યર્થજ ખરાબ થાઓ છો.[૬૪] હે ઇંદ્રિયો! જેમ પર્વતના શિખરની ઉપર ચડતાં માણસો પિત્તથી ભ્રમણ પામતી પોતાની દૃષ્ટિનેલીધેજ નીચે પડી જઇને ઊંડી ખાડામાં લોટેછે, તેમ તમે પોતાની તૃષ્ણાનેલીધેજ અવળા માર્ગોમાં પડીને જરાના તથા મરણનાં સંકટોમાં લોટો છો.[૬૫] જેમ છિદ્રોમાં પરોવાયેલી લાંબી દોરીજ મોતીઓને એકઠાં બાંધવાના કારણરૂપ થાય છે, તેમ વાસનાજ તમોને એકત્ર બંધાવામાં કારણરૂપ થયેલી છે.[૬૬] આ વાસના કેવળ ભ્રાંતિથીજ સંપાદિત થયેલી છે માટે વાસ્તવિકરીતે સાચી છેજ નહિ અને તે વાસના, જેમ દાતરડાથી ખડ કપાઈ જાય, તેમ સંકલ્પના ત્યાગમાત્રથીજ કપાઈ જાય છે.[૬૭] જેમ પવનોની પંક્તિ દીવાઓને તથા બીજાં ચકચકીત તેજોને પણ મુંઝાવી દેવાનેમાટે તથા નષ્ટ કરી દેવાનેમાટે કારણરૂપ થાય છે, તેમ આ વાસનાજ તમોને મોહયુક્ત કરી દેવાનેમાટે તથા મરણ આદિનાં દુઃખો દેવાનેમાટે કારણરૂપ થયેલી છે.[૬૮] હે સઘળી ઇંદ્રિયોના કરંડીઆરૂપ ચિત્ત ! આ પ્રમાણે છે એટલામાટે તું સઘળી ઇંદ્રિયોની સાથે એકમત થઈ, પોતાના મિથ્યારૂપપણાનો નિશ્ચય કરી નિર્મળ અને પરમશાંત બ્રહ્મરૂપ થઇને રહે.[૬૯] હે ચિત્ત ! તું પ્યારાવિષયોના ત્યાગરૂપ મંત્રની યુક્તિથી આ છેડાવિનાની અને અજ્ઞાનરૂપ વિષમવિષયથી ઉત્પન્ન થયેલી 'અહંતા' નામની વાસનારૂપી વિષૂચિકાને

(કૉલેરાને) સારી પેઠે દૂર કરી નાખીને સંસારથી રહિત, પૂર્ણાનંદ અને જેને મરણ આદિ ભયો પહોંચી શકતા નથી એવા પરમાત્મારૂપ થઈ જા.[70]

विषयविषविषूचिकामनंतां निपुणमहंस्थितिवासनामपास्य ।
अभिमतपरिहारमंत्रयुक्त्या भवविभवो भगवान् भियामभूमिः ।। ७० ।।

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિચાર' નામનો બાવનમો સર્ગ સંપૂર્ણ.૫૨

# સર્ગ ૫૩ મો*

## આત્મા વાસના અને અહંકારથી નિર્લેપ છે તથા મન અને શરીર પરસ્પર વૈરી છે

उद्दालक उवाच । अपारपर्यंतवपुः परमाण्वणुरेव च ।
चिद्‌चेत्या तदाक्रांतौ न शक्ता वासनादयः ।। १ ।।

ઉદ્દાલક વિચાર કરે છેઃ–જે ચૈતન્ય છે તે અપાર છે, અવધિઓથી રહિત છે, પરમાણુ-કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે અને વિષયોથી રહિત છે માટે વાસના આદિ પદાર્થો એ ચૈતન્યનો જરા પણ સ્પર્શ કરવાને સમર્થ નથી.[1] બુદ્ધિમાં તથા અહંકારમાં ચૈતન્યનાં પ્રતિબિંબો પડવાનેલીધે જડ ઇંદ્રિયોએ વિસ્તારેલી અને ખોટી છતાં પણ પિશાચણીઓની પેઠે ત્રાસ આપવામાં સજ્જ રહેનારી વાસનાઓનો મનજ અનુભવ કરે છે.[2] જાગ્રતમાં કરવામાં આવેલા ઘણા ઘણા વિષયોના વિચારોથી અને અનુભવેલા વિષયોથી ફરીવાર પણ મનજ સ્વપ્નમાં નાડીના છિદ્રની અંદર વાસનામય વિષયોનો અનુભવ કરે છે. હું તો નિર્લેપ ચૈતન્યરૂપ છું માટે મને તે વાસનાઓનો કે વિષયોનો લેપ થતો નથી.[3,4] ચૈતન્ય સર્વવ્યાપક છે અને જ્ઞાન-સ્વરૂપ છે માટે તેને જન્મ કે મરણ છેજ નહિ. જીવને જો પોતાના અવિનાશી અદ્વિતીયસ્વરૂપનું દર્શન થાય તો મરવું કે કોઈના હાથથી મરાવું કાંઈ પણ રહે નહિ.[5] જેને જીવિતનું પ્રયોજન હોય તેનેજ મરણનો ભય લાગે છે પણ ચૈતન્યને જીવિતનું પ્રયોજન નથી માટે તેને મરણનો ભય કેમ હોય ? ચૈતન્યજ સર્વના આત્મારૂપ છે અને સર્વના જીવિતરૂપ છે. સર્વના જીવિતરૂપ એ આત્મચૈતન્ય સર્વમાં ભરપૂર છે માટે તેને કઈ વસ્તુ અપ્રાપ્ત છે કે જેની તે ઇચ્છા કરે.[6] અનેક દુષ્ટવિકલ્પોની પંક્તિઓથી ભરેલી જીવવાની અને મરવાની કલ્પના મનનેજ થાય છે પણ આત્મા કે જે નિર્મળ છે તેને થતી નથી.[7] જેને દેહાદિમાં અહંભાવ થયો હોય તેનેજ જન્મ–મરણો પ્રાપ્ત થાય છે. આત્માને દેહાદિમાં અહંભાવ થયોજ નથી માટે તેને જન્મ–મરણોની પ્રાપ્તિ ક્યાંથીજ હોય.[8] અહંકાર એ એક જાતના ખોટા મોહરૂપજ છે, મન પણ ઝાંઝવાનાં પાણીજેવું છે, અને પદાર્થોનો સમૂહ જડ છે માટે એઓમાં કોને દેહાભિમાન થયું ગણી શકાય ? આમ છે એટલામાટે દેહનું અભિમાન નિર્મૂળજ છે.[9] દેહ તો માંસમય તથા રૂધિરમય છે, મન તો વિચારમાત્રથીજ નષ્ટ થઈ જાય એવું છે અને ચિત્ત આદિ સઘળા પદાર્થો તો જડ છે માટે એઓમાં 'હું દેહ છું' એવું અભિમાન ધરવાને યોગ્ય કોણ છે ? કોઈ પણ નથી.[10] ઇંદ્રિયો સર્વદા પોતાને વાસ્તેજ પોતપોતાના વિષયોની લાલચથી કામ

* આ ત્રેપનમા સર્ગમાં આત્માને વાસનાઓના તથા અહંકારના લેપથી રહિતપણું અને શરીરને તથા મનને વૈર હોવાનું કહેવામાં આવશે.

કર્યા કરે છે.અને વિષયો પોતાના સ્વરૂપથીજ રહ્યા છે તો તેઓમાં દેહાભિમાનને પોષણ આ-પીને તેનો ઉપકાર કરે એવું કોણ છે? કોઈ પણ નથી.[૧૧] સત્ત્વગુણ પ્રકાશ આપવારૂપી પોતાનું કામ કર્યા કરે છે. રજોગુણ પ્રવૃત્તિ આપવારૂપી પોતાના કામમાંજ તત્પર રહે છે, તમો-ગુણ મોહ આપવાનુંજ કામ કર્યા કરે છે, માયા ત્રણે ગુણોના સામ્યરૂપ પોતાના સ્વભાવમાંજ રહી છે અને બ્રહ્મ પણ સત્પણારૂપ પોતાના સ્વભાવમાંજ રહ્યું છે તો હવે એઓમાંથી 'હું દેહ છું' એવું અભિમાન ધરનાર કોણ ઘટે છે? કોઈ પણ ઘટતું નથી.[૧૨] આ દેહમાં જે આત્મા છે તે તો સર્વમાં વ્યાપક, સઘળા દેહોમાં રહેનાર, સર્વકાળમય અને સર્વથી મ્હોટો કેવળ પર-માત્માજ છે માટે તેને પણ અહંકારનું પાત્ર ગણી શકાય એમ નથી.[૧૩] આમ છે એટલામાટે અહંકાર એ તે કઇ જાતનો છે, કેવા આકારવાળો છે, કોણ છે, કેવો કહી શકાય એમ છે, કોણે કરેલો છે, શા કારણથી થયેલો છે, કેવા વર્ણવાળો છે, કોના વિકારરૂપ છે અને શી ચીજ છે? એમ કોઈ પણ રીતે તેનું નિરૂપણ કરી શકાતુંજ નથી માટે મિથ્યાજ છે. આવા મિથ્યાભૂત અહંકારની ભાવના રાખીને હું શું લઉં અને શું છોડી દઉં?[૧૪] 'અહંકાર' નામનો કોઈ પદાર્થજ વિચારમાં ટકી શકતો નથી. કેમ કે તેને 'છે' એમ કહેવામાં પણ કોઈ યોગ્યયુક્તિ નથી અને 'નથી' એમ કહેવામાં પણ કોઈ યોગ્યયુક્તિ નથી માટે રજ્જુમાં પ્રતીત થયેલા સર્પની પેઠે અનિર્વ-ચનીયજ છે. આ પ્રમાણે અહંકાર અનિર્વચનીય છે અને હું તો સર્વદા સતરૂપજ છું માટે મને અહંકારનો સંબંધ શા કારણથી ઘટે અને કયા પ્રકારથી ઘટે?[૧૫] અહંકારનું હોવું મુદ્દલ સંભવતુંજ નથી માટે તેની સાથે કોને સંબંધ ઘટે, શાથી સંબંધ ઘટે અને કેવો સંબંધ ઘટે? આ પ્રમાણે અહંકારનો સંબંધજ સિદ્ધ થતો નથી માટે તેથી થતી 'તું અને હું' એ કલ્પના પણ ઉડીજ જાય છે.[૧૬] બ્રહ્મથી જુદા પદાર્થની શોધ કરવા બેસતાં, કોઈ જુદો પદાર્થ મળતોજ નથી માટે જગતમાં જે કાંઇ આ છે તે સઘળું બ્રહ્મરૂપજ છે અને હું પણ સતરૂપ છું માટે બ્રહ્મજ છું તો હવે વૃથા શોક શામાટે કરૂં છું?[૧૭] એકજ નિર્મળ સ્વરૂપ સર્વમાં વ્યાપક અને સર્વરૂપ થઇને રહેલું છે તો હવે તેમાં અહંકારરૂપી કલંકનો ઉદય કેમ થવો સંભવે અને શાથી થવો સંભવે?[૧૮] આ જે જુદાજુદા પદાર્થો જોવામાં આવે છે તેઓ મુદ્દલ છેજ નહિ કેમ કે જે કાંઈ છે તે આત્માજ છે. કદાચ એ પદાર્થો હોય તોપણ આત્માને તેઓમાંથી કોઇનો સંબંધ નથી.[૧૯] જેમ મન સ્વપ્નાવસ્થામાં પોતે પોતામાંજ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરીને લીલા કરે છે, તેમ જાગ્રતમાં પણ મનજ પોતે પોતામાંજ પ્રત્યેક્ ઇંદ્રિયો આદિ સઘળા પદા-ર્થોને ઉત્પન્ન કરીને લીલા કરે છે. આત્મા તો અસંગ છે માટે તેને કોનો સંબંધ હોય, શા કારણથી સંબંધ હોય અને કેમ સંબંધ હોય?[૨૦] જેમ પથરો, લોઢું અને સળી એક સ્થળમાં પડ્યાં હોય તોપણ તેઓને એકબીજાની સાથે કશું લાગતું-વળગતું નથી, તેમ દેહ, ઇંદ્રિયો, મન અને ચૈતન્ય એક સ્થળમાં જોવામાં આવે છે તોપણ તેઓને એકબીજાની સાથે કશું લાગતું-વળગતું નથી.[૨૧] આ અહંકારરૂપી મ્હોટો ભ્રમ અજ્ઞાનથીજ વ્યર્થ ઉઠેલો છે માટે 'આ મ્હારૂં છે અને આ અમુકનું છે' એમ માનીને જગત ભ્રમથીંજ ગોથાં ખાધા કરે છે.[૨૨] તત્ત્વનું અવલોકન નહિ થવાથીજ ઉત્પન્ન થયેલું આ અહંકારરૂપી કુષ્માંડ, જેમ હિમ તાપથી પીગળી જાય છે, તેમ તત્ત્વના અવલોકનથી પીગળી જાય છે.[૨૩] બ્રહ્મથી જુદી સત્તાવાળું

કાંઈ પણ નથી. જે કાંઇ છે તે બ્રહ્મજ છે અને તે બ્રહ્મ મ્હારૂંજ તત્ત્વ છે માટે હું તેનીજ ભાવના કરૂં.[૨૪] આ અહંકારરૂપી ભ્રમ કે જે આકાશના રંગની પેઠે મિથ્યાજ પ્રતીત થયેલો છે તેનું પાછું કદી પણ સ્મરણ ન થાય એવું અત્યંત વિસ્મરણ કરવું યોગ્ય છે એમ હું માનું છું.[૨૫] અનાદિ કાળથી થયેલા આ અહંકારરૂપી ભ્રમને તેના મૂળરૂપ અજ્ઞાનની સાથે છોડી દઈ, શાંત થઈને હું જેમ શરદૃઋતુનું આકાશ પોતાના સ્વભાવમાંજ રહે છે, તેમ પોતાના સ્વરૂપમાંજ રહું.[૨૬] ભાવના કરવામાં આવેલો દેહાદિમાં અહંભાવ (હુંપણું) અનર્થોના સમૂહને આપે છે, પાપને વિસ્તીર્ણ કરે છે અને સંતાપનેજ ફેલાવે છે.[૨૭] હૃદયરૂપી આકાશમાં દુષ્ટ વાસનાઓરૂપી જળવાળો અહંકારરૂપી મેઘ રહેલો હોય ત્યાંસુધી શરીરરૂપી કદંબમાં ચારેબાજુ દોષોરૂપી મંજરીઓ પ્રફુલ્લિત થયા કરે છે.[૨૮] જન્મના અંતે મરણ છે, મરણના અંતે જન્મ છે અને સઘળા ભોગ્યપદાર્થો નાશથી ખંડિત થઈ જાય છે માટે આ સંસારરૂપી વેદના બહુ ભુંડી છે.[૨૯] જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્યકાંતમણિઓનો અગ્નિ શાંતજ થતો નથી, તેમ દુષ્ટબુદ્ધિવાળાઓની 'આ મળ્યું અને આ હવે મળશે' એવા પ્રકારની બળતરા આપનારી પીડા શાંતજ થતી નથી.[૩૦] જેમ જડવાદળાંઓની પંક્તિ જડપર્વતોની પંક્તિને અનુસરે છે, તેમ 'મને આ વસ્તુ છે અને આ વસ્તુ નથી' એવી ચિંતા અહંકારનેજ અનુસરે છે.[૩૧] અહંકાર ક્ષીણ થઈ જાય તો સંસારરૂપી વૃક્ષ રસવિનાનું થઈ, સૂકાઇને પથરાજેવું થઈ જવાનેલીધે ફરીવાર અંકુરને ઉત્પન્ન કરી શકતુંજ નથી.[૩૨] વિચારરૂપી ગરૂડ આવે તો દેહરૂપી વૃક્ષમાં રહેનારી તૃષ્ણાઓરૂપી કાળી નાગણીઓ ક્યાંય જતી રહે છે.[૩૩] જગત મિથ્યાભૂત અજ્ઞાનથીજ ઉત્પન્ન થયેલું છે અને અધ્યાસરૂપી ભ્રાંતિથીજ સત્યજેવું લાગે છે તો તેમાં જે કાંઈ ભેદરૂપ વ્યવહાર છે તે પણ ખોટોજ છે તો હવે 'તું અને હું' એવો ભ્રમ કેવો હોય ?[૩૪] અજ્ઞાન કે જે કોઈના કારણપણાને લાયકજ નથી તેમાંથી પ્રયોજનવિનાનુંજ આ જગત ઉત્પન્ન થયું છે તો જે વસ્તુ કારણપણાને યોગ્ય નહિ એવા પદાર્થમાંથી મફતજ ઉત્પન્ન થઇ હોય તેને સાચી કેમ કહી શકાય ?[૩૫] જેમ ઘડો અનાદિકાળથી માટીમાંજ હતો, હમણાં પણ માટીમાંજ છે અને હવે પછી પણ માટીમાંજ રહેશે, તેમ દેહ અનાદિકાળથી બ્રહ્મમાંજ હતો, હમણાં પણ બ્રહ્મમાંજ છે અને હવે પછી પણ બ્રહ્મમાંજ રહેશે.[૩૬] જેમ પૂર્વકાળમાં અને ઉત્તરકાળમાં કેવળ જળરૂપેજ રહેનારૂં જળ મધ્યકાળમાં થોડીકવાર ચંચળ થઈ, આદિની તથા અંતની સૌમ્યતાનો ત્યાગ કરીને તરંગરૂપે રહે છે તોપણ તે જળજ છે, પણ બીજી કોઇ વસ્તુ નથી, તેમ પૂર્વકાળમાં અને ઉત્તરકાળમાં કેવળ બ્રહ્મરૂપેજ રહેનારૂં આ દેહાદિ મધ્યકાળમાં થોડીકવાર જડરૂપે વ્યવહાર કરતું જોવામાં આવે છે તોપણ તે બ્રહ્મ છે, પણ બીજી કોઈ વસ્તુ નથી.[૩૭] આ ક્ષણભંગુર દેહમાં અને તુરતજ નષ્ટ થઈ જનારા તરંગમાં જેઓ સ્થિરપણાનો વિશ્વાસ રાખી બેસે છે તે કુબુદ્ધિલોકોને દુઃખી થનારાજ સમજવા.[૩૮] આ સઘળાં નામ–રૂપો પ્રથમ પણ ન હતાં, પછી પણ નહિ હોય અને કેવળ મધ્યમાંજ પ્રતીત થયાં છે તો હવે એવા પદાર્થોમાં વિશ્વાસ રાખવો એ કેવું અભાગીયાપણું છે.[૩૯] જેને સત્ કે અસત્ કહી શકાતુંજ નથી અને જે વિચાર કરતાં, તિરોહિતજ થઇ જાય છે એવું ચિત્ત આદિમાં તથા અંતમાં તો શાંત બ્રહ્મરૂપેજ રહે છે. આદિમાં તથા અંતમાં શાંત થઈ જઇને

બ્રહ્મરૂપે રહેનારૂં આ ચિત્ત મધ્યકાળમાં કાંઈ અન્યરૂપે ઉદય પામે છે એમ કહી શકાય કે ?[૪૦] જેમ સ્વપ્નોના દેખાવોમાં, ચારેબાજુથી લાગેલા સિંહ આદિના ભયોમાં, મદ્ય આદિનો મદ ચડવાની દશાઓમાં, વહાણમાં બેસવાથી ફેર આવવાના સમયમાં,[૪૧] વાયુ આદિ દોષોથી થયેલા સન્નિપાતોમાં, ચક્ષુ આદિના દોષથી થયેલા બે ચંદ્ર આદિના દેખાવોમાં, બહુજ પ્યારા-પદાર્થના લાભથી થયેલા આનંદના સમયમાં અને કામ તથા ક્રોધ આદિ દોષોના અત્યંત આવેશના સમયોમાં ઈષ્ટ અથવા અનિષ્ટપદાર્થોનું ચંચળ રૂપ જોવામાં આવે છે અને પાછું મિથ્યા સમજાયાથી તુરતજ ક્ષીણ થઈ જાય છે, તેમજ આ સંસારરૂપી ભ્રાંતિ પ્રતીતિના સમયમાં જોવામાં આવે છે અને પાછી બાધથી મિથ્યા સમજાતાં, તુરત ક્ષીણ થઇ જાય છે.[૪૨,૪૩] હે ચિત્ત ! સ્વપ્ન આદિમાં દેખાયેલા પદાર્થો થોડા કાળસુધીજ રહે છે અને આ જગતરૂપી ભ્રમ મોક્ષ થતાંસુધી રહે છે એટલો જોકે કાળમાં ન્યૂનાધિકપણારૂપ વિશેષ છે તોપણ એ કાળનું ન્યુનાધિકપણું તેંજ કલ્પી લીધેલું છે માટે કલ્પનાવિના બીજો કાંઈ વિશેષ નથી. તેંજ કલ્પી લીધેલું કાળનું ન્યૂનાધિકપણું વ્યવહારસંબંધી વસ્તુઓમાં સર્વદા સત્યપણાની ભ્રાંતિ ઉપજાવી સુખ–દુઃખોના નિમિત્તરૂપ થઇને તનેજ પીડે છે. જેમ સ્ત્રી કે પુત્ર આદિનું મરણ નહિ થયા છતાં પણ કોઈ ઠગારાના વચનથી થયેલી તેઓનાં મરણની ભ્રાંતિ અને ભ્રાંતિથી કલ્પાયેલી વિયોગની રાત્રિઓ સંસારમાં રાગવાળા પુરૂષને પીડે છે, તેમ તેંજ કલ્પેલી વ્યવહારના પદાર્થોમાં સત્યપણાની ભ્રાંતિ અને તે ભ્રાંતિથી તેંજ કલ્પેલું કાળનું ન્યૂનાધિકપણું તનેજ પીડે છે. અથવા એ ત્હારો અપરાધ નથી પણ હું કે જે ત્હારામાં હું પણાનો મિથ્યા અભ્યાસ કરનાર છું તેનોજ અપરાધ છે કે જે અપરાધનેલીધે તું ઝાંઝવાનાં પાણીની પેઠે મિથ્યા છતાં પણ સાચાજેવું દેખાય છે અને જે ત્હારૂં કરેલું હોય તે મ્હારા કરેલાજેવું થઈ જાય છે.[૪૪,૪૫] આ જે કાંઈ અત્યંત વિસ્તીર્ણ દૃશ્યોનું મંડળ જોવામાં આવે છે તે સઘળું મિથ્યાજ છે, એમ જો નિર્ણય કરવામાં આવે તો મન મનપણાને છોડીને બ્રહ્માકાર થઈ જાય છે.[૪૬] આ દૃશ્યોનું સઘળું મંડળ મિથ્યા છે, એવો દૃઢનિશ્ચય મનમાં આરૂઢ થાય તો, જેમ હેમંતઋતુમાં મંજરીઓ ક્ષીણ થાય છે, તેમ ભોગોની સઘળી વાસનાઓ ક્ષીણ થઈ જાય છે.[૪૭] મન જો રાગથી રહિત થઇ, વિષયોના મનનરૂપી વ્યસનને છોડી દઈ આત્માનું અવલોકન કરે તો પોતાની મેળેજ વિશ્રાંતિના સુખને પ્રાપ્ત થાય.[૪૮] ચિત્ત જો પોતાના ઇંદ્રિયો આદિ અવયવોનો સંકોચ કરીને પરમાત્મારૂપી અગ્નિમાં પડે તો પોતાના ચિત્ત-પણાને બાળી નાખીને અત્યંત અવિચળશુદ્ધિને પ્રાપ્ત થાય.[૪૯] જેમ વીરપુરૂષ દેહને તુચ્છ ગણી, ઘર આદિ વિષયોની વાસનાને છોડી દઇ, મરવું સ્વીકારીને બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ જયને મેળવે છે, તેમ મન જો દેહને તુચ્છ ગણી, ઘર આદિ વિષયોની વાસનાને છોડી દઈ પોતાના નાશને સ્વીકારે તો બ્રહ્માકારપણારૂપ જયને મેળવે છે.[૫૦] મન શરીરને તાપ આપનાર હોવાથી શરીરનો શત્રુ છે અને શરીર મનને તાપ આપનાર હોવાથી મનનો શત્રુ છે. પણ જેમ ઘડો જળથી ભરાતાં, થયેલો ઘડાનો અને જળનો સંયોગ એ બન્નેમાંથી એકનો નાશ થતાં, નષ્ટ થઇ જાય છે, તેમ મન અને શરીર એઓ પોતામાંના એકની વાસના નષ્ટ થવાથી નષ્ટ થઈ જાય છે. મનની વાસના નષ્ટ થાય તો શરીર નષ્ટ થઈ જાય છે અને શરીરની વાસના નષ્ટ

થઇ જાય તો મન નષ્ટ થઈ જાય છે.[૫૧] મન અને શરીર કે જેઓ પરસ્પરને તાપ આપનારાં હોવાથી પરસ્પરનાં શત્રુ પણ છે અને પરસ્પરને આશ્રય આપનારાં હોવાથી પરસ્પરનાં મિત્ર પણ છે એઓનો તેઓનાં મૂળસહિત નાશ થાય તોજ પરમસુખની પ્રાપ્તિ થાય એમ છે.[૫૨] શરીરનું મરણ થતાં પણ જો મન જીવતું રહ્યું હોય તો બીજા શરીરની કલ્પના થાય છે માટે એકલા શરીરના મરણથી સર્વ દુ:ખોનો નાશ થાય છે એમ સમજવું નહિ. શરીરનો નાશ થવાથી સઘળાં દુ:ખો ટળી ગયાનું જે કહેવામાં આવે છે તે વાત તો લોઢાની પૂતળી આકાશમાં રહીને પૃથ્વીને ખાઈ ગઈ એ વાતની પેઠે સંભવવિનાનીજ છે.[૫૩] સ્વાભાવિક વિરોધવાળાં એ મન અને શરીર એઓ બન્ને જ્યાં ભેગાં થાય ત્યાં તો અનર્થોના સમૂહો ધારાઓની પેઠે પડે છે.[૫૪] મન અને શરીર કે જેઓ પરસ્પરનાં વિરોધી છે તેઓના સમાગમમાં (વિષયસંબંધી સુખભોગમાં) જે પુરૂષ રૂચિ રાખતો હોય તે અધમને તો જેમાં, સમુદ્રનાં જળો પડ્યાંજ કરે છે એવા ખુલ્લા વડવાગ્નિમાંજ નાખી દેવો જોઈએ.[૫૫] જેમ બાળક યક્ષને કલ્પી લે છે, તેમ મન શરીરને કલ્પી લઈ જીવતાંસુધી ખાવાનું આપતાં, તે શરીરને પોતાના (મનના) અભિનિવેશથી થતાં સઘળાં દુ:ખો આપે છે માટે મન શરીરનો શત્રુ છે.[૫૬] મને દુ:ખો આપીને તપાવેલું શરીર અનેક પ્રકારના રોગ આદિને ઉત્પન્ન કરીને મનને પીડવા ઈચ્છે છે માટે શરીર મનનો શત્રુ છે. જોકે શરીર પુત્રના ઠેકાણે છે અને મન બાપના ઠેકાણે છે તોપણ બાપ જ્યારે પુત્રને અત્યંત દુ:ખ દેવા લાગે ત્યારે પુત્ર પણ તેને દુ:ખ દેવાનું કરે એ સ્વાભાવિકજ છે.[૫૭] કોઈ સ્વાભાવિક શત્રુ પણ નથી અને કોઈ સ્વાભાવિક મિત્ર પણ નથી, પરંતુ જે સુખ આપે તે મિત્ર કહેવાય છે અને જે દુ:ખ આપે તે શત્રુ કહેવાય છે.[૫૮] શરીર રોગઆદિ દુ:ખોનો અનુભવ કરીને ક્ષણમાત્રમાં મનને પીડવા ઇચ્છે છે અને મન રાગ–દ્વેષાદિ દુ:ખોનો અનુભવ કરીને ક્ષણમાત્રમાં શરીરને પીડવા ઈચ્છે છે.[૫૯] આ પ્રમાણે મન અને શરીર કે જેઓ પરસ્પરને દુ:ખ દેનારાં છે અને પરસ્પરના અત્યંત વિરોધી છે તેઓનો પરસ્પર સમાગમ થવાથી સુખ પ્રાપ્ત થવાની શી આશા રાખવી?[૬૦] મનજ ક્ષીણ થઈ જાય તો શરીરને દુ:ખો પ્રાપ્ત થવાનો સંભવજ નથી અને શરીરે પણ મનનો ક્ષય કરવાની ઉત્કંઠા રાખીને જ્ઞાનનાંસાધનોમાં યત્ન કરવું યોગ્ય છે.[૬૧] મનને આત્મજ્ઞાન પ્રાપ્ત ન થયું હોય ત્યાંસુધી તેને જીવતું શરીર પણ અનેક અનર્થો આપે છે અને મરતું શરીર પણ અનેક અનર્થો આપતું જાય છે માટે શરીરના નાશથી મનનું ઇષ્ટ થાય એમ નથી.[૬૨] જેમ મન અને શરીર એઓ પરસ્પરનાં શત્રુ છે તેમ પરસ્પરનાં મિત્ર પણ છે; કેમ કે મનના અનુગ્રહથી શરીર પુષ્ટ થાય છે. જેમ જડ મેઘ પોતાના જળથી તળાવને પુષ્ટ કરે છે અને જડ તળાવ ઉન્હાળામાં પોતાની વરાળ આપવાથી મેઘને પુષ્ટ કરે છે, તેમ જડ મન પોતાના સંતોષથી શરીરને પુષ્ટ કરે છે અને જડ શરીર પોતાનાં ખાન–પાનથી મનને પુષ્ટ કરે છે.[૬૩] આ મન અને શરીર જો કે એકરીતે પરસ્પરને દુ:ખ દેનારાં હોવાનેલીધે પરસ્પરથી વિરૂદ્ધ સ્વભાવવાળાં છે તોપણ, જેમ લોકમાં જળ અને અગ્નિ પરસ્પર વિરૂદ્ધસ્વભાવવાળાં છતાં પણ માણસને રસોઈના કામમાં ભેગાં રહીને ઉપયોગી થાય છે, તેમ લોકોને વ્યવહારસંબંધી કાર્યોમાં ભેગાં રહીને ઉપયોગી થાય છે.[૬૪] મન ક્ષય પામે તો શરીર ક્ષય પામી જાય છે અને મન વધતું જાય તો શરીર વૃક્ષની પેઠે પ્રફુલ્લિત શાખાઓવાળું

થઇને વૃદ્ધિ પામે છે.[૬૫] મન ક્ષીણ થાય તો વાસનાઓ ક્ષીણ થવાનેલીધે શરીર ક્ષીણ થાય છે પણ શરીર ક્ષીણ થાય તો મન ક્ષીણ થતું નથી એટલામાટે મનને ક્ષીણ કરવાના ઉપાય કરવા જોઇએ.[૬૬] આમ છે એટલામાટે સંકલ્પોરૂપી વૃક્ષોવાળા અને તૃષ્ણાઓરૂપી લતાઓવાળા મન-રૂપી વનને કાપી નાખી, આત્માનંદરૂપી મ્હોટા મેદાનમાં જઇને હું મોજથી વિહાર કરૂં.[૬૭] આ મન જો ક્ષય પામતું જાય તો પોતાના સ્વભાવમાં નહિ રહેતાં, વાસનાઓના જાળથી રહિત થતાં થતાં, જેમ વર્ષાઋતુના અંતે મેઘ નષ્ટ થઈ જાય છે, તેમ નષ્ટ થઈ જશે.[૬૮] ત્વચા, રૂધિર તથા માંસ આદિ ધાતુઓની એક જાતની એકઠી ગોઠવણરૂપી આ 'શરીર' નામનો મ્હારો શત્રુ, મન ગલિત થતાં, ભલે ગલિત થઈ જાય કે ભલે રહે તોપણ મને તેથી કાંઈ હાનિ નથી.[૬૯] ભોગોની સંપત્તિ જે મનને સુખ દેવાને-વાસ્તેજ શરીરની અપેક્ષા રાખે છે તે મન મ્હારૂં નથી અને હું મનનો નથી. મ્હારે સુખના લેશનું પણ શું પ્રયોજન છે?[૭૦] 'જે આ શરીર છે તે હું નથી' એમ સમજવામાં જે યુક્તિ છે તે આ પ્રમાણે છે. સઘળાં અંગો વિદ્યમાન છતાં પણ શબ કાંઈ ક્રિયા કરી શકતું નથી માટે આત્મા જુદો છે. શરીરથી જુદો, નિત્ય અને જેનો પ્રકાશ કદી પણ બંધ પડતો નથી એવો આત્મા હું છું. હું વ્યાપક હોવાનેલીધે સૂર્યના મંડળમાં પણ રહ્યો છું અને સૂર્યથી સમાગમ પામીને આકાશમાં સૂર્યને પણ જાણું છું.[૭૧,૭૨] મને અજ્ઞાન નથી, મને દુઃખ નથી, મને અનર્થ નથી અને મને કાંઈ અડચણ પણ નથી. શરીર રહે તોપણ ભલે અને પડી જાય તો પણ ભલે હું તો પરમધીર થઇને રહ્યો છું.[૭૩] જ્યાં આત્માનો અવબોધ છે ત્યાં મન પણ નથી, ઇંદ્રિયો પણ નથી અને વાસનાઓ પણ નથી. જેમ રાજાની પાસે પામરલોકોની સ્થિતિ હોયજ નહિ, તેમ આત્માના પ્રકાશની પાસે મનની, ઇંદ્રિયોની કે વાસનાઓની સ્થિતિ સંભવેજ નહિ.[૭૪] હું એ બ્રહ્મપદને પામ્યો છું, કેવળ છું, સર્વથી ઉત્કૃષ્ટ છું, શાંત છું, અંશોથી રહિત છું, ક્રિયાઓથી રહિત છું અને ઇચ્છાથી પણ રહિત છું.[૭૫] જેમ તલમાંથી જુદા પાડેલા તેલને તલના કુચ્ચાથી સંબંધ રહેતો નથી, તેમ હમણાં મને મનથી, ઇંદ્રિયોથી કે દેહ આદિથી સંબંધ રહ્યો નથી.[૭૬] હું જ્યારે અવશેષ રહેલા પ્રારબ્ધના ભોગ ભોગવવારૂપી લીલા કરવાસારૂ સમાધિરૂપ ઉત્તમપદમાંથી ચલિત થઇશ અને પૂર્વની વાસના મ્હારી બુદ્ધિને બ્રહ્માકારપણામાંથી કાંઇક જુદી પાડશે ત્યારે આ દેહ તથા ઇંદ્રિયો આદિ પદાર્થો સારાપરિવા-રની પેઠે મને વિનોદ આપશે.[૭૭] હું કે જે સર્વમાં બ્રહ્મદૃષ્ટિવાળો છું તે એ રીતે વ્યવહારના આભાસમાં આવીશ ત્યારે સ્વચ્છતા, પૂર્ણકામતા, આત્મસત્તા, પ્રિયતા, સત્યતા, વિદ્વત્તા, આ-નંદની છટા, ઉપશાંતિ, સર્વદા કોમળ વાણી, પૂર્ણતા, ઉદારતા, સ્વભાવની અબાધિત સ્થિતિ, કાંતિ, એકાગ્રતા, સર્વમાં એકતા, નિર્ભયતા અને દ્વૈતરૂપ વિકલ્પની ક્ષીણતા એઓ મનગ-મતી સ્ત્રીઓની પેઠે મ્હારી સેવા કરશે કે જેઓ સમતાવાળી છે, સ્વસ્થ છે, સુંદર છે, ચડતી કળાઓવાળી છે અને ભાગ્યશાળી દેખાવવાળી છે.[૭૮,૮૦] સર્વ કાળમાં, સર્વ દેશમાં અને સર્વ પ્રકારે સઘળું દ્વૈત કલ્પનાથીજ થાય છે માટે હું કલ્પનાનેજ છોડી દઈશ. મને સઘળા વિષ-યોની ઉપર રાગ-દ્વેષ તથા તેઓથી થતાં સુખ-દુઃખો ક્ષીણજ થઇ ગયાં છે.[૮૧] મ્હારો મોહ ટળી ગયો છે, મન નષ્ટ થઈ ગયું છે અને ચિત્તસંબંધી વિકલ્પો સ્ફુટરીતે જતા રહ્યા છે માટે, જેમ ન્હાનું વાદળું દૃશ્યપણાને છોડી દઈને શરદૃઋતુના આકાશમાં વિશ્રાંત થાય છે,

તેમ હું દૃશ્યપણાને છોડી દઈને શીતળ પરમાત્મામાં વિશ્રાંત થાઉં છું.[૮૨]

**विगतमोहतया विमनस्तया गतविकल्पनचित्ततया स्फुटम् ॥**
**उपरमाम्यहमात्मनि शीतले घनलवः शरदीव नभस्तले ॥ ८२ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિચારવિલાસ' નામનો ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

---

## · सर्ग ५४ मो* ઉદ્દાલક છેવટે સમાધિમાંજ વિશ્રાંત થયો

**वासिष्ठ उवाच । इति निर्णीय ततया धिया धवलया मुनिः ।**
**बद्धपद्मासनस्तस्थावर्द्धोन्मीलितलोचनः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! એ ઉદ્દાલકમુનિ પ્રૌઢતાવાળી શુદ્ધબુદ્ધિથી એ પ્રમાણે નિર્ણય કરી, પદ્માસન વાળી નેત્રોને અર્ધાં ઉઘાડાં રાખીને બેઠો.[૧] 'ओम्‌કાર પરબ્રહ્મનું નામ છે તથા સ્વરૂપ છે અને જે ओम्‌કારનું ઉચ્ચારણ કરે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાયછે.' એમ નિર્ણય કરીને, જેમ ઘંટાનું મ્હોડું લોલખ સારી પેઠે પછડાયાથી ઊંચો નાદ કરે, તેમ એ મુનિ ધ્વનિ ઊંચો પહોંચે એવીરીતે ઊંચાસ્વરથી ओम्‌કારનું ઉચ્ચારણ કરવા લાગ્યો,[૨] એ ઉદ્દાલકનું ओम्‌કારાકાર વૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય અને કૂટસ્થ જીવચૈતન્ય એઓ ओम्‌કારની છેલી અર્દ્ધમાત્રાની ઉપર અભિવ્યક્ત થયેલા નિર્મળ પરબ્રહ્મમાં જ્યાંસુધી ઉન્મુખ થયાં ત્યાંસુધી તે ઉદ્દાલકે ओम्‌કારનુંજ ઊંચાસ્વરથી ઉચ્ચારણ કર્યા કર્યું. ओम्‌કાર કે જે અકાર, ઉકાર, મકાર અને છેલ્લી અર્ધમાત્રા એ રીતે સાડાત્રણ અવયવોવાળો છે તેનો પેહેલો ભાગ અકાર બહુજ ઊંચાસ્વરથી બોલતાં અને તેથી પ્રાણોની બહાર નીકળવાની તૈયારી થવાથી મૂલાધારથી (ગુદાથી) માંડીને હોઠસુધી સઘળા શરીરમાં રણકારો વ્યાપ્ત થઈ રહેતાં, જેમ અગસ્ત્યમુનિએ સઘળું જળ પીજઇને સમુદ્રને ખાલી કરી મૂક્યો હતો તેમ એ પ્રાણના બહાર નીકળવાના 'રેચક' નામના ક્રમે ઉદ્દાલકના સઘળા શરીરને ખાલી કરી મૂક્યું.[૩-૬] જેમ પક્ષી પોતાના પ્રાણનો ત્યાગ કરીને આકાશમાં જઈ રહે, તેમ ઉદ્દાલકનો પ્રાણવાયુ તેના શરીરનો ત્યાગ કરીને ચૈતન્યરૂપી રસથી ભરપૂર થયેલા બહારના આકાશમાં જઇ રહ્યો.[૭] આ સમયમાં, જેમ ઉત્પાતના પવને ઉછાળેલો દાવાનળ સૂકાયેલા ઝાડને બાળી નાખે છે, તેમ પ્રાણના બહાર નીકળવાના સંઘર્ષણથી હૃદયમાં ઉત્પન્ન થયેલા પ્રજ્વલિત જ્વાળાઓવાળા અગ્નિએ ઉદ્દાલકના સઘળા શરીરને બાળી નાખ્યું.[૮] હે રામ ! ओम्‌કારના પહેલા ભાગનું ઉચ્ચારણ થતાં, શરીરના શોષણ (ખાલી થવા)-રૂપ, પ્રાણની આકાશમાં સ્થિતિરૂપ, હૃદયમાંથી અગ્નિની ઉત્પત્તિરૂપ અને તે અગ્નિથી શરીરના બળીજવારૂપ સઘળી દશાઓ ઉદ્દાલકે સમાધિના નિયમપ્રમાણે ભાવનાથીજ માની લીધી, એમ સમજવું પણ હઠયોગથી કરી, એમ સમજવું નહિ. કેમ કે હઠયોગથી પ્રાણને બહાર કહાડવામાં આવે તો મૂર્છા તથા મરણ આદિ દુઃખો થવાનો પ્રસંગ થાય છે.[૯] પછી ओम्‌કારનો બીજો ભાગ ઉકાર અનુદાત્તસ્વરથી બોલતાં, પ્રાણવાયુનો નિશ્ચય તથા ભરપૂર રહેવારૂપ 'કુંભક' નામનો બીજો ક્રમ થયો

* આ ચોપનમા સર્ગમાં દહન આદિની ભાવનાઓથી પોતાના શરીરને વિષ્ણુનો આકાર પ્રાપ્ત થયાની ભાવના કરતો ઉદ્દાલક સઘળા વિકલ્પોને ફેંકી દઇને સમાધિમાં વિશ્રાંત થયો એ કથા કહેવામાં આવશે.

કે જે ક્રમમાં પ્રાણવાયુ કુંભમાં મ્હોડાસુધી ભરેલાં જળની પેઠે બહાર, વચમાં, ઊંચે, નીચે કે બીજા ભાગોમાં કાંઈપણ ક્ષોભ પામતો નથી.[૧૦-૧૧] એ ક્રમમાં જેણે શરીરને બાળી નાખ્યું તે અગ્નિ વિજળીના અગ્નિની પેઠે ક્ષણમાત્રમાં શાંત થઈ ગયો અને સઘળા શરીરની હિમના જેવી ધોળી સ્વચ્છ ભસ્મ દેખાવા લાગી.[૧૨] આ સ્થિતિમાં શરીરનાં અસ્થિઓ, જાણે કર્પૂરના ચૂર્ણથી બનાવેલી શય્યામાં સુખથી સૂતાં હોય એવાં ધોળાં અને ચલનવિનાનાં જોવામાં આવ્યાં.[૧૩] વંટોળીઆએ ઊંચી આણેલી તે અસ્થિસહિત ભસ્મને, જાણે અસ્થિઓનું અને ભસ્મનું ધારણ કરવાના નિયમવાળો રૂદ્રનો કોઈ ભક્ત હોય એવા ઊંચે ચાલેલા પ્રચંડવાયુએ, જાણે તપથી અત્યંત કૃશ થયેલો હોય એવા પોતાના અવશ્ય આકારમાં જોડી દીધી.[૧૪] પ્રચંડપવને ઉડાડેલી એ અસ્થિઓવાળી ભસ્મ આકાશને ઘેરી લઇને ક્ષણમાત્રમાં, જેમ શરદૃઋતુના મેઘની ઝાકળ ક્યાંય જતી રહે છે, તેમ ક્યાંય જતી રહી.[૧૫] હે રામ ! **ઓમ્**કારના બીજા ભાગના ક્રમમાં અગ્નિના શાંત થવારૂપ, ભસ્મના દેખાવરૂપ અને વાયુથી ભસ્મના ઊંચે ચડવા તથા ઉડીજવારૂપ સઘળી દશાઓ ઉદ્દાલકે સમાધિના નિયમપ્રમાણે ભાવનાથીજ માની લીધી, એમ સમજવું પણ હઠયોગથી કરી, એમ સમજવું નહિ. કારણ કે હઠયોગ દુઃખદાયી છે.[૧૬] પછી **ઓમ્**કારના × ત્રીજા ભાગરૂપ મકારના ઉચ્ચારણનો સમય કે જે ઉપશાંતિ આપનાર છે તેમાં પ્રાણવાયુઓનો 'પૂરક' નામનો ત્રીજો ક્રમ થયો. એ ક્રમમાં પ્રાણવાયુઓનું પૂરણ ( પૂરાવું-પાછું પેસવું) થાય છે માટે તે ક્રમ પૂરક કહેવાય છે.[૧૭] એ અવસરે જીવચૈતન્યમાં ભાવનાથી ધારેલા અમૃતના મધ્યમાં રહેલા પ્રાણવાયુઓ બહારના આકાશમાં હિમના દર્શનજેવી સુંદર શીતળતાને પ્રાપ્ત થયા.[૧૮] જેમ આકાશના મધ્યમાં રહેલી વરાળો અનુક્રમથી શીતળ મેઘપણાને પ્રાપ્ત થાય છે, તેમ આકાશના મધ્યમાં રહેલા તે પ્રાણવાયુઓ અનુક્રમે ચંદ્રના મંડળપણાને પ્રાપ્ત થયા.[૧૯] અમૃતમય કળાઓના સમૂહોથી સંપૂર્ણ થયેલા, જાણે રસાયનનોજ મહાસમુદ્ર હોય એવા અને જાણે 'ધર્મમેઘ' નામની સમાધિ હોય તેમ આહ્લાદથી ભરપૂર થયેલા તે ચંદ્રમંડળમાં, જેમ ચંદ્રનાં કિરણો જાળીયાંઓમાં સ્ફટિકની લાકડીઓજેવાં થઇ જાય છે, તેમ તે પ્રાણવાયુઓ અમૃતમય કિરણોની ધારારૂપ થઇ ગયા.[૨૦,૨૧] જેમ ગંગા આકાશમાંથી સદાશિવના મસ્તકઉપર પડ્યાં હતાં, તેમ તે અમૃતમય ધારા આકાશમાં શરીરની અવશેષ રહેલી ભસ્મની ઉપર પડી.[૨૨] એ ધારા પડવાથી, જેમ ફરતા મંદરાચળવાળા સમુદ્રમાંથી 'પારિજાત' નામનું વૃક્ષ પ્રકટ થયું હતું, તેમ ચંદ્રના બિંબસરખી શોભાવાળું ચાર હાથવાળું શરીર પ્રકટ થયું.[૨૩] નારાયણના શરીરરૂપે ઉદય પામેલું, પ્રફુલ્લિત નેત્રકમળોવાળું, પ્રસન્નમુખારવિંદવાળું અને સુંદર કાંતિવાળું એ ઉદ્દાલકનું શરીર શોભવા લાગ્યું.[૨૪] જેમ જળના સમૂહો સરોવરને પૂર્ણ કરે છે અને જેમ વસંતના રસો વૃક્ષને પૂર્ણ કરે છે, તેમ અમૃતમય પ્રાણવાયુઓએ તે શરીરને પૂર્ણ કરી દીધું.[૨૫] જેમ જળ ફેલાયેલી ચકરીઓવાળી

× જોકે રેચક, કુંભક અને પૂરક એ ત્રણે ક્રમોમાં સઘળા **ઓમ્**કારનો ઉપયોગ કરવામાં આવે છે પણ તેના જુદા જુદા ભાગોનો જુદો જુદો ઉપયોગ કરવામાં આવતો નથી તોપણ રેચકમાં તેનો પહેલો ભાગજ લંબાવાય છે, કુંભકમાં વચલો ભાગજ લંબાવાય છે અને પૂરકમાં છેલ્લો ભાગજ લંબાવાય છે માટે આ વિભાગો કહ્યા છે.

ગંગાનદીને પૂર્ણ કરે છે, તેમ લાગુ થયેલા પ્રાણવાયુઓએ ચક્રાકાર આવર્તનોવાળી અને અંદર રહેનારી 'કુંડલિની' નામની શક્તિને પૂર્ણ કરી.[૨૬] જેમ શરદૃઋતુમાં છેલ્લી વૃષ્ટિથી ધોવાયેલું અને તુરત સૂકાયેલું પૃથ્વીનું તળ પોતામાં લાગેલો વર્ષાઋતુનો કાદવ આદિ મેલ ટળી જવાથી નિર્મળ થઇને લોકોને પરદેશ જવા આદિના કાર્યમાં યોગ્ય થાય છે, તેમ દાહ થયાની તથા અમૃતથી ભીંજાવા આદિની ભાવનાઓથી ધોવાયેલું એ ઉદ્દાલકનું શરીર નિર્મળ (નારાયણના શરીરરૂપ) થઇને સમાધિના કામમાં યોગ્ય થયું.[૨૭] પછી ઉદ્દાલકે પદ્માસનથી દેહની દૃઢસ્થિતિ કરી, જેમ હાથીને ખીલામાં બાંધી મૂકવામાં આવે છે, તેમ પાંચે ઇંદ્રિયોને દેહમાં બાંધી મૂકીને, જેમ શરદૃઋતુનો સમય દિશાઓ આદિમાં ફેલાયેલા પોતાના સ્વભાવને કાદવ આદિ મળોથી રહિત અને જેમાં 'વાતપ્રમી' નામના મૃગો શાંત થઇ ગયા હોય એવો કરીને સ્વચ્છ કરવામાટે ઉદ્યોગ કરે છે, તેમ આશાઓ આદિમાં ફેલાયેલા પોતાના મનને દૃશ્યોનાં દર્શન આદિ મળોથી રહિત અને વાયુરૂપી મૃગથી થતા ચલનવિનાનું કરીને સ્વચ્છ કરવા માટે નિર્વિકલ્પસમાધિ ધરવાનો ઉદ્યોગ કર્યો. નિર્વિકલ્પસમાધિ કરવાના સમયમાં, જેમ બરાબર ઠોકીને ધરતીમાં નહિ ઉતારેલા ખીલામાં બાંધેલી ઘોડાની સરક પોતે ખેંચાતાં, ખીલાને પણ ઉખેડીને ખેંચી જાય છે, તેમ ઘર તથા મિત્ર આદિની ચિંતા ઉદ્દાલકના મનને ખેંચી જવા લાગી.[૨૮,૩૦] એ સમયે જેમ વહીજવામાં ઉન્મુખ થયેલા જળને સેતુ (પાળ) બળાત્કારથી રોકી દે છે, તેમ ઉદ્દાલકે વિષયોમાં દોડતા અને વ્યાકુળ થયેલા પોતાના પ્રમત્ત ચિત્તને નિર્મળ રાખવારૂપ બળાત્કારથી રોકી દીધું.[૩૧] જેમ સંધ્યાકાળ નિશ્ચળ અને આંખ્યની કીકીઓજેવા કાળા ભ્રમરોવાળાં કમળોને અર્ધાં નિમીલિત (બીડાયેલાં) કરે છે, તેમ ઉદ્દાલકે અવિચળ કીકીઓથી સુંદર લાગતાં પોતાનાં બન્ને નેત્રોને ઉપરની તથા નીચેની બન્ને પાંપણો ઢુકઢુકડી રાખીને અર્ધાં નિમીલિત કર્યાં.[૩૨] જેમ કોઈ મહાપુરૂષના જન્મનો સમય પવનના વેગને ક્ષોભથી રહિત કરે છે, તેમ ઉદ્દાલકે પ્રથમ પ્રાણના તથા અપાનના વેગને ક્ષોભથી રહિત કર્યો.[૩૩] જેમ કાચબો પોતાનાં અંગોને પોતાની અંદરજ સંતાડે છે, તેમ ઉદ્દાલક પોતાની ઈંદ્રિયોને (વિષયોમાં નહિ જવા દેતાં) અંદરજ રાખવા લાગ્યો અને તેમ કરવાથી તેણે, જેમ તલથી તેલ જુદું કરવામાં આવે છે, તેમ ઇંદ્રિયોને વિષયોથી જુદી કરી.[૩૪] જેમ કોડીયાંથી ઢાંકી દીધેલો મણિ પોતાનાં દૂર ફેલાયેલાં કિરણોને તુરત સંકોચી લે છે, તેમ ધીરબુદ્ધિવાળા એ ઉદ્દાલકે બાહ્યવિષયોમાં અત્યંત દૂર દૂર દોડતી સઘળી વૃત્તિઓને સંકોચી લીધી.[૩૫] જેમ વૃક્ષ માગશરમહિનામાં શાખાઓની અંદર રહેલા રસોને લીન કરી નાખે છે, તેમ ઉદ્દાલકે મનની વાસનાઓરૂપી અંદરના વિષયોને અધિષ્ઠાનમાં ખેંચવાથી બાધિત કરીને લીન કરી નાખ્યા.[૩૬] જેમ પાણીથી ભરેલા ઘડાના મ્હોડાને ક્યાંયથી પવનનો સંચાર ન થાય એવીરીતે રોકી દેવાથી તે ઘડાનાં બીજાં છિદ્રોમાંથી પણ જળ ઝરતું રોકાઈ જાય છે, તેમ ઉદ્દાલકે પેનીઓવડે ગુદાને દબાવી દીધી તેથી શરીરના નવે દ્વારના પવનો રોકાઇ ગયા.[૩૭] જેમ મેરૂપર્વત પોતાના તથા રત્નોના પ્રકાશવાળી, આવરણવિનાની અને કલ્પવૃક્ષનાં પુષ્પોથી શોભી રહેલી પોતાના શિખરની ધારને અક્કડ રાખે છે, તેમ ઉદ્દાલકે આત્માના (પોતાના) પ્રકાશવાળી, વસ્ત્રાદિનાં આવરણવિનાની અને મુખરૂપી કમળથી શોભી રહેલી ડોકને અક્કડ

રાખી.[૩૮] જેમ ઉપાયોથી વશ કરેલા ઉન્મત્ત હાથીને વિંધ્યાચળના ખાડામાં પૂરી રાખવામાં આવે છે, તેમ ઉદ્દાલકે ધ્યાન આદિથી વશ કરેલા મનને પોતાના હ્રદયમાંજ પૂરી રાખ્યું.[૩૯] શરદ્ઋતુના આકાશની પેઠે અત્યંત નિર્મળ સૌમ્યપણાને પામેલા એ ઉદ્દાલકે વાયુવિનાના પૂર્ણ સમુદ્રની અવિચળ શોભાને હરી લીધી. (વાયુવિનાના પૂર્ણ સમુદ્રજેવો જણાવા લાગ્યો.)[૪૦] જેમ પવન પોતાની આગળ ઉડતા મચ્છરોને દૂર કરી નાખે છે, તેમ ઉદ્દાલકે વચમાં વચમાં પ્રતિભાસરૂપે દેખાતા ઘણા ઘણા વિપરીત ભાવનાઓરૂપી વિકલ્પોને દૂર કરી નાખ્યા.[૪૧] જેમ વીરપુરૂષ રણમાં વારંવાર સામા આવતા શત્રુઓને ખડ્ગથી યથેષ્ટરીતે કાપી નાખે છે, તેમ ઉદ્દાલકે વારંવાર સામા આવતા પ્રતિભાસોને મનથી યથેષ્ટરીતે કાપી નાખ્યા.[૪૨] વિષયોનો સમૂહ કપાઈ જતાં, ઉદ્દાલકે પોતાના હ્રદયાકાશમાં વિવેકરૂપી સૂર્યને ઢાંકી દેનારૂં અને ચપળ આંજણના જેવું કાળું તમોગુણના વધારાથી થયેલું અંધારૂં દીઠું.[૪૩] ઉદ્દાલકે, જેમ પવનથી કાજળને ઉડાડી મૂકવામાં આવે છે, તેમ સત્વગુણની ભાવનાનેલીધે સારી પેઠે પ્રકાશિત કરેલા મનરૂપી સૂર્યથી તે અંધારાને ઉડાડી મૂક્યું.[૪૪] જેમ કમળ રાત્રિનું અંધારૂં શાંત થતાં, પ્રાતઃકાળના પ્રકાશને દેખે છે, તેમ ઉદ્દાલકે અંધારૂં ઉપશાંત થતાં, સત્વગુણના વધારાથી થયેલો તેજનો પુંજ દીઠો.[૪૫] ઉદ્દાલક, જેમ બાળક હાથી સુંઢથી સ્થળકમળોનાં વનને કાપી નાખે છે, તેમ તેજના પુંજને રજોગુણના વધારાથી કાપી નાખીને, જેમ વેતાલ લોહીના પ્રવાહને વેગથી પી જાય છે, તેમ તે તેજના પુંજને વેગથી પી ગયો.[૪૬] તેજનો પુંજ વિરામ પામી જતાં, રજોગુણના વધારાથી ઘુમવા લાગેલું તેનું ચપળ મન પોતાને કોઈ પણ વિષય નહિ મળવાનેલીધે રાત્રિના કમળની પેઠે અને મદથી ઘેરાયેલા માણસની પેઠે નિદ્રાને પ્રાપ્ત થયું.[૪૭] જેમ વાયુ વાદળાંઓની ઘટાને કાપી નાખેછે, મદોન્મત્ત હાથી નીલકમલિનીને કાપી નાખે છે અને સૂર્ય રાત્રિને કાપી નાખે છે, તેમ ઉદ્દાલકે તે નિદ્રાને પણ તુરત કાપી નાખી.[૪૮] નિદ્રા જતી રહ્યા પછી, જેમ માણસને સૂર્યના તડકાની સામે આકાશમાં દૃષ્ટિનો પ્રસાર કરતાં, અનેક આકારોવાળાં ચકરડાં પ્રતીત થાય છે, તેમ ઉદ્દાલકના મનને વાસનાથી કલ્પાયેલા રૂપવાળું આકાશ પ્રતીત થવા લાગ્યું.[૪૯] જેમ મેઘ તમાલના પુષ્પને દૂર કરી નાખે છે, પવન ઝાકળને દૂર કરી નાખે છે અને દીવો અંધારાંને દૂર કરી નાખે છે, તેમ ઉદ્દાલકે તુરત તે સ્વચ્છ આકાશને પણ દૂર કરી નાખ્યું.[૫૦] જેમ નિદ્રા જતી રહેતાં, મદિરાના મદવાળો માણસ મૂઢ થઈ જાય છે, તેમ આકાશ જતું રહેતાં, ઉદ્દાલકનું મન મૂઢ થઈ ગયું.[૫૧] જેમ સૂર્ય રાત્રિએ ઉત્પન્ન કરેલી ઠંડીને લોકમાંથી દૂર કરી નાખે છે, તેમ પ્રૌઢ વિચારવાળા એ ઉદ્દાલકે તે મનના મૂઢપણાને પણ દૂર કરી નાખ્યું.[૫૨] પછી અંધકાર, તેજ, નિદ્રા તથા મૂઢપણું ઈત્યાદિથી રહિત થયેલું ઉદ્દાલકનું મન વાણીથી વર્ણવી શકાય નહિ એવી નિર્વિકલ્પસમાધિને પ્રાપ્ત થઇને થોડીકવાર વિશ્રાંત થયું.[૫૩] હે રામ! ઉદ્દાલકનું મન નિર્વિકલ્પસમાધિમાં થોડીકવાર વિશ્રાંત થઈ, પાછું વિક્ષેપના સંસ્કારોની પ્રબળતાનેલીધે તુરતજ, જેમ પાળથી રોકાયેલું તળાવનું પાણી પાછું વળીને પોતાના ઠેકાણે જાય, તેમ જગતના દેખાવવાળી વૃત્તિને પ્રાપ્ત થયું.[૫૪] ધ્યાનાદિના લાંબા અનુસંધાનનેલીધે અને નિર્વિકલ્પસમાધિમાં મળેલા આનંદના અનુભવના સંસ્કારનેલીધે જગતના દેખાવવાળી વૃત્તિમાંથી પાછું નિર્વિકલ્પસમાધિમાં ખેંચાવા લાગેલું એ ઉદ્દાલકનું

મન વચમાં, જેમ સોનું નૂપુરપણાને પ્રાપ્ત થાય છે, તેમ ઇષ્ટદેવ આદિ ચૈતનપદાર્થોના દેખાવવાળી સવિકલ્પસમાધિને પ્રાપ્ત થયું.[૫૫] પછી સવિકલ્પસમાધિના પ્રભાવથી અનુક્રમે ક્ષીણ થતું જતું ઉદ્દાલકનું મન, જેમ ઘડામાં રહેલા મલિનજળનો મેલ જળ સૂકાઈ જતાં, ઘડામાં ચોપડાઇ જઇને ઘડાપણાને પ્રાપ્ત થાય છે, તેમ મનપણાને છોડી દઇને ચૈતન્યપણારૂપી બીજી અવસ્થાનેજ પ્રાપ્ત થયું.[૫૬] જેમ સમુદ્ર તરંગ આદિ ભેદો ટળી જતાં, જળસામાન્યપણાને પ્રાપ્ત થાય છે, તેમ ઉદ્દાલકનું ચૈતન્ય પોતાનો મનરૂપી ભેદ ટળી જતાં, શુદ્ધ થઇને ચૈતન્યસામાન્ય ( પરબ્રહ્મ ) પણાને પ્રાપ્ત થયું.[૫૭] જેમ ઘટાકાશ ઘડારૂપી ઉપાધિ ટળી જતાં, મહાકાશની સાથે એકરસ થઈ જાય છે, તેમ જીવચૈતન્ય મનરૂપી ઉપાધિ ટળી જતાં, મહાચૈતન્યની સાથે એકરસ થઈ જાય એ સ્વાભાવિકજ છે. એ રીતે તત્ત્વના સાક્ષાત્કારને પામેલો એ ઉદ્દાલક સર્વ જગતના અધિષ્ઠાનરૂપ અને દ્વૈતના પ્રતિભાસથી રહિત શુદ્ધ મહાચૈતન્યરૂપ થઈ ગયો.[૫૮] એ સ્થિતિમાં તેને દૃશ્યોના દર્શનથી રહિત, જાણે અમૃતનો સમુદ્ર હોય એવો અને બ્રહ્માદિ મહાત્માઓ જેનો સ્વાદ લે છે એવો નિરતિશય આનંદ પ્રાપ્ત થયો.[૫૯] શરીરાદિના અભિનિવેશથી રહિત થયેલો અને એ અવર્ણનીયદશાને પ્રાપ્ત થયેલો અને આનંદના સમુદ્રરૂપ થયેલો તે ઉદ્દાલક સત્તાસામાન્યરૂપ* થયો.[૬૦] આનંદના સરોવરરૂપ પરમતત્ત્વમાં રહેલો એ ઉદ્દાલકનો ચૈતન્યરૂપી હંસ, જેમ શરદ્ઋતુના સ્વચ્છ આકાશમાં રહેલો પુનમનો ચંદ્ર ભરપૂર સ્થિતિને પ્રાપ્ત થાય છે, તેમ ભરપૂર સ્થિતિને પ્રાપ્ત થયો.[૬૧] એ ઉદ્દાલક વાયુવિનાના સ્થળના દીવાજેવો, ચિત્રમાં આળેખેલાજેવો, તરંગોથી રહિત થયેલા સમુદ્રજેવો અને વરસી રહીને ગર્જનાથી પણ રહિત થયેલા મેઘજેવો થઇ ગયો.[૬૨] એ મ્હોટા પ્રકાશરૂપી નિર્વિકલ્પસમાધિમાં લાંબાકાળસુધી રહેલો ઉદ્દાલક જ્યારે સમાધિમાંથી કોઈ સમયે વ્યુત્થાન પામ્યો ( જાગ્રત થયો ) ત્યારે આકાશમાં ફરનારા કેટલાએક સિદ્ધલોકો તથા ઘણા દેવતાઓ આવ્યા, તેઓ તેના જોવામાં આવ્યા.[૬૩] ઇંદ્રની તથા સૂર્ય આદિની પદવીઓને દેનારી અને અપ્સરાઓના સમૂહોવાળી અનેક પ્રકારની પ્રત્યક્ષ સિદ્ધિઓ પણ ચારેબાજુથી તેની પાસે આવી.[૬૪] જેમ ગંભીરબુદ્ધિવાળો પ્રૌઢ માણસ છોકરાંઓની રમતોનો અનાદર કરે, તેમ એ ઉદ્દાલકે તે સઘળી સિદ્ધિઓનો અનાદર કર્યો.[૬૫] એ ઉદ્દાલક સિદ્ધિઓનો અનાદર કરીને પાછો છ મહિનાસુધી, જેમ સૂર્ય છ મહિનાસુધી ઉત્તરાયણમાં રહે છે, તેમ આનંદના સ્થાનકરૂપ એ નિર્વિકલ્પસમાધિમાંજ રહ્યો.[૬૬] વળી જ્યારે સમાધિમાંથી વ્યુત્થાન પામ્યો ત્યારે તેને સિદ્ધલોકો, દેવતાઓ, સાધ્યો અને બ્રહ્મા તથા રૂદ્ર ઇત્યાદિ પણ પાસે આવીને ઉભેલા જોવામાં આવ્યા,[૬૭] આમ થતાં છતાં પણ કોઇના સુખમાં આસક્ત નહિ થતો અને સઘળું છોડીને વળી નિર્વિકલ્પસમાધિ ધર્યા કરતો એ ઉદ્દાલક અનુક્રમથી જીવન્મુક્તપણાની ઊંચી ઊંચી ભૂમિકાઓને પ્રાપ્ત થતો ગયો. પરબ્રહ્મપદ કે જેનો આનંદ ચિત્તથી અનુભવવામાં આવતો નથી પણ સ્વરૂપથીજ અનુભવવામાં આવે છે તેને પ્રાપ્ત થયેલો એ ઉદ્દાલકનો આત્મા દુઃખમાં કે વિષયાનંદમાં નહિ રહેતાં, પરબ્રહ્મની સાથે એકરસપણાથી રહ્યો.[૬૮] હે રામ ! જેમ જે પુરૂષે હજાર વર્ષસુધી અથવા એક ક્ષણપર્યંત પણ સ્વર્ગલોક દીઠો હોય તેને ભૂલોકમાં રૂચિ થાયજ નહિ, તેમ જેને હજાર વર્ષસુધી અથવા એક ક્ષણપર્યંત પણ

* 'સત્તાસામાન્ય' આ શબ્દનો અર્થ આ પછીના સર્ગમાં વિસ્તારથી કહેવામાં આવશે.

એ પદમાં સ્થિતિ મળી હોય તેના મનને ભોગોના સમૂહમાં રૂચિ થાયજ નહિ.[૬૯] હે રામ! એજ ઉત્તમપદ છે, એજ શાંતગતિ છે, એજ ઉત્તમકલ્યાણ છે અને એજ અવિચળસુખ છે. એ પદમાં જેને વિશ્રાંતિ મળી હોય તેને સંસારસંબંધી ભ્રમ ફરીવાર નડેજ નહિ.[૭૦] જેમ જેઓને દેવતાઓનું 'ચૈત્રરથ' નામનું વન મળ્યું હોય તે પુરૂષો ખેરના વનમાં આવેજ નહિ, તેમ એ પદને પામેલા સાધુપુરૂષો ફરીવાર આ સંસારના ભ્રમમાં આવેજ નહિ.[૭૧] જેમ પોતાના પ્રભાવથી રાજ્યને પામેલા રાજાઓ દીનપણાને અયોગ્યજ માને, તેમ શ્રવણ–મનનાદિના પ્રભાવથી આ મહાનંદપદવીને પ્રાપ્ત થયેલા મહાત્માઓ સંસારને અયોગ્યજ માને છે.[૭૨] બોધ પામેલું અને નિર્વિકલ્પસમાધિમાં વિશ્રાંત થયેલું ચિત્ત બીજા લોકોના મ્હોટા પ્રયત્નથીજ વ્યુત્થાનદશાને પ્રાપ્ત થાય છે અને કોઈ સમયે તે દશાને નથી પણ પ્રાપ્ત થતું.[૭૩] સિદ્ધિઓને દૂર કહાડી મૂકી છ મહિનાસુધી નિર્વિકલ્પસમાધમાં રહીને પછી, જેમ ચૈત્રમાસમાં ઝાકળના સમૂહમાંથી સૂર્ય બહાર નીકળે છે, તેમ તે ઉદ્દાલક નિર્વિકલ્પસમાધિમાંથી બહાર નીકળ્યો. (જાગ્રત થયો.)[૭૪] જાગ્રત થયેલા તે ઉદ્દાલકે પાછી તેનીતે ઉત્તમ તેજવાળી, પ્રણામ કરવામાં તત્પર થયેલી, ચંદ્રનાં બિંબસરખાં સુંદરશરીરોવાળી અને જેઓના ભ્રમરો તથા ચામરો મંદારનાં પુષ્પોના ધોળા પરાગોથી વ્યાપ્ત થઈ રહ્યા હતા એવી અપ્સરાઓને દીઠી. જેઓની સુંદર પતાકાઓ ચલાયમાન થતી હતી એવાં સ્વર્ગલોકનાં વિમાનોને પણ દીઠાં.[૭૫,૭૬] જેઓનાં હસ્તકમળોમાં દર્ભની પવિત્રીઓ શોભી રહી હતી એવા હું આદિ મુનિઓને પણ દીઠા અને વિદ્યાધરીઓથી વીંટાયેલા મ્હોટા મ્હોટા વિદ્યાધરોને પણ દીઠા.[૭૭] એઓએ તે મહાત્મા ઉદ્દાલકમુનિને કહ્યું કે:–"હે મહારાજ! કૃપા કરીને અમારા પ્રણામોની ઉપર દૃષ્ટિ કરો.[૭૮] આ વિમાનમાં બિરાજીને સ્વર્ગના નગરમાં પધારો. સ્વર્ગલોકજ જગતની સઘળી ભોગ–સંપત્તિઓની પરાકાષ્ઠારૂપ છે.[૭૯] હે મહારાજ! આ ચાલતો કલ્પ પૂરો થતાંસુધી મનમાનતા યોગ્યભોગોને ભોગવો. સઘળી તપસંબંધી ક્રિયાઓ સ્વર્ગ આદિનાં સુખો ભોગવવાનેમાટેજ કરવામાં આવે છે.[૮૦] હારોને તથા ચામરોને ધરનારી આ વિદ્યાધરલોકોની ઉત્તમ સ્ત્રીઓ, જેમ હાથણીઓ હાથીની સેવા કરવાસારૂ હાથીની પાસે ઉભી રહે, તેમ આપની પાસે ઉભી રહી છે તે જુઓ.[૮૧] ધર્મના તથા અર્થના ફળરૂપ કામજ છે અને કામના સારરૂપ સ્ત્રીઓજ છે. જેમ મંજરીઓ વસંતમાંજ થાય છે, તેમ કામના સારરૂપી સ્ત્રીઓ સ્વર્ગલોકમાંજ થાય છે."[૮૨] હે રામ! એ અતિથિઓ એ પ્રમાણે કહેવા લાગતાં, ઉદ્દાલક તે સર્વનું યોગ્યરીતે પૂજન કરીને કાંઈ સંભ્રમ પામ્યાવિનાજ ઉભો રહ્યો.[૮૩] ધીરબુદ્ધિવાળો એ ઉદ્દાલક એ વિભૂતિઓનું ગ્રહણ કે ત્યાગ, કાંઈ પણ નહિ કરતાં 'હે સિદ્ધલોકો! પધારો' એટલુંજ બોલીને પાછો સમાધિ ધરવામાં તત્પર થયો.[૮૪] પછી સ્વધર્મમાં તત્પર રહેનારા અને ભોગોમાં અરૂચિવાળા તે ઉદ્દાલકની કેટલાક દિવસોસુધી આસક્ત થવાની આશા રાખી, અંતે નિષ્ફળ થઈ, પ્રણામ આદિ કરીને તે સિદ્ધલોકો પોતાની મેળે ચાલ્યા ગયા.[૮૫] જીવન્મુક્ત થયેલો એ ઉદ્દાલકમુનિ વનોના ભાગોમાં, મુનિઓના આશ્રમોમાં, મેરૂ, મંદાર, કૈલાસ, હિમાલય તથા વિંધ્ય આદિ પર્વતોનાં શિખરોમાં, દ્વીપોનાં ઉપવનોમાં દિશાઓના કુંજોમાં, જંગલોમાં અને બીજાપણ કેટલાએક અરણ્યોને લગતા પ્રદેશોમાં જ્યાંસુધી ઈચ્છા હતી ત્યાંસુધી જેમ અનુકૂળ લાગ્યું તેમ વિચર્યો.[૮૬,૮૭] પરમપદને પ્રાપ્ત

થયેલો એ ઉદ્દાલકબ્રાહ્મણ ત્યારથી માંડીને પર્વતોની ગુફાઓમાં ધ્યાનરૂપી લીલા કરવાસારૂ રહેવા લાગ્યો.[૮૮] નિર્વિકલ્પસમાધિમાં આસક્ત રહેતો એ ઉદ્દાલક કોઇ સમયે એક દિવસે, કોઇ સમયે મહિને, કોઈ સમયે વર્ષે અને કોઈ સમયે ઘણાં ઘણાં વર્ષે પણ જાગ્રત થવા લાગ્યો.[૮૯] પરમતત્ત્વની સાથે એકપણાને પ્રાપ્ત થયેલો એ ઉદ્દાલક ત્યારથી માંડીને વ્યવહાર કરવાના સમયમાં પણ સમાહિતજ રહેવા લાગ્યો પણ અજ્ઞાનીની પેઠે વિક્ષેપ નહિ પામવા લાગ્યો.[૯૦] અંતઃકરણમાં તથા અંતઃકરણની વૃત્તિઓમાં અનુસ્યૂત રહેનારા સાક્ષી-ચૈતન્યનું વિવેચન કરીને અવલોકન કરવાના દૃઢ અભ્યાસનેલીધે અપરિચ્છિન્ન મહાચૈતન્યપણાને પામીને તે ઉદ્દાલક, જેમ સૂર્યનું તેજ સર્વ પદાર્થોમાં વિષમદૃષ્ટિવિનાનુંજ રહે છે, તેમ સર્વ પદાર્થોમાં વિષમદૃષ્ટિવિનાનોજ રહેવા લાગ્યો.[૯૧] એ ઉદ્દાલક દૃશ્યનો તથા દૃશ્યના સંસ્કારનો પણ સર્વથા ઉચ્છેદ થઇ જતાં, દૃશ્યોને પ્રકાશ આપનારા ચૈતન્યપણાના વ્યવહારનો પણ ઉપશમ થવાથી સત્તાસામાન્યપણાને પ્રાપ્ત થઇને ચિત્રમાં આળેખેલા સૂર્યની પેઠે, શરીર વિદ્યમાન છતાં પણ અસ્તથી તથા ઉદયથી રહિત થઇનેજ રહ્યો. (સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયો.)[૯૨] સઘળા વિક્ષેપોનો ઉપશમ થવાથી અને નિરતિશય આનંદરૂપ પરમપદની પ્રાપ્તિથી જેનું ચિત્ત, જન્મ તથા મરણ ગલિત થયાં અને સંદેહરૂપી હીંચકો ક્ષીણ થઈ ગયો એવો એ ઉદ્દાલક શરદઋતુના આકાશની પેઠે શાંત, અપરિચ્છિન્ન, ચિત્તથી રહિત, નિર્મળ અને આવરણથી રહિત પરબ્રહ્મરૂપ થયેલા તે શરીરને ધરી રહ્યો. (ઉદ્દાલકને શરીરની આગલી દશાનું અત્યંત વિસ્મરણ થઇ ગયું અને બ્રહ્મભાવની સ્થિતિજ પ્રાપ્ત થઇ.)[૯૩]

**शमपरपदलाभप्राप्तिसंशांतचेता गलितजननपाशः क्षीणसंदेहदोलः ॥**

**शरदिखमिव शान्तं व्याततं चोर्जितं च स्फुटममलमचेतस्तद्वपुः संबभार॥ ९३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિશ્રાંતિ' નામનો ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

---

# सर्ग ५५ मो*

## સત્તાસામાન્યલક્ષણ, ઉદ્દાલકનિર્વાણ અને ચામુંડાદેવીએ શબને મુકુટમાં ધારણ કર્યું

**राम उवाच । आत्मज्ञानदिनैकार्क मत्संशयतृणानिल ।**

**अज्ञानदाहशीतांशो सत्तासामान्यमीश किम् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે આત્મજ્ઞાનરૂપી પ્રકાશ આપવામાં મુખ્ય સૂર્યરૂપ ! હે મ્હારા સંશયોરૂપી તૃણોને બાળી નાખવામાં અગ્નિરૂપ ! હે અજ્ઞાનરૂપી બળતરાને શાંત કરવામાં ચંદ્રરૂપ ! હે સમર્થ ગુરૂ ! આપે જે સત્તાસામાન્ય કહ્યું તેનું શું લક્ષણ છે ?[૧]

વસિષ્ઠઋષિ કહે છેઃ–બ્રહ્માત્મક થયેલા પુરૂષનું ચિત્ત, જ્યારે દૃશ્યોના અભાવની અત્યંત ભાવનાથી દૃશ્યોના સંસ્કારોનો પણ અત્યંત ઉચ્છેદ થઈ જતાં, ક્ષયજ પામી જાય ત્યારે જડ તથા અજડ પદાર્થોમાં અનુસ્યૂત થઇને રહેનારી જે સત્તા (છે પણું) અવશેષ રહે છે તે સત્તા-સામાન્ય કહેવાય છે.[૨] સર્વ વૃત્તિઓમાં પ્રતિબિંબિત ચૈતન્ય જ્યારે સર્વ દૃશ્યોનો બાધ થતાં,

---

* આ પંચાવનમા સર્ગમાં સત્તાસામાન્યનું લક્ષણ, ઉદ્દાલકના શરીરના ત્યાગનો ક્રમ અને તેના શબને ચામુંડાદેવીએ અલંકારરૂપે ધર્યાની કથા, એટલા વિષયો કહેવામાં આવશે.

વૃત્તિઓથી તથા વૃત્તિઓના વિષયોથી રહિત થઇને બિંબચૈતન્યમાં લીન થાય ત્યારે તે બિંબ-ચૈતન્યની આકાશની પેઠે અત્યંત સ્વચ્છ જે સત્તા થાય છે તે સત્તાસામાન્ય કહેવાય છે.[૩] જ્યારે બહારનાં તથા અંદરનાં દૃશ્યોસહિત જે કાંઇ આ જગત છે તેનો અત્યંત બાધ કરીને કેવળ અખંડ ચૈતન્યજ રહે ત્યારે સત્તાસામાન્ય કહેવાય છે.[૪] જ્યારે સઘળા પદાર્થો વાસ્તવિકરીતે અખંડ અને અનુપમ અનુભવરૂપજ થઇ જાય ત્યારે સત્તાસામાન્ય થયું કહેવાય છે.[૫] જેમ કાચબાનાં અંગો કાચબામાં લીન થાય છે, તેમ સઘળાં દૃશ્યો જ્યારે ભાવનારૂપી યત્નવિના સહજરીતેજ પોતાથી ચૈતન્યમાં લીન થઈ જાય ત્યારે તે ચૈતન્ય સત્તાસામાન્ય કહેવાય છે.[૬] આ સત્તાસા-માન્યરૂપી ઉત્તમ દૃષ્ટિ કે જે તુરીયાતીતપદજેવીજ છે તે દેહની પ્રતીતિવાળા મુક્તપુરૂષને પણ (પાંચમી તથા છઠ્ઠી ભૂમિકામાં આરૂઢ થયેલાને પણ) અને દેહની પ્રતીતિવિનાના મુક્ત-પુરૂષને પણ ( સાતમી ભૂમિકામાં આરૂઢ થયેલાને પણ ) થાય છે પણ તેમાં વિશેષ એટલો છે કે દેહની પ્રતીતિવાળા મુક્તપુરૂષને સમાધિમાંજ થાય છે અને દેહની પ્રતીતિવિનાના મુક્ત-પુરૂષને તો વ્યુત્થાનકાળમાં પણ રહે છે. બોધથી થનારી આ દૃષ્ટિ અજ્ઞાનીને તો થતીજ નથી.[૭-૮] પ્રૌઢબોધવાળા સઘળા જીવન્મુક્ત પુરૂષો આ દૃષ્ટિમાં રહેવાનેલીધે, જેમ પૃથ્વીમાં પારદ આદિ સિદ્ધરસો અને આકાશમાં પવનો રજનો સ્પર્શ પામ્યાવિનાજ રહે છે, તેમ આ લોકના તથા પરલોકના ભોગોની તૃષ્ણાનો સ્પર્શ પામ્યાવિનાજ રહે છે.[૯] હે રામ ! પૃથ્વીમાં ફરનારા મ્હારા જેવા સર્વ પુરૂષો, આકાશમાં ફરનાર નારદ આદિ પુરૂષો અને તેઓથી પણ ઉપર રહેનારા બ્રહ્મા, વિષ્ણુ તથા સદાશિવ આદિ મહાત્માઓ આ સત્તાસામાન્યરૂપી દૃષ્ટિ-માંજ રહ્યા છે.[૧૦] એ ઉદ્દાલક સઘળા ભયોનો નાશ કરનારી આ સત્તાસામાન્યરૂપી પદવીનો આશ્રય કરીને પોતાના શરીરનાં પ્રારબ્ધનો ક્ષય થતાંસુધી જગતરૂપી ઘરમાં રહ્યો.[૧૧] પછી ઘણેકાળે એ ઉદ્દાલકને 'હું દેહને છોડી દઈ વિદેહમુક્ત થઇને રહું ' એવો દૃઢ વિચાર ઉત્પન્ન થયો.[૧૨] આવા દૃઢવિચારનેલીધે એ ઉદ્દાલક પર્વતની ગુફામાં પાંદડાંના આસનપર પદ્માસન વાળી, નેત્રોને અર્ધા ઉઘાડાં રાખીને બેઠો.[૧૩] તેણે પેનીવડે ગુદાને રોકી ચિત્તનાં નવે દ્વારોને રોકી દીધાં, શબ્દ-સ્પર્શ આદિ વિષયોની વૃત્તિઓને વીણી-વીણીને હૃદયમાં નાખી દેતાં, તેઓમાં પોતાના સ્વરૂપભૂત અખંડ બ્રહ્મથીજ એકરસપણાની ભાવના કરી.[૧૪] પ્રાણવાયુને રોકી દીધો, ડોકને સમાનસ્થિતિમાં રાખી, જીભના મૂળને કંઠના છિદ્રમાં કમાડની પેઠે ખોસી દીધું.[૧૫] મનને કે દૃષ્ટિને બહાર, અંદર, ઊંચે, નીચે, વિષયમાં કે શૂન્યમાં ક્યાંય જોડયાં નહિ, અને ઉપરના તથા નીચેના દાંત પરસ્પરને અડકે નહિ એમ મ્હોડું રાખ્યું.[૧૬] હે રામ ! પ્રાણના પ્રવાહને રોકવાનેલીધે મન આદિની ચંચળતાથી રહિત થયેલો, પ્રસન્ન તથા સુશોભિત મુખ-વાળો અને બ્રહ્માનંદના અનુભવનેલીધે રોમાંચિત થયેલા શરીરવાળો એ ઉદ્દાલક મનની સઘળી વૃત્તિઓનો લય કરવાના અભ્યાસથી મનનું મનપણું ટાળી નાખી, પ્રતિબિંબ ચૈત-ન્યથી બિંબ ચૈતન્યમાં એકરસ થઇ ગયો, પછી બિંબભૂત મહાચૈતન્યનુંજ અનુસંધાન કરવાના અભ્યાસથી હૃદયમાં સર્વોત્કૃષ્ટ આનંદના ઝરાને પ્રાપ્ત થયો અને પછી તે ઝરાના સ્વા-દનેલીધે દૃશ્યોનો તથા દૃશ્યોના સંસ્કારોનો પણ સર્વદા ઉચ્છેદ થઈ જતાં, દૃશ્યોને પ્રકાશ આપનારા મહાચૈતન્યપણાના વ્યવહારથી પણ છૂટી જઇને સર્વમાં અનુસ્યૂત અને

અંતથી રહિત સત્તાસામાન્યપણાને પ્રાપ્ત થયો.[૧૭-૧૮] વિક્ષેપોની વિષમતાથી અત્યંત રહિત થયેલા સ્વરૂપવાળો, પરમ વિશ્રાંતિને પ્રાપ્ત થયેલો, જેના સમાન કોઇપણ આનંદો નથી એવા આનંદનેલીધે અત્યંત સુશોભિત લાગતા મુખવાળો, અંતે જેનાં આનંદના આવિર્ભાવને સૂચવનારાં રોમાંચો પણ શાંત થઇ ગયાં એવો, જીવન્મુક્તિની પ્રાપ્તિ થયા પછી પ્રારબ્ધના ભોગનો ક્ષય થતાં અવિદ્યાના આભાસથી પણ રહિત થયેલો અને જેનો દૃશ્યોના મનન આદિ સંસારસંબંધી શ્રમ તો ઘણાકાળથી ક્ષીણ થઇ ગયો હતો એવો એ મહાધીર ઉદ્દાલક ચિત્રમાં આળેખેલાજેવો નિશ્ચળ અને શરદ્દઋતુના સ્વચ્છ આકાશમાં સઘળી કળાઓથી પૂર્ણ થઇને રહેલા ચંદ્રજેવો ભરપૂર થઇને રહ્યો.[૧૯-૨૨] જેમ હેમંતઋતુમાં વૃક્ષનો રસ સૂર્યનાં કિરણોના નિર્મળ તેજમાં ઉપશાંત થાય છે, તેમ જન્મની દશામાંથી નીકળી ગયેલો એ ઉદ્દાલક ધીરે ધીરે કેટલેક દિવસે પોતાના નિર્મળ સ્વરૂપમાં ઉપશાંત થયો. ( વિદેહમુક્તિ પામ્યો. )[૨૩] અજ્ઞાનના વિલાસરૂપી સઘળી ઉપાધિઓથી તથા સઘળી કલ્પનાઓથી રહિત થયેલો નિર્વિકાર અને શુદ્ધરૂપ એ ઉદ્દાલક બ્રહ્માના ઐશ્વર્યપર્યંત સઘળાં સુખોનાં મૂળભૂત તે આદ્ય સુખને પ્રાપ્ત થયો કે જે સુખમાં ઇંદ્રનું રાજ્ય અને લક્ષ્મી-સંબંધીસુખ તો જળના પૂરમાં ખડની પેઠે તણાઈ જાય છે.[૨૪] એ બ્રાહ્મણ અંતથી રહિત પરમસુખરૂપ થયો કે જે સુખ અનંત બ્રહ્માંડોનાં અપરિમિત આકાશોમાં વ્યાપ્ત થયેલી સઘળી દિશાઓમાં વ્યાપ્ત છે, સઘળી વસ્તુઓમાં ભરપૂર છે, સઘળાં બ્રહ્માંડોના અધિષ્ઠાનરૂપ છે, ઘણા ઘણા મહાત્મા પુરૂષોએ સેવાય છે, જે ગુણોને લઈને વર્ણન કરી શકાય, એવા ગુણોથી રહિત છે, સત્ય છે, આનંદરૂપ છે અને કાળના પરિચ્છેદથી રહિત છે.[૨૫] ઉદ્દાલકનો જીવ બ્રહ્મભાવને પ્રાપ્ત થતાં, તેનું શરીર છ મહિનાસુધી એમને એમ બેઠું રહી, સૂર્યનાં કિરણોથી સૂકાઈ જઇને બહારના પવનના પ્રવેશથી ભુંભાટ કરવા લાગતાં અને તેની નસોરૂપી તારો ન્હાનાં ન્હાનાં વૃક્ષોની શાખાઓના પછડાવાથી રણકાર કરવા લાગતાં, જાણે પર્વતની વિનોદ કરવાની વીણા હોય એવું જણાવા લાગ્યું.[૨૬] આ સમયમાં જગદંબાથી સહિત, પીંગળા કેશોવાળી અને સઘળી સાથે રહેનારી જોગણીઓ કોઇ ભક્તની કામનાને પરિપૂર્ણ કરવાનેમાટે જેમ જ્વાળાઓની પંક્તિઓ અગ્નિમાં પાછી આવે, તેમ આકાશમાંથી એ પર્વતની ભૂમિમાં આવી.[૨૭] એ જોગણીઓમાંથી રાત્રિના સમયમાં નવાં નવાં ચરિત્રો કરનારી અને જેને સઘળા દેવતાઓ નમે છે તથા પૂજે છે એવી ચામુંડાદેવીએ સૂર્યનાં કિરણોથી સૂકાયેલા એ ઉદ્દાલકના શબને પોતાના મુકુટની અણી કે જે ડાબા—જમણા હાથોથી ઊંચા ઉપાડેલા ખડ્ગના તથા ખટ્વાંગના મધ્યમાં શોભી રહી હતી તેની ઉપર તુરત સુંદર ભૂષણની પેઠે સ્થાપી દીધું. હે રામ ! જેનું દુર્ગંધવાળું શબ પણ દેવીના મસ્તકના ભૂષણરૂપ થઇને સર્વથી ઉત્કૃષ્ટ થયું, તેને પોતાને સર્વોત્કૃષ્ટ પદ મળ્યું એમાં તો શું જ કહેવું. ?[૨૮] એ રીતે 'ચામુંડા' નામની મ્હોટી દેવીનું શિરોભૂષણ કે જે નવી નવી મંદારનાં પુષ્પોની માળાઓથી વીંટાયેલું હતું અને જેમાં મોરનાં પીંછડાંઓના સમૂહો વાદળાંઓના ચપળ ટુકડાઓની પેઠે શોભી રહ્યા હતા તેના ઉપર રહેલું ઉદ્દાલકનું શબ, જાણે પ્રાંતમાં પુષ્પોના સમૂહવાળા લતાઓના જાળમાં પાછળથી આવીને બેઠેલો ભ્રમર હોય એવું જણાવા લાગ્યું.[૨૯] હે રામ ! દૃશ્યોના વિવેકથી સ્ફુરતા બ્રહ્માનંદરૂપી

પ્રફુલ્લિત પુષ્પવાળી આ ઉદ્દાલકની ચિત્તવૃત્તિના ચરિત્રરૂપી લતા જે પુરૂષના હૃદયરૂપી વનમાં ઉગીને વિસ્તીર્ણ થાય તે પુરૂષ આધ્યાત્મિક આદિ તાપોરૂપી સૂર્યોથી સંકુલ રહેનારા વ્યવહારરૂપી જંગલમાં ફરતો હોય તોપણ સત્ય તથા શાંતિ આદિ ગુણોથી સુગંધતા તથા શીતળતાવાળી સહજ સંતોષરૂપી છાયાથી કદીપણ વિયોગ પામતો નથી એટલુંજ નહિપણ તેને ઊંચામાં ઊંચું મોક્ષરૂપી ફળપણ પ્રાપ્ત થાય છે.[૩૦]

**एषोद्दालकचित्तवृत्तिकलनावल्लीविवेकस्फुरत्स्वानंदप्रविकासभासिकुसुमाहृत्कानने विस्तृता ॥**
**रूढा यस्य कदाचिदेव विहरन्नप्येव सच्छायया नासावेति वियोगमेति सफलेनोच्चैस्तरां संगमम् ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકનિર્વાણ' નામનો પંચાવનમો સર્ગ સંપૂર્ણ.૫૫**

# सर्ग ५६ मो*

## માયા અને વાસનાથી રહિત જ્ઞાની વ્યવહારમાં પણ સમાધિસ્થજ છે

**વસિષ્ઠ ઉવાચ । क्रमेणानेन विहरन् विचार्यात्मानमात्मना ।**
**विश्रांतिमेहि वितते पदे पद्मदलेक्षण ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે કમળદળસરખાં નેત્રોવાળા રામ ! એપ્રમાણે વિચારના, વૈરાગ્યના તથા સમાધના અભ્યાસના ક્રમથી વિહાર કરતાં, પોતાથી પોતાના આત્માનો અનુભવ કરીને તમે અત્યંત વિસ્તીર્ણ બ્રહ્મપદમાં વિશ્રાંત થાઓ.[૧] શાસ્ત્રના શ્રવણથી, શાસ્ત્રના અર્થના તત્ત્વની પરીક્ષાથી, ગુરૂના ઉપદેશથી અને પોતાના ચિત્તના શોધનથી સર્વ દૃશ્યોના ક્ષયનો અભ્યાસ કરીને જ્યાંસુધી તેથી થયેલા સર્વ દૃશ્યોના બાધદ્વારા પરમપદમાં વિશ્રાંતિ મળે ત્યાંસુધી વિચાર કર્યા કરવો જોઇએ.[૨] વૈરાગ્યથી, અભ્યાસથી, શાસ્ત્રના શ્રવણથી, શાસ્ત્રના અર્થની પરીક્ષાથી, બુદ્ધિથી, ગુરૂની કૃપાથી અને મનના નિગ્રહથી એ પવિત્રપદની પ્રાપ્તિ થાય છે અથવા એકલી બુદ્ધિથીજ એ પવિત્રપદની પ્રાપ્તિ થાય છે.[૩] જો બુદ્ધિ કલંકોથી રહિત, બોધવાળી અને સૂક્ષ્મ અર્થમાં પ્રવેશ કરવાની શક્તિવાળી હોય તો બીજી સઘળી સામગ્રીઓની સગવડવિનાની છતાં પણ માણસને અવિચળપદમાં પહોંચાડે છે.[૪]

રામચંદ્રજી પૂછે છેઃ—હે ભૂત–ભવિષ્યને જાણનારા ગુરૂ મહારાજ ! એક પુરૂષ તત્ત્વને જાણ્યા પછી વ્યવહારમાં તત્પર રહેતાં છતાં પણ સમાધિમાં રહેલાની પેઠે વિશ્રાંત રહેતો હોય અને બીજો પુરૂષ એકાંતમાં બેસીને સમાધિ કર્યા કરતો હોય તો તેઓમાં કયો પુરૂષ શ્રેષ્ઠ છે ? એ મને કહો.[૫-૬]

વસિષ્ઠઋષિ કહે છેઃ—'આ ગુણોના સમૂહરૂપી સંસાર મિથ્યાજ છે' એમ જોયા કરતા પુરૂષને ચિત્તમાં જે શીતળતા રહે છે તેજ સમાધિ કહેવાય છે.[૭] 'જો મન હોય તોજ વિક્ષેપના કારણરૂપ દૃશ્યોનો સંબંધ છે પણ મને તો મનજ નથી' એવો દૃઢનિશ્ચય રાખીને એક પુરૂષ વ્યવહારમાં રહ્યો હોય અને બીજો પુરૂષ ધ્યાનમાં રહ્યો હોય તેઓ બન્ને જો અંદર શીતળ

* આ છપ્પનમા સર્ગમાં જેણે માયારૂપી અંધકારને ટાળી નાખ્યો હોય અને જેની વાસના પાતળી પડી ગઇ હોય એવો જ્ઞાની પુરૂષ વ્યવહારમાં લાગ્યો હોય તોપણ સમાધિમાં રહેલા બરાબર છે, એમ કહેવામાં આવશે.

હોય તો સરખાજ સુખી છે. કેમ કે અંદર શીતળતા પ્રાપ્ત થાય એજ અનંત તપનું ફળ છે.[૮,૯] સમાધિમાં તત્પર રહેતાં પણ માણસનું ચિત્ત જો વૃત્તિઓથી ચંચળ રહેતું હોય તો તે માણસની તે સમાધિ ગાંડાઈથી ભરેલા નાચજેવી છે.[૧૦] ગાંડાઇથી ભરેલો નાચ કરતાં છતાં પણ જો ચિત્તની વાસનાઓ ક્ષીણ થઈ હોય તો તે ગાંડાઇથી ભરેલો નાચ પણ તત્ત્વને સમજીને કરેલી સમાધિબરાબર છે.[૧૧] તત્ત્વને સમજીને વ્યવહાર કરનારો પુરૂષ અને તત્ત્વને સમજીને વનમાં રહેનારો પુરૂષ એ બન્ને જો સઘળા સંશયોનું ઉચ્છેદન કરનારા પરમપદમાં વિશ્રાંત થયા હોય તો સંપૂર્ણરીતે સરખાજ છે.[૧૨] જેમ કથાનું શ્રવણ કરતાં છતાં પણ જેનું મન દૂર ગયું હોય તે પુરૂષ કથાનું શ્રવણ કરતોજ નથી એમ કહી શકાય છે, તેમ ચિત્ત જો પાતળી વાસનાઓવાળું થયું હોય તો તે ચિત્ત વ્યવહાર કરતાં છતાં પણ નથીજ કરતું એમ કહી શકાય છે.[૧૩] જેમ નિદ્રામાં નિશ્ચળ થઇને સૂતેલો પુરૂષ કાંઈ ક્રિયા નહિ કરતાં છતાં પણ સ્વપ્નમાં ખાડમાં પડવાનો કર્તા થાય છે, તેમ ઘાટી વાસનાઓવાળું ચિત્ત કાંઈ ન કરતું હોય તોપણ સઘળું કરે છે એમ સમજવું.[૧૪] ચિત્તનું જે અકર્તાપણું એજ ઉત્તમ સમાધિ છે, એજ કૈવલ્ય છે અને એજ સર્વોત્તમ વિશ્રાંતિ છે એમ સમજો.[૧૫] ચિત્ત જો ચંચળ હોય તો તે અસમાધિ કહેવાનું કારણ છે અને જો અચંચળ હોય તો તે સમાધિ કહેવાનું કારણ છે માટે તમે ચિત્તનેજ વાસનારૂપી અંકુરથી રહિત કરો.[૧૬] જો વાસના ટળી ગઇ હોય તો ચિત્તની સ્થિરતા થઇ કહેવાય છે. એજ ધ્યાન છે, એજ કૈવલ્ય છે અને એજ શાંતપણું છે.[૧૭] જો ચિત્તની વાસનાઓ પાતળી પડી ગઇ હોય તો તે ચિત્ત મોક્ષપદ પામવાને સજ્જ થયેલુંજ કહેવાય છે. વાસનાઓથી રહિત થયેલું મન અકર્તા છે અને તેવા મનથીજ પરમપદને પ્રાપ્ત થવાય છે.[૧૮] જો ચિત્ત ઘાટી વાસનાઓવાળું હોય તો કર્તાપણાનું પાત્ર છે અને સઘળાં દુઃખોને દેનારૂં થાય છે માટે વાસનાને પાતળી કરવી જોઈએ.[૧૯] જે ઉપાયથી જગતઉપરની આસ્થા શાંત થઈ જાય અને શોક, ભય તથા તૃષ્ણા ટળી જાય તથા સ્વસ્થ થવાય તે ઉપાય સમાધિ કહેવાય છે.[૨૦] ચિત્તથી સર્વ પદાર્થોમાં અહંતા—મમતારૂપી અભિનિવેશને છોડી દઇને પછી તમે પર્વતમાં રહેવું હોય તો પર્વતમાં રહો અને ઘરમાં રહેવું હોય તો ઘરમાં રહો.[૨૧] જેઓનું ચિત્ત સમાહિત થયું હોય અને અહંકારરૂપી દોષ શાંત થયો હોય તે ગૃહસ્થોને ઘર પણ નિર્જન અરણ્યરૂપજ છે.[૨૨] જેમ પૃથ્વી આદિ પાંચ મહાભૂતોને અરણ્ય પણ સરખું છે અને ઘર પણ સરખું છે, તેમ જેઓનું ચિત્ત સમાહિત થયું હોય એવા ભવ્યપુરૂષોને અરણ્ય પણ સરખું છે અને ઘર પણ સરખું છે.[૨૩] હે રાજકુમાર ! જેનું ચિત્તરૂપી મ્હોટું વાદળું શાંત થયું હોય તે પુરૂષને ઘણા લોકોની ભીડવાળાં નગરો પણ ઉજડ અરણ્યોજ છે.[૨૪] હે પ્રબળ શત્રુઓને હણનારા રામ ! જેનું ચિત્ત વૃત્તિઓથી ચંચળ થયા કરતું હોય તે પુરૂષને નિર્જન અરણ્યો પણ ઘણા ઘણા લોકોથી ભરેલાં નગરોજ છે.[૨૫] જો ચિત્ત રાગ આદિ દોષોથી વિક્ષિપ્ત રહીને ભમ્યા કરે તો તે ભ્રમણમાં અનેક પીડાઓને દેખે છે અને જો શાંત થાય તો મુક્તિ પામે છે માટે હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.[૨૬] જે પુરૂષ પોતાના આત્માને સઘળા પદાર્થોથી ન્યારો અથવા સઘળા પદાર્થોરૂપ દેખતો હોય તે પુરૂષ આ તુચ્છદેહના અભિમાનથી રહિત હોવાનેલીધે સમ

ધિમાં રહેલોજ કહેવાય છે.[૨૭] અંદર વ્યાપકરૂપ થયેલા જે પુરૂષના રાગ–દ્વેષ ક્ષીણ થઈ ગયા હોય અને સઘળા પદાર્થો તુલ્ય ભાસતા હોય તે પુરૂષ સમાધિમાં રહેલોજ કહેવાય છે.[૨૮] હે રાજકુમાર ! તત્ત્વવેત્તા પુરૂષ જગતને જગતરૂપ દેખતો નથી પણ સર્વદા બ્રહ્મરૂપજ દેખે છે. તત્ત્વવેત્તા પુરૂષ જેમ સ્વપ્નમાં દેખાયેલા નામ–રૂપાત્મક પ્રપંચને મિથ્યા માને છે તેમ જાગ્રતમાં દેખાતા નામ–રૂપાત્મક પ્રપંચને પણ મિથ્યા માને છે.[૨૯] જેમ બજારમાં પોતપોતાના ધંધાનાં જુદાં જુદાં કાર્યો કરતા લોકો વિદ્યમાન છતાં પણ કોઈ બીજાના કાર્યમાં ઉપયોગી નહિ થવાનેલીધે બીજાઓની દૃષ્ટિમાં અવિદ્યમાનજેવાજ છે, તેમ તત્ત્વવેત્તા પુરૂષને કોઇ લોકોથી સંબંધ નહિ હોવાનેલીધે નગર પણ નહિ હોવાજેવુંજ છે.[૩૦] જેનું ચિત્ત અંતર્મુખ થયું હોય એવો પુરૂષ સૂતાં, જાગતાં અને ચાલતાં પણ સર્વદા નગરને, દેશને અને ગામડાંને અરણ્યજેવુંજ ગણે છે.[૩૧] જેને અંતર્મુખ સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તે પુરૂષને જગત પ્રાણીઓથી ભરપૂર છતાં પણ સર્વથા ઉપયોગવિનાનું હોવાનેલીધે સઘળું શૂન્યજ લાગે છે.[૩૨] અંદર તૃષ્ણાથી તપી રહેલાં સર્વ પ્રાણીઓને જગત દાવાનળની બળતરાજેવુંજ લાગે છે. કેમ કે જો ચિત્ત શીતળ હોય તો બહારનું જગત પણ શીતળ લાગે છે અને ચિત્ત જો તપી રહ્યું હોય તો બહારનું જગત પણ ધગધગતુંજ લાગે છે. ચિત્ત જેવું અંદર હોય તેવુંજ બહાર જગતરૂપ થઇને રહે છે. જેમ જેઓને તાવ ઉતરી ગયો હોય તે માણસોને સઘળું જગત શીતળ લાગે છે, તેમ જેઓને તૃષ્ણારૂપી તાપ ટળી ગયો હોય તેઓને સઘળું જગત જીવતાંસુધી શીતળજ લાગે છે.[૩૩-૩૪] હે રામ ! સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ એઓ અંતઃકરણરૂપી તત્ત્વનાજ ભાગો છે અને જાણે અંતઃકરણથી બહાર રહ્યા હોય એવા પ્રતીત થાય છે.[૩] જેમ વડ બીજમાંજ રહેલો છતાં પણ બહાર રહેલાજેવો ભાસે છે અને ગંધ પુષ્પમાં રહેલો છતાંજ જાણે બહાર રહ્યો હોય એવો ભાસે છે, તેમ જગત આત્મામાં રહેલું છતાં પણ જાણે બહાર રહ્યું હોય એમ ભાસે છે.[૩૬] હે રામ ! વાસ્તવિક જોતાં તો કાંઈ જગત ક્યાંય પણ આત્માથી બહાર રહ્યું નથી અને આત્માની અંદર પણ રહ્યું નથી પરંતુ પૂર્વપૂર્વની વાસનાના બળનેલીધે જે વસ્તુ જે પ્રકારથી પ્રતીત થાય છે તે વસ્તુરૂપે અને તે પ્રકારરૂપે બ્રહ્મજ સ્ફુરિત થયું છે એમ સમજવું યોગ્ય છે.[૩૭] જેમ ડાબલીમાં રહેલું કપૂર ગંધરૂપે બહાર પ્રતીત થાય છે, તેમ અંદર રહેલું જે આત્મતત્ત્વ છે તેજ બહાર જગતરૂપે પ્રતીત થાય છે.[૩૮] જેમ કપૂર ડાબલીમાં રહેલું છતાં પણ પોતાના સુગંધથી જણાઈ આવે છે, તેમ આત્મતત્ત્વ અંદર રહેલું છતાં પણ સ્ફુરણથી જણાઇ આવે છે. સ્થૂળ જગતરૂપે તથા સૂક્ષ્મ અહંકારરૂપે પણ આત્માજ સ્ફુરે છે. એ આત્મા પોતે સ્થૂળ પણ નથી અને સૂક્ષ્મ પણ નથી પરંતુ બહારના તથા અંદરના સઘળા સ્થૂળ-સૂક્ષ્મ પદાર્થોમાં સત્તારૂપે અનુસ્યૂત છે. આ આત્મા પોતાના ચિત્તનેજ પૂર્વપૂર્વની વાસનાના અનુસાર પ્રમાણે બહિર્મુખ ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જગતરૂપ દેખે છે અને અંદર રહેલી વાસનાથી અંદર રહેલા સ્વપ્નસંબંધી રાજ્ય આદિને પણ દેખે છે.[૯-૪] બહારના તથા અંદરના બન્ને પ્રકારના જગતને આત્માથી જુદું પાડીએ તો જગત મુદ્દલ રહેતુંજ નથી, આત્માથી જુદું ન પાડતાં બહારનો તથા અંદરનો ભેદ રહે તો અહંતાના તથા મમતાના અધ્યાસથી બહુજ દુઃખદાયી થઇ પડે છે.[૪૧] અહંતા આદિનેલીધે તે તે ચિંતાઓથી દુઃખી થતા પુરૂષને સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ

પર્વતો, નદીઓ અને દિશાઓ આદિ સઘળું જગત પ્રલયકાળના આરંભની પેઠે બળતરાવાળુંજ જણાય છે.[૪૨] જે પુરૂષ અંદર પોતાના આત્મામાંજ રૂચિ રાખીને બહાર કર્મેન્દ્રિયોથી ક્રિયાઓ કરતો હોય તે પુરૂષ હર્ષને કે શોકને વશ નહિ થવાનેલીધે સમાધિમાં રહેલાજેવોજ કહેવાય છે.[૪૩] આત્માને સર્વમાં અનુસ્યૂત જોતો અને ઉપશાંતબુદ્ધિવાળો જે પુરૂષ શોક પણ ન કરે અને ચિંતા પણ ન કરે તે પુરૂષ સમાધમાં રહેલોજ કહેવાય છે.[૪૪] જગતની સ્થિતિને જન્મ–મરણ-વાળી જોયાં કરતો જે પુરૂષ અહંતાના તથા મમતાના દેખાવોની હાંસી કરતો હોય તે પુરૂષ સમાધમાં રહેલોજ કહેવાય છે.[૪૫] "જેમ શરદ્‌ઋતુના તડકાથી મિશ્રિત થયેલા અને બહારથી દેખવામાં આવતા તરંગોમાં જે પીગળેલા રૂપાના જેવી કાંતિ જોવામાં આવે છે તે કાંતિ તરંગોના વિષે નથી; કારણ કે તરંગોની પાસે જતાં અથવા તેઓમાં ડુબકી મારીને શોધતાં, જોવામાં આવતી નથી. તરંગોની અંદર તથા બહાર રહેલા આકાશમાં પણ નથી. કેમ કે આકાશ અસંગ હોવાથી તેને કાંતિનો સંબંધજ ઘટતો નથી, તેમ અહંતા તથા જગત મ્હારામાં હોવાં સંભવતાં નથી કારણ કે દ્રષ્ટામાં દૃશ્યની સ્થિતિ ઘટતી નથી. બ્રહ્મમાં પણ સંભવતાં નથી; કેમ કે અસંગ તથા અદ્વય પરબ્રહ્મમાં દ્વૈતની સ્થિતિ ઘટેજ નહિ. આમ છે એટલામાટે અહંતા તથા જગત મિથ્યાજ છે." એમ જાણવાનેલીધે તત્ત્વવેત્તા પુરૂષ અહંતાના તથા મમતાના દેખાવોની હાંસી કરે છે.[૪૬] જે પુરૂષની દૃષ્ટિમાં હું પણું, તું પણું, જગતના વિભાગ આદિ, મન અને જડનો તથા અજડનો ભેદ પણ ન હોય તે પુરૂષજ પુરૂષ છે. બીજા પુરૂષ પુરૂષ નથી.[૪૭] આકાશની પેઠે નિર્લેપ રહેનારો, ઉપશમવાળો અને હર્ષના તથા રોષના વિકારોમાં લાકડાજેવો તથા ઢેફાંજેવો રહેતો જે પુરૂષ શાસ્ત્રનો તથા શિષ્ટલોકોના આચારનો વિરોધ ન આવે એવી બહારના વ્યવહારની ક્રિયાઓ સારીરીતે કરતો હોય તે પુરૂષનેજ પુરૂષ સમજવો.[૪૮] જે પુરૂષ કોઈના ભયથી નહિ પણ સ્વભાવથીજ સઘળાં પ્રાણીઓને પોતાના જેવાં ગણે અને પરાયાં દ્રવ્યોને માટીનાં ઢેફાંજેવાં ગણે તે પુરૂષજ દેખતો છે એમ સમજવું.[૪૯] અજ્ઞાનીપુરૂષ ન્હાના મ્હોટા સઘળા પદાર્થોને મિથ્યા જાણતો નથી અને અધિષ્ટાનનો અનુભવ નાહ હોવાનેલીધે સતરૂપને પણ જાણતો નથી માટે તે પુરૂષને આંધળોજ સમજવો. જ્ઞાની પુરૂષજ જગતને જગતરૂપે મિથ્યા જાણે છે અને અધિષ્ઠાનરૂપે સત્ય જાણે છે માટે તેને કોઈ પ્રકારનો મોહ થતો નથી.[૫૦] બ્રહ્મવેત્તાની પદવીને પામેલો હોવાથી સર્વને સમદૃષ્ટિથી જોનારો પુરૂષ દરિદ્રજ રહે અથવા ધનાઢ્ય થાય તોપણ તેને શોક કે હર્ષ થતો નથી. એ પુરૂષને પુત્ર આદિની પ્રાપ્તિ થાય અથવા પુત્ર આદિનું મરણ થાય તોપણ તેને હર્ષ કે શોક થતો નથી.[૫૧] એ પુરૂષ ઉત્તમ વૈભ-વોવાળા તથા ઘણા ઘણા સ્વજનોવાળા ઘરમાં રહે અથવા સઘળા વૈભવોવિનાના મ્હોટા અર-ણ્યમાં રહે તોપણ તેને કશો વિકાર થતો નથી.[૫૨] એ પુરૂષ કામદેવની પ્રબળતાથી મદ્યપાન કરી કરીને નાચે અથવા સઘળા સંગોનો પરિત્યાગ કરીને પર્વતમાં નિર્વિકારપણાથી રહે તોપણ તેને પાપ કે પુણ્ય કશું થતું નથી.[૫૩] એ પુરૂષ ચંદન, અગરૂ અને કર્પૂર એઓનું શરીરપર લેપન કરે અથવા મ્હોટી મ્હોટી જ્વાળાઓથી વિસ્તીર્ણ થયેલા અગ્નિમાં પડે તોપણ તેને મનમાં કશો વિકાર થતો નથી.[૫૪] એ પુરૂષ ઘણાં ઘણાં પાપો કરે અથવા ઘણાં ઘણાં પુણ્યો કરે તોપણ તેને નરકની કે સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી. એ પુરૂષ આજેજ મરી જાય

અથવા કલ્પોના કલ્પો વ્યતીત થઈ ગયા પછી મરે તોપણ તેને મનમાં કશો વિકાર થતો નથી.[૫૫] એ મહાત્મા પુરૂષ દેહાદિરૂપ નથી માટે તે જે કાંઇ કરે તે તેણે કરેલુંજ કહેવાતું નથી. જેમ સોનું કાદવમાં પડેલું છતાંપણ કલંકિત થતું નથી, તેમ તે પુરૂષ ગમે તેવી સ્થિતિમાં વર્તે તોપણ કલંકિત થતો નથી.[૫૬] શાસ્ત્રથી વિરૂદ્ધ પદાર્થોના સેવનથી દૂષિત થયેલી ઇંદ્રિયો, દેહ અને ઇંદ્રિયોના વિષયો કે જેઓ છીપમાં કલ્પાયેલા રૂપાની પેઠે મિથ્યા છે તેઓથી અજ્ઞાનીઓનુંજ અંતઃકરણ કલંકિત થઈ જાય છે.[૫૭] જ્ઞાનીને તો સઘળી વસ્તુઓ ઉપશાંત થઈ ગયેલી હોય છે, સ્વરૂપની સ્થિતિનું યથાર્થ જ્ઞાન હોય છે અને ચિત્ત બાધિત થઇ ગયેલુંજ હોય છે માટે તેના ચિત્તને કાંઈ કલંક લાગતુંજ નથી.[૫૮] અજ્ઞાની પુરૂષ પણ જો કે પરબ્રહ્મજ છે તોપણ તેને અહંતાના અધ્યાસથી વાસનાઓરૂપી અનર્થો જાગ્રત થવાનેલીધે જન્મમાં વિચિત્ર સુખ–દુઃખો પ્રાપ્ત થાય છે.[૫૯] જેમ રજ્જુમાં થયેલો સર્પનો ભ્રમ શાંત થતાં ‘ સર્પ નથી’ એમ સમજાઇને શાંતિ પ્રાપ્ત થાય છે, તેમ અહંતારૂપી ભ્રમ શાંત થતાં ‘દેહાદિ નથીજ’ એમ સમજાઇને અંદર સમતા પ્રાપ્ત થાય છે.[૬૦] જ્ઞાની પુરૂષ જે કાંઈ કરે, જે કાંઈ ખાય, જે કાંઈ આપે કે જે કાંઇ હોમે, તેનું તે જ્ઞાનીપુરૂષને કશું ફળ થતું નથી; કારણ કે તે તે ક્રિયાઓમાં જ્ઞાની કોઈ પ્રકારનો અભિનિવેશજ કરતો નથી. જ્ઞાની એ ક્રિયાઓને કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે.[૬૧] જ્ઞાનીને કર્મ કરવાથી પણ કશું પ્રયોજન નથી અને કર્મનો ત્યાગ કરવાથી પણ કશું પ્રયોજન નથી; કારણ કે તે જ્ઞાની પુરૂષ આત્માના સ્વરૂપને યથાર્થ સમજેલો હોવાથી આત્મામાંજ રહેલો હોય છે.[૬૨] જેમ પથરામાં મંજરીઓ ઉત્પન્ન થતી નથી, તેમ જ્ઞાનીપુરૂષમાં ઇચ્છાઓજ ઉત્પન્ન થતી નથી. કદાચ વાસનાના અભ્યાસનેલીધે ઇચ્છાઓ ઉત્પન્ન થાય તોપણ જેમ જળમાં ઉત્પન્ન થયેલા તરંગો જળથી જુદા હોતા નથી, તેમ પોતામાં ઉત્પન્ન થયેલી તે સઘળી ઇચ્છાઓ પોતાથી જુદી નથી, એમ તે પુરૂષ સંપૂર્ણરીતે સમજે છે.[૬૩] ‘આ જે સઘળું જગત છે તે આત્મા છે અને જે આત્મા છે તેજ સઘળું જગત છે માટે દ્વૈતરૂપ કાંઈ વિભાગ છેજ નહિ ’ એમ જ્ઞાનીપુરૂષ સમજે છે માટે તે જ્ઞાનીપુરૂષ પૂર્ણ અને પવિત્ર પરમાત્મારૂપજ છે. એ પરમાત્મા સત્તારૂપે સર્વમાં અનુસ્યૂત છે માટે જ્ઞાની પણ સર્વમાં અનુસ્યૂત હોવાનેલીધે ‘ એ અમુક પદાર્થરૂપ નથી ’ એમ કહી શકાતુંજ નથી.[૬૪]

सकल[illegible] च सर्वं जगदखिलं न विभागितात्र काचित् ।
परमपुरुषपावनैकरूपी स सदिति तत्सदकिंचिदेव नासौ ॥ ६४ ॥

શ્રીમદ્ યોગવા૦ મહારામાયણ ઉપશમપ્રકરણનો ‘ ધ્યાનવિચાર ’નામનો છપ્પનમો સર્ગ સંપૂર્ણ. ૫૬

## सर्ग ५७ मो* દશ્ય ચૈતન્યજ છે

वासिष्ठ उवाच । यदात्ममरिचस्यांतश्चित्त्वा तीक्ष्णत्ववेदनः ।
तदहंतादिभेदादिदेशकालादि चेत्यतः ॥१॥

વસિષ્ઠઋષિ કહે છેઃ–જેમ મરીમાં તીક્ષ્ણપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને-

* આ સત્તાવનમા સર્ગમાં ચૈતન્ય પોતાનો સ્વભાવ નહિ જણાયાનેલીધે દશ્યપણાને ધરે છે માટે જે દશ્ય છે તે ચૈતન્યજ છે, ચૈતન્યથી જુદું નથી એમ નિરૂપણ કરવામાં આવશે.

લીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[1] જેમ લુણમાં લુણપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ તુંપણા તથા હુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[2] જેમ શેલડીમાં મધુરતા રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[3] જેમ પથરામાં કઠિનપણું રહેલું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[4] જેમ પર્વતમાં જડતા રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[5] જેમ જળમાં દ્રવપણું આદિ રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે.[6] જેમ વૃક્ષમાં શાખા આદિ રહેલ છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહેલ છે તેજ જાણે હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા લોક આદિરૂપ થયેલ હોય તેમ સ્ફુરે છે.[7] જેમ આકાશમાં શૂન્યપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ તુંપણા તથા હુંપણા આદિરૂપે, ઘટ–પટાદિરૂપે તથા લોક આદિરૂપે પ્રતીત થાય છે.[8] જેમ આકાશમાં છિદ્રપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપે, ઘટ–પટાદિરૂપે તથા શરીર આદિરૂપે પ્રતીત થાય છે.[9] જેમ ભીંતમાં નિબિડ (ઘાટા)પણું રહ્યું છે, તેમ આત્મામાં જે અનુભવ રહ્યો છે તેજ જાણે દૃશ્યરૂપ થઇને આત્મામાંથી બહાર આવેલો હોય તેમ હુંપણા તથા તુંપણા આદિરૂપે પ્રતીત થાય છે.[10] આત્મામાં પોતાથીજ જે સત્તારૂપ અનુભવ રહ્યો છે તેજ જાણે હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા જીવોરૂપ થયેલ હોય એમ પ્રતીત થાય છે.[11] આત્માના પ્રકાશનું જે પોતાની મેળેજ સ્ફુરણ છે તેનેજ જીવ 'આ હુંપણું તથા તુંપણું આદિ છે અને આ વૃત્તિઓમાં ચિદાભાસ આદિ છે' એમ કલ્પી લે છે.[12] આત્મારૂપ ચંદ્રની અંદર જે ચૈતન્યરૂપ અમૃત છે તે સ્વયંપ્રકાશપણાથી આત્માનાજ અનુભવમાં આવતાં હુંપણા તથા તુંપણા આદિરૂપે ઉદય પામેલું છે.[13] પરમાત્મારૂપી ગોળની અંદર જે ચૈતન્યરૂપ માધુર્ય છે તેને તે પરમાત્મા પોતાથી પોતામાંજ હુંપણા તથા તુંપણા આદિરૂપે અનુભવે છે.[14] પરમાત્મારૂપી મણિની અંદર ચૈતન્યપણાનેલીધે પોતાની મેળે જે સ્ફુરણ થાય છે તેને એ પરમાત્મા પોતાના ચૈતન્યાત્મક સ્વરૂપમાંજ 'હું અને તું' ઇત્યાદિરૂપે જાણે છે.[15] 'જગતરૂપ માયિક આકાર સ્વયંપ્રકાશ આત્માના અનુભવરૂપજ છે' એમ તમને સમજાવવાનેમાટે મ્હેં તમારી પાસે આ સંદર્ભ કહ્યો છે માટે તે ઉપરથી એમ નહિ સમજવું કે 'જાણનાર અને જાણવાયોગ્ય પદાર્થ જુદા છે તથા અનુભવનાર અને અનુભવવા યોગ્ય પદાર્થ જુદા છે.' કેમ કે આત્માની અંદર કોઈ જાણવાનો પદાર્થ કે અનુભવવા યોગ્ય પદાર્થજ નથી માટે એ આત્મા કોઈ પદાર્થને જાણતો કે અનુભવતો નથી. એ પરમાત્માની અંદર કોઇ વિષયજ નથી કે જેના રૂપને તે પરમાત્મા ગ્રહણ કરે અને એ પરમાત્માની અંદર બીજો કોઇ મેળવવાનો પદાર્થજ નથી કે જેને તે પરમા-

ત્મા મેળવે. [17] અનંત અને ભરપુર સ્વરૂપવાળા એ પરમાત્મામાં આ જગતરૂપ આકાર મિથ્યાજ દેખાય છે. જેમ મ્હોટો પર્વત સર્વદા પોતાના ધાટા સ્વરૂપમાં રહે છે, તેમ એ પરમાત્મા પોતાના એકરસ સ્વરૂપમાંજ રહે છે.[18] હે રઘુનંદન ! 'જેમ મરીમાં તીક્ષ્ણપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાનેલીધે જે અનુભવ રહ્યો છે તેજ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળાદિરૂપ જગત થયેલ છે' ઈત્યાદિક આ ઉપદેશની શૈલીથી મ્હેં તમને એમજ સમજાવ્યું કે " હુંપણા તથા તુંપણા આદિરૂપ 'જગત' નામનો ભેદ પરમાત્મામાં મુદ્દલ છેજ નહિ. "[19] ચિત્ત પણ નથી, દ્રષ્ટા પણ નથી અને જગત આદિ વિભ્રમરૂપ દૃશ્ય પણ નથી. જેમ વરસી રહીને મુંગું થયેલું વાદળું પ્રથમ પાતળું થઈને પછી તમામ શાંત થઇ જાય છે, તેમ અધિષ્ઠાનરૂપે રહેલું આ જગત પ્રથમ બાધિતપણાથી પાતળું થઈને પછી તમામ શાંત થઈ જાય છે.[20] જેમ જળ દ્રવરૂપ હોવાથી પોતામાંજ ચકરી આદિ આકારોને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા અનુભવરૂપ હોવાથી પોતામાંજ અહંકાર આદિ આકારોને પ્રાપ્ત થાય છે.[21] જેમ જળમાં દ્રવપણું છે અને જેમ વાયુમાં ચલન છે, તેમજ અનુભવરૂપ આત્મામાં આ અહંકાર તથા દેશ–કાળ આદિ પદાર્થો છે.[22] તત્ત્વવેત્તા પુરૂષ પોતાના જાણનાર પણામાં 'જાણનાર તથા જાણવાનો વિષય એ અંશો કલ્પિત છે અને જાણ ( જ્ઞાન ) એ અંશજ સત્ય છે' એમ જ્ઞાનની વૃદ્ધિનેલીધે સમજે છે અને અજ્ઞાની પુરૂષ તો ઈંદ્રિય આદિના અધ્યાસનેલીધે પોતાના જાણનારપણામાં 'જે હું જાણનારો છું તે જીવ છું અને જે જણાયછે તે મ્હારો વિષય છે' ઈત્યાદિક ભેદને સમજી લે છે.[23] અજ્ઞાનીને જે જે વાસનાનેલીધે જે જે વિષયના જ્ઞાનથી જે જે પ્રકારે જેવી જેવી તૃપ્તિ પ્રાપ્ત થાય છે તે તે વાસનારૂપે તે તે વિષયરૂપે, તે તે પ્રકારરૂપે અને તેવી તેવી તૃપ્તિરૂપે પરમાત્મામાંજ વિવર્ત પામે છે. પરમાત્મા કે જેથી ભિન્ન કોઈ પદાર્થજ નથી તેમાં જે જુદાઇજેવું સમજવામાં આવે છે તે ભૂલજ છે.[24] જે અવિદ્યા છે તે જીવનું જીવન છે અને જે માયા છે તે ઇશ્વરનું જીવન છે. કારણ કે જીવપણું અવિદ્યારૂપી ઉપાધિથી અને ઈશ્વરપણું માયારૂપી ઉપાધિથી થયું છે. એ બન્ને ઉપાધઓને દૂર કરી દેતાં, ઈશ્વરને અનેજીવને ચૈતન્યપણારૂપ સ્વરૂપમાં કાંઈ ભેદ નથી.[25] જેમ ઈશ્વરને અને જીવને ચૈતન્યપણારૂપ સ્વરૂપમાં કાંઈ ભેદ નથી તેમ ઈશ્વરને અને પરમાત્માને પણ ચૈતન્યપણારૂપ સ્વરૂપમાં કાંઈ ભેદ નથી. આમ છે એટલામાટે જે કાંઈ છે તે શાંત અખંડિત ચૈતન્યજ છે એમ સમજો.[26] જે સઘળું જગત છે તે એક, આદિથી, મધ્યથી તથા અંતથી રહિત, સ્વયંપ્રકાશ, અનુભવમાત્ર, વિષયોથી રહિત અને વિશેષણોથી રહિત શાંત બ્રહ્મજ છે. 'આ જે સઘળું જગત છે તે બ્રહ્મજ છે' એમ જે મ્હારે બોલવું પડે છે તે પણ તમને સમજાવવાનેમાટે બોલવું પડે છે. કેમ કે અત્યંત વાસ્તવિક વિચાર કરતાં, તો 'જગત મુદ્દલ છેજ નહિ' એવો સિદ્ધાંત વિદ્વાનોએ સ્વીકાર્યો છે.[27] **सर्वं प्रशांतमजमेकमनादिमध्यमाभास्वरं स्वदनमात्रमचेत्यचिह्नम्। सर्वं प्रशांतमिति शब्दमयी तु दृष्टिर्बोधार्थमेव हि मुधैव तदोमितीदम्॥२७॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ભેદનિરાસ' નામનો સત્તાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૭**

# सर्ग ५८ मो* ભિલ્લના રાજા સુરઘુને માંડવ્યે ઉપદેશ આપ્યો

**वसिष्ठ उवाच । अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।**
**किरातेशस्य सुरघोर्वृत्तांतं विस्मयास्पदम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! ભિલ્લલોકોના રાજા સુરઘુનો વિસ્મય આપનાર વૃત્તાંતરૂપ એક જુનો ઇતિહાસ આ વિષયમાંજ કહેવામાં આવે છે.[1] આ જગતમાં હિમાલયના શિખરરૂપ એક 'કૈલાસ' નામનો પર્વત છે કે જે પર્વત, જાણે ઉત્તરદિશાનો સાર હોય, જાણે પૃથ્વીમાંથી નીકળેલો કપૂરનો સમૂહ હોય, જાણે મહાદેવનું એકઠું થયેલું હાસ્ય હોય, જાણે પુનમના ચંદ્રનો પ્રકાશ હોય અને જાણે પહાડી હાથીઓનાં કુંભસ્થળોમાંથી નીકળેલાં મોતીઓનો ઢગલો હોય એવો શોભે છે.[2-3] જેમ ક્ષીરસાગર વિષ્ણુના નિવાસરૂપ છે, સ્વર્ગ ઈંદ્રના નિવાસરૂપ છે અને વિષ્ણુનું નાભિકમળ બ્રહ્માના નિવાસરૂપ છે, તેમ એ પર્વત શંકરના નિવાસરૂપ છે.[4] જેઓમાં અપ્સરાઓ બેઠેલી હોય છે એવી રૂદ્રાક્ષના વૃક્ષોમાં લટકતી હીંડોળાખાટોથી, એ પર્વત, જેમ ચકચકતી રત્નોની સળીઓવાળી લહરીઓથી સમુદ્ર શોભે, તેમ શોભે છે.[5] એ પર્વતમાં નિરંત મદોન્મત્ત રહેનારી પ્રમથલોકોથી સ્ત્રીઓની લાતો વાગવાથી આનંદ પામેલા વિલાસી લોકો સ્ત્રીઓની લાતોથી પ્રફુલ્લિત થતા આસોપાલવોની§ પેઠે શોભે છે.[6] સદાશિવ ફરતા ફરતા એ પર્વતનાં જે જે સ્થળોમાં પધારે છે તે તે સ્થળોમાં સદાશિવના મુકુટરૂપી ચંદ્રનાં કિરણો પડવાનેલીધે 'ચંદ્રકાંત' નામના મણિઓમાંથી જળસ્રાવ થવા લાગતાં, જળના ધોધ નીકળવા લાગે છે અને જે જે સ્થળોને સદાશિવ છોડી દે છે તે તે સ્થળોમાં તેવા ધોધો નીકળતા બંધ પડી જાય છે.[7] એ પર્વત લતાઓથી, વૃક્ષોથી, જાળાંઓથી, વાવોથી, દ્રહોથી, નદીઓથી, નદોથી, મૃગોથી, બીજાં પશુઓનાં ટોળાંઓથી અને બીજી જાતોનાં પણ અનેક પ્રાણીઓથી વ્યાપ્ત હોવાનેલીધે બ્રહ્માંડજેવો લાગે છે.[8] જેમ વડના ઝાડના મૂળમાં કીડાઓ રહે છે, તેમ એ કૈલાસપર્વતના નીચેના ભાગમાં 'હેમજટ' નામથી ઓળખાતા ભિલ્લલોકો રહે છે.[9] ઘૂડપક્ષીઓની પેઠે ક્ષુદ્રતા કરનારા એ લોકો કૈલાસની પાસેના પર્વતોમાં ઉત્પન્ન થયેલાં વૃક્ષોનાં કાષ્ઠાદિક વેચીને અને રૂદ્રાક્ષો વેચીને પોતાની જીવિકા ચલાવે છે.[10] એ લોકોનો ઉદારચિત્તવાળો, શત્રુઓનાં નગરોને જીતનારો, જયની લક્ષ્મીના જમણા હાથજેવો, પ્રજાઓનું પાલન કરવામાં વિચક્ષણ, ભયંકર દૈત્યોના ગર્વને પણ તોડનારો, સૂર્યજેવો તેજસ્વી અને જાણે દેહધારી વાયુ હોય એવો પરાક્રમી 'સુરઘુ' નામનો એક બળવાન રાજા હતો.[11,12] એ રાજા રાજ્યના વૈભવોથી તથા ધનોથી કુબેર કરતાં પણ અધિક હતો, વિદ્યાઓથી બૃહસ્પતિકરતાં પણ અધિક હતો અને કાવ્યો રચવાની ચાતુરીમાં શુક્રાચાર્યકરતાં પણ અધિક હતો.[13] જેમ સૂર્ય ખેદ નહિ પામતાં ચાલતીરીતે દિવસોને કર્યા કરે છે, તેમ એ રાજા કોઇ જાતનો ખેદ નહિ પામતાં ચાલતીરીતે પ્રજાને શિક્ષા કરવાની અને પ્રજાનું પાલન કરવાની પદ્ધતિઓથી રાજ્યસંબંધી

---

* આ અઠ્ઠાવનમા સર્ગમાં ભિલ્લલોકોના રાજા સુરઘુના વૈરાગ્યનું અને 'માંડવ્ય' નામના મુનિએ તે રાજાને સર્વનો ત્યાગ કરવા આદિ ઉપાયોથી કરેલા ઉપદેશનું વર્ણન કરવામાં આવશે.

§ 'સ્ત્રીઓની લાતો વાગવાથી 'આસોપાલવ' નામનાં વૃક્ષો પ્રફુલ્લિત થાય છે' એમ વર્ણન કરવાનો સાહિત્યશાસ્ત્રીઓનો સંપ્રદાય છે.

કાર્યો કર્યા કરતો હતો.[૧૪] ઘણા દિવસ થતાં, જેમ જાળના દોરાઓથી બંધાયેલા પક્ષીને જાળથી કંટાળો આવે, તેમ રાજ્યસંબંધી સુખ–દુઃખોથી બંધાયેલા એ રાજાને રાજ્યથી કંટાળો આવ્યો.[૧૫] ( કંટાળો આવતાં, એ રાજા નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો. )

સુરઘુ વિચાર કરે છેઃ–જેમ ઘાણી પોતાના બળથી તલોને પીલે છે, તેમ હું પોતાના બળથી આ દુઃખીયા અપરાધી લોકોને શામાટે પીડું છું ? જેમ મને કોઇ શિક્ષા કરે તો મને પીડા થાય, તેમ હું શિક્ષા કરૂં છું તેથી આ સર્વે લોકોને પીડા થતી હશે.[૧૬] હું આ લોકોને ધન આપું, કેમકે જેમ હું ધનથી રાજી થાઉં છું, તેમ સર્વ લોકો ધનથી રાજી થાય એ સ્વાભાવિક છે. હવે મ્હારે અપરાધીઓને શિક્ષા કરવાનું તો બંધજ રાખવું.[૧૭] પણ જો હું અપરાધીઓને યોગ્ય શિક્ષા નહિ કરૂં તો, જેમ પાણીવિના નદી ચાલતી નથી, તેમ આ પ્રજા નિયમવિના મર્યાદામાં ચાલશે નહિ.[૧૮] હાય હાય ! અપરાધીઓને શિક્ષા કરવી એ મ્હોટી કડાકૂટ છે. પ્રજાઓની ઉપર તો સર્વદા અનુગ્રહજ કરવો જોઈએ. આજ હું સુખી છું એ બહુ સારૂં છે. હાય હાય ! આજ તો હું દુઃખી છું.[૧૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેમ તરસ્યાને તરસ્યા સૂતેલા માણસનું ચિત્ત લાંબી તરસથી સ્વપ્નમાં પાણીની મ્હોટી ચકરીમાં ભમતાં, ક્યાંય વિશ્રાંતિ ન પામે, તેમ એ રાજાનું ચિત્ત ‘ હું આમ કરૂં કે તેમ કરૂં ’ એવા વિચારોમાં ભમતાં, ક્યાંય વિશ્રાંતિ પામ્યું નહિ.[૨૦] એક દિવસે સઘળી દિશાઓના મંડળોમાં ફરી ફરીને, જેમ નારદમુનિ ઈંદ્રના ઘેર આવે, તેમ ‘ માંડવ્ય ’ નામના મુનિ એ સુરઘુરાજાના ઘેર આવ્યા.[૨૧] સંદેહરૂપી બાવળના થાંભલાને કાપી નાંખવામાં કુવાડાજેવા અને સઘળી વિદ્યાઓમાં વિચક્ષણતા ધરાવનારા એ મ્હોટા મુનિની તે રાજાએ પૂજા કરી અને પછી નીચેપ્રમાણે નમ્રતાપૂર્વક પૂછ્યું.[૨૨]

સુરઘુ પૂછે છેઃ–હે મહારાજ ! જેમ વસંતઋતુના આવવાથી પૃથ્વીનું પીઠ પરમસુખ પામે છે, તેમ આપના આવવાથી હું પરમસુખ પામ્યો છું.[૨૩] હે નાથ ! જેમ પ્રકાશ આપનારા સૂર્યની કૃપાદૃષ્ટિ કમળની ઉપર પડેછે, તેમ આપની કૃપાદૃષ્ટિ મ્હારા ઉપર પડી એટલા માટે આજ હું ધર્મની રીતે ભાગ્યશાળી પુરૂષોમાં અગ્રણી થયો છું.[૨૪] હે સઘળા ધર્મોને જાણનારા મહારાજ ! આપને સારી પેઠે વિશ્રામ મળ્યો હોય તો હવે જેમ સૂર્ય અંધકારને કાપે છે, તેમ આપ મ્હારા આ એક સંશયને કાપો.[૨૫] મહાત્માઓના સમાગમથી કોની પીડા શાંત ન થાય ? સર્વની શાંત થાય. પીડાનો વિચાર કરનારા વિદ્વાન લોકો કહે છે કે ‘સંદેહજેવી બીજી કોઈ પીડા નથી’.[૨૬] જેમ સિંહના નખો હાથીને અત્યંત ફાડી નાખે છે, તેમ મ્હારી પ્રજાઓના સંબંધમાં નિગ્રહો તથા અનુગ્રહો કરવાની ચિંતાઓ મને અત્યંત ફાડી નાખે છે.[૨૭] હે મુનિ ! આમ છે એટલામાટે જે રીતે મ્હારા મનમાં સર્વદા સૂર્યના કિરણની પેઠે સમતા ઉદય પામે અને સઘળી વિષમતા ટળી જાય તેમ કરૂણાથી કરી આપો.[૨૮]

માંડવ્ય કહે છેઃ–હે રાજા ! જેમ સૂર્યના કિરણથી હિમ પીગળી જાય છે, તેમ પોતાના હાથમાંજ રહેલા વૈરાગ્ય તથા ત્યાગ આદિ યત્નથી અને શ્રવણ–મનનાદિક ઉપાયથી આ મનનું વેવલાપણું પીગળી જાય છે.[૨૯] જેમ શરદ્‌ઋતુના આવવામાત્રથી મ્હોટી ઝાકળ શાંત થાય છે, તેમ પોતાના વિચારમાત્રથી મનની અંદરનો પરિતાપ તુરત શાંત થાય છે.[૩૦] હે

રાજા ! તમે પોતાનાજ મનથી પોતાના શરીરમાં રહેલી ઇંદ્રિયોનો વિચાર કરો કે "એ ઇંદ્રિયો કેવી છે અને કોણ છે?"[31] 'હું કોણ છું, આ જગત કેવું છે અને મરણ તથા જન્મ કેમ થાય છે' એ વિષયોનો તમારા મનમાંજ વિચાર કરો એટલે તમને અત્યંત મહત્તા (મ્હોટાપણું—બ્રહ્મપણું) પ્રાપ્ત થશે.[32] તમે વિચાર કરીને તમારા પોતાનાજ સ્વભાવને જાણશો તો તમારૂં મન, કે જેને હર્ષની તથા શોકની દશાઓ કંપાવી શકે નહિ એવું અચળ થશે.[33] જેમ તરંગ પોતાના ચંચળ આકારને છોડી દઇ, પોતાના મૂળભૂત જળરૂપ થઇને જળમાં શાંત થાય છે, તેમ તમારૂં મન પોતાના ચંચળપણાને છોડી, તાપવિનાનું થઇ, પોતાના મૂળભૂત બ્રહ્મરૂપ થઈને બ્રહ્મમાં શાંત થશે.[34] હે નિર્દોષ રાજા ! જેમ મન્વંતરના અંતે કળિકાળને પ્રાપ્ત થઇને પાપરૂપી કલંકને પ્રાપ્ત થયેલું જગત બીજા મન્વંતરના આરંભમાં પોતે વિદ્યમાન રહીને પોતાના કલંકને છોડી દે છે, તેમ વ્યવહારોનેલીધે ચંચળતારૂપ કલંકને પ્રાપ્ત થયેલું તમારૂં મન પોતે જીવન્મુક્તરૂપે વિદ્યમાન રહીને વિચારના બળથી પોતાના કલંકિતરૂપને છોડી દેશે.[35] જેમ પૃથ્વીમાં પુત્રો પિતાને દયા કરવાના પાત્રરૂપજ જણાય છે, તેમ તમે પોતાના તત્ત્વને જાણી સંતુષ્ટ થશો ત્યારે તમને સઘળા ઇંદ્રાદિ પુરૂષો પણ ખોટાવ્યવહારમાં દુઃખી થતા હોવાનેલીધે દયા કરવાના પાત્રરૂપજ જણાશે.[36] તમે વિવેકરૂપી દીવાથી આત્માને દેખશો ત્યારે એવી ઉત્તમ મહત્તાને (મ્હોટાપણાને—બ્રહ્મપણાને) પ્રાપ્ત થશો કે જે મહત્તાની સત્તાને મેરૂની, સમુદ્રની તથા આકાશની મહત્તા પણ અધીન છે.[37] હે ભલા રાજા ! તમને એ મહત્તા પ્રાપ્ત થશે ત્યારે, જેમ હાથી ગાયના પગલાના ખાબોચીયામાં ડૂબતો નથી, તેમ તમારૂં મન સંસારની વૃત્તિઓમાં ડૂબશે નહિ.[38] જેમ બુઢ્ઢો મચ્છર ગાયના પગલાના ખાબોચીયામાં પણ ડૂબી જાય છે, તેમ કામનાઓથી કંગાલ થયેલું મન ક્ષુદ્રકાર્યમાં પણ ડૂબી જાય છે.[39] જેમ કીડો કાદવમાં ડૂબી જાય છે, તેમ ચિત્ત દૃશ્યોનેજ લાગુ પડનારી પોતાની વાસનારૂપી દીનતાથી મોહમાં ડૂબી જાય છે.[40] હે રાજા ! કેવળ સ્વયંપ્રકાશ પરમાત્માનોજ અનુભવ થાય ત્યાંસુધી પોતાથી સઘળી વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ.[41] જેમ જ્યાંસુધી ચોખ્ખું સોનુંજ અવશેષ રહે ત્યાંસુધી ધાતુઓને ધોવાની આવશ્યકતા છે, તેમ જ્યાંસુધી કેવળ આત્માજ અવશેષ રહે ત્યાંસુધી સઘળાં વેદાંતશાસ્ત્રનું અવલોકન કરવાની આવશ્યકતા છે.[42] દૃઢ નિશ્ચયવાળી બુદ્ધિથી સર્વ દેશમાં અને સર્વ કાળમાં સઘળીરીતે સર્વનો ત્યાગ કરવામાં આવે તોજ પૂર્ણસ્વરૂપ પરમાત્મા પોતાથી પ્રાપ્ત થાય છે. વિષયોનો થોડો ઘણો ત્યાગ કરવાથી પરમાત્મા પ્રાપ્ત થાય એમ નથી.[43] જ્યાંસુધી સર્વનો ત્યાગ કરવામાં ન આવ્યો હોય ત્યાંસુધી આત્મા મળતો નથી; કેમકે સઘળી અનાત્મવસ્તુઓનો ત્યાગ કરતાં જે શેષ રહેછે તેજ આત્મા કહેવાયછે.[44] હે ભલા રાજા ! જ્યાંસુધી બીજું કાર્ય છોડી દઇને ઉદ્યોગ કરવામાં ન આવે ત્યાંસુધી ધન આદિ સામાન્ય વસ્તુ પણ મળતી નથી ત્યારે સર્વનો ત્યાગ કરીને ઉદ્યોગ કર્યાવિના આત્મા ન મળે તેમાં તો શુંજ કહેવું ?[45] હે રાજા ! જ્યારે બીજાં સઘળાં કાર્યોનો ત્યાગ કરીને સંપૂર્ણરીતે ધારેલી વસ્તુના લાભનેવાસ્તે માણસ યત્ન કરેછે ત્યારેજ તે ધારેલી વસ્તુની પ્રાપ્તિ થાયછે. તેવિના થતી નથી.[46] આમ છે એટલામાટે પોતાના આત્માના દર્શનનેવાસ્તે સઘળી અનાત્મવસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. સઘળી વસ્તુઓનો ત્યાગ કરતાં, સર્વથા જેનો ત્યાગ નજ થઇ

શકે એવું જે જોવામાં આવે તેજ પરમપદ છે.[૪૭] સઘળાં કાર્યોની તથા કારણોની પરંપરામય આ જગતની અંદર અનુસ્યૂત થઈને રહેલી સન્માત્રવસ્તુ (આત્મા) માં કલ્પનાથીજ પ્રતીત થયેલી સઘળી અનાત્મવસ્તુઓને સંપૂર્ણરીતે છોડી દઈ અને તે પછી મનના રૂપને પણ ધથી લીન કરી નાખીને જે વસ્તુની પ્રાપ્તિ થાયછે તેજ બ્રહ્મ છે.[૪૮] **सकलकारणकार्यपरंपरा जगद्गतवस्तु विजृंभितम्। अलमपास्य मनः स्ववपुस्ततः पारविलाप्य यदेति तदेव तत् ॥४**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'માંડવ્યોપદેશ' નામનો અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ५९ मो* સુરઘુરાજાને વિચારથી આત્મલાભ થયો

**वसिष्ठ उवाच । इत्युक्त्वा भगवानेनं सुरघुं रघुनंदन ।
ययौ स्वमेव रुचिरं मांडव्यो मौनमंडलः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! મહાત્મા માંડવ્યમુનિ એ સુરઘુરાજાને એ પ્રમાણે કહીને પછી જેમાં ઘણા મુનિઓ રહેતા હતા એવા પોતાના આશ્રમના રમણીયવનમાં પધારી ગયા.[૧] માંડવ્યમુનિ પધારી ગયા પછી, સુરઘુરાજા પવિત્ર એકાંતસ્થળમાં જઇને પોતે પોતાની બુદ્ધિથી નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.

સુરઘુ વિચાર કરે છેઃ–હું પોતે કોણ છું?[૨] હું મેરૂપર્વત નથી અને મેરૂપર્વત મ્હારો નથી. હું જગત (ઊંચેના તથા નીચેના લોકો) નથી અને જગત મ્હારૂં નથી. હું પર્વતો નથી અને પર્વતો મ્હારા નથી. હું પૃથ્વી નથી અને પૃથ્વી મ્હારી નથી.[૩] હું આ કિરાતદેશ નથી અને આ કિરાતદેશ મ્હારો નથી. સર્વ લોકોની સંમતિથી પટ્ટાભિષેક થતાં 'હું રાજા છું' એવી કલ્પનારૂપ સંકેતનેલીધેજ આ દેશ મ્હારો છે.[૪] એ સંકેતને હમણાં હું છોડી દઉં છું માટે હું આ દેશ નથી અને આ દેશ મ્હારો નથી. હવે આ નગર અવશેષ રહ્યું, તો તેમાં પણ એ સંકેતને છોડી દેતાં, એજ નિશ્ચય થાય છે.[૫] પતાકાઓની તથા બગીચાઓની પંક્તિઓવાળી, નોકરલોકોથી તથા તેઓની વાડીઓથી ભરપૂર અને હાથીઓની, ઘોડાઓની તથા સામંતલોકોની ભીડાભીડવાળી આ નગરી હું નથી અને એ મ્હારી પણ નથી.[૬] એકજાતના કલ્પિતસંકેતથીજ સંબંધ પામેલું અને એ સંકેત છોડી દેવામાં આવે તો ટળી જનારૂં આ ભોગોનું મંડળ તથા સ્ત્રી–પુત્ર આદિનું મંડળ હું નથી અને એ સઘળું મ્હારૂં નથી.[૭] એજ પ્રમાણે ભૃત્યોસહિત, સેનાસહિત, વાહનોસહિત અને અંતઃપુરોસહિત આ રાજ્ય હું નથી અને આ રાજ્ય મ્હારૂં પણ નથી. 'આ રાજ્ય છે અને આ રાજા છે' ઈત્યાદિ આ સંકેત તો કેવળ અંધપરંપરાથીજ પ્રાપ્ત થયેલો છે. આ હાથ તથા પગ આદિ અવયવોવાળો દેહ 'હું છું' એમ હું માનું છું તો હવે તુરત તેનો પણ મનમાં વિચાર કરી જોઉં.[૮] આ દેહમાં જે માંસ તથા હાડકાં છે તે હું નથી; કેમ કે એ જડ છે અને હું તો ચેતન છું. જેમ જળ કમળની સાથે ચોંટી રહેવારૂપી સંસર્ગને પ્રાપ્ત થતું નથી, તેમ હું અસંગ હોવાનેલીધે મ્હારી સાથે એ માંસ તથા અસ્થિઓ સંસર્ગ પામે એમ નથી.[૧૦] માંસ જડ છે માટે તે હું નથી. રૂધિર

---

* આ ઓગણસાઠમા સર્ગમાં એકાંતમાં બેસી બહારનાં તથા અંદરનાં સર્વ દૃશ્યનો ત્યાગ કરતાં સુરઘુરાજાને વિચારથી આત્માનો લાભ થયો એ કથા કહેવામાં આવશે.

પણ જડ છે માટે તે પણ હું નથી. અસ્થિઓ પણ જડ છે માટે તેઓ પણ હું નથી. જેમ માંસ, રૂધિર તથા અસ્થિઓ હું નથી તેમ એઓ મ્હારાં પણ નથી.[11] કર્મેંદ્રિયો પણ હું નથી અને કર્મેંદ્રિયો મ્હારી પણ નથી. આ દેહમાં જે જે જડ પદાર્થો છે તેઓ હું નથીજ. કેમ કે હું તો ચેતન છું.[12] હું ભોગો નથી અને ભોગો મ્હારા નથી. જ્ઞાનેંદ્રિયો પણ જડ છે અને મિથ્યા છે માટે તેઓ હું નથી અને તેઓ મ્હારાં પણ નથી.[13] આ સંસારરૂપી દોષના મૂળરૂપ જે મન છે તેપણ હું નથી; કેમ કે એ તો જડ છે. બુદ્ધિ અને અહંકાર એઓ પણ હું નથી અને મ્હારાં પણ નથી; કેમકે એઓ મનથીજ કલ્પાયેલાં છે પણ વાસ્તવિક નથી.[14] એ રીતે શરીરથી માંડીને મન, બુદ્ધિ તથા ઇંદ્રિયાદિપર્યંત આ અસ્થિર સ્થૂળ–સૂક્ષ્મ ભૂતોનો સમુદાય હું નથી. હવે જે અવશેષ રહ્યું તેનો વિચાર કરૂં.[15] અવશેષ તો ચેતનાત્મક જીવ રહ્યો પણ તે પ્રમાતા છે માટે પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય એ નામની ત્રિપુટીની અંદર આવી જાય છે અને ત્રિપુટીતો સાક્ષીથી જણાય એવી છે માટે જીવ સ્વયંપ્રકાશ નહિ હોવાનેલીધે એ પણ આત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી એમ જણાય છે.[16] આ પ્રમાણે હું સાક્ષીથી જણાય એવી સઘળી વસ્તુઓનો ત્યાગ કરૂં છું; કેમ કે માપમાં આવનારી જે જે વસ્તુઓ છે તે હું નથી. સર્વનો ત્યાગ કરતાં તો નિર્વિકલ્પ અને શુદ્ધ ચૈતન્ય અવશેષ રહે છે માટે તેજ હું છું.[17] આ તો આશ્ચર્ય થયું. મને આત્માની પ્રાપ્તિ થઈ. ઘણાકાળથી યત્ન કરતાં કરતાં એ યત્ન આજ સફળ થયો. આ હું અંતવિનાના સ્વરૂપવાળો પરમાત્મા છું. પરમાત્માનો અંત હોયજ નહિ.[18] બ્રહ્મામાં, ઇંદ્રમાં, યમમાં, વાયુમાં અને સર્વ પ્રાણીઓના સમૂહમાંપણ જેમ તંતુ સઘળાં મોતીઓમાં અનુસ્યૂત હોય છે, તેમ અનુસ્યૂત રહેનારો જે પરમાત્મા છે તે હું છું.[19] હું આ નિર્મળ ચૈતન્યશક્તિ છું કે જે ચૈતન્યશક્તિ વિષયોરૂપી રોગોથી રહિત છે, સઘળી દિશાઓમાં ભરપૂર છે, અજ્ઞાનીઓને ત્રાસ આપે એવા સ્વરૂપવાળી છે,[20] મનની સઘળી વૃત્તિઓમાં રહેલી છે, સૂક્ષ્મ છે, ઇષ્ટોથી તથા અનિષ્ટોથી રહિત છે, બ્રહ્મલોકપર્યંત સઘળાં ભુવનોની અંદર રહેલી છે, સઘળી શક્તિઓની ડાબલીરૂપ છે,[21] નિરતિશય આનંદથી ભરપૂર છે, દીવાની પેઠે સર્વને પ્રકાશ આપનારી છે, સઘળાં બ્રહ્માંડોરૂપી મોતીઓમાં અનુસ્યૂત રહેનારા વિસ્તીર્ણ તંતુરૂપ છે,[22] કલ્પનાથી સઘળા આકારો તથા વિકારોવાળી છે, વાસ્તવિકરીતે સઘળા આકારોથી તથા વિકારોથી રહિત છે, સઘળાં પ્રાણીઓના સમૂહપણાને પામેલી છે, સર્વદા સર્વપણાને પામેલી છે, અને ચૌદલોકોના પદાર્થોને પોતાના વિસ્તીર્ણ ઉદરમાં ધરી રહેલી છે. આ જગતસંબંધી જે જે કલ્પના જોવામાં આવે છે તે સઘળી એ અનુભવરૂપ ચૈતન્યશક્તિમયજ છે.[23,24] સુખ–દુઃખોની દશાઓ તથા તેઓથી થતી ગતિઓ ખોટા આભાસમાત્રજ છે. પરમ ચૈતન્યરૂપ જે આત્મા છે તેજ જુદા જુદા આકારોથી પ્રતીત થાય છે માટે જે કાંઇ છે તે સઘળું એજ છે.[25] આ મ્હારો આત્મા સર્વમાં વ્યાપક છે અને આ મ્હારી બુદ્ધિનો સાક્ષી પણ એજ છે. એજ આત્મા કલ્પનાથી આ શરીરરૂપ થઇને 'હું રાજા છું' એવો વિભ્રમ કરતો હતો.[26] મન એ આત્માનીજ કૃપાથી દેહરૂપી રથમાં બેસીને સંસારોના સમૂહોરૂપી લીલાઓમાં જાય છે, ઠેકે છે અને નાચે છે.[27] આ મન તથા શરીર આદિ કાંઇપણ સાચું નથી. આ મન તથા શરીર આદિ કે જે તુચ્છજ છે તે નષ્ટ થઈ જાય તોપણ તેમાં મ્હારૂં કાંઈ

નષ્ટ થઈ જાય એમ નથી.[૨૮] ચિત્તોરૂપી નટોએ વિસ્તીર્ણ કરેલું આ જગતના જાળરૂપી નાટક આ એક સાક્ષીરૂપી દીવાની શિખાથીજ પ્રકાશે છે.[૨૯] હાય હાય! મને પ્રજાના નિગ્રહ તથા અનુગ્રહ કરવાવિષેની ચિંતા વૃથાજ થઈ હતી. નિગ્રહ અને અનુગ્રહ એઓ દેહને લઈનેજ છે અને દેહ એ તો કાંઇજ નથી.[૩૦] અહો! હું સમજી ચૂક્યો છું. મ્હારા દુષ્ટ અભિનિવેશો જતા રહ્યા. જોવાનું હતું તે સંપૂર્ણરીતે જોવાઈ ચક્યું અને જે પામવાનું હતું તે સંપૂર્ણરીતે પમાઇ ચૂક્યું.[૩૧] જગતમાં જે કાંઈ આ દૃશ્ય જોવામાં આવે છે તેમાંનું કાંઈ પણ અબાધિત છેજ નહિ. માયાથી જીવપણારૂપી ભ્રમ, એ ભ્રમથી થયેલો લિંગશરીરરૂપી ભ્રમ, એ ભ્રમથી થયેલો બાહ્ય વસ્તુઓ હોવાનો ભ્રમ અને તે ભ્રમથી થયેલો જાગ્રત તથા સ્વપ્નરૂપા ભ્રમ, એઓવિના જગતનું સ્વરૂપ બીજું કાંઈ નથી.[૩૨] નિગ્રહ તથા અનુગ્રહ અને તેઓથી થતા શોક તથા હર્ષ એઓ ક્યાં ગયા? કેવા હતા? શામાં રહ્યા હતા અને શારૂપ હતા? એ વિષેનો હવે કાંઈ પત્તો પણ મળતો નથી.[૩૩] સુખ પણ શું છે અને દુઃખ પણ શું છે? કાંઈજ નથી. જે આ સઘળું છે તે વ્યાપક બ્રહ્મજ છે. હું તો વૃથા વૃથા મૂઢ થઇ ગયો હતો. હવે હું અમૂઢ થયો છું એ સારૂં થયું.[૩૪] આ સઘળું બ્રહ્મરૂપજ અનુભવમાં આવે છે તો હવે આમાં કોનેવાસ્તે શોક કરવો, શામાં મોહ પામવો, શું જોવું, શું કરવું, ક્યાં રહેવું અને ક્યાં જવું? શોક, મોહ, જોવું, કરવું, રહેવું કે જવું એઓનો સંભવજ નથી.[૩૫] આ તો અલૌકિક ચમત્કારવાળું ચૈતન્યરૂપી આકાશજ આ બ્રહ્માંડરૂપે દેખાય છે. હે સઘળાં પંચભૂત આદિ તત્ત્વોથી રહિત આત્મા! હું તને વારંવાર પ્રણામ કરૂં છું. હે સુંદર! તું ભલે જોવામાં આવ્યો.[૩૬] અહો! હું જાગ્રત થયો છું. જે મ્હેં જાણ્યું તે સંપૂર્ણ અને બરાબર જાણ્યું છે. હું કે જે અંતવિનાનો છું અને યથાર્થજ્ઞાનથીજ આવિર્ભાવ પામું એવો છું તેને પ્રણામ કરૂં છું[૩૭] આસક્તિવિનાનો હોવાનેલીધે વિષયોથી રહિત સ્થિતિવાળો અને સુષુપ્તિવાળાની પેઠે ઉપાધિઓથી મુક્ત થઇને સ્થિર થયેલો છું માટે સંસારના ભ્રમથી રહિત હોવાનેલીધે જેમાં જગતના અધ્યારોપરૂપી કલંકજ નથી એવા આત્મામાંજ ભરપૂરપણાથી રહ્યોછું. હવે કદી પણ મને પાછી વિષમતા પ્રાપ્ત થાય એમ નથી.[૩૮] **विगतरंजननिर्विषयस्थितिर्गतभवभ्रमरंजतवर्जिते । स्थिरसुषुप्तकलाभिगतस्ततः समसमं निवसाम्यहमात्मनि ॥ ३८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સુરઘુવિશ્રાંતિ' નામનો ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.૫૯**

## સર્ગ ૬૦ મો* સુરઘુરાજાએ દેહપાતપર્યંત કરેલું નિઃસંગ આચરણ

**वसिष्ठ उवाच । इति हेमजटाधीशो लेभे पदमनामयम् ।**
**विवेकाध्यवसायेन ब्राह्मण्यमिव गाधिजः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! જેમ આ વિશ્વામિત્ર તપ કરવારૂપી દૃઢ ઉદ્યોગનેલીધે બ્રાહ્મણપણું પામ્યા છે, તેમ એ 'હેમજટ' નામના ભિલ્લલોકોનો રાજા સુરઘુ વિવેકરૂપી દૃઢ

* આ સાઠમા સર્ગમાં જીવન્મુક્તપણાને લીધે સુરઘુરાજાનું દેહ પડવાપર્યંત નિસ્સંગ આચરણ અને દેહ પડી ગયા પછી તેની આકાશની પેઠે સ્થિતિ કહેવામાં આવશે.

ઉદ્યોગનેલીધે સર્વોત્તમ પરમપદને પ્રાપ્ત થયો.[1] જેમ સૂર્ય વારંવાર થતી દિવસોની પંક્તિઓમાં અભિનિવેશવિનાનોજ રહે છે, તેમ એ રાજા વારંવાર થતી અને જેઓનો પરિણામ દુઃખજ છે એવી સંસારસંબંધી ક્રિયાઓમાં અભિનિવેશવિનાનોજ રહેવા લાગ્યો.[2] જેમ નદીના મધ્યમાં રહેલો પર્વત નદીનું ગમે તેવું પૂર આવતાં છતાં પણ કંપથી રહિતજ રહે છે, તેમ એ રાજા ત્યારથી રાજ્યસંબંધી સમ–વિષમ કાર્યોમાં પડતાં છતાં પણ સર્વદા સંતાપથી રહિતજ રહ્યો.[3] એ રાજા પ્રત્યેક દિવસે કાર્યો કરતાં છતાં પણ હર્ષથી તથા ક્રોધથી રહિત રહેવાનેલીધે અને ઉદાર તથા ગંભીરસ્વરૂપવાળો હોવાનેલીધે સમુદ્રની પેઠે શોભવા લાગ્યો.[4] જેમ દીવો કંપવિનાની અને પ્રકાશવાળી પોતાની શિખાથી શોભે છે, તેમ એ રાજા, જેવી સુષુપ્તિ અવસ્થામાં નિશ્ચળ રહે છે તેવીજ નિશ્ચળ રહેનારી અને આત્મજ્ઞાનરૂપી પ્રકાશવાળી પોતાની ચિત્તવૃત્તિથી શોભવા લાગ્યો.[5] એ રાજા નિર્દય પણ ન રહ્યો, દયાળુ પણ ન રહ્યો, સુખ–દુઃખઆદિ દ્વંદ્વોવાળો પણ ન રહ્યો, મત્સરવાળો પણ ન રહ્યો, આસ્તિક પણ ન રહ્યો, નાસ્તિક પણ ન રહ્યો, વિષયોના ગ્રહણવાળો પણ ન રહ્યો અને વિષયોના ત્યાગવાળો પણ ન રહ્યો.[6] સર્વદા સમતાભરેલી, ચપળતા ટળી જવાનેલીધે ધીરતાવાળી અને અંદર શીતળપણાવાળી વૃત્તિથી ભરપૂર સમુદ્રની પેઠે અને પૂર્ણ ચંદ્રની પેઠે શોભવા લાગ્યો.[7] 'સઘળું જગત ચૈતન્યતત્ત્વમાં થયેલી એકજાતની કલ્પનારૂપ છે' એવો નિશ્ચય હોવાનેલીધે સુખ–દુઃખોથી રહિત થયેલી એ રાજાની પૂર્ણબુદ્ધિ અત્યંત શોભવા લાગી.[8] યથાર્થ સમજેલો અને ચૈતન્યમાં એકતા પામેલો હોવાનેલીધે પૂર્ણ થયેલો એ રાજા વિલાસ કરતાં, રાજ્યનાં સુખ ભોગવતાં, ઉભા રહેતાં, ચાલતાં બેસતાં અને સૂતાં પણ નિર્વિકલ્પસમાધિમાં રહેલાજેવોજ રહેવા લાગ્યો.[9] કોઇ જાતનો અભિનિવેશ નહિ રાખતાં, રાજ્ય કરતો એ કમળસરખાં નેત્રોવાળો સુરઘુરાજા સેંકડો વર્ષોસુધી જીવતો રહ્યો અને તેટલા કાળમાં તેને કોઈ રોગ પણ થયો નહિ.[10] પછી જેમ સૂર્યના તેજથી દબાયેલો હિમનો કણ પોતાના રૂપને છોડી દે છે, તેમ તે રાજાએ પોતાનો 'દેહ' નામનો એ વેષ છોડી દીધો.[11] જેમ નદીઓનું જળ પૂર્ણ સમુદ્રમાં પ્રવેશ કરે છે, તેમ તે રાજાએ પરબ્રહ્મના સાક્ષાત્કારનેલીધે પરબ્રહ્મમાંજ પ્રવેશ કર્યો કે જે પરબ્રહ્મ જગતના સૃષ્ટિ–પ્રલયોનું અધિષ્ઠાન છે અને કારણોના પણ કારણરૂપ છે.[12] નિર્મળ અને સ્વયંપ્રકાશ સર્વોત્તમસ્વરૂપ જાણવામાં આવવાનેલીધે શોકથી રહિત થયેલો અને જન્મ આદિ વિકારોથી રહિત દશાને પ્રાપ્ત થયેલો એ મહાત્મા રાજા, જેમ ઘડો ફુટી જતાં, ઘટાકાશ મહાકાશની સાથે એકરસ થઈ જાય છે, તેમ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે શરીરનો ભંગ થતાં, પરબ્રહ્મની સાથે એકરસ થઈ ગયો.[13]

**अधिगतविमलैकरूपतेजा विजनदशां समुपेत्य शांतशोकः ।**
**अलमभवदसौ परस्वरूपं घटखमिवांबरसंयुतं महात्मा ॥ १३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સુરઘુનિર્વાણ' નામનો સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦**



# सर्ग ६१ मो* પરિઘ અને સુરઘુનો સંવાદ

**वसिष्ठ उवाच । एवमुत्पलपत्राक्ष राघवाघविपर्यये ।**
**पदमासादयाद्वंद्वं विशोको भव भूतये ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે કમળપત્રોસરખાં નેત્રોવાળા રામ ! તમે પણ એ રીતે તત્વબોધથી સઘળાં પાપોનું ઉચ્છેદન કરી જગતના કલ્યાણને માટે શોકથી રહિત થાઓ અને સુખ-દુઃખાદિ દ્વંદ્વોથી રહિત જીવન્મુક્તની પદવીને પ્રાપ્ત થાઓ.[1] બાળકની પેઠે ઘોર અંધારામાં ડૂબેલું મન જો આ વિચારરૂપી દીવાને પ્રાપ્ત થાય તો તેના આશ્રયનેલીધે કદીપણ પરિતાપ પામતું નથી.[2] જેમ ખાડામાં પડતો માણસ ખડના દૃઢ જથાના આશ્રયથી સુખ પામે છે, તેમ મોહમાં પડતું ચિત્ત આ રીતના વિવેકના આશ્રયથી સુખ પામે છે.[3] આમ છે એટલામાટે તમે આ પવિત્રવિચારને અભ્યાસથી દૃઢ કરી તેનો બીજાઓને ઉપદેશ કરો અને સર્વદા મનને એકસમાધાનવાળું રાખો કે જેથી પૃથ્વીના શણગારરૂપ થશો.[4]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મુનીશ્વર ! પવનથી ઉડતાં મોરનાં પીછડાંજેવું ચપળ મન એક સમાધાનવાળું કેમ થાય અને એકસમાધાન કેવું થાય ? એ મને કહો.[5]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! તત્ત્વબોધને પ્રાપ્ત થયેલા એજ સુરઘુરાજાનો ( એ જીવતો હતો તે સમયનો) અને 'પર્ણાદ' નામના રાજર્ષિનો આ અદ્ભુત સંવાદ કહું છું તે સાંભળો.[6] જેઓએ એકસમાધાનમાં મનને સમજાવ્યું હતું તથા જોડયું હતું એવા એ બે રાજાઓને પરસ્પરની સાથે જે વાતચીત થઈ છે તે હું તમને કહી સંભળાવું છું.[7] પ્રબળ શત્રુઓને હણનારો અને 'પરિઘ' એ નામથી પ્રખ્યાતિ પામેલો પારસિક (ઇરાન) દેશનો એક રાજા હતો. જેમ રથ ધરીના પ્રભાવથી સારીરીતે ચાલે છે, તેમ એ રાજાના પ્રભાવથી એ દેશ સારીરીતે ચાલતો હતો.[8] જેમ નંદનવનમાં રહેનારા કામદેવનો વસંત પરમમિત્ર છે, તેમ સુરઘુરાજાનો એ પરિઘરાજા પરમ મિત્ર હતો.[9] કોઇ સમયે, જેમ પ્રજાના અપરાધોનેલીધે સંસારમાં કલ્પાંત થાય છે, તેમ એ પરિઘરાજાના દેશમાં પ્રજાનાં પાપોનેલીધે મ્હોટી અનાવૃષ્ટિ થઈ.[10] જેમ પ્રજ્વલિત થયેલા દાવાનળમાં જંગલનાં ઘણાં ઘણાં પ્રાણીઓ નષ્ટ થઇ જાય છે, તેમ ભૂખથી દુર્બળ થયેલી ઘણી ઘણી પ્રજાઓ એ અનાવૃષ્ટિમાં નષ્ટ થઈ ગઇ.[11] એ દુઃખનેલીધે પરિઘરાજાને અત્યંત મ્હોટો ખેદ ઉત્પન્ન થયો. જેમ પ્રવાસીજન બળી ગયેલા ગામને છોડી દે, તેમ પરિઘરાજાએ એ ખેદનેલીધે પોતાનું સઘળું રાજ્ય છોડી દીધું.[12] પ્રજાનો વિનાશ થતો અટકાવવામાં અસમર્થતાનેલીધે વૈરાગ્યને પામેલો એ રાજા મૃગચર્મવાળા મુનિની પેઠે તપ કરવાસારૂ વનમાં ગયો.[13] વૈરાગ્યને પામેલો એ રાજા, જાણે કોઈ પરલોકમાં રહ્યો હોય તેમ પોતાના નગરના લોકોના જાણવામાં ન આવેલા કોઇ દૂરના વનમાં રહ્યો.[14] પર્વતની ગુફારૂપી ઘરમાં રહેલો, તપ કરતો, જિતેંદ્રિય અને શાંતબુદ્ધિવાળો એ રાજા વૃક્ષોમાંથી પોતાની મેળે ખરી પડેલાં સૂકાયેલાં પાંદડાં ખાઇને રહેવા લાગ્યો.[15] લાંબાકાળસુધી અગ્નિની પેઠે સૂકાયેલાં પાંદ-

* આ એકસઠમા સર્ગમાં સ્વાભાવિક એકસમાધાનનું લક્ષણ જણાવવાનેમાટે પરિઘરાજાની સાથે થયેલા સુરઘુના સંવાદનું વર્ણન કરવામાં આવશે.

ડાંઓનું જ ભક્ષણ કરવાનેલીધે એ રાજા તપસ્વી લોકોમાં 'પર્ણાદ' એ નામથી ઓળખાવા લાગ્યો.[૧૬] ત્યારથી માંડીને એ રાજર્ષિઓમાં ઉત્તમ પરિઘરાજા જંબૂદ્વીપની અંદર સઘળા મુનિઓના આશ્રમોમાં પર્ણાદજ કહેવાવા લાગ્યો.[૧૭] પછી હજાર વર્ષસુધી દારૂણતપશ્ચર્યા કરીને અભ્યાસનેલીધે તે રાજા અંતઃકરણની શુદ્ધિથી અને ઈશ્વરના અનુગ્રહથી જ્ઞાનને પ્રાપ્ત થયો.[૧૮] સુખ—દુઃખ આદિ દ્વંદ્વોથી તથા આશાઓથી રહિત થયેલો, શાંતમનવાળો, રાગ—દ્વેષવિનાનો અને તત્ત્વને સમજતી બુદ્ધિવાળો એ રાજા જીવન્મુક્ત થયો.[૧૯] હે રામ ! જેમ ભ્રમર હંસોની સાથે કમલિનીમાં પોતાની ઈચ્છાપ્રમાણે વિચરે છે, તેમ એ રાજા સિદ્ધલોકોની અને સાધ્યલોકોની સાથે આ ત્રૈલોકયરૂપી મઠમાં પોતાની ઈચ્છાપ્રમાણે વિચરવા લાગ્યો.[૨૦] એક દિવસે એ પર્ણાદરાજા 'હેમજટ' નામના ભિલ્લલોકોના રાજા સુરઘુના ઘેર આવી પહોંચ્યો કે જે ઘર રત્નોની રચનાવાળું હોવાનેલીધે, જાણે બીજું મેરૂપર્વતનું શિખર હોય એવું લાગતું હતું.[૨૧] જે પરમતત્ત્વ જાણવાનું છે તે જાણી લીધેલું હોવાનેલીધે પૂર્ણ થયેલા અને મૂર્ખતામાંથી નીકળીને જીવન્મુક્ત થયેલા એ બન્ને રાજાઓએ પોતે પરસ્પરના જુના મિત્ર હોવાનેલીધે પરસ્પરની પૂજા કરી.[૨૨] 'અહો ! આજ મ્હારાં પવિત્ર કર્મો ફલિત થયાં કે જેથી મને આપનો સમાગમ થયો' એમ તેઓએ એક—બીજાને કહ્યું.[૨૩] પછી પરસ્પર આલિંગન કરી અન્યોન્યના સમાગમથી આનંદ પામેલા એ બન્ને રાજાઓ, જેમ ચંદ્ર અને સૂર્ય એક ઉદયાચળમાં બેસે છે, તેમ એક આસનઉપર બેઠા.[૨૪]

પરિઘ (પર્ણાદ) કહે છેઃ—આજ તમારાં દર્શનથી મ્હારૂં ચિત્ત મ્હોટા આનંદને પ્રાપ્ત થયું છે અને મન જાણે ચંદ્રના બિંબમાં ડૂબ્યું હોય તેમ શીતળપણાને પ્રાપ્ત થયું છે.[૨૫] જેમ જેની શાખાઓ કપાઈ ગઈ હોય એવું વૃક્ષ જળાશયના કિનારે સેંકડો શાખાઓવાળાપણાને પ્રાપ્ત થાય છે, તેમ જાણે સ્વાભાવિક સુખજ હોય એવો પ્રેમ વિયોગ પ્રાપ્ત થતાં, સેંકડો શાખાઓવાળાપણાને પ્રાપ્ત થાય છે.[૨૬] હે મિત્ર ! આપણી વિશ્વાસભરેલી તે તે જુની વાતોને, તે તે લીલાઓને અને તે તે ચેષ્ટાઓને સંભારીને હું વારંવાર રાજી થાઉં છું.[૨૭] તમને જેમ માંડવ્યમુનિની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું છે તેમ મને તપથી પ્રસન્ન થયેલા ઈશ્વરની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું છે.[૨૮] હે રાજા ! હમણાં તમે સઘળાં દુઃખોથી રહિત થયા છો ? જેમ દેવ મેરૂપર્વતમાં વિશ્રાંત થાય છે, તેમ તમે પરબ્રહ્મમાં વિશ્રાંત થયા છો?[૨૯] જેમ શરદ્ઋતુમાં તળાવના જળમાં નિર્મળતા થાય છે, તેમ આત્મારામપણાનેલીધે તમારા ચિત્તમાં મ્હોટા કલ્યાણરૂપી નિર્મળતા થઇ છે.?[૩૦] હે ભલા રાજા ! જે કાર્યો લોકોના હિતનેવાસ્તે અવશ્ય કરવાં જોઇએ તે કાર્યોને અત્યંત સ્વચ્છ, ગંભીર અને સમતાવાળી દૃષ્ટિથી, કર્યા જાઓછો?[૩૧] તમારા દેશના લોકો આધિઓથી તથા વ્યાધિઓથી રહિત, ધીર, ધાન્યોની સમૃદ્ધિવાળા અને સંતાપવિનાના છે?[૩૨] ધાન્ય આદિ ઉત્તમ ફળોવાળી તમારી પૃથ્વી ફળોથી નમી રહેલી કલ્પવૃક્ષની લતાની પેઠે જોઈતાં ફળો આપીને તમારી પ્રજાઓને અત્યંત તૃપ્ત કરે છે?[૩૩] જેમ ચંદ્રનાં કિરણોનું હિમના સમૂહજેવું ધોળું મંડળ દિશાઓમાં ફેલાય છે, તેમ તમારી હિમના સમૂહજેવી ધોળી પવિત્ર કીર્તિ દિશાઓમાં ફેલાયેલી છે?[૩૪] જેમ તળાવનું જળ પોતાની અંદરની કમળોના કંદોની ભૂમિકાઓને પૂરી દે છે, તેમ તમે પોતાના ગુણોના સમૂહોથી સઘળી દિશા-

ઓને પૂરી દીધી છે?[35] પ્રત્યેક ગામડાંઓમાં ચોખાની શાળના ક્યારાઓની ચોકી કરવા બેઠેલી ખેડુઓની કન્યાઓ રાજી થતી થતી આનંદ આપનારા તમારા યશને ગાય છે?[36] તમારાં ધાન્યોમાં, ધનોમાં, વૈભવોમાં, નોકરોમાં, સ્ત્રીઓમાં, પુત્રોમાં અને નગરોમાં કુશળ છે?[37] તમારી આ કાયારૂપી લતા ચિંતાઓથી તથા રોગોથી રહિત છે? અને આ લોકસંબંધી તથા પરલોકસંબંધી સુખ આપનારાં પુણ્યરૂપી ફળને ઉત્પન્ન કરે છે?[38] વિષયોરૂપી સર્પો કે જેઓ ઉપર ઉપરથી સારા લાગે એવા છે પણ પરિણામે અત્યંત શત્રુતા કરે એવા છે તેઓમાં તમારૂં મન વૈરાગ્ય રાખીને વર્ત્તે છે?[39] અહો! જેમ કાળ વસંતને અને પર્વતના તટને ભેગા કરી દે છે, તેમ આપણે બે કે જેઓ ઘણા ઘણા દિવસો થયા જુદા પડી ગયા હતા તેઓને કાળે આજ પાછા ભેગા કરી દીધા છે.[40] હે મિત્ર! જગતમાં લોકોના સંયોગોથી તથા વિયોગોથી થતાં સુખ–દુઃખોની દશાઓ કોઇ એવી નથી કે જેઓ જીવતાં માણસોના જોવામાં ન આવે.[41] આપણે પણ એવા પ્રકારની લાંબી લાંબી દશાઓનેલીધે જુદા પડી ગયા હતા તેઓ આજ પાછા ભેગા થયા છીએ. પ્રાણીઓનાં કર્મોને અનુસરનારી ઈશ્વરની ઇચ્છાનો વિલાસ અદ્ભુત છે!!![42]

સુરઘુરાજા કહે છેઃ–હે મહારાજ! પ્રાણીઓના કર્મોને અનુસરનારી ઈશ્વરની ઈચ્છાની ગતિ કે જે સર્પની ગતિની પેઠે બહુજ ગુપ્ત, ગંભીર અને વિસ્મય આપનારી છે તેને કોણ જાણી શકે?[43] ઈશ્વરે તમને અને મને દૂર દૂર દેશોમાં અને પ્રથમથી જાણવામાં ન આવે એવી દશાઓમાં જુદા જુદા કરી નાખીને આજ પાછા ભેગા કરી દીધા છે. અહો! ઈશ્વરને શું અસાધ્ય છે? કશું અસાધ્ય નથી.[44] હે મ્હોટાં ધૈર્યવાળા! અમો અહિં ક્ષેમ–કુશળથી રહ્યા છીએ અને આજ તમારા પધારવારૂપી પુણ્યે અમોને અત્યંત પવિત્ર કર્યા છે.[45] જુવો! તમારા પધારવાથી જેઓનાં પાપો ક્ષીણ થઇ ગયાં એવા અમલોકોનાં પુણ્યોરૂપી વૃક્ષો એવાં તો ફળીભૂત થયાં છે કે જેઓથી અમે સઘળી વ્યાકુળતાથી રહિત અને કૃતાર્થ થયેલા છીએ.[46] હે રાજર્ષિ! અમારા નગરમાં રહેલી સંપત્તિઓ આજ તમારા પધારવાથી પ્રફુલ્લિત થઇ છે.[47] હે મ્હોટા પ્રભાવવાળા! તમારૂં પવિત્ર ભાષણ અને પવિત્ર દર્શન ચારેબાજુથી જાણે અમૃતોના મીઠા પ્રવાહને વરસતું હોય એવું લાગે છે. મહાત્માઓનો સમાગમ મોક્ષસુખની પ્રાપ્તિજેવોજ છે.[48] **विकिरति परितो रसायनानामिव निकरं मधुरं महानुभाव। तव वचनमवेक्षणं च पुण्यं परम यदप्रतिमो हि साधुसंगः ॥ ४८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સુરઘુપરિઘસમાગમ' નામનો એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ६२ मो* ચૈતન્યનું સ્ફુરણ રહેવાથી નિત્ય સમાધિજ રહે છે

**वासिष्ठ उवाच। अथैवंमायया तत्र विश्रंभकथया चिरम्।**
**प्राक्तनस्नेहगर्भिण्या स्थित्वोवाचाथ पारिघः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! પછી લાંબીવારસુધી જુનાં સ્નેહથી ભરેલી એવા એવા પ્રકારની વિશ્વાસની વાતો કરીને પરિઘરાજાએ સુરઘુરાજાને નીચે પ્રમાણે કહ્યું.[1]

---

* આ બાસઠમા સર્ગમાં અજ્ઞાનરૂપી આવરણનો ભંગ થતાં, નિરંતર ચૈતન્યનુંજ સ્ફુરણ થવાનેલીધે તત્ત્વવેત્તાઓને સર્વદા સમાધિજ રહે છે એમ કહેવામાં આવશે.

પરિઘ કહે છેઃ—હે રાજા ! આ સંસારરૂપી જાળમાં જે જે કામ કરવામાં આવે છે તે તે સર્વ કામ સમાહિતચિત્તવાળાને સુખદાયી થાય છે. અજ્ઞાનીને સુખદાયી થતું નથી.[૨] સમાધિ કે જે સઘળા સંકલ્પોથી રહિત છે, પરમ વિશ્રામનું સ્થાનક છે, સઘળાં દુઃખોના અત્યંત ઉપશમરૂપ છે અને સંસારસંબંધી સુખોકરતાં અત્યંત શ્રેષ્ઠ છે તેને તમે કરો છો ?[૩]

સુરઘુરાજા કહે છેઃ—હે મહારાજ ! આપ જેને સઘળા સંકલ્પોથી રહિત, સઘળાં વિક્ષેપરૂપી દુઃખોના અત્યંત ઉપશમરૂપ અને સંસારસંબંધી સુખોકરતાં અત્યંત શ્રેષ્ઠ કહો છો તે સમાધ શો પદાર્થ છે ? એ મને કહો.[૪] હે મહાત્મા ! જે તત્ત્વવેત્તા પુરૂષ હોય છે તે બેસી રહેતાં અથવા વ્યવહાર કરતાં પણ સમાધિવિનાનો ક્યારે રહે છે ? જે ક્ષણમાત્ર પણ સમાધિ-વિનાનો રહે તે તત્ત્વવેત્તાજ કેમ કહેવાય ?[૫] જેઓ નિત્ય જ્ઞાનયુક્ત ચિત્તવાળા અને આત્મ-તત્ત્વમાં નિષ્ઠાવાળા હોય છે તેઓ ભલે જગતની ક્રિયાઓ કરતા હોય તોપણ સમાધવાળાજ છે.[૬] પદ્માસન વાળીને બ્રહ્માંજલિ કર્યા છતાંપણ જેનું ચિત્ત વિશ્રાંત થયું ન હોય તેની સમાધિ શું કામની છે ? અને કેવી છે ?[૭] હે મહારાજ ! સઘળી આશાઓરૂપી ખડોને બાળી નાખ-વામાં અગ્નિરૂપ જે તત્ત્વબોધ છે તેજ સમાધિ કહેવાય છે. ચૂપ થઈને એકાંતમાં બેસી રહેવું એ સમાધિ નથી.[૮] ભેદનો બાધ કરીને અભેદનુંજ અનુસંધાન કરતી સર્વદા તૃપ્તિ-વાળી અને સત્યવસ્તુ (બ્રહ્મ) ને જ જોનારી જે ઉત્તમ બુદ્ધિ હોય તેનેજ તત્ત્વવેત્તા પુરૂષો સમાધિ કહે છે.[૯] ક્ષોભવિનાની, અહંકારવિનાની, સુખ–દુઃખાદિ દ્વંદ્વોને નહિ અનુસરનારી અને મેરૂકરતાં પણ વધારે અડગ રહેનારી જે ઉત્તમ બુદ્ધિ હોય તેનેજ તત્ત્વવેત્તા પુરૂષો સમાધિ કહે છે.[૧૦] ચિંતાવિનાની, આત્મતત્ત્વરૂપ પરમ ઇષ્ટ પદાર્થને પ્રાપ્ત થયેલી અને 'આ વસ્તુ ગ્રાહ્ય છે તથા આ વસ્તુ ત્યાજ્ય છે' એવા અભિનિવેશોથી રહિત થયેલી મનની જે પરિપૂર્ણ સ્થિતિ, તેજ સમાધિ કહેવાય છે.[૧૧] મહાત્મા પુરૂષનું મન જ્યારથી માંડીને બોધથી અત્યંત સંયુક્ત થયું હોય ત્યારથીજ તે પુરૂષને અવિચ્છિન્ન સમાધિ ચાલ્યા કરે છે.[૧૨] જેમ રમત કરતા બાળકના હાથમાં રહેલો કમળનો તંતુ ખેંચાવાથી વિચ્છિન્ન થઈ જાય છે, તેમ તત્ત્વવેત્તાની સમાધિ કદી પણ પાછી વિચ્છિન્ન થતી નથી.[૧૩] તત્ત્વનું નિરંતર અનુસંધાન ચાલ્યા કરે એજ સમાધિ છે અને તે સમાધિ તત્ત્વવેત્તા પુરૂષને એકવાર થઈને પાછી ત્રૂટતીજ નથી. જેમ સૂર્ય આખા દિવસપર્યંત પ્રકાશવાથી વિરામ પામતો નથી, તેમ તત્ત્વવેત્તાની બ્રહ્માકારવૃત્તિ વિદેહકૈવલ્ય થતાં સુધી તત્ત્વના અવલોકનમાંથી વિરામજ પામતી નથી.[૧૪] જેમ નદીનું જળ નિરંતર વહેવાથી ક્ષણમાત્ર પણ રોકાતું નથી, તેમ તત્ત્વવેત્તા પુરૂષ ક્ષણમાત્ર પણ બોધથી રોકાતો નથી.[૧૫] જેમ કાળ પોતાની ગતિને ક્ષણમાત્ર પણ ભૂલતો નથી, તેમ તત્ત્વવેત્તા પુરૂષ પોતાના આત્માને ક્ષણમાત્ર પણ ભૂલતો નથી.[૧૬] જેમ વાયુ સર્વત્ર પોતાની ગતિને ભૂલતો નથી, તેમ તત્ત્વવેત્તા પુરૂષ સર્વત્ર પોતે નિશ્ચિત કરેલા ચૈત-ન્યને ભૂલતોજ નથી.[૧૭] જેમ કાળની મૂર્તિરૂપ સૂર્યાદિ નિરંતર ચાલ્યાજ કરે છે, તેમ જ્ઞાનીને વિષયોથી રહિત ચૈતન્યનું સ્ફુરણ નિરંતર પ્રવર્ત્યાજ કરે છે.[૧૮] જેમ કોઇ પણ પદાર્થ સત્તા-વિનાનો મળતો નથી, તેમ જ્ઞાનીને કોઈ પણ કાળ આત્માના અનુસંધાનવિનાનો પ્રાપ્ત થતો નથી.[૧૯] જેમ સંસારમાં અગ્નિ ઉષ્ણતાવિનાનો અને ચંદ્ર શીતળતાવિનાનો હોતોજ નથી, તેમ

આત્મવેત્તા પુરૂષ આત્માના અનુસંધાનરૂપી સમાધિવિનાનો હોતોજ નથી.[20] હું સર્વદા આત્માના અનુસંધાનવાળોજ છું, સર્વદા નિર્મળજ છું અને સર્વદા શાંતમનવાળોજ છું માટે સર્વદા સમાધિવાળોજ છું.[21] મ્હારી સમાધિને કોણ તોડી શકે એમ છે અને તે સમાધિ કેમજ ત્રૂટે ! કેમકે મ્હારી સમાધિ આત્મસ્વરૂપથી અભિન્ન છે માટે સર્વદા વિદ્યમાનજ છે.[22] હે રાજર્ષિ ! આમ છે એટલામાટે મ્હારૂં મન કદીપણ સમાધિવિનાનું રહેતું નથી. જો 'મન છે' એમ ધારતા હો તો મ્હારૂં મન સર્વદા સમાહિતજ છે અને જો આત્મસ્વરૂપવિના બીજો કોઈ પદાર્થ ન હોવાને લીધે 'મનજ નથી' એમ ધારતા હોતો મન ન હોવાથી મને સમાધિ પણ નથી.[23] આત્માજ સર્વમાં વ્યાપક છે, સર્વ કાળમાં છે, સર્વરૂપ છે અને સર્વ પ્રકારે છે તો એવા અખંડ આત્મસ્વરૂપમાં અસમાધિ પણ શું કહેવાય અને સમાધિ પણ શું કહેવાય.[24] દ્વૈતરૂપ વિભાગોથી રહિત થયેલા અને અત્યંત સમતાવાળા મહાત્મા પુરૂષો સર્વદા સમાધિવાળાજ હોય છે એટલામાટે 'આ તત્ત્વવેત્તા સમાધિવાળો છે અને આ તત્ત્વવેત્તા સમાધિવિનાનો છે' એવા પ્રકારનો બોલવાનો ભેદ ક્યાં સંભવે છે ? સંભવતોજ નથી.[25]

**नित्यं समाहितधियः सुसमा महांतस्तिष्ठंति कार्यपरिणामविभागमुक्ताः ।**
**तेनासमाहितसमाहितभेदभंग्या नित्योदितः क्व नु स उत्तमवाक्प्रपंचः ॥ २५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સમાધિનિશ્ચય' નામનો બાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૨**

## सर्ग ६३ मो* સુરઘુએ પોતાની સહજસ્થિતિનું વિસ્તારથી વર્ણન કર્યું

**परिघ उवाच । राजन्नूनं प्रबुद्धोसि प्राप्तवानसि तत् पदम् ।**
**संशीतलांतःकरणः पूर्णेंदुरिव राजसे ॥१॥**

પરિઘ કહે છેઃ–હે સુરઘુરાજા! હું તમારી પરીક્ષા કરી ચૂકયો, તમે પરમપદને પામી ચૂકયા છો. તમે અત્યંત શીતળ અંતઃકરણવાળા હોવાનેલીધે પૂર્ણચંદ્રનીપેઠે શોભો છો.[1] તમે આનંદરૂપી મકરંદથી પૂર્ણ હોવાનેલીધે, બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમલક્ષ્મીથી યુક્ત હોવાનેલીધે, શીતળ હોવાનેલીધે અને સ્નિગ્ધ–મધુર હોવાનેલીધે કમળનીપેઠે શોભો છો.[2] તમે નિર્મળ હોવાનેલીધે, વિસ્તીર્ણ હોવાનેલીધે, પૂર્ણ હોવાનેલીધે, ગંભીર હોવાનેલીધે અને જે તમારી અંદર છે તે સ્પષ્ટ દેખાઇ રહેવાનેલીધે કાંઠાના પવનોથી રહિત થયેલા સમુદ્રજેવા શોભો છો.[3] તમે સ્વચ્છ હોવાનેલીધે, આનંદથી ભરપૂર હોવાનેલીધે, અહંકારરૂપી મેઘથી રહિત થયેલા હોવાનેલીધે, ચોખ્ખા હોવાનેલીધે, વિસ્તીર્ણ હોવાનેલીધે અને ગંભીર હોવાનેલીધે શરદ્‌ઋતુના આકાશનીપેઠે શોભો છો.[4] તમે સઘળા ઇષ્ટ–અનિષ્ટ વિષયોમાં અભિનિવેશવિનાના દેખાઓ છો, સર્વ વિષયોમાં સંતુષ્ટજ રહો છો અને તમને કોઈ પણ વિષયઉપર રાગ રહ્યો નથી એટલામાટે તમે સઘળીરીતે શોભો છો.[5] સારનો તથા અસારનો વિચાર કરી તેના નિર્ણયના પારને પામેલા તમે પોતાની મ્હોટી બુદ્ધિથી 'આ સઘળું જગત અપરિચ્છિન્ન બ્રહ્મરૂપજ છે' એમ જાણો છો.[6] હે સાચા–ખોટાના વિવેચનને જાણનારા રાજા ! તમારૂં શરીર આનંદથી ભરેલા અંતઃકરણવાળું અને ચડતી–પડતી દશાઓનેલીધે થતી ચપળતાથી રહિત થયેલું છે.[7] હે પ્યારા!

*આ ત્રેસઠમા સર્ગમાં પરિઘે પરીક્ષા કરીને વખાણેલો સુરઘુ પોતાની સહજ સ્થિતિનુંજ વિસ્તારથી વર્ણન કરશે.

જેમ સમુદ્ર અમૃતથી ભરપૂર હોય, તેમ તમે સઘળી વસ્તુઓથી રહિત પરમાત્માથી અંદર ભરપૂર થયા છો. તમને પરમપદમાં એવી તૃપ્તિ મળી છે કે જે તૃપ્તિ પાછી કદીપણ ક્ષીણ થશે નહિ.[૮]

સુરઘુરાજા કહે છેઃ—હે મુનિ! જેને આપણે ગ્રહણ કરવા યોગ્ય માનીએ એવી કોઈ વસ્તુજ નથી. જે કાંઈ આ દૃશ્ય જોવામાં આવે છે તે સઘળું કાંઈજ નથી. મિથ્યાજ છે.[૯] કોઇ પદાર્થ ગ્રહણ કરવા યોગ્ય નહિ હોવાનેલીધે કોઇ પદાર્થ ત્યાગ કરવા યોગ્ય પણ નથી. જેનું ગ્રહણ કરવામાં આવે તેનોજ ત્યાગ કરી શકાય. આપણે કોઈનું પણ ગ્રહણ કર્યું નથી માટે આપણાથી ત્યાગ કરવા યોગ્ય પણ શું કહી શકાય?[૧૦] જે પદાર્થ એક કાળમાં તુચ્છ ભાસે છે તેજ પદાર્થ બીજા કાળમાં અતુચ્છ ભાસે છે અને જે પદાર્થ એક કાળમાં અતુચ્છ ભાસે છે તેજ પદાર્થ બીજા કાળમાં તુચ્છ ભાસે છે તો એ રીતે સંસારસંબંધી સઘળા પદાર્થોનું સારા—નરસાપણું અવ્યવસ્થિત હોવાનેલીધે મ્હારી પદાર્થોને સારા—નરતા ગણવારૂપી મનની સ્થિતિઓ ઘણાકાળથી ક્ષીણ થઇ ગઈ છે.[૧૧] સારો લાગતો પદાર્થ દેશ—કાળનેલીધે પાછો નરસો લાગે છે અને નરસો લાગતો પદાર્થ દેશ—કાળનેલીધે પાછો સારો લાગે છે માટે સમજુ પુરૂષે કોઈ પદાર્થની નિંદા કે સ્તુતિ કરવીજ નહિ.[૧૨] લોકમાં જે નિંદા કે સ્તુતિ થાય છે, તે રાગથીજ થાય છે અને રાગ એ ઇચ્છાજ છે, સારીબુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરૂષ તો એક સર્વથી ઉત્કૃષ્ટ પરબ્રહ્મરૂપી વસ્તુમાંજ રાગ ધરાવે છે માટે તે બીજા સઘળા પદાર્થોની ઈચ્છાવિનાનો હોવાનેલીધે કયા પદાર્થની નિંદા કરે કે કયા પદાર્થની સ્તુતિ કરે?[૧૩] ત્રૈલોક્યમાં સ્ત્રીઓ, પર્વતો, સમુદ્રો, વનરાજિઓ અને સઘળાં પ્રાણીઓ સાચાપણાથી રહિતજ છે માટે વાસ્તવિક જોતાં સંસારમાં કાંઇ સારજ નથી.[૧૪] માંસ, હાડકાં, લાકડાં, માટી અને પથરા એઓથી ગોઠવાયેલા, વિચાર માત્રથી નષ્ટ થઇ જાય એવા અને જેમાં કોઇ પણ પદાર્થ ઈચ્છવા યોગ્ય નથી એવા શૂન્ય જગતમાં કયા પદાર્થની ઇચ્છા કરવી હોય?[૧૫] જેમ દિવસની શોભા ટળી જતાં, પ્રકાશ અને તડકો એ બન્નેનો ક્ષય થાય છે, તેમ ઇચ્છા ટળી જાય તો રાગ અને દ્વેષ એ બન્નેનો ક્ષય થાય છે.[૧૬] અત્યંત લાંબી લાંબી વાતો કરવાનું કાંઈ પ્રયોજન નથી. ટુંકામાં સમજવાનું એટલુંજ છે કે મન જો સર્વ પદાર્થોમાં રાગવિનાનું અને વિક્ષેપરૂપી વિષમતાવિનાનું થઇને આત્મામાંજ સંતુષ્ટ થાય તો એજ ઉત્તમ વિશ્રાંતિ છે અને જેથી એ વિશ્રાંતિ મળે તે વિચારનુંજ સર્વદા સુખનેવાસ્તે સેવન કરવું યોગ્ય છે.[૧૭] **अलमतिविततैर्वचःप्रपंचैरियमुचितेह सुखाय दृष्टिरेका । उपशमितरसं समं मनोऽतर्यदि तत्तदनुत्तमा प्रतिष्ठा ॥ १७ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સુરઘુપરિઘનિશ્ચય' નામનો ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ૬૩**

---

## सर्ग ६४ मो* સાંસારિક દુઃખોથી મુક્ત થવાના ઉપાયોનું વર્ણન

**वसिष्ठ उवाच । सुरघुः परिघश्चैव विचार्येति जगद्भ्रमम् ।**
**मिथः मपूजितौ तुष्टौ स्वव्यापारपरौ गतौ ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! એ રીતે સુરઘુ અને પરિઘ એ બન્ને રાજાઓ જગતના

* આ ચોસઠમા સર્ગમાં જે ઉપાયોથી મનના દોષો અડચણ ન કરે અને સંસારરૂપી દુઃખમાંથી આત્માનો ઉદ્ધાર થાય તે ઉપાયો કહેવામાં આવશે.

ભ્રમપણાનો અને આત્માના સત્યપણાનો વિચાર કરી પરસ્પરનું પૂજન કરી પ્રસન્ન થઇને પોતપોતાનાં કાર્યો કરવાનેવાસ્તે ત્યાંથી છૂટા પડ્યા.[1] આ પરમબોધ આપનારો બે રાજાઓનો સંવાદ કે જે 'આત્માનું નિરંતર અનુસંધાન રાખવું એજ મનનું એકસમાધાન છે અને તે વૈરાગ્ય આદિ સાધનોથી થાય છે' એમ જણાવનારો છે તે તમારા સાંભળવામાં આવ્યો, તો હવે આ વિષયનુંજ મનન કરી, બોધની દૃઢતા કરીને, તમે સ્પષ્ટરીતે આત્મામાં વિશ્રાંત થાઓ.[2] વિદ્વાનોની સાથે પોતાના ધીરતાભરેલા વિચારો મેળવી તીક્ષ્ણ કરવામાં આવેલી બુદ્ધિથી હૃદયાકાશમાં અહંકારરૂપી કાળો મેઘ ગલિત થઇ જાય અને સર્વ લોકોને પ્યારો લાગે એવો, ફળ દેનારો, આનંદ આપનારો અને વિસ્તારવાળો નિર્મળ ચિત્તરૂપી શરત્કાળ પ્રાપ્ત થાય ત્યારે ધ્યાન કરવાયોગ્ય સઘળા અનર્થોને ટાળનાર, સુગમ, આનંદની સંપૂર્ણ સંપત્તિવાળા અને અત્યંત સ્વચ્છપણાવાળા પરબ્રહ્મરૂપી આકાશમાં સારીરીતે રહી શકાય છે.[3-5] જે પુરૂષ નિત્ય વેદાંતશાસ્ત્રનો વિચાર કરે, સર્વદા વિષયોની આસક્તિથી રહિત રહે અને સર્વદા આત્માનું અનુસંધાન કર્યા કરે તે સુખી પુરૂષને મનના શોકો કાંઇ અડચણ કરી શકતા નથી.[6] એવો પુરૂષ વ્યવહારમાં અત્યંત તત્પર રહે અને વ્યવહારની અનુકૂળતાનેવાસ્તે મનથી નહિ પણ ઉપરઉપરથી રાગ-દ્વેષ દેખાડ્યા કરે તોપણ, જેમ જળમાં રહેલું કમળ જળથી લેપાતું નથી, તેમ મનમાં વ્યવહારસંબંધી કલંકથી લેપાતો નથી.[7] જેમ હાથી સિંહને કાંઈ અડચણ કરી શકતો નથી, તેમ જે પુરૂષ રાગ-દ્વેષથી રહિત, શાંત મનવાળો અને આત્માના ઉત્તમવિજ્ઞાનવાળો હોય તેને મન કાંઈ અડચણ કરી શકતું નથી.[8] જેમ નંદનવનમાં કોઈ ઝેરી કે કાંટાવાળું ઝાડ હોતું નથી, તેમ જ્ઞાનીના ચિત્તમાં ભોગની દૃઢવાસના કે દીનતા હોતી નથી. કેમ કે જ્ઞાનીનું ચિત્ત બહુ ઉદાર હોવાનેલીધે ક્ષુદ્રસુખોની સ્પૃહાથી રહિતજ હોય છે.[9] જેમ વૈરાગ્યવાળો માણસ પોતાની સ્ત્રીનું મરણ થતાં પણ દુઃખ ધરતો નથી, તેમ જેણે 'આ સઘળું જગત ભ્રાંતિરૂપ છે' એમ જાણ્યું હોય તે ચિત્ત દુઃખી થતું નથી.[10] જેમ રજ આકાશનો સ્પર્શ કરી શકતી નથી, તેમ વ્યવહારમાં કર્તાપણાના અભિનિવેશથી ઉત્પન્ન થતું પાપ, જગતને મનના મોહરૂપ સમજીને તેવા અભિનિવેશથી રહિત થયેલા પુરૂષનો સ્પર્શ કરી શકતું નથી.[11] જેમ દીવો અંધારાનું ઓસડ છે, તેમ 'આ સઘળું અવિદ્યામાત્ર છે' એમ જાણવું એજ જગતરૂપે વિસ્તીર્ણ થયેલા અવિદ્યારૂપી મ્હોટા રોગનું ઓસડ છે.[12] જેમ જ્યારે 'આ સ્વપ્ન છે' એમ જાણવામાં આવે ત્યારેજ સ્વપ્ન નષ્ટ થઈ જાય છે, તેમ જ્યારે 'આ અવિદ્યા છે' એમ જાણવામાં આવે ત્યારેજ અવિદ્યા અત્યંત ક્ષીણ થઇ જાય છે.[13] જેમ માછલાનું નેત્ર પાણીમાં રહેતાં છતાં પણ પાણીથી લેપાતું નથી, તેમ અંદર વિષયોમાં આસક્તિથી રહિત અને આત્માના અનુસંધાનમાં લાગેલી બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરૂષ વ્યવહારમાં તત્પર રહેતાં છતાં પણ પાપથી લેપાતો નથી.[14] જ્યારે ચૈતન્યના બોધરૂપી મ્હોટો પ્રકાશ પ્રાપ્ત થાય ત્યારે પુરૂષની અજ્ઞાનરૂપી રાત્રિ ક્ષીણ થઈ જાય છે અને બુદ્ધિ પરમ આનંદને પ્રાપ્ત થઇને અત્યંત શોભે છે.[15] અજ્ઞાનરૂપી નિદ્રાનો ઉપશમ થઈ જતાં, શાસ્ત્રરૂપી સૂર્યે જગાડેલો પુરૂષ એવા જાગ્રતપણાને પ્રાપ્ત થાય છે કે જે જાગ્રતપણું થયા પછી પાછી અજ્ઞાનરૂપી નિદ્રા આવતીજ નથી.[16] જે દિવસોમાં અને જે ક્રિયાઓના ક્રમોમાં આત્મારૂપી ચંદ્રથી ઉદય પામેલી ચૈતન્ય-

પણારૂપી ચાંદની હૃદયરૂપી આકાશમાં પ્રકાશિત થાય તે દિવસોજ જીવનની સફળતા કરનારા છે અને ક્રિયાઓના તે ક્રમોજ આનંદભરેલા છે એમ સમજવું.[17] જેમ ચંદ્ર પોતાના અમૃતથી પોતાની અંદર શીતળ રહે છે, તેમ મોહમાંથી નીકળેલો માણસ નિરંતર આત્માના ચિંતવનથી પોતાના મનમાં શીતળ રહે છે.[18] જે મિત્રોથી, જે શાસ્ત્રોથી અને જે દિવસોથી વૈરાગ્યના ઉલ્લાસવાળા આત્મબોધનો સ્ફુટ ઉદય થાય તે મિત્રો, તે શાસ્ત્રો અને તે દિવસોજ ઉત્તમ છે એમ સમજવું.[19] જેઓનાં પાપો ક્ષીણ ન થયાં હોય તેઓને આત્માના અવલોકનમાં ઉપેક્ષા (અનાદર) થાય છે અને જેઓને આત્માના અવલોકનમાં ઉપેક્ષા હોય તે લોકો રાંકજ રહે છે તથા જન્મરૂપી જંગલની સ્ત્રી-પુત્રાદિ લતાઓનો લાંબાકાળસુધી શોક કર્યા કરે છે.[20] હે રામ ! આ સંસારરૂપી અરણ્યમાં ચરનારો જીવરૂપી બળદ કે જે સેંકડો આશાઓરૂપી પાશોથી બંધાયેલો છે, ભોગોરૂપી તરણાંઓની અત્યંત લાલચ રાખ્યા કરે છે, અનાદિકાળરૂપી જરાથી જાજરો થયેલો છે, શોકરૂપી હંકારાથી દુઃખી થયા કરે છે, દુઃખોરૂપી મ્હોટા બોજાને ઉપાડનાર છે, જન્મરૂપી જંગલમાં ફરનાર છે, નીચકર્મોરૂપી કાદવથી ખરડાયેલો છે, મોહરૂપી જળાશયના કાદવમાં ખુંચી ગયો છે, જેને રાગોરૂપી ડાંસોની પંક્તિ કરડ્યા કરે છે, તૃષ્ણારૂપી રાંઢવાથી ખેંચાયા કરે છે, મનરૂપી કંજુસવાણીઆના પનારે પડેલો છે, બંધુઓરૂપી બંધનોથી બંધાયેલો હોવાનેલીધે મોહરૂપી જળાશયના કાદવમાંથી નીકળી શકતો નથી, પુત્રોરૂપી તથા કન્યાઓરૂપી છાણના જુના ગંધાતા કાદવમાં ખરતાળનાર છે, થાકી રહેલો છે, વિશ્રામથી રહિત છે, સંસારમાં લાંબા લાંબા પંથ કરીને પુંછલી ગયો છે, વારંવાર જવા-આવવાના ફેરાઓથી દુબળો થયેલો છે, તીવ્રતાપથી તપી રહેલો છે, જેને બ્રહ્મવિદ્યારૂપી શીતળ છાયા મળતી નથી, દેખીતો તેજસ્વી લાગે છે પણ અંદર રાંક થઈ ગયો છે, ઇંદ્રિયોરૂપી કસાઇઓએ દબાવેલો છે, કર્મોરૂપી ઘંટાઓના શબ્દથી ભડક્યા કરે છે, પાપોરૂપી ઘોંકાઓનો માર ખાધા કરે છે, જન્મ-મરણરૂપી બે પઈડાંઓથી ચાલતા સંસારરૂપી ગાડાની ધોંસરીને તાણનાર છે, અજ્ઞાનરૂપી વિકટવનમાં લોટી લોટીને મ્હોટાં ભાઠાંઓવાળો થઇ ગયો છે, પોતાનાં પૂર્વકૃત પાપોરૂપી અનર્થમાં સર્વદા ડૂબેલોજ રહે છે, સીદાયા કરે છે, નિરૂપાય છે, કર્મોનાં ફળોરૂપી બોજો માથે પડવાથી શરીરમાં ખેદ પામ્યા કરે છે અને રોગાદિની પીડાઓને લીધે દયામણી ચીસો નાખ્યા કરે છે, તેને લાંબાકાળના વૈરાગ્ય આદિ યત્નથી અને જ્ઞાનરૂપી બળથી મોહરૂપી જળાશયના કાદવમાંથી કહાડવો જોઇએ.[21-29] જો તત્ત્વના અવલોકનથી ચિત્ત ક્ષીણ થાય તો જીવ સંસારરૂપી સમુદ્રમાંથી તરી જાય છે અને પાછો કદી પણ તે સમુદ્રમાં પડતો નથી.[30] જેમ વહાણવાળાના સમાગમથી સમુદ્રનું ઉલ્લંઘન કરવાનું સારૂં વહાણ મળે છે, તેમ મહાત્માના સમાગમથી સંસારનું ઉલ્લંઘન કરવાની સારી યુક્તિ મળે છે.[31] જે દેશરૂપી મારવાડમાં ફળો દેનારૂં અને શીતળ છાયાવાળું સજ્જનરૂપી વૃક્ષ ન મળતું હોય તે દેશમાં સમજુ માણસે વસવુંજ નહિ.[32] સુજનરૂપી ચંપક કે જે સ્નિગ્ધ તથા શીતળ વચનોરૂપી પાંદડાંઓવાળો હોય છે, ધીરતારૂપી છાયાવાળો હોય છે અને મંદહાસ્યરૂપી પુષ્પોવાળો હોય છે તેની પાસે જવાથી ક્ષણમાત્રમાં અત્યંત વિશ્રામ મળે છે.[33] આ સંસાર કે જે આત્મલાભરૂપી વિશ્રાંતિ ન મળી હોય ત્યાં-

સુધી મ્હોટા મોહને અને અદ્ભુત તાપોને આપનાર છે તેમાં બુદ્ધિમાન્ પુરૂષે જો પોતાને કાંઈ પણ વિવેક પ્રાપ્ત થયો હોય તો પડયું રહેવું યોગ્ય નથી.[૩૪] પોતાનો બંધુ પોતેજ છે માટે પોતાથીજ પોતાનો ઉદ્ધાર થાય એમ કરવું જોઇએ. દેહાભિમાનરૂપી ગર્વ ધરીને પોતાના આત્માને જન્મોરૂપી કાદવોથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાં નાખવો નહિ.[૩૫] 'આ દેહરૂપી દુઃખ શું છે, કેમ આવ્યું છે, શાથી થયું છે અને કેમ ક્ષય પામે ?' એવીરીતથી સમજુ પુરૂષોએ પ્રયત્નપૂર્વક વિચારવું જોઇએ.[૩૬] સંસારમાં ડુબેલા આત્માનો ઉદ્ધાર કરવામાં માણસોને ધન, મિત્રો, શાસ્ત્રો કે બાંધવો કાંઇ કામ આવતાં નથી.[૩૭] મનરૂપી મિત્ર કે જે સર્વદા સાથેજ રહેનાર છે, તેને શુદ્ધ કરીને જો તેની સાથે કાંઈક વિચાર કરવામાં આવે તો આત્માનો ઉદ્ધાર થાય છે.[૩૮] વૈરાગ્ય તથા અભ્યાસરૂપી યત્નોને સાથે રાખી પોતાનો વિચાર કરવાથી ઉત્પન્ન થયેલા તત્ત્વાવલોકન (આત્માનું અવલોકન) રૂપી વહાણથી સંસારરૂપી સમુદ્ર તરાય છે.[૩૯] આત્મા કે જે નિરંતર દુષ્ટ આશાથી બળતો હોવાનેલીધે લોકોની દયાનું પાત્ર (રાંક) થઈ ગયો છે તેની ઉપેક્ષા નહિ કરવી જોઇએ, પણ કાળજી રાખીને તેનો ઉદ્ધાર કરવો જોઇએ.[૪૦] આ જીવરૂપી હાથી કે જે અહંકારરૂપી મ્હોટા ખીલામાં તૃષ્ણારૂપી સાંકળથી બંધાયેલો છે, મનરૂપી મદવાળો છે અને જન્મરૂપી કાદવમાં ડબી ગયો છે તેને તે કાદવમાંથી કહાડવો જોઇએ.[૪૧] હે રામ ! જો મૂઢપણાને દૂર કરીને અહંકારનું માર્જન કરી નાખવામાં આવે તો એટલાથીજ આ આત્માનું રક્ષણ થાય છે.[૪૨] જો મને રચેલા આસક્તિરૂપ જાળને ફૂંકી દઈ અહંકારને કાપી નાખવામાં આવે તો એટલાથીજ આત્માના શોધનનો માર્ગ અત્યંત સ્પષ્ટ દેખાય છે.[૪૩] જો આ દેહને કાષ્ઠસમાન તથા માટીના ઢેફાંસમાન ગણવામાં આવે તો એટલાથીજ દેવાધિદેવ પરમાત્માને જાણવાનો માર્ગ મળે છે.[૪૪] અહંકારરૂપી મેઘ ક્ષીણ થાય તો ચૈતન્યરૂપી સૂર્ય જોવામાં આવે છે અને એ સૂર્યને જોતાં જોતાં પરિણામે તેની સાથે એકરસપણાની પ્રાપ્તિ થાય છે.[૪૫] જેમ અંધકારનું ઉચ્છેદન થતાં, પોતાની મેળેજ પ્રકાશનું દર્શન થાય છે, તેમ અહંકારનો ઉચ્છેદ થતાં, પોતાની મેળેજ આત્માનું અવલોકન થાય છે.[૪૬] અહંકાર ક્ષીણ થતાં નિરતિશય આનંદમાં વિશ્રાંતિ મળવાથી જે નિર્વિકલ્પ અવસ્થા પ્રકટ થાય છે તે ભરપૂર સ્થિતિવાળી છે અને તેનુંજ પ્રયત્નથી સેવન કરવું યોગ્ય છે.[૪૭] પરિપૂર્ણ સમુદ્રજેવી એ અવસ્થા અમારાથી વર્ણવી શકાય એમ નથી, એને કોઈની ઉપમા લાગુ પડે એમ નથી અને તેમાં દૃશ્યોનો સંસર્ગજ હોતો નથી.[૪૮] એ અવસ્થા પ્રાપ્ત થયા પછી પાછી અજ્ઞાનરૂપ આવરણથી તિરોહિત ન થતી હોય તો એ સ્થિરતાને પ્રાપ્ત થયેલી તુર્યાવસ્થાજ છે એમ કહી શકાય છે કે જે તુર્યાવસ્થા (સાક્ષીપણાની સ્થિતિ) કેવળ મહાચૈતન્યના પ્રકાશની કળીરૂપ છે.[૪૯] ભરપૂર આકારવાળી અને આકાશની શોભાજેવી વિસ્તીર્ણ એ નિર્વિકલ્પ અવસ્થા વિક્ષેપોથી રહિતપણારૂપ અંશમાં સુષુપ્તિજેવી જણાય છે. વિક્ષેપોથી રહિતપણારૂપ અંશમાં સુષુપ્તિને અને તે નિર્વિકલ્પ અવસ્થાને ઓછો ફેર રહેતો નથી.[૫૦] મનનો તથા અહંકારનો લય થતાં, વિચારથી પોતાની મેળે સિદ્ધ થનારી, સઘળા પદાર્થોની અંદર વ્યાપેલી અને પરમ આનંદથી ભરેલી એ બ્રહ્માત્મકપણારૂપી નિર્વિકલ્પ અવસ્થા વચનથી વર્ણવી શકાય એમ નથી, કેવળ હૃદયમાંજ અનુભવમાં આવે છે અને તેની નકલ જોઈતી હોય તો સુષુપ્તિ છે.[૫૧,૫૨]

હે રામ ! જેમ અનુભવ કર્યાવિના ખાંડ આદિ પદાર્થોનું તત્ત્વ જણાતું નથી, તેમ આત્માનું વાસ્તવિકસ્વરૂપ પણ અનુભવવિના જણાતું નથી.[૫૩] આ જે સઘળું જગત છે તે અંતવિનાના પરમાત્માનું જ સ્વરૂપ છે. જ્યારે ચિત્ત વિષયોમાંથી ઉપરામ પામીને આત્માકાર થઇ નિશ્ચળ રહે ત્યારે સ્થાવર-જંગમોનો અંતર્યામી અને સાક્ષીપણાથી ઇંદ્રિય આદિને પ્રકાશ આપનારો એ પરમાત્મારૂપી દેવ સાક્ષાત અનુભવમાં આવે છે એમાં કોઈ પ્રકારનો સંશય નથી.[૫૪] આ પ્રમાણે ચોથી ભૂમિકામાં આત્માનો અનુભવ થતાં, તે પછી પાંચમી ભૂમિકામાં વિષયોની વાસનાઓનો અત્યંત વિનાશ થાય છે. તે પછી છઠ્ઠી ભૂમિકામાં યત્નવિનાજ પરમપુરૂષાર્થરૂપ આત્માનો સર્વદા પૂર્ણપણે રહેવાનો અનુભવ થાય છે અને તે પછી સાતમી ભૂમિકામાં સમાધિની તથા અસમાધિની પણ સમતા થઇ જવાનેલીધે પરમાત્માની સાથે એકરસપણુંજ થાય છે કે જે એકરસપણાનું બ્રહ્માદિ મહાત્માઓથી પણ માપ કરી શકાતું નથી.[૫૫]

**तदनु विषयवासनाविनाशस्तदनु शुभः परमः स्फुटः प्रकाशः ॥**
**तदनु च समतावशात्स्वरूपे परिणमनं महतामचिंत्यरूपम् ॥ ५५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'ઉપદેશ' નામનો ચોસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૪.**

# सर्ग ६५ मो*

## વિલાસ અને ભાસનું આખ્યાન. તેઓને માતા-પિતાના મરણથી થયેલો શોક

**वसिष्ठ उवाच । मनसैव मनश्छित्त्वा य[illegible]त्मा नावलोक्यते ।**
**ममेत्यहमिति त्यक्त्वा तत्राम सलोचन ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે કમળસરખાં નેત્રોવાળા રામ ! અહંતાનો તથા મમતાનો ત્યાગ કરી, મનથીજ મનને કાપી નાખીને આત્માનું અવલોકન ન કરવામાં આવે તો જગતરૂપી દુઃખ ચિત્રમાં આળેખેલા સૂર્યની પેઠે અસ્ત પામતું નથી, આપદા મહાસમુદ્રજેવી અપાર થઈ પડે છે અને ઘણી ગડબડાથી ભરેલી જન્મ-મરણરૂપી વર્ષાઋતુ કે જે અજ્ઞાનરૂપી કાળાં વાદળાંવાળી છે તથા જડપદાર્થોરૂપી જળની ધારાઓને વરસાવનારી છે તે વારંવાર આવ્યા કરે છે.[૧-૩] આ વિષયમાંજ 'ભાસ' અને 'વિલાસ' નામના બે મિત્રોના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે કે જે સંવાદ સહ્યાદ્રિના શિખરઉપર થયો હતો.[૪] હે રામ ! ઊંચાઇથી આકાશને, પહોળાઇથી પૃથ્વીને અને ઊંડા પાયાથી પાતાળને દબાવીને રહેલો હોવાથી, જાણે ત્રૈલોક્યને જીતનાર હોય એવો લાગતો, અસંખ્યાત ફૂલઝાડોથી ભરપૂર, નિર્મળ અસંખ્યાત ધોધોવાળો, નેત્રોથી અસહ્ય કાંતિવાળો અને જેની અંદરના નિધિઓ ( દાટેલા ધનના જથાઓ)-નું યક્ષલોકો રક્ષણ કરે છે એવો 'સહ્યાદ્રિ' નામનો, એક પર્વત છે.[૫-૬] એ પર્વતમાં કોઇ સ્થળે વૃક્ષોમાંથી પુષ્પોનો વરસાદ થયા કરે છે, કોઇ સ્થળમાં ઉત્તમ ઉત્તમ હરતાલ આદિ ધાતુઓ વિસ્તીર્ણ થઈ રહી છે, કોઇ સ્થળમાં પ્રફુલ્લિત કમળોવાળાં સરોવરો શોભી રહ્યાં છે અને કોઈ સ્થળમાં રત્નજેવી શિલાઓ દીપી રહી છે.[૭-૮] કોઈ સ્થળમાં પાણીના ધોધોનો શબ્દ

* આ પાંસઠમા સર્ગમાં સહ્યાદ્રિનું, તેમાં અત્રિમુનિના આશ્રમનું અને 'વિલાસ' તથા 'ભાસ' નામના બે તપસ્વિઓનાં જન્મ-કર્માદિનું તથા તેઓને શોક થવાનું વર્ણન કરવામાં આવશે.

ફેલાઈ રહે છે, કોઈ સ્થળમાં પોલાવાંસનો શબ્દ ફેલાઈ રહે છે, કોઈ સ્થળમાં ગુફાઓના પવનોનો ઘોંઘાટ થયા કરે છે અને કોઈ સ્થળમાં ભ્રમરોનો ગુંજાર જામી રહે છે.[૯] શિખરોમાં અપ્સરાઓ ગાયા કરે છે, વનોમાં મૃગો તથા પક્ષિઓ બોલ્યા કરે છે, ઉપરની ભૂમિકાઓમાં મહોન્મત્ત વાદળાં ગાજ્યા કરે છે અને ખુલ્લા ભાગોમાં પક્ષિઓ શબ્દ કર્યા કરે છે.[૧૦] ગુફાઓમાં વિદ્યાધરલોકો ગાયા કરે છે, સરોવરની અંદરનાં કમળવનોમાં ભ્રમરાઓ ગાયા કરે છે, આસપાસના ભાગોમાં ભિલ્લલોકો ગાયા કરે છે અને વનનાં વૃક્ષોમાં પક્ષિઓ ગાયા કરે છે.[૧૧] એ પર્વત શિખરોમાં દેવતાઓથી વ્યાપ્ત હોવાનેલીધે, નીચેના ભાગોમાં મનુષ્યોથી વ્યાપ્ત હોવાનેલીધે અને ધરતીની અંદરના ભાગોમાં નાગોથી વ્યાપ્ત હોવાનેલીધે, જાણે બીજું ત્રૈલોક્ય હોય એવો લાગે છે.[૧૨] એ પર્વતમાં ગુફાઓની અંદર સિદ્ધલોકો રહે છે, પૃથ્વીની અંદરના ભાગોમાં ધનના નિધિઓ રહ્યા છે, ઉપર રહેલાં ચંદનનાં વૃક્ષોમાં સર્પો વીંટાઈ રહ્યા છે અને શિખરોની ટોચોમાં સિંહો રહેલા છે.[૧૩] એ પર્વત પુષ્પોરૂપી વાદળાંઓથી વીંટાયેલો છે, પુષ્પોના પરાગોરૂપી વાદળાંઓથી ખરડાયેલો છે, વંટોળીઆથી ઉડતાં પુષ્પોરૂપી વાદળાંઓથી પોતાના હૃદયમાં, જાણે ભ્રમણ પામ્યા કરતો હોય એવો લાગે છે અને ધોળાં પુષ્પોનાં વૃક્ષોથી જાણે પોતે ધોળો હોય એવો લાગે છે.[૧૪] એ પર્વત હરતાલ તથા ગેરૂ આદિ ધાતુઓની રજરૂપી વાદળાંઓથી પીંગળો લાગે છે. એ પર્વતના રત્નમય નીચા ભાગોની ઉપર બેસતી ઘણી ઘણી નગરોની સ્ત્રીઓ જાણે કલ્પવૃક્ષોની ઉપર બેઠેલી હોય એવી લાગે છે.[૧૫] વાદળાંઓરૂપી કાળાં વસ્ત્રોથી ઢંકાયેલાં અંગોવાળી, રત્નોરૂપી મુંગાં ઘરેણાંઓવાળી અને સુવર્ણજેવી કાંતિવાળી એ પર્વતની શિલાઓ, જાણે કૃષ્ણપક્ષમાં નાયકના સંકેતસ્થળોમાં જતી વિચક્ષણ અભિસારિકા નાયિકાઓ હોય એવી લાગે છે.[૧૬] એ પર્વતના ઉત્તર ભાગમાં રહેલું એક મ્હોટું શિખર કે જેમાં સઘળાં વૃક્ષો ફળોથી નમી રહેલાં છે, રત્નોજેવાં સ્વચ્છ સરોવરોમાંથી ઝરણાંઓનાં પાણી વહ્યા કરે છે,[૧૭] આંબાઓની ઉપર ચડેલી લતાઓમાંથી ઘણા ઘણા પુષ્પોના ગુચ્છો પડયા કરે છે, સઘળી દિશાઓ પ્રફુલ્લિત થયેલાં અંકોલોથી, પુન્નાગોથી તથા નીલકમળોથી વ્યાપ્ત છે,[૧૮] લતાઓરૂપી ઉલેચોથી સૂર્યનો પ્રકાશ દેખાતો નથી, રત્નોનાં કિરણોના સમૂહોથી પ્રકાશ થઇ રહ્યો છે, જાંબુઓનાં વૃક્ષોમાંથી સ્રવતો રસ તે તે સ્થળોમાં ખરડાઈ રહ્યો છે અને જેમાં સ્વર્ગલોકના જેવો આનંદ વરત્યા કરે છે.[૧૯] તે (શિખર)માં બ્રહ્મલોકના જેવો, સ્વર્ગલોકના જેવો તથા સદાશિવના નગરજેવો, રમણીય અને સિદ્ધલોકોના પરિશ્રમને મટાડનારો અત્રિઋષિનો એક મ્હોટો સુશોભિત આશ્રમ છે.[૨૦] જેમ આકાશના માર્ગમાં 'શુક્ર' અને 'બૃહસ્પતિ' નામના બે પંડિત તપસ્વિઓ છે, તેમ એ મ્હોટા આશ્રમમાં 'શુક્ર' અને 'બૃહસ્પતિ' નામના બે પંડિત તપસ્વિઓ રહેતા હતા.[૨૧] જેમ એક તળાવમાં રહેનારાં બે કમળવૃક્ષોને અત્યંત સ્વચ્છ બે કળીઓ ઉત્પન્ન થાય, તેમ એક સ્થળમાં રહેનારા એ બે તપસ્વિઓને અત્યંત નિર્મળ શરીરવાળા બે પુત્રો ઉત્પન્ન થયા.[૨૨] એઓમાં એકનું નામ 'વિલાસ' રાખવામાં આવ્યું અને બીજાનું નામ 'ભાસ' રાખવામાં આવ્યું. જેમ પાંદડાં લતાના અને વૃક્ષના આશ્રયથી અનુક્રમે વૃદ્ધિ પામે છે, તેમ એ બન્ને બાળકો માતા–પિતાના આશ્રયથી અનુક્રમે વૃદ્ધિ પામ્યા.[૨૩] સારા મનવાળા એ બન્ને બાળકો પરસ્પરના ઉપર સ્નેહ રાખવા લાગ્યા, પરસ્પરને પ્યારા લાગવા લાગ્યા અને જેમ તલ અને તેલ ભેગાં રહે છે, પુષ્પ

અને સુગંધ ભેગાં રહે છે તથા પુત્રની ઉત્પત્તિની લાલચવાળાં પ્રેમી સ્ત્રી અને પુરૂષ ભેગાં રહે છે, તેમ ભેગાજ રહેવા લાગ્યા.[૨૪] એઓનું મન જાણે એકમાંથી બેપણાને પામેલું હોય તેમ સમાનજ રહેતું હતું.[૨૫] પરસ્પરથી આનંદ પામતા અને અત્યંત મનોહર શરીરોવાળા એ બે બાળકો, જેમ કમળમાં બે ભ્રમરાઓ રહે, તેમ પોતાના આશ્રમમાં રહેતા હતા.[૨૬] નવી નવી વસ્તુઓઉપર પ્યાર કરતા અને જાણે ચંદ્ર તથા સૂર્ય સાથે ઉદય પામેલા હોય એવા લાગતા એ બે બાળકો અત્યંત થોડા કાળથીજ બાલ્યાવસ્થાને છોડીને યૌવનને પ્રાપ્ત થયા.[૨૭] જેમ પીડાયેલાં પક્ષિઓ માળાને છોડીને આકાશમાં જાય તેમ વૃદ્ધાવસ્થાથી પીડાયેલાં એઓના માબાપ શરીરને છોડી દઈને સ્વર્ગમાં ગયાં.[૨૮] માબાપ મરી જતાં, એઓ પાણીમાંથી બહાર કહાડેલાં કમળોની પેઠે રાંક મ્હોડાંવાળા, તપેલાં અંગોવાળા અને ઉત્સાહવિનાના થઈ ગયા.[૨૯] વિલાસ અને ભાસ એ બન્ને જણા પોતાના માબાપની મરણ પછી કરવાની સઘળી ક્રિયાઓને કરી લઈને વિલાપ કરવા લાગ્યા. કેમકે જગતની મર્યાદાનું મ્હોટાઓથી પણ ઉલ્લંઘન કરી શકાતું નથી.[૩૦] માબાપની ઉત્તર-ક્રિયાઓને સમાપ્ત કરી શોકથી થયેલી વ્યથાથી પીડાયેલા એ બન્નેજણા કરૂણારસથી ભરેલી પીડિતવાણીથી વિલાપ કરી કરીને, જાણે ચિત્રમાં આળેખેલા હોય તેમ શરીરોની સઘળી ચેષ્ટાઓથી રહિત થઈ ગયા. એઓ મરણ પામ્યા નહિ પણ મૂર્છિત થઈ ગયા કે જેથી તેઓને આરામ પ્રાપ્ત થયો.[૩૧] **कृत्वौर्ध्वदेहिकमथो व्यथयाभिभूतौ शोकोत्थया करुणयार्तगिरा विलप्य । चित्रार्पिताविव निरस्तसमस्तचेष्टौ तौ संस्थितौ सुखमशून्यहृदौ निवृत्तौ ॥३१॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સહ્યાદ્રિવર્ણન' નામનો પાંસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૫**

---

## सर्ग ६६ मो* અજ્ઞાનીમનુષ્ય દુઃખમાંજ પડચો રહે છે

**वसिष्ठ उवाच । अतिशोकपराभूतौ तस्थतुर्द्वैतापसौ ।**
**तापसंशुष्कसर्वांगौ तावरण्यद्रुमाविव ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! પછી ઘણીવારે મૂર્છા ઉતરતાં, શોકથી અત્યંત પરાભવ પામેલા અને જંગલી વૃક્ષોની પેઠે તાપથી સૂકાયેલાં અંગોવાળા એ બે મ્હોટા તપસ્વીઓ છૂટા પડીને કેટલાક કાળસુધી વનમાંજ રહ્યા.[૧] ટોળાંથી વિખુટા પડેલા મૃગોની પેઠે વિહ્વલ થયેલા અને ઘર તથા ધન આદિની ઉપર અત્યંત અરૂચિ પામેલા એ બન્ને બ્રાહ્મણોએ વિરક્તપણા-થીજ વનમાં કાળક્ષેપ કરવા માંડયો.[૨] એમ કરતાં કરતાં કેટલાએક દિવસો, કેટલાએક મહિ-નાઓ અને કેટલાંએક વર્ષો પણ વ્યતીત થઈ ગયાં. જેમ ખાડામાં ઉગેલાં વૃક્ષો ખાડામાં જુનાં થઈ જાય, તેમ એ બે બ્રાહ્મણો વનમાં ને વનમાં વૃદ્ધ થઇ ગયા.[૩] જેઓને નિર્મળ તત્ત્વબોધ મળ્યો ન હતો એવા એ બુઢ્ઢા તપસ્વિઓ ઘણેકાળે એક દિવસે ભેગા થયા ત્યાં તેઓએ પર-સ્પરની સાથે નીચે પ્રમાણે વાતો કરી.[૪]

વિલાસ કહે છેઃ—હે હૃદયમાં રહેનારા અમૃતના સમુદ્રરૂપ પ્યારા બંધુ ભાસ ! તું ભલે

* આ છાસઠમા સર્ગમાં ભાસનાં વચનોથી, 'અજ્ઞાની પુરૂષ દુઃખરૂપી સમુદ્રમાં ગોથાં ખાધા કરે છે' એ વિષયનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે.

આવ્યો. આ જગતમાં ત્હારો સમાગમ મને મ્હારા જીવિતરૂપી ઉત્તમ વૃક્ષના ફળજેવો જણાય છે.[૫] હે ભલા ભાઇ! મ્હારાથી છુટો પડ્યા પછી તેં આટલા આટલા દિવસો ક્યાં કહાડ્યા એ તું મને કહે. ત્હારૂં તપ સફળ થયું છે?[૬] ત્હારી બુદ્ધિ શાંત રહે છે? ત્હારી વિદ્યા સફળ થઇ છે? તને તત્ત્વબોધ મળ્યો છે? તું કુશળ છે?

વસિષ્ઠઋષિ કહે છેઃ—એ પ્રમાણે બોલતા, સંસારથી અત્યંત ઉદ્વેગ પામેલા અને જેને મ્હોટો તત્ત્વબોધ મળ્યો ન હતો એવા એ વિલાસને ભાસે પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.[૮]

ભાસ કહે છેઃ—હે સૌમ્ય! હે માન આપનારા! ત્હારો સમાગમ થયો તેથીજ મ્હારૂં આવવું સફળ થયું છે. તું આજ જોવામાં આવ્યો એ બહુસારૂં થયું. આપણે કે જેઓ આ સંસારમાં રહેલા છીએ તેઓનું કુશળ તો ક્યાંથીજ હોય?[૯] જ્યાંસુધી જાણવાની વસ્તુ જાણવામાં આવી નથી, ચિત્તના કામ આદિ સંકલ્પો ક્ષીણ થયા નથી અને સંસારરૂપી સમુદ્ર તરાયો નથી ત્યાંસુધી આપણું કુશળ ક્યાંથીજ હોય?[૧૦] જેમ દાતરડાથી લતાઓ કપાઈ જાય છે, તેમ જ્યાંસુધી ચિત્તથી થતી સઘળી વાસનાઓ કપાઇ ગઈ નથી ત્યાંસુધી આપણું કુશળ ક્યાંથીજ હોય?[૧૧] જ્યાંસુધી યોગ્ય સમજણ મળી નથી, સમતા પ્રાપ્ત થઈ નથી અને આત્મબોધ ઉદય પામ્યો નથી ત્યાંસુધી આપણું કુશળ ક્યાંથીજ હોય?[૧૨] હે સૌમ્ય! જ્યાંસુધી આત્માનો લાભ થયો ન હોય અને જ્ઞાનરૂપી મ્હોટું ઔષધ મળ્યું ન હોય ત્યાંસુધી આ દુષ્ટ સંસારરૂપી કૉલેરા વારંવાર ઉદય પામ્યા કરે છે.[૧૩] બાળપણારૂપી અંકુરિત અવસ્થા મટયા પછી જેમાં યૌવનરૂપી નવપલ્લવ ઉદય પામે છે અને તે પછી જરારૂપી પુષ્પ ઉદય પામે છે એવું આ સંસારરૂપી કાંટાળું વૃક્ષ વારંવાર પ્રાપ્ત થયા કરે છે.[૧૪] આ કાયારૂપી જુના ઝાડમાંથી બાંધવોરૂપી ભ્રમરોના વિલાપોરૂપી ગુંજારોવાળી અને ઘડપણરૂપી પુષ્પવાળી મરણરૂપી મંજરી ઉદય પામે છે.[૧૫] ભોગવાઈ ગયેલાં કર્મોરૂપી અનેક ઋતુઓ વીતીજવાને- લીધે રસથી રહિત થતી અને વારંવાર જેઓમાં એનાએ વિષયો ભોગવાય છે એવા દિવસોથી પૂરાતી વર્ષોની પંક્તિ ઘણું કરીને પુરૂષાર્થ કર્યાવિનાજ કહાડવામાં આવે છે.[૧૬] દેહરૂપી પહાડની તે તે આસક્તિઓરૂપી મ્હોટી ગુફાઓ કે જેઓ તૃષ્ણાઓરૂપી હજારો કાંટાઓથી તથા વિષયભોગોરૂપી અનેક સર્પોથી વ્યાપ્ત છે તેઓમાં અને તે તે વિષયસુખનેવાસ્તે કરવામાં આવતી ક્રિયાઓમાંજ કાળ વીતી જાય છે.[૧૭] જેઓનું જવું અને આવવું સમાપ્તજ થતું નથી એવાં અહો—રાત્રો લાંબાં—ટુંકાં દુઃખોથી, સુખના લેશજેવા લાગતા વિષયભોગોથી અને સારાં—નરસાં કાર્યો કરવાથી વૃથાજ જાય છે અને વૃથાજ આવે છે.[૧૮] ખોટાં કાર્યો કરનારાં પ્રાણીઓ દુષ્ટ આશાઓના આવેશથી વધતાં જતાં અને ખોટાં ફળોજ આપનારાં તુચ્છ કર્મો કરવામાંજ આયુષ્યને કહાડી નાખે છે.[૧૯] લાલચરૂપી હાથણીમાં મોહ પામેલો આ મનરૂપી મહોન્મત્ત હાથી વિવેકરૂપી બાંધવાના ખીલાને ઉખેડી નાખીને દૂર દૂર દોડયો જાય છે.[૨૦] કાયારૂપી ઝાડમાં હૃદયરૂપી મ્હોટો માળો કે જેમાંથી વિવેકરૂપી ચિંતામણિ પડી જાય છે તેમાં ઉછરેલો અને જીભની ચપળતાથી વળગી રહેનારો આ મીઠાં મીઠાં અન્નાદિના અભિલાષરૂપી ગીધ નિરંતર બળ પામતો જાય છે.[૨૧] વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં, રસથી તથા સુખથી રહિત થયેલી અને જેના કોમળ અવયવો શિથિળ થતા જાય છે એવી આ કાયા જુના

પાંદડાની પેઠે ક્ષીણ થઈ જાય છે.[૨૨] વૃદ્ધાવસ્થામાં પુત્ર આદિએ કરેલા અપમાનથી લેવાઇ ગયેલું અને જેની શોભા નષ્ટ થઈ હોય છે એવું મ્હોડું હિમથી પ્રતિઘાત પામેલા અને રજથી ખરડાયેલા કમળની પેઠે ભુંખરા રંગવાળું થઇ જાય છે.[૨૩] જેમાંથી યૌવનરૂપી જળ વહી ગયું હોય છે એવા અને સૂકાઇ જતા દેહરૂપી તળાવમાંથી આયુષ્યરૂપી રાજહંસ એવો નાસી જાય છે કે પાછો આવતોજ નથી.[૨૪] જાજરા અને કાળરૂપી પવનના બળથી કંપિત થયેલા જીવનરૂપી ઝાડમાંથી ભોગોરૂપી પુષ્પો અને દિવસોરૂપી પાંદડાંઓ ત્રુટી પડતાંજ જાય છે.[૨૫] અંદર ભોગોરૂપી સર્પોને તથા દુઃખોરૂપી દેડકાંઓને ધરનારા અને આશારૂપી અપારજળવાળા મનના મોહરૂપી ઊંડા કૂવાઓમાં જીવ ડૂબી જાય છે.[૨૬] જેમ અનેક રંગોથી રંગાયેલી અને બહુજ ચપળતાવાળી દેવમંદિરનીઉપર ચડાવેલી પતાકા ઊંચે ઊંચે ચડતી જાય છે, તેમ અનેક વિષયોથી રંગાયેલી અને બહુજ ચપળતાવાળી તૃષ્ણા ઊંચે ઊંચે ચડતી જાય છે.[૨૭] કાળરૂપી મ્હોટા દરમાં રહેનારો મૃત્યુરૂપી ઊંદર આ સંસારરૂપી યંત્રમાં ચડેલા દેહરૂપી વસ્ત્રના જીવિતરૂપી તંતુને કાપી નાખે છે.[૨૮] યૌવનરૂપી મ્હોટા કલ્લોલવાળી, જરા જરાવારમાં ઉત્પન્ન થતા તીક્ષ્ણ ક્રોધ આદિ ફીણોવાળી અને લોભ આદિથી થતાં ભ્રમણોરૂપી મ્હોટી ચકરીઓવાળી આ જીવિતરૂપી દુષ્ટ નદી ચાલીજ જાય છે.[૨૯] શિલ્પ આદિ કળાઓના સમૂહોરૂપી અને જગતના વ્યવહારોરૂપી કલ્લોલોની મ્હોટી ઉથલ–પાથલવાળી અને પોતાની અંદર પડેલાઓને ઘુમરીઓ ખવરાવનારી આ અંતવિનાની પ્રવૃત્તિરૂપી નદી પ્રત્યેક જન્મમાં આમને આમ વહ્યા કરે છે.[૩૦] આ સંબંધીઓની પંક્તિઓરૂપી અસંખ્યાત નદીઓ વિસ્તીર્ણ અને ઊંડા મધ્યવાળા કાળરૂપી સમુદ્રમાં નિરંતર પડતીજ જાય છે.[૩૧] હે ભાઇ ! પ્રત્યેક જન્મમાં આ દેહરૂપી રત્નની સળી નાશરૂપી કાદવના સમૂહની અંદર ડૂબી જાય છે ત્યારે 'ક્યાં ડૂબી ગઈ' એ જાણવામાં પણ આવતું નથી.[૩૨] લાંબાકાળથી ચિંતારૂપી ચક્રમાં બંધાયેલું અને દુષ્ટક્રિયાઓમાં તથા દુષ્ટરીતિઓમાંજ લાગુ રહેનારૂં ચિત્ત, જેમ સમુદ્રની ચકરીમાં ખડ ઘુમરીઓ ખાય છે, તેમ તૃષ્ણામાં ઘુમરીઓ ખાય છે.[૩૩] કાર્યોરૂપી મ્હોટા મ્હોટા અનંત કલ્લોલોમાં તણાતું જતું અને ચિંતાથી બહુ ગભરાયા કરતું ચિત્ત ક્ષણમાત્ર પણ વિશ્રાંતિ પામતું નથી.[૩૪] બુદ્ધિરૂપી પક્ષિણી 'આ કર્યું, આ કરૂં છું અને આ કરીશ' એવીરીતની કલ્પનારૂપી જાળમાં બંધાઇને અત્યંત મુંઝાઈ જાય છે.[૩૫] 'આ મિત્ર છે અને આ શત્રુ છે' એવા પ્રકારના દ્વંદ્વોના સંકલ્પરૂપી મ્હોટો હાથી મ્હારાં મર્મસ્થળોરૂપી નીલકમળોને કાપી નાખે છે.[૩૬] ચિંતારૂપી નદીના મ્હોટી ચકરીઓવાળા તરંગોના સમૂહમાં રહેનારો અને બહુજ ચપળ ગતિવાળો મનરૂપી મત્સ્ય ક્ષણમાત્રમાં પુષ્ટ થઈ જાય છે.[૩૭] જેઓ આત્માનો સ્પર્શજ કરી શકતાં નથી એવાં આવાં આવાં ઘણાં દુઃખોને દેહમાં 'હું છું' એવી બુદ્ધિનેલીધે પોતામાં લીધા કરતો આ જન ( લોકસમુદાય ) દીનપણાને પ્રાપ્ત થાય છે.[૩૮] ઘણા ઘણા પ્રકારનાં સુખ–દુઃખોની અંદર પડનારો, જરા તથા મરણરૂપી મ્હોટા પ્રચંડવાયુએ તોડી નાખેલો અને જગતરૂપી પહાડના મધ્યમાં લોટયા કરતો આ જન રસથી રહિત થયેલા પાંદડાની પેઠે જાજરાપણાને પ્રાપ્ત થાય છે.[૩૯] **बहुविधसुखदुःखमध्यपाती विततजरामरणप्रवातभग्नः ॥ जगदुदरगिरौ लुठञ्जनोयं गतरसपर्णवदेति जर्जरत्वम् ॥ ३९ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો'અનિત્યતાપ્રતિપાદન'નામનો છાસઠમો સર્ગ સંપૂર્ણ.૬૬**

## સર્ગ ૬૭ મો* આસક્તિથી બંધ અને અનાસક્તિથી મોક્ષ

**वसिष्ठ उवाच । एवं तौ कुशलप्रश्नं कृतवंतौ परस्परम् ।**
**कालेनासाद्य विमलं ज्ञानं मोक्षं ततो गतौ ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેઓએ કુશળપ્રશ્નના સંબંધમાં પરસ્પરની સાથે એ પ્રમાણે વાતો કરી એવા એ 'ભાસ' અને 'વિલાસ' નામના બન્ને તપસ્વિઓ કાળેકરી નિર્મળજ્ઞાનને પ્રાપ્ત થઇને અંતે મોક્ષ પામ્યા હતા.[૧] હે રામ ! એટલા માટે કહું છું કે 'અનેક પાશોથી બંધાયેલા ચિત્તને સંસારમાંથી તરવાનેવાસ્તે જ્ઞાનવિના બીજી કોઈ ગતિજ નથી.'[૨] જેમ સમુદ્ર હલકા પક્ષિને દુસ્તર છે પણ ગરૂડને ગાયના પગલાના ખાબોચીયાજેવો છે, તેમ આ સંસારરૂપી દુઃખ વિવેકવિનાના પુરૂષને દુસ્તર છે પણ વિવેકીપુરૂષને જરાવારમાં ત્રુટી જાય એવું છે.[૩] જેમ જોવા બેઠેલા લોકો નાટક કરનારાં માણસોને દૂરથીજ જુવે છે, તેમ પોતાના સ્વરૂપભૂત ચૈતન્યમાત્રમાં રહેલા અને દેહથી અતીત થયેલા મહાત્માઓ દેહને દૂરથીજ જુવે છે.[૪] દેહ દુઃખોથી અત્યંત ક્ષોભ પામે તોપણ આપણને શી હાનિ થાય એમ છે ? રથનું ધોંસરૂં ભાંગી જાય કે આખો રથ ભાંગી જાય તો તેમાં સારથિને શી પીડા ?[૫] મન ક્ષોભ પામે તો તેમાં ચૈતન્યને શું થઈ જાય એમ છે ? તરંગો ઉછળવા લાગવાથી સમુદ્રના પૂર્ણપણાની હાનિ થાય કે ?[૬] જેમ જળને હંસોની સાથે તથા પથરાઓની સાથે અને કાષ્ઠોને શિલાઓની સાથે કાંઈ સગપણ નથી, તેમ પરમાત્માને ભોગોની સાથે કાંઇ સગપણ નથી. જળને હંસો તથા પથરાઓ અને કાષ્ઠોને પથરાઓ શા સગા થાય ? તેમ પરમાત્માને ભોગો શા સગા થાય ?[૭] જેમ વચમાં ઘણા ઘણા પર્વતો આવીજવાનેલીધે ઉદયાચળને અને પશ્ચિમસમુદ્રને કાંઈ સંબંધ નથી, તેમ આત્માને અને બંધને કાંઇ સંબંધ નથી.[૮] નદીનાં જળો કમળોને પોતાના ખોળામાંજ ધરી રહે છે તોપણ તે કમળો જળોને શા સગાં થાય ? તેમ પરમાત્મા શરીરોને પોતામાં ધરી રહે છે તોપણ તે શરીરો પરમાત્માને શા સગાં થાય ?[૯] જેમ કાષ્ઠ અને જળ એઓના પરસ્પર અભિઘાતથી જળના કણો આદિ ઉછળે છે, તેમ દેહના અને આત્માના અન્યોન્યાધ્યાસથી ચિત્તની સુખ–દુઃખ આદિ વૃત્તિઓ ઉછળે છે.[૧૦] જેમ જળનું અને કાષ્ઠનું સામીપ્ય હોવાનેલીધે જળમાં કાષ્ઠનાં પ્રતિબિંબો જોવામાં આવે છે, તેમ આત્માનું અને શરીરનું સામીપ્ય હોવાનેલીધે શરીરનાં સુખ–દુઃખો આત્મામાં જોવામાં આવે છે.[૧૧] જેમ દર્પણમાં તથા તરંગ આદિમાં દેખવામાં આવતાં પ્રતિબિંબો સત્ પણ નથી, અસત્ પણ નથી, પરંતુ અનિર્વચનીય છે, તેમ આત્મામાં દેખવામાં આવતાં શરીરો સત્ પણ નથી, અસત્ પણ નથી, પરંતુ અનિર્વચનીયજ છે.[૧૨] જેમ જળની સાથે સંબંધ પામેલાં કાષ્ઠો તથા પથરાઓ જળથી જુદા પડી જાય તોપણ તેથી જળને કાંઇ હાનિ થાય એમ નથી, તેમ આત્માની સાથે કલ્પનાથી સંબંધ પામેલાં પંચભૂતાત્મક શરીરાદિ છૂટાં પડી જાય તોપણ તેથી આત્માને કાંઇ હાનિ થાય એમ નથી.[૧૩] જેમ લાકડાથી સંબંધ પામેલા જળમાંથી કંપ તથા શબ્દ આદિ ઉત્પન્ન થાય છે, તેમ આત્માથી સામીપ્યરૂપ સંબંધને પામેલા આ દેહમાંથી કંપ

---

* આ સડસઠમા સર્ગમાં 'દેહને અને આત્માને કશો સંબંધ નથી' એમ કહેવામાટે આસક્તિથીજ બંધ થાય છે અને આસક્તિના ત્યાગથી બંધ ટળી જાય છે એમ કહેવામાં આવશે.

તથા શબ્દ આદિ ઉત્પન્ન થાય છે.[૧૪] ચૈતન્ય અસંગ છે અને શરીર જડ છે માટે ચૈતન્યને પણ સુખ–દુઃખાદિ નથી અને શરીરને પણ સુખ–દુઃખાદિ નથી. જે કાંઈ સુખ–દુઃખાદિ થાય છે તે સઘળું અહંકારનેજ થાય છે માટે અહંકાર નષ્ટ થઇ જાય તો કાંઈ પીડા નથી. આપણો આત્મા શુદ્ધજ છે.[૧૫] જેમ કાષ્ઠ અને જળ ભેગાં થાય તો તેમાં કાષ્ઠને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી અને જળને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી, તેમ દેહ અને આત્મા ભેગા થયા છે તેમાં દેહને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી અને આત્માને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી.[૧૬] અજ્ઞાનીપુરૂષ આ સંસારને જેવો દેખે છે તેવોજ સાચો માને છે અને જ્ઞાનીમાણસ આ સંસારને જેવો દેખે છે તેવો સાચો માનતો નથી. જ્ઞાની માણસ તો સંસારને અધિષ્ઠાનરૂપપણાથી સાચો માને છે પણ સંસારરૂપપણાથી સાચો માનતો નથી.[૧૭] જેમ જળનો અને પથરાનો સંબંધ અંદર પ્રવેશ થયાવિનાનોજ થાય છે, તેમ આસક્તિથી રહિત થયેલા મનવાળાનો અને બહારના વિષયોનો જે સંબંધ થાય છે તે અંદરના અભિમાનવિનાનોજ થાય છે.[૧૮] જેમ જળનો અને કાષ્ઠનો સંબંધ અંદર પ્રવેશ થયાવિનાનોજ છે, તેમ આત્માનો અને દેહનો સંબંધ વાસ્તવિક સંશ્લે થયાવિનાનોજ છે.[૧૯] ચૈતન્ય સર્વત્ર એકજ છે, સર્વત્ર શુદ્ધજ છે અને સર્વત્ર વિષયોના સંબંધથી રહિતજ રહેલ છે. બીજું કહી શકાય એવું, અશુદ્ધપણાવાળું અને વિષયોના સંબંધવાળું કોઈ ચૈતન્ય છેજ નહિ.[૨૦-૨૧] જેમ વેતાલ મુદ્દલ નહિ છતાં પણ ભાવનાથી ખડો થઇ જાય છે, તેમ આ વિસ્તીર્ણ સંસાર મુદ્દલ નહિ છતાં પણ અધ્યાસરૂપી ભાવનાથી ખડો થઇ ગયો છે.[૨૨] જેમ સ્વપ્નમાં સ્ત્રીની સાથેનું મૈથુન મુદ્દલ નહિ છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી પ્રતીત થાય છે અને ઝાડનું ઠુંઠ, વેતાલ નાહ છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી વેતાલ જણાય છે, તેમ આત્માને દુઃખનો સંબંધ મુદ્દલ નહિ છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી પ્રતીત થાય છે અને આત્મા શરીરરૂપ નહિ છતાં પણ મનમાં થઇ ગયેલા તેવા નિશ્ચયથી શરીરરૂપ જણાય છે.[૨૩] જેમ જળનો અને કાષ્ઠનો સંબંધ અંદર પ્રવેશવિનાનોજ થાય છે, તેમ આત્માનો અને શરીરનો સંબંધ વાસ્તવિક સંગવિનાનોજ થયો છે.[૨૪] હે રામ! જેમ જળમાં લાકડાંઓ પડતાં છતાં પણ જળ અહંકારથી રહિત હોવાનેલીધે લાકડાંઓ પડવાના દુઃખથી પીડાતું નથી, તેમ આત્મા જો અહંકારથી રહિત રહે તો દેહનાં દુઃખોથી પીડાતો નથી.[૨૫] આત્મા પોતામાં દેહપણાની ભાવનાથીજ દેહનાં દુઃખોને વશ થયો છે અને આત્મા જો તે ભાવનાને છોડી દે તો મુક્તજ છે એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૨૬] જેમ જળાશયમાં પાંદડાં, પાણી, મેલ અને લાકડાં એઓ પરસ્પરની સાથે લાગેલાં હોય છે તો પણ અંદરની આસક્તિવિનાનાં હોવાનેલીધે તેઓમાં કોઈને કોઈનું સ્નાનસૂતક નથી, તેમ આત્મા, દેહ, ઇંદ્રિયો અને મન એઓ પરસ્પરની સાથે લાગેલાં હોય તોપણ જો અંદર આસક્તિથી રહિત રહે તો તેઓમાં કોઇને કોઈથી પણ દુઃખ થતું નથી. સર્વે સર્વદા અત્યંત નિર્દુઃખજ રહે છે.[૨૭-૨૮] હે રામ! સંસારમાં સર્વે પ્રાણીઓને અંદરની આસક્તિજ જરા, મરણ તથા મોહરૂપી વૃક્ષોના બીજરૂપ થાય છે.[૨૯] જે જીવ અંદરની આસક્તિવાળો હોય તે સંસારરૂપી સમુદ્રમાં ડૂબેલો છે અને જે જીવ અંદરની આસક્તિથી રહિત હોય તે સંસારરૂપી

સમુદ્રમાંથી નીકળેલોજ છે.[૩૦] જો ચિત્ત અંદર આસક્તિવાળું હોય તો સંકલ્પોથી અનેક શાખાઓવાળાજેવું થયેલું કહેવાય છે અને જો અંદર આસક્તિથી રહિત હોય તો લીન થઈ ગયેલુંજ કહેવાય છે.[૩૧] મન જો આસક્તિવાળું હોય તો તેને ભાંગી ગયેલા સ્ફટિકના શિવલિંગની પેઠે અપવિત્રજ સમજો. મ્હારૂં મન આસક્તિવિનાનું છે માટે સ્ફટિકના અખંડિત શિવલિંગની પેઠે અત્યંત પવિત્ર છે.[૩૨] ચિત્ત સંસારના વ્યવહાર કર્યા કરતું હોય તોપણ જો આસક્તિવિનાનું હોય તો નિર્મળ છે તથા મુક્તજ છે એમ સમજવું અને જો લાંબાકાળથી તપ કર્યા કરતું હોય તોપણ આસક્તિવાળું હોય તો અત્યંત બંધનવાળુંજ છે એમ સમજવું.[૩૩] અંદર આસક્તિવાળું મન બંધાયેલું છે અને આસક્તિથી રહિત થયેલું મન મુક્ત છે. અંદરની આસક્તિનું હોવું એજ બંધનું કારણ છે અને અંદરની આસક્તિનું ન હોવું એજ મોક્ષનું કારણ છે.[૩૪] જેમ લાકડાં ઉપાડવાનેવાસ્તે ગયેલું વહાણ લાકડાં ઉપાડવાની આસક્તિથી રહિત હોવાનેલીધે લાકડાં ઉપાડવાના કોઈ જાતના ગુણ—દોષોથી લેપાતું નથી, તેમ પુરૂષ સંસારનાં કાર્યો કરતો હોય તોપણ અંદર આસક્તિથી રહિત હોય તો તે કાર્યોના કોઇ જાતના ગુણ—દોષોથી લેપાતો નથી.[૩૫] જીવને જો અંદર આસક્તિ હોય તો તેને બેસી રહેતાં છતાં પણ કર્તાપણું પ્રાપ્ત થાય છે. જેમકે માણસ સૂઈ ગયેલો હોય છે તોપણ તેને મનમાં આસક્તિ હોવાથી સ્વપ્નમાં સુખ—દુઃખો આપનારા ઘણા ઘણા સંભ્રમોનું કર્તાપણું પ્રાપ્ત થાય છે.[૩૬] દેહ કશી ક્રિયા કરતો ન હોય તોપણ ચિત્ત જો ક્રિયાઓને કર્યા કરતું હોય તો જીવને સુખ—દુઃખો પ્રાપ્ત થયાવિના રહેતાં નથી, એ વાત સ્વપ્નમાં મનની ચેષ્ટાથી પ્રાપ્ત થતાં સુખ—દુઃખો ઉપરથી આપણા અનુભવમાંજ છે.[૩૭] મન જો પોતાની અંદર કાંઈ કરતું ન હોય તો જીવને સ્ફુટરીતે અકર્તાપણુંજ છે. સુષુપ્તિ અવસ્થામાં મનની ક્રિયાઓથી રહિત થયેલો પુરૂષ ચલન કરે છે તોપણ તે 'હું કરૂં છું' એવું અભિમાન ધરતો નથી એ આપણા જાણવામાંજ છે.[૩૮] તમે જે પુણ્ય કે પાપ મનથી કરશો તેનું ફળ પામશો પણ જે પુણ્ય કે પાપ મનથી નહિ કરો તેનું ફળ પામશો નહિ. ચિત્તમાં કર્તાપણાની શક્તિ નથી, એમ નથી કે જેથી આપણે દેહને કર્તા કલ્પવો પડે. દેહ કદી પણ કોઈ કર્મનો કર્તા છેજ નહિ.[૩૯] મન કર્મો કરતું હોય તોપણ આસક્તિથી રહિત હોય તો તે અકર્તાજેવુંજ છે. કેમકે આસક્તિથી રહિત રહેનારા મનને કર્મોનાં ફળો ભોગવવાં પડતાં નથી[૪૦] જેમ જેનું મન દૂરદેશમાં રહેલી પ્યારીસ્ત્રીમાં લાગી રહ્યું હોય તે પુરૂષ પોતાનું મન તે સમયના ટાઢ—તડકા આદિમાં લાગેલું નહિ હોવાનેલીધે ટાઢ કે તડકાથી થતાં સુખ—દુઃખોથી લેપાતો નથી, તેમ પરમાત્મામાં લાગેલા મનવાળો પુરૂષ પોતાનું મન સારાં—નરસાં કર્મોના અભિનિવેશથી રહિત હોવાનેલીધે, શરીરથી બ્રહ્મહત્યા થાય તોપણ તેના પાપથી લેપાતો નથી અને શરીરથી અશ્વમેધ થાય તોપણ તેના પુણ્યથી લેપાતો નથી.[૪૧] અંદરની આસક્તિથી રહિત થયેલો અને નિર્વિક્ષેપસુખને પ્રાપ્ત થયેલો જીવ બહારથી ક્રિયાઓ કરતો હોય તોપણ કર્તા કે ભોક્તા કદીપણ થતો નથી.[૪૨] એવો જીવ બહારની ક્રિયાઓ કરે તો તેથી તેને કશી હાનિ નથી અને ન કરે તો તેથી તેને કશો લાભ નથી. જે મન અંદરની આસક્તિથી રહિત હોય તે મન અકર્તા છે, મુક્ત છે, શાંત છે, યોગ્ય છે અને નિર્લેપ છે.[૪૩] હે રામ ! આ પ્રમાણે છે એટલામાટે શરીરની સાથે સંબંધ ધરાવનારી સઘળી વસ્તુઓને તથા સઘળી ક્રિયાઓને

મનથી બહાર રાખવી એજ સઘળી વસ્તુઓનો તથા સઘળી ક્રિયાઓનો ત્યાગ કરવાનો મુખ્ય ઉપાય છે એમ નિશ્ચય કરીને સમજુ પુરૂષે અંદરની આસક્તિ કે જે સઘળાં દુઃખોને ઉત્પન્ન કરનારી હોવાનેલીધે અત્યંત ક્રૂર છે તેને છોડી દેવી જોઇએ.[44] જેમ ઇંદ્રનીલમણિજેવું સ્વચ્છ જળ ખડ્ગની ધારાના જેવી શ્યામતાવાળા યમુનાના જળમાં મળીને એકરસ થઈ જાય છે, તેમ શાંતિ પામેલું, અંદરની આસક્તિરૂપી મેલથી અત્યંત રહિત થયેલું અને આકાશના જેવી સ્વચ્છતાવાળું ઉત્તમ મન સઘળા અનાત્મપદાર્થોરૂપી મળોથી રહિત પરમાત્મામાં મળીને એકરસ થઇ જાય છે.[45]

विरहितमलमन्तः संगदोषेण चेतः शममुपगतमाद्यं व्योमवन्निर्मलाभम् ।
सकलमलविमुक्तेनात्मनैकत्वमेति स्थिरमणिनिभमंभो वारिणी वारिनीले ॥ ४५ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'અંતઃસંગવિચાર' નામનો સડસઠમો સર્ગ સંપૂર્ણ.૬૭

## सर्ग ६८ मो* આસક્તિને ટાળવાના ઉપાયો અને વંધ્યા તથા વંધ્યા આસક્તિ

राम उवाच । कीदृशो भगवन् संगः कथं बंधाय वा नृणाम् ।
कश्च मोक्षाय कथितः कथं वैष चिकित्स्यते ॥१॥

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ ! મનુષ્યોને કયો અને કેવા પ્રકારનો સંગ બંધન આપે છે અને તે સંગને કયા ઉપાયથી ટાળવો ? કોઈ સંગ મનુષ્યોને મોક્ષ આપનારો કહેવાય છે ?[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! દેહ અને આત્મા કે જેઓ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધસ્વભાવવાળા છે તેઓના પરસ્પરથી વિલક્ષણપણાનો વિચાર નહિજ કરતાં, દેહમાંજ આત્મપણાનો વિશ્વાસ રાખવામાં આવે છે એ સંગ બંધના કારણરૂપ કહેવામાં આવે છે.[2] આત્મા કે જે દેશના, કાળના તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે તેનું એ પરિચ્છેદથી રહિતપણું ભૂલી જઈ, દેહનેજ આત્મા માનીને વિષયસુખોની લાલચ રાખવામાં આવે છે, એ સંગ બંધના કારણરૂપ છે.[3] 'આ સઘળું જગત આત્માજ છે માટે હું કોની ઇચ્છા કરૂં અને કોને છોડી દઊં ? ઈચ્છવાયોગ્ય કે છોડી દેવાયોગ્ય કાંઈ છેજ નહિ' એમ સમજી અસંગપણાથી રહેવું એ જીવન્મુક્તની સ્થિતિ કહેવાય છે.[4] 'હું દેહ પણ નથી અને દેહ મ્હારાથી જુદો પણ નથી. આમ છે એટલામાટે દેહ કે જે મિથ્યાજ છે તેમાં વિષયસુખો મળે તોપણ ભલે અને ન મળે તોપણ ભલે. હું તો અસંગજ છું.' એવીરીતનો જેના મનનો નિશ્ચય હોય તે પુરૂષ જીવન્મુક્ત કહેવાય છે.[5] જે પુરૂષ કર્મોના ત્યાગને ન ઈચ્છે, કર્મોમાં આસક્ત પણ ન થાય, સિદ્ધિમાં તથા અસિદ્ધિમાં સમબુદ્ધિવાળો રહે અને કર્મોનાં ફળોનો ત્યાગ કરે તે પુરૂષ અસંસક્ત (સંગવિનાનો) કહેવાય છે.[6] આત્મામાંજ એક નિષ્ઠા રાખનારા જે પુરૂષનું મન હર્ષને કે ક્રોધને વશ ન થતું હોય તે પુરૂષ સંગથી રહિત અને જીવન્મુક્ત કહેવાય છે.[7] જે પુરૂષ સઘળાં કર્મોનો તથા તેઓનાં ફળ આદિનો ક્રિયાથી નહિઃપણ મનથીજ સારી પેઠે ત્યાગ કરી દે તે પુરૂષ સંગથી રહિત કહેવાય

* આ અડસઠમા સર્ગમાં આસક્તિનાં તથા અનાસક્તિનાં લક્ષણો, આસક્તિને ટાળવાના ઉપાયો, વંધ્યા અને વંધ્યા આસક્તિઓ અને તેઓનાં ફળો કહેવામાં આવશે.

છે.[૮] જો એક આસક્તિને છોડી દેવામાં આવે તો અનેક પ્રકારના રાગોથી થતી સઘળી ચેષ્ટાઓનું ઓસડ વટાઈ જાય છે અને મોક્ષરૂપ પરમપુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે.[૯] આસક્તિનેલીધેજ ઉદય પામતા સઘળા દુઃખોના સમૂહો ખાડમાં ઉગેલાં કાંટાળાં વૃક્ષોની પેઠે સેંકડો શાખાઓથી ફેલાય છે.[૧૦] માર્ગમાં નાથથી ખેંચાતા ઘાટા નાકવાળો પશુ ભય પામતો પામતો ભારને તાણે છે એ આસક્તિનુંજ ફળ છે.[૧૧] ઝાડ એક ઠેકાણેજ રહેનારા પોતાના શરીરથી ટાઢના, વાયુના તથા તડકાના દુઃખનું સહન કરે છે એ આસકિતનુંજ ફળ છે.[૧૨] કીડો ધરતીના દરમાં રહી અત્યંત પીડાતો પીડાતો દુઃખમાંજ પોતાનું આયુષ્ય પૂરૂં કરે છે એ આસક્તિનું ફળ છે.[૧૩] પક્ષી ઝાડની શિખાઉપર રહેતાં, ભૂખથી પીડાતાં અને પારધી આદિનો નિરંતર ત્રાસ રાખતાં રાખતાંજ પોતાના આયુષ્યને પૂરૂં કરે છે એ આસક્તિનું ફળ છે.[૧૪] દૂર્વાના અંકુરોનો અને ખડનો આહાર કરનારો મૃગ પારધીનું બાણ વાગવાથી પીડિત થઇને દેહનો ત્યાગ કરે છે એ આસક્તિનુંજ ફળ છે.[૧૫] આ અનાદિકાળના જુના જીવો વારંવાર જન્મ્યા કરે છે અને કીટ–પતંગોના અવતારોને પ્રાપ્ત થાય છે એ આસક્તિનુંજ ફળ છે.[૧૬] જેમ જળાશયોમાં તરંગો ઉત્પન્ન થઇ થઇને નષ્ટ થઇ જાય છે, તેમ આ અનંત પ્રાણીઓ જન્મી જન્મીને મરી જાય છે એ આસક્તિનુંજ ફળ છે.[૧૭] માણસો લતાઓની તથા તૃણોની યોનિઓને પામે છે, વારંવાર મરે છે અને નિરૂપાય થઈ જાય છે એ આસક્તિનુંજ ફળ છે.[૧૮,૧૯] અનર્થોની પરંપરાઓજેવા સેંકડો પદાર્થોથી ભરેલી આ સંસારરૂપી નદી વૃદ્ધિ પામે છે એ આસક્તિનુંજ ફળ છે.[૨૦] હે રામ! વંદ્યા (વંદન કરવા યોગ્ય–વખાણવાયોગ્ય) અને વંધ્યા (વાંઝણી–પુરૂષાર્થરૂપી ફળથી રહિત) એમ બે પ્રકારની આસક્તિ છે. અજ્ઞાનીઓને સઘળા સંસારના વિષયોમાં જે આસક્તિ છે તે વંધ્યા આસક્તિ છે અને તત્ત્વવેત્તાઓને–જીવન્મુક્ત પુરૂષોને સ્વરૂપના અનુસંધાનમાં જે આસક્તિ છે તે વંદ્યા આસક્તિ છે[૨૧] આત્મતત્ત્વનો બોધ નહિ થતાં, દેહ આદિ વસ્તુઓમાં થયેલી દૃઢ આસક્તિ કે જે ફરીવાર પણ સંસારમાંજ નાખનારી છે તે વંધ્યા કહેવાય છે.[૨૨] સાચા વિવેકનેલીધે આત્મતત્ત્વનો બોધ થતાં, સ્વરૂપના અનુસંધાનમાં દૃઢ આસક્તિ કે જે ફરીવારના સંસારના ફેરાને ટાળીજ નાખે છે તે વંદ્યા કહેવાય છે.[૨૩] હસ્તોમાં શંખને, ચક્રને તથા ગદાને ધરનારા વિષ્ણુદેવ વંદ્યા આસક્તિનેલીધેજ (જીવન્મુક્તપણાથીજ) અનેક પ્રકારની લીલાથી ત્રૈલોક્યનું પાલન કરે છે.[૨૪] સૂર્યનારાયણ વંદ્યા આસક્તિથીજ પ્રત્યેક દિવસે નિરાધાર આકાશના માર્ગમાં નિરંતર ગતિ કર્યા કરે છે.[૨૫] મ્હોટા કલ્પના અંતે વિદેહકૈવલ્યમાં વિશ્રાંતિનેમાટે કલ્પાયેલું બ્રહ્માનું શરીર વંદ્યા આસક્તિથીજ જગતનું નિર્માણ કર્યા કરે છે.[૨૬] પાર્વતીરૂપી બંધનના સ્તંભમાં લીલાથી બંધાયેલું અને વિભૂતિથી શણગારેલું સદાશિવનું શરીર વંદ્યા આસક્તિથીજ જગતનો પ્રલય કરે છે.[૨૭] બ્રહ્મતત્ત્વના બોધમાં દૃઢસ્થિતિને પામેલા સિદ્ધલોકો, લોકપાલો તથા બીજા મહાત્માઓ વંદ્યા આસક્તિથીજ જગતમાં રહ્યા છે.[૨૮] મહર્લોક આદિ ઊંચા લોકોમાં રહેનારા ભૃગુ આદિ મહાત્માઓ વંદ્યા આસક્તિનેલીધેજ જરાથી તથા મરણથી રહિત થયેલાં પોતાનાં શરીરોરૂપી યંત્રોને ધરી રહ્યા છે.[૨૯] જેમ ગીધપક્ષી માંસના ટુકડાઓની ઉપર ઝડપ નાખે છે, તેમ મન રમણીયપણાની ખોટી ભ્રાંતિથી ભોગોઉપર ઝડપ નાખે છે, એ વંધ્યા આસક્તિનો

પ્રભાવ છે.[૩૦] વાયુ આસક્તિથીજ બ્રહ્માંડની અંદર વાય છે, પંચ મહાભૂતો આસક્તિથીજ બ્રહ્માંડમાં રહ્યાં છે અને જગતની સ્થિતિ પણ આસક્તિથીજ ચાલ્યા કરે છે.[૩૧] બ્રહ્માંડરૂપી ઉંબરાનું ફળ કે જેમાં સ્વર્ગનો, પૃથ્વીનો તથા પાતાળનો સમાવેશ છે તેમાં દેવતાઓ, મનુષ્યો, સર્પો અને અસુરો ગણગણતા મચ્છરોની પેઠે રહ્યા છે એ પણ આસક્તિનોજ મહિમા છે.[૩૨] જળાશયમાં તરંગોની પેઠે જગતમાં અનંત પ્રાણીઓ જન્મે છે, મરે છે, ઊંચા ચડે છે અને નીચા પડે છે એ સઘળો આસક્તિનો મહિમા છે.[૩૩] પ્રાણીઓ ઝરણાંઓના જળકણોની પેઠે અમથા-અમથા પ્રકટ થઈ–થઈને પાછા લીન થાય છે એ આસક્તિનોજ મહિમા છે.[૩૪] પરસ્પરના હાથથી મરણ પામતા, જડતાથી જાજરા થયેલા અને ભારે ભ્રાંતિમાં પડેલા સર્વે લોકો ખરી પડેલાં પાંદડાંઓની પેઠે ભ્રમણ કર્યા કરે છે એ આસક્તિનોજ મહિમા છે.[૩૫] હે રામ! ઝાડમાં મચ્છરોના સમૂહની પેઠે અને પાતાળમાં જળના ઓઘની પેઠે નક્ષત્રોનો સમૂહ આકાશમાં ફર્યા કરે છે અને આવર્તનો પામ્યા કરે છે એ આસક્તિનુંજ ફળ છે.[૩૬] ચંદ્ર ઉદય–અસ્તોથી તથા વૃદ્ધિ–ક્ષયોથી જીર્ણ થયેલા, કાળરૂપી બાળકને રમવાના દડાજેવા અને કાળા કલંકવાળા પોતાના જળમય દેહને અદ્યાપિસુધી છોડી દેતો નથી એ આસક્તિનોજ મહિમા છે.[૩૭] દેવતાઓ મનરૂપી વ્રણથી દુઃખી થતા છતાં પણ અનેક યુગોના ફેરફારોનાં દુઃખો જોવામાં આવવાથી કઠિન થઈ ગયેલા એ મનરૂપી વ્રણને આસક્તિનેલીધેજ કાપી નાખતા નથી.[૩૮] હે રામ! પરબ્રહ્મરૂપી આકાશમાં કોઇએ કેવળ વાસનાનેલીધેજ આ જગતરૂપી વિચિત્રચિત્ર આળેખ્યું છે તે જુવો.[૩૯] નિરાકાર પરબ્રહ્મરૂપી આકાશમાં મનની આસક્તિરૂપી એક રંગથીજ આ જગતરૂપી ચિત્ર રચાયું છે માટે તે કદી પણ સત્ય નથી.[૪૦] આ સંસારમાં મનથી આસક્ત રહીને વ્યવહાર કરનારા લોકોનાં શરીરોરૂપી તૃણોને તૃષ્ણારૂપી અગ્નિની જ્વાળા બાળી નાખે છે.[૪૧] જેનું મન સંસારમાં આસક્ત હોય તેનાં જન્મોને, સમુદ્રની રેતીઓને અને ત્રસરેણુઓને ગણી કહાડવામાં કોણ સમર્થ છે? કોઈ પણ સમર્થ નથી.[૪૨] ગંગા કે જે મેરૂપર્વતના શરીરમાં પગથી તે માથાસુધી લંબાઈવાળી મોતીઓની માળાજેવી લાગે છે તેના તરંગો કદાચ ગણી શકાય પણ સંસારમાં આસક્ત થયેલાઓના અવતારો ગણી શકાય એમ નથી.[૪૩] જેઓનું મન સંસારમાં આસક્ત છે તેઓનેવાસ્તેજ આ રૌરવનરક, અવીચિનરક અને કાલસૂત્રનરક ઇત્યાદિ નામોવાળી રમણીય અંતઃપુરોની પંક્તિઓ રચાયેલી છે કે જેઓમાં 'યાતનાઓ' નામની રાણીઓ ભોગવવામાં આવે છે.[૪૪] જેઓનાં ચિત્તો સંસારમાં આસક્ત હોય છે એવા અને દુઃખોથી સૂકાયેલા લોકોજ પ્રજ્વલિત રહેનારા નરકોરૂપી અગ્નિઓમાં બળતણરૂપ થાય છે અને એ બળતણોથીજ તે અગ્નિઓ પ્રજ્વલિત રહે છે.[૪૫] જગતમાં જે જે દુઃખો છે તેઓ સઘળાં આસક્તિવાળાઓનેવાસ્તેજ ઈશ્વરે ઠરાવેલાં છે.[૪૬] જેમ જળના કલ્લોલોથી વ્યાપ્ત થયેલી મ્હોટી નદીઓ સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ દુઃખોની સઘળી પરંપરાઓ જેનું ચિત્ત આસક્તિવાળું હોય તેનેજ પ્રાપ્ત થાય છે.[૪૭] મનના વિષયોરૂપી જેનું શરીર એક જાતના બોજારૂપજ છે એવી અને જીવોને જન્મ-મરણની દુર્દશાઓમાં નાખવાનેજ ઇચ્છનારી અવિદ્યાએ આ સઘળું દુઃખોનું જાળ પાથરેલું છે.[૪૮] હે રામ! જેમ વર્ષાઋતુમાં નદીઓ જળના પૂરથી અત્યંત વિસ્તાર પામે છે, તેમ ઐશ્વર્ય આદિ સઘળી વિભૂતિઓ ભોગોની આસક્તિના

ત્યાગથી અત્યંત વિસ્તાર પામે છે.[૪૯] હે રામ! મનની અંદર જે આસક્તિ છે તે અંગોને અંગારારૂપ છે અને જે આસક્તિનો ત્યાગ છે તે અંગોને અમૃતરૂપ છે એમ સમજો.[૫૦] જેમ ખડથી મિશ્રિત થયેલી ઔષધી ખડમાંથી ઉઠેલા અગ્નિથી બળી જાય છે, તેમ જીવ મનમાં રહેલી આસક્તિથી બળી જાય છે.[૫૧] સઘળા વિષયોમાં આસક્તિથી રહિત, શાંત, આકાશની પેઠે નિર્લેપ રહેનારૂં, બ્રહ્મવિદ્યામાં ઉત્સાહ ધરનારૂં અને અવિદ્યામાં ઉત્સાહથી રહિત રહેતું મન સુખ આપનારૂં જ થાય છે.[૫૨] જે પુરૂષ બ્રહ્મવિદ્યાના મનનાદિમાં ઉત્સાહ ધરાવતા, સંસારના વિષયોમાં ઉત્સાહથી રહિત રહેનારા અને સર્વત્ર આસક્તિથી રહિત થયેલા પોતાના ચિત્તથી સંસારમાં વર્તે છે તે જીવન્મુક્ત છે.[૫૩] **विद्यादृशि प्रोदयमागतेन क्षयं त्वविद्याविषये गतेन । सर्वत्र संसक्तिविवर्जितेन स्वतेजसा तिष्ठति यः स मुक्तः ॥ ५३ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'સંગવિચારયોગોપદેશ' નામનો અડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૮**

---

## સર્ગ ૬૯ મો* મનને આસક્તિરહિત કરી બ્રહ્મરૂપે અવશિષ્ટ કરવાનો ક્રમ

**वासिष्ठ उवाच । सर्वदा सर्वसंस्थेन सर्वेण सह तिष्ठता ।**
**सर्वकर्मरतेनापि मनः कार्यं विजानता ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! સર્વદા સર્વ વ્યવહારમાં રહેતાં, પુત્ર, સ્ત્રી તથા મિત્ર આદિ સઘળાંઓની સાથે રહેતાં અને સઘળા પ્રકારનાં કાર્યો કરતાં પણ સમજુ પુરૂષે પોતાના મનને ધન આદિના ઉદ્યમોમાં આસક્ત રાખવું નહિ, થઈ ગયેલી વાતોની ચિંતાઓમાં આસક્ત રાખવું નહિ, વર્તમાનપદાર્થોમાં પણ આસક્ત રાખવું નહિ, આકાશમાં પણ આસક્ત રાખવું નહિ, નીચેના પ્રદેશમાં પણ આસક્ત રાખવું નહિ, મધ્યમાં પણ આસક્ત રાખવું નહિ અને દિશાઓમાં કે ખુણાઓમાં પણ આસક્ત રાખવું નહિ.[૨] તેમજ શરીરમાં, અત્યંત વધેલાં સ્ત્રી-પુત્રાદિમાં, ભોગોરૂપી ઇંદ્રિયોની વૃત્તિઓમાં, ઇંદ્રિયોમાં, યોગસંબંધી ધારણા કરવાનાં પ્રાણ, બ્રહ્મરંધ્ર, ભ્રુકુટીઓનું મધ્ય, નાસિકાનો અંત, મુખ તથા આંખ્યોની કીકીઓ ઇત્યાદિ સ્થાનકોમાં, અંધકારમાં, પ્રકાશમાં, હૃદયાકાશમાં, જાગ્રતમાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં, શુદ્ધ સત્વગુણમાં, રજોગુણમાં, તમોગુણમાં, ગુણોના સમુદાયમાં, કાર્યપદાર્થોમાં, માયામાં, સૃષ્ટિના આદિકાળમાં, સૃષ્ટિના મધ્યકાળમાં, સૃષ્ટિના અંતકાળમાં, ટુકડામાં, છેટામાં, પાસે રહેલામાં, નામ-રૂપાદિમાં, જીવમાં, શબ્દમાં, સ્પર્શમાં, રૂપમાં, રસમાં, ગંધમાં વિષયોના અભિલાષથી પરવશતામાં, વિષયોના ઉપભોગોરૂપી ફળોમાં, લોકાંતરમાં જવા-આવવારૂપી સિદ્ધિઓમાં અને લાંબાકાળસુધી જીવવા આદિ સિદ્ધિઓમાં પણ સમજુ પુરૂષે પોતાના મનને આસક્ત રાખવું નહિ.[૩-૭] મન કેવળ બુદ્ધિના સાક્ષીમાંજ વિશ્રામ લઈને અને બીજા સઘળા વિષયોને તુચ્છ સમજીને વ્યાપક ચૈતન્યનાજ અનુસંધાનમાં તત્પર રહે એમ કરવું જોઇએ.[૮] સર્વત્ર આસક્તિઓ ટળીજવાથી અને આ સ્થિતિમાંજ રહેવાથી બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલો જીવ આ સઘળા વ્યવહારને કરે તો પણ ભલે અને ન કરે તો પણ ભલે. વ્યવહાર કરવાથી કે ન કરવાથી તેને કાંઈ પણ હાનિ કે લાભ થતાં

---

* આ અગણોતેરમા સર્ગમાં જે ક્રમથી મન સઘળા વિષયોની આસક્તિને છોડી દઇ સાક્ષીમાં સ્થિર થાય અથવા સાક્ષીને પણ છોડી દઇને બ્રહ્મરૂપપણાથી અવશેષ રહે તે ક્રમ કહેવામાં આવશે.

નથી.[૯] જેમ આકાશ વાદળાંઓની સાથે સંબંધ પામતું નથી, તેમ આત્મારામ થયેલો જીવ ક્રિયાઓનાં ફળોથી સંબંધ પામતો નથી માટે એવો જીવ ક્રિયાઓ કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે.[૧૦] અથવા જીવ સાક્ષીચૈતન્યનો પણ ત્યાગ કરી, શાંતચૈતન્યઘન થઇને, જેમ શોભીતો શાંતમણિ પોતાના સ્વરૂપમાંજ રહે છે, તેમ પોતાના સ્વરૂપમાંજ રહે એમ કરવું.[૧૧] હે રામ ! સ્વરૂપમાં શાંતિ પામેલો, સર્વદા સ્વયંપ્રકાશ રહેતો, અને વ્યવહારનાં ફળોમાં ઈચ્છા નહિ રાખતો જીવ વ્યવહાર કરતો હોય તોપણ અવિદ્યા આદિથી રહિત હોવાનેલીધે કર્મોનાં ફળોના સંબંધને પ્રાપ્ત થતો નથી અને પ્રારબ્ધનો ક્ષય થવાસુધી દેહરૂપી ભારને જાણે સહન કરી રહ્યો હોય એવી સ્થિતિમાં રહે છે.[૧૨]

**निर्वाणमात्मनि गतः सततोदितात्मा जीवोऽरुचिर्व्यवहरन्नपि रामभद्र ।**
**नो संगमेति गतसंगतया फलेन कर्मोद्भवेन सहतीव च देहभारम् ॥१२॥**

**શ્રીમદ્ યોગ૦મહા૦ઉપશમપ્રકરણનો 'શાંતિસમાયાતયોગોપદેશ'નામનો અગણોતેરમો સર્ગ સંપૂર્ણ૬૯**

---

## सर्ग ७० मो* આસક્તિરહિત મનુષ્ય વ્યાવહારિક દોષોથી પરિતાપ પામતો નથી

**वसिष्ठ उवाच । असंसंगसुखाभ्याससंस्थितैर्विततात्माभिः ।**
**व्यवहारिभिरप्यंतर्वीतशोकभयैः स्थितम् ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! અસંગપણાના સુખનોજ નિરંતર સ્વાદ લેવામાં વિશ્રાંત થયેલા ઘણા ઘણા મહાત્મા પુરૂષો વ્યવહાર કરતાં છતાં પણ અંદર શોકથી તથા ભયથી રહિત થઇને રહેલા છે.[૧] જીવન્મુક્ત પુરૂષ કે જે ધનનો નાશ તથા અપમાન આદિ ક્ષોભ ઉપજાવનારાં કારણોથી ક્ષોભ પામતાજેવો દેખાતાં છતાં પણ ક્ષોભથી રહિતજ હોય છે અને ચિત્તને વાસ્તવિક બ્રહ્માનંદરૂપી સુખમાં કોઈ જાતનો પણ વાંધો નહિ રહેવાનેલીધે અંદર પૂર્ણ હોય છે તેના મુખની શોભા પુનમના ચંદ્રની શોભાજેવી દેખાય છે.[૨] જેનું મન વિષયોથી રહિત હોવાનેલીધે સંતાપોથી રહિત થઈ આત્મામાંજ રહ્યું હોય તે જીવન્મુક્ત પુરૂષથી, જેમ જળ નિર્મળીના ચૂર્ણથી પ્રસન્ન (નિર્મળ) થાય છે, તેમ લોકો પ્રસન્ન (રાજી) થાય છે.[૩] સર્વદા આત્મદૃષ્ટિથી આત્મામાંજ લીન થઇને સ્વસ્થ રહેનારો જીવન્મુક્ત પુરૂષ કોઈ સમયે ચંચળ દેખાય તોપણ તે જળમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યની પેઠે મિથ્યા ચંચળજ દેખાય છે.[૪] આત્મતત્ત્વને સમજેલા અને આત્મામાંજ રમણ કરતા ભાગ્યશાળી મહાત્મા પુરૂષો વ્યવહારમાં પીછડાંની અણીના જેવા ચંચળ દેખાતા હોય તોપણ અંદર મેરૂપર્વતજેવા અચળજ હોય છે.[૫] જેમ સ્નિગ્ધસ્ફટિકમણિ જાસુંદનાં ફૂલ આદિ ઉપાધિઓથી સંયુક્ત થતાં પણ વાસ્તવિકરીતે તેઓના રંગોથી રંગાઈ જતો નથી, તેમ આત્માપણાને પામેલું ચિત્ત વ્યવહારસંબંધી કાર્યોથી સંયુક્ત થતાં પણ તે કાર્યોથી થતા સુખ–દુ:ખરૂપી રંગોથી રંગાઈ જતું નથી.[૬] જેમ જળની રેખા કમળને ચોંટતી નથી, તેમ સંસારની દૃષ્ટિ જીવના તથા ઈશ્વરના તત્ત્વને જાણનારા પ્રકાશવાળા ઉત્તમ ચિત્તને ચોંટતી નથી.[૭] જ્યારે પુરૂષ પરમાત્માના બોધને પ્રાપ્ત થઇ, કલ્પના-

---

* આ સીત્તેરમા સર્ગમાં અસંગપણાના સુખમાં વિશ્રાંત થયેલો પુરૂષ વ્યવહારથી ઉત્પન્ન થતા દોષોથી પરિતાપ પામતો નથી એ વિષયનું યુક્તિપૂર્વક સ્થાપન કરવામાં આવશે.

રૂપી મેલોથી રહિત થઇને સમાધિ ધર્યાવિના પણ સમાધિમાં રહેલાના જેવો સુખમગ્ન રહે ત્યારે આસક્તિથી અત્યંત રહિત થયેલો કહેવાય છે.[૮] જીવ આત્મારામપણાથીજ સંસારમાં સંગરહિતપણાને પ્રાપ્ત થાય છે. કેમકે સંગ (આસક્તિ) આત્મજ્ઞાનથીજ પાતળો થતો જાય છે. તેવિના બીજા કોઇ પ્રકારથી પાતળો થતો નથી.[૯] હેરામ ! આ આત્મામાંજ આસક્તપણારૂપી સ્થિતિમાં રહેલો જીવ સર્વદા પ્રિયથી, અપ્રિયથી, જીવનથી અને મરણથી રહિત હોવાનેલીધે જાગ્રતમાં પણ સુષુપ્તિમાં રહેલાજેવો થાય છે.[૧૦] જેમ ચંદ્ર પોતાની કળાઓના ફેરફારનો ક્રમથી અમાવાસ્યાના દિવસે સૂર્યપણાને પ્રાપ્ત થાય છે (જળમય મંડળમાં સૂર્યના પ્રતિબિંબરૂપ ચંદ્ર પોતાના બિંબરૂપ સૂર્યપણાને પ્રાપ્ત થાય છે), તેમ આ જાગ્રતમાં પણ સુષુપ્તિરૂપી અવસ્થામાં રહેવાના અભ્યાસના ક્રમથી પ્રૌઢિને (જમાવટને) પામેલો જીવ અત્યંત પવિત્ર પરમાત્માપણાને પ્રાપ્ત થાય છે. જીવ એવી સુષુપ્તિ દશાને પામીને જીવતાંસુધી વ્યવહાર કર્યા કરે તોપણ સુખ–દુઃખરૂપી રજ્જુઓથી કદી પણ ખેંચાતો નથી.[૧૧,૧૩] જેમ નચાવવાનેમાટે બનાવેલાં પુતળાંને સુખ–દુઃખની દૃષ્ટિઓ પ્રાપ્ત થતી નથી, તેમ જાગ્રતમાંજ સુષુપ્તિમાં રહેલો જે પુરૂષ જગતસંબંધી વ્યવહારો કરતો હોય તેને સુખ–દુઃખની દૃષ્ટિઓ પ્રાપ્ત થતી નથી.[૧૪] અનિષ્ટની પ્રાપ્તિથી તથા ઇષ્ટના વિયોગથી ઉપતાપ આપનારી અહંતારૂપી શક્તિ ચિત્તને પીડિત કરે છે પણ તે શક્તિ જેનું ચિત્ત આત્માપણાને પામેલું હોય તે પુરૂષના કયા ભાગને પીડિત કરે અને કેમ પીડિત કરી શકે ?[૧૫] સાધનની દશાથી માંડીને અભિનિવેશના ત્યાગથીજ ક્રિયાઓ કરવાના અભ્યાસવાળો અને જાગ્રતમાંજ સુષુપ્તિજેવી દશાને પ્રાપ્ત થયેલી બુદ્ધિવાળો જીવન્મુક્તપણાથી રહેલો જીવ ક્રિયાઓ કરતાં છતાં પણ બંધાતો નથી.[૧૬] હે રામ ! સુષુપ્તિજેવી વૃત્તિનો આશ્રય કરીને તમે પ્રારબ્ધના પરિપાકથી પ્રાપ્ત થયેલાં વર્ણાશ્રમસંબંધી કર્મોને કરો. કદાચ એ કર્મોને ન કરો તોપણ કાંઈ નહિ.[૧૭] જ્ઞાનીપુરૂષને કર્મોનો સ્વીકાર પણ ગમતો નથી અને કર્મોનો ત્યાગ પણ ગમતો નથી. પોતાના સ્વરૂપને જાણનારા જ્ઞાનીપુરૂષો કોઈ પ્રકારનો અભિનિવેશ રાખ્યાવિના જે સમયે જે ક્રિયા આવી પડે તે સમયે તે ક્રિયાને અનુસરીને વર્તે છે.[૧૮] જો તમે જાગ્રતમાંજ સુષુપ્તિમાં રહેનારી ( અભિનિવેશવિનાની ) બુદ્ધિથી ક્રિયાઓ કરશો તોપણ અકર્તાજ રહેશો અને જો તમારી બુદ્ધિ જાગ્રતમાંજ સુષુપ્તિમાં નહિ રહેલી હોય તો તમે કોઈ ક્રિયાઓ નહિ કરો તોપણ કર્તાજ રહેશો. હવે જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો.[૧૯] હે રામ ! જેમ બાળક કાંઇ પણ પ્રયોજનનો સંકલ્પ નહિ કરતાં, ખાટલામાં ચલન કરે છે, તેમ તમે ફળોનો સંકલ્પ નહિ કરતાંજ કર્મો કરો.[૨૦] વિષયોવિનાના ચૈતન્યરૂપી પદમાં સ્વસ્થ થયેલો અને જાગ્રતમાંજ સુષુપ્તિમાં રહેલી બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરૂષ ગમે તે કર્મ કરે પણ તે કર્મમાં તેને કર્તાપણું પ્રાપ્ત થતું નથી.[૨૧] જેમ ચંદ્ર પોતાની અંદર અમૃતથી શીતળ રહે છે, તેમ જાગ્રતમાં સુષુપ્તિની દશાને પ્રાપ્ત થઇ ચિત્તમાં વાસાનઓથી રહિત થયેલો જીવન્મુક્ત પુરૂષ પોતાની અંદર આનંદથી શીતળ રહે છે.[૨૨] જેમ પર્વત સઘળી ઋતુઓમાં સમાન રહે છે, તેમ જાગ્રતમાંજ સુષુપ્તિજેવી દશાને પ્રાપ્ત થયેલો અને પુનમના ચંદ્રના બિંબની પેઠે પૂર્ણ થયેલો મહાતેજસ્વી જીવન્મુક્ત પુરૂષ વિપત્તિની તથા સંપત્તિની સઘળી અવસ્થાઓમાં સમાન ( નિર્વિકાર ) રહે છે.[૨૩] જેમ પર્વત પવનના આવવાથી વૃક્ષ આદિ ભાગમાંજ કંપાયમાન થાય છે પણ અંદર

કંપાયમાન થતો નથી, તેમ જાગ્રતમાંજ સુષુપ્તિમાં રહેનારો ધીરપુરૂષ ક્રિયાઓ કરતાં, ચિત્તથી બહારજ ચપળ થાય છે પણ અંદર ચપળ થતો નથી.[૨૪] હે રામ ! તમે કે જે નિર્દોષ છો તે સુષુપ્તિજેવી અવસ્થામાં રહીને, શરીરને તુરત પાડી નાખો તોપણ ભલે અને પર્વતની પેઠે લાંબાકાળસુધી ધરી રાખો તોપણ ભલે.[૨૫] આ જાગ્રતમાંજ સુષુપ્તિમાં રહેવારૂપી સ્થિતિ, અભ્યાસના યોગથી સર્વદા દૃઢ રહેવા લાગે ત્યારે તેનેજ તત્ત્વવેત્તાઓ તુર્યાવસ્થા કહે છે.[૨૬] ઉપર કહેલી સુષુપ્તિજેવી અવસ્થામાં આનંદમય થઇને રહેવાય છે અને તુર્યાવસ્થામાં આનંદરૂપ થઇ જવાય છે. ભાગ્યશાળી જ્ઞાની પુરૂષ તુર્યાવસ્થામાં સઘળાં દુઃખોથી અત્યંત રહિત થાય છે અને મન અત્યંત અસ્ત પામી જાય છે.[૨૭] પરમ આનંદથી ઘુમતો તુર્યાવસ્થામાં રહેલો તત્ત્વવેત્તા પુરૂષ આ જગતની રચનાને સર્વદા લીલાજેવી જોયા કરે છે.[૨૮] શોકથી, ભયથી તથા પરિશ્રમથી રહિત થયેલો અને જેનો સંસારરૂપી સંભ્રમ જતો રહ્યો હોય છે એવો તુર્યાવસ્થામાં આરૂઢ થયેલો તત્ત્વવેત્તા પુરૂષ ફરીવાર આ સંસારની રચનામાં પડતો નથી.[૨૯] જેમ પર્વતની ઉપર રહેલો પુરૂષ પૃથ્વીઉપર રહેલા લોકોને હસતો હસતો જુવે છે, તેમ તુર્યાવસ્થારૂપી પવિત્રપદવીને પામેલો ધીરબુદ્ધિવાળો પુરૂષ આ ભ્રાંતિકલ્પિત જગતને દોષદૃષ્ટિથી હસતો હસતો જુવે છે.[૩૦] જીવતાંસુધી આ તુર્યાવસ્થામાં અખંડસ્થિતિને પામીને આનંદમાંજ લીન થયેલો હોવાનેલીધે અંતે વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે કે જે વિદેહમુક્તિ તુર્યાતીત પદ કહેવાય છે.[૩૧] જાગ્રત આદિ ત્રણ અવસ્થાઓ કે જેઓ મ્હોટા આનંદથી રહિત હોવાનેલીધે અનાનંદ કહેવાય છે તેઓને છોડીને તુર્યાવસ્થારૂપ મહાનંદ ( મ્હોટા આનંદવાળા ) પદને પ્રાપ્ત થયેલો તત્ત્વવેત્તા પુરૂષ તે મહાનંદ પદ ( તુર્યાવસ્થા—જીવન્મુક્તિપદ )ને પણ છોડીને તુર્યાતીતપદ ( વિદેહમુક્તિ )ને પ્રાપ્ત થાય છે ત્યારે મુક્તજ કહેવાય છે.[૩૨] જેનાં સઘળાં અજ્ઞાનમય અભિમાનો ક્ષય પામેલાં હોય છે, અને જન્મ આપનારા કામ—કર્માદિ સઘળા પાશો ગલિત થઇ ગયા હોય છે એવો એ મહાત્મા પુરૂષ, જેમ જળમાં પડેલો સૈંધવનો ટુકડો જળની રસમય સત્તાને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્માની અધિષ્ઠાનપણારૂપી અખંડાનંદ સત્તા (સત્તાસામાન્ય)ને પ્રાપ્ત થાય છે.[૩૩] **परिगलितसमस्तजन्मपाशः सकलविलीनतमोमयाभिमानः । परमरसमयीं मयाति सत्तां जलगतसैंधवखण्डवन्महात्मा ॥ ३३ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦ 'અસંસંગવિકલ્પોપદેશ' નામનો સીત્તેરમો સર્ગ સંપૂર્ણ.૭૦**

---

# सर्ग ७१ मो*

## અવર્ણનીય વિદેહમુક્તિ, શરીરાદિનો નિરાસ અને તુર્યાવસ્થાનું વર્ણન

**वसिष्ठ उवाच । यावत्तुर्यपरामर्शस्तावत् केवलतापदम् ।**
**जीवन्मुक्तस्य विषयो वचसां च रघूद्वह ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! તુર્યાવસ્થાના અનુભવરૂપ જે બ્રહ્મભાવનું પદ કે જેને જીવન્મુક્ત પુરૂષો જાણે છે તે જ્યાંસુધી હોય ત્યાંસુધી જીવન્મુક્ત કહેવાય છે અને તુર્યાં-

---

* આ ઇકોતેરમા સર્ગમાં વિદેહમુક્તિને અવર્ણનીય ( વર્ણન કરવાને અશક્ય ) કહીને પછી શરીરાદિનો નિરાસ કરીને તુર્યાવસ્થા( જીવન્મુક્તિ )નુંજ વર્ણન કરવામાં આવશે.

તીત પદ પ્રાપ્ત થયા પછી વિદેહમુક્ત કહેવાય છે. શ્રુતિ આદિનાં વચનો પણ તુર્યાવસ્થાના અનુભવસુધીનું વર્ણન કરી શકે છે. તે પછીની સ્થિતિનું કોઈથી વર્ણનજ થઈ શકતું નથી. જીવન્મુક્ત થયા પછી વિદેહમુક્ત થયેલા પુરૂષો મનથી રહિત હોવાનેલીધે પોતાના વિદેહમુક્તપણાને જાણતા નથી અને તેઓનું વર્ણન પણ શ્રુતિ આદિનાં વચનોથી કરી શકાતું નથી. હે રામ ! જેમ આકાશ માણસોના વિષયરૂપ નથી, તેમ વિદેહમુક્તિ અનુભવના કે વચનોના વિષયરૂપ નથી.[૧-૨] જેમ આકાશમાં પવનોજ પહોંચે છે, તેમ જેમાં વિદેહમુક્તોજ પહોંચે છે એવી એ પરમ વિશ્રાંતિની પદવી જીવતાઓને તો દૂર કરતાં પણ અત્યંત દૂર છે.[૩] જાગ્રતમાંજ સુષુપ્તિજેવી અવસ્થાથી કેટલાક કાળસુધી જગતની સ્થિતિને ભોગવીને પછી પરમ આનંદથી ઘુમેલો પુરૂષ તુર્યાવસ્થા( જીવન્મુક્તિ )ને પ્રાપ્ત થાય છે.[૪] હે રામ ! જીવન્મુક્ત પુરૂષો જે પદ્ધતિથી નિર્દ્વંદ્વ ( સુખ-દુઃખાદિની પ્રતીતિથી પણ રહિત) પદરૂપી 'તુર્યાતીત' નામની દશાને પ્રાપ્ત થાય છે તે પદ્ધતિથી તમે પણ એ દશાને પ્રાપ્ત થજો.[૫] હે શત્રુઓને હણનારા રામ ! તમે જાગ્રતમાંજ સુષુપ્તિજેવી અવસ્થાથી જગતના વ્યવહાર કરો. જેમ ચિત્રમાં આળેખેલા ચંદ્રને ક્ષય પણ નથી અને રાહુ આદિનો ભય પણ નથી, તેમ તમને મૃત્યુ પણ નથી અને કોઈનો ભય પણ નથી.[૬] આ શરીરનો ક્ષય થાય કે સ્થિરતા થાય તેથી આત્માનો ક્ષય કે સ્થિરતા થાય એમ સમજવું નહિ. કેમકે જે આ શરીર છે તે તો ભ્રમજ ઉદય પામેલો છે.[૭] તમારે દેહના નાશનું પણ શું પ્રયોજન છે અને દેહની સ્થિરતાનું પણ શું પ્રયોજન છે ? તમે તમારા આત્માના બોધની સ્થિરતાનો પ્રયત્ન કરો. દેહ જેમ છે તેમ ભલે રહ્યો.[૮] તમે જગતના અધિષ્ઠાનને જાણી ચૂક્યા છો, ત્રણે અવસ્થાઓના અધિષ્ઠાનને સમજી ચૂક્યા છો અને પોતાના સ્વરૂપને પામી ચૂક્યા છો તો હવે પ્રજાના કલ્યાણનેવાસ્તે શોકથી રહિત થાઓ.[૯] જેમ આકાશ અંધકારથી તથા વાદળાંથી મુક્ત થઈને ચંદ્રના શીતળ પ્રકાશની શોભાથી શોભે છે, તેમ તમે પ્રિયથી તથા અપ્રિયથી મુક્ત થઈને આત્માના શીતળ પ્રકાશની શોભાથી શોભો છો.[૧૦] જેમ યોગથી, મંત્રથી તથા તપથી સિદ્ધ થયેલો પુરૂષ આકાશમાંથી પૃથ્વીઉપર દોડે નહિ, તેમ આત્મજ્ઞાનથી સંપન્ન થયેલું તમારૂં મન વિષયસંબંધી સુખોઉપર દોડતું નથી.[૧૧] સંસારમાં જે કાંઇ છે તે, ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત શુદ્ધ ચૈતન્યજ છે માટે 'આ હું છું અને મ્હારૂં છે' એવી ખોટી ભ્રાંતિ તમને ન રહેવી જોઇએ.[૧૨] શુદ્ધ ચૈતન્યનું 'આત્મા' એ નામ પણ શાસ્ત્રાદિના વ્યવહારનેવાસ્તે કલ્પેલું છે, વાસ્તવિક નથી; તો પછી બીજા અનાત્મપદાર્થોનો નામ-રૂપ આદિ ભેદ તો શુદ્ધ ચૈતન્યથી અત્યંત દૂરજ હોય એમાં શું કહેવું ?[૧૩] જેમ જે સમુદ્ર છે તે જળ છે, તેમાં તરંગ આદિ જળથી જુદું છેજ નહિ, તેમ આ સઘળું જગત આત્માજ છે, તેમાં પૃથ્વી તથા જળ આદિ કાંઇ પણ આત્માથી જુદું નથી.[૧૪] જેમ સઘળા સમુદ્રમાં જળવિના બીજું કાંઈ મળતુંજ નથી, તેમ આ સઘળા જગતમાં આત્માવિના બીજું કાંઇ મળે એમજ નથી.[૧૫] હે વિચક્ષણ રામ ! 'આ હું છું' એવી આસ્થા તમે કયા અમુક પદાર્થમાં બાંધો છો ? કોઈ પણ અમુક પદાર્થમાં બાંધવી યોગ્ય નથી. કેમકે જે તમે નથી અથવા જે તમારૂં નથી એવું કાંઈ પણ નથી.[૧૬] તેમજ જે તમે છો અથવા જે તમારૂં છે એવું પણ કાંઇ નથી. દેહો પણ નથી, દેહોની સાથે સંબંધ

પણ નથી અને દ્વૈતજ નથી. આત્મામાં દ્વૈતરૂપી કલંકનો સંભવ પણ હોય કે ? જો સૂર્યમાં અંધકારરૂપી કલંકનો સંભવ હોય તો આત્મામાં દ્વૈતરૂપી કલંકનો સંભવ હોય.[17] હે શત્રુઓને હણનારા રામ ! હવે 'દ્વૈત છે' એમ પણ ઘડીભર સ્વીકારીને તમારી પાસે વાત કરૂં છું. દેહાદિ છે તોપણ તેઓનો આત્માને સંબંધ ઘટતો નથી.[18] જેમ છાયાને અને તડકાને સંબંધ સંભવતો નથી અને જેમ પ્રકાશને અને અંધકારને સંબંધ સંભવતો નથી, તેમ દેહને અને આત્માને સંબંધ સંભવતોજ નથી.[19] જેમ શીત અને ઉષ્ણ એઓ સર્વદા પરસ્પરથી વિરૂદ્ધ છે માટે તેઓનો સંબંધ સંભવતો નથી, તેમ દેહ અને આત્મા પરસ્પરથી વિરૂદ્ધ છે માટે તેઓનો સંબંધ સંભવતો નથી.[20] જેમ માટીને અને ઘડાને પરસ્પરથી જુદાં નહિ રહેવારૂપ સમવાયસંબંધ છે, તેમ આત્માને અને દેહને સમવાયસંબંધ પણ ઘટતો નથી; કેમકે આત્મા ચેતન છે અને દેહ જડ છે માટે તેઓનો સંબંધ કેમ અનુભવમાં આવે ? માટી અને ઘડો એઓ તો બન્ને જડ હોવાથી પરસ્પરને મળતાં છે માટે તેઓનો સમવાયસંબંધ ઘટે, પણ આત્મા અને દેહ તો પરસ્પરથી વિરૂદ્ધ સ્વભાવવાળાં છે માટે તેઓનો સમવાય ઘટેજ નહિ.[21] 'કેવળ ચૈતન્યમાત્ર આત્માને દેહનો સંબંધ છે' એ વાત તો 'દાવાગ્નિને અને સમુદ્રને સંબંધ છે' એ વાતની પેઠે ખોટી હોવાથી ન સમજાય એવીજ છે.[22] જેમ સૂર્યનાં કિરણોમાં કલ્પાયેલો સમુદ્ર (ઝાંઝવાનાં પાણી) કિરણોનું અવલોકન કરવાથી બાધિત થઈ જાય છે, તેમ આત્મામાં કલ્પાયેલો દેહનો અને આત્માનો ખોટો સંબંધ આત્માનું અવલોકન કરવાથી બાધિત થઇ જાય છે.[23] આત્મા ચૈતન્યરૂપ છે, નિર્મળ છે, નિત્ય છે, સ્વયંપ્રકાશ છે તથા નિર્દુ:ખ છે અને દેહ તો જડ છે, મળીવાળો છે, અનિત્ય છે, પરપ્રકાશ્ય છે અને દુ:ખોવાળો છે માટે આત્મા દેહની સાથે કેમજ સંબંધ પામે ?[24] 'દેહને આત્માનો સંબંધ ન હોય તો દેહને ચાલવું કે બળ પામવું ઘટતું નથી. જો દેહ આત્માના સંબંધવિના ચાલતો હોય કે બળ પામતો હોય તો શબમાં પણ ચલન અને બળ હોવાં જોઈએ.' એવી શંકા કરવી નહિ; કેમકે દેહ પ્રાણવાયુથી ચાલે છે અને પ્રાણવાયુને ટકાવી રાખનારાં અન્નાદિથી બળ પામે છે. આમ છે એટલામાટે દેહને આત્માની સાથે જરાપણ સંબંધ નથી.[25] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ ! દ્વૈતનો સ્વીકાર કરતાં પણ દેહના અને આત્માના સંબંધનો સંભવ થતો નથી ત્યારે દ્વૈતનો સ્વીકાર ન કરવાના સિદ્ધાંતપક્ષમાં તો દેહના અને આત્માના સંબંધની કલ્પના પણ ક્યાંથી હોય ?[26] જેમ દેહના અને આત્માના સંબંધનું ખંડન કરવામાં ઘણી યુક્તિઓ છે તેમજ દ્વૈતના હોવાનું ખંડન કરવાની પણ ઘણી ઘણી યુક્તિઓ છે માટે દ્વૈતરૂપીભ્રમને છોડી દઈને અદ્વૈતમાંજ સ્થિતિ કરો. કોઈને કદી પણ અને ક્યાંય પણ બંધ કે મોક્ષ છેજ નહિ.[27] હે હે રામ ! સર્વત્ર બહારના તથા અંદરના પદાર્થોસહિત જે કાંઈ પ્રતીત થાય છે તે સઘળું કાંઇ છેજ નહિ અને જે છે તે આત્માજ છે, એવીરીતનીભાવનાને સ્પષ્ટરીતે દૃઢ કરો.[28] 'હું સુખી છું, દુ:ખી છું અને મૂઢ છું' એવા પ્રકારની ભાવનાઓ તો કેવળ અવળા વિચારોરૂપજ છે. એ ખોટી ભાવનાઓને તમે સાચી સમજતા હશો તો હું ધારૂં છું કે તમને હજી લાંબાકાળસુધી દુ:ખ ભોગવવાની ઇચ્છા છે.[29] જેમ પર્વતની અને ખડની તુલ્યતા નથી અને જેમ રેશમી વસ્ત્રની અને પથરાની તુલ્યતા નથી, તેમ આત્માની અને શરીરની પણ તુલ્યતા નથી.[30]

જેમ તેજને અને અંધકારને સંબંધ પણ નથી અને તુલ્યતા પણ નથી, તેમ આત્મા અને શરીર પણ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ હોવાનેલીધે તેઓને પણ સંબંધ કે તુલ્યતા નથી.[૩૧] જેમ શીતની અને ઉષ્ણની એકતા વાતોમાં પણ ક્યાંય જોવામાં આવતી નથી, તેમ આત્માની અને શરીરની એકતા કોઇ શાસ્ત્રમાં પણ જોવામાં આવતી નથી. આત્મા પ્રકાશરૂપ છે અને શરીર જડ છે માટે તેઓનો સંબંધ કે એકતા ઘટેજ કેમ?[૩૨] જો દેહ આત્મા ન હોય અથવા આત્માના સંબંધવાળો ન હોય તો તે ચલન તથા ભાષણ આદિ ક્રિયાઓને કેમ કરી શકે' એવી જો તમારા મનમાં શંકા હોય તો તે ખોટીજ છે. કેમ કે દેહ વાયુથીજ ચાલે છે, વાયુથીજ આવે છે, વાયુથીજ જાય છે અને નાડીઓમાં ભ્રમણ કરનારા વાયુથી શબ્દ કરે છે.[૩૩] જેમ વાંસનાં છિદ્રોમાં પવનના અભિઘાતથી શબ્દ ઉત્પન્ન થાય છે, તેમ કંઠ તથા તાળવાં આદિ દેહનાં છિદ્રોમાં અંદરના પવનનો અભિઘાત થવાથી 'क च ट त प' ઈત્યાદિ અક્ષરોવાળો શબ્દ ઉત્પન્ન થાય છે.[૩૪] જેમ દેહમાં શબ્દ વાયુથીજ થાય છે તેમ ચક્ષુ આદિ ઇંદ્રિયોનું ચલન પણ વાયુથીજ થાય છે. ઈંદ્રિયો આદિ ઉપાધિઓને છોડી દેતાં, જે સામાન્ય અનુભવ અવશેષ રહે છે તેજ કેવળ આત્માનું સ્વરૂપ છે.[૩૫] જોકે આકાશ, પથરા અને ભીંત આદિ સઘળા પદાર્થોમાં આત્મા છે તોપણ જેમ પ્રતિબિંબ અરીસામાંજ અભિવ્યક્ત થાય છે, તેમ આત્મા ચિત્તમાં અને ચિત્તની વૃત્તિઓમાંજ અનુભવરૂપે અભિવ્યક્ત થાય છે.[૩૬] ચિત્તરૂપી પક્ષી શરીરરૂપી માળાને છોડીને પોતાની વાસના પ્રમાણે જ્યાં જાય છે ત્યાંજ આત્માનો અનુભવ થાય છે.[૩૭] જ્યાં પુષ્પ હોય ત્યાંજ ગંધ જણાય છે, તેમ જ્યાં ચિત્ત હોય ત્યાંજ આત્માનો અનુભવ થાય છે.[૩૮] જો કે આકાશ સર્વત્ર છે, પરંતુ અરીસામાંજ પ્રતિબિંબિત થાય છે, તેમ આત્મા સર્વત્ર છે પરંતુ ચિત્તમાંજ જણાય છે.[૩૯] જેમ પૃથ્વીનો નીચો પ્રદેશજ જળને વહેવાના સ્થાનકરૂપ છે, તેમ ચિત્તજ આત્માનાં પ્રતિબિંબના સ્થાનકરૂપ છે.[૪૦] જેમ સૂર્યની પ્રભા પ્રકાશને વિસ્તારે છે, તેમ ચિત્તમાં પ્રતિબિંબિત થયેલું આત્મસ્વરૂપ આ સાચાખોટાઈ§ 'જગત' નામના આકારને વિસ્તારે છે.[૪૧] હે રામ! આમ છે એટલામાટે આત્માના પ્રતિબિંબો પડવાના સ્થાનકરૂપી ચિત્તજ આ સઘળા સંસારની ઉત્પત્તિનું કારણ છે. જો કે આત્મા પણ પ્રતિબિંબદ્વારા સંસારની ઉત્પત્તિનું કારણ જણાય છે તોપણ તે અસંગ અને અદ્વિતીય હોવાનેલીધે વાસ્તવિકરીતે સંસારની ઉત્પત્તિના કારણરૂપ ઘટતો નથી.[૪૨] અજ્ઞાન કે જેને વિદ્વાન પુરૂષો અવિચાર પણ કહે છે અને મૂર્ખતા પણ કહે છે. તેજ ચિત્તનું કારણ છે માટે અજ્ઞાનજ સંસારની ઉત્પત્તિનું મુખ્ય કારણ છે.[૪૩] યથાર્થવિચાર નહિ કરવારૂપી અજ્ઞાનથીજ ચિત્તને પોતાનો સઘળા ભ્રમોના બીજરૂપી આકાર મળ્યો છે. આત્મામાં જન્મ-મરણાદિ અનર્થોનો દેખાવ સૂર્યમાં અંધારાના દેખાવની પેઠે અત્યંત અસંભાવિત છતાં પણ ચિત્તનેલીધેજ જોવામાં આવે છે.[૪૪] હે રામ! જેમ દીવાથી અંધકાર ક્ષણમાત્રમાં નષ્ટ થઈ જાય છે, તેમ આત્માના યથાર્થતત્ત્વના જ્ઞાનથી ચિત્ત અત્યંત નષ્ટ થઈ જાય છે.[૪૫] આ પ્રમાણે છે એટલામાટે સમજુ પુરૂષે પોતાથી ચિત્તનો વિચાર કરવો જોઇએ કે જે ચિત્ત 'જીવ, અંતઃકરણ,

§ વ્યાવહારિક અને પ્રાતિભાસિક. ઘટ-પટાદિ વ્યાવહારિક કહેવાય છે અને રજ્જુ-સર્પાદિ પ્રાતિભાસિક કહેવાય છે, જાગ્રતની સૃષ્ટિ વ્યાવહારિક કહેવાય છે અને સ્વપ્નસૃષ્ટિ પ્રાતિભાસિક કહેવાય છે.

ચિત્ત અને મન' ઈત્યાદિ અનેક નામો ધરાવે છે.[૪૬]

રામચંદ્રજી પૂછે છે:–હે માન આપનારા સમર્થ ગુરૂ મહારાજ ! ચિત્તનાં 'જીવ, અંતઃકરણ, ચિત્ત અને મન' ઈત્યાદિ નામો શા શા કારણોથી પ્રસિદ્ધ થયાં છે એ મને કહો કે જેથી હું ચિત્તનો વિચાર કરી શકું.[૪૭]

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! જેમ તરંગોના સમૂહો જળની સત્તાથી કદી પણ જુદી સત્તાવાળા થઈ શકતા નથી, તેમ કદી પણ આત્માની સત્તાથી જુદી સત્તાવાળા નહિ થઇ શકનારા આ સઘળા પદાર્થો ચિત્તથીજ થયેલા છે.[૪૮] જેમ સમુદ્રનું જળ ચપળતાવાળા તરંગોમાં ચપળતારૂપે રહે છે, તેમ આત્મા ચલનવાળા પદાર્થોમાં ચપળરૂપે રહેલો છે.[૪૯] જેમ જળ ચલનવિનાના સમુદ્રના ભાગોમાં અચલનરૂપે રહે છે, તેમ આત્મા ચલનવિનાના પદાર્થોમાં અચલનરૂપે રહેલો છે.[૫૦] પથરા આદિ પદાર્થો કે જેઓ ચલનવિનાના છે તેઓ પણ આત્મામાં કલ્પાયેલા છે અને મનુષ્ય આદિ પદાર્થો કે જેઓ માહિ નાખેલી મદિરાનાં ફીણોનીપેઠે ચલનવાળા છે તેઓ પણ આત્મામાંજ કલ્પાયેલા છે.[૫૧] સઘળા સ્થાવર-જંગમ પદાર્થોમાં જેજે શક્તિઓ જોવામાં આવે છે તે સઘળી શકિતઓ અજ્ઞાનના અધિષ્ઠાનભૂત આત્માથી જુદી સત્તાવાળી છેજ નહિ અને અજ્ઞાન પોતે પણ આત્મામાં કલ્પિત હોવાનેલીધે આત્માથી જુદી સત્તાવાળું નથી.[૫૨] એ અજ્ઞાનનો જે અંશ આત્માના પ્રતિબિંબથી શોભી રહેલો છે તે જીવ કહેવાય છે અને તે જીવજ આ સંસારમાં મહા મોહરૂપી અજ્ઞાનના પાંજરારૂપી શરીરમાં હાથીની પેઠે બંધાઇ રહ્યો છે.[૫૩] એ જીવ પ્રાણનું ધારણ કરે છે તેથી જીવ કહેવાય છે, અહંકારનું ધારણ કરે છે તેથી હું કહેવાય છે, નિશ્ચય કરે છે તેથી બુદ્ધિ કહેવાય છે, સંકલ્પો કરે છે તેથી મન કહેવાય છે,[૫૪] કલ્પનાથી સર્વ અનાત્મપદાર્થોને ઉત્પન્ન કરે છે તેથી પ્રકૃતિ કહેવાય છે, મોહથી ખરડાયેલો હોવાથી દેહ કહેવાય છે, અજ્ઞાનના ભાગને લઇને જડ કહેવાય છે અને પ્રતિબિંબરૂપી ચૈતન્યના ભાગને લઇને ચેતન કહેવાય છે.[૫૫] આ રીતે અજ્ઞાનનો ભાગ અને ચૈતન્યનો પ્રતિબિંબરૂપ ભાગ એઓ મળીને જે પદાર્થ ગોઠવાયેલો છે તે પદાર્થ 'જીવ, બુદ્ધિ, મન, ચિત્ત તથા અહંકાર' ઇત્યાદિ નામોથી કહેવાય છે.[૫૬] હે રામ ! જીવનું આવીરીતનું સ્વરૂપ બૃહદારણ્યક આદિ ઘણાં ઘણાં ઉપનિષદોમાં ઘણા ઘણા પ્રકારોથી કહેલું છે.[૫૭] દુષ્ટ વિકલ્પોને અને દુષ્ટ તર્કોને કરનારા મૂઢ લોકોએ કેવળ પોતાની ભૂલનેલીધેજ એ સઘળાં નામોમાં 'તેઓ જુદા જુદા પદાર્થો છે' એવા વ્યર્થ અભિનિવેશો કરી લીધા છે.[૫૮] હે રામ ! આ રીતે જે જીવ અથવા ચિત્ત છે તેજ સંસારનું કારણ છે. દેહ કે જે મુંગો છે અને અત્યંત તુચ્છ છે તેણે એમાં શું કર્યું છે ? કશું કર્યું નથી.[૫૯] જે શુદ્ધ આત્મા છે તે પણ સંસારી નથી અને દેહ પણ સંસારી નથી. પરંતુ વચમાં લટકતો જે જીવ છે તેજ સંસારી છે. જેમ ઘડો અને ઘડામાં ભરેલું જળ એઓમાંથી એકનો નાશ થતાં, બીજાનો નાશ થતો નથી, તેમ શરીરનો નાશ થતાં, શરીરમાં રહેનારા જીવનો નાશ થતો નથી.[૬૦] જેમ પાંદડું સૂકાઇ જતાં, તેનો રસ ક્ષય પામતો નથી પણ તે રસ સૂર્યનાં કિરણોની અંદર જાય છે, તેમ શરીરનો ક્ષય થતાં, જીવ ક્ષય પામતો નથી પણ તે જીવ બીજા શરીરમાં જાય છે.[૬૧] જો એ જીવ વાસનાઓથી રહિત થઈ ગયો હોય તો બીજા શરીરમાં નહિ જતાં, પોતાના પરબ્રહ્મ( સત્તાસામાન્ય )રૂપ અસલસ્વભાવમાં રહે છે.[૬૨] જે

મૂર્ખને દેહનો નાશ થતાં, પોતે નષ્ટ થઈ જવાની ભ્રાંતિ થતી હોય તેને હું ધારૂં છું કે પોતાની માતાના સ્તનમંડળમાંથી પિશાચ ઉઠવાની ભ્રાંતિ પણ થવી જોઇએ.[૬૩] દેહનો નાશ થવાથી કાંઈ વળતું નથી પણ જો ચિત્તનો નાશ થાય તો મ્હોટો ભાગ્યોદય થયો એમ ગણવામાં આવે છે. જો ચિત્તનો નાશ થવાથી જીવનો પણ નાશ થવાની સંભાવના થતી હોય તો તેથી પણ ડરવાજેવું નથી; કેમ કે એવીરીતનો નાશ એ પરમપુરૂષાર્થરૂપ મોક્ષજ છે એમ શાસ્ત્રો કહે છે.[૬૪] જે મરી જાય તે 'નષ્ટ થઈ ગયો' એમ જે કહેવામાં આવે છે એ તો ખોટુંજ કહેવામાં આવે છે એમ હું ધારૂં છું; કેમ કે જે મરી જાય છે તે તો બીજા દેશમાં તથા બીજા કાળમાં બીજા શરીરનું ગ્રહણ કરતો અનુભવમાં આવે છે.[૬૫] 'મરણો' નામની નદીઓના તરંગોમાં ખડની પેઠે તણાયા જતા જીવો સંસારમાં દેશના તથા કાળના વ્યવધાનનેલીધે 'અમુક નષ્ટ થઈ ગયો અને અમુક નવો જન્મ્યો' ઈત્યાદિ કલ્પનાઓને કેવળ ભ્રાંતિથીજ કરી લે છે.[૬૬] હે રામ ! જીવ એક શરીરને છોડી દઇને ક્ષણમાત્રમાં વળી બીજા પ્રદેશમાં—બીજા શરીરમાં જાય છે અને વળી તે બીજા શરીરને પણ છોડી દઇને વળી બીજા પ્રદેશમાં તથા બીજા કાળમાં ત્રીજા શરીરમાં જાય છે.[૬૭] જેમ વાંદરો જંગલના એક ઝાડને છોડી દઇને બીજા ઝાડમાં જાય છે, તેમ જીવ વાસનાઓનેલીધે એક શરીરને છોડી દઇને બીજા શરીરમાં જાય છે.[૬૮] જેમ બાળકોને વસ્ત્રાદિથી ઢાંકી—ઢુંબીને તેથી જીવનારી વ્યભિચારિણી ધાવ બાળકોને લાંબાકાળસુધી અહિં—તહિં ફેરવ્યા કરે છે, તેમ જીવોને ઢાંકી દઇને તેથીજ ટકી રહેનારી વાસના જીવોને લાંબાકાળસુધી અહિં—તહિં (અનેક જન્મોમાં) ફેરવ્યા કરે છે.[૬૯] અનાદિકાળથી વાસનાઓરૂપી રજ્જુઓથી બંધાયેલા અને પરસ્પરથી પોતાનું જીવન ચલાવનારા સિંહાદિ જીવો પર્વતોની ગુફાઓમાંજ અત્યંત દુઃખથી જીવિતને જીર્ણ કરી નાખે છે.[૭૦] હૃદયમાં રહેલી વાસનાઓનેલીધે અનાદિકાળથી ટકી રહેલા, દારિદ્રય તથા રોગો આદિ દુઃખોના બોજાઓને ઉપાડતા, અને અનેક યોનિઓમાં થતી દુર્દશાઓથી બગડતાં જીવનોવાળા જીવો લાંબાકાળસુધી નરકોના સમૂહમાં વસે છે.[૭૧] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલાસુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં કૃત્ય કરવાનેવાસ્તે ત્યાંથી ઉઠીને ન્હાવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફુટયાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી[૭૨]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम ।
स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सभा जगाम ॥ ७२ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સંસારોપદેશ' નામનો ઈકોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૧

વાલ્મીકિનો તેરમો દિવસ પૂરો થયો.

---

## सर्ग ७२ मो* પંચભૂતાત્મક દેહનેમાટે હર્ષ—શોક મિથ્યા છે

वसिष्ठ उवाच । देहे जाते न जातोसि देहे नष्टे न नश्यसि ।
त्वमात्मन्यकलंकात्मा देहस्तव न कश्चन ॥ १ ॥

---

* આ બ્હોતેરમા સર્ગમાં શરીર પંચભૂતનાજ વિકારરૂપ હોવાથી તેનેવાસ્તે શોક કે મોહ આદિ કરવું યોગ્ય નથી એમ કહેવામાં આવશે અને દૃશ્યના તથા દર્શનના સંબંધનું તથા શુદ્ધસાક્ષીનું વર્ણન કરવામાં આવશે.

વસિષ્ઠઋષિ કહે છે:—હે રામ ! દેહ જન્મતાં, તમે જન્મ્યા નથી અને દેહ નષ્ટ થતાં તમે નષ્ટ થવાના નથી. તમે પોતાના સ્વરૂપમાં નિષ્કલંકજ છો અને તમારે દેહની સાથે કશો સંબંધ નથી.[1] જેમ બોરથી ભરેલું કુંડું ફુટી જતાં 'કુંડું અને બોર બન્ને નષ્ટ થઇ ગયાં' એ કલ્પના વ્યર્થ છે અને જેમ ઘડો ફુટી જતાં 'ઘડો અને ઘડાનું આકાશ બન્ને નષ્ટ થઈ ગયાં' એ કલ્પના વ્યર્થ છે, તેમ દેહ નષ્ટ થઈ જતાં 'દેહ અને આત્મા બન્ને નષ્ટ થઈ જાય છે' એ કલ્પના વ્યર્થ છે.[2] વિનાશ પામવાના સ્વભાવવાળો આ દેહ નષ્ટ થઇને પંચભૂતમાં મળી જાય છે તેમાં 'હું નષ્ટ થઈ જાઉં છું' એમ માનીને જે પુરૂષ ખેદ કરે તે આંધળા-ચિત્તવાળા પુરૂષને ધિઃક્કાર છે.[3] જેમ રાશનો અને રથનો સંબંધ એઓમાંથી કોઇને સ્નેહ કે ઉદ્વેગ કરાવે એમ નથી, તેમ દેહ, ઇંદ્રિય તથા ચિત્ત ઈત્યાદિનો અને ચૈતન્યનો સંબંધ એઓમાંથી કોઈને સ્નેહ કે ઉદ્વેગ કરાવે એમ નથી.[4] જેમ તળાવના કાદવનો અને તળાવના નિર્મળ પાણીનો સંબંધ પરસ્પરના પ્રેમવિનાનોજ છે, તેમ દેહ તથા ઇંદ્રિય ઈત્યાદિનો અને આત્માનો સંબંધ પરસ્પરના પ્રેમવિનાનોજ છે.[5] જેમ વનમાં ચાલ્યા જતા પ્રવાસીલોકો વનના માર્ગના સંયોગથી અહંતા-મમતા કરતા નથી અને તે માર્ગના વિયોગથી ખેદ કરતા નથી, તેમ સમજુ પુરૂષોએ દેહના અને જીવના સંયોગની અહંતા-મમતા કરવી યોગ્ય નથી અને તેઓના વિયોગનો ખેદ કરવો યોગ્ય નથી.[6] જેમ કલ્પિત પિશાચે મ્હોડું ફાડવાથી બાળકને થતા ભયના વિકારો કેવળ ખોટી કલ્પનાથીજ ઉભા થાય છે, તેમ લોકોને દેહના સંબંધથી થતા સ્નેહ તથા સુખ આદિ વિકારો કેવળ ખોટી કલ્પનાથીજ ઉભા થયેલા છે.[7] જેમ ઝાડની એક શાખામાંથીજ જુદી જુદી વિચિત્ર પુતળીઓ બને છે, તેમ પંચભૂતમાંથીજ આ જુદા જુદા દેહો બનેલા છે.[8] જેમ લાકડાની ભારીમાં લાકડાંવિના બીજું કાંઇ જોવામાં આવતું નથી, તેમ આ દેહમાં પંચભૂતના સમુદાયવિના બીજું કાંઇ જોવામાં આવે એમ નથી.[9] હે શ્રોતાજનો ! દેહ કે જે પંચભૂતના સમુદાયરૂપ છે તેનો ક્ષોભ, નાશ કે ઉત્પત્તિ થતાં, તમો હર્ષને, શોકને તથા ક્રોધને શામાટે વશ થાઓ છો ?[10] 'સ્ત્રી' એવું નામ ધરાવનારો ક્ષણભંગુર પંચભૂતનો સમુદાય કે જેમાં પુરૂષો, જેમ પતંગીયાંઓ અગ્નિમાં પડે છે, તેમ પડે છે તેમાં અને 'પુરૂષ' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં શો વિશેષ છે ?[11] 'સ્ત્રી' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં અવયવોની કોમળતા તથા સુંદરતા આદિ જે વિચિત્રતા છે તે તો અજ્ઞાનીઓનેજ સંતોષ આપે એવી છે. જ્ઞાનીઓ તો એ 'સ્ત્રી' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં પંચભૂતના સમુદાયપણાવિના બીજી કશી દૃષ્ટિ કરતા નથી.[12] જેમ એક પથ્થર-માંથી થયેલા બે ઉપરવટણાઓ પરસ્પરની સાથે મળ્યા હોય તોપણ તેઓમાં કોઈ ને કોઇનું સ્નાન-સૂતક નથી, તેમ આત્મામાંથી થયેલાં જીવ અને શરીર એઓ પરસ્પરની સાથે મળ્યાં છે તોપણ તેઓમાં કોઇને કોઈનું સ્નાન-સૂતક નથી.[13] હે રામ ! જેમ માટીમાંથી બનેલાં પુતળાંઓ પરસ્પરના સમાગમમાં મમતા આદિથી રહિત રહે છે, તેમ તમે બુદ્ધિ, ઇંદ્રિયો અને મન એઓના સમાગમમાં મમતા આદિથી રહિતજ રહો.[14] જેમ ઉપરવટણાઓ પરસ્પરના સ્નેહસંબંધના પાત્રરૂપ નથી, તેમ દેહ, ઇંદ્રિયો, આત્મા અને પ્રાણ એઓ પણ પરસ્પરના

સ્નેહસંબંધના પાત્રરૂપ નથી. એઓમાં કોઇને કોઇવાસ્તે રોવું પડે એમ નથી.[૧૫] જેમ તરંગો અહિં તહિં થયેલાં તૃણોને એક-બીજાની સાથે અત્યંત મેળવી દે છે, તેમ દેહમાં થયેલી 'હું છું' એવી દૃષ્ટિ જુદા જુદા દેશોમાં થયેલાં પ્રાણીઓને એક-બીજાની સાથે અત્યંત મેળવી દે છે.[૧૬] જેમ સમુદ્રના જળમાં તૃણો મમતા આદિથી રહિત રહીનેજ એક-બીજાંની સાથે મળે છે અને એક-બીજાંથી જુદાં પણ પડે છે, તેમ દેહમાં અને અધિષ્ઠાનરૂપ આત્મામાં પૃથ્વી આદિ પદાર્થો કોઈ પ્રકારથી મમતા આદિ નહિ રાખતાંજ એક-બીજાની સાથે મળે છે અને એક-બીજાથી જુદા પણ પડે છે.[૧૭] જેમ સમુદ્ર ચકરીરૂપી કલ્પનાવાળો થઈને તૃણોને એક-બીજાની સાથે ભેગાં કર્યા કરે છે, તેમ આત્મા ચિત્તરૂપી કલ્પનાવાળો થઇને દેહને લગતા અનેક પદાર્થોને ભેગા કર્યા કરે છે.[૧૮] જેમ જળ પોતાની ગતિનેલીધે મલિનપણાનો ત્યાગ કરીને સ્વચ્છપણાને પ્રાપ્ત થાય છે, તેમ આત્મા તત્ત્વબોધથી દેહાદિપણાનો ત્યાગ કરીને પોતાના અખંડસ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૧૯] જેમ આકાશમાં ફરનારો સિદ્ધ પૃથ્વીના મંડળને દૂરથીજ જુવે છે, તેમ બોધના સમયમાં મને કરેલા પંચભૂતોના સંબંધથી રહિત થયેલો પુરૂષ પોતાના દેહને દૂરથીજ જુવે છે.[૨૦] અભિમાન છૂટી જવાનેલીધે દેહથી અતીત થયેલો પુરૂષ સઘળા પદાર્થોને અનાત્મભૂત જાણીને, જેમ સૂર્યની કાંતિ દિવસે અત્યંત પ્રકાશ પામે છે, તેમ પોતે અત્યંત પ્રકાશ પામે છે.[૨૧] જેમ માણસ મદિરાનો મદ ઉતરી જતાં, શુદ્ધિમાં આવીને પોતાના દેહને જેવો અસલ હોય તેવો જાણે છે, તેમ દેહાદિના અભિમાનથી રહિત થયેલો પુરૂષ પોતાના અખંડ અનુભવપણાનું સ્મરણ કરીને પોતાને ઇંદ્રિયોના તથા વિષયોના સંબંધરૂપી રોગથી રહિત જાણે છે.[૨૨] 'જેમ સમુદ્રનું અપાર જળજ તરંગો, કણો અને મ્હોટા કલ્લોલોરૂપે થયેલું જણાય છે, તેમ આત્માજ આ અનેક પદાર્થોવાળા જગતરૂપે સ્ફુરે છે.[૨૩] એવા પ્રકારના મ્હોટા બોધવાળા, રાગથી તથા દોષોથી રહિત થયેલા અને મહાત્માપણાને પ્રાપ્ત થયેલા જીવન્મુક્ત લોકો લીલાથી આ જગતમાં વ્યવહાર કરે છે.[૨૪] જેમ સમુદ્રના મ્હોટા કલ્લોલો ઉત્તમ ઉત્તમ મણિઓથી સંબંધ પામતાં છતાં પણ તેઓમાં આસક્ત નહિ થતાંજ લીલા કરે છે, તેમ જીવન્મુક્ત પુરૂષો વિચિત્રવ્યહારોથી સંબંધ પામતાં છતાં પણ તેઓમાં અભિનિવેશરૂપી વાસનાથી રહિત રહીનેજ લીલા કરે છે.[૨૫] જેમ કિનારાનાં કાષ્ઠોથી સમુદ્ર ગ્લાનિ પામતો નથી અને જેમ ઉડતી રજોથી આકાશ ગ્લાનિ પામતું નથી, તેમ આ જગતમાં પોતાના લૈકિકવ્યવહારોથી જીવન્મુક્ત પુરૂષ કશી ગ્લાનિ પામતો નથી.[૨૬] જેમ સમુદ્રને પોતામાં આવતા-જતા સ્વચ્છ, મલિન, ચપળ કે જડ પદાર્થોમાં કશો રાગ કે દ્વેષ થતો નથી, તેમ જીવન્મુક્ત પુરૂષને આવતા-જતા, સારા-નરસા ભોગોમાં રાગ કે દ્વેષ થતો નથી.[૨૭] જે કાંઈ જગતમાં છે તે સઘળું મનની કલ્પનારૂપ છે અને તે વિષયોમાં ઉન્મુખ થયેલા ચૈતન્યનોજ વિલાસ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે.[૨૮] અહંકાર, પંચભૂત આદિ પદાર્થો અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળસંબંધી બીજું પણ જે કાંઈ ઇંદ્રિયોના અને વિષયોના સંબંધોના વિસ્તારોથી પ્રતીત થાય છે તે સઘળું મનના વિલાસવિના બીજું કાંઈ પણ નથી.[૨૯] દૃશ્ય કે જેની સિદ્ધિ આત્માથીજ થાય છે તે તો સત્ પણ કહી શકાતું નથી તથા અસત્ પણ કહી શકાતું નથી માટે તેનેવાસ્તે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી અને જે આત્મા

છે તે તો અસંગ હોવાનેલીધે હર્ષથી કે શોકથી જોડાય એમજ નથી માટે હર્ષનો કે શોકનો મુદ્દલ અવકાશજ રહેતો નથી.[30] હે રામ! જગતને સત્ય માનો અથવા અસત્ય માનો અથવા સત્યાસત્ય માનો તોપણ કોઇરીતે જગતનેવાસ્તે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી. કેમકે જો જગત સત્ય હોય તો સત્યવસ્તુ અખંડિત હોય છે માટે તેનાં હાનિ કે લાભ અસંભવિત હોવાથી હર્ષનો કે શોકનો વિષયજ રહેતો નથી. જો જગત અસત્ય હોય તો અસત્યનેવાસ્તે હર્ષ કે શોક કરવો ઉચિત નથી એ વાત સ્પષ્ટજ છે, અને જો જગત સત્યાસત્ય હોય તો જે પદાર્થ સત્યાસત્ય હોય તે પદાર્થ અસત્યપણાની કોટિમાંજ પ્રવેશ કરે છે માટે તેને-વાસ્તે હર્ષ કે શોક કરવો યોગ્ય ગણાયજ નહિ. આ રીતે જગત કોઇ પ્રકારે હર્ષને કે શોકને યોગ્યજ ઠરતું નથી તે છતાં તેના સંબંધમાં તમે કેમ મુઝાઓ છો?[31] હે સુંદર નેત્રોવાળા રામ! તમે અયથાર્થવિચારને છોડી દઇને યથાર્થવિચાર કરો, યથાર્થવિચાર કરનારો પ્રૌઢમાણસ કોઈ પદાર્થમાં પણ મોહ પામે નહિ.[32] ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, જે સુખ અનુભવ-વામાં આવે છે તે સુખને ઇંદ્રિયો તથા વિષયોરૂપી ઉપાધિઓનો ત્યાગ કરીને વિચારીએ તો તે સુખ કેવળ અનુભવરૂપજ અવશેષ રહે છે અને જે અનુભવ છે તે સર્વથી સારભૂત બ્રહ્મજ છે, એમ કહેવાય છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, જે સુખ થાય છે તેનું જો અજ્ઞાન-નેલીધે વિષયાકારવૃત્તિથી ગ્રહણ કરવામાં આવે તો તે સુખ સંસારને આપે છે અને તેનું જો જ્ઞાનનેલીધે બ્રહ્મભાવથી ગ્રહણ કરવામાં આવે તો તે સુખ મોક્ષને આપે છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, જે સુખ અનુભવવામાં આવે છે તે જો કે આત્માનુંજ સ્વરૂપ છે તો પણ તેને જો 'વિષયોના સંબંધથી થયેલું છે' એવા અધ્યાસથી ગ્રહણ કરવામાં આવે તો તે બંધનરૂપ છે અને જો 'એ સુખ સ્વાભાવિકજ છે પણ વિષયોના સંબંધથી મનની સ્થિરતા થતાં, માત્ર અભિવ્યક્ત થયું છે' એવી પાકી શ્રદ્ધાથી ગ્રહણ કરવામાં આવે તો તે મુક્તિરૂપજ છે, એમ કહેવામાં આવે છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, જે સુખ અનુભવવામાં આવે છે તે સુખ જો પોતાના લાભથી હર્ષને કે પોતાના નાશથી શોકને ઉત્પન્ન કરનાર ન થાય તો તે મુક્તિજ છે, એમ વિદ્વાનો કહે છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓથી રહિત જે અખંડ પૂર્ણાનંદના સ્ફુરણરૂપ અનુભવ થાય છે તેનુંજ અવલંબન કરીને તમે સંસારથી રહિત થાઓ. અખંડ અનુભવનું અવલંબન કરવાથી અજ્ઞાન જતું રહે છે, જ્ઞાન પ્રકાશિત થાય છે અને એજ અનુભવ 'જીવ-ન્મુક્તિ' એ નામથી કહેવાતી તુર્યાવસ્થા થાય છે. હે રામ! ઇંદ્રિયોના અને વિષયોના સંબંધથી થતો અનુભવ આત્મબુદ્ધિનેલીધે ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓથી રહિત થતાં (તુર્યાવસ્થા થતાં) એવો આત્મા અવશેષ રહે છે કે જે આત્મા સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, પ્રત્યક્ષ નથી, અપ્રત્યક્ષ નથી,[33-40] ચૈતન્યના આશ્રયરૂપ નથી, જડ નથી, અસત્ નથી, ઉત્પત્તિથી અસ્તિત્વવાળો નથી, હું કહેવાતો નથી, બીજો કહેવાતો નથી, એકપણારૂપ ગુણવાળો નથી, અનેક નથી, અનેકવાળો નથી,[41] સમીપમાં રહેલો નથી, દૂર રહેલો નથી, સત્તાનો આશ્રય નથી, નથી એમ પણ નથી, પામવા યોગ્ય નથી, નહિ પામવા યોગ્ય નથી, સર્વરૂપ પણ નથી, સર્વવ્યાપક પણ નથી,[42] વચનથી નહિ કહી શકાય એવો હોવાનેલીધે પદાર્થોની

પંક્તિમાં નથી, અપદાર્થ પણ નથી, પંચભૂતના સ્વભાવવાળો નથી અને પંચભૂતરૂપ પણ નથી. કેમ કે પાંચ જ્ઞાનેંદ્રિયોથી અને છઠ્ઠા મનથી જે કાંઈ વિષયોરૂપી જગત અનુભવવામાં આવે છે તેથી ન્યારૂં આત્મસ્વરૂપ જગતની અંદરના કોઈ પદાર્થરૂપ કે કોઈ પદાર્થજેવું હોયજ નહિ. વાસ્તવિક જોનારા જ્ઞાનીને જગત જેવું (બ્રહ્મરૂપ) છે તેવુંજ પ્રતીત થાય છે.[૪૩-૪૪] સઘળું જગત બ્રહ્મમયજ છે. જગતનો કોઈ અંશ પણ બ્રહ્મથી ભિન્ન નથી. આત્મા પૃથ્વીમાં કઠિનપણારૂપે રહેલો છે, જળમાં દ્રવપણારૂપે રહેલો છે, તેજમાં પ્રકાશરૂપે રહેલો છે, વાયુમાં ચલનરૂપે રહેલો છે અને આકાશમાં અવકાશરૂપે રહેલો છે માટે જે કાંઈ જગત છે તે સઘળું આત્માજ છે.[૪૫] હે રામ ! વસ્તુઓની જે જે સત્તા છે તે તે સત્તા ચૈતન્યની સત્તાથી ભિન્ન નથી. 'જગત ચૈતન્યથી જુદું છે' એમ જો બોલવામાં આવે તો તે ઘેલાનુંજ બોલવું છે.[૪૬] સઘળા કાળમાં, અનંત કલ્પોના ક્રમોમાં અને મધ્યમાં પણ જે જે જગતો છે તથા તે જગતોમાં જીવોનાં જે જે જવાં-આવવાં છે તે સઘળાં આત્માજ છે. આત્માવિના બીજું કાંઈ છેજ નહિ. હે મહાત્મા રામ! તમે એ પ્રમાણે બુદ્ધિ રાખો અને તે બુદ્ધિથી સંસારને તરી જાઓ.[૪૭]

**एको जगंति सकलानि समस्तकालकल्पक्रमांतरगतानि गतागतानि ।**
**आत्मैव नेतरकलाकलनास्ति काचिदित्थं मतिर्भव तयातिगतो महात्मन् ॥ ४७ ॥**

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'મોક્ષસ્વરૂપોપદેશ'નામનો બ્હોતેરમો સર્ગ સંપૂર્ણ.૭૨

## સર્ગ ૭૩ મો* અહંકાર નષ્ટ થતાં મુક્તિ પ્રાપ્ત થાય છે

**वसिष्ठ उवाच । एवं विचारया दृष्टया द्वैतत्यागेन राघव ।**
**स्वभावः प्राप्यते तज्ज्ञैस्तज्ज्ञैश्चिंतामणिर्यथा ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! જેમ દેવતાઓ ચિંતામણિના તત્ત્વને જાણવાથી ચિંતામણિને પ્રાપ્ત થયા છે, તેમ મહાત્મા પુરૂષો દ્વૈતનો ત્યાગ કરીને આવો વિચાર કરવાથી પોતાના સ્વરૂપમાં રહેવારૂપી મુક્તિને પ્રાપ્ત થાય છે.[૧] હવે એક બીજો વિચાર કહું છું કે જે વિચારરૂપી દૃષ્ટિથી તમે આત્માને અવિચળ દેખશો અને દિવ્યદૃષ્ટિવાળા થશો.[૨] "આકાશ હું છું, સૂર્ય હું છું, દિશાઓ હું છું, પાતાળ હું છું, દૈત્યો હું છું, દેવતાઓ હું છું, લોકો હું છું, ચંદ્ર આદિની પ્રભા હું છું,[૩] અંધકાર હું છું, વાદળાં હું છું, પૃથ્વી હું છું, સમુદ્રાદિ હું છું, રજ હું છું, વાયુ હું છું, અગ્નિ હું છું અને આ સઘળું જગત હું છું.[૪] હું કે જે આત્મા છું તેજ સર્વ બ્રહ્માંડોમાં સર્વ સ્થળોમાં રહ્યો છું. હું આ તુચ્છ દેહરૂપજ નથી અને દેહાદિ મ્હારાથી ભિન્ન પણ નથી. હું કે જે સર્વસ્વરૂપે એકજ છું તેમાં સ્વગતભેદરૂપ દ્વૈત કેમજ હોય ?"[૫] એવીરીતનો નિશ્ચય રાખીને પોતાની અંદર રહેલા આ સઘળા જગતને પોતારૂપજ જુવો, આમ જોવાથી તમે હર્ષને કે શોકને પરવશ થઇને તેઓથી પરાભવ પામશો નહિ.[૬] હે કમળસરખાં નેત્રોવાળા રામ ! આ સઘળું જગત એ રીતે પોતામયજ

* આ તોતેરમા સર્ગમાં બે અહંકાર ગ્રહણ કરવાયોગ્ય છે, ત્રીજો અહંકાર ત્યાગ કરવાયોગ્ય છે અને ત્રણે અહંકાર ટળી જતાં, મુક્તિ પ્રાપ્તજ હોવાનેલીધે તેની ઇચ્છાજ કરવી રહેતી નથી એમ કહેવામાં આવશે.

જોવામાં આવે તો પછી તેમાં કયો પદાર્થ પોતાનો રહે અને કયો પદાર્થ પરાયો રહે ? તે કહો.[૭] હે રામ ! જે કાંઈ ઇંદ્રિયાદિથી પ્રાપ્ત થાય એવું છે તે આત્માથી જુદું રહે કે ? આમ છતાં પણ લોકો હર્ષને તથા શોકને ધરે છે તો એ તેઓની ભૂલજ છે. જ્ઞાની કહેવાઇને જો હર્ષને કે શોકને ધરતો હોય તો તેને અજ્ઞાનીજ સમજવો અને ચૈતન્યમય થયેલો નહિ પણ દેહમયજ રહેલો સમજવો.[૮] પરમાર્થને લગતા હોવાનેલીધે મોક્ષને આપનારા બે અહંકારો સાત્વિક છે, અત્યંત નિર્મળ છે અને તેઓ તત્ત્વજ્ઞાનથીજ થાય છે.[૯] હે રામ ! 'હું અત્યંત સૂક્ષ્મ છું અને સર્વથી ન્યારાસ્વરૂપવાળો છું' એવા પ્રકારનો અહંકાર એ બે અહંકારમાં પહેલો છે અને 'સઘળું જગત હુંજ છું' એવા પ્રકારનો અહંકાર બીજો છે.[૧૦] હે નિર્દોષ રામ ! 'હું દેહ છું' એવા પ્રકારનો જે ત્રીજો અહંકાર છે તે તો શાંતિનેવાસ્તે નથી પણ દુઃખનેવાસ્તેજ છે એમ સમજો.[૧૧] તમે તો સર્વોત્તમ મુક્તિનેવાસ્તે એ ત્રણે અહંકારોને છોડી દઈ, જે પૂર્ણ ચૈતન્ય સર્વને છોડી દેતાં, અવશેષ રહે છે તેનું અવલંબન કરીને તેમાંજ સ્થિર તથા તત્પર રહો.[૧૨] આત્મા સર્વથી ન્યારાસ્વરૂપવાળો છતાં પણ અને સઘળા પદાર્થોથી રહિત છતાં પણ પોતાની સત્તાથી બાધિત સત્તાવાળા જગતને પૂરનારો હોવાનેલીધે સર્વનો પ્રકાશક થઇને સ્ફુરે છે.[૧૩] હે તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ રામ ! તમે તુરત પોતાના અનુભવથીજ જુવો. તમે પોતે એ સ્વયંપ્રકાશ આત્માજ છો. તમે દેહાદિની વાસનાઓસહિત અહંકારના અધ્યાસને છોડી દો.[૧૪] હે રામ ! આત્મા અનુમાનથી કે વેદનાં વચનોથી જણાય છે એમ નથી પણ અનુભવથી પ્રત્યક્ષજ છે. સર્વકાળમાં સર્વ પ્રકારોથી જે કાંઈ છે તે સઘળું આત્માજ છે.[૧૫] ઇંદ્રિયોથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ વિષયોનાં જે જ્ઞાન થાય છે તેઓમાં ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓને છોડી દેતાં, જે અખંડ અનુભવ અવશેષ રહે છે તે સ્વયંપ્રકાશ આત્માજ છે.[૧૬] એ આત્મા કાર્ય પણ નથી, કારણ પણ નથી, સૂક્ષ્મ પણ નથી, સ્થૂળ પણ નથી અને કાર્ય–કારણોના મધ્યમાં કે સ્થૂળ–સૂક્ષ્મોના મધ્યમાં પણ નથી.[૧૭] આમ છતાં પણ જે કાંઈ છે તે સઘળું આત્માજ છે. જે બોલે છે તે આત્માજ બોલે છે પણ તેને કોઈ બોલી શકતું નથી. હે રામ ! આ જે જગત છે તે સઘળું એ આત્માથી ભિન્ન નથી. તમે અખંડ આત્માનું અવલોકન કરો.[૧૮] 'આ આત્મા છે અને આ અનાત્મા છે' એવીરીતનો સંજ્ઞાઓનો ભેદ પણ એ આત્માએજ પોતામાં રહેલી 'અજ્ઞાન' નામની શક્તિથી પોતામાંજ કલ્પેલો છે.[૧૯] જો કે ત્રણે કાળમાં સ્વયંપ્રકાશ એ આત્મા સર્વત્ર રહેલો છે તોપણ કેવળ અત્યંત સૂક્ષ્મપણા-નેલીધે અથવા અત્યંત મ્હોટાપણાનેલીધે લોકોના જાણવામાં આવતો નથી.[૨૦] જો કે સૃષ્ટિના ક્રમથી ઉત્પન્ન થયેલા સઘળા પદાર્થોમાં આત્મા છે તોપણ તે આત્મા પોતાના સ્વભાવનેલીધે અંતઃકરણરૂપી અરીસામાંજ જીવપણાથી પ્રતિબિંબિત થાય છે.[૨૧] જેમ પવન સઘળા આકા-શમાં રહેલો છતાં પણ પંખાના હલાવવાથી અભિવ્યક્ત થાય છે, તેમ આત્મા સર્વદા સર્વ પદાર્થોમાં રહેલો છતાં પણ અંતઃકરણના ઉદયથી અભિવ્યક્ત થાય છે.[૨૨] વ્યાપક ચૈતન્યરૂપ આત્મા સર્વમાં રહેલ છે. કોઈ અમુક પદાર્થમાંજ છે એમ નથી. જેમ સત્તા સર્વ પદાર્થોમાં છે, તેમ આત્મા સર્વ પદાર્થોમાં છે.[૨૩] પદાર્થમાં અંતઃકરણ હોય તો તેમાં એ આત્મા જીવરૂપે પ્રતિબિંબિત થાય છે. પથરામાં અંતઃકરણ નહિ હોવાથી જીવરૂપે પ્રતિબિંબિત થતો નથી. જેમ

વાયુ વાતો હોય તોજ રજ ઉડે છે અને દીવો હોય તોજ નેત્રની શક્તિ પ્રસરે છે, તેમ અંતઃકરણ હોય તોજ તેમાં આત્મા જીવરૂપે સ્ફુરે છે.[૨૪] જેમ આકાશમાં સૂર્યની સ્થિતિથીજ લોકોના વ્યવહારો ચાલે છે, તેમ અંતઃકરણમાં જીવરૂપે આત્માની સ્થિતિથીજ પ્રીતિ થાય છે તથા વિચિત્રભોગોની ઇચ્છા થાય છે. કારણ કે પરમ પ્રેમનું સ્થાનક આત્માજ છે માટે જે કાંઇ પ્યારૂં લાગે છે તે આત્માનેવાસ્તેજ પ્યારૂં લાગે છે.[૨૫] જેમ સૂર્ય આકાશમાં વિદ્યમાન છતાં તે તે કૂળોની ઇચ્છાને લગતો લોકોનો વ્યવહાર નષ્ટ થઈ જાય તો તેમાં સૂર્યનું કશું નષ્ટ થઈ જતું નથી, તેમ આત્મા સર્વદા વિદ્યમાન છતાં જેને આત્માની સત્તાથી સ્થિતિ મળી છે એવો દેહ નાશ પામે તો તેમાં આત્માનું કશું નાશ પામતું નથી.[૨૬૨૭] સર્વદા સર્વમાં રહેનારો આ આત્મા કદી પણ જન્મતો નથી, કદી પણ મરતો નથી, કદી પણ કશું લેતો નથી, કદી પણ કશું ઇચ્છતો નથી, કદી પણ મુક્ત થતો નથી અને કદી પણ બદ્ધ થતો નથી.[૨૮] આ દેહાદિરૂપી ભ્રાંતિ કે જે આત્માના અબોધથી ઉદય પામેલી અને ખોટી છતાં પણ પ્રતીત થતી હોવાનેલીધે રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિજેવી છે તે કેવળ દુઃખ દેનારીજ છે.[૨૯] આ આત્મા અનાદિ છે માટે કદી પણ જન્મેલો નથી અને જન્મેલો નથી એટલામાટે મરતો પણ નથી. આત્મા પોતાથી જુદા કોઈ પદાર્થને ઇચ્છતો નથી, કારણ કે કોઈ પદાર્થ આત્માથી જુદો છેજ નહિ.[૩૦] આ આત્મા દેશના તથા કાળ આદિના પરિચ્છેદથી રહિત હોવાનેલીધે કદી પણ બંધાયેલો નથી અને બંધાયેલો નહિ હોવાનેલીધે મુક્ત પણ થતો નથી. આમ છે એટલામાટે આત્મા મોક્ષથી રહિતજ છે.[૩૧] હે રામ ! સર્વનો આત્મા આવા સ્વભાવવાળો છે તે છતાં આ મૂઢલોક અવિચારનેલીધે રોયા કરે છે.[૩૨] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ ! તમે જગતના સઘળા પૂર્વાપર ક્રમને સારી પેઠે જાણ્યો છે એટલા માટે તમે મૂર્ખલોકોની પેઠે શોક કરો નહિ.[૩૩] જેમ કેટલાએક માણસો પોતે કાંઈ કામ નહિ કરતાં, યંત્ર(સાંચા)થીજ સઘળું કામ ચલાવે છે, તેમ વિદ્વાને બંધની કલ્પના તથા મોક્ષની કલ્પના એ બન્નેને છોડી દઈ, પોતે કાંઈ રાગ-દ્વેષ નહિ કરતાં, દેહાદિથી સઘળો વ્યવહાર ચલાવવો.[૩૪] મોક્ષ આકાશમાં પણ નથી, પાતાળમાં પણ નથી અને પૃથ્વીમાં પણ નથી. યથાર્થજ્ઞાનથી આત્માકાર કરેલું નિર્મળ ચિત્ત એજ મોક્ષ છે.[૩૫] કોઈ પણ વિષયમાં આસક્તિ નહિ રહેવાથી પોતાની મેળે ચિત્તનો ક્ષય થાય તેનેજ તત્ત્વવેત્તા મહાત્મા પુરૂષો મોક્ષ કહે છે.[૩૬] હે રામ ! જ્યાંસુધી નિર્મળ પ્રબોધ ઉદય પામ્યો ન હોય ત્યાંસુધીજ મૂર્ખતાનેલીધે કંગાલપણાથી તથા ભક્તિથી (નિત્ય પ્રાપ્ત આત્માને પણ અપ્રાપ્ત માની લેવાથી) મોક્ષ ઈચ્છવામાં આવે છે.[૩૭] ચિત્ત પરમ પ્રબોધને પ્રાપ્ત થઈને આત્માકાર થઈ જાય ત્યારે, બીજા દશ મોક્ષોની પણ ઇચ્છા કરવામાં ન આવે, ત્યારે એક મોક્ષની તો ઇચ્છા કરવામાં કેમજ આવે ?[૩૮] હે સંસારથી રહિત રામ ! 'આ મોક્ષ છે અને આ બંધ છે' એવી વેવલીકલ્પનાને છોડી દઈ મહાત્યાગી થઇને તમે પોતેજ મોક્ષરૂપ થાઓ.[૩૯] સઘળી ભેદની કલ્પનાને છોડી દઈ, અંદરથી આસક્તિરહિત થઈ સર્વદા જીવન્મુક્તપણાની શોભા ધરીને, તમે સગરરાજાના પુત્રોએ ખોદીને કરેલા સમુદ્રોરૂપી ચિહ્નોવાળા આ ભૂમંડળનું લાંબાકાળસુધી પાલન કરો.[૪૦] **परिगलितविकल्पनां भयातः सगरसुतौघनिखातमखलं कम्रा अवनिवलयमंतरस्तसंगश्चिरमनुपालय सर्वदोदितश्रीः ॥ ४० ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'સ્વાત્મવિચાર'. નામનો તોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૩**

# સર્ગ ૭૪ મો* પ્રમાદથી ભ્રાંતિ, પ્રબોધથી પૂર્ણતા અને જીવન્મુક્તિના ગુણો

वसिष्ठ उवाच । लीलया पश्यति वपुः कालेनात्मनि जायते ।
रम्यस्यापश्यतो वक्त्रं हृदि दौरूप्यधीरिव ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છે:-હે રામ ! જેમ અત્યંત રૂપાળો માણસ કદીપણ પોતાના મ્હોડાને અરીસામાં ન જોતો હોય તો તેને પોતાના હૃદયમાં પોતાના કુરૂપપણાની બુદ્ધિ થાય છે, તેમ આત્મા પોતાના સ્વરૂપને ન જુવે તો તેને સૃષ્ટિ આદિના સમયમાં ક્ષણમાત્રમાં શરીર પ્રાપ્ત થાય છે.[1] જેમ મદિરાનો થોડોક સ્વાદ લેવાથી પણ મદ ઉત્પન્ન થાય છે, તેમ શરીરમાં અહંતાના થોડાક અધ્યાસથી પણ આ ખોટી છતાં પણ મ્હોટી અને મ્હોટા પેટવાળી રાગ-દ્વેષરૂપી ખટપટ ઉત્પન્ન થાય છે.[2] જેમ નિર્જળદેશમાં સૂર્યના તાપથી ઝાંઝવાનું પાણી ઉત્પન્ન થાય છે, તેમ આત્મામાં દેહના અધ્યાસથી સત્તા પામેલી અને પુણ્ય-પાપ આદિ અનેક અનર્થોથી ભરેલી એ રાગ-દ્વેષરૂપી ખટપટથી આ સઘળું જગત ઉત્પન્ન થયું છે.[3] આત્મારૂપી સમુદ્ર, મન, બુદ્ધિ, અહંકાર, વાસના અને ઇંદ્રિયો એ નામોરૂપી ચિહ્નોવાળા પોતાનાજ તરંગોથી સ્ફુરે છે.[4] ચિત્તનો અને અહંકારનો ભેદ કહેવામાંજ છે પણ વાસ્તવિકરીતે નથી. જે ચિત્ત છે તેજ અહંકાર છે અને જે અહંકાર છે તેજ ચિત્ત છે.[5] જેમ હિમના અને હિમના ધોળાપણાના ભેદની કલ્પના ખોટીજ કરવામાં આવે છે, તેમ ચિત્તના અને અહંકારના ભેદની કલ્પના ખોટીજ કરવામાં આવે છે.[6] જેમ વસ્ત્રનો ક્ષય થતાં, વસ્ત્રનો અને તેના ધોળાપણાનો બન્નેનો ક્ષય થાય છે, તેમ ચિત્ત અને અહંકાર એ બેમાંથી એકનો ક્ષય થતાં, બન્નેનો ક્ષય થાય છે.[7] મોક્ષની બુદ્ધિ, બંધની બુદ્ધિ તથા તૃષ્ણા કે જેઓ ખોટાંજ છે અને તુચ્છજ છે તેઓને છોડી દઇને કેવળ વૈરાગ્યથી અને વિવેકથી મનને ક્ષીણ કરવું જોઇએ.[8] જો 'મને મોક્ષ થાય તો ઠીક' એવી અંદર ચિંતા ઉઠી, તો મનને ઉઠ્યુંજ સમજવું અને મન ઉઠીને મનન કરવા લાગ્યું, તો તે મન શરીરરૂપ થઇને કેવળ અડચણોનેજ ઉત્પન્ન કરે છે.[9] આત્મા સર્વથી ન્યારો છે તો બંધ પણ શું છે તથા મોક્ષ પણ શું છે અને આત્મા સર્વરૂપ છે તોપણ બંધ પણ શું છે તથા મોક્ષ પણ શું છે ? સંભવતાજ નથી. કેવળ 'દેહ હું છું' એવા મનનથીજ બંધની તથા મોક્ષની ભ્રાંતિ થાય છે માટે 'હું દેહ છું' એવા મનનનેજ ઉખેડી નાખો.[10] વાયુ ચલનરૂપ ધર્મવાળો હોવાનેલીધે જ્યારે દેહરૂપી વૃક્ષમાં ચાલવા લાગે છે ત્યારે હાથ, પગ તથા જીભ આદિ અંગોરૂપી પાંદડાંઓની પંક્તિ ચલિત થવા લાગે છે. આત્મા દેહનાં અંગોને ચલાવનારો છે એમ સમજવું નહિ.[11] જેમ વાયુ વૃક્ષમાં પાંદડાંઓની પંક્તિને ચલાયમાન કરે છે, તેમ દેહમાં અંગોની પંક્તિને પણ એજ ચલાયમાન કરે છે.[12] જેમ મેરૂપર્વત પોતાથી પણ ચલાયમાન થતો નથી અને પવનોથી પણ ચલાયમાન થતો નથી, તેમ સર્વવ્યાપક અને સૂક્ષ્મ આત્મચૈતન્ય પોતાથી પણ ચલાયમાન થતું નથી અને કોઇથી પણ ચલાયમાન થતું નથી.[13] સર્વ પદાર્થોમાં પ્રતિબિંબિત થયેલું છતાં પોતાના સ્વરૂપમાંજ રહેલું ચૈતન્ય જ્ઞાનવડે દીવાની

* આ ચુંવોતેરમા સર્ગમાં પ્રમાદથી સંસારરૂપી ભ્રાંતિ થવાનું, પ્રબોધથી પૂર્ણતા થવાનું અને જીવન્મુક્તિના ગુણોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

પેઠે આ જગતને પ્રકાશિત કરે છે.[૧૪] હે શ્રોતાલોકો ! આ પ્રમાણે છે તે છતાં અવળી બુદ્ધિવાળા તમલોકોને ‘ આ દેહ હું છું, આ અંગો મ્હારાં છે અને આ સ્ત્રી-પુત્રાદિ મ્હારાં છે ’ એવા પ્રકારનો મહા દુઃખદાયી આ વ્યર્થ મોહ તે કેવો ઉત્પન્ન થયો છે ?[૧૫] અવિદ્યારૂપી મ્હોટી નદીના કલ્લોલોથી અભિઘાત થવાનેલીધે ઉત્પન્ન થયેલી ભ્રાંતિથીજ દેહમાં ચેતનપણું અને આત્મામાં કર્તા-ભોક્તાપણું જોવામાં આવે છે.[૧૬] જેમ સૂર્યના તાપના અજ્ઞાનથી ઝાંઝવાનાં પાણી થાય છે, તેમ આત્માના ખરાસ્વરૂપના અજ્ઞાનથીજ ‘ હું પરલોકમાં જનાર-આવનાર છું અને કર્તા-ભોક્તા છું ’ એવી વાસના થાય છે.[૧૭] જેમ ઝાંઝવાના જળની નદી ખોટી છતાં પણ સાચીજેવી જણાઇને પાણીની તરસવાળા મૃગને ખેંચે છે, તેમ આ વાસના પણ ખોટી છતાં સાચીજેવી જણાઇને વિષયોની તૃષ્ણાવાળા મનને ખેંચે છે.[૧૮] હે રામ ! જેમ ઓળખવામાં આવેલી ચાંડાલની કન્યા બ્રાહ્મણોના મધ્યમાંથી નાસી જાય છે અને અદૃશ્ય થઇ જાય છે, તેમ ઓળખવામાં આવેલી આ ખોટી અવિદ્યા જ્ઞાનીઓના મનમાંથી નાસી જાય છે અને અદૃશ્ય થઈ જાય છે.[૧૯] જેમ જાણવામાં આવેલી ઝાંઝવાનાં પાણીની નદી તરસ્યા માણસને ખેંચતી નથી, તેમ જાણવામાં આવેલી અવિદ્યા મનને ખેંચતી નથી.[૨૦] હે રામ ! જેમ દીવાથી અંધકારની ઘટા નષ્ટ થઈ જાય છે અને પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેમ આત્માના બોધથી વાસના નષ્ટ થઈ જાય છે અને પરમ આનંદરૂપી પ્રકાશ પ્રાપ્ત થાય છે.[૨૧] શાસ્ત્રથી અને યુક્તિઓથી ‘ અવિદ્યા મુદ્દલ છેજ નહિ ’ એવો નિશ્ચય થતાં, તે નિશ્ચયથી, જેમ તાપથી હિમની કણી પીગળી જાય છે, તેમ અવિદ્યા પીગળી જાય છે.[૨૨] જેમ કેસરીસિંહ પાંજરાને તોડી નાખેછે, તેમ ‘ આ જડદેહને માટે ભોગોનું શું પ્રયોજન છે ? ’ એવા નિશ્ચયવાળો તત્ત્વવેત્તા પુરૂષ આશારૂપી મેલને તોડી નાખે છે.[૨૩] હે રામ ! આશાના પરિવારરૂપી દેહાભિમાન આદિને હૃદયમાંથી દૂર કરી નાખવામાં આવતાં, નિર્મળતાને પ્રાપ્ત થયેલો પુરૂષ પુનમના ચંદ્રની પેઠે પૂર્ણતાને પ્રાપ્ત થાય છે,[૨૪] વૃષ્ટિથી ધોવાયેલા પર્વતની પેઠે અત્યંત શીતળપણાને પ્રાપ્ત થાય છે, રાજ્યને પ્રાપ્ત થયેલા દરિદ્ર માણસની પેઠે પરમસુખને પ્રાપ્ત થાય છે,[૨૫] શરદૃઋતુના આકાશની પેઠે ઉત્તમ શોભાથી શોભે છે, પ્રલયકાળના સમુદ્રની પેઠે પોતાના સ્વરૂપમાં પણ માતો નથી,[૨૬] વરશી રહીને શરદૃઋતુમાં મુંગા થયેલા મેઘની પેઠે ગડબડવિનાનો થઈ જાય છે, શાંત થયેલા સમુદ્રની પેઠે સ્વરૂપમાં રહે છે,[૨૭] મેરૂપર્વતની પેઠે ધીરતારૂપી મ્હોટી સ્થિરતાવાળો થાય છે, નિર્ધૂમ થયેલા અગ્નિની પેઠે સ્વચ્છપણાથી શોભે છે,[૨૮] શાંત થયેલા દીવાની પેઠે પોતાના સ્વાભાવિકરૂપને પ્રાપ્ત થાય છે, જેને અમૃત પીવા મળ્યું હોય એવા માણસની પેઠે અત્યંત તૃપ્ત થાય છે,[૨૯] અને અંદર દીવાવાળા ઘડાની પેઠે, મધ્યમાં જ્વાળાવાળા અગ્નિની પેઠે તથા સ્ફુરતી દીપ્તિવાળા મણિની પેઠે અંદર પ્રકાશવાળાપણાને પ્રાપ્ત થાય છે.[૩૦] પોતાનો આત્મા કે જે સર્વાત્મક છે, સર્વમાં રહેલો છે, સર્વને નિયમિત રાખનાર છે, સર્વને ચલાવનાર છે, વ્યવહાર પક્ષમાં સઘળા આકારોને ધરાવનાર છે અને પરમાર્થ પક્ષમાં નિરાકાર છે તેને એ પુરૂષ દેખે છે.[૩૧] એ પુરૂષ અણસમજણમાં ગયેલી દિવસોની પંક્તિઓ કે જેઓમાં ચિત્ત કામદેવનાં બાણોની પંક્તિથી ચપળતા કર્યા કરતું હતું તેઓનો અત્યંત ઉપહાસ કરે છે.[૩૨] વિષયીલોકોના સંગથી તથા વિષયોના

રંગથી નીકળેલો, આત્મામાંજ રૂચિવાળો, શાંતપણાથી બેસતો, પૂર્ણ થયેલો, પવિત્રમનવાળો, રાગ–દ્વેષ આદિ દોષોના ભયથી રહિત થયેલો, સંસારરૂપી સમુદ્રને તરી ચૂકેલો, જેમાંથી પાછું વળવું પડતું નથી એવા પદને પામેલો, સર્વોત્તમવિશ્રાંતિને તથા અલક્ષ્ય પરમસ્થાનકને પામેલો, જેનું ચરિત્ર મનથી, વાણીથી તથા ક્રિયાથી સર્વે લોકોએ ઈચ્છવાયોગ્ય હોય છે તથા જેના આનંદને સર્વે લોકો વખાણે છે એવો અને જેનો કામરૂપી કાદવનો ડાઘ ધોવાઈ ગયેલો હોય છે, બંધરૂપી ભ્રાંતિ છેદાઇ ગઈ હોય છે તથા મનનો માનરૂપી જ્વર શાંત થઈ ગયો હોય છે એવો એ જીવન્મુક્ત પુરૂષ કશું ઈચ્છતો નથી, કોઈથી રાજી થતો નથી, કશું આપતો નથી, કશું લેતો નથી, કોઈની સ્તુતિ કરતો નથી, કોઈની નિંદા કરતો નથી, અસ્ત પામતો નથી, ઉદય પામતો નથી, પ્રફુલ્લિત થતો નથી અને શોકપણ કરતો નથી.[૩૩-૩૭] જે પુરૂષ સઘળા આરંભોને છોડી દેનારો, સઘળી ઉપાધિઓથી રહિત થયેલો અને સઘળી આશાઓવિનાનો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૩૮] હે રામ! જેમ મેઘ સઘળાં જળોને સંપૂર્ણરીતે છોડી દઇને ચૂપ થઈ જાય છે, તેમ તમે સઘળી આશાઓને છોડી દઇને ચિત્તથી ચૂપ થઈ જાઓ.[૩૯] ચંદ્રના જેવી શીતળતાવાળી નિઃસ્પૃહતા અંતઃકરણને જેવું સુખ આપે છે તેવું સુખ આલિંગનથી અંગોમાં વીંટાઈ રહેલી રૂપાળી સ્ત્રી પણ આપતી નથી.[૪૦] હે રામ ! સઘળા જગતને શીતળ કરનારૂં આશાઓથી રહિતપણું જેવું અંતઃકરણને સુખ આપે છે તેવું સુખ બાથમાં લીધેલો ચંદ્ર પણ આપતો નથી.[૪૧] જેનું મન આશાઓથી રહિતપણાનેલીધે સમતા પામેલું હોય છે, એવો ઉદારબુદ્ધિવાળો પુરૂષ જેવો શોભે છે તેવો પુષ્પોથી ભરપૂર થયેલી નવીન લતાઓવાળો વસંત પણ શોભતો નથી.[૪૨] નિઃસ્પૃહપણાથી જેવી શીતળતા મળે છે તેવી શીતળતા હિમાલયથી પણ મળતી નથી, મોતીઓથી પણ મળતી નથી, કેળના થાંભલાઓથી પણ મળતી નથી, ચંદનથી પણ મળતી નથી અને ચંદ્રથી પણ મળતી નથી.[૪૩] નિઃસ્પૃહપણાથી જેવું પરમસુખ પ્રાપ્ત થાય છે તેવું પરમસુખ રાજ્યથી પણ મળતું નથી, સ્વર્ગથી પણ મળતું નથી, ચંદ્રથી પણ મળતું નથી, વસંતથી પણ મળતું નથી અને પ્યારી સ્ત્રીના આલિંગનથી પણ મળતું નથી. રાજ્યકરતાં, સ્વર્ગકરતાં, ચંદ્રકરતાં, વસંતકરતાં અને પ્યારી સ્ત્રીના આલિંગનકરતાં પણ નિઃસ્પૃહપણું વધારે સુખદાયી છે.[૪૪] હે રામ ! જે મળવાથી ત્રૈલોક્યની લક્ષ્મીઓ પણ તરણાંજેવી લાગે એવી પરમશાંતિ નિઃસ્પૃહપણાથીજ મળે છે.[૪૫] નિઃસ્પૃહપણું કે જે આપદાઓરૂપી કાકચોને કાપી નાખવામાં કુવાડારૂપ છે, પરમ શાંતિના સ્થાનકરૂપ છે અને શમરૂપી વૃક્ષનાં પુષ્પોના ગુચ્છરૂપ છે તેનું અવલંબન કરો.[૪૬] હે રામ ! નિઃસ્પૃહપણાથી શોભી રહેલી આકૃતિવાળા પુરૂષને પૃથ્વી ગાયના પગલાજેવડી લાગે છે, રત્નોથી ભરેલો મેરૂપર્વત ઝાડના ઠુંઠાજેવો લાગે છે, દિશાઓ ન્હાની ડાબલીઓજેવડી લાગે છે અને ત્રૈલોક્ય તરણાજેવું લાગે છે.[૪૭] આશાઓથી રહિત થયેલા મહાત્મા પુરૂષો આપવું, લેવું, ધન ભેગું કરવું, વિહાર કરવા તથા વૈભવો ભોગવવા ઈત્યાદિ જગતસંબંધી ક્રિયાઓની હાંસી કરે છે; કારણ કે એ ક્રિયાઓ ઘણા પરિશ્રમો આપનારી, તુચ્છ ફળ આપનારી અને ઘણા અનર્થોને ઉત્પન્ન કરનારી છતાં પણ મૂઢલોકો તે ક્રિયાઓને થોડા પરિશ્રમવાળી, ઉત્તમફળ આપનારી અને અનર્થોને નહિજ ઉત્પન્ન કરનારી સમજે છે.[૪૮] જેના હૃદયમાં આશા કદીપણ પગલું મૂકતી ન હોય એવા અને તેથીજ ત્રૈલોક્યને તરણાજેવું ગણનારા

પુરૂષને કોની ઉપમા આપી શકાય ?[૪૯] જેના હૃદયમાં 'આ વસ્તુ મને મળે તો ઠીક અને આ વસ્તુ મને કદી પણ પ્રાપ્ત ન થાય તો ઠીક' એવી કલ્પનાજ ઉત્પન્ન થતી ન હોય તે પુરૂષને લોકો કોના જેવો ગણી શકે ? જેને પોતાનું મન સ્વાધીન થઈ ગયું હોય તેને કોઇની ઉપમા લાગુ પડેજ નહિ.[૫૦] હે રામ ! નિઃસ્પૃહપણું કે જે સઘળા સંકટોના છેડારૂપ છે, અત્યંત વિસ્તીર્ણ સુખરૂપ છે અને બુદ્ધિનું પરમ સૌભાગ્ય છે તેનું અવલંબન કરો. આશાઓનું અવલંબન કરો નહિ. આશાઓ વિવેકનું તથા વિજ્ઞાનનું અપહરણ કરીને લોકોને આત્મસુખમાંથી ભ્રષ્ટજ કરે છે.[૫૧] જેમ દોડયા જતા રથમાં બેઠેલા પુરૂષને બન્ને પાસનાં વૃક્ષો ચક્રની પેઠે પરિવર્તન પામતાં જણાય છે એ ખોટી ભ્રાંતિજ છે, તેમ આ જગત પણ ખોટી ભ્રાંતિજ છે એમ સમજો.[૫૨] હે રામ ! હું તમને સમજાવું છું તોપણ તમે ભમેલા ચિત્તથી 'આ દેહ હું છું અને આ ધનાદિ મ્હારાં છે' એમ માનીને મૂર્ખની પેઠે કેમ મોહ પામો છો ?[૫૩] આ સઘળું જગત આત્માજ છે. આમાં જુદું જુદું કાંઇ છેજ નહિ. ધીરપુરૂષો જગતને આત્મારૂપ સમજીને કોઇ જાતની મુંઝવણ ધરતાજ નથી.[૫૪] હે રામ ! સઘળા પદાર્થોને આત્મારૂપ સમજવાથી અથવા મિથ્યા સમજવાથી બુદ્ધિને અત્યંત આશ્વાસના આપનારૂં નિઃસ્પૃહપણું પ્રાપ્ત થાય છે.[૫૫] આત્મા કે જે હોવા ન હોવાના વિવાદથી રહિત છે અને સર્વના આદિમાં તથા અંતમાં અધિષ્ઠાનપણાથી રહેનાર છે તેથી ન્યારો કોઈ પદાર્થ છેજ નહિ એવી ભાવનાને દૃઢ રાખો.[૫૬] જેમ કેસરીસિંહથી હરણી નાસી જાય છે, તેમ વૈરાગ્યરૂપી વીરતાથી ભરેલા પુરૂષથી આ અત્યંત મોહ ઉપજાવનારી સંસારસંબંધી માયા નાસી જાય છે.[૫૭] પ્રચંડ કામદેવવાળી અને વનમાં થયેલી લતાની પેઠે અંગોમાં લચકતી જતી રૂપાળી સ્ત્રીને ધીરબુદ્ધિવાળો પુરૂષ પથરાની જુની પુતળીજેવી દેખે છે.[૫૮] ધીરપુરૂષને ભોગો આનંદ આપતા નથી, આપદાઓ ખેદ આપતી નથી અને જેમ પવનો પર્વતને કંપાયમાન કરી શકતા નથી, તેમ દૃશ્યપદાર્થોની શોભાઓ તેને ધૈર્યથી ચલાયમાન કરી શકતી નથી.[૫૯] પોતાની ઉપર ન્હાની ન્હાની સુંદર સ્ત્રીઓ આસક્ત થતી હોય તોપણ ઉદારબુદ્ધિવાળા તત્ત્વવેત્તા પુરૂષના મનમાં કામદેવનાં બાણો ચૂર્ણ થઈ જઇને ધૂળ મળી જાય છે.[૬૦] આત્માના તત્ત્વને જાણનારો પુરૂષ રાગને અને દ્વેષને પરવશ થઈ તેઓથી ખેંચાતો નથી. રાગ અને દ્વેષ એઓ તત્ત્વવેત્તા પુરૂષને જરા પણ ચલિત કરી શકતા નથી ત્યારે દબાવી તો કેમજ શકે ?[૬૧] જેમ પ્રવાસી પુરૂષ નિર્જળદેશની ભૂમિઓમાં રૂચિ ધરતો નથી, તેમ લતાને અને ચપળ સ્ત્રીને સમાન જોનારો અને પર્વતની શિલાની પેઠે નિર્વિકાર રહેનારો જ્ઞાનીપુરૂષ ભોગોમાં રૂચિ ધરતો નથી.[૬૨] જેમ નેત્ર પોતાની મેળે પ્રાપ્ત થયેલા રૂપને કાંઈ આસક્તિ રાખ્યાવિનાજ જુવે છે, તેમ તત્ત્વવેત્તા પુરૂષ યત્નવિના પ્રાપ્ત થયેલા સઘળા ભોગોને આસક્તિ રાખ્યાવિના કેવળ લીલાથીજ ભોગવે છે.[૬૩] હે રામ ! તત્ત્વને જાણનારો ગૃહસ્થ પુરૂષ કાકતાલીયની રીતે પ્રાપ્ત થયેલા સ્ત્રી આદિ ભોગોને ભોગવે તોપણ તેથી પોતે હર્ષ પણ ન પામે અને ખેદ પણ ન પામે.[૬૪] જેમ નદીના બે તરંગો મ્હોટા પર્વતને જરા પણ ચલાયમાન કરી શકે નહિ, તેમ સુખ-દુઃખો, જેણે આત્મતત્ત્વને સારીરીતે જોયું હોય એવા વિવેકી પુરૂષને જરા પણ ચલાયમાન કરી શકતાં નથી.[૬૫] સઘળા ભોગોને અનાદરથી

જોયા કરતો, કોમળ, જિતેંદ્રિય, સંતાપોથી રહિત થયેલો અને સર્વ પદાર્થોમાં રહેલા પોતાનાજ પદનું અવલંબન કરીને રહેલો જ્ઞાની પુરૂષ તે તે કાળમાં વ્યવહારસંબંધી યોગ્યક્રિયાઓને કર્યા કરતો હોય તોપણ, જગતને ઉત્પન્ન કર્યા કરતાં છતાં સ્વરૂપમાંજ નિષ્ઠા રાખીને રહેનારા બ્રહ્માની પેઠે વિક્ષેપોથી રહિતજ રહે છે.[૬૬,૬૭] જેમ દેશપ્રમાણે, કાળપ્રમાણે અને ક્રમપ્રમાણે આવ્યા કરતી ઋતુઓમાં પર્વત કોઈ પ્રકારના ક્ષોભને પ્રાપ્ત થતો નથી, તેમ દેશપ્રમાણે, કાળપ્રમાણે અને પ્રારબ્ધના ક્રમપ્રમાણે આવ્યા કરતાં સુખ–દુઃખોમાં જ્ઞાની પુરૂષ કોઈ પ્રકારના ક્ષોભને પ્રાપ્ત થતો નથી.[૬૮] હે રામ ! તત્ત્વને યથાર્થરીતે જાણનારો પુરૂષ વાણી આદિ કર્મેંદ્રિયોના વ્યાપારોથી વિષયોમાં ડૂબતો હોય તોપણ મનથી આસક્તિવિનાનોજ હોવાનેલીધે તેનું કાંઇ પણ વિષયોમાં ડૂબતું નથી.[૬૯] જો સોનાની અંદર બીજા ધાતુઓના મિશ્રણરૂપી કલંક હોય તોજ સોનું કલંકિત કહેવાય છે પણ બહાર કાદવ આદિથી લેપાયેલું હોય તો તેથી કલંકિત કહેવાતું નથી, તેમ જ્ઞાની પુરૂષ જો મનથી વિષયોમાં આસક્ત હોય તોજ આસક્ત કહેવાય છે પણ બહારથી વિષયોને ભોગવતો હોય તો તેથી આસક્ત કહેવાતો નથી.[૭૦] આત્માને શરીરથી જુદો જોયા કરતા વિવેકી પુરૂષનાં સઘળાં અંગોને કાપી નાખવામાં આવે તોપણ તેનું કાંઇ કપાઈ જતું નથી.[૭૧] અખંડ પ્રકાશવાળું નિર્મળ આત્મતત્ત્વ જો એકવાર જાણવામાં આવ્યું તો તે જાણેલુંજ રહે છે, કદી પણ પાછું ભૂલાઈ જતું નથી. જો બંધુ એકવાર સારી પેઠે ઓળખવામાં આવ્યો તો પાછો તે કદી પણ ભૂલાઇ જતો નથી.[૭૨] રજ્જુમાં થયેલી સર્પરૂપી ભ્રાંતિ એકવાર ટળી ગઇ તો પાછી પ્રાપ્ત થતીજ નથી, તેમ આત્મામાં થયેલી જગતરૂપી ભ્રાંતિ એકવાર ટળી ગઇ તો પાછી પ્રાપ્ત થતીજ નથી. જેમ પર્વતના શિખરમાંથી નીકળી ગયેલી વરસાદના પૂરની નદી પાછી તે શિખરમાં આવતી નથી, તેમ જ્ઞાનીના મનમાંથી નીકળી ગયેલી જગતરૂપી ભ્રાંતિ પાછી તે મનમાં કદી પણ આવતી નથી.[૭૩] જેમ અગ્નિના તાપથી શુદ્ધ થઇને કુંદપણાને પ્રાપ્ત થયેલું સોનું કાદવમાં ડૂબે તોપણ અંદર મેલનું ગ્રહણ કરતું નથી, તેમ વિવેકથી શુદ્ધ થઇને બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલું જ્ઞાનીનું મન પાછું વ્યવહારોમાં લાગે તોપણ અંદર મેલનું ગ્રહણ કરતું નથી.[૭૪] એકવાર સત્યજ્ઞાનથી દેહાભિમાન ટળી ગયું તો પછી જ્ઞાનીને વિષયોથી પાછું કદી પણ બંધન થતું નથી. ડીંટામાંથી એકવાર ત્રૂટી ગયેલા ફળને કોઇએ ઘણાં ઘણાં યત્નો કરીને પણ પાછું તે ડીંટામાં બાંધ્યું છે ?[૭૫] જેમ નજર પહોંચાડી ચારેબાજુથી છેદન કરીને જુદા પાડેલા પથરાને અને મણિને પાછા સાંધવામાં કોઈ પણ સમર્થ નથી, તેમ વિચારથી જુદા પાડેલા આત્માને અને અનાત્માને પાછા જોડી દેવામાં કોઈ પણ સમર્થ નથી.[૭૬] 'આ અવિદ્યા છે' એમ જાણવામાં આવ્યા પછી પાછો તે અવિદ્યામાં કોણ ડૂબે ? 'આ ચાંડાલોના ઉત્સવનો સમાજ છે' એમ જાણવામાં આવ્યા પછી પાછો કયો બ્રાહ્મણ તે સમાજને જોવા પણ જાય ?[૭૭] જેમ શુદ્ધજળમાં થયેલી દૂધની ભ્રાંતિ વિચાર કરવાથી ટળી જાય છે, તેમ આત્મામાં થયેલી સંસારરૂપી ભ્રાંતિ વિચાર કરવાથી ટળી જાય છે.[૭૮] ઉત્તમ બ્રાહ્મણો જળ સમજીને મદ્યને ત્યાંસુધીજ પીએ, કે જ્યાંસુધી તે 'મદ્ય છે' એમ જાણવામાં ન આવે, જાણવામાં આવે કે તુરતજ તેને છોડીજ દે, તેમ સમજુ પુરૂષો અનાત્માને આત્મા સમજીને ત્યાંસુધીજ સ્વીકારે, કે જ્યાંસુધી

તે અનાત્મા છે એમ જાણવામાં ન આવે, જાણવામાં આવે કે તુરતજ તેને છોડીજ દે.[૭૯] જેમ ચિત્રમાં આળેખેલી સ્ત્રી રૂપથી તથા લાવણ્યથી યુક્ત છતાં પણ કેવળ રાતા-પીળા રંગોથીજ ગોઠવાયેલી હોવાનેલીધે નિસ્સારજ છે, તેમ સાચી સ્ત્રીપણ રૂપથી તથા લાવણ્યથી યુક્ત છતાં પણ કેવળ માંસ તથા અસ્થિઓ આદિથીજ ગોઠવાયેલી હોવાનેલીધે નિસ્સારજ છે એમ તત્ત્વવેત્તાઓ જાણે છે અને તેમ જાણવાથી સ્ત્રીને ચિત્રમાં આળેખેલી સ્ત્રીજેવીજ દેખે છે.[૮૦] જેમ ચિત્રમાં આળેખેલી સ્ત્રીનું આંજણ તથા કસુંબી ઓઢણું આદિ સઘળું કાળા રાતા રંગોમયજ છે, તેમ જીવતી સ્ત્રીનું પણ કેશ તથા હોઠ આદિ સઘળું માંસાદિ બીભત્સપદાર્થોમયજ છે માટે સ્ત્રીની ઉપર શી આસક્તિ રાખવી હોય?[૮૧] જેણે ગોળના મધુરરસનો અનુભવ કર્યો હોય તે માણસના તે અનુભવને બદલાવવાસારૂ કોઇ માણસો તે માણસને ડામ દે અથવા તેનાં અંગોને કાપવા લાગે તોપણ તે માણસને ગોળના મધુરરસનો જે અનુભવ થયો હોય તે બદલાતો નથી, તેમ જેને આત્મસ્વરૂપના આનંદનો અનુભવ થયો હોય તે માણસને બીજાં માણસો ગમે તેવી સાંકડમાં લે તોપણ તેને થયેલો આત્મસ્વરૂપના આનંદનો અનુભવ બદલાતો નથી.[૮૨] જેમ જારપુરૂષમાં અત્યંત આસક્ત થયેલી સ્ત્રી ઘરનાં અનેક કામ-કાજેમાં લાગેલી હોય તોપણ મનમાં એના એ જારપુરૂષના સંગરૂપી અમૃતનો સ્વાદ-લીધા કરતી હોય છે તેથી તેને કોઈ પણ માણસો તે વ્યસનમાંથી ચલાયમાન કરી શકતાં નથી, તેમ અત્યંત શુદ્ધ પરમતત્ત્વમાં વિશ્રાંતિ પામેલો પુરૂષ અનેક વ્યવહારોમાં લાગેલો છતાં પણ મનમાં એ પરમતત્ત્વનોજ સ્વાદ લીધા કરતો હોય છે તેથી તેને ઈંદ્રિ આદિ દેવતાઓ પણ એ લાગણીમાંથી ચલાયમાન કરી શકતા નથી.[૮૩,૮૪] જારપુરૂષના સંગમાં આસક્ત રહેનારી સ્ત્રીને કયા પતિએ પોતે બળવાન છતાં પણ તેના મનમાં રહ્યા કરતા જારપુરૂષના સંગરૂપી મહોત્સવનું વિસ્મરણ કરાવી શકાયું છે? કોઇએ પણ કરાવી શકાયું નથી.[૮૫] તેમ જગતસંબંધી સઘળા વિષયોના આનંદો જેમાં એકરસ થઇ જાય છે એવા બ્રહ્માનંદમાં આસક્ત રહેનારા તત્ત્વવેત્તા પુરૂષને બીજા કયા લોકોથી અથવા બીજા કયા વિષયોથી પોતે પ્રબળ છતાં પણ તેના મનમાં રહ્યા કરતા બ્રહ્માનંદરૂપી મહોત્સવનું વિસ્મરણ કરાવી શકાય? કોઇથી પણ કરાવી શકાય નહિ.[૮૬] જેમ જારપુરૂષના વ્યસનવાળી વહુ સઘળી ખટપટોવાળા ઘરના વ્યવહારને અખંડિતરીતે કર્યા કરતી હોય, કુલનાં માણસોને પરતંત્ર હોય અને તેને તેનો ધણી તથા સસરો વઢયા કરતો હોય તોપણ તે વહુ મનમાં જારપુરૂષના સંગના આનંદમાંજ મગ્ન રહે છે અને કોઈ દુઃખોને ગણકારતી નથી, તેમ અવિદ્યાથી રહિત થઇને આત્મસ્વરૂપના આનંદમાં લાગેલો પવિત્ર પુરૂષ અખંડિતરીતે વ્યવહાર કર્યા કરતો હોય, વ્યવહારમાં બીજા લોકોને પરતંત્ર હોય અને તેને કેટલાએક દુર્જનો સંતાપતા હોય તોપણ તે પુરૂષ મનમાં આત્મસ્વરૂપના આનંદમાંજ મગ્ન રહે છે અને કોઈ દુઃખોને ગણકારતો નથી.[૮૭-૮૮] એવો બ્રહ્મવેત્તા પુરૂષ કદીપણ આંસુ ખેરીને રોતો નથી, કપાઈ જાય તોપણ કપાતો નથી, બળી જાય તોપણ બળતો નથી અને મરી જાય તોપણ મરતો નથી.[૯૦] વ્યવહારસંબંધી સુખ-દુઃખોરૂપી સન્નિપાતથી રહિત થયેલો અને શરીરનાં પ્રારબ્ધની ગતિથી ગમેતેવાં ભારે સંકટો આવી પડતાં પણ તેઓના ઉપર ધ્યાનજ નહિ આપનારો જીવન્મુક્ત પુરૂષ ઘરમાં રહે

તોપણ ભલે, ઉત્તમનગરમાં રાજ્ય કરે તોપણ ભલે, મ્હોટા પર્વતની ગુફામાં રહે તોપણ ભલે, ઉજાડ જંગલમાં રહે તોપણ ભલે અને તપોવનમાં રહે તોપણ ભલે.[૯૧]

व्यपगतसुखदुःखसन्निपातो विधिविधुरेष्वपि संकटेष्वचित्तः ।
विलसतु सदने पुरोत्तमे वा विततगिरौ विपिने तपोवने वा ॥ ९१ ॥

શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'વૈરાગ્યોપદેશ' નામનો ચુંવોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૪

## સર્ગ ૭૫ મો* અધિકારમાં રહેવા છતાં તેથી નહિ લેપાયેલાઓનાં નામ

वसिष्ठ उवाच । जनकः संस्थितो राज्ये व्यवहारपरोपि सन् ।
विगतज्वर एवांतरनाकुलमतिः सदा ॥ १ ॥

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! જીવન્મુક્ત થયેલો જનકરાજા રાજ્યસંબંધી વ્યવહારો કર્યા કરતાં છતાં પણ સર્વદા મનની અંદર સંતાપોથી રહિત અને આકુલપણાવિનાની બુદ્ધિવાળો રહીને રાજ્ય કરે છે.[૧] તમારા દાદા દિલીપરાજાએ સઘળાં કામ-કાજોમાં અત્યંત તત્પર રહેતાં છતાં પણ મનમાં કોઈ પ્રકારની આસક્તિ નહિ રાખતાં, લાંબાકાળસુધી પૃથ્વીને ભોગવી હતી.[૨] જ્ઞાની હોવાનેલીધે સુખ-દુઃખાદિથી નિર્લેપ રહીને લોકોનું પાલન કરતા જીવન્મુક્ત વૈવસ્વતમનુએ લાંબાકાળસુધી રાજ્ય કર્યું હતું.[૩] માંધાતારાજા પોતાના જીવનનો લાંબોકાળ પૂરો થતાંસુધી વિચિત્ર સૈન્યોવાળાં તથા વિચિત્રબળોવાળાં યુદ્ધોમાં અને ઘણા ઘણા વ્યવહારોમાં રહેતાં છતાં પણ મનમાં રાગ-દ્વેષથી રહિતપણાનેલીધે પરમપદને પામ્યો હતો.[૪] બળિરાજા પાતાળમાં રહીને જાણે વ્યવહારને સાચો ગણતો હોય એવીરીતે વ્યવહાર કર્યા કરે છે, તોપણ સર્વદા મનથી ત્યાગ કરનારો અને આસક્તિવિનાનો હોવાનેલીધે જીવન્મુક્તજ છે[૫] દાનવોનો રાજા નમુચિ સર્વદા દેવતાઓની સામે યુદ્ધો કરવાની ગોઠવણોમાં લાગ્યો હતો અને દેવતાઓનાં તથા દૈત્યોનાં અનેક પ્રકારનાં આચરણોના વિચારોમાં ગુંથાયેલો રહેતો હતો તોપણ મનથી આસક્તિવિનાનો હોવાનેલીધે કોઇ પ્રસંગમાં પણ વ્યાકુળ થયો નહિ હતો.[૬] ઉદારમનવાળા અને માન ધરાવનારા વૃત્રાસુરે પણ મનમાં શાંત રહીને દેવતાઓની સાથે સંગ્રામ કર્યો હતો અને ઇંદ્રની સાથે યુદ્ધ કરીને દેહનો ત્યાગ કર્યો હતો.[૭] પાતાળનો સ્વામી પ્રહ્લાદ પણ દાનવોનાં રાજ્યસંબંધી સઘળાં કાર્યો કરતાં છતાં પણ અવિનાશી અને વચનથી વર્ણવી શકાય નહિ એવા બ્રહ્માનંદમાં રહેલો છે.[૮] શંબરાસુર માયાઓ કરવામાં તત્પર રહેતો હતો તોપણ પોતામાં બ્રહ્માત્મકપણાની ભાવના કર્યા કરતો હતો અને તેણે મનથી આ માયિકસંસારને છોડી દીધો હતો.[૯] 'કુશલ' નામનો દાનવ સઘળા દાનવોને પોતાના પક્ષમાં રાખી વિષ્ણુની સાથે સંગ્રામો કર્યા કરતો હતો તોપણ તેણે બ્રહ્મવિદ્યાના પ્રભાવનેલીધે આસક્તિથી રહિત રહીને મનથી આ સંસારને છોડી દીધો હતો.[૧૦] સઘળા દેવતાઓના મુખરૂપ અગ્નિ અનેક કાર્યોમાં તત્પર રહ્યા કરે છે અને લાંબાકાળથી યજ્ઞોમાં પૂજાય છે તથા યજ્ઞોનાં હવિષ્યોનું ગ્રહણ કરે છે તોપણ જીવન્મુક્તપણાથી સંસારમાં રહ્યો છે.[૧૧] જેમ આકાશ આપણાં શરીરો આદિથી

* આ પંચોતેરમા સર્ગમાં મ્હોટા મ્હોટા અધિકારોમાં રહેતાં છતાં પણ હર્ષ-શોક આદિથી નહિ લેપાયેલા દેવ, અસુર અને માણસો આદિ ઘણા જીવન્મુક્તોનાં નામો આપવામાં આવશે.

ફખાતાં છતાં પણ કોઇ પ્રકારે સુખ-દુઃખાદિના સંબંધને પ્રાપ્ત થતું નથી, તેમ ચંદ્ર દેવતાઓએ પોતાનું અમૃત પીવાતાં છતાં પણ બ્રહ્માકાર મનવાળો રહેવાથી ક્યાંય સુખ-દુઃખાદિના સંબંધને પ્રાપ્ત થતો નથી.[૧૨] દેવતાઓના ગુરૂ બૃહસ્પતિ સ્વર્ગમાં પુરોહિતપણાસંબંધી વિચિત્રકાર્યો કર્યા કરે છે અને તેમણે પોતાની સ્ત્રી તારાને ચંદ્રના ઘરમાંથી પાછી લેવાસારૂ ચંદ્રની સાથે યુદ્ધની ખટપટ ઉઠાવી હતી તોપણ મનથી અસંગ હોવાનેલીધે જીવન્મુક્તજ છે.[૧૩] દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય કે જે આકાશને પોતાની કાંતિથી પ્રકાશિત કરે છે, મહાપંડિત છે અને નીતિશાસ્ત્ર રચીને સર્વને ધન આદિનું પાલન કરવાની યોગ્યયુક્તિઓ બતાવનાર છે તેપણ મનમાં નિર્વિકાર રહીનેજ પોતાના આયુષ્યના સમયને વ્યતીત કરે છે.[૧૪] વાયુ લાંબાંકાળથી બ્રહ્માંડની અંદર રહેનારાં સર્વ પ્રાણીઓનાં શરીરોને ચલાવ્યા કરે છે તથા પોતે સર્વદા સઘળા જગતમાં વિચર્યા કરે છે તોપણ મનમાં હર્ષ-શોકાદિથી રહિત રહેવાનેલીધે જીવન્મુક્તજ છે.[૧૫] લોકોનાં ઊંચી-નીચી સ્થિતિઓમાં થતાં પરિવર્તનોને તથા તેઓથી થતા ઉદ્વેગોને જાણતાં છતાં પણ મનમાં કશો ખેદ નહિ ધરતા બ્રહ્મા પણ પોતાના મનને સમસ્થિતિમાં રાખીને પોતાના વિસ્તીર્ણ આયુષ્યના સમયને કહાડ્યા કરે છે.[૧૬] વિષ્ણુભગવાન જીવન્મુક્ત છતાં પણ આ સંસારમાં લાંબાકાળથી તે તે અવતારોને લઇને જરા, મરણ તથા યુદ્ધ આદિ લીલાઓને કર્યા કરે છે.[૧૭] હે રામ ! સદાશિવ જીવન્મુક્ત છતાં પણ જેમ કામીપુરૂષ કામનાવાળી સ્ત્રીને ધરી રહે, તેમ જાણે સૌભાગ્યરૂપી વૃક્ષની મંજરી હોય એવાં પાર્વતીને પોતાના દેહના અર્ધભાગમાં ધરી રહ્યા છે.[૧૮] પાર્વતીએ પોતે જીવન્મુક્ત છતાં પણ જેમ ચંદ્રની કળાઓજેવા નિર્મળ શુદ્ધ મોતીઓના હારને ગળે બાંધવામાં આવે, તેમ ગોરાં અંગોવાળા સદાશિવને ગળે બાંધ્યા છે.[૧૯] ગંભીર બુદ્ધિવાળા, મહાવીર અને જાણે સઘળી વિદ્યાઓરૂપી રત્નોનો રહેવાનો એક સમુદ્ર હોય એવા કાર્તિકેયસ્વામીએ પોતે મુક્ત છતાં પણ તારકાસુર આદિ દૈત્યોની સાથે યુદ્ધો કર્યાં હતાં.[૨૦] હે રામ ! સદાશિવના 'ભૃંગીશ*' નામના એક પાર્ષદે ધ્યાનથી શુદ્ધ થયેલી અને ધીરતાવાળી જીવન્મુક્તબુદ્ધિથીજ પોતાનાં માતાજી પાર્વતીને પોતાના લોહી અને માંસ શરીરમાંથી કહાડીને પાછાં આપ્યાં હતાં.[૨૧] નારદમુનિ જીવન્મુક્ત છે તોપણ લોકોમાં કજીયારૂપ કૌતુકને પ્રવર્તાવનારી લીલા કરતા કરતા આ જગતરૂપી જંગલમાં ફર્યા કરે છે.[૨૨] આ મહા સમર્થ અને માનનીય વિશ્વામિત્ર પણ પોતે મનથી સઘળી આસક્તિઓવિનાના રહીને વેદોમાં કહેલી યજ્ઞ આદિ ક્રિયાઓને કર્યા કરે છે.[૨૩] શેષનાગ પણ જીવન્મુક્ત રહીનેજ પૃથ્વીનું ધારણ કરે છે, સૂર્ય પણ જીવન્મુક્ત રહીનેજ દિવસ કરવાની ક્રિયાને ચલાવ્યા કરે છે અને યમ પણ જીવન્મુક્ત રહીનેજ પાપી લોકોને શિક્ષા કર્યા કરે છે.[૨૪] આ ત્રૈલોક્યમાં જીવન્મુક્ત થયેલા બીજા પણ સેંકડો યક્ષો, અસુરો, મનુષ્યો અને દેવતાઓ આસક્તિવિનાના મનથીજ અનેક વ્યવહારોને કર્યા કરે છે.[૨૫] કેટલાએક મહાત્માઓ

* 'ભૃંગીશ' અથવા 'ભૃંગિરિટિ' નામનો એક પ્રમથ પાર્વતીનો અનાદર કરીને શિવનુંજ આરાધન કરતો હતો. તેથી કોપ પામેલાં પાર્વતીએ તેના શરીરમાંથી માંસ તથા રૂધિરરૂપ પોતાનો ભાગ પાછો માગતાં, તેણે પોતાનાં માંસ તથા રૂધિર પાર્વતીને પાછાં આપ્યાં હતાં. પુત્રના શરીરમાં માંસ તથા રૂધિર માતાનો ભાગ છે અને અસ્થિ આદિ પિતાનો ભાગ છે. આ કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે.

અનેક ખટપટોથી ભરેલા વ્યવહારોમાં રહેતાં છતાં પણ મનમાં અત્યંત શીતળ રહે છે અને કેટલાએક મૂઢપુરૂષો પથરાઓની પેઠે કશી ક્રિયા કરતા નથી તોપણ મનમાં તપ્યા કરે છે.[૨૬] કેટલાએક જીવન્મુક્ત પુરૂષો પરમબોધને પ્રાપ્ત થઇને વનમાં ગયેલા છે. જેમ કે ભૃગુ, ભરદ્વાજ, વિશ્વામિત્ર અને શુક વગેરે.[૨૭] કેટલાએક જીવન્મુક્ત પુરૂષો છત્ર–ચામરોની મોજ માણતા, રાજ્યોમાં રહેલા છે. જેમકે જનકરાજા, શર્યાતિરાજા, માંધાતારાજા અને સગરરાજા ઈત્યાદિ.[૨૮] કેટલાએક જીવન્મુક્ત પુરૂષો આકાશની અંદર નક્ષત્રોના ચક્રમાં રહેલા છે. જેમકે બૃહસ્પતિ, શુક્રાચાર્ય, ચંદ્ર, સૂર્ય અને સપ્તર્ષિઓ ઈત્યાદિ.[૨૯] કેટલાએક જીવન્મુક્ત પુરૂષો દેવપદવીને પ્રાપ્ત થઈ વિમાનોમાં બેસીને ફરે છે. જેમ કે અગ્નિ, વાયુ, વરૂણ, યમ, તુંબરૂ અને નારદ ઈત્યાદિ.[૩૦] કેટલાએક જીવન્મુક્ત પુરૂષો પાતાળમાં રાજ્ય કરે છે. જેમ કે બળિરાજા, સુહોત્રાસુર, અંધાસુર, પ્રહ્‌લાદ અને આહ્‌લાદ ઈત્યાદિ.[૩૧] પશુઓની તથા પક્ષિઓની જાતિઓમાં પણ કેટલાએક ગરૂડ, હનુમાન તથા જાંબવાન આદિ જીવન્મુક્ત લોકો છે અને દેવતાઓની યોનિઓમાં પણ કેટલાએક અજ્ઞાનીઓ છે.[૩૨] 'દેવતાઓની યોનિ અત્યંત સાત્વિક છે તે છતાં પણ તેમાં કેટલાએક અજ્ઞાનીઓ કેમ છે?' એવી શંકા રાખવી નહિ. કેમ કે અત્યંત વિસ્તીર્ણ અને સર્વરૂપ પરમાત્મામાં માયા નામની વિચિત્ર શક્તિનેલીધે સર્વ દેશમાં, સર્વકાળમાં, સર્વ પ્રકારે અને સર્વથી સર્વ થવું સંભવે છે.[૩૩] દૈવનો અનંત આરંભોથી ભરેલો નિયમ વિચિત્ર છે અને તેમાં મન આદિ અંશોની વિચિત્રતાનેલીધે સર્વત્ર સઘળું અસંભવિત પણ જોવામાં આવે છે.[૩૪] દૈવ એ કાંઈ કોઈ બીજો પદાર્થ નથી પણ જે ચેતનરૂપ આપણો આત્મા છે તેજ બ્રહ્મા, દૈવ, વિષ્ણુ વિધાતા, સર્વેશ્વર, શિવ અને ઈશ્વર ઈત્યાદિ નામોથી કહેવાય છે.[૩૫] માયારૂપી શક્તિ કે જેમાં તુચ્છવસ્તુની અંદર ઉત્તમવસ્તુની સ્થિતિ અને ઉત્તમવસ્તુની અંદર તુચ્છવસ્તુની સ્થિતિ આદિ અનેક ગડબડો જોવામાં આવે છે તેમાં ન ઘટે એવું શું હોય? તુચ્છવસ્તુની અંદર પણ ઉત્તમ વસ્તુ રહે છે. જેમ કે રેતીના કણોમાં સોનું જોવામાં આવે છે. તેમજ ઉત્તમવસ્તુની અંદર પણ તુચ્છવસ્તુ રહે છે. જેમ સુવર્ણના કણોની અંદર મેલ જોવામાં આવે છે.[૩૬] અયોગ્યપદાર્થમાં પણ યુક્તિથી જોઇએ તો કોઈ જાતની યોગ્યતા જોવામાં આવે છે. જેમ કે પાપનું ફળ અત્યંત અયોગ્ય છે તોપણ તેની બ્હીકથી લોકો ધર્મમાં પ્રવર્તે છે, તો એટલી તેમાં પણ યોગ્યતા છે.[૩૭] જે પદાર્થ શૂન્ય હોય તેમાંથી પણ કોઈ સમયે સાચું ફળ થતું જોવામાં આવે છે. જેમ કે ધ્યાનયોગ અત્યંત શૂન્ય છે તોપણ તેથી સાચા બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે.[૩૮] જે પદાર્થ મુદ્દલ હોયજ નહિ તે પદાર્થ પણ દેશના તથા કાળના વિલાસનેલીધે તુરત ઉદય પામે છે. જેમ કે ઇંદ્રજાળની સૃષ્ટિમાં શીંગડાંવાળાં સસલાં જોવામાં આવે છે.[૩૯] જે પદાર્થો વજ્રજેવા અત્યંત દૃઢ હોય તેઓ પણ ક્ષય પામતા જોવામાં આવે છે. જેમ કે કલ્પના અંતે ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, સમુદ્રો અને દેવતાઓ ઈત્યાદિક પણ ક્ષય પામે છે.[૪૦] હે રામ! આ પ્રમાણે જગત અનિયમિતસ્થિતિવાળુંજ છે અને તેમાં અમુક પદાર્થ સંભવે અને અમુક પદાર્થ ન સંભવે એવો કોઈ જાતનો ક્રમજ નથી, માટે હર્ષને, ક્રોધને, ખેદને તથા વ્યવહારસંબંધી ફળોની આશાઓને છોડી દઇને સમતા પામો.[૪૧] આ જગતમાં અસંભવિત સંભવિત પણ થઈ જાય છે અને સંભવિત અસંભવિત

પણ થઈ જાય છે એટલામાટે આવા ગડબડીયા જગતની ઉપર રૂચિ તથા અરૂચિ બન્નેને છોડી દઇને સમતા ધરો.[42] હે રામ ! આ ઉપરથી એમ નહિ સમજવું કે 'કોઈ સમયે વિદેહમુક્તિમાં પણ રખેને સંસારની પ્રાપ્તિ થઈ જતી હોય.' કેમ કે કરોડો લોકો તત્ત્વજ્ઞાનની અપ્રવૃત્તિરૂપી અજ્ઞાનદશામાંજ અત્યંત અસંભાવિત કરોડો અનર્થોની સંભાવનારૂપ ભ્રમમાં ડૂબે છે પણ મુક્તિમાં તેવા ભ્રમમાં ડૂબતા નથી. જેથી ભ્રમોમાં ડૂબવું પડે છે એવું અજ્ઞાનજ મુક્તિમાં નષ્ટ થઈ જાય છે માટે મુક્તિમાં કોઈ જાતનો ભ્રમ રહેતોજ નથી.[43] હે રામ ! મુક્તિ આત્મારૂપ હોવાનેલીધે સર્વદા પ્રાપ્તજ છે; માટે તેના ટળી જવાની શંકાજ નથી. લોકમાં કહેવામાં આવે છે કે 'મુક્તિ પ્રાપ્ત થઈ' પણ તે નવી પ્રાપ્ત થતી નથી; પરંતુ જેમ કંઠમાં પહેરેલો છતાં ભૂલાઈ ગયેલો હાર તેનું માત્ર સ્મરણ થવાથી પ્રાપ્ત થયેલો કહેવાય છે, તેમ મુક્તિમાત્ર વિવેક પ્રાપ્ત થવાથી પ્રાપ્ત થયેલી કહેવાય છે. કરોડો જીવો વિવેકની પ્રવૃત્તિથીજ મુકત થઈ ગયેલા છે.[44] મુક્તિ વિવેકથી સુલભ છે પણ અવિવેકથીજ અલભ્ય લાગે છે. મનનો ક્ષય થવાથી મુક્તિ થાય છે અને તે મનનો ક્ષય વિવેકથી થાય છે માટે તમે વિવેકને પ્રદીપ્ત કરો.[45] મુક્તિને ઇચ્છનારા પુરૂષે આત્માના અવલોકનમાં યત્ન કરવો જોઇએ. આત્માનું દર્શન મળવાથી સઘળાં દુઃખોનાં માથાં કપાઈ જાય છે.[46] આ સમયમાં પણ રાગથી તથા અભિનિવેશથી રહિત થયેલા અને ગંભીરબુદ્ધિવાળા સુહોત્રરાજાજેવા તથા જનકરાજાજેવા ઘણા ઘણા જીવન્મુક્ત પુરૂષો છે માટે 'પૂર્વકાળના પુરૂષોનેજ જીવન્મુક્તિ થતી હતી' એમ સમજવું નહિ.[47] હે રામ! આમ છે એટલામાટે તમે પણ વિવેકથી તથા વૈરાગ્યથી ધીરજવાળી બુદ્ધિનો ઉદય કરી અને ઢેફાંમાં, પથરામાં તથા સોનામાં સમાનદૃષ્ટિ રાખીને જીવન્મુક્તપણાથી વિહાર કરો.[48] લોકમાં વિવેકી પ્રાણીઓને પ્રાપ્ત થતી મુક્તિ બે પ્રકારની છે. એક સદેહમુક્તિ અને બીજી વિદેહમુક્તિ. મુક્તિના એ બે ભેદ હોવાનું જે કારણ છે તે કહું છું. સાંભળો.[49] હે રામ ! પદાર્થોમાં આસક્તિ ટળીજવાથી મનની જે શાંતિ થાય છે તે મુક્તિ કહેવાય છે. આવા પ્રકારની મનની શાંતિ શરીર જીવતાં છતાં પણ હોવી સંભવે છે અને શરીર પડીગયા પછી પણ હોવી સંભવે છે.[50] અનાત્મપદાર્થોમાં આત્મપણાની ભ્રાંતિથી થયેલા અને થતા સ્નેહનો જે ક્ષય થવો એજ ઉત્તમ મુકિત છે એવો સિદ્ધાંત છે. એવીરીતનો સ્નેહનો અભાવ, શરીર હોય તોપણ સંભવે છે અને શરીર પડી ગયું હોય તોપણ સંભવે છે.[51] શરીર જીવતાં છતાં જે પુરૂષ સ્નેહથી રહિત રહેતો હોય તે જીવન્મુક્ત કહેવાય છે, જેને અનાત્મપદાર્થોમાં સ્નેહ હોય તે બદ્ધ કહેવાય છે અને જીવન્મુક્ત થયા પછી જે મરી જાય તે મુવા પછી પણ સ્નેહથી રહિતજ રહેવાનેલીધે વિદેહમુક્ત કહેવાય છે.[52] હે રામ! મોક્ષનેમાટે યુક્તિપૂર્વક યત્ન કરવો જોઇએ. જો યુક્તિવિના એકલો યત્નજ કરવામાં આવે તો ગાયના પગલાનું ખાબોચીયું પણ દુસ્તર થઈ પડે છે.[53] યુક્તિવિનાનો યત્ન કરવાથી આત્મતત્ત્વના નિશ્ચયરૂપ ફળ થતું નથી અને તે ફળ નહિ થવાથી યત્ન વ્યર્થ જતાં, યત્નને માટે જે મ્હોટું કષ્ટ વેઠયું હોય તે પણ માથે પડે છે. આમ છે એટલામાટે કેવળ મૂઢતાથી યુક્તિવિનાનો યત્ન કરીને આત્માને અનર્થોમાં નાખવો નહિ.[54] તમે મ્હોટી ધીરજનું અવલંબન કરી, મુક્તિની પ્રાપ્તિનેમાટે યુક્તિપૂર્વક, યત્નમાં મન લગાવી પોતાની મેળે પોતાના આત્માનો વિચાર કરો. યુક્તિપૂર્વક મ્હોટો યત્ન કરવાથી સંસારરૂપી સમુદ્ર

ગાયના પગલાના ખાબોચીયાજેવો થઇ જાય છે.[૫૫] બુદ્ધે આત્મતત્ત્વના નિશ્ચયનેમાટે મ્હોટો યત્ન કર્યો પણ યુક્તિવિનાનો કર્યો તેથી તે બુદ્ધ આત્મતત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં ક્ષણિકબુદ્ધિની ધારાને આત્મા સમજીને તેમાંજ ખરાબ થયો છે. સાંખ્યના આચાર્ય કપિલે પણ આત્મતત્ત્વના નિશ્ચયનેમાટે મ્હોટો યત્ન કર્યો પણ યુક્તિવિનાનો કર્યો તેથી તેપણ આત્મતત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં, ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રધાનને પણ સત્ય માનીને દ્વૈતમાં ખરાબ થયો છે. જૈનમતને ચલાવનારો કોઇ રાજા હતો તેણે પણ આત્મતત્ત્વના નિશ્ચયનેમાટે મ્હોટો યત્ન કર્યો પણ યુક્તિવિનાનો કર્યો તેથી તે પણ આત્મ તત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં, આત્માને અવયવોવાળો માનીને અને તે અવયવોને વધવા–ઘટવાના સ્વભાવવાળા માનીને અધ્રુવપણામાં ખરાબ થયો છે. શ્રુતિઓના રહસ્યને જાણનારા મહાત્મા પુરૂષોજ આત્મતત્ત્વના ખરા નિશ્ચયરૂપ મુક્તિપદને પ્રાપ્ત થયા છે એ કેવળ તેઓને યુક્તિપૂર્વક યત્ન કરવાનું મ્હોટું ફળ મળ્યું છે.[૫૬]

**यदुपगतः सुगतः पदं प्रधानं यदपगतोऽध्रुवतां नृपश्च कश्चित् ।**
**यदुपगताः पदमुत्तमं महान्तः प्रयतनकल्पतरोर्महाफलं तत् ॥ ५६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦ 'મુક્તામુક્તવિચાર' નામનો પંચોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૫**

## સર્ગ ૭૬ મો* સંસારસમુદ્રથી તરવાના ઉપાયોનું વર્ણન

**वसिष्ठ उवाच । ब्रह्मणः समुपायांति जगंतीमानि राघव ।**
**स्थैर्यं यांत्यविवेकेन शाम्यंत्येव विवेकतः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! આ સઘળાં બ્રહ્માંડો બ્રહ્મમાંથી પ્રકટ થાય છે, અવિવેકથી સ્થિર થાય છે અને વિવેકથી શાંતજ થઇ જાય છે.[૧] બ્રહ્મરૂપી સમુદ્રમાં જગતનાં જાળોરૂપી જેટલી ચકરીઓ ફર્યા કરે છે અને જાળીયાંઓમાં પડતી સૂર્યની કાંતિઓમાં જેટલા ત્રસરેણુઓ ઉડે છે તેઓની સંખ્યા કરવાને કોણ સમર્થ છે ? કોઈ પણ સમર્થ નથી.[૨] હે રૂપાળા રામ ! અયથાર્થવિચાર જગતની સ્થિતિનું કારણ છે અને યથાર્થવિચાર જગતની શાંતિનું કારણ છે.[૩] આ સંસારરૂપી ભયંકર સમુદ્ર અત્યંત દુષ્પાર છે અને તેમાંથી તરી પાર ઉતરવું હોય તો યુક્તિવિના અને પ્રયત્નવિના બની શકે એમ નથી.[૪] મરણોરૂપી અગાધ ચકરીઓથી તથા કલ્લોલોથી વ્યાકુળ મધ્યવાળો, પુણ્યોરૂપી ભમતાં ફીણોવાળો, નરકોરૂપી પ્રજ્વલિત વડવાગ્નિઓવાળો, તૃષ્ણાઓરૂપી ચપળ લહરીઓવાળો, ચિત્તોરૂપી જળહાથીઓવાળો, ભોગોરૂપી રત્નોના ડાબલાજેવો, રોગોરૂપી ભયંકર સર્પોથી વ્યાપ્ત થયેલો, ઇંદ્રિયોરૂપી ઝૂડોની ધુધવાટીવાળો અને જેમાં પ્રાણીઓનાં જીવિતોરૂપી નદીઓ લીન થતી જાય છે એવો આ સંસારરૂપી સમુદ્ર જેના મોહરૂપી જળના પૂરથી ભરાઇને પૂર્ણ થયો છે તેજ જો એ સમુદ્રને તરે તો તેણે મ્હોટો પુરૂષાર્થ કર્યો કહેવાય.[૫.૭] હે રામ ! આ સમુદ્રમાં પહાડજેવા ધીરપુરૂષોને પણ ખેંચી શકનારી,

* આ છોતેરમા સર્ગમાં સ્ત્રીઓરૂપી કલ્લોલોવાળા સંસારરૂપી સમુદ્રનું, તેમાંથી તરી પાર ઉતરવાના ઉપાયનું અને તરીને પાર ઉતર્યા પછી યથેષ્ટવિહાર કરવાનું નિરૂપણ કરવામાં આવશે.

હોઠની શોભાઓરૂપી માણિક્યોથી સંપન્ન, નેત્રોરૂપી નીલકમળોવાળી, દાંતોરૂપી પુષ્પોથી તથા ફળોથી ઘેરાયેલી, મંદહાસ્યોરૂપી ફીણોથી શોભી રહેલી, કેશોરૂપી ઈંદ્રનીલમણિઓવાળી, ભ્રુકુટીઓના વિલાસોરૂપી ચલનોવાળી, નિતંબોરૂપી મ્હોટાં ઊઆણોવાળી, કંઠોરૂપી શંખોથી દીપી રહેલી, લલાટોરૂપી રત્નમય પાટીયાંઓવાળી, વિલાસોરૂપી ઝૂડોની ભીડવાળી, કટાક્ષોરૂપી ગંભીરભ્રમણોવાળી અને કાંતિઓરૂપી સોનાની રેતીઓવાળી આ સ્ત્રીઓરૂપી ચંચળ અને સુંદર અપૂર્વ લહરીઓ ફેલાયેલી છે તે જુવો.[૮-૧૧] આવી ચપળ લહરીઓનેલીધે અત્યંત ભયંકર થયેલા આ સંસારરૂપી સમુદ્રમાંથી જો તેમાં ડૂબેલો પુરૂષ બહાર નીકળે તો તેણે મ્હોટો પુરૂષાર્થ કર્યો ગણાય.[૧૨] બુદ્ધિરૂપી મ્હોટું વહાણ છતાં અને વિવેકરૂપી એ વહાણને ચલાવનારો છતાં જે પુરૂષ આ સંસારરૂપી સમુદ્રને તરી જાય નહિ તે પુરૂષને ધિક્કાર છે.[૧૩] આ સંસારરૂપી સમુદ્ર કે જેનો આ તરફ કે પેલી તરફ છેડોજ દેખાતો નથી તેને સઘળીરીતે બ્રહ્મરૂપ બનાવી દઇને જે પુરૂષ તેમાં વિચરે તેજ સાચો પુરૂષ કહેવાય છે.[૧૪] મહાત્માઓની સાથે આ સંસારરૂપી સમુદ્રનો વિચાર કરી તથા બુદ્ધિથી તેનું અવલોકન કરીને તે પછી જો પુરૂષ તેમાં ક્રીડા કરે તો તે ક્રીડા શોભે છે. વિચાર કર્યાવિના તથા અવલોકન કર્યાવિના આ સમુદ્રમાં ક્રીડા કરવી શોભતીજ નથી.[૧૫] હે રામ ! આ જગતમાં તમે વિચારમાં વિચક્ષણબુદ્ધિવાળા હોવાનેલીધે ભાગ્યશાળી છો અને ભાગ્યશાળી છો તેથી આ અવસ્થામાંજ સંસારનો વિચાર કરવા લાગ્યા છો.[૧૬] જે પુરૂષ તમારી પેઠે ન્હાની અવસ્થામાંજ અતિ સુંદરબુદ્ધિથી સંસારરૂપી સમુદ્રનો વિચાર કરીને પછી તેમાં પ્રવેશ કરે તે પુરૂષ એ સમુદ્રમાં ડૂબતો નથી.[૧૭] હે રામ ! જેમ ગરૂડ પ્રથમ વિચાર કરીને પછી સર્પોને ભોગવે છે ( ખાય છે ), તેમ સમજુ પુરૂષે બુદ્ધિથી પ્રથમ વિચાર કરીને પછી આ ભયંકર ભોગોને ભોગવવા જોઇએ.[૧૮] સંસારના વ્યવહારમાં પણ એજ પદ્ધતિ જોવામાં આવે છે કે વિચાર કરી તલસ્પર્શ કરીને જે જે સંપત્તિઓનું સેવન કરવામાં આવે તે તે સંપત્તિઓ માણસને પરિણામે સુખ આપે છે અને વિચાર કર્યાવિના તથા તલસ્પર્શ કર્યાવિના જે સંપત્તિઓનું સેવન કરવામાં આવે તે સંપત્તિઓ કેવળ દુઃખદાયીજ થાય છે.[૧૯] જેમ વસંતઋતુ જોવામાં આવતાં, વૃક્ષના સૌંદર્ય આદિ ગુણો વૃદ્ધિ પામે છે, તેમ તત્ત્વ જોવામાં આવતાં, પુરૂષનાં બળ, બુદ્ધિ અને તેજ વૃદ્ધિ પામે છે.[૨૦] હે રઘુનંદન ! તમે જે જાણવાનું છે તે જાણી લીધેલું હોવાનેલીધે, જેમ પુનમનો ચંદ્ર ઘાટા અમૃતથી ભરપૂર થઇને તાપને મટાડનારી, નિર્મળ અને સર્વદા સમતાવાળી શોભાથી અત્યંત શોભે છે, તેમ તમે ઘાટા આનંદથી ભરપૂર થઇને આધ્યાત્મિક આદિ ત્રણે તાપોને મટાડનારી, નિર્મળ અને સર્વદા સમતાવાળી બ્રહ્મવિદ્યારૂપી શોભાથી અત્યંત શોભો છો.[૨૧]

**घनरसायनपूर्णसुशीतया विमलया समया सततं श्रिया ।**
**शिशिररश्मिरिवातिविराजसे विदितवेद्यसुखं रघुनंदन ॥ २१ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'સંસારસાગરસામ્યપ્રતિપાદન' નામનો છોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ७७ मो* જીવન્મુક્તનાં લક્ષણો

**राम उवाच । समासेन मुने भूयो दृष्टतत्त्वचमत्कृतेः ।**
**कथयोदारवृत्तांतं कस्ते वचांसि तृप्यति ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે મુનિ ! તત્ત્વનો ચમત્કાર જોનારા જીવન્મુક્તનાં જે જે ઉત્તમ લક્ષણો છે તેઓનો એકઠો સંગ્રહ કરીને ફરીવાર પણ મ્હારી પાસે કહો. આપનાં વચન સાંભળતાં કોને તૃપ્તિ થાય ?[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જીવન્મુક્તનાં લક્ષણો મ્હેં ઘણી ઘણીવાર કહ્યાં છે તોપણ ફરીવાર આ સંગ્રહરૂપે કહું છું તે સાંભળો.[2] સઘળી તૃષ્ણાઓથી રહિત થયેલો જીવન્મુક્ત પુરૂષ સર્વત્ર અને સર્વદા આ સઘળા જગતને મોહમય અને ઝાંઝવાનાં પાણીની પેઠે ખોટુંજ પ્રતીત થતું દેખે છે.[3] જીવન્મુક્ત પુરૂષ જાણે સમાધિમાંજ રહ્યો હોય, જાણે સઈ ગયેલા મનવાળો હોય અને જાણે આનંદથી ઘુમતો હોય તેમ સંસારમાં રહે છે.[4] પ્રથમ ઇંદ્રિયોથી લીધેલા અને પછી હાથથી લીધેલા અલંકારાદિને પણ બુદ્ધિથી લેતો નથી; કારણ કે તેની બુદ્ધિ પ્રૌઢ, સમતાવાળી અને અંતર્મુખ થયેલી હોય છે.[5] શાંત બુદ્ધિવાળો જીવન્મુક્ત પુરૂષ પોતાનો વિચાર અંતમુખ થવાનેલીધે આ જગતના વ્યવહારને યંત્રથી નાચતાં પુતળાંઓના વ્યવહારજેવો જોઇને હસ્યા કરે છે.[6] એ પુરૂષ ભવિષ્યની અપેક્ષા રાખતો નથી, વર્તમાનમાં રૂચિ કરતો નથી, થઇ ગયેલાંને સંભારતો નથી અને તેમ વર્ત્તતાં છતાં પણ સઘળો વ્યવહાર કરે છે.[7] જીવન્મુક્ત પુરૂષ વ્યવહારમાં અરૂચિવાળો હોવાનેલીધે સૂતેલાજેવો રહે છે, આત્મવિચારમાં જાગતો રહે છે, વ્યવહારમાં વિચક્ષણતા રાખે છે, વિચક્ષણતા રાખતાં છતાં પણ વિચક્ષણતાના ફળને ઈચ્છતો નથી અને સઘળાં કાર્યો કરે છે તે છતાં અંદર કાંઈ કરતો નથી.[8] સર્વદા મનથી સર્વનો ત્યાગ કરનારો, અને સઘળી તૃષ્ણાઓવિનાનો જીવન્મુક્ત પુરૂષ બહારથી કાર્યો કરતો હોય તોપણ સમદૃષ્ટિથીજ રહે છે.[9] જીવન્મુક્ત પુરૂષ બહારથી સઘળા ચાલતા ઉદ્યોગો કરે છે, આવી પડેલી ક્રિયાઓ કરવામાં ઉન્મુખ થાય છે, પોતાના શરીરને તથા વર્ણાશ્રમને લગતી ક્રિયાઓને અનુસરે છે, બાપ–દાદાની પરંપરાથી પ્રાપ્ત થયેલી જીવિકાઓને અનુસરે છે અને બંધુઓને દાન–માન આદિથી રાજી રાખવાના કાર્યને પણ અનુસરે છે.[10] જીવન્મુક્ત પુરૂષ મનમાં કર્તા–ભોક્તાપણાનો અભિનિવેશ નહિ રાખતાં, સઘળાં કાર્યોને કરે છે તથા સઘળાં ભોગસંબંધી સુખોને ભોગવે છે અને એમ કરતો હોવાનેલીધે અજ્ઞાનીઓની પેઠે વિષયસુખોની આશાઓવાળાજેવો જણાય છે.[11] એ પુરૂષ સઘળાં ચાલતાં કાર્યોમાં પ્રવર્ત્તમાન છતાં પણ અંદરથી ત્રાહિતજેવો થઈ ને રહે છે, કાંઈ ઇચ્છતો નથી, કોઇનો દ્વેષ કરતો નથી, કોઈનો શોક કરતો નથી અને કોઈ વિષયથી રાજી થતો નથી.[12] જીવન્મુક્ત પુરૂષ શત્રુઓમાં તથા મિત્રોમાં ચિત્તથી રાગ–દ્વેષવિનાનો હોય છે તોપણ બહારથી મિત્રની સાથે મિત્રની પેઠે વર્તે છે અને શઠની સાથે શઠની પેઠે વર્તે છે.[13] જીવન્મુક્ત પુરૂષ બાળકોના

* આ સીત્તોતેરમા સર્ગમાં, જેમ દેવતાઓ પારિજાતનાં પુષ્પોની માળાને માથે ચડાવે છે તથા છાતીમાં રાખે છે, તેમ જેને જ્ઞાની પુરૂષો માથે ચડાવે છે તથા હૃદયમાં રાખે છે એવી જીવન્મુક્તના ગુણોની માળા ગુંથવામાં આવશે.

મંડળમાં બાળકજેવો થાય છે, વૃદ્ધોના મંડળમાં વૃદ્ધજેવો થાય છે, ધીરપુરૂષોના મંડળમાં ધીરપુરૂષજેવો થાય છે, જુવાનપુરૂષોના મંડળમાં જુવાનજેવો થાય છે, દુઃખીયાઓના મંડળમાં દુઃખીયાજેવો થાય છે અને તેમ થતાં છતાં પણ સઘળાં મંડળોમાં વાણીથી પવિત્ર વાતોજ કરે છે, મનમાં કોઈ પ્રકારની દીનતા રાખતો નથી, બુદ્ધિના ધૈર્યનેલીધે આનંદવાળોજ રહે છે, ચિત્તમાં કોમળપણાવાળો રહે છે, પવિત્ર કીર્તિવાળો રહે છે,[૧૪,૧૫] પ્રસન્ન રહે છે, મધુર રહે છે, વિચક્ષણ રહે છે, સર્વદા સ્વરૂપના અનુસંધાનની યુક્તિથી પૂર્ણ રહે છે, ખેદને તથા દરિદ્ર દેખાવને દૂરજ રાખે છે, અને સર્વની સાથે સ્નેહીબાંધવની પેઠે વર્તે છે.[૧૬] જેના આકારઉપરથીજ પ્રૌઢપણું જણાઈ રહે છે એવો જીવન્મુક્ત પુરૂષ સમતાવાળો રહે છે, શાંતિરૂપી સુખના સમુદ્રજેવો રહે છે, સર્વના ઉપર સ્નેહ દેખાડે છે અને જેમ ઉદય પામેલો પૂનમનો ચંદ્ર પોતાના સ્પર્શથી સર્વના તાપને મટાડે છે, તેમ પોતાના સંગથી સર્વના તાપોને મટાડે છે.[૧૭] જીવન્મુક્ત પુરૂષને પુણ્યોનું પ્રયોજન પણ રહેતું નથી, ભોગોનું પ્રયોજન પણ રહેતું નથી, કર્મોનું પ્રયોજન પણ રહેતું નથી, પાપ કરવાનું પ્રયોજન પણ રહેતું નથી, ભોગોના ત્યાગનું પ્રયોજન પણ રહેતું નથી, આ લોકસંબંધી તથા પરલોકસંબંધી ફળોનું પ્રયોજન પણ રહેતું નથી, ક્રિયાઓના ત્યાગનું પ્રયોજન પણ રહેતું નથી, બંધનું પ્રયોજન પણ રહેતું નથી, મોક્ષનું પ્રયોજન પણ રહેતું નથી, પાતાળનું પ્રયોજન પણ રહેતું નથી અને સ્વર્ગનું પ્રયોજન પણ રહેતું નથી.[૧૮-૧૯] જે કાંઈ જોવામાં આવે છે તે સઘળું જગત જેમ છે તેમ બ્રહ્મરૂપજ છે, એમ જ્યારે જાણવામાં આવ્યું ત્યારે પછી સંસારનાં સુખોમાં કે સંસારસંબંધી દુઃખોનું નિવારણ કરવામાં ક્યાંય પણ મનનું કંગાલપણું રહેવું સંભવેજ નહિ.[૨૦] જે પુરૂષનાં સંદેહોરૂપી પાંજરાંઓ યથાર્થજ્ઞાનરૂપી અગ્નિથી બળી જાય છે તેનો ચિત્તરૂપી પક્ષી નિશ્શંકરીતે ઉડીજ જાય છે.[૨૧] જેનું મન ભ્રાંતિઓથી રહિત થઇને બ્રહ્માકારપણાથી રહ્યું હોય તે પુરૂષ સુખ–દુઃખ આદિના સર્વે દેખાવોમાં નિર્લેપ રહેવાનેલીધે આકાશની પેઠે અસ્ત પણ પામતો નથી અને ઉદય પણ પામતો નથી.[૨૨] જેમ પારણામાં સૂતેલા બાળકનાં અંગોની પંક્તિ કોઇ પ્રકારના પ્રયોજનના સંકલ્પવિનાજ ચેષ્ટા કરે છે, તેમ જીવન્મુક્ત પુરૂષનાં અંગોની પંક્તિ કોઈ પ્રકારના પ્રયોજનના સંકલ્પવિનાજ ચેષ્ટા કરે છે.[૨૩] બ્રહ્માનંદનેલીધે, મદિરાના મદથી મત્ત થયેલાની પેઠે ઘુમતો અને જેને પુનર્જન્મનો ફેરો અવશેષ રહેલો હોતો નથી એવો જીવન્મુક્ત પુરૂષ કોઈ ક્રિયાઓનાં ફળોને ગ્રાહ્ય નહિ સમજતો હોવાનેલીધે 'મ્હેં શું કર્યું અને શું નથી કર્યું' એવીરીતનું સ્મરણ રાખવાની પણ આવશ્યકતા જોતો નથી.[૨૪] જેમ બાળક સર્વપ્રકારથી પદાર્થોનું ગ્રહણ કરે છે અને પદાર્થોને છોડી પણ દે છે તોપણ 'અમુક કરવાથી મ્હારૂં અમુક કાર્ય સિદ્ધ થશે' એવા અભિનિવેશવિનાજ તે સઘળી ચેષ્ટા કરે છે, તેમ જીવન્મુક્ત પુરૂષ પદાર્થોનું ગ્રહણ કરે છે અને પદાર્થોને છોડી પણ દે છે તોપણ 'અમુક કરવાથી મ્હારૂં અમુક કાર્ય સિદ્ધ થશે' એવા અભિનિવેશવિનાજ તે સઘળી ચેષ્ટા કરે છે.[૨૫] જીવન્મુક્ત પુરૂષ દેશના, કાળના અને ક્રિયાઓના ક્રમપ્રમાણે સઘળાં કાર્યો કર્યા કરે છે તોપણ તે તે કાર્યોથી થતાં સુખ–દુઃખોને જરા પણ વશ થતો નથી.[૨૬] જીવન્મુક્ત પુરૂષ બહારથી સઘળાં ચાલતાં કાર્યોને કર્યા કરતો હોય તોપણ કોઇ કાર્યને

સત્ય સમજીને, તેમાં આસ્થા બાંધતો નથી અને કાર્યોનાં ફળોની ઇચ્છા રાખતો નથી.[૨૭] જીવન્મુક્ત પુરૂષ કાર્ય સિદ્ધ થવાથી હર્ષ પામતો નથી, કાર્ય બગડી જવાથી ખેદ પામતો નથી અને દુઃખની દશાની ઉપેક્ષા નહિ કરતાં છતાં પણ સુખની આશા રાખતો નથી.[૨૮] સૂર્ય શીતળ થઇ જાય તોપણ, ચંદ્રનું મંડળ અત્યંત તપી જાય તોપણ અને ઊંચે પ્રસરવાના સ્વભાવવાળી અગ્નિની જ્વાળાઓ નીચે પ્રસરવા લાગે તોપણ જીવન્મુક્તપુરૂષને વિસ્મય ઉત્પન્ન થતો નથી.[૨૯] ગમે તેવાં આશ્ચર્યો જોવામાં આવે તોપણ 'આ સઘળી ચૈતન્યની શક્તિઓજ સ્ફુરે છે' એમ પાકી સમજણ હોવાનેલીધે જીવન્મુક્ત પુરૂષને કોઈ પણ આશ્ચર્યોમાં કૌતુક ઉત્પન્ન થતું નથી.[૩૦] જીવન્મુક્ત પુરૂષ દયાથી થતી દીનતાનું ગ્રહણ કરતો નથી, ક્રૂરતાને અનુસરતો નથી, કુલપરંપરા આદિને લઇને ભિક્ષા માગવા આદિ કરવું પડતાં, લજાતો નથી અને નીચ કાર્યો કરવામાં નિર્લજ્જ પણ થતો નથી.[૩૧] જીવન્મુક્ત પુરૂષ કદી પણ કંગાલ થઈ જતો નથી, કદી પણ ઉદ્ધત થઈ જતો નથી, કદી પણ ગાફલ થતો નથી, કદી પણ ખેદ પામતો નથી, કદી પણ હર્ષ પામતો નથી અને કદી પણ ભય પામતો નથી.[૩૨] જેમ આકાશમાં નવાં અંકુરો ઉત્પન્ન થતાં નથી, તેમ જીવન્મુક્ત પુરૂષના શરદ્‌ઋતુના આકાશજેવા નિર્મળ અને વિસ્તીર્ણચિત્તમાં કોપ આદિ દોષો ઉત્પન્ન થતા નથી.[૩૩] જેમાં પ્રાણીઓ નિરંતર મર્યા કરે છે અને નિરંતર જન્મ્યા કરે છે એવી આ જગતની સ્થિતિમાં સુખીપણું કે દુઃખીપણું શું હોય, ક્યાં હોય અને કેમ હોય ? સુખીપણું માનવું કે દુઃખીપણું માનવું કાંઈ સંભવતુંજ નથી.[૩૪] આ સઘળાં પ્રાણીઓનું ભ્રમણ કે જે જળમાં તરંગોથી થતાં ફીણોના ભ્રમણજેવું છે તેમાં સ્થિરતા ક્યાં હોય અને કેમ હોય ? સ્થિરતાજ નથી, ત્યારે સુખ–દુઃખોનો પ્રસંગ પણ શો હોય ?[૩૫] 'જગત ઝાંઝવાનાં પાણીની પેઠે પ્રાતિભાસિક હોવાનેલીધે તેનું જે દેખાવું તેજ એની સૃષ્ટિ છે અને એ માયિક સૃષ્ટિને હુંજ મ્હારા સ્વરૂપમાંજ સરજું છું' એમ જોવાના સ્વભાવવાળા જીવન્મુક્ત પુરૂષો પ્રાણીઓમાં નિરંતર થયાં કરતાં અને જેઓના થવાનો છેડોજ આવતો નથી એવાં સુખ–દુઃખાદિથી રાજી પણ થતા નથી અને ખેદ પણ પામતા નથી.[૩૬] જેમ રાત્રિમાં પ્રત્યેક નિમેષે જુદાજુદા સ્વપ્નોના દેખાવો ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ થયા કરે છે, તેમ આત્મામાં પ્રત્યેક ક્ષણે આ જગતોના દેખાવો ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ થયા કરે છે.[૩૭] નિરંતર ઉત્પન્ન થતા અને નિરંતર નષ્ટ થતા આ બળ્યા સંસારમાં દુઃખનો કે આનંદનો પ્રસંગજ શો સંભવે છે ? કાંઇ સંભવતો નથી.[૩૮] જો શુભ કર્મો હોય અને શુભ કર્મોનાં ફળોરૂપ ધનપ્રાપ્તિ આદિ સુખો હોય તો તેઓથી વિરૂદ્ધ દુષ્ટકર્મો અને દુષ્ટકર્મોનાં ફળોરૂપ ધનનાશ આદિ દુઃખો પણ સંસારમાં હોવાં સંભવે, પણ જીવન્મુક્ત પુરૂષોની દૃષ્ટિમાં તો શુભકર્મો પણ નથી અને શુભ કર્મોનાં ફળોરૂપ ધનપ્રાપ્તિ આદિ સુખો પણ નથી તો તેઓથી વિરૂદ્ધ દુષ્ટકર્મો અને દુષ્ટકર્મોનાં ફળોરૂપ ધનનાશ આદિ દુઃખો પણ કેવાં હોય, કેમ પ્રાપ્ત થાય અને ક્યાં પ્રાપ્ત થાય ?[૩૯] દુઃખની દશા કે જે સુખના અનુભવના અંતે પોતાના બીજરૂપી શોકાદિને આપે છે તે દશા જેની દૃષ્ટિમાં 'સુખ' નામનો પદાર્થજ ન હોય તેને પ્રાપ્ત થવી કેમ સંભવે ? 'સુખ' નામનો પદાર્થ હોય તોજ 'દુઃખ' નામનો પદાર્થ હોવો સંભવે. 'સુખ' નામનો પદાર્થ નહિ હોવાનેલીધે

'દુઃખ' નામનો પદાર્થ પણ હોવો સંભવતો નથી.[૪૦] જીવન્મુક્તની દૃષ્ટિમાં શુભ કર્મ અને અશુભ કર્મ મુદ્દલ હોતાંજ નથી, એ કર્મો નહિ હોવાનેલીધે સુખ કે દુઃખ પણ હોતાં નથી, સુખ કે દુઃખ નહિ હોવાનેલીધે ગ્રાહ્યપદાર્થ કે ત્યાજ્યપદાર્થ પણ હોતા નથી અને એ પદાર્થોજ નથી હોતા ત્યારે પછી ઇષ્ટની અને અનિષ્ટની સ્થિતિજ ક્યાં સંભવે ?[૪૧] 'આ સારૂં છે અને આ નરસું છે' એવી ભેદબુદ્ધિનો નાશ થતાં, ભોગોની સ્પૃહા નષ્ટ થઈ જઇને નિઃસ્પૃહપણું પ્રાપ્ત થાય છે, નિઃસ્પૃહપણું સારી પેઠે પ્રાપ્ત થાય ત્યારે મન પોતાના મૂળભૂત અજ્ઞાનસહિત હિમની પેઠે પીગળી જાય છે અને એવીરીતે મન પીગળી જાય ત્યારે સંકલ્પ રહેવાની તો વાતજ શી કરવી હોય ? તલના દાણા અત્યંત બળી જાય ત્યારે પછી તેલની વાત પણ ક્યાંથી હોય ?[૪૨.૪૩] 'મ્હારાથી જુદું બીજું કાંઈ છેજ નહિ' એવી દૃઢભાવનાનેલીધે સંકલ્પ-વિકલ્પોનો નાશ થતાં, સઘળા પદાર્થો જીવન્મુક્તના આત્મારૂપજ થઈ જાય છે એટલે પછી પરિચ્છેદનું કારણજ નહિ રહેવાથી અખંડ વ્યાપક થયેલો જીવન્મુક્ત સર્વદા તૃપ્ત રહી તથા પોતાના સ્વરૂપભૂત નિરતિશય આનંદથી ભરપૂર રહીને જાગ્રતમાં તથા સ્વપ્નમાં ચિત્તનેલીધે પ્રતીત થતા સર્વ પદાર્થોને જોયા કરે છે, સુષુપ્તિમાં સૂઈ જાય છે અને શરીરનાં પ્રારબ્ધનો ક્ષય થતાં સુધી જીવે છે.[૪૪]

**भावेष्वभावघनभावनया महात्मा निर्मुक्तसंकलनमंबरवत्स्थितेषु ।**
**चित्तं प्रति स्वमुदितो विततैकरूपी ज्ञस्तिष्ठति स्वपिति जीवति नित्यतृप्तः ॥ ४४ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'જીવન્મુક્તસ્વરૂપવર્ણન' નામનો સીત્તોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ७८ मो* ચિત્તના ભ્રમણથી જગત અને ચિત્તનિરોધક યોગ

**वसिष्ठ उवाच । यथालातपरिस्पंदादग्निचक्रं प्रदृश्यते ।**
**असदेव सदाभासं चित्तस्पंदात्तथा जगत् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! જેમ રાત્રે બળતા ઉંબાડીયાનું ભ્રમણ થતાં, મિથ્યા છતાં સાચાજેવું અગ્નિનું ચક્ર થયેલું જોવામાં આવે છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં, મિથ્યા છતાં સાચાજેવું જગત થયેલું જોવામાં આવે છે.[૧] જેમ જળનું ભ્રમણ થતાં, જાણે જળથી જુદી હોય એવી ગોળ ચકરી થયેલી જોવામાં આવે છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં, જાણે ચિત્તથી જુદું હોય એવું જગત થયેલું જોવામાં આવે છે.[૨] જેમ નેત્રોને તડકાની સામે રાખવાથી નેત્રોનું ભ્રમણ થતાં, પ્રતીત થયેલું, પિચ્છજેવા આકારવાળું તથા મોતીજેવા આકારવાળું ખોટું મંડળ સાચાજેવું દેખાય છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં, પ્રતીત થયેલું ખોટું જગત સાચાજેવું દેખાય છે.[૩]

રામચંદ્રજી પૂછે છેઃ-હે મહારાજ ! ચિત્ત કયા પ્રકારથી ભ્રમણ પામે છે અને તે કયા ઉપાયથી ભ્રમણ પામતું અટકે એ મને કહો કે જેથી હું તેનીજ ચિકિત્સા કરૂં.[૪]

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ! જેમ ધોળાપણું અને હિમ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, જેમ તલ અને તેલ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, જેમ પુષ્પ અને સુગંધ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે અને જેમ ઉષ્ણતા તથા અગ્નિ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, તેમ ચિત્ત અને ચિત્તનું ભ્રમણ પરસ્પરથી ભિન્ન પણ છે

* આ અઠ્યોતેરમા સર્ગમાં ચિત્તના ભ્રમણથી જગતરૂપી ભ્રાંતિનું થવું, ચિત્તના ભ્રમણનું સ્વરૂપ અને તેનો નિરોધ કરનારો યોગ એટલા વિષયોનું સારીરીતે નિરૂપણ કરવામાં આવશે.

અને અભિન્ન પણ છે. એ ભિન્નાભિન્નપણામાં અભિન્નપણું વાસ્તવિક છે અને ભિન્નપણું કેવળ કલ્પિત હોવાનેલીધે મિથ્યાજ છે.[૫,૬] ચિત્ત અને ચિત્તનું ભ્રમણ એઓમાંથી એકનો ક્ષય થાય તો અધિષ્ઠાનરૂપે રહીને પોતાના રૂપથી બન્ને નષ્ટ થઇ જાય છે એમાં સંશય નથી.[૭] હે રામ ! ચિત્તનો નાશ કરવાના, એક યોગ અને બીજો જ્ઞાન એ બે ઉપાય છે. ચિત્તની વૃત્તિઓને રોકવી એ યોગ કહેવાય છે અને અત્યંત સૂક્ષ્મરીતે સંપૂર્ણ અવલોકન કરવું એ જ્ઞાન કહેવાય છે.[૮]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ ! પ્રાણનો અને અપાનનો નિરોધ કરવારૂપી 'યોગ' નામની કઈ યુક્તિથી, ક્યારે અને કવીરીતે મન અનંત સુખ આપનારી શાંતિને પ્રાપ્ત થાય છે? તે કહો.[૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ–જેમ કૂવા આદિનાં છિદ્રોમાં જળ સર્વત્ર વ્યાપ્ત થઇને સ્ફુરે છે, તેમ જે વાયુ આ દેહમાં નાડીઓની અંદર સર્વત્ર વ્યાપ્ત થઇને સ્ફુરે છે તે પ્રાણ કહેવાય છે.[૧૦] ચલનનેલીધે અંદર વિચિત્રપ્રકારની ક્રિયાઓને પ્રાપ્ત થતા એ પ્રાણનાંજ અપાન આદિ નામો વિદ્વાનોએ કલ્પેલાં છે. અપાન આદિ વાયુઓ પ્રાણનાજ ભેદ છે. પ્રાણથી જુદા નથી.[૧૧] જેમ સુગંધનો આધાર પુષ્પ છે અને જેમ ધોળાપણાનો આધાર હિમ છે, તેમ ચિત્તનો આધાર એ પ્રાણ છે. એ પ્રાણ ચિત્તની સાથે અભિન્નજેવોજ છે.[૧૨] હે રામ ! શરીરની અંદર એ પ્રાણના ચલનથી ચૈતન્યનો જે ભાગ સંકલ્પો કરવામાં ઉન્મુખ થાય છે તેને ચિત્ત સમજો.[૧૩] પ્રાણના ચલનથી એ ચૈતન્યનું ચલન થાય છે અને ચૈતન્યના ચલનથી ( સંકલ્પો કરવામાં ઉન્મુખપણાથી ), જેમ જળના ચલનથી અનેક પ્રકારનાં આવર્તનો પામનારા તરંગો થાય છે, તેમ તે તે વિષયોના દેખાવો થાય છે.[૧૪] ચિત્તનું ચલન પ્રાણના ચલનને અધીન છે, એમ વેદનું રહસ્ય જાણનારા વિદ્વાનો કહે છે. જો પ્રાણના ચલનને રોકવામાં આવે તો ચિત્તનું ચલન ઉપશાંત થઈ જાય છે.[૧૫] જેમ સૂર્યનો પ્રકાશ ઉપશાંત થવાથી લોકોનો વ્યવહાર ઉપશાંત થઈ જાય છે, તેમ ચિત્તનું ચલન ઉપશાંત થવાથી સંસાર ઉપશાંત થઈ જાય છે.[૧૬]

રામચંદ્રજી પૂછે છેઃ–પ્રાણ આદિ વાયુઓ કે જેઓ દેહરૂપી ઘરમાં નિરંતર ફર્યા કરે છે, મુખ તથા નાસિકા આદિ છિદ્રોમાં તથા બહારના આકાશમાં પણ જવાના સ્વભાવવાળા છે તેઓના ચલનને કેવીરીતે રોકવામાં આવે છે ?[૧૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ–જેઓનો લાંબાકાળથી અભ્યાસ હોય છે એવી સંસારની વૃત્તિઓમાં શાસ્ત્રના સંગથી, મહાત્માઓના સંગથી, વૈરાગ્યથી તથા અભ્યાસથી અત્યંત અરૂચિને દૃઢ કર્યા પછી ચંદ્રનું બિંબ, મણિ અથવા કોઈ દેવની મૂર્તિ આદિ, એઓમાંનો જે પદાર્થ મનને અનુકૂળ લાગે તે પદાર્થમાં મનને લાંબાકાળસુધી લગાવી દેતાં, એકનાએક અભ્યાસનેલીધે મનનું એકાગ્રતારૂપ પરિણામ થાય ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૧૮-૧૯] અથવા પૂરક, કુંભક અને રેચક એ ક્રમથી પ્રાણાયામ કરવાનો દૃઢ અભ્યાસ કરી તે પ્રાણાયામ સહજ થઈ જાય એવી સ્થિતિમાં આવે ત્યારે તેની સાથે ઉપર કહ્યા પ્રમાણે ગમે તે પદાર્થના ધ્યાનથી મનની એકાગ્રતાનો ઉપયોગ કરવાથી પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૦] અથવા ઓમ્કારના ઉચ્ચારણના અંતે જે ચોથી અર્ધમાત્રાનો અનુભવ થાય છે તે અર્ધમાત્રાની અત્યંત ભાવના કરવાથી બહારનાં સઘળાં જ્ઞાનોનો ઉપરામ થાય ત્યારે પ્રાણનું ચલન રોકાઇ જાય છે.[૨૧] અથવા રેચકના અભ્યાસનેલીધે પ્રાણવાયુ બહારના આકાશમાં આવીને નાસિકાનાં છિદ્રોનો સ્પર્શ

ન કરે ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૨] અથવા પૂરકના અભ્યાસથી પ્રાણવાયુ શરીરની અંદર પૂરાઇને પર્વતજેવો ધાટો થવાથી સ્થિર થઈ જાય ત્યારે તે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૩] અથવા પૂરક કર્યા પછી દૃઢ કરેલા કુંભકમાં જળથી ભરેલા ઘડાની પેઠે ઘણી ઘણી-વારસુધી પ્રાણને સ્તંભિત કરીને રાખવામાં આવે ત્યારે પ્રાણનું ચલન રોકાઇ જાય છે.[૨૪] અથવા તાળવાના મૂળમાં રહેલો કાકડો કે જે મ્હોડું ફાડતાં, ગળાના છિદ્રની આગળ આંચળ-જેવો લટકતો દેખાય છે તેને, બેવડો વાળીને મસ્તકના છિદ્રમાં પેસાડાતી જીભથી દબાવી રાખતાં, પ્રાણને બ્રહ્મરંધ્રમાં પેસાડીને થોભાવી રાખવાથી પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૫] અથવા નિર્વિકલ્પસમાધિનેલીધે સઘળી કલ્પનાઓથી રહિત થયેલા '**न किंचित्**' નામના સૂક્ષ્મ હૃદયાકાશમાં બહારનાં તથા અંદરનાં સઘળાં જ્ઞાનો લીન થઈ જાય છે ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૬] અથવા દૃષ્ટિથી માંડીને બાર અંગુળસુધીના નીચેના નિર્મળ આકાશમાં ચક્ષુને તથા મનને રોકી દેવામાં આવે ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૭] અથવા પ્રાણ અભ્યાસનેલીધે કપાળના છિદ્રમાં પ્રવેશ કરી તાળવાની ઉપર બાર અંગુળને છેટે જે 'બ્રહ્મરંધ્ર' નામનું સ્થાન છે તેમાં જઇને ગલિતજેવો થઈ જાય ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૮] અથવા લાંબાકાળના નિરોધનેલીધે ચક્ષુનો ઉપરામ થતાં અને પ્રાણ બ્રહ્મરંધ્રમાં આવતાં 'ભ્રૂમધ્ય' નામના સ્થાનની અંદર ચૈતન્યરૂપ પરમેશ્વર પોતાના આત્માપણે જાણવામાં આવે ત્યારે (ખેચરી મુદ્રાથી) પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૨૯] અથવા ગુરૂના કે ઈશ્વરના અનુગ્રહથી કાકતાલીયની રીતે તુરતજ દૃઢજ્ઞાન ઉત્પન્ન થતાં તુરતજ ચિત્તના વિકલ્પો શાંત થઈ જાય ત્યારે પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૩૦] અથવા મનને વાસનાઓથી રહિત કરી હૃદયાકાશમાં (આત્મસ્વરૂપમાં) લાંબાકાળસુધી પેસાડી રાખતાં, આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે પ્રાણનું ચલન રોકાઇ જાય છે.[૩૧]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! જગતમાં પ્રાણીઓનું હૃદય એ તે શું કહેવાય છે ? કે જે હૃદયરૂપી મ્હોટા અરીસામાં આ સઘળું જગત પ્રતિબિંબની પેઠે સ્ફુરે છે.[૩૨]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જગતમાં એક સ્વીકારવા યોગ્ય અને બીજું ત્યાગ કરવા યોગ્ય, એમ પ્રાણીઓનું હૃદય બે પ્રકારનું કહેવાય છે. એઓનું વિવેચન કહું છું તે સાંભળો.[૩૩] સાત વેંત આદિ પ્રમાણોથી મપાઇ શકે છે એવા દેહમાં જે છાતીનું મધ્ય છે તે ત્યાગ કરવા યોગ્ય હૃદય છે એમ સમજો. કારણ કે એ હૃદય દેહના એક પ્રદેશમાંજ રહેલું છે.[૩૪] જે અખંડ અનુભવ છે તે સ્વીકારવા યોગ્ય હૃદય છે એમ સમજો. એ હૃદય દેહથી બહાર પણ છે, અંદર પણ છે અને બીજીરીતે જોતાં, દેહાદિજ નહિ હોવાનેલીધે એ હૃદય બહાર પણ નથી અને અંદર પણ નથી.[૩૫] એ હૃદય મુખ્ય છે અને તેમાંજ આ સઘળું જગત રહેલું છે. એ હૃદયરૂપી મ્હોટા અરીસામાં સઘળા પદાર્થો પ્રતિબિંબોની પેઠે સ્ફુરે છે અને તેજ હૃદય સઘળા અનાત્મપદાર્થોના ભંડારરૂપ છે.[૩૬] સર્વે પ્રાણીઓનો જે અખંડજ્ઞાનરૂપ આત્મા છે તેજ સાચું હૃદય છે. દેહના અવયવોમાંના એક અવયવરૂપ હૃદય કે જે જડ તથા જુના પથરા જેવું છે તે સાચું હૃદય નથી.[૩૭] ચિત્તને સઘળી વાસનાઓવિનાનું કરી એ અખંડ અનુભવ-રૂપ શુદ્ધહૃદય (આત્મા)માં બળાત્કારથી જોડતાં, આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે પ્રાણનું ચલન

રોકાઈ જાય છે.[૩૮] હે રામ ! અનેક સંકલ્પોથી કલ્પાયેલા અને અનેક આચાર્યોએ કહેલા સમાધિઓના એ ક્રમોથી તથા બીજા ક્રમોથી પણ પ્રાણનું ચલન રોકાઈ જાય છે.[૩૯] મુમુક્ષુપુરૂષને અભ્યાસનેલીધે આ સમાધિઓની યુક્તિઓ રોગ આદિ કાંઇ અડચણ નહિ કરતાં, સંસારને તોડવાના કામમાં ઉપાયરૂપ થાય છે.[૪૦] અભ્યાસનેલીધે દૃઢ થયેલો અને વૈરાગ્યરૂપી ચિહ્નવાળો આ પ્રાણાયામ મોક્ષની ઇચ્છાવાળાઓને મોક્ષની પ્રાપ્તિમાં ઉપાયરૂપ થવાથી અને સિદ્ધિઓની ઇચ્છાવાળાઓને સિદ્ધિઓની પ્રાપ્તિમાં ઉપાયરૂપ થવાથી સફળ થાય છે.[૪૧] જેમ પર્વતના પાણીનો ઝરો દૂર જઇને લીન થાય છે, તેમ પ્રાણ અભ્યાસનેલીધે ભ્રુકુટીઓના મધ્યમાં, નાસિકામાં, તાળવામાં અને બ્રહ્મરંધ્રમાં જઇને શાંત થાય છે.[૪૨] લાંબાકાળસુધી વારંવાર કરેલા અભ્યાસનેલીધે જીભની અણી તાળવામાં કાકડાને દબાવી રાખે છે અને તેથી પ્રાણ સારી પેઠે બ્રહ્મરંધ્રમાં રહે છે.[૪૩] આ સમાધિઓ સારીરીતના અભ્યાસથી જુદી જુદી સિદ્ધિઓરૂપ જુદાં જુદાં ફળો આપે છે પણ નિષ્કામ પુરૂષને તો તુરત પરમ ઉપશાંતિરૂપ એકજ ફળ આપે છે કે જે ફળ સઘળી સિદ્ધિઓથી ઉત્તમ છે.[૪૪] પુરૂષ બીજા કોઈ પ્રકારથી નહિ પણ અભ્યાસથીજ આત્મારામ, શોકવિનાનો અને અંદર ભરપૂર સુખવાળો થાય છે માટે તમે અભ્યાસ રાખો.[૪૫] અભ્યાસનેલીધે પ્રાણોનું ચલન બંધ પડતાં, મન શાંત થઈ જાય છે અને મુક્તિજ અવશેષ રહે છે.[૪૬] વાસનાઓથી વીંટાયેલું મન જન્મ-મરણો આપે છે અને વાસનાઓથી રહિત થયેલું મન મોક્ષ આપે છે. હે રામ ! હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.[૪૭] પ્રાણના ચલનથી મનનું ચલન થાય છે અને મનના ચલનથી સંસારરૂપી ભ્રમ થાય છે માટે પ્રાણનું ચલન રોકાઇને મનનું ચલન બંધ થઇ જાય તો સંસારરૂપી જ્વર નષ્ટ થઇ જાય છે.[૪૮] ભેદની ભાવનાનો ક્ષય થઇ જાય તો પ્રાણીને એજ પદ અવશેષ રહે છે કે જેને ન પહોંચી શકીને વાણી તથા સઘળી કલ્પનાઓ પાછી વળે છે.[૪૯] હે રામ ! સઘળું જગત એ પદમાંજ રહ્યું છે, એથીજ ઉત્પન્ન થાય છે, એ રૂપજ છે અને એથીજ વીંટાયેલું છે. બીજા પ્રકારથી જોતાં, એ પદમાં જગત મુદ્દલ છેજ નહિ, એથી ઉત્પન્ન થયું પણ નથી, એ રૂપ પણ નથી અને એના જેવું પણ નથી.[૫૦] જગતના સર્વ પદાર્થો વિનાશી છે, ભેદવાળા છે અને સગુણ છે એટલામાટે એ પદાર્થોમાંનો કોઈ પણ પદાર્થ એ પદના દૃષ્ટાંતરૂપ થઈ શકે એમ નથી.[૫૧] રૂપ આદિ બહારના પદાર્થોને પ્રકાશ આપનારી, સૂર્ય આદિ સઘળાં તેજોને પણ પ્રકાશ આપનારી અને કામ આદિ અંદરની વૃત્તિઓને પ્રકાશ આપનારી ચૈતન્યરૂપી ચાંદની અંદર સર્વદા ઉદય પામીને રહેલી છે.[૫૨] સર્વના સીમાડારૂપી પરમપદ કે જે-રૂપ કલ્પવૃક્ષમાંથી ઘણા ઘણા રસોવાળી સંસારોરૂપી ફળોની ઘણી ઘણી પંક્તિઓ નિરંતર ઉત્પન્ન થયા કરે છે અને પડ્યા કરે છે તે પદનુંજ અવલંબન કરીને જે મહાત્મા પુરૂષ સ્થિરપણાથી રહે તે જીવન્મુક્ત કહેવાય છે.[૫૩-૫૪] જીવન્મુક્ત થયેલા પુરૂષને સઘળી કામભોગોની ઉત્કંઠાઓ ટળી ગયેલી હોય છે, અનુકૂળ પદાર્થોમાં હિતપણાની કલ્પનાઓ તથા પ્રતિકૂળ પદાર્થોમાં અહિતપણાની કલ્પનાઓ શાંત થઈ ગયેલી હોય છે અને કોઈ પણ વ્યવહારોમાં હર્ષ કે શોક ઉત્પન્નજ થતા નથી.[૫૫] **विगतसर्वसमीहितकौतुकः समुपशांतहिताहितकल्पनः। सकलसंव्यव[illegible]रस्माशयो भवति मुक्तमनाः पुरुषोत्तमः ॥ ५५ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'યોગવર્ણન' નામનો અઠ્ઠ્યોતેરમો સર્ગ સંપૂર્ણ. ૭૮**

## सर्ग ७९ मो* 'યથાર્થજ્ઞાન' નામનો ચિત્તનાશનો બીજો ક્રમ

**राम उवाच । योगयुक्तस्य चित्तस्य शम एष निरूपितः ।**
**सम्यग्ज्ञानामिदानीं मे कथयानुग्रहात् प्रभो ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! આપે ચિત્તનો નાશ કરવાના બે ઉપાયોમાં 'યોગ' નામનો એક ઉપાય કહ્યો. હવે મ્હારા ઉપર અનુગ્રહ કરીને 'યથાર્થજ્ઞાન' નામનો બીજો ઉપાય કહો.[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ–'આદિવિનાના તથા અંતવિનાના પ્રકાશરૂપ જે પરમાત્મા છે તેજ આ જગત છે' એવીરીતનો અસાધારણ અને અપરિચ્છિન્ન જે નિશ્ચય કરવો તે યથાર્થજ્ઞાન કહેવાય છે.[2] અથવા આ જે ઘટ–પટ આદિ સેંકડો પદાર્થોની પંક્તિઓ છે તે આત્માજ છે, આત્માવિના બીજું કાંઈ છેજ નહિ, એવીરીતનો જે અસાધારણ નિશ્ચય કરવો તે યથાર્થજ્ઞાન કહેવાય છે.[3] અયથાર્થજ્ઞાનથી જન્મ થાય છે અને યથાર્થજ્ઞાનથી મોક્ષ થાય છે. જેમ રજ્જુ અયથાર્થજ્ઞાનથી સર્પરૂપ પ્રતીત થાય છે અને યથાર્થજ્ઞાનથી સર્પરૂપ ટળીને પાછી અસલ રજ્જુજ પ્રતીત થાય છે, તેમ આત્મા અયથાર્થજ્ઞાનથી જગતરૂપ પ્રતીત થાય છે અને યથાર્થજ્ઞાનથી જગતરૂપ ટળીને પાછો અસલ આત્માજ પ્રતીત થાય છે.[4] મુક્તિમાં સંકલ્પરૂપ અંશથી રહિત, વિષયોથી રહિત અને સ્વયંપ્રકાશપણાથી દીપતો કેવળ અખંડ અનુભવજ રહે છે. બીજું કાંઇ રહેતું નથી.[5] એ તત્ત્વ વિષયોરૂપી દ્વૈતથી રહિત સમજવામાં આવે તો તે પરમાત્માજ છે અને જો તેમાં દ્વૈતરૂપી અશુદ્ધિ જોવામાં આવે તો તે અશુદ્ધિને પંડિતો અવિદ્યા કહે છે.[6] જે અખંડ અનુભવ છે તેજ જગત છે. અખંડ અનુભવમાં અને જગતમાં બેપણાની કલ્પના કરવીજ નહિ. હે રામ! આત્મા પોતે પોતાનેજ પોતાના સંકલ્પથી જગતરૂપ બનાવી લે છે માટે આત્માવિના બીજું કાંઈ છેજ નહિ.[7] જે આત્મા છે તેજ આ જગત છે એવો નિશ્ચય કરીને પૂર્ણતા સમજવી એજ ત્રૈલોક્યમાં યથાર્થજ્ઞાન છે. જે કાંઈ છે તે સઘળું આત્માજ છે એમ પાકું સમજવામાં આવ્યું તો પછી પ્રિયની અને અપ્રિયની કલ્પનાઓ ક્યાં રહી અને બંધની તથા મોક્ષની પણ કલ્પનાઓ ક્યાં રહી? હે રામ! આત્માવિના બીજું શું છે? કે જેનેમાટે મૂઢલોકો શોક કરે છે.[8,9] જગત પણ નથી અને ચિત્ત પણ નથી. જગતરૂપે અને ચિત્તરૂપે બ્રહ્મજ પ્રતીત થાય છે. સઘળું એકજ છે અને તે બ્રહ્મજ છે એમ સમજવામાં આવે તો પછી બંધ પણ શો રહ્યો અને મોક્ષ પણ શો રહ્યો?[10] વિસ્તીર્ણકરતાં પણ અત્યંત વિસ્તીર્ણ અને મ્હોટાકરતાં પણ અત્યંત મ્હોટું બ્રહ્મજ અજ્ઞાનથી જગતરૂપે દેખાય છે. જો જ્ઞાન પ્રાપ્ત થાય તો જગતરૂપી દ્વૈત અસ્ત પામી જાય છે. આમ છે એટલામાટે તમે જ્ઞાનનું સંપાદન કરી, દ્વૈતનો તિરસ્કાર કરી પોતાથી બ્રહ્મરૂપજ થાઓ.[11] જો કાષ્ઠો, પાષાણો અને વસ્ત્રો એઓનો અધિષ્ઠાનરૂપે વિચાર કરીએ તો તેઓમાં કાંઈપણ ભિન્નપણું રહેતું નથી. હે રામ! જે કાંઈ છે તે સઘળું તમારૂંજ સ્વરૂપ છે તે છતાં તમે સંકલ્પથી કયા પદાર્થમાં ઉન્મુખ થાઓ છો?[12] જગતના આદિમાં અને અંતમાં જે અવિનાશી શાંતસ્વરૂપ અવશેષ રહે છે તેજ સત્ય વસ્તુ છે અને તેજ આત્માનું સ્વરૂપ છે. આત્માનું સ્વરૂપ એવા પ્રકારનું છે માટે

* આ ઓગણએંસીમા સર્ગમાં 'યથાર્થજ્ઞાન' નામનો ચિત્તના નાશનો બીજો ક્રમ કહેવામાં આવશે.

તમે યથાર્થજ્ઞાનથી એવા થાઓ.[13] હે રામ ! આ સ્થાવર–જંગમ સઘળું જગત આત્માજ છે માટે તેમાં સુખનો અને દુઃખનો પ્રાદુર્ભાવજ ક્યાં રહ્યો ? સુખ કે દુઃખ કાંઈ છેજ નહિ માટે તમે સંતાપોથી રહિત થાઓ.[14] જેમ જળજ વિચિત્ર તરંગોરૂપે સ્ફુરે છે, તેમ આત્માજ અદ્વૈત છતાં દ્વૈતની ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા જરા તથા મરણ આદિ વિભ્રમોરૂપે સ્ફુરે છે.[15] શુદ્ધ આત્માનું આલિંગન કરીને જે પુરૂષ સર્વદા અંતર્મુખ બુદ્ધિથી રહેતો હોય તે તત્ત્વવેત્તા પુરૂષને કયા ભોગો બાંધી લેવાને સમર્થ થાય ?[16] જેમ મંદપવનો પર્વતને જરા પણ ભેદી શકતા નથી, તેમ કામ આદિ શત્રુઓ આત્માનો સંપૂર્ણ વિચાર કરનારા પુરૂષના મનને જરા પણ ભેદી શકતા નથી.[17] જેમ થોડા જળમાં રહેલાં માછલાંને બગલાઓ ગળી જાય છે, તેમ વિચારવિનાના અને આશાઓમાં તત્પર રહેનારા મૂઢ અજ્ઞાની પુરૂષને દુઃખો ગળી જાય છે.[18] હે રામ ! સઘળું જગત આત્માજ છે, દ્વૈત ક્યાંય છેજ નહિ, એવો દૃઢનિશ્ચય રાખીને આત્મારૂપે સ્થિર થાઓ.[19] જેમ અનેકપ્રકારના જળાશયોમાં તરંગ તથા ફીણ આદિ જે કાંઈ છે તે જળથી જુદું નથી, તેમ જગતસંબંધી અનેક પદાર્થોમાં જે કાંઈ છે તે આત્માથી જુદું નથી આમ છે એટલામાટે વાસ્તવિક જોતાં 'દ્વૈત છેજ નહિ.' એવીરીતે સંપૂર્ણ અવલોકન કરી, તેવા અસાધારણ નિશ્ચયને ધરી રાખનારો પુરૂષ મુક્ત કહેવાય છે. કારણ કે આવા યથાર્થ અવલોકનથી આત્માવિના બીજું કાંઈપણ ન રહેવાથી ચિત્તનો અત્યંત નાશ થઈ જાય છે.[20] **नानात्वमस्ति कलनासु न वस्तुतोऽतर्नोनाविधासु सरसीषु जलादि नान्यत् । इत्येकनिश्चयमयः पुरुषो विमुक्त इत्युच्यते समवलोकितसम्यगर्थः॥२०॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્ર૦ 'સમ્યગ્જ્ઞાનલક્ષણનિરૂપણ' નામનો ઓગણાએંસીમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ८० मो* ભોગોમાં સ્પૃહા ન થાય તેવા પ્રકારનું વર્ણન

**वसिष्ठ उवाच । इदमंतः कलयतो भोगान् प्रति विवेकिनः ॥**
**परः स्थितानपि सदा स्पृहैवांग न जायते ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! મનની અંદર સર્વદા આ× વિચારનું અનુસંધાન રાખનારા વિવેકી પુરૂષને પોતાની આગળ રહેલા ભોગોમાં પણ કદી ઇચ્છાજ થતી નથી.[1] ચક્ષુ સારાં–નરસાં રૂપોને જુવે છે તેથી સારાં–નરસાં રૂપો જોવાથી થતાં સુખ–દુઃખો પણ ચક્ષુનેજ થાય છે તે છતાં જીવ જે તે સુખ–દુઃખોને પોતામાં માની લે છે એ તો કેવળ મૂર્ખતાજ છે. બળદ ભાર ઉપાડે છે તેથી ભાર ઉપાડવાનું દુઃખ બળદનેજ થતાં છતાં તે દુઃખને તે ભારનો ધણી પોતામાં માની લે, તો એ મૂર્ખતાવિના બીજું શું કહી શકાય ?[2] નેત્ર રૂપમાં દુઃખી થાય તો તેમાં જીવને શી હાનિ થાય એમ છે ? સેનાની અંદર રહેલા ધોબીનો ગધેડો કાદવમાં ખુંચી જાય તો તેમાં સેનાપતિની શી ક્ષતિ થાય ?[3] હે§ અધમ નેત્ર ! તું આ રૂપરૂપી કાદવના સ્વાદમાં લંપટ થા નહિ, આ સ્ત્રી–પુત્રાદિનું સુંદર રૂપ ક્ષણમાત્રમાં નષ્ટ થઇ જાય છે

* આ એંસીમા સર્ગમાં જે વિચાર દૃઢ થતાં, દિવ્ય ભોગો પોતાની આગળ રહ્યા હોય તોપણ તેઓમાં સ્પૃહા ન થાય તે વિચારનું વર્ણન કરવામાં આવશે. × હવે જે કહેવામાં આવશે તે.
§ ચક્ષુ આદિ ઇંદ્રિયોને તથા ચિત્તને કે જે પ્રકારથી સમજાવવાં જોઇએ તે પ્રકાર કહે છે.

અને તને દુઃખી કરે છે.[૪] શુદ્ધ ચૈતન્ય કે જે સઘળા અનાત્મપદાર્થોનો પ્રકાશ કરતાં છતાં અને સઘળા અનાત્મપદાર્થોમાં અનુસ્યૂત રહેતાં છતાં પણ અસંગ રહે છે તેનાં ચરિત્રો ( અસંગપણા આદિ ) નોજ સૂક્ષ્મ જોનારાએ અભ્યાસ કરવો જોઇએ.[૫] હે નેત્ર ! આત્મા સ્વતંત્રરીતે સર્વ પદાર્થોનો પ્રકાશ કરવામાં સમર્થ છતાં પણ કોઈ પદાર્થનેવાસ્તે પરિતાપ ધરતો નથી અને તું તો દીવા આદિનું અજવાળું હોય તોજ કેવળ રૂપનેજ પ્રકાશ કરી શકે છે તે છતાં તું એકલુંજ રૂપનેવાસ્તે આવડો બધો પરિતાપ શામાટે ધરે છે ? તું પણ સાક્ષીની પેઠેજ રહીને રૂપને જોયા કર્ય.[૬,૭] હે ચિત્ત ! આ વિચિત્રદેખાવોવાળી સૃષ્ટિ નદીના જળમાં થતાં અનેક પ્રકારનાં ચલનોજેવી અવ્યવસ્થિત છે, તડકાની સામે જોઇ રહેતાં આકાશમાં પ્રતીત થતાં પીછડાંઓની પેઠે મિથ્યાભૂત છે, સારી–નરસી અનેક જાતિઓની ખટપટવાળી છે અને વળી ચક્ષુનેજ સ્ફુરે છે તે છતાં ત્હારે તેની સાથે શું લાગતું–વળગતું છે કે જેનેલીધે તું તેમાં લંપટ થાય છે અને પરિતાપ ભોગવે છે.[૮] જેમ ચલન પામ્યા કરતા પ્રલયસમુદ્રના જળમાં માછલી સ્ફુરે, તેમ ચલન પામ્યા કરતા ચિત્તમાં આ સૃષ્ટિ પોતાની મેળે સ્ફુરતી હોય તો ભલે સ્ફુરે, પણ હે અહંકાર ! તું શામાટે ઉઠયો છે ?[૯] હે ચિત્ત ! સૂર્ય આદિનું અજવાળું અને પદાર્થોનું રૂપ કે જેઓ સર્વદા જડ છે, જડ છતાં પણ સ્ફુર્યા કરે છે અને પરસ્પરમાં રહે છે તેઓની સાથે ત્હારે કશો સંબંધ નથી તે છતાં પણ તું તેઓનેવાસ્તે આકુલ થાય છે એ કેવળ ત્હારી મૂર્ખતાજ છે. ચક્ષુથી થતો પદાર્થોનો દેખાવ બહાર થાય છે અને ત્હારાથી થતા સંકલ્પાદિ અંદર થાય છે માટે તું અને પદાર્થો ભિન્ન ભિન્ન પ્રદેશમાં રહેવાનેલીધે ત્હારે અને પદાર્થોને કશો સંબંધ નથી એ વાત તો સ્પષ્ટજ છે.[૧૦] જેમ મ્હોડું અને દર્પણ પરસ્પરના સંગવિનાનાં છતાં પણ ભ્રાંતિનેલીધે સંલગ્નજેવાં દેખાય છે, તેમ પદાર્થોના દેખાવો અને સંકલ્પાદિ પરસ્પરના સંગવિનાના છતાં પણ ભ્રાંતિનેલીધે સર્વદા અત્યંત સંલગ્નજેવાં દેખાય છે અને તે ભ્રાંતિનું મૂળ અજ્ઞાનજ છે. જ્ઞાનથી અજ્ઞાન ગલિત થઈ જાય તો એઓ પરસ્પરથી જુદાં પડી બાધિત થઇને અધિષ્ઠાનરૂપેજ રહે છે.[૧૧,૧૨] જેમ લાખથી કાષ્ઠો પરસ્પરની સાથે જોડાઇ જાય છે, તેમ મનની કલ્પનાથી પદાર્થોના દેખાવ અને સંકલ્પાદિ પરસ્પરની સાથે અત્યંત જોડાઈ ગયા છે.[૧૩] મંદ અધિકારીનો તથા મધ્યમ અધિકારીનો પોતાના મનના મનનરૂપી તંતુ કે જે પોતાનેજ બંધન આપનાર છે તે, વૈરાગ્યાદિના અભ્યાસરૂપી યત્નથી તથા વિચારરૂપી યત્નથી કપાઈ જાય છે અને ઉત્તમ અધિકારીનો એ તંતુ તો સહસા જ્ઞાન ઉત્પન્ન થતાંજ કપાઈ જાય છે એટલે અજ્ઞાનની ભાવનાને છેદવાનેવાસ્તે વધારે પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી.[૧૪] અજ્ઞાનના ક્ષયનેલીધે મન ક્ષય પામી જતાં, એ પદાર્થોના દેખાવો અને સંકલ્પાદિ કદી પણ પાછા પરસ્પરની સાથે સંલગ્ન થતા નથી.[૧૫] ચિત્તજ સઘળી ઇંદ્રિયોને જગાડનાર છે એટલામાટે, જેમ ઘરમાંથી પિશાચને કહાડી મૂકવો જોઇએ, તેમ શરીરમાંથી તે ચિત્તનેજ કહાડી મૂકવું જોઇએ.[૧૬] હે ચિત્ત ! તું મિથ્યાજ મસ્તી કર્યા કરે છે. ત્હારા બાધનો ઉપાય મ્હારા જાણવામાં આવ્યો છે. તું આદિમાં અને અંતમાં અત્યંત તુચ્છ (અસત્) છે માટે વર્તમાનકાળમાં પણ અત્યંત તુચ્છજ છે.[૧૭] હે ચિત્ત ! તું ઇંદ્રિયોએ પ્રાપ્ત કરેલા શબ્દ–સ્પર્શ આદિ પાંચ આકારોને ધરીને મ્હારી અંદર અમથું–અમથું

શા માટે મસ્તી કર્યા કરે છે ? પણ ચિંતા નથી. જે ધણી તને પોતાનું સમજે તેની આગળજ તું મસ્તી કરે એમ છે પણ હું કે જે તને પોતાનુંજ સમજતો નથી તેની આગળ ત્હારી મસ્તી ચાલે એમ નથી.[૧૮] હે દુષ્ટ ચિત્ત ! ત્હારી મસ્તીથી હું જરા પણ રાજી થતો નથી અને કચવાતો પણ નથી. વિષયોની વૃત્તિઓ કે જેઓ ઇંદ્રિજાળની રચનાઓજેવી છે તેઓનેવાસ્તે તું અમથું-અમથું શામાટે બળતરા રાખે છે ?[૧૯] હે ચિત્ત ! ત્હારે જવું હોય તો જા અને રહેવું હોય તો રહે. તું મ્હારૂં નથી અને જીવતું પણ નથી. તું કલ્પિત હોવાનેલીધે સ્વાભાવિકરીતે સર્વદા મરેલું છે અને વળી વિચારથી તો અત્યંત મરી ગયેલુંજ છે.[૨૦] હે સર્વદા મરેલી આકૃતિવાળા ચિત્ત ! તું સારવિનાનું છે, જડ છે, ભ્રાંત છે અને શઠ છે. અત્યંત અજ્ઞાનવાળું તું મૂઢપુરૂષનેજ ભમાવી શકે પણ ઉત્તમવિચારવાળાને ભમાવી શકે નહિ.[૨૧] મૂર્ખતાનેલીધે અમો તને આ પ્રમાણે તુરત મરી જનારૂં જાણતા નહતા. હવે તો, જેમ દીવાઓની દૃષ્ટિમાં અંધારૂં મરેલુંજ છે, તેમ અમારી દૃષ્ટિમાં તું મરેલુંજ છે.[૨૨] તું કે જે અત્યંત લુચ્ચું છે તેણે લાંબાકાળસુધી આ મ્હારા દેહરૂપી આખા ઘરને રોકી લીધું હતું કે જેથી એ ઘરમાં શમ-દમ આદિ કોઇ સજ્જનો આવી શકતાજ ન હતા.[૨૩] હે લુચ્ચા ચિત્ત ! તું કે જે જડ છે અને પ્રેતજેવા આકારવાળું છે તે જતું રહેવાથી આ મ્હારૂં દેહરૂપી ઘર શમ-દમ આદિ સઘળા સજ્જનોએ સેવવા યોગ્ય થયું છે.[૨૪] હે જગતરૂપે નાચનારા ચિત્તરૂપી લુચ્ચા વેતાલ ! તું પ્રથમ પણ નજ હતું, હમણાં પણ નથીજ અને હવે પછી પણ હોવાનું નથીજ. આ પ્રમાણે હું તને જાણું છું તોપણ તું મ્હારી પાસે ઉભું રહેતાં કેમ લજાતું નથી ? અહો ! ત્હારૂં નિર્લજ્જપણું બહુ ભારે છે.[૨૫] હે ચિત્તરૂપી વેતાલ ! તું તૃષ્ણાઓરૂપી પિશાચણીઓની સાથે અને ક્રોધ આદિ યક્ષોની સાથે મ્હારા શરીરરૂપી ઘરમાંથી નીકળી જા.[૨૬] જેમ દુષ્ટ નહાર ગુફામાંથી નીકળી જાય, તેમ ચિત્તરૂપી દુષ્ટ પિશાચ વિવેકરૂપી મંત્રમાત્રથી દેહરૂપી ઘરમાંથી નીકળી ગયો એ બહુ સારૂં થયું.[૨૭] અહો ! આ અત્યંત મ્હોટું આશ્ચર્ય છે કે જડ અને ક્ષણમાત્રમાં ત્રુટી જનારા મનરૂપી ધૂતારાએ આ સઘળા લોકોને પરવશ કરી નાખ્યા છે.[૨૮] હે ચિત્ત ! તું લોકોની અંદર દેહાત્મબુદ્ધિવાળા નિર્મળ માણસને અડચણ કરે છે તેમાં ત્હારૂં શું પરાક્રમ છે, શું બળ છે અને શી મ્હોટાઇ છે ? કાંઈ નથી. જો તું હવે મ્હારા એકલાનીજ આગળ આવીને કાંઈ પણ મસ્તી કરી શકે તો હું તને પરાક્રમી સમજું, બળવાન સમજું અને મ્હોટું સમજું.[૨૯] હે રાંક ચિત્ત ! તું સર્વદા મરેલુંજ છે માટે હું તને મારતો નથી. હે મૂર્ખ ! તું સર્વદા મરેલું છે એમ હું આજ સમજ્યો.[૩૦] હું આટલા કાળસુધી તને જીવતાજેવું જાણીને, અનંત પ્રસંગોવાળી જન્મ-મરણોરૂપી રાત્રિઓમાં લાંબાકાળથી ગોથાં ખાતો હતો.[૩૧] હે ચિત્ત ! તું તો અનાદિકાળથી મુવેલું છે માટે મુદ્દલ છેજ નહિ એમ આજ મ્હારા સમજવામાં આવ્યું છે તેથી હું ત્હારી આશાને છોડી દઇને કેવળ મ્હારા સ્વરૂપમાંજ રહું છું.[૩૨] આજ મ્હેં પોતાની મેળે 'ચિત્ત મુવેલુંજ છે' એમ જાણ્યું એ સારૂં થયું. સમજ્યા પછી લુચ્ચાની સોબતમાં રહી પોતાનું આખું જીવિત વૃથા કહાડવું એ યોગ્યજ ન કહેવાય માટે હું તને છોડી દઉં છું.[૩૩] હું ક્ષણમાત્રમાં મનરૂપી લુચ્ચાને દેહરૂપી ઘરમાંથી કહાડી મૂકીને આજ સ્વસ્થપણાથી રહ્યો છું. મ્હારામાં જે ભૂત હતું તે નીકળી ગયું.[૩૪] હે

ચિત્તરૂપી ઓડ ! મ્હેં ત્હારાથી ઠગાઇને લાંબાકાળસુધી ઘણાં ઘણાં તોફાનો કર્યાં. હવે એ તોફાનોને સંભારી સંભારીને હું હસું છું.[૩૫] હૃદયરૂપી ઘરમાં રહેનારો અને તાડના ઝાડજેવડી ઊંચી આકૃતિવાળો ચિત્તરૂપી વેતાલ આજ ઘણેકાળે વિચારરૂપી તરવારથી ટુકડે ટુકડા થઇ જઇને પડી ગયો એ બહુ સારૂં થયું.[૩૬] ચિત્તરૂપી વેતાલ શાંત થતાં, પવિત્રસ્થિતિને પ્રાપ્ત થયેલા આ શરીરરૂપી નગરમાં હું આજ કેવળ સુખથી રહ્યો છું એ બહુ સારૂં થયું.[૩૭] કેવળ વિચારરૂપી મંત્રથી ચિત્ત મરી ગયું, ચિંતા પણ મરી ગઈ અને અહંકારરૂપી રાક્ષસ પણ મરી ગયો. આજજ હું કેવળ સ્વસ્થ અને ભરપૂર થઈ રહ્યો છું.[૩૮] મ્હારે ચિત્ત શું સગું થતું હતું, આશા શી સગી થતી હતી અને અહંકાર પણ શો સગો થતો હતો ? મ્હારો એ મફતનો પોષ્યવર્ગ ( પરિવાર ) આજ સંપૂર્ણરીતે નષ્ટ થઈ ગયો એ બહુ સારૂં થયું.[૩૯] હું કે જે એકજ છું, પૂર્ણકામ છું, નિત્ય છું, નિર્મળસ્વરૂપવાળો છું અને વિકલ્પોથી રહિત ચૈતન્યરૂપે પ્રકાશું છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૦] હું કે જે શોકથી રહિત છું, મોહથી રહિત છું, દેહાદિરૂપ નથી, અહંકારરૂપ નથી, કોઈ સમયે ન હોઉં એવો નથી અને મ્હારાથી કાંઈ પણ જુદું ન હોવાનેલીધે સર્વરૂપ પણ છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૧] મને આશાનો સંબંધ નથી, કર્મોનો સંબંધ નથી, સંસારનો સંબંધ નથી, કર્તાપણાનો સંબંધ નથી, ભોક્તાપણાનો સંબંધ નથી અને દેહનો પણ સંબંધ નથી એટલામાટે હું કે જે અસંગસ્વરૂપ છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૨] હું કે જે 'આત્મા' એ શબ્દથી પણ કહેવાઉં એવો નથી, બીજા કોઇ શબ્દથી પણ કહેવાઉં એવો નથી, 'હું' એ શબ્દનો પણ ગોચર નથી, 'આ' એ શબ્દનો પણ ગોચર નથી અને સર્વરૂપ પણ છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું[૪૩] હું કે જે સર્વનું આદિકારણ છું, સર્વને ધારણ કરનાર છું, ચૈતન્ય છું, ભુવનો છું અને દેશ–કાળથી પરિચ્છેદરહિત છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૪] હું કે જે નિર્વિકાર છું, નિત્ય છું, અંશોથી રહિત છું, વ્યાપક છું, સર્વરૂપ છું અને સનાતન છું તેને હુંજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૫] હું કે જે રૂપથી રહિત છું, નામથી રહિત છું, સ્વયંપ્રકાશ છું, વ્યાપક છું અને પોતાથી સર્વદા સ્વરૂપમાંજ રહેલો છું તેને વારંવાર પ્રણામ કરૂં છું.[૪૬] હું મ્હારા સ્વરૂપમાંજ સત્તાને પ્રાપ્ત થયો છું કે જે સત્તા સમાનરીતે સર્વમાં વ્યાપક છે, સૂક્ષ્મ છે અને સર્વ જગતને મુખ્ય પ્રકાશ આપનારી છે. આવી સત્તાને પ્રાપ્ત થયેલો હું મનેજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૭] પર્વતો, સમુદ્રો, પૃથ્વી અને નદીઓ એઓસહિત જે કાંઇ દૃશ્યોની શોભા છે તે હું નથી અથવા જે કાંઇ દૃશ્યોની શોભા છે તે હુંજ છું. જે આ સઘળા પદાર્થોથી ભરપૂર જગત છે તે હું નથી અથવા સઘળા પદાર્થોથી ભરપૂર જે જગત છે તે હુંજ છું. હું એવા સ્વરૂપવાળો છું માટે હું મનેજ વારંવાર પ્રણામ કરૂં છું.[૪૮] અવિદ્યાનો તથા અવિદ્યાનાં કાર્યોનો નિરાસ કરવામાં સમર્થતાવાળું મ્હારૂં પોતાનુંજ સ્વરૂપ કે જે મનના વિકલ્પોથી રહિત છે, આનંદથી ભરપૂર હોવાનેલીધે સર્વને પ્રિય છે, જગતથી રહિત છતાં પણ જગતને પ્રકટ કરનાર છે, અંતથી રહિત છે, જન્મથી રહિત છે, જરાથી રહિત છે, ત્રણે ગુણોથી ન્યારૂં છે અને અખંડિત છે તેને હું પ્રણામ કરૂં છું.[૪૯] **व्यपगतमननं समाभिरामं प्रकटितविश्वमविश्वमप्यनंतम् । स्वयमजमजं गुणादतीतं वपुरहमच्युतमीश्वरं नमामि ॥४९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'દૃશ્યદર્શનસંબંધ'નામનો એંસીમો સર્ગ સંપૂર્ણ ૮૦**

# સર્ગ ૮૧ મો* યુક્તિ અને અનુભવથી ચિત્તનો અભાવ

**वासिष्ठ उवाच । एवं विचार्य बुद्धांतः पुनरित्थं विचार्यते ।**
**तत्त्वविद्भिर्महाबाहो ज्ञेय आत्मा महात्मभिः ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–'હે રામ ! આત્માને જાણવો એજ તત્ત્વ છે' એમ સમજનારા મહાત્મા પુરૂષો ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરી, સમજીને વળી નીચે પ્રમાણે વિચાર કરે છે.[૧] ચિત્તેજ 'આ સઘળું જગત આત્માજ છે' એમ સમજીને જગતનું માર્જન કરી નાખ્યું (જગતને ભુંસી નાખ્યું) એ વાત સાચી છે પણ તે ચિત્ત શામાંથી ઉઠયું હશે ! ! અહો ! જગતની અંદર આવીજવાનેલીધે ચિત્ત પોતે પણ ખોટુંજ જણાય છે.[૨] ચિત્ત જડ હોવાનેલીધે, બીજા ચિત્તથી રહિત હોવાનેલીધે અને માયાનું કાર્ય હોવાનેલીધે વિનાશીજ છે અથવા જેમ આકાશમાં પ્રતીત થતું ઝાડ ભ્રાંતિવિના બીજું કશું નથી, તેમ ચિત્ત પણ ભ્રાંતિવિના બીજું કશું નથી.[૩] જેમ વહાણમાં બેઠેલા બાળકની દૃષ્ટિથી સમુદ્રના કિનારાનાં વૃક્ષોનું ચલન સિદ્ધ છે પણ સમજુની દૃષ્ટિથી તે અસિદ્ધ છે, તેમ ચિત્ત અજ્ઞાનીની દૃષ્ટિથી સિદ્ધ છે પણ જ્ઞાનીની દૃષ્ટિથી અસિદ્ધજ છે.[૪] જેમ ફજેતફાળકામાં ભ્રમણ કરીને ઉતર્યા પછી પર્વતના ભ્રમણનો પત્તો પણ મળતો નથી, તેમ અજ્ઞાનરૂપી ભ્રમણ શાંત થતાં, ચિત્તનો પત્તો પણ મળતો નથી.[૫] આ પ્રમાણે જોતાં ચિત્ત મુદ્દલ છેજ નહિ, પણ જે કાંઈ છે તે બ્રહ્મજ છે. સઘળા પદાર્થોની ભાવનાઓ ચિત્તથીજ થાય છે એટલામાટે ભાવનાઓને મિથ્યા સમજીને હું છોડી દઉં છું.[૬] હું સઘળા સંદેહોથી રહિત થયો છું અને સઘળા સંતાપોથી રહિત થઇને રહ્યો છું. હું સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરીને જેવો સ્વાભાવિકરીતે છું તેવોજ થયો છું.[૭] જેમ પ્રકાશનો ઉપરામ થતાં, વિચિત્રપ્રકારનાં સઘળાં રૂપસંબંધી જ્ઞાનો પરિક્ષીણ થઈ જાય છે, તેમ ચિત્તનો ઉપરામ થતાં, ચપળતા અને તૃષ્ણા આદિ સઘળા દોષો પરિક્ષીણ થઈ ગયા છે.[૮] ચિત્ત મરી ગયું, તૃષ્ણા જતી રહી, મોહરૂપી પાંજરૂં ત્રુટી ગયું અને અંહકાર નષ્ટ થઈ ગયો તેથી હું જાગ્રત અવસ્થામાં આ નવી જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થયો છું.[૯] જગત શાંત થઇને બ્રહ્મરૂપજ થઈ ગયું અને જે દ્વૈત દેખાતું હતું તે સાચું હતુંજ નહિ. હવે હું જગતસંબંધી કોઈ વિચાર-પણ શામાટે કરૂં છું ? કેમ કે મિથ્યાપદાર્થની આ વાત કરવાનું પણ કશું પ્રયોજન નથી.[૧૦] હું જેના આદિ કે અંત નથી અને જેમાં જીવપણુંજ નથી એવા પવિત્રપદને પામ્યો છું. અત્યંત શાંત, સૂક્ષ્મ, અવિચળ અને સર્વવ્યાપક આત્મા થઇનેજ રહ્યો છું.[૧૧] ઘટ–પટ આદિ જે જે કાંઈ બહારના વ્યવહારની વસ્તુઓ છે, ચિત્ત આદિ જે જે અંદરના વ્યવહારની વસ્તુઓ છે, રજ્જુ–સર્પ આદિ જે જે પ્રાતિભાસિક વસ્તુઓ કહેવાય છે અને જીવ આદિ જે જે શાસ્ત્રીય વસ્તુઓ છે તે સઘળી વસ્તુઓ આકાશથી પણ અત્યંત નિર્મળ, શાંત, અંતથી રહિત, ગ્રહણ કરવાને અશક્ય અને અત્યંત વિસ્તીર્ણ બ્રહ્મજ છે.[૧૨] ચિત્ત હોય તોપણ ભલે, ન હોય તોપણ ભલે, મરી જાય તોપણ ભલે અને રહે તોપણ ભલે. હું કે જે અખંડ બ્રહ્મરૂપેજ પ્રકાશું છું તેને હવે એ ચિત્ત હોવા ન હોવા આદિનો વિચાર કરવાનું શું પ્રયોજન છે ?[૧૩] હું મૂર્ખતાનેલીધે વિચાર નહિ કરતો હતો, તેથી દેહરૂપ થઈને રહ્યો હતો અને હવે તો વિચાર કરવાને-

*આ એકાસીમા સર્ગમાં અનુભવથી અને યુક્તિથી ચિત્તનો અભાવ સિદ્ધ કરવામાં આવશે.

લીધે અપરિચ્છિન્ન પરમાત્મા થયો છું. હું કે જે વિચાર કરનાર હતો તે ક્યાં ગયો?[૧૪] મન મરી ગયા છતાં પણ 'હવે વિચાર કરનાર કોઈ છે કે નહિ' એવો વ્યર્થવિકલ્પ કે જે મનરૂપી વેતાલને પાછું જીવન આપે એવો છે તે શામાટે ઉઠે છે?[૧૫] 'હવે વિચાર કરનાર કોઇ છે કે નહિ' એવો જે વ્યર્થસંકલ્પ મ્હારી અંદર ઉઠે છે તેને હું છોડી દઉં છું, 'હું સાક્ષીરૂપજ છું' એવો નિર્ણય કરીને હું શાંતપણાથી મ્હારા સ્વરૂપમાંજ રહું છું અને ચૂપ થઇ જાઉં છું.[૧૬] હે રામ! વિવેકી પુરૂષે ખાતાં, જતાં, સૂતાં અને બેસતાં પણ પોતાની બુદ્ધિવડે પ્રત્યેક દિવસે નિરંતર આવો વિચારજ કરવો જોઇએ.[૧૭] સ્વસ્થ અને સ્વરૂપમાંજ રહેલા પોતાના ચિત્તથી આવો વિચાર કરીને જીવન્મુક્ત પુરૂષો કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ નહિ રાખતાં, વ્યવહારસંબંધી ચાલતાં કાર્યો કર્યા કરે છે.[૧૮] આનંદથી ભરપૂર અંતઃકરણવાળા, શરદ્ઋતુના પૂર્ણ ચંદ્રજેવા, પ્રસન્નમુખવાળા, વર્ણાશ્રમની યોગ્યતાને અનુસરીને ચાલતા, વ્યવહારસંબંધી કાર્યોમાં વિહાર કરતા અને જેઓનો અભિમાન તથા મદ ટળીજ ગયો છે એવા મ્હોટી બુદ્ધિવાળા જીવન્મુક્ત-પુરૂષો આ સંસારમાં સુખથી વિનોદ કરે છે.[૧૯] **विगतमानमदा मुदिताशयाः शरदुपोढशशांकसमत्विषः। प्रकृतसंव्यवहारविहारिणस्त्विह सुखं विहरंति महाधियः ॥१९॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'ચિત્તાસત્તાપ્રતિપાદન' નામનો એકાસીમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ८२ मो* વીતહવ્યમુનિએ ઇંદ્રિયો તથા મનને સમજણ આપી

**वासिष्ठ उवाच। विचार एवं विदुषा संवर्तेन कृतः पुरा।**
**कथितो मम विंध्याद्रौ तेनैव विदितात्मना ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ! જેણે આત્માને જાણ્યો હતો એવા વિદ્વાન સંવર્ત-મુનિએ પૂર્વે એ પ્રમાણે વિચાર કર્યો હતો અને પાછો વિંધ્યાચળમાં તેમણેજ એ વિચાર મ્હારી પાસે કહ્યા હતો.[૧] તમે વિચારમાં તત્પર રહેનારી બુદ્ધિવડે આ નિશ્ચયને પકડીને અનુક્રમે જ્ઞાનની ભૂમિકાઓમાં ચડતાં ચડતાં, આ સંસારરૂપી સમુદ્રમાંથી નીકળી જાઓ.[૨] હે રામ! હવે મોક્ષ આપનારો ઇંદ્રિયોને અને મનને સમજાવવારૂપ એક બીજો વિચાર કહું છું તે સાંભળો કે જે વિચારથી 'વીતહવ્ય' નામના મુનિએ સઘળા સંદેહોથી-રહિત થઇને પરમપદમાં નિવાસ કર્યો હતો.[૩] જેમ સૂર્ય મેરૂપર્વતની લાંબી લાંબી ગુફાઓની આસપાસ ફરે છે, તેમ પૂર્વે મહા તેજસ્વી વીતહવ્યમુનિ સંસારથી કંટાળીને સમાધિ કરવાનું સ્થળ શોધવાસારૂ વનની અંદર લાંબી લાંબી વિંધ્યાચળની ગુફાઓની આસપાસ ફરતા હતા.[૪] સંસારરૂપી ભ્રમને આપનારી અને આધિઓને તથા વ્યાધિઓને ઉત્પન્ન કરનારી આ ભયંકર ક્રિયાઓની પદ્ધતિથી કેટલેક કાળે એમના મનમાં કંટાળો આવ્યો હતો.[૫] એ વીતહવ્યમુનિએ નિર્વિકલ્પસમાધિથી મળે એવા ગંભીરપદને પામવાની ઇચ્છાથી જગતમાં પોતાનાં સઘળાં કામ-કાજો બંધ કર્યાં કે જેઓ ઘણાકાળથી કરવામાં આવતાં આવતાં, જુનાં થઈ ગયાં હતાં. (સંન્યાસ લીધો.)[૬] જેમ ભ્રમર સુગંધવાળા અને પરાગોથી શ્વેતપણાવાળા નીલકમળમાં

---

* આ બ્યાસીમા સર્ગમાં વીતહવ્યમુનિએ આત્મામાં એકાગ્રતા કરવાનેમાટે ઇંદ્રિયોને અને મનને જુદાં જુદાં કારણો બતાવીને સમજણ આપ્યાનું નિરૂપણ કરવામાં આવશે.

પ્રવેશ કરે, તેમ એ વીતહવ્યમુનિએ સુગંધવાળી અને કપુરથી શ્વેતપણાવાળી કેળનાં પાંદડાંઓથી બનાવેલી પર્ણશાળામાં પ્રવેશ કર્યો.[7] જેમ વૃષ્ટિથી રહિત થયેલો મેઘ તાપવિનાના પર્વતની ઉપર બેસે, તેમ એ મુનિ જેના ઉપર સારીરીતે મૃગચર્મ પાથર્યું હતું એવા શુદ્ધ અને સમતાવાળા આસનપર બેઠા.[8] પદ્માસન વાળી, પગનાં તળાંઓની ઉપર હાથની આંગળીઓ રાખી, ડોકને ઊંચી રાખી, શરીરના ચલનને પણ બંધ પાડીને શિખરની પેઠે તેમણે સ્થિતિ કરી.[9] જેમ સાયંકાળે મેરૂપર્વતની ગુફામાં પેસતો સૂર્ય ચારે બાજુ ફેલાયેલા પોતાની કાંતિના સમૂહને સારીપેઠે સમેટી લે છે, તેમ એ મુનિએ વિષયોમાં ચારેબાજુ વીખરાયેલા પોતાના મનને ધીરે ધીરે સારી પેઠે સમેટી લીધું.[10] અનુક્રમે બહારના અને અંદરના સઘળા વિષયોનો ત્યાગ કરતાં, એ મુનિએ નિર્દોષ થયેલા પોતાના મનથી નીચેપ્રમાણે વિચાર કર્યો.[11]

વીતહવ્ય સ્વગત વિચાર કરે છેઃ—અહો ! વિષયોમાંથી પાછું વાળેલું છતાં પણ ક્ષણમાત્રમાં પાછું ચંચળ થઈ જતું આ મન તરંગોથી તણાતાં જતાં પાંદડાંની પેઠે સ્થિરતાને પ્રાપ્ત થતું નથી.[12] ચક્ષુ આદિ પ્રચંડ ઇંદ્રિયોએ સંભ્રમથી ગ્રહણ કરાતા વિષયોનેમાટે આ મન હાથથી પછાડેલા દડાની પેઠે નિરંતર ઉછળ્યાજ કરે છે.[13] આ મન ઇંદ્રિયોએ વધારેલી વૃત્તિઓમાં એકને છોડી બીજીને અને બીજીને છોડી ત્રીજીને, એમ અનેક વૃત્તિઓનું ગ્રહણ કર્યા કરે છે અને જેમાંથી પાછુંવાળીએ તેમાં તો ઉન્મત્તની પેઠે દોડે છે.[14] મ્હોટા વેગવાળું મન ઘડામાંથી લુગડામાં જાય છે અને લુગડામાંથી ગાડામાં જાય છે એટલે જેમ વાંદરો વૃક્ષોમાં ઠેકયા કરે છે, તેમ આ મન જુદા જુદા વિષયોમાં ઠેકયા કરે છે.[15] હવે હું પ્રથમ મનને નીકળવાનાં પાંચ દ્વારોરૂપ આ બળ્યાં ચક્ષુ આદિ કે જેઓ 'ઇંદ્રિયો' એ નામથી ઓળખાય છે તેઓનુંજ સારીપેઠે અવલોકન કરૂં.[16] હે અભાગણી ઇંદ્રિયો ! જેમ સમુદ્રનાં જળોને સ્થિર થવાનો અવસર મળતો નથી, તેમ તમોને પણ સ્થિર થવાનો અવસર મળતો નથી કે શું ? તમે જો સ્થિર થાઓ તોજ મને સમાધિથી આત્માનું દર્શન મળે.[17] હે ચપળ અભિપ્રાયવાળી ઇંદ્રિયો ! કેવળ અનર્થોમાં પડવાનેવાસ્તે ચપળતા કરો નહિ. ચપળતા કરવાથી ભૂતકાળમાં જે ઘણાં ઘણાં દુઃખો પડ્યાં હતાં તેઓનું સ્મરણ કરો.[18] હે મનનાં દ્વારોરૂપ અધમ ઇંદ્રિયો ! તમો જડજ છો અને જે જડ હોય છે તેઓનું ઉછળવું ઝાંઝવાનાં પાણીના ઉછળવાની પેઠે વ્યર્થજ હોય છે.[19] તમો કે જેઓ સર્વદા મિથ્યાસ્વરૂપવાળીજ છો તેઓનું આ સાચા તત્ત્વને સમજ્યાવિનાનું ઉદ્ધતપણું આંધળાં માણસોના દોડવાજેવું થાય છે.[20] હે અભાગણી ઇંદ્રિયો ! મહા સમર્થ ચૈતન્યરૂપ હુંજ સાક્ષીપણાથી સઘળું કરૂં છું તે છતાં તમો અમથી—અમથી આકુળ શામાટે થાઓ છો ?[21] સાચાસ્વરૂપથી રહિત હોવાનેલીધે ઊંબાડીયાના ભ્રમણથી દેખાતાં ચક્રોજેવી અને રજ્જુમાં થતી સર્પની ભ્રાંતિજેવી આ ચક્ષુ આદિ મ્હારી ઇંદ્રિયો મફતનીજ મસ્તી કર્યા કરે છે.[22] સર્વને પ્રકાશ આપનારો જે સાક્ષી ચક્ષુ આદિ ઇંદ્રિયોને જાણે છે તેની સાથે ચક્ષુ આદિ ઇંદ્રિયોને જરા પણ સંબંધ નથી. જેમ સ્વર્ગલોકને અને પાતાળના પર્વતને જરા પણ સંબંધ નથી, તેમ આત્માને અને ઇંદ્રિયોને જરા પણ સંબંધ નથી.[23] જેમ માર્ગમાં ચાલતો માણસ સર્પોથી દૂરજ રહે અને જેમ બ્રાહ્મણ ચાંડાળોથી દૂરજ રહે, તેમ અખંડિત ચૈતન્યરૂપ આત્મા ઇંદ્રિયોથી દૂરજ રહે છે.[24] હે ઇંદ્રિયો!

જેમ સૂર્યના સ્વતંત્ર પ્રકાશમાત્રથી ખેડ તથા મજુરી આદિ દિવસનાં કાર્યો કરનારાઓની પરસ્પર ધામધુમ ચાલ્યા કરે છે, તેમ આત્માની સ્વતંત્ર સત્તામાત્રથી તમારી પરસ્પર ધામધુમ ચાલ્યા કરે છે.[૨૫] હે ચિત્ત ! તું ત્હારી વૃત્તિઓરૂપી સ્ત્રીઓને બહાર ભટકાવનારૂં હોવાનેલીધે ભડવાજેવું છે, દેહને આત્મા માનનારૂં હોવાનેલીધે ચાર્વાકજેવું છે અને પેટ ભરવાનેવાસ્તે સઘળી દિશાઓમાં ફરનારૂં હોવાનેલીધે ભીખારીજેવું છે.[૨૬] હે જગતને ઉત્પન્ન કરનારા ચિત્ત ! હવે કૂતરાની પેઠે ત્હારૂં ભટકવું કે જે કેવળ અનર્થનેવાસ્તેજ છે તેને છોડી દે. તને 'હું ચૈતન્ય છું' એવી જે ભ્રાંતિ છે તે વ્યર્થ છે અને ખોટીજ છે. હે શઠ ચિત્ત ! ચૈતન્ય અને તું કે જેઓ પરસ્પરથી વિરૂદ્ધ છો તેઓની એકતા સંભવેજ નહિ.[૨૭] 'હું પરમાત્માની સત્તાવિના સ્વતંત્રસત્તાથી જીવું છું' એવા પ્રકારની જે તને અહંકારનેલીધે દુર્મતિ થઈ છે તે સાચી નથી પણ ખોટીજ છે અને કેવળ દુઃખનેવાસ્તેજ થઈ છે.[૨૮] ત્હારા 'અભિમાન' નામના પરિણામનો ઉદય થતાં 'આ દેહ હું છું' એવો જે તને અભિનિવેશ થાય છે તેને છોડી દે. હે મૂર્ખ ! તું કોઇ વસ્તુજ નથી તે છતાં અમથું—અમથું શા માટે ચપળતા કરે છે ?[૨૯] હે મહામૂર્ખ ! આદિથી તથા અંતથી રહિત જે અનુભવ છે તેજ ચૈતન્ય છે અને તે ચૈતન્યવિના બીજું કશું છેજ નહિ તે છતાં આ દેહમાં 'ચિત્ત' એ નામ ધરાવી રહેનારૂં તું કોણ છે ?[૩૦] હે ચિત્ત ! ભોગના સમયમાં અમૃતજેવી લાગતી અને પરિણામે ઝેરી ફળને આપનારી જે કર્તાપણાની તથા ભોક્તાપણાની તને ભ્રાંતિ છે તે વૃથાજ છે.[૩૧] હે મૂર્ખ ચિત્ત ! ઇંદ્રિયોનો આશ્રય કરીને તું ઉપહાસના પાત્રરૂપ થા નહિ. તું કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી. તું તો કેવળ જડજ છે અને બીજાની આપેલી સત્તાથી જાગ્રત થાય છે.[૩૨] ભોગોને તું શું થાય છે અને ભોગો ત્હારે શું થાય છે ? તું જડ છે તેથી મુદ્દલ ત્હારૂં સ્વરૂપજ નથી. ત્યારે ત્હારા બંધુ કે મિત્ર આદિ તો ક્યાંથીજ હોય ?[૩૩] જે પદાર્થ જડ હોય છે તે પોતાની સત્તાથી નહિ છતાં પરાઈ સત્તાથી વિદ્યમાનજેવો પ્રતીત થાય છે માટે ખોટોજ હોય છે. તું કે જે જડ છે તેમાં સમજનારપણું, કર્તાપણું, ભોક્તાપણું, અને પૂર્વાપરનું અનુસંધાન રાખનારપણું એઓ ચૈતન્યની સત્તાવિના ઘટતાંજ નથી.[૩૪] તું જો જીવરૂપ હોય તો જે આત્મા છે તેજ ત્હારૂં સ્વરૂપ છે માટે નિર્વિકલ્પપણેજ ત્હારે રહેવું જોઇએ કેમકે અનેક સંકલ્પ-વિકલ્પોથી ભરેલી અને દુઃખ દેનારી ત્હારી આવી સ્થિતિ ઘટતીજ નથી.[૩૫] કર્તાપણું અને ભોક્તાપણું કે જેઓને તેં પોતામાં મિથ્યાજ માની લીધેલાં છે તેઓને ધીરે ધીરે જે યુક્તિથી હું ભુંસી નાખું છું તે યુક્તિ સાંભળ.[૩૬] આ તું પોતે તો જડજ છે એમાં કોઈ પ્રકારનો સંશય નથી. જ્યારે તું જડજ છે ત્યારે તને કર્તાપણું કેવું હોય ? 'શિલાઓ નાચે છે' એ વાત તે કાંઈ સંભવે?[૩૭] આમ છે એટલામાટે તું એમ સ્વીકાર કર્ય કે મ્હારામાં જે શુદ્ધ પરમાત્માનો પ્રતિબિંબરૂપ ભાગ છે તેની સત્તાથીજ મ્હારૂં સઘળું જીવન છે. હે ચિત્ત ! તું જીવે છે, ઇચ્છે છે, હણે છે, જાય છે અને નાચે છે એ સઘળું વૃથાજ છે; કેમ કે એઓમાંની કોઈ પણ ક્રિયા ત્હારી પોતાની શક્તિથી થતી નથી પણ આત્માની શક્તિથીજ થાય છે માટે એ ક્રિયાઓ ત્હારી કરેલી ન કહેવાય પણ આત્માની કરેલીજ કહેવાય.[૩૮] જે કામ જેની શક્તિથી કરવામાં આવે તે કામ તેણેજ કરેલું કહેવાય પણ વચલાએ

કરેલું ન કહેવાય. જેમ કે દાતરડું પુરૂષની શક્તિથી કાપે છે માટે પુરૂષજ કાપનાર કહેવાય છે, પણ દાતરડું કાપનારૂં કહેવાતું નથી.[૩૯] જે પદાર્થ જેની શક્તિથી હણાય તે પદાર્થ તેણેજ હણેલો કહેવાય પણ વચલાએ હણેલો ન કહેવાય. જેમ કે ખડ્ગ પુરૂષની શક્તિથી હણે છે માટે, જે હણાયો હોય તે પુરૂષેજ હણેલો કહેવાય છે પણ ખડ્ગે હણેલો કહેવાતો નથી.[૪૦] જેની શક્તિથી પીવાતું હોય તેજ પીનાર કહેવાય પણ વચલો પીનાર કહેવાય નહિ. જેમ કે માણસ ભુંગળીવડે પાણી પીતો હોય ત્યારે તે માણસજ પાણી પીનાર કહેવાય છે પણ ભુંગળી પાણી પીનાર કહેવાતી નથી.[૪૧] હે ચિત્ત ! તું સ્વભાવથીજ અત્યંત જડ છે અને તને જે ચેતના મળે છે તે સર્વજ્ઞ આત્માથીજ મળે છે. આમ છે એટલામાટે આત્મા પોતે પોતાનેજ સર્વ પદાર્થોરૂપે ગોઠવે છે એમ સિદ્ધ થાય છે એટલે ત્હારામાં કર્તાપણું પ્રાપ્તજ થતું નથી.[૪૨] મહાસમર્થ આત્માજ તને સર્વદા જાગ્રત કરે છે. કેમકે સમજુએ મૂઢલોકોને સેંકડો આવૃત્તિઓથી પણ જગાડવાજ જોઇએ.[૪૩] આ સંસારમાં કેવળ બોધરૂપ આત્મસત્તાજ સ્ફુરે છે અને તે સત્તાથીજ તું 'ચિત્ત' એ શબ્દને તથા તેના અર્થને ધરી રહ્યું છે.[૪૪] હે ચિત્ત ! આ પ્રમાણે તું આત્માની શક્તિરૂપ અજ્ઞાનમાંથી આવેલું છે, એમ સિદ્ધ થાય છે માટે જો જ્ઞાન પ્રાપ્ત થાય તો, જેમ તીવ્ર તડકામાં હિમ પીગળી જાય, તેમ તું પીગળી ગયાવિના રહેજ નહિ.[૪૫] હે ચિત્ત ! તું જ્ઞાનથી તુરતજ પીગળી જાય એમ છે એટલામાટે તું મુવેલુંજ છે, જડજ છે અને વાસ્તવિક જોતાં મુદ્દલ છેજ નહિ તેથી ત્હારે 'હું આત્મા છું' એવો દુઃખદાયી અભિનિવેશ રાખવો જોઇતો નથી.[૪૬] હે ચિત્ત ! ત્હારી કરેલી સઘળી કલ્પનાઓ ઇંદ્રજાળની લતાઓની પેઠે મિથ્યાજ છે; કેમકે અખંડ અનુભવરૂપ બ્રહ્મજ સર્વ જગતરૂપે સ્ફુરે છે.[૪૭] બ્રહ્મની ચૈતન્યશક્તિના મિશ્રણવાળી માયાશક્તિજ મનુષ્યોરૂપે, દેવતાઓરૂપે અને બ્રહ્માંડોરૂપે ગોઠવાયેલી છે, જેમ સમુદ્રની ભરતી જલમય કલ્લોલોવિના બીજું કાંઈ નથી, તેમ આ જગત આત્માનાં સ્ફુરણોવિના બીજું કાંઈ નથી.[૪૮] હે મૂઢચિત્ત ! તું જો પોતાને ચૈતન્યમય સમજતું હોય તો તું કદીપણ એ પરમપદથી જુદું નથી તો હવે કોનેમાટે ચિંતા કરે છે ?[૪૯] હે મૂર્ખચિત્ત ! એ પરમપદ ત્રણે કાળના પરિચ્છેદથી રહિત છે, સર્વમાં વ્યાપક છે અને સર્વરૂપ છે માટે તેની પ્રાપ્તિ થઈ તો સર્વદા સર્વની પ્રાપ્તિ થઈ ચૂકી, માટે ત્હારે કોઈ વસ્તુને અપ્રાપ્ત સમજીને તેનેમાટે શોક કરવો રહેતો નથી.[૫૦] તું પણ નથી અને દેહપણ નથી. જે કાંઈ છે તે સ્વયંપ્રકાશ અને વ્યાપક બ્રહ્મજ છે. અવિચલ આત્મામાં 'હું અને તું' ઈત્યાદિ કેવળ આભાસોજ સ્ફુર્યા કરે છે માટે કોને શી પીડા છે ? કોઇને કાંઈ પીડા નથી.[૫૧] તું જો આત્મા હો તો સર્વવ્યાપક આત્મા એકજ છે, બીજો કોઈ નથી માટે આત્માની પ્રાપ્તિનેમાટે નિશ્ચિંત રહે. જો તું આત્માથી અન્ય હો તો તું જડ હોવાનેલીધે મુદ્દલ છેજ નહિ.[૫૨] જે છે તે કેવળ આત્માજ છે. સઘળું બ્રહ્માંડ આત્માજ છે. આત્માથી જુદું કાંઈ છેજ નહિ. તું જો કાંઇપણ આત્માથી ભિન્ન હો તો તું મુદ્દલ કાંઈ છેજ નહિ.[૫૩] 'આ શરીર હું છું અને આ સ્ત્રી, પુત્ર તથા ધન આદિ મ્હારાં છે' એવો વ્યર્થ અભિનિવેશ તું શામાટે રાખે છે ? જો સસલાના શીંગડાથી કોઈ માર્યો જતો હોય તોજ મિથ્યાપદાર્થોના અભિનિવેશથી લાભ થવો સંભવે.[૫૪] હે શઠચિત્ત ! જેમ દિવસમાં છાયાવિના અને તડકાવિના ત્રીજો કોઈ

ભાગજ નથી, તેમ જગતમાં ચૈતન્યવિના અને જડવિના ત્રીજો કોઈ ભાગજ નથી.[૫૫] હે ચિત્ત! આમ છે એટલામાટે કેવળ ચૈતન્યના અવલોકનથી ત્હારી જડતાનો અને ત્હારી અંદર રહેલા ચિદાભાસનો ક્ષય થતાં, જે કેવળ અનુભવમાત્ર અખંડ ચૈતન્ય અવશેષ રહે છે તેજ તું છે.[૫૬] હે મૂઢ! આમ હોવાનેલીધે તને કર્તાપણું કે ભોક્તાપણું કાંઈ પણ નથી. તું તો પરબ્રહ્મજ છે, એટલામાટે મૂર્ખપણાને છોડી દઇને ધીરજવાળું થા.[૫૭] જો કે તું આ રીતે આત્મારૂપજ છે તોપણ 'આત્મા ચિત્તરૂપ સાધનથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે' એમ જે કહેવામાં આવે છે તે તો કેવળ ઉપદેશનાં વાક્યોની જમાવટનેવાસ્તેજ કહેવામાં આવે છે.[૫૮] જો તું એમ ધારતું હોય કે 'હું આત્માને એક જાતનું સાધનજ છું' તો તું પોતાથી ચલન કરવામાં પણ સમર્થ નથી માટે ત્હારૂં કર્તાપણાનું અભિમાન વૃથાજ છે. સાધન કે જે જડ હોય છે, ચલનવિનાનું હોય છે અને કર્તાએ આપેલી પ્રેરણાવિના અશક્તજ હોય છે, તે કર્તાએ આપેલી પ્રેરણાવિના શી રીતે કાર્ય કરી શકે? જો કર્તા પ્રેરણા ન આપે તો સાધનમાં કોઈ જાતની શક્તિજ હોતી નથી. જો કાપનારો પુરૂષ પ્રેરણા ન આપે તો દાતરડું શું કરી શકે?[૫૯-૬૦] તરવાર મારીને કાપી નાખવાના કામમાં પુરૂષજ સમર્થ છે. તરવાર તો સઘળા અવયવોથી સંપૂર્ણ હોય તોપણ જડ હોવાનેલીધે કશું કરવાને સમર્થ નથી.[૬૧] હે મિત્ર! તું પોતે જડ હોવાનેલીધે કાંઈપણ કરી શકે એમ નથી એટલામાટે દેહાદિની તથા સ્ત્રી-પુત્રાદિની સંભાળ લેવાનો વ્યર્થ ખેદ ધરવો છોડી દે. હે મૂર્ખ! જે અશક્ત હોય તેને બીજાઓની સંભાળનેવાસ્તે ખેદ ધરવો શોભતોજ નથી.[૬૨] 'આત્માજ જીવપણાને પામીને સંસારમાં પીડાય છે માટે તેને વાસ્તે હું સઘળાં પ્રયત્નો કરવાનો ખેદ ભોગવું છું' એમ જો તું ધારતું હોય તો એ ત્હારૂં ધારવું વૃથા છે. જે ત્હારા જેવો હોય તેનેવાસ્તેજ ત્હારે ખેદ ધરવો યોગ્ય છે પણ આત્મા ત્હારા જેવો નથી માટે તેનેવાસ્તે ત્હારે ખેદ ધરવો યોગ્ય નથી. આત્માને તો કોઇ કાર્ય કરવાથી કે નહિ કરવાથી કાંઇ હાનિ-લાભ થાય એમ નથી.[૬૩] તું દેહમાં અભિમાન ધરીને 'હું ભોગોની સગવડ કરી આપીને દેહનો ઉપકાર કરૂં છું' એમ ધારતું હોય તો તું દેહને માટે અમસ્તુંજ દુઃખી થાય છે, કેમ કે દેહમાં રહેનારાં પાંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇંદ્રિયો એઓ સઘળાં જડ છે માટે તેઓમાં કોઈને કોઈપણ ભોગ જોઈતો નથી.[૬૪] 'આત્મા કે જે દેહનો ધણી છે તેને ભોગોની સગવડ કરી આપીને હું તેનો ઉપકાર કરૂં છું' એમ તું ધારતું હોય તો ત્હારૂં એ ધારવું પણ ખોટું છે; કેમકે આત્મા સર્વદા તૃપ્તજ છે માટે તેને કોઈ પ્રકારની ઇચ્છાજ નથી.[૬૫] સ્વયંપ્રકાશ અને સર્વમાં વ્યાપક ચૈતન્યરૂપ એક આત્માથીજ આ સઘળું જગત ભરપૂર છે માટે જગતમાં આત્માથી ન્યારો કોઈ પદાર્થજ નથી કે જેની આત્માને ઈચ્છા થાય.[૬૬] સર્વરૂપ, સર્વમાં વ્યાપક અને એક છતાં અનેકરૂપે દેખાવાની શક્તિવાળો આત્મા પોતે પોતામાંજ સર્વ જગતને બનાવે છે માટે તેને કયો પદાર્થ અલભ્ય હોય કે જેની તે ઇચ્છા કરે.[૬૭] હે ચિત્ત! જેમ રાજાની અલબેલી રાણીને જોઇને જુવાન પુરૂષ અમસ્તોજ દુઃખી થાય છે, તેમ તું આત્માની આ સઘળી લીલાને જોઇને અમસ્તુંજ દુઃખી થાય છે.[૬૮] હે ચિત્ત! 'ત્યારે હું આત્માની સાથે સંબંધ રાખીને, તેના અનુગ્રહથીજ ભોગો ભોગવીશ' એમ તું ધારતું હોય તો ત્હારૂં એ ધારવું પણ વૃથા છે; કેમકે જેમ ફળ, પુષ્પના સંબંધને

યોગ્યજ નથી, તેમ તું આત્માના સંબંધને યોગ્યજ નથી. ફળ જો પુષ્પની સાથે સંબંધ ધરે તો સંબંધ ધરતાંજ પુષ્પને તિરોહિત કરી દે છે, તેમ તું પણ જો આત્માની સાથે સંબંધ ધરે તો સંબંધ ધરતાંજ આત્માને તિરોહિત કરી નાખે એવું છે માટે જેમ ફળ, પુષ્પનો કાંઈપણ ઉપભોગ લઈ શકે એમ નથી; તેમ તું આત્માનો કાંઈપણ ઉપભોગ લઇ શકે એમ નથી.[૬૯] એકને બીજા પદાર્થની અંદર રહેવું અથવા બીજા પદાર્થની સાથે મળી જવું એ મુખ્યસંબંધનું લક્ષણ છે તો તેવો સંબંધ ત્હારાથી ધરાવી શકાય એમ નથી; કેમ કે ત્હારો સ્વભાવ અને આત્માનો સ્વભાવ પરસ્પરથી વિરૂદ્ધ છે.[૭૦] તું અનેકપ્રકારની રચનાઓવાળાં તથા અનેકપ્રકારની ક્રિયાઓ કરાવનારાં અનેક પ્રકારનાં સુખ–દુઃખોની અનેક દશાઓવાળું છે અને આત્મામાં તેવી એકે દશા નથી માટે ત્હારો સ્વભાવ અને આત્માનો સ્વભાવ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ છે.[૭૧] જેઓ દૂધે દૂધની પેઠે પરસ્પરથી અત્યંત તુલ્ય હોય અથવા દૂધની તથા પાણીની પેઠે પરસ્પરમાં અર્ધા તુલ્ય હોય તેઓનો સંબંધ થવો ઘટે, પણ જેઓ જળની અને અગ્નિની પેઠે પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ હોય તેઓનો સંબંધ થવો ઘટેજ નહિ.[૭૨] જગતમાં જેઓ પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ હોય તેઓનો સંબંધ થાય તો તેઓમાંથી એકનો વિનાશ થયાવિના રહેજ નહિ એમ જોવામાં આવે છે માટે તેઓનો સંબંધજ રહી શકતો નથી. જો પરસ્પરથી વિરૂદ્ધ ન હોય તો પદાર્થોનો પરસ્પર સંબંધ થતાં, તે પદાર્થોના ગુણો પરસ્પરથી સારી પેઠે મળી જાય છે પણ જડરૂપ તું અને અનુભવરૂપ આત્મા તો પરસ્પરથી અત્યંત વિરૂદ્ધ હોવાનેલીધે તમારા સ્વભાવોનું પરસ્પરથી મળતાપણું થાય એમજ નથી. ત્હારો અને આત્માનો સંબંધ થતાં જો ત્હારા પ્રભાવથી અનુભવરૂપ આત્મા તિરોહિત થઈ જાય તો તને જાણનારો કોઈ ન રહેવાનેલીધે ત્હારી સિદ્ધિ ન થાય અને આત્માના પ્રભાવથી તું નષ્ટ થઈ જાય તો તેં પોતાના નાશનેમાટેજ આત્માનો સંબંધ માગ્યો કહેવાય એટલે બન્ને રીતે તનેજ હાનિ છે. તું ભોગની લાલચથી આત્માના સંબંધને માગીને હાથેકરી ત્હારા સ્વરૂપનો નાશ કરવાજ ધારે છે માટે તેમ કર્ય નહિ. સ્વરૂપથી ભ્રષ્ટ થવું એ મ્હોટું દુઃખ છે.[૭૩] 'હું આદિ સઘળું દૃશ્ય કે જે અજ્ઞાનરૂપ છે તેનો આત્માના જ્ઞાનરૂપપણાના પ્રભાવથી નાશ થઈ જાય તો એકલો નિરતિશય આનંદરૂપ આત્માજ અવશેષ રહેશે એ સારૂં થશે' એમ ધારીને તું એટલાથી સંતોષ માનતું હોય તો એકાગ્ર ધ્યાનરૂપ અખંડસમાધિ કરીને આત્માનુંજ દર્શન કરનાર થા.[૭૪] હે ચિત્ત ! તને સમાધિમાંજ સુખ છે પણ સંકલ્પો કરવામાં સુખ નથી. કારણ કે જેમ ધોધનું પાણી પથરાઓમાં પડતાં વીંખાઈ ગયેલાજેવું થઇ જાય છે, તેમ અખંડ અનુભવ સંકલ્પોનેલીધે દેહ તથા ઇંદ્રિયો આદિમાં પડતાં વીંખાઈ ગયેલા જેવો થઈ જાય એ મ્હોટું દુઃખ છે.[૭૫] હે ચિત્ત ! 'હું સંકલ્પો કરતું નથી પણ આત્માજ કર્તાપણારૂપ સ્વભાવનેલીધે સંકલ્પો કરે છે' એમ તું ધારતું હોય તો એ ત્હારી ભૂલ છે. આત્મા કે જે કલ્પનારૂપી કાદવથી રહિત છે અને પ્રકાશીને કલ્પનાઓનો નાશ કરનારજ છે તેમાં વળી કર્તાપણું કેવું હોય? આકાશમાં પુષ્પ હોવું સંભવે કે?[૭૬] જેમ આકાશમાં આકાર સંભવતોજ નથી, તેમ આત્મામાં કર્તાપણું સંભવતુંજ નથી.[૭૭] જેમ સમુદ્ર જળરૂપે, ફીણરૂપે, પરપોટાઓરૂપે અને તરંગોરૂપે સ્ફુરે છે પણ પોતે તેઓમાંનું કાંઈ કરતો નથી, તેમ તેં કલ્પેલા અનેક મોહરૂપે

આત્મા કેવળ સ્ફુરેજ છે પણ પોતે કોઇ ભેદની કલ્પના કરતો નથી.[૭૮] જેમ સમુદ્રમાં ધગધગતો અંગારો હોવો સંભવતો નથી, તેમ સર્વાત્મક અને સ્વયંપ્રકાશપણાથી સ્ફુરતા આ ચૈતન્યરૂપ આત્મામાં દ્વૈત હોવું સંભવતુંજ નથી. હે ચિત્ત ! આત્મા કલ્પનાઓથી રહિત છે અને તું જડ હોવાનેલીધે કલ્પના કરી શકે એમ નથી માટે કલ્પનાજ સિદ્ધ નહિ થવાનેલીધે વિષયોથી રહિત એક અનુભવજ સાચો છે, બીજું કાંઇ પણ સાચું નથી એમ સિદ્ધ થાય છે. જેમ આકાશમાં વન નથી, તેમ અખંડ અનુભવરૂપ આત્મામાં 'આ જુદું છે આ જુદું નથી, આ શુભ છે અને આ અશુભ છે' એવાપ્રકારની મિથ્યાકલ્પના છેજ નહિ. વિષયોથી રહિત અખંડ અનુભવરૂપ આ આત્માજ ભરપૂર થઈ રહેલો છે તો તેમાં 'આ હું છું અને આ બીજો છે' એવાપ્રકારની મિથ્યાકલ્પના કેમજ હોય ? આત્મા કે જે આદિથી રહિત છે, નિરાકાર છે, અને વ્યાપકપણાથી સર્વત્ર ભરપૂર છે તેમાં કલ્પનાનો આરોપ કોણ કરી શકે ? આકાશમાં ઋગ્વેદની સંહિતા લખવી હોય તો કોઇથી લખી શકાય ?[૭૯-૮૨] હે ચિત્ત ! તેં નિર્મળ થઇને આત્માને સઘળા પદાર્થોના તત્ત્વરૂપ, અખંડ અનુભવરૂપે રહેલો અને સઘળી દિશાઓમાં અત્યંત ભરપૂરપણાથી રહેલો જાણ્યો એટલામાટે મ્હારાં સુખ-દુઃખો ઝાંઝવાનાં પાણી આદિ પ્રાતિભાસિક પદાર્થોની પેઠે ક્ષીણ થઈ ગયાં છે. મને સુખ-દુઃખોની પ્રતીતિઓ થતી હતી એ ભ્રાંતિજ હતી.[૮૩] **नित्योदिते सकलवस्तुपदार्थसारे संवित्स्थिते भरितनिर्भरभूरिदिक्कम् । आत्मन्यसत्यमिव साधु गते मलत्वात् क्षीणौ सुखासुखलवौ मम वै स मोहः ॥ ८३ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રક૦ 'ઇંદ્રિયાનુશાસનયોગોપદેશ' નામનો બ્યાસીમો સર્ગ સંપૂર્ણ.**

---

# सर्ग ८३ मो*

## ચિત્ત અને ઇંદ્રિયો હોવાથી થતા દોષો તથા ન હોવાથી થતાં સુખો

**वसिष्ठ उवाच । भूयो मुनिवरो धीरो धिया धवलमेधया ।**
**स्वामिंद्रियगणं गुप्तो बोधयामास साध्विदम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! એકાંતમાં બેઠેલા એ ધીર વીતહવ્યમુનિએ શુદ્ધધારણાવાળી બુદ્ધિથી ફરીવાર પણ પોતાની ઇંદ્રિયોના સમૂહને નીચેપ્રમાણે સમજાવ્યો.[૧] એ મુનિએ પોતાની ઇંદ્રિયોને એકાંતમાં જે સમજણ આપી હતી તે તમને સ્ફુટરીતે કહું છું. સાંભળો. સાંભળી, તેવીજ ભાવનાને પ્રાપ્ત થઇને અત્યંત નિર્દુઃખ થાઓ.[૨]

વીતહવ્ય કહે છેઃ-હે ઇંદ્રિયો ! આ તમારી પોતાની સત્તા (વિદ્યમાનપણું) જીવનના સમયમાં ઘણા ઘણા અનર્થો આપનારી છે અને મરણ થયા પછી પણ નરક આદિ ઘણાં દુઃખો આપનારી છે એટલામાટે તમો ઉપર કહ્યાપ્રમાણે તમારી ખોટી સત્તાને છોડી દો.[૩] હું સ્પષ્ટ ધારૂં છું કે "મ્હારા ઉપદેશથી તમારી આ સત્તા નષ્ટજ થઈ ગઇ; કેમ કે તમો અજ્ઞાનથીજ ઉત્પન્ન થયેલી છો. ઉપદેશથી અજ્ઞાન નષ્ટ થતાં, તમોને પાછી સત્તા મળવાનીજ નથી.[૪] હે ચિત્ત ! જેમ બાળકોની અગ્નિમાં ક્રીડા તે બાળકોનાં પડખાંઓને બાળવાનેમાટેજ થાય છે,

* આ ત્યાસીમા સર્ગમાં ચિત્તના તથા ઇંદ્રિયોના હોવાથી સઘળા દોષો તથા અનર્થો થાય છે અને તેઓની ખટપટ ન હોવાથી સઘળા ગુણોની તથા સુખોની પ્રાપ્તિ થાય છે એમ કહેવામાં આવશે.

તેમ ત્હારી સત્તા તને દુઃખ આપવાનેમાટેજ થાય છે.[૫] હે ચિત્ત ! તું જોઈ લે, કે ત્હારા હોવાનેલીધેજ, ભ્રાંતિ પામેલા મૂર્ખલોકોના રાગ—દ્વેષાદિરૂપ કલ્લોલોની ભીડવાળા આ સંસારરૂપી નદીઓના સમૂહો કાળરૂપી સમુદ્રમાં પ્રવેશ કરે છે.[૬] હે ચિત્ત ! તું જોઈ લે, કે ત્હારા હોવાથીજ, જેઓમાં પોતપોતાના અભિમાનનેલીધે પરસ્પરનાં અનિષ્ટો કરવાનાં ચિંતવનો થાય છે એવી દુઃખોની પંક્તિઓ વરસાદની અવિચ્છિન્ન ધારાઓની પેઠે ક્યાંયથી આવી પડે છે.[૭] હે ચિત્ત ! તું જોઇ લે, કે ત્હારા હોવાનેલીધેજ, છેડાવિનાની, હૃદયને ઉખેડી નાખવામાં તત્પર થયેલી, ક્રૂર અને ચીસો પડાવનારી વિપત્તિરૂપી વિષૂચિકા ( કૉલેરા ) ઝડપ કર્યા કરે છે.[૮] હે ચિત્ત ! તું જોઇ લે, કે ત્હારા હોવાનેલીધેજ, ઉધરસ તથા શ્વાસરૂપી ભ્રમરોના ગુંજારોવાળી અને ધોળા દેખાવવાળી જરા તથા મરણરૂપી મંજરી દેહરૂપી જુના ઝાડમાં પ્રફુલ્લિત થાય છે.[૯] હે ચિત્ત! તું જોઈ લે, કે ત્હારા હોવાનેલીધેજ, મનોરથોરૂપી સર્પોથી ઘેરાયેલાં અને જડતારૂપી ઘાટી ઝાકળવાળાં ગોલકોરૂપી છિદ્રોવાળા શરીરરૂપી ખાડાની અંદર ચિંતારૂપી ચપળ કરોળી ભમ્યા કરે છે.[૧૦] હે ચિત્ત! તું જોઇ લે, કે ત્હારા હોવાનેલીધેજ, અનેક ચાળાઓ કરીને ધુધવતો લોભરૂપી પક્ષી પોતાની સુખ—દુઃખાદિ દ્વંદ્વોરૂપી તીક્ષ્ણ ચાંચથી આ કાયારૂપી જુના ઝાડમાંથી શાંતિ તથા ધર્મ આદિ ગુણોરૂપી ફળ—પુષ્પોના સમૂહને કાપી નાખે છે.[૧૧] હે ચિત્ત ! તું જોઇ લે, કે ત્હારા હોવાનેલીધેજ, આ કઠોર, અપવિત્ર અને દુરાચારવાળો કામદેવરૂપી કુકડો વાસનાઓરૂપી ઘણા કચરાવાળા મનરૂપી ઉકરડાને ચારેબાજુ ખોતર્યા કરે છે.[૧૨] હે ચિત્ત ! તું જોઈ લે, કે ત્હારા હોવાનેલીધેજ, આ મ્હોટી મોહરૂપી રાત્રિમાં અજ્ઞાનરૂપી ભયંકર ઘૂડ, જેમ સ્મશાનમાં વેતાલ નાચે, તેમ હૃદયરૂપી ઝાડમાં નાચે છે.[૧૩] હે ચિત્ત અને હે ઇંદ્રિયો ! તમારા હોવાથીજ, જેમ રાત્રિમાં પિશાચણીઓ નાચે, તેમ એઓ અને બીજીપણ ઘણી ઘણી અશુભ સ્થિતિઓ હૃદયમાં નાચ્યા કરે છે.[૧૪] હે ચિત્ત! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, જેમ પ્રભાતમાં સૂર્યના પ્રકાશથી કમલિનીઓ અત્યંત પ્રફુલ્લિત થાય છે, તેમ હૃદયમાં જ્ઞાનના પ્રકાશથી સઘળી શુભ સ્થિતિઓ અત્યંત પ્રફુલ્લિત થાય.[૧૫] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, આ હૃદયરૂપી આકાશ, મોહરૂપી ઝાકળથી તથા રજોગુણરૂપી ધૂળથી અત્યંત રહિત થઇ અને જ્ઞાનરૂપી સૂર્યના નિર્મળ પ્રકાશથી સંયુક્ત થઇને શોભવા લાગે.[૧૬] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો નિરશંકરીતે પડેલી અને વાયુથી વ્યાકુળ થતી વરસાદની ધારાઓની પેઠે લાંબાકાળસુધી અત્યંત વિક્ષેપ આપનારા આ વિકલ્પોના સમૂહો આવી પડે નહિ.[૧૭] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, જેમ સર્વને આનંદ આપનારી, શાંત, અત્યંત પવિત્ર અને પ્યારી લાગે એવી મંજરી સારા વૃક્ષમાંથી ઉદય પામે છે, તેમ સર્વને આનંદ આપનારી, શાંત, અત્યંત પવિત્ર અને પ્યારી લાગે એવી મૈત્રી હૃદયમાંથી ઉદય પામે.[૧૮] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, જેમ અંદર છિદ્રવાળી અને જ્યાં શીતળતા હોય ત્યાંજ પોતાના ચમત્કારને દેખાડનારી કમલિની હિમથી બળીને સૂકાઈ જાય છે, તેમ અંદર પોલાણવાળી અને જ્યાં મૂર્ખતા હોય ત્યાંજ પોતાના ચમત્કારને દેખાડનારી ચિંતા વિવેકથી બળીને સૂકાઈ જાય.[૧૯] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, જેમ વરસાદ શાંત થતાં, શરદ્ઋતુના આકાશમાં સૂર્યનું મંડળ પ્રકટ-

પણાને પ્રાપ્ત થાય છે, તેમ અજ્ઞાનનો ક્ષય થતાં, હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પ્રકટપણાને પ્રાપ્ત થાય.[૨૦] હે ચિત્ત ! તું જો ત્હારી ખટપટને છોડી દે તો, વાયુવિનાના સમુદ્રની પેઠે હૃદય સ્વચ્છ થાય, ઘણા ગંભીરપણાવાળું થાય, ક્ષોભવિનાનું થાય, પરાભવનાં કારણોથી રહિત થાય અને સમતાને પ્રાપ્ત થાય.[૨૧] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય તો, જીવ પુનમના ચંદ્રની પેઠે અમૃત( સ્વસ્થતા )ના પૂરથી પરિપૂર્ણ, સર્વદા આનંદમય અને અંદર શીતળ થઇને રહે.[૨૨] હે ચિત્ત ! તું જો નષ્ટ થઇ જાય તો, અજ્ઞાનનો ક્ષય થતાં, અંદર જ્ઞાનના પ્રકાશો સ્ફુટપણાને પ્રાપ્ત થાય અને તેથી સઘળું સ્થાવર–જંગમ જગત બાધિત થઇને આત્માના એક દેશમાંજ રહે.[૨૩] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય તો, આનંદરૂપ અને ભરપૂર આકારવાળા આત્મસ્વરૂપની ભાવના થાય, કે જે ભાવના આશાઓના પાશોને અનુસરનારા દેહાભિમાની-ઓને થતી નથી.[૨૪] હે ચિત્ત ! તું જો નષ્ટ થઇ જાય તો, જેમ બળી ગયેલાં પાંદડાંઓમાં તેઓના રસો પાછા આવતા નથી, તેમ બાધિત થઈ ગયેલા સંસારના જરા–મરણરૂપી મ્હોટા માર્ગોમાં પુરૂષો પાછા આવે નહિ.[૨૫] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય તો આત્મારૂપી વૃક્ષમાં એવો લાંબો વિશ્રામ મળે કે જે મળ્યા પછી પાછું ભ્રમણ કરવુંજ ન રહે.[૨૬] હે સઘળી આશાઓવાળા ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય તો સઘળી આશાઓના સ્થાનકનો ક્ષય થતાં, ઉપર કહેલી અને બીજી પણ ઘણી ઘણી ગુણોની સંપત્તિઓ પ્રાપ્ત થાય.[૨૭] હે ચિત્ત ! એક ત્હારા રહેવાનો પક્ષ અને બીજો ત્હારા નષ્ટ થઈ જવાનો પક્ષ એ પક્ષમાંનો જે પક્ષ લેવાથી પરમકલ્યાણ ત્હારા જોવામાં આવતું હોય તે પક્ષરૂપી ઉત્સવને સ્વીકારી લે.[૨૮] હે માન ધરા-વનારાઓમાં ઉત્તમ ચિત્ત ! હું ધારૂં છું કે તને નષ્ટ થઇને આત્મારૂપે રહેવામાંજ સુખ છે માટે તે સુખ લેવાનેમાટે દ્વૈતથી રહિત આત્મસ્વરૂપનીજ ભાવના કર્ય. પ્રાપ્ત થઈ શકે એવા સુખનો ત્યાગ કરવો એ મૂઢપણુંજ કહેવાય.[૨૯] જો આત્માના પ્રતિબિંબવાળું ત્હારૂં સ્વરૂપ કે જેથી તું જીવે છે તે સાચું હોય તો તને નષ્ટ કરી નાખવાને કોણ ઇચ્છે ? પરંતુ હું સાચે-સાચું કહું છું કે એ આત્માના પ્રતિબિંબવાળું ત્હારૂં સ્વરૂપ મુદ્દલ છેજ નહિ.[૩૦] તું મુદ્દલ છેજ નહિ એટલામાટે ' હું જીવું છું ' એવા ખોટા વિશ્વાસથી તું સુખ માની લે નહિ. તું પ્રથમ પણ ન હતું અને હમણાં પણ નથીજ. જ્યાંસુધી ભ્રાંતિ હતી ત્યાંસુધીજ ત્હારી સ્થિતિ હતી, પણ હમણાં વિચાર કરવાથી ભ્રાંતિ અત્યંત નષ્ટ થઈ જવાનેલીધે ત્હારી સ્થિતિ રહીજ નથી. હે ચિત્ત ! યથાર્થવિચાર ન કરવામાં આવે ત્યાંસુધીજ તું ત્હારા રૂપથી રહી શકે છે; પણ યથાર્થવિચાર કરવામાં આવે કે તુરતજ તું વિક્ષેપોથી રહિત થઇને બ્રહ્મરૂપ થઈ જાય છે. જેમ પ્રકાશના અભાવથી અંધારૂં ઉત્પન્ન થાય છે, તેમ વિચારના અભાવથી તું ઉત્પન્ન થયું છે અને જેમ પ્રકાશથી અંધારૂં નષ્ટ થઇ જાય છે, તેમ તું વિચારથી નષ્ટ થઈ જાય છે. હે મિત્ર ! આટલા કાળસુધી હું અલ્પવિવેકવાળો હતો તેથીજ તું પુષ્ટ થયું હતું કે જે પુષ્ટપણું દુઃખો-નાજ કારણરૂપ હતું. જેમ બાળકની આગળ તેની મૂઢતાનેલીધે સંકલ્પમાત્રથી વેતાળ પુષ્ટ થઈ જાય છે, તેમ મ્હારી આગળ મ્હારી મૂઢતાનેલીધે સંકલ્પમાત્રથી તું પુષ્ટ થઈ ગયું હતું; અને ત્હારી પુષ્ટતાથીજ સુખ–દુઃખ આદિ અનેક દ્વંદ્વો જોવામાં આવતાં હતાં કે જે દ્વંદ્વો સંસા-રમાં આદિવાળાં તથા અંતવાળાં હોવાનેલીધે મિથ્યાજ છે. જે વિવેકની કૃપાથી હમણાં

મિથ્યારૂપ ક્ષય પામીને તને અવિનાશી આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે તે વિવેકને વારંવાર પ્રણામ કરૂં છું. હે ચિત્ત ! તું પોતે પણ ઘણી ઘણીરીતે સમજેલું છે અને તને શાસ્ત્રોએ પણ ઘણી ઘણીરીતે સમજાવેલું છે કે જેથી તું ચિત્તપણાથી છુટીને આત્મારૂપ થયેલું છે. તને ત્હારા જુનારૂપે ( આત્મસ્વરૂપે ) સ્થિતિ પ્રાપ્ત થઇ એ ત્હારા કલ્યાણને માટેજ થઈ છે.[૩૧,૩૮] હમણાં તું સઘળી વાસનાઓવિનાનું થઇને બ્રહ્મરૂપ થયેલું છે. જેમ પ્રકાશના અભાવથી ઉત્પન્ન થયેલું અંધારૂં પ્રકાશથી નષ્ટ થઇ જાય, તેમ વિવેકના અભાવથી ઉત્પન્ન થયેલું ત્હારૂં ચિત્તપણું વિવેકથી નષ્ટ થઈ ગયું છે. જે અવિવેકથી ઉત્પન્ન થયેલો હોય તે વિવેકથી નષ્ટ થઇ જાય છે.[૩૯] હે ભલા ચિત્ત ! ત્હારી પોતાની ઇચ્છા નહિ છતાં પણ ત્હારામાં વિચાર સ્થિર થયો છે તેથી સઘળીરીતે આ ત્હારો વિનાશ પ્રાપ્ત થયો છે કે જેથી તને પરમસુખની પ્રાપ્તિ થશે. હે ચિત્ત ! હે ઇંદ્રિયોના અધ્યક્ષ ! હું સિદ્ધાંતની યુક્તિઓથી મ્હારા સ્વરૂપને જાણીને સંસારના પારને પામ્યો છું. હવે ત્હારૂં ભલું થજો. હે ચિત્ત ! તું પૂર્વે પણ ન હતું, હમણાં પણ નથી અને હવે પછી પણ નહિજ હશે. ત્હારૂં ભલું થજો. હું તને છોડીજ દઉં છું. મ્હારા સઘળા સંતાપો ટળી ગયા, હું શાંત થયો છું અને પરમ સુખ પામ્યો છું એ બહુ સારૂં થયું.[૪૦,૪૩] હું સાક્ષીરૂપે રહ્યો છું. માટે પોતાના સ્વરૂપમાંજ રહ્યો છું. ઉપર કહેલાં કારણોનેલીધે હવે સંસારમાં ચિત્તની સ્થિતિજ રહી નથી. ચિત્ત મુદ્દલ છેજ નહિ, છેજ નહિ.[૪૪] આત્મા તો છે, છે અને છે કે જે આત્માથી જુદું બીજું કાંઇ છેજ નહિ. એ આત્મા હુંજ છું અને મ્હારા વિના બીજું કાંઈ છેજ નાહ.[૪૫] હું સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ છું, બોધરૂપ છું અને સર્વત્ર સર્વદા રહેલો છું. શુદ્ધચૈતન્યમાં 'આ આત્મા છે' એવી કલ્પના પણ દુર્લભ છે ત્યારે અનાત્મપદાર્થોની કલ્પના તો નજ હોય તેમાં શું કહેવું ?[૪૬] અખંડતત્ત્વમાં બીજા પદાર્થની કલ્પના ક્યાંથીજ હોય ? આમ છે એટલામાટે હું હવે 'એ આત્મા હું છું,' એમ પણ નહિ બોલતાં ચૂપ થઇને, જેમ તરંગ જળમાંજ રહે છે, તેમ મ્હારા સ્વરૂપમાંજ રહું છું.[૪૭] હું મ્હારા હૃદયમાં મ્હારૂં સ્વરૂપજ કે જે વિષયોથી રહિત છે, વાસનાઓથી રહિત છે, ચિદાભાસ-(જીવ)પણાથી પણ રહિત છે, પ્રાણના સંચારવિનાનું છે, ભેદના લેશરૂપ દોષથી પણ રહિત છે અને જગતનો બાધ થતાં, અનુભવરૂપે અવશેષ રહેલું છે તેને પ્રાપ્ત થઇને વિશ્રાંત થયો છું. મનની ચેષ્ટાને તથા વાણીના વ્યાપારને છોડી દઉં છું.[૪૮]

**संशांतवासनमनाश्रितचेतनांशमप्राणसंचरणमस्तमितांशदोषम् ।**
**संवेद्य वर्जितमुपेत्य सुसंविदंशं शाम्यामि मौनमहमेव निरीहमंतः ॥४८॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્ર૦ 'ચિત્તસત્તાવિચારયોગોપદેશ' નામનો ત્ર્યાશીમો સર્ગ સંપૂર્ણ. ૮૩**

# સર્ગ ૮૪ મો* વીતહવ્યમુનિની સમાધિ

**वसिष्ठ उवाच । इति निर्णीय स मुनिर्वीतहव्यो विवासनः ।**
**आसीत्समाधावचलो विंध्यकंदरकोटरे ॥१॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! એપ્રમાણે નિર્ણય કરીને વાસનાઓથી રહિત થયેલા એ

* આ ચોરાશીમા સર્ગમાં વીતહવ્યની સમાધિનું, કાદવથી બનેલી ધરતીની અંદર તેમના રહેવાનું અને તેમના હૃદયમાં વિદ્યાધરપણા આદિનો પ્રતિભાસ થયાનું વર્ણન કરવામાં આવશે.

વીતહવ્યમુનિ વિંધ્યાચળની ગુફાની અંદર સમાધિમાં અવિચળ થયા.[1] ચલનથી રહિત, પૂર્ણ તથા સ્વયંપ્રકાશ અનુભવરૂપ આનંદથી શોભતા અને જેનું મન અસ્ત પામી ગયું હતું એવા એ મુનિ પવનવિનાના સમયમાં નિશ્ચળ થયેલા સમુદ્રજેવા જણાવા લાગ્યા.[2] જેમ લાકડાંઓ બળીજતાં, જ્વાળાઓના સમૂહનું ચલન અગ્નિની અંદરજ શાંત થઇ જાય છે, તેમ વાસનાઓ બળી જવાનેલીધે અનુક્રમે તેમની મન આદિ ઇંદ્રિયો તેમની અંદરજ શાંત થઇ ગઇ.[3] અત્યંત નહિ મીંચાયેલાં, અત્યંત નહિ ઉઘડેલાં, મીંચાયેલા ભાગોની અંદર સ્થિતિ પામેલાં, ચલનવિનાની પાંપણોવાળાં અને જાણે નાસિકાના અગ્રઉપર બન્ને પાસથી સરખીરીતે પડતા થોડા થોડા પ્રકાશવાળાં હોય એવાં દેખાતાં તેમનાં નેત્રો અર્ધાં ઉઘડેલાં અને અર્ધાં કળીરૂપે રહેલાં કમળોની પેઠે શોભવા લાગ્યાં.[4-5] કાયાને, મસ્તકને અને ડોકને સમાનરીતે અક્કડ રાખીને બેઠેલા એ મ્હોટી બુદ્ધિવાળા વીતહવ્યમુનિ, જાણે પથરામાં કોતરાયેલી મૂર્ત્તિ હોય અને જાણે ચિત્રમાં આળેખેલી મૂર્ત્તિ હોય એવા દેખાવા લાગ્યા.[6] જળાશયની પાસેની વિંધ્યાચળની ગુફામાં એ રીતે સમાધિ ધરીને બેઠેલા એ મુનિને ત્રણસો વર્ષ એક ઘડીની પેઠે વીતી ગયાં.[7] જ્ઞાની અને ધ્યાની એ વીતહવ્યમુનિ એટલા કાળસુધી સમાધિમાંથી જાગ્યાજ નહિ અને જીવન્મુક્તપણાનેલીધે તેમણે તે દેહને પણ છોડયો નહિ.[8] યોગને જાણનારા એ ભાગ્યશાળી મુનિ એટલા કાળસુધી વાદળાંઓની મ્હોટી ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, વરસાદનેલીધે થયેલા નવા ધોધોની ઘુઘવાટીઓથી પણ જાગ્યા નહિ,[9] મૃગયા કરવાનેમાટે આવતા આસપાસના રાજાઓના હાથીઓની ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, પક્ષીઓની તથા વાંદરાંઓની ચીચીયારીઓથી પણ જાગ્યા નહિ, જંગલી હાથીઓએ ઉખેડી નખાતાં વૃક્ષો આદિના શબ્દોથી પણ જાગ્યા નહિ,[10] સિંહોની ક્રોધભરેલી ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, ઝરણાંઓની સુસવાટીઓથી પણ જાગ્યા નહિ, ભયંકર તારાઓ પડવાના કડાકાઓથી પણ જાગ્યા નહિ, માણસોના ઘાટા કોલાહલોથી પણ જાગ્યા નહિ,[11] મદોન્મત્ત 'શરભ' નામનાં પશુઓની પછાટોથી પણ જાગ્યા નહિ, પૃથ્વીનો કંપ થવાથી ઉથલ–પાથલ થઈ જતાં શિખરોના શબ્દોથી પણ જાગ્યા નહિ, વનને બાળતા દાવાનળોના શબ્દોથી પણ જાગ્યા નહિ, પાણીના પ્રવાહો માથાઉપર પડીને કંપાવતાં છતાં પણ જાગ્યા નહિ,[12] ઉપરથી પડતા મ્હોટા પથરાઓની અણીઓ વાગવાથી પણ જાગ્યા નહિ, ધરતીના કાદવથી ભરેલાં પાણી પોતાની નીચે આવવાથી પણ જાગ્યા નહિ, કંપાયમાન થતા જળમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબોના પ્રતિબિંબો મ્હોડાઉપર આવવાથી પણ જાગ્યા નહિ અને ગ્રીષ્મઋતુની અગ્નિજેવી કઠોર ગરમીઓથી પણ જાગ્યા નહિ.[13] એ રીતે કાળ કેવળ યથેષ્ટરીતે પ્રયોજનવિના ચાલ્યો જતાં અને જળના તરંગોની પેઠે કેટલાએક વર્ષાકાળો વીતી જતાં, એ પર્વતની ગુફાની અંદર વરસાદના પાણીના પૂરે ઠેલી ઠેલીને નાખેલા કાદવની વધતી વધતી જમાવટથી ધરતી ઊંચી થઈ જવાનેલીધે એ મુનિ થોડાંજ વર્ષોમાં તે ધરતીના ગર્ભની અંદર આવી ગયા.[14 15] કાદવથી દબાયેલા ખભાઓવાળા એ મુનિ, જેમ પર્વતની અંદર શિલા રહે છે, તેમ તે ધરતીના સાંકડા ગર્ભની અંદર પણ એમને એમ રહ્યા.[16] ધરતીના ગર્ભમાં દબાઈ ગયેલા એ જીવન્મુક્ત વીતહવ્યમુનિ ત્રણસો વર્ષ વીતી ગયા પછી પોતાની મેળે સમાધિમાંથી જાગ્રત થયા.[17] એટલા કાળસુધી ધરતીથી દબાયેલા તેના દેહને તેના જીવાત્માએજ

પાળી રાખ્યો. પ્રાણ તો પોતાની ગતિ બંધ પડવાથી અત્યંત સૂક્ષ્મ થઈ ગયેલો હોવાનેલીધે એ દેહને પાળી શકે એમ ન હતો.[૧૮] પછી એ મુનિના જીવાત્માએ અવશેષ રહેલાં પ્રારબ્ધ ભોગવવાસારૂં હૃદયની અંદર અનુક્રમે વધારે વધારે પ્રકટ થઈ, સ્થૂળપણાને પામી, મનરૂપ થઇ હૃદયમાંજ કલ્પનામાત્રથી નીચે પ્રમાણે ભોગો ભોગવ્યા.[૧૯] કૈલાસપર્વતના સુંદર વનમાં કદંબના ઝાડની નીચે સો વર્ષસુધી જીવન્મુક્તપણાથી મુનિપણાની નિર્મળ પદવી ભોગવી,[૨૦] તે પછી સો વર્ષસુધી જીવન્મુક્તપણાથી નિશ્ચિંતપણે વિદ્યાધરની પદવી ભોગવી અને તે પછી પાંચ યુગસુધી જેને દેવતાઓ તથા ચારણો પ્રણામ કરે છે એવી ઇંદ્રની પદવી ભોગવી.[૨૧]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ! કૈલાસપર્વત ઉત્તરદેશમાંજ છે અને ઇંદ્રની પદવી તથા વિદ્યાધરની પદવી સ્વર્ગમાંજ મળે છે, એમ દેશ પણ નિયમિત છે અને વર્ષ આટલા મહિનાથી થાય તથા યુગ આટલાં વર્ષોથીજ થાય, એમ કાળ પણ નિયમિત છે તે છતાં વીતહવ્યમુનિને પોતાના હૃદયમાંજ અને અલ્પકાળમાંજ તે તે દેશનો અને તે તે કાળનો અનુભવ થયો તો એ દેશનો તથા કાળનો નિયમ કેમ બદલાઈ ગયો?[૨૨]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! સર્વરૂપ અને સઘળી શક્તિઓવાળું ચૈતન્ય જ્યાં જે જે પ્રકારે ઉદય પામે (સંકલ્પ કરે) ત્યાં તે તે પ્રકારે તુરત થઈ જાય છે; કારણ કે અનુભવ કરનારા ચૈતન્યનો એવોજ સ્વભાવ છે.[૨૩] જ્યાં જ્યારે દૃઢ સંસ્કારનેલીધે જેવો સંકલ્પ થાય ત્યાં ત્યારે તેવોજ નિયમ ગોઠવાઇ જાય છે; કારણ કે દેશના તથા કાળ આદિના નિયમોના ક્રમો સંકલ્પમયજ છે. અત્યંત સૂક્ષ્મ નાડીના છિદ્રમાં અલ્પકાળમાંજ સંકલ્પનેલીધે વિસ્તીર્ણ દેશ—કાળવાળા સ્વપ્નનો અનુભવ થાય છે, એ સર્વના જાણવામાં પણ છે.[૨૪] આ કારણનેલીધે વીતહવ્યે પોતાના હૃદયની અંદરના અનુભવરૂપ આકાશમાં અનેક પ્રકારનાં જગતો દીઠાં.[૨૫] આત્માના યથાર્થબોધવાળા જીવન્મુક્ત પુરૂષોને આવા પ્રકારની જે વાસના હોય છે તે વાસનાજ નથી; કારણ કે જ્ઞાનરૂપી અગ્નિથી ભુંજાઈ ગયેલી હોય છે. ભુંજાયેલા બીજમાં બીજપણું હોય કે?[૨૬] વીતહવ્યમુનિએ ઇંદ્રની પદવી ભોગવ્યા પછી એક કલ્પસુધી સદાશિવના પાર્ષદની પદવી ભોગવી કે જેમાં તેમને સઘળી વિદ્યાઓમાં નિપુણપણું તથા ત્રણે કાળનું નિઃસંશય જ્ઞાન પ્રાપ્ત થયું હતું.[૨૭] જેને જેવીરીતનો દૃઢસંસ્કાર હોય તે તેવીરીતનું સઘળું દેખે છે. વીતહવ્ય જીવન્મુક્ત હતા તોપણ ભોગ આપનારા પ્રારબ્ધકર્મે જાગ્રત કરેલા દૃઢસંસ્કારથીજ તેમને દેહના તથા ભોગ આદિના વિચિત્રપણાનો પ્રતિભાસ થયો હતો.[૨૮]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મુનિઓમાં ઉત્તમ! જો વીતહવ્યમુનિની પેઠે જીવન્મુક્ત પુરૂષોને પણ દૃઢ સંસ્કારનેલીધે દેહ આદિના વિચિત્ર પ્રતિભાસો થતા હોય તો તેઓને બંધ—મોક્ષના દેખાવો પણ થવા જોઇએ.[૨૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! આ જે કાંઈ જગત જોવામાં આવે છે તેને જીવન્મુક્ત પુરૂષો શાંત અને આકાશની પેઠે નિર્મળ બ્રહ્મજ જાણે છે, માટે તેઓને બંધ—મોક્ષના દેખાવો ક્યાંથીજ પ્રાપ્ત થાય? જેમ બળી ગયેલું કપડું પ્રથમના જેવાજ આકારવાળું જોવામાં આવતાં, છતાં પણ કશું કામ કરતું નથી, તેમ જીવન્મુક્ત પુરૂષોની દૃષ્ટિથી મિથ્યા થઈ ગયેલું જગત પ્રારબ્ધના અવશેષપણાનેલીધે પ્રતીત થતાં છતાં પણ તેઓને બંધન આપનાર થતું નથી.[૩૦]

આ ચૈતન્યરૂપી આકાશ જે જે પ્રદેશમાં જેટલો જેટલો જે જે પ્રકારનો સંકલ્પ કરે છે તે તે પ્રદેશમાં તેટલા તેટલા તે તે પ્રકારના વિસ્તીર્ણ દેખાવને પ્રાપ્ત થઈ ગયેલાજેવું જણાય છે.[૩૧] આ બ્રહ્મરૂપ ચૈતન્ય સર્વાત્મકપણાનેલીધે ઘણાં ઘણાં જગતોનો અનુભવ કરી ચૂક્યું છે અને ઘણાં ઘણાં જગતોનો અનુભવ કરે છે.[૩૨] પૃથ્વીના ગર્ભમાં દબાઈ રહેલા વીતહવ્યના ચૈતન્યમાં ખોટાજ ગોઠવાયેલા મ્હોટા મ્હોટા અસંખ્યાત લોકોમાં જે અજ્ઞાની ઇંદ્રિ હતો તે હમણાં 'દીન' નામના દેશમાં રાજા થયો છે અને તે આ ક્ષણમાં વનની અંદર મૃગયા કરવા લાગ્યો છે.[૩૩,૩૪] પાદ્મકલ્પમાં વીતહવ્યને સદાશિવના ગણની પદવી મળી હતી તે સમયમાં કૈલાસના વનના કુંજમાં જે તેને ક્રીડા કરવાનો હંસ હતો તે હમણાં ભિલ્લલોકોનો રાજા થઇને રહ્યો છે અને તે સમયમાં સોરઠદેશનો જે અજ્ઞાની રાજા હતો તે હમણાં અંધ્રદેશના ઘણા વૃક્ષોવાળા ગામડામાં રહ્યો છે.[૩૫-૩૬]

રામચંદ્રજી પૂછે છેઃ—વીતહવ્યના દેખવામાં આવેલી એ સૃષ્ટિઓ જો વીતહવ્યના મનથી થયેલી હોય તો તેઓમાં જે ઇંદ્ર તથા હંસ આદિ પ્રાણીઓ દેખાયા હતા તેઓ પણ ભ્રાંતિમાત્રજ હોવા જોઇએ અને જો તેઓ ભ્રાંતિમાત્રજ હોય તો ચેતનાવાળા હોવા કેમ ઘટે ?[૩૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ! વીતહવ્યે દેખેલા જગતની પેઠે આ તમારા દેખવામાં આવતું જગત પણ ભ્રાંતિમાત્રજ છે તે છતાં આ જગતના પ્રાણીઓ ચેતનાવાળા કેમ દેખાય છે ? જેમ આ જગતના પ્રાણીઓ ચેતનાવાળા છે તેમજ તે જગતના પ્રાણીઓ પણ ચેતનાવાળાજ હતા.[૩૮] હે રામ ! આ જગત પણ ચૈતન્યમાત્ર છે અને કેવળ મનની ભ્રાંતિનેલીધે જુદા આકારવાળાજેવું જણાય છે તેમ તે જગત પણ ચૈતન્યમાત્રજ હતું અને કેવળ મનની ભ્રાંતિનેલીધે જુદા આકારવાળાજેવું જણાયું હતું.[૩૯] હે રામ! વાસ્તવિકરીતે જોતાં તો એ જગત પણ ન હતું અને આ જગત પણ નથીજ. આ કે તે, કોઈપણ મુદ્દલ નહિજ હોવાનેલીધે આ જગત, તે જગતજેવું નથી અને તે જગત, આ જગતજેવું ન હતું. તમે જે આ જગત દેખો છો તે મુદ્દલ છેજ નહિ. જે કાંઇ જગત દેખાય છે તે કેવળ બ્રહ્મજ પ્રકાશે છે.[૪૦] ભૂતકાળનું, વર્તમાનકાળનું અને ભવિષ્યકાળનું આ જગત બ્રહ્મરૂપ છે અને વીતહવ્યને પ્રતીત થયેલું જગત પણ બ્રહ્મરૂપજ હતું. આ જે કાંઈ દૃશ્યરૂપ જગત છે તે સઘળું બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં મનથીજ કલ્પાયેલું છે.[૪૧] આવા પ્રત્યક્ષ દેખાતા રૂપવાળું જગત જ્યાંસુધી 'બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત છે' એમ જાણવામાં ન આવે ત્યાંસુધી વજ્રના ગર્ભજેવું દૃઢ થઈ પડે છે અને જાણવામાં આવે કે તુરતજ બ્રહ્મરૂપ થઈ જાય છે.[૪૨] જેમ સમુદ્રમાં જળજ તરંગ આદિ અનેક રૂપોને દેખાડે છે, તેમ બ્રહ્મમાં અજ્ઞાનથી થયેલું મનજ આ રીતે ઉત્પત્તિ તથા વૃદ્ધિ આદિ વિકારોવાળા અનેક પદાર્થોને દેખાડે છે.[૪૩] પરબ્રહ્મ કાંઈ પણ વિકાર નહિ પામતાં, માયાથી ચિત્તરૂપ થાય છે, ચિત્તજ વારંવાર મનન કરવાથી 'મન' એ નામને પ્રાપ્ત થાય છે અને તે મનેજ આ જગતને વિસ્તીર્ણ કર્યું છે. હે રામ ! આ દૃશ્ય જગત એ રીતે થયું છે અને વાસ્તવિક જોતાં તો કાંઈ પણ થયું નથી.[૪૪] **यथास्थितेनैव चिदंबरेण स्वाचित्तमेवैति मनोभिधानम्। स्फारं कृतं तेन जगच्च दृश्यमेवं ततं नैव ततं च किंचित् ॥ ४४ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'વીતહવ્યમનોજગદ્વર્ણન' નામનો ચોરાશીમો સર્ગ સંપૂર્ણ.૮૪**

## सर्ग ८५ मो* વીતહવ્યમુનિ જીવન્મુક્તસ્થિતિમાં રહ્યા

**राम उवाच । अथ किं वीतहव्यः स्वं स्थितं तस्मिन् धरोदरे ।**
**कथमुद्धृतवान् देहं स संपन्नश्च किं कथम् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ ! પછી વીતહવ્યમુનિએ પૃથ્વીના ગર્ભમાં રહેલા પોતાના દેહને તેમાંથી બહાર કહાડયો કે નહિ ? કહાડયો તો શી રીતે કહાડયો અને કહાડયા પછી એ મુનિ શી રીતે વિચર્યા અને શી રીતે વિદેહમુક્તિ પામ્યા ?[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! વીતહવ્ય પોતાને બ્રહ્મરૂપ સમજવાનેલીધે, જે કાંઈ ઈંદ્રપણા આદિ દેખાયું તેને પોતાના આત્માનાજ ચમત્કારરૂપ સમજ્યા.[2] પોતે સદાશિવના ગણની પદવી પામ્યા હતા ત્યારે એક દિવસે પોતાના આત્મતત્ત્વનું સ્મરણ કરવાના સમયમાં તેમને પોતાની મેળેજ પોતાના સઘળા પૂર્વજન્મોનું અવલોકન કરવાની ઇચ્છા થઈ.[3] એ ઇચ્છા થતાં, તેમણે પોતાના જેટલા દેહો નષ્ટ થઇ ગયા હતા તેઓને પણ દીઠા અને જેટલા દેહો નષ્ટ નહિ થયા હતા તેઓને પણ દીઠા. નષ્ટ નહિ થયેલા દેહોમાંના એક 'વીતહવ્ય' નામના દેહને વિંધ્યાચળની ગુફામાં ધરતીના ગર્ભની અંદર રહેલો દીઠો કે જે દેહ કાદવના સમૂહમાં કીડાજેવો દેખાતો હતો, કાદવના ભારથી દબાઈ ગયો હતો, વરસાદના પાણીના પ્રવાહે પોતાના બળથી ઊંધો નાખી દીધેલો હતો, પીઠઉપર કાદવના જથાવાળો હતો અને જેના સર્વ અવયવોઉપર ચડી ગયેલી માટીમાં ખડનાં જાળાંઓ ઊગી ગયાં હતાં. એ દેહને જોઇ યદૃચ્છાથીજ એ દેહને કાદવના જથામાંથી બહાર કહાડવાનો એમને વિચાર થયો. પરંતુ એ દેહ ધરતીના ગર્ભમાં અત્યંત દબાઈ ગયેલો જોવામાં આવતાં, એ મહાતેજસ્વી મુનિએ ઉત્તમ સમજણવાળી પોતાની બુદ્ધિથી ફરીવાર વિચાર કર્યો કેઃ–"આ મ્હારા દેહનાં સઘળાંઅંગો દબાઇ ગયાં છે અને પ્રાણવાયુનો સંચાર પણ બંધ પડી ગયો છે તેથી આ દેહ ચલિત થઇ શકે એમ નથી અને કાંઇપણ કરી શકે એમ નથી, માટે હું તુરત સૂર્યના શરીરમાં પ્રવેશ કરૂં કે જેથી સૂર્યનો 'પિંગલ'નામનો પાર્ષદ સૂર્યની આજ્ઞાથી મ્હારા આ દેહને કહાડી આપશે; અથવા મ્હારે આ દેહનું શું પ્રયોજન છે? હું તો શાંતિજ રાખું અને નિર્વિઘ્નરીતે પરમ નિર્વાણ( વિદેહમુક્તિ )રૂપ પોતાના પદને પામું. દેહથી લીલા કરવાનું મ્હારે કશું પ્રયોજન નથી." હે રામ ! વીતહવ્યમુનિએ મનથી એપ્રમાણે વિચાર કરી, જરાવાર ચૂપ રહીને ફરી વિચાર કર્યો કે "મ્હારે દેહનો ત્યાગ કરવાની પણ જરૂર નથી અને ગ્રહણ કરવાની પણ જરૂર નથી.[4-12] મ્હારે તો દેહનો ત્યાગ પણ સરખો છે અને દેહનું ગ્રહણ પણ સરખું છે. આમ છે એટલામાટે હવે આ દેહ જીવતો છે અને માટી ભેગો માટી થઇ ગયો નથી તે પહેલાં એ દેહમાં રહીને હું કાંઈક વિહાર કરૂં. હું સૂર્યના પાર્ષદ પિંગલના હાથથી મ્હારા દેહને ધરતીના ગર્ભમાંથી કહડાવવાસારૂ, જેમ પ્રતિબિંબ અરીસામાં પ્રવેશ કરે છે, તેમ આકાશમાં રહેલા સૂર્યના શરીરમાં પ્રવેશ કરૂં." હે રામ ! વીતહવ્યમુનિએ એપ્રમાણે વિચાર કરી, સૂક્ષ્મલિંગશરીરરૂપ

* આ પંચાશીમા સર્ગમાં વીતહવ્યે પિંગલના દેહમાં પ્રવેશ કરીને કાદવમાં પડેલા દેહને બહાર કઢાવ્યો, પછી એ મુનિ જીવન્મુક્તસ્થિતિમાં રહ્યા અને વળી તેમણે સમાધિ કરી, એટલી કથા કહેવામાં આવશે.

થઇને, જેમ વાયુ ધમણના છિદ્રમાં પ્રવેશ કરે છે, તેમ સૂર્યના શરીરમાં પ્રવેશ કર્યો. મ્હોટી બુદ્ધિવાળા સૂર્યનારાયણ પણ વીતહવ્યમુનિને પોતાના હૃદયમાં આવેલા જોઇ, તેમના કાર્યનો તથા તેમનું આગળ-પાછળ શું થયું છે તેનો વિચાર કરવા લાગ્યા. ત્યાં વિંધ્યાચળની ગુફામાં ધરતીના ગર્ભની અંદર રહેલું, ખડનાં જાળાંઓથી ઢંકાઈ ગયેલું અને શબજેવું એ મુનિનું શરીર તેમના જોવામાં આવ્યું. આકાશના મધ્યમાં રહેલા સૂર્યનારાયણે એ મુનિનું ધારેલું જાણી લઇને પૃથ્વીમાંથી તેમના શરીરને કહાડવાસારૂ 'પિંગલ' નામના પોતાના પાર્ષદને આજ્ઞા કરી. વીતહવ્યમુનિનો જીવાત્મા કે જે લિંગશરીરરૂપે સૂર્યના શરીરમાં પેઠો હતો તેણે તુરત ચિત્તવડે સૂર્યનારાયણને પ્રણામ કર્યો. પછી સૂર્યનારાયણે માનપૂર્વક આજ્ઞા આપવાથી એ જીવાત્માએ વિંધ્યાચળની ગુફામાં જવાને સજ્જ થયેલા પિંગલના શરીરમાં પ્રવેશ કર્યો. એ પિંગલે આકાશને છોડી દઈ, કુંજોથી તથા હાથીઓથી રમણીય લાગતા અને મદોન્મત્ત વાદળાંઓવાળા આકાશજેવા શોભતા વિંધ્યાચળના વનમાં આવી, જેમ સારસ પક્ષી નખોવડે કાદવને ખોદીને તેમાંથી કમળના કંદને કહાડી લે છે, તેમ નખોવડે ધરતીને ખોદી તેના ગર્ભમાંથી વીતહવ્યના શરીરને બહાર કહાડયું. પછી, જેમ પક્ષી આકાશને છોડીને પોતાના માળામાં પ્રવેશ કરે છે, તેમ વીતહવ્યના લિંગશરીરે પિંગલના શરીરને છોડી દઈને પોતાના સ્થૂળશરીરમાં પ્રવેશ કર્યો. પિંગલ અને શરીરને પ્રાપ્ત થયેલા વીતહવ્યમુનિ એઓ પરસ્પરને પ્રણામ કરી પોતપોતાનાં કાર્યો કરવામાંજ તત્પર થયા. પિંગલ તારાઓવાળા તથા સૂર્યનાં કિરણોના ફેલાવાથી વસ્ત્રજેવા લાગતા નિર્મળ આકાશમાં ગયો અને વીતહવ્યમુનિ કુમુદોવાળા તથા સૂર્યનાં કિરણોના ફેલાવાથી વસ્ત્રજેવા લાગતા નિર્મળ તળાવમાં ગયા. જેમ હાથીનું બચ્ચું ખાડના કાદવમાં લીલા કરીને તળાવમાં ન્હાય, તેમ વીતહવ્યમુનિ સ્નાનથી પહેલાંની ક્રિયાઓ કરીને તુરત એ પ્રફુલ્લિત કમળોવાળા તળાવમાં નાહ્યા. તળાવમાં સ્નાન કરી, જપ કરી અને સૂર્યનું પૂજન કરીને મનન આદિ વ્યવહારોવાળા શરીરથી એ વીતહવ્યમુનિ આગળની પેઠેજ શોભવા લાગ્યા.[૧૩-૨૭] મૈત્રીવાળા, સમતાવાળા, ઉત્તમશાંતિવાળા, ઉત્તમબુદ્ધિવાળા, કોઈનું સારૂં થયેલું જોઈ રાજી થનારી વૃત્તિવાળા, દયાવાળા, શ્રેષ્ઠ શોભાવાળા અને સંગોથી રહિત થયેલા ચિત્તવાળા એ વીતહવ્યમુનિએ તે દિવસે તો સમાધિ ધર્યાવિનાજ નદીના કિનારામાં વિહાર કર્યો.[૨૮]

**मैत्र्या तया समतया परया च शान्त्या सत्प्रज्ञया मुदितया कृपया श्रिया च ।**
**युक्तो मुनिः सकलसंगविमुक्तचेता विंध्ये सरित्तटगतो दिनमेव रेमे ॥ २८ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦'વીતહવ્યપૂર્વશરીરપ્રાપ્તિયોગ'નામનો પંચાશીમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ८६ मो* વીતહવ્યે છેલ્લા પ્રણામોથી રાગ-દ્વેષાદિનો ત્યાગ કર્યો.

**वसिष्ठ उवाच । दिनांते स समाधातुं पुनरेव मनो मुनिः ।**
**विवेश कांचिद्वितता विज्ञातां विंध्यकंदराम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ:! સાયંકાળ પ્રાપ્ત થયો ત્યારે એ વીતહવ્યમુનિએ ફરીવાર

* આ છયાશીમા સર્ગમાં વીતહવ્યે છ રાત્રિસુધી સમાધિ કરી, તે પછી લાંબાકાળસુધી જીવન્મુક્તપણાથી સ્થિતિ રાખી, અને તે પછી વિદેહમુક્તિ પામવાસાર રાગ-દ્વેષાદિને પ્રણામ કરી સમાધિ ધરી એટલી કથા કહવામાં આવશે.

મનને સમાહિત કરવામાટે કોઈ જાણેલી વિંધ્યાચળની વિસ્તીર્ણ ગુફામાં પ્રવેશ કર્યો.[1] ગુફામાં પ્રવેશ કરીને આત્માના એનાએ અનુસંધાનને નહિ છોડતા અને જેમણે જગતનો સારાસાર જોઈ લીધો હતો એવા એ વીતહવ્યમુનિએ ઇંદ્રિયોના અને ચિત્તના સંબંધમાં નીચે પ્રમાણે વિચાર કર્યો.[2]

વીતહવ્ય વિચાર કરે છેઃ–ઇંદ્રિયોને તો પ્રથમજ સારી પેઠે છોડી દીધી છે માટે હવે ઇંદ્રિયોના સંબંધમાં ફરીવાર લાંબી લાંબી ચિંતા કરવાની આવશ્યકતા નથી.[3] 'જગત છે કે નથી' એવા પ્રકારની કલ્પનાને કુણી લતાની પેઠે તોડી નાખી, સાક્ષીભૂત ચૈતન્યનોજ આશ્રય કરી, દૃઢ આસન વાળીને પર્વતના શિખરજેવો અવિચળ થઇને રહું.[4] જીવતાં છતાં પણ અજ્ઞાનીઓની દૃષ્ટિથી શબજેવો રહું, અજ્ઞાનીઓની દૃષ્ટિથી શબજેવો રહેતાં છતાં પણ આત્માના અનુસંધાનમાં ઉદ્યોગી રહું, સમતાવાળો થઇને રહું, સ્વચ્છપણું પામીને રહું, એકરસ ચૈતન્યમાત્રરૂપે રહું,[5] જાગતાં પણ દ્વૈતને નહિ જોનાર થઇને રહું, દ્વૈતને નહિ જોનાર છતાં પણ સ્વરૂપના અનુભવમાં સાવધાન રહું અને કાયાની અંદર સઘળા મન આદિના વ્યાપારોને બંધ પાડી, સ્વરૂપનુંજ અવલંબન કરીને રહું.[6] એકાંતમાં ઠુંઠની પેઠે અવિચળપણાથી બેસી, રાગ–દ્વેષાદિ રોગોનો ત્યાગ કરીને સર્વમાં વ્યાપક અને કલ્પનાઓથી રહિત બ્રહ્મરૂપ પરમપદમાંજ રહું.[7]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એપ્રમાણે વિચાર કરીને વીતહવ્યમુનિ છ દિવસસુધી સમાધિમાં રહ્યા. પછી જેમ સૂઇ ગયેલો પ્રવાસી જન તુરત જાગે, તેમ એ મુનિ સમાધિમાંથી તુરત જાગ્યા.[8] પછી વ્યુત્થાનના સમયમાં પણ સમાહિતના જેવી સ્થિતિથી રહેલા એ મહાતપસ્વી વીતહવ્યમુનિએ લાંબાકાળસુધી જીવન્મુક્તપણાથી વિહાર કર્યો.[9] એમણે કોઈ વસ્તુમાં કદીપણ ગુણદૃષ્ટિ કરી નહિ, દોષદૃષ્ટિ પણ કરી નહિ, કોઇથી ઉદ્વેગ પણ ધર્યો નહિ અને કોઇથી હર્ષ પણ ધર્યો નહિ.[10] હે રામ ! એ વીતહવ્યમુનિ બેસતાં, ઊભા રહેતાં અને ચાલતાં પણ પોતાના ચિત્તને વિનોદ આપવાનેવાસ્તે હૃદયમાં પોતાના મનથી નીચેપ્રમાણે વાતો કર્યા કરતા હતા.[11]

વીતહવ્ય મનથી વાતો કરે છેઃ–હે ઇંદ્રિયોના અધ્યક્ષ મન ! તેં વૈરાગ્ય રાખવાથી સર્વ જગતને આનંદ આપનારૂં કેવું સુખ મેળવ્યું છે તે જો.[12] હે ચલન કરનારાઓમાં ઉત્તમ મન ! આવું સુખ તને વૈરાગ્યથીજ મળ્યું છે માટે ત્હારે એ વૈરાગ્યની દશાનેજ ધરી રાખવી અને ચપળતાને છોડી દેવી.[13] હે ઇંદ્રિયોરૂપ ચોરો ! હે અભાગીયાં નામવાળી દુષ્ટ આશાઓ ! આ આત્મા તમારો નથી અને તમે આત્માનાં નથી.[14] તમે નષ્ટ થઈ જાઓ. તમારી આશાઓને મ્હેં વિફળ કરી નાખી છે. ક્ષણભંગુર વિષયોમાં લાગનારાં તમે મને દબાવવાને સમર્થ નથી.[15] 'અમે આત્મા છીએ' એવી જે તમને વાસના હતી તે વાસના રજ્જુમાં દેખાયેલા સર્પની પેઠે તત્ત્વના વિસ્મરણથીજ થઈ હતી.[16] અનાત્મામાં આત્માની ભાવના અને આત્મામાં અનાત્માની ભાવના અવિચારથીજ થઇ હતી માટે વિચારથી ક્ષય પામી ગઇ.[17] હે ઇંદ્રિયો તથા મન ! વિવેકથી જોતાં, આ વ્યવહારરૂપી ખટપટ ઊભી કરવાનો કોઇને માથે દોષ મૂકી શકાય એમ નથી. કેમ કે તમો કેવળ પરતંત્ર છો માટે તમો તમારી ઇચ્છાથી કશું કરતાં નથી, અહંકાર કેવળ અભિમાનજ ધરે છે પણ બીજું કશું કરતો નથી, બ્રહ્મ અદ્વિતીય છે

માટે તેમાં કોઇ ક્રિયાનો સંભવજ નથી, કર્તાપણું પ્રાણના ચલનમાં થાય છે પણ તે પ્રાણ જડ છે, જીવ કેવળ ભોગવે છે પણ બીજું કાંઈ કરતો નથી અને મન કેવળ મમતાનું ગ્રહણ કરે છે પણ બીજું કાંઈ કરતું નથી, માટે આ વ્યવહારની ખટપટ ઉભી કરવાનો કોનો, કેવો અને શો દોષ કહેવાય ?[૧૮] લાકડાં વનમાંથી થાય છે માટે તેઓને પણ ઘર બનાવવાની જરૂર નથી, રજ્જુએ વાંસની છાલમાંથી થાય છે માટે તેઓને પણ ઘર બનાવવાની જરૂર નથી, વાંસલા આદિ હથીઆરો લોઢાનાં છે માટે તેઓને પણ ઘર બનાવવાની જરૂર નથી અને સુતાર પોતાનું પેટ ભરવાનેવાસ્તેજ કાળજી રાખે છે માટે તેને પણ ઘર બનાવવાની જરૂર નથી.[૧૯] તો તેમ છતાં પણ એ જુદા જુદા પદાર્થોરૂપી સામગ્રીથી જે ઉત્તમ અને દૃઢ ઘરરૂપ આકાર બને છે તે કાકતાલીયની પેઠે બની જાય છે માટે તે ઘર પડી જાય તો એઓમાંનાં કોઇને પણ કશી હાનિ થાય એમ નથી, તેમ તમે કેવળ પોતપોતાના વિષયોનું ગ્રહણ કરનારાં છો પણ વિષયાત્મક વ્યવહારને ઉત્પન્ન કરવાની જરૂરવાળાં નથી તે છતાં પણ તમોરૂપી સામગ્રીથી જે આ ચપળ વ્યવહાર ઉભો થયો છે તે કાકતાલીયની પેઠેજ થયો છે માટે આ વ્યવહાર નષ્ટ થઈ જાય તોપણ તેથી તમોમાંના કોઇને કાંઇ હાનિ થઈ જાય એમ નથી.[૨૦,૨૧] અવિદ્યાનું બહુજ વિસ્મરણ થઈ ગયું, આત્મવિદ્યા સ્ફુટરીતે પ્રાપ્ત થઈ, સાચું હતું તે સાચું થયું, ખોટું હતું તે ખોટું થયું, વિનાશી હતું તે વિનાશ પામ્યું અને સ્થિર હતું તે સ્થિર થયું.[૨૨]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! એ મહાતપસ્વી 'વીતહવ્ય' નામના મ્હોટા મુનિ આવી-રીતના વિચારથી જીવન્મુક્તપણે ઘણાં ઘણાં વર્ષોસુધી રહ્યા.[૨૩] જેમાં ચિંતા નષ્ટ થઇને પાછી કદી પણ ઉત્પન્ન થતી નથી અને મૂઢતા અત્યંત દૂર થઈ જાય છે, તે પૂર્ણાનંદપદમાં એ મુનિ સર્વદા રહેતા હતા.[૨૪] સત્ય અને અખંડ આત્મામાં કોઈ સમયે ભ્રાંતિથી વિચિત્રપદાર્થો દેખા-વાથી થતા વ્યર્થ દુઃખનું નિવારણ કરવાનેવાસ્તે વારંવાર ધ્યાનરૂપી આશ્વાસનાનો આશ્રય કરીને એ મુનિ સર્વદા સુખમાંજ રહેતા હતા.[૨૫] ત્યાગ કરવાયોગ્ય અને ગ્રહણ કરવાયોગ્ય વિષયોની પ્રાપ્તિ થતાં પણ 'આ ત્યાગ કરવાયોગ્ય છે અને આ ગ્રહણ કરવાયોગ્ય છે' એવી દૃષ્ટિઓનો ક્ષયજ થઈ જતાં, વીતહવ્યનું મન ઇચ્છાથી પણ રહિત થઇ ગયું અને અનિ-ચ્છાથી પણ રહિત થઈ ગયું.[૨૬] વિદેહકૈવલ્યની પ્રાપ્તિ, કે જે જન્મોના તથા કર્મોના પરમ અંતરૂપ છે તેનો સમય થતાં (અવશેષ રહેલાં પ્રારબ્ધનો ક્ષય થતાં) પ્રતિભાસમાત્રરૂપે રહેલા સંસારનો પણ ત્યાગ કરી બ્રહ્મરસરૂપી મકરંદ પીવાની નવી ઉત્કંઠાથી તે મુનિએ સહ્યાદ્રિની એક સુવર્ણમય ગુફામાં પ્રવેશ કર્યો. પાછો જગતરૂપી જાળનો સમાગમજ ન થાય એવીરીતે જગતરૂપી જાળનું અવલોકન કરી, એ ગુફામાં પદ્માસન વાળી, સ્થિરપણાથી બેસીને એ મુનિ પોતાથી પોતામાંજ નીચેપ્રમાણે બોલ્યા.

વીતહવ્યમુનિ બોલે છેઃ–હે રાગ ! તું ટળી જા. હે દ્વેષ ! તું પણ ટળી જા.[૨૭-૨૮] મ્હેં સંસારમાં તમારી સાથે ઘણાકાળસુધી રમી લીધું. હે ભોગો ! હું તમોને પ્રણામ કરૂં છું. જેમ રમાડનારાઓ બાળકને રમાડે, તેમ તમોએ મને સંસારમાં કરોડો જન્મોસુધી રમાડયો છે. જેણે આ પરમ પવિત્ર નિર્વાણપદવીનું પણ મને વિસ્મરણ કરાવી દીધું હતું તે વિષય-

સુખને હું વારંવાર નમસ્કાર કરૂં છું. હે દુઃખ ! મ્હેં ત્હારાથી અત્યંત તપીને આદરપૂર્વક આ આત્માને શોધી કહાડયો છે માટે મને આ સુમાર્ગ બતાવનારો ગુરૂ તુંજ છે તેથી હું તને પણ વારંવાર પ્રણામ કરૂં છું. હે દુઃખ ! તું 'દુઃખ' એવું નામ ધરાવે છે પણ ત્હારા તત્ત્વનો વિચાર કરતાં, તું અધિષ્ઠાનરૂપે સુખદાયી આત્માજ છે અને ત્હારી કૃપાથીજ મને આ શીતળ પદવી પ્રાપ્ત થઇ છે માટે હું તને પ્રણામ કરૂં છું. હે સંસારમાં નિસ્સાર જીવનવાળા મિત્ર દેહ ! ત્હારૂં કલ્યાણ થજો. કોઈ દિવસે ત્હારે અને મ્હારે જુદું પડવુંજ પડે એ નિયમજ છે, માટે મ્હારા જુદા પડવાથી ત્હારે કશો ખેદ ધરવો નહિ. અમો હવે અમારા સ્થાનકમાં જઇએ છીએ. આ લિંગશરીરની સાથે હું સેંકડો જન્મોસુધી રહ્યો છું પણ આજ મ્હારા સ્વાર્થને-વાસ્તે જુદો પડું છું. અહો ! પ્રાણીઓના સ્વાર્થોની ગતિ વિચિત્રજ છે. હે મિત્ર લિંગદેહ ! તું કે જે મ્હારો લાંબાકાળનો બાંધવ છે તેને હું છોડી દઉં છું એ મ્હારો અપરાધ નથી.[૩૦-૩૬] કેમ કે તેંજ આત્મજ્ઞાન મેળવીને ત્હારે હાથેકરી ત્હારી હાનિ કરી છે. તેં આત્મજ્ઞાન મેળ-વીને ત્હારો પોતાનોજ નાશ કર્યો છે.[૩૭] તને કોઈ બીજાએ તોડી નાખ્યો નથી પણ તેંજ હાથે-કરીને, જેથી પોતાનેજ ત્રુટવું પડે એવું કામ કર્યું છે. હે મા તૃષ્ણા ! હું શાંત થતાં, તું એકલી થઈ ગઈ છે, સૂકાઈ ગઈ છે અને રાંક થઈ ગઈ છે તોપણ ત્હારે દુઃખ ધરવું નહિ. હવે તો હું તને છોડી દઇને જાઉં છું પણ તેમ કરવાથી મ્હારૂં કલ્યાણ છે માટે હવે ત્હારે ત્હારા ભવિષ્યનાશનું પણ દુઃખ ધરવું નહિ. હે મહારાજ કામદેવ ! મ્હેં તને જીતવાનેવાસ્તે વૈરાગ્ય આદિ ત્હારા શત્રુઓનાં સેવનો કર્યાં છે તો મ્હારા એ અપરાધોની ક્ષમા કરવી.[૩૮-૩૯] હવે હું આત્યંતિક ઉપશમમાં જાઉં છું. તું મને આશીર્વાદ દે. હે મા તૃષ્ણા ! હવે ત્હારો અને મ્હારો લાંબામાં લાંબો વિયોગ થાય છે પણ જેઓનો સંયોગ થયો હોય તેઓનો વિયોગ થાયજ માટે ત્હારે કાંઈ ખેદ ધરવો નહિ. હું તને આ છેલ્લા પ્રણામ કરૂં છું. હે પુણ્યદેવ ! હું તને પ્રણામ કરૂં છું. તેં પૂર્વે મને નરકોમાંથી તારીને સ્વર્ગમાં મોકલ્યો હતો એ મ્હારા ઉપર ત્હારો ઉપકાર છે. પાપરૂપી વૃક્ષ કે જે નીચ કાર્યરૂપી ક્ષેત્રમાં ઉગનાર છે, નરકોરૂપી શાખાઓનું ધારણ કરનાર છે અને યાતનાઓરૂપી પુષ્પોના સમૂહવાળું થાય છે તેને પણ પ્રણામ કરૂં છું. મ્હેં જેને સાથે રાખીને લાંબાકાળસુધી ઘણી ઘણી પામર યોનિઓ ભોગવી છે,[૪૦-૪૩] અને જે આજથી માંડીને અદૃશ્ય થઈ ગયો છે તે મોહને પણ હું પ્રણામ કરૂં છું. પોલા વાંસોના શબ્દોરૂપી મધુર વચનો બોલનારી અને પાંદડાંઓરૂપી વસ્ત્રોવાળી આ ગુફારૂપી જોગણ કે જે સમાધિના સમયોમાં મને સહાયતા આપતી હતી તેને હું પ્રણામ કરૂં છું. હે ગુફા ! હું સંસારરૂપી માર્ગમાંથી ખેદ પામતાં, તું મ્હારી આશ્વાસના આપનારી, સઘળી લાલચોને હર-નારી અને પરમસ્નેહવાળી સખી થઈ હતી. સઘળાં સંકટોથી મુંઝાઈ મ્હેં સમાધનાં વિઘ્નોની બ્હીકથી નાસીને શોકનો નાશ કરવાનેવાસ્તે ત્હારોજ આશ્રય લીધો હતો માટે તું મ્હારી ઉત્તમ સખી હતી. હે દંડ ! તેં ઘડપણમાં મ્હારી ઘણી સહાયતા કરી છે અને સર્પ આદિના ભયોમાં, વિષમપ્રદેશોમાં, ખાડાઓમાં તથા કુંજોમાં મ્હારા હાથને ટેકા આપેલા છે માટે હું તને પ્રણામ કરૂં છું. હે સ્થૂળદેહ ! રૂધિર આદિથી ખરડાયેલાં આંતરડાંઓરૂપી તંતુઓવાળું આ ત્હારૂં અસ્થિપંજર કે જેમાં રૂધિર આદિવિના બીજા કશો સાર નથી તેને લઇને તું જતો

રહે. ત્હારા સ્નાન કરવાના પ્રકારો કે જેઓ મળ આદિથી જળને દૂષિત કરનારાજ હતા તેઓને પણ પ્રણામ કરૂં છું.[૪૪-૪૯] ત્હારા વ્યવહારોને હું પ્રણામ કરૂં છું અને વ્યવહારોનેવાસ્તે ત્હારાં જે દોડવાં થતાં હતાં તેઓને પણ પ્રણામ કરૂં છું. હે પ્રાણવાયુઓ ! તમો મ્હારા જુના સહજમિત્રો છો માટે અનુક્રમે આજ હું તમોને પણ પ્રણામથી માન આપું છું. તમારૂં ભલું થજો. હું જાઉં છું. મ્હેં તમારી સાથેજ ઘણી ઘણી વિચિત્ર યોનિઓમાં ભ્રમણ કર્યાં હતાં,[૫૦,૫૧] પર્વતોના કુંજોમાં વિશ્રામ લીધા હતા, પરલોકોમાં નિવાસ કર્યા હતા, નગરોમાં તથા સિદ્ધ-ક્ષેત્રોમાં ક્રીડાઓ કરી હતી, પર્વતોમાં નિવાસ કર્યા હતા,[૫૨] કામ-કાજના વિલાસોમાં પ્રવૃત્તિઓ કરી હતી અને જુદા જુદા માર્ગોમાં પ્રવાસો કર્યા હતા. મ્હેં બ્રહ્માંડની અંદર તમને સાથે રાખ્યાવિના કાંઇ પણ કર્યું નથી, કાંઇ પણ લીધું નથી, ક્યાંય પણ ગતિ કરી નથી, કાંઈ પણ દીધું નથી અને કોઇનો પણ આશ્રય કર્યો નથી. હવે તમે પોતપોતાના માર્ગે જાઓ. હે પ્યારા પ્રાણવાયુઓ ! હું તમારાથી છુટો પડીને જાઉં છું.[૫૩-૫૪] હે સઘળાં મન તથા ઇંદ્રિયો આદિ સંબંધીઓ ! આ સંસારના માર્ગમાં વૃદ્ધિઓના અંતે ક્ષયો હોય છે, ચડતી દશાઓના અંતે પડતી દશાઓ હોય છે અને સંયોગોના અંતે વિયોગો પણ હોયજ છે.[૫૫] આ મ્હારી ચક્ષુ ઇંદ્રિય સૂર્યના મંડળમાં પ્રવેશ કરો, ઘ્રાણ ઇંદ્રિય પૃથ્વીમાં પ્રવેશ કરો,[૫૬] પ્રાણવાયુ (ત્વચા) ચલન-શક્તિવાળા વાયુમાં પ્રવેશ કરો, શ્રોત્ર ઇંદ્રિય આકાશમાં પ્રવેશ કરો અને રસના ઇંદ્રિય જળમાં પ્રવેશ કરો. જેમ મંદરાચળ નીકળી જતાં, સમુદ્ર શાંત થયો હતો, જેમ સૂર્ય અસ્ત પામતાં, દિવસ શાંત થઇ જાય છે,[૫૭,૫૮] જેમ શરદ્ઋતુમાં મેઘ શાંત થાય છે, જેમ પ્રલયકાળમાં બ્રહ્માંડ શાંત થાય છે, જેમ કાષ્ઠો બળી જતાં અગ્નિ શાંત થાય છેઅને જેમ તેલ બળી જતાં દીવો શાંત થાય છે, તેમ હું સઘળા સંકલ્પોથી રહિત થઈ **ओम्**કારની છેલ્લી અર્ધમાત્રાથીજ જણાતા પોતાના સ્વરૂપમાં પોતાથી શાંત થાઉં છું.[૫૯] મ્હારામાંથી સઘળાં કાર્યોની પરંપરાઓ જતી રહી છે, મ્હારી સ્થિતિ સઘળાં દૃશ્યોની દશાઓથી રહિત થઇ છે, મ્હારી બુદ્ધિ, લાંબા ઉચ્ચારેલા **ओम्**કારથી બ્રહ્મરંધ્રમાં જે શાંતિ થાય છે તેને અનુસરીને શાંત થઈ છે અને હું હવે અવશેષ રહેલાં પ્રારબ્ધે ટકાવી રાખેલા અવિદ્યાના લેશથી પણ રહિત થઈને રહ્યો છું.[૬૦] **व्यपगताखिलकार्यपरंपरः सकलदृश्यदशातिगतस्थितिः। प्रणवशांत्यनुसंसृतिशांतधीर्विगतमोहमलोयमहं स्थितः॥६०॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રક૦'ઇંદ્રિયવર્ગનિરાકરણોપદેશ'નામનો છયાશીમો સર્ગ સંપૂર્ણ.૮૬**

---

## सर्ग ૮૭ मो* વીતહવ્યમુનિ વિદેહમુક્ત થયા

**वसिष्ठ उवाच । एवं कालत ानंतः प्रशांतमननैषणः ।**
**शनैरुच्चारयंस्तारं प्रणवं प्राप्तभूमिकः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ-હે રામ ! પછી નીચેના ક્રમપ્રમાણે ઊંચાસ્વરથી **ओम्**કારનું લાંબું ઉચ્ચારણ કરતા એ વીતહવ્યમુનિ કલ્પનાઓરૂપી તૃષ્ણાઓની શાંતિના ક્રમથી છઠ્ઠી તથા સાતમી ભૂમિકાને પ્રાપ્ત થઈને પોતાના હૃદયમાંજ બ્રહ્મને પ્રાપ્ત થયા.[૧] સંન્યાસી થયેલા એ

* આ સત્યાશીમા સર્ગમાં જે ક્રમથી **ओम्**કારના અંતનો આશ્રય કરીને વીતહવ્યમુનિ વિદેહમુક્ત થયા તે ક્રમ કહેવામાં આવશે.

મુનિએ અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા એ ભેદોથી **ઓમ્**કારનું સ્મરણ કરવા માંડયું. બ્રહ્મમાં જગતના અધ્યારોપની રીતિથી અને અપવાદની રીતિથી બ્રહ્માંડની અંદર રહેલા અને સંકલ્પોના વિસ્તારથીજ કલ્પાયેલા બહારના તથા અંદરના સઘળા સ્થૂળ–સૂક્ષ્મ ભાગોને છોડી દઈને અવિનાશી શુદ્ધ બ્રહ્મસ્વરૂપનું અવલોકન કર્યું અને જેમ પવન ગંધનો ત્યાગ કરી દે, તેમ **ઓમ્**કારના લાંબાઉચ્ચારણરૂપી તંતુની સાથે ઇંદ્રિયોનો તથા શબ્દ આદિ તન્માત્રાઓનો ત્યાગ કરી દીધો.[૨-૪] જેમ ચિંતામણિ પોતાના સ્વરૂપમાં ક્ષોભ પામ્યાવિનાનોજ રહે છે, તેમ પોતાના સ્વરૂપમાં ક્ષોભ પામ્યાવિના રહેલા એ વીતહવ્યમુનિ સંપૂર્ણ થયેલા ચંદ્રની પેઠે, ભ્રમણથી વિશ્રાંત થયેલા મંદરાચળની પેઠે,[૫] કુંભારના ઘરમાં ભ્રમણથી અટકાવેલા ચાકડાની પેઠે અને પવનવિનાના સમુદ્રની પેઠે શાંત, અચળ, વેગથી રહિત અને અત્યંત નિર્મળ દેખાવા લાગ્યા.[૬] જો શરદ્‌ઋતુનું આકાશ તેજથી તથા અંધકારથી પણ રહિત હોય, સૂર્યથી, ચંદ્રથી તથા તારાઓથી પણ રહિત હોય અને ધૂમાડાથી, વાદળાંઓથી તથા રજથી પણ રહિત હોય તો તે આકાશની એ મુનિને ઉપમા આપી શકાય.[૭] પછી જાણે આકાશમાં ઉઠયું હોય એવું અને સાક્ષીથી સ્ફુરવા લાગેલું કેવળ અંધારૂં પ્રતીત થતાં, તે મુનિએ જેમ સમજુ માણસ કોપના લેશને પણ છોડી દે, તેમ તે અંધારાને છોડી દીધું.[૮] પછી તેજ પ્રતીત થવા લાગતાં, તે મુનિએ અર્ધા નિમેષસુધી વિચાર કરીને તેજને પણ છોડી દીધું. આ સમયે અંધારૂં પણ રહ્યું નહિ અને પ્રકાશ પણ રહ્યો નહિ.[૯] અંધારૂં તથા પ્રકાશ એ બન્નેથી રહિત અવસ્થાને પ્રાપ્ત થઈને તે મુનિએ જરાક સ્ફુરેલા તેવી કલ્પનાના કારણરૂપ મનરૂપી ખડને પણ અર્ધા નિમેષમાં કાપી નાખ્યું.[૧૦] હે રામ ! પછી પવનવિનાના દીવાની પેઠે સ્ફુટ પ્રકાશવા લાગેલા પોતાના સ્વરૂપનું અવલંબન કરીને તે મુનિએ તુરતના જન્મેલા બાળકના જ્ઞાનજેવા સામાન્ય કલ્પનાત્મક ચિત્તરૂપી મેલને પણ, જેમ વાયુ ચલનશક્તિને છોડી દે, તેમ અર્ધા નિમેષના પણ અર્ધ જેટલા કાળમાં છોડી દીધો.[૧૧-૧૨] એ રીતે એ મુનિ સર્વને છોડી દઇ, કેવળ સાક્ષીરૂપેજ અવશેષ રહીને અને તે પછી સર્વને સત્તા આપનારા એ સાક્ષીપણામાંજ દૃઢ રહીને પર્વતની પેઠે અવિચળ થઇ રહ્યા.[૧૩] પછી સુષુપ્તિ અવસ્થાજેવા એ નિર્વિકલ્પ સાક્ષીપણામાં રહેતાં રહેતાં તેમાં જરાવાર ઓળંગીને તે મુનિ વિદેહમુક્તિને પ્રાપ્ત થયા.[૧૪] વિદેહમુક્ત થયેલા એ મુનિ વિષયોના આનંદથી રહિત છતાં પણ આનંદરૂપ થયા, પોતાથી ન્યારી સત્તાથી રહિત છતાં પણ સદ્રૂપ થયા, કોઈ નામ–રૂપવાળા નહિ છતાં પણ 'કાંઇક છે' એમ કહેવાને યોગ્ય થયા, જ્ઞાનીઓને પ્રકાશરૂપ થયા, અજ્ઞાનીઓને અંધારાજેવા થયા,[૧૫] જડ પદાર્થોના તથા ચેતનાવાળા પદાર્થોના આધષ્ઠાનરૂપ થયા, સઘળા અનાત્મપદાર્થોના નિષેધના અવધિભૂત થયા, જેને વાણી પણ ન પહોંચી શકે એવા થયા,[૧૬] સર્વમાં સમપણાથી રહેનાર થયા, વ્યાપક થયા, પરમ પવિત્રપદરૂપ થયા અને સઘળા પદાર્થોની અંદર રહ્યા છતાં પણ સર્વથી રહિત થયા.[૧૭] જેને શૂન્યવાદીઓ શૂન્ય કહે છે, બ્રહ્મવાદીઓ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદીઓ વિજ્ઞાન કહે છે,[૧૮] સાંખ્યમતવાળાઓ પુરૂષ કહે છે, યોગમતવાળાઓ ઈશ્વર કહે છે, શૈવમતવાળાઓ શિવ કહે છે, કાળવાદીઓ કાળ કહે છે,[૧૯] ક્ષણિકવાદીઓ ક્ષણિક કહે છે અને માધ્યમિક લોકો જડના તથા ચૈતન્યના મધ્યરૂપ કહે છે તે થયા, એ મુનિ આત્મજ્ઞાનીઓના આત્મા

થયા, સમદૃષ્ટિવાળાઓ જેને પૂર્ણ કહે છે તે થયા,[૨૦] સઘળા શાસ્ત્રોના સિદ્ધાંતરૂપ થયા, સર્વનાં હૃદયોમાં અનુસ્યૂત થયા, અને જે સર્વરૂપ, સર્વમાં રહેલ અને સર્વનું તત્ત્વ કહેવાય છે તે થયા.[૨૧] જે અત્યંત નિષ્ક્રિય (ક્રિયાઓથી રહિત) છે, સૂર્ય આદિ તેઓને પણ પ્રકાશ આપે છે અને અખંડ અનુભવમાત્રજ કહેવાય છે તે થયા.[૨૨] જે સ્વરૂપથી એક કહેવાય છે, માયાથી અનેક કહેવાય છે, સ્વરૂપથી નિરંજન કહેવાય છે, માયાથી દ્વૈતવાળું કહેવાય છે, સર્વરૂપ કહેવાય છે અને સર્વથી ન્યારૂં પણ કહેવાય છે તે થઇને રહ્યા.[૨૩] એ મહાસમર્થ વીતહવ્યમુનિ ક્ષણમાત્રમાં જન્મથી રહિત થયા, જરાથી રહિત થયા, આદિથી રહિત થયા, દ્વૈતના અધિષ્ઠાનરૂપ થયા, એક થયા, સર્વરૂપ થયા, અંશોથી રહિત થયા અને આકાશના સ્વરૂપકરતાં પણ વધારે નિર્લેપસ્થિતિવાળા થયા.[૨૪] **अजमजरमनाद्यनेकमेकं पदममलं सकलं च निष्कलं च । स्थित इति स तदा नभःस्वरूपादपि विमलस्थितिरीश्वरः क्षणेन ॥ २४ ॥**

**શ્રીમદ્ યોગ૦મહા૦ઉપશમપ્રકરણનો'વીતહવ્યનિર્વાણોપદેશ'નામનો સત્યાશીમો સર્ગ સંપૂર્ણ૮૭**

## सर्ग ८८ मो* વિદેહમુક્તિ પછી પ્રાણાદિનો લય

**वसिष्ठ उवाच । प्राप्य संसृतिसीमांतं दुःखाब्धेः पारमागतः ।**
**वीतहव्यः शशामैवमपुनर्मनने मुनिः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! સંસારના સીમાડાના અંતને પ્રાપ્ત થઈ દુઃખરૂપી સમુદ્રના પારને પામેલા એ વીતહવ્યમુનિ મનનો આત્યંતિક નાશ થતાં, એ રીતે શાંત થયા.[૧] જેમ જળનો કણ સમુદ્રમાં સમુદ્રરૂપે ઉપશાંત થાય છે, તેમ એ મુનિ પરિણામોવિનાના બ્રહ્મમાં બ્રહ્મરૂપે ઉપશાંત થઈ પરમ સુખ પામતાં, ગુફામાં એમને એમ બેઠો રહેલો ચલનવિનાનો તેમનો દેહ અંદર રસવિનાનો થઇને હેમંતઋતુના કમળની પેઠે ગ્લાનિ પામ્યો.[૨,૩] તે તે નાડીઓમાંથી ઉડવાનેલીધે પક્ષિઓની પેઠે આચરણ કરતા તે દેહના પ્રાણો યંત્રથી છૂટેલાઓની પેઠે દેહરૂપી ઝાડની અંદર રહેલાં તે તે નાડીઓરૂપી સ્થાનકોને છોડી દઇને હૃદયરૂપી માળામાં લીન થઈ ગયા.[૪] બુદ્ધિ આદિ સઘળા પદાર્થો પોતપોતાનાં કારણોમાં લીન થયા, અસ્થિઓના પંજરરૂપ દેહ ધરતીઉપરજ રહ્યો.[૫] જીવચૈતન્ય બ્રહ્મચૈતન્યની સાથે એકરસ થઈ ગયું અને ત્વચા તથા રૂધિર આદિ ધાતુઓ પોતપોતાનાં કારણોમાં રહ્યાં. વીતહવ્યમુનિ ઉપશાંત થતાં, સઘળું પોતપોતાના સ્વરૂપમાંજ રહ્યું.[૬] હે રામ ! ઘણા વિચારોથી શોભતી આ વીતહવ્યમુનિની વિશ્રાંતિની કથા મ્હેં તમને કહી સંભળાવી. હવે તમારી બુદ્ધિથી આ કથાનું વિવેચન કરો.[૭] પોતાની વિચારશક્તિથી વૃદ્ધિ પામેલી આવાપ્રકારની બુદ્ધિથી સારભૂત તત્ત્વનું અવલોકન કરીને તેમાંજ રહો અને જીવન્મુક્તપણાથી વ્યવહાર કરવાને સજ્જ થાઓ.[૮] હે રામ ! જે આ સઘળું મ્હેં તમને કહ્યું, હમણાં જે કહું છું અને હવે પછી પણ જે કહીશ તે સઘળું, હું કે જે ત્રિકાળદર્શી છું અને ચિરંજીવી છું તેણે સંપૂર્ણરીતે વિચાર્યું છે અને સંપૂર્ણરીતે પોતાથી અનુભવેલું છે.[૯,૧૦] હે મ્હોટી બુદ્ધિવાળા રામ ! આમ છે એટલામાટે આ નિર્મળ

* આ અઠ્યાશીમા સર્ગમાં વીતહવ્ય મુક્ત થતાં, તેના પ્રાણોનો હૃદયમાંજ લય થયો, તેનું શરીર સૂકાઇ ગયું અને બુદ્ધિ આદિ કળાઓ પોતપોતાનાં કારણોમાં લીન થઈ ગઇ એ કથા કહેવામાં આવશે.

વિચારનું અવલંબન કરીને ઉત્તમજ્ઞાનને મેળવો. કેમકે જ્ઞાનથીજ મુક્તિ મળે છે,[૧૧] જ્ઞાનથીજ નિર્દુઃખપણું પ્રાપ્ત થાય છે, જ્ઞાનથીજ અજ્ઞાનનો ક્ષય થાય છે અને જ્ઞાનથીજ પરમસિદ્ધિ થાય છે. હે રામ ! એ સઘળા લાભો જ્ઞાનવિના બીજા કોઈ સાધનથી મળતા નથી.[૧૨] મ્હોટા મુનિ વીતહવ્યે જ્ઞાનથીજ સઘળી આશાઓને સંપૂર્ણરીતે કાપી નાખીને ચિત્તરૂપી સઘળા પર્વતને કાપી નાખ્યો હતો.[૧૩] "વીતહવ્યે પોતાના હૃદયમાં અનુભવેલા સંકલ્પમય જગતની અંદરના સૂર્યના 'પિંગલ' નામના પાર્ષદે આ જગતની પૃથ્વીની અંદર રહેલા વીતહવ્યના શરીરને બહાર કહાડ્યું એ કેમ સંભવે ? સ્વપ્નની કોદાળીઓથી જાગ્રતની પૃથ્વી ખોદાવી સંભવેજ નહિ." એવી શંકા રાખશો નહિ. કેમકે વીતહવ્યના જીવાત્માએ જે સંકલ્પમય જગતનો અનુભવ કર્યો હતો તે આ જગત હતું કે જે આપણા જોવામાં આવે છે.[૧૪] આપણી આંખ્યોથી જોવામાં આવે એવા જે એ વીતહવ્યમુનિ હતા તે આપણું મનજ હતું. કેમકે આપણું મનજ 'તું અને હું' ઇત્યાદિરૂપે પ્રતીત થાય છે. જે મન છે તેજ આ સઘળું જગત છે માટે તેમાં ભિન્નપણું અને અભિન્નપણું શું હોય ? વાંઝણીઓ જુદી જુદી હોય, તેથી કાંઈ તેઓના પુત્રોમાં ભિન્નતા કે અભિન્નતા થતી નથી.[૧૫] હે રામ ! અવિદ્યા આદિ સઘળા મળોથી, ઇંદ્રિયોરૂપી વિકારોથી, ત્રણે દેહરૂપી ઉપાધિઓથી તથા પ્રિય આદિના સંગોથી રહિત થયેલા, પરમાર્થને પરિપૂર્ણરીતે જાણી ચૂકેલા અને જેના રાગ–દ્વેષ આદિ દોષો ક્ષીણ થઇ ગયા હતા તથા શોક શાંત થઇ ગયો હતો એવા વિવેકી વીતહવ્યમુનિ લાંબાકાળસુધી કરેલા શ્રવણ–મનનાદિના અભ્યાસોથી પોતાના હૃદયમાં અભિમુખ કરી મૂકેલા પોતાના સ્વભાવભૂત નિર્મળ પદનેજ પ્રાપ્ત થયા.[૧૬] **अधिगतपरमार्थः क्षीणरागादिदोषः सकलमलविकारोपाधिसंगाद्यपेतः। चिरमनुसृतमन्तः स्वं स्वभावं विवेकी पदममलमनंतं प्राप्तवान् शांतशोकः ॥ १६ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રકરણનો 'વીતહવ્યવિશ્રાંતિ' નામનો અઠયાશીમો સર્ગ સંપૂર્ણ.**

---

## सर्ग ८९ मो* જ્ઞાનીઓનાં શરીરને પ્રાણીઓ અડચણ કરતાં નથી

**वसिष्ठ उवाच । वीतहव्यवदात्मानं नीत्वा विदितवेद्यताम् ।**
**वीतरागभयोद्वेगस्तिष्ठ राघव सर्वदा ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! તમે પણ વીતહવ્યની પેઠે અંતઃકરણમાં તત્ત્વજ્ઞાન મેળવીને સર્વદા રાગથી, ભયથી અને ઉદ્વેગથી રહિતજ રહો.[૧] જેમ વીતહવ્યે શોકને છોડી દઇને ત્રીસ હજાર વર્ષસુધી સુખથી વિહાર કર્યો હતો તેમ તમે પણ શોકને છોડી દઇને લાંબાકાળસુધી સુખથી વિહાર કરો.[૨] હે મ્હોટી બુદ્ધિવાળા રાજકુમાર ! બીજાપણ મ્હોટી બુદ્ધિવાળા તત્ત્વવેત્તા મુનિઓ જે રીતે રહ્યા હતા તે રીતેજ તમે તમારા દેશમાં રહો.[૩] હે રામ ! આત્મા સર્વમાં રહેલો છતાં પણ કદી સુખ–દુઃખોને વશ થતો નથી માટે વૃથા શોક શામાટે કરો છો ?[૪] આ પૃથ્વીમાં આત્માને જાણનારા ઘણા ઘણા મહાત્માઓ વિહાર કરે છે પણ તેઓ કાંઈ તમારી પેઠે દુઃખને વશ થતા નથી.[૫] હે રામ ! તમે સમતાવાળા થાઓ, મનથી સર્વનો

---

* આ નેવાશીમા સર્ગમાં જ્ઞાનીઓને સિદ્ધિઓની ઇચ્છા નહિ હોવાનું અને જ્ઞાનીઓનાં શરીરોને હિંસકપ્રાણીઓથી અડચણ નહિ થવાનું વર્ણન કરવામાં આવશે.

ત્યાગ કરનારા થાઓ, સ્વસ્થ થાઓ અને સુખી થાઓ. તમે સર્વમાં વ્યાપક છો. તમેજ આત્મા છો. તમને પુનર્જન્મ છેજ નહિ.[૬] જેમ સિંહો મયૂરોને વશ થાય નહિ, તેમ તમારા જેવા જીવન્મુક્ત પુરૂષો કદીપણ હર્ષના કે ક્રોધના વિકારોને વશ થાય નહિ.[૭]

રામચંદ્રજી પૂછે છેઃ—મને આ કથાના પ્રસંગમાંજ એક સંશય ઉત્પન્ન થયો છે. જેમ શરદ્‌ઋતુનો સમય મેઘને ટાળી નાખે છે, તેમ આપ એ મ્હારા સંશયને ટાળી નાખો.[૮] હે આત્મવેત્તાઓમાં ઉત્તમ ! એ સંશય એ છે કે જીવન્મુક્ત થયેલા તત્ત્વવેત્તાઓને આકાશમાં ગતિ કરીશકવા આદિ સિદ્ધિઓ કેમ થતી નથી અને થતી હોય તો કેમ જોવામાં આવતી નથી?[૯]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! આકાશમાં ગમન આદિ જે સિદ્ધિઓ છે તેઓ દેવતાઓને સ્વાભાવિકજ છે એમ પ્રમાણોથી સિદ્ધ થયું છે.[૧૦] જે જે વિચિત્ર ક્રિયાઓનો સમૂહ જોવામાં આવે છે તે ઘણું કરીને તે તે યોનિઓનો સ્વભાવજ છે એમ જણાય છે. જુવો કે આપણે મચ્છરોને આકાશમાં ઉડતાં જોઇએ છીએ તો એ આકાશમાં ઉડવું એ મચ્છરની યોનિનોજ સ્વભાવ છે. આત્મવેત્તાઓને આવી સિદ્ધિઓની ઇચ્છાજ હોતી નથી.[૧૧] હે રામ ! આત્મજ્ઞાનવિનાનો અમુક્ત માણસ પણ મણિ તથા ઔષધ આદિ પદાર્થોની શક્તિથી, મંત્રોની શક્તિથી કે યોગાભ્યાસ આદિ ક્રિયાઓની શક્તિથી આકાશમાં ગતિ કરી શકવા આદિ સિદ્ધિઓને પામ થાય છે. કીડીઓ પણ ગ્રીષ્મઋતુના અંતરૂપ કાળની શક્તિથી પોતાને પાંખો પ્રાપ્ત થતાં, આકાશમાં ઉડી શકે છે.[૧૨] આ પ્રમાણે સિદ્ધિઓ તુચ્છ પદાર્થજ છે માટે તેઓની ઇચ્છા આત્મજ્ઞાનીને થવી સંભવેજ નહિ. આત્મજ્ઞાની પુરૂષ પોતાને બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત થયેલું હોવાનેલીધે પોતાથી પોતામાંજ તૃપ્ત હોય છે માટે તે પુરૂષ અવિદ્યાકલ્પિત સિદ્ધિઓરૂપી તુચ્છફળોને ઈચ્છેજ નહિ અને અનુસરેજ નહિ.[૧૩] જગતસંબંધી જે જે પદાર્થો છે તે સઘળા પદાર્થો અવિદ્યામયજ છે માટે જેણે અવિદ્યા છોડી દીધેલી હોય છે એવો આત્મવેત્તા પુરૂષ એ પદાર્થોમાં કેમજ આસક્ત થાય ?[૧૪] જેઓ અવિદ્યાને પણ સુખરૂપ ગણી મંત્ર આદિ સાધનોની યુક્તિઓથી તેનું સંપાદન કરે છે તેઓ અજ્ઞાનીઓજ હોય છે. આત્મવેત્તા પુરૂષો કદી પણ એવા અજ્ઞાની હોતા નથી.[૧૫] જ્ઞાની હોય કે અજ્ઞાની હોય પણ જે પુરૂષ ઔષધ આદિ પદાર્થોથી કે યોગાભ્યાસ આદિ ક્રિયાઓથી અનુક્રમે લાંબાકાળસુધી યત્ન કરે, તેને આકાશમાં ગમન કરવાની શક્તિ આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય એમાં સંશય નથી.[૧૬] પરંતુ જ્ઞાની પુરૂષ તો સર્વ જગતથી ન્યારો થયેલો, તૃષ્ણાઓવિનાનો અને પોતામાંજ સંતોષ પામેલો હોય છે માટે સિદ્ધિઓનેવાસ્તે યત્ન કરતો નથી અને સિદ્ધિઓની ઇચ્છા પણ કરતો નથી.[૧૭] જ્ઞાની પુરૂષને આકાશમાં જવાનું પણ પ્રયોજન હોતું નથી, બીજી સિદ્ધિઓનું પણ પ્રયોજન હોતું નથી, ભોગોનું પણ પ્રયોજન હોતું નથી, નિગ્રહ તથા અનુગ્રહ કરવાના સામર્થ્યનું પણ પ્રયોજન હોતું નથી, માનનું પણ પ્રયોજન હોતું નથી, આશાનું પણ પ્રયોજન હોતું નથી, મરણનું પણ પ્રયોજન હોતું નથી અને જીવવાનું પણ પ્રયોજન હોતું નથી.[૧૮] સર્વદા તૃપ્ત રહેનારો, શાંતમનવાળો, રાગથી તથા વાસનાઓથી રહિત થયેલો અને આકાશની પેઠે નિર્લેપ રહેનારો જ્ઞાની પુરૂષ તો સ્વરૂપમાંજ રહે છે.[૧૯] કોઇ સુખ કે દુઃખ અચાનક આવી પડે અથવા જીવન થાય કે મરણ થાય તોપણ તત્ત્વવેત્તા પુરૂષ પોતાની સ્વાભાવિક તૃપ્તિને કદી

પણ છોડતો નથી.[૨૦] જેમ નદીઓના પ્રવાહોથી પ્રાપ્ત થયેલી ખડ તથા કાષ્ઠ આદિ વસ્તુઓથી સમુદ્ર કાંઇ હર્ષ–શોકને પ્રાપ્ત થતો નથી, તેમ પ્રારબ્ધના ક્રમથી પ્રાપ્ત થયેલી અનુકૂળ કે પ્રતિકૂળ વસ્તુઓથી જ્ઞાની પુરૂષ કાંઈ હર્ષ–શોકને પ્રાપ્ત થતો નથી. જ્ઞાની પુરૂષ તો અખંડાકાર વૃત્તિરૂપી ચંદનથી આત્માનુંજ પૂજન કર્યા કરે છે.[૨૧] તત્ત્વવેત્તા પુરૂષને કોઈ ક્રિયા કરવાનું પણ પ્રયોજન હોતું નથી, ક્રિયા ન કરવાનું પણ પ્રયોજન હોતું નથી અને તે પુરૂષને સર્વ પદાર્થોમાં કોઈ પ્રકારના પ્રયોજનની અપેક્ષા હોતીજ નથી.[૨૨] જે પુરૂષને આત્મજ્ઞાનનો લેશ પણ ન હોય તે પુરૂષ પણ જો સિદ્ધિઓને ઇચ્છે તો સિદ્ધિઓ આપનારા પદાર્થોની ગોઠવણો કરવાથી અનુક્રમે સિદ્ધિઓને મેળવી શકે છે.[૨૩] 'મણિ–મંત્ર આદિની આવી યુક્તિ ગોઠવવાથી આવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે' એવા પ્રકારનો જે નિયમનો ક્રમ છે તે ક્રમ સદાશિવ આદિ મ્હોટા દેવતાઓથી પણ વ્યર્થ કરી શકાતો નથી.[૨૪] જેમ ચંદ્ર શીતળપણાને છોડતોજ નથી, તેમ મણિ–મંત્ર આદિ તે તે વસ્તુઓમાં બીજા કોઇથી પ્રાપ્ત થયેલો નહિ પણ સ્વાભાવિકરીતે રહેલો સિદ્ધિઓ આપવાનો ચમત્કાર કદી પણ પોતાના નિયમને છોડતો નથી.[૨૫] સર્વજ્ઞ હોય, બહુ જાણનાર હોય, વિષ્ણુ હોય કે સદાશિવ હોય તોપણ તે તે પદાર્થોના સ્વભાવસિદ્ધ નિયમને બદલાવી નાખવાને કોઇથી પણ સમર્થ થવાતું નથી.[૨૬] હે રામ! આકાશમાં ચાલી શકવા આદિ જે સિદ્ધિઓ છે તેઓ ઔષધ આદિ દ્રવ્યોના, કાળોના, ક્રિયાઓના તથા મંત્રોના પ્રયોગોની સ્વાભાવિક શક્તિઓ છે.[૨૭] જેમ ઝેરો સ્વાભાવિકરીતે મારીજ નાખે છે, મદ્યો સ્વાભાવિકરીતે મદનેજ ઉત્પન્ન કરે છે અને અથાણાંઓનો રસ તથા મીઢાળો સ્વાભાવિકરીતે વમનજ કરાવે છે, તેમ કુશળ પુરૂષોએ યુક્તિઓથી ગોઠવેલા દ્રવ્યોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમો સ્વાભાવિકરીતે તે તે સિદ્ધિઓને અવશ્ય આપે છે.[૨૮,૨૯] હે રામ! આત્મજ્ઞાન કે જે એ દ્રવ્યોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમરૂપ અવિદ્યાના વિષયથી અલગ છે અને અવિદ્યાનો બાધ કરનારૂં છે તે, એ આકાશમાં જવાની શક્તિ આદિ સિદ્ધિઓને આપનાર પણ નથી અને તે સિદ્ધિઓને ટાળી નાખનાર પણ નથી.[૩૦] દ્રવ્ય, દેશ, કાળ કે યુક્તિ એઓ માંહેનું કોઇપણ પરમાત્માની પદવીની પ્રાપ્તિમાં કાંઈપણ સહાય કરી શકતું નથી.[૩૧] જે પુરૂષને કોઈ પ્રકારની ઇચ્છા હોય તે પુરૂષજ સિદ્ધિને મેળવવાને યત્ન કરે છે પણ આત્મજ્ઞાની તો પૂર્ણજ હોય છે માટે તેને કોઈ પદાર્થમાં ક્યાંય પણ ઇચ્છાજ હોતી નથી કે જે ઇચ્છાથી સિદ્ધિનું સંપાદન કરવાને યત્ન કરે.[૩૨] આત્માના લાભનો ઉદય, સઘળી ઇચ્છાઓના જાળની અત્યંત શાંતિ થાય ત્યારેજ થાય છે માટે આત્મજ્ઞાની પુરૂષને તે લાભથી વિરૂદ્ધ ઇચ્છા કેમ થાય અને શામાટે થાય? તત્ત્વવેત્તા પુરૂષ પોતે ઇચ્છાવિનાનો છતાં પણ જો કૌતુકથી સિદ્ધિઓ મેળવવાને યત્ન કરે તો તેને પણ સિદ્ધિઓ અવશ્ય પ્રાપ્ત થાય છે.[૩૩] કેમ કે જે પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થાય તે પ્રકારને અનુસરતો યત્ન કરવાથી અજ્ઞાનીને અને જ્ઞાનીને પણ સમયસર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.[૩૪] વીતહવ્યમુનિને કેવળ જ્ઞાનનીજ ઇચ્છા હતી તેથી તેણે સિદ્ધિઓનેવાસ્તે કાંઈ યત્ન કર્યોજ ન હતો પણ જ્ઞાનના અભ્યાસનેવાસ્તેજ વનમાં યત્ન કર્યો હતો કે જે યત્નનું વર્ણન મ્હેં તમને કહી સંભળાવ્યું છે.[૩૫] આ પ્રમાણે કાળોની, ક્રિયાઓની, કર્મોની અને દ્રવ્યોની ગોઠવણોના સ્વભાવોથી થનારી સિદ્ધિઓ, જો તે ગોઠવણો અનુક્રમથી

યોગ્યરીતે કરવામાં આવે તો ધાર્યાપ્રમાણે અવશ્ય સિદ્ધ થાય છે.[36] જેણે જેણે 'સિદ્ધિઓ' એ નામવાળી ફળોની પંક્તિઓ મેળવી છે તેણે તેણે તે ફળોની પંક્તિઓ પોતાના પ્રયત્નરૂપ વૃક્ષમાંથી મેળવી છે.[37] હે રામ! નિરંતર તૃપ્ત રહેનારા, આત્માનુંજ અનુસંધાન કરનારા અને પરમ પ્રેમના સ્થાનકરૂપ આત્મસુખને પામેલા મહાત્મા તત્ત્વવેત્તાઓને સિદ્ધિઓ કાંઈ પણ ઉપયોગી લાગતી નથી.[38]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! ગુફામાં રહેલા વીતહવ્યના એ શરીરને સિંહ આદિ હિંસક પ્રાણીઓ કેમ ખાઈ ગયા નહિ અને તે શરીર ધરતીના ગર્ભમાં સડી પણ કેમ ગયું નહિ? વનમાં ગયેલા એ વીતહવ્યમુનિ તુરતજ વિદેહમુક્તિને ન પામ્યા પણ પાછો એ શરીરથી કેટલોક વિહાર કર્યા પછી વિદેહમુક્તિને પામ્યા તેનું કારણ શું? હે મુનિ! મ્હારા મનમાં એ સંશયો છે તેઓનું યથાર્થ સમાધાન કરો.[39-40]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! જે જીવાત્મા વાસનારૂપી મેલા દોરાથી અત્યંત વીંટાયેલો હોય તે જીવાત્માજ આ સંસારમાં સુખ–દુઃખોની દશાઓરૂપી બળતરાને ભોગવે છે.[41] જે જીવાત્મા વાસનાઓથી રહિત અને શુદ્ધ ચૈતન્યમાત્ર થયેલ હોય તેનું શરીર જેમ હોય તેમનું તેમ રહે છે. એ શરીરનું છેદન–ભેદન કરવામાં કોઇપણ સમર્થ થતા નથી.[42] હે રામ! યોગીનું શરીર ઘણાં ઘણાં વર્ષો વીતી જતાં પણ છેદન–ભેદન આદિ ક્રિયાઓથી સંબંધ પામતું નથી, એ વિષયમાં એક બીજીપણ ઉપપત્તિ કહું છું તે સાંભળો.[43] ચિત્ત જ્યારે જ્યારે જે જે પદાર્થમાં પડે છે ત્યારે ત્યારે તુરત તે તે પદાર્થમય થઈ જાય છે એ નિયમ છે.[44] જુવો કે આપણું ચિત્ત જ્યારે આપણા કોઈ શત્રુને દેખે છે ત્યારે જાણે તે શત્રુના હૃદયમાં રહેલા દ્વેષના પ્રતિબિંબવાળું થયું હોય તેમ દ્વેષરૂપી વિકારને પ્રાપ્ત થાય છે અને જ્યારે આપણા કોઈ મિત્રને દેખે છે ત્યારે જાણે તે મિત્રના હૃદયમાં રહેલી પ્રીતિના પ્રતિબિંબવાળું થયું હોય તેમ પ્રીતિરૂપી વિકારને પ્રાપ્ત થાય છે, એ વાત આપણે સઘળાઓએ અનુભવેલી છે.[45] ઝાડ, પર્વત અને પરિચર્યાવિનાનો પરદેશી માણસ એઓ આપણી ઉપર રાગ–દ્વેષથી રહિત હોય છે તો એઓને જોઇને આપણું ચિત્ત પણ રાગ–દ્વેષથી રહિતજ રહે છે એ વાત પણ આપણે સઘળાઓએ અનુભવેલી છે.[46] ખાવા–પીવાના કામના જે જડ પદાર્થો છે તેઓના ગુણ–દોષોનાં પ્રતિબિંબો પણ આપણા ચિત્તમાં પડે છે. જુવો કે મીઠો પદાર્થ જોવામાં આવતાં આપણું મન તેને માટે ચપળતાનું ગ્રહણ કરે છે, રસવિનાનો પદાર્થ જોવામાં આવતાં આપણું મન તેના ઉપર સ્પૃહાવિનાનું થાય છે અને કડવો પદાર્થ જોવામાં આવતાં આપણું મન વિરસ થઇ જાય છે.[47] આ રીતેજ યોગીનું શરીર કે જે રાગ–દ્વેષવિનાના જીવના વિલાસવાળું હોય છે તેના ઉપર જ્યારે હિંસકપ્રાણીઓનું ચિત્ત પડે છે ત્યારે તે ચિત્ત પણ તુરતજ રાગ–દ્વેષથી રહિત થઈ જાય છે માટે હિંસકપ્રાણીઓ યોગીના શરીરને કાંઈ અડચણ કરતાં નથી.[48] જેમ એક રાજાનો બ્હારવટીઓ માર્ગમાં બીજા રાજાનું ગામ જોવામાં આવતાં, તેના છેદન–ભેદનમાં પ્રવર્તતો નથી, તેમ સિંહ આદિ હિંસકપ્રાણી માર્ગમાં રાગ–દ્વેષવિનાનો મુક્ત યોગી જોવામાં આવતાં, તેના છેદન–ભેદનમાં પ્રવર્તતો નથી.[49] એજ પ્રાણી, યોગીના શરીરથી દૂર જઇને પાછો હિંસકપણાને પ્રાપ્ત થાય છે. કેમ કે જેવા જેવા પ્રકારનો પદાર્થ જોવામાં

આવે તેવા તેવા પ્રકારનું ચિત્ત થઈ જાય છે એમાં સંશયજ નથી.[૫૦] હે રામ ! ન્હાર, દીપડા, સિંહ, કીડા અને સર્પ આદિ જે જે હિંસકપ્રાણીઓ છે તેઓએ રાગ–દ્વેષવિનાના વીતહવ્યના શરીરને જોઈ, પોતે પણ રાગ–દ્વેષથી રહિત થઈ જવાનેલીધે ગુફામાં રહેલા વીતહવ્યના શરીરને છેદી નાખ્યું ન હતું.[૫૧] હવે 'ધરતીના ગર્ભમાં રહ્યા છતાં વીતહવ્યનું શરીર કેમ સડી ગયું નહિ' એ તમારા બીજા પ્રશ્નનો ઉત્તર આપું છું તે સાંભળો. આત્મરૂપ અનુભવ, સત્તાસામાન્યરૂપે કાષ્ઠ, ઢેફાં તથા પથરા આદિ સર્વે જડ પદાર્થોમાં પણ રહેલો છે પણ મુંગાના તથા બાળકના જ્ઞાનની પેઠે નિર્વિકારપણાથી રહેલો છે.[૫૨] જેમ સૂર્યનું પ્રતિબિંબ સઘળા પદાર્થોમાં પડે છે પણ કેવળ જળ આદિ પદાર્થોમાંજ ચંચળ, મપાયેલું અને ચકચકિત દેખાય છે, તેમ આત્મારૂપ અનુભવ સર્વે પદાર્થોમાં રહેલો છે પણ કેવળ લિંગશરીરોમાંજ ચંચળ, મપાયેલો અને ચકચકિત દેખાય છે.[૫૩] વીતહવ્યનું લિંગશરીર તત્ત્વબોધથી અને સમાધિથી ઉચ્છિન્નજેવું થઇ જતાં, તેના સ્થૂળશરીરમાં રહેલો આત્મારૂપ અનુભવ પૃથ્વીમાં, જળમાં, વાયુમાં તથા અગ્નિમાં રહેલા આત્મારૂપ અનુભવજેવો નિર્વિકાર થઈ ગયો હતો તેથી વીતહવ્યનું શરીર પૃથ્વીના તથા જળ આદિના સંયોગથી સડી ગયું ન હતું.[૫૪] હે રામ ! આ વિષયમાં એક બીજી પણ ઉપપત્તિ કહું છું તે સાંભળો. જે ચલનરૂપ વિકાર છે તે નાશનું કારણ છે. એ વિકાર ચિત્તથી થાય છે અથવા વાયુથી થાય છે એમ વ્યવહારમાં પ્રસિદ્ધ છે.[૫૫] પ્રાણવાયુઓ જે પોતપોતાની ક્રિયાઓ કરે છે તે એઓનું ચલન છે. વીતહવ્યના શરીરમાં યોગધારણાથી પ્રાણવાયુઓનું ચલન શાંત થઈ જતાં, તે પ્રાણવાયુઓ પથરાજેવા દૃઢ થઈ ગયા હતા તેથી વીતહવ્યનું શરીર નષ્ટ થયાવિનાનું રહ્યું હતું.[૫૬] જેના હાથપગ આદિ બહારના તથા પ્રાણ આદિ અંદરના ભાગોસહિત દેહમાં ચિત્તથી થતો તથા વાયુથી થતો ચલનરૂપી વિકાર ન હોય તેના દેહથી વૃદ્ધિ આદિ તથા ક્ષય આદિ વિકારો દૂરજ રહે છે.[૫૭] હે તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ રામ ! દેહના બહારના તથા અંદરના ભાગોમાં ચલન શાંત થઈ જાય ત્યારે તે દેહમાં ત્વચા આદિ ધાતુઓ કદીપણ પોતાની પૂર્વસ્થિતિને છોડતી નથી.[૫૮] ચિત્તથી થતું તથા વાયુથી થતું દેહનું ચલન બંધ પડી જતાં, સ્તબ્ધ થઇ ગયેલી ત્વચા આદિ ધાતુઓ મેરૂપર્વતના જેવી સ્થિરતાને અને દૃઢતાને પ્રાપ્ત થાય છે.[૫૯] લોકમાં આપણા જોવામાં પણ આવે છે કે પ્રાણાયામ આદિથી ધીરપુરૂષોનાં શરીરોનું ચલન શાંત થઈ જાય છે ત્યારે તેઓનાં અંગો કાષ્ઠોના જેવાં દૃઢ તથા શબનાં અંગોજેવાં સ્થિર થઈ જાય છે.[૬૦] હે રામ ! આ કારણનેલીધે યોગીઓનાં શરીરો હજારો વર્ષસુધી વાદળાંઓની પેઠે જળના સંબંધમાં રહેતાં છતાં પણ સડી જતાં નથી અને પૃથ્વીની અંદર રહેલી શિલાઓની પેઠે પૃથ્વીના સંબંધમાં રહેતાં છતાં પણ વીંખાઈ જતાં નથી.[૬૧] હવે 'બ્રહ્મવિદ્યાના ઉપાયો જાણનારાઓમાં ઉત્તમ અને તત્ત્વવેત્તા વીતહવ્યમુનિ તે સમયેજ દેહનો ત્યાગ કરીને વિદેહમુક્ત કેમ ન થયા' એ તમારા ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપું છું તે સાંભળો.[૬૨] રાગથી રહિત થયેલા, બ્રહ્મને પરિપૂર્ણરીતે જાણી ચૂકેલા અને જેઓનું દેહાભિમાન ત્રુટી ગયું હોય એવા જે જે મહાત્માઓ હોય છે તેઓ સઘળા પોતાના દેહમાં સ્વતંત્રજ રહે છે.[૬૩] એ મહાત્માઓનો જીવાત્મા જ્યારે અવશેષ રહેલાં પ્રારબ્ધને ભોગવવાનેમાટે પ્રવૃત્ત થાય છે ત્યારે, જીવ-

ન્મુક્ત થયાથી પહેલાં કે પછી કરવામાં આવેલાં કર્મો અથવા વાસના અથવા ઈશ્વર એઓ કોઈ પણ તેને અટકાવવાને સમર્થ થતાં નથી.[૬૪] હે રામ! આમ છે એટલામાટે તત્ત્વવેત્તાઓનો જીવાત્મા પ્રારબ્ધના અવશેષ રહેલા ભોગોને જ્યારે અકસ્માત્ ભોગવવા ધારે છે ત્યારે જે જે ઇચ્છે તે તે તુરત કરી શકે છે.[૬૫] વીતહવ્યના જીવાત્માએ કાકતાલીયની રીતિથી તે સમયે જીવવાનુંજ ધાર્યું હતું તેથી તેણે જીવનનેજ તુરત દૃઢ કરી લીધું હતું.[૬૬] જ્યારે પ્રારબ્ધના ભોગ પૂરા થઈ રહેતાં, તેના જીવાત્માએ વિદેહમુક્તિની ભાવના કરી ત્યારે તે જીવાત્મા વિદેહમુક્ત થઈ ગયો; કેમ કે તેની સ્થિતિ સ્વતંત્ર હતી.[૬૭] વાસનાઓથી તથા પાશોથી રહિત થયેલો અને વાસ્તવિક આત્મસ્વભાવથી પ્રકાશિત થયેલો જીવાત્મા જે જે ઇચ્છે છે તે તે ક્ષણમાત્રમાં થાય છે; કેમ કે એ જીવાત્મા પોતે સર્વ શક્તિઓથી સંપન્ન પરમાત્માજ થયેલો હોયછે.[૬૮]

**विगतवासनमाशु विपाशतामुपगतं मन आत्मतयोदितम् ।**
**यदभिवाञ्छति तद्भवति क्षणात्सकलशक्तिमयो हि महेश्वरः ॥ ६८ ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રકરણનો 'સદ્વિલાસવિચારયોગોપદેશ' નામનો નેવાશીમો સર્ગ સંપૂર્ણ.**

## सर्ग ९० मो* સરૂપ અને અરૂપ ચિત્તનાશ

**वसिष्ठ उवाच । यदा ह्यस्तंगतप्रायं जातं चित्तं विचारतः ।**
**तदा हि वीतहव्यस्य जाता मैत्र्यादयोगुणाः ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! જ્યારે વિચારથી ચિત્ત અંતર્હિત થઇ ગયું ત્યારે વીતહવ્યમુનિને મૈત્રી આદિ ગુણો પ્રાપ્ત થયા હતા.[૧]

રામચંદ્રજી પૂછે છેઃ–હે મહારાજ! વિચારના ઉદયથી ચિત્તનું સ્વરૂપ અંતર્હિત થઇ ગયા પછી વીતહવ્યમુનિને મૈત્રી આદિ ગુણો પ્રાપ્ત થયા હતા, એ તે આપે શું કહ્યું?[૨] હે વક્તાઓમાં ઉત્તમ! ચિત્ત બ્રહ્મમાં અસ્ત પામ્યા પછી મૈત્રી આદિ ગુણો કોને થાય છે અને તેઓ શામાં સ્ફુરે છે? એ મને કહો. એ ગુણો બાધિત થયેલા ચિત્તને થાય છે કે અધિષ્ઠાનને થાય છે અને જીવમાં સ્ફુરે છે કે પરમાત્મામાં સ્ફુરે છે? ઝાંઝવાનાં પાણીની નદી બાધિત થયા પછી શીતળપણા આદિ ગુણો એ નદીને થવા પણ સંભવતા નથી અને નિર્જળ ભૂમિને પણ થવા સંભવતા નથી. એ ગુણોનું જેમાં સ્ફુરણ થાય એવું પણ કાંઈ સંભવતું નથી.[૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ! એક સરૂપ અને બીજો અરૂપ એવીરીતે ચિત્તનો નાશ બે પ્રકારનો છે. જીવન્મુક્તિથી ચિત્તનો જે નાશ થાય છે તે સરૂપ (ચિત્તના કાંઇક પ્રતિભાસવાળો) થાય છે અને વિદેહમુક્તિથી ચિત્તનો જે નાશ થાય છે તે અરૂપ (ચિત્તના લેશમાત્ર પ્રતિભાસથી રહિત) થાય છે.[૪] આ સંસારમાં ચિત્તનું વિદ્યમાનપણું દુઃખ આપનારૂંજ થાય છે અને ચિત્તનો નાશ સુખ આપનારો થાય છે. ચિત્તના વિદ્યમાનપણાનો ક્ષય કરીને ચિત્તનો નાશ કરી નાખવો જોઇએ.[૫] જે ચિત્ત અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી વાસનાઓનાં જાળોથી વ્યાપ્ત હોવાનેલીધે પુનર્જન્મનું કારણ થઈ પડે એવું હોય તે ચિત્તને વિદ્યમાન સમજો. એ વિદ્યમાન ચિત્ત કેવળ દુઃખદાયીજ છે.[૬] અનાદિ કાળના અધ્યાસથી પ્રાપ્ત થયેલા દેહાદિના ધર્મોને જે ચિત્ત 'મ્હારા છે'

* આ નેવુમા સર્ગમાં સરૂપ અને અરૂપ એવીરીતે ચિત્તનો બે પ્રકારનો નાશ કહેવામાં આવશે.

એમ માની લે તે ચિત્તને વિદ્યમાન સમજવું. વિદ્યમાનપણાવાળું ચિત્તજ અજ્ઞાની, દુઃખિત અને જીવ કહેવાય છે.[૭] જ્યાંસુધી ચિત્ત વિદ્યમાન હોય ત્યાંસુધી દુઃખનો ક્ષય ક્યાંથીજ થાય. ચિત્ત અસ્ત પામે ત્યારેજ સંસાર અસ્ત પામે છે.[૮] અજ્ઞાની પુરૂષનું ચિત્ત વાસનાઓનાં જાળોથી અત્યંત દૃઢતાને પ્રાપ્ત થયેલું હોવાનેલીધે ખસેડી શકાય એવું હોતું નથી માટે તે ચિત્ત દુઃખરૂપી વૃક્ષોના મૂળરૂપ છે. એ વિદ્યમાન ચિત્ત દુઃખરૂપી વૃક્ષોના ઘણા ઘણા અંકુરોને ઉત્પન્ન કરે છે.[૯]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! કોના ચિત્તને નષ્ટ થયેલું નહિ સમજવું, નષ્ટ થયેલું ચિત્ત કેવું હોય છે, ચિત્તનો નાશ કેવા પ્રકારનો થાય છે અને ચિત્તની સ્થિતિ શાથી રહે છે?[૧૦]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! હે પૂછી જાણનારાઓમાં ઉત્તમ ! ચિત્તની સ્થિતિ અજ્ઞાનથી થતી વાસનાઓનાં જાળોથી રહે છે એ હું કહી ચૂક્યો છું. હવે ચિત્તના નાશવિષે કહું છું તે સાંભળો.[૧૧] જેમ પર્વતને નિઃશ્વાસો ચલિત કરી શકતા નથી, તેમ જે ધીરપુરૂષને સુખ–દુઃખોની દશાઓ આત્માના અનુસંધાનમાંથી ચલિત કરી શકે નહિ તેના ચિત્તને નષ્ટ થઈ ગયેલું સમજવું.[૧૨] 'આ સાત વેંતનો દેહ હું છું અને દેહથી ન્યારૂં જે સર્વ છે તે હું નથી ' એવીરીતની ભાવના જે પુરૂષને નીચ ન કરી નાખે તેનું ચિત્ત નષ્ટ થઇ ગયેલું કહેવાય છે.[૧૩] આપદા, કંગાલપણું, ઉત્સાહ, મદ, માંદાપણું અને મહોત્સવ એઓ જેના મુખના વર્ણને દબાવી શકે નહિ તેના ચિત્તને નષ્ટ થયેલું સમજવું.[૧૪] હે રામ ! ચિત્તનો નાશ આવાપ્રકારનો સમજવો. આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે ચિત્ત નષ્ટ થયેલું કહેવાય છે. જીવન્મુક્ત પુરૂષને ચિત્તના નાશની દશા આવાપ્રકારની હોય છે.[૧૫] દૃશ્ય પદાર્થોને ભ્રાંતિથી સાચા સમજીને તેઓનું મનન કરવામાં આવે છે એજ મૂઢતા છે એમ સમજો. એ મૂઢતા જ્યારે નષ્ટ થઈ જાય ત્યારે ' ચિત્તનાશ ' એ નામ ધરાવનારો ઉત્તમ સ્વભાવ ઉદય પામે છે.[૧૬] હે રામ ! આવા પ્રકારનો ચિત્તનાશ કે જે જીવન્મુક્ત પુરૂષોના સ્વભાવરૂપ હોય છે તેનેજ કેટલાએક પુરૂષો 'ચિત્ત' એ નામ આપે છે.[૧૭] આવા સ્વભાવવાળું જીવન્મુક્તનું ચિત્ત મૈત્રી આદિ ગુણોથી યુકત થાય છે, ઉત્તમ વાસનાવાળું થાય છે અને પુનર્જન્મના સંબંધથી રહિત થાય છે.[૧૮] જેથી પુનર્જન્મ ન થાય એવી ઉત્તમ વાસનાવાળું જીવન્મુક્તનું ચિત્ત 'સત્વ' એ નામથી કહેવામાં આવે છે.[૧૯] યથાર્થ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનેલીધે દેહાદિના અભિમાનથી રહિત થયેલું ચિત્ત વ્યવહારમાં પ્રતિભાસમાત્રરૂપે અનુભવમાં આવે એ, ચિત્તનો સરૂપ નાશ થયો કહેવાય છે અને તે જીવન્મુક્તને હોય છે.[૨૦] જીવન્મુક્તના આવીરીતે સરૂપ નાશને પ્રાપ્ત થયેલા ચિત્તમાં, જેમ ચંદ્રમાં સ્વચ્છ દીપ્તિઓ રહે છે, તેમ સ્વચ્છ મૈત્રી આદિ સંપત્તિઓ સર્વદા સર્વપ્રકારથી રહે છે.[૨૧] જેમ વસંતમાં મંજરીઓ દીપી નીકળે છે, તેમ જીવન્મુક્તના ' સત્વ ' એ નામ ધરાવનારા ચિત્તરૂપી હિમાલયમાં મૈત્રી આદિ ગુણોની સંપત્તિઓ દીપી નીકળે છે.[૨૨] હે રામ ! મ્હેં જે ચિત્તનો અરૂપ નાશ કહ્યો એ તો વિદેહમુક્તનેજ થાય છે. કારણ કે વિદેહમુક્તનું ચિત્ત અત્યંત નષ્ટ થવાથી પ્રતિભાસરૂપે પણ રહેતું નથી.[૨૩] જીવન્મુક્તિના સમયમાં મૈત્રી આદિ સઘળા ઉત્તમ ગુણોથી યુક્ત રહેનારૂં ચિત્ત, જ્યારે અત્યંત પવિત્રપદરૂપ નિર્મળ વિદેહમુક્તિ પ્રાપ્ત થાય ત્યારે અત્યંત નષ્ટ થઈ જાય છે.[૨૪] વિદેહમુક્તિમાં જે ' અરૂપ ' નામનો ચિત્તનો નાશ થાય છે તેમાં ચિત્તનો લેશમાત્ર ભાગ પણ અવશેષ રહેતો નથી.[૨૫] વિદેહમુક્તિમાં ગુણો પણ

રહેતા નથી, દુર્ગુણો પણ રહેતા નથી, લક્ષ્મી પણ રહેતી નથી, અલક્ષ્મી પણ રહેતી નથી, ચપળતા પણ રહેતી નથી, ઉદય પણ રહેતો નથી, અસ્ત પણ રહેતો નથી, હર્ષ પણ રહેતો નથી, ક્રોધ પણ રહેતો નથી,[૨૬] અંધારૂં રહેતું નથી, અજવાળું રહેતું નથી, સાયંકાળ રહેતો નથી, દિવસ રહેતો નથી, રાત્રિ રહેતી નથી, દિશાઓ રહેતી નથી, આકાશ રહેતું નથી, પાતાળ રહેતું નથી, અનર્થો રહેતા નથી,[૨૭] વાસના રહેતી નથી, રચના રહેતી નથી, તૃષ્ણા રહેતી નથી, વૈરાગ્ય રહેતું નથી, આસક્તિ રહેતી નથી, પ્રિય પણ રહેતું નથી અને અપ્રિય પણ રહતું નથી. એ વિદેહમુક્તિરૂપ પદ કોઈ પણ કર્માદિથી પ્રાપ્ત થતું નથી.[૨૮] એ પદ જીવન્મુક્ત લોકોને પ્રારબ્ધના ક્ષયના અંતેજ પ્રાપ્ત થાય છે. જો શરદ્ઋતુનું સ્વચ્છ આકાશ અંધકારથી પણ રહિત હોય, તેજથી પણ રહિત હોય, તારાઓથી પણ રહિત હોય, ચંદ્રથી પણ રહિત હોય, સૂર્યથી પણ રહિત હોય, વાયુથી પણ રહિત હોય, સંધ્યાથી પણ રહિત હોય, રજથી પણ રહિત હોય અને કોઈ જાતના ઝબકારાથી પણ રહિત હોય તો, તેની ઉપમા વિદેહમુક્તિના પદને આપી શકાય.[૨૯] જેમ પવનોનું મ્હોટું સ્થાનક આકાશ છે, તેમ સંસારના, આડંબરના તથા બુદ્ધિના પારને પામેલા તત્ત્વવેત્તાઓનું એ 'વિદેહમુક્તિ' નામનું પદ મ્હોટું સ્થાનક છે.[૩૦] એ પદ કે જે દુઃખોથી અત્યંત રહિત છે, અજડ છતાં પણ ક્રિયાઓથી રહિત છે, આનંદરૂપ છે અને રજોગુણથી, તમોગુણથી તથા સત્વગુણથી પણ રહિત છે તેમાંચિત્તના લેશથી પણ અત્યંત રહિત થયેલા અને બ્રહ્માત્મકપણાને પામેલા મહાત્મા વિદેહમુક્ત પુરૂષોજ વસે છે.[૩૧] **संशांतदुःखमजडात्मकमेव सुप्तमानंदमंथरमपेतरजस्तमो यत् । आकाशकोशतनवो तनवो महांतस्तस्मिन्पदे गलितचित्तलवा वसंति ॥ ३१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦ 'ચિત્તવિચારયોગોપદેશ' નામનો નેવુમો સર્ગ સંપૂર્ણ.૯૦**

---

# सर्ग ९१ मो*

## શરીરનું બીજ ચિત્ત અને ચિત્તનું બીજ પ્રાણચલન તથા વાસના છે

**राम उवाच । परमाकाशकोशाद्रिरूढलोकांतरद्रुमम् ।**
**तारकापुष्पशबलं देवासुरविहंगमम् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ—હે વક્તાઓમાં ઉત્તમ ! આ જગતરૂપી વન કે જેમાં બ્રહ્મરૂપી આકાશમાં રહેલા માયારૂપી પહાડમાં વિચિત્ર ભુવનોરૂપી વૃક્ષો ઉગેલાં છે, તારાઓરૂપી વિચિત્ર કળીઓ શોભી રહી છે, દેવતાઓ તથા દૈત્યોરૂપી પક્ષિઓ ઉડયા કરે છે,[૧] વિજળીઓરૂપી મંજરીઓવાળી દિશાઓરૂપી શાખાઓમાં વિચિત્ર વર્ણોવાળાં વાદળાંઓરૂપી પાંદડાંઓ જામી રહ્યાં છે, સઘળી ઋતુઓમાં રમણીય લાગે એવાં ચંદ્ર, સૂર્ય તથા ગ્રહોરૂપી મ્હોટાં પુષ્પો ખીલી રહ્યાં છે.[૨] સાત સમુદ્રોરૂપી વાવો દીપી રહી છે, સેંકડો નદીઓ લોકોનાં મનોનું આકર્ષણ કર્યા કરે છે. અને ચૌદે લોકમાં રહેનારાં અનંત પ્રાણીઓ પોતપોતાની જીવિકાઓને મેળવ્યા કરે છે,[૩] તે વનને વાસનાઓરૂપી ગુંચળાંઓથી ઘેરી લઈને ભરપૂરપણાથી રહેલી,

---

* આ એકાણુમા સર્ગમાં જીવોની તે તે યોનિમાં જે ગતિ થાય છે તેનું બીજ શરીર છે, શરીરનું બીજ ચિત્ત છે, અને ચિત્તનાં, પ્રાણનું ચલન તથા વાસના એ બે બીજ છે એમ કહેવામાં આવશે.

વિસ્તીર્ણ આકારવાળી, જરા તથા મરણરૂપી ગાંઠોવાળી, સુખ–દુઃખોરૂપી ફળોની પંક્તિઓ-વાળી, અત્યંત દૃઢ મૂળોવાળી અને મોહરૂપી જળથી સીંચાયા કરતી આ સંસૃતિ ( જીવોની તે તે યોનિઓમાં ગતિ ) રૂપી ધ્રાખની લતાનું બીજ કોણ છે ? તે બીજનું બીજ કોણ છે ? તે બીજના બીજનું બીજ કોણ છે ? અને તે બીજના બીજના બીજનું બીજ કોણ છે ?[૪-૬] હે મહારાજ ! ફરીપણ બોધની વૃદ્ધિનેમાટે અને જ્ઞાનના સારભૂત બ્રહ્મપણાની સિદ્ધિનેમાટે આ સઘળું, સંક્ષેપથી મને કહો.[૭]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! જેની અંદરના લિંગદેહમાં અનંત વિચિત્ર કાર્યો કરનારાં શુભા-શુભ કર્મોરૂપી મ્હોટાંઅંકુરો રહ્યાં છે એવું શરીરજ સંસૃતિરૂપી ધ્રાખની લતાનું બીજ છે એમ સમજો.[૮] જેમ શરદ્ઋતુમાં પૃથ્વી વૃક્ષોની શાખાઓથી ગહન અને ફળ–પલ્લવોથી સુશોભિત થાય છે, તેમ શરીરરૂપી બીજથીજ એ વેલ વૃદ્ધિ પામેલી છે.[૯] એ શરીરનું બીજ ચિત્ત છે કે જે ચિત્ત સંપત્તિ–વિપત્તિઓની દશાઓના ભંડારરૂપ છે, દુઃખોરૂપી રત્નોના ડાબલારૂપ છે અને આશાના દાસરૂપ છે.[૧૦] આ ભૂત, ભવિષ્ય અને વર્તમાન શરીરો ચિત્તથી ઉદય પામે છે. ‘ ચિત્તથી શરીરોનો ઉદય થવો કેમ સંભવે ’ એવી શંકા રાખવી નહિ, કેમકે સ્વપ્નાવ-સ્થામાં ચિત્તથીજ શરીરનો ઉદય થતો આપણા સર્વના અનુભવમાં આવે છે.[૧૧] જેમ માંદા માણસને ઉત્પાતો દેખાડવાના સંકલ્પવાળા ગંધર્વલોકોના ચિત્તથી ગોખોવાળું અને પ્રકાશિત આકા-રવાળું ગંધર્વનગર ઉત્પન્ન થાય છે, તેમ આપણા ચિત્તથી આ શરીર ઉત્પન્ન થાય છે.[૧૨] હે રામ ! જેમ ઘડા તથા કુંડાં આદિ પદાર્થો માટીનુંજ વિસ્તીર્ણ રૂપ છે, તેમ જે કાંઇ આ મ્હોટા આડંબરવાળું જગત જોવામાં આવે છે તે પણ ચિત્તનુંજ વિસ્તીર્ણ રૂપ છે.[૧૩] વૃત્તિઓરૂપી શાખાઓને ધરનારા એ ચિત્તરૂપી વૃક્ષનાં, પ્રાણનું ચલન અને દૃઢવાસના એ બે બીજ છે.[૧૪] જ્યારે પ્રાણ નાડીઓનો સ્પર્શ કરવામાં સજ્જ થઇને ચલન કરવા લાગે છે ત્યારે તુરતજ શરીરની અંદર વ્યાપીને રહેલો આત્મારૂપી સામાન્ય અનુભવ અમુક અંશથી ચિત્તરૂપે ગોઠવાઈ જાય છે.[૧૫] જ્યારે પ્રાણ નાડીઓના માર્ગોનાં છિદ્રોમાં ગતિ કરવા લાગતો નથી ત્યારે વિષયોના સંસ્કારો જાગ્રત નહિ થવાનેલીધે સામાન્ય અનુભવની અંદર ચિત્તરૂપી વિકાર થતો નથી.[૧૬] પ્રાણનું જે ચલન છે તેજ ચિત્તરૂપ દ્વારથી ‘ જગત ’ એ નામને પ્રાપ્ત થઇને બહાર દેખાય છે એમ પણ કહેવાય છે. જેમ આકા-શમાં નીલતા આદિ મિથ્યાજ પ્રતીત થાય છે, તેમ આત્મા, પ્રાણ, ચિત્ત અને જગત એ સર્વ મિથ્યાજ પ્રતીત થાય છે.[૧૭] પ્રાણનું ચલન બંધ પડતાં, સામાન્ય અનુભવરૂપ આત્મામાં ચિત્તરૂપી વિકાર નહિ ઉઠવાથી તે આત્માનું જે શાંતપણું રહે છે તેજ સમાધિ કહેવાય છે.[૧૮] પ્રાણનું ચલન થતાં, આત્મારૂપી અનુભવ અમુક અંશમાં ચિત્તરૂપ થઇને, હાથથી પછાડેલા દડાની પેઠે ઉછળ્યા કરે છે. જેમ હાથથી પછાડેલો દડો વારંવાર આવર્તનોથી આંગણામાં ઉછળ્યા કરે છે, તેમ પ્રાણના ચલનથી સંસ્કારોના જાગવારૂપી પ્રેરણાને પામેલો આત્મારૂપી અનુભવ ચિત્તરૂપે ઉછળ્યા કરે છે.[૧૯] જેમ વાયુથી ગંધ વિક્ષેપ પામે છે, તેમ સત્ય, સર્વમાં વ્યાપક અને સૂક્ષ્મકરતાં પણ અત્યંત સૂક્ષ્મ અનુભવ પ્રાણના ચલનથી ઉપર કહેલો વિક્ષેપ પામે છે.[૨૦] હે રામ ! આમ છે એટલામાટે અનુભવને વિક્ષેપથી રહિત રાખવો એજ પરમ

કલ્યાણ છે એમ સમજો. એ વિક્ષેપનું કારણ પ્રાણનું ચલન છે માટે તે ચલનને રોકવામાં આવે તો આત્મામાં વિક્ષેપ ઉઠેજ નહિ.[૨૧] આત્મા ચિત્તરૂપે ગોઠવાયો કે તુરતજ બહારના વિષયોમાં અત્યંત રાગથી દોડે છે, દોડીને તે વિષયોનો ઉપભોગ કરે છે અને ઉપભોગ કરવાથી એ ચિત્તરૂપ થયેલા આત્માને અનંત દુઃખો પ્રાપ્ત થાય છે.[૨૨] એ ચિત્ત જો બહારના વિષયોથી વિમુખ થઇને આત્માના બોધનેવાસ્તે ઉદ્યોગ કર્યા કરે તો તેને એ પામવા યોગ્ય નિર્મળપદ પ્રાપ્ત થાય છે.[૨૩] હે રામ ! આમ છે એટલામાટે ચિત્તના બીજરૂપ પ્રાણનાં ચલનોથી અને વાસનાઓની પ્રેરણાઓથી આત્માને વિક્ષેપયુક્ત ન કરો તો તમે મુક્તજ છો.[૨૪] આત્મામાં જે વિક્ષેપનું ઉઠવું એજ ચિત્ત છે એમ સમજો અને તે ચિત્તજ લોકોને દુઃખી કરી નાખનારૂં આ સંસારરૂપી અનર્થોનું જાળ પાથરેલું છે એમ સમજો.[૨૫] યોગીઓ ચિત્તની શાંતિનેવાસ્તેજ પ્રાણાયામોના તથા ધ્યાનોના યુક્તિપૂર્વક પ્રયોગ કરીને પ્રાણનું રોધન કરે છે.[૨૬] પ્રાણનું રોધન કરવું એ બહુ ઉત્તમ છે, આત્માને નિર્વિક્ષેપ રાખનાર છે, ચિત્તની શાંતિરૂપ ફળ આપનાર છે અને સમતાનું મ્હોટું કારણ છે.[૨૭] હે રામ ! 'પ્રાણનું ચલન ચિત્તનું બીજ છે' એ વિષય મ્હેં તમને કહી સંભળાવ્યો. હવે 'વાસના ચિત્તનું બીજું બીજ છે' એ વિષય કે જે તત્ત્વવેત્તાઓએ પ્રકટ કરેલો છે અને અનુભવેલો છે તે કહું છું. સાંભળો.[૨૮] પૂર્વકાળની દૃઢ ભાવનાનેલીધે દેહ આદિ પદાર્થોને 'હું અને મ્હારૂં' ઇત્યાદિરૂપે જે સ્વીકારી લેવામાં આવે તે સ્વીકારવું, જો પૂર્વાપરના વિચારવિનાનું હોય તો તે વાસના કહેવાય છે.[૨૯] હે રામ ! વાસનાના તીવ્રવેગથી સંયુક્ત થયેલો પુરૂષ પોતાથી જ્યારે જે વસ્તુનું અનુસંધાન કરે છે ત્યારે તુરત સઘળી બીજી સ્મૃતિઓથી રહિત થઇને તે વસ્તુમય થઈ જાય છે.[૩૦] વાસનાએ પરવશ કરેલો અને ધારેલી વસ્તુમય થઈ ગયેલો પુરૂષ જે વસ્તુને દેખે છે તે વસ્તુને સાચી માનીને મોહ પામે છે.[૩૧] વાસનાના વેગથી પરવશ થયેલો હોવાનેલીધે પોતાના સ્વરૂપને છોડી દે છે અને ખોટા અભિનિવેશવાળો થઇને મદ્યના મદવાળા માણસથી પેઠે સંસારરૂપી વિપરીત દેખાવને જોવા લાગે છે.[૩૨] જેમ ઝેરથી પરવશ થયેલો માણસ દુઃખોથી ઘેરાઈ જાય છે, તેમ અંદર રહેલી વાસનાથી પરવશ થયેલો પ્રાણી ખોટી સમજણવાળો થઇને દુઃખોથી ઘેરાઈ જાય છે.[૩૩] અનાત્મામાં આત્માની ભાવના કરવી અને મિથ્યામાં સાચાપણાની ભાવના કરવી એજ ખોટી સમજણનું સ્વરૂપ છે અને તેજ ચિત્ત છે એમ સમજો.[૩૪] પદાર્થોમાં એવીરીતનીજ વાસનાના દૃઢ અભ્યાસથી અત્યંત ચંચળ થયેલું ચિત્ત જન્મનું, જરાનું તથા મરણનું કારણ થાય છે.[૩૫] જ્યારે 'આ વસ્તુ ત્યાજ્ય છે અને આ વસ્તુ ગ્રાહ્ય છે' એવી કાંઈ વાસનાજ ન રહે અને સઘળી અહંતા-મમતાને છોડીને રહેવામાં આવે ત્યારે આત્મામાં ચિત્તરૂપી વિકાર ઉત્પન્ન થતો નથી.[૩૬] જ્યારે ચિત્ત વાસનાઓથી રહિત થઇને કદી કોઈ દૃશ્યની કલ્પનાજ ન કરે ત્યારે પરમ ઉપશમ આપનારૂં અચિત્તપણું ઉદય પામે છે.[૩૭] જેમ આકાશમાં વાદળું સ્ફુરે છે, તેમ જ્યારે આત્મામાં કાંઈ પણ સ્ફુરે નહિ ત્યારે, જેમ આકાશમાં કમળ ઉત્પન્ન થતું નથી, તેમ આત્મામાં ચિત્ત ઉત્પન્ન થતું નથી.[૩૮] જ્યારે જગતસંબંધી કોઈપણ વસ્તુનું સ્મરણજ ન થાય ત્યારે સર્વથી રહિત થયેલા આત્મામાં ચિત્ત કેમજ ઉત્પન્ન થાય ?[૩૯] હે રામ ! રાગનેલીધે દૃશ્યવસ્તુમાં સાચાપણાની ભાવના કરવામાં આવે છે

એટલુંજ ચિત્તનું રૂપ છે એમ હું માનું છું.[૪૦] બાહ્યપદાર્થોના અસ્મરણરૂપ નિરોધરૂપ યોગથી સઘળાં દૃશ્યોનું માર્જન કરી નાખીને સાચા આત્મસ્વરૂપનુંજ અવલોકન કરવું એ ચિત્તનું અચિત્તપણું કહેવાય છે. [૪૨] જીવન્મુક્તનું ચિત્ત વૃત્તિઓવાળું હોય છે પણ અંદર રાગ-દ્વેષથી રહિત હોવાનેલીધે શીતળજ રહે છે માટે તે ચિત્ત વર્તમાન છતાં પણ અવર્તમાનજ કહેવામાં આવે છે.[૪૩] જેને વિષયરસોના ઉત્કંઠાપૂર્વક સ્મરણથી થતો રાગજ ન હોય તેનું ચિત્ત અચિત્તપણાને પામેલું કહેવાય છે અને સત્વ કહેવાય છે.[૪૪] જેને પુનર્જન્મ આપનારી ઘાટી વાસના હોતી નથી તે પુરૂષ જીવન્મુક્ત અને સત્વસ્થ કહેવાય છે. જેમ કુંભારનો ચાકડો કામ પૂરૂં થઈ રહ્યા પછી પણ વેગ સમાપ્ત થાય ત્યાંસુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુક્ત પુરૂષ અનાત્મપદાર્થોની વાસનાવિનાનો છતાં પણ પ્રારબ્ધનો વેગ સમાપ્ત થાય ત્યાંસુધી વ્યવહાર કર્યા કરે છે.[૪૫] જેઓની વાસના વિષયોના સ્વાદથી રહિત થયેલી હોવાનેલીધે ભુંજાયેલા બીજની પેઠે આભાસમાત્ર હોવાથી પુનર્જન્મરૂપી અંકુરને ઉત્પન્ન કરનારી ન હોય તેઓ જીવન્મુક્ત કહેવાય છે.[૪૬] જેઓનું ચિત્ત સત્વપણાને પામેલું હોય છે એવા અને જ્ઞાનના પારને પહોંચેલા એ જીવન્મુક્ત લોકો અચિત્ત ( ચિત્તવિનાના )જ કહેવાય છે. પ્રારબ્ધનો ક્ષય થાય ત્યારે એઓ વિદેહમુક્ત થાય છે.[૪૭] હે રામ ! એક પ્રાણનું ચલન અને બીજી વાસના એ બે, ચિત્તનાં બીજ છે. એઓમાંથી એક ક્ષીણ થતાં, તુરત બન્ને ક્ષીણ થઇ જાય છે.[૪૮] જેમ ઘટાકાશની અંદર જળ ભરાવામાં ઘડો અને જળાશય એઓ બન્ને મળીને કારણરૂપ થાય છે પણ જુદાં જુદાં કારણરૂપ થતાં નથી, તેમ પ્રાણનું ચલન અને વાસના એઓ બન્ને મળીને ચિત્તના જન્મના કારણરૂપ થાય છે પણ જુદાં જુદાં કારણરૂપ થતાં નથી. એકલું પ્રાણનું ચલન કે એકલી વાસના ચિત્તને જન્મ આપે એમ નથી.[૪૯] જેમ તલમાં તેલ રહે છે, તેમ પ્રાણનું ચલન વાસનાની અંદર રહે છે અને વાસના પ્રાણના ચલનની અંદર રહે છે. જેમ બીજથી અંકુર થાય છે અને અંકુરથી બીજ થાય છે, તેમ પ્રાણના ચલનથી વાસના થાય છે અને વાસનાથી પ્રાણનું ચલન થાય છે માટે પ્રાણના ચલનનું અને વાસનાનું ત્રીજું કોઈ બીજ નથી એમ પણ કહી શકાય છે.[૫૦] બીજી રીતથી જોઇએ તો એ પ્રાણનું ચલન તથા વાસના કે જેઓ પરસ્પરવિના થનારાં નથી અને અનુક્રમે પરસ્પરથી ઉત્પન્ન થાય છે તેઓને, પ્રાણને, ઇંદ્રિયોને તથા તેઓથી થતા આનંદને ઉત્પન્ન કરનારૂં ચિત્ત છે એમ પણ કહી શકાય છે કે જે ચિત્ત આત્માના વિકારરૂપ હોવાથી આત્મારૂપજ છે. તેમજ પૂર્વે ભોગવેલો વિષયાનંદ અને વર્ત્તમાન જીવન એઓપણ વાસનારૂપજ હોવાથી બન્ને સાથે મળીને ચિત્તને ઉત્પન્ન કરે છે અને જેમ પુષ્પમાં સુગંધ રહ્યો છે તથા તલમાં તેલ રહ્યું છે, તેમ પૂર્વે ભોગવેલો વિષયાનંદ વર્તમાન જીવનમાં રહ્યો છે અને વર્તમાન જીવન પૂર્વે ભોગવેલા વિષયાનંદમાં રહ્યું છે. વાસનાથી પ્રાણનું ચલન થાય છે, પ્રાણના ચલનથી વાસના થાય છે અને ચિત્તથી વાસના તથા પ્રાણનું ચલન થાય છે એટલે એવીરીતે બીજના તથા અંકુરના જેવો ક્રમ ચાલ્યોજ આવે છે. વાસના પોતે ઉછળી આત્મામાં ક્ષોભ કરીને પ્રાણના ચલનને જાગ્રત કરે છે અને તેથી ચિત્તરૂપ બાળક જન્મે છે. તેમજ પ્રાણ પોતે ચલન કરી આત્મામાં ક્ષોભ કરીને રાગાદિ વાસનાને પ્રેરે છે તેથી ચિત્તરૂપ બાળક જન્મે છે. હે રામ ! આ રીતે

પ્રાણનું ચલન અને વાસના એઓ ચિત્તના બીજરૂપ છે.[૫૧-૫૬] એઓમાંથી એક નષ્ટ થાય તો તે બન્નેનો નાશ થાય છે અને ચિત્તનો પણ નાશ થાય છે.[૫૭] જેમ વાયુનો ઓઘ કાળથી પાકી ગયેલા ફળને ક્ષણમાત્રમાં પાડી નાખે છે, તેમ ક્ષય પમાડેલી વાસના ચિત્તરૂપી વૃક્ષને ક્ષણમાત્રમાં પાડી નાખે છે કે જે ચિત્તરૂપી વૃક્ષ સુખ–દુઃખોના મનનરૂપી ચલનવાળું છે, શરીરરૂપી મ્હોટાં ફળવાળું છે, કાર્યોરૂપી પાંદડાંઓવાળું છે, ક્રિયાઓરૂપી લતાઓથી વીંટાયેલું છે, તૃષ્ણારૂપી કાળોતરી નાગણીના નિવાસરૂપ છે, રાગ તથા રોગરૂપી બગલાઓના ઘરરૂપ છે, અજ્ઞાનરૂપી મૂળવાળું છે, અત્યંત દૃઢ છે અને ઇંદ્રિયોરૂપી પક્ષીઓના સ્થાનકરૂપ છે. હે રામ ! આ ચિત્તરૂપી રજની ડમરી કે જે સઘળી આશાઓરૂપી દિશાઓમાં ફેલાયેલી છે, ચૈતન્યરૂપી નેત્રને ઢાંકી દેનારી છે, ચપળ વાદળાંજેવા તથા થાંભલાજેવા આકારવાળી છે, અજ્ઞાનરૂપી ઉકરડામાંથી ઉઠેલી છે, તૃષ્ણાઓરૂપી તરણાંઓથી વ્યાપ્ત છે, સ્ફુરતી ન્હાની ન્હાની વૃત્તિઓરૂપી કણીઓની ભારે ગડબડવાળી છે, ઘુમવામાં કાંઈપણ પરિશ્રમ પામતી નથી અને અંદર રહેલા આત્મારૂપી સૂર્યના પ્રકાશને દેખાવા દેતી નથી, તે ડમરી પ્રાણરૂપી પવનનું ચલન રોકવાથી ક્ષણમાત્રમાં લીન થઈ જાય છે.[૫૮-૬૨] ચિત્તના બીજરૂપ પ્રાણનું ચલન અને વાસના એ બન્નેનું બીજ શબ્દાદિ વિષયો છે એમ પણ કહી શકાય છે. કેમકે શબ્દાદિ વિષયોથી હૃદયમાં પ્રાણના ચલનનું તથા વાસનાનું સ્ફુરણ થાય છે. પ્રિય–અપ્રિય શબ્દાદિ વિષયોના સ્મરણથીજ પ્રાણનું ચલન તથા વાસના ઉદય પામે છે માટે શબ્દાદિ વિષયો એઓનું બીજ છે એમ કહેવામાં આવે છે. જેમ મૂળના છેદનથી વૃક્ષ તુરત નષ્ટ થઈ જાય છે, તેમ શબ્દાદિ વિષયોના ત્યાગથી પ્રાણનું ચલન અને વાસના એઓ મૂળસહિત તુરત નષ્ટ થઇ જાય છે. શબ્દાદિ વિષયોને આત્માથી અભિન્ન ધારવા એજ શબ્દાદિ વિષયોનો ત્યાગ છે. કેમકે આત્માજ પોતાના ધીરપણાને છોડી દઈ, શબ્દાદિ વિષયોજેવો થઇને ચિત્તના બીજના બીજરૂપ થાય છે.[૬૩-૬૬] જેમ તલ તેલવિનાનો હોતો નથી, તેમ શબ્દાદિ વિષયો આત્માવિનાના હોતાજ નથી. બહારના તથા અંદરના જે કોઇ વિષયો છે તેઓ આત્માથી જુદા છેજ નહિ.[૬૭] જે આત્મા છે તેજ સંકલ્પથી સ્ફુરીને પોતાથી પોતામાંજ શબ્દાદિ વિષયોને દેખે છે. જેમ સ્વપ્નમાં, મરણ તથા દેશાંતરમાં સ્થિતિ આત્માના પોતાના ચમત્કારથીજ થાય છે, તેમ જાગ્રતના વિષયોપણ આત્માના પોતાના ચમત્કારથીજ થાય છે. આત્માને વિવેકદશામાં જે પોતાના તત્ત્વનું જ્ઞાન થાય છે તે પણ પોતાના સંકલ્પથીજ થતું હોવાનેલીધે સ્વપ્નજેવુંજ છે. કેમ કે અદ્વિતીય સ્વરૂપમાં તત્ત્વજ્ઞાન આદિ કાંઈપણ વાસ્તવિકરીતે સંભવતું નથી. [૬૮] હે રામ! આમ છે એટલામાટે જેમ બાળકને પોતાના સંકલ્પથી ઉઠેલા ભ્રમથીજ વેતાલ પ્રતીત થાય છે, તેમ જીવાત્માને પોતાના સંકલ્પથી ઉઠેલા ભ્રમથીજ આ જગતરૂપી જાળ પ્રતીત થાય છે.[૭૦] જેમ ભ્રાંતિથી ઠુંઠમાં પુરૂષપણું પ્રતીત થાય છે, તેમ જીવાત્માને પોતામાં ભ્રાંતિથી શબ્દાદિ વિષયોપણું પ્રતીત થયું છે. જેમ જાળીયામાં પેઠેલાં સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોમાં દંડાકારપણું તથા ઉડતા ત્રસરેણુઓપણું પ્રતીત થાય છે.[૭૧] અને જેમ વહાણમાં બેઠેલાને કાંઠાના પર્વતનું ચલન પ્રતીત થાય છે, તેમ જીવાત્માને પોતામાં જગત પ્રતીત થયું છે. જેમ રજ્જુમાં પ્રતીત થયેલું સર્પપણું અને ચંદ્રમાં પ્રતીત થયેલું બેપણું

સારીપેઠે અવલોકન કરવાથી ટળી જાય છે, તેમ આત્મામાં પ્રતીત થયેલું જગતરૂપી ખોટું જ્ઞાન યથાર્થજ્ઞાનથી ટળી જાય છે. 'આત્મા શુદ્ધજ છે અને તેમાં પ્રતીત થયેલું જગત મુદ્દલ છેજ નહિ' એવીરીતનો જે દૃઢનિશ્ચય થાય તે યથાર્થજ્ઞાન છે એમ વિદ્વાનોએ સિદ્ધાંત કર્યો છે. આ આત્માને પૂર્વે જોયેલું અથવા પૂર્વે નહિ જોયેલું જે કાંઈ દ્વૈત પ્રતીત થાય છે તેને સમજુ પુરૂષે પ્રયત્નથી ટાળી નાખવું જોઇએ. એ ટાળી નાખવામાં નથી આવતું એટલેજ આત્માને સંસારનો સંબંધ છે.[૭૨.૭૫] અને એ ટાળી નાખવામાં આવે એજ મોક્ષ છે એમ સિદ્ધ થાય છે. જગતનું દર્શન એ જન્માદિ અનંત દુઃખનેવાસ્તે છે અને જગતના દર્શનથી રહિત થઈને અજડપણાથી રહેવું એ અવિનાશી સુખનેવાસ્તે છે. હે રામ ! આમ છે એટલામાટે તમે જગતના દર્શનનો ત્યાગ કરીને અજડ, એકરસ તથા પૂર્ણાનંદ થાઓ. આત્મા કે જે જગતના દર્શનથી રહિત છતાં અજડ છે તેજ તમે છો.[૭૬.૭૭]

રામચંદ્રજી પૂછે છેઃ—હે મહારાજ ! જગતના દર્શનનો ત્યાગ કરીને અજડ રહેનારો પુરૂષ કેવો થાય ? જગતનું દર્શન ટળીજાય તો જડપણું પ્રાપ્ત થયાવિના રહે નહિ. એ જડપણું કેવીરીતે ટળે ?[૭૮]

વસિષ્ઠઋષિ કહે છેઃ—હે રામ ! જીવન્મુક્ત પુરૂષ વ્યવહારના આભાસમાત્રને દેખાડે છે પણ તેના મનમાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળની કોઈપણ વસ્તુમાં સત્યતા માનવારૂપી ભ્રાંતિ હોતી નથી એટલામાટે તે પુરૂષ જગતના દર્શનનો ત્યાગ કરનારો છે અને અજડ છે.[૭૯] જે પુરૂષને સેંકડો કાર્યો કરતાં છતાં પણ જગતમાં સત્યપણાની ભ્રાંતિ ન હોય તે પુરૂષ જગતના દર્શનનો ત્યાગ કરનારો અને અજડ કહેવાય છે.[૮૦] જેની બુદ્ધિ વિષયોથી જરાપણ લેપાતી ન હોય તે પુરૂષ જગતના દર્શનનો ત્યાગ કરનારો, અજડ અને જીવન્મુક્ત કહેવાય છે.[૮૧] જ્યારે સઘળી વિષયવાસનાઓ ટળી જવાનેલીધે આત્મસ્વરૂપવિના બીજું કાંઇ પણ અબાધિત માનવામાં ન આવે અને બાળકના તથા મુંગા આદિના જ્ઞાનની પેઠે નિર્વિક્ષેપણાથી રહેવામાં આવે ત્યારે જડતાવિનાના સ્વચ્છ અનુભવનો આશ્રય કર્યો કહેવાય છે. એ આશ્રય કરવાનેલીધે જીવન્મુક્ત પુરૂષ ફરીવાર જન્મ—મરણ આદિના લેપને પ્રાપ્ત થતો નથી.[૮૨.૮૩] જેમ આકાશમાંથી મ્હોટી નીલતા ઉદય પામે છે, તેમ નિર્વિકલ્પસમાધિ કરવાથી સઘળી વાસનાઓવિનાનો બ્રહ્માકારવૃત્તિરૂપી મ્હોટો આનંદ ઉદય પામે છે કે જે આનંદમાં જીવન્મુક્ત પુરૂષો સર્વદા રહે છે.[૮૪] જીવન્મુક્ત પુરૂષનો એ અપરિચ્છિન્ન બ્રહ્માકારવૃત્તિરૂપ આનંદ પણ વિદેહમુક્તિના સમયમાં જીવન્મુક્તની સાથે પરબ્રહ્મની અંદર લીન થઈ જાય છે.[૮૫] જગતના જગતરૂપે દર્શનનો ત્યાગ કરનારો મહા સુખી જીવન્મુક્ત પુરૂષ ચાલતાં, બેસતાં, સ્પર્શ કરતાં અને ગંધ આદિનું ગ્રહણ કરતાં પણ એ બ્રહ્માકારવૃત્તિરૂપી આનંદથી યુક્ત રહે છે માટે અજડ, એકરસ અને પૂર્ણાનંદ કહેવાય છે.[૮૬] હે અપાર ગુણોના સમુદ્રરૂપ રામ ! યત્નો કરવાનું ગમે તેવું કષ્ટ વેઠીને પણ જીવન્મુક્તપણાનું સંપાદન કરીને આ સંસારરૂપી દુઃખમય સમુદ્રના પારને પ્રાપ્ત થાઓ.[૮૭] જેમ બીજમાંથી કાળેકરી આકાશપર્યંત પહોંચનારૂં મ્હોટું વૃક્ષ ઉઠે છે, તેમજ જીવાત્માના સંકલ્પમાંથી આ અત્યંત મ્હોટું જગત ઉઠેલું છે.[૮૮] જ્યારે જીવાત્મા સંકલ્પો કરી કરીને પોતાના દેહરૂપી આકારને કલ્પી લે છે ત્યારે એજ જીવાત્મા આ જન્મોના

જળના બીજપણાને પ્રાપ્ત થાય છે.[૮૯] હે રામ ! એ રીતે એ જીવાત્મા પોતાને વારંવાર જન્મો આપી તથા વારંવાર મોહ પમાડીને અંતે કોઇ સમયે સદ્‌ગુરૂ આદિના સમાગમથી પોતાને મોક્ષ પણ પમાડે છે.[૯૦] એ જીવાત્મા જે જે વિષયની ભાવના કરે છે તે તે વિષયરૂપ ક્ષણમાત્રમાં થઇ જાય છે એટલામાટે જ્યાંસુધી પોતે વિષયોની ભાવનાઓથી રહિત ન થાય ત્યાંસુધી ઘણો કાળ વીતી જતાં પણ પોતાના સત્યસ્વરૂપને પ્રાપ્ત થતો નથી.[૯૧] હે રામ ! આ દેવ, અસુર, રાક્ષસ, યક્ષ, કિન્નર કે માણસ એ કોઈ મુદ્દલ છેજ નહિ પણ આત્માજ પોતાની અનાદિસિદ્ધ માયાથી આ જગતરૂપી નાટકને રચી, દેવ આદિના વેષો ધરીને નાચ્યા કરે છે.[૯૨] એ જીવાત્મા કોશેટાના કીડાની પેઠે પોતેજ પોતાને બાંધી લઈ, રોઇ રોઈને ઘણેકાળે વિવેકાદિથી પાછો પોતાના સ્વાભાવિક અસંગરૂપ ( બ્રહ્મપણા ) ને પ્રાપ્ત થાય છે.[૯૩] હે રામ ! એ જીવાત્માજ આ જગતનાં જાળોરૂપી સમુદ્રોના જળરૂપ છે, એજ સઘળી દિશાઓરૂપ થઈને સ્ફુરે છે અને એજ પર્વતો આદિરૂપ થઈને સ્ફુરે છે.[૯૪] સ્વર્ગ, પૃથ્વી, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ આદિ સઘળા પદાર્થો એ જીવાત્મારૂપી જળના તરંગો કહેવામાં આવે છે.[૯૫] 'સઘળું જગત મ્હારૂંજ સ્વરૂપ છે. જગતમાં મ્હારા વિના બીજું કાંઈ છેજ નહિ' એવીરીતનું યથાર્થજ્ઞાન થાય ત્યારે એ જીવાત્મા પોતાના સ્વાભાવિકરૂપને પ્રાપ્ત થાય છે.[૯૬] જ્યારે એ જીવાત્મા પોતાથી ન્યારૂં કાંઇ પણ ન જાણે, બહારના વિષયોથી કંપે નહિ, અંદરના વિષયોથી પણ ચલિત ન થાય અને પોતાના સ્વરૂપમાંજ સ્થિતિ પામે ત્યારે એ કોઇથી લેપાતો નથી.[૯૭] હે રામ ! એ જીવાત્માનું બીજ સત્તા છે. જેમ સૂર્યમાંથી પ્રભા ઉદય પામે છે, તેમ સત્તામાંથી એ જીવાત્મા ઉદય પામે છે.[૯૮] અનેકતાવાળી સત્તા અને એકતાવાળી સત્તા એમ સત્તાના બે પ્રકાર છે તેઓમાં જે એકતાવાળી સત્તા ( સમષ્ટિસત્તા ઈશ્વર ) છે તે જીવાત્માનું બીજ છે.[૯૯] ઘટપણું, પટપણું, તુંપણું અને હુંપણું ઇત્યાદિ અનેક વિભાગોથી જે જુદી જુદી સત્તા કહેવામાં આવે છે તેને અનેકતાવાળી સત્તા સમજવી.[૧૦૦] એ અનેક વિભાગોને છોડી દઇને સર્વના સમાવેશવાળી જે વિસ્તીર્ણ એકસત્તા (સમષ્ટિસત્તા) કહેવાય છે તેને એકતાવાળી સત્તા સમજવી.[૧૦૧] ઘટસત્તા તથા પટસત્તા ઇત્યાદિ જુદા જુદા વિભાગોને છોડી દેતાં, જે એકરૂપ, મ્હોટા રૂપવાળી અને લેપવિનાની સમષ્ટિસત્તા છે તે એકતાવાળી સત્તા કહેવાય છે.[૧૦૨] સત્તાના ઘટ–પટ આદિ જે જુદા જુદા આકારો છે તેઓ કદી પણ સાચા નથી અને સાચા નથી એટલામાટે તેઓનું ધ્યાન કરવાની પણ આવશ્યકતા નથી.[૧૦૩] એકતાવાળી જે નિર્મળ સતા ( ઈશ્વર ) છે તે અનેકતાવાળી સત્તાની પેઠે કદી પણ નાશ પામતી નથી અને કદી પણ પોતાના સ્વરૂપને ભૂલતી નથી.[૧૦૪] કેટલાએક કહે છે કે 'કાળજ જગતનું કારણ છે,' કેટલાએક કહે છે કે 'પરમાણુઓજ જગતનું કારણ છે' અને કેટલાએક કહે છે કે 'જાતિજ જગતનું કારણ છે' પણ તમે કાળને, પરમાણુઓને કે જાતિને કારણ નહિ માનતાં, સમષ્ટિસત્તાનેજ એટલે ઈશ્વરનેજ જગતનું કારણ માનીને તેની ભાવના કરો.[૧૦૫] જોકે કાળ, પરમાણુઓ અને જાતિ એઓ પણ તેઓમાંથી જડભાગને કહાડી નાખતાં, બ્રહ્મરૂપજ છે તોપણ દૃશ્યરૂપે ભેદવાળાં છે માટે વાસ્તવિક નથી.[૧૦૬] જેમાં ભેદબુદ્ધિને કરાવનારો અને અનાત્માનો અભિનિવેશ આપનારો કોઈ પ્રકારનો પણ ભેદ રહ્યો હોય તે પદાર્થ પવિત્ર કેમજ હોય ?[૧૦૭]

હે રામ ! તમે પોતામાં એ સમષ્ટિસત્તાની ભાવના કરી, પરિપૂર્ણ પરમ આનંદવાળા તથા સઘળી દિશાઓમાં ભરપૂર થઇને રહો.[૧૦૮] હે મહાપંડિત રામ ! એ સમષ્ટિસત્તાના પણ છેડે એટલે તેના પણ અધિષ્ઠાનરૂપ જે પરમસત્તા ( પરબ્રહ્મ ) છે તેજ વાસ્તવિકરીતે જીવનું તથા જગતનું બીજ છે. કેમકે એ સર્વ એમાંથીજ પ્રવર્તે છે.[૧૦૯] સમષ્ટિસત્તાના છેડે કલ્પનાવિનાનું અને આદિ–અંતવિનાનું જે એ આદ્ય પદ છે તેનું કોઈ પણ બીજ નથી.[૧૧૦] એમાંજ સર્વનો લય થાય છે અને એ પોતે નિર્વિકાર રહે છે. એ પદમાં જેને સ્થિતિ મળી હોય તે પુરૂષ ફરીવાર આ દુઃખરૂપી સંસારમાં જન્મ ધરતો નથી.[૧૧૧] એ પદ સઘળાં કારણોનું કારણ છે અને એનું કારણ કોઈ નથી. એ પદજ સઘળા સારોમાં સાર છે. એથી અધિક કોઈ પણ સાર નથી.[૧૧૨] જેમ તળાવમાં કાંઠાનાં વૃક્ષો પ્રતિબિંબિત થાય છે, તેમ એ ચૈતન્યરૂપી મ્હોટા દર્પણમાં આ સઘળી વસ્તુઓ પ્રતિબિંબિત થયેલી છે.[૧૧૩] સઘળા વિષયો એ પદમાં અધ્યસ્ત હોવાથીજ ઇંદ્રિયોને પ્રીતિ આપે છે અને જેમ જીભથી મધુર આદિ છ રસો પ્રકટ થાય છે, તેમ આનંદના સમુદ્રરૂપ એ પદથીજ પ્રકટ થાય છે.[૧૧૪] વિષયો પોતાથી સ્વાદવિનાના છતાં પણ એ પદના યોગથીજ સ્વાદવાળા લાગે છે એટલામાટે એ અત્યંત સ્વચ્છ બ્રહ્મસ્વરૂપ સઘળા આનંદોમાં અત્યંત આનંદરૂપ છે અને સઘળાં પ્રિયોમાં અત્યંત પ્રિયરૂપ છે.[૧૧૫] હે રામ ! આ બ્રહ્માંડોના સમૂહો એ પદમાંજ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી એમાંજ રહે છે, એમાંજ વધે છે, એમાંજ ફેરફાર પામે છે, એમાંજ ક્ષીણ થવા લાગે છે અને એમાંજ ગલિત થઈ જાય છે.[૧૧૬] એ પદ ભારેમાં ભારે છે, હલકામાં હલકું છે, સ્થૂળમાં સ્થૂળ છે અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે.[૧૧૭] એ પદ દૂરમાં દૂર છે, સમીપમાં સમીપ છે, ન્હાનામાં ન્હાનું છે અને વૃદ્ધમાં વૃદ્ધ છે.[૧૧૮] એ પદ તેજના તેજરૂપ છે, અંધારાના પણ તત્ત્વરૂપ છે, સઘળી વસ્તુઓના અધિષ્ઠાનરૂપ છે અને દિશાઓના પણ અવકાશરૂપ છે.[૧૧૯] એ પદ જગતમાં પ્રસિદ્ધ નથી. જગતમાં જે કાંઈ પ્રસિદ્ધ છે તેપણ એજ છે. જગતના ભાવરૂપ પણ એજ છે. જગતના અભાવરૂપ પણ એજ છે. દૃશ્ય પણ એજ છે. જે કાંઈ અદૃશ્ય છે તે પણ એજ છે. સ્વરૂપથી એ હું છું અને અહંકારરૂપથી એ હું નથી.[૧૨૦] હે નિર્દોષ રામ ! સર્વ પ્રકારનાં પ્રયત્નો કરીને પણ જે રીતે એ પરમ પવિત્રપદમાં તમને સ્થિતિ મળે તેમ કરો.[૧૨૧] એ પદ નિર્મળ છે, અવિનાશી છે, અને એજ આત્માનું વાસ્તવિક સ્વરૂપ છે. જો એનો સાક્ષાત્ અનુભવ થાય તો ચિત્ત બાધિત થઈ જાય છે. હેરામ ! જો તમે એ વ્યાપક મુખ્યસ્વરૂપને જાણી ચૂકયા હશો તો સંસારના ભયથી મુક્તજ છો. તમને કદી પણ ફરીવાર આવર્તન થવાનું નથી.[૧૨૨]

तदमलमजरं तदात्मतत्वं तदवगताबुपशांतिमेति चेतः ।
अवगतविततैकतत्स्वरूपो भव भयमुक्तपदोसि तच्चिराय ॥ १२२ ॥

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહા૦ ઉપશમપ્રક૦'સંસૃતિબીજવિચારયોગોપદેશ'નામનો એકાણુમો સર્ગ સંપૂર્ણ**



# सर्ग ९२ मो*

## તત્ત્વજ્ઞાન, ચિત્તનાશ અને વાસનાક્ષયનો સાથેજ અભ્યાસ કરવો

**वसिष्ठ उवाच । एतानि तानि मोक्तानि त्वया बीजानि मानद ।**
**कतमस्य प्रयोगेण शीघ्रमासाद्यते पदम् ॥ १ ॥**

રામચંદ્રજી પૂછે છેઃ–હે માન આપનારા ગુરૂ મહારાજ ! આપે શરીરથી માંડીને શબ્દાદિ વિષયોપર્યંત જે બીજો કહ્યાં તેઓમાં કયા બીજની નિવૃત્તિ કરવાથી બ્રહ્મરૂપ પરમપદની તુરત પ્રાપ્ત થાય અને જીવાત્માથી માંડીને બ્રહ્મપર્યંત જે બીજો કહ્યાં તેઓમાં કયા બીજનો આશ્રય કરવાથી બ્રહ્મરૂપ પરમપદની તુરત પ્રાપ્તિ થાય તે કહો.[1]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! મ્હેં શરીરથી માંડીને શબ્દાદિ વિષયોપર્યંત જે દુઃખ-રૂપ બીજો કહ્યાં તે સઘળાંઓમાં ઉત્તરોત્તરની નિવૃત્તિ કરવાથી પરબ્રહ્મરૂપ પદની તુરત પ્રાપ્તિ થાય છે.[2] બળાત્કારે પુરૂષપ્રયત્નથી તુરતજ વાસનાનો ત્યાગ કરીને પરબ્રહ્મરૂપ પદ કે જે સમ-ષ્ટિસત્તાથી એટલે ઈશ્વરથી પણ ઉપર છે તેનો સાક્ષાત્કાર કરીને તેમાં ક્ષણમાત્ર જો ચિત્તની નિશ્ચળ સ્થિતિ કરો તો આ ક્ષણમાંજ એ સર્વોત્તમ પરબ્રહ્મરૂપ પદને સારી પેઠે પ્રાપ્ત થાઓ.[3] હે રામ ! જો ઈશ્વરના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો તો કાંઈક વધારે યત્નથી પરબ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થઈ શકશો.[4] જો જીવાત્માના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો તો ઉપરના યત્ન કરતાં પણ કાંઈક વધારે યત્નથી પરમ બ્રહ્મરૂપ પદને પામી શકશો.[5] હે રામ ! 'જેમ ઈશ્વરના તથા જીવાત્માના સ્વરૂપને જડાંશથી રહિત કરવારૂપી શુદ્ધિ આપીને તેઓનું ધ્યાન કરવું એ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય છે તેમ જડને ચૈત-ન્યમાંથી રહિત કરવારૂપી શુદ્ધિ આપીને જડનું ધ્યાન કરવું એ પણ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય શામાટે ન હોય' એવી શંકા રાખવી નહિ. કેમકે ચૈતન્યવિના એકલા જડ પદાર્થનું સ્ફુરણ થવુંજ સંભવતું નથી. ચૈતન્ય સર્વદા સર્વમાં વ્યાપક છે માટે ચૈતન્યવિના એકલા જડનું ગ્રહણ થઈ શકે એમજ નથી.[6-7] તમે જે કાંઇ ચિંતવો છો, જ્યાં જાઓ છો, જ્યાં ઉભા રહો છો અને જે કરો છો ત્યાં ત્યાં ચૈતન્ય રહેલુંજ છે. જેમ રજ્જુ–સર્પના ભ્રમમાં રજ્જુવિના એકલો સર્પ હોતોજ નથી, તેમ ચૈતન્યવિના એકલું જડ હોતુંજ નથી. સઘળું જડ ચૈતન્યમાં અધ્યસ્ત છે માટે જેમ ચૈતન્ય જડથી જુદું પડી શકે છે તેમ જડ ચૈતન્યથી જુદું પડી શકે એમ નથી.[8] હે રામ ! વાસનાનો ત્યાગ કરવામાં અને મનનો નાશ કરવામાં યત્ન કરો તો તમારા સઘળા આધિઓ તથા વ્યાધિઓ ક્ષણમાત્રમાં શિથિલ થઇ જાય.[9] પણ ઉપર કહેલાં પ્રયત્નો-કરતાં આ પ્રયત્ન વિષમ છે. કેમકે મેરૂપર્વતને ઉખેડવા કરતાં પણ વાસનાનો ત્યાગ કરવો વધારે દુઃસાધ્ય છે.[10] જ્યાંસુધી મનનોલય થાય નહિ ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી અને જ્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી ત્યાંસુધી ચિત્ત શાંત થતું નથી.[11] જ્યાંસુધી આ તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાંસુધી ચિત્તનો નાશ થતો નથી અને ચિત્તનો નાશ ન થયો હોય

* આ બાણુમા સર્ગમાં બ્રહ્મના ધ્યાનમાં, ઇશ્વરના ધ્યાનમાં તથા જીવાત્માના ધ્યાનમાં યત્નનું વધતા–ઓછાપણું કહેવામાં આવશે અને તત્ત્વજ્ઞાનનો, ચિત્તના નાશનો તથા વાસનાના ક્ષયનો સાથેજ અભ્યાસ કરવાનું કહેવામાં આવશે.

ત્યાંસુધી તત્ત્વજ્ઞાન થતું નથી.[૧૨] તેમજ જ્યાંસુધી વાસનાનો નાશ ન થયો હોય ત્યાંસુધી તત્ત્વજ્ઞાન થતું નથી અને જ્યાંસુધી તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાંસુધી વાસનાનો નાશ થતો નથી,[૧૩] તત્ત્વનું જ્ઞાન, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એઓ પરસ્પરનાં કારણો થઇને રહ્યાં છે માટે દુસ્સાધ્ય છે.[૧૪] હે રામ ! આ પ્રમાણે છે એટલામાટે વિવેકીપુરૂષે પુરૂષયત્ન કરી, ભોગોની ઇચ્છાને દૂર છોડી દઇને તત્ત્વજ્ઞાન, મનનો નાશ અને વાસનાનો ક્ષય એ ત્રણેના સંપાદનનો સામટોજ અભ્યાસ કરવો જોઇએ.[૧૫] જ્યાંસુધી એ ત્રણેનો સંપાદનનો સામટીરીતે વારંવાર સારી પેઠે અભ્યાસ ન થયો હોય ત્યાંસુધી સેંકડો વર્ષ વીતી જતાં પણ બ્રહ્મપદની પ્રાપ્તિ થતી નથી.[૧૬] જો લાંબાકાળસુધી પણ એઓમાંના એક એકનું સેવન કરવામાં આવે તો તેઓ મૂર્છા આદિ દોષોવાળા મંત્રોની પેઠે સિદ્ધિ આપી શકતાં નથી.[૧૭] જેમ યોદ્ધાઓમાંના એકએકને સારી પેઠે ઘણાકાળસુધી રાજી કરીને પણ શત્રુની સામે મોકલીએ, તો તેઓ શત્રુને તોડી શકતા નથી, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એઓમાંના એકએકને સારી યુક્તિથી ઘણાકાળસુધી સેવીને પણ સંસારરૂપી શત્રુના સામે મોકલીએ તો તેઓ એ સંસારરૂપી શત્રુને તોડી શકતા નથી.[૧૮.૧૯] જો બુદ્ધિમાન પુરૂષ સારી પેઠે ત્રણેનું સાથે સેવન કરીને ત્રણેને સાથે ઉદ્યુક્ત કરે તો તેઓ, જેમ જળનાં પૂરો પર્વતના મ્હોટા પથરાને તોડી નાખે છે, તેમ સંસારરૂપી શત્રુને તોડી નાખે છે.[૨૦] હે રામ ! તમે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એઓનું લાંબાકાળસુધી પ્રયત્નપૂર્વક સાથેજ સેવન કરશો તો તમને સંસારનો લેપ લાગશેજ નહિ.[૨૧] જેમ કમળનું નાળ છેદી નાખવાથી કમળના તંતુઓ સંપૂર્ણરીતે ત્રુટી જાય છે, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ તથા વાસનાનો ક્ષય એઓનો લાંબાકાળસુધી સાથે અભ્યાસ કરવાથી હૃદયની અહંતા–મમતારૂપી દૃઢ ગાંઠયો સંપૂર્ણરીતે ત્રુટી જાય છે.[૨૨] હે રામ ! સેંકડો જન્મોથી જેનો અભ્યાસ થતો આવ્યો છે એવી આ સંસારની સ્થિતિ તત્ત્વબોધ આદિનો લાંબાકાળસુધી સાથેજ અભ્યાસ કર્યાવિના કદી પણ ક્ષીણ થતી નથી.[૨૩] હે રામ ! તમે ચાલતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સુંઘતાં, ઉભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ પરમ કલ્યાણનેવાસ્તે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એ ત્રણેનો અભ્યાસ કર્યા કરો.[૨૪] જેવો વાસનાનો ક્ષય ફળદાયી છે તેવોજ પ્રાણાયામ પણ ફળદાયી છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે માટે પ્રાણાયામનો પણ એવીજ રીતે અભ્યાસ રાખવો.[૨૫] વાસનાનો ત્યાગ કરવાથી પણ ચિત્ત નષ્ટપણાને પામે છે અને પ્રાણનું ચલન રોકવાથી પણ ચિત્ત નષ્ટપણાને પામે છે માટે ચિત્તનો નાશ કરવાનેવાસ્તે એ બે પક્ષમાંથી તમને જે ગમે તે પક્ષ લો.[૨૬] લાંબાકાળસુધી પ્રાણાયામના અભ્યાસોથી, યોગાભ્યાસમાં નિપુણતાવાળા ગુરૂએ બતાવેલી યુક્તિથી, આસનના જયથી, ભોજનના નિયમોથી અને યોગને લગતા એવાજ બીજા પ્રકારોથી પ્રાણનું ચલન રોકાય છે.[૨૭] આત્મતત્ત્વને, તે જેવું છે તેવું યથાર્થ જાણવાથી વાસનાનો ક્ષય થાય છે, સઘળી વસ્તુઓના આદિમાં, મધ્યમાં તથા અંતમાં જે તત્ત્વ નિર્વિકારપણાથી તથા અબાધિતપણાથી રહે છે તેજ આત્મતત્ત્વ છે. એ તત્ત્વને જાણવાથી વાસના ક્ષીણ થાય છે. આસક્તિ રાખ્યાવિનાનો વ્યવહાર કરવાથી, સંસારસંબંધી મનોરથોનો ત્યાગ કરવાથી અને શરીર 'વિનાશી છે' એમ જોયા કરવાથી વાસના ક્ષીણ થાય છે. જેમ પવનનું ચલન શાંત થતાં, રજનું ઉડવું

બંધ પડી જાય છે, તેમ વાસનાનો વૈભવ નષ્ટ થતાં, ચિત્તની પ્રવૃત્તિ બંધ પડી જાય છે. તેમજ જે પ્રાણનું ચલન છે તેજ ચિત્તનું ચલન છે. કેમ કે જેમ ઉકરડામાંથી ધૂળ થાય છે, તેમ પ્રાણના ચલનમાંથી ચિત્તનું ચલન થાય છે. વારંવાર એકાગ્ર ચિત્તથી બેસીબેસીને બુદ્ધિમાન પુરૂષે પ્રાણના ચલનને જીતી લેવામાં સારી પેઠે યત્ન કરવો જોઇએ. પ્રાણના ચલનને રોકવાનો જે ક્રમ કહ્યો તે ક્રમ નહિ કરતાં, જો તમે બીજા ઉપાયોથીજ ચિત્તને દબાવવા ધારતા હશો તો ઘણે કાળે ચિત્તને દબાવી શકશો. જેમ અંકુશવિના મદોન્મત્ત હાથીને વશ કરી શકાતો નથી, તેમ યોગ્ય યુક્તિઓવિના મનને જીતી શકાતું નથી. ચિત્તને જીતી લેવાનેવાસ્તે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ, મહાત્માઓનો સમાગમ, વાસનાનો ત્યાગ અને પ્રાણના ચલનનું રોધન એ ઉત્તમ યુક્તિઓ છે.[૨૮-૩૬] જેમ વરસાદની ધારાઓથી ધૂળ જીતાઈ જાય છે, તેમ એ યુક્તિઓથી ચિત્ત તુરત જીતાઇ જાય છે. ચિત્તને જીતી લેવાની આ યુક્તિઓ વિદ્યમાન છતાં તેઓને છોડી દઇને જે પુરૂષો ઉપવાસ, મંત્ર-યંત્રોનાં સાધન તથા સ્મશાનસાધન આદિ હઠરૂપ ઉપાયોથી ચિત્તને જીતીલેવા ધારે છે તેઓ દીવારૂપ સાધનને છોડી દઇને આંજણના સમૂહોથી અંધારાને જીતી લેવા ધારે છે. જે પુરૂષો ઉપવાસ આદિની હઠથી ચિત્તને જીતી લેવાનો ઉદ્યોગ કરે છે તેઓને કમળના તંતુઓથી મ્હોટા મદોન્મત્ત હાથીને બાંધી લેવાનો ઉદ્યોગ કરનારાજેવા સમજવા. જેઓ બ્રહ્મવિદ્યાના અભ્યાસ આદિ યુક્તિઓને છોડી દઇને ઉપવાસ તથા સ્મશાનસાધન આદિના હઠરૂપ ઉપાયોથી ચિત્તને તથા ચિત્તનીપાસે રહેનારા શરીરને સ્થિર કરવાનો ઉદ્યોગ કરે છે તેઓને નિષ્ફળ શ્રમ કરનારજ સમજવા. એ હઠરૂપી નિષ્ફળ શ્રમ કરનારા લોકો અભાગીયા પ્રાણીઓની પેઠે એક ભયમાંથી બીજા ભયમાં જઈ પડે છે, એક ક્લેશમાંથી બીજા ક્લેશને પામે છે, ક્યાંય ધીરજરૂપી વિશ્રાંતિને પ્રાપ્ત થતા નથી, પર્વતોનાં શિખરોમાં ભટક્યા કરે છે, ફળોને તથા પાંદડાંઓને ખાધા કરે છે,[૩૭-૪૧] અને બીચારા હરણોની પેઠે અત્યંત અવિવેકભરેલી બુદ્ધિવાળા તથા ચારેબાજુથી ભય પામતાજ રહે છે. છેદાયેલાં તથા વીંખાયેલાં અંગો (ધૈર્યાદિ) વાળી તેઓની કુણી બુદ્ધિ ગામમાં આવેલી મૃગલીની પેઠે ક્યાંય વિશ્વાસ પામતી નથી. એઓનું ચિત્ત ભયનાં સ્થાનકોમાં જળની પેઠે અનેક કલ્લોલોથી વ્યાપ્ત થઇ જાય છે અને જેમ પહાડની નદીઓમાં પડીને ખડ તણાયું જાય, તેમ રાગ આદિમાં પડીને તણાયું જાય છે. જેઓ ચિત્તને જીતવાનેવાસ્તે યજ્ઞ, તપ, દાન, તીર્થયાત્રા તથા દેવપૂજન આદિ ભ્રાંતિરૂપ ઉપાયોથી કાળક્ષેપ કરે છે તેઓ પણ મૃગોની પેઠે લાબાકાળસુધી સેંકડો ચિંતાઓથી ઘેરાયેલાજ રહે છે. યજ્ઞ આદિથી કાળક્ષેપ કરનારા એ લોકો ઘણું કરીને સેંકડો દુઃખોથી તથા રાગ આદિ સેંકડો દોષોથી ઘેરાયેલાજ રહે છે માટે એઓમાં કોઈકજ અને કોઈ સમયેજ દૈવગતિથી આત્મતત્ત્વને પ્રાપ્ત થાય છે અથવા કોઈ પણ પ્રાપ્ત થતા નથી. નરકના, સ્વર્ગના તથા મનુષ્યલોકના ભોગોરૂપી નિમિત્તોનેલીધે દડાઓની પેઠે ચડતી-પડતી સ્થિતિઓને પ્રાપ્ત થયા કરતા, એક ઠેકાણે સ્થિર નહિ રહી શકતા અને તે તે યોનિઓમાં આવ-જાવ કર્યા કરતા એ લોકો વારંવાર રોગ તથા મરણ આદિથી પીડાય છે. જેમ તળાવમાં તરંગો આવર્તનો પામ્યા કરે છે, તેમ એ લોકો આ સંસારમાં આવર્તનો પામ્યા કરે છે. અહિંથી નરકમાં જાય છે, નરકમાંથી પાછા સ્વર્ગમાં જાય છે, સ્વર્ગમાંથી પાછા અહિં

આવે છે, નરકમાંથી અહિં આવે છે અને અહિંથી સ્વર્ગમાં પણ જાય છે. હે રઘુનંદન ! આમ છે એટલામાટે દેહાભિમાનનો ત્યાગ કરી, યોગ્ય ઉપાયોથી ચિત્તને જીતી, શુદ્ધ અનુભવનો આશ્રય કરી, રાગથી રહિત થઇને સ્થિર થાઓ. જ્ઞાની પુરૂષજ સુખી હોય છે, જ્ઞાનીનુંજ જીવવું સફળ છે અને જ્ઞાનીજ સર્વથી અધિક બળવાન છે માટે જ્ઞાનમય થાઓ.[૪૨,૪૯] હે મહાત્મા ! તમે ચિત્તને વિષયોમાં ઉન્મુખ નહિ થવા દેતાં, બ્રહ્મપદ કે જે વિષયોથી રહિત છે, સર્વથી ઉત્તમ છે, આદ્ય છે, એક છે અને નિર્વિકાર છે તેનુંજ અનુસંધાન કરતા રહો અને વ્યવહારસબંધી ક્રિયાઓ કરતાં છતાં પણ આસક્તિના ત્યાગથી જીવન્મુક્તના ગુણોની સંપત્તિવાળા થઇને અકર્તાજ રહો.[૫૦]

**संवेद्यवर्जितमनुत्तममाद्यमेकं संवित्पदं विकलनं कलयन्महात्मन्।**
**हृद्येव तिष्ठ कलनारहितः क्रियां तु कुर्वन्नकर्तृपदमेत्यशमोदितश्रीः ॥ ५० ॥**

**શ્રીમદ્ યોગ૦ મહા૦ ઉપશમપ્રક૦'સંસૃતિનિરાકરણક્રમયોગોપદેશ' નામનો બાણુમો સર્ગ સંપૂર્ણ૯૨**

## सर्ग ९३ मो* બોધ સ્થિર થવાથી જ્ઞાનીઓની થતી સમસ્થિતિ

**वसिष्ठ उवाच। मनागपि विचारेण चेतसः स्वस्य निग्रहः।**
**मनागपि कृतो येन तेनाप्तं जन्मनः फलम् ॥ १ ॥**

વસિષ્ઠઋષિ કહે છે:–હે રામ ! જેણે જરાક વિચાર કરીને જરાક પણ પોતાના ચિત્તનો નિગ્રહ કર્યો હોય તેણે પોતાના જન્મનું સાફલ્ય કર્યું સમજવું.[૧] આ વિચારરૂપી કલ્પવૃક્ષનો અંકુર હૃદયમાં જરાક ઉત્પન્ન થયો હોય તો તેજ અંકુર અભ્યાસરૂપી જળના સેચનથી સેંકડો શાખાઓવાળાપણાને પ્રાપ્ત થાય છે.[૨] જેમ પક્ષીઓ તથા મત્સ્યો પૂર્ણ સરોવરનો આશ્રય કરે છે, તેમ જે માણસનો વૈરાગ્યપૂર્વક વિચાર કાંઈક પણ પ્રૌઢ થયો હોય તે માણસનો શમ–દમ આદિ શુદ્ધ ગુણો આશ્રય કરે છે.[૩] સારા વિચારવાળા અને આત્મતત્ત્વનું યથાર્થ અવલોકન કરનારા વિદ્વાનને અત્યંત ઉન્નતિવાળા ઇંદ્રલોકાદિનાં સુખો પણ લલચાવતાં નથી.[૪] આત્માના યથાર્થ અનુભવથી પ્રૌઢ થયેલી બુદ્ધિવાળા પુરૂષને વિષયો, મનની વૃત્તિઓ, આધિઓ કે વ્યાધિઓ શું કરી શકે ? કાંઈ વિકાર ઉત્પન્ન કરી શકે નહિ.[૫] ભમતા પવનોના સમૂહોવાળા અને વિજળીઓના મંડળોથી અત્યંત રાતા લાગતા 'પુષ્કરાવર્તક' નામના પ્રલયકાળના મેઘો ક્યાંય બાળકોની મુઠીઓથી પકડાયા છે ?[૬] ચંદ્ર પ્રકાશવાથી ઉઘડતાં 'ઇંદીવર' નામનાં કમળો મ્હારાં નેત્રોની શોભાને જીતી લે છે એવી શંકાથી મુગ્ધા સ્ત્રીએ આકાશમાં રહેલા ચંદ્રને ક્યાંય સુંદર મણિઓના ડાબલામાં પૂરી મૂક્યો છે ?[૭] ગંડસ્થળોમાંથી ઉડતાં ભ્રમરોનાં મંડળોરૂપી નીલકમળોના મુકુટોવાળા મહોન્મત્ત હાથીઓને, મુગ્ધા સ્ત્રીના શ્વાસથી પણ ઉડી જાય એવાં નબળાં મચ્છરોએ ક્યાંય મારી નાખ્યા છે ?[૮] ફાડી નાખેલાં હાથીઓનાં કુંભસ્થળોમાંથી ચોંટી રહેલાં મોતીઓથી શોભતાં નખપંજરોવાળા અને યુદ્ધમાં કોપ પામેલા સિંહોને ક્યાંય હરિણોએ કચરી નાખ્યા છે ?[૯] ઝેરના ગુંદરજેવાં

* આ ત્રાણુમા સર્ગમાં વિચારની પ્રૌઢતાથી, વૈરાગ્યથી તથા સદ્દગુણોથી બોધની સ્થિરતા થતાં, કોઇ પણ વિષયો પરાભવ નહિ કરી શકવાનેલીધે જ્ઞાનીને પ્રાપ્ત થતી સમસ્થિતિનું વર્ણન કરવામાં આવશે.

બિંદુઓથી વનનાં મ્હોટાં મ્હોટાં વૃક્ષોને બાળી નાખનારા ભૂખ્યા અજગરોને, ક્યાંય કોપ પામેલાં ન્હાનાં દેડકાંઓ ગળી ગયાં છે?[૧૦] તેમજ ચોથી પાંચમી આદિ ભૂમિકાઓને પ્રાપ્ત થયેલા, ધીર, વિવેકી, બ્રહ્મને જાણી ચૂકેલા અને ચડતી ચડતી ભૂમિકાઓને વશ કરવામાં ઉદ્યુક્ત રહેનારા તત્ત્વવેત્તાને ક્યાંય વિષયો કે ઇંદ્રિયોરૂપી ચોરોએ દબાવ્યો છે?[૧૧] જેમ પ્રચંડપવનો કાપી નાખેલા બંધનવાળી કુણીલતાને હરી જાય છે, તેમ વિષયોરૂપી શત્રુઓ, નહિ પ્રૌઢ થયેલી વિચારશક્તિને હરી જાય છે.[૧૨] જેમ સાધારણ પ્રલયોમાં પણ અવિચળ રહેનારા મેરૂપર્વતને મંદ પવનો ભાંગી શકતા નથી, તેમ પ્રૌઢ થયેલા વિવેકને દુષ્ટ રાગ આદિ વૃત્તિઓ ભાંગી શકતી નથી.[૧૩] જેણે ચિત્તરૂપી પૃથ્વીમાં પોતાનું દૃઢ મૂળ બાંધ્યું ન હોય એવા વિવેકરૂપી ફૂલઝાડને ચિંતાઓરૂપી વંટોળીઆઓ પાડી નાખે છે પણ મૂળોથી ચિત્તરૂપી પૃથ્વીની અંદર દૃઢ થઇને રહેલા તે ઝાડને એ વંટોળીઆઓ પાડી શકતા નથી.[૧૪] ચાલતાં, ઉભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ જે પુરૂષનું ચિત્ત વિચારમય ન રહેતું હોય તે પુરૂષ મુવેલોજ કહેવાય છે.[૧૫] હે રામ! આત્માને ઓળખવા ઉપર દૃષ્ટિ રાખીને ધીરે ધીરે પોતાની મેળે અથવા સજ્જનોને સાથે રાખીને 'આ જગત શું હશે અને આ દેહ શું હશે?' એવો વિચાર કરો.[૧૬] જેમ પ્રકાશવાળા દીવાથી તુરત વસ્તુ જોવામાં આવે છે, તેમ અજ્ઞાનને હરનારા વિચારથી તુરત પરમપદ જોવામાં આવે છે.[૧૭] જેમ પ્રકાશનો વિલાસ કરનારા સૂર્યથી અંધકારોનો નાશ થાય છે, તેમ પ્રકાશનો વિલાસ કરનારા જ્ઞાનથી સર્વ દુઃખોનો વિનાશ થાય છે.[૧૮] જેમ સૂર્ય ઉદય પામતાં, નિર્મળ પ્રકાશ પોતાની મેળે ઉદય પામે છે, તેમ જ્ઞાન પ્રકટ થતાં, જાણવાયોગ્ય પરબ્રહ્મ પોતાની મેળે ઉદય પામે છે.[૧૯] જે શાસ્ત્રવિચારથી બ્રહ્મતત્ત્વ જાણવામાં આવે તે શાસ્ત્રવિચાર જ્ઞાન કહેવાય છે કે જે જ્ઞાન પોતે બ્રહ્માકાર હોવાનેલીધે તથા ભેદના બાધરૂપ હોવાનેલીધે, જાણે બ્રહ્મથી અભિન્નજ હોય એવું હોય છે.[૨૦] હે રામ! વિચારથી ઉત્પન્ન થયેલું જે આત્મજ્ઞાન તેજ જ્ઞાન કહેવાય છે, એમ પંડિતોનો સિદ્ધાંત છે અને જેમ મધુરપણું દૂધની અંદરજ રહે છે, તેમ આત્મા એ જ્ઞાનની અંદરજ રહે છે.[૨૧] જેમ અત્યંત મદિરા પીનારો માણસ સર્વદા મદમયજ રહે છે, તેમ યથાર્થજ્ઞાનના ભરપૂર પ્રકાશવાળો પુરૂષ સર્વદા આત્મામયજ રહે છે.[૨૨] નિર્મળ થયેલું અને સમતાવાળું જે પોતાનું સ્વરૂપ તેજ જાણવાયોગ્ય પરબ્રહ્મ છે, એમ વિદ્વાનોનો નિશ્ચય છે અને તે સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ થતાંજ અવિદ્યારૂપી કાદવ દૂર થઇ જવાનેલીધે પોતાની મેળે નિર્મળ થઇ જાય છે.[૨૩] સ્વરૂપના જ્ઞાનવાળો, ઉદય પામેલા આનંદવાળો અને આસક્તિથી રહિત થયેલો જીવન્મુક્ત પુરૂષ કોઈ વિષયમાં ડૂબી જતો નથી પણ રાજાધિરાજની પેઠે પૂર્ણ સુખવાળોજ રહે છે.[૨૪] હે રામ! જેમ ચંદ્ર કમળોમાં રૂચિ બાંધતો નથી, તેમ જ્ઞાની પુરૂષ વીણાઓના કે વાંસળી આદિના સુંદર શબ્દોમાં, સંભોગના વર્ણનોથી મલિનતાવાળાં સ્ત્રીઓનાં સુંદર ગાયનોમાં, વસંતના મદથી મત્ત થયેલા ભ્રમરોના ગુંજારોમાં, વરસાદથી પ્રફુલ્લિત થતાં પુષ્પોમાં, મેઘની ગર્જનાઓમાં, મયૂરોનાં નૃત્યોમાં તથા સુંદર ટૌકારાઓમાં, ગાજતા વાદળાંઓના ટુકડાઓમાં, સારસોના શબ્દોમાં, વાળાથી માંડીને તે હાથપર્યંત સાધનોથી વગાડવામાં આવતાં જુદાં જુદાં વાજાંઓમાં, ગંભીર મૃદંગોમાં તારોવાળાં વાજાંઓમાં, ચામડાંથી મઢાયેલાં વાજાંઓમાં, અંદર છિદ્રવાળાં વાજાંઓમાં,

કાંશીઆ આદિ વિચિત્ર વાજાંઓના શબ્દોમાં અને બીજા પણ કોઈ રૂક્ષ કે મધુર શબ્દોમાં ક્યાંય પણ રૂચિ બાંધતો નથી.[૨૫-૨૯] હે રામ ! જેમ હંસ નિર્જળ દેશની પૃથ્વીઓમાં રૂચિ બાંધતો નથી, તેમ આસક્તિવિનાની બુદ્ધિવાળો ધીર જ્ઞાની પુરૂષ પાંદડાંઓથી બાંધેલા ન્હાના ન્હાના કેળના સ્તંભોમાં, દેવતાઓની તથા ગંધર્વોની કન્યાઓના શરીરરૂપી લતાઓથી કરવામાં આવતી નંદનવનની ક્રીડાઓમાં કે એવા કોઈ પણ બીજા વિષયોમાં ક્યાંય પણ અને તે તે વિષયો પોતાને સ્વાધીન હોય તોપણ રૂચિ બાંધતો નથી.[૩૦-૩૧] હે રામ ! જેમ બ્રાહ્મણ કૂતરાંના માંસોના ટુકડાઓમાં રૂચિ બાંધતો નથી, તેમ આસક્તિવિનાની બુદ્ધિવાળો અને સર્વદા તૃપ્ત રહેનારો જ્ઞાની પુરૂષ મુસી ખારેકનાં વૃક્ષોમાં, કદંબોમાં, પનસ આદિમાં, દ્રાક્ષની જાતિઓમાં, કાકડીની જાતિઓમાં, અખોડની જાતિઓમાં, ઘોલાંઓની જાતિઓમાં, લીંબુઓની જાતિઓમાં, મદિરા, મધુ, મૈરેય, માધ્વીક તથા આસવ આદિ જુદા જુદા પ્રકારોનાં મદ્યો પીવાની ભૂમિઓમાં, દહીંમાં, દૂધમાં, ઘીમાં, ઊન્હા દૂધમાં, દહીં રેડીને કરેલા વિકારમાં, માંખણમાં, ભાત આદિમાં, છ રસોવાળા વિચિત્ર ચાટવાના તથા પીવાના પદાર્થોમાં, ફળોમાં, મૂળોમાં, શાકોમાં, માંસોમાં અને એવા પ્રકારના બીજા પદાર્થોમાં ક્યાંય પણ રૂચિ બાંધતો નથી.[૩૨-૩૫] હે રામ ! આસક્તિથી રહિત થયેલી બુદ્ધિવાળો, પરિપૂર્ણ મનવાળો, વ્યવહારની રીતિથી માન જાળવનારો, વૃથા ભાષણ નહિ કરનારો અને શત્રુઓના દ્વેષાદિથી અકંપિત રહેનારો શ્રીમાન જીવન્મુક્ત પુરૂષ યમના લોકનાં, ચંદ્રના લોકનાં, ઇંદ્રના લોકનાં, રૂદ્રના લોકનાં, સૂર્યના લોકનાં, વાયુના લોકનાં, મેરૂપર્વતનાં શિખરોનાં, મંદરાચળનાં શિખરોનાં, કૈલાસનાં શિખરોનાં, સહ્યાદ્રિનાં શિખરોનાં, દર્દુરાચળનાં શિખરોનાં, રેશમી વસ્ત્રજેવાં કુણાં પાંદડાંઓવાળાં તથા દિવ્ય શોભાના વિલાસવાળાં કલ્પવૃક્ષોના કુંજોનાં, ચંદ્રના બિંબનાં, ચંદ્રની કળા આદિનાં, રત્નોની તથા સુવર્ણોની ભીંતોવાળાં મોતીમય તથા મણિમય દિવ્ય ઘરોનાં, તિલોત્તમાની કાયારૂપી લતાનાં, ઉર્વશીની કાયારૂપી લતાનાં, રંભાની કાયારૂપી લતાનાં, મેનકાની કાયારૂપી લતાનાં અને એવા બીજા કોઈ પણ પદાર્થોનાં દર્શનને ઇચ્છતો નથી.[૩૬-૩૯] હે રામ ! જેમ બ્રાહ્મણ મદ્યોના સુગંધોમાં રૂચિ બાંધે નહિ, તેમ સમબુદ્ધિવાળો, વિષયોથી ક્ષોભ નહિ પામનારો અને પોતાના સ્વરૂપનું જ અનુસંધાન કરનારો જીવન્મુક્ત પુરૂષ ડોલરના, હારસિંગારના, કલ્હારના, કમળાદિના, કુમુદનાં, નીલકમળના, પુન્નાગના, કેતકીના, અગરૂની જાતિઓના, કદંબોના, ઉત્તમ આંબાના, સાધારણ આંબાના, કેસુડાના, આસોપાલવના, જાસુદના, મધુમાધવીના, ઉત્તમ બોરડીના, ઘોલાંના, પાટલાની જાતિઓના, ચંદનના, કપૂરના, લાખના, કસ્તૂરીના, કેસરના, લવીંગના, એલચીના, મરીચકંકોલના, તગરના કે એવા બીજા કોઈ પણ પદાર્થના સુગંધોમાં રૂચિ બાંધતો નથી.[૪૦-૪૩] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ સમુદ્રની ઘુઘવાટીથી, વાદળાંઓનાં ગડગડાટથી, પર્વતોમાં ઉઠતા મ્હોટા પરછંદાના શબ્દથી કે સિંહોની ગર્જનાથી જરાપણ ક્ષોભ પામતો નથી.[૪૪] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ શત્રુઓએ કરેલા નગારાંઓના ડંકાથી, યુદ્ધના ઢોલના શબ્દોથી કે ધનુષ્યોના કડવા ટંકારોથી જરાપણ ક્ષોભ પામતો નથી.[૪૫] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ મહોન્મત્ત હાથીઓની ગર્જનાઓથી, વેતાલોની ખીખીઆટી-

ઓથી, પિશાચોના તથા રાક્ષસોના સિંહનાદોથી જરાપણ કંપતો નથી.[૪૬] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ વિજળી પડવાના કડાકાઓથી, પર્વત ફાટવાના શબ્દથી કે ઐરાવતહાથીની ગર્જનાથી જરાપણ કંપતો નથી.[૪૭] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ ચાલતા કરવતવડે વ્હેરાવાથી, સજેલી તરવારવડે કપાવાથી કે બાણોના તથા વજ્રના પડવાથી પણ સ્વરૂપના અનુસંધાનમાંથી કંપાયમાન થતો નથી.[૪૮] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ બગીચામાં જતાં પણ આનંદને કે ખેદને પ્રાપ્ત થતો નથી અને નિર્જળ દેશોમાં જતાં પણ આનંદને કે ખેદને પ્રાપ્ત થતો નથી.[૪૯] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ સળગતા ચોખ્ખા અંગારાઓના જેવી ધગધગતી રેતીઓવાળા નિર્જળ દેશોમાં, પુષ્પોના સમૂહોથી ઢંકાયેલી કુણાં કુણાં ખડોવાળી ભૂમિઓમાં, તીક્ષ્ણ અસ્ત્રાઓની ધારોમાં, નવીન કમળોથી બીછાવેલી શય્યાઓમાં, ઊંચા પર્વતોના પ્રદેશોમાં, કૂવાઓના જેવી ઊંડી ખાડોમાં, સૂર્યના કિરણોથી તપી રહેલી કઠિન શિલાઓમાં, કોમળ અંગોવાળી સ્ત્રીઓમાં, સંપત્તિઓમાં, ઉગ્ર વિપત્તિઓમાં, ક્રીડા કરવાનાં સ્થળોમાં કે ઉત્સવોમાં વિહાર કરતાં પણ ઉદ્વેગને કે આનંદને પ્રાપ્ત થતો નથી. હે રામ ! જીવન્મુક્ત પુરૂષ સઘળા વ્યવહારો કરતાં છતાં પણ સર્વદા વેઠીયાની પેઠે અભિનિવેશવિનાનોજ રહે છે.[૫૦-૫૩] હે રામ ! સમતાવાળો, સ્વસ્થ મનવાળો અને વૃથા ભાષણ નહિ કરનારો જીવન્મુક્ત પુરૂષ લોઢાના યંત્રોથી સાંકડી કરેલી અને જેઓમાં પરસ્પરમાંથી અનંત ભાલાંઓની તથા તોમરોની વૃષ્ટિઓ પડયા કરે છે એવી નરકોનાં અરણ્યોની ભૂમિઓમાં પણ બ્હીતો નથી, વ્યાકુલ થતો નથી, રાંક પણ થતો નથી, પરંતુ પર્વતની પેઠે ધીરપણાથીજ રહે છે.[૫૪,૫૫] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ અપવિત્ર અન્નને, અપથ્ય અન્નને, ઝેરવાળા અન્નને, છાણ આદિથી ખરડાયેલા અન્નને, રસવિનાના અન્નને અને સડેલા અન્નને પણ સારા અન્નનીપેઠે ખાઈ જઇને તુરત પચાવી દે છે.[૫૬] હે રામ ! ક્યાંય પણ આસક્તિ નહિ રાખનારો જીવન્મુક્ત પુરૂષ કડવા ઘોલાંની તથા અતવસની ચટણીના સ્વાદમાં, દૂધના સ્વાદમાં, શેલડીના સ્વાદમાં, પાણીના સ્વાદમાં તથા ભાતના સ્વાદમાં પણ સમાનબુદ્ધિવાળોજ રહે છે.[૫૭] હે રામ ! રાક્ષસોની તથા પિશાચો આદિની જાતોનો કોઈ જીવન્મુક્ત હોય તો તે મદિરાઓથી, લોટનાં મદ્યોથી, દૂધોથી, લોહીથી, મેદના રસોથી, આસવોથી, લુખાં અસ્થિઓથી, તૃણોથી કે કેશો આદિથી પણ હર્ષને કે ખેદને પ્રાપ્ત થતો નથી.[૫૮] હે રામ ! જીવન્મુક્ત પુરૂષ જીવિતનું હરણ કરનારાને અને જીવિત આપનારાને પણ પ્રસન્નતાથી તથા મધુરતાથી શોભી રહેલી એકસરખી દૃષ્ટિથીજ જુવે છે.[૫૯] જીવન્મુક્ત સર્વદા પ્રદીપ્ત રહેનારી પોતાની બુદ્ધિની સમતાનેલીધે સ્થિર શરીરો મળવાથી કે રમણીય વસ્તુઓ મળવાથી રાજી થતો નથી અને અસ્થિર શરીરો કે અરમણીય વસ્તુઓ મળવાથી ગ્લાનિ પામતો નથી.[૬૦] પોતે ચિત્તમાં ચિંતાઓથી રહિત હોય છે, રાગવિનાનો હોય છે, જાણવાનું જાણી ચૂકેલો હોય છે તથા જગતની સ્થિતિને મિથ્યાજ સમજતો હોય છે અને જગતની સ્થિતિ પણ અત્યંત મિથ્યાજ છે તેથી જીવન્મુક્ત પુરૂષ કદીપણ કોઈ ઇંદ્રિયને વિષયોની સ્થિતિમાં પ્રસરવાનો અવકાશ આપતો નથી.[૬૧,૬૨] જેમ મૃગો કુંણાં પલ્લવને તુરત ગળી જાય છે, તેમ ઇંદ્રિયો વિશ્રાંતિ નહિ પામેલા, આત્માને નહિ પહોંચેલા અને ગંભીર સ્થિતિવિનાના મૂઢ પુરૂષનેજ તુરત ગળી જાય છે.[૬૩] સંસારરૂપી સમુદ્રમાં તણાયા

જતા, વાસનાઓરૂપી તરંગોથી ગોથાં ખાતા અને મ્હોટી મ્હોટી ચીસો પાડયા કરતા મૂઢ પુરૂષને ઇંદ્રિયોરૂપી ઝૂડો ગળી જાય છે.[૬૪] જેમ જળનાં પૂરો પર્વતને ખેંચી શકતાં નથી, તેમ સુખ–દુઃખાદિ વિકલ્પોના સમૂહો વિચારવાળા અને આત્મામાંજ વિશ્રાંત થયેલી બુદ્ધિવાળા જીવન્મુક્ત પુરૂષને ખેંચી શકતા નથી.[૬૫] જે પુરૂષો પોતાના સ્વરૂપના જ્ઞાનથી સર્વસંકલ્પોના સીમાડાના છેડારૂપ પરમપદમાં વિશ્રાંતિ પામેલા હોય છે તેઓને મેરૂપર્વત પણ તરણાંજેવો લાગે છે.[૬૬] બ્રહ્મરૂપે વિસ્તીર્ણ થયેલા ચિત્તવાળા જીવન્મુક્ત પુરૂષોને જગત અને જુના ખડનો ટુકડો સમાન લાગે છે, ઝેર અને અમૃત સમાન લાગે છે અને ક્ષણ તથા હજારો કલ્પો પણ સમાનજ લાગે છે.[૬૭] 'આ સઘળું જગત આત્માજ છે' એવો નિશ્ચય હોવાનેલીધે આનંદ-ભરેલી બુદ્ધિવાળાઓ અને પોતેજ આત્મા હોવાનેલીધે સઘળું જગત જેઓની અંદરજ રહેલું હોય છે એવા જીવન્મુક્ત પુરૂષો નિર્લેપપણાથી વિહાર કરે છે.[૬૮] આ જગતરૂપી ખોટું પાંજરૂં કે જે આત્માનાજ એક જાતના ચલનરૂપ છે તેમાં તત્ત્વવેત્તાઓ કયી વસ્તુને ત્યાજ્ય માને અને કયી વસ્તુને ગ્રાહ્ય માને ?[૬૯] હે રામ ! આ સઘળું જગત આત્માજ છે માટે દ્વૈતરૂપ ભ્રાંતિને છોડી દો. આ સઘળું વિસ્તીર્ણ જગત આત્માનુંજ રૂપ છે માટે જ્ઞાની પુરૂષ તેમાં કયી વસ્તુને ત્યાજ્ય માને અને કયી વસ્તુને ઇચ્છે ?[૭૦] પૃથ્વીમાંથી પલ્લવના અંકુરજેવા જે જે વિષયો થાય છે, જે જે વિષયો થશે અને આકાશાદિના અંકુરોરૂપ જે જે કોઇ શબ્દાદિ વિષયો છે તેઓ સઘળા, તત્ત્વ-વેત્તા પુરૂષોની દૃષ્ટિમાં બ્રહ્મરૂપજ છે.[૭૧] હે રામ ! જેની સત્તા આદિમાં તથા અંતમાં ન હોય અને મધ્યમાં થોડીકવારજ દેખવામાં આવતી હોય તે પદાર્થ આત્માના એક જાતના ભ્રમરૂપજ હોય છે એવો નિશ્ચય રાખી, 'આ ઇષ્ટ છે અને આ અનિષ્ટ છે' એવી કલ્પ-નાને છોડી દઇ, સઘળા પદાર્થોના છેડાને પ્રાપ્ત થઇને તમે નિસ્સંગ અને સ્વયંપ્રકાશ અનુભવરૂપ થાઓ.[૭૨.૭૩] નિસ્સંગ થયેલો પુરૂષ અહંતાથી તથા મમતાથી રહિત કરેલાં શરીર, મન અને ઇંદ્રિયો એઓથી કર્મ કરે તોપણ તેઓનાં ફળોથી લેપાતો નથી અને ન કરે તોપણ પ્રાયશ્ચિત્તોનું પાત્ર થતો નથી.[૭૪] જેમ માણસ મનોરથથી કલ્પી લીધેલા રાજ્યમાં તે તે કાર્યો કરતાં છતાં પણ સુખ–દુઃખોથી લેપાતો નથી, તેમ મનથી આસક્તિવિનાનો જીવન્મુક્ત પુરૂષ વ્યવહારસંબંધી કાર્યો કરતો હોય તોપણ સુખ–દુઃખોથી લેપાતો નથી.[૭૫] જેમ માણસ મનોરથથી કલ્પી લીધેલું મંત્રીપણું કરતાં છતાં પણ તેના સંબંધનાં સુખ–દુઃખોથી લેપાતો નથી, તેમ મનને સંગવિનાનું રાખ્યાકરતો જીવન્મુક્ત પુરૂષ શરીર આદિ સાધનોથી વ્યવહા-રનાં કાર્યો કરતાં છતાં પણ સુખ–દુઃખોથી લેપાતો નથી.[૭૬] બાળકનું ચિત્ત પણ જ્યારે બીજા સ્થળમાં લાગ્યું હોય છે ત્યારે તે બાળક પોતાની પાસે પડેલા પદાર્થને નેત્રથી દેખતાં છતાં પણ દેખતો નથી એટલામાટે આ વાત બાળકના પણ અનુભવમાં આવે એવી છે કે મનની લાગણીવિના જે કામ કરવામાં આવે તે કામ ન કર્યા જેવુંજ છે.[૭૭] જેઓનું ચિત્ત દેશાંત-રમાં લાગી ગયું હોય અને પોતે પોતાના ઘરમાં બેઠેલા હોય એવા પામર લોકોને અને કાચી બુદ્ધિવાળા બાળકો આદિને પણ આ વાત અનુભવમાં આવેલી હોય છે કે 'દેખવા તથા સાંભ-ળવા આદિ ક્રિયાઓ કરતાં છતાં પણ જેનું મન તે ક્રિયાઓમાં લાગ્યું ન હોય તે પ્રાણી દેખતાં છતાં પણ દેખતો નથી, સાંભળતાં છતાં પણ સાંભળતો નથી, સ્પર્શ કરતાં છતાં પણ સ્પર્શ

કરતો નથી, સુંઘતાં છતાં પણ સુંઘતો નથી, આંખ્યોને ઉઘાડતાં છતાં પણ ઉઘાડતો નથી, આંખ્યોને મીંચતાં છતાં પણ મીંચતો નથી અને તેની હાથ, પગ આદિ કર્મેંદ્રિયો સંસ્કારના બળથી તે તે કાર્યોમાં પડતાં છતાં પણ પોતે તે તે કાર્યોમાં પડતો નથી.[૭૮-૮૦] હે રામ ! આમ છે એટલામાટે સંગજ પુણ્ય–પાપ આદિ અર્થોનું કારણ છે, સંગજ સંસારનું કારણ છે, સંગજ આશાઓનું કારણ છે અને સગજ આપદાઓનું કારણ છે.[૮૧] સંગનો ત્યાગ થાય એજ મોક્ષ છે અને સંગનો ત્યાગ કરવાથીજ પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી. એમ વિદ્વાનોએ સિદ્ધાંત કર્યો છે માટે તમે પદાર્થોમાં સંગને છોડી દો અને જીવન્મુક્ત થાઓ.[૮૨]

રામચંદ્રજી પૂછે છેઃ–હે સઘળા સંશયોરૂપી ઝાકળને ટાળી નાખવામાં શરદ્ઋતુના પવનસરખા ગુરૂ મહારાજ ! આપ 'સંગ' એ શબ્દથી કોને કહોછો ( સંગ શબ્દનો શો અર્થ છે)? તે મને સંક્ષેપથી કહો.[૮૩]

વસિષ્ઠઋષિ કહે છેઃ–હે રામ ! પ્રિય–અપ્રિય પદાર્થોના સંયોગ–વિયોગ થતાં, હર્ષ–શોકરૂપી વિકાર આપનારી જે મલિન વાસના છે તે 'સંગ' એ શબ્દથી કહેવાય છે.[૮૪] જીવન્મુક્ત પુરૂષોની વાસના હર્ષ–શોકરૂપી વિકારના સંબંધવિનાની હોવાનેલીધે શુદ્ધ હોય છે એટલામાટે તે વાસનાથી તેઓને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી.[૮૫] હે રામ! એવી શુદ્ધવાસના 'અસંગ' એ શબ્દથી કહેવામાં આવે છે અને તે વાસના જ્યાંસુધી જીવન્મુક્ત પુરૂષોનો દેહ રહે ત્યાંસુધી રહે છે. એ શુદ્ધવાસનાથી જે કર્મ કરવામાં આવે તે કર્મ બંધન આપનાર થતું નથી.[૮૬] જીવન્મુકત નહિ થયેલા લોકો કે જેઓ મૂઢ અને રાંકજ હોય છે તેઓની વાસના હર્ષ શોક–રૂપી વિકારોના સંબંધવાળી હોય છે માટે તે વાસના બંધન આપનારી થાય છે.[૮૭] એ હર્ષ–શોકરૂપી વિકારોના સંબંધવાળી મલિન વાસનાજ 'સંગ' એ શબ્દથી કહેવાય છે અને પુનર્જન્મ આપે છે. એ મલિનવાસનાથી જે કર્મ કરવામાં આવે તે કર્મ બંધનનેમાટેજ થાય છે.[૮૮] તમે જો પોતાના ચિત્તમાં વિકાર આપનારી એવી મલિનવાસનાને છોડી દઇને સ્વસ્થ રહેશો તો વ્યવહારસંબંધી કાર્યો કરતાં છતાં પણ લેપાશો નહિ.[૮૯] હે રામ ! જો હર્ષ, ક્રોધ અને ખેદ એઓથી તમારો રંગ બદલી જતો ન હોય તો તમે રાગથી, ભયથી તથા ક્રોધથી રહિત હોવાનેલીધે સંગવિનાનાજ છો.[૯૦] હે રામ ! જો તમે આશાથી થતા પરવશપણાને છોડી દઇને દુઃખોથી ગ્લાનિ ન પામતા હો અને સુખોથી રાજી થતા ન હો તો જીવન્મુક્તજ છો.[૯૧] હે રામ ! જો તમે વ્યવહારોમાં વિહાર કરતાં, પ્રાપ્ત થતી સુખ–દુઃખોની દશાઓમાં બ્રહ્મથી એકરસપણાને ન છોડતા હો તો જીવન્મુક્તજ છો.[૯૨] હે રામ ! જો તમારા ચિત્તનો સ્વભાવ સઘળા ઇષ્ટ–અનિષ્ટ વિષયોમાં એકસરખો રહેતો હોય અને તેમ રહીને વ્યવહારથી કરવા પ્રાપ્ત થયેલાં કાર્યોને અનુસરતો હોય તો તમે જીવન્મુક્તજ છો.[૯૩] હે રામ ! કોઇ જાતનો બળાત્કાર કરવો નહિ પડતાં, ચિત્તનું સહજ અસંગપણું કે જે જીવન્મુક્તની સ્થિર સ્થિતિરૂપ છે તેનું અવલંબન કરીને તમે રાગથી રહિત થાઓ, સમ થાઓ અને સ્વસ્થ થાઓ.[૯૪] વૃથા ભાષણ નહિ કરનારો અને જેણે ઇંદ્રિયોરૂપી પિશાચોને વશ કર્યા હોય છે એવો મહાત્મા જીવન્મુક્ત પુરૂષ માનથી, મદથી, મત્સરથી તથા સંતાપથી રહિતજ રહે છે.[૯૫] સર્વજ્ઞ સઘળી વસ્તુઓમાં સમબુદ્ધિવાળો, સ્પૃહાવિનાનો અને કોઈની પણ યાચના નહિ કરતો જીવન્મુક્ત

પુરૂષ વર્ણના, આશ્રમના તથા કુળના ક્રમથી પ્રાપ્ત થયેલા સહજ વ્યાપારસિવાય બીજું કાંઇપણ કરતો નથી.[૯૬] વર્ણના, આશ્રમના તથા કુળના ક્રમથી પ્રાપ્ત થયેલું પોતાનું જે કાંઈ સહજ કર્મ હોય તેનેજ કોઈ જાતનો ખેદ ધર્યાવિના કરતો એ જીવન્મુક્ત પુરૂષ અભિનિવેશથી તથા ફળની ઇચ્છાથી રહિત થયેલી બુદ્ધિવડે પોતાના સ્વરૂપમાંજ રમે છે.[૯૭] જેમ મંદરાચળે ક્ષોભાવ્યા છતાં પણ ક્ષીરસમુદ્રે પોતાના શ્વેતપણારૂપ સ્વભાવને છોડયો ન હતો, તેમ જીવન્મુક્ત પુરૂષ મ્હોટી સંપત્તિને અથવા મ્હોટી વિપત્તિને પામ્યા છતાં પણ પોતાના પ્રથમથી સિદ્ધ કરી રાખેલા શાંતિ, દાંતિ તથા સમદૃષ્ટિ આદિ સ્વભાવને છોડતો નથી.[૯૮] જેમ ચંદ્ર પોતાની ક્ષીણતા થતાં કે વૃદ્ધિ થતાં, હર્ષ—શોકથી રહિત રહે છે, તેમ જીવન્મુક્ત પુરૂષ પોતાને ચક્રવર્તીપણું, આપદા, સર્પાદિની યોનિ અથવા ઇંદ્રની પદવી પ્રાપ્ત થતાં પણ હર્ષ—શોકથી રહિતજ રહે છે.[૯૯] હે રામ ! રાગને તથા દ્વેષને છોડી દઈ, ભેદને દૂર કરી નાખી અને અનેકપ્રકારનાં તુચ્છ ફળો આપનારી પ્રિય વાસનાઓને પણ શાંત કરીને એવીરીતે આત્માનો વિચાર કરો કે જે વિચારથી ગંભીરચિત્તવાળા તથા અવશ્ય સંપાદન કરવાયોગ્ય છેલ્લા પુરૂષાર્થમાં સ્થિતિવાળા થાઓ.[૧૦૦] હે રામ! વિચારનેલીધે ઉદય પામેલી સમાધિના વિલાસથી સઘળી વાસનાઓનો ક્ષય થતાં, શુદ્ધ થયેલી, આત્માને જોનારી અને આત્માના દર્શનથીજ અવિદ્યાને તથા અવિદ્યાનાં કાર્યને બાળી નાખવામાં સમર્થ થયેલી બુદ્ધિવડે નિર્દુઃખ નિરતિશયાનંદરૂપ પરમપદમાં રહો. એમ રહેવાથી તમે આ સંસારમાં ફરીવાર જન્મોરૂપી બંધનોથી બંધાશો નહિ.[૧૦૧]

**तयोदितप्रसरविलासशुद्धया गतज्वरं पदमवलंबयामलम् ।**
**धियेद्धया पुनरिह जन्मबन्धनैर्नबद्ध्यसे समाधिगतात्मदृश्यया ॥ १०१ ॥**

**શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણ ઉપશમપ્રકરણનો 'સમદર્શન' નામનો ત્રાણુમો સર્ગ સંપૂર્ણ. ૯૩**



श्रीमद्

# योगवासिष्ठ महारामायण

## ग्रंथ १ लो

वैराग्य-मुमुक्षु-उत्पत्ति-स्थिति अने उपशम प्रकरण

**समाप्त.**